# व्रतराज

## મૂળ સહિત ગુજરાતી ભાષાંતર

મુદ્રક કર્તા

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,

સાસુન બિલ્ડીંગ,

એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબાઈ નં. ૧.

દૈવજ્ઞશર્મા ઉર્ફે વિશ્વનાથ મહારાજે રચેલો

# श्री व्रतराज

(સચિત્ર—મૂળ અને ગુજરાતી ભાષાંતર સહિત)

અનુવાદકઃ— શાસ્ત્રી વેણીરામ બેહેચર

(શોધિતવર્ધિત તૃતીયાવૃત્તિ)

“ગુજરાતી” પ્રિંટિંગ પ્રેસમાં
નટવરલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કીધું,
સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ—મુંબઈ

સંવત્ ૧૯૮૬ સન ૧૯૩૦

# પ્રસ્તાવના



આર્ય લોકમાં સર્વત્ર વ્રતાદિની પ્રવૃત્તિ જોવામાં આવે છે. એમાંનાં કેટલાંક નિત્ય છે, કેટલાંક કામ્ય છે, ને કંઇક જ વ્રત આત્મકલ્યાણની શુભેચ્છાથી કરવાનાં છે, આ સર્વ વ્રતો, ગમે તે કામનાથી સર્વ કોઇ કરે છે. સ્ત્રીઓમાં વ્રતનો ઉત્સાહ વધારે જોવામાં આવે છે–અને તેવો કોઇપણ વ્રત શ્રદ્ધાથી કર્યા વગર રહેતી નથી. આ વ્રત કરવા છતાં, તે વ્રતનું શું ફળ છે તથા તેથી કેવું ફળ મળે છે, કોણે તે વ્રત પ્રથમ કર્યું હતું, તેની ઉત્પત્તિ કેમ થઇ છે તથા કેવી જાતની તેની કથા છે વગેરે વાત ઘણા જ થોડાના જાણવામાં હોય છે. યજમાન વ્રતવિધિ પોતાના ગોર–બ્રાહ્મણ પાસે કરાવે છે અને તે જ પોતાની મેળે બધો વિધિ કરે છે તથા કથા સંભાળાવે છે–જેમાં યથાર્થ સમજણ પડી તો ઠીક, ને ન પડી તોપણ ઠીક, જેવું ગોર–પુરાણી કે વ્યાસ સમજાવે છે તે જ સમજવાનું સરજીત જણાય છે. તેમાં પણ વળી કેટલીકવાર અડચણોને લીધે અથવા બીજા કોઇ કારણને લીધે સંપૂર્ણ કથા સાંભળવામાં આવતી નથી તેથી યજમાનને તે સાંભળવાની ઇચ્છા રહી જાય છે. કોઇવાર ફરી પ્રસંગ મળે છે, પણ તેમાં પાછી કથા વિસ્મૃત થયેલી હોય છે; એટલે અથ ઇતિ કથા પ્રસંગ જાણવામાં આવતો નથી. પુરુષોને કેટલીક બાબત યાદ રહે છે અને ઇચ્છા થાય તો સાંભળવાનો પણ પ્રસંગ તેઓને મળી શકે છે. પરંતુ સ્ત્રીઓને તેવો વખત નથી મળતો. આર્ય લોકમાં–તેમાં ગુજરાતીઓમાં અનેક દેવદેવીઓની ઉપાસના છે, ને પ્રત્યેકને સ્વઇષ્ટની સેવના કરવાની કામના ઉત્કટ હોય છે, પરંતુ ઇષ્ટ દેવની કૃપા પ્રસાદી સંપાદન કરવા માટે તેનું વ્રત ક્યારે ને કેવી રીતે કરવું એ વગેરે જાણતાં નથી–જે જાણવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. આવી ઘણી બાબતો જાણવાને માટે ગુજરાતી ભાષામાં એકે સાધન નહિ હોવાથી, મેં આ વ્રતરાજ નામનો સઘળાં વ્રતોના સંગ્રહનો ગ્રન્થ, જે સંસ્કૃત ભાષામાં દૈવજ્ઞશર્મા ઉર્ફે વિશ્વનાથ મહારાજ નામના વિદ્વાન્ બ્રાહ્મણે અનેક શાસ્ત્રો અને પુરાણોનું સંશોધન કરીને સંવત્ ૧૭૯૩માં બનાવેલો છે, તેનું યથામતિ ભાષાન્તર કર્યું છે. આ દૈવજ્ઞશર્મા ઉર્ફે વિશ્વનાથ ઉર્ફે સંગમેશ્વરે, કાશીમાં રહીને વ્રતરાજની રચના કરી હતી. આ ગ્રન્થ વિદ્વાનોમાં તથા વ્રત કરનારાઓમાં અને ટુંકામાં કહું તો આખા ભારતવર્ષમાં પ્રસિદ્ધ છે અને આ વ્રતરાજ, પ્રમાણગ્રંથ મનાય છે. આવા એક ઉપયોગી ને મનુષ્યપ્રાણીનું કલ્યાણ કરનારા ગ્રંથનું ભાષાન્તર કરવાની મારી ઇચ્છાને બીજાઓ તરફથી અનુમતિ મળતાં મેં આ પ્રમાણે ભાષાંતર કર્યું છે. મૂળ પુસ્તક વિષે વધારે કંઇ બોલવા જેવું નહિ હોવાથી મારા ભાષાન્તર સંબંધી કંઇક લખું છું, કે જે વાંચવાથી વાંચકને મેં કેવી રૂઢિ ઉપર ભાષાન્તર કરેલું છે તે સહેજ સમજાશે.

વ્રતાદિનાં પુસ્તકોમાં વધારે સમજવા જેવો વિષય તેમાં આવતાં કેટલાંક ક્રિયમાણ સાધન સાધ્ય કરવાનો છે. આ સાથે વળી પારિભાષિક શબ્દોનું પણ જ્ઞાન જોઇએ છીએ. સર્વતોભદ્ર કાવ્યમાં હોય છે તે જૂદો, અને વ્રતાદિમાં હોય છે તે જૂદો. એ જ રીતે લિંગતોભદ્ર અને બીજાં મંડળાદિનો પ્રકાર અને વેદી વગેરેનું માપ, મંડપ માપ તથા પવિત્રાં જેવી વસ્તુને માટે તેનું સ્વરૂપ તથા કેટલી ગાંઠો જોઇએ તે વગેરે મૂળ ગ્રન્થમાં રુડી રીતે સમજાવેલું છે, તે મેં આ ભાષાન્તરમાં શબ્દેશબ્દ આપેલું છે. પારિભાષિક શબ્દોનું ભાષાન્તર બહુધા તે જ શબ્દોમાં રાખવા સાથે પ્રારંભમાં જ તેની સમજણ આપવામાં આવેલી છે. ઘણીવાર બ્રાહ્મણો ક્રિયમાણમાં આવી જાતની ભૂલો કરે છે; માટે આ વિષયને વધારે સ્ફુટ લખેલો છે કે, જે બ્રાહ્મણ–ગોર કે વ્યાસને બહુ ઉપયોગી થઇ પડશે. ઉત્તર હિંદુસ્થાનમાં વદથી માસનો આરંભ થાય છે એટલે આપણા લોકને માસનો ઘોટાળો પડે છે; આવા પ્રસંગે તથા બીજા કેટલાક પ્રસંગે વસ્તુને અનુકૂળ ટીકા–ફૂટનોટ આપવામાં આવેલી છે.

મૂળ ગ્રન્થકર્તાએ જે ક્રમ રાખેલો છે તે જ ક્રમ મેં પણ રહેવા દીધો છે, એટલું જ નહિ પણ બહુધા તેને અક્ષરેઅક્ષર અનુસર્યો છું. જે કોઇ વ્રત આવે તેનું પ્રથમ નામ આપ્યું છે, પછી વ્રત

કરનારને વ્રત કરવાને માટે કેવી રીતે સજ્જ થવું તે બતાવ્યું છે અને વ્રત કરવાનું હોય તે દિવસે સહવારે કરવાનો વિધિ આપેલો છે. આટલું થયા પછી વ્રતનો કેવી રીતે સંકલ્પ કરવો તે આપ્યું છે. અલબત્ત ગોર-બ્રાહ્મણ સંકલ્પ તો કરાવે છે, પરંતુ યજમાનને તેમાં શો અર્થ રહેલો છે તે જાણવા તથા કેવી રીતે સંકલ્પ થાય છે તેનો યથાર્થ વિચાર આવવા માટે સંકલ્પ આખો ને આખો સંસ્કૃતમાં આપવામાં આવ્યો છે. દરેક વ્રતમાં સંકલ્પ કરવો એ જરૂરનું હોવા સાથે બધા જ સરખા નહિ હોવાથી, સર્વત્ર સંકલ્પ સંસ્કૃતમાં આપેલા છે. સંકલ્પ-નિયમ લીધા પછી કરવાનાં કર્મ તથા સાધન-સામગ્રી વગેરેનું વર્ણન આપવામાં આવેલું છે, પૂજન કરતાં પહેલાં કેટ-કેટલી વસ્તુઓ જરૂરની છે તે પણ સંપૂર્ણ આપેલું છે. પૂજાનો પ્રકાર પણ સંકલ્પની માફક સંસ્કૃતમાં આપેલો છે અને તેનું ગુજરાતી ભાષાન્તર પણ તેની નીચે જ આપવામાં આવ્યું છે. પુરાણોક્ત અને શાસ્ત્રોક્ત વિધિના ભેદ દેખાડવા સાથે વૈદિક અને પુરાણોક્ત મંત્રો આપેલા છે, જેમાં પુરાણોક્ત મંત્રો સંપૂર્ણ અને વૈદિક મંત્રો માત્ર બ્રાહ્મણને જ બોલવાના હોવાથી તેની શરુઆતના પ્રારંભ શબ્દ માત્ર જ આપ્યા છે.

અર્ધ્યપાદ્ય પૂજાનો પ્રકાર જ્યાં પુરાણોક્ત છે ત્યાં તે મંત્રો સાથે વૈદિક મંત્રોના પ્રથમાક્ષરો સાથે નીચે પ્રમાણે આપેલા છે.

सर्वतीर्थसमानीतं पाद्यं गंधादिसंयुतम् ।
विघ्नराज गृहाणेदं भगवन् भक्तवत्सल ॥

હે વિઘ્નરાજ! હે ભગવન્! હે ભક્તવત્સલ! સુગંધિ સર્વ તીર્થોનું જલ આપ પાદ્ય માટે ગ્રહણ કરો. એ મંત્ર તથા 'एतावा' એ મંત્રથી પાદ્ય આપવું. પછી

अर्घ्यं च फलसंयुक्तं गंधपुष्पाक्षतैर्युतम् ।
गणाध्यक्ष नमस्तेऽस्तु गृहाण करुणानिधे ॥

હે ગણાધ્યક્ષ! હે કરુણાનિધે! આપને નમસ્કાર કરું છું. ગંધ, પુષ્પ, અક્ષત અને ફલસહિત અર્ઘ્યનું ગ્રહણ કરો. એ મંત્ર તથા 'त्रिपादूर्ध्व' એ મંત્રથી અર્ઘ્ય આપી, પછી બોલવું કે,

दध्याज्यमधुसंयुक्तं मधुपर्कं मया हृतम् ।
गृहाण सर्वलोकेश गणनाथ नमोऽस्तु ते ॥

હે સર્વલોકેશ! હે ગણનાથ! આપને નમસ્કાર કરું છું. દહીં, ઘી અને મધસહિત મધુપર્ક આપને આપું છું તે ગ્રહણ કરો. પછી

विनायक नमस्तुभ्यं त्रिदशैरभिवंदित ।
गंगाहृतेन तोयेन शीघ्रमाचमनं कुरु ॥

હે વિનાયક! હે દેવવંદિત! ગંગાજલથી જલદી આચમન કરો, એ મંત્ર તથા 'तस्माद्विरा' એ મંત્રથી આચમન કરાવવું. પછી,

पयो दधि घृतं चैव शर्करामधुसंयुतम् ।
पंचामृतं गृहाणेदं स्नानाय गणनायक ॥

હે ગણનાયક! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર પંચામૃતને સ્નાન માટે ગ્રહણ કરો. પછી,

गंगादिसर्वतीर्थेभ्य आनीतं तोयमुत्तमम् ।
भक्त्या समर्पितं तुभ्यं स्नानायाभीष्टदायक ॥

હે મનોરથને પૂર્ણ કરનાર! ગંગા વગેરે સર્વ તીર્થોનું ઉત્તમ જલ સ્નાન માટે આપને ભક્તિથી આપું છું તે ગ્રહણ કરો. એ મંત્ર તથા 'यत्पुरुषेण' એ મંત્રથી જળવડે સ્નાન કરાવવું. પછી,

रक्तवस्त्रयुगं देव दिव्यं कांचनसंभवम् ।
सर्वप्रद गृहाणेदं लंबोदर हरात्मज ॥

હે સર્વપ્રદ! હે લંબોદર! હે હરપુત્ર! સુંદર ઝરી-વાળાં લાલ બે વસ્ત્રનું ગ્રહણ કરો. એ મંત્ર તથા 'तं यज्ञं' એ મંત્રથી વસ્ત્ર પહેરાવવાં. પછી,

राजतं ब्रह्मसूत्रं च कांचनं चोत्तरीयकम् ।
गृहाण चारु सर्वज्ञ भक्तानां वरदो भव ॥

હે સર્વજ્ઞ! રૂપાની જનોઇ અને સોનાનાં ઉત્તરીય વસ્ત્રનું ગ્રહણ કરો અને ભકતોને વરદાન આપો. એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुतः संभृतं' એ મંત્રથી ઉપવીત પહેરાવવું.

એ શિવાય એકવાર આવી ગયેલા મંત્ર પુનઃ આવતા હોય તેને ટુંકામાં આપવાનો પ્રયત્ન કરેલો છે. જેમકે—

एतावानस्य महिमाऽतो ज्यायांश्च पूरुषः ।
पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥

એ આખા મંત્રને ઠેકાણે માત્ર एतावा० મૂકેલું છે. અને અંગપૂજાદિનો વિધિ પણ સવિસ્તર નીચે પ્રમાણે આપ્યો છે.

'गणेश्वराय नमः' એ મંત્રથી પગની પૂજા કરવી. 'विघ्नराजाय नमः'થી ગોઠણની; 'आखुवाहनाय नमः'થી સાથળની; 'हेरंबाय नमः'થી કટિની; 'कौमारीसूनवे नमः'થી નાભિની; 'लंबोदराय नमः'થી ઉદરની; 'गौरीसुताय नमः'થી સ્તનની; गणनायकाय नमः'થી હૃદયની; 'स्थूलकर्णाय नमः'થી કંઠની; 'स्कंदाग्रजाय नमः'થી સ્કંધની; 'पाशहस्ताय नमः'થી હસ્તની; 'गजवक्त्राय नमः'થી વક્ત્રની; 'विघ्नहर्त्रे नमः'થી લલાટની; 'सर्वेश्वराय नमः'થી મસ્તકની; અને 'गणाधिपाय नमः' એ મંત્રથી સર્વાંગની પૂજા કરવી. પત્ર પૂજાનો પ્રકાર—'सुमुखाय नमः' એ મંત્રથી માલતીનાં; 'गणाधिपाय नमः'

થી ભાંગરાનાં; 'उमापुत्राय नमः'થી બીલીનાં; 'गजाननाय नमः'થી ધોળી દૂર્વાનાં; 'लंबोदराय नमः'થી બોરડીનાં; 'हरसूनवे नमः'થી ધતૂરાનાં; 'गजकर्णाय नमः'થી તુલસીનાં; 'वक्रतुंडाय नमः'થી ખીજડીનાં; 'गुहाग्रजाय नमः'થી અઘેડાનાં; 'एकदंताय नमः'થી ભોરીંગણીનાં; 'विकटाय नमः'થી કરવીરનાં; 'कपिलाय नमः'થી આંકડાનાં; 'गजदंताय नमः'થી અર્જુનનાં; 'विघ्नराजाय नमः'થી વિષ્ણુક્રાંતનાં; 'पटवे नमः'થી દાડિમનાં; 'सुराग्रजाय नमः'થી દેવદારુનાં; 'भालचंद्राय नमः'થી મરુનાં; 'हेरंबाय नमः'થી પીપળાનાં; 'चतुर्भुजाय नमः'થી જુઇનાં; 'विनायकाय नमः'થી કેવડાનાં અને 'सर्वेश्वराय नमः' એ મંત્રથી અગથિયાનાં એમ પાનડાં ચડાવવાં. પછી હે સર્વ દેવેશ! હે ઉમાસુત! આપને નમસ્કાર કરું છું. સુગંધિ મનોહર દશાંગ ધૂપનું ગ્રહણ કરો, એ મંત્ર તથા 'यत्पुरुषं' એ મંત્રથી ધૂપ કરવો.

આ પ્રમાણે સઘળો પૂજાપ્રકાર તથા વ્રતવિધિ આપ્યા પછી વ્રતની ઉત્પત્તિ, પ્રથમ કોણે કરી તે વ્રત કર્યું અને તેનું શું ફળ છે વગેરે દર્શાવનારી કથાનો ભાગ આપેલો છે. કથાનો વિષય પૂરો થયા પછી વ્રતનું ઉદ્યાપન અને તેને અંગે રહેલી પૂજા તથા વિધિ વગેરેનો પણ પૂર્વવત્ સંકલ્પથી આરંભી ઉત્થાપન સૂધીનો ક્રમ શ્લોક સાથે આ ગ્રન્થમાં દાખલ કીધો છે. આ રીતે થયલું ભાષાન્તર સામાન્ય વાંચનારને, તેમ જ ક્રિયમાણ કરાવનાર ગોર-બ્રાહ્મણને પણ ઉપયોગી થઇ પડે તેવું છે.

વ્રત સાથે ઉત્સવ, પૂજન, નિયમ, વિધિ વ્રત કરવાનો કાળ; નિર્ણય અને ટુંકામાં અમુક વ્રતના સંબંધે આવતી દરેક વસ્તુનું જોઇએ તેવું વર્ણન અને સમજ પડે તેવી ક્રિયમાણ પદ્ધતિ આપેલી છે. દૈવજ્ઞશર્મા ઋગ્વેદી બ્રાહ્મણ હોવાથી વ્રતમાં તે વેદના મંત્રો લીધા છે. ગુજરાતના બ્રાહ્મણોનો મોટો ભાગ યજુર્વેદી શાખાનો હોવાથી તેઓને આ મંત્રો નિરર્થક થઇ પડે, તેમને માટે પૂરવણીમાં પુરુષસૂક્ત તથા અગ્નિના મંત્રો, તેની સમજુતી સાથે દાખલ કીધા છે, જે બ્રાહ્મણોને બહુ ઉપયોગી થઈ પડશે. જો કે મેં મારી મતિ પ્રમાણે-જેમ દૈવજ્ઞશર્માએ જગતના કલ્યાણને માટે આ ગ્રંથને મહા શ્રમ લઇને રચ્યો છે-તેમ મેં પણ તેનું ભાષાન્તર, વ્રત કરનારને અને કરાવનારને ઉપયોગી થાય તેવી રીતે કર્યું છે. વિદ્વાનો આ ભાષાન્તરને દોષદૃષ્ટિથી ન જોતાં હંસપ્રકૃતિથી જોઈ સારને ગ્રહણ કરશે તથા વ્રતનો વિસ્તાર-ઇંદ્રિયનિગ્રહ માટે અવશ્યનો છે તે થશે તો હું મારો શ્રમ સફળ થયો ગણીશ.

ઉત્તરાયણ-પોષ સં. ૧૯૫૦ } શાસ્ત્રી વેણીરામ વિ. બેહેચરભાઈ

પુસ્તક મળવાનું ઠેકાણું:—
"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ.
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ નં. ૧.

# બીજી આવૃત્તિની નોંધ



પ્રથમાવૃત્તિની પ્રસ્તાવનામાં મૂળ ગ્રન્થના ભાષાંતરકર્તા વૈ. શાસ્ત્રી વેણીરામ બહેચરે ગ્રન્થનો વિષય અને ઉપયોગિતા દર્શાવ્યાં છે. આ ગ્રંથની પહેલી આવૃત્તિ જ્યારે પ્રકટ થઇ ત્યારે લોકોમાં તે સારા આદરને પામી હતી, તેમ જ ભાવિક અને વ્રતોપાસનામાં શ્રદ્ધા રાખનારી સનાતન આર્ય ગુજરાતી પ્રજામાં તેનો સારો ઉઠાવ થયો હતો; તેથી તે ખપી જતાં આજ કેટલાંક વર્ષ થયાં આ ગ્રન્થ દુર્મિલ થઇ પડયો હતો, અને ઘણા શ્રદ્ધાળુ મનુષ્યો તેની માગણી કરતા હતા. તે ઉપરથી ગુજરાતી પત્રના વૈકુંઠવાસી આદ્ય તંત્રીએ આ ગ્રન્થની બીજી આવૃત્તિ છપાવતાં પહેલાં તેમાં શા શા સુધારાઓ કરવા યોગ્ય છે, તે જણાવવાને તેના કેટલાક વાંચકોને વિનંતિ કરી હતી, ને તેઓની ઇચ્છાનુસાર આ આખો ગ્રન્થ પુનઃ સંશોધન કરવાનું કામ શાસ્ત્રી જગજીવન કાલિદાસને સોંપ્યું હતું, અને તે તપાસી જવાનું કાર્ય શાસ્ત્રી પ્રાણજીવન હરિહર તથા શાસ્ત્રી છોટાલાલ ચંદ્રશંકરને શિરે રાખ્યું અને તેઓએ આ કાર્ય સારી રીતે પાર પાડ્યું છે.

પ્રથમાવૃત્તિ કરતાં આ દ્વિતીયાવૃત્તિમાં નીચે પ્રમાણે સુધારા કરવામાં આવ્યા છે, આ આવૃત્તિમાં સંપૂર્ણ સંસ્કૃત વ્રતરાજને દાખલ કરવામાં આવ્યો છે. મૂળ સંસ્કૃત ગ્રન્થની સાથે ભાષાંતરને સરખાવીને જે જે સ્થળોએ સ્ખલન દેખાયું, તે તે સ્થળોને સુધારવામાં આવ્યાં છે. ક્રિયમાણ પૂજાવિધિમાં આવતા મંત્રો સાંગોપાંગ સમજણ સાથે આપવામાં આવ્યા છે. જ્યારે પ્રથમાવૃત્તિમાં કથાભાગ ગુજરાતીમાં આપવામાં આવ્યો હતો, ત્યારે આ આવૃત્તિમાં પૌરાણીક કથાધારની સુગમતાને ખાતર મૂળ કથા અને તેનું શુદ્ધ ભાષાંતર આપવામાં આવ્યું છે. તે ઉપરાંત વ્રત સાથે ઉત્સવ, પૂજન, નિયમ, વિધિ, વ્રત કરવાનો કાળ તેનો નિર્ણય વગેરે પણ સવિસ્તર આપવામાં આવ્યા છે. કઠિન લાગતા સ્થળોને વિશેષ સ્ફુટ કરી સરળ કરવામાં આવ્યા છે. સીસકાક્ષરો સુંદર અને સુવાચ્ય વાપરવામાં આવ્યા છે. આટલો સુધારો કરતાં, પહેલી આવૃત્તિ કરતાં આ ગ્રન્થનું પુર લગભગ ૧૫૮ પાનાં જેટલું વધી ગયું છે. આ ગ્રન્થ જો પાસે હોય તો વ્રત, વિધિ, ઉપાસના, ઉદ્યાપન ફળ કથા વગેરે શા છે, તે વિષે કોઇ પણ માણસને સમજણ પડ્યા વગર રહે નહિ. આ સુધારેલો વધારેલો ગ્રન્થ પહેલી આવૃત્તિ કરતાં લોકોને વિશેષ ઉપયોગી થઇ પડશે એવી આશા છે.

ઇ. સ. ૧૯૧૫ પ્રકટકર્તા

# ત્રીજી આવૃત્તિ સંબંધના બે બોલો

આ વ્રતરાજ ગ્રન્થ અમારા પૂજ્ય પિતાશ્રી ઇચ્છારામે પહેલો ૧૮૯૪માં પ્રકટ કરેલો. તે વખતે એવી આશા નહોતી કે આની એકથી પણ વિશેષ આવૃત્તિઓ થવા પામશે; અને તેમના જીવનકાળમાં તો આ તેમની ધારણા સિદ્ધ થઈ હતી. તે પછી અમે ઇ. સ. ૧૯૧૫ માં તેની બીજી આવૃત્તિ સુધારી વધારી ને ખર્ચનું મોટું જોખમ ખેડીને છપાવી હતી. તે આવૃત્તિ આજે ૧૫ વર્ષમાં ખપી ગઇ છે. ત્રીજી આવૃત્તિ પણ અમે આજે છાપીને બહાર પાડીએ છીએ તે એવી આશા એ કે ધર્મપ્રાણ હિન્દુ પ્રજાને પોતાના વ્રતાદિની સમજણની અગત્ય છે, અને એ દીશામાં કરવામાં આવતા નવીન વિચારોવાળા પ્રયત્નો ભ્રમ કરાવે છે તે દર્શાવવાને માટે આ ગ્રન્થની હજી પણ અગત્ય છે; અને અમે એટલું તો હિંમતથી કહી શકીએ છીએ કે ગ્રંથ કર્તાએ આ વિષયમાં ઘણો સુંદર પ્રયાસ કર્યો છે. વ્રતોનું મૂળ કેવળ શ્રદ્ધા છે. એ વ્રતાદિઓની યોજના કેમ થઇ, તેઓનો ઋતુઓ સાથે કેમ સંબંધ બાંધ્યો, એ સર્વ તપાસવા માટે ઉંડા પાણીમાં ઉતરવાની જરૂર નથી; કારણ કે તેમ કાર્ય-કારણની પરંપરા તપાસવા જતાં અને વ્રતો સંબંધમાં વૈજ્ઞાનિક ખુલાસો મેળવવા જતાં કાં તો આપણે નાસ્તિક બની જઈએ છીએ કે કાં તો આપણે અર્ધદગ્ધ રહી જઇએ છીએ. જે સ્વરૂપમાં અને જે વિધિએ વ્રતાદિ કરવાનાં કહેલાં છે તેમ જો શ્રદ્ધાપૂર્વક કરવામાં આવે તો તે નિષ્ફળ જવાં નથી. ભગવાને પણ ગીતાજીમાં કહેલું यो यः श्रद्धः स एव सः જેવી જેની શ્રધ્ધા તેવો તે થાય. માટે વ્રતો કરવામાં શ્રધ્ધા શિવાય બીજા કશાનો પણ આશ્રય કરવો નહિ, તેમ તેના ફળાદિ માટે તર્ક-વિતર્ક-કુતર્ક પણ કરવાં નહિ. વ્રત એ આર્ય વર્ણાશ્રમ ધર્મ પાળવામાં એક મુખ્ય અંગ છે, માટે તે તેવી જ શ્રદ્ધાથી કરવાથી ફળીભૂત થાય છે. વ્રતાદિક માટે આ વ્રતરાજ જેવો એકકે ગ્રન્થ નથી.

આ ત્રીજી આવૃત્તિ અમે બે જાતની બહાર પાડી છે. એક પુસ્તકમાં માત્ર ગુજરાતી ભાષાંતરજ આપેલું છે, અને તે સસ્તું છે, અને તે પહેલી આવૃત્તિના જેવુંજ રાખેલું છે. બીજું પુસ્તક બીજી આવૃત્તિના જેવું મૂળ સંસ્કૃત સહિત ગુજરાતી ભાષાંતરવાળું છે, અને તેથી તેનું કદ પણ બેવડા ઉપર થયું છે. વળી આ આવૃત્તિમાં કેટલાક ચિત્રો તથા મંડળોના આકારો પણ છાપેલાં છે, તથા વિવિધ અનુક્રમણિકાઓ વગેરે આપી છે, તે ઉપરથી ગ્રન્થમાં શી શી વસ્તુઓ છે તે જણાઇ જાય તેમ છે. આ સુધારાવાળી આવૃત્તિ પણ લોકપ્રિય થઇ પડશે એવી આશા છે.

ચૈત્ર શુદ ૧૧<br>
સંવત-૧૯૮૬<br>
મુંબઈ

લી. પ્રકટકર્તાઓ

# વિષયવાર અનુક્રમણિકા



# પ્રતિપદા ( પડવા ) નાં વ્રતો

## ચતુર્થીનાં વ્રતો



## પંચમીનાં વ્રતો

## છઠનાં વ્રતો



## સપ્તમીનાં વ્રતો



## અષ્ટમીનાં વ્રતો

## નવમીનાં વ્રતો



## દશમીનાં વ્રતો



## એકાદશીનાં વ્રતો

## દ્વાદશીનાં વ્રતો



## ત્રયોદશીનાં વ્રતો

## ચતુર્દશીનાં વ્રતો



## પૂર્ણિમાનાં વ્રતો

## અમાવાસ્યાનાં વ્રતો



## અધિકમાસનાં વ્રતો



## ચાતુર્માસનું વ્રત



## વારનાં વ્રતો

## સંક્રાંતિનાં વ્રતો



## પ્રકીર્ણવ્રતો



## લક્ષપૂજાપ્રકાર

## વર્તિવ્રતનો પ્રકાર



સમાપ્ત.

# માસવાર વ્રતાનુક્રમણિકા

## કાર્તિક માસ



## માર્ગશીર્ષ માસ



## પોષ માસ



## મહા માસ



## ફાગણ માસ



## ચૈત્ર માસ

## વૈશાખ માસ



## જ્યેષ્ઠ માસ



## આષાઢ માસ



## શ્રાવણ માસ



## ભાદ્રપદ માસ



## આશો માસ

## માગશર માસ



## અધિક માસ



## માસરહિત વ્રતો

## પરિશિષ્ટ ૧

# વ્રતોની અકારાદિ અનુક્રમણિકા



## પરિશિષ્ટ ૨

# જુદા જુદા દેવતાઓનાં વ્રતો

## શિવપાર્વતીનાં વ્રતો



## વિષ્ણુનાં વ્રતો



## રામનાં વ્રતો



## કૃષ્ણનાં વ્રતો



## વિષ્ણુના અવતારનાં વ્રતો



## સૂર્યનાં વ્રતો

પરિશિષ્ટ ૩

# વ્રતરાજનાં આધારભૂત ગ્રન્થો અને ગ્રંથકારો

૧ મત્સ્યપુરાણ. ૨ બ્રહ્મપુરાણ. ૩ મદનરત્ન. ૪ વિષ્ણુધર્મોત્તર. ૫ ભવિષ્યપુરાણ. ૬ શિવપુરાણ. ૭ હેમાદ્રિનિર્ણયદીપ. ૮ દેવીપુરાણ. ૯ રુદ્રયામલ. ૧૦ લલ્લ. ૧૧ નૃસિંહપ્રસાદ. ૧૨ પદ્મપુરાણ. ૧૩ સનત્કુમારસંહિતા. ૧૪ સ્કન્દપુરાણ, કાશીખંડ, પ્રભાસખંડ. ૧૫ લિંગપુરાણ. ૧૬ ઋગ્વિધાન—અપરાર્ક. ૧૭ ભવિષ્યોત્તરપુરાણ. ૧૮ સૂર્યપુરાણ. ૧૯ પરાશરસ્મૃતિ. ૨૦ વિષ્ણુસ્મૃતિ. ૨૧ વામનપુરાણ. ૨૨ બ્રહ્માંડપુરાણ. ૨૩ નારદપુરાણ. ૨૪ ગણેશપુરાણ. ૨૫ માધવીય. ૨૬ મલ્લારિમાહાત્મ્ય. ૨૭ પ્રતાપમાર્તણ્ડ. ૨૮ અગસ્ત્યસંહિતા. ૨૯ કાલિકાપુરાણ. ૩૦ વ્રતાર્ક. ૩૧ વરાહપુરાણ. ૩૨ કૂર્મપુરાણ. ૩૩ મહાભારત. ૩૪ બ્રહ્મવૈવર્તપુરાણ. ૩૫ અગ્નિપુરાણ. ૩૬ વાચસ્પતિનિબન્ધ. ૩૭ નૃસિંહપુરાણ. ૩૮ કાલોત્તરપુરાણ. ૩૯ શિવરહસ્ય. ૪૦ માસમાહાત્મ્ય. ૪૧ વાયુપુરાણ. ૪૨ અદ્ભુતસાર. ૪૩ જૈમિનીય આરણ્યક. ૪૪ વિષ્ણુરહસ્ય.

"ગુજરાતી" પ્રેસનું

# શ્રીમદ્ ભાગવત

## (કૃષ્ણોપનિષત્ અને માનવવંશસહિત)

શ્રીધરી અને બાલપ્રબોધિની ટીકાનુસાર

શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર

(સુધારેલી વધારેલી નવી આવૃત્તિ)

શ્રીધર સ્વામીનું ચરિત્ર, શંકરાચાર્ય અને ભાગવતની પ્રાચીનતા, શ્રીસુબોધિનીની સામાન્ય રચના, શ્રીભાગવત પુસ્તક નિત્ય પૂજનવિધિ અને શ્રીકૃષ્ણોપનિષત્ એટલે શ્રીદશમસ્કંધ સમજવાની કુંચી વિગેરે વિગેરે આ આવૃત્તિમાં ઉમેરો કરી શ્રીમદ્ભાગવતની ઉપયોગિતામાં વધારો કર્યો છે.

સર્વોત્તમ અલૌકિક ભાવવાહી ૭૦ ચિત્રો સુંદર રીતે છાપ્યાં છે. શ્રીનાથજીનું મંગળાસ્વરૂપનું રંગીન ચિત્ર તથા ગો. સ્વા. શ્રી ૧૦૮ ગોવર્ધનલાલજી તથા બાવા સાહેબ ચિ. દામોદરલાલજીનાં પણ ચિત્રો આપેલાં છે. મજબુત કાપડના પૂઠામાં લાંબો સમય સુરક્ષિત સચવાઈ રહે તેવી બાંધણીથી બાંધેલું છે.

કિંમત રૂ. ૮-૦-૦ ટપાલ ખર્ચ રૂ. ૧-૪-૦

મળવાનું ઠેકાણું:—

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ.

સાસુન બિલ્ડીંગ—એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ—મુંબઈ નં. ૧.

श्रीगणेशाय नमः ।

श्रीदैवज्ञविश्वनाथविरचितः

# व्रतराजः ।



## મંગલાચરણ

ॐकारविघ्नेशगुरून्सरस्वतीं गौरीशसूर्यौ च हरिं च भैरवम् ।
प्रणम्य देवान्कुरुते हि ग्रंथं दैवज्ञशर्मा जगतो हिताय ॥ १ ॥

ૐકાર, ગણેશ, ગુરુ, સરસ્વતી, શંકર, સૂર્ય, હરિ અને ભૈરવ, તથા દેવોને નમસ્કાર કરી, જગતના કલ્યાણને માટે હું દૈવજ્ઞશર્મા ગ્રંથરચના કરું છું. ૧

### ગ્રન્થકર્તાનો પરિચય

विष्ण्वर्चनं दानशिवार्चनं च उत्सर्गधर्मव्रतनिर्णयश्च ॥ वेदात्पुराणात्स्मृतितश्च तद्वद्व्रतोक्तसिद्धान्तविधिं विधत्ते ॥२॥ संगृह्य सर्वस्य मतं पुराणं सिद्धान्तवाक्यं मुनिभिः प्रणीतम् ॥ लोकोपकाराय कृतो निबन्धो व्रतप्रकाशः सुधियां मुदे स्यात्॥३॥यावन्तो ब्राह्मणा लोके धर्मशास्त्रविशारदाः॥ तावंतः कृपया युक्ताः कुर्वंतु ग्रन्थशोधनम् ॥ ४ ॥ विज्ञाप्यंते मया सर्वे पण्डिता गुणमंडिताः ॥ प्रचारणीयो ग्रन्थोऽयं बालवद्बालकस्य मे ॥ ५ ॥ रामांकमुनिभूसंख्ये १७९३ वस्विष्वंगेन्दुसंख्यके १६५८ ॥ वर्षे शाके शुक्लपक्षे पंचम्यां तपसः शुभे॥६॥विलोक्य विविधान् ग्रंथाँल्लिख्यतेऽज्ञजनाय वै ॥ तन्निमित्तोऽयमारम्भः किमज्ञातं मनीषिणः ॥ ७ ॥ चित्तपावनजातीयः शांडिल्यकुलमण्डनः ॥ गोपालात्मजदैवज्ञः संगमेश्वरसंज्ञितः ॥८॥ दुर्गाघट्टे वसन्काश्यां नत्वा पितृपितामहान्॥कुर्वे वै विश्वनाथोऽहं व्रतराजं सविस्तरम् ॥९॥

મેં દૈવજ્ઞશર્માએ વેદ, પુરાણ તથા સ્મૃતિ અનુસાર વિષ્ણુનું પૂજન, દાન, શિવપૂજન, ઉત્સર્ગ, ધર્મ અને વ્રતના સિદ્ધાંતનો નિર્ણય કર્યો છે.[૧] મેં દૈવજ્ઞશર્માએ લોકના ઉપકારને માટે પ્રાચીન મુનિઓના સર્વમાન્ય સિદ્ધાંત વાક્યોનો સંગ્રહ કરીને આ વ્રતપ્રકાશ નામનો ગ્રંથ રચેલો છે, તે બુદ્ધિમાન્ લોકોને હર્ષકારક થાઓ ![૩] આ લોકમાં ધર્મશાસ્ત્રમાં પ્રવીણ જેટલા બ્રાહ્મણો છે તે સર્વે, કૃપાથી આ ગ્રંથનું અધ્યયન કરો.[૪] ગુણથી વિભૂષિત સઘળા પંડિતોને મારી વિજ્ઞાપના છે કે, મારા જેવા બાળકે રચેલા આ ગ્રંથનો બાલકની પેઠે પ્રચાર કરવો ઉચિત છે.[૫] સંવત્ ૧૭૯૩ યાને શાકે ૧૬૫૮ ના માઘમાસના શુક્લપક્ષની પંચમીને દિવસે, નાના પ્રકારના ગ્રંથો વિચારીને, અજ્ઞજનને માટે આ ગ્રંથનો આરંભ કરેલો છે પણ બુદ્ધિમાનને માટે નથી; કારણ કે તેઓને કાંઇ અજ્ઞાત હોતું નથી.[૬-૭] ચિત્તપાવન જાતિમાં ઉત્પન્ન થયેલો, શાંડિલ્ય કુલનું ભૂષણ, ગોપાલનો પુત્ર, સંગમેશ્વર નામનો હું-કે જેનું બીજું નામ વિશ્વનાથ* છે, તે હું કાશીજીમાં, દુર્ગાઘાટ ઉપર રહીને, પિતા, પિતામહ વગેરેને પ્રણામ કરીને અતિ વિસ્તારથી વ્રતરાજ નામનો ગ્રન્થ રચું છું.[૮-૯]

### વ્રતની વ્યાખ્યા

अत्र केचित् "स्वकर्तव्यविषयो नियतः संकल्पो व्रतम्" इति । तन्न । अग्निहोत्रसंध्यावन्दनादिविषये संकल्पेऽतिप्रसक्तेः । अतोऽभियुक्तप्रसिद्धिविषयो यः संकल्पविशेषः स एव व्रतम् । न च व्रतं संकल्पयेदित्यनन्वय इति वाच्यम् । पाकं पचति दानं दद्यादितिवत्प्रत्ययानुग्रहार्थं प्रयोगोपपत्तेरिति नव्याः ।

પોતાને કરવા યોગ્ય જે નિયત સંકલ્પ તેનું નામ વ્રત; એમ કેટલાકનું કહેવું છે, પણ તે વાજબી નથી. કારણ કે ઉપર પ્રમાણે વ્રતનું લક્ષણ માનીશું તો અગ્નિહોત્ર, સંધ્યાવંદન વગેરેમાં પણ તે લક્ષણ લાગુ પડશે. માટે શિષ્ટ પુરુષોમાં પ્રસિદ્ધ એવો જે સંકલ્પવિશેષ તેનું નામ વ્રત. હવે અહીં શંકા થાય છે કે 'व्रतं संकल्पयेत्' એ પ્રયોગ સિદ્ધ થશે નહિ; કારણ કે વ્રતનો અર્થ જ સંકલ્પ છે-તો સંકલ્પનો સંકલ્પ શું ? પણ આવી શંકા કરવી નહિ; કારણ કે 'पाकं पचति' પાક પકવે 'दानं दद्यात्' દાન આપે, ઇત્યાદિક પ્રયોગની પેઠે પ્રત્યયનો અર્થ સ્પષ્ટ

* ઉપર કહેલો દૈવજ્ઞશર્મા પણ આજ, એટલે તેનાં નામ વિશ્વનાથ દૈવજ્ઞ અને સંગમેશ્વર એવી રીતે હતાં.

જણાવવા માટે 'व्रतं संकल्पयेत्' એ પ્રયોગ પણ સિદ્ધ થશે આમ શિષ્ટ લોકોનું કહેવું છે.

## વ્રતકાળ અને વ્રતોનિષિદ્ધકાળ

अथ व्रतकालस्तत्रादौ निषिद्धकालमाह हेमाद्रौ गार्ग्यः– अस्तगे च गुरौ शुक्रे बाले वृद्धे मलिम्लुचे । उद्यापनमुपारम्भं व्रतानां नैव कारयेत् ॥ तत्रैव वृद्धमनुबृहस्पती–अग्न्याधानं प्रतिष्ठां च यज्ञदानव्रतानि च । मांगल्यमभिषेकं च मलमासे विवर्जयेत् ॥ बाले वा यदि वा वृद्धे शुक्रे चास्तं गते गुरौ । मलमासे च एतानि वर्जयेद्देवदर्शनम्॥ लल्लः–नीचस्थे वक्रसंस्थेऽप्यतिचरणगते बालवृद्धास्तगे वा संन्यासो देवयात्रा व्रतनियमविधिः कर्णवेधस्तु दीक्षा ॥ मौंजीबन्धोऽथ चूडा परिणयनविधिर्वास्तुदेवप्रतिष्ठा,वर्ज्याःसद्भिः प्रयत्नात्त्रिदशपतिगुरौ सिंहराशिस्थिते च ॥ इति ॥ नीचस्थो मकरस्थः ।

હવે વ્રતનો સમય જણાવતાં તેમાં પ્રથમ નિષિદ્ધ સમય જણાવવો યોગ્ય છે;–**હેમાદ્રિ** નામના ગ્રન્થમાં ગાર્ગ્યે કહ્યું છે કે, ગુરુ અથવા શુક્ર અસ્તનો હોય, તે બાલ* હોય અથવા વૃદ્ધ† હોય ત્યારે; તથા મલમાસ (પુરુષોત્તમ માસ)માં વ્રતનું ઉદ્યાપન અથવા આરંભ કરવો નહિ.‡ તેજ ગ્રન્થમાં વૃદ્ધમનુ તથા બૃહસ્પતિએ કહ્યું છે કે, અગ્નિહોત્રગ્રહણ, દેવપ્રતિષ્ઠા, યજ્ઞ, દાન, વ્રત, મંગલકર્મ તથા અભિષેક એટલાં વાનાંનો મલમાસમાં ત્યાગ કરવો. તેમ જ ગુરુ તથા શુક્ર બાલ હોય, વૃદ્ધ હોય તથા અસ્તના હોય તો તથા મલમાસ હોય તો ઉપર કહેલાં કાર્યો તથા પ્રથમ દેવદર્શનનો ત્યાગ કરવો. લલ્લે કહ્યું છે કે–જો ગુરુ નીચનો એટલે મકરરાશિનો હોય, વક્રનો§ હોય, ગતિમાં વધેલો હોય, બાલ હોય, વૃદ્ધ હોય, અસ્તનો હોય અથવા સિંહરાશિમાં રહેલ હોય તો, સંન્યાસ, દેવયાત્રા, વ્રત, નિયમનો વિધિ, કાન વીંધવા, દીક્ષા, જનોઈ આપવી, બાલકના પ્રથમ વાળ ઉતરાવવા, વિવાહ, વાસ્તુ, અને દેવ–પ્રતિષ્ઠા એટલાં કર્મોનો સત્પુરુષોએ જરૂર ત્યાગ કરવો.

## સિંહસ્થ ગુરુના કાળનો નિષેધ

कल्पतरौ देवीपुराणे–सिंहसंस्थं गुरुं शुक्रं सर्वारम्भेषु वर्जयेत् ॥ प्रारब्धं न च सिद्ध्येत महाभयकरं भवेत् ॥ पुत्रमित्रकलत्राणि हन्याच्छीघ्रं न संशयः । देवारामतडागेषु व्रतोद्यानगृहेषु च ॥ सिंहस्थं मकरस्थं च गुरुं यत्नेन वर्जयेत् ॥ वसिष्ठः–सिंहस्थे तु मघासंस्थं गुरुं यत्नेन वर्जयेत् । अन्यत्र सिंहभागे तु सिंहस्थोऽपि न दुष्यति ॥ सिंहस्थगुरोर्वर्जनीयत्वं नर्मदोत्तरभाग एवाऽन्यत्र तु सिंहांश एव वर्ज्यः ॥ तथाच मदनरत्नादिधृतकालविधाने–सिंहस्थितः सुरगुरुर्यदि नर्मदायास्तं वर्जयेत्सकलकर्मसु सौम्यभागे । विंध्यस्य दक्षिणदिशि प्रवदन्ति चार्याः सिंहांशकं मृगपतावपि वर्जनीयः ॥ सिंहांशस्तु पूर्वाफल्गुन्याः प्रथमः पादः । मृगपतौ मकरस्थे । मकरस्थे गुरौ देशविशेषमाह लल्लः– नर्मदापूर्वभागे तु शोणस्योत्तरदक्षिणे । गण्डक्याः पश्चिमे भागे मकरस्थो न दोषभाक् ॥

કલ્પતરુમાં દેવીપુરાણનું વચન છે કે;–જો ગુરુ તથા શુક્ર સિંહરાશિમાં રહેલા હોય તો કોઈપણ કાર્યનો આરંભ કરવો નહિ; કારણ કે તેમાં આરંભેલું કાર્ય સિદ્ધ થતું નથી; પણ મહાભય આપનાર થાય છે અને પુત્ર, મિત્ર તથા સ્ત્રીનો તત્કાળ નાશ કરે છે એમાં સંશય નથી. દેવ–પ્રતિષ્ઠા, બગીચો, તળાવ, વ્રત, ઘરની પાસેનો બગીચો તથા ઘરના કાર્યમાં સિંહરાશિ તથા મકરરાશિમાં રહેલા ગુરુનો પ્રયત્ન પૂર્વક ત્યાગ કરવો. વસિષ્ઠ કહે છે કે,– સિંહરાશિના એક ભાગ મઘાનક્ષત્રમાં રહેલા ગુરુનો પ્રયત્નથી ત્યાગ કરવો. મઘાને છોડી સિંહરાશિના* બીજા ભાગમાં ગુરુ રહેલો હોય તો સિંહસ્થનો પણ દોષ નથી. નર્મદાના ઉત્તર ભાગમાં જ સિંહરાશિમાં રહેલા ગુરુને વર્જિત કહ્યો છે, પણ બીજા ભાગમાં તો સિંહના એક અંશનો જ ત્યાગ કરવો. તેમાં પ્રમાણઃ–**મદનરત્નાદિ** ગ્રંથમાં કાલવિધાનમાં કહેલું છે કે–જો ગુરુ સિંહરાશિમાં રહેલો હોય તો તેનો ત્યાગ નર્મદાના ઉત્તર ભાગમાં સર્વ કર્મમાં કરવો, તેમ જ વિંધ્ય પર્વતની દક્ષિણ દિશામાં જો ગુરુ સિંહરાશિના એક ભાગ પૂર્વાફાલ્ગુની નક્ષત્રના પહેલા પાયામાં તથા મકરરાશિમાં રહેલો હોય તો તેનો ત્યાગ કરવો, એમ શિષ્ટ લોકો કહે છે. ગુરુ મકરરાશિમાં રહેલો હોય ત્યારે દેશવિશેષ લલ્લ કહે છેઃ–નર્મદાના પૂર્વ ભાગમાં, શોણના ઉત્તર તથા દક્ષિણ ભાગમાં તથા ગંડકી નદીના પશ્ચિમ ભાગમાં મકરરાશિમાં રહેલો ગુરુ દોષવાળો નથી.

## અગસ્ત્યોદય કાળનો નિષેધ

केषांचित्स्त्रीकर्तृकाणामन्येषां च व्रतानामगस्त्योदयेऽप्यारम्भं निषेधति हेमाद्रौ लौगाक्षिः–उद्यानिका शिवपवित्रकमेघपूजादूर्वाष्टमीफलविरूढकजागराणि । स्त्रीणां व्रतानि निखिलान्यपि वार्षिकाणि कुर्यादगस्त्य उदिते न शुभानि लिप्सुरिति ॥ उद्यानिका व्रतविशेषः । शिवपवित्रकमाषाढ्यामथवा भाद्र्यां विहितं शिवपवित्रारोपणम् । मेघपूजा व्रतविशेषः।दूर्वाष्टमी भाद्रपदशुक्लाष्टमी । फलविरूढकं भाद्रपदशुक्लचतुर्दश्यां पालीव्रतं कदलीव्रतापरनामकम् । जागरमाश्विनपौर्णमास्यां कोजागरव्रतम् । कार्तिकशुक्लचतुर्दश्यां

---

* ગ્રહનો ઉદય થયા પછી ત્રણ દિવસ સુધી તે ગ્રહને બાલગ્રહ કહે છે. † અસ્તને ત્રણ દિવસ બાકી હોય તો વૃદ્ધ ગ્રહ કહેવાય છે. ‡ મલમાસમાં તેજ માસનું ઉદ્યાપન થઈ શકે છે. § જે ગ્રહ પાછો ચાલે તે વક્રનો કહેવાય છે.

* મઘા, પૂર્વાફાલ્ગુની તથા ઉત્તરાફાલ્ગુનીનો એક પાયો એ મળી સિંહરાશિ કહેવાય છે.

विहितं जागरव्रतं वा । अत्रोभयत्रागस्त्योदयस्यावश्यं भावित्वेन विधेरनवकाशत्वापत्तेर्विकल्पो ज्ञेयः।वार्षिकाणीत्यत्र वर्षासु भवानि वार्षिकाणीत्येव व्युत्पत्तिर्नतु वर्षे भवानीति । तथासति शरदादिग्रीष्मपर्यंतमगस्त्योदयानुवृत्तेस्तन्मध्ये विहितानां स्त्रीव्रतानां सर्वथाऽनारम्भ एवापद्येतेति । अगस्त्योदयकालश्च दिवोदासीये–उदेति याम्यां हरिसंक्रमाद्रवेरेकाधिके विंशतिमे ह्यगस्त्यः । ससप्तमेऽस्तं वृषसंक्रमाच्च प्रयाति गर्गादिभिरित्यभाणि ॥

**હેમાદ્રિમાં લૌગાક્ષિ** કહે છે કે, સ્ત્રીઓને કરવાનાં કેટલાંક વ્રતોના આરંભનો નિષેધ,અગસ્ત્યોદયમાં પણ કહ્યો છે. ઉદ્યાનિકાવ્રત, શિવપવિત્રક (કે જેમાં આષાઢ માસની પૂર્ણિમાને દિવસે વા ભાદ્રપદ માસની પૂર્ણિમાને દિવસે, શિવજીને પવિત્રારોપણ થાય છે તે), મેઘપૂજાવ્રત, ધ્રો આઠમ, ફલ વિરૂઢક કે જેનું બીજું નામ કદલીવ્રત છે, જાગર (આશ્વિન માસની પૂર્ણિમાને દિવસે જેમાં જાગરણ કરવામાં આવે છે, એવું કોજાગરવ્રત અથવા કાર્તિક માસની શુકલ ચતુર્દશીને દિવસે કહેલું જાગરણ), અને સ્ત્રીઓનાં સઘળાં વાર્ષિક વ્રત (વર્ષાઋતુનાં વ્રત), જેને શુભની ઇચ્છા હોય તેણે અગસ્ત્યોદયમાં કરવાં નહિ. કોજાગર વ્રત તથા કાર્તિક માસની શુકલ ચતુર્દશીનું જાગરણ એ બન્નેના સમયમાં અગસ્ત્યોદય જરૂર હોય છે, માટે વ્રત વ્યર્થ ન થાય માટે વિકલ્પ જાણવો. વાર્ષિક પદનો, વર્ષાઋતુમાં થયેલાં વ્રત એવો અર્થ કરવો, પણ વર્ષે આવનારાં વ્રત એવો અર્થ કરવો નહિ, કારણ કે જો વર્ષમાં થયેલાં વ્રત એવો અર્થ કરશું તો શરદૃઋતુથી લઈ ગ્રીષ્મઋતુ પર્યંત અગસ્ત્યોદયની અનુવૃત્તિથી અગસ્ત્યોદયમાં કહેલાં વ્રતનો સર્વથા આરંભ જ નહિ થાય. અગસ્ત્યોદયનો સમય **દિવોદાસીય** ગ્રન્થમાં આ પ્રમાણે છેઃ–સિંહ સંક્રાંતિના એકવીશમે અંશે, દક્ષિણ દિશામાં અગસ્ત્યનો ઉદય થાય છે, અને વૃષ સંક્રાન્તિના સાતમે અંશે પાછો તેનો અસ્ત થાય છે, એમ ગર્ગાદિક ઋષિએ કહેલું છે.

## વ્રત આરંભ અને સમાપ્તિનો સમય

व्रतारंभसमाप्त्योस्तिथिं विशिनष्टि हेमाद्रौ सत्यव्रतः–उदयस्था तिथिर्या हि न भवेद्दिनमध्यभाक् । सा खण्डा न व्रतानां स्यादारंभश्च समापनम्॥एतद्व्यतिरिक्तायामखंडायां प्रारंभमाह तत्रैव वृद्धवसिष्ठः–'अखण्डव्यापिमार्तंडा यद्यखंडा भवेत्तिथिः । व्रतप्रारंभणं तस्यामनस्तगुरुशुक्रयुक्' इति ॥ अनस्तमितगुरुशुक्रायां तिथौ व्रतमारंभणीयमित्यर्थः॥रत्नमालायां–सोमसौम्यगुरुशुक्रवासराः सर्वकर्मसु भवंति सिद्धिदाः। भानुभौमशनिवासरेषुचप्रोक्तमेव खलु कर्म सिद्ध्यति॥ विरुद्धसंज्ञा इह ये च योगास्तेषामनिष्टः खलु पाद आद्यः। स वैधृतिस्तु व्यतिपातनामा सर्वोऽप्यनिष्टः परिघस्य चार्द्धम् ॥ तिस्रस्तु योगे प्रथमे सवज्रे व्याघातसंज्ञे नव पंच शूले । गण्डेऽतिगण्डे च षडेव नाड्या शुभेषु कार्येषु विवर्जनीयाः ॥ दर्शे संक्रांतिपातौ परिघमुखदलं वैधृतिं पातयोगं, विष्कंभाद्यत्रिनाडीः शुभकृतिषु च षड्गंडयोः पंच शूले । व्याघाते वज्रकेऽङ्काः पितृमृतिदिवसोनाधिमासान्दुष्टहोरां, जन्माज्जन्मोत्थमासोडुतिथि खलु तिथिं व्युद्गमां द्व्युद्गमां च ॥ ब्रह्मयामले–दिनभद्रा यदा रात्रौ रात्रिभद्रा यदा दिवा । न त्याज्या शुभकार्येषु प्राहुरेवं पुरातनाः॥ इति॥

વ્રતનો આરંભ તથા સમાપ્તિની તિથિનો ખુલાસો **હેમાદ્રિમાં સત્યવ્રત** આ પ્રમાણે કરે છે;–જે તિથિ સૂર્યોદયમાં હોય અને મધ્યાહ્ન સમયે ન હોય તે તિથિ ખંડતિથિ કહેવાય છે, તે ખંડતિથિમાં વ્રતનો આરંભ કે સમાપ્તિ કરવી નહિ. ખંડતિથિથી વ્યતિરિક્ત અખંડતિથિમાં વ્રતનો પ્રારંભ કરવો એમ વૃદ્ધ વસિષ્ઠે **હેમાદ્રિમાં** જ કહ્યું છે. જે તિથિમાં અખંડ વ્યાપી સૂર્ય હોય તે તિથિ અખંડા કહેવાય છે. તે અખંડતિથિમાં જો ગુરુ કે શુક્રનો અસ્ત ન થતો હોય તો વ્રતનો આરંભ કરવો. રત્નમાલામાં કહ્યું છે કે;–સોમવાર, બુધવાર, ગુરુવાર અને શુક્રવાર સર્વ કાર્યમાં સિદ્ધિ આપનારા છે. રવિ, મંગળ તથા શનિવારને વિષે કહેલું જ કર્મ સિદ્ધ થાય છે. વિરુદ્ધ નામવાળા જે યોગ હોય તેનો પ્રથમપાદ અનિષ્ટ જાણવો. વૈધૃતિ તથા વ્યતીપાતના ચારે પાદનો ત્યાગ કરવો. પરિઘયોગના પહેલા અર્ધ ભાગનો ત્યાગ કરવો. શુભ કાર્યમાં વિષ્કંભયોગની તથા વજ્રયોગની ત્રણ ત્રણ ઘડી ત્યજવી. વ્યાઘાતની નવ ઘડી તજવી; શૂલયોગની પાંચ ઘડી તજવી અને ગંડ તથા અતિગંડની છ છ ઘડી સર્વ શુભ કાર્યોમાં તજવી. અમાવાસ્યા, સંક્રાન્તિ, પાત, પરિઘ યોગનું પૂર્વાર્ધ, વૈધૃતિ, વ્યતીપાત, વિષ્કંભની પહેલી ત્રણ ઘડી, ગંડની તથા અતિગંડની છ છ ઘડી, શૂલની પાંચ ઘડી, વ્યાઘાત તથા વજ્રની નવ નવ ઘડી, પિતાના મરણનો દિવસ, ક્ષયમાસ, અધિકમાસ, દુષ્ટ હોરા, જન્મમાસ, જન્મનક્ષત્ર, જન્મતિથિ, ક્ષયતિથિ તથા વધેલી તિથિનો પણ શુભ કાર્યોમાં ત્યાગ કરવો. **બ્રહ્મયામલમાં** કહ્યું છે કે–દિવસની વિષ્ટિ જો રાત્રિમાં આવતી હોય અને રાત્રિની વિષ્ટિ જો દિવસમાં આવતી હોય તો શુભ કાર્યમાં તેનો ત્યાગ કરવાની કાંઈ જરૂર નથી, એમ પ્રાચીન લોકો કહે છે.

## વ્રત કરવાનાં સ્થળ

अथ देशमाह व्यासः–सर्वे शिलोच्चयाः पुण्याः सागराः सरितस्तथा । अरण्यानि च पुण्यानि विशेषान्नैमिषं तथा ॥ देवीपुराणे– देशो नदी गया शैलो गंगा नर्मदपुष्करम् । वाराणसी कुरुक्षेत्रं प्रयागं जंबुकेश्वरम् ॥ केदारं वामपादं च कुब्जं पुष्कराह्वयम् । सोमेश्वरं महापुण्यं तथा चामरकण्टकम् ॥ कालंजरं तथा विंध्यं यत्र वासो गुहस्य च ॥ गुहः स्वामी कार्तिकेयः॥ मनुः-सरस्वतीदृषद्वत्योर्देवनद्यो-

र्यदंतरम्॥तं ब्रह्मनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते ॥ यस्मिन्देशे य आचारः पारंपर्यक्रमागतः । वर्णानां सांतरालानां स सदाचार उच्यते ॥ कुरुक्षेत्रं च मत्स्याश्च पंचालाः शूरसेनिकाः । एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्तादनन्तरः ॥ मत्स्या विराटाः ॥पंचालाः कान्यकुब्जाः॥शूरसेनिका मथुरादेशाः ॥ अनन्तरः समः ॥ हिमवद्विंध्ययोर्मध्ये यत्प्राग्विनशनादपि । प्रत्यगेव प्रयागाच्च मध्यदेश उदाहृतः ॥ विनशनं कुरुक्षेत्रम्॥ आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् । तयोरेवांतरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥ सिंधुनदीपश्चिमतीरव्यावृत्त्यर्थमाह-कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः । स ज्ञेयो यज्ञियो देशो म्लेच्छदेशस्ततः परः ॥ एतान्द्विजातयो देशान् संश्रयेरन्प्रयत्नतः । याज्ञवल्क्योऽपि-यस्मिन्देशे मृगः कृष्णस्तस्मिन्धर्मान्निबोधतेति ॥

શ્રીવ્યાસજી કહે છે કે:–સઘળા પર્વતો પવિત્ર છે, તેમ જ સાગર, નદીઓ તથા વન પવિત્ર છે, તેમાં નૈમિષારણ્ય વિશેષ પવિત્ર છે. દેવીપુરાણમાં કહ્યું છે કે દેશ, નદી, ગયા, પર્વત, ગંગા, નર્મદા, પુષ્કર, કાશી, કુરુક્ષેત્ર, પ્રયાગ, જંબુકેશ્વર, કેદારનાથ, વામપાદ, કુડવ, પુષ્કરરાજ, સોમેશ્વર, અમરકંટક, કાલંજર, વિંધ્યપર્વત અને જ્યાં કાર્તિકેયનો વાસ છે તે સ્થલ અતિ પુણ્યમય છે. મનુ કહે છે કે:–દેવનદી જે સરસ્વતી અને દષદ્વતી તેની વચમાં જે દેશ–કે જે બ્રહ્માએ નિર્મિત કર્યો છે તેને બ્રહ્માવર્ત કહે છે. જે દેશમાં સર્વ વર્ણનો તથા અનુલોમ, પ્રતિલોમ જાતિઓનો, પરંપરાથી જે આચાર ચાલ્યો આવતો હોય તે સદાચાર કહેવાય છે. કુરુક્ષેત્ર, વિરાટ, કાન્યકુબ્જ અને શૂરસેન–મથુરા એ બ્રહ્માવર્તની સમાન બ્રહ્મર્ષિ દેશ કહેવાય છે. હિમાલય અને વિંધ્યાચલની મધ્યમાં કુરુક્ષેત્રથી પૂર્વ દિશામાં અને પ્રયાગથી પશ્ચિમ દિશામાં જે દેશ છે તે મધ્યદેશ કહેવાય છે. પૂર્વ અને પશ્ચિમ સમુદ્રપર્યંત ઉદયાચલ તથા અસ્તાચલની મધ્યમાં જે દેશ છે તેને પંડિતો આર્યાવર્ત જાણે છે. સિંધુ નદીના પશ્ચિમ કિનારાનું ગ્રહણ ન થવા માટે કહે છે કે, જે દેશમાં કાળીયાર મૃગ સ્વભાવથી ફરતો હોય તે યજ્ઞિય (પવિત્ર) દેશ જાણવો, અને તેથી અન્ય દેશને મ્લેચ્છ દેશ જાણવો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ પ્રયત્નથી આ ઉપર કહેલા પવિત્ર દેશનો આશ્રય કરવો. યાજ્ઞવલ્કય પણ કહે છે કે, જે દેશમાં કાળીયાર મૃગ હોય તે ધર્મવાળો દેશ જાણો.

## વ્રતના અધિકારી

अथ व्रताधिकारिणः स्कान्दे-निजवर्णाश्रमाचारनिरतः शुद्धमानसः । अलुब्धः सत्यवादी च सर्वभूतहिते रतः ॥ व्रतेष्वधिकृतो राजन्नन्यथा विफलश्रमः । श्रद्धावान्पापभीरुश्च मददंभविवर्जितः ॥ पूर्वं निश्चयमाश्रित्य यथावत्कर्मकारकः । अवेदनिंदको धीमानधिकारी व्रतादिषु ॥

સ્કંદપુરાણમાં વચન છે કે–હે રાજન્! પોતાના વર્ણના તથા આશ્રમના આચારમાં તત્પર શુદ્ધ મનવાળો, લોભરહિત, સત્યવાદી, સર્વ પ્રાણીઓના કલ્યાણમાં તત્પર જે પુરુષ હોય, તે વ્રતનો અધિકારી કહેવાય છે. નહિ તો વ્રતમાં વ્યર્થ પ્રયાસ થાય છે. શ્રદ્ધાવાન્, પાપથી ડરનારો, મદ તથા દંભથી રહિત, પ્રથમ નિશ્ચય કરી, યથાયોગ્ય કર્મ કરનાર, વેદની નિંદા ન કરનારો અને બુદ્ધિમાન્ પુરુષ વ્રતાદિકમાં અધિકારી કહેવાય છે.

## ચારે વર્ણને વ્રતનો અધિકાર

निजवर्णाश्रमाचारेत्यनेन चतुर्वर्णानामधिकारो गम्यते॥ अतएव कौर्मे- ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्राश्चैव द्विजोत्तम । अर्चयन्ति महादेवं यज्ञदानसमाधिभिः ॥ व्रतोपवासनियमैर्होमस्वाध्यायतर्पणैः । तेषां वै रुद्रसायुज्यं सामीप्यं चातिदुर्लभम् ॥ सलोकता च सारूप्यं जायते तत्प्रसादतः ॥ देवलोऽपि-व्रतोपवासनियमैः शरीरोत्तापनैस्तथा । वर्णाः सर्वे विमुच्यंते पातकेभ्यो न संशयः ॥

પૂર્વવાકયમાં પોતાના વર્ણના તથા આશ્રમના આચારમાં તત્પર એમ કહેલું છે માટે વ્રતાદિકમાં, ચારે વર્ણને અધિકાર છે એમ જાણવું. એ જ કારણ માટે કૂર્મપુરાણમાં કહ્યું છે કે:–હે દ્વિજોત્તમ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જે કોઈ યજ્ઞ, દાન, સમાધિ, વ્રત, ઉપવાસ, નિયમ, હોમ, સ્વાધ્યાય અને તર્પણથી મહાદેવને પૂજે છે તેને મહાદેવજીની કૃપાથી અતિ દુર્લભ મહાદેવજીની સાયુજ્ય, સામીપ્ય, સાલોકય અને સારૂપ્ય (મુક્તિ) મળે છે. દેવલ મુનિ પણ કહે છે કે;–વ્રત, ઉપવાસ, નિયમ અને તપ વગેરેથી શરીરના કષ્ટે કરી સર્વ વર્ણો પાપથી મુક્ત થાય છે એમાં સંશય નથી.

## સ્ત્રીઓને વ્રતાદિકમાં અધિકાર

अत्राधिकारिविशेषणस्य पुंस्त्वस्याविवक्षितत्वात् स्त्रीणामप्यधिकारः ॥ भारते-मामुपाश्रित्य कौंतेय येऽपि स्युः पापयोनयः । स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥ क्वचिन्म्लेच्छानामप्यधिकारो हेमाद्रौ देवीपुराणे-स्नातैः प्रमुदितैर्हृष्टैर्ब्राह्मणैः क्षत्रियैर्नृभिः । वैश्यैः शूद्रैर्भक्तियुक्तैर्म्लेच्छैरन्यैश्च मानवैः ॥ स्त्रीभिश्च कुरुशार्दूल तद्विधानमिदं शृणु । वैश्यशूद्रयोस्तु द्विरात्राधिकोपवासो न भवति ॥ वैश्याः शूद्राश्च ये मोहादुपवासं प्रकुर्वते । त्रिरात्रं पंचरात्रं वा तेषां व्युष्टिर्न विद्यते-इति प्राच्यलिखितनिषेधात् ॥ व्युष्टिः फलम्॥सभर्तृकाणां स्त्रीणां भर्त्राज्ञां विना नाधिकारः ॥ तथाच मदनरत्ने मार्कण्डेयपुराणे-या नारी अननुज्ञाता भर्त्रा पित्रा सुतेन वा। निष्फलं तु भवेत्तस्या यत्करोति व्रतादिकम् ॥ भर्त्राज्ञया सर्वव्रतेष्वधिकारः॥ भार्या भर्तुर्मतेनैव व्रतादीन्याचरेत्सदेति कात्यायनोक्तेः ॥ यत्तु-पत्यौ जीवति या नारी ह्युपवासव्रतं चरेत् । आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेदिति विष्णुवचनं तद्भर्तुर-

नज्ञापरम् ॥ यत्तु कश्चित्–नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषणम् । भर्तुः शुश्रूषयैवैतांल्लोकानिष्टान्व्रजंति ताः । यदेतेभ्यो यच्च पित्रादिकेभ्यः कुर्याद्भर्ताभ्यर्चनं सत्क्रियां च॥ तस्य स्वर्द्धं सा फलं नान्यचित्ता नारी भुङ्क्ते भर्तृशुश्रूषयैवेति स्कांदात्॥सभर्तृकाणामेकादश्याद्युपवासादावनधिकार इति तन्न ॥ तस्यापि पृथक्स्वातंत्र्येण भर्त्रनज्ञापरत्वात् ॥

આંહીં અધિકારીનાં જે વિશેષણો છે તેના પુલ્લિંગની વિવક્ષા નથી માટે સ્ત્રીઓને પણ વ્રતાદિકમાં અધિકાર છે. ભારતમાં શ્રીભગવાને (ગીતાજીમાં) કહ્યું છે કે;–હે કુંતીપુત્ર અર્જુન! જે પાપી હોય, સ્ત્રી હોય, વૈશ્ય હોય વા શૂદ્ર હોય તો તે પણ મારે શરણે આવી પરમ ગતિને પામે છે. કોઈ જગોએ મ્લેચ્છને પણ અધિકાર છે. હેમાદ્રિમાં દેવીપુરાણનું વચનઃ–હે કુરુમાં શ્રેષ્ઠ! સ્નાત અને પ્રસન્ન એવા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ભક્તિસહિત મ્લેચ્છ, બીજા મનુષ્ય તથા સ્ત્રીઓએ વ્રતાદિ કરવું. આ તેનું વિધાન સાંભળો; વૈશ્ય તથા શૂદ્રથી બે ઉપવાસથી અધિક ઉપવાસ થાય નહિ, કારણ કે જે વૈશ્ય તથા શૂદ્ર મોહથી ત્રણ વા પાંચ ઉપવાસ કરે છે તેને ફલ મળતું નથી; એ પ્રકારનો પ્રાચીન નિષેધ છે. સુવાસિની સ્ત્રીઓને પતિ વગેરેની આજ્ઞા વિના વ્રતનો અધિકાર નથી. મદનરત્નમાં માર્કંડેય પુરાણનું વચનઃ–પતિની, પિતાની વા પુત્રની આજ્ઞા વિના જો સ્ત્રી વ્રતાદિ કરે તો તે નિષ્ફલ થાય છે. પતિની આજ્ઞાથી સર્વ વ્રતમાં અધિકાર પ્રાપ્ત થાય છે, કારણ કે 'સ્ત્રી, પતિની અનુમતિથી વ્રત વગેરે સર્વદા કરે' એમ કાત્યાયનનું કહેવું છે. 'જે સ્ત્રી પતિ જીવતા છતાં ઉપવાસવ્રત કરે તે સ્ત્રી પતિનું આયુષ્ય હરે છે અને પોતે નરકમાં પડે છે,' આ પ્રકારનું વિષ્ણુનું વચન છે તે તો જે સ્ત્રી પતિની આજ્ઞા વિના વ્રત કરે તેને માટે છે. કોઈક કહે છે કે; 'સ્ત્રીઓને જૂદો યજ્ઞ નથી, વ્રત નથી, અને ઉપવાસ નથી. કિંતુ પતિની સેવાથી જ સ્ત્રીઓ, પ્રિય એવા લોકોને મેળવે છે.' જે સ્ત્રી પરપુરુષમાં આસક્ત ન હોય અને પતિની સેવા કરતી હોય તે સ્ત્રીને, પતિ દેવનું પૂજન કરે અથવા પિતૃ વગેરેનો સત્કાર કરે તેથી પતિને જે ફળ થાય તેનું અર્ધ ફળ મળે છે, એ સ્કંદપુરાણનાં વચનથી, સુવાસિની સ્ત્રીઓને એકાદશી વગેરેના ઉપવાસાદિકમાં અધિકાર નથી; પણ તેઓનું તે કહેવું યોગ્ય નથી; કારણ કે તે વચન પણ જે સ્ત્રી પતિની આજ્ઞા વિના સ્વતંત્ર વ્રત કરે તે સ્ત્રીને લાગુ પડે છે.

अतएव व्यासः–कामं भर्तुरनुज्ञाता व्रतादिष्वधिकारिणीति ॥ शंखोऽपि–कामं भर्तुरनुज्ञया व्रतोपवासनियमा स्त्रीधर्मा इति ॥ नचानुज्ञया व्रतेष्विव यज्ञेऽपि पृथगधिकारापत्तिरिति शंक्यम् ॥ तस्याः श्रुत्यध्ययनानधिकारात् ॥ यद्वा ॥ स्कांदस्य भर्तुः शुश्रूषायाः स्तावकत्वेनाप्युपपन्नत्वादिति ॥ नच भर्तुरनुज्ञयैवाधिकारसिद्धेर्विधवाया व्रतेऽनधिकारापत्तिरिति वाच्यम् ॥ नारी ह्यस्वनतुज्ञाता भर्त्रा पित्रा सुतेन वा । विफलं तद्भवेत्तस्या यत्करोत्यौर्ध्वदेहिकमिति मार्कंडेयोक्तेः ॥ पित्राद्याज्ञया तस्या अधिकार इति हेमाद्रिः ॥ स्त्रीणां व्रतग्रहणे विशेषो हेमाद्रौ इति हरिवंशे ॥ स्नानं च कार्यं शिरसस्ततः फलमवाप्नुयात् । स्नात्वा स्त्री प्रातरुत्थाय पतिं विज्ञापयेत्सती ॥

એ કારણ માટે વ્યાસ કહે છે કે;–પતિની આજ્ઞાથી સ્ત્રી વ્રતાદિકમાં બરાબર અધિકારિણી થાય છે. શંખનું પણ વચન છે કેઃ–પતિની આજ્ઞાથી વ્રત, ઉપવાસ અને નિયમ કરવા તે યથેચ્છ સ્ત્રીધર્મ છે. જેમ પતિ વગેરેની આજ્ઞાથી સ્ત્રીઓને વ્રતમાં અધિકાર થાય છે તેમ યજ્ઞમાં પણ જૂદા અધિકારની પ્રાપ્તિ થશે એવી શંકા કરવી નહિ; કારણ કે સ્ત્રીઓને વેદ ભણાવવાનો અધિકાર જ નથી. અથવા સ્કંદપુરાણમાં પતિની સેવાની સ્તુતિ કરેલી છે, તેથી પણ સ્ત્રીઓને પતિની સેવા કરવી, પણ યજ્ઞ કરવો નહિ એમ સમાધાન થઈ શકે છે. સ્ત્રીઓની પતિની આજ્ઞાથી જ અધિકારસિદ્ધિ છે, માટે વિધવાને વ્રતમાં અધિકાર નથી, એવી આપત્તિ આવશે; પણ એમ કહેવું નહિ; કારણ કે 'પતિ, પિતા વા પુત્રની આજ્ઞા વિના જે સ્ત્રી ઔર્ધ્વદેહિક (વ્રતાદિક) જે કરે તેનું તે વ્યર્થ થાય છે,' એ પ્રકારનાં માર્કંડેયનાં વચનથી વિધવાને પિતા વગેરેની આજ્ઞાથી અધિકાર છે, એમ હેમાદ્રિમાં વચન છે. સ્ત્રીઓને વ્રત ગ્રહણમાં વિશેષ હેમાદ્રિમાં ને હરિવંશમાં કહેલું છે કે–સતી સ્ત્રી પ્રાતઃકાલમાં ઉઠી પતિને વિદિત કરે, પછી માથું ભીંજવી સ્નાન કરે તો તેને ફળ મળે છે.

## વ્રતધર્મો–વ્રતના સંકલ્પ અને વિધિ

अथ व्रतधर्माः । व्रतसंकल्पविधिर्भारते–गृहीत्वौदुंबरं पात्रं वारिपूर्णमुदङ्मुखः । उपवासं तु गृह्णीयाद्यद्वा संकल्पयेद्बुधः ॥ औदुंबरं ताम्रमयम् ॥ औदुंबरं स्मृतं ताम्रमिति विश्वोक्तेः ॥ यद्वान्यन्नक्तव्रतादिकं कल्पयेदिति कल्पतरुः॥श्रीदत्तस्तु कल्पतरुमते वाकारश्चार्थे तेनायमर्थः ॥ यत्तु नक्तादिकर्तुमिच्छेत्तदपि उक्तविधिनैव गृह्णीयादिति तन्मतं परिष्कृत्य वाकारस्योपवासपदस्य च वैयर्थ्यापत्तेर्यत्संकल्पयेत्तद्गृह्णीयादित्यनेनैवोपपत्तेरित्यदूषयत्॥ताम्रपात्राद्यभावे हस्तेनापि जलं गृहीत्वा संकल्पयेदित्युक्तम् ॥ मदनरत्ने तु यथासंकल्पयेदिति पाठः ॥ यथाकामं फलमुल्लिखेदित्यर्थः॥ अतएव मार्कंडेयः– संकल्पं च यथा कुर्यात्स्नानदानव्रतादिके ॥ अनंतरकृत्यमाह मदनरत्ने देवलः– अभुक्त्वा प्रातराहारं स्नात्वाऽऽचम्य समाहितः । सूर्याय देवताभ्यश्च निवेद्य व्रतमाचरेत् ॥ अत्र प्रातर्व्रतमाचरेदित्येवान्वयः ॥ प्रधानक्रियान्वयस्याभ्यर्हितत्वात् ॥ अभुक्त्वेति त्वशक्तस्याभ्यनुज्ञातेक्ष्वादिभक्षणापवादः ॥ केचित्तु व्रत-

दिने प्रातराहारमभुक्त्वा व्रतमाचरेदित्याहुस्तन्न ॥ उपवासो व्रते कार्यं इत्यनेनैवाभुक्तवतोऽधिकारस्य प्राप्तत्वादेतस्य वैयर्थ्यापत्तेः ॥ अन्ये तु–पूर्वदिने प्रातराहारमभुक्त्वा अर्थादेकभक्तं कृत्वोत्तरदिने स्नात्वाचम्य व्रतादिकं कुर्यादित्याहुः ॥ परे तु–सर्वत्र पूर्वेद्युरेव सायंसंध्योत्तरं व्रतं ग्राह्यं वारव्रतादौ बहुशस्तथा दृष्टत्वात् ॥ प्रातः स्नात्वेति चान्वय इत्याहुः ॥

સંકલ્પનો પ્રકાર ભારતમાં કહ્યો છે કે;–વિદ્વાન્ મનુષ્ય, જલથી પૂર્ણ ભરેલું ત્રાંબાનું પાત્ર લઈ ઉત્તરાભિમુખ બેસી ઉપવાસનો સંકલ્પ કરે, અથવા રાત્રિભોજનાદિક જે વ્રત કરવું હોય તેનો સંકલ્પ કરે. ઉપવાસનો સંકલ્પ કરે અથવા રાત્રિભોજન વ્રત વગેરેનો સંકલ્પ કરે એમ કલ્પતરુમાં કહેલું છે. શ્રીદત્ત તો 'કલ્પતરુના મતમાં વા શબ્દ ચાર્થક એટલે 'ચ'કારના અર્થમાં છે તેથી તેણે તેવો અર્થ કર્યો છે. જે રાત્રિ ભોજનાદિ કરવાની ઇચ્છા કરે, તેનું પણ તેજ પ્રકારે ગ્રહણ કરે, એમ તે મતનો પરિષ્કાર કરી વા પદ તથા ઉપવાસ પદ વ્યર્થ થવાને લીધે, જેનો સંકલ્પ કરેલો હોય તેનું ગ્રહણ કરે એવા અર્થથી જ નિર્વાહ થઈ શકે છે,' એમ દોષ આપે છે. ત્રાંબાના પાત્ર વગેરેનો અભાવ હોય તો હાથવડે જલ લઈ સંકલ્પ કરવો એમ કહેલું છે. મદનરત્નમાં તો 'यथा संकल्पयेत्' એવો પાઠ છે, અર્થાત્ ઇચ્છાનુસાર ફલનો ઉલ્લેખ કરવો. એ કારણ માટે જ માર્કંડેયે કહ્યું છે કે, સ્નાન, દાન અને વ્રતાદિકમાં યથાયોગ્ય સંકલ્પ કરવો. ત્યાર પછીનું કૃત્ય દેવલ મદનરત્ન ગ્રંથમાં કહે છે–સ્નાન કરી, આચમન કરી, સાવધાન થઇ, કાંઈ પણ ખાધા વગર સૂર્ય તથા દેવતાઓને નિવેદન કરી, પ્રાતઃકાળમાં વ્રતનું આચરણ કરવું. આ વચનમાં જે 'प्रातः' શબ્દ છે, તેનો વ્રતાચરણમાં અન્વય કરવો; કારણ કે મુખ્ય ક્રિયામાં અન્વય કરવો તે યોગ્ય છે. આ વચનમાં 'अभुक्त्वा' (કાંઇ પણ ખાધા વગર) એ પદ, અશક્તને કહેલા શેરડી વગેરેના ભક્ષણના નિષેધ માટે છે. કેટલાક તો, 'પ્રાતઃકાલનું ભોજન કર્યા વિના વ્રતાચરણ કરવું,' એવો અર્થ કરે છે, તે ઠીક નથી; કારણ કે 'उपवासो व्रते कार्यः' (વ્રતમાં ઉપવાસ કરવો) એ વચનથી જ ભોજન નહિ કરનારને વ્રતાધિકાર પ્રાપ્ત થાય છે; તેથી आहारमभुक्त्वा (પ્રાતઃકાળનું ભોજન કર્યા વિના), એ કહેવું વ્યર્થ થશે. કેટલાક તો 'વ્રતને આગલે દિવસે પ્રાતઃકાળમાં ભોજન કર્યા વિના–અર્થાત્ એક વખત ભોજન કરી, વ્રતને દિવસે સ્નાન કરી, આચમન કરી વ્રતાદિ કરે,' એમ કહે છે. તેમ જ બીજા કેટલાક તો 'સર્વ વ્રતમાં પહેલે દિવસે જ સાયંસંધ્યા પછી વ્રતગ્રહણ કરવું, કારણ કે વારવ્રતાદિકમાં ઘણે ઠેકાણે તેમ જોવામાં આવેલું છે; અને પૂર્વે કહેલા प्रातः શબ્દનો, પ્રાતઃકાલમાં સ્નાન કરી વ્રતાચરણ કરવું એવો અર્થ કરવો, એમ કહે છે.

### વ્રત કરનારના સામાન્ય ધર્મો

सामान्यधर्मो हेमाद्रौ भविष्ये ॥ क्षमा सत्यं दया दानं शौचमिंद्रियनिग्रहः । देवपूजाग्निहवनं संतोषः स्तेयवर्जनम् ॥ सर्वव्रतेष्वयं धर्मः सामान्यो दशधा स्थितः ॥ देवपूजा यद्दैवत्यं व्रतं तस्य पूजा ॥ अग्निहवनं पूज्यदेवतोद्देशेन होमः उपक्रमात् ॥ तत्र सप्तमीव्रते सूर्यपूजाअग्निहवनं, नवमीव्रते दुर्गापूजा अनुक्तदेवताव्रते इष्टदेवतापूजाहवनं व्याहृतिहोम इति केचित् ॥ अत्र क्षमादीनां स्वतंत्रतया चतुर्वर्गसाधनत्वेन विहितानां व्रतांगतया विधानं " खादिरं वीर्यकामस्य यूपं कुर्यात् " इतिवत्संयोगपृथक्त्वादुपपन्नमिति हेमाद्रिः ॥ सर्वव्रतेष्वित्यत्र सर्वव्रतपदं भविष्यपुराणोक्तसर्वव्रतपरमतो व्रतांतरे विध्यंतरसत्वे एव होमादीनामंगत्वं नान्यथा ॥ अतएव एकादशीव्रतादौ शिष्टानां होमाद्यनाचरणमिति केचित् ॥ वस्तुतस्तु येष्वेव पुराणांतरोक्तव्रतेषु होमादिविधिरस्ति तद्विषयकमेव सर्वपदमन्यथा तदितरपरत्वेन संकोचापत्तेरिति ॥ पृथ्वीचंद्रोदयेऽग्निपुराणे–स्नात्वा व्रतवता सर्वव्रतेषु व्रतमूर्तयः । पूज्याः सुवर्णमय्याद्याः शक्त्या वै भूमिशायिना ॥ जपो होमश्च सामान्यं व्रतांते दानमेव च । चतुर्विंशद्द्वादश वा पंच वा त्रय एव वा ॥ विप्राः पूज्या यथाशक्ति तेभ्यो दद्याच्च दक्षिणाम् ॥ व्रतमूर्तयस्तद्देवप्रतिमाः ॥ देवलः– ब्रह्मचर्यमहिंसा च सत्यमामिषवर्जनम् । व्रतेष्वेतानि चत्वारि चरितव्यानि नित्यशः ॥ स्त्रीणां तु प्रेक्षणात्स्पर्शात्ताभिः संकथनादपि । नश्यते ब्रह्मचर्यं च न दारेष्वृतुसंगमात् ॥ स्वदारेष्वृतुसंगमादिति क्वचित्पाठः ॥ आमिषं मांसम् ॥ आमिषं दृतिपानीयं गोव्रजे क्षीरमामिषम् । मसूरमामिषं सस्ये फले जंबीरमामिषम् ॥ आमिषं शुक्तिकाचूर्णमारनालं तथामिषमिति स्मृत्यंतरोक्तं वा ॥

હેમાદ્રિમાં ભવિષ્યપુરાણનું વચન છે કે:–[1]ક્ષમા રાખવી, [2]સત્ય બોલવું, [3]દયા રાખવી, [4]દાન દેવું, [5]બાહ્ય તથા અંદર પવિત્ર રહેવું, [6]ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, (જે દેવનું વ્રત હોય તે) [7]દેવની પૂજા કરવી, (જે દેવનું વ્રત હોય તે દેવને ઉદ્દેશીને) [8]અગ્નિમાં હોમ કરવો, [9]સંતોષ રાખવો, [10]ચોરીનો ત્યાગ કરવો. આ દશ ધર્મો સર્વ વ્રતોમાં સાધારણ છે. અગ્નિહોમ, પૂજ્ય દેવતાના ઉદ્દેશથી કરવો–તે સપ્તમી વ્રતમાં સૂર્યપૂજા અને અગ્નિહોમ, નવમી વ્રતમાં દુર્ગાપૂજા કરવી. જે વ્રતમાં દેવતા ન કહેલા હોય તે વ્રતમાં ઇષ્ટદેવનું પૂજન અને વ્યાહૃતિનો હોમ કરવો એમ કેટલાક કહે છે. આ વચનમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વર્ગનાં સ્વતંત્ર સાધન ક્ષમાદિકનું, વ્રતનાં અંગપણાથી વિધાન કર્યું તેની, 'વીર્યની ઇચ્છાવાળાએ

ખેરનો યજ્ઞસ્તંભ કરવો.' એવી રીતે *સંયોગપૃથકત્વ ન્યાયથી ક્ષમાદિકને વ્રતમાં અંગપણું છે અને ચતુર્વર્ગ-સાધનમાં સ્વતંત્રતા છે એમ ઉપપત્તિ થઈ શકે છે. એમ હેમાદ્રિમાં છે. આ વચનમાં જે સર્વવ્રત પદ છે તે ભવિષ્યપુરાણમાં કહેલાં સર્વ વ્રતને કહેનાર છે. એ કારણ માટે બીજાં વ્રતોમાં બીજો વિધિ હોય તો જ હોમાદિને અંગપણું છે, નહિ તો અંગપણું નથી. એ કારણ માટે શિષ્ટ લોકો એકાદશી વગેરે વ્રતમાં હોમ વગેરે નથી કરતા એમ કેટલાક કહે છે. પણ સિદ્ધાંત વિચારીએ તો બીજા પુરાણોમાં કહેલાં જે વ્રતોમાં હોમ વગેરે કહેલા હોય તે વિષયક 'સર્વ' પદ છે. જો તેમ અર્થ નહિ કરીએ તો જે જે વ્રતમાં હોમાદિક કહેલા છે તે તે વ્રતથી ભિન્ન વ્રતનું સર્વ પદથી ગ્રહણ કરવું એવો સંકોચ કરવો પડશે. પૃથ્વીચંદ્રોદયમાં અગ્નિપુરાણનું વચન છે કે;–સર્વ વ્રતોમાં વ્રતવાળાએ સ્નાન કરી જે દેવનું વ્રત હોય તે દેવની સુવર્ણ વગેરેની મૂર્તિનું પૂજન કરવું, શક્તિ હોય તો પૃથિવી ઉપર સુવું, જપ કરવો, હોમ કરવો, વ્રતના અંતમાં દાન દેવું; ચોવીશ, બાર, પાંચ અથવા ત્રણ જ બ્રાહ્મણનું પૂજન કરી તેને યથાશક્તિ દક્ષિણા આપવી. એ સામાન્ય નિયમ છે. દેવલનું વચન–[1]બ્રહ્મચર્ય, [2]અહિંસા, [3]સત્ય બોલવું અને [4]આમિષ (માંસ)નો ત્યાગ કરવો, એ ચાર નિયમો વ્રતમાં નિરંતર પાળવા જોઈએ. સ્ત્રીની સામું જોવાથી, તેનો સ્પર્શ કરવાથી અને તેની સાથે ભાષણ કરવાથી પણ બ્રહ્મચર્ય નષ્ટ થાય છે, પરંતુ ઋતુમાં સ્ત્રીસંબંધથી બ્રહ્મચર્ય નષ્ટ થતું નથી. આ વચનમાં 'स्वदारेष्वृतुसंगमात्' એવો કોઈ જગોએ પાઠ છે. તેનો અર્થ, 'ઋતુમાં સ્વસ્ત્રીસંબંધથી બ્રહ્મચર્ય નષ્ટ થાય છે,' એવો થાય છે તે પાઠ ખોટો છે. પૂર્વ વચનમાં જે આમિષ પદ છે તેનો અર્થ માંસ કરવો અથવા 'પખાલનું પાણી આમિષ, ગાય સિવાય બીજાનું દૂધ આમિષ, ધાન્યમાં મસૂરની દાળ આમિષ, ફલમાં લીંબુ આમિષ, શુક્તિકાચૂર્ણ આમિષ, તેમ જ અનાર આમિષ છે,' એ પ્રકારે બીજી સ્મૃતિમાં કહેલો અર્થ કરવો.

## લીધેલું વ્રત કરવું જ

व्रताद्यारंभे वृद्धिश्राद्धं कार्यम् ॥ तदाह शातातपः–नानिष्ट्वा तु पितॄन् श्राद्धे कर्म किंचित् समारभेत् ॥ गृहीतव्रतानाचरणे मदनरत्ने छागलेयः–पूर्वं व्रतं गृहीत्वा यो नाचरेत्काममोहितः । जीवन्भवति चांडालो मृते च श्वाऽभिजायते ॥ काममोहित इति विशेषणाद्व्याध्यादिनाऽनाचरणे न दोषः ॥ तथा च हेमाद्रौ स्कांदे–सर्वभूतभयं व्याधिः प्रमादो गुरुशासनम् ॥ अव्रतघ्नानि पठ्यंते सकृदेतानि शास्त्रतः ॥ सर्वेभ्यो भूतेभ्यः सकाशादव्रतकर्तुर्भयमिति हेमाद्रिः ॥ मदनरत्ने तु–सर्वभूतभयं व्याधिरित्यपरिचितत्वाद्व्याख्यातं सर्वभूतभयं सर्वेभ्यो भूतेभ्यः सकाशाद्व्रतकर्तुर्भयमिति ॥ सर्पादिभयाद्व्रतांगवैकल्ये न व्रतहानिर्भवतीत्यर्थः ॥ गुरुशासनं गुरोराज्ञा ॥ सकृदुक्त्याऽसकृत्त्यागे प्रायश्चित्तम् ॥ तदुक्तं स्कांदगारुडयोः–क्रोधात्प्रमादाल्लोभाद्वा व्रतभंगो भवेद्यदि । दिनत्रयं न भुंजीत मुंडनं शिरसोऽथवा ॥ नचात्र प्रायश्चित्तोक्तेरतिक्रांतव्रतानाचरणमिति वाच्यम् ॥ प्रायश्चित्तमिदं कृत्वा पुनरेव व्रती भवेदिति स्कांदात् ॥

વ્રતાદિકના આરંભમાં વૃદ્ધિશ્રાદ્ધ કરવું, તે શાતાતપ કહે છે:–શ્રાદ્ધમાં પિતૃદેવનું પૂજન નહિ કરીને કોઈ પણ કર્મનો આરંભ કરવો નહિ. ગ્રહણ કરેલું વ્રત ન કરે તો તેના સંબંધમાં મદનરત્નમાં છાગલેય કહે છે કે, જે પુરુષ પ્રથમ વ્રતનું ગ્રહણ કરી પછી ઈચ્છાથી વ્રત ન કરે, તો તે જીવતે ચાંડાલ થાય છે અને મુવા પછી કુતરો થઈને અવતરે છે. આ વચનમાં 'काममोहित' (ઈચ્છાથી) કહેલું છે, તેથી જો કાંઈ વ્યાધિ વગેરે વિઘ્ન આવી પડે અને ગ્રહણ કરેલું વ્રત ન થઈ શકે તો દોષ નથી. તે ઉપર હેમાદ્રિમાં સ્કંદપુરાણનું વચન છે કે:–સર્વ[1] પ્રાણીથી ભય,[2] વ્યાધિ,[3] ગાફલપણું અને [4]ગુરુની આજ્ઞા એટલાં વાનાં, એક વખત થવાથી વ્રતનો ભંગ કરનાર કહેવાતાં નથી–અર્થાત્ જો એટલાં કારણોથી એક વખત વ્રતમાં ભંગ થાય તો દોષ નથી. કારણ કે શાસ્ત્રમાં તેમ કહેલું છે, 'સર્વ પ્રાણીથી વ્રતકારને ભય છે,' એમ હેમાદ્રિ કહે છે. મદનરત્નમાં તો 'सर्वभूतभयं' એ પદનો અર્થ 'સર્વ પ્રાણીથી વ્રતકર્તાને ભય' એવો કર્યો છે, પણ એ અર્થ અપરિચિતપણાથી છે; કારણ કે 'સર્પાદિભયથી કાંઈ પણ વ્રતમાં ખામી આવે તો પણ વ્રતહાનિ થતી નથી એવો તેનો અર્થ છે.' આ વચનમાં 'सकृत' (એકવાર) એવું પદ છે માટે જો વારંવાર વ્રતમાં ખામી આવે તો પ્રાયશ્ચિત્ત કરવું. પ્રાયશ્ચિત્ત માટે ગરુડ તથા સ્કંદપુરાણમાં કહેલું છે:–ક્રોધથી, પ્રમાદથી વા લોભથી જો વ્રતનો ભંગ થાય તો ત્રણ દિવસ સૂધી ભોજન કરવું નહિ અથવા માથે મુંડન કરાવવું. વ્રતભંગનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે માટે તે ખંડિત વ્રત પાછું કરવું નહિ એવી કલ્પના કરવી નહિ; કારણ કે વ્રતના ભંગનું આ પ્રાયશ્ચિત્ત કરી પાછું વ્રત કરવું. એમ સ્કંદપુરાણમાં કહેલું છે.

## ઉપવાસધર્મ અને ઉપવાસનું સ્વરૂપ

अथोपवासधर्माः ॥ तत्रोपवासस्वरूपं कात्यायनवृद्धवसिष्ठाभ्यां दर्शितम्–उपावृत्तस्य पापेभ्यो यस्तु वासो गुणैः सह । उपवासः स विज्ञेयः सर्वभोगविवर्जितः ॥ गुणैः तज्जाप्ययजनध्यानतत्कथाश्रवणादयः । उपवासकृत[illegible]

* જે કોઈ કાર્યમાં સ્વતંત્ર હોય તેને જ કોઈ બીજા કાર્યમાં બીજાની સાથે લેવું તે સંયોગપૃથકત્વ ન્યાય કહેવાય છે.

मेते गुणाः प्रोक्ता मनीषिभिः॥दया सर्वभूतेषु क्षांतिरनसूया शौचमनायासोऽकार्पण्यं च मांगल्यमस्पृहेत्यादिभिर्विष्णुधर्मोत्तरगौतमादिप्रतिपादितैः॥ तच्छब्देनोपास्यादेवता व्रतदेवता वा ॥ एवं च पापनिवृत्त्या गुणानुष्ठानसहितो निराहारस्य वासोऽवस्थानमुपवास इत्युक्तं भवति ॥ इदं च फलसाधनस्योपवासस्य स्वरूपमुक्तम् ॥ उपवासपदार्थस्तु स्मृतिपुराणव्यवहारे रूढ्या निराहारावस्थानमात्रम् ॥ वृद्धवसिष्ठः-उपवासे तथा श्राद्धे न कुर्याद्दंतधावनम् ॥ काष्ठेनेति शेषः ॥ अतएव सन्निदत्ति-दंतानां काष्ठसंयोगो हंति सप्त कुलानि चेति वाक्यशेषाद्विधेरिव निषेधस्यापि विशेषपरता युक्तैव ॥ तेन-अलाभे वा निषेधे वा काष्ठानां दंतधावने। पर्णादिना विशुद्धयेत जिह्वोल्लेखः सदैवहीति पैठीनसिवचनात् ॥ अलाभे दंतकाष्ठानां निषिद्धायां तथा तिथौ। अपां द्वादशगंडूषैर्विदध्याद्दन्तधावनमिति व्यासवचनाच्च पर्णादिना द्वादशगण्डूषैर्वा दन्तधावनं कार्यमेव। देवलः-असकृज्जलपानाच्च सकृत्तांबूलचर्वणात्। उपवासः प्रणश्येत दिवास्वापाच्च मैथुनात् ॥ अशक्तौ तु तेनैव जलपानमभ्यनुज्ञातम्- अत्यये चांबुपानेन नोपवासः प्रणश्यति ॥ अत्यये जलपानं विना प्राणात्यये ॥

હવે ઉપવાસનું સ્વરૂપ કાત્યાયન અને વૃદ્ધવસિષ્ઠે બતાવેલું છે:-પાપથી નિવૃત્ત થયેલાનો ગુણની સાથે જે વાસ, કે જેમાં સર્વ ભોગનો ત્યાગ હોય તે ઉપવાસ કહેવાય છે. બુદ્ધિમાન્ લોકોએ સ્વેષ્ટ દેવતાનો અથવા વ્રત દેવતાનો જપ, યજ્ઞ, ધ્યાન અને કથાશ્રવણાદિ એટલા ઉપવાસીના ગુણ કહેલા છે. સર્વ ભૂતમાં દયા, સહનશીલતા, ઇર્ષ્યાનો અભાવ, શુદ્ધતા, પ્રયાસ તથા લોભનો ત્યાગ, મંગલપણું તથા આશાનો અભાવ ઇત્યાદિ વિષ્ણુધર્મોત્તર તથા ગૌતમ વગેરેએ કહેલા ઉપવાસીના ગુણ છે. અર્થાત્ એ પ્રમાણે પાપની નિવૃત્તિથી, ગુણોના અનુષ્ઠાન સહિત નિરાહાર રહેવું તેનું નામ ઉપવાસ એમ સિદ્ધ થાય છે. આ તો ફલના સાધનભૂત ઉપવાસનું સ્વરૂપ કહ્યું, પણ ઉપવાસપદનો અર્થ તો સ્મૃતિપુરાણ અને વ્યવહારમાં નિરાહાર રહેવું એટલો જ છે. વૃદ્ધવસિષ્ઠ કહે છે કે-ઉપવાસ તથા શ્રાદ્ધને દિવસે કાષ્ઠથી દંતધાવન (દાતણ) કરવું નહિ. મૂળ વચનમાં કાષ્ઠ પદ નથી, તો પણ ઉપરથી લઇ તેવો અર્થ કરવો. એ કારણ માટે જ ઉપવાસાદિકમાં કાષ્ઠથી દાતણ કરવાનો નિષેધ કરેલો છે, 'દાંત ને કાષ્ઠની સાથે થયેલો સંયોગ સાત પુરુષનો નાશ કરે છે,' એવી રીતે વાક્ય શેષથી જેમ કાષ્ઠથી દાતણ કરવાનો વિધિ છે, તેમ નિષેધ પણ કાષ્ઠથી દાતણ કરવાનો સમજવો યોગ્ય છે. તેથી 'દાતણ કરવા માટે કાષ્ઠ જો ન મળે વા નિષેધ હોય તો પાન વગેરેથી દાંત શુદ્ધ કરવા તથા હમેશાં જીભ શુદ્ધ કરવી;' એ પ્રકારનાં પૈઠીનસીનાં વચનથી; અને 'દાતણ કરવા માટે જો કાષ્ઠ ન મળે અથવા નિષિદ્ધ તિથિ હોય તો જળના બાર કોગળાથી દાંત શુદ્ધ કરવા' એ વ્યાસવચનથી પાન વગેરેથી; અથવા બાર કોગળાથી દાતણ કરવું જ જોઇએ. દેવલ કહે છે કે:-વારંવાર જલ પીવાથી, એક વખત પણ તાંબૂલ ખાવાથી, દિવસમાં સુવાથી અને મૈથુનથી ઉપવાસ નષ્ટ થાય છે. અશક્ત મનુષ્યને માટે દેવલે જ જલપાન કહેલું છે:-જલ પીધા વિના પ્રાણ જતા હોય તો જલ પીવું તેમાં ઉપવાસ નષ્ટ થતો નથી.

विष्णुधर्मे-असकृज्जलपानं च दिवास्वापं च मैथुनम् । तांबूलचर्वणं मांसं वर्जयेद्व्रतवासरे॥असकृदित्युक्त्या सकृज्जलपाने न दोषः ॥ अत्र- पारणांतं व्रतं ज्ञेयं व्रतांते विप्रभोजनम् । असमाप्ते व्रते पूर्वे कुर्यान्नैव व्रतांतरमिति तस्यापि व्रतवासरत्वान्मांसनिषेधः पारणादिने एव न तूपवासदिने ॥ उपवासे प्रसक्त्यभावात् ॥ अतएव निर्णयामृते व्यासः-वर्जयेत्पारणे मांसं व्रताहेप्यौषधं सदेति ॥ अष्टौ तान्यव्रतघ्नानि आपो मूलं फलं पयः । हविर्ब्राह्मणकाम्या च गुरोर्वचनमौषधम् ॥ इति स्कांदवचनात् प्रसक्तमौषधरूपमपि मांसं व्रताहे वर्जयेदित्यर्थः ॥ विष्णुरहस्ये-स्मृत्यालोकनगंधादिस्वादनं परिकीर्तनम् । अन्नस्य वर्जयेत्सर्वं ग्रासानां चाभिकांक्षणम् ॥ गात्राभ्यंगं शिरोऽभ्यंगं तांबूलं चानुलेपनम् । व्रतस्थो वर्जयेत्सर्वं यच्चान्यद्बलरागकृदिति ॥ हारीतः-पतितपाखंडादिनास्तिकादिसंभाषणानृताश्लीलादिकमुपवासादिषु वर्जयेदिति ॥ अन्नादिपदेन यत्पुरुषार्थतया सर्वदा निषिद्धं तदपि क्रत्वर्थतया संगृह्यते॥ अतएव व्रताधिकारे सुमंतुः-विहितस्याननुष्ठानमिंद्रियाणामनिग्रहः । निषिद्धसेवनं नित्यं वर्जनीयं प्रयत्नतः ॥

વિષ્ણુધર્મમાં કહેલું છે કે:-વ્રતને દિવસે વારંવાર જલપાન, દિવસમાં સુવું, મૈથુન, તાંબૂલભક્ષણ તથા માંસ એટલી વસ્તુનો ત્યાગ કરવો. આ વચનમાં 'અસકૃત્' એ વચનથી વારંવાર જલપાનનો નિષેધ છે, એક વખત જલપાનમાં દોષ નથી. પારણાંત વ્રત જાણવું, ને વ્રતના અંતમાં બ્રાહ્મણ ભોજન કરાવવું. પૂર્વવ્રત જ્યાં સુધી સમાપ્ત ન થયેલું હોય ત્યાં સુધી બીજું વ્રત કરવું નહિ. પૂર્વ વચનમાં વ્રતને દિવસે માંસનો નિષેધ કરેલો છે, માટે માંસનો નિષેધ પારણાને દિવસે જાણવો, પણ ઉપવાસને દિવસે નહિ. કારણ કે ઉપવાસને દિવસે કાંઇ ખાવાનો પ્રસંગ જ નથી. એ કારણ માટે જ નિર્ણયામૃતમાં વ્યાસ કહે છે કે-પારણાને દિવસે માંસનો* ત્યાગ કરવો અને વ્રતને દિવસે, ઔષધનો પણ સદા ત્યાગ કરવો. આ વચનમાં જલ, મૂલ, ફલ, દૂધ, હવિષ્ય, બ્રાહ્મણની ઇચ્છા,

---

* જે દેશમાં ને જે જાતમાં માંસ ખવાતું હોય, તે દેશમાં તથા તે જાતમાં, વ્રતને દિવસે માંસ નહિ ખાવાનું વચન છે, પણ જે દેશમાં ને જે જાતમાં માંસ ખવાતું જ નથી ત્યાં, આથી એમ નહિ માનવું કે માંસ ખવાતું હશે.

ગુરુનું વચન અને ઔષધ એ આઠ વાનાં વ્રતનો ભંગ કરનારાં કહેવાનાં નથી. એ પ્રકારનાં સ્કંદ વચનથી ઔષધ માટે પણ પ્રાપ્ત થયેલું માંસ વ્રતને દિવસે તજવું એવો વ્યાસનો અભિપ્રાય છે. વિષ્ણુ રહસ્યમાં કહેલું છે કે:– અન્નનું સ્મરણ, જોવું, સુંઘવું, ચાખવું, તેની વાત કરવી અને કોળીઆની ઇચ્છા કરવી, શરીર તથા મસ્તકમાં તૈલાભ્યંગ, તાંબૂલ ભક્ષણ, ચંદનલેપ અને બીજું પણ જે બલ તથા પ્રીતિ વધારનાર હોય તે સર્વનો વ્રત કરનારાએ ત્યાગ કરવો. હારિત કહે છે કે:–પતિત તથા પાખંડી વગેરે, તેમ જ નાસ્તિક વગેરેની સાથે ભાષણ, અસત્ય ભાષણ તથા અપશબ્દના ઉચ્ચારણ વગેરેનો ઉપવાસાદિકમાં ત્યાગ કરવો. અન્નાદિપદથી પુરુષાર્થપણાએ કરી સર્વદા જે નિષિદ્ધ હોય તેનો પણ કૃત્યર્થપણાથી સંગ્રહ કરવો; એટલે જે નિષિદ્ધપદાર્થ હોય તે તરફ જોવું નહિ, તેમની ઇચ્છા કરવી નહિ. એ કારણમાટે જ વ્રતાધિકારમાં સુમંતુ કહે છે કે:–કહેલાનું અનાચરણ, ઇંદ્રિયોનો અનિગ્રહ તથા નિષિદ્ધનું આચરણ એટલાનો નિરંતર પ્રયત્નથી ત્યાગ કરવો.

पतितादेर्दर्शने तु विष्णुपुराणे–तस्यावलोकनात्सूर्यं पश्येत मतिमान्नरः ॥ स्पर्शादौ विष्णुधर्मे–संस्पर्शे च नरः स्नात्वा शुचिरादित्यदर्शनात् । संभाष्य तान् शुचिपदं चिंतयेदच्युतं बुधः ॥ योगियाज्ञवल्क्यः–यदि वाग्यमलोपः स्याद्व्रतदानक्रियादिषु । व्याहरेद्वैष्णवं मन्त्रं स्मरेद्वा विष्णुमव्ययम् ॥ यमः–मानसे नियमे लुप्ते स्मरेद्विष्णुमनामयमिति ॥ बृहन्नारदीये–रजस्वलां च चांडालं महापातकिनं तथा । सूतिकां पतितं चैव उच्छिष्टं रजकादिकम् ॥ व्रतादिमध्ये शृणुयाद्येषां ध्वनिमुत्तमः । अष्टोत्तरसहस्रं तु जपेद्वै वेदमातरम् ॥ वेदमाता गायत्री ॥ मिताक्षरायां दक्षः– सन्ध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु । यदन्यत्कुरुते किंचिन्न तस्य फलमश्नुते ॥ अत्र प्रातःसंध्यैवांगमित्याहुः केचित् ॥ अविशेषात्तत्संध्योत्तरभाविनि कर्मादौ सांगमिति युक्तमित्याहुः प्राज्ञाः ॥ प्रातःकालीनव्रतादिसंकल्पस्तु प्रातःसंध्यां कृत्वैव कार्यः॥ प्रातःसंध्यां बुधः कृत्वा संकल्पं तत आचरेत् ॥ इति गौडनिबन्धधृतस्मृतेः ॥

પતિત વગેરેનું દર્શન થયું હોય તે સંબંધે વિષ્ણુપુરાણમાં કહે છે કે–જો પતિત વગેરે નજરે પડે તો બુદ્ધિમાન્ પુરુષે સૂર્યનું દર્શન કરવું. પતિત વગેરેનો સ્પર્શાદિક થાય તો વિષ્ણુધર્મમાં કહે છે કે–પતિત વગેરેનો સ્પર્શ થયો હોય તો સ્નાન કરી સૂર્યદર્શનથી મનુષ્ય શુદ્ધ થાય છે. પતિતાદિકની સાથે ભાષણ કરીને વિદ્વાને દશ હજાર વખત શુચિપદનું ચિંતવન કરવું. યોગિ યાજ્ઞવલ્ક્ય કહે છે કે–વ્રત, દાન તથા ક્રિયાદિમાં જો મૌનવ્રતનો ભંગ થાય તો વૈષ્ણવ મંત્રનો જપ કરવો, અથવા અવ્યય વિષ્ણુનું સ્મરણ કરવું. યમ કહે છે કે–જો મનના નિયમનો લોપ થાય તો નાશરહિત વિષ્ણુનું સ્મરણ કરવું બૃહન્નારદીયમાં કહેલું છે કે–વ્રતાદિકના મધ્યમાં રજસ્વલા, ચાંડાલ, મહાપાપી, સુવાવડી સ્ત્રી, પતિત, ઉચ્છિષ્ટ અથવા ધોબી વગેરે નજરે પડવાથી અથવા તેનો શબ્દ સાંભળવાથી બુદ્ધિમાન્ પુરુષે એક હજાર આઠ ગાયત્રીમંત્રનો જપ કરવો. મિતાક્ષરામાં દક્ષનું વચન છે કે–સંધ્યાહીન પુરુષ સર્વ કર્મોમાં નિરંતર અશુદ્ધ છે, માટે તે જે કાંઈ કર્મ કરે, તેનું ફળ તેને મળતું નથી. અહીં પ્રાતઃસંધ્યા જ અંગ છે એમ કેટલાકનું કહેવું છે. વચનમાં કોઈ પણ સંધ્યાનું નામ નથી, માટે જે સંધ્યા પછી જે કર્મ હોય તે કર્મમાં તે સંધ્યા અંગ યોગ્ય ગણાય છે, એમ બુદ્ધિમાનો કહે છે. પ્રાતઃકાલના વ્રતાદિકનો સંકલ્પ તો પ્રાતઃસંધ્યા કરીને જ કરવો. કારણ કે, 'બુદ્ધિમાન્ મનુષ્યે પ્રાતઃસંધ્યા કરીને સંકલ્પ કરવો' એવું ગૌડનિબંધમાં સ્મૃતિવચન છે.

मार्कण्डेयपुराणे–सूर्योदयं विना नैव व्रतदानादिकक्रमः– इति ॥ क्रम उपक्रमः ॥ क्रिया इति पाठे स्नानदानादिकाः क्रियाः ॥ सूर्योदयशब्देन उषःकालो लक्ष्यते ॥ तं विना रात्रौ स्नानादिकं न कार्यमिति कल्पतरुः ॥ छन्दोगपरिशिष्टे–सदोपवीतिना भाव्यं सदा बद्धशिखेन च । विशिखो व्युपवीती च यत्करोति न तत्कृतम् ॥ पित्र्यमन्त्रानुद्रवणे आत्मालम्भे अवेक्षणे । अधो वायुसमुत्सर्गे प्रहासेऽनृतभाषणे ॥ मार्जारमूषकस्पर्शे आक्रोशे क्रोधसम्भवे । निमित्तेष्वेषु सर्वत्र कर्म कुर्वन्नपः स्पृशेत् ॥ मार्कण्डेयपुराणे–शिरः स्नातश्च कुर्वीत दैवं पित्र्यमथापि वा ॥ वराहपुराणे– स्नानसंध्यातर्पणादि जपो होमः सुरार्चनम् । उपवासवता कार्यं सायंसन्ध्याहुतीर्विना॥भगवद्गीतायाम्–तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः । प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ आपस्तंबः–त्रिमात्रस्तु प्रयोक्तव्यः कर्मारंभेषु सर्वशः ॥ त्रिमात्रः प्रणवः ॥ इतिसामान्यपरिभाषा– विस्तृता चेयं सामान्यपरिभाषा आचारमयूखे द्रष्टव्या ॥

માર્કંડેયપુરાણમાં વચન છે કે–સૂર્યોદય વિના વ્રત અથવા દાનનો આરંભ કરવો નહિ. 'क्रिया' એવો જો પાઠ હોય તો સ્નાન વગેરે ક્રિયા એવો અર્થ કરવો. આ વચનમાં સૂર્યોદય શબ્દથી પ્રાતઃકાળ જણાય છે; કારણ કે પ્રાતઃકાળ વિના રાત્રિમાં સ્નાનાદિક ન કરવાં, એમ કલ્પતરુ કહે છે. છંદોગપરિશિષ્ટમાં વચન છે કે–મનુષ્યે નિરંતર ઉપવીતી રહેવું, એટલે ડાબા ખભા ઉપર જનોઈ રાખવી, અને નિરંતર શિખા બાંધી રાખવી; કારણ કે શિખા બાંધ્યા વિના તથા ડાબા ખભા ઉપર જનોઈ રાખ્યા વિના મનુષ્ય જે કર્મ કરે તે ન કર્યા સમાન અર્થાત્ નિષ્ફળ થાય છે. કર્મ કરતાં પિત્ર્યમંત્રાનુદ્રવણ થાય, મન વશમાં ન રહે, કાંઈ જોવાય, અધોવાયુ (શર્ધન) છૂટે, પ્રહાર થાય, ખોટું બોલાય, મીંદડી વા ઉંદરનો

સ્પર્શ થાય, નિદ્રા થાય, અથવા ક્રોધ ઉત્પન્ન થાય તો મનુષ્યે જળનો સ્પર્શ કરવો. માર્કંડેય પુરાણમાં વચન છે કે–માથું ભીંજાવી નાખેલો પુરુષ દેવસંબંધી વા પિતૃદેવસંબંધી કર્મ કરે. વરાહપુરાણમાં વચન છે કે–ઉપવાસવાળાએ સાયંસંધ્યાહુતિ વિના, સ્નાન, સંધ્યા, તર્પણ, જપ, હોમ તથા દેવતાપૂજન વગેરે સઘળું કરવું. ભગવદ્‌ગીતામાં તે કારણ માટે બ્રહ્મવાદીના યજ્ઞ, દાન, તપ અને ક્રિયા, ઓંકારનું ઉચ્ચારણ કરીને વિધાન પ્રમાણે નિરંતર પ્રવૃત્ત થાય છે. આપસ્તંબ કહે છે કે–સર્વ કર્મોના આરંભમાં પ્રણવ (ઓંકાર)નો પ્રયોગ કરવો. આ સામાન્ય પરિભાષા છે. આ સામાન્ય પરિભાષા આચારમયૂખમાં વિસ્તારથી કહેલી છે માટે તેમાં જોવી.

## સ્ત્રીઓ માટે ઉપવાસના વિશેષ ધર્મ

अत्र स्त्रीणां विशेषो हेमाद्रौ पाद्मे–गर्भिणी सूतिकादिश्च कुमारी चाथ रोगिणी । यदाऽशुद्धा तदाऽन्येन कारयेत्प्रयता स्वयम् ॥ प्रयता शुद्धा स्वयं कुर्यादित्यर्थः । पुंसोऽप्येष विधिर्लिंगस्याविवक्षितत्वादिति हेमाद्रिः । एवं स्त्रीभी रजोदर्शनेऽपि कार्यम् ॥ तथा च सत्यव्रतः–प्रारब्धदीर्घतपसां नारीणां चेद्रजो भवेत् । न च तत्र व्रतस्य स्यादुपरोधः कथंचन ॥ व्रतस्योपवासस्येत्यर्थः । पूजादिकं त्वन्येन कारयेत् ॥ तथाच मदनरत्ने मात्स्ये–अन्तरा तु रजःस्पर्शे पूजामन्येन कारयेत् ॥ सूतकेऽप्येवम् । तथा च तत्रैव–पूर्वं संकल्पितं यच्च व्रतं सुनियतव्रतैः । तत्कर्तव्यं नरैः शुद्धं दानार्चनविवर्जितमिति ॥ केन कारयेदित्यपेक्षायां तत्रैव पैठीनसिः–भार्या पत्युर्व्रतं कुर्याद्भार्यायाश्च पतिर्व्रतम् । असामर्थ्येऽपरस्ताभ्यां व्रतभङ्गो न जायते ॥ अपरः पुत्रादिः । तत्रैव वायुपुराणे–उपवासे त्वशक्तस्तु आहिताग्निरथापि वा । पुत्राद्वा कारयेदन्याद्ब्राह्मणाद्वापि कारयेत् ॥ उपवासं प्रकुर्वाणः पुण्यं शतगुणं लभेत् । नारी च पतिमुद्दिश्य एकादश्यामुपोषिता ॥ पुण्यं शतगुणं प्रोक्तमित्याह गालवो मुनिः । मातामहादीनुद्दिश्य एकादश्यामुपोषणे ॥ कृते च भक्तितो विप्राः समग्रं फलमाप्नुयुः ॥ एते च प्रतिनिधयो न काम्ये ॥ तथाच मण्डनः–काम्ये प्रतिनिधिर्नास्ति नित्यनैमित्तिके च सः । काम्येऽप्युपक्रमादूर्ध्वं केचित्प्रतिनिधिं विदुः ॥ न स्यात्प्रतिनिधिर्मन्त्रस्वामिदेवाग्निकर्मसु । न देशकालयोः शब्दे नारणे[1] पुत्रभार्ययोः ॥ नापि प्रतिनिधातव्यं निषिद्धं वस्तु कुत्रचित् ॥

આમાં સ્ત્રીઓને માટે ઉપવાસના વિશેષ ધર્મ કહ્યા છે. હેમાદ્રિમાં પદ્મપુરાણનું વચન છે કે;–"ગર્ભિણી, સુવાવડી, કુમારી અથવા રોગિણી સ્ત્રી જ્યાં સુધી અશુદ્ધ હોય ત્યાં સુધી બીજાની પાસે વ્રતાદિ કરાવે અને શુદ્ધ થયા પછી પોતે વ્રત કરે. પુરુષને પણ એ જ પ્રમાણે જાણી લેવું; કારણ કે ઉપલા વચનમાં સ્ત્રીલિંગની કાંઈ વિવક્ષા નથી, એમ હેમાદ્રિ કહે છે. સ્ત્રી રજસ્વલા હોય તો તેણે પણ તેમ જ કરવું. તે ઉપર સત્યવ્રતનું વચન છે કે–જે સ્ત્રીઓએ ઘણા દિવસનું વ્રત ધારણ કર્યું હોય તે જો રજસ્વલા થાય તો પણ કોઇ પ્રકારે ઉપવાસનો રોધ થતો નથી; પરંતુ તેણે પૂજા વગેરે કર્મ બીજાની પાસે કરાવવાં. મદનરત્નમાં મત્સ્યપુરાણનું વચન છે કે;–જો વચમાં રજોદર્શન થાય તો પૂજા બીજાની પાસે કરાવવી. સૂતકમાં પણ એ જ પ્રમાણે સમજવું. તેમાં પણ મદનરત્નનું વચન છે કે–સારી રીતથી નિયમમાં રહેલા પુરુષે, પ્રથમ સંકલ્પિત વ્રત કરવું, પણ દાન વા પૂજન કરવું નહિ. પૂજા વગેરે કોની પાસે કરાવવું, એ જિજ્ઞાસા થવાથી મદનરત્નમાં જ પૈઠીનસિનું વચન છે કે;–પતિનું વ્રત સ્ત્રી કરે અને સ્ત્રીનું વ્રત પતિ કરે અને તેઓ તેમ કરવામાં અસમર્થ હોય તો પુત્રાદિક કરે, પણ વ્રતનો ભંગ થવો ન જોઇએ. મદનરત્નમાં વાયુપુરાણનું વચન છે કે–જો અગ્નિહોત્રી ઉપવાસ કરવામાં અશક્ત હોય તો પુત્ર પાસે અથવા તો બીજા બ્રાહ્મણ પાસે ઉપવાસ કરાવે; અને જે ઉપવાસ કરે તેને સોગણું પુણ્ય મળે છે. જો સ્ત્રી પતિ માટે એકાદશીનો ઉપવાસ કરે તો તેને સોગણું પુણ્ય થાય છે. હે વિપ્રો ! જે પુરુષ માતામહ (નાના) વગેરેને માટે એકાદશીનો ઉપવાસ કરે છે, તેને સમગ્ર ફળ પ્રાપ્ત થાય છે એમ ગાલવમુનિ કહે છે." આ પ્રતિનિધિ (કોઇની વતી કાંઈ કરનાર) સકામ કર્મમાં કહેલા નથી. મંડનનું વચન–"સકામ કર્મમાં પ્રતિનિધિ નથી. નિત્ય અથવા (નિમિત્તથી પ્રાપ્ત થયેલાં) નૈમિત્તિક કર્મમાં પ્રતિનિધિ છે. સકામ કર્મમાં પણ આરંભ કર્યા પછી પ્રતિનિધિ કરવો, એમ કેટલાક માને છે. મંત્ર, સ્વામી, દેવ, અગ્નિ, કર્મ, દેશ, કાળ, અરણિ, શબ્દ, પુત્ર તથા સ્ત્રી એટલાનો પ્રતિનિધિ થાય નહિ; તેમ જ ક્યાંય પણ નિષિદ્ધ વસ્તુનો પ્રતિનિધિ કરવો નહિ."

## વ્રતમાં હવિષ્ય (ખાવા યોગ્ય) પદાર્થ

अथ व्रते हविष्याणि ॥ हेमाद्रौ छन्दोगपरिशिष्टे कात्यायनः–हविष्येषु यवा मुख्यास्तदनु व्रीहयः स्मृताः ॥ माषकोद्रवगौरादीन् सर्वाभावेऽपि वर्जयेत् ॥ तत्रैवाग्निपुराणे–व्रीहिषष्टिकमुद्गाश्च कलायाः सलिलं पयः । श्यामाकाश्चैव नीवारा गोधूमाद्या व्रते हिताः ॥ कूष्मांडालाबुवृंताकपालक्यज्योत्स्निकास्त्यजेत् । चतुर्भैक्ष्यं सक्तुकणाः शाकं दधि घृतं मधु ॥ श्यामाकाः शालिनीवारा यावकं मूलतंदुलम् । हविष्यं व्रतनक्तादावग्निकार्यादिके हितम् ॥ मधुमांसं विहातव्यं सर्वैश्च व्रतिभिस्तथा[1] । पालकी पाथरी । ज्योत्स्निका कोशातकी । तत्रैव भविष्ये–हैमन्तिकं सितास्विन्नं धान्यं मुद्गा यवास्तिलाः ॥ कलायकंगुनीवारा वा-

---

१ क्वचित्पुस्तके तु नारणेऽग्निरेव चेति पाठो दृश्यते ।

१ विहायान्यद् व्रते च हितमीरितमित्यत्र पाठो दृश्यते ।

स्तुकं हिलमोचिका ॥ षष्टिकाकालशाकं च मूलकं केमुकेतरत् ॥ कन्दः सैंधवसामुद्रे गव्ये च दधिसर्पिषी ॥ पयोऽनुद्धृतसारं च पनसाम्रहरितकी ॥ पिप्पली जीरकं चैव नागरंगकतिंतिणी ॥ कदली लवली धात्री फलान्यगुडमैक्षवम् ॥ अतैलपक्वं मुनयो हविष्याणि प्रचक्षते ॥ लवणे मधुसर्पिषी इति क्वचित्पाठः । हैमंतिकं धान्यं कलमास्तदपि सितं श्वेतमस्विन्नं च हविष्यम् । कलायाः सतीनकपर्याया मटर इतिप्रसिद्धाः । वाटाणे इति दक्षिणप्रसिद्धाः । वास्तुकं बथुआ इति ख्यातः । हिलं शुक्रं मोचयतीति क्षीरस्वाम्युक्तेः शुक्रासारी हिलसार इति प्रसिद्धः शाको जलोद्भवः । गौडदेशे हेलांचले इति प्रसिद्धा ॥ कालशाकमुत्तरदेशे कालिकेति प्रसिद्धम् । केमुकं केमुआ इति पूर्वदेशे प्रसिद्धम् । नागरंगकं नारिंगम् ॥ ऐरावतो नागरङ्गो नादेयी भूमिजम्बुकेत्यमरात् ॥ नागरं चैवेति पाठे नागरं शुण्ठी । लवली रायआंवळीति महाराष्ट्रभाषयोच्यमानं फलम् । हरफरेवडी इति मध्यदेशभाषया । अतैलपक्वमित्येतत्कथितहविष्याणामेव विशेषणम् ॥ मनुः— मुन्यन्नानि पयः सोमो मांसं यच्चानुपस्कृतम् । अक्षारलवणं चैव प्रकृत्या हविरुच्यते ॥ अनुपस्कृतमपक्वम् ॥

હેમાદ્રિમાં છંદોગપરિશિષ્ટમાં કાત્યાયનનું વચન—હવિષ્યમાં યવ મુખ્ય છે, તેથી ઉતરતી શાળ છે. યવ વગેરે સર્વનો અભાવ હોય, તોપણ અડદ, કોદ્રા તથા ગૌર વગેરેનો ત્યાગ કરવો. હેમાદ્રિમાં જ અગ્નિપુરાણનું વચન—શાળ, સાઠી ચોખા, મગ, વટાણા, જળ, દૂધ, શામો, નીવાર અને ઘઉં વગેરે વ્રતમાં ખાવા યોગ્ય છે; કોળું, દુધી, વેંગણ, પાથરી તથા ચતુર્ભક્ષ્ય, સકતુકણ, શાક, દહીં, ઘી, ઘીસોડી તથા મધ એટલાનો ત્યાગ કરવો. શામો, શાળ, નીવાર, યાવક, મૂલ અને ચોખા એટલી વસ્તુ, વ્રત, રાત્રિભોજન અને અગ્નિકાર્ય વગેરેમાં ખાવાનું યોગ્ય કહેલું છે. સઘળા વ્રતવાળા પુરુષોએ મદ્ય તથા માંસનો ત્યાગ કરવો. હેમાદ્રિમાં જ ભવિષ્યપુરાણનું વચન—હૈમંતિક ધાન્ય, ધોળી સાફ શાળ, મગ, યવ, તલ, વટાણા, કાંગ, નીવાર, વાસ્તુક, હિલસાર, ષષ્ટિક (સાઠ રાત્રિમાં પાકનાર), કાલિક, કેમુત્રાથી જૂદી જાતના મૂળા, કંદ, સીંધાલુણ, સમુદ્રલવણ, ગાયનાં ઘી, દહીં, જેમાંથી સાર કાઢેલું ન હોય તેવું દૂધ, પનસ, આંબા, હરડે, લીંડીપીંપળ, જીરું, નારંગી (આંહી કોઇ નારંગીને ઠેકાણે, સુંઠ કહે છે,) લવલી, આમલી, કેળ તથા હરફરેવડીનાં ફળ, ગોળ વિનાની શેરડીની ચીજ—અર્થાત્ ચીની સાકર વગેરે, એ સર્વ તેલમાં પકવેલાં ન હોય તો હવિષ્ય છે, એમ મુનિઓ કહે છે. હૈમંતિક એટલે ધોળા કોદરા સમજવા. કારણ કે તે જ હવિષ્ય કહેવાય છે. કલાય એટલે સતીનકના પર્યાય 'મટર' એ નામે પ્રસિદ્ધ છે. 'વટાણા' એ નામથી દક્ષિણ દેશમાં પ્રસિદ્ધ છે. વાસ્તુક એટલે 'બથવો' એ પ્રકારે પ્રસિદ્ધ છે. હિલ એટલે વીર્યને છોડાવે છે, એમ ક્ષીરસ્વામીએ કહેલું છે; માટે શુક્રાસારી એટલે હિલસાર એ નામે પ્રસિદ્ધ છે. શાક એટલે જળમાં ઉત્પન્ન થયેલા હેલાચલ એ નામથી ગૌડ દેશમાં પ્રસિદ્ધ છે. કાલશાક ઉત્તર દેશમાં 'કાલિક' એ નામથી પ્રસિદ્ધ છે. કેમુક એટલે 'કેમુત્રા' એવી રીતે પૂર્વ દેશમાં પ્રસિદ્ધ છે. નારંગક એટલે નારિંગ, કારણ કે, ઐરાવત, નાગરંગ, નાદેયી, ભૂમિજંબુકા, એવી રીતે અમરકોશમાં કહેલું છે. 'नागरं चैव' એવો પાઠ હોય તો નાગર એટલે સુંઠ સમજવી. લવલી, એટલે 'રાયઆંબળી' એવું દક્ષિણી ભાષામાં ફળનું નામ છે. 'હરફારેવડી' એમ મધ્ય દેશની ભાષામાં કહેવાય છે. અતૈલપક્વ એ પદ, આગળ કહેલાં સર્વ હવિષ્યોનું વિશેષણ છે. મનુનું વચન છે કે,—મુનિનું અન્ન (શામો, નીવાર વગેરે) દૂધ, સોમ, નહી પકવેલું અને નથી ક્ષાર અથવા લવણ જેમાં એવું માંસ સ્વભાવથી જ હવિષ્ય છે.

## વ્રતાદિકમાં ઉપયોગી વસ્તુ

अथ व्रताद्युपयुक्तानि वस्तूनि ॥ तत्र पंचरत्नान्यादित्यपुराणे—सुवर्णं रजतं मुक्ता राजावर्तं प्रवालकम् ॥ रत्नपंचकमाख्यातं शेषं वस्तु ब्रवीम्यहम् ॥ कनकं कुलिशं नीलं पद्मरागं च मौक्तिकम् ॥ एतानि पंचरत्नानि रत्नशास्त्रविदो विदुः ॥ इति समयप्रदीपधृतकालिकापुराणोक्तानि वा । कुलिशं हीरकम् ॥ स्मृत्यंतरे—अभावे सर्वरत्नानां हेम सर्वत्र योजयेत् ॥ विष्णुधर्मोत्तरे—मुक्ताफलं हिरण्यं च वैदूर्यं पद्मरागकम् । पुष्परागं च गोमेदं नीलं गारुत्मतं तथा । प्रवालयुक्तान्युक्तानि महारत्नानि वै नव ॥ अथ पल्लवा हेमाद्रौ ब्रह्मांडपुराणे—अश्वत्थोदुंबरप्लक्षचूत[1]न्यग्रोधपल्लवाः । पंचभंगा इतिख्याताः सर्वकर्मसु शोभनाः ॥ पंचभंगाः पंचपल्लवाः ॥ पंचगव्यं च तत्रैव स्कांदे—गोमूत्रं गोमयं क्षीरं दधिसर्पिर्यथाक्रमम् ॥ विष्णुधर्मे—गोमूत्रं भागतश्चार्द्धं शकृत् क्षीरस्य च त्रयम् ॥ द्वयं दध्नो घृतस्यैकमेकश्च कुशवारिजः ॥ गोमूत्रप्रमाणं तु प्रायश्चित्तमयूखे ज्ञेयम् ॥ विष्णुधर्मे—गायत्र्याऽऽदाय गोमूत्रं गंधद्वारेति गोमयम् ॥ आप्यायस्वेति च क्षीरं दधिक्राव्णोऽथ वै दधि ॥ शुक्रमसीति आज्यं च देवस्यत्वा कुशोदकम् ॥ एभिस्तु पंचभिर्युक्तं पंचगव्यं प्रचक्षते ॥ पंचामृतं तु हेमाद्रौ शिवधर्मे—पंचामृतं दधि क्षीरं सिता मधु घृतं स्मृतम् ॥ मदनरत्ने कात्यायनः—आज्यं क्षीरं मधु तथा मधुरत्रयमुच्यते ॥ तत्रैव भविष्ये—मधुरोऽम्लश्च लवणः कषायस्तिक्त एव च ॥ कटुकश्चेति राजेंद्र रसषट्कमुदाहृतम् ॥ चतुःसमं तु गारुडे—कस्तूरिकाया द्वौ भागौ चत्वारश्चन्दनस्य च ॥ कुंकुमस्य त्रयश्चैकः शशिनः स्याच्चतुःसमं ॥ कुंकुमं केशरम् । शशी

[1] चूतः आम्रः ।

कर्पूरः॥कर्पूरश्चंदनं दर्पः कुंकुमं च समांशकम् ॥ सर्वगंधमिति प्रोक्तं समस्तसुरभूषणम् ॥ दर्पः कस्तूरिका ॥ मत्स्ये–कस्तूरी ह्यगुरुश्चैव कर्पूरश्चन्दनं तथा ॥ कंकोलं च भवेदेभिः पंचभिर्यक्षकर्दमः ॥

પંચરત્ન અને નવરત્ન માટે આદિત્યપુરાણનું વચન–સુવર્ણ, રૂપું, મોતી, રાજાવર્ત અને પરવાળાં એ પંચરત્ન કહેલાં છે. બાકીની વસ્તુ હું કહું છું. સુવર્ણ, હીરો, લીલમ, મણિ અને મોતી એ પંચરત્ન છે, એમ રત્નશાસ્ત્ર જાણનારાઓ કહે છે. એ પ્રકારનું સમયપ્રદીપમાં કાલિકા પુરાણનું વચન છે. બીજી સ્મૃતિમાં પણ વચન છે કે–'જો પંચરત્નનો અભાવ હોય તો સર્વ જગોએ સોનાનો ઉપયોગ કરવો.' વિષ્ણુધર્મોત્તરનું વચન છે કે;–મોતી, સોનું, વૈદૂર્ય, મણિ, પોખરાજ, ગોમેદ, લીલમ, ગારુત્મત અને પરવાળાં એ નવ મહારત્ન કહેવાય છે. પલ્લવ–હેમાદ્રિમાં બ્રહ્માંડપુરાણનું વચન છે કે;–"પીપળો, ઉંબરો, પીપર, આંબો અને વડ એ પાંચનાં પાંદડાં એ પંચપલ્લવ કહેવાય છે." એ પંચપલ્લવ સર્વ કર્મમાં શુભકારક છે.

**પંચગવ્ય**–હેમાદ્રિમાં જ સ્કંદપુરાણનું વચન–"ગાયનું મૂત્ર, છાણ, દૂધ, દહીં અને ઘી એ પંચગવ્ય કહેવાય છે." વિષ્ણુધર્મમાં કહ્યું છે કે;–'ગોમૂત્રથી અર્ધ ભાગ ગોમય, દૂધના ત્રણ ભાગ, દહીંના બે ભાગ, ઘીનો એક ભાગ અને એક ભાગ દર્ભના જળનો લેવો." ગોમૂત્રનું પ્રમાણ પ્રાયશ્ચિત્તમયૂખમાંથી જાણી લેવું. વિષ્ણુધર્મમાં કહ્યું છે કે–"ગાયત્રીમંત્રથી ગોમૂત્રનું ગ્રહણ કરવું. 'गंधद्वारा.' એ મંત્રથી છાણનું ગ્રહણ કરવું. 'आप्यायस्व.' એ મંત્રથી દૂધનું ગ્રહણ કરવું. 'दधिक्राव्णो.' એ મંત્રથી દહીંનું ગ્રહણ કરવું. 'शुक्रमसि.' એ મંત્રથી ઘી લેવું. અને 'देवस्य त्वा' એ મંત્રથી દર્ભનું જળ લેવું." ગોમૂત્ર વગેરે પાંચથી મળેલું દર્ભજળ પંચગવ્ય કહેવાય છે.

**પંચામૃત**–હેમાદ્રિમાં શિવધર્મનું વચન–દહીં, દૂધ, સાકર, મધ અને ઘી એ પાંચ મળી પંચામૃત કહેવાય છે. મદનરત્નમાં કાત્યાયનનું વચન–ઘી, દૂધ અને મધ એ ત્રણ મળી મધુરત્રય કહેવાય છે. મદનરત્નમાં જ ભવિષ્યપુરાણનું વચન છે કે;–હે રાજેંદ્ર! મીઠો, ખાટો, ખારો, તુરો, કડવો અને તીખો એ છ રસ કહેવાય છે.

**ચતુઃસમ**–ગરુડપુરાણનું વચન–કસ્તૂરીના બે ભાગ, ચંદનના ચાર ભાગ, કેશરના ત્રણ ભાગ અને કપૂરનો એક ભાગ એ મળી ચતુઃસમ કહેવાય છે. કપૂર, ચંદન, કસ્તૂરી અને કેશર એ સર્વ સમ ભાગે હોય તે સર્વગંધ કહેવાય છે અને તે સર્વ દેવતાઓનું ભૂષણ છે.

**યક્ષકર્દમ**–તેમ જ કસ્તૂરી, અગર, કપૂર, ચંદન અને કંકોલ એ પાંચ મળી યક્ષકર્દમ કહેવાય છે.

अथ सर्वौषधयश्छंदोगपरिशिष्टे–कुष्ठं मांसी हरिद्रे द्वे मुरा शैलेयचंदनम् ॥ वचा चंपकमुस्तं च सर्वौषध्यो दश स्मृताः ॥ पाद्मे–इक्षवस्तृणराजं च निष्पावाजाजिधान्यकम् ॥ विकारवच्च गोक्षीरं कुसुमं कुंकुमं तथा ॥ लवणं चाष्टमं तत्र सौभाग्याष्टकमुच्यते॥ तृणराजस्तालः । अजाजी जीरकम् ॥ आपः क्षीरं कुशाग्राणि दध्यक्षततिलास्तथा । यवाः सिद्धार्थकाश्चेति अर्घ्योऽष्टांगः प्रकीर्तितः ॥ पंचरात्रे–रजांसि पंचवर्णानि मंडलार्थे हि कारयेत् ॥ शालितंदुलचूर्णेन शुक्लं वा यवसंभवम् ॥ रक्तं कुसुंभसिंदूरगैरिकादिसमुद्भवम् ॥ हरितालोद्भवं पीतं रजनीसंभवं तथा ॥ कृष्णं दग्धयवैर्हरित्पीतकृष्णविमिश्रितम् । रजनी हरिद्रा । कौतुकसंज्ञानि भविष्ये–दूर्वा यवांकुराश्चैव वालकं चूतपल्लवाः ॥ हरिद्राद्वयसिद्धार्थशिखिपत्रोरगत्वचः ॥ कंकणौषधयश्चैताः कौतुकाख्या नव स्मृताः ॥

**સર્વૌષધિ**–છંદોગપરિશિષ્ટનું વચન–કઠ, જટામાંસી, હળદર, આંબાહળદર, મુરા, શિલાજિત, ચંદન, વજ, ચંપો અને મોથ એ દશ સર્વૌષધિ કહેવાય છે.

**સૌભાગ્યાષ્ટક**–પદ્મપુરાણનું વચન–સેરડી, તાડ, ચોળા, જીરું, વિકારવાળું ગાયનું દૂધ, પુષ્પ, કેશર અને આઠમું લવણ એ આઠ સૌભાગ્યાષ્ટક કહેવાય છે.

**અષ્ટાંગઅર્ઘ્ય**–જલ, દૂધ, દર્ભનો અગ્રભાગ, દહીં, ચોખા, તલ, યવ અને સર્ષપ, એ મળી અષ્ટાંગઅર્ઘ્ય કહેવાય છે.

**મંડળ**–પંચરાત્રનું વચન–મંડળ માટે પાંચ જાતના રંગ કરાવવા. શાળ, ચોખા અથવા યવના ચૂર્ણથી ધોળો રંગ કરવો; કસૂંબો, સિંદૂર અથવા ગેરુ વગેરેથી લાલ રંગ કરવો; હરતાલ અથવા હળદરથી પીળો રંગ કરવો; બાળેલા યવથી કાળો રંગ કરવો; અને પીળો તથા કાળો રંગ મેળવીને લીલો રંગ બનાવવો.

**કૌતુક**–ભવિષ્યપુરાણનું વચન–ધ્રો, જવારા, વાળો, આંબાના પાંદડાં, હળદર, આંબા હળદર, સર્ષપ, મોરપીછ અને સર્પની કાંચળી આ નવ કંકણૌષધિઓને કૌતુક કહેલ છે.

अथ सप्तमृदो मात्स्ये–गजाश्वरथवल्मीकसंगमाद्ध्रदगोकुलात् ॥ मृदमानीय कुंभेषु प्रक्षिपेच्चत्वरात्तथा ॥ गोकुलावधि सप्त चत्वरेण सहाष्टौ मृदो भवंति ॥ हेमाद्रौ भविष्ये–सुवर्णं रजतं ताम्रमारकूटं तथैव च ॥ लोहं त्रपु तथा सीसं धातवः सप्त कीर्तिताः ॥ आरकूटं पित्तलम् । तत्रैव षट्त्रिंशन्मते॥ यवगोधूमधान्यानि तिलाः कंगुस्तथैव च ॥ श्यामाकं चीनकं चैव सप्तधान्यमुदाहृतम् ॥ सप्तदश धान्यानि मार्कंडेयपुराणे–व्रीहयश्च यवाश्चैव गोधूमा अणवस्तिलाः । प्रियंगवः कोविदाराः कोरदूषाः सतीनकाः ॥ माषा मुद्गा मसूराश्च निष्पावाः सकुलित्थकाः ॥ आढक्यश्चणकाश्चैव शणाः सप्तदश स्मृताः ।। कोरदूषाः कोद्रवाः ।

१ हरिद्रादारुहरिद्रेत्येतत् द्वयं । २ अत्र धान्यशब्दो व्रीहिवाची ।

सतीनकाः कलायाः, मटर इति प्रसिद्धाः ॥ अष्टादश धान्यानि स्कांदे- व्रीहिर्यवास्तिलाश्चैव यावनालास्तथैव च ॥ सतीनकाः कुलित्थाश्च कंगुकाः कोरदूषकाः ॥ माषमुद्गमसूराश्च निष्पावाः श्यामसर्षपाः ॥ गोधूमाश्चणकाश्चैव नीवाराढक्य एव च ॥ एवं क्रमेण जानीयाद्धान्यान्यष्टादशैव तु ॥ शाकानि हेमाद्रौ क्षीरस्वामी-मूलपत्रकरीराग्रफलकांडाधिरूढका[1]: ॥ त्वक्पुष्पं कवचं चेति शाकं दशविधं स्मृतम् ॥ करीरं वंशांकुरः । अग्रं पल्लवः । कांडं नालम् । कवचं छत्राकम् ॥ कलशा उक्ता विष्णुधर्मे-हैमराजतताम्राश्च मृन्मया लक्षणान्विताः ॥ यात्रोद्वाहप्रतिष्ठादौ कुंभाः स्युरभिषेचने ॥ तत्परिमाणं च तत्रैव -पंचाशांगुलवैपुल्या उत्सेधे षोडशांगुलाः ॥ द्वादशांगुलमूलाः स्युर्मुखमष्टांगुलं भवेत् ॥ पंचगुणिता आशाश्च पंचाशाः । आशा दश । पंचाशदंगुलानि वैपुल्यमित्यर्थः । केचित्तु पंचदशांगुलवैपुल्या इत्याहुः ॥

**સપ્તમૃત્તિકા**-મત્સ્યપુરાણનું વચન-હાથીના સ્થાનમાંથી, ઘોડાના સ્થળમાંથી, રથના સ્થળમાંથી, રાફડામાંથી, સંગમમાંથી, મોટા ધોમાંથી, ગોંદરામાંથી, અને ચૌવટામાંથી માટી લાવી ઘડામાં નાંખવી. આ વચનમાં ચૌવટાની માટી સહિત આઠ માટી થાય છે.

**સાત ધાતુ**-હેમાદ્રિમાં ભવિષ્યપુરાણનું વચન-સોનું, રૂપું, ત્રાંબું, પિત્તળ, લોઢું, જસત તથા સીસું એ સાત ધાતુ કહેવાય છે.

**સાત ધાન્ય**-હેમાદ્રિમાં જ ષટ્ત્રિંશન્મતનું વચન-યવ, ઘઉં, શાળ, તલ, કાંગ, સ્યામો, ચીનક (ચીણો) એ સાત ધાન્ય કહેવાય છે.

**સત્તર ધાન્ય**-માર્કંડેયપુરાણનું વચન-શાળ, યવ, ઘઉં, અળસી, તલ, કાંગ, કોવિદાર, કોદ્રા, વટાણા, અડદ, મગ, મસૂર, ચોળા, કળથી, તુવર, ચણા અને શણ એ સત્તર ધાન્ય કહ્યાં છે.

**અઢાર ધાન્ય**-સ્કંદપુરાણનું વચન-શાળ, યવ, તલ, યાવનાલ, વટાણા, કળથી, કાંગ, કોદ્રા, અડદ, મગ, મસૂર, ચોળા, શ્યામો, સર્ષવ, ઘઉં, ચણા, નીવાર અને તુવર એ અઢાર ધાન્ય જાણવાં.

**શાક**-હેમાદ્રિમાં **ક્ષીરસ્વામી**નું વચન-મૂળ, પત્ર, વાંસના અંકુર, નવાંકુર, ફલ, નાળ, કોમળ અંકુર, છાલ, પુષ્પ અને કવક (બીંદડીની બળી) એ દશ પ્રકારનાં શાક કહ્યાં છે.

**કલશ**-વિષ્ણુધર્મનું વચન-સોનું, રૂપું, ત્રાંબું અને માટી એ ચારના પ્રમાણથી બનાવેલા કલશ, યાત્રા, વિવાહ, દેવપ્રતિષ્ઠા તથા અભિષેક વગેરેમાં લેવા કહ્યા છે. કલશનું પરિમાણ વિષ્ણુધર્મમાં જ કહ્યું છે કે;-કલશ પચાસ આંગળના પહોળા (કેટલાક પંદર આંગળ પહોળા એમ પણ કહે છે), સોળ આંગળ ઊંચા, મૂળમાં બાર આંગળ અને મુખમાં આઠ આંગળ પહોળા જોઈએ.

## મૂર્તિ અને દ્રવ્યનું પ્રમાણ:-

प्रतिमाद्रव्ययोः परिमाणं हेमाद्रौ भविष्ये-अनुक्तद्रव्यतत्संख्यादेवताप्रतिमा नृप ॥ सौवर्णी राजती ताम्री वृक्षजा मार्तिकी तथा ॥ चित्रजा पिष्टलेपोत्था निजवित्तानुसारतः ॥ आमाषात्पलपर्यंता कर्तव्या शक्तिसंभवे ॥ अंगुष्ठपर्वमारभ्य वितस्त्यवधिका स्मृता ॥ मात्स्ये तु विशेषः-अंगुष्ठपर्वादारभ्य वितस्तिर्यावदेव तु ॥ गृहे तु प्रतिमा कार्या नाधिका शस्यते बुधैः ॥ आषोडशात्तु प्रासादे कर्तव्या नाधिका ततः- इति ॥ अधिकं कल्पतरौ प्रतिष्ठाकांडे ज्ञेयम् । तथा-अनुक्तसंख्याहोमे तु शतमष्टोत्तरं स्मृतम् ॥ मात्स्ये-होमो ग्रहादिपूजायां शतमष्टोत्तरं भवेत् ॥ अष्टाविंशतिरष्टौ वा यथाशक्ति विधीयते ॥

હેમાદ્રિમાં ભવિષ્યપુરાણનું વચન-હે રાજન્ ! દેવમૂર્તિ અને દ્રવ્યનું પરિમાણ કહેલ નથી, માટે કહું છું. સુવર્ણની, રૂપાની, લાકડાની, મૃત્તિકાની, ચિત્રની અને લોટની મૂર્તિ થાય છે. તે પોતાની દ્રવ્યશક્તિને અનુસરી કરાવવી. જો શક્તિ હોય તો *માષથી લઈ પલપર્યંત સોના વગેરેની મૂર્તિ કરાવવી. અંગોઠાના ટેરવાથી આરંભી વેંતપર્યંત મૂર્તિ કરવાનું કહેલ છે. મત્સ્યપુરાણમાં વિશેષ-ઘરમાં પૂજવાની અંગુષ્ઠના ટેરવાથી આરંભી વેંતપર્યંત કરવી પણ તેથી મોટીને પંડિતો વખાણતા નથી. અને દેવાલયમાં સોળ (અંગુલ) પર્યંતની કરવી પણ તેથી અધિક કરવી નહિ. બાકી વિશેષ કલ્પતરુમાં પ્રતિષ્ઠાકાંડનાં વચનથી જાણી લેવું. જ્યાં હોમમાં સંખ્યા ન કહી હોય ત્યાં એકસો આઠ સંખ્યા લેવી. મત્સ્યપુરાણમાં કહ્યું છે કે;-ગ્રહ વગેરેની પૂજામાં હોમ એકસો આઠ વખત, અઠયાવીશ વખત વા આઠ વખત યથાશક્તિ કરવો.

## યથોક્ત દ્રવ્યના અભાવે પ્રતિનિધિ

मदनरत्ने ब्राह्मे-यथोक्तवस्त्वसंपत्तौ ग्राह्यं तदनुकारि यत् । यवाभावे च गोधूमा व्रीह्यभावे च तंडुलाः ॥ आज्यं द्रव्यमनादेशे जुहुयाच्च यथाविधि । मंत्रस्य देवतायाश्च प्रजापतिरिति स्थितिः ॥ मंत्रस्य देवतायाश्चाविधाने प्रजापतिर्देवता समस्तव्याहृतिर्मंत्रः ॥ स्मृत्यंतरेपि-न व्याहृत्या समं हुत इति ॥ गारुडे-प्रणवादिनमोन्तं च चतुर्थ्यंतं च सत्तम । देवतायाः स्वकं नाम मूलमंत्रः प्रकीर्तितः ॥ द्रव्याभावे प्रतिनिधिर्हेमाद्रौ विष्णुधर्मे- दध्यलाभे पयो ग्राह्यं मध्वलाभे तथा गुडः । घृते प्रतिनिधिः कार्यः पयो वा दधि वा नृप ॥ तत्रैव मैत्रायणीयपरिशिष्टे-

[1] अधिरूढकाः कोमलांकुरा इत्यर्थः ।

* માષ તથા પલ વગેરેનું પરિમાણ આગળ આવશે.

दर्भाभावे काशः । पैठीनसिः-सर्वाभावे यवाः ॥ तत्रैव देवलः-आज्यहोमेषु सर्वेषु गव्यमेव भवेद्घृतम् । तदभावे माहिष्यास्तु आज्यमाविकमेव तु ॥ तदभावे तु तैलं स्यात्तदभावे तु जार्तिलम् । तदभावे तु कौसुंभं तदभावे तु सार्षपम् ॥

મદનરત્નમાં બ્રહ્મપુરાણનું વચન-જે વસ્તુ કહી હોય તે જો ન મળે તો તેના જેવી બીજી વસ્તુ લેવી. જો યવ ન મળે તો ઘઉં લેવા. શાળ ન મળે તો ચોખા લેવા. જ્યાં કાંઈ પણ દ્રવ્ય ન કહ્યું હોય ત્યાં વિધિ પ્રમાણે ઘીનો હોમ કરવો. જો મંત્ર ન કહ્યો હોય તો સઘળી વ્યાહૃતિને મંત્ર સમજવો. જ્યાં કોઈ દેવતા ન કહેલ હોય ત્યાં પ્રજાપતિ દેવતા સમજવી. એ પ્રકારની વ્યવસ્થા છે. બીજી સ્મૃતિમાં પણ કહ્યું છે કે;-હોમમાં વ્યાહૃતિ સમાન કાંઈ નથી. ગરુડપુરાણમાં કહ્યું છે કે-હે શ્રેષ્ઠ! આદિમાં ૐકાર, વચમાં ચતુર્થીવિભક્ત્યંત દેવતાનું નામ અને અંતમાં નમઃપદ રાખવાથી મૂલમંત્ર કહેવાય છે. દ્રવ્યના અભાવમાં તેને બદલે બીજી ચીજ લેવી. તેના સંબંધમાં હેમાદ્રિમાં વિષ્ણુધર્મનું વચન છે કે;-હે રાજન્! જો દહીં ન મળે તો દૂધ લેવું. મધ ન મળે તો ગોળ લેવો. ઘી ન મળે તો દૂધ અથવા દહીં લેવું. હેમાદ્રિમાં જ મૈત્રાયણીય પરિશિષ્ટનું વચન છે કે;-દર્ભ ન મળે તો કાસડો લેવો. પૈઠીનસિ કહે છે કે-કાંઈ ન મળે તો યવ લેવા. હેમાદ્રિમાં જ દેવલનું વચન છે કે-ઘીનો જ્યાં હોમ આવે ત્યાં સર્વ હોમમાં ગાયનું જ ઘી લેવું. તે જો ન મળે તો ભેંસનું ઘી, તેના અભાવમાં બકરીનું ઘી, તેના અભાવમાં ઘેંટીનું ઘી, તેના અભાવમાં તિલનું તેલ, તેના અભાવમાં વનતિલનું તેલ, તેના અભાવમાં કુસુંબાનું તેલ અને તેના અભાવમાં સર્ષપનું તેલ લેવું.

अथ पवित्रं हेमाद्रौ परिशिष्टे कात्यायनः-अनंतर्गर्भितं साग्रं कौशं द्विदलमेव च । प्रादेशमात्रं विज्ञेयं पवित्रं यत्र कुत्रचित् ॥ आज्यस्योत्पवनार्थं यत्तदप्येतावदेव तु ॥ अथेध्माः-पलाशाश्वत्थखदिरवटोदुंबराणां तदभावे कंटकवर्जसर्ववनस्पतीनाम् ॥ अथ धूपाः-अगुरुश्चंदनं मुस्ता सिह्लकं वृषणं तथा । समभागैस्तु कर्तव्यो धूपोऽयममृताह्वयः ॥ सिल्हकं सिल्हाद इतिप्रसिद्धम् । वृषणं कस्तूरी ॥ षड्भागकुष्ठं द्विगुणो गुडश्च लाक्षात्रयं पंचनखस्य भागाः । हरीतकीसर्जरसः समांसी भागैकमेकं त्रिलवं शिलाजम् ॥ घनस्य चत्वारि पुरस्य चैको धूपो दशांगः कथितो मुनीन्द्रैः ॥ सर्जरसो राळ इति प्रसिद्धः । मांसी जटामांसी। त्रिलवं त्रिभागम् । घनः कर्पूरः । पुरो गुग्गुलुः ॥

પવિત્રું-હેમાદ્રિમાં પરિશિષ્ટમાં કાત્યાયનનું વચન-જેની અંદર કાંઈ હોય નહિ, અગ્ર ભાગ સહિત, બે સરવાળું અને પ્રાદેશ (અંગુઠો તથા તેની પાસેની તર્જની આંગળી લાંબી કરવાથી પ્રાદેશ કહેવાય છે) જેવડું લાંબું દર્ભનું પવિત્રું જ્યાં જોઈએ ત્યાં લેવું. ઘીને પવિત્ર કરવા માટે પણ તેવડું જ પવિત્રું લેવું.

સમિધ:-ખાખરો, પીંપળો, ખેર, વડ અને ઉંબરો એટલાં વૃક્ષોનાં સમિધ લેવાં. તેના અભાવમાં કાંટાવાળાં વૃક્ષોનો ત્યાગ કરી બીજાં સઘળાં વૃક્ષોનાં સમિધ લેવાં.

ધૂપ:-અગરુ, ચંદન, મોથ, સિહ્લક, અને કસ્તૂરી એ પાંચ સમાન ભાગે લઈ ધૂપ કરવો. આ અમૃત નામનો ધૂપ કહેવાય છે. કુષ્ઠના છ ભાગ, ગોળના બે ભાગ, લાખના ત્રણ ભાગ, નખલાના પાંચ ભાગ, હરડે, રાળ, અને જટામાંસીનો એક એક ભાગ, શિલાજતુના ત્રણ ભાગ, કર્પૂરના ચાર ભાગ અને ગુગળનો એક ભાગ આને મોટા મુનિઓએ દશાંગ ધૂપ કહેલ છે.

## સોનાનું માન

सुवर्णमानमाह याज्ञवल्क्यः-जालसूर्यमरीचिस्थं त्रसरेणु रजः स्मृतम् । तेऽष्टौ लिक्षास्तु तास्तिस्रो राजसर्षप उच्यते ॥ गौरस्तु ते त्रयः षट् ते यवो मध्यस्तु ते त्रयः॥ कृष्णलः पंच ते माषस्ते सुवर्णस्तु षोडश ॥ पलं सुवर्णाश्चत्वारः पंच वापि प्रकीर्तितम्॥रजतमानमाह-द्वे कृष्णले रूप्यमाषो धरणं षोडशैव ते ॥ शतमानं तु दशभिर्धरणैः पलमेव तु ॥ निष्कः सुवर्णाश्चत्वार इति ॥ ताम्रमानमाह-कार्षिकस्ताम्रिकः पण इति पलचतुर्थांशेन कर्षेणोन्मितः कार्षिकस्ताम्रसंबंधी पणो भवति ॥ कर्षसंज्ञा च निघण्टौ-तं षोडशाक्षः कर्षोऽस्त्री पलं कर्षचतुष्टयमिति ॥ तं षोडश माषा अक्षः स च कर्ष इत्यर्थः ॥ धरणस्यैव पुराण इति संज्ञांतरम् ॥ ते षोडश स्याद्धरणं पुराणश्चैव राजतमिति मिताक्षरायां स्मृतेः ॥ शतमानपले पर्याये । सुवर्णचतुष्टयसमतोलितं रूप्यं राजतो निष्क इत्यर्थः । सुवर्णनिष्कस्तु-चतुःसौवर्णिको निष्को विज्ञेयस्तु प्रमाणतः ॥ इतिमनूक्तः । स च पलसमान एव । कोऽत्र कार्षापण इत्यपेक्षायां देशभेदेन कार्षापणो भिन्न इत्याह हेमाद्रौ नारदः-कार्षापणो दक्षिणस्यां दिशि रौप्यः प्रवर्तते ॥ पणैर्निबद्धः पूर्वस्यां षोडशैव पणाः स तु ॥ षोडशपणा अष्टौ दम्बूकाः कार्षापणः पूर्वस्यामित्यर्थः । तावता लभ्यं रूप्यं दक्षिणस्यां स इति द्वैतनिर्णये ॥ लीलावत्याम्-वराटकानां दशकद्वयं यत्सा काकिणी ताश्च पणश्चतस्रः ॥ ते षोडश द्रम्म इहावगम्यो द्रम्मैस्तथा षोडशभिश्च निष्क इति ॥

સુવર્ણનું પરિમાણ યાજ્ઞવલ્કયે કહ્યું છે કે;-સૂર્યનાં ચાંદરડાંમાં જે ઉડતી રજ દેખાય છે તે, ત્રસરેણુ કહેવાય છે. તે આઠ ત્રસરેણુ મળે ત્યારે લિક્ષા કહેવાય છે. ત્રણ લિક્ષાનો એક રાજસર્ષપ કહેવાય છે, ત્રણ રાજસર્ષપ મળી ગૌર, છ ગૌર મળવાથી યવ, ત્રણ યવનો મધ્ય, અથવા કૃષ્ણલ, પાંચ કૃષ્ણલનો એક માષ

१ अजायां भवं । २ अवौ भवं आविकं ।

થાય છે, ને સોળ માષ થાય ત્યારે સુવર્ણ, ને ચાર વા પાંચ સુવર્ણ થાય ત્યારે પલ કહેવાય છે. **રૂપાનું માન**–બે જ્યારે કૃષ્ણલ થાય ત્યારે રૂપાનો એક માષ, રૂપાના સોળ માષનો ધરણ કહેવાય. દશ ધરણનું શતમાન; અથવા પલ કહેવાય છે. ચાર સુવર્ણનો એક નિષ્ક કહેવાય છે. **ત્રાંબાનું માન** કહે છે. कार्षिकस्ताम्रिकः पणः એ વચનથી પલના ચતુર્થાંશ કર્ષથી જે ઉન્માન કરાએલ, તે ત્રાંબાનો પણ કહેવાય છે. તેનું જ કાર્ષિક એવું પણ નામ છે. કર્ષસંજ્ઞા, નિઘંટુમાં–ષોડ માષાનો એક અક્ષ અથવા કર્ષ કહેવાય છે. 'કર્ષ' શબ્દ પુલ્લિંગ તથા નપુંસકલિંગે છે. તે ચાર કર્ષનો એક પલ થાય છે. ધરણનું પુરાણ એવું બીજું નામ છે. કારણ કે 'તે ષોડ માષા થાય ત્યારે રૂપાનો ધરણ અથવા પુરાણ કહેવાય છે.' એ પ્રકારનું મિતાક્ષરામાં સ્મૃતિવચન છે, 'શતમાન' એ પલનું બીજું નામ છે. ચાર સુવર્ણએ તોળેલું રૂપું તે રૂપાનો નિષ્ક કહેવાય છે. સોનાનો નિષ્ક તો, 'ચાર સુવર્ણ મળવાથી સોનાનો નિષ્ક જાણવો' એ પ્રમાણે મનુના કહેવાથી પલની બરાબર થાય છે. આંહી કયો કાર્ષાપણ લેવો એ શંકા થશે, કારણ કે દેશભેદથી કાર્ષાપણ ભિન્ન છે, એમ હેમાદ્રિમાં નારદનું વચન છે. દક્ષિણ દિશામાં રૂપાનો કાર્ષાપણ ચાલે છે. સોળ પણનો કાર્ષાપણ પૂર્વ દિશામાં ચાલે છે. તેટલાથી મળેલું રૂપું દક્ષિણ દિશામાં કાર્ષાપણ કહેવાય છે, એમ દ્વૈતનિર્ણયમાં છે.

લીલાવતીમાં કહ્યું છે કે–વીશ કોડીની એક કાકિણી કહેવાય છે. ચાર કાકિણીનો એક પણ કહેવાય છે. સોળ પણનો એક દ્રમ્મ જાણવો અને સોળ દ્રમ્મનો એક નિષ્ક થાય છે.

## ધાન્યનું માન

अथ धान्यमानं भविष्ये–पलद्वयं तु प्रसृतं द्विगुणं कुडवं मतम् ॥ चतुर्भिः कुडवैः प्रस्थः प्रस्थाश्चत्वार आढकः ॥ आढकैस्तैश्चतुर्भिश्च द्रोणस्तु कथितो बुधैः ॥ कुम्भो द्रोणद्वयं शूर्पः खारी द्रोणास्तु षोडश ॥ द्रोणद्वयस्यैव शूर्प इति संज्ञा ॥ पलं च कुडवः प्रस्थ आढको द्रोण एव च ॥ धान्यमानेषु बोद्धव्याः क्रमशोऽमी चतुर्गुणाः ॥ द्रोणैः षोडशभिः खारी विंशत्या कुम्भ उच्यते ॥ कुम्भैस्तु दशभिर्वाहो धान्यसंख्याः प्रकीर्तिताः ॥ विंशत्येत्यत्रापि द्रोणैरिति संबध्यते ॥ तथाच–कुम्भो द्रोणद्वयमिति पक्षाद्विंशतिद्रोणमितः कुम्भ इति पक्षांतरम् ॥ द्रोणाढकयोः परिमाणांतरमुक्तं पराशरेण–वेदवेदांगविद्विप्रैर्धर्मशास्त्रानुपालकैः ॥ प्रस्था द्वात्रिंशतिर्द्रोणः स्मृतो द्विप्रस्थ आढक इति ॥ एतेषां न्यूनाधिकपक्षाणां शक्तिदेशकालाद्यपेक्षया व्यवस्था ज्ञेया ॥

ભવિષ્યપુરાણનું વચન–બે પલનો પ્રસૃત કહેવાય છે. બેપ્રસૃતનો કુડવ કહેવાય છે. ચાર કુડવનો પ્રસ્થ (શેર) કહેવાય છે. ચાર પ્રસ્થનો એક આઢક (પાલી), ચાર આઢકનો દ્રોણ, બે દ્રોણનો કુંભ અથવા શૂર્પ, અને સોળ દ્રોણની ખારી કહેવાય છે. પલ, કુડવ, પ્રસ્થ આઢક અને દ્રોણ એ ધાન્યમાનમાં અનુક્રમે ઉત્તરોત્તર ચોગણા ચોગણા જાણવા, અર્થાત્ પલથી ચોગણો કુડવ અને કુડવથી ચોગણો પ્રસ્થ એમ સઘળા જાણી લેવા. સોળ દ્રોણની એક ખારી અને વીશ દ્રોણનો એક કુંભ કહેવાય છે અને દશ કુંભનો વાહ કહેવાય છે. એ પ્રકારે ધાન્યનું માપ કહ્યું છે. પૂર્વ વચનથી અને આ વચનથી કુંભમાં કાંઈ ફેરફાર આવે છે, તે મતાંતરથી સમજવો. દ્રોણ અને આઢકનું બીજું પરિમાણ પરાશરે કહ્યું છે કે–વેદ, વેદાંગને જાણનારા અને ધર્મશાસ્ત્રને અનુસરનારા વિદ્વાન્ બ્રાહ્મણોએ બત્રીશ પ્રસ્થનો દ્રોણ અને બે પ્રસ્થનો આઢક કહ્યો છે. આ પરિમાણમાં જે કાંઇ ફેરફાર છે તેની વ્યવસ્થા, શક્તિ, દેશ તથા કાલની અપેક્ષાથી કરવી.

## હોમદ્રવ્યનું માન

अथ होमद्रव्यमानं सिद्धांतशेखरे–होमद्रव्यप्रमाणानि दृश्यंते तु यथाक्रमम् ॥ कर्षप्रमाणमाज्यं स्यान्मधु क्षीरं च तत्समम् ॥ तंडुलानां शुक्तिमात्रं पायसं प्रसृतेः समम्॥ कर्षमात्राणि भक्ष्याणि लाजा मुष्टिमिता मताः ॥ अन्नं ग्राससमं ग्राह्यं शाकं ग्रासार्द्धमात्रकम् ॥ मूलानां तु त्रिभागः स्यात्कंदानामष्टमोंऽशकः ॥ इक्षुः पर्वप्रमाणः स्यादंगुलद्वितयं लता ॥ प्रादेशमात्राः समिधो व्रीहीणां चांजलिः समः ॥ तिलसक्तुकणादीनां मृगीमुद्राप्रमाणतः॥ तत्र पुष्पफलादीनां प्रमाणाहुतिरिष्यते ॥ चंद्रश्रीखंडकस्तूरीकुंकुमागुरुकर्दमाः॥ हरिमंथसमाः प्रोक्ता गुग्गुलुर्बदरोपमः ॥ हरिमंथश्चणकः॥ आहुतीनामिदं मानं कथितं वेदवेदिभिः ॥ स्यान्निमुद्रा मृगी मुद्रा होमे सर्वफलप्रदा ॥ मानांतरं शारदातिलकटीकायां पदार्थादर्शे–कर्षप्रमाणमाज्यं स्याच्छुक्तिमात्रं पयः स्मृतम्॥ उक्तानि पंचगव्यानि शुक्तिमात्राणि साधुभिः ॥ तत्समं मधु दुग्धान्नं ग्रासमात्रमुदाहृतम् ॥ दधि प्रसृतिमात्रं स्याल्लाजाः स्युर्मुष्टिसंमिताः ॥पृथुकास्तत्प्रमाणाः स्युः सक्तवोऽपि तथा विधाः ॥ पलार्द्धं गुडमानं च शर्करापि तथाविधा ॥ ग्रासार्द्धमात्रमन्नानामिक्षुः पर्वप्रमाणतः ॥ एकं स्यात्पत्रपुष्पं च तथा धूपादि कल्पयेत ॥ मातुलिंगं चतुःखंडं पनसं दशधा कृतम् ॥ अष्टधा नारिकेलं च चतुर्धा कदलीफलम् ॥ त्रिधाकृतं फलं बैल्वं कपित्थं खंडितं द्विधा ॥ व्रीहयो मुष्टिमानाः स्युर्मुद्गा माषा यवास्तथा ॥ तंडुलाः स्युस्तदर्धांशाः कोद्रवा मुष्टिसंमिताः ॥ लवणं शुक्तिमात्रं स्यान्मरीचान्येकविंशतिः॥ घृतस्य कार्षिको होमः क्षीरस्य मधुनस्तथा ॥ शुक्तिमात्राहुतिर्दध्नः प्रसृतिः पायसस्य च ॥ खंडत्रयं तु मूलानां फलानां स्वप्रमाणतः ॥ ग्रासमात्रं तु होतव्या इतरेषां च तंडुलाः ॥ अक्षतास्तु यवाः प्रोक्ता अभावे व्रीहयः स्मृताः ॥ तदभावे

च गोधूमा नतु खंडिततंडुलाः ॥ येषां केषांचिदन्येषां द्रव्याणामप्यसंभवे ॥ सर्वत्राज्यमुपादेयं भरद्वाजमुनेर्मतात् ॥ सर्वप्रमाणमाहुत्या पंचांगुलगृहीतयेति ॥ संपूर्णानि च सर्वत्र सूक्ष्माणि पंच पंच च ॥ इक्षूणां पर्वकं मानं लतानामंगुलद्वयम् ॥ चंद्रचंदनकाश्मीरकस्तूरीयक्षकर्दमान् ॥ कलायसंमितानेतान् गुग्गुलुं बदरास्थिवत् ॥ द्रवः स्रुवेण होतव्यः पाणिना कठिनं हविः ॥ स्रुवपूर्णा द्रवाः प्रोक्ताः कठिना ग्रासमात्रकाः ॥ व्रीहयो यवगोधूमप्रियंगुतिलशालयः स्वरूपेणैव होतव्या इतरेषां च तंडुलाः ॥

સિદ્ધાંતશેખરમાં કહ્યું છે કે;–હવે હોમદ્રવ્યનું પ્રમાણ યથાક્રમ કહેવાય છે. હોમમાં એક કર્ષ (રૂપૈયાભાર) ઘી લેવું અર્થાત્ એક વખતે કર્ષ કર્ષ જેટલું ઘી હોમવું. મધ તથા દૂધ પણ તેટલું જ લેવું. ચોખા શુક્તિ માત્ર લેવા, દૂધપાક પ્રસૃતિ જેટલો લેવો. ભક્ષ્ય કર્ષ જેટલાં લેવાં. લાજા (ભુંજેલ શાળ) મુઠી ભરીને લેવી. અન્ન એક કોળીયા જેટલું લેવું. શાક અરધા કોળીયા જેટલું લેવું. મૂલનો ત્રીજો ભાગ લેવો. કંદનો આઠમો ભાગ લેવો. સેરડીની એક એક કાતળી લેવી. વેલ બે આંગળ જેટલી લેવી. સમિધા પ્રાદેશ જેવડી લેવી. શાલ એક અંજલિ જેટલી લેવી. તલ, સાથવો અને કણ વગેરે મૃગી મુદ્રા જેટલા લેવા. તેમાં પુષ્પ તથા ફલ વગેરેની પ્રમાણથી આહુતિ આપવી. કર્પૂર, ચંદન, કસ્તૂરી, કેશર અને અગરુના લેપની ચણા જેટલી આહુતિ આપવી. ગુગળ બોર જેટલો લેવો. વેદ જાણનારા પુરુષોએ એ પ્રમાણે આહુતિનું માન કહેલ છે. ત્રિમુદ્રા-(વચલી આંગળી, અનામિકા અને અંગુઠો એ ત્રણ મળવાથી) મૃગીમુદ્રા કહેવાય છે. તે મૃગીમુદ્રા હોમમાં સર્વ ફળને આપે છે. શારદાતિલકની ટીકામાં પદાર્થાદર્શમાં આહુતિ માટે બીજું પ્રમાણ કહેલ છે કે–ઘી કર્ષ માત્ર લેવું. દૂધ શુક્તિ જેટલું અને પંચગવ્ય એક એક શુક્તિ જેટલાં લેવાં, એમ સત્પુરુષોએ કહ્યું છે. મધ પણ તેટલું જ લેવું કહ્યું છે. દૂધપાક કોળીયા જેટલો લેવો કહેલ છે. દહીં પ્રસૃતિ જેટલું લેવું, અને ભુંજેલ શાળ મુઠી જેટલી લેવી કહી છે, તેમ જ પૃથુકા (પવા) અને સાથવો પણ તેટલા જ લેવા કહ્યા છે. ગોળ અને સાકર અર્ધો પલ લેવા કહ્યાં છે. અન્ન કોળીયા જેટલાં લેવાં. શેરડીની એક એક કાતળી લેવી. પત્ર અને પુષ્પ એક એક કહ્યાં છે. તેમ જ દૂધ વગેરેની પણ કલ્પના કરવી. બીજોરાંના ચાર ભાગ કરવા, પનસના દશ ભાગ કરવા, નાળીયેરના આઠ ભાગ કરવા, કેળાના ચાર ભાગ કરવા, બીલાંના ત્રણ ભાગ કરવા અને કોઠાંના બે ભાગ કરવા. શાળ મુઠી જેટલી લેવી. તેમ જ મગ, અડદ અને યવ પણ તેટલા જ લેવા. તંડુલ અર્ધ મુઠી જેટલા લેવા. કોદ્રા મુઠી જેટલા લેવા. લવણ શુક્તિ જેટલું લેવું. મરીના એકત્રીશ દાણા લેવા. ઘી, દૂધ અને મધ એક એક કર્ષ હોમવા. દહીંની શુક્તિ જેટલી આહુતિ કહી છે. દૂધપાકની પ્રસૃતિ જેટલી આહુતિ કહી છે. મૂલના ત્રણ ભાગ કરવા. ફલની પોતાના પ્રમાણથી આહુતિ આપવી. બીજાના મતમાં તંડુલ ગ્રાસમાત્ર હોમવા એમ છે. અક્ષત યવ (આખા ચોખા)ને સમાન કહેલ છે. તેના અભાવમાં શાળ કહી છે. તેના અભાવમાં ઘઉં લેવા પણ ભાંગેલ ચોખા લેવા નહિ. કહેલાં દ્રવ્યનો અથવા બીજાં ફળ વગેરેનો અભાવ હોય ત્યાં સર્વત્ર ઘી લેવું, એમ ભારદ્વાજ મુનિનો મત છે. પાંચ આંગળીથી આહુતિ આપવાથી સર્વ પ્રમાણ આવી જાય છે. સર્વ જગોએ સૂક્ષ્મ વસ્તુ સંપૂર્ણ પાંચ પાંચ લેવી. શેરડીનું એક કાતળી જેટલું પ્રમાણ કહ્યું છે, લતાનું બે આંગળનું પ્રમાણ કહ્યું છે. કર્પૂર, ચંદન, કંકુ, કસ્તૂરી અને યક્ષકર્દમ એઓની વટાણા જેટલી આહુતિ કહી છે. ગુગળ બોરના ઠળીઆ જેટલો લેવો કહ્યો છે. જે પાતળો પદાર્થ હોય, તેનો સ્રુવાથી હોમ કરવો અને જે કઠિન પદાર્થ હોય તેનો હાથથી હોમ કરવો. પાતળો પદાર્થ સ્રુવ ભરીને લેવો, અને કઠિન પદાર્થ કોળીયા જેટલો લેવો. વ્રીહિ, યવ, ઘઉં, કાંગ, તલ અને શાળ એટલા પદાર્થો તેના સ્વરૂપથી જ હોમવા. (અર્થાત્ પકાવવા નહિ) બીજાના મતમાં તંડુલ પણ તેમ જ હોમવા કહેલ છે.

### ઋત્વિક્ (યજ્ઞ કરાવનારા બ્રાહ્મણો)નું વરણ

अथ ऋत्विग्वरणं ॥ हेमाद्रौ पाद्मे–बालाग्निहोत्रिणं विप्रं सुरूपं च गुणान्वितम् ॥ सपत्नीकं च संपूज्य भूषयित्वा च भूषणैः ॥ पुरोहितं मुख्यतमं कृत्वाऽन्यांश्च तथर्त्विजः ॥ चतुर्विंशद्गुणोपेतान् सपत्नीकान्निमंत्रितान् ॥ अहतांबरसंच्छन्नान् स्रग्विणः शुचिभूषितान् ॥ अंगुलीयकानि च तथा कर्णवेष्टान् प्रदापयेत् ॥ तत्रैव लैंगे–वस्त्रयुग्मं तथोष्णीषं कुंडले कंठभूषणम् ॥ अंगुलीभूषणं चैव मणिबंधस्य भूषणम् ॥ एतानि चैव सर्वाणि प्रारंभे धर्मकर्मणाम् ॥ पुरोहिताय दत्वाथ ऋत्विग्भ्यः संप्रदापयेत् ॥ पूर्वोक्तं भूषणं सर्वं सोष्णीषं वस्त्रसंयुतम् ॥ दद्यादेतत्प्रयोक्तृभ्य आच्छादनपटं तथा ॥ व्रतांगं मधुपर्कमाह विश्वामित्रः–संपूज्य मधुपर्केण ऋत्विजः कर्म कारयेत् ॥ अपूज्य कारयन्कर्म किल्बिषेणैव युज्यते ॥ ऋत्विजां संख्यामाह तत्रैव मात्स्ये–हेमालंकारिणः कार्याः पंचविंशतिऋत्विजः॥ तोषयेच्च समं सर्वानाचार्यं द्विगुणं भवेत् ॥ दक्षिणया तोषयेदित्यर्थः ॥

હેમાદ્રિમાં પદ્મપુરાણનું વચન–બાલ અગ્નિહોત્રી હોય અને રૂપ તથા ગુણવાન હોય તેવા બ્રાહ્મણની તથા તેની સ્ત્રીની પૂજા કરી અલંકારોએ શોભાવી, તે બ્રાહ્મણને મુખ્ય પુરોહિત (આચાર્ય) કરવો, અને બીજા નિમંત્રિત, સ્ત્રી સહિત અને ગુણવાળા ચોવીશ બ્રાહ્મણોને ઋત્વિક્ કરવા.

તે બ્રાહ્મણોને કોરાં વસ્ત્રો પહેરાવવાં, માળા પહેરાવવી અને મુદ્રિકા તથા કુંડલ વગેરેથી સારી રીતે શણગારવા. હેમાદ્રિમાં જ લિંગપુરાણનું વચન છે કે;–બે વસ્ત્ર, પાઘડી, કુંડળ, કંઠમાં પહેરવાનો અલંકાર, મુદ્રિકા અને પોંચી એટલી ચીજો સર્વ ધર્મ કર્મના આરંભમાં પુરોહિતને આપવી. પછી કર્મ કરનાર ઋત્વિક્‌ને પણ પ્રથમ કહેલા સર્વ અલંકારો, પાઘડી, બે વસ્ત્ર અને ઓઢવાને વસ્ત્ર આપવું. વ્રતમાં મધુપર્ક કરવો. તેમાં વિશ્વામિત્ર કહે છે કે;–મધુપર્કવડે ઋત્વિક્‌ની પૂજા કરી કર્મ કરાવવું. જે પુરુષ કર્મમાં મધુપર્કથી બ્રાહ્મણોની પૂજા ન કરે, તેને પાપ લાગે છે. ઋત્વિક્‌ની સંખ્યા કહે છે–હેમાદ્રિમાં મત્સ્યપુરાણનું વચન છે કે–સુવર્ણના અલંકારવાળા પચીશ ઋત્વિક્ કરવા અને તેઓને સમાન દક્ષિણાથી પ્રસન્ન કરવા. ઋત્વિક્‌ને જે આપેલ હોય, તેથી બમણું આચાર્યને આપવું.

## સર્વતોભદ્રમંડળ

अथ सर्वतोभद्रमंडलम् ॥ हेमाद्रौ स्कांदे–प्रागुदीच्याऽऽयता रेखाः कुर्यादेकोनविंशतिम् ॥ खंडेंदुस्त्रिपदः कोणे शृंखला पंचभिः पदैः ॥ एकादशपदा वल्ली भद्रं तु नवभिः पदैः ॥ चतुर्विंशत्पदा वापी विंशत्या परिधिः पदैः ॥ मध्ये षोडशभिः कोष्ठैः पद्ममष्टदलं स्मृतम् ॥ श्वेतेंदुः शृंखला: कृष्णा वल्लीर्नीलेन पूरयेत् ॥ भद्रं रक्तं सिता वापि परिधिः पीतवर्णकः ॥ बाह्यान्तरदलश्वेता कर्णिका पीतवर्णिका ॥ परिध्यावेष्टितं पद्मं बाह्ये सत्त्वं रजस्तमः ॥ तन्मध्ये स्थापयेद्देवान् ब्रह्माद्यांश्च सुरेश्वरान् ॥ इति सर्वतोभद्रपीठम् ॥

હેમાદ્રિમાં સ્કંદપુરાણનું વચન–ઓગણીશ પૂર્વ દિશામાં અને ઓગણીશ ઉત્તર દિશામાં લાંબી રેખા કરવી. ખૂણાઓમાં ત્રણ સ્થાનવાળો અર્ધચંદ્ર કરવો. પાંચ સ્થાનવડે શૃંખલા કરવી. અગીઆર સ્થાનવાળી વલ્લી કરવી. નવ પદવાળું ભદ્ર કરવું. ચોવીશ પદવાળી વાપી કરવી. વીશ પદથી પરિધિ કરવી. વચમાં સોળ કોઠાવડે અષ્ટદલ પદ્મ કરવું. ઈંદુ ધોળો કરવો. શૃંખલા કાળી કરવી. વલ્લી લીલી કરવી. ભદ્ર લાલ કરવું. વાપી ધોળી કરવી. પરિધિ પીળી કરવી. બહાર તથા અંદરનાં પત્રાં શ્વેત કરવાં અને કર્ણિકા પીળી કરવી. પરિધિથી વીંટાયેલું પદ્મ કરવું. બહાર ક્રમથી ધોળી, લાલ અને કાળી રેખા કરવી. તેના મધ્યમાં બ્રહ્મા વગેરે મુખ્ય મુખ્ય દેવોની સ્થાપના કરવી. એ પ્રકારે સર્વતોભદ્ર કરવું.

## લિંગતોભદ્ર મંડળ

अथ लिङ्गतोभद्रम् ॥ चतुर्विंशतिरालेख्या रेखाः प्राग्दक्षिणायताः ॥ कोणेषु शृंखलाः पंच पदावल्लयस्तु पार्श्वतः ॥ पदैर्नवभिरालेख्याश्चतुर्भिर्लघुशृंखलाः ॥ लघुवल्लयः पदैः षड्भिस्ततोऽष्टादशभिः पदैः ॥ कृत्वा लिङ्गानि वाप्यः स्युस्त्रयोदशभिरंतरा ॥ ततो वीथीद्वयेनैव पीठं कुर्याद्विचक्षणः ॥ तस्य पादाः पंचपदा द्वाराण्यपि तथैव च एकाशीतिपदं मध्ये पद्मं स्वस्तिकमुच्यते ॥ कोणेषु शृंखलाः कार्याः पदैस्त्रिभिस्ततः परम् ॥ पदैश्चतुर्भिर्दिक्षु स्युर्भद्राण्येषां समंततः ॥ एकादशपदा वल्लयो मध्येऽष्टदलमालिखेत् ॥ पद्मं नवपदं ह्येवं लिङ्गतोभद्रमुच्यते ॥ शृंखलाः कृष्णवर्णेन वल्लीर्नीलेन पूरयेत् । रक्तेन शृंखला लघ्वीर्वल्लीः पीतेन पूरयेत् ॥ लिङ्गानि कृष्णवर्णानि श्वेतेनाप्यथ वापिकाः ॥ पीठं सपादं श्वेतेन पीतेन द्वारपूरणम् ॥ मध्ये स्युः शृंखला रक्ता वल्लीर्नीलेन पूरयेत् ॥ भद्राणि पीतवर्णानि पीता पंकजकर्णिका ॥ दलानि श्वेतवर्णानि यद्वा चित्राणि कल्पयेत् ॥ तिस्रो रेखा बहिः कार्याः सितरक्तासिताः क्रमात् ॥

પૂર્વ દિશામાં અને દક્ષિણ દિશામાં લાંબી ચોવીશ ચોવીશ રેખા કરવી. ખૂણાઓમાં પાંચ પદવાળી શૃંખલા કરવી. પડખે નવ પદવડે વલ્લી કરવી. ચાર પદવાળી લઘુ શૃંખલા કરવી. છ પદવડે લઘુ વલ્લી કરવી. પછી અઢાર પદવડે લિંગ કરવું. વચમાં તેર પદવડે વાપી કરવી. પછી બુદ્ધિમાન્ મનુષ્યે બે વીથીથી પીઠ કરવો. તે પીઠના પાયા પાંચ પદવાળા કરવા. તેટલાં જ પદવાળાં દ્વાર કરવાં. વચમાં એકાશી પદવાળું સ્વસ્તિક પદ્મ કરવું. ત્યાર પછી ખૂણાઓમાં ત્રણ પદવાળી શૃંખલા કરવી. એની ચારે તરફ દિશાઓમાં ચાર પદવડે ભદ્ર કરવાં. અગીઆર પદવાળી વલ્લી કરવી. વચમાં નવપદવાળું અષ્ટદલ કરવું. એ પ્રમાણે લિંગતોભદ્ર કહેવાય છે. શૃંખલા કાળા રંગથી પૂરવી. લીલા રંગથી વલ્લી પૂરવી. લાલ વર્ણથી લઘુ શૃંખલા પૂરવી. પીળા વર્ણથી લઘુ વલ્લી પૂરવી. કાળા રંગથી લિંગ પૂરવાં. ધોળા વર્ણથી વાપી પૂરવી. ધોળા વર્ણથી પીઠ તથા તેના પાયા પૂરવા. પીળા વર્ણથી દ્વાર પૂરવું. વચમાંની શૃંખલા લાલ રંગથી અને વલ્લી લીલા વર્ણથી પૂરવી. પીળા વર્ણથી ભદ્ર પૂરવાં. પીળા વર્ણથી પદ્મ કર્ણિકા પૂરવી. ધોળા વર્ણથી કમળનાં પાંદડાં પૂરવાં અથવા વિચિત્ર રંગથી પૂરવાં. બહાર ધોળી, લાલ અને કાળી ત્રણ રેખા ક્રમથી કરવી.

## ચતુર્લિંગોદ્ભવ મંડળ

अथ चतुर्लिङ्गोद्भवं लैङ्गे–रेखास्त्वष्टादश प्रोक्ताश्चतुर्लिङ्गसमुद्भवे ॥ कोणेंदुस्त्रिपदः श्वेतस्त्रिपदैः कृष्णशृंखलाः ॥ वल्ली सप्तपदा नीला भद्रं रक्तं चतुष्पदम् ॥ भद्रपार्श्वे महाब्दं कृष्णमष्टादशैः पदैः ॥ शिवस्य पार्श्वतो वापीं कुर्यात्पंचपदां सिताम् ॥ पदमेकं तथा पीतं भद्रवाप्योस्तु मध्यतः ॥ शिरसि शृंखलायाश्च कुर्यात्पीतं पदत्रयम् ॥ लिङ्गानां

स्कंधस्तः कोष्ठा विंशती रक्तवर्णकाः ॥ परिधिः पीतवर्णैस्तु पदैः षोडशभिः स्मृतः ॥ पदैस्तु नवभिः पश्चाद्रक्तं पद्मं सकर्णिकम् ॥

લિંગપુરાણમાં કહ્યું છે કે-ચતુર્લિંગોદ્ભવ નામનાં મંડળમાં અઢાર રેખા કરવી. ખૂણામાં ત્રણ પદવાળો ધોળો ઈંદુ કરવો. ત્રણ પદવાળી કાળી શૃંખલા કરવી. સાત પદવાળી લીલી વલ્લી કરવી. ચાર પદવાળું લાલ ભદ્ર કરવું. ભદ્રના પડખામાં અઢાર પદવાળા કાળા મહારુદ્ર કરવા. મહારુદ્રના પડખામાં પાંચ પદવાળી ધોળી વાપી કરવી. ભદ્ર અને વાપીની વચમાં એક સ્થાન પીળું કરવું. શૃંખલાના મસ્તક ઉપર ત્રણ સ્થાન પીળાં કરવાં. લિંગોના કાંધથી વીશ લાલ રંગના કોઠા કરવા. સોળ પદવડે પીળા વર્ણવાળો પરિધિ કરવો. પછી નવ પદવડે કર્ણિકા સહિત લાલ પદ્મ કરવું.

## દ્વાદશલિંગોદ્ભવ મંડળ

अथ द्वादशलिङ्गोद्भवम् ॥ तत्रैव-प्रागुदीच्यायता रेखाः षट्त्रिंशद्धि प्रकल्पयेत् । पदानि द्वादशशतं पञ्चविंशतिरेव च । खंडेंदुस्त्रिपदः कोणे शृंखलाः षट्पदैः स्मृताः । त्रयोदशपदा वल्ली भद्रं तु नवभिः पदैः । त्रयोदशपदा वापी लिङ्गमष्टादश स्मृतम् । लिङ्गत्रयस्य पंक्तौ तु शोभाकोष्ठाश्चतुर्दश ॥ तेषामुपरिपंक्तौ तु कोष्ठाः सप्तदशैव तु । पूजापंक्तिस्तु विज्ञेया परितः परिकीर्तिता ॥ पूजापंक्त्यंतरा पंक्तौ कोष्ठा द्व्यशीतिसंख्यया । परिधिः स च विज्ञेयो मंडले त्वंतरा द्वयोः ॥ परिध्यंतरकोष्ठेषु सर्वतोभद्रमालिखेत् । विशेषश्चात्र विज्ञेयः शृंखला षट्पदा भवेत् ॥ त्रयोदशपदा वल्ली भद्रं तु नवभिः पदैः । पंचविंशत्पदा वापी परिधिः षोडशात्मकः ॥ मध्ये नवपदं पद्मं कर्णिकाकेसरान्वितम् । सत्त्वं रजस्तमोवर्णाः परितो मंडलस्य तु ॥ त्रयः परिधयः कार्यास्तत्र द्वाराणि कारयेत् । सितेंदुः शृंखला कृष्णा वल्ली नीला प्रकीर्तिता ॥ भद्रं चैवारुणं ज्ञेयं वापी स्याच्छ्वेतवर्णिका । लिङ्गानि कृष्णवर्णानि पार्श्वतो द्वादशैव तु ॥ परिधिः पीतवर्णः स्यात्कमलं पंचवर्णकम् ॥ इति सर्वतोभद्रलिङ्गतोभद्रादिमंडलानि ॥

લિંગપુરાણમાં જ કહ્યું છે કે-પૂર્વ દિશામાં અને ઉત્તર દિશામાં લાંબી છત્રીશ છત્રીશ રેખા કરવી. તેમ કરવાથી બારસો અને પચીસ સ્થાન થાય. તેમાં ખૂણામાં ત્રણ પદવાળો ખંડેંદુ કરવો. છ પદવાળી શૃંખલા કરવી. તેર પદવાળી વલ્લી કરવી. નવ પદવાળું ભદ્ર કરવું. તેર પદવાળી વાપી કરવી. અઢાર પદવાળું લિંગ કરવું. ત્રણ લિંગની પંક્તિમાં ચૌદ શોભા કોઠા કરવાં. તેઓની ઉપલી પંક્તિમાં સત્તર કોઠા કરવા ચારો તરફ કહેલી પૂજા પંક્તિ જાણવી. પૂજા પંક્તિની વચલી પંક્તિમાં બ્યાસી કોઠા રહે છે, તેનેજ પરિધિ જાણવો. પરિધિના વચલા કોઠાઓમાં સર્વતોભદ્ર કરવું. તેમાં જે વિશેષ છે, તે આ પ્રમાણે જાણવું-છ પદવાળી શૃંખલા કરવી. તેર પદવાળી વલ્લી કરવી. નવ પદવાળું ભદ્ર કરવું. પચીશ પદવાળી વાપી કરવી. સોળ પદવાળો પરિધિ કરવો. વચમાં નવ પદવાળુ કર્ણિકા અને કેસરાસહિત પદ્મ કરવું. મંડળની ચારે તરફ ધોળા, લાલ અને કાળા વર્ણની ત્રણ પરિધિ કરવી, તેમાં દ્વારો કરવાં. ઇંદુ ધોળો કરવો. શૃંખલા કાળી કરવી. વલ્લી લીલી કરવી. ભદ્ર લાલ કરવું. વાપી ધોળી કરવી. પડખામાં કાળાં બાર લિંગ કરવાં, પરિધિ પીળો કરવો. પદ્મ પંચરંગી કરવું. એ પ્રકારે સર્વતોભદ્ર વગેરે મંડળ કરવાં.

अथ सर्वतोभद्रमंडललिङ्गतोभद्रमंडलविभाग उच्यते । शिवव्रतं विना सर्वत्रोद्यापनेषु सर्वतोभद्रमंडलं कारयेच्छिवव्रते तु लिङ्गतोभद्रं लिखेत् । तत्र कारिका:-बाहुमात्रायतां वेदीं कुर्याच्छुद्धमृदा बुधः । तद्वेद्यां सर्वतोभद्रं मंडलं विलिखेत्ततः ॥ शिवव्रतेषु तत्रैव लिङ्गतोभद्रमालिखेत् । तन्मध्ये स्थापयेद्देवान् ब्रह्माद्यांश्च सुरेश्वरान् ॥

સર્વતોભદ્રમંડળ તથા લિંગતોભદ્રમંડળનો ભેદ-શિવજીનાં વ્રતો સિવાયનાં બીજાં સર્વ વ્રતોના ઉદ્યાપનમાં સર્વતોભદ્રમંડલ કરવું અને શિવજીનાં વ્રતમાં તો લિંગતોભદ્ર મંડલ કરવું. તેનું પ્રમાણ એ છે કે, બુદ્ધિમાન્ પુરુષે શુદ્ધ માટીથી અત્યંત મોટી વેદી કરવી. પછી તે વેદીમાં સર્વતોભદ્ર મંડલ ચિતરવું. તેમ જ શિવવ્રતોમાં તેવી જ વેદી ઉપર લિંગતોભદ્ર મંડલ ચિતરવું. તેની વચમાં બ્રહ્મા વગેરે મુખ્ય મુખ્ય દેવોની સ્થાપના કરવી.

## મંડલદેવતાનું આવાહન

अथ मंडलदेवताः ॥ तन्मध्ये ब्रह्माणम्—ब्रह्मजज्ञानं गौतमो वामदेवो ब्रह्मा त्रिष्टुप् । मध्ये ब्रह्मावाहने विनियोगः ॐ ब्रह्मजज्ञानं प्रथमं पुरस्ताद्विसीमतः सुरुचो वेन आवः । सबुध्न्या उपमा अस्य विष्ठाः सतश्च योनिमसतश्च विवः । भो ब्रह्मन् इहागच्छ इह तिष्ठ पूजां गृहाण मम संमुखः सुप्रसन्नो वरदो भव ॥१॥ इत्येवं प्रकारेण सर्वदेवतानामावाहनं ज्ञेयम् । तत उदीचीमारभ्य वायवीपर्यंतं सोमादयो वाय्वंता अष्टौ लोकपालाः स्थापनीयाः ।

तत्र-आप्यायस्वेत्यस्य राहूगणो गौतमः सोमो गायत्री । उत्तरे सोमावाहने विनियोगः ॐ आप्यायस्व समेतु ते विश्वतः सोम वृष्ण्यम् । भवा वाजस्य संगथे ॥ २ ॥ अभित्वेत्यस्याजीगर्तिः शुनःशेप ईशानो गायत्री । ईशान्यामीशानावाहने वि० ॐ अभित्वा देव सवितरीशानं वार्याणाम् । सदावन्भागमीमहे ॥ ३ ॥

ॐ ब्रह्मजज्ञानं० એ મંત્રના ગૌતમ વામદેવ ઋષિ, બ્રહ્મા દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. મધ્યમાં બ્રહ્માના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ॐ ब्रह्मजज्ञानं० એ મંત્ર ભણી

મંડલના મધ્યમાં બ્રહ્માનું આવાહન કરવું; એ પ્રકારે સર્વ દેવતાનું આવાહન જાણવું.* ત્યાર પછી ઉત્તર દિશાથી આરંભી વાયવ્ય ખૂણા પર્યંત, સોમથી લઇને વાયુ પર્યંત આઠ લોકપાલોની સ્થાપના કરવી.[1]

ॐ आप्यायस्व० એ મંત્રના રાહૂગણ ગૌતમ ઋષિ, સોમ દેવતા અને ગાયત્રી છંદ છે. ઉત્તર દિશામાં સોમના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી સોમનું આવાહન કરવું.[2]

ॐ अभित्वा० એ મંત્રના અજીગર્ત શુનઃશેફ ઋષિ, ઈશાન દેવતા અને ગાયત્રી છંદ છે. ઈશાન કોણમાં ઈશાન દેવના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી ઈશાનદેવનું આવાહન કરવું.[3]

इंद्रंवोमधुच्छंदाइंद्रो गायत्री । पूर्वे इंद्रावा० ॐ इंद्रं वो विश्वतस्परिहवामहे जन यः । अस्माकमस्तु केवलः ॥ ४ ॥ अग्निं दूतं काण्वो मेधातिथिरग्निर्गायत्री । आग्नेय्यामग्न्यावा० ॐ अग्निं दूतं वृणीमहे होतारं विश्ववेदसम् ॥ अस्य यज्ञस्य सुक्रतुम् ॥ ५ ॥ यमायसोमंवैवस्वतोयमोऽनुष्टुप् । दक्षिणेयमा।० ॐ यमाय सोमं सुनुत यमाय जुहुता हविः । यमं ह यज्ञो गच्छत्यग्निदूतो अरंकृतः ॥६॥ मोषुणो घोरः काण्वो निर्ऋतिर्गायत्री । नैर्ऋत्यां निर्ऋत्यावा० ॐ मोषुणः परापरानिर्ऋतिर्दुर्हणावधीत् । पदीष्ट तृष्णया सह ॥ ७ ॥ तत्वायामि शुनःशेपो वरुणस्त्रिष्टुप् । पश्चिमे वरुणावा० ॐ तत्वा यामि ब्रह्मणा वंदमानस्तदाशास्ते यजमानो हविर्भिः। अहेळमानो वरुणेह बोध्युरुशंसमान आयुः प्रमोषीः ॥ ८ ॥ वायोशतं वामदेवो वायुरनुष्टुप् । वायव्यां वाय्वा० ॐ वायो शतं हरीणां युवस्व पोष्याणाम् ॥ उत वांते सहस्रिणो रथ आयातु पाजसा ॥ ९ ॥

ॐ इन्द्रं वो० એ મંત્રના મધુછંદ ઋષિ, ઇંદ્ર દેવતા અને ગાયત્રી છંદ છે. પૂર્વ દિશામાં ઇંદ્રના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપરના મંત્રથી પૂર્વદિશામાં ઇંદ્રનું આવાહન કરવું.[4]

ॐ अग्निं दूतं० એ મંત્રના કાણ્વ મેધાતિથિ ઋષિ, અગ્નિ દેવતા અને ગાયત્રી છંદ છે. અગ્નિકોણમાં અગ્નિના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપરના મંત્રથી અગ્નિકોણમાં અગ્નિનું આવાહન કરવું.[5]

ॐ यमाय सोमं० એ મંત્રના વૈવસ્વત યમ દેવતા અને અનુષ્ટુપ્ છંદ છે. દક્ષિણ દિશામાં યમના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. એ મંત્રથી દક્ષિણ દિશામાં યમનું આવાહન કરવું.[6]

ॐ मोषुणः परापरा० એ મંત્રના ઘોરકાણ્વ ઋષિ, નિર્ઋતિ દેવતા અને ગાયત્રી છંદ છે. નૈર્ઋત્ય કોણમાં નિર્ઋત દેવના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપરના મંત્રથી નૈર્ઋત્યકોણમાં નિર્ઋતદેવનું આવાહન કરવું.[7]

ॐ तत्त्वायामि० એ મંત્રના શુનઃશેફ ઋષિ, વરુણદેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. પશ્ચિમ દિશામાં વરુણદેવના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપરના મંત્રથી પશ્ચિમમાં વરુણનું આવાહન કરવું.[8]

ॐ वायोशतं એ મંત્રના વામદેવ ઋષિ, વાયુ દેવતા અને અનુષ્ટુપ્ છંદ છે. વાયવ્ય કોણમાં વાયુના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપરના મંત્રથી વાયવ્ય કોણમાં વાયુનું આવાહન કરવું.[9]

वायुसोमयोर्मध्ये अष्टौवसवः । उमया अत्र मैत्रावरुणो वसवस्त्रिष्टुप् । वस्वावाहनेवि० ॐ उमया अत्र वसवोरंतदेवा उरावंतरिक्षे मर्जयंत शुभ्राः । अर्वाक्पथ उरुज्रयः कृणुध्वं श्रोता दूतस्य जग्मुषोनो अस्य ॥ १० ॥ आरुद्रासः श्यावाश्व एकादशरुद्रा जगती ॥ सोमेशानयोर्मध्ये एकादशरुद्रावा० ॐ आरुद्रास इंद्रवंतः सजोषसो हिरण्यरथाः सुवितायं गंतन । इयं वो अस्मत्प्रतिहर्यते मतिस्तृष्णजेन दिव उत्सांउदन्यवे ॥ ११ ॥ त्यांनुमत्स्यः सांमदोद्वादशादित्या गायत्री । ईशानेंद्रयोर्मध्ये द्वादशादित्यावा० ॐ त्यां नु क्षत्रियाँ अव आदित्यान्याचिषामहे॥ सुमृळीकोंऽअभिष्टये ॥ १२ ॥ अश्विनावर्तिराहूगणोगोतमोऽश्विनावुष्णिक् । इंद्राग्न्योर्मध्ये अश्व्यावा० ॐ अश्विनावर्तिरस्मदागोमद्स्रा हिरण्यवत् । अर्वाग्रथं समनसानियच्छतम् ॥ १३ ॥ ओमासोमधुच्छंदाविश्वेदेवा गायत्री । अग्नियमयोर्मध्ये विश्वेदेवावा० ॐ ओमासश्चर्षणीधृतो विश्वेदेवास आगत । दाश्वांसो दाशुषः सुतम् ॥ १४ ॥ अभित्यंदेवंगौतमोवामदेवःसप्तयक्षाअष्टी । यमनिर्ऋत्योर्मध्ये सप्तयक्षावा० ॐ अभित्यं देवं सवितारमोण्योः कविक्रतुमर्चामिसत्यसवं रत्नधामभिप्रियं मतिं कविम् । ऊर्ध्वा यस्यामतिर्भाअदिद्युतत्सवीमनिहिरण्यपाणिरमिमीतसुक्रतुः कृपास्वः ॥ १५ ॥

પછી વાયુ અને સોમના મધ્યમાં આઠ વસુ છે તેનું આવાહન—ॐ उमया अत्र० એ મંત્રના મૈત્રાવરુણ ઋષિ, વસુ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. વાયુ અને સોમના મધ્યમાં

* જે દેવનું આવાહન કરવું હોય, તે દેવનો મંત્ર ભણ્યા પછી "भो ब्रह्मन् इहागच्छ इह तिष्ठ पूजां गृहाण मम संमुखः सुप्रसन्नो वरदो भव" એ પ્રમાણે ભણવું માત્ર એટલો ફેર સમજવો જોઇએ કે, આંહી બ્રહ્માનું આવાહન છે માટે ઉપલાં વાક્યમાં "भो ब्रह्मन्" એમ કહ્યું છે, પછી સોમનું આવાહન આવશે ત્યારે "भो ब्रह्मन्" એને બદલે "भो सोम" એમ ભણવું. એવી જ રીતે જો અગ્નિનું આવાહન હોય તો "भो अग्ने" એમ ભણવું. આ પ્રમાણે જે દેવનું આવાહન હોય, તે દેવના સંબોધનનું ઉચ્ચારણ કરવું.

વસુના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી વાયુ અને સોમની વચમાં વસુનું આવાહન કરવું.[૧૦]

ૐ आरुद्रास० એ મંત્રના શ્યાવાશ્વ ઋષિ, એકાદશ રુદ્ર દેવતા અને જગતી છંદ છે. સોમ અને ઈશાનની વચમાં એકાદશ રુદ્રના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી સોમ અને ઈશાનની વચમાં અગિયાર રુદ્રનું આવાહન કરવું.[૧૧]

ૐ त्वांनुक्षत्रियां० એ મંત્રના મત્સ્ય સામદ ઋષિ, દ્વાદશ આદિત્ય દેવતા અને ગાયત્રી છંદ છે. ઈશાન અને ઈંદ્રની વચમાં દ્વાદશ આદિત્યના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી ઈશાન અને ઈંદ્રના મધ્યમાં બાર સૂર્યનું આવાહન કરવું.[૧૨]

ૐ अश्विनावर्ति० એ મંત્રના રાહૂગણ ગૌતમ ઋષિ, અશ્વિનીકુમાર દેવતા અને ઉષ્ણિક્ છંદ છે. ઈંદ્ર અને અગ્નિના મધ્યમાં અશ્વિનીકુમારના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી ઈંદ્ર અને અગ્નિના મધ્યમાં અશ્વિનીકુમારનું આવાહન કરવું.[૧૩]

ૐ ओमासश्चर्षणी० એ મંત્રના મધુચ્છંદ ઋષિ, વિશ્વેદેવા દેવતા અને ગાયત્રી છંદ છે. અગ્નિ અને યમના મધ્યમાં વિશ્વેદેવોના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી અગ્નિ અને યમના મધ્યમાં વિશ્વેદેવનું આવાહન કરવું. [૧૪]

ૐ अभित्यं देवं० એ મંત્રના ગૌતમ વામદેવ ઋષિ, સપ્તયક્ષ દેવતા અને અષ્ટિ છંદ છે. યમ અને નિર્ઋતિના મધ્યમાં સપ્તયક્ષના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી સપ્તયક્ષનું આવાહન કરવું.[૧૫]

आयंगौः सार्पराज्ञी सर्पा गायत्री । निर्ऋतिवरुणयोर्मध्ये सर्पावा० ॐ आयंगौः पृश्निरक्रमीदसंदन्मातरं पुरः । पितरं च प्रयन्त्स्वः ॥ १६ ॥ अप्सरसामैतशऋष्यशृङ्गोगंधर्वोप्सरसोनुष्टुप् । वरुणवाय्वोर्मध्येगंधर्वाप्सरसामावा० ॐ अप्सरसांगंधर्वाणांमृगाणांचरणेचरन् । केशीकेतस्यविद्वान्सखास्वादुर्मदिंतमः ॥ १७ ॥ यदक्रंदमौचथ्योदीर्घतमास्कंदस्त्रिष्टुप् । ब्रह्मसोमयोर्मध्येस्कंदावा० । ॐ यदक्रंदः प्रथमं जायमान उद्यन्त्समुद्रादुत वा पुरीषात् । श्येनस्य पक्षा हरिणस्य बाहू उपस्तुत्यं महिजातं ते अर्वन् ॥१८॥ तत्रैव ऋषभमृषभौवैराजोनंदीश्वरोऽनुष्टुप् । ब्रह्मसोमयोर्मध्ये नन्दीश्वरावा० ॐ ऋषभं मांसमानानां सपत्नानां विषासहिम् । हंतारं शत्रूणां कृधि विराजं गोपतिं गवाम् ॥ १९ ॥ कद्रुद्रायघोरःकाण्वःशूलोगायत्री । तत्रैवशूलावा० ॐ कद्रुद्राय प्रचेतसे मीळ्हुष्टमाय तव्यसे । वोचेम शंतमं हृदे ॥ २० ॥

ૐ आयंगौः० એ મંત્રના સાર્પરાજ્ઞી ઋષિ, સર્પ દેવતા અને ગાયત્રી છંદ છે. નિર્ઋતિ અને વરુણની વચમાં સર્પોના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી નિર્ઋતિ અને વરુણની મધ્યમાં સર્પોનું આવાહન કરવું.[૧૬]

ૐ अप्सरसांगंध० એ મંત્રના ઐતશ ઋષ્યશૃંગ ઋષિ, ગંધર્વ અને અપ્સરા દેવતા અને અનુષ્ટુપ્ છંદ છે. વરુણ અને વાયુના મધ્યમાં ગંધર્વ અને અપ્સરાના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. એ ઉપરના મંત્રથી ગંધર્વ અને અપ્સરાનું આવાહન કરવું.[૧૭]

ૐ यदक्रंदः० એ મંત્રના ઔચથ્ય દીર્ઘતમા ઋષિ, સ્કંદ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. બ્રહ્મા અને સોમના મધ્યમાં સ્કંદના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા અને સોમના મધ્યમાં કાર્તિક સ્વામીનું આવાહન કરવું.[૧૮]

ૐ ऋषभं मास० એ મંત્રના ઋષભ વૈરાજ ઋષિ, નંદીશ્વર દેવતા અને અનુષ્ટુપ છંદ છે. બ્રહ્મા અને સોમની વચમાં નંદીશ્વરના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા અને સોમની વચમાં નંદીશ્વરનું આવાહન કરવું.[૧૯]

ૐ कद्रुद्राय० એ મંત્રના ઘોર કાણ્વ ઋષિ, શૂલ દેવતા અને ગાયત્રી છંદ છે. બ્રહ્મા અને સોમના મધ્યમાં શૂલના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા અને સોમના મધ્યમાં શૂલનું આવાહન કરવું.[૨૦]

कुमारंकुमारोमहाकालस्त्रिष्टुप् । तत्रैवमहाकालावा० ॐ कुमारं माता युवतिः समुब्धं गुहा बिभर्ति न ददातिपित्रे । अनीकमस्य नमिनज्जनासः पुरः पश्यंति निहितमरतौ ॥ २१ ॥ अदितिर्लोकयोबृहस्पतिर्दक्षोऽनुष्टुप् । ब्रह्मेशानयोर्मध्ये दक्षादिसप्तगणावा० ॐ अदितिर्ह्यजनिष्ट दक्षया दुहिता तव ॥ तां देवा अन्व जायंत भद्रा अमृतबंधवः ॥२२॥ तामग्निवर्णांसौभरिर्दुर्गात्रिष्टुप् । ब्रह्मेंद्रयोर्मध्ये दुर्गां० ॐ तामग्निवर्णांतपसा ज्वलंतीं वैरोचनीं कर्मफलेषु जुष्टाम् । दुर्गां देवीं शरणमहं प्रपद्ये सुतरसि तरसे नमः सुतरसि तरसे नमः ॥ २३ ॥ इदंविष्णुः काण्वोमेधातिथिर्विष्णुर्गायत्री । ब्रह्मेंद्रयोर्मध्येविष्णवावा० ॐ इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् । समूळ्हमस्यपांसुरे ॥ २४ ॥ उदीरतांशंखःस्वधात्रिष्टुप् । ब्रह्माग्न्योर्मध्येस्वधावा० ॐ उदीरतामवर उत्परास उन्मध्यमाः पितरः सोम्यासः । असुं य ईयुरवृका ऋतज्ञास्ते नोऽवंतु पितरो हवेषु ॥ २५ ॥

ૐ कुमारं माता० એ મંત્રના કુમાર ઋષિ, મહાકાળ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. બ્રહ્મા અને સોમના મધ્યમાં મહાકાળના આવાહનમાં તેનો વિનિયોગ કરવો, ઉપલા

મંત્રથી બ્રહ્મા અને સોમની વચમાં મહાકાળનું આવાહન કરવું.[૨૧]

ૐ અદિતિર્જાજ૦ એ મંત્રના લૌક્ય બૃહસ્પતિ ઋષિ, દક્ષદેવતા અને અનુષ્ટુપ્ છંદ છે. બ્રહ્મા અને ઈશાનના મધ્યમાં દક્ષ વગેરે સાત ગણના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા અને ઈશાનના મધ્યમાં દક્ષ વગેરે સાત ગણનું આવાહન કરવું.[૨૨]

ૐ તામગ્નિ૦ એ મંત્રના સૌભરિ ઋષિ, દુર્ગા દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. બ્રહ્મા અને ઇંદ્રના મધ્યમાં દુર્ગાના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા અને ઇંદ્રના મધ્યમાં દુર્ગાનું આવાહન કરવું.[૨૩]

ૐ इदं विष्णु० એ મંત્રના કાણ્વ મેધાતિથિ ઋષિ, વિષ્ણુ દેવતા અને ગાયત્રી છંદ છે. બ્રહ્મા અને ઇંદ્રના મધ્યમાં વિષ્ણુના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા તથા ઇંદ્રના મધ્યમાં વિષ્ણુનું આવાહન કરવું.[૨૪]

ૐ उदीरता० એ મંત્રના શંખ ઋષિ, સ્વધા દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. બ્રહ્મા અને અગ્નિની મધ્યમાં સ્વધાના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા અને અગ્નિની વચમાં સ્વધાનું આવાહન કરવું.[૨૫]

परंमृत्यो:संकुसुकोमृत्युरोगात्रिष्टुप्। ब्रह्मयमयोर्मध्येमृत्युरोगावा० ॐ परं मृत्यो अनु परे हि पंथां यस्तेस्व इतरो देवयानात् । चक्षुष्मते श्रृण्वते ते ब्रवीमि मानः प्रजांरीरिषो मोत वीरान् ॥ २६ ॥ गणानांत्वाशौनकोगृत्समदो गणपतिर्जगती । ब्रह्मनिर्ऋत्योर्मध्येगणपत्यावा० ॐ गणानां त्वा गणपतिं हवामहे कविं कवीनामुपमश्रवस्तमम् । ज्येष्ठराजं ब्रह्मणां ब्रह्मणस्पत आनः शृण्वन्नूतिभिः सीदसादनम् ॥ २७ ॥ शन्नोदेवीरांबरीषः सिंधुद्विपआपोगायत्री । ब्रह्मवरुणयोर्मध्येअबावा० । ॐ शन्नो देवीरभिष्टय आपो भवंतु पीतये । शं योरभिस्रवंतु नः ॥ २८ ॥ मरुतोयस्यराहूगणोगोतमोमरुतोगायत्री । ब्रह्मवाय्वोर्मध्येमरुदावा० । ॐ मरुतो यस्य हि क्षये पाथादिवोविमहसः । ससुगोपातमोजनः ॥ २९ ॥ स्योनापृथिवि काण्वोमेधातिथिर्भूमिर्गायत्री । ब्रह्मणःपादमूलेकर्णिकाधः पृथिव्यावा० ॐ स्योनापृथिवि भवानृक्षरानिवेशनी । यच्छानः शर्म सप्रथः ॥ ३० ॥ इमंमेगंगेसिंधुक्षित्प्रैयमेधोगंगादिनद्योजगती । तत्रैवगंगादिनद्यावा० ॐ इमं मे गंगे यमुने सरस्वति शुतुद्रिस्तोमं स च तापरुष्ण्या । असिक्न्यामरुद्वृधे वितस्तयार्जीकीये श्रृणुह्यासुषोमया ॥ ३१ ॥ धाम्नोगौतमोवामदेवःसप्तसागराअष्टी । तत्रैव सप्तसागरावा० ॐ धाम्नो धाम्नो राजन्नितो वरुण नो मुंच । यदापो अघ्न्या इति वरुणेति शपामहे ततो वरुण नो मुंच । मयि वापोमोषधीर्हिंसीरतो विश्वव्यचामूरस्तेतो वरुण नो मुंच ॥ ३२ ॥

ૐ परं मृत्यो० એ મંત્રના સંકુસુક ઋષિ, મૃત્યુરોગદેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. બ્રહ્મા અને યમના મધ્યમાં મૃત્યુરોગના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા અને યમના મધ્યમાં મૃત્યુરોગનું આવાહન કરવું.[૨૬]

ૐ गणानां त्वा० એ મંત્રના શૌનક ગૃત્સમદ ઋષિ, ગણપતિ દેવતા અને જગતી છંદ છે, બ્રહ્મા અને નિર્ઋતિના મધ્યમાં ગણપતિના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા અને નિર્ઋતિના મધ્યમાં ગણપતિનું આવાહન કરવું.[૨૭]

ૐ शन्नोदेवी० એ મંત્રના આંબરીષ સિંધુદ્વીપ ઋષિ, આપ દેવતા અને ગાયત્રી છંદ છે. બ્રહ્મા અને વરુણના મધ્યમાં જળના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા અને વરુણના મધ્યમાં જળનું આવાહન કરવું.[૨૮]

ૐ मरुतोयस्य० એ મંત્રના રાહૂગણ ગૌતમ ઋષિ, મરુત્ દેવતા અને ગાયત્રી છંદ છે. બ્રહ્મા અને વાયુના મધ્યમાં મરુત્‌ના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્મા અને વાયુના મધ્યમાં મરુત્‌નું આવાહન કરવું.[૨૯]

ૐ स्योनापृथिवि० એ મંત્રના કાણ્વ મેધાતિથિ ઋષિ, ભૂમિ દેવતા અને ગાયત્રી છંદ છે. બ્રહ્માના પાદમૂલમાં કર્ણિકાની નીચે પૃથિવીના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી બ્રહ્માના પાદમૂલમાં કર્ણિકાની નીચે પૃથિવીનું આવાહન કરવું.[૩૦]

ૐ इमं मे गंगे० એ મંત્રના સિંધુક્ષિત્ પ્રૈયમેધ ઋષિ, ગંગા વગેરે નદીઓ દેવતા અને જગતી છંદ છે. બ્રહ્માના પાદમૂલમાં કર્ણિકાની નીચે ગંગા વગેરે નદીઓના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. ઉપલા મંત્રથી ઉપર કહેલે ઠેકાણે ગંગા વગેરે નદીઓનું આવાહન કરવું.[૩૧]

ૐ धाम्नो धाम्नो० એ મંત્રના ગૌતમ વામદેવ ઋષિ, સપ્ત સમુદ્ર દેવતા અને અષ્ટી છંદ છે. ઉપર કહેલા સ્થાનમાંજ સાત સમુદ્રના આવાહનમાં તેનો વિનિયોગ કરવો. એ મંત્રથી ઉપર કહેલે ઠેકાણે સાત સમુદ્રોનું આવાહન કરવું.[૩૨]

तदुपरि मेरुं नाममंत्रेण पूजयेत् । मेरवेनमःमेरुं आ० ततोमंडलाद्‌बहिः सोमादिसन्निधौ तत्क्रमेणायुधान्यावाहयेत् । सोमसमीपे गदाम् । ईशानसमीपे त्रिशूलम् । इंद्रसमीपे वज्रम् । अग्निसमीपे शक्तिं । यमसमीपे दंडं । निर्ऋतिसमीपे खड्गं । वरुणसमीपे पाशम् । वायुसमीपे अंकुशम् । तद्‌बाह्ये उत्तरे गौतमायनमःगौतमंआ० । पूर्वमीशान्यां भरद्वाजम् । पूर्वे विश्वामित्रम् । आग्नेय्यां कश्यपम् । दक्षि-

णे जमदग्निम् । नैर्ऋत्यां वसिष्ठम् । पश्चिमे अत्रिम् । वायव्यामरुंधतीम् । तद्बाह्येपूर्वादिक्रमेणैंद्रीं० कौमारीं० ब्राह्मीं० वाराहीं०चामुंडां०वैष्णवीं०माहेश्वरीं०वैनायकीं० इत्यष्टौ शक्तीः प्रतिष्ठाप्य प्रत्येकं सहवा पूजयेत् ॥ इति मंडलदेवताः ॥

તેની ઉપર, નામ મંત્રથી મેરુનું પૂજન કરવું. मेरवे नमः मेरुमावाहयामि એ મંત્ર ભણી મેરુનું આવાહન કરવું. ત્યાર પછી મંડળની બહાર સોમ વગેરે દેવોની સમીપમાં ક્રમથી તેમનાં આયુધોનું આવાહન કરવું. સોમની સમીપમાં ગદાનું આવાહન કરવું. ઈશાનની સમીપમાં ત્રિશૂલનું, ઈંદ્રની સમીપમાં વજ્રનું, અગ્નિની સમીપમાં શક્તિનું, યમની સમીપમાં દંડનું, નિર્ઋતિની સમીપમાં તરવારનું, વરુણની સમીપમાં પાશનું અને વાયુની સમીપમાં અંકુશનું આવાહન કરવું. તેની બહારના ભાગમાં 'उत्तरे गौतमाय नमः गौतममावाहयामि' એ મંત્રથી ઉત્તર દિશામાં ગૌતમનું આવાહન કરવું. એ પ્રકારે મૂલમંત્રથી ઈશાન કોણમાં ભરદ્વાજનું, પૂર્વ દિશામાં વિશ્વામિત્રનું, અગ્નિ કોણમાં કશ્યપનું, દક્ષિણ દિશામાં જમદગ્નિનું, નૈર્ઋત કોણમાં વસિષ્ઠનું, પશ્ચિમ દિશામાં અત્રિનું અને વાયવ્ય કોણમાં અરુંધતીનું આવાહન કરવું. તેની બહારના ભાગમાં પૂર્વ દિશાના ક્રમથી ઐંદ્રી, કૌમારી, બ્રાહ્મી, વારાહી, ચામુંડા, વૈષ્ણવી, માહેશ્વરી અને વૈનાયકી એ આઠ શક્તિઓનું આવાહન કરી જૂદી જૂદી અથવા સાથેજ તેઓની પૂજા કરવી. એ પ્રકારે મંડળદેવતા કહ્યા છે.૩૩-૩૪

## લક્ષપૂજનના ઉદ્યાપનનો પ્રકાર

अथ लक्षपूजनोद्यापनविधिरुच्यते ॥ अद्यपूर्वोच्चरितैवं गुणविशेषणविशिष्टायां पुण्यतिथौ मया कृतस्याऽमुकदेवताप्रीत्यर्थममुकलक्षपूजनकर्मणः सांगतासिद्ध्यर्थं तदुद्यापनं करिष्ये तदंगत्वेन पंचवाक्यैः पुण्याहवाचनमाचार्यादिवरणं च करिष्ये ॥ तत्रादौ निर्विघ्नतासिद्ध्यर्थं गणपतिपूजनं करिष्ये । ततो गणपतिं संपूज्य पुण्याहं वाचयेत्तदित्थं— अस्य लक्षपूजनोद्यापनकर्मणः पुण्याहं भवंतो ब्रुवंतु—इत्युक्ते अस्तु पुण्याहमिति विप्रा वदेयुः॥एवं स्वस्ति भवंतो ब्रुवंतु॥ आयुष्मते स्वस्ति ॥ ऋद्धिं भवंतो ब्रुवंतु ॥ कर्मऋध्यताम् ॥ श्रीरस्त्विति भवंतो ब्रुवंतु ॥ अस्तुश्रीः ॥ कल्याणं भवंतो ब्रुवंतु ॥ अस्तु कल्याणम् ॥ कर्मांगदेवता प्रीयताम् ॥

अद्यपूर्वो० એ પ્રકારનો સંકલ્પ કરી ગણપતિનું પૂજન કરી પુણ્યાહવાચન કરાવવું. તે નીચે પ્રમાણેઃ—अस्य लक्षपूजनोद्यापनकर्मणः पुण्याहं भवंतो ब्रुवंतु ॥ એ પ્રકારે યજમાન કહે ત્યાર પછી, अस्तु पुण्याहं એમ બ્રાહ્મણોએ કહેવું. એ જ પ્રકારેઃ-स्वस्ति भवंतो ब्रवंतु એમ યજમાનના કહ્યા પછી, आयुष्मते स्वस्ति એમ બ્રાહ્મણોએ કહેવું. ऋद्धिं भवंतो ब्रुवंतु એમ યજમાનના કહ્યા પછી, कर्म ऋध्यताम् એમ બ્રાહ્મણોએ કહેવું. श्रीरस्त्विति भवंतो ब्रुवंतु એમ યજમાનના કહ્યા પછી, अस्तु श्रीः એમ બ્રાહ્મણોએ કહેવું. कल्याणं भवंतो ब्रुवंतु એમ યજમાનના કહ્યા પછી, अस्तु कल्याणं कर्मांगदेवता प्रीयताम् ॥ એમ બ્રાહ્મણોએ કહેવું.

ततो गोत्रनामोच्चारणपूर्वकममुकगोत्रोऽमुकशर्माऽहं यजमानोऽमुकगोत्रममुकशर्माणं स्वशाखाध्यायिनं ब्राह्मणमस्मिन्लक्षपूजनोद्यापनाख्ये कर्मण्याचार्यं त्वां वृणे ॥ आचार्यत्वेन वृतोस्मि यथाज्ञानं कर्म करिष्यामि ॥

आचार्यस्तु यथास्वर्गे शक्रादीनां बृहस्पतिः ॥ तथा त्वं मम यज्ञेस्मिन्नाचार्यो भव सुव्रतेतिसंप्रार्थ्य गंधादिना आचार्यपूजनंकुर्यात् ॥ तथैव ब्रह्माणं वृणुयात् । यथा चतुर्मुखो ब्रह्मास्वर्गलोकेपितामहः॥ तथात्वं मम यज्ञेऽस्मिन् ब्रह्मा भव द्विजोत्तमेति ब्रह्माणं संप्रार्थ्य ॥ अस्य यागस्य निष्पत्तौ भवंतोऽभ्यर्थिता मया ॥ सुप्रसन्नैश्च कर्तव्यं कर्मेदं विधिपूर्वकमिति सर्वान् ऋत्विजः प्रार्थयेत् ॥

ત્યાર પછી 'ગોત્ર,' નામ વગેરેનું ઉચ્ચારણ કરી अमुकगोत्रोऽमुकशर्माऽहं० त्वां वृणे ॥ એ પ્રકારે યજમાનના કહ્યા પછી, आचार्यत्वेन० करिष्यामि । એમ આચાર્યે કહેવું. 'પછી, જેમ સ્વર્ગમાં ઈંદ્ર વગેરે દેવોના આચાર્ય બૃહસ્પતિ છે તેમ આપ મારા આ યજ્ઞમાં સારો નિયમ પાળી આચાર્ય થાઓ.' એ પ્રમાણે યજમાને આચાર્યની પ્રાર્થના કરી ચંદન વગેરેથી આચાર્યનું પૂજન કરવું. તે જ પ્રમાણે બ્રહ્માનું પણ વરણ કરવું. 'હે દ્વિજોત્તમ! જેમ સ્વર્ગમાં ચતુર્મુખ પિતામહ બ્રહ્મા છે તેમ આપ મારા આ યજ્ઞમાં બ્રહ્મા થાઓ.' એ પ્રકારે બ્રહ્માની પ્રાર્થના કર્યા પછી, 'આ યજ્ઞની સિદ્ધિ માટે હું આપની પ્રાર્થના કરું છું કે આપે પ્રસન્ન રહી વિધિ પ્રમાણે આ કર્મ કરવું.' એમ સઘળા ઋત્વિજોની પ્રાર્થના કરવી.

आचार्यः आचम्य प्राणानायम्य यजमानेन वृतोऽहममुकंकर्म करिष्ये ॥कर्माधिकारार्थमात्मनःशुद्ध्यर्थंचपुरुषसूक्तजपमहंक० ॥ पृथिवीत्यस्य मेरुपृष्ठऋषिः॥ कूर्मो देवता ॥ सुतलं छंदः ॥ आसनोपवेशने वि० ॥ ॐ पृथ्वित्वयाधृतालोका० पुरुषसूक्तजपांते यदत्रसंस्थितमितिमंत्रद्वयेन सर्वतः सर्षपान्विकिरेत् ॥ ततःशुचीवोहव्येत्यापोहिष्ठेतितृचेनसाभितपंचगव्येनकुशैःप्रोक्षणंकार्यम् ॥ ततःकृतांजलिः स्वस्त्ययनंतार्क्ष्यमितिमंत्रद्वयंपठेत् ॥ देवा आयांतु यातुधाना अपयांतु ॥ विष्णोदेवयजनं रक्षस्वेतिवदेत् ॥ ततःकलशपूजनंकृत्वासर्वतोभद्रेलिङ्गतोभद्रेवाब्रह्मादीनावाहयेत्पूजयेच्च ॥

ત્યાર પછી આચાર્યે આચમન કરી પ્રાણાયામ કરી, यजमानेन० એવો સંકલ્પ કરવો. पृथ्वि त्वया० એ મંત્રના

મેરુપૃષ્ઠ ઋષિ, કૂર્મ દેવતા અને સુતલ છંદ છે. આસન ઉપર બેસવામાં તેનો વિનિયોગ કરવો. पृथ्वि० એ મંત્ર ભણી આસને બેસવું. પુરુષ સૂક્તનો જપ થયા પછી, यदत्र० તથા भूतानि० એ બે મંત્ર ભણી ચારો તરફ સર્ષપ છાંટવા. તે પછી शुचि० એ મંત્ર તથા आपो० यो व० तस्मा० એ ત્રણ મંત્રો ભણી સાધેલાં પંચગવ્યનું દર્ભથી પ્રોક્ષણ કરવું. ત્યાર પછી હાથ જોડી स्वस्त्ययनं तार्क्ष्यं० એ બે મંત્રો ભણી, 'દેવતાઓ આવો, રાક્ષસો દૂર થાઓ અને હે વિષ્ણો! આ યજ્ઞનું રક્ષણ કરો' એ પ્રકારે બોલવું. પછી કલશનું પૂજન કરી સર્વતોભદ્ર અથવા લિંગતોભદ્ર જે મંડળ હોય, તે મંડળના બ્રહ્માદિકનું આવાહન કરી તેની પૂજા કરવી.

ततोमूर्तावग्न्युत्तारणम् ॥ अस्यां मूर्तौ अवघातादिदोषपरिहारार्थमग्न्युत्तारणं देवतासान्निध्यार्थं प्राणप्रतिष्ठां च करिष्ये ॥ अग्निःसप्तिमितिसूक्तमग्निपदेनरहितं सहितं च पठन्प्रतिमायां जलं पातयेत् ॥ सूक्तं यथा—ॐ अग्निः सप्तिं वाजंभरंददात्यग्निर्वीरं श्रुत्यंकर्मनिष्ठाम् ॥ अग्नी रोदसी विचरत्समञ्जन्नग्निर्नारीं वीरकुक्षिं पुरंधिम् ॥ अग्नेरप्नसः समिदस्तु भद्राऽग्निर्मही रोदसी आविवेश ॥ अग्निरेकं चोदयत्समत्स्वग्निर्वृत्राणि दयते पुरूणि ॥ अग्निर्हत्यं जरतः कर्णमावाग्निरद्भ्यो निरदहज्जरूथम् । अग्निरत्रिं घर्म उरुष्यदन्तरग्निर्नृमेधं प्रजयासृजत्सम् ॥ अग्निर्दाद्द्रविणं वीरपेशा अग्निर्ऋषिं यः सहस्रा सनोति ॥ अग्निर्दिवि हव्यमाततानाग्नेर्धामानि विभृता पुरुत्रा ॥ अग्निमुक्थैर्ऋषयो विह्वयन्तेऽग्निं नरो यामनि बाधितासः ॥ अग्निं वयो अन्तरिक्षे पतन्तोऽग्निः सहस्रा परियाति गोनाम् ॥ अग्निं विश ईळते मानुषीर्या अग्निं मनुषो नहुषो विजाताः ॥ अग्निर्गान्धर्वीं पथ्यामृतस्याग्नेर्गव्यूतिर्घृत आनिषत्ता ॥ अग्नये ब्रह्म ऋभवस्ततक्षुरग्निं महामवोचामः सुवृक्तिम् ॥ अग्ने प्रावजरितारं यविष्ठाग्ने महि द्रविणमायजस्व ॥ इत्यग्न्युत्तारणम् ॥

પછી મૂર્તિમાં એ પ્રમાણે અગ્ન્યુત્તારણ કરવું. अस्यां० એ પ્રકારનો સંકલ્પ કરી ॐ अग्निः सप्तिं० એ સૂક્તનો અગ્નિપદ રહિત અને અગ્નિપદ સહિત પાઠ કરી મૂર્તિ ઉપર જલ છાંટવું.

ततो देवे प्राणप्रतिष्ठां कुर्यात् ॥ अस्य श्रीप्राणप्रतिष्ठामंत्रस्य ब्रह्मविष्णुमहेश्वरा ऋषयः। ऋग्यजुःसामाथर्वाणि च्छंदांसि । क्रियामयवपुः। प्राणाख्या देवता । आं बीजम्। ह्रीं शक्तिः । क्रौं कीलकम् । अस्यां मूर्तौ प्राणप्रतिष्ठापने विनि० ॥

ॐ आंह्रींक्रौंअंयंरंलंवंशंषंसंहंळंक्षंअः ॥ क्रौंह्रींआंहंसः सोऽहं ॥ अस्यांमूर्तौप्राणइहप्राणाः ॐ आंह्रीमित्यादिपुनः पठित्वाअस्यांमूर्तौजीवइहस्थितः ॥ पुनः आंह्रीमित्यादि पठित्वा अस्यांमूर्तौसर्वेंद्रियाणि वाङ्मनस्त्वक्चक्षुःश्रोत्रजिह्वाघ्राणपाणिपादपायूपस्थानीहागत्यसुखंचिरंतिष्ठंतुस्वाहा ॥ ॐ असुनीते पु० यानः स्वस्ति ॥ गर्भाधानादिपञ्चदशसंस्कारसिद्ध्यर्थं पञ्चदशप्रणवावृत्तीः करिष्ये ॥ प्रणवं पञ्चदशवारं जप्त्वा ॥ रक्तांभोधिस्थपोतोल्लसदरुणसरोजाधिरूढाकराब्जैः पाशं कोदंडमिक्षूद्भवमथ गुणमप्यंकुशं पञ्चबाणान् ॥ बिभ्राणाऽसृक्कपालं त्रिनयनलसिता पीनवक्षोरुहाढ्या देवीबालार्कवर्णा भवतु सुखकरी प्राणशक्तिः परा नः ॥

પછી દેવમાં પ્રાણપ્રતિષ્ઠા (પ્રાણની સ્થિતિ) કરવી. આ પ્રાણપ્રતિષ્ઠા મંત્રના બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ ઋષિ, ઋગ્, યજુઃ, સામ અને અથર્વ છંદ, ક્રિયામય શરીર, પ્રાણ નામના દેવતા, 'आं' બીજ, 'ह्रीं' શક્તિ અને 'क्रौं' કીલક છે. આ મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠામાં તેનો વિનિયોગ કરવો. ॐ आं० એ મંત્ર ભણી મૂર્તિમાં પ્રાણની સ્થાપના કરવી. ફરીથી એજ મંત્ર ભણી, अस्यां मूर्तौ जीव इह स्थितः ॥ એમ કહી જીવની સ્થાપના કરવી. ફરીથી એ જ મંત્ર ભણી, अस्यां० એમ કહી મૂર્તિમાં સર્વ ઇંદ્રિય, વાણી, મન, ત્વચા (ચામડી), નેત્ર, કાન, જીભ, નાક, હાથ, પગ, ગુદા અને લિંગની સ્થાપના કરવી. પછી એજ મંત્ર ભણી, गर्भा० એવો સંકલ્પ કરી, પંદર વખત ઓંકારનો જપ કરી, रक्तांभो० એ મંત્ર ભણી ધ્યાન કરવું. 'રક્ત સમુદ્રના મધ્યમાં રહેલા વહાણની પેઠે શોભતા લાલ કમળ ઉપર બેઠેલી, હાથરૂપી કમળવડે પાશ, ઇક્ષુદંડનું ધનુષ, ગુણ, અંકુશ, પાંચ બાણ અને રુધિરના પાત્રને ધારણ કરતી, ત્રણ નેત્રથી શોભતી, પુષ્ટ સ્તનવાળી, ઉગતા સૂર્યના જેવી કાંતિવાળી અને શ્રેષ્ઠ એવી પ્રાણશક્તિ દેવી અમને સુખ કરનાર થાઓ.

ततोमंडलोपरि व्रीह्यादिधान्ययवतिलैस्त्रिकूटं कृत्वा तत्र महीद्यौरित्यादिना अव्रणंकलशंसंस्थाप्य कलशोपरिपूर्णपात्रं संस्थाप्य तस्योपरित्र्यंबकमंत्रेणोमया सह त्र्यंबकं वा विष्णुमंत्रेण लक्ष्म्या सह विष्णुं सिद्धिबुद्धिसहितं गणेशं वा पत्न्या सहितं सूर्यं वा भवानीं तत्तन्मंत्रेणावाह्य शिवस्य दक्षिणे लक्ष्म्या सह विष्णुमावाहयेत् ॥ शिवस्योत्तरे सावित्र्या सह ब्रह्माणम् ॥ एवं विष्ण्वादीनामपि ॥

પછી મંડળ ઉપર વ્રીહિ વગેરે ધાન્ય, યવ અને તિલવડે ત્રિકૂટ (ત્રણ ઢગલા) કરી તેમાં 'महीद्यौ०' ઇત્યાદિ મંત્રોથી છિદ્રરહિત કલશની સ્થાપના કરી તેની ઉપર પૂર્ણપાત્ર રાખી તેની ઉપર 'त्र्यंबकं' એ મંત્રથી પાર્વતીસહિત મહાદેવનું, અથવા વિષ્ણુમંત્રથી લક્ષ્મીસહિત વિષ્ણુનું, અથવા સિદ્ધિબુદ્ધિસહિત ગણેશનું, અથવા સ્રીસહિત સૂર્યનું, અથવા ભવાનીનું જેનું આવાહન કરવું હોય તેના મંત્રથી તેનું આવાહન કરી શિવના દક્ષિણ ભાગમાં લક્ષ્મીસહિત

વિષ્ણુનું આવાહન કરવું. શિવના ઉત્તર ભાગમાં સાવિત્રી-સહિત બ્રહ્માનું આવાહન કરવું. વિષ્ણુ વગેરેની પૂજામાં પણ ઉપર પ્રમાણે સમજી લેવું. નીચેના મંત્રો ભણી **ષોડશોપચાર પૂજન** કરવું.

ततः सहस्रशीर्षेत्यावाहनम् ॥ पुरुषएवेदमित्यासनम् ॥ एतावानस्येति पाद्यम् ॥ त्रिपादूर्ध्व इत्यर्घ्यम् ॥ तस्माद्विराळेत्याचमनीयम् ॥ यत्पुरुषेणेति स्नानम् ॥ तंयज्ञमिति वस्त्रम् ॥ तस्माद्यज्ञादित्युपवीतम् । तस्माद्यज्ञात्सर्वहुतऋच इतिगंधम् ॥ तस्मादश्वेति पुष्पम् ॥ यत्पुरुषं व्यदधुरिति धूपम् ॥ ब्राह्मणोस्येति दीपम् ॥ चंद्रमामनस इति नैवेद्यम् ॥ नाभ्या आसीदिति प्रदक्षिणाः ॥ सप्तास्येति नमस्कारान् ॥ यज्ञेन यज्ञमिति मंत्रपुष्पांजलिमिति षोडशोपचारैः पञ्चामृतैश्च वैदिकमंत्रैः पुराणोक्तमंत्रैश्च स्थापितदेवताः संपूज्य रात्रौ जागरणं कुर्यात् ।

प्रातर्नित्यकृत्यं विधाय तस्य लक्षपूजनस्य वा आचरितव्रतस्य सांगतासिद्ध्यर्थं पूजनदशांशेन तिलयवव्रीहिभिः पायसादिभिर्वा होमं करिष्ये ॥ होमस्तु वेदोक्तेन, मूलमंत्रेण पुराणोक्तेन वा कार्यः ॥

ॐ सहस्रशीर्षा० એ મંત્રથી આવાહન કરવું.[1]

ॐ पुरुष एवेदं० એ મંત્રથી આસન આપવું.[2]

ॐ एतावानस्य महिमातो० એ મંત્રથી પાદ્ય આપવું.[3]

ॐ त्रिपादूर्ध्व उदैत्पुरुषः० એ મંત્રથી અર્ઘ્ય આપવું.[4]

ॐ तस्माद्विराडजायत० એ મંત્રથી આચમન માટે જળ આપવું.[5]

ॐ यत्पुरुषेण हविषा० એ મંત્રથી સ્નાન કરાવવું.[6]

ॐ तं यज्ञं बर्हिषि० એ મંત્રથી વસ્ત્ર અર્પણ કરવાં.[7]

ॐ तस्माद्यज्ञात्सर्वहुत० એ મંત્રથી ઉપવીત (જનોઇ) આપવું.[8]

ॐ तस्माद्यज्ञात्सर्वहुत० એ મંત્રથી ચંદન ચઢાવવું.[9]

ॐ तस्मादश्वा अजायन्त० એ મંત્રથી પુષ્પ ચઢાવવાં.[10]

ॐ यत्पुरुषं व्यदधुः० એ મંત્રથી ધૂપ કરવો.[11]

ॐ ब्राह्मणोऽस्य० એ મંત્રથી દીવો કરવો.[12]

ॐ चन्द्रमा मनसो० એ મંત્રથી નૈવેદ્ય કરવું.[13]

ॐनाभ्या आसीदन्तरिक्ष० એ મંત્રથી પ્રદક્ષિણા કરવી.[14]

ॐ सप्तास्यासन्परिधयस्त्रि० એ મંત્રથી નમસ્કાર કરવા.[15] અને

ॐ यज्ञेन यज्ञमयजन्त० એ મંત્રથી પુષ્પાંજલિ કરવી.[16]

એ પ્રમાણે ષોડશોપચારથી અને પંચામૃતથી વેદોક્ત અને પુરાણોક્ત મંત્ર ભણી સ્થાપિત દેવતાનું પૂજન કરી રાતે જાગરણ કરવું.

બીજે દહાડે પ્રાતઃકાળમાં નિત્ય કૃત્ય કરી तस्य लक्षपूजनस्य એવો સંકલ્પ કરવો. હોમ વેદોક્ત મંત્રથી અથવા પુરાણોક્ત મંત્રથી (અધિકાર પ્રમાણે) કરવો.

## અગ્નિમુખ

अथाग्निमुखम् ॥ आचम्य प्राणानायम्य तिथ्यादिसंकीर्त्य एवं गुणविशेषणविशिष्टायां पुण्यतिथावमुककर्मांगतया विहितामुकहवनमहं करिष्ये इति संकल्प्य गोमयादिलिप्ते शुद्धे देशे शुद्धमृदा ईशानीमारभ्य उदक्संस्थं चतुरंगुलोन्नतं चतुर्दिक्षु मिलित्वा द्विसप्तत्यंगुलपरिधिकं फलितमष्टादशांगुलविस्तृतं होमानुसारेण तदधिकं वा, न तु ततो न्यूनं, मध्योन्नतं स्थंडिलं कुर्यात् ॥ तद्गोमयेन प्रदक्षिणमुपलिप्य दक्षिणेऽष्टावुदीच्यां द्वे प्रतीच्यां चत्वारि प्राच्यामर्धमित्यंगुलानि त्यक्त्वा दक्षिणोपक्रमामुदक्संस्थां प्रादेशमात्रामेकां लेखां तस्या दक्षिणोत्तरयोः प्रागायते पूर्वरेखयाऽसंसृष्टे प्रादेशसंमिते द्वे लेखे लिखित्वा तयोर्मध्ये परस्परमसंसृष्टा उदक्संस्थाः प्रागायताः प्रादेशसंमितास्तिस्र इति षड्लेखा यज्ञियशकलमूलेन दक्षिणहस्तेनोल्लिख्य लेखासु तच्छकलमुदगग्रं निधाय स्थंडिलमद्भिरभ्युक्ष्य शकलमाग्नेय्यां निरस्य पाणि प्रक्षाल्य वाग्यतो भवेत् ॥ तैजसपात्रयुग्मेन संपुटीकृत्य सुवासिन्या श्रोत्रियागारात्स्वगृहाद्वा समृद्धं निर्धूममाहृतमग्निं स्थंडिलादाग्नेय्यां दिशि निधाय

આચમન તથા પ્રાણાયામ કર્યાં પછી તિથિ વગેરેનું ઉચ્ચારણ કરી, एवं गुण० એ પ્રકારે સંકલ્પ કરી, છાણ વગેરેથી લીપેલા શુદ્ધ સ્થળમાં શુદ્ધ માટીથી ઈશાન કોણથી આરંભી ઉત્તર દિશા સુધી ચાર અંગુલ ઉંચું, અથવા એક અંગુલ ઉંચું, ચારે દિશામાં અઢાર અઢાર આંગળ પહોળું અર્થાત્ ચારે દિશામાં મળી બહોંતેર અંગુળના માનવાળું અને વચમાં ઉંચું સ્થંડિલ કરવું અથવા હોમને અનુસારે તેથી અધિક વિસ્તારવાળું સ્થંડિલ કરવું, પણ બહોંતેર આંગળથી ઓછું કરવું નહિ. તેને છાણથી પ્રદક્ષિણાના ક્રમથી લીંપી દક્ષિણ દિશામાં આઠ, ઉત્તરમાં બે, પશ્ચિમમાં ચાર અને પૂર્વ દિશામાં અર્ધ અંગુળનો ત્યાગ કરી, દક્ષિણ દિશાથી આરંભેલી અને ઉત્તર દિશામાં રહેલી પ્રાદેશ (અંગુઠો અને તર્જની પહોળાં કરતાં વચ્ચેનો ભાગ)જેવડી એક રેખા, તેના દક્ષિણ અને ઉત્તર ભાગમાં પૂર્વદિશામાં લાંબી અને પ્રથમ રેખાથી થોડી દૂર પ્રાદેશ જેવડી બે રેખા કરી, તેના મધ્યમાં ઉત્તર તરફ પૂર્વ પશ્ચિમ લાંબી દૂર દૂર તેટલી જ લાંબી ત્રણ રેખા એમ સઘળી મળી છ રેખા જમણા હાથમાં રાખેલી સમિધાથી કરી તે રેખાઓમાં તે સમિધાને ઉત્તર દિશામાં છેડો રહે તેવી રીતે રાખી સ્થંડિલને જળથી છાંટી તે સમિધાને અગ્નિકોણમાં ફેંકી દેવી. પછી હાથ ધોઈ વાણીને નિયમમાં રાખી (અર્થાત્ કાંઇ પણ બોલ્યા વિના) સુવાસિનીના ઘરમાંથી અથવા શ્રોત્રિય બ્રાહ્મણના ઘરમાંથી અથવા પોતાના ઘરમાંથી રૂપાં વગેરેનાં પાત્રમાં તેવા જ પાત્રથી ઢાંકી ધુમાડા વગરનો પુષ્કળ અગ્નિ લાવી સ્થંડિલથી આગ્નેયકોણમાં મૂકવો.

जुष्टोदमूनाआत्रेयोवसुश्रुतोऽग्निस्त्रिष्टुप् ॥ अग्न्यावा० ॐ जुष्टो दमूना अतिथिर्दुरोण इमंनो यज्ञमुपयाहि विद्वान् ॥ विश्वा अग्ने अभियुजो विहत्या शत्रूयतामाभरा भोजनानि ॥ एह्यग्नइत्यस्यमंत्रस्यराहूगणोगौतमऋषिः॥ अग्निर्देवता ॥ त्रिष्टुप्छंदः ॥ अग्न्यावा० ॐ एह्यग्नइहहोतानिषीदादब्धःसुपुरएताभवानः॥ अवंतांत्वारोदसीविश्वमिन्वेयजामहेसौमनसायदेवान् इत्यक्षतैरावाह्य आच्छादनं दूरीकृत्य समस्तव्याहृतीनां परमेष्ठी प्रजापतिः प्रजापतिर्बृहती ॥ अग्निप्रतिष्ठापने विनियोगः ॐ भूर्भुवःस्वरित्यात्माभिमुखं पाणिभ्यां षड्लेखासु तत्तत्कर्मविहितनामकममुकनामानमग्निं प्रतिष्ठापयामीत्यग्निं प्रतिष्ठाप्य ।

પછી जुष्टोदमूना० એ મંત્રના આત્રેય વસુશ્રુત ઋષિ, અગ્નિ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. एह्यग्ने० એ મંત્રના રાહૂગણ ગૌતમ ઋષિ, અગ્નિ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. તે બન્ને મંત્રોનો અગ્નિના આવાહનમાં વિનિયોગ કરવો. ॐ जुष्टो० ॐ एह्यग्न इह० આ બે મંત્રોથી અગ્નિનું અક્ષતથી આવાહન કરી ઉપલું ઢાંકેલું પાત્ર દૂર કરવું. પછી સર્વ વ્યાહૃતિના પરમેષ્ઠી પ્રજાપતિ ઋષિ, પ્રજાપતિ દેવતા અને બૃહતી છંદ છે. અગ્નિની પ્રતિષ્ઠામાં તેનો વિનિયોગ કરવો. 'ॐ भूर्भुवःस्वः એ મંત્રથી પોતાની સામે હાથની કરેલી છ રેખામાં 'અમુક નામક અગ્નિની (જે નામનું કર્મ હોય તે કર્મમાં કહેલા અગ્નિનું જે નામ હોય તે અગ્નિની) હું સ્થાપના કરું છું, એમ કહી અગ્નિની સ્થાપના કરવી.

चत्वारिशृंगागौतमो वामदेवोऽग्निस्त्रिष्टुप् अग्निमूर्तिध्याने वि० ॐ चत्वारिशृंगात्रयो अस्यपादाद्वेशीर्षेसप्तहस्तासोऽअस्य ॥ त्रिधाबद्धोवृषभोरोरवीतिमहोदेवोमर्त्याआविवेश ॥ सप्तहस्तश्चतुःशृंगः सप्तजिह्वो द्विशीर्षकः ॥ त्रिपात्प्रसन्नवदनः सुखासीनः शुचिस्मितः ॥ स्वाहांतु दक्षिणे पार्श्वे देवीं वामे स्वधां तथा ॥ बिभ्रद्दक्षिणहस्तैस्तु शक्तिमन्नं स्रुचं स्रुवम् ॥ तोमरं व्यजनं वामैर्घृतपात्रं च धारयन् ॥ आत्माभिमुखमासीन एवंरूपो हुताशनः ॥ एष हि देवः प्रदिशोनु सर्वाः पूर्वो हि जातः स उ गर्भे अन्तः॥ स विजायमानः स जनिष्यमाणः प्रत्यङ्मुखस्तिष्ठति विश्वतोमुखः ॥ अग्ने वैश्वानर शांडिल्यगोत्र मेषध्वज प्राङ्मुख मम संमुखो वरदो भव ॥

પછી चत्वारि० એ મંત્રના ગૌતમ વામદેવ ઋષિ, અગ્નિ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. અગ્નિની મૂર્તિના ધ્યાનમાં તેનો વિનિયોગ કરવો. ॐ चत्वारि० આ મંત્રથી અગ્નિનું ધ્યાન કરવું. અગ્નિને સાત હાથ છે, ચાર શૃંગ છે, સાત જીભ છે, બે મસ્તક છે, ત્રણ પગ છે, પ્રસન્ન મુખ છે, સુખથી બેઠા છે, શુદ્ધ મંદ હાસ્ય છે, સ્વાહાને જમણા પડખામાં તથા સ્વધા દેવીને ડાબા પડખામાં ધારણ કરે છે. જમણા હાથોથી શક્તિ, અન્ન, સ્રુક્ અને સ્રુવને તથા ડાબી તરફના હાથોવડે તોમર (એક જાતનો હથીઆર) પંખો અને ઘીનાં પાત્રને ધારણ કરે છે, તેમ જ પોતાની સન્મુખ બેઠા છે. એ પ્રકારે અગ્નિનાં સ્વરૂપનું ધ્યાન કરવું. અને एषहि० આ મંત્ર ભણી પ્રાર્થના કરવી કે, હે શાંડિલ્યગોત્ર વૈશ્વાનર અગ્નિદેવ! તમે પ્રાઙ્મુખ છો તે મારા સન્મુખ થઈને વર આપનારા થાંઓ.

ततोऽन्वाधानंकुर्यात् ॥ तद्यथेत्थम्— आचम्य प्राणानायम्य देशकालौ संकीर्त्य श्रीपरमेश्वरप्रीत्यर्थं क्रियमाणेऽमुकव्रतोद्यापनहोमे देवतापरिग्रहार्थमन्वाधानं करिष्ये । अस्मिन्नन्वाहितेऽग्नौ जातवेदसमग्निमिध्मेन प्रजापतिंप्रजापतिं चाघारदेवते आज्येनाग्नीषोमौ चक्षुषी आज्येनात्र प्रधानदेवताः अमुकहोम्यद्रव्येण प्रत्येकममुकसंख्याकाभिराहुतिभिर्ब्रह्माद्यावाहितदेवताश्च नाममंत्रेण प्रत्येकमेकैकयाऽऽज्याहुत्या यक्ष्ये ॥ शेषेण स्विष्टकृतमग्निमिध्मसन्नहनेन रुद्रमयासमग्निं देवान् विष्णुमग्निं वायुं सूर्यं प्रजापतिं चैताः प्रायश्चित्तदेवता आज्यद्रव्येण ज्ञाताज्ञातदोषनिबर्हणार्थं त्रिवारमग्निं मरुतश्चाज्येन विश्वान्देवान्संस्रावेणांगदेवताः प्रधानदेवताः सर्वाः सन्निहिताः संतु ॥ एवं सांगोपांगेन कर्मणा सद्यो यक्ष्ये । व्याहृतीनां परमेष्ठीप्रजापतिः प्रजापतिर्बृहती ॥ अन्वाधानसमिद्धोमे विनियोगः॥ ॐ भूर्भुवःस्वः स्वाहा प्रजापतयइदं न मम ॥

પછી અન્વાધાન કરવું. તે નીચે પ્રમાણેઃ—આચમન તથા પ્રાણાયામ કરી, દેશ તથા કાળનું ઉચ્ચારણ કરી, श्रीपरमेश्वरप्रीत्यर्थं० એ પ્રકારનો સંકલ્પ કરી 'આ અન્વાહિત અગ્નિમાં જાતવેદા અગ્નિને સમિધાવડે, આધાર દેવતા પ્રજાપતિને ઘીવડે, નેત્રરૂપ અગ્નિ અને સોમને ઘીવડે, અને આ યજ્ઞના મુખ્ય દેવતાને અમુક હોમવાના દ્રવ્યવડે એક એકને અમુક સંખ્યા આહુતિ આપીશ; તેમ જ આવાહિત બ્રહ્માદિ દેવતાને નામમંત્રથી એક એકને એક એક ઘીની આહુતિ આપીશ એમ કહેવું. પછી બાકી રહેલી સમિધાથી સ્વિષ્ટકૃત્ અગ્નિને, *ઇધ્મ સન્નહનથી રુદ્રને, અયાસ અગ્નિ, દેવો, વિષ્ણુ, અગ્નિ, વાયુ, સૂર્ય અને પ્રજાપતિ એટલા પ્રાયશ્ચિત્ત દેવતાને ઘીવડે, જાણતાં વા અજાણતાં થએલા દોષના નાશ માટે અગ્નિ તથા વાયુને ત્રણ વખત ઘીવડે, વિશ્વેદેવને સંસ્રાવવડે એ પ્રમાણે અંગ અને ઉપાંગ સહિત કર્મવડે જલદી યજ્ઞ કરીશ, માટે કર્માંગ દેવતા તથા મુખ્ય દેવતા સઘળા પાસે આવો,' એમ કહેવું. વ્યાહૃતિના પરમેષ્ઠી પ્રજાપતિ ઋષિ, પ્રજાપતિ દેવતા અને બૃહતી છંદ છે. અન્વાધાનના સમિધાહોમમાં તેનો વિનિયોગ કરવો. ॐ भूर्भुवःस्वःस्वाहा प्रजापतय इदं न मम ॥ એ મંત્ર ભણી પ્રજાપતિને આહુતિ આપવી.

* જે દોરડાંથી સમિધા બાંધેલ હોય તે.

तत इध्माबर्हिषोः सन्नहनं कृत्वाऽग्निं परिसमुह्य परिस्तृणीयात् ॥ तद्वेत्थम्–अग्न्यायतनादष्टांगुलमिते देशे ऐशान्यां दिशमारभ्य प्रदक्षिणं समंतात्सोदकेन पाणिना त्रिः परिमृज्य षोडशदर्भैः परिस्तृणीयात् ॥ तत्र प्राच्यां प्रतीच्यां चोदगग्रा दर्भाः । अवाच्यामुदीच्यां च प्रागग्राः ॥ पूर्वपश्चात्परिस्तरणमूलयोरुपरि दक्षिणपरिस्तरणम् ॥ उत्तरपरिस्तरणं तु तदग्रयोरधस्तात् ।ततोऽग्नेर्दक्षिणतो ब्रह्मासनार्थमुत्तरतश्च पात्रासादनार्थं कांश्चिद्दर्भान्प्रागग्रानास्तृणीयात् ॥ अग्नेरीशानतस्त्रिरंभसापरिषिच्य उत्तरास्तीर्णेषु दर्भेषु दक्षिणसव्यपाणिभ्यां क्रमेण चरुस्थालीप्रोक्षण्यौ दर्वीस्रुवौ प्रणीताऽऽज्यपात्रे इध्माबर्हिषी इति द्वंद्वश उदगपवर्गं प्राक्संस्थं च न्युब्जानि पात्राण्यासादयेत् ॥ ततः प्रोक्षणीपात्रमुत्तानं कृत्वा प्रादेशमात्रकुशद्वयरूपे पवित्रे निधाय अद्भिस्तत्पात्रं पूरयित्वा गन्धपुष्पाक्षतान्निक्षिप्यांऽगुष्ठोपकनिष्ठिकाभ्यामुदगग्रे पृथक् पवित्रे धृत्वाऽपस्त्रिरुत्पूय पात्राण्युत्तानानि कृत्वा इध्मं च विस्रस्य सर्वाणि पात्राणि त्रिः प्रोक्षेत् ॥ ता आपः किंचित्कमंडलौ क्षिपेदित्येके ॥

પછી સમિધા તથા દર્ભની સન્નહન કરી અગ્નિનું પરિસમૂહન કરી પરિસ્તરણ કરવું (દર્ભ પાથરવા). તે નીચે પ્રમાણેઃ–

અગ્નિના સ્થાનથી આઠ અંગુળ માપેલા સ્થાનમાં ઇશાન કોણથી આરંભી પ્રદક્ષિણ ચારે તરફ જલ સહિત હાથવડે ત્રણ વખત શુદ્ધ કરી સોળ દર્ભવડે પરિસ્તરણ કરવું. તેમાં પૂર્વ દિશા તથા પશ્ચિમ દિશામાં રાખેલા ૪–૪ દર્ભોના અગ્રભાગ ઉત્તર દિશા તરફ રાખવા અને દક્ષિણ તથા ઉત્તર દિશાના ૪–૪ દર્ભોના અગ્રભાગ પૂર્વ દિશા તરફ રાખવા. પૂર્વ અને પશ્ચિમ દિશામાં પાથરેલા દર્ભનાં મૂળ ઉપર દક્ષિણ તરફના દર્ભનું પરિસ્તરણ કરવું, અને ઉત્તર તરફનું પરિસ્તરણ પૂર્વ અને પશ્ચિમ દિશાના દર્ભના અગ્રભાગની નીચે કરવું. પછી અગ્નિના દક્ષિણ ભાગમાં બ્રહ્માના આસન માટે અને ઉત્તર તરફ પાત્રો રાખવા માટે પૂર્વ દિશામાં જેના અગ્રભાગ છે, એવા કેટલાક દર્ભ પાથરવા. અગ્નિથી ઇશાન કોણ તરફ જળની ત્રણ પ્રદક્ષિણા કરી ઉત્તર તરફ પાથરેલા દર્ભ ઉપર જમણા હાથવડે ચરુસ્થાલી અને ડાબા હાથવડે પ્રોક્ષણી ઊંધાં વાળવાં. પછી જમણા હાથથી દર્વી અને ડાબા હાથથી સ્રુવો ઊંધો વાળવો. પછી જમણા હાથથી પ્રણીતા અને ડાબા હાથથી ઘીનું પાત્ર ઊંધું વાળવું. પછી જમણા હાથમાં ઇધ્મા અને ડાબા હાથમાં બર્હિષી લેવાં. એ પ્રકારે ક્રમથી *ઉદગ્-

* બે પાત્ર સાથે ઉંધાં વાળવાં. તેમાં પહેલું પાત્ર દક્ષિણ દિશામાં ને બીજું પાત્ર ઉત્તર દિશામાં, એવી રીતે સઘળાં પાત્ર ઉંધાં વાળવાં.

પવર્ગ અને પ્રાક્ સંસ્થ બબ્બે બબ્બે પાત્ર ઊંધાં વાળવાં. પછી પ્રોક્ષણી પાત્રને સવળું કરી પ્રાદેશ જેવડાં બે દર્ભનાં પવિત્ર રાખી જળવડે તે પાત્રને પૂર્ણ કરી તેમાં ચંદન, અક્ષત અને પુષ્પ નાંખી અંગુષ્ઠ અને અનામિકાવડે તે બે પવિત્રાં કે જેના અગ્રભાગ ઉત્તર તરફ રહે તેવી રીતે જૂદાં જૂદાં ધારણ કરી જળને ત્રણ વખત ઉંચું ઉડાડી પાત્રોને સવળાં કરી સમિધાને છોડી નાંખી સઘળાં પાત્રોને ત્રણ વખત પ્રોક્ષણ કરવું. તે જળ થોડુંક કમંડલુમાં નાંખવું એમ કેટલાક કહે છે.

प्रणीतापात्रमग्रेः प्रत्यङ् निधाय तत्र ते पवित्रे निधाय उदकेन पूरयित्वा गंधपुष्पाक्षतान्निक्षिप्य ब्रह्मपक्षे अस्मिन्कर्मणि ब्रह्माणं त्वामहंवृणे इति पाणिना पाणिं स्पृष्ट्वा वृतो ब्रह्मा वृतोऽस्मीत्युक्त्वा प्राङ्मुखो यज्ञोपवीत्याचम्य समस्तपाण्यंगुष्ठो भूत्वाऽग्रेणाग्निं परीत्य दक्षिणत उदङ्मुखः स्थित्वाऽऽसनार्थदर्भेषु दक्षिणभागस्थमेकं दर्भमंगुष्ठानामिकाभ्यां गृहीत्वा "निरस्तः परावसुः" इति नैर्ऋत्यां निरस्याप:स्पृष्ट्वा इदमहमर्वावसोः सदनेसीदामि इत्युक्त्वोदङ्मुख एव वामोरूपरिदक्षिणांघ्रिं संस्थाप्योपविश्य गंधाःक्षतादिभिरर्चितः सन्, बृहस्पतिर्ब्रह्माब्रह्मसदनआशिष्यते बृहस्पते यज्ञं गोपाय स यज्ञं पाहि स यज्ञपतिं पाहि समां पाहि इतिजपित्वा यज्ञमना एव वर्तेत ॥ ततः कर्त्रा ब्रह्मन्नपः प्रणेष्यामीत्युक्ते ॥ ॐ भूर्भुव:स्वर्बृहस्पतिप्रसूत–इत्युपांश्वोंप्रणयेत्युच्चैरुक्त्वातिसृजेत् ॥ ततः कर्ता तत्प्रणीतापात्रं दक्षिणोत्तराभ्यां पाणिभ्यां नासिकासमीपं नीत्वोत्तरतोऽग्रेर्निधायान्यैर्दर्भैराच्छादयेत्॥ते पवित्रे आज्यपात्रे निधाय तत्पात्रं पुरतः संस्थाप्य तस्मिन्नाज्यमासिच्य परिस्तरणाद्बहिस्तरतोऽङ्गारानपोह्य तदुपर्याज्यपात्रं निधाय ज्वलता दर्भोल्मुकेनावज्वल्य दर्भाग्रद्वयं निक्षिप्य पुनस्तेनैवोल्मुकेन प्रधानद्रव्यसहितमाज्यं त्रिःपर्यग्निकृत्वा तदुल्मुकं निरस्यापस्पृष्ट्वांगारानग्नौ क्षिपेत् ॥ अंगुष्ठोपकनिष्ठिकाभ्यां पवित्रे गृहीत्वा सवितुष्टेतिमंत्रस्य हिरण्यस्तूपऋषिः ॥ सविता देवता ॥ पुर उष्णिक्छंदः ॥ आज्यस्योत्पवने विनि० ॥ ॐ सवितुष्ट्वाप्रसवउत्पुनाम्यच्छिद्रेणपवित्रेणवसोः सूर्यस्य रश्मिभिरितिमंत्रेण प्रागुत्पुनातिसकृत् द्विस्तूष्णीम् ॥ ते पवित्रे अद्भिः प्रोक्ष्याग्नौ प्रहरेत् ॐ स्कंदायस्वाहा स्कंदायेदं नमम इति ॥

પછી પ્રણીતાપાત્ર અગ્નિથી પશ્ચિમ ભાગમાં રાખી તેમાં તે બે પવિત્રાં નાખી તેમાં જલ ભરવું અને પછી ચંદન, પુષ્પ તથા અક્ષત નાખી, બ્રહ્મ પક્ષમાં 'अस्मिन्कर्मणि ब्रह्माणं त्वामहं वृणे ॥ 'આ કર્મમાં હું આપને બ્રહ્મા કરું છું' એમ કહી યજમાને પોતાના હાથથી સ્પર્શ કરવો.

† પશ્ચિમ દિશાથી આરંભ કરવો ને પૂર્વ દિશામાં સમાપ્તિ કરવી.

ત્યારે બ્રહ્માએ (બ્રહ્મા થએલા બ્રાહ્મણે) ब्रह्मा वृतोऽस्मि ॥ 'હું બ્રહ્મા થયો છું.' એમ કહી પૂર્વાભિમુખ બેસી જનોઈ ધારણ કરી, આચમન કરી સમસ્તપાણ્યંગુષ્ઠ* થઈ, આગળથી અગ્નિને પ્રદક્ષિણા કરી દક્ષિણ તરફ ઉત્તરાભિમુખ બેસી આસન માટે રાખેલા દર્ભમાંથી દક્ષિણ ભાગનો એક દર્ભ અંગુષ્ઠ અને અનામિકાથી પકડી निरस्तः परावसुः ॥ એ મંત્ર ભણી તે દર્ભને નૈર્ઋત્ય કોણમાં ફેંકી, જળનો સ્પર્શ કરી इदमहमर्वावसोः सदने सीदामि ॥ એ મંત્ર ભણી ઉત્તરાભિમુખ જ ડાબા સાથળની ઉપર જમણો પગ રાખી બેસવું. પછી ગંધાક્ષતથી જેની પૂજા કરવામાં આવી હોય એવા બ્રહ્માએ, बृहस्पतिर्ब्रह्मा० એ મંત્રનો જપ કરી યજ્ઞમાં જ ચિત્ત રાખવું. પછી ब्रह्मन्नपः प्रणेष्यामि એમ યજમાન કહે ત્યારે 'ॐ भूर्भुवःस्वर्बृहस्पतिप्रसूतः' એટલું ધીરેથી કહી 'ॐ प्रणय' એમ ઊંચા સ્વરથી કહી અતિસર્જન કરવું. પછી યજ્ઞકર્તાએ તે પ્રણીતાપાત્રને જમણા તથા ડાબા હાથવડે નાસિકા પાસે લઈ જઈને તેને અગ્નિથી ઉત્તર દિશામાં રાખી બીજા દર્ભોવડે ઢાંકી દેવું. પેલાં બે પવિત્રાં આજ્યપાત્રમાં રાખી તે પાત્ર પાસે લઈ, તેમાં ઘી નાંખી ઉત્તર તરફ પરિસ્તરણથી બહાર અંગારા રાખી તેની ઉપર આજ્યસ્થાલી રાખી બળતા દર્ભનાં ઉંબાડીયાંવડે અવજ્વાલન કરી દર્ભના બે અગ્રભાગ નાંખી ફરીથી તેજ ઉંબાડીયાંવડે પ્રધાન દ્રવ્ય સહિત ઘીને ત્રણ વખત પર્યગ્નિ કરી (ચોમેર ફેરવી) તે ઉંબાડીયું ફેંકી દઈ જળનો સ્પર્શ કરી અંગારાને પાછા અગ્નિમાં નાંખવા. પછી અંગુષ્ઠ અને અનામિકાવડે બે પવિત્રાંને ગ્રહણ કરવાં. પછી 'सवितुष्ट्वा० એ મંત્રના હિરણ્યસ્તૂપ ઋષિ, સવિતા દેવતા અને પુર ઉષ્ણિક્ છંદ છે અને ઘીના ઉત્પવનમાં તેનો વિનિયોગ કરવો. सवितुष्ट्वा० એ મંત્ર ભણી એક વખત પ્રસિદ્ધ રીતે અને બે વખત મુંગાં મુંગાં ઘીનું ઉત્પવન કરવું. પછી તે પવિત્રાને જળથી છાંટી स्कंदाय स्वाहा स्कंदायेदं न मम ॥ એ મંત્ર ભણી અગ્નિમાં ફેંકવાં.

तत आत्मनोऽग्रतो भूमिं प्रोक्ष्य तत्र बर्हिःसन्नहनीं रज्जुमुदगग्रां प्रसार्य तस्यां बर्हिरास्तीर्य तदुपरि आज्यपात्रं निधाय कुशान् वामहस्तेन स्रुक्स्रुवौ च दक्षिणहस्तेन गृहीत्वाऽग्नौ प्रताप्य दर्वीं निधाय स्रुवं वामहस्ते गृहीत्वा दक्षिणहस्तेन स्रुवबिलं दर्भाग्रैस्त्रिःसंमृज्य तथैव स्रुवपृष्ठं दर्भाग्रैरात्माभिमुखं त्रिःसंमृज्य कुशमूलैर्दंडस्याधस्ताद्बिलपृष्ठादारभ्य यावदुपरिष्टाद्बिलं तावत् त्रिःसंमृज्याद्भिः प्रोक्ष्य प्रताप्य घृतादुत्तरतः स्थापयेत् ॥ पुनस्तथैव स्रुचं संमृज्य प्रोक्ष्य प्रताप्य स्रुवोत्तरतः स्थापयेत् ॥ दर्भानद्भिः क्षालयित्वाऽग्नौ प्रहरेत् ॥ स्रुवेणाज्यं गृहीत्वा होमद्रव्यमभिघार्य उदगुद्वास्य अग्न्याज्ययोर्मध्येन नीत्वाऽऽज्याद्दक्षिणतो बर्हिषि सांतरमासाद्य ॥

પછી પોતાની સામે પૃથ્વીનું પ્રોક્ષણ કરી તેમાં બર્હિઃસન્નહની (દર્ભ બાંધવાની) રજ્જુ લાંબી કરવી. તેનો અગ્રભાગ ઉત્તર તરફ રાખવો. તેમાં દર્ભ પાથરી તેની ઉપર ઘીનું પાત્ર રાખી ડાબા હાથમાં દર્ભ અને જમણા હાથમાં સ્રુક્ તથા સ્રુવો લઈ આગમાં તપાવી દર્વી રાખી પછી ડાબા હાથમાં સ્રુવો લઈ જમણા હાથમાં લીધેલા દર્ભવડે સ્રુવાનું મુખ શુદ્ધ કરી સ્રુવાના પૃષ્ઠને દર્ભના અગ્રભાગવડે પોતાની સામે ત્રણ વખત શુદ્ધ કરી દર્ભનાં મૂલવડે દંડની નીચે બિલના વાંસાથી આરંભી ઉપલા બિલ સૂધી ત્રણ વખત શુદ્ધ કરી જળવડે પ્રોક્ષણ કરી તપાવી ઘીથી ઉત્તર તરફમાં રાખવો. ફરીને એ જ પ્રકારે સ્રુક્‌ને શુદ્ધ કરી પ્રોક્ષણ કરી તપાવી સ્રુવાની ઉત્તર તરફ રાખવો અને દર્ભોને જળથી ધોઇને અગ્નિમાં નાંખવા. સ્રુવામાં ઘી લઈ હોમદ્રવ્યમાં નાંખી ઉત્તર તરફ રાખી અગ્નિ અને ઘીની વચમાંથી લઈ જઈ ઘીની દક્ષિણ તરફ દર્ભ ઉપર થોડે છેટે રાખવું.

ततो विश्वानिन इतितिसृणां वसुश्रुतोऽग्निस्त्रिष्टुप् ॥ द्वाभ्यामर्चनेऽत्ययोपस्थाने विनियोगः ॥ ॐ विश्वानि नो दुर्गहा जातवेदः॥ॐ सिंधुं न नावा दुरितातिपर्षि॥ॐ अग्ने अत्रिवन्नमसा गृणानः ॥ ॐ अस्माकं बोध्यविता तनूनाम् ॥ यस्त्वा हृदा कीरिणा मन्यमानः ॥ अमर्त्यं मर्त्यो जोहवीमि॥ जातवेदो यशो अस्मासु धेहि ॥ प्रजाभिरग्ने अमृतत्वमश्याम् ॥ यस्मै त्वं सुकृते जातवेद उ लोकमग्ने कृणवः स्योनम् ॥ अश्विनं सपुत्रिणं वीरवंतं गोमंतं रयिं नशते स्वस्ति इति अष्टदिक्षु गन्धपुष्पादिभिरग्निमभ्यर्च्य आत्मानं चालंकृत्य एकयोपस्थाय ततः पाणिनेध्ममादाय मूलमध्याग्रेषु स्रुवेण त्रिरभिघार्य मूलमध्ययोर्मध्यभागे गृहीत्वा अयंत इध्मेत्यस्य मंत्रस्य वामदेव ऋषिः । जातवेदा अग्निर्देवता । त्रिष्टुप्छंदः । इध्महवने विनियोगः ॥ ॐ अयंत इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्द्धस्व चेद्ध वर्द्धय चास्मान्प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा । इतीध्ममग्नावाधाय अग्नये जातवेदस इदं न मम इत्युक्त्वा स्रुवेणाज्यं गृहीत्वा वायवीं दिशमारभ्य आग्नेयीपर्यंतमाज्यधारां जुहुयात् ॥ प्रजापतय इति मनसा ध्यायन् स्वाहेति जुहुयात् ॥ तथैव निर्ऋतिदिशमारभ्य ईशानदिक्पर्यंतं जुहुयात् ॥ अग्रयत्र प्रजापतय इदंनममेति त्यजेत् ॥ तत उत्तरे अग्नयेस्वा० अग्नय इ० दक्षिणे सोमायस्वाहा० सोमायेदंनममेत्येतावाज्यभागौ हुत्वा—प्रधानहोमं कुर्यात् ॥

ततो ब्रह्मादिदेवता नाममंत्रेणैकैकयाऽऽज्याहुत्या जुहुयात् ॥ ब्रह्मणेस्वा० सोमायस्वा० ईशानायस्वाहा० इंद्रा-

*બે હાથનો ડાબલો વાળવો તે સમસ્ત પાણ્યંગુષ્ઠ કહેવાય.

यस्वा० अग्नयेस्वा० यमायस्वा० निर्ऋतयेस्वा० वरुणायस्वा० वायवेस्वा० अष्टवसुभ्यःस्वा० एकादशरुद्रेभ्यःस्वा० द्वादशादित्येभ्यःस्वा० अश्विभ्यांस्वा० विश्वेभ्योदेवेभ्यःस्वा० सप्तयक्षेभ्यःस्वा० भूतनागेभ्यःस्वा० गंधर्वाप्सरोभ्यःस्वा० स्कंदायस्वा० नंदीश्वरायस्वा० शूलायस्वा० महाकालायस्वा० दक्षादिसप्तगणेभ्यःस्वा० दुर्गायैस्वा० विष्णवेस्वा० स्वधायैस्वा० मृत्युरोगेभ्यःस्वा० गणपतयेस्वा० अद्भ्यःस्वा मरुद्भ्यःस्वा० पृथिव्यैस्वा० गंगादिनदीभ्यःस्वा० सप्तसागरेभ्यःस्वा० मेरवेस्वा० गदायैस्वा० त्रिशूलायस्वा० वज्रायस्वा० शक्तयेस्वा० दंडायस्वा० खड्गायस्वा० पाशायस्वा० अंकुशायस्वा० गौतमायस्वा० भरद्वाजायस्वा० विश्वामित्रायस्वा० कश्यपायस्वा० जमदग्नयेस्वा० वसिष्ठायस्वा० अत्रयेस्वा० अरुंधत्यैस्वा० ऐंद्र्यैस्वा० कौमार्यैस्वा० ब्राह्म्यैस्वा० वाराह्यैस्वा० चामुंडायैस्वा० वैष्णव्यैस्वा० माहेश्वर्यैस्वा० वैनायक्यैस्वा० ॥

'विश्वानि नो०' એ વગેરે ત્રણ મંત્રોના વસુશ્રુત ઋષિ, અગ્નિ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. પહેલા બે મંત્રોનો પૂજનમાં અને છેલ્લા એક મંત્રનો ઉપસ્થાનમાં વિનિયોગ કરવો. જેમ કે ॐ विश्वानि० ॐ यस्त्वा हृदा० ॐ यस्मै त्वं० આ ત્રણ મંત્રોમાંથી બે મંત્રોવડે ચંદન અને પુષ્પ વગેરેથી આઠ દિશામાં અગ્નિનું પૂજન કરી, પોતે અલંકૃત થઈ, છેલ્લા એક મંત્રથી ઉપસ્થાન કરવું. પછી સમિધા હાથમાં લઈ સ્રુવાથી, તેનાં મૂલ, મધ્ય અને અગ્રમાં ઘી લગાડી, મૂલ અને મધ્યની વચમાં સમિધાને પકડવી. પછી 'अयं त इध्म०' એ મંત્રના વામદેવ ઋષિ, જાતવેદા અગ્નિ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. સમિધાના હોમમાં તેનો વિનિયોગ કરવો. ॐ अयन्त० એ મંત્ર ભણી अग्नये जातवेदस इदं न मम ॥ એ મંત્રવડે અગ્નિમાં સમિધા છોડી દેવી. સ્રુવામાં ઘી લઈ, વાયવ્ય કોણથી આરંભી અગ્નિ કોણ પર્યંત ઘીની ધારાનો હોમ કરવો. તેમાં 'प्रजापतये' એ પ્રકારનું મનમાં ધ્યાન કરી 'स्वाहा' એ શબ્દથી હોમ કરવો. તેજ પ્રમાણે નૈર્ઋત્ય કોણથી આરંભી ઈશાન કોણ પર્યંત હોમ કરવો. આ બન્ને હોમમાં 'प्रजापतये' અને 'इदं न मम' એમ કહીને હોમ કરવો. પછી ઉત્તર દિશામાં 'अग्नये स्वाहा अग्नये इदं न मम' એ મંત્ર ભણી અગ્નિને આહુતિ આપવી. દક્ષિણ તરફ 'सोमाय स्वाहा सोमायेदं न मम' એ મંત્ર ભણી સોમને ઘીની આહુતિ આપવી. પછી પ્રધાન દેવતાનો હોમ કરવો.

ब्रह्मणे स्वाहा* सोमाय स्वा० ઇત્યાદિ નામ મંત્રો ભણી બ્રહ્મા વગેરે દેવોને ઘીની એક એક આહુતિ આપવી.

* એ જ પ્રમાણે સઘળા મંત્રોમાં 'स्वाहा' એ પદ બોલી જેને આહુતિ આપવી હોય તે દેવવાચક શબ્દનું ચતુર્થ્યન્ત રૂપનું ઉચ્ચારણ કરી इदं न मम એમ કહેવું.

अथ स्विष्टकृद्धोमः—यदस्यकर्मणइत्यस्यमंत्रस्यहिरण्यगर्भऋषिः ॥ अग्निः स्विष्टकृद्देवता ॥ अतिधृतिश्छंदः ॥ स्विष्टकृद्धोमेवि० ॥ ॐ यदस्य कर्मणोत्यरीरिचं यद्वान्यूनमिहाकरम् ॥ अग्निष्टत्स्विष्टं कृद्विद्वान्सर्वं स्विष्टं सुहुतंकरोतु मे ॥ अग्नये स्विष्टकृते सुहुतहुते सर्वप्रायश्चित्ताहुतीनां कामानां समर्द्धयित्रे सर्वान्नः कामान्समर्धय स्वा० अग्नये स्विष्टकृत इदं न० त्रिसंधानेन ॐ रुद्राय पशुपतये स्वाहा रुद्राय पशुपतय इदं न मम॥ अपउपस्पृश्य ॥ स्रुवेण प्रायश्चित्ताज्याहुतीः सप्त जुहुयात् ॥

तत्रमंत्राः—अयाश्चेत्यस्य मंत्रस्यविमदऋषिः ॥ अयाअग्निर्देवता पंक्तिश्छंदः ॥ प्रायश्चित्ताज्यहोमे वि० ॐ अयाश्चाग्नेस्यनभिशस्तीश्चसत्यमित्वमया असि ॥ अयासाव्रयसाकृतोयासंन्हव्यमूहिषेयानोधेहि भेषजं स्वाहा अयसेऽग्नयइदं न मम ॥ अतोदेवाइतिद्वयोःकाण्वोमेधातिथिर्ऋषिः॥ आद्यायादेवादेवता ॥ द्वितीयायाविष्णुर्देवता ॥ गायत्रीछंदः ॥ प्रायश्चित्ताज्यहोमेवि० ॐ अतो देवा अवंतु नो यतो विष्णुर्विचक्रमे ॥ पृथिव्या सप्तधामभिः स्वाहा देवेभ्य इदं नमम ॥ ॐ इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् ॥ समूळ्हमस्यपांसुरे स्वाहा विष्णव इदं नमम ॥ व्यस्तसमस्तव्याहृतीनां विश्वामित्रजमदग्निभरद्वाजप्रजापतयऋषयः॥ अग्निवायुसूर्यप्रजापतयो देवताः॥ गायत्र्युष्णिगनुष्टुप्बृहत्यश्छंदांसि प्रायश्चित्ताज्यहोमेवि० ॐ भूः स्वाहा अग्नय इदं न मम ॥ ॐ भुवः स्वाहा वायव इदं न मम ॐ स्वः स्वाहा सूर्यायेदं न मम ॥ ॐ भूर्भुवःस्वःस्वाहा प्रजापतय इदं न मम ॥

પછી સ્વિષ્ટકૃત્ હોમ કરવો—'यदस्यकर्मणः' એ મંત્રના હિરણ્યગર્ભ ઋષિ, અગ્નિ સ્વિષ્ટકૃત્ દેવતા અને અતિધૃતિ છંદ છે. સ્વિષ્ટકૃત્ હોમમાં તેનો વિનિયોગ કરવો. ॐ यदस्य० આ મંત્ર ભણી સ્વિષ્ટકૃત્ હોમ કરવો. ત્રિસંધાનવડે, ॐ रुद्राय० इदं न मम० ઉપરનો મંત્ર ભણી રુદ્રના ઉદ્દેશથી હોમ કરવો. પછી જળનો સ્પર્શ કરી પ્રાયશ્ચિત્તમાટે સ્રુવવડે સાત ઘીની આહુતિ આપવી.

તેના મંત્રોઃ—'अया' એ મંત્રના વિમદ ઋષિ, અયા અગ્નિ દેવતા અને પંક્તિ છંદ છે. પ્રાયશ્ચિત્ત માટે આજ્યાહુતિમાં તેનો વિનિયોગ કરવો. ॐ अयाश्चा० એ મંત્ર ભણી અયાસ અગ્નિને આહુતિ આપવી. ॐ अतो देवा तથા इदं० એ બન્ને મંત્રોના કાણ્વ મેધાતિથિ ઋષિ, પ્રથમ મંત્રના દેવો દેવતા અને બીજા મંત્રના વિષ્ણુ દેવતા અને ગાયત્રીછંદ છે. પ્રાયશ્ચિત્ત માટે ઘીના હોમમાં તે બન્નેનો વિનિયોગ કરવો.

ॐ अतो देवा० આ મંત્ર ભણી देवेभ्य इदं न मम આ મંત્રવડે દેવોને આહુતિ આપવી તથા ॐ इदं विष्णु०

विष्णव इदं न मम એ મંત્રવડે વિષ્ણુને આહુતિ આપવી. આ બધી વ્યાહુતિના વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ અને પ્રજાપતિ ઋષિઓ, અગ્નિ, વાયુ, સૂર્ય અને પ્રજાપતિ દેવતા અને ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્ તથા બૃહતી છંદ છે. પ્રાયશ્ચિત્તમાટે આજ્યહોમમાં તેનો વિનિયોગ કરવો. ॐ भूः स्वाहा अग्नय इदं न मम ॐ भुवः स्वाहा वायवे इ० વગેરે મંત્રોથી અગ્નિ, વાયુ, સૂર્ય અને પ્રજાપતિને આહુતિઓ આપવી.

ततो ब्रह्मा कर्तारं परीत्याग्नेर्वायव्यदेशे तिष्ठन्नेता एव सप्ताहुतीर्जुहुयात् ॥ त्यागं यजमानोऽत्र कुर्यात् ॥ अनाज्ञातमिति मंत्रद्वयस्य हिरण्यगर्भ ऋषिः । अग्निर्देवता त्रिष्टुप् छंदः॥ज्ञाताज्ञातदोषपरिहारार्थं प्रायश्चित्ताज्यहोमेवि० ॥ॐ अनाज्ञातं यदाज्ञातं यज्ञस्य क्रियतेमिथु॥अग्ने तदस्य कल्पयत्व ँहिवेत्थ यथातथ ँ स्वाहा अग्नय इदं न मम ॥ ॐ पुरुषसंमितो यज्ञो यज्ञः पुरुषसंमितः ॥ अग्ने तदस्य कल्पयत्व ँहिवेत्थयथातथ ँस्वा०अग्नय इ०॥यत्पाकत्रेत्यस्य मंत्रस्य आत्यश्वितऋषिः ॥ अग्निर्देवता ॥ त्रिष्टुप्छंदः ॥ ज्ञाताज्ञातदोषपरिहारार्थं प्रायश्चित्ताज्यहोमेवि० ॐ यत्पाकत्रा मनसा दीनदक्षा न यज्ञस्य मन्वते मर्तासः ॥ अग्निष्टद्धोता क्रतुविद्विजानन्यजिष्ठोदेवा २ ऋतुशो यजाति स्वाहा अग्नय इदं न मम ॥ यद्वोदेवा इत्यस्य अमितपाऋषिः ॥ मरुतो देवताः ॥ त्रिष्टुप्छंदः ॥ मंत्रविपर्यासादिनिमित्तकप्रायश्चित्ताज्यहोमेवि० ॐ यद्वो देवा अतिपातयानि वाचा च प्रयुतीदेवहेळनम ॥ आरायो अस्माँऽअभिदुच्छुनायतेन्यत्रास्मिन्मरुतस्तन्निधेतन स्वा० ॥ मरुद्भ्य इदं न ममेति त्यजेत् ॥ ततः कर्ता पूर्णाहुतिं जुहुयात् ॥ तद्यथा—

स्रुवेणाज्यं गृहीत्वा स्रुचं द्वादशवारं चतुर्वारं वा पूरयित्वा तस्यां स्रुवमूर्ध्वबिलं निधाय पुनरधोबिलं निक्षिप्य स्रुगग्रे पुष्पाक्षतफलसहितं तांबूलं निधाय सव्यापाणिना स्रुक्स्रुवमूले धृत्वा दक्षिणपाणिना स्रुक्स्रुवं शंखमुद्रया गृहीत्वोत्तिष्ठन् स्रुवाग्रन्यस्तदृष्टिः ॥ धामंतेवामदेव आपोजगती ॥ पूर्णाहुतिहोमेवि० ॐ धामं ते विश्वंभुवनमधिश्रितमन्तः समुद्रेहृद्य ! तरायुषि ॥ अपामनीके समिथे य आभृतस्तमश्याममधुमंतं त ऊर्मिस्वाहा—इतिपठन् यवपरिमितां धारां स्रुगग्रेण संततां सशेषं हुत्वा अद्भ्य इदंनममेति त्यक्त्वा विश्वेभ्यो देवेभ्यः स्वाहेतिसंस्रावं हुत्वा विश्वेभ्यो देवेभ्य इदं नममेत्यक्त्वा ।

પછી બ્રહ્મા થયેલા બ્રાહ્મણે યજમાનની પાછળ થઈને અગ્નિથી વાયવ્ય ખૂણામાં સાત આહુતિઓ યજમાનની પાસે અપાવવી. પછી अनाज्ञातं० ॐ पुरुष० આ બે મંત્રોના હિરણ્યગર્ભ ઋષિ, અગ્નિ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. જ્ઞાત અને અજ્ઞાત દોષ દૂર કરવા માટે પ્રાયશ્ચિત્ત નિમિત્ત આજ્યની આહુતિ આપવામાં તેનો વિનિયોગ કરવો. ॐ अनाज्ञातं० अग्नये इदं न मम અને ॐ पुरुषसंमितो० स्वाहा ॥ अग्नय इदं न मम ॥ એ મંત્ર ભણી અગ્નિમાં ઘીની બે આહુતિ આપવી. यत्पाक० એ મંત્રના આપ્ત્યશ્વિત ઋષિ, અગ્નિ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. જ્ઞાત અથવા અજ્ઞાત દોષને દૂર કરવા માટે પ્રાયશ્ચિત્ત નિમિત્ત આજ્યની આહુતિ આપવામાં તેનો વિનિયોગ કરવો. ॐ यत्पाकत्रा० यजाति स्वाहा ॥ अग्नय इदं० એ મંત્ર ભણીને પ્રાયશ્ચિત્ત નિમિત્ત ઘીની આહુતિ આપવી. એ પ્રમાણે મંત્ર તંત્રના વિપર્યાસ વગેરેના પ્રાયશ્ચિત્ત નિમિત્ત મરુત દેવતાઓને यद्वोदेवा० मरुद्भ्य इदं न मम એ મંત્ર ભણીને આહુતિઓ આપવી. આટલું થઈ રહ્યા પછી નીચે પ્રમાણે પૂર્ણાહુતિ કરવી. જેમ કેઃ—

સ્રુવામાં ઘી લઈ બાર વખત અથવા ચાર વખત સ્રુચમાં પૂરવું. પછી તેમાં પ્રથમ સ્રુવને ઊંચા મુખથી તથા પછી નીચા મુખથી રાખી સ્રુવાના અગ્રભાગમાં પુષ્પ, અક્ષત, ફળ અને તામ્બૂલ મૂકી, સ્રુક્ અને સ્રુવનાં મૂળ ડાબા હાથમાં રાખી, જમણા હાથવડે શંખમુદ્રાથી તેને પકડી સ્રુવાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ રાખી ઉભા રહેવું. પછી નીચેનો મંત્ર જેના વામદેવ ઋષિ, જળદેવતા અને જગતીછંદ છે, તે મંત્રનો પૂર્ણાહુતિ હોમમાં વિનિયોગ કરવો. ॐ धामन्ते० આ મંત્ર ભણતાં સ્રુક્ના અગ્રભાગવડે જળના જેવી એક સરખી ધારાથી થોડું બાકી રહે તેમ ઘૃત હોમી अद्भ्यइदं न मम એમ કહી હોમ કરવો. પછી विश्वेभ्यो देवेभ्यः स्वाहा विश्वेभ्यो देवेभ्य इदं न मम એ મંત્રથી સંસ્રાવ હોમ કરવો.

बर्हिषि पूर्णपात्रं निधाय दक्षिणपाणिना स्पृशन् ॐ पूर्णमसि पूर्णं मे भूयाः सुपूर्णमसि सुपूर्णं मे भूयाः ॥ सदसि सन्मे भूयाः ॥ सर्वमसि सर्वं मे भूयाः ॥ अक्षितिरसि मा मे क्षेष्ठाः ॥ इतिजपित्वा कुशाग्रैः प्रागादिपंचदिक्षु मंत्रैर्जलं यथालिंगं सिंचेत् ॥ तेचमंत्राः—ॐ प्राच्यां दिशि देवा ऋत्विजो मार्जयंताम् ॥ दक्षिणस्यां दिशि मासाः पितरो मार्जयंताम् ॥ प्रतीच्यां दिशि ग्रहाः पशवो मार्जयंताम् ॥ उदीच्यां दिश्यापओषधयो वनस्पतयो मार्जयंताम् ॥ ऊर्ध्वायां दिशि यज्ञः संवत्सरः प्रजापतिर्मार्जयतामिति ॥ तत एकश्रुत्या पठन् कुशाग्रैः स्वशिरसि मार्जयेत् ॥ तत्र मंत्राः—आपोअस्मानित्यस्य देवश्रवा आपस्त्रिष्टुप् ॥ मार्जनेवि० ॥ ॐ आपो अस्मान्मातरः शुंधयंतु घृतेन नो घृतप्वः पुनंतु ॥ विश्वं हि रिप्रं प्रवहंति देवीरुदिदाभ्यः शुचिरापूत एमि ॥ इदमापः सिंधुद्वीप आपोऽनुष्टुप् ॥ मार्जनेवि० ॥ ॐ इदमापः प्रवहतावद्यंचमलंचयत् ॥ यच्चाभिदुद्रोहानृतं यच्च शेपे अभीरुणम् ॥ आपोमातस्मादेनसः पवमानश्चमुंचतु ॥ ॐ इदमापः प्रवहतयत्किंचदुरितंमयि ॥ यद्वाहमभिदुद्रोह यद्वाशेपउतानृतम्॥सुमित्र्यानआपओषधयः संतु॥ दुर्मित्र्यास्तस्मैसंतु योऽस्मान्द्वेष्टियंचवयंद्विष्मस्तंहन्मि—इतिनिर्ऋति-

देशे कुशाग्रैरपः सिंचेत् ॥ ततो ब्रह्मा कर्तृवामपार्श्वस्थितपत्न्यंजलौ पूर्णपात्रस्थं जलं ॐ माहं प्रजां परासिचं या नः सयावरीस्थ नं ॥ समुद्रो वोंनिनयानिस्वं पाथों अपीथेतिमंत्रमेकश्रुत्या पत्न्या वाचयन्स्वयं वा पठन् प्रत्यङ्मुखं निषिच्यांजलिस्थजलैः पापापनोदार्थमात्मानं यजमानं पत्नीं च प्रोक्षेत् ॥ पत्नी तज्जलं बर्हिषि निर्षिचेत् ॥ अथवा यजमान एव बर्हिष्युत्तानं स्ववामपाणिं निधाय दक्षिणपाणिना पूर्णपात्रमादाय माहंप्रजामिति तज्जलं तस्मिन् प्रत्यङ्मुखं निषिच्य ताआपः समुद्रंगच्छंतीति ध्यात्वा पाणिस्थजलैरात्मानं पत्नीं च प्रोक्षेत् ॥

અગ્નિ અને પોતાના વચમાં મૂકેલા દર્ભ ઉપર પૂર્ણપાત્ર રાખી તેનો જમણા હાથવડે સ્પર્શ કરી ॐ पूर्णमसि० આ મંત્ર બોલ્યા પછી દર્ભના અગ્રભાગવડે પૂર્વ વગેરે પાંચ દિશામાં નીચેના મંત્રો ભણી જળ છાંટવું. ॐ प्राच्यां दिशि આ મંત્ર ભણી પૂર્વ દિશામાં જળ છાંટવું. दक्षिणस्यां એ મંત્રથી દક્ષિણ દિશામાં જળ છાંટવું. પછી જળનો સ્પર્શ કરી, प्रतीच्यां એ મંત્રથી પશ્ચિમ દિશામાં જળ છાંટવું. उदीच्यां એ મંત્રથી ઉત્તર દિશામાં જળ છાંટવું. ऊर्ध्वायां એ મંત્રથી ઉંચે જળ છાંટવું. પછી એકશ્રુતિ સ્વરથી પોતાના મસ્તક ઉપર માર્જન કરવું; તેનો મંત્ર નીચે પ્રમાણે છે. आपो अस्मा० એ મંત્રના દેવશ્રવા ઋષિ, જલ દેવતા અને ત્રિષ્ટુપ્ છંદ છે. માર્જનમાં તેનો વિનિયોગ કરવો. ॐ आपः આ મંત્રથી માર્જન કરવું. इदमापः એ મંત્રના સિંધુદ્વીપ ઋષિ, જલ દેવતા અને અનુષ્ટુપ્ છંદ છે. માર્જનમાં તેનો વિનિયોગ કરવો. ॐ इदमापः० આ મંત્રથી નિર્ઋતિના સ્થાનમાં કુશના અગ્રભાગથી જલ સીંચવું. પછી બ્રહ્માએ કર્તાના ડાબા પડખામાં બેઠેલી તેની સ્ત્રીની અંજલિમાં–ॐ माहं प्रजां० એ મંત્ર યજમાનપત્નીની પાસે ભણાવવો અથવા પોતે ભણી પશ્ચિમ દિશામાં પૂર્ણપાત્રનું જલ નાખી, પાપ દૂર કરવા માટે અંજલિના જલવડે પોતાની ઉપર, યજમાનની ઉપર તથા યજમાનપત્ની ઉપર પ્રોક્ષણ કરવું. પછી યજમાનપત્નીએ તે જલ દર્ભ ઉપર નાંખવું, અથવા તો યજમાનેજ દર્ભ ઉપર પોતાનો ડાબો હાથ ચત્તો રાખી જમણા હાથવડે પૂર્ણપાત્ર લઇ ॥माहं प्रजां०॥ એ મંત્ર ભણી પૂર્ણપાત્રનું જલ પશ્ચિમાભિમુખ ડાબા હાથમાં નાખી, ता आपः समुद्रं गच्छन्ति० ॥ એ મંત્રથી ધ્યાન કરી હાથમાંનાં જલવડે પોતાની ઉપર અને પત્ની ઉપર પ્રોક્ષણ કરવું.

ततः कर्ता वायव्यदेशे तिष्ठन्नग्निमुपतिष्ठेत ॥ तद्यथा—अग्नेत्वंनइतिचतसृणांगौपायनालौपायनावाबंधुःसुबंधुःश्रुतबंधुर्विप्रबंधुश्चैकैकर्चाऋषयः॥ अग्निर्देवता ॥ द्विपदाविराट्छंदः॥ अग्न्युपस्थानेविनियोगः ॥ ॐ अग्ने त्वं नो अंतम उत त्राता शिवो भवावरूथ्यः ॥ वसुरग्निर्वसुश्रवा अच्छानक्षिद्युमत्तमं रयिं दाः ॥ स नो बोधि श्रुधीहवमुरुष्याणो अघायतः समस्मात् ॥ तं त्वा शोचिष्ठदीदिवः सुम्नाय नूनमीमहे सखिभ्यः ॥ ॐ च मे स्वरश्च मे यज्ञोपचते नमश्च॥ यत्ते न्यूनं तस्मै त उपयत्तेतिरिक्तं तस्मै ते नमः अग्नयेनमः॥ ॐ स्वस्ति श्रद्धां मेधां यशः प्रज्ञां विद्यां बुद्धिं श्रियं बलम्॥ आयुष्यं तेज आरोग्यं देहि मे हव्यवाहन ॥ मानस्तोकेइति मंत्रस्यकुत्सऋषिः॥ रुद्रोदेवता ॥ जगतीछंदः ॥ विभूतिग्रहणेवि० ॐ मा नस्तोके तनये मा न आयौ मा नो गोषु मा नो अश्वेषु रीरिषः ॥ वीरान्मा नो रुद्र भामितो वधीर्हविष्मंतः सदमित्त्वा हवामहे ॥ त्र्यायुषंजमदग्नेरितिललाटे॥ कश्यपस्य त्र्यायुषमिति कंठे ॥ अगस्त्यस्य त्र्यायुषमिति नाभौ ॥ यद्देवानां त्र्यायुषमिति दक्षिणस्कंधे ॥ तन्मेअस्तु त्र्यायुषमिति वामस्कंधे ॥ सर्वमस्तुशतायुषमिति शिरसि ॥ इतिविभूतिं धृत्वा परिस्तरणान्युत्तरे विसृज्य अग्निं परिसमुह्य ३ पर्युक्ष्य ३ पुष्पादिभिरलंकृत्य नैवेद्यं तांबूलं च निवेदयेत् ॥

પછી વાયવ્ય કોણમાં ઉભા રહી કર્તાએ અગ્નિનું ઉપસ્થાન કરવું, તે આ પ્રમાણેઃ-ॐ अग्ने०, ॐ तत्वा०, ॐ चमे०, ॐ स्वस्ति० આ ચાર મંત્રોના ગૌપાયના, લૌપાયના અથવા બંધુ, સુબંધુ, શ્રુતબંધુ અને વિપ્રબંધુ ઋષિ, અગ્નિ દેવતા અને દ્વિપદા વિરાટ્ છંદ છે, અગ્નિના ઉપસ્થાનમાં તેનો વિનિયોગ કરવો. એ ઉપરના ચાર મંત્રોથી અગ્નિનું ઉપસ્થાન કરવું.॥ मानस्तोके० એ મંત્રના કુત્સ ઋષિ, રુદ્ર દેવતા અને જગતી છંદ છે. વિભૂતિગ્રહણમાં તેનો વિનિયોગ કરવો. ॐ मानस्तोके० આ મંત્ર ભણી વિભૂતિનું ગ્રહણ કરવું; त्र्यायुषं० એ મંત્રથી લલાટમાં, कश्यपस्य० એ મંત્રથી કંઠમાં, अगस्त्यस्य त्र्यायुषं० એ મંત્રથી નાભિમાં, यद्देवानां० એ મંત્રથી જમણા ખભામાં; तन्मे अस्तु० એ મંત્રથી ડાબા ખભા ઉપર અને सर्वमस्तु० એ મંત્રથી મસ્તક ઉપર વિભૂતિ ધારણ કરવી. એ પ્રમાણે વિભૂતિ ધારણ કરી, પરિસ્તરણનું ઉત્તર તરફ વિસર્જન કરી परिसमूहनं० એ મંત્ર ત્રણ વખત બોલી પરિસમૂહન કરી पर्युक्षणं એ મંત્ર ત્રણ વખત બોલી, જલ છાંટી, પુષ્પ વગેરેથી પૂજા કરી નૈવેદ્ય અને તાંબૂલનું નિવેદન કરવું.

यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु ॥ न्यूनं संपूर्णतां याति सद्यो वंदे तमच्युतम् ॥ प्रमादात्कुर्वतां कर्म प्रच्यवेताध्वरेषु यत् ॥ स्मरणादेव तद्विष्णोः संपूर्णं स्यादिति श्रुतिः—इतिविष्णुंनत्वा चानेन कर्मणा श्रीपरमेश्वरः प्रीयताम्—इत्युक्त्वा ॥ गच्छ गच्छ सुरश्रेष्ठ स्वस्थाने परमेश्वर। यत्र ब्रह्मादयो देवास्तत्र गच्छ हुताशन-इत्यग्निं विसृजेत् ॥ एवं होमं समाप्य उत्तरपूजां कृत्वाऽऽचार्यं संपूज्य गां दद्यात् ॥ यज्ञसाधनभूता या विश्वस्याघौघनाशिनी ॥

विश्वरूपधरो देवः प्रीयतामनया गवा–इति ॥ ततो ब्राह्म-णभोजनं संकल्प्य यांतु देवगणाः सर्वे पूजामादाय पार्थि-वीम् ॥ इष्टकामप्रसिद्ध्यर्थं पुनरागमनाय च ॥ इति स्थापि-तदेवता विसृज्य पीठमाचार्याय दद्यात् ॥ इत्यग्निमुखम् ॥

પછી પ્રાર્થના કરવીઃ–'તપ, યજ્ઞ અને ક્રિયામાં જે ખામી રહી હોય તે જેના સ્મરણથી તથા નામગ્રહણથી પૂર્ણ થાય છે, તે અચ્યુત ભગવાનને હું વંદન કરું છું: પ્રમાદથી કર્મ કરનારાઓનું યજ્ઞમાં જે કાંઇ સ્ખલિત થાય છે તે વિષ્ણુના સ્મરણથી પૂર્ણ થાય છે એવી શ્રુતિ છે.' એ બે મંત્રોવડે વિષ્ણુને નમસ્કાર કરી તેનું સ્મરણ કરી अनेन कर्मणा श्रीपरमेश्वरः प्रीयताम् ॥ આ કર્મથી શ્રી પરમેશ્વર પ્રસન્ન થાઓ ! એટલું કહીઃ–' હે સુરશ્રેષ્ઠ ! હે પરમેશ્વર ! આપ આપને સ્થાને પધારો. હે હુતાશન ! જ્યાં બ્રહ્મા વગેરે દેવતાઓ છે ત્યાં પધારો.' ઉપરનો મંત્ર ભણી અગ્નિનું વિસર્જન કરવું. એ પ્રકારે હોમ કરી ઉત્તર પૂજા તથા આચાર્યનું પૂજન કરી નીચેનો મંત્ર ભણી ગોદાન કરવું. यज्ञसाधनः० 'આ ગાય યજ્ઞમાં ઉપયોગી છે અને જગતના પાપનો નાશ કરનારી છે, માટે આ ગાયથી વિશ્વરૂપ ધારણ કરનાર દેવ પ્રસન્ન થાઓ.' આ મંત્ર ભણી આચાર્યને ગાય આપવી. પછી બ્રાહ્મણ ભોજનનો સંકલ્પ કરીને यांतु देव० 'હે દેવગણો ! પૃથ્વીમાં થયેલી પૂજાનું ગ્રહણ કરી આપ સર્વ પધારો અને મારાં ધારેલાં કાર્યો સિદ્ધ કરવા વાસ્તે ફરીથી પધારજો.' આ મંત્રથી સ્થાપેલા દેવતાનું વિસર્જન કરી સ્થાપન વગેરે આચાર્યને આપવું. એ પ્રકારે અગ્નિમુખ છે.

## મુદ્રાલક્ષણ

अथ मुद्रालक्षणं हेमाद्रौ–संमुखीकृत्य हस्तौ द्वौ किंचित्संकुचितांगुली ॥ मुकुली तु समाख्याता पंकजप्रसृतैव सा ॥ पूर्वोक्ता मुकुली या च प्रादेशे निसृतांगुलिः ॥ व्याकोशमुद्रामुकुला पद्ममुद्रा प्रकीर्तिता ॥ अंगुष्ठौ कुंचितांतौ तु स्वकीयांगुलिवेष्टितौ ॥ उच्चावभिमुखौ हस्तौ योजयित्वा तु निष्ठुरा ॥ तर्जन्यौ कुंचिते कृत्वा तथैव च कनीयसी ॥ अधोमुखी दृष्टनखा स्थिता मध्ये करस्य तु ॥ चतस्रश्चोत्थिताः पृष्ठे अंगुष्ठावेकतः कुरु ॥ नालं व्यवस्थितौ द्वौ तु व्योममुद्रा प्रकीर्तिता ॥

હેમાદ્રિમાં કહ્યું છે કે,–બે હાથને સન્મુખ કરી આંગળીઓને થોડીક સંકોચવાથી મુકુલી નામની મુદ્રા થાય છે, તે પંકજ તથા પ્રસૃતા પણ કહેવાય છે. તેજ મુકુલી મુદ્રામાંથી પ્રાદેશ ભાગમાં આંગળી નીકળવાથી વ્યાકોશ, મુકુલા અને પદ્મમુદ્રા કહેવાય છે. બન્ને હાથના અંગુઠાને નમાવી તે તે હાથની આંગળીથી વીંટી લઇ પોતાને સન્મુખ ઊંચા બે હાથ મેળવવાથી નિષ્ઠુરા નામની મુદ્રા થાય છે. તર્જની તથા ટચલી આંગળીને નમાવી નખ દેખાવાથી અને હસ્તના મધ્યમાં રહેવાથી અધોમુખી મુદ્રા થાય છે. ચારે આંગળીઓને ઉંચી કરી, પાછળથી બન્ને અંગુઠાઓને એકઠા કરવાથી વ્યોમમુદ્રા થાય છે.

तंत्रांतरे–सर्वदेवतापूजनसाधारण्येन षण्मुद्रा उच्यंते ॥ देवताननसंतुष्टा सर्वदा संमुखी भवेत् ॥ अंगुष्ठो निक्षिपेत्सेयं मुद्रा त्वावाहनी मता ॥ संग्रथ्य निक्षिपेत्सेयं मुद्रा त्वासनसंज्ञिका ॥ अधोमुखी त्वियं चेत्स्यात्स्थापनी मुद्रिका मता ।उच्छ्रितावुच्छ्रितौ कुर्यात्संमुखीकरणी भवेत् ॥ प्रसृतांगुलिकौ हस्तौ मिथः श्लिष्टौ तु संमुखौ ॥ कुर्यात्स्वहृदये सेयं मुद्रा प्रार्थनसंज्ञिका ॥ इत्येवं सर्वदेवानां पूजने षट् प्रदर्शयेत् ॥

બીજા તંત્રમાં સર્વ દેવની પૂજામાં ઉપયોગી સાધારણ છ મુદ્રા કહેલી છે. દેવતાનનસંતુષ્ટા નામની મુદ્રા, સર્વદા સંમુખી થાય છે. અંગુષ્ઠ નિક્ષેપ કરે તો આવાહની મુદ્રા કહેવાય છે. સારી રીતે ગુંથી નાખવાથી તે આસનમુદ્રા કહેવાય છે. નીચે નીચે હાથ કરવાથી સ્થાપની મુદ્રા થાય છે અને ઊંચા ઊંચા હાથ કરવાથી સંમુખીકરણી મુદ્રા કહેવાય છે. આંગળી ફેલાવી હૃદયમાં સન્મુખ પરસ્પર બે હાથ મેળવવાથી પ્રાર્થના નામની મુદ્રા કહેવાય છે. એ પ્રકારે સર્વ દેવના પૂજનમાં છ મુદ્રા કરવી.

शिवपूजने लिङ्गमुद्रा- उच्छ्रितं दक्षिणांगुष्ठं वामांगुष्ठेन बंधयेत् । वामांगुली दक्षिणाभिरंगुलीभिश्च वेष्टयेत्॥लिङ्गमुद्रेति विख्याता शिवसान्निध्यकारिणी ॥ श्रीकामः शीर्षिण कुर्वीत राज्यकामस्तु नेत्रयोः ॥ मुखे त्वन्नादिकामस्तु ग्रीवायां रोगशांतिकृत् ॥ हृदये सर्वकामी च ज्ञानार्थी नाभिमंडले ॥ राज्यकामस्तु गुह्यं च राष्ट्रकामस्तु पादयोः॥

શિવપૂજનમાં લિંગમુદ્રા; જમણા હાથના અંગુઠાને ડાબા હાથના અંગુઠાથી વીંટી લેવો અને ડાબા હાથની સર્વ આંગળીઓને જમણા હાથની આંગળીઓથી વીંટી લેવી, તે લિંગમુદ્રા કહેવાય છે, કે જેથી શિવજીના સમીપમાં જવાય છે. તે લિંગમુદ્રા, લક્ષ્મીની ઇચ્છાવાળાએ મસ્તકમાં, રાજ્યની ઇચ્છાવાળાએ નેત્રમાં, અન્ન વગેરેની કામનાવાળાએ મુખમાં, રોગની શાંતિની ઇચ્છાવાળાએ કંઠમાં, સર્વની ઇચ્છાવાળાએ હૃદયમાં, જ્ઞાનની ઇચ્છાવાળાએ નાભિમાં, રાજ્યની ઇચ્છાવાળાએ ગુહ્યેંદ્રિયમાં અને રાષ્ટ્રની ઇચ્છાવાળાએ બન્ને પગમાં કરવી.

रामपूजने सप्तदश मुद्राः– तथाच रामार्चनचंद्रिकायामगस्त्यः–आवाहनी स्थापनी च सन्निधीकरणी तथा ॥ सुसंनिरोधिनी मुद्रा संमुखीकरणी तथा ॥ संकलीकरणी चैव महामुद्रा तथैव च ॥ शंखचक्रगदापद्मधेनुकौस्तुभगारुडाः ॥ श्रीवत्सवनमाले च योनिमुद्रा प्रकीर्तिताः ॥ एताभिः सप्तदशभिर्मुद्राभिस्तु विचक्षणः ॥ यो राममर्चयेन्नित्यं मोदयेत्स सुरेश्वरम् ॥ द्रावयेदपि विप्रेंद्र ततः प्रार्थितमाशु-

यात् ॥ मूलाधाराद्द्वादशांतमानीतः कुसुमांजलिः ॥ त्रिस्थानगततेजोभिर्विनीतः प्रतिमादिषु ॥ आवाहनी च मुद्रा स्यादेवार्चनविधौ मुने ॥ एषैवाधोमुखी मुद्रा स्थापने शस्यते पुनः ॥ उन्नतांगुष्ठयोगेन मुष्टीकृतकरद्वया ॥ सन्निधीकरणी मुद्रा देवार्चनविधौ मुने ॥ अंगुष्ठगर्भिणी सैव मुद्रा स्यात्संनिरोधिनी ॥ उत्तानमुष्टियुगला संमुखीकरणी मता ॥ अंगैरेवांगविन्यासः संकलीकरणी भवेत् ॥ अन्योन्यांगुष्ठसंलग्नविस्तारितकरद्वया ॥ महामुद्रेयमाख्याता न्यूनाधिकसमापनी ॥ कनिष्ठानामिकामध्यांतस्थांगुष्ठात्तदग्रतः ॥ गोपितांगुष्ठमूलेन सन्निधौ मुकुलीकृता ॥ करद्वयेन मुद्रा स्याच्छंखाख्येयं सुरार्चने ॥ अन्योन्याभिमुखस्पर्शव्यत्ययेन तु वेष्टयेत् ॥ अंगुलीभिः प्रयत्नेन मंडलीकरणं मुने ॥ चक्रमुद्रेयमाख्याता गदामुद्रा ततः परम् ॥ अन्योन्याभिमुखाश्लिष्टा ततः कौस्तुभसंज्ञिका ॥ कनिष्ठेऽन्योन्यसंलग्नेऽभिमुखं हि परस्परम् ॥ वामस्य तर्जनीमध्ये मध्यानामिकयोरपि ॥ वामानामिकसंस्पृष्टा तर्जनीमध्यशोभिता ॥पर्यायेणानतांगुष्ठद्वयीकौस्तुभलक्षणा ॥ कनिष्ठान्योन्यसंलग्नविपरीतं तु योजिता ॥ अधस्तात्प्रापितांगुष्ठा मुद्रा गरुडसंज्ञिता ॥ तर्जन्यंगुष्ठमध्यस्था मध्यमानामिकाद्वयी ॥ कनिष्ठाऽनामिकामध्यतर्जन्यग्रकरद्वयी ॥ मुद्रा श्रीवत्समुद्रेयं वनमाला भवेत्ततः ॥ कनिष्ठानामिकामध्यामुष्टिरुन्नततर्जनी ॥ परिभ्रांता शिरस्युच्चैस्तर्जनीभ्यां दिवौकसः ॥ योनिमुद्रा समाख्याता योतत्करद्वयाश्रिता ॥ तर्जन्याकृष्टमध्यांतोत्थितानामिकयुग्मिका॥ मध्यस्थलस्थितांगुष्ठा सेयं शस्ता मुनेऽर्चने ॥ इति मुद्रालक्षणम् ॥

રામના પૂજનને માટે રામાર્ચનચંદ્રિકામાં અગસ્ત્ય ઋષિએ સત્તર મુદ્રા કહેલી છે. આવાહની, સ્થાપની, સંનિધીકરણી, સંનિરોધિની, સંમુખીકરણી, સંકલીકરણી, મહામુદ્રા, શંખમુદ્રા, ચક્રમુદ્રા, ગદામુદ્રા, પદ્મમુદ્રા, ધેનુમુદ્રા, કૌસ્તુભમુદ્રા, ગરુડમુદ્રા, શ્રીવત્સમુદ્રા, વનમાળામુદ્રા અને યોનિમુદ્રા, એ સત્તર મુદ્રાથી જે વિદ્વાન્ પુરુષ, રામનું પૂજન કરે ને રામચંદ્રને પ્રસન્ન કરે, તે ઇંદ્રને પણ ભગાડે અને તે જે ધારે તે સિદ્ધ થાય છે. મૂલાધારથી દ્વાદશાંતર લઈ આવેલા પુષ્પાંજલિને તે મૂર્તિ વગેરેમાં નમ્ર થઈ ત્રણ સ્થાનગત તેજવડે ધારણ કરે તે આવાહની મુદ્રા કહેવાય છે, અને તે દેવપૂજામાં ઉપયોગી છે; એજ મુદ્રા અધોમુખી કરવાથી સ્થાપની મુદ્રા કહેવાય છે. બે હાથની મુઠી વાળી અંગુઠા ઊંચા કરવાથી દેવપૂજામાં ઉપયોગી સંનિધીકરણી મુદ્રા કહેવાય છે. અંગુઠા મુઠીની અન્દર રાખવાથી તે જ સંનિરોધિની મુદ્રા કહેવાય છે. બે હાથ ચત્તા કરી મૂઠી વાળવાથી સંમુખીકરણી મુદ્રા કહેવાય છે. અંગવડે જ અંગનો વિન્યાસ કરવો તે સંકલીકરણી મુદ્રા કહેવાય છે. પરસ્પર અંગુઠા મેળવી બન્ને હાથ પહોળા કરવાથી મહામુદ્રા કહેવાય છે. મહામુદ્રા કરવાથી કર્મમાં જે ખામી રહી હોય તે પૂર્ણ થાય છે. ટચલી, અનામિકા અને વચલી આંગળીને વચમાં રહેલા અંગુઠાના અગ્ર ભાગથી અને અંગુઠાના મૂળથી ઢાંકી દેવામાં આવે તે મુકુલીકરણી મુદ્રા કહેવાય છે અને તે જ પ્રમાણે બે હાથવડે કરવાથી શંખમુદ્રા થાય છે. તે દેવપૂજનમાં ઉપયોગી છે. બે હાથની આંગળીનાં મુખ વ્યત્યયથી મેળવી મંડલાકાર કરવાથી ચક્રમુદ્રા કહેવાય છે. પરસ્પર આંગળીઓનાં મુખ સન્મુખપણે મેળવવાથી ગદામુદ્રા કહેવાય છે. બે ટચલી આંગળી પરસ્પર મેળવવી, ડાબા હાથની તર્જની અને મધ્યમા તે મધ્યમા અને અનામિકા સાથે મેળવવી, ડાબા હાથની અનામિકા સાથે તર્જની મધ્યશોભિત મેળવવી અને પર્યાયથી બે અંગુઠા નમતા રાખવાથી કૌસ્તુભમુદ્રા થાય છે. કનિષ્ઠિકા પરસ્પર વિપરીત મેળવવાથી અને નીચે અંગુઠા કરવાથી ગરુડમુદ્રા કહેવાય છે. બે હાથની તર્જની અને અંગુઠાની વચમાં પરસ્પર અનામિકા અને મધ્યમા રાખવી તેમ જ અનામિકા અને કનિષ્ઠિકાની વચમાં તર્જની રાખવી, તેથી શ્રીવત્સમુદ્રા થાય છે. ટચલી, અનામિકા અને વચલી આંગળીની મૂઠી વાળવી અને તર્જની આંગળી ઉભી રાખવી. પછી તે તર્જની દેવના મસ્તક ઉપર ઉંચી ફેરવવી, તેથી વનમાળામુદ્રા થાય છે. બન્ને હાથની તર્જનીથી વચલી આંગળીના છેડા ખેંચવા, અનામિકા ઉભી રાખવી અને અંગુઠા વચમાં રાખવા તેથી યોનિમુદ્રા કહેવાય છે. હે મુને! એ યોનિમુદ્રા દેવપૂજનમાં ઉત્તમ છે. એ પ્રમાણે મુદ્રાનાં લક્ષણો કહેલ છે.

## ઉપચારો

अथोपचाराः–पदार्थादर्शे ज्ञानमालायाम्–अष्टत्रिंशत्षोडश वा दशपंचोपचारकाः ॥ तान्विभज्य प्रवक्ष्यामि के ते तैश्च कृतैश्च किम् ॥ अर्घ्यं पाद्यमाचमनं मधुपर्कमुपस्पृशम् ॥ स्नान नीराजनं वस्त्रमाचामं चोपवीतकम् ॥ पुनराचमभूषे च दर्पणालोकनं ततः ॥ गंधपुष्पे धूपदीपौ नैवेद्यं च ततःक्रमात् ॥पानीयं तोयमाचामं हस्तवासस्ततःपरम्॥ हस्तवासः करोद्वर्तनम् ॥ तांबूलमनुलेपं च पुष्पदानं ततः पुनः ॥ गीतं वाद्यं तथा नृत्यं स्तुतिश्चैव प्रदक्षिणाः ॥ पुष्पांजलिनमस्कारावष्टत्रिंशत्समीरिताः ॥ इत्यष्टत्रिंशदुपचाराः ॥ अन्यच्च–आसनं स्वागतं चार्घ्यं पाद्यमाचमनीयकम् ॥ मधुपर्कासनस्नानवसनाभरणानि च ॥ सुगंधः सुमनो धूपो दीपमन्नेन भोजनम् ॥ माल्यानुलेपने चैव नमस्कारविसर्जने ॥ इति षोडशोपचाराः ॥ अर्घ्यं पाद्यं चाचमनं स्नानं वस्त्रनिवेदनम् ॥ गंधादयो नैवेद्यांता उपचारा दश क्रमात् ॥शारदातिलके षोडशोपचारा उक्ताः । ते च–आसनस्नानवस्त्राणि भूषणं च विवर्जयेत् ॥ रात्रौ देवार्चने

तैश्च पदार्थैर्द्वादशैः क्रमात् । पूजनं कपिलेनोक्तं तत्सर्वं च विसर्जयेत् ॥ गंधतैलमथो दद्याद्देवस्याप्रतिमं ततः । दूर्वा च विष्णुक्रांता च श्यामाकं पद्ममेव च ॥ पाद्यांगानि च चत्वारि कथितानि समासतः । कर्पूरमगुरुं पुष्पं द्रव्याण्याचमनीयके ॥ सिद्धार्थमक्षतं चैव दूर्वा च तिलमेव च ॥ यवगंधफलं पुष्पमष्टांगं त्वर्घ्यमुच्यते । स्नाने वस्त्रे तथा भक्ष्ये दद्यादाचमनीयकम् ॥ उद्वर्तनमपि तत्रैव–रंजनी सहदेवी च शिरीषं लक्ष्मणापि च ॥ सहा भद्रा कुशाग्राणि उद्वर्तनमिहोच्यते ॥ मंत्रतंत्रप्रकाशे–अक्षतागंधपुष्पाणि स्नानपात्रे तथा त्रयम् ॥ तत्रैव– द्रव्याभावे प्रदातव्याः क्षालितास्तंडुलाः शुभाः ॥ तत्रैवोक्तमगस्त्यसंहितायाम्–तथाऽऽचमनपात्रेऽपि दद्याज्जातीफलं मुने । लवंगमपि कंकोलं शस्तमाचमनीयके ॥ द्रव्याभावे तंत्रांतरे उक्तम्– तंडुलान् प्रक्षिपेत्तेषु द्रव्याभावे तु तत्स्मरन् ॥ प्रयोगपारिजाते व्यासः–प्रतिमापटयंत्राणां नित्यं स्नानं न कारयेत् । कारयेत्पर्वदिवसे यदा वा मलधारणम् ॥

**પદાર્થાદર્શમાં** જ્ઞાનમાળાનું વચન:–આડત્રીશ, સોળ, દશ અને પાંચ ઉપચારો કહેલા છે, તેને જૂદા જૂદા કહું છું અને તેથી શું થાય છે તે પણ કહું છું. અર્ઘ્ય, પાદ્ય, આચમન, મધુપર્ક, અભ્યંગ, સ્નાન, નિરાજન, વસ્ત્ર, આચમન, ઉપવીત, આચમન, અલંકાર, અરીસો ખતાવવો, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, વચમાં જલ, અંતમાં જલ, આચમન, હસ્તવાસ, કરોદ્વર્તન, તાંબૂલ, અનુલેપ, પુષ્પદાન, ગીત, વાદ્ય, નૃત્ય, સ્તુતિ, પ્રદક્ષિણા, પુષ્પાંજલિ અને નમસ્કાર, એ વગેરે આડત્રીશ ઉપચાર કહેલા છે. બીજા પણ આસન, સ્વાગત, અર્ઘ્ય, પાદ્ય, આચમનીય, મધુપર્ક, સ્નાન, વસ્ત્ર, અલંકાર, સુગંધયુક્ત ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, માળા, અનુલેપન, નમસ્કાર અને વિસર્જન એ ષોડશોપચાર કહ્યા છે. અર્ઘ્ય, પાદ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય એ દશોપચાર કહેલ છે. **શારદાતિલકમાં** ષોડશોપચાર કહ્યા છે, તે નીચે પ્રમાણેઃ–રાત્રિમાં દેવપૂજન કરવું હોય તો આસન, સ્નાન, વસ્ત્ર અને અલંકાર એ ચારનો ત્યાગ કરી ક્રમથી બાર ઉપચારથી પૂજા કરવી. કપિલ ઋષિએ કહેલા સર્વ પૂજનનું વિસર્જન કરવું. પછી દેવને અત્યુત્તમ સુગંધી તેલનું મર્દન કરવું. ધ્રો, વિષ્ણુક્રાંતા, શામો અને પદ્મ એ ચાર પાદ્યનાં અંગ કહ્યાં છે. કપૂર, અગર અને પુષ્પ એટલી વસ્તુ આચમનમાં કહી છે. સર્ષપ, અક્ષત, દૂર્વા, તલ, યવ, ચંદન, ફલ અને પુષ્પ એ આઠ ચીજ અર્ઘ્યમાં કહેલી છે. સ્નાનમાં, વસ્ત્રમાં અને ભોજનમાં આચમન આપવું. ઉદ્વર્તન પણ શારદાતિલકમાં જ કહેલ છે કે–હલદર, સેદરડી, સરસડો, લક્ષ્મણા, સહા, મોથ અને દર્ભના અગ્રભાગ એટલી ચીજ ઉદ્વર્તનમાં કહેલ છે. **મંત્રતંત્રપ્રકાશમાં**–અક્ષત, ચંદન અને પુષ્પ એ ત્રણ ચીજ સ્નાનપાત્રમાં આવે છે–તે જ ગ્રંથમાં કહેલ છે કે, હરકોઈ દ્રવ્યના અભાવમાં ધોયેલા સુંદર અક્ષત ચડાવવા. તે જ ગ્રંથમાં **અગસ્ત્યસંહિતાનું** વચન છે કે–હે મુને! આચમનના પાત્રમાં જાયફલ, લવીંગ અને કંકોળાં નાખવાં, કારણ કે આચમનમાં એ ત્રણ વસ્તુ ઉત્તમ કહેલ છે. હરકોઈ ચીજના અભાવમાં શું લેવું તે તંત્રાંતરમાં કહેલ છે કે,–હરકોઇ દ્રવ્યનો અભાવ હોય તેનું સ્મરણ કરી તેની અવેજીમાં અક્ષત ચડાવવા. **પ્રયોગપારિજાતમાં** વ્યાસ કહે છે કે,–મૂર્તિના પટયંત્રને નિત્ય સ્નાન કરાવવું નહિ, પણ પર્વણીને દિવસે અથવા તો મેલ ચડી જાય ત્યારે સ્નાન કરાવવું.

## દેવપરત્વે નિષિદ્ધ પદાર્થ

ज्ञानमालायाम्–नाक्षतैरर्चयेद्विष्णुं न तुलस्या गणाधिपम् ॥ न दूर्वया यजेद्देवीं बिल्वपत्रैश्च भास्करम् ॥ उन्मत्तमर्कपुष्पं च विष्णोर्वर्ज्यं सदाबुधैः ॥ 'अक्षतास्तु यवाः प्रोक्ताः' इति पदार्थादर्शे उक्तत्वाद्यवानामेवायं प्रतिषेधो न तंडुलानाम् ॥ तंत्रांतरे– महाभिषेकं सर्वत्र शंखेनैव प्रकल्पयेत् ॥ सर्वत्रैव प्रशस्तोऽब्जः शिवसूर्यार्चनं विना ॥ विस्तरस्त्वाचारमयूखे द्रष्टव्यः ॥

**જ્ઞાનમાલામાં** કહ્યું છે કે,–અક્ષતવડે વિષ્ણુની પૂજા કરવી નહિ; તુલસીવડે ગણપતિની પૂજા કરવી નહિ; દૂર્વાથી દેવીની પૂજા કરવી નહિ અને બીલીપત્રથી સૂર્યની પૂજા કરવી નહિ. બુદ્ધિમાન્ પુરુષે કોઇ વખત આકડાનાં તથા ધતૂરાનાં પુષ્પવડે વિષ્ણુની પૂજા કરવી નહિ. ઉપલા વચનમાં જે અક્ષતનો નિષેધ છે તે 'યવ અક્ષત કહેલ છે.' એ પ્રકારનાં **પદાર્થાદર્શનાં** વચનથી યવનો જ નિષેધ સમજવો. પણ ચોખાનો નિષેધ સમજવો નહિ. બીજાં તંત્રમાં કહેલ છે કે–સર્વત્ર શંખવડે જ મહાભિષેક કરવો. શિવ અને સૂર્યના પૂજન શિવાય બીજા સર્વ પૂજનમાં શંખ શ્રેષ્ઠ છે. આ બાબતનો વિસ્તાર **આચારમયૂખમાં** જોવો.

## જે વ્રતનું ઉદ્યાપન ન કહેલ હોય તે વિષે

अथ व्रतोद्यापनानुक्तौ पृथ्वीचंद्रोदये नंदिपुराणे–कुर्यादुद्यापनं तस्य समाप्तौ यदुदीरितम् । उद्यापनं विना यत्तु तद्व्रतं निष्फलं भवेत् ॥ यत्र चोद्यापनं नोक्तं व्रतानुगुणतश्चरेत् । वित्तानुसारतो दद्यादनुक्तोद्यापने व्रते ॥ गां चैव कांचनं दद्याद्व्रतस्य परिपूर्तये–इति ॥ समाप्तावुद्यापनमनुक्तोद्यापनविषयम् ॥ उक्तोद्यापने तु–आदौ मध्ये तथा चांते व्रतस्योद्यापनं भवेत् । तद्व्रतोद्यापनं कार्यं संपूर्णफलमाप्नुयात् ॥

**પૃથ્વીચંદ્રોદયમાં** નંદિપુરાણનું વાક્ય છે કે, વ્રત સમાપ્ત થાય ત્યારે તેનું કહ્યા પ્રમાણે ઉદ્યાપન કરવું. ઉદ્યાપન વિના જે વ્રત કર્યું હોય તે નિષ્ફલ થાય છે. જે વ્રતનું ઉદ્યાપન

१ हरिद्रा ।

१ धत्तूरपुष्पम् ।

ન કહેલ હોય તે વ્રતનું ઉદ્યાપન વ્રતાનુસારથી કરવું અને પોતાની શક્તિ પ્રમાણે ગાય આપવી, અને સુવર્ણદાન કરવું કે જેથી વ્રત પૂર્ણ થાય. જે વ્રતનું ઉદ્યાપન ન કહ્યું હોય તે વ્રતનું ઉપર પ્રમાણે ઉદ્યાપન કરવું. જે વ્રતનું ઉદ્યાપન કહ્યું હોય તેમાં તો–વ્રતનાં સંપૂર્ણ ફલ માટે વ્રતના આદિમાં, મધ્યમાં અને અંતમાં ઉદ્યાપન કરવું.

## વ્રતભંગની સાંગતાસિદ્ધિ

अथ व्रतभंगे संपूर्णताया विधिर्हेमाद्रौ भविष्ये । युधिष्ठिर उवाच-संपूर्णतामनुष्ठाने व्रतानां नंदनंदन। कुरु प्रसादं गुह्यार्थमेतन्मे वक्तुमर्हसि । श्रीकृष्ण उवाच–साधुसाधु महाबाहो कुरुराज युधिष्ठिर।रहस्यानां रहस्यं ते कथयामि व्रते तव ॥ संपूर्णता कृता यत्र तत्र सम्यक् फलप्रदम्। यच्चीर्णं नरनारीभिर्भवेत्संपूर्णकारकम् ॥ अवश्यं तच्च कर्तव्यं संपूर्णफलकांक्षिभिः । किंचिद्भग्नं प्रमादेन यद्व्रतं व्रतिनां स्थितम् ॥ तत्संपूर्णं भवेत्सर्वं व्रतेनानेन पांडव। उपद्रवैर्बहुविधैर्महामोहाच्च पांडव। यद्भग्नं किंचिदेव स्याद्व्रतं विघ्नविनाशनम्।तत्संपूर्णं भवेत्पार्थ सत्यं सत्यं न संशयः। कांचनं रूप्यकं रूपं शिल्पिना तु घटापयेत् । भग्नव्रतस्य यो देवस्तस्य रूपं विनिर्दिशेत् ॥ व्रतं स्त्रीपुंसयोः पार्थ प्रारब्धं यद्व्रतं किल। न च निष्पादितं किंचिदैवात्सर्वं तथा स्थितम् ॥ द्विभुजं पंकजारूढं सौम्यं प्रहसिताननम् । निष्पादितं शिल्पिना च तस्मिन्नेव दिने पुनः ॥ तन्मानं तु मनः प्राप्तं ब्राह्मणैर्विधिना गृहे । स्नापयेत्पयसा दध्ना घृतक्षौद्ररसांबुभिः ॥ वस्त्रचंदनपुष्पैश्च पूजां कुर्यात्समाहितः। तोयपूर्णस्य कुंभस्य मुखे विन्यस्य देवताम् ॥ धूपदीपाक्षतैर्वस्त्रै रत्नैर्बहुप्रकारकैः । अर्घ्यं प्रदद्यात्तन्नाम्ना मंत्रेणानेन पांडव ॥

જે વ્રતનો ભંગ થતો હોય તે વ્રત પૂરું થવાનો પ્રકાર **હેમાદ્રિમાં, ભવિષ્યપુરાણમાં** છે તે નીચે પ્રમાણે છે–યુધિષ્ઠિર પૂછે છે,–હે શ્રીકૃષ્ણ! મારી ઉપર પ્રસન્ન થઇ જેથી વ્રત સંપૂર્ણ થાય, એવો પ્રકાર ગુહ્ય હોય તોપણ મને કહો તો ઠીક. શ્રીકૃષ્ણ કહે છે–હે કુરુરાજ! હે યુધિષ્ઠિર! હે મહાબાહો! તમે અતિ ઉત્તમ પ્રશ્ન કરેલ છે, તેથી વ્રતમાં જે ગુહ્યમાં ગુહ્ય છે તે પણ હું તમને કહું છું. જે વ્રત સંપૂર્ણ થાય તે વ્રતનું પૂર્ણ ફલ મળે છે. સ્ત્રીએ અથવા પુરુષે જેને સંપૂર્ણ ફલની ઇચ્છા હોય, તેણે વ્રત પૂર્ણ થાય તેવો પ્રકાર જરૂર કરવો જોઇએ. હે પાંડુપુત્ર યુધિષ્ઠિર! પ્રમાદથી, નાના પ્રકારના ઉપદ્રવથી, મોહથી અથવા હરકોઇ પ્રકારથી જો વ્રત ખંડિત થયેલ હોય તો તે પૂર્ણ થવા માટે ઉદ્યાપન કરવું તેથી વ્રત પૂર્ણ થશે, એમાં સંશય નથી. જે દેવનું વ્રત ખંડિત થયું હોય તે દેવની સોનાની વા રૂપાની હસતા મુખવાળી સુંદર મૂર્તિ ઘડાવવી. તે મૂર્તિના બે હાથ કરાવવા, તેનું માપ મનની પ્રસન્નતા પ્રમાણે કરાવવું. તેને બેસવા માટે એક કમલ ઘડાવવું. એ તૈયાર થયા પછી કમલમાં બેસાડી તે મૂર્તિને ઘેર લાવવી. પછી બ્રાહ્મણો કહે તે પ્રમાણે વિધિથી દૂધ, દહી, ઘી, મધ, સાકર અને જલવડે તે મૂર્તિને સ્નાન કરાવવું. પછી વસ્ત્ર, ચંદન અને પુષ્પવડે સાવધાનીથી તેની પૂજા કરવી. પછી જલથી ભરેલા ઘડાની ઉપર તે દેવની સ્થાપના કરી ધૂપ, દીપ, અક્ષત, વસ્ત્ર અને નાના પ્રકારનાં રત્નોથી પણ પૂજા કરવી. પછી તેના નામમંત્રવડે તથા નીચેના મંત્રોવડે અર્ઘ્ય આપવો.

उपवासस्य दानस्य प्रायश्चित्तं कृतं मया।शरणं च प्रपन्नोऽस्मि कुरुष्वाद्य दयां मम ॥ व्रतच्छिद्रं तपश्छिद्रं यच्छिद्रं व्रतकर्मणि । तत्सर्वं त्वत्प्रसादेन संपूर्णं जायतां मम ॥ प्रसन्नो भव भीतस्य भिन्नचर्यव्रतस्य च । कुरु प्रसादं संपूर्णं व्रतं संजायतां मम ॥ पूर्वदक्षिणयोः पश्चादुत्तरे च बलिं हरेत्। उपर्यधस्तात्सर्वेभ्यो दिक्पालेभ्यो नमोनमः ॥ इदमर्घ्यमिदं पाद्यं तेभ्यस्तेभ्यो नमोनमः। पादौ च जानुनी चैव कटी शीर्षकवक्षसी ॥ कुक्षिं तु हृदयं पृष्ठं बाहू चक्षुश्च शिरोरुहान्। पूजयित्वा तु देवस्य ततः पश्चात् क्षमापयेत् ॥ पूजितस्त्वं यथाशक्त्या नमस्तेऽस्तु सुरोत्तम। ऐहिकामुष्मिकीं देव कार्यसिद्धिं दिशस्व मे । एवं क्षमापयित्वा तु प्रणमेच्च प्रयत्नतः। तन्मूर्तिं च द्विजातिभ्यो विधिवत्प्रतिपादयेत् ॥ स्थित्वा पूर्वमुखो विप्रो गृहीयाद्दर्भपाणिना। विप्रहस्ते प्रयच्छेच्च दाता चैवोत्तरामुखः ॥ मंत्रेणानेन कौंतेय सोपवासः प्रयत्नतः ॥ इदं व्रतं मया खंडं कृतमासीत्पुरा द्विज । तत्सर्वं पूर्णमेवास्तु तव मूर्तिप्रदानतः ॥

उपवास०, व्रतच्छिद्रं०, प्रसन्नो० 'ઉપવાસ અને દાનનું મેં પ્રાયશ્ચિત્ત કરેલ છે. આજ હું આપને શરણે આવ્યો છું, માટે મારાપર દયા કરો. વ્રતમાં, તપમાં તથા વ્રતકર્મમાં જે કાંઇ મારી ખામી રહી હોય, તે સર્વ આપની કૃપાથી સંપૂર્ણ થાઓ, અને વ્રતભંગ થવાથી ભય પામતો જે હું તેનાપર કૃપા કરો કે જેથી મારું વ્રત સંપૂર્ણ થાય.' એ મંત્રથી અર્ઘ્ય આપીને પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, ઉપર અને નીચે સર્વ દિક્પાલોને બલિદાન આપવું ને નમસ્કાર કરવા. તેમ જ, પાદ્ય, અર્ઘ્ય આપી નમસ્કાર કરવા, પછી દેવના પગ, ગોઠણ, કેડ, મસ્તક, છાતી, પેટ, હૃદય, વાંસો, મુખ, નેત્ર અને કેશની પૂજા કરવી. પછીઃ–पूजित० 'હે સુરોત્તમ! મેં યથાશક્તિ આપની પૂજા કરી છે, માટે મને આ લોક તથા પરલોકમાં કાર્યસિદ્ધિ આપો.' ઉપલો મંત્ર ભણી ક્ષમા માગી દંડવત્પ્રણામ કરવા. પછી તે મૂર્તિ વિધિથી બ્રાહ્મણને અર્પણ કરવી. મૂર્તિ લેતી વખતે બ્રાહ્મણે હાથમાં દર્ભ રાખી પૂર્વાભિમુખ ઉભા રહેવું અને યજમાને મૂર્તિ આપતી વખતે ઉત્તરાભિમુખ ઉભા રહી इदं व्रतं, મંત્ર ભણી બ્રાહ્મણના હાથમાં મૂર્તિ આપવી.

१ क्वचित्पुस्तके तु नासाचक्षुःशिरोरुहानिति दृश्यते पाठः।

'હે મહારાજ! પૂર્વે મારું વ્રત ખંડિત થયું હતું માટે આપને હું આ મૂર્તિ આપું છું, તેથી મારું વ્રત પૂર્ણ થાઓ.

ब्राह्मणोऽपि प्रतीच्छेत मंत्रेणानेन तन्नृप । व्रतं खंडकृतं पूजाव्रतेनानेन ते पुरा ॥ संपूर्णं स्यात्प्रदानेन तव पूर्णा मनोरथाः। ब्राह्मणा यत्प्रभाषंते तन्मयं ते दिवौकसः॥ सर्वदेवमया विप्रा न तद्वचनमन्यथा । जलधिः क्षारतां नीतः पावकः सर्वभक्षताम् ॥ सहस्रनेत्रः शक्रोऽपि कृतो विप्रैर्महात्मभिः । ब्राह्मणानां तु वचनाद्ब्रह्महत्या विनश्यति ॥ अश्वमेधफलं साग्रं लभते नात्र संशयः । व्यासवाल्मीकिवचनात्पराशरवसिष्ठयोः ॥ गर्गगौतमधौम्यात्रिवसिष्ठांगिरसां तथा । वचनान्नारदादीनां पूर्णं भवतु ते व्रतम् ॥

પછી ब्राह्मणा० जलधि० ब्राह्मणानां० व्यास० આ મંત્રો ભણી બ્રાહ્મણે તે મૂર્તિનું દાન લેવું. પૂર્વે જે તારું વ્રત ખંડિત થયું હતું તે આ પૂજાથી તથા મૂર્તિદાનથી પૂર્ણ થાઓ, તેમ જ તારા મનોરથ પૂર્ણ થાઓ. બ્રાહ્મણો જે કાંઈ બોલે છે તે દેવતાઓ માન્ય કરે છે, કારણ કે બ્રાહ્મણો સર્વ દેવમય છે, માટે તેઓનું બોલવું ફોકટ જાય નહિ. મહાત્મા બ્રાહ્મણોએ જ સમુદ્રને ખારો કર્યો, અગ્નિને સર્વભક્ષી 'જે નાખે તે ખાનાર' કર્યો, અને ઇંદ્રને પણ દશ હજાર નેત્ર (છિદ્ર)વાળો કરી દીધો. બ્રાહ્મણોનાં વચનથી બ્રહ્મહત્યા નષ્ટ થાય છે, અને સંપૂર્ણ અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે, એમાં સંશય નથી. વ્યાસ, વાલ્મીકિ, પરાશર, ગર્ગ, ગૌતમ, ધૌમ્ય, આત્ર, વસિષ્ઠ, અંગિરા અને નારદ વગેરેનાં વચનથી તારું વ્રત પૂર્ણ થાઓ.'

एवं विधिविधानेन गृहीत्वा ब्राह्मणो व्रजेत् । दाता तत्प्रेषयत्सर्वं ब्राह्मणस्य गृहे स्वयम् ॥ ततः पंचमहायज्ञान् कृत्वा वै भोजनादिकम् । एवं यः कुरुते भक्त्या व्रतमेतन्नरोत्तम ॥ तस्य संपूर्णतां याति तद्व्रतं यत्पुराकृतम्॥ खंडं संपूर्णतां याति प्रसन्ने व्रतदैवते ॥ भग्नानि यानि मदमोहवशाद्गृहीत्वा जन्मांतरेष्वपि नरेण समस्तरेण ॥ संपूर्णपूजनपरस्य पुरो भवंति सर्वव्रतानि परिपूर्णफलप्रदानि ॥

આ પ્રમાણે વિધિથી મૂર્તિદાન લઇ બ્રાહ્મણે ઘેર જવું. પછી યજમાને જે સામગ્રી હોય તે પોતાની મેળે બ્રાહ્મણને ઘેર પહોંચતી કરવી. ત્યાર પછી પંચમહાયજ્ઞ કરી ભોજન વગેરે કરવું. હે નરશ્રેષ્ઠ યુધિષ્ઠિર! જે માણસ ભક્તિથી એ પ્રમાણે વ્રત કરે છે, તેની ઉપર વ્રતદેવતા પ્રસન્ન થાય છે, તેથી જે વ્રત ખંડિત થયું હોય તે પૂર્ણ થાય છે. પૂર્વજન્મોમાં પણ મદ અથવા મોહથી જે માણસનાં વ્રત ખંડિત થયાં હોય, તેનાં સઘળાં વ્રત વિધિથી પૂજા કરવાથી સંપૂર્ણ થાય છે ને તેનું ફળ સંપૂર્ણ મળે છે.

## સર્વ વ્રતોની સામાન્ય પૂજાવિધિ

अथ सर्वव्रतेषु सामान्यतः पूजाविधिः॥ सहस्रशीर्षेत्यावाहनम् ॥ आगच्छागच्छ देवेश तेजोराशे जगत्पते । क्रियमाणां मया पूजां गृहाण सुरसत्तम ॥ पुरुषएवेदमित्यासनम् ॥ नानारत्नसमायुक्तं कार्तस्वरविभूषितम् । आसनं देवदेवेश प्रीत्यर्थं प्रतिगृह्यताम् ॥ एतावानस्येति पाद्यम् ॥ गंगादिसर्वतीर्थेभ्यो मया प्रार्थनयाऽऽहृतम्। तोयमेतत्सुखस्पर्शं पाद्यार्थं प्रतिगृह्यताम्॥ त्रिपादूर्ध्व इत्यर्घ्यम् ॥ नमस्ते देवदेवेश नमस्ते धरणीधर । नमस्ते कमलाकांत गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ तस्माद्विराळेत्याचमनीयम् ॥ कर्पूरवासितं तोयं मंदाकिन्याः समाहृतम्। आचम्यतां जगन्नाथ मया दत्तं हि भक्तितः ॥

यत्पुरुषेणेति स्नानम् ॥ गंगा च यमुना चैव नर्मदा च सरस्वती । कृष्णा च गौतमी वेणी क्षिप्रा सिंधुस्तथैव च ॥ तापी पयोष्णी रेवा च ताभ्यः स्नानार्थमाहृतम्। तोयमेतत्सुखस्पर्शं स्नानार्थं प्रतिगृह्यताम् ॥ पंचामृतस्नानं पंचमन्त्रैः पृथक् कारयेत् ॥

હવે સર્વ વ્રતોમાં સાધારણ પૂજાનો પ્રકાર કહું છું:— *'सहस्र शीर्षा०' તથા નીચેના મંત્રથી આવાહન કરવું. आगच्छागच्छ० 'હે દેવેશ! હે તેજોરાશે! હે જગત્પતે! હે સુરસત્તમ! અહીં પધારો અને હું પૂજા કરું છું તે ગ્રહણ કરો.'

'पुरुष एवे०' એ મંત્ર તથા નીચેના મંત્રોથી આસન આપવું. नानारत्न० 'હે દેવદેવેશ! નાના પ્રકારનાં રત્નોવડે જડેલું સોનાનું આસન તૈયાર છે તે ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ.'

'एतावानस्य०' એ મંત્ર તથા નીચેના મંત્રથી પાદ્ય આપવું. गंगादि० 'હે દેવ! પ્રાર્થના કરી ગંગા વગેરે સર્વ તીર્થોનું શીતલ જલ લાવ્યો છું તે પાદ્ય માટે ગ્રહણ કરો.'

'त्रिपादूर्ध्व०' એ મંત્ર તથા નીચેના મંત્રથી આચમન આપવું. नमस्ते० 'હે દેવદેવેશ! હે ધરણીધર! હે લક્ષ્મીપતે! આપને વારંવાર નમસ્કાર કરું છું. અર્ઘ્યનું ગ્રહણ કરો.'

'तस्माद्विराड०' એ મંત્ર તથા નીચેના મંત્રથી આચમન આપવું. कर्पूरवासितं० 'હે જગન્નાથ! કપૂરથી સુવાસિત કરેલું ગંગાજળ આપને ભક્તિથી આપું છું, આપ આચમન કરો.' 'यत्पुरुषेण०' એ મંત્ર તથા નીચેના મંત્રથી સ્નાન કરાવવું. गंगा० तापी० 'ગંગા, યમુના, નર્મદા, સરસ્વતી, કૃષ્ણા, ગૌતમી, વેણી, ક્ષિપ્રા, સિંધુ, તાપી, પયોષ્ણી, અને રેવાનું શીતલ જલ સ્નાન માટે તૈયાર છે, આપ ગ્રહણ કરો. પાંચ જૂદા જૂદા મંત્રથી પંચામૃત સ્નાન કરાવવું.'

तंयज्ञमिति वस्त्रम् ॥ सर्वभूषाधिके सौम्ये लोकलज्जानिवारणे। मयोपपादिते तुभ्यं वाससी प्रतिगृह्यताम् ॥ वस्त्रे

* વેદાધિકારી માટે વેદોક્ત અને તેથી ભિન્ન માટે પુરાણોક્ત મંત્રો છે. એવી રીતે અહીં વેદોક્ત તથા પુરાણોક્ત મંત્રની વ્યવસ્થા કરવી ઉચિત છે.

च सोमदैवत्ये लज्जाया सुनिवारणे । मयोपपादिते तुभ्यं वाससी प्रतिगृह्यताम् ॥ तस्माद्यज्ञादिति यज्ञोपवीतम् ॥ दामोदर नमस्तेऽस्तु त्राहि मां भवसागरात् । ब्रह्मसूत्रं सोत्तरीयं गृहाण पुरुषोत्तम ॥ तस्माद्यज्ञात्सर्वहुत इति गंधम् । श्रीखंडं चंदनं दिव्यं गंधाढ्यं सुमनोहरम् । विलेपनं सुरश्रेष्ठ प्रीत्यर्थं प्रतिगृह्यताम् ॥ अक्षताश्च सुरश्रेष्ठ कुंकुमाक्ताः सुशोभनाः । मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर ॥ तस्मादश्वेति पुष्पम् ॥ माल्यादीनि सुगंधीनि मालत्यादीनि वै प्रभो । मयाहृतानि पुष्पाणि पूजार्थं प्रतिगृह्यताम् ॥

'तं यज्ञं०' એ મંત્ર તથા નીચેના મંત્રથી બે વસ્ત્ર પહેરાવવાં. सर्वभूषाधिके० 'હે દેવ ! લોકલજ્જાનું નિવારણ કરનાર મનોહર બે વસ્ત્ર કે જેના દેવ ચંદ્ર છે, તે આપને આપું છું તે ગ્રહણ કરો.'

'तस्माद्यज्ञात्०' એ મંત્ર તથા નીચેના મંત્રથી જનોઇ પહેરાવવી. दामोदर० ' હે દામોદર ! આપને નમસ્કાર કરું છું. મારો સંસારસમુદ્રમાંથી ઉદ્ધાર કરો. હે પુરુષોત્તમ ! ઉત્તરીયસહિત જનોઇનો સ્વીકાર કરો !'

'तस्माद्यज्ञात् सर्वहुतः०' એ મંત્ર તથા નીચેના મંત્રથી ચંદન ચડાવવું. श्रीखंडं० 'હે સુરશ્રેષ્ઠ ! સુગંધી મનોહર દિવ્ય ચન્દન આપને માટે તૈયાર છે. તે વિલેપન કરો, અને પ્રસન્ન થાઓ.' પછી નીચેના મંત્રથી અક્ષત ચડાવવા. अक्षताश्च० 'હે સુરશ્રેષ્ઠ! હે પરમેશ્વર! કંકુવાળા સુંદર ચોખા ભક્તિથી આપને ચડાવું છું, તે ગ્રહણ કરો.'

'तस्मादश्वा०' એ મંત્ર તથા નીચેના મંત્રથી પુષ્પ ચડાવવાં. माल्यादिनी० 'હે પ્રભો! માલતી વગેરેનાં સુગંધી પુષ્પો આપને પૂજન માટે ચડાવું છું, તે ગ્રહણ કરો.'

यत्पुरुषंव्यदधुरिति धूपम् । वनस्पतिरसोद्भूतो गंधाढ्यो गंध उत्तमः । आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् ॥ ब्राह्मणोस्येति दीपम् ॥ साज्यं च वर्तिसंयुक्तं वह्निना योजितं मया । दीपं गृहाण देवेश त्रैलोक्यतिमिरापहम् ॥ चंद्रमामनसइति नैवेद्यम् ॥ अन्नं चतुर्विधं स्वादु रसैः षड्भिः समन्वितम् । भक्ष्यभोज्यसमायुक्तं नैवेद्यं प्रतिगृह्यताम् ॥ इदं फलं मया देव स्थापितं पुरतस्तव । तेन मे सफलावाप्तिर्भवेज्जन्मनि जन्मनि ॥ फलम् ॥ नाभ्याआसीदिति तांबूलम् ॥ पूगीफलं महद्दिव्यं नागवल्लीदलैर्युतम् । कर्पूरादिसमायुक्तं तांबूलं प्रतिगृह्यताम् ॥ सप्तास्येति दक्षिणा ॥ हिरण्यगर्भगर्भस्थं हेमबीजं विभावसोः । अनंतपुण्यफलदमतः शांतिं प्रयच्छ मे ॥ चंद्रादित्यौ च धरणी विद्युदग्निस्तथैव च । त्वमेव सर्वज्योतींषि आर्तिक्यं प्रतिगृह्यताम्॥ नीराजनम् ॥ यज्ञेनयज्ञमितिमंत्रपुष्पांजलिः ॥ नमस्ते पुंडरीकाक्ष नमस्ते ह्यमरप्रिय ॥ नमस्ते कमलाकांत वासुदेव नमोऽस्तु ते ॥ यानि कानि च पापानि जन्मांतरकृतानि च ॥ तानि तानि विनश्यंति प्रदक्षिणपदे पदे ॥ प्रदक्षिणाः ॥ नमः सर्वहितार्थाय जगदाधारहेतवे ॥ साष्टांगोऽयं प्रणामोऽस्तु प्रणयेन मया कृतः–इति नमस्कारः । इति समान्य पूजाविधिः ॥ इतिश्रीव्रतराजे परिभाषा समाप्ता ॥

'यत्पुरुषं०' એ મંત્ર તથા નીચેના મંત્રથી ધૂપ કરવો. वनस्पति० 'ઝાડના રસથી ઉત્પન્ન થયેલા અને સર્વ દેવને સુંઘવા લાયક સુગંધી ઉત્તમ ધૂપ તૈયાર છે, તે ગ્રહણ કરો.'

'ब्राह्मणोस्य०' એ મંત્રથી તથા નીચેના મંત્રથી દીવો કરવો. साज्यं० 'હે દેવેશ ! વાટસહિત ઘીનો દીવો કે જે અગ્નિથી પ્રકટેલ છે અને ત્રણ લોકના અંધકારનો નાશ કરે છે, તેનું ગ્રહણ કરો.'

'चंद्रमा मनसो०' એ મંત્ર તથા નીચેના મંત્રથી નૈવદ્ય કરવું. अन्नं चतुर्विधं० '૭ રસવાળું, ચાર પ્રકારના ભક્ષ્યભોજ્ય સહિત સુંદર અન્નનું નૈવેદ્ય ધરું છું તે ગ્રહણ કરો.'

પછી નીચેનો મંત્ર ભણી ફળ ધરવું. इदं फलं० 'હે દેવ ! આ ફલ આપની પાસે ધરું છું તેથી મને જન્મોજન્મમાં સફલ પ્રાપ્તિ થાઓ.'

'नाभ्या आसी०' એ મંત્ર તથા નીચેનો મંત્ર ભણી તાંબૂલ ધરવું. पूगीफलं० 'સોપારી, નાગરવેલનાં પાન, અને કપૂર વગેરેથી યુક્ત તાંબૂલ આપને આપું છું તે ગ્રહણ કરો.'

'सप्तास्य०' એ મંત્રથી તથા નીચેના મંત્રથી દક્ષિણા ધરવી. हिरण्यगर्भ० 'બ્રહ્માના ગર્ભમાં રહેલ, અગ્નિનું બીજ અને અનંતપુણ્ય તથા ફલ આપનાર સુવર્ણ આપને આપું છું; તેથી મને શાંતિ આપો.' નીચેના મંત્રથી આરતી ઉતારવી. चंद्रादित्यौ० 'ચંદ્ર, સૂર્ય, પૃથ્વી, વીજળી, અગ્નિ તથા સર્વ તારા આપ જ છો. આપ આરતીનું ગ્રહણ કરો.'

'यज्ञेन यज्ञ०' એ મંત્રથી તથા નીચેના મંત્રથી મંત્ર પુષ્પાંજલિ આપવી. नमस्ते० 'હે કમલના જેવાં નેત્રવાળા ! હે દેવને પ્રિય ! હે લક્ષ્મીપતે ! હે વાસુદેવ ! આપને વારંવાર નમસ્કાર કરું છું.' નીચેના મંત્રથી પ્રદક્ષિણા કરવી. यानि कानि० 'આ જન્મ વા બીજા જન્મનાં જે કંઇ મારાં પાપ હોય, તે સઘળાં પ્રદક્ષિણા કરતાં પગલે પગલે નાશ પામો. નીચેના મંત્રથી નમસ્કાર કરવા. नमः सर्वहितार्थाय० 'હે ભગવન્ ! સર્વનું કલ્યાણ કરનાર અને જગતના આધારરૂપ આપને હું ભક્તિથી સાષ્ટાંગ પ્રણામ કરું છું.' એ પ્રમાણે સામાન્ય પૂજાનો વિધિ કહ્યો.

# પડવો વગેરે તિથિઓનાં વ્રતો

## પડવાનાં વ્રતો

अथ प्रतिपदादितिथिव्रतानि लिख्यंते ॥ मात्स्ये–वर्जयित्वा मधौ यस्तु दधिक्षीरघृतैक्षवम् । दद्याद्वस्त्राणि सूक्ष्माणि रसपात्रैर्युतानि च । रसपात्रैर्दध्यादिपात्रैः । संपूज्य

विप्रमिथुनं गौरी मे प्रीयतामिति ॥ हेमाद्रौ पाद्मे च–व्रजे-येचैत्रमासे तु यस्तु गंधानुलेपनम् ॥ शुक्तिं गंधभृतां दद्याद्विप्राय श्वेतवाससी ॥ भक्त्या तु दक्षिणां दद्यात्सर्वकामार्थसिद्धये ॥ गंधवस्त्रदानमंत्रः–नंदनावासमंदार सखे वृंदारकार्चित ॥ चंदन त्वं प्रसादेन सांद्रानंदप्रदो भव ॥ शरण्यं सर्वलोकानां लज्जाया रक्षणं परम् ॥ सुवेषधारि त्वं यस्माद्वासः शांतिं प्रयच्छ मे–इति मंत्राभ्यां गंधवाससी दद्यात् ॥

મત્સ્યપુરાણુમાં કહ્યું છે કે;–માણુસે ચૈત્ર માસમાં દૂધ, દહીં, ઘી, ગોળ ને સાકર વગેરે વર્જીત કરીને, બ્રાહ્મણુ જાતિનાં દંપતી (સ્ત્રી પુરુષ)ની પૂજા કરવી, રસપાત્ર–દહીં વગેરેનાં પાત્રો તથા ઝીણાં વસ્ત્રનું દાન કરવું. એવી રીતે ગૌરીનું વ્રત કરી 'गौरी मे प्रीयतां' ગૌરી મારી ઉપર પ્રસન્ન થાઓ, એમ કહેવું. હેમાદ્રિમાં પદ્મપુરાણુનું વચન છે કે, જે પુરુષ ચૈત્ર માસમાં ચંદનનો લેપન કરે અને બ્રાહ્મણુને ભક્તિથી ચંદનથી ભરેલી છીપ અને સફેદ વસ્ત્રોનું દક્ષિણુા-સહિત દાન કરે છે, તેની સર્વ કામના સિદ્ધ થાય છે. નીચેનો नंदनावासं० शरणं० પહેલો મંત્ર ભણી ચંદનનું દાન કરવું ને બીજો મંત્ર ભણી વસ્ત્રનું દાન કરવું. "હે નંદન-વનમાં રહેનાર! હે મંદાર! હે સખે! હે દેવોએ પૂજિત! હે ચંદન! તું પ્રસન્ન થઇ મને અતિ આનંદ આપ." "હે વસ્ત્ર! તું સર્વ લોકનું રક્ષણુ કરનાર છે–લાજ રાખનાર અને અતિ શોભા આપનાર છે, માટે મને શાંતિ આપ."

## ચૈત્રી વર્ષારંભ અને કાલપ્રવૃત્તિ

अथ चैत्रशुक्लप्रतिपदि संवत्सरारंभविधिर्ब्राह्मे। अत्र प्रतिपत्सूर्योदयव्यापिनी ग्राह्या ॥ चैत्रे मासि जगद्ब्रह्मा ससर्ज प्रथमेऽहनि। शुक्लपक्षे समग्रे तु तदा सूर्योदये सति–इति वचनात् ॥ प्रवृत्ते मधुमासे तु प्रतिपद्युदिते रवौ–इति भविष्योत्तराच्च। दिनद्वये व्याप्तावव्याप्तौ वा पूर्वैव ॥ वत्सरादौ वसंतादौ बलिराज्ये तथैव च। पूर्वविद्धैव कर्तव्या प्रतिपत्सर्वदा बुधैः-इति वृद्धवसिष्ठवचनादिति बहवः ॥ युक्तं तु–दिनद्वयेऽप्युदयसंबंधाभावे संवत्सरारंभप्रयुक्तकार्यलोपप्रसक्ताविदं वचनं पूर्वयुताग्राह्यताविधायकम् ॥ दिनद्वये तत्संबंधे तु संपूर्णत्वादेव पूर्वाप्राप्तेः कदा कार्यमित्याकांक्षाविरहात्पूर्वयुतत्वविरहाच्च नैतद्वचनात् पूर्वेति ॥

ચૈત્ર શુકલ પ્રતિપદ્દને દિવસે વર્ષના આરંભનો પ્રકાર બ્રહ્મપુરાણુમાં નીચે પ્રમાણે કહ્યો છેઃ–વર્ષારંભમાં સૂર્યોદય વખતે જે પડવો હોય તે પડવો લેવો; કારણુ કે તેમાં બ્રહ્માએ ચૈત્ર માસમાં શુકલ પક્ષને પહેલે દિવસે (પડવાને દિવસે) પૂર્ણું સૂર્યોદય વખતે જગત્ બનાવ્યું. એ વચન તથા ચૈત્ર માસના આરંભના પડવાને દિવસે સૂર્યોદય થયો ત્યારે,' એ પ્રકારનું ભવિષ્યોત્તર પુરાણુનું વચન પ્રમાણુ છે. બન્ને દિવસે સૂર્યોદય વખતે પડવો હોય અથવા બન્ને દિવસે સૂર્યોદય વખતે પડવો ન હોય તો પણુ પહેલો જ પડવો લેવો. કારણુ કે 'વર્ષના આરંભમાં, વસંત ઋતુના આરંભમાં અને બલિ રાજ્યમાં બુદ્ધિમાને નિરંતર અમાવાસ્યાથી વિદ્ધ પડવો કરવો.' એવું વૃદ્ધ વસિષ્ઠનું વચન છે, એમ ઘણુા કહે છે. પણુ જો બેય દિવસે સૂર્યોદય વખતે પડવો ન હોય તો 'અમાવાસ્યાવિદ્ધ પડવો લેવો,' એમ જણુાવનાર ઉપલું વચન છે, કારણુ કે બીજે દિવસે બિલકુલ પડવો નહીં હોવાથી સંવત્સરારંભનાં કૃત્યોનો નાશ થાય. જો બેય દિવસે સૂર્યોદય વખતે પ્રતિપત્ હોય તો પૂર્વ દિવસે આખો દિવસ પ્રતિપત હોવાથી પૂર્વ જ લેવી, એમ સિદ્ધ થાય છે. તેમાં વર્ષારંભનો ઉત્સવ કયારે કરવો, એ આકાંક્ષા થતી નથી. તેમ જ અમાવાસ્યાનો વેધ પણુ આવતો નથી. માટે એ વચનમાં પૂર્વ લેવો એમ સિદ્ધ થતું નથી.

ब्राह्मे–प्रवर्तयामास तथा कालस्य गणनामपि। ग्रहान् शब्दानृतून्मासान्पक्षान्संवत्सराधिपान् ॥ ददौ स भगवान् ब्रह्मा सर्वदेवसमागमे। ब्राह्म्यां सभायां ब्रह्माणमनिर्देश्य तद्धं ततः ॥ यथोक्तास्ते नमस्यंतः स्तुवंतश्चाप्युपासते। ततस्ते कृतशुश्रूषा गत्वा चैव हिमालयम्॥ स्वानि स्वान्यथ कर्माणि तेन युक्ताश्च चक्रिरे। ब्राह्मीसभा कामरूपा विशेषेण तदानघ ॥ धारयंत्यमलं रूपमनिर्देश्यं मनोहरम्। ततः प्रभृति यो धर्मः पूर्वैः पूर्वतरैः कृतः ॥ अद्यापि रूढः सुतरां स कर्तव्यः प्रयत्नतः। तत्र कार्या महाशांतिः सर्वकल्मषनाशिनी ॥ सर्वोत्पातप्रशमनी कलिदुःखप्रणाशिनी। आयुःप्रदा वृद्धिकरी धनसौभाग्यवर्धिनी ॥ मंगल्या च पवित्रा च लोकद्वयसुखावहा। तस्यामादौ तु संपूज्यो ब्रह्मा कमलसंभवः ॥ पाद्यार्घ्यपुष्पधूपैश्च वस्त्रालंकारभूषणैः ॥ होमैर्बल्युपहारैश्च तथा ब्राह्मणभोजनैः। ततः क्रमेण देवेभ्यः पूजा कार्या पृथक्पृथक् ॥ कृत्वोंकारनमस्कारौ कुशोदकतिलाक्षतैः। पुष्पधूपप्रदीपाद्यैर्भोजनैश्च यथाक्रमम् ॥ मंत्रं संपूजनार्थे तु बहुरूपं परिस्पृशेत्। मंत्रमिति जातावेकवचनम् ॥ बहुरूपं मंत्रं नानारूपान्मंत्रान्परिस्पृशेत्परिगृह्णीयादित्यर्थः ॥ तेन ॐ नमो ब्रह्मण इत्यादि विष्णवे परमात्मने नम इत्यंतमंत्रवाक्यवृंदोपात्ता देवताशब्दाश्चतुर्थ्यन्ताः प्रणवाद्यो नमोंता मंत्रत्वेन ग्राह्याः ॥

બ્રહ્મપુરાણુમાં કહ્યું છે– તેમ જ કાળની ગણુના પણુ પ્રવૃત્ત કરી હતી. ગ્રહ, વર્ષ, ઋતુ, માસ, પખવાડિયાં અને સંવત્સરના અધિપતિને, સમર્થ એવા બ્રહ્માએ સર્વ દેવોની સભામાં આપ્યા. પછી બ્રહ્માની સભામાં નમસ્કાર કરતા અને સ્તુતિ કરતા તે સર્વે અનિર્દિશ્ય શરીરવાળા બ્રહ્માની ઉપાસના કરવા લાગ્યા. ઉપાસના કર્યા પછી બ્રહ્માની પ્રેરણુાથી હિમાલય પર્વતમાં જઇ પોતપોતાનાં કર્મો કરવા લાગ્યા. હે અનઘ! તે વખતે બ્રહ્માની સભા વિશેષ કરી

યથેચ્છ રૂપને ધારણ કરવાવાળી હતી અને જેનું વર્ણન થઇ શકે નહીં તેવું સુંદર સ્વચ્છ રૂપ ધારણ કરવાવાળી હતી. ત્યારથી પ્રાચીન લોકોએ જે ધર્મ કરેલો છે, તે આજ પણ સારી રીતે ચાલુ છે અને આપણે પણ સાવધાન થઇ નિત્ય તે પ્રમાણે કરવું જોઇએ. તેમાં મહાશાંતિ કરવી કે જેથી સર્વ પાપનો નાશ થાય છે, સઘળા ઉત્પાતો શાંત થાય છે અને ધન અને સૌભાગ્યની વૃદ્ધિ થાય છે. એ શાંતિ પરમ પવિત્ર મંગલકારક અને આ લોક તથા પરલોકમાં સુખ આપનારી છે. તેમાં પ્રથમ પાદ્ય, અર્ઘ્ય, પુષ્પ, ધૂપ, વસ્ત્ર, અલંકાર, હોમ, બલિદાન, ભેટ અને બ્રાહ્મણભોજનવડે કમલમાં ઉત્પન્ન થયેલા બ્રહ્માની પૂજા કરવી. પછી ક્રમથી દર્ભ, જલ, તિલ, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય વગેરેથી બીજા દેવોની પણ જૂદી જૂદી પૂજા કરવી. તેમાં 'ॐ नमो ब्रह्मणे०' ॥ ત્યાંથી આરંભી 'विष्णवे परमात्मने नमः ત્યાં સૂધી પ્રાર્થનાના મંત્રોમાં જે જે દેવ કહેલા છે, તે દેવવાચક શબ્દના અંતમાં ચતુર્થી વિભક્તિ લગાડી તેના આદિમાં ઓંકાર અને અંતમાં નમઃ શબ્દનો પ્રયોગ કરવો; જેમકે 'ॐ ब्रह्मणे नमः' એ પ્રમાણે તે તે દેવના જૂદા જૂદા મંત્રો લેવા. પ્રાર્થનાના મંત્રો નીચે પ્રમાણે.

प्रार्थनामंत्राः—ॐ नमो ब्रह्मणे तुभ्यं कामाय च महात्मने । नमस्तेऽस्तु निमेषाय त्रुटये च नमोऽस्तु ते॥लवाय च नमस्तुभ्यं नमस्तेऽस्तु क्षणाय च । नमोनमस्ते काष्ठायै कलायै ते नमोस्तु ते ॥ नाडिकायै सुसूक्ष्मायै मुहूर्ताय नमोनमः । नमो निशाभ्यः पुण्येभ्यो दिवसेभ्यश्च नित्यशः॥ पक्षाभ्यां चाथ मासेभ्यो ऋतुभ्यः षड्भ्य एव च । अयनाभ्यां च पंचभ्यो वत्सरेभ्यश्च सर्वदा ॥ नमः कृतयुगादिभ्यो ग्रहेभ्यश्च नमोनमः। अष्टाविंशतिसंख्येभ्यो नक्षत्रेभ्यो नमो नमः॥राशिभ्यः करणेभ्यश्च व्यतीपातेभ्य एव च। प्रतिवर्षाधिपेभ्यश्च विज्ञातेभ्यो नमः सदा ॥ नमोऽस्तु कुलनागेभ्यः सानुयात्रेभ्य एव च । सानुयात्रेभ्यः सानुचरेभ्यः ॥ नमोस्तु सर्वदिग्भ्यश्च दिक्पालेभ्यो नमोनमः । नमश्चतुर्दशभ्यश्च मनुभ्यस्तु नमोनमः॥ नमः पुरंदरेभ्यश्च तत्संख्येभ्यो नमोनमः । पंचाशते नमो नित्यं दक्षकन्याभ्य एव च ॥ नमो दित्यै सुभद्रायै जयायै चाथ सर्वदा । सुशाखाय नमस्तुभ्यं सर्वाब्जजनकाय च ॥नमस्ते बहुपुत्राय पत्नीभिः सहिताय च। नमो बुद्ध्यै तथा वृद्ध्यै निद्रायै धनदाय च॥ नमः कुबेरपुत्राय गुह्यकस्वामिने नमः ॥ नमोऽस्तु शंखपद्माभ्यां निधिभ्यामथ नित्यशः॥ भद्रकाल्यै नमस्तुभ्यं सुरभ्यै च नमोनमः। वेदवेदांगवेदांतविद्यासंस्थेभ्य एव च ॥ नागयक्षसुपर्णेभ्यो नमोऽस्तु गरुडाय च । सप्तभ्यश्च समुद्रेभ्यः सागरेभ्यश्च सर्वदा॥ उत्तरेभ्यः कुरुभ्यश्च नमो मेरुगताय च । भद्राश्वकेतुमालाभ्यां नमः सर्वत्र सर्वदा ॥ इलावृताय च नमो हरिवर्षाय चैव हि ॥ नमः किंपुरुषेभ्यश्च भारताय नमोनमः ॥ नमो भारतभेदेभ्यो महद्भ्यश्चाथ सर्वदा ॥ पातालेभ्यश्च सप्तभ्यो नरकेभ्यो नमोनमः ॥ कालाग्निरुद्रशेषाभ्यां हरये क्रोडरूपिणे ॥ सप्तभ्यस्त्वथ लोकेभ्यो महाभूतेभ्य एव च ॥ नमः संबुद्धये चैव नमः प्रकृतये तथा ॥ पुरुषायाभिमानाय नमस्त्वव्यक्तमूर्तये ॥ हिमवत्प्रमुखेभ्यश्च पर्वतेभ्यो नमस्त्वथ ॥ पौराणीभ्यश्च गंगाभ्यः सप्तभ्यश्च नमोनमः। नमोऽस्त्वादिमुनिभ्यश्च सप्तभ्यश्चाथ सर्वदा ॥ नमोऽस्तु पुष्करादिभ्यस्तीर्थेभ्यश्च पुनः पुनः ॥ निम्नगाभ्यो नमो नित्यं वितस्तादिभ्य एव च॥ चतुर्दशाभ्यो दीर्घाभ्यो धरणीभ्यो नमोनमः ॥ नमो धात्रे विधात्रे च छंदोभ्यश्च नमोनमः। सुरभ्यैरावणाभ्यां च नमो भूयो नमोनमः॥नमस्तथोच्चैःश्रवसे ध्रुवाय च नमोनमः॥नमोऽस्तु धन्वंतरये शस्त्रास्त्राभ्यां नमोनमः ॥ विनायककुमाराभ्यां विघ्नेभ्यश्च नमः सदा ॥ शाखाय च विशाखाय नैगमेयाय वै नमः ॥ नमः स्कंदग्रहेभ्यश्च स्कंदमातृभ्य एव च ॥ ज्वराय रोगपतये भस्मप्रहरणाय च। ऋषिभ्यो वालखिल्येभ्यः केशवाय नमः सदा ॥ अगस्तये नारदाय व्यासादिभ्यो नमोनमः ॥ अप्सरोभ्यः सोमपेभ्यो देवेभ्यश्च नमोनमः ॥ असोमपेभ्यश्च नमस्तुषितेभ्यो नमः सदा ॥ आदित्येभ्यो नमो नित्यं द्वादशभ्यश्च सर्वदा ॥ एकादशभ्यो रुद्रेभ्यस्तपस्विभ्यो नमोनमः ॥ नमो नासत्यदस्राभ्यामश्विभ्यां नित्यमेव हि ॥साध्येभ्यो द्वादशभ्यश्च पौराणेभ्यो नमः सदा॥ एकोनपंचाशते च मरुद्भ्यश्च नमोनमः ॥ शिल्पाचार्याय देवाय नमस्ते विश्वकर्मणे ॥ अष्टभ्यो लोकपालेभ्यः सानुगेभ्यश्च सर्वदा॥आयुधेभ्यो वाहनेभ्यो वर्मभ्यश्च नमः सदा॥ आसनेभ्यो दुंदुभिभ्यो देवेभ्यश्च नमः सदा ॥ दैत्यराक्षसगंधर्वपिशाचेभ्यश्च नित्यशः ॥ पितृभ्यः सप्तभेदेभ्यः प्रेतेभ्यश्च नमः सदा ॥ सुसूक्ष्मेभ्यश्च देवेभ्यो भावगम्येभ्य एव च ॥ नमस्ते बहुरूपाय विष्णवे परमात्मने ॥

ॐ नमो ब्रह्मणे तुभ्यं इत्यादि मंत्रो० 'બ્રહ્માને નમસ્કાર, મહાત્મા કામને નમસ્કાર, *નિમિષને નમસ્કાર, ત્રુટિને નમસ્કાર, લવને નમસ્કાર, ક્ષણને નમસ્કાર, કાષ્ઠાને નમસ્કાર, કલાને નમસ્કાર, સૂક્ષ્મ નાડિકાને નમસ્કાર, મુહૂર્તને નમસ્કાર, રાત્રિઓને નમસ્કાર, પુણ્ય દિવસોને નમસ્કાર, બે પખવાડિયાંને નમસ્કાર, માસોને નમસ્કાર, છ ઋતુને નમસ્કાર, પાંચ વત્સરને નમસ્કાર, સત્યયુગ વગેરે ચાર યુગને નમસ્કાર, ગ્રહોને નમસ્કાર, અઠ્યાવીશ નક્ષત્રોને નમસ્કાર, રાશિઓને નમસ્કાર, કરણોને નમસ્કાર, વ્યતીપાતોને નમસ્કાર, વિજ્ઞાત પ્રતિવર્ષાધિપને નમસ્કાર, કુલીન નાગ તથા તેના અનુચરોને નમસ્કાર, દિશાઓને નમ-

१ क्वचित्पुस्तके नलकुबेरयक्षाय इति पाठो दृश्यते स तु नैव समञ्जसः । पुत्रस्तु नलकूबर इत्यमरः । २ अत्र हैरण्यताय इत्यपरः पाठः ।

१ महद्भ्य इत्यत्र नवभ्य इत्यपरः पाठः ।

* નિમિષ વગેરે કાલનાં પરિમાણ છે.

સ્કાર, દિક્‌પાલોને નમસ્કાર, ચઉદ મનુને નમસ્કાર, ચઉદ ઇંદ્રને નમસ્કાર, પચાશ દક્ષપ્રજાપતિની કન્યાઓને નમસ્કાર, દિતિને નમસ્કાર, સુભદ્રાને નમસ્કાર, જયાને નમસ્કાર, સુશાસ્ત્રને નમસ્કાર, સર્વાસ્ત્રજનકને નમસ્કાર, બહુપુત્ર તથા તેની સ્ત્રીઓને નમસ્કાર, બુદ્ધિને નમસ્કાર, વૃદ્ધિને નમસ્કાર, નિદ્રાને નમસ્કાર, કુબેરને નમસ્કાર, યક્ષના સ્વામી કુબેર પુત્રને નમસ્કાર, શંખ અને પદ્મ નામના નિધિ (ભંડાર)ને નમસ્કાર, ભદ્રકાલીને નમસ્કાર, સુરભીને નમસ્કાર, વેદ–વેદાંગ–વેદાંત વિદ્યામાં રહેલાને નમસ્કાર, નાગ, યક્ષ અને સુપર્ણને નમસ્કાર, ગરુડને નમસ્કાર, સાત સમુદ્રને નમસ્કાર, ઉત્તર કુરુને નમસ્કાર, મેરુગતને નમસ્કાર, ભદ્રાશ્વ અને કેતુમાલને નમસ્કાર, ઇલાવ્રતને નમસ્કાર, હરિવર્ષને નમસ્કાર, કિંપુરુષને નમસ્કાર, ભારતને નમસ્કાર, મોટા મોટા ભારતના ભેદને નમસ્કાર, સાત પાતાલને નમસ્કાર, નરકોને નમસ્કાર, કાલાગ્નિરુદ્ર અને શેષને નમસ્કાર, વરાહ ભગવાનને નમસ્કાર, સાત લોકને નમસ્કાર, પંચમહાભૂતને નમસ્કાર, સંબુદ્ધિને નમસ્કાર, પ્રકૃતિને નમસ્કાર, પુરુષને નમસ્કાર, અહંકારને નમસ્કાર, મહત્તત્ત્વને નમસ્કાર, હિમાલય વગેરે પર્વતોને નમસ્કાર, પુરાણમાં કહેલી સાત ગંગાને નમસ્કાર, સાત આદિમુનિને મસ્કાર, પુષ્કરાદિ તીર્થોને વારંવાર નમસ્કાર, વિતસ્તાદિ દીઓને નિત્ય નમસ્કાર, ચૌદ દીર્ઘ ધરણીને નમસ્કાર, ાતાને નમસ્કાર,; વિધાતાને નમસ્કાર, વેદોને નમસ્કાર રભી અને ઐરાવણને નમસ્કાર, ઉચ્ચૈઃશ્રવાને નમસ્કાર, વને નમસ્કાર, ધન્વંતરિને નમસ્કાર, *શસ્ત્ર અને અસ્ત્રને મસ્કાર, ગણેશને નમસ્કાર, કાર્તિકસ્વામીને નમસ્કાર, ધ્નોને નમસ્કાર, શાખાને નમસ્કાર, વિશાખાને નમસ્કાર, ગમને નમસ્કાર, સ્કંદ ગ્રહને નમસ્કાર, સ્કંદ માતાને નમસ્કાર, રોગપતિ જ્વરને નમસ્કાર, ભસ્મપ્રહરણને નમસ્કાર, ાલખિલ્ય ઋષિઓને નમસ્કાર, કેશવને સદા નમસ્કાર, ગસ્તિને નમસ્કાર, નારદને નમસ્કાર, વ્યાસ વગેરેને મસ્કાર, અપ્સરાઓને નમસ્કાર, સોમપાન કરનાર દેવને મસ્કાર, અસોમપને નમસ્કાર, તુષિતાઓને નમસ્કાર, ાર સૂર્યોને નિત્ય નમસ્કાર, અગીયાર રુદ્રોને નમસ્કાર, પસ્વીઓને નમસ્કાર, બે અશ્વિનીકુમારને નમસ્કાર, રાણમાં કહેલા બાર સાધ્યને નમસ્કાર, ઓગણપચાશ ાયુને નમસ્કાર, શિલ્પકામના આચાર્ય વિશ્વકર્મા દેવને મસ્કાર, આઠ લોકપાલ તથા તેના અનુચરોને નમસ્કાર, ાયુધને નમસ્કાર, વાહનને નમસ્કાર, કવચને નમસ્કાર, ાસનને નમસ્કાર, નગારાંને નમસ્કાર, દેવોને નમસ્કાર, ત્ય, રાક્ષસ, ગંધર્વ અને પિશાચને નમસ્કાર, સાત પ્રકાના પિતૃને નમસ્કાર, પ્રેતને નમસ્કાર, અત્યંત સૂક્ષ્મ અને સ્નેહથી પ્રાપ્ય દેવોને નમસ્કાર, અને ઘણા રૂપવાળા ષ્ણુને સદા નમસ્કાર હજો.

* મંત્ર રહિત શસ્ત્ર અને મંત્ર સહિત અસ્ત્ર કહેવાય છે.

अथ किं बहुनोक्तेन मन्त्रेणानेन वाऽर्चयेत् । प्राङ्मुखोदङ्मुखो विप्रान् देवानुद्दिश्य पूर्ववत् ॥ अथवा किमत्र विस्तरेण ब्राह्मणानेव देवतोद्देशेन पूजयेदित्यर्थः॥ पूर्ववन्मन्त्रोक्तक्रमेण ॥ अर्घ्यैः पुष्पैश्च धूपैश्च वस्त्रमाल्यैः सहृष्टकम् । सहृष्टकं सरोमांचं हृष्टरोमा समर्चयेदित्यर्थः ॥ धनधान्यानुविभवैर्दक्षिणाभिश्च सर्वदा । इतिहासपुराणानां प्रवक्तृंश्च द्विजोत्तमान् ॥ कालज्ञान्वेदवेदज्ञान्भृत्यान्संबंधिबांधवान् । अनेनैव तु मन्त्रेण स्वाहांतेन पृथक्पृथक् ॥ यविष्ठायाग्नये होमः कर्तव्यः सर्वतृप्तये । वेदविच्चक्षुषी दत्त्वा स्थाने प्राधानिके सदा ॥ यविष्ठाय श्रेष्ठाय ॥ वेदविद्वेदोक्तविधिज्ञः ॥ मदनरत्ने तु वेदवदिति पठित्वा वेदोक्तविधिनेति व्याख्यातम् ॥ चक्षुषी आज्यभागौ ॥ प्राधानिके स्थाने प्रधानहोमारंभे ॥ होमारंभे ततः कुर्यान्मंगलारंभणं नरः ॥ मदनरत्ने—शालाशोभां ततः कुर्यान्मंगलालंभनं तत इति पाठः । भोजयित्वा द्विजान्सर्वान्सुहृत्संबंधिबांधवान् ॥ विशेषेण च भोक्तव्यं कार्यश्चापि महोत्सवः ॥ नवसंवत्सरारंभः सर्वसिद्धिप्रवर्तकः ॥ इति संवत्सरारंभविधिः ।

હવે વિશેષે કહેવાથી શું ફલ છે–પૂર્વાભિમુખ, અથવા ઉત્તરાભિમુખ બેસી પૂર્ણ ભાવ રાખી તે તે દેવતાના મંત્રોથી ક્રમથી દેવતાના પ્રતિનિધિ તરીકે બ્રાહ્મણોની પૂજા કરવી. તેમાં અર્ઘ્ય, પુષ્પ, ધૂપ, વસ્ત્ર અને માળા વગેરે સામગ્રી લેવી. તેમજ પોતાની શક્તિ પ્રમાણે પ્રસન્ન મનથી ધન, ધાન્ય અને દક્ષિણા પણ આપવી. એવી જ રીતે ઇતિહાસ અને પુરાણ વાંચનાર શ્રેષ્ઠ બ્રાહ્મણની, જ્યોતિષીની, ચારે વેદને જાણનારની, ભૃત્યની, સગાંસંબંધીની અને બાંધવોની પણ તે જ પ્રકારના સ્વાહાંત મંત્રવડે જૂદી જૂદી પૂજા કરવી. સર્વની તૃપ્તિ માટે પ્રધાન હોમના આરંભને માટે વેદને જાણનારાએ ઘીના બે ભાગ કરી શ્રેષ્ઠ અગ્નિમાં હોમ કરવો. મદનરત્નમાં 'वेदवित्'॥ ને ઠેકાણે 'वेदवत्'॥ એવો પાઠ ભણી વેદમાં કહેલા પ્રકારથી હોમ કરવો એમ વ્યાખ્યાન કરેલું છે. ત્યાર પછી હોમના આરંભમાં મંગલનો આરંભ કરવો. મદનરત્નમાં કહ્યું છે કે–'ત્યાર પછી શાળામાં શોભા કરવી, અને પછી મંગલ કરવું.' બ્રાહ્મણને, સર્વ મિત્રને, અને સગાંસંબંધીને સારી રીતે ભોજન કરાવી પોતે ભોજન કરવું, અને મોટો ઉત્સવ કરવો. નવા વર્ષના આરંભમાં એ પ્રકારે કરવાથી સર્વ પ્રકારની સિદ્ધિ થાય છે. એ પ્રમાણે વર્ષના આરંભનો પ્રકાર છે.

## આરોગ્ય પ્રતિપદ્વ્રત

अथ अत्रैव विष्णुधर्मोत्तरोक्तमारोग्यप्रतिपद्व्रतम् ॥ पुष्कर उवाच ॥ संवत्सरावसाने तु पंचदश्यामुपोषितः। प्रातः प्रतिपदि स्नातः कुर्याद्व्रतमनन्यधीः ॥ पूजयेद्भास्करं देवं वर्णकैः कमले कृते । वर्णकै रक्तनीलश्वेतपीतादिभिः ॥ शुक्लेन गंधमाल्येन चंदनेन सितेन च । तथा कुंदुरुधूपेन

घृतदीपेन भार्गव ॥ कुंदुरुः शल्लकीनिर्यासः ॥ अपूपैः सैकतैर्दध्ना परमान्नेन भूरिणा। सैकतैः शर्कराविकारैः ॥ ओदनेन च शुक्लेन सता लवणसर्पिषा । सता उत्तमेन ॥ क्षीरेण च फलैः शुक्लैर्बहुब्राह्मणतर्पणैः । पूजयित्वा जगद्धाम दिनभागे चतुर्थके ॥ आहारं प्रथमं कुर्यात्सघृतं मनुजोत्तम । सर्वं च मनुजश्रेष्ठ घृतहीनं विवर्जयेत् ॥ भुक्त्वा च सकृदेवान्नमाहारं च समाचरेत् । पानीयपानं कुर्वीत ब्राह्मणानुमते पुनः ॥ प्रथममाहारं प्रथमग्रासम् । सर्वं प्रथममप्रथमं चाहारम् ॥ सकृदेवान्नं भुक्त्वा एकमेव ग्रासं भक्षयित्वाऽवशिष्टमन्नं त्यजेत् ब्राह्मणानुमत्या पुनराहारमवशिष्टान्नभोजनं पुनःपानीयपानं च कुर्यादित्यर्थः। ब्राह्मणानुमत्या भुंजानोऽपि घृतहीनं न भुंजीत ॥ घृतहीनं विवर्जयेदिति निषेधात् ॥ संवत्सरमिदं कृत्वा ततः साक्षात्त्रयोदशम् । पूजनं देवदेवस्य तस्मिन्नहनि भार्गव ॥ संवत्सरं प्रतिमासं शुक्लप्रतिपदि । त्रयोदशमिति लिङ्गदर्शनात् । सवस्त्रं सहिरण्यं च ततो दद्याद्द्विजातये । पूजनं पूजोपकरणं प्रतिमादि ॥ व्रतेनानेन धर्मज्ञ रोगमेवं व्यपोहति । आरोग्यमाप्नोति गतिं तथाऽग्र्यां यशस्तथाऽग्र्यान्विपुलांश्च भोगान् ॥ व्रतेन सम्यक् पुरुषोऽथ नारी संपूजयेद्यस्तु जगत्प्रधानम् । जगत्प्रधानं सूर्यम् ॥ इति चैत्रशुक्लप्रतिपद्यारोग्यदायकव्रतम् ॥

એ જ પડવાને દિવસે **વિષ્ણુધર્મોત્તરમાં આરોગ્યપ્રતિપદ્વ્રત** કહ્યું છે. પુષ્કર કહે છે–વર્ષના છેલ્લે દિવસે અર્થાત્ ફાગણ માસની અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરવો, પછી પડવાને દિવસે પ્રાતઃકાલમાં સ્નાન કરી મન સ્થિર રાખીને વ્રત કરવું અને લાલ, નીલ, શ્વેત તથા પીળા રંગથી ચિતરેલા કમળમાં સૂર્યની પૂજા કરવી. હે ભાર્ગવ ! તે પૂજામાં સફેત ગંધ, સફેત પુષ્પ અને સફેત ચંદન લેવું. શલ્લકીના (સાલેડાના) ગુંદનો ધૂપ કરવો. ઘીનો દીવો કરવો. ખાંડના માલપુવા, દહીં, ઘણું ઉત્તમ અન્ન, ધોળા ચોખા, ઉત્તમ લવણ, ઘી અને દૂધથી નૈવેદ્ય કરવું, ધોળાં ફળ ધરવાં, અને પુષ્કળ બ્રાહ્મણો જમાડવા. હે મનુજોત્તમ ! એ પ્રકારે સૂર્યની પૂજા કરી દિવસના ચોથા પહોરમાં પ્રથમ ઘી સહિત એક કોળીઆનું ભોજન કરવું. પછી બાકી રહેલાનું બ્રાહ્મણની આજ્ઞાથી ભોજન કરવું. અને જળ પણ બ્રાહ્મણની આજ્ઞાથી પીવું. બ્રાહ્મણની આજ્ઞા હોય તો પણ ઘી વગરનું અન્ન ખાવું નહી; કારણ કે, 'ઘી વિનાનું જે કાંઇ હોય તે સર્વેનો ત્યાગ કરવો' એવો નિષેધ છે. હે ભાર્ગવ ! એ પ્રમાણે બાર માસ સૂધી પ્રત્યેક શુકલ પ્રતિપદ્‌ને દિવસે વ્રત કરવું. પછી તે દિવસે તેરમી વાર સૂર્યનું પૂજન કરી મૂર્તિ, વસ્ત્ર અને સુવર્ણ વગેરે જે કંઇ પૂજાની સામગ્રી હોય, તે બ્રાહ્મણને આપી દેવી. હે ધર્મજ્ઞ ! જે સ્ત્રી અથવા પુરુષ આ વિધિ પ્રમાણે વ્રત કરે છે અને સૂર્યની પૂજા કરે છે, તેના રોગનો નાશ થાય છે, આરોગ્યની પ્રાપ્તિ થાય છે, ઉત્તમ ગતિને પામે છે, ઉત્તમ યશ, અને પુષ્કળ વૈભવને મેળવે છે. એ પ્રમાણે ચૈત્ર શુદી પડવાનું આરોગ્યદાયક વ્રત છે.

१ बहुस्थाने वह्निरित्यपि पाठ. ॥

## વિદ્યાવ્રત

अस्यामेवोक्तं विद्याव्रतं मदनरत्ने विष्णुधर्मे–मार्कंडेय उवाच ॥ अष्टपत्रं तु कमलं विन्यसेद्वर्णकैः शुभैः। ब्रह्माणं कर्णिकायां तु न्यस्य संपूजयेद्विभुम् ॥ ऋग्वेदं पूर्वपत्रे तु यजुर्वेदं तु दक्षिणे। पश्चिमे सामवेदं तु उदक् चाथर्वणं तथा ॥ आग्नेये च तथांगानि धर्मशास्त्राणि नैर्ऋते। पुराणं चैव वायव्यामीशान्यां न्यायविस्तरम् ॥ एवं विन्यस्य धर्मज्ञः सोपवासस्तु पूजयेत् । चैत्रशुक्लमथारभ्य सोपवासो जितेंद्रियः॥ सदा प्रतिपदं प्राप्य शुक्लपक्षस्य यादव । संवत्सरं महाराज शुक्लगंधानुलेपनैः ॥ भूषणैः परमान्नेन धूपदीपैरतंद्रितः। संवत्सरांते गां दद्याद्व्रते चीर्णे नरोत्तमम् ॥ इदं व्रतं यस्तु करोति राजन्स वेदवित्स्यादमुत्र धर्मनिष्ठः। कृत्वा सदा द्वादशवत्सराणि विरिंचिलोकं पुरुषः प्रयाति ॥ इति विद्याप्रतिपद्व्रतम् ॥

એ જ દિવસે વિદ્યાવ્રત કહ્યું છે. **મદનરત્નમાં વિષ્ણુધર્મમાં માર્કંડેય ઋષિ** કહે છે–સુંદર રંગવડે અષ્ટદલ કમળ કરવું, તે કમળની કર્ણિકામાં બ્રહ્માનું આવાહન કરી પૂજા કરવી; પૂર્વ દિશા તરફના પત્રમાં ઋગ્વેદનું, દક્ષિણ પત્રમાં યજુર્વેદનું, પશ્ચિમ પત્રમાં સામવેદનું, ઉત્તર પત્રમાં અથર્વવેદનું, અગ્નિકોણ તરફ રહેલા પત્રમાં *વેદાંગનું, નૈર્ઋત્ય પત્રમાં ધર્મશાસ્ત્રનું, વાયવ્ય પત્રમાં પુરાણનું અને ઈશાન પત્રમાં ન્યાયનું આવાહન કરી વિધિથી પૂજા કરવી અને ઉપવાસ કરવો. હે યાદવ ! ચૈત્ર માસના પડવાથી આરંભી એક વર્ષ પર્યંત જ્યારે શુકલ પડવો આવે ત્યારે વ્રત કરવું. તેમાં ઉપવાસ કરવો, જિતેંદ્રિય રહેવું, ધોળાં ચંદન, અલંકાર, ધૂપ, દીપ અને ઉત્તમ અન્નવડે સાવધાન થઇ પૂજા કરવી. વ્રત પૂરું થયા પછી ગાયનું દાન કરવું. હે રાજન્ ! જે પુરુષ આ વ્રત કરે છે, તે વેદજ્ઞ તથા ધર્મનિષ્ઠ થાય છે. બાર વર્ષ પર્યંત આ વ્રત કરવાથી પુરુષ બ્રહ્મલોકને પામે છે.

## તિલકવ્રત

अथात्रैव भविष्योक्तं तिलकव्रतम्–श्रीकृष्ण उवाच–वसंते किंशुकाशोकशोभिते प्रतिपत्तिथिः । शुक्ला तस्यां प्रकुर्वीत स्नानं नियममाश्रितः ॥ अनेन सामान्यतो वसंतसंबंधिशुक्लप्रतिपल्लाभेऽपि तया व्रतमिदं चैत्रे गृहीतं द्विजसंनिधाविश्यग्रिमवचनानुरोधाच्चैत्रशुक्लप्रतिपदेव ग्राह्या ॥ नारी नरो

१ अत्र तस्येति पाठस्तच्छब्देन कमलं ग्रहीतव्यम् ।

* શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ, અને છંદ એ ૬ વેદનાં અંગ છે.

वा राजेंद्र संतर्प्य पितृदेवताः। नद्यास्तीरे तडागे वा गृहे वा तदलाभतः ॥ पिष्टातकेन विलिखेद्वत्सरं पुरुषाकृतिम्। पिष्टातकः पटवासको गंधद्रव्यचूर्णविशेषः ॥ ततश्चंदनचूर्णेन पुष्पधूपादिनाऽर्चयेत् ॥ मासर्तुनामभिः पश्चान्नमस्कारांतयोजितैः ॥ मासर्तुनामभिश्चैत्रवसंतादिनामभिः ॥ पूजयेद्ब्राह्मणो विद्वान्मंत्रैर्वेदोदितैः शुभैः । संवत्सरोऽसीति पठन्नेव मंत्रं वेदोदितं द्विजः ॥ नमस्कारेण मन्त्रेण शूद्रोपीत्थं प्रपूजयेत् । शूद्रोऽपीत्यनेन तु स्त्रीणां परिग्रहः ॥ तासां विशेषविद्ध्यभावे वैदिकमन्त्रानधिकारात् ॥ संवत्सरोऽसि परिवत्सरोसीत्यादियजुर्वेदप्रसिद्धो मन्त्रः । नमस्कारेण मन्त्रेण संवत्सराय ते नम इत्यादिना ॥ एवमभ्यर्च्य वासोभिः पश्चात्तमभिवेष्टयेत् । कालोद्भवैर्मूलफलैर्नैवेद्यैर्मोदकादिभिः ॥ ततस्तं पूजयेत्पार्थ पुरः स्थित्वा कृतांजलिः । भगवंस्त्वत्प्रसादेन वर्षं क्षेममिहास्तु मे ॥ संवत्सरोपसर्गा मे विलयं यांत्वशेषतः । एवमुक्त्वा यथाशक्त्या दत्त्वा विप्राय दक्षिणाम् ॥ ललाटपट्टे तिलकं कुर्याच्चंदनपंकजम् । ततः प्रभृत्यनुदिनं तिलकालंकृतं मुखम् ॥ धार्यं संवत्सरं यावच्छशिनेव नभस्तलम् । एवं नरो वा नारी वा व्रतमेतत्समाचरेत् ॥ सदैव पुरुषव्याघ्र भोगान्भुवि भुनक्त्यसौ । भूतप्रेतपिशाचा ये दुर्वारा वैरिणो ग्रहाः ॥ निरर्थका भवंत्येते तिलकं वीक्ष्य तत्क्षणात् ॥ निरर्थकाः प्रयोजनशून्याः ॥ अनिष्टकरणे असमर्था इत्यर्थः ॥

એ જ પડવાને દિવસે તિલકવ્રત—**ભવિષ્યપુરાણમાં** શ્રીકૃષ્ણ કહે છે—હે રાજેંદ્ર! સ્ત્રી અથવા પુરુષે કેસુડાં અને અશોકથી શોભતા વસંતઋતુમાં જે શુકલ પ્રતિપદ્ આવે, તે દિવસે નિયમથી સ્નાન કરવું. જો કે આ વચનથી 'સામાન્યપણાથી વસંત ઋતુની શુક્લપક્ષનો પડવો લેવો,' એમ આવે છે તો પણ 'તે સ્ત્રીએ બ્રાહ્મણની સમીપમાં ચૈત્ર માસમાં વ્રતનું ગ્રહણ કરવું.' એવી રીતનાં આગળનાં વચનને અનુસારે ચૈત્ર માસના શુક્લપક્ષનો પડવો જ લેવો. હે રાજેંદ્ર! સ્ત્રીએ અથવા પુરુષે નદીને કાંઠે વા તળાવને કાંઠે અને જો તે ન હોય તો પોતાને ઘેર પિતૃદેવને તૃપ્ત કરી, પડીના ચૂર્ણથી પુરુષના જેવું સંવત્સરનું ચિત્ર કાઢવું. પછી ચંદન ચૂર્ણવડે અને પુષ્પ, ધૂપ, દીપ વગેરેથી પૂજા કરવી. વિદ્વાન્ બ્રાહ્મણે યજુર્વેદમાં કહેલા 'संवत्सरोऽसि' એ મંત્રવડે પૂજા કરવી. શૂદ્રે પણ નમઃ શબ્દાંત માસ અને ઋતુનાં નામવડે એટલે 'संवत्सराय नमः मासाय नमः' ઇત્યાદિ નામ મંત્રોથી પૂજા કરવી. આ વચનમાં શૂદ્રે પણ પૂજા કરવી, એમ કહેલ છે માટે સ્ત્રીનું પણ ગ્રહણ કરવું, એટલે સ્ત્રીએ પણ શૂદ્રની પેઠે નામમંત્રથી પૂજા કરવી; કારણ કે સ્ત્રીને વૈદિકમંત્રથી પૂજા કરવાનો અધિકાર નથી, તેમ કોઇ જગોએ કહેલું પણ નથી. એ પ્રકારે પૂજા કરી તેને વસ્ત્ર પહેરાવવાં અને તે સમયમાં થતાં મૂલ, ફલ, તથા લાડુ વગેરેનું નૈવેદ્ય કરવું. હે પાર્થ! પછી તેની પાસે ઉભા રહી હાથ જોડી, भगवंस्त्व० આ મંત્ર ભણી સ્તુતિ કરવી.

'હે ભગવન્! આપની કૃપાથી મને આ વર્ષમાં જેટલા ઉપદ્રવ હોય, તે સઘળા શાંત થાઓ અને આ વર્ષ મારું કલ્યાણકારક થાઓ.' પછી યથાશક્તિ બ્રાહ્મણને દક્ષિણા આપવી, કપાળમાં ચંદનનું તિલક કરવું. તે દિવસથી આરંભી વર્ષ દિવસ પર્યંત હંમેશાં ચંદ્રથી આકાશની પેઠે તિલકવડે પોતાનું મુખ શોભાવવું એટલે તિલક કરવું. હે પુરુષશ્રેષ્ઠ! એ પ્રકારે જે સ્ત્રી અથવા પુરુષ આ વ્રત કરે છે તે પૃથ્વીમાં ભોગ ભોગવે છે, એ તિલકને જોઇને ભૂત, પ્રેત, પિશાચ, મોટા મોટા શત્રુઓ અને ગ્રહો, તે તિલક જોઇને તે પુરુષનું અનિષ્ટ કરી શકતા નથી.

## તિલકવ્રતની કથા

पूर्वमासीन्महीपालो नाम्ना शत्रुंजयो जयी । चित्रलेखेति तस्याभूद्भार्या चारित्रभूषणा।तया व्रतमिदं चैत्रे गृहीतं द्विजसंनिधौ । वत्सरं पूजयित्वा तु ध्यात्वा देवं जनार्दनम् ॥ हंतुमाक्षेप्तुकामो वा समागच्छति यः पुनः।प्रयाति प्रियकृत्तस्या दृष्ट्वा तु तिलकं नरः॥सपत्नीदर्पापहरा वशीकृतमहीतला ॥ भर्तुर्दृष्ट्वा प्रहृष्टा सा सुखमास्ते निराकुला॥ यावद्गजेनाभिभूतो भर्ता पुत्रः सवेदनः । शिरोर्तिना संप्रयातः सुहृदां सुखदायकः ॥ शिरोर्तिना संप्रयातः शिरोवेदनया युतः । धर्मराजपुरात्प्राप्ताः सर्वभूतापहारकाः ॥ तस्मिन्क्षणे महाराज धर्मराजस्य किंकराः । तस्या द्वारमनुप्राप्ताः प्रविष्टा गृहमंजसा ॥ शत्रुंजयं समानेतुं कालमृत्युपुरःसराः। पार्श्वे स्थितां चित्रलेखां तिलकालंकृताननाम् ॥ दृष्ट्वा प्रनष्टसंकल्पाः पराङ्मुखं गताः पुनः । गतेषु तेषु स नृपः पुत्रेण सह भारत ॥ नीरुजो बुभुजे भोगान्पूर्वकर्मार्जिताञ्छुभान् । अक्रूरेण समाख्यातं मम पूर्वं युधिष्ठिर ॥ एतत्रिलोकीतिलकाख्यभूषणं पुण्यव्रतं सकलदुष्टहरं परं च । इत्थं समाचरति यः स सुखं विहृत्य मर्त्यः प्रयाति पदमच्युतमिंदुमौलेः ॥ इति तिलकव्रतम् ॥

પૂર્વે શત્રુંજય નામનો વિજયી રાજા હતો. તેને શુભ આચરણવાળી ચિત્રલેખા નામની સ્ત્રી હતી. તે સ્ત્રીએ બ્રાહ્મણને પાસે રાખી એક વર્ષ સુધી વિષ્ણુની પૂજા તથા ધ્યાનપૂર્વક આ વ્રત કર્યું હતું. જે માણસ તે સ્ત્રીને મારવા આવે વા લડવા આવે, તે પણ તિલક જોઈ તેનું અહિત કરનાર પણ હિતકર્તા થઇ જતો હતો. તે સ્ત્રીએ પોતાની સોકનો ગર્વ હરી લીધો હતો ને આખી પૃથ્વીને વશ કરી હતી. એ સ્ત્રી પોતાના પતિનું મુખ જોઇ સુખેથી હર્ષમાં રહેતી હતી. કોઇ વખતે તે સ્ત્રીના પતિને હાથીએ ઇજા કરી અને તેનો પુત્ર કે જે પોતાના સ્નેહીઓને સુખ આપતો હતો, તેને માથાનું દરદ થયું. તે વખતે કાલ અને મૃત્યુ વગેરે યમના દૂત કે જે

સઘળા પ્રાણીઓનું હરણ કરે છે, તે યમપુરીથી આવ્યા, અને તે સ્ત્રીના બારણામાં જઇ શત્રુંજયને લેવા માટે જલદી ઘરમાં પેઠા. ત્યાં પડખામાં બેઠેલી એ ચિત્રલેખા કે જેનું મુખ તિલકથી શોભતું હતું તેને જોઈ ધારેલું કામ પાર ન પડવાથી નિરાશ થઇ યમના દૂતો પાછા ગયા. પછી તે રાજાએ પોતાના નીરોગી પુત્રની સાથે પૂર્વ કર્મથી મેળવેલા ઉત્તમ ભોગ ભોગવ્યા. હે યુધિષ્ઠિર! મને આ વ્રત પૂર્વે અક્રૂરજીએ કહ્યું હતું. જે પુરુષ, સર્વ દુષ્ટોનો નાશ કરનાર આ શ્રેષ્ઠ ત્રિલોકી તિલકવ્રત કરે છે, તે આ લોકમાં સુખથી વિહાર કરી અને અંતે મહાદેવજીના સ્થિર પદને પ્રાપ્ત કરે છે.

## નવરાત્રનો આરંભ

**अस्यामेव नवरात्रारंभः । तत्र परयुता ग्राह्या । अमायुक्ता न कर्तव्या प्रतिपच्चंडिकार्चने । मुहूर्तमात्रा कर्तव्या द्वितीयायां गुणान्विता ॥**

* આ જ ચૈત્ર શુદ પ્રતિપદામાં નવરાત્રનો આરંભ કરવો. તેમાં દ્વિતીયાના યોગવાળી પ્રતિપદ્ લેવી, કારણ કે દેવીના પૂજનમાં અમાવાસ્યાના યોગવાળી પ્રતિપદ્ લેવી નહીં, અને દ્વિતીયાને દિવસે બે ઘડી હોય તોપણ તે ગુણવાળી છે. એ પ્રકારનું વચન છે.

## નવરાત્રમાં પ્રપા ( પરબ ) દાન

**अत्रैव प्रपादानमुक्तम्—अतीते फाल्गुने मासि प्राप्ते चैत्र महोत्सवे । पुण्येऽह्नि विप्र कथितं प्रपादानं समारभेत् । ततश्चोत्सर्जयेद्विद्वान्मंत्रेणानेन मानवः ॥ प्रपेयं सर्वसामान्यभूतेभ्यः प्रतिपादिता ॥ अस्याः प्रदानात्पितरस्तृप्यंतु हि पितामहाः ॥ अनिवार्यं ततो देयं जलं मासचतुष्टयम् । प्रपां दातुमशक्तेन विशेषाद्धर्ममीप्सुना ॥ प्रत्यहं धर्मघटको वस्त्रसंवेष्टिताननः । ब्राह्मणस्य गृहे देयः शीतामलजलः शुचिः ॥ एष धर्मघटो दत्तो ब्रह्मविष्णुशिवात्मकः । अस्य प्रदानात्सकला मम संतु मनोरथाः ॥ अनेन विधिना यस्तु धर्मकुंभं प्रयच्छति । प्रपादानफलं सोऽपि प्राप्नोतीह न संशयः ॥ इति प्रपादानम् ॥**

ફાલ્ગુન માસ ગયા પછી વર્ષારંભનો મહોત્સવ, કે જે અત્યંત પુણ્ય દિવસ કહેવાય છે તે દિવસે વિદ્વાન્ બ્રાહ્મણના કહેવા પ્રમાણે પ્રપાદાન કરતાં નીચે પ્રમાણે મંત્ર ભણવો:-प्रपेयं० 'આ પ્રપા મેં સઘળા પ્રાણીઓને માટે સ્થાપી છે માટે આ પ્રદાનથી મારા પિતૃદેવ તૃપ્ત થાઓ,' પછી એ જ પ્રમાણે ચાર માસ સુધી અખૂટ જલ આપવું. જે ધર્મનિષ્ઠ પુરુષને પ્રપાદાન દેવાની શક્તિ ન હોય, તેણે હમેશાં શીતલ અને સ્વચ્છ જલથી ભરેલો અને વસ્ત્રથી વીંટેલા મોઢાવાળો ઘડો બ્રાહ્મણને ઘેર જઇ આપવો. તે વખતે નીચેનો મંત્ર ભણવો. एष धर्मघटो० 'બ્રહ્મા, વિષ્ણુ અને શંકરરૂપ આ ધર્મનો ઘડો મેં આપેલ છે, માટે આ ઘડાના દાનથી મારા સર્વ મનોરથ પૂર્ણ થાઓ.' એ પ્રકારે જે માણસ ધર્મઘટનું દાન કરે છે, તેને પણ પ્રપાદાનનું ફળ મળે છે, તેમાં સંશય નથી.

## રોટકવ્રત

**अथाचारप्राप्तं रोटकव्रतम् ॥ तच्च श्रावणशुक्लप्रतिपत्सोमवारयुता यदा तदा श्रावणे प्रथमसोमवारे वा प्रारभ्य सार्धमासत्रयं कार्यम् ॥ तिथ्यादिसंकीर्त्याधिकसौभाग्यसंपूर्णसंपत्तिकामः श्रीसोमेश्वरप्रीत्यर्थं रोटकव्रतं करिष्ये इति संकल्प्य प्रत्यहं कार्तिकशुक्लचतुर्दशीपर्यंतं सोमेश्वरं सांबं पूजयेत् ॥ तत्र सोमेश्वरसांबपूजाविधिः—मासपक्षाद्युल्लिख्य श्रीसोमेश्वरप्रीत्यर्थं गृहीतरोटकव्रतांगत्वेन विहितं श्रीसोमेश्वरपूजनं करिष्ये इति संकल्प्य पूजां कुर्यात् । एवं कार्तिकशुक्लचतुर्दशीपर्यंतं प्रत्यहं कथाश्रवणपूर्वकं बिल्वदलैः संपूज्य कार्तिकशुक्लचतुर्दश्यामुपोष्य रात्रौ पंचामृतपुरःसरं नानापुष्पादिभिः संपूज्य प्रातः पुरुषाहारसंमितं रोटकपंचकं कृत्वा द्वौ ब्राह्मणाय एकं देवाय दत्वा द्वौ स्वयं भुंजीत । एवं पंचवर्षं कृत्वांऽते वक्ष्यमाणोद्यापनविधिना उद्यापनं कुर्यादिति ॥**

આ વ્રત સદાચારપ્રાપ્ત છે. તેનો જો શ્રાવણ માસની શુક્લ પ્રતિપદા સોમવારી હોય તો તે દિવસે અથવા શ્રાવણ માસના પહેલા સોમવારને દિવસે આરંભ કરવો ને સાડા ત્રણ માસ પર્યંત વ્રત કરવું. દેશ તથા કાળનું સંકીર્તન કરી– ॥ अधिकसौभाग्यसंपूर्णसंपत्तिकामः श्रीसोमेश्वरप्रीत्यर्थं रोटकव्रतं करिष्ये ॥ એ પ્રકારે સંકલ્પ કરી, કાર્તિક શુદિ ચતુર્દશી પર્યંત હમેશાં પાર્વતી સહિત શ્રીસોમેશ્વરનું પૂજન કરવું. તેનો પ્રકાર નીચે પ્રમાણે:-માસ, પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી:-શ્રીસોમેશ્વર૦ એવો સંકલ્પ કરી પૂજા કરવી. એ પ્રકારે કાર્તિક માસની શુદિ ચઉદશ સુધી રોજ કથા સાંભળી બિલિપત્રથી પૂજન કરવું. કાર્તિક શુક્લ ચતુર્દશીને દિવસે ઉપવાસ કરવો, અને રાત્રિમાં પંચામૃતવડે દેવને નવરાવી નાના પ્રકારનાં પુષ્પોથી પૂજા કરવી. પછી બીજે દિવસે એક માણસ ખાઈ શકે તેવા પાંચ રોટલા કરી એક દેવને ધરવો, બે બ્રાહ્મણને દેવા અને બે પોતે ખાવા. એ પ્રકારે પાંચ વર્ષ વ્રત કરી ઉદ્યાપન કરવું. ઉદ્યાપનનો પ્રકાર આગળ કહેવાશે.

## રોટકવ્રત–પૂજાવિધિ:

**अथ पूजा–आयाहि भगवञ्छंभो शर्व त्वं गिरिजापते । प्रसन्नो भव देवेश नमस्तुभ्यं हि शंकर ॥ त्रिपुरांतकरं देवं चंद्रचूडं महाद्युतिम् । गजचर्मपरीधानं सोममावाहयाम्यहम् । आवाहनम् ॥ बंधूकसन्निभं देवं त्रिनेत्रं चंद्रशेखरम् ॥ त्रिशूलधारिणं देवं चारुहासं सुनिर्मलम् ॥ कपालधारिणं**

* અમાવાસ્યાના યોગના નિષેધમાં આ વચનનું તાત્પર્ય છે.

१ अथ ब्राह्मणः इ० अथ पूर्वोच्चरित इत्यादि ।

देवं वरदाभयहस्तकम् । उमयासहितं शंभुं ध्यायेत्सोमेश्वरं सदा । ध्यानम् ॥ विश्वेश्वर महादेव राजराजेश्वरप्रिय । आसनं दिव्यमीशान दास्येऽहं तुभ्यमीश्वर । आसनम् ॥ महादेव महेशान महादेव परात्पर । पाद्यं गृहाण मद्दत्तं पार्वतीसहितेश्वर । पाद्यम् ॥ त्र्यंबकेश सदाचार जगदादिविधायक ॥ अर्घ्यं गृहाण देवेश सांब सर्वार्थदायक । अर्घ्यम् ॥ त्रिपुरांतक दीनार्तिनाश श्रीकंठ शाश्वत । गृहाणाचमनीयं च पवित्रोदककल्पितम् । आचमनीयम् ॥ क्षीरमाज्यं दधिमधुसितेत्यमृतपंचकम् । प्रकल्पितं मयोमेश गृहाणेदं जगत्पते । पंचामृतम् ॥ गंगा गोदावरी रेवा पयोष्णी यमुना तथा । सरस्वत्यादि तीर्थानि स्नानार्थं प्रतिगृह्यताम् । स्नानम् ॥

आयाहि भगवन्शंभो० त्रिपुरांतकं 'આ મંત્રથી આવાહન કરવું. હે ભગવન્! હે શંભો! હે શર્વ! હે પાર્વતીપતે! આપ પધારો, આપ પ્રસન્ન થાઓ. હે દેવેશ! હે શંકર! આપને નમસ્કાર કરું છું. સોમદેવ કે જેણે ત્રિપુરનો નાશ કરેલ છે, ચન્દ્ર જેના મુકુટમાં છે, જેની ઘણી કાંતિ છે અને હાથીનું ચામડું જેને ઓઢવાનું વસ્ત્ર છે તેનું આવાહન કરું છું.' નીચેના મંત્રથી ધ્યાન કરવું.

बंधूकसन्निभं० कपालधारिणं० 'સોમેશ્વર કે જે બપોરીઆના પુષ્પ જેવા છે, જેને ત્રણ નેત્ર છે. જેના મુકુટમાં ચંદ્ર છે, જે ત્રિશૂલને ધારણ કરે છે, જેનું સુંદર હાસ્ય છે, જે નિર્મળ છે, જે કપાલને ધારણ કરે છે, જે વરદ અને અભય હાથમાં ધારણ કરે છે, તે પાર્વતીસહિત શંભુનું નિરંતર ધ્યાન કરવું.' નીચેના મંત્રથી આસન આપવું.

त्र्यंबकेश० 'હે વિશ્વેશ્વર! હે રાજરાજેશ્વર! હે ઇશ્વર! આપને હું સુંદર આસન આપું છું.' નીચેના મંત્રથી પાદ્ય આપવું.

मम देव महेशान० 'હે મહાદેવ! હે મહેશાન! હે મહાદેવ! હે શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ! હે ઈશ્વર! હું પાદ્ય આપું છું તેને પાર્વતીસહિત આપ ગ્રહણ કરો.' નીચેના મંત્રથી અર્ઘ્ય આપવું.

त्र्यंबकेश० 'હે ત્ર્યંબક! આપ કે જે સદાચારરૂપ છો, જગત્ વગેરેને ઉત્પન્ન કરો છો, અને સર્વ પ્રયોજનને આપનાર છો, તે પાર્વતીસહિત આપ અર્ઘ્યનું ગ્રહણ કરો.' નીચેના મંત્રથી આચમન આપવું.

त्रिपुरांतक० 'હે શ્રીકંઠ! આપ ત્રિપુરનો નાશ કરનાર છો, ગરીબના દુઃખને દૂર કરનાર છો ને નિત્ય છો, તે આપ પવિત્ર જળથી કલ્પેલાં આચમનનું ગ્રહણ કરો.' નીચેના મંત્રથી પંચામૃત સ્નાન કરાવવું.

क्षीरमाज्यं० 'હે ઉમેશ! હે જગત્પતે! દૂધ, ઘી, દહીં, મધ અને સાકરથી મેં તૈયાર કરેલા પંચામૃતને આપ ગ્રહણ કરો.' નીચેના મંત્રથી શુદ્ધોદક સ્નાન કરાવવું.

गंगा० 'ગંગા, ગોદાવરી, નર્મદા, પયોષ્ણી, યમુના, અને સરસ્વતી વગેરે તીર્થોનું જળ સ્નાનને માટે ગ્રહણ કરો.' નીચેના મંત્રથી વસ્ત્ર ધારણ કરાવવાં.

वस्त्राणि पट्टकूलानि विचित्राणि नवानि च । मयानीतानि देवेश गृहाण जगदीश्वर । वस्त्रम् ॥ सौवर्णं राजतं ताम्रं कार्पासं वा तथैव च । उपवीतं मया दत्तं प्रीत्यर्थं प्रतिगृह्यताम् । उपवीतम् ॥ सर्वेश्वर जगद्वंद्य दिव्यासन समस्थित ॥ मलयाचलसंभूतं चंदनं प्रतिगृह्यताम् । गंधम् ॥ गंधोपरि शुक्लाक्षतान् ॥ अक्षताश्च सुरश्रेष्ठ शुभ्रा धूताश्च निर्मलाः । मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर । अक्षतान् ॥ माल्यादीनि सुगंधीनि० पुष्पाणि ॥ वनस्पतीति धूपम् । आज्यं चेति दीपम् ॥ अपूपानि च पक्वानि मंडकावटकानि च । पायसं सूपमन्नं च नैवेद्यं प्रतिगृह्यताम् । नैवेद्यम् ॥ मध्येपानीयम् । करोद्वर्तनम् । कूष्मांडं मातुलिङ्गं च नारिकेरफलानि च । रम्याणि पार्वतीकांत सोमेश प्रतिगृह्यताम् । फलानि ॥ पूगीफलमितितांबूलम् । हिरण्यगर्भेतिदक्षिणाम् । अग्निर्ज्योतीरविर्ज्योतिर्ज्योतिर्नारायणो विभुः । नीराजयामि देवेशं पंचदीपैः सुरेश्वरम् । नीराजनम् ॥ हेतवे जगतामेव संसारार्णवसेतवे । प्रभवे सर्वविद्यानां शंभवे गुरवे नमः । नमस्काराः ॥ यानिकानिचेति प्रदक्षिणाः । हर विश्वाखिलाधार निराधार निराश्रय । पुष्पांजलिं गृहाणेश सोमेश्वर नमोऽस्तु ते । पुष्पांजलिम् ॥ सुनिर्मितं सुवर्णेन त्रिशूलाकारमेव च । मयार्पितं तु तच्छंभो बिल्वपत्रं गृहाण मे । बिल्वपत्रार्पणम् ॥ इतिपूजा ॥

वस्त्राणि० 'હે દેવેશ! હે જગદીશ્વર! આપને માટે નવાં નવાં વિચિત્ર રેશમી વસ્ત્રો હું લઈ આવ્યો છું, તેને આપ ગ્રહણ કરો.' નીચેના મંત્રથી જનોઈ ધરાવવી.

सौवर्णं० 'સોનાનું, રૂપાનું, ત્રાંબાનું અથવા સૂતરનું ઉપવીત (જનોઈ) આપની પ્રીતિ માટે આપું છું, તે આપ ગ્રહણ કરો.' નીચેના મંત્રથી ચંદન ચઢાવવું.

सर्वेश्वर० 'હે સર્વેશ્વર! આપ જગતના વંદ્ય છો અને સુંદર આસન ઉપર બીરાજો છો, તે આપ આ મલય પર્વતમાં ઉત્પન્ન થયેલા ચંદનને ગ્રહણ કરો.' ચંદન ઉપર નીચેના મંત્રથી ધોળા ચોખા ચડાવવા.

अक्षताश्च० 'હે સુરશ્રેષ્ઠ! હે પરમેશ્વર! ધોયેલા અને નિર્મળ ધોળા અક્ષત ભક્તિથી આપને અર્પું છું તે ગ્રહણ કરો.'

પછી 'माल्यादीनि०' એ મંત્રથી પુષ્પ ચડાવવાં. 'वनस्पति०' એ મંત્રથી ધૂપ કરવો. 'आज्यं०' એ મંત્રથી દીવો કરવો. પછી નીચેના મંત્રથી નૈવેદ્ય ધરાવવું.

अपूपानि० 'સુંદર માલપુવા, મંડક, વડાં, દૂધપાક, દાળ અને ભાતનું આપને નૈવેદ્ય ધરું છું, તે આપ ગ્રહણ કરો.' વચમાં જલ આપવું. હસ્ત પ્રક્ષાલન કરાવવું. નીચેના મંત્રથી ફૂલ ધરવું.

कूष्मांड० 'હે પાર્વતીકાંત! હે સોમેશ! કોળું, બીજોરું અને નાળીયેર વગેરે સુંદર ફળ છે તે આપ ગ્રહણ કરો.' 'पूगीफलं' એ મંત્રથી તામ્બૂલ આપવું. 'हिरण्यगर्भ०' એ મંત્રથી દક્ષિણા ધરવી. પછી નીચેના મંત્રથી આરતી ઉતારવી.

अग्निर्ज्योति० 'અગ્નિ જ્યોતિ છે, સૂર્ય જ્યોતિ છે અને સમર્થ નારાયણ જ્યોતિ છે. હું આપની પાંચ દીવાવડે આરતી ઉતારું છું.' નીચેના મંત્રથી નમસ્કાર કરવા.

हेतवे जगतामेव० 'જગતના કારણ રૂપ, સંસારસમુદ્રની મર્યાદારૂપ, સર્વ વિદ્યાના પ્રભુ અને ગુરુ એવા આપ શંભુને હું નમસ્કાર કરું છું!' यानिकानि च० એ મંત્રથી પ્રદક્ષિણા કરવી. નીચેના મંત્રથી પુષ્પાંજલિ આપવી.

हर विश्वाखिलाधार० 'હે હરી હે સોમેશ્વર! આપ કે જે જગતના આધાર છો, નિરાધાર છો, નિરાશ્રય છો, તે આપને નમસ્કાર હો. હે ઈશ! પુષ્પાંજલિનું ગ્રહણ કરો.' નીચેના મંત્રથી બિલ્વપત્ર ચડાવવું.

सुनिर्मितं० 'હે શંભો! સુવર્ણથી સારી પેઠે બનાવેલું અને ત્રિશૂલના આકારવાળું બિલ્વપત્ર આપને અર્પણ કરું છું—આપ ગ્રહણ કરો.' એ પ્રકારે પૂજા કરવી.

## રોટકવ્રતની કથા

अथ कथा ॥ युधिष्ठिर उवाच—हृषीकेश मयाऽकारि व्रतं दानमनेकधा । श्रोतुमिच्छामि देवेश व्रतं संपत्तिदायकम् ॥ १ ॥ येन व्रतेन देवेश पुना राज्यं लभामहे । तथा व्रतं तु मे ब्रूहि यादवानां कृपाकर ॥ २ ॥ श्रीभगवानुवाच—वदामि शुभदं पार्थ लक्ष्मीवृद्धिप्रदायकम् । धर्मार्थकाममोक्षाणां निदानं परमं व्रतम् ॥ ३ ॥ युधिष्ठिर उवाच—केन चादौ पुरा चीर्णं मर्त्ये केन प्रकाशितम् । विधिना केन कर्तव्यं तत्सर्वं ब्रूहि केशव ॥ ४ ॥ श्रीभगवानुवाच—आसीत्सौम्यपुरे राजा सोमो नामेति विश्रुतः । क्षात्रधर्मेऽतिकुशलः प्रजापालनतत्परः ॥ ५ ॥ तस्य राज्ये प्रजाः सौम्याः सर्वधर्मपरायणाः । तस्य राज्ञस्तु चामात्यः सोऽपि सौम्यः शुभावहः ॥ ६ ॥ तस्मिन्सरस्तु सौम्यं च सदा सौम्यांबुनाप्लुतम् । अभूत्सोमेश्वरो देवो लोकानां पालनाय च ॥७॥ तत्राभवत्सोमशर्मा ब्राह्मणो वेदपारगः। वेदार्थविच्छास्त्रविच्च शुद्धाचारोऽतिदुर्लभः ॥८॥ तस्य भार्या शुभाचारा पुरंध्री चारुभाषिणी । भर्तृशुश्रूषणरता कल्याणी प्रियवादिनी ॥ ९ ॥ सोऽकरोच्च कुटुंबार्थे कणयज्ञं दिने दिने । न लेभे चाधिकं तेन धनं धान्यं तथैव च ॥१०॥ अतीव खेदखिन्नस्तु विचार्य च पुनःपुनः । किं करोमि क्व गच्छामि सभार्योऽहं महीतले ॥ ११ ॥ केन कर्मविपाकेन ईदृशं लभ्यते फलम् । अथत्राऽर्थकरं धर्मदेवपूजादिकं शुभम् ॥ १२ ॥ स सोमेशेऽकरोद्भक्तिं दैन्यनाशाय पार्थिव । कदाचिदतिखिन्नः सन्स जगाम सरोवरम् ॥१३॥ अभूत्सोमेशः प्रत्यक्षस्तस्मिन्सौम्यसरोवरे । वृद्धब्राह्मणरूपेण कृपया परया युतः ॥ १४ ॥ तेनासौ दुःखितो दृष्टः सोमशर्मा द्विजोत्तमः । किमर्थं क्रियते दुःखं त्वया विद्यावरेण च ॥ १५ ॥

યુધિષ્ઠિર કહે છે—હે હૃષીકેશ! હે દેવેશ! મેં અનેક વ્રતો તથા દાનો કર્યાં. હવે સંપત્તિ આપનાર વ્રત સાંભળવાની ઈચ્છા કરું છું.[1] માટે હે યાદવોની ઉપર કૃપા કરનાર દેવેશ! મને તેવું વ્રત કહો કે, જે વ્રત કરવાથી મારું રાજ્ય મને પાછું મળે.[2] શ્રીભગવાન્ કહે છે—હે પાર્થ! શુભ આપનાર, લક્ષ્મીની વૃદ્ધિ કરનારું અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષનું મુખ્ય કારણ—એવું ઉત્તમ વ્રત હું તમને કહું છું.[3] યુધિષ્ઠિર કહે છે—હે કેશવ! પ્રથમ આ વ્રત કોણે કર્યું, પૃથ્વીમાં કોણે પ્રસિદ્ધ કર્યું અને કયા પ્રકારથી કરવું, એ સઘળું કહો.[4] શ્રી ભગવાન્ કહે છેઃ—પૂર્વે સૌમ્ય નામના નગરમાં સોમ નામે પ્રસિદ્ધ રાજા હતો. એ રાજા ક્ષત્રિયધર્મમાં અતિ કુશલ અને પ્રજાના રક્ષણમાં તત્પર હતો.[5] એ રાજાના રાજ્યમાં સઘળી પ્રજા સૌમ્ય અને ધર્મપરાયણ હતી; તેનો પ્રધાન પણ સૌમ્ય અને શુભ આચરણ કરનાર હતો.[6] એ રાજાના શહેરમાં એક અતિ સુંદર સરોવર હતું, તેમાં નિરંતર નિર્મળ જળ ભર્યું રહેતું. એ શહેરના ઇષ્ટ દેવ સોમેશ્વર હતા.[7] તે શહેરમાં સમગ્ર વેદ ભણનાર, વેદના અર્થને જાણનાર, શાસ્ત્ર જાણનાર, અને શુદ્ધ આચારવાળો સોમશર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો.[8] તેની સ્ત્રી શુભ આચારવાળી, પતિવ્રતા, સુન્દર, પ્રિય બોલનારી, પતિની સેવામાં પ્રીતિવાળી અને કલ્યાણી હતી.[9] તે બ્રાહ્મણ, કુટુંબના નિર્વાહ માટે હંમેશાં વ્રત કરતો પણ તેને ધન કે ધાન્ય અધિક મળતું ન હતું તેથી તેને બહુ ખેદ થયો અને તે વારંવાર વિચારવા લાગ્યો કે હું સ્ત્રીવાળો છું. શું કરું, આ પૃથ્વીમાં કયાં જાઉં?[10–11] કયા કર્મથી મને આવું ફળ મળ્યું હશે; હવે તો ધર્માચરણ અથવા દેવપૂજા વગેરે જ શુભ અને પ્રયોજન સિદ્ધ કરનાર છે એમ વિચારી પોતાનાં દારિદ્રયના નાશ માટે તે સોમેશ્વરની ભક્તિ કરવા લાગ્યો. એક દિવસે ઘણો ખેદ થવાથી તે બ્રાહ્મણ તળાવ ઉપર ગયો,[12–13] ત્યારે પરમ કૃપાળુ સોમેશ્વર વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઈ તેની પાસે આવ્યા,[14] અને બ્રાહ્મણમાં ઉત્તમ સોમશર્માને દુઃખી જોઈ પૂછ્યું કે, "હે મહારાજ! તમે વિદ્યામાં કુશળ છતાં શા માટે દુઃખી થાઓ છો?"[15]

सोमशर्मोवाच— किंचिद्दत्तं नास्ति पूर्वं तदर्थमीदृशी दशा ॥ तस्य तद्वचनं श्रुत्वा ब्राह्मणस्त्विदमब्रवीत् ॥१६॥ भो भो विप्रवरश्रेष्ठ व्रतमेकं वदामि ते । श्रीभगवानुवाच—तेनादिष्टं व्रतं चेदं पूर्णसंपत्तिदायकम् ॥ १७ ॥ सोमशर्मोवाच—भो भो ब्राह्मणशार्दूल व्रतं तद्वद मे प्रभो। यस्यानुष्ठानमात्रेण लक्ष्मीवृद्धिः प्रजायते ॥ १८ ॥ कस्मिन्मासे

च कर्तव्यं किं दानं कस्य भोजनम् । धनलाभाय कर्तव्यं कस्य देवस्य पूजनम् ॥ १९ ॥ कैस्तु पुष्पैः प्रकर्तव्या पूजा चारुतरा शुभा । नैवेद्यं कीदृशं देयमर्घ्यं कैस्तु फलै-र्भवेत् ॥२०॥ यदि तुष्टोऽसि विप्रेंद्र तत्सर्वं ब्रूहि मे प्रभो ॥

સોમશર્મા કહે છે;–પૂર્વે મેં કાંઇપણ દાન કરેલું નથી તેથી મારી આવી દશા થઇ છે. તે સાંભળી બ્રાહ્મણ (સોમેશ્વર) બોલ્યો કે,[૧૬] 'હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! હું તને એક વ્રત કહું છું તે સાંભળ.' શ્રી ભગવાન્ કહે છેઃ–હે યુધિષ્ઠિર ! તેણે પૂર્ણ સંપત્તિને આપનારું આ વ્રત કહ્યું.[૧૬] સોમશર્મા બોલ્યો;–હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! મને તે વ્રત કહો, કે જે વ્રત કરવા માત્રથી લક્ષ્મીનો વધારો થાય?[૧૮] એ વ્રત કયા માસમાં કરવું, દાન શું કરવું, ભોજન શું કરવું, ધન લાભ માટે કયા દેવનું પૂજન કરવું, શેના પુષ્પથી પૂજા કરવી કે પૂજા સુંદર અને સુખદાયક થાય. નૈવેદ્ય કેવું કરવું તથા કયા ફળથી અર્ઘ્ય આપવો ?[૧૯–૨૦] હે વિપ્રેંદ્ર ! આપ જો પ્રસન્ન થયા હો તો સઘળું મને કહો.

ब्राह्मण उवाच–साधु त्वया विप्र पृष्टं व्रतमृद्धिप्रदायकम् ॥२१॥ विधानं तस्य वक्ष्यामि सर्वसिद्धिप्रदायकम् । श्रावणे च सिते पक्षे प्रथमे सोमवासरे ॥ २२ ॥ प्रकर्तव्यं व्रतं विप्र शुभं नियमपूर्वकम् । सार्द्धमासत्रयं विप्र कर्तव्यं विधिपूर्वकम् ॥ २३ ॥ बिल्वपत्रैरखण्डैश्च पूजनं च दिने दिने । पंचसप्तत्रिभिश्चैव पूजनं विधिपूर्वकम् ॥ २४ ॥ परिपूर्णं तु कर्तव्यं चतुर्दश्यां तु कार्तिके । व्रतारंभे तु कर्तव्यो नियमस्तु विचक्षणैः ॥ २५ ॥ अद्यारभ्य व्रतं देव रोटकाख्यं मनोहरम् । करोमि परया भक्त्या पाहि मां जगतां गुरो ॥ २६ ॥ दिने दिने प्रकर्तव्या पूजा देवस्य शूलिनः । कथां विना न भोक्तव्यं प्रत्यहं च पुनः पुनः ॥ २७ ॥ उपोषणं चतुर्दश्यां कर्तव्यं विधिपूर्वकम् । शुचिर्भूत्वा दिने तस्मिन्कर्तव्यं रोटकव्रतम् ॥ २८ ॥

સોમેશ્વર કહે છે–હે વિપ્ર ! તમે ઠીક પૂછ્યું. સમૃદ્ધિ આપનાર વ્રત અને તેનો પ્રકાર હું તમને કહું છું. શ્રાવણ માસના શુક્લપક્ષના પહેલા સોમવારને દિવસે નિયમપૂર્વક આ વ્રતનો આરંભ કરીને સાડાત્રણ માસ સુધી વિધિ પ્રમાણે વ્રત કરવું.[૨૧–૨૩] અખંડ એવાં પાંચ, સાત અથવા ત્રણ બિલિપત્રથી વિધિ સહિત દરરોજ પૂજા કરવી.[૨૪] આ વ્રતની સમાપ્તિ કાર્તિક સુદિ ચતુર્દશીને દિવસે કરવી. 'હે જગદ્ગુરો ! હું આજથી આરંભી પરમ ભક્તિથી રોટક નામનું મનોહર વ્રત કરીશ; મારું રક્ષણ કરો.' એ પ્રકારે બુદ્ધિમાન્ પુરુષે વ્રતના આરંભમાં નિયમ કરવો.[૨૫–૨૬] હંમેશાં મહાદેવજીની પૂજા કરવી તથા કથા સાંભળવી; કોઇ દિવસ પણ કથા સાંભળ્યા વિના ભોજન કરવું નહિ.[૨૭] ચતુર્દશીને દિવસે વિધિથી ઉપવાસ કરી શુદ્ધ થઇ, રોટક વ્રત કરવું.[૨૮]

अथ उपोषणप्रार्थनामन्त्रः–चतुर्दश्यां निराहारः स्थित्वा चैव परेऽहनि । भोक्ष्यामि पार्वतीनाथ सर्वसिद्धिप्रदायक ॥२९॥ कृत्वा माध्याह्निकं कर्म स्थापयेदव्रणं घटम् । पंचरत्नसमायुक्तं पवित्रोदकपूरितम् ॥३०॥ सर्वौषधिसमायुक्तं पुष्पादिभिरलंकृतम् । वेष्टितं श्वेतवस्त्रेण सर्वाभरणभूषितम् ॥३१॥ तस्योपरि न्यसेत्पात्रं ताम्रं चैवाथ वैणवम् । विरच्याष्टदलं तत्र पूजयेदुमया शिवम् ॥ ३२ ॥ कृत्वा सायाह्निकं कर्म नित्यपूजादिकं तथा । तस्यां रात्रौ तु कर्तव्या पूजा देवस्य शूलिनः ॥ ३३ ॥ शुभे चैव प्रदेशे तु कर्तव्यः पुष्पमंडपः । पूज्यस्तत्र शिवो देवो धर्मकामार्थसिद्धये ॥३४॥ क्षीरादिस्नापनं कुर्याच्चन्दनादिविलेपनम् । कृष्णागुरुसकर्पूरमृगनाभिविमिश्रितम् ॥ ३५ ॥ पुष्पैर्नानाविधै रम्यैः पूज्यो देवो महेश्वरः । धनकामेन कर्तव्या पूजा देवस्य शूलिनः ॥ ३६ ॥ बिल्वपत्रैरखंडैश्च तुलसीपत्रकैस्तथा । नीलोत्पलैश्चारुतरैः कर्तव्या पुण्यवर्धिनी ॥३७॥ कल्हारकमलैश्चैव कुमुदैश्चातिशोभनैः । चंपकैर्मालतीपुष्पैर्मुचुकुंदैः शुभावहैः ॥ ३८ ॥ मंदारैश्चार्कपुष्पैश्च पूजार्हैश्च शिवप्रियैः । अन्यैर्नानाविधैः पुष्पैर्ऋतुकालोद्भवैस्तथा ॥ ३९ ॥ धूपैर्नानाविधैः पार्थ पुण्यवर्धनसाधकैः । दीपास्तत्र प्रकर्तव्या घृतपूर्णा मनोरमाः ॥ ४० ॥ लेह्यपेयैस्तथा भोज्यैः स्वादुभिश्च शिवप्रियैः । अन्यैर्नानाविधै रम्यैरुपचारवरैस्ततः ॥ ४१ ॥

ઉપોષણ–પ્રાર્થના મંત્ર–'હે પાર્વતીનાથ ! હે સર્વ સિદ્ધિ આપનાર ! હું ચૌદશને દિવસે ઉપવાસી રહી, બીજે દિવસે ભોજન કરીશ.[૨૯] પછી મધ્યાહ્ન કર્મ કરી છિદ્રરહિત ઘડાની સ્થાપના કરવી. તેમાં પંચરત્ન નાંખવાં, શુદ્ધ જળ ભરવું, સર્વ ઓષધી નાખવી, તેની ઉપર પુષ્પ ચડાવવાં, સફેદ વસ્ત્ર વીંટવું અને તેને સર્વ અલંકારથી શોભાવવો.[૩૦–૩૧] તેની ઉપર ત્રાંબાનું અથવા તો વાંસનું પાત્ર રાખવું; તેમાં અષ્ટદલ કરીને તેમાં પાર્વતી સહિત મહાદેવજીની પૂજા કરવી.[૩૨] સાયંકાળે સંધ્યા વગેરે નિત્ય કર્મ કરીને રાત્રિમાં મહાદેવજીની પૂજા કરવી.[૩૩] સુંદર સ્થળમાં પુષ્પનો માંડવો રચવો, તેમાં ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ માટે શિવજીની પૂજા કરવી.[૩૪] દૂધથી સ્નાન કરાવવું, કૃષ્ણાગરુ, કપૂર અને કસ્તૂરીસહિત ચંદન ચડાવવું,[૩૫] નાના પ્રકારનાં સુંદર પુષ્પો ચઢાવી, મહાદેવજીની પૂજા કરવી. જેને ધનની ઇચ્છા હોય તેણે અખંડ બિલિપત્રથી, તુલસીપત્રથી સુંદર, શ્યામ, લાલ, અતિ સુંદર ચંદ્રવિકાશી કમળથી, ચંપાનાં, માલતીનાં, શુભ કરનાર મુચુકુંદનાં, મંદારનાં તથા આકડાનાં પુષ્પોથી અને બીજાં પણ તે કાળમાં ઉત્પન્ન થયેલાં શિવને પ્રિય અને યોગ્ય નાના પ્રકારનાં પુષ્પોથી પૂજા કરવી, કે જેથી પુણ્યની વૃદ્ધિ થાય છે.[૩૬–૩૯]

હે યુધિષ્ઠિર! પુણ્યની વૃદ્ધિ કરનાર નાના પ્રકારના ધૂપ કરવા, ઘીના મનોહર દીવા કરવા,[४०] લેહ્ય (ચાટવા યોગ્ય મધ વગેરે), પેય (દૂધ વગેરે), શિવજીને પ્રિય સ્વાદવાળાં ભોજ્ય (શીરા વગેરેનાં) અને બીજાં નાના પ્રકારનાં નૈવેદ્ય કરવાં.[४१]

नैवेद्यं तु प्रकुर्वीत रोटकानां विशेषतः । कर्तव्या रोटकाः पंच पुरुषाहारमानतः ॥ ४२ ॥ शालितंदुलपिष्टेन समभागेन वा पुनः । द्वौ तु विप्राय दातव्यौ द्वाभ्यां वै भोजनं शुभम् ॥ ४३ ॥ एको देवाय दातव्यो नैवेद्यार्थं सदा बुधैः । महेशाय च दातव्यं तांबूलं सुमनोहरम् ॥ ४४ ॥ अर्घ्यदानं प्रकर्तव्यं धनसंपत्तिदायकम् । जंबीरं नारिकेरं च क्रमुकं बीजपूरकम् ॥ ४५ ॥ खर्जूरी च शुभा द्राक्षा मातुलुङ्गं मनोहरम् । अक्षोटानि च दाडिंबं नारिंगाणि शुभानि च ॥४६॥ कर्कटी च शुभा प्रोक्ता अर्घ्यदाने मनोहरा । अन्यैर्नानाविधैः पार्थ ऋतुकालोद्भवैः शुभैः॥४७॥ यः करोत्यर्घ्यदानं च तस्य पुण्यं वदाम्यहम् । इलां च सागरैर्युक्तां रत्नैश्चान्यैर्मनोहरैः ॥ ४८ ॥ दत्त्वा यत्फलमाप्नोति तेन तत्फलमाप्नुयात् । अनेनैव विधानेन तत्कार्यं व्रतमुत्तमम् ॥ ४९ ॥ पंचवर्षं तु कर्तव्यमतुलं धनमीप्सुभिः । पश्चादुद्यापनं कुर्याद्रोटकाख्यव्रतस्य च ॥ ५० ॥

રોટક (રોટલા)નું વિશેષે કરીને નૈવેદ્ય કરવું. એક માણસના આહાર પૂરતો શાળનો લોટ લઇ, તેના સરખા ભાગે પાંચ રોટલા કરવા; તેમાંથી બે બ્રાહ્મણને આપવા. એકનું દેવને નૈવેદ્ય કરવું, અને બુદ્ધિમાન્ મનુષ્યે બે પોતાને માટે રાખવા. મહાદેવજીને મનોહર તાંબૂલ ધરવું.[४२–४४] પછી ધનની સંપત્તિને આપનાર અર્ધ્યદાન કરવું. લીંબુ, શ્રીફલ, સોપારી, બીજોરું, ખજૂર, દ્રાક્ષ, સુંદર માતુલુંગ, અખોડ, દાડિમ, સુંદર નારંગી અને મિષ્ટ કાકડી એટલાં ફળ અર્ધ્યદાનમાં ઉત્તમ કહેલ છે; તેમ જ તે ઋતુ અને કાળમાં થયેલાં બીજાં નાના પ્રકારનાં સુંદર ફળોવડે જે અર્ધ્યદાન કરે, તેને કેટલું ફળ થાય છે તે કહું છું.–સમુદ્રસહિત અને બીજાં મનોહર રત્નો સહિત પૃથ્વીના દાનથી જે ફળ થાય છે, તેટલું ફળ અર્ધ્યદાનથી થાય છે. જેને અખૂટ ધનની ઇચ્છા હોય, તેણે આ પ્રમાણે પાંચ વર્ષ સુધી આ ઉત્તમ વ્રત કરવું. પછી આ રોટક વ્રતનું ઉધાપન કરવું.[४५–५०]

उद्यापने तु कर्तव्यौ हेमरूप्यौ तु रोटकौ । बिल्वपत्रं सुवर्णस्य सोमेशप्रीतये शुभम् ॥ ५१ ॥ रात्रौ जागरणं कुर्यात्पूज्यो देवो महेश्वरः । पूर्णेन विधिना विप्र कर्तव्यं च शिवप्रियम् ॥ ५२ ॥ दारिद्र्यनाशनं पुण्यं लक्ष्मीवृद्धिप्रदायकम् । कर्तव्यं विधिवद्भक्त्या श्रोतव्यं तु कथानकम् ॥ ५३ ॥ गीतवाद्यादिसहितं कुर्याज्जागरणं निशि । ततः प्रभाते विमले स्नात्वा पूजां समापयेत् ॥ ५४ ॥ पूर्वोक्तविधिना तेन कर्तव्यं शिवपूजनम् । तत्सर्वं दापयेद्भक्त्या ब्राह्मणाय कुटुंबिने ॥ ५५ ॥ विप्राय वेदविदुषे वस्त्रालंकारभोजनैः । सपत्नीकं गुरुं पूज्य ततो भक्त्या क्षमापयेत् ॥५६॥ यन्न्यूनं कृतसंकल्पे व्रतेऽस्मिन्ब्राह्मण प्रभो ॥ तत्सर्वं पूर्णतां यातु युष्मदृष्टिविलोकनात् ॥ ५७ ॥ एवं यः कुरुते पार्थ शास्त्रोक्तं रोटकव्रतम् ॥ अनायासेन सिद्ध्यंति हृद्याः सर्वे मनोरथाः ॥ ५८ ॥ सभर्तृका महानारी करोति विधिवद्व्रतम् । पतिव्रता सा कल्याणी जायते नात्र संशयः ॥ ॥ ५९ ॥ इति शिवपुराणे रोटकव्रतकथा ॥

ઉદ્યાપનમાં એક સોનાનો અને એક રૂપાનો એમ બે રોટલા કરવા અને સોનાનું સુંદર બિલ્વપત્ર કરવું–જેથી મહાદેવ પ્રસન્ન થાય છે.[५१] રાત્રમાં જાગરણ કરવું અને સંપૂર્ણ વિધિથી મહાદેવજીની પૂજા કરી મહાદેવજીને પ્રસન્ન કરવા.[५२] આ વ્રત દારિદ્રયનો નાશ કરનારું છે, પુણ્યકારક છે, લક્ષ્મીની વૃદ્ધિ કરનારું છે. માટે આ વ્રત ભક્તિથી વિધિ પ્રમાણે કરવું, આ કથા સાંભળવી,[५३] રાત્રિએ ગીત ગવરાવવાં, વાજાં વગડાવવાં, અને જાગરણ કરવું. પછી સ્વચ્છ પ્રાતઃકાલ થાય ત્યારે સ્નાન કરી પૂજાની સમાપ્તિ કરવી.[५४] આગળ કહેલા પ્રકારવડે શિવપૂજન કરવું. પછી સઘળું કુટુંબી વિદ્વાન્ અને વેદ જાણનાર બ્રાહ્મણને આપવું. પછી વસ્ત્ર, અલંકાર, અને ભોજનવડે ગુરુ તથા તેનાં પત્નીની ભક્તિથી, પૂજા કરી ક્ષમા માગવીઃ–[५५–५६] હે પ્રભો! આ વ્રતમાં મેં જે સંકલ્પ કર્યો હોય અને કાંઈ ન્યૂન રહી ગયું હોય તો તે આપની કૃપાદષ્ટિથી પૂર્ણ થાઓ.'[५७] શ્રી ભગવાન્ બોલ્યા–હે યુધિષ્ઠિર! જે પુરુષ એ પ્રમાણે શાસ્ત્રમાં કહેલું રોટકવ્રત કરે છે, તેના મનોરથ મહેનત વગર સિદ્ધ થાય છે.[५८] સૌભાગ્યવતી જે સ્ત્રી વિધિથી આ વ્રત કરે છે, તે પતિવ્રતા અને કલ્યાણી થાય છે, એમાં સંશય નથી.

## આજે અથવા માતામહનું શ્રાદ્ધ

अथाश्विनशुक्लप्रतिपदि दौहित्रेण मातामहश्राद्धं कार्यम् । तदुक्तं हेमाद्रौ–जातमात्रोऽपि दौहित्रो जीवत्यपि च मातुले । कुर्यान्मातामहश्राद्धं प्रतिपद्याश्विने सिते ॥ इयं च संगवव्यापिनी ग्राह्येति निर्णयदीपे उक्तम् । प्रतिपद्याश्विने शुक्ले दौहित्रस्त्वेकपार्वणम् । श्राद्धं मातामहं कुर्यात्सपिता संगवे सति॥जातमात्रोऽपि दौहित्रो जीवत्यपि हि मातुले । प्रातःसंगवयोर्मध्ये याऽश्वयुक्प्रतिपद्भवेत् ॥ अत्र सपिता इति विशेषणाज्जीवपितृक एवाधिकारी पिंडरहितं कुर्यात् ॥ मुंडनं पिंडदानं च प्रेतकर्म च सर्वशः । न जीवपितृकः कुर्याद्गुर्विणीपतिरेव चेति पिंडनिषेधात् ॥

હેમાદ્રિમાં કહ્યું છે કે, જો દૌહિત્ર (દીકરીનો દીકરો) બહુજ નાનો હોય અને તેનો મામો જીવતો હોય તો આશો શુદિ પડવાને દિવસે દૌહિત્રે માતામહનું શ્રાદ્ધ કરવું. આ

પડવો *સંગવ કાલવ્યાપી (સંગવ કાલમાં જે દિવસે હોય તે દિવસે) લેવો. નિર્ણયદીપમાં કહ્યું છે કે–આશો શુદિ પડવાને દિવસે સંગવ કાલમાં જેનો પિતા જીવતો હોય એવા દૌહિત્રે માતામહનું પાર્વણશ્રાદ્ધ કરવું. દૌહિત્ર નાનો હોય અને તેનો મામો જીવતો હોય તો તેણે આશો શુદિ પડવો કે જે પ્રાતઃ અને સંગવ કાલની વચમાં આવતો હોય તે દિવસે શ્રાદ્ધ કરવું. આ વચનમાં જેનો પિતા જીવતો હોય એમ કહેલું છે માટે જેનો પિતા જીવતો હોય તેને માતામહના શ્રાદ્ધમાં અધિકાર છે.'મુંડન, પિંડદાન અને પ્રેતદાહ વગેરે કર્મો જેનો પિતા જીવતો હોય તેણે તથા જેની સ્ત્રી ગર્ભિણી હોય તેણે કરવાં નહિ.' દૌહિત્રે પિંડરહિત શ્રાદ્ધ કરવું.

## નવરાત્રનિર્ણય

अथात्र नवरात्रारंभः ॥ तत्र परविद्धा ग्राह्या । तदुक्तं गोविंदार्णवे मार्कंडेयदेवीपुराणयोः—पूर्वविद्धा तु या शुक्ला भवेत्प्रतिपदाश्विनी । नवरात्रव्रतं तस्यां न कार्यं शुभमिच्छता ॥ देशभंगो भवेत्तत्र दुर्भिक्षं चोपजायते । नंदायां दर्शयुक्तायां यत्र स्यान्मम पूजनम् ॥ तथा देवीपुराणे—न दर्शकलया युक्ता प्रतिपच्चंडिकार्चने । उदये द्विमुहूर्तापि ग्राह्या सोदयकारिणी ॥ यदा पूर्वदिने संपूर्णा शुद्धा भूत्वा परदिने वर्धते च तदा संपूर्णत्वादमायोगाभावाच्च पूर्वैव । यानि तु द्वितीयायोगनिषेधपराणि वचनानि श्रुतानि तानि शुद्धाधिकनिषेधपराण्येव । परदिने प्रतिपदसत्त्वे तु अमायुक्तापि ग्राह्या । तदाह लल्लः—तिथिः शरीरं तिथिरेव कारणं तिथिः प्रमाणं तिथिरेव साधनम्—इति ॥ यानि त्वमायुक्ता प्रकर्तव्येति नृसिंहप्रसादोदाहृतवचनानि तान्यप्येतद्विषयाण्येव । अत्र देवीपूजाप्रधानम्, उपवासादि त्वंगम् । अष्टम्यां च नवम्यां च जगन्मातरमम्बिकाम् । पूजयित्वाश्विने मासि विशोको जायते नरः—इति हेमाद्रौ भविष्ये पूजाया एव फलसंबंधात् ॥

આશો શુદિ પડવાને દિવસે નવરાત્રનો આરંભ થાય છે. પડવો પરવિદ્ધ એટલે દ્વિતીયાયુક્ત લેવો, એમ ગોવિંદાર્ણવમાં તથા દેવીપુરાણમાં માર્કંડેય કહે છે. 'જો આશો શુદિ પડવો અમાવાસ્યાથી વિદ્ધ હોય તો તે દિવસે શુભ ઇચ્છનારે નવરાત્રનું વ્રત કરવું નહીં. જો અમાવાસ્યાયુક્ત પડવો હોય અને મારું પૂજન થાય તો દેશનો ભંગ થાય છે. દેવીપુરાણમાં કહ્યું છે કે, દેવીપૂજનમાં અમાવાસ્યાની કળાસહિત પણ પડવો લેવો નહીં, અને બીજે દિવસે ઉદયમાં બે મુહૂર્ત હોય તો પણ તે લેવો; કારણ કે તે ઉદય કરનાર છે. જો પહેલે દિવસે પડવો સંપૂર્ણ હોય, અમાવાસ્યાનો યોગ ન હોય તથા બીજે દિવસે પણ થોડા ઉદય વખતે પડવો હોય તો પૂર્વ જ લેવો; કારણ કે પહેલે દિવસે પડવો સંપૂર્ણ છે અને અમાવાસ્યાનો વેધ પણ નથી. 'જે દ્વિતીયાયુક્ત પડવો જ લેવો' એવાં નિષેધવચનો છે તે 'પહેલે દિવસે પડવો અમાવાસ્યાના યોગ રહિત અને બીજે દિવસે પણ હોય તો પૂર્વ લેવો' એવો અભિપ્રાય છે. 'જો બીજે દિવસે પડવો મુદ્દલ ન હોય અને પહેલે દિવસે અમાવાસ્યાનો યોગ હોય તોપણ પહેલે દિવસે જ લેવો' એમ લલ્લ કહે છે. તિથિ શરીર છે, તિથિ જ કારણ છે, તિથિ પ્રમાણ છે, અને તિથિ જ સાધન છે. જે નૃસિંહપ્રસાદનાં 'અમાવાસ્યાયુક્ત પડવો લેવો' એવાં વચનો છે, તે પણ જો બીજે દિવસે મુદ્દલ પડવો ન હોય તો અમાવાસ્યાયુક્ત લેવો એવા અભિપ્રાયનાં છે. આ નવરાત્ર વ્રતમાં દેવીપૂજા મુખ્ય છે. ઉપવાસ તેનું અંગ છે. કારણ કે આશો માસની અષ્ટમી અને નવમીને દિવસે જગન્માતા અંબિકાનું પૂજન કરવાથી મનુષ્યનો શોક દૂર થાય છે, એમ હેમાદ્રિમાં તથા ભવિષ્યપુરાણમાં પૂજનનું ફળ કહેલું છે.

चित्रावैधृतियोगनिषेधो देवीपुराणे—चित्रा वैधृतियुक्ता चेत्प्रतिपच्चंडिकार्चने ॥ तयोरंते विधातव्यं कलशस्थापनं गुह—इति ॥ यदा तु वैधृत्यादिरहिता प्रतिपन्न लभ्यते तदोक्तं कात्यायनेन—प्रतिपद्याश्विने मासि भवेद्वैधृतिचित्रयोः ॥ आद्यपादौ परित्यज्य प्रारभेन्नवरात्रकम्—इति । रुद्रयामले—संपूर्णा प्रतिपद्देव चित्रायुक्ता यदा भवेत् । वैधृत्या वापि युक्ता स्यात्तदा मध्यंदिने रवौ ॥ भविष्येऽपि—चित्रावैधृतिसंपूर्णा प्रतिपच्चेद्भवेन्नृप । त्याज्या अंशास्त्रयस्त्वाद्यास्तुरीयांशे तु पूजनम् ॥ इदं च रात्रौ न कार्यम् । न रात्रौ स्थापनं कार्यं न च कुंभाभिषेचनमिति मात्स्योक्तेः॥भास्करोदयमारभ्य यावत्तु दश नाडिकाः । प्रातःकाल इति प्रोक्तः स्थापनारोपनादिषु ॥ आद्याः षोडश नाडीस्तु त्यक्त्वा यः कुरुते नरः । कलशस्थापनं तत्र ह्यरिष्टं जायते ध्रुवम् ॥ अत्र नवरात्रशब्दो नवाहोरात्रपरः । वृद्धौ समाप्तिरष्टम्यां ह्रासे मा प्रतिपन्निशि । प्रारंभो नवसंख्यास्तु नवरात्रमतोऽर्थवदिति वचनात्—इति केचित् । वस्तुतस्तु तिथिवाच्य एवायम् ॥ तदुक्तम्—तिथिवृद्धौ तिथिह्रासे नवरात्रमपार्थकम् । अष्टरात्रे न दोषोऽयं नवरात्रतिथिक्षये ॥

જો પડવાને દિવસે ચિત્રા નક્ષત્ર અથવા વૈધૃતિ યોગ હોય તો દેવીપુરાણમાં વ્રતનો નિષેધ છે. હે ગુહ ! જો દેવીપૂજામાં પડવાને દિવસે ચિત્રા અથવા વૈધૃતિનો યોગ હોય તો તે ઉતરી ગયા પછી કલશનું સ્થાપન કરવું. જો ચિત્રા અને વૈધૃતિના યોગરહિત પડવો ન હોય તો કાત્યાયન કહે છે કે–આશો માસના પડવાને દિવસે ચિત્રા નક્ષત્ર અને વૈધૃતિ યોગ હોય તો તેના બે પહેલા ભાગનો ત્યાગ કરી નવરાત્ર વ્રતનો આરંભ કરવો. રુદ્રયામલમાં–હે દેવ ! જો સંપૂર્ણ પડવો ચિત્રા નક્ષત્ર યુક્ત હોય અથવા વૈધૃતિ યુક્ત

* દિવસના સરખા પાંચ ભાગ કરી પહેલો ભાગ પ્રાતઃકાળ, બીજો ભાગ સંગવ કાળ, ત્રીજો ભાગ મધ્યાહ્ન, ચોથો ભાગ અપરાહ્ન અને પાંચમો ભાગ સાયંકાળ કહેવાય છે. અમાવાસ્યાના યોગના નિષેધમાં આ વચનનું તાત્પર્ય છે.

હોય તો મધ્યાહ્ને આરંભ કરવો. ભવિષ્યપુરાણમાં કહ્યું છે કે, 'હે નૃપ ! જો સંપૂર્ણ પડવો ચિત્રા અથવા વૈધૃતિના યોગવાળો હોય તો પહેલા ત્રણ ભાગનો ત્યાગ કરી ચોથા ભાગમાં પૂજન કરવું. આ વ્રત રાત્રિમાં કરવું નહીં; કારણ કે રાત્રિમાં સ્થાપના કરવી નહી અને કુંભનું પૂજન પણ કરવું નહીં. તેમાં મત્સ્યપુરાણનું વચન–સ્થાપના અને આરોપણ વગેરે કાર્યોમાં સૂર્યોદયથી આરંભી દશ ઘડી સુધી પ્રાતઃકાલ કહે છે. પહેલી ઘડીનો ત્યાગ કરી જો પુરુષ ઘટનું સ્થાપન કરે તો ખચિત અરિષ્ટ થાય છે. અહીં નવરાત્ર શબ્દ નવરાત્રિ દિવસપર કહે છે; કારણ કે જો નવરાત્રમાં એક તિથિ વધતી હોય તો અષ્ટમીને દિવસે નવચંડીની સમાપ્તિ કરવી; અને જો એક તિથિ ઘટતી હોય તો અમાવાસ્યાવાળી પ્રતિપત્‌ની રાત્રિમાં નવચંડીનો આરંભ કરવો. એ કારણથી જ 'નવરાત્રિ શબ્દ અન્વર્થ (યોગ્ય અર્થવાળો) છે.' એમ કેટલાક કહે છે, પણ સિદ્ધાંત વિચારીએ તો નવરાત્ર શબ્દ તિથિવાચક છે, કારણ કે 'જો નવરાત્રમાં તિથિ વધતી હોય અથવા ઘટતી હોય તો નવરાત્ર શબ્દ અન્વર્થ નથી; માટે નવરાત્રમાં તિથિનો ક્ષય થતો હોય અને આઠ રાત્ર થતાં હોય તો દોષ નથી.'

## દુર્ગાદેવીના ઘટસ્થાપનનો પ્રકાર

अथ घटस्थापनविधिः ॥ प्रतिपदि प्रातरभ्यंगं कृत्वा देशकालौ संकीर्त्य ममेह जन्मनि दुर्गाप्रीतिद्वारा सर्वापच्छांतिपूर्वकदीर्घायुर्विपुलधनपुत्रपौत्राद्यविच्छिन्नसंततिवृद्धिस्थिरलक्ष्मीकीर्तिलाभशत्रुपराजयसदभीष्टसिद्ध्यर्थं शारदनवरात्रे प्रतिपदि विहितं कलशस्थापनं दुर्गापूजां कुमारीपूजादि करिष्ये इति संकल्प्य तदंगं गणपतिपूजनं पुण्याहवाचनं मातृकापूजनं नांदीश्राद्धं च करिष्ये इति संकल्प्य गणपतिपूजादि कृत्वा ततो–महीद्यौरिति भूमिं स्पृष्ट्वा, ओषधयः संवदंते इति यवान्निक्षिप्य, आकलशेष्विति कुंभं संस्थाप्य, इमं मे गंगे इति जलेनापूर्य, गंधद्वारामिति गंधम्, ओषधय इति सर्वौषधीः, कांडात्कांडादिति दूर्वाः, अश्वत्थेव इति पंचपल्लवान्, स्योनापृथिवीति सप्त मृदः, याः फलिनीरिति फलम्, सहिरत्नानीति पंचरत्नानि, हिरण्यरूप इति हिरण्यं क्षिप्त्वा, युवासुवासा इति वस्त्रेण सूत्रेण वा वेष्टय, पूर्णादर्वीति पूर्णपात्रं कलशोपरि निधाय, तत्र वरुणं संपूज्य जीर्णायां नूतनायां वा प्रतिमायां दुर्गामावाह्य पूजयेत् । नूतनमूर्तिकरणेऽग्न्युत्तारणं कुर्यात् ।

પડવાને દિવસે પ્રાતઃકાલમાં અભ્યંગ કરી દેશ અને કાળનું ઉચ્ચારણ કરી–ममेह जन्मनि० 'મારા આ જન્મમાં દુર્ગાદેવીની પ્રીતિથી સઘળી શાંતિ માટે, લાંબા આયુષ્યને માટે, પુષ્કળ ધન માટે, પુત્ર, પૌત્ર વગેરેથી અવિચ્છિન્ન વંશવૃદ્ધિ માટે, લક્ષ્મી સ્થિર થવા માટે, કીર્તિ માટે, લાભ માટે, શત્રુના પરાજય માટે અને શુભ અભીષ્ટ સિદ્ધિ માટે શારદાનાં નવરાત્રમાં કહેલું ઘટસ્થાપન, દુર્ગાપૂજા અને કુમારીપૂજા વગેરે કરીશ.' આમ સંકલ્પ કરી, વળી–तदंगं० તેના અંગભૂત ગણપતિપૂજન, પુણ્યાહવાચન, માતૃકાપૂજન અને નાંદીશ્રાદ્ધ કરીશ. એવો સંકલ્પ કરી પછી ગણપતિપૂજન વગેરે કરવું. ત્યારબાદ 'महीद्यौः' એ મંત્ર ભણી પૃથ્વીનો સ્પર્શ કરવો. પછી 'ओषधयः संवदन्ते' એ મંત્ર ભણી યવ નાખી, 'आकलशेषु' એ મંત્રથી કલશનું સ્થાપન કરી, 'इमं मे गंगे यमुने०' એ મંત્રથી તેમાં જળ પૂરી 'गंधद्वारां' એ મંત્રથી તેમાં ચંદન નાંખવું. 'ओषधयः०' એ મંત્રથી સર્વ ઔષધિ નાંખી, 'कांडात्कांडात्' એ મંત્રથી દૂર્વા નાંખવી. 'अश्वत्थ' એ મંત્રથી પાંચ પલ્લવ નાંખવાં, 'स्योनापृथिवी' એ મંત્રથી સાત માટી નાંખવી; 'याः फलिनीः' એ મંત્રથી ફળ નાંખવું; 'सहिरत्नानि' એ મંત્રથી પાંચ રત્ન નાંખવાં; 'हिरण्यरूपः' એ મંત્રથી સુર્વણ નાંખવું; 'युवासुवासाः' એ મંત્રથી વસ્ત્ર અથવા સૂત્ર વીંટવું. 'पूर्णादर्वि' એ મંત્રથી કલશની ઉપર પૂર્ણપાત્ર રાખવું, તેમાં વરુણનું પૂજન કરવું. પછી નવી અથવા પ્રાચીન મૂર્તિમાં દુર્ગાનું આવાહન કરી પૂજન કરવું. જો નવીન મૂર્તિ હોય તો અગ્ન્યુત્તારણ કરવું.

## દુર્ગાદેવીની પૂજાનો પ્રકાર

अथ पूजा ॥ आगच्छ वरदे देवि दैत्यदर्पनिषूदनि ॥ पूजां गृहाण सुमुखि नमस्ते शंकरप्रिये ॥ सर्वतीर्थमयं वारि सर्वदेवसमन्वितम् ॥ इमं घटं समागच्छ तिष्ठ देवि गणैः सह ॥ दुर्गे देवि समागच्छ सान्निध्यमिह कल्पय ॥ बलिं पूजां गृहाण त्वमष्टभिः शक्तिभिः सह ॥ शंखचक्रगदाहस्ते शुभ्रवर्णे शुभासने ॥ मम देवि वरं देहि सर्वैश्वर्यप्रदायिनि ॥ सहस्रशीर्षा० हिरण्यवर्णां० इत्यावाहनम् ॥ नानाप्रभासमाकीर्णं नानावर्णविचित्रितम् ॥ आसनं कल्पितं देवि प्रीत्यर्थं तव गृह्यताम् ॥ पुरुष ए० तांमआ० इत्यासनम् ॥ गंगादिसर्वतीर्थेभ्य आनीतं तोयमुत्तमम् ॥ पाद्यं तेऽहं प्रदास्यामि गृहाण परमेश्वरि ॥ एतावानस्य० अश्वपूर्वां० पाद्यम् ॥ गंधाक्षतैश्च संयुक्तं फलपुष्पयुतं तव ॥ अर्घ्यं गृहाण दत्तं मे प्रसीद परमेश्वरि ॥ त्रिपादूर्ध्व० कांसोस्मितां० अर्घ्यम् ॥ गंगा गोदावरी चैव यमुना च सरस्वती ॥ ताभ्य आचमनीयार्थमानीतं तोयमुत्तमम् ॥ तस्माद्विरा० चंद्रांप्र० आचमनीयम् ॥ पंचामृतं मयाऽऽनीतं पयोदधिसमन्वितम् ॥ घृतं मधु शर्करया प्रीत्यर्थं प्रतिगृह्यताम् ॥ आप्यायस्व० १ दधिक्राव्णो अ० २ घृतंमिमि० ३ मधुवाताऋ० ४ स्वादुः पवस्वेति० ५ पंचभिर्मन्त्रैः पंचामृतस्नानम् ॥ ज्ञानमूर्ते भद्रकालि दिव्यमूर्ते सुरेश्वरि ॥ स्नानं गृहाण देवि त्वं नारायणि नमोस्तु ते ॥

હે દૈત્યોના દર્પનો નાશ કરનારી દેવિ ! અહીં આવો, હે વરદાયિનિ ! હે સુમુખિ ! પૂજાનું ગ્રહણ કરો. હે શંકરપ્રિયે ! આપને નમસ્કાર કરું છું. હે દેવિ ! આપ આપના ગણની સાથે સર્વ તીર્થમય જળ અને સર્વ દેવી સહિત આ

ઘડામાં પધારો અને બીરાજો. હે દુર્ગે! હે દેવિ! પધારો, અહિં સ્થિતિ કરો અને આઠ શક્તિની સાથે પૂજા તથા બલિદાનનું ગ્રહણ કરો. હે દેવિ! આપના હાથમાં શંખ, ચક્ર અને ગદા છે; આપનો ધોળો વર્ણ છે; આપનું સુંદર આસન છે અને આપ સઘળાં ઐશ્વર્યને આપનાર છો માટે મને વરદાન આપો. 'सहस्रशीर्षा'०* એ મંત્રથી તથા 'हिरण्यवर्णा'० એ મંત્રથી આવાહન કરવું. હે દેવિ! આપની પ્રીતિ માટે નાના પ્રકારની કાંતિવાળું અને જૂદા જૂદા રંગથી ચિત્રેલું આસન તૈયાર છે, માટે ગ્રહણ કરો. 'पुरुषए'० એ મંત્રથી અને 'तामआ'० એ મંત્રથી આસન આપવું. હે પરમેશ્વરિ! ગંગા વગેરે સર્વ તીર્થોથી લાવેલું ઉત્તમ જળ આપને પાદ્યને માટે આપું છું તે ગ્રહણ કરો. 'एतावानस्य'० એ મંત્ર તથા 'अश्वपूर्वा'० એ મંત્રથી પાદ્ય આપવું. હે પરમેશ્વરિ! ગંધ, અક્ષત, પુષ્પ અને ફળ સહિત અર્ઘ્ય આપ ગ્રહણ કરો અને મારાપર પ્રસન્ન થાઓ. 'त्रिपादूर्ध्व' એ મંત્ર તથા 'कांसोस्मिता'० એ મંત્રથી અર્ઘ્ય આપવો. ગંગા, ગોદાવરી, યમુના અને સરસ્વતીથી આણેલું ઉત્તમ જળ આચમનને માટે તૈયાર છે. 'तस्माद्विरा'० એ મંત્ર તથા 'चंद्रांप्र'० એ મંત્રથી આચમન આપવું. આપની પ્રીતિ માટે દૂધ, દહીં, ઘી, મધ અને સાકર સહિત પંચામૃત તૈયાર છે, માટે ગ્રહણ કરો. 'आप्यायस्व'० એ મંત્રથી દૂધ, 'दधिक्राव्णो'० એ મંત્રથી દહીં, 'घृतं०' એ મંત્રથી ઘી, 'मधुवाताऋ०' એથી મધ અને 'स्वादुः पवस्व०' એ મંત્રથી સાકર ચડાવી પંચામૃત સ્નાન કરાવવું. હે દેવિ! હે નારાયણિ! આપ જ્ઞાનમૂર્તિ છો અને સુરેશ્વરી છો, આપ સ્નાન કરો. હું આપને પ્રણામ કરું છું.

यत्पुरुषेण० आदित्यवर्णे० स्नानम् ॥ निर्मितं तंतुभिः सूक्ष्मैर्नानावर्णविचित्रितम् ॥ वस्त्रं गृहाण मे देवि प्रीत्यर्थं प्रतिगृ० तस्मायज्ञा० क्षुत्पिपासा०उत्तरीयम् ॥ अलंकारान्महादिव्यान्नानारत्नविनिर्मितान् ॥ गृहाण देवदेवि त्वं प्रसीद परमेश्वरि ॥ अलंकारान् ॥ मलयाद्रिसमुद्भूतं कर्पूरागुरुवासितम् ॥ मया निवेदितं भक्त्या चंदनं प्रतिगृह्यताम् ॥ तस्मायज्ञा० गंधद्वारां० गंधम्० ॥ अक्षताश्च सुरश्रेष्ठे कुंकुमेन समन्विताः ॥ मया निवेदिता भक्त्या प्रीत्यर्थं प्रतिगृह्यताम् ॥ अक्षतान् ॥ मंदारपारिजातानि पाटलीपंकजान्यपि ॥ मयाहृतानि पूजार्थं पुष्पाणि प्रतिगृह्यताम् ॥ तस्मादश्वा० मनसःकाम० पुष्पाणि ॥ अहिरिवभोगैः० ऋक् ॥ परिमलद्रव्याणि ॥ अथांगपूजा ॥ दुर्गायै० पादौ पू०, महाकाल्यै० गुल्फौ पू०, मंगलायै०जानुनी पू०, कात्यायन्यै० ऊरू पू०, भद्रकाल्यै० कटी पू०, कमलायै० नाभिं पू०, शिवायै० उदरं पू०, क्षमायै० हृदयं पू० स्कंदायै०, कंठे पू०, महिषासुरमर्दिन्यै० नेत्रे पू०, उमायै० शिरः पू०, विंध्यवासिन्यै० सर्वांगं पू० । दशांगं गुग्गुलं धूपं चंदनागुरुसंयुतम् ॥ मया निवेदितं भक्त्या गृहाण परमेश्वरि ॥ यत्पुरुषंव्य० कर्दमेन प्रजाभू० धूपम् ॥ आज्यं च वर्तिसंयुक्तं वह्निना योजितं मया ॥ दीपं गृहाण देवि त्वं त्रैलोक्यतिमिरापहे ॥ ब्राह्मणोस्य० आपः सृजंतु० दीपम् ॥ अन्नं चतुर्विधं स्वादु रसैः षड्भिः समन्वितम् ॥ भक्ष्यभोज्यसमायुक्तं प्रीत्यर्थं प्रतिगृह्यताम् ॥ चंद्रमा० आर्द्रांपुष्क० नैवेद्यम् ॥ आचमनीयम् ॥ मलयाचलसंभूतं कस्तुर्या च समन्वितम् ॥ करोद्वर्तनकं देवि गृहाण परमेश्वरि ॥ करोद्वर्तनम् ॥ इदं फलं मया देवि स्थापितं पुरतस्तव ॥ तेन मे सफलावाप्तिर्भवेज्जन्मनि जन्मनि ॥ नाभ्याआ० आर्द्रां यः करि० फलम् ॥ पूगीफलं महद्दिव्यं नागवल्ल्या दलैर्युतम् ॥ कर्पूरैलासमायुक्तं तांबूलं प्रतिगृह्यताम् ॥ तांबूलम् ॥ हिरण्यगर्भेति दक्षिणाम् । यज्ञेन यज्ञ० यः शुचिः प्र० ॥ मन्त्रपुष्पांजलिम् ॥ अश्वदायै गोदायै इत्यादि प्रार्थयेत् ॥ ॐ श्रियेजातः० नीराजनम् ॥ श्रीसूक्तं संपूर्णं पठित्वा पुष्पांजलिम् ॥ मन्त्रहीनं क्रियाहीनं भक्तिहीनं सुरेश्वरि ॥ यत्पूजितं मया देवि परिपूर्णं तदस्तु मे ॥ महिषघ्नि महामाये चामुंडे मुंडमालिनि । यशो देहि धनं देहि सर्वान्कामांश्च देहि मे । नमस्कारम् ॥

'यत्पुरुषेण०' એ મંત્રથી તથા 'आदित्यवर्णे०' એ મંત્રોથી સ્નાન કરાવવું. હે દેવિ! ઝીણા સૂત્રથી મેં બનાવેલું અને નાના પ્રકારના રંગોથી ચિત્રેલું વસ્ત્ર આપને માટે તૈયાર છે માટે પ્રસન્ન થાઓ અને ગ્રહણ કરો. 'तस्मायज्ञा०' એ મંત્રથી તથા 'क्षुत्पिपासा०' એ મંત્રોથી ઉત્તરીય આપવું. હે દેવિ! હે પરમેશ્વરિ! વિવિધ રત્નોથી બનાવેલા અલંકારો આપ ગ્રહણ કરો. અને પ્રસન્ન થાઓ. એ મંત્રથી અલંકારો પહેરાવવા. હે દેવિ! મલય પર્વતમાં ઉત્પન્ન થયેલું અને કપૂર તથા અગરુ સહિત ચંદન આપને ભક્તિથી હું આપું છું તે ગ્રહણ કરો. ''तस्मायज्ञा०' અને 'गंधद्वारां'० એ મંત્રોથી ચંદન ચડાવવું. હે દેવિ! કુંકુમ સહિત અક્ષત આપની પ્રીતિ માટે આપને નિવેદિત કરું છું તે ગ્રહણ કરો. એ મંત્રોથી અક્ષત ચડાવવા. હે દેવિ! આપની પૂજા માટે મેં આણેલાં મંદાર, પારિજાત અને પાટલીનાં પુષ્પ તથા કમળ પુષ્પો તૈયાર છે તેને ગ્રહણ કરો. 'तस्मादश्वा०' અને 'मनसःकाम०' એ મંત્રોથી પુષ્પ ચડાવવાં. 'अहिरिवभोगैः०' એ મંત્રથી સુગંધી દ્રવ્ય ચડાવવાં. હવે અંગપૂજા—'દુર્ગાને નમસ્કાર કરું છું તેના પાદની પૂજા કરું છું' એ પ્રકારે લખેલા મંત્રોથી ગુલ્ફ, જાનુ વગેરે અંગોની પૂજા કરવી. પછી હે મહેશ્વરિ! આપને ભક્તિથી ચંદન અને અગરુ સહિત દશાંગ ગુગળનો ધૂપ બતાવું છું તે ગ્રહણ કરો. 'यत्पुरुषंव्य०' તથા 'कर्दमेनप्रजाभू०' એ મંત્રોથી ધૂપ બતાવવો. હે ત્રણ લોકના અંધકારનો નાશ કરનારી દેવિ! ઘી તથા વાટથી

*વેદોક્ત તથા પુરાણોક્ત મંત્રોવડે અધિકાર પ્રમાણે પૂજા કરવી.

બનેલો અને અગ્નિથી પ્રગટાવેલો દીવો આપ ગ્રહણ કરો. 'ब्राह्मणोस्य०' અને 'आपःसृजंतु०' એ મંત્રોવડે દીવો કરવો. હે દેવિ ! આપની પ્રીતિ માટે *રસવાળું, †ભક્ષ્ય, ભોજ્ય, સહિત અને સ્વાદિષ્ઠ ‡ચાર પ્રકારનું અન્ન તૈયાર છે, તે ગ્રહણ કરો. 'चंद्रमा०' અને 'आर्द्रां पुष्क०' એ મંત્રોથી નૈવેદ્ય કરવું. પછી આચમન આપવું. હે દેવિ ! હે પરમેશ્વરિ ! મલય પર્વતમાં ઉત્પન્ન થયેલું અને કસ્તૂરીસહિત કરોદ્વર્તન તૈયાર છે, તે ગ્રહણ કરો. એ મંત્રથી કરોદ્વર્તન આપવું. હે દેવિ! આ ફળ આપની પાસે ધરેલ છે, તેથી પ્રત્યેક જન્મમાં મને સફળ પ્રાપ્તિ થાઓ. 'नाभ्याआ०' અને 'आर्द्रांयःकरि०' એ મંત્રોથી ફળ ધરવું. નાગરવેલનાં પાન સહિત કપૂર, એલાયચી અને સોપારી સહિત સુંદર તાંબૂલનું ગ્રહણ કરો. એ મંત્રથી તાંબૂલ આપવું. 'हिरण्यगर्भ०' એ મંત્રથી દક્ષિણા મૂકવી. 'यज्ञेनयज्ञं०' અને 'यः शुचिः प्र०' એ મંત્રોથી મંત્રપુષ્પાંજલિ આપવી. 'अश्वदायैगोदायै०' ઇત્યાદિ મંત્રોવડે પ્રાર્થના કરવી. 'ॐ श्रियेजातः०' એ મંત્રથી આરતી ઉતારવી. પછી સંપૂર્ણ શ્રીસૂક્ત ભણી પુષ્પાંજલિ આપવી. હે સુરેશ્વરિ ! મારાથી આપની પૂજા મંત્રહીન, ક્રિયાહીન અથવા ભક્તિહીન થઈ હોય તો, હે દેવિ ! તે આપ કૃપાથી પરિપૂર્ણ માની લ્યો. હે મહિષઘ્નિ ! હે મહામાયે ! હે ચામુંડે! હે મુંડમાલિનિ ! મને યશ આપો. ધન આપો, અને મારા સર્વ મનોરથ પૂર્ણ કરો. એ મંત્રોથી નમસ્કાર કરવા.

## કુમારી ( કુંવારિકા ) પૂજા

अथ कुमारीपूजा ॥ एकवर्षा तु या कन्या पूजार्थे तां विवर्जयेत् । गंधपुष्पफलादीनां प्रीतिस्तस्या न विद्यते ॥ तेन द्विवर्षामारभ्य दशवर्षपर्यंता एव पूज्या नत्वन्याः । सामान्यपूजामन्त्रस्तु—मन्त्राक्षरमयीं लक्ष्मीं मातृणां रूपधारिणीम् । नवदुर्गात्मिकां साक्षात्कन्यामावाहयाम्यहमिति ॥ तासां पृथङ्नामान्याह—द्विवर्षकन्यामारभ्य दशवर्षांतविग्रहाम् । पूजयेत्सर्वकार्येषु यथाविध्युक्तमार्गतः ॥ कुमारिका द्विवर्षा तु त्रिवर्षा तु त्रिमूर्तिका । चतुर्वर्षा तु कल्याणी पञ्चवर्षा तु रोहिणी । षड्वर्षा तु काली स्यात्सप्तवर्षा तु चंडिका ॥ अष्टवर्षा शांभवी च दुर्गा च नवमे स्मृता । दशवर्षा सुभद्रेति नामतः परिपूजयेत् ॥

કુમારી પૂજામાં એક વર્ષની કન્યા લેવી નહીં, કારણ કે તેને ચંદન, પુષ્પ કે ફળ વગેરેની ઉપર પ્રીતિ હોતી નથી. માટે બે વર્ષથી આરંભી દશ વર્ષ સુધીની કન્યાની પૂજા કરવી; પણ બીજી એટલે દશ વર્ષથી મોટી અથવા બે વર્ષથી નાની લેવી નહીં. 'મંત્રના અક્ષરરૂપ, લક્ષ્મીરૂપ, માતાના રૂપને ધારણ કરવાવાળી અને સાક્ષાત્ નવદુર્ગારૂપ કન્યાનું આવાહન કરું છું.' એ સાધારણ પૂજાનો મંત્ર છે. તેનાં જૂદાં જૂદાં નામ છે. સર્વ કાર્યમાં બે વર્ષથી દશ વર્ષ સુધીની કન્યાનું કહેલા પ્રકારે પૂજન કરવું. બે વર્ષની કન્યા કુમારિકા, ત્રણ વર્ષની ત્રિમૂર્તિકા, ચાર વર્ષની કલ્યાણી, પાંચ વર્ષની રોહિણી, છ વર્ષની કાલી, સાત વર્ષની ચંડિકા, આઠ વર્ષની શાંભવી, નવ વર્ષની દુર્ગા, અને દશ વર્ષની સુભદ્રા કહેવાય છે. એ નામોવડે પૂજા કરવી.

प्रातःकाले विशेषेण कृत्वाऽभ्यंगं समाहितः । आवाहयेत्ततः कन्यां मन्त्रैरेभिः पृथक् पृथक् ॥ तानेव मन्त्रानाह—जगत्पूज्ये जगद्वंद्ये सर्वशक्तिस्वरूपिणि । पूजां गृहाण कौमारि जगन्मातर्नमोऽस्तु ते ॥१॥ त्रिपुरां त्रिगुणाधारां त्रिमार्गज्ञानरूपिणीम् । त्रैलोक्यवंदितां देवीं त्रिमूर्तिं पूजयाम्यहम् ॥ २ ॥ कलात्मिकां कलातीतां कारुण्यहृदयां शिवाम् । कल्याणजननीं नित्यां कल्याणीं पूजयाम्यहम् ॥३॥ अणिमादिगुणाधारामकाराद्यक्षरात्मिकाम् । अनंतशक्तिभेदां तां रोहिणीं पूजयाम्यहम् ॥ ४ ॥ कामचारीं कामरात्रीं कालचक्रस्वरूपिणीम् । कामदां करुणाधारां कालिकां पूजयाम्यहम् ॥ ५ ॥ उग्रध्यानां चोग्ररूपां दुष्टासुरनिबर्हिणीम् । चार्वंगीं चंडिकां लोके पूजितां पूजयाम्यहम् ॥६॥ सदानंदकरीं शांतां सर्वदेवनमस्कृताम् । सर्वभूतात्मिकां लक्ष्मीं शांभवीं पूजयाम्यहम् ॥ ७ ॥ दुर्गे मे दुस्तरे युद्धे भयदुःखविनाशिनीम् । पूजयामि सदा भक्त्या दुर्गां दुर्गार्तिनाशिनीम् ॥ ८ ॥ सुंदरीं स्वर्णवर्णाभां सर्वसौभाग्यदायिनीम् । सुभद्रजननीं देवीं सुभद्रां पूजयाम्यहम् ॥ ९ ॥ इति कुमारीपूजनम् ॥

પ્રાતઃકાલમાં અભ્યંગ કરી, નીચેના મંત્રોવડે, પૃથક્ પૃથક્ કન્યાઓનું આવાહન કરવું. जगत्पूज्ये० त्रिपुरां० कालात्मिकां० अणिमादि० कामचारीं० उग्रध्यानां० सदानंदकरीं दुर्गेमे० सुंदरी० હે કૌમારિ ! આપ જગતને પૂજ્ય તથા વંદ્ય છો, સર્વ શક્તિરૂપ છો. હે જગન્માતા! આપને નમસ્કાર કરું છું, પૂજા ગ્રહણ કરો. [1] ત્રણ ગુણ (સત્વ વગેરે) નાં આધાર, ત્રિમાર્ગ જ્ઞાનરૂપ, ત્રણ લોકે વંદન કરાયેલાં, એવાં ત્રિમૂર્તિ દેવીની પૂજા કરું છું.[2] કલ્યાણી દેવી કે જે કળારૂપ છે, કળાને ઉલ્લંઘન કરનાર છે, દયાવાળાં છે અને નિત્ય છે તેની હું પૂજા કરું છું.[3] રોહિણી દેવી કે જે અણિમાદિ ગુણોના આધાર, અકાર વગેરે અક્ષર સ્વરૂપ અને અનંત શક્તિના ભેદવાળાં છે તેની હું પૂજા કરું છું.[4] કાલિકા કે જે યથેચ્છ ફરનાર, કાલરાત્રિ, કાલચક્ર સ્વરૂપા, કામને આપનાર તથા દયાનાં આધાર છે, તેની હું પૂજા કરું છું.[5] ચંડિકાદેવી કે જેનું ઉગ્ર ધ્યાન છે, ઉગ્રરૂપ છે, જે દુષ્ટ દૈત્યોને મારનારાં છે

* મીઠો, ખાટો, ખારો, તીખો, કડવો, અને તુરો એ છ પ્રકારના રસ કહેવાય છે. † જે ચાવીને ખવાય (પૂરી વગેરે) તે ભક્ષ્ય અને શીરા વગેરે ભોજ્ય કહેવાય છે. ‡ ચોષ્ય, લેહ્ય, પેય અને ભોજ્ય.

અને લોકોમાં પૂજાય છે તેની હું પૂજા કરું છું.[૬] શાંભવી દેવી કે જે નિરંતર આનંદ આપનાર છે, શાંત છે, સર્વ પ્રાણીરૂપ છે, લક્ષ્મીરૂપ છે અને જેને સર્વ દેવ નમસ્કાર કરે છે તેની હું પૂજા કરું છું.[૭] દુર્ગા કે જે મહાભયંકર યુદ્ધમાં મારાં દુઃખનો નાશ કરનાર છે અને સંકટ દૂર કરનાર છે, તેની ભક્તિથી હું પૂજા કરું છું.[૮] સુભદ્રા કે જે સુંદરી છે, સુવર્ણના જેવી કાંતિવાળી છે, સર્વ સૌભાગ્યને આપનાર અને કલ્યાણ કરનાર છે, તેની હું પૂજા કરું છું.[૯] એ પ્રમાણે કુમારિકાઓનું પૂજન છે.

## નવરાત્ર વ્રતનો આરંભ કર્યા પછી આવેલાં સૂતકનો ખુલાસો

प्रारंभोत्तरं सूतकप्राप्तावाह–सूतके पूजनं प्रोक्तं जपदानं विशेषतः। देवीमुद्दिश्य कर्तव्यं तत्र दोषो न विद्यते– इति ॥ अनारब्धे त्वन्येन कारयेत्। रजस्वला तु ब्राह्मणैः पूजादिकं कारयेत्, सूतकवद्विशेषवचनाभावात् ॥ सभर्तृकस्त्रीणां नवरात्रे गंधादिसेवनं न दोषाय ॥ तदुक्तं हेमाद्रौ गारुडे–गंधालंकारतांबूलपुष्पमालानुलेपनम् ॥ उपवासे न दुष्यंति दंतधावनमंजनम् ॥ इत्याश्विनशुक्लप्रतिपत्कृत्यम् ॥

વ્રત કરતાં વચમાં સૂતક આવ્યું હોય તો પણ દેવીના ઉદ્દેશથી વિશેષે કરી પૂજા, જપ અને દાન કરવું, એમાં દોષ નથી. જો વ્રતનો આરંભ ન થયો હોય તો બીજાની પાસે પૂજા વગેરે કરાવવાં. રજસ્વલા સ્ત્રીએ બ્રાહ્મણની પાસે પૂજા વગેરે કરાવવાં. કારણ કે સૂતકની પેઠે રજોદર્શનમાં પૂજા કરવાનું કોઇપણ વચન નથી. નવરાત્રમાં સુવાસિની સ્ત્રીને ચંદન ચોપડવું અને આંજણ આંજવું વગેરેનો દોષ નથી. તે માટે હેમાદ્રિમાં ગરુડપુરાણનું વચન છેઃ–ઉપવાસમાં ગંધ, અલંકાર, તાંબૂલ, પુષ્પમાલા, ચંદન ચોપડવું, દાતણ કરવું અને આંજણ આંજવાનો દોષ નથી. એ પ્રકારે આસો શુદ પડવાનું કૃત્ય છે.

## કાર્તિક શુદ ૧ નાં કર્તવ્ય

अथ कार्तिकशुक्लप्रतिपत् ॥ सा पूर्वा ग्राह्या । पूर्वविद्धा प्रकर्तव्या शिवरात्रिर्बलेर्दिनमिति पाद्मोक्तेः ॥ अत्राभ्यंगो नित्यः। वत्सरादौ वसंतादौ बलिराज्ये तथैव च। तैलाभ्यंगमकुर्वाणो नरकं प्रतिपद्यते–इति वसिष्ठोक्तेः । अत्र कर्तव्यमाह–प्रातर्गोवर्धनः पूज्यो द्यूतं चापि समाचरेत् । भूषणीयास्तथा गावः पूज्याश्चावाहदोहनाः ॥

કાર્તિક શુદ પડવો પ્રથમનો લેવો, કારણ કે 'શિવરાત્રિ અને બલિદિન (કાર્તિક શુદિ પડવો અન્નકૂટનો દિવસ, પૂર્વવિદ્ધા કરવો.' દ્વિતીયાના યોગવાળો લેવો નહીં.) એ પ્રકારનું પદ્મપુરાણમાં વચન છે. આ દિવસે તેલ ચોળવાની જરૂર છે, કારણ કે 'વર્ષને પહેલે દિવસે, વસંતને પહેલે દિવસે, અને બલિરાજ્યને દિવસે જે તેલ ન ચોપડે તે નરકમાં પડે છે,' એમ વસિષ્ઠે કહ્યું છે. હવે આ દિવસનું કાર્ય કહે છે–'પ્રાતઃકાલમાં ગોવર્ધન પર્વતની પૂજા કરવી. દ્યૂત (જુગટું) ખેલવું અને બાંધ્યા વિનાની તથા દોયા વગરની ગાયોને શણગારી, તેની પૂજા કરવી.'

## બલિપડવાની કથા

अथ कथा ॥ वालखिल्या ऊचुः–प्रतिपद्युदयेऽभ्यंगं कृत्वा नीराजनं ततः । सुवेषः सत्कथागीतैर्दानैश्च दिवसं नयेत् ॥१॥ शंकरस्तु तदा द्यूतं ससर्ज सुमनोहरम्। कार्तिके शुक्लपक्षे तु प्रथमेऽहनि सत्यवत् ॥ २ ॥ प्रत्युवाच वचश्चेदं देवींप्रति सदाशिवः । कालक्षेपाय केषांचित् केषांचिद्धनहेतवे ॥ ३ ॥ केषांचिद्धननाशाय पश्य द्यूतं कृतं मया । तस्य त्वं कौतुकं पश्य भुवनं लापयाम्यहम् ॥ ४ ॥ ऊचेत्थं क्रीडितं ताभ्यां भवान्या च जितं तदा । पुनर्द्वितीयं भुवनं लापितं निर्जितं तया ॥ ५ ॥ पुनस्तृतीयं भुवनं लापितं निर्जितं तया । पुनर्नंदं पुनश्चर्म पुनः पन्नगबंधनम् ॥ ६ ॥ शशिलेखां डमरुकं सर्वं तस्याप्यजीजयत् । निर्गतस्तु हरो गेहाच्चीरवल्कलधारकः ॥ ७ ॥ गंगातीरं समागत्य तस्थौ चिंतासमन्वितः ॥ तस्मिन्क्षणे कार्तिकेयः खेलितुं च गतः क्वचित् ॥ ८ ॥ गंगातीरादयौ गेहमपश्यत्पथि शंकरम् ॥ ईषत्क्रुद्धं विरक्तं च ननाम चरणौ पितुः ॥ ९ ॥ तेनापि मूर्ध्नि चाघ्रातः पुत्र याहि गृहं सुखम् ॥ तव मात्रा जितश्चाहं गच्छामि गहनं वनम् ॥ १० ॥

વાલખિલ્યો કહે છેઃ–પડવાને દિવસે પ્રાતઃકાલમાં તૈલાભ્યંગ કરી નીરાજન કરી સારાં સારાં વસ્ત્રો તથા અલંકાર પહેરી, સત્કથા, ગીત અને દાન કરી દિવસ ગાળવો.[૧] કાર્તિક માસના શુક્લપક્ષના પડવાને દિવસે શંકરે મનને હરનારું જુગટું બનાવી પાર્વતીજીને કહ્યું કે, હે દેવિ! જુવો, કેટલાક માણસોના કાલક્ષેપ માટે, કેટલાકને ધનની પ્રાપ્તિ અને હાનિ માટે મેં જુગટું બનાવ્યું છે, માટે તમે તેનું કૌતુક જોવા મારી સાથે રમો. હું એક ભુવન માંડું છું.[૨–૪] પછી શંકર અને પાર્વતી જુગટું રમવા બેઠાં. તેમાં પાર્વતી જીત્યાં, ત્યારે મહાદેવે બીજું ભુવન માંડ્યું તે પણ પાર્વતી જીત્યાં.[૫] ત્રીજું માંડ્યું તે પણ એ જીત્યાં; પછી નંદી, હાથીનું ચામડું, સર્પ, ચંદ્રરેખા અને ડમરુ વગેરે જે જે શંકરે માંડ્યું તે બધું પાર્વતી જીતી ગયાં. છેવટે મહાદેવજી વલ્કલ પહેરી ઘરમાંથી બહાર નીકળી ગયા અને પાધરા ગંગાકિનારે જઈ, વિચાર કરતા બેઠા. તેવામાં ત્યાંથી રમી વળેલા ઘેર જતા કાર્તિકસ્વામીએ રસ્તામાં કિંચિત્ ક્રોધયુક્ત વૈરાગ્યમાં બેઠેલા પિતા શંકરને જોયા. કાર્તિકસ્વામીએ તેમના ચરણમાં દંડવત્ કર્યા,[૬–૯] ત્યારે મહાદેવજીએ માથું સુંઘી કહ્યું કે, 'હે પુત્ર!

તું સુખેથી ઘેર જા. તારી માએ મને જિતી લીધો છે, માટે હું ગહન વનમાં જાઉં છું.'[૧૦]

स्कंद उवाच ॥ कथं मात्रा जितो देवो वनं कस्माच्च गच्छसि ॥ अहमप्यागमिष्यामि त्वत्पादौ सेवयाम्यहम् ॥ ११ ॥ शिव उवाच ॥ विजित्य तव मात्रा तु क्षणं न स्थेयमत्र वै ॥ मम लोके तथेत्युक्तः क्वचिद्गच्छाम्यहं ततः ॥ १२ ॥ स्कंद उवाच ॥ मा गच्छ त्वं महादेव द्यूतमार्गं प्रदर्शय ॥ आनीयते मया जित्वा सर्वं तव धनादिकम् ॥१३॥ शिवेनापि तथेत्युक्त्वा द्यूतमार्गः प्रदर्शितः ॥ स्कंदोऽपि गृहमागत्य पार्वतीं वाक्यमब्रवीत् ॥ १४ ॥ स्कंद उवाच ॥ देवि देवो गतः क्वासौ वृषभोऽत्रैव संस्थितः ॥ शीर्षे च न विधुः कस्मान्मातः सत्यं वदाय मे ॥ १५ ॥ देव्युवाच ॥ स्वयमेव कृतं द्यूतं स्वयमेव पराजितः । स्वयमेव गतः कोपात्प्रार्थ्यतां स कथं मया ॥ १६ ॥ स्कंद उवाच ॥ मया सह क्रीडितव्यं कथं तत्क्रीडनं त्विति ॥ देव्यक्रीडत्तेन सार्द्धं ततः स्कंदेन निर्जितम् ॥ १७ ॥ मयूरेण वृषस्तस्याः शक्त्या पन्नगबंधनम् ॥ वृषेणेंदुस्ततोऽर्धांगं तत्सर्वं तेन निर्जितम् ॥ १८ ॥ कौपीनं निर्जितं चर्म गृहीत्वा तदुपाययौ ॥ गंगातीरे यत्र शिवस्तत्रागत्य न्यवेदयत् ॥ १९ ॥

કાર્તિકસ્વામીએ પૂછ્યું:–મારી માએ આપને કેવી રીતે જિત્યા અને આપ વનમાં શા માટે જાઓ છો? હું પણ આપની સાથે આવીને આપનાં ચરણની સેવા કરીશ.[૧૧] શિવજી બોલ્યા:–મને જિત્યા પછી તારી માએ કહ્યું કે, મારા લોકમાં થોડીવાર પણ તમારે રહેવું નહીં, માટે હું કોઈ પણ જગોએ જઈશ.[૧૨] કાર્તિકસ્વામી બોલ્યા:–હે મહાદેવ! આપ જાઓ મા, પણ મને જુગટું શીખવો તો હું પાર્વતીને જિતી આપનું સઘળું ધન પાછું લાવું.[૧૩] શંકરે એ વાત કબુલ કરી તેને જુગટું શીખવ્યું. પછી કાર્તિકસ્વામીએ ઘેર આવી પાર્વતીને કહ્યું કે, હે દેવિ! હે માતા! નંદી તથા ચંદ્ર તો અહીં છે, માટે સાચું કહો કે, મહાદેવ કયાં ગયા છે?[૧૪–૧૫] પાર્વતી બોલ્યાં:–મહાદેવ તો પોતે જ જુગટું ઉત્પન્ન કરી મારી સાથે રમતાં હાર્યા, તેથી રીસે ભરાઈ પોતાની મેળે ચાલ્યા ગયા, તો મારાથી કેમ રોકાય?[૧૬]

કાર્તિકસ્વામી બોલ્યાઃ–ત્યારે મારી સાથે રમી બતાવો કે તમે કેવી રીતે રમ્યાં? આ સાંભળી પાર્વતીજી તેની સાથે રમવા લાગ્યાં, તેમાં કાર્તિકેય જિત્યા.[૧૭] મયૂરથી નંદી, શક્તિવડે સર્પ, નંદીવડે ચન્દ્ર, પછી અર્ધાંગ લંગોટી અને હાથીનું ચામડું, એ પ્રમાણે સઘળું જિતી લઇને કાર્તિકેયે તે બધી વસ્તુઓ સાથે ગંગાતીરે જ્યાં શિવજી બેઠા હતા ત્યાં આવી મહાદેવને અર્પણ કર્યું.[૧૮–૧૯]

ततो देवीसमीपे तु विघ्नराजः समाययौ ॥ किमर्थं म्लानवदना देवि जातासि तद्वद ॥ २० ॥ देव्युवाच ॥ मया जितो महादेवः स तु गेहाद्विनिर्गतः ॥ आयास्यति वृषाद्यर्थमिति संचिंत्य संस्थितम् ॥ २१ ॥ तव भ्रात्रा तु तज्जित्वा सर्वं तस्मै निवेदितम् ॥ नायास्यत्यधुना देव इति चिंतापराम्यहम् ॥ २२ ॥ गणेश उवाच ॥ देवि शिक्षय मां द्यूतं जेष्यामि भ्रातरं हरम् ॥ आनयिष्यामि सामग्रीं यथाहं स्यां सुतस्तव ॥ २३ ॥ इति पुत्रवचः श्रुत्वा तस्मै द्यूतमशिक्षयत् ॥ स गृहीत्वा पाशयुगं सारिकाः शीघ्रमाययौ ॥ २४ ॥ पृष्ट्वा पृष्ट्वा यत्र देवः स्कंदो यत्र व्यवस्थितः ॥ गणेश उवाच ॥ मयानीताविमौ पाशौ सारिकाः पट एव च ॥ २५ ॥ क्रीड त्वं तु मया सार्द्धं देवस्याग्रे ममाग्रज ॥ इति भ्रातृवचः श्रुत्वा शुभाभ्यां क्रीडितं तदा ॥ २६ ॥ मूषकेण बलीवर्दं मयूरं चाप्यजीजयत् ॥ शिवस्य सर्वविषयं स्कंदस्य च तथैव च ॥ २७ ॥ गृहीत्वा स तु विघ्नेशस्तत्काले पार्वतीं ययौ ॥ पार्वत्यपि च संतुष्टा गणेशं वाक्यमब्रवीत् ॥ २८ ॥ सम्यक् कृतं त्वया पुत्र नानीतोऽसौ महेश्वरः ॥ सामदानादिकं कृत्वा आनयात्र महेश्वरम् ॥ २९ ॥ तथेत्युक्त्वा गणेशोऽसौ समारुह्य च मूषकम् ॥ त्वरितं चाययौ तत्र गृहं नेतुं महेश्वरम् ॥ ३० ॥

કાર્તિકસ્વામી જિતી ગયા પછી ગણેશે પાર્વતી પાસે આવી પૂછ્યું કે, હે દેવિ! શા માટે ઉદાસ થઈ બેઠાં છો, તે મને કહો.[૨૦]

પાર્વતી બોલ્યાં:–હે પુત્ર! મેં મહાદેવજીને જુગટામાં જિતી લીધા ત્યારે તે ઘરમાંથી બહાર નીકળી ગયા, પણ નંદી વગેરે સર્વ અહીં જ છે, માટે પાછા આવશે એમ ધારી હું નિશ્ચિંત બેઠી હતી.[૨૧] તેટલામાં તારા ભાઈ કાર્તિકેય આવી સઘળું મારી પાસેથી જિતી, મહાદેવને પાછું આપ્યું, માટે હવે મહાદેવજી ઘેર નહીં આવે, એમ વિચારી ચિંતામાં બેઠી છું.[૨૨] ગણેશ બોલ્યાઃ–હે દેવિ! મને દ્યૂત શીખવો, એટલે જો હું તમારો પુત્ર હઈશ તો મારા ભાઇને અને શંકરને જિતી સર્વ સામગ્રી પાછી આણીશ.[૨૩] એવું પુત્રનું વચન સાંભળી પાર્વતીએ તેને જુગટું રમતાં શીખવ્યું, એટલે ગણપતિ બે પાસા અને ગોટી (સોગઠાં) લઈ જલદી જ્યાં મહાદેવ અને કાર્તિકસ્વામી હતા ત્યાં પૂછતા પૂછતા ગયા અને કહેવા લાગ્યાઃ-ગણેશ બોલ્યા, હે મોટા ભાઇ! હું બે પાસા, ગોટી અને કપડું (ચોપાટ) લાવ્યો છું, માટે મહાદેવની સામે તમે મારી સાથે રમો. એવું ગણપતિનું વચન સાંભળી કાર્તિકસ્વામી તેની સાથે રમવા લાગ્યા,[૨૪–૨૬] ત્યારે ઊંદરવડે નંદી તથા મયૂરને જિતી લીધા. એમ મહાદેવજી તથા કાર્તિકસ્વામી પાસે જે હતું તે સર્વ ગણપતિએ જિતી લીધું.[૨૭] પછી સઘળી ચીજો લઈ તે જ વખતે વિઘ્નરાજ ગણેશ પાર્વતીજીની પાસે આવ્યા, તે જોઈ પાર્વતીજી પ્રસન્ન થયાં અને તેમને કહેવા લાગ્યાં કે,[૨૮] હે પુત્ર! આ તો સઘળું ઠીક કર્યું પણ મહાદેવજીને તેડી લાવ્યો નહીં,

માટે તેને હરકોઈ ઉપાયે સમજાવી અહીં તેડી લાવ.[૨૯] 'ઠીક' એમ કહી ગણેશ ઊંદર ઉપર બેસી મહાદેવજીને બોલાવવા માટે ઉતાવળા ચાલ્યા.[૩૦]

ईश्वरस्तु समुत्थाय हरिद्वारं समागतः ॥ नारदेरितवृत्तांतो विष्णुस्तत्र समागतः ॥ ३१ ॥ विष्णुरुवाच ॥ त्र्यक्षां विद्यां कुरु शिव एकाक्षोऽहं भवाम्यहम् ॥ रावणेन तयेत्युक्तं काणो भव जनार्दन ॥ ३२ ॥ विष्णुरुवाच ॥ ओतुवत्पश्यसे मां त्वं तस्मादोतुर्भविष्यसि ॥ नारद उवाच ॥ देव सिद्धं महत्कार्यमायाति स गणेश्वरः ॥ ३३ ॥ ज्ञातुमत्र भवद्वृत्तं मूषकस्तस्य धृष्यताम् ॥ इति श्रुत्वा नारदस्य वचनं रावणोऽग्रतः ॥३४॥ कुर्वन्मार्जारवच्छब्दं मूषकोऽसौ पलायितः ॥ मूषकं त्यज्य गणपः शनैःशनैरुपाययौ ॥३५॥ जातो विष्णुः पाश इति दूरतस्तद्विलोकितम् । प्रणिपत्य महादेवं विनयानतकंधरः ॥ ३६ ॥ गणेश उवाच ॥ आगम्यतां देव गेहं देवीमानपुरःसरम् ॥ यदि नायासि गेहं त्वं प्राणांस्त्यक्ष्यति चांबिका ॥ ३७ ॥ त्वय्यागते मया सर्वं कार्यमेतदुपायनम् ॥ महादेव उवाच ॥ एषा त्र्यक्षा महाविद्याऽधुना गणप निर्मिता ॥ ३८ ॥ अनया क्रीडते देवी आगमिष्ये गृहं तदा ॥ गणेश उवाच ॥ सर्वथैव क्रीडितव्यं देव्या नास्त्यत्र संशयः ॥ ३९ ॥ आगम्यतां गृहं देव मात्रा सह हि, मा व्रज ॥ इति तस्य वचः श्रुत्वा ईश्वरः सगणो ययौ ॥ ४० ॥ नारदोऽप्यागतस्तत्र महोतुरपि चागतः ॥ उपविष्टास्तु कैलासे देवास्तत्र समागताः ॥ ४१ ॥

હવે ગણેશજીની પાસે હાર્યા પછી મહાદેવજી ત્યાંથી ઉઠી હરદ્વાર ( તીર્થ ) ગયા, અને નારદજીએ સર્વ વૃત્તાંત કહેવાથી વિષ્ણુ ત્યાં આવ્યા અને કહ્યું કે, હે શિવ ! ત્રણ પાસાવાળી જુગટાંની રમત કરો તેમાં—એકાક્ષ* (એક પાસો) હું થાઉં. ત્યારે રાવણે કહ્યું કે, હે વિષ્ણુ! તમે કાણા થાઓ.[૩૧-૩૨] વિષ્ણુ બોલ્યાઃ—હે રાવણ ! તું મને મીંદડાની પેઠે જુએ છે, માટે તું મીંદડો થઈશ. નારદજી બોલ્યાઃ—હે દેવ ! મોટું કાર્ય સિદ્ધ થયું. કારણ કે ' મહાદેવજી શું કરે છે, ' એ જાણવા ગણપતિ આવે છે, એટલે તેના ઉંદરને ડરાવવો જોઈએ. એવું નારદજીનું વચન સાંભળી રાવણ મીંદડો થઈ આગળ જઈ શબ્દ કરવા લાગ્યો. તે સાંભળી ગણપતિનું વાહન ઉંદર ભાગ્યો ત્યારે ઊંદરને છોડી દઈ, ગણપતિ એક પાસો વિષ્ણુ થયેલ છે, એ દૂરથી જોતા જોતા ધીરે ધીરે ત્યાં આવ્યા અને વિનયથી માથું નમાવી પ્રણામ કરી મહાદેવજીને કહેવા લાગ્યા કે,[૩૩-૩૬] હે મહાદેવજી! પાર્વતીજી આપને ઘણા માનની સાથે બોલાવે છે. જો આપ નહીં પધારો તો પાર્વતીજી પ્રાણત્યાગ કરશે; માટે ઘેર પધારો[૩૭] એટલે જે કંઈ આપવાનું છે તે હું આપને ભેટ કરીશ. મહાદેવજી બોલ્યાઃ—હે પુત્ર ! આ ત્રણ પાસાવાળી મોટી રમત બનાવી છે, માટે પાર્વતીજી જો આ રમત મારી સાથે રમે તો હું ઘેર આવું. ગણપતિ બોલ્યાઃ—પાર્વતીજી જરૂર આપની સાથે રમશે; એમાં સંશય રાખવો નહીં.[૩૮-૩૯] માટે આપ તથા કાર્તિકસ્વામી સાથે ઘેર પધારો—પણ આપ વનમાં જાઓ મા. એવું ગણપતિનું વચન સાંભળી મહાદેવજી, તેના ગણ, નારદજી, દેવો અને મોટો મીંદડો એ સર્વ કૈલાસમાં જઈ બેઠા.[૪૦-૪૧]

दृष्ट्वा देवीं प्रहस्यादौ महेशो वाक्यमब्रवीत् ॥ त्र्यक्षविद्या महादेवि गंगाद्वारे विनिर्मिता ॥ ४२ ॥ अनया जयसे त्वं चेत्तदा त्वं सत्यभाषिणी ॥ देव्युवाच ॥ वृषादि तव सामग्री मयेयं लापिता शिव ॥ ४३ ॥ त्वया किं लाप्यते ब्रूहि दर्शयस्व सदोगतान् ॥ इति श्रुत्वा वचस्तस्याः प्रेक्षताधो मुखं हरः ॥ ४४ ॥ तस्मिन्क्षणे नारदेन स्वकौपीनं समर्पितम् ॥ वीणादंडश्चोपवीतमनेन क्रीडतामिति ॥ ४५ ॥ सदाशिवः प्रसन्नोऽभूत् क्रीडनं संप्रचक्रतुः ॥ यथायाचयते रुद्रस्तथा विष्णुः प्रजायते ॥ ४६ ॥ यथयाचयते देवी विपरीतः पतत्यसौ ॥ स्वकीयाभरणाद्यं च महादेवेन निर्जितम् ॥ ४७ ॥ स्कंदालंकारिकं सर्वं पुनराप्तं हरेण च ॥ ततो गणेशः प्रोवाच वाक्यं सदसि गर्वितः ॥ ४८ ॥ न क्रीडितव्यं हे मातः पाशो लक्ष्मीपतिः स्वयम् ॥ कृतो हरेण सर्वस्वं ते हरिष्यति मत्पिता ॥ ४९ ॥ इति पुत्रवचः श्रुत्वा पार्वती क्रोधमूर्च्छिता ॥ तथाविधां तामालोक्य रावणो वाक्यमब्रवीत् ॥ ५० ॥

પછી પાર્વતીજીને જોઈને મહાદેવજી હસીને બોલ્યા કે, હે દેવિ ! ત્રણ પાસાવાળી મોટી રમત ગંગાદ્વાર (હરદ્વાર)-માં બનાવેલ છે, માટે જો આ રમતમાં તમે મને જિતી લ્યો તો ખરાં. પાર્વતીજી બોલ્યાંઃ—હે શિવજી ! નંદી વગેરે આપની સામગ્રી હું માંડું છું, પણ આપ શું માંડશો તે કહો અને સર્વને બતાવો. તે સાંભળી મહાદેવજી નીચું જોઈ ગયા.[૪૨-૪૪] ત્યારે નારદજીએ પોતાની લંગોટી, વીણા, દંડ અને જનોઈ આપી મહાદેવજીને કહ્યું કે, આ માંડીને રમો.[૪૫] ત્યારે મહાદેવજી બહુ પ્રસન્ન થયા અને રમવા માંડ્યું. જે જે દાવ મહાદેવજી માગે તે તે વિષ્ણુ આપે અને જે જે દાવ પાર્વતીજી માગે તે તે દાવ અવળો પડે. એ રીતે રમતાં પોતાનું તથા કાર્તિકસ્વામીનું જે કંઈ હતું, તે સઘળું મહાદેવજીએ પાછું જિતી લીધું. ત્યારે ગણેશ સભામાં ગર્વથી બોલ્યા કે,[૪૬-૪૮] હે માતા! આપ રમશો મા. કારણ કે મહાદેવજીએ સાક્ષાત્ વિષ્ણુનો પાસો કરેલ છે માટે મારા પિતા તમારું સઘળું જિતી લેશે.[૪૯] એવું પુત્રનું કહેવું સાંભળી પાર્વતીજીને બહુ ક્રોધ ચઢ્યો. તે વખતે પાર્વતીજીને ક્રોધાયમાન જોઈ, રાવણ બોલ્યો.[૫૦]

૧ अमुदित्यध्याहारः ।

* એકાક્ષના અર્થ બે છે. એક તો એક પાસો અને બીજો એક આંખવાળો એટલે કાણો.

रावण उवाच ॥ पापिष्ठेनाथ शप्तोस्मि दुर्दुरूढेन विष्णुना ॥ अधर्मोऽयं न कर्तव्य इत्युक्तं तु मया यतः ॥ ५१ ॥ देव्युवाच ॥ सर्वान् शपिष्ये वत्साहं धूर्तानेतान्महाबलान् ॥ सामर्थ्यं पश्य मे पुत्र धर्मस्त्यागफलं तथा ॥ ५२ ॥ देव यस्मादबलया कपटं च कृतं त्वया ॥ तस्मात्सदाऽस्तु ते मूर्धा गंगाभारप्रपीडितः ॥ ५३ ॥ इतस्ततः कुचेष्टां त्वं यतः शिक्षयसे मुने ॥ ५४ ॥ सदैव भ्रमणं ते स्यादेकत्र न भवेत्स्थितिः ॥ यतः कृता त्वबलया सह माया त्वया हरे॥ एष वैरी रावणोऽयं तव भार्यां नेयिष्यति ॥ ५५ ॥ हित्वा मां मातरं पुत्र बालकत्वं त्वया कृतम् ॥ अतस्त्वं न युवा वृद्धो बाल एव भविष्यसि ॥ ५६ ॥ स्वप्नेऽपि ते सुखं स्त्रीणां न कदापि भविष्यति ॥ गणेश उवाच ॥ अनेन चोतुरूपेण मूषकोऽयं पलायितः ॥ ५७ ॥ मध्येमार्गं कृतं विघ्नं शपैनं राक्षसाधमम् ॥ देव्युवाच ॥ यस्माद्विघ्नं त्वया दुष्ट कृतं मद्बालकस्य तु ॥ ५८ ॥ तस्मादयं तव रिपुर्विष्णुस्त्वां घातयिष्यति ॥ इति देव्या वचः श्रुत्वा सर्वे संक्रुद्धमानसाः ॥५९॥ देवीशापे मनश्चक्रुर्नारदो वाक्यमब्रवीत् ॥

રાવણ કહે છેઃ—હે દેવિ ! આ બાબતમાં મેં કહ્યું કે, આવી અનીતિ ન કરો ત્યારે પાપી અને મદોન્મત્ત વિષ્ણુએ મને શાપ આપ્યો.[૫૧] પાર્વતી બોલ્યાંઃ—હે પુત્ર ! એ સઘળા બળવાન્ છે, છતાં પણ એ ધૂર્તોને શાપ આપું છું. મારું સામર્થ્ય અને ધર્મનો ત્યાગ કરવાથી કેવું ફળ થાય છે તે તું જો.[૫૨] હે મહાદેવ! હું કે જે અબળા તેની સાથે તમે કપટ કર્યું, માટે તમારું મસ્તક નિરંતર ગંગાજીના ભારથી પીડિત રહેશે.[૫૩] હે મુનિ નારદ ! જ્યાં ત્યાં સાચાં ખોટાં કર્યા કરો છો, તેથી તમારે નિરંતર ભમવું પડશે; પણ એક જગ્યાએ સ્થિતિ થશે નહીં.[૫૪] હે હરે ! તમે અબળાની સાથે કપટ કર્યું, તેથી આ રાવણ તમારો શત્રુ થઇ તમારી સ્ત્રીને હરી જશે.[૫૫] હે પુત્ર ! હું કે જે તારી મા તેને છોડી, બાલચેષ્ટા કરી માટે તું બાલક જ રહીશ, પણ યુવાન કે વૃદ્ધ થઇશ નહીં,[૫૬] અને સ્વપ્નમાં પણ તને સ્ત્રીસુખ કદી મળશે નહીં. ગણેશજી બોલ્યાઃ—હે માતા! આ રાવણે મીંદડાનું રૂપ ધરી મારા ઉંદરને નસાડી મૂકી માર્ગમાં વિઘ્ન કર્યું માટે આ રાવણ કે જે રાક્ષસોમાં નીચ છે તેને પણ શાપ આપો. પાર્વતીજી બોલ્યાંઃ—અરે દુષ્ટ ! તેં મારા બાલકને વિઘ્ન કર્યું માટે તારા શત્રુ આ વિષ્ણુ તને મારશે. એ પ્રકારે પાર્વતીજીએ દીધેલો શાપ સાંભળી ક્રોધથી સઘળા તેને શાપ દેવા તૈયાર થઇ ગયા.

नारद उवाच ॥ कोपं कुर्वंतु मा देवा नेयं शप्या कदाचन ॥ ६० ॥ सर्वेषामादिमायेयं यथायोग्यफलप्रदा ॥ नायं शाप इयं देवी स्मर्तव्या तु विचक्षणैः ॥ ६१ ॥ गंगा सदा तिष्ठतु रुद्रमस्तके बलाद्रमां वा नयतु क्षपाचरः ॥ जाड्यरस्याथ यथोचिता स्मृतिश्चानंगतृष्णारहितः कुमारः ॥ ६२ ॥ अहं भ्रमामि धरणीं न स्थातव्यं ततो धनैः ॥ सम्यग्देवि त्वया प्रोक्तं शृण्विदानीं वचो मम ॥ ६३ ॥ सर्वक्रोधापनुत्त्यर्थं ननर्त मुनिपुंगवः ॥ कक्षानादं चकारोच्चैर्हाहाहीहीति चाब्रवीत् ॥ ६४ ॥ तस्य चेष्टां त्रिलोक्याथ सर्वे हर्षमवाप्नुयुः ॥ देव्युवाच ॥ भो भो विदूषकश्रेष्ठ कृतकृत्योऽसि नारद ॥ ६५ ॥ वरं वरय भद्रं ते यत्तन्मनसि रोचते ॥

તે વખતે નારદજી બોલ્યા કે, હે દેવો ! ક્રોધ કરો મા અને કોઇ વખત પણ આ દેવીને શાપ આપવો નહીં.[૫૭-૬૦] કારણ કે આ સર્વની આદિમાયા છે અને યથાયોગ્ય ફલ આપનાર છે, પણ આ શાપ નથી. બુદ્ધિમાન્ પુરુષે આ દેવીનું સ્મરણ કરવું.[૬૧] મહાદેવજીના મસ્તકમાં નિરંતર ગંગાજી રહો. રાક્ષસ વિષ્ણુની સ્ત્રીનું હરણ કરો. સ્ત્રી હરનાર રાવણનું મરણ યોગ્યજ છે. કાર્તિકસ્વામી બાલક રહે અને તેને કામતૃષ્ણા થાય નહીં.[૬૨] અને હું એક ઠેકાણે નહિ રહેતાં ભમ્યા કરીશ. હે દેવિ ! તમે ઠીક કહ્યું. હવે મારું વચન સાંભળો.[૬૩] એમ કહી સર્વેનો ક્રોધ દૂર કરવા માટે જોરથી નાચવા લાગ્યા, કક્ષાનો નાદ કરવા લાગ્યા અને હાહા હીહી એવા શબ્દો કરવા લાગ્યા, તે જોઇ સઘળા આનંદ પામ્યા. પાર્વતીજી કહે છે—ઓ વિદૂષકશ્રેષ્ઠ ! હે નારદ ! તમે કૃતકૃત્ય છો.[૬૪-૬૫] તમારું કલ્યાણ થાઓ ! તમારા મનમાં જે જે ઇચ્છા હોય, તે પ્રમાણે વરદાન માગો.

नारद उवाच ॥ याचयंतु वरं सर्वे को वा किं याचयिष्यति ॥ ६६ ॥ सर्वे ते याचयिष्यंति यथाचेष्टं ब्रुवंतु तत् ॥ शिव उवाच ॥ सर्वं संक्षम्यतां देवि जितं यद्वृषभादिकम् ॥ ६७ ॥ तन्ममास्तु द्यूतशतैर्न ग्राह्यं जगदंबिके ॥ देव्युवाच ॥ मास्तु त्वया समं नाथ स्वप्नेऽपि मम चांतरम् ॥६८॥ एतदेव वरं मन्ये क्रोधो मा भून्ममोपरि ॥ कार्तिके शुक्लपक्षे तु प्रथमेऽहनि सत्यवत् ॥ ६९ ॥ जयो लब्धो मया त्वत्तः सत्येनैव महेश्वर ॥ तस्माद्द्यूतं प्रकर्तव्यं प्रभाते तत्र मानवैः ॥ ७० ॥ तस्मिन्द्यूते जयो यस्य तस्य संवत्सरं जयः ॥ विष्णुरुवाच ॥ अहं यं यं करिष्यामि श्रेष्ठं वा लघुमेव वा ॥ ७१ ॥ तथा तथा भवतु तद्वरमेनं वदाम्यहम् ॥ स्कंद उवाच ॥ सदा मनस्तपस्यायां मम तिष्ठतु देवताः ॥ ७२ ॥ कदापि विषये मास्तु देय एष वरो मम ॥ गणेश उवाच ॥ संसारे यानि कार्याणि तदादौ मम पूजनात् ॥ ७३ ॥ यांतु सिद्धिं मम कृपां विना सिद्ध्यंतु मा क्वचित् ॥ रावण उवाच ॥ वेदव्याख्यानसामर्थ्यं मम शीघ्रं भवत्विति ॥ ७४ ॥ सदाशिवे सदा चास्तु भक्तिर्मेऽव्यभिचारिणी ॥

---

१ दुरभिमानोन्मत्तेन । २ छांदसः ।

१ विनोदकारिषु श्रेष्ठः ।

નારદ બોલ્યાઃ–સર્વે તમારી પાસે વરની યાચના કરે છે, તો કોણ અને શું માગે?[૭૪] સર્વે યાચના કરે છે, માટે પોતપોતાની ઇચ્છા મુજબ સહુ બોલે. શિવજી બોલ્યાઃ–હે દેવિ! નંદિ વગેરે જે તમે જિતી લીધું છે તે માફ કરો. હે જગદંબા! સેંકડો જુગટાંવડે પણ તે મારી ચીજો તમારે લેવી નહીં. પાર્વતી કહે છે–હે નાથ! મારી અને તમારી સ્વપ્નમાં પણ જુદાઇ ન થાય, એ જ હું શ્રેષ્ઠ માનું છું અને મારી ઉપર આપનો ક્રોધ ન થવો જોઇએ. હે મહેશ્વર! કાર્તિક માસમાં શુદિ પડવાને દિવસે મેં સત્યવડે આપને જીત્યા છે, માટે પ્રાતઃકાલમાં મનુષ્યે જુગટું ખેલવું અને તે જુગટામાં જે જિતે તે આખાં વર્ષમાં જિતે. વિષ્ણુ કહે છે–હે દેવિ! હું જેને મોટો કરું અને જેને હલકો કરું તે તેમ જ થાય, એ જ હું વરદાન માગું છું. કાર્તિકસ્વામી કહે છે–હે દેવિ! મારું મન હમેશાં તપશ્ચર્યામાં રહે, પણ કોઇ વખતે વિષયમાં જાય નહી, એ વરદાન હું માગું છું. ગણેશજી કહે છે–હે દેવિ! સંસારમાં જે જે કાર્યો થાય, તેના આરંભમાં મારી પૂજાથી સિદ્ધિ થાય; પણ મારી કૃપા વગર કોઇપણ કાર્યની સિદ્ધિ ન થાય. રાવણ કહે છે–વેદભાષ્ય કરવામાં મારી શક્તિ જલદી થાય, અને શંકરમાં મારી અનન્ય સ્થિર ભક્તિ રહે.

नारद उवाच ॥ क्रुद्धाक्रुद्धाश्च ये केचिन्मूर्खामूर्खाश्च ये जनाः ॥७५॥ मद्वाक्यं सत्यमित्येव मानयंतु सदा सुराः ॥ इत्युक्त्वांतर्हिताः सर्वे देवा रुद्रपुरोगमाः ॥ ७६ ॥ तस्मात्प्रतिपदि द्यूतं कुर्यात्सर्वोऽपि वै जनः ॥ द्यूतं निषिद्धं सर्वत्र हित्वा प्रतिपदं बुधाः ॥ ७७ ॥ स्वस्योद्यमादिज्ञानाय कुर्याद्द्यूतमतंद्रितः ॥ विशेषवच्च भोक्तव्यं सुहृद्भिर्ब्राह्मणैः सह ॥७८॥ दयिताभिश्च सहितं नेया सा च भवेन्निशा ॥ ततः संपूजयेन्मानैरंतःपुरसुवासिनीः ॥ ७९ ॥ पदातिजनसंघातान् ग्रैवेयै[१]ःकटकैः शुभैः ॥ स्वनामांकैः स्वयं राजा तोषयेत्स्वजनान् पृथक् ॥ ८० ॥ वृषभान्महिषांश्चैव युद्ध्यमानान्परैः सह ॥ गजानश्वांश्च योधांश्च पदातीन्समलंकृतान् ॥ ८१ ॥ मंचारूढः स्वयं पश्येन्नटनर्तकचारणान् ॥ योधयेच्च त्रासयेच्च गोमहिष्यादिकं तथा ॥ ८२ ॥

નારદજી કહે છે–હે સુરો! કોઇ ક્રોધમાં હોય વા પ્રસન્ન હોય, મૂર્ખ હોય વા પંડિત હોય પણ હું જે કહું તે સત્ય જ તેઓના સમજવામાં આવે. એટલું કહી મહાદેવજી વગેરે સર્વે દેવો અદૃશ્ય થઈ ગયા.[૭૫–૭૬] તે કારણ માટે પડવાને દિવસે સઘળાએ જુગટું રમવું. હે પંડિતો! જુગટું સર્વથા નિષિદ્ધ છે, પણ આ પડવાને દિવસે તેનો નિષેધ નથી.[૭૭] પોતાનો ઉદ્યમ જાણવા માટે સાવધાન થઈ જુગટું રમવું અને મિત્ર તથા બ્રાહ્મણની સાથે વિશેષ જમવું.[૭૮] તે રાત્રિ સ્ત્રીની સાથે ગુમાવવી અને તે જે માગે તે આપી, તેને માન આપી, પ્રસન્ન કરવી.[૭૯] પછી જો સમર્થ હોય તો પોતાના નોકર ચાકરને પોતાના નામથી લખેલાં માદળીયાં અને કડાં વગેરે જૂદા જૂદા અલંકારો આપી પ્રસન્ન કરવાં.[૮૦] મહેલ ઉપર બેસી પરસ્પર લડતા બળદ, પાડા, હાથી અને મલ્લને જોવા, તેમ જ ગાયો, ભેંસો વગેરેને લડાવવાં, પણ ડરાવવાં નહીં.[૮૧–૮૨]

## માર્ગપાલીબંધન

ततो पराह्णसमये पूर्वस्यां दिशि भारत । मार्गपालीं प्रबध्नीयात्तुंगस्तम्भेऽथ पादपे ॥ ८३ ॥ कुशकाशमयीं दिव्यां लंबकैर्बहुभिर्युताम् । दर्शयित्वा गजानश्वान्तायमस्यास्तले नयेत् ॥ ८४ ॥ कृते होमे द्विजेन्द्रैश्च बध्नीयान्मार्गपालिकाम् । नमस्कारं ततः कुर्यान्मन्त्रेणानेन सुव्रत ॥८५॥ मार्गपालि नमस्तेऽस्तु सर्वलोकसुखप्रदे । विधेयैः पुत्रदाराद्यैः पूरयेहां घृतस्य मे ॥ ८६ ॥ नीराजनं च तत्रैव कार्यं राष्ट्रजयप्रदम् । मार्गपालीतलेनाथ यांति गावो वृषा गजाः ॥ ८७ ॥ राजानो राजपुत्राश्च ब्राह्मणाः शूद्रजातयः । मार्गपालीं समुल्लंघ्य नीरुजास्तु सुखान्विताः ॥८८॥ तस्मादेतत्प्रकुर्वीत द्यूताद्यं विधिपूर्वकम् ॥ ८९ ॥ इति सनत्कुमारसंहितायां द्यूतविधिः ॥

હે ભારત! બપોર પછી પૂર્વ દિશામાં ઊંચા થાંભલા અને વૃક્ષની સાથે સુંદર દર્ભ અને કાસડાની માર્ગપાલી બાંધવી અને ત્યાં હાથીઓ, અશ્વો વગેરે લઇ જવા.[૮૩–૮૪] ઉત્તમ બ્રાહ્મણો પાસે હોમ કરાવી, તે માર્ગપાલી બાંધવી અને પછી નીચેનો મંત્ર ભણવો.[૮૫] 'હે માર્ગપાલી! હે સર્વ લોકોને સુખ આપનાર, મારા મનોરથ તથા મારી સ્ત્રી, મારા પુત્ર અને નોકર ચાકર વગેરેના મનોરથ પૂર્ણ કર,' એમ કહી નમસ્કાર કરવા.[૮૬] પછી ત્યાં જ આરતી કરવી કે જેથી દેશનો જય થાય. ગાયો, બળદ, હાથી, રાજા, રાજાના પુત્રો, બ્રાહ્મણો અને શૂદ્રો જે માર્ગપાલીની નીચેથી જાય, તે રોગ રહિત તથા સુખીયાં થાય છે,[૮૭–૮૮] માટે જુગટાં વગેરે વિધિ પ્રમાણે કરવાં.[૮૯] એ પ્રકારે સનત્કુમારસંહિતામાં જુગટાંનો પ્રકાર છે.

## બલિપૂજન, ગોક્રીડન અને વષ્ટિકાકર્ષણ

अथ बलिपूजागोक्रीडनवेष्टिकाकर्षणानि तत्रैव । वालखिल्या ऊचुः–पूर्वविद्धा प्रकर्तव्या प्रतिपद्बलिपूजने । वर्धमानतिथिर्नंदा यदा सार्द्धत्रियामिका । द्वितीया वृद्धिगामित्वादुत्तरा तत्र चोच्यते । बलिमालिख्य दैत्येंद्रं वर्णकैः पंचरंगकैः ॥ गृहमध्यमशालायां विंध्यावल्या समन्वितम् । जिह्वां च ताल्वक्षिप्रांतौ करयोः पादयोस्तले ॥ रक्तवर्णेनास्य केशान्कृष्णेन च समालिखेत् । सर्वांगं पीतवर्णेन शखाद्यं नीलवर्णतः ॥ वस्त्रं च श्वेतवर्णेन यथाशोभं प्रकल्पयेत् । सर्वाभरणशोभाढ्यं द्विभुजं नृपचिह्नितम् ॥ लोको लिखेद् गृहस्यांतः शय्यायां शुक्लतंडुलैः । मन्त्रेणानेन संपू-

१ कंठभूषणैः ।

१ स्थूलरज्जुविशेषः ।

ञ्य षोडशैरुपचारकैः ॥ बलिराज नमस्तुभ्यं दैत्यदानवपूजित ॥ इंद्रशत्रोऽमराराते विष्णुसान्निध्यदो भव ॥ बलिमुद्दिश्य दीयंते दानानि मुनिपुंगवाः । यानि तान्यक्षयाणि स्युर्मयैतत्संप्रदर्शितम् ॥ कौमुदप्रीतिर्बलेर्यस्मादीयतेऽस्यां युधिष्ठिर । पार्थिवेन्द्रैर्मुनिवरास्तेनेयं कौमुदी स्मृता ॥ यो यादृशेन भावेन तिष्ठत्यस्यां युधिष्ठिर । हर्षदैन्यादिरूपेण तस्य वर्षं प्रयाति वै ॥ बलिपूजां विधायैवं पश्चाद्गोक्रीडनं चरेत् ॥

બલિપૂજન, ગોક્રીડન અને વષ્ટિકાકર્ષણ એ પણ કાર્તિક માસના શુક્લ પડવાને દિવસે કરવાં. આ વિષયમાં વાલખિલ્ય–બલિની પૂજામાં પૂર્વવિદ્ધા પડવો લેવો, એમ કહે છે. જો પડવો બીજે દિવસે સાડા ત્રણ પહોર સુધી રહેતો હોય ને વર્ધમાન હોય તો બીજને દિવસે વૃદ્ધિગામિની હોવાથી તે દિવસે ગણવો. બલિપૂજા કરવા માટે ઘરના મધ્યમાં પાંચ રંગવડે બલિ કે જે દૈત્યોનો રાજા છે તેને વિધ્યાવલી સહિત આલેખવા. તેની જીભ, તાળવું, આંખના છેડા અને હાથ તથા પગનાં તળિયાં લાલ રંગથી આલેખવાં. એના કેશ કાળા રંગના કરવા, અને બીજું આખું શરીર પીળા રંગથી રંગવું. હથીયાર વગેરે કાળા રંગનાં ચીતરવાં અને કપડાં ધોળા વર્ણનાં ચીતરવાં. તેના બે હાથ કરવા. એ પ્રમાણે ખૂબસુરત ચિત્ર કાઢવું. પછી સઘળા અલંકારો પહેરાવવા અને છત્ર ચામર વગેરે રાજાનાં ચિહ્નો પાસે રાખવાં. મનુષ્યે*ઘરની અંદર ધોળા ચોખાથી ચિત્ર કાઢવું અને 'હે બલિરાજ! તમે દિતિ અને દનુના પુત્રોએ પૂજિત છો, તમે ઇંદ્ર અને દેવતાના શત્રુ છો, તમે મને વિષ્ણુના સમીપમાં પહોંચાડનાર થાઓ. એમ કહી ષોડશોપચારે પૂજા કરવી. હે મુનિશ્રેષ્ઠો! બલિરાજાના નામથી જે દાન દેવાય છે તે અક્ષય થાય છે, એમ મેં જ કહેલું છે. હે યુધિષ્ઠિર! પૃથ્વીમાં મોટા મોટા રાજાઓ આ પડવાને દિવસે બલિરાજાને પ્રસન્ન કરે છે, માટે એનું નામ કૌમુદી કહેલી છે. હે યુધિષ્ઠિર! આ પડવાને દિવસે જે માણસ હર્ષમાં રહે છે તેનું આખું વર્ષ હર્ષમાં જાય છે અને જે શોકમાં રહે છે તેનું આખું વર્ષ નિશ્ચય શોકમાં જાય છે. એ પ્રકારે બલિની પૂજા કરી, પછી ગોક્રીડન કરવું.

गवां क्रीडादिने यत्र रात्रौ दृश्येत चंद्रमाः । सोमो राजा पशून्हंति सुरभीः पूजकांस्तथा ॥ प्रतिपद्दर्शसंयोगे क्रीडनं च गवां मतम् । परा योगे तु यः कुर्यात्पुत्रदारधनक्षयः ॥ अलंकार्यास्तदा गावो ग्रासाद्यैश्च स्युरर्चिताः । गीतवादित्रघोषेण नयेन्नगरबाह्यतः॥ आनीय च गृहं पश्चात्कुर्यान्नीराजनाविधिम् । अथ चेत्प्रतिपत्स्वल्पा नारी नीराजनं चरेत् । द्वितीयायां तदा कुर्यात् सायं मंगलमालिकाम् । एवं नीराजनं कृत्वा सर्वपापैः प्रमुच्यते ॥ प्रतिपत्पूर्वविद्धैव वष्टिकाकर्षणे भवेत् । कुशकाशमयीं कुर्याद्वष्टिकां सुदृढां नवाम् ॥ देवद्वारे नृपद्वारेऽथवा नेया चतुष्पथे । तामेकतो राजपुत्रा हीनवर्णास्तथैकतः । गृहीत्वा कर्षयेयुस्तां यथासारं मुहुर्मुहुः । समसंख्या द्वयोः कार्या सर्वेऽपि बलवत्तराः ॥ जयोऽत्र हीनजातीनां जयो राज्ञस्तु वत्सरम् । उभयोः पृष्ठतः कार्या रेखा स्वाकर्षकोपरि ॥ रेखांते यो नयेत्तस्य जयो भवति नान्यथा । जयचिह्नमिदं राजा विदधीत प्रयत्नतः ॥

ગોક્રીડનને દિવસે રાત્રે જો ચંદ્રમા દેખાય તો રાજા સોમ, પશુ, ગાયો અને પૂજનારને હણે છે માટે અમાવાસ્યા અને પડવાના સંયોગમાં એટલે અમાવાસ્યાયુક્ત પડવાને દિવસે ગોક્રીડન કરવું; પણ જો દ્વિતીયાયુક્ત પડવાને દિવસે ગોક્રીડન કરે તો પુત્ર, સ્ત્રી અને ધનનો ક્ષય થાય છે. ગોક્રીડનને દિવસે ગાયોની પૂજા કરી તેને અલંકાર વગેરેથી શોભાવી કાંઇ પણ ખવરાવવું. પછી વાજાં વગડાવતાં ને ગાતાંવાતાં ગામની બહાર ગાયોને લઇ જઈ પાછી ઘેર લઇ આવી તેની આરતી ઉતારવી. જો પડવો થોડો હોય તો સ્ત્રીએ આરતી ઉતારવી, અને દ્વિતીયામાં સાયંકાળે મંગલમાલિકા કરવી. એ પ્રમાણે આરતી ઉતારવાથી સઘળાં પાપથી મુક્ત થવાય છે. વષ્ટિકાકર્ષણમાં પૂર્વવિદ્ધા પડવો લેવો, તેમાં દર્ભ અને કાસડાની ખૂબ મજબૂત નવી વષ્ટિકા કરવી. પછી તેને મંદિર પાસે, રાજાના દરવાજા પાસે, અથવા ચોકમાં લઇ જઇ એક તરફ રાજપુત્રો અને એક તરફ હીન જાતિનાં માણસો એમ બે તરફ સરખી સંખ્યા અને સરખા બળવાળા વળગી, પોતાના જોર પ્રમાણે વારંવાર ખેંચે. તેમાં જો હીનજાતિ જિતે તો હીનજાતિનો જય થાય અને રાજા જિતે તો રાજાનો જય થાય. જયના જ્ઞાન માટે વષ્ટિકા ખેંચનાર રાજા તથા હીનજાતિ બન્નેની પછવાડે બે હાથ, ચાર હાથ વા દશ હાથને છેટે ચિહ્ન માટે રેખા કરવી. તેમાં પોતાની તરફની રેખા સુધી જે ખેંચી જાય તે જિતે, એમ કરાર કરવો. આ પ્રકારે રાજાએ પ્રયત્નપૂર્વક પોતાના જયનું જ્ઞાન મેળવવું.

## ગોવર્ધનોત્સવ અથવા અન્નકૂટોત્સવ કથા

अथान्नकूटापरपर्यायो गोवर्द्धनोत्सवः सनत्कुमारसंहितायाम् ॥ वालखिल्या ऊचुः–कार्तिकस्य सिते पक्षे ह्यन्नकूटं समाचरेत् ॥ गोवर्द्धनोत्सवश्चैव श्रीविष्णुःप्रीयतामिति ॥१॥ ऋषय ऊचुः–कोऽसौ गोवर्द्धनो नाम कस्मात्तं परिपूजयेत् ॥ कस्मात्तदुत्सवः कार्यः कृते किं च फलं भवेत् ॥२॥ वालखिल्या ऊचुः–एकदा भगवान् कृष्णो गतो गोपालकैः सह । गृहीत्वा गाः प्रतिपदि कार्तिकस्य सिते वने ॥ ३॥ तत्र नानाविधा लोका गोप्यश्चापि सहस्रशः । गोवर्द्धनस-

* ઉપલો પ્રકાર રાજા અને ગૃહસ્થ વગેરેને માટે જણાય છે.

१ अमुड इति लोके प्रसिद्धम् ।

मीपे तु कुर्वंत्युत्सवमादरात् ॥ ४ ॥ खाद्यं लेह्यं च चोष्यं च पेयं नानाविधं कृतम् । कृता नगास्तथाऽन्नानां नृत्यंति च परे जनाः ॥ ५ ॥ नाना पताकाः संगृह्य केचिद्धावंति चाग्रतः ॥ केचिद्गोपाः प्रनृत्यंति स्तुवंति च तथाऽपरे ॥६॥ कृतस्ततो वितानानि तोरणानि सहस्रशः । दृष्ट्वैतत्कौतुकं कृष्णो वाक्यमेतदुवाच ह ॥ ७ ॥ कृष्ण उवाच–उत्सवः क्रियते कस्य देवता का च पूज्यते । पक्वान्नखादनार्थाय कल्पितो वोत्सवोऽधुना ॥ ८ ॥ न भक्षयंति ये देवास्तेभ्योऽन्नं तु प्रदीयते । प्रत्यक्षभोजिनो देवास्तेभ्योऽन्नं न तु दीयते । दृष्ट्वेदृशीं भवद्बुद्धिं गोपाला वेधसा कृताः ॥ ९ ॥

સનત્કુમાર સંહિતામાં વાલખિલ્યો કહે છે–કાર્તિક માસના શુક્લ પક્ષના પડવાને દિવસે શ્રીવિષ્ણુની પ્રીતિ માટે ગોવર્ધનોત્સવ તથા અન્નકૂટ કરવો.[1]

ઋષિઓ બોલ્યાઃ–એ ગોવર્ધન પર્વત કોણ? તેની પૂજા શા માટે કરવી, તેનો ઉત્સવ શા માટે કરવો અને તે કર્યાથી શું ફળ થાય છે?[2]

વાલખિલ્યો કહે છે–એક દિવસે કાર્તિક માસના શુક્લ પક્ષના પડવાને દિવસે ભગવાન્ શ્રીકૃષ્ણ, ગાયો લઇ ગોવાળિયાઓની સાથે વનમાં ગયા.[3] ત્યાં જૂદી જૂદી જાતનાં હજારો માણસો અને ગોપીઓ, ગોવર્ધન પર્વતની સામે આદરપૂર્વક ઉત્સવ કરતાં હતાં.[4] નાના પ્રકારનાં ખાદ્ય (લાડુ, પૂરી વગેરે), લેહ્ય (મધ મુરબ્બા વગેરે), ચોષ્ય (આંબા વગેરે) અને પેય (દૂધ વગેરે) ધર્યાં હતાં, અન્નના મોટા મોટા ઢગો કર્યા હતા; કેટલાંક મનુષ્યો નાચતાં હતાં;[5] કેટલાંક હાથમાં પતાકા લઇ આગળ દોડાદોડ કરતાં હતાં; (અને) કેટલાક ગોવાળ નાચતા હતા અને બીજા કેટલાક સ્તુતિ કરતા હતા.[6] ચારે કોરે હજારો તોરણ અને ચન્દ્રવા બાંધ્યા હતા. એ પ્રકારનું મોટું કૌતુક જોઇ શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા.[7] કૃષ્ણ બોલ્યાઃ–આ કોનો ઉત્સવ કરો છો? આ ઉત્સવમાં કયા દેવનું પૂજન કરો છો? અથવા સારા સારા માલ ખાવાને માટે આ ઉત્સવ હમણાં મનથી ઉઠાવેલો છે?[8] 'જે દેવ ભોજન ન કરે તેને અન્ન આપો છો અને પ્રત્યક્ષ ભોજન કરે તેવા દેવને અન્ન આપતા નથી,' આવી બુદ્ધિ જોઇને જ બ્રહ્માએ તમને ગોવાળનો અવતાર આપેલો છે.[9]

गोपाला ऊचुः– एवं मा वद कृष्ण त्वं वृत्रहंतुर्महोत्सवः । वार्षिकः क्रियतेऽस्माभिर्देवेंद्रस्य च तुष्टये ॥ १० ॥ इन्द्रं पूजय भद्रं ते भविष्यति न संशयः । अथ कुर्वीत देवेन्द्रमहोत्सवमिमं नरः ॥ ११ ॥ दुर्भिक्षं च तथाऽवृष्टिर्देशे तस्य न जायते । तस्मात्त्वपि कृष्णात्र कुरूत्सवमनेकधा ॥ १२ ॥ कृष्ण उवाच–अयं गोवर्द्धनः साक्षाद्वृष्टिसौभिक्ष्यकारकः । मथुरास्थैर्व्रजस्थैश्च पूजितव्यः प्रयत्नतः ॥ १३ ॥ हित्वैतत्पूजनं लोके त्वयेंद्रः पूज्यते कथम् । उत्सवः क्रियतामस्य प्रत्यक्षोऽयं भुनक्ति च ॥ १४ ॥ करिष्यति कृषिं सम्यगुपसर्गान्हनिष्यति । यदा यदा संकटं मे महदागत्य जायते ॥ १५ ॥ तदा तदा पूजयामि स्वयं गोवर्द्धनं गिरिम् । श्रवणे श्रवणे गोपा वार्ता कुर्वंति किं त्विदम् ॥१६॥ तेषां मध्ये कैश्चिदुक्तं कृष्णोक्तं क्रियतामिति । यदा खादति चान्नं वै नगो गोवर्धनस्तथा ॥ १७ ॥ तदा कृष्णोक्तमखिलं सत्यमेव भविष्यति । सर्व एव तदा गोपा विनिश्चित्य च नंदजम् ॥ १८ ॥ वचनं प्राहुरित्थं चेन्निश्चयोऽस्ति तथा कुरु । सर्वेषामग्रणीर्भूत्वा गोवर्द्धनमहोत्सवम् ॥१९॥ ततः कृष्णस्तथेत्युक्त्वा उत्सवे कृतनिश्चयः । नानासामग्रिकं चक्रुर्यथोक्तं नंदसूनुना ॥२०॥ नानावस्त्राणि पात्राणि विस्तृतानि नगाग्रतः । तत्र दत्तोऽन्नपुंजस्तु यथा गोवर्द्धनो महान् ॥ २१ ॥ भक्तं सूपानि शाकाश्च कांजिकं वटकास्तथा । रोटकापुरिकाद्यं च लड्डुकान्मंडकादिकम् ॥ २२ ॥ दुग्धं दधि घृतं क्षौद्रं लेह्यं चोष्यं तथामिषम् । कथिकाद्यं सर्वमपि तत्र दत्वा वचोऽब्रवीत् ॥ २३ ॥

ગોવાળીઆ કહે છે–હે કૃષ્ણ! તમારે એમ કહેવું નહીં; કારણ કે આ વૃત્રહંતા ઇન્દ્રનો મહોત્સવ, ઇન્દ્રની પ્રસન્નતા માટે અમે વર્ષો વર્ષ કરીએ છીએ.[10] તમે પણ ઇન્દ્રનું પૂજન કરો, એથી તમારું કલ્યાણ થશે એમાં સંશય નથી. જે મનુષ્ય આ ઇન્દ્રનો મહોત્સવ કરે છે, તેના દેશમાં અનાવૃષ્ટિ થતી નથી અને દુકાળ પડતો નથી. માટે હે કૃષ્ણ! તમે પણ આ નાના પ્રકારનો ઉત્સવ કરો.[11-12] શ્રીકૃષ્ણ કહે છે–આ સાક્ષાત્ ગોવર્ધન પર્વત કે જે વૃષ્ટિ અને સુભિક્ષા–સારું વર્ષ કરનાર છે, માટે મથુરા અને વ્રજના રહીશોએ તો મહેનત લઇને પણ તેની પૂજા કરવી જોઇએ.[13] આ ગોવર્ધનની પૂજા છોડીને ફોકટ ઇંદ્રની પૂજા શા માટે કરો છો? આ ગોવર્ધન પર્વત પ્રત્યક્ષ ભોજન કરે છે, માટે તેનો ઉત્સવ કરો.[14] આ પર્વત તમારી ખેતીવાડીમાં સારી બરકત મૂકશે અને ઉપદ્રવોનો નાશ કરશે, મને જ્યારે જ્યારે મોટું સંકટ આવી પડે છે, ત્યારે ત્યારે હું તો પ્રત્યક્ષ આ ગોવર્ધનની જ પૂજા કરું છું. તે સાંભળી સઘળા ગોવાળ 'આ શું' એમ કાનમાં વાતો કરવા લાગ્યા.[15-16] પછી કેટલાક બોલ્યા–શ્રીકૃષ્ણ જેમ કહે છે તેમ કરો. પછી જો આ પર્વત અન્નનું ભોજન કરશે તો જે શ્રીકૃષ્ણે કહ્યું તે સઘળું સાચું માનીશું. એ સાંભળી ગોવાળીઆઓએ શ્રીકૃષ્ણને કહ્યું કે, જો તમને ખરો અનુભવ હોય તો તમે સર્વના આગેવાન થઇ ગોવર્ધનનો મહોત્સવ કરો;[17-19] ત્યારે તે વાત શ્રીકૃષ્ણે કબૂલ કરી, ગોવાળીઆઓની પાસે નાના પ્રકારની સામગ્રી તૈયાર કરાવી.[20] પછી પર્વતની આગળ નાના પ્રકારનાં વસ્ત્રો અને પાત્રો

રાખ્યાં. તેમાં ગોવર્ધનના જેવો મોટો ભાતનો ઢગલો કર્યો.[૧૧] દાળ, શાક, કાંજી, વડાં, રોટલા, પૂરી, લાડુ, મલાઈ, દૂધ, દહીં, ઘી, મધ, મુરબ્બા, આંબા, માંસ, કઢી વગેરે અનેક પ્રકારની સામગ્રી ધરાવી.[૧૧-૨૩]

कृष्ण उवाच– मन्त्रं पठित्वा गोपाला नेत्रे संमीलयंतु च ॥ गोवर्द्धनेन भोक्तव्यं सर्वमन्नं न संशयः ॥ २४ ॥ गोवर्द्धन धराधार गोकुलत्राणकारक ॥ बहुबाहुकृतच्छाय गवां कोटिप्रदो भव ॥ २५ ॥ लक्ष्मीर्या लोकपालानां धेनुरूपेण संस्थिता ॥ घृतं वहति यज्ञार्थे मम पापं व्यपोहतु ॥ २६ ॥ पठित्वैवं मन्त्रयुगं सर्वे मुद्रितलोचनाः । कृष्णो गोवर्द्धनं विश्य सर्वमन्नमभक्षयत् ॥ २७ ॥ भक्षणावसरे कैश्चिज्जनैर्दृष्टोगिरिस्तथा । अतीवाभूत्तदाश्चर्यं तच्चेतसि मुनीश्वराः ॥ २८ ॥ ततो नाडीद्वयात्कृष्णो गोपान् वाक्यमुवाच सः । अहो गोवर्द्धनेनात्र क्षणाद्भुक्तमिदं स्फुटम् ॥ २९ ॥ पश्यंतु सर्वे गोपालाः प्रत्यक्षोऽयं न संशयः । यद्यस्ति सुखवांछा वः कुर्वंत्वस्य महोत्सवम् ॥ ३० ॥ इति श्रुत्वा वचस्तस्य सर्वे विस्मितमानसाः ॥ गोवर्द्धनोत्सवं चक्रुरैंद्राच्छतगुणं तथा ॥ ३१ ॥

પછી શ્રીકૃષ્ણે કહ્યું કે, હે ગોવાળીઆઓ! મંત્ર ભણી આંખો મીંચી દેજો; એટલે આ પર્વત સઘળું અન્ન જમી જશે, એમાં સંશય નથી.[૨૪] 'હે ગોવર્ધન! હે પૃથ્વીના આધાર! હે ગોકુલનું રક્ષણ કરનાર! અને હે ઘણા બાહુથી છાયા કરનાર! અમને કરોડો ગાયો આપો.[૨૫] લોકપાલની લક્ષ્મી કે જે ગાયના રૂપથી રહેલી છે અને જે યજ્ઞને માટે ઘી આપે છે, તે મારાં પાપને દૂર કરો.[૨૬] આ બે મંત્રો ભણી, સઘળા આંખો મીંચી ગયા ત્યારે શ્રીકૃષ્ણ ગોવર્ધનમાં પેસીને સઘળું અન્ન જમી ગયા.[૨૭] હે મુનીશ્વરો! ખાતી વખતે પર્વત કેટલાકના જોવામાં આવ્યો તેથી તેઓના મનમાં અત્યંત આશ્ચર્ય થયું હતું.[૨૮] બે ઘડી થયા પછી શ્રીકૃષ્ણે ગોવાળીઆઓને કહ્યું કે, હે ગોવાળીઆઓ! કેવું આશ્ચર્ય છે કે ક્ષણવારમાં આ ગોવર્ધન પર્વત પ્રત્યક્ષ ભોજન કરી ગયો.[૨૯] હે ગોવાળીઆઓ! જુઓ. આ પ્રત્યક્ષ દેવ છે, એમાં સંશય નથી. હવે જો તમે સુખ ઇચ્છતા હો તો આ ગોવર્ધનનો મહોત્સવ કરો.[૩૦] એ પ્રકારનું શ્રીકૃષ્ણનું વચન સાંભળી, મોટું આશ્ચર્ય જેના જોવામાં આવેલું છે, તે સર્વે લોકો ઇંદ્રના કરતાં સો ગણો મોટો ગોવર્ધન પર્વતનો ઉત્સવ કરવા લાગ્યા.[૩૧]

इंद्रोत्सवं द्रष्टुकामः समागच्छत नारदः । गोवर्द्धनोत्सवं दृष्ट्वा देवेंद्रस्य सभां ययौ ॥ ३२ ॥ देवेंद्रेण कृतातिथ्यो वारंवारं प्रणोदितः ॥ नोवाच वचनं किंचिद्देवेन्द्रः प्रत्यभाभाषत ॥ ३३ ॥ इंद्र उवाच ॥ युष्माकं कुशलं विप्र वर्तते वा न वेति वा ॥ मदग्रे कथ्यतां दुःखं मुनीश्वर हराम्यहम् ॥ ३४ ॥ नारद उवाच ॥ अस्माकं किं मुनींद्राणामिंद्र दुःखस्य कारणम् ॥ परं गोवर्द्धनः शैलः शक्रो जातो विलोकितः ॥ ३५ ॥ त्वदुत्सवे पूज्यतेऽसौ गोपालैर्गोकुलस्थितैः ॥ अतःपरं यज्ञभागान् ग्रहीष्यति स एव हि ॥ ३६ ॥ इंद्रासनं तथेंद्राणीं क्रमात्सर्वं हरिष्यति ॥ यस्य वीर्यं च शस्त्रं च तस्य राज्यं प्रजायते ॥ ३७ ॥ किमस्माकं मुनींद्राणां य पूर्वेंद्रासने वसेत् ॥ वर्षाद्वा मासषट्काद्वा द्रक्ष्योऽसौ सभागतः ॥ ३८ ॥ इत्थमुक्त्वा च देवेंद्रं प्रययौ नारदो भुवि ॥ इत्थं नारदवाक्यं स श्रुत्वा शक्रोऽभ्यभाषत ॥ ३९ ॥ अहो आवर्तसंवर्ता द्रोणनीलकपुष्कराः ॥ सर्वे मेघा जलं गृह्य करकाभिः समन्विताः ॥४०॥ प्रयांतु गोकुले शीघ्रं मारयंतु च गोपकान् ॥ गोवर्द्धनं स्फोटयंतु वज्रपातैरनेकशः ॥ ४१ ॥ घातयंतु च गाश्चापि गृहाण्युत्पाटयंतु च ॥ ततो घनघटाघोषो गोकुलेऽभून्मुनीश्वराः ॥ ४२ ॥ जात आराद्‍ंधकारो मध्याह्नसमये तदा ॥ कंपितास्तु तदा गोपाः किमकांडमुपस्थितम् ॥ ४३ ॥ ववृषुर्बहु पानीयं करका[१]भिस्तदा घनाः ॥

તે વખતે ત્યાં નારદજી, ઇંદ્રનો ઉત્સવ જોવા આવ્યા હતા તે ગોવર્ધનનો ઉત્સવ જોઈ, ઇંદ્રની સભામાં ગયા;[૩૨] ત્યાં ઇંદ્રે સારો સત્કાર કરી વારંવાર પૂછ્યું, પણ નારદજી કાંઈ બોલ્યા નહીં. ત્યારે ઇંદ્ર કહેવા લાગ્યા:[૩૩] ઇંદ્ર બોલ્યા– હે વિપ્ર! તમારું કુશલ છે કે નહીં? જે દુઃખ હોય તે મારી પાસે કહો. હે મુનીશ્વર! હું તે દુઃખ દૂર કરીશ.[૩૪] ત્યારે નારદજીએ કહ્યું–હે ઇંદ્ર! અમે તો મોટા મુનિ કહેવાઇએ છીએ. અમને દુઃખનું શું કારણ હોય? પણ (આજે) ગોવર્ધન પર્વત ઇંદ્ર થયેલો મારા જોવામાં આવ્યો.[૩૫] કારણ કે ગોકુલમાં રહેતા ગોવાળીઆઓ તમારા ઉત્સવમાં તેનું પૂજન કરે છે. હવેથી એ પર્વત યજ્ઞમાંથી પણ ભાગ લેશે.[૩૬] પછી ઇંદ્રાસન લેશે અને પછી ઇંદ્રાણીનું હરણ કરશે; એમ કરતાં કરતાં સર્વ હરી લેશે. જેને પરાક્રમરૂપી શસ્ત્ર હોય તેનું રાજ્ય વધે.[૩૭] હર કોઈ ઇંદ્રાસન ઉપર બેસે, એમાં અમારે મુનિરાજને શું? હવે દૂર ક્યાં છે, વર્ષમાં અથવા છ જ માસમાં એ પર્વત આ સભાની મધ્યમાં જોવામાં આવશે.[૩૮] એ પ્રકારે ઇંદ્રને કહી નારદજી પૃથ્વીપર ગયા. નારદજીનું એ પ્રકારનું વચન સાંભળી ઇંદ્ર બોલ્યા કે, હે* આવર્ત! હે સંવર્ત! હે દ્રોણ! હે નીલક! હે પુષ્કર! તમે સઘળા મેઘો, કરા અને જળનું ગ્રહણ કરી, જલદી ગોકુળમાં જાઓ, અને ગોવાળીઆઓને મારી નાંખો. અનેક વજ્રપાતવડે ગોવર્ધનને ફોડી નાંખો;[૩૯-૪૧] ગાયોને મારી નાખો; ને ઘરો ઉખેડી નાંખો. એ પ્રમાણે ઇંદ્રના કહ્યા પછી ગોકુળમાં મોટી ગાજવીજ અને મધ્યાહ્ન વખતે અંધારું થઇ ગયું. તે જોઇ ડરી ગયેલા ગોવાળીઆઓ 'વખત વગરનું આ શું' એમ કહે છે, તેટલામાં તો ધોધબંધ પાણી અને કરા પડવા માંડ્યા.

१ लोके 'गारा–करा' इति प्रसिद्धाः ।

* આવર્ત વગેરે મોટા મોટા મેઘોનાં નામો ૭.

गोपा ऊचुः—हा कृष्ण कृष्ण हे कृष्ण किमिदानीं विधीयताम् ॥ ४४ ॥ मृताः स्म सर्वे गोपालाः कुपितोऽयं हि वासवः ॥ कृष्ण उवाच—निमीलयाक्षीणि भो गोपा ध्येयो गोवर्धनो गिरिः ॥ ४५ ॥ रक्षाकर्ता स एवास्ति नान्योऽस्ति जगतीतले । इत्युक्त्वोत्पाट्य तं शैलं तत्तले स्थापितास्तु ते ॥ ४६ ॥ ततः प्रोवाच वचनं गोपान्प्रति बलानुजः ॥ श्रीकृष्ण उवाच—अहो गोवर्द्धनेनैतत्स्थलं दत्तं व्रजंस्त्विह ॥ ४७ ॥ अन्यः कोऽस्ति स्थलं दातुं प्रत्यक्षोऽयं नगोत्तमः । एवं सप्तदिनं तोयं वृष्टं मुसलधारया ॥ ४८ ॥ नाना देशा ययुर्नाशं न गोपाः शरणं ययुः । गोवर्द्धनस्य नाम्नैव कृष्णो नित्यं प्रयच्छति ॥ ४९ ॥ पक्वान्नानि च गोपेभ्यस्तत्र ते सुखमावसन् । इत्येवं कौतुकं दृष्ट्वा सत्यलोकं ययौ मुनिः ॥५०॥ ब्रह्मंस्त्वं किं प्रसुप्तोऽसि जायते सृष्टिनाशनम् । तस्माच्छीघ्रं गोकुले त्वं गत्वा वृष्टिं निवारय ॥ ५१ ॥ ब्रह्मोवाच—किमर्थं जायते वृष्टिः कथं सृष्टिविनाशनम् । कश्चिद्दैत्यः समुत्पन्नः सर्वमाख्याहि मे मुने ॥५२॥ नारद उवाच— नोत्पन्नो दैत्यराट् कश्चित्त्यक्तः शक्रोत्सवो भुवि । गोपकैरिति संक्रुद्ध इंद्र एवं प्रवर्षति ॥ ५३ ॥ इति तस्य वचः श्रुत्वा हंसमारुह्य वै विधिः । आगतो यत्र शक्रोऽस्ति क्रोधादेव प्रवर्षति ॥ ५४ ॥

ગોવાળીઆઓ કહે છે—હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! મોટું કષ્ટ આવી પડ્યું. હવે શું કરવું ?[૪૨–૪૪] આપણું મૃત્યુ આવ્યું, કારણ કે અવશ્ય ઇંદ્ર કોપાયમાન થયો છે. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે—હે ગોવાળીઆઓ ! આંખો મીંચી ગોવર્ધન પર્વતનું ધ્યાન કરો. પૃથ્વીના તળમાં રક્ષણ કરનાર એ જ છે, બીજો કોઇ નથી, એમ કહી આંખો મીંચાવ્યા પછી ગોવર્ધન પર્વતને ઉખેડી તેની નીચે ગોવાળીઆઓને રાખી કહ્યું કે—તમને રહેવા માટે આ સ્થળ ગોવર્ધન પર્વતે આપ્યું છે, માટે એમાં સુખેથી રહો.[૪૫–૪૭] આવી રીતે બીજો કોણ સ્થળ આપે ? માટે આ પર્વત પ્રત્યક્ષ દેવ છે. એ પ્રમાણે સાત દિવસ સુધી મુસળધાર જળ વરસ્યું.[૪૮] તેમાં કેટલાક દેશોનો નાશ થયો, પણ ગોવાળીઆઓને કાંઇ આંચ આવી નહીં. કારણ કે તે શ્રીકૃષ્ણને શરણે ગયા હતા. શ્રીકૃષ્ણ ગોવર્ધન પર્વતના નામથી રાંધેલું અન્ન ગોવાળીઆઓને નિત્ય આપતા હતા, તેથી તે સુખમાં રહેતા હતા. એ પ્રકારનું કૌતુક જોઇ નારદજી સત્યલોકમાં ગયા;[૪૯–૫૦] અને બ્રહ્માજીને કહ્યું કે, હે બ્રહ્મન્ ! સૃષ્ટિનો નાશ થાય છે અને તમે શું સૂતા છો ? માટે જલદી ગોકુળમાં જાઓ અને વૃષ્ટિનું નિવારણ કરો.[૫૧] બ્રહ્માજી બોલ્યાઃ—શા માટે વૃષ્ટિ થાય છે ? સૃષ્ટિનો નાશ કેમ થાય છે ? શું કોઇ દૈત્ય પેદા થયો છે ? હે મુને ! જે હોય તે મને કહો.[૫૨] નારદજી બોલ્યા—કોઈ દૈત્ય તો ઉત્પન્ન થયો નથી, પણ પૃથ્વીમાં ગોવાળીઆઓએ ઇંદ્રોત્સવનો ત્યાગ કર્યો, તેથી ક્રોધાયમાન થયેલો ઇંદ્ર એવી રીતે વર્ષે છે.[૫૩] એ પ્રકારનું નારદજીનું વચન સાંભળી, બ્રહ્મા હંસ ઉપર બેસી તે જગોએ આવ્યા, કે જ્યાં ઇંદ્ર ક્રોધથી વૃષ્ટિ કરતો હતો.[૫૪]

ब्रह्मोवाच— कथं व्यवसिता बुद्धिरीदृशी ते सुरेश्वर । त्रैलोक्यनाथो भगवान्निर्जेतव्यः कथं त्वया ॥ ५५ ॥ एकयैव सुरांगुल्या पश्य गोवर्धनो धृतः । ईर्ष्या कथं तेन साकं त्वया शक्र विधीयते ॥ ५६ ॥ इति ब्रह्मवचः श्रुत्वा मेघान्संस्तभ्य वासवः । प्रणिपत्य च तं कृष्णं शक्रो वचनमब्रवीत् ॥ ५७ ॥ इंद्र उवाच—क्षंतव्या मत्कृतिर्विष्णो दासोऽहं शरणागतः । यद्रोचते तत्प्रदेयमपराधापनुत्तये ॥ ५८ ॥ कृष्ण उवाच— अज्ञात्वा तव सामर्थ्यं गोपालैः रचितं त्विदम् । एषां दंडस्तु योग्योऽयं सम्यगेव त्वया कृतः ॥ ५९ ॥ अहं कनीयांस्ते भ्राता तवाज्ञापरिपालकः । शरणागतजातीनां रक्षणं तु मया कृतम् ॥ ६० ॥ यदि प्रसन्नो देवेश उत्सवोऽयं प्रदीयताम् । गोवर्द्धनाय गिरये गोकुलं रक्षितं यतः ॥ ६१ ॥

બ્રહ્મા બોલ્યાઃ—હે સુરેશ્વર ! તારી આવી બુદ્ધિ કેમ થઈ ? કારણ કે શ્રીકૃષ્ણ જે ત્રણ લોકના નાથ છે તેને તું કેમ જિતી શકીશ ?[૫૫] હે ઇંદ્ર ! જો ! એણે હાથની એક આંગળીથી ગોવર્ધન પર્વત ઉચો રાખ્યો છે, તેની સાથે તારે દ્વેષ કરવો ઉચિત નથી.[૫૬] આવું બ્રહ્માનું વચન સાંભળી ઇંદ્રે મેઘોને બંધ કરી દીધા અને શ્રીકૃષ્ણને પ્રણામ કરી કહેવા લાગ્યા.[૫૭]

ઇંદ્ર બોલ્યાઃ—હે વિષ્ણો ! હું આપનો દાસ છું, આપને શરણે આવ્યો છું, માટે મારો અપરાધ ક્ષમા કરો ને મારા અપરાધને માટે જે આપને યોગ્ય લાગે તે દંડ આપો.[૫૮] શ્રીકૃષ્ણ બોલ્યાઃ—તમારું સામર્થ્ય નહીં જાણી ગોવાળીઆઓએ આમ કર્યું છે તો તેને તમે જે દંડ આપ્યો તે યોગ્ય જ છે. હું તમારો નાનો ભાઇ છું અને આજ્ઞા પાળનાર છું. આ તો મેં શરણાગતનું રક્ષણ કરેલું છે.[૫૯–૬૦] હે દેવેશ ! જો પ્રસન્ન હો તો આ ઉત્સવ કે જેથી ગોકુલની રક્ષા થઇ છે, તે ગોવર્ધન પર્વતને આપો.[૬૧]

वालखिल्या ऊचुः—शक्रोऽपि च तथेत्युक्त्वा तत्रैवांतरधीयत । गते शक्रे गिरींद्रं तं संस्थाप्य हरिरब्रवीत् ॥६२॥ कृष्ण उवाच—गोपा दृष्टं तु माहात्म्यमद्भुतं शैलजं तु यत् । अद्यारभ्य प्रकर्तव्यो महान्गोवर्द्धनोत्सवः ॥ ६३ ॥ गोवर्द्धनेन शैलेन निखिला तु धरा धृता । एतत्सारमजानद्भिः कथं संक्रीडितं पुरा ॥ ६४ ॥ अथ पर्वतराजस्तु सर्वं ब्रूते ममाग्रतः । एतत्सेवाप्रभावेन बलं लब्धं मया महत् ॥६५॥ प्रतिसंवत्सरं तस्मादन्नकूटो विधीयताम् । गवां भवति कल्याणं पुत्रपौत्रादिसंततिः ॥६६॥ ऐश्वर्यं च सदा सौख्यं भवेद्गोवर्द्धनोत्सवात् । कृतं यत्कार्तिके स्नानं जपहोमार्चनादिकम् ॥ ६७ ॥ सर्वं निष्फलतां याति नो कृते पर्वतो-

स्तवे । एवमुक्तास्तु ते गोपाः सत्यं सर्वममन्वत ॥ ६८ ॥ ययुः कृष्णादयः सर्वे नवमेऽहनि गोकुलम् । वालखिल्या ऊचुः— इत्येतत्सर्वमाख्यातमस्माभिस्तु मुनीश्वराः ॥६९॥ श्रीकृष्णस्य तु संतुष्ट्यै ह्यन्नकूटो विधीयताम् । नानाप्रकारशाकानि देशकालोचितानि च ॥ ७० ॥ पक्वान्नानि विचित्राणि कुर्याच्छक्त्यनुसारतः । सर्वान्नपर्वतं कुर्याच्छ्रीकृष्णाय निवेदयेत् ॥ ७१ ॥ गोवर्द्धनस्वरूपाय मन्त्रौ कृष्णोदितौ पठन् । एवं यः कुरुते मर्त्यो विष्णुलोके महीयते ॥ ७२ ॥ इति श्रीसनत्कुमारसंहितायां प्रतिपत्कृत्यम् ॥

વાલખિલ્યો કહે છે—તે વાત કબૂલ કરી ઇંદ્ર ત્યાં જ અદૃશ્ય થઈ ગયો. પછી પર્વતને ઠેકાણે રાખી ભગવાન્ શ્રીકૃષ્ણ બોલ્યા.[૬૨] શ્રીકૃષ્ણ બોલ્યાઃ—હે ગોવાળીઆઓ! આ પર્વતનું અદ્ભુત માહાત્મ્ય જોવામાં આવ્યું? હવે આજથી તમારે મોટો ગોવર્ધનોત્સવ કરવો.[૬૩] આ ગોવર્ધન પર્વતે સઘળી પૃથ્વીને ધારણ કરી રાખી છે. આ પર્વતનું માહાત્મ્ય નહીં જાણવાથી તમે તેવું આચરણ કરતા હતા.[૬૪] આજ આ પર્વતરાજ સઘળું મારી પાસે કહે છે. આ પર્વતના પ્રતાપથી જ મને આટલું મોટું બળ પ્રાપ્ત થયેલું છે.[૬૫] માટે હવેથી વર્ષોવર્ષ અન્નકૂટ ભરવો કે જેથી ગાયોનું કલ્યાણ થશે, અને પુત્ર પૌત્ર વગેરેની વંશવૃદ્ધિ થશે.[૬૬] ગોવર્ધનોત્સવ કરવાથી મોટું ઐશ્વર્ય અને નિરંતર સુખ મળે છે. જો આ ગોવર્ધનોત્સવ ન કરે તો કાર્તિક માસમાં સ્નાન, જપ, હોમ અને પૂજા વગેરે જે કર્યું હોય તે સઘળું નિષ્ફળ થાય છે. એ પ્રકારે જે કહ્યું તે સર્વ ગોવાળીઓએ સત્ય માન્યું.[૬૭–૬૮] પછી નવમે દિવસે કૃષ્ણ વગેરે સઘળા ગોવાળીઆઓ ગોકુળમાં ગયા. વાલખિલ્યો કહે છે—હે મુનીશ્વરો! આ સઘળું મેં તમોને કહી સંભળાવ્યું. માટે શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવા માટે અન્નકૂટ ભરવો. તેમાં પોતાના દેશમાં થતાં તથા તે ઋતુમાં થતાં જૂદી જૂદી જાતનાં શાક કરવાં,[૬૯–૭૦] નાના પ્રકારનાં અન્નની રસોઇ કરવી અને શક્તિ પ્રમાણે સર્વ અન્નના ઢગલા કરી, ગોવર્ધનરૂપ શ્રીકૃષ્ણની પાસે નૈવેદ્ય ધરવું, તથા કથામાં કહેલા શ્લોક ૨૫–૨૬ गोवर्धनधरा० लक्ष्मीर्या० એ બે મંત્રો ભણવા. એ પ્રમાણે જે મનુષ્ય કરે, તે વિષ્ણુલોકમાં પૂજાય છે.[૭૧–૭૨]

## દ્વિતીયાનાં વ્રતો

### યમદ્વિતીયા—ભાઇબીજ

अथ द्वितीयाव्रतानि ॥ कार्तिकशुक्लद्वितीया यमद्वितीया। सा अपराह्णव्यापिनी ग्राह्या । ऊर्जे शुक्लद्वितीयायामपराह्णेऽर्चयेद्यमम् । स्नानं कृत्वा भानुजायां यमलोकं न पश्यति ॥ ऊर्जे शुक्लद्वितीयायां पूजितस्तर्पितो यमः । वेष्टितः किन्नरैर्हृष्टैस्तस्मै यच्छति वाञ्छितम्—इति स्कांदात् ॥ दिनद्वये अपराह्णव्याप्तावव्याप्तौ वा परैवेति युग्मवाक्यात् । प्रथमा श्रावणे मासि तथा भाद्रपदे परा । तृतीयाऽऽश्वयुजे मासि चतुर्थी कार्तिकी भवेत् ॥ श्रावणे कलुषा नाम्नी तथा भाद्रे च निर्मला । आश्विने प्रेतसंचारा कार्तिके याम्यसो मतेति ॥ चतस्रो द्वितीया उपक्रम्य प्रथमायां किंचित्प्रायश्चित्तं, द्वितीयायां सरस्वतीपूजा, तृतीयायां श्राद्धमुक्त्वा चतुर्थ्यां यमपूजनमुक्तम् । कार्तिके शुक्लपक्षे तु द्वितीयायां युधिष्ठिर । यमो यमुनया पूर्वं भोजितः स्वगृहेऽर्चितः ॥ अतो यमद्वितीयेयं त्रिषु लोकेषु विश्रुता । अस्यां निजगृहे पार्थ न भोक्तव्यमतो नरैः । यत्नेन भगिनीहस्ताद्भोक्तव्यं पुष्टिवर्द्धनम् ॥ दानानि च प्रदेयानि भगिनीभ्यो विशेषतः । स्वर्णालंकारवस्त्रान्नपूजासत्कारभोजनैः ॥ सर्वा भगिन्यः संपूज्या अभावे प्रतिपन्नकाः । प्रतिपन्नका मित्रभगिन्य इति हेमाद्रिः । पितृव्यभगिनीहस्तात्प्रथमायां युधिष्ठिर ॥ मातुलस्य सुताहस्ताद्द्वितीयायां युधिष्ठिर । पितुर्मातुः स्वसुश्चैव तृतीयायां तयोः करात् ॥ भोक्तव्यं सहजायाश्च भगिन्या हस्ततः परम् । सर्वासु भगिनीहस्ताद्भोक्तव्यं बलवर्धनम् ॥ धन्यं यशस्यमायुष्यं धर्मकामार्थसाधकम् ॥ यस्यां तिथौ यमुनया यमराजदेवः संभोजितो निजकरात्स्वसृसौहृदेन ॥ तस्यां स्वसुः करतलादिह यो भुनक्ति प्राप्नोति रत्नधनधान्यमनुत्तमं सः ॥ इति हेमाद्रौ भविष्ये यमद्वितीयाविधिः ॥

કાર્તિક માસના શુકલ પક્ષની દ્વિતીયા યમદ્વિતીયા કહેવાય છે. તે જે દિવસે અપરાહ્ણ સમયમાં હોય, તે દિવસે લેવી. કારણ કે જે મનુષ્યો 'કાર્તિક માસના શુકલપક્ષની દ્વિતીયાને દિવસે યમુનાજીમાં સ્નાન કરી અપરાહ્ણ વખતે યમની પૂજા કરે છે, તેને યમલોક જોવા પડતો નથી. કાર્તિક માસની શુકલ દ્વિતીયાને દિવસે પ્રસન્ન કિન્નર સહિત યમની પૂજા કરી હોય અને તેને તૃપ્ત કરેલા હોય તો તે ધારેલું ફળ આપે છે,' એમ સ્કંદપુરાણમાં કહેલું છે. ઉભય દિવસે અપરાહ્ણવ્યાપિની હોય અથવા ન હોય તો પણ બીજે દિવસે જ કરવી, એવું યુગ્મ વચન છે. પહેલી દ્વિતીયા શ્રાવણ માસમાં કહેલી છે, તેનું નામ કલુષા છે; બીજી દ્વિતીયા ભાદરવા માસમાં નિર્મલા નામની છે; ત્રીજી દ્વિતીયા આશ્વિન માસમાં પ્રેતસંચરા નામની કહેલી છે; અને ચોથી દ્વિતીયા કાર્તિક માસમાં યામ્યા નામની કહેલી છે. એ પ્રમાણે ચાર દ્વિતીયાનો ઉપક્રમ કરી, પહેલી દ્વિતીયામાં કાંઈ પ્રાયશ્ચિત્ત, બીજી દ્વિતીયામાં સરસ્વતી પૂજા, ત્રીજી દ્વિતીયામાં શ્રાદ્ધ અને ચોથી દ્વિતીયામાં યમપૂજન કહેલું છે. હે યુધિષ્ઠિર! કાર્તિક માસની શુકલ પક્ષની દ્વિતીયાને દિવસે યમુનાજીએ પોતાને ઘેર યમને પૂજા કરી પ્રથમ જમાડેલા છે; એ કારણથી આ બીજ 'યમદ્વિતીયા' એ નામથી ત્રણ લોકમાં પ્રસિદ્ધ છે. હે યુધિ-

ષ્ઠિર ! એ કારણ માટે મનુષ્યે યમદ્વિતીયાને દિવસે પોતાને ઘેર જમવું નહીં, પણ જેમ બને તેમ બહેનના હાથથી ભોજન કરવું કે જેથી પુષ્ટિ થાય છે. તે દિવસે બહેનોને દાન આપવું. સઘળી બહેનોને સોનાના અલંકાર, વસ્ત્ર, અન્ન, પૂજા, સત્કાર અને ભોજનવડે પ્રસન્ન કરવી. જો પોતાની બહેન ન હોય તો મિત્રની બહેનને ત્યાં જમવું અને દાન વગેરે આપવું. હે યુધિષ્ઠિર! પહેલી એટલે શ્રાવણ માસની દ્વિતીયાને દિવસે કાકાની દીકરી બહેનને ત્યાં ભોજન કરવું. ભાદરવાની બીજને દિવસે મામાની દીકરી બહેનના હાથનું ભોજન કરવું; આશો માસની બીજને દિવસે ફોઈ અને માસીની દીકરી બહેનના હાથથી ભોજન કરવું; અને કાર્તિક માસમાં સગી બહેનના હાથથી ભોજન કરવું. એમ સઘળી બહેનોના હાથથી ભોજન કરવાથી બળની વૃદ્ધિ થાય છે; ધન, યશ, આયુષ્ય, ધર્મ, અર્થ અને કામ સિદ્ધ થાય છે. જે દિવસે યમુનાજીએ બહેનના સ્નેહથી યમરાજાને પોતાના હાથથી જમાડેલ છે, તે દિવસે જે પુરુષ પોતાની બહેનના હાથથી ભોજન કરે છે તે અનંત ધન, ધાન્ય અને રત્ન પામે છે.

## ભાઈબીજની કથા

अथ कथा ॥ वालखिल्या ऊचुः—कार्तिकस्य सिते पक्षे द्वितीया यमसंज्ञिता । तत्रापराह्णे कर्तव्यं सर्वथैव यमार्चनम् ॥ १ ॥ प्रत्यहं यमुनागत्य यममप्रार्थयत्पुरा । भ्रातर्मम गृहं याहि भोजनार्थं गणावृतः ॥२॥ अद्य श्वो वा परश्वो वा प्रत्यहं वदते यमः । कार्यव्याकुलचित्तानामवकाशो न जायते ॥ ३ ॥ तदैकदा यमुनया बलात्कारान्निमन्त्रितः । स गतः कार्तिके मासि द्वितीयायां मुनीश्वराः ॥ ४ ॥ नारकीयजनान्मुक्त्वा गणैः सह रवेः सुतः । कृतातिथ्यो यमुनया नानापाकाः कृतास्तथा ॥ ५ ॥ कृताभ्यंगो यमुनया तैलैर्गंधमनोहरैः । उद्वर्तनं स्नापयित्वा स्नापितः सूर्यनंदनः ॥ ६ ॥ ततोऽलंकारिकं दत्तं नानावस्त्राणि चंदनम् । माल्यानि च प्रदत्तानि समं चोपर्युपाविशत् ॥ ७ ॥ पक्वान्नानि विचित्राणि कृत्वा सा स्वर्णभाजने । यमं च भोजयामास यमुना प्रीतमानसा ॥ ८ ॥ भुक्त्वा यमोऽपि भगिनीमलंकारैः समार्चयत् ॥ नानावस्त्रैस्ततः प्राह वरं वरय भामिनि ॥ ९ ॥ इति तद्वचनं श्रुत्वा यमुना वाक्यमब्रवीत् ॥

વાલખિલ્ય મુનિઓ કહે છે:-કાર્તિક માસની શુકલ દ્વિતીયા યમદ્વિતીયા કહેવાય છે. તે દિવસે અપરાહ્ણવખતે અવશ્ય યમપૂજન કરવું.[૧] પૂર્વે યમુનાજી યમરાજાને ઘેર જઈ 'હે ભાઈ! તમે તમારા ગણસહિત મારે ત્યાં ભોજન કરવા આવો' એવી રીતે નિત્ય કહેતાં હતાં.[૨] યમ પણ આજ, કાલ, પરમદી આવીશ, એમ કહેતા હતા; કારણ કે જેનું ચિત્ત કાર્યોથી વ્યાકુળ હોય છે, તેને અવકાશ હોતો નથી.[૩] પછી એક દિવસ તો યમુનાજીએ આગ્રહથી નિમંત્રણ આપ્યું ત્યારે કાર્તિક માસની બીજને દિવસે નરકમાં પડેલા જનોને છોડી મુકી પોતાના ગણસહિત રવિનંદન યમ ગયા. ત્યારે યમુનાજીએ તેની મેમાની કરી, ભાતભાતની રસોઈ બનાવી.[૪-૫] પછી યમુનાજીએ સુંદર સુગંધી તેલ ચોપડી, ચંદન ચૂર્ણ લગાડી યમરાજને નવરાવ્યા.[૬] ત્યાર પછી અલંકાર, સારાં સારાં વસ્ત્રો, ચંદન અને માળાઓ આપી. પછી સોનાની થાળીમાં ભાતભાતનાં પકવાન્ન પીરસી યમુનાજીએ પ્રસન્ન મનથી યમને ભોજન કરાવ્યું. [૭-૮] જમ્યા પછી યમરાજાએ પણ અલંકારો અને સારાં વસ્ત્રોવડે યમુનાજીને પ્રસન્ન કર્યાં અને કહ્યું કે હે બહેન ! તું વરદાન માગ[૯] એ પ્રકારનું તેમનું વચન સાંભળી યમુનાજી બોલ્યાં.

यमुनोवाच—प्रतिवर्षं समागच्छ भोजनार्थं तु मद्गृहे ॥ १० ॥ अद्य सर्वे मोचनीयाः पापिनो नरकाद्यम ॥ ये चैव भगिनीहस्तात्करिष्यंति च भोजनम् ॥ ११ ॥ तेषां सौख्यप्रदो हि त्वमेतदेव वृणोम्यहम् ॥ यम उवाच—यमुनायां तु यः स्नात्वा संतर्प्य पितृदेवताः ॥ १२ ॥ भुनक्ति भगिनीगेहे भगिनीं पूजयेदपि ॥ कदाचिदपि मद्द्वारं न स पश्यति भानुजे ॥ १३ ॥ वीरेशैशानदिग्भागे यमतीर्थं प्रकीर्तितम् । तत्र स्नात्वा च विधिवत्संतर्प्य पितृदेवताः ॥१४॥ पठेदेतानि नामानि आमध्याह्नं नरोत्तमः । सूर्यस्याभिमुखो मौनी दृढचित्तः स्थिरासनः ॥ १५ ॥ यमो निहंता पितृधर्मराजो वैवस्वतो दंडधरश्च कालः । भूताधिपो दत्तकृतानुसारी कृतांत एतद्दशभिर्जपंति ॥ १६ ॥ एतानि च तानि दश तैः नामदशकेनेत्यर्थः ॥ ततो यमेश्वरं पूज्य भगिनीगृहमाव्रजेत् ॥ मन्त्रेणानेन च तया भोजितः पूर्णमादरात् ॥ १७ ॥ भ्रातस्तवानुजाताऽहं भुंक्ष्व भक्ष्यमिदं शुभम् ॥ प्रीतये यमराजस्य यमुनाया विशेषतः ॥ १८ ॥ संतोषयेयो भगिनीं वस्त्रालंकरणादिभिः ॥ स्वप्नेऽपि यमलोकस्य भविष्यति न दर्शनम् ॥ १९ ॥ नृपैः कारागृहे ये च स्थापिता मम वासरे ॥ अवश्यं ते प्रेषणीया भोजनार्थं स्वसृगृहे ॥ २० ॥ विमोक्तव्या मया पापा नरकेभ्योऽद्य वासरे ॥ येऽद्य बंदीकरिष्यंति ते दंड्या मम सर्वथा ॥ २१ ॥

યમુનાજી બોલ્યાં—હે ભાઈ! તમારે આ દિવસે વર્ષોવર્ષ મારે ઘેર જમવા આવવું અને આ દિવસે પાપીઓને નરકમાંથી છોડી દેવા. તેમજ આજ જેઓ પોતાની બહેનના હાથથી ભોજન કરે તેને તમારે સુખ આપવું એજ હું વરદાન માગું છું. યમ બોલ્યા:— હે બહેન! જે માણસ યમુનાજીમાં સ્નાન કરી પિતૃદેવને તૃપ્ત કરી બહેનને ઘેર ભોજન કરે છે અને તેની પૂજા કરે છે, તે પુરુષ કોઈ દિવસ મારું બારણું દેખતો નથી. [૧૦-૧૩] *વીરેશના ઇશાન ભાગમાં યમતીર્થ

* આ મહાદેવ કાશીમાં છે.

છે. તેમાં સ્નાન કરી વિધિ પ્રમાણે પિતૃદેવને તૃપ્ત કરી મૌન રાખી સ્થિર ચિત્ત રાખી એક આસને બેસી સૂર્યની સામે યમ, નિહંતા, પિતૃરાજ, ધર્મરાજ, વૈવસ્વત, દંડધર, કાલ, ભૂતાધિપ, દત્તકૃતાનુસારી અને કૃતાંત એ દશ નામનો મધ્યાહ્ન પર્યંત જપ કરી પરમેશ્વરની પૂજા કરી બહેનને ઘેર જાય. પછી 'હે ભાઇ ! હું તારી નાની બહેન છું. યમરાજા તથા યમુનાજીની પ્રીતિ માટે આ સુંદર પકવાન્નનું ભોજન કરો.' એ પ્રકારે બહેન કહે ત્યાર પછી ભોજન કરી, કપડાં અને અલંકાર વગેરે દઇ બહેનને પ્રસન્ન કરવી. એ પ્રકારે જે માણસ કરે છે તેને સ્વપ્નમાં પણ યમલોક જોવો પડતો નથી.[૧૪-૧૯] રાજાએ જેઓને કેદમાં રાખ્યા હોય, તેઓને પણ મારી આ દ્વિતીયાને દિવસે બહેનને ઘેર જમવા અવશ્ય મોકલવા.[૨૦] હું પણ આજ પાપીઓને છોડી મૂકતો જઇશ. જે કોઇ આજ કોઇને બંદીખાને નાખશે તે અવશ્ય મારા દંડને પાત્ર થશે.[૨૧]

कनीयसी स्वसा नास्ति तदा ज्येष्ठागृहं व्रजेत् ॥ तदभावे सपत्नीजां तदभावे पितृव्यजाम् ॥ २२ ॥ तदभावे मातृस्वसृमातुलस्यात्मजां तथा ॥ सापत्नगोत्रसंबंधैः कल्पयेत्तु यथाक्रमम् ॥ २३ ॥ सर्वाभावे माननीया भगिनी काचिदेव हि ॥ गोनद्यावथवा तस्या अभावे सति कारयेत् ॥२४॥ तदभावेऽप्यरण्यानीं कल्पयेत्तु सहोदरीम् ॥ अस्यां निजगृहे देवि न भोक्तव्यं कदाचन ॥ २५ ॥ ये भुंजति दुराचारा नरके ते पतंति च ॥ स्नेहेन भगिनीहस्ताद्भोक्तव्यं पुष्टिवर्द्धनम् ॥ २६ ॥ दानानि च प्रदेयानि भगिनीभ्यो विशेषतः ॥ श्रावणे तु पितृव्यस्य कन्याहस्तेन भोजनम् ॥ २७ ॥ मातुलस्य सुताहस्ताद्भोक्तव्यं भाद्रमासके ॥ पितृमातृष्वसृकन्ये आश्विने तु तयोः करात् ॥ २८ ॥ अवश्यं कार्तिके मासि भोक्तव्यं भगिनीकरात् ॥ एवमुक्त्वा धर्मराजो ययौ संयमिनीं ततः ॥ २९ ॥ तस्माद्द्विवराः सर्वे कार्तिकव्रतकारिणः ॥ भुंजंतु भगिनीहस्तात्सत्यं सत्यं न संशयः ॥ ३० ॥ यमद्वितीयां यः प्राप्य भगिनीगृहभोजनम् । न कुर्याद्वर्षजं पुण्यं नश्यतीति रवेः श्रुतम् ॥ ३१ ॥ या तु भोजयते नारी भ्रातरं युग्मके तिथौ ॥ अर्चयेच्चापि तांबूलैर्न सा वैधव्यमाप्नुयात् ॥ ३२ ॥ भ्रातुरायुःक्षयो नूनं न भवेत्तत्र कर्हिचित् ॥ अपराह्णव्यापिनी सा द्वितीया भ्रातृभोजने ॥ ३३ ॥ अज्ञानाद्यदि वा मोहान्न भुक्तं भगिनीगृहे ॥ प्रवासिना वाभावाद्वा ज्वरितेनाथ बंदिना ॥ एतदाख्यानकं श्रुत्वा भोजनस्य फलं लभेत् ॥ ३४ ॥ इति श्रीसनत्कुमारसंहितायां यमद्वितीयाख्यानकं संपूर्णम् ॥

જો નાની બહેન ન હોય તો મોટી બહેનને ત્યાં જવું. તે પણ ન હોય તો ઓરમાન બહેનને ત્યાં જવું. તે પણ ન હોય તો કાકાની દીકરી બહેનને ઘેર જવું.[૨૨] તે પણ ન હોય તો માસીની દીકરી બહેન, તેના અભાવમાં મામાની દીકરી બહેનને ત્યાં જવું, તે પણ ન હોય તો સગાવહાલાની દીકરીને બહેન કરવી.[૨૩] તેઓમાંથી કોઇ પણ ન હોય તો હરકોઇને પણ બહેન માની લેવી. તેનો પણ અભાવ હોય તો ગાય અથવા નદીને બહેન કરવી.[૨૪] તેના અભાવમાં વનને બહેન કલ્પવી (વનફળ ખાવાં) પણ યમદ્વિતીયાને દિવસે ભૂલે ચૂકે પણ ઘેર જમવું નહિ.[૨૫] જે પુરુષો યમદ્વિતીયાને દિવસે ઘેર જમે છે તે દુરાચારી કહેવાય છે અને નરકમાં પડે છે. સ્નેહથી બહેનના હાથથી જમવું કે જેથી પુષ્ટિની વૃદ્ધિ થાય છે,[૨૬] અને બહેનને દાનો આપવાં. શ્રાવણ માસમાં કાકાની દીકરી બહેનના હાથથી ભોજન કરવું.[૨૭] ભાદરવા માસમાં મામાની દીકરીના હાથથી ભોજન કરવું. આસો માસમાં માસી તથા ફુઇની દીકરીના હાથથી ભોજન કરવું અને કાર્તિક માસમાં બહેનના હાથથી અવશ્ય ભોજન કરવું. એટલું કહી યમરાજ પોતાની સંયમની નામની નગરીમાં ગયા.[૨૮-૨૯] આટલા જ કારણથી શ્રેષ્ઠ પુરુષો કાર્તિક માસમાં વ્રત કરી, બહેનના હાથથી ખરેખર ભોજન કરે છે.[૩૦] જે માણસ યમદ્વિતીયાને દિવસે બહેનને ઘેર ભોજન કરતો નથી, તેનું આખા વર્ષમાં કરેલું સઘળું પુણ્ય નાશ પામે છે, એમ સૂર્ય પાસેથી સાંભળેલું છે.[૩૧] જે સ્ત્રી યમદ્વિતીયાને દિવસે ભાઇને જમાડી, તાંબૂલ વગેરેથી પ્રસન્ન કરે છે તે વિધવા થતી નથી.[૩૨] અને ભાઇના આયુષ્યનો ક્ષય પણ કોઈ વખતે થતો નથી. આ દ્વિતીયા, ભાઇના ભોજનમાં અપરાહ્ણવ્યાપિની લેવી.[૩૩] અજ્ઞાનથી, મોહથી, પરદેશમાં હોવાથી, બહેનના અભાવથી, માંદગી હોવાથી અથવા કેદમાં પડવાથી જો બહેનને ત્યાં ભોજન ન થયું હોય તો આ કથાનો પાઠ કરવાથી અથવા સાંભળવાથી ભોજનનું ફળ મળે છે.[૩૪] સનત્કુમારસંહિતામાં આ કથા છે.

## ભાઈ બીજ અથવા ભાવન બીજ

अत्रैव भ्रातृद्वितीयाविधिस्तिथितत्त्वे–यमं च चित्रगुप्तं च यमदूतांश्च पूजयेत् । अर्घ्याश्चात्र प्रकर्तव्या यमाय सहजद्वयैः ॥ सहजद्वयैर्भ्रातृव्यभगिनीभिः । अर्घ्यमन्त्रस्तु–एह्येहि मार्तंडज पाशहस्त यमांतकालोकधरामरेश । भ्रातृद्वितीयाकृतदेवपूजां गृहाण चार्घ्यं भगवन्नमस्ते ॥ धर्मराज नमस्तुभ्यं नमस्ते यमुनाग्रज । त्राहि मां किंकरैः सार्द्धं सूर्यपुत्र नमोऽस्तु ते ॥

તે આ પ્રમાણે છે–આ જ બીજને દિવસે ભાઇ બીજનો પ્રકાર તિથિતત્ત્વમાં કહેલ છે. યમ, ચિત્રગુપ્ત અને યમ દૂતની પૂજા કરવી. ભાઇ અને બહેન, બન્નેએ મળી યમને અર્ઘ્ય આપવા. અર્ઘ્યનો મંત્રઃ–'હે સૂર્યપુત્ર ! હે પાશહસ્ત ! હે યમ ! હે અંતક ! હે લોકધર ! હે અમરેશ ! આપ પધારો અને ભાઇબીજ નિમિત્ત કરેલી પૂજા તથા અર્ઘ્યનું ગ્રહણ કરો. હું આપને નમસ્કાર કરું છું. હે ધર્મરાજ !

હે યમુનાના મોટા ભાઈ! હે સૂર્યપુત્ર! આપને નમસ્કાર કરું છું. આપ તથા આપના કિંકરો મારું રક્ષણ કરો.'

लैंगे– कार्तिके तु द्वितीयायां शुक्लायां भ्रातृपूजनम् । या न कुर्याद्विनश्यंति भ्रातरः सप्तजन्मसु ॥ पाद्मे उत्तरखंडे–भद्रे भगिनि भो यातस्त्वदंघ्रिसरसीरुहम् । श्रेयसेऽद्य नमस्तुभ्यमागतोऽहं तवालयम् ॥ मृदुवाक्यं ततः श्रुत्वा सत्वरं क्रियते तया । अद्य भ्रातृमती भ्रातस्त्वया धन्यास्मि मानद । भोक्तव्यं तेऽद्य मद्गेहे स्वायुषे मम मानद ॥ कार्तिके शुक्लपक्षस्य द्वितीयायां सहोदरः । यमो यमुनया पूर्वं भोजितः स्वगृहेऽर्चितः ॥ अस्मिन्दिने यमेनात्र नारी वा पुरुषोऽपि वा । अपविद्धाः कर्मपाशैः स्वेच्छया ये पचंति हि ॥ पापेभ्यो विप्रमुक्तास्ते मुक्ताः कर्मनिबंधनात् । तेषां महोत्सवो वृत्तो यमराष्ट्रसुखावहः ॥ तस्माद्बंधोऽत्र मद्गेहे भोजनं कुरु कार्तिके । आशिषः प्रतिगृह्याथ नमस्कृत्य समर्चयेत् ॥ सर्वा भगिन्यः संपूज्या ज्येष्ठास्तत्र तु संस्मृताः। वस्त्रादिना च सत्कार्या निजवित्तानुसारतः ॥ भ्रातुरायुष्यवृद्ध्यर्थं भगिनीभिर्यमस्य वै । पूजनीयाः प्रयत्नेन प्रतिमाश्च विधानतः ॥ मार्कंडेयो बलिर्व्यासो हनुमांश्च बिभीषणः । कृपो द्रौणिः परशुराम एतेऽष्टौ चिरजीविनः॥ मार्कंडेय महाभाग सप्तकल्पांतजीवन । चिरंजीवी यथा त्वं हि तथा मे भ्रातरं कुरु ॥ इति भ्रातृद्वितीया ॥

લિંગપુરાણમાં કહ્યું છેઃ—કાર્તિક માસની શુક્લ દ્વિતીયાને દિવસે જે સ્ત્રી, ભાઇનું પૂજન ન કરે તેના ભાઈ સાત જન્મ સુધી મરી જાય છે. એવું પદ્મપુરાણના ઉત્તર ખંડમાં કહ્યું છે. (વળી) હે ભદ્રે! હે બહેન! કલ્યાણ માટે આજ તારાં ચરણકમલમાં આવ્યો છું, તને નમસ્કાર કરું છું. હું તારે ઘેર આવ્યો છું. એ પ્રકારની નમ્રતા ભરેલી વાણી સાંભળી 'હે ભાઈ! હે માનદ! તારાથી હું ભાઇવાળી કહેવાઉં છું, અને ધન્ય છું. તારા તથા મારા આયુષ્યની વૃદ્ધિ માટે આજ તારે મારે ઘેર જમવું. કાર્તિક માસની શુકલ દ્વિતીયાને દિવસે પ્રથમ યમુનાજીએ પોતાના સગા ભાઈ યમરાજાને સત્કારપૂર્વક પોતાને ઘેર જમાડેલા છે. આ જ દિવસે યમરાજાએ સ્ત્રી અથવા પુરુષો જે પોતાનાં કર્મોથી નરકમાં પડ્યા હતા તેને પાપથી તથા નરકથી મુક્ત કરેલા છે. તેથી તેઓનો મોટો ઉત્સવ થયો કે જે જોઈ યમરાજાને મોટો આનંદ થયો હતો. માટે હે ભાઈ! આ કાર્તિક માસ છે તેથી તું મારે ઘેર ભોજન કર.' બહેને એમ કહ્યા પછી બહેનની આશિષ્ લઈ નમસ્કાર કરી તેની પૂજા કરવી. સઘળી બહેનોની વસ્ત્ર અલંકાર વગેરેથી પોતાની શક્તિ પ્રમાણે પૂજા કરવી. તેમાં મોટી બહેનની પણ પૂજા કહેલી છે. ભાઇનું આયુષ્ય વધવા માટે બહેને વિધિથી યમરાજાની મૂર્તિની અવશ્ય પૂજા કરવી, અને બોલવું કે–'માર્કંડેય, બલિ, વેદવ્યાસ, હનૂમાન, વિભીષણ, કૃપાચાર્ય, અશ્વત્થામા અને પરશુરામ એ આઠ ચિરંજીવી છે. હે માર્કંડેય! હે મહાભાગ! હે સાત કલ્પ પર્યંત જીવનાર! જેમ આપ ચિરંજીવી છો, તેમ જ મારા ભાઇને ચિરંજીવી કરો.' એ પ્રકારે ભાઇબીજનું વ્રત કહેલું છે.

---

# ત્રીજનાં વ્રતો

## સૌભાગ્યશયન વ્રત

अथ तृतीयाव्रतानि ॥ तत्र चैत्रशुक्लतृतीयायां सौभाग्यशयनव्रतं मात्स्ये–मत्स्य उवाच–वसंतमासमासाद्य तृतीयायां जनप्रिय । सौभाग्याय सदा स्त्रीभिः कार्यं पुत्रफलेप्सुभिः ॥ शुक्लपक्षस्य पूर्वाह्णे तिलैः स्नानं समाचरेत् । तस्मिन्नहनि सा देवी किल विश्वात्मना सती ॥ पाणिग्रहणिकैर्मंत्रैरुदूढा वरवर्णिनी ॥ तया सहैव देवेशं तृतीयायां समर्चयेत् ॥ फलैर्नानाविधैर्धूपैर्दीपैर्नैवेद्यसंयुतैः । प्रतिमां पंचगव्येन तथा गंधोदकेन च ॥ पंचामृतैः स्नापयित्वा गौरीं शंकरसंयुताम्[1] ॥

ચૈત્ર માસની શુદિ ત્રીજને દિવસે સૌભાગ્યશયન વ્રત મત્સ્યપુરાણમાં કહેલું છે. મત્સ્ય કહે છેઃ–હે જનપ્રિય! ચૈત્ર માસની શુક્લ ત્રીજને દિવસે જેને સૌભાગ્ય અને પુત્રની ઇચ્છા હોય, તેવી સ્ત્રીએ નિરંતર એ વ્રત કરવું. તે દિવસે સવારમાં તિલવડે સ્નાન કરવું. આ તૃતીયાને દિવસે પાર્વતીજી કે જે વરની ઇચ્છા કરતાં હતાં અને સતી હતાં, તેને વિવાહના મંત્રોવડે મહાદેવજી પરણ્યા છે, માટે આ દિવસે શંકર તથા પાર્વતીની પૂજા કરવી. નાના પ્રકારનાં ફળ, ધૂપ, દીપ, નૈવેદ્ય, પંચગવ્ય, સુગંધિ જલ અને પંચગવ્યવડે પાર્વતી સહિત શંકરની મૂર્તિની પૂજા કરવી.

नमोऽस्तु पाटलायै च पादौ देव्याः शिवस्य तु ॥ शिवायेति च संकीर्त्य जयायै गुल्फयोस्तथा । त्रिगुणायेति रुद्रस्य भवान्यै जंघयोर्युगम् ॥ शिवं रुद्रेश्वरायेति जयायै इति जानुनी । संकीर्त्य हरिकेशाय तथोरूवरदे नमः ॥ ईशायेशं कटिं रत्यै शंकरायेति शंकरम् । कुक्षिद्वये च कोटव्यै शूलिनं शूलपाणये ॥ मंगलायै नमस्तुभ्यमुदरं चापि पूजयेत् । सर्वात्मने नमो रुद्रमीशान्यै च कुचद्वयम् ॥ शिवं वेदात्मने तद्वद्रुद्राण्यै कंठमर्चयेत् । त्रिपुरघ्नाय विश्वेशमनंतायै करद्वयम् ॥ त्रिलोचनायेति हरं बाहू कालानलप्रिये । सौभाग्यभुवनायेति भूषणानि समर्चयेत् ॥ स्वाहास्वधायै च मुखमीश्वरायेति शूलिनः । अशोकमधुवासिन्यै पूज्यावोष्ठौ च कामदौ ॥ स्थाणवे च हरं तद्वदास्यं चंद्रमुखप्रिये । नमोऽर्धनारीशहरमसितांगीति नासिकाम् ॥ नम उग्राय लोकेशं ललितेति पुनर्भ्रुवौ । शर्वाय पुरहंतारं वासुदेव्यै तथाऽलकम् ॥ नमः श्रीकंठनाथाय शिवं केशां

---

१ शंकरसंयुतां गौरीमित्यनेन द्वयोरप्येका प्रतिमा कर्तव्येत्यर्थः।
२ शिवस्य विशेषणम्।

स्तथाऽर्चयेत् । भीमोग्रसौम्यरूपिण्यै शिरः सर्वात्मने नमः॥ शिवमभ्यर्च्य विधिवत्सौभाग्याष्टकमग्रतः । स्थापयेद्धृतनिष्पावकुसुंभक्षीरजीरकम् ॥ तृणराजेक्षुलवणं कुस्तुंबुरुमथाष्टमम् । दत्तं सौभाग्यकृद्यस्मात्सौभाग्याष्टकमित्यतः ॥ एवं निवेद्य तत्सर्वमग्रतः शिवयोः पुरः । चैत्रे शृंगोदकं प्राश्य स्वपेद्भूमावरिंदम ॥

'पाटलायै नमः' એ મંત્રથી પાર્વતીજીના પગની અને 'शिवाय नमः' એ મંત્રથી શંકરના પગની પૂજા કરવી. 'जयायै नमः' એ મંત્રથી પાર્વતીજીની અને 'त्रिगुणाय नमः' એ મંત્રથી શંકરની ઘુંટીની પૂજા કરવી. 'भवान्यै नमः' એ મંત્રથી પાર્વતીની અને 'रुद्रेश्वराय नमः' એ મંત્રથી શંકરની બે પીંડીની પૂજા કરવી. 'जयायै नमः' એ મંત્રથી પાર્વતીજીના અને 'हरिकेशाय०' એ મંત્રથી શંકરના ગોઠણની પૂજા કરવી. 'वरदे०' એ મંત્રથી પાર્વતીજીના અને 'ईशाय०' એ મંત્રથી શંકરના સાથળની પૂજા કરવી. 'रत्यै नमः' એ મંત્રથી પાર્વતીની અને 'शंकराय०' એ મંત્રથી શંકરની કેડની પૂજા કરવી. 'कोटव्यै०' એ મંત્રથી પાર્વતીનાં અને 'शूलपाणये न'० એ મંત્રથી શંકરનાં બે પડખાંની પૂજા કરવી. 'मंगलायै न०' એ મંત્રથી પાર્વતીના અને 'सर्वात्मने न०' એ મંત્રથી શંકરના પેટની પૂજા કરવી. 'ईशान्यै न०' એ મંત્રથી પાર્વતીનાં અને 'वेदात्मने न०' એ મંત્રથી શંકરનાં બે સ્તનની પૂજા કરવી. 'रुद्राण्यै न०' એ મંત્રથી પાર્વતીના અને 'त्रिपुरघ्नाय०' એ મંત્રથી શંકરના કંઠની પૂજા કરવી. 'अनंतायै न०' એ મંત્રથી પાર્વતીના અને 'त्रिलोचनाय न०' એ મંત્રથી શંકરના હાથની પૂજા કરવી. 'कालानलप्रियायै न०' એ મંત્રથી પાર્વતીના અને 'सौभाग्यभुवनाय न०' એ મંત્રથી શંકરના બાહુની પૂજા કરવી. 'स्वाहास्वधायै न०' એ મંત્રથી પાર્વતીનાં અને 'ईश्वराय न०' એ મંત્રથી શંકરનાં મુખની; 'अशोकमधुवासिन्यै न०' એ મંત્રથી પાર્વતીના અને 'स्थाणवे न०' એ મંત્રથી શંકરના સુંદર બે હોઠની; 'चंद्रमुखप्रियायै न०' એ મંત્રથી પાર્વતીના અને 'अर्धनारीशाय न०' એ મંત્રથી શંકરના મુખની; 'असितांग्यै न०' એ મંત્રથી પાર્વતીની અને 'उग्राय न०' એ મંત્રથી શંકરની નાસિકાની; 'ललितायै न०' એ મંત્રથી પાર્વતીની અને 'शर्वाय न०' એ મંત્રથી શંકરના ભ્રમરની; 'वासुदेव्यै न०' એ મંત્રથી પાર્વતીના અને 'श्रीकंठनाथाय न०' એ મંત્રથી શંકરના કેશની; 'भीमोग्रसौम्यरूपिण्यै न०' એ મંત્રથી પાર્વતીના અને 'सर्वात्मने न०' એ મંત્રથી શંકરના મસ્તકની પૂજા કરવી. પછી સૌભાગ્યાષ્ટક (જેમાં ચોળા, કસુંબો, દૂધ, જીરું, તાલપત્ર, શેરડી, લવણ અને કુરુતુંબરુ એ આઠે ચીજ આવે છે અને તેનું દાન કરવાથી સૌભાગ્ય આવે છે માટે એનું નામ સૌભાગ્યાષ્ટક પડેલું છે તે) શિવ અને પાર્વતી પાસે રાખવું; પછી ચૈત્ર માસમાં શૃંગોદક (શીંગડાંનાં જલ)નું પાન કરી પૃથ્વી ઉપર સુવું.

पुनः प्रभात उत्थाय कृतस्नानजपः शुचिः । सपूज्य द्विजदांपत्यं माल्यवस्त्रविभूषणैः ॥ सौभाग्याष्टकसंयुक्तं सुवर्णप्रतिमाद्वयम् । प्रीयतामत्र ललिता ब्राह्मणाय निवेदयेत्॥ एवं संवत्सरं यावत्तृतीयायां सदा मुने ॥ प्राशने दानमन्त्रे च विशेषं हि निबोध मे ॥ गोशृंगोदकमाद्ये स्याद्वैशाखे गोमयं पुनः । ज्येष्ठे मंदारकुसुमं बिल्वपत्रं शुचौ स्मृतम् ॥ श्रावणे दधि संप्राश्यं नभस्ये च कुशोदकम् । क्षीरमाश्वयुजे मासि कार्तिके पृषदाज्यकम् ॥ मार्गशीर्षे तु गोमूत्रं पौषे संप्राशयेद्घृतम् । माघे कृष्णतिलांस्तद्वत्पंचगव्यं च फाल्गुने ॥ ललिता विजया भद्रा भवानी कुमुदा शिवा । वासुदेवी तथा गौरी मंगला कमला सती ॥ उमा च दानकाले तु प्रीयतामिति कीर्तयेत् । मल्लिकाशोककमलकदंबोत्पलमालती ॥ कुब्जकं करवीरं च बाणमम्लानकुंकुमम् । सिंदुवारं च सर्वेषु मासेषु क्रमशः स्मृतम् । बाणः नीलकुरंटकः। अम्लानं महासहापुष्पम् । सिंदुवारं निर्गुंडीपुष्पम् । जपाकुसुमकौसुंभमालतीशतपत्रिका ॥ यथालाभं प्रशस्तानि करवीरं च सर्वदा ॥

ત્યાર બાદ પ્રાતઃકાલમાં ઉઠી સ્નાન, જપ વગેરે કરી શુદ્ધતાથી પુષ્પ, વસ્ત્ર અને અલંકારવડે બ્રાહ્મણદંપતી (સ્ત્રી પુરુષ)ની પૂજા કરી, સૌભાગ્યાષ્ટક તથા સુવર્ણની બે મૂર્તિ કરી 'લલિતા દેવી પ્રસન્ન થાઓ' એમ કહી તે બ્રાહ્મણને આપવી. હે મુને! એ પ્રકારે વર્ષ સુધી પ્રત્યેક તૃતીયાને દિવસે વ્રત કરવું. તેમાં ભોજન, દાન અને મંત્ર જૂદા જૂદા છે તે હું કહું છું–ચૈત્ર માસમાં ગાયનાં શીંગડાનું જળ પીવું. વૈશાખ માસમાં ગોમય (ગોબર) ખાવું, જેઠ માસમાં મંદારનાં પુષ્પનું ભક્ષણ કરવું, આષાડ માસમાં બિલિપત્ર ખાવું, શ્રાવણ માસમાં દહીં ખાવું, ભાદરવા માસમાં દર્ભનું જલ, આશ્વિન માસમાં દૂધ, કાર્તિક માસમાં ઘી, માગશર માસમાં ગોમૂત્ર, પોષ માસમાં ઘી પીવું, માઘ માસમાં કાળા તલ અને ફાગણ માસમાં પંચગવ્ય ખાવું. લલિતા, વિજયા, ભદ્રા, ભવાની, કુમુદા, શિવા, વાસુદેવી, ગૌરી, મંગળા, કમળા, સતી અને ઉમા એ પ્રકારે દાન વખતે ચૈત્ર વગેરે બારે માસમાં ક્રમથી નામ લઈ પ્રસન્ન થાઓ એમ કહેવું. મલ્લિકા, અશોક, કમળ, કદમ્બ, શ્યામ કમળ, માલતી, કુબ્જક, કરેણ, બાણ, મહાસહા પુષ્પ, નાગકેસર અને નગોડનાં પુષ્પ, એ પ્રકારે બાર માસમાં ક્રમથી પુષ્પ કહેલાં છે. જાસુંદનાં પુષ્પ, કસુંબાનાં પુષ્પ અને માલતી તથા શતપત્રિકાનાં પુષ્પ જે મળે તે શ્રેષ્ઠ જ છે, પણ કરેણનાં પુષ્પ નિરંતર લેવાં.

एवं संवत्सरं यावदुपोष्य विधिवन्नरः । स्त्री वा भक्त्या कुमारी वा शिवावभ्यर्च्य शक्तितः ॥ व्रतांते शयनं दद्यात्सर्वोपस्कारसंयुतम् । उमामहेश्वरं हैमं वृषभं च गवा सह ॥ स्थापयित्वा च शयने ब्राह्मणाय निवेदयेत् । अन्यान्यपि यथाशक्त्या मिथुनान्यंबरादिभिः ॥ धान्यालंकार-

गोदानैरभ्यर्च्य धनसंचयैः । वित्तशाठ्येन रहितः पूजयेद्गतविस्मयः ॥ एवं करोति यः सम्यक् सौभाग्यशयनव्रतम् । सर्वान्कामानवाप्नोति पदमानंत्यमश्नुते ॥ फलस्यैकस्य च त्यागमेतत् कुर्वन्समाचरेत् । यशःकीर्तिं समाप्नोति प्रतिमासं नराधिप । सौभाग्यारोग्यरूपायुर्वस्त्रालंकारभूषणैः । न वियुक्तो भवेद्राजन्नब्दार्बुदशतत्रयम् ॥ यस्तु द्वादशवर्षाणि सौभाग्यशयनव्रतम् । करोति सप्तचाष्टौ वा श्रीकंठभवनेऽमरैः ॥ पूज्यमानो वसेत्सम्यक् यावत्कल्पायुतत्रयम् । नारी वा कुरुते भक्त्या कुमारी वा नरेश्वर ॥ सापि तत्फलमाप्नोति देव्यानुग्रहलालिता । श्रृणुयादपि यश्चैव प्रदद्यादथवा मतिम् ॥ सोऽपि विद्याधरो भूत्वा स्वर्गलोके चिरं वसेत् ॥ इति मत्स्यपुराणे सौभाग्यशयनव्रतम् ॥

એ પ્રકારે વિધિથી કુમારી, સ્ત્રી અથવા પુરુષે શિવ અને પાર્વતીની એક વર્ષ પર્યંત પૂજા કરી વ્રતના અંતમાં શક્તિ પ્રમાણે શય્યાદાન કરવું. તેમાં ગાદલાં વગેરે સર્વ ઉપચાર રાખી, સોનાનાં શંકર–પાર્વતી, ગાય અને બળદ તેમાં રાખી, તે શય્યા બ્રાહ્મણને આપવી. શક્તિ હોય તો વસ્ત્ર, અલંકાર, ધાન્ય, ગાય અને દક્ષિણા આપી બીજા જોડાંની પૂજા કરવી. તેમાં દ્રવ્યનો લોભ કરવો નહીં. તેમ ગર્વ પણ કરવો નહીં. એ પ્રકારે જે સૌભાગ્યશયન વ્રત કરે છે, તેના સર્વ મનોરથ સિદ્ધ થાય છે અને મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ વ્રત કરનારાએ એક ફળનો ત્યાગ કરવો. હે રાજન્ ! એ વ્રત કરવાથી મહીને મહીને કીર્તિ મળે છે અને સેંકડો અર્બુદ વર્ષ સુધી સૌભાગ્ય, આરોગ્ય, રૂપ, આયુષ્ય, વસ્ત્ર અને અલંકાર વગેરેથી વિયુક્ત થતો નથી. જે માણસ આ સૌભાગ્યશયન વ્રત બાર વર્ષ, વા આઠ વર્ષ વા સાત વર્ષ સુધી કરે છે, તે કૈલાસમાં ત્રીશ હજાર કલ્પ સુધી સુખેથી રહે છે અને ત્યાં દેવતાઓ તેની પૂજા કરે છે. હે રાજન્ ! સ્ત્રી અથવા કુંવારી કન્યા જે ભક્તિથી આ વ્રત કરે છે, તેને પણ પાર્વતીની કૃપાથી તે ફળ મળે છે. જે માણસ આ વ્રત સાંભળે અથવા સંભળાવે, તે પણ દેવ થઈ સ્વર્ગ લોકમાં ઘણા કાળ સુધી વસે છે. એ પ્રમાણે સૌભાગ્યશયન વ્રત મત્સ્યપુરાણમાં કહેલું છે.

## ગૌરીનો દોલોત્સવ

अत्रैव गौर्या दोलोत्सवः ॥ तदुक्तं हेमाद्रौ देवीपुराणे—चैत्रशुक्लतृतीयायां गौरीमीश्वरसंयुताम् । संपूज्य दोलोत्सवकं कुर्यान्नारी शुभेच्छका ॥ तथाच निर्णयामृते—तृतीयायां यजेद्देवीं शंकरेण समन्विताम् । कुङ्कुमागुरुकर्पूरमणिवस्त्रसगर्चिताम् ॥ सुगंधिपुष्पधूपैश्च दमनेन विशेषतः । तत आंदोलयेद्वत्स शिवोमातुष्टये सदा ॥ रात्रौ जागरणं कुर्यात्प्रातर्देया तु दक्षिणा । सौभाग्याय सदा स्त्रीभिः कार्या पुत्रसुखेप्सुभिः ॥ इयं च परा ग्राह्या । मुहूर्तमात्रसत्त्वेऽपि दिने गौरीव्रतं परे–इति माधवोक्तेः ॥ इयं च मन्वादिः । कृतं श्राद्धं विधानेन मन्वादिषु युगादिषु । हायनानि द्विसाहस्रं पितॄणां तृप्तिदं भवेत् ॥ अधिमासेऽपि इदं कर्तव्यम् । अत्र पिंडदानं नास्ति ॥

આજ ત્રીજને દિવસે ગૌરી (પાર્વતી)નો દોલોત્સવ થાય છે. **હેમાદ્રિમાં** દેવીપુરાણમાં કહ્યું છે કે,–શુભ ઇચ્છનારી સ્ત્રીએ ચૈત્ર માસના શુક્લપક્ષની ત્રીજને દિવસે શંકર અને પાર્વતીની પૂજા કરી તેનો દોલોત્સવ કરવો. (હીંડોળામાં ઝુલાવવાં) તેમ જ **નિર્ણયામૃતમાં**–ત્રીજને દિવસે કંકુ, અગર, કપૂર, મણિ, કપડાં, માળા, સુગંધિ પુષ્પ, ધૂપ અને વિશેષે કરી દમનવડે શંકરસહિત દેવી પાર્વતીની પૂજા કરવી. પછી શંકર અને પાર્વતીને તેની પ્રસન્નતા માટે ઝુલાવવાં. રાત્રિમાં જાગરણ કરવું અને પ્રાતઃકાળમાં દક્ષિણા આપવી. પુત્ર તથા સૌભાગ્ય સુખ ઇચ્છનારી સ્ત્રીએ એ પ્રકારે સદા વ્રત કરવું. આ તૃતીયા પરવિદ્ધા લેવી, કારણ કે 'બીજે દિવસે એક મુહૂર્ત ત્રીજ હોય તો પણ બીજે દિવસે ગૌરીવ્રત કરવું.' એવું માધવનું વચન છે. આ મન્વાદિ તિથિ કહેવાય છે. મન્વાદિ તથા યુગાદિ તિથિમાં જો વિધિથી શ્રાદ્ધ કર્યું હોય તો બે હજાર વર્ષ સુધી પિતૃઓને તૃપ્તિ આપે છે. આ શ્રાદ્ધ અધિકમાસમાં પણ કરવું. આમાં પિંડદાન નથી.

## મનોરથ તૃતીયા વ્રતની કથા

अथ चैत्रशुक्लतृतीयायां मनोरथतृतीयाव्रतम् ॥ ईश्वर उवाच–साधु कृतं त्वया देवि कृतवत्या परिग्रहम् । अस्येह धर्मपीठस्य मनोरथकृतः सताम् ॥ १ ॥ त एव विश्वभोक्तारो विश्वमान्यास्त एव हि । ये त्वां विश्वभुजामत्र पूजयिष्यंति मानवाः ॥ २ ॥ विश्वे विश्वभुजे विश्वस्थित्युत्पत्तिलयप्रदे । नरास्त्वदर्चकाश्चात्र भविष्यंत्यमलात्मकाः ॥३॥ मनोरथतृतीयायां यस्ते भक्तिं विधास्यति । तन्मनोरथसंसिद्धिर्भवित्री मदनुग्रहात् ॥ ४ ॥ नारी वा पुरुषो वापि त्वद्व्रताचरणप्रिये । मनोरथानिह प्राप्य ज्ञानमंते च लप्स्यते ॥ ५ ॥ देव्युवाच–मनोरथतृतीयाया व्रतं कीदृक् कथानकम् । किं फलं कैः कृतं नाथ कथयैतत्कृपां कुरु ॥६॥

ચૈત્ર શુક્લ તૃતીયાને દિવસે મનોરથ તૃતીયા વ્રત કહેલું છે.

મહાદેવજી કહે છે–હે દેવ ! આ સંસારમાં સત્પુરુષના મનોરથ પૂર્ણ કરનાર આ ધર્મપીઠનું તમે ગ્રહણ કર્યું તે સારું કર્યું.[1] તમે કે જે વિશ્વભુજા કહેવાઓ છો તેની જે પૂજા કરશે, તેઓ જ જગતને ભોગવનાર અને જગતને વિષે માન્ય થશે.[2] હે વિશ્વે ! હે વિશ્વભુજે ! હે જગતની ઉત્પત્તિ, પાલન અને લયને કરનાર ! તમારી પૂજા કરનારા લોકો આ જગતમાં શુદ્ધચિત્તવાળા થશે.[3] હે દેવિ ! મનોરથતૃતીયાને દિવસે જે માણસ તમારી ભક્તિ કરશે, તેના મનોરથો મારી કૃપાથી સિદ્ધ

થશે. [૪] હે પ્રિયે ! સ્ત્રી અથવા પુરુષ જે તમારું વ્રત કરશે, તે આ જગતમાં મનોરથને પ્રાપ્ત થઇ અંતે જ્ઞાનને મેળવશે.[૫] પાર્વતીજી કહે છે:–હે નાથ ! મનોરથતૃતીયાનું વ્રત કેવું છે, તેની કથા કેવી છે, તેથી શું ફળ થાય છે અને કોણે પ્રથમ એ વ્રત કર્યું હતું ? એ સઘળું કૃપા કરી મને કહો.[૬]

ईश्वर उवाच–शृणु देवि यथा पृष्टं भवत्या भवतारिणि। मनोरथव्रतं चैतद् गुह्याद्गुह्यतरं परम् ॥ ७ ॥ पुलोमतनया पूर्वं तताप परमं तपः ।कंचिन्मनोरथं प्राप्तुं न चाप तपसः फलम् ॥८॥ अपूजयत्ततो मां सा भक्त्या परमया मुदा । गीतेन सरहस्येन कलकंठीकलेन हि ॥ ९ ॥ तद्गानेनातितुष्टो मृदुना मधुरेण च । सुतालेन सुरंगेण धातुमात्रा कलावता ॥ १० ॥ प्रावोचं त्वं वरं ब्रूहि प्रसन्नोऽस्मि पुलोमजे । अनेन च सुगीतेन त्वनया लिङ्गपूजया ॥ ११ ॥ पुलोमजोवाच–यदि प्रसन्नो देवेश तदा यो मे मनोरथः। तं पूरय महादेव महादेवीमहाप्रिय ॥ १२ ॥ सर्वदेवेषु यो मान्यः सर्वदेवेषु सुंदरः । यायजूकेषु सर्वेषु यः श्रेष्ठः सोऽस्तु मे पतिः ॥ १३ ॥ यथाभिलषितं रूपं यथाभिलषितं सुखम् । यथाभिलषितं चायुः प्रसन्नो देहि मे भव ॥१४॥ यदा यदा च पत्या मे संगः स्यात्सुरतसुखेच्छया । तदा तदा च तं देहं त्यक्त्वाऽन्यं देहमाप्नुयाम् ॥१५॥ सदा च लिङ्गपूजायां मम भक्तिरनुत्तमा । भव भूयाद्भवहर जरामरणहारिणी ॥१६॥ भर्तुर्व्ययेऽपि वैधव्यं क्षणमात्रमपीह न ॥ मम भावि महादेव पातिव्रत्यं च यातु मा ॥ १७ ॥

*શંકર કહે છે–હે દેવિ ! હે સંસારને તારનાર ! મનોરથતૃતીયા વ્રત કે જે ગુહ્યમાં પણ અત્યંત ગુહ્ય છે, તે જેમ તમે પૂછો છો તેમ જ પુલોમાની પુત્રીએ પૂછ્યું હતું તે હું કહું છું, તે તમે સાંભળો. પૂર્વે પુલોમાની પુત્રી કોઇ મનોરથ સિદ્ધ કરવા માટે ઉગ્ર તપ કરતી હતી. તે પરમ ભક્તિવડે મારી પૂજા કરતી હતી, અને હર્ષપૂર્વક કોયલના જેવા મધુર સ્વરથી સુંદર ગાન કરતી હતી. કોમલ, મધુર, તાલ સહિત અને યથાયોગ્ય રાગ રાગણી સહિત તેના ગાનથી હું પ્રસન્ન થયો ત્યારે મેં કહ્યું કે 'હે પુલોમજે ! હું તારા આ મનોહર ગાનથી તથા મારી લિંગપૂજાથી પ્રસન્ન થયો છું, માટે વરદાન માગ.'[૭–૧૧] પુલોમજા કહે છે.–હે દેવેશ ! હે મહાદેવ ! હે પાર્વતીજીના પ્યારા ! જો આપ પ્રસન્ન થયા હો તો મારા મનનો 'જે સર્વ દેવોને માન્ય, સર્વ દેવોમાં સુંદર અને યજ્ઞ કરનારમાં જે શ્રેષ્ઠ હોય તે મારો પતિ થાય,' એ મનોરથ પૂર્ણ કરો.[૧૨–૧૩] તેમ જ હે ભવ ! જો આપ પ્રસન્ન થયા હો તો મને મારું મનમાનતું રૂપ, સુખ અને આયુષ્ય આપો.[૧૪] તેમ જ જ્યારે જ્યારે સુખની ઇચ્છાથી પતિની સાથે મારો સંગ થાય ત્યારે ત્યારે હું તે શરીર છોડી બીજું શરીર મેળવી શકું.[૧૫] હે શંકર ! આપના લિંગપૂજનમાં મારી નિત્ય અત્યંત ભક્તિ રહે, કે જેથી ઘડપણ અને મરણ આવે નહીં;[૧૬] તેમ જ મારો પતિ નષ્ટ થાય તોપણ ક્ષણવાર હું વિધવા થાઉં નહીં, અને તેથી મારા પતિવ્રતપણાનો ભંગ થવો ન જોઇએ વગેરે વરદાન આપો.[૧૭]

स्कंद उवाच ॥ इमं मनोरथं तस्याः पौलोम्याः पुरसूदनः। समाकर्ण्य क्षणं स्थित्वा प्राहेशो विस्मयान्वितः॥१८॥ ईश्वर उवाच–पुलोमकन्ये यश्चैष त्वयाऽकारि मनोरथः । लप्स्यते व्रतचर्यातस्तत् कुरुष्व जितेंद्रिया ॥१९॥ मनोरथतृतीयायाश्चरणेन भविष्यति । तत्प्राप्तये व्रतं वक्ष्ये तद्विधेहि यथोदितम् ॥ २० ॥ तेन व्रतेन चीर्णेन महासौभाग्यदेन तु । अवश्यं भविता बाले तव चैवं मनोरथः ॥ २१ ॥ पुलोमकन्योवाच–कारुण्यवारिधे शंभो प्रणतप्राणिसर्वद । किंनामा चाथ का शक्तिः का पूज्या तत्र देवता ॥ २२ ॥ कश्च तद्विधातव्यमितिकर्तव्यता च का । इत्याकर्ण्य शिवो वाक्यं तां तु प्रणिजगाद ह ॥ २३ ॥

કાર્તિકસ્વામી કહે છે–પુલોમજાનો એવો મનોરથ સાંભળી શંકર આશ્ચર્યયુક્ત થઈ ક્ષણવાર તો ચુપ રહ્યા. પણ પછી કહેવા લાગ્યા કે, 'હે પુલોમકન્યા ! જે તારો મનોરથ છે તે વ્રત કરવાથી સિદ્ધ થશે. માટે ઇંદ્રિયો વશમાં રાખી મનોરથતૃતીયાનું વ્રત કર.[૧૮–૨૦] તે વ્રત વિધિ પ્રમાણે કર્યાથી, હે બાળે ! તને મોટું સૌભાગ્ય પ્રાપ્ત થશે અને ધારેલો મનોરથ જરૂર પાર પડશે.[૨૧] પુલોમજા કહે છે–હે કૃપાસિંધો ! હે શંભો ! હે પ્રણામ કરનારાંને સઘળું આપનાર ! તે વ્રતનું નામ શું છે, તેની શક્તિ કેવી છે, તેમાં કયા દેવનું પૂજન કરવું, કયારે કરવું અને તેનો કેવો પ્રકાર છે તે સઘળું કહો. એવાં તેનાં વચનો સાંભળી, શંકર તે પ્રત્યે બોલ્યા:[૨૨–૨૩]

ईश्वर उवाच–मनोरथतृतीयाया व्रतं पौलोमि तच्छुभम्। पूज्या विश्वभुजा गौरी भुजविंशतिशालिनी ॥ २४ ॥ वरदोऽभयहस्तश्च साक्षसूत्रः समोदकः॥ देव्याः पुरस्ताद्व्रतिना पूज्य आशाविनायकः ॥ २५ ॥ चतुर्भुजश्चारुनेत्रः सर्वसिद्धिकरः प्रभुः। चैत्रशुक्लद्वितीयायां कृत्वा वै दंतधावनम् ॥ २६ ॥ सायंतनीं च निर्वर्त्य नातितृप्त्या भुजिक्रियाम् । नियमं चेति गृह्णीयाजितक्रोधो जितेंद्रियः ॥ २७ ॥ संत्यक्तास्पृश्यसंस्पर्शः शुचिस्तद्गतमानसः। प्रातर्व्रतं चरिष्यामि मातर्विश्वभुजेऽनघे ॥ २८ ॥ विधेहि तत्र सान्निध्यं मन्मनोरथसिद्धये। नियमं चेति संगृह्य स्वपेद्रात्रौ शुभं स्मरन् ॥२९॥ प्रातरुत्थाय मेधावी विधायावश्यकं विधिम् । शौचमाचमनं कृत्वा दंतकाष्ठं समाददेत् ॥ ३० ॥ अशोकवृक्षस्य शुभं सर्वशोकनिशातनम्। निर्वर्तनं च निष्पाद्य विधिं विधिविदां वरः ॥ ३१ ॥ स्नात्वा शुद्धांबरः सायं गौ-

* આ કથા કાશીખંડમાં પાર્વતી પ્રત્યે શિવજીએ કહેલી છે.

दीपूर्जां समाचरेत् । आदौ विनायकं पूज्य घृतपूरान्निवेद्य च ॥ ३२ ॥ ततोऽर्चयेद्विश्वभुजामशोककुसुमैः शुभैः । अशोकवर्तिनैवेद्यैर्धूपैश्चागुरुसंभवैः ॥ ३३ ॥ कुंकुमेनानुलिप्याथाथैकभुक्तं ततश्चरेत् । अशोकवर्तिसहितैर्घृतपूरैर्मनोहरैः ॥ ३४ ॥

મહાદેવજી કહે છે-હે પૌલોમિ ! તે મનોરથતૃતીયાનું વ્રત શુભ આપનાર છે. તેમાં વીશ ભુજાવાળાં વિશ્વભુજા ગૌરીની પૂજા કરવી;[૨૪] તે ગૌરીની પાસે આશાવિનાયક કે જે વર દેનાર છે, અભયને હાથમાં રાખે છે, અક્ષસૂત્ર તથા મોદક સહિત છે, ચાર હાથવાળા છે, સુંદર નેત્રવાળા છે, સર્વ સિદ્ધિને આપનાર છે અને સમર્થ છે, તેની પૂજા કરવી. ચૈત્ર માસની અજવાળી બીજને દિવસે દાતણ વગેરે દિવસકૃત્ય કરી રાત્રિએ થોડું જમવું. પછી ક્રોધને દૂર કરી ઇંદ્રિયોને નિયમમાં રાખી, અસ્પૃશ્ય પદાર્થનો સ્પર્શ તજી શુદ્ધતાથી દેવીમાં જ મન રાખી 'હે વિશ્વભુજે ! હે અનઘે ! હું સવારે વ્રત કરીશ, માટે મારા મનોરથ સિદ્ધ કરવા માટે આપ તેમાં પધારો.' એ પ્રકારે નિયમનું ગ્રહણ કરી શુભનું સ્મરણ કરતાં કરતાં તે રાત્રિએ સુઈ રહેવું. પછી બુદ્ધિમાન્ મનુષ્યે સવારે ઉઠી જરૂરનાં શૌચ અને આચમન કરી અશોક કે જે સર્વ શોકનો નાશ કરનાર છે, તેના કાષ્ઠનું દાતણ કરી નિત્ય કૃત્ય કરવું.[૨૫-૩૧] ત્યાર બાદ સાંજે સ્નાન કરી, શુદ્ધ કપડાં પહેરી ગૌરીની પૂજા કરવી. તેમાં પ્રથમ ગણેશજીની પૂજા કરી ઘેબર વગેરેનું નૈવેદ્ય કરવું.[૩૨] પછી અશોકનાં સુંદર પુષ્પોવડે વિશ્વભુજા દેવીની પૂજા કરી, કેસર ચડાવી, અગરુનો ધૂપ કરી, અશોકની મંજરીનું નૈવેદ્ય કરવું. પછી સુંદર ઘેબર અને અશોકની મંજરીનું એક વખત ભોજન કરવું.[૩૩-૩૪]

एवं चैत्रतृतीयायां व्यतीतायां पुलोमजे । राधादिफाल्गुनांतासु तृतीयासु व्रतं चरेत् ॥३५॥ क्रमेण दंतकाष्ठानि कथयामि तवानघे । अनुलेपनवस्तूनि कुसुमानि तथैव च ॥३६॥ नैवेद्यानि गजास्यस्य देव्याश्चापि शुभव्रते । अन्नानि चैकभक्तस्य शृणु तानि फलाप्तये ॥३७॥ जंब्वपामार्गखदिरजातीचूतकदंबकम् । प्लक्षोदुंबरखर्जूरी बीजपूरी सदाडिमी ॥ ३८ ॥ दंतकाष्ठद्रुमा एते व्रतिनः समुदाहृताः । सिंदूरागुरुकस्तूरी चंदनं रक्तचंदनम् ॥ ३९ ॥ गोरोचनं देवदारुं पद्माक्षं च निशाद्वयम् । प्रीत्यानुलेपनं बाले यक्षकर्दमसंभवम् ॥ ४० ॥ सर्वेषामप्यलाभे च प्रशस्तो यक्षकर्दमः । कस्तूरिकाया द्वौ भागौ द्वौ भागौ कुंकुमस्य च ॥ ४१ ॥ चंदनस्य त्रयो भागाः शशिनस्त्वेक एव हि । यक्षकर्दम इत्येष समस्तसुरवल्लभः ॥ ४२ ॥ अनुलिप्याथ कुसुमैरर्चयेद्रुक्मि तान्यपि । पाटला मल्लिका पद्मकेतकीकरवीरकैः ॥ ४३ ॥ उत्पलैराजचंपैश्च नंद्यावर्तैश्च जातिभिः । कुमारीभिः कर्णिकारैरलाभे तच्छदैः सह ॥ ४४ ॥ सुगंधिभिः प्रसूनौघैः सर्वालाभेऽपि पूजयेत् । करंभो दधिभक्तं च सचूतरसमंडकाः ॥ ४५ ॥ फेणिका वटकाश्चैव पायसं च सशर्करम् । समुद्गं सघृतं भक्तं कार्तिके विनिवेदयेत् ॥ ४६ ॥ इंदेरिकाश्च कडूका माघे लंपसिका शुभा । मुष्टिकाः शर्करागर्भाः सर्पिषा परिसाधिताः ॥ ४७ ॥ निवेद्याः फाल्गुने देव्यै सार्द्धं विघ्नजिता सदा । निवेदयेद्यदन्नं हि एकभक्तेऽपि तस्य तम् ॥ ४८ ॥ अन्यन्निवेद्य संभुंजानोऽन्यत् पतेदधः । प्रतिमासं तृतीयायामेवमाराध्य वत्सरम् ॥ ४९ ॥

હે પુલોમજે ! એ પ્રકારે ચૈત્ર માસની તૃતીયાને દિવસે વ્રત કરી, વૈશાખ માસથી લઈ ફાગણ માસ સુધી ત્રીજને દિવસે તેજ પ્રકારે વ્રત કરવું.[૩૫] હે અનઘે ! દાતણ, અનુલેપન અને પુષ્પ વગેરે જે માસમાં જે યોગ્ય છે તે ક્રમથી કહું છું.[૩૬] તેમ જ ગણપતિને તથા દેવીને નૈવેદ્ય કરવાની ચીજો તથા એક વખત ભોજન કરવાનાં અન્નો પણ સાંભળ કે, જેથી ફળની પ્રાપ્તિ થાય છે.[૩૭] જાંબુ, અઘેડો, ખેર, જાુઈ, આંબો, કદંબ, પીંપળ, ઉંબરો, ખજુરી, બીજોરું અને દાડિમ એટલા વૃક્ષનાં દાતણ વ્રત કરનારાએ ક્રમથી કરવાં. હે બાલે ! સિંદૂર, અગુરુ, કસ્તૂરી, ચંદન, રતાંજળી, ગોરોચન, દેવદારુ, પદ્મમોખ, હળદર, આંબાહળદર, અને યક્ષકર્દમ એ અનુલેપન કહેલાં છે.[૩૮-૪૦] જો કાંઈ અનુલેપન ન મળે તો સર્વને ઠેકાણે યક્ષકર્દમ કહેલો છે. બે ભાગ કસ્તૂરી, બે ભાગ કેસર, ચંદનના ત્રણ ભાગ અને કપૂરનો એક ભાગ. એ યક્ષકર્દમ કહેવાય છે અને તે સર્વ દેવોને પ્રિય છે.[૪૧-૪૨] પછી પુષ્પવડે પૂજા કરવી તે પણ હું કહું છું. પાટલા, મલ્લિકા, કમળ, કેવડો, કરવીર, શ્યામકમલ, રાજચંપો, નંદ્યાવર્ત, જાુઈ, કુમારી અને કરેણનાં પુષ્પોવડે પૂજા કરવી. જો પુષ્પ ન મળે તો તેનાં પાંદડાંવડે પૂજા કરવી.[૪૩-૪૪] સર્વનો અભાવ હોય, તો સુગંધી પુષ્પોવડે પૂજા કરવી. કરંભ, દહીં, ભાત, આંબાનો રસ અને મલાઈ સહિત સુતરફેણી, વડાં, સાકરનો દૂધપાક, કાર્તિક માસમાં મગ અને ઘી સહિત ભાત, ઈંદેરિકા, લાડુ અને સુંદર લાપસીનું માઘ માસમાં અને ફાગણ માસમાં ઘીમાં તળેલાં સાકર સહિત ચિરોટાનું નૈવેદ્ય દેવી તથા ગણપતિને કરવું. જેનું દેવને નૈવેદ્ય ધર્યું હોય તે જ વ્રત કરનારે જમવું.[૪૫-૪૮] બીજે નૈવેદ્ય કરેલાં અન્નનું ભોજન ન કરે તો તે મૂઢ નરકમાં પડે છે. એ પ્રકારે વર્ષપર્યંત પ્રત્યેક મહિને ત્રીજને દિવસે વ્રત કરવું.[૪૯]

व्रतसंपूर्तये कुर्यात्स्थंडिलेऽग्निसमर्चनम् । जातवेदसमन्त्रेण तिलाज्यद्रविणेन च ॥ ५० ॥ शतमष्टाधिकं होमं कारयेद्विधिना व्रती । सदैव नक्ते पूजोक्ता सदा नक्ते तु भोजनम् ॥ ५१ ॥ नक्त एव हि होमोऽयं नक्त एव क्षमा-

१ लोके 'चिरोटे' इति प्रसिद्धाः ।

पनम् ॥ गृहाण पूजां मे भक्त्या मातर्विघ्नजिता सह ॥ ५२ ॥ नमोऽस्तु ते विश्वभुजे पूरयाशु मनोरथम् । नमो विघ्नकृते तुभ्यं नम आशाविनायक ॥ ५३ ॥ त्वं विश्वभुजया सार्द्धं मम देहि मनोरथम् । एतौ मन्त्रौ समुच्चार्य पूज्यौ गौरीविनायकौ ॥ ५४ ॥ व्रतक्षमापने देयः पर्यंकस्तूलिकान्वितः । उपधान्या समायुक्तो दीपी[1]दर्पणसंयुतः ॥ ५५ ॥ आचार्यं च सपत्नीकं पर्यंके उपवेश्य च । व्रती समर्चयेद्वस्त्रैः करकर्णविभूषणैः ॥ ५६ ॥ सुगंधचंदनैर्माल्यैर्दक्षिणाभिर्मुदान्वितः । दद्यात्पयस्विनीं गां च व्रतस्य परिपूर्तये ॥ ५७ ॥ तथोपभोगवस्तूनि च्छत्रोपानत्कमंडलून् । मनोरथतृतीयाया व्रतमेतन्मया कृतम् ॥ ५८ ॥ न्यूनातिरिक्तं संपूर्णमेतदस्तु भवद्गिरा । इत्याचार्यं समापृच्छ्य तथेत्युक्तश्च तेन वै ॥ ५९ ॥ आसीमांतमनुव्रज्य दत्त्वाऽन्येभ्योऽपि शक्तितः । नक्तं समाचरेत्पोष्यैः सार्द्धं सुप्रीतमानसः ॥ ६० ॥

પછી વ્રત પૂર્ણ કરવામાટે સ્થંડિલમાં અગ્નિનું પૂજન કરી તેમાં અગ્નિના મંત્રો ભણી વિધિથી ઘી અને તલની એકસો આઠ આહુતિ આપવી. દેવની પૂજા હમેશાં રાત્રિએ કરવી અને ભોજન પણ રાત્રિએ કરવું.૫૦-૫૧ હોમ પણ રાત્રિએ કરવો અને ક્ષમા પણ રાત્રિએ માગવી. 'હે માત! હે વિશ્વભુજે! આપને નમસ્કાર કરું છું. ભક્તિથી કરેલી મારી પૂજાને ગણેશજી તથા આપ ગ્રહણ કરો અને મારા મનોરથને જલદી પૂર્ણ કરો. હે આશાવિનાયક! આપને નમસ્કાર કરું છું, આપ અને વિશ્વભુજાદેવી બન્ને મારો મનોરથ પૂર્ણ કરો.' એ પ્રકારે મંત્ર બોલીને દેવી અને ગણપતિની પૂજા કરવી.૫૨-૫૪ વ્રતની ક્ષમા માંગવામાં પલંગ, ગાદલું, ઓસીકું, દીવી અને અરીસો દેવો.૫૫ તેમાં પલંગની ઉપર આચાર્ય તથા તેની સ્ત્રીને બેસાડી હર્ષથી વસ્ત્ર, હાથ તથા કાનના અલંકાર, સુગંધી ચંદન, પુષ્પ અને દક્ષિણાથી તેની પૂજા કરવી. પછી વ્રતને પૂર્ણ કરવા માટે દૂઝણી ગાય આપવી.૫૬-૫૭ છત્રી, પગરખાં અને લોટો વગેરે ઉપભોગના પદાર્થો આપવા. પછી 'મેં આ મનોરથતૃતીયાનું વ્રત કરેલું છે, તેમાં જે કાંઇ ન્યૂનતા હોય, તે આપની વાણીથી પૂર્ણ થાઓ.' એ પ્રકારે આચાર્યની પાસે કહેવું. પછી 'વ્રત પૂર્ણ થશે' એમ આચાર્ય કહે ત્યારે સીમા પર્યંત તેને વળાવીને યથાશક્તિ બીજાને પણ દાન આપવું. પછી રાત્રિએ ઘરનાં માણસોની સાથે પ્રસન્નતાપૂર્વક ભોજન કરવું.૫૮-૬૦

प्रातश्चतुर्थ्यां संभोज्य चतुरश्च कुमारकान् । अभ्यर्च्य गंधमाल्याद्यैर्द्वादशापि कुमारिकाः ॥ ६१ ॥ एवं संपूर्णतां याति व्रतमेतत्सुनिर्मलम् । कार्यं मनोरथावाप्त्यै सर्वैरेतद्व्रतं शुभम् ॥ ६२ ॥ पत्नीं मनोरमां कुल्यां मनोज्ञामनुसारिणीम् । तारिणीं दुःखसंसारसागरस्य पतिव्रताम् ॥ ६३ ॥ कुर्वन्नेतद्व्रतं वर्षं कुमारः प्राप्नुयात्स्फुटम् । कुमारी पतिमाप्नोति स्वाढ्यं सर्वगुणाधिकम् ॥ ६४ ॥ सुवासिनी लभेत्पुत्रान् पत्युः सौख्यमखंडितम् । दुर्भगा सुभगा स्याच्च धनाढ्या स्याद्दरिद्रिणी ॥ ६५ ॥ विधवापि न वैधव्यं पुनराप्नोति कुत्रचित् । गुर्विणी च शुभं पुत्रं लभते सुचिरायुषम् ॥ ६६ ॥ ब्राह्मणो लभते विद्यां सर्वसौभाग्यदायिनीम् । राज्यभ्रष्टो लभेद्राज्यं वैश्यो लाभं च विंदति ॥ ६७ ॥ चिंतितं लभते शूद्रो व्रतस्यास्य निषेवणात् । धर्मार्थी धर्ममाप्नोति धनार्थी धनमाप्नुयात् ॥ ६८ ॥ कामी कामानवाप्नोति मोक्षार्थी मोक्षमाप्नुयात् । यो यो मनोरथो यस्य सततं विंदते ध्रुवम् ॥ ६९ ॥ मनोरथतृतीयाया व्रतस्य चरणाद्व्रती ॥ ७० ॥ इति श्रीस्कंदपुराणे काशीखंडे उत्तरार्धे अशीतितमेऽध्याये चैत्रशुक्लतृतीयायां मनोरथतृतीयाव्रताख्यानं संपूर्णम् ।

ચોથને દિવસે સવારે ચાર બટુક તથા બાર કુમારિકાને ચંદન અને પુષ્પ વગેરેથી પૂજા કરી જમાડવાં.૬૧ એ પ્રકારે કરવાથી આ નિર્મળ વ્રત પરિપૂર્ણ થાય છે. મનોરથ સિદ્ધ થવા માટે આ શુભ વ્રત સર્વેએ કરવું.૬૨ જે બટુક વર્ષપર્યંત આ વ્રત કરે, તેને તારા કુલમાં ઉત્પન્ન થયેલી, પોતાને અનુસરનારી, દુઃખરૂપી સંસારસમુદ્રમાંથી તારનારી, પતિવ્રતા અને મનોહર સ્ત્રી પ્રાપ્ત થાય છે. જો કુમારિકા વ્રત કરે તો તે સર્વગુણસંપન્ન શ્રીમાન્ પતિને મેળવે છે.૬૩-૬૪ આ વ્રત કરવાથી સુવાસિની પુત્રને તથા અખંડિત પતિસ્નેહને પ્રાપ્ત થાય છે. જે અભાગણી હોય તે સારાં ભાગ્યવાળી થાય છે, જે નિર્ધન હોય તેને ધન મળે છે.૬૫ વિધવા હોય તે ફરીથી કોઇ જન્મમાં વિધવા થતી નથી. ગર્ભિણી સ્ત્રી લાંબા આયુષ્યવાળા સત્પુત્રને મેળવે છે.૬૬ આ વ્રતના પ્રભાવથી બ્રાહ્મણ સઘળાં સૌભાગ્યને આપનાર વિદ્યાને પ્રાપ્ત થાય છે, રાજ્યથી ભ્રષ્ટ થતો હોય તેને રાજ્ય મળે છે, વૈશ્યને લાભ મળે છે, અને શૂદ્ર જે ચિંતવે તે થાય છે. ધર્મ ઇચ્છનાર ધર્મને પ્રાપ્ત થાય છે, ધન ઇચ્છનાર ધનને પ્રાપ્ત થાય છે,૬૭-૬૮ ભોગ ઇચ્છનારને ભોગ મળે છે અને મોક્ષ ઇચ્છનારને મોક્ષ મળે છે. મનોરથ તૃતીયાનું વ્રત કરવાથી મનુષ્ય જે જે ઇચ્છા કરે, તે તે ખચિત પ્રાપ્ત થાય છે.૬૯-૭૦ આ વ્રત સ્કંદપુરાણના કાશીખંડના ઉત્તરાર્ધમાં કહેલું છે.

## અરુંધતીવ્રત

अथ चैत्रशुक्लतृतीयायां मध्याह्नव्यापिन्यामरुंधतीव्रतम् । तत्र स्त्रीणामेवाधिकारः । अवैधव्यादिफलश्रवणात् । तत्रादौ संकल्पः—मम इह जन्मनि जन्मांतरे च बालवैधव्यनाशार्थमनेकसौभाग्यपुत्ररूपसंपत्तिसमृद्ध्यर्थमरुंधतीव्रतमहं करिष्ये । निर्विघ्नतासिद्ध्यर्थं गणपतिपूजनं करिष्ये इति संकल्प्य धान्योपरि कलशस्थपूर्णपात्रे हैमीं गौरीं[1] वसिष्ठं

१ लोके 'समई-दीवी' इति प्रसिद्धा ।

१ गौरीं अरुंधतीम् ।

ध्रुवं च संस्थाप्य पूजयेत् । तद्यथा–अष्टकर्णिकया युक्ते मंडले पूजयेत्तु ताम् । अरुंधतीं महादेवीं वसिष्ठसहितां सतीम् । आवाहनम् ॥ अरुंधति महादेवि सर्वसौभाग्यदायिनि । दिव्यं सुचारुवेषं च आसनं प्रतिगृह्यताम् । आसनम् ॥ सुचारु शीतलं दिव्यं नानागंधसुवासितम् । पाद्यं गृहाण देवेशि अरुंधति नमोऽस्तु ते । पाद्यम् ॥ अरुंधति महाभागे वसिष्ठप्रियवादिनि । अर्घ्यं गृहाण कल्याणि भर्त्रा सह पतिव्रते । अर्घ्यम् ॥ गंगातोयं समानीतं सुवर्णकलशे स्थितम् । आचम्यतां महाभागे वसिष्ठसहितेऽनघे । आचमनीयम् ॥ गंगासरस्वती–रेवा–पयोष्णीनर्मदाजलैः । स्नापितासि मया देवि तथा शांतिं कुरुष्व मे । स्नानम् ॥

ચૈત્ર શુદી ત્રીજ જે દિવસે મધ્યાહ્નવ્યાપિની હોય, તે દિવસે અરુંધતી વ્રત કરવું. તેમાં સ્ત્રીઓને જ અધિકાર છે, કારણ કે તે 'વિધવા નથી થતી' ઇત્યાદિ તેમાં ફળશ્રુતિ છે. મમ૦–'આ જન્મમાં તથા બીજા જન્મમાં હું બાલવિધવા ન થાઉં તે માટે તથા અનેક પ્રકારનાં સૌભાગ્ય પુત્ર, રૂપ, સંપત્તિ અને સમૃદ્ધિ માટે હું અરુંધતીવ્રત કરીશ અને નિર્વિઘ્નતાની સિદ્ધિને માટે ગણપતિપૂજન કરીશ.' એમ પ્રથમ સંકલ્પ કરી, પછી ધાન્યની ઉપર કલશની સ્થાપના કરી તેની ઉપર પૂર્ણપાત્ર રાખી તેમાં સોનાનાં ગૌરી (અરુન્ધતી) વસિષ્ઠ અને ધ્રુવની સ્થાપના કરી તેની પૂજા કરવી. આઠ કર્ણિકાવાળા મંડલમાં વસિષ્ઠ સહિત સતી મહાદેવી અરુંધતીની પૂજા કરવી. હે અરુંધતિ! હે મહાદેવિ! હે સઘળાં સૌભાગ્યને આપનાર! મનોહર દિવ્ય આસનનું ગ્રહણ કરો. એ મંત્રથી આસન આપવું. હે અરુંધતિ! હે દેવેશિ! પાદ્ય કે જે સુંદર, શીતલ અને સુગંધિદાર છે તેનું ગ્રહણ કરો. હું આપને નમસ્કાર કરું છું. હે અરુંધતિ! હે મહાભાગે! હે વસિષ્ઠને પ્રિય વચન કહેનાર! હે કલ્યાણિ! હે પતિવ્રતે! વસિષ્ઠની સાથે તમે અર્ઘ્યનું ગ્રહણ કરો. હે મહાભાગે! હે દોષરહિત! ગંગાજળ કે જે સોનાના ઘડામાં ભરેલું છે, તેનું વસિષ્ઠ સહિત આપ આચમન કરો. હે દેવિ! ગંગા, સરસ્વતી, રેવા, પયોષ્ણી અને નર્મદાનાં જળથી આપને સ્નાન કરાવું છું માટે મારી શાંતિ કરો.

नानारंगसमुद्भूतं दिव्यं चारु मनोहरम् । वस्त्रं गृहाण देवेशि अरुंधति नमोऽस्तु ते । वस्त्रम् ॥ कंचुकीमुपवस्त्रं च नानारत्नैः समन्वितम् । गृहाण त्वं मया दत्तमरुंधति नमोऽस्तु ते । उपवस्त्रम् ॥ कर्पूरकुंकुमैर्युक्तं हरिद्रादिसमन्वितम् । कस्तूरिकासमायुक्तं चंदनं प्रतिगृह्यताम् । चंदनम् ॥ हरिद्रां कुंकुमं चैव सिंदूरं कज्जलान्वितम् । मया निवेदितं भक्त्या गृहाण परमेश्वरि । सौभाग्यद्रव्यम् ॥ माल्यादीनि सुगंधीनि० । पुष्पाणि ॥ वनस्पतिरसोद्भूतो० । धूपम् ॥ आज्यं च वर्तिसंयुक्तं वह्निना योजितं० । दीपम् ॥ अन्नं चतुर्विधं स्वादु रसैः षड्भिः समन्वितम् । नैवेद्यं गृह्यतां देवि प्रसीद परमेश्वरि । नैवेद्यम् ॥ पूगीफलं महद्दिव्यं नागवल्ल्या दलैर्युतम् । कर्पूरैलासमायुक्तं तांबूलं प्रतिगृह्यताम् । तांबूलम् ॥ इदं फलं मया देवि स्थापितं पुरतस्तव । तेन मे सफलावाप्तिर्भवेज्जन्मनि जन्मनि । फलम् ॥ हिरण्यगर्भगर्भस्थं हेमबीजं विभावसोः । अनंतपुण्यफलदमतः शांतिं प्रयच्छ मे । दक्षिणाम् ॥ पुत्रान्देहि धनं देहि सौभाग्यं देहि सुव्रते । अन्यांश्च सर्वकामांश्च देहि देवि नमोऽस्तु ते । प्रार्थनाम् ॥ अरुंधति महाभागे वसिष्ठप्रियवादिनि । सौभाग्यं देहि मे देवि धनं पुत्रांश्च सर्वदा । उत्तरार्घ्यम् ॥ द्विभुजां चारुसर्वांगीं साक्षसूत्रकमंडलुम् । प्रतिमां कांचनीं कृत्वा नामभिः परिपूजयेत् ॥

હે દેવેશિ! હે અરુંધતિ! નાના પ્રકારના રંગવડે રંગેલું મનોહર દિવ્ય વસ્ત્રનું આપ ગ્રહણ કરો. આપને હું નમસ્કાર કરું છું. હે અરુંધતિ! કંચુકી (કમખો) અને જૂદાં જૂદાં રત્ન સહિત ઉપવસ્ત્ર આપને આપું છું, માટે ગ્રહણ કરો. આપને નમસ્કાર હો! હે અરુંધતિ! કપૂર, કેસર, હળદર અને કસ્તૂરી વગેરે સહિત ચંદનનું ગ્રહણ કરો. હે પરમેશ્વરિ! હળદર, કેસર, સિંદૂર અને કાજળ આપને ભક્તિથી હું આપું છું, માટે આપ ગ્રહણ કરો. એ રીતે આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ચંદન અને સૌભાગ્યદ્રવ્ય અર્પણ કરી 'माल्यादीनि०' એ મંત્ર ભણી પુષ્પ, 'वनस्पतिरसो०' એ મંત્રથી ધૂપ અને 'आज्यं च०' એ મંત્ર ભણી દીપ આપવો. 'હે દેવિ! હે પરમેશ્વરિ! સ્વાદિષ્ઠ અને છ રસવાળા ચાર પ્રકારના અન્નનું આપને નૈવેદ્ય ધરું છું, તે ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ.' એ મંત્રથી નૈવેદ્ય ધરવું. સુંદર સોપારી, પાન, કપૂર અને એલાયચી સહિત તાંબૂલનું ગ્રહણ કરો. એ મંત્રથી તાંબૂલ આપવું. હે દેવિ! આ ફલ હું આપની પાસે ધરું છું તેથી મને જન્મ જન્મમાં ફલની પ્રાપ્તિ થાઓ. એ મંત્રથી ફળ અને હિરણ્યગર્ભના ગર્ભમાં રહેલ, અગ્નિનું બીજ અને અનંતપુણ્યને આપનાર સુવર્ણ છે. માટે મને શાંતિ આપો. એ મંત્રવડે દક્ષિણા ધરવી. હે સુવ્રતે! હે દેવિ! પુત્રો આપો, ધન આપો, સૌભાગ્ય આપો, અને બીજી પણ મારી સર્વ કામના પૂરી કરો. આપને નમસ્કાર હો! હે અરુંધતિ! હે મહામાયે! હે વસિષ્ઠની પાસે પ્રિય બોલનાર! હે દેવિ! મને નિરંતર સૌભાગ્ય, પુત્ર અને ધન આપો. બે હાથવાળી, સુંદર શરીરવાળી અને અક્ષસૂત્ર તથા કમંડળુ સહિત સુવર્ણની મૂર્તિ કરી નામથી તેની પૂજા કરવી.

देववंद्यायै नमः पादौ पूजयामि, लोकवंद्यायै० जानुनीपू०, संपत्तिदायिन्यै० कटीपू०, गंभीरनाभ्यै० नाभिंपू०, लोकधात्र्यै० स्तनौपू०, जगद्धात्र्यै० कंठंपू०, शांत्यै० बा-

१ ध्रुववसिष्ठसहितायै अरुंधत्यैनमः इतिप्रत्युपचारेनाममंत्रोच्चारः ।

हूपू०, वरप्रदायै० हस्तौपू०, धृत्यै० मुखंपू०, अरुंधत्यै० शिरःपू०, सकलप्रियायै० शिखांपू०, वसिष्ठप्रियायै० वसिष्ठध्रुवसहितं सर्वांगपू०, ॥ नमो देव्यै इति नीराजनम् । पुष्पांजलिम् ॥ वायनं दद्यात्-वंशपात्रे स्थितं पूर्णं वाणकं घृतसंयुतम् । अरुंधती प्रीयतां च ब्राह्मणाय ददाम्यहम् । वायनम् ॥ सुवर्णमूर्तिसंयुक्तां वसिष्ठध्रुवसंयुताम् । अरुंधतीं सोपचारां ब्राह्मणाय ददाम्यहम् ॥ मूर्तिदानमन्त्रः-गच्छ देवि यथा स्थानं सर्वालंकारभूषिते । अरुंधति नमस्तुभ्यं देहि सौभाग्यमुत्तमम् । इति विसर्जनम् ॥

'देवर्षंद्यायै नमः' એ મંત્ર ભણી તેના પગની પૂજા કરવી, 'लोकवंद्यायै ममः' એ મંત્રથી બે ગોઠણ, 'संपत्तिदायिन्यै नमः' એ મંત્રથી કેડ, 'गंभीरनाभ्यै नमः' એ મંત્રથી નાભિ, 'लोकधात्र्यै नमः' એ મંત્રથી સ્તનની, 'जगद्धात्र्यै नमः' એ મંત્ર ભણી કંઠ, 'शांत्यै नमः' એ મંત્ર ભણી બે બાહુ, 'वरप्रदायै नमः' એ મંત્ર ભણી બે હાથ, 'धृत्यै नमः' એ મંત્રથી મુખ, 'अरुंधत्यै नमः' એ મંત્રથી મસ્તક, 'सकलप्रियायै नमः' એ મંત્રથી શિખા અને 'वसिष्ठप्रियायै नमः' એ મંત્ર ભણી વસિષ્ઠ અને ધ્રુવ સહિત તેના સર્વાંગની પૂજા કરવી. 'नमो देव्यै'० એ મંત્રથી આરતી ઉતારવી, પુષ્પાંજલિ કરવી. પછી 'વાંસના પાત્રમાં રહેલ ઘી સહિત વાયન બ્રાહ્મણને આપું છું તેથી અરુંધતી પ્રસન્ન થાઓ,' એમ કહી વાયન આપવું. 'સુવર્ણથી બનાવેલી વસિષ્ઠ, ધ્રુવ અને અરુંધતીની મૂર્તિ અને તેની સામગ્રી બ્રાહ્મણને આપું છું' એમ કહીને મૂર્તિદાન કરવું. 'હે દેવિ! હે સર્વ અલંકારોથી ભૂષિત અરુંધતિ! આપ આપને સ્થાનકે પધારો, આપને હું નમસ્કાર કરું છું, માટે મને ઉત્તમ સૌભાગ્ય આપો.' એ મંત્રથી વિસર્જન કરવું.

## અરુંધતીવ્રતની કથા

अथ कथा ॥ स्कंद उवाच-पुरावृत्तमिदं विप्राः शृणुध्वं व्रतमुत्तमम् । आसीत्कश्चित्पुरा विप्रः सर्वशास्त्रविशारदः ॥१॥ तस्यैका कन्यका जाता रूपेणाप्रतिमा भुवि । ततो विवाहं सम्यग्वै पिता तस्यांकरोद्द्विजः[1] ॥ २ ॥ कुलशीलंवते दत्ता सा कन्या वरवर्णिनी । अचिरेणैव कालेन भर्ता तस्या मृतो द्विजः ॥ ३ ॥ बालरंडा तु सा जाता निर्वेदादगमद्गृहात् । यमुनातीरमासाद्य चकार विपुलं तपः ॥४॥ एकभुक्त्यादिकैश्चैव कृच्छ्रचांद्रायणैस्तथा । मासोपवासनियमैरात्मानं पावयत्सती ॥ ५ ॥ कदाचिदागतस्तत्र भ्रमन् गौर्या सदाशिवः । यमुनातीरमासाद्य वनितां तां ददर्श सा ॥ ६ ॥ कृपया च शिवा गौरी महादेवमुवाच सा । देव केनेदृशीं प्राप्ता बालवैधव्यतादशाम् ॥ ७ ॥ वद मां कृपया देव कृपां कुरु दयानिधे ॥

કાર્તિકસ્વામી કહે છે-હે વિપ્રો ! આ ઉત્તમ વાત આગળ થઈ ગઈ છે તે સાંભળો. પૂર્વે સર્વ શાસ્ત્રોમાં નિપુણ કોઈ એક બ્રાહ્મણ હતો.[1] તેને એક પુત્રી હતી, તેના જેવી સુંદર પૃથ્વીમાં કોઈ બીજી હતી નહીં. તે જ્યારે વિવાહ યોગ્ય થઈ ત્યારે તેના પિતાએ કુલીન અને સારા સ્વભાવવાળા વરની સાથે તેનો રૂડી રીતે વિવાહ કર્યો. વિવાહ કર્યાં પછી થોડાજ દિવસમાં તે કન્યાનો પતિ મરણ પામ્યો, તેથી તે બાલવિધવા થઈ. પછી વૈરાગ્ય આપવાથી તે કન્યા યમુનાજીના તટ ઉપર આવી પરમ તપ કરવા લાગી.[2-4] એક વખત જમવું, કૃચ્છ્ર ચાંદ્રાયણ વ્રત કરવાં, અને એક માસ પર્યંત ઉપવાસ કરવા વગેરે નિયમો પાળવા વગેરેથી તેણે શરીરને પીડિત કર્યું.[5] ત્યાં એક સમયે પાર્વતી અને મહાદેવજી ફરતાં ફરતાં યમુનાજીના તીરપર આવી ચડ્યાં અને તપ કરતી પેલી કન્યાને જોઈ.[6] દયા આવવાથી પાર્વતીજીએ મહાદેવજીને કહ્યું કે, હે દેવ ! હે દયાનિધે ! કયા કર્મથી આ બાલવિધવા થઈ તે કહો.

महादेव उवाच- अयं विप्रः पुरा गौरि कुलशीलयुतो भुवि ॥ ८ ॥ तेन कन्या परिणीता सुरूपा युवती सती । स तां विवाह्य तरुणीं विदेशमगमद्द्विजः ॥ ९ ॥ ततो बहुतिथं कालं साऽपश्यद्भर्तुरागमम् । नागतस्तु तदा विप्रो यावज्जीवं गतो द्विजः ॥ १० ॥ तस्या जन्म गतं सर्वं विफलं पतिना विना । तेन पापेन विप्रोऽसौ नारीत्वं प्राप्तवान् शिवे ॥ ११ ॥ स्वनारीं यः परित्यज्य निर्दोषां कुलसंभवाम् । याति देशांतरं चाथ अंधा इव महार्णवे ॥ १२ ॥ परदाररतो वा स्यादन्यां वा कुरुते स्त्रियम् । सोऽन्यजन्मनि देवेशि स्त्री भूत्वा विधवा भवेत् ॥ १३ ॥ या नारी तु पतिं त्यक्त्वा मनोवाक्कायकर्मभिः । रहः करोति वै जारं गत्वा वा पुरुषांतरम् ॥ १४ ॥ भोगान् भुक्त्वा च या योषिन्मदेन प्रमदाऽसती । तेन कर्मविपाकेन सा नारी विधवा भवेत् ॥ १५ ॥ स्वपत्नीं कुलसंभूतां पतिव्रतरतां सतीम् । अनुकूलां परित्यज्य परां यो याति स्वेच्छया ॥ १६ ॥ स पापी जायतेऽन्यस्मिन्स्त्रीहीनो विप्रजन्मनि । अनेन सदृशं देवि लोकेऽस्मिन्नास्ति पातकम् ॥ १७ ॥ न वैधव्यात्परो व्याधिर्न वैधव्यात्परो ज्वरः । न वैधव्यात्परः शोको न वैधव्यात्परोंकुशः ॥१८॥ निरयो नच वैधव्यात्कष्टं वैधव्यता नृषु । तेन पापेन बहुना जायते बालरंडिका ॥ १९ ॥ इति तस्य वचः श्रुत्वा सा गौरी विस्मिताऽभवत् ॥ पप्रच्छ तं महादेवं गौरी सा करुणान्विता ॥ २० ॥ केनेदृशं महत्पापं बालवैधव्यदायकम् ॥ नश्यते कर्मणा देव तन्मां वद कृपां कुरु ॥ २१ ॥

મહાદેવજી બોલ્યા:-હે ગૌરી ! પૂર્વે જન્મમાં આ સારા સ્વભાવવાળો કુલીન બ્રાહ્મણ હતો. તે સુન્દર યુવતી સતી સ્ત્રીને પરણી પરદેશ ચાલ્યો ગયો.[7-9] તેની સ્ત્રીએ પોતાના પતિની ઘણા દિવસ સુધી વાટ જોઈ પણ તે સ્ત્રી જીવી ત્યાં સુધી તે બ્રાહ્મણ પરદેશથી ઘેર આવ્યો જ

---

१ तस्या अकरोदिति छेदः, आर्षः संधिरयम् ।

નહી,૧૦ તેથી પતિ વિના તે બીચારીનો આખો જન્મારો વ્યર્થ ગયો તેથી તે બ્રાહ્મણને પાપ લાગ્યું. હે પાર્વતિ ! એ પાપથી તે બ્રાહ્મણ આ જન્મમાં સ્ત્રી થયો.૧૧ હે પાર્વતિ ! જે પુરુષ સારા કુલમાં ઉત્પન્ન થયેલી નિર્દોષ પોતાની સ્ત્રીને દુઃખસમુદ્રમાં નાખી આંધળાની પેઠે પરદેશમાં ચાલ્યો જાય છે, જે પુરુષ પરસ્ત્રીમાં આસક્ત થાય છે અથવા બીજી સ્ત્રી કરે છે, તે બીજા જન્મમાં સ્ત્રી થઇને વિધવાપણાને પ્રાપ્ત થાય છે.૧૨-૧૩ જે સ્ત્રી પોતાના પતિને છોડી મન, વાણી અને શરીરવડે ગુપ્તપણે પરપુરુષની સેવા કરે છે, અથવા તો મદથી ઉન્મત્ત બનીને પરપુરુષ પાસે જાય છે તે સ્ત્રી પાપકર્મથી વિધવા થાય છે.૧૪-૧૫ હે પાર્વતિ ! જે પુરુષ કુલીન, પતિવ્રતા અને પોતાને અનુસરનારી પોતાની સ્ત્રીનો ત્યાગ કરી સ્વેચ્છાચારથી પરસ્ત્રીનું ગમન કરે છે, તે બીજા જન્મમાં સ્ત્રીહીન થાય છે. હે દેવિ ! આના જેવું બીજું એક પાપ નથી.૧૬-૧૭ વિધવાપણાથી નેષ્ઠ બીજું કોઈ દુઃખ નથી, વિધવાપણાથી બીજો કોઈ મોટો સંતાપ નથી, વિધવાપણાથી બીજો કોઈ શોક નથી, અને વિધવાપણાથી બીજી કોઈ પીડા નથી.૧૮ માટે મનુષ્ય લોકમાં વિધવાપણાનું ઘણું દુઃખ છે, અને મહા ઘોર પાપ કરવાથી બાળરંડાપો આવે છે.૧૯ એ પ્રકારનાં મહાદેવજીનાં વચનો સાંભળી વિસ્મય પામેલાં પાર્વતી દયાથી મહાદેવજીને પૂછવા લાગ્યાં.૨૦ હે દેવ ! આવું મોટું પાપ કે જેથી બાળરંડાપો આવે છે, તે પાપનું નિવારણ કયા ઉપાયથી થાય છે તે કૃપા કરી મને કહો.૨૧

महादेव उवाच ॥ शृणु देवि प्रवक्ष्यामि बालवैधव्यनाशनम् । अरुंधतीव्रतं पुण्यं नारीसौभाग्यदायकम् ॥२२॥ यत्कृत्वा बालवैधव्यान्मुच्यते नात्र संशयः । श्रुतमेतत्तदा विप्रा गौर्या शंकरतो व्रतम् ॥ २३ ॥ यमुनातीरमासाद्य उपविष्टं तदा द्विजाः । तस्यै नार्यै महादेव्या कारितं व्रतमुत्तमम् ॥ २४ ॥ तेन पुण्येन महता व्रतजेन मुनीश्वराः। सा नारी चागमत्स्वर्गं मुक्ता वैधव्यतस्तदा ॥ २५ ॥ इत्थं व्रतं श्रुतं सम्यगुपदिष्टं मुनीश्वराः । कृतमन्यैश्च बहुभिस्तेऽपि मुक्ता मुनीश्वराः ॥ २६ ॥ अरुंधतीव्रतमिदं सदा कार्यं मुनीश्वराः ॥ नारी वैधव्यतो मुच्येत्सौभाग्यं प्राप्नुयात्परम् ॥ २७ ॥ इति श्रीस्कंदपुराणे अरुंधतीव्रतम् ॥

મહાદેવજી કહે છે-હે દેવિ ! સાંભળો. અરુંધતી વ્રત કે જે બાળરંડાપાનો નાશ કરે છે, પુણ્યકારક છે અને સર્વ સૌભાગ્યને આપનાર છે,૨૨ તે વ્રત કરવાથી અવશ્ય બાળરંડાપો આવતો નથી. હે બ્રાહ્મણો ! મહાદેવજીની પાસેથી એ વ્રત સાંભળી યમુનાજીના કિનારા ઉપર જ્યાં તે કન્યા બેઠી હતી ત્યાં પાર્વતીજી ગયાં અને તેની પાસે આ ઉત્તમ વ્રત કરાવ્યું.૨૩-૨૪ તે વ્રત કરવાથી તે કન્યાને ઘણું પુણ્ય થયું, તેથી તે કન્યા રંડાપાથી મુક્ત થઇ સ્વર્ગમાં ગઈ. હે મુનીશ્વરો ! જે પ્રકારે મેં વ્રત સાંભળેલું હતું તે પ્રકારે તમોને કહી સંભળાવ્યું. આ વ્રત જેઓએ કરેલ છે તેઓ સર્વ મુક્ત થયેલ છે. હે મુનીશ્વરો ! આ વ્રત હમેશાં કરવું. આ વ્રત કરવાથી સ્ત્રીઓને, વૈધવ્યનો નાશ થાય છે અને ઉત્તમ સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે.૨૫-૨૭

## અરુંધતીવ્રતનું ઉદ્યાપન

अथ उद्यापनम् ॥ युधिष्ठिर उवाच—उद्यापनविधिं ब्रूहि अरुंधत्याः सुरेश्वर । भक्तितः श्रोतुमिच्छामि व्रतसंपूर्तिहेतवे ॥ कृष्ण उवाच—अरुंधतीव्रतं वक्ष्ये नारीसौभाग्यदायकम् । येन चीर्णेन वै सम्यङ् नारी सौभाग्यमाप्नुयात् ॥ जायते रूपसंपन्ना पुत्रपौत्रसमन्विता । वसंततौं समासाद्य तृतीयायां युधिष्ठिर ॥ माघे वा माधवे चैव श्रावणे कार्तिकेऽथवा । स्नानं कृत्वा तु वै सम्यक् त्रिरात्रोपोषिता सती ॥ मिथुनानि च चत्वारि समाहूय पतिव्रता । पूजयेत्पुष्पतांबूलैश्चंदनैश्च तथाक्षतैः ॥ कुंकुमागुरुकस्तूरीकर्पूरमृगनाभिभिः । शिलापट्टे च संस्थाप्य जीरकं लवणान्वितम् ॥ लोष्टकेन समायुक्तं वस्त्रयुग्मेन वेष्टितम् । आवाहयेदरुंधतीं वसिष्ठप्राणसंमिताम् ॥ पतिव्रतानां सर्वासां मुख्यां वै देवभामिनीम् । द्विभुजां चारुसर्वांगीं साक्षसूत्रकमंडलुम् ॥ प्रतिमां कांचनीं कृत्वा नामभिः परिपूजयेत् । वसिष्ठं च ध्रुवं चैव प्रतिमां पूजयेद्व्रती ॥ देववंद्ये नमः पादौ जानुनी लोकवंदिते । कटिं संपूजयेत्तस्याः सर्वसम्पत्तिदायिनी ॥ नाभिं गंभीरनाभ्यै तु लोकधात्र्यै तथा स्तनौ । जगद्धात्र्यै तथा स्कन्धौ बाहू शांत्यै नमस्तथा ॥ हस्तौ तु वरदायै तु मुखं धृत्यै नमः पुनः । अरुंधत्यै शिरः पूज्य सर्वांगं सकलप्रिये ॥ एवं संपूज्य तां देवीं ततश्चार्घ्यं प्रदापयेत् ॥

યુધિષ્ઠિર પૂછે છે-હે સુરેશ્વર ! અરુન્ધતી વ્રત પૂરું થવા માટે તેનું ઉદ્યાપન ભક્તિથી સાંભળવા ઇચ્છું છું માટે કહો. શ્રીકૃષ્ણ કહે છે-હે યુધિષ્ઠિર ! સ્ત્રીના સૌભાગ્યને આપનાર અરુન્ધતી વ્રતનું ઉદ્યાપન કહું છું, કે જે ઉદ્યાપન વિધિ પ્રમાણે કરવાથી સ્ત્રીને સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે, રૂપ પ્રાપ્ત થાય છે અને પુત્ર, પૌત્ર વગેરે વંશવૃદ્ધિ થાય છે. હે યુધિષ્ઠિર ! વસંત ઋતુ, માઘ, વૈશાખ, શ્રાવણ અથવા કાર્તિક માસની તૃતીયાને દિવસે સ્નાન કરી વિધિથી ત્રણ ઉપવાસ કરવા. તેમાં પુષ્પ, તાંબૂલ, ચંદન, અક્ષત, કંકુ, અગરુ, કસ્તૂરી અને કપૂરવડે બ્રાહ્મણનાં ચાર જોડાંની પૂજા કરવી. જીરું, લવણ અને માટીનું ઢેફું એ ત્રણ ચીજ બે કપડામાં બાંધી એક શિલા ( છીપરડી ) ઉપર રાખવી. પછી અરુંધતી કે જે વસિષ્ઠ ઋષિને પ્રાણ જેવાં પ્યારાં છે, સઘળી પતિવ્રતાઓમાં શ્રેષ્ઠ છે અને દેવાંગના જેવાં છે તેનું, બે હાથવાળી, સુંદર અવયવવાળી અને અક્ષસૂત્ર તથા કમંડલુસહિત સોનાની મૂર્તિમાં આવાહન કરવું અને નામવડે પૂજા કરવી. તેમ જ વસિષ્ઠ તથા ધ્રુવની મૂર્તિની પણ પૂજા કરવી. 'देववन्द्यायै नमः' એ મંત્રથી ચરણની

પૂજા કરવી. 'लोकवन्दितायै नमः' એ મંત્રથી ગોઠણની પૂજા કરવી. 'सर्वसम्पत्तिदायिन्यै नमः' એ મંત્રથી કેડની પૂજા કરવી. 'गम्भीरनाभ्यै नमः' એ મંત્રથી નાભિની પૂજા કરવી. 'लोकधात्र्यै नमः' એ મંત્રથી સ્તનની પૂજા કરવી. 'जगद्धात्र्यै नमः' એ મંત્રથી ખભાની, 'शांत्यै नमः' એ મંત્રથી બાહુની, 'वरदायै नमः' એ મંત્રથી હસ્તની, 'धृत्यै नमः' એ મંત્રથી મુખની, 'अरुंधत्यै नमः' એ મંત્રથી મસ્તકની અને 'सकलप्रियायै नमः' એ મંત્રથી સર્વાંગની પૂજા કરવી. એ પ્રમાણે ચંદન, પુષ્પ વગેરે ઉપચારવડે સતી અરુન્ધતીદેવીની (ષોડશોપચાર) પૂજા કરી અર્ધ્ય આપવો.

अरुंधति महाभागे वसिष्ठप्रियवादिनि ॥ सौभाग्यं देहि मे देवि धनपुत्रांश्च सर्वदा । पुत्रान्देहि धनं देहि सौभाग्यं देहि सुव्रते ॥ अन्यांश्च सर्वकामांश्च देहि देवि नमोऽस्तु ते । सुवासिन्योऽथ संपूज्याः समाप्तिदिवसे तदा ॥ सुभगंधाक्षतैः पुष्पैर्दद्याच्छूर्पेण भक्ष्यकान् । होमं चैव तदा कुर्यात्समिद्भिश्च तिलैः पृथक् ॥ संख्ययाऽष्टोत्तरशतं प्रार्थनामन्त्रतः सुधीः । मिथुनानि च संपूज्य भूषणाच्छादनादिभिः॥ नानाविधोपचारैश्च चतुर्विंशतिसंख्यया । आचार्याय च गां दद्याद्वस्त्राण्याभरणानि च ॥ शय्यां सोपस्करां दद्यात् कांस्यपात्रं सदीपकम् । आदर्शं चामरं चैव अश्वं दद्यात्सुशोभनम् ॥ यथावद्भोजयित्वाऽथ स्त्रियः शर्करासमोदकान् ॥ मोदकान्कांचनं चैव तथा वस्त्रं यथाविधि ॥ पोलिकाघृतपूपांश्च पूरिकाश्च विशेषतः । सोहालिकाश्च दातव्या एकैकं द्विगुणं तथा ॥ भोजनद्वयपर्याप्तं दीनानाथांश्च पूजयेत् । अनेनैव विधानेन भामिनि कुरुते व्रतम् ॥ अवैधव्यमवाप्नोति तथा जन्मसहस्रकम् । पुत्रपौत्रसमायुक्ता धनधान्यसमावृता ॥ जीवेद्वर्षशतं साग्रं सह भर्त्रा महाव्रता । एवमभ्यर्चयित्वा तु पदं गच्छेदनामयम् ॥ देवभार्या यथा स्वर्गे ऋषिभार्या यथैव च । राजते च महाभागा सर्वकामसमृद्धिभिः ॥ इति श्रीस्कंदपुराणे अरुंधतीव्रतोद्यापनम् ॥

'હે અરુન્ધતિ ! હે મહાભાગે ! હે વસિષ્ઠને પ્રિય બોલનારી ! હે દેવિ ! હે સુવ્રતે ! સૌભાગ્ય, ધન, પુત્ર અને બીજા પણ મારા સઘળા મનોરથ પૂર્ણ કરો' એમ કહી અર્ધ્ય આપવો. પછી સમાપ્તિને દિવસે સુંદર ચંદન, અક્ષતવડે સુવાસિનીની પૂજા કરી શૂર્પ (સુપડા)વડે ખાવાના પદાર્થો આપવા. પ્રાર્થના મંત્ર ભણી તિલ અને સમિધની એકસો આઠ જૂદી જૂદી આહુતિ આપવી. કપડાં અને અલંકાર વગેરે ચોવીશ ઉપચારથી દમ્પતીઓની પૂજા કરવી. આચાર્યને ગાય, કપડાં, અલંકાર, સામગ્રી સહિત શય્યા, કાંસાનું પાત્ર, દીવી, અરીસો, ચામર અને સુંદર ઘોડો આપવો. સ્ત્રીઓને યથાયોગ્ય જમાડી લાડુ, સુવર્ણ, વસ્ત્ર, પુરણપોળી, માલપૂવા, પૂરી અને સુંવાળી એટલી ચીજો બમણી બમણી આપવી. ગરીબ અનાથોને બે વખત ચાલે તેટલું ભોજન આપવું. એ પ્રમાણે જે સ્ત્રી કરે છે તેને હજારો જન્મપર્યંત રંડાપો આવતો નથી. પુત્ર, પૌત્ર, ધન અને ધાન્યની વૃદ્ધિ થાય છે અને તે પોતાના પતિની સાથે સો વર્ષ સુધી જીવે છે તથા પરલોકમાં અક્ષયપદને પ્રાપ્ત થઈ દેવાંગનાની પેઠે અને ઋષિસ્ત્રીની પેઠે ઘણી સમૃદ્ધિથી મનમાનતું સુખ ભોગવે છે, એ પ્રમાણે સ્કંદપુરાણમાં અરુંધતી વ્રતનું ઉદ્યાપન છે.

## અક્ષય્ય તૃતીયા

अथ वैशाखशुक्लतृतीयायां भविष्योत्तरोक्तमक्षय्यतृतीयाव्रतम् ॥ तीर्थे वै तद्दिने स्नानं तिलैश्च पितृतर्पणम् ॥ दानं धर्मघटादीनां मधुसूदनपूजनम् ॥ माधवे मासि कुर्वीत मधुसूदनतुष्टिदम् ॥

ભવિષ્ય પુરાણ-વૈશાખ માસમાં અક્ષય્ય તૃતીયાને દિવસે તીર્થમાં સ્નાન કરવું, તિલથી પિતૃઓનું તર્પણ કરવું, ધર્મઘટ વગેરેનું દાન કરવું અને ભગવાનની પૂજા કરવી કે જેથી ભગવાન્ પ્રસન્ન થાય છે.

## વૈશાખ સ્નાન

तुलामकरमेषेषु प्रातः स्नानं विधीयते । हविष्यं ब्रह्मचर्यं च महापातकनाशनम् ॥ वैशाखस्नाननियमं ब्राह्मणानामनुज्ञया । मधुसूदनमभ्यर्च्य कुर्यात्संकल्पपूर्वकम् ॥ वैशाखं सकलं मासं मेषसंक्रमणं रवेः । प्रातः सनियमः स्नास्ये प्रीयतां मधुसूदनः ॥ मधुसूदनसंतोषाद्ब्राह्मणानामनुग्रहात् । निर्विघ्नमस्तु मे पुण्यं वैशाखस्नानमन्वहम् ॥ माधवे मेषगे भानौ मुरारे मधुसूदन ॥ प्रातःस्नानेन मे नाथ फलदः पापहा भव ॥ यदा न ज्ञायते नाम तस्य तीर्थस्य भो द्विजाः । तत्र चोच्चारणं कार्यं विष्णुतीर्थमिदं त्विति ॥ अपि सम्यग्विधानेन नारी वा पुरुषोऽपि वा । प्रातः स्नातः सनियमः सर्वपापैः प्रमुच्यते ॥ वैशाखे विधिवत्स्नात्वा भोजयेद्ब्राह्मणान्दश । कृत्स्नशः सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः ॥ इति वैशाखस्नानविधिर्भविष्ये ॥

તુલા, મકર અને મેષ સંક્રાંતિમાં પ્રાતઃકાલમાં સ્નાનથી, હવિષ્યાન્ન ભોજનથી અને બ્રહ્મચર્ય પાળવાથી મહાપાપનો નાશ થાય છે. બ્રાહ્મણની આજ્ઞા લઈ શ્રીવિષ્ણુની પૂજા કરીશ. 'જેમાં મેષ સંક્રાંતિ આવે છે, એવા આખા વૈશાખ માસમાં હું નિયમથી સવારમાં સ્નાન કરીશ તેથી વિષ્ણુ પ્રસન્ન થાઓ. વિષ્ણુની પ્રસન્નતાથી તથા બ્રાહ્મણોના અનુગ્રહથી આ મારું પુણ્યકારક વૈશાખ સ્નાન નિર્વિઘ્ન પૂર્ણ થાઓ. હે મુરારે ! હે મધુસૂદન ! વૈશાખ માસમાં મેષ સંક્રાંતિમાં હું પ્રાતઃસ્નાન કરું છું, તેથી હે નાથ ! આપ પ્રસન્ન થાઓ અને મારાં પાપને હણો.' એ પ્રકારે સંકલ્પપૂર્વક નિયમ લેવો. જે તીર્થમાં સ્નાન કરીએ, તે તીર્થનું નામ જો ન આવડતું હોય તો विष्णुतीर्थमिदं॰ 'આ વિષ્ણુતીર્થ છે' એમ કહેવું. પુરુષ અથવા સ્ત્રી જો વૈશાખ માસમાં પ્રાતઃકાલમાં નિયમથી સ્નાન કરે તો સર્વ પાપથી મુક્ત થાય છે, જો વૈશાખ માસમાં વિધિથી સ્નાન કરી,

દશ બ્રાહ્મણને જમાડે તો સર્વ પાપથી મુક્ત થાય છે, એમાં સંશય નથી. એ પ્રકારે ભવિષ્ય પુરાણમાં વૈશાખ માસના સ્નાનનો વિધિ છે.

## પરશુરામ જયન્તી

इयमेव तृतीया परशुरामजयंती । सा च प्रदोषव्यापिनी ग्राह्या । तदुक्तं मार्गवार्चनदीपिकायां स्कंदभविष्ययोः- वैशाखस्य सिते पक्षे तृतीयायां पुनर्वसौ । निशायाः प्रथमे यामे रामाख्यः समये हरिः ॥ स्वोच्चगैः षड्ग्रहैर्युक्ते मिथुने राहुसंस्थिते । रेणुकायास्तु यो गर्भादवतीर्णो विभुः स्वयम् ॥ दिनद्वये तद्व्याप्तावंशतः समव्याप्तौ च परा । अन्यथा पूर्वैव । तदुक्तं तत्रैव भविष्ये-शुक्लतृतीया वैशाखे शुद्धोपोष्या दिनद्वये । निशायाः पूर्वयामे चेदुत्तराऽन्यत्र पूर्विका ॥ तत्रैव वैशाखतृतीया अक्षय्यतृतीया । सा च पूर्वाह्णव्यापिनी ग्राह्या। दिनद्वये तद्व्याप्तौ तु परैवेति ॥

આ અક્ષય્યતૃતીયાજ પરશુરામજયંતી કહેવાય છે. પરશુરામના વ્રતમાં પ્રદોષ વખતે ત્રીજ હોય તે લેવી, એમ **રામાર્ચનચન્દ્રિકામાં** સ્કંદ અને ભવિષ્યપુરાણનાં વચનો છે. વૈશાખ માસની શુકલતૃતીયાને દિવસે રાત્રિના પહેલા પહોરમાં રેણુકાના ગર્ભથી સાક્ષાત્ શ્રીહરિ પ્રકટ થયા, કે જે 'પરશુરામ' એ નામથી પ્રસિદ્ધ છે. તે વખતે પુનર્વસુ નક્ષત્ર હતું. છ ગ્રહ ઉચ્ચના હતા અને મિથુનમાં રાહુ હતો. જો બેય દિવસ પ્રદોષ વખતે સમાન ભાગે તૃતીયા હોય તો બીજે દિવસે કરવી, નહીં તો પૂર્વ કરવી, એમ **ભવિષ્યપુરાણમાં** કહ્યું છે. વૈશાખ માસના શુકલ પક્ષમાં જે દિવસે શુદ્ધ તૃતીયા હોય, તે દિવસે ઉપવાસ કરવો. રાત્રિના પહેલા પહોરમાં બેય દિવસે જો તૃતીયા હોય તો બીજે દિવસે અને તેમ ન હોય તો પહેલે દિવસે ઉપવાસ કરવો. તે જ વૈશાખ માસની ત્રીજ અખાત્રીજ કહેવાય છે. તે પૂર્વાહ્ણવ્યાપિની લેવી. બેય દિવસે પૂર્વાહ્ણ વખતે હોય તો પર લેવી.

## યુગાદિ અને મન્વાદિ તિથિનો વિધિ

इयं युगादिरपि । या मन्वाद्या युगाद्याश्च तिथयस्तासु मानवः । स्नात्वा हुत्वा च जप्त्वा च दत्त्वाऽनंतफलं लभेत् ॥ श्राद्धेऽपि पूर्वाह्णव्यापिनी ग्राह्या । पूर्वाह्णे तु सदा कार्याः शुक्ला मनुयुगादयः ॥ दैवे कर्मणि पैत्र्ये च कृष्णे चैवापराह्णिकाः । वैशाखस्य तृतीयां च पूर्वविद्धां करोति वै ॥ हव्यं देवा न गृह्णंति कव्यं च पितरस्तथा-इति ॥ अत्र रात्रिभोजने प्रायश्चित्तमृग्विधाने-रात्रौ भुंक्ते वत्सरे तु मन्वादिषु युगादिषु । अभीष्य वृष्टिं मन्त्रं च जपेदष्टोत्तरं शतम् ॥ अपरार्के यमः-कृतोपवासाः सलिलं ये युगादिदिनेषु च ॥ दास्यंत्यन्नादिसहितं तेषां लोका महोदयाः-इति ॥ अथ विधिः- वैशाखस्य तृतीयायां श्रीसमेतं जगद्गुरुम् । नारायणं पूजयेच्च पुष्पधूपविलेपनैः ॥ योऽस्यां ददाति करकान् वारिव्यजनसंयुतान् । स याति पुरुषो वीर लोकान्वै हेममालिनः ॥ वैशाखशुक्लपक्षे तु तृतीयायां तथैव च ॥ गंगातोये नरः स्नात्वा मुच्यते सर्वकिल्बिषैः । तथात्रैव— (आख्यानमपि)



આ ત્રીજ યુગાદિ તિથિ કહેવાય છે. જે યુગાદિ અને મન્વાદિ તિથિ હોય તેમાં સ્નાન, હોમ અને જપ કરવાથી અનંત ફળ થાય છે. દેવ તથા પિતૃકાર્યમાં શુકલપક્ષમાં મન્વાદિ અને યુગાદિ તિથિ સવારની વખતે હોય તે લેવી અને કૃષ્ણપક્ષમાં બપોર પછીની તિથિ લેવી. જો વૈશાખ માસની શુકલતૃતીયા પૂર્વવિદ્ધા કરે તો દેવ તથા પિતૃ પોતપોતાનો ભાગ લેતા નથી. યુગાદિ તથા મન્વાદિ તિથિમાં જો રાત્રિ ભોજન કરે તો **ઋગ્વિધાનમાં** પ્રાયશ્ચિત્ત કહ્યું છે. વર્ષમાં જે જે મન્વાદિ તથા યુગાદિ તિથિઓ આવે છે તેમાં જે રાત્રિએ ભોજન કરે, તેણે અભિષ્યવૃષ્ટિ મંત્રનો એકસો આઠ વખત જપ કરવો. **અપરાર્કમાં** યમનું વચન છે કે-મન્વાદિ તથા યુગાદિ તિથિને દિવસે જે અન્ન તથા જલ વગેરેનું દાન કરે છે, તેને મહોદય લોકની પ્રાપ્તિ થાય છે. તેનો પ્રકાર-હે વીર ! જે પુરુષ ચંદન, ધૂપ તથા પુષ્પવડે લક્ષ્મીજીસહિત જગતના ગુરુ નારાયણનું પૂજન કરે છે અને જળ તથા પંખાસહિત કરક (માટીનાં પાત્ર)નું દાન કરે છે, તે હેમમાલી લોકને પ્રાપ્ત થાય છે. તેમ જ વૈશાખશુકલ ત્રીજને દિવસે ગંગાસ્નાન કરવાથી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે. તે પ્રમાણે તે ગ્રંથમાં તેની કથા પણ કહેલી છે તે હું કહું છું.

## અક્ષયતૃતીયાની કથા

श्रीकृष्ण उवाच-बहुनाऽत्र किमुक्तेन किं बह्वक्षरमालया । वैशाखस्य सितामेकां तृतीयामक्षयां शृणु ॥ १ ॥ तस्यां स्नानं जपो होमः स्वाध्यायः पितृतर्पणम् । दानं च क्रियते तस्यां तत्सर्वं स्यादिहाक्षयम् ॥ २ ॥ आदिः कृतयुगस्येयं युगादिस्तेन कथ्यते । सर्वपापप्रशमनी सर्वसौख्यप्रदायिनी ॥३॥ पुरा महोदयः पार्थ वणिगासीत्सुनिर्मलः । प्रियंवदः सत्यवृत्तिर्देवब्राह्मणपूजकः ॥ ४ ॥ पुण्याख्यानैकचित्तोऽभूत्कुटुंबव्याकुलोऽपि सन् । तेन श्रुता वाच्यमाना तृतीया रोहिणीयुता ॥ ५ ॥ यदा स्याद्बुधसंयुक्ता तदा सा तु महाफला । तस्यां यद्दीयते किंचिदक्षयं स्यात्तदेव हि ॥ ६ ॥ इति श्रुत्वा च गंगायां संतर्प्य पितृदेवताः । गृहमागत्य करकान् सान्नोदकसंयुतान् ॥ ७ ॥ अन्नपूर्णान्बृहत्कुंभान् जलेन विमलेन च । यवगोधूमलवणान्सक्तुदध्योदनं तथा ॥ ८ ॥ इक्षुक्षीरविकारांश्च सहिरण्यांश्च शक्तितः । शुचिशुद्धेन मनसा ब्राह्मणेभ्यो ददौ वणिक् ॥ ९ ॥ भार्यया वार्यमाणोऽपि कुटुंबासक्तचित्तया । तावत्तस्थौ स्थिरे सत्त्वे मत्वा सर्वं विनश्वरम् ॥१०॥ धर्मासक्तमतिः पार्थ कालेन बहुना ततः । जगाम पंचत्वमसौ वासुदेवमनुस्मरन् ॥११॥ ततः स क्षत्रियो जातः कुशावत्यां युधिष्ठिर । बभूव चाक्ष-

या तस्य समृद्धिर्धर्मसंयुता ॥ १२ ॥ ईजे स च महायज्ञैः समाप्तवरदक्षिणैः । स ददौ गोहिरण्यानि दानान्यन्यान्यहर्निशम् ॥ १३ ॥ बुभुजे कामतो भोगान् दीनांधांस्तर्पयच्छनैः । तथाऽप्यक्षयमेवास्य क्षयं याति न तद्धनम् ॥१४॥ श्रद्धापूर्वं तृतीयायां यद्दत्तं विभवं विना । इत्येतत्ते समाख्यातं श्रूयतामत्र यो विधिः ॥ १५ ॥

શ્રીકૃષ્ણ કહે છે–બહુ બોલવાથી શું ફલ છે ? બહુ અક્ષરમાલાથી શું ફલ છે ? એક વૈશાખ માસની શુકલ ત્રીજ કે જે અક્ષયતૃતીયા કહેવાય છે તે સાંભળો.[1] એ અક્ષયતૃતીયાને દિવસે સ્નાન, જપ, હોમ, સ્વાધ્યાય, પિતૃતર્પણ અને જે કાંઈ દાન કર્યું હોય, તે સઘળું ક્ષયરહિત થાય છે.[2] આ સત્યયુગની આદિ તિથિ હતી તેથી યુગાદિ કહેવાય છે. આ તિથિ સર્વ પાપનો નાશ કરનાર અને સઘળાં સુખને આપનાર છે.[3] હે પાર્થ ! પૂર્વે મહોદય નામનો એક વાણીઓ હતો. તે ચોખા દિલનો, પ્રિય બોલનાર, સત્યથી વર્તનાર તથા દેવ અને બ્રાહ્મણોની પૂજા કરનારો હતો.[4] તે કુટુંબવાળો હતો, છતાં પણ પુણ્યકથા સાંભળવામાં સાવધાન રહેતો હતો. તેણે 'તૃતીયાને દિવસે રોહિણી તથા બુધવાર હોય તો તે મોટાં ફલને આપનાર છે અને તેમાં જે કાંઈ દાન કર્યું હોય તે અક્ષય થાય છે.'[5-6] એ પ્રકારે કથામાંથી સાંભળ્યું. પછી ગંગાજીમાં સ્નાન કરી પિતૃ અને દેવને તૃપ્ત કરી ઘેર આવ્યો. ત્યાર બાદ તે વાણીઓ અન્ન અને જલ સહિત કરક, અન્ન તથા જલથી ભરેલા ઘડા, યવ, ઘઉં, મીઠું, સાથવો, દહીં, ચોખા, સાકર, દૂધપાક અને સુવર્ણ વગેરેનું યથાશક્તિ શુદ્ધ મનથી દાન કરવા લાગ્યો.[7-9] તેની સ્ત્રી કે જેનું ચિત્ત કુટુંબમાં લાગેલું હતું, તેણે ઘણો વાર્યો તોપણ તે દાન કરતાં અટક્યો નહિ અને આ જગત્ નશ્વર છે એમ માની ધર્મમાં બુદ્ધિ રાખી સ્થિર ચિત્ત કરી રહ્યો. ઘણો સમય ગયા પછી વાસુદેવનું સ્મરણ કરતો તે વાણીઓ મરણ પામ્યો.[10-11] તે બીજા જન્મમાં હે યુધિષ્ઠિર ! કુશાવતી નગરીમાં ક્ષત્રિયને ઘેર જન્મ્યો. તેને તે જન્મમાં સદ્ધર્મથી મેળવેલી અખૂટ સમૃદ્ધિ થઈ.[12] એ ક્ષત્રિયે મોટા મોટા યજ્ઞો કરી બ્રાહ્મણોને ઘણી દક્ષિણા આપી. તેમ જ ગાય, સુવર્ણ વગેરેનાં અનેક નિત્ય દાન કરતો હતો.[13] શાંતિથી ગરીબ ગરબાંને તથા આંધળાં પાંગળાં વગેરેને પ્રસન્ન કરતો હતો અને યથેચ્છ ભોગ ભોગવતો હતો; તથાપિ તેનું ધન ખૂટતું ન હતું,[14] કારણ કે પોતાની પાસે ધન ન છતાં પણ અક્ષય તૃતીયાને દિવસે શ્રદ્ધાથી તેણે દાન કર્યું હતું. આ આખ્યાન મેં તમને કહી સંભળાવ્યું. હવે તેનો વિધિ સાંભળો.[15]

## વ્રતપ્રકાર

तृतीयां तु समासाद्य स्नात्वा संतर्प्य देवताः । एकभुक्तं तदा कुर्याद्वासुदेवं प्रपूजयेत् ॥ तस्यां कार्यो यवैर्होमो यवैर्विष्णुं समर्चयेत् । यवान्दद्याद्द्विजातिभ्यः प्रयतः प्राशयेद्यवान् ॥ उदकुंभान्सकनकान्सान्नान्सर्वरसैः सह । यवगोधूमचणकान्सक्तुदध्योदनं तथा ॥ ग्रैष्मकं सर्वमेवात्र सस्यं दाने प्रशस्यते । तृतीयायां तु वैशाखे रोहिण्यृक्षे प्रपूज्य च ॥ उदकुंभप्रदानेन शिवलोके महीयते ॥ तत्र मन्त्रः—एष धर्मघटो दत्तो ब्रह्मविष्णुशिवात्मकः । अस्य प्रदानात्तृप्यंतु पितरोऽपि पितामहाः ॥ गंधोदकतिलैर्मिश्रं सान्नं कुंभं सदक्षिणम् । पितृभ्यः संप्रदास्यामि अक्षय्यमुपतिष्ठतु ॥ छत्रोपानत्प्रदानं च गोभूकांचनवाससाम् । यद्यदिष्टं केशवस्य तद्देयमविशंकया ॥ एतत्ते सर्वमाख्यातं किमन्यच्छ्रोतुमिच्छसि । अनाख्येयं न मे किंचिदस्ति स्वस्त्यस्तु तेऽनघ ॥ नास्यां तिथौ क्षयमुपैति हुतं च दत्तं तेनाक्षयेति कथिता मुनिभिस्तृतीया ॥ उद्दिश्य दैवतपितॄन् क्रियते मनुष्यैस्तच्चाक्षयं भवति भारत सर्वमेव ॥ इति श्रीभविष्ये अक्षय्यतृतीयाव्रतम् ॥

તૃતીયાને દિવસે સ્નાન કરી દેવતાઓને તૃપ્ત કરી શ્રીવિષ્ણુનું પૂજન કરવું. એક વખત ભોજન કરવું, હોમ કરવો, યવથી વિષ્ણુની પૂજા કરવી, બ્રાહ્મણોને યવનું દાન આપવું અને પોતે પણ યવનું ભોજન કરવું. સુવર્ણ, અન્ન અને સર્વ રસસહિત ઘડાનું દાન કરવું. યવ, ઘઉં, ચણા, સાથવો, દહીં અને ચોખાનું પણ દાન કરવું. આ દિવસે ગ્રીષ્મ ઋતુમાં જે ધાન્ય થતું હોય તે સર્વનું દાન પ્રશસ્ત છે. વૈશાખ માસની ત્રીજને દિવસે રોહિણી નક્ષત્રમાં પૂજા કરવાથી અને જલના ઘડાના દાનથી શિવલોકમાં પૂજાય છે. ઘટ દાનનો મંત્રઃ–एष धर्म० 'બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપ આ ધર્મઘટનું હું દાન કરું છું તેથી મારા પિતૃ દેવ તૃપ્ત થાઓ.' 'સુગંધિ જલ, તિલ, અન્ન અને દક્ષિણા સહિત આ ઘડો પિતૃના ઉદ્દેશથી આપું છું. તેનું પુણ્ય અક્ષય્ય થાઓ.' છત્ર, પગરખાં, ગાય, પૃથિવી, વસ્ત્ર અને સુવર્ણ વગેરે જે જે વિષ્ણુને પ્રિય હોય, તે ચીજનું નિઃશંક દાન કરવું. હે નિર્દોષ યુધિષ્ઠિર ! આ સર્વ મેં તમને કહ્યું. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો ? તમારાથી મારે કાંઈ ગુપ્ત રાખવાની જરૂર નથી. તમારું કલ્યાણ થાઓ. હે યુધિષ્ઠિર ! આ તૃતીયાને દિવસે પિતૃ અથવા દેવના ઉદ્દેશથી જે કાંઈ આપેલું હોય, હોમ કર્યો હોય, તે સઘળું અક્ષય થાય છે. માટે આ તૃતીયાનું નામ અક્ષય તૃતીયા પડેલું છે. આ પ્રમાણે ભવિષ્યપુરાણમાં અક્ષયતૃતીયાનું વ્રત કહેલું છે.

## વિષ્ણુધર્મોત્તરમાં કહેલું અક્ષય્યતૃતીયા વ્રત

अस्यामेव विष्णुधर्मोत्तरोक्तमक्षय्यतृतीयाव्रतम् । वैशाखशुक्लपक्षे तु तृतीयायामुपोषितः । अक्षय्यं फलमाप्नोति सर्वस्य सुकृतस्य च ॥ तथा सा कृत्तिकोपेता विशेषेण च पूजिता । तत्र जप्तं हुतं दत्तं सर्वमक्षय्यमुच्यते ॥ अक्षय्या सा तिथिस्तस्मात्तस्यां सुकृतमक्षयम् । अक्षतैः पूज्यते

विष्णुस्तेन साऽप्यक्षया स्मृता ॥ अक्षतैस्तु नरः स्नातो विष्णोर्दत्त्वा तथाऽक्षतान् । सक्तूंश्च संस्कृतांश्चैव हुत्वा चैव तथाऽक्षतान् ॥ विप्रेषु दत्त्वा तानेव तथा सक्तून् सुसंस्कृतान् ।पक्वान्नं तु महाभागा फलमक्षय्यमश्नुते॥एकामप्युक्तां यः कुर्यात्तृतीयां भृगुनंदन । एतावत्तु तृतीयानां सर्वासां तु फलं लभेत् ॥ इति अक्षय्यतृतीयाव्रतं संपूर्णम् ॥

વૈશાખ માસની શુક્લ તૃતીયાને દિવસે ઉપવાસ તથા સર્વં પુણ્યનું અક્ષય ફળ મળે છે. તૃતીયા જો કૃત્તિકા નક્ષત્ર સહિત હોય તો વિશેષ શ્રેષ્ઠ છે. તેમાં જે કાંઇ હોમ્યું હોય, જપ કર્યો હોય અથવા દાન દીધું હોય, તે સર્વ અક્ષય-થાય છે. અક્ષય પુણ્ય પ્રાપ્ત થાય છે માટે તે અક્ષય્ય તૃતીયા કહેવાય છે. આ દિવસે અક્ષતથી વિષ્ણુની પૂજા થાય છે, માટે પણ અક્ષય્ય તૃતીયા કહેવાય છે. એ દિવસે અક્ષતવડે સ્નાન કરી વિષ્ણુને અક્ષત તથા ઉત્તમ સાથવો આપી અક્ષતનો હોમ કરવો. બ્રાહ્મણોને પણ અક્ષત, ઉત્તમ સાથવો તથા પકવાન્ન આપવું. હે યુધિષ્ઠિર! તેમ કરવાથી અક્ષય્ય ફલ થાય છે. હે ભૃગુનંદન! જે માણસ એક પણ તૃતીયાનું વ્રત કહ્યા પ્રમાણે કરે તો તેને એ સર્વ તૃતીયાનું ફલ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે અક્ષય તૃતીયાવ્રત સમ્પૂર્ણ થયું.

## રંભાવ્રત

अथ ज्येष्ठशुक्लतृतीयायां रंभाव्रतम् ॥ तदुक्तं माधवीये भविष्ये—कृष्ण उवाच—भद्रे कुरुष्व यत्नेन रंभाख्यं व्रतमुत्तमम् ॥ ज्येष्ठशुक्लतृतीयायां स्नात्वा नियमतत्परा । पूर्वविद्धा तिथिर्ग्राह्या तत्रैव व्रतमाचरेत् ॥ बृहत्तपा तथा रंभा सावित्री वटपैतृकी । कृष्णाष्टमी च भूता च कर्तव्या संमुखी तिथिः। व्रतविध्यादिकं तु हेमाद्रौ संवत्सरकौस्तुभादौ द्रष्टव्यम् । इति रंभाव्रतनिर्णयः ॥

જ્યેષ્ઠ શુક્લ તૃતીયાને દિવસે **માધવીયમાં, ભવિષ્ય-પુરાણમાં** રંભાવ્રત કહેલું છે. શ્રીકૃષ્ણ કહે છેઃ-હે ભદ્રે! જ્યેષ્ઠ માસની શુક્લ તૃતીયાને દિવસે સ્નાન કરી નિયમથી ઉત્તમ રંભાવ્રત કર. આ વ્રતમાં દ્વિતીયાના વેધ-વાળી તૃતીયા લેવી. બૃહત્તપા, રંભા, સાવિત્રી, વટપૈતૃકી, કૃષ્ણાષ્ટમી અને ચતુર્દશી એટલી તિથિઓ સમુખી (પૂર્વ-વિદ્ધા) કરવી. આ રંભાવ્રત સંબંધી જે કાંઇ જોવું હોય, તે **હેમાદ્રિમાં** અથવા **સંવત્સરકૌસ્તુભ** વગેરે ગ્રંથોમાં જોઈ લેવું. આ પ્રમાણે રંભાવ્રતનો નિર્ણય છે.

## મધુશ્રવા

अथ श्रावणशुक्लतृतीयायां मधुस्रवाख्या गुर्जरेषु प्रसिद्धा॥ तस्या अस्मद्देशेऽप्रसिद्धत्वाद्विधिर्नोक्तः॥ सा परयुता ग्राह्या॥

શ્રાવણ માસની શુક્લ તૃતીયા મધુશ્રવા નામની કહેવાય છે. તે ગુજરાતમાં પ્રસિદ્ધ છે. દક્ષિણમાં પ્રસિદ્ધ નથી માટે તેનો પ્રકાર આ ગ્રંથમાં લખેલો નથી. તે ત્રીજ ચોથના યોગવાળી લેવી.

## સ્વર્ણગૌરીવ્રત

अथाचारप्राप्तं श्रावणशुक्लतृतीयायां स्वर्णगौरीव्रतम् ॥ एतच्च कर्नाटकदेशे भाद्रपदशुक्लतृतीयायां प्रसिद्धम् ॥ तत्र संकल्पः— मम इह जन्मनि जन्मांतरे च अक्षय्यसौभाग्यप्राप्तिकामायाः पुत्रपौत्रादिधनधान्यैश्वर्यप्राप्त्यर्थं श्रीपरमेश्वरप्रीत्यर्थं स्वर्णगौरीव्रतमहं करिष्ये । तत्र पूजा—देवि देवि समागच्छ प्रार्थयेऽहं जगत्पते। इमां मया कृतां पूजां गृहाण सुरसत्तमे । आवाहनम् ॥ भवानि त्वं महादेवि सर्वसौभाग्यदायिके । अनेकरत्नसंयुक्तमासनं प्रतिगृह्यताम् । आसनम् ॥ सुचारुशीतलं दिव्यं नानागंधसुवासितम् । पाद्यं गृहाण देवेशि महादेवि नमोऽस्तु ते । पाद्यम् ॥ श्रीपार्वति महाभागे शंकरप्रियवादिनि । अर्घ्यं गृहाण कल्याणि भर्त्रा सह पतिव्रते । अर्घ्यम् ॥ गंगातोयं समानीतं सुवर्णकलशे स्थितम् । आचम्यतां महाभागे भर्त्रेन सहितेऽनघे । आचमनीयम् ॥ गंगासरस्वतीरेवाकावेरीनर्मदाजलैः । स्नापितासि मया देवि तथा शांतिं कुरुष्व मे । स्नानम् ॥

શ્રાવણ શુદિ ત્રીજને દિવસે પરંપરા પ્રાપ્ત સ્વર્ણગૌરી-વ્રત કહેલું છે. આ સ્વર્ણગૌરીવ્રત કર્ણાટક દેશમાં ભાદ-રવા શુદ ત્રીજને દિવસે કરે છે. તેમાં 'મારાં આ જન્મમાં તથા બીજા જન્મમાં નષ્ટ ન થાય એવાં સૌભા-ગ્યને માટે, પુત્ર, પૌત્ર, ધન, ધાન્ય, ઐશ્વર્ય અને પર-મેશ્વરની પ્રીતિ માટે સ્વર્ણગૌરીવ્રત હું કરીશ' એવો સંકલ્પ કરી પૂજા કરવી. 'હે દેવિ! આપની પ્રાર્થના કરું છું કે આપ પધારો. હે જગત્પતે! હે દેવતામાં શ્રેષ્ઠ! મેં કરેલી પૂજાનું ગ્રહણ કરો. હે ભવાનિ! હે સર્વ સૌભાગ્યને આપનારાં! આપ મહાદેવી છો. અનેક રત્નથી જડેલાં આ આસનને ગ્રહણ કરો. હે દેવેશિ! અત્યંત સુંદર, શીતલ અને સુગંધી દિવ્ય જલનું પાદ્ય ગ્રહણ કરો. હે મહાદેવિ! આપને નમસ્કાર કરું છું. હે પાર્વતિ! હે મહાભાગે! હે શંકરને પ્રિય બોલનાર! હે પતિવ્રતે! આપના પતિની સાથે આપ આ અર્ઘ્યનું ગ્રહણ કરો. હે મહાભાગે! હે અનઘે! સોનાના ઘડામાં ગંગા જલ તૈયાર છે, માટે શંકરની સાથે આપ તેનું આચમન કરો. હે દેવિ! ગંગા, સરસ્વતી, રેવા, કાવેરી અને નર્મદાનાં જલવડે આપને સ્નાન કરાવું છું. આપ મને શાંતિ આપો.

सर्वभूषाधिके सौम्ये लोकलज्जानिवारणे । मयोपपादिते तुभ्यं वाससी प्रतिगृह्यताम् । वस्त्रम् ॥ कंचुकीम् । आचमनीयम् । कर्पूरकुंकुमैर्युक्तं हरिद्रादिसमन्वितम् । कस्तूरीकासमायुक्तं चंदनं प्रतिगृह्यताम् । चंदनम् ॥ हरिद्राकुंकुमं चैव सिंदूरं कज्जलं तथा । सौभाग्यद्रव्यसंयुक्तं गृहाण परमेश्वरि । सौभाग्यद्रव्यम् ॥ माल्यादीनीति पुष्पम् ॥ देवद्रुमरसोद्भूतः कालागुरुसमन्वितः । आघ्रेयतामयं धूपो भवानि घ्राणतर्पणः । धूपम् ॥ आज्यं चेति दीपम् ॥ अन्नं

चतुर्विधं स्वादु० इति नैवेद्यम् ॥ आचमनीयम् । कर्पूरैलालवंगादितांबूलीदलसंयुतम् । क्रमुकादियुतं चैव तांबूलं प्रतिगृह्यताम् । तांबूलम् ॥ इदं फलं मया देवि० इति फलम् ॥ हिरण्यगर्भेति दक्षिणाम् । नीराजनम् । नमस्कारम् । यानि कानि च पापानि० । इति प्रदक्षिणाम् ॥ पुष्पांजलिम् ॥ पुत्रान्देहि धनं देहि सौभाग्यं देहि सुव्रते । अन्यांश्च सर्वकामांश्च देहि देवि नमोऽस्तु ते । इति प्रार्थना ॥ भवान्याश्च महादेव्या व्रतसंपूर्तिहेतवे । प्रीतये द्विजवर्याय वाणकं प्रददाम्यहम् । नानाषोडशपक्वान्नैर्वेणुपात्राणि षोडश । कुर्याद्वस्त्रादिभिर्युक्तान्याहूय द्विजदंपती ॥ व्रतोद्यापनसिद्ध्यर्थं तेभ्यो दद्याद्व्रती नरः । स्वलंकृताः सुवासिन्यः पातिव्रत्येन भूषिताः ॥ मम कामसमृद्ध्यर्थं प्रतिगृह्णंतु वाणकम् ॥ इति स्वर्णगौरी पूजा ॥

હે દેવિ ! સર્વ અલંકારમાં શ્રેષ્ઠ, સુંદર અને લોકલજ્જાનું નિવારણ કરનાર બે વસ્ત્ર આપને માટે હું લાવ્યો છું, તે ગ્રહણ કરો. હે દેવિ ! કપૂર, કસ્તૂરી, કંકુ અને હરિદ્રા વગેરે સહિત ચંદનનું આપ ગ્રહણ કરો. હે પરમેશ્વરિ ! હળદર, કંકુ, સિંદૂર અને સૌભાગ્ય દ્રવ્ય સહિત કાજળ એ સર્વનું ગ્રહણ કરો. એ વગેરે મંત્રોથી આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, કંચુકી, ચંદન અને સૌભાગ્ય દ્રવ્ય અર્પણ કરવાં. પછી 'माल्यादीनि॰ એ મંત્રથી પુષ્પ ચડાવવાં. હે ભવાનિ ! કલ્પવૃક્ષના રસથી ઉત્પન્ન થએલ અને કાલાગુરુ સહિત ધૂપ કે જે નાકને તૃપ્ત કરનાર છે તેને સુંઘો. એ મંત્રથી ધૂપ, 'आज्यं च' એ મંત્રથી દીપ, 'अन्नं चतुर्विधं'॰ એ મંત્રથી નૈવેદ્ય, આચમનીય, કપૂર, એલાયચી, લવીંગ, પાન અને સોપારી વગેરેથી બનાવેલાં તાંબૂલનું આપ ગ્રહણ કરો.' એ મંત્રથી તાંબૂલ, इदं फलं मया'॰ એ મંત્રથી ફલ, 'हिरण्यगर्भ॰ એ મંત્રથી દક્ષિણા, આરતી, નમસ્કાર, 'यानि कानि च'॰ એ મંત્રથી પ્રદક્ષિણા અને પુષ્પાંજલિ કરવાં. 'હે સુવ્રતે ! પુત્ર આપો, ધન આપો, સૌભાગ્ય આપો, અને હે દેવિ ! બીજા પણ મારા સઘળા મનોરથ પૂર્ણ કરો.' આ રીતે પ્રાર્થના કરી, 'મહાદેવી પાર્વતીનાં વ્રતની પૂર્તિ અને તેની પ્રસન્નતા માટે હું શ્રેષ્ઠ બ્રાહ્મણને વાણક આપું છું,' એમ કહી જૂદી જૂદી જાતનાં રાંધેલાં સોળ અન્નથી ભરેલાં અને વસ્ત્ર સહિત સોળ વાંસનાં પાત્રો સોળ બ્રાહ્મણ દંપતી (જોડાં)ને વ્રતના ઉદ્યાપન માટે આપવાં. આપતી વખતે 'અલંકારવડે શોભતી અને પતિવ્રતથી ભૂષિત સુવાસિની સ્ત્રીઓ મારા મનોરથની સિદ્ધિ માટે આ વાણકનું ગ્રહણ કરો.' એ પ્રકારે સ્વર્ણગૌરીની પૂજા કહી છે.

## સ્વર્ણગૌરી વ્રતની કથા

अथ कथा ॥ पुरा कैलासशिखरे सिद्धगंधर्वसेविते । उमया सहितं स्कंदः पप्रच्छ शिवमव्ययम् ॥ १ ॥ स्कंद उवाच—करुणासागरेशान लोकानां हितकाम्यया ॥ व्रतं कथय देवेश पुत्रपौत्रप्रवर्द्धनम् ॥ २ ॥ शंकर उवाच—साधु पृष्टं महाभाग कथयामि षडानन । स्वर्णगौरीव्रतं नाम सर्वसंपत्करं नृणाम् ॥ ३ ॥ पुरा सरस्वतीतीरे विमलाख्या महापुरी । तत्र चंद्रप्रभो नाम राजाऽभूद्धनदोपमः ॥ ४ ॥ तस्य द्वे रूपलावण्यसौंदर्यस्मरविभ्रमे । महादेवीविशालाक्ष्यौ भार्ये बालमृगेक्षणे ॥ ५ ॥ तयोः प्रियतरा ज्येष्ठा तस्यासीन्नृपतेर्मता । स कदाचिद्वनं भेजे मृगयासक्तमानसः ॥ ६ ॥ तत्र शार्दूलवाराहवनमाहिषकुञ्जरान् । हत्वा बभ्राम तृष्णार्तः स तस्मिन्विपिने महत् ॥ ७ ॥ चकोरचक्रकारण्डखञ्जरीटशताकुलम् । उत्फुल्लहल्लकोद्दामकुमुदोत्पलमण्डितम् ॥ ८ ॥ अपूर्वमवनीशोऽसौ ददर्शाप्सरसां सरः । समासाद्य सरस्तीरं पीत्वा जलमनुत्तमम् ॥ ९ ॥ भक्त्या गौरीमर्चयंतं ददर्शाप्सरसां गणम् । किमेतदिति पप्रच्छ राजा राजीवलोचनः ॥ १० ॥

પૂર્વે સિદ્ધ તથા ગંધર્વોએ સેવિત કૈલાસ પર્વતના શિખર ઉપર કાર્તિકસ્વામી, પાર્વતીને તથા મહાદેવજીને પૂછવા લાગ્યા.[१] કાર્તિકસ્વામી પૂછે છે–હે દયાના સમુદ્ર ! હે દેવેશ ! લોકોના કલ્યાણ માટે પુત્ર પૌત્રને વધારનારું વ્રત કહો.[२] મહાદેવજી કહે છે–હે મહાભાગ ! હે ષડાનન ! તેં ઠીક પૂછ્યું. મનુષ્યને સર્વ સંપત્તિ આપનારું સ્વર્ણગૌરી નામનું વ્રત છે, તે હું કહું છું.[३] પૂર્વે સરસ્વતીના કીનારા ઉપર વિમલાનગરી હતી, તેમાં કુબેર ભંડારીના જેવો ચંદ્રપ્રભ નામે રાજા રહેતો હતો.[४] તે રાજાની મહાદેવી અને વિશાલાક્ષી નામની બે રાણી હતી. તેઓ ઘણી સુંદર, ચતુર અને વિલાસવાળી હતી. તેઓનાં નેત્ર મૃગલાંના બચ્ચાંનાં જેવાં હતાં.[५] તેમાં જે મોટી રાણી હતી, તે રાજાને પ્રિય અને માનીતી હતી. એ રાજા એક વખતે મૃગયાની ઇચ્છાથી વનમાં ગયો.[६] ત્યાં સિંહ, વરાહ, જંગલી પાડા અને હાથીનો શિકાર કરી તૃષા લાગવાથી વનમાં જલાશયને શોધતો ભમવા લાગ્યો.[७] ગોતતાં ગોતતાં અપૂર્વ અપ્સરાઓનું તળાવ તે રાજાના જોવામાં આવ્યું, જેમાં સેંકડો ચકોર, ચક્રવાક, કારંડ અને ખંજ પક્ષીની ભીડ થઈ રહી હતી, અને ફૂલેલાં હલ્લક ( એક જાતનું કમળ ), શ્રેષ્ઠ કુમુદ અને શ્યામ કમલની ઉત્તમ શોભા દેખાતી હતી. અતિ ઉત્તમ તે તળાવનું જલપાન કરી રાજા કીનારા ઉપર આવ્યો.[८–९] એટલામાં ભક્તિથી પાર્વતીની પૂજા કરતી અપ્સરાઓ તેના જોવામાં આવી, ત્યારે કમળનાં જેવાં નેત્રવાળા રાજાએ તેને પૂછ્યું કે 'આ શું કરો છો ?'[१०]

अप्सरस ऊचुः—स्वर्णगौरीव्रतमिदं क्रियतेऽस्माभिरुत्तमम् । सर्वसम्पत्करं नृणां तत्कुरुष्व नृपोत्तम ॥ ११ ॥ राजोवाच—विधानं कीदृशं ब्रूत किं फलं व्रतचारिणाम् । ता ऊचुर्योषितः सर्वा नभोमासि तृतीयके ॥ १२ ॥ प्रार-

कथ्यं व्रतमिदं गौर्या षोडशवत्सरान् । तच्छ्रुत्वा सोऽपि जग्राह व्रतं नियतमानसः ॥ १३ ॥ गुणैः षोडशभिर्युक्तं दोरकं दक्षिणे करे । बबन्धानेन मन्त्रेण भक्त्या गौरीं प्रपूज्य च ॥ १४ ॥ दोरकं षोडशगुणं बध्नामि दक्षिणे करे । त्वत्प्रीतये महेशानि करिष्येऽहं व्रतं तव ॥ १५ ॥ ततः कृत्वा व्रतं देव्या अगमन्निजमंदिरे । विशालाक्ष्या ततो दृष्टो राजा गौर्याः प्रपूजकः ॥ १६ ॥ बद्धं तं दोरकं हस्ते दृष्ट्वा तस्य च कोपना । न कर्तव्यं न कर्तव्यमिति राज्ञि वदत्यपि ॥ १७ ॥ त्रोटयित्वा च चिक्षेप बाह्यशुष्कतरूपरि । तेन संस्पृष्टमात्रेण तरुः पल्लवितां गतः ॥१८॥ तद्द्वितीया ततो दृष्ट्वा विस्मयाकुलिताऽभवत् । तन्मूले दोरकं छिन्नं गृहीत्वा सा बबन्ध ह ॥ १९ ॥

અપ્સરાઓ કહે છે–હે રાજાઓમાં શ્રેષ્ઠ! અમે આ સર્વ સંપત્તિને આપનારું સ્વર્ણગૌરી વ્રત કરીએ છીએ. તમે પણ તે કરો.[11] રાજા બોલ્યો–આ વ્રત કેવી વિધિથી કરવું અને તે કરવાથી શું ફળ થાય છે તે કહો. ત્યારે તેઓ કહેવા લાગ્યાં કે, શ્રાવણ મહિનાની શુકલ ત્રીજને દિવસે સ્વર્ણગૌરી વ્રતનો આરંભ કરવો ને સોળ વર્ષ સુધી તે વ્રત કરવું. તે સાંભળી મનમાં નિશ્ચય કરી રાજાએ પણ તે વ્રત ગ્રહણ કર્યું.[12–13] અને 'હે મહેશાનિ! આપને પ્રસન્ન કરવા માટે સોળ સેરીવાળો દોરો જમણા હાથમાં બાંધું છું અને આપનું હું વ્રત કરીશ,' એ મંત્ર ભણી ગૌરીની ભક્તિથી પૂજા કરી જમણે હાથે દોરો બાંધ્યો.[14–15] પછી તે વ્રત કરી રાજા પોતાના મહેલમાં આવ્યો. પછી તે રાજા ઘરમાં ગૌરીની પૂજા કરવા બેઠો. તે તેની માનીતી રાણી વિશાલાક્ષીના જોવામાં આવ્યો.[16] ને તેણે બાંધેલો દોરો પણ તેના જોવામાં આવ્યો, તેથી કોપાયમાન થયેલી તે રાણીએ રાજા ઘણી વાર મના કરતો હતો તો પણ તે દોરો તોડી બહાર સુકાઈ ગયેલાં ઝાડ ઉપર ફેંકી દીધો. તે દોરાના સ્પર્શથી સુકાઈ ગયેલું ઝાડ નવપલ્લવવાળું થઈ ગયું.[17–18] તે જોઈ વિસ્મય પામેલી રાજાની અણુમાનીતી રાણીએ ઝાડના થડમાં પડેલો તુટેલો દોરો લઈ પોતાને હાથે બાંધી લીધો.[19]

ततस्तद्व्रतमाहात्म्यात्पतिप्रियतराऽभवत् । देवी व्रतापचारेण सा त्यक्ता दुःखिता वने ॥ २० ॥ प्रययौ सा महादेवीं ध्यायन्ती नियमान्विता । मुनीनामाश्रमे पुण्ये निवसन्ती सती क्वचित् ॥ २१ ॥ निवारिता मुनिवरैर्गच्छ पापे यथासुखम् । धावन्ती विपिनं घोरं गणाध्यक्षं ददर्श ह ॥ २२ ॥ तं च दृष्ट्वापि सा गौरीं द्रक्ष्याम्यहमुपोषिता । इति निश्चित्य मनसा गंतुं प्रववृतेऽन्यतः ॥ २३ ॥ ततो ददर्शाग्रतस्तु गच्छन्ती च सरोवरम् । ततो वनश्रियं चाग्रे सर्वाभरणभूषिताम् ॥ २४ ॥ पश्यन्ती शनकैस्तद्व्रजन्ती चैव मानुषी । तैस्तैर्निराकृता दुष्टा निर्विण्णा निषसाद ह ॥ २५ ॥ ततस्तत्कृपया गौरी प्रादुरासीन्महासती । तां दृष्ट्वा दंडवद्भूमौ नत्वा स्तुत्वा नृपप्रिया ॥ २६ ॥ जय देवि नमस्तुभ्यं जय भक्तवरप्रदे । जय शंकरवामांगे मंगले सर्वमंगले ॥ २७ ॥ ततो लब्ध्वा वरं भक्त्या गौरीमभ्यर्च्य तद्व्रतम् । चक्रे देवी पदं तस्यै ददौ सौभाग्यसंपदः ॥ २८ ॥ इति तस्याः प्रसादेन सर्वान्भोगानवाप्य च । विशालाक्षी प्रिया राज्ञो भूत्वा च मुमुदे भृशम् ॥ २९ ॥ एवमाराधयन्गौरीं भुक्त्वा भोगाननुत्तमान् । अंते शिवपुरं प्राप्तः कांताभिः सहितो नृपः ॥ ३० ॥ यच्छोभनं व्रतमिदं कथितं शिवायाः कुर्यान्मम प्रियतरो भविता च गौर्याः । प्राप्य श्रियं समधिकां भुवि शत्रुसंघान्निर्जित्य निर्मलपदं सहसा प्रयाति ॥ ३१ ॥ इति श्रीस्कन्दपुराणे गौरीखण्डे स्वर्णगौरीव्रतकथा ॥

પછી તે વ્રતના માહાત્મ્યથી તે રાણીની ઉપર રાજાનો બહુ પ્યાર વધ્યો અને રાજાએ જેણે દોરો તોડી નાખ્યો હતો તેનો ત્યાગ કર્યો. તેથી દુઃખી થઈ ગયેલી તે રાણી દેવીનું ધ્યાન કરતી નિયમ રાખી વનમાં ગઈ. ત્યાં જઈ તેણે એક મુનિના આશ્રમમાં રહેવાનો વિચાર કર્યો; એટલે તે મુનિએ 'હે પાપિણી! તારી મરજીમાં આવે ત્યાં જા' એમ કહી ત્યાંથી કાઢી મૂકી. પછી ઘોર વનમાં દોડતી દોડતી તે સ્ત્રી જતી હતી, તેટલામાં તેને ગણપતિનાં દર્શન થયાં.[20–22] તથાપિ 'હું પાર્વતીજીનાં દર્શન કર્યા પછી ખાઈશ' એવો મનમાં નિશ્ચય કરી આગળ વધી એટલે એક સરોવર તેના જોવામાં આવ્યું. પછી અતિ સુશોભિત વનલીલા જોતી જોતી તે સ્ત્રી ચાલી જતી હતી, પણ તે જ્યાં જાય ત્યાં તેનો તિરસ્કાર થતો હતો. તે અત્યંત ગભરાણી અને બેસી ગઈ.[23–25] તે જોઈ કૃપાથી મહાસતી પાર્વતીજી પ્રકટ થયાં. તેને જોઈ પૃથ્વીમાં પડતા દંડની પેઠે નમસ્કાર કરી, 'હે દેવિ! આપ જય પામો, આપને નમસ્કાર કરું છું. હે ભક્તોને વરદાન આપનારાં! હે શંકરના ડાબા શરીરમાં વાસ કરનારાં! હે સર્વમંગલે! આપ જય પામો.' એ પ્રકારે રાણી સ્તુતિ કરવા લાગી.[26–27] ત્યારે દેવીએ તેને વરદાન આપ્યું. પછી તેણે દેવીની પૂજા કરી વ્રત કર્યું તેથી દેવીએ તેને સૌભાગ્ય અને સમ્પત્તિ આપી.[28] એ પ્રકારે પાર્વતીજીના પ્રસાદથી તે વિશાલાક્ષી સઘળા ભોગને મેળવી રાજાને પ્રિય થઈ અને બહુ હર્ષ પામી.[29] એ પ્રમાણે ગૌરીનું આરાધન કરતો રાજા આ લોકમાં ઉત્તમ ભોગ ભોગવી અંતે પોતાની રાણીઓની સાથે શિવલોકને પ્રાપ્ત થયો.[30] જે માણસ ગૌરીનું આ ઉત્તમ વ્રત કરે છે તે મને તથા ગૌરીને બહુ પ્રિય થાય છે, પૃથ્વીમાં શત્રુઓને જિતી ઘણી લક્ષ્મીને પ્રાપ્ત થાય છે અને મરણ પછી તુરત શુદ્ધ પદને પામે છે.[31]

## સ્વર્ણગૌરીવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ युधिष्ठिर उवाच–उद्यापनविधिं ब्रूहि तृतीयायाः सुरेश्वर । भक्तितः श्रोतुमिच्छामि व्रतसम्पूर्तिहेतवे ॥ १ ॥ कृष्ण उवाच–उद्यापनविधिं वक्ष्ये सावधानेन वै शृणु । त्रिंशद्दंडप्रमाणेन प्रमितं दक्षिणोत्तरे ॥ २ ॥ प्रत्यक् प्रागपि राजेंद्र नवगोचर्म दृश्यते । गोचर्ममात्रं संलिप्य गोमयेन विचक्षणः ॥ ३ ॥ मंडपं कारयेत्तत्र नानावर्णं सुशोभनम् । ग्रहमंडलपार्श्वे तु पद्ममष्टदलं लिखेत् ॥ ४ ॥ तन्मध्ये स्थापयेत्कुंभमव्रणं मृन्मयं शुभम् । ताम्रपात्रं प्रकुर्वीत पलैः षोडशभिस्तथा ॥ ५ ॥ तदर्धार्धेन वा कुर्याद्वित्तशाठ्यं विवर्जयेत् । श्वेतवस्त्रयुगच्छन्नं श्वेतयज्ञोपवीति च ॥ ६ ॥ भाजनं च तिलैः पूर्णं कलशोपरि विन्यसेत् । कर्षमात्रसुवर्णेन प्रतिमां कारयेद्बुधः ॥ ७ ॥ तदर्धं मध्यमं प्रोक्तं तदर्धं तु कनिष्ठकम् । कृत्वा रूपं प्रयत्नेन पार्वत्याश्च हरस्य च ॥८॥ वेदोक्तेन प्रतिष्ठा च कर्तव्या तु यथाविधि । अथ ताम्रमये पात्रे प्रतिमां तत्र विन्यसेत् ॥ ९ ॥ पार्वत्यास्तु युगं दद्यादुपवीतं शिवस्य च । पंचामृतेन स्नपनं कृत्वा देवस्य चोत्तमम् ॥ १० ॥ स्नानं च कारयेत्पश्चात्ततः पूजां समाचरेत् । चन्दनेन सुगन्धेन सुपुष्पैश्च प्रपूजयेत् ॥ ११ ॥ धूपं च कल्पयेद्गन्धं चन्दनागुरुसंयुतम् । नानाप्रकारैर्नैवेद्यं तथा दीपं च कारयेत् ॥ १२ ॥ अर्चयेत्पूजयेद्भक्त्या गन्धपुष्पैः फलाक्षतैः । आवाहनादि कर्तव्यं पुराणागमसंभवैः ॥१३॥ कार्या विधानतः पूजा भक्तिश्रद्धासमन्वितम् ।

યુધિષ્ઠિર કહે છે–હે કૃષ્ણ ! સ્વર્ણગૌરીવ્રતનું ઉદ્યાપન કે જેથી વ્રત પૂર્ણ થાય છે તે કહો. હું ભક્તિથી સાંભળવા ઇચ્છું છું.[૧] શ્રીકૃષ્ણ કહે છે–ઉદ્યાપનનો પ્રકાર કહું છું, તે સાવધાન થઈ સાંભળો. હે રાજેન્દ્ર ! ઉત્તર દક્ષિણ ત્રીશ દંડ અને પૂર્વ પશ્ચિમ નવ દંડની ભરેલી ભૂમિ ગોચર્મ કહેવાય છે. તે ગોચર્મ જેટલી પૃથ્વી ગોબરવડે લીંપી તેમાં નાના પ્રકારના રંગથી સુશોભિત મંડપ કરાવવો. તેમાં ગ્રહમંડલના પડખામાં અષ્ટદલ કમલ આલેખવું.[૨-૪] તેની વચમાં છિદ્રરહિત સુંદર માટીના ઘડાની સ્થાપના કરવી. પછી સોળ પલનું, શક્તિ ન હોય તો આઠ પલનું અથવા ચાર પલનું પણ લોભ નહીં કરતાં યોગ્ય ત્રાંબાનું પાત્ર કરાવવું. તેમાં તલ ભરી સફેત જનોઈ નાખી કપડાથી વીંટેલું એ પાત્ર કલશ ઉપર રાખવું. પછી બે તોલા સોનાની મૂર્તિ શ્રેષ્ઠ, એક તોલાની મધ્યમ અને અરધા તોલાની કનિષ્ઠ કહેવાય છે. યથાશક્તિ શંકર તથા પાર્વતીની મૂર્તિ કરાવી વેદોક્ત વિધિ વડે તેની પ્રતિષ્ઠા કરવી. પછી તે તામ્રપાત્રમાં મૂર્તિ મૂકી,[૫-૯] પાર્વતીજીને બે વસ્ત્ર અને શંકરને જનોઈ આપવું. ત્યાર બાદ બન્ને મૂર્તિને પંચામૃત અને શુદ્ધોદકવડે સ્નાન કરાવી પૂજા કરવી. સુગંધિ ચંદન ચડાવવું, સુંદર પુષ્પ ચડાવવાં, ચંદન અને અગરુનો મનોહર ધૂપ કરવો, દીપ કરવો અને ભાતભાતનાં નૈવેદ્ય કરવાં.[૧૦-૧૨] ચંદન, પુષ્પ, ફલ અને અક્ષતવડે પૂજા કરવી, વેદોક્ત વા પુરાણોક્ત મંત્રોવડે અધિકાર પ્રમાણે ભક્તિપુરઃસર આવાહન વગેરે કરવું.[૧૩] ભક્તિ અને શ્રદ્ધા રાખી વિધાનથી પૂજા કરવી.

देवदेव समागच्छ प्रार्थयेऽहं जगत्पते ॥ १४ ॥ इमां मया कृतां पूजां गृहाण सुरसत्तम । एवं पूजा प्रकर्तव्या रात्रौ जागरणं ततः ॥ १५ ॥ गीतनृत्यादिसंयुक्तं कथाश्रवणपूर्वकम् । अर्चयेत्पूर्ववदेवं पश्चाद्धोमं समाचरेत् ॥१६॥ स्वगृह्योक्तविधानेन कृत्वाऽग्निस्थापनं ततः । प्रारभेत ततो होमं नवग्रहपुरःसरम् ॥ १७ ॥ तिलांश्च यवसंमिश्रानाज्येन च परिप्लुतान् । रुद्रयाद्रुद्रमन्त्रेण गौरीमंत्रेण वेदवित् ॥ १८ ॥ अष्टोत्तरशतं वापि अष्टाविंशतिमेव वा । एवं समाप्य होमं तु तत्राचार्यं प्रपूजयेत् ॥ १९ ॥ अर्घ्यपुष्पप्रदानैश्च वस्त्रालंकारभूषणैः । शक्त्या च दक्षिणां दद्यात्प्रचारैर्गोधिकां मताम् ॥२०॥ धेनुं सदक्षिणां दद्यात् सुशीलां च पयस्विनीम् । स्वर्णशृङ्गीं रौप्यखुरां कांस्यदोहनसंयुताम् ॥ २१ ॥ रक्तपुच्छां वस्त्रयुतां ताम्रपृष्ठामलंकृताम् । सवत्सामव्रणां भद्रां धेनुं दद्यात्प्रयत्नतः ॥ २२ ॥ सुवर्णेन समायुक्तामाचार्याय च साधवे । षोडशभिः प्रकारैश्च पक्वान्नैः प्रीणयेच्च तम् ॥ २३ ॥ षोडशप्रमितैर्दद्याद्ब्राह्मणेभ्यः प्रयत्नतः । वंशपात्रस्थितैः पश्चात्पक्वान्नैर्वायनं शुभैः ॥ २४ ॥ अन्येभ्यो ब्राह्मणेभ्यश्च दक्षिणां च प्रयत्नतः । बंधुभिः सह भुञ्जीत नियतश्च परेऽहनि । एवं कृत्वा भवेत्पार्थ परिपूर्णव्रती यतः ॥ २५ ॥ इति श्रीस्कन्दपुराणे कृष्ण–युधिष्ठिरसंवादे स्वर्णगौरीव्रतोद्यापनम् ॥

'હે દેવદેવ ! હે જગત્પતે ! હે સુરશ્રેષ્ઠ ! આપની પ્રાર્થના કરું છું કે, આપ અહીં પધારો અને મારી કરેલી પૂજાનો સ્વીકાર કરો.' એ પ્રકારે પ્રાર્થના અને પૂજા કરી રાતે જાગરણ કરવું.[૧૪-૧૫] વાજાં વગડાવવાં, ગીત ગવરાવવાં અને કથાનું શ્રવણ કરવું. પછી પૂર્વની પેઠે દેવની પૂજા કરવી. વેદ જાણનાર પુરુષે પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિવડે અગ્નિની સ્થાપના કરી તલ અને યવ બન્નેને મેળવી તેને ઘીથી ભીંજાવી તેવડે પ્રથમ નવગ્રહ હોમ કરવો. પછી રુદ્ર મંત્રવડે તથા ગૌરી મંત્રવડે એકસો આઠ વખત વા અઠ્યાવીશ વખત હોમ કરવો. એ પ્રકારે હોમ પૂરો થયા પછી અર્ધ્ય, ચંદન અને પુષ્પ વગેરેથી આચાર્યની પૂજા કરવી, સારાં સારાં વસ્ત્રો આપવાં, અલંકારો પહેરાવવા, શક્તિ પ્રમાણે દક્ષિણા આપવી. સારા સ્વભાવવાળી, પુષ્કળ દૂધવાળી, સોનાનાં સીંગડાંવાળી, રૂપાની ખરીવાળી, વાછડાંવાળી, અલંકારવાળી અને દોષરહિત સુંદર ગાય આપવી.[૧૯-૨૨] તે ગાયની ઉપર વસ્ત્ર ઓઢાડવું, તેનો વાંસો લાલ રંગવડે રંગવો. ગાયની સાથે સોનું અને દક્ષિણા આપવી. તેને દોવા માટે કાંસાનું વાસણ આપવું. એ પ્રકારે આચાર્યની

પૂજા કરી સોળ પ્રકારનાં અન્ન જમાડી તેને પ્રસન્ન કરવા.[૨૨-૨૩] પછી સોળ જાતનાં અન્નથી ભરેલાં વાંસનાં પાત્ર જૂદા જૂદા બ્રાહ્મણને આપવાં.[૨૪] તેમ જ બીજા બ્રાહ્મણોને પણ દક્ષિણા આપવી. બીજે દિવસે નિયમથી સગાંવહાલાંની સાથે ભોજન કરવું. હે યુધિષ્ઠિર! એ પ્રકારે કરવાથી વ્રત પૂર્ણ થાય છે.[૨૫] એ પ્રકારે સ્કંદપુરાણમાં સ્વર્ણગૌરીવ્રતનું ઉદ્યાપન કહ્યું છે.

## સુકૃતવ્રત

**अथ सुकृततृतीयाविधिरुच्यते ॥ श्रावणशुक्लतृतीयायां सुकृतव्रतम् । तत्र मध्याह्नव्यापिनी ग्राह्या ॥**

શ્રાવણ શુદ ત્રીજને દિવસે સુકૃત વ્રત કરવું. એ વ્રત મધ્યાહ્ન વખતે જે દિવસે તૃતીયા હોય તે દિવસે કરવું.

## સુકૃતવ્રતની કથા

**अथ कथा ॥ शौनक उवाच–सर्वकामप्रदायीनि व्रतानि कथितानि वै । व्रतं कथय यत्नेन येन श्रेयोऽहमाप्नुयाम् ॥ १ ॥ सूत उवाच–साधुसाधु महाभाग लोकानां हितकारकम् । कथयामि व्रतं दिव्यं योषितां फलदायकम् ॥ २ ॥ कृष्णस्यावरजा साध्वी सुभद्रा नाम विश्रुता । रूपलावण्यसंपन्ना सुभगा चारुहासिनी ॥ ३ ॥ गांडीवधन्वनश्चासौ योषितां च वरा प्रिया ॥ त्रैलोक्याधिपतिः कृष्णस्तस्याहं भगिनी प्रिया ॥ ४ ॥ इति गर्वसमाविष्टा न किंचिदकरोच्छुभम् । कालोऽपि यस्य चाज्ञां वै शिरसा धारयेत्सदा ॥ ५ ॥ स मे भ्राता सखा कृष्णो दनुजानां निकृंतनः । इति संचिंत्य मनसि न किंचित्साऽकरोत्तदा ॥ ६ ॥**

શૌનક કહે છે–હે સૂત! સઘળા મનોરથને પૂર્ણ કરે એવાં વ્રતો આપે કહ્યાં. હવે એવું વ્રત કહો કે, જેથી મારું કલ્યાણ થાય.[૧] સૂત કહે છે–હે મહાભાગ! આપે ઘણો ઉત્તમ પ્રશ્ન પૂછ્યો છે, કે જેમાં લોકનું કલ્યાણ સમાયલું છે. હવે સ્ત્રીઓને ફલ આપનાર દિવ્ય વ્રત કહું છું.[૨] શ્રીકૃષ્ણની નાની બહેન સુભદ્રા નામે પ્રખ્યાત હતી. તે ઘણી રૂપવતી, ચતુર અને મનોહર હાસ્યવાળી હતી.[૩] તેને ગર્વ થયો કે, હું અર્જુનની માનીતી સ્ત્રી છું અને ત્રણ લોકના અધિપતિ શ્રીકૃષ્ણની વહાલી બહેન છું.[૪] કાળ પણ જેની આજ્ઞાને મસ્તકપર ધારણ કરે છે અને જે દૈત્યોનો કચ્ચરઘાણ કરી નાખે છે એવા શ્રીકૃષ્ણ મારા ભાઈ છે અને હું તેની બહુ પ્રિય બહેન છું, ત્યારે મને શું ફિકર છે, એમ વિચારી તેણે સઘળું શુભકર્મ છોડી દીધું.[૫-૬]

**सर्वं ज्ञातं तदा तेन देवदेवेन शार्ङ्गिणा । इति संचिंत्य मनसि भ्रातृत्वान्मम गौरवात् ॥ ७ ॥ भवाब्धितारणं किंचिन्मूढत्वान्न करिष्यति । ध्यात्वा मुहूर्तं मनसि श्रीकृष्णो भक्तवत्सलः ॥ ८ ॥ सुभद्रानिकटे गत्वा वचनं चेदमब्रवीत् । परलोकजिगीषार्थं न किंचिदपि ते कृतम् ॥९॥ व्रतं कुरुष्व मनसा सर्वान्कामानवाप्स्यसि । सुकृतं तारकं लोके लोकानां हितकारकम् ॥१०॥ यत्कृत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः । भुक्तिमुक्तिप्रदं चापि सर्वसौभाग्यदायकम् ॥ ११ ॥ व्रतं कुरुष्व चाद्यैव सुकृतस्य फलाप्तये । कालोऽहं सर्वलोकेषु वृक्षरूपेण संस्थितः ॥ १२ ॥ धर्मस्तस्य च मूलं हि ऋतवः स्कंध एव च । मासा द्वादश संख्याकाश्चोपशाखा यथाक्रमात् ॥ १३ ॥ षष्ट्याधिकं च त्रिशतं फलानि दिवसास्तथा । पर्णानि घटिकाः प्रोक्ताः कालोऽहं वृक्षरूपकः ॥ १४ ॥ तस्मात्फलानां प्राप्त्यर्थं व्रतं कुरुष्व शोभने । नभोमासे च संप्राप्ते शुक्लपक्षे च भामिनि ॥ १५ ॥ तृतीया हस्तसंयुक्ता व्रतं कार्यमिदं शुभम् । प्रातश्चैव समुत्थाय दंतधावनपूर्वकम् ॥ १६ ॥ स्नानं कुर्याद्यथान्यायं हरिद्राभिः समन्वितम् । मध्याह्ने चैव संप्राप्ते कृत्वा गोमयमंडलम् ॥ १७ ॥ चतुर्द्वारेण सहितं मंडपं तत्र कारयेत् । वेदिं विरच्य धवलां हस्तमात्रां विशेषतः ॥ १८ ॥ तन्मध्येऽष्टदलं पद्ममक्षतैः परिकल्पयेत् । पीठे मां चोपरि स्थाप्य क्षीराब्धिसुतया सह ॥ १९ ॥ उपचारैः षोडशभिः पूजयेद्भक्तिसंयुतः ।षष्ट्याधिकं च त्रिशतं सुकृतस्य फलानि वै ॥ २० ॥ गोधूमचूर्णेन फलं शर्कराभिः समन्वितम् । उदुंबरस्य वृक्षस्य फलाकारं च कारयेत् ॥ २१ ॥ वेणुपात्रे च संस्थाप्य वाणकं च द्विजातये । सहिरण्यं सतांबूलं दद्याच्चैव यथाविधि ॥ २२ ॥**

શ્રીકૃષ્ણને ખબર પડી કે મારી બહેન મૂઢપણાથી મારી મોટાઈના જોરને લીધે સંસારસમુદ્ર તરવા માટે કાંઈપણ પુણ્ય કૃત્ય કરતી નથી. તેથી મનમાં ક્ષણવાર વિચાર કરી ભક્તવત્સલ શ્રીકૃષ્ણ બહેનની પાસે ગયા અને કહેવા લાગ્યા કે, હે બહેન! ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય તેવું કાંઈ પણ તેં પુણ્ય કરેલું નથી.[૭-૯] માટે તું સુકૃતવ્રત કર કે, જેથી તારા સઘળા મનોરથ સિદ્ધ થાય. એ વ્રત તારનાર અને સર્વ લોકનું કલ્યાણ કરનાર છે;[૧૦] એ વ્રત કરવાથી સર્વ પાપ છૂટી જાય છે, તેમાં સંશય નથી. તેમ જ ભોગ, મોક્ષ તથા સર્વ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે.[૧૧] હવે ફલની પ્રાપ્તિ માટે તું આજે જ સુકૃતવ્રત કર. કાલાત્મા હું જગતમાં વૃક્ષરૂપથી રહેલો છું, તેનું મૂળ ધર્મ છે, ૭ ઋતુ મોટી શાખા છે, બાર માસ નાની નાની શાખાઓ છે; ત્રણસો સાઠ દિવસો ફળ છે અને ઘડી તથા પળ તેનાં પાંદડાંરૂપ છે; માટે મારું સ્વરૂપ કાળવૃક્ષરૂપ છે.[૧૨-૧૪] હે શોભને! તેટલા માટે ફલની પ્રાપ્તિ અર્થે તું વ્રત કર. તે વ્રત હસ્ત નક્ષત્રવાળી શ્રાવણ શુદ ત્રીજને દિવસે કરવું શુભકારી છે. સવારમાં ઉઠી દાતણ કરી, હરદળ ચોળી સ્નાન કરવું. પછી મધ્યાહ્ન વખતે ગોબરવડે લીંપી તેમાં ચાર બારણાંવાળો મંડપ કરાવવો. તેની નીચે હાથ જેવડી શ્વેતવેદી કરાવી તેની વચમાં અક્ષતવડે અષ્ટદલપદ્મ કરવું

પછી આસન ઉપર લક્ષ્મીજી તથા મારી સ્થાપના કરી ભક્તિથી ષોડશોપચારવડે પૂજન કરવું. પછી સુકૃત વૃક્ષનાં ત્રણસો સાઠ ફળ છે, માટે ઊંબરાનાં ફળ જેવડાં સાકર મેળવી ઘઉંના લોટનાં ત્રણસો સાઠ ફળ કરવાં.[१५-२१] તેને વાંસનાં પાત્રમાં ભરી તેમાં સોનું તથા તાંબૂલ મુકી વિધિ પ્રમાણે બ્રાહ્મણને આપવું.[२२]

वायनमन्त्रः-पुत्रपौत्रसमृद्ध्यर्थं सौभाग्यावाप्तये तथा । वाणकं वै प्रदास्यामि व्रतसंपूर्तिहेतवे ॥ २३ ॥ पिष्टस्य च फलानां वै पायसं परिकल्पयेत् । मातृस्वरूपिणं मां च भोजयित्वा यथाविधि ॥ २४ ॥ इति कृत्वा च विधिवत्समाप्य च ततः परम् । तृतीये वत्सरे प्राप्ते उद्यापनविधिं चरेत् ॥ २५ ॥ आचार्यं वरयेद्भक्त्या वेदवेदांगपारगम् । सुशीलं सर्वधर्मज्ञं शांतं दांतं कुटुंबिनम् ॥ २६ ॥ स्वस्ति वाच्यं द्विजैः साकं नांदीश्राद्धं विधाय च । हैमीं च प्रतिमां कुर्यान्निष्कनिष्कार्धसंख्यया ॥ २७ ॥ क्षीराब्धिसुतया साकं मम शक्त्या तु भक्तितः । नवीनं कलशं ताम्रं पिधानेन समन्वितम् ॥ २८ ॥ पल्लवैश्च हिरण्यैश्च वस्त्रयुग्मेन वेष्टितम् । तन्मध्ये मां प्रतिष्ठाप्य उपचारैः प्रपूजयेत् ॥ २९ ॥ ततः पुष्पांजलिं दद्यात्क्षमाप्य च पुनः पुनः । वाणकं हि प्रदद्याच्च व्रतसंपूर्तिहेतवे ॥ ३० ॥ लक्ष्मीनारायणो देवो ह्यस्मात्संसारसागरात् । रक्षेद्वै सकलात्पापादिह सर्वं ददातु मे ॥ ३१ ॥ अच्युतः प्रतिगृह्णाति अच्युतो वै ददाति च ॥ अच्युतस्तारकोभाभ्यामच्युताय नमो नमः ॥३२॥ रात्रौ जागरणं कुर्याद्गीतवादित्रमंगलैः । पुराणश्रवणेनैव रात्रिशेषं ततो नयेत् ॥३३॥ प्रभाते विमले स्नात्वा नित्यकर्म समाप्य च ॥ विष्णोर्नुकं सक्तुमिव होममन्त्रद्वयं स्मृतम् ॥ ३४ ॥ अष्टाधिकद्विशतं च तिलैर्होमं तु कारयेत् । कलशं प्रतिमायुक्तमाचार्याय निवेदयेत् ॥ ३५ ॥ गां दद्यात्कपिलां चैव सालंकारां सदक्षिणाम् । आचार्यं पूजयेद्भक्त्या वस्त्रैराभरणैरपि ॥ ३६ ॥ ब्राह्मणान्भोजयेत्पश्चाच्चतुर्विंशतिसंख्यकान् । आशिषो वै गृहीत्वाऽथ स्वयं भुंजीत वाग्यतः ॥ ३७ ॥ इति तस्य वचः श्रुत्वा तत्सर्वं हि चकार सा । भुक्त्वा भोगान्यथाकाममन्ते स्वर्गं जगाम सा ॥ ३८ ॥ इति श्रीभविष्योत्तरपुराणे सुकृतव्रतकथा ॥

'પુત્ર પૌત્રની સમૃદ્ધિ માટે, સૌભાગ્ય માટે અને વ્રત પૂરું થવા માટે વાણક આપું છું.' એ મંત્રવડે વાયન આપ્યાં પછી લોટ અને ફળનો દુધપાક કરી ભાઇરૂપ જે હું તેને યથાયોગ્ય ભોજન કરાવવું.[२३-२४] એ પ્રકારે વિધિથી વ્રત કરતાં કરતાં ત્રીજું વર્ષ આવે ત્યારે તેનું ઉદ્યાપન કરવું.[२५] સર્વ વેદ અને વેદાંગના પારને જાણનાર, સુશીલ, સર્વ ધર્મને જાણનાર, શાંત, ઇંદ્રિય નિગ્રહવાળા અને કુટુંબવાળા બ્રાહ્મણને આચાર્ય કરવા.[२६] બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવવું, નાંદીશ્રાદ્ધ કરવું, બે તોલા સોનાની અથવા એક તોલા સોનાની શક્તિ પ્રમાણે ભક્તિથી મારી તથા લક્ષ્મીની મૂર્તિ કરાવવી. ઢાંકણા સહિત નવો ત્રાંબાનો કળશ લઇ, તેમાં સોનું તથા પલ્લવ નાખવાં. તે કળશને બે કપડાંવડે વીંટવો. તેની વચમાં મારી પ્રતિષ્ઠા કરી ષોડશોપચારવડે પૂજન કરવું.[२७-२९] પુષ્પાંજલિ કરવી; વારંવાર ક્ષમા માગવી, વ્રત પૂરું થવા માટે વાણક દેવું અને 'લક્ષ્મી નારાયણ દેવ આ સંસારરૂપી સાગરથી રક્ષા કરો, સઘળા પાપથી રક્ષા કરો અને સઘળી સમૃદ્ધિ આપો; અચ્યુત દાન લે છે; અચ્યુત દાન દે છે, અને સૌથકી અચ્યુત ભગવાન્ તારનાર છે માટે તેને નમસ્કાર કરું છું.' આ પ્રમાણે બોલવું.[३०-३१] રાતે જાગરણ કરવું, ગીત ગવરાવવાં, વાજાં વગડાવવાં અને બાકી આખી રાત કથા સાંભળવી.[३३] પછી સવારમાં સ્વચ્છ જલમાં સ્નાન કરી, નિત્ય કર્મ સમાપ્ત કરી, 'विष्णोर्नुकं० सक्तुमिव०' એ બે મંત્રોવડે બસો આઠ વખત તિલથી હોમ કરવો. મૂર્તિ સહિત કળશ આચાર્યને આપવો.[३४-३५] વસ્ત્ર, અલંકાર તથા દક્ષિણા સહિત કપિલા ગાય આપવી, અને વસ્ત્ર તથા અલંકારવડે ભક્તિથી આચાર્યની પૂજા કરવી.[३६] પછી ચોવીશ બ્રાહ્મણ જમાડવા અને તેઓનો આશીર્વાદ લઇ મૌન રાખી પોતે જમવું.[३७] એ પ્રકારનું શ્રીકૃષ્ણનું વચન સાંભળી સુભદ્રાએ, કહ્યા પ્રમાણે વ્રત કર્યું, તેથી તે આ લોકમાં યથેચ્છ ભોગ ભોગવી અન્તે સ્વર્ગમાં ગઇ.[३८] આ પ્રમાણે ભવિષ્યોત્તર પુરાણમાં સુકૃતવ્રતની કથા છે.

## હરિતાલિકાવ્રત

अथ भाद्रपदशुक्लतृतीयायां शिष्टपरिगृहीतं हरितालिकाव्रतम् ॥ तच्च परविद्धायां कार्यम् । मुहूर्तमात्रसत्त्वेऽपि दिने गौरीव्रतं परे-इति माधवोक्तेः हरितालिकाव्रतपुरस्कारेणापि परविद्धाग्रहणवचनादिवोदासीये उदाहृतत्वाच्च । तत्र व्रतविधिः-भाद्रपदशुक्लतृतीयायां प्रातस्तिलामलककल्केन स्नात्वा पट्टवस्त्रं परिधाय मासपक्षाद्युल्लिख्य मम समस्तपापक्षयपूर्वकसप्तजन्मराज्याखंडितसौभाग्यादिवृद्धये उमामहेश्वरप्रीत्यर्थं हरितालिकाव्रतमहं करिष्ये । तत्रादौ गणपतिपूजनं करिष्ये इति संकल्प्य गौरीयुक्तं महेश्वरं पूजयेत् ॥

આ વ્રત પરવિદ્ધા* તૃતીયાને દિવસે કરવું. કારણ કે 'બીજે દિવસે મુહૂર્ત માત્ર પણ તૃતીયા હોય તો તે દિવસે ગૌરીવ્રત કરવું.' એમ માધવ કહે છે. તથા હરિતાલિકા વગેરેમાં તૃતીયા પરવિદ્ધા ગ્રહણ કરવી, એમ દિવોદાસીયમાં છે. વ્રતનો પ્રકાર-ભાદરવા શુદ ત્રીજને દિવસે સવારમાં તલ અને આમળાના ચૂર્ણવડે સ્નાન કરી રેશમી વસ્ત્ર પહેરી માસ પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી, 'મારાં

* અર્થાત્ ચતુર્થી યુક્ત તૃતીયા ગ્રહણ કરવી, પણ દ્વિતીયા યુક્ત તૃતીયા વર્જિત છે.

સર્વ પાપના નાશ માટે સાત જન્મ પર્યંત રાજ્ય, અખંડિત સૌભાગ્યાદિકની વિશેષ વૃદ્ધિ થવા માટે અને શંકર પાર્વતીની પ્રીતિ માટે હરિતાલિકાવ્રત કરીશ, તેમાં પ્રથમ ગણપતિનું પૂજન કરીશ;' એમ સંકલ્પ કરી ગણપતિનું પૂજન કરી પાર્વતીજી સહિત શંકરનું પૂજન નીચે પ્રમાણે કરવું.

## પૂજાપ્રકાર

अथ पूजा—पीतकौशेयवसनां हेमाभां कमलासनाम् । भक्तानां वरदां नित्यं पार्वतीं चिंतयाम्यहम् ॥ मन्दारमालाकुलितालकायै कपालमालांकितशेखराय । दिव्यांबरायै च दिगम्बराय नमःशिवायै च नमः शिवाय । उमामहेश्वराभ्यां नमः ध्यायामि ॥ देवि देवि समागच्छ प्रार्थयेऽहं जगन्मये । इमां मया कृतां पूजां गृहाण सुरसत्तमे । उमामहेश्वराभ्यां नमः । आवाहनम् ॥ भवानि त्वं महादेवि सर्वसौभाग्यदायिके । अनेकरत्नसंयुक्तमासनं प्रतिगृह्यताम् । आसनम् ॥ सुचारु शीतलं दिव्यं नानागंधसमन्वितम् । पाद्यं गृहाण देवेशि महादेवि नमोऽस्तु ते । पाद्यम् ॥ श्रीपार्वति महाभागे शंकरप्रियवादिनि । अर्घ्यं गृहाण कल्याणि भर्त्रा सह पतिव्रते । अर्घ्यम् ॥ गंगाजलं समानीतं सुवर्णकलशे स्थितम् । आचम्यतां महाभागे रुद्रेण सहितेऽनघे । आचमनीयम् ॥ गंगासरस्वतीरेवापयोष्णीनर्मदाजलैः । स्नापितासि मया देवि तथा शांतिं कुरुष्व मे । स्नानम् ॥ दध्याज्यमधुसंयुक्तं मधुपर्कं मयाऽनघे ॥ दत्तं गृहाण देवेशि भवपाशविमुक्तये । मधुपर्कम् ॥ पयोदधिघृतं चैव शर्करामधुसंयुतम् । पंचामृतेन स्नपनं प्रीत्यर्थं प्रतिगृह्यताम् । पंचामृतस्नानम् ॥ किरणा धूतपापा च पुण्यतोया सरस्वती । मणिकर्णीजलं शुद्धं स्नानार्थं प्रतिगृह्यताम् ॥ स्नानम् ॥

'પાર્વતીજી કે જેણે પીળાં હીરાગળ વસ્ત્રો પહેરેલાં છે, જેની કાંતિ સોનાના જેવી છે, જે કમલાસન ઉપર બીરાજે છે અને ભક્તોને નિરંતર વરદાન આપે છે, તેનું હું ધ્યાન કરું છું; પાર્વતીજી કે જેણે ચોટલામાં મંદાર પુષ્પોની માળા ગુંથેલી છે અને દિવ્ય વસ્ત્રવાળાં છે તેને તથા કપાળની માળા સહિત મુકુટવાળા અને દિગંબર—નગ્ન મહાદેવજીને નમસ્કાર કરું છું.' એ મંત્ર ભણી બન્નેને નમસ્કાર કરી ધ્યાન કરવું. 'હે દેવિ ! હે દેવિ ! હે જગન્મયે ! હે સુરસત્તમે ! હું પ્રાર્થના કરું છું કે, આ મારી પૂજાનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી બન્નેને નમસ્કાર કરી આવાહન કરવું. હે ભવાનિ ! હે સર્વ સૌભાગ્ય આપનારાં મહાદેવિ ! અનેક રત્નવાળાં આસનનું ગ્રહણ કરો. હે મહાદેવિ ! અતિ સુંદર શીતલ અને નાના પ્રકારની સુગંધિવાળું દિવ્ય જલનું પાદ્ય ગ્રહણ કરો. હું તમને નમસ્કાર કરું છું. હે મહાભાગ્યવાળાં પાર્વતિ ! હે શંકરને પ્રિય બોલનાર ! હે કલ્યાણિ ! હે પતિવ્રતે ! આપ પતિની સાથે અર્ઘ્યનું ગ્રહણ કરો. હે મહાભાગે ! હે અનઘે ! સોનાના કળશમાં ગંગાજળ તૈયાર છે, તેનું આપ શંકરની સાથે આચમન કરો. હે દેવિ ! ગંગા, સરસ્વતી, રેવા, પયોષ્ણી અને નર્મદાના જલથી આપને સ્નાન કરાવું છું; મને શાંતિ આપો. હે દેવેશિ ! હે અનઘે ! દહીં, ઘી અને મધ સહિત મેં આપેલા મધુપર્કનું ગ્રહણ કરો અને સંસારરૂપી ફાંસામાંથી મૂકાવો. દૂધ, દહીં, ઘી, સાકર અને મધવડે આપને પંચામૃતસ્નાન કરાવું છું, આપ તેનું ગ્રહણ કરો અને મારા ઉપર પ્રસન્ન થાઓ. કિરણા, ધુતપાપા, પુણ્યતોયા, સરસ્વતી અને મણિકર્ણિકાનું શુદ્ધ જલ સ્નાન માટે ગ્રહણ કરો.

सर्वभूषाधि० । वस्त्रम् ॥ मन्त्रमयं मया दत्तं परब्रह्ममयं शुभम् । उपवीतमिदं सूत्रं गृहाण जगदंबिके । उपवीतम् ॥ कंचुकीमुपवस्त्रं च नानारत्नैः समन्वितम् । गृहाण त्वं मया दत्तं पार्वत्यै च नमोऽस्तु ते । कंचुकीम् ॥ कुंकुमागुरुकर्पूरकस्तूरीचंदनैर्युतम् । विलेपनं महादेवि तुभ्यं दास्यामि भक्तितः । गंधम् ॥ रंजिताः कुंकुमौघेन अक्षताश्चातिशोभनाः। भक्त्या समर्पितास्तुभ्यं प्रसन्ना भव पार्वति । अक्षतान् ॥ हरिद्रां कुंकुमं चैव सिंदूरं कज्जलान्वितम् । सौभाग्यद्रव्यसंयुक्तं गृहाण परमेश्वरि । सौभाग्यद्रव्याणि ॥ सेवंतिकाबकुलचंपकपाटलाब्जैः पुन्नागजातिकरवीररसालपुष्पैः । बिल्वप्रवालतुलसीदलमालतीभिस्त्वां पूजयामि जगदीश्वरि मे प्रसीद । पुष्पम् ॥ अथांगपूजा—उमायै० पादौपू०, गौर्यै नमः जंघेपू०, पार्वत्यैन० जानुनीपू०, जगद्धात्र्यै० ऊरूपू०, जगत्प्रतिष्ठायै० कटीपू०, शांतिरूपिण्यै० नाभिंपू०, देव्यैन० उदरंपू०, लोकवंदितायै० स्तनौपू०, काल्यैन० कंठपू०, शिवायैन० मुखंपू०, भवान्यै० नेत्रेपू०, रुद्राण्यै० कर्णौपू०, शर्वाण्यैन० ललाटंपू०, मंगलधात्र्यै० शिरःपू० ॥

સર્વ ભૂષણોમાં અધિક અને લોકલજ્જાનું નિવારણ કરનારાં બે સુંદર વસ્ત્રો આપને આપું છું, તે આપ ગ્રહણ કરો. હે જગદંબિકે ! મંત્રરૂપ અને દિવ્ય સૂત્રવડે બનાવેલી જનોઈ આપને આપું છું, તે ગ્રહણ કરો. હે પાર્વતિ ! નાના પ્રકારના રત્ન સહિત કંચુકી તથા ઉપવસ્ત્ર આપને આપું છું, તે ગ્રહણ કરો. આપને નમસ્કાર કરું છું. હે મહાદેવિ ! કંકુ, અગર, કપૂર, કસ્તૂરી અને ચંદન સહિત વિલેપન આપને ભક્તિથી આપું છું. હે પાર્વતિ ! ઘણા કંકુવડે રંગેલા અતિ સુંદર અક્ષત આપને આપું છું, તેથી આપ મારા ઉપર પ્રસન્ન થાઓ. હે પરમેશ્વરિ ! હરિદ્રા, કંકુ, સિંદૂર અને કાજળ સહિત સૌભાગ્ય દ્રવ્યનું આપ ગ્રહણ કરો. હે જગદીશ્વરી ! સેવંતિકા, બકુલ, પાટલા, કમલ, પુન્નાગ, જુઈ, કરવીર, આંબો તથા માલતીનાં

१ अत्रादौ प्राणप्रतिष्ठापूर्वकं लिंगार्चनं कृत्वाऽनंतरं इत आरभ्य पूजनं कुर्वंति महाराष्ट्रीयाः ।

પુષ્પોવડે તથા બીલીનાં કુંપળીયાં પાંદડાં તથા તુલસીદલવડે તમારી પૂજા કરું છું. મારાપર પ્રસન્ન થાઓ. આ પ્રમાણે જૂદા જૂદા મંત્રોથી આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, સ્નાન, મધુપર્ક, પંચામૃત સ્નાન, શુદ્ધોદક સ્નાન, વસ્ત્ર, જનોઇ, કંચુકી, ગંધ, અક્ષત, સૌભાગ્ય દ્રવ્ય અને પુષ્પ વગેરે ચઢાવવાં. અંગપૂજા–'उमायै नमः' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'गौर्यै नमः' એ મંત્રથી પીંડી, 'पार्वत्यै नमः' એ મંત્રથી ગોઠણ, 'जगद्धात्र्यै नमः' એ મંત્રથી સાથળ, 'जगत्प्रतिष्ठायै नमः' એ મંત્રથી કેડ, 'शांतिरूपिण्यै नमः' એ મંત્રથી નાભિ, 'देव्यै नमः' એ મંત્રથી પેટ, 'लोकवंदितायै नमः' એ મંત્રથી બે સ્તન, 'काल्यै नमः' એ મંત્રથી કંઠ, 'शिवायै नमः' એ મંત્રથી મુખ, 'भवान्यै नमः' એ મંત્રથી બે નેત્રો, 'रुद्राण्यै नमः' એ મંત્રથી બે કર્ણ, 'शर्वाण्यै नमः' એ મંત્રથી લલાટ અને 'मंगलदात्र्यै नमः' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી.

देवद्रुमरसोद्भूतः कृष्णागुरुसमन्वितः । आनीतोऽयं मया धूपो भवानि प्रतिगृह्यताम् । धूपम् ॥ त्वं ज्योतिः सर्वदेवानां तेजसां तेज उत्तमम् ॥ आत्मज्योतिः परं धाम दीपोऽयं प्रतिगृह्यताम् । दीपम् ॥ अन्नं चतुर्विधं स्वादु रसैः षड्भिः समन्वितम् ॥ भक्ष्यभोज्यसमायुक्तं नैवेद्यं प्रतिगृह्यताम् । नैवेद्यम् ॥ आचमनीयम् ॥ मलयाचलसंभूतं कर्पूरेण समन्वितम् ॥ करोद्वर्तनकं चारु गृह्यतां जगतःपते । करोद्वर्तनम् ॥ इदं फलं मया देवि० । फलम् ॥ पूगीफलं महद्दिव्यं० तांबूलम् ॥ हिरण्यगर्भ० ॥ दक्षिणाम् ॥ वज्रमाणिक्यवैदूर्यमुक्ताविद्रुममंडितम् ॥ पुष्परागसमायुक्तं भूषणं प्रतिगृह्यताम् । भूषणम् ॥ चंद्रादित्यौ च धरणी विद्युदग्निस्त्वमेव च । त्वमेव सर्वज्योतींषि आर्तिक्यं प्रतिगृह्यताम् । नीराजनम् ॥ अथ नामपूजा ॥ उमायै० गौर्यै० पार्वत्यै० जगद्धात्र्यै० जगत्प्रतिष्ठायै० शांतिरूपिण्यै० हराय० महेश्वराय० शंभवे० शूलपाणये० पिनाकधृषे० शिवाय० पशुपतये० महादेवाय० ॥ पुष्पांजलिम् ॥ यानि कानि च पापानि ब्रह्महत्यासमानि च । तानि सर्वाणि नश्यंतु प्रदक्षिणपदे पदे ॥ प्रदक्षिणाम् ॥ अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ॥ तस्मात्कारुण्यभावेन क्षमस्व परमेश्वरि । नमस्कारम् ॥ पुत्रान्देहि धनं देहि सौभाग्यं देहि सुव्रते । अन्यांश्च सर्वकामांश्च देहि देवि नमोऽस्तु ते ॥ इति प्रार्थना ॥ ततो वैणवादिपात्रस्थानि सौभाग्यद्रव्यसहितानि वायनानि दद्यात् । अन्नं सुवर्णपात्रस्थं सवस्त्रफलदक्षिणम् ॥ वायनं गौरि विप्राय ददामि प्रीतये तव ॥ सौभाग्यारोग्यकामाय सर्वसंपत्समृद्धये ॥ गौरिगौरीशतुष्ट्यर्थं वायनं ते ददाम्यहम् ॥ इति मन्त्राभ्यां वायनम् ॥ इति पूजा ॥

'देवद्रुमरसो०' હે ભવાનિ ! કલ્પવૃક્ષના રસથી ઉત્પન્ન થયેલ અને કૃષ્ણાગુરુ સહિત ધૂપ મેં તૈયાર કર્યો છે, તે ગ્રહણ કરો. આ મંત્ર ભણીને ધૂપ કરવો. 'त्वं ज्योतिः' આપ સર્વ દેવમાં જ્યોતિરૂપ છો, ઉત્તમ તેજ છો, પરમ ધામ અને આત્મરૂપ છો. આ દીવાનું ગ્રહણ કરો. આ મંત્ર ભણીને દીપ કરવો. 'अन्नं चतुर्विधं०' છ રસવાળું ભક્ષ્ય ભોજ્ય સહિત અને સ્વાદિષ્ઠ અન્ન આપને નિવેદન કરું છું, તે ગ્રહણ કરો. એ મંત્રથી નૈવેદ્ય તથા આચમનીય આપવું. હે જગત્પતે ! મલય પર્વતમાં ઉત્પન્ન થએલ અને કપૂર સહિત કરોદ્વર્તનનું ગ્રહણ કરો એમ કહી કરોદ્વર્તન કરવું. 'इदं फलं मया देवि' એ મંત્રવડે ફલ, 'पूगीफलं महद्दिव्यं' એ મંત્રવડે તાંબૂલ, 'हिरण्यगर्भगर्भस्थं' એ મંત્રવડે દક્ષિણા, હીરા, વૈદૂર્ય, મોતી, પરવાલાં અને પોખરાજવડે જડેલા અલંકારનું ગ્રહણ કરો. ચંદ્ર, સૂર્ય, પૃથિવી, વિજળી, અગ્નિ અને સઘળાં તેજરૂપ આપ છો, આ આરતીનું ગ્રહણ કરો, એ મંત્રથી આરતી કરવી. નામપૂજા–'उमायै नमः' આ મંત્રથી આરંભી 'महादेवाय नमः' ત્યાં સુધી નામપૂજા કરવી. પછી પુષ્પાંજલિ કરી, 'यानि कानि' બ્રહ્મહત્યા જેવાં જે કાંઇ પાપ કર્યાં હોય તે સઘળાં મારાં પાપ પ્રદક્ષિણા કરતાં પગલે પગલે નાશ પામો, એ મંત્ર ભણી પ્રદક્ષિણા કરવી. 'अन्यथा शरणं०' હે પરમેશ્વરિ ! મારું આપજ શરણ છો, બીજું કાંઇ નથી, માટે કૃપા કરી અપરાધ ક્ષમા કરો. એ મંત્ર ભણીને નમસ્કાર કરવો. હે સુવ્રતે ! હે દેવ ! 'पुत्रान् देहि०' પુત્ર આપો, ધન આપો, સૌભાગ્ય આપો અને બીજા પણ સર્વ મનોરથ પૂર્ણ કરો. હું આપને નમસ્કાર કરું છું. આ મંત્ર ભણીને પ્રાર્થના. પછી વાંસ વગેરેનાં પાત્રમાં સૌભાગ્ય દ્રવ્ય રાખી વાયન આપવાં. તેના મંત્રો–'अन्नं सुवर्ण० सौभाग्या०' હે ગૌરિ ! આપની પ્રસન્નતા માટે અન્ન, વસ્ત્ર, ફળ અને દક્ષિણા સહિત સોનાનું પાત્રરૂપ વાયન બ્રાહ્મણને આપું છું. સૌભાગ્ય માટે, આરોગ્ય માટે, સર્વ કામના માટે, સર્વ સંપત્તિ માટે અને શંકર તથા ગૌરીની પ્રીતિ માટે આપને વાયન આપું છું, એ પ્રકારે પૂજા કરવી.

## હરિતાલિકાવ્રતની કથા

अथ कथा ॥ सूत उवाच–मंदारमालाकुलितालकायै कपालमालांकितशेखराय । दिव्यांबरायै च दिगंबराय नमः शिवायै च नमः शिवाय ॥ १ ॥ कैलासशिखरे रम्ये गौरी पृच्छति शंकरम् । गुह्याद्गुह्यतरं गुह्यं कथयस्व महेश्वर ॥२॥ सर्वस्वं सर्वधर्माणामल्पायासं महत्फलम् । प्रसन्नोऽसि यदा नाथ तथ्यं ब्रूहि ममाग्रतः ॥३॥ केन त्वं हि मया प्राप्तस्तपोदानव्रतादिना । अनादिमध्यनिधनो भर्ता चैव जगत्प्रभुः ॥ ४ ॥ ईश्वर उवाच–शृणु देवि प्रवक्ष्यामि तवाग्रे व्रतमुत्तमम् । यद्गोप्यं मम सर्वस्वं कथयामि तव प्रिये ॥ ५ ॥ यथा चोडुगणे चन्द्रो ग्रहाणां भानुरेव च । वर्णानां च यथा विप्रो देवानां विष्णुरेव च ॥ ६ ॥ नदीनां च यथा गंगा पुराणानां च भारतम् । वेदानां च यथा साम इंद्रियाणां

मनो यथा ॥ ७ ॥ पुराणवेदसर्वस्वमागमेन यथोदितम् । एकाग्रेण शृणुष्वैतद्यथा दृष्टं पुरातनम् ॥ ८ ॥ येन व्रतप्रभावेण प्राप्तमर्धासनं मम । तत्सर्वं कथयिष्येऽहं त्वं मम प्रेयसी यतः ॥ ९ ॥ भाद्रे मासि सिते पक्षे तृतीया हस्तसंयुता । तदनुष्ठानमात्रेण सर्वपापैः प्रमुच्यते ॥ १० ॥ शृणु देवि त्वया पूर्वं यद्व्रतं चरितं महत् । तत्सर्वं कथयिष्यामि यथावृत्तं हिमालये ॥ ११ ॥ पार्वत्युवाच–कथं कृतं मया नाथं व्रतानामुत्तमं व्रतम् । तत्सर्वं श्रोतुमिच्छामि त्वत्सकाशान्महेश्वर ॥ १२ ॥

સૂત બોલ્યા–પાર્વતીજી કે જેના ચોટલામાં મંદારની માળા ગુંથેલ છે અને જેમણે દિવ્ય વસ્ત્ર પહેરેલાં છે, તેને તથા કપાલની માળા સહિત મુકુટવાળા અને દિગંબર એવા શંકરને નમસ્કાર કરું છું.[૧] કૈલાસ પર્વતનાં રમણીય શિખર ઉપર પાર્વતીજી મહાદેવજીને પૂછવા લાગ્યાં કે, હે મહેશ્વર ! સર્વ ધર્મના સારરૂપ, થોડા પ્રયાસવાળું અને મોટાં ફલને આપનારું જે અત્યંત ગુપ્ત વ્રત હોય, તે મને કહો. હે નાથ ! જો આપ પ્રસન્ન થયા હો તો સત્ય બોલજો કે, મારા કયા વ્રતથી, તપથી, કે દાનથી આદિ, અંત અને મધ્ય રહિત તથા જગતના પતિ આપ મારા પતિ થયા છો ![૨–૪] મહાદેવજી બોલ્યા–હે દેવિ ! હે પ્રિયે ! જે વ્રત ઉત્તમ ગુપ્ત રાખવા જેવું અને મારું સર્વસ્વ છે, તે હું તમારી આગળ કહું છું તે તમે સાંભળો.[૫] જેમ નક્ષત્રમાં ચંદ્ર, ગ્રહોમાં સૂર્ય, વર્ણોમાં બ્રાહ્મણ, દેવોમાં વિષ્ણુ,[૬] નદીઓમાં ગંગા, પુરાણોમાં ભારત, વેદોમાં સામવેદ અને ઇંદ્રિયોમાં મન શ્રેષ્ઠ છે, તેમ સર્વ વ્રતોમાં આ વ્રત શ્રેષ્ઠ છે.[૭] હે દેવિ ! તમે મને બહુ પ્રિય છો માટે પુરાણ, વેદ તથા શાસ્ત્રોનું જે રહસ્ય છે અને જે વ્રતના પ્રભાવથી મારું અર્ધ શરીર તમને મળેલ છે, તે પ્રાચીન વ્રત હું કહું છું તે સાવધાન થઇ તમે સાંભળો.[૮–૯] ભાદરવા માસની શુક્લ ત્રીજ કે જે હસ્ત નક્ષત્ર યુક્ત હોય તે દિવસે આ વ્રત કરવા માત્રથી સર્વ પાપ દૂર થાય છે.[૧૦] હે દેવિ ! પૂર્વે તમે જે મોટું વ્રત કરેલું છે, અને હિમાલય પર્વતમાં જે વૃત્તાંત થયેલ છે, તે સઘળું કહું છું તે સાંભળો.[૧૧] પાર્વતીજી પૂછે છે–હે નાથ ! હે મહેશ્વર ! સર્વ વ્રતમાં ઉત્તમ વ્રત મેં કેવી રીતે કર્યું હતું, તે સર્વ આપની પાસેથી સાંભળવા ઇચ્છું છું.[૧૨]

शिव उवाच–अस्ति तत्र महान् दिव्यो हिमवान्नग उत्तमः । नानाभूमिसमाकीर्णो नानाद्रुमसमाकुलः ॥ १३ ॥ नानापक्षिसमायुक्तो नानामृगविचित्रकः । यत्र देवाः सगंधर्वाः सिद्धचारणगुह्यकाः ॥ १४ ॥ विचरंति सदा हृष्टा गंधर्वा गीततत्पराः । स्फाटिकैः कांचनैः शृंगैर्मणिवैदूर्यभूषितैः ॥ १५ ॥ भुजैर्लिखन्निवाकाशं सुहृदो मंदिरं यथा । हिमेन पूरितो नित्यं गंगाध्वनिविनादितः ॥ १६ ॥ पार्वति त्वं यथा बाल्ये परमाचरतीः तपः । अब्दद्वादशकं देवि धूम्रपानमधोमुखी ॥ १७ ॥ संवत्सरचतुःषष्टिं पक्वपर्णाशनं कृतम् । माघमासे जले मग्ना वैशाखे चाग्निसेविनी ॥ १८ ॥ श्रावणे च बहिर्वासा अन्नपानविवर्जिता । दृष्ट्वा तातेन तत्कष्टं चिंतया दुःखितोऽभवत् ॥ १९ ॥ कस्मै देया मया कन्या एवं चिंतातुरोऽभवत् । तदैवांबरतः प्राप्तो ब्रह्मपुत्रस्तु धर्मवित् ॥ २० ॥ नारदो मुनिशार्दूलः शैलपुत्रीदिदृक्षया । दत्त्वाऽर्घ्यं विष्टरं पाद्यं नारदं प्रोक्तवान् गिरिः ॥ २१ ॥ हिमवानुवाच–किमर्थमागतः स्वामिन् वदस्व मुनिसत्तम ॥ महाभाग्येन सम्प्राप्तं त्वदागमनमुत्तमम् ॥ २२ ॥

શંકર કહે છે–મોટો, ઉત્તમ અને દિવ્ય હિમાલય પર્વત છે, તેમાં અનેક અતિ મનોહર સ્થળો છે, અનેક પ્રકારનાં વૃક્ષોથી તે ભરપૂર છે.[૧૩] નાના પ્રકારનાં તેમાં પક્ષીઓ વસે છે, નાના પ્રકારનાં પશુઓથી તે શોભી રહ્યો છે. એ પર્વતમાં દેવ, ગંધર્વ, સિદ્ધ, ચારણ અને ગુહ્યક નિરંતર પ્રસન્ન થઇ ગાય છે અને વિહાર કરે છે. એ પર્વતનાં સ્ફાટિકમણિનાં, સુવર્ણનાં અને વૈદૂર્યમણિનાં શોભતાં શિખરો મિત્રો જેમ મંદિરને હાથવડે આલેખે તેમ આકાશને આલેખતાં દેખાય છે. એ પર્વત હિમથી ચીકાર ભર્યો છે. એમાં નિરંતર ગંગાના શબ્દો થયા કરે છે.[૧૪–૧૬] હે પાર્વતી ! બાલપણમાં તમે ઉગ્ર તપ કર્યું હતું. હે દેવિ ! બાર વર્ષ સુધી ધુમાડાનુ પાન કરી ઊંધે માથે તમે રહ્યાં હતાં.[૧૭] ચોસઠ વર્ષ પાકેલાં પાંદડાં ખાઇ રહ્યાં હતાં; શીતકાળમાં જલમાં રહેતાં; ઉષ્ણકાળમાં અગ્નિ પાસે રહેતાં;[૧૮] ચોમાસામાં ખુલ્લી જગ્યામાં રહેતાં; અને ખાવું પીવું છોડી દીધું હતું. એ પ્રકારનું ઉગ્ર તપ જોઇ કચવાએલા તમારા પિતા વિચાર કરવા લાગ્યા કે,[૧૯] 'મારે આ કન્યા કોને આપવી ?' એમ વિચાર કરે છે, તેટલામાં ધર્મજ્ઞ અને મુનિમાં શ્રેષ્ઠ બ્રહ્માના પુત્ર નારદજી તમારાં દર્શન માટે આકાશથી ઉતરી ત્યાં આવ્યા. ત્યારે અર્ઘ્ય, આસન અને પાદ્ય દઇ હિમાલય પર્વત નારદજીને કહેવા લાગ્યા;[૨૦–૨૧] હિમાલય કહે છે–હે મુનિશ્રેષ્ઠ ! હે સ્વામિન્ ! કહો કે આપ કેમ પધાર્યો ? મહા પુણ્ય હોય ત્યારે આપનું શુભ આગમન થાય છે.[૨૨]

नारद उवाच–शृणु शैलेन्द्र मद्वाक्यं विष्णुना प्रेषितोऽस्म्यहम् । योग्यं योग्याय दातव्यं कन्यारत्नमिदं त्वया ॥ २३ ॥ वासुदेवसमो नास्ति ब्रह्मविष्णुशिवादिषु । तस्मै देया त्वया कन्या अत्रार्थे संमतं मम ॥ २४ ॥ हिमवानुवाच–वासुदेवः स्वयं देवः कन्यां प्रार्थयते यदि । तदा मया प्रदातव्या त्वदागमनगौरवात् ॥ २५ ॥ इत्येवं गदितं श्रुत्वा नभस्यंतर्दधे मुनिः । ययौ पीतांबरधरं शंखचक्रगदाधरम् ॥ २६ ॥ कृतांजलिपुटो भूत्वा मुनींद्रस्तमभाषत ॥ नारद उवाच–शृणु देव भवत्कार्यं विवाहो निश्चितस्तव ॥ २७ ॥ हिमवांस्तु तदा गौरीमुवाच वचनं मुदा । दत्तासि

त्वं मया पुत्रि देवाय गरुडध्वजे ॥ २८ ॥ श्रुत्वा वाक्यं पितुर्देवी गता सा सखिमंदिरम् ॥ भूमौ पतित्वा सा तत्र विललापातिदुःखिता ॥ २९ ॥ विलपन्तीं तदा दृष्ट्वा सखी वचनमब्रवीत् ॥ सख्युवाच–किमर्थं दुःखिता देवि कथयस्व ममाग्रतः ॥ ३० ॥ यद्वरेर्त्स्याभिलषितं करिष्येऽहं न संशयः।

નારદ કહે છે–હે પર્વતરાજ! હું કહું તે સાંભળો. મને વિષ્ણુએ મોકલેલ છે. આ તમારી રત્ન સમાન ઉત્તમ કન્યા યોગ્ય વરને આપવી ઉચિત છે.[૨૩] બ્રહ્મા, વિષ્ણુ અને શંકરમાં વાસુદેવ જેવો કોઈ નથી, માટે વિષ્ણુને કન્યા આપવી, એમાં હું પણ સંમતિ આપું છું.[૨૪] હિમાલય કહે છે–જો વાસુદેવ ભગવાન્ પોતે માગણી કરે છે અને તે માગું લઈ આપ પધાર્યા છો તો હું કન્યા તેને આપીશ.[૨૫] એવાં હિમાલયનાં વચનો સાંભળી નારદજી આકાશ તરફ અદૃશ્ય થઈ ગયા અને શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા તથા પીળાં વસ્ત્ર પહેરનારા વાસુદેવની પાસે ગયા અને હાથ જોડી કહેવા લાગ્યા; "ભગવન્! આપનું કાર્ય સિદ્ધ થયું છે; કારણ કે આપના વિવાહનો નિશ્ચય થયો છે."[૨૬–૨૭] હવે નારદ ગયા પછી હિમાલયે હર્ષથી 'હે પુત્રિ! તારો સંબંધ વાસુદેવની સાથે કરેલ છે' એમ પાર્વતીને કહ્યું.[૨૮] તે પ્રમાણેનાં પિતાનાં વચન સાંભળી પાર્વતી બેનપણીને ઘેર ગયાં અને ત્યાં જઈ પૃથ્વીમાં લોટી પડ્યાં તથા દુઃખથી વિલાપ કરવા લાગ્યાં.[૨૯] તે જોઈ સખી કહેવા લાગી, હે દેવિ! તમે કેમ વિલાપ કરો છો, તે મને કહો.[૩૦] જેમ તમારું ભલું થશે તેમ હું કરીશ, એમાં સંશય નથી.

पार्वत्युवाच–सखि शृणु मम प्रीत्या मनोभिलषितं मम ॥ ३१ ॥ महादेवं च भर्तारं करिष्येऽहं न संशयः। एतन्मे चिंतितं कार्यं तातेन कृतमन्यथा ॥ ३२ ॥ तस्माद्देहपरित्यागं करिष्येऽहं सखि प्रिये । पार्वत्या वचनं श्रुत्वा सखी वचनमब्रवीत् ॥ ३३ ॥ सख्युवाच–पिता यत्र न जानाति गमिष्यावो हि तद्वनम् । इत्येवं संमतं कृत्वा नीतासि त्वं महद्वनम् ॥ ३४ ॥ पिता निरीक्षयामास हिमवांस्तु गृहे गृहे । केन नीताऽस्ति मे पुत्री देवदानवकिन्नरैः ॥ ३५ ॥ नारदाग्रे कृतं सत्यं किं दास्ये गरुडध्वजे । इत्येवं चिंतयाऽऽविष्टो मूर्च्छितो निपपात ह ॥ ३६ ॥ हाहाकृत्वा प्रधावंति लोकास्ते गिरिपुंगवम् ॥ ऊचुर्गिरिवरं सर्वे मूर्च्छाहेतुं गिरे वद ॥ ३७ ॥

પાર્વતી બોલ્યાં–સખિ! જે મારા મનમાં છે તે હું તને કહું છું તે સાંભળ.[૩૧] હું મહાદેવજીને પતિ કરીશ, એમાં સંદેહ નથી. પણ મારા પિતાએ તો તેથી ઉલટું કરી નાખ્યું છે તેથી હે પ્રિય સખિ! હું દેહનો ત્યાગ કરીશ. એવાં પાર્વતીનાં વચન સાંભળી સખી કહેવા લાગી;[૩૨–૩૩] "હે દેવિ! પિતાજી ન જાણે તેવા વનમાં આપણે ચાલ્યાં જઈશું." એ પ્રકારનો સંકેત કરી, હે પાર્વતી! તે સખી તમને મોટાં વનમાં લઈ ગઈ.[૩૪] પછી પિતા હિમાલયે ઘેર ઘેર ગોત કરવા માંડી અને વિચાર કરવા લાગ્યા કે, 'દેવ, દૈત્ય કે કિન્નર કોણ મારી પુત્રીને લઈ ગયું હશે?[૩૫] હું તો નારદજી પાસે કબૂલ થયો છું તો હવે ભગવાન્ વિષ્ણુને શું આપીશ?' એ પ્રકારની ચિંતાથી મૂર્છા આવવાના સબબથી તે પડી ગયા.[૩૬] તે જોઈ સઘળા હાહાકાર કરતા તેની પાસે દોડી આવ્યા અને પૂછવા લાગ્યા કે 'હે પર્વતરાજ! આપ કેમ મૂર્છાગત થયા?'[૩૭]

गिरिरुवाच– दुःखस्य हेतुं शृणुत कन्यारत्नं हृतं मम । दृष्टा वा कालसर्पेण सिंहव्याघ्रेण वा हता ॥ ३८ ॥ न जाने क्व गता पुत्री केन दुष्टेन वा हृता । चकंपे शोकसंतप्तो वातेनैव महातरुः ॥ ३९ ॥ गिरिर्विनाद्वनं यातस्त्वदालोकनकारणात् । सिंहव्याघ्रैश्च भल्लैश्च रोहिभिश्च महाघनम् ॥ ४० ॥ त्वं चापि विपिने घोरे व्रजन्ती सखिभिः सह ॥ तत्र दृष्ट्वा नदीं रम्यां तत्तीरे च महागुहाम् ॥ ४१ ॥ तां प्रविश्य सखीसार्द्धमन्नभोगविवर्जिता । संस्थाप्य वालुकालिङ्गं पार्वत्या सहितं मम ॥ ४२ ॥ भाद्रशुक्लतृतीयायामर्चयन्ती तु हस्तभे । तत्र वाद्येन गीतेन रात्रौ जागरणं कृतम् ॥ ४३ ॥ व्रतराजप्रभावेण आसनं चलितं मम। संप्राप्तोऽहं तदा तत्र यत्र त्वं सखिभिः सह ॥ ४४ ॥ प्रसन्नोऽस्मि मया प्रोक्तं वरं ब्रूहि वरानने ॥ पार्वत्युवाच–यदि देव प्रसन्नोऽसि भर्ता भव महेश्वर ॥ ४५ ॥ तथेत्युक्त्वा तु संप्राप्तः कैलासं पुनरेव च। ततः प्रभाते संप्राप्ते नद्यां कृत्वा विसर्जनम् ॥ ४६ ॥ पारणं तु कृतं तत्र सख्या सार्द्धं त्वया शुभे । हिमवानपि तं देशमाजगाम घनं वनम् ॥ ४७ ॥ चतुराशा निरीक्षंस्तु विह्वलः पतितो भुवि। दृष्ट्वा तत्र नदीतीरे प्रसुप्तं कन्यकाद्वयम् ॥ ४८ ॥ उत्थाप्योत्संगमारोप्य रोदनं कृतवान् गिरिः । सिंहव्याघ्रादिभल्लूकैर्वने दुष्टे कुतः स्थिता ॥ ४९ ॥ पार्वत्युवाच–शृणु तात मया ज्ञातं त्वं दास्यसीश्वराय माम् । तदन्यथा कृतं तात तेनाहं वनमागता ॥ ५० ॥ ददासि तात यदि मामीश्वराय तदा गृहम्। आगमिष्यामि नैवं चेदिह स्थास्यामि निश्चितम् ॥ ५१ ॥

હિમાલય કહે છે–અરે, મારા દુઃખનું કારણ સાંભળો. મારી કન્યા હરાઈ ગઈ છે. તો તેને શું સર્પ કરડ્યો, સિંહે કે દીપડાએ મારી નાખી; વા કોઈ દુષ્ટ મારી પુત્રીને હરી ગયો, તે જણાવવામાં આવતું નથી. હે પાર્વતી! વાયુથી મોટા વૃક્ષની પેઠે શોકથી હિમાલય કાંપવા લાગ્યો;[૩૮–૩૯] અને તમને શોધવા માટે સિંહ, વાઘ, રીંછ અને રોઝવડે મહાભયંકર એવા પ્રત્યેક વનમાં ભટકવા લાગ્યો.[૪૦] તમે પણ સખીઓની સાથે ઘોર વનમાં ચાલ્યાં જતાં હતાં ત્યાં એક સુંદર નદી જોવામાં આવી. તેના કિનારા ઉપર

१ चतुर्थ्यर्थे सप्तमी । आर्षा चतुर्थीयम् । २ आर्षः सन्धिः ।

મોટી ગુફા હતી.[૪૧] તેમાં જઈ પાર્વતી સહિત મારું રેતીનું લિંગ કરી સખીની સાથે તમે ભોજન કર્યા વગર પૂજવા લાગ્યાં.[૪૨] તે દિવસે ભાદરવા માસની શુક્લ તૃતીયા અને હસ્ત નક્ષત્ર હતું. તે દિવસે વાજિંત્ર તથા ગીત વગેરેથી મારું પૂજન કર્યું તથા રાત્રે જાગરણ કર્યું; તેથી મારું વ્રત થયું.[૪૩] તે વ્રતના પ્રભાવથી મારું આસન ચલાયમાન થયું, તેથી સખીની સાથે જ્યાં તમે હતાં ત્યાં હું આવ્યો.[૪૪] અને 'હે વરાનને! હું પ્રસન્ન થયો છું તમે વરદાન માગો' એમ કહ્યું, પાર્વતીજી બોલ્યાં:– હે મહેશ્વર! હે દેવ! તમે જો પ્રસન્ન થયા હો તો તમે મારા પતિ થાઓ.[૪૫] તે વાત કબુલ કરી હું પાછો કૈલાસમાં આવ્યો. હે દેવિ! પછી પ્રાતઃકાલ થયો ત્યારે નદીમાં સ્નાન કરી દેવનું વિસર્જન કરી, તમે સખીની સાથે પારણું કર્યું. હિમાલય પણ ભયંકર વન અને ચારે દિશાઓ જોતો જોતો વિહ્વલતાથી પૃથ્વીમાં પડતો પડતો ત્યાં આવ્યો. ત્યાં નદીના તીર ઉપર સુતેલી બે કન્યાઓ તેના જોવામાં આવી.[૪૬-૪૮] તેને જગાડી પોતાના ખોળામાં બેસાડી રડતાં રડતાં કહેવા લાગ્યો કે, જેમાં સિંહ, વાઘ અને રીંછો રહે એવાં આ ભયંકર વનમાં તમે કેમ રહ્યાં?[૪૯] પાર્વતી બોલ્યાં–હે તાત! સાંભળો. તમે મને મહાદેવને આપશો એમ હું જાણતી હતી, પણ તમે તેથી ઉલટું કર્યું તેથી હું વનમાં આવી છું.[૫૦] હે તાત! હવે જો તમે મને મહાદેવજીને આપો તો ઘેર આવું, નહીં તો આ વનમાં જ રહેવું એ મારો નિશ્ચય છે.[૫૧]

तथेत्युक्त्वा हिमवता नीतासि त्वं गृहं प्रति । पश्चाद्दत्ता त्वमस्माकं कृत्वा वैवाहिकीं क्रियाम् ॥ ५२ ॥ तेन व्रतप्रभावेण सौभाग्यं साधितं त्वया । अद्यापि व्रतराजस्तु न कस्यापि निवेदितः ॥५३॥ नामास्य व्रतराजस्य शृणु देवि यथाभवत् ॥ अलिभिर्हरिता यस्मात्तस्मात्सा हरितालिका ॥ ५४ ॥ देव्युवाच– नामेदं कथितं देव विधिं वद मम प्रभो ॥ किं पुण्यं किं फलं चास्य केन च क्रियते व्रतम् ॥ ५५ ॥ ईश्वर उवाच–शृणु देवि विधिं वक्ष्ये नारी सौभाग्यहेतुकम् । करिष्यति प्रयत्नेन यदि सौभाग्यमिच्छति ॥ ५६ ॥ तोरणादि प्रकर्तव्यं कदलीस्तंभमंडितम् । आच्छाद्य पट्टवस्त्रैस्तु नानावर्णविचित्रितैः ॥ ५७ ॥ चंदनेन सुगंधेन लेपयेद्गृहमंडपम् । शंखभेरीमृदंगैस्तु कारयेद्बहुनिःस्वनान् ॥ ५८ ॥ नानामंगलगीतं च कर्तव्यं मम सद्मनि । स्थापयेद्वालुकालिङ्गं पार्वत्या सहितं मम ॥ ५९ ॥ पूजयेद्बहुपुष्पैश्च गंधधूपादिभिर्नवैः । नानाप्रकारैर्नैवेद्यैः पूजयेज्जागरं चरेत् ॥ ६० ॥ नारीकेरैः पूगफलैर्जंबीरैर्बकुलैस्तथा । बीजपूरैः सनारिंगैः फलैश्चान्यैश्च भूरिशः ॥६१॥ ऋतुकालोद्भवैर्भूरिप्रकारैः कंदमूलकैः । ॐ नमः शिवाय शांताय पंचवक्त्राय शूलिने ॥ ६२ ॥ नंदिभृंगिमहाकालगणयुक्ताय शंभवे । शिवायै हरकांतायै प्रकृत्यै सृष्टिहेतवे ॥ ६३ ॥ शिवायै सर्वमांगल्ये शिवरूपे जगन्मये । शिवे कल्याणदे नित्ये शिवरूपे नमोऽस्तु ते ॥ ६४ ॥ शिवरूपे नमस्तुभ्यं शिवायै सततं नमः । नमस्ते ब्रह्मचारिण्यै जगद्धात्र्यै नमो नमः ॥ ६५ ॥ संसारभयसंतापात्त्राहि मां सिंहवाहिनि । येन कामेन देवि त्वं पूजितासि महेश्वरि ॥ ६६ ॥ राज्यसौभाग्यसंपत्तिं देहि मह्यं च पार्वति ॥ मन्त्रेणानेन देवि त्वां पूजयित्वा मया सह ॥६७॥

પછી તે વાતની કબુલાત આપી હિમાલય તમને ઘેર તેડી ગયો અને પછીથી મારી સાથે તમારો વિવાહ કર્યો.[૫૨] હે દેવિ! તે હરિતાલિકાવ્રતના પ્રભાવથી તમને આટલું સૌભાગ્ય મળેલ છે. આ ઉત્તમ વ્રત આજ સુધી કોઈને પણ મેં કહેલ નથી.[૫૩] આ વ્રતનું નામ આલિ (સખી) વડે હરિતા (હરણ કરાઈ) તેથી હરિતાલિકા પડેલું છે.[૫૪]* પાર્વતીજી બોલ્યાં–હે દેવ! આપે વ્રતનું નામ કહ્યું. હવે તેનો પ્રકાર કહો. તેથી થતું પુણ્ય, ફલ અને તે વ્રત કોણે કરવું, તે પણ કહો.[૫૫] મહાદેવજી બોલ્યા–હે દેવિ! સાંભળો. વ્રતનો પ્રકાર કહું છું કે, જેથી સ્ત્રીનું સૌભાગ્ય વધે છે. જો સૌભાગ્યની ઈચ્છા હોય તો આ વ્રત પ્રયત્નપૂર્વક કરવું.[૫૬] તોરણ વગેરે બંધાવવાં, કેળના સ્તંભો ખોદાવી શોભા કરવી, જૂદા જૂદા રંગનાં વસ્ત્રો બાંધવાં,[૫૭] સુગંધિ ચંદનવડે ઘરનો મંડપ લીપવો, શંખ, નગારાં અને ઢોલ વગડાવવાં,[૫૮] મારાં મંદિરને વિશે નાના પ્રકારનાં મંગલ ગીત ગાવાં, મારાં રેતીવડે બનાવેલાં લિંગની પાર્વતી સહિત સ્થાપના કરવી.[૫૯] નવાં નવાં ચંદન, પુષ્પ અને ધૂપવડે મારી પૂજા કરવી, નાના પ્રકારનાં નૈવેદ્ય ધરવાં, જાગરણ કરવું;[૬૦] નાળિયેર, સોપારી, લીંબુ, બોલસરીનાં ફૂલ, બીજોરાં, નારંગી અને બીજાં પણ તે ઋતુમાં થયેલાં ફલ તથા નાના પ્રકારનાં કંદ અને મૂલ ધરવાં. અને પ્રાર્થના કરવી કે;–શિવ કે જે શાંત, પાંચ મુખવાળા, શૂલને ધારણ કરવાવાળા, નંદી ભૃંગી અને મહાકાલ નામના ગણ સહિત છે, તેને નમસ્કાર કરું છું. પાર્વતીજી કે જે મહાદેવજીનાં પ્રિયા છે, પ્રકૃતિરૂપ છે, સૃષ્ટિનાં હેતુ છે, કલ્યાણકારક છે, જગતરૂપ છે અને કલ્યાણ આપનારાં છે તેને હું નમસ્કાર કરું છું. હે દેવિ! શિવસ્વરૂપ આપને નમસ્કાર કરું છું. આપ બ્રહ્મચારિણીને નમસ્કાર કરું છું અને જગન્માતાને નમસ્કાર કરું છું.[૬૧-૬૫] હે સિંહના વાહનવાળી! સંસારના ભયના સંતાપથી મારી રક્ષા કરો. 'હે દેવિ! હે મહેશ્વરિ! હે અંબ! હે પાર્વતિ! જે ઈચ્છાથી મેં આપનું પૂજન કર્યું છે, તે રાજ્ય, સૌભાગ્ય અને સંપત્તિની મારી ઇચ્છા પૂર્ણ કરો.' એ મંત્રથી તમારું તથા મારું પૂજન કરવું.[૬૬-૬૭]

* પાર્વતીને તેની સખી વનમાં લઈ ગઈ હતી, તેથી આ વ્રતનું નામ હરિતાલિકા પડ્યું છે.

कथां श्रुत्वा विधानेन दद्यादन्नं च भूरिशः। ब्राह्मणेभ्यो यथाशक्ति देया वस्त्रहिरण्यगाः ॥ ६८ ॥ अन्येषां भूयसी देया स्त्रीणां वै भूषणादिकम् ॥ भर्त्रा सह कथां श्रुत्वा भक्तियुक्तेन चेतसा ॥ ६९ ॥ कृत्वा व्रतेश्वरं देवि सर्वपापैः प्रमुच्यते । सप्तजन्म भवेद्राज्यं सौभाग्यं चैव वर्द्धते ॥७०॥ तृतीयायां तु या नारी आहारं कुरुते यदि ॥ सप्तजन्म भवेद्वंध्या वैधव्यं जन्मजन्मनि ॥ ७१ ॥ दारिद्र्यं पुत्रशोकं च कर्कशा दुःखभागिनी । पच्यते नरके घोरे नोपवासं करोति या ॥ ७२ ॥ राजते कांचने ताम्रे वैणवे वाऽथ मृन्मये । भाजने विन्यसेदन्नं सवस्त्रफलदक्षिणम् ॥ दानं च द्विजवर्याय दद्यादंते च पारणा ॥ ७३ ॥ एवं विधिं या कुरुते च नारी त्वया समाना रमते च भर्त्रा। भोगाननेकान् भुवि भुञ्जमाना सायुज्यमंते लभते हरेण ॥ ७४ ॥ अश्वमेधसहस्राणि वाजपेयशतानि च । कथाश्रवणमात्रेण तत्फलं प्राप्यते नरैः ॥ ७५ ॥ एतत्ते कथितं देवि तवाग्रे व्रतमुत्तमम् । कोटियज्ञकृतं पुण्यमस्यानुष्ठानमात्रतः ॥७६॥ इति श्रीभविष्योत्तरपुराणे हरगौरीसंवादे हरितालिकाव्रतकथा संपूर्णा ॥

સાવધાન થઇ કથા સાંભળવી. બ્રાહ્મણોને ઘણું અન્ન તથા યથાશક્તિ વસ્ત્ર, ગાય, અને સુવર્ણ આપવું.[૬૮] બીજાને ભૂયસી દક્ષિણા આપવી, અને સ્ત્રીઓને અલંકાર વગેરે આપવાં. હે દેવિ ! જે સ્ત્રી આ વ્રત કરી સ્થિર ચિત્ત રાખી, પતિ સહિત ભક્તિથી કથા સાંભળે છે, તે સર્વ પાપથી મુક્ત થાય છે. સાત જન્મ સુધી રાજ્ય ભોગવે છે અને તેનું સૌભાગ્ય ઘણું વધે છે.[૬૯–૭૦] જે સ્ત્રી આ ત્રીજને દિવસે ભોજન કરે છે અને ઉપવાસ કરતી નથી તે સાત જન્મ સુધી વાંઝણી થાય છે અને ભવોભવ વિધવા થાય છે.[૭૧] ધનહીન થાય છે, કઠોર ચિત્તવાળી થાય છે, અભાગણી થાય છે અને ઘોર નરકમાં સડે છે.[૭૨] સોનાનાં, રૂપાનાં, ત્રાંબાનાં, વાંસનાં અથવા માટીનાં પાત્રમાં અન્ન, વસ્ત્ર, ફલ અને દક્ષિણા રાખી બ્રાહ્મણને આપવાં. વ્રત પૂરું થયા પછી પારણું કરવું.[૭૩] એ પ્રકારે જે સ્ત્રી વ્રત કરે છે, તે તમારા જેવી થાય છે અને પૃથ્વીમાં પોતાના સ્વામી સાથે અનેક ભોગ ભોગવી અંતે મારી ગતિને પ્રાપ્ત થાય છે.[૭૪] મનુષ્ય, આ કથા સાંભળવાથી જ હજારો અશ્વમેધ યજ્ઞોનું અને સેંકડો વાજપેય યજ્ઞો કરવાનું ફળ મેળવે છે.[૭૫] હે દેવિ ! આ ઉત્તમ વ્રત મેં તમને કહી સંભળાવ્યું, કે જે વ્રત કરવાથી કરોડો યજ્ઞોનું ફળ મળે છે.[૭૬]

## હરિતાલિકાવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ पार्वत्युवाच–उद्यापनविधिं ब्रूहि तृतीयायाः सुरेश्वर । भक्तितः श्रोतुमिच्छामि व्रतसंपूर्तिहेतवे ॥ १ ॥ महादेव उवाच–उद्यापनविधिं वक्ष्ये व्रतराजस्य शोभने । यस्यानुष्ठानमात्रेण संपूर्णं हि व्रतं भवेत् ॥ २ ॥ चतुस्तंभं चतुर्द्वारं कदलीस्तंभमंडितम् । घंटिकाचामरयुतं कमलैरुपशोभितम् ॥ ३ ॥ चंदनागुरुकर्पूरैर्लेपितं मंडपं शुभम् ॥ मध्ये वितानं बध्नीयात्पंचवर्णैरलंकृतम् ॥ ४ ॥ तन्मध्ये कारयेत्पद्मं पंचवर्णैः सुशोभनैः । तस्योपरि न्यसेद्व्रीहीन् द्रोणेन परिसंमितान् ॥ ५ ॥ सौवर्णं राजतं ताम्रं कलशं विन्यसेद्बुधः । पंचरत्नानि निक्षिप्य सर्वौषधिसमन्वितम् ॥ ६ ॥ तस्योपरि न्यसेत्पात्रं सौवर्णं राजतं च वा । वृषारूढं महादेवं राजतेन विनिर्मितम् ॥ ७ ॥ सर्वावयवसंयुक्तां गौरीं हेम्ना विनिर्मिताम् । पूजयेत्तत्र गंधाद्यैः पुष्पैर्नानाविधैः शुभैः ॥ ८ ॥

પાર્વતી પૂછે છે–હે સુરેશ્વર ! હરિતાલિકાવ્રતના ઉદ્યાપનનો પ્રકાર કહો. એ વ્રત પૂરું થવા માટે હું ભક્તિથી સાંભળવા ઇચ્છું છું.[૧] મહાદેવજી કહે છે–હે દેવિ ! હરિતાલિકાવ્રત સર્વ વ્રતોમાં શ્રેષ્ઠ છે. તેનું ઉદ્યાપન કહું છું કે, જે કરવાથી વ્રત સંપૂર્ણ થાય છે.[૨] ચાર થાંભલા ખોદી ચાર બારણાવાળો મંડપ કરાવવો. તેને સર્વ તરફ કેળના સ્તંભો બાંધવા. ઘુઘરીયું, ચામર તથા કમળ બાંધીને શોભા કરવી.[૩] ચંદન, અગરુ અને કપૂરવડે મંડપમાં લેપ કરવો. વચમાં મનોહર પંચરંગી ચંદરવો બાંધવો.[૪] મંડપની વચમાં સુંદર પાંચ રંગવડે કમલ આલેખવું. તેની ઉપર એક દ્રોણ શાળ રાખવી.[૫] તેની ઉપર સોનાનો, રૂપાનો અથવા ત્રાંબાનો કળશ રાખવો. તેમાં પંચરત્ન અને સર્વ જાતની ઔષધિ નાખી તેની ઉપર સોનાનું અથવા રૂપાનું પાત્ર રાખવું. નંદી ઉપર બેસાડેલી મહાદેવની મૂર્તિ રૂપાની કરાવવી.[૬–૭] સઘળા અવયવો સહિત પાર્વતીની મૂર્તિ સોનાની કરાવવી. પછી ચન્દન અને નાના પ્રકારનાં સુંદર પુષ્પોવડે તેની પૂજા કરવી.[૮]

रात्रौ जागरणं कुर्यात्कथावाचनपूर्वकम्। ततः प्रभातसमये कृत्वा स्नानादिकर्म च ॥ ९ ॥ पूर्ववत्पार्चयेद्देवीं पश्चाद्धोमं समाचरेत् । स्वगृह्योक्तविधानेन कृत्वाऽग्निस्थापनं ततः ॥ १० ॥ प्रारभेत ततो होमं नवग्रहपुरःसरम् । तिलांश्च यवसंमिश्रानाज्येन च परिप्लुतान् ॥ ११ ॥ जुहुयादुद्रमन्त्रेण गौरीमन्त्रेण वेदवित् । अष्टोत्तरशतं चापि अष्टाविंशतिमेव वा ॥ १२ ॥ एवं समाप्य होमं तु तत्राचार्यं प्रपूजयेत् । सुवर्णरत्नवासोभिर्गां दद्याच्च यथाविधि ॥१३॥ शय्यां सोपस्करां दद्याचादार्याय प्रयत्नतः । षोडशद्विजयुग्मानि सुपक्वान्नैश्च भोजयेत् ॥ १४ ॥ सौभाग्यद्रव्यवस्त्राणि वंशपात्राणि षोडश । दातव्यानि प्रयत्नेन ब्राह्मणेभ्यो यथाविधि ॥ १५ ॥ अन्येभ्यो द्विजवर्येभ्यो दक्षिणां च प्रयत्नतः। भूयसीं परया भक्त्या प्रदद्याच्छिवतुष्टये ॥ १६ ॥ उद्दिश्य पार्वतीशं च सर्वं कुर्यादतंद्रिता । बंधुभिः सह भुंजीत नियता च परेऽहनि ॥ १७ ॥ एवं या कुरुते नारी व्रतराजं मनोहरम् । सौभाग्यमखिलं तस्याः सप्तजन्म न संशयः ॥ १८ ॥ इति श्रीहरितालिकाव्रतोद्यापनं संपूर्णम् ॥

રાત્રિમાં કથા વંચાવી જાગરણ કરવું. પછી સવારે સ્નાન વગેરે નિત્યકર્મ કરી, પૂર્વની પેઠે દેવીની પૂજા કરવી. પછી પોતાના ગૃહ્યસૂત્રમાં કહ્યા પ્રમાણે અગ્નિની સ્થાપના કરી, યવની સાથે તિલ મેળવી તેમાં ઘી નાખી પ્રથમ નવગ્રહનો હોમ કરવો.[૯-૧૧] પછી રુદ્રના તથા ગૌરીના મંત્રવડે એકસો આઠ વખત અથવા તો અઠ્ઠાવીશ વખત આહુતિ આપવી.[૧૨] એ પ્રમાણે હોમ પૂરો થયા બાદ સુવર્ણ, રત્ન અને કપડાંવડે આચાર્યની પૂજા કરવી, વિધિ પ્રમાણે ગાય આપવી અને સામગ્રી સહિત શય્યા આપવી. પછી સોળ બ્રાહ્મણનાં સ્ત્રી પુરુષનાં જોડાંને સુંદર પકવાન્નોનું ભોજન કરાવવું.[૧૩-૧૪] અને સોળ વાંસનાં પાત્રમાં સૌભાગ્યદ્રવ્ય તથા વસ્ત્રો રાખી યથાયોગ્ય એક એકને એક એક પાત્ર આપી દેવું.[૧૫] મહાદેવને પ્રસન્ન કરવા માટે બીજા બ્રાહ્મણોને પણ ઉત્તમ પ્રકારની ભક્તિથી ભૂયસી દક્ષિણા આપવી.[૧૬] આ સઘળું પાર્વતીપતિ શંકરના ઉદ્દેશથી સાવધાન થઈ કરવું. બીજે દિવસે સગાં સમ્બન્ધીઓની સંગાથે નિયમથી ભોજન કરવું.[૧૭] એ પ્રકારે જે સ્ત્રી આ મોટું વ્રત કરે છે, તેને સાત જન્મ સુધી સૌભાગ્ય મળે છે, એમાં સંશય નથી.[૧૮]

## બૃહદ્દગૌરીવ્રત અને પૂજા

अथ भाद्रपदकृष्णतृतीयायां बृहद्गौरीव्रतम् ॥ ( डोलींति देशभाषायाम् । शाखामूलफलैः सह रींगिणीति प्रसिद्धां ) बृहतीं गृहमानीय सिकतां वेद्यां निक्षिप्य उदकेनासिच्य तत्र तां न्यसेत् । चंद्रोदयं दृष्ट्वा सुस्नाता पंचसखीभिः सह अलंकृत्य पूजयेत् । तद्यथा—मम इह जन्मनि जन्मांतरे चाक्षय्यसौभाग्यप्राप्तिकामा पुत्रपौत्रादिधनधान्यैश्वर्यप्राप्त्यर्थं श्रीगौरीप्रीत्यर्थं बृहद्गौरीव्रतं करिष्ये इति संकल्प्य । कलशे वरुणं संपूज्य बृहद्गौरीं पूजयेत् ॥

ભાદરવા વદિ ત્રીજને દિવસે બૃહદ્દગૌરીવ્રત કહેલું છે. 'ડોલીં' એવું ભાષામાં નામ છે. મૂળ, ડાળખી અને ફલ સહિત ભોરીંગણી લાવી તેને વેદીમાં નાખેલી રેતી ઉપર જલ છાંટી રાખવી. ચંદ્રને ઉદય થયેલો જોઈ, સારી રીતથી સ્નાન કરી, સારાં કપડાં તથા અલંકાર પહેરી, પાંચ સખીઓની સાથે તેની પૂજા કરવી. પછી—'મને આ જન્મમાં તથા બીજા જન્મમાં અક્ષય સૌભાગ્યની પ્રાપ્તિ માટે, પુત્રાદિ વંશવૃદ્ધિ માટે, ધન ધાન્ય આદિક સમૃદ્ધિ માટે, તથા શ્રી ગૌરીને પ્રસન્ન કરવા માટે હું બૃહદ્દગૌરીવ્રત કરીશ' એવો સંકલ્પ કરી, કલશમાં વરુણની પૂજા કરી બૃહદ્દગૌરીની પૂજા કરવી.

चतुर्भुजां सुवर्णाभां नानालंकारभूषिताम् । हिमेंदुतुहिनाभासां मुक्तामणिविभूषिताम् । पाशांकुशधरां देवीं ध्यायेत्सर्वार्थसिद्धिदाम् । कमंडलुधरां सूक्ष्मां पानपात्रं च बिभ्रतीम् । ध्यायामि ॥ एहि मातर्विशुद्धे त्वं त्रिगुणे परमेश्वरि । आवाहयामि भक्त्या त्वां प्रसन्ना भव सर्वदा । आवाहनम् ॥ हेमरत्नकृतं देवि आसनं ते विनिर्मितम् । पाशांकुशधरां देवीमासने स्थापयाम्यहम् । आसनम् ॥ अक्षमालांकुशधरे वीणापुस्तकधारिणि । भक्त्या दत्तं मया तोयं पाद्यार्थं प्रतिगृह्यताम् । पाद्यम् ॥ अर्घ्यं ददामि ते मातर्भक्तानामभयंकरे । गृहाण त्वं बृहद्गौरि गंधाक्षतसमन्वितम् । अर्घ्यम् ॥ भक्तानामिष्टदे मातः सर्वालंकारसंयुते ॥ आचम्यतां जगन्मातर्बृहद्गौरि नमोऽस्तु ते । आचमनम् ॥ ततः पंचामृतस्नानम् । स्नापयामि जगन्मातस्त्वां सुतीर्थजलेन वै । प्रार्थयित्वा मया देवि सर्वसंतापविनाशिनि । स्नानम् ॥

દેવી કે જે ચાર ભુજાવાળાં છે, સોનાના જેવી કાંતિવાળાં છે, નાના પ્રકારના અલંકારોથી શોભિત છે, હિમ અને ચંદ્રના જેવી કાંતિવાળાં છે, મોતી અને મણિવડે અલંકૃત છે, પાશ અને અંકુશને ધારણ કરવાવાળાં છે, સર્વ પ્રયોજન સિદ્ધ કરનારાં છે, સૂક્ષ્મ છે અને કમંડલુ તથા પાનપાત્રને ધારણ કરવાવાળાં છે તેનું હું ધ્યાન કરું છું. એ મંત્રવડે ધ્યાન કરવું. હે માત ! હે વિશુદ્ધે ! હે ત્રિગુણે ! હે પરમેશ્વરિ ! આપ પધારો. આપનું હું ભક્તિથી આવાહન કરું છું. આપ નિરંતર પ્રસન્ન રહો. એ મંત્રવડે આવાહન. હે દેવિ ! રત્નવડે જડેલું સુવર્ણનું આસન આપને માટે બનાવેલ છે, માટે પાશ તથા અંકુશ ધરનાર આપને તે આસન ઉપર બેસાડું છું. એ મંત્રવડે આસન. હે રુદ્રાક્ષની માળા તથા અંકુશને ધારણ કરનારાં ! હે વીણા તથા પુસ્તકને ધારણ કરનારાં ! મેં ભક્તિથી આપેલું જલ પાદ્યને માટે ગ્રહણ કરો. એ મંત્રથી પાદ્ય. હે માત ! હે ભક્તોને અભય આપનારાં ! હે બૃહદ્દગૌરી ! ચંદન અને અક્ષત સહિત અર્ઘ્ય આપને આપું છું તેનું ગ્રહણ કરો, એ મંત્રવડે અર્ઘ્ય. હે ભક્તોના મનોરથને પૂર્ણ કરનારાં ! હે માત ! હે સર્વ અલંકારોવડે શોભિત ! હે બૃહદ્દગૌરિ ! આપ આચમન કરો. આપને નમસ્કાર કરું છું. એ મંત્રથી આચમન. પછી પંચામૃત સ્નાન. હે જગન્માત ! હે સર્વ તાપને દૂર કરનારાં ! હે દેવિ ! આપને પ્રાર્થના કરી સુંદર તીર્થજલવડે સ્નાન કરાવું છું. એ મંત્રથી સ્નાન.

वस्त्रं धौतं मया देवि दुकूलं तव निर्मितम् । भक्त्या समर्पितं मातर्गृह्यतां जगदंबिके । वस्त्रम् ॥ हरिद्राकुंकुमं चैव सिंदूरं कज्जलान्वितम् । सौभाग्यद्रव्यसंयुक्तं गृहाण परमेश्वरि । सौभाग्यद्रव्यम् । पंचसूत्रविनिर्मितं दोरकमर्पयेत् । मलयाचलसंभूतं घनसारं मनोहरम् ॥ गंधं गृहाण देवि त्वं बृहद्गौरि नमोऽस्तु ते । गंधम् ॥ करवीरैर्जातिकुसुमैश्चंपकैर्बकुलैः शुभैः । शतपत्रैश्च कल्हारैरर्चयेत्परमेश्वरीम् । पुष्पम् ॥ धूपोऽयं गृह्यतां देवि कालागुरुसमन्वितः । आघ्रेयः सर्वदेवानां देवद्रुमरसोद्भवः । धूपम् ॥ दीपं गृहाण

देवेशि त्रैलोक्यतिमिरापहे । वह्निना योजितं मातर्बृहद्गौरि नमोनमः । दीपम् ॥ नैवेद्यं गृह्यतां देवि भक्तिं मे ह्यचलां कुरु । ईप्सितं मे वरं देहि परत्र च परां गतिम् । नैवेद्यम् ॥ पानीयम् ॥ इदं फलमिति नारिकेलफलम् । पूगीफलमिति तांबूलम् ॥ हिरण्यगर्भेति दक्षिणाम् । नीराजनम् । पुष्पांजलिम् ॥ अथ कंठे दोरकं बध्नीयात्-धारयिष्यामि भद्रे त्वां त्वद्भक्ता त्वत्परायणा । आयुर्देहि यशो देहि सौभाग्यं देहि मे शिवे । दोरकबंधनम् ॥ क्षेमसंपत्करे देवि सर्वसौभाग्यदायिनि । सर्वकामप्रदे देवि गृहाणार्घ्यं नमोऽस्तु ते । इति विशेषार्घ्यम् ॥ ततश्चंद्रार्घ्यम्-क्षीरोदार्णवसंभूत लक्ष्मीबंधो निशाकर । गृहाणार्घ्यं मया दत्तं रोहिण्यासहितः शशिन् । प्रार्थना ॥ गगनांगणसंदीप क्षीराब्धिमथनोद्भव । भाभासितदिगाभोग रमानुज नमोऽस्तु ते ॥ पक्वान्नफलसंयुतं वायनं दद्यात्-आहूतासि मया देवि पूजितासि मया शुभे । सौभाग्यं मम देहि त्वं यत्रस्था तत्र गम्यताम् । इति विसर्जनम् ॥

હે દેવિ ! હે માત ! હે જગદંબિકે ! ધોયેલું રેશમી વસ્ત્ર આપને માટે તૈયાર છે તે આપને આપું છું તે ગ્રહણ કરો. એથી વસ્ત્ર. હે પરમેશ્વરિ ! હળદર, કંકુ, સિંદૂર અને કાજળ સહિત સૌભાગ્યાષ્ટકનું આપ ગ્રહણ કરો. એથી સૌભાગ્યદ્રવ્ય પછી પાંચ તાંતણાથી બનાવેલો દોરો આપવો. હે દેવિ ! હે બૃહદ્‌ગૌરિ ! મલય પર્વતમાં થયેલું મનોહર ચંદનનું ગ્રહણ કરો, આપને નમસ્કાર કરું છું. એ મંત્રથી ચંદન. હે દેવિ ! કરવીર, જુઈ, ચંપો, બોરસળીનાં પુષ્પ તથા કમલવડે આપની પૂજા કરું છું એ મંત્રવડે પુષ્પ. હે દેવિ ! કલ્પવૃક્ષના રસથી ઉત્પન્ન થયેલા, કાલાગરુ સહિત અને સર્વ દેવને સુંઘવા લાયક ધૂપનું ગ્રહણ કરો. એ મંત્રવડે ધૂપ. હે દેવેશિ ! હે ત્રણ લોકના અંધકારને નાશ કરનાર ! હે બૃહદ્‌ગૌરિ ! અગ્નિથી પ્રકટેલા દીવાનું ગ્રહણ કરો. આપને નમસ્કાર કરું છું. એ મંત્રથી દીપ. હે દેવિ ! નૈવેદ્યનું ગ્રહણ કરો. મને અચલ ભક્તિ આપો. પ્રિય વરદાન આપો અને પરમ ગતિ આપો. એ મંત્રથી નૈવેદ્ય. પછી જલ. 'इदं फलं'० એ મંત્ર ભણી નાળીયેર ધરવું. 'पूगीफलं'० એ મંત્ર ભણી તાંબૂલ. 'हिरण्यगर्भ' ० એ મંત્ર ભણી દક્ષિણા. આરતી ઉતારવી, પુષ્પાંજલિ આપવી. પછી હે ભદ્રે ! હે શિવે ! હું કે જે આપની ભક્ત તથા આપમાં પરાયણ, તે આપને કંઠમાં ધારણ કરું છું. મને આયુષ્ય આપો, યશ આપો અને સૌભાગ્ય આપો. એ મંત્ર ભણી ગળામાં દોરો બાંધવો. હે કલ્યાણ તથા સંપત્તિને આપનાર ! હે દેવિ ! હે સર્વ સૌભાગ્યને દેનાર ! હે સર્વ મનોરથને પૂર્ણ કરનાર ! અર્ઘ્યનું ગ્રહણ કરો. આપને નમસ્કાર કરું છું. વિશેષાર્ઘ્ય— 'હે ક્ષીર સમુદ્રમાં ઉત્પન્ન થયેલ ! હે લક્ષ્મીબંધો ! હે નિશાકર ! હે શશિન્ ! રોહિણી સહિત આપ મારા અર્ઘ્યનું ગ્રહણ કરો. એ મંત્રથી ચંદ્રને અર્ઘ્ય આપવો. હે આકાશના દીપ ! હે ક્ષીરસમુદ્ર મથવાથી ઉત્પન્ન થયેલ ! હે કાંતિથી દિશાઓને શોભાવનાર ! હે લક્ષ્મીજીના નાના ભાઈ ! હે ચંદ્ર ! તમને નમસ્કાર કરું છું. એ પ્રમાણે ચંદ્રની પ્રાર્થના કરવી. પાકેલાં ફલસહિત રાંધેલાં અન્નનું વાયન આપવું. હે દેવિ ! આપને મેં બોલાવ્યાં હતાં. હે શુભે ! આપની મેં પૂજા કરી. આપ મને સૌભાગ્ય આપો. પછી આપને સ્થાને પધારો, એ મંત્ર બોલી વિસર્જન કરવું.

## બૃહદ્‌ગૌરીવ્રતની કથા

अथ कथा ॥ विजयोवाच-अथान्यच्च बृहद्गौरीव्रतं वक्ष्यामि कन्यके । मासि भाद्रपदे कृष्णे तृतीयायां च तद्व्रतम् ॥ १ ॥ आनयेद्बृहतीं गौरीं शाखामूलफलैः सह । (रिंगिणीवृक्षं समूलमानयेत् ॥) निक्षिप्य देवतां वेद्यां तदधः सिकतां शुभाम् ॥ २ ॥ न्यसेच्चंद्रोदयं दृष्ट्वा स्नात्वा धौतांबरावृता । सखिभिः सहिता सम्यगलंकृत्य प्रपूजयेत् ॥ ३ ॥ गौरीमावाह्य विधिवत् सिकतामंडले शुभे । गंधपुष्पाक्षतैर्दिव्यैर्धूपदीपैरनेकशः ॥ ४ ॥ सर्वोपचारैर्बृहतीं युक्ता पंचभिरर्चयेत् । एवं पूज्य यथाशक्त्या कृत्वा चैव प्रदक्षिणाम् ॥ ५ ॥ बध्नीयाद्दोरकं पश्चात्तंतुपंचकनिर्मितम् । बध्नामि दोरकं कंठे त्वद्भक्ता त्वत्परायणा ॥ ६ ॥ आयुर्देहि यशो देहि सौभाग्यं देहि मे शुभे । अनेन दोरकं बद्ध्वा चंद्रार्घ्यं समर्पयेत् ॥ ७ ॥ क्षेमसम्पत्करे देवि सर्वसौभाग्यदायिनि । सर्वकामप्रदे देवि गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥८॥ गगनांगणसन्दीप क्षीराब्धिमथनोद्भव । भाभासितदिगाभोग सोमराज नमोऽस्तु ते ॥ ९ ॥

વિજયા કહે છે-હે કન્યકે ! બીજું પણ બૃહદ્‌ગૌરીવ્રત કહું છું. એ વ્રત ભાદરવા માસની વદ ત્રીજને દિવસે કરવું.[1] તે દિવસે મૂળ, ડાળખાં અને ફળ સહિત ભોરીંગણીરૂપી પાર્વતીને લઇ આવવાં. તે ભોરીંગણીને રેતીવાળી વેદી ઉપર રાખવી. પછી ચંદ્રનાં દર્શન કરી, સ્નાન કરી, શુદ્ધ વસ્ત્ર પહેરી, અલંકાર પહેરી, સખીઓની સાથે તેની સારી રીતથી પૂજા કરવી.[2-3] સુંદર રેતીના મંડળમાં વિધિ પ્રમાણે ભોરીંગણીમાં ગૌરીનું આવાહન કરી ચંદન, ધૂપ, અક્ષત અને કેટલાક દીવાવડે ભોરીંગણીની પૂજા પાંચ સખીઓ સાથે કરવી. એ પ્રમાણે યથાશક્તિ પૂજા કરી પ્રદક્ષિણા કર્યા પછી 'હે દેવિ ! પાંચ તાંતણાથી બનાવેલો દોરો કંઠમાં બાંધું છું, હું આપની ભક્ત છું, હું આપમાં પરાયણ છું.[4-6] માટે મને આયુષ્ય આપો, યશ આપો અને સૌભાગ્ય આપો' એમ કહી દોરો બાંધવો. પછી 'હે કલ્યાણ તથા સંપત્તિને આપનારાં ! હે દેવિ ! હે સર્વ મનોરથને આપનારાં ! અર્ઘ્યનું ગ્રહણ કરો. હું આપને નમસ્કાર કરું છું' એમ કહી અર્ઘ્ય આપવો. 'હે આકાશના દીપ ! હે ક્ષીરસમુદ્રના મથનથી ઉત્પન્ન થયેલ ! હે કાંતિથી

દિશાને શોભાવનાર ! હે સોમરાજ ! તમને નમસ્કાર કરું છું; એમ કહી ચંદ્રને અર્ઘ્ય આપવો.[૭-૯]

**कथामेतां च शृणुयाद्गौर्यमे तन्मनाः सदा। ततो गोधूमचूर्णेन पंचभिः कुडवैर्युतम् ॥ १० ॥ पक्वान्नमर्धं विप्राय दत्त्वा भुञ्जीत च स्वयम्। एवं वै पंचवर्षाणि कृत्वा व्रतमनुत्तमम् ॥ ११ ॥ सर्वान्कामानवाप्नोति नात्र कार्या विचारणा ॥ ऋषिकन्योवाच–केन चादौ पुरा चीर्णं व्रतमेतत्त्वयोदितम् ॥ १२ ॥ ईप्सितं कोऽपि लेभे वा व्रतस्यास्य प्रभावतः ॥ विजयोवाच–शृणु कन्ये यथाप्राप्तं पार्वत्या कथितं पुरा ॥ १३ ॥ सूत उवाच–शृणुध्वमृषयः सर्वे नैमिषारण्यवासिनः। पुरा कृतयुगस्यादौ सर्वभूतहितैषिणा ॥ १४ ॥ शंभुना कथितं गौर्यै सद्व्रतं कथयाम्यहम्। कदाचिदुपविष्टं तं पार्वती पर्यपृच्छत ॥ १५ ॥ पार्वत्युवाच–शंभो त्वां प्रष्टुमिच्छामि करुणाकर शंकर। सर्वबाधोपशमनं सर्वकामफलप्रदम् ॥ १६ ॥ व्रतानां सर्वदानानामुत्तमं ब्रूहि तत्त्वतः। आयुरारोग्यदं देव पुत्रपौत्रप्रदायकम् ॥ १७ ॥ तद्व्रतं ब्रूहि देवेश यद्यहं तव वल्लभा ॥ ईश्वर उवाच–शृणु देवि परं गुह्यं व्रतं परमदुर्लभम् ॥ १८ ॥ पुराऽभूद्द्वापरस्यांते पांडोः प्रियवरांगना। वर्षषोडशसंपूर्णा संपन्ननवयौवना ॥ १९ ॥ अनपत्या तु सा कुंती भर्तारमिदमब्रवीत्। कुंत्युवाच–केन कर्मविपाकेन पुत्रहीनाऽस्मि दुःखिता ॥ २० ॥ अनपत्यप्रतीकारमिदानीं ब्रूहि तत्त्वतः॥ पांडुरुवाच–ऋषिशापोऽस्ति मे भद्रे यतस्ते न भविष्यति ॥ २१ ॥ भर्तुस्तद्वचनं श्रुत्वा पितृगेहेऽभ्यगात्स्वयम्। पितुर्गेहे वर्तमाना कुंती व्यासं ददर्श ह ॥ २२ ॥**

પછી ગૌરીની પાસે બેસી તેમાં ચિત્ત રાખી કથા સાંભળવી. પછી પાંચ કુડવ ઘઉંના લોટનું પકવાન્ન બનાવી તેમાંથી અર્ધું બ્રાહ્મણને આપ્યા પછી પોતે ભોજન કરવું. એ પ્રકારે પાંચ વર્ષ વ્રત કરે તો સઘળા મનોરથ સિદ્ધ થાય, એમાં કોઈ જાતનો વિચાર કરવાનો નથી. ઋષિકન્યા કહે છે–આપે જે વ્રત કહ્યું તે પૂર્વે પ્રથમ કોણે કર્યું હતું, અને એ વ્રત કરવાથી કોઈને ઇષ્ટસિદ્ધિ થયેલ છે? વિજયા કહે છે–હે કન્યે! પૂર્વે પાર્વતીજીએ જે પ્રમાણે કહેલ છે, તે યથાયોગ્ય સાંભળ.[૧૦-૧૩] સૂત કહે છે–હે નૈમિષારણ્યમાં રહેનારા ઋષિઓ! તમે સર્વ સાંભળો. પૂર્વે સત્યયુગના આરંભમાં સર્વ પ્રાણીઓનું હિત ઇચ્છતા શંકરે જે ગૌરીને કહેલું છે, તે વ્રત હું તમને કહું છું. કોઈ વખતે બેઠેલા શંકરને પાર્વતીજી પૂછવા લાગ્યાં.[૧૪-૧૫] પાર્વતીજી બોલ્યાં–હે શંભો! હે દયાના સમુદ્ર! હે શંકર! જો હું આપને પ્રિય હોઉં તો સર્વ વ્રતોમાં તથા દાનોમાં ઉત્તમ વ્રત હોય તે મને યથાયોગ્ય કહો કે જે વ્રતથી સર્વ પીડાનો નાશ થાય, સર્વ મનોરથની સિદ્ધિ થાય, આયુષ્યની વૃદ્ધિ થાય, આરોગ્ય વધે, અને પુત્ર તથા પૌત્ર વગેરે વંશ વધે. મહાદેવજી કહે છે–હે દેવિ! સાંભળો, પરમ દુર્લભ અને ગુપ્ત વ્રત કહું છું. પૂર્વે દ્વાપરયુગના અંતમાં પાંડુ રાજાનાં પ્રિય સ્ત્રી કુંતી હતાં. તેને જ્યારે સોળ વર્ષ થયાં અને યૌવન આવ્યું છતાં પણ કાંઈ પ્રજા થઈ નહીં, તેથી તેણે પતિને આ પ્રકારે કહ્યું. કુંતી કહે છે–હે સ્વામિનાથ! કયા પાપથી હું વાંઝણી રહી દુઃખી થાઉં છું?[૧૬-૧૯] હવે પ્રજા થાય એવો કોઈ યોગ્ય ઉપાય કહો. પાંડુ બોલ્યા–હે ભદ્રે! મને ઋષિનો શાપ છે, માટે તને પ્રજા થશે નહિ.[૨૦-૨૧] એ પ્રકારનું પતિનું કહેવું સાંભળી કુંતી પોતાના પિતાને ઘેર ગયાં. પિતાને ઘેર રહેતાં હતાં ત્યાં તેને વેદવ્યાસનાં દર્શન થયાં.[૨૨]

**नमस्कृत्य च तं प्राह कुंती मुकुलितांजलिः ॥ कुंत्युवाच–तात मे कथयाशु त्वं पुत्रसंतानकारकम् ॥ २३ ॥ सर्वसंपत्करं नृणां व्रतमेकं महामुने ॥ व्यास उवाच–शृणु त्वं बृहतीगौर्या व्रतं संतानदायकम् ॥ २४ ॥ भाद्रकृष्णतृतीयायां निशि चंद्रोदये शुभे। स्नानं कृत्वा च विधिवन्मौनी भूत्वा व्रतं चरेत् ॥ २५ ॥ सर्वसंपत्करं चैव स्त्रीणां पुत्रान्नसौख्यकृत् ॥ भूहिरण्यादिदानानां सर्वेषामधिकं व्रतम् ॥ २६ ॥ पंचवर्षं विधातव्यं तत उद्यापनं चरेत्। उद्यापनविधानेन संपूर्णं फलमश्नुते ॥ २७ ॥ अंते तु कारयेद्भक्त्या सौवर्णं बृहतीफलम्। षष्ट्युत्तरचतुर्भिश्च शुभैर्बीजैर्युतं तु तत् ॥ २८ ॥ देव्याः पुरस्तु संस्थाप्य पूर्ववत्प्रतिपूजयेत्। आचार्यं पूजयेद्भक्त्या विप्रान्पंच तथैव च ॥ २९ ॥ सुवासिन्यः पंच पूज्या वस्त्रालंकारभूषणैः। कंचुकैश्चैव ताटंकैः कंठसूत्रैर्हरिद्रया ॥ ३० ॥ वंशपात्राणि पंचैव सूत्रैः संवेष्टितानि च। सिंदूरं जीरकं चैव सौभाग्यद्रव्यसंयुतम् ॥ ३१ ॥ गोधूमपिष्टजातं च बृहतीफलपंचकम्। वायनानि च पंचैव ताभ्यो दद्यात्तु भोजनम् ॥ ३२ ॥**

ત્યારે નમસ્કાર કરી હાથ જોડી વ્યાસજીને કહેવા લાગ્યાં; કુંતી કહે છે–હે તાત! હે મહામુનિ! મને કોઈ એક વ્રત કહો કે જેથી પુત્રપ્રાપ્તિ થાય તથા સર્વ સંપત્તિ મળે.

વ્યાસજી કહે છે–પુત્ર આપનાર બૃહદ્ગૌરીનું વ્રત સાંભળો.[૨૩-૨૪] ભાદરવા વદિ ત્રીજને દિવસે રાત્રે ચંદ્રોદય વખતે વિધિથી સ્નાન કરી મૌન રાખી વ્રત કરવું.[૨૫] સ્ત્રીઓને આ વ્રત કરવાથી સર્વ સંપત્તિ, પુત્ર, અન્ન અને સુખની પ્રાપ્તિ થાય છે. પૃથ્વી અને સોના વગેરેનાં દાન કરતાં આ વ્રત ઉત્તમ છે.[૨૬] આ વ્રત પાંચ વર્ષ સુધી કરવું અને પછી તેનું ઉદ્યાપન કરવું. કારણ કે ઉદ્યાપન કરવાથી સંપૂર્ણ ફળ મળે છે.[૨૭] છેલ્લું વ્રત હોય ત્યારે ભોરીંગણીના ફળ જેવડું સોનાનું ફળ કરવું, તેમાં ચોસઠ બીજ કરવાં.[૨૮] પછી તે ફળ દેવીની પાસે રાખી પૂર્વની પેઠે પૂજા કરવી, ભક્તિથી આચાર્યની પૂજા કરવી, પાંચ બ્રાહ્મણોની પૂજા કરવી.[૨૯] વસ્ત્ર, અલંકાર,

કાંચળી, અકોટા, દોરા અને હળદરથી પાંચ સુવાસીનિની પૂજા કરવી. પછી સૂત્રથી વીંટેલાં વાંસના પાંચ પાત્રોમાં સિંદૂર, જીરૂં, સૌભાગ્ય દ્રવ્ય અને ઘઉંના લોટથી કરેલાં પાંચ ભોરીંગણીનાં ફલ રાખી વાયન આપવાં. પાંચ બ્રાહ્મણો અને પાંચ સુવાસિનીઓને (જોડાંને) ભાવથી ભોજન કરાવવું. ૩૦-૩૧

अर्घ्यं दत्त्वा वायनानि दत्त्वा भुञ्जीत वाग्यता । तत्फलं धारयेत्कंठे सर्वकामसमृद्धये ॥ ३३ ॥ ततः प्रातः समुत्थाय सालंकारा सखीजनैः । गीतवाद्ययुता नद्यां गौरीं तां तु विसर्जयेत् ॥ ३४ ॥ आहूतासि महादेवि पूजितासि मया शुभे । मम सौभाग्यदानाय यथेष्टं गम्यतां त्वया ॥ ३५ ॥ एतद्व्रतप्रभावेण काचिद्ब्राह्मणकन्यका । पतिं संजीवयामास निर्भर्त्स्य यमकिंकरान् ॥ ३६ ॥ तस्माच्चर त्वं व्रतमेतदायमायुःप्रदं पुत्रसमृद्धिदं च । पुत्रैश्च पौत्रैश्च युता च पत्या गौरीप्रसादादिह जीववत्सा ॥ ३७ ॥ य इदं शृणुयान्नित्यं श्रावयेद्वा समाहितः । स भुक्त्वा विपुलान्भोगानंते शिवपदं व्रजेत् ॥ ३८ ॥ इति श्रीभविष्योत्तरपुराणे बृहद्गौरीपूजाकथा संपूर्णा ॥ इदं कर्णाटके प्रसिद्धम् ॥

પછી અર્ઘ્ય તથા વાયન આપી વાણીને નિયમમાં રાખી પોતે જમવું. (અને) પેલું ફળ કંઠમાં પહેરવું, કે જેથી સર્વ મનોરથ સિદ્ધ થાય.[૩૩] પછી સવારમાં ઉઠી કપડાં ને અલંકાર પહેરી સખીઓની સાથે ગાતાં વગાડતાં, 'હે મહાદેવિ! હે શુભે! મારાં સૌભાગ્ય માટે મેં આપને પધરાવ્યાં હતાં, આપની પૂજા કરી, હવે આપને સ્થાને ખુશીથી પધારો,' એ મંત્ર ભણી ગૌરીને નદીમાં પધરાવવાં.[૩૪-૩૫] હે કન્યે! આ વ્રતના પ્રભાવથી એક બ્રાહ્મણની કન્યાએ યમદૂતોને ધમકાવી પતિને જીવતો કર્યો હતો.[૩૬] માટે તું પણ પુત્ર, આયુષ્ય અને સમૃદ્ધિ આપનારું આ ઉત્તમ વ્રત કરઃ અને ગૌરીને પ્રસન્ન કરી પતિ, પુત્ર અને પૌત્રની સાથે ચિરકાલ જીવ.[૩૭] જે માણસ સાવધાન થઈ આ કથા સાંભળે અથવા સંભળાવે, તે આ લોકમાં પુષ્કળ ભોગ ભોગવી અન્તે શિવપદને પ્રાપ્ત થાય છે.[૩૮] એ પ્રકારે ભવિષ્યોત્તર પુરાણમાં બૃહદ્ગૌરી પૂજા તથા કથા કહેલી છે.

આ બૃહદ્ગૌરીવ્રત કર્ણાટક દેશમાં પ્રસિદ્ધ છે.

## સૌભાગ્યસુન્દરીવ્રત

अथ मार्गशीर्षे माघे वा कृष्णतृतीयायां सौभाग्यसुंदरीव्रतम् ॥ तच्चतुर्थीयुतायां कार्यं, न द्वितीयाविद्धायाम् । द्वितीयावेधरहिता तृतीया याऽसिता भवेत् ॥ चतुर्थीयोगिनी किंचित् शुद्धा वापि यदा भवेत् । इति कथायामुक्तेः ॥

માગશર અથવા માધ વદ (બેમાંથી જે અનુકૂળ હોય તે) ત્રીજને દિવસે સૌભાગ્યસુંદરીવ્રત કરવું. તે વ્રત ચતુર્થીયુક્ત તૃતીયા જે દિવસે હોય તે દિવસે કરવું. પણ દ્વિતીયાયુક્ત હોય તે દિવસે કરવું નહિ; કારણ કે 'દ્વિતીયાના વેધરહિત ને ચતુર્થીયુક્ત વા શુદ્ધ કૃષ્ણપક્ષની ત્રીજ લેવી' એમ કથામાં કહેલું છે.

## સૌભાગ્યસુન્દરીવ્રતની કથા

अथ कथा ॥ नारद उवाच—भगवंस्ते प्रजाः सृष्टा नानावर्णास्तथा गुणाः । स्वेदजा अंडजाश्चैव उद्भिज्जाश्च जरायुजाः ॥ १ ॥ देवासुराः सगंधर्वाः सयक्षोरगराक्षसाः । एके सुरूपाः सुभगा बलिनश्चापरे तथा ॥ २ ॥ तथाऽन्ये दुःखसंयुक्ताः काणा मूकाश्च पंगवः । दुःशीला दुर्भगा दीनाः परकर्मकराः सदा ॥ ३ ॥ एवं मे हृदि संतापं संशयं छेत्तुमर्हसि ॥ ब्रह्मोवाच—शृणु वत्स प्रवक्ष्यामि त्वं भक्तोऽसि प्रियोऽसि मे ॥ ४ ॥ कर्मबीजप्ररूढं हि शरीरं पांचभौतिकम् । ये दत्तदाना जायंते सुरूपाः सुखिनो जनाः ॥५॥ तपःप्रभावाज्जायंते बलिनः सुभगास्तथा । अदत्तदाना जायंते परकर्मकराः सदा ॥६॥ परापवादवक्तारः परद्रव्यापहारकाः । हंतारः प्राणिनां चैव अभक्ष्याणां च भक्षकाः ॥ ७ ॥ क्रमशो नरकान् भुक्त्वा जायंते कुत्सिता नराः । दरिद्राः पंगवो मूकाः काणाद्या दुर्भगास्तथा ॥ ८ ॥ नारदैवं स्वकर्मोत्था नरा नार्यश्च दुःखिताः ॥

નારદજી કહે છે—હે ભગવન્! હે બ્રહ્મન્! આપે નાના વર્ણવાળી પ્રજા સૃજેલી છે. તેમાં સ્વેદજ (પસીનાથી ઉત્પન્ન થનાર માંકડ વગેરે), અંડજ (ઈંડામાંથી ઉત્પન્ન થનાર પક્ષી વગેરે), ઉદ્ભિજ્જ (પૃથ્વીને ભેદીને ઉચાં નીકળનાર વૃક્ષ વગેરે) અને જરાયુજ (ઓળમાંથી થનાર મનુષ્ય વગેરે),[૧] દેવ, દૈત્ય, ગંધર્વ, યક્ષ, સર્પ અને રાક્ષસ વગેરે ઉત્પન્ન થયેલા છે, તેમાં કેટલાક રૂપવાન્ અને ભાગ્યશાલી, કેટલાક બળવાન,[૨] કેટલાક દુઃખી, કેટલાક કાંણા, કેટલાક મુંગા, કેટલાક પાંગળા, કેટલાક ખરાબ સ્વભાવવાળા, કેટલાક ખરાબ ભાગ્યવાળા, દરિદ્ર અને કેટલાક સદા નોકરી કરનાર છે.[૩] એ પ્રકાર જોઈ મને સંશય થાય છે, અને મારા હૃદયમાં સંતાપ થાય છે, તે દૂર કરવા આપ યોગ્ય છો.

બ્રહ્મા કહે છે—હે પુત્ર! તું મારો ભક્ત છે; અને મને પ્રિય છે તેથી હું કહું છું તે સાંભળ.[૪] કર્મરૂપી બીજથી આ શરીર પંચમહાભૂતનું ઉત્પન્ન થાય છે. માટે જે પૂર્વજન્મમાં દાન કરે છે તે રૂપવાન્ અને સુખી થાય છે.[૫] જે તપ કરે છે તે બળવાન્ અને ભાગ્યશાલી થાય છે;[૫] અને જે દાન નથી કરતા, તે નિરંતર બીજાના નોકર થઈ રહે છે;[૬] જે બીજાની નિંદા કરનાર, બીજાનું દ્રવ્ય ચોરી લેનાર, પ્રાણીની હિંસા કરનાર અને અભક્ષ્યનું ભક્ષણ કરનાર છે. તે નીચ પુરુષો નરક ભોગવી પૃથ્વીમાં દરિદ્રી થાય છે, પાંગળા થાય છે, મૂંગા થાય છે, કાણા થાય છે અને દુઃખી થાય છે.[૭-૮] હે નારદ! એ પ્રકારે પોતપોતાનાં કર્મોથી સ્ત્રી અને પુરુષો દુઃખી થાય છે.

नारद उवाच—उपाय ब्रूहि भगवन् येन कर्मक्षयो भवेत् ॥ ९ ॥ तपो दानं व्रतं तीर्थं शरीरस्य च शोषणम् । दुःखसंतापतप्तानां जीवितान्मरणं वरम् ॥ १० ॥ ब्रह्मोवाच—शृणु नारद वक्ष्यामि व्रतानामुत्तमं व्रतम् । सर्वदुःखप्रशमनं व्याधिदारिद्र्यनाशनम् ॥ ११ ॥ सुखसौभाग्यजननं पुत्रपौत्रप्रदायकम् । सुरूपदं च सौभाग्यकारणं कामदं तथा ॥ ॥ १२ ॥ नारीणां च विशेषेण सुखसौभाग्यदायकम् । वसिष्ठाय पुरा प्रोक्तमृषीणां च समागमे ॥ १३ ॥ कैलासशिखरे रम्ये शंकरेण महात्मना ॥ नारद उवाच—कस्मात्प्रोवाच भगवान् कृपा कस्मादजायत ॥ १४ ॥ ब्रह्मोवाच—दृष्ट्वाऽद्भुतं च सौभाग्यमरुंधत्या जगत्प्रभुः । तथा रूपं च शीलं च सौभाग्यमतुलं तथा ॥१५॥ कृत्वा शिरःप्रकंपं च जहास मृदु शंकरः । पृष्टवान् शंकरं देवं वसिष्ठः स्मितकारणम् ॥ १६ ॥ ईश्वर उवाच—अहो व्रतस्य माहात्म्यं श्रूयतामृषिसत्तमाः । पुरा जन्मनि शूद्रस्य दासकर्मकरा सदा ॥ १७ ॥ उच्छिष्टभोजना नित्यमुच्छिष्टशयना सदा । कुरूपा दुर्भगा दीना रूक्षा गद्गदभाषिणी ॥ १८ ॥ नाम्ना मेघवती ख्याता दुर्दर्शवदना शुभा । एकदा प्रेषणार्थं सा गता ब्राह्मणसन्निधौ ॥ १९ ॥ श्रुतं व्रतं च नारीणां वाच्यमानं द्विजन्मना । सौभाग्यसुन्दरीनाम तृतीया सर्वकामदा ॥ २० ॥ ज्ञानवैराग्यदे शास्त्रे सर्वकामफलप्रदा । मया प्रकाशिता पूर्वं प्रार्थितेनोमया तथा ॥ २१ ॥ चीर्णं तासां प्रसंगाच्च मेघवत्या प्रयत्नतः । कुत्सितं चैव नैवेद्यं दत्तं दानं च किंचन ॥२२॥ हविष्यं च तथोच्छिष्टं पारणं च तथा कृतम् । केवलं च व्रतं चीर्णं श्रद्धायुक्तेन चेतसा ॥ २३ ॥ श्रद्धया धार्यते धर्मो बहुभिर्नार्थराशिभिः । ऋषयश्चक्रिरे धर्मं श्रद्धया भावितात्मना ॥ २४ ॥

નારદજી કહે છે—હે ભગવન્! તપ, દાન, વ્રત, તીર્થ અને શરીર શોષણમાંથી એવો ઉપાય કહો કે, જેથી કર્મનો ક્ષય થાય. દુઃખ તથા સંતાપથી પીડિત પુરુષોને જીવવા કરતાં મરવું ઉત્તમ છે.[૯–૧૦] બ્રહ્મા બોલ્યા—હે નારદ! વ્રતોમાં ઉત્તમ વ્રત કે જે ગુપ્ત છે, સર્વ દુઃખ, વ્યાધિ તથા દારિદ્ર્ય નાશ કરનાર છે, સર્વ સૌભાગ્યને આપનાર છે, પુત્ર તથા પૌત્રની વૃદ્ધિ કરનાર છે, સુંદર રૂપને આપનાર છે, મનોરથને પૂર્ણ કરનાર છે, નારીઓને વિશેષે કરી સુખ તથા સૌભાગ્ય આપનાર છે અને પૂર્વે મનોહર કૈલાસના શિખર ઉપર ઋષિઓના સમુદાયમાં મહાત્મા શંકરે વસિષ્ઠ ઋષિને કહેલું છે, તે હું કહું છું તે તમે સાંભળો. નારદ બોલ્યા—મહાદેવજીએ શા માટે કહ્યું અને કૃપા કેમ થઈ? (તે મને કહો.)[૧૧–૧૪]

બ્રહ્મા કહે છે—(એક સમય) અરુંધતીનું અતિ ઉત્તમ અને અદ્ભુત સૌભાગ્ય, તથા તેનું રૂપ અને ઉત્તમ સ્વભાવ જોઈ, જગતના પ્રભુ મહાદેવજી માથું હલાવી મંદમંદ હસવા લાગ્યા. જ્યારે વસિષ્ઠ ઋષિએ શંકરને હસવાનું કારણ પૂછ્યું; ત્યારે—[૧૫–૧૬] મહાદેવજી કહે છે—હે શ્રેષ્ઠ ઋષિઓ! એક આશ્ચર્યકારક વ્રતનું માહાત્મ્ય સાંભળો. પૂર્વે મેઘવતી નામની એક સ્ત્રી હતી; તે શૂદ્રની દાસી હતી, એઠુંજુઠું ખાતી હતી, તથા એઠાજુઠામાં સુઈ રહેતી હતી. તે ઘણી કદરૂપી હતી, અભાગણી હતી, ગરીબ હતી, ભુખરાં શરીરવાળી હતી, કાલું કાલું બોલતી હતી અને તેનું મુખ જોવા લાયક નહોતું. એક દિવસ તે સ્ત્રી કંઈ કામ માટે બ્રાહ્મણને ઘેર ગઈ.[૧૭–૧૯] ત્યાં તેણે બ્રાહ્મણની કથામાં સ્ત્રીઓને કરવાનું સૌભાગ્યસુંદરી નામનું તૃતીયાનું વ્રત સાંભળ્યું. એ વ્રત સર્વ મનોરથને પૂર્ણ કરનાર છે.[૨૦] સર્વ ફલ આપનાર છે, જ્ઞાન અને વૈરાગ્યવાળાં શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે, અને પૂર્વે પાર્વતીની પ્રાર્થનાથી મેં જ પ્રસિદ્ધ કરેલું છે.[૨૧] હવે આ બ્રાહ્મણની સ્ત્રીઓના સહવાસથી મેઘવતીએ પણ તે વ્રત પ્રયત્નપૂર્વક કર્યું. તેમાં ખરાબ નૈવેદ્ય આપ્યું, થોડું ઘણું દાન આપ્યું, એઠુંજુઠું હવિષ્યાન્ન હતું, તે વડે જેવું તેવું પારણું પણ કર્યું. પણ તેણે શ્રદ્ધાથી વ્રત કર્યું.[૨૨–૨૩] શ્રદ્ધાથી જ ધર્મ રહે છે, પણ ઘણા દ્રવ્યથી રહેતો નથી. ઋષિઓ પણ શ્રદ્ધા રાખી શુદ્ધચિત્તથી ધર્માચરણ કરતા હતા.[૨૪]

तेन धर्मविपाकेन निषादाधिपतेः सुता । सुरूपा च सुशीला च सर्वलक्षणसंयुता ॥ २५ ॥ संपूर्णावयवा जाता तस्या देव्याः प्रसादतः । उच्छिष्टभोजनाज्जाता निषादानां च योनिषु ॥ २६ ॥ अदत्तदानात्संजाता तथा सा भोगवर्जिता । व्रतप्रभावात्संजाता सुरूपा च पतिव्रता ॥ २७ ॥ महासौभाग्यसंयुक्ता साक्षाल्लक्ष्मीरिवापरा । सर्वकामप्रदा देवी नंदिनी वसते गृहे ॥ २८ ॥ तद्व्रतं चास्ति देवर्षे सर्वकामफलप्रदम् ॥

પછી તે મેઘવતી મરણ પામીને વ્રતના પ્રભાવથી ભિલ્લના રાજાની પુત્રી થઈ, તથા સર્વ લક્ષણસંપન્ન થઈ. દેવીના પ્રસાદથી તેનું રૂપ ઘણું સુંદર હતું, સ્વભાવ સારો હતો, અને તેના અવયવો પૂર્ણ હતા. પરંતુ પૂર્વ જન્મમાં એઠાંજુઠાં ખાવાથી તે ભિલ્લને ઘેર અવતરી.[૨૫–૨૬] અને દાન ન દેવાથી ભોગવર્જિત થઈ હતી, પરંતુ વ્રતના પ્રભાવથી રૂપવતી, પતિવ્રતા, મહાસૌભાગ્યવાળી, સાક્ષાત્ બીજી લક્ષ્મીજી અને અરુંધતી જેવી થઈ કે જે સર્વ કામના પૂર્ણ કરનાર અને આનંદ આપનાર દેવી તમારા ઘરમાં છે.[૨૭–૨૮] હે નારદ! સર્વ કામનાને પૂર્ણ કરનાર એ વ્રત છે.

नारद उवाच—व्रतस्यास्य विधिं ब्रूहि को विधिः किंच पूजनम् ॥ २९ ॥ कस्मिन्मासे प्रकर्तव्यं देवता का प्रकीर्तिता । किं पुण्यं किं च नैवेद्यं ध्यानं किं स्याच्च पूजने ॥ ३० ॥ ब्रह्मोवाच—व्रतस्यारंभणं चादौ मार्गशीर्षेऽथ माघके । द्वितीया वेधरहिता तृतीया याऽसिता भवेत् ॥३१॥ चतुर्थीयोगिनी किंचिच्छुद्धा वापि यदा भवेत् ॥ उपवासं

प्रकुर्वीत दंतधावनपूर्वकम् ॥ ३२ ॥ अपामार्गेण कुर्वीत दंतशुद्धिं तथा व्रती । उमे देवि नमस्तुभ्यं शंकरस्यार्द्धधारिणि ॥ ३३ ॥ प्रसीद श्रीमहेशानि करिष्ये व्रतमुत्तमम् । सान्निध्यं कुरु मे देवि व्रतेऽस्मिन् हरवल्लभे ॥३४॥ नियममन्त्रः–सौभाग्यसुन्दरीनाम वशिनी सा प्रकीर्तिता । सर्वकामप्रदा देवी सर्वसत्त्ववशंकरी ॥ ३५ ॥ तस्या दर्शनमात्रेण दासवज्जायते जगत् । द्रोणपुष्पैश्च संपूज्या दाडिमं चार्घ्यहेतवे ॥ ३६ ॥ नैवेद्यं मोदकान् दद्यात् कर्पूरं प्राशयेत्ततः । सर्वासु च तृतीयासु विधिरेष उदाहृतः ॥ ३७ ॥

નારદ પૂછે છે–હે બ્રહ્મન્! આ વ્રત કયા માસમાં કરવું? તેનો વિધિ શું છે? પૂજન કેવી રીતથી કરવું? અને કયા દેવનું પૂજન કરવું? તે કરવાથી શું પુણ્ય થાય છે? તેમાં શેનું નૈવેદ્ય કરવું અને કેવી રીતથી ધ્યાન કરવું, તે સઘળું કહો.[૨૯-૩૦] બ્રહ્મા બોલ્યા–માગશર માસમાં વા માઘ માસમાં દ્વિતીયાના યોગરહિત, શુદ્ધ અથવા ચતુર્થીના યોગવાળી કૃષ્ણપક્ષની ત્રીજને દિવસે, આ વ્રતનો આરંભ કરવો. તે દિવસે અઘેડાના દાતણથી દાંત શુદ્ધ કરી ઉપવાસ કરવો અને પ્રાર્થના કરવી કે, 'હે ઉમે! હે દેવિ! આપને નમસ્કાર કરું છું. હે શંકરના અર્ધ શરીરને ધારણ કરનાર! (દેવિ) પ્રસન્ન થાઓ, હે મહેશાનિ! હે દેવિ! હે શંકરવલ્લભે! હું ઉત્તમ વ્રત કરીશ, માટે આપ સમીપમાં રહો.'[૩૧-૩૪] ઉમાદેવી એ જ આ વ્રતની અધિષ્ઠાત્રી સૌભાગ્ય સુંદરી દેવી કહેવાય છે. તે વશ કરનાર, સર્વ મનોરથ આપનાર અને સર્વ જંતુને વશ કરનારી છે.[૩૫] તે દેવીનાં દર્શનથી જ જગત્ દાસની પેઠે વશ થઈ જાય છે; પછી ઉમાની દ્રોણપુષ્પવડે પૂજા કરવી, દાડમનો અર્ઘ્ય આપવો.[૩૬] લાડુનું નૈવેદ્ય કરવું, અને પછી કપૂરના જલનું પ્રાશન કરવું. સર્વ તૃતીયામાં આ પ્રકાર કહેલો છે.[૩૭]

वत्स पौषासिते पक्षे तृतीयायां व्रतं भवेत् । चेल्लिकादन्तकाष्ठं च मरुकेण च पूजनम् ॥ ३८ ॥ राज्यसौभाग्यदां नाम सुन्दरीं पूजयेत्ततः । धात्रीफलं ददेदर्घ्यं कंकोलं प्राशयेन्निशि ॥ ३९ ॥ नैवेद्ये वटकाः कार्या घृतशर्करयान्विताः । कंकोलांबु तथा प्राश्य राज्यसौभाग्यहेतवे ॥४०॥ घृतेन बोधयेद्दीपं रात्रौ जागरणं चरेत् । सर्वकामप्रदा देवी सर्वदुःखहरा सदा ॥ ४१ ॥ सर्वैश्वर्यप्रदा देवी सर्वपापहरा शुभा । एकापि बहुधातमेयं नामरूपप्रभेदतः ॥ ४२ ॥ माघमासे च सम्प्राप्ते बदर्या दंतधावनम् । प्रातः कुर्वीत नियमं रूपसौभाग्यहेतवे ॥ ४३ ॥ अपराह्णे ततः स्नात्वा सर्वाभरणभूषिता । चूतपुष्पैश्च सम्पूज्या रूपसौभाग्यसुन्दरी ॥ ४४ ॥ नालिकेरार्घ्यदानं च नैवेद्यं शष्कुली स्मृता । प्राशनं चैव कस्तूर्या रूपसौभाग्यसुन्दरीम्॥४५॥ पूजयेत्तत्र सा सर्वरूपसौभाग्यसुन्दरी । फाल्गुनस्यासिते पक्षे प्रातर्नियमसंयुता ॥ ४६ ॥ सौभाग्यसुन्दरीं बैल्वं दंतकाष्ठं तु कारयेत् । स्नानं कृत्वा तथा नारी कांचनारैश्च पूजयेत् ॥ ४७ ॥ नैवेद्यं सक्तवस्तत्र घृतशर्करयान्विताः । यक्षकर्दमजो लेपो धूपश्चागुरुसम्भवः ॥४८॥ बीजपूरार्घ्यदानं च प्राशनं चन्दनोदकम् । प्राशनस्य प्रभावेण सर्वान् कामानवाप्नुयात् ॥ ४९ ॥ पारणं च प्रकर्तव्यं सह सर्वैश्च बांधवैः ॥

હે પુત્ર! પોષ વદિ ત્રીજને દિવસે વ્રત કરવું. તેમાં ચેલ્લિકાનું દાતણ કરવું અને મરુકપુષ્પવડે રાજ્યસૌભાગ્યદા નામની સુંદરી દેવીનું પૂજન કરવું તથા આમળાનો અર્ઘ્ય આપવો તથા રાત્રિએ કંકોલ ખાવાં ને વડાં, ઘી અને સાકરનું નૈવેદ્ય કરવું. તેમ રાજ્યસૌભાગ્ય માટે કંકોલાંનું જળ પીવું;[૩૮-૪૦] ઘીનો દીવો કરવો, રાત્રિએ જાગરણ કરવું. એ દેવી સર્વ મનોરથ પૂરનાર છે, સર્વ દુઃખને નિત્ય હરનાર છે.[૪૧] સર્વ ઐશ્વર્ય આપનાર છે અને સર્વ પાપને હરનાર છે. એ દેવી એક છે, તથાપિ નામ તથા રૂપના ભેદથી અનેક હોય તેમ જણાય છે.[૪૨] માઘ માસમાં વ્રત કરવું ત્યારે બોરડીનું દાતણ કરવું. સવારમાં રૂપ અને સૌભાગ્ય માટે નિયમ કરવો.[૪૩] પછી અપરાહ્ણમાં સ્નાન કરી કપડાં અલંકાર પહેરી આંબાનાં પુષ્પવડે રૂપસૌભાગ્યસુંદરીની પૂજા કરવી.[૪૪] નાળીયેરનો અર્ઘ્ય આપવો; જલેબીનું નૈવેદ્ય કરવું; કસ્તૂરીના જલનું પ્રાશન કરવું અને રૂપસૌભાગ્ય સુંદરીની પૂજા કરવી કે, જેથી સુંદર રૂપ અને સૌભાગ્ય મળે છે. ફાગણ માસના કૃષ્ણપક્ષમાં ત્રીજને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી વ્રતનો નિયમ લેવો.[૪૫-૪૬] પછી બીલીનું દાતણ કરી, સ્નાન કરી, કાંચનારનાં પુષ્પવડે સૌભાગ્યસુંદરી દેવીની પૂજા કરવી.[૪૭] ઘી અને સાકર સહિત સાથવાનું નૈવેદ્ય કરવું; યક્ષકર્દમનો લેપ કરવો; અગરુ ચંદનનો ધૂપ કરવો;[૪૮] બીજોરાંવડે અર્ઘ્યપ્રદાન કરવું અને ચંદનનાં જલનું પ્રાશન કરવું. એ જલપ્રાશનના મહિમાથી સર્વ મનોરથ સિદ્ધ થાય છે.[૪૯] પછી સર્વ સગાં કુટુંબીઓ સાથે પારણું કરવું.

चैत्रे मासि प्रकर्तव्या तृतीया पापनाशिनी ॥ ५० ॥ यत्नेन पूजनीयाऽस्यां सुखसौभाग्यसुन्दरी ॥ दन्तकाष्ठं समुद्दिष्टं जम्बूवृक्षसमुद्भवम् ॥ ५१ ॥ पूजा दमनकैर्नाम अर्घ्ये बिल्वफलं स्मृतम् । नैवेद्यं मण्डकाः प्रोक्ताः शर्कराघृतसंयुताः ॥ ५२ ॥ सुखसौभाग्यप्राप्त्यर्थं प्राशनं वज्रधारिणः। वैशाखस्यासिते पक्षे तृतीयायामुपोषयेत् ॥ ५३॥ मालती दंतकाष्ठं च नियमग्रहणं ततः । पतिसौभाग्यदां देवीं सुन्दरीं पूजयेत्ततः ॥ ५४ ॥ पद्मैः सितैः सुरक्तैश्च मल्लिकामिश्र पूजयेत् । दधिभक्तं सकर्पूरं शर्कराघृतसंयुतम् ॥५५॥ नैवेद्यं कल्पयेद्देव्या अर्घ्यं चाम्रफलं भवेत् । हेमोदकं च सम्प्राश्य पुष्टिसौभाग्यमाप्नुयात् ॥ ५६ ॥ ज्येष्ठे मासि तृतीयायामुपवासपरा भवेत् । यूथिकादन्तकाष्ठं च लाव-

ग्यसुभगार्थिनी ॥ ५७ ॥ मल्लिकाकुसुमैः पूज्यां यक्षकर्दमचर्चिताम् । लावण्यसुभगां देवीं सुन्दरीं पूजयेत्ततः॥५८॥ कदलीफलार्घ्यदानं च नैवेद्यं घृतपूरिका ॥ मौक्तिकांबु ततः पीत्वा लावण्यसुभगा भवेत् ॥ ५९ ॥

ચૈત્ર માસની વદ ત્રીજને દિવસે પાપનો નાશ કરનાર સુખસૌભાગ્યસુંદરીની પૂજા કરવી: જાંબૂનું દાતણ કરવું;[50–51] દમનકના પુષ્પોથી પૂજા કરવી; બીલ્વફળથી અર્ઘ્ય આપવો; ઘી અને સાકર સહિત માંડાનું નૈવેદ્ય કરવું.[52] સુખ અને સૌભાગ્યની પ્રાપ્તિ માટે વજ્ર (એક જાતનો મણિ)નાં જળનું પ્રાશન કરવું. વૈશાખ વદિ ત્રીજને દિવસે ઉપવાસ કરવો.[53] માલતીનું દાતણ કરવું, અને નિયમ લેવો. પછી ધોળાં તથા લાલ કમળ અને મલ્લિકાનાં પુષ્પવડે પતિસૌભાગ્યદા દેવીની પૂજા કરવી. ઘી, સાકર અને દહીં સહિત ભાતનું નૈવેદ્ય કરવું.[54–55] આંબાથી અર્ઘ્યપ્રદાન કરવું; અને સુવર્ણનાં જલનું પ્રાશન કરવું, તેથી પુષ્ટિ તથા સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે.[56] જેઠ માસની કૃષ્ણ તૃતીયાને દિવસે ઉપવાસ કરવો. ચતુરાઇ ઇચ્છનારી સ્ત્રીએ જુઇનાં કાષ્ઠનું દાતણ કરવું.[57] મલ્લિકાનાં પુષ્પ અને યક્ષકર્દમવડે લાવણ્યસુભગા સુંદરી દેવીની પૂજા કરવી.[58] કેળાંનો અર્ઘ્ય આપવો, ઘીની પૂરીનું નૈવેદ્ય કરવું. પછી મોતીનું જલ પીવાથી લાવણ્યયુક્ત સૌભાગ્ય મળે છે.[59]

आषाढे च ततो मासि पतिसौभाग्यसुन्दरी । प्रातरुत्थाय कर्तव्यं दन्तकाष्ठमशोकजम् ॥ ६० ॥ नियमं तत्र कुर्वीत तृतीयायां प्रयत्नतः । बिल्वपत्रैः कोमलैश्च पतिसौभाग्यसुन्दरी ॥ ६१ ॥ जम्बूफलार्घ्यदानं च नैवेद्यं पायसं स्मृतम् । शर्कराघृतसंयुक्तं सुन्दरी प्रीयतां मम ॥ ६२ ॥ विद्रुमांबु निशि प्राश्य हविषा पारणं स्मृतम् ॥ सपत्नीनां मुखं नैव सा पश्यति कदाचन ॥ ६३ ॥ श्रावणे मासि सम्प्राप्ते तृतीयायामुपोषिता । बैल्वं वा बादरं काष्ठं जातिपुष्पैश्च शोभनैः॥ ६४ ॥ सा सर्वैश्वर्यसौभाग्यसुन्दरीं पूजयेत्ततः ॥ नैवेद्यं श्वेतपक्वान्नं धूपदीपादिकं तथा ॥ ६५ ॥ कदलीफलार्घ्यदानं च प्राशयेद्राजतं पयः । गजाश्वपशुदासीनां हेमरत्नादिवाससाम् ॥ ६६ ॥ ईश्वरी सर्वलोकानां भगवत्याः प्रसादतः । मासि भाद्रपदे प्राप्ते पूज्या सौभाग्यसुन्दरी ॥ ६७ ॥ दंतकाष्ठं तु कर्तव्यं मातुलिङ्गसमुद्भवम् । उत्पलैः पूजयेद्देवीमर्घ्यं कर्कटिकाफलम् ॥ ६८ ॥ नैवेद्येऽशोकवर्तिन्यः पिबेन्माणिक्यजं पयः । कर्पूरागुरुकस्तूरी मुखदेशे सुगंधिना ॥ ६९ ॥ आश्वयुज्यसिते पक्षे तृतीयायां व्रतं चरेत् । दंतकाष्ठं प्रकर्तव्यं प्लक्षवृक्षसमुद्भवम् ॥ ७० ॥ पूजयेत्परया भक्त्या पुत्रसौभाग्यसुन्दरीम् । उत्पलैः शतपत्रैश्च पूजा कार्या प्रयत्नतः ॥ ७१ ॥ नारिंगमर्घ्यदानार्थं कूष्मांडं वापि कल्पयेत् । नैवेद्ये गणकान् शुभान् शर्कराघृतपाचितान् ॥ ७२ ॥ औदुंबरं पयः प्राश्यं सुन्दरी प्रीयतां मम । पुत्रपौत्रसमायुक्ता सुखसौभाग्यसुन्दरी ॥७३॥ कार्तिके मासि संप्राप्ते तृतीयायामुपोषिता । औदुंबरं दंतकाष्ठं कृत्वा व्रतमुपाचरेत् ॥ ७४ ॥ केतकीभिश्च सौभाग्यनाम्ना संयोगसुन्दरीम् ॥ निवेदयेदपूपांश्च सुगंधान् शालिसंभवान् ॥ ७५ ॥ अक्रोडं चार्घ्यदाने च लवंगं प्राशयेत्ततः । सा वियोगं न चाप्नोति पितृभ्रातृसुतादिभिः ॥ ७६ ॥

આષાઢ માસની વદિ ત્રીજને દિવસે પતિ અને સૌભાગ્ય ઇચ્છનાર સુંદરીએ સવારમાં ઉઠી અશોકનું દાતણ કરવું.[60] નિયમ ધારણ કરવો, ને કોમળ બીલીનાં પત્રવડે પતિસૌભાગ્ય સુંદરી દેવીની પૂજા કરવી.[61] જાંબૂ ફળનો અર્ઘ્ય આપવો, સાકર અને ઘી સહિત દૂધપાકનું નૈવેદ્ય કરવું તથા 'મારી ઉપર સુંદરી પ્રસન્ન થાઓ' એમ કહેવું.[62] રાત્રિયે પરવાળાનાં જલનું પાન કરી સવારે હવિષ્યાન્નથી પારણું કરવું. એ પ્રમાણે જે કરે છે, તે કોઈ વખત સોકનું મોઢું જોતી નથી.[63] શ્રાવણ માસની કૃષ્ણતૃતીયાને દિવસે ઉપવાસ કરવો. બીલીનું અથવા બોરડીનું દાતણ કરવું. પછી જુઇનાં મનોહર પુષ્પથી સર્વૈશ્વર્યસૌભાગ્યસુંદરી દેવીનું પૂજન કરવું. શ્વેત પકવાન્નનું નૈવેદ્ય કરવું, ધૂપ, દીપ વગેરે કરવાં,[64–65] કેળાંથી અર્ઘ્યપ્રદાન કરવું અને રૂપાનું જલ પીવું. એ પ્રકારે કરવાથી દેવીના પ્રસાદથી હાથી, ઘોડા, પશુ, દાસી, સુવર્ણ, વસ્ત્ર, રત્ન અને સર્વ લોકની તે સ્ત્રી માલિક થાય છે. ભાદરવા વદ ત્રીજને દિવસે સૌભાગ્ય સુંદરીની પૂજા કરવી.[66–67] તેમાં બીજોરાંનું દાંતણ કરવું, કમળવડે દેવીની પૂજા કરવી, કાકડીનો અર્ઘ્ય આપવો,[68] અશોક મંજરીનું નૈવેદ્ય કરવું તથા માણેકનું જલ પીવું. (કપૂર, અગરુ અને કસ્તૂરી વગેરેથી મુખ સુગંધિમાન્ કરવું.)[69] આશો માસની વદિ ત્રીજને દિવસે વ્રત કરવું. પ્લક્ષવૃક્ષ (પીપર)નું દાતણ કરવું. તેમાં સો પાંખડીવાળાં કમળવડે સાવધાન થઈ પરમ ભક્તિથી પુત્રસૌભાગ્યસુંદરીની પૂજા કરવી.[70–71] નારંગી અથવા ભુરું કહોળુનો અર્ઘ્ય કરવો, ઘીમાં તળેલા સાકરનાં ચીરોટાંનું નૈવેદ્ય કરવું.[72] અને 'મારી ઉપર સુંદરી પ્રસન્ન થાઓ' એમ કહી ઊંબરાનું જલ પીવું. તેમ કરવાથી પુત્રપૌત્રની વૃદ્ધિ થાય છે અને સુખ સૌભાગ્ય મળે છે.[73] કાર્તિક વદિ ત્રીજને દિવસે ઉપવાસ કરવો. ઊંબરાનું દાતણ કરી વ્રત કરવું.[74] કેવડાથી સૌભાગ્યસંયોગ સુંદરીની પૂજા કરવી, શાળના સુગંધી માલપુવાનું નૈવેદ્ય કરવું,[75] અક્રોડનો અર્ઘ્ય દેવો અને લવિંગ ખાવાં. એવી રીતથી જે સ્ત્રી વ્રત કરે છે તેને પિતા, ભાઈ અને પુત્ર વગેરેનો વિયોગ થતો નથી.[76]

एवं चीर्णे व्रते कुर्यादुद्यापनविधिं ततः । सर्वशास्त्रमधीयानमागमेषु विशारदम् ॥ ७७ ॥ आचार्यं प्रार्थयेत्प्रातर्मार्गशीर्षे यथाविधि । चीर्णं व्रतं मयाऽऽचार्य उद्यापनविधिं मम ॥ ७८ ॥ व्रतवैकल्यनाशाय यथाशास्त्रं समाहितः ।

सुन्दरीमंडलं कार्यं गौरीतिलकमेव वा ॥ ७९ ॥ उमामहेश्वरं देवं सुवर्णेन तु कारयेत् । व्रतारंभे यथाशक्त्या राजतं वापि कारयेत् ॥ ८० ॥ वित्तशाठ्यं न कर्तव्यं सति द्रव्ये फलार्थिना । वर्षं प्रपूज्य तां मूर्तिं तामेव मंडलेऽर्चयेत् ॥ ८१ ॥ सर्वोपहारैर्गंधैश्च पुष्पैर्नानाविधैरपि । एकैव सा जगन्माता बहुरूपैर्व्यवस्थिता ॥ ८२ ॥ रूपैर्द्वादशभिश्चैव पूज्या सौभाग्यसुन्दरी । ततः पद्मनिभां देवीं रक्तवस्त्रोपशोभिताम् ॥ ८३ ॥ रक्ताभरणशोभाढ्यां रक्तकुंकुमचर्चिताम् । ध्यात्वा चैवंविधां देवीं पूजयेदेकमानसा ॥ ८४ ॥ रात्रौ जागरणं कार्यं गीतवादित्र निःस्वनैः । ततः सर्वाणि पुष्पाणि नैवेद्यादिफलानि च ॥ ८५ ॥ अर्घ्यार्थं परिकल्प्यानि सर्वकामार्थसिद्धये ॥

એ પ્રકારે વ્રત પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું. માગશર માસની કૃષ્ણપક્ષની ત્રીજને દિવસે પ્રાતઃકાલમાં વેદમાં પ્રવીણ અને સર્વ શાસ્ત્ર ભણેલા આચાર્યની પ્રાર્થના કરવી કે, 'હે આચાર્ય! મેં વ્રત કરેલું છે તે નિષ્ફળ ન થાય, એટલા માટે સાવધાન થઈ શાસ્ત્ર પ્રમાણે ઉદ્યાપન કરાવો.' પછી ગૌરીતિલક અથવા સુંદરી મંડલ કરવું.[૭૭–૭૯] તેમાં મહાદેવજી તથા પાર્વતીજીની મૂર્તિ સોનાની કરવી. શક્તિ ન હોય તો રૂપાની કરવી.[૮૦] પણ ફલ ઇચ્છનારા પુરુષે પોતાની પાસે ધન હોય તો લોભથી કપટ કરવું નહિ. તે મૂર્તિની વર્ષપર્યંત પૂજા કરી મંડપમાં ગંધ, પુષ્પ વગેરે નાના પ્રકારથી પૂજા કરવી. એ દેવી એક છે તથાપિ ઘણાં રૂપને ધારણ કરે છે.[૮૧–૮૨] માટે બાર માસોમાં બાર રૂપ ધારણ કરનારી, સૌભાગ્યસુંદરીની પૂજા કરવી. ત્યાર પછી 'દેવીની કાંતિ કમલના જેવી છે, તે લાલ કપડાથી શોભિત છે, લાલ અલંકારોથી વિશેષ શોભે છે. અને કંકુથી ચર્ચિત છે,' એ પ્રકારે દેવીનું ધ્યાન કરી એક મનથી પૂજા કરવી;[૮૩–૮૪] તથા રાત્રિએ જાગરણ કરવું, વાજાં વગડાવવાં, ગીત ગવરાવવાં. પછી પુષ્પ ચડાવવાં ને નૈવેદ્ય વગેરે ધરવાં; ફલનો અર્ઘ્ય આપવો, કે જેથી સર્વ કામના સિદ્ધ થાય છે.

ततः प्रभाते विमले स्नानं कृत्वा विधानतः ॥ ८६ ॥ कुसुंभकुसुमैर्होमं किंशुकैर्वापि कारयेत् । अष्टोत्तरशतं पूर्णं मधुत्रयसमन्वितम् ॥ ८७ ॥ तदभावे तु कर्तव्यः शतपत्रैर्विधानतः । आसुरेण च मन्त्रेण गौणं मुख्यं समाचरेत् ॥ ८८ ॥ भोजयेच्च प्रयत्नेन चतुरोऽष्टौ विधानतः । मिष्टान्नेन सपत्नीकान् भक्त्या वै परितोषयेत् ॥ ८९ ॥ वस्त्रालंकरणैश्चैव यथाशक्ति प्रपूजयेत् । सौभाग्यवस्त्रं चैकैकं नारीणां चैव दापयेत् ॥ ९० ॥ ततो हस्ते प्रशतव्यं कुंकुमं लवणं गुडम् । नालिकेरं तथा वल्ली दूर्वासिंदूरकज्जलम् ॥ ९१ ॥ मंगलाष्टकमेतद्वै दत्त्वा सौभाग्यमाप्नुयात् । आचार्यं च सपत्नीकं वस्त्रालंकरणैः शुभैः ॥ ९२ ॥ परिधाप्य यथाशक्ति मंडलं तत्समर्पयेत् । प्रार्थयेच्च ततो देवीं सर्वसौभाग्यसुन्दरीम् ॥ ९३ ॥ पूजिताऽसि मया देवि सर्वसौभाग्यसुन्दरी । दत्त्वा मत्प्रार्थितान्कामान् गच्छ देवि यथासुखम् ॥ ९४ ॥ मूर्तिं च मंगलां देव्या उपहारांश्च सर्वशः । गुरो गृहाण सर्वं त्वं सुन्दरी प्रियतामिति ॥ ९५ ॥ त्वत्प्रसादान्मया चीर्णं व्रतमेतत्सुदुर्लभम् । क्षमस्व विप्रशार्दूल प्रसादसुमुखो भव ॥९६॥ एवं चीर्णव्रता नारी कृतकृत्या भवेत्सदा । येनेदं च कृतं वर्षं संप्राप्तं जन्मनः फलम् ॥ ९७ ॥ नातः परतरं किंचिद्व्रतं सौभाग्यकारकम् । देहांते शिवलोके तु भोगान् भुक्त्वा यथेप्सितान् ॥ ९८ ॥ इति श्रीभविष्योत्तरपुराणे सौभाग्यसुन्दरीव्रतोद्यापनं संपूर्णम् ॥

પછી સવારમાં સ્વચ્છ જલથી વિધિથી સ્નાન કરી, કસુંબાના પુષ્પવડે અથવા કેસુડાંવડે ત્રણ મધુ સહિત એકસો આઠ વખત હોમ કરવો.[૮૫–૮૭] તેનો અભાવ હોય તો કમલવડે વિધિપૂર્વક હોમ કરવો. આસુર મંત્રથી મુખ્ય અને ગૌણ હોમ કરવો.[૮૮] ચાર અથવા આઠ જોડાંને ભક્તિથી મિષ્ટાન્ન જમાડી પ્રસન્ન કરવાં.[૮૯] પછી વસ્ત્ર અલંકારવડે યથાશક્તિ તેની પૂજા કરવી; તથા સ્ત્રીઓને એક એક સૌભાગ્ય વસ્ત્ર આપવું.[૯૦] પછી કંકુ, મીઠું, ગોળ, નાળીયેર, નાગવલ્લી, સિંદૂર, કાજળ અને ધ્રો, એ આઠ મંગળ વસ્તુ હાથમાં આપવી. તે આપવાથી સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. આચાર્ય તથા તેમનાં પત્નીને સુંદર વસ્ત્ર અને અલંકારવડે યથાશક્તિ પ્રસન્ન કરી, તે મંડળ આપી દેવું. ત્યાર બાદ, 'હે સર્વ સૌભાગ્યસુંદરી! મેં આપની પૂજા કરી છે, માટે મારા મનોરથ પૂર્ણ કરી સુખેથી આપ સ્વસ્થાને પધારો.' એ પ્રકારે સર્વ સૌભાગ્યસુંદરી દેવીની પ્રાર્થના કરવી.[૯૧–૯૪] પછી 'હે ગુરો! દેવીની મનોહર મૂર્તિ તથા પૂજાની સર્વ સામગ્રી આપ ગ્રહણ કરો, અને તેથી સૌભાગ્યસુંદરી દેવી પ્રસન્ન થાઓ. હે ઉત્તમ બ્રાહ્મણ! આપના અનુગ્રહથી હું આ મોટાં વ્રતનો પાર પામી છું. આપને પ્રયાસ પડ્યો છે, તે ક્ષમા કરો અને પ્રસન્ન થાઓ,' એ પ્રકારે આચાર્યની પ્રાર્થના કરવી.[૯૫–૯૬] આ પ્રમાણે જે સ્ત્રી સૌભાગ્યસુંદરીનું વ્રત, વર્ષપર્યંત કરે છે તેનો જન્મ સફળ થાય છે અને કૃતકૃત્ય થાય છે.[૯૭] આ લોકમાં યથેષ્ટ ભોગો ભોગવી, અંતે તે શિવલોકને પ્રાપ્ત થાય છે. કારણ કે આ જેવું બીજું ઉત્તમ સૌભાગ્ય આપનારું વ્રત નથી.[૯૮] એ પ્રકારે ભવિષ્યોત્તર પુરાણમાં સૌભાગ્યસુંદરી વ્રત તથા ઉદ્યાપન કહેલું છે.

---

# ચતુર્થીનાં વ્રતો

## સંકષ્ટચતુર્થીવ્રત–પૂજા

अथ चतुर्थीव्रतानि लिख्यंते ॥ तत्र श्रावणकृष्णचतुर्थ्यां सङ्कष्टचतुर्थीव्रतम् । तच्च चन्द्रोदयव्यापिन्यां कार्यम् ।

श्रावणे बहुले पक्षे चतुर्थ्यां तु विधूदये । गणेशं पूजयित्वा तु चन्द्रायार्घ्यं प्रदापयेत् ॥ इति कथायां तत्र व्रतपूजाविधानात् । दिनद्वये तद्व्याप्तौ पूर्वैव, 'मातृविद्धा गणेश्वरे' इति वचनात् । दिनद्वयेऽव्याप्तौ परैव । हेमाद्रौ चन्द्रोदयाभावे चतुर्थी निशि षट्घटिकाव्याप्ता परैव व्रते इति ॥ अथ व्रतविधिः—मासपक्षाद्युल्लिख्य अमुकतिथौ—मम विद्याधनपुत्रपौत्रप्राप्त्यर्थं समस्तरोगमुक्तिकामः श्रीगणेशप्रीत्यर्थं संकष्टचतुर्थीव्रतमहं करिष्ये । तत्रादौ स्वस्तिवाचनं गणपतिपूजनं कलशार्चनं च करिष्ये । सुवर्ण–रौप्य–ताम्र–मृन्मयान्यतमां गणपतिमूर्तिं कृत्वा जलपूर्णपूर्णपात्रवस्त्रयुतकुम्भोपरि स्थापयित्वा षोडशोपचारैः पूजयेत् ॥

શ્રાવણ વદિ ચોથને ( ગુજરાતીઓની ભાદવા વદ ચોથને ) દિવસે સંકષ્ટ ચતુર્થીનું વ્રત થાય છે. તે વ્રત જે દિવસે ચંદ્રોદય વખતે ચતુર્થી હોય, તે દિવસે કરવું; કારણ કે 'શ્રાવણ વદિ ચોથને દિવસે ચંદ્રોદય વખતે ગણેશનું પૂજન કરી ચંદ્રને અર્ઘ્ય આપવો.' એ પ્રકારે કથામાં કહેલું છે. બેય દિવસે ચંદ્રોદય વખતે ચતુર્થી હોય તો પહેલે દિવસે વ્રત કરવું અને 'ગણપતિના વ્રતમાં તૃતીયાવિદ્ધ ચતુર્થી લેવી' એવું વચન છે. બન્ને દિવસે ચંદ્રોદય વખતે ચતુર્થી ન હોય તો બીજે દિવસે વ્રત કરવું; કારણ કે 'બેય દિવસે ચતુર્થીમાં ચંદ્રોદયનો અભાવ હોય તો રાત્રિમાં છ ઘડી સુધી ચતુર્થી હોય, તે દિવસે વ્રત કરવું,' એમ હેમાદ્રિમાં કહેલું છે. વ્રતનો પ્રકાર-માસ, પક્ષ, તિથિ વગેરેનું ઉચ્ચારણ કરીઃ–મને વિદ્યા, ધન, પુત્ર અને પૌત્રની પ્રાપ્તિ માટે તથા સર્વ રોગ દૂર થવા માટે અને શ્રીગણપતિને પ્રસન્ન કરવા માટે હું સંકષ્ટ ચતુર્થીનું વ્રત કરીશ; તેમાં પ્રથમ સ્વસ્તિવાચન, ગણપતિપૂજન અને કલશસ્થાપન કરીશ; એ પ્રકારે સંકલ્પ કરવો. પછી સોનાની, રૂપાની, ત્રાંબાની અથવા માટીની ગણપતિની મૂર્તિને જળથી ભરેલાં પૂર્ણપાત્ર તથા બે વસ્ત્ર સહિત કુંભની ઉપર રાખી તેની ષોડશોપચારવડે પૂજા કરવી.

तद्यथा—लम्बोदरं चतुर्बाहुं त्रिनेत्रं रक्तवर्णकम् । नानारत्नैः सुवेषाढ्यं प्रसन्नास्यं विचिन्तयेत् ॥ ध्यायेद्गजाननं देवं तप्तकांचनसुप्रभम् । चतुर्बाहुं महाकायं सूर्यकोटिसमप्रभम् । इति ध्यानम् ॥ आगच्छ त्वं जगन्नाथ सुरासुरनमस्कृत । अनाथनाथ सर्वज्ञ विघ्नराज कृपां कुरु । सहस्रशीर्षा पुरुषः० । गजास्याय नमो गजास्यमावाहयामि ॥ गोप्ता त्वं सर्वलोकानामिंद्रादीनां विशेषतः । भक्तदारिद्र्यविच्छेत्ता एकदन्त नमोऽस्तु ते । पुरुषएवेदं० विघ्नराजाय० आसनम् ॥ मोदकान् धारयन् हस्ते भक्तानां वरदायक । देवदेव नमस्तेऽस्तु भक्तानां फलदो भव । एतावानस्य० लम्बोदराय० । पाद्यम् ॥ महाकाय महारूप अनन्तफलदो भव । देवदेव नमस्तेऽस्तु सर्वेषां पापनाशन । त्रिपादूर्ध्व० शंकरसूनवे० । अर्घ्यम् ॥ कुरुष्वाचमनं देव सुरवन्द्य सुवाहन ॥ सर्वाघदलनस्वामिन्नीलकण्ठ नमोऽस्तु ते ॥ तस्माद्विराळ० उमासुताय० । आचमनीयम् ॥ स्नानं पंचामृतेनैव गृहाण गणनायक । अनाथनाथ सर्वज्ञ नमो मूषकवाहन ॥ पयोदधिघृतं चैव शर्करामधुसंयुतम् । पंचामृतेन स्नपनं प्रीत्यर्थं प्रतिगृह्यताम् । वक्रतुण्डाय० पञ्चामृतस्नानम् ॥ गंगा च यमुना चैव गोदावरी सरस्वती ॥ नर्मदासिन्धुकावेरीजलं स्नानाय कल्पितम् ॥ यत्पुरुषेण० हेरम्बाय० । स्नानम् ॥

તે આ પ્રકારે કરવીઃ–ગણપતિ દેવ કે જેને લાંબું પેટ છે, ચાર હાથ છે, ત્રણ નેત્ર છે, લાલ વર્ણ છે, નાના પ્રકારના રત્નાલંકાર ધારણ કરવાથી જેનો સુંદર વેષ છે, પ્રસન્ન મુખ છે, તપાવેલા સોના જેવી કાંતિ છે, મોટું શરીર છે અને કરોડ સૂર્યના જેવી કાંતિ છે, તેનું ( હું ) ધ્યાન કરું છું, એ પ્રકારે ધ્યાન કરવું. પછી 'હે વિઘ્નરાજ ! હે જગતના નાથ ! હે દેવ તથા દૈત્યોએ નમસ્કૃત ! હે અનાથના નાથ ! હે સર્વજ્ઞ ! આપ કૃપા કરો. એ મંત્ર તથા 'सहस्रशीर्षा०' એ મંત્રથી નમસ્કાર કરી, ગજાનનનું આવાહન કરું છું' એ પ્રકારે આવાહન કરી, પછી, ' હે એકદંત ! આપ સર્વ લોક તથા વિશેષે કરી ઇંદ્ર વગેરેનું રક્ષણ કરનાર છો; ભક્તોનાં દારિદ્રયને દૂર કરનાર છો, માટે આપને નમસ્કાર કરું છું.' એ મંત્ર તથા 'पुरुष एवेदं०' એ મંત્રથી વિઘ્નરાજને નમસ્કાર કરી આસન આપવું. પછી, ' હે હાથમાં લાડુ ધારણ કરનાર ! હે ભક્તોને વર આપનાર ! હે દેવના દેવ ! આપને નમસ્કાર હો. આપ ભક્તોને ફળ આપનારા થાઓ.' એ મંત્ર તથા 'एतावानस्य'० એ મંત્રથી લંબોદરને નમસ્કાર કરી પાદ્ય આપવું. પછી, ' હે મહાકાય ! મહારૂપ ! હે દેવના દેવ ! હે પાપનો નાશ કરનાર ! આપને નમસ્કાર કરું છું. આપ અનંત ફલ આપો.' એ મંત્ર તથા 'त्रिपादूर्ध्व०' એ મંત્રથી શંકરસુતને નમસ્કાર કરી અર્ઘ્ય આપવો. પછી, ' હે દેવ ! હે સુરવંદ્ય ! હે સુંદર વાહનવાળા ! હે સર્વ પાપનો નાશ કરનારા ! હે સ્વામિન્ ! હે નીલકંઠ ! આપને નમસ્કાર હો. આપ આચમન કરો.' એ મંત્ર તથા 'तस्माद्विरा०' એ મંત્રથી ઉમાસુતને નમસ્કાર કરી આચમન આપું છું. 'હે ગણપતે ! હે અનાથના નાથ ! હે સર્વજ્ઞ ! હે ઊંદરના વાહનવાળા ! આપને નમસ્કાર કરું છું. આપ પંચામૃતથી સ્નાન કરો.' 'દૂધ, દહીં, ઘી, સાકર અને મધ એ પંચામૃતથી આપ સ્નાન કરો અને પ્રસન્ન થાઓ.' એ મંત્રથી વક્રતુંડને નમસ્કાર કરી પંચામૃતથી સ્નાન કરાવવું. પંચામૃત સ્નાન. 'ગંગા, યમુના, સરસ્વતી, નર્મદા, સિંધુ અને કાવેરીનું જલ સ્નાનમાટે તૈયાર છે,' એ મંત્રથી તથા 'यत्पुरुषेण०' એ મંત્રથી ગણેશને નમસ્કાર કરી સ્નાન કરાવવું.

रक्तवस्त्रयुग्मं च देवानामपि दुर्लभम् । गृहाण मङ्गलं देव लम्बोदर हरात्मज । तंयज्ञं० शूर्पकर्णाय० । वस्त्रम् ॥ ब्रह्मसूत्रं सोत्तरीयं गृहाण गणनायक । आरक्तं ब्रह्मसूत्रं च कनकस्योत्तरीयकम् । तस्माद्यज्ञात्सर्वहुतः संभृतंपृ० कुब्जाय० । यज्ञोपवीतम् ॥ गृहाणेश्वर सर्वज्ञ दिव्यचंदनमुत्तमम् । करुणाकर गुंजाक्ष गौरीसुत नमोऽस्तु ते । तस्माद्यज्ञात्सर्वहुतऋचःसा० गणेश्वराय० गन्धम् ॥ अक्षताश्च सुरश्रेष्ठ कुंकुमाक्ता सुशोभिताः । मया निवेदिता भक्त्या गृहाण गणनायक । अक्षतान् ॥ सुगंधिदिव्यमालां च गृहाण गणनायक । विनायक नमस्तुभ्यं शिवसूनो नमोऽस्तु ते । मालाम् ॥ माल्यादीनि सुगंधीनि० । तस्मादश्वा० विघ्ननाशिने नमः । पुष्पाणि ॥ अनेनैव नाम्ना दूर्वाकुंकुमादि दद्यात् ॥ अथांगपूजा—गणेश्वराय० पादौपू०, विघ्नराजाय० जानुनीपू०,आखुवाहनाय० ऊरू पू०, हेरंबाय० कटीपू०, कामारिसूनवे० नाभिपू०, लम्बोदराय० उदरंपृ०, गौरीसुताय० स्तनौपू०, गणनायकाय० हृदयंपू०, स्थूलकंठाय० कण्ठंपू०, स्कन्दाग्रजाय० स्कन्धौपू०, पाशहस्ताय० हस्तौपू०, गजवक्राय० वक्रंपू०, विघ्नहर्त्रे० ललाटंपृ०, सर्वेश्वराय० शिरःपू० श्रीगणाधिपाय नमः सर्वांगं पूजयामि ।

'હે દેવ ! હે લંબોદર ! હે શંકરપુત્ર ! દેવતાઓને પણ દુર્લભ એવાં બે લાલ વસ્ત્રનું ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'तं यज्ञं०' એ મંત્રથી શૂર્પકર્ણને નમસ્કાર કરી વસ્ત્ર આપું છું. 'હે ગણનાયક ! લાલ જનોઈ અને સુવર્ણનાં ઉત્તરીયનું ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्व०' એ મંત્રથી કુબ્જને નમસ્કાર કરી જનોઈ આપું છું. 'હે ઇશ્વર ! હે સર્વજ્ઞ ! હે કરુણાકર ! હે ચણોઠીના જેવાં નેત્રવાળા ! હે પાર્વતીપુત્ર ! આપને નમસ્કાર કરૂં છું, આપ ઉત્તમ સુંદર ચંદનનું ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुत ऋचः'० એ મંત્રથી ગંધ ધરાવવું. 'હે સુરશ્રેષ્ઠ ! હે ગણનાયક ! કંકુવાળા સુંદર અક્ષત ભક્તિથી આપને આપું છું, તે ગ્રહણ કરો'. એ મંત્રથી અક્ષત આપવા. હે વિનાયક ! હે ગણનાયક ! હે શિવપુત્ર ! આપને નમસ્કાર કરૂં છું. આપ સુગંધી દિવ્યમાલાને ગ્રહણ કરો. વળી 'माल्यादीनि' એ મંત્ર તથા 'तस्मादश्वा०' એ મંત્રથી વિઘ્નનાશીને નમસ્કાર કરી પુષ્પ આપું છું. વિઘ્નનાશી નામથી ધ્રો, કંકુ વગેરે પણ ચડાવવાં. અંગ પૂજા—'गणेश्वराय नमः' એ મંત્રથી પગની પૂજા કરવી. 'विघ्नराजाय नमः' એથી ગોઠણની; 'आखुवाहनाय नमः' એથી સાથળની; 'हेरंबाय नमः' એથી કેડની; कामारिसूनवे नमः' એથી નાભિની; 'लंबोदराय नमः' એથી પેટની, 'गौरीसुताय नमः' એથી સ્તનની, 'गणनायकाय नमः' એથી હૃદયની, 'स्थूलकंठाय नमः' એથી કંઠની, 'स्कंदाग्रजाय नमः' એથી ખભાની, 'पाशहस्ताय नमः' એથી હાથની, 'गजवक्राय नमः' એથી મુખની, 'विघ्नहर्त्रे नमः' એથી લલાટની, 'सर्वेश्वराय नमः' એથી મસ્તકની, 'गणाधिपाय नमः' એથી સર્વાંગની પૂજા કરવી.

दशांगं गुग्गुलुं धूपमुत्तमं गणनायक । गृहाण देवदेवेश उमासुत नमोऽस्तु ते । यत्पुरुषम्० विकटाय० धूपम्० ॥ सर्वज्ञ सर्वरत्नाढ्य सर्वेश विबुधप्रिय । गृहाण मंगलं दीपं घृतवर्तिसमन्वितम् । ब्राह्मणोस्य० वामनाय० दीपम् ॥ नैवेद्यं गृह्यतां देव नानामोदकसंयुतम् । पक्वान्नफलसंयुक्तं षड्रसैश्च समन्वितम् । चंद्रमामन० सर्वदेवाय० । नैवेद्यम्० ॥ कृष्णावेण्यागौतमीनां पयोष्णीनर्मदाजलैः । आचम्यतां विघ्नराज प्रसन्नो भव सर्वदा ॥ आचमनम् ॥ फलान्यमृतकल्पानि सुगन्धीन्यघनाशन । आनीतानि यथाशक्त्या गृहाण गणनायक । सर्वार्तिनाशिने० फलम्० ॥ तांबूलं गृह्यतां देव नागवल्ल्या दलैर्युतम् । कर्पूरेण समायुक्तं सुगंधं मुखभूषणम् । विघ्नहर्त्रे० तांबूलम् ॥ सर्वदेवाधिदेवस्त्वं सर्वसिद्धिप्रदायक । भक्त्या दत्तां मया देव गृहाण दक्षिणां विभो । सर्वेश्वराय० । दक्षिणाम्० ॥ पंचवर्तिसमायुक्तं वह्निना योजितं मया । गृहाण मंगलं दीपं विघ्नराज नमोऽस्तु ते । नीराजनम् । यानि कानि च पा० नाभ्याआसीति प्रदक्षिणाः ॥ नमोस्त्वनं० । समास्येति नमस्कारः । यज्ञेन यज्ञमिति मन्त्रपुष्पांजलिम् ॥

હે ગણનાયક ! હે દેવદેવેશ ! હે પાર્વતીપુત્ર ! હું નમસ્કાર કરું છું. દશાંગ ગુગળના ધૂપનું ગ્રહણ કરો. એ મંત્ર તથા 'यत्पुरुषं०' એ મંત્રથી વિકટને નમસ્કાર કરી ધૂપ કરું છું. હે સર્વજ્ઞ ! હે સર્વરત્નસહિત ! હે સર્વેશ ! હે દેવને પ્રિય ! મનોહર ઘીના દીવાનું ગ્રહણ કરો. એ મંત્ર તથા 'ब्राह्मणोस्य०' એ મંત્રથી વામનને નમસ્કાર કરી દીવો કરું છું. હે દેવ ! નાના પ્રકારના લાડુવાળું રાંધેલું અન્ન અને પાકેલાં ફલ સહિત છ રસવાળું નૈવેદ્ય છે તેનું ગ્રહણ કરો, એ મંત્ર તથા 'चन्द्रमा मन०' એ મંત્રથી સર્વ દેવને નમસ્કાર કરી નૈવેદ્ય આપું છું. હે વિઘ્નરાજ ! કૃષ્ણા, વેણ્યા, ગૌતમી, પયોષ્ણી અને નર્મદાનાં જલવડે આચમન કરો અને આપ સર્વદા પ્રસન્ન રહો. એ મંત્રથી આચમન. હે પાપનાશક ! હે ગણનાયક ! અમૃત જેવાં સુંદર સુગંધી ફલ જે મળ્યાં તે લાવ્યો છું, તે આપ ગ્રહણ કરો. સર્વાર્તિનાશીને નમસ્કાર કરી ફલ આપું છું. હે દેવ ! નાગરવેલનાં પાન અને કપૂર સહિત તાંબૂલ, કે જે સુગંધિ અને મુખને શોભાવનાર છે તેનું ગ્રહણ કરો, એ મંત્રથી વિઘ્નહર્તાને નમસ્કાર કરી તાંબૂલ આપવાં. હે સર્વ દેવના અધિદેવ ! હે સર્વ સિદ્ધિને આપનાર ! હે દેવ ! હે વિભો ! આપને ભક્તિથી દક્ષિણા આપું છું, તે ગ્રહણ કરો. એ મંત્રથી સર્વેશ્વરને નમસ્કાર કરી દક્ષિણા આપવી. હે વિઘ્નરાજ ! આપને નમસ્કાર કરું છું. અગ્નિથી પ્રકટાવેલી પાંચ વાટવાળા મંગલદીપનું ગ્રહણ કરો, એમ કહી આર્તિ કરવી. 'यानि कानि च०' એ મંત્ર તથા 'नाभ्या

आसी०' એ મંત્રથી પ્રદક્ષિણા કરવી. 'नमोऽस्त्वनं०' એ મંત્ર તથા 'सप्तास्या०' એ મંત્રથી નમસ્કાર. 'यज्ञेन यज्ञ०' એ મંત્રથી પુષ્પાંજલિ આપવી.

**एवं पूजा प्रकर्तव्या षोडशैरुपचारकैः । मोदकान्कारयेन्मातस्तिलजान् दश पार्वति ॥ देवाग्रे स्थापयेत्पंच पंच विप्राय कल्पयेत् । पूजयित्वा तु तं विप्रं भक्तिभावेन देववत् ॥ दक्षिणां च यथाशक्त्या दत्वा वै पंचमोदकान् । पूजयेन्निशि चंद्रं च अर्घ्यं दत्वा यथाविधि । क्षीरसागरसंभूत सुधारूप निशाकर । गृहाणार्घ्यं मया दत्तं गणेशप्रीतिवर्द्धनम् । रोहिणीसहितचंद्रमसे नमः इदमर्घ्यं० । क्षीरोदार्णवसंभूत सुधारूप निशाकर । गृहाणार्घ्यं मया दत्तं रोहिण्या सहितः शशिन् । रोहिणीसहितचंद्राय० इदमर्घ्यं ॥ गणेशाय नमस्तुभ्यं सर्वसिद्धिप्रदायक । संकष्टं हर मे देव गृणार्घ्यं नमोऽस्तु ते ॥ कृष्णपक्षे चतुर्थ्यां तु पूजितोऽसि विधूदये । क्षिप्रप्रसादितो देव गृहाणार्घ्यं नमोऽस्तु ते । संकष्टहर–गणेशाय इदमर्घ्यं० । तिथीनामुत्तमे देवि गणेशप्रियवल्लभे । सर्वसंकष्टनाशाय चतुर्थ्यर्घ्यं नमोस्तु ते । चतुर्थ्यै० अर्घ्यम् ॥ वायनमन्त्रः–विप्रवर्य नमस्तुभ्यं मोदकान्वै ददाम्यहम् । मोदकान् सफलान् पंच दक्षिणाभिः समन्वितान् । आपदुद्धरणार्थाय गृहाण द्विजसत्तम ॥ प्रार्थना–अन्युद्रमतिरिक्तं वा द्रव्यहीनं मया कृतम् । तत्सर्वं पूर्णतां यातु विप्ररूप गणेश्वर ॥ ब्राह्मणान्भोजयेद्देवि यथाऽन्नेन यथासुखम् । स्वयं भुञ्जीत पंचैव मोदकान्फलसंयुतान् ॥ अशक्तश्चैकमन्नं वा भुञ्जीत दधिसंयुतम् । अथवा भोजनं कार्यमेकवारं हिमाद्रिजे ॥ प्रतिमां गुरवे दद्यादाचार्याय सदक्षिणाम् । वस्त्रकुंभसमायुक्तामादौ मन्त्रमिमं जपेत् ॥ ॐ नमो हेरंब मदमोहित संकष्टान्निवारय निवारय–इति मूलमन्त्रमेकविंशतिवारं जपेत् ॥ विसर्जनमन्त्रः–गच्छगच्छ सुरश्रेष्ठ स्वस्थाने त्वं गणेश्वर । व्रतेनानेन देवेश यथोक्तफलदो भव ॥ इति पूजा ॥**

હે માત ! હે પાર્વતિ ! એ પ્રકારે ષોડશોપચાર પૂજા કરી તલના દશ લાડુ ધરાવવા. તેમાંથી પાંચ ગણપતિને નૈવેદ્યને માટે ધરવા અને પાંચ ભક્તિથી દેવની પેઠે બ્રાહ્મણની પૂજા કરી તેને આપવા તથા યથાશક્તિ દક્ષિણા આપવી. પછી રાત્રિમાં અર્ઘ્ય દઈ વિધિથી ચંદ્રની પૂજા કરવી. તે પૂજા આ પ્રમાણે કરવીઃ–'હે ક્ષીરસમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા ! હે અમૃતરૂપ ચન્દ્ર ! ગણેશની પ્રીતિ વધારનાર આ મારા અર્ઘ્યનું ગ્રહણ કરો.' એ મંત્રથી રોહિણીસહિત ચંદ્રને નમસ્કાર કરી, એક અર્ઘ્ય આપવો. હે ક્ષીરસમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા અમૃતરૂપ ચંદ્ર ! હે શશિન્ ! તમે રોહિણી સહિત આ અર્ઘ્યનું ગ્રહણ કરો, એ મંત્રથી રોહિણી સહિત ચંદ્રને બીજો અર્ઘ્ય આપવો. 'હે ગણેશ ! હે સર્વ સિદ્ધિને આપનાર ! હે દેવ ! આપને નમસ્કાર કરું છું. આપ મારાં સંકષ્ટને દૂર કરો. હે દેવ ! કૃષ્ણપક્ષની ચોથને દિવસે ચંદ્રોદય વખતે આપની પૂજા કરી છે અને આપને તુરત પ્રસન્ન કરેલા છે. આપને નમસ્કાર કરું છું. આપ અર્ઘ્યનું ગ્રહણ કરો.' એ બે મંત્રોથી સંકષ્ટહર ગણેશને નમસ્કાર કરી અર્ઘ્ય આપવો. 'હે તિથિઓમાં ઉત્તમ ! હે ગણપતિને પ્રિય ચતુર્થી દેવિ ! સર્વ સંકષ્ટના નાશ માટે આપને નમસ્કાર કરું છું અને અર્ઘ્ય આપું છું,' એ મંત્રથી ચતુર્થીને નમસ્કાર કરી અર્ઘ્ય આપવો. 'હે ઉત્તમ બ્રાહ્મણ ! આપત્તિ દૂર થવા માટે ફલ તથા દક્ષિણા સહિત પાંચ લાડુ આપને આપું છું તેનું ગ્રહણ કરો;' એ મંત્રથી બ્રાહ્મણને વાયન આપવું. 'હે વિપ્રરૂપ ગણેશ ! અજ્ઞાનથી કમતી અથવા વધારે વસ્તુથી જે કર્મ થયેલું હોય, તે સર્વ આપની કૃપાથી પૂર્ણ થાઓ,' એ પ્રકારે તેની પ્રાર્થના કરવી. હે દેવિ ! પછી પ્રસન્નતાપૂર્વક બ્રાહ્મણોને જમાડી પોતે ફલ સહિત પાંચ લાડુ ખાવા. હે પાર્વતિ ! અશક્ત હોય તેણે દહીંની સાથે કેવલ અન્ન ખાવું; અથવા એક વખત જમવું. પછી, 'હે હેરંબ ! હે મદમોહિત ! સંકષ્ટ દૂર કરો, દૂર કરો.' એ મંત્રનો એકવીશવાર જપ કરી દક્ષિણા, વસ્ત્ર તથા કુંભ સહિત મૂર્તિ આચાર્યને આપવી. 'હે સુરશ્રેષ્ઠ ! હે ગણેશ્વર ! આપ સુખેથી આપને સ્થાને પધારો, અને હે દેવેશ ! આ વ્રત મેં કર્યું છે માટે મને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ફળ આપો.' એ પ્રકારે પૂજા કરવી.

## સંકષ્ટચતુર્થીની કથા

**अथ कथा ॥ ऋषय ऊचुः–दारिद्र्यशोककष्टाद्यैः पीडितानां च वैरिभिः । राज्यभ्रष्टैर्नृपैः सर्वैः क्रियते किं शुभार्थिभिः ॥ १ ॥ धनहीनैर्नरैः स्कंद सर्वोपद्रवपीडितैः । विद्यापुत्रगृहभ्रष्टै रोगयुक्तैः शुभार्थिभिः ॥ २ ॥ कर्तव्यं किं वदोपायं पुनः क्षेमार्थसिद्धये ॥ स्कंद उवाच–शृणुध्वं मुनयः सर्वे व्रतानामुत्तमं व्रतम् ॥३॥ संकष्टतरणं नामामुत्रेह सुखदायकम् । येनोपायेन संकष्टं तरंति भुवि देहिनः ॥ ४ ॥ यद्व्रतं देवकीपुत्रः कृष्णो धर्माय दत्तवान् । अरण्ये क्लिश्यमानाय पुनः क्षेमार्थसिद्धये ॥ ५ ॥ यथा कथितवान् पूर्वं गणेशो मातरं प्रति । तथा कथितवान् श्रीशो द्वापरे पांडवान्प्रति ॥ ६ ॥ ऋषय ऊचुः–कथं कथितवानंबां पार्वतीं श्रीगणेश्वरः । यथा पृच्छंति मुनयो लोकानुग्रहकांक्षिणः ॥ ७ ॥ स्कंद उवाच–पुरा कृतयुगे पुण्ये हिमाचलसुता सती । तपस्तप्तवती भूरि तेनालब्धः शिवः पतिः ॥ ८ ॥ तदाऽस्मरत्सा हेरंबं गणेशं पूर्वजं सुतम् । तत्क्षणादागतं दृष्ट्वा गणेशं परिपृच्छति ॥ ९ ॥ पार्वत्युवाच–तपस्तप्तं मया घोरं दुश्चरं लोमहर्षणम् । न प्राप्तः स मया कांतो गिरीशो मम वल्लभः ॥ १० ॥ संकष्टतरणं दिव्यं व्रतं नारद उक्तवान् । त्वदीयं यद्व्रतं तावत्कथयस्व पुरात-**

नम् ॥ ११ ॥ तच्छ्रुत्वा पार्वतीवाक्यं संकष्टतरणं व्रतम् । प्रीत्या कथितवान्देवो गणेशो ज्ञानसिद्धिदः ॥ १२ ॥

ઋષિઓ પૂછે છે–હે દેવ ! દારિદ્ર્ય, શોક અને કષ્ટથી પીડિત, શત્રુથી પીડિત અને રાજ્યથી ભ્રષ્ટ થયેલા શુભ ઇચ્છતા રાજાઓએ શું કરવું ?[1] અને હે કાર્તિકેય ! સર્વ જાતના ઉપદ્રવોથી પીડિત, વિદ્યા, પુત્ર તથા ધનરહિત, રોગી, દરિદ્ર એવા મનુષ્યોએ પોતાના કલ્યાણ માટે શું ઉપાય કરવો, તે કહો. કાર્તિકસ્વામી કહે છેઃ-હે મુનિઓ! સર્વ વ્રતોમાં ઉત્તમ વ્રત, કે જે દુઃખમાંથી તારનાર છે અને આ લોક તથા પરલોકમાં સુખ આપનાર છે. તે કહું છું તે તમે સાંભળો. આ વ્રતથી પૃથ્વીમાં મનુષ્યો સંકટને તરી જશે.[2–4] આ વ્રત શ્રીકૃષ્ણે વનમાં દુઃખી થતા ધર્મરાજાને ફરીથી સુખ મળવા માટે કરાવ્યું હતું.[5] જેમ પૂર્વે આ વ્રત ગણપતિએ પાર્વતીને કહ્યું હતું, તેમ શ્રીકૃષ્ણે દ્વાપરયુગમાં પાંડવોને કહ્યું હતું.[6] ઋષિઓ પૂછે છે–જેમ લોકની ઉપર દયા કરતા મુનિઓ પૂછે છે, તેમ ગણેશજીએ પાર્વતીજીને એ વ્રત કયા પ્રકારે શા માટે કહ્યું ?[7] કાર્તિકસ્વામી કહે છે–પૂર્વે સત્યયુગમાં પાર્વતીજીએ ઘણાં વર્ષ સુધી તપ કર્યું, પણ તેથી શિવજી પતિ મળ્યા નહીં, ત્યારે તેણે પૂર્વ જન્મના પુત્ર ગણેશજીનું સ્મરણ કર્યું, એટલે ગણપતિ તે વખતે પ્રકટ થયા. તેને જોઈ પાર્વતીજી પૂછવા લાગ્યાં કેઃ[8–9] પાર્વતીજી પૂછે છે;–હે પુત્ર ! મેં અતિ ઉગ્ર તપ કર્યું, તથાપિ અતિ પ્રિય અને મારા પતિ મહાદેવજી મને પ્રાપ્ત થયા નહીં; માટે જેથી સંકષ્ટ તરાય છે તેવું તમારું પ્રાચીન દિવ્ય વ્રત કહો, કે જે વ્રત નારદજીએ કહ્યું હતું.[10–11] એ પ્રકારનું પાર્વતીનું કહેવું સાંભળી, જ્ઞાન અને સિદ્ધિને આપનારા ગણપતિ પ્રીતિથી સંકષ્ટ તરવાનું વ્રત કહેવા લાગ્યા.[12]

गणेश उवाच–श्रावणे बहुले पक्षे चतुर्थ्यां तु विधूदये। गणेशं पूजयित्वा तु चंद्रायार्घ्यं प्रदापयेत् ॥ १३ ॥ पार्वत्युवाच–क्रियते केन विधिना किं कार्यं किं च पूजनम् । उद्यापनं कदा कार्यं मन्त्राः के स्युस्तु पूजने ॥ १४ ॥ किं ध्यानं श्रीगणेशस्य गणेश वद विस्तरात् । गणेश उवाच–चतुर्थ्यां प्रातरुत्थाय दंतधावनपूर्वकम् ॥ १५ ॥ ग्राह्यं व्रतमिदं पुण्यं संकष्टतरणं शुभम् । कर्तव्यमिति संकल्प्य व्रतेऽस्मिन्गणपं स्मरेत् ॥ १६ ॥ स्वीकारमन्त्रः–निराहारोऽस्मि देवेश यावच्चंद्रोदयो भवेत्। भोक्ष्यामि पूजयित्वाऽहं संकष्टात्तारयस्व माम् ॥ १७ ॥ एवं संकल्प्य राजेंद्र स्नात्वा कृष्णतिलैः शुभैः। आह्निकं तु विधायैव पश्चात्पूज्यो गणाधिपः ॥ १८ ॥ त्रिभिर्माषैस्तदर्धेन तृतीयांशेन वा पुनः । यथाशक्त्या तु वा हैमी प्रतिमा क्रियते मम ॥ १९ ॥ हेमाभावे तु रौप्यस्य ताम्रस्यापि यथासुखम् । सर्वथैव दरिद्रेण क्रियते मृन्मयी शुभा ॥ २० ॥ वित्तशाठ्यं न कर्तव्यं कृते कार्यं विनश्यति । जलपूर्णं वस्त्रयुतं कुंभं तदुपरि न्यसेत् ॥ २१ ॥ पूर्णपात्रं तत्र पद्मं लिखेदष्टदलं शुभम् । देवतां तत्र संस्थाप्य गंधपुष्पैः प्रपूजयेत् ॥ २२ ॥

ગણેશ કહે છે–શ્રાવણ વદિ ચોથને દિવસે ચન્દ્રોદય વખતે ગણેશની પૂજા કરી ચન્દ્રને અર્ઘ્યપ્રદાન કરવું.[13] પાર્વતી કહે છે–હે ગણેશ ! એ વ્રતનો શું પ્રકાર છે ? શું કરવું ? કેવી રીતથી ગણેશનું પૂજન કરવું ? ઉદ્યાપન ક્યારે કરવું ? કયા મંત્રોવડે પૂજા કરવી અને કેવી રીતથી ધ્યાન કરવું, તે વિસ્તારથી કહો. ગણેશ કહે છેઃ–ચોથને દિવસે સવારમાં ઉઠી, દાતણ કરી, પુણ્યકારક સંકષ્ટ ચતુર્થીનું વ્રત ગ્રહણ કરવું. 'હું આ વ્રત કરીશ' એ પ્રકારનો સંકલ્પ કરી ગણેશનું સ્મરણ કરવું.[14–16] હે દેવેશ! આજે ચન્દ્રોદય થશે ત્યાં સુધી હું નિરાહાર રહીશ અને આપનું પૂજન કરી હું ભોજન કરીશ, મને દુઃખથી તારો.[17] એ પ્રકારે વ્રતનો સંકલ્પ કરી કાળા તલથી સ્નાન કરી નિત્ય કર્મ સમાપ્ત કરી ગણપતિની પૂજા કરવી.[18] તેમાં ત્રણ માષા, દોઢ માષો, વા એક માષાની શક્તિ પ્રમાણે મારી સોનાની મૂર્તિ કરાવવી.[19] સોનાના અભાવમાં રૂપાની અને તેના અભાવમાં ત્રાંબાની, જેથી અંતઃકરણ પ્રસન્ન થાય તેવી મૂર્તિ કરાવવી. અતિ દરિદ્ર લોકોએ માટીની સુંદર મૂર્તિ કરવી;[20] પણ દ્રવ્યના લોભથી કપટ કરવું નહીં; અને જો કપટ કરે તો ફળ થાતું નથી. પછી બે કપડાં સહિત અને જળથી પૂર્ણ ઘડાની સ્થાપના કરવી.[21] તેની ઉપર પૂર્ણ પાત્ર રાખી તેમાં મનોહર અષ્ટદલ કમલ આલેખવું; અને તેમાં ગણેશ દેવની સ્થાપના કરી, ચંદન, પુષ્પવડે પૂજા કરવી.[22]

एवं व्रतं प्रकर्तव्यं प्रतिमासं त्वयाऽद्रिजे । यावज्जीवं तु वा वर्षाण्येकविंशतिमेव वा ॥ २३ ॥ अशक्तोऽप्येकवर्षं वा प्रतिवर्षमथापि वा । उद्यापनं तु कर्तव्यं चतुर्थ्यां श्रावणेऽसिते ॥ २४ ॥ स्वीकारश्च तथा कार्यः संकष्टहरणे तिथौ। गाणपत्यं तथाऽऽचार्यं सर्वशास्त्रविशारदम् ॥ २५॥ श्रद्धया प्रार्थयेदादौ तेनोक्तं विधिमाचरेत् । एकविंशतिविप्रांश्च वस्त्रालंकारभूषणैः ॥ २६ ॥ पूजयेद्गोहिरण्याद्यैर्हुत्वाऽग्नौ विधिपूर्वकम् । होमद्रव्यं मोदकाश्च तिलयुक्ता घृतप्लुताः ॥ २७ ॥ अष्टोत्तरसहस्रं वा नोचेदष्टोत्तरं शतम् । अष्टाविंशतिसंख्याकान्मोदकान्वा सशर्करान् ॥ २८ ॥ अशक्तोऽष्टौ शुभान् स्थूलान् जुहुयाज्जातवेदसि । वैदिकेन च मन्त्रेण आगमोक्तेन वा तथा ॥ २९ ॥ अथवा नाममन्त्रेण होमं कुर्याद्यथाविधि । पुष्पमंडपिका कार्या गणेशाल्हादकारिणी ॥ ३० ॥ पूजयेत्तत्र गणपं भक्तसंकष्टनाशनम् । गीतवादित्रनिनदैर्भक्तिभावपुरस्कृतैः ॥ ३१ ॥ पुराणवेदनिर्घोषैस्तोषयेच्च गणेश्वरम् । एवं जागरणं कार्यं शक्त्या दानादिकं तथा ॥ ३२ ॥

હે પર્વતપુત્રિ ! એ પ્રકારે જ્યાં સુધી જીવે ત્યાં સુધી મહીને મહીને વ્રત કરવું અથવા એકવીશ વર્ષ સુધી વ્રત

કરવું. ગરીબ માણસે એક વર્ષ સુધી મહીને મહીને વ્રત કરવું. તેમ ન બને તો વર્ષે વર્ષે વ્રત કરવું. સંકષ્ટ હરનાર શ્રાવણ વદિ ચોથને દિવસે જ આ વ્રતનું ઉદ્યાપન કરવું.[૨૩–૨૪] સર્વ શાસ્ત્રોમાં નિપુણ અને ગણપતિનો જે ભક્ત હોય, તેવા બ્રાહ્મણને આચાર્ય કરવો.[૨૫] પ્રથમ આચાર્યની પ્રાર્થના કરવી. પછી તે જેમ કહે તે પ્રકારે વ્રત કરવું. તેમાં વસ્ત્ર, અલંકાર, ગાય, અને સુવર્ણ વગેરેથી એકવીશ બ્રાહ્મણોની પૂજા કરવી; પછી અગ્નિમાં વિધિપૂર્વક હોમ કરવો. હોમ કરવા માટે તલ, ઘી અને સાકર સહિત એક હજાર ને આઠ લાડુ લેવા, તેટલાની શક્તિ ન હોય તો એકસો આઠ, અથવા અઠ્યાવીશ, નહીં તો મોટા આઠ સુંદર લાડુ લેવા, અને વૈદિકમંત્ર, પુરાણમંત્ર વા નામમંત્રથી અધિકાર પ્રમાણે હોમ કરવો. ગણેશને પ્રસન્ન કરે તેવો નાનકડો માંડવો બાંધવો.[૨૬–૩૦] તેમાં ભક્તોનાં સંકષ્ટોનો નાશ કરનારા ગણપતિનું પૂજન કરવું. ત્યાં ગીત ગાઈ વાજાં વગડાવીને પુરાણ તથા વેદના ઉચ્ચારવડે ગણપતિને પ્રસન્ન કરવા અને રાત્રે જાગરણ કરવું, તથા યથાશક્તિ દાન વગેરે આપવું.[૩૧–૩૨]

सपत्नीकमथाचार्यं तोषयेद्वस्त्रभूषणैः । उपानच्छत्रगोदानकमंडलुफलादिभिः ३३ ॥ शय्यावाहनभूदानधनधान्यगृहादिभिः । यथाशक्त्या प्रकर्तव्यं दारिद्र्याभावमिच्छता ॥ ३४ ॥ एकविंशतिविप्रांश्च भोजयेन्नामभिर्मम । गजास्यो विघ्नराजश्च लंबोदरशिवात्मजौ ॥ ३५ ॥ वक्रतुंडः शूर्पकर्णः कुब्जश्चैव विनायकः । विघ्ननाशो हि विकटो वामनः सर्वदैवतः ॥ ३६ ॥ सर्वार्तिनाशी भगवान् विघ्नहर्ता च धूम्रकः । सर्वदेवाधिदेवश्च सर्वे षोडश वै स्मृताः ॥ ३७ ॥ एकदंतः कृष्णपिंगो भालचंद्रो गणेश्वरः । गणपश्चैकविंशश्च सर्व एते गणेश्वराः ॥ ३८ ॥ दुर्गोपेंद्रश्च रुद्रश्च कुलदेव्यधिकं भवेत् । विशेषेणाष्टसंख्याकैर्मोदकैर्हवनं स्मृतम् ॥ ३९ ॥ एवं कृते विधानेन प्रसन्नोऽहं न संशयः । ददामि वांछितान् कामांस्तद्व्रतं मत्प्रियं कुरु ॥ ४० ॥

વસ્ત્ર, અલંકાર, પગરખાં, છત્ર, ગાય, કમંડલુ, ફલ, શય્યા, વાહન, પૃથ્વી, ધન, ધાન્ય અને ઘર વગેરે આપીને યથાશક્તિ આચાર્ય તથા તેમનાં પત્નીને પ્રસન્ન કરવાં કે જેથી દારિદ્ર્યનો નાશ થાય છે.[૩૩–૩૪] ગજાસ્ય, વિઘ્નરાજ, લંબોદર, શિવાત્મજ, વક્રતુંડ, શૂર્પકર્ણ, કુબ્જ, વિનાયક, વિઘ્નનાશ, વિકટ, વામન, સર્વદૈવત, સર્વાર્તિનાશી, વિઘ્નહર્તા, ધૂમ્રક, સર્વદેવાધિદેવ, એકદંત, કૃષ્ણપિંગ, ભાલચંદ્ર, ગણેશ્વર અને ગણપતિ, એ પ્રકારનાં મારાં એકવીશ નામોવડે, એકવીશ બ્રાહ્મણોમાં મારી ભાવના કરી તેઓને જમાડવા.[૩૫–૩૮] તથા દુર્ગા, વામનજી, રુદ્ર અને કુલદેવી નિમિત્તના અધિક બ્રાહ્મણો જમાડવા. વિશેષે કરી આઠ લાડુવડે હવન કરવો કહેલો છે.[૩૯] એ પ્રકારે કરવાથી હું પ્રસન્ન થાઉં છું અને મનવાંછિત ફલ આપું છું એમાં સંશય નથી, માટે હે પાર્વતીજી ! આપ પણ મને પ્રિય એવું તે વ્રત કરો.[૪૦]

श्रीकृष्ण उवाच—एवं तु कथितं सर्वं गणेशेन स्वयं नृप । पार्वत्या तत्कृतं राजन् व्रतं संकष्टनाशनम् ॥ ४१ ॥ व्रतेनानेन सा प्राप महादेवं पतिं स्वकम् । तत्कुरुष्व महाराज व्रतं संकष्टनाशनम् ॥ ४२ ॥ चतुर्थी संकटा नाम स्कंदेन कथिता ऋषीन् । ऋषिभिर्लोककामैस्तैर्लोके ततमिदं व्रतम् ॥ ४३ ॥ सूत उवाच—कृतं युधिष्ठिरेणैतद्राज्यकामेन वै द्विज । तेन शत्रून्निहत्याजौ स्वराज्यं प्राप्तवान् स्वयम् ॥ ४४ ॥ तस्मात्सर्वप्रयत्नेन व्रतं कार्यं विचक्षणैः । येन धर्मार्थकामाश्च मोक्षश्चापि भवेत्किल ॥ ४५ ॥ यः करोति व्रतं विप्राः सर्वकामार्थसिद्धिदम् । स वांछितफलं प्राप्य पश्चाद्गणपतां व्रजेत् ॥ ४६ ॥ यदा यदा परं विप्रा नरः प्राप्नोति संकटम् । तदा तदा प्रकर्तव्यं व्रतं संकष्टनाशनम् ॥ ४७ ॥ त्रिपुरं हंतुकामेन कृतं देवेन शूलिना । त्रैलोक्यभूतिकामेन महेंद्रेण तथा कृतम् ॥ ४८ ॥ रावणेन कृतं पूर्वं वालिबंधनसंकटे । स्वकीयं प्राप्तवान्राज्यं गणेशस्य प्रसादतः ॥ ४९ ॥ सीतान्वेषणकामेन कृतं वायुसुतेन च । संकल्प्य दृष्टवान्सोऽयं सीतां रामप्रियां पुरा ॥ ५० ॥ दमयंत्या कृतं पूर्वं नलान्वेषणकारणात् । सा पतिं नैषधं लेभे पुण्यश्लोकं द्विजोत्तमाः ॥ ५१ ॥ अहल्यापि पतिं लेभे गौतमं प्राणवल्लभम् ॥ विद्यार्थी लभते विद्यां धनार्थी धनमाप्नुयात् । पुत्रार्थी पुत्रमाप्नोति रोगी रोगात्प्रमुच्यते ॥ ५२ ॥ इति श्रीस्कंदपुराणोक्तं संकष्टचतुर्थीव्रतम् ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે રાજા યુધિષ્ઠિર ! એ પ્રકારે ગણપતિએ પોતે કહ્યું અને પાર્વતીજીએ તે સંકષ્ટ ચતુર્થીનું વ્રત કર્યું, તેથી તેને પોતાના પતિ શિવજી મળ્યા છે. માટે હે મહારાજ ! તમે તે વ્રત કરો.[૪૧–૪૨] આ સંકષ્ટ ચતુર્થીનું વ્રત કાર્તિકસ્વામીએ ઋષિઓને કહ્યું હતું અને ઋષિઓએ આ લોકમાં પ્રસિદ્ધ કર્યું છે.[૪૩] સૂત કહે છે–હે દ્વિજ ! રાજ્યની ઈચ્છાથી યુધિષ્ઠિરે એ વ્રત કર્યું તેથી તેણે શત્રુઓને યુદ્ધમાં મારી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું હતું.[૪૪] તે કારણ માટે બુદ્ધિમાન્ પુરુષે પ્રયત્નપૂર્વક સંકષ્ટ ચતુર્થીનું વ્રત કરવું કે જેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સિદ્ધ થાય છે.[૪૫] હે વિપ્રો ! સર્વ કામ અને અર્થને સિદ્ધ કરનાર આ વ્રત જે કરે છે, તે આ લોકમાં મનમાનતા ભોગ ભોગવી અંતે ગણપતિના લોકને પ્રાપ્ત થાય છે.[૪૬] જ્યારે જ્યારે મનુષ્યપર સંકષ્ટ આવે ત્યારે ત્યારે તેમને આ વ્રત કરવું કે, જેથી સંકષ્ટનો નાશ થાય છે.[૪૭] મહાદેવજીએ ત્રિપુરાસુરને મારવા માટે આ વ્રત કર્યું હતું. ઈંદ્રે ત્રણ લોકની સમૃદ્ધિ મેળવવા માટે આ વ્રત કર્યું હતું.[૪૮] જ્યારે વાલિએ રાવણને બાંધી મૂક્યો હતો ત્યારે

રાવણે આ વ્રત કર્યું હતું; તેથી તે બંધનમાંથી મુક્ત થઇને ગણેશના પ્રસાદથી પોતાનું રાજ્ય પાછું સુખપૂર્વક કરવા લાગ્યો.[૪૯] પૂર્વે સીતાજીને શોધવા માટે હનુમાને આ વ્રત કર્યું હતું, તેથી તેને તે રામચંદ્રનાં પ્રિયા સીતાજીનું દર્શન થયું હતું.[૫૦] દમયંતીએ નલ રાજાને શોધવા માટે આ વ્રત કર્યું હતું તેથી તેને પુણ્યવાન્ નલરાજા પતિ પ્રાપ્ત થયો હતો.[૫૧] અહલ્યા પણ આ વ્રતના પ્રભાવથી પ્રાણથી પણ પ્રિય પતિ ગૌતમ ઋષિને પ્રાપ્ત થયાં હતાં. આ વ્રત કરવાથી વિદ્યાની ઇચ્છાવાળાને વિદ્યા મળે છે, ધનની ઇચ્છાવાળાને ધન મળે છે, પુત્રની ઇચ્છાવાળાને પુત્ર મળે છે અને રોગી રોગથી મુક્ત થાય છે.[૫૨]

એ પ્રમાણે સ્કંદપુરાણમાં સંકષ્ટ ચતુર્થીનું વ્રત કહેલું છે.

## દૂર્વાગણપતિ વ્રત

अथ श्रावणे कार्तिके वा शुक्लचतुर्थ्यां दूर्वागणपतिव्रतम् । मदनरत्ने सौरपुराणे । स्कंद उवाच– केन व्रतेन भगवन् सौभाग्यमतुलं भवेत् । पुत्रपौत्रधनैश्वर्यैर्मनुजः सुखमेधते ॥ तन्मे वद महादेव व्रतानामुत्तमं व्रतम् । येन चीर्णेन देवेश नरो राज्यं च विंदति ॥ राज्ञी च जायते नारी अपि दासकुलोद्भवा । राजपुत्रो जयेच्छत्रून्गरुडः पन्नगानिव । ब्राह्मणो ब्रह्मवर्चस्त्वं प्राप्य सर्वाधिको भवेत् । वर्णाश्रमविहीनोऽपि सोऽपि सिद्धिं च विंदति ॥

શ્રાવણ અથવા કાર્તિકમાસની સુદિ ચોથને દિવસે દૂર્વાગણપતિવ્રત કરવું એમ સૂર્યપુરાણમાં મદનરત્નમાં કહેલું છે. કાર્તિકસ્વામી પૂછે છે–હે ભગવન્! હે મહાદેવ! કયું વ્રત કરવાથી મનુષ્યને સર્વોત્તમ સૌભાગ્ય મળે છે, પુત્ર, પૌત્ર, ધન, ઐશ્વર્ય અને સુખની વૃદ્ધિ થાય છે તે મને કહો. હે દેવેશ! જે વ્રત કરવાથી પુરુષ રાજા થાય, દાસના કુલમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી પણ રાણી થાય, ગરુડ જેમ સર્પને જિતે છે તેમ રાજાનો પુત્ર શત્રુને જિતે, બ્રાહ્મણ બ્રહ્મતેજને પ્રાપ્ત થઈ સર્વોત્તમ ગણાય અને વર્ણ તથા આશ્રમથી હીન હોય તથાપિ તેને સિદ્ધિ પ્રાપ્ત થાય તેવું વ્રત કહો.

महादेव उवाच–श्रृणु वत्स प्रवक्ष्यामि व्रतानामुत्तमं व्रतम् । अस्ति दूर्वागणपतेर्व्रतं त्रैलोक्यविश्रुतम् ॥ भगवत्या पुरा चीर्णं पार्वत्या श्रद्धया सह । सरस्वत्या च इंद्रेण विष्णुना धनदेन च ॥ अन्यैश्च देवैर्मुनिभिर्गंधर्वैः किन्नरैस्तथा । चीर्णमेतद्व्रतं सर्वैः पुराकल्पे षडानन ॥ चतुर्थी या भवेच्छुक्ला नभोमासस्य पुण्यदा । तस्यां व्रतमिदं कुर्यात् कार्तिक्यां वा षडानन ॥ गजाननं चतुर्बाहुमेकदंतविपाटितम् । विधाय हेम्ना विघ्नेशं हेमपीठासनस्थितम् ॥ तथा हेममयीं दूर्वां तदाधारे व्यवस्थिताम् । संस्थाप्य विघ्नकर्तारं कलशे ताम्रभाजने ॥ वेष्टितं रक्तवस्त्रेण सर्वतोभद्रमंडले । पूजयेद्रक्तकुसुमैः पत्रिकाभिश्च पंचभिः ॥ बिल्वपत्रमपामार्गः शमीदूर्वा हरिप्रिया । अन्यैः सुगंधकुसुमैः पत्रिकाभिः सुगंधिभिः ॥ फलैश्च मोदकैः पश्चादुपहारं प्रकल्पयेत् । उपचारैस्तु विधिना पूजयेद्गिरिजासुतम् ॥ इत्यावाहनमन्त्रः ॥

મહાદેવજી કહે છે–હે પુત્ર! દૂર્વાગણપતિનું ઉત્તમ વ્રત કે જે ત્રણે લોકમાં પ્રખ્યાત છે તે ઉત્તમ વ્રત હું કહું છું તે સાંભળ. આ વ્રત પૂર્વે શ્રદ્ધાથી ભગવતી પાર્વતીએ, સરસ્વતીએ, ઇંદ્રે, વિષ્ણુએ, કુબેરે અને બીજા પણ દેવ, મુનિ, ગંધર્વ અને કિન્નર વગેરેએ પ્રથમ કલ્પમાં કર્યું હતું. હે ષડાનન! શ્રાવણ સુદિ ચોથનો દિવસ પુણ્ય દિવસ છે. માટે તે દિવસે આ વ્રત કરવું; અથવા કાર્તિક સુદિ ચોથને દિવસે કરવું. જેને હાથીનું મુખ છે અને ચાર ભુજા છે તેવી સોનાની એકદંત ગણપતિની મૂર્તિ સોનાના પાટલા ઉપર બેસાડવી અને સોનાની દૂર્વા પણ તે પાટલા ઉપર રાખવી. પછી કલશની ઉપર ત્રાંબાના પાત્રમાં લાલ વસ્ત્રવાળા ગણપતિને પધરાવી સર્વતોભદ્રમંડળમાં પૂજન કરવું. લાલ પુષ્પ તથા બીલી, અઘેડો, ખીજડી, દૂર્વા અને તુલસી એ પાંચ પત્ર, તેમ જ બીજાં પણ સુગંધી પુષ્પ તથા પત્રોવડે પૂજા કરવી. પછી ફૂલ અને લાડુનું નૈવેદ્ય કરવું અને બીજી કેટલીક સામગ્રીથી ગણપતિની નીચેના મંત્રોથી પૂજા અને પ્રાર્થના કરવી.

उमासुत नमस्तुभ्यं विश्वव्यापिन्सनातन । विघ्नौघान्छिंधि सकलानर्घ्यं पाद्यं ददामि ते । पाद्यार्घ्ययोर्मन्त्रः ॥ गणेश्वराय देवाय उमापुत्राय वेधसे । पूजामथ प्रयच्छामि गृहाण भगवन्मम । गंधमन्त्रः ॥ विनायकाय शूराय वरदाय गजानन । उमासुताय देवाय कुमारगुरवे नमः । लंबोदराय वीराय सर्वविघ्नौघहारिणे । पुष्पमन्त्रः ॥ उमांगमलसंभूतो दानवानां वधाय वै । अनुग्रहाय लोकानां स देवः पातु विश्वधृक् । धूपमन्त्रः ॥ परं ज्योतिः प्रकाशाय सर्वसिद्धिप्रदायक । दीपं तुभ्यं प्रदास्यामि महादेवाय ते नमः। दीपमन्त्रः ॥ गणानांत्वा० सादनम् ॥ गणेश्वर गणाध्यक्ष गौरीपुत्र गजानन । व्रतं संपूर्णतां यातु त्वत्प्रसादादिभानन । प्रार्थनामन्त्रः ॥

હે પાર્વતીપુત્ર! હે વિશ્વમાં વ્યાપક! હે સનાતન! આપને અર્ઘ્ય તથા પાદ્ય આપું છું. આપ મારાં સર્વ વિઘ્નો દૂર કરો. હે ભગવન્! આપ ગણના ઇશ્વર, પાર્વતીના પુત્ર અને જગતના કર્તા છો માટે પૂજા કરું છું, આપ તે ગ્રહણ કરો, હે ગજાનન! નિયંતા, નાશરહિત, શૂરવીર, વર આપનાર, પાર્વતીના પુત્ર, કુમાર છે જ્યેષ્ઠબંધુ જેના તે, મોટા પેટવાળા, વીર અને સર્વ વિઘ્ન હરનારા આપને નમસ્કાર કરું છું. દૈત્યોને મારવા માટે અને લોકના અનુગ્રહ માટે જે પાર્વતીના શરીરના મેલમાંથી ઉત્પન્ન થએલ છે, તે વિશ્વને ધારણ કરનાર દેવ મારું રક્ષણ કરો. હે સર્વ સિદ્ધિ આપનારા, હે મોટા દેવ! આપને નમસ્કાર કરું છું અને પ્રકાશ માટે દીવો ધરું છું. 'गणानां त्वा' એ

મંત્રથી નૈવેદ્ય ધરવું. હે ગણુના ઇશ્વર ! હે ગણુના અધ્યક્ષ હે ગૌરીપુત્ર ! હે ગજાનન ! હે ઇભાનન ! આપની કૃપાથી મારું વ્રત પૂર્ણુ થાઓ.

एवं संपूज्य विघ्नेशं यथाविभवविस्तरैः । सोपस्करं गणाध्यक्षमाचार्याय निवेदयेत् । गृहाण भगवन् ब्रह्मन्गणराजं सदक्षिणम् । व्रतं त्वद्वचनादद्य पूर्णतां यातु सुव्रत । दानमन्त्रः ॥ अथवा शुक्लपक्षस्य चतुर्थ्यां संयतेंद्रियः । एवं यः पंचवर्षाणि कृत्वोद्यापनमाचरेत् ॥ ईप्सितान् लभते कामान् देहांते शांकरं पदम् । कुर्याद्वर्षत्रयं त्वेवं सर्वसिद्धिप्रदायकम् ॥ उद्यापनं विना यस्तु करोति व्रतमुत्तमम् । तेन शुक्लतिलैः कार्यं प्रातःस्नानं षडानन ॥ हेम्ना वा राजतेनापि कृत्वा गणपतिं बुधः । पञ्चगव्यैस्तु संस्नाप्य दूर्वाभिः संप्रपूजयेत् ॥ मन्त्रैस्तु दशभिर्भक्त्या दूर्वायुग्मैः शिखिध्वज ॥ दूर्वायुग्मैर्दशभिर्मन्त्रैः पूजा ॥ दूर्वायुक्तैः पंचगव्यैः स्नपनम् ॥ ते च दश नाममन्त्रा उक्ताः स्कंदपुराणे—गणाधिप नमस्तेऽस्तु उमापुत्राघनाशन । विनायकेशपुत्रेति सर्वसिद्धिप्रदायक ॥ एकदंतेभवक्त्रेति तथा मूषकवाहन । कुमारगुरवे तुभ्यमेभिर्नामपदैः पृथक् ॥ इत्येवं कथितं सम्यक् सर्वसिद्धिप्रदं शुभम् । व्रतं दूर्वागणपतेः किमन्यच्छ्रोतुमिच्छसि ॥ इति सौरपुराणोक्तं दूर्वागणपतिव्रतम् ॥

એ પ્રકારે યથાશક્તિ ગણુપતિનું પૂજન કરી, આચાર્યને ગણુપતિનું દાન આપતાં કહેવું કે, 'હે ભગવન્! હે બ્રહ્મન્! દક્ષિણુાસહિત ગણુપતિ આપને આપું છું, તે ગ્રહણ કરો; અને હે સુવ્રત ! આશીર્વાદ આપો કે, જેથી મારૂં વ્રત પૂર્ણુ થાય.' એમ કહી ઉપસ્કર સહિત મૂર્તિ આચાર્યને આપવી. એ પ્રકારે જે પુરુષ શુક્લપક્ષની ચોથને દિવસે પાંચ વર્ષ સૂધી વ્રત કરી ઉદ્યાપન કરે છે, તેના આ લોકમાં સર્વ મનોરથ સિદ્ધ થાય છે અને અંતે ગણુપતિનાં પદની પ્રાપ્તિ થાય છે; અથવા સર્વ સિદ્ધિ આપનાર આ વ્રત ત્રણુ વર્ષ સૂધી કરવું. હે કાર્તિકેય ! જે પુરુષને ઉદ્યાપન વિના વ્રત કરવાની ઇચ્છા હોય, તેણે સવારમાં ધોળા તલવડે સ્નાન કરવું. પછી સોનાની અથવા રૂપાની ગણુપતિની મૂર્તિ કરાવવી તેને દૂર્વા સહિત પંચગવ્યથી નવરાવી તથા ભક્તિથી નીચેના દશ મંત્ર ભણી બે બે દૂર્વાવડે તેની પૂજા કરવી. તે મંત્રો—गणाधिपाय नमः, उमापुत्राय नमः, अघनाशनाय नमः, विनायकाय नमः, ईशपुत्राय नमः, सर्वसिद्धिप्रदायकाय नमः, एकदंताय नमः, इभवक्त्राय नमः, मूषकवाहनाय नमः, कुमारगुरवे नमः, હે કાર્તિકેય ! એ પ્રકારે સૌરપુરાણુમાં સિદ્ધિ આપનાર સુંદર દૂર્વાગણુપતિ વ્રત કરવાનું કહ્યું છે. હવે તમારે બીજું શું સાંભળવાની ઇચ્છા છે.

## એકવીશ દિવસનું ગણુપતિપૂજન-વ્રત

अथैकविंशतिदिनं गणपतिपूजनव्रतम् । तच्च श्रावणशुक्लचतुर्थीमारभ्य श्रावणकृष्णदशमीपर्यंतं, तत्र चतुर्थी मध्याह्नव्यापिनी ग्राह्या । अथ पूजा—एकदंतं शूर्पकर्णं गजतुंडं चतुर्भुजम् । पाशांकुशधरं देवं मोदकं बिभ्रतं करे । ध्यानम् ॥ आगच्छ जगदाधार सुरासुरवरार्चित । अनाथनाथ सर्वज्ञ गीर्वाणपरिपूजित । आवाहनम् ॥ स्वर्णसिंहासनं दिव्यं नानारत्नसमन्वितम् । समर्पितं मया देव तत्र त्वं समुपाविश । आसनम् ॥ देवदेवेश सर्वेश सर्वतीर्थहृतं जलम् । पाद्यं गृहाण गणप गंधपुष्पाक्षतैर्युतम् । पाद्यम् ॥ प्रवालमुक्ताफलपूगरत्नतांबूलजांबूनदमष्टगंधम् । पुष्पाक्षतैर्युक्तममोघशक्ते दत्तं मयाऽर्घ्यं सफलीकुरुष्व । अर्घ्यम् ॥ गंगादिसर्वतीर्थेभ्य आनीतं तोयमुत्तमम् । कर्पूरैलालवंगैश्च युक्तमाचम्यतां विभो । आचमनम् ॥ चंपकाशोकबकुलमालतीमोगरादिभिः । वासितं स्निग्धताहेतुस्तैलं चारु प्रगृह्यताम् । अभ्यंगस्नानम् ॥

શ્રાવણુ સુદિ ચોથથી આરંભી શ્રાવણુ વદિ દશમી સૂધી એ વ્રત કરવાનું છે. તે વ્રતમાં જે દિવસે મધ્યાહ્ન વખતે ચોથ હોય તે ચોથ લેવી. પૂજાનો વિધિ–'ગણુપતિ કે જેને સૂપડાના જેવા કાન છે, એક દાંત છે, હાથીનું મુખ છે, ચાર ભુજા છે, પાશ તથા અંકુશને ધારણુ કરે છે અને હાથમાં લાડુ ધારણુ કરે છે, તે દેવનું ધ્યાન કરું છું.' એ પ્રમાણે ધ્યાન કરવું. 'હે જગતના આધાર ! મોટા મોટા દેવતાઓએ પૂજિત ! હે અનાથના નાથ ! હે સર્વજ્ઞ ! આપ પધારો.' એ મંત્રથી આવાહન. હે દેવ ! નાના પ્રકારનાં રત્નો સહિત દિવ્ય સોનાનું સિંહાસન હું આપને અર્પણુ કરું છું, તે ઉપર આપ બીરાજો. હે દેવ ! હે દેવેશ ! હે સર્વેશ ! હે ગણુપતે ! ચંદન, પુષ્પ તથા અક્ષત સહિત સર્વ તીર્થોનું જળ પાદ્ય માટે ગ્રહણુ કરો. હે સકલ શક્તિવાળા ! પરવાળાં, મોતી, સોપારી, રત્ન, તાંબૂલ, સુવર્ણુ, અષ્ટગંધ, પુષ્પ તથા અક્ષત સહિત અર્ઘ્યનું આપ ગ્રહણુ કરો. હે વિભો ! કપૂર, લવિંગ અને એલાયચીથી સુગંધિત ગંગા વગેરે તીર્થોનું ઉત્તમ જળ તૈયાર છે, તેનું આચમન કરો. હે વિભો ! ચમ્પો, આસોપાલવ, બોરસડી, માલતી અને ડોલરના પુષ્પના સુગન્ધી સુંદર તેલનું ગ્રહણુ કરો.

कामधेनुसमुद्भूतं सर्वेषां जीवनं परम् । पावनं यज्ञहेतुश्च पयः स्नानार्थमर्पितम् । पयःस्नानम् ॥ पयसस्तु समुद्भूतं हिमादिद्रव्ययोगतः । दध्यानीतं मया देव स्नानार्थं प्रतिगृह्यताम् । दधिस्नानम् ॥ नवनीतसमुत्पन्नं सर्वसंतोषकारकम् । यज्ञांगदेवताहेतोर्घृतं स्नानार्थमर्पितम् । घृतस्नानम् ॥ पुष्पसारसमुद्भूतं मक्षिकाभिः कृतं च यत् । सर्वतुष्टिकरं देव मधु स्नानार्थमर्पितम् । मधुस्नानम् ॥ इक्षुरससमुद्भूतां शर्करां सुमनोहराम् । मलापहरणस्नाने गृहाण त्वं मयाऽर्पिताम् । शर्करास्नानम् ॥ सर्वमाधुर्यताहेतुः स्वादुः सर्वप्रियंकरः । पुष्टिकृत्स्नातुमानीत इक्षुसारभवो गुडः । गुडस्नानम् ॥ कांस्ये कांस्येन पिहितो दधिमध्वाज्यसंयुतः । मधुपर्को मयाऽऽनीतः पूजार्थं प्रतिगृह्यताम् । मधु-

पर्कम् ॥ सर्वतीर्थाहृतं तोयं मया प्रार्थनया विभो । सुवासितं गृहाणेदं सम्यक् स्नातु सुरेश्वर । स्नानम् ॥ रक्तवस्त्रयुगं देव लोकलज्जानिवारणम् । अनर्घ्यमतिसूक्ष्मं च गृहाणेदं मयाऽर्पितम् । वस्त्रम् ॥ राजतं ब्रह्मसूत्रं च रत्नकांचनसंयुतम् । भक्त्योपपादितं देव गृहाण परमेश्वर । यज्ञोपवीतम् ॥ अनेकरत्नयुक्तानि भूषणानि बहूनि च । त्वदंगे कांचनानि योजयामि तवाज्ञया । भूषणम् ॥ अष्टगंधसमायुक्तं रक्तचंदनमुत्तमम् । द्वादशांगेषु ते देव लेपयामि कृपां कुरु । चंदनम् ॥ रक्तचंदनसंमिश्रांस्तंडुलांस्तिलकोपरि । शोभायै संप्रदास्यामि गृहाण जगदीश्वर । अक्षतान्० ॥ पाटलं कर्णिकारं च बंधूकं रक्तपंकजम् । मोगरं मालतीपुष्पं गृह्यतां भुवनेश्वर । पुष्पाणि ॥ नानापंकजपुष्पैश्च ग्रथितां पल्लवैरपि बिल्वपत्रयुतां मालां गृहाण सुमनोहराम् । मालाम् ॥

સર્વનું જીવન, પવિત્ર અને યજ્ઞમાં ઉપયોગી કામધેનુનું દૂધ આપને સ્નાન માટે આપું છું. 'હે દેવ ! ખટાઈ વગેરેના સંબંધથી, દૂધનું બનેલું દહીં આપને સ્નાન માટે આપું છું તે ગ્રહણ કરો. માખણમાંથી થયેલું, સર્વને સંતોષ આપનાર તથા યજ્ઞમાં ઉપયોગી ઘી આપને સ્નાન માટે આપું છું. પુષ્પના સારથી ઉત્પન્ન થયેલું, માંખીઓએ એકઠું કરેલું અને સર્વને સન્તોષ આપનારું મધ સ્નાન માટે આપું છું. શેરડીના રસથી ઉત્પન્ન થયેલી સુંદર સાકર, સ્નાનમાં મેલ દૂર કરવા આપું છું. તે ગ્રહણ કરો. સઘળી મધુરતાનો હેતુ, સર્વને પ્રિય, પુષ્ટિ કરનાર, અને શેરડીના રસથી ઉત્પન્ન થયેલો સ્વાદિષ્ટ ગોળ સ્નાન માટે તૈયાર છે. કાંસાના પાત્રમાં, કાંસાના પાત્રવડે ઢાંકેલું મધ, ઘી અને દહીંનો મધુપર્ક પૂજા માટે મેં તૈયાર કર્યો છે, તે ગ્રહણ કરો. હે વિભો ! હે સુરેશ્વર ! ઘણા પ્રયાસથી સર્વ તીર્થોનું જલ મંગાવેલું છે, ને તે સુગંધીવાળું છે માટે સ્નાન માટે ગ્રહણ કરો. હે દેવ ! લોકલજ્જાનું નિવારણ કરનાર, અમૂલ્ય અને અતિ સૂક્ષ્મ બે લાલ વસ્ત્રો આપને આપું છું તે ગ્રહણ કરો. હે દેવ ! રત્ન અને સુવર્ણ સહિત રૂપાની જનોઈ ભક્તિથી આપું છું, તે ગ્રહણ કરો. રત્નોવડે જડેલા ઘણા અલંકારો આપની આજ્ઞાથી હાથ પગ વગેરેમાં પહેરાવું છું. હે દેવ ! અષ્ટગંધ સહિત ઉત્તમ લાલ ચન્દન આપના શરીરમાં લગાવું છું. આપ કૃપા કરો. હે જગદીશ્વર ! શોભા માટે તિલક ઉપર લાલ ચન્દનવાળા ચોખા ચોડું છું, તે ગ્રહણ કરો. હે ભુવનેશ્વર ! પાટલા, (ગુલાબ) કર્ણિકાર, બપોરીઓ, લાલકમળ, ડોલર અને માલતીના પુષ્પનું ગ્રહણ કરો. જૂદી જૂદી જાતનાં કમલપત્ર અને બીલીના પત્રાંની મનોહર માળાનું તમે ગ્રહણ કરો.'

अथांगपूजा— गणेशाय० पादौ पू०, गौरीपुत्राय० गुल्फौ पू०, विश्वेश्वराय० जानुनी पू०, गजाननाय० ऊरू पू०, लंबोदराय० वक्षःस्थलं पू०, गणनाथाय० स्तनौ पू०, द्वैमातुराय० कंठं पू०, वक्रतुंडाय० शिरः पू०। अथैकविंशतिपत्रपूजा—गणाधिपाय० भृंगीराजपत्रं स०, उमापुत्राय० बिल्वपत्रं स०, गजाननाय० दूर्वापत्रं स०, लंबोदराय० बदरीपत्रं स०, हरसूनवे० मधुपत्रं स०, गजवक्त्राय० तुलसीपत्रं स०, गुहाग्रजाय० अपामार्गपत्रं स०, एकदंताय० बृहतीपत्रं स०, इभवक्त्राय० शमीपत्रं स०, विकटाय० करवीरपत्रं स०, विनायकाय० अश्वत्थपत्रं स०, कपिलाय० अर्कपत्रं स०, बटवे नमः चंपकपत्रं स०, अभयप्रदाय० अर्जुनपत्रं स०, पत्नीहिताय० विष्णुक्रांतपत्रं स०, सुराधिपतये० देवदारुपत्रं स०, भालचंद्राय० अगुरुपत्रं स०, हेरंबाय० श्वेतदूर्वापत्रं० स०, शूर्पकर्णाय० जातीपत्रं स०, सुरनाथाय० धत्तूरपत्रं स०, एकदंताय० केतकीपत्रं स० ॥ अथैकविंशतिनामपूजा—गजाननाय० विघ्नराजाय० लंबोदराय० शिवात्मजाय० वक्रतुंडाय० शूर्पकर्णाय० कुब्जाय० विनायकाय० विघ्ननाशनाय० विकटाय० वामनाय० सर्वार्तिनाशिने० भगवते न० विघ्नहर्त्रे० धूम्रकाय० सर्वदेवाधिदेवाय० एकदंताय० कृष्णपिंगाय० भालचन्द्राय० गणेश्वराय० गणपाय० पुष्पं स० ।

એ પ્રમાણે પૂજાવિધિ થયા પછી આ પ્રમાણે અંગપૂજા કરવી. 'गणेशाय नमः' એ મંત્રથી પગની પૂજા કરવી. 'गौरीपुत्राय नमः' એ મંત્રથી ઘુંટીની. 'विश्वेश्वराय नमः'થી ગોઠણની. 'गजाननाय नमः' થી સાથળની. 'लम्बोदराय नमः'થી વક્ષઃસ્થળની. 'गणनाथाय नमः' થી બે સ્તનની. 'द्वैमातुराय नमः' થી કણ્ઠની. 'वक्रतुण्डाय नमः' એ મંત્રથી મસ્તકની પૂજા કરવી. હવે એકવીશ જાતનાં પાંદડાંવડે જે પૂજા કરવાની, તે આ પ્રમાણે છેઃ—ગણાધિપને નમસ્કાર કરું છું. એમ ભણી ભાંગરાનું પાન ચડાવું છું. ઉમાપુત્રને નમસ્કાર એમ કહી બીલીદલ, ગજાનનને નમસ્કાર કહી ધ્રો—ખડ, લંબોદરને નમસ્કાર કહી બોરડીનાં પત્ર ચડાવું છું, હરસૂનુને નમસ્કાર કહી મધુપત્ર ચડાવું છું, ગજવક્ત્રને નમસ્કાર કહી તુલસીપત્ર ચડાવું છું, ગુહાગ્રજને નમસ્કાર કહી અઘેડાનાં પાંદડાં ચડાવું છું, એકદંતને નમસ્કાર કહી ભોરીંગણીનાં પાંદડાં ચડાવું છું, ઇભવક્ત્રને નમસ્કાર કહી ખીજડીનાં પાંદડાં, વિકટને નમસ્કાર કહી કરવીરપત્ર, વિનાયકને નમસ્કાર કહી પીંપળાનાં પાંદડાં, કપિલને નમસ્કાર કહી આકડાનાં પાંદડાં, બટુને નમસ્કાર કહી ચંપાનાં પાંદડાં, અભયપ્રદને નમસ્કાર કહી અર્જુનપત્ર, પત્નીહિતને નમસ્કાર કહી વિષ્ણુક્રાંતાપત્ર, સુરાધિપતિને નમસ્કાર કહી દેવદારુપત્ર, ભાલચન્દ્રને નમસ્કાર કહી અગુરુપત્ર, હેરંબને નમસ્કાર કહી ધોળી ધ્રોનાં પત્ર, શૂર્પકર્ણને નમસ્કાર કહી જુઇનાં પત્ર, સુરનાથને નમસ્કાર કહી ધતૂરાનાં પત્ર, એકદંતને નમસ્કાર કહી કેવડો ચડાવું છું. એ પ્રમાણે કર્યા પછી એકવીશ નામ પૂજા કરવી. गजाननाय० ત્યાંથી લઇ गणपाय० સુધી 'गजाननाय नमः' એ પ્રકારે સઘળાં નામોની સાથે 'નમઃ' પદ લગાડી એકવીશ નામોથી ગંધ, પુષ્પ અને અક્ષત ચડાવીને પૂજા કરવી.

दशांगं गुग्गुलं धूपं सर्वसौगंध्यकारकम् । सर्वपापक्षयकरं गृहाण त्वं मयार्पितम् । धूपम् ॥ सर्वज्ञ सर्वलोकेश तमोनाशनमुत्तमम् । गृहाण मंगलं दीपं देवदेव नमोऽस्तु ते । दीपम् ॥ नानापक्वान्नसंयुक्तं पायसं शर्करान्वितम् । राजिकाधान्यसंयुक्तं मेथीपिष्टं सतक्रकम् ॥ हिंगुजीरककूष्मांडमरीचमाषपिष्टकैः । संपादितैः सुपक्वैश्च भर्जितैर्वटकैर्युतम् ॥ मोदकापूपलड्डुकशष्कुलीवटकादिभिः । पर्पटैरससंयुक्तैर्नैवेद्यममृतान्वितम् ॥ हरिद्राहिंगुलवणसहितं सूपमुत्तमम् । मया निवेदितं तुभ्यं गृहाण जगदीश्वर । नैवेद्यम् ॥ अतितृप्तिकरं तोयं सुगंधि च पिबेच्छया । त्वयि तृप्ते जगत्तृप्तं नित्यतृप्ते महात्मनि । मध्ये पानीयम् ॥ उत्तरापोशनार्थं ते ददमि तोयं सुवासितम् । मुखपाणिविशुद्धयर्थं पुनस्तोयं ददामि ते । उत्तरापोशनं, हस्तप्रक्षालनं, मुखप्रक्षालनं च स० ॥ दाडिमं मधुरं निंबुजंब्वाम्रपनसादिकम् । द्राक्षारंभाफलं पक्वं कर्कंधूं खार्जुरं फलम् ॥ नालिकेरं च नारिंगं कलिंगमांजिरं तथा । उर्वारुकं च देवेश फलान्येतानि गृह्यताम् । फलानि ॥ कस्तूरीकुंकुमोपेतं गोरोचनसमन्वितम् । गृहाण चंदनं चारु करांगोद्वर्तनं शुभम् । करोद्वर्तनम् ॥ नानापरिमलद्रव्यैर्निर्मितं चूर्णमुत्तमम् । अबीरनामकं पुण्यं गंधि चारु प्रगृह्यताम् । नानापरिमलद्रव्यम् ॥ नागवल्लीपत्रपूगचूर्णखादिरचंद्रयुक् । एलालवंगसंमिश्रं तांबूलं प्रतिगृह्यताम् । तांबूलम् ॥ न्यूनातिरिक्तपूजायां संपूर्णफलहेतवे । दक्षिणां कांचनीं देव स्थापयामि तवाग्रतः । दक्षिणाम् ॥ सितपीतैस्तथा रक्तैर्जलजैः कुसुमैः शुभैः । ग्रथितां सुंदरां मालां गृहाण परमेश्वर । मालाम् ॥

હે દેવ! સર્વ પાપનો નાશ કરનાર સુગંધી દશાંગ ધૂપ આપને આપું છું, તે ગ્રહણ કરો. હે સર્વજ્ઞ! હે સર્વલોકના ઈશ! હે દેવના દેવ! આપને નમસ્કાર કરું છું, આપ અંધકારને દૂર કરનાર ઉત્તમ મંગલદીપનું ગ્રહણ કરો. હે જગદીશ્વર! રાઈ, ધાણા, મેથી, છાસ, હીંગ, જીરૂં, કોળું, મરી અને અડદના લોટથી બનાવેલી સામગ્રી, સેકેલી વડીઓ, લાડુ, માલપૂવા, બુંદીના લાડુ, જલેબી, તળેલાં વડાં, સ્વાદુ પાપડ, સાકરનો દૂધપાક, આ અનેક પ્રકારનાં પકવાનો, હળદી, હીંગ અને લવણુ સહિત ઉત્તમ દાળ અને બીજાં પણ રાંધેલાં અન્નનું નૈવેદ્ય ધરૂં છું, તે ગ્રહણ કરો. હે ભગવન્! અત્યંત તૃપ્તિ કરનાર સુગંધી જલ ઇચ્છા હોય તેટલું પીઓ, નિરંતર તૃપ્ત અને મહાત્મા એવા આપ તૃપ્ત થયે સર્વ જગત્ તૃપ્ત થશે. નૈવેદ્યની વચમાં જલ આપું છું. ઉત્તર આપોશન કરવા માટે તથા મોઢું અને હાથ ધોવા માટે સુગંધી જલ આપું છું, તે ગ્રહણ કરો: એ મંત્ર ભણી ઉત્તર આપોશન તથા મુખ અને હાથ ધોવા માટે જલ આપવું. હે દેવેશ! મધુર દાડમ, લીંબુ, જાંબુ, આંબા, ફનસ, દ્રાખ, પાકાં કેળાં, બોર, ખજૂર, નાળિયેર, નારંગી, કલિંગ, અંજીર અને કાકડી એટલાં ફળનું તમે ગ્રહણ કરો. હાથ તથા શરીરમાં લગાડવા માટે કસ્તૂરી, કેશર અને ગોરોચન સહિત સુંદર ચંદનનું ગ્રહણ કરો. કરોદ્વર્તન० નાના પ્રકારના સુગંધી પદાર્થોવડે બનાવેલા, સુગંધી અને સુંદર અબીલનું ગ્રહણ કરો, નાનાપરિમલ દ્રવ્ય० નાગરવેલનાં પાન, કાથો, સોપારીનો ચૂરો, કપૂર, એલાયચી અને લવિંગ સહિત તાંબુલનું ગ્રહણ કરો. હે દેવ! પૂજામાં કાંઇ ખામી રહેલી હોય તોપણુ સંપૂર્ણ ફલ માટે આપની પાસે સુવર્ણ દક્ષિણા મૂકું છું. હે પરમેશ્વર! ધોળાં, પીળાં તથા લાલ કમળ અને સુંદર પુષ્પની મનોહર માળાનું ગ્રહણ કરો.

हरिताः श्वेतवर्णा वा पंचत्रिपत्रसंयुताः । दूर्वांकुरा मया दत्ता एकविंशतिसंमिताः ॥ गणाधिपाय० दूर्वांकुरं स० उमापुत्राय० अभयप्रदाय० एकदंताय० मूषकवाहनाय० विनायकाय० ईशपुत्राय० इभवक्त्राय० सर्वसिद्धिप्रदायकाय० लम्बोदराय० विघ्नराजाय० त्रिकटाय० मोदकप्रियाय० विघ्नविध्वंसकर्त्रे० विश्ववंद्याय० अमरेशाय० गजकर्णकाय० नागयज्ञोपवीतिने० भालचंद्राय० विद्याधिपाय० विद्याप्रदाय० इति ॥ गणेशं हृदये ध्यात्वा सर्वसंकष्टनाशनम् । एकविंशतिसंख्याकाः करोमि च प्रदक्षिणाः । प्रदक्षिणाः ॥ औदुंबरे राजते वा कांस्ये कांचनसंभवे । पात्रे प्रकल्पितान् दीपान् गृहाण च पुरोऽर्पितान् । विशेषदीपान् ॥ पंचार्तिक्यं पंचदीपैर्दीपितं परमेश्वर । चारु चंद्रप्रभं दीपं गृहाण परमेश्वर । पंचार्तिक्यम् ॥ कर्पूरस्य मया देव दीपस्तेऽयं निवेदितः । यथास्य नेक्षते भस्म तथा पापं विनाशय । कर्पूरदीपम् ॥ स्तोत्रैर्नानाविधैः सूक्तैः सहस्रनामभिस्ततः । उपविश्य स्तुवीतैनं कृत्वा स्थिरतरं मनः ॥ दीनानाथ दयानिधे सुरगणैः संसेव्यमानांघ्रिजैर्ब्रह्मेशानमहेंद्रशेषगिरिजागंधर्वसिद्धैः स्तुतः । सर्वारिष्टनिवारणैकनिपुण त्रैलोक्यनाथ प्रभो भक्तिं मे सफलां कुरुष्व सकलान् क्षांत्वाऽपराधान्मम ॥ आवाहनं न जानामि न जानामि तवार्चनम् । विसर्जनं न जानामि क्षम्यतां जगदीश्वर । क्षमापनम् ॥ गौरीसुत नमस्तेऽस्तु सर्वसिद्धिप्रदायक । सर्वसंकष्टनाशार्थमर्घ्यं मे प्रतिगृह्यताम् । अनेन एकविंशत्यर्घ्यान्दद्यात् ॥ कृतपूजायाः सांगतासिद्धयर्थं ब्राह्मणाय वायनप्रदानं करिष्ये इति संकल्प्य ब्राह्मणपूजनं कृत्वा । दशमोदकसंयुक्तं वाणकं च फलप्रदम् । गणेशप्रीणनार्थाय गृहाण त्वं द्विजोत्तम ॥ इति वायनं दत्त्वा सांगतासिद्धये ब्राह्मणान् भोजयेत् । इत्येकविंशतिदिनगणपतिपूजा ॥

પાંચ અથવા ત્રણ પત્રવાળી લીલી વા ધોળી એકવીશ ધ્રો એકવીશ નામોથી આપને ચડાવું છું. દૂર્વા ચડાવવાના મંત્રો:—એ પ્રકારે 'गणाधिपाय'० ત્યાંથી લઇ 'विद्याप्रदाय०' ત્યાં સુધી નામમંત્રવડે દૂર્વા ચડાવવી. પછી સર્વ સંકષ્ટનો

નાશ કરનાર ગણપતિનું ધ્યાન કરી એકવીશ વાર પ્રદક્ષિણા કરૂં છું. એમ બોલી ત્રાંબાનાં, રૂપાનાં, કાંસાનાં અથવા સોનાનાં પાત્રમાં મુકેલા દીવા આપની પાસે ધરૂં છું, તે ગ્રહણ કરો, એમ બોલવું. હે પરમેશ્વર ! સુંદર ચંદ્રના જેવી કાંતિવાળા, પાંચ દીવાથી હું તમારી આરતી ઉતારૂં છું, તે ગ્રહણ કરો. હે દેવ ! કપૂરનો આપની પાસે દીવો કરૂં છું. જેમ એ દીવાની રાખનો નાશ થાય છે તેમ મારાં પાપનો નાશ કરો. પછી એક ઠેકાણે બેસી મન સ્થિર રાખી નાના પ્રકારનાં સ્તોત્ર, સૂક્ત અને સહસ્ર* નામવડે ગણપતિની સ્તુતિ કર્યા પછી, 'હે પ્રભો ! હે ગણપતે ! આપ ગરીબના નાથ છો, દયાના સમુદ્ર છો, સઘળાં અશુભના નિવારણમાં ચતુર છો, ત્રણ લોકના નાથ છો, દેવતાઓ આપની સેવા કરે છે અને બ્રહ્મા, શંકર, ઇંદ્ર, શેષ, પાર્વતી, ગંધર્વ, સિદ્ધ અને બ્રાહ્મણો સ્તુતિ કરે છે, માટે મારા કોઈ પણ અપરાધ સામું નહીં જોતાં, મારી ભક્તિને સફળ કરો. હે જગદીશ્વર ! હું આપનું આવાહન, પૂજન કે વિસર્જન જાણતો નથી માટે ક્ષમા કરજો.' એ પ્રકારે ક્ષમા માગવી. પછી 'હે ગૌરીપુત્ર ! હે સર્વ સિદ્ધિ આપનાર ! આપને નમસ્કાર કરૂં છું, અને સર્વ સંકષ્ટના નાશ માટે અર્ઘ્ય આપું છું માટે તે ગ્રહણ કરો.' એ મંત્ર ભણી એકવીશ અર્ઘ્ય આપવા. પછી 'કરેલી પૂજા પૂર્ણ થવા માટે બ્રાહ્મણને વાયન આપીશ,' એવો સંકલ્પ કરી, 'હે દ્વિજોત્તમ ! દશ લાડુવાળું વાણુક ગ્રહણ કરો કે, જેથી મને ફળ મળે અને ગણપતિ પ્રસન્ન થાય.' એ મંત્ર ભણી બ્રાહ્મણને વાયન આપવું અને વ્રત પૂર્ણ થવા માટે બ્રાહ્મણો જમાડવા. એ પ્રમાણે એકવીશ દિવસની ગણપતિની પૂજા કહેલી છે.

## ગણપતિ ચોથની કથા

**અથ કથા ॥ शौनक उवाच—सूतसूत महाप्राज्ञ व्यासविद्याविशारद । संकष्टे च समुत्पन्ने कार्यसिद्धिः कथं नृणाम् ॥ १ ॥ सूत उवाच—शृणुध्वं मुनयः सर्वे शौनकप्रमुखानघाः । संकष्टनाशनं पुण्यं व्रतं वच्मि यथाश्रुतम् ॥२॥ यत्कृत्वा सर्वकार्याणि सिद्धिं यांति न संशयः । पूजयेच्च गणेशं हि एकविंशद्दिनावधि ॥ ३ ॥ शौनक उवाच—कथं पूज्यो गणाध्यक्षो विघ्नहर्ता गणाधिपः । केन चादौ पुरा चीर्णं व्रतं विघ्नहरस्य च ॥ ४ ॥ वद सर्वं महाप्राज्ञ अस्माकं विधिपूर्वकम् । प्राप्तोऽसि त्वं महाभाग्यादरण्ये सत्रमण्डपे ॥ ५ ॥ सूत उवाच—एवमेव पुरा पृष्टः षण्मुखो वदतां वरः । सनत्कुमारमुनिना ब्रह्मपुत्रेण योगिना ॥ ६ ॥ सनत्कुमार उवाच—कार्तिकेय महाप्राज्ञ देवसेनाधिप प्रभो । संकटात्तु कथं मुच्येज्जनो वै ज्ञानदुर्बलः ॥७ ॥ श्रुत्वा वाक्यं ब्रह्मसूनोः सर्वेषां कार्यगौरवात् । सेनानीस्तु तदा हर्षादुवाच च महामुनिम् ॥ ८ ॥**

શૌનક પૂછે છે—હે મહાબુદ્ધિમાન્ સૂત ! હે વ્યાસની વિદ્યામાં પ્રવીણ ! મનુષ્યને સંકટ વખતે કાર્યસિદ્ધિ કેમ થાય તે કહો.[૧] સૂત—હે શૌનક વગેરે નિર્દોષ ઋષિઓ ! સંકષ્ટનો નાશ કરનાર પુણ્યવ્રત મેં જે પ્રમાણે સાંભળેલું છે તે પ્રમાણે કહું છું તે સાંભળો.[૨] એકવીશ દિવસ ગણપતિની પૂજા કરવાથી સઘળાં કાર્યો સિદ્ધ થાય છે; એમાં સંશય નથી.[૩] શૌનક—હે મહાપ્રાજ્ઞ ! વિઘ્ન હરનાર ! ગણપતિની કેવી રીતથી પૂજા કરવી અને પૂર્વે વિઘ્ન હરનાર ગણપતિનું કોણે વ્રત કરેલું હતું ? તે સઘળું અમને વિસ્તારથી કહો. અમારાં મોટાં ભાગ્ય કે આપ વનમાં અમારાં યજ્ઞમાં પધાર્યા છો.[૪-૫] સૂત—પૂર્વે બ્રહ્માના પુત્ર યોગી સનત્કુમારે આ જ પ્રમાણે બોલનારમાં શ્રેષ્ઠ કાર્તિકસ્વામીને પૂછ્યું હતું.[૬] સનત્કુમારે પૂછ્યું— હે મહાપ્રાજ્ઞ કાર્તિકેય ! હે દેવસેનાના અધિપ ! હે પ્રભો ! અલ્પજ્ઞ પુરુષ સંકટથી કેમ મુક્ત થાય ?[૭] એ પ્રકારનું સનત્કુમારનું વચન સાંભળી આ વ્રતથી સર્વનો ઉપકાર થશે એમ વિચારી, કાર્તિકસ્વામી હર્ષથી સનત્કુમારને (આ પ્રમાણે) કહેવા લાગ્યા.[૮]

**स्कन्द उवाच—विप्रवर्य महायोगिन्पार्वत्या मुखतः श्रुतम् । वदामि तद्व्रतं तुभ्यं शृणु सर्वं समासतः ॥ ९ ॥ कैलासभवने रम्ये वसमानो महेश्वरः । स्नातुं जगाम भगवान् भोगवत्यां यथासुखम् ॥१०॥ तस्मिन्नेव दिनेऽम्बा अभ्यङ्गस्नानमारभत् । स्वशरीरान्मलं गृह्य तस्य मूर्तिमकल्पयत् ॥ ११ ॥ सजीवां च पुनः कृत्वा एहि पुत्रेत्यचोदयत् । अवदद्वै ततो नाम बल्लवस्त्वं विनायकः ॥१२॥ पुत्र गच्छ बहिर्द्वारे तिष्ठ तत्र दृढायुधः । आयास्यति कदाचिद्वै पुरुषो भवनांतरे ॥ १३ ॥ तं निवारय निःशंकं यावत्स्नानं करोम्यहम् । ममाज्ञां गृह्य पश्चात्त्वं प्रवेशयितुमर्हसि ॥ १४ ॥ मात्राज्ञां गृह्य शिरसि अगमद्द्वारदेहलीम् । मुद्गरं तु समादाय हस्ते बल्लवनामकः ॥ १५ ॥ अरक्षद्द्वारदेशं स पार्वत्याज्ञां स्मरन्बली । तदानीमेव चायातो विभूत्या चार्चितो विभुः ॥ १६ ॥ संप्राप्ते भवनद्वारे शम्भुः सर्वेश्वरो हरः । देहलीं प्रविशेद्यावद्वारयद्द्वारपो बली ॥ १७ ॥ द्वारपाल उवाच— कोऽसि त्वं च किमर्थं हि गम्यते भवने शुभे । मात्राज्ञाऽऽयाति यावत्तु स्थातव्यं तावदेव हि ॥ १८ ॥**

સ્કંદ કહે છે—હે વિપ્રવર્ય ! હે મહાયોગિન્ ! પાર્વતીનાં મુખથી સાંભળેલું વ્રત કહું છું, તે સાવધાન થઈ સાંભળો.[૯] મહાદેવ કે જેઓ મનોહર કૈલાસ પર્વતમાં વસે છે, તે એક દિવસે ખુશીથી ભોગાવતીમાં નહાવા પધાર્યા.[૧૦] તે દિવસે પાર્વતીએ અભ્યંગસ્નાન કરતાં શરીરનો મેલ ઉતારી તેનું પુતળું બનાવી તેમાં જીવ નાખી, 'હે પુત્ર ! અહીં આવ' એમ કહ્યું. પછી તેનાં બલ્લવ તથા વિનાયક એ પ્રકારે બે નામ પાડ્યાં અને કહ્યું કે, 'હે પુત્ર ! હું સ્નાન

* અત્ર ગણપતિસહસ્ર નામાવલીનો પાઠ કરવો.

કરું ત્યાં સુધી તું મજબૂત હથીઆર લઈ બારણે ઉભો રહે અને જે પુરુષ આવે તેને બેધડક રોકજે અને મને પૂછી તેને અન્દર પેસવા દેજે.'[૧૧-૧૪] એ પ્રકારની થયેલી માતાની આજ્ઞા માથે ચડાવી, હાથમાં ભોગળ લઈ, તે બલવાન્ બલ્લવ બારણા ઉપર જઈ માતાની આજ્ઞા મનમાં રાખતાં રક્ષણ કરવા લાગ્યો. તેટલામાં શરીરે ભસ્મ લગાવી સર્વેશ્વર શંકર બારણા પાસે આવ્યા, અને ઉંબરામાં પગ મૂકવા ગયા, એટલે દ્વારનું રક્ષણ કરનાર બલ્લવે તેને ત્યાંજ અટકાવ્યા; અને દ્વારપાલ પૂછવા લાગ્યો કેઃ-'તમે કોણ છો ? આ પવિત્ર ઘરમાં શા માટે જાઓ છો ? ઉભા રહો અને મારી માની રજા મળે ત્યારે જજો.'[૧૫-૧૮]

स्कन्द उवाच—द्वारपालवचः श्रुत्वा शम्भुः कोपमथाकरोत् । शम्भुरुवाच—कस्याज्ञा च मया ग्राह्या कोऽसि त्वं भाषसे कथम् ॥ १९ ॥ गृहीत्वा डमरुं हस्ते द्वारपालशिरोऽहरत् । प्राविशच्च ततस्तूर्णं स्वगृहं पार्वतीपतिः ॥ २० ॥ दृष्ट्वा नाथं सकोपं साऽचिंतयत्पार्वती हृदि । बहुधा बाधते क्षुद्वै शंकरे कोपकारणम् ॥ २१ ॥ अलंकृता च सुस्नाता पार्वती जगदम्बिका । पायसेन तु पूर्णे द्वे भक्ष्यभोज्येन संयुते ॥२२॥ संस्थाप्य पात्रे पीठाग्रे घृतेन सितयान्विते । पात्रद्वयं समालोक्य ह्यवदत्पार्वतीं शिवः ॥२३॥ शम्भुरुवाच—दिव्यकांचनसंभूतं दर्वीयुक्तं सुलोचने । भोज्यपात्रं तु कस्येदं स्थापितं च द्वितीयकम् ॥ २४ ॥ भोजनार्थं द्वितीयोऽद्य को याति वद वल्लभे । नायाति त्वरया चात्र विलंबे कारणं वद ॥ २५ ॥ इति श्रुत्वा वचः शम्भोः सर्वेशस्य महासती । भीतिहर्षसमायुक्ता सर्वज्ञमवदत्तदा ॥ २६ ॥ पार्वत्युवाच—देवाद्य स्नानसमये उद्वर्तनमलोद्भवम् । पुत्रं विरच्य च दत्तो देहल्यां स्थापितो मया ॥२७॥ तदर्थं च द्वितीयं वै भाजनं स्थापितं ध्रुवम् । इति श्रुत्वा वचस्तस्याश्चकंपे प्राकृतो यथा ॥२८॥ शिव उवाच—प्रविशन्तं च मां द्वारे तव पुत्रो न्यवारयत् । कोऽसि त्वं च मया पृष्टस्तेन नोक्ता तवाभिधा ॥२९॥ कोपेन च ततस्तस्य शिरश्छित्वा निपातितम् । इति श्रुत्वा ततो देवी विह्वला पतिता भुवि ॥ ३० ॥ पार्वत्युवाच—पुत्रं जीवयसे देव तर्हि भोक्ष्ये महेश्वर । तथैव च मम प्राणा गमिष्यंति न संशयः ॥ ३१ ॥ इत्युक्त्वा च ततो देवी हा कष्टमित्यवीवदत् । पुनः पपात सा भूमौ वातेन कदली यथा ॥ ३२ ॥

સ્કન્દ બોલ્યા—એવું દ્વારપાલનું વચન સાંભળી શંકરને ધ ચઢ્યો, અને તેણે કહ્યું કે, 'અરે તું કોણ છે રે ! મા શું બોલે છે ? મારે વળી કોની રજા લેવી ?'[૧૯] મેમ કહી હાથમાં ડમરુ લઈ બલ્લવનું માથું કાપી મહાવજી જલદી પોતાના ઘરમાં ગયા.[૨૦] કોપેલા પતિને જોઈ, જગદમ્બા પાર્વતીએ મનમાં 'મહાદેવજીને બહુ ભૂખ લાગી હશે તેથી ક્રોધમાં છે,' એમ વિચારી સ્નાન કર્યા પછી કપડાં અલંકાર પહેરી, દૂધપાક તથા લાડુ, શીરા વગેરેથી બે ભાણાં પીરસી, તેમાં ઘી સાકર નાખી આસન પાસે ઉભાં રહ્યાં. બે ભાણાં પીરસેલાં જોઈ મહાદેવજીએ પાર્વતીજીને પૂછ્યું; 'હે દેવિ ! હે સુંદર નેત્રવાળી ! મનોહર આ બીજું સોનાનું ભાણું તેં કોને માટે પીરસ્યું છે ? હે પ્રિયે ! આજ જમવા માટે બીજો કોણ આવશે ? અને તે જલદી કેમ નથી આવતો ? તેને વખત કેમ લાગ્યો ? તે કહો.'[૨૧-૨૫] એ પ્રકારનાં શંકરનાં વચન સાંભળી, મહાસતી પાર્વતીએ જે વાત બની હતી તે ડરતાં ડરતાં, પણ હર્ષથી કહી સંભળાવી.[૨૬]

પાર્વતીજી—'હે દેવ ! આજ સ્નાન કરતી વખતે જે મેલ ઉતર્યો, તેનો પુત્ર બનાવી બારણે ચોકી કરવા રાખેલો છે,[૨૭] તેને માટે આ બીજું પાત્ર મેં પીરસ્યું છે.' એવું પાર્વતીજીનું વચન સાંભળતાં જ સાધારણ મનુષ્યની પેઠે શ્રીમહાદેવજી પણ કંપી ઉઠ્યા.[૨૮] અને બોલ્યા કે, 'હે દેવિ ! હું જ્યારે ઘરમાં પેસવા લાગ્યો ત્યારે તારા પુત્રે મને રોકયો. એટલે મેં પૂછ્યું કે 'તું કોણ છે રે ?' પણ તેણે તારું નામ લીધું નહીં, તેથી ક્રોધ ચડવાને લીધે મેં એનું માથું કાપી નાખ્યું છે. તે સાંભળી પાર્વતી બેભાન થઈ પૃથ્વી ઉપર પડી ગયાં.[૨૯-૩૦] અને કહ્યું કે, 'હે દેવ ! હે મહેશ્વર ! જો પુત્રને જીવતો કરશો તો જ હું ભોજન કરીશ, નહીં તો ઉપવાસ કરી હું પ્રાણ કાઢી નાખીશ એમાં સંશય નથી.'[૩૧] પછી 'હાય કેવું કષ્ટ છે,' એમ કહી તેઓ વિલાપ કરવા લાગ્યાં અને ફરીથી પવનથી જેમ કેળનો થાંભલો પડે, તેમ પૃથ્વી ઉપર પડી ગયાં.[૩૨]

शिव उवाच—उत्तिष्ठ भद्रे त्वं दुःखं पुत्रार्थं मा कुरु प्रिये । अधुना तव पुत्रं हि जीवयामि शिरोविना ॥ ३३ ॥ प्रियामेवं समाश्वास्य गतो द्वारं स्वयं विभुः । इतस्ततोऽवलोक्याथ गजो दृष्टोमृतस्तदा ॥ ३४ ॥ निकृत्य तन्नागशिरो बल्लवं योजयेद्विभुः । सञ्जीव्यं बल्लवं पुत्रं पार्वत्यै तं न्यवेदयत् ॥ ३५ ॥ दृष्ट्वा गजशीरं पुत्रं पार्वती हर्षनिर्भरा । भोजयित्वा पतिं पुत्रं स्वर्णपात्रे सुशोभने ॥ ३६ ॥ नमस्कृत्य ततो देवं पतिपात्र उपाविशत् । बुभुजे तु ततो देवी पतिशेषं तु भोजनम् ॥ ३७ ॥ कैलासभुवने रम्ये पार्वत्या न्यवसद्विभुः । अटन् बहु कदाचित्सद्वृषभेण बलीयसा ॥ ३८ ॥ पार्वत्या सहितो देवः प्राप्तवान्नर्मदातटम् । रम्यं रेवातटं दृष्ट्वा पार्वती ह्यवदच्छिवम् ॥ ३९ ॥ पार्वत्युवाच—देवदेव महादेव शंकर प्राणवल्लभ । अक्षक्रीडनकामाऽहं त्वया सार्द्धं सुरेश्वर ॥ ४० ॥ शंकर उवाच—अक्षक्रीडनकामा त्वमासनेऽस्मिन् स्थिरा भव । जये पराजये चात्र साक्ष्यर्थं योजय प्रिये ॥ ४१ ॥ स्वामिवाक्यं च सा श्रुत्वा एरकां गृह्य सुष्टिना । नराकृतिमथाकल्प्य प्राणान्सा समयोजयत् ॥ ४२ ॥ देहं तस्य च सा स्पृश्य पाणिपद्मेन

सांमला । तमुवाच ततो बालमक्षक्रीडां विलोकय ॥४३॥ आवाभ्यां क्रीडमानाभ्यां को जयीति वद ध्रुवम् । इति मातुर्वचः श्रुत्वा बालको वै तथेति भोः ॥ ४४ ॥

ત્યારે શંકરે કહ્યું કે—'હે ભદ્રે! હે પ્રિયે, ઉઠ પુત્રને માટે શોક કર મા. હમણાં જ હું તારા પુત્રને મસ્તક વિનાનો જીવતો કરીશ.'[૩૩] એ પ્રકારે પાર્વતીજીને ધીરજ આપી મહાદેવજી પોતે બારણા પાસે આવ્યા; અને આમ તેમ જોયું તો ત્યાં એક મરેલો હાથી નજરે પડ્યો.[૩૪] એટલે તેનું માથું કાપી પેલા પુત્ર બાલ્લવના ધડની સાથે જોડી તેને જીવતો કર્યો અને પાર્વતીજીને સોંપ્યો.[૩૫] હાથીનું માથું લગાડવાથી જીવતા થયેલા પોતાના પુત્રને જોઈ, પાર્વતીજી અતિ પ્રસન્ન થયાં, અને પછી પતિ તથા પુત્રને, સોનાનાં સુંદર પાત્રમાં જમાડ્યા.[૩૬] ત્યાર પછી મહાદેવજીને નમસ્કાર કરી મહાદેવજીનાં પાત્રમાં જે બચ્યું હતું તે પાર્વતીજી જમ્યાં.[૩૭] પછી મહાદેવજી પાર્વતીની સાથે ઘણા દિવસ સુધી તે સુંદર કૈલાસ પર્વતમાં રહ્યાં. એક દિવસે પાર્વતીની સાથે બલવાન્ પોઠીયાને લઈ ફરતાં ફરતાં નર્મદાજીના કિનારા ઉપર આવ્યાં. તે કિનારો સુંદર જોઈ પાર્વતીજીએ સદાશિવને કહ્યું કે,[૩૮—૩૯] 'હે દેવના દેવ! હે મહાદેવ! હે શંકર! હે પ્રાણથી પણ પ્યારા! હે સુરેશ્વર! હું આપની સાથે પાસાથી રમવા ઇચ્છું છું.'[૪૦] મહાદેવજી કહે છે—'હે પ્રિયે! જો પાસાથી રમવું હોય તો આ જગોએ બેસ અને કોણ હાર્યું વા કોણ જિત્યું, તે જાણવા માટે કોઈ મધ્યસ્થની યોજના કર.'[૪૧] એવાં મહાદેવનાં વચનો સાંભળી, પાર્વતીએ છાજની મુઠી ભરી તેનું એક બાલક બનાવ્યું; અને તેમાં પ્રાણ નાખી તેના શરીર ઉપર જલવાળો હાથ ફેરવ્યો. પછી કહ્યું કે, 'હે બાલક! અમે પાસાની રમત રમીએ છીએ તેમાં તું ધ્યાન રાખજે અને કોણ જિત્યું અને કોણ હાર્યું, તે ખરે-ખરું કહેજે.' એ પ્રકારે માતાનાં વચન સાંભળી, બાલકે તે વાત કબૂલ કરી.[૪૨—૪૪]

अक्षक्रीडा समारब्धा पार्वत्या शंकरेण च । जयो जातश्च पार्वत्याः शंकरस्तु पराजितः ॥ ४५ ॥ शंकरस्तु तदाऽपृच्छत्को जितो वद बालक । अवदद्बालकस्तत्र जितं देवेन शूलिना ॥ ४६ ॥ पुनः क्रीडा प्रवृत्ता सा साक्षी कृत्वा तु बालकम् । पुनर्जितं तु पार्वत्या शंकरस्तु पराजितः ॥ ४७ ॥ बालं पप्रच्छ सा देवी जितं केन वदाधुना । पुनरप्याह बालोऽसौ जितं देवेन शूलिना ॥ ४८ ॥ हर्षेण च समायुक्तः पार्वतीं प्राह शंकरः । क्रीडां कुरु महादेवि रोषं त्यज शुभानने ॥ ४९ ॥ क्रीडतीस्म पुनर्देवी जितो देव्या स शंकरः । लज्जितः शंकरो बालं को जितो वद निश्चितम् ॥ ५० ॥ शंकरं प्राह बालोऽसौ जितस्त्वं भुवनाधिप । बालवाक्यं समाकर्ण्य पार्वतीकोपनिर्भरा ॥ ५१ ॥ मिथ्या वदसि दुष्टात्मन्पादहीनोऽत्र कर्दमे । पच्यमानोऽतिदुःखेन भविष्यसि न संशयः॥५२॥ बाल उवाच—विशापं कुरु मां मातर्बालभावान्मयेरितम्। इति श्रुत्वा वचस्तस्य मातृभावाद्दयान्विता ॥ ५३ ॥ पार्वत्युवाच—नागकन्या यदा पुत्र पूजार्थिन्यस्तटे शुभे। गणेशं पूजयन्त्यायां दृष्ट्वा पूजाविधिं शिवम्॥ ५४॥ तासां श्रुत्वा वचो दिव्यं तव भक्तिर्भविष्यति । गणेशं पूजयित्वा तु मम सान्निध्यमेष्यसि ॥ ५५ ॥ इत्युक्त्वा सा ततो देवी हिमाचलमगात्क्रुधा। व्यतीते वत्सरे पूर्णे श्रावणे मासि चागते ॥ ५६ ॥ गणेशपूजनार्थं ता नागकन्याः समागताः । दृष्टवान्नर्मदातीरे जीर्णं बहुभूषितम् ॥ ५७ ॥ बाल उवाच—किमर्थं चागता बालाः किं चात्र क्रियतेऽधुना । भवतीभिः पूज्यते कः किं फलं वदताथ मे ॥५८॥ नागकन्या ऊचुः—वत्स पूजा गणेशस्य क्रियतेऽस्माभिरुत्तमा । पूजिते तु जगन्नाथे लभ्यते वांछितं ध्रुवम् ॥५९॥ बाल उवाच—कथं पूज्यो गणाध्यक्षः कियत्कालं व्रतं तु भोः । को विधिः के च संभाराः कदा पूज्यो गणेश्वरः ॥ ६० ॥

પછી પાર્વતીજી અને શંકર રમવા લાગ્યાં. તેમાં શંકર હાર્યા અને પાર્વતીજી જિત્યાં.[૪૫] મહાદેવજીએ તે બાલકને પૂછ્યું કે, 'હે બાલક! કોણ જિત્યું?' ત્યારે, 'મહાદેવજી જિત્યા' એમ બાળકે કહ્યું.[૪૬] ફરીથી રમતનો આરંભ કર્યો તેમાં પણ તે બાલકને જ મધ્યસ્થ રાખ્યો. બીજી રમતમાં પણ પાર્વતીજી જિત્યાં અને મહાદેવજી હાર્યા.[૪૭] ત્યારે પાર્વતીજીએ 'હે બાલક! આ રમતમાં કોણ જિત્યું તે કહે,' એમ બાલકને પૂછ્યું. એટલે ફરીથી પણ 'મહાદેવજી જિત્યા' એમ બાલકે કહ્યું.[૪૮] ત્યારે પાર્વતીજીને ક્રોધ ચડેલો જોઈ પ્રસન્નતાથી મહાદેવજીએ કહ્યું કે, 'હે મહાદેવિ! હે શુભાનને! આ તો રમત છે, માટે રમો; અને ક્રોધ છોડી દ્યો.'[૪૯] પાર્વતીજી ફરીથી રમવા લાગ્યાં. તેમાં પણ પાર્વતીજી જિત્યાં અને શંકર હાર્યા. તેથી લાજ પામેલા શંકરે, 'ખરેખરું કહે કોણ જિત્યું?' એમ તે બાલકને પૂછ્યું.[૫૦] ત્યારે 'હે ભુવનાધિપ! આપ જિત્યા,' એમ તે બાલકે શંકરને કહ્યું. ત્યારે બાલકનું એવું અસત્ય બોલવું સાંભળી, પાર્વતીજી બહુ કોપાયમાન થયાં,[૫૧] તેથી 'હે દુષ્ટ! તું અસત્ય બોલે છે, માટે આ ગારામાં પગ વગરનો પડ્યો પડ્યો સડીશ અને દુઃખી થઈશ એમાં સંશય નથી,' એવો તેને શાપ આપ્યો.[૫૨] ત્યારે તે બાલક બોલ્યો કે, "હે માત! હું અજ્ઞાનથી અસત્ય બોલ્યો, તેથી ક્ષમા કરો, અને મને શાપથી મુક્ત કરો." આ પ્રકારનાં પુત્રનાં વચન સાંભળી દયા આવવાથી પાર્વતીજી બોલ્યાં કે,[૫૩] 'હે પુત્ર! નાગની કન્યાઓ, આ સુંદર કિનારા ઉપર ગણેશની પૂજા કરવા આવશે. તેઓની પૂજા જોવાથી તથા તેઓનાં દિવ્ય વચનો સાંભળી તને ગણેશની ભક્તિ ઉત્પન્ન થશે, અને તેથી તું

ગણેશની પૂજા કરીશ ત્યારે આ શાપથી મુક્ત થઈ મારી પાસે આવીશ.'[૫૪–૫૫] એટલું કહી પાર્વતી રોષમાં ને રોષમાં હિમાલય પર્વત ઉપર ચાલ્યાં ગયાં. જ્યારે વર્ષ પૂરું થયું અને શ્રાવણ માસ આવ્યો ત્યારે પેલી નાગકન્યાઓ ગણેશની પૂજા કરવા માટે નર્મદાના કિનારા ઉપર આવી. ત્યારે અતિ સુંદર તે સ્ત્રીઓને જોઈ, તે બાલક બોલ્યોઃ– 'હે કન્યાઓ ! તમે અહીં શા માટે આવી છો ? હમણાં તમે શું કરો છો ? કોની પૂજા કરો છો ? અને તેથી શું ફલ થાય છે ? તે મને કહો.'[૫૬–૫૮] ત્યારે તે નાગકન્યાઓ કહે છે–'હે પુત્ર ! અમે ગણેશની ઉત્તમ પૂજા કરીએ છીએ. ગણેશની પૂજા કરવાથી જરૂર ધારેલું કામ પાર પડે છે.'[૫૯] બાલક પૂછે છે–'ગણેશની કેવી રીતથી પૂજા કરવી ? ક્યારે પૂજા કરવી ? ક્યાં સૂધી કરવી ? તેનો પ્રકાર શું છે ? અને તેમાં સામગ્રી શું શું જોઈએ ? તે મને કહો.'[૬૦]

नागकन्या ऊचुः—श्रावणे मासि संप्राप्ते चतुर्थ्यां च खगोदये । तिलामलककल्केन स्नानं कुर्याज्जलाशये ॥ ६१ ॥ शुक्लपक्षे समारभ्य या कृष्णा दशमी भवेत् । मध्याह्ने पूजयेत्तावदेकविंशद्दिनावधि ॥ ६२ ॥ एकविंशतिदूर्वाभिस्तावत्पुष्पैः शुभैः सदा । मोदकैरेकविंशैश्च पूजयेत्प्रत्यहं जनः ॥ ६३ ॥ मोदका दश विप्राय दातव्याश्च सदक्षिणाः । एकं गणाधिपे दत्वा स्वयं चाद्याद्दशैव तु ॥ ६४॥ पूजा मौनेन कर्तव्या भोजनं च तथानघ । ब्रह्मचारी भूमिशायी शूद्रभाषणवर्जितः ॥ ६५ ॥ हविष्याशी तथा भूयाच्छुचिरंतर्बहिः सदा । एवं नियममास्थाय पूजां कुर्यात्सदा व्रती ॥ ६६ ॥ ताम्रपात्रे जलं गृह्य गंधपुष्पसमन्वितम् । फलरत्नसमायुक्तमर्घ्यं दद्याद्गणाधिपे ॥ ६७ ॥ गणेशाय नमस्तेऽस्तु पार्वतीनंदनाय च । गंधपुष्पसमायुक्तं गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ ६८ ॥ प्रदक्षिणाः सदा वत्स एकविंशन्निवेदयेत् । पूजासमाप्तौ विप्राय वायनं च समर्पयेत् ॥ ६९ ॥ गणेशप्रीतये तुभ्यं वायनं दशमोदकम् । दक्षिणाफलसंयुक्तं वंशपात्रे सुकल्पितम् ॥ ७० ॥ गणेशः प्रतिगृह्णाति गणेशो वै ददाति च । गणेशस्तारकोभाभ्यां गणेशाय नमो नमः ॥ ७१ ॥ एवं पूज्यो गणाध्यक्षो नामंदो भक्तितः शुभः । गणेशे पूजिते वत्स तव सिद्धिर्भविष्यति ॥ ७२ ॥ एवमुक्त्वा गता देव्यो नागकन्याः शुचिस्मिताः । बालकेन कृतं पश्चादन्यस्मिन्वत्सरे ततः ॥७३॥ श्रावणे मासि संप्राप्ते शुक्लपक्षे तिथौ शुभे । चतुर्थ्यां कृतसंभारो व्रतं जग्राह बालकः ॥ ७४ ॥ गणेशं नार्मदं तत्र एकविंशद्दिनावधि । विधिवत्पूजयामास नमस्कृत्य गणेश्वरम् ॥ ७५ ॥ गणेशो वरदो जातो याचयस्व यदीप्सितम् । श्रुत्वा वाक्यं गणेशस्य हर्षनिर्भरमानसः ॥ ७६ ॥ बाल उवाच—नमस्कृत्य गणेशानं वरं देहि नमोऽस्तु ते । पादयोर्मे बलं देहि वासं शंकरसन्निधौ ॥ ७७॥ गणेश उवाच—यथेच्छसि तथैवास्तु पार्वत्याः प्रीतिरस्तु ते । इत्युक्त्वा तु गणेशोऽसौ तत्रैवांतर्दधे विभुः ॥ ७८ ॥

નાગકન્યાઓ કહે છે–"શ્રાવણ માસની ચોથને દિવસે સૂર્યોદય વખતે તલ અને આમળાનાં ચૂર્ણવડે જલાશયમાં સ્નાન કરવું.[૬૧] શ્રાવણ સુદિ ચોથને દિવસે વ્રતનો આરંભ કરવો અને શ્રાવણ વદિ દશમને દિવસે સમાપ્તિ કરવી, એટલે એકવીશ દિવસ સુધી મધ્યાન્હે ગણપતિની પૂજા કરવી.[૬૨] તેમાં પ્રતિ દિવસે એકવીશ એકવીશ ધ્રો તથા પુષ્પ લેવાં. તેમાં હમેશાં એકવીશ એકવીશ લાડુ કરવા.[૬૩] તેમાંથી દશ લાડુ દક્ષિણા સહિત બ્રાહ્મણને આપવા, એક ગણપતિને નૈવેદ્ય માટે આપવો અને દશ પોતે ખાવા.[૬૪] પૂજા કરતી વખતે તથા ભોજન કરતી વખતે મૌન રહેવું, બ્રહ્મચર્ય પાળવું, પૃથ્વી ઉપર સુવું, શૂદ્રની સાથે બોલવું નહીં,[૬૫] હવિષ્યાન્ન જમવું અને અંદરથી મનમાં તથા બહારથી શુદ્ધ રહેવું. એ પ્રકારના નિયમ પાળી વ્રત કરનારાએ હમેશાં પૂજા કરવી.[૬૬] ત્રાંબાના પાત્રમાં જલ ભરી તેમાં ચંદન, પુષ્પ, ફલ અને રત્નનો गणेशाय नमस्तेस्तु० 'ગણુપતે ! આપ કે જે પાર્વતીજીના પુત્ર છો, તેને નમસ્કાર કરું છું, અને ગંધ તથા પુષ્પ સહિત અર્ધ્ય આપું છું,' એમ બોલી અર્ધ્ય આપવો.[૬૭–૬૮] પછી એકવીશ એકવીશ પ્રદક્ષિણા કરવી. જ્યારે પૂજા સમાપ્ત થાય ત્યારે, 'હે મહારાજ ! ગણુપતિને પ્રસન્ન કરવા માટે વાંસના પાત્રમાં એકઠા કરેલા દશ લાડુ, દક્ષિણા તથા ફલ આપને આપું છું,' એમ કહી બ્રાહ્મણને વાયન આપવું,[૬૯–૭૦] અને બોલવું કે, 'ગણેશ આપે છે, ગણેશ ગ્રહણ કરે છે અને ગણેશ જ ઈહ પરત્ર રક્ષણ કરે છે, માટે ગણેશને વારંવાર નમસ્કાર કરું છું.'[૭૧] હે પુત્ર ! એ પ્રકારે તું પવિત્ર થઈને ભક્તિથી ગણપતિની પૂજા કર. ગણપતિની પૂજા કરવાથી તને સિદ્ધિ થશે."[૭૨] એટલું કહી સુંદર હાસ્યવાળી તે નાગકન્યાઓ ચાલી ગઈ. પછી બીજા વર્ષની શ્રાવણ સુદિ ચોથ જ્યારે આવી, ત્યારે બાલકે સામગ્રી એકઠી કરી વ્રત ગ્રહણપૂર્વક એકવીશ દિવસ સૂધી નર્મદા ગણપતિની વિધિથી પૂજા કરી, નમસ્કાર કર્યા.[૭૩–૭૫] તેથી ગણેશ પ્રસન્ન થયા અને તેણે 'વર માગ' એમ કહ્યું. તે સાંભળી બાલક અતિ આનંદિત થયો અને નમસ્કાર કરીને બોલ્યો; "હે ગણેશ ! આપને નમસ્કાર કરું છું. આપ જો પ્રસન્ન થયા હો તો મને પગનું બળ આપો અને મહાદેવની પાસે મારો નિવાસ થાય એવું વરદાન આપો."[૭૬–૭૭] ગણેશ કહે છે–'હે બાલક ! જે તારા મનમાં છે તે પૂર્ણ થશે, અને તારી ઉપર પાર્વતીજીની પ્રીતિ થશે.' એટલું કહી વિભુ–ગણપતિ અદૃસ્ય થઈ ગયા.[૭૮]

दृढपादश्च बालोऽसौ कैलासमगमत्ततः । दृष्ट्वा हरस्य चरणौ शिरसा जगृहे शुभौ ॥ ७९ ॥ शिव उवाच—उत्तिष्ठ

वत्स ते पादौ कथं जातौ दृढौ वद । कस्य प्रसादात्त्वमिह आगतोसि ममालयम् ॥८०॥ बाल उवाच–कृतं मया गणेशस्य एकविंशदिनात्मकम् । श्रुतं च नागकन्याभ्यस्तद्व्रतं पूजनं मया ॥८१॥ तेन पुण्यप्रभावेण प्राप्तोऽहं तव संनिधौ । गणेशस्य प्रसादेन शरीरं दृढतां गतम् ॥८२॥ शिव उवाच–कीदृशं तद्व्रतं ब्रूहि करिष्येऽहं च तद्व्रतम् । वल्लभाया दर्शनार्थं पार्वत्या रोषशांतये ॥ ८३ ॥ बाल उवाच–श्रावणे शुक्लपक्षे तु चतुर्थ्यां च समारभेत् । श्रावणे बहुले पक्षे दशम्यां च समापयेत् ॥ ८४ ॥ गणेशं पूजयेन्नित्यमेकविंशदिनावधि । एकविंशतिदूर्वाभिः पुष्पैरपि तथैव च ॥८५॥ कर्तव्या मोदकास्तत्र एकविंशतिसंख्यकाः । दश विप्राय दत्त्वा तु एकं देवे नियोजयेत् ॥ ८६ ॥ अवशिष्टाः स्वयं भक्ष्याः श्रुतमेवं मया विभो । किं मयाऽद्य त्वयाऽऽज्ञप्तं कर्तव्यं वर्तते विभो ॥ ८७ ॥

પછી પગનું જોર આવવાથી તે બાળક કૈલાસમાં ગયો અને ત્યાં મહાદેવને જોઇ તેનાં કલ્યાણકારક ચરણમાં પડ્યો.[७९] મહાદેવ કહે છે–'હે પુત્ર ! તારા પગમાં કેમ જોર આવ્યું અને કોના પ્રસાદથી તું મારી પાસે આવ્યો ? તે કહે.'[८०] બાળક કહે છે–'હે શંકર ! નાગકન્યા પાસેથી વ્રત તથા પૂજન સાંભળી મેં એકવીશ દિવસ સુધી ગણપતિનું વ્રત કર્યું.[८१] તે વ્રતના પ્રભાવથી આપની પાસે આવ્યો છું અને ગણપતિની કૃપાથી જ મારા શરીરમાં જોર આવ્યું છે.'[८२] શંકર કહે છે–'હે પુત્ર! એ વ્રત કેવી રીતથી કરવું ? તે કહે. હું પણ પ્રિયા પાર્વતીના ક્રોધની શાંતિ માટે તથા તેની ભેટ થવા માટે એ વ્રત કરીશ.'[८३] બાળક કહે છે–'શ્રાવણ સુદિ ચોથને દિવસે એ વ્રતનો આરંભ કરવો અને શ્રાવણ વદિ દશમને દિવસે તેની સમાપ્તિ કરવી.[८४] એકવીશ દિવસ સુધી એકવીશ જાતની દૂર્વા તથા એકવીશ પુષ્પોવડે ગણપતિની પૂજા કરવી.[८५] તેમાં એકવીશ લાડુ કરવા, જેમાંથી દશ બ્રાહ્મણને આપવા, એક ગણપતિને નૈવેદ્ય માટે આપવો અને બાકીના દશ પોતે ખાવા. એ પ્રકારે એ વ્રતનો વિધિ મેં સાંભળેલો છે. હે વિભો ! હવે મને જે આજ્ઞા કરવી હોય તે કરો.'[८६–८७]

आचरच्छंभुरप्येवं गणेशस्य व्रतं शुभम् । पूजनात्तु गणेशस्य पार्वत्याश्चलितं मनः ॥ ८८ ॥ हिमाचलं नमस्कृत्य वचनं चेदमब्रवीत् । पार्वत्युवाच–गम्यतेऽद्य मया तात कैलासं निजमंदिरम् ॥ ८९ ॥ शिवस्य चरणौ द्रष्टुमुत्सुकं मे मनोऽभवत् । शीघ्रं देहि ममाज्ञां भोः क्षणं स्थातुं न शक्यते ॥९०॥ हिमाचल उवाच–प्रेषयिष्ये क्षणं तिष्ठ विमानेनार्कवर्चसा । सैन्यं ददामि रक्षार्थं तव मार्गे शुचिस्मिते ॥ ९१ ॥ पितृवाक्यं समाकर्ण्य विमानं चारुरोह सा । क्षणमात्रेण सा याता कैलासभवनोत्तमम् ॥ ९२ ॥ दृष्ट्वा महेश्वरं देवं प्रननाम विहस्य च । किं कृतं भो न जानेऽहं मनो मे चाहृतं त्वया ॥ ९३ ॥ वाक्यं श्रुत्वा प्रियायाश्च मनसा चालिलिंग ताम् । अवदत्कारणं तस्या हरणे मनसो ध्रुवम् ॥ ९४ ॥ शिव उवाच–कृतं मया गणेशस्य पूजनं तव हेतवे । तेन पुण्यप्रभावेन आगता त्वं ममांतिकम् ॥ ९५ ॥

પછી મહાદેવે પણ તે જ પ્રમાણે ગણપતિનું વ્રત કર્યું, તેથી પાર્વતીનું મન ચલાયમાન થયું,[८८] ત્યારે તેણે પોતાના પિતાને પ્રણામ કરી આ પ્રમાણે કહ્યું:–'હે તાત ! મારું મન મહાદેવનાં દર્શન માટે તલખે છે, માટે હું મારે ઘેર જઇશ. હવે હું આંહીં ક્ષણવાર રહી શકતી નથી. માટે જલદી રજા આપો.'[८९–९०] હિમાચલ કહે છે–'હે પવિત્ર હાસ્યવાળી પુત્રી ! ક્ષણવાર ધીરી થા. માર્ગમાં રક્ષા માટે સૈન્ય આપીશ ને સૂર્ય જેવા વિમાનમાં બેસાડી તને મોકલીશ.'[९१] એવાં પિતાનાં વચન સાંભળી પાર્વતી વિમાનમાં બેઠાં અને થોડીવારમાં કૈલાસમાં જઈ પહોંચ્યાં;[९२] અને ત્યાં મહાદેવજીને જોઈ પ્રણામ કરી હસીને બોલ્યાં કે, "હે મહારાજ ! આપે મારું મન હરી લીધું અને તે માટે શું ઉપાય કર્યો, તે કંઈ મારા જાણવામાં આવતું નથી."[९३] એવાં પ્રિયાનાં વચન સાંભળી, મનથી જ તેનું આલિંગન કરી તેના મન હરવામાં જે કારણ હતું, તે ખરેખરું કહેવા લાગ્યા.[९४] મહાદેવ કહે છે–'હે પ્રિયે ! તમારે માટે મેં ગણપતિનું પૂજન કર્યું છે, જેના પ્રભાવથી તમે મારી પાસે આવ્યાં છો.'[९५]

पार्वत्युवाच–कथं पूज्यो गणाध्यक्षो वद मह्यं जगत्प्रभो । अहमद्य करिष्यामि सेनानीदर्शनाय च ॥ ९६ ॥ शंकर उवाच–कुरु देवि गणेशस्य पूजनं च यथाविधि । एकविंशतिदूर्वाभिः पुष्पैर्नानाविधैः शुभैः ॥९७॥ मोदकैरेकविंशैश्च एकविंशदिनानि च । अर्घ्यैश्च तावत्संख्याकैस्तथा ब्राह्मणतर्पणैः ॥ ९८ ॥ त्रिलोचनमुखाच्छ्रुत्वा गणेशः पूजितस्तया । एकविंशदिनात्पश्चात्कुमारोऽभ्यगमत्स्वयम् ॥ ९९॥ स्कन्दं दृष्ट्वा तदा देव्याः स्तनाभ्यां निर्झरा ववुः । उत्तमालिंग्य सा देवी चुचुम्ब च मुखं पुनः ॥ १०० ॥ वत्साद्य च मुखं दृष्टं गणेशस्य प्रसादतः । बहुकालं च मां त्यक्त्वा गतः षण्मुख बालकः ॥ १ ॥ कृतकृत्याद्य जाताऽस्मि दर्शनात्ते न संशयः । रोषं त्यज महाबुद्धे शपथं ते वदाम्यहम् ॥ २ ॥

પાર્વતી કહે છે–'હે જગત્પ્રભો ! ગણપતિની કેવી રીતથી પૂજા કરવી તે કહો; હું પણ કાર્તિકસ્વામીને જોવા માટે એ વ્રત કરીશ.'[९६] મહાદેવ કહે છે–'હે દેવિ ! એકવીશ દૂર્વા અને પુષ્પવડે વિધિથી ગણપતિની પૂજા કરો.[९७] તેમાં એકવીશ લાડુ કરવા. એ વ્રત એકવીશ દિવસ સુધી કરવું. એકવીશ અર્ધ્ય આપવા અને બ્રાહ્મણો જમાડવા.'[९८] એ પ્રમાણે મહાદેવની પાસેથી વ્રતવિધિ

સાંભળી, પાર્વતીએ ગણપતિની પૂજા કરી. એકવીશ દિવસ પૂરા થયા, એટલે કાર્તિકસ્વામી પોતાની મેળે આવ્યા.[૯૯] તેને જોઈ પાર્વતીનાં સ્તનમાંથી દૂધની ધારાઓ છૂટી. પાર્વતીએ પુત્રને બાથમાં લઈ ઘણી બચીઓ લીધી અને કહ્યું કે, 'હે પુત્ર! તું બાલપણામાં જ ઘણાં વર્ષો થયાં મને છોડી ગયો હતો; પણ ગણેશની કૃપાથી મેં ઘણે દિવસે આજ તારું મોઢું જોયું છે.[૧૦૦-૧૦૧] તું આવ્યો એટલે હું કૃતકૃત્ય થઈ, એમાં સંશય નથી, હે મહાબુદ્ધે! તું રોષ છોડી દે. જો રાખે તો તને મારા સોગન છે.'[૨]

स्कन्द उवाच—मातर्वद गणेशस्य पूजनं च यथाश्रुतम्। विश्वामित्रं च राजानं मम मित्रं वदाम्यहम् ॥ ३ ॥ पार्वत्युवाच—वद मित्रं गणेशस्य पूजनं कुरु भक्तितः। एकविंशतिदूर्वाभिरेकविंशतिपुष्पकैः ॥ ४ ॥ कर्तव्या मोदकास्तत्र एकविंशतिसंख्यकाः । दश विप्राय दातव्याः स्वयं चाद्याद्दशैव तु ॥ ५ ॥ एकं गणाधिपे दत्त्वा अर्घ्यानपि तथैव च । पूजयस्व गणाध्यक्षमेकविंशदिनावधि ॥ ६ ॥ इदं व्रतं गणेशस्य भक्तितो यः करिष्यति । तस्य कार्याणि सिद्ध्यन्ति मनसा चिन्तितानि च ॥ ७ ॥ व्रतराजविधिं श्रुत्वा सेनानीश्च तथाऽकरोत्। सेनानीनामग्रणीस्त्वं समवाप्य शुचिव्रतः ॥ ८ ॥ कथयामास विप्राद्य- विश्वामित्रं नराधिपम्। सोऽपि राजा नमस्कृत्य व्रतं तत्स्वयमाचरत् ॥ ९ ॥ गणेशो वरदो जातो विश्वामित्राय तत्क्षणात्। गणेश उवाच—वद राजन्किमिच्छास्ति ददामि तव याचितम् ॥ ११० ॥ विश्वामित्र उवाच—देहि देव प्रसन्नश्चेत्प्राग्विप्रर्षित्वमस्त्विति । प्राप्तेन विप्रर्षित्वेन सर्वे प्राप्ता मनोरथाः ॥ ११ ॥ गणेश उवाच—विप्रर्षित्वं च राजेंद्र प्राप्स्यसि ब्रह्मपुत्रतः । वसिष्ठाद्ब्राह्मणश्रेष्ठान्मम वाक्यं न संशयः ॥ १२ ॥ एवमुक्त्वा गणेशोऽसौ पूजितो भूमिपेन च । पुनरन्यं वरं चादात्पूजकानां हिताय वै ॥ १३ ॥ यदा यदा च राजेन्द्र संकटं च कलौ भुवि । भविष्यति जनानां हि कर्तव्यं पूजनं मम ॥ १४ ॥ स्मरिष्यंति च मां भक्त्या नमस्कृत्य पुनः पुनः। तेषां दुःखानि सर्वाणि नाशयामि न संशयः ॥ १५ ॥ एवं दत्त्वा वरान् सम्यक् तत्रैवांतर्हितोऽभवत्। सनत्कुमार योगींद्र पार्वत्या मुखपद्मतः ॥ १६ ॥ श्रुतं मया च त्रेतायां गणेशस्य व्रतं महत्। निवेदितं च तत्सर्वं कुरु विप्र तपोनिधे ॥ १७ ॥ सनत्कुमार उवाच—महदाख्यानकं श्रुत्वा तृप्तोऽहं तु न संशयः।

કાર્તિકસ્વામી કહે છે—હે માત! જે પ્રમાણે તમે સાંભળ્યું હોય, તે પ્રમાણે ગણેશનું પૂજન મને કહી સંભળાવો. હું પણ મારા મિત્ર વિશ્વામિત્ર રાજાને એ વ્રત કહીશ.[૩] પાર્વતી કહે છે—ભલે, તારા મિત્રને કહે કે ભક્તિથી એકવીશ દૂર્વા અને એકવીશ જાતનાં પુષ્પવડે ગણપતિનું પૂજન કરવું.[૪] એકવીશ લાડુ કરવા, તેમાં એક ગણપતિને નૈવેદ્ય માટે ધરવો, દશ બ્રાહ્મણને આપવા, અને દશ પોતે ખાવા. એકવીશ અર્ઘ્ય આપવા. એ પ્રમાણે એકવીશ દિવસ ગણપતિની પૂજા કરવી.[૫-૬] જે માણસ આ પ્રમાણે ભક્તિથી ગણપતિનું પૂજન કરશે, તેનાં મનનાં ધારેલાં કાર્યો સિદ્ધ થશે.[૭] એ પ્રમાણે વ્રતવિધિ સાંભળી કાર્તિકસ્વામીએ પણ તે વ્રત કર્યું ને તેને દેવતાની સેનાનું અધિપતિપણું મળ્યું.[૮] પછી તેણે રાજા વિશ્વામિત્રને એ વ્રત કહ્યું. વિશ્વામિત્રે પણ વિધિથી તે વ્રત કર્યું, તેથી ગણેશ પ્રસન્ન થઈ વર દેવા તૈયાર થયા. ગણેશ કહે છે—હે રાજન્, મનમાં ઇચ્છા હોય તે માગી લ્યો, હું જે માગશો તે આપીશ.[૯-૧૧૦] વિશ્વામિત્ર કહે છે—હે દેવ! જો આપ પ્રસન્ન થયા હો તો હું બ્રહ્મર્ષિમાં શ્રેષ્ઠ થાઉં તેવું વરદાન આપો. હું બ્રહ્મર્ષિ થઈશ એટલે મારા સર્વ મનોરથો સિદ્ધ થશે.[૧૧] ગણેશ કહે છે—હે રાજેંદ્ર! તમને બ્રહ્માના પુત્ર બ્રાહ્મણશ્રેષ્ઠ વસિષ્ઠ ઋષિ પાસેથી બ્રહ્મર્ષિની પદવી મળશે, એમાં સંશય નથી.[૧૨] એટલું કહ્યા પછી રાજાએ ગણપતિની પૂજા કરી, તેથી તેણે ભક્તોનાં કલ્યાણ માટે કહ્યું કે;—'હે રાજેંદ્ર! કલિયુગમાં મનુષ્યોને જ્યારે જ્યારે સંકટ પડે ત્યારે ત્યારે મારું પૂજન કરવું.[૧૩-૧૪] ભક્તિથી મારું સ્મરણ કરવું અને વારંવાર મને નમસ્કાર કરવા; તેથી હું તેઓનાં સર્વ સંકટનો નાશ કરીશ એમાં સંશય નથી.'[૧૫] એ પ્રમાણે વરદાન દઈ ગણપતિ ત્યાંજ અદૃશ્ય થઈ ગયા. હે સનત્કુમાર! હે યોગીંદ્ર! આ ગણેશનું અતિ શ્રેષ્ઠ વ્રત મેં ત્રેતાયુગમાં પાર્વતીના મુખથી સાંભળેલું હતું તે તમને કહી સંભળાવ્યું છે. હવે તમે પણ તે વ્રત કરો.[૧૬-૧૭] સનત્કુમાર કહે છે—હું આ મોટું આખ્યાન સાંભળી તૃપ્ત થયો છું, એમાં સંશય નથી.

सूत उवाच—एवमुक्त्वा गतो योगी नमस्कृत्य षडाननम् ॥ १८ ॥ सनत्कुमारसेनानीसंवादं च यथाश्रुतम्। व्यासप्रसादाच्छ्रुतवांस्तथा तुभ्यं निवेदितः ॥१९॥ इदं व्रतं गणेशस्य करिष्यति च मानवः। तस्य कार्याणि सर्वाणि सिद्धिं यास्यन्ति सत्वरम् ॥ १२० ॥ किमन्यद्वो जनश्रेष्ठाः श्रोतुकामास्तपोधनाः । तत्सर्वं कथयिष्यामि वक्तव्यं यदि वेच्छथ ॥ २१ ॥ य इदं शृणुयाद्भक्त्या आख्यानं च समाहितः । तदीप्सितानि कार्याणि स लभेन्निश्चितं भुवि ॥ २२ ॥ शौनकाद्य ऋषिगणः श्रुत्वा भूतवचोद्भुतम् । पौराणिकं नमस्कृत्य विररामासने शुभे ॥१२३॥ इति श्रीभविष्योत्तरपुराणे स्कन्दसनत्कुमारसंवादे तृतीयोल्लासे एकविंशतिदिवसगणपतिव्रतकथा सम्पूर्णा ॥

સૂત કહે છે—એટલું કહી કાર્તિકસ્વામીને નમસ્કાર કરી યોગી સનત્કુમાર ત્યાંથી ચાલ્યા ગયા.[૧૮] આ કાર્તિકસ્વામી તથા સનત્કુમારનો સંવાદ જેવી રીતથી વ્યાસની પાસેથી સાંભળ્યો હતો, તે પ્રમાણે તમને કહી સંભળાવ્યો છે.[૧૯] જે મનુષ્ય આ ગણપતિનું વ્રત કરશે તેના સર્વ મનોરથ

જલદી સિદ્ધ થશે.[२०] હે બ્રાહ્મણો! હવે જે તમારી સાંભળવાની ઇચ્છા હોય તે કહું. જે માણસ સાવધાન થઈ ભક્તિથી આ આખ્યાન સાંભળે તેના સઘળા મનોરથ સિદ્ધ થાય એ નિશ્ચિત છે.[२१–२२] એવું આશ્ચર્યકારક વચન સાંભળી સઘળા શૌનક વગેરે ઋષિઓ સૂતને નમસ્કાર કરી, પોતપોતાના સુંદર આસન ઉપર બેઠા.[२३] એ પ્રકારે ભવિષ્યોત્તર પુરાણમાં એકવીશ દિવસના ગણપતિ વ્રતની કથા કહેલી છે.

## રવિવારી શુદિ ચોથને દિવસે આરંભવાનું દૂર્વા–ગણપતિવ્રત

**अन्यच्च**–भानुवासरयुतायां यस्यां कस्यांचिच्छुक्लचतुर्थ्यामारभ्य षण्मासपर्यंतं कर्तव्यतया विहितं स्कंदपुराणोक्तं दूर्वागणपतिव्रतम्॥१॥एतदेव शिष्टाचारे श्रावणशुक्लचतुर्थीमारभ्य माघशुक्लचतुर्थीपर्यंतं क्रियमाणं दृश्यते॥२॥मासपक्षाद्युल्लिख्य मम समस्तपापक्षयपूर्वकसप्तजन्मराज्यसौभाग्यादिविवृद्धये महागणपतिप्रीतिद्वारा उमामहेश्वरसालोक्यसिद्धये षण्मासपर्यंतं दूर्वागणपतिव्रतमहं करिष्ये इति संकल्प्य षोडशोपचारैः पूजयेत् ॥ ३ ॥

રવિવારી હરકોઈ શુક્લચતુર્થીને દિવસે, દૂર્વા ગણપતિ વ્રતનો આરંભ કરી, છ માસ પર્યંત તે વ્રત કરવું, એમ સ્કંદ પુરાણમાં બીજું દૂર્વા–ગણપતિવ્રત કહેલું છે.[१] શિષ્ટ લોકો એ વ્રતનો શ્રાવણ શુદિ ચોથને દિવસે આરંભ કરે છે અને માઘ શુદિ ચોથને દિવસે સમાપ્તિ કરે છે.[२] માસ પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરીને આ વ્રતનો એવી રીતે સંકલ્પ કરવો કેઃ–'મારાં સઘળાં પાપનો નાશ થવા માટે સાત જન્મ પર્યંત રાજ્ય સૌભાગ્યાદિની વૃદ્ધિ માટે, ગણપતિને પ્રસન્ન કરવા માટે અને શિવલોકની સિદ્ધિ માટે હું છ માસ પર્યંત દૂર્વા–ગણપતિનું વ્રત કરીશ.' આ રીતે સંકલ્પ કરીને ષોડશોપચારવડે ગણપતિનું નિત્ય પૂજન કરવું.[३]

## દૂર્વા–ગણપતિવ્રતની કથા

अथ कथा ॥ सूत उवाच–कैलासशिखरे रम्ये सर्वदेवनिषेविते । सिद्धसंघसमाकीर्णे गन्धर्वगणसेविते ॥१॥देव्या सह महादेवो दीव्यत्यक्षैर्विनोदतः । जिताऽसि त्वं जितेत्याह पार्वतीं परमेश्वरः ॥ २ ॥ साऽपि त्वं जित इत्याह सुविवादस्तयोरभूत् । चित्रनेमिस्तदा पृष्टो मृषावादमभाषत ॥ ३ ॥ तदा क्रोधसमाविष्टा गौरी शापं ददौ ततः । प्रसादिता ततस्तेन विशापं कुरु पार्वति ॥ ४ ॥ पार्वत्युवाच–यदा सरोवरे रम्ये चरिष्यति भवान् भुवि । तदा स्वर्गणिकाः सर्वा वीक्ष्यसे त्वं समागताः ॥ ५ ॥ तदा भव विशापस्त्वमित्युक्तः स पपात ह । ततः कतिपयाहोभिः कृष्णानन्तसरोवरे ॥ ६ ॥ कृष्णो भूत्वा वसंस्तत्र ददर्श स्वर्विलासिनीः । ततस्तु सादरं गत्वा पप्रच्छ प्रणिपत्य ताः ॥ ७ ॥ क्रियते किं महाभागाः पूजायां वांछितं च किम् । ततस्ता अब्रुवंस्तस्मै दूर्वाविघ्नेश्वरव्रतम् ॥ ८ ॥ क्रियतेऽस्माभिरिह च परत्रामीष्टसिद्धये । ततोऽब्रवीच्चित्रनेमिर्व्रतं मे दातुमर्हथ ॥ ९ ॥

સૂત કહે છે–કૈલાસ પર્વત, કે જેમાં સઘળા દેવ, સિદ્ધ અને ગંધર્વોની મોટી ભીડ લાગી રહે છે તેમાં, એક વખતે શંકર અને પાર્વતીજી આનંદથી પાસાની રમત રમવા લાગ્યાં. તેમાં મહાદેવજીએ પાર્વતીજીને કહ્યું કે, 'તમે હાર્યાં તમે હાર્યાં' અને પાર્વતીજીએ શંકરને કહ્યું કે 'તમેજ હાર્યા.' એમ કરતાં કરતાં બન્નેને વાદ થયો ત્યારે તે બાબતમાં ચિત્રનેમિને પૂછ્યું, એટલે તે અસત્ય બોલ્યો[१–३] તેથી કોપાયમાન થયેલાં પાર્વતીજીએ તેને શાપ આપ્યો. પછી તેણે પાર્વતીને પ્રસન્ન કર્યાં અને કહ્યું કે 'હે પાર્વતિ! મને શાપથી મુક્ત કરો.'[४] પાર્વતીજી કહે છે–'તું જ્યારે પૃથ્વીમાં એક સુંદર સરોવરના કિનારાપર ફરીશ અને ત્યાં આવેલી અપ્સરાઓને જોઈશ ત્યારે આ શાપથી મુક્ત થઈશ.' એટલું કહ્યા પછી તે ચિત્રનેમિ પૃથ્વી ઉપર પડ્યો. પછી કૃષ્ણાનંત સરોવરમાં કેટલેક દિવસે તેણે અપ્સરાઓને જોઇ, ત્યારે તેની પાસે જઈ પ્રણામ કરી આદરથી પૂછવા લાગ્યો કે,[५–७] 'હે અપ્સરાઓ! તમે શું કરો છો? અને આથી શું ફલ થાય છે તે કહો?' ત્યારે તેઓએ તેને કહ્યું કે 'અમે દૂર્વા–ગણપતિનું વ્રત કરીએ છીએ.[८] આ વ્રતથી આ લોક તથા પરલોકમાં વાંછિત ફલ પ્રાપ્ત થાય છે.' ત્યારે ચિત્રનેમિએ કહ્યું કે, 'એ વ્રતનો વિધિ મને કહો તો ઠીક,[९]

येनाहं गिरिजाशापान्मुच्येयं चिरदुःखितः । ततस्ता अब्रुवन्सर्वा व्रतमेतदनुत्तमम् ॥ १० ॥ दूर्वाविघ्नेश्वरो यत्र पूज्यते सर्वसिद्धिदः । शुक्लपक्षे चतुर्थी या भानुवारेण संयुता ॥ ११ ॥ तस्यां तिथौ समारभ्य षण्मासं व्रतमाचरेत् । प्रत्यहं षण्नमस्काराः षट् दूर्वाः षट् प्रदक्षिणाः ॥ १२ ॥ शुक्लपक्षे चतुर्थ्यां च प्रत्येकं चैकविंशतिः । एकभक्तं च कर्तव्यं कथां च शृणुयादिमाम् ॥ १३ ॥ ध्यायेद्विनायकं देवं समाहितमनाः सदा । तरुणारुणसंकाशं सर्वाभरणभूषितम् ॥ १४ ॥ जटाकलापसुभगं कुंकुमेनोपरंजितम् । गजाननं प्रसन्नास्यं सिंदूरतिलकांकितम् ॥ १५ ॥ विशालवक्षसं भांतमुक्तामणिविभूषितम् । चतुर्भुजमुदारांगं किंकिणीकंकणैर्युतम् ॥ १६ ॥ पाशांकुशधरं देवं दन्तमोदकधारिणम् । महोदरं महानागबद्धकुक्षिं मुदान्वितम् ॥१७॥ सुन्दरांशुकसंवीतमभिभाव्यमपराजितम् । प्रणतामरसन्दोहमौलिमाणिक्यरश्मिभिः ॥ १८ ॥ विराजितांघ्रिकमलं सर्वदेवनमस्कृतम् । अभीष्टफलदं देवं सर्वभूतोपकारकम् ॥ १९ ॥ एवं ध्यात्वा यजेन्नित्यं विनायकमतन्द्रितः । एवं चरित्वा षण्मासान् शुचिः सत्यपरायणः ॥ २० ॥ पश्चाद्दुग्धादिदूर्वाभिरर्चयेत्तं सदा पुनः । उद्यापनं प्रकर्तव्यं देशकालानुसारतः ॥ २१ ॥ ततो मगधदेशस्य नाम्नेन यव-

पिष्टकम् । दशमानकमादाय दशाष्टावपि मोदकान् ॥२२॥ कृत्वा घृतप्लुतान्सम्यक् षट् देवाय षडात्मने । षट् च विप्राय दातव्याः श्रोत्रियाय कुटुंबिने ॥ २३ ॥ विनायकं गणाध्यक्षं विघ्नेशं श्रीगणाधिपम् । वरदं सुमुखं चैव दूर्वा-षट्कैः प्रपूजयेत् ॥ २४ ॥ षड्दूर्वाश्च तथा दद्यान्महापूजां प्रकल्पयेत्। एवं कुरु महेशानप्रीत्यर्थमभिवांछितम् ॥२५॥

'કારણ કે એ વ્રત હું પણ કરીશ અને જે ઘણા કાળથી પાર્વતીના શાપથી દુઃખી છું, તે તેમાંથી મુક્ત થઇશ.' ત્યારે અપ્સરાઓએ, જેમાં સર્વ સિદ્ધિ આપનાર દૂર્વા–ગણપતિ પૂજાય છે, તેવું અતિ ઉત્તમ વ્રત ચિત્રનેમિને કહ્યું. હરકોઈ શુક્લ પક્ષમાં રવિવારી ચોથ હોય તે દિવસે આરંભી ૭ માસ પર્યંત દૂર્વા–ગણપતિનું વ્રત કરવું. હમેશાં ૭ નમસ્કાર કરવા, ૭ દૂર્વા ચડાવવી અને ૭ પ્રદક્ષિણા કરવી.[૧૦–૧૨] શુદિ ચોથને દિવસે તો નમસ્કાર વગેરે સઘળું, છને ઠેકાણે એકવીશ એકવીશ કરવાં. એક વખત ભોજન કરવું ને આ કથા સાંભળવી,[૧૩] અને સાવધાન થઈ નિરંતર ગણપતિનું ધ્યાન કરવું. જે ગણપતિ, મધ્યાહ્ન સમયના સૂર્યના જેવા કાંતિવાળા છે, સર્વ અલંકારોથી શોભિત છે,[૧૪] જટાના કલાપથી સુંદર છે, કુંકુમવડે ચર્ચિત છે, જેને હાથીનું મુખ છે, પ્રસન્ન મુખ છે, સિંદૂરના તિલકનું ચિહ્ન છે,[૧૫] પહોળું વક્ષઃસ્થળ છે, મનોહર મોતી અને માણિક્યવડે શોભે છે, ચાર હાથ છે, સુંદર શરીર છે, ઘુઘરીવાળા કંકણોથી શોભિત છે,[૧૬] પાશ તથા અંકુશને ધારણ કરે છે, ક્રીડા કરે છે, દાંત અને લાડુને ધારણ કરે છે, મોટા પેટવાળા છે, સર્પોથી કેડ બાંધેલી છે, હર્ષસહિત છે,[૧૭] સુંદર વસ્ત્રવાળા છે, હાથીના મુખવાળા છે, અપરાજિત છે, નમન કરતા દેવતાઓના મુકુટના મણિઓનાં કિરણોવડે જેનાં ચરણકમલ શોભે છે, સઘળા દેવો જેને નમસ્કાર કરે છે, ઇચ્છિત ફલને આપનાર છે, અને સર્વ પ્રાણીનું હિત કરનાર છે.[૧૮–૧૯] એ પ્રકારે સાવધાન થઈ હમેશાં ગણપતિનું ધ્યાન ધરવું. એ પ્રકારે સત્યપરાયણ થઇ, પવિત્ર રહી, ૭ માસ પર્યંત વ્રત કરવું.[૨૦] ગંધ અને દૂર્વા વગેરેથી નિરંતર પૂજા કરવી. પછી દેશ અને કાલને અનુસરી ઉદ્યાપન કરવું.[૨૧] તેમાં મગધ દેશના પ્રમાણથી દશ માનક લોટ લઇ અઢાર લાડુ કરવા ને તેમાં સારી રીતે ઘી નાખવું. તેમાંથી ૭ લાડુ ગણેશને ધરવા, ૭ કુટુંબવાળા વેદિયા બ્રાહ્મણને આપવા અને ૭ પોતે રાખવા.[૨૨–૨૩] વિનાયક, ગણાધ્યક્ષ, વિઘ્નેશ, ગણાધિપ, વરદ અને સુમુખ એ ૭ નામથી ગણપતિને ૭ દૂર્વા ચડાવવી.[૨૪] પછી ૭ દૂર્વાવડે મોટી પૂજા કરવી. હે મહારાજ ! એમ કરવાથી ઇચ્છિત ફળ થશે.'[૨૫]

तथेत्युक्त्वा चित्रनेमिः प्रीणयित्वा विनायकम् । शापामुक्तस्ततः शंभुमभ्यगात्प्रहसन्निव ॥ २६ ॥ शंकरेण ततः पृष्टश्चित्रनेमिर्व्रतं जगौ । व्रतं श्रुत्वा ततः शंभुर्गणेशस्य कुतूहलात् ॥ २७ ॥ गौरीकोपप्रसादाय शिवोऽपि कृतवानथ । साऽपि देवी शिवेनोक्तं चक्रे व्रतमनुत्तमम् ॥ २८ ॥ कार्तिकेयोऽपि मात्रोक्तः स्वसख्युर्दर्शनेच्छया । व्रतं चकार नंदी च कार्तिकेयोक्तमादरात् ॥ २९ ॥ सोऽपि राजप्रसादाय पुत्रार्थं च चकार ह । ततः क्रमेण लोकेऽस्मिन् प्रचुरीभूतमुत्तमम् ॥ ३० ॥ व्रतं दूर्वागणेशस्य सर्वसिद्धिकरं परम्। शोकव्याधिभयोद्वेगबंधव्यसनदुःखतः॥ ३१ ॥ विमुक्तः पुत्रपौत्रादिधनधान्यसमावृतः । इहलोके सुखी भूत्वा पश्चाच्छिवपुरं व्रजेत् ॥ ३२ ॥ व्रतेनानेन दूर्वाख्यविघ्नेशस्य प्रसादतः । यः पठेत् परया भक्त्या कथामेतां दिनेदिने । शृणुयाद्वापि सततं सर्वसिद्धिमवाप्नुयात् ॥३३॥ इति स्कन्दपुराणोक्तं दूर्वागणपतिव्रतम् ॥

પછી તેના કહેવા પ્રમાણે ધ્યાનમાં રાખીને ચિત્રનેમિએ દૂર્વા–ગણપતિનું વ્રત કર્યું અને ગણપતિને પ્રસન્ન કર્યા, તેથી પોતે શાપથી મુક્ત થઇ, હસતો હસતો મહાદેવજીની પાસે ગયો.[૨૬] ત્યારે શંકરે પૂછ્યું, એટલે ચિત્રનેમિએ તે વ્રત કહ્યું. તે સાંભળી પાર્વતીજીનો ક્રોધ ઉતારવા માટે મહાદેવજીએ પણ દૂર્વા–ગણપતિનું વ્રત કર્યું. પછી શંકર પાસેથી સાંભળી, પાર્વતીએ પણ એ ઉત્તમ વ્રત કર્યું.[૨૭–૨૮] પછી માની પાસેથી સાંભળી પોતાના મિત્રને મળવા માટે કાર્તિકસ્વામીએ તે વ્રત કર્યું. કાર્તિકસ્વામીની પાસેથી સાંભળી રાજાને પ્રસન્ન કરવા માટે અને પુત્ર માટે આદરથી નંદિએ તે વ્રત કર્યું. એ પ્રકારે ક્રમથી આ ઉત્તમ વ્રત લોકમાં પ્રસિદ્ધ થયું છે.[૨૯–૩૦] જે માણસ આ વ્રત કરે છે તેને દૂર્વા–ગણપતિના પ્રસાદથી સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તે શોક, વ્યાધિ, ભય, ઉદ્વેગ, બંધ, વ્યસન અને દુઃખ દૂર થાય છે. પુત્ર, પૌત્ર, ધન અને ધાન્યની વૃદ્ધિ થાય છે; અને આ લોકમાં ઘણું સુખ ભોગવી અંતે કૈલાસમાં જાય છે.[૩૧–૩૨] જે માણસ પરમભક્તિથી હંમેશાં આ કથાનો પાઠ કરે વા સાંભળે છે, તે સર્વ સિદ્ધિને પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે સ્કંદપુરાણમાં દૂર્વા-ગણપતિનું વ્રત કહેલું છે.[૩૩]

## ૩ સિદ્ધિવિનાયક વ્રતનો વિધિ

अथ भाद्रपदशुक्लचतुर्थ्यां सिद्धिविनायकव्रतं हेमाद्रौ स्कांदे । तच्च मध्याह्नव्यापिन्यां कार्यम् । प्रातः शुक्लतिलैः स्नात्वा मध्यान्हे पूजयेन्नृपेति तत्रैव पूजाविधानात् ॥ दिनद्वये तद्व्याप्तावव्याप्तावेकदेशव्याप्तौ वा पूर्वाऽन्यथा परा ॥ चतुर्थी गणनाथस्य मातृविद्धा प्रशस्यते ॥ मध्याह्नव्यापिनी सा तु परतश्चेत्परेऽहनीति बृहस्पत्युक्तेः ॥

ભાદરવા શુદિ ચોથને દિવસે સિદ્ધિવિનાયકનું વ્રત કરવું, એમ હેમાદ્રિમાં સ્કન્દપુરાણનું વચન કહેલું છે. તે વ્રત જે દિવસે મધ્યાહ્ન વખતે ચતુર્થી હોય તે દિવસે કરવું. કારણ કે, 'હે નૃપ ! પ્રાતઃકાળમાં ધોળા

તલવડે સ્નાન કરી મધ્યાન્હે પૂજન કરવું,' એમ હેમાદ્રિમાં પૂજાનું વિધાન કહેલું છે. બેય દિવસે મધ્યાહ્ન વખતે ચતુર્થી હોય અથવા ન હોય અથવા એક દેશમાં વ્યાપ્ત હોય તો પહેલે દિવસે વ્રત કરવું; નહીં તો બીજે દિવસે કરવું; કારણ કે 'ગણપતિના વ્રતમાં તૃતીયાવિદ્ધ ચતુર્થી ઉત્તમ કહેવાય છે. તે ચતુર્થી જો બીજે દિવસે મધ્યાહ્ન વખતે હોય તો બીજે દિવસે વ્રત કરવું,' એમ બૃહસ્પતિનું વચન છે.

अथ व्रतविधिः—मासपक्षाद्युल्लिख्य ममेहजन्मनि जन्मांतरे च पुत्रपौत्रधनविद्याजययशःश्रीप्राप्त्यर्थमायुष्याभिवृद्ध्यर्थं च सिद्धिविनायकप्रीत्यर्थं यथाज्ञानेन पुरुषसूक्तपुराणोक्तमन्त्रैर्ध्यानावाहनादिषोडशोपचारैः पंचामृतैः सह पार्थिवगणपतिपूजनं करिष्ये॥१॥तथा मूर्तौ प्राणप्रतिष्ठादिकमासनादिकं कलशाराधनं पुरुषसूक्तन्यासांश्च करिष्ये॥२॥ हेरंबाय नमः मृदाहरणम् ॥३॥ सुमुखाय० संघट्टनम्॥४॥ गौरीसुताय० स्थापनम्॥५॥अथ प्राणप्रतिष्ठां कुर्यात्॥अस्य श्रीप्राणप्रतिष्ठामन्त्रस्य । ब्रह्मविष्णुमहेश्वरा ऋषयः, ऋग्यजुःसामाथर्वाणिच्छंदांसि, क्रियामयवपुः, प्राणाख्या देवता, आं बीजं, ऱ्हीं शक्तिः, क्रों कीलकम्, अस्यां मूर्तौ प्राणप्रतिष्ठापने विनियोगः॥६॥ॐ आं ऱ्हीं क्रों अं यं रं लं वं शं षं सं हं ळं क्षं अः अस्यां मूर्तौ प्राणा इह प्राणाः । पुनः ॐ आं ऱ्हीं क्रों अं० अस्यां मूर्तौ जीव इह स्थितः । पुनः ॐ आं ऱ्हीं क्रों अं० अस्यां मूर्तौ सर्वेंद्रियाणि श्रोत्रत्वक्चक्षुर्जिह्वाघ्राणवाक्पाणिपादपायूपस्थानि इहैवागत्य सुखं चिरं तिष्ठंतु स्वाहा ॥७॥ असुनीतेपुनरिति ऋचं पठित्वा गर्भाधानादिपं च दशसंस्कारसिद्ध्यर्थं पंचदशप्रणवावृत्तीः करिष्ये इति संकल्प्य पंचदशवारं प्रणवमावर्त्य ॥ ८ ॥ तच्चक्षुर्देवहितम्० इति मन्त्रेण देवस्याज्येन नेत्रोन्मीलनं कृत्वा पंचोपचारैः पूजनं कुर्यात् ॥९ ॥ आसनविधिं कृत्वा पुरुषसूक्तन्यासान्विधाय पूजनमारभेत ॥ १० ॥

વ્રતનો પ્રકાર–પ્રથમ માસ પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી, આ પ્રમાણે સંકલ્પ કરવોઃ–'મારા આ જન્મમાં તથા બીજા જન્મમાં, પુત્ર, પૌત્ર, ધન, વિદ્યા, જય, યશ અને શ્રીની પ્રાપ્તિ માટે, આયુષ્યની વૃદ્ધિ માટે અને સિદ્ધિવિનાયકને પ્રસન્ન કરવા માટે, જ્ઞાન પ્રમાણે પુરુષસૂક્ત અને પુરાણોક્ત મંત્રવડે પાર્થિવ (માટીના) ગણપતિનાં ધ્યાન, આવાહન વગેરે કરીશ અને ષોડશોપચાર તથા પંચામૃતથી પૂજન કરીશ.[1] તેમ જ મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા, આસન, કલશારાધન અને પુરુષસૂક્તના ન્યાસ વગેરે પણ કરીશ.'[2] પછી 'हेरंबाय नमः' એ મંત્રથી માટી લાવવી;[3] 'सुमुखाय नमः' એ મંત્રથી ગણેશજી બનાવવા;[4] અને 'गौरीसुताय नमः' એ મંત્રથી સ્થાપના કરવી.[5] પછી પ્રાણપ્રતિષ્ઠા કરવી. આ પ્રાણપ્રતિષ્ઠા મંત્રના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ઋષિ છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ છંદ છે. ક્રિયામય શરીરવાળો પ્રાણ નામનો દેવતા છે, आं બીજ છે, 'ऱ्हीं' શક્તિ છે, 'क्रों' કીલક છે. આ મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠાપનમાં વિનિયોગ કરવો. 'ॐ आं ऱ्हीं' એ મંત્ર ભણી આ મૂર્તિમાં આંહીં પ્રાણ રહો એમ કહેવું.[6] ફરીથી તે મંત્ર ભણી આ મંત્રમાં આંહી જીવ રહો એમ કહેવું.[7] ફરીથી એ જ મંત્ર ભણી બોલવું કે,–'આ મૂર્તિમાં સર્વ ઈંદ્રિય, કાન, ચામડી, નેત્ર, જીભ, નાક, વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ, આ જગોએ સુખેથી ઘણી વખત રહો' એમ કહેવું. પછી 'असुनीते०' એ મંત્ર ભણી, 'ગર્ભાધાન વગેરે સંસ્કાર માટે પંદર વખત આકારની આવૃત્તિ કરીશ,' એવો સંકલ્પ કરી પંદર વખત ઓંકારની આવૃત્તિ કરવી.[8] પછી 'तच्चक्षुर्देवहितं०' એ મંત્ર ભણી ઘીવડે દેવના નેત્રનું ઉન્મીલન કરી પંચોપચારથી પૂજા કરવી.[9] પછી આસન આપી, પુરુષસૂક્તના ન્યાસ કરી પૂજાનો આરંભ કરવો.[10]

एकदंतं शूर्पकर्णं गजवक्त्रं चतुर्भुजम् । पाशांकुशधरं देवं ध्यायेत्सिद्धिविनायकम् । ध्यायेद्देवं महाकायं तप्तकांचनसन्निभम्॥११॥दंताक्षमालापरशुपूर्णमोदकहस्तकम् । मोदकासक्तशुंडाग्रमेकदंतं विनायकम् । ध्यानम्॥१२॥आवाहयामि विघ्नेश सुरराजार्चितेश्वर । अनाथनाथ सर्वज्ञ पूजार्थं गणनायक । सहस्रशीर्षेत्यावाहनम् ॥१३॥ विचित्ररत्नरचितं दिव्यास्तरणसंयुतम् । स्वर्णसिंहासनं चारु गृहाण सुरपूजित । पुरुषएवेदम्० आसनम् ॥१४॥ सर्वतीर्थसमानीतं पाद्यं गंधादिसंयुतम् । विघ्नराज गृहाणेदं भगवन् भक्तवत्सल । एतावा० पाद्यम् ॥१५॥ अर्घ्यं च फलसंयुक्तं गंधपुष्पाक्षतैर्युतम् । गणाध्यक्ष नमस्तेऽस्तु गृहाण करुणानिधे । त्रिपादूर्ध्व० अर्घ्यम् ॥ १६ ॥ दध्याज्यमधुसंयुक्तं मधुपर्कं मयाहृतम् । गृहाण सर्वलोकेश गणनाथ नमोऽस्तु ते । मधुपर्कम् ॥१७॥ विनायक नमस्तुभ्यं त्रिदशैरभिवंदित । गंगाहृतेन तोयेन शीघ्रमाचमनं कुरु । तस्माद्वि० आचमनम् ॥१८॥ पयोदधिघृतं चैव शर्करामधुसंयुतम् । पंचामृतं गृहाणेदं स्नानाय गणनायक । पंचामृतस्नानम् ॥ १९ ॥ गंगादिसर्वतीर्थेभ्य आनीतं तोयमुत्तमम् । भक्त्या समर्पितं तुभ्यं स्नानायाभीष्टदायक । यत्पुरुषेण० स्नानम् ॥ २० ॥

'જેને એક દાંત છે, સૂપડાના જેવા કાન છે, હાથીનું મુખ છે, ચાર હાથ છે, જે પાશ અને અંકુશને ધારણ કરે છે, મોટા શરીરવાળા છે, તપાવેલા સોનાના જેવી કાંતિવાળા છે, દાંત, રુદ્રાક્ષની માળા અને પરશુ સહિત છે, હાથમાં લાડુ છે, જેની સુંઢ લાડુમાં આસક્ત છે, અને જે વિનાયક છે; એવા સિદ્ધિવિનાયકનું હું ધ્યાન કરું છું.' એ પ્રમાણે ધ્યાન કરવું.[11–12] પછી, 'હે વિઘ્નેશ ! હે ઈંદ્રપૂજિત ! હે ઈશ્વર ! હે અનાથના નાથ ! હે સર્વજ્ઞ !

---

१ अत्र पुरुषसूक्तस्य गणपत्यथर्वशीर्षस्य च पाठः शिष्टसम्मतः ।

હે ગણનાયક! એ મંત્ર કિંવા 'सहस्र शीर्ष'० એ મંત્રથી આવાહન કરવું.૧૩ પછી, હે સુરપૂજિત! સુંદર સિંહાસન કે જેમાં વિચિત્ર રત્નો જડેલાં છે અને દિવ્ય ગલીચો બીછાવ્યો છે તેનું ગ્રહણ કરો, એ મંત્ર તથા 'पुरुष एवेदं'० એ મંત્રથી આસન આપવું.૧૪ પછી, હે વિઘ્નરાજ! હે ભગવન્! હે ભક્તવત્સલ! સુગંધી સર્વ તીર્થોનું જળ આપ પાદ્યમાટે ગ્રહણ કરો, એ મંત્ર તથા 'एतावा'० એ મંત્રથી પાદ્ય આપવું.૧૫ પછી હે ગણાધ્યક્ષ! હે કરુણાનિધે! આપને નમસ્કાર કરું છું. ગંધ, પુષ્પ, અક્ષત અને દૂર્વાસહિત અર્ધ્યનું ગ્રહણ કરો, એ મંત્ર તથા 'त्रिपादूर्ध्व'० એ મંત્રથી અર્ધ્ય આપી, ૧૬ પછી બોલવું કે, હે સર્વલોકેશ! હે ગણનાથ! આપને નમસ્કાર કરું છું. દહીં, ઘી અને મધસહિત મધુપર્ક આપને આપું છું, તે ગ્રહણ કરો.૧૭ પછી, હે વિનાયક! હે દેવવંદિત! ગંગાજલથી જલદી આચમન કરો, એ મંત્ર તથા 'तस्माद्वि'० એ મંત્રથી આચમન કરવું.૧૮ પછી, હે ગણનાયક! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર સહિત પંચામૃતને સ્નાન માટે ગ્રહણ કરો.૧૯ પછી, હે મનોરથને પૂર્ણ કરનાર! ગંગા વગેરે સર્વ તીર્થોનું ઉત્તમ જળ સ્નાન માટે આપને ભક્તિથી આપું છું તે ગ્રહણ કરો, એ મંત્ર તથા 'यत्पुरुषेण'० એ મંત્રથી સ્નાન કરાવવું.૨૦

रक्तवस्त्रयुग्मं देव दिव्यं कांचनसंभवम् । सर्वप्रद गृहाणेदं लंबोदर हरात्मज । तं यज्ञं बर्हिषि० वस्त्रम् ॥२१॥ राजतं ब्रह्मसूत्रं च कांचनं चोत्तरीयकम् । गृहाण चारु सर्वज्ञ भक्तानां वरदो भव । तस्माद्यज्ञात्सर्वहुतः संभृतं० यज्ञोपवीतम् ॥२२॥ उद्यद्भास्करसंकाशं संध्यावदरुणं प्रभो । वीरालंकरणं दिव्यं सिंदूरं प्रतिगृह्यताम् । सिंदूरम् ॥ २३॥ नाना विधानि दिव्यानि नानारत्नोज्ज्वलानि च । भूषणानि गृहाणेश पार्वतीप्रियनंदन । आभरणानि ॥२४॥ कस्तूरीरोचनाचंद्रकुंकुमैश्च समन्वितम् । विलेपनं सुरश्रेष्ठ चंदनं प्रतिगृह्यताम् । तस्माद्यज्ञात्सर्वहुत ऋच इति गंधम् ॥ २५ ॥ रक्ताक्षतांश्च देवेश गृहाण द्विरदानन । ललाटपटले चंद्रस्तस्योपरि विधार्यताम् । अक्षतान् ॥२६॥ माल्यादीनि सुगंधीनि० । करवीरैर्जातिकुसुमैश्चंपकैर्बकुलैः शुभैः । शतपत्रैश्च कल्हारैरर्चयेद्गणनायकम् । तस्मादश्वेति पुष्पाणि ॥ २७ ॥

હે સર્વપ્રદ! હે લંબોદર! હે શિવપુત્ર! સુંદર જરીવાળાં લાલ બે વસ્ત્રોનું ગ્રહણ કરો, એ મંત્ર તથા 'तं यज्ञं'० એ મંત્રથી વસ્ત્રો પહેરાવવાં.૨૧ પછી, હે સર્વજ્ઞ! રૂપાની જનોઇ અને સોનાના ઉત્તરીય વસ્ત્રનું ગ્રહણ કરો અને ભક્તોને વરદાન આપો, એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुतः संभृतं' એ મંત્રથી ઉપવીત પહેરાવવું.૨૨ પછી હે પ્રભો! ઉગતા સૂર્યના જેવા, સંધ્યાના જેવા લાલ અને અલંકારરૂપ સુંદર સિંદૂરનું ગ્રહણ કરો.૨૩ પછી હે ઇશ! હે પાર્વતીના પ્રિયપુત્ર! નાના પ્રકારનાં રત્નોવડે શોભતા સુંદર ઘણા પ્રકારના અલંકારનું ગ્રહણ કરો, એમ બોલી શણગાર સજાવવા.૨૪ હે સુરશ્રેષ્ઠ! કસ્તૂરી, ગોરોચન, કપૂર અને કેસરના વિલેપનનું ગ્રહણ કરો, એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुत ऋचः' એ મંત્રથી ગંધનું અર્પણ કરવું.૨૫ હે દેવેશ! હે ગજાનન! લાલ અક્ષતનું ગ્રહણ કરો૨૬ અને લલાટમાં ચંદ્રની ઉપર ધારણ કરો એમ ભણી, 'माल्यादीनि सुगंधीनि'० એ મંત્રવડે કરેણ, જુઇ, ચંપા, બોલસરી અને કમલવડે ગણપતિની પૂજા કરું છું; એ મંત્ર તથા 'तस्मादश्वा'० એ મંત્રથી પુષ્પ ચઢાવવાં.૨૭

अथांगपूजा–गणेश्वराय० पादौ पू०, विघ्नराजाय० जानुनी पू०, आखुवाहनाय० ऊरू पू०, हेरंबाय० कटी पू०, कामारिसूनवे० नाभिं पू०, लंबोदराय० उदरं पू०, गौरीसुताय० स्तनौ पू०, गणनायकाय० हृदयं पू०, स्थूलकर्णाय० कंठं पू०, स्कंदाग्रजाय० स्कंधौ पू०, पाशहस्ताय० हस्तौ पू०, गजवक्त्राय० वक्त्रं पू०, विघ्नहर्त्रे० ललाटं पू०, सर्वेश्वराय० शिरः पू०, गणाधिपाय० सर्वांगं पूजयामि॥२८॥

અંગપૂજા–'गणेश्वराय नमः' એ મંત્રથી પગની પૂજા કરવી. 'विघ्नराजाय नमः'થી ગોઠણની; 'आखुवाहनाय नमः'-થી સાથળની; 'हेरंबाय नमः' થી કટીની; 'कामारिसूनवे नमः'થી નાભિની; 'लंबोदराय नमः'થી ઉદરની; 'गौरीसुताय नमः'થી સ્તનની; 'गणनायकाय नमः'થી હૃદયની; 'स्थूलकर्णाय नमः' થી કંઠની; 'स्कंदाग्रजाय नमः'થી સ્કંધની; 'पाशहस्ताय नमः'થી હસ્તની; 'गजवक्त्राय नमः'થી મુખની; 'विघ्नहर्त्रे नमः' થી લલાટની; 'सर्वेश्वराय नमः' થી મસ્તકની અને 'गणाधिपाय नमः' એ મંત્રથી સર્વાંગની પૂજા કરવી.૨૮

अथ पत्रपूजा–सुमुखाय० मालतीप०, गणाधिपाय० भृंगराजप०, उमापुत्राय० बिल्वप०, गजाननाय० श्वेतदूर्वाप०, लंबोदराय० बदरीप०, हरसूनवे० धत्तूरप०, गजकर्णकाय० तुलसीप०, वक्रतुंडाय० शमीप०, गुहाग्रजाय० अपामार्गप०, एकदंताय० बृहतीप०, विकटाय० करवीरप०, कपिलाय० अर्कप०, गजदंताय० अर्जुनप०, विघ्नराजाय० विष्णुक्रांतप०, बटवे० दाडिमीप०, सुराग्रजाय० देवदारुप०, भालचन्द्राय० मरुप, हेरंबाय० अश्वत्थप०, चतुर्भुजाय० जातीप०, विनायकाय० केतकीप०, सर्वेश्वराय० अगस्तिप०, ॥ २९ ॥

પત્રપૂજાનો પ્રકાર–'सुमुखाय नमः' એ મંત્રથી માલતીનાં, 'गणाधिपाय नमः'થી ભાંગરાનાં; 'उमापुत्राय नमः'થી બિલીનાં; 'गजाननाय नमः'થી ધોળી દૂર્વાનાં; 'लंबोदराय नमः'થી બોરડીનાં; 'हरसूनवे नमः'થી ધંતૂરાનાં; 'गजकर्णकाय नमः'થી તુલસીનાં; 'वक्रतुंडाय नमः'થી ખીજડીનાં; 'गुहाग्रजाय नमः'થી અઘેડાનાં; 'एकदंताय नमः'થી ભોરીંગણીનાં; 'विकटाय नमः'થી કરવીરનાં; 'कपिलाय नमः'થી આકડાનાં; 'गजदंताय नमः' થી અર્જુનનાં; 'विघ्नराजाय नमः'થી વિષ્ણુક્રાંતાનાં; 'बटवे नमः'-

થી દાડમનાં; 'सुराग्रजाय नमः' થી દેવદારુનાં; 'भालचंद्राय नमः' થી મરુનાં; 'हेरंबाय नमः'થી પીપળાનાં; 'चतुर्भुजाय नमः'થી જુઈનાં; 'विनायकाय नमः' થી કેવડાનાં અને 'सर्वेश्वराय नमः' એ મંત્રથી અગથીયાનાં એમ પાંદડાં ચડાવવાં.[२८]

दशांगं गुग्गुलं धूपं सुगंधं च मनोहरम्। गृहाण सर्वदेवेश उमापुत्र नमोऽस्तु ते । यत्पुरुषं० धूपम्॥३०॥ सर्वज्ञ सर्वलोकेश त्रैलोक्यतिमिरापह। गृहाण मंगलं दीपं रुद्रप्रिय नमोऽस्तु ते । ब्राह्मणोऽस्य० दीपं० ॥ ३१ ॥ नैवेद्यं गृह्यतां देव० ॥ नानाखाद्यमयं दिव्यं नैवेद्यं ते निवेदितम् । मया भक्त्या शिवापुत्र गृहाण गणनायक। चंद्रमामन० नैवेद्यं०॥३२॥ एलोशीरलवंगादिकर्पूरपरिवासितम् । प्राशनार्थं कृतं तोयं गृहाण गणनायक । मध्येपा० उत्तरापो० मुखप्रक्षालनं० ॥ ३३ ॥ मलयाचलसंभूतं कर्पूरेण समन्वितम् । करोद्वर्तनकं चारु गृह्यतां जगतःपते । करोद्वर्तनं० ॥ ३४ ॥ बीजपुराम्रपनसखर्जूरीकदलीफलम् । नालिकेलफलं दिव्यं गृहाण गणनायक । इदं फलं मया० फलं० ॥ ३५ ॥ एकविंशतिसंख्याकान् मोदकान् घृतपाचितान् । नैवेद्यं सफलं दद्यान्नमस्ते विघ्ननाशिने । गणेशाय० मोदकार्पं० ॥ ३६ ॥ पूगीफलं महद्दिव्यं नागवल्ल्या द० तांबूलम् ॥ ३७ ॥ हिरण्यगर्भेति दक्षिणां० ॥ ३८ ॥ वज्रमाणिक्यवैदूर्यमुक्ताविद्रुममंडितम् । पुष्परागसमायुक्तं भूषणं प्रतिगृह्यताम् । भूषणानि ॥ ३९ ॥

હે સર્વદેવેશ ! હે ઉમાસુત ! આપને નમસ્કાર કરું છું. સુગંધી મનોહર દશાંગ ધૂપનું ગ્રહણ કરો, એ મંત્ર તથા 'यत्पुरुषं'० એ મંત્રથી ધૂપ કરવો.[३०] હે સર્વજ્ઞ ! હે સર્વલોકેશ ! હે ત્રણ લોકના અજ્ઞાનને હણનાર ! હે શંકરપ્રિય ! આપને નમસ્કાર કરું છું. મંગલદીપનું ગ્રહણ કરો. એ મંત્ર તથા 'ब्राह्मणोस्य'० એ મંત્રથી દીવો કરવો.[३१] ને 'नैवेद्यं गृह्यतां देव' એ મંત્ર અને હે પાર્વતીપુત્ર ! હે ગણનાયક ! નાના પ્રકારની રસોઈનું દિવ્ય નૈવેદ્ય ભક્તિથી આપને ધરું છું, તે ગ્રહણ કરો, એ મંત્ર તથા 'चंद्रमा मन'० એ મંત્રથી નૈવદ્ય ધરવું.[३२] 'હે ગણનાયક ! એલાયચી, વાળો, લવિંગ અને કપૂર વગેરેથી સુગંધવાળું જળ ગ્રહણ કરો.' એમ બોલી જળ આપવું અને મુખ પ્રક્ષાલન કરાવવું.[३३] 'હે જગતના પતિ ! મલયાચલમાં ઉત્પન્ન થયેલું ચંદન અને કપૂર સહિત કરોદ્વર્તનનું ગ્રહણ કરો.[३४] હે ગણપતે ! બીજોરાં, કેરીઓ, પનસ, ખજૂર, કેળાં અને સુંદર શ્રીફલનું ગ્રહણ કરો.' એ મંત્ર અને 'इदं फलं'० એ મંત્રથી ફળ ધરાવવાં.[३५] 'હે ગણપતે ! હે વિઘ્નનાશી ! આપને નમસ્કાર કરું છું અને ઘીમાં તળેલા એકવીશ લાડુનું ફલ સહિત નૈવેદ્ય ધરું છું,' એ મંત્રથી મોદકાર્પણ કરવા.[३६] ને 'पूगीफलं'० એ મંત્રથી તાંબૂલ આપવું.[३७] हिरण्यगर्भ०'થી દક્ષિણા દેવી[३८] ને બોલવું કે, 'વજ્ર, માણિક્ય, વૈદૂર્ય, મોતી, પરવાળાં અને પુખરાજવડે જડેલા અલંકારોનું ગ્રહણ કરો.[३९]

दूर्वायुग्मं गृहीत्वा गंधपुष्पाक्षतैर्युतम् । पूजयेत्सिद्धिविघ्नेशं प्रत्येकं पूर्वनामभिः ॥४०॥ गणाधिप नमस्तेऽस्तु उमापुत्राघनाशन । एकदंतेभवक्त्रेति तथा मूषकवाहन ॥ ४१ ॥ विनायकेशपुत्रेति सर्वसिद्धिप्रदायक । कुमारगुरवे नित्यं पूजनीयः प्रयत्नतः। इति दूर्वार्पणम् ॥४२॥ चंद्रादित्यौ च धरणी विद्युदग्निस्तथैव च । त्वमेव सर्वतेजांसि आर्तिक्यं प्रतिगृ० । नीराजनम् ॥४३॥ विघ्नेश्वर विशालाक्ष सर्वाभीष्टफलप्रद । प्रदक्षिणं करोमि त्वां सर्वान्कामान्प्रयच्छ मे । नाभ्याआसीदिति प्रदक्षिणां० ॥ ४४ ॥ नमस्ते विघ्नसंहर्त्रे नमस्ते ईप्सितप्रद । नमस्ते देवदेवेश नमस्ते गणनायक । सप्तास्यासन्परि० नमस्कारान् ॥ ४५ ॥ विनायकेशपुत्र त्वं गणराज सुरोत्तम । देहि मे सकलान् कामान् वंदे सिद्धिविनायक । यज्ञेनय० मन्त्रपुष्पं स० ॥ ४६ ॥ यन्मयाऽऽचरितं देव व्रतमेतत्सुदुर्लभम् । गणेश त्वं प्रसन्नः सन् सफलं कुरु सर्वदा ॥ ४७ ॥ विनायक गणेशान सर्वदेवनमस्कृत । पार्वतीप्रियविघ्नेश मम विघ्नान्निवारय । प्रार्थनाम् ॥४८॥ अथैकविंशतिं गृह्य मोदकान् घृतपाचितान् । स्थापयित्वा गणाध्यक्षसमीपे कुरुनंदन ॥ ४९ ॥ दश विप्राय दातव्याः स्थापयेद्दश आत्मनि । एकं गणाधिपे दद्यात् सघृतं मोदकं शुभम् ॥ ५० ॥ दशानां मोदकानां च फलदक्षिणया युतम् । विप्राय फलसिद्ध्यर्थं वायनं प्रददाम्यहम् ॥ ५१ ॥ वायनमन्त्रः—विनायकस्य प्रतिमां वस्त्रयुग्मेन वेष्टिताम् । तुभ्यं संप्रददे विप्र प्रीयतां मे गजाननः ॥ ५२ ॥ गणेशः प्रतिगृह्णाति गणेशो वै ददाति च । गणेशस्तारकोभाभ्यां गणेशाय नमो नमः । इति प्रतिमादानमन्त्रः ॥ ५३ ॥

'ગણાધિપ, ઉમાપુત્ર, અઘનાશન, એકદંત, ઇભવક્ત્ર, મૂષકવાહન, વિનાયક, ઈશપુત્ર, સર્વસિદ્ધિદાયક અને કુમાર ગુરુ,' એટલા નામમંત્રોથી ચન્દન, પુષ્પ અને અક્ષતવડે એક એક નામમંત્રોથી બબ્બે દૂર્વા અર્પણ કરવી.[४०–४२] પછી એક દૂર્વા જે બાકી રહી તે ગણાધિપાદિ દશ નામો ભણી સિદ્ધિવિનાયકને અર્પણ કરવી. 'સૂર્ય, પૃથ્વી, વીજળી, અગ્નિ અને બીજાં સઘળાં તેજ આપ છો, તમો આરતીનું ગ્રહણ કરો.' એમ કહી આરતી ઉતારવી.[४३] 'હે વિઘ્નેશ્વર ! હે વિશાલાક્ષ ! હે સર્વ મનવાંછિત ફળ આપનાર ! આપને પ્રદક્ષિણા કરું છું. મારા સર્વ મનોરથ પૂર્ણ કરો.' એ મંત્ર તથા 'नाभ्या आसीत्'० એ મંત્રથી પ્રદક્ષિણા કરવી.[४४] 'હે વાંછિત આપનાર ! હે દેવના દેવ ! હે ઇશ ! હે ગણનાયક ! હે વિઘ્નહર ! આપને વારંવાર નમસ્કાર કરું છું.' એ મંત્ર તથા 'सप्तास्यासन्'० એ મંત્રથી નમસ્કાર કરવા.[४५] 'હે વિનાયક ! હે ઇશપુત્ર ! હે ગણરાજ ! હે સુરોત્તમ ! હે સિદ્ધિવિનાયક ! આપને વંદન કરું છું, મારા સર્વ મનોરથ પૂર્ણ કરો.' એ મંત્ર તથા 'यज्ञेन यज्ञ'०

એ મંત્રથી મંત્રપુષ્પાંજલિ દેવી.[૪૬] 'હે દેવ! હે ગણેશ! મેં જે આ અત્યંત દુર્લભ વ્રત કરેલું છે, તે આપ પ્રસન્ન થઇ સફળ કરો. હે વિનાયક! હે ગણેશ! હે સર્વદેવનમસ્કૃત! હે પાર્વતીપ્રિય! હે વિઘ્નેશ! મારાં વિઘ્નો દૂર કરો,' એ પ્રકારે પ્રાર્થના કરવી.[૪૭-૪૮] પછી ઘીમાં તળેલા એકવીશ લાડુ કરવા. તે ગણેશજીને ધરી, તેમાંથી દશ બ્રાહ્મણને દેવા, દશ પોતે રાખવા અને એક ગણપતિને ધરવો.[૪૯-૫૦] 'વ્રતના ફલની સિદ્ધિ માટે ફલ અને દક્ષિણા સહિત દશ લાડુનું વાયન આપને આપું છું,' એ મંત્રથી બ્રાહ્મણને દશ લાડુનું વાયન આપવું.[૫૧] 'હે મહારાજ! બે વસ્ત્રોવડે વીંટેલી વિનાયકની મૂર્તિ આપને આપું છું, તેથી ગણેશજી પ્રસન્ન થાઓ.[૫૨] ગણેશજી ગ્રહણ કરે છે, ગણેશજી આપે છે અને ગણેશજી તારે છે, માટે ગણેશજીને નમસ્કાર કરું છું.' એ મંત્રો ભણી મૂર્તિનું દાન કરવું.[૫૩]

## સિદ્ધિવિનાયક વ્રતની કથા

अथ कथा—शौनकाद्या ऋषिगणा नैमिषारण्यवासिनः। सूतं पौराणिकश्रेष्ठमिदमूचुर्वचस्तदा ॥ १ ॥ ऋषय ऊचुः—निर्विघ्नेन तु कार्याणि कथं सिद्ध्यंति सूतज। अर्थसिद्धिः कथं नृणां पुत्रसौभाग्यसंपदः ॥ २ ॥ दंपत्योः कलहे चैव बंधुभेदे तथा नृणाम्। उदासीनेषु लोकेषु कथं सुमुखता भवेत् ॥ ३ ॥ विद्यारंभे तथा नृणां वाणिज्ये च कृषौ तथा। नृपतेः परचक्रे च जयसिद्धिः कथं भवेत् ॥ ४ ॥ कां देवतां नमस्कृत्य कार्यसिद्धिर्भवेन्नृणाम्। एतत्समस्तं विस्तार्य ब्रूहि मे सूत पृच्छतः ॥ ५ ॥ सूत उवाच—सन्नद्धयोः पुरा विप्राः कुरुपांडवसेनयोः। पृष्टवान् देवकीपुत्रं कुंतीपुत्रो युधिष्ठिरः ॥ ६ ॥ युधिष्ठिर उवाच—निर्विघ्नेन जयं मह्यं वद त्वं देवकीसुत। कां देवतां नमस्कृत्य सम्यग्राज्यं लभेमहि ॥ ७ ॥ कृष्ण उवाच—पूजयस्व गणाध्यक्षमुमामलसमुद्भवम्। तस्मिन्संपूजिते देवे ध्रुवं राज्यमवाप्स्यसि ॥ ८ ॥ युधिष्ठिर उवाच—देव केन विधानेन पूजनीयो गणाधिपः। पूजितस्तु तिथौ कस्यां सिद्धिदो गणपो भवेत् ॥ ९ ॥

નૈમિષારણ્યમાં વસતા શૌનક વગેરે ઋષિઓએ પુરાણ વાંચનારમાં શ્રેષ્ઠ સૂતને આ પ્રમાણે પૂછ્યું.[૧] ઋષિઓ કહે છે—હે સૂત! કાર્યો નિર્વિઘ્ને કેમ સિદ્ધ થાય? મનુષ્યને અર્થસિદ્ધિ કેમ થાય? પુત્ર અને સૌભાગ્યની સંપત્તિ કેવી રીતથી થાય?[૨] સ્ત્રીપુરુષ તથા ભાઇઓમાં પરસ્પર ક્લેશ કેમ શાંત થાય? નિરપેક્ષ લોક વશ કેમ થાય?[૩] વિદ્યા, વેપાર અને ખેડમાં સિદ્ધિ કેમ થાય? રાજાનો પરરાજ્યમાં વિજય કેમ થાય?[૪] કયા દેવને નમસ્કારપૂર્વક પૂજા કરવાથી સર્વ કાર્યો સિદ્ધ થાય છે, એ સઘળું અમને વિસ્તારથી કહો.[૫] સૂત કહે છે—હે બ્રાહ્મણો! જ્યારે કૌરવ અને પાંડવનાં સૈન્યો લડવા તૈયાર થયાં ત્યારે કુન્તીના પુત્ર યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું.[૬] રાજા યુધિષ્ઠિરે પૂછ્યું—હે દેવકીપુત્ર શ્રીકૃષ્ણ! કયા દેવની પૂજા કરવાથી નિર્વિઘ્ન જય થાય અને પાછું રાજ્ય અમને મળે?[૭] શ્રીકૃષ્ણ કહે છે—હે યુધિષ્ઠિર! ગણેશજી કે જે પાર્વતીના મેલથી ઉત્પન્ન થયેલ છે તેની પૂજા કરો. તે દેવની પૂજા કરવાથી તમને અચ્ચિત રાજ્ય પ્રાપ્ત થશે.[૮] યુધિષ્ઠિર પૂછે છે—હે દેવ! કયા પ્રકારથી ગણપતિની પૂજા કરવી અને કઇ તિથિમાં પૂજા કરવાથી ગણપતિ સિદ્ધિ આપે છે?[૯]

कृष्ण उवाच— मासि भाद्रपदे शुक्ले चतुर्थ्यां पूजयेन्नृप। मासि माघे श्रावणे वा मार्गशीर्षेऽथवा भवेत् ॥ १० ॥ गजवक्त्रं तु शुक्लायां चतुर्थ्यां पूजयेन्नृप। यदा चोत्पद्यते भक्तिस्तदा पूज्यो गणाधिपः ॥ ११ ॥ प्रातः शुक्लतिलैः स्नात्वा मध्याह्ने पूजयेन्नृप। निष्कमात्रसुवर्णेन तदर्धार्धेन वा पुनः ॥ १२ ॥ स्वशक्त्या गणनाथस्य स्वर्णरौप्यमयाकृतिम्। अथवा मृन्मयीं कुर्याद्वित्तशाठ्यं न कारयेत् ॥ १३ ॥ एकदंतं शूर्पकर्णं गजवक्त्रं चतुर्भुजम्। पाशांकुशधरं देवं ध्यायेत्सिद्धिविनायकम् ॥ १४ ॥ ध्यात्वाचानेन मन्त्रेण स्नाप्य पंचामृतैः पृथक्। गणाध्यक्षेति नाम्ना वै गंधं दद्याच्च भक्तितः ॥ १५ ॥ आवाहनार्घ्ये पाद्यं च दत्त्वा पश्चात्प्रयत्नतः। रक्तवस्त्रयुगं सर्वप्रदे दद्याच्च भक्तितः ॥ १६ ॥ विनायकेति पुष्पाणि धूपं चोमासुताय च। दीपं रुद्रप्रियायेति नैवेद्यं विघ्ननाशिने ॥ १७ ॥ किंचित्सुवर्णपूजां च तांबूलं च समर्पयेत्।

શ્રીકૃષ્ણ કહે છે—હે નૃપ! ભાદરવા શુદ ચોથને દિવસે ગણપતિની પૂજા કરવી અથવા માઘ, શ્રાવણ અથવા માગશર માસની શુકલ ચોથને દિવસે ગણપતિની પૂજા કરવી અથવા જ્યારે ભક્તિ થાય ત્યારે ગણપતિની પૂજા કરવી.[૧૦-૧૧] હે રાજન્! પ્રાત:કાલમાં ધોળા તલવડે સ્નાન કરી, બપોરે ગણપતિનું પૂજન કરવું. બે તોલા અથવા એક તોલાની સોનાની અથવા રૂપાની યથાશક્તિ મૂર્તિ કરાવવી. બિલકુલ શક્તિ ન હોય તો માટીની મૂર્તિ કરવી, પણ દ્રવ્યના લોભથી કપટ કરવું નહિ.[૧૨-૧૩] પછી 'જેને એક દાંત છે, સૂપડાના જેવા કાન છે, હાથીનું મુખ છે, ચાર હાથ છે, અને પાશ તથા અંકુશને ધારણ કરે છે, તે દેવનું ધ્યાન કરું છું.' એ પ્રકારે સિદ્ધિવિનાયકનું ધ્યાન કરવું. પછી તે તે મંત્રવડે પંચામૃત સ્નાન કરાવવું. 'गणाध्यक्षाय नमः' એ મંત્રથી ચંદન ચઢાવવું.[૧૪-૧૫] ભક્તિથી આવાહન કરવું, અર્ધ્ય, પાદ્ય તથા બે લાલ વસ્ત્રો આપવાં.[૧૬] 'विनायकाय नमः' એ મંત્રથી પુષ્પો ચડાવવાં. 'उमापुत्राय नमः'થી ધૂપ કરવો; 'रुद्रप्रियाय नमः'થી દીપ કરવો; 'विघ्नविनाशिने नमः' એ મંત્રથી નૈવેદ્ય કરવું,[૧૭] યથાશક્તિ સુવર્ણ દક્ષિણા ધરવી, અને તાંબૂલ આપવું.

ततो दूर्वांकुरान् गृह्य विंशतिं चैकमेव हि ॥ १८ ॥ पूजनीयः प्रयत्नेन एभिर्नामपदैः पृथक् । गणाधिप नमस्तेऽस्तु उमापुत्राघनाशन ॥ १९ ॥ विनायकेशपुत्रेति सर्वसिद्धिप्रदायक । एकदंतेभवक्त्रेति तथा मूषकवाहन ॥ २० ॥ कुमारगुरवे तुभ्यं पूजनीयः प्रयत्नतः । दूर्वायुग्मं गृहीत्वा तु गंधपुष्पाक्षतैर्युतम् ॥ २१ ॥ एकैकेन तु नाम्ना वै दत्त्वैकं सर्वनामभिः । अथैकविंशतिं गृह्य मोदकान् घृतपाचितान् ॥ २२ ॥ स्थापयित्वा गणाध्यक्षसमीपं कुरुनंदन । दश विप्राय दातव्याः स्वयं ग्राह्यास्तथा दश ॥ २३ ॥ एकं गणाधिपे दद्यात्सनैवेद्यं नृपोत्तम । विनायकस्य प्रतिमां ब्राह्मणाय निवेदयेत् ॥ २४ ॥ विनायकस्य प्रतिमां वस्त्रयुग्मेन वेष्टिताम् । तुभ्यं संप्रददे विप्र प्रीयतां मे गजाननः ॥ २५ ॥ विनायक गणेश त्वं सर्वदेवनमस्कृत । पार्वतीप्रिय विघ्नेश मम विघ्नं विनाशय ॥ २६ ॥ गणेशः प्रतिगृह्णाति गणेशो वै ददाति च । गणेशस्तारकोभाभ्यां गणेशाय नमोनमः ॥ २७ ॥ कृत्वा नैमित्तिकं कर्म पूजयेदिष्टदेवताम् । ब्राह्मणान्भोजयेत्पश्चाद्भुञ्जीयात्तैलवर्जितम् ॥ २८ ॥ एवं कृते धर्मराज गणनाथस्य पूजने । विजयस्ते भवेन्नूनं सत्यं सत्यं मयोदितम् ॥ २९ ॥

પછી એકવીશ દૂર્વા લઇને તેમાંથી ગણાધિપ, ઉમાપુત્ર, અઘનાશન, વિનાયક, ઈશપુત્ર, સર્વસિદ્ધિપ્રદાયક, એકદંત, ઈભવકત્ર, મૂષકવાહન, કુમારગુરુ, એટલા એક એક નામમંત્રથી બબ્બે દૂર્વા ગંધ, પુષ્પ, અક્ષતવડે ચડાવવી. અને છેલ્લી એક દૂર્વા 'ગણાધિપા'દિ દશ નામો ભણી ચડાવવી. પછી ઘીમાં તળેલા એકવીશ લાડુ કરવા.[૧૮–૨૨] તે ગણપતિની પાસે રાખી દશ બ્રાહ્મણને આપવા, દશ પોતે લેવા અને એક ગણપતિને ધરવો, તેમજ બીજું પણ નૈવેદ્ય ધરવું. 'હે મહારાજ! બે કપડાંથા વીંટાળી ગણપતિની મૂર્તિ આપને આપું છું. તેથી ગણપતિ મારાપર પ્રસન્ન થાઓ. હે વિનાયક! હે ગણેશ! હે સર્વદેવનમસ્કૃત! હે પાર્વતીપ્રિય! હે વિઘ્નેશ! તમે મારાં વિઘ્નો દૂર કરો. ગણેશજી ગ્રહણ કરે છે, ગણેશજી આપે છે અને ગણેશજી દાન આપનાર અને ગ્રહણ કરનાર બન્નેને તારે છે માટે ગણેશને નમસ્કાર કરું છું,–એ મંત્રથી બ્રાહ્મણને મૂર્તિ આપવી.[૨૩–૨૭] નૈમિત્તિક કર્મ કરી ઈષ્ટદેવની પૂજા કરવી. પછી બ્રાહ્મણોને જમાડી પોતે જમવું તેમાં તેલની વસ્તુ ખાવી નહિ.[૧૮] હે યુધિષ્ઠિર! એ પ્રકારે ગણપતિનું પૂજન કરવાથી જરૂર તારો જય થશે. આ હું ખરું કહું છું.[૨૯]

त्रिपुरं हंतुकामेन पूजितः शूलपाणिना । शक्रेण पूजितः पूर्वं वृत्रासुरवधेच्छया ॥ ३० ॥ अन्वेषयंत्या भर्तारं पूजितोऽहल्यया पुरा । नलस्यान्वेषणार्थाय दमयंत्या पुराऽर्चितः ॥३१॥ रघुनाथेन तद्वच्च सीतायान्वेषणे पुरा । द्रष्टुं सीतां महाभागां वीरेण च हनूमता ॥ ३२ ॥ भगीरथेन तद्वच्च गंगामानयता पुरा । अमृतोत्पादनार्थाय तथा देवासुरैरपि ॥ ३३ ॥ अमृतं हरता पूर्वं वैनतेयेन पक्षिणा । आराधितो गणाध्यक्षो ह्यमृतं च हृतं बलात् ॥ ३४ ॥ रुक्मिणीं हर्तुकामेन पूजितोऽसौ मया प्रभुः । तस्य प्रसादाद्राजेंद्र रुक्मिणीं प्राप्तवानहम् ॥ ३५ ॥ यदा पूर्वं हि दैत्येन हृतो रुक्मिणिनंदनः । आराधितो मया तद्वद्रुक्मिण्या सहितेन च ॥ ३६ ॥ कुष्ठव्याधियुतेनाथ सांबेनाराधितः पुरा । जयकामस्तथा शीघ्रं त्वमाराधय शांकरिम् ॥ ३७ ॥

ત્રિપુરાસુરને મારવા માટે સિદ્ધિવિનાયકની મહાદેવજીએ પૂજા કરી હતી, વૃત્રાસુરને મારવા માટે ઇંદ્રે પૂજા કરી હતી.[૩૦] પતિને પ્રાપ્ત કરવા માટે અહલ્યાએ પૂજા કરી હતી, નલને શોધવા માટે દમયંતીએ પૂજા કરી હતી.[૩૧] સીતાને શોધવા માટે પુર્વે રામચંદ્રજીએ ગણપતિની પૂજા કરી હતી, સીતાજીનાં દર્શન માટે વીર હનૂમાને પૂજા કરી હતી.[૩૨] ગંગાને લાવવા માટે ભગીરથ રાજાએ પૂજા કરી હતી. મંથન કરી સમુદ્રમાંથી અમૃત કાઢવા માટે દેવ તથા દૈત્યોએ પૂજા કરી હતી.[૩૩] અમૃત હરવા માટે ગરુડે પૂર્વકાળમાં ગણપતિની પૂજા કરી હતી, પછી બળાત્કારથી અમૃતનું હરણ કર્યું હતું.[૩૪] રુકિમણીજીને હરવા માટે મેં પણ ગણપતિની પૂજા કરી, તેથી હે રાજા! તેના પ્રસાદથી હું રુકિમણીને પામ્યો છું.[૩૫] જ્યારે શંબરાસુર પ્રદ્યુમ્નને હરી ગયો ત્યારે મેં તથા રુકિમણીએ ગણપતિની પૂજા કરી હતી;[૩૬] અને કોઢ મટવા માટે સાંબે પણ સિદ્ધિવિનાયકની પૂજા કરી હતી. માટે હે યુધિષ્ઠિર! તમે પણ જય માટે એ ગણેશની આરાધના કરો.[૩૭]

विद्याकामो लभेद्विद्यां धनकामो धनं तथा । जयं च जयकामस्तु पुत्रार्थी विंदते सुतान् ॥ ३८ ॥ पतिकामा च भर्तारं सौभाग्यं च सुवासिनी । विधवा पूजयित्वा तु वैधव्यं नाप्नुयात् क्वचित् ॥ ३९ ॥ वैष्णव्याद्यासु दीक्षासु आदौ पूज्यो गणाधिपः । तस्मिन्संपूजिते विष्णुरीशो भानुस्तथा ह्युमा ॥ ४० ॥ हव्यवाहमुखा देवाः पूजिताः स्युर्न संशयः । चंडिकाद्या मातृगणाः परितुष्टा भवंति च ॥ ४१ ॥ तस्मिन्संपूजिते विप्रा भक्त्या सिद्धिविनायके । एवं कृते धर्मराज गणनाथस्य पूजने ॥ ४२ ॥ प्राप्स्यसि त्वं स्वकं राज्यं हत्वा शत्रून् रणाजिरे । सिद्ध्यंति सर्वकार्याणि नात्र कार्या विचारणा ॥ ४३ ॥ एवमुक्तस्तु कृष्णेन सानुजः पांडुनंदनः । पूजयामास देवस्य पुत्रं त्रिपुरघातिनः ॥४४॥ शत्रुसंघं निहत्याजौ प्राप्तवान् राज्यमोजसा । सूत उवाच–यः पूजयेन्महाभागो गणेशं सिद्धिदायकम् ॥ ४५ ॥ सिद्ध्यंति तस्य कार्याणि मनसा चिंतितान्यपि । ख्यातिं गमिष्यते तेन नाम्ना सिद्धिविनायकः ॥ ४६ ॥ य इदं शृणुयान्नित्यं श्रावयेद्वा स-

माहितः। सिद्ध्यंति सर्वकार्याणि विनायकप्रसादतः॥४७॥
इति सिद्धिविनायकव्रतं भविष्योक्तं संपूर्णम् ॥

એ ગણપતિની પૂજા કરવાથી વિદ્યા ઇચ્છનારને વિદ્યા પ્રાપ્ત થાય છે, ધન ઇચ્છનારને ધન મળે છે, જય ઇચ્છનારને જય મળે છે, પુત્રની ઇચ્છાવાળાને પુત્રો મળે છે.[૩૮] પતિ ઇચ્છનારને પતિ મળે છે અને સૌભાગ્યની ઇચ્છા હોય તેને સૌભાગ્ય મળે છે. આ ગણપતિ પૂજવાથી વિધવા સ્ત્રીને ફરી કયારેય રંડાપો આવતો નથી.[૩૯] વૈષ્ણવ વગેરે સર્વ દીક્ષાઓમાં પ્રથમ એ ગણપતિનું પૂજન કરવું. એ ગણપતિનું પૂજન કરવાથી વિષ્ણુ, શંકર, પાર્વતી, સૂર્ય, અગ્નિ અને બીજા સર્વ દેવનું પૂજન થાય છે, એમાં સંશય નથી. તેમ જ એ ગણપતિની પૂજા કરવાથી ચંડિકા વગેરે સર્વ દેવીઓ પ્રસન્ન થાય છે.[૪૦-૪૧] હે ધર્મરાજ ! જો એ પ્રકારે ગણપતિનું પૂજન કરશો તો તમે યુદ્ધની વચમાં શત્રુઓને જિતી રાજ્ય પામશો અને સર્વ મનોરથ સિદ્ધ થશે, એમાં સંદેહ નથી.[૪૨-૪૩] એ પ્રકારે સાંભળી યુધિષ્ઠિર વગેરે પાંડવોએ મહાદેવજીના પુત્ર ગણપતિનું પૂજન કર્યું, તેથી તે બળાત્કારથી યુદ્ધમાં શત્રુને મારી રાજ્ય પામ્યા હતા. સૂત કહે છેઃ—હે બ્રાહ્મણો ! જે પુરુષ સિદ્ધિવિનાયકનું પૂજન કરે છે, તેનાં મનમાં ધારેલાં કામ સિદ્ધ થાય છે. એ કારણથી જ 'સિદ્ધિવિનાયક' એવું નામ પ્રસિદ્ધ છે.[૪૪-૪૬] જે માણસ સાવધાન થઈ આ કથા સાંભળે અથવા સંભળાવે તો ગણેશની કૃપાથી તેનાં સર્વ કાર્યો સિદ્ધ થાય છે.[૪૭] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં સિદ્ધિવિનાયકવ્રત કહેલું છે.

## ૪ ભાદરવા માસની શુકલ ચતુર્થી (ગડીઆ ચોથ)

मासि भाद्रपदे शुक्ले शिवलोके प्रपूजिता। तस्यां स्नानं तथा दानं उपवासोऽर्चनं तथा ॥ क्रियमाणं शतगुणं प्रसादाद्दंतिनो नृप। चतुर्थीत्यनुवंगः। अस्यामेव चंद्रदर्शने दोषमाह पराशरः—कन्यादित्ये चतुर्थ्यां च शुक्ले चंद्रस्य दर्शनम्। मिथ्याभिदूषणं कुर्यात्तस्मात्पश्येन्न तं सदा ॥ तद्दोषशांतये मन्त्रो विष्णुपुराणे—सिंहः प्रसेनमवधीत्सिंहो जांबवता हतः। सुकुमारक मारोदीस्तव ह्येष स्यमंतकः ॥

ભાદ્રપદની શુકલ ચતુર્થી શિવલોકમાં પણ પૂજાય છે માટે તે દિવસે સ્નાન, દાન, ઉપવાસ અને પૂજન વગેરે કરવાથી ગણપતિના પ્રસાદથી સોગણું પુણ્ય થાય છે. આ જ ચોથને દિવસે ચંદ્ર દેખાઈ જવાથી દોષ લાગે છે, એમ પરાશર કહે છે. કન્યા સંક્રાંતિમાં એટલે ભાદરવા માસમાં શુકલ ચોથને દિવસે ચંદ્ર જોવાથી ખોટું આળ ચડે છે, માટે તે દિવસે ચંદ્ર જોવો નહિ; કદાચિત્ જોવાઈ જાય તો તેની શાંતિમાટે વિષ્ણુ પુરાણમાં મંત્ર કહેલો છે તે ભણવો. મંત્ર આમ છેઃ—'પ્રસેનને સિંહે માર્યો, સિંહને જાંબવાને માર્યો; હે સુકુમારક ! આ સ્યમંતક મણિ તારો છે માટે રો મા.'

## સ્યમન્તકમણિની કથા

अथ स्यमंतकोपाख्यानम् ॥ नंदिकेश्वर उवाच—श्रृणुष्वैकाग्रचित्तः सन् व्रतं गाणेश्वरं महत् । चतुर्थ्यां शुक्लपक्षे तु सदा कार्यं प्रयत्नतः ॥ १ ॥ सनत्कुमार योगींद्र यदीच्छेच्छुभमात्मनः। नारी वा पुरुषो वापि यः कुर्याद्विधिवद्व्रतम् ॥ २ ॥ मोचयत्याशु विप्रेंद्र संकष्टाद्व्रतिनं हि तत्। अपवादहरं चैव सर्वविघ्नप्रणाशनम् ॥ ३ ॥ कांतारे विषमे वापि रणे राजकुलेऽथवा। सर्वसिद्धिकरं विद्धि व्रतानामुत्तमं व्रतम् ॥ ४ ॥ गजाननप्रियं चाथ त्रिषु लोकेषु विश्रुतम्। अतो न विद्यते ब्रह्मन् सर्वसंकष्टनाशनम् ॥ ५ ॥ सनत्कुमार उवाच—केन चादौ पुरा चीर्णं मर्त्यलोके कथं गतम्। एतत्समस्तं विस्तार्य ब्रूहि गाणेश्वरं व्रतम् ॥ ६ ॥ नंदिकेश्वर उवाच—चक्रे व्रतं जगन्नाथो वासुदेवः प्रतापवान्। आदिष्टं नारदेनैव वृथालांछनमुक्तये ॥ ७ ॥ सनत्कुमार उवाच—षड्गुणैश्वर्यसंपन्नः सृष्टिसंहारकारकः । वासुदेवो जगद्व्यापी प्राप्तवान् लांछनं कथम् ॥ ८ ॥ एतदाश्चर्यमाख्यानं ब्रूहि त्वं नंदिकेश्वर ।

નંદિકેશ્વર કહે છે—હે સનત્કુમાર ! હે યોગીન્દ્ર ! ગણપતિનું મોટું વ્રત સાંભળો. જો શુભની ઇચ્છા હોય તો સ્ત્રી અથવા પુરુષે ભાદરવા માસની શુકલ ચોથને દિવસે વિધિથી પ્રયત્નપૂર્વક એ વ્રત કરવું.[૧-૨] એ વ્રત કરવાથી સંકટ દૂર થાય છે, ખોટું આળ ઉતરી જાય છે અને સર્વ વિઘ્નોનો નાશ થાય છે;[૩] આ સર્વ વ્રતોમાં ઉત્તમ વ્રત કરવાથી વનમાં, ઝાડીમાં, યુદ્ધમાં અને રાજદ્વારમાં પણ સર્વસિદ્ધિ થાય છે.[૪] આ વ્રત ગણપતિને પ્રિય છે અને ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે. આ વ્રત જેવું બીજું એકે વ્રત નથી કે, જેથી સર્વ દુઃખનો નાશ થાય.[૫] સનત્કુમાર કહે છે–હે ભગવન્ ! આ ગણપતિનું વ્રત પ્રથમ કોણે કર્યું ? પૃથ્વીમાં કેવી રીતથી તે પ્રસિદ્ધ થયું ? તે સર્વ વિસ્તારથી કહો.[૬] નંદિકેશ્વર કહે છે—ખોટું આળ ઉતારવા માટે જગતના નાથ વસુદેવપુત્ર શ્રીકૃષ્ણે નારદના કહેવાથી આ વ્રત કર્યું હતું.[૭] સનત્કુમાર પૂછે છે—છ ગુણ અને ઐશ્વર્યવાળા, સૃષ્ટિનો સંહાર કરનારા અને જગતમાં વ્યાપ્ત શ્રીકૃષ્ણને ખોટું આળ ચઢે એ અસંભવિત છે, માટે હે નંદિકેશ્વર ! એ આશ્ચર્યકારક કથા મને કહો.

नंदिकेश्वर उवाच—भूमिभारनिवृत्त्यर्थं वसुदेवसुतावुभौ ॥ ९ ॥ रामकृष्णौ समुत्पन्नौ पद्मनाभफणीश्वरौ। जरासंधभयात्कृष्णो द्वारकां समकल्पयत् ॥ १० ॥ विश्वकर्माणमाहूय पुरीं हाटकनिर्मिताम्। तत्र षोडशसाहस्रं स्त्रीणां चैव शताधिकम् ॥ ११ ॥ भवनानि मनोज्ञानि तेषां मध्ये व्यकल्पयत्। पारिजाततरुं मध्ये तासां भोगाय कल्पयत् ॥ १२ ॥ यादवानां गृहास्तत्र षट्पंचाशच्च कोटयः। अन्येऽपि बहवो लोका वसंति विगतज्वराः ॥ १३ ॥ यस्-

किंचित्रिषु लोकेषु सुंदरं तत्र दृश्यते । सत्राजितप्रसेनाख्यौ पुत्रावुग्रस्य विश्रुतौ ॥ १४ ॥ अंभोधितीरमासाद्य तन्मनस्कतया च सः । सत्राजितस्तपस्तेपे सूर्यमुद्दिश्य बुद्धिमान् ॥ १५॥ व्रतं निरशनं गृह्य सूर्यसंबद्धलोचनः। ततः प्रसन्नो भगवान् सत्राजितपुरःस्थितः ॥ १६ ॥ सत्राजितोऽपि तुष्टाव दृष्ट्वा देवं दिवाकरम् । तेजोराशे नमस्तेऽस्तु नमस्ते सर्वतोमुख ॥ १७ ॥ विश्वव्यापिन्नमस्तेऽस्तु नमस्ते विश्वरूपिणे । काश्यपेय नमस्तेऽस्तु हरिदश्व नमोऽस्तु ते ॥ १८ ॥ ग्रहराज नमस्तेऽस्तु नमस्ते चंडरोचिषे । वेदत्रय नमस्तेऽस्तु सर्वदेवनमोऽस्तु ते ॥ १९ ॥ प्रसीद पाहि देवेश सुदृष्ट्या मां दिवाकर । इत्थं संस्तूयमानोऽसौ देवदेवो दिवाकरः ॥ २० ॥ स्निग्धगंभीरमधुरं सत्राजितमुवाच ह ।

નંદિકેશ્વર કહે છે–પૃથ્વીનો ભાર ઉતારવા માટે શ્રીનારાયણ શ્રીકૃષ્ણરૂપે અને શેષનાગ બલભદ્રરૂપે વસુદેવને ઘેર પ્રકટ થયા. એ શ્રીકૃષ્ણ જરાસંધના ભયથી વિશ્વકર્માની પાસે સોનાની દ્વારિકા રચાવી તેમાં રહ્યા. એ દ્વારિકામાં શ્રીકૃષ્ણે પોતાની સોળ હજાર સ્ત્રીઓ માટે મનોહર સોળ હજાર મહેલ તૈયાર કરાવ્યા. સ્ત્રીઓના આનંદ માટે પારિજાતનું વૃક્ષ પણ રોપાવ્યું હતું.[૯-૧૨] એ દ્વારિકામાં યાદવોનાં છપ્પન કરોડ ઘર હતાં. તે શિવાય બીજા પણ લોકો તેમાં આનંદથી રહેતા હતા.[૧૩] જે કાંઈ સુંદર વસ્તુ ત્રણે લોકમાં છે તે ત્યાં પણ જોવામાં આવતી હતી. તે દ્વારિકામાં એક ઉગ્ર નામનો યાદવ રહેતો હતો. તેને સત્રાજિત અને પ્રસેન નામે બે પુત્રો હતા.[૧૪] તેમાંથી સત્રાજિત સમુદ્રના કિનારા ઉપર જઈ સૂર્યમાં જ ચિત્ત રાખી સૂર્યની તપશ્ચર્યા કરવા લાગ્યો.[૧૫] તે ખાવું પીવું છોડી સૂર્યની જ સામું જોઇ તપ કરતો હતો, ત્યારે સૂર્ય પ્રસન્ન થયા અને તેની આગળ આવી ઉભા રહ્યા.[૧૬] તેને જોઈ સત્રાજિત સ્તુતિ કરવા લાગ્યો કે–'હે તેજના સમુદાય ! હે સર્વતોમુખ ! આપને નમસ્કાર હો ![૧૭] હે જગતમાં વ્યાપ્ત ! જગતરૂપ આપને વારંવાર નમસ્કાર હો. હે કશ્યપના પુત્ર ! હે લીલા ઘોડાવાળા ! આપને નમસ્કાર કરું છું.[૧૮] હે ગ્રહરાજ ! હે ઉગ્રકાંતિવાળા ! હે ત્રણ વેદરૂપ ! આપને નમસ્કાર કરું છું. હે સર્વદેવ ! આપને નમસ્કાર હજો ![૧૯] હે દેવેશ ! હે દિવાકર ! પ્રસન્ન થાઓ અને કૃપાદૃષ્ટિથી મારી રક્ષા કરો. એ પ્રકારે સ્તુતિ કર્યા પછી દેવદેવ સૂર્યે સત્રાજિતને સ્નેહથી મધુર વચન કહ્યું.

सूर्य उवाच–वरं ब्रूहि प्रदास्यामि यत्ते मनसि वर्तते ॥ २१ ॥ सत्राजित महाभाग तुष्टोऽहं तव निश्चयात् । सत्राजित उवाच–स्यमंतकमणिं देहि यदि तुष्टोऽसि भास्कर ॥ २२ ॥ ददौ तस्य च तद्रत्नं स्वकंठादवतार्य सः । भास्कर उवाच–भाराष्टकं शातकुंभं स्रवतेऽसौ महामणिः ॥ २३ ॥ शुचिष्मता सदा धार्यं रत्नमेतन्महोत्तमम् । सत्राजित क्षणेनैतदशुचिं हंति मानवम् । इत्युक्त्वाऽन्तर्दधे देवस्तेजोराशिर्दिवाकरः ॥ २४ ॥ तत्कंठरत्नज्वलमानरूपी पुरीं स कृष्णस्य विवेश सत्वरम् । दृष्ट्वा तु लोका मनसा दिवाकरं संचिंतयंतो हि विमुग्धहृदयः॥ २५ ॥ समागतोऽयं हरिदश्वदीधितिर्जनार्दनं द्रष्टुमसंशयेन । नायं सहस्रांशुरितीह लोकाः सत्राजितोऽयं मणिकंठभास्वान् ॥ २६ ॥ स्यमंतकं महारत्नं दृष्ट्वा तत्कंठमंडले । स्पृहां चक्रे जगन्नाथो न जहार मणिं ततः ॥ २७ ॥ सत्राजितो जातभयो याचयिष्यति मां हरिः । प्रसेनाय ददौ भ्रात्रे धार्योऽयं शुचिना त्वया ॥ २८ ॥

સૂર્ય કહે છે–હે સત્રાજિત ! હે મહાભાગ ! તારા તપથી હું પ્રસન્ન થયો છું, માટે મનમાં હોય તે વર માગ. તું જે માગશે તે હું આપીશ. સત્રાજિત કહે છે–હે સૂર્યદેવ ! જો આપ પ્રસન્ન થયા હો તો મને સ્યમંતકમણિ આપો.[૨૦-૨૨] તે સાંભળી સૂર્યે પોતાના ગળામાંથી કાઢી તે મણિ સત્રાજિતને આપ્યો, ત્યારે સૂર્યે કહ્યું–હે સત્રાજિત ! આ મણિથી (નિત્ય) આઠ ભાર સોનું ઉત્પન્ન થાય છે.[૨૩] માટે તારે શુદ્ધપણાથી આ ઉત્તમ મણિ નિત્ય ધારણ કરવો. પણ જો અપવિત્રતાથી ધારણ કરે તો તત્કાલ તે મનુષ્યનો આ મણિ નાશ કરે છે. એટલું કહી તેજરૂપી સૂર્ય અદૃશ્ય થઇ ગયા.[૨૪] પછી ગળામાં મણિ પહેરવાથી અત્યંત તેજવાળો સત્રાજિત તત્કાલ દ્વારકામાં આવ્યો. તેને જોઇ, તેજથી જેની આંખો મીંચાઇ ગઇ છે તેવા લોકોએ મનમાં વિચાર કર્યો કે, શ્રીકૃષ્ણનાં દર્શન માટે સૂર્ય આવે છે એમાં સંશય નથી. પણ પછી 'આ સૂર્ય નથી કિંતુ કંઠમાં તેજવાળો મણિ ધારણ કરી સત્રાજિત આવે છે,' એવો લોકોનો નિશ્ચય થયો.[૨૫-૨૬] સત્રાજિતના કંઠમાં સ્યમંતક મણિ જોઇ, શ્રીકૃષ્ણને મણિની ઇચ્છા થઇ, પણ તેની પાસેથી તે લીધો નહિ.[૨૭] પણ 'શ્રીકૃષ્ણ મારી પાસે મણિ માગશે,' એમ જાણી સત્રાજિતે તે મણિ પોતાના ભાઇ પ્રસેનને આપ્યો અને તેને 'પવિત્રતાથી ધારણ કરજે' એમ કહ્યું.[૨૮]

एकदा कंठदेशेऽसौ क्षिप्त्वा तं मणिमुत्तमम् । मृगयाक्रीडनार्थाय ययौ कृष्णेन संयुतः ॥ २९ ॥ अश्वारूढोऽशुचिश्चासौ हतः सिंहेन तत्क्षणात् । रत्नमादाय सिंहोऽपि गच्छन् जांबवता हतः ॥ ३० ॥ नीत्वा स विवरे रत्नं ददौ पुत्राय जांबवान् । पुरीं विवेश कृष्णोऽपि स्वकैः सर्वैः समावृतः ॥ ३१ ॥ प्रसेनोऽद्यापि नायाति हतः कृष्णेन निश्चितम् । मणिलोभेन हा कष्टं बांधवः पापिना हतः ॥ ३२ ॥ द्वारकावासिनः सर्वे जना ऊचुः परस्परम् । मृषापवादसंतप्तः कृष्णोऽपि निरगाच्छनैः ॥ ३३ ॥ सहैव तैर्गतोऽरण्यं दृष्ट्वा सिंहेन पातितम् । प्रसेनं वाहनयुतं त-

त्पदानुचरः शनैः ॥ ३४ ॥ ऋक्षेण निहतं दृष्ट्वा कृष्णश्चर्क्ष-विलं गतः । विवेश योजनशतमंधकारं स्वतेजसा ॥ ३५ ॥ निवारयन्ददर्शाग्रे प्रासादं बहुभूमिकम् । तं कुमारं जांबवतो दोलायामसितद्युतिम् ॥ ३६ ॥ माणिक्यं लंबमानं च ददर्श भगवान् हरिः । रूपयौवनसंपन्नां कन्यां जांबवतीं पुनः ॥ ३७ ॥ दोलांदोलयमानां च ददर्श कमलेक्षणः । महांतं विस्मयं चक्रे दृष्ट्वा तां चारुहासिनीम् । दोलांदोलयमाना च जगौ गीतमिदं मुहुः ॥ ३८ ॥ सिंहः प्रसेनमवधीत्सिंहो जांबवता हतः । सुकुमारक मारोदीस्तव ह्येष स्यमंतकः ॥ ३९ ॥

એક દિવસે પ્રસેન, કંઠમાં એ ઉત્તમ મણિ પહેરી, શ્રીકૃષ્ણ સાથે વનમાં મૃગયા કરવા ગયો.[૨૯] પણ એ પ્રસેન ઘોડા ઉપર બેઠો હતો અને અપવિત્ર હતો, તેથી તેને સિંહે તત્કાલ મારી નાખ્યો; અને સિંહ મણિ લઈ જતો હતો, તેટલામાં માર્ગમાં જાંબવાને તે સિંહને મારી નાંખ્યો.[૩૦] પછી તેણે ગુફામાં જઈ તે મણિ પોતાના પુત્રને આપ્યો અને શ્રીકૃષ્ણ પોતાના માણસો સાથે દ્વારિકામાં આવ્યા.[૩૧] 'હજી સૂધી પ્રસેન આવ્યો નહિ, તેથી પાપી કૃષ્ણે મણિના લોભથી પોતાના સંબંધીને મારી નાંખ્યો છે. એમાં સંશય નથી' એમ દ્વારિકામાં રહેનાર સર્વ મનુષ્યો પરસ્પર કહેવા લાગ્યાં. પોતાની ઉપર એ પ્રકારનું ખોટું આળ આવવાથી, કચવાતા શ્રીકૃષ્ણ કેટલાંક સગાંસંબંધીઓને સાથે લઈ દ્વારિકામાંથી નકળી વનમાં ગયા. ત્યાં પ્રસેન તથા તેનો ઘોડો બંને મરેલા તેઓના જોવામાં આવ્યા. ત્યાંથી સિંહનો પગ જોતા જોતા ચાલ્યા તો તે સિંહ પણ એક ગુફા પાસે મરેલો પડ્યો હતો. તેને જોઈ શ્રીકૃષ્ણ રીંછની ગુહામાં પેઠા. તે ગુહા સો યોજન લાંબી હતી. પોતાના તેજથી અંધકારને દૂર કરતા તે ગુહામાં ગયા, એટલે એક મહેલ જોવામાં આવ્યો. તેમાં પાલણામાં બેઠેલો એક શ્યામ કાંતિવાળો જાંબવાનનો પુત્ર અને લટકતો મણિ જોવામાં આવ્યો. તેમ જ રૂપવતી યુવાન્ જાંબવાનની કન્યા પણ જોવામાં આવી.[૩૨–૩૭] તે પાલણું ઝુલાવતી હતી; અને ઝુલાવતી ઝુલાવતી પ્રસેનને સિંહે માર્યો, સિંહને જાંબવાને માર્યો, હે સુકુમારક ! રો મા, આ સ્યમંતક મણિ તારો છે,' એ પ્રકારે ગાતી હતી. તે સુંદર હાસ્યવાળી કન્યાને જોઈ શ્રીકૃષ્ણને મોટું આશ્ચર્ય થયું.[૩૮–૩૯]

मदनज्वरदाहार्ता दृष्ट्वा तं कमलेक्षणम् । उवाच ललितं बाला गम्यतां गम्यतामिति ॥ ४० ॥ रत्नं गृहीत्वा वेगेन यावच्छेते तु जांबवान् । इत्याकर्ण्य वचः शौरिः शंखं दध्मौ प्रतापवान् ॥ ४१ ॥ आकर्ण्य सहसोत्थाय युयुधे ऋक्षराट् ततः । तयोर्युद्धमभूद्धोरं हरिजांबवतोस्तदा ॥ ४२ ॥ द्वारकावासिनः सर्वे गतास्ते सप्तमे दिने । मृतः कृष्णो भक्षितो वा निःसंदिग्धं विचार्य च ॥ ४३ ॥ परलोकक्रियां चक्रुः परेतस्य तु ते तदा । एकविंशद्दिनं यावद्बाहुप्रहरणो विभुः ॥ ४४ ॥ युयुधे तेन ऋक्षेण युद्धकर्मणि तोषितः । जांबवान् प्राक्तनं स्मृत्वा दृष्ट्वा देवबलं महत् ॥ ४५ ॥ जांबवानुवाच—अजेयोऽहं सुरैः सर्वैर्यक्षराक्षसदानवैः । त्वया जितोऽहं देवेश देवस्त्वमसि निश्चितम् ॥ ४६ ॥ जाने त्वां वैष्णवं तेजो नान्यथा बलमीदृशम् । इति प्रसाद्य देवेशं ददौ माणिक्यमुत्तमम् ॥ ४७ ॥ सुतां जांबवतीं नाम भार्यार्थं वरवर्णिनीम् । पाणिं वै ग्राहयामास देवदेवं च जांबवान् ॥ ४८ ॥

પછી કમલ જેવાં નેત્રવાળા શ્રીકૃષ્ણને જોઈ, કામથી આતુર થયેલી તે કન્યા મધુર વાણીથી બોલી કે, 'હે મહારાજ ! જ્યાં સૂધી જાંબવાન્ નથી ઉઠ્યો, તેટલી વારમાં આ મણિ લઈ આપ આંહીથી ચાલ્યા જાઓ, ચાલ્યા જાઓ!' તેવાં વચન સાંભળી મહાપ્રતાપી શ્રીકૃષ્ણે શંખ ફુંક્યો.[૪૦–૪૧] શંખનો શબ્દ સાંભળી જલદી ઉઠી જાંબવાન, યુદ્ધ કરવા તૈયાર થયો. પછી શ્રીકૃષ્ણ અને જાંબવાનનું અતિ ભયંકર યુદ્ધ થયું.[૪૨] હવે ગુફાની બહાર ઉભેલા સર્વે દ્વારિકાવાસીઓ, સાત દિવસ સુધી શ્રીકૃષ્ણની વાટ જોઈને દ્વારિકામાં ગયા; અને શ્રીકૃષ્ણ મરી ગયા અથવા તેને કોઈ ખાઈ ગયું, એ પ્રકારનો નિશ્ચય કરી, શ્રીકૃષ્ણની ઉત્તરક્રિયા કરી. પણ શ્રીકૃષ્ણ અને જાંબવાનનુ એકવીશ દિવસ સૂધી બાહુયુદ્ધ થયું, તેમાં ભગવાને યુદ્ધથી જાંબવાનને પ્રસન્ન કર્યો, ત્યારે રામાવતારનું* વરદાન યાદ આવવાથી અને શ્રીકૃષ્ણનું ઘણું બળ જોવાથી જાંબવાન બોલ્યો:—[૪૩–૪૫] જાંબવાન્ કહે છે–'હે દેવેશ ! દેવ, દૈત્ય, યક્ષ અને રાક્ષસ કોઈ પણ મને જિતી શકતા નથી, તેને પણ આપે જિતી લીધો તેથી નિશ્ચય થાય છે કે, આપ દેવ જ છો.[૪૬] તેમાં પણ આપ વિષ્ણુ છો, નહિ તો આવું બળ હોય નહિ.' એ પ્રકારે સ્તુતિથી પ્રસન્ન કરી જાંબવાને ભગવાનની સાથે પોતાની પુત્રી જાંબવતીનો વિવાહ કર્યો અને સ્યમંતકમણિ પણ આપ્યો.[૪૭–૪૮]

मणिमादाय देवोऽपि जांबवत्याऽपि संयुतः । तद्वृत्तांतं समाचष्टे द्वारकावासिनां स्वयम् ॥ ४९ ॥ सत्राजितस्य माणिक्यं दत्तवान् संसदि स्थितः । मिथ्यापवादसंशुद्धिं प्राप्तवान्मधुसूदनः ॥ ५० ॥ सत्राजितोऽपि संत्रस्तः कृष्णाय प्रददौ सुताम् । सत्यभामां महाबुद्धिस्तदा सर्वगुणान्विताम् ॥ ५१ ॥ शतधन्वाऽक्रूरमुखा यादवा दुष्टमानसाः । सत्राजितेन ते वैरं चक्रू रत्नाभिलाषिणः ॥ ५२ ॥ दुरात्मा शतधन्वापि गते कृष्णे च कुत्रचित् । सत्राजितं निहत्याशु मणिं जग्राह पापधीः ॥ ५३ ॥ कृष्णस्य पुरतः सत्या स-

* લંકામાં રામચન્દ્રજીએ જાંબવાનને યુદ્ધની મના કરી ત્યારે જાંબવાને કહ્યું કે, હે મહારાજ ! મને યુદ્ધની ઇચ્છા બહુ છે. ત્યારે રામચન્દ્રજીએ વરદાન આપ્યું હતું કે, હું તારી સાથે કૃષ્ણાવતારમાં યુદ્ધ કરીશ.

**माचष्टे विचेष्टितम् । अंतर्हृष्टो बहिः कोपी कृष्णः कपटनायकः ॥ ५४ ॥ बलदेवपुरो वाक्यमुवाच धरणीधरः । हत्वा सत्राजितं दुष्टो मणिमादाय गच्छति ॥ ५५ ॥ निहत्य शतधन्वानं गृह्णीमो रत्नमावयोः । मम भोग्यं च तद्रत्नं भविष्यति सुनिश्चितम् ॥ ५६ ॥ एतच्छ्रुत्वा भयत्रस्तः शतधन्वापि यादवः । आहूयाक्रूरनामानं माणिक्यं प्रददौ च सः ॥ ५७ ॥ आरुह्य वडवां वेगान्निर्गतो दक्षिणां दिशम् । रथस्थावनुगच्छेतां तदा रामजनार्दनौ ॥ ५८ ॥**

પછી શ્રીકૃષ્ણ મણિ લઈ જાંબવતીની સાથે દ્વારિકામાં આવ્યા અને બનેલી વાત કોઈએ પૂછયા વગર પોતે જ દ્વારિકાવાસીઓને કહી સંભળાવી.[૪૯] પછી સભામાં સત્રાજિતને મણિ આપી ને પોતાની ઉપર ચડેલું ખોટું આળ ઉતાર્યું હતું.[૫૦] પણ શ્રીકૃષ્ણની ઉપર આળ ચડાવવાથી સત્રાજિત ડર્યો, તેથી પોતાની ગુણવતી સત્યભામા નામની કન્યા શ્રીકૃષ્ણને પરણાવી.[૫૧] હવે દુષ્ટ મનવાળા શતધન્વા અને અક્રૂર વગેરે યાદવો મણિની ઈચ્છાથી સત્રાજિતનો દ્વેષ કરવા લાગ્યા.[૫૨] એક દિવસે શ્રીકૃષ્ણ બહારગામ ગયા હતા ત્યારે દુષ્ટ પાપી શતધન્વાએ સત્રાજિતને મારી નાંખીને તે મણિ લઈ લીધો.[૫૩] આ વાત સત્યભામાએ શ્રીકૃષ્ણને કહી, તેથી તે મનમાં તો પ્રસન્ન થયા, પણ કપટથી ઉપરનો ક્રોધ બતાવી બલદેવની પાસે ગયા અને બલદેવને કહ્યું કે, આ દુષ્ટ શતધન્વા સત્રાજિતને મારી મણિ લઈ ગયો, માટે તેને મારી મણિ આપણે હરી લઈએ, જેથી તે મણિ મારા ઉપયોગમાં આવશે એમાં સંશય નથી. કારણ કે તેની ઉપર મારો જ ભોગવટો છે.[૫૪–૫૬] આ વાત સાંભળી ભયથી તે મણિ અક્રૂરને આપી, શતધન્વા ઘોડી ઉપર બેસી વેગથી દક્ષિણ દિશામાં પલાયન કરી ગયો. શ્રીકૃષ્ણ અને બલદેવ પણ રથમાં બેસી તેની પછવાડે દોડ્યા.[૫૭–૫૮]

**शतयोजनमात्रेण ममार वडवा तदा । पलायमानो निहतः पदातिस्तु पदातिना ॥ ५९ ॥ रथस्थे बलदेवे तु हरिणा रत्नलोभतः । न दृष्टं तत्र तद्रत्नं बलदेवपुरोऽवदत् ॥ ६० ॥ तदाकर्ण्य महारोषादुवाच वचनं बली । कपटी त्वं सदा कृष्ण लोभी पापी सुनिश्चितम् ॥ ६१ ॥ अर्थाय स्वजनं हंसि कस्त्वां बंधुः समाश्रयेत् । अनेकशपथैः कृष्णो बलदेवं प्रसादयत् ॥ ६२ ॥ सोऽपि धिक्कष्टमित्युक्त्वा ययौ वैदर्भमंडलम् । कृष्णोऽपि रथमारुह्य द्वारकां प्रययौ पुनः ॥ ६३ ॥ तथैवोचुर्जनाः सर्वे न साधीयानयं हरिः । निष्कासितो रत्नलोभाज्ज्येष्ठो भ्राता बलो बली ॥ ६४ ॥ तच्छ्रुत्वा दीनवदनः पापीयानिव संस्थितः । वृथाभिशापात्संतप्तो बभूव स जगत्पतिः ॥ ६५ ॥**

શતધન્વા સો યોજન ગયો, એટલે ઘોડી મરી ગઈ ત્યારે તેને ત્યાં જ છોડી પગથી દોડવા લાગ્યો. ત્યારે શ્રીકૃષ્ણે પણ પગથી જ તેની પછવાડે જઈને મણિના લોભથી શતધન્વાને મારી નાખ્યો. બલદેવ તો રથમાં બેઠા હતા, ને શ્રીકૃષ્ણ પગપાળા દોડ્યા હતા પણ જ્યારે શતધન્વાની પાસે મણિ જોવામાં આવ્યો નહિ ત્યારે શ્રીકૃષ્ણે બલદેવજીને તે વાત કહી.[૫૯–૬૦] તે સાંભળીને કોપાયમાન થયેલા બલદેવ બોલ્યા કે, 'હે કૃષ્ણ! તું ખરેખરો કપટી, લોભી અને પાપી છે.[૬૧] દ્રવ્યમાટે પોતાના સમ્બન્ધીને પણ મારી નાખે છે, તારો વિશ્વાસ કોણ કરશે?' તે સાંભળી શ્રીકૃષ્ણ ઘણા સોગન ખાઈ બલદેવને પ્રસન્ન કરવા લાગ્યા.[૬૨] પણ બલદેવ 'ધિક્કાર છે, કષ્ટ છે,' એમ કહી વિદર્ભ દેશમાં ગયા અને શ્રીકૃષ્ણ રથમાં બેસી દ્વારિકા પ્રત્યે ગયા;[૬૩] ત્યારે સર્વ મનુષ્યો કહેવા લાગ્યા કે, આ કૃષ્ણ સારું માણસ નથી, કારણ કે એણે મણિના લોભથી પોતાના મોટા ભાઈ બલદેવને પણ કાઢી મૂક્યો છે.[૬૪] તે સાંભળી ખોટા આળથી અંતઃકરણમાં ખેદ થયો, તેથી શ્રીકૃષ્ણ કચવાતા મનથી અપરાધીની પેઠે ત્યાં રહેવા લાગ્યા.[૬૫]

**अक्रूरोऽपि विनिष्क्रम्य तीर्थयात्रानिमित्ततः । काशीं गत्वा सुखेनासौ यजन्यज्ञपतिं प्रभुम् ॥ ६६ ॥ तोषमुत्पादयामास तेन द्रव्येण बुद्धिमान् । सुरालयगृहैश्चित्रैर्नगरं समकल्पयत् ॥ ६७ ॥ न दुर्भिक्षं न वै रोगा ईतयो न च विड्वरम् । शुचिना धार्यते यत्र मणिः सूर्यस्य निश्चितम् ॥ ६८ ॥ जानन्नपि हि तत्सर्वं मानुषं भावमाश्रितः । लोकाचारं तथा मायामज्ञानं च समाश्रित ॥ ६९ ॥ बंधुवैरं समुत्पन्नं लांछनं समुपस्थितम् । वृथापवादबहुलं जायमानं कथं सहे ॥ ७० ॥ इति चिंतातुरं कृष्णं नारदः समुपस्थितः । गृहीत्वा तत्कृतां पूजां सुखासीनस्ततोऽब्रवीत् ॥ ७१ ॥ नारद उवाच–किमर्थं खिद्यसे देव किं वा ते शोककारणम् । यथावृत्तं समाचष्टे नारदाय च केशवः ॥ ७२ ॥ नारद उवाच–जानामि कारणं देव यदर्थं लांछनं तव । त्वया भाद्रपदे शुक्लचतुर्थ्यां चंद्रदर्शनम् ॥ ७३ ॥ कृतं तेन समुत्पन्नं लांछनं तु वृथैव हि । श्रीकृष्ण उवाच–वद नारद मे शीघ्रं को दोषश्चंद्रदर्शने ॥ ७४ ॥ किमर्थं तु द्वितीयायां तस्य कुर्वंति दर्शनम् ।**

હવે અક્રૂર, તીર્થયાત્રાનું બાનું કરી દ્વારિકામાંથી નીકળી જઈ, કાશીમાં જઈ સુખથી યજ્ઞો કરી પરમેશ્વરને પ્રસન્ન કરવા લાગ્યા અને મનોહર મંદિરો બંધાવી શહેરની શોભા વધારવા લાગ્યા.[૬૬–૬૭] જે દેશમાં એ સૂર્યના મણિને પવિત્રતાથી ધારણ કરે તે દેશમાં દુકાળ પડે નહિ, રોગ થાય નહિ અને બીજા પણ કોઈ ઉપદ્રવો ઉઠે નહિ, એ નિશ્ચિત હતું.[૬૮] માયાથી મનુષ્ય બનેલા શ્રીકૃષ્ણ તે સઘળી વાત જાણતા હતા, તથાપિ અજાણ જેવા થઈને લોકને અનુકરણ કરવા માટે મનમાં ચિંતા કરવા લાગ્યા કે,[૬૯] 'ભાઈની સાથે વૈર થયું, બટ્ટો લાગે તેવું ખોટું આળ ચઢ્યું તે સહન કેમ થઈ શકે?'[૭૦] એ પ્રમાણે શ્રીકૃષ્ણ

ચિંતાતુર બેઠા હતા, તેટલામાં ત્યાં નારદ મુનિ આવ્યા. તે સુંદર આસન ઉપર બેસીને શ્રીકૃષ્ણે કરેલી પૂજાનો સ્વીકાર કરી બોલ્યા.[૭૧] 'હે દેવ ! શા માટે તમે ખેદ કરો છો અને તમારા શોકનું કારણ શું છે ?' તે સાંભળી શ્રીકૃષ્ણે જે વાત બની હતી, તે યથાર્થ નારદને કહી સંભળાવી.[૭૨] ત્યારે નારદજી બોલ્યા કે, હે દેવ ! તમને આ આળ શાથી ચડ્યું છે તે હું જાણું છું. આપે ભાદરવા શુદ ચોથને દિવસે ચંદ્ર જોયો હતો, તેથી આ ખોટું કલંક લાગ્યું છે. શ્રીકૃષ્ણ કહે છે–હે નારદ ! ચોથને દિવસે ચંદ્ર જોવાનો શું દોષ છે ?[૭૩–૭૪] અને બીજને દિવસે જોવાનો શું ગુણ છે ? તે કહો.

नारद उवाच–गणनाथेन संशप्तश्चंद्रमा रूपगर्वितः ॥७५॥ तद्दर्शने नराणां हि वृथा निंदा भविष्यति । श्रीकृष्ण उवाच–किमर्थं गणनाथेन शप्तश्चंद्रः सुधामयः ॥ ७६ ॥ इदमाख्यानकं श्रेष्ठं यथावद्वक्तुमर्हसि । नारद उवाच–गणानामाधिपत्ये च रुद्रेण विहितः पुरा ॥७७॥ अणिमा महिमा चैव लघिमा गरिमा तथा । प्राप्तिः प्राकाम्यमीशित्वं वशित्वं चाष्टसिद्धयः ॥ ७८ ॥ भार्यार्थे प्रददौ देवो गणेशस्य प्रजापतिः । पूजयित्वा गणाध्यक्षं स्तुतिं कर्तुं प्रचक्रमे ॥ ७९ ॥ ब्रह्मोवाच–गजवक्त्र गणाध्यक्ष लंबोदर वरप्रद । विघ्नाधीश्वर देवेश सृष्टिसंहारकारक ॥ ८० ॥ यः पूजयेद्गणाध्यक्षं मोदकाद्यैः प्रयत्नतः । तस्य प्रजायते सिद्धिर्निर्विघ्नेन न संशयः ॥ ८१ ॥ असंपूज्य गणाध्यक्षं ये वांछंति सुरासुराः । न तेषां जायते सिद्धिः कल्पकोटिशतैरपि ॥ ८२ ॥ त्वद्भक्त्या तु गणाध्यक्ष विष्णुः पालयते सदा । रुद्रोऽपि संहरत्याशु त्वद्भक्त्यैव करोम्यहम् ॥८३॥ इत्थं संस्तूयमानोऽसौ देवदेवो गजाननः । उवाच परमप्रीतो ब्रह्माणं जगतां पतिम् ॥ ८४ ॥ श्रीगणेश उवाच–वरं ब्रूहि प्रदास्यामि यत्ते मनसि वर्तते । ब्रह्मोवाच–क्रियमाणस्य मे सृष्टिर्निर्विघ्नं जायतां प्रभो ॥ ८५ ॥ एवमस्त्विति देवोऽसौ गृहीत्वा मोदकान्तरे । सत्यलोकात्समागच्छत्स्वेच्छया गगने शनैः ॥ ८६ ॥ चंद्रलोकं समासाद्य चलितो गणनायकः ।

નારદ કહે છે–પોતાના રૂપના ગર્વવાળા ચન્દ્રને ગણપતિએ શાપ આપ્યો કે, તારા દર્શન થવાથી મનુષ્યને ખોટું આળ ચડશે. શ્રીકૃષ્ણ કહે છે–હે નારદ ! ચન્દ્ર કે જે અમૃતમય છે, તેને ગણપતિએ શાપ શા માટે આપ્યો, તે ઉત્તમ કથા મને યથાર્થ કહો. નારદ કહે છે–પૂર્વે મહાદેવે ગણેશને ગણના અધિપતિ કર્યા ત્યારે બ્રહ્માએ તેને સ્ત્રીઓ માટે અણિમા (નાનું રૂપ ધારણ કરવું), મહિમા (મોટું થવું), લઘિમા (હલકું થઈ જવું), ગરિમા (ભારે થવું), પ્રાપ્તિ (વિષયની પ્રાપ્તિ), પ્રાકામ્ય (ઘણાં રૂપ ધારણ કરવાં), ઇશિત્વ (ઈશ્વર થવું) અને વશિત્વ (સર્વને વશ કરવાં), એ આઠ સિદ્ધિઓ આપી, અને પૂજા કરી સ્તુતિ કરવા લાગ્યા.[૭૫–૭૯] બ્રહ્મા કહે છે–હે ગજાનન ! હે ગણાધ્યક્ષ ! હે લંબોદર ! હે વર આપનાર વિઘ્નેશ ! હે દેવેશ ! હે સૃષ્ટિના સંહાર કરનાર ![૮૦] મોદક વગેરેથી જે આપની યથાસાંગ પૂજા કરે છે, તેને નિર્વિઘ્ન સિદ્ધિ થાય છે એમાં સંશય નથી.[૮૧] દેવ અથવા દૈત્ય હરકોઈ આપની પૂજા કર્યા વિના સિદ્ધિની ઇચ્છા કરે છે તેને કરોડો કલ્પ થઈ જાય તોપણ સિદ્ધિ મળતી નથી.[૮૨] તમારી ભક્તિથી જ વિષ્ણુ આ જગતનું પાલન કરે છે, તમારી ભક્તિથી જ મહાદેવ સંહાર કરે છે અને હું પણ સૃષ્ટિ ઉત્પન્ન કરું છું.[૮૩] એ પ્રકારે સ્તુતિ કરવાથી પ્રસન્ન થયેલા દેવના દેવ ગણેશે જગતના પતિ બ્રહ્માને કહ્યું,[૮૪] હે બ્રહ્મન્ ! જે તમારા મનમાં હોય તે માગો. હું તમને જે માગશો તે આપીશ. બ્રહ્મા કહે છે–હે જગત્પ્રભો ! હું સૃષ્ટિ કરું તેમાં વિઘ્ન આવવું ન જોઇએ.[૮૫] એ પ્રકારે બ્રહ્માની માગણી કબૂલ રાખી, હાથમાં લાડુ લઇ ગણેશ બ્રહ્મલોકથી આકાશમાર્ગે ધીમે ધીમે જતાં ચન્દ્રલોકમાં આવ્યા.

उपहासं तदा चक्रे सोमो रूपमदान्वितः ॥ ८७ ॥ तं दृष्ट्वा कोपताम्राक्षो गणनाथः शशाप ह । दर्शनीयः सुरूपोऽहं सुंदरश्चाहमित्यथ ॥ ८८ ॥ गर्वितोऽसि शशांक त्वं फलं प्राप्स्यसि सत्वरम् । अद्यप्रभृति लोकास्त्वां नहि पश्यंति पापिनम् ॥ ८९ ॥ ये पश्यंति प्रमादेन त्वां नरा मृगलांछनम् । मिथ्याभिशापसंयुक्ता भविष्यंतीह ते ध्रुवम् ॥ ९० ॥ हाहाकारो महान् जातः श्रुत्वा शापं च भीषणम् । अत्यंतम्लानवदनश्चन्द्रो जलमध्याविशत् ॥ ९१ ॥ कुमुदं कौमुदीनाथः स्थितस्तत्र कृतालयः । ततो देवर्षिगंधर्वा निराशा दीनमानसाः ॥ ९२ ॥ तुरासाहं पुरोधाय जग्मुस्ते तं पितामहम् । देवं शशांसुश्चंद्रस्य गणेशस्य च चेष्टितम् ॥ ९३ ॥ दत्तः शापो गणेशेन कथयामासुरादरात् । विचार्य भगवान्ब्रह्मा तान्सुरानिदमब्रवीत् ॥ ९४ ॥ गणेशशापो देवेंद्र शक्यते केन वाऽन्यथा । कर्तुं रुद्रेण न मया विष्णुना चापि निश्चितम् ॥ ९५ ॥ तमेव देवदेवेशं व्रजध्वं शरणं सुराः । स एव शापमोक्षं च करिष्यति न संशयः ॥ ९६ ॥ देवा ऊचुः–केनोपायेन वरदो गजवक्त्रो गणेश्वरः । पितामह महाप्राज्ञ तदस्माकं वद प्रभो ॥ ९७ ॥ पितामह उवाच–चतुर्थ्यां देवदेवोऽसौ पूजनीयः प्रयत्नतः । कृष्णपक्षे विशेषेण नक्तं कुर्याच्च तद्व्रतम् ॥ ९८ ॥ अपूपैर्घृतसंयुक्तैर्मोदकैः परितोषयेत् । मधुरान्नं हविष्यं च स्वयं भुंजीत वाग्यतः ॥ ९९ ॥ स्वर्णरूपं गणेशस्य दातव्यं द्विजसत्तमे । शक्त्या च दक्षिणां दद्याद्वित्तशाठ्यं न कारयेत् ॥ १०० ॥

જ્યારે ચંદ્રલોકમાંથી ગણેશજી આગળ વધ્યા ત્યારે પોતાનાં રૂપના મદથી ચન્દ્રે તેની મશ્કરી કરી;[૮૬–૮૭] એટલે ગણેશને ક્રોધ ચડ્યો અને નેત્ર લાલ થયાં તેથી,

"હે ચન્દ્ર ! તને, હું રૂપવાન્ છું, જોવા લાયક છું, સુંદર છું." એ પ્રકારનો ગર્વ છે તે ઉતારવો જોઇએ; માટે તું કે જે પાપી છે, તેને આજથી કોઈ માણસ જોશે નહિ.[૮૮-૮૯] અને જે પ્રમાદથી તને જોશે, તેના ઉપર ખોટું આળ ચડશે એ નિશ્ચિત છે, એવો શાપ આપ્યો.[૯૦] એ પ્રકારનો ભયંકર શાપ સાંભળી લોકો હાહાકાર કરવા લાગ્યા અને ચન્દ્રનું મુખ કરમાઇ ગયું, તેથી તે જલમાં કુમુદ નામના કમલમાં ઘર કરી રહ્યો. ત્યારે દેવ, ઋષિ અને ગંધર્વ સઘળા નિરાશ થઇ મનમાં કચવાતા કચવાતા ઈંદ્રને આગળ કરી બ્રહ્માની પાસે ગયા, અને ગણેશે ચન્દ્રને શાપ આપ્યો વગેરે ગણેશનું વિનયથી બધું કૃત્ય કહી સંભળાવ્યું. એટલે મનમાં વિચાર કરી બ્રહ્મા બોલ્યા કે,[૯૧-૯૪] 'હે ઇંદ્ર ! ગણેશનો શાપ ખોટો કરવા હું, શંકર કે વિષ્ણુ સમર્થ નથી ત્યારે બીજો કોણ સમર્થ થાય ?[૯૫] માટે તમે જ એ ગણપતિને શરણે જાઓ. એ શાપ દૂર કરશે એમાં સંશય નથી.[૯૬] દેવો કહે છે—હે પિતામહ ! હે મહાપ્રાજ્ઞ ! હે પ્રભો ! કયા ઉપાયથી ગણેશ પ્રસન્ન થાય અને વરદાન આપે ? તે અમને કહો.[૯૭] બ્રહ્મા કહે છે—ચતુર્થીને દિવસે ગણપતિની સારી રીતે પૂજા કરવી; વિશેષે કરી કૃષ્ણપક્ષની ચોથને દિવસે ગણેશનું ઉપોષણાદિ નિયમપૂર્વક વ્રત આરંભવું અને રાત્રિએ પૂજન કરવું,[૯૮] માલપૂવા અને ઘણા ઘીવાળા લાડુનું નૈવેદ્ય કરવું. પછી મૌનવ્રત રાખી પોતે મધુર હવિષ્યાન્ન જમવું.[૯૯] બ્રાહ્મણને સોનાની ગણેશની મૂર્તિ આપવી અને યથાશક્તિ દક્ષિણા આપવી; પણ કપટથી દ્રવ્યનો લોભ કરવો નહિ.[૧૦૦]

**एवं श्रुत्वा च तैः सर्वैर्गीष्पतिः प्रेषितस्तदा ॥ स गत्वा कथयामास चंद्राय ब्रह्मणोदितम् ॥ १ ॥ व्रतं चक्रे ततश्चंद्रो यथोक्तं ब्रह्मणा पुरा । आविर्बभूव भगवान् गणेशो व्रततोषितः ॥ २ ॥ तं क्रीडमाणं गणनायकं च तुष्टाव दृष्ट्वा तु कलानिधानः । त्वं कारणं कारणकारणानां वेत्तासि वेद्यं च विभो प्रसीद ॥ ३ ॥ प्रसीद देवेश जगन्निवास गणेश लंबोदर वक्रतुंड । विरिंचिनारायणपूज्यमान क्षमस्व मे गर्वकृतं च हास्यम् ॥ ४ ॥ ये त्वामसंपूज्य गणेश नूनं वांछंति मूढाः स्वकृतार्थसिद्धिम् । ते दैवनष्टा निभृतं च लोके ज्ञातो मया ते सकलः प्रभावः ॥ ५ ॥ ये चाप्युदासीनतरास्तु पापास्ते यांति वासं नरके सदैव । हेरंब लंबोदर मे क्षमस्व दुश्चेष्टितं तत्करुणासमुद्र ॥ ६ ॥ एवं संस्तूयमानोऽसौ चंद्रेणाह गजाननः । तुष्टोऽहं तव दास्यामि वरं ब्रूहि निशाकर ॥ ७ ॥ चंद्र उवाच—लोकानां दर्शनीयोऽहं भवामि पुनरेव हि । विशापोऽहं भविष्यामि त्वत्प्रसादाद्गणेश्वर ॥ ८ ॥**

એ પ્રમાણે સાંભળી દેવતાના કહેવાથી બૃહસ્પતિ ચન્દ્રની પાસે ગયા અને બ્રહ્માએ જે કહ્યું હતું તે કહી સંભળાવ્યું.[૧] એટલે ચન્દ્રે બ્રહ્માના કહેવા પ્રમાણે વિધિથી વ્રત કર્યું, તેથી પ્રસન્ન થઈ ગણેશ પ્રકટ થયા.[૨] ક્રીડા કરતા કરતા ગણેશજી આવ્યા તેને જોઈ ચન્દ્ર સ્તુતિ કરવા લાગ્યો; 'હે વિભો ! આપ જગતના કારણભૂત બ્રહ્માદિકના પણ કારણ છો; આપ સર્વજ્ઞ છો અને જાણવા યોગ્ય છો. આપ પ્રસન્ન થાઓ.[૩] હે દેવેશ ! હે જગન્નિવાસ ! હે ગણેશ ! હે લંબોદર ! હે વક્રતુંડ ! હે બ્રહ્મા અને નારાયણને પણ પૂજ્ય ! આપ પ્રસન્ન થાઓ અને મેં ગર્વથી આપની મશ્કરી કરી હતી, તે ક્ષમા કરો.[૪] હે ગણેશ ! જે આપની પૂજા કર્યા વિના કાર્યસિદ્ધિની ઇચ્છા કરે છે તે મૂઢ છે અને અત્યંત ભાગ્યહીન છે. હે ભગવન્ ! આપનો સઘળો પ્રભાવ મેં જાણ્યો.[૫] જે આપમાં અત્યંત ઉદાસીન રહે છે તે પાપી કહેવાય છે અને તેઓનો નિરંતર નરકમાં વાસ થાય છે. હે હેરંબ ! હે લમ્બોદર ! હે કરુણાસાગર ! મારો અપરાધ ક્ષમા કરો.'[૬] એ પ્રકારે ચન્દ્રે સ્તુતિ કરી ત્યારે ગણપતિ બોલ્યા, 'હે ચન્દ્ર ! હું પ્રસન્ન થયો છું, તું વરદાન માગ. જે માગીશ તે હું આપીશ.'[૭] ચન્દ્ર કહે છે—હે ગણેશ્વર ! આપના પ્રસાદથી ફરીથી હું લોકોને જોવા લાયક થાઉં અને શાપથી મુક્ત થાઉં, એ વરદાન આપો.[૮]

**गणेश उवाच—वरमन्यं प्रदास्यामि नैतदेयं मया तव । ततो ब्रह्मादयः सर्वे समाजग्मुर्भयार्दिताः ॥ ९ ॥ विशापं कुरु देवेश प्रार्थयामो वयं तव । विशापमकरोच्चंद्रं कमलासनगौरवात् ॥ ११० ॥ भाद्रशुक्लचतुर्थ्यां तु ये पश्यंति सदैव हि । मिथ्यापवादमावर्षं प्राप्स्यन्तीह न संशयः ॥ ११ ॥ मासादौ पूर्वमेव त्वां ये पश्यंति सदा जनाः । भद्रायां शुक्लपक्षस्य तेषां दोषो न जायते ॥ १२ ॥ तदा प्रभृति लोकोऽयं द्वितीयायां कृतादरः । पुनरेव तु पप्रच्छ कलावान् गणनायकम् ॥ १३ ॥ केनोपायेन देवेश तुष्टो भवसि तद्वद । गणेश उवाच—यश्च कृष्णचतुर्थ्यां तु मोदकाद्यैः प्रपूजय माम् ॥ १४ ॥ रोहिण्या सहितं त्वां च समभ्यर्च्यार्घ्यदानतः । यथाशक्त्या च मद्रूपं स्वर्णेन परिकल्पितम् ॥ १५ ॥ दत्वा द्विजाय शृणुयात्कथां श्रुत्वा विधानतः । सदा तस्य करिष्यामि संकष्टस्य निवारणम् ॥ १६ ॥**

ગણેશ કહે છે—હે ચન્દ્ર ! એ વર હું આપીશ નહિ. બીજો વર જે માગીશ તે આપીશ. તે સાંભળી ડરતા ડરતા બ્રહ્મા વગેરે સર્વે દેવ ત્યાં આવ્યા[૯] અને તેઓએ ગણેશજીને કહ્યું કે—'મહારાજ ! આપની પ્રાર્થના કરીએ છીએ કે, ચન્દ્રને શાપથી મુક્ત કરો.' એ પ્રમાણે દેવતાઓનું કહેવું સાંભળી બ્રહ્માની મોટાઈ સામું જોઈ, ગણેશે ચન્દ્રને શાપથી મુક્ત કર્યો,[૧૧૦] અને કહ્યું કે, હે ચન્દ્ર ! ભાદરવા શુદિ ચોથને દિવસે જે માણસ તારું દર્શન કરશે,

તેની ઉપર એક વર્ષપર્યંત ખોટું આળ ચડશે એમાં સંશય નથી;[૧૧] અને માસના આરંભની એટલે શુક્લ દ્વિતીયાને દિવસે જો તારું દર્શન કરશે, તો તેને કોઈ જાતનું લાંછન લાગશે નહિ.[૧૨] એટલા માટે સર્વ મનુષ્યો દ્વિતીયાને દિવસે આદરથી ચન્દ્રદર્શન કરે છે. (અને ચોથનો ચન્દ્ર દોષિત ગણાય છે.) ફરીથી પણ ચન્દ્રે ગણેશને પૂછ્યું કે,[૧૩] હે મહારાજ! હે દેવેશ! કયો કયો ઉપાય કરવાથી આપ પ્રસન્ન થાઓ છો તે કહો? ગણેશ કહે છે—જે પુરુષ વદિ ચોથને દિવસે મારું પૂજન કરી મોદક વગેરેથી મને પ્રસન્ન કરે છે અને રોહિણીસહિત તને અર્ઘ્ય આપે છે તથા યથાશક્તિ મારી સોનાની મૂર્તિ કરાવી બ્રાહ્મણને આપે છે, વિધિથી કથા સાંભળે છે અને પછી ભોજન કરે છે તેના સંકટનો હું નિરંતર નાશ કરું છું.[૧૪–૧૬]

भाद्रशुक्लचतुर्थ्यां तु मृन्मयी प्रतिमा शुभा । हेमाभावे तु कर्तव्या नानापुष्पैः प्रपूज्य माम् ॥ १७ ॥ ब्राह्मणान् भोजयेत्पश्चाज्जागरं च विशेषतः । स्थापयेदव्रणं कुंभं धान्यस्योपरि शोभितम् ॥ १८ ॥ यथाशक्त्या च मद्रूपं शातकुंभेन निर्मितम् । वस्त्रद्वयसमाच्छन्नं मोदकाद्यैः प्रपूज्य माम् ॥ १९ ॥ रक्तांबरधरो मर्त्यो ब्रह्मचर्यव्रतः शुचिः । रोहिणीसहितं त्वां च पूजयेत्स्थाप्य मत्पुरः ॥ १२० ॥ रजतस्य तु रूपं ते कृत्वा शक्त्या विनिर्मितम् । वस्त्रं शिवप्रियायेति उपवस्त्रं गणाधिपे ॥ २१ ॥ गंधं लंबोदरायेति पुष्पं सिद्धिप्रदायके । धूपं गजमुखायेति दीपं मूषकवाहने ॥ २२ ॥ विघ्ननाशाय नैवेद्यं फलं सर्वार्थसिद्धिदे । तांबूलं कामरूपाय दक्षिणां धनदाय च ॥ २३ ॥ इक्षुदंडैर्मोदकैश्च होमं कुर्याच्च नामभिः । विसर्जनं ततः कुर्यात्सर्वसिद्धिप्रदायकम् ॥ २४ ॥ एवं संपूज्य विघ्नेशं कथां श्रुत्वा विधानतः । मन्त्रेणानेन तत्सर्वं ब्राह्मणाय निवेदयेत् ॥ २५ ॥ दानेनानेन देवेश प्रीतो भव गणेश्वर । सर्वत्र सर्वदा देव निर्विघ्नं कुरु सर्वदा ॥ २६ ॥ मानोन्नतिं च राज्यं च पुत्रपौत्रान्प्रदेहि मे । गाश्च धान्यं च वासांसि दद्यात्सर्वं स्वशक्तितः ॥ २७ ॥ दत्त्वा तु ब्राह्मणे सर्वं स्वयं भुंजीत वाग्यतः । मोदकापूपमधुरं लवणाक्षारवर्जितम् ॥ २८ ॥ एवं करोति यश्चंद्र तस्याहं सर्वदा जयम् । सिद्धिं च धनधान्ये च ददामि विपुलां प्रजाम् ॥ २९ ॥ इत्युक्त्वांऽतर्दधे देवो विघ्नराजो विनायकः । तद्व्रतं कुरु कृष्ण त्वं ततः सिद्धिमवाप्स्यसि ॥ १३० ॥

ભાદરવા શુદિ ચોથને દિવસે સુવર્ણનો અભાવ હોય તો માટીની સુંદર મૂર્તિ કરી મારી ભાતભાતનાં પુષ્પોવડે પૂજા કરવી; બ્રાહ્મણો જમાડવા; જાગરણ કરવું; ધાન્ય ઉપર છિદ્રરહિત સુંદર ઘડાનું સ્થાપન કરવું;[૧૭–૧૮] યથાશક્તિ સોનાની મારી મૂર્તિ કરી તેને બે વસ્ત્રો ઓઢાડવાં અને તે ઘડાની ઉપર મૂર્તિની સ્થાપના કરી પુષ્પાદિ ઉપચારોથી પૂજા કરી મોદક વગેરેનું નૈવેદ્ય કરવું.[૧૯] ત્યાર બાદ મારી પાસે યથાશક્તિ રોહિણીસહિત તારી રૂપાની મૂર્તિની સ્થાપના કરી પૂજા કરવી. વ્રત કરનાર પુરુષે બ્રહ્મચર્યવ્રત પાળવું, પવિત્રતા રાખવી અને લાલ વસ્ત્રો પહેરવાં. 'शिवप्रियाय नमः' એ મંત્રથી મને વસ્ત્ર આપવું. 'गणाधिपाय नमः' એથી ઉપવસ્ત્ર આપવું.[૨૦–૨૧] 'लम्बोदराय नमः' એથી ચંદન ચઢાવવું. 'सिद्धिप्रदायकाय नमः' એથી પુષ્પો ચઢાવવાં. 'गजमुखाय नमः' એથી ધૂપ કરવો. 'मूषकवाहनाय नमः' એથી દીપ કરવો.[૨૨] 'विघ्ननाशाय नमः' એથી નૈવેદ્ય ધરવું. 'सर्वार्थसिद्धिदाय नमः' એથી ફળો ધરવાં. 'कामरूपाय नमः' એથી તાંબૂલ આપવું. 'धनदाय नमः' એથી દક્ષિણા આપવી.[૨૩] પછી શેરડી તથા લાડુનો નામમંત્રથી હોમ કરવો. ત્યારબાદ વિસર્જન કરવું તેથી સર્વ મનોરથની સિદ્ધિ થાય છે.[૨૪]

એ પ્રકારે વિધિથી ગણેશની પૂજા કરી કથા સાંભળવી; અને 'હે દેવેશ! હે ગણેશ્વર! પ્રસન્ન થાઓ, સર્વ જગોએ સર્વદા સર્વ વિઘ્નોનો નાશ કરો, માન વધારો, રાજ્ય, પુત્ર અને પૌત્ર આપો,' એ મંત્ર ભણી ગાય, ધાન્ય અને વસ્ત્ર સઘળું યથાશક્તિ બ્રાહ્મણને આપી પોતે લાડુ, માલપૂવા વગેરે મીઠું મીઠું મુંગાં મુંગાં જમવું. તેમાં લવણવાળી વસ્તુ ખાવી નહિ.[૨૫–૨૮] હે ચંદ્ર! એ પ્રકારે જે વ્રત કરે છે, તેને હું સર્વદા જય, સિદ્ધિ, ધન, ધાન્ય અને પુષ્કળ પ્રજા આપું છું.[૨૯] એટલું કહી ગણપતિ અંતર્ધાન થઈ ગયા; માટે હે કૃષ્ણ! તમે પણ એ વ્રત કરો, તેથી સિદ્ધિ થશે.[૧૩૦]

नारदेनैवमुक्तश्च व्रतं चक्रे हरिः स्वयम् । मिथ्यापवादं निर्मृज्य ततः कृष्णोऽभवच्छुचिः ॥ ३१ ॥ ये श्रृण्वंति तवाख्यानं स्यमंतकमणीयकम् । चंद्रस्य चरितं सर्वं तेषां दोषो न जायते ॥ ३२ ॥ भाद्रशुक्लचतुर्थ्यां तु क्वचिच्चंद्रस्य दर्शनम् । जातं तत्परिहारार्थं श्रोतव्यं सर्वमेव हि ॥३३॥ यदा यदा मनःकष्टं संदेह उपजायते । तदा तदा च श्रोतव्यमाख्यानं कष्टनाशनम् । एवमुक्त्वा गतो देवो गणेशः कृष्णतोषितः ॥ ३४ ॥ यदा यदा पश्यति कार्यमुत्थितं नारी नरश्चाथ करोति तद्व्रतम् । सिद्ध्यंति कार्याणि मनेप्सितानि किं दुर्लभं विघ्नहरे प्रसन्ने ॥ १३५ ॥ इति श्रीस्कंदपुराणे नंदिकेश्वरसनत्कुमारसंवादे स्यमंतकोपाख्यानं संपूर्णम् ॥

એ પ્રમાણે નારદના કહેવાથી શ્રીકૃષ્ણે પોતે વ્રત કર્યું હતું ને તેથી તેનો મિથ્યાભિશાપ ઉતરી ગયો અને તે નિર્દોષ થયા હતા.[૩૧] હે શ્રીકૃષ્ણ! જે તમારું આ સુંદર આખ્યાન તથા ચંદ્રનું ચરિત્ર સાંભળશે, તેને કોઈ દોષ લાગશે નહિ.[૩૨] જો ભાદરવા સુદ ચોથને દિવસે ચંદ્રદર્શન થઈ જાય તો તેના પરિહાર માટે આ કથા સાંભળવી;[૩૩] અને જ્યારે જ્યારે મનને કષ્ટ આવી પડે ત્યારે ત્યારે આ આખ્યાન સાંભળવું કે જેથી કષ્ટનો નાશ થાય છે. એટલું કહી શ્રીકૃષ્ણની ઉપર પ્રસન્ન થયેલા ગણેશ ત્યાંથી

પધારો.[૩૪] જ્યારે જ્યારે કાંઈ કાર્ય આવે ત્યારે ત્યારે સ્ત્રી અથવા પુરુષ આ વ્રત કરે તો તેના ધારવા પ્રમાણે કાર્ય સિદ્ધ થાય છે; કારણ કે વિઘ્ન હરનાર ગણપતિ પ્રસન્ન થાય ત્યારે શું દુર્લભ છે?[૩૫] એ પ્રમાણે સ્કંદપુરાણમાં સ્યમંતકનું આખ્યાન છે.

## ૫ કપર્દિ–વિનાયકવ્રત

अथ कपर्दिविनायकव्रतम् । श्रावणस्य सिते पक्षे चतुर्थ्यामेकभुग्व्रती । व्रतं कुर्याद्गणेशस्य मासमेकं व्रतं चरेत् । सर्वसिद्धिकरं नृणां सुखं चैव सुरेश्वर ॥ १ ॥ तद्विधिः–तिथ्यादिस्मृत्वा मम चतुर्विधपुरुषार्थसिद्ध्यर्थं कपर्दिगणेशव्रतमहं करिष्ये इति संकल्प्य मूलमन्त्रेण षडंगन्यासं कृत्वा पूजां समारभेत् ॥ २ ॥ तत्रादौ पीठपूजा–ॐ नमो भगवते सकलगुणात्मशक्तियुतानंतयोगपीठाय नमः ॥ ३ ॥ अष्टदलकेसरेषु–ॐ तीव्रायैन० ज्वालिन्यै० नंदायै० भोगदायै० कामरूपिण्यै० उग्रायै० तेजोवत्यै० सत्यायै० । मध्ये–विघ्नविनाशिन्यै० ॥ ४ ॥

શ્રાવણ સુદિ ચોથને દિવસેથી એક વખત ભોજન કરી, એક માસ પર્યંત ગણેશનું વ્રત કરવું. હે સુરેશ્વર ! તે વ્રત કરવાથી સર્વ સિદ્ધિ તથા સુખ પ્રાપ્ત થાય છે.[૧] એ વ્રતનો પ્રકારઃ–પ્રથમ તિથિ, વાર વગેરેનું સ્મરણ કરી, 'મારા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ સિદ્ધ થવા માટે હું કપર્દિ–ગણેશનું વ્રત કરીશ,' એ પ્રકારનો સંકલ્પ કરી, મૂળમંત્રવડે ષડંગન્યાસ કરી, પૂજાનો પ્રારંભ કરવો.[૨] તેમાં પ્રથમ પીઠપૂજા કરવી–'ॐ नमो भगवते' એ મંત્રથી પીઠની પૂજા કરવી.[૩] પછી 'ॐ तीव्रायै नमः ज्वालिन्यै० नंदायै० भोगदायै० कामरूपिण्यै० उग्रायै० तेजोवत्यै० सत्यायै नमः' એ મંત્રોથી કેસરયુક્ત અષ્ટદલ કમલમાં આઠ દેવીઓની પૂજા કરવી. 'विघ्ननाशिन्यै नमः' એ મંત્રથી કમલની વચમાં પૂજા કરવી.[૪]

अथ ध्यानम्–एकदंतं महाकायं लंबोदरं गजाननम् । विघ्ननाशकरं देवं गणेशं प्रणमाम्यहम् ॥ इमां पूजां गृहाणेश कपर्दिगणनायक ॥ इति ध्यात्वा ॥ ५ ॥ आगच्छ देवदेवेश स्थाने चात्र स्थिरो भव । यावद्व्रतं समाप्येत तावत्त्वं सन्निधौ भवेति त्रिवारं पठेत् ॥ ६ ॥ विनायक नमस्तुभ्यमुमामलसमुद्भव । इमां मया कृतां पूजां प्रीत्यर्थं प्रतिगृह्यताम् । सहस्रशीर्षेत्यावाहनम् ॥ ७ ॥ अलंकारसमायुक्तं मुक्तामणिविभूषितम् । स्वर्णसिंहासनं चारु प्रीत्यर्थं प्रतिगृह्यताम् । पुरुषएवेदमित्यासनम् ॥ ८ ॥ गौरीसुत नमस्तेऽस्तु शंकरप्रियकारक । भक्त्या पाद्यं मया दत्तं गृहाण गणनायक । एतावानस्येति पाद्यम् ॥ ९ ॥ व्रतमुद्दिश्य विघ्नेश गंधपुष्पादिसंयुतम् । गृहाणार्घ्यं मया दत्तं सर्वसिद्धिप्रदायक । त्रिपादूर्ध्व इत्यर्घ्यम् ॥१०॥ गणाधिप नमस्तेऽस्तु गौरीसुत गजानन । गृहाणाचमनीयं त्वं सर्वसिद्धिप्रदायक । तस्माद्विराळेत्याचमनीयम् ॥ ११ ॥ अनाथनाथ सर्वज्ञ गीर्वाणपरिपूजित । स्नानं पंचामृतं देव गृहाण गणनायक । आप्यायस्वेति दुग्धम् ॥ १२ ॥ दधिक्राव्णो इति दधि ॥१३॥ घृतं मिमिक्षे इति घृतम् ॥१४॥ मधुवातेति मधु ॥ १५ ॥ स्वादुः पवस्वेति शर्करा । इति पंचामृतस्नानम् ॥ १६ ॥ गंगाजलं समानीतं हेमांभोरुहवासितम् । स्नाने स्वीकुरु विघ्नेश कपर्दिगणनायक । यत्पुरुषेणेति स्नानम् ॥ १७ ॥ हरिद्रक्तद्वयं देव देवांगवसनोपमम् । भक्त्या दत्तं गृहाणेश लंबोदर हरात्मज । तंयज्ञमिति वस्त्रम् ॥ १८ ॥ नानालंकारसंयुक्तं नानारत्नविभूषितम् । अनेकदिव्याभरणं प्रीत्यर्थं प्रतिगृह्यताम् । आभरणानि ॥ १९ ॥ राजतं ब्रह्मसूत्रं च कांचनं चोत्तरीयकम् । भालचंद्र नमस्तुभ्यं गृहाण वरदो भव । तस्माद्यज्ञादिति यज्ञोपवीतम् ॥ २० ॥ कर्पूरकुंकुमैर्युक्तं दिव्यचंदनमुत्तमम् । विलेपनं सुरश्रेष्ठ प्रीत्यर्थं प्रतिगृह्यताम् । तस्माद्यज्ञात्सर्वहुत इति गंधम् ॥ २१ ॥ अक्षतान् धवलान् देव सिद्धगंधर्वपूजित । भक्त्या दत्तान् गृहाणेमान्सर्वसिद्धिप्रदायक । अक्षतान् ॥ २२ ॥ सुगंधीनि च पुष्पाणि ऋद्धिसिद्धिप्रदायक ॥ कपर्दिगणनाथेश मया दत्तानि गृह्यताम् । तस्मादश्वेति पुष्पाणि ॥ २३

'ગણેશ કે જેને એક દાંત છે, મોટું શરીર છે, મોટું પેટ છે, હાથીનું મુખ છે અને જે વિઘ્નો નાશ કરે છે, તેને હું પ્રણામ કરું છું. હે ઈશ ! હે કપર્દિગણનાયક ! આ પૂજાનું આપ ગ્રહણ કરો.' એ પ્રકારે ધ્યાન કરવું.[૫] 'હે દેવના દેવ ! હે ઈશ ! પધારો, આ સ્થાન ઉપર બીરાજો અને જ્યાં સુધી આ કાર્ય સમાપ્ત થાય ત્યાં સુધી આપ મારા સમીપમાં રહો.'[૬] એ મંત્ર ત્રણ વખત ભણી, પછી, 'હે વિનાયક ! હે પાર્વતીના મેલથી ઉત્પન્ન થયેલા ! આપને નમસ્કાર કરું છું. આપ, મેં કરેલી પૂજાનો સ્વીકાર કરો અને પ્રસન્ન થાઓ,' એ મંત્ર તથા 'सहस्रशीर्षा०' એ મંત્રથી આવાહન કરવું.[૭] પછી, 'હે દેવ ! અલંકારસહિત મોતી તથા મણિથી શોભિત સુંદર સોનાના સિંહાસનનું ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ.' એ મંત્ર તથા 'पुरुष एवेदं' એ મંત્રથી આસન આપવું.[૮] પછી 'હે ગૌરીપુત્ર ! હે શંકરનું પ્રિય કરનાર ! હે ગણનાયક ! હું ભક્તિથી પાદ્ય આપું છું તે ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'एतावानस्य०' એ મંત્રથી પાદ્ય આપવું.[૯] 'હે વિઘ્નેશ ! હે સર્વ સિદ્ધિને આપનાર ! વ્રતનિમિત્તે ગંધ તથા પુષ્પાદિ સહિત અર્ઘ્ય, આપને આપું છું તે ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'त्रिपादूर्ध्व०' એ મંત્રથી અર્ઘ્ય આપવો.[૧૦] 'હે ગણાધિપ ! હે ગૌરીસુત ! હે ગજાનન ! હે સર્વસિદ્ધિ આપનાર ! હું આપને નમસ્કાર કરું છું. આચમનીયનું ગ્રહણ કરો,' એ મંત્ર તથા तस्माद्विरा०' એ મંત્રથી આચમન આપવું.[૧૧] 'હે અનાથના

નાથ ! હે સર્વજ્ઞ ! હે દેવ લોકોએ પૂજિત ! હે ગણનાયક ! પંચામૃત સ્નાન માટે ગ્રહણ કરો' એ મંત્ર ભણી 'आप्यायस्व०' એ મંત્રથી પયઃસ્નાન કરાવવું.[૧૨] 'दधिक्राव्णो०' એ મંત્રથી દધિસ્નાન,[૧૩] 'घृतं मिमिक्षे०' એ મંત્રથી ઘૃતસ્નાન,[૧૪] 'मधुवाता०' એ મંત્રથી મધુસ્નાન;[૧૫] 'स्वादुः पवस्व०' એ મંત્રથી શર્કરાસ્નાન એ પ્રમાણે પંચામૃતસ્નાન કરાવવું.[૧૬] 'હે વિઘ્નેશ ! હે કપર્દિગણનાયક ! સુવર્ણસમાન પીળા કમલની સુગંધિવાળું ગંગાજળ તૈયાર છે તે સ્નાન માટે સ્વીકારો.' એ મંત્ર તથા 'यत्पुरुषेण०' એ મંત્રથી સ્નાન કરાવવું.[૧૭] 'હે દેવ ! હે ઈશ ! હે હરપુત્ર ! હે લંબોદર ! દેવનાં વસ્ત્ર જેવાં લીલાં બે વસ્ત્રો આપને ભક્તિથી આપું છું તે ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'तं यज्ञं०' એ મંત્રથી વસ્ત્રો પહેરાવવાં.[૧૮] 'નાના પ્રકારનાં રત્નોથી અતિશોભાયમાન અનેક મનોહર અલંકારોનું ગ્રહણ કરો, અને પ્રસન્ન થાઓ;' એ મંત્રથી અલંકારો પહેરાવવા.[૧૯] રૂપાની જનોઈ અને સોનાનાં ઉત્તરીયનું ગ્રહણ કરો. 'હે ભાલચંદ્ર ! આપને નમસ્કાર કરું છું, મને વર આપો.' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्०' એ મંત્રથી યજ્ઞોપવીત આપવું.[૨૦] 'હે સુરશ્રેષ્ઠ ! કપૂર અને કેસરસહિત ઉત્તમ ચંદનનું ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ,' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुतः०' એ મંત્રથી ચંદન ચઢાવવું.[૨૧] 'હે દેવ ! સિદ્ધ અને ગંધર્વોએ પૂજિત ! હે સર્વસિદ્ધિ આપનાર ! હે ગણપતે ! ભક્તિથી ધોળા અક્ષત આપને આપું છું, તે આપ ગ્રહણ કરો.' એ મંત્રથી અક્ષત ચઢાવવા.[૨૨] 'હે ઋદ્ધિ તથા સિદ્ધિ આપનાર ! હે કપર્દિગણનાથ ! હે ઈશ ! હું આપને સુગંધી પુષ્પો આપું છું, તે ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'तस्मादश्वा०' એ મંત્રથી પુષ્પ ચડાવવાં.[૨૩]

अथांगपूजा—कपर्दिगणनाथाय० पादौ पू०, गणेशाय० जानुनी० पू०, गणनाथाय० ऊरू पू०, गणक्रीडाय० कटी पू०, वक्रतुंडाय० हृदयं पू०, लंबोदराय० कंठं पू०, गजाननाय० स्कंधौ पू०, हेरंबाय० हस्तौ पू, विकटाय० मुखं पू०, विघ्नराजाय० नेत्रे पू०, धूम्रवर्णाय० शिरः पू०, कपर्दिने न० सर्वांगं पू० ॥ २४ ॥ अथावरणपूजा—ईशानाय० अघोराय० तत्पुरुषाय० वामदेवाय० सद्योजाताय० ॥ इति प्रथमावरणम् १ ॥ २५ ॥ वक्रतुंडाय० एकदंताय० महोदराय० गजाननाय० विकटाय० विघ्नराजाय० धूम्रवर्णाय० विनायकाय० इति द्वितीयावरणम् २ ॥ २६ ॥ ब्राह्मयै न० माहेश्वर्यै० कौमार्यै० वैष्णव्यै० वाराह्यै० इंद्राण्यै० चामुंडायै० महालक्ष्म्यै० इति तृतीयावरणम् ३ ॥२७॥ इंद्राय० अग्नये० यमाय० निर्ऋतये० वरुणाय० वायवे० सोमाय० ईशानाय० वरुणनिर्ऋत्योर्मध्ये—अनंताय०, इंद्रेशानयोर्मध्ये ब्रह्मणे० इति चतुर्थावरणम् ४ ॥ २८ ॥ वज्राय० शक्तये० दंडाय० खड्गाय० पाशाय० अंकुशाय० गदायै० त्रिशूलाय० चक्राय० अब्जाय० इति पंचमावरणम् ५ ॥ २९ ॥

અંગપૂજાનો વિધિ—'कपर्दिगणनाथाय नमः' એ મંત્રથી પગની પૂજા કરવી. 'गणेशाय नमः' એ મંત્રથી ગોઠણની પૂજા કરવી. 'गणनाथाय नमः'થી સાથળની, 'गणक्रीडाय०'થી કેડની, 'वक्रतुण्डाय०'થી હૃદયની, 'लम्बोदराय०'થી કણ્ઠની, 'गजाननाय०'થી સ્કન્ધની, 'हेरंबाय०'થી હસ્તની, 'विकटाय०'થી મુખની, 'विघ्नराजाय०'થી નેત્રની, 'धूम्रवर्णाय०'થી મસ્તકની અને 'कपर्दिने नमः' એ મંત્રથી સર્વાંગની પૂજા કરવી.[૨૪] આવરણપૂજા— ૧ 'ईशानाय०' ત્યાંથી લઈ 'सद्योजाताय नम०' ત્યાં સુધી 'नमः' એ પ્રકારનું પદ અંતમાં લગાડી પહેલા આવરણની પૂજા કરવી.[૨૫] તેમ જ ૨ 'वक्रतुण्डाय नमः' ત્યાંથી લઈ 'विनायकाय नमः' ત્યાં સુધી બીજા આવરણની પૂજા કરવી.[૨૬] ૩ 'ब्राह्म्यै नमः' ત્યાંથી લઈ 'महालक्ष्म्यै नमः' ત્યાં સુધી ત્રીજા આવરણની પૂજા કરવી.[૨૭] ૪ 'इन्द्राय नमः' ત્યાંથી લઈ 'ब्रह्मणे नमः' ત્યાં સુધી ચોથા આવરણની પૂજા કરવી.[૨૮] અને ૫ 'वज्राय नमः' ત્યાંથી લઈ 'अब्जाय नमः' ત્યાં સુધી પાંચમા આવરણની પૂજા કરવી.[૨૯]

दशांगं गुग्गुलं धूपं चंदनागुरुसंयुतम् । उमासुत नमस्तुभ्यं गृहाण वरदो भव । यत्पुरुषमिति धूपम् ॥ ३० ॥ गृहाण मंगलं देव घृतवर्तिसमन्वितम् । दीपं ज्ञानप्रदं चारु रुद्रप्रिय नमोऽस्तु ते । ब्राह्मणोस्येति दीपम् ॥३१॥ नैवेद्यं गृह्यतां देव० । चंद्रमामनस इति नैवेद्यम् ॥३२॥ आचमनीयम् ॥३३॥ इदं फलमिति फलम् ॥ ३४ ॥ पूगीफलमिति तांबूलम् ॥३५॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥३६॥ अग्निर्ज्योतीरविर्ज्योतिर्ज्योतिरग्निर्विभावसुः । ज्योतिस्त्वं सर्वदेवानां गणाधिप नमोऽस्तु ते । नीराजनम् ॥ ३७ ॥ यानि कानि च० नाभ्याआसीदिति प्रदक्षिणाः ॥ ३८ ॥ नमोस्त्वनंताय० सप्तास्यासन्निति नमस्कारान् ॥३९॥ गणाधिप नमस्तेऽस्तु नमस्तेऽस्तु गजानन । लंबोदर नमस्तेऽस्तु नमस्ते त्वंबिकासुत ॥ ४० ॥ एकदंत नमस्तेऽस्तु नमस्तेऽस्तु भवप्रिय । स्कंदाग्रज नमस्तेऽस्तु नमस्ते त्वीप्सितप्रद ॥ ४१ ॥ कपर्दिगणनाथेश सर्वसंपत्प्रदायक । यज्ञेन यज्ञमिति मन्त्रपुष्पांजलिम् ॥ ४२ ॥ अथ ब्रह्मचारिपूजा ॥ अकणान्मुष्टिगणितांस्तंडुलान्सवराटकान् । विप्राय बटवे दद्याद्गंधपुष्पार्चिताय च ॥४३॥ तंडुलान्वै ततो दद्यात्पाके चान्ने च शोभनान् । कपर्दिगणनाथोऽसौ प्रीयतां तंडुलैः सदा । कथां श्रुत्वा विधानेन देवमुद्वासयेत्ततः ॥ ४४ ॥ इति कपर्दिगणपतिपूजा ॥

પછી 'હે પાર્વતીપુત્ર ! ગુગળ, ચંદન અને અગુરુચંદનસહિત દશાંગ ધૂપનું ગ્રહણ કરો. આપને નમસ્કાર કરું છું. મને વરદાન આપો.' એ મંત્ર તથા 'यत्पुरुषं' એ મંત્રથી ધૂપ કરવો.[૩૦] 'હે દેવ ! ઘી તથા વાટસહિત જ્ઞાન આપનાર સુંદર મંગલદીપનું ગ્રહણ કરો. હે રુદ્રપ્રિય ! આપને નમસ્કાર કરું છું.' એ મંત્ર તથા 'ब्राह्मणोस्य०'

એ મંત્રથી દીપ દેવો.૩૧ 'नैवेद्यं गृह्यतां देव०' એ મંત્રથી તથા 'चन्द्रमा मनसो०' એ મંત્રથી નૈવેદ્ય સમર્પણ કરવું,૩૨ આચમન આપવું;૩૩ 'इदं फलं०' એ મંત્રથી ફલો ધરવાં;૩૪ 'पूगीफलं०' એ મંત્રથી તાંબૂલ આપવું,૩૫ 'हिरण्यगर्भ०' એ મંત્રથી દક્ષિણા આપવી.૩૬ 'અગ્નિ જ્યોતિરૂપ છે, સૂર્ય જ્યોતિરૂપ છે, વિભાવસુ અગ્નિ જ્યોતિરૂપ છે અને સર્વ દેવના મધ્યમાં આપ જ્યોતિરૂપ છો; હે ગણાધિપ ! આપને નમસ્કાર કરું છું.' એમ ભણીને આરતી કરવી.૩૭ 'यानि कानि०' એ મંત્ર તથા 'नाभ्या आसीदं०' એ મંત્રથી પ્રદક્ષિણા કરવી.૩૮-૩૯ 'नमोस्त्वनन्ताय०' એ મંત્ર તથા 'सप्तास्यासन्०' એ મંત્રથી નમસ્કાર કરવા.૪૦ હે ગણાધિપ ! આપને નમસ્કાર કરું છું. હે ગજાનન ! આપને નમસ્કાર કરું છું. હે લંબોદર ! હે પાર્વતીપુત્ર ! આપને નમસ્કાર કરું છું. હે શિવપ્રિય ! આપને નમસ્કાર કરું છું. હે સ્કંદાગ્રજ ! આપને નમસ્કાર કરું છું ૪૧ હે પ્રચ્છિત આપનાર ! આપને નમસ્કાર કરું છું. હે કપર્દિગણનાથ ! હે ઈશ ! હે સર્વ સંપત્તિ આપનાર ! આપને નમસ્કાર કરું છું, એ મંત્ર તથા 'यज्ञेन यज्ञं०' એ મંત્રથી મંત્રપુષ્પાંજલિ આપવી.૪૨ પછી બ્રહ્મચારીની પૂજા કરવી-ચંદન અને પુષ્પવડે બટુક બ્રાહ્મણની પૂજા કરી, તેને કણકી વિનાના કોડી સહિત મુઠી ચોખા આપવા.૪૩ પછી સુંદર રસોઈ અને તેવા ચોખા આપી 'આ ચોખાથી કપર્દિ-ગણપતિ પ્રસન્ન થાઓ,' એમ કહેવું. ત્યાર બાદ વિધિથી કથા સાંભળી ગણપતિનું વિસર્જન કરવું.૪૪ એ પ્રકારે કપર્દિ-ગણપતિની પૂજા કહેલી છે.

## કપર્દિ-વિનાયકની કથા

### ઉમામહેશ્વરની રમત

अथ कथा ॥ सूत उवाच—कदाचिदुपविष्टश्च पार्वत्या सह शंकरः । इति प्राह प्रियां तां तु किं ब्रूते रतिरस्ति ते ॥ १ ॥ दुरोदरमिषाज्जेतुं वांछितं प्रत्युवाच सा ॥ शिव उवाच—ममापि तस्मिन्स्ताऽस्त्येव त्वया चेहीयते पणः॥२॥ तव किं किमभीष्टं तु दास्यामि परमेश्वरि । लोकत्रयं प्रयच्छस्व किमन्यैर्वचनैस्तथा ॥ ३ ॥ पार्वत्युवाच—यच्छामि पश्चादेतन्मे दातव्यमिति वोच्यते । यदि त्वया तदानीं तु विश्वासो नास्ति मे त्वयि ॥ ४ ॥ वाक्यमेवंविधं श्रुत्वा शर्वः सर्वात्मनांबिके । न विश्वासयितुं केन शक्यते किं पुनर्मम ॥ ५ ॥ सोल्लुंठनेन किं देवि ब्रूतेच्छास्ति तवैव चेत् । पणः प्रकल्प्य क्रियतां पणे तिष्ठाम्यहं सदा ॥ ६ ॥ भावं संचिंत्य पार्वत्याः पणमाकल्प्य यत्नतः । त्रिशूलं त्रिदशान् सर्वान् साक्ष्यर्थं च दुरोदरे ॥ ७ ॥ तस्मिन्कर्मणि तज्जित्वा पणमध्यग्रहीच्छिवा । एवं डमरुकादीनि तान्यन्यान्यजयत्पृथक् ॥ ८ ॥ दीनो भूत्वा महादेवो भवानीमब्रवीदिति । शार्दूलचर्म तन्मध्ये देहि मे गिरिजे शुभे ॥ ९ ॥ पार्वत्युवाच—न चैवं वक्तुमुचितं महादेव पणे गते । पणे जिते न दास्यामि पूर्वमुक्तोऽसि तत्स्मर ॥ १० ॥ अविचिंत्य ब्रवीषि त्वं जगदीश कृपानिधे । इति श्रुत्वा वचो देव्याः कुपितोऽसौ महेश्वरः ॥ ११ ॥ आद्यादवादिनं देवि न करिष्यामि भाषणम् । इत्युक्त्वा च महादेवस्तत्रैवांतरधीयत ॥ १२ ॥

સૂત કહે છે-એક વખતે પાર્વતી અને શંકર બન્ને સાથે બેઠાં હતાં. ત્યારે શંકરે પાર્વતીને કહ્યું કે, હે પ્રિયે ! તમારે જુગટું રમવાની ઇચ્છા છે કે?૧ ત્યારે જુગટું રમી પ્રિય વસ્તુ જિતવા માટે પાર્વતીએ હા પાડી.૨ શંકર કહે છે-હે પરમેશ્વરિ ! મારે પણ રમવાની ઇચ્છા છે, પણ જો તમે કાંઈ કરાર કરો તો રમું. તમારે જે કાંઈ જોઇશે તે હું આપીશ; અથવા વૃથા બકવાદથી શું ફલ છે ? ત્રણ લોકનું પણ ગ્રહણ કરો.૩ પાર્વતી કહે છે-આપ કહો છો કે 'આપવાનું છે તે હું પછી આપીશ.' આપનાં આ વચન ઉપર મને વિશ્વાસ આવતો નથી.૪ એવાં પાર્વતીનાં વચનો સાંભળી, મહાદેવે કહ્યું કે, હે અંબિકે ! વિશ્વાસ ઉત્પન્ન કરવાને બ્રહ્મા પણ સમર્થ નથી, ત્યારે મારી શું શક્તિ !૫ હે દેવિ ! ફોગટ વિતંડાથી શું ફળ છે ? જો ઇચ્છા હોય તો રમો અને કાંઈ પણ કરાર કરો. તમે જે કરાર કરશો તે હું કબૂલ કરીશ.૬ એટલું કહી પાર્વતીના મનનો ભાવ જાણી રમત શરુ કરી, તેમાં ત્રિશૂલનો કરાર કર્યો, અને સર્વ દેવતાઓને સાક્ષી રાખ્યા.૭ ત્યારે તે રમતમાં પાર્વતી જિત્યાં. એટલે તેણે ત્રિશૂલ લઈ લીધું. એ પ્રમાણે ડમરુ વગેરે જે જે મહાદેવે માંડ્યું, તે તે સઘળું પાર્વતીએ જિતી લીધું.૮ છેવટ મહાદેવની પાસે કાંઈ રહ્યું નહીં તેથી લાચાર થઈ પાર્વતીને કહેવા લાગ્યા કે 'હે ગિરિજે ! હે શુભે ! તમે જે લીધું છે, તેમાંથી એક ફક્ત સિંહનું ચર્મ મને આપો.૯ પાર્વતી કહે છે-'હે મહાદેવ ! રમતમાં આપ હારી ગયા છો, તેથી હવે માગવું ઉચિત નથી. તેમ હું આપીશ પણ નહી.' આ વાત મેં આપને પ્રથમ જ કહેલી છે, તેનું સ્મરણ કરો.૧૦ હે જગદીશ ! હે કૃપાનિધિ ! આપ વિચાર્યા વગરનું બોલો છો. એ પ્રકારનું પાર્વતીનું બોલવું સાંભળી મહાદેવ કોપાયમાન થયા અને બોલ્યા.૧૧ 'હે દેવિ ! આજથી બાર દિવસ સુધી તમારી સાથે હું ભાષણ પણ નહીં કરું,' એટલું કહી મહાદેવ ત્યાં જ અદૃશ્ય થઈ ગયા.૧૨

### પાર્વતી વનદેવીઓ પાસેથી વ્રત જાણે છે

रक्ष रक्ष क्व गच्छामि किं जीवनमतः परम् । इति संचिंत्य सा द्रष्टुमुद्यानं प्रत्यपद्यत ॥ १३ ॥ गिरिजा तत्र वनितावृंदं दृष्ट्वाऽब्रवीदिति । किमर्थमागताः सर्वाः किमेतत्क्रियतेऽधुना ॥ १४ ॥ स्त्रिय ऊचुः—कपर्दिगणनाथस्य व्रतं कर्तुमिहागताः । तस्य पूजां विधायादाविदानीं श्रूयते कथा ॥ १५ ॥ पार्वत्युवाच—किमर्थं तद्व्रतं नार्यो युष्माभिः

क्रियते वने । फलमस्य किमस्तीति पार्वती प्राह ताः प्रति ॥ १६ ॥ स्त्रिय ऊचुः—पृच्छ्यते किं त्वया देवि नरैर्नारीभिरंबिके । अभीष्टसिद्धिरस्मात्तु लभ्यते भुवनत्रये ॥ १७ ॥ इति श्रुत्वा वचस्तासां पार्वती प्राह ता भुवि । मत्तः कुपित्वा भगवान् निर्गतस्तु महेश्वरः ॥ १८ ॥ तस्य संदर्शनायैव करिष्ये व्रतमुत्तमम् । व्रतस्यैतस्य किं दानं विधानं कीदृशं मम ॥ १९ ॥ सर्वं विचिंत्य मनसा कथयंतु सुरांगनाः ।

ત્યારે 'હે મહારાજ ! રક્ષણ કરો, હું ક્યાં જાઉં, હવે મારે કેમ જીવવું,' એમ પાર્વતી કહેવા લાગ્યાં. પછી ચિંતામાં ને ચિંતામાં તેને જોવા માટે બગીચામાં ગયાં.[૧૩] ત્યાં કેટલીક સ્ત્રીઓ તેના જોવામાં આવી. ત્યારે પાર્વતીએ તેઓને પૂછ્યું કે, તમે અહીં શા માટે આવી છો ? અને આ શું કરો છો ?[૧૪] સ્ત્રીઓ કહે છે– હે દેવિ ! કપર્દિ-ગણપતિનું વ્રત કરવા માટે અમે અહીં આવ્યાં છીએ. પ્રથમ તેની પૂજા કરી, હવે કથા સાંભળીએ છીએ.[૧૫] પાર્વતી પૂછે છે–હે સ્ત્રીઓ ! તમે તે વ્રત વનમાં શા માટે કરો છો ? અને તે વ્રત કરવાથી શું ફળ થાય છે, તે કહો.[૧૬] સ્ત્રીઓ કહે છે–હે દેવિ ! હે અંબિકે ! આપ શું આ વ્રત બાબત પૂછો છો ? આ વ્રત કરવાથી સ્ત્રી અથવા પુરુષને લોકમાં વાંછિત ફળ મળે છે.[૧૭] એ પ્રકારનું તેઓનું વચન સાંભળી, પાર્વતીએ કહ્યું કે, હે સ્ત્રીઓ ! મારી ઉપર કોપાયમાન થઈ મહાદેવ કોઈપણ જગોએ ચાલ્યા ગયા છે;[૧૮] માટે તે પાછા અહીં આવે અને મને દર્શન થાય, તેટલા માટે હું આ ઉત્તમ વ્રત કરીશ. વાસ્તે આ વ્રતમાં શું દાન કરવું અને તેનો પ્રકાર કેવો છે, તે સઘળું મનમાં વિચારી મને કહો.

स्त्रिय ऊचुः—कालो विधानं दानं च व्रतस्यास्य फलं तथा ॥ २० ॥ तत्सर्वं सावधानेन वक्ष्यामः शृणु पार्वति । पातादिदोषरहिते सच्चतुर्भानुवासरे ॥ २१ ॥ मासे कार्यं व्रतं सम्यक् गणेशार्पितमानसैः । तैलतांबूलभोगादीन् वर्जयित्वा शिवप्रिये ॥ २२ ॥ मंदवारे तु भुञ्जीयादेकवारं मितं यथा । प्रातःकाले शुचिर्भूत्वा स्नानं कुर्याद्विधानतः॥२३॥ वापीकूपतडागेषु नद्यां शुक्लतिलैः सह । संध्यादिकं यथान्यायं सर्वं निर्वर्त्य यत्नतः ॥ २४ ॥ अर्चनागारमासाद्य गोमयेनोपलिप्य च । गोचर्ममात्रं तन्मध्ये कुर्याच्चंदनेन मंडलम् ॥ २५ ॥ तन्मध्येऽष्टदलं पद्मं तन्मध्ये गणनायकम् । पूजयेत्स्वच्छकुसुमैर्हरिद्रामिश्रिताक्षतैः ॥ २६ ॥ गां गीं गूं गैं गौं गश्च न्यासं कृत्वा ततः परम् । मन्त्रेणानेन कुसुमैर्देवमावाह्य निक्षिपेत् ॥ २७ ॥ अथवा गणनाथस्य प्रतिमामथ पूजयेत् । ततस्तद्गतचित्तः सन् ध्यानं कुर्याद्विधानतः ॥ २८ ॥ एकदंतं महाकायं लंबोदरं गजाननम् । विघ्ननाशकरं देवं हेरंबं प्रणमाम्यहम् ॥ २९ ॥ इमां पूजां गृहाणेश कपर्दिगणनायक । आगच्छेति त्रिरुच्चार्य कुर्यादावाहनादिकम् ॥ ३० ॥ पुराणमन्त्रैरथवा वेदमन्त्रैश्च षोडशैः । पूजयेदुपचारैश्च मूलमन्त्रेण पार्वति ॥ ३१ ॥ तत्तत्प्रकाशकैर्मन्त्रैर्गंधपुष्पाक्षतादिभिः । इंद्रादिलोकपालांश्च पूजयेद्देवसन्निधौ ॥ ३२ ॥ लंबोदर नमस्तेऽस्तु नमस्तेऽस्त्वंबिकासुत । एकदंत नमस्तेऽस्तु नमस्तेऽस्त्वीप्सितप्रद ॥ ३३ ॥ कपर्दिगणनाथस्य सर्वसंपत्प्रदायिनः । पूजाप्रकारः कथितस्तवास्माभिः शुचिस्मिते ॥ ३४ ॥

સ્ત્રીઓ કહે છે–હે પાર્વતિ ! આ વ્રત ક્યારે કરવું, કેવી રીતે કરવું. તેમાં શું દાન કરવું, અને તેથી શું ફળ થાય છે, તે સઘળું મનમાં વિચારી અમે કહીએ છીએ તે આપ સાંભળો. જે માસમાં ચાર રવિવાર આવે, તે માસમાં વ્યતીપાત વગેરે દોષરહિત જે દિવસ હોય તે દિવસે આ વ્રત કરવું; ગણેશમાં જ ચિત્ત રાખવું; તેલ, તાંબૂલ તથા ભોગનો ત્યાગ કરવો.[૧૯–૨૨] શનિવારને દિવસે એક વખત પરિમિત ભોજન કરવું. પછી રવિવારને દિવસે પ્રાતઃકાળમાં શુદ્ધ થઈ કૂપ, વાપી, તળાવ અથવા નદીમાં વિધિથી ધોળા તલવડે સ્નાન કરવું. પછી સંધ્યા વગેરે નિત્યકર્મથી નિવૃત્ત થઈ પૂજા કરવાના ઘરમાં આવવું. ત્યાં ગોબરથી ગોચર્મમાત્ર પૃથ્વી લીંપી, તેમાં ચંદનવડે મંડલ કરવું.[૨૩–૨૫] તેમાં અષ્ટદલ કમલ આલેખી તેની વચમાં સુંદર પુષ્પ તથા હલદરવાળા અક્ષતથી ગણેશની પૂજા કરવી.[૨૬] 'गां गीं गूं गैं गौं गः' એ મંત્રવડે ન્યાસ કરી તે જ મંત્રથી આવાહન કરી, પુષ્પવડે ગણપતિની પૂજા કરવી;[૨૭] અથવા ગણપતિની મૂર્તિની પૂજા કરવી. પછી ગણેશમાં જ ચિત્ત રાખી વિધિથી તેનું ધ્યાન કરવું. [૨૮] 'જેને એક દાંત છે, જેનું મોટું શરીર છે, લાંબું પેટ છે, હાથીનું મુખ છે અને જે વિઘ્નોનો નાશ કરનાર છે તે હેરંબ ગણપતિને હું પ્રણામ કરું છું.[૨૯] 'હે કપર્દિગણનાયક ! આ પૂજાનું ગ્રહણ કરો.' એ પ્રકારે ધ્યાન કરી 'आगच्छ आगच्छ आगच्छ' એમ ત્રણ વખત ઉચ્ચારણ કરી આવાહન કરવું.[૩૦] પછી આસન વગેરે આપવું. હે પાર્વતિ ! પુરાણમંત્ર વા વેદમંત્ર તથા મૂલમંત્ર ભણી ષોડશોપચારે પૂજન કરવું.[૩૧] તેમ જ ગણપતિના સમીપમાં તે તે દેવતાઓના મંત્રો ભણી, ગંધ, પુષ્પ અને અક્ષત વગેરેથી ઇંદ્રાદિ લોકપાલોની પૂજા કરવી.[૩૨] પછી 'હે લંબોદર ! હે અંબિકાસુત ! હે એકદંત ! હે ઇચ્છિત ફલ આપનાર ! આપને નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણવો.[૩૩] હે પાર્વતિ ! એ પ્રકારે સર્વ સંપત્તિ આપનાર કપર્દિગણપતિની પૂજાનો પ્રકાર અમે કહી સંભળાવ્યો.[૩૪]

अकणानंजलिमितान् हविष्यव्रीहितंडुलान् । स्वच्छान्यत्नेन संशोध्य चूर्णं कुर्यान्महेश्वरि ॥ ३५ ॥ शिवे तु चूर्णे प्रथमे भानुवारेऽर्धचंद्रवत् । कुर्याद्द्वितीये संपूर्णं चंद्रवटिकाष्टकम् ॥ ३६ ॥ तृतीये पायसान्नं च दध्यन्नं च चतुर्थके । आनीयाष्टाष्टकं सम्यग्देवं संपूज्य भक्तितः

॥ ३७ ॥ कल्पितान्नानि विधिवद्धिर्यंते यानि यानि च । तेषां तेषामष्टमांशं तस्मै सम्यक् समर्पयेत् ॥ ३८ ॥ ततः शुद्धाय बटवे दद्यादेकं वराटकम् । मुष्टया मितांस्तंडुलांश्च भुञ्जीयाद्भागसप्तकम् ॥३९॥ याः कामयंते ये भक्ताः पूजास्ते प्राप्नुवंति हि । इत्यूचुस्ता भवानीं तु स्त्रियो विगतकल्मषाः ॥ ४० ॥ तासां तद्वचनं श्रुत्वा तदानीमकरोद्व्रतम् । तत्र क्षणाच्च विश्वेशः प्रत्यक्षः समजायत ॥४१॥ पार्वत्युवाच–त्रिलोकनाथ देवेश करुणाकर शंकर । दीनामनन्यगतिकां भक्तवत्सल पाहि माम् ॥ ४२ ॥ तुष्टश्च शंकरः प्राह कथमेतत्त्वया कृतम् । पार्वत्युवाच–कपर्दिगणनाथस्य माहात्म्यात्किं न सिध्यति ॥ ४३ ॥

હે મહેશ્વરિ! પૂજા કર્યા પછી કણકી વિનાના સાફ કરેલા સુંદર એક ખોબો ચોખા લઈ તેનો લોટ કરવો.[35] તે લોટ પ્રથમ રવિવારને દિવસે અર્ધચંદ્રાકાર કરવો. બીજા રવિવારને દિવસે યષ્ટિકાષ્ટક સંપૂર્ણ ચંદ્રાકાર કરવું.[36] ત્રીજા રવિવારને દિવસે દૂધપાક, અને ચોથા રવિવારને દિવસે દહીં તથા ભાત કરવા. ભક્તિથી ગણપતિની પૂજા કરી જે જે અન્ન તૈયાર હોય તેમાંથી, આઠમો આઠમો ભાગ કાઢી ગણપતિને ધરવો.[37-38] પછી એક મુઠ્ઠી ચોખામાં એક કોડું નાખી તે શુદ્ધ બટુકને આપવા. પછી નૈવેદ્ય કરતાં જે સાત ભાગ બચ્યા હોય તેનું પોતે ભોજન કરવું.[39] એ પ્રકારે પૂજા કરવાથી મનમાં જે ધારે તે તેને મળે છે, પાપરહિત તે સ્ત્રીઓએ એ પ્રમાણે પાર્વતીને કહ્યું,[40] તે સાંભળી પાર્વતીએ તેજ વખતે તે વ્રત કર્યું, એટલે તે જ વખતે મહાદેવ પ્રકટ થયા.[41] પાર્વતી કહે છે–હે લોકનાથ! હે દેવેશ! હે કરુણાકર! હે શંકર! હે ભક્તિમાં પ્રીતિ રાખનાર! હું કે જેને આપ શિવાય બીજું કોઈ શરણ નથી અને ગરીબ છું, તેનું રક્ષણ કરો.[42] તે સાંભળી મહાદેવ પ્રસન્ન થયા અને કહ્યું કે, 'હે પ્રિયે! આ તમે શું કર્યું? પાર્વતી કહે છે–હે મહારાજ! કપર્દિ–ગણપતિના માહાત્મ્યથી શું સિદ્ધ નથી થતું?[43]

## દેવોને વ્રતફળની પ્રાપ્તિ

सूत उवाच–व्रतस्यैतस्य माहात्म्यं ज्ञातुं वांछितवान्स्वयम् । उद्दिश्यागमनं विष्णोरकरोत्तद्व्रतं शिवः ॥४४॥ तदानीं गरुडारूढः समागत्य तमब्रवीत् । मदागमनिमित्तं च किं कृतं शंकर त्वया ॥ ४५ ॥ ममापि ज्ञापनीयं तदित्युक्तेऽज्ञापयच्छिवः । अथैतदकरोद्विष्णुरुद्दिश्यागमनं विधेः ॥ ४६ ॥ आगतः सन्विधिः शीघ्रं मामाज्ञापय माधव । विष्णुरुवाच–प्रयोजनं नास्ति विधे तवागमनकारणम् ॥ ४७ ॥ एकदंतव्रतं किंचिद्भवत्येव न संशयः । इंद्रागमनमुद्दिश्य तदानीं तेन तत्कृतम् ॥ ४८ ॥ आगत्य सहसा सोऽपि मामाज्ञापय विश्वसृट् । विधिरुवाच–हेरंबव्रतमाहात्म्यं द्रष्टुमेवं कृतं मया ॥ ४९ ॥ ममापि ज्ञापनीयं तदित्युक्ते विधिनोदितम् । विक्रमादित्यमुद्दिश्य वज्री तदकरोच्च सः ॥ ५० ॥ आगतोहं मनुष्यस्त्वामिंद्र मत्तः किमीप्सितम् । कपर्दिहस्तिवदनव्रतमाहात्म्यमीदृशम् ॥ ५१ ॥ इति ज्ञातुं मयाऽभीष्टं तच्छ्रुत्वा तं तदाऽब्रवीत् । विधानं तस्य माहात्म्यं ज्ञापनीयं त्वयेति मे ॥ ५२ ॥

સૂત કહે છે–એ કપર્દિ–ગણપતિના વ્રતનું માહાત્મ્ય જાણી, પાર્વતીને પૂછી મહાદેવે પણ 'વિષ્ણુ અહીં આવો' એવા અભિપ્રાયથી એ વ્રત કર્યું:[44] એટલે તરત જ ગરુડ ઉપર બેસી વિષ્ણુ ત્યાં આવ્યા, અને કહ્યું કે, 'હે શંકર! મને બોલાવવા માટે આપે જે ઉપાય કર્યો હોય, તે મને કહો.[45] ત્યારે મહાદેવે કપર્દિ–ગણપતિનું વ્રત કહી સંભળાવ્યું. પછી બ્રહ્માને બોલાવવા માટે વિષ્ણુએ પણ તે વ્રત કર્યું,[46] એટલે તરત બ્રહ્મા આવી પહોંચ્યા, અને કહ્યું કે, 'હે વિષ્ણુ! મને શા માટે બોલાવ્યો છે!' વિષ્ણુ કહે છે–હે બ્રહ્મન્! આપને બોલાવવાનું કાંઈ પણ પ્રયોજન નથી, પણ કપર્દિ–ગણપતિના વ્રતના મહિમાથી આપને આવવું પડ્યું છે, એમાં સંશય નથી. પછી ઇંદ્રને બોલાવવા માટે બ્રહ્માએ પણ તે વ્રત કર્યું તેથી ઇંદ્ર તરત આવી પહોંચ્યો; અને કહ્યું કે, હે મહારાજ! મને શી આજ્ઞા છે? બ્રહ્મા કહે છે–કપર્દિ–ગણપતિનાં વ્રતનું માહાત્મ્ય જાણવા માટે મેં તમને બોલાવેલા છે.[47-49] પછી 'મને પણ તે વ્રત કહો' એમ ઇંદ્રના કહેવાથી બ્રહ્માએ તે વ્રત કહ્યું. એટલે ઇંદ્રે પણ વિક્રમાદિત્ય રાજાને બોલાવવા માટે તે વ્રત કર્યું.[50] તેથી તે રાજા આવી પહોંચ્યો, અને કહ્યું કે, 'હે ઇંદ્ર! હું મનુષ્ય છું છતાં આપને મારો શો ખપ પડ્યો?' ત્યારે ઇંદ્રે કહ્યું કે, 'કપર્દિ–ગણપતિના વ્રતનો મહિમા કેવો છે, એ જાણવા માટે મેં તેમ કરેલું છે.' ત્યારે 'એ વ્રતનો કેવો પ્રકાર છે? અને તેનું કેવું માહાત્મ્ય છે તે મને કહો.'[51-52]

## વિક્રમરાજાની રાણીની કથા

पप्रच्छ विक्रमादित्य उत्सुकश्च पुरंदरम् । पुरंदरमुखाज्ज्ञात्वा तत्सर्वं स्वपुरीं प्रति ॥ ५३ ॥ आहृत्य प्रययौ राजा पराक्रमपरायणः । कपर्दीशव्रतं कृत्वा महिष्याः पुरतोऽवदत् ॥ ५४ ॥ जेष्यामि सकलान् शत्रून् प्राप्स्यामि च महोन्नतिम् । तस्य व्रतस्य किं दानमिति सा प्राह विक्रमम् ॥ ५५ ॥ प्रत्युवाच क्रियामर्कौ दद्यादेकं वराटकम् । एवं राज्ञो मुखाच्छ्रुत्वा दूषयामास तद्व्रतम् ॥ ५६ ॥ एवं चेत्तन्न कर्तव्यं मद्गेहे यत्र कुत्रचित् । कपर्दिगणनाथेन किं स्यान्मम सुशोभनम् ॥ ५७ ॥ न क्रियते मया नाथ कपर्द्याख्यं तु यद्व्रतम् । इत्यादिदूषणाद्राज्ञ्ञी कुष्ठव्याधिमवाप सा ॥ ५८ ॥ कुष्ठव्याधियुतां पत्नीं दृष्ट्वा राजाऽब्रवीत्तदा । न स्थातव्यं त्वयाऽत्रेति सर्वं राज्यं विनश्यति ॥ ५९ ॥ अर्कस्य वचनं श्रुत्वा ऋष्याश्रममगाच्च सा । परिचर्यावशात्तुष्टास्तस्याः

सर्वे मुनीश्वराः ॥ ६० ॥ निश्चित्य योगमार्गेण सर्वे ताम-ब्रुवन् सतीम् । कपर्दीशव्रताक्षेपाद्दुःखं प्राप्तं त्वया शुभे ॥ ६१ ॥ कुरुष्व तद्व्रतं सम्यक् सर्वं भद्रं भविष्यति । ऋषीणामाज्ञया कृत्वा कपर्दीशव्रतं महत् ॥ ६२ ॥ तदानीं राजमहिषी दिव्यं देहमवाप सा ।

એમ રાજાના કહેવાથી, ઇંદ્રે તે રાજાને સઘળું કહી સંભળાવ્યું. તેથી પરાક્રમી તે રાજાએ પોતાની પુરીમાં આવી તે વ્રત કર્યું; અને પોતાની પટ્ટરાણીને કહ્યું કે,[૫૩–૫૪] આ વ્રતના મહિમાથી હું સર્વ શત્રુઓને જિતી મોટી ઉન્નતિ મેળવીશ. તે સાંભળી રાણીએ પૂછ્યું કે, એ વ્રતમાં દાન શેનું થાય છે?[૫૫] ત્યારે 'કોડાં' નું દાન થાય છે; એમ રાજાએ કહ્યું. એટલે તેની રાણીએ તે વ્રતની નિંદા કરી અને કહ્યું કે, 'જો એમ છે તો તે વ્રત મારા ઘરમાં અથવા બીજે કોઈ ઠેકાણે પણ તમારે કરવું નહિ. કપર્દિ–ગણપતિનું વ્રત કરવાથી મારું શું ભલું થવાનું હતું? હે નાથ! હું તો કપર્દિ–ગણપતિનું વ્રત કરવાની નથી.' એ પ્રમાણે નિંદા કરવાથી તે રાણીને તત્કાલ કોઢ નીકળ્યો;[૫૬–૫૮] તે જોઈ, રાજાએ તેને કહ્યું કે, 'જો તું મારા રાજ્યમાં રહીશ તો મારું સઘળું રાજ્ય નષ્ટ થશે માટે મારા રાજ્યમાં તારે રહેવું નહીં.'[૫૯] એ પ્રકારનું વિક્રમાદિત્ય રાજાનું કહેવું સાંભળી તે રાણી, ઋષિઓના આશ્રમમાં ચાલી ગઈ, અને ત્યાં જઈ ઋષિઓની સેવા કરવા લાગી. તેથી તેની ઉપર સર્વ ઋષિઓ પ્રસન્ન થયા અને યોગદૃષ્ટિથી જોઈ તેમણે કહ્યું કે, 'હે સતિ! તેં કપર્દિ–ગણપતિવ્રતની નિંદા કરેલી છે માટે તારી આ દશા થયેલી છે.[૬૦–૬૧] માટે હવે તું કપર્દિ–ગણપતિનું વ્રત કર, કે જેથી તારું સર્વ દુઃખ દૂર થાય.' એ પ્રકારનાં ઋષિઓનાં વચનો સાંભળી, તે રાણીએ કપર્દિ–ગણપતિનું વ્રત કર્યું, તેથી તેના દેહની કાંતિ ઘણી દિવ્ય થઈ ગઈ.[૬૨]

## વ્રત કરવાથી બ્રાહ્મણને દિવાનગિરી મળી

अस्मिन्नंतरिते काले भवान्या सह शंकरः ॥ ६३ ॥ द्रष्टुं ययौ वृषारूढो भुवनानि चतुर्दश । मध्येमार्गं द्विजेंद्रस्य रोदनं भववल्लभा ॥ ६४ ॥ श्रुत्वा ब्राह्मण मारोदीः किमर्थं तव रोदनम् । ब्राह्मण उवाच–न किमप्यस्ति मे दुःखं दारिद्र्यादेव केवलात् ॥ ६५ ॥ देव्युवाच–दुःखं चेत्तव विप्रेंद्र कपर्दीशव्रतं कुरु । ब्राह्मण उवाच–एतत् कर्तुं व्रतं देवि सामर्थ्यं नास्ति मेऽधुना ॥ ६६ ॥ देव्युवाच–विक्रमार्कपुरे सर्वे वैश्यौ दास्यति तत्कुरु । कपर्दीशव्रतेनैव मन्त्रित्वं प्राप्स्यसि ध्रुवम् ॥ ६७ ॥ दारिद्र्यमोचनं सम्यग्भविष्यति न संशयः ।

એક વખતે પોઠીયા ઉપર બેસી મહાદેવ પાર્વતીની સાથે ચઉદ ભુવન જોવા નીકળ્યા હતા. રસ્તામાં જતાં જતાં કોઈ બ્રાહ્મણ રડતો નજરે પડ્યો. ત્યારે પાર્વતીએ કહ્યું કે, હે મહારાજ! તમે રડો નહિ અને મને રડવાનું કારણ કહો. બ્રાહ્મણ–હે દેવિ! મને દરિદ્રતાનું મોટું દુઃખ છે, તે શિવાય બીજું કાંઈ પણ દુઃખ નથી.[૬૩–૬૫] પાર્વતી–હે મહારાજ! જો તમને દરિદ્રતાનું દુઃખ હોય તો કપર્દિ–ગણપતિનું વ્રત કરો. બ્રાહ્મણ–હે દેવિ! એ વ્રત કરવા માટે હાલ મારી પાસે કાંઈ પણ દ્રવ્ય નથી.[૬૬] દેવી–હે મહારાજ! તું વિક્રમાદિત્ય રાજાના શહેરમાં જા. ત્યાં તુંને જે જોઈશે તે સઘળું એક વાણીઓ આપશે. તે લઇ તું તે વ્રત કરજે કે, જેથી તને વિક્રમાદિત્યની દિવાનગિરી મળશે, ને તારું દારિદ્રય ચૂરો થઈ જશે, એમાં સંશય નથી.

सूत उवाच–गृहं प्रति समागम्य गृहीत्वा तंडुलान् द्विजः ॥ ६८ ॥ वैश्याद्गृहीत्वा तत्सर्वं तदानीमकरोद्व्रतम् । तस्मिन्नर्कपुरे विप्रस्तन्मन्त्रित्वमवाप सः ॥ ६९ ॥ आज्ञापयत्कपर्दीशव्रतं वैश्यस्य तत्क्षणात् । अकरोत्सुतायाश्च विक्रमः पतिरस्त्विति ॥ ७० ॥ व्रतप्रभावादादित्य उपयेमे विशः सुताम् । अनेनैव विवाहेन परां प्रीतिमवाप सा ॥ ७१ ॥ एवमंतरिते काले मृगयार्थं प्रविश्य सः । गहनं क्षुत्तृषार्त्तः सन्ययौ मुनिवराश्रमम् ॥ ७२ ॥ उपचारैः श्रमं नीत्वा तेषामर्को मनोरमाम् । रमणीयाश्रमे तस्मिन्दर्शयामास विक्रमः ॥ ७३ ॥ इत्यपृच्छन्मुनीन्सर्वान्दिातव्यैषा ममांगना । तवेयं महिषीत्युक्त्वा ते तां तस्मै समार्पयन् ॥ ७४ ॥ समं महिष्या स्वपुरीं दिव्यनारीनरैर्युताम् । हृष्टः सन्विक्रमादित्यः संभ्रमात्प्राप भूपतिः ॥ ७५ ॥ कपर्दिगणनाथस्य व्रतं कृत्वा स्त्रिया सह । अजयद्विक्रमादित्यः सकलं शत्रुमंडलम् ॥ ७६ ॥ गणनाथव्रतेनैव पुत्रपौत्रयुतश्च सः । धनधान्यादिसंपद्भिः सुखेन न्यवसद्भुवि ॥ ७७ ॥ एतद्व्रतं ये कुर्वंति याश्च कल्पविधानतः । चतुरः पुरुषार्थांश्च ते ताश्च प्राप्नुवंति हि ॥ ७८ ॥ हयमेधस्य विघ्ने तु संजाते सगरः पुरा । इदमेव व्रतं कृत्वा पुनरश्वं स लब्धवान् ॥ ७९ ॥ इमां कथां पंचवारं प्रथमे भाद्रवासरे । द्वितीये च तृतीये च षड्वारं शृणुयाद्व्रती ॥ ८० ॥ इति श्रीस्कंदपुराणे कपर्दिविनायकव्रतकथा समाप्ता ॥

સૂત કહે છે–પછી તે બ્રાહ્મણે ઘેર આવી, વાણીઆની પાસેથી જોઇતી સામગ્રી લઈ, કપર્દિ–ગણપતિનું વ્રત કર્યું, તેથી તેને વિક્રમાદિત્યના શહેરમાં દિવાનગીરી મળી.[૬૭–૬૯] પણ તે બ્રાહ્મણે તત્કાલ પહેલા વાણીયાને તે વ્રત કહ્યું, તેથી તે વાણીઆએ 'વિક્રમાદિત્ય મારી પુત્રીનો પતિ થાય' એવી ઇચ્છાથી તે વ્રત કર્યું.[૭૦] તેના પ્રભાવથી રાજા તે વાણીઆની પુત્રીને પરણ્યો. એ વિવાહથી વાણીઆની પુત્રી બહુ પ્રસન્ન થઈ.[૭૧] એ પ્રકારે ઘણો વખત ગયા પછી રાજા એક દિવસે ઘોર વનમાં શિકાર કરવા નીકળી ગયો. ત્યાં તેને ભૂખ અને તૃષા લાગી તેથી તે મુનિઓના ઉત્તમ આશ્રમમાં ગયો.[૭૨] એટલે મુનિઓએ તેનો સારી રીતે સત્કાર કર્યો, જેથી

રાજાનો શ્રમ દૂર થયો. પછી રાજા સુખથી બેઠો હતો તેટલામાં પરમ રૂપવતી પોતાની રાણી તેના જોવામાં આવી. ત્યારે તેણે ઋષિઓને કહ્યું કે 'આ તો મારી રાણી છે માટે મને આપો.' ત્યારે, 'આ તમારી જ પટરાણી છે,' એમ કહી ઋષિઓએ તેને સ્વાધીન કરી.[૭૩–૭૪] તેને લઈ રાજા હર્ષથી જલદી જલદી પોતાની પુરીમાં આવ્યો.[૭૫] પછી તે રાણી તથા રાજાએ કપર્દિ-ગણપતિનું વ્રત કર્યું. તેના પ્રભાવથી વિક્રમાદિત્યે સર્વ શત્રુઓને જિતી લીધા,[૭૬] અને પુત્ર, પૌત્ર, ધન, ધાન્ય અને સંપત્તિની વૃદ્ધિ થઈ, જેથી એ રાજાએ પૃથ્વીમાં સુખથી રાજ્ય કર્યું હતું.[૭૭] જે સ્ત્રી અથવા પુરુષ વિધિથી આ વ્રત કરે છે, તેને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થો સિદ્ધ થાય છે.[૭૮] અશ્વમેધ યજ્ઞ કરતાં સગર રાજાનો ઘોડો જ્યારે હરાઈ ગયો અને વિઘ્ન આવી પડ્યું ત્યારે આ કપર્દિ–ગણપતિનું વ્રત કરવાથી ઘોડો પાછો મળ્યો હતો.[૭૯] પહેલા રવિવારને દિવસે વ્રત કરનારે પાંચ વખત આ કથા સાંભળવી; અને બીજા તથા ત્રીજા રવિવારને દિવસે ૭ વખત કથા સાંભળવી, એવો વિધિ છે.[૮૦] એ પ્રમાણે સ્કંદપુરાણમાં કપર્દિ–ગણપતિની કથા કહેલી છે.

## દશરથલલિતાવ્રત

अथाश्विनकृष्णचतुर्थ्यां दशरथललिताव्रतम् ॥ तच्च पौर्णिमांतमानेन कार्तिकवद्यचतुर्थ्यां कार्यम् ॥ देशकालौ संकीर्त्य मम पुत्रपौत्रादिसकलकामनासिद्ध्यर्थं दशरथललिताप्रीत्यर्थं यथामिलितोपचारैः पूजनमहं करिष्ये ॥ इति संकल्प्य कलशाराधनादि कृत्वा ॥ आगच्छ ललिते देवि सर्वसंपत्प्रदायिनि । यावत्पूजां करिष्यामि तावत्त्वं सन्निधौ भव । आवाहनम् ॥ १ ॥

હવે આશો વદિ ચોથને દિવસે દશરથલલિતાવ્રત કરવાનું કહેલું છે. જે દેશમાં *પૂર્ણિમાંત માસો ચાલતા હોય, તે દેશમાં કાર્તિક વદિ ચોથને દિવસે એ વ્રત કરવું. પ્રથમ દેશ તથા કાલનું ઉચ્ચારણ કરી, 'પુત્ર, પૌત્ર વગેરે સર્વ કામના સિદ્ધ થવા માટે અને દશરથલલિતાદેવીની પ્રીતિમાટે યથાશક્તિ ઉપચારવડે પૂજન કરીશ.' એવો સંકલ્પ કરી, કલશસ્થાપના વગેરે કરવું, 'હે લલિતે! હે દેવિ! હે સર્વ સમ્પત્તિ આપનાર! આપ પધારો અને હું જ્યાં સુધી પૂજા કરું ત્યાં સુધી આંહી મારા સમીપમાં જ બીરાજો,' એ મંત્ર ભણી આવાહન કરવું.[૧]

नीलकौशेयवसनां हेमाभां कमलासनाम् । भक्तानां वरदां नित्यं ललितां चिंतयाम्यहम् । ध्यायामि ॥ २ ॥ कार्तस्वरमये दिव्ये नानामणिसमन्विते । अनेकरत्नसंयुक्ते आसने संविशस्व भोः । आसनम् ॥ ३ ॥ गंगादिसर्वतीर्थेभ्यो मया प्रार्थनयाहृतम् । तोयमेतत्सुखस्पर्शं पाद्यार्थं प्रतिगृह्यताम् । पाद्यम् ॥ ४ ॥ दक्षस्य दुहितः साध्वि रोहिणी नाम विश्रुते । पुत्रसंपत्तिकार्यार्थं गृहाणार्घ्यं नमोऽस्तु ते । अर्घ्यम् ॥ ५ ॥ पाटलोशीरकर्पूरसुरभिस्वादुशीतलम् । तोयमाचमनीयार्थं शिशिरं प्रतिगृह्यताम् । आचमनीयम् ॥६ ॥ पयोदधिघृतमधुशर्करासंयुतेन च । पंचामृतेन स्नपनात्प्रीयतां परमेश्वरी । पंचामृतस्नानम् ॥ ७ ॥ मंदाकिन्याः समानीतं हेमांभोरुहवासितम् । स्नानाय ते मया दत्तं नीरं स्वीक्रियतां शिवे । स्नानम् ॥ ८ ॥ सर्वसत्वाधिके सौम्ये लोकलज्जानिवारणे । मयोपपादिते तुभ्यं वाससी प्रतिगृह्यताम् । वस्त्रम् ॥ ९ ॥ मलयाचलसंभूतं घनसारमनोहरम् । हृदयानंदनं चारुचंदनं प्रतिगृह्यताम् । चंदनम् ॥१०॥ हरिद्रां कुंकुमं चैव सिंदूरं कज्जलान्वितम् । सौभाग्यद्रव्यसंयुक्तं गृहाण परमेश्वरि । सौभाग्यद्रव्यम् ॥ ११ ॥ माल्यादीनि सुगंधीनि मालत्यादीनि यानि तु । मयाहृतानि पुष्पाणि पूजार्थं प्रतिगृह्यताम् । पुष्पाणि ॥१२॥

'લલિતાદેવી કે જેણે શ્યામ સુંદર વસ્ત્રો પહેર્યાં છે, જેની સુવર્ણના જેવી કાંતિ છે, જેને કમલનું આસન છે અને જે ભક્તોને વર આપનારાં છે, તેનું ધ્યાન કરું છું,' એ મંત્રથી ધ્યાન કરવું.[૨] 'હે દેવિ! અનેક મણિ તથા રત્નોથી જડેલાં સુંદર સોનાના આસન ઉપર બીરાજો.' એ મંત્રથી આસન આપવું.[૩] 'હે દેવિ! ગંગા વગેરે સર્વ તીર્થોનું જલ કે જેનો સ્પર્શ સુખકારક છે. તે મેં પ્રાર્થનાવડે આણેલ છે તેનું પાદ્ય માટે ગ્રહણ કરો,' એ મંત્રથી પાદ્ય આપવું.[૪] 'હે દક્ષપુત્રિ! હે સાધ્વિ! હે રોહિણી નામથી પ્રસિદ્ધ! આપને નમસ્કાર કરું છું, અર્ઘ્યનું ગ્રહણ કરો, અને પુત્ર તથા સંપત્તિ આપો,' એ મંત્રથી અર્ઘ્ય આપવો.[૫] 'પાટલા, વાળો અને કપૂરની સુગંધીવાળું, સ્વાદુ, શીતલ જલ આચમન માટે ગ્રહણ કરો,' એ મંત્રથી આચમન આપવું.[૬] 'હે પરમેશ્વરિ! પંચામૃત કે જેમાં દૂધ, દહીં, ઘી, મધ અને સાકર છે તેથી આપ સ્નાન કરો અને પ્રસન્ન થાઓ,' એ મંત્રથી પંચામૃત સ્નાન કરાવવું.[૭] 'હે શિવે! ગંગાજલ કે જે સુવર્ણના કમલની સુગંધીવાળું છે તે આપને સ્નાન માટે આપું છું તેનો સ્વીકાર કરો,' એ મંત્રથી સ્નાન કરાવવું.[૮] 'હે દેવિ! એ વસ્ત્રો કે જે સુંદર છે અને લોકલજ્જાનું નિવારણ કરનારાં છે, તે આપને આપું છું ગ્રહણ કરો,' એ મંત્રથી વસ્ત્રો પહેરાવવાં.[૯] 'હે દેવિ! ચંદન કે જે મલયપર્વતમાં ઉત્પન્ન થયું છે, કપૂરની સુગંધિવાળું છે, હૃદયને આનંદ આપનાર છે અને સુંદર છે તેનું ગ્રહણ કરો,' એ મંત્રથી ચન્દન ચઢાવવું.[૧૦] 'હે પરમેશ્વરિ! સૌભાગ્ય દ્રવ્યસહિત હરિદ્રા, કંકુ, સિંદૂર અને કાજળનું ગ્રહણ કરો,' એમ કહી સૌભાગ્યદ્રવ્ય આપવું.[૧૧] 'હે દેવિ! માલતી વગેરેનાં સુગંધિ પુષ્પો કે જે હું આપને

* ગુજરાત તથા દક્ષિણ વગેરે દેશોમાં અમાંત એટલે અમાવાસ્યાને દિવસે માસો પૂરા થાય છે અને મધ્ય તથા પૂર્વ વગેરે દેશોમાં પૂર્ણિમાંત એટલે પૂર્ણિમાને દિવસે માસો પૂરા થાય છે.

પૂજા માટે આપું છું તે ગ્રહણ કરો,' એમ બોલી પુષ્પો ચઢાવવાં.[૧૨]

**અથાંગપૂજા**—दशांगललितायै० पादौ पू०, भवान्यै० गुल्फौ पू०, सिद्धेश्वर्यै० जंघे पू०, भद्रकाल्यै० जानुनी पू०, श्रियै न० ऊरू पू०, विश्वरूपिण्यै० कटिं पू०, देव्यै न० नाभिं पू०, वरदायै० कुक्षिं पू०, शिवायै० हृदयं पू०, वागीश्वर्यै० स्कंधौ पू०, महादेव्यै० बाहू पू०, भद्रायै० करौ पू०, पद्मिन्यै० कंठं पू०, सरस्वत्यै० मुखं पू०, कमलासनायै० नासिकां पू०, महिषमर्दिन्यै० नेत्रे पू०, लक्ष्म्यै० कर्णौ पू०, भवान्यै० ललाटं पू०, विंध्यवासिन्यै० शिरः पू०, सिंहवाहिन्यै० सर्वांगं पू० ॥ १३ ॥

અંગપૂજા–'दशांगललितायै नमः' એ મંત્રથી પગની પૂજા કરવી. 'भवान्यै नमः'થી ઘુંટીની, 'सिद्धेश्वर्यै नमः'થી પીંડીની, 'भद्रकाल्यै नमः'થી ગોઠણની, 'श्रियै नमः'થી સાથળની, 'विश्वरूपिण्यै नमः'થી કેડની, 'देव्यै नमः'થી નાભિની, 'वरदायै नमः'થી પેટની, 'शिवायै नमः'થી હૃદયની, 'वागीश्वर्यै नमः'થી સ્કંધની, 'महादेव्यै नमः'થી બાહુની, 'भद्रायै नमः'થી હાથની, 'पद्मिन्यै नमः'થી કપટની, 'सरस्वत्यै नमः'થી મુખની, 'कमलासनायै नमः'થી નાકની, 'महिषमर्दिन्यै नमः'થી નેત્રની, 'लक्ष्म्यै नमः'થી કર્ણની, 'भवान्यै नमः'થી લલાટની, 'विन्ध्यवासिन्यै नमः'થી મસ્તકની અને 'सिंहवाहिन्यै नमः' એ મંત્રથી સર્વાંગની પૂજા કરવી.[૧૩]

**वनस्पतिरसोद्भूतो गंधाढ्यश्च मनोहरः । आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् । धूपम् ॥ १४ ॥ साज्यं च वर्तिसंयुक्तं० दीपम् ॥ १५ ॥ नैवेद्यं गृह्यतां० नैवेद्यम् ॥ १६ ॥ मध्ये पानीयम् ॥ १७ ॥ इदं फलमिति फलम् ॥ १८ ॥ पूगीफलं मह० तांबूलम्० ॥ १९ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ २० ॥ कर्पूरगौरं० नीराजनम्० ॥ २१ ॥ नमो देव्यै महादेव्यै० मन्त्रपुष्पम् ॥ २२ ॥ यानि कानि च पापानि० प्रदक्षिणाम् ॥ २३ ॥ अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम । तस्मात्कारुण्यभावेन रक्ष मां परमेश्वरि॥२४॥दशरथललिता भक्त्या नित्यमाराधिता मया । पुत्रकामनया देवि सर्वान्कामान्प्रयच्छतु । प्रार्थना ॥ २५ ॥ दशरथललिता देव्या व्रतसंपूर्तिहेतवे । वायनं द्विजवर्याय सहिरण्यं ददाम्यहम् । वायनम् ॥ २६ ॥ सवाहना शक्तियुता वरदा पूजिता मया ममानुग्रहं कुर्वाणा गच्छ त्वं निजमंदिरम् । विसर्जनम् ॥ २७ ॥**

હે દેવિ ! સુંદર, સુગંધિ ધૂપ કે જે વનસ્પતિના રસથી ઉત્પન્ન થયેલો અને સર્વ દેવને સુંઘવા યોગ્ય છે તેનું ગ્રહણ કરો.[૧૪] 'साज्यं च वर्तिसंयुक्तं' એ મંત્રથી દીપક ધરવો.[૧૫] 'नैवेद्यं गृह्यतां०' એ મંત્રથી નૈવેદ્ય[૧૬] તથા જલ ધરવું.[૧૭] 'इदं फलं०' એ મંત્રથી ફલ,[૧૮] 'पूगीफलं महत्०' એ મંત્રથી તાંબૂલ,[૧૯] 'हिरण्यगर्भः' એ મંત્રથી દક્ષિણા,[૨૦] 'कर्पूरगौरं०' એ મંત્રથી નીરાજન,[૨૧] 'नमो देव्यै महादेव्यै०' એ મંત્રથી મંત્રપુષ્પાંજલિ,[૨૨] 'यानि कानि च पापानि०' એ મંત્રથી પ્રદક્ષિણા[૨૩] અને 'હે પરમેશ્વરિ ! આપ જ મારું શરણ છો, બીજું કોઈ મારું શરણ નથી માટે કૃપાથી મારું રક્ષણ કરો. દશરથલલિતા દેવી કે જેની હું પુત્રની ઇચ્છાથી આરાધના કરું છું તે દેવી મારી સઘળી કામના પૂર્ણ કરો' એ મંત્રોથી પ્રાર્થના કરવી.[૨૪–૨૫] 'દશરથલલિતા દેવીનું વ્રત સંપૂર્ણ થવા માટે હું ઉત્તમ બ્રાહ્મણને સોનાસહિત વાયન આપું છું', એ મંત્રથી વાયન આપવું.[૨૬] હે દેવિ ! આપ કે જે વરને આપનાર છો તેની તથા આપના વાહનની તથા આપની શક્તિની મેં પૂજા કરેલી છે, માટે મારી ઉપર અનુગ્રહ કરી આપ આપને સ્થાને પધારો, એ પ્રકારે વિસર્જન કરવું.[૨૭]

## દશરથલલિતાવ્રતની કથા

**अथ कथा ॥ सूत उवाच–अरण्ये वर्तमानास्ते पांडवा दुःखकर्शिताः । कृष्णं दृष्ट्वा महात्मानं प्रणिपत्य यथाक्रमम् ॥ १ ॥ युधिष्ठिर उवाच–देवदेव जगन्नाथ लक्ष्मीप्रिय जनार्दन । कथयस्व सुरश्रेष्ठ दशांगललिताव्रतम् ॥ २ ॥ कथमेषा समुत्पन्ना केनादौ पूजिता भुवि । पूजनात्किंफलावाप्तिः कथयस्व सुरेश्वर ॥ ३ ॥**

સૂત કહે છે–પાંડવો કે જે વનમાં રહેતા હતા અને જે દુઃખથી દુર્બળ થઇ ગયા હતા, તેઓએ મહાત્મા શ્રીકૃષ્ણને જોઈ ક્રમથી પ્રણામ કર્યા.[૧] યુધિષ્ઠિર પૂછે છે–હે દેવના દેવ ! હે જગન્નાથ ! હે લક્ષ્મીપતે ! હે સુરશ્રેષ્ઠ ! દશરથલલિતા દેવીનું વ્રત કહો.[૨] હે સુરેશ્વર ! એ દેવી કેમ ઉત્પન્ન થઇ ? પૃથ્વીમાં તેની પ્રથમ પૂજા કોણે કરી ? અને પૂજા કરવાથી શું ફળ મળે છે ? તે સઘળું કહો.[૩]

**श्रीकृष्ण उवाच–पुरा त्रेतायुगे पार्थ राजा दशरथो महान् । तस्य भार्या तु कौसल्या अपुत्रा सा पतिव्रता ॥ ४ ॥ अथाजगाम कस्मिंश्चिदृष्यशृंग ऋषीश्वरः । स्वागतं च कृतं राज्ञा सोपविष्टो वरासने ॥ ५ ॥ तेन राज्ञा मुनिश्रेष्ठः स्तोत्रैश्च बहुतोषितः । तस्य भक्त्या तु संतुष्ट ऋषिर्वचनमब्रवीत् ॥ ६ ॥ ऋषिरुवाच ॥ तुष्टोऽहं तव राजेंद्र कौसल्याभार्यया सह । ब्रूहि त्वं च महाभाग किं प्रियं ते करोम्यहम् ॥ ७ ॥ दशरथ उवाच–यदि तुष्टोऽसि मे विप्र अपुत्रोऽहमृषीश्वर । तीर्थं वा व्रतमेकं वा तद्वदस्व मुनीश्वर ॥ ८ ॥**

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! પૂર્વે ત્રેતાયુગમાં દશરથ નામનો મોટો રાજા હતો. તેને કૌસલ્યા નામની સ્ત્રી હતી. તે પતિવ્રતા હતી પણ તેને એકે પુત્ર ન હતો.[૪] એક દિવસે દશરથ રાજાને ત્યાં ઋષીશ્વર ઋષ્યશૃંગ આવી ચડ્યા. તેને આસન ઉપર બેસાડી રાજાએ આગતાસ્વાગતા કરી અને સ્તુતિ કરી. એ પ્રકારની રાજાની ભક્તિ જોઇ ઋષિરાજ પ્રસન્ન થયા અને કહેવા

લાગ્યા.[૫-૬] ઋષ્યશૃંગ કહે છે-હે રાજેન્દ્ર ! તમારી તથા કૌસલ્યાની ભક્તિ જોઈ હું પ્રસન્ન થયો છું, માટે હે મહાભાગ ! જે પ્રિય હોય તે કહો. હું આપવા તૈયાર છું.[૭] દશરથ કહે છે-'હે મહારાજ ! હે મુનિરાજ ! મને એક પણ પુત્ર નથી માટે જો આપ પ્રસન્ન થયા હો તો તીર્થ વા વ્રત બતાવો કે જે કરવાથી પુત્ર થાય.'[૮]

मुनिरुवाच-श्रृणु राजन्नवहितो व्रतमेकं ब्रवीमि ते। पुत्रकामव्रतं श्रेष्ठं कृतं राजन्सुरासुरैः ॥ ९ ॥ रोहिणीनाम चंद्रस्य भार्या परमवल्लभा। सा चैव ललितानाम्नी रोहिणीति नराधिप ॥ १० ॥ आश्विनस्यासिते पक्षे दशम्यादिप्रपूजयेत्। दशम्यादिचतुर्थ्यंतं दिग्दिनानि व्रतं चरेत्॥११॥ आश्विनस्यासिते पक्षे चतुर्थ्यां तु विशेषतः। स्नात्वा सायंतने काले पूजयेद्भक्तिभावतः ॥ १२ ॥ कूष्मांडैर्मातुलिंगाद्यैर्जातीपुष्पैः सुगंधिभिः। गंधपुष्पैस्तथा धूपैर्नैवेद्यैर्दशमोदकैः ॥१३॥ अर्घ्यं दद्याच्च देव्यग्रे पूजयित्वा क्षमापयेत्। ततो मंगलवाद्यैश्च गायनैश्च प्रतोषयेत् ॥ १४ ॥ चंद्रोदये च संप्राप्ते त्वर्घ्यं दद्याद्युधिष्ठिर। शंखे तोयं समादाय सपुष्पाक्षतचंदनम् ॥ १५ ॥ जानुभ्यामवनीं नत्वा चंद्रायार्घ्यं निवेदयेत्। पंचरत्नसमायुक्तं दशपुष्पैः समन्वितम् ॥१६॥ अक्षतैश्च समायुक्तं चंद्रायार्घ्यं निवेदयेत्। दशरथललिते देवि दशपुष्पं दशांजलिम् ॥ १७ ॥ सुधाकरेण सहिते गृहाणार्घ्यं नमोऽस्तु ते। दशरथललिताभक्त्या नित्यमाराधिता मया ॥१८॥ पुत्रकामनया देवी सर्वान्कामान्प्रयच्छतु। दश संख्याश्च करकाः शीतोदकसमन्विताः ॥१९॥ वर्षे वर्षे प्रदातव्या ब्राह्मणेभ्यः प्रयत्नतः। इत्थं प्रपूजयेद्देवीं दश वर्षाणि यत्नतः ॥२०॥ नारी नरो वा राजेंद्र व्रतमेतत्करोति वै। यं यं चिंतयते कामं व्रतस्यास्य प्रभावतः। पुत्रं पौत्रं धनं धान्यं लभते नात्र संशयः ॥ २१ ॥ इति भविष्योत्तरपुराणे दशरथललिताव्रतकथा संपूर्णा ॥

ઋષિ કહે છે-હે રાજન્ ! એક વ્રત કે જે પુત્રની ઇચ્છા પૂરી પાડનાર છે અને દેવો તથા દૈત્યો પણ જે વ્રત કરે છે તે વ્રત કહું છું, તે સાવધાન થઈ સાંભળો.[૯] હે રાજન્ ! રોહિણી કે જે ચંદ્રની અતિ પ્રિય સ્ત્રી છે, તેનું જ નામ લલિતા છે.[૧૦] આસો માસના કૃષ્ણ પક્ષમાં દશમીથી આરંભી ચોથ પર્યંત એટલે દશ દિવસ સુધી લલિતા દેવીનું વ્રત કરવું અને પૂજા કરવી.[૧૧] આસો વદિ ચોથને દિવસે સાયંકાલે સ્નાન કરી ભક્તિભાવથી વિશેષ પૂજા કરવી.[૧૨] તેમાં કોળું તથા બીજોરાં વગેરે ફલથી, જુઇ વગેરેનાં સુગંધિ પુષ્પો, ધૂપ અને દશ લાડુઓના નૈવેદ્યથી પૂજા કરવી.[૧૩] દેવીની પાસે અર્ઘ્ય આપી પૂજા કરી ક્ષમા માગવી. પછી સુંદર વાજાં વગડાવી તથા મંગલ ગીત ગવરાવી દેવીને પ્રસન્ન કરવાં.[૧૪] શ્રીકૃષ્ણ બોલ્યા-હે યુધિષ્ઠિર ! પછી જ્યારે ચન્દ્રોદય થાય ત્યારે શંખમાં જલ ભરી તેમાં પુષ્પ, ચન્દન તથા અક્ષત નાખી પૃથ્વી ઉપર ગોઠણીયાંભર થઈ ચન્દ્રને અર્ઘ્ય આપવો. તે અર્ઘ્યમાં પંચરત્ન નાખવાં, દશ પુષ્પો નાખવાં અને અક્ષત નાખવા. પછી ચંદ્રને અર્ઘ્ય આપવો. તેનો મંત્ર-'હે લલિતાદેવિ ! દશ પુષ્પો સહિત દશાંજલિ અર્ઘ્ય આપને આપું છું, તે ચન્દ્ર તથા આપ ગ્રહણ કરો. હું આપને નમસ્કાર કરું છું. દશરથલલિતાદેવી કે જેની હું પુત્રની ઇચ્છાથી નિરંતર આરાધના કરું છું, માટે તે દેવી મારા સર્વ મનોરથ પૂર્ણ કરો.' પ્રત્યેક વર્ષમાં બ્રાહ્મણોને શીતલ જલથી ભરેલા દશ કરક ( માટીના ઘડા ) આપવા. એ પ્રકારે સ્ત્રી અથવા પુરૂષ હરકોઈ સાવધાન થઈ લલિતાદેવીનું વ્રત દશ વર્ષો પર્યંત કરે, તે માણસ પુત્ર, પૌત્ર, ધન અને ધાન્ય વગેરે મનમાં જે જે ધારે, તે તે વ્રતના પ્રભાવથી સિદ્ધ થાય છે એમાં સંશય નથી.[૧૫-૨૧] એ પ્રકારે ભવિષ્યોત્તર પુરાણમાં દશરથ લલિતાદેવીનું વ્રત તથા કથા કહેલી છે.

## દશરથલલિતાવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ ऋष्यशृंग उवाच-उद्यापनविधिं वक्ष्ये व्रतसंपूर्तिहेतवे। कृष्णपक्षे चतुर्थ्यां तु आश्विने व्रतमाचरेत् ॥ १ ॥ दशविप्रैः सपत्नीकैर्वेदवेदांगपारगैः। स्नात्वा सायं प्रकुर्वीत मंडपं भक्तिभावतः ॥ २ ॥ चतुःस्तंभं चतुर्द्वारं कदलीस्तंभमंडितम्। तन्मध्ये कारयेत्पद्मं पंचवर्णैः सुशोभितम् ॥ ३ ॥ कलशं स्थापयेत्तत्र विधानेन समन्वितम्। ताम्रं वा मृन्मयं वापि वस्त्रयुग्मेन वेष्टयेत् ॥ ४ ॥ तस्योपरि न्यसेद्राजन् रोहिण्या सहितं विधुम्। सौवर्णी रोहिणी कार्या चंद्रमा रजतस्य च ॥ ५ ॥ पूर्वोक्तेन विधानेन पूजां कृत्वा समाहितः। मोदकान् कारयेद्राजंस्तिलजानेकविंशतिम् ॥ ६ ॥ दश विप्राय दातव्या चात्मार्थे स्थापयेद्दश। एको देवाय दातव्यो ललिताप्रीतये व्रती ॥ ७ ॥ दशरथललितादेव्या व्रतसंपूर्तिहेतवे। वाणकं द्विजवर्याय सहिरण्यं ददाम्यहम् ॥८॥ दशरथललिता भक्त्या नित्यमाराधिता मया। पुत्रकामनया देवी सर्वान्कामान्प्रयच्छतु ॥ ९ ॥ इति संप्रार्थ्य देवेशीं चंद्रायार्घ्यं निवेदयेत्। स्वगृह्योक्तविधानेन कृत्वाग्निस्थापनं ततः ॥ १० ॥ अन्वाधानं सुसंपाद्य तिलपायसलड्डुकैः। अष्टोत्तरशतं वापि ह्यष्टाविंशतिमेव वा ॥ ११ ॥ जुहुयाच्चंद्रमन्त्रेण गौरीमन्त्रेण चैव हि। एवं समाप्य होमं तु वृताचार्यं प्रपूजयेत् ॥१२॥ दश विप्रान्सपत्नीकान् वस्त्राद्यैश्च प्रपूजयेत्। तेभ्यश्च करकान्दद्याद्गंधोदकसमन्वितान् ॥ १३ ॥ विप्राय पीठदानं च ततः कुर्याद्विसर्जनम्। ततः पुत्राः प्रजायंते धनधान्यसमन्विताः ॥ १४ ॥ सौभाग्यसुखसंपत्तिर्जायते भूभृतां वर। अवैधव्यं च लभते नारी कामानवाप्नुयात् ॥ १५ ॥ एतत्ते कथितं भूप किमन्यच्छ्रोतुमिच्छसि।

ઋષ્યશૃંગ કહે છે-વ્રત પૂર્ણ થવા માટે ઉદ્યાપનનો પ્રકાર કહું છું. આસો વદિ ચોથને દિવસે વેદ તથા વેદાંગના

પારને પહોંચનાર દશ બ્રાહ્મણો તથા તેમની સ્ત્રીઓ સાથે વ્રત કરવું. સાયંકાલે સ્નાન કરી ભક્તિભાવથી મંડપ કરવો.[૧-૨] તેમાં ચાર થાંભલા રોપવા. ચાર દરવાજા કરવા. તે મંડપને કેળના ચાર થાંભલાવડે શોભાવવો. તે મંડપમાં પાંચ રંગવડે મનોહર મંડલ કરાવવું.[૩] તેની વચમાં વિધિથી ત્રાંબાના અથવા માટીના કલશની સ્થાપના કરવી, તેને બે વસ્ત્રો વીંટવાં,[૪] તેની ઉપર રોહિણી સહિત ચન્દ્રની સ્થાપના કરવી. રોહિણીની મૂર્તિ સોનાની કરાવવી, અને ચન્દ્રની મૂર્તિ રૂપાની કરાવવી.[૫] પછી સાવધાન થઈ પ્રથમ કહેલા વિધિથી પૂજા કરવી, અને હે રાજન્ ! તલના એકવીશ લાડવા કરાવવા.[૬] તેમાંથી દશ બ્રાહ્મણને આપવા, દશ પોતા માટે રાખવા અને એક લલિતા દેવીને ધરવો.[૭] 'દશરથલલિતા દેવીનું વ્રત પૂરું થવા માટે શ્રેષ્ઠ બ્રાહ્મણને સુવર્ણસહિત વાયન આપું છું, એ મંત્રથી વાયન આપવું.[૮] દશરથ લલિતા દેવી કે જેની હું પુત્રની કામનાથી નિરંતર આરાધના કરું છું તે મારી સર્વ કામના પૂર્ણ કરો.[૯] એ પ્રકારે દેવીની પ્રાર્થના કરી ચન્દ્રને અર્ધ્ય આપવો. પછી પોતાના ગૃહ્યસૂત્ર પ્રમાણે વિધિથી અગ્નિ સ્થાપન કરી વિધિથી અન્વાધાન કરી ચન્દ્રમંત્ર તથા દેવીમંત્રવડે તિલ, દૂધપાક અને લાડુની એકસો આઠ વા અઠ્ઠાવીશ આહુતિ આપવી. એ પ્રકારે હોમ પૂર્ણ થયા પછી વરુણીમાં વરેલા આચાર્યની પૂજા કરવી.[૧૦-૧૧] ત્યાર બાદ વસ્ત્ર અલંકાર વગેરેથી દશ બ્રાહ્મણો તથા તેમની પત્નીઓની પૂજા કરવી. અને તેઓને સુગંધી જલસહિત કરક આપવા.[૧૩] પછી વિસર્જન કરી, સ્થાપન વગેરે સર્વ આચાર્યને આપવું. હે નૃપશ્રેષ્ઠ દશરથ ! એ પ્રમાણે વ્રત કરવાથી પુત્ર, ધન, ધાન્ય, સૌભાગ્ય સુખની સંપત્તિ થાય છે એમાં સંશય નથી. આ વ્રત કરવાથી સ્ત્રી કોઈ દિવસે વિધવા થાય નહિ અને તેના સર્વ મનોરથો પૂર્ણ થાય છે.[૧૪-૧૫] હે દશરથ ! જે તમે પૂછ્યું હતું તે કહી સંભળાવ્યું. હવે શું સાંભળવા ઇચ્છો છો.

कृष्ण उवाच–कृते दशरथेनास्मिन्कौसल्याभार्यया सह ॥ १६ ॥ तुष्टा दशरथे देवी ललिता तु सचंद्रमाः । यस्माच्च कृतकृत्योऽसौ भार्यया सह मोदते ॥ १७ ॥ तस्माद्दशरथनामललिता भुवि कीर्तिता । एतत्ते कथितं राजन् दशरथललिताव्रतम् ॥ १८ ॥ य इदं शृणुयान्नित्यं श्रावयेद्वा समाहितः । अश्वमेधसहस्रस्य फलं तस्य ध्रुवं भवेत् ॥ १९ ॥ इति श्रीभविष्योत्तरपुराणे दशरथललिताव्रतोद्यापनं संपूर्णम् ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! પછી એ વ્રત દશરથ રાજાએ તથા કૌસલ્યાએ કર્યું, તેથી તેની ઉપર ચન્દ્ર તથા લલિતાદેવી પ્રસન્ન થયાં, તેથી દશરથ રાજા તથા તેમની રાણી કૌસલ્યા ધારેલી કામના પાર પડવાથી કૃતકૃત્ય થયાં અને ઘણો જ આનંદ પામ્યાં.[૧૬-૧૭] પ્રથમ દશરથ રાજાએ એ વ્રત કર્યું હતું, તેથી તે દેવીનું નામ પૃથ્વીમાં 'દશરથલલિતા' એ નામે પ્રસિદ્ધ થયું છે. હે યુધિષ્ઠિર ! એ પ્રકારે દશરથલલિતાવ્રત તમને કહી સંભળાવ્યું.[૧૮] જે માણસ સાવધાનીથી આ સાંભળે અથવા સંભળાવે, તેને હજાર અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે, એ સત્ય છે.[૧૯] એ પ્રકારે ભવિષ્યોત્તરપુરાણમાં દશરથલલિતા વ્રતનું ઉદ્યાપન કહેલું છે.

## કરકચતુર્થીવ્રત

अथ कार्तिककृष्णचतुर्थ्यामथवा दक्षिणे देशे आश्विनकृष्णचतुर्थ्यां करकचतुर्थीव्रतम् ॥ अत्र स्त्रीणामेवाधिकारः॥ तासामेव फलश्रुतेः ॥ आचम्य मासपक्षाद्युल्लिख्य मम सौभाग्यपुत्रपौत्रादिसुस्थिरश्रीप्राप्तये करकचतुर्थीव्रतं करिष्ये इति संकल्प्य वटं विलिख्य तदधस्ताच्छिवं गणपतिषण्मुखयुक्तां गौरीं च लिखित्वा षोडशोपचारैः पूजयेत् ॥ पूजामन्त्रः–नमः शिवायै शर्वाण्यै सौभाग्यं संततिं शुभाम्। प्रयच्छ भक्तियुक्तानां नारीणां हरवल्लभे ॥ इत्यनेन गौर्यास्ततो नमोंतनाममन्त्रेण शिवषण्मुखगणपतीनां पूजा कार्या ॥ ततः सपक्वान्नाक्षतसंयुक्तान् दश करकान् ब्राह्मणेभ्यो दद्यात् ॥ ततः पिष्टकनैवेद्यं भोज्यं सर्वं निवेदयेत् ॥ ततश्चंद्रोदयोत्तरं चंद्रायार्घ्यं दद्यात् ॥

કાર્તિક વદિ ચોથને દિવસે અથવા દક્ષિણ દેશમાં એટલે જે દેશમાં અમાંત માસ ચાલે છે તે દેશમાં આશો વદિ ચોથને દિવસે કરકચતુર્થીનું વ્રત કહેલું છે. આ વ્રત કરવાનો અધિકાર સ્ત્રીઓને જ છે; કારણ કે વ્રતનું ફલ સ્ત્રીઓને જ સાંભળવામાં આવે છે. વ્રતવિધિ–પ્રથમ આચમન કરી, માસ તથા પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી, 'હું સૌભાગ્ય, પુત્ર, પૌત્ર અને સ્થિર થઈ રહે તેવી લક્ષ્મી વગેરેની પ્રાપ્તિ માટે કરકચતુર્થીનું વ્રત કરીશ,' એવો સંકલ્પ કરવો. પછી વડનું ઝાડ આલેખી તેની નીચે શિવ, ગણપતિ, કાર્તિકેય અને પાર્વતીજીની મૂર્તિ આલેખી તેની ષોડશોપચારે પૂજા કરવી. તેમાં જ, 'હે હરપ્રિયે ! આપ કે જે મંગલકારક છો તેને નમસ્કાર કરું છું, માટે ભક્તિયુક્ત સ્ત્રીને સૌભાગ્ય તથા સત્પુત્ર આપો.' એ મંત્રથી પાર્વતીની તથા નામમંત્રથી મહાદેવ, કાર્તિકસ્વામી અને ગણપતિની પૂજા કરવી. પછી પકવાન્ન તથા અક્ષત સહિત દશ કરક ( માટીનાં પાત્રો ) બ્રાહ્મણને આપવાં. ત્યાર બાદ પિષ્ટક તથા ભોજ્યનું નૈવેદ્ય કરવું અને ચંદ્રોદય થાય ત્યારે ચન્દ્રને અર્ધ્ય આપવો.

## કરકચતુર્થીની કથા

अथ कथा ॥ मांधातोवाच–अर्जुने तु गते तस्मिन्निंद्रकीलगिरिं प्रति । विषण्णमानसा सुभ्रूर्द्रौपदी समचिंतयत् ॥ १ ॥ अहो किरीटिना कर्म समारब्धं सुदुष्करम् । बहवो विघ्नकर्तारो मार्गे वै परिपंथिनः ॥ २ ॥ चिंतयित्वेति सा

देवी कृष्णा कृष्णं जगद्गुरुम् । भर्तुः प्रियं चिकीर्षंती सापृच्छद्विघ्नवारणम् ॥ ३ ॥ द्रौपद्युवाच–कथयस्व जगन्नाथ व्रतमेकं सुदुर्लभम् । यत्कृत्वा सर्वविघ्नानि विलयं यांति तद्वद ॥ ४ ॥ श्रीकृष्ण उवाच–एवमेव महाभागे शंभुः पृष्टः किलोमया । तस्यास्तद्वचनं श्रुत्वा प्राह देवो महेश्वरः ॥ ५ ॥ शृणु देवि वरारोहे वक्ष्यामि त्वां महेश्वरि । सर्वविघ्नहरेत्याहुः करकाख्यां चतुर्थिकाम् ॥ ६ ॥ पार्वत्युवाच–भगवन्कीदृशी प्रोक्ता चतुर्थी करकाभिधा । विधानं कीदृशं प्रोक्तं केनेयं च पुरा कृता ॥ ७ ॥

માંધાતા કહે છે–અર્જુન જ્યારે ઇંદ્રકીલ પર્વતપર તપશ્ચર્યા કરવા ગયો ત્યારે દેવી દ્રૌપદીને અર્જુનના જવાથી મનમાં ખેદ થવા લાગ્યો. તેને ચિંતા થઈ કે, અર્જુન દુષ્કર તપ કરવા ગયા; પણ અમારા શત્રુઓ ઘણા છે તેથી કોઇ અર્જુનને માર્ગમાં વિઘ્ન કરશે તો શું થશે. એવી ચિંતા થવાથી દ્રૌપદીએ પોતાના પતિનુ પ્રિય થવા માટે તથા માર્ગમાં વિઘ્નોના ભંગ માટે, શ્રીકૃષ્ણને પૂછ્યું કે,[1-3] હે જગન્નાથ ! હે મહારાજ ! એક એવું ઉત્તમ વ્રત કહો કે, જે કરવાથી સર્વ વિઘ્નોનો નાશ થાય.[4] શ્રીકૃષ્ણ કહે છે–હે દ્રૌપદિ ! જે પ્રશ્ન તમે કરો છો, તે જ પ્રશ્ન પાર્વતીએ મહાદેવની પાસે કર્યો હતો, ત્યારે મહાદેવે કહ્યું કે, હે દેવિ ! હે સુંદરિ ! હે મહેશ્વરિ ! સર્વ વિઘ્નને હરનાર કરકચતુર્થીનું વ્રત છે, તે સાંભળ.[5-6] પાર્વતી કહે છે–હે મહારાજ ! એ કરકચતુર્થી કેવી છે ? તેના વ્રતનો પ્રકાર કેવો છે ? અને પૂર્વે તે ચતુર્થીનું વ્રત કોણે કર્યું હતું ?[7]

ईश्वर उवाच–शक्रप्रस्थपुरे रम्ये विद्वज्जनसमाकुले । स्वर्णरौप्यसमाकीर्णे रत्नप्राकारशोभने ॥ ८ ॥ दिव्यनारीजनालोकवशीकृतजगत्त्रये । वेदध्वनिसमायुक्ते स्वर्गादपि मनोहरे ॥९॥ वेदशर्मा द्विजस्तत्रावसद्देशे विदां वरः । पत्नी तस्यैव विप्रस्य नाम्ना लीलावती शुभा ॥ १० ॥ तस्यां स जनयामास पुत्रान्सप्तामितौजसः । कन्यां वीरावतीं नाम्नीं सर्वलक्षणसंयुताम् ॥ ११ ॥ नीलोत्पलाभनयनां पूर्णेंदुसदृशाननाम् । तां तु काले शुभदिने विधिवच्च द्विजोत्तमः ॥ १२ ॥ ददौ वेदांगविदुषे विप्राय विधिपूर्वकम् । अत्रांतरे भ्रातृदारैश्चक्रे गौर्या व्रतं च सा ॥ १३ ॥ चतुर्थ्यां कार्तिकस्याथ कृष्णायां तु विशेषतः । स्नात्वा सायंतने काले सर्वास्ता भक्तिभावतः ॥ १४ ॥ विलिख्य वटवृक्षं च गौरीं तस्य तलेऽलिखन् । शिवेन विघ्ननाथेन षण्मुखेन समन्विताम् ॥ १५ ॥ गंधपुष्पाक्षतैर्गौरीं मन्त्रेणानेन पूजयन् । नमः शिवायै शर्वाण्यै सौभाग्यं संततिं शुभाम् ॥ १६ ॥ प्रयच्छ भक्तियुक्तानां नारीणां हरवल्लभे । तस्याः पार्श्वे महादेवं विघ्ननाथं षडाननम् ॥ १७ ॥ पुनः पुष्पाक्षतैर्धूपैरर्चयंत्य पृथक् पृथक् । पक्वान्नाक्षतसंपन्नान्सदीपान्करकान्दश ॥१८॥ तथा पिष्टकनैवेद्यं भोज्यं सर्वं न्यवेदयन् । प्रतीक्षंत्यः स्त्रियः सर्वाश्चंद्रमर्घ्यपराः स्थिताः ॥ १९ ॥ सा बाला विकला दीना क्षुत्तृड्भ्यां परिपीडिता । निपपात महीपृष्ठे रुरुदुर्बांधवास्तदा ॥ २० ॥ समाश्वास्य च वातैस्तां मुखमभ्युक्ष्य वारिणा । तद्भ्राता चिंतयित्वैवमारुरोह महावटम् ॥ २१ ॥ हस्ते चोल्कां समादाय ज्वलंतीं स्नेहपीडितः । भगिन्यै दर्शयामास चंद्रं व्याजोदितं तदा ॥ २२ ॥ तं दृष्ट्वा चार्तिमुत्सृज्य बुभुजे भावसंयुता । चंद्रोदयं तमाज्ञाय अर्घ्यं दत्वा विधानतः ॥ २३ ॥ तद्दोषेण मृतस्तस्याः पतिर्धर्मैश्च दूषितः । पतिं तथाविधं दृष्ट्वा शिवमभ्यर्च्य सा पुनः ॥ २४ ॥ व्रतं निरशनं चक्रे यावत्संवत्सरो गतः । चक्रुः संवत्सरेऽतीते व्रतं तद्भ्रातृयोषितः ॥ २५ ॥ पूर्वोक्तेन विधानेन सापि चक्रे शुभानना । तदा तत्र शची देवी कन्याभिः परिवारिता ॥ २६ ॥ एतदेव व्रतं कर्तुमागता स्वर्गलोकतः । वीरावत्यास्तदाभ्याशमगमद्भाग्यतः स्वयम् ॥ २७ ॥ दृष्ट्वा तां मानुषीं देवी पप्रच्छ सकलं शची । वीरावती तदा पृष्टा प्रोवाच विनयान्विता ॥ २८ ॥ अहं पतिगृहं प्राप्ता मृतोऽयं मे पतिः प्रभुः । न जाने कर्मणः कस्य फलं प्राप्तं मयाऽधुना ॥ २९ ॥ मम भाग्यवशाद्देवि आगतासि महेश्वरि । अनुगृह्णीष्व मां मातर्जीवयाशु पतिं मम ॥ ३० ॥ इंद्राण्युवाच–त्वया पितृगृहे पूर्वं कुर्वंत्या करकव्रतम् । वृथैवार्घ्यस्त्वया दत्तो विना चंद्रोदयं शुभे ॥ ३१ ॥ तेन ते व्रतदोषेण स्वामी लोकांतरं गतः । इदानीं कुरु यत्नेन करकव्रतमुत्तमम् ॥ ३२ ॥ पतिं ते जीवयिष्यामि व्रतस्यास्य प्रभावतः ।

મહાદેવ કહે છે–ઇંદ્રપ્રસ્થ ( પાંડવોની રાજધાની ) નામનું એક શહેર કે જેમાં વિદ્વાન્ બ્રાહ્મણો રહે છે તેમાં સોના, રૂપા તથા રત્ન જડિત સુશોભિત કિલ્લો છે.[8] તેમાં દેવાંગના જેવી સ્રીઓનાં મનોહર મુખ નીરખવાથી ત્રણ લોક વશ થયેલા છે, અને તેમાં વેદનો ઘોષ થયા કરે છે. તે કેટલાંક કારણોથી સ્વર્ગ કરતાં પણ અધિક સુંદર છે.[9] તેમાં વેદશર્મા નામનો એક જ્ઞાની બ્રાહ્મણ રહેતો હતો. તેને લીલાવતી નામની પતિવ્રતા સ્રી હતી.[10] તેણે અતુલ બળવાળા સાત પુત્રોને તથા વીરાવતી નામની એક પુત્રી કે જે સર્વ લક્ષણસમ્પન્ન હતી, જેનાં નેત્ર શ્યામ કમલના જેવાં હતાં અને મુખ પૂર્ણિમાના ચન્દ્ર જેવું હતુ, તેને જન્મ આપ્યો. પુત્રી જ્યારે વિવાહને યોગ્ય થઇ ત્યારે તે બ્રાહ્મણે શુભ દિવસે શાસ્રમાં પ્રવીણ એક ઉત્તમ બ્રાહ્મણની સાથે તેનો વિધિથી વિવાહ કર્યો. પછી તે વીરાવતીએ પોતાની ભાભીઓની સાથે કાર્તિક વદિ ચોથને દિવસે ગૌરીવ્રત કર્યું. સાયંકાલ થયો એટલે સ્નાન કરી, તે સર્વ સ્રીઓએ વડનું ઝાડ આલેખી, તેની નીચે ગૌરી, શંકર, કાર્તિકસ્વામી તથા ગણેશનાં ચિત્રો આલેખી,[11-15] 'હે હરપ્રિયે ! મંગલ કરનાર આપને નમસ્કાર કરું છું, અને અમે કે જે ભક્તિયુક્ત સ્રીઓ છીએ, તેને સૌભાગ્ય તથા સત્પુત્ર આપો.'

એ મંત્ર ભણી ગંધ, પુષ્પ અને અક્ષતવડે ગૌરીની પૂજા કરી, તેમ જ તેને પડખે મહાદેવ, કાર્તિકસ્વામી તથા ગણપતિ હતા, તેની પણ ગંધ, પુષ્પ, અક્ષત વગેરેથી જૂદી જૂદી પૂજા કરી, પછી પકવાન, અક્ષત તથા દીવાસહિત દશ કરક તેમની પાસે ધર્યા.[૧૬-૧૮] તેમ જ પિષ્ટક તથા ભોજ્યનું નૈવેદ્ય કર્યું. ત્યારબાદ અર્ઘ્ય આપવા માટે ચન્દ્રોદયની વાટ જોતી સઘળી સ્ત્રીઓ બેઠી.[૧૯] તેમાંથી વીરાવતી, કે જે નાની અવસ્થાની હતી, તે ક્ષુધા તથા તૃષાનું જોર અધિક થવાથી વિહ્વલ થઈ પૃથ્વી ઉપર પડી ગઈ. તે જોઇ તેનાં સગાંવહાલાં સર્વે રડવા લાગ્યાં.[૨૦] તેઓને તથા વીરાવતીને તેના ભાઇએ ધીરજ આપી અને જલથી મોઢું ધોઈ, વિચાર કરી, બહેનની ઉપર સ્નેહ અધિક હોવાને લીધે તે મોટા વડ ઉપર ચઢ્યો;[૨૧] અને બળતી મોટી મસાલ હાથમાં લઈ ગયો. પછી તે મસાલ બતાવી બહેનને કહ્યું કે, 'જો આ ચન્દ્રોદય થયો છે દર્શન કર.'[૨૨] તે સાંભળી બળતી મસાલને ચન્દ્ર છે એમ માની, તેનાં દર્શન કરી, વિધિથી અર્ઘ્ય આપી, મનની શંકા તજી, વીરાવતીએ ભાવથી ભોજન કર્યું,[૨૩] એ પ્રકારે વ્રતનો ભંગ થવાથી વીરાવતીનો પતિ મરી ગયો. પતિને મરેલો જોઇ વીરાવતીએ શિવની પૂજા કરી, એક વર્ષ પર્યંત નિરશન ( ખાવું છોડી દેવાનું ) વ્રત કર્યું. જ્યારે વર્ષ પૂરું થયું ત્યારે તેની ભાભીએ ફરીથી તે વ્રત કરવા લાગી, તેની સાથે વીરાવતીએ પણ વિધિથી તે જ વ્રત કર્યું. એ વખતે કરકચતુર્થીનું વ્રત કરવા માટે, ઇંદ્રાણી કન્યાઓ સાથે સ્વર્ગલોકથી ઉતર્યાં, ને સારાં ભાગ્યને લીધે જ્યાં વીરાવતી હતી ત્યાંજ આવ્યાં.[૨૪-૨૭] અને તેની તેવી દશા જોઈ, ઇંદ્રાણીએ સર્વ હકીકત પૂછી. ત્યારે વીરાવતીએ વિનયથી કહ્યું કે,[૨૮] હે દેવિ ! મેં ઘેર આવી જોયું તો પતિ મરેલો જોવામાં આવ્યો. પણ આ કયા કર્મનું ફલ આવી નડ્યું, એ મારા જાણવામાં આવતું નથી.[૨૯] હે દેવિ ! હે મહેશ્વરિ ! મારાં અહોભાગ્ય કે આપ અહીં પધાર્યાં; માટે હે માત ! મારાપર અનુગ્રહ કરો અને મારા પતિને જલદી જીવાડો.[૩૦] ઇંદ્રાણી કહે છે—હે બાલે ! તેં પ્રથમ તારા પિતાને ઘેર કરકચતુર્થીનું વ્રત કર્યું હતું, તેમાં તેં ચંદ્રોદય થયા વિના વૃથા અર્ઘ્ય આપ્યો હતો, તેથી તારાં વ્રતનો ભંગ થયો,[૩૧] અને એ જ કારણથી તારો પતિ મરણ પામ્યો છે માટે હવે તું ફરીથી કરકચતુર્થીનું વ્રત કર, જેના પ્રભાવથી હું તારા પતિને જીવતો કરીશ.

कृष्ण उवाच—तस्यास्तद्वचनं श्रुत्वा व्रतं चक्रे विधानतः ॥ ३२ ॥ प्रसन्ना साऽभवद्देवी शक्रस्य प्राणवल्लभा । तथा व्रते कृते देवी जलेनाभ्युक्ष्य तत्पतिम् ॥ ३४ ॥ जीवयामास चेंद्राणी देववच्च बभूव सः । ततश्चागात्पुरं स्वीयं रेमे सा पतिना सह ॥ ३५ ॥ धनं धान्यं सुपुत्रांश्च दीर्घमायुः स लब्धवान् । तस्मात्त्वयापि यत्नेन व्रतमेतद्विधीयताम् ॥ ३६ ॥

શ્રીકૃષ્ણ કહે છે—હે દ્રૌપદિ ! એ પ્રકારે ઇંદ્રાણીનાં વચન સાંભળી, વીરાવતીએ વિધિથી કરકચતુર્થીનું વ્રત કર્યું;[૩૨-૩૩] તેથી ઇંદ્રાણી, કે જે ઇંદ્રને પ્રાણ જેવાં પ્યારાં છે તે પ્રસન્ન થયાં, અને તેણે જલ છાંટી વીરાવતીના પતિને જીવતો કર્યો; અને તેને દેવના જેવી કાંતિ આપી સ્વધામમાં પધાર્યાં. પછી વીરાવતી પોતાના પતિની સાથે યથેચ્છ વિહાર કરવા લાગી,[૩૪-૩૫] અને તે વ્રતના પ્રભાવથી તેને ત્યાં ધન ધાન્યની સમૃદ્ધિ વધી, સત્પુત્રો થયા તથા ઘણું લાંબું આયુષ્ય થયું; માટે હે દ્રૌપદિ ! તમે પણ વિધિથી એ વ્રત કરો.[૩૬]

सूत उवाच—श्रीकृष्णस्य वचः श्रुत्वा चकार द्रौपदी व्रतम् । तद्व्रतस्य प्रभावेण जित्वा तान्कौरवान् रणे ॥ ३७ ॥ लेभिरे राज्यमतुलं पांडवा दुःखनाशनम् । याः करिष्यंति सुभगा व्रतमेतन्निशागमे ॥ ३८ ॥ तासां पुत्रा धनं धान्यं सौभाग्यं चातुलं यशः । करकं क्षीरसंपूर्णं तोयपूर्णमथापि वा ॥ ३९ ॥ ददामि रत्नसंयुक्तं चिरं जीवतु मे पतिः । इति मन्त्रेण करकान्प्रदद्याद्द्विजसत्तमे ॥ ४० ॥ सुवासिनी-भ्यो दद्याच्च आदद्यात्ताभ्य एव च । एवं व्रतं या कुरुते नारी सौभाग्यकाम्यया । सौभाग्यं पुत्रपौत्रादि लभते सु-स्थिरां श्रियम् ॥ ४१ ॥ इति वामनपुराणे करकाभिधच-तुर्थीव्रतं संपूर्णम् ॥

સૂત કહે છે—હે શૌનક ! એ પ્રકારનાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી, દ્રૌપદીએ એ વ્રત કર્યું. તેના પ્રભાવથી પાંડવોએ યુદ્ધમાં પોતાના શત્રુ કૌરવોને જિતી ઉત્તમ રાજ્ય મેળવ્યું અને દુઃખ દૂર કર્યું. જે સ્ત્રીઓ રાત્રિના સમયમાં આ ઉત્તમ કરકચતુર્થીનું વ્રત કરશે તેઓને પુત્રો, ધન, ધાન્ય અને સૌભાગ્યની પ્રાપ્તિ થશે તથા તેઓને જગતમાં ઉત્તમ યશ મળશે. 'કરક કે જે દૂધથી વા જલથી ભરેલ અને રત્નસહિત છે તે હું આપું છું માટે મારો પતિ ચિરકાલ પર્યંત જીવો,' એ મંત્ર ભણી ઉત્તમ બ્રાહ્મણને કરક આપવા.[૩૭-૪૦] તેમ જ સૌભાગ્યવતી સ્ત્રીઓને પણ આપવા અને તેની પાસેથી લેવા. એ પ્રકારે જે સ્ત્રી સૌભાગ્યની ઇચ્છાથી કરકચતુર્થીનું વ્રત કરે, તેને સૌભાગ્ય, પુત્ર, પૌત્ર વગેરેની પ્રાપ્તિ થાય, તથા સ્થિર થઈ રહે તેવી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.[૪૧] એ પ્રકારે વામનપુરાણમાં કરકચતુર્થીનું વ્રત કહેલું છે.

---

## ૮ ગૌરીચતુર્થીવ્રત

अथ माघशुक्लचतुर्थ्यां गौरीचतुर्थीव्रतम् ॥ हेमाद्रौ ब्राह्मे-उमाचतुर्थ्यां माघे तु शुक्लायां योगिनीगणैः । प्रकामभक्तिस्त्वा तस्युजे भूयः स्वांगात्स्वकैर्गुणैः ॥ १ ॥ तस्मात्सा तत्र संपूज्या नरैः स्त्रीभिर्विशेषतः । कुंदपुष्पैः प्रयत्नेन सम्यक्

भक्त्या समाहितैः ॥ २ ॥ कुंकुमालक्तकाभ्यां च रक्तसूत्रैः सकंकणैः । रक्तपुष्पैस्तथा धूपैर्दीपैर्बलिभिरेव च ॥ ३ ॥ गुडार्द्रकाभ्यां पयसा लवणेनाथ पालकैः । पालकैर्मृद्भांडैरिति हेमाद्रिः ॥ ४ ॥ पूज्याः स्त्रियश्च विविधास्तथा विप्राश्च शोभनाः । सौभाग्यवृद्धये पश्चाद्भोक्तव्यं बंधुभिः सह ॥ ५ ॥ इति गौरीचतुर्थीव्रतं ब्रह्मपुराणोक्तम् ॥

હવે માઘ શુદિ ચોથને દિવસે ગૌરીચતુર્થીનું વ્રત **હેમાદ્રિમાં** તથા **બ્રહ્મપુરાણમાં** કરવું કહ્યું છે. પૂર્વે પાર્વતી પોતાના યોગિનીગણની સાથે યોગબળથી આ જગતનું ભક્ષણ કરી ગયાં હતાં. તેણે માઘ શુદિ ચોથને દિવસે પોતાના ગુણવડે, પોતાના અંગમાંથી આ જગતને ફરીથી ઉત્પન્ન કરેલું છે, માટે પુરુષ અને વિશેષે કરી સ્ત્રીઓએ માઘ શુદિ ચોથને દિવસે પાર્વતીની, ભક્તિથી સાવધાન થઈ પૂજા કરવી. મોગરાનાં પુષ્પો, કેસર, અળતો, લાલ સૂત્ર, કંકણ, લાલ પુષ્પો, ધૂપ, દીપ, બલિદાન, ગોળ, આદુ, દૂધ, લવણ અને માટીનાં પાત્રો વગેરે સામગ્રી એકઠી કરી એ દેવીની પૂજા કરવી. સૌભાગ્યવતી સ્ત્રીઓની પૂજા કરવી, તેમ જ ઉત્તમ બ્રાહ્મણોની પણ પૂજા કરવી, જેથી સૌભાગ્યની વૃદ્ધિ થાય છે. પૂજા સમાપ્ત થયા પછી સગાંવહાલાંની સાથે ભોજન કરવું; એ પ્રમાણે બ્રહ્મપુરાણમાં ગૌરીચતુર્થીવ્રત કહેલું છે.[૧–૫]

## ૯ વરદચતુર્થીવ્રત

अथ माघशुक्लचतुर्थ्यां वरदचतुर्थीव्रतम् ॥ तदुक्तं काशीखंडे—माघशुक्लचतुर्थ्यां तु नक्तव्रतपरायणः । ये त्वां ढुंढेऽर्चयिष्यंति तेऽर्च्याः स्युरसुरद्रुहाम् ॥ १ ॥ विधाय वार्षिकीं यात्रां चतुर्थीं प्राप्य तापसीम् । शुक्लांस्तिलान् गुडैर्बद्धा प्राश्नीयाल्लड्डुकान्व्रती । तापसी माघी ॥ अत्र नक्तग्रहणात्प्रदोषव्यापिनी ग्राह्येति सिद्धम् ॥ इति वरदचतुर्थीव्रतम् ॥

માઘ શુદિ ચોથને દિવસે વરદચતુર્થીનું વ્રત **કાશીખણ્ડમાં** કહેલું છે–'હે ઢુંઢિ ગણપતે ! જે પુરુષો માઘ શુદિ ચોથને દિવસે આપનું પૂજન કરશે અને નક્ત (રાત્રિએ જમવાનું) વ્રત કરશે, તે દેવોને પૂજ્ય થશે. માઘ શુદિ ચોથને દિવસે પ્રતિવર્ષ એ વ્રત કરવું અને વ્રત કરનારે ધોળા તલ તથા ગોળના લાડવા ખાવા, ઉપલાં વચનમાં રાત્રિએ ભોજન કરવાનું કહેલું છે, તેથી જે દિવસે પ્રદોષ વખતે ચતુર્થી હોય, તે દિવસે વ્રત કરવું એ સિદ્ધ થાય છે, એ પ્રકારે વરદચતુર્થીનું વ્રત કહેલું છે.

## ૧૦ સંકષ્ટહર-ગણપતિવ્રત

अथ माघकृष्णचतुर्थ्यां संकष्टहरगणपतिव्रतम् ॥ अथ पूजाविधिः—येभ्यो माता० ऋक् ॥ १ ॥ एवापित्रेइति च जपित्वा ॥ आगमार्थं तु देवानां० घंटानादं कृत्वा ॥ अपसर्पंत्विति छोटिकामुद्रया भूतानुत्सार्य ॥ तीक्ष्णदंष्ट्रेति क्षेत्रपालं संप्रार्थ्य ॥ आचम्य प्राणानायम्य मम-सकुटुंबस्य क्षेमस्थैर्यविजयाभयायुरारोग्यैश्वर्याभिवृद्ध्यर्थं धर्मार्थकाममोक्षचतुर्विधपुरुषार्थसिद्ध्यर्थं श्रीसंकष्टहरगणेश्वरप्रीत्यर्थं नारदीयपुराणोक्तप्रकारेण पुरुषसूक्तविधानेन यथासंभावितनियमेन यथामिलितोपचारैः संकष्टचतुर्थीव्रतांगत्वेन गणविहितं गणपतिपूजनमहं करिष्ये इति संकल्प्य ॥ कलशार्चनं शंखार्चनं च कृत्वा मूलमन्त्रेण न्यासान् कुर्यात् ॥

માઘ વદિ ચોથના દિવસે સંકષ્ટહર ગણપતિનું વ્રત કહેલું છે. તેનો પૂજા પ્રકાર–'येभ्यो माता०' એ મંત્ર તથા 'एवापित्रे०' એ બે મંત્રોનો જપ કરી, 'आगमार्थं तु देवानां०' એ મંત્ર ભણી ઘંટા બજાવવી. પછી 'अपसर्पंतु०' એ મંત્ર ભણી ભૂત પ્રેતને દૂર કરી, 'तीक्ष्णदंष्ट्र०' એ મંત્રથી ક્ષેત્રપાલની પ્રાર્થના કરવી. પછી 'આચમન, પ્રાણાયામ કરી, મારાં તથા મારાં કુટુંબનાં ચિરકાલ કલ્યાણ માટે, વિજય માટે, અભય માટે, આયુષ્યની વૃદ્ધિ માટે, આરોગ્ય તથા ઐશ્વર્યની વૃદ્ધિ માટે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થની સિદ્ધિ માટે, અને સંકષ્ટહર નામના ગણપતિને પ્રસન્ન કરવા માટે, નારદીયપુરાણમાં કહેલા પ્રકારથી, પુરુષસૂક્તના વિધાનથી યથાયોગ્ય, સંભવતા નિયમથી, યથાયોગ્ય મળેલા ઉપચારવડે, સંકષ્ટ ચતુર્થી વ્રતના અંગભૂત ગણપતિનું, હું પૂજન કરીશ,' એ પ્રકારનો સંકલ્પ કરી, કલશપૂજા તથા શંખપૂજા કરી, મૂલ મંત્રવડે ન્યાસ કરવા.

अस्य श्रीगणपतिमन्त्रस्य शुक्ल ऋषिः ॥ श्रीसंकष्टहरगणपतिर्देवता ॥ अनुष्टुप्छंदः ॥ श्रीसंकष्टहरगणपतिप्रीत्यर्थं न्यासे विनियोगः ॥ ॐ नमो हेरंब अंगुष्ठाभ्यां नमः ॥ मदमोहित तर्जनीभ्यां० ॥ मम संकष्टं निवारय मध्यमाभ्यां० ॥ निवारय अनामिकाभ्यां० ॥ हुंफट् कनिष्ठिकाभ्यां० ॥ स्वाहा करतलकरपृष्ठाभ्यां न० ॥ एवं हृदयादि ॥ भूर्भुवः स्वरोमिति दिग्बंधः ॥ ॐ नमो हेरंब मदमोहित मम संकष्टं निवारय निवारय हुं फट् स्वाहा ॥

આ શ્રીગણપતિ મંત્રના શુક્લ ઋષિ, શ્રીસંકષ્ટહર ગણપતિ દેવતા અને અનુષ્ટુપ્ છન્દ છે. શ્રીસંકષ્ટહર ગણપતિની પ્રીતિ માટે ન્યાસમાં વિનિયોગ કરવો. 'ॐ नमो हेरंब अंगुष्ठाभ्यां नमः' ત્યાંથી લઈ, 'स्वाहाकरतलकरपृष्ठाभ्यां नमः' ત્યાં સુધી કરન્યાસ કરવા. પછી એ જ પ્રમાણે હૃદયાદિ ન્યાસ કરવા. 'भूर्भुवः स्वः' એ મંત્રથી દિશાઓ બાંધવી, 'હે હેરંબ ! હે મદમોહિત ! આપને નમસ્કાર કરું છું. મારાં સંકટનું નિવારણ કરો, નિવારણ કરો.' એ મંત્ર ભણવો.

अथ ध्यानम्—श्वेतांगं श्वेतवस्त्रं सितकुसुमगणैः पूजितं श्वेतगंधैः क्षीराब्धौ रत्नद्वीपे सुरतरुविमले रत्नसिंहासनस्थम् । दोर्भिः पाशांकुशेष्टाभयधृतिरुचिरं चंद्रमौलिं त्रिनेत्रं

ध्यायेच्छांत्यर्थमीशं गणपतिममलं श्रीसमेतं प्रसन्नम् ॥ लंबोदरं चतुर्बाहुं त्रिनेत्रं रक्तवर्णकम् । सर्वाभरणशोभाढ्यं प्रसन्नास्यं विचिंतयेत् । गणपतये नमः ध्यायामि ॥ १ ॥ आगच्छ विघ्नराजेंद्र स्थाने चात्र स्थितो भव । आराधयिष्ये भक्त्याहं भवंतं सर्वसिद्धये । सहस्रशीर्षा० गणेशाय० आवा० ॥ २ ॥ अभीप्सितार्थसिद्ध्यर्थं पूजितो यः सुरासुरैः । सर्वविघ्नच्छिदे तस्मै गणाधिपतये नमः । पुरुषएवेदं० विघ्ननाशिने० आसनम् ॥ ३ ॥ गणाधिप नमस्तेऽस्तु सर्वसिद्धिकर प्रभो । पाद्यं गृहाण देवेश सुरासुरसुपूजित । एतावानस्य० लंबोदराय० पाद्यम् ॥ ४ ॥ रक्तगंधाक्षतोपेतं रक्तपुष्पसमन्वितम् । अर्घ्यं गृहाण देवेश मया दत्तं हि भक्तितः । त्रिपादूर्ध्वं० चंद्रार्धधारिणे न० अर्घ्यम् ॥ ५ ॥ सुरासुरसमाराध्य सर्वसिद्धिप्रदायक । मया दत्तं सुरश्रेष्ठ गृहाणाचमनीयकम् । तस्माद्विराळ० विश्वप्रियाय० आचमनीयम् ॥ ६ ॥ पयोदधिघृतं चैव शर्करामधुसंयुतम् । पंचामृतेन स्नपनं करिष्ये सर्वसिद्धिदम् । विघ्नहर्त्रे० पंचामृतस्नानम् ॥ ७ ॥ गंगादिसलिलं शुद्धं सुवर्णकलशे स्थितम् । सुवासितं परिमलैः स्नापयामि गणेश्वर । यत्पुरुषेण० ब्रह्मचारिणे न० शुद्धोदकस्नानम् ॥ ८ ॥ रक्तवर्णं वस्त्रयुग्मं सर्वकार्यार्थसिद्धये । मया दत्तं गणाध्यक्ष गृह्यतामखिलार्थद । तं यज्ञं० सर्वप्रदाय० वस्त्रयुग्मम् ॥ ९ ॥ कुंकुमाक्तं मया दत्तं सौवर्णमुपवीतकम् । उत्तरीयेण संयुक्तं गृहाण गणनायक । तस्माद्यज्ञात्सर्वहुतः संभृ० वक्रतुंडाय० यज्ञोपवीतम् ॥ १० ॥ चंदनागुरुकर्पूरकुंकुमादिसमन्वितम् । गंधं गृहाण देवेश सर्वसिद्धिप्रदायक ॥ तस्माद्यज्ञात्सर्वहुतऋ० रुद्रपुत्राय० गंधम् ॥ ११ ॥ अक्षतांश्च सुरश्रेष्ठ कुंकुमाक्तान्सुशोभनान् । गृहाण विघ्नराजेंद्र मया दत्तान् हि भक्तितः । गजवदनाय० अक्षतान् ॥ १२ ॥ रक्तपुष्पाणि विघ्नेश एकविंशतिसंख्यया । गृहाण सुमुखो भूत्वा मया दत्तान्युमासुत । तस्मादश्वा० गुणशालिने नमः पुष्पाणि स० ॥ १३ ॥ सुगंधीनि च माल्यानि गृहाण गणनायक । विनायक नमस्तुभ्यं शिवसूनो नमोऽस्तु ते । विघ्नराजाय० माल्यानि० ॥ १४ ॥

'ગણુપતિ કે જેનું શ્વેત અંગ છે, શ્વેત વસ્ત્ર છે, જે શ્વેત પુષ્પવડે પૂજિત છે, શ્વેત ગંધથી પૂજિત છે, જે ક્ષીરસમુદ્રમાં, રત્નદ્વીપમાં સુંદર કલ્પવૃક્ષની નીચે, રત્નનાં સિંહાસનપર બિરાજે છે; હાથમાં ધારણુ કરેલા પાશ, અંકુશ તથા ઇષ્ટ અભયથી શોભે છે, જેને મુકુટમાં ચંદ્ર છે, જેને ત્રણુ નેત્ર છે, જે શોભાસહિત છે, પ્રસન્ન છે અને દયાળુ છે, તેનું શાંતિ માટે ધ્યાન ધરવું. જેને લાંબું પેટ છે, ચાર હાથ છે, ત્રણુ નેત્ર છે, લાલ વર્ણુ છે, પ્રસન્ન મુખ છે અને જે સર્વ અલંકારોથી શોભે છે તે ગણુપતિનું ધ્યાન કરવું.' એ પ્રકારે નમસ્કાર કરી ધ્યાન કરવું.[૧] પછી 'હે વિઘ્નરાજ! હે ઇંદ્ર! આપ પધારો અને આ સ્થાને સ્થિર થઇ બીરાજો. સર્વ પ્રકારની સિદ્ધિ માટે હું ભક્તિથી આપની આરાધના કરીશ.' એ મંત્ર તથા 'सहस्रशीर्षा०' એ મંત્રથી ગણુપતિને નમસ્કાર કરી આવાહન કરવું.[૨] 'ધારેલા મનોરથની સિદ્ધિ માટે દેવ અને દૈત્યો પણુ જેની પૂજા કરે છે; અને જે સર્વ વિઘ્નને છેદનાર છે તે ગણુપતિને નમસ્કાર કરું છું;' એ મંત્ર તથા 'पुरुष एवेदं०' એ મંત્રથી વિઘ્નનાશીને નમસ્કાર કરી આસન આપવું.[૩] 'હે ગણુાધિપ! હે સર્વ સિદ્ધિ આપનાર! હે દેવેશ! હે દેવ તથા દૈત્યોએ પૂજિત! આપને નમસ્કાર કરુ છું, તમે પાદ્યનું ગ્રહણુ કરો,' એ મંત્ર તથા 'एतावानस्य' એ મંત્રથી લંબોદરને નમસ્કાર કરી પાદ્ય આપવું.[૪] 'હે દેવેશ! લાલ ચંદન, પુષ્પ તથા અક્ષત સહિત અર્ઘ્ય આપને હું ભક્તિથી આપું છું તે ગ્રહણુ કરો,' એ મંત્ર તથા 'त्रिपादूर्ध्वं०' એ મંત્રથી ચંદ્રાર્ધધારીને નમસ્કાર કરી અર્ધ્ય આપવો.[૫] 'હે દેવ તથા દૈત્યોએ આરાધન કરવા યોગ્ય! હે સર્વ સિદ્ધિ આપનાર! હે સુરશ્રેષ્ઠ! હું આપને આચમનીય આપું છું તે ગ્રહણુ કરો,' એ મંત્ર તથા 'तस्माद्विराट्०' એ મંત્રથી વિશ્વપ્રિયને નમસ્કાર કરી, આચમનીય આપવું.[૬] 'દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃતથી આપને સ્નાન કરાવું છું, જેથી સર્વ સિદ્ધિ મળે,' એ મંત્રથી વિઘ્નહર્તાને નમસ્કાર કરી, પંચામૃત સ્નાન કરાવવું.[૭] 'હે ગણેશ્વર! ગંગા વગેરે તીર્થોનું જલ, જે સોનાના કલશમાં ભરેલું છે અને સુગંધીવાળું છે તેથી આપને સ્નાન કરાવું છું, એ મંત્ર તથા 'यत्पुरुषेण०' એ મંત્રથી બ્રહ્મચારીને નમસ્કાર કરી, શુદ્ધોદકથી સ્નાન કરાવવું.[૮] 'હે સર્વ પ્રયોજન સિદ્ધ કરનારા! સર્વ મનોરથની સિદ્ધિ માટે બે લાલ વસ્ત્રો આપું છું તે ગ્રહણુ કરો,' એ મંત્ર તથા 'तं यज्ञं०' એ મંત્રથી સર્વપ્રદને નમસ્કાર કરી બે વસ્ત્રો પહેરાવવાં.[૯] 'હે ગણુનાયક! કંકુવાળી સુવર્ણુની જનોઇ તથા ઉત્તરીય આપું છું તે ગ્રહણુ કરો,' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुतः संभृतं०' એ મંત્રથી વક્રતુંડને નમસ્કાર કરી યજ્ઞોપવીત આપવું.[૧૦] 'હે સર્વ સિદ્ધિ આપનાર! હે દેવેશ! ચંદન, અગુરુ, કપૂર તથા કેસર સહિત ગંધનું ગ્રહણુ કરો,' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुतऋच०' એ મંત્રથી રુદ્રપુત્રને નમસ્કાર કરી ગંધ ચડાવવું.[૧૧] 'હે સુરશ્રેષ્ઠ! હે વિઘ્નરાજેંદ્ર! કંકુવાળા સુંદર અક્ષત આપને ભક્તિથી આપું છું તે ગ્રહણુ કરો,' એ મંત્રથી ગજવદનને નમસ્કાર કરી, અક્ષત ચડાવવા.[૧૨] હે વિઘ્નેશ! હે ઉમાસુત! એકવીશ લાલ પુષ્પો આપને આપું છું. સુમુખ થઇ ગ્રહણુ કરો.' એ મંત્ર તથા 'तस्मादश्वा०' એ મંત્રથી ગુણુશાળીને નમસ્કાર કરી, પુષ્પો ચડાવવાં.[૧૩] 'હે ગણુનાયક! હે વિનાયક! હે શિવપુત્ર! આપને નમસ્કાર કરું છું. તમે સુગંધિ માળાનું ગ્રહણુ કરો,' એ મંત્રથી વિઘ્નરાજને નમસ્કાર કરી, માળા પહેરાવવી.[૧૪]

एकविंशतिनामभिर्दूर्वाभिः पुष्पैर्वा पूजयेत् ॥ ॐ गजाननाय न० । विघ्नराजाय० । लंबोदराय० । शिवात्मजाय० । वक्रतुंडाय० । शूर्पकर्णाय० । कुब्जाय० । गणेशाय० । विघ्ननाशिने० । विकटाय० । वामदेवाय० । सर्वदेवाय० । सर्वार्तिनाशिने० । विघ्नहर्त्रे० । धूम्राय० । सर्वदेवाधिदेवाय० । उमापुत्राय० । कृष्णपिंगलाय० । भालचंद्राय० । गणाधिपाय० । एकदंताय० ॥ २१ ॥ इत्येकविंशतिदूर्वाः पुष्पाणि वा समर्पयेत् ॥ १५ ॥

પછી એકવીશ નામવડે દૂર્વાથી અથવા તો પુષ્પથી પૂજા કરવી. 'ॐ गजाननाय नमः' ત્યાંથી લઇ 'एकदन्ताय नमः' ત્યાં સુધી એકવીશ નામમંત્રવડે ગણપતિને દૂર્વા અથવા પુષ્પો ચડાવવાં.[१५]

अथांगपूजा–संकष्टनाशिने नमः पादौ पू०, स्थूलजंघाय० जंघे पू०, एकदंताय० जानुनी पू०, आखुवाहनाय० ऊरू पू०, हेरंबाय० कटी० पू०, लंबोदराय० उदरं पू०, गणाध्यक्षाय० हृदयं पू०, स्थूलकंठाय० कंठं पू०, स्कंदाग्रजाय० स्कंधौ पू०, परशुहस्ताय० हस्तौ० पू०, गजवक्त्राय वक्त्रं पू०, सर्वेश्वराय० शिरः पू०, संकष्टनाशिने० सर्वांगं पूजयामि ॥ १६ ॥

અંગપૂજા–'संकष्टनाशिने नमः' એ મંત્રથી પગની પૂજા કરવી, 'स्थूलजंघाय नमः' એ મંત્રથી પીંડીની, 'एकदन्ताय नमः' એ મંત્રથી ધુટણની, 'आखुवाहनाय नमः' થી સાથળની, 'हेरंबाय नमः' થી કેડની, लंबोदराय नमः' થી પેટની, 'गणाध्यक्षाय नमः' થી હૃદયની, 'स्थूलकंठाय नमः'થી કંઠની, 'स्कंदाग्रजाय नमः'થી સ્કંધની, 'परशुहस्ताय नमः'થી હાથની, 'गजवक्त्राय नमः' થી મુખની, 'सर्वेश्वराय नमः' થી મસ્તકની અને 'संकष्टनाशिने नमः' એ મંત્રથી સર્વાંગની પૂજા કરવી.[१६]

अथावरणपूजा–गणाधिपाय० उमापुत्राय० अघनाशिने० हेरंबाय० लंबोदराय० गजवक्त्राय० एकदंताय० धूम्रकेतवे० भालचंद्राय० ईशपुत्राय० इभवक्त्राय० मूषकत्रा० कुमारगुरवे० संकष्टनाशिने० ॥ इति प्रथमावरणम् ॥१॥ विघ्नगणपतये० वीरगणपतये० शूर्पकर्णगणपतये० प्रसादगणपतये० वरदगणपतये० इंद्रगणपतये० एकदंतगणपतये० लंबोदरगणपतये० क्षिप्रगणपतये० सिद्धिगणपतये० ॥ द्वितीयावरणम् ॥२॥ रामाय० रमेशाय० वृषांकाय० रतिप्रियाय० पुष्पबाणाय० महेश्वराय० वराहाय० श्रीसदाशिवाय० ॥ तृतीयावरणम् ॥ ३ ॥ आदित्याय० चंद्राय० कुजाय० बुधाय० बृहस्पतये० शुक्राय० शनैश्चराय० केतवे० सिद्ध्यै० समृद्ध्यै० कान्त्यै० मदनरत्यै० मदद्राविण्यै० वसुमत्यै० वैनायक्यै० ॥ चतुर्थावरणम् ॥ ४ ॥ इंद्राय० अग्नये० यमाय० निर्ऋतये० वरुणाय० वायवे० सोमाय० ईशाय० ॥ पंचमावरणम् ॥ ५ ॥ १७ ॥

આવરણ પૂજા–'गणाधिपाय नमः' ત્યાંથી લઇ 'संकष्टनाशिने०' ત્યાં સુધી સર્વના અંતમાં નમઃ પદ લગાડી પ્રથમાવરણની પૂજા કરવી. 'विघ्नगणपतये०' ત્યાંથી લઇ 'क्षिप्रगणपतये०' ત્યાં સુધી સર્વના અંતમાં નમઃ પદ લગાડી, બીજા આવરણની પૂજા કરવી. 'रामाय नमः' ત્યાંથી આરંભી 'श्रीसदाशिवाय नमः' ત્યાં સુધી ત્રીજા આવરણની પૂજા કરવી. आदित्याय०' ત્યાંથી લઇ 'वैनायक्यै०' ત્યાં સુધી નમઃ પદ અંતમાં લગાડી ચોથા આવરણની પૂજા કરવી. 'इंद्राय नमः' ત્યાંથી લઇ 'ईशाय नमः' ત્યાં સુધી પાંચમા આવરણની પૂજા કરવી.[१७]

अथ पत्रपूजा–गणाधिपाय० पाचीप० ॥ सुमुखाय० भृंगीराजप० ॥ उमापुत्राय० बिल्वप०॥गजवक्त्राय० श्वेतदूर्वाप० ॥ लंबोदराय० बदरीप० ॥ हरसूनवे० धत्तूरप०॥ गुहाग्रजाय० तुलसीप० ॥ गजकर्णाय० अपामार्गप० ॥ एकदंताय० बृहतीप० ॥ इभवक्त्राय० शमीप० ॥ मूषकवाहनाय० करवीरप० ॥ विनायकाय० वेणुप० ॥ कपिलाय० अर्कप० ॥ भिन्नदंताय० अर्जुनप० ॥ पत्नीहिताय० विष्णुक्रांताप० ॥ बटवे० दाडिमीप० ॥ भालचंद्राय० देवदारुप० ॥ हेरंबाय० मरुप० ॥ सिद्धिदाय० सिंदुवारप० सुराग्रजाय० जातीप० ॥ विघ्नराजाय० केतकीप० ॥ इत्येकविंशतिपत्राणि ॥ अथ पुष्पपूजा–सुमुखाय० जातीपु० ॥ एकदंताय० शतपत्रपु० ॥ कपिलाय० यूथिकापु० ॥ गजकर्णाय० चंपकपु० ॥ लंबोदराय० कल्हारपु० ॥ विकटाय० केतकीपु० ॥ विघ्ननाशिने० बकुलपु० ॥ विनायकाय० जपापु० ॥ धूम्रकेतवे० पुन्नागपु० ॥ गणाध्यक्षाय० धत्तूरपु० ॥ भालचंद्राय० मातुलिंगपु० ॥ पत्नीहिताय० विष्णुक्रांतापु० ॥ उमापुत्राय० करवीरपु० ॥ गजाननाय० पारिजातपु० ॥ ईशपुत्राय० कमलपु० ॥ सर्वसिद्धिप्रदाय० गोकर्णिकापु० ॥ मूषकवाहनाय० कुमुदपु० कुमारगुरवे० तगरपु० ॥ दीर्घशुंडाय सुगंधिराजपु० ॥ इभवक्त्राय० अगस्तिपु० ॥ संकष्टनाशनाय० पाटलापु० ॥ इत्येकविंशति पुष्पाणि २१ ॥ १८ ॥

પછી પત્રવડે પૂજા કરવી. 'गणाधिपाय नमः' એ મંત્ર ભણી *પાચનાં પત્ર ચઢાવવાં. 'सुमुखाय नमः' એ મંત્રથી ભાંગરાનાં પત્ર ચઢાવવાં; 'उमापुत्राय नमः'થી બિલીપત્ર ચઢાવવાં. 'गजवक्त्राय नमः'થી ધોળી દૂર્વા ચઢાવવી; 'लम्बोदराय नमः'થી બોરડીનાં પત્ર ચઢાવવાં; 'हरसूनवे नमः'થી ધત્તૂરાનાં પત્ર ચઢાવવાં; 'गुहाग्रजाय नमः'થી તુલસી પત્ર ચઢાવવાં; 'गजकर्णाय नमः'થી અઘેડાનાં પત્ર ચઢાવવાં; 'एकदन्ताय नमः'થી ભોરિંગણીનાં પત્ર ચઢાવવાં; 'इभवक्त्राय नमः'થી ખીજડીનાં પત્ર ચઢાવવાં; 'मूषकवाहनाय नमः'થી કરવીર પત્ર ચઢાવવાં; 'विनायकाय नमः'થી વાંસનાં પત્ર ચઢાવવાં; 'कपिलाय नमः'થી આકડાનાં પત્ર

* એ નામનું ઝાડ છે.

ચઢાવવાં; 'भिन्नदन्ताय नमः'થી અર્જુનપત્ર ચઢાવવાં; 'पत्नीहिताय नमः'થી વિષ્ણુક્રાંતાપત્ર ચઢાવવાં; 'बटवे नमः' થી દાડિમપત્ર ચઢાવવાં; 'भालचन्द्राय नमः'થી દેવદારુ પત્ર ચઢાવવાં; 'हेरम्बाय नमः'થી મરુપત્ર ચઢાવવાં; 'सिद्धिदाय नमः'થી સિંદૂવાર પત્ર ચઢાવવાં; 'सुराग्रजाय नमः'થી જાતીનાં પત્ર ચઢાવવાં, અને 'विघ्नराजाय नमः' એ મંત્રથી કેવડાનાં પત્ર ચઢાવવાં. એ પ્રકારે એકવીશ જાતનાં પત્ર ચઢાવવાં. પછી પુષ્પપૂજા કરવી. 'सुमुखाय नमः' એ મંત્ર ભણી જાતીનાં પુષ્પ ચઢાવવાં. 'एकदन्ताय नमः'થી કમલ ચઢાવવું; 'कपिलाय नमः'થી જુઈ ચઢાવવી. 'गजकर्णाय नमः'થી ચમ્પાનાં પુષ્પ ચઢાવવાં; 'लम्बोदराय नमः'થી કલ્હાર પુષ્પ ચઢાવવાં; 'विकटाय नमः'થી કેવડાંના પુષ્પ ચઢાવવાં; 'विघ्ननाशिने नमः'થી બકુલપુષ્પ ચઢાવવાં; 'विनायकाय नमः'થી જપાપુષ્પ ચઢાવવાં; 'धूम्रकेतवे नमः'થી પુન્નાગનાં પુષ્પ ચઢાવવાં, 'गणाध्यक्षाय नमः'થી ધંતૂરાનાં પુષ્પ ચઢાવવાં; 'भालचन्द्राय नमः'થી માતુલિંગ પુષ્પ ચઢાવવાં, 'पत्नीहिताय नमः'થી વિષ્ણુક્રાંતાનાં પુષ્પ ચઢાવવાં, 'उमापुत्राय नमः'થી કરેણનાં પુષ્પ ચઢાવવાં, 'गजाननाय नमः'થી પારિજાતનાં પુષ્પ ચઢાવવાં, 'ईशपुत्राय नमः'થી કમલપુષ્પ ચઢાવવાં, 'सर्वसिद्धिप्रदाय नमः'થી ગોકર્ણિક પુષ્પ ચઢાવવાં, 'मूषकवाहनाय नमः'થી કુમુદ પુષ્પ ચઢાવવાં, 'कुमारगुरवे नमः'થી તગર પુષ્પ ચઢાવવાં, 'दीर्घशुण्डाय नमः'થી સુગન્ધિરાજ પુષ્પ ચઢાવવાં, 'इभवक्त्राय नमः'થી અગથીયાનાં પુષ્પ ચઢાવવાં અને 'संकष्टनाशनाय नमः' એ મંત્ર ભણી પાટલા પુષ્પ ચઢાવવાં. એ પ્રકારે એકવીશ જાતનાં પુષ્પોવડે પૂજા કરવી.[૧૮]

अथाष्टोत्तरशतनामपूजा—ॐ अस्य श्रीअष्टोत्तरशतविघ्नेश्वरदिव्यनामामृतस्तोत्रमन्त्रस्य गृत्समद ऋषिः ॥ गणपतिर्देवता ॥ अनुष्टुप् छंदः ॥ गंबीजम् ॥ नंशक्तिः ॥ मंकीलकम् ॥ श्रीगणपतिप्रसादसिद्ध्यर्थं पूजने वि० ॥ ॐकारपूर्वकाणि नामानि ॥ विनायकाय० विघ्नराजाय० गौरीपुत्राय० गणेश्वराय० स्कंदाग्रजाय० अव्ययाय० पूताय० दक्षाध्यक्षाय० द्विजप्रियाय० अग्निगर्वच्छिदे० इंद्रश्रीप्रदाय० वाणीबलप्रदाय० सर्वसिद्धिप्रदाय० । शर्वतनयाय० शिवप्रियाय० सर्वात्मकाय० सृष्टिकर्त्रे० देवानीकार्चिताय० शिवाय० शुद्धाय० बुद्धिप्रियाय० शांताय० ब्रह्मचारिणे० गजाननाय० द्वैमातुराय० मुनिस्तुत्याय० भक्तविघ्नविनाशनाय० एकदंताय० चतुर्बाहवे० चतुराय० शक्तिसंयुताय० लंबोदराय० शूर्पकर्णाय० हेरंबाय० ब्रह्मवित्तमाय० कालाय० ग्रहपतये० कामिने० सोमसूर्याग्निलोचनाय० पाशांकुशधराय० चंडाय० गुणातीताय० निरंजनाय० अकल्मषाय० स्वयंसिद्धाय० सिद्धार्चितपदांबुजाय० बीजपूरप्रियाय० अव्यक्ताय० वरदाय० शाश्वताय० कृतिने० विद्वत्प्रियाय० वीतभयाय० गदिने० चक्रिणे० इक्षुचापधृते० अब्जोत्पलकराय० श्रीशाय० श्रीपतिस्तुतिहर्षिताय० कुलाद्रिभृते० जटिने० चंद्रचूडाय० अमरेश्वराय० नागोपवीतिने० श्रीकंठाय० रामार्चितपदाय० व्रतिने० स्थूलकंठाय० त्रयीकर्त्रे० सामघोषप्रियाय० अग्रण्याय० पुरुषोत्तमाय० स्थूलतुंडाय० ग्रामण्ये० गणपाय० स्थिराय० वृद्धिदाय० सुभगाय० शूराय० वागीशाय० सिद्धिदायकाय० दूर्वाबिल्वप्रियाय० कांताय० पापहारिणे० कृतागमाय० समाहिताय० वक्रतुंडाय० श्रीपदाय० सौम्याय० भक्तकांक्षितदात्रे० अच्युताय० केवलाय० सिद्धिदाय० सच्चिदानंदविग्रहाय० ज्ञानिने० मायायुताय० दांताय० ब्रह्मिष्ठाय० भयवर्जिताय० प्रमत्तदैत्यभयदाय० व्यक्तमूर्तये० अमूर्तिकाय० पार्वतीशंकरोत्संगखेलनोत्सवलालसाय० समस्तजगदाधाराय० वरमूषकवाहनाय० हृष्टचित्ताय० प्रसन्नात्मने० सर्वसिद्धिप्रदायकाय० नमः ॥ १०८ ॥ अष्टोत्तरशतेनैवं नाम्ना विघ्नेश्वरस्य च । तुष्टाव शंकरः पुत्रं त्रिपुरं हंतुमुद्यतः ॥ यः पूजयेदनेनैव भक्त्या सिद्धिविनायकम् । दूर्वादलैर्बिल्वदलैः पुष्पैर्वा चंदनाक्षतैः । सर्वान्कामानवाप्नोति सर्वापद्भ्यः प्रमुच्यते ॥ इति श्रीभविष्योत्तरपुराणे विघ्नेश्वराष्टोत्तरशतदिव्यनामस्तोत्रं संपूर्णम् ॥ १९ ॥

પછી એકસો આઠ નામવડે નામપૂજા કરવી. આ ગણપતિના અષ્ટોત્તરશત દિવ્ય નામરૂપી અમૃતસ્તોત્ર મંત્રના ગૃત્સમદ ઋષિ, ગણપતિ દેવતા, અનુષ્ટુપ્ છંદ, गं બીજ, नं શક્તિ, मं કીલક, શ્રીગણપતિની પ્રીતિ માટે પૂજનમાં વિનિયોગ કરવો. 'ॐ'કારપૂર્વક અને નમઃપદ અંતમાં એટલે 'ॐ विनायकाय नमः' એ પ્રકારે 'विनायकाय नमः' ત્યાંથી આરંભી 'सर्वसिद्धिप्रदायकाय नमः' ત્યાં સુધી એકસો આઠ નામથી પૂજા કરવી. આ એકસો આઠ નામવડે ગણેશની સ્તુતિ કરી, ત્રણ પુર બાળવાને મહાદેવ સમર્થ થયા હતા. જે માણસ આ એકસો આઠ નામ મંત્ર ભણી દૂર્વા, બિલ્વપત્ર, પુષ્પ, ચન્દન અથવા અક્ષતવડે સિદ્ધિવિનાયકની પૂજા કરે, તે સર્વ વિપત્તિથી મુક્ત થાય છે અને તેના સર્વ મનોરથો સિદ્ધ થાય છે. એ પ્રમાણે ભવિષ્યોત્તરપુરાણમાં વિઘ્નેશ્વરનું અષ્ટોત્તર શત દિવ્ય નામરૂપી સ્તોત્ર કહેલું છે.[૧૯]

वनस्पतिरसोद्भूतं दशांगं गुग्गुलान्वितम् । गृहाणागुरुधूपं त्वं मया दत्तं विनायक । षत्पुरुषं० भवानीप्रियकर्त्रे० धूपं० ॥ २० ॥ घृताक्तवर्तिसंयुक्तं दीपं शक्तिप्रदायकम् । गृहाणेश मया दत्तं तेजोराशे जगत्पते । ब्राह्मणोस्य० रुद्रप्रियाय० दीपं० ॥२१॥ अन्नं चतुर्विधं स्वताम् ॥ भक्ष्यैर्नानाविधैर्युक्तान् मोदकान् घृतपाचितान् । गृहाण विघ्नराजेंद्र तिललड्डुसमन्वितान् । चंद्रमाम० विघ्ननाशिने० नैवेद्यं० ॥२२॥ फलानीमानि रम्याणि स्थापितानि तवाग्रतः । तेन मे सुफलावाप्तिर्भवेज्जन्मनि जन्मनि । संकष्टनाशिने० फलं० ॥ २३ ॥ पूगीफलं० नाभ्याआसी० सिद्धिदाय० तांबूलं०

॥ २४ ॥ पूजाफलं समृद्ध्यर्थं तवाग्रे स्वर्णमीश्वर । स्थापितं तेन मे प्रीतः पूर्णान्कुरु मनोरथान् । सत्यास्या० विघ्नेशाय० सुवर्णपुष्पं० ॥ २५ ॥ श्रिये जात इति नीराजनम्० ॥ २६ ॥

'હે વિનાયક ! દશાંગ ધૂપ કે જે વૃક્ષના રસથી ઉત્પન્ન થયેલો છે અને જેમાં ગુગળ તથા અગરુ છે તે આપને આપું છું ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'यत्पुरुषं०' એ મંત્રથી ભવાનીપ્રિયકર્ત્તાને નમસ્કાર કરી ધૂપ કરવો.[२०] 'હે ઈશ ! હે તેજોરાશે ! હે જગત્પતે ! શક્તિ આપનાર વાટ સહિત ઘીનો દીવો હું આપને આપું છું તે ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'ब्राह्मणोऽस्य०' એ મંત્રથી રુદ્રપ્રિયને નમસ્કાર કરી દીપ કરવો.[२१] 'अन्नं चतुर्विधं०' એ મંત્રથી, તથા 'હે વિઘ્નરાજેન્દ્ર ! ઘીમાં તળેલા લાડવા, બીજા નાના પ્રકારનાં અન્ન તથા તલના લાડવા આપને ધરું છું તે ગ્રહણ કરો,' એ મન્ત્ર તથા 'चन्द्रमा०' એ મન્ત્રથી વિઘ્નનાશીને નમસ્કાર કરી, નૈવેદ્ય ધરવું.[२२] 'હે દેવ ! મધુર ફલ આપની પાસે ધરું છું તેથી મને જન્મોજન્મમાં સફલ પ્રાપ્તિ થાઓ.' એ મન્ત્રથી સંકષ્ટનાશીને ફલ ધરવાં.[२३] "पूगीफलं०' એ મન્ત્ર તથા 'नाभ्या आसीत्०' એ મન્ત્રથી સિદ્ધિપ્રદને નમસ્કાર કરી તાંબૂલ આપવું.[२४] 'હે ઈશ્વર ! પૂજા ફલની સિદ્ધિ માટે આપની પાસે સુવર્ણ ધરું છું તેથી પ્રસન્ન થઈ આપ મારા મનોરથો પૂર્ણ કરો.' એ મંત્ર તથા 'सत्यास्या०' એ મન્ત્રથી વિઘ્નેશને નમસ્કાર કરી, સુવર્ણપુષ્પ ચઢાવવાં.[२५] 'श्रिये जात०' એ મંત્રથી વિઘ્નેશને નમસ્કાર કરી નીરાજન કરવું.[२६]

अथ दूर्वायुग्मार्पणम्—गणाधिपाय० दूर्वायुग्मंस० उमापुत्राय० दूर्वायुग्मं० अघनाशनाय० दूर्वायु० एकदंताय० दूर्वायु० इभवक्त्राय० दूर्वायु० विनायकाय० दूर्वायु० ईशपुत्राय० दूर्वायु० सर्वसिद्धिप्रदायकाय० दूर्वायु० कुमारगुरवे० दूर्वायु० श्रीगणराजाय० एकदूर्वांकुरं समर्पयामि ॥ गणाधिप नमस्तेऽस्तु उमापुत्राघनाशन । एकदंतेभवक्रेति तथा मूषकवाहन ॥ विनायकेशपुत्रेति सर्वसिद्धिप्रदायक। कुमारगुरवे तुभ्यं गणराज प्रयत्नतः ॥ एभिर्नामपदैर्नित्यं दूर्वायुग्मं समर्पयेत् ॥ २७ ॥ श्रीगणेशो वक्रतुंड उमापुत्रस्तथैव च । विघ्नराजः कामदश्च गणेश्वर इति स्मृतः ॥ जीमूतशक्तिरित्युक्तस्तथांजनसमप्रभः । योगिध्येयो दिव्यगुणो महाकाय इतीरितः ॥ ततश्च सिद्धिदः प्रोक्तो महोदर इति स्मृतः । गजवक्त्रः कर्मभीमस्ततः परशुधार्यपि ॥ करिकुंभो विश्वमूर्तिरुग्रतेजास्ततः परम् । लंबोदरस्ततः सिद्धिगणेशश्चैकविंशतिः ॥ नामानि रमणीयानि जपेदेभिश्च पूजयेत् । गणेशात्तस्य नश्यंति संकष्टानि महांत्यपि॥ महासंकष्टदग्धोऽहं गणेशं शरणं गतः । तस्मान्मनोरथं पूर्णं कुरु विश्वेश्वरप्रिय ॥ ततः स्वर्णमयं पुष्पं विघ्नेशाय निवेदयेत् ॥ प्रदक्षिणानमस्कारान्कृत्वा देवं क्षमापयेत् । यज्ञेन यज्ञ० संकष्टनाशनाय० पुष्पांजलिम् ॥ २८ ॥ नमोऽस्तु देवदेवेश भक्तानामभयप्रद । विघ्नानां नाशकर्त्रे च हरात्मज नमोऽस्तु ते । विघ्ननाशिने० नमस्कारान् ॥ २९ ॥ ततः—ॐ नमो हेरंब इति मूलमन्त्रं एकविंशतिवारं जपेत् ॥ ३० ॥

પછી બબ્બે દૂર્વા ચઢાવવી. 'गणाधिपाय नमः' એ પ્રકારે 'गणाधिपाय०' ત્યાંથી લઈ 'श्रीगणराजाय०' ત્યાં સુધી નામમન્ત્રવડે બબ્બે દૂર્વા ચઢાવવી. ગણાધિપ, ઉમાપુત્ર, અઘનાશન, એકદંત, ઇભવક્ત્ર, મૂષકવાહન, વિનાયક, ઈશપુત્ર, સર્વસિદ્ધિપ્રદાયક, કુમારગુરુ, અને ગણરાજ એટલાં નામોની અંતમાં નમઃ પદ લગાડી તે મન્ત્રોવડે બબ્બે દૂર્વા ચઢાવવી.[२७] શ્રીગણેશ, વક્રતુંડ, ઉમાપુત્ર, વિઘ્નરાજ, કામદ, ગણેશ્વર, જીમૂતશક્તિ, અંજનસમપ્રભ, યોગિધ્યેય, દિવ્યગુણ, મહાકાય, સિદ્ધિદ, મહોદર, ગજવક્ત્ર, કર્મભીમ, પરશુધારી, કરિકુમ્ભ, વિશ્વમૂર્તિ, ઉગ્રતેજા, લમ્બોદર અને સિદ્ધિગણેશ એ સુંદર એકવીશ નામોનો જપ કરવો અને તેની પૂજા કરવી, તેથી મોટાં સંકષ્ટ પણ દૂર થાય છે. હે વિશ્વેશ્વર ! હે પ્રિય ! મને મોટું સંકટ છે માટે હું આપને શરણે આવ્યો છું, તેથી મારાં સંકટ દૂર કરો અને મારા મનોરથો પૂર્ણ કરો એમ કહેવું. પછી ગણેશને સુવર્ણ પુષ્પ ચઢાવી, પ્રદક્ષિણા તથા નમસ્કાર કરી ક્ષમા માગવી. 'यज्ञेन यज्ञं०'એ મંત્રથી સંકષ્ટનાશનને નમસ્કાર કરી પુષ્પાંજલિ આપવી.[२८] 'હે દેવદેવેશ ! હે ભકતોને અભય આપનાર ! આપ કે જે વિઘ્નોનો નાશ કરનાર તથા મહાદેવના પુત્ર છો તેને વારંવાર નમસ્કાર કરું છું,' એ મંત્રથી નમસ્કાર કરવા.[२९] પછી 'ॐ नमो हेरंब०' એ મંત્રનો એકવીશ વખત જપ કરવો.[३०]

अथ गणेशायार्घ्यं दद्यात्—गणेशाय नमस्तुभ्यं सर्वसिद्धिप्रदायक । संकष्टहर मे देव गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ कृष्णपक्षे चतुर्थ्यां तु संपूजित विधूदये । क्षिप्रं प्रसीद देवेश गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ एताभ्यां मंत्राभ्यां संकष्टहरगणपतये नम इत्यर्घ्यद्वयं दद्यात् ॥ तिथीनामुत्तमे देवि गणेशप्रियवल्लभे। सर्वसंकष्टनाशाय गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ चतुर्थ्यै न० इदम० ॥ ३१ ॥ रोहिणीसहितचंद्रं पंचोपचारैः पूजयित्वा॥ क्षीरोदार्णवसंभूत लक्ष्मीबंधो निशाकर। गृहाणार्घ्यं मया दत्तं रोहिण्या सहितः शशिन् । रोहिणीसहितचंद्राय इदम० इत्यर्घ्यं दद्यात् ॥ गगनांगणसंदीप क्षीराब्धिमथनोद्भव । भाभासितदिगाभोग सोमराज नमोऽस्तु ते । चंद्राय नमस्कारः ॥ ३२ ॥

ત્યાર બાદ, 'હે દેવ ! આપ કે જે સર્વ સિદ્ધિને આપનાર તથા સંકષ્ટને હરનાર છો તેને નમસ્કાર કરું છું, તમે અર્ઘ્યનું ગ્રહણ કરો.' 'હે દેવેશ ! કૃષ્ણ પક્ષની ચોથને દિવસે ચંદ્રોદય વખતે આપનું પૂજન કરું છું માટે જલદી પ્રસન્ન થાઓ. અને અર્ઘ્યનું ગ્રહણ કરો,' એ બે મંત્રો ભણી નમસ્કાર કરી, સંકષ્ટહર ગણપતિને અર્ઘ્ય આપવો. 'હે દેવિ !

હે ચતુર્થી ! આપ કે જે ગણેશને વ્હાલાં છો, તેને નમસ્કાર કરું છું માટે અર્ઘ્ય ગ્રહણ કરો અને મારાં સંકટ દૂર કરો.' એ મંત્રથી ચતુર્થીને અર્ઘ્ય આપવો.[૩૧] પછી પંચોપચારથી રોહિણી તથા ચન્દ્રનું પૂજન કરવું. ત્યારબાદ 'હે શશિન્ ! હે ચન્દ્ર ! આપ ક્ષીરસમુદ્રના મથનથી ઉત્પન્ન થયેલા છો, લક્ષ્મીના ભાઈ છો, નિશાકર છો, હું આપ તથા રોહિણીને અર્ઘ્ય આપું છું તે ગ્રહણ કરો.' એ મંત્ર ભણી 'આ અર્ઘ્ય રોહિણી તથા ચન્દ્રનો છે, પણ મારો નથી,' એમ બોલી અર્ઘ્ય આપવો. 'હે ચન્દ્ર ! આપ કે જે આકાશમાં પ્રકાશ કરનાર છો, ક્ષીરસમુદ્રના મથનથી ઉત્પન્ન થયેલા છો, અને પોતાની કાંતિથી સર્વ દિશાઓને શોભાવો છો, તેને નમસ્કાર કરું છું.' એ મંત્રથી ચન્દ્રને નમસ્કાર કરવા.[૩૨]

ततः आचार्यं संपूज्य वायनं दद्यात्—मोदकान्सफलान्पंच दक्षिणाभिः समन्वितान्। गृहाण त्वं द्विजश्रेष्ठ व्रतस्य परिपूर्तये। वायनम् ॥३३॥ प्रतिमां गुरवे दद्यादाचार्याय सदक्षिणाम्। वस्त्रकुंभसमायुक्तामादौ मन्त्रमिमं जपेत् ॥ गणेशस्य प्रसादेन मम संतु मनोरथाः। तुभ्यं संप्रददे विप्र प्रतिमां तु गजाननीम् ॥ इष्टकामार्थसिद्ध्यर्थं पुत्रपौत्रप्रवर्धिनीम्। गणाधिराज देवेश विघ्नराज विनायक। तव मूर्तिप्रदानेन प्रसन्नो भव सर्वदा ॥ इति कलशप्रतिमादानमन्त्रः ॥ ३४ ॥ अथ प्रतिग्रहमन्त्रः—गणेशः प्रतिगृह्णाति गणेशो वै ददाति च। गणेशस्तारकोभाभ्यां गणेशाय नमो नमः ॥ संसारपीडाव्यथितं सदा मां कष्टाभिभूतं सुमुख प्रसीद। त्वं त्राहि मां नाशय कष्टसंघान्नमो नमः कष्टविनाशनाय ॥ इति प्रार्थना ॥ ३५ ॥ यदुद्दिश्य कृतं तेऽद्य यथाशक्ति प्रपूजनम्। संकष्टं हर मे देव उमासुत नमोऽस्तु ते। इति नमस्कारः। इति पूजाविधिः ॥ ३६ ॥

પછી આચાર્યની પૂજા કરી 'હે દ્વિજશ્રેષ્ઠ પાંચ લાડવા—જે ફલ તથા દક્ષિણાસહિત છે તેનું વાયન આપને આપું છું, જેથી મારું વ્રત પૂર્ણ થાય,' એ મંત્રથી વાયન આપવું.[૩૩] પછી ગણેશની પ્રસન્નતાથી મારા મનોરથો સિદ્ધ થાઓ. 'હે મહારાજ! ગણપતિની મૂર્તિ કે, જે પુત્ર તથા પૌત્રની વૃદ્ધિ કરનાર છે, તે મૂર્તિ સર્વ કામના સિદ્ધ થવા માટે આપને આપું છું. હે ગણાધિરાજ ! હે દેવેશ ! હે વિઘ્નરાજ ! હે વિનાયક ! આપની મૂર્તિનું દાન કરવાથી આપ પ્રસન્ન થાઓ.' એ મંત્રો ભણી ગણેશની મૂર્તિ, કુંભ, વસ્ત્ર તથા દક્ષિણા આચાર્યને આપવી.[૩૪] પ્રતિગ્રહ મંત્ર—'ગણેશ પ્રતિગ્રહ કરે છે, ગણેશ દાન આપે છે, અને ગણેશ તારનાર છે માટે ગણેશને નમસ્કાર કરું છું,' પછી 'હે સુમુખ ! હે ગણેશ ! આપ કે જે કષ્ટનો નાશ કરનાર છો તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું, માટે હું જે સંસારનાં દુઃખથી પીડાઉં છું અને સંકટમાં ડૂબેલો છું તેનું રક્ષણ કરો; અને સંકટનો નાશ કરો.' એવી રીતે પ્રાર્થના કરવી.[૩૫] 'હે પાર્વતીપુત્ર ! આપને નમસ્કાર કરું છું. જે ઇચ્છાથી મેં આપનું યથાશક્તિ પૂજન કરેલું છે તે પૂર્ણ કરો અને મારાં સંકટનો નાશ કરો,' એ મંત્રથી નમસ્કાર કરવા, એવી રીતે પૂજા કરવી.[૩૬]

अथ कथा ॥ सूत उवाच—अरण्ये वर्तमानं तं पांडुपुत्रं युधिष्ठिरम्। सबांधवं सुखासीनं प्रययौ व्यास आदरात् ॥१॥ तं दृष्ट्वा मुनिशार्दूलं व्यासं प्रत्याययौ नृपः। मधुपर्कं च सार्घ्यं स दत्वा तस्मै ह्युवाच तम् ॥२॥ युधिष्ठिर उवाच—अद्य मे सफलं जन्म भवतागमने कृते। यत्संकष्टं हि संजातं वने मम निवासिनः ॥ ३ ॥ तत्सर्वं विलयं यातं भवतो दर्शनेन हि। आत्मानं साधु मन्येऽहं राज्यतृष्णापराङ्मुखम् ॥ ४ ॥ दुःखितं मां पुनः स्वामिन् राज्यभ्रष्टं वने स्थितम्। एते भीमादयः सर्वे बांधवा व्यथयंति भो ॥५॥ दुराधर्षाः सुवीर्या हि मच्छासनविधौ रताः। इयं तु द्रौपदी साध्वी राजपुत्री पतिव्रता ॥ ६ ॥ राज्योपभोगयोग्या साप्यत्र दुःखोपभोगिनी। मया च किं कृतं व्यास पूर्वं कष्टानुजीविना ॥ ७ ॥ दायादैर्लुंठितं राज्यं द्यूतच्छद्मपरैस्तथा। पराजिता वयं ब्रह्मन्सुहृद्भिर्बंधुभिस्तथा ॥ ८ ॥ वनं प्रस्थापिता दूतैरिदमूचुस्तथैव च। कुर्वंतु गमनं शीघ्रं वनाय भवदादयः ॥ ९ ॥ इत्थं निराकृताः स्वामिन्यदा तद्वनमागताः। अहं तदाप्रभृत्यहान्न द्रक्ष्यामि भवादृशान् ॥१०॥ यद्यस्ति व्रतमेकं हि सर्वसंकष्टनाशनम्। तद्व्रतं कथय ब्रह्मन्ननुग्राह्योऽस्मि सुव्रत ॥ ११ ॥ इत्युक्तवंतं राजानं सर्वसंकष्टनाशनम्। उवाच प्रीणयन्व्यासो धर्मज्ञं व्रतमुत्तमम् ॥ १२ ॥

સૂત કહે છે—પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિર, પોતાના ભાઇઓ તથા સ્ત્રી સહિત વનમાં સુખથી રહેતા હતા. તેને મળવા માટે વ્યાસ વનમાં ગયા.[૧] મુનિઓમાં શ્રેષ્ઠ વેદવ્યાસને આવતા જોઈ, યુધિષ્ઠિર રાજા તેની સામે ગયા. પછી તેને આસન ઉપર બેસારી અર્ઘ્ય તથા મધુપર્ક આપી કહેવા લાગ્યા;[૨] 'હે મહારાજ ! આજ આપના પધારવાથી મારો જન્મ સફળ થયો છે. અને વનમાં રહેવાથી મને જે કાંઈ દુઃખ હતું, તે સર્વ આપનાં દર્શનથી દૂર થયું છે. હે મહારાજ ! હું ધારું છું કે રાજ્યની તૃષ્ણા ન રાખવી એ ઉત્તમ છે;[૩-૪] પણ હું કે જે રાજ્યભ્રષ્ટ થવાથી દુઃખી થઈ ગયો છું તેને ભીમ, અર્જુન વગેરે ભાઇઓ, કે જે મોટા પરાક્રમી અને કોઇનાથી હારે તેવા નથી, છતાં પણ મારી તો આજ્ઞામાં વર્તે છે, તેમ જ પતિવ્રતા દ્રૌપદી જે સારા સ્વભાવવાળી અને રાજપુત્રી છે, માટે જ રાજ્યના સુખને યોગ્ય છતાં પણ, વનમાં દુઃખ વેઠે છે તેને જોઈ મને વિશેષ દુઃખ થાય છે. હે વ્યાસજી મહારાજ ! મેં પૂર્વજન્મમાં શું પાપ કર્યાં હશે, જે આ જન્મમાં ભોગવવાં પડે છે?[૫-૭] જુગટામાં કપટ કરી મારા ભાઇઓએ મારું રાજ્ય લુંટી લીધું, સંબંધી તથા મિત્રોએ અમારો પરાજય કર્યો.[૮] 'તમે

જલદી વનમાં જાઓ' એમ દૂતદ્વારા કહેવરાવી અમારા ભાઈઓએ અમારો તિરસ્કાર કર્યો, ત્યારે અમારે વનમાં આવી રહેવું પડ્યું. હે મહારાજ! વનમાં આવ્યા પછી આપ જેવા મહાત્માનાં મને દર્શન જ થયાં નથી;[૯–૧૦] માટે હે બ્રહ્મન્! મારી ઉપર અનુગ્રહ કરો અને જેથી સર્વ સંકષ્ટનો નાશ થાય, તેવું કોઈ વ્રત હોય તો કહો.[૧૧] એ પ્રકારે યુધિષ્ઠિરનાં વચન સાંભળી તેને પ્રસન્ન કરવા માટે વ્યાસે જેથી સર્વ સંકષ્ટનો નાશ થાય છે, તેવું ઉત્તમ વ્રત કહ્યું.[૧૨]

व्यास उवाच–नास्ति भूमंडले राजंस्त्वत्समो धर्मतत्परः। कथयामि व्रतं तेऽद्य व्रतानामुत्तमोत्तमम् ॥ १३ ॥ संकष्टनाशनं नित्यं शुभदं फलदं भुवि। यत्कर्तुः सर्वकार्याणां निष्पत्तिर्जायते ध्रुवम् ॥ १४ ॥ विद्यार्थी लभते विद्यां धनार्थी लभते धनम्। प्रोषिता या पुरंध्री च करोति व्रतमुत्तमम् ॥१५॥ ईप्सितं लभते सर्वं पतिना सह मोदते। संकष्टेऽपि यदा क्षिप्तो मानवो ग्रहपीडितः ॥ १६ ॥ साम्राज्ये दीक्षितो नित्यं मन्त्रिभिः परिवारितः। सुहृद्भिर्बंधुभिश्चैव तथा पुत्रैः समन्वितः ॥ १७ ॥ तस्य तु प्रियकर्त्री च पत्नी गुणवती प्रिया। नाम्ना रत्नावलीत्यासीत्पतिव्रतपरायणा ॥ १८ ॥ तयोः परस्परं प्रीतिरभवच्च गुणाश्रया। कदाचिद्दैवयोगेन हृतं राज्यं च वैरिभिः॥१९॥ कोशो बलं चापहृतं विध्वस्तो बंधुभिः सह। रत्नावल्या तया साध्व्या निर्गतो भूमिवल्लभः ॥ २० ॥ वने क्षुधार्तः कृशितो ह्येकवासास्तृषार्दितः। इतस्ततश्चरन्राजन्नातपेनातिपीडितः ॥ २१ ॥ एकाकी वनमासाद्य पत्न्या सार्द्धं युधिष्ठिर। सूर्ये चास्ताचलं याते अरण्ये च शिवार्दिते ॥२२॥ व्याघ्राश्च चुकुशुस्तत्र पर्जन्योऽपि ववर्ष ह। कंटकैः क्लेशिता राज्ञी दुःखदाक्रंदपीडिता ॥ २३ ॥ तां विलोक्य नृपश्रेष्ठो दुःखेनैव तु पीडितः। ततः प्रभातसमये मार्कंडेयं महामुनिम् ॥ २४ ॥ ददर्श राजा तत्रैव विस्मयाविष्टमानसः। उपगम्य शनैस्तं तु दंडवत्पतितो भुवि ॥ २५ ॥ अब्रवीद्वचनं राजा मार्कण्डेयं महामुनिम्। किं कृतं हि मया स्वामिन् दुष्कृतं कथयस्व तत् ॥ २६ ॥ केन कर्मविपाकेन राज्यलक्ष्मीः पराङ्मुखी।

વ્યાસ કહે છે–હે રાજન્! તમારા જેવો ધર્મિષ્ઠ રાજા ભૂતલમાં કોઈ પણ નથી, માટે સર્વ વ્રતમાં ઉત્તમ વ્રત કહું છું તે સાંભળો.[૧૩] એ વ્રત કરવાથી સર્વ સંકષ્ટ દૂર થાય છે, શુભ થાય છે, ફળની પ્રાપ્તિ થાય છે અને સર્વ કાર્યો સિદ્ધ થાય છે, એમાં સંશય નથી.[૧૪] એ વ્રત કરવાથી વિદ્યા ઇચ્છનારને વિદ્યા મળે છે, ધન ઇચ્છનારને ધન મળે છે, જેનો પતિ પરદેશ ગયો હોય, તે સ્ત્રી આ ઉત્તમ વ્રત કરે તો તેનો પતિ આવે છે અને તેની સાથે ઘણો આનંદ પામે છે. એ જ વ્રત કરવાથી એક મનુવંશી રાજાનું દુઃખ દૂર થયું હતું. એક મનુવંશી ચક્રવર્તી રાજા હતો. તેને પુત્ર, ભાઈઓ, સમ્બન્ધી અને મંત્રી વગેરે પરિવાર પુષ્કળ હતો.[૧૫–૧૭] તે રાજાને નિરંતર પતિવ્રતમાં પરાયણ અને ગુણવાળી રત્નાવલી નામની પ્રિયા હતી.[૧૮] રાજા તથા રાણી ગુણગ્રાહી હતાં, તેથી બન્નેને પરસ્પર ગાઢ પ્રીતિ હતી. એક દિવસે કમનસીબને લીધે તેનું રાજ્ય શત્રુઓએ હરી લીધું,[૧૯] તેમ જ ભંડાર લુંટી લઈ રાજાને પાયમાલ કર્યો, તેથી તે રાજા પોતાની પ્રિયા રત્નાવલીની સાથે વનમાં નીકળી ગયો.[૨૦] તેની પાસે માત્ર એક કપડું રહ્યું હતું. વનમાં તડકાથી પીડા પામતો તે રાજા ક્ષુધા તથા તૃષા વ્યાપવાને લીધે દુઃખી થઈ ગયો. તે પોતાની સ્ત્રીની સાથે વનમાં આડું અવળું ભટકવા લાગ્યો.[૨૧] હે યુધિષ્ઠિર! પ્રિયાની સાથે ભટકતાં ભટકતાં સૂર્યાસ્ત થયો. ત્યારે શિયાળવાં શબ્દ કરવા લાગ્યાં,[૨૨] વાઘ તથા સિંહ ગર્જના કરવા લાગ્યા અને કમનસીબે વર્ષાદ પણ પોતાની તક ચૂક્યો ન હતો. તેવા ભયંકર દેખાવથી ડરતી તથા પગમાં કાંટા ભાંગવાથી દુઃખી થઈ ગયેલી રાણીને જોઈ, રાજાના અંતઃકરણમાં પણ દુઃખ થયું. જેમ તેમ રાત્રિ નીકળી અને પ્રાતઃકાળ થયો, ત્યાં માર્કંડેય ઋષિ કે જે મુનિમાં શ્રેષ્ઠ છે તે નજરે પડ્યા. એટલે વિસ્મય પામેલા રાજાએ તેની પાસે જઈ પૃથ્વીપર દંડની પેઠે પડી પ્રણામ કર્યા,[૨૩–૨૫] અને કહ્યું કે, 'હે સ્વામિન્! મેં શું મોટું પાપ કર્યું હશે? અને આ કયા કર્મનો પરિપાક આવી પડ્યો? કે જેથી મારી રાજ્યલક્ષ્મી નાશ પામી.'

मार्कंडेय उवाच–शृणु राजन्प्रवक्ष्यामि यत्कृतं पूर्वजन्मनि ॥ २७ ॥ पूर्वं हि लुब्धकश्चासीर्गतोऽसि गहनं वनम्। मृगशार्दूलशशकान् विनिघ्नन्परितो वने ॥ २८ ॥ तस्मिन्रात्रौ भ्रमन् राजंश्चतुर्थ्यां माघकृष्णके। दृष्टं शुभं च कृष्णायास्तटाकं पृथुनिर्मलम् ॥ २९ ॥ तत्तीरे नागकन्यानां समूहं रक्तवाससाम्। गणेशं पूजयंतीनां दृष्टवान्निरतं व्रते ॥ ३० ॥ उपगम्य शनैस्तत्र पृष्टास्तास्तु त्वया विभो। आर्याः किमेतन्मे सर्वं कथयध्वं हि तत्त्वतः ॥ ३१ ॥

માર્કંડેય મુનિ કહે છે–હે રાજન્! પૂર્વ જન્મમાં તમે જે પાપ કરેલું છે, તે હું કહું છું તે સાંભળો.[૨૬–૨૭] પૂર્વ જન્મમાં તમે પારધી હતા. તે એક દિવસે ઘોરવનમાં ગયા. ત્યાં તમે મૃગલાં, વાઘ, શશલાં અને બીજાં પણ કેટલાંક જાનવરો માર્યાં.[૨૮] હે રાજન્! માઘ વદિ ચોથની તે રાત્રિમાં ફરતા ફરતા યમુનાજીના મનોહર કિનારા ઉપર આવ્યા.[૨૯] ત્યાં નાગકન્યાઓ, કે જેમણે લાલ કપડાં પહેરેલાં હતાં અને જેઓ ગણેશનું વ્રત કરી તેની પૂજા કરતી હતી તેમને જોઈ,[૩૦] તેઓની પાસે જઈ ધીરેથી તમે પૂછ્યું કે, 'હે સ્ત્રીઓ! તમે આ શું કરો છો? મને ખરેખરું કહો.'[૩૧]

नागकन्या ऊचुः–पूजयामो गणपतिं व्रतं सिद्धिप्रदायकम्। शांतिदं पुष्टिदं नित्यं सर्वव्याधिविनाशनम् ॥३२॥

पुनः पृष्टं त्वया तत्र किं दानं पूज्यतेऽत्र कः । स्त्रिय ऊचुः—यदा चोत्पद्यते भक्तिर्माघे मासि गणाधिपम् ॥३३॥ कृष्णायां च चतुर्थ्यां वै रक्तपुष्पैः प्रपूजयेत् । धूपैर्दीपैश्च नैवेद्यैरन्यैर्भक्तिसमाहृतैः ॥ ३४ ॥ विविधान्मोदकान्कृत्वा पूरिका घृतपाचिताः। नैवेद्यं षड्रसं सर्वं गणेशाय निवेदयेत् ॥ ३५ ॥ ततो गृहीत्वा राजेंद्र त्वया संकष्टनाशनम् । व्रतं कृतं भक्तिपूर्वं सांगं तस्य प्रभावतः ॥ ३६ ॥ अभवद्धनधान्यं ते पुत्रपौत्रसमन्वितम् । कस्मिंश्चित्समये राजन् धनमत्तेन सिद्धिदम् ॥ ३७ ॥ विस्मृतं तद्व्रतं नैव कृतं यत्नेन भूतिदम् । ततः प्राप्तं हि पंचत्वमायुषोऽन्ते त्वया विभो ॥ ३८ ॥ तत्प्रभावाद्राजकुले विशाले प्राप्तमुत्तमम्। त्वया जन्म नृपश्रेष्ठ राज्यं प्राप्तं तथा विभो ॥ ३९ ॥ सुहृन्मित्रप्रियापुत्रः प्राप्तोऽसि विपुलं वसु । कृतात्रज्ञा व्रतस्यांतस्तत्प्राप्तं फलमीदृशम् ॥ ४० ॥ राजोवाच—अधुना क्रियते स्वामिन्कथ्यतां मम सुव्रतम्। यत्कृत्वा सकलं राज्यं प्राप्यते च मया पुनः ॥ ४१ ॥ ऋषिरुवाच—व्रतसंकल्पमाशु त्वं कुरु चादौ नृपोत्तम । प्राप्स्यसि त्वं हि राज्यं च संदेहं मा कुरु प्रभो ॥ ४२ ॥ इत्युक्त्वा स मुनिश्रेष्ठो ह्यंतर्धानमगात्ततः । मुनेस्तद्वचनं श्रुत्वा व्रतसंकल्पमातनोत् ॥ ४३ ॥ राजाकरोन्मुनिप्रोक्तं सकलं तद्व्रतं शुभम्। आयाताः सकलास्तस्य मन्त्रिभृत्याश्च सैनिकाः ॥ ४४ ॥ समाययौ नृपश्रेष्ठस्तत्क्षणात्स्वयमेव हि । लब्ध्वा स्वकीयं राज्यं च गणेशस्य प्रसादतः ॥ ४५ ॥ बुभुजे मेदिनीं राजा पुत्रपौत्रसमन्वितः । तस्मात्त्वमपि राजेंद्र कुरु संकष्टनाशनम् ॥ ४६ ॥ व्रतं सिद्धिप्रदं नृणां स्त्रीणां चैव विशेषतः। युधिष्ठिर उवाच—सविस्तरं व्रतं ब्रूहि कृपया कष्टनाशनम् ॥ ४७ ॥

નાગકન્યાઓ બોલી—ગણપતિનું વ્રત કે જે સિદ્ધિને આપનાર છે, શાન્તિ આપનાર છે, પુષ્ટિ આપનાર છે અને સર્વ વ્યાધિનો નાશ કરનાર છે, તે અમે કરીએ છીએ.[૩૨] ત્યારે તમે પૂછ્યું કે, એ વ્રતમાં શું દાન કરવું? તથા કોની પૂજા કરવી? ત્યારે તે સ્ત્રીઓએ કહ્યું કે, જ્યારે ભક્તિ ઉત્પન્ન થાય ત્યારે માઘ વદિ ચોથને દિવસે લાલ પુષ્પો, ધૂપ, અને દીપવડે ભક્તિથી ગણપતિની પૂજા કરવી. નાના પ્રકારના મોદક, ઘીમાં તળેલી પૂરી તથા બીજાં પણ જૂદી જૂદી જાતનાં છ રસવાળાં નૈવેદ્ય ગણપતિને ધરવાં.[૩૩–૩૫] એ પ્રકારનાં તે સ્ત્રીઓનાં વચનો સાંભળીને, હે રાજા! તમે પણ ભક્તિથી વિધિ પ્રમાણે સંકષ્ટ ચતુર્થીનું વ્રત કર્યું. તેના પ્રભાવથી તમને ધન ધાન્યની સમૃદ્ધિ મળી તથા પુત્ર પૌત્ર વગેરે પરિવારની વૃદ્ધિ થઈ. પછી એક દિવસે ધનના મદથી તમે ગણપતિનું વ્રત કે જેના પ્રભાવથી સિદ્ધિ અને સમૃદ્ધિ પ્રાપ્ત થઈ હતી તે ભૂલી ગયા. પછી જ્યારે આયુષ્ય પૂરું થયું ત્યારે તમે મરણ પામ્યા,[૩૬–૩૮] અને તે વ્રતના પ્રભાવથી આ જન્મમાં તમારો મોટા રાજાના કુળમાં જન્મ થયો. વ્રતપ્રભાવથી સમૃદ્ધિ તથા આ રાજ્ય મળ્યું તથા સ્નેહિવર્ગ, સ્ત્રી, મિત્ર અને પુત્ર વગેરે પરિવારની વૃદ્ધિ થઈ, પણ તમે જે વ્રતની અવજ્ઞા કરી હતી–ભૂલી ગયા હતા, તેના દોષથી તમને આવું દુઃખ વેઠવું પડે છે.[૩૯–૪૦] રાજા કહે છે–હે મહારાજ! હું હમણાં જ એ વ્રત કરીશ, માટે મને એ વ્રત બતાવો કે જે કરવાથી મને સઘળું રાજ્ય ફરીથી મળે.[૪૧] ઋષિ કહે છે–હે નૃપોત્તમ! પ્રથમ તો તમે જલદી સંકષ્ટ ચતુર્થીના વ્રતનો સંકલ્પ કરો, જેથી ફરીથી તમને રાજ્ય મળશે એમાં સંદેહ નથી.[૪૨] એટલું કહી ઋષિરાજ અંતર્ધાન થઈ ગયા. પછી રાજાએ મુનિના કહેવા પ્રમાણે વ્રતનો સંકલ્પ કરી, વિધિથી સંકષ્ટ ચતુર્થીનું વ્રત કર્યું. તેના પ્રભાવથી તત્કાલ (શત્રુ) રાજા, મંત્રી તથા સૈન્ય વગેરે એ રાજાને શરણે આવ્યા. એ પ્રકારે ગણેશના પ્રસાદથી તે રાજાને પોતાનું રાજ્ય મળ્યું અને તે પુત્રપૌત્ર સાથે રાજ્યસુખ ભોગવવા લાગ્યો. માટે હે યુધિષ્ઠિર! તમે પણ જે સ્ત્રી તથા પુરુષોને સર્વ સિદ્ધિ આપનાર છે અને સંકષ્ટનો નાશ કરનાર છે, તે સંકષ્ટ ચતુર્થીનું વ્રત કરો. યુધિષ્ઠિર બોલ્યા–હે મહારાજ! કૃપા કરીને કષ્ટનો નાશ કરનારું તે વ્રત વિસ્તારથી કહી સંભળાવો.[૪૩–૪૭]

व्यास उवाच— यदा संक्लेशितो राजन् दुःखैः संकष्टदारुणैः। पुमान्कृष्णचतुर्थ्यां तु तदा पूज्यो गणाधिपः ॥४८॥ श्रावणे बहुले पक्षे चतुर्थी स्याद्विधूदये । तस्मिन्दिने व्रतं ग्राह्यं संकष्टाख्यं युधिष्ठिर ॥ ४९ ॥ माघे वा कृष्णपक्षे तु चतुर्थी स्याद्विधूदये । तस्मिन्दिने व्रतं ग्राह्यं संकष्टाख्यं नृपोत्तम ॥ ५० ॥ प्रातःशुचिर्भवेत्सम्यग्दंतधावनपूर्वकम्। निराहारोऽद्य देवेश यावच्चंद्रोदयो भवेत् ॥ ५१ ॥ भोक्ष्यामि पूजयित्वाऽहं गणेशं शरणं गतः । कृत्वैवमादौ संकल्पं स्नात्वा शुक्लतिलैः शुभैः ॥५२॥ आह्निकं तु विधायैवं पूजां च कुरु सुव्रत । यथाशक्त्या तु सौवर्णीं प्रतिमां च विधाय च ॥ ५३ ॥ सौवर्णे राजते ताम्रे मृन्मये वाथ शक्तितः। कुंभे पुष्पैः फलैः पूर्णे देवं तत्रैव विन्यसेत् ॥ ५४ ॥ शुभे देशे न्यसेत्कुंभं वस्त्रं तत्र निधाय च । पद्ममष्टदलं कृत्वा गंधाद्यैः पूजयेत्ततः ॥ ५५ ॥ रक्तपुष्पैश्च धूपैश्च एभिर्नामपदैः पृथक्। आवाहनं गणेशाय आसनं विघ्ननाशिने ॥ ५६ ॥ पाद्यं लंबोदरायेति अर्घ्यं चंद्रार्धधारिणे। विश्वप्रियायाचमनं स्नानं च ब्रह्मचारिणे ॥५७॥ वक्रतुंडायोपवीतं वस्त्रं सर्वप्रदाय च। चंदनं रुद्रपुत्राय पुष्पं च गुणशालिने ॥ ५८ ॥ भवानीप्रियकर्त्रे च धूपं दद्याद्यथाविधि । दीपं रुद्रप्रियायेति नैवेद्यं विघ्नवाशिने ॥५९॥ तांबूलं सिद्धिदायेति फलं संकष्टनाशिने। इति नामपदैः पूजां कृत्वा मासयमान् शृणु ॥ ६० ॥

વ્યાસ કહે છે–હે રાજન્! જ્યારે મનુષ્યને દારુણ સંકટ આવી પડે ત્યારે વદિ ચોથને દિવસે ગણપતિનું પૂજન

કરવું.[૪૮] હે યુધિષ્ઠિર ! શ્રાવણ માસના કૃષ્ણ પક્ષમાં જે દિવસે ચંદ્રોદય વખતે ચતુર્થી હોય, તે દિવસે સંકષ્ટ ચતુર્થીના વ્રતનું ગ્રહણ કરવું.[૪૯] અથવા માઘ માસના કૃષ્ણ પક્ષમાં ચંદ્રોદય વખતે જે દિવસે ચોથ હોય, તે દિવસે તે વ્રતનું ગ્રહણ કરવું.[૫૦] હે યુધિષ્ઠિર ! પ્રાત:કાલમાં દાતણ કરી પવિત્ર થઇ, ચંદ્રોદય થાય ત્યાં સુધી નિરાહાર (ભૂખ્યું) રહેવું,[૫૧] પ્રથમ 'ગણેશને શરણે જઇ તેની પૂજા કરી ભોજન કરીશ,' એમ સંકલ્પ કરી, સુંદર ધોળા તલવડે સ્નાન કરી નિત્યકર્મ કરી પૂજા કરવી. યથાશક્તિ ગણપતિની સોનાની મૂર્તિ કરાવવી.[૫૨-૫૩] શક્તિઅનુસાર સોના, રૂપા, ત્રાંબા, વા માટીના ઘડામાં ફલ તથા પુષ્પ નાંખી તેની ઉપર ગણપતિને પધરાવવા.[૫૪] પછી પવિત્ર સ્થળમાં અષ્ટદલ પદ્મ કરી તેમાં ઘડાની સ્થાપના કરી, તેપર વસ્ત્ર ઢાંકી, ગંધ, લાલપુષ્પ, ધૂપ અને દીપવડે ગણપતિની પૂજા કરવી તથા ગણપતિના નામથી જૂદી જૂદી પૂજા કરવી. પ્રથમ ગણેશનું નામ લઇ 'गणेशाय नमः' એ પ્રમાણે કહી આવાહન કરવું. 'विघ्ननाशिने नमः' એમ કહી આસન આપવું. 'लंबोदराय नमः' એમ કહી પાદ્ય આપવું. 'चंद्रार्धधारिणे नमः' એમ કહી અર્ધ્ય આપવો. 'विश्वप्रियाय नमः' એમ કહી આચમન કરાવવું, 'ब्रह्मचारिणे नमः' એમ કહી સ્નાન કરાવવું. 'वक्रतुंडाय नमः' એમ કહી ઉપવીત આપવું. 'सर्वप्रदायकाय नमः' એમ કહી વસ્ત્ર આપવું. 'रुद्रपुत्राय नमः' એમ કહી ચંદન આપવું. 'गुणशालिने नमः' એમ કહી પુષ્પો આપવાં. 'भवानीप्रियकर्त्रे नमः' એમ કહી ધૂપ કરવો. 'रुद्रप्रियाय नमः' એમ કહી દીપ કરવો. 'विघ्ननाशिने नमः' એમ કહી નૈવેદ્ય કરવું. 'सिद्धिदाय नमः' એમ બોલી તાંબૂલ આપવાં, અને 'संकष्टनाशिने नमः' એમ કહી ફળ આપવું. એ પ્રકારે નામપૂજા કરવી. હવે માસના નિયમો સાંભળો.[૫૫-૬૦]

श्रावणे सप्तलड्डुकान्भक्ष्ये दधिभक्षणम् । आश्विने चोपवासं च कार्तिके दुग्धपानकम् ॥ ६१ ॥ मार्गशीर्षे निराहारं पौषे गोमूत्रपानकम् । तिलांश्च भक्षयेन्माघे फाल्गुने घृतशर्कराम् ॥ ६२ ॥ चैत्रे मासि पंचगव्यं दूर्वारसं तु माधवे । ज्येष्ठे घृतं पलं भोज्यमाषाढे मधुभक्षणम् ॥६३॥ इति मासयमान् कृत्वा नरो मुच्येत संकटात् । भुञ्जीयाद्वा तथा सप्त ग्रासान्वा स्वेच्छया सुखम् ॥ ६४ ॥ अशक्तश्चेत्ततः सिद्धिर्भविष्यति न संशयः । एवं पूजा प्रकर्तव्या षोडशैरुपचारकैः ॥ ६५ ॥

શ્રાવણ માસમાં સંકષ્ટ ચતુર્થીને દિવસે સાત લાડવા ખાવા. ભાદરવા માસમાં દહી ખાવું. આશ્વિન માસમાં ઉપવાસ કરવો. કાર્તિક માસમાં દૂધ પીવું.[૬૧] માગશર માસમાં નિરાહાર રહેવું. પોષ માસમાં ગોમૂત્ર પીવું. માઘ માસમાં તલ ખાવા. ફાગણ માસમાં ઘી તથા સાકર ખાવી.[૬૨] ચૈત્ર માસમાં પંચગવ્ય પીવું. વૈશાખ માસમાં દૂર્વાનો રસ પીવો. જ્યેષ્ઠ માસમાં એક પલ ઘી ખાવું. આષાઢ માસમાં મધનું ભક્ષણ કરવું.[૬૩] એ પ્રકારે પ્રત્યેક માસમાં નિયમ પાળવાથી સંકટ દૂર થાય છે. ઉપર કહેલા માસના નિયમો પાળી ન શકાય તો સાત ગ્રાસ (કોળીયા) જમવાથી, અથવા ચિત્ત પ્રસન્ન રહે તેવી રીતે યથેચ્છ ભોજન કરવાથી પણ સિદ્ધિ થાય, એમાં સંશય નથી. એ પ્રકારે ષોડશોપચારે પૂજન કરવું.[૬૪-૬૫]

नाना भक्ष्यादिसंयुक्तमुपहारं प्रकल्पयेत् । मोदकान् कारयेद्राजंस्तिलजान्दशसंख्यकान् ॥ ६६ ॥ देवाग्रे स्थापयेत्पंच दश विप्राय दापयेत् । पूजयित्वा तु तं विप्रं भक्तिभावेन देववत् । दक्षिणां च यथाशक्त्या दत्वा पंचैव मोदकान् ॥ ६७ ॥ संसारपीडाव्यथितं हि मां सदा संकष्टभूतं सुमुख प्रसीद । त्वं त्राहि मां नाशय कष्टसंघानमो नमः कष्टविनाशनाय ॥ ६८ ॥ इति संप्रार्थ्य देवेशं चंद्रायार्घ्यं निवेदयेत् । ब्राह्मणान्भोजयेत्पश्चाद्गणेशप्रीतये सदा ॥ ६९ ॥ स्वयं भुञ्जीत पंचैव मोदकान्बंधुभिः सह । अशक्तौ त्वेकमन्नं वा भुञ्जीयाद्दधिना सह ॥ ७० ॥ अथवा भोजनं कार्यमेकवारं हि पांडव । भूमिशायी जितक्रोधो लोभदंभविवर्जितः । सोपस्करां च प्रतिमामाचार्याय निवेदयेत् ॥ ७१ ॥ गच्छ गच्छ सुरश्रेष्ठ स्वस्थाने परमेश्वर । व्रतेनानेन सुप्रीतो यथोक्तफलदो भव ॥ ७२ ॥ उद्यापनं प्रकर्तव्यं चतुर्थ्यां माघकृष्णके । गाणपत्यं सदाचारं सर्वशास्त्रविशारदम् ॥ ७३ ॥ आचार्यं वरयेदादौ यथोक्तविधिनार्चयेत् । एकविंशतिविप्रान्वै वस्त्रालंकारभूषणैः ॥ ७४ ॥ पूजयेद्गोहिरण्याद्यैर्मोदकैश्चैव होमयेत् । अष्टोत्तरसहस्रं तु शतं चाष्टाधिकं तथा ॥ ७५ ॥ अष्टाविंशतिरष्टौ वा वेदोक्तैस्तिलसर्पिषा । सपत्नीकं सुवर्णाद्यैर्गोभूवस्त्रादिभूषणैः ॥ ७६ ॥ छत्रं चोपानहौ दद्यात् कमंडलुगृहादिभिः । आचार्यं पूजयेद्राजन् गणेशस्य तु तुष्टये ॥ ७७ ॥

પછી નાના પ્રકારનાં નૈવેદ્ય કરવાં. તલના દશ લાડવા કરાવવા.[૬૬] તેમાંથી પાંચ ગણેશની પાસે ધરવા, અને યથાશક્તિ દક્ષિણા સહિત પાંચ લાડવા ભક્તિથી પૂજા કરી, બ્રાહ્મણને આપવા.[૬૭] પછી 'હે સુમુખ ! હે દેવ ! આપ કે જે સંકટનો નાશ કરો છો, તેને વારંવાર નમસ્કાર કરું છું, માટે હું જે સંસારનાં દુ:ખમાં ડૂબ્યો છું અને સંકટમાં પડ્યો છું તેનું રક્ષણ કરો અને સંકટનો નાશ કરો.'[૬૮] એ પ્રકારે ગણેશની પ્રાર્થના કરી ચન્દ્રને અર્ધ્ય આપવો; અને ગણેશને પ્રસન્ન કરવા માટે બ્રાહ્મણો જમાડવા;[૬૯] પછી સગાંસંબંધીઓની સાથે ભોજન કરવું. તેમાં પોતે પાંચ લાડવા જમવા. અશક્ત હોય તો એક અન્ન જમવું અથવા દહીંની સાથે જમવું,[૭૦] અથવા એક વખત ભોજન કરવું. વ્રત કરનારે પૃથ્વી ઉપર સુવું, ક્રોધ, લોભ તથા દંભનો ત્યાગ કરવો. પછી મૂર્તિ તથા સ્થાપન વગેરે સામગ્રી આચાર્યને આપવી.[૭૧] 'હે સુરશ્રેષ્ઠ !

હે પરમેશ્વર ! હવે આપ આપને સ્થાને પધારો અને આ વ્રતથી પ્રસન્ન થઈ મને યથાર્થ ફળ આપો.૭૨ એ મંત્રથી વિસર્જન કરવું. હે યુધિષ્ઠિર ! માઘ વદિ ચોથને દિવસે ઉદ્યાપન કરવું, તેમાં પ્રથમ જે ગણપતિનો ભક્ત હોય, સદાચારવાળો હોય, તથા સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ હોય તેવા બ્રાહ્મણને આચાર્ય કરી તેની વિધિથી પૂજા કરવી. પછી એકવીશ બ્રાહ્મણોને વરાવી, વસ્ત્રાલંકાર, સુવર્ણ અને મોદક વગેરેથી તેની પૂજા કરવી. ત્યાર બાદ વેદોક્ત મંત્રવડે ઘી તથા તલની એક હજાર આઠ, અઠ્યાવીશ વા કેવલ આઠ આહુતિ આપવી, હોમ પૂરો થયા પછી ગણેશને પ્રસન્ન કરવા માટે આચાર્ય તથા તેમની સ્ત્રીને સુવર્ણ, ગાય, વસ્ત્ર, અલંકાર, પૃથ્વી, છત્ર, પગરખાં, કમંડલુ તથા ઘર વગેરે આપી સત્કાર કરવો.૭૩-૭૭

एवं कृत्वा विधानेन प्रसन्नो नात्र संशयः। प्रतिमासं तु यः कुर्यात्त्रीण्यब्दान्येकमेव वा ॥ ७८ ॥ अथवा जन्मपर्यंतं तस्य दुःखं कदाच न। दारिद्र्यं न भवेत्तस्य संकटं न भवेदिह ॥७९॥ वत्सरांते द्वादश वै ब्राह्मणान् भोजयेत्ततः। विद्यार्थी लभते विद्यां धनार्थी लभते धनम् । पुत्रार्थी लभते पुत्रान्सौभाग्यं च सुवासिनी ॥ ८० ॥ शृण्वंति ये व्रतमिदं शुभमीदृशं हि ते वै सुखेन भुवि पूर्णमनोरथाः स्युः। नित्यं भवंति सुखिनो ललनाः पुमांसः सत्पुत्रपौत्रधनधान्ययुताः पृथिव्याम् ॥ ८१ ॥ एवमुक्त्वा ततो व्यासस्तत्रैवांतरधीयत। युधिष्ठिरस्तु तत्सर्वमकरोद्राजसत्तमः ॥ ८२ ॥ तेन व्रतप्रभावेण स्वराज्यं प्राप्तवान्नृपः। हत्वा रिपून् कुरुक्षेत्रे स्वराज्यमलभन्नृपः ॥ ८३ ॥ इतिश्रीनारदीयपु० कृष्णचतुर्थीसंकष्टहरगणपतिव्रतकथा समाप्ता ॥

એ પ્રકારે વિધિથી સંકષ્ટ ચતુર્થીનું વ્રત કરવાથી ગણેશ પ્રસન્ન થાય છે એમાં સંશય નથી. જે માણસ ત્રણ વર્ષો પર્યંત, એક વર્ષ પર્યંત વા જન્મ પર્યંત એ વ્રત કરે છે, તેને કોઈ દિવસે પણ દુઃખ, દરિદ્રતા કે સંકટ આવતું નથી.૭૮-૭૯ વર્ષ પૂરું થયા પછી બાર બ્રાહ્મણો જમાડવા. એ પ્રકારે વ્રત કરવાથી વિદ્યા ઇચ્છનારને વિદ્યા મળે છે, ધન ઇચ્છનારને ધન મળે છે, પુત્ર ઇચ્છનારને પુત્ર મળે છે અને સૌભાગ્ય ઇચ્છનારને સૌભાગ્ય મળે છે.૮૦ જે સ્ત્રીઓ અથવા પુરુષો આ સંકષ્ટચતુર્થીની કથા સાંભળે તેમને પૃથ્વીમાં નિરંતર સુખ મળે છે, તેમના સર્વ મનોરથો સિદ્ધ થાય છે તથા તેમને ત્યાં સત્પુત્ર, ધન અને ધાન્યની વૃદ્ધિ થાય છે.૮૧ એ પ્રકારે કહી વ્યાસ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. પછી યુધિષ્ઠિર રાજાએ વ્યાસના કહેવા પ્રમાણે વ્રત કર્યું.૮૨ તેના પ્રભાવથી તેણે કુરુક્ષેત્રમાં પોતાના શત્રુઓને મારી પોતાનું ચક્રવર્તી રાજ્ય પાછું મેળવ્યું.૮૩ એ પ્રમાણે નારદીય પુરાણમાં સંકષ્ટચતુર્થીનું વ્રત તથા તેની કથા કહેલી છે.

## ૧૧ અંગારકચતુર્થીવ્રતકથા

अथ गणेशपुराणोक्तांगारकचतुर्थीव्रतकथा ॥ कृतवीर्यपितोवाच—अंगारकचतुर्थ्यां च विशेषोभिहितः कुतः। वद त्वं कृपया ब्रह्मन् प्रश्रयावनताय मे ॥ १ ॥ शृण्वतो न च मे तृप्तिर्गजाननकथां शुभाम्। ब्रह्मोवाच—अंगारकचतुर्थ्यास्तु महिमानं महीपते ॥ २ ॥ शृणुष्वावहितो भूत्वा कथयामि तवाग्रतः। अवंतीनगरे राजन् भारद्वाजो महामुनिः ॥ ३ ॥ वेदवेदांगवित्प्राज्ञः सर्वशास्त्रविशारदः। अग्निहोत्ररतो नित्यं शिष्याध्यापनतत्परः ॥ ४ ॥ नदीतीरे गतस्तिष्ठन्ननुष्ठानरतो मुनिः। अकस्मात्कामिनीं दृष्ट्वा कामासक्तोऽभवन्मुनिः ॥ ५ ॥ कामबाणाभिभूतः सन्निपपात महीतले। अतिविह्वलगात्रस्य तस्य रेतस्तदास्खलत् ॥६॥ प्रविष्टं तस्य तद्रेतः पृथिवीबिलमध्यतः। तत एकः कुमारोऽभूज्जपाकुसुमसन्निभः ॥ ७ ॥ तं धरित्री स्नेहवशात्पालयामास सादरम्। जन्तुः स्वं तेन धन्यं सा मन्यते पितरौ कुलम् ॥८॥ ततः स सप्तवर्षस्तां पप्रच्छ जननीं निजाम्। मयि लोहितिमा कस्मान्मानुषं देहमास्थिते ॥९॥ कश्च मे जनको मातस्त्वममाचक्ष्व सांप्रतम् । धरोवाच—भारद्वाजमुने रेतः स्खलितं मयि संगतम् ॥१०॥ ततो जातोऽसि रे पुत्र वर्धितोऽसि मया शुभम्। सुत उवाच—तर्हि तं मे मुनिं मातर्दर्शयस्व तपोनिधिम् ॥ ११ ॥

ગણેશપુરાણમાં અંગારક ચતુર્થીનાં વ્રતની કથા કહેલી છે. કાર્તવીર્યના પિતા કહે છે—હે બ્રહ્મન્ ! અંગારકચતુર્થીમાં વિશેષ શા માટે કહેલું છે તે હું, કે જે નમ્રતાથી પૂછું છું તેને કહો.૧ કારણ કે ગજાનનની સુંદર કથા સાંભળવાથી મને તૃપ્તિ થતી નથી. બ્રહ્મા કહે છે—હે રાજન્ ! હું અંગારકચતુર્થીનો મહિમા તમારી આગળ કહું છું, તે સાવધાન થઈને સાંભળો. હે મહારાજા ! અવંતી (ઉજ્જેણ) નગરીમાં ભરદ્વાજ નામના મોટા મુનિ રહેતા હતા.૨-૩ તે વેદ તથા વેદાંગને જાણનારા હતા, બુદ્ધિમાન્ હતા, સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ હતા, વિદ્યાર્થીઓને ભણાવવામાં નિત્ય તત્પર હતા અને અગ્નિહોત્રી હતા.૪ એક દિવસે તે મુનિ નદીના કિનારા ઉપર જઈ અનુષ્ઠાન કરવા લાગ્યા. તેમાં અચાનક એક સૌંદર્યવતી સ્ત્રી આવી પાસે ઉભી રહી, તેને જોઈ મુનિરાજ તો કામદેવને વશ થયા અને કામદેવનાં બાણ વાગવાથી પૃથ્વી ઉપર પડી ગયા. એ પ્રકારે બેભાન થયેલા મુનિરાજનું વીર્ય સ્ખલિત થયું. તે પૃથ્વીના એક ખાડામાં પડ્યું. તેમાંથી જાસુંદનાં પુષ્પસમાન લાલ કાંતિવાળો એક પુત્ર ઉત્પન્ન થયો.૫-૭ તેને પૃથ્વીએ સ્નેહથી સારી રીતે પાળી પોષી મોટો કર્યો. તેથી તે બાલક મા, બાપ, કુલ જે કાંઈ કહીએ તે પૃથ્વીને જ સમજતો હતો.૮ પછી જ્યારે તે સાત વર્ષનો થયો અને સમજવા શીખ્યો ત્યારે તેણે પૃથ્વીને પૂછ્યું કે, હે માતા ! મનુષ્યદેહમાં

પણ મારી આવી લાલ કાંતિ ક્યાંથી ?[૯] મારા પિતા કોણ છે તે ઝટ કહો. પૃથ્વી કહે છે—હે પુત્ર ! ભરદ્વાજ ઋષિનું વીર્ય મારી ઉપર પડ્યું તેમાંથી તું ઉત્પન્ન થયો છે અને મેં તને સારી રીતે ઉછેરીને મોટો કર્યો છે. બાલક કહે છે—હે માતા ! ત્યારે મને એ તપોનિધિ ઋષિ બતાવો.[૧૦-૧૧]

ब्रह्मोवाच—तमादाय तदा देवी भारद्वाजं जगाम कुः । उवाच प्रणिपत्यैनं त्वद्वीर्यप्रभवं सुतम् ॥ १२ ॥ वर्धितं तं पुरोधार्य स्वीकुरुष्व मुनेऽधुना । तदाज्ञया ययौ धात्री स्वधाम रुचिरं तदा ॥ १३ ॥ भारद्वाजः सुतं लब्ध्वा मुमुदे चालिलिंग तम् । आघ्राय शिर उत्संगे स्थापयामास तं मुदा ॥ १४ ॥ सुमुहूर्ते शुभे लग्ने चकारोपनयं मुनिः । वेदशास्त्राण्युपाशिक्ष्य गणेशस्य मन्त्रं शुभम् ॥ १५ ॥ उवाच कुर्वनुष्ठानं गणेशप्रीतये चिरम् । संतुष्टो दास्यते कामान् सर्वांस्तव मनोगतान् ॥ १६ ॥ ततो मंदाकिनीतीरे पद्मासनगतो मुनिः । संनियम्येंद्रियाण्याशु ध्यायन् हेरंबमंतरे ॥ १७ ॥ जजाप परमं मन्त्रं वायुभक्षो भृशं कृशः । एवं वर्षसहस्रं स तपस्तेपे सुदारुणम् ॥ १८ ॥ माघकृष्णचतुर्थ्यां तमुदये शशिनः शुभे । दर्शयामास स्वं रूपं गणनाथोऽथ दिग्भुजम् ॥ १९ ॥ दिग्यांबरं भालचंद्रं नानायुधलसत्करम् । चारुशुंडं लसद्दंतं शूर्पकर्णं सकुंडलम् ॥ २० ॥ सूर्यकोटिप्रतीकाशं नानालंकारमंडितम् । ददर्श रूपं देवस्य स बालः पुरतः स्थितम् ॥ २१ ॥ उत्थाय प्रणिपत्यैनं तुष्टाव जगदीश्वरम् । नमस्ते विघ्ननाशाय नमस्ते विघ्नकारिणे ॥ २२ ॥ सुरासुराणामीशाय सर्वशक्त्युपबृंहिणे । निरामयाय नित्याय निर्गुणाय गुणच्छिदे ॥ २३ ॥ नमो ब्रह्मविदां श्रेष्ठ स्थितिसंहारकारिणे । नमस्ते जगदाधार नमस्त्रैलोक्यपालक ॥ २४ ॥ ब्रह्मादये ब्रह्मविदे ब्रह्मणे ब्रह्मरूपिणे । लक्ष्यालक्ष्यस्वरूपाय दुर्लक्षणच्छिदे नमः ॥ २५ ॥ नमः श्रीगणनाथाय परेशाय नमोनमः । इति स्तुतः प्रसन्नात्मा परमात्मा गजाननः ॥ २६ ॥ उवाच श्लक्ष्णया वाचा बालकं संप्रहर्षयन् ।

બ્રહ્મા કહે છે—એ પ્રકારે બાળકના કહેવાથી તેને લઇને પૃથ્વી, ભરદ્વાજ ઋષિની પાસે ગઈ અને પ્રણામ કરી કહેવા લાગી કે, હે મહારાજ ! આ પુત્ર આપના વીર્યથી ઉત્પન્ન થયેલો છે.[૧૨] અને મેં એને ઉછેરી મોટો કર્યો છે માટે હવે આપ એનું રક્ષણ કરો. એટલું કહી પૃથ્વી પોતાના સ્થળ ઉપર ગઈ.[૧૩] પુત્રની પ્રાપ્તિ થવાથી ભરદ્વાજ મુનિને ઘણો આનંદ થયો. પુત્રને ખોળામાં બેસાડી હર્ષથી તેનું આલિંગન કર્યું અને તેનું મસ્તક સુંઘ્યું.[૧૪] પછી શુભ દિવસે શુભ મુહૂર્તમાં મુનિએ તેને જનોઇ દીધું, અને વેદ તથા શાસ્ત્રો ભણાવી ગણેશના મંત્રનો ઉપદેશ કર્યો અને કહ્યું કે, હે પુત્ર ! ગણેશને પ્રસન્ન કરવા માટે તેના મંત્રનો જપ કર, તેથી ગણેશ પ્રસન્ન થઇને જે તારા મનોરથો હશે તે પૂર્ણ કરશે.[૧૫-૧૬] આ પ્રકારનાં પિતાનાં વચનો સાંભળી તે મુનિપુત્ર ગંગાના કિનારા ઉપર પદ્માસન વાળી ઇંદ્રિયો નિયમમાં રાખી માત્ર વાયુનું ભક્ષણ કરી અત્યન્ત દુર્બળ થઇ ગયેલો હોવા છતાં પણ હૃદયમાં ગણેશનું ધ્યાન કરતો કરતો ગણેશજીના પરમ મંત્રનો જપ કરવા લાગ્યો. એ પ્રકારે હજારો વર્ષો સુધી દારુણ તપ કર્યું ત્યારે માઘ વદિ ચોથને દિવસે ચન્દ્રોદય વખતે ગણપતિએ દર્શન દીધાં. જેને દશ હાથ છે, જેણે દિવ્ય કપડાં પહેરેલાં છે, જેના કપાળમાં ચન્દ્ર છે, નાના પ્રકારનાં શસ્ત્રોવડે જેના હાથ શોભે છે, સુંદર શુંઢ છે, શોભતા દાંત છે, સુપડાના જેવા કાન છે, કુંડલ પહેરેલાં છે.[૧૭-૨૦] કરોડ સૂર્યના જેવી જેની કાંતિ છે અને નાના પ્રકારના અલંકારોવડે શોભે છે તેવા ગણપતિના સ્વરૂપનાં દર્શન કરી તે મુનિપુત્ર ઉભો થઈ ગયો અને પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યોઃ- હે ગણપતે ! આપ કે જે વિઘ્નનો નાશ કરનારા છો, વિઘ્નહારી છો, દેવ તથા દૈત્યોના ઇશ છો, સર્વ શક્તિથી સહવર્તમાન છો, ઉપાધિરહિત છો, નિત્ય છો, નિર્ગુણ છો, ગુણને છેદનાર છો, બ્રહ્મવિત્માં શ્રેષ્ઠ છો, સૃષ્ટિનું રક્ષણ અને સંહાર કરનારા છો, જગતના આધાર છો, ત્રણ લોકના પાલક છો, બ્રહ્માદિ છો, બ્રહ્મવિત્ છો, બ્રહ્મ છો, બ્રહ્મરૂપી છો, પ્રત્યક્ષ તથા અપ્રત્યક્ષ સ્વરૂપવાળા છો, દુષ્ટ લક્ષણને છેદનારા છો, ગણનાથ છો અને પરેશ છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું. એ પ્રકારે સ્તુતિ કરવાથી પ્રસન્ન થયેલા પરમાત્મા ગણપતિ, મુનિપુત્રને પ્રસન્ન કરવા માટે મધુર વાણીથી કહેવા લાગ્યા.[૨૧-૨૬]

गजानन उवाच—तवोग्रतपसा तुष्टो भक्त्या स्तुत्याऽनयापि च ॥ २७ ॥ बालभावेऽपि धैर्यात्ते ददामि वांछितान्वरान् । एवमुक्तो भूमिपुत्रो वच ऊचे गजाननम् ॥ २८ ॥ भौम उवाच—धन्या दृष्टिर्जननमपि मे दर्शनात्ते सुरेश धन्यं ज्ञानं कुलमपि तथा भूः सशैलाग्रधन्या । धन्यं चैतत्सकलमपि तपो येन दृष्टोऽसि चक्षुर्धन्या वाणी वसतिरपि या संस्तुतो मूढभावात् ॥ २९ ॥ यदि तुष्टोऽसि देवेश स्वर्गे भवतु मे स्थितिः । अमृतं पातुमिच्छामि देवैः सह गजानन ॥ ३० ॥ कल्याणकारि मे नामाख्यातिमेतु जगत्त्रये । दर्शनं मे चतुर्थ्यां ते जातं पुण्यप्रदं विभो ॥ ३१ ॥ अतः सा पुण्यदा नित्यं सर्वसंकष्टहारिणी । कामदा व्रतकर्तॄणां त्वत्प्रसादात्सुरेश्वर ॥ ३२ ॥

ગણપતિ બોલ્યા—હે પુત્ર ! તારું ઉગ્ર તપ, ભક્તિ, સ્તુતિ અને બાલકપણામાં પણ ધૈર્ય જોઈ હું બહુ પ્રસન્ન થયો છું, માટે જે ઇચ્છા હોય તે માગી લે. જે માગીશ તે હું આપીશ. એ પ્રકારે ગણપતિનાં વચનો સાંભળી, પૃથ્વીપુત્ર તેને કહેવા લાગ્યો,[૨૭-૨૮] "હે સુરેશ ! આપનાં દર્શનથી આજ મારી દૃષ્ટિ ધન્ય (સફલ) છે, જન્મ

ધન્ય છે, જ્ઞાન ધન્ય છે, કુલ ધન્ય છે, પર્વત સહિત પૃથ્વી ધન્ય છે, મારું સઘળું તપ ધન્ય છે, જેથી આપનાં દર્શન થયાં છે. નેત્રને ધન્ય છે, આ સ્થળને ધન્ય છે અને મારી વાણીને પણ ધન્ય છે કે જેણે મૂઢ છતાં પણ આપની સ્તુતિ કરી.[૨૯] હે દેવેશ! જો આપ પ્રસન્ન થયા હો, તો મારો સ્વર્ગમાં વાસ થાય. હે ગજાનન! હું દેવોની સાથે અમૃત પીવા ઇચ્છું છું.[૩૦] હે દેવ! મારું નામ જગતનું કલ્યાણ કરનાર થાય, મારી ત્રણ લોકમાં પ્રસિદ્ધિ થાય, અને આપનું દર્શન મને ચતુર્થીને દિવસે થયેલું છે માટે તે ચતુર્થી આપની કૃપાથી પુણ્ય આપનારી, સર્વ સંકષ્ટનો નાશ કરનારી અને વ્રત કરનારની કામના પૂરનારી થાય, એવું વરદાન આપો.'[૩૧–૩૨]

**गजानन उवाच—अमृतं प्राप्स्यसे सम्यग्देवैः सह धरासुत । मंगलेति च नाम्ना त्वं लोके ख्यातिं गमिष्यसि ॥ ३३ ॥ अंगारकेति रक्तत्वाद्भूसुतत्वा यतः सुतः । अंगारकचतुर्थी ये करिष्यंति नरा भुवि ॥ ३४ ॥ तेषामब्दभवं पुण्यं संकष्टीव्रतसंभवम् । निर्विघ्नता सर्वकार्ये भविष्यति न संशयः ॥ ३५ ॥ अवंतीनगरे राजा भविष्यसि परंतपः । व्रतानामुत्तमं यस्मात् कृतं ते व्रतमुत्तमम् ॥ ३६ ॥ यस्य संकीर्तनान्मर्त्यः सर्वकामानवाप्नुयात् ।**

ગણપતિ કહે છે–હે ધરાના પુત્ર! તું દેવોની સાથે અમૃત પી શકીશ, 'મંગલ' એ નામથી તું જગતમાં પ્રસિદ્ધ થઈશ.[૩૩] તારી કાંતિ લાલ છે અને તું પૃથ્વીનો પુત્ર છે તેથી 'અંગારક,' એવું પણ તારું નામ પ્રસિદ્ધ થશે. જે મનુષ્યો પૃથ્વીમાં અંગારકચતુર્થીનું વ્રત કરશે, તેને એક વર્ષ પર્યંત સંકષ્ટ ચતુર્થીનું વ્રત કરવાથી જે ફળ થાય છે, તે ફળ મળશે અને તેનાં સઘળાં કાર્યો નિર્વિઘ્ન થશે એમાં સંશય નથી.[૩૪–૩૫] હે પુત્ર! જેના સંકીર્તન કરવાથી સર્વ કામના સિદ્ધ થાય છે, તે આ ઉત્તમ વ્રત તેં કરેલું છે, માટે તું શત્રુને તપાવનાર ઉજ્જયિની નગરીનો રાજા થઈશ.[૩૬] અને તારાં કીર્તનથી મનુષ્યો સર્વ કામનાને મેળવશે.

**ब्रह्मोवाच—इति दत्वा वरान्देवोऽन्तर्दधे द्विरदाननः॥३७॥ ततस्तु मंगलो देवं स्थापयित्वा प्रयत्नतः । शुंडामुखं दशभुजं सर्वावयवसुंदरम् ॥ ३८ ॥ प्रासादं कारयामास गजाननमुदावहम् । संज्ञां मंगलमूर्तीति देवदेवस्य सोऽकरोत् ॥ ३९ ॥ ततोऽभवत्कामदात्क्षेत्रं सर्वजनस्य तत् । अनुष्ठानात्पूजनाच्च दर्शनात्सर्वमोक्षदम् ॥ ४० ॥ ततो विनायको देवो विमानवरमुत्तमम् । प्रेषयामास स्वगणान् भौममानेतुमंतिके ॥ ४१ ॥ ते गत्वा तेन देहेन तं भौममानयन् बलात् । गणेशस्यांतिकं राजंस्तदद्भुतमिवाभवत् ॥ ४२ ॥ ततो भौमोऽभवत्ख्यातस्त्रैलोक्ये सचराचरे । यतो भौमेन संकष्टचतुर्थी भौमसंयुताम् ॥ ४३ ॥ कृत्वा प्राप्तं यथा स्वर्गे सुधापानं सुरैः सह । अतश्चांगारकयुता चतुर्थी प्रथिता भुवि ॥ ४४ ॥ चिंतितार्थप्रदानेन चिंतामणिरिति प्रथाम् । प्रयातो मंगलमूर्तिः सर्वानुग्रहकारकः ॥ ४५ ॥ पारिनेरात्तु नगरात् पश्चिमे प्रथितोऽभवत् । चिंतामणिरिति ख्यातः सर्वविघ्ननिवारणः ॥ ४६ ॥ अतः स सिद्धगंधर्वैः पूज्यते सविधूदये । ददाति वांछितानर्थान् पुत्रपौत्रादिसंपदः ॥ ४७ ॥ इति श्रीगणेशपुराणे ब्रह्मकृतवीर्यपितृसंवादे अंगारकचतुर्थीव्रतकथा संपूर्णा ॥**

બ્રહ્મા કહે છે–એ પ્રકારનાં વરદાન દઈ ગણેશ અંતર્ધાન થઈ ગયા.[૩૭] ત્યાર પછી મંગળે જેને સુંદર શુંઢ છે, દશ હાથ છે, સર્વ અવયવ સુંદર છે તેવી ગણેશની સ્થાપના કરી તેનું 'મંગલમૂર્તિ' એવું નામ રાખ્યું, પછી ગણેશનું ભવ્ય મંદિર બંધાવ્યું.[૩૮–૩૯] એ ક્ષેત્રમાં અનુષ્ઠાન કરવાથી, પૂજન કરવાથી અને દર્શન કરવાથી સર્વની કામના સિદ્ધ થાય છે અને મોક્ષ મળે છે.[૪૦] પછી એ મંગલને પોતાની પાસે તેડી લાવવા માટે ગણેશે ઉત્તમ વિમાન અને કેટલાક ગણ મોકલ્યા.[૪૧] તે ગણો, મંગલ–જે મનુષ્ય દેહમાં હતો તેને, તે જ દેહથી આગ્રહપૂર્વક ગણેશની પાસે લઇ ગયા તે આશ્ચર્ય જેવું થયું.[૪૨] પછી હે રાજન્! એ મંગલ ત્રણે લોકમાં પ્રસિદ્ધ થયો. મંગળે અંગારક (મંગલ) વારી સંકષ્ટ ચતુર્થીનું વ્રત કર્યું, તેથી તેને સ્વર્ગની પ્રાપ્તિ થઇ તથા દેવોની સાથે અમૃતપાન કર્યું તેથી એ અંગારકચતુર્થી એ નામથી પૃથ્વીમાં પ્રસિદ્ધ થઈ.[૪૩–૪૪] મંગલમૂર્તિ કે જે સર્વની ઉપર અનુગ્રહ કરનાર છે, તે ગણપતિનું નામ ચિંતિત (ધારેલાં) કામ સિદ્ધ કરવાથી 'ચિંતામણિ' એ પ્રકારે પણ પ્રસિદ્ધ થયું.[૪૫] એ ગણેશ પારિનેર નગરથી પશ્ચિમ તરફ પધાર્યા અને ત્યાં 'ચિંતામણિ' એ નામથી પ્રસિદ્ધ થયા.[૪૬] એ ગણેશ સર્વ વિઘ્નોનો નાશ કરે છે, ધારેલી કામના પૂર્ણ કરે છે અને પુત્રપૌત્ર વગેરે સંપત્તિ આપે છે, માટે ચન્દ્રોદય વખતે સિદ્ધ અને ગંધર્વો તેની પૂજા કરે છે.[૪૭] એ પ્રકારે ગણેશપુરાણમાં અંગારકચતુર્થીવ્રતની કથા કહેલી છે.



# પંચમીનાં વ્રતો

## ૧ કલ્પાદિ તિથિ

अथ पंचमीव्रतानि ॥ अथ चैत्रशुक्लपंचमी कल्पादिः ॥ तदुक्तं हेमाद्रौ मात्स्ये—ब्रह्मणो या दिनस्यादिः कल्पादिः सा प्रकीर्तिता । वैशाखस्य तृतीया या कृष्णा या फाल्गुनस्य च ॥ १ ॥ पंचमी चैत्रमासस्य तस्यैवान्या तथापरा । तस्यैव चैत्रस्यैव परा कल्पादिरित्यर्थः ॥ २ ॥ शुक्ला त्रयोदशी माघे कार्तिकस्य तु सप्तमी । नवमी मार्गशीर्षस्य सप्तैताः संस्मराम्यहम् ॥ ३ ॥ कल्पानामाद्यो ह्येता दत्तस्याक्षयकारकाः । अस्यां दोलोत्सवः कार्यः ॥ ४ ॥ तदुक्तम्—चैत्रे मासि सिते पक्षे पंचम्यां पूजयेद्धरिम् । तत्र दोलोत्सवं कुर्यात्पुष्पधूपैश्च पूजयेत् ॥ ५ ॥ नारी नरो वा राजेंद्र संतर्प्य पितृदेवताः । स्रक्चंदनसमायुक्तान्ब्राह्मणान्भोजयेत्तत इति हेमाद्रौ भविष्ये ॥ ६ ॥

ચૈત્ર શુદિ પંચમી કલ્પાદિ તિથિ કહેવાય છે, તે માટે **હેમાદ્રિ**માં તથા **મત્સ્યપુરાણ**માં કહ્યું છે કે, બ્રહ્માના દિવસની જે આદિ તિથિ તે કલ્પાદિ તિથિ કહેવાય છે. વૈશાખ શુદિ ત્રીજ, ફાગણ વદિ ત્રીજ, ચૈત્ર શુદિ પડવો, ચૈત્ર શુદિ પાંચમ, માઘ શુદિ તેરસ, કાર્તિક શુદિ સપ્તમી અને માગશર શુદિ નવમી એ સાત તિથિઓ કલ્પાદિ તિથિઓ કહેવાય છે. એ તિથિઓમાં દાન કરવાથી અક્ષય પુણ્ય થાય છે. આજ ચૈત્ર શુદિ પંચમીને દિવસે દોલોત્સવ **હેમાદ્રિ**માં ને **ભવિષ્ય**માં કહેલો છે.[૧-૪] સ્રી અથવા પુરુષે ચૈત્ર શુદિ પાંચમને દિવસે પુષ્પ, ધૂપ વગેરેથી હરિની પૂજા કરવી અને દોલોત્સવ કરવો; પછી પિતૃદેવને તૃપ્ત કરી માળા તથા ચંદનવડે બ્રાહ્મણોનું પૂજન કરી તેમને ભોજન કરાવવું.[૫-૬]

## ૨ નાગપંચમીવ્રત*

अथ श्रावणशुक्लपंचमी नागपूजायां परा ॥ पंचमी नागपूजायां कार्या षष्ठीसमन्विता । तस्यां तु तुषिता नागा इतरा सचतुर्थिका ॥

શ્રાવણ શુદિ પંચમી નાગપાંચમ કહેવાય છે. તે નાગપૂજામાં ષષ્ઠીયુક્ત લેવી; કારણ કે 'નાગપૂજામાં પંચમી ષષ્ઠીયુક્ત લેવી અને તેમાં નાગની પૂજા કરવાથી નાગદેવ સંતુષ્ટ થાય છે. નાગપૂજા શિવાય બીજાં કાર્યોમાં ચતુર્થીયુક્ત પંચમી લેવી.' એ વચન પ્રમાણ છે.

### સર્પના ઝેરને દૂર કરનાર પંચમીવ્રત

अत्रैव प्रभासखंडोक्तं सर्पविषापहं पंचमीव्रतम् ॥ ईश्वर उवाच—श्रावणे मासि पंचम्यां शुक्लपक्षे वरानने । द्वारस्योभयतो लेख्या गोमयेन विषोल्बणाः ॥ १ ॥ घृतोदकाभ्यां पयसा स्नापयित्वा वरानने । गोधूमैः पयसा चैव लाजैश्च विविधैस्तथा । पूजयेद्विधिवद्देवि दधिदूर्वांकुरैः क्रमात् ॥ २ ॥ गंधपुष्पोपहारैश्च ब्राह्मणानां च तर्पणम् ॥ ३ ॥ अथवा श्रावणे मासि पंचम्यां श्रद्धयान्वितः । यश्चालेख्य नरो नागान् कृष्णवर्णादिवर्णकैः ॥ ४ ॥ गुरुकल्पांस्तथा वीथ्यां स्वगृहे वा पटे बुधः । पूजयेद्गंधधूपैश्च पयसा पायसेन च ॥ ५ ॥ तस्य तुष्टिं समायांति पन्नकास्तक्षकादयः। आसप्तमात्कुले तस्य न भयं नागतो भवेत् ॥ ६ ॥ दिवारात्रौ नरैः कार्यं मेदिनीखननं नहि । मन्त्रोयमुच्यते सर्पविषस्य प्रतिषेधकः ॥ ७ ॥ तस्य प्रजपमात्रेण न विषं क्रमते सदा ॥ ॐ कुरुकुलं हुंफट्स्वाहा ॥ ८ ॥ इत्येवं कथितं देवि नागव्रतमनुत्तमम् । यच्छ्रुत्वा च पठित्वा च मुच्यते सर्वपातकैः ॥ ९ ॥

આ જ પંચમીને દિવસે સર્પવિષાપહ ( સર્પનાં વિષને હણનાર ) પંચમીવ્રત **પ્રભાસખણ્ડ**માં કહેલું છે. મહાદેવ કહે છે—હે સુંદર મુખવાળી પાર્વતિ ! શ્રાવણ શુદિ પાંચમને દિવસે બારણાની બેય બાજુમાં છાણના સર્પ કરવા;[૧] તેને દૂધ, ઘી અને શુદ્ધોદકથી નવરાવવા. પછી દહીં અને દૂર્વા વગેરેથી તેઓની પૂજા કરવી. ઘઉં, દૂધ, શાળ વગેરેનું નૈવેદ્ય કરવું.[૨] પછી ગંધ, પુષ્પ અને ભોજનથી બ્રાહ્મણોને તૃપ્ત કરવા.[૩] અથવા શ્રાવણ માસની પાંચમને દિવસે શ્રદ્ધાવડે શેરીમાં, ઘરમાં અથવા કપડામાં શ્યામ—રક્ત વગેરે રંગથી મોટા મોટા નાગનાં ચિત્રો કાઢી ગંધ—પુષ્પવડે પૂજા કરી દૂધ અને દૂધપાક વગેરેથી તેને જે માણસ પ્રસન્ન કરે, તેની ઉપર પદ્મક તથા તક્ષક વગેરે મોટા મોટા નાગો પ્રસન્ન થાય છે, અને તેથી તે પુરુષના સાત કુલપર્યંત નાગનો ભય રહેતો નથી.[૪-૬] રાત્રિમાં વા દિવસે પૃથ્વી ખોદવી નહીં અને સર્પના વિષને બંધ કરનાર 'ॐ कुरुकुलं हुं फट् स्वाहा' એ મંત્રનો જપ કરવો. પછી તે મંત્રના જપમાત્રથી વિષ ચડતું નથી.[૭-૮] હે દેવિ ! એ પ્રમાણે ઉત્તમ એવું નાગવ્રત કહ્યું. એ સાંભળવાથી વા એનો પાઠ કરવાથી મનુષ્યનાં સર્વ પાપો દૂર થાય છે.[૯]

## ૩ નાગપંચમીવ્રત

अथ भाद्रपदशुक्लपंचम्यां नागपंचमीव्रतं हेमाद्रौ प्रभासखंडे—ईश्वर उवाच—मासि भाद्रपदे वापि शुक्लपक्षे तु पंचमी । सा तु पुण्यतमा प्रोक्ता देवानामपि दुर्लभा ॥१॥ कुर्याद्द्वादशवर्षैस्तु पंचम्यां च वरानने । चतुर्थ्यामेकभक्तं तु तस्यां नक्तं प्रकीर्तितम् ॥ २ ॥ भूरिचंद्रमयं नागमथवा कलधौतजम् । कृत्वा दारुमयं वापि अथवा मृन्मयं प्रिये ॥३॥ पंचम्यामर्चयेद्भक्त्या नागं पंचफणाभृतम् । करवीरैः

* નાગપાંચમના વ્રત માટે પક્ષ અને માસ જુદા જુદા દેશમાં જુદા જુદા લેવાય છે.

शतपत्रैर्जातिपुष्पैश्च पद्मकैः ॥ ४ ॥ तथा गंधादिधूपैश्च पूजयेन्नागमुत्तमम् । ब्राह्मणान्भोजयेत्पश्चाद् घृतपायसमोदकैः ॥ ५ ॥ अनंतं वासुकिं शेषं पद्मं कंबलमेव च । तथा कर्कोटकं नागं नागमश्वतरं तथा ॥ ६ ॥ धृतराष्ट्रं शंखपालं कालियं तक्षकं तथा । पिंगलं च महानागं मासि मासि प्रकीर्तितम् ॥ ७ ॥ व्रतस्यांते पारणं स्यात्क्षीरैर्ब्राह्मणभोजनम् । सुवर्णभारनिष्पन्नं नागं दद्याच्च गां तथा ॥ तथा वस्त्राणि देयानि विप्रायामिततेजसे ॥ ८ ॥ एवं संपूजयेन्नागान् सदा भक्त्या समन्वितः । विशेषतस्तु पंचम्यां पयसा पायसेन च ॥ ९ ॥ इति प्रभासखंडे नागपंचमीव्रतम् ॥

ભાદરવા શુદિ પાંચમને દિવસે નાગપંચમીવ્રત કરવું, એમ **હેમાદ્રિમાં** ને **પ્રભાસખણ્ડમાં** કહેલું છે. મહાદેવ કહે છે—હે દેવિ! ભાદરવા માસની શુકલ પંચમીને દિવસે અતિપુણ્યકારક એ વ્રત કહેલું છે અને તે દેવને પણ દુર્લભ છે.[1] હે સુંદર મુખવાળી પાર્વતિ! તે દિવસથી બાર વર્ષોપર્યંત નાગપંચમી વ્રત કરવું. ચતુર્થીને દિવસે એક વખત જમવું અને પંચમીને દિવસે રાત્રિએ ભોજન કરવું.[2] સોનાનો, રૂપાનો, લાકડાનો વા માટીનો પાંચ ફણાવાળો નાગ બનાવવો. પછી કરેણ, શતપત્ર, જાતિપુષ્પ, કમલ વગેરે પુષ્પોવડે તથા ગંધ અને ધૂપ વગેરે ઉપચારવડે તે પંચમી એટલે ભાદરવા શુદિ પાંચમને દિવસે પહેલાં નાગની પૂજા કરવી. પછી ઘી દૂધપાક અને લાડુઓનું બ્રાહ્મણોને ભોજન કરાવવું.[3–5] અનંત, વાસુકિ, પદ્મ, કંબલ, કર્કોટક, અશ્વતર, ધૃતરાષ્ટ્ર, શંખપાલ, કાલિય, તક્ષક, પિંગલ અને મહાનાગ એ પ્રમાણે એક એક મહિને એક એક નાગની પૂજા કરવી.[6–7] વ્રતને અન્તે પારણું કરવું અને બ્રાહ્મણોને દૂધપાક જમાડવો. પછી એક ભાર સુવર્ણનો નાગ, ગાય તથા વસ્ત્ર અતિ તેજસ્વી બ્રાહ્મણને આપવાં.[8] એ પ્રકારે પંચમીને દિવસે દૂધ તથા દૂધપાકવડે ભક્તિથી નાગની નિરંતર પૂજા કરવી. એ પ્રમાણે પ્રભાસખંડમાં નાગપંચમીવ્રત કહેલું છે.[9]

## નાગદષ્ટ વ્રત (જેને સર્પ કરડ્યો હોય તેની ગતિ થવા માટેનું વ્રત)

अत्रैव नागदष्टव्रतं हेमाद्रौ भविष्योत्तरपुराणे—सुमंतुरुवाच-नागदष्टो नरो राजन् प्राप्य मृत्युं व्रजत्यधः । अधो गत्वा भवेत्सर्पो निर्विषो नात्र संशयः ॥ १ ॥ शतानीक उवाच—नागदष्टः पिता यस्य भ्राता वा दुहितापि च । माता पुत्रोऽथवा भार्या कर्तव्यं तद्वदस्व मे ॥ २ ॥ मोक्षाय तस्य विप्रेंद्र दानं व्रतमुपोषणम् । ब्रूहि मे द्विजशार्दूल यद्वेत्तत्करोम्यहम् ॥ ३ ॥

ભાદરવા શુદિ પંચમીને જ દિવસે નાગદષ્ટ વ્રત (જેને નાગ કરડ્યો હોય તેની ગતિ થવા માટેનું વ્રત) કરવાનું **હેમાદ્રિમાં** તથા **ભવિષ્યપુરાણમાં** કહેલું છે. સુમંતુ કહે છે—હે રાજન્! જે માણસ સર્પના કરડવાથી મરણ પામે છે તેની અધોગતિ થાય છે અને તેને નિર્વિષ સર્પનો અવતાર આવે છે એમાં સંશય નથી.[1] શતાનીક કહે છે—હે ભગવન્! સર્પના કરડવાથી જેનો પિતા, માતા, ભાઈ, સ્ત્રી પુત્ર અથવા પુત્રી મરણ પામે, તેણે શું કરવું તે મને કહો.[2] હે વિપ્રેંદ્ર! તેના મોક્ષમાટે દાન, ઉપવાસ વા વ્રત જે કરવાનું હોય તે કહો. આપ જે કહેશો તે હું કરીશ.[3]

सुमंतुरुवाच—उपोष्या पंचमी सम्यक् नागानां बलवर्धिनी । समकमेकं यावच्च विधानं शृणु भारत ॥ ४ ॥ ( समकं संवत्सरम् उपोष्येति दिवाभोजनाभावः । तस्यां नक्तमित्यग्रे नक्तोक्तेः ) मासि भाद्रपदे राजन् शुक्लपक्षे तु पंचमी । सापि पुण्यतमा प्रोक्ता ग्राह्यासौ गतिकाम्यया ॥ ५ ॥ चतुर्थ्यामेकभक्तं च तस्यां नक्तं प्रकीर्तितम् । कुर्याच्चांद्रमसं नागमथवा कलधौतजम् ॥ ६ ॥ ( हैमं रौप्यं चेत्यर्थः ) ॥ अथ दारुमयं भव्यं मृन्मयं वाप्यशक्तितः । पंचम्यामर्चयेद्भक्त्या नागं पंचफणं तथा ॥ ७ ॥ करवीरैस्तथा पद्मैर्जातिपुष्पैः सुगंधिभिः । गंधधूपैश्च नैवेद्यैः आज्य क्षीरादिभिर्नृप ॥ ८ ॥ ब्राह्मणान्भोजयेत्पश्चाद्घृतपायसमोदकैः । अनंतं वासुकिं शंखं पद्मं कंबलमेव च ॥ ९ ॥ तथा कर्कोटकं नागं नागमश्वतरं नृप । धृतराष्ट्रं शंखपालं कालियं तक्षकं तथा ॥ १० ॥ पिंगलं च तथा नागं मासि मासि क्रमाद्यजेत् । पूजयित्वा प्रयत्नेन पंचम्यां नक्तभुग्भवेत् ॥ ११ ॥ एवं द्वादश कृत्वा वै मासि भाद्रपदे नृप । वत्सरांते यथाशक्त्या अन्नदानं च कारयेत् ॥ १२ ॥ ब्राह्मणानां यतीनां च नागानुद्दिश्य भक्तितः । इतिहासविदे नागं कांचनं रत्नचित्रितम् ॥ १३ ॥ गां दद्यात्सवत्सां वै सर्वोपस्करसंयुताम् । दानकाले पठेदेतत् स्मरन्नारायणं विभुम् ॥ १४ ॥ सर्वांगं सर्वधातारमनंतमपराजितम् । ये केचिन्मे कुले सर्पैर्दष्टा प्राप्ता ह्यधोगतिम् ॥ १५ ॥ अस्तदानेन गोविंद मुक्तिभाजो भवंतु ते । इत्युच्चार्याक्षतैर्युक्तं सितचंदनमिश्रितम् ॥ १६ ॥ वासुदेवाग्रतो भूप तोयं तोयेऽथ निःक्षिपेत् । अनेन विधिना सर्वे ये मरिष्यंति वा मृताः ॥ १७ ॥ सर्पतस्तेऽभियास्यंति स्वर्गतिं नृपसत्तम । व्रती सर्वान् समुद्धृत्य कुलजान्कुरुनंदन ॥ १८ ॥ प्रयाति विष्णुसान्निध्यं सेव्यमानोऽप्सरोगणैः । वित्तशाठ्यविहीनो यः सर्वमेतत् फलं लभेत् ॥ १९ ॥ नक्तेन भक्तिसहिताः सितपंचमीषु ये पूजयंति भुजगान्कुसुमोपहारैः । तेषां गृहेष्वभयदा हि भवंति सर्पा दर्पान्विता मणिमयूखविभासितांगाः ॥ २० ॥ इति नागदष्टपंचमीव्रतं भविष्योक्तम् ॥

સુમંતુ કહે છે—પંચમી કે જે નાગના બળને વધારનારી છે, તે પંચમીને દિવસે ઉપવાસ કરવો અને રાત્રિએ ભોજન કરવું. એ પ્રમાણે એક વર્ષપર્યંત વ્રત કરવું.[4] હે રાજન્! ભાદરવા શુદિ પાંચમનો દિવસ બહુ પુણ્યકારક કહેલો છે

માટે શુભ ગતિની ઈચ્છાથી તે દિવસે નાગદષ્ટનું વ્રત કરવું.[૫] ચતુર્થીને દિવસે એક વખત ભોજન કરવું અને પંચમીને દિવસે રાત્રિએ ભોજન કરવું. સોનાનો, રૂપાનો કાષ્ઠનો વા માટીનો શક્તિ પ્રમાણે પાંચ ફણાવાળો નાગ કરાવવો. કરેણનાં પુષ્પો, પદ્મ, સુગંધિવાળાં જાતિ પુષ્પો, ચંદન, ધૂપ અને નૈવેદ્ય વગેરેથી પંચમીને દિવસે તે નાગને દૂધવડે નવરાવી પૂજા કરવી.[૬–૮] પછી બ્રાહ્મણોને ઘી, દૂધપાક અને લાડુઓનું ભોજન કરાવવું. અનંત, વાસુકિ, શંખ, પદ્મ, કંબલ, કર્કોટક, અશ્વતર, ધૃતરાષ્ટ્ર, શંખપાલ, કાલિય, તક્ષક, પિંગલ અને મહાનાગની ક્રમથી મહીને મહીને પૂજા કરવી. પંચમીને દિવસે ભક્તિથી પૂજન કરી રાત્રિએ ભોજન કરવું.[૯–૧૧] હે નૃપ! એ પ્રકારે બાર માસ સુધી વ્રત કરી વર્ષ પૂરું થયે ભાદ્રપદ માસમાં સર્પના ઉદ્દેશથી બ્રાહ્મણ તથા યતિને અન્ન આપવું. અને નારાયણ કે જે સર્વ ગંધર્વોના ઈશ, અનંત, અપરાજિત અને સમર્થ છે તેનું સ્મરણ કરી, 'ગોવિંદ! મારા કુલનાં જે માણસો સર્પના કરડવાથી અધોગતિ પામ્યાં હોય, તેઓ આ વ્રતના પુણ્યથી સદ્દગતિને પ્રાપ્ત થાઓ.' એ મંત્ર ભણી રત્નવડે જડેલો સર્પ તથા ઉપસ્કર સહિત વાછડાંવાળી ગાય, આ કથા જાણનાર બ્રાહ્મણને આપવી. પછી ઉપલા મંત્રનું ઉચ્ચારણ કરી અક્ષત તથા ધોળા ચંદનવાળું જળ ભગવાનની પાસેના જળમાં નાંખવું. હે રાજન્! એ પ્રકારે વ્રત કરવાથી જે માણસો સર્પના કરડવાથી મરેલાં છે, વા મરશે, તેઓને સ્વર્ગની પ્રાપ્તિ થશે એમાં સંશય નથી. જે માણસ દ્રવ્ય સંબંધી કપટ નહીં કરતાં શુદ્ધ ભાવથી વ્રત કરે છે, તે વિષ્ણુપદને પ્રાપ્ત થાય છે અને અપ્સરાઓ તેની સેવા કરે છે અને તેના સર્વ કુલનો પણ ઉદ્ધાર થાય છે.[૧૨–૧૯] જે પુરુષો શુદિ પંચમીને દિવસે સાવધાન થઈ પુષ્પ વગેરે ઉપચારથી સર્પોની પૂજા કરે, તેના ઘરમાં મણિનાં કિરણોથી શોભતા અંગવાળા મોટા મોટા સર્પો અભય આપનાર થાય છે.[૨૦] એ પ્રમાણે ભવિષ્યોત્તરપુરાણમાં નાગદષ્ટપંચમીવ્રત કહેલું છે.

## ૪ ઋષિપંચમીવ્રત

अत्रैव ऋषिपंचमीव्रतम् ॥ तच्च मध्याह्नव्यापिन्यां कार्यम् ॥ तथा च माधवीये हारीतः—पूजाव्रतेषु सर्वेषु मध्याह्नव्यापिनी तिथिरिति । दिनद्वये तद्व्याप्तावव्याप्तौ वा पूर्वविद्धायां कार्यं युग्मवाक्यात् ॥ १ ॥ प्राप्य भाद्रपदे मासि शुक्लपक्षस्य पंचमीम् । तस्यां मध्याह्नसमये नद्यादौ विमले जले ॥ २ ॥ अपामार्गस्य काष्ठैश्च ह्यष्टोत्तरशतोन्मितैः । अथवा सप्तभिः कार्यं दंतधावनमादितः ॥ ३ ॥ वनस्पतिप्रार्थना—आयुर्बलं यशो वर्चः प्रजाः पशुवसूनि च ॥ ब्रह्म प्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते । संप्रार्थ्यानेन मन्त्रेण कुर्याद्वै दंतधावनम् ॥ ४ ॥ तत्र मन्त्रः—मुखदुर्गंधिनाशाय दंतानां च विशुद्धये । ष्ठीवनाय च गात्राणां कुर्वेऽहं दंतधावनम् । अनेन दंतान् संशोध्य मृदायाम्भःस्नानपूर्वकम् ॥ ५ ॥

એ જ ભાદરવા શુદિ પાંચમને દિવસે ઋષિપંચમીનું વ્રત કહેલું છે. એ વ્રત જે દિવસે મધ્યાહ્ન વખતે પંચમી હોય તે દિવસે કરવું. કારણ કે માધવીયમાં હારીતનું વચન છે કે;–'પૂજાનાં સઘળાં વ્રતમાં મધ્યાહ્ન સમયની તિથિ લેવી.' બેય દિવસે મધ્યાહ્ન સમયમાં પંચમી હોય તો પહેલે દિવસે એટલે ચતુર્થીવિદ્ધા પંચમીમાં વ્રત કરવું; કારણ કે યુગ્મવાકયથી તેમ સિદ્ધ થાય છે. જ્યારે ભાદરવા સુદિ પાંચમ આવે ત્યારે તે દિવસે મધ્યાહ્ન સમયે સ્વચ્છ જળવાળી નદી વા તળાવના કિનારા ઉપર જઈ, એકસો આઠ અથવા કેવળ સાત અઘેડાનાં દાતણ કરવાં. તે વખતે,[૧–૩] 'હે વનસ્પતે! આયુષ્ય, બલ, યશ, તેજ, પ્રજા, પશુ, દ્રવ્ય, બ્રહ્મબુદ્ધિ અને મેધા એટલી વસ્તુ મને આપો.' એ પ્રકારે અઘેડાની પ્રાર્થના કરી,[૪] 'મુખની દુર્ગંધી દૂર થવા માટે, મુખશુદ્ધિ માટે અને શરીરના ષ્ઠીવન માટે હું દાતણ કરું છું,' એ મંત્ર ભણી દાતણ કરવું. એ પ્રકારે દાતણથી દાંત શુદ્ધ કરી માટી લગાડી સ્નાન કરવું.[૫]

ततो ब्रह्मकूर्चविधिना पंचगव्यं संपाद्य प्राशयेत् तच्चेत्थम्—देशकालौ संकीर्त्य शरीरशुद्ध्यर्थं ब्रह्मकूर्चहोमपूर्वकं पंचगव्यप्राशनमहं करिष्ये ॥ इति संकल्प्य ॥ ताम्रादिपात्रे गायत्र्या गोमूत्रम् ॥ गंधद्वारेति गोमयम् ॥ आप्यायस्वेति क्षीरम् ॥ दधिक्राव्ण इति दधि ॥ शुक्रमसिज्योतिरसि इत्याज्यमादाय ॥ प्रणवेनालोड्य यज्ञियकाष्ठेन तेनैव निर्मथ्य प्रणवेनाभिमंत्र्य सप्तपत्रैर्हरितैः कुशैः पंचगव्यमुद्धृत्य इरावतीति पृथिव्यै० इदंविष्णुरिति विष्णवे० मानस्तोके इति रुद्राय० ब्रह्मजज्ञानमिति ब्रह्मणे० अग्नये स्वाहेत्यग्नये० सोमाय स्वाहेति सोमाय० गायत्र्या सूर्याय० ॐ स्वाहेति प्रजापतये० भूर्भुवः स्वाहेति प्रजापतये० अग्नये स्विष्टकृते स्वाहेत्यग्नये स्विष्टकृते० ॥ एवं दशाहुतीर्हुत्वा हुतावशिष्टं यत्त्वगस्थीति मन्त्रं पठित्वा प्रणवेन प्राशयेत् ॥ होमाकरणपक्षे उक्तमन्त्रैः पंचगव्यं संपाद्य प्राशयेत् ॥ स्त्रियस्तु तूष्णीं पंचगव्यं प्राशयेयुः ॥ ६ ॥

પછી બ્રહ્મકૂર્ચવિધિથી પંચગવ્ય પીવું. બ્રહ્મકૂર્ચનો પ્રકાર–દેશ કાલનું ઉચ્ચારણ કરી, 'મારા શરીરની શુદ્ધિ માટે બ્રહ્મકૂર્ચ અને હોમ કરી પંચગવ્યનું પાન કરીશ,' એ પ્રકારે સંકલ્પ કરી, ત્રાંબા વગેરેનાં પાત્રમાં, ગાયત્રી મંત્ર ભણી ગોમૂત્ર, 'गंधद्वारा०' એ મંત્ર ભણી ગોમય, 'आप्यायस्व०' એ મંત્ર ભણી દૂધ, 'दधिक्राव्णो०' એ મંત્ર ભણી દહીં અને 'शुक्रमसिज्योतिरसि०' એ મંત્ર ભણી ઘી લેવું. પછી ૐકાર ભણી તેને હલાવી તેનું સમિધવડે મથન કરી સાત પાંદડાવાળા લીલા દર્ભવડે પંચગવ્ય લઈ,

'इरावति०' એ મંત્રથી પૃથ્વીને, 'इदं विष्णु०' એ મંત્ર ભણી વિષ્ણુને 'मानस्तोके०' એ મંત્ર ભણી રુદ્રને, 'ब्रह्मजज्ञानं०' એ મંત્ર ભણી બ્રહ્માને, 'अग्नये स्वाहा०' એ મંત્ર ભણી અગ્નિને, 'सोमाय स्वाहा०' એ મંત્ર ભણી ચંદ્રને, ગાયત્રી મંત્ર ભણી સૂર્યને, 'ॐ स्वाहा०' એ મંત્ર ભણી પ્રજાપતિને, 'भूर्भुवः०' એ મંત્ર ભણી પ્રજાપતિને અને 'अग्नये स्विष्टकृते स्वाहा०' એ મંત્ર ભણી સ્વિષ્ટકૃત્ અગ્નિને આહુતિ આપવી. એ પ્રમાણે દશ આહુતિઓ આપી બાકી બચેલું પંચગવ્ય 'यत्त्वगस्थि०' એ મંત્ર તથા પ્રણવ ભણી પી જવું. હોમ ન કરવો હોય તો ઉપર કહેલા મંત્રોવડે પંચગવ્ય એકઠું કરી પી જવું. સ્ત્રીઓએ ચુપચાપ—એટલે મંત્ર ભણ્યા વિના પંચગવ્યનું અશન કરવું.[६]

अथ व्रतविधिः—नद्यादिके तदा स्नात्वा कृत्वा नियममेव च । ब्राह्मणी क्षत्रिया वैश्या शूद्रा वापि वरानने ॥ ७ ॥ कृत्वा नैमित्तिकं कर्म गत्वा निजगृहं पुनः । वेदीं सम्यक् प्रकुर्वीत गोमयेनोपलेपिताम् ॥ ८ ॥ रंगवल्लीसमायुक्ते सर्वतोभद्रमण्डले । अव्रणं सजलं कुंभं ताम्रं मृन्मयमेव वा ॥ ९ ॥ संस्थाप्य वस्त्रसंयुक्तं कंठदेशे सुशोभितम् । पंचरत्नसमायुक्तं फलगंधाक्षतैर्युतम् ॥ १० ॥ सहिरण्यं समासाद्य ताम्रेण पटलेन वा । वंशमृन्मयपात्रेण यवपूर्णेन चैव हि ॥ ११ ॥ आच्छादयेत्तं चैलेन लिखेदष्टदलं ततः । तत्र सप्तऋषीन् दिव्यान् भक्तियुक्तः प्रपूजयेत् ॥ १२ ॥

વ્રતનો પ્રકાર આ પ્રમાણે છેઃ—બ્રાહ્મણી, ક્ષત્રિયની સ્ત્રી, વૈશ્યની સ્ત્રી અથવા શૂદ્રની સ્ત્રી જેણે વ્રત કર્યું હોય તેણે નદી વા તળાવ વગેરેમાં વિધિથી સ્નાન કરી[७] નૈમિત્તિક કાર્ય કરી પોતાને ઘેર જવું. ત્યાં સુંદર વેદી કરી તેને ગોમયથી લીપવી. પછી રંગવડે રંગોળી કરી, સર્વતોભદ્રમંડળ કરી તેમાં છિદ્રરહિત અને જલથી પૂર્ણ ત્રાંબા વા માટીના ઘડાની સ્થાપના કરી તેના ગળામાં સુંદર વસ્ત્ર બાંધવું. અને તે ઘડામાં પંચરત્ન, ગંધ, અક્ષત અને સુવર્ણ નાખવું. તેની ઉપર ત્રાંબાનું, વાંસનું વા મૃત્તિકાનું યવથી પૂર્ણપાત્ર રાખવું. તેની ઉપર એક કપડું ઓઢાડવું. પછી અષ્ટદલ ચીતરવું. તેમાં ભક્તિથી દિવ્ય સપ્તર્ષિઓની પૂજા કરવી. પછી સંકલ્પ કરવો.[८–१२]

अथ संकल्पः—मासपक्षाद्युल्लिख्य मया ज्ञानतोऽज्ञानतो वा रजस्वलावस्थायां कृतसंपर्कजनितदोषपरिहारार्थमरुंधतीसहितकश्यपादिसप्तऋषिप्रीत्यर्थमृषिपूजनमहं करिष्ये ॥ १३ ॥ अथ पूजाविधिः—आगच्छंतु महाभागाश्चतुर्वेदपरायणाः । यावद्व्रतमिदं कुर्वे कृपया भवतामहम् । आवाहनम् ॥ १४ ॥ मूर्तं ब्रह्मण्यदेवस्य ब्रह्मणस्तेज उत्तमम् । सूर्यकोटिप्रतीकाशमृषिवृंदं विचिंतये । ध्यानम् ॥ १५ ॥ ऋग्यजुःसामवेदानां स्वरूपेभ्यो नमो नमः । पुराणपुरुषेभ्यो हि देवर्षिभ्यो नमो नमः । आसनम् ॥ १६ ॥ गंधपुष्पाक्षतैर्युक्तं पाद्यं गृह्णंतु भो द्विजाः । प्रसादं कुरुत प्रीतास्तुष्टाः संतु सदा मम । पाद्यम् ॥१७॥ नभस्येशुक्लपंचम्यामर्चिता ऋषिसत्तमाः । दहंतु पापं मे सर्वं गृह्णंत्वर्घ्यं नमो नमः । अर्घ्यम् ॥१८॥ लोकानां तुष्टिकर्तारो यूयं सर्वे तपोधनाः । नमो वो धर्मविज्ञेभ्यो महर्षिभ्यो नमो नमः । आचमनम् ॥ १९ ॥ पयो दधि घृतं चैव शर्करामधुसंयुतम् । पंचामृतेन स्नपनं करिष्ये ऋषिसत्तमाः । पंचामृतम् ॥ २० ॥ मंदाकिनी गौतमी च यमुना च सरस्वती । कृष्णा च नर्मदा तापी ताभ्यः स्नानार्थमाहृतम् । स्नानम् ॥ २१ ॥ सर्वे नित्यं तपोनिष्ठा ब्रह्मज्ञाः सत्यवादिनः । वस्त्राणि प्रतिगृह्णंतु मुक्तिदाः संतु मे सदा ॥ वस्त्राणि ॥ २२ ॥ नानामन्त्रैः समुद्भूतं त्रिवृतं ब्रह्मसूत्रकम् । प्रत्येकं च प्रयच्छामि ऋषयः प्रतिगृह्यताम् । उपवीतानि ॥२३॥ कुंकुमागुरुकर्पूरसुगंधैर्मिश्रितं शुभम् । गंधाढ्यं चंदनं दिव्यं गृह्णंतु ऋषिसत्तमाः । गंधम् ॥ २४ ॥ शुभाक्षताश्च संपूर्णाः प्रक्षाल्य च नियोजिताः । शोभार्थं वो मया दत्ता गृह्यंतां मुनिसत्तमाः । अक्षताः ॥२५॥ मालतीचंपकादीनि तुलस्यादीनि वै द्विजाः । मयाहृतानि पुष्पाणि पूजार्थं प्रतिगृह्यताम् । पुष्पाणि ॥ २६ ॥ वनस्पतिरसोद्भूतो गंधाढ्यः सुमनोहरः । आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् । धूपम् ॥२७॥ साज्यं च वर्तिसंयुक्तं० । दीपम् ॥ २८ ॥ नानापक्वान्नसंयुक्तं रसैः षड्भिः समन्वितम् । गृह्णंतु ऋषयः सर्वे मया नैवेद्यमर्पितम् । नैवेद्यम् ॥ २९ ॥ मध्येपानीयम् ॥ ३० ॥ उत्तरापो० हस्तप्रक्षाल० करोद्वर्तनार्थे चं० ॥ ३१ ॥ नमो वेदविदः श्रेष्ठा ऋषयः सूर्यसन्निभाः । गृह्णंत्विदं फलं तुष्टा मया दत्तं हि भक्तितः । फलम् ॥ ३२ ॥ पूगीफलं म० तांबूलम् ॥ ३३ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥३४॥ यानि कानि च पापानि ब्रह्महत्यसमानि च । तानि तानि विनश्यंति प्रदक्षिणपदे पदे । प्रदक्षिणाः ॥ ३५ ॥ नमोस्तु ऋषिवृंदेभ्यो देवर्षिभ्यो नमो नमः । सर्वपापहरेभ्यो हि वेदविद्भ्यो नमो नमः । नमस्कारान् ॥ ३६ ॥ एते सप्तर्षयः सर्वे भक्त्या संपूजिता मया । सर्वं पापं व्यपोहंतु ज्ञानतोऽज्ञानतः कृतम् । प्रार्थना ॥ ३७ ॥

તેમાં માસ, પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી, 'જ્ઞાન અથવા અજ્ઞાનથી રજસ્વલા અવસ્થામાં કરેલા સ્પર્શનો દોષ દૂર કરવા માટે અને અરુંધતી સહિત કશ્યપ વગેરે સાત ઋષિઓને પ્રસન્ન કરવા માટે હું સપ્તર્ષિઓનું પૂજન કરીશ,' એવો સંકલ્પ કરવો.[१३] પૂજાનો પ્રકાર—'હે મહારાજો! આપ કે જે મહાભાગ અને ચાર વેદમાં પરાયણ છો તે આપનું હું વ્રત કરું છું, માટે કૃપા કરી પધારો.' એ મંત્રથી આવાહન કરવું.[१४] 'ઋષિઓનો સમુદાય કે જે બ્રાહ્મણના ભક્ત બ્રહ્માજીનું મૂર્તિવાળું તેજ છે અને કરોડો સૂર્યના જેવો પ્રકાશ કરનાર છે તેનું ધ્યાન કરું છું,' એમ કહી ધ્યાન ધરવું.[१५] 'ઋક્, યજુ, અને સામ વેદના સ્વરૂપને ધારણ કરનાર અને પુરાણપુરુષ એવા દેવર્ષિઓને વારંવાર

નમસ્કાર કરું છું.'[૧૬] પછી 'હે મહારાજો ! ગંધ, પુષ્પ અને અક્ષતસહિત પાદ્યનું ગ્રહણ કરો; મારી ઉપર પ્રસાદ કરો તથા નિરંતર પ્રસન્ન રહો,' એમ કહી પાદ્ય આપવું.[૧૭] 'હે શ્રેષ્ઠ ઋષિઓ ! ભાદરવા શુદિ પાંચમને દિવસે જેની પૂજા થાય છે તે આપને હું અર્ધ્ય આપું છું તથા નમસ્કાર કરું છું માટે મારાં દુઃખ બાળી નાંખો,' એમ કહી અર્ધ્ય આપવો.[૧૮] 'આપ કે જે લોકોને સંતોષ આપનાર, તપોધન, ધર્મ જાણનાર અને મોટા ઋષિ છો, તેને વારંવાર નમસ્કાર કરું છું,' એમ કહી આચમન આપવું,[૧૯] 'હે શ્રેષ્ઠ ઋષિઓ ! દૂધ, દહીં, ઘી, સાકર અને મધ એ પંચામૃતથી આપને સ્નાન કરાવીશ,' એ મંત્રથી પંચામૃત સ્નાન.[૨૦] અને 'ગંગા, ગૌતમી, યમુના, સરસ્વતી, કૃષ્ણા, નર્મદા, અને તાપી એ નદીઓનું જળ સ્નાન માટે તૈયાર છે,' એમ બોલી સ્નાન કરાવવું.[૨૧] 'હે મહારાજો ! આપ સર્વે તપસ્વી છો, બ્રહ્મજ્ઞ છો, અને સત્યવાદી છો, આપ વસ્ત્રોનું ગ્રહણ કરો, અને મને નિરંતર મુક્તિ આપો,' એમ કહી વસ્ત્ર પહેરાવવાં.[૨૨] 'હે ઋષિઓ ! નાના પ્રકારના મંત્ર ભણી તૈયાર કરેલી ત્રણ સેરોવાળી જનોઈ આપ સર્વેને જૂદી જૂદી આપું છું તે ગ્રહણ કરો,' એમ બોલી જનોઈ આપવી.[૨૩] પછી 'હે શ્રેષ્ઠ ઋષિઓ ! કેસર, અગુરુ અને કપૂરની સુગંધિવાળું દિવ્ય ચંદન છે તે ગ્રહણ કરો.'[૨૪] 'હે શ્રેષ્ઠ ઋષિઓ ! ધોળા અક્ષત કે જે ધોઇને શુદ્ધ કરી રાખેલા છે, તે આપને શોભા માટે આપું છું તે ગ્રહણ કરો.'[૨૫] 'હે ઋષિઓ ! માલતી અને ચંપા વગેરેનાં પુષ્પો તથા તુલસી વગેરેનાં પત્ર આપને માટે તૈયાર છે તે ગ્રહણ કરો.'[૨૬] 'હે ઋષિઓ ! ધૂપ કે જે વૃક્ષના રસથી ઉત્પન્ન થયેલો છે, સુગંધી છે, સુંદર છે અને સર્વેને સુંઘવા યોગ્ય છે તેનું ગ્રહણ કરો.'[૨૭] 'साज्यं च०' એ મંત્રથી દીવો કરવો.[૨૮] પછી 'હે ઋષિઓ ! છ રસવાળી ભાતભાતની રસોઇનું આપને નૈવેદ્ય નિવેદન કરું છું, તેનું આપ સર્વ ગ્રહણ કરો.'[૨૯] વચમાં જલપાન કરાવવું.[૩૦] ઉત્તરાપોશન, હસ્તપ્રક્ષાલન, કરોદ્વર્તન માટે ચંદન વગેરે આપવું.[૩૧] પછી 'હે શ્રેષ્ઠ ઋષિઓ ! આપ કે જે વેદ જાણનાર છો, અને સૂર્યના જેવી કાંતિવાળા છો, તે આપ સર્વેને હું ભક્તિથી ફળ આપું છું તેનું ગ્રહણ કરો.'[૩૨] અને 'पूगीफलं०' એ મંત્રથી તાંબૂલ.[૩૩] 'हिरण्यगर्भ०' એ મંત્રથી દક્ષિણા આપવી.[૩૪] 'બ્રહ્મહત્યા જેવાં જે કોઈ પાપ કર્યાં હોય, તે સર્વ પાપ પ્રદક્ષિણા કરતાં પગલે પગલે નષ્ટ થાય છે.'[૩૫] 'ઋષિસમુદાય કે જે દેવર્ષિ છે, સર્વ પાપ હરનાર છે અને વેદ જાણનાર છે તેને વારંવાર નમસ્કાર કરું છું.'[૩૬] 'મેં ભક્તિથી સર્વ સપ્તર્ષિઓની પૂજા કરી, માટે તે ઋષિઓ જ્ઞાન અથવા અજ્ઞાનથી થયેલાં મારાં પાપને દૂર કરો.'[૩૭]

**अथ वायनम्–कृतायाः पूजायाः सांगतासिद्ध्यर्थं ब्राह्मणाय वायनप्रदानं क० ॥ ३८ ॥ तथा ब्राह्मणपूजनं क० ॥ ३९ ॥ वायनं फलसंयुक्तं सघृतं दक्षिणान्वितम् । द्विजवर्याय दास्यामि व्रतसंपूर्तिहेतवे ॥ ४० ॥ भवंतः प्रतिगृह्णंतु ज्योतीरूपास्तपोधनाः । उभयोस्तारकाः संतु वायनस्य प्रदातनः । वायनम् ॥ ४१ ॥ न्यूनातिरिक्तकर्माणि मया यानि कृतानि च । क्षमध्वं तानि सर्वाणि यूयं सर्वे तपोधनाः ॥ ४२ ॥ यांतु देव० विसर्जनम् ॥ ४३ ॥ एवं संपूज्य विधिवद्भक्तियुक्तेन चेतसा । तेषामग्रे च श्रोतव्यं शुभं चैव कथानकम् ॥ इति पूजाविधिः ॥ ४४ ॥**

પછી, 'કરેલી સાંગ પૂજા પૂરી થવા માટે બ્રાહ્મણને વાયન આપીશ અને તેની પૂજા કરીશ.'[૩૮] એ પ્રકારનો સંકલ્પ કર્યા પછી, 'વ્રત પૂરું થવા માટે ઘી, ફળ અને દક્ષિણા સહિત વાયન ઉત્તમ બ્રાહ્મણને આપીશ. હે ઋષિઓ ! આપ જ્યોતીરૂપ તપોધન છો માટે પ્રતિગ્રહ કરો અને આ વાયનના દાનથી આપ બન્નેને તારનાર થાઓ,' એ મંત્ર ભણી વાયન આપવું.[૩૯–૪૧] 'હે ઋષિઓ ! આપ સર્વે તપસ્વી છો માટે આ કર્મમાં જે કાંઇ ન્યૂનતા હોય વા વધારો હોય તે ક્ષમા કરશો,'[૪૨] એવી રીતે વિધિ પ્રમાણે પૂજા કરી ભક્તિથી તે ઋષિઓ પાસે શુભ કથા સાંભળવી. 'यांतु देवगणाः०' એ મંત્રથી વિસર્જન કરવું. એ પ્રકારે પૂજા કરવી કહેલી છે.[૪૩–૪૪]

## ઋષિપંચમીની કથા

**अथ कथा ॥ सिताश्व उवाच–श्रुतानि देवदेवेश व्रतानि सुबहूनि च । सांप्रतं मे समाचक्ष्व व्रतं पापप्रणाशनम् ॥ १ ॥ ब्रह्मोवाच–शृणु राजन् प्रवक्ष्यामि व्रतानामुत्तमं व्रतम् । ऋषिपंचमीति विख्यातं सर्वपापहरं परम् ॥२॥ येन चीर्णेन राजेंद्र नरकं नैव पश्यति । अत्रैवोदाहरिष्यंति स्थितिहासं पुरातनम् ॥ ३ ॥ वैदर्भे च द्विजवरश्चोतंको नाम नामतः । तस्य भार्या सुशीलेति पतिव्रतपरायणा ॥ ४ ॥ तस्या अपत्ययुगलं पुत्रो हि सुविभूषणः । अधीतवान् सुतस्तस्य वेदान्सांगपदक्रमान् ॥ ५ ॥ समाने च कुले तेन सुता चापि विवाहिता । विवाहितैव सा दैवाद्वैधव्यं प्राप सत्तम ॥ ६ ॥ सतीत्वं पालयंती सा आस्ते निजपितुर्गृहे । तस्या दुःखेन संतप्तः सुतं संस्थाप्य वेश्मनि ॥ ७ ॥ गंगातीरवनं प्राप्तः सकलत्रस्तया सह । स तत्राध्यापयामास शिष्यान्वेदं द्विजोत्तमः ॥ ८ ॥ सुता च कुरुते तस्य पितुः शुश्रूषणं परम् । पितुः शुश्रूषणं कृत्वा परिश्रांता कदाचन ॥ ९ ॥ निशीथे किल संसुप्ता कृमिराशिरजायत । तथाविधां च तां दृष्ट्वा विवर्णां प्रस्तरस्थिताम् ॥ १० ॥ शिष्या निवेदयामासुस्तन्मातुः करुणान्विताः । न जानीमो वयं किंचिद्देवीं साध्वीं तथाविधाम् ॥ ११ ॥ कृमिराशिमयी जाता मातः संप्रति दृश्यते । वज्रपातसदृक्षं तच्छ्रुत्वा शिष्यैरुदीरितम् ॥ १२ ॥ सा भ्रांतमानसा शीघ्रं तत्समीपमुपागमत् । सा तां तथाविधां दृष्ट्वा विललाप सुदुःखिता ॥ १३ ॥ उरश्च ताडयामास सुतरां मोहमाप च । क्षणेन**

प्राप्तचैतन्यां तामुत्थाप्य प्रमृज्य च ॥ १४ ॥ समालंब्य च बाहुभ्यां निन्ये तत्पितुरंतिकम् । स्वामिन्कथय मे साध्वी केन दुष्कृतकर्मणा ॥ १५ ॥ निशीथे संप्रसुप्तेयं जायते कृमिसंकुला । एतच्छ्रुत्वा ततो वाक्यमृषिर्ध्यान-परायणः ॥ १६ ॥ ज्ञात्वा निवेदयामास तस्याः प्राग्ज-न्मचेष्टितम् ॥

સિતાશ્વ કહે છે–હે દેવના દેવ! હે ઈશિ! મેં ઘણાં વ્રતો સાંભળ્યાં. હવે પાપનો નાશ કરે તેવું વ્રત મને કહો.[1] બ્રહ્મા કહે છે–હે રાજન્! સર્વ વ્રતમાં ઉત્તમ અને સર્વ પાપનો નાશ કરનાર ઋષિપંચમીનું વ્રત કહું છું તે સાંભળો.[2] હે રાજન્! એ વ્રત કરવાથી નરક જોવું પડતું નથી. આ બાબતમાં પ્રાચીન ઇતિહાસ કહેવાય છે, તે સાંભળો.[3] વૈદર્ભ દેશમાં ઉત્તંક નામનો એક ઉત્તમ બ્રાહ્મણ હતો. તેની સ્ત્રી પતિવ્રતા હતી અને તેનું નામ સુશીલા હતું.[4] તેને એક પુત્ર અને એક પુત્રી એમ બે બાળક હતાં. પુત્રનું નામ સુવિભૂષણ હતું. તે પદ અને ક્રમ સહિત વેદ ભણ્યો હતો.[5] પછી એ ઉત્તંક બ્રાહ્મણે પોતાની પુત્રીને યોગ્ય કુળમાં પરણાવી, પણ કમનસીબને લીધે પરણ્યા પછી તરત જ પતિ મરી ગયો તેથી તે વિધવા થઈ.[6] પછી તે વિધવા, સતીનાં આચરણે વર્તતી પોતાના પિતાને ઘેર રહી. તેનું દુઃખ જોઈ ઉત્તંક બ્રાહ્મણને ઘણું દુઃખ થવા લાગ્યું, તેથી તે ઘરનો સર્વ કારભાર પોતાના પુત્રની ઉપર રાખી સ્ત્રી તથા પુત્રીને લઇ ગંગાજીના કીનારાના વનમાં રહ્યો, અને ત્યાં શિષ્યોને વેદ ભણાવવા લાગ્યો.[7-8] પેલી પુત્રી પિતાની પરમ સેવા કરતી હતી. એક દિવસે તે પુત્રી પિતાની સેવા કરી થાકી જવાથી અર્ધ રાત્રે સૂઈ ગઈ. તે વખતે તેના સર્વ અવયવમાં કીડા પડી ગયા. જેનાં શરીરમાં કીડા પડી ગયા છે અને જે નાગી પથ્થર ઉપર પડેલી છે તેવી ગુરુપુત્રીને જોઈ અંતઃકરણમાં દયા આવવાથી શિષ્યોએ તેની માને કહ્યું કે, હે માતા! બ્હેનના સઘળા શરીરમાં કીડા શાથી પડી ગયા અને આવી દશા શાથી થઇ, તે કાંઈ અમારા જાણવામાં આવતું નથી. એ પ્રકારનું વજ્રપાત સરખું શિષ્યોનું બોલવું સાંભળી વિહ્વળ થઇ ગયેલી તે સ્ત્રી તત્કાળ પુત્રીની પાસે ગઈ અને પુત્રીની તેવી દુર્દશા જોઈ ખેદ અને વિલાપ કરવા લાગી,[9-13] છાતી કુટવા લાગી અને મૂર્છાગત થઈ પડી. થોડીવારે મૂર્છા વળી, એટલે પુત્રીને ઉઠાડી તેનું શરીર શુદ્ધ કરી હાથનો ટેકો આપી તેને પોતાના પતિ પાસે લઈ ગઇ અને કહ્યું કે, હે સ્વામિનાથ! આપણી પુત્રી સતી છે, છતાં આ કયું પાપ આવી પડયું, જે આજ અર્ધ રાત્રિએ સૂતી હતી તો તેના સઘળા અવયવમાં કીડા પડી ગયા? એ પ્રકારે સ્ત્રીનું કહેવું સાંભળી ઉત્તંક મહારાજ ધ્યાન કરી પુત્રીનાં પૂર્વજન્મનાં કર્મ જોઈ કહેવા લાગ્યો.[14-16]

ऋषिरुवाच–प्रागियं सप्तमेऽतीते जन्मनि ब्राह्मणी ह्य-भूत् ॥ १७ ॥ रजस्वला च संजाता भांडादीन्यस्पृश-त्तदा । अस्यास्तु पाप्मना तेन जायते कृमिवद्वपुः ॥ १८ ॥ रजस्वलायाः पापेन युक्ता भवति साऽनघे । प्रथमेऽहनि चांडाली द्वितीये ब्रह्मघातिनी ॥ १९ ॥ तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुद्ध्यति । तदा तया सखीसंगाद्व्रतं दृष्ट्वावमानितम् ॥ २० ॥ दृष्टव्रतप्रभावेण जाता द्विजकुलेऽमले । अवमानाद्व्रतस्यास्य कृमिराशिमयाधुना ॥ २१ ॥ एतत्ते कथितं सर्वं कारणं दुष्कृतस्य च ।

ઋષિ (ઉત્તંક) કહે છે–આ પુત્રી પૂર્વે ગયેલા સાતમા જન્મમાં બ્રાહ્મણી હતી.[17] તે રજસ્વલા હતી, છતાં તેણે ઘરમાં પાત્ર વગેરેનો સ્પર્શ કર્યો હતો. તે પાપથી આ પુત્રીનાં શરીરમાં કીડા પડી ગયા છે.[18] હે પ્રિયે! રજસ્વલા સ્ત્રી પહેલે દિવસે ચાંડાલી, બીજે દિવસે બ્રહ્મહત્યારી, ત્રીજે દિવસે ધોબણ અને ચોથે દિવસે શુદ્ધ થાય છે. હે પ્રિયે! આ પુત્રીને એક તો રજસ્વલાનું પાપ લાગ્યું હતું; અને એ પુત્રી જ્યારે શુદ્ધ થઈ ત્યારે તેણે સખીઓને વ્રત કરતી જોઇ તેનો અનાદર કર્યો તેથી બીજું પાપ લાગ્યું.[19-20] વ્રતના દર્શનના પ્રભાવથી આ પુત્રી ઉત્તમ બ્રાહ્મણકુલમાં જન્મી અને તેણે વ્રતનો અનાદર કર્યો હતો, તેથી તેના શરીરમાં કીડા પડી ગયા છે.[21] એ પ્રકારે આ પુત્રીએ જે પાપ કર્યું હતું, તે તને કહી સંભળાવ્યું.[22]

सुशीलोवाच–दर्शनादपि यस्यास्य विप्राणां निर्मले कुले ॥ २२ ॥ जन्म युष्मद्विधानां हि जायते ब्रह्मतेज-साम् । अवज्ञया प्रजायंते निशीथे कृमिराशयः ॥ २३ ॥ महाश्चर्यकरं नाथ तद्व्रतं कथयस्व मे । ऋषिरुवाच–सुशी-ले शृणु तत्सम्यक् व्रतानामुत्तमं व्रतम् ॥ २४ ॥ येन चीर्णेन सहसा पापादस्मात्प्रमुच्यते । दुःखत्रयाच्च मुच्येत नारी सौभाग्यमाप्नुयात् ॥ २५ ॥ कल्याणानि विवर्द्धंते संपदश्च निरापदः । नभस्ये शुक्लपक्षे तु यदा भवति पंचमी ॥२६॥ नद्यादिषु तदा स्नात्वा कृत्वा नियममेव च । विधाय नित्यकर्माणि गत्वा द्वारवतीमृषीन् ॥ २७ ॥ स्नापयेद्वि-धिवद्भक्त्या पंचामृतरसैः शुभैः । ( द्वारवत्यग्निहोत्रशाला वस्त्रमंडपं गृहं वा ) चंदनागुरुकर्पूरैर्विलिप्य च सुगंधिभिः। पूजयेद्विविधैः पुष्पैर्गंधधूपादिदीपकैः ॥ २८ ॥ समाच्छाद्य शुभैर्वस्त्रैः सोपवीतैर्यथाविधि । ततो नैवेद्यसंपन्नमर्घ्यं दद्या-च्छुभैः फलैः ॥ २९ ॥ कश्यपोऽत्रिर्भरद्वाजो विश्वामित्रस्तु गौतमः । जमदग्निर्वसिष्ठश्च सप्तैते ऋषयः स्मृताः ॥३०॥ गृह्णंत्वर्घ्यं मया दत्तं तुष्टा भवतु मे सदा । श्रोतव्यमिद-माख्यानं शाकाहारं प्रकल्पयेत् ॥ ३१ ॥ स्थातव्यं ब्रह्म-चर्येण ऋषिध्यानपरायणैः । अनेन विधिना सम्यक् व्रतमेतत्समाचरेत् ॥ ३२ ॥ तस्य यज्जायते पुण्यं सर्वतीर्थेषु यत्फलम् । सर्वदानेषु यत्पुण्यं तदस्य व्रतचारणात् ॥ ३३ ॥ कुरुते या व्रतं चैतत्सा नारी सुखभागिनी । रूपलावण्य-

संयुक्ता पुत्रपौत्रादिसंयुता ॥ ३४ ॥ इह लोके सदैव स्यात्परत्राप्यक्षया गतिः । व्रतस्यास्य प्रभावेण जातिं स्मरति पौर्विकीम् ॥ ३५ ॥ इति हेमाद्रौ ब्रह्मांडे ऋषिपञ्चमीकथा ॥

સુશીલા કહે છે–હે મહારાજ! જે વ્રતનાં દર્શન કરવાથી આપ જેવા તપસ્વી બ્રાહ્મણોના શુદ્ધ કુલમાં જન્મ થાય છે અને જેનો અનાદર કરવાથી અર્ધ રાત્રિએ કીડા પડી જાય છે, એ મહાઆશ્ચર્યકારક વ્રત કયું, તે મને કહો. ઋષિ કહે છે–હે સુશીલે! સર્વ વ્રતોમાં ઉત્તમ એવું તે વ્રત સાંભળો.[२३-२४] એ વ્રત કરવાથી સ્ત્રીઓનાં આવાં પાપ જલદી નાશ પામે છે, આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એ ત્રણ દુઃખો દૂર થાય છે અને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે.[२५] તેમ જ સંપત્તિ તથા કલ્યાણની વૃદ્ધિ થાય છે અને વિપત્તિ દૂર થાય છે. ભાદરવા શુદિ પાંચમને દિવસે નદી વગેરેમાં સ્નાન કરી નિયમ લઇ નિત્યકર્મ કરી ઘેર જવું. પછી સુંદર પંચામૃતવડે ભક્તિથી ઋષિઓને પંચામૃત સ્નાન કરાવવું. ચંદન, અગુરુ, અને કપૂરનો લેપ કરવો. નાના પ્રકારનાં સુગંધી પુષ્પો, ગંધ, ધૂપ અને દીપવડે તેની પૂજા કરવી.[२६-२९] પછી જનોઇ પહેરાવી મનોહર વસ્ત્રો ઓઢાડવાં અને સુંદર નૈવેદ્ય કરી મીઠાં ફળોનો અર્ધ્ય આપવો.[३०] કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને વસિષ્ઠ એ સાત ઋષિઓ કહેલા છે.[३१] એ સાત ઋષિઓ 'મારા અર્ઘ્યનું ગ્રહણ કરો અને નિરંતર મારાપર પ્રસન્ન રહો' એ પ્રકારે અર્ઘ્ય આપતી વખતે કહેવું. ઋષિપંચમીને દિવસે આ કથા સાંભળવી, શાકનો આહાર કરવો,[३२] બ્રહ્મચર્ય પાળવું અને ઋષિઓનું ધ્યાન કરવું. જે પુરુષ આ પ્રકારે વિધિથી વ્રત કરે, તેને સર્વ તીર્થોનું તથા સર્વ પ્રકારનાં દાનોનું ફલ થાય છે,[३३-३४] અને જે સ્ત્રી આ વ્રત કરે, તેને આ લોકમાં સુખ, રૂપ અને ચતુરાઇ મળે છે તથા પુત્ર પૌત્રની વૃદ્ધિ થાય છે, અને પરલોકમાં તેની અક્ષય ગતિ થાય છે. આ વ્રતના પ્રભાવથી પૂર્વ જન્મનું સ્મરણ રહે છે.[३५-३६] એ પ્રમાણે હેમાદ્રિમાં બ્રહ્મપુરાણમાંની ઋષિપંચમીની કથા કહેલી છે.

## ઋષિપંચમીની બીજી કથા

अथ भविष्योत्तरोक्ता ऋषिपंचमीकथा ॥युधिष्ठिर उवाच–श्रुतानि देवदेवेश व्रतानि सुबहूनि च । सांप्रतं मेऽन्यदाचक्ष्व व्रतं पापप्रणाशनम् ॥ १ ॥ श्रीकृष्ण उवाच–अथान्यदपि राजेंद्र पंचमीमृषिसंज्ञिताम् । कथयिष्यामि यत्कृत्वा नारी पापात्प्रमुच्यते ॥ २ ॥ युधिष्ठिर उवाच–कीदृशी पंचमी कृष्ण कथं च ऋषिसंज्ञिता । पातकान्मुच्यते कस्मान्नारी यदुकुलोद्भव ॥ ३ ॥ पापानि च बहून्यत्र विद्यंते किल केशव । कथं वा ऋषिपंचम्यां नारी कस्मात्प्रमुच्यते ॥ ४ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે દેવના દેવ! હે ઇશ! મેં ઘણાં વ્રતો સાંભળ્યાં. હવે પાપનો નાશ કરે તેવું વ્રત કહો.[१] શ્રીકૃષ્ણ કહે છે–હે રાજેન્દ્ર! જે વ્રત કરવાથી સ્ત્રી પાપથી મુક્ત થાય છે, તે ઋષિપંચમીનું વ્રત કહું છું તે સાંભળો.[२] યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ! એ પંચમી કેવી છે અને એનું ઋષિપંચમી નામ કેમ પ્રસિદ્ધ થયું? અને તેનું વ્રત કરવાથી સ્ત્રીનું કયું પાપ દૂર થાય છે?[३] હે કેશવ! આ જગતમાં ઘણી જાતનાં પાપો છે, તેમાંથી સ્ત્રીનું કયું પાપ ઋષિપંચમી કરવાથી દૂર થાય છે?[४]

कृष्ण उवाच–अज्ञानाज्ज्ञानतो वापि या स्त्री जाता रजस्वला । दुष्टा स्पृशति भांडानि गृहकर्मणि संस्थिता ॥५॥ प्राप्नोति सा महापापं सत्यं सा नरकं व्रजेत् । शृणु तत्कारणं यस्माद्वर्जनीया रजस्वला ॥ ६ ॥ प्रोत्सार्या गृहतो दूरं चातुर्वर्ण्येन भारत । ब्रह्महत्यां पुरा शक्रो वृत्रं हत्वा ह्यवाप च ॥ ७ ॥ तया वै राजशार्दूल व्रीडितो वृत्रसूदनः । ब्रह्माणं समुपागच्छदात्मनः शुद्धिकारणात् ॥ ८ ॥ ततो देवैः समं ब्रह्मा क्षणं ध्यात्वा चकार वै । शुद्धिं शक्रस्य राजेंद्र प्रहृष्टेनांतरात्मना ॥ ९ ॥ विभज्य ब्रह्महत्यां तु चतुर्धा च चतुर्मुखः । प्राक्षिपद्राजशार्दूल चतुःस्थानेषु वै तदा ॥ १० ॥ वह्नौ प्रथमज्वालासु नदीषु प्रथमोदके । पर्वतेषु च राजेंद्र नारीरजःसु पार्थिव ॥ ११ ॥ अतो रजस्वला नारी प्रोत्सार्या च प्रयत्नतः । ब्रह्मणः शासनात्पार्थ चातुर्वर्ण्येन सर्वदा ॥ १२ ॥ प्रथमेऽहनि चांडाली द्वितीये ब्रह्मघातकी । तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुद्ध्यति ॥ १३ ॥ अज्ञानाज्ज्ञानतो वापि जातं संपर्कपातकम् । तत्पापसंक्षयार्थं वै कार्येयमृषिपंचमी ॥ १४ ॥ सर्वपापप्रशमनी सर्वोपद्रवनाशिनी । ब्रह्मक्षत्रियविट्शूद्रैः स्त्रीभिः कार्या विशेषतः ॥ १५ ॥ अत्रार्थे यत्पुरावृत्तं प्रवक्ष्यामि कथानकम् । पुरा कृतयुगे राजन्विदर्भायां बभूव ह ॥१६॥ श्येनजिन्नामराजर्षिश्चातुर्वर्ण्यानुपालकः । तस्य देशेऽवसद्विप्रो वेदवेदांगपारगः ॥ १७ ॥ सुमित्रो नाम राजेंद्र सर्वभूतहिते रतः । कृषिवृत्त्या सदा युक्तः कुटुंबपरिपालकः ॥ १८ ॥ तस्य भार्या सुसाध्वी च पतिशुश्रूषणे रता । जयश्रीर्नामविख्याता बहुभृत्यसुहृज्जना ॥ १९ ॥ अतिचिंतान्विता सा च प्रावृट्काले सुमध्यमा । क्षेत्रादिषु रता साध्वी व्याकुलीकृतमानसा ॥ २० ॥

શ્રીકૃષ્ણ કહે છે–જે સ્ત્રી રજસ્વલા થઈ હોય અને જ્ઞાનથી અથવા અજ્ઞાનથી ઘરનું કાર્ય કરવા લાગે અને પાત્રને સ્પર્શ કરે તો તેને મોટું પાપ લાગે છે, જેથી નરકની પ્રાપ્તિ થાય છે. બ્રાહ્મણ વગેરે સર્વ વર્ણોએ રજસ્વલા સ્ત્રીને ઘરમાં સ્પર્શ કરવા દેવો નહીં અને તેને ઘરથી દૂર રાખવી તેનું કારણ શું છે, તે હું કહું છું તે તમે સાંભળો. હે ભરતવંશી રાજા! પૂર્વે વૃત્રાસુરને મારવાથી ઇંદ્રને બ્રહ્મહત્યા લાગી હતી,[५-७] તેથી તેને ઘણી લજ્જા લાગી. પછી બ્રહ્મહત્યા

દૂર કરવા માટે ઇંદ્ર બ્રહ્માની પાસે ગયો,[૯] ત્યારે બ્રહ્માએ દેવતાઓની સાથે વિચાર કરી, બ્રહ્મહત્યાના ચાર ભાગ કરી, ચાર સ્થાને વહેંચી પ્રસન્ન અંતઃકરણથી ઇંદ્રને શુદ્ધ કર્યો.[૯-૧૦] બ્રહ્મહત્યાનો એક ભાગ અગ્નિની પ્રથમ જ્વાલામાં, એક ભાગ નદીઓના પહેલા પૂરમાં, એક ભાગ પર્વતોમાં અને એક ભાગ સ્ત્રીના રજમા (અટકાવમાં) એ પ્રકારે બ્રહ્મહત્યાને ચાર ભાગે જૂદે જૂદે ઠેકાણે વહેંચી દીધી.[૧૧] એટલા જ માટે બ્રાહ્મણ વગેરે ચાર વર્ણોએ બ્રહ્માની આજ્ઞાથી રજસ્વલા સ્ત્રીને સાવધાનીથી સદા દૂર રાખવી.[૧૨] રજસ્વલા સ્ત્રી પહેલે દિવસે ચાંડાલણી, બીજે દિવસે બ્રહ્મહત્યારી અને ત્રીજે દિવસે ધોબણ જેવી ગણાય છે. તે ચોથે દિવસે શુદ્ધ થાય છે.[૧૩] રજસ્વલા અવસ્થામાં જ્ઞાનથી વા અજ્ઞાનથી કોઇનો સ્પર્શ થઇ ગયો હોય તો તે દોષ દૂર કરવા માટે ઋષિપંચમીનું વ્રત કરવું.[૧૪] એ વ્રત કરવાથી સર્વ પાપ તથા ઉપદ્રવોના નાશ થાય છે, માટે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને વિશેષે કરી સ્ત્રીઓએ એ વ્રત કરવું[૧૫] આ બાબતમાં પૂર્વે થયેલી કથા કહું છું તે સાંભળો. પૂર્વે સત્યયુગમાં વિદર્ભ નગરીમાં શ્યેનજિત્ નામનો મોટો રાજા હતો. તે બ્રાહ્મણ વગેરે ચારે વર્ણોની પ્રજાનું ધર્મથી પાલન કરતો હતો. એ રાજાના દેશમાં સુમિત્ર નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે પૂર્ણ વેદ તથા વેદાંગ ભણેલો હતો, સર્વ પ્રાણીઓના ભલામાં તત્પર હતો અને ખેતીની વૃત્તિથી પોતાના કુટુંબનું પોષણ કરતો હતો.[૧૬-૧૮] એ બ્રાહ્મણને જયશ્રી નામની, પતિની સેવામાં તત્પર એવી પતિવ્રતા સ્ત્રી હતી. તેની પાસે કામ કરનારા ઘણા સેવકો તથા સુહૃજ્જનો હતા છતાં પણ ચિંતાને લીધે તે વર્ષાઋતુમાં ખેતીના કામમાં તત્પર અને વ્યાકુલ રહેતી હતી.[૧૯-૨૦]

एकदा सात्मनः प्राप्तमृतुकालं व्यलोकयत् । रजस्वलापि सा राजन् गृहकर्म चकार ह ॥ २१ ॥ भांडादीन्यस्पृशद्राजन्नृतौ प्राप्तेऽपि भामिनी । कालेन बहुना साध्वी पंचत्वमगमत्तदा ॥ २२ ॥ तस्या भर्तापि विप्रोऽसौ कालधर्ममुपेयिवान् । एवं तौ दंपती राजन्स्वकर्मवशगौ तदा ॥ २३ ॥ भार्या तस्य जयश्रीः सा ऋतुसंपर्कदोषतः । शुनीयोनिमनुप्राप्ता सुमित्रोऽपि नरेश्वर ॥ २४ ॥ तस्याः संपर्कदोषेण बलीवर्दो बभूव ह । एवं तौ दंपती राजन्स्वकर्मवशगौ तदा ॥ २५ ॥ ऋतुसंपर्कदोषेण तिर्यग्योनिमुपागतौ । स्वधर्माचरणाज्जातावुभौ जातिस्मरौ तथा ॥ २६ ॥ सुतस्यैव गृहे राजन्स्मरन्तौ पूर्वपातकम् । सुमित्रस्य च पुत्रोऽभूद्गुरुशुश्रूषणे रतः ॥ २७ ॥ सुमतिर्नाम धर्मज्ञो देवतातिथिपूजकः । अथ क्षयाहे संप्राप्ते पितुस्तु सुमतिस्तदा ॥ २८ ॥ भार्यां चंद्रवतीं प्राह सुमतिः श्रद्धयान्वितः । अद्य सांवत्सरदिनं पितुर्मे चारुहासिनि ॥ २९॥ भोजनीया द्विजा भीरु पाकसिद्धिर्विधीयताम् । तया कृता पाकसिद्धिः सुमतेर्भर्तुराज्ञया ॥ ३० ॥ मुक्तं पायसभांडे वै सर्पेण गरलं ततः । दृष्ट्वा ब्रह्मवधाद्भीता शुनी भांडानि साऽस्पृशत् ॥ ३१॥ द्विजभार्या च तां दृष्ट्वा उल्मुकेन जघान ह । भांडादीनि च प्रक्षाल्य त्यक्त्वा पाकं सुमध्यमा ॥ ३२ ॥ पुनः पाकं च कृत्वा तु श्राद्धं कृत्वा विधानतः । ततो भुक्तेषु विप्रेषु नोच्छिष्टं च ददौ बहिः ॥ ३३ ॥ भूमौ क्षिप्तं तया शुन्या उपवासस्तदाभवत् । ततो रात्र्यां प्रवृत्तायां सा शुनी क्षुधिता भृशम् ॥ ३४ ॥ बलीवर्दमुपागत्य भर्तारमिदमब्रवीत् । बुभुक्षिताय हे भर्तर्न दत्तं भोजनादिकम् ॥ ३५ ॥ ग्रासादिकं च न प्राप्तं क्षुधा मां बाधते भृशम् । अन्यस्मिन्दिवसे पुत्रो मम लेह्यं ददात्यसौ ॥३६॥ अद्य मह्यं किमप्येष उच्छिष्टमपि नो ददौ । पायसान्ने पपाताथ गरलं सर्पसंभवम् ॥ ३७ ॥ मया विचिंत्य मनसा मरिष्यंति द्विजोत्तमाः । संस्पृष्टं पायसं गत्वा वध्वाहं ताडिता भृशम् ॥ ३८ ॥ दुःखितं तेन मे गात्रं कटिर्भग्ना करोमि किम् । ततः प्राह स चानड्वान् भद्रे ते पापसंग्रहात् ॥ ३९ ॥ किं करोमि ह्यशक्तोऽहं भारवाहत्वमागतः । अयाहमात्मनः क्षेत्रे वाहितः सकलं दिनम् ॥ ४० ॥ मारितश्चात्मजेनाहं मुखं बध्वा बुभुक्षितः । वृथा श्राद्धं कृतं तेन जाताद्य मम कष्टता ॥ ४१ ॥

હે રાજેન્દ્ર! એક દિવસે તે રજસ્વલા થઇ. તેનું તેને જ્ઞાન હતું, છતાં પણ ઘરનું કામકાજ કરવા લાગી અને સઘળાં વાસણોને સ્પર્શ કર્યો. ઘણાં વર્ષો થયાં પછી તે સ્ત્રી મરણ પામી,[૨૧-૨૨] તેમજ તેનો પતિ પણ મરણ પામ્યો. એ પ્રમાણે હે રાજા! તે સ્ત્રીપુરુષ મરણ પામ્યા પછી બીજા જન્મમાં સ્ત્રી તો રજસ્વલા દશામાં પાત્ર વગેરેના સ્પર્શના દોષથી કુતરી થઈ અને સુમિત્ર બ્રાહ્મણ સ્ત્રીના સંસર્ગથી બળદ થયો. હે રાજેન્દ્ર! એ પ્રમાણે ઋતુ (અટકાવ)ના દોષથી તે બન્ને સ્ત્રીપુરુષ પશુની યોનિમાં અવતર્યાં, તથાપિ પૂર્વે જન્મમાં ધર્માચરણ કર્યું હતું, તેથી તેઓને પુર્વ જન્મનું સ્મરણ હતું.[૨૩-૨૬] એ બન્ને સ્ત્રી પુરુષ પોતાના પુત્રને ઘેર જ અવતર્યાં હતાં. તે પુત્રનું નામ સુમતિ હતું. તે ગુરુ, દેવ અને અતિથિની પૂજામાં તત્પર રહેતો હતો તથા ધર્મજ્ઞ હતો. હવે પોતાના પિતાનો ક્ષય દિવસ આવ્યો ત્યારે સુમતિએ પોતાની સ્ત્રી ચંદ્રવતીને શ્રદ્ધાથી કહ્યું કે, હે સુંદર હાસ્યવાળી પ્રિયે! આજ મારા પિતાની સંવત્સરીનો દિવસ છે માટે બ્રાહ્મણો જમાડવા છે એટલા માટે સુંદર રસોઈ બનાવ. એ પ્રકારની પતિની આજ્ઞાથી ચંદ્રવતીએ રસોઇ તૈયાર કરી.[૨૭-૩૦] એટલામાં દૂધપાકના પાત્રમાં સર્પનું ઝેર પડ્યું, તે પેલી કુતરીએ દીઠું. તેથી તે કુતરીએ 'આ દૂધપાક જમવાથી બ્રાહ્મણો મરણ પામશે,' એમ વિચારી પાકશાળામાં જઈ સર્વ પાત્રોને સ્પર્શ કર્યો.[૩૧] તે

જોઇ બ્રાહ્મણની સ્ત્રી ચંદ્રવતીએ તેને બળતા લાકડાથી બહુ માર માર્યો. પછી સઘળી રસોઈ ફેંકી દઈ વાસણ શુદ્ધ કરી ચંદ્રવતીએ ફરીથી રસોઇ કરી.[૩૧] ત્યાર બાદ સુમતિએ શ્રાદ્ધ કરી બ્રાહ્મણોને જમાડ્યા. તેનું જે કાંઇ એઠુંજુઠું હતું, તે બહાર કુતરીને નહીં આપતાં પૃથ્વીમાં દાટી દીધું. તેથી તે દિવસે કુતરીને ઉપવાસ થયો તેથી તેને ઘણી ભૂખ લાગી.[૩૩-૩૪] રાત્રિ પડી ત્યારે એ કુતરી પોતાનો પતિ કે જે બળદ થયો હતો, તેની પાસે જઈ કહેવા લાગી કે, 'હે નાથ! આજ હું ભૂખી છું, એક કોળીયો પણ મને ખાવા મળ્યો નથી તેથી ભૂખ મને બહુ પીડા કરે છે. આપણો પુત્ર રોજ તો કાંઇ પણ ખાવા આપે છે પરંતુ આજ તો થોડું પણ આપ્યું નથી અને એઠું-જુઠું પણ આપ્યું નથી, તેનું કારણ તો એજ કે આજ દૂધપાકમાં સર્પનું ઝેર પડ્યું, ત્યારે 'આ દૂધપાક ખાવાથી બ્રાહ્મણો મરણ પામશે,' એવો વિચાર કરી હું દૂધપાકને જઇ અડકી. એટલા માટે મને બાધી વહુએ ખૂબ માર માર્યો,[૩૫-૩૮] તેથી મારું સઘળું શરીર દુઃખે છે અને મારી કેડ ભાંગી ગઇ છે. હવે હું શું કરું? તે સાંભળી પેલો બળદ બોલ્યો કે, હે પ્રિયે! તારા પાપથી મને પણ બેલનો અવતાર આવ્યો, તેથી હું પણ અશક્ત છું. શું કરું, આપણા પુત્રે આજ મને પણ સારો દહાડો ખેતરમાં ખેડ્યો છે અને માર માર્યો છે, તથા મારું મોઢું બાંધી રાખ્યું હતું તેથી હું પણ ભૂખ્યો છું. તેણે આજ ફોકટનું શ્રાદ્ધ કર્યું. કારણ કે મને સુખને બદલે ઘણું દુઃખ પડ્યું છે.[૩૯-૪૧]

कृष्ण उवाच–तयोः संवदतोरेवं मातापित्रोश्च भारत। श्रुत्वा पुत्रस्तथावाक्यं यदुक्तं च तदोभयोः ॥ ४२ ॥ पितरौ तौ विदित्वा तु दत्तवान्सुमतिस्तदा। तस्यां रजन्यां तत्कालं ददौ तस्य च भोजनम् ॥४३॥ तदाऽसौ दुःखितः पुत्रो ज्ञात्वावस्थां तथा तयोः। मातापित्रोस्तु राजेंद्र द्रुतं संप्रस्थितो वनम् ॥ ४४ ॥ ज्ञातुमिच्छामि वै कष्टमिति निश्चित्य भारत। तत्र गत्वा ज्ञानवृद्धानृषीन् परमधार्मिकान् ॥ ४५ ॥ प्रणिपत्याब्रवीद्वाक्यं हितं चैव तदा तयोः। सुमतिरुवाच–कथयध्वं विप्रवर्याः प्रश्नमेकं समाहिताः ॥ ४६ ॥ केन कर्मविपाकेन पितरौ मे तपोधनाः। इमामवस्थां संप्राप्तौ मोक्ष्येते पातकात्कथम् ॥ ४७ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર! એ પ્રમાણે વાતો કરતાં માતાપિતા-કુતરી તથા બળદનું બોલવું સાંભળી, 'આ બન્ને મારાં માતાપિતા છે, એમ સુમતિના જાણવામાં આવ્યું. પછી તે જ વખતે તેણે પોતાનાં માતાપિતાને ભોજન આપ્યું;[૪૨-૪૩] અને માતાપિતાની તેવી દુર્દશા જોઇ સુમતિને ઘણો ખેદ થયો, તેથી તે મોટા સંકટમાં આવી પડ્યો. પછી 'મારાં માતાપિતાને આવી દશા કેમ આવી હશે તે જાણવું જોઇયે,' એવો નિશ્ચય કરી તે વનમાં ગયો, અને ત્યાં મોટા મોટા ધર્મિષ્ઠ જ્ઞાની ઋષિઓની પાસે જઈ નમસ્કાર કરી માતાપિતાનું કલ્યાણ થાય તેવું પૂછવા લાગ્યો. સુમતિ કહે છે–હે શ્રેષ્ઠ ઋષિઓ! હું એક પ્રશ્ન પૂછું છું તેનો ઉત્તર વિચારી મને કહો.[૪૪-૪૬] કયા પાપથી મારાં માતાપિતાની આ દશા થઇ છે અને તેઓ કયા ઉપાયથી આ પાપમાંથી મૂકાય?[૪૭]

कृष्ण उवाच–तदाऽऽकर्ण्य वचस्तस्य सुमतेर्दुःखितस्य च ॥ ऋषिः सर्वतपानाम सर्वज्ञः करुणान्वितः ॥ ४८ ॥ सुमतिं प्रत्युवाचेदं तत्पित्रोर्मुक्तये तदा ॥ ऋषिरुवाच–तव माता पुरा विप्र स्वगृहे बालभावतः ॥ ४९ ॥ प्राप्तमृतुं विदित्वा तु संपर्कमकरोद्द्विज। तेन कर्मविपाकेन शुनीयोनिमुपागता ॥ ५० ॥ पितापि स्पर्शदोषेण बलीवर्दो बभूव ह। एतयोर्मुक्तिकामार्थं कुरु त्वमृषिपंचमीम् ॥५१॥ भार्यया सह विप्रेंद्र ऋषीन्संपूज्य यत्नतः। आचरस्व व्रतं तत्र सप्तवर्षं द्विजोत्तम ॥ ५२ ॥ अंते चोद्यापनं कुर्याद्वित्तशाठ्यविवर्जितः। शाकाहारस्तु कर्तव्यो नीवारैः श्यामकैस्तथा ॥ ५३ ॥ कन्दैर्वाऽथ फलैर्मूलैर्हलकृष्टं न भक्षयेत्। प्राप्य भाद्रपदे मासि शुक्लपक्षस्य पंचमीम् ॥ ५४ ॥ तस्यां मध्याह्नसमये नद्यादौ विमले जले। कृत्वाऽपामार्गसमिधा दंतधावनमादितः ॥ ५५ ॥ आयुर्बलं यशो वर्चः प्रजाः पशुवसूनि च। ब्रह्म प्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते ॥ ५६ ॥ संप्रार्थ्यानेन मंत्रेण कुर्याद्वै दंतधावनम्। मुखदुर्गंधिनाशाय दंतानां च विशुद्धये ॥ ५७ ॥ शोधनाय च गात्राणां कुर्वेऽहं दंतधावनम्। अनेन दंतान्संशोध्य स्नायान्मृत्स्नानपूर्वकम् ॥५८॥ तिलामलककल्केन केशान्संशोध्य यत्नतः। परिधाय नवे शुद्धे वाससी च समाहितः ॥ ५९ ॥ पूजयत्त्र ऋषीन् दिव्यानरुंधत्या समन्वितान्। कश्यपोऽत्रिर्भरद्वाजो विश्वामित्रोऽथ गौतमः ॥ ६० ॥ जमदग्निर्वसिष्ठश्च साध्वी चैवाप्यरुंधती। मंत्रेणानेन सप्तर्षीन्पूजयेत्सुसमाहितः ॥ ६१ ॥ व्रतेन ऋषिपंचम्याः कृतेनैव द्विजोत्तम। ऋतुसंपर्कजो दोषः क्षयं याति न संशयः ॥ ६२ ॥

શ્રીકૃષ્ણ કહે છે–સુમતિ કે જે ઘણો કચવાતો હતો તેનું તે પ્રકારનું વચન સાંભળી, સર્વતપા નામના ઋષિ કે જે સર્વજ્ઞ અને દયાળુ હતા, તે સુમતિને તેના માતાપિતાની મુક્તિમાટે કહેવા લાગ્યા. હે દ્વિજ! પૂર્વે તારી માતાએ ઋતુ પ્રાપ્ત થયું જાણીને પણ, મૂર્ખપણાથી પોતાના ઘરમાંના સઘળા પદાર્થોને સ્પર્શ કર્યો, તેથી તેને કુતરીનો અવતાર આવ્યો છે;[૪૮-૫૦] અને તેનો સ્પર્શ કરવાથી તારો પિતા પણ બળદ થયેલો છે. હવે તેઓની મુક્તિ થવા માટે તું તથા તારી સ્ત્રી ઋષિપંચમીનું વ્રત કરો. હે દ્વિજશ્રેષ્ઠ! એ વ્રત ઋષિઓની પૂજા કરી

સાત વર્ષ પર્યંત કરવું.[૫૧-૫૨] સાત વર્ષો પૂરાં થયે યથાશક્તિ ઉદ્યાપન કરવું. તેમાં દ્રવ્યનો લોભ કરવો નહિ. વ્રતને દિવસે શાક, નીવાર, સામો, કંદ, ફલ વા મૂલનો આહાર કરવો. પણ ખેડવાથી નીપજેલા કાંઇ પણ પદાર્થો ખાવા નહિ. ભાદરવા શુદિ પાંચમ આવે ત્યારે તે દિવસે મધ્યાહ્ન સમયે પ્રથમ સ્વચ્છ જળવાળી નદી વા તળાવ વગેરે જલાશયના કિનારા ઉપર, 'હે વનસ્પતે! મને આયુષ્ય, બળ, યશ, તેજ, પ્રજા, પશુ, દ્રવ્ય, વેદ, બુદ્ધિ અને મેધા આપો.' એ મંત્રથી અઘેડાની સ્તુતિ કરી, 'મુખની દુર્ગંધ દૂર કરવા માટે, દાંતની શુદ્ધિ માટે અને અવયવોના મળ નાશ કરવા માટે હું દાતણ કરું છું,' એ મંત્ર ભણી અઘેડાના દાતણવડે દાંત શુદ્ધ કરવા. પછી તલ તથા આમળાનાં ચૂર્ણવડે કેશ સાફ કરી શરીરે માટી લગાડી સ્નાન કરવું. પછી શુદ્ધ નવાં બે વસ્ત્રો પહેરી સાવધાન થઈ અરુંધતી સહિત ઋષિઓનું પૂજન કરવું. 'કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ જમદગ્નિ, વસિષ્ઠ અને પતિવ્રતા અરુંધતી,' એ મંત્ર ભણી સપ્તઋષિની પૂજા કરવી.[૫૩-૬૧] હે બ્રાહ્મણ! આ ઋષિપંચમીનું વ્રત કરવાથી ઋતુના સંબંધથી જે દોષ થયો હોય, તે નષ્ટ થાય છે એમાં સંશય નથી.[૬૨]

श्रीकृष्ण उवाच– तच्छ्रुत्वा सुमतिर्वाक्यं परममृषिभाषितम्। गृहमेत्य व्रतं चक्रे सभार्यः श्रद्धयान्वितः॥ ६३॥ व्रतं तु ऋषिपंचम्याः सर्वपापप्रणाशनम्। कृत्वा सर्वं यथोक्तं च मातापित्रोः फलं ददौ॥ ६४॥ व्रतपुण्यप्रभावेन माता तस्य श्वयोनितः। मुक्ता नृपतिशार्दूल विमानवरसंस्थिता॥ ६५॥ दिव्यांबरधरा भूत्वा गता स्वर्गं च भारत। पितापि स मृतो मुक्तः सुमतेः पशुयोनितः॥ ६६॥ स्वर्गं प्राप्तो महाराज व्रतस्यास्य प्रभावतः। कायिकं वाचिकं वापि मानसं यच्च दुष्कृतम्॥ ६७॥ तत्सर्वं विलयं याति व्रतस्यास्य प्रभावतः। तस्य यज्जायते पुण्यं तच्छृणुष्व नृपोत्तम॥ ६८॥ सर्वव्रतेषु यत्पुण्यं सर्वतीर्थेषु यत्फलम्। सर्वदानेषु दत्तेषु तदेतद्व्रतचारणात्॥ ६९॥ कुरुते या व्रतं नारी सा भवेत्सुखभागिनी। रूपलावण्ययुक्ता च पुत्रपौत्रादिसंयुता॥७०॥ इह लोके सदैव स्यात्परत्र च परां गतिम्। एतत्ते कथितं राजन्व्रतानामुत्तमं व्रतम्॥ ७१॥ सर्वसंपत्प्रदं चैव नारीणां पापनाशनम्। धन्यं यशस्यं स्वर्ग्यं च पुत्रदं च युधिष्ठिर॥ पठतां शृण्वतां चापि सर्वपापप्रणाशनम्॥ ७२॥ इति श्रीभविष्यपुराणे ऋषिपंचमीव्रतकथा संपूर्णा॥

શ્રીકૃષ્ણ કહે છે–એ પ્રકારનું ઋષિનું વચન સાંભળી સુમતિ પોતાને ઘેર આવ્યો. પછી તેણે તથા તેની સ્ત્રીએ સર્વ પાપનો નાશ કરનાર ઋષિપંચમીનું વ્રત, વિધિથી કર્યું અને તેનું ફળ માતાપિતાને આપ્યું.[૬૩-૬૪] તેથી તે સુમતિની માતા શ્વાનયોનિથી મુક્ત થઈ અને સુંદર વસ્ત્ર તથા અલંકાર ધારણ કરીને તે, સ્વર્ગમાં ગઈ. તેમ જ તે સુમતિનો પિતા પણ તે વ્રતના પ્રભાવથી પશુયોનિમાંથી છૂટી ગયો[૬૫-૬૬] અને સ્વર્ગમાં ગયો. આ ઋષિપંચમીનું વ્રત કરવાથી કાયિક (શરીરથી થયેલાં), વાચિક (વાણીથી થયેલાં) અને માનસ (મનથી થયેલાં) જે કાંઇ પાપ હોય તે સઘળાં નષ્ટ થાય છે, અને તે વ્રત કરવાથી જે પુણ્ય થાય છે, તે હું કહું છું તે સાંભળો.[૬૭-૬૮] સઘળાં વ્રત કરવાથી જે પુણ્ય થાય છે, સર્વ તીર્થ કરવાથી જે ફલ થાય છે અને સઘળાં દાન કરવાથી જે ફલ થાય છે તે ફલ આ ઋષિપંચમીનું વ્રત કરવાથી થાય છે.[૬૯] જે સ્ત્રી આ વ્રત કરે છે તેને આ લોકમાં ઘણું સુખ, રૂપ, ચતુરાઈ મળે છે, તેમજ પુત્ર પૌત્રની વૃદ્ધિ થાય છે અને પરલોકમાં ઉત્તમ ગતિ મળે છે. હે યુધિષ્ઠિર! આ ઋષિપંચમીનું વ્રત કે જે સર્વ વ્રતમાં ઉત્તમ છે, સર્વ સંપત્તિને આપનાર છે, પાપનો નાશ કરનાર છે, ધન આપનાર છે, યશ આપનાર છે, સ્વર્ગ આપનાર છે, પુત્ર આપનાર છે તથા પાઠ કરનાર અને સાંભળનારનાં સર્વ પાપનો નાશ કરનાર છે, તે આપને કહી સંભળાવ્યું.[૭૦-૭૨] એ પ્રમાણે **ભવિષ્યપુરાણમાં** ઋષિપંચમી વ્રતની કથા કહેલી છે.

अथोद्यापनम्॥ युधिष्ठिर उवाच–किमस्योद्यापनं प्रोक्तं व्रतपूर्णफलप्रदम्। सुमतिः केन विधिना चकार वद तत्त्वतः॥ १॥ श्रीकृष्ण उवाच–पूर्वेद्युर्मन्दिवसे कुर्यादेकभक्तं समाहितः। प्रातरुत्थाय सुस्नातस्ततो गुरुगृहं व्रजेत्॥ २॥ प्रार्थयेत्तं ममाचार्यो भवोद्यापनकर्मणि। पूर्वोक्तेनैव विधिना स्नात्वा भक्त्या समन्वितः॥ ३॥ शुचौ देशे समालिप्य सर्वतोभद्रमंडले। अव्रणं सजलं कुंभं ताम्रं मृन्मयमेव च॥ ४॥ संस्थाप्य वस्त्रसंवीतं कंठदेशे सुशोभनम्। पंचरत्नसमायुक्तं फलगंधाक्षतैर्युतम्॥ ५॥ सहिरण्यं समाच्छाद्य ताम्रेण पटलेन वा। वंशमृन्मयपात्रेण यवपूर्णेन चैव हि॥ ६॥ आच्छादयेत्तु चैलेन लिखेदष्टदलं ततः। सौवर्ण्यः प्रतिमाः कार्या ऋषीणां भावितात्मनाम्॥ ७॥ पलेन वा तदर्धेन तदर्धार्धेन वा पुनः। शक्त्या वा कारयेत्तत्र वित्तशाठ्यविवर्जितः॥ ८॥ वितानं पंचवर्णं च फलपुष्पसमन्वितम्। वध्नीयादुपरि श्रीमत्संभारान्संविधाय च॥ ९॥

યુધિષ્ઠિર કહે છે–હે મહારાજ! ઋષિપંચમીના વ્રતનું પૂર્ણ ફલ જેથી મળે તે ઉદ્યાપન મને કહો તથા સુમતિએ કયા પ્રકારે ઉદ્યાપન કર્યું હતું, તે યથાર્થ કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–પહેલે દિવસે એટલે ચોથને દિવસે સાવધાન થઇ એક વખત જમવું. પછી પંચમીને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી, સારી રીતે સ્નાન કરી ગુરુ (ગોર)ને ઘેર જવું[૨] અને ગુરુને કહેવું કે, 'હે મહારાજ!

આ ઉદ્યાપનના કાર્યમાં આપ મારા આચાર્ય થાઓ. ત્યાર પછી પ્રથમ કહેલા પ્રકારથી સ્નાન કરી સાવધાન થઈ, ભક્તિયુક્ત થઈ, પવિત્ર સ્થળમાં લીંપવું. પછી તેમાં સર્વતોભદ્રમંડલ ચીતરી છિદ્રરહિત અને જલથી ભરેલા ત્રાંબા વા માટીના ઘડાની સ્થાપના કરવી. તેના ગળામાં સુંદર વસ્ત્ર વીંટવું; તે ઘડામાં પંચરત્ન, ફલ, ચંદન, અક્ષત અને સુવર્ણ નાંખવું. તેની ઉપર જવથી ભરેલું ત્રાંબાનું, વાંસનું અથવા માટીનું પાત્ર રાખવું.[૩-૬] તેની ઉપર વસ્ત્ર ઢાંકવું. અષ્ટદલ કમલ આલેખવું. પલ, અર્ધપલ અથવા પોતાની શક્તિ પ્રમાણે સોનાની ઋષિઓની મૂર્તિ કરાવવી. તેમાં લોભ કરવો નહિ.[૭-૮] ઉપર ફલ અને પુષ્પ સહિત સુંદર પંચરંગી વિતાન (ચંદરવો) બાંધવો, અને સઘળી સામગ્રી તૈયાર રાખવી.

मध्याह्ने पूजयेद्भक्त्या ऋषीन् श्रद्धासमन्वितः । कश्यपोऽत्रिर्भरद्वाजो विश्वामित्रोऽथ गौतमः ॥ १० ॥ जमदग्निर्वसिष्ठश्च साध्वी चैवाप्यरुंधती । मन्त्रेणानेन राजेंद्र कृत्वा पूजां समाहितः ॥ ११ ॥ रात्रौ जागरणं कुर्यात्पुराणश्रवणादिभिः । कृतनित्यक्रियः प्रातर्जुहुयात्तिलसर्पिषा ॥ १२ ॥ वैदिको वाऽथ पौराण अधिकारान्मनुः स्मृतः । अष्टोत्तरसहस्रं वा शतमष्टोत्तरं तु वा ॥ १३ ॥ पुनः पूजां ततः कृत्वा गुरुं संपूजयेद्व्रती । स्वर्णांगुलीयवासोभिः कुंडलामृतभोजनैः ॥ १४ ॥ दद्यादेकां सवत्सां च गुरवे गां पयस्विनीम् । पूजयेद्द्विजः सप्त वासोभिर्दक्षिणादिभिः ॥ १५ ॥ कलशानुपवीतानि दद्यात्तेभ्यः सुभक्तितः । आचार्यं च सपत्नीकं प्रणिपत्य क्षमापयेत् ॥ १६ ॥ भोजयेद्ब्राह्मणान् भक्त्या दीनानाथान्प्रतर्प्य च । लब्ध्वाऽनुज्ञां तु भुञ्जीत इष्टैर्बंधुजनैः सह ॥ १७ ॥ उद्यापनविधिः प्रोक्तः सर्वत्रायं फलार्थिनाम् । एवं या कुरुते भूप उद्यापनविधिं परम् ॥ १८ ॥ सर्वपापविनिर्मुक्ता स्वर्गे लोके महीयते । इह लोके चिरं कालं भर्त्रा सह शुचिस्मिता ॥ १९ ॥ पुत्रपौत्रैः परिवृता भुक्त्वा भोगान्मनोहरान् । निष्पापा सुभगा नित्यं लभते चाक्षयां गतिम् ॥ २० ॥ इति श्रीभविष्ये ऋषिपंचमीव्रतोद्यापनविधिः ॥

પછી મધ્યાહ્ન વખતે—'કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ, વસિષ્ઠ ને પતિવ્રતા અરુંધતી,' એ મંત્ર ભણી ભક્તિ તથા શ્રદ્ધાથી સપ્તઋષિની પૂજા કરવી.[૯-૧૧] રાત્રિમાં પુરાણ વગેરેની કથા સાંભળવી અને જાગરણ કરવું. છઠને દિવસે પ્રાતઃકાળમાં ઉઠી નિત્ય કર્મ કરી અધિકાર પ્રમાણે વૈદિક અથવા પુરાણ મંત્રવડે ઘી અને તલની એકસો આઠ વા કેવલ અઠ્ઠાવીસ આહુતિ આપવી.[૧૨-૧૩] ફરીથી સપ્તઋષિની પૂજા કરી સોનાની વીંટી, કુંડલ, વસ્ત્ર અને અમૃત સરખા સુંદર ભોજનવડે ગુરુની પૂજા કરવી.[૧૪] અને તેને વાછડાંવાળી દુઝણી એક ગાય આપવી. ત્યાર બાદ વસ્ત્ર અને દક્ષિણા વગેરેથી સાત બ્રાહ્મણોની ભક્તિથી પૂજા કરી, તેઓને કલશ અને ઉપવીત (જનોઇ) આપવાં. આચાર્ય તથા તેમનાં પત્નીની પાસે પ્રણામ કરી ક્ષમા માગવી.[૧૫-૧૬] બ્રાહ્મણો તથા અનાથ ગરીબ ગુરબાંને યથેષ્ટ ભોજન આપી તૃપ્ત કરવાં; પછી ગુરુ વગેરેની આજ્ઞા લઈ પોતાનાં સગાંસંબંધીઓની સાથે ભોજન કરવું.[૧૭] એ પ્રકારે વ્રત પૂર્ણ થવા માટે ઉદ્યાપન કહેલું છે. હે યુધિષ્ઠિર ! જે સ્ત્રી ઉપર કહ્યા પ્રમાણે ઋષિપંચમીવ્રતનું ઉદ્યાપન કરે, તે સર્વ પાપથી મુક્ત થાય છે, અને સ્વર્ગલોકમાં પૂજાય છે. તે સ્ત્રી આ લોકમાં પોતાના પતિની સાથે પુત્ર, પૌત્રનું સુખ, મનોહર ભોગ, ચિરકાલ પર્યંત ભોગવે છે; અને પરલોકમાં અક્ષય ગતિને પ્રાપ્ત થાય છે.[૧૮-૨૦] એ પ્રમાણે ભવિષ્યોત્તરપુરાણમાં ઋષિપંચમી વ્રતનું ઉદ્યાપન કહેલું છે.

## ૫ ઉપાંગલલિતા વ્રત

अथ आश्विनशुक्लपंचम्यामुपांगललिताव्रतम् ॥ तत्र दाक्षिणात्यानां शिष्टाचार एव प्रमाणम् ॥ तच्च मध्याह्नव्यापिन्यां कार्यम् ॥ पूजाव्रतेषु सर्वेषु मध्याह्नव्यापिनी तिथिरिति माधवीये हारीतोक्तेः । दिनद्वये तद्व्याप्तावव्याप्तौ पूर्वा युगभूतानीति युग्मवाक्यात् ॥ यत्तु शक्तिपूजायां रात्रिव्यापिनी ग्राह्येति भूरिजन्मा जजल्प तत्तुच्छम् ॥ रात्रिव्यापिन्या ग्रहणे प्रमाणाभावात् ॥ भुक्त्वा जागरणे नक्ते चंद्रायार्घ्यव्रते तथा । ताराव्रतेषु सर्वेषु रात्रियोगो विशिष्यते । इति हेमाद्र्युदाहृतवचनस्य जागरणप्रधानव्रतविषये सावकाशत्वात् । अंगानुरोधेन प्रधाननिर्णयस्य क्वाप्यदृष्टत्वादंगभूतजागरणानुरोधेनैतन्निर्णयस्यायोग्यत्वात् ।

આશ્વિન શુદિ પંચમીને દિવસે ઉપાંગલલિતાવ્રત કહેલું છે. તેમાં દક્ષિણી લોકોનો શિષ્ટાચાર પ્રમાણ છે. તે વ્રત જે દિવસે મધ્યાહ્ન વખતે પંચમી હોય તે દિવસે કરવું; કારણ કે 'સઘળાં પૂજાવ્રતમાં મધ્યાહ્ન વખતની તિથિ લેવી,' એમ માધવીયમાં હારીત ઋષિએ લખ્યું છે. બેય દિવસે મધ્યાહ્ન વખતે પંચમી હોય અથવા ન હોય તોપણ પહેલે દિવસે વ્રત કરવું, કારણ કે 'યુગભૂતાનિ' એ પ્રકારનું યુગ્મ વચન છે. 'શક્તિપૂજામાં રાત્રિવ્યાપિની પંચમી લેવી' એમ જે ભૂરિજન્માએ કહેલું છે, તે તુચ્છ છે. કારણ કે રાત્રિવ્યાપિની પંચમી લેવામાં કાંઈ પણ પ્રમાણ નથી. અને 'જમીને જાગરણમાં, નક્ત વ્રત (રાત્રિભોજનવ્રત)માં, ચંદ્રને અર્ઘ્ય આપવાના વ્રતમાં અને સઘળાં તારાવ્રતમાં રાત્રિનો યોગ લેવો શ્રેષ્ઠ છે,' એ પ્રકારનું હેમાદ્રિનું વચન તો, જે વ્રતમાં મુખ્ય જાગરણ હોય તેમાં ચરિતાર્થ છે; માટે આ વચનનું પ્રમાણ રાત્રિવ્યાપિની પંચમી લેવામાં

અપાય નહીં. અમુખ્યને અનુસારે મુખ્યનો નિર્ણય કોઇ જગોએ જોવામાં આવતો નથી, માટે આ વ્રતમાં યદ્યપિ જાગરણ છે, તથાપિ અમુખ્ય જાગરણના અનુરોધથી મુખ્ય પંચમીવ્રતનો નિર્ણય કરવો ઉચિત નથી. તેથી કોઇ પ્રકારે રાત્રિવ્યાપિની પંચમી લેવી, એમ આવતું નથી.

एतद्विधिस्तु—प्रातरुत्थायावश्यकं कर्म निर्वर्त्य वनं गत्वा ॥ आयुर्बलं यशो वर्चः प्रजाः पशुवसूनि च ॥ ब्रह्म प्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते । इति मन्त्रेण वनस्पतिं संप्रार्थ्य ॥ १ ॥ अपामार्गसमुद्भूतैर्दंतकाष्ठैः करोम्यहम् ॥ दंतानां धावनं मातः प्रसन्ना भव सर्वदा। इति मन्त्रेणाष्टचत्वारिंशत्काष्ठान्युपादाय नद्यादौ गच्छेत् ॥ २ ॥ ततो—मुखदुर्गंधिनाशाय दंतानां च विशुद्धये। ष्ठीवनाय च गात्राणां कुर्वेऽहं दंतधावनमिति मंत्रेणाष्टचत्वारिंशद्वारं दंतधावनं कृत्वा यथाविधि स्नानानि विधाय शुक्ले वाससी परिधाय गृहमागच्छेत् ॥ ३ ॥ ततः शुचौ देशे मंडपिकां कृत्वा तन्मध्ये सुवर्णादिनिर्मितां करंडकपिधानरूपां प्रतिमां स्थापयित्वा षोडशोपचारैर्विशेषतो दूर्वाभिश्च पूजयेत् ॥४॥ ततो विंशत्या वटकैर्वायनं दत्त्वा तावद्भिर्वटकैः स्वयं भोजनं विधाय विसर्जनं कुर्यादिति ॥ ५ ॥

એ વ્રતનો પ્રકાર આવો છેઃ—પ્રાતઃકાલમાં ઉઠી જરૂરનું કર્મ કરી, વનમાં જઇ, 'હે વનસ્પતે! તું મને આયુષ્ય, બલ, યશ, તેજ, પ્રજા, પશુ, ધન, બ્રહ્મપ્રજ્ઞા અને મેધા આપ,' એ મંત્રથી વૃક્ષની પ્રાર્થના કરી,[૧] 'હે માત! હે દેવિ! અઘેડાનાં દાતણવડે દાંત શુદ્ધ કરું છું. આપ પ્રસન્ન થાઓ,' એ મંત્ર ભણી અઘેડાનાં અડતાલીસ દાતણ લઇ, નદી વા તળાવ વગેરે જલાશય ઉપર જવું.[૨] પછી મુખની દુર્ગંધી દૂર કરવા માટે, દાંત શુદ્ધ કરવા માટે અને શરીરના મળ નાશ થવાને માટે હું દાતણ કરું છું, એ મંત્ર ભણી અડતાલીસ વખત દાતણને કુચે દાંત ઘસવા. પછી વિધિથી સ્નાન કરી ધોળાં બે વસ્ત્રો ધારણ કરી ઘેર આવવું.[૩] ત્યારબાદ પવિત્ર સ્થળમાં નાનો મંડપ કરી તેની વચ્ચમાં સોના વગેરેની સુંદર મૂર્તિના સ્થાપના કરી, ષોડશોપચાર તથા ધ્રોખડવડે પૂજા કરવી.[૪] પછી વીશ વડાંનું વાયન આપી પોતે વીશ વડાંનું ભોજન કરવું અને પછી વિસર્જન કરવું.[૫]

अथ पूजा—आचम्य प्राणानायम्य देशकालौ संकीर्त्य पुत्रविद्याधनारोगनिर्भुक्तिधनार्गीविजयपुष्ट्यायुष्यादिकामः श्रीस्वर्वैधव्यकामा उपांगललिताप्रीत्यर्थं यथामिलितोपचारैरुपांगललितापूजनमहं करिष्ये इति संकल्प्य पूजयेत् ॥ ६ ॥ नीलकौशेयवसनां हेमाभां कमलासनाम् । भक्तानां वरदां नित्यं ललितां चिंतयाम्यहम् । इति ध्यानम् ॥ ७ ॥ आगच्छ ललिते देवि सर्वसंपत्प्रदायिनि । यावद्व्रतं समाप्येत तावत्त्वं सन्निधौ भव ॥ ८ ॥ हिरण्यवर्णां हरिणीं सुवर्णरजतस्रजाम् । चंद्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो ममावह ॥ आवाहनम् ॥ ९ ॥ कार्तस्वरमयं दिव्यं नानामणिगणान्वितम् । अनकशक्तिसंयुक्तमासनं प्रतिगृह्यताम् ॥ १० ॥ तांमआवहजातवेदोलक्ष्मीमनपगामिनीम् । यस्यां हिरण्यंविंदेयंगामश्वंपुरुषानहम् ॥ आसनम् ॥ ११ ॥ गंगादिसर्वतीर्थेभ्यो मया प्रार्थनयाहृतम् । तोयमेतत्सुखस्पर्शं पाद्यार्थं प्रतिगृह्यताम् ॥ १२ ॥ अश्वपूर्वां रथमध्यांहस्तिनादप्रमोदिनीम् । श्रियंदेवीमुपह्वयेश्रीर्मादेवीर्जुषताम् ॥ पाद्यम् ॥ १३ ॥ निधानं सर्वरत्नानां त्वमनर्घ्यगुणा ह्यसि । तथापि भक्त्या ललिते गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ १४ ॥ कांसोस्मितांहिरण्यप्राकारामार्द्रांज्वलंतींतृप्तांतर्पयंतीम् । पद्मेस्थितांपद्मवर्णांतामिहोपह्वयेश्रियम् ॥ अर्घ्यम् ॥ १५ ॥

એ વ્રતની પૂજાનો પ્રકાર આ પ્રમાણે છેઃ—આચમન, તથા પ્રાણાયામ કરી, દેશ કાલનું ઉચ્ચારણ કરી, 'હું પુત્ર, વિદ્યા, ધન, આરોગ્ય, વિજય, પુષ્ટિ અને આયુષ્યની પ્રાપ્તિ માટે તથા ઉપાંગલલિતાની પ્રીતિમાટે, યથાશક્તિ મળેલા ઉપચારવડે, ઉપાંગલલિતાનું વ્રત કરીશ,' એવો સંકલ્પ કરી પૂજા કરવી, સંકલ્પમાં 'અખંડ સૌભાગ્ય રહેવા માટે' એટલો ઓઓએ વધારો કરવો.[૬] 'શ્યામ રેશમી વસ્ત્ર પહેરનાર, સુવર્ણના જેવી કાંતિવાળી, કમલનાં આસનવાળી અને ભક્તોને નિત્ય વર આપનાર લલિતાદેવીનું હું ધ્યાન કરું છું,' એ પ્રકારે ધ્યાન કરવું.[૭] 'હે લલિતે! હે દેવિ! હે સર્વ સંપત્તિ આપનાર! આપ પધારો અને આ મારું વ્રત જ્યાં સુધી સમાપ્ત થાય ત્યાં સુધી અહીં જ રહો,'[૮] એ મંત્ર તથા 'हिरण्यवर्णां०' એ મંત્રથી આવાહન કરવું.[૯] નાના પ્રકારના રત્નોવડે જડેલું અને અનેક શક્તિવાળું સોનાનું સુંદર આસન ગ્રહણ કરો,'[૧૦] એ મંત્ર તથા 'तांमआवह०' એ મંત્રથી આસન આપવું.[૧૧] 'હે દેવિ! ઘણા પ્રયાસથી ગંગા વગેરે સર્વ તીર્થોનું જળ હું લાવ્યો છું, જે સુખકારક છે, માટે પાદ્યવાસ્તે ગ્રહણ કરો,'[૧૨] એ મંત્ર તથા 'अश्वपूर्वां०' એ મંત્રથી પાદ્ય આપવું.[૧૩] 'હે લલિતે! આપના ઉત્તમ ગુણો છે અને આપ સર્વ રત્નોનાં ભંડાર છો, તથાપિ ભક્તિથી આપને અર્ઘ્ય આપું છું તે ગ્રહણ કરો, આપને નમસ્કાર કરું છું,' એ મંત્ર[૧૪] તથા 'कांसोस्मितां०' એ મંત્રથી અર્ઘ્ય આપવો.[૧૫]

पाटलोशीरकर्पूरसुरभिस्वादुशीतलम् ॥ तोयमाचमनीयार्थं ललिते प्रतिगृह्यताम् ॥ १६ ॥ चंद्रांप्रभासांयशसाज्वलंतींश्रियंलोकेदेवजुष्टामुदाराम् । तांपद्मिनीमींशरणमहंप्रपद्येऽलक्ष्मीर्मेनश्यतांत्वांवृणे ॥ आचम० ॥ १७ ॥ पयो दधि घृतं चैव शर्करामधुसंयुतम् । पंचामृतेन स्नपनं प्रीयतां

परमेश्वरि ॥ १८ ॥ आप्याय० ऋक् ॥ दधिक्राव्णो० ऋक् ॥ घृतंमिमिक्षे इति ऋक् ॥ मधुवातेति ऋक् ॥ स्वादुःपवस्वेति ऋक् ॥ पंचामृतस्नानम् ॥ १९ ॥ मंदाकिन्याः समुद्भूतं हेमांभोरुहवासितम् । स्नानाय ते मया भक्त्या दत्तं स्वीक्रियतां जलम् ॥ २० ॥ आदित्यवर्णेतपसोधिजातोवनस्पतिस्तववृक्षोथबिल्वः । तस्य फलानि तपसानुदंतुमायांतरायाश्च बाह्याअलक्ष्मीः ॥ स्नानम् ॥२१॥ सर्वभूषाधिके सौम्ये लोकलज्जानिवारणे । मयोपपादिते तुभ्यं वाससी प्रतिगृह्यताम् ॥ २२ ॥ उपैतु मां देवसखः कीर्तिश्च मणिना सह । प्रादुर्भूतोस्मिराष्ट्रेस्मिन्कीर्तिमृद्धिं ददातु मे ॥ वस्त्रम् ॥ २३ ॥ मुक्तामणिगणोपेतमनर्घ्यं च सुखप्रदम् । उत्तरीयं सुखस्पर्शं ललिते प्रतिगृह्यताम् ॥ उत्तरीयवस्त्रम् ॥ २४ ॥ कृष्णकाचाष्टकयुतं सूत्रं ग्रैवेयकं तथा । दास्यामि कंठभूषार्थं प्रत्यंगललिते तव ॥ कंठमालाम् ॥२५॥ मलयाचलसंभूतं घनसारं मनोहरम् । हृदयानंदनं चारु चंदनं प्रतिगृह्यताम् ॥२६॥ क्षुत्पिपासामलांज्येष्ठामलक्ष्मींनाशयाम्यहम् ॥ अभूतिमसमृद्धिं च सर्वां निर्णुद मे गृहात् । चंदनम् ॥ २७ ॥ अक्षता विमलाः शुद्धा मुक्तामणिसमप्रभाः । भूषणार्थं मया दत्ता देहि मे निर्मलां धियम् ॥ २८ ॥ गंधद्वारांदुराधर्षांनित्यपुष्टांकरीषिणीम् । ईश्वरींसर्वभूतानांतामिहोपह्वयेश्रियम् ॥ अक्षतान् ॥२९॥ मालतीचंपकंजातितुलसीकेतकानि च । मयाऽऽहृतानि पुष्पाणि पूजार्थं प्रतिगृह्यताम् ॥ ३० ॥ मनसःकाममाकूतिंवाचः सत्यमशीमहि । पशूनांरूपमन्नस्यमयिश्रीःश्रयतां यशः ॥ पुष्पाणि ॥ ३१ ॥

'હે લલિતે! પટોલ, વાળો અને કર્પૂરવડે સુગંધી તથા શીતલ જળ આચમન માટે ગ્રહણ કરો,'[૧૬] એ મંત્ર તથા 'चंद्रांप्रभासांयशसा०' એ મંત્રવડે આચમન આપવું.[૧૭] 'હે પરમેશ્વરિ! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃતવડે આપ સ્નાન કરો!'[૧૮] એ મંત્ર તથા 'आप्याय०', 'दधिक्राव्णो०', 'घृतंमिमिक्षे०', 'मधुवाता०', 'स्वादुःपवस्व०', એ પાંચ મંત્રોવડે પંચામૃત સ્નાન કરાવવું.[૧૯] 'સુવર્ણકમળની સુગંધીવાળું ગંગાજલ આપને સ્નાન માટે ભક્તિથી આપું છું તે ગ્રહણ કરો,'[૨૦] એ મંત્ર તથા 'आदित्यवर्णे०' એ મંત્રથી સ્નાન કરાવવું.[૨૧] 'સર્વ અલંકારમાં શ્રેષ્ઠ અને લોકલજ્જાનું નિવારણ કરનારાં સુંદર બે વસ્ત્રો આપને આપું છું તે ગ્રહણ કરો,'[૨૨] એ મંત્ર તથા 'उपैतु मां०' એ મંત્રવડે વસ્ત્રો પહેરાવવાં.[૨૩] 'હે લલિતે! મોતી અને માણેક સહિત, સુખ આપનાર અને કોમળ અમૂલ્ય ઉત્તરીયનું ગ્રહણ કરો,' એ મંત્રથી ઉત્તરીય વસ્ત્ર આપવું.[૨૪] 'હે લલિતે! આઠ કાળા કાચ સહિત કંઠને શોભાવે તેવો અલંકાર આપું છું તે ગ્રહણ કરો.' એ મંત્રવડે કંઠમાળા પહેરાવવી.[૨૫] મલયપર્વતમાં થયેલા કર્પૂરવડે સુંદર અને હૃદયને આનંદ આપનાર ચંદનનું ગ્રહણ કરો,'[૨૬] એ મંત્ર તથા 'क्षुत्पिपासामलां०' એ મંત્રવડે ચંદન ચર્ચવું.[૨૭] 'હે દેવિ! મોતી જેવા સ્વચ્છ અને પવિત્ર અક્ષત આપને શોભા માટે આપું છું, માટે મને નિર્મળ બુદ્ધિ આપો,'[૨૮] એ મંત્ર તથા 'गंधद्वारां०' એ મંત્રવડે અક્ષત ચઢાવવા.[૨૯] 'હે દેવિ! માલતી, ચંપો, જાતિ, તુલસી અને કેવડાનાં પુષ્પો આપની પૂજામાટે ચઢાવું છું, તે ગ્રહણ કરો.'[૩૦] એ મંત્ર તથા 'मनसःकामं०' એ મંત્રવડે પુષ્પો ચઢાવવાં.[૩૧]

अथांगपूजा—उपांगललितायै नमः पादौ पू० ॥ भवान्यै० गुल्फौ पू० ॥ सिद्धेश्वर्यै० जंघे पू० ॥ भद्रकाल्यै० जानुनी पू० ॥ श्रियै० ऊरू पू० ॥ विश्वरूपिण्यै० कटी पू० ॥ देव्यै० नाभिं पू० ॥ वरदायै० कुक्षी पू० ॥ शिवायै० हृदयं पू० ॥ वागीश्वर्यै० स्कंधौ पू० ॥ महादेव्यै० बाहू पू०॥प्रकृतिभद्रायै० करौ पू० ॥ पद्मिन्यै० कंठं पू०॥ सरस्वत्यै० मुखं पू० ॥ कमलासनायै० नासिकां पू० ॥ महिषमर्दिन्यै० नेत्रे पू० ॥ लक्ष्म्यै० कर्णौ पू० ॥ भवान्यै० ललाटं पू० ॥ विंध्यवासिन्यै० शिरः पू० ॥ सिंहवाहिन्यै० सर्वांगं पू० ॥ ३२ ॥

પછી અંગપૂજા કરવી—'उपांगललितायै नमः'० એ મંત્ર ભણી પગની પૂજા કરવી, 'भवान्यै'० એ મંત્ર ભણી ઘુંટીની પૂજા કરવી, 'सिद्धेश्वर्यै'० એ મંત્ર ભણી પીંડીની પૂજા કરવી, 'भद्रकाल्यै'० એ મંત્ર ભણી ઘૂંટણની, 'श्रियै०' એ મંત્ર ભણી સાથળની, 'विश्वरूपिण्यै'० એ મંત્ર ભણી કેડની, 'देव्यै'० એ મંત્ર ભણી નાભિની, 'वरदायै०' એ મંત્ર ભણી પેટની, 'शिवायै'० એ મંત્ર ભણી છાતીની 'वागीश्वर्यै'० એ મંત્ર ભણી સ્કંધની, 'महादेव्यै'० એ મંત્ર ભણી બાહુની, 'प्रकृतिभद्रायै'० એ મંત્ર ભણી બે હાથની, 'पद्मिन्यै'० એ મંત્ર ભણી કંઠની, 'सरस्वत्यै'० એ મંત્ર ભણી મુખની, 'कमलासनायै'० એ મંત્ર ભણી નાસિકાની, 'महिषमर्दिन्यै'० એ મંત્ર ભણી બે નેત્રની, 'लक्ष्म्यै'० એ મંત્ર ભણી બે કાનની, 'भवान्यै'० એ મંત્ર ભણી લલાટની, 'विंध्यवासिन्यै'० એ મંત્ર ભણી મસ્તકની અને 'सिंहवाहिन्यै नमः'० એ મંત્ર ભણી સર્વાંગની પૂજા કરવી.[૩૨]

देवद्रुमरसोद्भूतः कालागुरुसमन्वितः । आघ्रेयतामयं धूपो भवानि घ्राणतर्पणः ॥ ३३ ॥ कर्दमेन प्रजाभूता मयि संभवकर्दम । श्रियंवासयमेकुलेमातरंपद्ममालिनीम् ॥ धूपम् ॥ ३४ ॥ चक्षुर्दं सर्वलोकानां तिमिरस्य निवारणम् । आर्तिक्यं कल्पितं भक्त्या गृहाण परमेश्वरि ॥ ३५ ॥ आपःसृजंतुस्निग्धानि चिक्लीतवसमेगृहे । नीचदेवींमातरं श्रियंवासयमेकुले ॥ दीपम् ॥ ३६ ॥ मोदकापूपलड्डूकवटकोदुंबरादिभिः । सहितं पायसान्नेन नैवेद्यं प्रतिगृह्यताम् ॥ ३७ ॥ आर्द्रांपुष्करिणींपुष्टिंसुवर्णांहेममालिनीम् । सूर्यां हिरण्मयींलक्ष्मींजातवेदोममावह ॥ नैवेद्यम् ॥३८॥ मलया-

चलसंभूतं घनसारं मनोहरम् । करोद्वर्तनकं चारु गृहाण परमेश्वरि ॥ करोद्वर्तनम् ॥ ३९ ॥ कर्पूरैलालवंगादितांबूलीदलसंयुतम् । क्रमुकस्य फलेनैव तांबूलं प्रतिगृह्यताम् ॥ ४० ॥ आर्द्रांयःकरिणींयष्टिंपिंगलांपद्ममालिनीम् । चंद्रां हिरण्मयीं लक्ष्मीजातवेदोमआवह ॥ तांबूलम् ॥ ४१ ॥ मातुलिंगं नारिकेलं फलं खर्जूरसंभवम् । जंबीरं पनसं वापि गृह्यतां परमेश्वरि ॥ ४२ ॥ इदं फलं मया देवि० ॥ ४३ ॥ तांमआवहजातवेदोलक्ष्मीमनपगामिनीम् । यस्यां हिरण्यं प्रभूतं गावोदास्योश्वान्विंदेयंपुरुषानहम् ॥ फलम् ॥ ४४ ॥ हिरण्यगर्भ० । यःशुचिःप्रयतोभूत्वाजुहुयादाज्यमन्वहम् । श्रियःपंचदशर्चंचश्रीकामःसततंजपेत् ॥ दक्षिणाम् ॥ ४५ ॥ चंद्रादित्यौ च धरणीविद्युदग्निस्तथैव च । त्वमेव सर्वज्योतींषि आर्तिक्यं प्रतिगृह्यताम् ॥ ४६ ॥ पद्मासनेपद्मऊरूपद्माक्षिपद्मसंभवे । तन्मेभजसिपद्माक्षियेन सौख्यं लभाम्यहम् ॥ नीराजनम् ॥ ४७ ॥ उपांगललिते मातर्नमस्ते विंध्यवासिनि । दुर्गे देवि नमस्तुभ्यं नमस्ते विश्वरूपिणि ॥४८॥ अश्वदायै च गोदायै धनदायै महाधने । धनं मे लभतां देवि सर्वकामांश्च देहि मे॥पुष्पांजलिम्॥४९॥ अथ दूर्वांकुरान् साग्रांश्चत्वारिंशत्तथाष्टभिः । अधिकान् हस्त आदाय मंत्रमेतं जपेद्बुधः ॥ ५० ॥ मंत्रः–बहुप्ररोहा सततममृता हरिता लता । यथेयं ललिते मातस्तथा मे स्युर्मनोरथाः ॥ इत्युक्त्वा पूजयेद्देवीं दूर्वाभिः कुसुमैस्तथा । मन्त्रेणानेनाष्टचत्वारिंशद्भिस्तु समाहितः ॥ दूर्वांकुरान् ॥५१॥ प्रदक्षिणात्रयं देवि प्रयत्नेन मया कृतम् । तेन पापानि सर्वाणि व्यपोहंतु नमाम्यहम् ॥ प्रदक्षिणाम् ॥५२॥

પછી, 'હે દેવિ ! કલ્પવૃક્ષના રસથી ઉત્પન્ન થયેલો અને કાળાગરુસહિત નાકને તૃપ્ત કરનાર આ ધૂપ સુંઘો.'[૩૩] એ મંત્ર તથા 'कर्दमेन'० એ મંત્રવડે ધૂપ કરવો.[૩૪] 'હે પરમેશ્વરિ ! સર્વ લોકને પ્રકાશ આપનાર અને અંધકારનો નાશ કરનાર દીપ આપ માટે તૈયાર કરેલો છે તેનું ગ્રહણ કરો,'[૩૫] એ મંત્ર તથા 'आपः स्रजंतु'० એ મંત્રવડે દીપ કરવો.[૩૬] 'લાડવા, પુડલા, મોદક, દૂધપાક અને વડાં વગેરેનું નૈવેદ્ય આપને ધરું છું તે ગ્રહણ કરો,'[૩૭] એ મંત્ર તથા 'आर्द्रांपुष्करिणीं'० એ મંત્રવડે નૈવેદ્ય ધરવું.[૩૮] 'હે પરમેશ્વરિ ! મલયપર્વતમાં ઉત્પન્ન થયેલા અને કર્પૂરસહિત કરોદ્વર્તનનું આપ ગ્રહણ કરો,' એ મંત્રવડે કરોદ્વર્તન આપવું.[૩૯] 'કર્પૂર, એલાયચી, લવીંગ અને સોપારી સહિત તાંબૂલનું ગ્રહણ કરો,'[૪૦] એ મંત્ર તથા 'आर्द्रां'० એ મંત્રવડે તાંબૂલ આપવું.[૪૧] 'હે દેવિ ! બીજોરું, નાળીયેર, ખજૂર, લીંબૂ અને પનસ એ ફળનું ગ્રહણ કરો,'[૪૨] એ મંત્ર તથા 'इदं फलं मया देवि०'[૪૩] અને 'तांम आवह०' એ મંત્રોવડે ફળ આપવાં.[૪૪] 'हिरण्यगर्भ०' એ મંત્ર તથા 'यः शुचिः०' એ મંત્રવડે દક્ષિણા આપવી.[૪૫] 'ચન્દ્ર, સૂર્ય, પૃથ્વી, વીજળી અને અગ્નિ જે કાંઇ તેજ છે તે આપ જ છો, આપ આરતીનું ગ્રહણ કરો'[૪૬] એ મંત્ર તથા 'पद्मासने पद्म०' એ મંત્રવડે આરતી ઉતારવી.[૪૭] 'હે ઉપાંગલલિતે ! હે માત ! હે વિંધ્યનિવાસિનિ ! આપને નમસ્કાર કરું છું. હે દુર્ગે ! હે દેવિ ! આપને નમસ્કાર કરું છું. હે વિશ્વરૂપિણિ ! આપને નમસ્કાર કરું છું,' એ મંત્ર[૪૮] તથા 'अश्वदायै०' એ મંત્રવડે મંત્રપુષ્પાંજલિ આપવી.[૪૯] પછી અગ્રભાગ સહિત અડતાલીસ ધ્રોખડ હાથમાં લઇ,[૫૦] 'હે લલિતે ! હે માત ! જેમ આ ધ્રોખડ નિરંતર લીલી રહે છે, તેમાંથી બીજી પણ ઘણી ધ્રોખડ ઉત્પન્ન થાય છે અને તેનો નાશ થતો નથી તેમ જ મારા મનોરથો થવા જોઇએ,' એ મંત્રનો ઉચ્ચાર કરી સાવધાન થઇ તે ધ્રોખડ દુર્ગા દેવી ઉપર ચડાવવી, તેમ જ પુષ્પો પણ ચડાવવાં.[૫૧] પછી 'હે દેવી ! ઘણી મહેનતથી મેં આપને ત્રણ પ્રદક્ષિણા કરી અને વળી નમસ્કાર કરું છું. માટે મારાં પાપો દૂર કરો,' એ મંત્ર ભણી પ્રદક્ષિણા કરવી.[૫૨]

साष्टांगोऽयं प्रणामस्ते कृतस्तुभ्यं यथाविधि । त्वद्दास इति मां भक्त्या प्रसीद परमेश्वरि ॥ नमस्कारम् ॥५३॥ दीनोहं पापयुक्तोऽहं दारिद्र्यैकनिकेतनः । समुद्धर कृपासिंधो कामान्मे सफलान्कुरु ॥ प्रार्थनाम् ॥ ५४ ॥ अथ वायनम्–अथ वाणकमादाय विंशत्या वटकैर्युतम् । कइदं कस्मेतिमन्त्रेण आचार्याय निवेदयेत्॥५५॥पक्वान्नफलसंयुक्तं सघृतं दक्षिणान्वितम् । द्विजवर्याय दद्यात्तु व्रतसंपूर्तिहेतवे ॥ ५६ ॥ उपांगललितादेव्या व्रतसंपूर्तिहेतवे । वाणकं द्विजवर्याय सहिरण्यं ददाम्यहम् ॥ इति वायनमन्त्रः ॥५७॥ ततः कथां समाकर्ण्य वाणकान्नस्य संख्यया । स्वयं भुञ्जीत चैवान्नं वाग्यतः सह बांधवैः ॥५८ ॥ रात्रौ जागरणं कुर्यान्नृत्यगीतादिमंगलैः । प्रभाते पूजयेद्देवीं ततः कुर्याद्विसर्जनम् ॥ ५९ ॥ सवाहना शक्तियुता वरदा पूजिता मया । मातर्मामनुगृह्याथ गम्यतां निजमंदिरम् ॥ इति विसर्जनम् ॥ ६० ॥ इति वार्षिकपूजाविधिः ॥

'હે પરમેશ્વરિ ! હું આપને વિધિવત્ સાષ્ટાંગ પ્રણામ કરું છું, આપનો દાસ છું, આપની ભક્તિ કરું છું માટે મારી ઉપર પ્રસન્ન થાઓ,' એ મંત્ર ભણી નમસ્કાર કરવા.[૫૩] 'હે દેવિ ! હે દયાનિધે ! હું ગરીબ છું, પાપી છું અને દરિદ્રપણાનું ઘર છું, માટે મારો ઉદ્ધાર કરો અને મારા મનોરથો સિદ્ધ કરો,' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી.[૫૪] પછી અઠ્ઠાવીશ વડાં, રાંધેલાં અન્ન અને ફલ સહિત ઘી તથા દક્ષિણા સહિત વાયન, 'क इदं'० એ મંત્ર તથા 'ઉપાંગલલિતા દેવીનાં વ્રતની પૂર્તિ માટે ઉત્તમ બ્રાહ્મણને વાયન આપું છું' એ મંત્ર ભણી વ્રત પૂરું થવા માટે આચાર્યને વાયન આપવું.[૫૫–૫૭] પછી કથા સાંભળી, વાણી નિયમમાં રાખી, સગાંસંબંધીઓની સાથે પોતે અઠ્ઠાવીશ વડાં ખાવાં. રાત્રિમાં જાગરણ કરવું.[૫૮] મંગલ ગીત ગવરાવવાં

અને નૃત્ય કરાવવું. પછી પ્રાતઃકાલે દેવીની પૂજા કરી, 'હે માતઃ! વાહન અને શક્તિસહિત આપની મેં પૂજા કરી, માટે મારી ઉપર અનુગ્રહ કરી આપને મંદિરે પધારો,' એ મંત્ર ભણી વિસર્જન કરવું. એ પ્રકારે વાર્ષિક પૂજનનો પ્રકાર કહેલો છે.૫૮–૬૦

## ઉપાંગલલિતાવ્રતની કથા

**अथ कथा ॥ सूत उवाच–पुरा कैलासशिखरे सुखासीनं षडाननम् । कथयंतं कथां दिव्यामिदमूचुर्महर्षयः ॥ १ ॥ ऋषय ऊचुः–महासेन महादेवनंदनानंतविक्रम । आख्यानानि सुपुण्यानि श्रुतानि त्वत्प्रसादतः ॥ २ ॥ कथास्त्वद्वदनादेव प्रसूता भूरिभूतयः । न तृप्तिमधिगच्छामः पार्यपायं सुधामिव ॥ ३ ॥ शुश्रूषवो वयं देव्या व्रतं तत्कथयस्व नः । मनोभिलषितार्थानां सिद्धिर्यस्मिन् कृते भवेत् ॥ ४ ॥**

સૂત કહે છે–પૂર્વે કૈલાસ પર્વતના શિખર ઉપર સુખથી બેઠેલા અને દિવ્ય કથા કરતા, કાર્તિકસ્વામીને મોટા મોટા ઋષિઓ પૂછવા લાગ્યા કે,૧ હે કાર્તિકેય! હે મહાદેવને આનંદ આપનાર! હે મહાપરાક્રમી! આપની કૃપાથી પુણ્યકારક આખ્યાનો સાંભળ્યાં,૨ અને આપના જ મુખારવિંદથી સુંદર કથાઓ સાંભળી, તથાપિ જેમ વારંવાર અમૃત પીવા છતાં તૃપ્તિ થતી નથી, તેમ તે આખ્યાન વગેરેથી તૃપ્તિ થતી નથી;૩ માટે જે દેવીનું વ્રત કરવાથી સઘળા મનોરથો સિદ્ધ થાય છે, તે સાંભળવાની અમોને ઇચ્છા છે, માટે તે કહો.૪

**स्कंद उवाच– साधु पृष्टं महादेव्या माहात्म्यं मुनिपुंगवाः। वच्मि सर्वं विधानेन तच्छृणुध्वं जगद्धितम् ॥५॥ भृगुक्षेत्रे किल पुरा विप्रोऽभूद्गौतमाभिधः । श्रुतिस्मृतिपुराणज्ञो धनी च बहुबांधवः ॥ ६ ॥ अनपत्यस्य तस्याथ जज्ञाते जरतः सुतौ । श्रीपतिर्गोपतिश्चैव नामनी विदधे तयोः ॥७॥ अचिरेणैव कालेन स पंचत्वमगाद्द्विजः । तौ तु बालौ धनं बंधून् हित्वा सा धर्मचारिणी ॥८॥ सती विवेश दहनं स्वर्यातुं पतिना सह । अथ तद्बांधवाः सर्वे हा कष्टमिति चुक्रुशुः ॥९॥ रुदंतो दुःखिताश्चक्रुस्तत्क्रियां पारलौकिकीम् । अथ तस्य सपत्नोऽभूद्भ्राता स जगृहे धनम् ॥ १० ॥ आक्रोशंतौ च तौ गेहं निजमानीय दुर्मनाः । नाह्नि चक्रे धनं सर्वं ताभ्यां किंचिन्न वै ददौ ॥ ११ ॥ ततो मौंजीधरौ बालौ बंधुभिः कथितं वसु । ययाचतुः पितृद्रव्यं त देहि नो द्रविणं हि तव ॥ १२ ॥ स तावूचे गतं द्रव्यं युवां केन प्रतारितौ । निर्गच्छतां मम गृहादित्यादि परुषं बहु ॥ १३ ॥ तौ तद्वचोभिर्निर्विण्णौ बालौ श्रीपतिगोपती । बभाषतं मिथः कष्टं धिगहो पितृहीनता ॥ १४ ॥ यावो देशांतरं यत्र स्वजनो नास्ति कश्चन । अनाभाष्यैव स्वजनान् जग्मतुर्दिशमुत्तराम् ॥ १५॥ भिक्षाचारौ बहून् देशान् वनानि सरितो गिरीन् । समतिक्रम्य ययतुर्विशालां नामतः पुरीम् ॥ १६ ॥**

કાર્તિકસ્વામી બોલ્યા–હે શ્રેષ્ઠ ઋષિઓ! આપે દેવીનું વ્રત પૂછ્યું તે બહુ સારું કર્યું, હવે જગતનું કલ્યાણકારક તે વ્રત વિધિથી કહું છું તે સાંભળો.૫ પૂર્વે ભૃગુક્ષેત્રમાં ગૌતમ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે શ્રુતિ, સ્મૃતિ અને પુરાણ સારી રીતથી જાણતો હતો, ધનવાન્ હતો, તેને સગાંસંબંધી પુષ્કળ હતાં,૬ પણ સંતાન હતું નહીં. એ બ્રાહ્મણને વૃદ્ધાવસ્થામાં શ્રીપતિ અને ગોપતિ નામના બે પુત્રો થયા.૭ પુત્ર થયા પછી થોડાં જ વર્ષોમાં તે બ્રાહ્મણ મરણ પામ્યો ત્યારે પોતાની નાની અવસ્થાના બે પુત્રો અને સગાંસંબંધી સર્વ તજી ધર્મવાળી તેના સ્ત્રીએ પતિ સાથે સ્વર્ગમાં જવામાટે અગ્નિપ્રવેશ કર્યો. તે વખતે તેનાં સઘળાં સગાંવહાલાં 'હાય કષ્ટ' એમ પોકારી રડવા લાગ્યાં.૮–૯ અને રડતાં રડતાં મોટા દુઃખથી, સંબંધીઓએ તેની ઉત્તરક્રિયા કરી. હવે ગૌતમ મરણ પામ્યા પછી તેનું ધન તેનો ઓરમાન ભાઇ લઈ ગયો અને રડતા ગૌતમના પુત્રને પણ ઘેર લઇ ગયો પણ તેઓને કાંઈ દ્રવ્ય આપ્યું નહીં.૧૦–૧૧ જ્યારે ગૌતમના પુત્રો મોટા થયા અને તેઓને જનોઇ આપી ત્યારે તેઓના સગાંવહાલાંઓએ ગૌતમના ધન સમ્બન્ધી સર્વ હકીકત કહી. તે સાંભળી બાળકોએ, 'અમારા પિતાનું ધન અમને આપો' એમ કાકાની પાસે માંગણી કરી.૧૨ ત્યારે તેના કાકાએ, 'દ્રવ્ય તો ખરચાઈ ગયું છે, તમોને કોણે ભોળવ્યા, મારા ઘરમાંથી નિકળો,' વગેરે ઘણાં કઠોર વચનો કહ્યાં.૧૩ તે સાંભળી શ્રીપતિ અને ગોપતિના અંતઃકરણમાં બહુ દુઃખ થયું. તેઓ માંહે માંહે 'અરેરે મોટું કષ્ટ આવી પડયું. પિતા વગરના પુરુષને ધિક્કાર છે, માટે જે જગોએ કોઇપણ સંબંધી નથી તે સ્થળમાં જઇએ,' એવો વિચાર કરી, સગાસંબંધીઓને કહ્યા વગર જ તે બન્ને ભાઇઓ ઉત્તર દિશા તરફ નીકળી ગયા.૧૪–૧૫ પછી તે બાળકો ભિક્ષા માગતા માગતા ઘણા દેશો, વનો, નદીઓ અને પર્વતો જોતા જોતા વિશાલપુરીમાં ગયા.૧૬

**कासारमीक्षांचक्राते ततोऽस्याः सन्निधौ शुभम् । पुंडरीकवनाकीर्णं रक्तसंध्याविभूषितम् ॥ १७ ॥ संध्याभ्रभूषितं चारु यथातारकितं नभः । श्रांतौ पथि गतौ बालौ क्षणं विश्रम्य तत्तटे ॥ १८ ॥ आचम्य शिशिरं तोयं सस्नतुस्तौ यथाविधि । गताध्वखेदौ विप्राग्र्यौ पुरं प्राविशतां ततः ॥ १९ ॥ वीथीचतुष्टययुतं चारुगोपुरमंडितम् । देवतागाररुचिरं सौधराजिविराजितम् ॥ २० ॥ नानावीथीरतिक्रम्य विप्रावासमवापतुः । कस्यचित्तत्र विप्रस्य क्षुत्पिपासार्दितौ गृहम् ॥ २१ ॥ ईयतुर्वेदिकायां तावुपविष्टौ श्रमातुरौ । स्वामी ततोऽस्य गेहस्य विवेक इति विश्रुतः**

॥ २२ ॥ आयातौ वैश्वदेवांते स ददर्शातिथी द्विजौ । अनापृच्छंस्तयोः शीलं तथा च कुलनामनी ॥ २३ ॥ ऋषिवत्पूजयामास स्मरन् धर्मं सनातनम् । अतिथी भोजयामास स्वाद्वन्नेन द्विजोत्तमः ॥ २४ ॥ तौ ब्रह्मचारिणौ विप्रौ सपर्यां तां विलोक्य च । देशबंधुपरित्यागखेदमुक्तौ बभूवतुः ॥ २५ ॥ अथापृच्छत्कृपालुस्तौ कौ युवां कुत आगतौ । किमर्थमल्पवयसौ निर्गतौ स्वगृहादिति ॥ २६ ॥ तद्विवेकस्य वचनमाकर्ण्य श्रीपतिस्तदा । आनुपूर्व्येण सकलं वृत्तांतं समभाषत ॥ २७ ॥ पितृहीनौ च तौ ज्ञात्वा त्यक्तौ बंधुजनेन च । आश्वास्य स्थापयामास स्वगृहे बहुवासरम् ॥ २८ ॥ प्रचक्रमेऽथ शिष्यैश्च सहाध्यापयितुं श्रुतिम् । बभूवतुश्च तौ बालौ गुरुशुश्रूषणे रतौ ॥ २९ ॥ गुरोर्गेहे निवसतोरागता निर्मला शरत् । फुल्लपद्मविशालाक्षी प्रसन्नेंदुशुभानना ॥ ३० ॥ तस्यां सशिष्यमाचार्यं चरंतं व्रतमुत्तमम् । पप्रच्छतुर्भोः किमिदमावाभ्यामिति कथ्यताम् ॥ ३१ ॥ ताभ्यामेवं कृते प्रश्ने विवेक इदमब्रवीत् ॥

ત્યાં વિશાલાની સામે સુંદર તળાવ, જેમાં શ્વેત કમળો ખીલેલાં હતાં, અને જે સાયંકાલનાં વાદળાંવાળાં અને નક્ષત્રવાળાં આકાશની પેઠે શોભતું હતું, તે તેઓના જોવામાં આવ્યું. તેઓએ ત્યાં જઈ શીતલ જળનું આચમન કરી વિધિથી સ્નાન કર્યું. સ્નાન કરવાથી રસ્તાનો પરિશ્રમ દૂર થવાથી તેઓ શહેરમાં ગયા.[૧૭-૧૯] તે શહેર ગલી અને ચોક રસ્તાવડે શોભતું હતું. મોટા મોટા દરવાજા, દેવાલયો અને મનોહર મહેલોવડે રળિયામણું દીસતું હતું. તે શહેરની કેટલીક ગલીઓમાં ગયા પછી ભૂખ અને તૃષાથી વ્યાકુળ થયેલા તે બન્ને ભાઈઓ, વિવેક નામના એક બ્રાહ્મણના ઘરના ઓટલા ઉપર જઈ બેઠા.[૨૦-૨૨] તે ઘરધણી વિવેક, વૈશ્વદેવ કર્યા પછી બહાર આવ્યો, ત્યારે તે બે બાળકો તેના જોવામાં આવ્યા. એટલે તેણે જાતિ, કુલ કે નામ કાંઈપણ પૂછ્યા વગર ઋષિની પેઠે જાણી તે બાળકોની પૂજા કરી અને સ્વાદિષ્ઠ અન્નવડે તૃપ્ત કર્યા.[૨૩-૨૪] તેવી સરભરાથી એ બાળકોને જે ખેદ, દેશ અને સગાંવહાલાંના ત્યાગથી થયો હતો તે દૂર થયો.[૨૫] પછી તે દયાળુ વિવેકે, ‘તમે કોણ છો? કયાંથી આવ્યા? અને આટલી નાની અવસ્થામાં ઘેરથી બહાર શા માટે નીકળ્યા?’ એ પ્રકારે પૂછ્યું.[૨૬] તે વિવેકનું વચન સાંભળી શ્રીપતિએ જે હકીકત બની હતી, તે અથેતિ કહી સંભળાવી.[૨૭] ત્યારે ‘આ બાળકો માતાપિતા વગરના છે, અને સગાંવહાલાંઓએ કાઢી મુકયા છે,’ એમ જાણી વિવેકે તેઓને ધૈર્ય આપી પોતાના ઘરમાં રાખી વિદ્યાર્થીઓની સાથે વેદ ભણાવવાનો આરંભ કર્યો. તે બાળકો પણ ગુરુની સેવા સારી રીતે કરવા લાગ્યા.[૨૮-૨૯] હવે એવી રીતે એ બન્ને ભાઈઓ ગુરુને ઘેર રહેતા હતા, તેટલામાં ફૂલેલાં કમળરૂપી જેને મોટાં નેત્ર છે અને સ્વચ્છ ચંદ્રરૂપી જેને મુખ છે એવી શરદ્‌ઋતુ આવી.[૩૦] તે વખતે શિષ્યોની સાથે વ્રત કરતા ગુરુને જોઈ, પેલા બે ભાઈઓએ, ‘મહારાજ! આપ આ શું કરો છો તે અમને કહો.’[૩૧] એવી રીતે ગુરુને પૂછ્યું ત્યારે વિવેક બોલ્યો—

विवेक उवाच—उपांगललितादेव्या व्रतं देवर्षिपूजितम् ॥ ३२ ॥ सर्वकामकरं नृणामस्माभिः समुपास्यते । विद्याकामेन कर्तव्यं तथैव धनकाम्यया ॥ ३३ ॥ सुतार्थिना प्रकर्तव्यं व्रतमेतदनुत्तमम् । विद्याकामौ च तौ बालौ व्रतमाचरतुर्मुदा ॥ ३४ ॥ भक्तितो गुर्वनुज्ञातौ यथाशक्ति यथाविधि । व्रतप्रसादात्सकलं शास्त्रं वेदानवापतुः ॥३५॥ अन्यस्मिन् हायने भक्त्या विवाहार्थं प्रचक्रतुः । श्रीपतिर्गोपतिश्चैव व्रतमेतत्तपोधनाः ॥ ३६ ॥ अचिरेणैव कालेन मासि माघे तयोर्गुरुः । स्वां विवाहोचितां कन्यां नाम्ना गुणवतीमिति ॥ ३७ ॥ विनीताय श्रुतवते यूने श्रीपतये तदा । विचार्य बांधवैः साकं ददौ पुण्यर्क्षवासरे ॥ ३८ ॥ पारिबर्हं बहुमुदा प्रादाद्दुहितृवत्सलः । विवेकोऽपि मुदं लेभे सानुरागौ विलोक्य तौ ॥ ३९ ॥ अन्याब्दे पुनरेतत्तु व्रतं देव्याश्च चक्रतुः । भ्रातरौ तौ निजं देशमिच्छंतौ च च धनादिकम् ॥ ४० ॥ अथान्याह्नि कस्मिंश्चित्तावुपाध्यायमूचतुः । स्वामिन्युष्मत्प्रसादेन लब्धा विद्या तथा वसु ॥ ४१ ॥ अनुजानीहि गच्छावो निजं देशमितः पुनः । इत्याकर्ण्य समालोक्य शुभं वासरमादृतः ॥ ४२ ॥ स्वयं प्रापयितुं विप्रस्तौ तां कन्यां च निर्ययौ । अथ देव्याः प्रसादेन पितृव्यस्य तयोः किल ॥ ४३ ॥ अन्वेषणे मतिर्जाता गतौ श्रीपतिगोपती । निर्गतौ क्व गतौ देशं वसतः क्वेत्यचिंतयत् ॥ ४४ ॥ लोका निंदंति मां कुर्वंस्तयोरन्वेषणे मतिम् । दिदृक्षुस्तौ ततः सोऽपि निर्जगाम निजात्पुरात् ॥ ४५ ॥ किंचित्स नगरं प्राप द्विजो बालौ गवेषयन् । तदेव नगरं प्राप्तो विवेकाख्यो द्विजोत्तमः ॥ ४६ ॥ सशिष्यः कन्यया सार्द्धं क्रमन्मार्गं शनैः शनैः । तत्र तेषां समजनि संगमो मुनिपुंगवाः ॥ ४७ ॥ विदांचकार तौ कृच्छ्रान्मध्यमे वयसि स्थितौ । श्रीपतिस्तु पितृव्याय तत्तत्सर्वं न्यवेदयत् ॥ ४८ ॥ तं दृष्ट्वा तादृशं विप्रं विवेको ब्राह्मणोत्तमः । प्रणम्य विधिनाऽभ्यर्च्य ततः प्रोचे वचो मुदा ॥ ४९ ॥ भ्रातुस्तव सुतावेतौ पालितौ पाठितौ मया । प्रयातस्तौ प्रापयितुं भवतां ग्राममुत्तमम् ॥ ५० ॥ इति श्रुत्वा विवेकस्य वचनं मुदितोऽभवत् । आलिलिङ्ग च तौ बालौ मूर्ध्नि जिघ्रे पुनःपुनः ॥ ५१ ॥

વિવેક કહે છે—ઉપાંગલલિતા દેવીનું વ્રત, કે જે મોટા મોટા ઋષિઓએ પણ પૂજિત છે અને મનુષ્યોના સર્વ મનોરથોને પૂર્ણ કરનાર છે, તે વ્રત અમે કરીએ છીએ. વિદ્યાની, ધનની, વા પુત્રની ઇચ્છાવાળાએ આ વ્રત કરવું.

તે સાંભળી એ બાળકોએ વિદ્યાની પ્રાપ્તિમાટે ગુરુની આજ્ઞા લઇ, વિધિથી ને ભક્તિથી, યથાશક્તિ ઉપાંગલલિતાનું વ્રત કર્યું; તેથી તેઓને વેદ તથા સઘળાં શાસ્ત્રો સિદ્ધ થયાં.૩૨–૩૫ પછી બીજે વર્ષે પણ તે બન્ને ભાઇઓએ વિવાહ માટે તે જ વ્રત ભક્તિથી કર્યું.૩૬ તેથી તેના ગુરુએ માઘ માસમાં શુભ દિવસે પોતાના કુટુંબીઓની સાથે વિચાર કરી, વિવાહ યોગ્ય થયેલી ગુણવતી નામની પોતાની કન્યા, વેદ ભણેલા, નમ્ર તથા તરુણ એવા શ્રીપતિને પરણાવી, અને ઉત્તમ રીતે હર્ષથી પહેરામણી કરી. પછી કન્યા તથા જમાઇનો પરસ્પર સ્નેહ જોઇ વિવેક ઘણો પ્રસન્ન થયો. પછી ત્રીજે વર્ષે તે બન્ને ભાઇઓએ પોતાના દેશ જવા તથા ધન વગેરે સમૃદ્ધિ મેળવવાની ઇચ્છાથી તે જ ઉપાંગલલિતા દેવીનું વ્રત કર્યું.૩૭–૪૦ હવે એક દિવસે બન્ને ભાઇઓએ ગુરુને કહ્યું કે, હે મહારાજ! આપની કૃપાથી અમે વિદ્યા ભણ્યા, અમને દ્રવ્ય મળ્યું, માટે હવે જો આજ્ઞા આપો તો અમે અમારે દેશ જઇએ, એવું તેઓનું બોલવું સાંભળી, શુભ દિવસ જોઇ, તે બે ભાઇઓ તથા પોતાની કન્યાને વળાવવા માટે વિવેક ઘેરથી નિકળ્યો. હવે લલિતાદેવીની કૃપાથી તેઓને શોધવા માટે તેના કાકાની પણ ઇચ્છા થઈ કે, 'લોકો મારી બહુ નિંદા કરે છે. માટે મારા બાળકોને શોધવા જોઇએ, પણ તે શ્રીપતિ તથા ગોપતિ કયાં જઇ રહ્યા હશે?' એમ વિચારતો વિચારતો તે પણ પોતાના શહેરમાંથી બહાર નિકળ્યો,૪૧–૪૫ અને બાળકોને શોધતો શોધતો, જે ગામમાં પેલો વિવેક, તેની કન્યા અને શિષ્ય ધીમે ધીમે આવી પૂગ્યાં હતાં તે ગામમાં જઇ ચઢયો; અને તેઓનો સમાગમ થયો.૪૬–૪૭ તેણે પેલા બાળકોને ઘણી મુશ્કેલીથી ઓળખ્યા; કારણ કે તેઓ યુવાન્ થઈ રહ્યા હતા. મળ્યા પછી શ્રીપતિએ કાકાને સઘળી હકીકત કહી સંભળાવી.૪૮ ત્યાર બાદ તે બ્રાહ્મણને જોઇ વિવેકે પ્રણામ કરી, વિધિથી પૂજા કરી, હર્ષથી કહ્યું કે,૪૯ મેં તમારા ભાઇના પુત્રો પાળ્યા અને ભણાવ્યા છે. હવે હું તમારા ગામમાં તેઓને મૂકવા આવું છું.૫૦ એ પ્રકારનું વિવેકનું વચન સાંભળી, પેલો બ્રાહ્મણ પ્રસન્ન થયો અને બન્ને પુત્રોને આલિંગન કરી વારંવાર મસ્તક સુંઘવા લાગ્યો.૫૧

पादानतां गुणवतीं विवेकेन प्रणोदिताम्। आशीर्भिरभिनंद्याथ सहर्षोऽभूद्द्विजोत्तमः ॥५२॥ विवेकं वचनं प्रोचे त्वत्प्रसादादिमौ सुतौ। दृष्टौ मत्तो न धन्योऽस्ति सुहृत्त्वं यस्य हि द्विज ॥ ५३ ॥ अथ ते मुदिताः सर्वे भृगुक्षेत्रं ययुर्मुदा ॥ ज्ञातिभिः सह संगम्य श्रुत्वा द्विस्तद्विचेष्टितम् ॥ ५४ ॥ तौ पितृव्यगृहे स्थित्वा हायनान्यष्ट सप्त च। लब्ध्वा पितृधनं गेहं निजं श्रीपतिगोपती ॥ ५५ ॥ ईयतुस्तदनुज्ञातो विवेकः स्वां पुरीं ययौ। श्रीपतिर्गोपतेस्तत्र विवाहमकरोत्तदा ॥ ५६ तावेकचेतसौ तत्र चक्रतुर्द्विजतर्पणम्। श्रीपतिः श्रद्धया युक्तः, कनीयान्व्ययशंकितः ॥५७॥ विचार्य भार्यया साकं विभक्तः श्रीपतेरभूत्। स भोगान्विविधान् भुञ्जन्प्रमत्तो बहुसंपदा ॥५८॥ न देव्याराधनं चक्रे गोपतिः सुखलंपटः। अथ स्वल्पेन कालेन नष्टं तस्य शनैर्धनम् ॥ ५९ ॥ अकिंचनो गतश्चिंतां भार्ययाऽऽश्वासितस्तदा। तव भ्रातृगृहे विप्रा भुञ्जते बहवः सदा ॥ ६० ॥ गच्छावोऽनुदिनं कांत तत्र भोक्तुमुभावपि। एवं भोजनवेलायामागत्यागत्य तद्गृहम् ॥६१॥ भुञ्जन् भुञ्जन्निजगृहं गतौ तौ बहुवासरम्। कदाचिदागतो यावद्गोपतिर्भार्यया सह ॥ ६२ ॥ उपविष्टेषु विप्रेषु भोक्तुं नोऽविंददासनम्। अथान्नराशेरभ्याशे भोजनाय क्षुधातुरः ॥ ६३ ॥ उपविष्टः श्रीपतेस्तु भार्यया स निवारितः। अस्मादुत्तिष्ठ वै तूर्णं त्वमुच्छिष्टं करिष्यसि ॥ ६४ ॥ तिष्ठतिष्ठ क्षणं चैव पश्चाद्भुंक्ष्वेति साऽब्रवीत्। गोपतेः कांतया दृष्टं ततो विमनसावुभौ ॥ ६५ ॥ अभुक्तावेव निष्क्रांतौ जग्मतुर्निजमंदिरम्। ततः स्वजायां प्रोवाच निजमार्गे विचिंतयन् ॥ ६६ ॥ भ्रात्रा मया समं वित्तं संविभक्तमपि प्रिये। दुर्गतोऽहं धनोन्मत्तः श्रूयतामत्र कारणम् ॥ ६७ ॥

પછી વિવેકના કહેવાથી પગમાં નમેલી ગુણવતીને આશીર્વાદ આપી તે બ્રાહ્મણ બહુ પ્રસન્ન થયો અને વિવેકને કહેવા લાગ્યો કે, હે મહારાજ! આપની કૃપાથી જ મેં મારા આ પુત્રોને જોયા. હવે મારા જેવો બીજો કોઈ પણ ભાગ્યશાળી નથી; કારણ કે તમારા જેવો મને સંબંધી મળ્યો છે.૫૨–૫૩ પછી તે સઘળા પ્રસન્ન થઈ ભૃગુક્ષેત્રમાં ગયા, અને ત્યાં સર્વ સગાંવહાલાંઓને મળી, બનેલી હકીકત કહી સંભળાવી.૫૪ કેટલાક દિવસ કાકાને ત્યાં રહી, પિતાનું ધન લઈ, શ્રીપતિ તથા ગોપતિ પોતાના ઘરમાં જઈ રહ્યા, એટલે તેઓનો ગુરુ વિવેક પણ પોતાને ગામ ગયો. પછી શ્રીપતિએ, ગોપતિનો વિવાહ કર્યો.૫૫–૫૬ ત્યાર બાદ પરસ્પર સ્નેહી તે બન્ને ભાઈઓએ દ્વિજતર્પણ (બ્રહ્મભોજન) કર્યું. હવે શ્રીપતિ તો બહુ શ્રદ્ધાળુ હતો, તેથી નાનો ભાઈ ગોપતિ ભેગા રહેવાથી દ્રવ્ય ખરચાઇ જશે, એવી શંકાથી સ્ત્રીની સંમતિ લઇ તે શ્રીપતિથી જૂદો થયો અને નાના પ્રકારના વૈભવ ભોગવવા લાગ્યો, અને ઘણી સંપત્તિ જોઇ પ્રમત્ત અને સુખમાં લંપટ થઇ ગયો.૫૭–૫૮ તેથી તેણે લલિતાદેવીની પૂજા વ્રત વગેરે સઘળું છોડી દીધું. આમ થવાથી થોડા જ વખતમાં દ્રવ્ય નષ્ટ થવાથી ગોપતિ દરિદ્ર થઇ ગયો અને ચિંતા કરવા લાગ્યો. ત્યારે તેની સ્ત્રીએ તેને ધૈર્ય આપ્યું અને કહ્યું કે, હે સ્વામિનાથ! આપના ભાઇને ત્યાં ઘણા બ્રાહ્મણો હમેશ ભોજન કરે છે, તો આપણ બન્ને પણ ત્યાં રોજ જઈ ભોજન કરી આવીશું. પછી ગોપતિ તથા તેની સ્ત્રી નિત્ય ભોજન વખતે શ્રીપતિને ઘેર જઇ

ભોજન કરી પોતાને ઘેર આવે ને એવી રીતે કેટલાક દિવસો તેઓએ કાઢયા. એક દિવસે એવું બન્યું કે, ગોપતિ તથા તેની સ્ત્રી ઘેરથી આવ્યાં, તેટલા વખતમાં સઘળા બ્રાહ્મણો ભોજન માટે આસન ઉપર બેસી ગયા હતા, તેથી ગોપતિને બેસવા માટે આસન મળ્યું નહીં અને ભૂખ ઘણી લાગી હતી, તેથી તે પાકની પાસે જમવા બેઠો. ત્યારે શ્રીપતિની સ્ત્રીએ, 'અહીં બેસવાથી સઘળું ઉચ્છિષ્ટ થઇ જશે માટે અહીંથી ઉઠો, થોડીવાર રહી બ્રાહ્મણો જમી રહ્યા પછી બેસજો,' એમ કહી તેને ત્યાંથી ઉઠાડ્યો. તે ગોપતિની સ્ત્રીએ પણ જોયું. તેથી દુઃખતાં મનવાળાં તે બન્ને ભોજન કર્યા વિના ત્યાંથી નીકળી પોતાને ઘેર આવ્યાં. પછી પોતાની ગેરવર્તણૂકને વિચારતા ગોપતિએ પોતાની પત્નીને કહ્યું કે,[૫૯–૬૬] 'હે પ્રિયે! જો કે મારા ભાઇએ મને સરખા ભાગે દ્રવ્ય વહેંચી આપ્યું હતું, તથાપિ જે કારણથી હું દરિદ્ર થઇ ગયો અને મદોન્મત્ત થયો, તેનું કારણ કહું છું તે સાંભળ.'[૬૭]

पुराऽऽवाभ्यां गुरुगृहे व्रतमाचरितं शुभम् । उपांगकलितादेव्या विद्यादिसकलं ततः ॥ ६८ ॥ प्राप्तं मया तत्सकलं परित्यक्तं प्रमादतः । ज्येष्ठ आचरते नित्यं तस्माच्छ्रीस्तं तु सेवते ॥ ६९ ॥ तस्मादहं तदा भोक्ष्ये यदा द्रक्ष्यामि तां शिवाम् । इत्युक्त्वा निर्गतस्तस्माद्गृहादकृतभोजनः ॥ ७० ॥ तद्भार्या चिंतयाविष्टा सापि तस्थावनश्नती । भुक्तवत्सु ब्राह्मणेषु श्रीपतिः पर्यपृच्छत ॥ ७१ ॥ क्वगतो गोपतिरिति तच्छ्रुत्वा सोऽपि दुःखितः । गोपतिस्तु सरिदुर्गे वनानि बहुशो भ्रमन् ॥ ७२ ॥ पृच्छंश्च पथिकान्मार्गे न देव्याः पदमभ्यगात् । पंचमे वासरे प्राप्ते क्षुत्पिपासार्दितो वने ॥७३॥ अलब्धदर्शनो देव्या दुःखितो निपपात ह । तं कृच्छ्रगतमालोक्य भवानी भक्तवत्सला ॥ ७४ ॥ कृतापराधमपि तमनुजग्राह वै तदा । गतमूर्च्छः समुत्थाय दिगंतान्प्रविलोकयन् ॥ ७५ ॥ ददर्श दूरतो गोपं चारयंतं गवांगणम् । तं दृष्ट्वा किंचिदाश्वस्तो ययौ तस्यांतिकं शनैः ॥ ७६ ॥ अपृच्छत्त्वं भवान्यातः कुत्रत्यः कुत आगतः । कोऽयं देशः कश्च भूपः किं पुरं नाम तद्वद ॥ ७७ ॥ निशम्य वचनं तस्य वक्तुं गोपः प्रचक्रमे ॥

પૂર્વે અમે બન્ને ભાઇઓએ ગુરુને ઘેર ઉપાંગલલિતા દેવીનું વ્રત કર્યું હતું તેથી અમોને વિદ્યા, ધન વગેરે સઘળું મળ્યું. પણ મેં મૂર્ખપણાથી દેવીનું વ્રત વગેરે સર્વે છોડી દીધું, તેથી હું દરિદ્ર થઇ ગયો. અને મારો ભાઇ નિરંતર વ્રત કરે છે તેથી લક્ષ્મી તેને સેવે છે.[૬૮–૬૯] એટલા માટે, 'હું જ્યારે ઉપાંગલલિતા દેવીનાં દર્શન કરીશ ત્યારે જ ખાઇશ, તે પહેલાં ખાઈશ નહિ,' એટલું કહી તે ખાધા વગર જ ઘેરથી નીકળી ગયો.[૭૦] તેથી તેની સ્ત્રી પણ ખાધા વગર ચિંતામાં બેસી રહી. હવે બ્રાહ્મણો જ્યારે જમી રહ્યા ત્યારે, 'ગોપતિ ક્યાં ગયો ?' એમ શ્રીપતિએ પૂછ્યું.[૭૧] અને 'ગોપતિ તો ચાલ્યો ગયો છે!' એવી રીતે સાંભળી, તે પણ ઘણું દુઃખ પામ્યો. હવે ગોપતિ ઘેરથી નીકળી ઘણી નદી, વન અને ઝાડીમાં ભટકતો ભટકતો અને રસ્તામાં વટેમાર્ગુને પૂછતો પૂછતો ગયો, પણ કોઇ જગોએ દેવીનો પત્તો લાગ્યો નહીં. એવી રીતે વનમાં ભટકતો અને ક્ષુધા તથા તૃષાવડે પીડાયલો ગોપતિ પાંચમે દિવસે દેવીનાં દર્શન નહી થવાથી દુઃખિત થઇ પૃથ્વી ઉપર પડ્યો. ત્યારે ભક્તોમાં પ્રીતિવાળી ભવાની દેવીએ તેને તેવી હાલતમાં જોઇ અપરાધી ઉપર અનુગ્રહ કર્યો. મૂર્છા ઉતર્યા પછી ગોપતિ ચારે તરફ જોતો જોતો ચાલ્યો. તેટલામાં એક ગોવાળીઓ દૂર નજરે પડ્યો. તે ગાયોનું ધણ ચારતો હતો. તેને જોઇ થોડું ધૈર્ય આવવાથી ધીમે ધીમે ગોપતિ ગોવાળની પાસે આવ્યો.[૭૨–૭૬] અને પૂછવા લાગ્યો કે. 'તું ક્યાં જાય છે? ક્યાંનો રહીશ છે? ક્યાંથી આવે છે? આ કયો દેશ છે? આ દેશનો રાજા કોણ છે? અને આ શહેરનું નામ શું છે? તે મને કહે.'[૭૭] તેનું એવું વચન સાંભળી ગોવાળ કહેવા લાગ્યો.

गोप उवाच–उपांगं नाम नगरमुपांगो नाम भूपतिः ॥ ७८ ॥ उपांगललितादेव्या विद्यते यत्र मंदिरम् । तत्रत्योऽहं समायातः पुनस्तत्र व्रजाम्यहम् ॥ ७९ ॥ इत्याकर्ण्य वचस्तस्य विप्रः प्रमुदितोऽभवत् । सगोपसहितः सायं विवरं प्रविवेश ह ॥ ८० ॥ दूराद्ददर्श भवनं पुरमध्ये तपोघनाः । उपांगललितादेव्याः स्फाटिकं गगनंलिहम् ॥८१॥ सौवर्णेन विचित्रेण कलशेनोपशोभितम् । यथोदयाचलः शैलो दधानो भानुमंडलम् ॥ ८२ ॥ त्वरितोगोपमामंत्र्य प्रसादं स ययौ मुदा । प्रणम्य दंडवद्भूमौ बद्धांजलिपुटस्तदा ॥ ८३ ॥ उपांगललितां देवीमथ स्तोतुं प्रचक्रमे ॥

ગોવાળ કહે છે–જે શહેરનું નામ ઉપાંગ છે, જેના રાજાનું નામ પણ ઉપાંગ છે, અને જે શહેરમાં ઉપાંગલલિતા દેવીનું મંદિર છે તે શહેરનો હું રહીશ છું. ત્યાંથી હું આંહી આવ્યો છું અને હવે હું ત્યાં જ જાઉં છું.[૭૮–૭૯] એ પ્રકારનું ગોવાળનું કહેવું સાંભળી બ્રાહ્મણ ગોપતિ બહુ પ્રસન્ન થયો, અને સાયંકાળે ગોવાળની સાથે તે ભોંયરામાં થઈ શહેરમાં ગયો.[૮૦] ત્યાં ઉપાંગલલિતા દેવીનું સ્ફાટિક મણિનું મંદિર હતું. તે ઘણું ઉંચું હતું.[૮૧] સુવર્ણના સુંદર કલશથી સૂર્યમંડળને ધારણ કરતા ઉદયાચલની પેઠે શોભતું હતું. તે જોઇ ગોવાળીઆની રજા લઇ તે મંદિરમાં ગયો. અને પૃથ્વીપર દંડવત્ પ્રણામ કરી હાથ જોડી ઉપાંગલલિતા દેવીની સ્તુતિ કરવા લાગ્યો.[૮૨–૮૩]

गोपतिरुवाच–नमस्तुभ्यं जगद्धात्रि भक्तानां हितकारिणि । जगद्भीतिविनाशिन्यै सर्वमंगलमूर्तये ॥ ८४ ॥ हत्वा निशुंभमहिषप्रमुखान् सुरारीनिंद्रादयो निजपदेषु

ययाऽभिषिक्ताः । लोकत्रयावनगृहीतमहावतारे मातः प्रसीद सततं कुरु मेऽनुकंपाम् ॥ ८५ ॥ त्वां भुक्तये निजजनाः कुटिलीकृतांगीं गौरीं निजे वपुषि कुंडलिनीं भजंति । मुक्त्यै च देव मनुजाः कनकारविंदबद्धासनामविरतं कमलां स्तुवंति ॥ ८६ ॥ देवीं चतुर्भुजां चैकहस्ते चैव गदाधराम् । शार्ङ्गखड्गधरां चैव सौम्याभरणभूषिताम् ॥ ८७ ॥ सरस्वतीं पद्मिनीं च पद्मकेसरवासिनीम् । नमामि त्वामहं देवीं तथा महिषमर्दिनीम् ॥८८॥ अपराधाः कृताः पूर्वं मया जन्मनि जन्मनि । तत्सर्वं क्षम्यतां देवि मातर्मे सुत्रिशारदे ॥ ८९ ॥ सापराधोऽस्मि शरणं प्राप्तस्त्वां जगदंबिके । इदानीमनुकंप्योऽहं यद्वांछसि कुरुष्व तत् ॥ ९० ॥ इति स्तुत्वाथ शर्वाणीं प्रणिपत्य पुनः पुनः । कृतसंध्याविधिस्तत्र सुष्वापाकृतभोजनः ॥ ९१ ॥

ગોપતિ કહે છે—હે દેવિ! આપ કે જે જગતને ઉત્પન્ન કરનારા છો, ભક્તોનું હિત કરનારાં છો, જગતના ભયને હરનારાં છો, અને સર્વ મંગલમૂર્તિ છો, તેને નમસ્કાર કરું છું.[૮૪] હે માત! જેણે નિશુંભ અને મહિષ વગેરે દૈત્યોનો નાશ કરી પોતપોતાનાં સ્થાનો ઇંદ્ર વગેરે દેવતાઓને સોંપ્યાં અને જેણે ત્રણે લોકોના રક્ષણમાટે મોટા મોટા અવતારો ધારણ કર્યા છે, તે આપ પ્રસન્ન થાઓ અને મારી ઉપર કૃપા કરો.[૮૫] હે દેવિ! આપ કે જેનું અંગ સુંદર છે, ગૌર કાંતિ છે, કુંડળને ધારણ કરો છો અને સુવર્ણનાં કમળ ઉપર બીરાજો છો, તે આપને આપના ભક્તો દેવ તથા મનુષ્યો મુક્તિ માટે ભજે છે, અને નિરંતર સ્તુતિ કરે છે![૮૬] હે દેવિ! આપ કે જેને ચાર હાથ છે, જેમાં ગદા, ધનુષ અને ખડ્ગ ધારણ કરો છો, સુંદર આભરણોવડે શોભિત છો, સરસ્વતી છો, પદ્મને ધારણ કરનાર છો, પદ્મમાં બિરાજો છો, અને મહિષાસુરનું મર્દન કરનાર છો, તેને હું નમસ્કાર કરું છું.[૮૭-૮૮] હે દેવિ! હે માત! મેં પૂર્વે જન્મોજન્મમાં આપના અપરાધો કર્યા છે, તે સર્વ ક્ષમા કરો.[૮૯] હે દેવિ! હે જગદંબ! હું અપરાધી છું અને આપને શરણે આવ્યો છું. હવે મારી ઉપર આપ અનુકંપા કરો અથવા આપની ઇચ્છામાં આવે તેમ કરો.[૯૦] એ પ્રકારે લલિતાદેવીની સ્તુતિ કરી, વારંવાર પ્રણામ કરી સંધ્યોપાસન કરી ગોપતિ ખાધા વગર ત્યાંજ સુઈ રહ્યો.[૯૧]

स्वप्ने मूर्तिमती देवी विप्रमेवं समादिशत् । गोपते वत्स तुष्टास्मि गच्छोपांगं महीपतिम् ॥ ९२ ॥ मत्पूजनकरंडस्य प्रार्थयस्व पिधानकम् । तत्पूजयन्निजगृहे परामृद्धिमवाप्स्यसि ॥ ९३ ॥ स्वप्न इत्याप्तसंदेशः प्रभाते गोपतिस्तदा । राजदर्शनवेलायां नृपद्वारं समभ्यगात् ॥ ९४ ॥ प्रविष्टोऽसौ नृपसभां प्रतीहारैर्निवेदितः । राज्ञा संभावितस्तत्र निषसादासने शुभे ॥ ९५ ॥ पृष्टो गमनहेतुं स ययाचे नृपपुंगवम् । देव्यर्चनकरंडस्य पिधानं देहि मे नृप ॥ ९६ ॥ इत्यर्थितः स विप्रेण जातादेशो नृपो ददौ । पिधानकं नमस्कृत्य तस्मै चाभ्यर्चनादिकम् ॥ ९७ ॥ आशीर्भिरभिनंद्याथ तमामंत्र्य च भूपतिम् । उपांगललितादेव्याः प्रासादं पुनरागमत् ॥ ९८ ॥ प्रणिपत्यांबिकां विप्रस्त्वरितो निर्ययौ बिलात् । समीपे स्वपुरं दृष्ट्वा हृष्टो गृहमुपागमत् ॥ ९९ ॥ सुहृद्भिः सह संगम्य सर्वं तत्कथयन्मुदा । पूजयित्वा पिधानं तद्विदधे पारणं द्विजः ॥ १०० ॥ एवमाराध्यमानस्तु स समृद्धोऽभवत्पुनः । सोपि सत्रं समारेभे द्विजाग्र्यो बहुवासरम् ॥ १०१ ॥

સુતા પછી સાક્ષાત્ દેવીએ સ્વપ્નમાં આવી કહ્યું કે, 'હે પુત્ર! હે ગોપતે! હું પ્રસન્ન થઈ છું. તું ઉપાંગ રાજા પાસે જઈ મારા પૂજનના કરંડીયાનું ઢાંકણું માગ અને ઘેર જઈને તેની પૂજા કર, તેથી તને મોટી સમૃદ્ધિ મળશે.'[૯૨-૯૩] એ પ્રકારે સ્વપ્ન આવ્યા પછી, ગોપતિ પ્રાતઃકાલમાં ઉઠ્યો, અને રાજાના મેળાપની વખતે તેના દરવાજામાં જઈ ઉભો રહ્યો.[૯૪] પછી દ્વારપાલના કહેવાથી તે રાજસભામાં ગયો. તેને રાજાએ સત્કારપૂર્વક સુંદર આસન ઉપર બેસાડ્યો, અને આવવાનું કારણ પૂછ્યું. ત્યારે ગોપતિએ રાજાને કહ્યું કે, 'હે નૃપ! મને દેવીના પૂજનના કરંડીયાનું ઢાંકણું આપ.'[૯૫-૯૬] રાજાને તો દેવીની આજ્ઞા થઈ જ હતી, ને વળી ગોપતિએ માગ્યું તેથી રાજાએ પ્રણામ કરી, ઢાંકણું તથા પૂજાની સામગ્રી વગેરે તેને આપ્યું.[૯૭] ત્યારે રાજાને આશીર્વાદ આપી, તેની રજા લઈ, ગોપતિ ફરીથી ઉપાંગલલિતા દેવીના મંદિરમાં આવ્યો.[૯૮] દેવીને પ્રણામ કરી જલદીથી ભોંયરામાંથી બહાર નીકળ્યો ત્યારે ને પોતાનું શહેર પોતાની પાસે જ જોઈ, પ્રસન્ન થઈ ઘેર આવ્યો.[૯૯] પછી પોતાના મિત્રોને મળી બનેલી સર્વ હકીકત કહીને કરંડીયાનાં ઢાંકણાંની પૂજા કરી, ગોપતિએ પારણું કર્યું.[૧૦૦] એ પ્રમાણે દેવીની આરાધના કરતો ગોપતિ પુનઃ પણ મોટો ધનવાન્ થઈ ગયો, અને ઘણા દિવસો સુધી બ્રાહ્મણભોજન વગેરે ધર્મકૃત્ય કરવા લાગ્યો.[૧૦૧]

एका तस्याभवत्कन्या ललिता नामसुंदरी । सा तत्पिधानमादाय विहर्तुं याति सर्वदा ॥ २ ॥ प्रमत्तत्वात्प्रियत्वाच्च पितृभ्यामनिवारिता । कदाचित्स्ववयस्याभिः साकं गंगाजले शुभे ॥ ३ ॥ क्रीडंती ददृशे तोये नीयमानं कलेवरम् । पिधानहस्ता साऽऽसिंचदन्याश्चांजलिभिस्तदा ॥४॥ स सर्पदष्ट उत्तस्थौ ततो देव्याः प्रसादतः । साऽतिक्रांतं द्विजं दृष्ट्वा मनसा चकमे पतिम् ॥ ५ ॥ जुहावाभ्यवहाराय जनकस्य निकेतनम् । मार्गे च परिपप्रच्छ कुलं शीलं च तस्य सा ॥ ६ ॥ सोऽपि सर्वं समाचख्यौ गुणराशीति नाम च । ललिताऽऽमंत्रयामास गुणराशिं द्विजोत्तमम् ॥ ७ ॥ परिविष्टेषु चान्नेषु पितुर्वेश्मनि मे द्विज । गृहीतापोशनो भूत्वा भार्यार्थं मां स्वमर्थय ॥ ८ ॥ मया-

ऽनुमोदितस्ततः स मां तुभ्यं प्रदास्यति । तयोक्तो गुणराशिस्तु तथा सर्वं चकार ह ॥ ९ ॥ गोपतिर्भार्यया भ्रात्रा समालोक्य स्वबांधवैः । परीक्षिताय विप्रत्वे विचार्यां कुलशीलयोः॥१०॥प्रतिजज्ञे ततः कन्यां ललितां गुणराशये । शुभे मुहूर्ते च तयोर्विवाहं कृतवान्प्रभुः ॥ ११ ॥ वराय ब्राह्मणेभ्यश्च ददौ बहुधनं मुदा । विदधे च तयोर्गेहं नातिदूरं स्ववेश्मतः ॥ १२ ॥ तत्रोषतुः सानुरागौ मिथस्तौ दंपती चिरम् । विधानकं तया नीतंनिजं ललितया गृहम् ॥ १३ ॥ शनैरथ धनं सर्वं गोपतेरगमद्गृहात् । गुणराशिर्धनी जातो महादेव्याः प्रसादतः ॥१४॥ करंडस्य विधानं तज्जनन्या बहुवासरम् । याचितापि न वै प्रादाल्ललिता पूजितं गृहे ॥ १५ ॥ अथ सा गोपतेर्भार्या तस्यैवानर्चनाद्गतम् । इत्थं विचिंत्य पापात्मा जामातरमघातयत् ॥ १६ ॥ समिदर्थं वनं यातं स्वयं तद्गेहमाययौ । शोचंती किल तां कन्यां स तु देव्याः प्रसादतः ॥ १७ ॥ उत्थाय विपिनादेत्य भुक्त्वा शेते सुखं गृहे । पादसंवाहनं तस्य कुरुते ललिता तदा ॥ १८ ॥ तं दृष्ट्वा दुःखिता भूमौ प्रणिपत्य पुनः पुनः । लज्जिता कृच्छ्रतः पृष्टा निजपापं न्यवेदयत् ॥ १९ ॥

હવે ગોપતિને લલિતા નામની એક સુંદર પુત્રી થઇ. એ લલિતા, તે ઢાંકણાંને લઇ હમેશાં ક્રીડા કરવા જતી, તથાપિ સ્નેહને લીધે અને પ્રમાદને લીધે માતાપિતાએ તેને મના કરી નહિ. એક દિવસે લલિતા પોતાની સખીઓ સાથે ગંગાજીમાં ક્રીડા કરતી હતી, તેટલામાં જલમાં તણાતું એક મડદું નજરે પડયું. તેની ઉપર લલિતા પેલાં ઢાંકણાંવતી જલ છાંટવા લાગી, અને બીજી કન્યાઓ અંજલિ ભરી જલ છાંટવા લાગી.[૨-૪] હવે પેલો પુરુષ જે સર્પના કરડવાથી મડદું થઇ પડ્યો હતો, તે દેવીના પ્રભાવથી જીવતો થયો. તે અતિ મનોહર પુરુષને જોઇ લલિતાએ, 'આ મારો પતિ થાય તો ઠીક,' એવો મનમાં વિચાર કર્યો.[૫] અને એટલા માટે ભોજન વાસ્તે એ પુરુષને પોતાને ઘેરે લઇ ગઇ. રસ્તામાં જતાં તેને કુલ, નામઠામ વગેરે પૂછ્યાં,[૬] ત્યારે એ પુરુષે કુલ વગેરે કહી, 'ગુણરાશિ' એ પ્રકારનું પોતાનું નામ પણ કહ્યું ત્યારે લલિતાએ ગુણરાશિને કહ્યું કે,[૭] 'હે મહારાજ ! આપ જ્યારે ભોજન કરવા બેસો અને ભાણામાં સર્વ રસોઇ પીરસાઇ જાય, ત્યારે અપોશન (જમતાં પહેલાં મંત્ર ભણી આચમન કરવું) લઇ, સ્ત્રી માટે મારા પિતા પાસે મારી માગણી કરજો.[૮] એટલે હું પણ તેમાં સંમતિ આપીશ. તેથી મારા પિતા આપની સાથે મારો વિવાહ કરશે.' એ સાંભળી ગુણરાશિએ ભોજનના આરંભમાં કન્યાની માગણી કરી.[૯] ત્યારે તેનાં બ્રાહ્મણપણાની, વિદ્યા, કુલ અને સ્વભાવની પરીક્ષા કરી, સ્ત્રી, ભાઇ અને સગાં વહાલાંઓની સાથે વિચાર કરી, ગોપતિએ, કન્યા આપવા કબૂલ કર્યું અને શુભ મુહૂર્તે જોઇ પોતાની પુત્રીનો ગુણરાશિની સાથે વિવાહ કર્યો.[૧૦-૧૧] વરને તથા બીજા બ્રાહ્મણોને હર્ષથી પુષ્કળ ધન આપ્યું; અને પુત્રી તથા જમાઇને રહેવા માટે પોતાના ઘરથી થોડે દૂર ઘર બંધાવી આપ્યું.[૧૨] તેમાં એ સ્ત્રીપુરુષ જે પરસ્પર સ્નેહવાળાં હતાં, તે ઘણો વખત રહ્યાં. હવે પેલું ઢાંકણું લલિતા પોતાને ઘેર લઇ ગઇ હતી.[૧૩] તેથી ગોપતિના ઘરમાંથી ધીમે ધીમે સઘળું ધન નીકળી ગયું અને દેવીની કૃપાથી ગુણરાશિ મોટો ધનવાન્ થઇ પડ્યો.[૧૪] આ જોઇ ગોપતિની સ્ત્રીએ પોતાની પુત્રી પાસે પેલું ઢાંકણું માગ્યું, અને એવી જ રીતે માગતાં ઘણા દિવસો વીતી ગયા, પણ લલિતાએ આપ્યું નહીં.[૧૫] એક દિવસે ગુણરાશિ ઢાંકણાંની પૂજા કર્યા વિના વનમાં સમિધ લેવા ગયો હતો તે તક જોઇ, પાપિણી ગોપતિની સ્ત્રીએ ગુણરાશિ, કે જે પોતાનો જમાઇ હતો તેને મરાવી નાખ્યો; પણ દેવીની કૃપા પૂર્ણ હોવાથી ગુણરાશિ વનમાંથી ઘેર આવી, રુદન કરતી લલિતાને છાની રાખી, ભોજન કરી સુખથી સુતો, અને લલિતા તેના પગ ચાંપવા લાગી.[૧૬-૧૮] તે જોઇ ગોપતિની સ્ત્રીને અંતઃકરણમાં ઘણું દુઃખ થયું ને લજ્જા આવી, અને પૂછવા પછી વારંવાર પ્રણામ કરી પોતાનું દુષ્ટ કર્મ કહી સંભળાવ્યું.[૧૯]

स्कंद उवाच-गुणराशिस्तदा तस्यै प्रायश्चित्तं ददौ बहु। सात्मानं बहु कालेन पूतं कृच्छ्रैश्चकार ह ॥ १२० ॥ श्रीपतेस्स्वचलां लक्ष्मीं समालोक्य तपोधनाः । गोपतिस्तमथापृच्छद्भ्रातस्त्वं वर्तसे कथम् ॥ २१ ॥ किमाचरसि कल्याणं येन श्रीरनपायिनी । इति तस्य वचः श्रुत्वा श्रीपतिर्विस्मितः पुनः ॥ २२ ॥ अस्मारयद्व्रतं देव्या यत्कृतं गुरुमंदिरे । सोऽपि भक्त्या व्रतं चक्रे पुनर्भ्रात्रोपदेशितम् ॥ २३ ॥ लेभे स परमामृद्धिं पुत्रांश्च मुदितोऽभवत् । उपांगललितादेव्याः कुर्यादाराधनं ततः ॥ २४ ॥ एवमेतत्पुरावृत्तं माहात्म्यं कथितं मया । कृतमन्यैश्च बहुभिस्तेऽपि लब्धमनोरथाः ॥ २५ ॥ व्रतमेतत्तु यः कुर्यादपुत्रः पुत्रवान् भवेत् । इदं तु ललितादेव्याः कृत्वा व्रतमनुत्तमम् ॥ २६ ॥ पूज्यो भवति लोकस्य सत्यं सत्यं नचान्यथा । विधानमस्य वक्ष्येऽहं तच्छृणुध्वं तपोधनाः ॥ २७ ॥

કાર્તિકસ્વામી કહે છે-ત્યારે ગુણરાશિએ પોતાની સાસુને મોટું પ્રાયશ્ચિત્ત કરવા કહ્યું, તેથી તેણે ઘણો વખત સુધી કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રત કરી પોતાના આત્માને પવિત્ર કર્યો.[૧૨૦] હવે શ્રીપતિની સ્થિર લક્ષ્મી જોઇ ગોપતિએ તેને પૂછ્યું કે, 'હે ભાઇ! તમે કેવી રીતથી વર્તો છો ?[૨૧] અને શું ધર્માચરણ કરો છો ? કે જેથી તમારી લક્ષ્મી સ્થિર થઇ રહી છે.' એવી રીતનું ગોપતિનું વચન સાંભળી, શ્રીપતિએ ગુરુને ઘેર જે વ્રત કર્યું હતું, તે વ્રત યાદ કરાવી આપ્યું. ત્યારે ગોપ-

તેએ ભક્તિથી ઉપાંગલલિતા દેવીનું વ્રત કર્યું તેથી તેને મોટી સમૃદ્ધિ મળી, ઘણા પુત્રો થયા અને તે ઘણો સુખમાં રહ્યો.[૨૨-૨૪] હે મુનિઓ! આગળ જે હકીકત થઈ હતી તે મેં તમને કહી સંભળાવી. એ પ્રમાણે વ્રત કરવાથી ઘણા લોકોનાં ધારેલાં કામ પાર પડ્યાં છે.[૨૫] એટલા માટે જેને સુખની ઇચ્છા હોય, તેણે ઉપાંગલલિતાનું વ્રત કરવું. જે માણસ પુત્રની ઇચ્છાથી ઉપાંગલલિતાનું વ્રત કરે છે, તેને પુત્રની પ્રાપ્તિ થાય છે અને તે જગતમાં પૂજ્ય થાય છે એમાં સંશય નથી. હે મુનિઓ! હવે ઉપાંગલલિતાદેવીના વ્રતનું વિધાન હું કહું છું તે સાંભળો.[૨૬-૨૭]

शुक्लपक्षे तु पंचम्यामिषे मासि चरेद्व्रतम् । गर्जितं संध्ययोस्त्याज्यं दिनवृद्धिक्षयौ तथा ॥ २८ ॥ निर्वर्त्यावश्यकं कर्म शुची रागविवर्जितः । ततो गत्वा वनं विप्राः प्रार्थयेच्च वनस्पतिम् ॥ २९ ॥ आयुर्बलं यशो वर्चः प्रजाः पशुवसूनि च । ब्रह्म प्रज्ञां च मेधां च त्वन्नो देहि वनस्पते ॥ १३० ॥ इति वनस्पतिप्रार्थना ॥ अपामार्गसमुद्भूतैर्दंतकाष्ठैः करोम्यहम् । दंतानां धावनं मातः प्रसन्ना भव सर्वदा ॥ ३१ ॥ दंतकाष्ठग्रहणम् ॥ चत्वारिंशत्तथाष्टौ च कल्पयित्वा विधानतः । दंतकाष्ठान्युपादाय तडागं वा नदीं व्रजेत् ॥ ३२ ॥ मुखदुर्गंधिनाशाय दंतानां च विशुद्धये । ष्ठीवनाय च गात्राणां कुर्वेऽहं दंतधावनम् ॥ ३३ ॥ इति दंतधावनम् ॥ दंतधावनपूर्वाणि मज्जनानि समाचरेत् । ततो यथाविधि स्नात्वा शुक्लवासागृहं व्रजेत् ॥ ३४ ॥ शुचौ देशे मंडपिकां कृत्वाऽतीव मनोहराम् । सौवर्णीं प्रतिमां शक्त्या कल्पयेन्मन्त्रपूर्विकाम् ॥ ३५ ॥ उपचारैः षोडशभिरेभिर्मन्त्रैः समाहितः । कुर्यात्पूजां प्रयत्नेन दूर्वाभिश्च विशेषतः ॥ ३६ ॥ द्विजाय वाणकं दद्याद्विंशत्या वटकादिभिः । ततः कथां समाकर्ण्य वाणकान्नस्य संख्यया ॥ ३७ ॥ स्वयमश्नीत्तदेवान्नं वाग्यतः सह बांधवैः । रात्रौ जागरणं कुर्यान्नृत्यगीतादिमंगलैः ॥ प्रभाते पूजयेद्देवीं ततः कुर्याद्विसर्जनम् ॥ ३८ ॥

આશો માસના શુક્લ પક્ષની પંચમીને દિવસે એ વ્રત કરવું. પ્રાતઃકાલ અને સંધ્યાકાલ વખતે મેઘગર્જનાનો ત્યાગ કરવો અને દિવસના ક્ષય તથા વૃદ્ધિનો પણ ત્યાગ કરવો.[૨૮] શૌચ વગેરે જરૂરનું કર્મ સમાપ્ત કરી, પવિત્ર થઈ, રાગનો ત્યાગ કરી, વનમાં જઈ, 'હે વનસ્પતે! તું આયુષ્ય, બલ, યશ, તેજ, પ્રજા, પશુ, દ્રવ્ય, બ્રહ્મ, બુદ્ધિ અને મેધા આપ,' એ પ્રકારે વનસ્પતિની પ્રાર્થના કરી 'હે માત! અઘેડાનાં દાતણોવડે હું દાંત શુદ્ધ કરું છું, તેથી આપ નિરંતર પ્રસન્ન થાઓ,' એ મંત્ર ભણી વિધિથી અડતાલીશ દાતણ લઈ નદી વા તળાવ ઉપર જઈ, 'મુખની દુર્ગંધ દૂર કરવા માટે, દાંત શુદ્ધ કરવા માટે, અને શરીરના ષ્ઠીવન માટે હું દાતણ કરું છું,' એ મંત્ર ભણી દાતણ કરી વિધિથી સ્નાન કરી, શુદ્ધ ધોળાં વસ્ત્રો પહેરી ઘેર જવું.[૨૯-૩૪] ત્યાં પવિત્ર સ્થળમાં નાનકડો સુંદર મંડપ બાંધી તેની નીચે શક્તિ પ્રમાણે ઘડાવેલી સોનાની મૂર્તિની, મંત્ર ભણી ષોડશોપચારવડે સાવધાનીથી પૂજા કરવી. તેમાં દૂર્વા પણ ચડાવવી.[૩૫-૩૬] પછી બ્રાહ્મણને વીશ વડાંનું વાયન આપી કથા સાંભળી, ઇન્દ્રિયોને નિયમમાં રાખી, સગાં સંબંધીઓની સાથે પોતે તે વીશ વડાંનું ભોજણ કરવું. પછી રાત્રિમાં જાગરણ કરવું, નૃત્ય કરાવવું અને મંગલ ગીત ગવરાવવાં.[૩૭-૩૮]

सवाहना शक्तियुता वरदा पूजिता मया । मातर्मामनुगृह्याथ गम्यतां निजमंदिरम् ॥ ३९ ॥ तामर्चां गुरवे दद्याद्दानानि च सभूरिशः ॥ १४० ॥ व्रतमेवं च यः कुर्यात्पुत्रवान्धनवान्भवेत् । विद्यावान्रोगनिर्मुक्तः सुखी गोधनवान्भवेत् ॥ ४१ ॥ अवैधव्यं च लभते स्त्री कन्या वरमुत्तमम् । विजयं पुष्टिमायुष्यं यच्चान्यदपि वांछितम् ॥ ४२ ॥ इत्येतद्व्रतमाख्यातं सेतिहासं महर्षयः । शृण्वन्नपि नरो भक्त्या सुखमाप्नोति निश्चितम् ॥ ४३ ॥ निर्मुक्तः स सुखी धीमान् व्रतराजप्रसादतः । वित्तमारोग्यमायुष्यं प्राप्नोति च न संशयः ॥ ४४ ॥ इति श्री० उपांगललिताकथा संपूर्णा ॥

ત્યાર બાદ બીજે દિવસે દેવીની પૂજા કરી, 'હે માત! વાહન તથા શક્તિસહિત આપની મેં પૂજા કરી, માટે મારી ઉપર અનુગ્રહ કરી આપ આપને સ્થાનકે પધારો,' એ મંત્ર ભણી વિસર્જન કરવું ને તે મૂર્તિ પોતાના ગોરને આપી બીજાં પણ કેટલાંક દાન કરવાં.[૧૩૯-૧૪૦] એ પ્રમાણે વ્રત કરવાથી પુત્ર, વિદ્યા, ધન, સમૃદ્ધિ અને સુખની અને ગોધનની પ્રાપ્તિ થાય છે, તેમ જ રોગ પણ દૂર થાય છે.[૪૧] આ વ્રત જો સ્ત્રી કરે તો તેનું અખંડ સૌભાગ્ય રહે છે, કન્યા કરે તો ઉત્તમ પતિને મેળવે છે. એ વ્રત કરવાથી જય તથા પુષ્ટિની પ્રાપ્તિ થાય છે, આયુષ્ય વધે છે, અને જે ધારે તે મનોરથ સિદ્ધ થાય છે.[૪૨] હે ઋષિઓ! એ પ્રમાણે વ્રત તથા ઇતિહાસ કહી સંભળાવ્યાં. આ ઇતિહાસ ભક્તિથી સાંભળવાથી પણ મનુષ્યને સુખ મળે છે, એમાં સંશય નથી.[૪૩] આ વ્રત કરવાથી મનુષ્ય સુખી થાય છે, બુદ્ધિમાન્ થાય છે, તેના આયુષ્યની વૃદ્ધિ થાય છે, તેને આરોગ્ય તથા ધન મળે છે, એમાં સંશય નથી.[૪૪] એ પ્રમાણે ઉપાંગલલિતાનું વ્રત કહેલું છે.

## ઉપાંગલલિતાવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ आचार्यं वरयेत्पश्चादृत्विजो विंशतिं तथा । उपलिप्ते शुचौ देशे विलिखेन्मंडलं ततः ॥ १ ॥ ब्रह्मादींश्च ततः स्थाप्य पूजयेद्विधिमन्त्रतः । अव्रणे कलशे शुद्धे ललितां स्थापयेत्तथा ॥ २ ॥ रात्रौ जागरणं कृत्वा प्रभाते होममाचरेत् । इक्षुदंडतिलैः शुद्धैः पायसेनापि वा

व्रती ॥ ३ ॥ अष्टोत्तरशतं हुत्वा बलिदानं समाचरेत् । वायनं च ततो दद्याद्वंशपात्रे निधाय च ॥ ४ ॥ वटकान् विंशतिसंख्याग्निर्मलान् घृतपाचितान् । आचार्यं पूजयेत्पश्चाद्वस्त्रालंकारधेनुभिः ॥ ५ ॥ ऋत्विजश्च तथा दद्यात्कुंभं वस्त्रं सदक्षिणम् । विसृज्य च ततः पीठमाचार्याय निवेदयेत् ॥ ६ ॥ भोजयेच्च ततो विप्रान्पायसान्नेन भक्तितः । विप्राज्ञां च ततो गृह्य स्वयं भुञ्जीत बंधुभिः ॥ ७ ॥ इति श्रीस्कंदपुराणे उपांगललिताव्रतोद्यापनं संपूर्णम् ॥

ઉદ્યાપન–આચાર્યને તથા વીશ ઋત્વિજોને વરાવવા, પછી પવિત્ર જગ્યાએ છાણવડે લીંપી તેમાં મંડલ કરવું, બ્રહ્મા વગેરેની સ્થાપના કરી વિધિથી પૂજા કરવી, વ્રણરહિત પવિત્ર ઘડામાં લલિતાદેવીની સ્થાપના કરવી, રાત્રિમાં જાગરણ કરી સવારે હોમ કરવો. તે હોમ શુદ્ધ સેરડીના કટકા, તલ અને દૂધપાકવડે એકસો આઠ વખત કરવો. બલિદાન દેવું. ઘીમાં તળેલાં વીસ સુંદર વડાં, વાંસની ટોપલીમાં ભરી બ્રાહ્મણને વાયન આપવું. વસ્ત્ર, અલંકાર અને ગાય આપી આચાર્યની પૂજા કરવી. તેમ જ ઋત્વિજોને પણ ઘડા, વસ્ત્ર અને દક્ષિણા આપવી. પછી વિસર્જન કરી, સ્થાપન વગેરે આચાર્યને આપી, ભક્તિથી બ્રાહ્મણોને દૂધપાકનું ભોજન કરાવવું. ત્યાર બાદ બ્રાહ્મણોની આજ્ઞા લઇ સગાંવહાલાંની સાથે પોતે ભોજન કરવું. એ પ્રકારે સ્કન્દપુરાણમાં ઉપાંગલલિતાવ્રતનું ઉદ્યાપન કહેલું છે.

## વસંતપંચમી

अथ माघशुक्लपंचम्यां वसंतप्रवृत्तिः । सा मध्याह्नव्यापिनी ग्राह्या । दिनद्वये तद्व्याप्तावव्याप्तौ वा पूर्वा । तत्र विष्णोः पूजा कार्या ॥ माघे मासि सिते पक्षे पंचम्यां पूजयेद्धरिम् । पूर्वविद्धा प्रकर्तव्या वसंतादौ तथैव च ॥१॥ तैलाभ्यंगं ततः कृत्वा भूषणानि च धारयेत् । नित्यं नैमित्तिकं कृत्वा पिष्टातेनार्चयेद्धरिम् ॥ २ ॥ गंधपुष्पैश्च धूपैश्च नैवेद्यैः पूजयेत्सदा । नारी नरो वा राजेंद्र संतर्प्य पितृदेवताः । स्रक्चंदनसमायुक्तान्ब्राह्मणान्भोजयेत्ततः ॥ ३ ॥ इति हेमाद्रौ वसंतपंचमीविधिः ॥

માઘ શુદિ પાંચમને દિવસે વસંતપંચમી છે. આ પંચમી મધ્યાહ્ન વખતની લેવી. બેય દિવસે મધ્યાહ્ન વખતે પંચમી હોય અથવા ન હોય તો પહેલા દિવસની પંચમી લેવી. તે દિવસે શ્રીવિષ્ણુની પૂજા કરવી. માઘ માસની શુદિ પાંચમને દિવસે વિષ્ણુની પૂજા કરવી, તેમાં પૂર્વવિદ્ધા એટલે ચતુર્થીવિદ્ધા પંચમી લેવી. એ દિવસે શરીર ઉપર તેલ ચોપડવું અને અલંકાર પહેરવા, નિત્ય નૈમિત્તિક કાર્ય કરી ગુલાલવડે હરિનું પૂજન કરવું. તેમ જ ચંદન, પુષ્પ અને નૈવેદ્યવડે વિષ્ણુની પૂજા કરવી. હે રાજન્! સ્ત્રી અને પુરુષ સઘળાએ પિતૃદેવને તૃપ્ત કરી, બ્રાહ્મણોને ચંદન અને માળા વગેરેથી પૂજા કરી જમાડવા. એ પ્રમાણે હેમાદ્રિમાં વસંતપંચમીનો વિધિ કહેલો છે.[૧–૩]



# છઠનાં વ્રતો

## ૧ લલિતાવ્રત

अथ षष्ठीव्रतानि ॥ तत्र भाद्रपदशुक्लषष्ठ्यां ललिताव्रतं हेमाद्रौ भविष्ये । सा मध्याह्नव्यापिनी ग्राह्या ॥ तद्व्याप्तावव्याप्तौ वा पूर्वा जागरप्रधानत्वात् ॥ इदं गुर्जरदेशे प्रसिद्धम् ॥ कृष्ण उवाच–भद्रे भाद्रपदे मासि शुक्लषष्ठ्यां सुसंयता । नारी स्नात्वा प्रभाते तु शुक्लमाल्यांबरा शुचिः ॥ १ ॥ सुवेषाभरणोपेता भूत्वा संगृह्य वालुकाम् । कृत्वा तस्या वंशपात्रे पंचपिंडाकृतिं शुभाम् ॥ २ ॥ ध्यात्वा तु ललितां देवीं तपोवननिवासिनीम् । पंकजं करवीरं च नेवालीं मालतीं तथा ॥ ३ ॥ नीलोत्पलं केतकं च संगृह्य तगरं तथा । एकैकाष्टशतं ग्राह्यमष्टाविंशतिरेव वा ॥ ४ ॥ अक्षताः कलिका ग्राह्यास्ताभिर्देवीं समर्चयेत् । प्रार्थयेदग्रतो भूत्वा देवीं तां गिरिशप्रियाम् ॥ ६ ॥

ભાદરવા શુદિ છઠને દિવસે લલિતાવ્રત કરવું, એમ હેમાદ્રિમાં ભવિષ્યપુરાણનું વચન કહેલું છે. તે છઠ મધ્યાહ્નવ્યાપિની લેવી. જો બેય દિવસે મધ્યાહ્ન વખતે છઠ હોય અથવા ન હોય તો પહેલે દિવસે વ્રત કરવું. કારણ કે આ વ્રતમાં જાગરણ મુખ્ય છે. આ વ્રત ગુજરાત દેશમાં પ્રસિદ્ધ છે. શ્રીકૃષ્ણ કહે છે–કલ્યાણકારક ભાદરવા માસના શુક્લ પક્ષની છઠને દિવસે, પ્રાતઃકાલમાં નિયમપૂર્વક સ્નાન કરી, શ્વેત વસ્ત્ર ધારણ કરી, અલંકાર પહેરી, સ્ત્રીએ પવિત્રતાથી વાંસના પાત્રમાં માટીની પિંડ જેવી આકૃતિ કરવી.[૧–૨] પછી લલિતાદેવી કે જે તપોવનમાં નિવાસ કરે છે, તેનું ધ્યાન કરી, કમલ, કરેણ, નેવાલી*, માલતી, શ્યામ કમલ, કેવડો, તથા તગરની એકસો આઠ વા અઠ્ઠાવીશ અક્ષત કળીઓ લઇ, તેવડે પૂજન કરવું અને આગળ જઇ દેવી કે જે મહાદેવને પ્રિય છે તેની:–[૩–૫]

* એક જાતની વેલી.

गंगाद्वारे कुशावर्ते बिल्वके नीलपर्वते । स्नात्वा कनखले तीर्थे हरं लब्धवती पतिम् ॥ ६ ॥ ललिते ललिते देवि सौख्यसौभाग्यदायिनि । अनंतं देहि सौभाग्यं पुत्रपौत्रप्रवर्धनम् ॥ ७ ॥ मन्त्रेणानेन कुसुमैश्चंपकैर्बकुलैः शुभैः । एवमभ्यर्च्य विधिना नैवेद्यं पुरतो न्यसेत् ॥ ८ ॥ त्रपुसैरपि कूष्मांडैर्नारिकेरैः सदाडिमैः । बीजपूरैः सतुंडीरैः कारवेल्लैः सचिर्भटैः ॥९॥ फलैस्तत्कालसंभूतैः कृत्वा शोभां तदग्रतः । विरूढैर्धान्यसंभूतैर्दीपिकाभिः समंततः ॥ १० ॥ सार्धं सगुडकैर्धूपैः सोहालककरंजकैः । घृतपक्वैः कर्णवेष्टैर्मोदकैरुपमोदकैः ॥ ११ ॥ बहुप्रकारैर्नैवेद्यैर्यथाविभवसारतः । एवमभ्यर्च्य विधिवद्रात्रौ जागरणोत्सवम् ॥ १२ ॥ गीतवाद्ययुतैर्नृत्यैः प्रेक्षणीयैरनेकधा । सखीभिः सहिता साध्वी तां रात्रिं प्रशमं नयेत् ॥ १३ ॥ नच संमीलयेन्नेत्रे नारी यामचतुष्टयम् । दुर्भगा दुःखिता वंध्या नेत्रसंमीलनाद्भवेत् ॥ १४ ॥

"ગંગાદ્વાર, કુશાવર્ત, બિલ્વક, નીલપર્વત અને કનખલ તીર્થમાં સ્નાન કરી આપ મહાદેવ પતિને પામ્યાં છો.[૬] હે લલિતે! હે દેવિ! મને સુખ અને સૌભાગ્ય આપો અને પુત્ર પૌત્રની વૃદ્ધિ કરો.' એ પ્રમાણે પ્રાર્થના કરવી.[૭] પછી ચંપા અને બોરસડી વગેરેનાં પુષ્પો ચડાવવાં. એ પ્રમાણે વિધિથી પૂજા કરી, દેવી આગળ નૈવેદ્ય ધરવું.[૮] કાકડી, કોળાં, નાળીયેર, દાડિમ, બીજોરાં, તુંડીર, કારેલાં, ચીભડાં અને બીજાં પણ તે સમયમાં થયેલાં ફ્લોવડે અને ધાન્યવડે દેવીની આગળ શોભા કરવી; ચારે તરફ દીવા કરવા;[૯–૧૦] ગોળ તથા દશાંગ વગેરેનો ધૂપ કરવો. તેમ જ ઘીમાં તળેલા લાડવા તથા બુંદીના લાડવા વગેરે નાના પ્રકારનાં નૈવેદ્યો વિધિથી પોતાની શક્તિ માફક કરવાં.[૧૧] એ પ્રમાણે વિધિથી પૂજા કરી રાત્રિએ જાગરણ કરવું, ગીત ગવરાવવાં, વાદ્ય વગડાવવાં, નૃત્ય કરાવવું, અને બીજા પણ કેટલાક જોવા લાયક ઉત્સવો કરવા. એ પ્રકારે સખીઓ સાથે આખી રાત જાગરણ કરવું, પણ ચારે પહોરોમાં આંખ પણ વીંચવી નહિ અને જો થોડીવાર પણ આંખ વીંચે તો તે સ્ત્રી ધણીથી દુર્ભાગણી, દુઃખણી અને વાંઝણી થાય છે.[૧૨–૧૪]

एवं जागरणं कृत्वा सप्तम्यां सरितं नयेत् । गंधैः पुष्पैरथाभ्यर्च्य गीतवाद्यपुरःसरम् ॥ १५ ॥ तत्र दद्याद्द्विजेंद्राय नैवेद्यादि नृपोत्तम । स्नात्वा वस्त्रं परीधाय धृत्वा सौभाग्यकुंकुमम् ॥ १६ ॥ ततो गृहं समागत्य हुत्वा वैश्वानरं क्रमात् । देवान् पितॄन्ब्राह्मणांश्च पूजयित्वा सुवासिनीः॥१७॥ कन्यकाश्चैव संभोज्य दीनानाथांश्च भोजयेत् । भक्ष्यभोज्यैर्बहुविधैर्दत्त्वा दानानि भूरिशः ॥ १८ ॥ ललिता मेऽस्तु सुप्रीता इत्युक्त्वा तु विसर्जयेत् । यः कश्चिदाचरेदेतद्व्रतं सौभाग्यदं परम् ॥ १९ ॥ षष्ठ्यां तु ललितासंज्ञं सर्वपापनिबर्हणम् । नरो वा यदि वा नारी तस्य पुण्यफलं श्रृणु ॥ २० ॥ यत्तु लभ्यं व्रतैश्चान्यैर्दानैर्वा नृपसत्तम । तपोभिर्नियमैर्वापि तदेतेन हि लभ्यते ॥ २१ ॥ इह चैवातुलासंपत्सौभाग्यमनुभूय च । कृत्वा मूर्धनि पदं पार्थ सपत्नीनां यशस्विनी ॥ २२ ॥ मृता शिवपुरं प्राप्य देवैरसुरपन्नगैः । प्राप्नोति दर्शनं देव्यास्तया तु सह मोदते ॥२३॥ पुण्यशेषादिहागत्य पुण्यलौल्यैकभाजनम् । सा स्त्री त्रेतायुगे साध्वी सीतेव प्रियवल्लभा ॥ २४ ॥ इदं यः श्रृणुयात्पार्थ पठेद्वा साधु संसदि । सोऽपि पापविनिर्मुक्तः शक्रलोके महीयते ॥ २५ ॥ षष्ठ्यां जलांतरगतां वरवंशपात्रे संगृह्य पूजयति या सिकतां क्रमेण । नक्तं च जागरमनुद्धतवेषशीला कुर्यादसौ त्रिभुवने ललितेव भाति ॥ २६ ॥ इति हेमाद्रौ ललिताषष्ठीव्रतं संपूर्णम् ॥

એવી રીતે જાગરણ કરી સપ્તમીને દિવસે તે સઘળું ઉપાડી લઇ, તેની આગળ ગીત ગવરાવવાં અને વાજાં વગડાવવાં. પછી નદીના કીનારા ઉપર જવું.[૧૫] ત્યાં જઇ નૈવેદ્ય વગેરે સઘળું બ્રાહ્મણને આપવું. પછી સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર તથા કુંકુમ વગેરે સૌભાગ્ય ધારણ કરી,[૧૬] ઘેર જઇ, હોમ કરી, દેવ, પિતૃ, બ્રાહ્મણ, સુવાસિની અને કુમારિકાઓની પૂજા કરી, 'ललिता मेऽस्तु सुप्रीता ॥ 'મારી ઉપર લલિતા દેવી પ્રસન્ન થાઓ,' એમ કહી બ્રાહ્મણાદિ સર્વને તથા અનાથ ગરીબને નાના પ્રકારનાંભોજન કરાવી, દાન આપી વિદાય કરવા.[૧૭–૧૮] આ છઠને દિવસે જો કોઈ સ્ત્રી અથવા પુરુષ લલિતાદેવીનું વ્રત કરે તો તેને સૌભાગ્ય મળે છે અને તેનાં સર્વ પાપોનો નાશ થાય છે.[૧૯] હવે આ વ્રત કરવાથી જે ફ્લ થાય છે, તે કહું છું તે સાંભળો. બીજાં સર્વ વ્રતોથી દાનથી, તપથી અથવા નિયમોથી જે ફ્લ થાય છે, તે ફ્લ આ વ્રત કરવાથી થાય છે. જે સ્ત્રી આ વ્રત કરે છે, તે આ લોકમાં મોટી સમૃદ્ધિ અને સૌભાગ્યનું સુખ ભોગવે છે, તેમ જ સર્વ શોકયોની સત્તાધારી રહે છે અને યશવાળી થાય છે; તેમ જ પરલોકમાં શિવના લોકને પ્રાપ્ત થઈ, સાક્ષાત્ પાર્વતી કે જે દેવ, અસુરો અને સર્પોએ વંદિત છે તેનાં દર્શન કરે છે અને તેની સાથે મોજ મજા માણે છે. શિવલોકમાં પુણ્ય ભોગવી શેષ પુણ્યના મહિમાથી આ લોકમાં આવી, જેમ ત્રેતાયુગમાં સીતા પતિને પ્યારાં હતાં તેમ, તે સ્ત્રી પતિને પ્યારી થાય છે અને ઘણું સુખ ભોગવે છે.[૨૦–૨૪] જે માણસ સત્પુરુષોની સભામાં આ વ્રતવિધિનો પાઠ કરે અથવા સાંભળે, તે પણ સર્વ પાપથી મુક્ત થાય છે અને સ્વર્ગમાં પૂજાય છે. જે સ્ત્રી છઠને દિવસે જલની રેતી (માટી) વાંસની ટોપલીમાં એકઠી કરી તેની પૂજા કરે છે, જાગરણ કરે છે અને સૌમ્ય વેશ તથા સ્વભાવ રાખે છે, તે સ્ત્રી ત્રણે લોકમાં લલિતા દેવીની પેઠે શોભે છે. એ પ્રકારે હેમાદ્રિમાં લલિતાષષ્ઠીનું વ્રત કહેલું છે.[૨૫–૨૬]

## ૨ કપિલાષષ્ઠી

अथ भाद्रपदकृष्णषष्ठ्यां कपिलाषष्ठीव्रतम् ॥ तत्र योगविशेषेण पूर्वविद्धायां परविद्धायां वा कार्यम् ॥ ते च योगाः पुराणसमुच्चये दर्शिताः—भाद्रे मास्यसिते पक्षे भानौ चैव करे स्थिते ॥ पाते कुजे च रोहिण्यां सा षष्ठी कपिला स्मृता ॥ संयोगे तु चतुर्णां च निर्दिष्टा परमेष्ठिना ॥

ભાદરવા વદિ છઠને દિવસે કપિલાષષ્ઠીનું વ્રત આવે છે—એ વ્રત નીચે કહેલા યોગો જે દિવસે આવે તે દિવસે કરવું. તે યોગો પુરાણસમુચ્ચયમાં આ પ્રમાણે કહ્યા છે.—ભાદરવો મહિનો, કૃષ્ણ પક્ષ, હસ્ત નક્ષત્રનો સૂર્ય, વ્યતીપાત, મંગળવાર અને રોહિણી નક્ષત્ર એટલા યોગો જો મળે તો કપિલાષષ્ઠિ કહેવાય છે. ચાર યોગો મળવાથી પણ બ્રહ્માએ કપિલાષષ્ઠી કહેલી છે. આ વ્રતનો પ્રકાર હેમાદ્રિમાં તથા સ્કંદપુરાણમાં કહેલી છે.

अथ व्रतविधिर्हेमाद्रौ स्कांदे—विक्रांत उवाच—रूपसंपदमारोग्यं संततिं चातिपुष्कलाम् । प्राप्नुवंति नरा येन नियमं तं वदस्व मे ॥ १ ॥ अगस्त्य उवाच—साधु साधु महाप्राज्ञ यत्पृष्टोऽहं त्वयाऽनघ । तत्सर्वं कथयिष्यामि ततः श्रेयो भविष्यति । शृणु पार्थिव वक्ष्यामि स्वर्गमोक्षप्रदं नृणाम् ॥ २ ॥ यच्च गुप्तं पुरा राजन्ब्रह्मरुद्रेंद्रदैवतैः । असुराणां च सर्वेषां राक्षसानां तथैव च ॥ ३ ॥ शंकरेण पुरा चैतत्षण्मुखाय निवेदितम् । षण्मुखेन ममाख्यातं महापातकनाशनम् ॥ ४ ॥ यच्छ्रुत्वा ब्रह्महा गोघ्नः सुरापो गुरुतल्पगः । अगारदाही गरदः सर्वपापरतोऽपि वा ॥५॥ मुच्यते सर्वपापेभ्यः स्वर्गलोकं च गच्छति । यच्च पुण्यं पवित्रं च नृणामद्भुतनाशनम् ॥ ६ ॥ उपकाराय लोकानां तथा तव नृपोत्तम । शृणु भूप महापुण्यं षष्ठीमाहात्म्यमुत्तमम् ॥ ७ ॥ प्रौष्ठपदासिते पक्षे षष्ठी भौमेन संयुता । व्यतीपातेन रोहिण्या सा षष्ठी कपिला स्मृता ॥ ८ ॥ आश्विनस्यासिते पक्षे महापुण्यप्रवर्धिनी । षष्टिसंवत्सरस्यांते सा पुनस्तेन संयुता ॥ ९ ॥ चैत्रवैशाखयोर्मध्ये सिते पक्षे शुभोदया । वैशाखेऽपि च राजेंद्र द्वारवत्यां परा स्मृता ॥ १० ॥ यदि हस्ते सहस्रांशुस्तदा कार्यं व्रतं बुधैः । अस्यां चैव हुतं दत्तं यत्किंचित्प्रतिपादितम् ॥ ११ ॥ तस्य सर्वस्य पुण्यस्य संख्यां वक्तुं न शक्यते । यस्मिन्काले भवेदेतैर्गुणैः षष्ठी युता तदा ॥१२॥ पंचम्यामेकभक्तं च कुर्यात्तत्र विचक्षणः । षष्ठ्यां प्रातः समुत्थाय कृत्वादौ दंतधावनम् । जलपूर्णांजलिं कृत्वा इमं मंत्रमुदीरयेत् ॥ १३ ॥ निराहारोऽद्य देवेश त्वद्भक्तस्त्वत्परायणः । पूजयिष्याम्यहं भक्त्या शरणं भव भास्कर ॥१४॥ अर्घ्यं दत्त्वेति संकल्पं कृत्वा यत्नाच्छुचिस्ततः । स्नानं कृत्वा प्रयत्नेन नद्यां तीर्थेऽथ वा ह्रदे ॥ १५ ॥ तडागे दीर्घिकायां वा गृहे वा नियतात्मवान् । देवदारुं तथोशीरं कुंकुमैलामनःशिलम् ॥ १६ ॥ पद्मकं पत्रकं षष्टि मधुगव्येन पेषयेत् । क्षीरेणालोड्य कल्केन स्नानं कुर्यात्समंत्रकम् ॥ १७ ॥ आपस्त्वमसि देवेश ज्योतिषां पतिरेव च । पापं शमय देवेश मनोवाक्कायकर्मजम् ॥ १८ ॥

વિક્રાંત કહે છે—હે અગસ્ત્ય મહારાજ! જેનાથી મનુષ્યોને રૂપ, આરોગ્ય, સંપત્તિ અને પુષ્કળ પ્રજા પ્રાપ્ત થાય છે, તેવો ક્રિયો નિયમ છે તે મને કહો.[1] અગસ્ત્ય ઋષિ કહે છે—હે મહાપ્રાજ્ઞ! તમે આ પ્રશ્ન બહુ ઉત્તમ પૂછેલો છે. હવે હું તેનો ઉત્તર આપું છું તે સાંભળો, તેથી કલ્યાણ થશે. આ વ્રત સ્વર્ગ અને મોક્ષ આપનાર છે.[2] બ્રહ્મા,રુદ્ર અને ઈંદ્ર વગેરે દેવોએ, દૈત્ય તથા રાક્ષસોથી આ વ્રત ગુપ્ત રાખ્યું હતું.[3] પૂર્વે આ વ્રત મહાદેવે કાર્તિકસ્વામીને કહ્યું હતું, ને કાર્તિકસ્વામીએ મહાપાપનો નાશ કરનારું આ વ્રત મને કહ્યું છે.[4] એ વ્રત સાંભળી અને કરવાથી બ્રાહ્મણને મારવાનું, ગાયને મારવાનું, સુરાપાન કરવાનું, ગુરુસ્ત્રીમાં ગમન કરવાનું, ઘર વાળવાનું, ઝેર દેવાનું પાપ અને બીજાં પણ જે કાંઈ પાપો લાગ્યાં હોય તે છૂટી જાય છે; અને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.[5-6] હે રાજન્! જે વ્રત, પુણ્યમય છે, પવિત્ર છે અને પાપનો નાશ કરનાર છે, તે વ્રત તમારા તથા લોકના ઉપકાર માટે કહું છું તે સાંભળો. ભાદરવા વદિ છઠને દિવસે મંગળવાર, વ્યતીપાત અને રોહિણી નક્ષત્ર હોય તો કપિલાષષ્ઠી કહેવાય છે.[7-8] આશો, ચૈત્ર તથા વૈશાખ વદિ છઠનો પણ ઉપર કહેલો યોગ હોય તો ઉત્તમ કહેવાય છે, અને વૈશાખ માસમાં દ્વારાવતીમાં પણ કહેલું છે; તેમાં પણ જો હસ્તમાં સૂર્ય હોય તો અતિ ઉત્તમ કહેવાય છે, માટે તે દિવસે વ્રત કરવું. આ કપિલા છઠને દિવસે હોમ કર્યો હોય, દાન દીધું હોય અથવા બીજું કાંઈ સત્કૃત્ય કર્યું હોય તેનું કેટલું પુણ્ય થાય છે તે કહી શકાય તેમ નથી—અર્થાત્ અનંત પુણ્ય થાય છે. જો ઉપર કહેલા યોગવાળી છઠ હોય તો તેને આગલે દિવસે એટલે પંચમીને દિવસે એક વખત ભોજન કરવું, અને છઠને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી દાતણ વગેરે કરી અંજલિમાં જલ લઇ, "હે સૂર્ય! હે દેવેશ! હું આજ ઉપવાસ કરી આપની ભક્તિથી પૂજા કરીશ, આપની ભક્તિ કરીશ અને આપમાં પરાયણ રહીશ, માટે મારું શરણ થાઓ," એ મંત્રવડે અર્ધ્ય આપી સંકલ્પ કરી, પવિત્રતાથી નદી, ધરો, તળાવ, વાવ વગેરે જલાશયમાં અથવા ઘેર દેવદારુ, વાળો, કંકુ, એલાયચી, મનશીલ, પદ્મક, પત્રક, સાઠ દિવસમાં પાકતા ચોખા અને મધને, ગાયના દૂધમાં વાટી, તે શરીરપર ચોપડી વિધિથી મંત્રપૂર્વક સ્નાન કરવું.[9-17] સ્નાન કરતી વખતે, 'હે જલદેવ! તમે સર્વ દેવના ઈશ છો, જ્યોતિષના પતિ છો, માટે મન, વાણી અને શરીરથી થયેલાં મારાં પાપનો નાશ કરો,' એ મંત્ર ભણવો.[18]

पंचगव्यकृतस्नातः पंचभंगैस्तु मार्जयेत् । आनयेन्मृत्तिकां शुद्धां स्नानार्थं वै प्रयत्नतः ॥१९॥ मृत्तिके ब्रह्मपूतासि काश्यपेनाभिमंत्रिता । पवित्रं कुरु मां नित्यं सर्वपापात्समुद्धर ॥२०॥ अनेन मृत्तिकास्नानम् । मंत्रेणानेन वरुणं प्रार्थयेद्भक्तिमान्नरः ॥ २१ ॥ पाशाग्रहस्तवरुण सर्ववारीश्वर प्रभो । अथाहं प्रार्थयामि त्वां पूतं कुरु सुरेश्वर ॥ २२ ॥ आदित्यो भास्करो भानू रविः सूर्यो दिवाकरः । प्रभाकरो वितिमिरो देवः सर्वेश्वरो हरिः ॥ २३ ॥ इति जपित्वा ॥ गोमयेनोपलिप्तायां भूम्यां वै कुंकुमेन तु । मंडलं सर्वतोभद्रमालिखेद्बुद्धिमान्नरः ॥ तत्र मध्ये लिखेत्पद्ममष्टपत्रं सकर्णिकम् ॥ २४ ॥ पूर्वपत्रे न्यसेत्सूर्यमाग्नेये तपनं न्यसेत् । सुवर्णरेतसं याम्ये नैर्ऋत्ये च न्यसेद्रविम् ॥ २५ ॥ आदित्यं वारुणे पत्रे वायव्ये च दिवाकरम् । सौम्ये प्रभाकरं तत्र सूरमीशानपत्रके ॥ २६ ॥ तीव्ररश्मिधरं देवं ब्रह्माणं चैव विन्यसेत् । आधाररूपिणं देवं मध्ये चैवारुणं न्यसेत् ॥ २७ ॥

પછી પંચગવ્યવડે સ્નાન કરી પંચપલ્લવવડે માર્જન કરવું. પછી 'હે મૃત્તિકે ! તું બ્રહ્માના જેવી પવિત્ર છે, કાશ્યપ ઋષિએ અભિમંત્રિત છે, માટે પાપથી મારો ઉદ્ધાર કર, અને મને પવિત્ર કર,' એ મંત્ર ભણી પવિત્ર મૃત્તિકાવતી સ્નાન કરવું.[૧૯–૨૦] ત્યાર પછી 'હે વરુણ ! હે પ્રભો ! આપના હાથમાં પાશ છે અને આપ સર્વ જળના રાજા છો, માટે હું આપની પ્રાર્થના કરું છું કે મને પવિત્ર કરો,' એ મંત્રવડે ભક્તિથી વરુણની પ્રાર્થના કરી, 'આદિત્ય, ભાસ્કર, ભાનુ, રવિ, સૂર્ય, દિવાકર, પ્રભાકર, વિતિમિર, દેવ, સર્વેશ્વર અને હરિ' એ મંત્રનો જપ કરી છાણથી લીંપેલી પૃથ્વી ઉપર કુંકુમનું સર્વતોભદ્રમંડળ કરી, તેની વચમાં કર્ણિકાવાળું અષ્ટદલ કમળ આલેખવું.[૨૧–૨૪] એ કમળનાં પૂર્વ તરફનાં પત્રમાં સૂર્યની સ્થાપના કરવી; અગ્નિકોણનાં પત્રમાં તપનની સ્થાપના કરવી; દક્ષિણ તરફના પત્રમાં સુવર્ણરેતાની સ્થાપના કરવી; નૈર્ઋત્યકોણનાં પત્રમાં રવિની સ્થાપના કરવી; પશ્ચિમનાં પત્રમાં આદિત્યની સ્થાપના કરવી; વાયવ્ય કોણનાં પત્રમાં દિવાકરની સ્થાપના કરવી; ઉત્તર તરફનાં પત્રમાં પ્રભાકરની સ્થાપના કરવી; ઈશાનકોણનાં પત્રમાં સૂર્યની સ્થાપના કરવી.[૨૫–૨૬] તીવ્ર કિરણને ધારણ કરનાર આધારરૂપ બ્રહ્મદેવની અને અરુણ દેવની મધ્યમાં સ્થાપના કરવી.[૨૭]

सहस्ररश्मिं सूर्यं च सूक्ष्मस्थूलगुणान्वितम् । सर्वगं सर्वरूपं च मध्ये भास्करमेव च ॥ २८ ॥ सप्ताश्वरथमारूढं पद्महस्तं दिवाकरम् । अक्षसूत्रधनुष्पाणिं कुंडलैर्मुकुटेन च ॥ २९ ॥ रत्नैर्नानाविधैर्युक्तं सौवर्णं तत्र कारयेत् । शक्तितस्तु पलादूर्ध्वं तदर्धं कर्षतोऽपि वा ॥ ३० ॥ सौवर्णमरुणं कुर्याद्रज्जुं चैव तथाविधाम् । सप्ताश्वैर्भूषितं कृत्वा रथं तस्याग्रतः स्थितम् ॥ ३१ ॥ अरुणं विनतापुत्रं गृहीताश्वमनूरुकम् । एवंरूपं रथं कृत्वा पद्मस्योपरि विन्यसेत् ॥ ३२ ॥ तस्योपरि न्यसेद्देवं रक्तवस्त्रविभूषितम् । रक्तचन्दनमाल्यादिमंडितं चातिशोभनम् ॥ ३३ ॥ अग्रतः सारथिं कृत्वा पूजयेदरुणं शुचिः । रक्तपुष्पैस्तु गंधैश्च तथान्यैरपि शक्तितः ॥३४॥ विनतातनयो देवः कर्मसाक्षी तमोनुदः । सप्ताश्वः सप्तरज्जुश्च अरुणो मे प्रसीदतु ॥३५॥ मंत्रेणानेन संपूज्य सारथिं तदनंतरम् । देवस्य त्वासनं कल्प्यं प्रभूतादिकपंचकम् ॥ ३६ ॥ प्रभूतं विमलं सारमाराध्यं परमं शुभम् । दीप्तादिशक्तिभिश्चैव ततो भानुं प्रपूजयेत् ॥ ३७ ॥ दीप्ता सूक्ष्मा तथा भद्रा बिंबिनी विमलाऽनघा । अमोघा वैद्युता चेति नवमी सर्वतोमुखी ॥ ३८ ॥ अपवित्रः पवित्रो वा सर्वावस्थांगतोऽपि वा । यः स्मरेद्भास्करं देवं स बाह्याभ्यंतरः शुचिः ॥ ३९ ॥

પછી સૂર્ય કે જેને હજારો કિરણો છે, સ્થૂલ અને સૂક્ષ્મ ગુણ રહિત છે, સર્વજ્ઞ છે, સર્વરૂપ છે, શોભાયુક્ત છે,[૨૮] સાત ઘોડા ઉપર ચડેલા છે, કમલ હાથમાં છે, અક્ષસૂત્ર અને ધનુષ જેના હાથમાં છે,[૨૯] કુંડલ, મુકુટ અને નાના પ્રકારનાં રત્નોવડે જે શોભિત છે, એવી સોનાની સૂર્યની મૂર્તિ પલની, અર્ધા પલની, વા કર્ષની શક્તિ પ્રમાણે કરાવવી.[૩૦] જેના હાથમાં ઘોડાની લગામ છે એવા સાથળરહિત અરુણની પણ સોનાની મૂર્તિ કરાવવી.[૩૧] તેમ જ સાત ઘોડાથી જોડાયલો રથ કરાવવો. એવી રીતનો રથ કરાવી પેલાં પદ્મની ઉપર રાખવો.[૩૨] તેપર અતિ મનોહર સૂર્ય કે જે લાલ વસ્ત્ર, લાલ ચંદન અને માળાવડે સુશોભિત છે, તેની સ્થાપન કરવી.[૩૩] અને આગળ અરુણની સ્થાપના કરી પવિત્રતાથી, લાલ પુષ્પ, ચંદન અને બીજા પણ ઉપચારોવડે યથાશક્તિ પૂજા કરવી.[૩૪] પૂજા વખતે 'અરુણ દેવ કે જે વિનતાના પુત્ર છે, કર્મના સાક્ષી છે, અંધકારને દૂર કરનાર છે, જેને સાત ઘોડા અને સાત રજ્જુ ( દોરડી ) છે, તે અરુણ મારી ઉપર પ્રસન્ન થાઓ,' એ મંત્ર ભણવો.[૩૫] એ પ્રમાણે સારથિ અરુણની પૂજા કર્યા પછી સૂર્ય દેવને માટે પ્રભૂત, વિમલ, સાર, આરાધ્ય અને પરમ એ પાંચ આસનોની કલ્પના કરવી.[૩૬] પછી દીપ્તા, સૂક્ષ્મા, ભદ્રા, બિંબિની, વિમલા, અનઘા, અમોઘા, વૈદ્યુતા અને સર્વતોમુખી એ શક્તિઓવડે સૂર્યની પૂજા કરવી.[૩૭–૩૮] જે પવિત્ર હોય, અપવિત્ર હોય અથવા સઘળી અવસ્થાને પ્રાપ્ત થયો હોય તે પુરુષ પણ નારાયણના સ્મરણથી બહાર તથા અંદર પવિત્ર થાય છે.[૩૯]

शिखायां भास्करं न्यस्य ललाटे सूर्यमेव च । चक्षुर्मध्ये न्यसेद्धात्रं मुखे तत्र रविं न्यसेत् ॥ ४० ॥ कंठे न्यसेद्धातुमंतं पद्महस्तं द्विहस्तयोः । तिमिरक्षयकृद्देवं स्तनयोरेव विन्यसेत् ॥ ४१ ॥ जातवेदोभिधं नाभ्यां कट्यां भानुं तथा

न्यसेत् । उग्ररूपं गुह्यदेशे तेजोरूपं द्विजंघयोः ॥ ४२ ॥ पादयोः सर्वरूपं तु सूक्ष्मस्थूलगुणान्वितम् । एवं यथोक्तं विन्यस्य पात्रं गृह्य ततोऽर्चयेत् ॥ ४३ ॥ करवीरार्ककुसुमै रक्तचंदनमिश्रितैः । पुष्पैः सुगंधैर्धूपैश्च कुंकुमैरुपशोभितम् ॥ ४४ ॥ मार्तंडं भानुमादित्यं भास्करं तपनं रविम् । हंसं दिवाकरं चेति पादतो भ्रुकुटावधि ॥ ४५ ॥ पादौ जंघे तथा जानुद्वयमूरू कटी तथा । नाभिं वक्षःस्थलं शीर्षमेतेष्वंगेषु पूजयेत् ॥ ४६ ॥ आनयेदर्घ्यपात्रं चेद्रौप्यं वा ताम्रमेव च । अर्घ्यार्थं दैवतं पात्रमुदकेन प्रपूरयेत् । पूजयेत्तत्र प्रागादिदेवतास्ताः समाहितः ॥ ४७ ॥ दिग्देवतास्ततः पूज्या गंधपुष्पानुलेपनैः । पात्रे तोयं समादाय सपुष्पफलचंदनम् ॥४८॥ जानुभ्यामवनीं गत्वा सूर्यायार्घ्यं निवेदयेत् । वेदगर्भ नमस्तुभ्यं देवगर्भ नमोऽस्तु ते ॥ ४९ ॥ अव्यक्तमूर्तये तुभ्यमर्घ्यं गृह्ण नमोऽस्तु ते । ब्रह्ममूर्तिधरायेश चतुर्वक्त्र सनातन ॥५०॥ सृष्टिस्थितिविनाशाय गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ ५१ ॥ विष्णुरूपधरो देवः पीतवस्त्रश्चतुर्भुजः । प्रभवः सर्वलोकानामर्घ्यं गृह्ण नमोऽस्तु ते ॥ ५२ ॥ तं रुद्ररूपिणं वंदे भगवंतं त्रिशूलिनम् । यो दहेच्च त्रिलोकं वै अर्घ्यं गृह्ण नमोऽस्तु ते ॥ ५३ ॥ उदयस्थमहाभूत तेजोराशिसमुद्भव । तिमिरक्षयकृद्देव ह्यर्घ्यं गृह्ण नमोऽस्तु ते ॥५४॥ मन्त्रपूत गुडाकेश नृगते व्याधिनाशन । सप्तभिश्चैव जिह्वाभिरर्घ्यं गृह्ण नमोऽस्तु ते ॥ ५५ ॥ त्वं ब्रह्मा च त्वं च विष्णू रुद्रस्त्वं च प्रजापतिः । त्वमेव सर्वभूतात्मा अर्घ्यं गृह्ण नमोऽस्तु ते ॥ ५६ ॥ कालात्मा सर्वभूतात्मा वेदात्मा सर्वतोमुखः । जन्ममृत्युजराशोकसंसारभयनाशनः ॥ ५७ ॥ दारिद्र्यव्यसनध्वंसी श्रीमान् देवो दिवाकरः । सुवर्णः स्फाटिको भानुः स्वर्णरेता दिवाकरः । हरिदश्वोंऽशुमाली च अर्घ्यं गृह्ण नमोऽस्तु ते ॥ ५८ ॥ चतुर्भिर्मूर्तिभिः संस्थात्वष्टाभिः परिगीयते । सामध्वनिस्तुतो यज्ञे अर्घ्यं गृह्ण नमोऽस्तु ते ॥ ५९ ॥ अथ गंधं च पुष्पं च तथा धूपं प्रदीपकम् । नैवेद्यं च यथाशक्त्या प्रार्थयेत्सूर्यदेवताम् ॥ ६० ॥

શિખામાં ભાસ્કરને કલ્પવા, લલાટમાં સૂર્યને, નેત્રની વચમાં ભાનુને, મુખમાં રવિને,[૪૦] કંઠમાં ભાનુમાનને, બે હાથમાં પદ્મહસ્તને, બે સ્તનમાં તિમિરક્ષયકૃતને,[૪૧] નાભિમાં જાતવેદાને, કટિમાં ભાનુને, ગુહ્યમાં ઉગ્રરૂપને, બે પીંડીમાં તેજોરૂપને,[૪૨] અને બે પગમાં સ્થૂલ સૂક્ષ્મગુણસહિત સર્વ રૂપને રાખવા. એ પ્રમાણે ન્યાસ કર્યા પછી પૂજાપાત્ર હાથમાં લઈ,[૪૩] ચંદનસહિત કરેલા તથા આકડાનાં પુષ્પો તેમ જ બીજાં પણ સુગંધિ પુષ્પોવડે, કુંકુમ તથા ધૂપવડે, માર્તંડ, ભાનુ, આદિત્ય, ભાસ્કર, તપન, રવિ, હંસ અને દિવાકર એ નામો લઈ, બે પગ, બે પીંડી, બે ગોઠણ, બે સાથળ, કમ્મર, નાભિ, વક્ષઃસ્થલ અને મસ્તકની પૂજા કરવી.[૪૪-૪૫] અર્ઘ્ય માટે રૂપાનું વા ત્રાંબાનું પાત્ર લઈ તેમાં જળ પૂરવું. તેમાં ચંદન પુષ્પ નાંખી પૂર્વ વગેરે દિશાઓના દેવોની પૂજા કરવી.[૪૬-૪૭] પછી પાત્રમાં જલ લઈ તેમાં ચંદન પુષ્પ ફૂલ વગેરે નાખી પૃથ્વી ઉપર ઘુંટણભર થઈ, સૂર્યને અર્ઘ્ય આપતી વખતે, 'હે વેદગર્ભ ! આપને નમસ્કાર કરું છું,[૪૮-૪૯] અવ્યક્તમૂર્તિ આપને નમસ્કાર કરું છું, માટે અર્ઘ્યનું ગ્રહણ કરો.[૫૦] હે દેવ ! આપ કે જે બ્રહ્મમૂર્તિને ધારણ કરનાર છો, ચાર મુખવાળા છો, સનાતન છો, જગતની ઉત્પત્તિ, રક્ષણ અને નાશ કરનાર છો, તે આપને નમસ્કાર કરું છું. અર્ઘ્યનું ગ્રહણ કરો.[૫૧] હે દેવ ! આપ કે જે વિષ્ણુનું રૂપ ધારણ કરનાર છો, પીળાં વસ્ત્ર ધારણ કરનાર છો, ચાર હાથવાળા છો અને સર્વ લોકોને ઉત્પન્ન કરનાર છો તેને નમસ્કાર કરું છું, અર્ઘ્યનું ગ્રહણ કરો.[૫૨] હે દેવ ! આપ કે જે રુદ્રરૂપી છો, અને ત્રિશૂલને ધારણ કરનાર છો, અને ત્રણે લોકને બાળનાર છો, તેને હું નમસ્કાર કરું છું, અર્ઘ્યનું ગ્રહણ કરો.[૫૩] હે દેવ ! આપ ઉદયાચળમાં રહેનાર છો, મહાભૂત છો, તેજના ભંડાર છો, અને અંધકારનો નાશ કરનાર છો, તે આપને હું નમસ્કાર કરું છું, અર્ઘ્યનું ગ્રહણ કરો.[૫૪] હે દેવ ! આપ મંત્રવડે પવિત્ર છો, મનુષ્યની ગતિરૂપ છો, દુઃખનો નાશ કરનાર છો અને સાત જિહ્વાવાળા છો, તેને હું નમસ્કાર કરું છું, અર્ઘ્યનું ગ્રહણ કરો.[૫૫] હે દેવ ! આપ જ વિષ્ણુ, બ્રહ્મા, રુદ્ર, પ્રજાપતિ અને સર્વ પ્રાણીઓના આત્મારૂપ છો, તે આપને હું નમસ્કાર કરું છું. અર્ઘ્યનું ગ્રહણ કરો.[૫૬] હે દેવ ! આપ કાલરૂપ છો, સર્વ પ્રાણીરૂપ છો, વેદરૂપ છો, સર્વતોમુખ છો, જન્મ, મૃત્યુ, જરા, શોક અને સંસારના ભયનો નાશ કરનાર છો, દરિદ્રપણાનાં દુઃખનો નાશ કરનાર છો, શ્રીમાન્ છો, દિવસ કરનાર છો, સુંદર વર્ણવાળા છો, સ્ફટિકમણિ જેવા છો, ભાનુ છો, સ્વર્ણરેતા છો, દિવાકર છો, લીલા ઘોડાવાળા છો, કિરણોવડે શોભનાર છો, તે આપને હું નમસ્કાર કરું છું, અર્ઘ્યનું ગ્રહણ કરો.[૫૭-૫૮] હે દેવ ! આપ કે જે ચાર મૂર્તિવાળા છો, આઠ મૂર્તિથી ગવાઓ છો, અને યજ્ઞમાં સામવેદે સ્તુતિ કરાયલા છો, તે આપને નમસ્કાર કરું છું, અર્ઘ્યનું ગ્રહણ કરો,' એ મંત્રો ભણવા.[૫૯] પછી ચંદન, પુષ્પ ચડાવી ધૂપ અને દીપ કરવો. તેમ જ યથાશક્તિ નૈવેદ્ય ધરી નીચે પ્રમાણે પ્રાર્થના કરવી.[૬૦]

अग्निमीळे नमस्तुभ्यं नमस्ते जातवेदसे । इषेत्वैव नमस्तुभ्यमग्ने चैव नमो नमः ॥ ६१ ॥ शन्नोदेवी नमस्तुभ्यं जगज्जन्मन्नमो नमः । आत्मरूपिन्नमस्तुभ्यं विश्वमूर्ते नमो नमः ॥ ६२ ॥ त्वं धाता त्वं च वै विष्णुस्त्वं ब्रह्मा त्वं हुताशनः । मुक्तिकाममभीप्सामि प्रार्थयामि सुरेश्वर ॥ ६३ ॥ विश्वतश्चक्षुराख्यातो विश्वतश्चरणाननः । विश्वात्मा सर्वतोदेवः प्रार्थयामि सुरेश्वर ॥ ६४ ॥ इति

मन्त्रं समुच्चार्य नमस्कुर्वीत भास्करम् । संवर्चसेति पाणिभ्यां तोयेन विमृजेन्मुखम् ॥ ६५ ॥ हंसःशुचिषदित्यृचा सूर्यस्यैवात्रलोकनम् । उदुत्यं चित्रमित्येतत्सूक्तं देवाग्रतो जपेत् ॥ ६६ ॥ पद्मकेसरकोणे तु फलकं चैव कारयेत् । फलैः पुष्पैरक्षतैश्च भक्ष्यैर्नानाविधैरपि ॥ ६७ ॥ शय्यां तत्र च देवस्य शुभे देशे प्रकल्पयेत् । षड्धान्यं षड्रसं चैव रौप्यं चैव महाप्रभुम् ॥६८॥ पुरुषं खड्गहस्तं च कारयेच्चैव बुद्धिमान् । वस्त्रयुग्मेन संच्छन्नं लवणोपरि विन्यसेत्॥६९॥ अनेनैव तु मन्त्रेण स्नानमर्घ्यार्चनं ततः ॥ ७० ॥ नमस्ते क्रोधरूपाय खड्गहस्तजिघांसवे । जिघांसकं च त्वां दृष्ट्वा दुद्रुवुः सर्वदेवताः ॥ ७१ ॥ त्वया व्याप्तं मेरुपृष्ठं चंडभास्करसुप्रभम् । अतस्त्वां पूजयिष्यामि अर्घ्यं गृह्ण नमोऽस्तु ते ॥ ७२ ॥

'હે દેવ ! હે અગ્ને ! 'અગ્નિમીળે' એ મંત્રથી આપ જાતવેદને નમસ્કાર કરું છું. 'ઇષેત્વા' એ મંત્રથી નમસ્કાર કરું છું.[૬૧] 'શન્નોદેવી,' એ મંત્રથી જગજ્જન્મા, વિશ્વરૂપ અને આત્મરૂપી આપને નમસ્કાર કરું છું.[૬૨] હે દેવ ! હે સુરેશ્વર ! તમે બ્રહ્મા, વિષ્ણુ, ધાતા અને અગ્નિરૂપ છો, માટે આપની પાસે મુક્તિની પ્રાર્થના કરું છું.[૬૩] હે દેવ ! આપ કે જેને ચારે તરફ નેત્ર છે, ચારે તરફ મુખ છે, ચારો તરફ પગ છે, સર્વના આત્મારૂપ છો અને દેવ છો તે આપની હું પ્રાર્થના કરું છું,'[૬૪] એ મંત્ર ભણી સૂર્યને નમસ્કાર કરવા. પછી 'संवर्चसा०' એ મંત્ર ભણી બે હાથવડે મુખ શુદ્ધ કરવું.[૬૫] 'हंसःशुचिषद्०' એ મંત્ર ભણી સૂર્યનાં દર્શન કરવાં. પછી 'उदुत्यं०' તથા 'चित्रं०' એ સૂક્ત સૂર્યદેવની પાસે ભણવું.[૬૬] પદ્મકેસરના કોણમાં ફલક કરાવવું. ફલ, પુષ્પ, અક્ષત અને નાના પ્રકારનાં ભોજન આગળ ધરવાં.[૬૭] સુંદર સ્થળમાં સૂર્ય દેવની શય્યા કરવી. છ ધાન્ય અને છ રસ ધરાવવા.[૬૮] જેના હાથમાં તરવાર છે તેવી એક પુરુષની રૂપાની મૂર્તિ કરાવવી. પછી તેની ઉપર કપડું ઓઢાડી લવણ ઉપર સ્થાપના કરવું.[૬૯] પછી 'હે દેવ ! ક્રોધરૂપ, મારનાર અને જેના હાથમાં ખડ્ગ છે તેવા તમને જોઈ દેવો ચારે તરફ નાસી ગયા; તેમ મેરુ પર્વતનો ઉપરનો ભાગ વ્યાપ્ત કરી લીધો છે, માટે આપને નમસ્કાર કરું છું અને આપની પૂજા કરીશ, મારો અર્ઘ્ય ગ્રહણ કરો.' પછી અર્ઘ્ય વગેરેથી પૂજા કરવી.[૭૦–૭૨]

क्षपयित्वा तु तां रात्रिं गीतवादित्रनिःस्वनैः । ततस्त्वभ्युदिते सूर्ये होमं कुर्यात्स्वशक्तितः ॥ ७३ ॥ पूजयेत्तत्र शक्त्या च देवांश्च विधिवद्गुरुम् । होमोऽर्कस्य समिद्भिश्च घृतमिश्रैस्तिलैस्तथा ॥ ७४ ॥ संसिद्धं च चरुद्रव्यं घृतं च जुहुयाद्द्विजः । आकृष्णेनेति मन्त्रेण शतमष्टोत्तरं क्रमात् ॥ ७५ होमो व्याहृतिभिर्वाथ स्विष्टकृत्तदनंतरम् । कपिलां पूजयेद्देवीं सवत्सां पापनाशिनीम् ॥ ७६ ॥ वस्त्रयुक्तां सघंटां च स्वर्णशृंगविभूषिताम् । ताम्रपृष्ठीं रौप्यखुरां कांस्यदोहनकान्विताम् ॥ ७७ ॥ मन्त्रेणानेन तां दद्याद्ब्राह्मणाय च शक्तितः ॥ ७८ ॥ कपिले सर्वभूतानां पूजनीयासि रोहिणी । सर्वतीर्थमयी यस्मादतः शांतिं प्रयच्छ मे ॥ ७९ ॥ या लक्ष्मीः सर्वदेवानां या च देवेष्ववस्थिता । धेनुरूपेण सा देवी मम शांतिं प्रयच्छतु ॥ ८० ॥ देहस्था या च रुद्राणां शंकरस्य च या प्रिया । धेनुरूपेण सा देवी मम पापं व्यपोहतु ॥ ८१ ॥ विष्णोर्वक्षसि या लक्ष्मीः स्वाहा चैव विभावसोः । चंद्रार्कानलशक्तिर्या धेनुरूपास्तु मे श्रिये ॥ ८२ ॥ चतुर्मुखस्य या लक्ष्मीर्या लक्ष्मीर्धनदस्य च । लक्ष्मीर्या लोकपालानां सा धेनुर्वरदाऽस्तु मे ॥ ८३ ॥ स्वधा त्वं पितृमुख्यानां स्वाहा यज्ञभुजामपि । वषट् या प्रोच्यते लोके सा धेनुस्तुष्टिदाऽस्तु मे ॥ ८४ ॥

એ પ્રમાણે પૂજા કરતાં, ગીત ગાતાં અને વાદ્ય વગાડતાં રાત્રિ ગાળવી. પછી સૂર્યોદય થયે હોમ કરવો, તેમાં વિધિથી દેવ તથા ગુરુની યથાશક્તિ પૂજા કરવી.[૭૩] આકડાની સમિધા, ઘી સહિત તલ અને ચારુદ્રવ્યવડે 'आकृष्णेन०' એ મંત્ર ભણી અથવા વ્યાહૃતિ ભણી એકસો આઠ વખત હોમ કરવો.[૭૪–૭૫] પછી સ્વિષ્ટકૃત્ હોમ કરવો. ત્યાર પછી વાછડાં સહિત કપિલા ગાય કે જે પાપનો નાશ કરનાર છે, તેની ઉપર બે વસ્ત્રો ઓઢાડવાં,[૭૬] કોટે ઘંટા બાંધવી, સોનાનાં શિંગડાં કરવાં, ત્રાંબાનો વાંસો કરવો, રૂપાંની ખરીઓ કરવી.[૭૭] એવી રીતથી ગાયને શોભાવી ઉત્તમ બ્રાહ્મણને આપવી. તેની સાથે દોહવા માટે કાંસાનું વાસણ તથા યથાશક્તિ દક્ષિણા આપવી.[૭૮] ગાયનું દાન કરતી વખતે, "હે કપિલે ! તું સર્વ પ્રાણીઓએ પૂજવા યોગ્ય છે, સઘળાં તીર્થરૂપ છે માટે મને શાંતિ આપ.[૭૯] જે સર્વ દેવોની લક્ષ્મી, જે સર્વ દેવોમાં રહેલી છે, (તેવી આ) ધેનુ (ગાય) રૂપ આ લક્ષ્મી મને શાંતિ આપો.[૮૦] જે રુદ્રોના શરીરમાં રહે છે, જે શિવને પ્રિય છે, તે ધેનુરૂપ દેવી મારાં પાપને દૂર કરો.[૮૧] વિષ્ણુના વક્ષઃસ્થલમાં જે લક્ષ્મી છે, અગ્નિની જે સ્વાહા છે, સૂર્ય, ચંદ્ર અને અગ્નિની જે શક્તિ છે તે ગાયરૂપ દેવી મને લક્ષ્મી આપો.[૮૨] બ્રહ્માની જે લક્ષ્મી છે, કુબેરની જે લક્ષ્મી છે અને દિક્પાલોની જે લક્ષ્મી છે, તે ધેનુરૂપ દેવી મને વર આપો.[૮૩] હે દેવિ ! તું પિતૃની સ્વધા છે, દેવોની સ્વાહા છે અને વષટ્રૂપ છે તે ગાયરૂપ દેવી મને સુખ આપો.[૮૪] પછી છેવટે આ મંત્ર ભણવો:—

गावो मे अग्रतः संतु गावो मे संतु पृष्ठतः । गावो मे हृदये संतु गवां मध्ये वसाम्यहम् ॥ ८५ ॥ गावः स्पृष्ट्वा नमस्कृत्य यो वै कुर्यात्प्रदक्षिणम् । प्रदक्षिणीकृता तेन सप्तद्वीपा वसुंधरा ॥ ८६ ॥ नमस्ते कपिले देवि सर्वपापप्रणाशिनि । संसारार्णवमग्नं मां गोमातस्त्रातुमर्हसि ॥८७॥ हिरण्यगर्भगर्भस्त्वं हेमबीजं विभावसोः । अनंतपुण्यफल-

दमतः शांतिं प्रयच्छ मे ॥ ८८ ॥ रक्तवस्त्रयुगं यस्मादादित्यस्य च वल्लभम् । प्रदानात्तस्य मे सूर्यो स्वतः शांतिं प्रयच्छतु ॥ ८९ ॥ सुवर्णं वस्त्रयुग्मं च परिधानं च कारयेत् । एतैः प्रकारैः संयुक्तां दद्याद्धेनुं द्विजातये ॥ ९० ॥ भानुं सदक्षिणं दद्यान्मन्त्रेणानेन यत्नतः । भास्करः प्रतिगृह्णाति भास्करो वै ददाति च ॥९१॥ भास्करस्तारकोभाभ्यां तेन वै भास्करो मम । ब्राह्मणान्भोजयेत्पश्चात्पायसेन गुडेन च ॥ ९२ ॥ शक्त्या च दक्षिणां दद्यात्तेभ्यश्चैव विशेषतः । अल्पवित्तोऽपि यः कश्चित्सोऽपि कुर्यादिमं विधिम् ॥ ९३ ॥ आत्मशक्त्यनुसारेण सोऽपि तत्फलमाप्नुयात् । आचार्यस्य ततो भक्त्या सर्वं पाणौ विनिक्षिपेत् ॥९४॥ गोभूहिरण्यवासांसि व्रीहयो लवणं तिलाः । एतत्सर्वं प्रदत्वा तु कपिलां प्रार्थयेत्ततः ॥ ९५ ॥

'મારી આગળ ગાયો રહો, મારી પાછળ અને મારા હૃદયમાં ગાયો રહો, હું ગાયોની વચમાં જ રહું.[૮૫] જે માણુસ ગાયનો સ્પર્શ કરી નમસ્કાર કરી તેની પ્રદક્ષિણા કરે તેને સાત દ્વીપવાળી પૃથ્વીની પ્રદક્ષિણાનું ફલ મળે છે.[૮૬] હે કપિલે ! હે માત ! હે દેવિ ! આપ સર્વ પાપોનો નાશ કરનાર છો, માટે હું કે જે સંસારસમુદ્રમાં ડૂબેલો છું તેનું રક્ષણ કરો.[૮૭] હે હિરણ્ય ! તું ઉત્તમ છે, અગ્નિનું બીજ છે અને અનંત પુણ્યને આપનાર છે માટે મને શાંતિ આપ.[૮૮] લાલ વસ્ત્રો સૂર્યને અતિ પ્રિય છે તેથી હું બે લાલ વસ્ત્રો તમને આપું છું, માટે હે સૂર્ય ! મને શાંતિ આપો.'[૮૯] એ પ્રમાણે મંત્રો ભણી સુવર્ણ તથા બે લાલ વસ્ત્રો સહિત ગાયનું દાન કરવું.[૯૦] પછી 'સૂર્ય ગ્રહણ કરે છે, સૂર્ય આપે છે, અને સૂર્ય તારનાર છે તેથી સૂર્ય મારા ઇષ્ટ છે,' એ મંત્ર ભણી સૂર્યની મૂર્તિનું દાન કરી દક્ષિણા આપવી.[૯૧] ત્યારબાદ બ્રાહ્મણોને દૂધપાક વગેરે ઉત્તમ ભોજન કરાવવું અને યથાશક્તિ દક્ષિણા આપવી.[૯૨] ગરીબ માણુસ પણ એવી રીતે શક્તિ પ્રમાણે સૂર્યની પૂજા કરે તો તેને પણ તેટલું જ ફલ મળે છે.[૯૩] પછી ગાય, પૃથિવી, સોનું, વસ્ત્ર, ધાન્ય, લવણ અને તલ જે કાંઈ આપવું હોય, તે આચાર્યના હાથમાં આપવું[૯૪] ત્યાર બાદ કપિલા ગાયની પ્રાર્થના કરવી,—

कपिले पुण्यकर्मासि निष्पापे पुण्यकर्मणि । मां समुद्धर दीनं च ददतो ह्यक्षयं कुरु ॥ ९६ ॥ दिवि वादित्रशब्दैश्च सेव्यसे कपिला सदा । तथा विद्याधराः सिद्धा भूतनागगणा ग्रहाः ॥ ९७ ॥ कपिला रोमसंख्यातास्तत्र देवाः प्रतिष्ठिताः ॥ ९८ ॥ पुष्पवृष्टिं प्रमुंचंति नित्यमाकाशसंस्थिताः । ब्रह्मणोत्पादिते देवि अग्निकुंडात्समुत्थिते ॥९९॥ नमस्ते कपिले पुण्ये सर्वदेवनमस्कृते । जय नित्यं महासत्त्वे सर्वतीर्थादिमंगले ॥ १०० ॥ दातारं स्वजनोपेतं ब्रह्मलोकं नयाशु वै ॥ १०१ ॥ ततः प्रदक्षिणां कृत्वा नत्वा ब्राह्मणपुंगवान् । आशीर्वादान्वदेयुस्ते पुत्रपौत्रधनागमान् ॥ २ ॥ आरोग्यं रूपसौभाग्यं सर्वदुःखविवर्जितः । अंते गोलोकमासाद्य चिरायुः सुखभाग्भवेत् ॥ ३ ॥ यदा स्वर्गात्प्रपतति राजा भवति धार्मिकः । सप्तद्वीपवतीं भुंक्ते सदा राज्यमकंटकम् ॥ ४ ॥ अहो व्रतमिदं पुण्यं सर्वदुःखविनाशनम् । अतःपरं प्रवक्ष्यामि दानस्य फलमुत्तमम् ॥ ५ ॥ महावेदमये पात्रे सद्वृत्ते चाक्षयं भवेत् । कपिलाख्या यदा षष्ठी जायते भुवि मानद ॥ ६ ॥ व्रतं सर्वव्रतश्रेष्ठमिदमक्षयं महाफलम् । उद्धरिष्यति दातारं नूनमक्षय्यमव्ययम् ॥ ७ ॥ एवं देवगणाः सर्वे भूतसंघा महर्षयः । आकाशस्थाः प्रनृत्यंति पुण्येऽस्मिन् दिवसागमे ॥ ८ ॥ पात्रभूताय ऋषये श्रोत्रियाय कुटुंबिने । एवं यः कपिलां दद्याद्विधिदृष्टेन कर्मणा । स याति परमं स्थानं यावन्न च्यवते पुनः ॥ ९ ॥ इति हेमाद्रयुक्तो व्रतविधिः ॥

'હે કપિલે ! તમે પુણ્ય કર્મવાળાં છો, પાપ રહિત છો, માટે મારો દીનનો ઉદ્ધાર કરી મને અક્ષય કરો.[૯૫] હે દેવિ ! સ્વર્ગમાં તમારી નાના પ્રકારનાં વાદિત્રોના શબ્દોવડે સેવા થાય છે,[૯૬] જેટલાં તમારાં રોમ (રુવાં) છે તેટલા દેવ તમારામાં રહ્યા છે,[૯૭] આકાશમાં રહેલા વિદ્યાધર, સિદ્ધ, ભૂત, નાગ અને ગ્રહ વગેરે આપની ઉપર નિરંતર પુષ્પવૃષ્ટિ કરે છે.[૯૮] હે દેવિ ! તમને બ્રહ્માએ અગ્નિકુંડમાંથી ઉત્પન્ન કરેલાં છે, એટલા માટે તમે પવિત્ર છો અને દેવલોકો તમને નમે છે માટે હું પ્રણામ કરું છું.[૯૯] હે દેવિ ! તમે ઘણાં બળવાળાં છો, તીર્થરૂપ છો, આદિ મંગળરૂપ છો માટે હું કે જે દાન કરનાર છું તેને તથા મારા પરિવારને બ્રહ્મલોકમાં જલદી લઈ જાઓ.'[૧૦૦] એ પ્રકારે કપિલાની પ્રાર્થના કરી પ્રદક્ષિણા કરવી, ને બ્રાહ્મણોને નમસ્કાર કરવા. ત્યારે બ્રાહ્મણોએ પુત્ર, પૌત્ર, ધન,[૧] આરોગ્ય, રૂપ અને સૌભાગ્યનો આશીર્વાદ આપવો. જે માણુસ આ કપિલાષષ્ઠીનું વ્રત કરે છે, તે આ લોકમાં ઘણું આયુષ્ય અને સુખ ભોગવે છે, અને અંતે ગોલોકને પ્રાપ્ત થાય છે.[૨] પુણ્ય ક્ષય થયા પછી પૃથ્વીમાં જ્યારે જન્મ લે છે ત્યારે તે પુરુષ ધાર્મિક રાજા થાય છે અને સાત દ્વીપવાળી પૃથ્વીનું નિષ્કંટક રાજ્ય ભોગવે છે.[૩] અહો ! આ કપિલાષષ્ઠીનું વ્રત કેવું ઉત્તમ છે, કે જે કરવાથી સર્વ દુઃખનો નાશ થાય છે.[૪] વેદ ભણેલા અને સારા આચરણવાળા ઉત્તમ બ્રાહ્મણને દાન આપવાથી અક્ષય ફલ થાય છે.[૫] આ કપિલાષષ્ઠીનું વ્રત સર્વ વ્રતો કરતાં ઉત્તમ છે, મોટું અક્ષય ફળ આપનાર છે અને દાન કરનારનો ઉદ્ધાર કરનાર છે.[૬] એટલા જ માટે પુણ્યકારક કપિલાષષ્ઠીને દિવસે આકાશમાં રહેલા દેવો, મોટા મોટા ઋષિઓ અને સર્વ પ્રાણીઓ નાચે છે.[૭] ઉત્તમ બ્રાહ્મણ કે જે વેદ ભણેલો હોય, બોહોળા કુટુંબવાળો હોય અને યોગ્ય હોય, તેને વિધિથી કપિલા ગાયનું દાન કરવાથી પરલોકની પ્રાપ્તિ થાય છે

અને તેનો પાછો પાત થતો નથી.[૯] એ પ્રમાણે હેમાદ્રિમાં આ વ્રતનો પ્રકાર કહેલો છે.

### સ્કન્દપુરાણમાં પ્રભાસખણ્ડમાં સંક્ષેપથી કહેલા વ્રતનો વિશેષ પ્રકાર

स्कांदे प्रभासखंडे तु संक्षेपेणोक्तो व्रतविशेषः--उपलिप्ते शुचौ देशे पुष्पाक्षतविभूषिते ॥ स्थापयेदव्रणं कुंभं चंदनोदकपूरितम् ॥ १ ॥ पंचरत्नसमायुक्तं दूर्वापुष्पाक्षतान्वितम् । रक्तवस्त्रयुगच्छन्नं ताम्रपात्रेण संयुतम् ॥ २ ॥ रथं रौप्यपलस्यैव एकचक्रं सुचित्रितम् । सौवर्णीं पलसंयुक्तां मूर्तिं सूर्यस्य कारयेत् ॥ ३ ॥ कुंभस्योपरि संस्थाप्य गंधपुष्पैस्तथार्चयेत् । आदित्यं पूजयेद्देवं नामभिः स्वैर्यथोदितैः ॥ ४ ॥ आदित्य भास्कर रवे भानो सूर्य दिवाकर । प्रभाकर नमस्तुभ्यं संसारान्मां समुद्धर ॥ ५ ॥ भुक्तिमुक्तिप्रदो यस्मात्तस्माच्छांतिं प्रयच्छ मे । नमो नमस्ते वरद ऋक्सामयजुषां पते ॥ ६ ॥ नमोऽस्तु विश्वरूपाय विश्वधात्रे नमोऽस्तु ते । एवं संपूज्य विधिवद्देवदेवं दिवाकरम् । पूजयेत्कपिलां धेनुं वस्त्रमाल्यानुलेपनैः ॥ ७ ॥ दानमन्त्रः-दिव्यमूर्तिर्जगच्चक्षुर्द्वादशात्मा दिवाकरः । कपिलासहितो देवो मम मुक्तिं प्रयच्छतु ॥ ८ ॥ यस्मात्त्वं कपिले पुण्ये सर्वलोकस्य पावनी । प्रदत्ता सह सूर्येण मम मुक्तिप्रदा भव ॥९॥ इति स्कांदे प्रभासखंडोक्तं कपिलाषष्ठीव्रतं संपूर्णम् ॥

લીંપેલું પવિત્ર સ્થલ કે જે પુષ્પ અને અક્ષતવડે શોભીતું છે તેમાં છિદ્રરહિત ઘડાની સ્થાપના કરવી. તેમાં જલ ભરવું, ચંદન નાખવું,[૧] પંચરત્ન નાખવાં, દૂર્વા અને પુષ્પો નાખવાં, તેની ઉપર બે લાલ વસ્ત્રો ઢાંકવાં, તેની ઉપર ત્રાંબાનું પાત્ર ઢાંકવું,[૨] એક પલ રૂપાંનો એક ચક્રવાળો રથ કરાવવો, ને એક પલ સોનાની સૂર્યની મૂર્તિ કરાવવી.[૩] કુંભ ઉપર સ્થાપના કરી, કહેલાં સૂર્યનાં નામો લઇ ગંધ અને પુષ્પોવડે સૂર્યની પૂજા કરવી.[૪] 'હે આદિત્ય ! હે ભાસ્કર ! હે રવે ! હે ભાનો ! હે સૂર્ય ! હે દિવાકર ! હે પ્રભાકર ! આપને નમસ્કાર કરું છું, માટે સંસારમાંથી મારો ઉદ્ધાર કરો.[૫] હે દેવ ! આપ ભોગ અને મોક્ષ આપનાર છો માટે મને શાંતિ આપો. હે દેવ ! આપ કે જે વરદાન આપનાર છો, ઋગ્, યજુ અને સામવેદના પતિ છો,[૬] વિશ્વરૂપ છો અને વિશ્વના કર્તા છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.' એવી રીતે દેવના પણ દેવ સૂર્યની પૂજા કરી ચંદન, પુષ્પ અને વસ્ત્રવડે કપિલા ગાયની પૂજા કરવી. પૂજાની અંતે પ્રાર્થના કરવી કે,[૭] 'સૂર્ય જે દિવ્ય મૂર્તિ છે, જગતનાં નેત્રરૂપ છે, જેનાં બાર રૂપો છે, તે કપિલા સહિત આપ મને મુક્તિ આપો.[૮] હે કપિલે ! તમે પુણ્યકારક છો, સર્વ લોકને પવિત્ર કરનાર છો, માટે હું કે જે સૂર્યસહિત આપનું દાન કરું છું તેને મુક્તિ આપો.'[૯] એવી રીતે સ્કંદપુરાણમાં કપિલાષષ્ઠીનું વ્રત કહેલું છે.

### સ્કન્દષષ્ઠીવ્રત

अथ कार्तिके स्कंदषष्ठीव्रतम् ॥ सा पूर्वयुता ग्राह्या ॥ कृष्णाष्टमी स्कंदषष्ठी शिवरात्रिश्चतुर्दशी ॥ एताः पूर्वयुताः कार्यास्तिथ्यंते पारणं भवेदिति भृगूक्तेः ॥ हेमाद्रौ भविष्ये-श्रीकृष्ण उवाच-षष्ठ्यां फलाशनो राजन् विशेषात्कार्तिके नृप ॥ राज्यच्युतो विशेषेण स्वं राज्यं लभतेऽचिरात् ॥ १ ॥ षष्ठीतिथिर्महाराज सर्वदा सर्वकामदा । उपोष्या सा प्रयत्नेन सर्वकालं जयार्थिना ॥ २॥ कार्तिकेयस्य दयिता एषा षष्ठी महातिथिः । देवसेनाधिपत्यं हि प्राप्तमस्यां महात्मना ॥ ३ ॥ अस्यां हि श्रीसमायुक्तो यस्मात्स्कंदोऽभवत्पुरा । तस्मात्षष्ठ्यां न भुञ्जीत प्राप्नुयाद्भार्गवीं सदा ॥ ४ ॥ दत्त्वार्घ्यं कार्तिकेयाय स्थित्वा वै दक्षिणामुखः । दध्नाऽक्षतोदकैः पुष्पैर्मन्त्रेणानेन सुव्रत ॥५॥

કાર્તિકમાસમાં ( સુદ અને વદ બન્ને પક્ષની ષષ્ઠીએ ) સ્કંદષષ્ઠીનું વ્રત આવે છે. આ ષષ્ઠી પંચમીના યોગવાળી લેવી. કારણ કે 'કૃષ્ણાષ્ટમી, સ્કંદષષ્ઠી, ચતુર્દશી કે જેમાં શિવરાત્રિનું વ્રત થાય છે, એટલી તિથિઓ પૂર્વતિથિના યોગવાળી લેવી અને બીજે દિવસે તિથિના અંતમાં પારણું કરવું,' એમ ભૃગુ ઋષિએ કહેલું છે. શ્રીકૃષ્ણ કહે છે 'હે યુધિષ્ઠિર ! કાર્તિક માસની ષષ્ઠીને દિવસે ઉપવાસ કરવાથી ગયેલું રાજ્ય થોડા વખતમાં પાછું મળે છે.[૧] 'હે રાજન ! જેને જયની ઇચ્છા હોય, તેણે સાવધાનીથી ષષ્ઠીને દિવસે ઉપવાસ કરવો કે જે ષષ્ઠી સર્વ કામના પૂર્ણ કરનાર છે, કાર્તિકસ્વામીને અતિ પ્રિય છે અને મહાતિથિ છે.[૨] પૂર્વે આ ષષ્ઠીને દિવસે કાર્તિકસ્વામીને જય થયો હતો અને તેને મોટું આધિપત્ય મળ્યું હતું.[૩] તેથી એ દિવસે ઉપવાસ કરવાથી મોટી સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. (સ્નાન કર્યા પછી) દક્ષિણ દિશા તરફ ઉભા રહી,[૪]

सप्तर्षिदारज स्कंद सेनाधिप महाबल । रुद्रोमाग्निज षड्वक्त्र गंगागर्भ नमोऽस्तु ते ॥ ६ ॥ प्रीयतां देवसेनानीः संपादय तु हृद्गतम् । दत्त्वा विप्राय चामान्नं यच्चान्यदपि वर्तते ॥७॥ पश्चाद्भुंक्ते त्वसौ रात्र्यां भूमिं कृत्वा तु भाजनम् । एवं षष्ठीव्रतस्थस्य उक्तं स्कंदेन यत्फलम् ॥ ८ ॥ तन्निबोध महाराज प्रोच्यमानं मयाऽखिलम् । षष्ठ्यां फलाशनो यस्तु नक्ताहारो भविष्यति ॥ ९ ॥ शुक्लायामथ कृष्णायां ब्रह्मचारी समाहितः । तस्य सिद्धिं धृतिं पुष्टिं राज्यमायुर्निरामयम् ॥१०॥ पारात्रिकं चैहिकं च दद्यात्स्कंदो न संशयः । अशक्तश्चोपवासे वै स च नक्तं समाचरेत् ॥११॥ तैलं षष्ठ्यां न भुञ्जीत न दिवा कुरुनंदन । यस्तु षष्ठ्यां नरो नक्तं कुर्याद्भरतसत्तम ॥१२॥ सर्वपापैर्विनिर्मुक्तो गांगेयस्य प्रसादतः । स्वर्गे च नियतं वासं लभते नात्र संशयः॥१३॥ इह चागत्य कालेन यथोक्तफलभाग्भवेत् । देवानामपि वंद्योऽसौ राजराजो भविष्यति ॥ १४ ॥ इति स्कंदषष्ठीव्रतं भविष्योक्तं संपूर्णम् ॥

'હે સપ્તર્ષિદારજ ! હે સ્કંદ ! હે સેનાધિપ ! હે મહાબલ ! હે રુદ્ર ! ઉમા તથા અગ્નિથી ઉત્પન્ન થયેલા ! હે ગંગાના ગર્ભમાં ઉત્પન્ન થયેલા ! હે દેવસેનાના નિયંતા ! આપને હું નમસ્કાર કરું છું, માટે પ્રસન્ન થાઓ અને મારો મનોરથ પૂર્ણ કરો, એ મંત્ર ભણી દહીં, અક્ષત, જલ અને પુષ્પ વગેરેનો સૂર્યને અર્ઘ્ય આપવો.[૫-૭] પછી બ્રાહ્મણને કાચું અન્ન તથા બીજું પણ જે કાંઇ આપવાનું હોય તે આપી પોતે પૃથિવી ઉપર ભોજન કરવું એટલે કે પાત્રમાં ભોજન કરવું નહીં.[૮] એ પ્રકારે વ્રત કરવાનું જે ફલ કાર્તિકસ્વામીએ કહેલું છે તે કહું છું તે તમે સાંભળો.[૯] જે માણસ કાર્તિક શુદિ વા વદિ છઠ્ઠને દિવસે બ્રહ્મચર્ય રાખી સાવધાન થઈ ઉપવાસ કરે અને રાત્રિએ ભોજન કરે[૧૦] તેને સિદ્ધિ, ધૈર્ય, પુષ્ટિ, રાજ્ય, આરોગ્ય અને આ લોક તથા પરલોકમાં કાર્તિકસ્વામી સુખ આપે છે, એમાં સંશય નથી.[૧૧] જેને ઉપવાસ કરવાની શક્તિ ન હોય તેણે રાત્રિએ ભોજન કરવું. છઠ્ઠને દિવસે તેલ ખાવું નહીં, તેમ જ દિવસે ભોજન કરવું નહીં.[૧૨] જે માણસ છઠ્ઠને દિવસે રાત્રિએ ભોજન કરે, તે કાર્તિકસ્વામીના પ્રસાદથી સર્વ પાપથી મુક્ત થાય છે, સ્વર્ગમાં ઘણા સમય સુધી વાસ કરે છે.[૧૩] અને ફરીથી પૃથ્વીમાં આવ્યા પછી પણ મોટો રાજા થાય છે, ને તેને દેવતાઓ પણ વંદન કરે છે.[૧૪] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં સ્કંદષષ્ઠીવ્રત કહેલું છે.

### ચંપાષષ્ઠી

अथ भाद्रपदे वा मार्गशीर्षे शुक्ले चंपाषष्ठीव्रतं हेमाद्रौ स्कांदे ॥ सोत्तरयुता ग्राह्या ॥ षण्मुन्योरिति युग्मवाक्यात् ॥ स्कंद उवाच—प्राप्तराज्यं च राजानं धर्मपुत्रं युधिष्ठिरम् ॥ कदाचिदाययौ द्रष्टुं दुर्वासा मुनिसत्तमः ॥१॥ तं पप्रच्छ महातेजा धर्मसूनुः कृतांजलिः ॥ राज्यलाभः कथं जातो मम विप्र तपोनिधे ॥ २ ॥ तद्व्रतं श्रोतुमिच्छामि कर्तुं च मुनिसत्तम । दुर्वासा उवाच—शृणु राजन्महाभाग व्रतानामुत्तमं व्रतम् ॥ ३ ॥ अस्तीह यच्चीर्णमात्रं सर्वकामांस्तु पूरयेत् । षष्ठी भाद्रपदे शुक्लवैधृत्या च समन्विता ॥ ४ ॥ विशाखा भौमयोगेन सा चंपा इति विश्रुता । देवासुरमनुष्याणां दुर्लभा षष्ठिहायनैः ॥ ५ ॥ कृते त्रेतायां पंचाशद्धायनी द्वापरे पुनः । चत्वारिंशत्कलौ त्रिंशद्धायनी दुर्लभा ततः ॥ ६ ॥ आदौ कृतयुगे पूर्वं या चीर्णा विश्वकर्मणा । तत्फलं विश्वकर्तृत्वं प्राजापत्यमवाप्तवान् ॥ ७ ॥ पृथुना कार्तवीर्येण भुवा नारायणेन च । ईश्वरेण मया सार्द्धमितरेतरलिप्सया ॥ ८ ॥ यश्चैनां त्रिधिवत्कुर्यात्सोऽनंतं फलमश्नुते ॥ ९ ॥

ભાદરવા માસની વા માર્ગશીર્ષ માસની શુદિ છઠ્ઠને દિવસે ચંપાષષ્ઠીનું વ્રત **હેમાદ્રિમાં** સ્કંદપુરાણમાંથી કહેલું છે. એ છઠ્ઠ સપ્તમીના યોગવાળી લેવી; કારણ કે 'षण्मुन्यो' એ યુગ્મવચન પ્રમાણ છે. કાર્તિકસ્વામી કહે છે–ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરને રાજ્ય મળ્યા પછી એક દિવસે દુર્વાસા ઋષિ તેને મળવા માટે આવ્યા.[૧] તેને મહાતેજસ્વી યુધિષ્ઠિર રાજા હાથ જોડી પૂછવા લાગ્યા કે, હે મહારાજ ! હે તપોનિધે (તપના ભંડાર !) જે વ્રત કરવાથી રાજ્ય મળે, તે મને કહો. હું તે સાંભળવા તથા કરવા ઇચ્છું છું.[૨] દુર્વાસા ઋષિ કહે છે–હે રાજન્ ! હે મહાભાગ ! સર્વ વ્રતોમાં ઉત્તમ એક વ્રત છે કે,[૩] જે કરવાથી સર્વ મનોરથો પૂર્ણ થાય છે. એ વ્રત ચંપાષષ્ઠીનું છે. ભાદરવા શુદિ છઠ્ઠને દિવસે મંગળવાર,[૪] વિશાખા નક્ષત્ર અને વૈધૃતિયોગ હોવાથી ચંપાષષ્ઠી કહેવાય છે. આ છઠ્ઠ સાઠ વર્ષે પણ દુર્લભ છે, કારણ કે સત્ય અને ત્રેતાયુગમાં પચાસ વર્ષે, દ્વાપરમાં ચાલીશ વર્ષે, અને કલિયુગમાં ત્રીશ વર્ષે આવે છે, માટે જ બહુ દુર્લભ છે.[૫-૬] પૂર્વે સત્યયુગમાં પ્રથમ વિશ્વકર્માએ એ વ્રત કર્યું હતું, તેથી તેને વિશ્વકર્તાપણું અને પ્રજાપતિપણું મળ્યું છે.[૭] તેમ જ પૃથુરાજાએ, કાર્તવીર્ય રાજાએ, પૃથ્વીએ, વિષ્ણુએ, મહાદેવે અને મેં પણ એ વ્રત કોઇ કામનાથી કરેલું હતું.[૮] જે પુરુષ એ વ્રત કરે, તેને અનંત ફળ મળે છે.[૯]

युधिष्ठिर उवाच—तद्विधिं श्रोतुमिच्छामि विस्तराद्वदतो मुने । के मन्त्राः के च नियमाः सापि किं लक्षणा भवेत् ॥ १० ॥ दुर्वासा उवाच—द्विदैवत्यर्क्षभौमेन वैधृतेन समन्विता । भाद्रे मासि सिते षष्ठी सा चंपेति निगद्यते ॥११॥ पंचम्यां नियमं कुर्यादेकभक्तं समाचरेत् । चंपाषष्ठीव्रतं कुर्याद्यथोक्तं वचनाद्गुरोः ॥ १२ ॥ ततः प्रभाते विमले दंतधावनपूर्वकम् । कृत्वा स्नानं शुचिर्भूत्वा संकल्प्य च यथाविधि ॥ १३ ॥

યુધિષ્ઠિર કહે છે–હે મુને ! એ ચંપાષષ્ઠીનો પ્રકાર જાણવા હું ઇચ્છું છું, માટે મને કહો કે તેમાં કયા મંત્રો તથા કેવા નિયમો છે અને તેનું લક્ષણ શું છે ?[૧૦] દુર્વાસા કહે છે–ભાદરવા શુદિ છઠ્ઠને દિવસે જો વિશાખા નક્ષત્ર, મંગળવાર અને વૈધૃતિયોગ આવે તો ચંપાષષ્ઠી કહેવાય છે.[૧૧] પંચમીને દિવસે નિયમ લઈ એક વખત ભોજન કરવું. પછી ગુરુના કહેવા પ્રમાણે એ વ્રત કરવું.[૧૨] છઠ્ઠને દિવસે પ્રભાતમાં દાતણ કરી સ્નાન કરી પવિત્ર થઈ નીચે પ્રમાણે સંકલ્પ કરવો.[૧૩]

संकल्पमन्त्रः—निराहारोऽद्य देवेश त्वद्भक्तस्त्वत्परायणः । पूजयिष्याम्यहं भक्त्या शरणं भव भास्कर ॥ १४ ॥ ततः स्नानं प्रकुर्वीत नद्यादौ विमले जले । मृदमालभ्य मन्त्रैश्च तिलैः शुक्लैश्च मन्त्रवित् ॥ १५ ॥ सावित्रः परमस्त्वं हि परं धाम जले मम । त्वत्तेजसा परिभ्रष्टं पापं यातु सहस्रधा । इति प्रार्थना ॥ १६ ॥ आपस्त्वमसि देवेश ज्योतिषां पतिरेव च । पापं नाशय मे देव वाङ्मनःकर्मभिः कृतम् ।

इति स्नानमन्त्रः ॥ १७ ॥ ततः संतर्पयेद्देवानृषीन् पितृगणानपि । ततश्चैत्यगृहं मौनी पाखंडालापवर्जितः ॥ १८ ॥ स्थंडिलं कारयेच्छुद्धं चतुरस्रं सुशोभनम् । स्थापयेदव्रणं कुंभं पंचरत्नसमन्वितम् ॥ १९ ॥ रक्तवस्त्रयुगच्छन्नं रक्तचंदनचर्चितम् । तस्योपरि न्यसेत्पात्रं सौवर्णं ताम्रमेव वा ॥ २० ॥ कुंकुमेन लिखेत्पद्मं द्वादशारं सकर्णिकम् । तदोपरि न्यसेत्सूर्यं सौवर्णं सरथारुणम् ॥ २१ ॥ शक्त्या वा विस्तरेण वित्तशाठ्यविवर्जितः । तमर्चयेद्गंधपुष्पैर्विधिमन्त्रपुरःसरम् ॥ २२ ॥ पंचामृतेन स्नपनं कुर्यादर्कस्य संयतः । ततस्तु गंधतोयेन परां पूजां समारभेत् ॥ २३ ॥ गंधैर्नानाविधैर्दिव्यैः कर्पूरागुरुकुंकुमैः । फलैर्नानाविधैर्दिव्यैः कुंकुमैश्च सुगंधिभिः ॥ २४ ॥ मंडपं कारयेत्तत्र पुष्पमालाविभूषितम् । यथाशोभं प्रकुर्वीत अधश्चोपरि सर्वतः ॥ २५ ॥ ततः संपूजयेद्देवं भास्करं कमलोपरि । मध्ये दलेषु पूर्वादिष्वादित्यादीन् सुपूजयेत् ॥ २६ ॥

'હે દેવેશ ! આજ હું નિરાહાર રહી તમારી ભક્તિ કરીશ, તમારામાં પરાયણ રહીશ અને ભક્તિથી તમારી પૂજા કરીશ, માટે મારી ઉપર પ્રસન્ન થાઓ,'[૧૪] એવી રીતનો વિધિથી સંકલ્પ કરી, નદી વગેરેનાં નિર્મળ જળમાં માટી ચોપડી મંત્ર ભણી ધોળા તિલવડે સ્નાન કરવું.[૧૫] સ્નાન કરતાં પહેલાં, 'હે દેવ ! તમે સાવિત્ર છો, પરમ તેજરૂપ છો, જલમાં તમારું ધામ છે, માટે આપના તેજથી મારાં પાપનો હજાર પ્રકારે નાશ કરો,' એ મંત્રથી પ્રાર્થના કરવી.[૧૬] પછી, 'હે જલ ! તમે દેવેશ છો, જ્યોતિષના પતિ છો, માટે શરીર, મન અને વાણીથી થયેલાં મારાં પાપનો નાશ કરો,' એ મંત્ર ભણી સ્નાન કરવું.[૧૭] પછી દેવ, ઋષિ અને પિતૃનું તર્પણ કરવું. ત્યાર બાદ અસત્ય ભાષણનો ત્યાગ કરી મૌન રાખી દેવગૃહમાં જવું.[૧૮] ત્યાં ચાર કોણવાળું સુંદર પવિત્ર સ્થંડિલ કરાવવું, છિદ્રરહિત ઘડાની સ્થાપના કરવી, તેમાં પંચરત્નો નાખવાં, ઉપર બે લાલ વસ્ત્રો ઢાંકવાં, તે ઉપર લાલ ચંદન લગાડવું.[૧૯] તેની ઉપર સોનાનું વા ત્રાંબાનું પાત્ર રાખવું, કુંકુમવડે કર્ણિકાસહિત બાર પત્રોવાળું કમલ આળેખવું, તેની ઉપર સોનાનો સૂર્ય, રથ અને અરુણની સ્થાપના કરવી.[૨૦-૨૧] પછી સંક્ષેપથી વા મોટા વૈભવથી પૂજા કરવી, પણ દ્રવ્યનો કપટથી લોભ કરવો નહિ. ચંદન, પુષ્પવડે મંત્ર ભણી વિધિથી સૂર્યની પૂજા કરવી.[૨૨] પંચામૃતવડે સ્નાન કરાવવું, પછી જળ અને ચંદનવડે મોટી પૂજા કરવી.[૨૩] કપૂર, અગુરુ, અને કુંકુમ વગેરે નાના પ્રકારનાં મનોહર ચંદન ચડાવવાં. સુગંધિ પુષ્પો ચડાવવાં. જૂદી જૂદી તરેહનાં દિવ્ય ફળો ધરવાં.[૨૪] તે જગોએ મંડપ કરાવી, તેને પુષ્પમાળાવતી શોભાવવો. એ મંડપ ઉપર તથા નીચે દુરસ્ત કરાવવો.[૨૫] પછી કમલ ઉપર સૂર્ય દેવની પૂજા કરવી, વચમાં પૂર્વ વગેરે પત્રોમાં આદિત્યાદિકની પૂજા કરવી.[૨૬] તે એવી રીતેઃ—

आदित्यायनमः तपनाय० पूष्णेन० भानुमतेन० भानवे० अर्यम्णे न० विश्वकाय० अंशुमतेन० सहस्रांशवेन० दस्रनायकायन० सुरायन० सूर्यायन० खगायन० ॥ २७ ॥

"*आदित्याय नमः' ત્યાંથી લઇ 'खगाय नमः' ત્યાં સુધી પૂર્વાદિ દિશામાં ક્રમથી પૂજન કરવું.[૨૭]

जन्मांतरसहस्रेषु दुष्कृतं यन्मया कृतम् । तत्सर्वं नाशमायातु त्वत्प्रसादाद्दिवाकर ॥ २८ ॥ विनतातनयो देवः कर्मसाक्षी तमोनुदः । सप्ताश्वः सप्तरज्जुश्च अरुणो मे प्रसीदतु ॥ इति रथपूजामंत्रः ॥ २९ ॥ ततः संपूजयेद्देवमच्युतं तद्रथे स्थितम् । अष्टाक्षरेण मंत्रेण गंधपुष्पादिभिः क्रमात् ॥ ३० ॥ ॐ घृणिः सूर्य आदित्य इति मंत्रः संप्रदायाद्वगंतव्यः । कालात्मा सर्वभूतात्मा वेदात्मा विश्वतोमुखः ॥ जन्ममृत्युजरारोगसंसारभयनाशनः ॥ इति उदयेऽर्घ्यमंत्रः ॥ ३१ ॥

પછી 'હે દેવ ! હે દિવાકર ! મેં હજારો જન્મોમાં જે પાપો કર્યાં હોય, તે સઘળાં આપના પ્રસાદથી નષ્ટ થાઓ,' એ પ્રમાણે પ્રાર્થના કરવી.[૨૮] 'અરુણ કે જે વિનતાના પુત્ર છે, કર્મના સાક્ષી છે, અંધકારને દૂર કરનાર છે, સાત ઘોડાવાળા અને સાત રજ્જુવાળા છે, તે મારી ઉપર પ્રસન્ન થાઓ,' એ મંત્રથી રથસહિત અરુણની પૂજા કરવી.[૨૯] પછી રથમાં બીરાજેલા સૂર્યદેવની અષ્ટાક્ષર મંત્ર ભણી ગંધ અને પુષ્પાદિકવડે ક્રમથી પૂજા કરવી.[૩૦] 'ૐ ઘૃણિ પૂર્વ૦' એ મંત્ર સંપ્રદાયથી જાણી લેવો. 'સૂર્યદેવ કાલરૂપ છે, સર્વ પ્રાણીરૂપ છે, સર્વતોમુખ છે, જન્મ, મૃત્યુ, જરા, રોગ અને સંસારના ભયનો નાશ કરનાર છે,' એ મંત્ર ભણી ઉદય વખતે અર્ઘ્ય આપવો.[૩૧]

ततः संपूजयेच्छुक्लां सवत्सां गां पयस्विनीम् । सवस्त्रघंटाभरणां कांस्यपात्रे च दोहिनीम् ॥३२॥ ब्राह्मणोत्पादिते देवि सर्वपापविनाशिनि । संसारार्णवमग्नं मां गोमातस्त्रातुमर्हसि ॥ ३३ ॥ सुरूपा बहुरूपाश्च मातरो लोकमातरः । गावो मामुपसर्पंतु सरितः सागरं यथा ॥३४॥ या लक्ष्मीः सर्वदेवानां या च देवेषु संस्थिता । धेनुरूपेण सा देवी मम पापं व्यपोहतु ॥ ३५ ॥ या लक्ष्मीर्लोकपालानां या लक्ष्मीर्धनदस्य च । चंद्रार्कशक्रशक्तिर्या सा धेनुर्वरदास्तु मे ॥ इति धेनुपूजामन्त्रः ॥ ३६ ॥ तिलहोमं ततः कुर्यात्सावित्र्याष्टोत्तरं शतम् । ततस्तां कल्पयेद्धेनुमर्को मे प्रीयतामिति ॥ ३७ ॥

* આ નામોમાં એક નામ વધે છે, માટે હેમાદ્રિમાં કહ્યા પ્રમાણે 'आदित्याय०' એ મંત્રથી કમલની મધ્યમાં પૂજા કરી, 'तपनाय०' એ નામથી પૂર્વ દિશાના ક્રમથી પૂજન કરવું.

પછી ઘણું દૂધવાળી, કપડાં, ઘંટા અને અલંકારો સહિત ધોળી ગાયની, તેના વાછડાંની અને ગાયને દોવા માટે કાંસાના પાત્રની પૂજા કરવી.[૩૨] તેના મંત્રો:—'હે માત ! હે દેવિ ! તમને બ્રહ્માએ ઉત્પન્ન કરેલાં છે, અને તમે સર્વ પાપનો નાશ કરનાર છો, માટે હું કે જે સંસારસાગરમાં ડૂબ્યો છું તેનો ઉદ્ધાર કરવો યોગ્ય છે.[૩૩] જેમ નદીઓ સમુદ્ર પાસે જાય છે, તેમ ગાયો–જે ઘણી સુંદર, અનેક રૂપવાળી અને લોકની માતા છે, તે મારી પાસે આવો.[૩૪] જે સર્વ દેવોમાં રહેલાં છે તે ધેનુરૂપ દેવી મારાં પાપનો નાશ કરો.[૩૫] જે લોકપાલની લક્ષ્મી છે, જે કુબેરની લક્ષ્મી છે, ચંદ્ર, સૂર્ય અને ઇંદ્રની જે શક્તિ છે, તે ધેનુ મને વરદાન આપો.'[૩૬] એ મંત્રોવડે ગાયોની પૂજા કરી, ગાયત્રી મંત્ર ભણી એકસો આઠ વખત તિલનો હોમ કરવો. પછી 'મારી ઉપર સૂર્ય પ્રસન્ન થાઓ,' એમ કહી ગાયનો સંકલ્પ કરવો.[૩૭]

आचार्याय ततो दद्यादादित्यं सरथारुणम् । सकुंभरत्नवस्त्रैश्च सर्वोपस्करसंयुतम् ॥ ३८ ॥ ददामि भास्वं भवते सर्वोपस्करसंयुतम् । मनोभिलषितावाप्तिं करोतु मम भास्करः ॥ इति दानमन्त्रः ॥ ३९ ॥ गृह्णामि भास्कर रवे भवंतं विश्वतोमुखम् । मनोभिलाषितावाप्तिमुभयोः कर्तुमर्हति ॥ इति प्रतिग्रहणमन्त्रः ॥ ४० ॥ सर्वतीर्थमयीं धेनुं सर्वयज्ञमयीं शुभाम् । सर्वदानमयीं देवीं ब्राह्मणाय ददाम्यहम् ॥ इति गोदानमन्त्रः ॥ ४१ ॥ गृह्णामि सुरभिं देवीं सर्वयज्ञमयीं शुभाम् । उभौ पुनीहि वरदे उभयोस्तारिका भव ॥ इति प्रतिग्रहमन्त्रः ॥ ४२ ॥ ततस्तु भोजयेद्विप्रान् द्वादशैव स्वशक्तितः । दद्याच्च दक्षिणां तेभ्यः प्रणिपत्य विसर्जयेत् ॥४३॥ ततस्तु स्वयमश्नीयाद्द्विजानामवशिष्टकम् । सह पुत्रैः कलत्रैश्च अन्यैर्बंधुजनैर्वृतः ॥ ४४ ॥ एवं यः कुरुते चंपां सोऽनंतं पुण्यमश्नुते । प्रभूणां च विधिः प्रोक्तस्तत्प्रभूणां च गोचरः ॥ ४५ ॥ सर्वैश्चैतद्व्रतं कार्यं स्वशक्त्या दुःखभीरुभिः । प्रभुः प्रथमकल्पस्य योऽनुकल्पेन वर्तते ॥ ४६ ॥ विफलं तत्तु तस्य स्यादनीशस्त्वानुकल्पिकः ॥ ४७ ॥

ત્યાર બાદ સૂર્ય, તેનો રથ, અરુણ, કુંભ, રત્ન, વસ્ત્ર, અને બીજા ઉપચારો આચાર્યને આપવા.[૩૮] દાન વખતે–'હે મહારાજ ! સઘળા ઉપચારસહિત સૂર્ય આપને આપું છું, માટે સૂર્યદેવ મારા મનના મનોરથો પૂર્ણ કરો,'[૩૯] એ મંત્ર ભણવો અને લેનારે 'હે ભાસ્કર ! હે રવે ! વિશ્વતોમુખ આપનું હું ગ્રહણ કરું છું માટે મારા તથા યજમાનના મનોરથો પૂર્ણ કરવા જોઇએ,' એ મંત્ર બ્રાહ્મણે ભણવો.[૪૦] 'ધેનુ, જે સર્વ તીર્થરૂપ છે, સર્વ દાનમય છે અને પવિત્ર છે તે હું બ્રાહ્મણને આપું છું,' એ મંત્ર ભણી ગાયનું દાન કરવું,[૪૧] અને 'હે દેવિ ! હે માત ! હું સર્વ યજ્ઞમય ગાયનું ગ્રહણ કરું છું માટે મને તથા યજમાનને પવિત્ર કરો અને ઉદ્ધાર કરો,' એ મંત્ર ભણી ગાયનું દાન લેવું.[૪૨] પછી બાર બ્રાહ્મણોને ભોજન કરાવી, યથાશક્તિ દક્ષિણા આપી પ્રણામ કરી વિદાય કરવા.[૪૩] પછી સ્ત્રી, પુત્ર અને સગાવહાલાંઓની સાથે પોતે, બ્રાહ્મણ જમતાં વધેલાનું ભોજન કરવું.[૪૪] એ પ્રમાણે જે ચંપાષષ્ઠીનું વ્રત કરે, તેને અનંત પુણ્ય થાય છે. ઉપર કહેલો પ્રકાર ધનવાન્ ને રાજા માટે છે,[૪૫] માટે ગરીબ લોકોએ દુઃખ દૂર થવા માટે યથાશક્તિ આ વ્રત કરવું. પોતે સમર્થ છતાં મુખ્ય પક્ષ છોડી ગૌણપક્ષથી જો વ્રત કરે તો તેનું વ્રત નિષ્ફળ થાય છે; કારણ કે ગૌણ પક્ષ ગરીબ માટે છે.[૪૬–૪૭]

अथ निर्धनस्य विधिः–पंचम्यां नियमं कुर्यादाचार्यवचनाद्व्रती । षष्ठ्यां स्नानं प्रकुर्वीत संतर्प्य पितृदेवताः ॥ ४८ ॥ अभ्येत्य स्वगृहं मौनी सूर्यं मनसि चिंतयेत् । स्थापयेदव्रणं कुंभं मृत्पात्रं च तथोपरि ॥४९॥ तस्योपरि न्यसेत्सूर्यं पलेकेन विनिर्मितम् । सौवर्णं भक्तिसंयुक्तं रथं सारथिना युतम् ॥ ५० ॥ तमर्चयेज्जगन्नाथं गृहीत्वाऽऽज्ञां गुरोः स्वयम् । षडक्षरेण मंत्रेण गंधपुष्पाक्षतादिभिः ॥५१॥ ॐ नमः सूर्यायेति मन्त्रः। संपूज्य विधिवद्देवं फलपुष्पादिकं च यत् । सूर्यायावेदयेत्सर्वं सूर्यो मे प्रीयतामिति ॥ ५२ ॥ ततः प्रभाते विमले गत्वा गुरुगृहं व्रती । सर्वोपकरणैः सूर्यमाचार्याय निवेदयेत् ॥ ५३ ॥ धान्यं पुष्पं फलं वस्त्रं रत्नधेन्वादिकं च यत् । गवां कोटिसहस्रं तु कुरुक्षेत्रेऽर्कपर्वणि ॥ ५४ ॥ चंपादानस्य राजेंद्र कलां नार्हति षोडशीम् ॥ ५५ ॥ सर्वतीर्थप्रदानानि तथान्यान्यपि षोडश । चंपया तुलितानीह चंपैका त्वतिरिच्यते ॥ ५६ ॥ इति श्रीस्कंदपुराणे चंपाषष्ठीव्रतं संपूर्णम् ॥

હવે ગરીબને આ વ્રત કરવાનો પ્રકાર કહેવાય છે. પંચમીને દિવસે આચાર્યની આજ્ઞા લઇ નિયમ કરવો. છઠને દિવસે સ્નાન કરી પિતૃદેવને તૃપ્ત કરી મૌન રાખી, મનમાં સૂર્યનું ચિંતન કરતાં કરતાં ઘેર આવવું. ત્યાં છિદ્રરહિત ઘડાની સ્થાપના કરવી, ને તેની ઉપર માટીનું પાત્ર રાખવું, તેની ઉપર એક પલ સુવર્ણની સૂર્યની મૂર્તિ, રથ અને અરુણની સ્થાપના કરવી.[૪૮–૫૦] પછી ગુરુની આજ્ઞા લઇ પોતે સૂર્યદેવની 'ॐ सूर्याय नमः' એ છ અક્ષરોનો મંત્ર ભણી, ચંદન, પુષ્પ, અને અક્ષત વગેરેથી પૂજા કરવી.[૫૧] એ પ્રમાણે વિધિથી પૂજા કરી ફલ, પુષ્પ જે કાંઇ હોય, તે 'સૂર્ય મારી ઉપર પ્રસન્ન થાઓ,' એમ કહી દેવની પાસે ધરવું.[૫૨] પછી બીજે દિવસે પ્રાતઃકાળે ગુરુને ઘેર જઇ સૂર્ય તથા કલશ વગેરે ઉપચારો ગુરુને આપવા.[૫૩] તેમ જ ધાન્ય, પુષ્પ, ફલ, વસ્ત્ર, રત્ન અને ગાય વગેરે જે કાંઇ હોય તે પણ ગુરુને આપવું. કુરુક્ષેત્રમાં પર્વણીને દિવસે હજારો ગાયોનું દાન કરવાથી જે પુણ્ય થાય છે, તે પુણ્ય, ચંપાષષ્ઠીના દાનની એક સોળમી

ફળાની બરોબર પણ નથી; એટલે ચંપાષષ્ઠીને દિવસે દાન કરવાથી ઘણું પુણ્ય થાય છે.[૫૪] સર્વ તીર્થોમાં દાન અને બીજાં સોળ દાન એ બન્ને દાનના પુણ્યની સાથે ચંપાષષ્ઠીને દિવસે દીધેલાં દાનનાં પુણ્યની તુલના કરીએ તો ચંપાષષ્ઠીનું પુણ્ય વધે છે.[૫૫–૫૬] એવી રીતે સ્કંદપુરાણમાં ચંપાષષ્ઠીનું વ્રત કહેલું છે.

### ૫ માગશર માસની શુદિ છઠ્ઠને દિવસે કહેલું ચંપાષષ્ઠીવ્રત

अथ मार्गशीर्षशुक्लपक्षे चंपाषष्ठी । मार्गे मासे शुक्लपक्षे षष्ठी वैधृतिसंयुता । रविवारेण संयुक्ता सा चंपा इति कीर्तिता ॥ इति मल्लारिमाहात्म्ये ॥ मार्गशीर्षेऽमले पक्षे षष्ठ्यां वारेंऽशुमालिनः ॥ शततारागते चंद्रे लिङ्गं स्याद्दृष्टिगोचरमिति ॥ इयं योगविशेषेण पूर्वायोगाभावे परा ग्राह्या इति चंपाषष्ठी ॥

માર્ગશીર્ષ શુદિ છઠને દિવસે ચંપાષષ્ઠી કહેલી છે. માર્ગશીર્ષ માસની શુકલ છઠને દિવસે રવિવાર અને વૈધૃતિયોગ હોય તો ચંપાષષ્ઠી કહેવાય છે. એવી રીતે મલ્લારિમાહાત્મ્યમાં કહેલું છે. માગશર માસની શુકલ ષષ્ઠીને દિવસે રવિવાર અને શતભિષા નક્ષત્ર હોય તો તે દિવસે શિવલિંગનું દર્શન કરવું. (એટલે તે દિવસે ચંપાષષ્ઠી સમજવી). 'એ ષષ્ઠી યોગવિશેષથી જો પંચમીના યોગવાળી ન હોય તો સપ્તમીના યોગવાળી લેવી,' એટલે જે દિવસે યોગ વિશેષ હોય તે દિવસે વ્રત કરવું. એ પ્રમાણે ચંપાષષ્ઠીનું વ્રત કહેલું છે.



# સપ્તમીનાં વ્રતો

## ૧ ગંગાસપ્તમી

अथ सप्तमीव्रतानि ॥ तत्र वैशाखशुक्लसप्तम्यां गंगोत्पत्तिस्तत्पूजा चोक्ता पृथिवीचंद्रोदये ब्राह्मे–वैशाखशुक्लसप्तम्यां जह्नुना जाह्नवी पुरा । क्रोधात्पीता पुनस्त्यक्ता कर्णरंध्रात्तु दक्षिणात् ॥ तां तत्र पूजयेद्देवीं गंगां गगनमेखलामिति । हरिवंशे पुण्यकव्रतांते अब्दं प्रातः स्नानमभिधाय–गंगया व्रतकं दत्तं तदेवौमं यशस्करि । स्नानमभ्यधिकं त्वत्र प्रत्यूषस्यात्मनो जले ॥ १ ॥ अन्यत्र वा जले माघशुक्लपक्षे हरिप्रिये । एतद्गंगाव्रतं नाम सर्वकामप्रदं स्मृतम् ॥ २ ॥ सप्तसप्त च सप्ताथ कुलानि हरिवल्लभे । स्त्री तारयति धर्मज्ञा गंगाव्रतकचारिणी ॥ ३ ॥ देयं कुंभसहस्रं तु गंगाया व्रतके शुभे । तारणं पारणं चैव तद्व्रतं सार्वकामिकम्–इति ॥ ४ ॥

વૈશાખ શુદિ સાતમને દિવસે ગંગાજી પ્રકટ થયેલાં છે. તેની પૂજા **પૃથિવીચન્દ્રોદયમાં બ્રહ્મપુરાણમાંથી** કહેલી છે. 'પૂર્વે વૈશાખ શુદિ સાતમને દિવસે જન્હુ ઋષિ ક્રોધથી ગંગાજીનું પાન કરી ગયા અને પછી જમણા કાનથી ગંગાજીને કાઢેલાં છે, માટે તે દિવસે ગંગાજીનું પૂજન કરવું.' આ પ્રકારનાં વચનો છે. હરિવંશમાં પુણ્યકવ્રતના અંતમાં કહેલું છે કે, વર્ષ પર્યંત પ્રાતઃસ્નાન કરી, હે યશ કરનાર! જે ગંગાનું વ્રત તે જ ઉમા (પાર્વતી)નું વ્રત છે.[૧] આ દિવસે સવારે ગંગાજળમાં સ્નાન કરવાથી અધિક ફલ થાય છે. હે હરિપ્રિયે! માઘ શુકલ પક્ષમાં પણ સ્નાન કરવાથી વિશેષ ફળ થાય છે. એ વ્રતનું નામ ગંગાવ્રત કહેલું છે.[૨] જે સ્ત્રી સર્વ મનોરથને પૂરનાર ગંગા સપ્તમીનું વ્રત કરે, તે ધર્મ જાણનારી સ્ત્રી પોતાના એકવીશ કુળોનો ઉદ્ધાર કરે છે.[૩] ગંગાસપ્તમીને દિવસે હજારો ઘડાનું દાન કરવું; કારણ કે એ વ્રત દુઃખ દૂર કરનાર અને સર્વ મનોરથોને પૂર્ણ કરનાર છે.[૪]

अन्यत्रोक्तम्–वैशाखे शुक्लपक्षे तु सप्तम्यां पूजयेद्धरिम् । गंगायां विधिवत्स्नात्वा भोजयेद्ब्राह्मणान् दश ॥ ५ ॥ पूजयेत्सूक्ष्मवस्त्रैश्च पुष्पस्रक्चंदनैः शुभैः । पूजकः सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः ॥ ६ ॥ इयं च शिष्टाचारान्मध्याह्नव्यापिनी ग्राह्या । दिनद्वये तद्व्याप्तावव्याप्तावेकदेशव्याप्तौ वा पूर्वा युग्मवाक्यात् ॥ इति गंगासप्तमीव्रतम् ॥

બીજા ગ્રંથમાં–વૈશાખ શુદિ સાતમને દિવસે વિધિથી ગંગાજીમાં સ્નાન કરી શ્રીહરિની પૂજા કરવી કહી છે. દશ બ્રાહ્મણો જમાડી તેઓની, સુંદર વસ્ત્રો, પુષ્પ, માળા અને ચંદનવડે પૂજા કરવી.[૫] એવી રીતે કરવાથી સર્વ પાપ છૂટી જાય છે, એમાં સંશય નથી.[૬] આ સપ્તમી મધ્યાહ્ન વખતની લેવી, કારણ કે શિષ્ટ પુરુષો તેમ કરતા આવ્યા છે. જો બેય દિવસે સપ્તમી મધ્યાહ્ન વખતે હોય અથવા એકદેશવ્યાપ્ત હોય તો પહેલે દિવસે વ્રત કરવું; કારણ કે તેમાં યુગ્મ વચન પ્રમાણ છે. એ પ્રમાણે ગંગાસપ્તમીનું વ્રત કહેલું છે.

## ૨ શીતલાસપ્તમી

अथ शुक्लादिश्रावणकृष्णसप्तम्यां शीतलाव्रतम् । तच्च मध्याह्नव्यापिन्यां कार्यम् । तथाच माधवीये हारितः–पूजाव्रतेषु सर्वेषु मध्याह्नव्यापिनी तिथिरिति ॥ अथ व्रतविधिः स्कांदे–वंदेऽहं शीतलां देवीं रासभस्थां दिगंबराम् । मार्जनीकलशोपेतां शूर्पालंकृतमस्तकाम् ॥ १ ॥ कुंभे सं-

स्थापयेद्देवीं पूजयेन्नाममन्त्रतः। शीतले पंचपक्वान्नदध्योदन-युतं शुभम्। नैवेद्यं गृह्यतां देवि घृतमिश्रं च सुंदरि ॥ २ ॥ शीतले दह मे पापं पुत्रपौत्रसुखप्रदे। धनधान्यप्रदे देवि पूजां गृह्ण नमोऽस्तु ते ॥३॥ शीतले शीतलाकारे अवैधव्यसुतप्रदे। श्रावणस्यासिते पक्षे अर्घ्यं गृह्ण नमोऽस्तु ते ॥ ४॥ संपूज्य सप्तगौरीश्च भोजयेच्च प्रयत्नतः ॥५॥ मासपक्षाद्युल्लिख्य मम इहजन्मनि जन्मांतरे च अवैधव्यप्राप्तये अखंडितभर्तृसंयो-गपुत्रपौत्रादिधनधान्यप्राप्तये च शीतलाव्रतं करिष्ये। तथा यथामिलितोपचारैः शीतलां पूजयिष्ये इति संकल्प्य अष्टदलयुते पीठे अव्रणं कलशं संस्थाप्य तदुपरि सौवर्णीं शीतलां संस्थाप्य। वंदेऽहं शीतलां देवीमिति मन्त्रेण ध्यायेत्।

શ્રાવણ વદિ સાતમને દિવસે શીતલાનું વ્રત કહેલું છે. એ વ્રત જે દિવસે મધ્યાહ્ન વખતે સપ્તમી હોય, તે દિવસે કરવું; કારણ કે માધવીયમાં 'સઘળાં પૂજાવ્રતોમાં મધ્યાહ્ન વખતની તિથિ લેવી,' એમ હારીતે કહેલું છે.

સ્કંદપુરાણમાં કહેલો શીતલાવ્રતનો પ્રકારઃ—

'શીતલા દેવી કે જે ગધેડાની ઉપર બેઠેલાં છે, નગ્ન છે, સાવરણીસહિત અને કલશસહિત છે અને સૂપડાંવડે જેનું મસ્તક શોભે છે તેને હું વંદન કરું છું.'[1] એવી રીતે વંદન કરી 'शीतलायै नमः' એ નામ મંત્ર ભણી, કલશમાં શીતલાની સ્થાપના કરવી.[2] પછી 'હે દેવિ! હે શીતલે! હે સુંદરિ! રાંધેલાં અન્ન, ભાત અને દહીં, જેમાં ઘી મેળવેલું છે તેવાં નૈવેદ્યનું ગ્રહણ કરો.[3] હે શીતલે! આપ પુત્ર તથા પૌત્રના સુખને આપનાર છો, ધન ધાન્યને આપનાર છો, માટે હું આપની પૂજા કરું છું, નમસ્કાર કરું છું, તે સૌ ગ્રહણ કરો અને મારાં પાપને બાળી નાંખો.[4] હે શીતલે! આપનો શાંત આકાર છે, આપ અખંડ સૌભાગ્યને અને પુત્રને આપનારાં છો, માટે હું શ્રાવણ વદિ (સપ્તમી)માં આપને અર્ઘ્ય આપું છું અને નમસ્કાર કરું છું તે ગ્રહણ કરો.' એમ પ્રાર્થના કર્યા પછી સાત ગૌરીઓની પૂજા કરી બ્રાહ્મણો જમાડવા.[5] પછી માસ, પક્ષનું ઉચ્ચારણ કરી, 'મારા આ જન્મમાં તથા બીજા જન્મમાં અખંડ સૌભાગ્ય માટે, પતિની સાથે નિત્ય સહવાસ માટે, પુત્રની, પૌત્રની, ધનની અને ધાન્યની પ્રાપ્તિ માટે હું શીતલાવ્રત કરીશ, અને યથાશક્તિ મળેલી સામગ્રીવડે શીતલાની પૂજા કરીશ,' એવો સંકલ્પ કરી અષ્ટદલવાળા આધારપીઠ ઉપર છિદ્રરહિત ઘડાની સ્થાપના કરી તેની ઉપર શીતલાની સોનાની મૂર્તિની સ્થાપના કરવી. પછી ઉપર કહેલા 'वंदेऽहं शीतलां'० એ મંત્ર ભણી ધ્યાન ધરવું.

ॐ शीतलायै नमः इति नाममन्त्रेण आवाहनम्–आसनम्–पाद्यम्–अर्घ्यम्–आचमनम्–स्नानम्–वस्त्रम्–उपवस्त्रम्–विलेपनम्–अलंकारान्–पुष्पाणि–धूपम्–दीपम्–शीतले पंचपक्वान्नमिति मन्त्रेण नैवेद्यम्–करोद्वर्तनम्–फलम्–तांबूलम्–दक्षिणाम्–नीराजनम्–पुष्पांजलिं च समर्प्य प्रदक्षिणाम्–नमस्कारान्–शीतले दह मे पापमिति मन्त्रेण प्रार्थनां च कृत्वा शीतले शीतलाकारे इति मन्त्रेण विशेषार्घ्यं दद्यात्। ततो व्रतसंपूर्णफलावाप्तये ब्राह्मणाय वायनं दद्यात्। तत्र मन्त्रः—दध्यन्नं दक्षिणायुक्तं वाणकं फलसंयुतम्। शीतलाप्रीतये तुभ्यं ब्राह्मणाय ददाम्यहम्। इति पूजनम् ॥

'ॐ शीतलायै नमः' એ નામમંત્ર ભણી આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવસ્ત્ર, ચંદન, અલંકાર, પુષ્પ, ધૂપ અને દીપ વગેરે કરવાં. પછી 'शीतले पंच पक्वान्नं०' એ મંત્ર ભણી નૈવેદ્ય ધરવું. નામ મંત્ર ભણી કરોદ્વર્તન, ફલ, તાંબૂલ, દક્ષિણા, આરતી, પુષ્પાંજલિ, પ્રદક્ષિણા અને નમસ્કાર કરવા. 'शीतले दह मे पापं'० એ મંત્ર ભણી પ્રાર્થના કરવી. 'शीतले शीतलाकारे'० એ મંત્ર ભણી અધિક અર્ઘ્ય આપવો. પછી વ્રતનું પૂર્ણ ફલ થવા માટે–'હે મહારાજ! હું શીતલા દેવીની પ્રીતિ માટે દહીં, અન્ન, દક્ષિણા અને ફલ સહિત વાયન આપને આપું છું.' એ મંત્ર ભણી વાયન આપવું–એ પ્રકારે પૂજા કરવી.

## શીતલાસપ્તમીની કથા

अथ कथा ॥ भविष्ये–कृष्ण उवाच–प्रसिद्धं श्रूयतां रम्यं नगरं हस्तिनापुरम् ॥ इंद्रद्युम्नश्च राजाभून्नृपतिर्लोकपालकः ॥ १ ॥ धर्मशीलाभिधा चासीत्तस्य भार्या यशस्विनी। क्रियाकांडे रता साध्वी दानशीला प्रियंवदा ॥ २ ॥ बभूव प्रथमः पुत्रो महाधर्मेति नामतः। नंदते पितृवात्सल्यात्कालेऽन्यस्मिंस्ततोऽभवत् ॥ ३ ॥ द्वितीया च तथा पुत्री तस्य जाता गुणोत्तमा। पुत्री लक्षणसंपन्ना शुभकारीति नामतः ॥ ४ ॥ ववृधे सा पितुर्गेहे सर्वांगगुणसुंदरी। नाम्ना रूपेण सा बाला सर्वासां च गुणाधिका ॥ ५ ॥ सामुद्रिकगुणोपेता पद्महस्ता प्रियंवदा। कौंडिन्यनगरे राजा सुमित्रो नाम नामतः ॥ ६ ॥ तत्पुत्रो गुणवान्नाम शुभकार्याः पतिर्बभौ। वरो हि देहमानेन लक्ष्मीवान् रूपवान् गुणैः ॥७॥ गुणवान् शुभकारिण्याः पाणिं जग्राह धर्मवित्। गृहीत्वा पारिबर्हाणि गतोऽसौ नगरं प्रति ॥ ८ ॥ पुनः समाययौ राजा गुणवान् हस्तिनापुरम्। इतः परिजनैः सर्वैस्त-त्पुत्र्या नयनोत्सुकः ॥ ९ ॥ तं दृष्ट्वा शुभकारी सा सहर्षा जातसंभ्रमा। प्रणम्य च पितुः पादौ तमूचे चारुहासिनी ॥ १० ॥ मया तात परिज्ञातं यदुक्तं पद्मयोनिना। पातिव्रत्यसमो धर्मो नास्तीह भुवनत्रये ॥ ११ ॥ तस्मादाज्ञां देहि राजन् प्रहृष्टेनांतरात्मना। रथमारुह्य यास्यामि स्वामिना स्वपुरं प्रति ॥ १२ ॥

શ્રીકૃષ્ણ કહે છે;–હસ્તિનાપુર (દિલ્હી) નામનું સુંદર નગર પ્રસિદ્ધ છે. તેમાં ઈંદ્રદ્યુમ્ન નામનો એક રાજા

રાજ્ય કરતો હતો. તે પ્રજાનું સારી રીતથી પાલન કરતો હતો.[1] તેને ધર્મશીલા નામની સ્ત્રી હતી. તે યજ્ઞવાળી, કર્મકાંડમાં પ્રીતિવાળી, પતિવ્રતા, દાન દેવામાં તત્પર અને પ્રિય બોલનારી હતી.[2] તેને પ્રથમ મહાધર્મ નામનો પુત્ર થયો—જે પિતાના સ્નેહથી આનંદમાં રહેતો હતો. પુત્ર થયા પછી ઇંદ્રદ્યુમ્નને પુત્રી થઈ. તે ઉત્તમ ગુણવાળી હતી, શુભ લક્ષણવાળી હતી અને તેનું નામ શુભકારી હતું.[3-4] એ કન્યાના સર્વ અવયવો સુંદર હતા. એ કન્યા પિતાને ઘેર ઉછરતી હતી અને નામ તથા ગુણથી સર્વને પ્રિય હતી.[5] તે સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં લક્ષણવાળી હતી. તેના હાથમાં પદ્મ હતું અને તે પ્રિય બોલનારી હતી. એ શુભકારીનો વિવાહ કૌંડિન્યનગરના રાજા સુમિત્રના પુત્ર ગુણવાનની સાથે કીધો હતો. ગુણવાન્ પણ સ્વરૂપ, ગુણ અને સ્વભાવથી શુભકારીને યોગ્ય જ હતો.[6-7] શુભકારીનું પાણિગ્રહણ કર્યા પછી પહેરામણી પહેરી ધર્મવિત્ ગુણવાન્ પોતાના શહેરમાં ગયો.[8] અને પાછો સમય થયો ત્યારે પોતાની સ્ત્રી શુભકારીને તેડવા માટે ઘણાં માણસોની સાથે હસ્તિનાપુર એટલે પોતાના સાસરાને ગામ આવ્યો.[9] તે જોઈ શુભકારી હર્ષભેર દોડી પિતાની પાસે ગઈ અને પ્રણામ કરી કહેવા લાગી,[10] 'હે પિતા! પતિવ્રતા જેવો બીજો કોઇ ધર્મ ત્રણ ભુવનોમાં નથી.' એ પ્રકારનું જે બ્રહ્માએ કહેલું છે તે મારી જાણમાં છે માટે મને આપ પ્રસન્ન થઈ રજા આપો, એટલે મારા પતિની સાથે રથમાં બેસી મારે ગામ જાઉં.[11-12]

तस्यास्तद्वचनं श्रुत्वा पितोवाच सुतां प्रति । स्थित्वैकं वासरं पुत्रि शीतलाव्रतमुत्तमम् ॥ १३ ॥ सौभाग्यारोग्यजनकमवैधव्यकरं परम् । कृत्वा याहि मतं ह्येतत्त्वन्मातुर्मम चैव हि ॥ १४ ॥ इत्युक्त्वा व्रतसामग्रीं पूजोपकरणं तथा। संपाद्य राजा तां सद्यः शीतलामर्चितुं नृपः ॥ १५ ॥ प्रेषयामास सरसि ब्राह्मणं वेदपारगम् । सपत्नीकं तया सार्धं गता सा तद्वनांतरे ॥ १६ ॥ भ्रमंती तत्सरस्तत्र नापश्यद्विधिसाधनम् । श्रांता भ्रमंतो विजने स्मरंती शीतलां मुहुः ॥ १७ ॥ ददर्श सा ततो नारीं वृद्धां रूपगुणान्विताम् । विप्रस्तु स भ्रमन् श्रांतः सुप्तो निद्रावशंगतः ॥१८॥ दष्टोऽहिना मृतस्तस्य भार्या तन्निकटे स्थिता । शुभकारीं ततो वृद्धा सोवाच करुणार्द्रधीः ॥ १९ ॥ भविष्यति चिरंजीवी भर्ता ते राजकन्यके । आगच्छ पूजनार्थाय दर्शयामि सरोवरम् ॥ २० ॥

એ પ્રકારનું પુત્રીનું વચન સાંભળી ઇંદ્રદ્યુમ્ને કહ્યું કે, 'હે પુત્રિ! મારી તથા તારી માની એવી ઇચ્છા છે કે, એક દિવસ અહીં રહી જા; અને શીતલાદેવીનું વ્રત—જે ઉત્તમ છે, સુખ, આરોગ્ય અને અખંડ સૌભાગ્યને આપનાર છે તે કર્યા પછી જજે.'[13-14] એટલું કહી વ્રતની તથા પૂજાની સામગ્રી તૈયાર કરાવી, શીતલાના પૂજન માટે જલદીથી તેને તળાવ ઉપર મોકલી દીધી. તેની સાથે વૈદિક બ્રાહ્મણ તથા તેની સ્ત્રીને પણ મોકલ્યાં. એ સઘળાં વનમાં ગયાં[15] અને ઘણાં ફાંફાં માર્યાં પણ તળાવ મળ્યું નહીં. શુભકારી ઘણી થાકી ગઇ હતી, તોપણ શીતલાનું સ્મરણ કરતી કરતી વનમાં ભમવા લાગી.[16-17] અને પેલો બ્રાહ્મણ વનમાં ફરવાથી થાકી ગયો હતો તેથી સુઇ ગયો અને સર્પ કરડવાથી મરણ પામ્યો. તેની પાસે તેની સ્ત્રી બેઠી હતી. શુભકારી વનમાં ભમતી હતી ત્યાં એક વૃદ્ધ સ્ત્રી તેની નજરે પડી. તે ઉત્તમ ગુણવાળી હતી. તેણે દયાથી શુભકારીને કહ્યું કે,—[18-19] હે કન્યકે! તું મારી પાછળ પાછળ ચાલી આવ. હું તળાવ બતાવું. ત્યાં શીતલાની પૂજા કરવાથી તારો પતિ ચિરંજીવી થશે.[20]

तया सह गता साध्वी तडागं विधिपूर्वकम् । पूजयामास हर्षेण तोषयामास शीतलाम् ॥ २१ ॥ तस्या वरं प्राप्य मुदा स्वमार्गं गंतुमुद्यता । ततः सा ददृशेऽरण्ये ब्राह्मणं दष्टसर्पकम् ॥ २२ ॥ भार्यां तु तस्य निकटे रुदतीं ब्राह्मणीं मुहुः । राजपुत्री लब्धवरा शीतलायाः पतिव्रता ॥ २३ ॥ तयोस्तरुणदंपत्योर्योग्यसौभाग्यदर्शनात् । रुदती करुणं सापि शुशोच च मुहुर्मुहुः ॥२४॥ आश्वास्य ब्राह्मणी सा तु राजपुत्रीमुवाच ह । तिष्ठतिष्ठ क्षणं सुभ्रु प्रविशामि हुताशनम् ॥२५॥ अनेन सह गच्छामि स्वर्गलोकं सुखावहम् । तस्यास्तद्वच आकर्ण्य राजपुत्री दयान्विता ॥२६॥ सस्मार शीतलां देवीं महावैधव्यभंजनीम् । आगच्छच्छीतला तत्र वरं दातुं शुचिस्मिता ॥ २७ ॥ शीतलोवाच—वरं वरय वत्से त्वं किं दुःखं चारुहासिनि । शीतलाव्रतजं पुण्यं देहि स्वं ब्राह्मणीं शुभाम् ॥ २८ ॥ तेन पुण्यप्रभावेण भर्ताऽस्या निर्विषो भवेत् । इति देव्या वचः श्रुत्वा अवदद्ब्राह्मणीं ततः ॥ २९ ॥ बुबोधाशु ततो विप्रश्चिरं सुप्तो यथा पुनः । शीतलाया व्रते बुद्धिर्ब्राह्मण्या ह्यभवत्तदा ॥ ३० ॥ अकरोत्सापि तत्पूजां भक्तिभावपुरःसरा । तत्रांतरे राजपुत्र्याः पतिरागाद्वनांतिकम् ॥ ३१ ॥ सोऽपि दष्टोऽथ सर्पेण गच्छंत्यग्रे ददर्श तम् । विललाप ततः साध्वी सख्या सह वनांतरे ॥ ३२ ॥

તે સાંભળી પતિવ્રતા શુભકારી તેની સાથે તળાવ ઉપર ગઈ અને હર્ષથી વિધિપૂર્વક શીતલાની પૂજા કરી, તેથી દેવી પ્રસન્ન થયાં ને વરદાન આપ્યું.[21] વરદાન મળ્યા પછી શુભકારી હર્ષથી ઘેર જવા માટે રસ્તે પડી, તેટલામાં પેલો બ્રાહ્મણ, જે સર્પ કરડવાથી મરણ પામ્યો હતો તે તથા પાસે બેસીને રડતી તેની સ્ત્રી બન્ને તેની નજરે પડ્યાં. તે બન્નેનું યોગ્ય સૌભાગ્ય જોઈ, રાજપુત્રી—જે પતિવ્રતા હતી અને જેને શીતલાનું વરદાન મળ્યું હતું તે રડવા લાગી અને વારંવાર શોક કરવા લાગી.[22-24]

તેને ધૈર્ય આપી બ્રાહ્મણીએ કહ્યું કે–હે સુંદરી ! હે રાજપુત્રી ! થોડીવાર તું ધીરી થા.[૨૫] હું અગ્નિમાં પ્રવેશ કરી મારા પતિ સાથે સુખકર સ્વર્ગ લોકમાં જાઉં છું. એવાં તેનાં વચન સાંભળી, શુભકારીને દયા આવી[૨૬] તેથી તેણે, શીતલા જે મોટા રંડાપાને દૂર કરે છે તેનું સ્મરણ કર્યું. તુરત જ મંદહાસ્યવાળાં શીતલા દેવી વરદાન આપવા માટે ત્યાં આવી કહેવા લાગ્યાં,[૨૭] 'હે સુંદર હાસ્યવાળી ! તને શું દુઃખ પડ્યું છે ? વરદાન માગ, અને શીતલા દેવીના વ્રતનું પુણ્ય આ બ્રાહ્મણીને આપ, જેથી એનો પતિ વિષરહિત થઇ જીવતો થાય.[૨૮] એવાં દેવીનાં વચન સાંભળી રાજપુત્રીએ શીતલાવ્રતનું પુણ્ય તે બ્રાહ્મણીને આપ્યું.[૨૯] તેથી તેનો પતિ ઘણો વખત થયાં સુતાની પેઠે ઉઠ્યો. તે જોઇ પેલી બ્રાહ્મણીને પણ શીતલાદેવીનું વ્રત કરવાની ઇચ્છા થઇ.[૩૦] ત્યારે તેણે ભક્તિથી શીતલાની પૂજા કરી. બીજી બાજુએ રાજપુત્રીનો પતિ વનમાં આવતો હતો, તેટલામાં સર્પ કરડવાથી મરણ પામ્યો. તે વનમાંથી આવતી રાજપુત્રીની નજરે પડ્યો. પતિની તેવી હાલત જોઇ તે તથા તેની સખી બ્રાહ્મણી, વનમાં વિલાપ કરવા લાગી.[૩૧-૩૨]

शीतलोवाच–वत्से मया पूर्वमुक्तं स्मर तद्वरवर्णिनि । शीतलाव्रतचारिण्या वैधव्यं नैव जायते ॥३३॥ स्वयमुत्थाय कल्याणि पतिं सुप्तं गृहे यथा । बोधयाशु तथा भीरु व्रतं वैधव्यनाशनम् ॥ ३४ ॥ इत्युक्त्वा बोधयामास भर्तारं सा पतिव्रता । भर्तापि मुदितो दृष्ट्वा स्वां प्रियां प्रीतिमानभूत् ॥ ३५ ॥ दृष्ट्वा तु महदाश्चर्यं तद्ग्रामस्थायिनो जनाः । सर्वे ते विस्मयं जग्मुर्ब्राह्मणीपतिरक्षणात् ॥ ३६ ॥ ब्राह्मणी हर्षिता वृद्धां प्रणिपत्य पतिव्रता । देहि मातर्नमस्तेऽस्तु अवैधव्यावियोगते ॥ ३७ ॥ अन्यापि शीतलायास्तु व्रतं नारी करिष्यति । अवैधव्यमदारिद्र्यमवियोगं स्वभर्तृतः ॥ ३८ ॥ तथेत्यंतर्दधे देवी शीतला कामरूपिणी । शीतलाया वरं लब्ध्वा जगामात्मीयवेश्मनि ॥ ३९ ॥ पद्माकरावासिवविश्ववंद्या समर्हणासादितविश्वमंगला । प्रसादमासाद्य च शीतलाया राज्ञः सुता पार्वतिवद्बभूव ॥४०॥ इति भविष्ये शीतलाव्रतं संपूर्णम् ॥

ત્યારે ત્યાં પ્રગટ થઇને શીતલા કહે છે–હે પુત્રિ ! મેં પ્રથમ કહેલું છે કે શીતલાનું વ્રત કરવાથી રંડાપો આવતો નથી, તેથી તું તેનું સ્મરણ કર.[૩૩] હે કલ્યાણિ ! હે ભીરુ ! તું પોતે પતિને ઘરમાં સૂનેલાની પેઠે જગાડ; કારણ કે શીતલાવ્રત રંડાપો દૂર કરનાર છે.[૩૪] એવાં શીતલાનાં વચનો સાંભળી શીતલાનું સ્મરણ કરી પતિવ્રતા રાજપુત્રીએ પોતાના પતિને જગાડ્યો તેથી તેનો પતિ પોતાની પ્રિયા ઉપર બહુ પ્રસન્ન થયો.[૩૫] આવી રીતથી બ્રાહ્મણીના પતિના રક્ષણરૂપી મોટું આશ્ચર્ય જોઈ, શહેરનિવાસી સઘળાં લોકો અચંબો પામ્યાં.[૬] પછી પ્રસન્ન થયેલી પતિવ્રતા બ્રાહ્મણીએ શીતલા દેવીને પ્રણામ કરી કહ્યું કે, હે દેવિ ! હે માત ! હું આપને નમસ્કાર કરું છું.[૩૭] માટે મારું અખંડ સૌભાગ્ય રહે અને પતિનો વિયોગ ન થાય અને બીજી પણ જે સ્ત્રી આ વ્રત કરે તેને રંડાપો અને દારિદ્રય આવવું ન જોઇએ અને પતિનો વિયોગ થવો ન જોઇએ, એવું વરદાન આપો.[૩૮] ત્યારે 'તથાસ્તુ,' કહી યથેચ્છ રૂપ ધારણ કરવાવાળાં શીતલા દેવી અદૃશ્ય થઇ ગયાં. શીતલાદેવીની પાસેથી વરદાન લઇ, સઘળાં પોતપોતાને ઘેર ગયાં.[૩૯] અને તે રાજપુત્રી, શીતલાની પૂજા કરી પ્રસાદ લેવાથી લક્ષ્મીની પેઠે જગદ્વંદ્ય થઇ અને પાર્વતીની પેઠે પૂજ્ય થઈ.[૪૦] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં શીતલાવ્રતની કથા છે.

## ૩ મુક્તાભરણવ્રત

अथ भाद्रशुक्लसप्तम्यां मुक्ताभरणव्रतं हेमाद्रौ भविष्ये– सा मध्याह्नव्यापिनी ग्राह्या । तद्व्याप्तावव्याप्तौ वा परा । मम इहजन्मनि जन्मांतरे वा अखंडितसंततिपुत्रपौत्रवृद्धये मुक्ताभरणव्रते उमामहेश्वरपूजनं करिष्ये इति संकल्प्य शिवाग्रे दोरकं विन्यस्य शिवं पूजयेत् ॥

ભાદરવા શુદિ સાતમને દિવસે મુક્તાભરણવ્રત ભવિષ્યપુરાણમાં તથા હેમાદ્રિમાં કહેલું છે. એ સપ્તમી મધ્યાહ્ન વખતની લેવી. બેય દિવસે મધ્યાહ્ન વખતે વ્યાપ્ત હોય અથવા ન હોય તો બીજી એટલે પર સપ્તમી લેવી. પછી, 'મારા આ જન્મમાં વા બીજા જન્મોમાં અખંડ વંશ રહેવા માટે અને પુત્ર પૌત્રની વૃદ્ધિ માટે, મુક્તાભરણવ્રતમાં હું શંકર અને પાર્વતીનું પૂજન કરીશ,' એવો સંકલ્પ કરી શિવજીની પાસે દોરો રાખી શિવજીની પૂજા કરવી.

## પૂજાપ્રકાર

अथ पूजा–देवदेव महेशान परमात्मन् जगद्गुरो । प्रतिपादितया सोम पूजया पूजयाम्यहम् । आवाहनम् ॥१॥ अनेकरत्नखचितं सौवर्णं मणिसंयुतम् । मुक्ताचितं महादेव गृहाणासनमुत्तमम् । आसनम् ॥ २ ॥ पाद्यं गृहाण देवेश सर्वविद्यापरायण । ध्यानगम्य सतां शंभो सर्वेश्वर नमोऽस्तु ते । पाद्यम् ॥ ३ ॥ इदमर्घ्यमनर्घ्यं त्वममराधीश शंकर । किंकरीभूतया सोम मया दत्तं गृहाण भोः । अर्घ्यम् ॥ ४ ॥ गंगादिसर्वतीर्थेभ्यः समानीतं सुशीतलम् । जलमाचमनीयार्थं गृहाणेशोमया सह । आचमनीयम् ॥ ५ ॥ मध्वाज्यदधिसंमिश्रमधुना परिकल्पितम् । शंकरप्रीतये तेऽहं मधुपर्कं निवेदये । मधुपर्कम् ॥ ६ ॥ पयो दधि घृतं चैव शर्करामधुसंयुतम् । पंचामृतेन स्नपनं करोमि परमेश्वर । पंचामृतस्नानम् ॥ ७ ॥ गंगा च यमुना चैव गोदावरी सरस्वती । एताभ्य आहृतं तोयं स्नानार्थं प्रतिगृ-

ह्यताम् । शुद्धोदकस्नानम् ॥ ८ ॥ स्नानादूर्ध्वं महादेव प्रीत्या पापप्रणाशन । वस्त्रयुग्मं मया दत्तमहतं प्रतिगृह्यताम् । वस्त्रम् ॥ ९ ॥ उपवीतं सोत्तरीयं नानाभूषणभूषितम् । गृहाण सोम विमलं मया दत्तमिदं शुभम् । उपवीतम् ॥ १० ॥ मलयाचलसंभूतं सुगंधि घनसारयुक् । चंदनं पंचवदन गृहाण वनितायुत । चंदनम् ॥ ११ ॥

'હે દેવના દેવ! હે મહેશાન! હે પરમાત્મન્! હે જગદ્દગુરો! હે પાર્વતીસહિત! હું શાસ્ત્રમાં કહેલી પૂજાવડે આપની પૂજા કરું છું,' એ મંત્રથી આવાહન કરવું.[1] 'હે મહાદેવ! અનેક મણિ, રત્ન અને મોતીવડે જડેલાં સોનાનાં ઉત્તમ આસનનું આપ ગ્રહણ કરો.[2] હે દેવેશ! હે શંભો! આપ સર્વ વિદ્યાના પરમ સ્થાનરૂપ છો, સત્પુરુષોને ધ્યાનમાં દર્શન આપો છો, અને સર્વના ઈશ્વર છો માટે આપને નમસ્કાર કરું છું, પાદ્યનું ગ્રહણ કરો.[3] હે અમરાધીશ! હે શંકર! હે ઉમાસહિત! તમારી દાસી બનેલી હું અમૂલ્ય અર્ઘ્ય આપને આપું છું, તે ગ્રહણ કરો.[4] હે ઈશ! આ જલ-જે ગંગા વગેરે સઘળાં તીર્થોમાંથી હું લાવ્યો છું અને શીતલ છે તેનું આપ અને પાર્વતી આચમન કરો.[5] હે શંકર! આપની પ્રીતિ માટે મધ, ઘી અને દહીં સહિત તૈયાર કરેલો મધુપર્ક આપને આપું છું તે ગ્રહણ કરો.[6] હે પરમેશ્વર! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃતવડે આપને સ્નાન કરાવું છું.[7] હે દેવ! ગંગા, યમુના, ગોદાવરી અને સરસ્વતીનું જળ હું લાવ્યો છું, તે આપ સ્નાન માટે ગ્રહણ કરો.[8] હે મહાદેવ! હે પાપનો નાશ કરનાર! આપનું સ્નાન થયું, માટે નવાં બે વસ્ત્રો આપને આપું છું, તે ગ્રહણ કરો.[9] હે પાર્વતીસહિત દેવ! સ્વચ્છ જનોઈ તથા નાના પ્રકારના અલંકાર સહિત ઉત્તરીય આપને આપું છું, તે ગ્રહણ કરો.[10] હે પંચવદન! (પાંચ મુખવાળા) ચંદન કે જે મલયાચળમાં ઉત્પન્ન થયેલું છે, સુગંધ અને કપૂરસહિત છે, તેને પાર્વતીસહિત આપ ગ્રહણ કરો.[11]

जातीचंपकपुन्नागबकुलैः पारिजातकैः । शतपत्रैश्च कल्हारैरर्चयेऽहमुमापतिम् । पुष्पाणि ॥ १२ ॥ त्रैलोक्यपावनानंत परमात्मन् जगद्गुरो । चंदनागुरुकर्पूरधूपं दास्यामि शंकर । धूपम् ॥ १३ ॥ सुमवर्तियुतं सर्पिः सहितं वह्निना युतम् । दीपमेकमनेकार्कप्रतिमाकल्पयविभम् । दीपम् ॥ १४ ॥ पायसापूपकृसरं दुग्धान्नं सगुडौदनम् । दिव्यान्नं षड्रसोपेतं सुधारससमन्वितम् । दधिक्षीराज्यसंयुक्तं नैवेद्यार्थं प्रकल्पितम् । समर्पयामि देवाहं किंकरी शंकराय ते । नैवेद्यम् ॥ १५ ॥ पुनराचमनं शुद्धं कुरु सोमांबुनाऽमुना । मुखशुद्धिकरं तोयं कृपया त्वं गृहाण भोः । आचमनीयम् ॥ १६ ॥ कस्तूरिकासमायुक्तं मलयाचलसंभवम् । गृहाण चंदनं सोम करोद्वर्तनहेतवे । करोद्वर्तनम् ॥ १७ ॥ नालिकेरफलं जंबूफलं नारिंगमुत्तमम् । कूष्मांडं पुरतो भक्त्या कल्पितं प्रतिगृह्यताम् । फलम् ॥ १८ ॥ पूगीफलमिति तांबूलम् ॥ १९ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ २० ॥ नीराजनम् ॥ २१ ॥ पुष्पांजलिम् ॥ २२ ॥ प्रदक्षिणाम् ॥ २३ ॥ नमस्कारान् ॥ २४ ॥

જાતી, ચંપો, પુન્નાગ, બકુલ, પારિજાતનાં પુષ્પ, કમલ અને લાલ કમલવડે હું મહાદેવની પૂજા કરું છું.[12] હે ત્રણ લોકને પવિત્ર કરનાર! હે અનંત! હે પરમાત્મન્! હે જગદ્દગુરો! હે શંકર! ચંદન, અગુરુ ને કપૂરનો ધૂપ આપું છું.[13] હે અનેક સૂર્યસદૃશ! ઘીનો દીવો કે જે સુંદર વાટવાળો છે અને અગ્નિથી પ્રગટેલો છે તેનું ગ્રહણ કરો.[14] હે દેવ! દૂધપાક, પૂડલા, કંસાર, ખીર, ગોળ અને ચોખા, અમૃત જેવું મધુર અને છ રસવાળું દિવ્ય અન્ન, દહીં, દૂધ અને ઘીનું નૈવેદ્ય પાર્વતીસહિત આપને આપું છું.[15] હે શંકર! કૃપાથી આ જલનું આચમન કરી મુખ શુદ્ધ કરો.[16] હે શંકર! કરોદ્વર્તન માટે કસ્તૂરીસહિત મલયપર્વતમાં ઉત્પન્ન થયેલું ચંદન ગ્રહણ કરો.[17] હે દેવ! નાળિયેર, જાંબુ, નારંગી અને કોળું આપની પાસે ભક્તિથી રાખું છું, તે ગ્રહણ કરો.'[18] પછી 'पूगीफलं०' એ મંત્ર ભણી તાંબૂલ આપવું,[19] 'हिरण्यगर्भे०' એ મંત્રથી દક્ષિણા દેવી,[20] આરતી કરવી,[21] પુષ્પાંજલિ,[22] પ્રદક્ષિણા[23] તથા નમસ્કાર કરવા.[24]

महादेव महाराज प्रीत्या पापं प्रणाशय । अस्माकं कुर्वतां पूजां साधु वाऽसाधु योजिताम् ॥ २५ ॥ ज्ञानतोऽज्ञानतो वापि भवतो विहिता च या । संपूर्णयतु तां पूजां विश्वेशो विमलो भवान् । इति प्रार्थना ॥ २६ ॥ देवदेव जगन्नाथ सर्वसौभाग्यदायक । गृहीतं दोरकं त्वां पुत्रपौत्रप्रवर्द्धनम् । दोरकग्रहणम् ॥ २७ ॥ ससामोपगीतं त्वां धारयामि जगद्गुरो । सूत्रग्रंथिस्थितं नित्यं धारयामि स्थिरो भव । इति दोरकबंधनम् ॥ २८ ॥ हर पापानि सर्वाणि तुष्टिं कुरु दयानिधे । प्रसन्नः सन्नुमाकांत दीर्घायुःपुत्रदो भव । इति जीर्णदोरकोत्तारणम् ॥ २९ ॥ अथ वायनम्-मंडकान् वेष्टकान्वाऽथ सघृतान्दक्षिणायुतान् । एकादशशतं कृत्वा ब्राह्मणाय कुटुंबिने । वेदशास्त्रप्रवीणाय दद्यात्सोमस्य तुष्टये । शंकरः प्रतिगृह्णाति शंकरो वै ददाति च । शंकरस्तारकोभाभ्यां शंकराय नमो नमः । इति वायनम् ॥ ३० ॥ एवं या पूजनं कुर्यात्सोमस्य सुखदस्य च । सर्वान्कामानवाप्नोति पुत्रपौत्रैश्च मोदते ॥३१॥ इति पूजा ॥

પછી 'હે મહાદેવ! હે મહારાજ! અમે પ્રીતિથી કરેલી પૂજા પૂર્ણ થઈ હોય વા તે ખામી ભરેલી હોય તેનો સ્વીકાર કરો અને મારાં પાપનો નાશ કરો.[25] હે દેવ! આપ જગતના ઈશ અને શુદ્ધ મનવાળા છો માટે મેં કરેલી પૂજામાં જ્ઞાન વા અજ્ઞાનથી ખામી રહી હોય તે પૂર્ણ કરો,' એ મંત્રોથી પ્રાર્થના કરવી.[26] 'હે દેવના દેવ! હે જગન્નાથ! હે સઘળાં સૌભાગ્યને આપનાર! આ

દોરો કે જે તમારું રૂપ છે અને પુત્ર પૌત્રની વૃદ્ધિ કરનાર છે તેનું હું ગ્રહણ કરું છું,' એ મંત્ર ભણી દોરો ગ્રહણ કરવો.[૨૭] 'હે જગતના ગુરો ! હે દેવ ! આપ કે જે સાત સામથી ઉપગીત છો અને દોરાની ગાંઠમાં રહ્યા છો તેને હું નિત્ય ધારણ કરું છું માટે સ્થિર થઈ રહો !' એ મંત્રથી દોરો બાંધવો.[૨૮] 'હે પાર્વતીપતે ! હે દયાનિધે ! મારી ઉપર પ્રસન્ન થાઓ, મારાં સઘળાં પાપોનું હરણ કરો, મને પુષ્ટિ, લાંબું આયુષ્ય અને પુત્ર આપો,' એ મંત્ર ભણી જુના દોરાનો ત્યાગ કરવો.[૨૯] પછી મહાદેવ તથા પાર્વતીને પ્રસન્ન કરવા માટે વેદ અને શાસ્ત્રમાં પ્રવીણ (ચતુર) તથા બોહોળા કુટુંબવાળા બ્રાહ્મણને ઘી અને દક્ષિણાસહિત માંડા તથા ગુંઝાં મળી એકસો અગીયારનું વાયનુ આપવું. વાયનનો મંત્ર–'શંકર ગ્રહણ કરે છે, શંકર આપે છે, શંકર બેયના તારક છે, માટે શંકરને નમસ્કાર કરું છું.'[૩૦] એવી રીતે જે સ્ત્રી સુખ આપનાર પાર્વતીસહિત શંકરનું પૂજન કરે છે તેના સર્વ મનોરથો પૂર્ણ થાય છે અને તે પુત્ર–પૌત્રની સાથે આનંદ પામે છે. એ પ્રમાણે પૂજાવિધિ છે.[૩૧]

## મુક્તાભરણવ્રતની કથા

अथ कथा ॥ श्रीकृष्ण उवाच– मुनींद्रो लोमशो नाम मथुरायां गतः पुरा । सोऽर्चितो वसुदेवेन देवक्या च युधिष्ठिर ॥ १ ॥ उपविष्टः कथाः पुण्याः कथयित्वा मनोरमाः । ततः कथयितुं भूयः कथामेतां प्रचक्रमे ॥ २ ॥ कंसेन ते हताः पुत्रा जाता जाता पुनः पुनः । मृतवत्सा देवकि त्वं पुत्रदुःखेन दुःखिता ॥ ३ ॥ यथा चंद्रमुखी दीना बभूव नहुषप्रिया । पश्चाच्चीर्णव्रता चैव बभूवामृतवत्सका ॥ ४ ॥ त्वमपि देवकि तथा भविष्यसि न संशयः ॥ देवक्युवाच– का सा चंद्रमुखी ब्रह्मन् बभूव नहुषप्रिया ॥ ५ ॥ किं च चीर्णं व्रतं पुण्यं तथा संततिवर्धनम् । सपत्नीदर्पदलनं सौभाग्यारोग्यदं विभो ॥ ६ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! પૂર્વે એક દિવસે લોમશ ઋષિ મથુરામાં ગયા. ત્યાં વસુદેવે તથા દેવકીએ પૂજા કર્યા પછી બેઠેલા મુનિરાજે કેટલીક પુણ્યકારક કથા કહી, ફરીથી આ કથા કહેવાનો પ્રારંભ કર્યો કે,[૧-૨] હે દેવકિ ! જે જે ઉત્પન્ન થયા, તે સઘળા તમારા પુત્રો કંસે મારી નાખ્યા તેથી તમને ઘણું દુઃખ થાય છે, પણ હવે તે દુઃખ છોડી દેવું, કારણ કે જેમ દુઃખિણી નહુષ રાજાની સ્ત્રી ચંદ્રમુખી વ્રત કરવાથી સુખી થઈ હતી, તેમ તમે પણ સુખી થશો, એમાં સંશય નથી.[૩-૪] દેવકી પૂછે છે–હે બ્રહ્મન્ ! હે વિભો ! નહુષ રાજાની સ્ત્રી ચંદ્રમુખી કોણ હતી ? અને તેણે પુણ્યકારક, સંતતિ વધારનાર, સપત્નીના ગર્વનો નાશ કરનાર અને સૌભાગ્ય આપનાર કયું વ્રત કર્યું હતું ?[૫-૬]

लोमश उवाच–अयोध्यायां पुरा राजा नहुषो नाम विश्रुतः । तस्यासीद्रूपसंपन्ना देवी चंद्रमुखी प्रिया ॥ ७ ॥ तथा तस्यैव नगरे विष्णुगुप्तोऽभवद्द्विजः । आसीद्गुणवती तस्य पत्नी भद्रमुखी तथा ॥ ८ ॥ तयोरासीदतिप्रीतिः स्पृहणीया परस्परम् । अथ ते द्वे अपि सख्यौ स्नानार्थं शरयूजले ॥९॥ प्राप्ते प्राप्ताश्च तत्रैव बह्व्यो वै नगरांगनाः । ताः स्नात्वा मंडलं चक्रुस्तन्मध्ये व्यक्तरूपिणम् ॥ १० ॥ लेखयित्वा शिवं शांतमुमया सह शंकरम् । गंधपुष्पाक्षतैर्भक्त्या पूजयित्वा यथाविधि ॥ ११ ॥ प्रणम्य गंतुकामास्ताः पप्रच्छतुरुभे स्त्रियौ । आर्याः किमेतत्क्रियते किं नाम व्रतमीदृशम् ॥ १२ ॥

લોમશ ઋષિ કહે છે–હે દેવકિ ! પૂર્વે અયોધ્યા નગરીમાં નહુષ નામનો પ્રખ્યાત રાજા રાજ્ય કરતો હતો. તેની સ્ત્રી ચંદ્રમુખી નામની હતી. તે ઘણી રૂપવતી હતી.[૭] એ જ નગરીમાં વિષ્ણુગુપ્ત નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રી ભદ્રમુખી નામની હતી. તે ગુણવતી હતી.[૮] એ બ્રાહ્મણી તથા રાણી બન્નેને પરસ્પર ગાઢ પ્રીતિ હતી. એક દિવસ એ બન્ને સખીઓ સરયૂમાં સ્નાન કરવા ગઈ.[૯] ત્યારે બીજી પણ કેટલીક શહેરની સ્ત્રીઓ સ્નાન કરવા ગઈ હતી. તેઓએ સ્નાન કર્યા પછી મંડલ કરી તેની વચમાં શિવ અને પાર્વતીની મૂર્તિ કરી તેની ચંદન, પુષ્પ અને અક્ષતવડે ભક્તિથી વિધિપૂર્વક પૂજા કરી નમસ્કાર કરી તેઓ ઘેર જવા લાગી. એટલે પેલી બ્રાહ્મણી તથા રાણી બન્ને પૂછવા લાગી કે–હે બાઈઓ ! તમે આ શું કરો છો અને આ વ્રતનું નામ શું ?[૧૦-૧૨]

ता ऊचुः शंकरोऽस्माभिः पार्वत्या सह पूजितः । बद्ध्वा सूत्रमयं तंतुं शिवस्यात्मा निवेदितः ॥ १३ ॥ धारणीयमिदं तावद्यावत्प्राणविधारणम् । मुक्ताभरणकं नाम व्रतं संतानवर्धनम् ॥ १४ ॥ अस्माभिः क्रियते सख्यौ सुखसौभाग्यदायकम् । तासां तद्वचनं श्रुत्वा सख्यौ ते चापि देवकी ॥ १५ ॥ कृत्वा च समयं तत्र बद्ध्वा दोर्भ्यां सुदोरकम् । ततस्ताश्च गृहं जग्मुः स्वसखीभिः समावृताः ॥ १६ ॥ कालेन महता तस्यास्तद्व्रतं विस्मृतं शुभम् । चंद्रमुख्याः प्रमत्ताया विस्मृतः स तु दोरकः ॥१७॥ भद्रमुख्यास्तथा भद्रे विस्मृतं सर्वमेव तत् । मृते कैश्चिदहोरात्रैः सा बभूव प्लवंगमी ॥ १८ ॥ मत्ताख्या कुक्कुटी जाता व्रतभंगाच्छुभानने । संभूय भूयः समयं प्राक्कृतं चक्रतुः सदा ॥ १९ ॥ कालेन पंचतां प्राप्ते सखीभावास्तथैव ते । अदेवमातृके देशे जाते गोकुलसंज्ञके ॥ २० ॥ ब्राह्मणी ब्राह्मणी जाता क्षत्रिया क्षत्रिया तथा । राज्ञी जाया बभूवाथ पृथ्वीनाथस्य वल्लभा ॥ २१ ॥ ईश्वरी नामविख्याता याऽऽसीच्चंद्रमुखी पुरा । नाम्ना भद्रमुखी याऽऽसीद्भूषणानाम साऽभवत् ॥२२॥ अग्निमीलस्य सा दत्ता पित्रा तस्य पुरो-

षसः । अतीव वल्लभा चासीद्भूषणा भूषणप्रिया ॥ २३ ॥ भूषणा भूषणवरै रूपेणालंकृता स्वयम् । तस्यां बभूवुरष्टौ च पुत्राः सर्वगुणान्विताः ॥ २४ ॥ मातृवद्रूपसंपन्नाः पितृवद्धर्मशीलिनः । सख्यौ ते चैव तद्रूप जाते जातिस्मरं किल ॥ २५ ॥ पुनर्निरंतरा प्रीतिस्तयोरासीद्यथा पुरा । काले बहुतिथे याते त्यक्ताशा त्यक्तयौवना ॥ २६ ॥ मध्ये वयसि राज्ञी सा पुत्रमेकमजीजनत् । ईश्वरी रोगिणं मूकं प्रज्ञाहीनं च विस्वरम् ॥ २७ ॥ तादृशोपि महाभागे मृतोऽसौ नववार्षिकः । ततस्तां भूषणा द्रष्टुमीश्वरीं पुत्रदुःखिताम् ॥ २८ ॥ सखिभावादतिस्नेहात्पुत्रैः स्वैः परिवारिता । अमुक्ताभरणा भद्रा स्वरूपेणैव भूषिता ॥ २९ ॥ ( साहि भद्रा द्विजस्याभूद्भार्या भूषणनामिका । पुरा हि तस्याः कालेन कुक्कुटी बहुपुत्रिणी । ) तां दृष्ट्वा तादृशीं भव्यां प्रजज्वालेश्वरी रुषा ॥ ३० ॥

સ્ત્રીઓ બોલી–અમે શંકર અને પાર્વતીની પૂજા કરી અને આ સૂતરનો દોરો બાંધી, શંકરને આત્માનું અર્પણ કર્યું છે.[૧૩] આ વ્રતનું નામ મુક્તાભરણ છે. એ વ્રત કરવાથી વંશની વૃદ્ધિ થાય છે. માટે મરણ પર્યંત આ વ્રત ધારણ કરવું.[૧૪] હે સખીઓ ! આ વ્રત, સુખને અને સૌભાગ્યને આપનાર છે, માટે અમે એ વ્રત કરીએ છીએ.[૧૫] એવી રીતનાં વચનો સાંભળી એ બન્ને સખીઓ પણ વ્રત કરવાની પ્રતિજ્ઞા કરી, હાથમાં દોરો બાંધી, સર્વ સ્ત્રીઓની સાથે ઘેર ગઈ.[૧૬] ઘણો વખત થવાથી પ્રમાદી ચંદ્રમુખી તે વ્રત અને દોરો ભૂલી ગઈ.[૧૭] તેમ જ ભદ્રમુખી પણ તે સઘળું ભૂલી ગઈ. કેટલાક દિવસો થયા પછી, ચંદ્રમુખી મરણ પામી, અને તેને વ્રતના ભંગથી વાનરીનો અવતાર આવ્યો[૧૮] અને ભદ્રમુખીને મરણ પામ્યા પછી કુકડીનો અવતાર આવ્યો. કર્મયોગે એ બંને એકઠી થઈ અને પૂર્વ જન્મમાં કરેલી વ્રતની પ્રતિજ્ઞા ફરીથી કરી.[૧૯] ત્યારબાદ એ બન્ને સખીઓ હતી, તેથી બેઉ સાથે જ મરણ પામી; અને ગોકુળ દેશ કે જેમાં નદીના જળથી અનાજ પાકે છે તેમાં જન્મી.[૨૦] જે બ્રાહ્મણી હતી તે બ્રાહ્મણને ઘેર જન્મી અને ક્ષત્રિયાણી હતી તે ક્ષત્રિયને ઘેર જન્મી. પૂર્વે ચંદ્રમુખી હતી તે આ જન્મમાં ઈશ્વરી નામથી પ્રસિદ્ધ થઈ અને રાજાની પ્રિય રાણી થઈ. તથા જે પૂર્વ જન્મમાં ભદ્રમુખી નામની બ્રાહ્મણી હતી તે આ જન્મમાં ભૂષણા નામથી પ્રસિદ્ધ થઈ.[૨૧–૨૨] તેને એના પિતાએ ઉપર કહેલા રાજાના અગ્નિમીલ નામના પુરોહિત(ગોર)ની સાથે પરણાવી હતી. એ ભૂષણા ઘણી સુંદર હતી અને તેને વળી ઘરેણાં બહુ જ પ્રિય હતાં, તેથી તે ઉત્તમ ઘરેણાં પહેરતી હતી ને તેથી વિશેષ શોભતી હતી.[૨૩] તેને આઠ પુત્રો થયા–જે સર્વ વિદ્યાસંપન્ન, માના જેવા રૂપવાન હતા અને પિતા જેવા ધર્મિષ્ઠ તથા સારા સ્વભાવવાળા હતા.[૨૪] એ બન્ને સખીઓને પૂર્વ જન્મનું સ્મરણ હતું.[૨૫] તેથી આ જન્મમાં તેઓ સખીઓ થઈ અને બન્નેને પરસ્પર ગાઢ પ્રીતિ થઈ. વખત વીતતાં ઈશ્વરી રાણીની જુવાની ઉતરી ગઈ અને પુત્ર થવાની આશા પણ ગઈ હતી.[૨૬] તેવા સમયમાં એક પુત્ર થયો, પણ તે રોગી, મૂંગો અને જડ હતો.[૨૭] તે પણ નવ વર્ષનો થઈ મરણ પામ્યો, તેથી તેની પાસે શોક કરવા પોતાના પુત્રો સાથે બ્રાહ્મણની સ્ત્રી ભૂષણા આવી; કારણ કે રાણી તેની બહેનપણી હતી માટે તેમને ઘણો સ્નેહ હતો.[૨૮] તે બ્રાહ્મણી જો કે શોક કરવા માટે આવી હતી, તોપણ અલંકાર ઉતાર્યા વગર આવી હતી અને વળી જન્મથી જ સુંદર હતી.[૨૮–૨૯] જે પહેલા જન્મમાં ભદ્રા નામની બ્રાહ્મણની પત્ની હતી અને બીજા જન્મમાં કુકડી થઈ હતી તે જ ત્રીજા જન્મમાં ઘણા પુત્રોવાળી ભૂષણા નામની બ્રાહ્મણની સ્ત્રી થઈ હતી. ઘણી સુંદર અને પુત્રો સાથે આવેલી તેને જોઈ, રાણી ઈશ્વરી ઈર્ષ્યાથી બળવા લાગી.[૩૦]

ततो गृहं प्रेषयित्वा ब्राह्मणीं तीव्रमत्सरा । चिंतयामास सा राज्ञी तस्याः पुत्रवधं प्रति ॥ ३१ ॥ निश्चित्य चेतसा क्रूरा घातयामास तत्सुतान् । कस्मिंश्चिद्दिवसे सा च तानाहूय गृहं प्रति ॥ ३२ ॥ भोजनस्य मिषात्तेषामन्नमध्ये विषं ददौ । तत्पुत्रा हृष्टवदना भुक्त्वाऽन्नं गृहमागताः ॥ ३३ ॥ सामर्थ्याद्व्रतराजस्य मातुर्न निधनं गताः । पुनस्तान्प्रेषयामास यमुनाया ह्रदं प्रति ॥ ३४ ॥ तच्छिक्षिता ह्रदे भृत्याः पातयंतिस्म पुत्रकान् । जानुदघ्नाऽभवत्सा तु यमुना तत्प्रभावतः ॥ ३५ ॥ पुनः सा पापचित्ता स्वान् भृत्यानाहूय यत्नतः । शपथैः कृत्वाऽथ तानूचे वधस्तेषां विधीयताम् ॥ ३६ ॥ तथेत्युक्त्वा वनं गत्वा तैः सार्कं दुष्टहृदयः । खड्गैस्तीक्ष्णैर्वधं तेषां कर्तुं ते पापवृत्तयः ॥ ३७ ॥ प्रहारान्निष्ठुरं चक्रुस्तत्पुत्रा हृष्टमानसाः । तेषां प्रहारास्तृणवज्जाता मातुः प्रभावतः ॥ ३८ ॥ एवं राज्ञी बहुतरान्युपायान् कृतवत्यथ । हता हताश्च ते पुत्राः पुनर्जीवंत्यनामयाः ॥ ३९ ॥ तदद्भुततरं दृष्ट्वा सखीमाहूय भूषणाम् । उपवेश्यासने श्रेष्ठे बहुमानपुरःसरम् ॥ ४० ॥ अपृच्छद्विस्मयाविष्टा राज्ञी सा मृतवत्सका । ब्रूहि तथ्यं महाभागे किं त्वया सुकृतं कृतम् ॥ ४१ ॥ दानं व्रतं तपो वापि शुश्रूषणमुपोषणम् । येन ते निहताः पुत्राः पुनर्जीवंत्यनामयाः ॥ ४२ ॥ तथाहि बहुपुत्रा च जीवद्वत्सा शुभानने । अमुक्ताभरणा नित्यं भर्तुश्चेतस्यवस्थिता । अतीव शोभसे भद्रे विद्युद्धर्मात्यये यथा ॥ ४३ ॥

એવી રીતે મોટી ઈર્ષ્યાવાળી રાણી, બ્રાહ્મણીને ઘેર મોકલી, તેના પુત્રોને જાનથી મારવાનો વિચાર કરવા લાગી.[૩૧] પછી એક દિવસે નિર્દય રાણીએ, બ્રાહ્મણીના પુત્રોને ભોજનના બહાનાથી બોલાવી, ભોજનમાં ઝેર

આપ્યું.[૩૨] પણ માએ કરેલાં વ્રતના પ્રભાવથી તેઓ મુવા નહિ અને હસતા રમતા ઘેર આવ્યા. ત્યારે રાણીએ નોકરને કહી યમુનામાં ડુબાવવા માટે તેઓને મોકલ્યા.[૩૩-૩૪] તેથી નોકરોએ છોકરાઓને યમુનામાં નાખ્યા, પણ પેલા વ્રતના પ્રભાવથી યમુનામાં ઘુંટણ જેટલું જળ થઇ ગયું.[૩૫] ત્યારે રાણીએ ફરીથી નોકરોને ખાનગીમાં બોલાવી કહ્યું કે, તેઓને હથીઆરોથી ઠાર મારો.[૩૬] એવી રીતના હુકમથી પાપ બુદ્ધિવાળા નોકરો છોકરાઓને વનમાં લઇ ગયા અને તેઓ ઉપર સજાવેલાં તીક્ષ્ણ હથીઆરોના જોરથી ઘા કર્યા. પણ વ્રતના પ્રભાવથી, તૃણના પ્રહારની પેઠે થોડી પણ પીડા વગર સૌ હસતા રમતા ઘેર આવ્યા.[૩૭-૩૮] એવી રીતે બ્રાહ્મણીના પુત્રોને મારવા માટે રાણીએ ઘણા ઘણા ઉપાયો કીધા, પણ તે સઘળા ફોકટ ગયા. કારણ કે તેઓ કોઇ ઉપાયથી મરતા નહિ હતા, પણ નિરોગ અને વિદ્યમાન રહેતા હતા.[૩૯] એ પ્રકારનું આશ્ચર્ય જોઇ, સખી ભૂષણાને બોલાવી, માનપૂર્વક ઉત્તમ આસન ઉપર બેસાડી તે વિસ્મયથી પૂછવા લાગી[૪૦] કે—હે સખિ ! હે મહાભાગે ! સત્ય કહે કે, તેં શું પુણ્ય કરેલું છે? શું દાન કરેલું છે? શું વ્રત કરેલું છે? વા શું તપ કરેલું છે?[૪૧] કે કોઇની સેવા કરી છે? વા ઉપવાસ કરેલા છે? કે જેના પ્રભાવથી મારી નંખાવેલા તારા પુત્રો જીવતા થાય છે અને પીડારહિત થાય છે![૪૨] તેમ જ હે સખિ! જેના પ્રભાવથી તને ઘણા પુત્રો થયા છે અને સઘળા જીવતા છે. તું ઘરેણાં ઉતારતી નથી, પતિને પણ બહુ પ્રિય છે અને શરદ્ ઋતુમાં વીજળીની પેઠે ઘણી શોભે છે, તેનું કારણ શું છે, તે મને કહે.[૪૩]

भूषणोवाच—शृणु देवि प्रवक्ष्यामि जन्मांतरविचेष्टितम् ॥ ४४ ॥ किं तद्धि विस्मृतं सर्वमयोध्यायां कृतं हि यत् । आवाभ्यां व्रतवैकल्यं प्रमत्ताभ्यां वरानने ॥ ४५ ॥ येन त्वं प्लवगी जाता जाताऽहं कुक्कुटी तथा । तथापि व्रतवैकल्यं त्वया चापल्यतः कृतम् ॥ ४६ ॥ मया तु सर्वभावेन चेतसाऽऽध्याय शंकरम् । तिर्यग्योन्यनुतापेन मनोवृत्त्या व्रतं स्थितम् ॥ ४७ ॥ एतद्धि कारणं भद्रे नान्यत्किंचित्करोम्यहम् । लोमश उवाच—इत्याकर्ण्य वचः स्मृत्वा पूर्वजन्मविचेष्टितम् ॥ ४८ ॥ ईश्वरी च तया सार्द्धं पुनः सम्यक् चकार ह । व्रतस्यास्य प्रभावेण पुत्रपौत्रादिसंभवम् ॥४९॥ भुक्त्वा तु सौख्यमतुलं मृता शिवपुरं गता । तस्मात्त्वमपि कल्याणि व्रतमेतत्समाचर ॥ ५० ॥ आरब्धेऽस्मिन्व्रते दिव्ये जीवत्पुत्रा भविष्यसि ॥ देवक्युवाच—ब्रह्मन्नाख्याहि मे सम्यग्व्रतमेतत्सुखप्रदम् । संतानवृद्धिकरणं शिवलोकस्थितिप्रदम् ॥ ५१ ॥

ભૂષણા કહે છે—હે દેવિ ! આગલા જન્મની વાત કહું છું તે સાંભળ.[૪૪] હે સુંદર મુખવાળી ! આપણે અયોધ્યામાં જે વ્રત કર્યું હતું, તે સઘળું તું ભૂલી ગઇ.[૪૫] એ વ્રત આપણા પ્રમાદથી પૂરું થયું નહીં. જેથી તું બીજા જન્મમાં વાનરી અને હું કુકડી થઇ હતી. ચાંચલ્યથી વાનરયોનિમાં પણ તેં એ વ્રત પૂરું કર્યું નહીં.[૪૬] અને મેં તો કુકડાંની યોનિમાં જન્મ આવવાના દુઃખથી ભક્તિથી ચિત્તમાં શંકરનું ધ્યાન કરી, મનથી જ એ વ્રત પૂરું કર્યું હતું.[૪૭] તેથી જ મને પુત્ર વગેરેનું સુખ મળ્યું છે; કારણ કે એ વ્રત શિવાય બીજું કંઇ પણ હું કરતી નથી. લોમશ ઋષિ કહે છે—એવી રીતનાં વચન સાંભળી, પૂર્વ જન્મમાં થયેલી હકીકતને યાદ કરી રાણીએ બ્રાહ્મણીની સાથે ફરીથી વિધિ પ્રમાણે એ વ્રત કર્યું તેથી તેને આ લોકમાં પુત્ર પૌત્ર વગેરેનું અતિ ઉત્તમ સુખ મળ્યું;[૪૮-૪૯] અને અંતે શિવલોકની પ્રાપ્તિ થઇ. માટે હે દેવકિ ! તમે પણ આ વ્રત કરો,[૫૦] કે જે દિવ્ય વ્રતથી તમારા પુત્રો જીવતા રહેશે. દેવકી કહે છે—હે મહારાજ ! મુક્તાભરણવ્રત જે સુખ આપનાર છે, સંતાનની વૃદ્ધિ કરનાર છે અને શિવલોકની પ્રાપ્તિ કરાવનાર છે, તે વ્રતનો વિધિ મને કહો.[૫૧]

लोमश उवाच—भद्रे भाद्रपदे मासि सप्तम्यां सलिलाशये ॥ ५२ ॥ स्नात्वा शिवं मंडलके लेखयित्वा तथाऽम्बिकाम् । भक्त्या संपूज्य समयं कुर्याद्बद्ध्वा करे गुणम् ॥ ५३ ॥ यावज्जीवं मयाऽऽत्मा तु शिवस्य विनिवेदितः । इत्येवं समयं कृत्वा ततः प्रभृति दोरकम् ॥ ५४ ॥ सौवर्णं राजतं वापि सौत्रं वा धारयेत्करे । मंडकान्वेष्टकान्दद्यान्मासे पक्षेऽथ वाऽब्दके ॥ ५५ ॥ स्वयं तांश्चैव भुञ्जीत व्रतभंगभयाच्छुभे । प्रतिमासं तु सप्तम्यां शुक्लपक्षे विशेषतः ॥ ५६ ॥ कुर्यादेवं व्रतं भद्रे वर्षांतेऽपि तु देवकि । पारिते मुद्रिकां चैव हैमीं रूप्यां स्वशक्तितः ॥ ५७ ॥ ताम्रपात्रोपरि स्थाप्य ब्राह्मणाय निवेदयेत् । आचार्याय विशेषेण सुवर्णस्यांगुलीयकम् ॥ ५८ ॥ पुष्पकुंकुमसिंदूरतांबूलांजनसूत्रकैः । सुवासिनीं पूजयेच्च व्रतसंपूर्तिहेतवे ॥ ५९ ॥ ( सहार्थे तृतीया ) एवं तत्पारयित्वा तु व्रतं संततिवर्द्धनम् । सर्वपापविनिर्मुक्ता भुक्त्वा सौख्यमनामयम् ॥ ६० ॥ संतानं वर्द्धयित्वा च शिवलोके महीयते । एतत्ते सर्वमाख्यातमाख्यानसहितं व्रतम् ॥ ६१ ॥ कुरु देवकि यत्नेन जीवत्पुत्रा भविष्यसि ॥

લોમશ ઋષિ કહે છે—કલ્યાણકારક ભાદરવા માસમાં સાતમને દિવસે જલાશયમાં સ્નાન કરી,[૫૨] મંડલમાં શિવ પાર્વતીની મૂર્તિ આલેખી, ભક્તિથી તેની પૂજા કરવી. પછી 'મારો આત્મા જીવતાં સુધી શિવને અર્પણ કરું છું,' એવી પ્રતિજ્ઞા કરવી,[૫૩-૫૪] હાથે સોનાનો, રૂપાનો વા સુતરનો દોરો નિરંતર બાંધી રાખવો. પંદર દિવસ સુધી, વા માસ સુધી અથવા વર્ષ સુધી ખડમંડા તથા ગુંઝાં આપવાં અને પોતે પણ ખાવાં.[૫૫] વ્રતનો

ભંગ ન થાય, તેને માટે બહુ તજવીજ રાખવી. એ પ્રકારે પ્રત્યેક માસની શુદિ સાતમને દિવસે એક વર્ષ સુધી વ્રત કરવું.[૫૬] વર્ષ પૂરું થાય ત્યારે પોતાની શક્તિ પ્રમાણે સોનાની વા રૂપાની વીંટી, ત્રાંબાના પાત્રમાં રાખી બ્રાહ્મણને આપવી. વિશેષે કરી આચાર્યને સુવર્ણની વીંટી આપવી.[૫૭-૫૮] પછી વ્રત પૂરું થવા માટે પુષ્પ, કંકુ, સિંદુર, તાંબૂલ, કાજળ અને દોરાવતી સુવાસિનીની પૂજા કરવી.[૫૯] એવી રીતથી જે માણસ વ્રત પૂર્ણ કરે છે તેનો વંશ વધે છે, સઘળાં પાપ છૂટી જાય છે, અને તે આ લોકમાં ઘણું સુખ ભોગવી અંતે શિવલોકમાં પૂજાય છે. હે દેવિ ! હે દેવકિ ! એવી રીતે વ્રતનો પ્રકાર તથા કથા સઘળું કહી સંભળાવ્યું[૬૦-૬૧] માટે સાવધાનીથી એ વ્રત કરો, તેથી તમારા પુત્રો જીવતા રહેશે.

कृष्ण उवाच—इत्युक्त्वा तु मुनिश्रेष्ठस्तत्रैवांतरधीयत ॥ ६२ ॥ चकार सर्वं यत्नेन यदुक्तं तेन धीमता । व्रतस्यास्य प्रभावेण देवकी मामजीजनत् ॥६३॥ तस्मात्पार्थ नरैः कार्यं स्त्रीभिः कार्यं विशेषतः । व्रतं पापप्रशमनं सुखसंततिवर्द्धनम् ॥ ६४ ॥ इदं यः शृणुयाद्भक्त्या यश्चैतत्प्रतिपादयेत् । व्रतमाख्यानसहितं सोऽपि पापैः प्रमुच्यते ॥ ६५ ॥ आख्यानकं व्रतमिदं सुखमोक्षकामा या स्त्री चरिष्यति शिवं हृदये निधाय । दुःखं विहाय बहुशो गतकल्मषौघा सा स्त्री व्रताद्भवति शोभनजीववत्सा ॥६६॥ इति हेमाद्रौ भविष्ये मुक्ताभरणसप्तमीव्रतं संपूर्णम् ॥

શ્રીકૃષ્ણ કહે છે—એટલું કહી મુનિરાજ ત્યાં જ અંતર્હિત થઈ ગયા.[૬૨] પછી બુદ્ધિમાન્ મુનિરાજના કહેવા પ્રમાણે દેવકીએ સાવધાનીથી વ્રત કરી મને ઉત્પન્ન કર્યો.[૬૩] માટે હે યુધિષ્ઠિર ! પુરુષે તથા વિશેષે કરી સ્ત્રીએ પાપ દૂર કરનાર અને સુખ તથા સંતતિને વધારનાર મુક્તાભરણ વ્રત કરવું.[૬૪] જે માણસ વ્રતસહિત આ કથા ભક્તિથી સાંભળે વા સંભળાવે છે, તે પણ પાપથી મુક્ત થાય છે.[૬૫] જે સ્ત્રી સુખની અને મોક્ષની ઇચ્છાથી શિવને હૃદયમાં રાખી આ વ્રત કરે તેનાં સઘળાં પાપો દૂર થાય છે અને તેનાં સંતાન જીવે છે.[૬૬] એ પ્રકારે હેમાદ્રિમાં ભવિષ્યપુરાણમાં કહેલું મુક્તાભરણસપ્તમીનું વ્રત કહેલું છે.

## ૪ બિલીની શાખાનાં પ્રવેશપૂજન વગેરે

अथ आश्विनशुक्लसप्तम्यां बिल्वशाखाप्रवेशपूजनादि ॥ अत्र च सप्तमी उदयव्यापिनी ग्राह्या ॥ युगाद्या वर्षवृद्धिश्च सप्तमी पार्वतीप्रिया ॥ रवेरुदयमीक्षंते न तत्र तिथियुग्मता ॥ इति प्रतापमार्तंडे भविष्योक्तेः ॥ ( वर्षवृद्धिर्जन्मतिथिः )

આશો શુદિ સાતમને દિવસે બિલ્વશાખા (બીલીની શાખા)નાં પ્રવેશપૂજન વગેરે કહેલાં છે. આ સપ્તમી સૂર્યોદયવ્યાપિની લેવી; કારણ કે 'યુગાદિ તિથિ, જન્મતિથિ અને પાર્વતીને પ્રિય તિથિ સૂર્યોદયને જુવે છે (સૂર્યોદય વખતની એ તિથિઓ લેવી), માટે તેમાં તિથિયુગ્મતા એટલે યુગ્મવાક્યની કાંઈ જરૂર નથી.' એવી રીતે પ્રતાપમાર્તંડમાં ભવિષ્યપુરાણનું વચન કહેલું છે.

## ૫ સરસ્વતીનું આવાહન, પૂજન તથા વિસર્જન

तत्रैव मूलनक्षत्रे पुस्तकस्थापनमुक्तं रुद्रयामले—मूलऋक्षे सुराधीश पूजनीया सरस्वती ॥ पूजयेत्प्रत्यहं देव यावद्वैष्णवमृक्षकम् ॥ नाध्यापयेन्न च लिखेन्नाधीयीत कदाचन । पुस्तके स्थापिते देव विद्याकामो द्विजोत्तमः ॥ अहं भद्रा च भद्राहं नावयोरंतरं क्वचित् । सर्वसिद्धिं प्रदास्यामि भद्रायां चर्चितास्म्यहम् ॥ संग्रहे—आश्विनस्य सिते पक्षे मेधा नाम सरस्वती ॥ मूलेनावाहयेद्देवीं श्रवणेन विसर्जयेत् ॥ इति सरस्वतीपूजनम् ॥

આશો શુદિ સાતમને દિવસે મૂલ નક્ષત્રમાં પુસ્તકની સ્થાપના કરવી, એમ રુદ્રયામલમાં કહેલું છે—'હે સુરાધીશ ! મૂલ નક્ષત્રમાં દેવીની સ્થાપના કરી પૂજા કરવી, તે શ્રવણ નક્ષત્ર સુધી કરવી. પુસ્તકની સ્થાપના થયા પછી સ્થાપના રહે ત્યાં સુધી વિદ્યાની ઇચ્છાવાળા બ્રાહ્મણે કોઈ વખતે ભણવું નહિ, લખવું નહિ અને ભણાવવું નહિ. હું ભદ્રા છું, અને ભદ્રા તે હું છે. ભદ્રામાં અને મારામાં કાંઈ ભેદ નથી, માટે ભદ્રામાં મારી પૂજા કરવાથી હું સઘળી સિદ્ધિ આપું છું.* સંગ્રહમાં લખ્યું છે કે આશ્વિન માસના શુકલ પક્ષમાં, મૂલ નક્ષત્રમાં, મેધા નામની સરસ્વતી દેવીની સ્થાપના કરવી અને શ્રવણ નક્ષત્રમાં તેનું વિસર્જન કરવું.' એવી રીતે સરસ્વતીપૂજન કહેલું છે.

## ૬ રથસપ્તમીનું વ્રત

अथ रथसप्तमीव्रतम् ॥ अस्यां स्नानविधिः—तच्च अरुणोदयव्यापिन्यां कार्यम् ॥ तदुक्तं मदनरत्ने स्मृतिसंग्रहे—सूर्यग्रहणतुल्या सा शुक्ला माघस्य सप्तमी ॥ अरुणोदयवेलायां स्नानं तत्र महाफलम् ॥ १ ॥ माघे मासि सिते पक्षे सप्तमी कोटिपुण्यदा । कुर्यात्स्नानार्घ्यदानाभ्यामायुरारोग्यसंपदः । दिनद्वये अरुणोदयव्याप्तिस्त्वे पूर्वैव ॥ २ ॥ एतद्विधिस्तु भविष्ये । कृत्वा षष्ठ्यामेकभक्तं सप्तम्यां निश्चलं जलम् । रात्र्यंते चालयेद्धास्त्रं दत्त्वा शिरसि दीपकम् ॥ ३ ॥ तथा जलं प्रकम्प्य—न केन चाल्यते यावत्तावत्स्नानं समाचरेत् । सौवर्णे राजते ताम्रे भक्त्यालाबुमयेऽथवा ॥ ४ ॥ तैलेन वर्तिदीतव्या महारजनरंजिता । समाहितमना भूत्वा दत्त्वा शिरसि दीपकम् । भास्करं हृदये ध्यात्वा इमं मन्त्रमुदीरयेत् ॥ ५ ॥

* આ શ્લોક ક્ષેપક જણાય છે ને તેનો કશો પણ સમ્બન્ધ જણાતો નથી.

આ દિવસે સ્નાન કહેલું છે. એ સ્નાન અરુણોદય વખતની સપ્તમીમાં કરવું, એમ મદનરત્નમાં સ્મૃતિસંગ્રહમાં કહેલું છે. માઘ શુદિ સપ્તમી સૂર્યગ્રહણના જેવી છે, એટલે એ મોટો પુણ્ય દિવસ છે, માટે તે દિવસે અરુણોદય વખતે સ્નાન કરવાથી મોટું ફલ થાય છે.[1] માઘ માસની શુક્લ સપ્તમી કોટિગણું પુણ્ય આપનાર છે, માટે તે દિવસે સ્નાન કરવાથી અને અર્ઘ્ય આપવાથી સમૃદ્ધિ અને આયુષ્ય વધે છે ને આરોગ્ય રહે છે. બેય દિવસે અરુણોદય વખતે સપ્તમી હોય તો પૂર્વ દિવસે લેવી.[2] તેનો પ્રકાર ભવિષ્યપુરાણમાં લખ્યો છે કે—'છઠ્ઠને દિવસે એક વખત ભોજન કરવું. સાતમને દિવસે મળસકામાં ઉઠી માથે દીવો લઇ નિશ્ચલ જલને ચલાવવું.'[3] એવી રીતનો ઉપક્રમ કરી કોઇએ જલ ન ચલાવ્યું હોય તેની પહેલાં સ્નાન કરવું.[4] સોનાનાં, રૂપાનાં, ત્રાંબાનાં વા તુંબડાનાં પાત્રમાં કસૂંબાવડે રંગેલી વાટ નાખી તેલનો દીવો કરી મન સ્થિર કરી, માથે દીવો લઈ હૃદયમાં સૂર્યનું નીચે પ્રમાણે ધ્યાન કરવું.[5]

नमस्ते रुद्ररूपाय रसानां पतये नमः । वरुणाय नमस्तेऽस्तु हरिदश्व नमोऽस्तु ते । जले परिहरेद्दीपं ध्यात्वा संतर्प्य देवताः—इति ॥ ६ ॥ लोलार्के रथसप्तम्यां स्नात्वा गंगादिसंगमे । सप्तजन्मकृतैः पापैर्मुक्तो भवति तत्क्षणात् इति गर्गः ॥ ७ ॥ षष्ठीसप्तमीसंयोगे वारश्चेदंशुमालिनः । योगोऽयं पद्मको नाम सहस्रार्कग्रहैः समः ॥८॥ एतच्च स्नानं तिथ्यादिस्मरणानंतरं शिष्टाचारात् । इक्षुदंडेन जलं चालयित्वा सप्तार्कपत्राणि सप्त बदरीपत्राणि च शिरसि निधाय स्नायात् ।

'હે સૂર્ય ! આપ રુદ્રરૂપ છો, રસના પતિ છો અને વરુણરૂપ છો તેને હું નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણી દીવો જલમાં મૂકી દેવો. પછી ધ્યાન કરી દેવને તૃપ્ત કરવા.[6] રથસપ્તમીને દિવસે લોલાર્ક વા ગંગા વગેરેનાં સંગમમાં સ્નાન કરવાથી તત્કાળ સાત જન્મનાં પાપો છૂટી જાય છે, એવું ગર્ગનું કહેવું છે.[7] જો ષષ્ઠીના યોગવાળી સપ્તમીને દિવસે રવિવાર આવે તો પદ્મકયોગ કહેવાય છે. તે પદ્મકયોગ હજાર સૂર્યગ્રહણના જેવો છે. એ દિવસે સ્નાન કરવું તે, તિથિ વગેરેનું સ્મરણ કર્યા પછી કરવું. કારણ કે તેવો શિષ્ટાચાર છે.[8] શેરડીના સાંઠાવતી જલને હલાવી બોરડી અને આકડાનાં સાત સાત પાંદડાં માથે રાખી, સ્નાન કરવું. અને નીચેનો મંત્ર ભણવો—

तत्र मन्त्रः—यद्यज्जन्मकृतं पापं मया सप्तसु जन्मसु । तन्मे रोगं च शोकं च माकरी हंतु सप्तमी ॥९॥ स्नानानंतरमर्घ्यं च दातव्यं मन्त्रपूर्वकम् ॥ १० ॥ सप्तसप्तिवहप्रीतसप्तलोकप्रदीपन । सप्तम्या सहितो देव गृहाणार्घ्यं दिवाकर । अर्घ्यम् ॥ ११ ॥ जननी सर्वभूतानां सप्तमी सप्तसप्तिके । सप्तव्याहृतिके देवि नमस्ते सूर्यमंडले । प्रार्थना । इति स्नानविधिः ॥ १२ ॥ अनेनैव तु मन्त्रेण पूजयेच्च दिवाकरम् । कृत्वा षोडशधा राजन् सप्ताश्वरथमंडले ॥ १३ ॥

'આ સપ્તમી (વ્રતથી) મેં સાત જન્મમાં જે જે પાપો કર્યાં હોય તે સઘળાં પાપો, રોગ અને શોકનો નાશ કરો' એ મંત્ર ભણી સ્નાન કરવું.[9-10] પછી 'હે સૂર્ય ! આપ કે જે સાત ઘોડા ઉપર બેસનાર છો, સાત લોકને પ્રકાશ કરી પ્રસન્ન કરનાર છો, તે આપ સપ્તમી સહિત અર્ઘ્યનું ગ્રહણ કરો,' એ મંત્રથી અર્ઘ્ય આપવો.[11] 'હે સપ્તમી ! તમે સર્વ પ્રાણીઓનાં માતા છો, સાત ઘોડાવાળાં છો, સાત વ્યાહૃતિરૂપ છો, દેવી છો અને સૂર્યમંડળરૂપ છો ,તેને હું નમસ્કાર કરું છું,' એ મંત્રથી પ્રાર્થના કરવી. એવી રીતે સ્નાનવિધિ કહેલો છે.[12] હે રાજન્ ! સૂર્યમંડલમાં સોળ પ્રકારે એ મંત્ર ભણી સૂર્યની પૂજા કરવી.[13]

## રથસપ્તમીની કથા

अथ कथा ॥ युधिष्ठिर उवाच—कथं सा क्रियते कृष्ण मनुष्यै रथसप्तमी । चक्रवर्तित्वफलदा या हि ख्याता त्वया मम ॥ १ ॥ कृष्ण उवाच—आसीत्कांबोजविषये यशोवर्मा नराधिपः । वृद्धे वयसि तस्यासीत्सर्वव्याधियुतः सुतः ॥ २ ॥ तत्कर्मपाकं सोऽपृच्छद्विनीतो द्विजपुंगवम् । स प्राह राजन्वैश्योऽयं कृपणः पूर्वजन्मनि ॥ ३ ॥ ददर्श रथसप्तम्याः क्रियमाणं व्रतं नृप । व्रतदर्शनमाहात्म्यादुत्पन्नो जठरे तव ॥ ४ ॥ अदाता विभवे यस्मात्तेनायं व्याधितोऽभवत् । ततः स राजा पप्रच्छ किमेतस्य विधीयताम् ॥ ५ ॥ ब्राह्मण उवाच—यस्य संदर्शनात्प्राप्तो लोभी तव निकेतनम् । तदेव क्रियतां राजन् रथसप्तमिसंज्ञितम् ॥६॥ व्रतं पापहरं येन चक्रवर्तित्वमाप्यते । राजोवाच—ब्रूहि विप्र व्रतं कृत्स्नं सविधानं समन्त्रकम् ॥ रोगिणां च दरिद्राणां सर्वसंपत्प्रदायकम् ॥ ७ ॥

યુધિષ્ઠિર કહે છે—હે શ્રીકૃષ્ણ ! આ રથસપ્તમીનું વ્રત કરવાથી ચક્રવર્તિ રાજ્ય મળે છે એમ તમે કહ્યું, તે વ્રત મનુષ્યે કેવી રીતથી કરવું, તે મને કહો.[1] શ્રીકૃષ્ણ કહે છે—કાંબોજ દેશમાં યશોવર્મા નામનો એક રાજા હતો, તેને વૃદ્ધાવસ્થામાં રોગી પુત્ર થયો.[2] પુત્રની તેવી હાલત જોઇ, રાજાએ નમ્રતાપૂર્વક બ્રાહ્મણને પૂછ્યું ત્યારે બ્રાહ્મણે કહ્યું કે, હે રાજન્ ! આ તમારો પુત્ર પૂર્વ જન્મમાં વાણીઓ હતો. એ ઘણો લોભી હતો.[3] તેણે રથસપ્તમીનું વ્રત બીજા લોકો કરતા હતા તે જોયું હતું. તેના પ્રભાવથી જ એ તમારે ઘેર જન્મ્યો છે.[4] પણ પૂર્વજન્મમાં વૈભવવાળો છતાં લોભી હતો તેથી તે રોગી થયો છે. એવાં વચનો સાંભળી રાજાએ પૂછ્યું કે, હવે તેનો ઉપાય શું કરવો ?[5] બ્રાહ્મણ કહે છે—હે રાજન્ ! લોભી છતાં પણ જેનાં દર્શનથી તમારે ઘેર જન્મેલો છે એ જ રથસપ્તમીનું વ્રત કરવું. કારણ કે એ વ્રત સર્વ

પાપને હરનાર છે અને ચક્રવર્તિ રાજ્યને આપનાર છે.[૬] રાજા કહે છે–હે મહારાજ! જે વ્રત કરવાથી રોગીનો રોગ દૂર થાય છે અને દરિદ્રને ધન મળે છે, તે વ્રતના મંત્રો તથા સઘળો પ્રકાર કહો.[૭]

द्विज उवाच–शुक्लपक्षे तु माघस्य षष्ठ्यामामन्त्रयेद्गृही ॥ ८ ॥ स्नानं शुक्लतिलैः कार्यं नद्यादौ विमले जले । वापीकूपतडागेषु विधिवद्वर्णधर्मतः ॥ ९ ॥ देवादीन्पूजयित्वा तु गत्वा सूर्यालयं ततः । सूर्यं पूज्य नमस्कृत्य पुष्पधूपाक्षतैः शुभैः ॥ १० ॥ आगत्य भवनं पश्चात्पंचयज्ञांश्च निर्वपेत् । संभोज्यातिथिभृत्यांश्च बालवृद्धाश्रितान्स्वयम् ॥ ११ ॥ विद्यमाने दिनेऽश्नीयाद्वाग्यतस्तैलवर्जितम् । रात्रौ विप्रं समाहूय सर्वज्ञं वेदपारगम् ॥ १२ ॥ संपूज्य नियमं कुर्यात्सूर्यमाधाय चेतसि । सप्तम्यां तु निराहारो भूत्वा भोगविवर्जितः ॥ १३ ॥ भोक्ष्येऽष्टम्यां जगन्नाथ निर्विघ्नं तत्र मे कुरु । इत्युच्चार्य नृपश्रेष्ठ तोयं तोयेषु निक्षिपेत् ॥ १४ ॥ ततो विसृज्य तं विप्रं स्वपेद्भूमौ जितेंद्रियः । ततः प्रातः समुत्थाय कृत्वाऽवश्यं शुचिर्नरः ॥ १५ ॥ कारयित्वा रथं दिव्यं किंकिणीजालमालिनम् । सर्वोपस्करसंयुक्तं रत्नैः सर्वांगचित्रितम् ॥१६॥ कांचनं राजतं वाथ हयसारथिसंयुतम् । ततो मध्याह्नसमये कृतस्नानादिको व्रती ॥१७॥ अतिर्यङ्नवीक्षमाणस्तु पाषंडालापवर्जितः । सौरसूक्तं जपन्प्राज्ञः समागच्छेत्स्वमालयम् ॥ १८ ॥ निर्वृत्तनित्यकार्यस्तु कृत्वा ब्राह्मणवाचनम् । वस्त्रमंडपिकामध्ये स्थापयेत्तं रथोत्तमम् ॥ १९ ॥ कुंकुमेन सुगंधेन चर्चयित्वा समंततः । मालाभिः पुष्पदीपानां समंतात्परिवेष्टयेत् ॥ २० ॥ धूपेनागुरुमिश्रेण धूपयित्वा तथोपरि । रथस्य स्थापयेद्भानुं सर्वसंपूर्णलक्षणम् ॥ २१ ॥ वित्तानुरूपं हैमं च वित्तशाठ्यविवर्जितः । शाठ्याद्व्रजति वैकल्यं वैकल्याद्विफलं फलम् ॥ २२ ॥

બ્રાહ્મણ કહે છે–માઘ શુદિ છઠ્ઠને દિવસે નદી, તળાવ વાવ અને કુવા વગેરેના સ્વચ્છ જળમાં, ધોળા તલવડે વિધિથી સ્નાન કરવું.[૮–૯] પછી દેવ વગેરેની પૂજા કરી, સૂર્યના મંદિરમાં જવું. ત્યાં પુષ્પ, અક્ષત તથા ધૂપવડે સૂર્યની પૂજા કરી નમસ્કાર કરી ઘેર આવી પંચયજ્ઞ કરવા.[૧૦] પછી અતિથિ, બાલ, વૃદ્ધ, નોકર અને આશ્રિત વગેરેને જમાડી પોતે મૌન વ્રત લઇ દિવસ છતાં જમવું. તેમાં તેલનો પદાર્થ ખાવો નહીં. રાત્રિ પડ્યા પછી જે પૂર્ણ વેદ ભણેલો હોય અને સર્વજ્ઞ હોય, તેવા બ્રાહ્મણને બોલાવવો.[૧૧–૧૨] તેની પૂજા કરી હૃદયમાં સૂર્યનું ધ્યાન કરી હાથમાં જલ લઇ, 'હે જગન્નાથ! હું સપ્તમીને દિવસે ઉપવાસ કરીશ અને બીજા ભોગનો પણ ત્યાગ કરીશ ને અષ્ટમીને દિવસે ભોજન કરીશ, માટે તે મારું વ્રત નિર્વિઘ્ન કરો,' એવી રીતે સંકલ્પ કરી જલમાં જલ નાખવું.[૧૩–૧૪] પછી બ્રાહ્મણને વિદાય કરી, જિતેન્દ્રિય થઇ, પૃથ્વી ઉપર સુવું. બીજે દિવસે પ્રાતઃકાલમાં ઉઠી પવિત્ર થઇ આવશ્યક કર્મ કરી રત્નવડે જડેલો સોનાનો વા રૂપાનો દિવ્ય રથ તૈયાર કરાવવો.[૧૫] તેને ઘુઘરીઓથી શોભાવવો, અને બીજો પણ ઉપસ્કર પાસે રાખવો.[૧૬] પછી સોનાનો વા રૂપાનો ઘોડો અને સારથિ તૈયાર કરાવવો. પછી મધ્યાહ્ન થાય ત્યારે સ્નાન કરી સૂર્યસૂક્તનો પાઠ કરતાં કરતાં ઘેર આવવું. રસ્તામાં આડું અવળું જોવું નહીં, તેમ જ પાખંડ ભાષણ કરવું નહીં.[૧૭–૧૮] ઘેર આવી નિત્ય કર્મ કરી, સ્વસ્તિવાચન કરાવી કપડાંનો નાનો સરખો માંડવો બંધાવવો. તેની વચમાં રથ રાખવો, તેને ચારે તરફ સુગંધી ચંદન લગાડી પુષ્પની માળાવતી તથા દીપમાળથી વીંટવો;[૧૯–૨૦] અને અગુરુ ચંદનવાળો ધૂપ કરવો. એ રથની ઉપર યથાશક્તિ કરાવેલી અતિ સુંદર સોનાની સૂર્યની મૂર્તિની સ્થાપના કરવી. મૂર્તિ કરાવવામાં કે પૂજામાં, કપટથી જરા પણ લોભ કરવો નહીં; કારણ કે તેવી રીતે લોભ કરવાથી પૂર્ણ ફળ મળતું નથી.[૨૧–૨૨]

ततो देवं समभ्यर्च्य सरथं सहसारथिम् । पुष्पैर्धूपैस्तथा गंधैर्वस्त्रालंकारभूषणैः ॥ २३ ॥ फलैर्नानाविधैर्भक्ष्यैर्नैवेद्यैर्घृतपाचितैः । पूजयेद्भास्करं भक्त्या मन्त्रैरेभिस्त्रिभिः क्रमात् ॥ २४ ॥ भानो दिवाकरादित्य मार्तंड जगतां पते । अपांनिधे जगद्रक्ष भूतभावन भास्कर ॥ २५ ॥ प्रणतार्तिहराचिंत्य विश्वचिंतामणे विभो । विष्णो हंसादिभूतेश आदिमध्यांतकारक ॥२६॥ भक्तिहीनं क्रियाहीनं मंत्रहीनं जगत्पते । प्रसादात्तव संपूर्णमर्चनं यदिहाऽस्तु मे ॥ २७ ॥ एवं संपूज्य देवेशं प्रार्थयेत्स्वमनोगतम् । ददाति प्रार्थितं भानुर्भक्त्या संतोषितो नरैः ॥२८॥ वित्तहीनोऽपि विधिना सर्वमेतत्प्रकल्पयेत् । रथं ससारथिं साश्वं वर्णकैर्भित्तिलेखितम् ॥ २९ ॥ सौवर्णं च तथा भानुं यथाशक्त्या विनिर्मितम् । प्रागुक्तेन विधानेन पूजयित्वा सुविस्तरम् ॥३०॥ जागरं कारयेद्रात्रौ गीतवादित्रनिःस्वनैः । प्रेक्षणीयैर्विचित्रैश्च पुण्याख्यानकथादिभिः ॥ ३१ ॥ रथयात्रां प्रपश्येत भानोरायतनं श्रितः । अनिमीलितनेत्रस्तु नयेत्तां रजनीं बुधः ॥ ३२ ॥ प्रभाते विमले स्नात्वा कृतकृत्यस्ततो द्विजान् । तर्पयेद्विविधैः कामैर्दानैर्वासोविभूषणैः ॥ ३३ ॥ अश्वमेधेन तुल्यं तद्विदं ब्रह्मविदो विदुः । अतो देयानि दानानि यथाशक्त्या विचक्षणैः ॥ ३४ ॥ रथस्तु गुरवे देयो यथोपस्करसंयुतः । सरक्तवस्त्रयुगलो रक्तधेनुसमन्वितः ॥ ३५ ॥ एवं चीर्णव्रतो राजन् किं नाप्नोति जगत्त्रये । तस्मात्सर्वप्रयत्नेन कुरु त्वं रथसप्तमीम् ॥ ३६ ॥ येनारोग्यो भवेत्पुत्रस्त्वदीयो नृपसत्तम । व्रतस्यास्य प्रभावेण प्रसादाद्भास्करस्य च ॥३७॥ भविष्यति महातेजा महाबलपराक्रमः । भुक्त्वा भोगान् सुविपुलान् कृत्वा राज्यमकंटकम् ॥ ३८ ॥ दत्त्वासौ रथसप्तम्यां सूते त्वयि महाभुजः । उत्पाद्य पुत्रान् पौत्रांश्च

**सूर्यलोकं स यास्यति ॥ ३९ ॥ तत्र स्थित्वा कल्पमेकं चक्रवर्ती भविष्यति ॥**

સ્થાપના કર્યા પછી ચંદન, પુષ્પ, ધૂપ, વસ્ત્ર, અલંકાર, ફળ અને ઘીમાં તળેલાં નાના પ્રકારનાં નૈવેદ્યવડે પૂજન કરવું.[23–24] અને 'હે ભાનો ! હે દિવાકર ! હે આદિત્ય ! હે માર્તંડ ! હે જગતના પતે ! હે જળના ભંડાર ! હે જગતનું રક્ષણ કરનાર ! હે પ્રાણીઓનું કલ્યાણ કરનાર ! હે ભાસ્કર ! હે નમસ્કાર કરનારની પીડા હરનાર ! હે અચિંત્ય ! હે ચિંતામણે ! હે વિષ્ણો ! હે હંસ ! હે આદિભૂત ! હે ઈશ ! હે જગતના આદિ, મધ્ય અને અંત કરનાર ! હે જગત્પતે ! મેં જે પૂજન કર્યું, તે જો ભક્તિ વગરનું, ક્રિયા વગરનું અને મંત્ર વગરનું થયું હોય, તોપણ આપની કૃપાથી પૂર્ણ થાઓ,'[25–27] એ મંત્રો ભણી સૂર્યદેવની, સારથિની અને રથની પૂજા કરવી. એવી રીતે પૂજા કરી મનમાં જે હોય, તે માગી લેવું, કારણ કે ભક્તિથી પ્રસન્ન થયેલા સૂર્યદેવ મનોરથો પૂર્ણ કરે છે.[28] નિર્ધન મનુષ્યે પણ આ વ્રત વિધિથી કરવું. શક્તિ ન હોય તો, રથ, સારથિ અને ઘોડો રંગવડે ભીંતમાં આલેખવા.[29] શક્તિ પ્રમાણે સોનાનો સૂર્ય કરાવવો. પછી પ્રથમ કહેલા વિધિ પ્રમાણે વિસ્તારથી પૂજા કરવી.[30] રાત્રે જાગરણ કરવું, ગીત ગવરાવવાં, વાજાં વગડાવવાં, પુણ્ય કથા વાર્તા કરાવવી અને બીજા પણ કેટલાક જોવાલાયક ઉત્સવો કરવા.[31] સૂર્યનાં મંદિરમાં રહી રથયાત્રા જોવી. એવી રીતે નેત્ર વિંચ્યા વિના આખી રાત્રિ ગાળવી.[32] સવારે સ્નાન કરી કૃતકૃત્ય (ધારેલું કામ પાર પાડનાર) થઈ, દાન, વસ્ત્ર, અલંકાર વગેરે જે કાંઈ માગે, તે આપી બ્રાહ્મણોને પ્રસન્ન કરવા.[33] બ્રહ્મવેત્તા પુરુષો આ વ્રતને અશ્વમેધની તુલ્ય માને છે, એટલા માટે બુદ્ધિમાન્ પુરુષે એ દિવસે યથાશક્તિ દાન કરવાં.[34] પછી રથ તથા તેની સામગ્રી આચાર્યને આપવી. તેની સાથે બે લાલ વસ્ત્રો અને લાલ ગાય પણ આપવી.[35] હે રાજન્ ! એ પ્રકારે વ્રત કરનારને ત્રણે જગતમાં શું દુર્લભ છે ? (અર્થાત્ કાંઈ પણ નથી) એટલા માટે તમે પણ રથસપ્તમીનું વ્રત કરો,[36] જેથી તમારો પુત્ર નીરોગી થાય. આ વ્રતના પ્રભાવથી અને સૂર્યનારાયણની કૃપાથી તમારો પુત્ર મોટાં બળવાળો, પરાક્રમી અને તેજસ્વી થશે. તમારાં સો વર્ષો પૂરાં થયે નિષ્કંટક રાજ્યનું પાલન કરશે અને ઘણા ભોગ ભોગવશે. તેમ જ પુત્રપૌત્રને ઉત્પન્ન કરી રથસપ્તમીને દિવસે દાન કરી, સૂર્ય લોકને પ્રાપ્ત થશે.[37–39] ત્યાં એક કલ્પપર્યંત રહી પાછો ચક્રવર્તી રાજા થશે.

**कृष्ण उवाच–इति सर्वं समाख्याय तपोयुक्तो द्विजोत्तमः ॥ ४० ॥ यथागतं जगामासौ नृपः सर्वं चकार ह । यदादिष्टं द्विजेंद्रेण तत्तत्सर्वं बभूव ह ॥ ४१ ॥ एवं स चक्रवर्तित्वं प्राप्तवान्नृपनंदनः । श्रूयते यस्तु मांधाता पुराणेषु परंतपः ॥ ४२ ॥ य इदं शृणुयाद्भक्त्या श्रावयेच्च यथाविधि । तस्यैव तुष्यते भानुर्यच्छत्येवापि संपदः ॥ ४३ ॥ एवंविधं रथवरं वरवाजियुक्तं हैमं च हैमशतदीधितिना समेतम् । दद्याच्च माघसितसप्तमिवासरे यः सोऽखंगचक्रगतिरेव महीं भुनक्ति ॥ ४४ ॥ इति भविष्योत्तरे रथसप्तमीव्रतं संपूर्णम् ॥**

શ્રીકૃષ્ણ કહે છે–એટલું કહી તપસ્વી મહારાજ પોતાને રસ્તે પડ્યા. પછી રાજાએ તેના કહેવા પ્રમાણે સઘળું કર્યું, તેથી તપસ્વીએ જે કહ્યું હતું તે સઘળું ફળ મળ્યું.[40–41] મહાપ્રતાપી માંધાતા રાજા, પુરાણોમાં વર્ણવેલો છે. તે રાજાને આ રીતે વ્રત કરવાથી ચક્રવર્તિ રાજ્ય મળ્યું હતું.[42] જે પુરુષ ભક્તિથી, વિધિ પ્રમાણે આ ઇતિહાસ સંભળાવે અથવા સાંભળે, તેની ઉપર સૂર્યનારાયણ પ્રસન્ન થાય છે અને સંપત્તિ આપે છે.[43] એવી રીતે જે માણસ માઘ શુદિ સાતમને દિવસે સોનાના સૂર્યસહિત, સોનાના સારથિનું અને ઘોડાનું દાન કરે છે, તે મહાપ્રતાપી રાજા થઈ પૃથ્વીને ભોગવે છે.[44] એ પ્રમાણે **ભવિષ્યોત્તરપુરાણમાં** રથસપ્તમીનું વ્રત કહેલું છે.

---

## ૭ અચલાસપ્તમીવ્રત

**अत्रैव अचलासप्तमीव्रतम्–युधिष्ठिर उवाच–कथं स्त्रियः सुरूपाः स्युः सुभगाः सुप्रजास्तथा । पुण्यस्य महतश्चात्र सर्वमेतत्फलं यतः ॥ १ ॥ अल्पायासेन सुमहद्येन पुण्यमवाप्यते । स्त्रीभिर्माघे मम ब्रूहि स्नानं तद्धि जगद्गुरो ॥ २ ॥ श्रीकृष्ण उवाच–श्रूयतां भरतश्रेष्ठ रहस्यं मुनिभाषितम् । यन्मया कस्यचिन्नोक्तमचलासप्तमीव्रतम् ॥ ३ ॥ वेश्या चेंदुमती नाम रूपौदार्यगुणान्विता । आसीत्कुरुकुलश्रेष्ठ सगरस्य विलासिनी ॥४॥ सा वसिष्ठाश्रमं पुण्यं जगाम गजगामिनी । वसिष्ठमृषिमासीनं प्रणम्यानतकंधरा ॥५॥ कृतांजलिपुटा भूत्वा प्राहेदं जगतो हितम् । मया न दत्तं न हुतं नोपवासव्रतं कृतम् ॥ ६ ॥ भक्त्या न पूजितः शंभुः स्वामिन्शार्ङ्गधरो न च । सांप्रतं तप्यमानाया व्रतं किंचिद्वदस्व मे ॥ ७ ॥ येन दुःखांबुपंकौघादुत्तरामि भवार्णवात् । एतत्तस्याः सुबहुशः श्रुत्वाऽतिकरुणं वचः ॥८॥ कारुण्यात्कथयामास वसिष्ठो मुनिपुंगवः । माघस्य सितसप्तम्यां सर्वकामफलप्रदम् ॥ ९ ॥ रूपसौभाग्यजननं स्नानं कुरु वरानने । कृत्वा षष्ठयामेकभुक्तं सप्तम्यां निश्चलं जलम् ॥ १० ॥ रात्र्यंते चालयेथास्त्वं दत्वा शिरसि दीपकम् । माघस्य सितसप्तम्यामचलं चालितं च यत् ॥११॥ जलं मलानां सर्वेषां स्नानं प्रक्षालनं ततः । वसिष्ठवचनं श्रुत्वा तस्मिन्नहनि भारत ॥ १२ ॥ चकारेंदुमती स्नानं दानं सम्यग्यथाविधि । स्नानस्यास्य प्रभावेण भुक्त्वा**

भोगान्यथेप्सितान् ॥ १३ ॥ इंद्रलोकेऽप्सरोमध्ये नायिकात्वमवाप सा । अचलासप्तमीस्नानं कथितं ते विशांपते ॥ सर्वपापप्रशमनं सुखसौभाग्यवर्द्धनम् ॥ १४ ॥

એ જ માઘ શુદિ સપ્તમીને દિવસે અચલાસપ્તમીવ્રત કહેલું છે. યુધિષ્ઠિર કહે છે—હે શ્રીકૃષ્ણ ! હે જગદ્‌ગુરો ! જે વ્રત કરવાથી સ્ત્રીઓ રૂપવતી, સારાં ભાગ્યવાળી અને સારી પ્રજાવાળી થાય છે, જે કરવાથી ઘણું પુણ્ય થાય છે, જેમાં થોડી મેહનત અને મોટું ફળ મળે છે અને જેમાં સ્નાન મુખ્ય છે, તે માઘ માસનું વ્રત મને કહો.[१-२] શ્રીકૃષ્ણ કહે છે—હે યુધિષ્ઠિર ! મને ઋષિઓએ કહેલું છે પણ મેં કોઇને કહેલું નથી, માટે ગુપ્ત એવું અચલાસપ્તમીનું વ્રત તમને કહું છું તે સાંભળો.[३] મગધ દેશમાં ઇંદુમતી નામની વેશ્યા હતી. તે ઘણી રૂપવતી, ઉદાર અને ગુણવાળી હતી.[४] તે ગજગામિની (હાથીના જેવી ચાલનાર) વેશ્યા (એક દિવસે) પવિત્ર વસિષ્ઠ ઋષિના આશ્રમમાં ગઈ, અને ત્યાં બેઠેલા ઋષિ મહારાજને પ્રણામ કરી,[५] હાથ જોડી જગતના કલ્યાણ માટે કહેવા લાગી; હે મહારાજ ! મેં દાન, વ્રત, હોમ કે ઉપવાસ કરેલાં નથી,[६] તેમ જ ભક્તિથી શંકર કે નારાયણને પૂજ્યા નથી, તેથી મને હમણાં બહુ પશ્ચાત્તાપ થાય છે,[७] માટે આ સંસારરૂપી સાગરના દુઃખરૂપી કાદવમાંથી, મારો ઉદ્ધાર થાય, તેવો ઉપાય કહો.[८] એવી રીતે ઘણી દીનતા ભરેલાં વેશ્યાનાં વચનો સાંભળી, વસિષ્ઠ ઋષિએ કહ્યું કે, હે સુંદર મુખવાળી સ્ત્રી ! તું માઘ શુદિ સાતમને દિવસે વિધિથી સ્નાન કર, જેથી તારા સર્વ મનોરથો સિદ્ધ થશે[९] અને રૂપ તથા સૌભાગ્યની પ્રાપ્તિ થશે. પ્રથમ છઠ્ઠને દિવસે એક વખત ભોજન કરી, સાતમને દિવસે (પાછલી રાત્રિના ઉઠીને) માથે દીવો લઇ,[१०] (નદી આદિના) નિશ્ચળ જળને ચલાવવું. (એટલે સૌથી પહેલાં સ્નાન કરવા તીર્થમાં જવું).[११] માઘ શુદિ સપ્તમીને દિવસે નિશ્ચલ જળ ચલાવી સ્નાન કરવાથી સઘળાં પાપનો નાશ થાય છે.[१२] એવાં વસિષ્ઠનાં વચનો સાંભળી તે જ દિવસે ઇંદુમતીએ ભાવ રાખી વિધિથી સ્નાન અને દાન કર્યાં.[१३] તેના પ્રભાવથી આ લોકમાં ઇચ્છિત ભોગ ભોગવી અંતે સ્વર્ગમાં અપ્સરાઓમાં ઉત્તમ થઇ. હે રાજન્ ! એ પ્રકારે અચલાસપ્તમીનું સ્નાન કે જે સર્વ પાપનો નાશ કરનાર છે અને સુખ સૌભાગ્યને વધારનાર છે, તે મેં તમને કહી સંભળાવ્યું.[१४]

युधिष्ठिर उवाच-सप्तमीस्नानमाहात्म्यं श्रुतं निरवशेषतः ॥ १५ ॥ सांप्रतं श्रोतुमिच्छामि विधिं मन्त्रसमन्वितम् । श्रीकृष्ण उवाच-एकभक्तेन संतिष्ठेत् षष्ठ्यां संपूज्य भास्करम् ॥ १६ ॥ सप्तम्यां तु व्रजेत् प्रातः सुगंभीरं जलाशयम् । सरित्सरस्तडागं वा देवखातमथापि वा ॥ १७ ॥ सुखावगाहसलिलं दुष्टसत्वैरदूषितम् । व्यालांबुपक्षिमिश्चैव जलगैर्मत्स्यकच्छपैः ॥ १८ ॥ न केन चाल्यते यावत्तावत्स्नानं समाचरेत् । सौवर्णे राजते पात्रे भक्त्यालाबुमयेऽथवा ॥ १९ ॥ तैलस्य वर्तिर्दातव्या महारजनरंजिता । ( महारजनं कुसुंभम् ) समाहितमना भूत्वा दत्त्वा शिरसि दीपकम् ॥ २० ॥ भास्करं हृदये ध्यात्वा इमं मन्त्रमुदीरयेत् । नमस्ते रुद्ररूपाय रसानां पतये नमः ॥ २१ ॥ वरुणाय नमस्तेऽस्तु हरिवास नमोऽस्तु ते । जलोपरि हरेद्दीपं स्नात्वा संतर्पयेद्देवताः ॥ २२ ॥ चंदनेन लिखेत्पद्ममष्टपत्रं सकर्णिकम् । मध्ये शिवं सपत्नीकं प्रणवेन च संयुतम् ॥ २३ ॥ शाक्रे दले रविः पूज्यो भानुश्चैवानले तथा । याम्ये विवस्वान्नैर्ऋत्ये भास्करं पूजयेत्ततः ॥२४॥ पश्चिमे सविता पूज्यः पूज्योऽर्कश्चानिले दले । सौम्ये सहस्रकिरणः शैवे सर्वात्मको नृप ॥ २५ ॥ पूज्याः प्रणवपूर्वास्तु नमस्कारांतयोजिताः । पुष्पैः सुगंधधूपैश्च पृथक्त्वेन युधिष्ठिर ॥ २६ ॥ विसृज्य वस्त्रसंवीतं स्वस्थानं गम्यतामिति । विसर्जिते सहस्रांशौ समागम्य स्वमालयम् ॥ २७ ॥ ताम्रपात्रेऽथवा शक्त्या मृन्मये वाथ भक्तिमान् । स्थापयेत्तिलपिष्टं च सघृतं सगुडं तथा ॥ २८ ॥ कांचनं तालकं कृत्वा अशक्तस्तिलपिष्टजम् । संछाद्य रक्तवस्त्रेण पुष्पैर्धूपैरथार्चयेत् ॥ २९ ॥ ततः संचालयेद्विप्रैर्दद्यान्मन्त्रेण तालकम् । आदित्यस्य प्रसादेन प्रातःस्नानफलेन च ॥ ३० ॥ दुष्टदौर्भाग्यदुःखघ्नं मया दत्तं तु तालकम् । ( तालकं तालकपत्रं कर्णाभरणविशेषः ) पूजयित्वोपदेष्टारं विप्रानन्यांश्च पूजयेत् । ततो दिनं समग्रं च भास्करध्यानतत्परः । भास्करस्य कथाः शृण्वन्नन्या वा धर्मसंहिताः ॥ ३१ ॥ पाषंडादिभिरालापदर्शनस्पर्शनादिकम् । वर्जयेत्क्षपयेत्प्राज्ञस्ततो बंधुजनैः सह ॥ ३२ ॥ नक्तं भुंजीत च नरो दीनान्संभोज्य शक्तितः । एतत्ते कथितं पार्थ रूपसौभाग्यकारकम् ॥ ३३ ॥ अचलासप्तमीस्नानं सर्वकामफलप्रदम् ॥ ३४ ॥ इति पठति समग्रं यः शृणोति प्रसंगात्कलिकलुषविनाशं सप्तमीस्नानमेतत् । मतिमपि च जनानां यो ददाति प्रयत्नात्सुरसदनगतोऽसौ सेव्यते चाप्सरोभिः ॥ ३५ ॥ इति भविष्ये अचलासप्तमीव्रतकथा समाप्ता ॥

યુધિષ્ઠિર કહે છે—હે મહારાજ ! મેં અચલાસપ્તમીના સ્નાનનો સઘળો મહિમા સાંભળ્યો; હવે મંત્રસહિત તેનો પ્રકાર સાંભળવા ઇચ્છું છું.[१५] શ્રીકૃષ્ણ કહે છે—છઠ્ઠને દિવસે સૂર્યનું પૂજન કરી એક વખત ભોજન કરવું.[१६] સાતમને દિવસે સર્પ, જલપક્ષી, માછલાં અને કાચબા વગેરેએ જલ ચલાવ્યું ન હોય એટલે તે જાગ્યાં ન હોય તે વખતે જેમાં ગંભીર જલ હોય, તથા દુષ્ટ જંતુઓ ન હોય અને સુખથી ઉતરી શકાય તેવી નદી, તળાવ, વાવ અથવા તો કુવા વગેરે જલાશય ઉપર જઈ સ્નાન કરવું.[१७-१८] સોનાનાં, રૂપાનાં અથવા તુંબડાનાં પાત્રમાં કસુંબાવતી રંગેલી વાંટ નાંખી, તેલનો દીવો, સાવધાન થઈ,

ભક્તિથી માથે લઈ સૂર્યનું ધ્યાન કરી,[20] 'હે દેવ ! આપ કે જે રુદ્રરૂપ છો, રસના પતિ છો, અને વરુણ છો, તેને હું નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણી જલમાં દીવો મૂકી સ્નાન કરી દેવતાઓનું તર્પણ કરવું.[21-22] પછી ગંધનવડે અષ્ટદલ પદ્મ આલેખી વચમાં શંકર, પાર્વતી અને ઓંકાર કરવા.[23] પૂર્વ દિશા તરફના કમલના પત્રમાં રવિની પૂજા કરવી. અગ્નિ કોણના પત્રમાં ભાનુની પૂજા કરવી. દક્ષિણ તરફના પત્રમાં વિવસ્વાનની પૂજા કરવી. નૈર્ઋત્ય કોણમાં ભાસ્કરની પૂજા કરવી.[24] પશ્ચિમ તરફના પત્રમાં સવિતાની પૂજા કરવી. વાયવ્ય કોણના પત્રમાં અર્કની પૂજા કરવી. ઉત્તર દિશાના પત્રમાં સહસ્રકિરણની પૂજા કરવી અને ઈશાન કોણના પત્રમાં સર્વાત્મકની પૂજા કરવી.[25] એ સઘળાં નામોના આદિમાં ઓંકાર અને અંતમાં 'નમઃ' પદ એટલે 'ॐ रवये नमः' એવી રીતના સઘળા મંત્રોવડે સઘળાની પૂજા કરવી.[26] એ પ્રમાણે ચંદન, પુષ્પ, ધૂપ વગેરેથી જૂદી જૂદી પૂજા કરી, 'स्वस्थानं गम्यतां' આપ આપને સ્થાને પધારો એમ કહી વિસર્જન કરવું.[27] ત્યાર બાદ પોતાને ઘેર આવી શક્તિ પ્રમાણે ત્રાંબાના વા માટીના પાત્રમાં તલનો લોટ, ઘી અને ગોળ રાખી તેમ જ સોનાનું* તાલક અને જો શક્તિ ન હોય તો તલના લોટનું તાલક રાખી, તેની ઉપર લાલ વસ્ત્ર ઢાંકી, પુષ્પવડે તથા ધૂપવડે તેની પૂજા કરવી.[28] પછી, 'સૂર્યના પ્રસાદવડે અને સ્નાનના ફળવડે દુઃખનો અને દુર્ભાગ્યનો નાશ કરનાર તાલક હું આપું છું,' એ મંત્ર ભણી બ્રાહ્મણને તાલક આપવું.[29] પછી આચાર્યની પૂજા કરી બીજા બ્રાહ્મણની પણ પૂજા કરવી.[30] ત્યાર બાદ આખો દિવસ સૂર્યના જ ધ્યાનમાં તત્પર થઈ પોતાનાં સગાં સંબંધીઓની સાથે સૂર્યની વા બીજી ધર્મની કથા સાંભળવી[31] અને પાખંડીઓની સાથે ભાષણ કરવું નહિ. તેઓને જોવા નહિ, તેમ જ સ્પર્શ પણ કરવો નહિ.[32] આખો દિવસ એવી રીતે વ્યતીત કરી રાત્રિ પડે ત્યારે શક્તિ પ્રમાણે ગરીબ ગુરબાંને ભોજન કરાવી પોતે ભોજન કરવું.[33] હે રાજન્ ! એવી રીતે અચલાસપ્તમીનું સ્નાન કે જે રૂપ, સૌભાગ્ય અને સઘળા મનોરથોને આપનાર છે તે કહી સંભળાવવું.[34] જે માણસ કલિકાલના દોષને દૂર કરનાર, અચલાસપ્તમીના સ્નાનનો મહિમા સાંભળે, સંભળાવે અથવા કોઈને તેનો ઉપદેશ કરે તે સ્વર્ગ લોકમાં જાય છે અને અપ્સરાઓ તેની સેવા કરે છે. એ પ્રમાણે **ભવિષ્યપુરાણમાં** અચલાસપ્તમીનું વ્રત કહેલું છે.[35]

## ૮ પુત્રસપ્તમીવ્રત

अस्यामेव पुत्रसप्तमीव्रतं मदनरत्ने आदित्यपुराणे—आदित्य उवाच—माघमासे तु शुक्लायां सप्तम्यां समुपोषितः। यः पूजयेत मां भक्त्या तस्याहं पुत्रतां व्रजे ॥ १ ॥ एवं चोभयसप्तम्यां मासि मासि सुरोत्तम । यस्तु मां पूजयेद्भक्त्या समकमेकमादरात् ॥ २ ॥ ( समकः संवत्सरः ) प्रयच्छामि सुतं तस्य ह्यात्मनो ह्यंगसंभवम् । वित्तं यशस्तथा पुत्रमारोग्यं परमं सदा ॥ ३ ॥ माघमासे तु यो ब्रह्मन् शुक्लपक्षे जितेंद्रियः । पाखंडान्पतितानंत्यान्न जल्पेद्विजितेंद्रियः ॥ ४ ॥ उपोष्य विधिवत्षष्ठ्यां श्वेतमाल्यविलेपनैः । पूजयित्वा तु मां भक्त्या निशि भूमौ स्वपेद्बुधः ॥ ५ ॥ प्रातरुत्थाय सप्तम्यां कृत्वा स्नानादिकाः क्रियाः । पूजयित्वा तु मां ब्रह्मन्वीरहोमं समाचरेत् ॥ ६ ॥ वीरहोमो नाम अग्निहोत्रहोमः । प्रीणयित्वा हरिं भक्त्या हविषा पद्मलोचनम् ॥ ७ ॥ ( हरिरादित्यः ) दध्योदनेन पयसा पायसेन द्विजांस्तथा । तस्यैव कृष्णपक्षस्य षष्ठ्यां सम्यगुपोषितः ॥ ८ ॥ ( तस्यैवेति माघमासस्य ) रक्तोत्पलैः सुगंधाढ्यै रक्तपुष्पैश्च पूजयेत् । एवं यः पूजयेद्भक्त्या नरो मां विधिवत्सदा ॥ ९ ॥ उभयोरपि देवेंद्र स पुत्रं लभते वरम् ॥ १० ॥ इति पुत्रसप्तमीव्रतं संपूर्णम् ॥

આ જ સપ્તમીને દિવસે આદિત્યપુરાણનું પુત્રસપ્તમીનું વ્રત કરવાનું છે, એમ મદનરત્નમાં કહેલું છે. સૂર્ય કહે છે—માઘ માસની શુદિ સપ્તમીને દિવસે ઉપવાસ કરી જે માણસ મારી પૂજા કરે છે, તેને ઘેર હું પુત્રરૂપે જન્મું છું.[1] હે સુરોત્તમ ! જે માણસ એક વર્ષ સુધી દરેક માસની બન્ને સપ્તમીને દિવસે ભક્તિથી મારી પૂજા કરે છે, તેને હું મારા અંગથી થયેલા પુત્ર આપું છું.[2] ધન, યશ અને નિરંતર આરોગ્ય આપું છું.[3] હે બ્રહ્મન્ ! માઘ શુદિ છઠને દિવસે વિધિથી ઉપવાસ કરવો, જિતેંદ્રિય રહેવું, પાખંડી, પતિત અને અંત્યજ જાતિની સાથે ભાષણ કરવું નહીં, ધોળાં પુષ્પ તથા ચંદનવડે ભક્તિથી મારી પૂજા કરવી, અને રાત્રિમાં પૃથ્વી ઉપર સૂવું.[4-5] સપ્તમીને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી સ્નાન વગેરે ક્રિયા કરી, મારું પૂજન કરી અગ્નિહોત્ર કરવો.[6] પછી કમળ જેવાં નેત્રવાળા (મને) સૂર્યને ભક્તિથી પ્રસન્ન કરવા.[7] દહીં, ભાત, દૂધ અને દૂધપાક વગેરે જમાડી બ્રાહ્મણોને પ્રસન્ન કરવા. તેમ જ માઘ વદિ છઠને દિવસે પણ સુગંધી રાતાં કમળવડે અને રાતાં પુષ્પવડે પૂજા કરવી.[8] હે દેવેંદ્ર ! જે માણસ એવી રીતે શુદિ અને વદિ સપ્તમીને દિવસે નિરંતર ભક્તિપૂર્વક વિધિથી મારી પૂજા કરે છે,[9] તેને ઉત્તમ પુત્ર થાય છે.[10] એવી રીતે પુત્રસપ્તમીનું વ્રત કહેલું છે.

* તાલક કાનના અલંકારનું નામ છે.

# અષ્ટમીનાં વ્રતો

## ૧ ભવાનીઅષ્ટમીવ્રત

अथाष्टमीव्रतानि लिख्यंते । चैत्रशुक्लाष्टम्यां भवान्युत्पत्तिः। तत्र युग्मवाक्यात्परा ग्राह्या । अत्र भवानीयात्रोक्ता काशीखंडे–भवानीं यस्तु पश्येत शुक्लाष्टम्यां मधौ नरः । न जातु शोकं लभते सदानंदमयो भवेत् ॥ १ ॥ अत्रैवाशोककलिकाप्राशनमुक्तं हेमाद्रौ लैंगे–अशोककलिकाश्चाष्टौ ये पिबंति पुनर्वसौ । चैत्रे मासि सिताष्टम्यां न ते शोकमवाप्नुयुः ॥ २ ॥ प्राशनमन्त्रस्तु–त्वामशोकवराभीष्टं मधुमाससमुद्भवम् । पिबामि शोकसंतप्तो मामशोकं सदा कुरु ॥ ३ ॥ अत्रैव विशेषः पृथ्वीचंद्रोदये–पुनर्वसुबुधोपेता चैत्रे मासि सिताष्टमी । प्रातस्तु विधिवत्स्नात्वा वाजपेयफलं लभेत् ॥ ४ ॥

ચૈત્ર શુદિ આઠમને દિવસે ભવાની ( પાર્વતી ) ઉત્પન્ન થયેલાં છે. એ સપ્તમી યુગ્મવાકયના પ્રમાણથી પર લેવી. આ દિવસે ભવાનીની યાત્રા **કાશીખંડમાં** કહેલી છે. જે માણસ ચૈત્ર શુદિ અષ્ટમીને દિવસે ભવાનીનાં દર્શન કરે, તેને કોઇ દિવસ શોક થતો નથી; કિંતુ સદા આનંદ રહે છે.[1] 'આ અષ્ટમીને દિવસે અશોકની કળીઓ પીવી,' એવું લિંગપુરાણમાં તથા **હેમાદ્રિમાં** કહેલું છે. જે માણસો ચૈત્ર શુદિ અષ્ટમીને દિવસે પુનર્વસુ નક્ષત્રમાં અશોકની આઠ કળીનું પાન કરે છે, તેઓને શોક કરવાનો વખત આવતો નથી.[2] કળી પીવાનો મંત્ર—'હે અશોકવર ! તું, જે ચૈત્ર માસમાં ફુલે છે અને પ્રિય છે તેનું હું પાન કરું છું માટે હું શોકથી તપેલો છું તેને સદા શોકરહિત કર.'[3] આ દિવસે કાંઈ વિશેષ છે તે બદલ **પૃથ્વીચંદ્રોદયમાં** એમ કહેલું છે કે,–બુધવાર અને પુનર્વસુ નક્ષત્ર સહિત ચૈત્ર શુદિ અષ્ટમીને દિવસે પ્રાતઃકાળમાં વિધિથી સ્નાન કરવાથી વાજપેય યજ્ઞનું ફળ મળે છે.[4]

## ૨ બુધાષ્ટમીવ્રત

अथ बुधवारयुक्तायां शुक्लाष्टम्यां बुधाष्टमीव्रतम्। सा च परयुता ग्राह्या ॥ शुक्लपक्षाष्टमी चैव शुक्लपक्षे चतुर्दशी । पूर्वविद्धा न कर्तव्या कर्तव्या परसंयुता ॥ दिनद्वये तद्व्याप्तावव्याप्तौ वा पूर्वा । मुहूर्तमात्रसत्त्वेऽपि परा । चैत्रे मासि च संध्यायां प्रसुप्ते च जनार्दने । बुधाष्टमी न कर्तव्या हंति पुण्यं पुरा कृतम् ॥ १ ॥

બુધવારસહિત ચૈત્ર શુદિ અષ્ટમીને દિવસે બુધાષ્ટમી વ્રત કહેલું છે. તે અષ્ટમી નવમીના યોગવાળી લેવી. કારણ કે 'શુકલ પક્ષની અષ્ટમી અને ચતુર્દશી પૂર્વ તિથિના યોગવાળી નહીં કરવી, પણ પર તિથિના યોગવાળી કરવી.' એવું વચન પ્રમાણ છે. બેય દિવસ અષ્ટમી વ્યાપ્ત હોય તો પૂર્વાષ્ટમી લેવી. જો બીજે દિવસે બે ઘડી હોય તો બીજા દિવસની જ અષ્ટમી લેવી. ચૈત્ર માસમાં સંધ્યા વખતે વિષ્ણુ પોઢ્યા હોય ત્યારે બુધાષ્ટમી કરવી નહીં; કારણ કે, તેમ કરવાથી પ્રથમ કરેલું પુણ્ય નષ્ટ થાય છે.[1]

अथ व्रतविधिः–मासपक्षाद्युल्लिख्य मम इह जन्मनि जन्मांतरे च बाल्यादारभ्य कर्मणा मनसा वाचा जानताजानता वा कृतपरस्वापहतिदोषपरिहारार्थं पुत्रपौत्रादिसकलमनोरथसिद्धिप्राप्त्यर्थं श्रीपरमेश्वरप्रीत्यर्थं बुधाष्टमीव्रतमहं करिष्ये । तत्र विहितं बुधपूजनं च करिष्ये इति संकल्प्य ॥ २ ॥ बुधं षोडशोपचारैः कलशोपरि पूजयेत् । चतुर्बाहुं ग्रहपतिं सुप्रसन्नमुखं बुधम् ॥३॥ ध्यायेऽहं शंखचक्रासिपाशहस्तमिलाप्रियम् । पीतमाल्यांबरधरः कर्णिकारसमद्युतिः । खड्गचर्मगदापाणिः सिंहस्थो वरदो बुधः। ध्यानम् ॥ ४ ॥ तारासुत नमस्तेऽस्तु नक्षत्राधीश्वरप्रिय । गृहाण पूजां भगवन्समागत्य ग्रहेश्वर । आवाहनम् ॥५॥ उद्बुध्यस्वमित्यृचामध्ये बुधमावाह्य । अधिदेवतां विष्णुं इदंविष्णुरिति मन्त्रेण प्रत्यधिदेवतां नारायणं सहस्रशीर्षेति सूक्तेनावाहयेत् ॥ ६ ॥ इलापते नमस्तेऽस्तु निशेशप्रियसूनवे । हेमसिंहासनं देव गृहाण प्रीतये मम । आसनं स० ॥ ७ ॥ शीतलोदकमानीतं सुपुण्यसरिदुद्भवम् । पाद्यं गृहाण देवेश ममाघपरिशुद्धये । पाद्यं स० ॥ ८ ॥ तारासुत नमस्तेऽस्तु सततं भगवत्प्रिय । गृहाणार्घ्यं ग्रहपते नानाफलसमन्वितम् । अर्घ्यं स० ॥ ९ ॥ सुगंधद्रव्यसंयुक्तैः शुद्धैः स्वादुसरिज्जलैः । आचम्यतां निशानाथ नंदनप्रीतये मम ॥ आचमनम् ॥ १० ॥ पयोदधिघृतमधुशर्करासंयुतं मया । पंचामृतं समानीतं स्नानार्थं स्वीकुरु प्रभो । पंचामृतं स० ॥ ११ ॥ वासितं गंधकर्पूरैर्निर्मलं जलमुत्तमम् । स्नानाय ते मया भक्त्या दीयते व्रतसिद्धये ॥ १२ ॥

વ્રતનો પ્રકાર–માસ અને પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરીઃ–'મારા આ જન્મમાં અને બીજા જન્મમાં બાલપણાથી આરંભી, મનથી, વાણીથી અને શરીરથી, જાણતાં વા અજાણતાં કરેલા બીજાના ધનના હરણરૂપી દોષ દૂર કરવા માટે અને પુત્ર પૌત્ર વગેરે સઘળા મનોરથોની સિદ્ધિ માટે હું બુધાષ્ટમીવ્રત કરીશ; અને તેમાં કહેલું બુધનું પૂજન પણ કરીશ,'[2] એવો સંકલ્પ કરી, ષોડશોપચારવડે કલશ ઉપર બુધની પૂજા કરવી.[3] 'બુધ કે જે ચાર હાથવાળા છે, ગ્રહોના પતિ છે, પ્રસન્ન મુખવાળા છે, શંખ, ચક્ર, ખડ્ગ, પાશ હાથમાં ધારણ કરે છે અને ઇલાને પ્રિય છે તેનું હું ધ્યાન કરું છું. પીળી માળાને અને વસ્ત્રને ધારણ કરનાર, કર્ણિકારના જેવી કાંતિવાળા,

હાથમાં ખડ્ગ, ઢાલ અને ગદાને ધારણ કરનાર અને સિંહ ઉપર બેસનાર બુધ મને વરદાન આપનાર થાઓ,' એ મંત્ર ભણી ધ્યાન કરવું.[૪] 'હે બુધ ! હે ગ્રહેશ્વર ! તમે તારાના પુત્ર છો અને ચંદ્રને પ્રિય છો માટે અહીં પધારી પૂજાનું ગ્રહણ કરો;'[૫] અને 'उद्बुध्य०' એ મંત્ર ભણી વચમાં બુધનું આવાહન કરી, 'इदं विष्णु०' એ મંત્ર ભણી અધિદેવતા વિષ્ણુનું આવાહન કરી, 'सहस्रशीर्षा०' એ સૂક્ત ભણી પ્રત્યધિદેવતા નારાયણનું આવાહન કરવું.[૬] 'હે ઇલાપતે ! હે બુધ ! આપ કે જે ચંદ્રના પુત્ર છો, તેને નમસ્કાર કરું છું, માટે મેં આપેલાં આસનનું ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ.[૭] હે દેવેશ ! હું શીતલ પુણ્ય નદીઓનું જલ લાવ્યો છું, તે પાદ્ય માટે ગ્રહણ કરો અને મારાં પાપને દૂર કરો.[૮] હે તારાસુત ! હે ચંદ્રપ્રિય ! હે ગ્રહપતે ! હે બુધ ! નાના પ્રકારનાં ફલ સહિત અર્ઘ્યનું ગ્રહણ કરો. હે ચંદ્રપુત્ર ! સુગંધી, પવિત્ર અને સ્વાદુ નદીનાં જલવડે આચમન કરો અને પ્રસન્ન થાઓ.[૧૦] દૂધ, દહીં, ઘી, મધ અને સાકર સહિત પંચામૃત તૈયાર કરેલું છે, તે સ્નાન માટે ગ્રહણ કરો.[૧૧] હે દેવ ! હું ચંદન અને કપૂરની સુગંધીવાળું નિર્મલ જલ આપને સ્નાન માટે, ભક્તિથી આપું છું તેથી મારું વ્રત સિદ્ધ થાઓ.[૧૨]

અતો देवादिकैः षड्भिः स्नापनीयस्ततो बुधः । पौरुषेण च सूक्तेन उद्बुध्यस्वेत्यृचैकया । स्नानम् ॥ १३ ॥ पीतवस्त्रद्वयं देव राजवंशकर प्रभो । उर्वशीनाथजनक गृहाण प्रीतये सदा । वस्त्रम् ॥ १४ ॥ यज्ञोपवीतकं सूत्रं त्रिगुणं त्रिदशप्रिय । मम पाशविनाशार्थं गृहाण प्रीतये बुध । उपवीतं स० ॥ १५ ॥ हरिचंदनकस्तूरीकर्पूरादिसमन्वितम् । गंधं समर्पये तुभ्यमिलानाथ नमोऽस्तु ते । गंधं स० ॥ १६ ॥ अक्षताश्च० अक्षतान्० ॥ १७ ॥ माल्यादी० पुष्पाणि ॥ १८ ॥ अथांगपूजा–बुधाय० पादौ पू० सोमपुत्राय० जानुनी पू० तारकाय० कटी पू० राजपुत्राय० उदरं पू० इलाप्रियाय० हृदयं पू० कुमाराय० वक्षःस्थलं पू० पुरूरवःपित्रे० बाहू पू० सोमसुताय० स्कंधौ पू० पीतवर्णाय० मुखं पू० ज्ञानाय० नेत्रे पू० बुधाय० मूर्धानं पू० सोमसूनवे० सर्वांगं पू० ॥ १९ ॥ वनस्पतिर० धूपम् ॥ २० ॥ साज्यं चेति दीपम् ॥२१॥ नैवेद्यं गृ० नैवेद्यम् ॥ २२ ॥ पूगीफलमिति तांबूलम् ॥ २३ ॥ इदं फलमिति फलम् ॥ २४ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ २५ ॥ श्रियेजात इति नीराजनदीपम् ॥२६॥ उद्बुध्यस्वेति पुष्पांजलिम् ॥ २७ ॥ उर्वश्याश्च पतिर्यस्तु यः पुरूरवसः पिता । ग्रहमध्ये सुरूपो यो बुधो नः संप्रसीदतु । विशेषार्घ्यम् ॥ २८ ॥ यानि कानि चेति प्रदक्षिणाम् ॥ २९ ॥ नमस्कारम् ॥ ३० ॥ आवाहनं नेति प्रार्थना ॥३१॥ संतुष्टो वायनादस्मादिलानाथो ग्रहेश्वरः । सतांबूलाढकयुक्तं प्रतिगृह्णातु वायनम् । वायनम् ॥३२॥ इति पूजनम्॥

તે પછી 'अतो देवा' વગેરે છ મંત્રોથી પુરુષસૂક્તથી અને 'उद्बुध्यस्व०' એ મંત્ર ભણીને સ્નાન કરાવવું.[૧૩] 'હે દેવ ! હે ચંદ્રપુત્ર ! હે પ્રભો ! હે પુરૂરવારાજાના જનક ! આપને પીળાં બે વસ્ત્રો આપું છું તે ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ.[૧૪] હે દેવપ્રિય ! હે બુધ ! ત્રેવડી કરેલી જનોઇનું ગ્રહણ કરો, પ્રસન્ન થાઓ અને મારા પાશને દૂર કરો.[૧૫] હે ઇલાનાથ ! આપને હરિચંદન, કસ્તૂરી અને કપૂર વગેરેથી બનાવેલું ચંદન આપું છું અને નમસ્કાર કરું છું.[૧૬] પછી 'अक्षताश्च०' એ મંત્ર ભણી અક્ષત,[૧૭] ને 'माल्यादीनि०' એ મંત્ર ભણી પુષ્પ ચઢાવવાં.[૧૮] અંગપૂજા૦–'बुधाय नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી, 'सोमपुत्राय०' થી ઘુટણની, 'तारकाय०' થી કેડની, 'राजपुत्राय०' થી ઉદરની, 'इलाप्रियाय०'થી હૃદયની, 'कुमाराय०'થી વક્ષઃસ્થળની, 'पुरूरवःपित्रे०'થી બાહુની, 'सोमसुताय०'થી સ્કંધની, 'पीतवर्णाय०'થી મુખની, 'ज्ञानाय०' થી નેત્રની, 'बुधाय'થી મસ્તકની. અને 'सोमसुताय नमः सर्वांगं पूजयामि' એ મંત્ર ભણી સર્વાંગની પૂજા કરવી.[૧૯] 'वनस्पति०'થી ધૂપ,[૨૦] 'साज्यं च०'થી દીપ,[૨૧] 'नैवेद्यं०' થી નૈવેદ્ય,[૨૨] 'पूगीफलं०'થી તાંબૂલ,[૨૩] 'इदं फलं०'થી ફલ,[૨૪] 'हिरण्यगर्भ०'થી દક્ષિણા,[૨૫] 'श्रिये जात०'થી આરતી,[૨૬] અને 'उद्बुध्यस्व०'થી પુષ્પાંજલિ આપવી.[૨૭] પછી 'જે પુરૂરવાનો પિતા છે અને જે સર્વ ગ્રહો કરતાં સુંદર છે તે બુધ અમારી ઉપર પ્રસન્ન થાઓ.' એ મંત્ર ભણીને વિશેષાર્ઘ્ય દેવો[૨૮] અને 'यानि कानि०'થી પ્રદક્ષિણા[૨૯] અને નમસ્કાર કરવા;[૩૦] 'आवाहनं०'થી પ્રાર્થના કરવી[૩૧] અને 'આ વાયનથી પ્રસન્ન થયેલા ઇલાના પતિ તાંબૂલસહિત આઢ લાડવાનું ગ્રહણ કરો,' એ મંત્ર ભણી વાયન આપવું.[૩૨] એવી રીતે પૂજા કરવી.

## બુધાષ્ટમીની કથા.

अथ कथा ॥ श्रीकृष्ण उवाच–बुधाष्टमीव्रतं भूप वक्ष्यामि शृणु पांडव । येन चीर्णेन नरकं नरः पश्यति न क्वचित् ॥ १ ॥ युधिष्ठिर उवाच–बुधाष्टमीव्रतं किं तत् कस्मात्पापाच्च मुच्यति । तत्सर्वं वद निश्चित्य मम देव दयानिधे ॥ २ ॥ श्रीकृष्ण उवाच । पुरा कृतयुगस्यादौ इलो राजा बभूव ह । बहुभृत्यसुहृन्मित्रैर्मंत्रिभिः परिवारितः ॥३॥ जगाम हिमवत्पार्श्वे महादेवेन पालितम् । योऽस्यां प्रविशते भूमौ स स्त्री भवति निश्चितम् ॥ ४ ॥ स राजा मृगयासक्तः प्रविष्टस्तदुमावनम् । एकाकी हयमारूढः क्षणात्स्त्रीत्वं जगाम ह ॥ ५ ॥ सा बभ्राम वने शून्ये पीनोन्नतपयोधरा । काहं कस्य कुतः प्राप्ता न साऽबुध्यत किंचन ॥ ६ ॥ तां ददर्श बुधस्तन्वीं रूपौदार्यगुणान्विताम् । अष्टम्यां बुधवारे च तस्यास्तुष्टो बुधग्रहः ॥ ७ ॥ ददौ गृहाश्रमं रम्यमात्मीयं रूपतोषितः । पुत्रमुत्पादयामास योऽसौ ख्यातः पुरूरवाः ॥ ८ ॥ चंद्रवंशकरो राजा आद्यः

सर्वमहीभृताम् । ततः प्रभृति पूज्येयमष्टमी बुधसंयुता ॥ ९ ॥ सर्वपापप्रशमनी सर्वोपद्रवनाशिनी । अथान्यदपि ते वच्मि धर्मराजकथानकम् ॥ १० ॥

શ્રીકૃષ્ણ કહે છે—હે યુધિષ્ઠિર ! બુધાષ્ટમીનું વ્રત કરવાથી મનુષ્યને કોઈ વખતે નરક જોવું પડતું નથી. તેની કથા હું કહું છું તે સાંભળો.[१] યુધિષ્ઠિર કહે છે—હે દેવ ! હે દયાનિધે ! બુધાષ્ટમીનું વ્રત કયા પાપથી મૂકાવે છે, તે સઘળું નિશ્ચય કરી મને કહો.[२] શ્રીકૃષ્ણ કહે છે—પૂર્વે સત્યયુગના આરંભમાં ઇલ નામનો રાજા હતો. તે પોતાના ઘણા મિત્રો, પ્રધાનો અને નોકરો સાથે હિમાલયની તળેટીમાં ગયો. તેમાં એક પાર્વતીનું વન હતું, તેની રક્ષા મહાદેવ કરતા હતા. મહાદેવના વરદાનથી એ વનમાં જવાથી પુરુષ પણ સ્ત્રી થઇ જતો હતો.[३-४] હવે ઇલ રાજા મૃગયા કરતો કરતો ઘોડા ઉપર બેસી એકલો જ એ પાર્વતીના વનમાં ગયો, તેથી તે સ્ત્રી થઇ ગયો.[५] જેનાં સ્તન પુષ્ટ અને ઉન્નત હતાં એવી તે સ્ત્રી વનમાં ફરવા લાગી અને હું કોણ છું, કયાંથી આવી વગેરેનું તેને ભાન રહ્યું નહીં.[६] (એવું બન્યું કે) આઠમ અને બુધવારને દિવસે સુંદર રૂપ અને ગુણવાળી એ સ્ત્રી, બુધની નજરે પડી. તેનું રૂપ જોઇ બુધ ગ્રહ બહુ પ્રસન્ન થયા, તેથી તેને પોતાના ઘરમાં રાખી અને તેમાં એક પુત્ર ઉત્પન્ન કર્યો; જે પુરૂરવા નામથી પ્રખ્યાત થયો.[७-८] એ રાજા ચન્દ્રવંશી સર્વ રાજાઓનો આદિરાજા કહેવાય છે; કારણ કે ચન્દ્રવંશની વૃદ્ધિ એનાથી થયેલી છે. જે બુધવારી અષ્ટમીને દિવસે બુધ અને પેલી સ્ત્રીનો મેળાપ થયો ત્યારથી બુધવારી અષ્ટમી પૂજાય છે.[९] એ સર્વ પાપ અને આપત્તિનો નાશ કરનાર છે. હે યુધિષ્ઠિર ! બીજી પણ કથા કહું છું તે સાંભળો.[१०]

कृष्ण उवाच—आसीद्राजा विदेहायां निमिर्नाम स वैरिभिः । संग्रामे निहतो वीरस्तस्य भार्यातिनिर्धना ॥११॥ ऊर्मिला नाम बभ्राम महीं बालकसंयुता । अवन्तीनगरं प्राप्य ब्राह्मणस्य निकेतने ॥ १२ ॥ चकारोदरपूर्त्यर्थं नित्यं कंडनपेषणे । दत्वा सा सप्तगोधूमान्ददौ बालकयोस्तदा ॥ १३ ॥ कारुण्यात्पुत्रवात्सल्यात्क्षुधासंपीड्यमानयोः । कालेन बहुना साध्वी पंचत्वमगमत्तदा ॥ १४ ॥ पुत्रस्तस्या विदेहायां गत्वा स्वपितुरासने । उपविष्टः सत्वयोगाद्बुभुजे गामनाकुलाम् ॥ १५ ॥ अन्विष्य धर्मराजेन सा कन्या निमिवंशजा । विवाहिता हिता भर्तुः सा महानायिकाऽभवत् ॥ १६ ॥ श्यामला नाम चार्वंगी सर्वलक्षणसंयुता । तामुवाच वरारोहां धर्मराजः स्त्रिकां प्रियाम् ॥ १७ ॥ वहस्व सर्वव्यापारं श्यामले त्वं गृहे मम । कुरुष्व सर्वभृत्यानां दानशिक्षां यथोचिताम् ॥ १८ ॥ किं त्वेते प्रवराः सप्त कीलकैरतियंत्रिताः । कदाचिदपि नोद्घाट्यास्त्वया वैदेहनंदिनि ॥ १९ ॥

શ્રીકૃષ્ણ કહે છે—જનકપુરમાં નિમિ નામનો રાજા હતો. એ રાજા ઘણો શૂરવીર હતો. તેને શત્રુઓએ યુદ્ધમાં મારી નાખ્યો, તેથી નિર્ધન થઇ ગયેલી તેની ઊર્મિલા નામની સ્ત્રી પોતાનાં બાલબચ્ચાંને લઈ પૃથ્વીમાં ભમવા લાગી. ભમતાં ભમતાં ઉજ્જેણ નગરીમાં આવી ઉદર-પોષણ માટે બ્રાહ્મણને ઘેર ચાકરી કરવા ગઇ. ત્યાં તેને ખાંડવાનું અને દળવાનું કામ મળ્યું. એક દિવસે ભુખથી પોતાના બાળકોને રોતાં જોઈ, દયા આવવાથી અને સ્નેહથી તેઓને બ્રાહ્મણના ઘઉંમાંથી સાત દાણા ખાવા આપ્યા. ત્યારપછી ઘણે કાળે એ સાધ્વી સ્ત્રી મરણ પામ્યા પછી, તેનો પુત્ર, પોતાના પિતાનું રાજ્ય મેળવી જનકપુરમાં શત્રુરહિત પૃથ્વીનું પાલન કરવા લાગ્યો,[११-१५] અને તેની કન્યાને ધર્મરાજ (યમ) પરણ્યા. એ કન્યા ઘણી રૂપાળી અને ચતુર હોવાથી પતિને ઘણી પ્રિય હતી. તેનું નામ શ્યામલા હતું.. એક દિવસે પોતાની પ્રિયાને ધર્મરાજાએ કહ્યું કે,[१६-१७] હે શ્યામલે ! હે પ્રિયે ! મારા ઘરનો સઘળો કારભાર તું ચલાવ. આપણા નોકર ચાકરોને યોગ્ય રીતે ધન આપવું વા શિક્ષા કરવી, એ કામ પણ તારે જ હાથ રાખવું.[१८] પણ હે પ્રિયે ! હે વૈદેહનંદિનિ ! આ સાત કોટડીઓ કે જે તાળાં લગાડી મજબૂત બંધ કરેલી છે, તે કોઇ દિવસે તારે ઉઘાડવી નહીં.[१९]

एवमस्त्विति वै प्रोक्ता निजकर्म चकार ह । कदाचिद्व्याकुली भूत्वा धर्मराज विदेहजा ॥ २० ॥ उद्घाटयित्वा प्रथमं ददर्श जननीं स्विकाम् । पच्यमानां च रुदतीं भीषणैर्यमकिंकरैः ॥ २१ ॥ लीलया क्षिप्यते बद्धा तप्ततैलेषु सा पुनः । तथैव तां समालोक्य व्रीडिता सा मनस्विनी ॥ २२ ॥ द्वितीये प्रवरे तद्वत्तां ददर्श स्वमातरम् । यंत्रे निष्पीड्यमानां सा शिलायां लोष्टकेन च ॥ २३ ॥ तृतीये प्रवरे तद्वत्तामेव च ददर्श सा । करिभिः पीड्यमानां सा घंटायुक्तैश्च कल्पितैः ॥ २४ ॥ श्वभिश्चतुर्थे प्रवरे भीषणैर्दारुणाननैः । अभक्ष्यभक्षणाद्यैश्च क्रंदंतीं तां पुनः पुनः ॥ २५ ॥ पंचमे प्रवरे भूमौ कंठे पादेन ताडिताम् । संदंशैर्घनपातैश्च च्छिद्यमानां सहस्रशः ॥ २६ ॥ षष्ठे तामिक्षुयंत्रस्थां मस्तके मुद्गराहताम् । संपीड्यमानामनिशं सुभृशं दारुखंडवत् ॥ २७ ॥ सप्तमे प्रवरे चैव कृमिरूपैः सुदारुणैः । दृष्ट्वा तथागतां तां तु मातरं दुःखकर्षिताम् ॥ २८ ॥ श्यामला म्लानवदना किंचिन्नोवाच भामिनी । अथागतो यमः प्राह सशोकां श्यामलामिति ॥ २९ ॥ किमर्थं म्लानवदना तिष्ठसि त्वमनिंदिते । कारणं तत्र मे ब्रूहि कच्चिन्नोद्घाटितास्त्वया ॥ ३० ॥ एते प्रवरकाः सप्त निषिद्धा ये पुरा मया । इत्युक्ता श्यामला प्राह भर्तारं विनयान्विता ॥ ३१ ॥ किं नु पापं कृतं राजन् मम मात्रा सुदारुणम् । येनेत्थं विविधैर्घोरैर्बाध्यते बहुशस्त्वया ॥ ३२ ॥ इत्युक्तः

प्रियया प्राह तां यमः प्रहसन्निव । तव मात्रा सुतस्नेहाद्गोधूमा वै हृताः किल ॥ ३३ ॥ किं न जानासि तद्भद्रे येन पृच्छसि मामिह । ब्रह्मस्वं प्रणयाद्भुक्तं दहत्यासप्तमं कुलम् ॥ ३४ ॥ तदेव कृमिरूपेण क्लिश्नात्यासप्तमं कुलम् । गोधूमास्त इमे भूत्वा कृमिरूपाः सुदारुणाः ॥ ३५ ॥ ये पुरा ब्राह्मणगृहे हृतास्ते त्वत्कृते तया । जानाम्येतदहं सर्वं यत्ते मात्रा कृतं पुरा ॥ ३६ ॥

એ વાત કબૂલ કરી શ્યામલા ઘરનો કારભાર ચલાવવા લાગી. હે યુધિષ્ઠિર ! એક દિવસે જોવાની ઇચ્છાથી શ્યામલાએ એક કોટડી ઓલી તો તેમાં પોતાની માતાને રડતી દીઠી, જેને ભયંકર યમના કિંકરો બાંધી, તપાવેલાં તેલમાં વારંવાર નાંખીને પકાવતા હતા. એવી હાલતમાં પોતાની માને જોઇ, શ્યામલા લજ્જિત થઇ ગઈ.[૨૦–૨૨] હવે બીજી કોટડીમાં પણ તેવી જ રીતે યંત્રમાં અને શિલામાં ઢેંકાવતી પીડા પામતી પોતાની મા નજરે પડી.[૨૩] ત્રીજી કોટડીમાં પણ તેવી જ રીતે ઘંટાવાળા મોટા મોટા હાથીઓથી પીડા પામતી તેની મા જોવામાં આવી.[૨૪] ચોથી કોટડીમાં પણ મોટા મોઢાંવાળા ભયંકર કૂતરાઓના ફાડી ખાવાથી અને અભક્ષ્યભક્ષણથી વારંવાર બૂમો પાડતી તેની મા જોવામાં આવી.[૨૫] પાંચમી કોટડીમાં પણ ગળામાં અને પગમાં માર પડવાથી અને હજારો સાંડસી અને ચીપીઆવતી, માંસ ઉખેડવાથી પીડા પામતી પોતાની મા નજરે પડી.[૨૬] છઠ્ઠી કોટડીમાં પણ ઇક્ષુયંત્ર (ચીંચોડા)માં શેરડીની પેઠે પીલાવાથી અને માથામાં લાકડીના પ્રહારથી અત્યંત પીડાતી પોતાની મા જોવામાં આવી.[૨૭] સાતમી કોટડીમાં પણ ભયંકર કીડાઓવતી પીડા પામતી પોતાની મા જોવામાં આવી. એવી રીતે ઘણું દુઃખ પામતી પોતાની માને જોઇ, શ્યામલાનું મોઢું ઝાંખું પડી ગયું; અને ગુપચુપ ઘરમાં જઇ બેઠી. એવી રીતે શોકમાં બેઠેલી શ્યામલાને જોઇ બહારથી આવેલા યમરાજાએ પૂછ્યું કે,[૨૮–૨૯] 'હે પ્રિયે ! તું શોકમાં કેમ બેઠી છે? તેનું જે કારણ હોય તે કહે. આ કોટડીઓ ખોલવાની મેં મના કરી હતી તે તો તેં ખોલી નથી કે?' એવાં પતિનાં વચન સાંભળી, શ્યામલાએ વિનયથી કહ્યું કે,[૩૦–૩૧] 'હે મહારાજ ! હે રાજન્ ! મારી માએ શું મોટું પાપ કર્યું છે, કે જેથી તમે આવી રીતનું દુઃખ આપો છો?'[૩૨] એ પ્રકારે પ્રિયાના કહેવાથી યમરાજા કહેવા લાગ્યા કે, 'હે પ્રિયે ! તારી માએ છોકરાંના સ્નેહથી બ્રાહ્મણના ઘઉં ચોર્યા હતા, તે તું નથી જાણતી, કે મને પૂછે છે ? આવી રીતે છેતરીને ખાધેલું બ્રાહ્મણનું ધન (વસ્તુ), સાત કુળને બાળે છે.[૩૩–૩૪] અને પેલા ઘઉં જ ભયંકર કીડારૂપ થઇ સાત કુળને પીડા આપે છે. જે ઘઉં તારી માએ તારે માટે બ્રાહ્મણના ઘરમાંથી છાનીરીતે લીધા હતા, તે સઘળું હું જાણું છું.[૩૫–૩૬]

श्यामलोवाच– तथापि त्वां समासाद्य देवं जामातरं विभुम् । मुच्यते तेन पापेन यथा त्वमधुना कुरु ॥ ३७ ॥ तच्छ्रुत्वा चिंतयाविष्टश्चिरं ध्यात्वा जगाद ताम् । धर्मराजः सुखासीनः प्रियां प्राणधनेश्वरीम् ॥ ३८ ॥ इतस्त्वं सप्तमेऽतीते जन्मनि ब्राह्मणी शुभा । आसीस्तर्हिमस्तदासंगात्सखीनां पर्युपासिता ॥ ३९ ॥ बुधाष्टमी तु संपूर्णा यथोक्तफलदायिनी । तस्याः पुण्यं ददस्व त्वं सत्यं कृत्वा ममाग्रतः ॥ ४० ॥ तेन मुच्येत नरकात्ते माता पापसंघकृत् । तच्छ्रुत्वा त्वरितं स्नात्वा ददौ पुण्यं त्रिवाचिकम् ॥ ४१ ॥ त्वमात्रे श्यामला तुष्टा तेन मोक्षं जगाम सा । ऊर्मिला रूपसंपन्ना दिव्यदेहा वरांशुका ॥ ४२ ॥ विमानवरमारूढा दिव्यमाल्यांबरावृता । भर्तुः समीपे स्वर्गस्था दृश्यतेऽद्यापि सा जनैः ॥ ४३ ॥ बुधस्य पार्श्वे नभसि निमिराजसमीपगा । विस्फुरन्ती महाराज बुधाष्टम्याः प्रभावतः ॥ ४४ ॥ युधिष्ठिर उवाच–यद्येवं प्रवरा कृष्ण तिथिर्वै तु बुधाष्टमी । अस्या एव विधिं ब्रूहि यदि तुष्टोऽसि माधव ॥ ४५ ॥

શ્યામલા કહે છે–'હે મહારાજ ! જો કે મારી માએ પાપ કર્યું છે, તો પણ તમ જેવા સમર્થ જમાઇને પામી, તે પાપમાંથી છૂટી જવી જોઇએ, માટે હવે તેનો ઉપાય કરો.'[૩૭] એવાં સ્ત્રીનાં વચન સાંભળી ધર્મરાજા ચિંતામાં પડી ગયા અને ક્ષણવાર ધ્યાન કરી, પોતાની પ્રિયા, જે પ્રાણ જેવી પ્યારી હતી તેને કહેવા લાગ્યા કે,[૩૮] 'હે પ્રિયે ! તું આ જન્મથી આગળ ગયેલા સાતમા જન્મમાં બ્રાહ્મણી હતી, ત્યારે તેં સખીઓના સહવાસથી બુધાષ્ટમી, જે કામના પૂરનાર છે તેનું પૂર્ણ વ્રત કર્યું હતું. તેનું પુણ્ય જો ખરા મનથી તારી માને મારી સમક્ષમાં આપશે તો તારી પાપિણી મા નરકમાંથી છૂટશે.' એવાં પતિનાં વચન સાંભળી, જલદી સ્નાન કરી, શ્યામલાએ બુધાષ્ટમીનું પુણ્ય પોતાની માને આપ્યું,[૩૯–૪૧] તેથી તે નરકથી મુક્ત થઈ. પછી ઘણી સુંદર ઊર્મિલા દિવ્ય વસ્ત્ર, અલંકાર, માળા વગેરે પહેરી વિમાનમાં બેસી સ્વર્ગમાં પોતાના પતિ પાસે ગઈ. એ રીતે બુધાષ્ટમીના વ્રતના પ્રભાવથી, તે ઊર્મિલા આકાશમાં બુધના પડખામાં નિમિરાજાની સામે પ્રકાશમાન ( તારામંડળમાં ) મનુષ્યોના જોવામાં આવે છે.[૪૨–૪૪] યુધિષ્ઠિર કહે છે–હે શ્રીકૃષ્ણ ! જો આપ મારી ઉપર પ્રસન્ન હો અને બુધાષ્ટમીનો મહિમા આપના કહેવા પ્રમાણે ઉત્તમ હોય તો તેનો વિધિ મને કહો.[૪૫]

श्रीकृष्ण उवाच–शृणु पांडव यत्नेन बुधाष्टम्या विधिं शुभम् । यदा यदा सिताष्टम्यां बुधवारो भवेन्नृप ॥ ४६ ॥ तदा तदा हि सा ग्राह्या एकभक्ताशनैर्नृभिः । स्नात्वा नद्यां तु पूर्वाह्णे गृहीत्वा करकं नवम् ॥ ४७ ॥ जलपूर्णं च सद्रत्नैः

कृत्वाऽनर्घ्यैः समन्वितम् । पूजयेच्च गृहं नीत्वा बुधमेवं क्रमेण तु ॥ ४८ ॥ एकमाषसुवर्णेन तदर्धार्धेन वा पुनः । कारयेद्बुधरूपं तु स्वशक्त्या वा प्रयत्नतः ॥ ४९ ॥ अंगुष्ठमात्रं पुरुषं चतुर्बाहुं सुलक्षणम् । पद्ममध्येऽव्रणं कुंभं पूजयेत्सिततंदुलैः ॥ ५० ॥ हेमपात्रे च संस्थाप्य पीतवस्त्रयुगेन च । वस्त्रोपरि स्थितं देवं पीतवस्त्राक्षतादिभिः ॥ ५१ ॥ पंचामृतेन संस्नाप्य तत्तन्मन्त्रैः क्रमेण तु । नैवेद्यं गुग्गुलं धूपं दशांगेन सुगंधितम् ॥ ५२ ॥ पायसैर्घृतपूरैश्च मोदकाशोकवर्तिभिः । फलैश्च विविधैश्चैव शर्कराभिर्गुडैः शुभैः ॥ ५३ ॥

શ્રીકૃષ્ણ કહે છે—હે પાંડવ ! બુધાષ્ટમીનો ઉત્તમ પ્રકાર સાવધાન થઇ સાંભળો. હે રાજા ! જ્યારે જ્યારે શુદિ અષ્ટમીને દિવસે બુધવાર આવે ત્યારે બુધાષ્ટમીનું વ્રત કરવું. તે દિવસે એક વખત ભોજન કરવું. તે દિવસે પ્રાતઃકાળમાં નદીમાં સ્નાન કરી નવો ઘડો લઇ, તેમાં જળ પૂરી અમૂલ્ય રત્નો નાંખી, ઘેર લઈ જઇ ક્રમથી એ પ્રકારે પૂજા કરવી.[४६–४८] એક માષા વા અર્ધા માષા અથવા તો પા માષા સોનાની શક્તિ પ્રમાણે બુધની, અંગુઠા જેવડી સુંદર મૂર્તિ કરાવવી,[४९] તેને ચાર હાથ કરાવવા. કમલની વચમાં ધોળા ચોખાવડે છિદ્રરહિત ઘડાની પૂજા કરવી.[५०] પછી સોનાના પાત્રમાં બે પીળાં વસ્ત્રોવડે સ્થાપના કરી તેની ઉપર રહેલા બુધદેવને પંચામૃતવડે નવરાવી, પીળાં વસ્ત્રોથી અને પીળા તંદુલથી પૂજા કરવી, દશાંગ ધૂપ કરવો, દૂધપાક, ઘેવર, લાડવા, અશોકની કળી, સાકર, ગોળ અને નાના પ્રકારનાં સુંદર ફળોનું નૈવેદ્ય કરવું.[५१–५३]

ततः पुष्पाक्षतैः पीतैर्वक्ष्यमाणैश्च नामभिः । नमो बुधाय पादौ तु सोमपुत्राय जानुनी ॥ ५४ ॥ तारकाय कटी चैव राजपुत्राय चोदरम् । इलाप्रियाय हृदयं कुमारायेति वक्षसि ॥ ५५ ॥ बाहू पुरूरवःपित्रे अंसौ सोमसुताय च । मुखं तु पीतवर्णाय ज्ञानाय नयनद्वयम् ॥ ५६ ॥ मूर्धानं तु बुधायेति एषु स्थानेषु पूजयेत् । सौवर्णं राजतं ताम्रं पात्रमादाय शोभनम् ॥ ५७ ॥ गंधपुष्पाक्षतैः पीतैर्गुडमिश्रांबुपूरितैः । जानुभ्यामवनिं गत्वा तेन चार्घ्यं निवेदयेत् ॥ ५८ ॥ उर्वश्याः श्वशुरो यस्तु यः पुरूरवसः पिता । यो ग्रहाणामधिपतिर्बुधो मे संप्रसीदतु ॥ ५९ ॥ वरांश्च विष्णुना दत्तान्सकलान्नः प्रयच्छतु । मन्त्रेणानेन दत्वार्घ्यं जप्त्वा मन्त्रमिमं पुनः ॥ ६० ॥ प्रथमे मोदकान् दद्याद्द्वितीये फेणिकास्तथा । तृतीये घृतपूरांश्च चतुर्थे वटकांस्तथा ॥६१॥ पंचमे मंडकान्दद्यात्षष्ठे सोहालिकास्तथा । अशोकवर्तिकाश्चैव सप्तमे मासि कारयेत् ॥ ६२ ॥ अष्टमे शर्करामिश्रैः खांडवैश्च युधिष्ठिर । विप्राय वायनं दद्याद्व्रती भोजनमाचरेत् ॥ ६३ ॥ एवं क्रमेण कर्तव्यं बुधाष्टम्यां युधिष्ठिर । बांधवैः सह मित्रैश्च भोक्तव्यं प्रीतिपूर्वकम् । सौम्यमाख्यानकं श्रुण्वन्नरकेभ्यो विमुच्यते ॥ ६४ ॥ यश्चाष्टम्यां बुधयुतां समवाप्य भक्त्या संपूजयेच्छशिसुतं करकोपरिस्थम् । पक्वान्नपात्रसहितं सहिरण्यवस्त्रं पश्यत्यसौ यमपुरीं न कदाचिदेव ॥ ६५ ॥ इति भविष्योत्तरपुराणोक्ता बुधाष्टमीव्रतकथा ॥

પછી નીચે કહેલાં નામો લઈ, પીળાં પુષ્પોથી અને અક્ષતથી પૂજા કરવી. 'बुधाय नमः' એ મંત્રથી પગની, 'सोमपुत्राय नमः'થી ઘુંટણની, 'तारकाय नमः'થી કેડની, 'राजपुत्राय नमः'થી પેટની, 'इलाप्रियाय नमः'થી હૃદયની, 'कुमाराय नमः'થી વક્ષઃસ્થલની, 'पुरूरवःपित्रे०'થી બાહુની, 'सोमसुताय'થી ખભાની, 'पीतवर्णाय नमः'થી મુખની, 'ज्ञानाय नमः'થી બે નેત્રોની અને 'बुधाय नमः मूर्धानं पूजयामि' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી. એ પ્રકારે પૂજા કરી સોનાનું, રૂપાનું, અથવા ત્રાંબાનું સુંદર પાત્ર લઇ,[५४–५७] તેમાં પીળું ચંદન, પીળાં પુષ્પ, પીળા અક્ષત, ગોળ અને જળ નાંખી ઘુંટણવતી પૃથ્વીનો સ્પર્શ કરી, 'જે ઉર્વશીનો સસરો છે, જે પુરૂરવાનો પિતા છે, અને જે ગ્રહનો અધિપતિ છે તે બુધ પ્રસન્ન થાઓ, અને શ્રીવિષ્ણુએ આપેલાં સઘળાં વરદાન અમને આપો,' એ મંત્ર ભણી અર્ધ્ય આપી, ફરીથી એ મંત્રનો જપ કરવો.[५८–६०] પહેલા માસમાં લાડવા, બીજા માસમાં સૂતરફેણી, ત્રીજા માસમાં ઘેવર, ચોથા માસમાં વડાં,[६१] પાંચમા માસમાં ખડમંડાં, છઠ્ઠા માસમાં સુંવાળી, સાતમા માસમાં અશોકની કળી, અને આઠમા માસમાં સાકરવાળાં ખાંડવ આપવાં. એ પ્રકારે બ્રાહ્મણને વાયન આપી ભોજન કરવું.[६२–६३] એવી રીતે બુધાષ્ટમીને દિવસે કરવું. પછી મિત્ર અને સગાંવહાલાંઓની સાથે પ્રસન્નતાપૂર્વક ભોજન કરવું. આ સુંદર કથા સાંભળનાર પુરુષ પણ નરકથી મુક્ત થાય છે.[६४] જે માણસ બુધાષ્ટમીને દિવસે ઘડાપર સ્થાપન કરેલા બુધની, ભક્તિથી પૂજા કરી પકવાન્નનું નૈવેદ્ય કરે, દક્ષિણા ધરે અને વસ્ત્ર ઓઢાડે, તે કોઇ દિવસ પણ યમપુરી જોતો નથી.[६५] એવી રીતે ભવિષ્યોત્તરપુરાણમાં બુધાષ્ટમીવ્રતની કથા કહેલી છે.

## બુધાષ્ટમીવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ युधिष्ठिर उवाच—उद्यापनविधिं ब्रूहि कृपया भक्तवत्सल । कस्मिन्काले च किं द्रव्यं कथं स फलभाग्भवेत् ॥ १ ॥ श्रीकृष्ण उवाच—आदौ मध्ये तथा चांते कुर्यादुद्यापनक्रियाम् । सप्तम्यां प्रयतो भूत्वा कुर्याद्वै दंतधावनम् ॥ २ ॥ आचम्य कुर्यात्संकल्पं दश विप्रान्निमन्त्रयेत् । अष्टम्यां प्रातरुत्थाय शुचिर्भूत्वा व्रती ततः ॥ ३ ॥ गंगायादिमहातीर्थे स्नात्वा नित्यकृतक्रियः । गृहमध्ये शुचौ देशे रंगवल्ल्या विराजिते ॥ ४ ॥ पुण्याहवाचनं कृत्वा कुर्याद्रक्षाविधानकम् । प्राणानायम्य विधिवत्कृत्वा संकल्प-

नादिकम् ॥ ५ ॥ तिथ्याद्युल्लेखनांते च व्रतनाम प्रकीर्तयेत् । मया कृतं बुधाष्टम्यां व्रतं सांगफलाप्तये । उद्यापनं करिष्येऽहमित्यक्षतकुशोदकम् । त्यक्त्वाचार्यादिवरणं कुर्याद्वस्त्रादिभिः फलैः ॥ ६ ॥ ब्राह्मणं वृणुयात्तत्र वस्त्रतांबूलभूषणैः । ततः पूजादिकं कुर्याद् ग्रहयज्ञपुरःसरम् ॥ ७ ॥ ततस्त्वष्टदलं कुर्यान्मध्ये कर्णिकया सह । पंचवर्णैः समापूर्य दलाग्राणि च केसरान् ॥ ८ ॥ कर्णिकायां न्यसेद्धान्यं पंचप्रस्थप्रमाणतः । दलेषु च दलाग्रेषु यथाशक्त्या विनिक्षिपेत् ॥ ९ ॥ तत्रैव स्थापयेत्कुंभान्मध्ये पूर्वादिदिक्षु च । गंगाजलेन संपूर्य वस्त्रादिभिरलंकृतान् ॥ १० ॥ पंचत्वक्पल्लवोपेतान्नवकुंभान्यथाविधि । तदुत्तरे ग्रहान्सर्वान्मण्डले स्थापयेत्ततः ॥ ११ ॥ तत्पूर्वे स्थापयेत्कुंभं वारुणं च विशेषतः । वस्त्रत्वक्पल्लवफलैः पंचरत्नैः सकांचनैः ॥ १२ ॥ तत्तन्मंत्रैः प्रतिष्ठाप्य पूजयेच्च यथाविधि। सप्तजन्मार्जितं चौर्यं पातकादि च यत्कृतम् ॥१३॥ तद्दोषपरिहाराय बुधाष्टमीव्रतं कृतम् । तस्य सांगफलप्राप्त्यै पूजां होमं करोम्यहम् ॥१४॥ बुधप्रीत्यै च तत्सर्वमिति संकल्प्य पूजयेत् । कर्षमात्रेण राजेंद्र तदर्धार्धेन वा पुनः ॥ १५ ॥ बुधस्य प्रतिमां कुर्यात्सुवर्णेन विचक्षणः । कर्णिकायां मध्यकुंभे ताम्रपात्रे बुधं न्यसेत् ॥ १६ ॥ पंचामृतेन स्नपनं वस्त्रयुग्मेन वेष्टयेत् । ध्यायन्नारायणं देवं बुधं बाणसमाकृतिम् ॥ १७ ॥

યુધિષ્ઠિર કહે છે—હે શ્રીકૃષ્ણ ! હે ભક્તવત્સલ ! કૃપા કરી ઉદ્યાપનનો પ્રકાર કહો, કે કયે સમયે કયો પદાર્થ લેવાથી વ્રત સફલ થાય છે ?[1] શ્રીકૃષ્ણ કહે છે—આ વ્રતના આદિમાં, અંતમાં અને મધ્યમાં ઉદ્યાપન કરવું. સપ્તમીને દિવસે સાવધાનપણાથી દાતણ કરી આચમન કરી સંકલ્પ કરવો.[2] અને દશ બ્રાહ્મણોને નિમંત્રણ કરવું. પછી અષ્ટમીને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી, પવિત્ર થઈ, ગંગા વગેરે મોટાં તીર્થમાં સ્નાન કરી નિત્ય કર્મ કરવું.[3] પછી ઘરમાં રંગ ભરી શોભા કરવી,[4] પુણ્યાહવાચન કરી રક્ષાવિધાન કરવું. પ્રાણાયામ કરી, વિધિથી સંકલ્પ વગેરે કરી તિથિવાર વગેરેનું ઉચ્ચારણ કર્યા પછી, 'મેં બુધાષ્ટમીને દિવસે કરેલાં વ્રતનાં પૂર્ણ ફલની પ્રાપ્તિ માટે હું ઉદ્યાપન કરીશ,' એવી રીતે સંકલ્પ કરી અક્ષત અને કુશોદક (દર્ભનું જળ) છોડી દેવું.[5–6] પછી વસ્ત્ર, ફલ, તાંબૂલ અને અલંકાર આપી, આચાર્ય અને બીજા બ્રાહ્મણોને વરાવવા, અને તેઓની પૂજા કરવી.[7] ત્યારબાદ કર્ણિકાસહિત અષ્ટદલ કમલ કરી, દલના અગ્રભાગમાં અને કેસરામાં પાંચ રંગ ભરવા.[8] કર્ણિકામાં પાંચ શેર જેટલું ધાન્ય રાખવું. દલ અને તેના અગ્રભાગમાં યથાશક્તિ ધાન્ય ભરવું.[9] એ જ કમલ ઉપર પૂર્વાદિ દિશામાં નવ ઘડાઓની વિધિથી સ્થાપના કરવી. તેમાં જળ ભરવું, પંચપલ્લવ નાંખવા, વસ્ત્ર ઓઢાડવાં.[10] તેના ઉત્તર ભાગમાં મંડલ ઉપર સઘળા ગ્રહોની સ્થાપના કરવી. પછી 'મેં સાત જન્મમાં કરેલાં ઉપપાતક વગેરે દોષના પરિહાર માટે, બુધાષ્ટમીવ્રત કર્યું છે, તેનું પૂર્ણ ફળ મળે, એટલા માટે હું જે પૂજા અને હોમ કરું છું એ સઘળું બુધને પ્રસન્ન કરવા માટે છે.' એવો સંકલ્પ કરી પૂજા કરવી.[11–14] કર્ષ વા અર્ધ કર્ષ સોનાની શક્તિ પ્રમાણે બુધની મૂર્તિ કરાવવી.[15] કર્ણિકામાં, કલશમાં, ત્રાંબાના પાત્રમાં, બુધને સ્થાપવા. તેને પંચામૃતવડે નવરાવી બે કપડાં પહેરાવવાં. પછી નારાયણનું ધ્યાન કરી,[16–17]

चतुर्भुजं शंखचक्रगदाशार्ङ्गधरं यजेत् । आत्रेयं पीतवस्त्रं च पीतपुष्पाक्षतादिभिः ॥१८॥ उपचारैः षोडशभिः पुरुषसूक्तविधानतः । तद्दक्षिणे विष्णुमिदं विष्णुरित्यधिदैवतम् ॥१९॥सहस्रशीर्षापुरुषं वामे प्रत्यधिदैवतम् । दलेषु विन्यसेद्देवान् प्रागारभ्य प्रदक्षिणम् ॥ २० ॥ रविं चंद्रं कुजगुरू शुक्रार्की राहुकेतुकौ । अनंतं वामनं विष्णुं शौरिं सत्यं जनार्दनम् ॥ २१ ॥ हंसं नारायणं चाष्टौ दलाग्रेषु च पूजयेत् । धूपैर्दीपैश्च नैवेद्यैः फलैश्च विविधैर्यजेत् ॥ २२ ॥ बहिरिंद्रादयः पूज्या दशदिक्पालकास्तथा । यमं च चित्रगुप्तं च श्यामलां दक्षिणे यजेत् ॥ २३ ॥ कुंभेषु वंशपात्रेषु अष्टावष्टौ च लड्डुकान् । यज्ञोपवीतसफलदक्षिणासहितान्न्यसेत् ॥ २४ ॥ पूजयित्वा ततो होमं शास्त्रोक्तविधिना सुधीः । मंडलात्पश्चिमे भागे स्थंडिलं चतुरस्रकम् ॥ २५ ॥ कृत्वा तूल्लेखनादीनि कृत्वाऽग्निं स्थापयेत्सुधीः । इध्मं दर्भैः परिस्तीर्य पात्रासादनमाचरेत् ॥ २६ ॥ पूर्णपात्रविधानांते ब्रह्मासनमतः परम् । इध्मधानस्रुवप्रांते प्रधानाहुतिहावनम् ॥ २७ ॥ अपामार्गसमिद्भिश्च यवव्रीहितिलैर्घृतैः । गोधूमैः सतिलैर्होमं पृथक्पृथगतंद्रितः ॥ २८॥ उद्बुध्यस्वेति मन्त्रेण होममष्टोत्तरं शतम् । कृत्वा तु विष्णुमन्त्रेण तथा नारायणं हुनेत् ॥ २९ ॥ अधिप्रत्यधिदेवौ च मन्त्राभ्यां जुहुयात्तथा । ग्रहादिभ्यश्च जुहुयात्प्रायश्चित्तादिकं तथा ॥ ३० ॥ पूर्णाहुतिं च जुहुयात्कुर्याद्ब्रह्मविसर्जनम् । पूर्णपात्रोद्वासनं च बलिदानमतः परम् ॥ ३१ ॥ वह्न्यादिपूजनं कृत्वा देवतोद्वासनं ततः । अभिषिच्याथ तिलकं रक्षाबंधनमेव च ॥ ३२ ॥ आचार्यं च सपत्नीकं पूजयित्वा यथाविधि । प्रतिमावस्त्रकलशान् गोदानं दक्षिणां तथा ॥३३॥ दत्त्वा ब्रह्मादिविप्रेभ्यः कलशांश्च सदक्षिणान् । ब्राह्मणान्भोजयेत्पश्चादाशिषो वाचयेत्तथा ॥ ३४ ॥ इति श्रीभविष्योत्तरपुराणे बुधाष्टमीव्रतोद्यापनं संपूर्णम् ॥

બુધ કે જેની બાણના જેવી આકૃતિ છે, જે ચાર હાથવાળા છે અને શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરે છે, અત્રિવંશના છે અને પીળાં વસ્ત્રને ધારણ કરે છે. તે બુધની પુરુષસૂક્તના વિધાનથી પુષ્પ, અક્ષત વગેરે ષોડશોપચારવડે પૂજા કરવી. તેની દક્ષિણ બાજુમાં 'इदं विष्णुः' એ મંત્ર ભણી અધિદૈવત વિષ્ણુની પૂજા કરવી.[18–19] ઉત્તર બાજુમાં 'सहस्रशीर्षा'૦ એ સૂક્તવડે પ્રત્યધિદેવતા

નારાયણની પૂજા કરવી.[૨૦] દલમાં પૂર્વાદિ દિશાના ક્રમથી રવિ, ચંદ્ર, મંગલ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુએ આઠ ગ્રહ તથા અનંત, વામન, વિષ્ણુ, શૌરિ, સત્ય, જનાર્દન, હંસ અને નારાયણ એ આઠ દેવોનું આવાહન કરી, ધૂપ, દીપ, નૈવેદ્ય અને નાના પ્રકારનાં ફળોવડે પૂજા કરવી.[૨૧-૨૨] બહાર ઈંદ્રાદિ દશ દિક્‌પાલોની પૂજા કરવી. દક્ષિણ બાજુમાં યમ, ચિત્રગુપ્ત અને શ્યામલાની પૂજા કરવી.[૨૩] કલશ અને વાંસના પાત્રમાં આઠ આઠ લાડવા, જનોઈ, ફલ અને દક્ષિણા નાખવી.[૨૪] ત્યાર પછી પોતાની શાખામાં કહેલા વિધિથી હોમ કરવો. મંડપની પશ્ચિમ બાજુમાં ચાર ખૂણાવાળું સ્થંડિલ કરી,[૨૫] ઉલ્લેખન વગેરે કરી અગ્નિની સ્થાપના કરવી. દર્ભ પાથરી, તેપર સમિધા મૂકી પાત્રાસાદન કરવું.[૨૬] પૂર્ણપાત્રનું વિધાન થયા પછી બ્રહ્માસન કરવું. ઇધ્મના, આધાન મુખના પ્રાંતમાં પ્રધાન આહુતિ આપવી.[૨૭] તેમાં સાવધાનીથી અઘેડાની સમિધા, યવ, શાળ, તિલ, ઘી, અને ઘઉંનો જૂદો જૂદો હોમ કરવો. એવી રીતે 'उद्बुध्यस्व' એ મંત્રવડે એકસો આઠ આહુતિ આપવી.[૨૮] પછી વિષ્ણુ મંત્રવડે નારાયણને આહુતિ આપવી. પછી અધિદેવ અને પ્રત્યધિદેવને આહુતિ આપવી.[૨૯] પછી ગ્રહોને આહુતિ આપવી. પછી પ્રાયશ્ચિત્તાહુતિ આપીને પૂર્ણાહુતિ કરવી. ત્યારબાદ બ્રહ્માનું વિસર્જન,[૩૦] પૂર્ણપાત્રનું ઉદ્વાસન, બલિદાન, અગ્નિ વગેરેનું પૂજન, દેવનું ઉદ્વાસન કરવું.[૩૧] અભિષેક થયા પછી તિલક અને રક્ષાબંધન કરવું.[૩૨] પછી આચાર્ય અને તેમનાં પત્નીની વિધિથી પૂજા કરી, મૂર્તિ, વસ્ત્ર, કલશ, ગોદાન અને દક્ષિણા આપવી[૩૩] ત્યારબાદ બ્રહ્મા વગેરે બ્રાહ્મણોને કલશ અને તેની ઉપર દક્ષિણા આપવી. પછી બ્રાહ્મણોને જમાડી આશીર્વાદ લેવો.[૩૪] એવી રીતે **ભવિષ્યોત્તરપુરાણમાં** બુધાષ્ટમીવ્રતનું ઉદ્યાપન કહેલું છે.

---

### ૩ દશાફલવ્રત

अथ शुक्लादिश्रावणकृष्णाष्टम्यां दशाफलव्रतम् । सा निशीथव्यापिनी ग्राह्या । तत्र पूजाविधिः—तमद्भुतं बालकमम्बुजेक्षणं चतुर्भुजं शंखगदार्द्युदायुधम् । श्रीवत्सलक्ष्मं गलशोभिकौस्तुभं पीतांबरं सांद्रपयोदसौभगम् ॥ १ ॥ महार्हवैदूर्यकिरीटकुंडलत्विषा परिष्वक्तसहस्रकुंतलम् । उद्दामकांच्यंगदकंकणादिभिर्विराजमानं वसुदेव ऐक्षत ॥ २ ॥ कृष्णाय० ध्यानम् ॥ ३ ॥ वासुदेवाय० आवाहनम् ॥४॥ शेषशायिने० आसनम् ॥ ५ ॥ तीर्थपादाय० पाद्यम् ॥६॥ गंगाजनकाय० अर्घ्यम् ॥ ७ ॥ यमुनावेगसंहारिणे न० आचमनम् ॥ ८ ॥ नित्यमुक्ताय० पंचामृतस्नानम् ॥९॥ श्रीगोपालाय० स्नानम् ॥ १० ॥ पीतवाससे न० वस्त्रम् ॥ ११ ॥ यज्ञप्रियाय० यज्ञोपवीतम् ॥ १२ ॥ सर्वेश्वराय० चंदनम् ॥ १३ ॥ अधोक्षजाय० अक्षतान् ॥ १४ ॥ कमलाप्रियाय० पुष्पाणि ॥ १५ ॥ तुलसीपत्रैर्नामपूजा ॥ १६ ॥ कृष्णाय नमः । विष्णवे न० हरये न० शेषशायिने० गोविंदाय० गरुडध्वजाय० दामोदराय० हृषीकेशाय० पद्मनाभाय० उपेंद्राय० ॥ १७ ॥ अथ दोरकबंधनम् । संसारार्णवमग्नानां नराणां पापकर्मणाम् ॥ इह मोक्षफलावाप्तिं कुरुष्व पुरुषोत्तमेति दोरकबंधनम् ॥ १८ ॥ पारिजातापहराय० धूपम् ॥ १९ ॥ ज्ञानप्रदीपाय० दीपम् ॥ २० ॥ चक्रिणे नैवेद्यम् ॥ २१ ॥ अघनाशिने० तांबूलम् ॥ २२ ॥ दक्षिणाम् ॥ २३ ॥ पद्मनाभाय० नीराजनम् ॥२४॥ अनंताय० पुष्पांजलिम् ॥२५॥ देवदेव नमस्तेऽस्तु भक्तप्रिय दयानिधे । गृहाणार्घ्यं मया दत्तं देवक्या सहित प्रभो । विशेषार्घ्यम् ॥ २६ ॥ त्रिलोकनाथो देवेशः सर्वभूतदयानिधिः । दानेनानेन सुप्रीतो भवत्विह सदा मम । इति वायनमन्त्रः ॥ २७ ॥ श्रीकृष्णः प्रतिगृह्णाति श्रीकृष्णो वै ददाति च । श्रीकृष्णस्तारकोभाभ्यां श्रीकृष्णाय नमो नमः ॥ इति प्रतिग्रहमन्त्रः । यस्य स्मृत्येति प्रार्थना ॥ २८ ॥

શુકલાદિ શ્રાવણ વદિ અષ્ટમીને દિવસે દશાફલવ્રત કહેલું છે. આ અષ્ટમી અર્ધરાત્ર વખતની લેવી. પૂજાનો પ્રકારઃ-* 'જેને કમલ જેવાં નેત્ર છે, ચાર હાથ છે, હાથમાં શંખ, ચક્ર અને ગદારૂપી આયુધ છે, શ્રીવત્સ લાંચ્છન છે, ગળામાં કૌસ્તુભમણિ શોભે છે, પીળાં વસ્ત્ર છે, મેઘના જેવી શ્યામ કાંતિ છે,[૧] અમૂલ્ય મણિવાળા મુકુટ અને કુંડળની કાંતિવતી જેના હજારો કેશ શોભે છે, અને ઉમદા કાંચી, બાજુબંધ અને કડાં વગેરે અલંકારોથી જે શોભે છે, તેવું અદ્‌ભુત બાલક વસુદેવે જોયું.[૨] એ મંત્ર ભણી, 'कृष्णाय नमः' એ મંત્રથી ધ્યાન કરવું.[૩] 'वासुदेवाय नमः'થી આવાહન,[૪] 'शेषशायिने नमः' થી આસન,[૫] 'तीर्थपादाय०'થી પાદ્ય.[૬] 'गंगाजनकाय०'થી અર્ઘ્ય,[૭] 'यमुनावेगसंहारिणे०'થી આચમન,[૮] 'नित्यमुक्ताय०'-થી પંચામૃત,[૯] 'गोपालाय०'થી સ્નાન.[૧૦] 'पीतवाससे०'થી વસ્ત્ર,[૧૧] 'यज्ञप्रियाय०'થી યજ્ઞોપવીત,[૧૨] 'सर्वेश्वराय०'થી ચંદન,[૧૩] 'अधोक्षजाय नमः' થી અક્ષત,[૧૪] અને 'कमलाप्रियाय नमः' એ મંત્રવડે પુષ્પો ચડાવવાં.[૧૫] પછી તુલસીદલવતી નામપૂજા કરવી.[૧૬] 'कृष्णाय नमः' ત્યાંથી લઇ 'उपेंद्राय नमः' ત્યાં સુધી નામપૂજા કરવી.[૧૭] ( અને ) 'હે પુરુષોત્તમ! સંસારરૂપી સાગરમાં ડૂબેલા પાપી લોકોને મોક્ષરૂપી ફલ આપો' એમ કહી દોરો બાંધવો,[૧૮] 'पारिजातापहराय०' થી ધૂપ,[૧૯] 'ज्ञानप्रदीपाय०' થી દીપ,[૨૦] 'चक्रिणे०'થી નૈવેદ્ય,[૨૧] 'अघनाशिने०'થી તામ્બૂલ,[૨૨] 'सर्वव्यापिने०'થી દક્ષિણા,[૨૩] 'पद्मनाभाय०'થી આરતી,[૨૪] અને 'अनंताय०' થી પુષ્પાંજલિ આપવી.[૨૫]

---

* અમાંત માસ તે શુકલાદિ માસ છે, માટે ગુજરાતી શ્રાવણ વદિ અષ્ટમી લેવી.

'હે દેવના દેવ ! આપ કે જે ભક્તોને પ્રિય છો અને દયાના ભંડાર છો તેને નમસ્કાર કરું છું, માટે દેવકીજી સહિત આપ મેં દીધેલા અર્ઘ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી વિશેષાર્ઘ્ય આપવો;[૨૬] અને 'ત્રણ લોકના નાથ, દેવના ઈશ અને સર્વ પ્રાણીઓમાં દયાવાળા શ્રીકૃષ્ણ આ દાનથી મારા ઉપર નિરંતર પ્રસન્ન રહો,' એ મંત્ર ભણી વાયન આપવું.[૨૭] 'શ્રીકૃષ્ણ લે છે, શ્રીકૃષ્ણ આપે છે અને શ્રીકૃષ્ણ બન્નેને તારનાર છે તેને હું નમસ્કાર કરું છું' એ મંત્ર ભણી વાયન બ્રાહ્મણે લેવું. 'यस्य स्मृत्या'० એ મંત્ર ભણી પ્રાર્થના કરવી.[૨૮]

## દશાફલવ્રતની કથા

अथ कथा ॥ सूत उवाच—शृणुध्वमृषयः सर्वे नैमिषारण्यवासिनः। पुरा च द्वापरस्यांते कृष्णदेवेन भाषितम् ॥ १ ॥ तद्व्रतं वः प्रवक्ष्यामि सांगोपांगं मुनीश्वराः। पुरा वै द्वापरस्यांते पांडवाः कौरवास्तथा ॥२॥ द्यूतं प्रचक्रिरे सर्वे धनमानेन मोहिताः। निर्जिताः पांडवा दुःखाद्वनं जग्मुर्मुनीश्वराः ॥३॥ कुंती विदुरगेहे तु संस्थिता च महायशाः। तच्छ्रुत्वा कृष्णदेवोऽपि कृपया परया युतः ॥ ४ ॥ आययौ गरुडारूढो विदुरस्य गृहं प्रति। तत्रापश्यन्महाबाहुं कुंती परमहर्षिता ॥ ५ ॥ विदुरेणार्चितः कृष्णः कुंत्या चैव हि भक्तितः। नत्वाह कुंतीं तां देवीमभ्रस्यामां विडंबयन् ॥६॥ त्वत्पुत्रास्तु महादुःखात्प्रययुर्गहनं वनम्। तवापि सुमहद्दुःखं सर्वदा तन्ममाप्रियम् ॥ ७ ॥

સૂત પુરાણી કહે છે—હે નિમિષારણ્યનિવાસી ઋષિઓ ! પૂર્વે દ્વાપરયુગના અંતમાં જે સાંગોપાંગ વ્રત શ્રીકૃષ્ણે કહેલું છે, તે હું તમને કહું છું, સાંભળો. પૂર્વે દ્વાપરયુગના અંતમાં ધનના મદવાળા કૌરવો અને પાંડવો બન્ને જુગટું રમવા લાગ્યા. તેમાં હારી ગયેલા પાંડવો દુઃખના માર્યા વનમાં ચાલ્યા ગયા,[૧–૩] અને કુન્તી વિદુરને ઘેર રહ્યાં. એ વાત સાંભળી પરમ કૃપાળુ શ્રીકૃષ્ણ વિદુરને ઘેર આવ્યા. મહાબાહુ શ્રીકૃષ્ણને આવેલા જોઈ, કુંતી બહુ પ્રસન્ન થયાં.[૪–૫] પછી વિદુર અને કુંતીએ ભક્તિથી શ્રીકૃષ્ણની પૂજા કરી. ત્યારબાદ મેઘના જેવી કાંતિવાળા શ્રીકૃષ્ણે કુંતીને પ્રણામ કરી કહ્યું કે, 'હે ફોઈ ! તમારા પુત્રો દુઃખના માર્યા વનમાં ચાલ્યા ગયા તેથી તમને મોટું દુઃખ છે, અને મને પણ નિરંતર દુઃખ થાય છે.[૬–૭]

कुंत्युवाच—हृषीकेश महाबाहो महादुःखेन कर्शिता। कृपया परया देव रक्षिता वयमीदृशाः ॥ ८ ॥ मम चैव महद्दुःखं त्वयि मां त्रातरि स्थिते। मत्पुत्रास्तु महादुःखात्प्रविष्टा गहनं वनम् ॥ ९ ॥ कृपया विदुरो मह्यं कौरव्यः प्रस्थसंमितम्। ददाति प्रीतिदः कृष्ण जीवनाय महामतिः ॥ १० ॥ गृहस्य पश्चिमे भागे वसामि च जनार्दन। दर्शिता कौरवाणां हि सर्वेषां कुमतिस्तथा ॥ ११ ॥

इति तस्या वचः श्रुत्वा कृष्णः परमधर्मवित्। आह चैनां वासुदेवो भक्तप्रियतमस्तदा ॥ १२ ॥ व्रतं ते कथयिष्यामि येन दुःखात्प्रमुच्यसे। पुत्रपौत्रैः परिवृता स्वं राज्यं प्राप्स्यसेऽचिरात् ॥ १३ ॥ दशाफलमिति ख्यातं तद्व्रतं कुरु सुव्रते ॥

કુંતી કહે છે—હે હૃષીકેશ ! હે મહાબાહો ! હું મોટા દુઃખમાં પડી છું. આ વખતે આપે અમારી ખબર લીધી, એ મોટી કૃપા કરી.[૮] હે મહારાજ ! આપ મારા રક્ષક છો, છતાં મને આવું મોટું દુઃખ અને મારા પુત્રો દુઃખથી અઘોર વનમાં ગયા (એ શું ?)[૯] હે શ્રીકૃષ્ણ ! આ વખતે મહાબુદ્ધિમાન્ વિદુર મારી ઉપર દયા લાવી શેરભર અન્ન આપે છે, જેથી મારો નિર્વાહ ચાલે છે.[૧૦] હે જનાર્દન ! હું ઘરના પશ્ચિમ ભાગમાં રહું છું. હે મહારાજ ! આ વખતે સઘળા કૌરવોની દુષ્ટતા જણાઈ ગઈ.[૧૧] કુંતીનાં એવાં વચનો સાંભળી પરમ ધર્મિષ્ઠ અને ભક્તોની ઉપર પ્રીતિવાળા શ્રીકૃષ્ણ કહેવા લાગ્યાઃ—હે ફોઈ ! હું દશાફલ નામનું એક વ્રત કહું છું તે કરો. જેથી થોડા જ વખતમાં (સૌ) દુઃખ દૂર થશે, પુત્ર પૌત્રનો મેળાપ થશે અને રાજ્ય પાછું પ્રાપ્ત થશે.[૧૨–૧૩]

कुंत्युवाच—कस्मिन्काले तु कर्तव्यं तद्व्रतं केशव प्रभो ॥ १४ ॥ वद मां प्रति इत्युक्तो यादवेंद्रो जगाद ह। श्रावणस्यासिते पक्षे अष्टम्यां च निशीथके ॥ १५ ॥ देवक्यां वासुदेवश्च प्रादुर्भूतो न संशयः। तस्याग्रे दशगुणितं सूत्रं स्थाप्य प्रपूजयेत् ॥ १६ ॥ हस्ते बद्ध्वा तु तत्सूत्रं दशाहं व्रतमाचरेत् ॥ १७ ॥ संसारार्णवमग्नानां नराणां पापकर्मणाम्। इहामुत्र फलावाप्तिं कुरुष्व पुरुषोत्तम। अनेन दोरकं बद्ध्वा दशवर्षं व्रतं चरेत् ॥ १८ ॥ देवस्य पुरतो नित्यं दश पद्मानि कारयेत्। ततश्च शृणुयात्पुण्यां कथामेतां शुभावहाम् ॥ १९ ॥ तुलस्याः कृष्णवर्णाया दलैर्दशभिरर्चयेत्। कृष्णं विष्णुं तथानंतं गोविंदं गरुडध्वजम् ॥२०॥ दामोदरं हृषीकेशं पद्मनाभं हरिं प्रभुम्। एतैश्च नामभिर्नित्यं कृष्णदेवं समर्चयेत् ॥ २१ ॥ नमस्कारं ततः कुर्यात्प्रदक्षिणसमन्वितम्। एवं दशदिनं कुर्याद्व्रतानामुत्तमं व्रतम् ॥ २२ ॥ आदौ मध्ये तथा चांते होमं कुर्याद्विधानतः। कृष्णमन्त्रेण जुहुयाद्वरुणाऽष्टोत्तरं शतम् ॥ २३ ॥ ततो होमांते विधिवदाचार्यं पूजयेत्सुधीः। सौवर्णे ताम्रपात्रे वा मृन्मये वेणुपात्रके ॥ २४ ॥ सौवर्णं तुलसीपत्रं कारयित्वा सुलक्षणम्। प्रतिमां च तथा कृत्वा अर्चयित्वा विधानतः ॥ २५ ॥ निधाय प्रतिमां तत्र आचार्याय निवेदयेत्। दातव्या गौः सवत्सा च वस्त्रालंकारभूषिता ॥ २६ ॥ दशहोमे तु कृष्णाय पूरिका दश चार्पयेत्। दापयेत्तु ब्राह्मणाय स्वयं भुक्त्वा तथैव च ॥ २७ ॥ उपायनं च गृह्णीष्व सर्वोपस्करसंयुतम्। संसारार्णवमग्नं मां पाहि त्वं देवकीसुत ॥ २८ ॥ अनेनोपायनं दद्या

नमस्कृत्य क्षमापयेत् । दक्षिणाभिर्युता देवि दातव्याः कृष्ण-सन्निधौ ॥ २९ ॥ व्रतांते दश विप्रेभ्यः प्रत्येकं दश पूरिकाः । एवं दशसु वर्षेषु व्रतं कुर्यादतंद्रितः ॥ ३० ॥ एवं व्रतं त्वया देवि कर्तव्यं कृष्णसन्निधौ । एवमुक्ते तु कृष्णेन कुंती श्रुत्वा मुदान्विता ॥ ३१ ॥ उवाच कृष्णदेवं सा मम वित्तं न विद्यते । प्रत्युवाच हृषीकेशस्तव वित्तं भविष्यति ॥ ३२ ॥ एवमुक्त्वा ययौ कृष्णः कर्णं द्रष्टुं सुखान्वितः । कर्णोऽपि च महात्मानं कृष्णं दृष्ट्वा प्रहर्षितः ॥ ३३ ॥ सिंहासनं ददौ तस्मै पाद्यमर्घ्यं तथैव च । कर्णोऽप्युवाच देवेशं किमर्थं तव चागमः ॥ ३४ ॥ इत्युक्तः कृष्णदेवोऽथ तव माताऽतिदुःखिता ॥

કુંતી પૂછે છે–હે કૃષ્ણ ! એ વ્રત કયા માસમાં કરવું તે કહો. એવી રીતે કુંતીના પૂછવાથી યાદવેન્દ્ર શ્રીકૃષ્ણ કહેવા લાગ્યાઃ–શ્રાવણ વદિ આઠમને દિવસે અર્ધરાત્રે દેવકીથી શ્રીકૃષ્ણ (હું) પ્રગટ થયો, એ તો પ્રસિદ્ધ જ છે. તે શ્રીકૃષ્ણની પાસે દશવડું સૂત્ર રાખી તેની પૂજા કરવી. પછી, 'હે પુરુષોત્તમ ! સંસારસમુદ્રમાં ડૂબેલા પાપી મનુષ્યોને આ લોક–પરલોકમાં ફળ આપો,' એ મંત્ર ભણી હાથે દોરો બાંધી દશ દિવસ સૂધી વ્રત કરવું. એવી રીતે દશ વર્ષો સૂધી વર્ષોવર્ષ વ્રત કરવું.[૧૪–૧૮] દેવની પાસે રોજ રોજ દશ પદ્મ ધરાવવાં. પછી આ પુણ્યકારક કથા સાંભળવી.[૧૯] કૃષ્ણતુલસીનાં દશ પત્રવડે કૃષ્ણ, વિષ્ણુ, અનંત, ગોવિંદ, ગરુડધ્વજ, દામોદર, હૃષીકેશ, પદ્મનાભ, હરિ અને પ્રભુ એ નામ લઈ નિત્ય શ્રીકૃષ્ણની પૂજા કરવી.[૨૦–૨૧] પછી નમસ્કાર કરી પ્રદક્ષિણા કરવી. એવી રીતે આ ઉત્તમ વ્રત દશ દિવસ સૂધી કરવું.[૨૨] આદિમાં, મધ્યમાં અને અંતમાં શ્રીકૃષ્ણના નામમંત્રવડે એકસો આઠ વખત વિધિથી હોમ કરવો.[૨૩] પછી આચાર્યની પૂજા કરી, કરાવેલી સોનાની શ્રીકૃષ્ણની મૂર્તિ તથા સોનાનું તુલસીદલ, સોનાના, ત્રાંબાના, માટીના અથવા વાંસના પાત્રમાં રાખી તેની પૂજા કરી, તે સઘળું આચાર્યને આપવું. તેમ જ વસ્ત્ર અને અલંકારવતી શોભાવાળી વાછડાવાળી ગાય આપવી.[૨૪–૨૬] હોમ કરતી વખતે, 'હે દેવકીપુત્ર ! સઘળી સામગ્રીસહિત ઉપાયન (ભેટ) ગ્રહણ કરો, અને હું કે જે સંસારસાગરમાં ડૂબી ગયો (ડુબ્યો) છું તેનું રક્ષણ કરો,' એ મંત્ર ભણી દશ પૂરી અને દક્ષિણા શ્રીકૃષ્ણ પાસે ધરવાં. પછી દશ બ્રાહ્મણોને દશ દશ પૂરી આપી પોતે ભોજન કરવું. એવી રીતે સાવધાન થઈ દશ વર્ષ સૂધી વ્રત કરવું.[૨૭–૩૦] હે દેવિ ! તમે પણ શ્રીકૃષ્ણની પાસે આ વ્રત કરો. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી કુંતી પ્રસન્ન થઈ કહેવા લાગ્યાં કે, હે મહારાજ ! મારી પાસે દ્રવ્ય નથી. ત્યારે 'તમને દ્રવ્ય મળશે.' એટલું કહી શ્રીકૃષ્ણ કર્ણને મળવા ગયા. શ્રીકૃષ્ણને પોતાને ઘેર આવેલા જોઈ કર્ણ પ્રસન્ન થયો,[૩૧–૩૩] અને સિંહાસન આપી પાદ્ય અર્ઘ્યવડે પૂજા કરી. પછી શ્રીકૃષ્ણને પૂછવા લાગ્યો કે, હે મહારાજ ! આપ શા માટે પધાર્યા છો ?[૩૪] ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે, તારી મા બહુ દુઃખી છે.

कर्ण उवाच–भूरि भयात्तथा कृष्ण मातरं याम्यहं कथम् ॥ ३५ ॥ कथं वा दुःखतो माता प्रमुच्येत वदस्व मे । श्रीकृष्ण उवाच–सुवर्णपात्रे संपूर्य पायसं क्षीरसंयुतम् ॥ ३६ ॥ निधाय शतनिष्कं तु दातव्यं वायुहस्तके । तव माता तथा प्रीता भविष्यति न संशयः ॥ ३७ ॥ एवमुक्त्वा ततः कृष्णो द्वारकामाजगाम ह । कृष्णवाक्यं ततः श्रुत्वा कर्णश्चक्रे महायशाः ॥ ३८ ॥ पायसेन समायुक्तं पात्रं स्वर्णेन कारितम् । शतनिष्कसमायुक्तं वायुहस्ते प्रदाय सः ॥ ३९ ॥ प्रहसंती तथा कुंती पात्रं दृष्ट्वा प्रहर्षिता । देवस्य सन्निधौ सा तु व्रतं चक्रेऽथ भक्तितः ॥ ४० ॥ कृष्णेन कारितं सर्वं मम भाग्याय वै ध्रुवम् । कृष्णपूजां ततः कृत्वा कथां श्रुत्वाथ भक्तितः ॥ ४१ ॥ उपायनं ददौ तत्र ब्राह्मणेभ्यो यथाक्रमम् । तुलसीदलं सुवर्णेन कारयित्वा सुलक्षणम् ॥ ४२ ॥ प्रतिमां विष्णुभक्ताय स्वर्णपात्रे निधाय च । गोदानेन समायुक्तामाचार्याय महामते ॥ ४३ ॥ कुंती ददौ महादेवी विष्णुर्मे प्रीयतामिति । व्रतं दशसु सर्वेषु चकारोद्यापनं ततः ॥ ४४ ॥ तद्व्रतस्य प्रभावेण तनूजाश्चागतास्ततः ॥ हत्वा शत्रून्मृधे सर्वान्कृष्णस्यैव प्रसादतः ॥ ४५ ॥ युधिष्ठिरस्तु धर्मात्मा स्वं राज्यं प्राप्तवान्सुधीः । प्रोवाचेदं व्रतं कुंती द्रौपदीं च पतिव्रताम् ॥ ४६ ॥ दशाफलमिति ख्यातं कृष्णदेवेन भाषितम् । यूयं सर्वे महादुःखं निस्तीर्य स्वपुरीं गताः ॥४७॥ व्रतस्यास्य प्रभावेण कृष्णस्यैव प्रसादतः । त्वमप्येवं व्रतं भद्रे कुरुष्व सुसमाहिता ॥ ४८ ॥ पुत्रपौत्रैः परिवृता सर्वान्कामानवाप्स्यसि । आचख्यौ तद्व्रतं तस्यै कुंती परमहर्षिता ॥ ४९ ॥ सापि चक्रे महाभागा द्रौपदी व्रतमुत्तमम् । तस्मात्सर्वप्रयत्नेन कर्तव्यं सुजनैः सदा ॥ ५० ॥ या भक्त्या कुरुते नारी व्रतानामुत्तमं व्रतम् । सर्वान्कामानवाप्नोति विष्णुलोके महीयते ॥ ५१ ॥ इदं व्रतं महापुण्यं व्रतानामुत्तमं शुभम् । वदतां शृण्वतां चैव विष्णुलोको भवेद् ध्रुवम् ॥ ५२ ॥ इति श्रीभविष्योत्तरपुराणे दशाफलव्रतकथा संपूर्णा । अत्र मूलं चिंत्यम् ॥

કર્ણ કહે છે–હે કૃષ્ણ ! આવા મોટા ભયમાં મા પાસે કેમ જઈ શકું ?[૩૫] માટે મારી મા દુઃખથી મુક્ત થાય તેવો ઉપાય કહો. શ્રીકૃષ્ણ કહે છે–દૂધપાકથી ભરેલાં સોનાનાં પાત્રમાં સો સોનાની મહોરો નાખી તે પાત્ર વાયુના હાથમાં આપવું, તેથી તમારી માનું દુઃખ દૂર થશે એમાં સંશય નથી.[૩૬–૩૭] એટલું કહી શ્રીકૃષ્ણ દ્વારકા પધાર્યા. પછી કર્ણે શ્રીકૃષ્ણના કહેવા પ્રમાણે સોનાનાં વાસણમાં દૂધપાક ભરી તેમાં સો સોના મહોરો નાખી તે વાયુના

હાથમાં આપ્યું.[૩૮–૩૯] તે પાત્ર જોઇ પ્રસન્ન થયેલી અને 'મારા સુખ માટે શ્રીકૃષ્ણે આ સઘળી તજવીજ કરેલી છે એમાં સંશય નથી,' એમ મનમાં વિચારતી કુંતીએ તે વ્રત કર્યું. શ્રીકૃષ્ણે કહ્યા પ્રમાણે કુંતીએ શ્રીકૃષ્ણની પૂજા કરી, ભક્તિથી કથા સાંભળી.[૪૦–૪૧] ક્રમથી બ્રાહ્મણોને ઉપાયન આપ્યું. પછી સુંદર સોનાનું તુલસીદલ અને સોનાની વિષ્ણુની મૂર્તિ કરાવી સોનાના પાત્રમાં સ્થાપી. એ સઘળું કરી, 'મારી ઉપર વિષ્ણુ પ્રસન્ન થાઓ,' એમ કહી વિષ્ણુના ભક્ત અને બુદ્ધિમાન્ આચાર્યને આપ્યું. તેમ જ ગાય પણ આપી. એવી રીતે કુંતીએ દશ વર્ષો સુધી વ્રત કર્યું અને પછી ઉદ્યાપન કર્યું.[૪૨–૪૪] તે વ્રતના પ્રભાવથી અને શ્રીકૃષ્ણની કૃપાથી યુદ્ધમાં સર્વ શત્રુઓને જિતી, કુંતીના પુત્ર પાંડવો ઘેર આવ્યા,[૪૫] અને ધર્માત્મા યુધિષ્ઠિરને પોતાનું રાજ્ય મળ્યું. પછી કુંતીએ પતિવ્રતા દ્રૌપદીને કહ્યું કે,[૪૬] દશાફલ નામનું વ્રત શ્રીકૃષ્ણે મને કહેલું છે. તે વ્રત કરવાથી અને શ્રીકૃષ્ણની કૃપાથી જ તમે સઘળાં મોટું દુઃખ દૂર કરી આપણી નગરીમાં આવ્યાં છો. માટે હે ભદ્રે! તમે પણ એ વ્રત કરો, જેથી પુત્ર, પૌત્ર વગેરે સર્વ મનોરથો સિદ્ધ થશે. એમ કહી કુંતીએ હર્ષથી વ્રતનો પ્રકાર દ્રૌપદીને કહી સંભળાવ્યો.[૪૭–૪૯] પછી દ્રૌપદીએ પણ એ વ્રત કર્યું, તેથી તે મોટાં ભાગ્યવાળી થઇ. માટે સજ્જનોએ સર્વ પ્રયત્નથી પણ આ વ્રત કરવું.[૫૦] જે સ્ત્રી ભક્તિથી આ ઉત્તમ વ્રત કરે છે, તે આ લોકમાં જે ધારે તે સિદ્ધ થાય છે અને અંતે વિષ્ણુલોકમાં પૂજાય છે.[૫૧] પુણ્યકારક આ ઉત્તમ વ્રતની કથા કહેવાથી વા સાંભળવાથી વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે, એમાં સંશય નથી.[૫૨] એવી રીતે ભવિષ્યોત્તરપુરાણમાં દશાફલવ્રતની કથા કહેલી છે.

## ૪ જન્માષ્ટમીવ્રતનિર્ણય

अथ कृष्णादिमासेन भाद्रकृष्णाष्टम्यां जन्माष्टमीव्रतम् । तच्च अर्धरात्रव्यापिन्यां कार्यम् । रोहिण्या सहिता कृष्णा मासि भाद्रपदेऽष्टमी । अर्धरात्रे तु योगोयं तारापत्युदये तथा । नियतात्मा शुचिः सम्यक् पूजां तत्र प्रवर्तयेत् । इति विष्णुधर्मोत्तरे तस्य पूजाकालत्वोक्तेः ॥१॥ दिनद्वये अर्धरात्रव्याप्तावव्याप्तौ वा परैव। प्रातः संकल्पकाले सत्वाद्दिवारात्रियोगाद्वर्जनीया प्रयत्नेन सप्तमीसंयुताष्टमीति ब्रह्मवैवर्ते सप्तमीयुक्तानिषेधाच्च ॥ २ ॥ यदा पूर्वेद्युर्निशीथे केवलाष्टमीउत्तरेद्युर्निशीथास्पर्शिन्यष्टमी रोहिणीयुक्ता तदा पूर्वैव ग्राह्या । कर्मकालसत्वात् ॥ ३ ॥ रोहिणीयोगस्तु केवलं फलातिशयार्थो नवमी-बुधादियोगवत्तु निर्णयोपयोगी । इतरथा–प्रेतयोनिगतानां तु प्रेतत्वं नाशितं नरैः ॥ ४ ॥ यैः कृता श्रावणे मासि अष्टमी रोहिणीयुता । किं पुनर्बुधवारेण सोमेनापि विशेषतः ॥ ५ ॥ किं पुनर्नवमीयुक्ता कुलकोटयास्तु मुक्तिदा–इति रोहिणीमप्यष्टमीं विहाय बुधनवमीयुताकार्यापत्तेः ॥ ६ ॥ सोमेनेत्यस्य सोमवारेणेत्यर्थ इति केचित् । तारापत्युदये तथेति विष्णुधर्मोत्तरैकमूलकल्पनालाघवाच्चंद्रोदये चेति मयूखे ॥ ७ ॥ उदये चाष्टमी किंचिन्नवमी सकला यदि । भवेत्तु बुधसंयुक्ता प्राजापत्यर्क्षसंयुता । अपि वर्षशतेनापि लभ्यते यदि वा नवा । तत्र उदयशब्दश्चन्द्रोदयपरः ॥ ८ ॥ सूर्योदयपरत्वे तु यदा पूर्वेद्युर्निशीथे केवलाष्टमी उत्तरेद्युर्निशीथास्पर्शिन्यष्टमी रोहिणीयुक्ता सती बुधयुक्ता तदैवोत्तरा स्यान्न तदभावे ॥९॥ यावद्वचनं वाचनिकमिति न्यायात् । यदि तु बुधाभावेऽपि रोहिणीयोगमात्रादेवोत्तरोच्यते तदा रोहिणीयोगाभावेऽपि बुधमात्रसद्भावादुत्तरा स्यात् ॥ १० ॥ अन्यतरापायेऽप्येतद्वचनप्रवृत्तेरंगीकारात् । ऋक्षयोगवद्वारयोगस्यापि प्राशस्त्यहेतुत्वाच्च । किंच–यथापूर्वेद्युर्निशीथेऽष्टमीमात्रसत्वे उत्तरेद्युश्च निशीथात्पूर्वमृक्षयोगे बुधसत्वे च एतद्वचनादुत्तरेद्युर्व्रतमेवं पूर्वेद्युर्निशीथे सऋक्षाष्टमीसत्वे बुधाधिक्यादुत्तरेद्युर्व्रतापत्तिरिति ॥ ११ ॥

શ્રાવણવદિ અષ્ટમીને* દિવસે જન્માષ્ટમીનું વ્રત કહેલું છે. એ વ્રત જે દિવસે મધરાતે અષ્ટમી હોય તે દિવસે કરવું, કારણ કે 'રોહિણીસહિત શ્રાવણવદિ અષ્ટમીનો યોગ મધરાત કે જેમાં ચંદ્રોદય થયો હોય તે વખતનો લેવો. તે દિવસે મનને વશ રાખી પવિત્રતાથી વિષ્ણુની પૂજા કરવી.' એવી રીતે **વિષ્ણુધર્મોત્તરમાં** વિષ્ણુપૂજાનો કાળ કહેલો છે.[૧] બેય દિવસ મધરાતે અષ્ટમી હોય તો બીજે દિવસે વ્રત કરવું. કારણ કે બીજે દિવસે પ્રાતઃકાલે સંકલ્પ વખતે અષ્ટમી હોય છે. રાત્રિ અને દિવસના યોગવાળી અષ્ટમી રહે છે; અને 'સપ્તમીના યોગવાળી અષ્ટમીનો સર્વથા ત્યાગ કરવો,' એવી રીતે બ્રહ્મવૈવર્તપુરાણમાં સપ્તમીના યોગવાળી અષ્ટમીનો નિષેધ પણ કહેલો છે.[૨] જો પહેલે દિવસે મધરાતે કેવળ અષ્ટમી જ હોય અને બીજે દિવસે રોહિણી નક્ષત્રના યોગવાળી અષ્ટમી હોય, પણ મધરાત પહેલાં જ ઉતરી જતી હોય તો પહેલે દિવસે જ વ્રત કરવું; કારણ કે પહેલે દિવસે કર્મકાલ રહે છે.[૩] જેમ નવમી અને બુધવારનો યોગ કેવળ અધિક ફળ માટે છે, તેમ જ રોહિણીનો યોગ પણ અધિક ફળ માટે છે, પણ નિર્ણયમાં ઉપયોગી નથી. અને જો રોહિણીનો યોગ પણ નિર્ણયમાં ઉપયોગી હોય તોપણ જે માણસો શ્રાવણ માસમાં રોહિણીના યોગવાળી અષ્ટમીનું વ્રત કરે છે તેઓ પ્રેતનું પ્રેતત્વ છોડાવે છે;[૪] ત્યારે જો તે દિવસે બુધવાર હોય અને સોમ એટલે ચંદ્રોદય હોય અને વળી નવમીનો યોગ હોય તો કહેવું જ શું? અર્થાત્ અતિ ઉત્તમ કહેવાય છે.[૫] એટલા યોગવાળી

* પૂર્ણિમાંત માસના પક્ષથી મૂળ ગ્રંથમાં ભાદરવા વદ અષ્ટમી કહી છે, પણ ગુજરાત દેશમાં અમાંત માસ ચાલે છે તેથી શ્રાવણવદિ લખેલી છે. આવી રીતે આગળ પણ જાણી લેવું.

અષ્ટમી કરોડ કુલને મુક્તિ આપનાર છે. એ વચનોથી રોહિણીના યોગવાળી અષ્ટમીને છોડી બુધવાર અને નવમીના યોગવાળી અષ્ટમી કરવી એમ પ્રાપ્ત થશે.[6] સોમપદનો 'સોમવાર' એવો અર્થ કરવો એમ કેટલાક કહે છે. 'तारापत्युदये तथा' ચંદ્રોદય વખતની અષ્ટમી લેવી એ વચનને અનુસરતી કલ્પનારૂપી લાઘવથી ઉપલા શ્લોકમાં કહેલા 'સોમના યોગવાળી'—તેનો ચંદ્રોદયના યોગવાળી એવો અર્થ કરવો.[7] 'ઉદય વખતે થોડીક અષ્ટમી હોય અને નવમી આખો દિવસ હોય અને તે દિવસે જો બુધવાર તથા રોહિણી નક્ષત્રનો યોગ હોય તો તેવો યોગ સો વર્ષે પણ મળે વા નહિ પણ મળે. અર્થાત્ તે યોગ અતિ ઉત્તમ છે.'[8] આ વચનમાં ઉદયનો અર્થ ચંદ્રોદય કરવો. હવે જો ઉદયનો અર્થ સૂર્યોદય એવો કરશું તો જ્યારે પહેલે દિવસે મધરાતે કેવળ અષ્ટમી હોય અને બીજે દિવસે બુધવાર અને રોહિણીના યોગવાળી અષ્ટમી હોય અને મધરાત પહેલાં ઉતરી જતી હોય, તોપણ બીજા દિવસની અષ્ટમી લેવી. પણ જો ઉપર કહ્યા પ્રમાણે ન હોય તો બીજી લેવી નહીં. કારણ કે 'આખું વચન વાચનિક છે' એવો ન્યાય છે.[9] જો બુધવારનો યોગ ન હોય છતાં પણ કેવળ રોહિણીના યોગથી જ બીજી અષ્ટમી લેવી એમ કહેશે તો રોહિણીનો યોગ ન રહેતાં પણ કેવળ બુધવારના યોગથી જ બીજી અષ્ટમી લેવી, એમ સિદ્ધ થશે.[10] કારણ કે રોહિણી અને બુધવાર એ બેમાંથી એકનો યોગ ન રહે તો પણ ઉપલા શ્લોકની પ્રવૃત્તિનો અંગીકાર કરેલો છે અને વળી નક્ષત્રના યોગની પેઠે વારયોગ પણ ઉત્તમ છે એ પણ એક કારણ છે. વળી પણ જેમ પહેલે દિવસે મધરાતે કેવળ અષ્ટમી હોય અને બીજે દિવસે મધરાત પહેલાં જ અષ્ટમી, રોહિણી અને બુધવારનો યોગ હોય તો બીજા દિવસની અષ્ટમી લેવી, તેમ જ પહેલે દિવસે મધરાતે અષ્ટમી અને રોહિણી નક્ષત્ર હોય ને બીજે દિવસે બુધવાર અધિક આવવાથી બીજી અષ્ટમી લેવી એમ પ્રાપ્ત થશે.[11]

यत्त विष्णुरहस्ये—प्राजापत्यर्क्षसंयुक्ता कृष्णा नभसि चाष्टमी । मुहूर्तमपि लभ्येत सोपोष्या च महाफलेति । अत्रापि मुहूर्तपदं निशीथाख्यमुहूर्तपरम् ॥ १२ ॥ यत्त्विदमत्यंताशुद्धम् तथात्वे वाक्यस्यैवानर्थक्यप्रसंगात् । यदा हि शुद्धाप्यष्टम्यर्द्धरात्रे वर्तमाना ग्राह्या तदा रोहिणीसहिता सुतरामिति किं वचनेन ॥ १३ ॥ मुहूर्तमप्यहोरात्रे यस्मिन्युक्तं हि लभ्यते । अष्टम्यां रोहिणी ऋक्षं तां सुपुण्यामुपावसेदिति विष्णुरहस्ये एव स्पष्टैवाहोरात्रसंबंधि यत्किंचिन्मुहूर्तप्रतीतिरिति कालतत्त्वविवेचने तद्विपरीतम् । ऋक्षयोगस्य स्तावकत्वेन सार्थक्यात् ॥ १४ ॥ किंचैतद्वचनद्वयगतापिशब्दस्य स्वार्थे तात्पर्याभावेन ऋक्षयोगस्तावकत्वेन प्राशस्त्यबोधकत्वस्यैवोचितत्वादिति ॥ १५ ॥ यत्पुनस्तत्रोक्तं कर्मकालव्याप्तिशास्त्रादेव प्रधानभूताया अष्टम्या एव अर्धरात्रसत्त्वेन प्राप्तं ग्राह्यत्वम् । दिवा वा यदि वा रात्रौ नास्ति चेद्रोहिणीकला ॥ रात्रियुक्तां प्रकुर्वीत विशेषेणेंदुसंयुतामिति वचनेन रोहिणीयोगाभावविषये विशेषः क्रियते । एवं तस्यार्थः—दिनावच्छेदेन रात्र्यवच्छेदेन वा कलामात्रापि चेद्रोहिणी अष्टम्यां नास्ति तदैव चंद्रोदयसहितामर्धरात्रव्यापिनीमिति यावत् । दिनद्वयेऽपि तादृश्या अभावे बहुरात्रिसंयुतामुत्तरां प्रकुर्वीतेति । तन्न ॥ नेदं कर्मकालशास्त्रबाधकमन्यथाप्यर्थसंभवात् । तथाहि—दिनद्वये वैषम्येण निशीथे स्पर्शे अहोरात्रावच्छेदेन रोहिणीयोगाभावे च विशेषणाधिक्येनेंदुसंयुता अधिकनिशीथव्यापिनी ग्राह्येति यावत् ॥ रोहिणीयोगे त्वधिकनिशीथव्यापिनीमपि विहाय स्वल्पापि निशीथयोगिनी रोहिणीयुतैव ग्राह्येति व्याख्यांतरं मयूखे द्रष्टव्यम् । पारणं तु तिथिभांते कार्यम् । तदाह भृगुः—जन्माष्टमी रोहिणी च शिवरात्रिस्तथैव च । पूर्वविद्धैव कर्तव्या तिथिभांते च पारणमिति ॥

હવે જે વિષ્ણુરહસ્યમાં, 'શ્રાવણ વદિ આઠમ માત્ર મુહૂર્ત (બે ઘડી) હોય અને રોહિણી નક્ષત્રનો યોગ થતો હોય તો તે દિવસે ઉપવાસ કરવાથી ઘણું ફળ થાય છે.' એ શ્લોકમાં પણ મુહૂર્ત શબ્દ અર્ધરાત્ર નામક મુહૂર્તપર છે.[12] એમ કહેવું ઘણું અનુચિત છે, કારણ કે તેવો અર્થ કરવાથી આખો શ્લોક નકામો થઈ જશે. કેમકે જ્યારે અર્ધરાત્રની કેવળ પણ અષ્ટમી લેવી, એ વાત સિદ્ધ છે, ત્યારે રોહિણીના યોગવાળી મધરાતની અષ્ટમી લેવી એ તો ન કહેવાથી પણ સિદ્ધ થયું, ત્યારે શ્લોકનું શું પ્રયોજન છે?[13] વળી 'જે દિવસે રાત્રિ અથવા દિવસમાં મુહૂર્તભાર પણ અષ્ટમી અને રોહિણીનો યોગ હોય તે દિવસે ઉપવાસ કરવો,' એ પ્રમાણે વિષ્ણુરહસ્યના વચનથી સ્પષ્ટ થાય છે કે—'રાત્રિના દિવસમાં થોડો પણ યોગ હોય તો તે દિવસે વ્રત કરવું, એમ કાલતત્વવ્યાખ્યાનમાં કહેલું છે,' તે વિપરીત છે. કારણ કે વ્રતની ઉત્તમતા જણાવવાથી નક્ષત્રયોગ ચરિતાર્થ છે.[14] વળી ઉપર કહેલા બન્ને શ્લોકોના અપિ શબ્દનો અર્થ રોહિણી નક્ષત્રના યોગની ઉત્તમતા જણાવનાર છે, એમ કહેવું ઉચિત છે, પણ બીજો અર્થ કહેવો ઉચિત નથી.[15] વળી તેમાં કહેલું છે કે કર્મકાલવ્યાપ્તિશાસ્ત્રથી જ મધરાતે પ્રધાનભૂત અષ્ટમી લેવી. પણ જો રોહિણી નક્ષત્રનો યોગ ન હોય તો લેવી—કારણ કે એ વ્રત, 'જો દિવસે અથવા રાત્રિએ થોડો વખત પણ રોહિણી નક્ષત્રનો યોગ ન હોય તો રાત્રિના યોગવાળી વિશેષ કરી ચંદ્રોદયના યોગવાળી અષ્ટમી લેવી' આ વચનથી સિદ્ધ થાય છે. તેનો આ પ્રમાણે અર્ધ રાત્રિના વા દિવસના હરકોઈ ભાગમાં અષ્ટમી અને રોહિણીનો યોગ ન હોય તો ચંદ્રોદય વખતની અર્ધરાત્રવ્યાપિની અષ્ટમી લેવી. બેય દિવસે તેવી

અષ્ટમીનો અભાવ હોય તો અધિકરાત્રિના યોગવાળી બીજી અષ્ટમી કરવી, આમ કહેવું ઠીક નથી; કારણ ઉપલું વચન કર્મકાલશાસ્ત્રનું બાધક નથી; કેમકે તેનો અર્થ બીજા પ્રકારે થઈ શકે છે. તે આ પ્રમાણે—જે એક દિવસે મધરાતે અષ્ટમી પૂર્ણ હોય અને એક દિવસે મધરાતે અષ્ટમી થોડી હોય અને રાત્રિ કે દિવસમાં રોહિણી નક્ષત્રનો યોગ ન હોય તો જે દિવસે મધરાતે પૂર્ણ અષ્ટમી હોય, તે દિવસની અષ્ટમી લેવી તથા જો રોહિણીનો યોગ હોય તો મધરાત વખતની પૂર્ણ અષ્ટમીનો ત્યાગ કરી રોહિણીના યોગવાળી મધરાત વખતની થોડી પણ અષ્ટમી લેવી, એવી રીતનું વ્યાખ્યાન મયૂખમાં જોવું. પારણું તો અષ્ટમી અને રોહિણી ઉતર્યા પછી કરવું, એમ ભૃગુ કહે છે. જન્માષ્ટમી, રોહિણી અને શિવરાત્રિ પૂર્વવિદ્ધા જ કરવી; અને તિથિ તથા નક્ષત્રના અંતમાં પારણું કરવું.

निषेधोऽपि ब्रह्मवैवर्ते—अष्टम्यामथ रोहिण्यां न कुर्यात्पारणं क्वचित्। हन्यात्पुराकृतं कर्म उपवासार्जितं फलम् ॥ तिथिरष्टगुणं हंति नक्षत्रं च चतुर्गुणम् । तस्मात्प्रयत्नात्कुर्वीत तिथिभांते च पारणमिति । तत्र दिवसे उभयांते पारणमिति मुख्यः पक्षः । एकस्त्वनुकल्पः । यदा तु तिथिनक्षत्रयोरन्यतरस्यैव दिनेऽन्तस्तदा रात्रौ पारणानिषेधादन्यतरांते पारणाभ्यनुज्ञानाद्दिवैवान्यतरांते कार्या । अत एव वह्निपुराणे—भांते कुर्यात्तिथेर्वापि शस्तं भारत पारणमिति ॥ इति जन्माष्टमीनिर्णयः ॥

તેનો નિષેધ પણ **બ્રહ્મવૈવર્તમાં** કહ્યો છે—'કોઈ વખત અષ્ટમી અને રોહિણીમાં પારણું કરવું નહિ; કારણ કે તેમાં પારણું કરવાથી ઉપવાસનું અને બીજું કરેલું પુણ્ય પણ નષ્ટ થાય છે—તિથિ આઠગણાનો નાશ કરે છે અને નક્ષત્ર ચારગણાનો નાશ કરે છે માટે તિથિ અને નક્ષત્ર એટલે અષ્ટમી અને રોહિણી ઉતર્યા પછી પારણું કરવું. અષ્ટમી અને રોહિણી બન્ને ઉતર્યા પછી પારણું કરવું એ મુખ્ય પક્ષ છે, અને એક ઉતર્યા પછી એટલે અષ્ટમી ઉતર્યા પછી વા રોહિણી ઉતર્યા પછી પારણું કરવું એ ગૌણ પક્ષ છે. જો અષ્ટમી વા રોહિણી એમાંથી એક દિવસમાં ઉતરી જાય અને એક ન ઉતરે તો એક ઉતર્યા પછી દિવસમાં જ પારણું કરી લેવું એમ કહેલું છે. કારણ કે રાત્રિમાં પારણાનો નિષેધ છે. એટલા જ માટે વહ્નિપુરાણમાં કહ્યું છે કે,—'હે ભારત! નક્ષત્ર ઉતર્યા પછી વા તિથિ ઉતર્યા પછી પારણું કરવું ઉત્તમ છે' એવી રીતે જન્માષ્ટમીનો નિર્ણય છે.

## જન્માષ્ટમીવ્રતનો પ્રયોગ

अथ व्रतप्रयोगः ॥ व्रतपूर्वदिने दंतधावनपूर्वकं कृतैकभक्तो व्रतदिने कृतनित्यक्रियो देवताः प्रार्थयेत—सूर्यः सोमो यमः कालः संध्ये भूतान्यहः क्षपा । पवनो दिक्पतिर्भूमिराकाशं खेचरा नराः ॥ १ ॥ ब्रह्मशासनमास्थाय कल्पंतामिह सन्निधिम् इत्युक्त्वा सफलं पुष्पाक्षतजलपूर्णं ताम्रपात्रमादाय मासपक्षाद्युल्लिख्य अमुकफलकामः पापक्षयकामो वा कृष्णप्रीतये कृष्णजन्माष्टमीव्रतं करिष्ये इति संकल्प्य ॥ २ ॥ वासुदेवं समुद्दिश्य सर्वपापप्रशांतये । उपवासं करिष्यामि कृष्णाष्टम्यां नभस्यहम् ॥ ३ ॥ अद्य कृष्णाष्टमीं देवीं नभश्चंद्रं सरोहिणीम् । अर्चयित्वोपवासेन भोक्ष्येऽहमपरेऽहनि ॥ ४ ॥ एनसो मोक्षकामोऽस्मि यद्गोविंद त्रियोनिजम् । तन्मे मुंचतु मां त्राहि पतितं शोकसागरे ॥ ५ ॥ आजन्ममरणं यावद्यन्मया दुष्कृतं कृतम् । तत्प्रणाशय गोविंद प्रसीद पुरुषोत्तम ॥ इत्युक्त्वा पात्रस्थं जलं निःक्षिपेत् ॥६॥ ततः कदलीस्तम्भवालोभिराम्रपल्लवयुतसजलपूर्णकलशैर्दीपैः पुष्पमालाभिर्युतमगुरुधूपितम् । अग्निखड्गकृष्णच्छागरक्षामणिद्वारन्यस्तमुसलादियुतं मंगलोपेतं षष्ठ्या देव्याधिष्ठितं देवक्याः सूतिकागृहं विधाय॥७॥ तस्य समंताद्भित्तिषु कुसुमांजलीन् देवगंधर्वादीन् खड्गचर्मधरवसुदेवदेवकीनंदयशोदागर्गगोपीगोपान् कंसनियुक्तान् गोधेनुकुंजरान् यमुनां तन्मध्ये कालियमन्यच्च तत्कालीनं गोकुलचरितं यथासंभवं लिखित्वा सूतिकागृहमध्ये प्रच्छदपटावृतं मंचकं स्थापयित्वा मध्याह्ने नद्यादौ तिलैः स्नात्वा अर्धरात्रे श्रीकृष्णं सपरिवारं पूजयेत् ॥ ८ ॥

વ્રતને પહેલે દિવસે દાતણ વગેરે કરી એક વખત ભોજન કરવું. પછી વ્રતને દિવસે નિત્યકર્મ કરી, નીચેનો મંત્ર ભણી દેવતાની પ્રાર્થના કરવી;—'સૂર્ય, ચંદ્ર, યમ, કાળ, બે સંધ્યા, પ્રાણી, દિવસ, રાત્રિ, પવન, દિગ્પાલ, પૃથ્વી, આકાશ, ખેચર (યક્ષ વગેરે) અને નર એ સર્વ બ્રહ્માની આજ્ઞામાં રહી આંહી પાસે રહો.' એ પ્રકારે દેવતાની પ્રાર્થના કરી,[1] ફલ, પુષ્પ, અક્ષત અને જળથી પૂર્ણ ત્રાંબાનું પાત્ર લઈ માસ તથા પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી, 'અમુક જે (ધારેલું હોય તે) ફળ માટે, પાપના ક્ષય માટે અથવા શ્રીકૃષ્ણની પ્રીતિ માટે હું શ્રીકૃષ્ણજન્માષ્ટમીનું વ્રત કરીશ.' એવી રીતે સંકલ્પ કરી,[2] 'હું શ્રાવણ વદિ આઠમને દિવસે શ્રીકૃષ્ણના ઉદ્દેશથી વ્રત કરું છું, જેથી સર્વ પાપ શાંત થાય. આજ હું ઉપવાસથી દેવી શ્રીકૃષ્ણાષ્ટમી,[3] શ્રાવણ માસ અને રોહિણીસહિત ચંદ્રની પૂજા કરીશ અને ઉપવાસ કરી બીજે દિવસે પારણું કરીશ.[4] હે ગોવિંદ! હું પાપથી છૂટવા ઈચ્છું છું માટે અનેક જન્મનાં મારાં પાપ દૂર કરો, અને હું કે જે શોકસમુદ્રમાં પડેલો છું તેનું રક્ષણ કરો.[5] હે ગોવિંદ! જન્મથી જે કાંઈ મેં પાપ કર્યું હોય તેનો નાશ કરો; અને હે પુરુષોત્તમ! તમે પ્રસન્ન થાઓ. એટલું કહી પાત્રમાં રહેલું જળ નીચે નાંખવું.[6] પછી કેળના સ્તંભ, વસ્ત્ર, આંબાનાં પાંદડાં, જલથી ભરેલા ઘડા, દીપ, પુષ્પમાળા, અગુરુધૂપ, અગ્નિ, ખડ્ગ, કાળો બોકડો, અને રક્ષા-

મણિસહિત બારણે રાખેલાં મુશલ (સાંબેલું) આદિ વસ્તુસહિત, દેવકીનું સૂતિકાગૃહ (સુવાવડીનુ ઘર) કરવું.[૭] તેમાં ષષ્ઠીદેવીની સ્થાપના કરવી અને તેને ચારો તરફ ભીંતમાં પુષ્પની અંજલિવાળા દેવ ગંધર્વ વગેરે, ખડ્ગ અને ચર્મ (ઢાલ) ધારણ કરનાર વસુદેવ, દેવકી, નંદ, યશોદા, ગર્ગાચાર્ય, ગોપી અને ગોવાળીઆ, કંસે મોકલેલા ધેનુકાસુર તથા કુવલયાપીડ, હાથી વગેરે, યમુનાજી, તેની વચમાં કાલિય અને બીજાં પણ શ્રીકૃષ્ણે ગોકુલમાં જે જે કર્મો કર્યાં છે તેમાંથી જેટલાં આલેખાય તેટલાં આલેખવાં. સૂતિકાગૃહમાં મચ્છરદાનીવડે ઢાંકેલો પલંગ રાખવો.[૮] મધ્યાહ્ને નદી વગેરે જલાશયમાં તિલવડે સ્નાન કરી, મધરાતે શ્રીકૃષ્ણ અને તેમના પરિવારની પૂજા કરવી.

अथ पूजाविधिः ॥ 'येभ्योमाता–एवापित्रे' इति मन्त्रौ जपित्वा आगमार्थं त्विति घंटानादं कृत्वा अपसर्पंत्विति छोटिकामुद्रया भूतान्युत्सार्य तीक्ष्णदंष्ट्रेति क्षेत्रपालं संप्रार्थ्य आचम्य प्राणानायम्य देशकालौ संकीर्त्य ॥ ९ ॥ मम सहकुटुंबस्य क्षेमस्थैर्यविजयाभयायुरारोग्यैश्वर्याभिवृद्ध्यर्थं धर्मार्थकाममोक्षाख्यचतुर्विधपुरुषार्थसिद्ध्यर्थं निशीथे सपरिवारश्रीकृष्णप्रीत्यर्थं च पुराणोक्तप्रकारेण पुरुषसूक्तविधानेन च यथासंभवनियमेन यथामिलितद्रव्यैर्जन्माष्टमीव्रतांगत्वेन परिवारसहितश्रीकृष्णपूजनमहं करिष्ये इति संकल्प्य कलशार्चनं शंखार्चनं च कुर्यात् ॥ १० ॥ पुरुषसूक्तेन न्यासान् कुर्यात् ॥ ११ ॥ रंगवल्लीसमायुक्ते सर्वतोभद्रमंडले । अव्रणं सजलं कुंभं ताम्रं मृन्मयमेव वा ॥ १२ ॥ संस्थाप्य वस्त्रसंवीतं कंठदेशे सुशोभितम् । पंचरत्नसमायुक्तं फलगंधाक्षतैर्युतम् ॥ १३ ॥ सहिरण्यं समासाद्य ताम्रेण पटलेन वा । वंशमृन्मयपात्रेण यवपूर्णेन चैव हि ॥ १४ ॥ आच्छादयेच्च चैलेन लिखेदष्टदलं ततः । कांचनी राजती ताम्री पैत्तली मृन्मयी तथा।वार्क्षी मणिमयी चैव वर्णकैर्लिखिताऽथवा ॥ १५ ॥ इत्युक्तान्यतमां प्रतिमां विधाय अग्न्युत्तारणं कृत्वा प्रतिमाकपोलौ स्पृष्ट्वा तद्देवतामूलमन्त्रं प्रणवादिचतुर्थ्यंतं नमोंतं नाम ॥ १६ ॥ अस्यै प्राणाः प्रतिष्ठंतु अस्यै प्राणाश्चरंतु च । अस्यै देवत्वमर्चायै मामहेति च कश्चन । इति मन्त्रं च पठन् प्राणप्रतिष्ठां कुर्यात् ॥ १७ ॥ अस्या इत्यस्य स्थाने तत्तद्देवतानाम ग्राह्यम् ॥ १८ ॥

તે પૂજાનો પ્રકારઃ–'येभ्योमाता०' 'एवापित्रे०' એ બે મંત્રો જપી 'आगमार्थं०' એ મંત્ર ભણી ઘંટાનાદ કરી,'अपसर्पन्तु'० એ મંત્રવડે છોટિકા મુદ્રાથી ઉપદ્રવ કરનારને દૂર કરી, 'तीक्ष्णदंष्ट्र'० એ મંત્ર ભણી ક્ષેત્રપાલની પ્રાર્થના કરી, આચમન–પ્રાણાયામ કરી દેશ અને કાલનું ઉચ્ચારણ કરીઃ–[૯] 'મારાં અને મારાં કુટુંબના ક્ષેમ, સ્થિરતા, વિજય, અભય, આયુષ્ય, આરોગ્ય અને ઐશ્વર્યની વૃદ્ધિ માટે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પ્રકારના પુરુષાર્થની સિદ્ધિ માટે અને પરિવારસહિત શ્રીકૃષ્ણની પ્રીતિ માટે, પુરાણમાં કહેલા પ્રકારથી તથા પુરુષસૂક્તના પ્રકારથી, શક્તિ માફક નિયમ રાખી યથાશક્તિ મળેલાં દ્રવ્યવડે હું પરિવારસહિત શ્રીકૃષ્ણનું પૂજન કરીશ; જે પૂજન જન્માષ્ટમીવ્રતનું અંગ છે.' એ પ્રકારે સંકલ્પ કરી, કલશપૂજન અને શંખપૂજન કરવું.[૧૦] પુરુષસૂક્તવડે ન્યાસ કરવા.[૧૧] રંગથી ચીતરેલા સર્વતોભદ્રમંડલમાં છિદ્રરહિત ત્રાંબાના વા માટીના ઘડાની સ્થાપના કરવી.[૧૨] તેમાં જલ ભરવું. તેના ગળામાં સુંદર વસ્ત્ર વીંટવું. પંચરત્ન, ફલ, અક્ષત, ચંદન અને સુવર્ણ નાખવું.[૧૩] તેની ઉપર યવથી ભરેલું ત્રાંબાનું વા વાંસનું પાત્ર ઢાંકી, ઉપર લુગડાવતી આચ્છાદન કરવું.[૧૪] પછી અષ્ટદલ કમળ આલેખવું. સોનાની, રૂપાની, ત્રાંબાની, પિત્તલની, માટીની, લાકડાની અથવા રંગથી ચીતરેલી મૂર્તિ કરાવવી.[૧૫] અગ્ન્યુત્તારણ કરી મૂર્તિના ગાલનો સ્પર્શ કરી, નામમંત્ર ભણી પ્રાર્થના કરવી કેઃ–[૧૬] "આ દેવની પૂજા કરવા માટે આ મૂર્તિમાં પ્રાણ રહો, પ્રાણ ઠરો અને દેવત્વ આવો," એ મંત્ર ભણી પ્રાણપ્રતિષ્ઠા કરવી.[૧૭] ઉપલા શ્લોકમાં કહેલા 'આ દેવની' આ પદને ઠેકાણે જે દેવની પૂજા કરવી હોય તેનું નામ લેવું.[૧૮]

गायद्भिः किन्नराद्यैः सततपरिवृता वेणुवीणानिनादैर्भृंगारादर्शकुंभप्रवरकृतकरैः किंकरैः सेव्यमाना । पर्यंके स्वास्तृते या मुदिततरमुखी पुत्रिणी सम्यगास्ते सा देवी देवमाता जयति सुवदना देवकी दिव्यरूपा–इति देवकीम् ॥ १९ ॥ मां चापि बालकं सुप्तं पर्यंके स्तनपायिनम् ॥ श्रीवत्सवक्षसं शांतं नीलोत्पलदलच्छविम्–इति श्रीकृष्णं च ध्यात्वा ॥ २० ॥ ॐ देवक्यै नम इति देवकीं, ॐ श्रीकृष्णाय नम इति तत्प्रतिमायां कृष्णमावाह्य, ॐ नमो देव्यै श्रियै इति श्रियम् ॥ २१ ॥ ॐ वसुदेवाय नम इति वसुदेवं, ॐ यशोदायै नम इति यशोदां, ॐ नंदाय नम इति नंदं, ॐ बलदेवाय नम इति बलदेवं, ॐ चंडिकायै नम इति चंडिकां चावाह्य ॥ २२ ॥ ॐ सपरिवाराय कृष्णाय नम इति नाममन्त्रेण कृष्णं पूजयेत् ॥ २३ ॥ तद्यथा–ॐ सपरिवाराय कृष्णाय० आसनम् ॥ २४ ॥ ॐ सपरिवाराय कृष्णाय० पाद्यम् ॥ २५ ॥ ॐ सपरिवाराय कृष्णाय० अर्घ्यम् ॥ २६ ॥ ॐ सपरिवाराय कृष्णाय० आचमनीयम् ॥ २७ ॥ योगेश्वराय देवाय योगिनां पतये विभो। योगोद्भवाय नित्याय गोविंदाय नमो नमः ॥ स्नानम् ॥ २८ ॥ ॐ सपरिवाराय कृष्णाय० वस्त्रम् ॥ २९ ॥ ॐ सपरिवाराय कृष्णाय० यज्ञोपवीतम् ॥ ३० ॥ ॐ सपरिवाराय कृष्णाय० चंदनम् ॥ ३१ ॥ ॐ सपरिवाराय कृष्णाय० पुष्पाणि ॥ ३२ ॥

પછી જેની ચારો તરફ કિન્નર વગેરે ગાય છે અને વાંસળીવીણા બજાવે છે, નોકર ચાકર હાથમાં ઝારી,

અરીસો અને ધડા લઇ જેની સેવા કરે છે, જે સુંદર બીછાનાવાળા પલંગ ઉપર બેઠેલાં છે, પ્રસન્ન અને સુંદર મુખવાળાં છે, પુત્રવાળાં છે, અને દિવ્ય રૂપવાળાં છે તે દેવકીજી સારી રીતે બીરાજે છે,' એવી રીતે દેવકીનું ધ્યાન કરી,[૧૯] 'જે પલંગમાં સુતેલા છે, ધાવે છે, શાંત છે, જેના વક્ષઃસ્થળમાં શ્રીવત્સલાંછન છે, અને જેની શ્યામકમલના જેવી કાંતિ છે' એવા તે શ્રીકૃષ્ણનું ધ્યાન કરવું.[૨૦] પછી, 'ॐ देवक्यै नमः' એ મંત્ર ભણી દેવકીનું અને 'ॐ श्रीकृष्णाय०' એ મંત્રવડે શ્રીકૃષ્ણનું મૂર્તિમાં આવાહન કરી, ॐ नमो देव्यै० એ મંત્રથી શ્રીનું,[૨૧] 'ॐ वसुदेवाय०' એ મંત્રવડે વસુદેવનું. 'ॐ यशोदायै नमः'થી યશોદાનું, 'ॐ नन्दाय०' થી નંદનું, 'ॐ बलदेवाय०'થી બલદેવનું અને 'ॐ चंडिकायै०' એ મંત્ર ભણી ચંડિકાનું આવાહન કરી,[૨૨] ॐ सपरिवाराय०' એ મંત્ર ભણી નામમંત્રથી શ્રીકૃષ્ણની પૂજા કરવી.[૨૩] તેનો પ્રકાર 'ॐ सपरिवाराय०' એ મંત્રવડે આસન, પાદ્ય, અર્ઘ્ય અને આચમનીય આપવું.[૨૪-૨૭] પછી પ્રાર્થના કરવી કે, 'હે વિભો! આપ યોગેશ્વર છો, દેવ છો, યોગીઓના પતિ છો, યોગોદ્ભવ છો, નિત્ય છો અને ગોવિંદ છો તેને હું વારંવાર નમસ્કાર કરું છું,' એ મંત્રવડે સ્નાન કરાવી,[૨૮] 'ॐ सपरिवाराय०' એ મંત્ર ભણી વસ્ત્ર,[૨૯] યજ્ઞોપવીત,[૩૦] ચંદન[૩૧] અને પુષ્પ ચડાવવાં.[૩૨]

अथांगपूजा–गोविंदाय० पादौ पू० । माधवाय० जंघे पू० । मधुसूदनाय० कटी पू० । पद्मनाभाय० नाभिं पू० । हृषीकेशाय० हृदयं पू० । संकर्षणाय० स्तनौ पू० । वामनाय० बाहू पू० । दैत्यसूदनाय० हस्तौ पू० । हरिकेशाय० कंठं पू० । चारुमुखाय० मुखं पू० । त्रिविक्रमाय० नासिकां पू० । पुण्डरीकाक्षाय० नेत्रे पू० । नृसिंहाय० श्रोत्रे पू० । उपेंद्राय० ललाटं पू० । हरये न० शिरः पू० । श्रीकृष्णाय० सर्वांगं पू० ॥ ३३ ॥ यज्ञेश्वराय देवाय तथा यज्ञोद्भवाय च । यज्ञानां पतये नाथ गोविंदाय नमो नमः । धूपदीपौ ॥ ३४ ॥ विश्वेश्वराय विश्वाय तथा विश्वोद्भवाय च । विश्वस्य पतये तुभ्यं गोविंदाय नमो नमः । नैवेद्यम् ॥ ३५ ॥ ॐ सप० कृष्णाय० आचमनीयं, करोद्वर्तनं, फलं, तांबूलं, दक्षिणां, नीराजनं, प्रदक्षिणाः, नमस्कारान्, पुष्पांजलिम् ॥ इति भविष्यपुराणोक्तः पूजाक्रमः ॥ ३६ ॥

પછી અંગપૂજા કરવી તેનો વિધિ–'गोविंदाय नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'माधवाय०'થી પીંડીની, 'मधुसूदनाय०'થી નાભિની 'हृषीकेशाय०' થી હૃદયની, 'संकर्षणाय०' થી સ્તનની, 'वामनाय०' થી બાહુની, दैत्यसूदनाय०'થી હસ્તની, 'हरिकेशाय०'થી કંઠની, 'चारुमुखाय०' થી મુખની, त्रिविक्रमाय०'થી નાકની, 'पुंडरीकाक्षाय०' થી નેત્રની, 'नृसिंहाय०' થી કાનની, 'उपेंद्राय०'થી લલાટની, 'हरये०'થી મસ્તકની અને श्रीकृष्णाय नमः' એ મંત્રવડે સર્વ અંગની પૂજા કરવી.[૩૩] પછી, 'હે નાથ! આપ યજ્ઞેશ્વર છો, દેવ છો, યજ્ઞથી પ્રકટ થયેલા છો, યજ્ઞના પતિ છો અને ગોવિંદ છો તેને હું વારંવાર નમસ્કાર કરું છું.' એ મંત્રથી ધૂપ અને દીવો કરવો.[૩૪] 'હે દેવ! આપ જગતના ઈશ્વર છો, જગતરૂપ છો, જગતમાં પ્રકટ થયેલા છો, જગતના પતિ છો અને ગોવિંદ છો, તેને વારંવાર નમસ્કાર કરું છું.' એ મંત્રથી નૈવેદ્ય ધરવું.[૩૫] 'ॐ सपरिवाराय'० એ મંત્ર ભણી આચમન, કરોદ્વર્તન, ફળ, તાંબૂલ, દક્ષિણા, આરતી અને પુષ્પાંજલિ આપવી. એવી રીતે ભવિષ્યપુરાણમાં પૂજાપ્રકાર કહેલો છે.[૩૬]

गारुडे तु–यज्ञाय यज्ञेश्वराय यज्ञपतये यज्ञसम्भवाय गोविंदाय नमो नम इति अर्घ्यं, सर्वेषां यज्ञपदानां स्थाने योगपदयुक्तोऽयमेव मन्त्रः स्नाने ॥ ३७ ॥ तथैव विश्वपदयुक्तो नैवेद्ये ॥ ३८ ॥ तथैव धर्मपदयुक्तः स्वाहांतस्तिलहोमे ॥ ३९ ॥ विश्वपदयुक्त एव शयने ॥ ४० ॥ सोमपदयुक्तश्चंद्रपूजायां इति मन्त्रा उक्ताः ॥ ४१ ॥ ततो गव्यघृतेनाग्नौ वसोर्धारा, क्वचिद्गुडघृतेनेति ॥ ४२ ॥

હવે ગરુડપુરાણમાં કહેલો પૂજાપ્રકાર કહીએ છીએઃ– 'यज्ञाय यज्ञेश्वराय नमः' એ મંત્ર ભણી અર્ઘ્ય આપવો.[૩૭] ઉપલા જ મંત્રમાં યજ્ઞની જગોએ યોગપદનો પ્રયોગ 'योगाय योगेश्वराय' કરવાથી સ્નાનમંત્ર થાય છે. માટે એ મંત્ર ભણી સ્નાન કરાવવું. તેમ જ યજ્ઞના સ્થાનમાં વિશ્વપદનો પ્રયોગ કરી નૈવેદ્ય કરવું,[૩૮] તેમ જ યજ્ઞના સ્થાનમાં ધર્મપદનો પ્રયોગ કરી તેના અંતમાં સ્વાહા પદ લગાડી–એટલે धर्माय धर्मेश्वराय धर्मपतये धर्मसंभवाय गोविंदाय नमो नमः स्वाहा એ મંત્ર ભણી તિલનો હોમ કરવો.[૩૯] 'विश्वेश्वराय०' મંત્રવડે શયન કરાવવું.[૪૦] અને 'सोमाय सोमेश्वराय सोमपतये सोमसंभवाय गोविंदाय नमो नमः' એ મંત્ર ચંદ્રપૂજામાં લેવો. એ પ્રકારે મંત્રો કહેલા છે.[૪૧] ત્યાર પછી ગાયના ઘીથી વસોર્ધારા કરવી. કોઈ જગોએ ઘી ગોળથી વસોર્ધારા કરવી એમ કહેલું છે.[૪૨]

ततो जातकर्मनालच्छेदषष्ठीपूजानामकर्माणि संक्षेपेण कार्याणि ॥ ४३ ॥ ततश्चंद्रोदये रोहिणीयुतं चंद्रं स्थंडिले प्रतिमायां वा नाममन्त्रेण संपूज्य शंखे तोयं समादाय सपुष्पकुशचन्दनम् । जानुभ्यामवनीं गत्वा चंद्रायार्घ्यं निवेदयेत् ॥ ४४ ॥ क्षीरोदार्णवसंभूत अत्रिगोत्रसमुद्भव । गृहाणार्घ्यं शशांकेदं रोहिण्या सहितो ममेति । अर्घ्यम् ॥ ४५ ॥ ज्योत्स्नायाः पतये तुभ्यं ज्योतिषां पतये नमः । नमस्ते रोहिणीकांत सुधावास नमोऽस्तु ते ॥ ४६ ॥ नमो मंडलदीपाय शिरोरत्नाय धूर्जटेः । कलाभिर्वर्धमानाय नमश्चंद्राय चारवे । इति प्रणमेत् ॥ ४७ ॥ अनघं वामनं

शौरिं वैकुंठं पुरुषोत्तमम् । वासुदेवं हृषीकेशं माधवं मधुसूदनम् ॥ ४८ ॥ वराहं पुंडरीकाक्षं नृसिंहं दैत्यसूदनम् । दामोदरं पद्मनाभं केशवं गरुडध्वजम् ॥ ४९ ॥ गोविंदमच्युतं कृष्णमनंतमपराजितम् । अधोक्षजं जगद्बीजं सर्गस्थित्यंतकारणम् ॥ ५० ॥ अनादिनिधनं विष्णुं त्रिलोकेशं त्रिविक्रमम् । नारायणं चतुर्बाहुं शंखचक्रगदाधरम् ॥५१॥ पीतांबरधरं नित्यं वनमालाविभूषितम् । श्रीवत्सांकं जगत्सेतुं श्रीकृष्णं श्रीधरं हरिम् ॥ ५२ ॥ शरणं त्वां प्रपद्येऽहं सर्वकामार्थसिद्धये । प्रणमामि सदा देवं वासुदेवं जगत्पतिम् । इति मन्त्रैः प्रणम्य ॥ ५३ ॥

ત્યાર બાદ જાતકર્મ, નાલચ્છેદ, ષષ્ઠીપૂજા અને નામકર્મ એ સઘળાં સંક્ષેપથી કરવાં.[૪૩] ચંદ્રોદય થયે સ્થંડિલ વા મૂર્તિમાં નામમંત્રવડે રોહિણીસહિત ચંદ્રની પૂજા કરી, શંખમાં જલ ભરી, તેમાં પુષ્પ, દર્ભ અને ચંદન નાખી ઘુંટણભર થઇ,[૪૪] 'હે ચંદ્ર ! હે ક્ષીરસમુદ્રમાં ઉત્પન્ન થયેલા ! હે અત્રિના ગોત્રમાં ઉત્પન્ન થયેલા ! રોહિણીસહિત આપ મારા અર્ઘ્યનું ગ્રહણ કરો.' એ મંત્રવતી ચંદ્રને અર્ઘ્ય આપવો.[૪૫] પછી, 'હે ચંદ્ર ! આપ ચાંદનીના પતિ છો, નક્ષત્રના નાથ છો, રોહિણીના કાંત છો, અમૃતનું સ્થાન છો, પૃથ્વીમંડળના દીવારૂપ છો, મહાદેવના મસ્તકનું રત્ન છો, કળાથી વધો છો, અને સુંદર છો તેને હું નમસ્કાર કરું છું,' એ મંત્રવડે ચંદ્રને પ્રણામ કરવા.[૪૬-૪૭] પછી, 'હે દેવ ! જે પાપરહિત, શૂરના વંશમાં ઉત્પન્ન થયેલા, વૈકુંઠ, પુરુષોત્તમ, વસુદેવના પુત્ર, ઇંદ્રિયોના ઈશ, લક્ષ્મીના પતિ, મધુ દૈત્યનો નાશ કરનાર, વરાહ, કમલજેવાં નેત્રવાળા, નૃસિંહ, દૈત્યનો નાશ કરનાર, દામોદર, પદ્મનાભ, કેશવ, ગરુડધ્વજ, ગોવિંદ, ચ્યુતિરહિત, કૃષ્ણ અને અનંત છે, જે હાર પામતા નથી, જેને ઇંદ્રિયજ્ઞાન પહોંચી શકતું નથી, જે જગતનું કારણ છે, જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનાર છે, જે આદિ અને અંતરહિત છે, વ્યાપક છે, ત્રણ લોકના ઈશ છે, ત્રિવિક્રમ છે, નારાયણ છે, ચાર હાથવાળા છે, શંખને, ચક્રને તથા ગદાને ધારણ કરનાર છે, પીળાં વસ્ત્રને પહેરનાર છે, વનમાલાવડે શોભે છે, શ્રીવત્સનાં લાંછનવાળા છે, જગતની મર્યાદા છે, શ્રીકૃષ્ણ છે, લક્ષ્મીને ધારણ કરનાર છે, ભક્તોનાં દુઃખને હરનાર છે અને જગતના પતિ છે, એવા શ્રીકૃષ્ણને હું પ્રણામ કરું છું અને શરણે જાઉં છું.' એ મંત્રોવડે પ્રણામ કરવા.[૪૮-૫૩]

त्राहि मां सर्वलोकेश हरे संसारसागरात् । त्राहि मां सर्वपापघ्न दुःखशोकार्णवात्प्रभो ॥ ५४ ॥ सर्वलोकेश्वर त्राहि पतितं मां भवार्णवे । देवकीनंदन श्रीश हरे संसारसागरात् ॥ ५५ ॥ त्राहि मां सर्वदुःखघ्न रोगशोकार्णवाद्धरे । दुर्वृत्तांस्त्रायसे विष्णो ये स्मरंति सकृत्सकृत् ॥५६॥ सोऽहं देवातिदुर्वृत्तस्त्राहि मां शोकसागरात् । पुष्कराक्ष निमग्नोऽहं मायाज्ञानसागरे ॥५७॥ त्राहि मां देवदेवेश त्वत्तो नान्योऽस्ति रक्षिता । यद्बाल्ये यच्च कौमारे यौवने यच्च वार्द्धके ॥ ५८ ॥ तत्पुण्यं वृद्धिमायातु पापं हर हलायुध । इति मन्त्रैः प्रार्थयेत् । ततः स्तोत्रं पठन् पुराणश्रवणादिना जागरं कुर्यात् ॥ ५९ ॥

પછી, 'હે હરે ! હે સર્વ લોકના ઈશ ! સંસારસાગરથી મારું રક્ષણ કરો. હે પ્રભો ! હે સર્વ પાપનો નાશ કરનાર ! દુઃખ અને શોકરૂપી સમુદ્રમાંથી મારું રક્ષણ કરો. હે સર્વ લોકના ઈશ્વર ! હું કે જે સંસારસમુદ્રમાં પડેલો છું તેનું રક્ષણ કરો. હે દેવકીનંદન ! હે લક્ષ્મીપતિ ! હે હરે ! હે સર્વ પાપનો નાશ કરનાર ! સંસાર, રોગ અને શોકરૂપી સમુદ્રમાંથી મારું રક્ષણ કરો. હે વિષ્ણુ ! જે પુરુષો આપનું વારંવાર સ્મરણ કરે છે, તેનું આપ દુરાચરણથી રક્ષણ કરો છો; માટે હું કે જે દુરાચારી તેનું શોકસાગરમાંથી રક્ષણ કરો. હે કમળ જેવાં નેત્રવાળા ! હે દેવના દેવ ! હે ઈશ ! હું માયા અને અજ્ઞાનમાં ડૂબેલો છું, માટે મારું રક્ષણ કરો. મારું રક્ષણ કરનાર આપ વિના બીજું કોઇ નથી. હે બલદેવ ! બચપણામાં, કુમારાવસ્થામાં, જુવાનીમાં અને ઘડપણમાં જે પુણ્ય કર્યાં હોય તેમાં વધારો કરો અને પાપ કર્યાં હોય તેમાં ઘટાડો કરો.' એ મંત્રોવડે પ્રાર્થના કરી,[૫૪-૫૮] જાગરણ કરવું-તેમાં સ્તોત્રનો પાઠ કરવો વા પુરાણની કથા સાંભળવી.[૫૯]

द्वितीयेऽह्नि प्रातःकाले स्नानादिनित्यकर्म कृत्वा पूर्ववद्देवं पूजयित्वा ब्राह्मणान् भोजयेत् ॥ ६० ॥ तेभ्यः सुवर्णधेनुवस्त्रादि दत्वा 'कृष्णो मे प्रीयताम्' इति वदेत् ॥ ६१ ॥ यं देवं देवकी देवि वसुदेवादजीजनत् । भौमस्य ब्रह्मणो गुप्त्यै तस्मै ब्रह्मात्मने नमः । नमस्ते वासुदेवाय गोब्राह्मणहिताय च ॥ ६२ ॥ शांतिरस्तु शिवं चास्तु इत्युक्त्वा मां विसर्जयेदिति प्रतिमामुद्वास्य तां ब्राह्मणाय दत्वा पारणं कृत्वा व्रतं समापयेत् ॥६३॥ सर्वस्मै सर्वेश्वराय सर्वेषां पतये सर्वसंभवाय गोविंदाय नमो नम इति पारणे । भूताय भूतपतये नम इति समापने मन्त्रः ॥ इति पूजाविधिः ॥ ६४ ॥

બીજે દિવસે સવારમાં સ્નાન વગેરે નિત્યકર્મ કરી પૂર્વની પેઠે શ્રીકૃષ્ણની પૂજા કરવી અને બ્રાહ્મણોને ભોજન કરાવી,[૬૦] 'શ્રીકૃષ્ણ પ્રસન્ન થાઓ,' એમ કહી સોનું, ગાય અને વસ્ત્ર વગેરે દાન આપવાં. પછી નીચેનો મંત્ર ભણી વિસર્જન કરવું,[૬૧] 'પૃથિવીમાં રહેલા વેદના રક્ષણ માટે દેવકીએ વસુદેવથી જે દેવને ઉત્પન્ન કર્યા છે, તે બ્રહ્મરૂપ દેવને હું નમસ્કાર કરું છું.[૬૨] ગાય અને બ્રાહ્મણનું હિત કરનાર શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરું છું માટે શાંતિ થાઓ. કલ્યાણ થાઓ.' એમ કહી મારું (શ્રીકૃષ્ણનું)

વિસર્જન કરવું. એ પ્રમાણે વિસર્જન કરી, મૂર્તિ બ્રાહ્મણને આપી, પારણું કરી વ્રત સમાપ્ત કરવું.[૧૩] 'સર્વરૂપ, સર્વના ઈશ્વર, સર્વના પતિ, સર્વને ઉત્પન્ન કરનાર એવા ગોવિંદને હું વારંવાર નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણી પારણું કરવું; અને 'ભૂતરૂપ તથા ભૂતના પતિને નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણી વ્રત સમાપ્ત કરવું. એવી રીતે પૂજા કરવી.[૧૪]

## જન્માષ્ટમીની કથા

अथ कथा॥ युधिष्ठिर उवाच—जन्माष्टमीव्रतं ब्रूहि विस्तरेण ममाच्युत। कस्मिन्काले समुत्पन्नं किं पुण्यं को विधिः स्मृतः ॥१॥ श्रीकृष्ण उवाच—मल्लयुद्धे परावृत्ते शमिते कुकुरांधके। स्वजनैर्बंधुभिः स्त्रीभिः समैः स्निग्धैः समावृते॥२॥ हते कंसासुरे दुष्टे मथुरायां युधिष्ठिर। देवकी मां परिष्वज्य कृत्वोत्संगे रुरोद ह ॥३॥ वसुदेवोऽपि तत्रैव वात्सल्यात्प्ररुरोद ह। समालिंग्याश्रुवदनः पुत्र पुत्रेत्युवाच ह॥४॥ सगद्गदस्वरो दीनो बाष्पपर्याकुलेक्षणः। बलभद्रं च मां चैव परिष्वज्य मुदा पुनः ॥५॥ अद्य मे सफलं जन्म जीवितं च सुजीवितम्। उभाभ्यामथ पुत्राभ्यां समुद्भूतः समागमः॥६॥ एवं हर्षेण दांपत्यं हृष्टं पुष्टं तदा ह्यभूत्। प्रणिपत्य जनाः सर्वे बभूवुस्ते प्रहर्षिताः ॥ ७ ॥ एवं महोत्सवं दृष्ट्वा मामूचुर्मधुसूदनम्। जना ऊचुः—प्रसादः क्रियातामस्य लोकस्यार्तस्य दुःखहन् ॥ ८ ॥ यस्मिन्दिने च प्रासूत देवकी त्वां जनार्दन। तद्दिनं देहि वैकुंठ कुर्मस्तत्र महोत्सवम् ॥ ९ ॥ एवं स्तुते जनौघेन वसुदेवो मयेक्षितः। विलोक्य बलभद्रं च मां च हृष्टतनूरुहः ॥ १० ॥ उवाच सममादेशाल्लोकान् जन्माष्टमीव्रतम्। मथुरायां ततः पश्चात्पार्थ सम्यक् प्रकाशितम् ॥११॥ कुर्वंतु ब्राह्मणाः सर्वे व्रतं जन्माष्टमीदिने। क्षत्रिया वैश्यजातीयाः शूद्रा येऽन्येऽपि धर्मिणः ॥ १२ ॥

યુધિષ્ઠિર કહે છે—હે અચ્યુત! મને જન્માષ્ટમીનું વ્રત વિસ્તારથી કહો કે, એ કયારે ઉત્પન્ન થયેલું છે, તેનું પુણ્ય કેવું છે, અને તેનો પ્રકાર કેવો છે?[૧] શ્રીકૃષ્ણ કહે છે—હે યુધિષ્ઠિર! મેં મથુરામાં મલ્લને અને કંસને મારી, સ્ત્રી પુત્રસહિત યાદવોને શાંત કર્યા ત્યારે દેવકીએ અને વસુદેવે મને તથા બલદેવને સ્નેહથી ખોળામાં બેસાડી બાથમાં લઇ, હે પુત્ર! હે પુત્ર! એમ કહી રોવા માંડ્યું.[૨-૪] પછી આંસુથી વ્યાકુળ નેત્રવાળા વસુદેવે મને તથા બલદેવને બાથમાં લઇ ગદ્ગદ વાણીથી કહ્યું કે,[૫] "હે પુત્રો! તમારો બન્ને પુત્રોનો મેળાપ થવાથી આજ મારો જન્મ સફલ થયો, અને મારૂં જીવવું પણ સફલ થયું."[૬] અમારા મેળાપ વખતે વસુદેવ તથા દેવકી એવી રીતે પ્રસન્ન થયાં ત્યારે એવો ઉત્સવ દેખી પ્રસન્ન થયેલા સઘળા લોકો મને પ્રણામ કરી કહેવા લાગ્યા. મનુષ્યો કહે છે—હે શ્રીકૃષ્ણ! હે દુઃખ હરનાર! અમે કે જે પીડિત છીએ તેને પ્રસન્ન થાઓ અને આપનો જન્મ દિવસ આપો, જેથી અમો તે દિવસે મોટો ઉત્સવ કરીશું.[૭-૯] એવી રીતે મનુષ્યોએ સ્તુતિ કરવાથી મેં વસુદેવપ્રતિ જોયું, તેથી પ્રસન્ન થયેલા વસુદેવે, બળદેવને અને મને જોઇ મારી જ આજ્ઞાથી સઘળા મનુષ્યોને જન્માષ્ટમીવ્રત કહ્યું. પછી હે પાર્થ! એ વ્રત મથુરામાં સારી રીતે પ્રસિદ્ધ થયું.[૧૦-૧૧] આ વ્રત જન્માષ્ટમીને દિવસે સઘળા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને બીજા પણ ધાર્મિષ્ઠોએ કરવું.[૧૨]

युधिष्ठिर उवाच—कीदृशं तद्व्रतं देवदेव सर्वैरनुष्ठितम्। जन्माष्टमीति संज्ञं च पवित्रं पापनाशनम् ॥ १३ ॥ येन त्वं तुष्टिमायासि कार्त्स्न्येन प्रभवाव्यय। एतन्मे तत्त्वतो ब्रूहि सविधानं सविस्तरम् ॥ १४॥ श्रीकृष्ण उवाच—मासि भाद्रपदेऽष्टम्यां निशीथे कृष्णपक्षके। शशांके वृषराशिस्थे ऋक्षे रोहिणिसंज्ञके ॥ १५ ॥ योगेऽस्मिन्वसुदेवाद्धि देवकी मामजीजनत्। भगवत्याश्च तत्रैव क्रियते सुमहोत्सवः ॥ १६ ॥ योगेऽस्मिन्कथितेऽष्टम्यां सिंहराशिगते रवौ। सप्तम्यां लघुभुक् कुर्याद्दंतधावनपूर्वकम् ॥ १७ ॥ उपवासस्य नियमं रात्रौ स्वप्याज्जितेंद्रियः। केवलेनोपवासेन तस्मिन् जन्मदिने मम ॥ १८ ॥ सप्तजन्मकृतात्पापान्मुच्यते नात्र संशयः। उपावृत्तस्य पापेभ्यो यस्तु वासो गुणैः सह ॥ १९ ॥ उपवासः स विज्ञेयः सर्वभोगविवर्जितः। ततोऽष्टम्यां तिलैः स्नात्वा नद्यादौ विमले जले ॥ २० ॥ सुदेशे शोभनं कुर्याद्देवक्याः सूतिकागृहम्। सितपीतैस्तथा रक्तैः कर्बुरैर्हरितैरपि ॥२१॥ वासोभिः शोभितं कृत्वा समंतात्कलशैर्नवैः। पुष्पैः फलैरनेकैश्च दीपालिभिरितस्ततः ॥ २२ ॥ पुष्पमालाविचित्रं च चंदनागुरुधूपितम्। अतिरम्यमनौपम्यं रक्षामणिविभूषितम् ॥ २३ ॥ हरिवंशस्य चरितं गोकुलं च विलेखयेत्। ततो वादित्रनिनदैर्वीणावेणुरवाकुलम् ॥ २४ ॥ नृत्यगीतक्रमोपेतं मंगलैश्च समंततः। वेष्टकारीं लोहखड्गं कृष्णच्छागं च यत्नतः ॥ २५ ॥ द्वारे विन्यस्य मुसलं रक्षितं रक्षपालकैः। षष्ठ्या देव्याधिष्ठितं च तद्गृहं चोत्सवैस्तथा ॥२६॥

યુધિષ્ઠિર કહે છે—હે દેવના દેવ! હે શ્રીકૃષ્ણ! પવિત્ર અને પાપનો નાશ કરનાર એ જન્માષ્ટમીવ્રત સઘળાં માણસોએ કેવી રીતથી કર્યું,[૧૩] કે જે વ્રતથી આપ અત્યંત પ્રસન્ન થાઓ છો? એ સઘળું વિધાનસહિત વિસ્તારથી યથાસ્થિત મને કહો.[૧૪] શ્રીકૃષ્ણ કહે છે—શ્રાવણ* માસની વદિ અષ્ટમીને દિવસે મધરાતે વસુદેવનાં પત્ની દેવકીએ મને જન્મ આપ્યો છે. તે દિવસે રોહિણી નક્ષત્ર હતું, વૃષભ રાશિનો ચંદ્ર હતો, અને સિંહનો સૂર્ય હતો. મારા જન્મને દિવસે ભગવતીનો પણ ઉત્સવ કરવો. સાતમને દિવસે દાતણ વગેરે નિત્યકર્મ કરી, થોડું ખાવું,

* મૂળમાં સર્વ ઠેકાણે 'भाद्रपद' આવે છે તે પૂર્ણિમાંત માસ સમજવો. પરંતુ ગુજરાતી શ્રાવણ માસ જાણવો.

અને ઉપવાસનો નિયમ લઇ જિતેંદ્રિય થઇ સૂવું. જન્માષ્ટમીને દિવસે કેવલ (ફલાહાર વિના) ઉપવાસ કરવાથી સાત જન્મનાં પાપ અવશ્ય નષ્ટ થાય છે. પાપથી નિવૃત્ત થઇ સઘળા ભોગનો ત્યાગ કરી નિયમમાં રહેવું, તે ઉપવાસ કહેવાય છે. પછી અષ્ટમીને દિવસે નદી વગેરેના સ્વચ્છ જલમાં તિલથી સ્નાન કરી,[૧૫-૨૦] ઉત્તમ સ્થલમાં દેવકીનું સુંદર સૂતિકા (સુવાવડનું) ગૃહ કરવું. તેમાં ચારે બાજુએ ધોળાં, પીળાં, લાલ, લીલાં, પંચરંગી વગેરે નાના પ્રકારનાં વસ્ત્રોવડે શોભા કરવી. નવા કળશ અને ફલ, પુષ્પ તથા દીવાઓથી ચારે તરફ શોભા કરવી.[૨૧-૨૨] પુષ્પોની માળાથી વિચિત્ર રચના કરવી. અગુરુ અને ચંદનના ધૂપની સુગંધીવાળું, રક્ષામણિવડે શોભિત, ભગવાનને ફરવાનું સ્થાન અને અતિ સુંદર ગોકુલ આલેખવું. પછી વાંસળી-વીણા વગેરે વાજાં વગડાવવાં.[૨૩-૨૫] નાચવું, ગીત ગાવાં, અને બીજાં પણ મંગલ કરવાં. પછી વેષ્ટકારી લોહાનો કકડો અને કાળા બકરાની તજવીજ રાખવી.[૨૫] બારણામાં મુસલ રાખી તેની રક્ષા કરવી. એ ઘરમાં પછી દેવીની સ્થાપના કરવી.[૨૬]

एवं विभवसारेण कृत्वा तत्सूतिकागृहम् । तन्मध्ये प्रतिमा स्थाप्या सा चाप्यष्टविधा स्मृता ॥ २७ ॥ कांचनी राजती ताम्री पैत्तली मृन्मयी तथा । वार्क्षी मणिमयी चैव वर्णकैर्लिखितास्तथा ॥ २८ ॥ सर्वलक्षणसंपूर्णा पर्यंके चाष्टशल्यके । प्रतप्तकांचनाभासां महार्हां सतपस्विनीम् ॥ २९ ॥ प्रसूतां च प्रसुप्तां च स्थापयेन्मंचकोपरि । मां तत्र बालकं सुप्तं पर्यंके स्तनपायिनम् ॥ ३० ॥ श्रीवत्सवक्षसं शांतं नीलोत्पलदलच्छविम् । यशोदां तत्र चैकस्मिन्प्रदेशे सूतिकागृहे ॥ ३१ ॥ तद्वच्च कल्पयेत्पार्थ प्रसूतां वरकन्यकाम् । तथैव मम पार्श्वस्थाः कृतांजलिपुटा नृप ॥ ३२ ॥ देवा ग्रहास्तथा नागा यक्षविद्याधरामराः । प्रणताः पुष्पमालाप्रव्यग्रहस्ताः सुराङ्गनाः ॥ ३३ ॥ संचरंत इवाकाशे प्रहारैरुदितोदितैः । वसुदेवोऽपि तत्रैव खड्गचर्मधरः स्थितः ॥ ३४ ॥

એવી રીતે સૂતિકાગૃહ કરી, શક્તિ પ્રમાણે ઉત્સવ કરવો. યથાશક્તિ ઉત્સવ કરેલા તે ઘરની વચમાં મૂર્તિની સ્થાપના કરવી. તે મૂર્તિ, સુવર્ણની, રૂપાની, ત્રાંબાની, પિત્તલની, માટીની, કાષ્ઠની, મણિની અને રંગથી આલેખેલી એવી રીતે આઠ પ્રકારની થાય છે.[૨૭-૨૮] હવે આઠ સળિયાવાળા પલંગમાં સુવર્ણની સુંદર દેવકીની મૂર્તિ સુવારવી અને જે બાળક છે, સ્તનપાન કરે છે, વક્ષઃસ્થલમાં શ્રીવત્સચિહ્ન ધારણ કરે છે, શાંત છે અને જેની શ્યામ કમલના જેવી કાંતિ છે, તેવી મારી મૂર્તિ પણ તે જ પલંગમાં સુવારવી. તેમ જ એ ઘરના એક ભાગમાં જેને સુંદર કન્યાનો પ્રસવ થયો છે તેવી યશોદાની મૂર્તિ પણ રાખવી. તેમ જ હે નૃપ ! મારા પડખામાં પુષ્પની માળાવડે જેના સુંદર હાથ છે અને જાણે આકાશમાં ફરતા હોય તેમ રહેલા તથા હાથ જોડી માથું નમાવી ઉભેલા દેવ, ગ્રહ, સર્પ, યક્ષ, વિદ્યાધર અને અસુર વગેરે રાખવા. પાસે વસુદેવ પણ રાખવા. તેના હાથમાં ઢાલ અને તલવાર આપવી.[૨૯-૩૪]

कश्यपो वसुदेवोऽयमदितिश्चैव देवकी । शेषो वै बलदेवोऽयं यशोदा दितिरप्यभूत् ॥ ३५ ॥ नंदः प्रजापतिर्दक्षो गर्गश्चापि चतुर्मुखः । गोप्यश्चाप्सरसश्चैव गोपाश्चापि दिवौकसः॥ ३६ ॥ एषोऽवतारो राजेंद्र कंसोऽयं कालनेमिजः । तत्र कंसनियुक्ताश्च मोहिता योगनिद्रया ॥ ३७ ॥ गोधेनुकुंजराश्चैव दानवाः शस्त्रपाणयः । नृत्यंतश्चाप्सरोभिस्ते गंधर्वा गीततत्पराः ॥ ३८ ॥ लेखनीयश्च तत्रैव कालियो यमुनाह्रदे । इत्येवमादि यत्किंचिद्विद्यते चरितं मम ॥३९॥ लेखयित्वा प्रयत्नेन पूजयेद्भक्तितत्परः । रम्यमेवं बीजपूरैः पुष्पमालाविशोभितम् ॥४०॥ कालदेशोद्भवैः पुष्पैः फलैश्चापि युधिष्ठिर । पाद्यार्घ्यैःपूजयेद्भक्त्या गंधपुष्पाक्षतैः सह । मंत्रेणानेन कौंतेय देवकीं पूजयेन्नरः ॥४१॥ गायद्भिः किंनराद्यैः सततपरिवृता वेणुवीणानिनादैर्भृंगारादर्शकुंभप्रवरकृतकरैः किंकरैः सेव्यमाना । पर्यंके स्वास्तृते या मुदिततरमुखी पुत्रिणी सम्यगास्ते सा देवी देवमाता जयतु च ससुता देवकी कांतरूपा ॥ ४२ ॥ पादावभ्यंजयंती श्रीर्देवक्याश्चरणांतिके । निषण्णा पंकजे पूज्या दिव्यगंधानुलेपनैः ॥ ४३ ॥ पंकजैः पूजयेद्देवीं नमो देव्यै श्रिया इति । देववस्ते नमस्तेऽस्तु कृष्णोत्पादनतत्परा ॥ ४४ ॥ पापक्षयकरी देवी तुष्टिं यातु मयाऽर्चिता । प्रणवादिनमोंतं च पृथङ्नामानुकीर्तनम् ॥ ४५ ॥ कुर्यात्पूजाविधिज्ञश्च सर्वपापापनुत्तये । देवक्यै वसुदेवाय वासुदेवाय चैव हि ॥ ४६ ॥ बलदेवाय नंदाय यशोदायै पृथक्पृथक् । क्षीरादि स्नपनं कृत्वा चंदनेनानुलेपयेत् ॥ ४७ ॥

વસુદેવ કશ્યપનો અવતાર છે; દેવકી અદિતિનો અવતાર છે; બલદેવ શેષનો અવતાર છે; યશોદા દિતિ (દક્ષની સ્ત્રી) નો અવતાર છે;[૩૫] નંદ દક્ષ પ્રજાપતિનો અવતાર છે; ગર્ગ બ્રહ્માનો અવતાર છે; ગોપીઓ અપ્સરાઓનો અવતાર છે; ગોવાળીઆ દેવતાઓનો અવતાર છે;[૩૬] કંસ કાલનેમિનો અવતાર છે; અને ધેનુકાસુર તથા કુવલયાપીડ વગેરે દૈત્યોના અવતાર છે; એ સઘળા પાસે રાખવા તેમ જ નાચતી અપ્સરાઓ અને ગાનતત્પર ગંધર્વો પણ પાસે આલેખવા.[૩૭-૩૮] યમુનાના ધરામાં કાલિયનાગ આલેખવો. એ તથા બીજાં પણ જે કાંઇ મારાં ચરિત્ર હોય, તે સાવધાન થઇ ચીતરવાં. પછી હે યુધિષ્ઠિર ! બીજોરાં તથા પુષ્પમાલાવતી મારી ભક્તિથી પૂજા કરવી.[૩૯-૪૧] 'જેની ચારે બાજુએ કિંનરો ગાય

છે અને વાંસળી—વીણા બજાવે છે, નોકર ચાકરો હાથમાં ઝારી, અરીસો અને ઘડો લઇ જેની સેવા કરે છે; જે સુંદર બીછાનાવાળા પલંગ ઉપર બીરાજે છે. જે પ્રસન્ન અને સુંદર મુખવાળાં છે, પુત્રવાળાં છે, અને દિવ્ય રૂપવાળાં છે, તે દેવકી, પુત્રસહિત સુખથી બીરાજે છે.' એ મંત્ર ભણી દેશ અને કાળમાં થયેલાં પુષ્પ, ફલ, ગંધ અને અક્ષતવડે પાદ્ય અને અર્ધ્યવડે દેવકીની ભક્તિથી પૂજા કરવી.[૪૨] જે કમલમાં બેઠેલી છે, જે દેવકીના ચરણ ચાંપે છે એવી દેવકીના ચરણની પાસે ચીતરેલી લક્ષ્મીની, 'નમો દેવ્યૈ શ્રિયૈ૦' એ મંત્ર ભણી કમલ, અને ચંદનવડે પૂજા કરવી. 'હે દેવમાત! હે દેવકી! આપ શ્રીકૃષ્ણને પ્રકટ કરવામાં તત્પર છો, પાપનો ક્ષય કરનાર છો, માટે આપની પૂજા કરૂં છું તેથી પ્રસન્ન થાઓ.' એમ કહી નમસ્કાર કરવા. પછી સર્વ પાપ દૂર કરવા માટે પ્રથમ ઓંકાર અને પાછળ 'નમઃ' પદ લગાડી, દેવકી, વસુદેવ, વાસુદેવ, બલદેવ, નંદ અને યશોદાની નામમંત્રવડે જૂદી જૂદી પૂજા કરવી. પંચામૃતથી સ્નાન કરાવી ચંદન ચઢાવવું.[૪૩–૪૭]

विध्यंतरमपीच्छंति केचिदत्रैव सूरयः। चंद्रोदये शशांकाय अर्घ्यं दत्वा हरिं स्मरन् ॥ ४८ ॥ अनघं वामनं शौरिं वैकुंठं पुरुषोत्तमम्। वासुदेवं हृषीकेशं माधवं मधुसूदनम् ॥ ४९ ॥ वराहं पुंडरीकाक्षं नृसिंहं ब्राह्मणः प्रियम् समस्तस्यापि जगतः सृष्टिस्थित्यंतकारकम् ॥५०॥ अनादिनिधनं विष्णुं त्रैलोक्येशं त्रिविक्रमम्। नारायणं चतुर्बाहुं शंखचक्रगदाधरम् ॥ ५१ ॥ पीतांबरधरं नित्यं वनमालाविभूषितम्। श्रीवत्सांकं जगत्सेतुं श्रीपतिं श्रीधरं हरिम् ॥ ५२ ॥ योगेश्वराय देवाय योगिनां पतये नमः। योगोद्भवाय नित्याय गोविंदाय नमो नमः ॥ ५३ ॥ यज्ञेश्वराय देवाय तथा यज्ञोद्भवाय च। यज्ञानां पतये नाथ गोविंदाय नमो नमः ॥ ५४ ॥ विश्वेश्वराय विश्वाय तथा विश्वोद्भवाय च। विश्वस्य पतये तुभ्यं गोविंदाय नमो नमः ॥ ५५ ॥ जगन्नाथ नमस्तुभ्यं संसारभयनाशन। जगदीशाय देवाय भूतानां पतये नमः ॥५६॥ धर्मेश्वराय धर्माय संभवाय जगत्पते। धर्मज्ञाय च देवाय गोविंदाय नमो नमः ॥५७॥ एताभ्यां चैव मन्त्राभ्यां नैवेद्यं शयनं तथा। चंद्रायार्घ्यं च मन्त्रेण अनेनैवाथ दापयेत् ॥ ५८ ॥ क्षीरोदार्णवसंभूत अत्रिगोत्रसमुद्भव। गृहाणार्घ्यं शशांकेश रोहिण्या सहितो मम ॥ ५९ ॥ ज्योत्स्नापते नमस्तुभ्यं ज्योतिषां पतये नमः। नमस्ते रोहिणीकांत अर्घ्यं नः प्रतिगृह्यताम् ॥६०॥

કેટલાક પંડિતો આ પૂજા વિશે બીજો પ્રકાર કહે છે— ચંદ્રોદય વખતે ચંદ્રને અર્ધ્ય આપી, ભગવાનનું સ્મરણ કરવું.[૪૮] તે આ રીતે કે;—'જે પાપરહિત છે, વામન છે, શૌરિ છે, વૈકુંઠ છે, પુરુષોત્તમ છે, વસુદેવના પુત્ર છે, ઈંદ્રિયોના ઈશ છે, લક્ષ્મીના પતિ છે, મધુદૈત્યનો નાશ કરનાર છે,[૪૯] વરાહ છે, કમલ જેવાં નેત્રવાળા છે, નૃસિંહ છે, બ્રહ્માને પ્રિય છે, સમસ્ત જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરનાર છે,[૫૦] આદિ અને અંતરહિત છે, વ્યાપક છે, ત્રણ લોકના ઈશ છે, ત્રિવિક્રમ છે, નારાયણ છે, ચાર હાથવાળા છે, શંખને, ચક્રને અને ગદાને ધારણ કરનાર છે,[૫૧] પીળાં વસ્ત્ર પહેરનાર છે, નિત્ય છે, વનમાલાવડે શોભિત છે, શ્રીવત્સના ચિહ્નવાળા છે, જગતની મર્યાદારૂપ છે, શ્રીપતિ છે, શ્રીધર છે અને ભક્તોના દુઃખને હરનારા છે.[૫૨] એ રીતે શ્રીકૃષ્ણનું ધ્યાન કરવું. પછી યોગના ઈશ્વર, દેવ, યોગીઓના પતિ, યોગમાં પ્રકટ થયેલ, નિત્ય અને ગોવિંદને હું વારંવાર નમસ્કાર કરૂં છું'[૫૩] 'યજ્ઞના ઈશ્વર, દેવ, યજ્ઞને ઉત્પન્ન કરનાર, યજ્ઞના પતિ એવા ગોવિંદને વારંવાર નમસ્કાર કરૂં છું;'[૫૪] 'જગતના ઈશ્વર, જગતરૂપ, જગતને ઉત્પન્ન કરનાર અને જગતના પતિ એવા ગોવિંદને વારંવાર નમસ્કાર કરૂં છું.'[૫૫] આ મંત્રોવડે અર્ધ્ય વગેરે આપવા. 'હે જગન્નાથ! હે સંસારના ભયને દૂર કરનાર! જગતના પતિ, દેવોના અને પ્રાણીઓના પતિ એવા આપને નમસ્કાર કરૂં છું,[૫૬] હે જગન્નાથ! આપ ધર્મના ઈશ્વર, ધર્મરૂપ, ધર્મને ઉત્પન્ન કરનાર, ધર્મજ્ઞ, દેવ અને ગોવિંદ છો તેને હું નમસ્કાર કરૂં છું.'[૫૭] એ મંત્રોવડે નૈવેદ્ય ધરવું અને શયન કરાવવું. પછી 'હે ક્ષીરસમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા! હે અત્રિ ઋષિ-ગોત્રમાં ઉત્પન્ન થયેલા! હે ચંદ્ર! હે ઈશ! રોહિણીસહિત આપ અર્ધ્યનું ગ્રહણ કરો.[૫૮–૫૯] હે ચંદ્ર! આપ કે જે નક્ષત્રના પતિ છો, રોહિણીના પતિ છો, તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું. અર્ધ્યનું ગ્રહણ કરો; એ મંત્ર ભણી ચંદ્રને અર્ધ્ય આપવો.[૬૦]

स्थंडिले स्थापयेद्देवं शशांकं रोहिणीयुतम्। देवकया वसुदेवं च नंदं चैव यशोदया ॥ ६१ ॥ बलदेवं तथा सार्धं भक्त्या परमया नृप। संपूज्य विधिवद्देही किं नाप्नोत्यतिदुर्लभम् ॥ ६२ ॥ एकादशीनां विंशत्यः कोट्यो याः प्रकीर्तिताः। ताभिः कृष्णाष्टमी तुल्या ततोऽनंतचतुर्दशी ॥६३॥ अर्धरात्रे वसोर्धारां पातयेद्गव्यसर्पिषा। ततो वर्धापयेन्नाकं षष्ठीनामादिकं मम ॥ ६४ ॥ कर्तव्यं तत्क्षणाद्रात्रौ प्रभाते नवमीदिने। यथा मम तथा कार्यो भगवत्या महोत्सवः ॥६५॥ ब्राह्मणान् भोजयेद्भक्त्या तेभ्यो दद्याच्च दक्षिणाम्। हिरण्यं मेदिनीं गावो वासांसि कुसुमानि च ॥६६॥ यद्यदिष्टतमं तत्तत्कृष्णो मे प्रीयतामिति। यं देवं देवकी देवी वसुदेवादजीजनत् ॥ ६७ ॥ भौमस्य ब्रह्मणो गुप्त्यै तस्मै ब्रह्मात्मने नमः। नमस्ते वासुदेवाय गोब्राह्मणहिताय च ॥ ६८ ॥ शांतिरस्तु शिवं चास्तु इत्युक्त्वा मां विसर्जयेत्। ततो बंधुजनौघं च दीनानाथांश्च भोजयेत् ॥ ६९ ॥ भोजयित्वा यथाशक्त्या स्वयं भुंजीत वाग्यतः।

હે યુધિષ્ઠિર ! સ્થંડિલ ઉપર રોહિણી અને ચંદ્ર, દેવકી અને વસુદેવ, યશોદા અને નંદ, બલદેવ અને મારી સ્થાપના કરી પરમ ભક્તિવડે વિધિથી પૂજા કરનાર પુરુષને અતિ દુર્લભ પણ શું નથી મળતું ? અર્થાત્ સઘળું મળે છે.[૬૧-૬૨] આ જન્માષ્ટમી વીશ કરોડ એકાદશીના સમાન છે અને તેથી પણ અનંત ચતુર્દશી અધિક છે.[૬૩] મધરાતે ઘીવડે વસુધારા કરવી. પછી નાલચ્છેદન, ષષ્ઠાપૂજા અને નામકરણ વગેરે કર્મ કરવું;[૬૪] અને નવમીને દિવસે સવારે મારો મહોત્સવ કરવો, તથા મારા જેવો જ ભગવતીનો મહોત્સવ કરવો.[૬૫] બ્રાહ્મણોને ભક્તિપૂર્વક જમાડી, દક્ષિણા આપવી. તેમ જ 'શ્રીકૃષ્ણ પ્રસન્ન થાઓ' એમ કહી સોનું, પૃથ્વી, ગાય, વસ્ત્ર, પુષ્પ અને બીજું પણ જે આપવાનું હોય તે આપવું. પછી 'પૃથ્વીમાં રહેલા વેદની રક્ષા માટે દેવકીએ વસુદેવથી જેને જન્મ આપેલ છે તે બ્રહ્મરૂપ ભગવાનને હું નમસ્કાર કરું છું. હે દેવ ! આપ કે જે વસુદેવના પુત્ર છો, અને ગાય તથા બ્રાહ્મણનું હિત કરનાર છો તેને હું નમસ્કાર કરું છું.[૬૬-૬૮] માટે શાંતિ થાઓ અને કલ્યાણ થાઓ.' એટલું કહી મારું વિસર્જન કરવું. ત્યાર બાદ સગાંવહાલાં અને ગરીબ ગરબાંને જમાડવાં.[૬૯] અને તેઓને આરામ આપી વાણી નિયમમાં રાખી પોતે જમવું.

एवं यः कुरुते देव्या देवक्याः सुमहोत्सवम् ॥ ७० ॥ प्रतिवर्षं विधानेन मद्भक्तो धर्मनंदन । नरो वा यदि वा नारी यथोक्तं लभते फलम् ॥ ७१ ॥ पुत्रसंतानमारोग्यं सौभाग्यमतुलं लभेत् । इह धर्मरतिर्भूत्वा मृतो वैकुंठमाप्नुयात्॥७२॥तत्र देवविमानेन वर्षलक्षं युधिष्ठिर । भोगान्नानाविधान् भुक्त्वा पुण्यशेषादिहागतः॥७३॥सर्वकामसमृद्धे च सर्वाद्यभयविवर्जिते । कुले नृपतिशीलानां जायते हृच्छयोपमः ॥ ७४ ॥ यस्मिन् सदैव देशे तु लिखितं तु पटार्पितम् । मम जन्मदिनं भक्त्या सर्वालंकारभूषितम् ॥ ७५॥ पूज्यते पांडवश्रेष्ठ जनैरुत्सवसंयुतैः । परचक्रभयं तत्र न कदापि भवेत्पुनः ॥ ७६ ॥ पर्जन्यः कामवर्षी स्यादीतिभ्यो न भयं भवेत् । गृहे वा पूज्यते यत्र देवक्याश्चरितं मम ॥७७॥ तत्र सर्वं समृद्धं स्यान्नोपसर्गादिकं भवेत् । पशुभ्यो नकुलाद्व्यालात्पापरोगाच्च पातकात् ॥ ७८ ॥ राजतश्चोरतो वापि न कदाचिद्भयं भवेत् । संसर्गेणापि यो भक्त्या व्रतं पश्येदनाकुलम् । सोऽपि पापविनिर्मुक्तः प्रयाति हरिमंदिरम् ॥ ७९ ॥ जन्माष्टमीं जनमनोनयनाभिरामां पापापहां सपदि नंदितनंदगोपाम् । यो देवकीं सुतयुतां च भजेद्धि भक्त्या पुत्रानवाप्य समुपैति पदं स विष्णोः ॥८०॥ इति भविष्योत्तरे जन्माष्टमीव्रतकथा ॥

હે યુધિષ્ઠિર ! જે સ્ત્રી અથવા પુરુષ વર્ષોવર્ષ આવી રીતે ભક્તિથી દેવકીનો મહોત્સવ કરે છે; તેના વંશની વૃદ્ધિ થાય છે, આરોગ્ય રહે છે અને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. તે પુરુષ આ લોકમાં ધાર્મિક થઇ અંતે વૈકુંઠમાં જાય છે.[૭૦-૭૨] ત્યાં લાખ વર્ષોપર્યંત દેવના વિમાનમાં બેસી નાના પ્રકારના ભોગ ભોગવે છે; અને થોડું પુણ્ય રહે ત્યારે મોટા ધાર્મિક રાજાને ઘેર અવતરે છે. તેનું રૂપ કામદેવના સરખું થાય છે.[૭૩-૭૪] હે યુધિષ્ઠિર ! ભક્તિથી કપડામાં ચીતરેલ અને સર્વ અલંકારોથી શોભિત મારા જન્મનું ચરિત્ર જે દેશમાં રહે, અને તેનો ઉત્સવ તથા પૂજા થાય, તે દેશમાં કોઇ દિવસે શત્રુનો ભય આવતો નથી.[૭૫-૭૬] જોઇએ તેટલો વરસાદ થાય છે, દુકાળ પડતો નથી અને ટીડ વગેરે ઉપદ્રવો પણ આવતા નથી. અથવા જે ઘરમાં દેવકી તથા મારાં ચરિત્રનું પૂજન થાય છે, તેના ઘરમાં સઘળી સમૃદ્ધિ રહે છે, રોગ વગેરે ઉપદ્રવ થતો નથી. જે માણસ સહવાસથી સાવધાન થઈ ભક્તિ રાખી મારું વ્રત જુવે, તે પણ પાપથી મુક્ત થઇ વૈકુંઠને પ્રાપ્ત થાય છે.[૭૭-૭૯] હે યુધિષ્ઠિર ! જે માણસ મનને અને નેત્રને આનંદ આપનારી, જલદી પાપને હરનારી અને નંદને આનંદ આપનારી જન્માષ્ટમીનું ભક્તિથી વ્રત કરે છે, અને પુત્ર સહિત દેવકીનું ભજન કરે છે, તેને આ લોકમાં ઘણા પુત્રો થાય છે; અને અંતે વિષ્ણુપદની પ્રાપ્તિ થાય છે.[૮૦] એવી રીતે ભવિષ્યોત્તરપુરાણમાં જન્માષ્ટમીવ્રતની કથા કહેલી છે.

## શિષ્ટાચારથી પ્રાપ્ત જન્માષ્ટમીવ્રતની કથા

अथ शिष्टाचारप्राप्ता जन्माष्टमीव्रतकथा । व्यास उवाच—निवृत्ते भारते युद्धे कृतशौचो युधिष्ठिरः । उवाच वाक्यं धर्मात्मा कृष्णं देवकिनंदनम् ॥ १ ॥ युधिष्ठिर उवाच—त्वत्प्रसादात्तु गोविंद निहताः शत्रवो रणे । कर्णश्च निहतः सैन्ये त्वत्प्रसादात्किरीटिना ॥२॥ जेता को युधि भीष्मस्य यस्य मृत्युर्न विद्यते । अजेयोऽपि जितः सोऽपि त्वत्प्रसादाज्जनार्दन ॥ ३ ॥ प्राप्तं निष्कंटकं राज्यं कृत्वा कर्म सुदुष्करम् । आचारो दंडनीतिश्च राजधर्माः क्रियान्विताः ॥ ४ ॥ अधुना श्रोतुमिच्छामि शुभं जन्माष्टमीव्रतम् । जन्माष्टमी व्रतं ब्रूहि विस्तरेण ममाच्युत ॥ ५ ॥ कुतः काले समुत्पन्नं किं पुण्यं को विधिः स्मृतः ।

વ્યાસ કહે છે-ભારતનું યુદ્ધ પૂરું થયા પછી પવિત્ર થઇ, ધર્માત્મા યુધિષ્ઠિર રાજા દેવકીને આનંદ આપનારા શ્રીકૃષ્ણને પૂછવા લાગ્યા.[૧] યુધિષ્ઠિર પૂછે છે-હે ગોવિંદ ! અમે આપની કૃપાથી યુદ્ધમાં શત્રુઓને માર્યા. આપની જ કૃપાથી અર્જુને કર્ણને માર્યો,[૨] હે જનાર્દન ! જેને યુદ્ધમાં કોઇ જિતી ન શકે અને જેનું મરણ પણ નહીં હતું તેવા ભીષ્મપિતામહને પણ આપથી જ જિત્યા.[૩] તેમ જ કોઇનાથી ન થઈ શકે તેવું કર્મ તમારી કૃપાથી કરી અમોએ નિષ્કંટક (શત્રુરહિત) રાજ્ય મેળવ્યું. તેમ જ આચાર, દંડનીતિ, રાજધર્મ અને ક્રિયા પણ બરાબર પ્રાપ્ત થયાં છે.[૪] હવે હે અચ્યુત ! હું શુભ જન્માષ્ટમીનું

વ્રત સાંભળવા ઇચ્છું છું માટે તે વ્રત મને વિસ્તારથી કહો.[૫] એ વ્રત કયારે ઉત્પન્ન થયું, તેથી કેટલું પુણ્ય થાય છે અને તેનો પ્રકાર કેવો છે?

श्रीकृष्ण उवाच–शृणु राजन्प्रवक्ष्यामि व्रतानामुत्तमं व्रतम् ॥६॥ यतः प्रभृति विख्यातं फलेन विधिनान्वितम्। राजवंशसमुत्पन्नैर्दैत्यानीकैः सुपीडिता ॥ ७ ॥ धरा भारसमाक्रांता ब्रह्माणं शरणं ययौ। ज्ञात्वा तदा प्रभुर्ब्रह्मा भूमेर्भारं समाहितः ॥ ८ ॥ श्वेतद्वीपं समागत्य सर्वदेवसमन्वितः। समाहितमतिर्ब्रह्मा मां तुष्टाव विशांपते ॥ ९ ॥ स्तुत्या तयाऽहं संप्रीतस्तेषां दृग्गोचरोऽभवम्। दृष्ट्वा मां प्रणिपत्याशु भक्तिभावसमन्विताः ॥ १० ॥ ब्रह्माणमग्रतः कृत्वा तुष्टाः सर्वे दिवौकसः। विजिज्ञपुर्महाराज भूमिभारापनुत्तये ॥११॥ उपधार्य तदा तेषां वचनं चान्वचिंतयम्। केनोपायेन हंतव्या दानवाः क्षत्रियोद्भवाः ॥१२॥ स्वधर्मनिरताः सर्वे महाबलपराक्रमाः। ततो निश्चित्य मनसा ब्रह्माणमहमब्रुवम् ॥ १३ ॥ वसुदेवो देवकी च प्रजाकामौ पुरा नृप। भक्त्या मां भजमानौ तौ तप्तवंतौ महत्तपः ॥ १४ ॥ तयोः प्रसन्नः सुप्रीतो याचतं वरमुत्तमम्। अब्रुवं तावपि ततो वरयामासतुः किल ॥ १५ ॥ यदि देव प्रसन्नोऽसि त्वादृशो नौ भवेत्सुतः। तथेति च मया ताभ्यामुक्तं प्रीतेन चेतसा ॥ १६ ॥ तत्कामपूरणार्थाय संभविष्याम्यहं तयोः। दिवौकसोऽपि स्वांशेन संभवंतु सुरस्त्रियः ॥१७॥ योगमाया च नंदस्य यशोदायां भविष्यति। देवक्या जठरे गर्भमनंतं धाम मामकम् ॥ १८ ॥ सन्निकृष्य च सा तूर्णं रोहिण्या जठरं नयेत्। इति संदिश्य तान्सर्वानहमंतर्हितोऽभवम् ॥ १९ ॥ ततो देवैः समं ब्रह्मा तां दिशं प्रणिपत्य च। आश्वास्य च महीं देवीं स्वधाम्नि जगाम ह ॥ २० ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર! જન્માષ્ટમીનું ઉત્તમ વ્રત કયારે ઉત્પન્ન થયું, તેનું કેવું પુણ્ય છે અને તેનો જે પ્રકાર છે તે સઘળું હું કહું છું. તે સાંભળો.[૬–૭] રાજાઓના વંશમાં ઉત્પન્ન થયેલા દૈત્યોનો ભાર થવાથી પીડાતી પૃથ્વી બ્રહ્માને શરણે ગઈ. ત્યારે હે રાજા! સમર્થ બ્રહ્મા 'પૃથ્વીને ભાર થયો છે' એમ સમાધિથી જાણી લઇ, સઘળા દેવો સાથે શ્વેતદ્વીપમાં આવી મન સ્થિર રાખી મારી સ્તુતિ કરવા લાગ્યા.[૮–૯] તેથી હું પ્રસન્ન થઈ તેઓની પાસે પ્રકટ થયો. મને પ્રકટ થયલો જોઇ બ્રહ્માદિક સઘળા દેવો પ્રસન્ન થયા, અને મને ભક્તિથી પ્રણામ કરવા લાગ્યા.[૧૦] પછી પૃથ્વીનો ભાર દૂર કરવા માટે મને નમ્રતાથી જણાવ્યું.[૧૧] તે સાંભળી હું મનમાં વિચાર કરવા લાગ્યો કે, ક્ષત્રિય કુલમાં ઉત્પન્ન થયેલા દૈત્યોને કયા ઉપાયથી મારવા?[૧૨] કારણ કે તેઓ પોતાના ધર્મમાં વર્તે છે. મોટા બળવાળા છે અને પરાક્રમી છે. પછી મનમાં નિશ્ચય કરી મેં બ્રહ્માને કહ્યું કે,[૧૩] પૂર્વે પ્રજાની ઇચ્છાથી વસુદેવ અને દેવકીજી મારી ભક્તિ કરી, મોટું તપ કરતાં હતાં ત્યારે મેં પ્રસન્ન થઇ કહ્યું હતું કે વર માગો.[૧૪–૧૫] તે સાંભળી તેમણે 'હે દેવ! જો આપ પ્રસન્ન થયા હો તો અમને આપના જેવો પુત્ર થાય' એવો વર માગ્યો. તેથી 'તથાસ્તુ' એમ પ્રસન્ન ચિત્તથી મેં તેઓને કહ્યું.[૧૬] માટે તેની કામના પૂર્ણ કરવા માટે હું તેઓને ત્યાં જન્મીશ. અને સઘળી અપ્સરાઓએ પણ પોતપોતાના અંશથી વ્રજમાં જન્મ લેવો.[૧૭] યોગમાયાએ નંદજીને ઘેર જન્મ લેવો. એ જ યોગમાયાએ દેવકીજીના ઉદરમાં મારાં તેજરૂપ રહેલો ગર્ભ ખેંચી જલદીથી રોહિણીના ઉદરમાં લઇ જવો. એટલું કહી હું અંતર્હિત થઈ ગયો.[૧૮–૧૯] પછી બ્રહ્મા અને દેવો, હું જે દિશામાં ગયો હતો તે દિશામાં નમસ્કાર કરી પૃથ્વીને ધારણા આપી પોતપોતાને ઠેકાણે ગયા.[૨૦]

ततोऽहं देवकीगर्भमविशं स्वेन तेजसा। हतेषु षट्सु बालेषु देवक्या औग्रसेनिना। कारागृहस्थितायाश्च वसुदेवेन वै सह ॥ २१ ॥ गतेऽर्धरात्रसमये सुप्ते सर्वजने निशि। भाद्रे मास्यसिते पक्षेऽष्टम्यां ब्रह्मर्क्षसंयुजि ॥ २२ ॥ सर्वग्रहशुभे काले प्रसन्नहृदयाशये। आविरासं निजेनैव रूपेण ह्यवनीपते ॥ २३ ॥ वसुदेवोऽपि मां दृष्ट्वा हर्षशोकसमन्वितः। भीतः कंसादतितरां तुष्टाव च कृतांजलिः ॥ २४ ॥ पुनः पुनः प्रणम्याथ प्रार्थयामास सादरम्। वसुदेव उवाच–अलौकिकमिदं रूपं दुर्दर्शं योगिनामपि ॥२५॥ यत्तेजसाऽरिष्टगृहमभवत्संप्रकाशितम्। उद्विजे भगवन्कंसाद्यो मे बालानघातयत् ॥२६॥ उपसंहर तस्माच्च एतद्रूपमलौकिकम्। शंखचक्रगदापद्मलसत्कौस्तुभमालिनम् ॥२७॥ किरीटहारमुकुटकेयूरवलयांकितम्। तडिद्वसनसंवीतं क्वणत्कांचनमेखलम् ॥२८॥ स्फुरद्राजीवताम्राक्षं स्निग्धांजनसमप्रभम्। महामरकतस्वच्छं कोटिसूर्यसमप्रभम् ॥२९॥

પછી, હે યુધિષ્ઠિર! કંસે વસુદેવની સાથે કેદખાનામાં રહેલાં દેવકીના છ પુત્રો મારી નાંખ્યા ત્યારે મેં પોતાના તેજથી દેવકીના ગર્ભમાં પ્રવેશ કર્યો અને ભાદરવા* વદિ આઠમને દિવસે મધરાતે જ્યારે સઘળાં મનુષ્યો સુઇ ગયાં હતાં ત્યારે હું ચતુર્ભુજ સ્વરૂપી પ્રકટ થયો. એ વખતે રોહિણી નક્ષત્ર હતું, સઘળા ગ્રહો શુભ હતા અને મનુષ્યોનાં મનો પ્રસન્ન હતાં.[૨૧–૨૩] મને જોઇ પ્રસન્ન થયેલા વસુદેવ કે જે કંસથી અત્યંત ડરતા હતા અને તેથી જ શોકાતુર થયેલા હતા તે હાથ જોડી સ્તુતિ કરી વારંવાર આદરથી પ્રાર્થના કરવા લાગ્યા. વસુદેવ કહે છે–હે ભગવન્! યોગીઓને પણ આ અલૌકિક રૂપનાં દર્શન થાય તેમ નથી.[૨૪–૨૫] જેનાં તેજથી આ સૂતિકાગૃહમાં પ્રકાશ થઇ ગયો. હે ભગવન્! જેણે મારાં બાલકોને મારી નાખ્યાં છે તે કંસથી હું ડરું છું.[૨૬] માટે આ

* ગુજરાતી શ્રાવણ વદ આઠમ.

અલૌકિક રૂપ કે જે શંખ, ચક્ર, ગદા, પદ્મ અને કૌસ્તુભથી શોભે છે, મુકુટ, હાર, બાજુબંધ અને કડાંવડે શોભે છે, પીળાં વસ્ત્રો પહેરેલાં છે, શબ્દ કરતી મેખલા પહેરેલી છે, જેનાં નેત્ર સ્ફુરાયમાન કમલનાં જેવાં લાલ છે, જેની કાંતિ કાજળના જેવી શ્યામ અને મહા મરકતના જેવી સ્વચ્છ છે તથા કરોડો સૂર્યના જેવી છે, તે રૂપને છૂપાવી દ્યો.[૨૭–૨૯]

कृष्ण उवाच–एवं संप्रार्थितो राजन् वसुदेवेन वै तदा । तेनैव निजरूपेण भूत्वाऽहं प्राकृतः शिशुः ॥ ३० ॥ नय मां गोकुलमिति वसुदेवमचोदयम् । समादायागमत्सोऽपि नंदगोकुलमंजसा ॥ ३१ ॥ द्वाराण्यपाकृतान्यासन् मत्प्रभावात्स्वयं प्रभो । ददौ मार्गं च कालिंदी जलकल्लोलमालिनी ॥३२॥ ततो यशोदाशयने न्यस्य माऽऽनकदुंदुभिः । तत्पर्यंके स्थितां गृह्य दारिकामगमत्पुनः ॥ ३३ ॥ द्वाराणि पिहितान्यासन् पूर्ववन्निगडं ततः । विन्यस्य पादयोरास्ते शयने न्यस्य दारिकाम् ॥ ३४ ॥ ततो रुरोद महता स्वरेणापूर्य सा दिशः । तस्या रुदितशब्देन उत्थिता रक्षका गृहात् ॥ ३५ ॥ कंसायागत्य चाचख्युः प्रसूता देवकीति च । सोऽपि तल्पात्समुत्थाय भयेनातीव विह्वलः ॥३६॥ जगाम सूतिकागेहं देवक्याः प्रस्खलन्पथि । दारिकां शयनाद्गृह्य रुदत्याश्चैव स्वस्रुः ॥ ३७ ॥ अपोथयच्छिलापृष्ठे सापि तस्य करच्युता । उवाच कंसमाभाष्य देवी ह्याकाशगा सती ॥ ३८ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્ ! એવી રીતે વસુદેવની પ્રાર્થના ઉપરથી મેં ચતુર્ભુજસ્વરૂપ છોડી, બાલકનું રૂપ ધારણ કર્યું અને 'મને ગોકુળમાં લઇ જાઓ' એમ વસુદેવને કહ્યું. તેથી વસુદેવ મને લઇ ચાલ્યા એટલે મારા પ્રભાવથી બંધ કરેલાં બારણાં પોતાની મેળે ઉઘડી ગયાં. અને જેમાં મોટા મોજા ઉઠતા હતા, એવાં યમુનાએ પણ માર્ગ આપ્યો.[૩૦–૩૨] એટલે વસુદેવ ગોકુલમાં જઇ, યશોદાના બીછાનામાં મને રાખી તેમાં રહેલી કન્યાને લઇ પાછા મથુરામાં પોતાને ઠેકાણે આવ્યા.[૩૩] અને કન્યાને દેવકીની શય્યામાં મૂકી, પગમાં બેડી નાખી બેઠા. પછી સઘળાં બારણાં પૂર્વની પેઠે બંધ થઈ ગયાં.[૩૪] ત્યાર પછી પેલી કન્યા મોટા શબ્દથી રડવા લાગી, જે સાંભળી ચોકીવાળા જાગી ઉઠ્યા.[૩૫] અને કંસને જઇ કહ્યું કે, દેવકીને કાંઇક બાળક અવતર્યું છે; આ વાત સાંભળી ભયથી અત્યંત વ્યાકુલ થઇ ગયેલો કંસ બીછાનામાંથી ઉઠી, રસ્તામાં ઠોકર ખાતો ખાતો દેવકીની પાસે આવ્યો અને પોતાની રુદન કરતી બહેન દેવકીનો અનાદર કરી પેલી કન્યાને પકડી શિલા ઉપર પછાડી. તે કન્યા તેના હાથમાંથી છટકી આકાશમાં જઇને બોલી કે,[૩૬–૩૮]

किं मया हतया मंद जातः क्वापि ते रिपुः । इत्युक्तः सोऽप्यभूत्कंसः परमोद्विग्नमानसः ॥ ३९ ॥ आज्ञापयामास ततो बालानां कदनाय वै । दानवा अपि बालानां कदनं चक्रुरुद्यताः ॥ ४० ॥ वनेषूपवनेष्वेव पुरग्रामव्रजेष्वपि । अहं च गोकुले स्थित्वा पूतनां बालघातिनीम् ॥ ४१ ॥ स्तनं दातुं प्रवृत्तां च प्राणैः सममशोषयम् । तृणावर्तबकारिष्टान्धेनुकं केशिनं तथा ॥ ४२ ॥ अन्यानपि खलान्हत्वा स्वप्रभावमदर्शयम् । ततश्च मथुरां गत्वा हत्वा कंसादिदानवान् ॥ ४३ ॥ ज्ञातीनां परमं हर्षं कृतवानस्मि सादरम् । देवकीवसुदेवौ च परिष्वज्य मुदा मम ॥ ४४ ॥ आनंदजैर्जलैर्मूर्ध्नि सेचयामासतुर्नृप । तस्मिन् रंगवरे मल्लान् हत्वा चाणूरमुष्टिकान् ॥४५॥ गजं कुवलयापीडं कंसभ्रातॄननेकशः । एवं हतेऽसुरे कंसे सर्वलोकैककंटके ॥ ४६ ॥ अन्येषु दुष्टदैत्येषु सर्वलोकाभयंकरम् । लोकाः सम्प्रहृष्टकाः सर्वे मां समेत्योचुरादृताः ॥४७॥ कृष्ण कृष्ण महायोगिन् भक्तानामभयप्रद । प्रलयात्पाहि नो देव शरणागतवत्सल ॥ ४८ ॥ अनाथनाथ सर्वज्ञ सर्वभूतहिते रत । किंचिद्विज्ञाप्यतेऽस्माभिस्तन्नो वक्तुं त्वमर्हसि ॥ ४९ ॥ तव जन्मदिनं लोके न ज्ञातं केनचित्क्वचित् । ज्ञात्वा च तत्त्वतः सर्वे कुर्मो वर्धापनोत्सवम् ॥५०॥ तेषां दृष्ट्वा तु तां भक्तिं श्रद्धामपि च सौहृदम् । मया जन्मदिनं तेभ्यः ख्यातं निर्मलचेतसा ॥ ५१ ॥

હે મૂઢ ! મને મારવાથી તુંને શું ફલ થવાનું છે ? તારો શત્રુ તો કોઈપણ જગોએ ઉત્પન્ન થઇ ચૂક્યો છે. એ સાંભળી ખેદ થવાથી કંસે પોતાના નોકરોને બાળકો મારવા માટે હુકમ કર્યો. તેથી તેઓ શહેરમાં, ગામમાં, વનમાં, બગીચામાં અને વ્રજ (નેહ) માં જ્યાં બાળકો મળે ત્યાં મારવા લાગ્યા. એક દિવસે બાળકને મારતી મારતી પૂતના ગોકુલમાં આવી અને સ્તન આપી મને ધવરાવવા લાગી. તેથી મેં તેના પ્રાણ ચૂસી લીધા. પછી તૃણાવર્ત, બકાસુર, અરિષ્ટ, ધેનુકાસુર, કેશી અને બીજા પણ જે દૈત્યો આવ્યા તેઓને મારી મેં મારૂં પરાક્રમ બતાવ્યું. ત્યાર પછી મથુરામાં જઈ કુવલયાપીડ હાથી, અખાડામાં ચાણૂર વગેરે મલ્લો, કંસના ભાઇ અને કંસ વગેરે દૈત્યોને મારી મારાં સગાં સંબંધીઓને પ્રસન્ન કર્યાં. પછી દેવકી અને વસુદેવ બન્ને મને બાથમાં લઇ હર્ષથી રોવા લાગ્યાં. તેનાં આંસુ મારા માથા ઉપર પડ્યાં. એવી રીતે કાંટાની પેઠે દુઃખ આપતા કંસના બીજા દુષ્ટ દૈત્યોને મારી મેં લોકોને સુખી કર્યાં. તેથી સઘળાં લોકો હર્ષથી મારી પાસે આવી મને કહેવા લાગ્યાં;–[૩૯–૪૭] હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મહાયોગિન્ ! હે ભક્તોને અભય આપનાર ! હે દેવ ! હે શરણાગતવત્સલ ! આ પ્રલયથી અમારૂં રક્ષણ કરો.[૪૮] હે અનાથના નાથ ! હે સર્વજ્ઞ ! હે સર્વ પ્રાણીઓનું હિત કરનાર ! અમે જે

કાંઈ વિજ્ઞાપના કરીએ છીએ તેનો ઉત્તર આપો.[૪૯] હે મહારાજ ! લોકમાં કોઈપણ આપનો જન્મદિવસ જાણતાં નથી, માટે તે કહો. કારણ કે તત્ત્વથી આપનો જન્મદિવસ જાણી તે દિવસે અમે મોટો ઉત્સવ કરીશું.[૫૦] લોકોની તેવી ભક્તિ, શ્રદ્ધા અને સ્નેહ જોઈ મેં પ્રસન્ન ચિત્તથી મારો જન્મદિવસ કહ્યો.[૫૧]

श्रुत्वा तेऽपि तथा चक्रुर्विधिना येन तच्छृणु । पार्थ तद्दिवसे प्राप्ते दंतधावनपूर्वकम् ॥ ५२ ॥ स्नात्वा पुण्यजले शुद्धे वाससी परिधाय च ॥ निर्वर्त्यावश्यकं कर्म व्रतसंकल्पमाचरेत् ॥ ५३ ॥ अद्य स्थित्वा निराहारः श्वोभूते तु परेऽहनि । भोक्ष्यामि पुंडरीकाक्ष शरणं मे भवाव्यय ॥५४॥ गृहीत्वा नियमं चैव संपाद्यार्चनसाधनम् । मंडपं शोभनं कृत्वा फलपुष्पादिभिर्युतम् ॥५५॥ तस्मिन्मां पूजयेद्भक्त्या गंधपुष्पादिभिः क्रमात् । उपचारैः षोडशभिर्द्वादशाक्षरविद्यया ॥ ५६ ॥ सद्यःप्रसूतां जननीं वसुदेवं च मारिष । बलदेवसमायुक्तां रोहिणीं गुणशोभिनीम् ॥ ५७ ॥ नंदं यशोदां गोपीश्च गोपान् गाश्चैव सर्वशः । गोकुलं यमुनां चैव योगमायां च दारिकाम् ॥ ५८ ॥ यशोदाशयने सुप्तां सद्यो जातां वरप्रभाम् । एवं संपूजयेत्सम्यक्नाममन्त्रैः पृथक् पृथक् ॥५९॥ सुवर्णरौप्यताम्रारमृदादिभिरलंकृताः । काष्ठपाषाणरचिताश्चित्रमय्योऽथ लेखिताः ॥६०॥ प्रतिमा विविधाः प्रोक्तास्तासु चान्यतमां यजेत् । रात्रौ जागरणं कुर्याद्गीतनृत्यादिभिः सह ॥६१॥ पुराणैः स्तोत्रपाठैश्च जातनामादिसूत्सवैः । श्वोभूते पारणं कुर्याद्द्विजान् संभोज्य यत्नतः ॥ ६२ ॥ एवं कृते महाराज व्रतानामुत्तमे व्रते । सर्वान्कामानवाप्नोति विष्णुलोके महीयते ॥ ६३ ॥ मोहान्न कुरुते यस्तु याति संसारगह्वरे । तस्मात्कुर्वन्प्रयत्नेन निष्पापो जायते नरः ॥ ६४ ॥

તે સાંભળી જે પ્રકારે તે લોકોએ વ્રત કર્યું એ પ્રકાર કહું છું, તે સાંભળો—જન્માષ્ટમીને દિવસે દાતણ કરી, પવિત્ર જલમાં સ્નાન કરી, શુદ્ધ વસ્ત્ર પહેરી નિત્યકર્મ કરી, 'હે પુંડરીકાક્ષ ! હે અવ્યય ! હું આજ ઉપવાસ કરી કાલે ભોજન કરીશ. આપ મારું શરણ થાઓ.' એવો સંકલ્પ કરી, નિયમ લઈ, પૂજા–સામગ્રી તૈયાર કરી, ફલપુષ્પ વગેરે સહિત સુંદર મંડપ કરી તેમાં દ્વાદશાક્ષર મંત્ર ભણી ચંદન, પુષ્પ વગેરે ષોડશોપચારવડે ભક્તિથી મારી પૂજા કરવી.[૫૨–૫૬] પછી જેને તુરત પ્રસવ થયેલ છે એવાં દેવકી, વસુદેવ, બલદેવ, રોહિણી, નંદ, યશોદા, ગોપીઓ, ગોવાળીઆ, ગોકુલ, યમુના અને તુરતની અવતરેલ, યશોદાના બીછાનામાં સુતેલ અને સુંદર કાંતિવાળી યોગમાયા કન્યા એ સર્વની નામમંત્રવડે જૂદી જૂદી પૂજા કરવી.[૫૭–૫૯] સોનાની, રૂપાની, ત્રાંબાની, પિત્તલની, મૃત્તિકાની, લાકડાની, પાષાણની અને ચિત્રની એવી રીતે ઘણા પ્રકારની મૂર્તિ થાય છે, તેમાંથી હરકોઈ પ્રકારની મૂર્ત્તિની પૂજા કરવી. રાત્રિમાં જાગરણ કરવું, તેમાં ગીત ગાવાં, વાજાં વગાડવાં અને નાચ કરાવવો.[૬૦–૬૧] જાતકર્મ, નામકરણ વગેરે કરવાં, સ્તોત્રનો પાઠ કરવો અને કથા સાંભળવી. પછી બીજે દિવસે બ્રાહ્મણોને જમાડી પારણું કરવું.[૬૨] હે યુધિષ્ઠિર ! એવી રીતે આ ઉત્તમ વ્રત કર્યાથી સર્વ કામના પૂરી થાય છે અને અંતે વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે.[૬૩] હે યુધિષ્ઠિર ! જે માણસ મૂઢપણાથી આ વ્રત કરતો નથી તે નરકમાં પડે છે. માટે મહેનત લઈને પણ આ વ્રત કરવું, જેથી મનુષ્ય પાપરહિત થાય છે.[૬૪]

अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् । अंगदेशोद्भवो राजा मित्रजिन्नाम नामतः ॥ ६५ ॥ तस्य पुत्रो महातेजाः सत्यजित्सत्पथे स्थितः । पालयामास धर्मज्ञो विधिवद्रंजयन्प्रजाः ॥ ६६ ॥ तस्यैवं वर्तमानस्य कदाचिद्दैवयोगतः । पाखंडैः सह संवासो बभूव बहुवासरम् ॥ ६७ ॥ तत्संसर्गात्स नृपतिरधर्मनिरतोऽभवत् । वेदशास्त्रपुराणानि विनिंद्य बहुशो नृप ॥ ६८॥ ब्राह्मणेषु तथा धर्मे विद्वेषं परमं गतः । एवं बहुतिथे काले गते भरतसत्तम ॥ ६९ ॥ कालेन निधनं प्राप्तो यमदूतवशंगतः । बद्धा पाशैर्नीयमानो यमदूतैर्यमांतिकम् ॥७०॥ पीडितस्ताड्यमानोऽसौ दुष्टसंगवशंगतः । नरके पतितः पापो यातना बहुवत्सरम् ॥ ७१ ॥ भुक्त्वा पापस्य शेषेण पैशाचीं योनिमास्थितः । तृषाक्षुधासमाक्रांतो भ्रमन्स मरुधन्वसु ॥ ७२ ॥ कस्यचित्त्वथ वैश्यस्य देहमाविश्य संस्थितः । सह तेनैव संप्राप्तो मथुरां पुण्यदां पुरीम् ॥ ७३ ॥ तत्रस्थै रक्षकैः सोऽथ तद्देहात्तु बहिष्कृतः । बभ्राम विपिने सोऽपि ऋषीणामाश्रमेष्वपि ॥ ७४ ॥ कदाचिद्दैवयोगेन मम जन्माष्टमीदिने । क्रियमाणां महापूजां व्रतिभिर्मुनिभिर्द्विजैः ॥ ७५ ॥ रात्रौ जागरणं चैव नामसंकीर्तनादिभिः । ददर्श सर्वं विधिवच्छुश्राव च हरेः कथाः ॥ ७६ ॥ निष्पापस्तत्क्षणादेव शुद्धनिर्मलमानसः । प्रेतदेहं समुत्सृज्य विष्णुलोकं विमानतः ॥ ७७ ॥ मम दूतैः समानीतो दिव्यभोगसमन्वितः । मम सान्निध्यमापन्नो व्रतस्यास्य प्रभावतः ॥ ७८ ॥

આ જ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ છે—અંગદેશમાં મિત્રજિત્ નામનો એક રાજા હતો.[૬૫] તેનો પુત્ર સત્યજિત કે જે ઘણો તેજસ્વી અને સન્માર્ગમાં વર્તતો હતો. એ ધાર્મિક સત્યજિત વિધિથી પ્રજાનું પાલન કરતો હતો અને તેને આનંદ પમાડતો હતો.[૬૬] પરંતુ પ્રારબ્ધના જોરથી ધાર્મિક મિત્રજિત્ રાજાને પાખંડીઓની સાથે ઘણા દિવસ સૂધી સહવાસ થયો.[૬૭] તેથી એ રાજા અધર્મમાં ચાલવા લાગ્યો. વેદ, પુરાણ અને શાસ્ત્રોની બહુ નિંદા કરવા લાગ્યો[૬૮] અને બ્રાહ્મણનો તથા ધર્મનો અત્યંત દ્વેષ કરવા લાગ્યો. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા ! એવી રીતે ઘણો કાળ ગયા પછી તે રાજા મરણ પામ્યો

તેથી યમના દૂતો તેને પાશવતી બાંધી યમરાજાની પાસે લઈ ગયા.[६९–७०] પછી પીડા પામતો અને માર ખાતો એ રાજા દુષ્ટનો સંગ કરવાથી નરકમાં પડ્યો.[७१] ઘણું વર્ષો સુધી નરકનું દુઃખ ભોગવી થોડું પાપ બાકી રહ્યું એટલે પિશાચ થયો. ભૂખથી અને તૃષાથી વ્યાકુલ થયેલો તે પિશાચ મારવાડ અને મેવાડ દેશમાં ફરવા લાગ્યો.[७२] અને ફરતો ફરતો કોઈ એક વાણીઆનાં શરીરમાં પેઠો અને તેની સાથે પુણ્યકારક મથુરાપુરીમાં ગયો.[७३] ત્યાંના રહેનાર રક્ષકો (મંત્ર–તંત્ર જાણનાર ભુવા વગેરે) એ તે પિશાચને વાણીઆના શરીરમાંથી કાઢ્યો, તેથી તે વનમાં ઋષિઓના આશ્રમોમાં ફરવા લાગ્યો.[७४] ત્યાર પછી જન્માષ્ટમીને દિવસે ઋષિઓએ મહાપૂજા કરી, રાત્રિમાં જાગરણ કર્યું અને કીર્તન કર્યાં. એ સઘળું સારાં ભાગ્યને લીધે પિશાચના જોવામાં આવ્યું અને કથા સાંભળવામાં આવી.[७५–७६] તેથી તે જ વખતે તેનાં સઘળાં પાપ દૂર થયાં અને અંતઃકરણ શુદ્ધ થયું તેથી તે પ્રેતદેહ છોડી વિમાનમાં બેઠો. તેને મારા દૂતો વૈકુંઠમાં લાવ્યા.[७७] આ વ્રતના પ્રભાવથી એ પાપીને પણ સામીપ્યમુક્તિ અને દિવ્ય ભોગ મળ્યો.[७८]

नित्यमेव व्रतं चैतत्पुराणे सार्वकालिकम् । गीयते विधिवत्सम्यङ्मुनिभिस्तत्त्वदर्शिभिः ॥ ७९ ॥ सार्वकालिकमेवैतत्कृत्वा कामानवाप्नुयात् । एतत्ते सर्वमाख्यातं व्रतानामुत्तमं व्रतम् । मम सान्निध्यकृद्राजन्किं भूयः श्रोतुमिच्छसि ॥ ८० ॥ इति भविष्ये जन्माष्टमीव्रतकथा ॥

તત્ત્વજ્ઞાની મુનિઓ પણ આ વ્રત નિરંતર કરવું એમ પુરાણોમાં કહે છે.[७९] આ વ્રત નિરંતર કરવાથી સર્વ મનોરથો સિદ્ધ થાય છે. હે રાજન્ ! જે સર્વ વ્રતોમાં ઉત્તમ છે અને મારી સામીપ્યમુક્તિને આપનાર છે, એવું એ વ્રત કહી સંભળાવ્યું. હવે શું સાંભળવા ઇચ્છા છે ?[८०] એવી રીતે ભવિષ્યપુરાણમાં જન્માષ્ટમીની કથા કહેલી છે.

## જન્માષ્ટમીવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ युधिष्ठिर उवाच–उद्यापनविधिं ब्रूहि सर्वदेव दयानिधे । येन संपूर्णतां याति व्रतमेतदनुत्तमम् ॥ १ ॥ श्रीकृष्ण उवाच–पूर्णां तिथिमनुप्राप्य वित्तचित्तादिसंयुतः । पूर्वेद्युरेकभक्ताशी स्वपेन्मां संस्मरन्हृदि ॥ २ ॥ प्रातरुत्थाय संस्मृत्य पुण्यश्लोकान्समाहितः । निर्वर्त्यावश्यकं कर्म ब्राह्मणान्स्वस्ति वाचयेत् ॥ ३ ॥ गुरुमानीय धर्मज्ञं वेदवेदांगपारगम् । वृणुयादृत्विजश्चैव वस्त्रालंकरणादिभिः ॥४॥ पलेन वा तदर्धेन तदर्धार्धेन वा पुनः । शक्त्या वापि नृपश्रेष्ठ वित्तशाठ्यविवर्जितः ॥ ५ ॥ सौवर्णीं प्रतिमां कुर्यात्पाद्यार्घ्याचमनीयकम् । पात्रं संपाद्य विधिवत्पूजोपकरणं तथा ॥ ६ ॥ गोचर्ममात्रं संलिप्य मध्ये मंडलमाचरेत् । ब्रह्माद्या देवतास्तत्र स्थापयित्वा प्रपूजयेत् ॥ ७ ॥ मंडपं रचयेत्तत्र कदलीस्तंभमंडितम् । चतुर्द्वारसमोपेतं फलपुष्पादिशोभितम् ॥ ८ ॥ वितानं तत्र बध्नीयाद्विचित्रं चैव शोभनम् । मण्डले स्थापयेत्कुंभं ताम्रं वा मृन्मयं शुचिः ॥ ९ ॥ तस्योपरि न्यसेत्पात्रं राजतं वैणवं तु वा । वाससाच्छाद्य कौंतेय पूजयेत्तत्र मां बुधः ॥ १० ॥ उपचारैः षोडशभिर्मन्त्रैरेतैः समाहितः । ध्यात्वावाह्यामृतीकृत्य स्वागतादिभिरादरात् ॥ ११ ॥

યુધિષ્ઠિર કહે છે–હે સર્વ દેવ ! હે દયાનિધે ! ઉદ્યાપનનો પ્રકાર કહો, કે જે ઉદ્યાપનથી આ ઉત્તમ વ્રત પૂર્ણ થાય છે.[१] શ્રીકૃષ્ણ કહે છે–પૂર્ણાતિથિને દિવસે ચિત્ત ઠેકાણે રાખી, દ્રવ્યને અનુસાર ઉદ્યાપન કરવું. પહેલે દિવસે એક વખત ભોજન કરી મનમાં મારું સ્મરણ કરતાં કરતાં સુઈ જવું.[२] પછી પ્રાતઃકાલમાં ઉઠી, સાવધાન થઇ પુણ્યાત્મા લોકોનું સ્મરણ કરી, જરૂરનું નિત્યકર્મ આટોપી લઈ, બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવવું.[३] પૂર્ણ વેદ અને વેદાંગ જાણનાર તથા ધર્મજ્ઞ ગુરુને પોતાને ઘેર બોલાવી, વસ્ત્ર અને અલંકારાદિકથી બ્રાહ્મણોને વરાવવા.[४] પલ, અર્ધોપલ, વા પા પલ શક્તિ પ્રમાણે સોનાની મૂર્તિ કરાવવી, પણ શઠતાથી દ્રવ્યનો લોભ કરવો નહિ. પછી પાદ્ય, અર્ઘ્ય, આચમનીય અને પાત્ર વગેરે પૂજાની સામગ્રી તૈયાર કરાવવી. ગોચર્મ (ગાયના ચામડા) જેટલું લીંપી તેમાં મંડળ પૂરી તેમાં બ્રહ્માદિક દેવતાઓની સ્થાપના કરી પૂજા કરવી.[५–७] ત્યાં મંડપ કરાવવો. તેનાં ચાર બારણાં કરવાં, તેને કેળના સ્તંભ બાંધી શોભા કરવી. ફલ અને પુષ્પ વગેરેથી એ મંડપને સુશોભિત કરવો.[८] તેમાં સુંદર વિચિત્ર વિતાન (ચંદરવો) બાંધવો. પવિત્ર થઇ મંડળમાં ત્રાંબાના વા મૃત્તિકાના ઘડાની સ્થાપના કરવી.[९] તેની ઉપર ચાંદીનું વા વાંસનું પાત્ર રાખવું. પછી તેની ઉપર વસ્ત્રથી આચ્છાદન કરી સાવધાન થઈ ષોડશોપચારથી ધ્યાન, આવાહન, અમૃતીકરણ અને સ્વાગતાદિકવડે આદરથી મારી પૂજા કરવી,[१०–११]

ध्यायेच्चतुर्भुजं देवं शंखचक्रगदाधरम् । पीतांबरयुगोपेतं लक्ष्मीयुक्तं विभूषितम् ॥ १२ ॥ लसत्कौस्तुभशोभाढ्यं मेघश्यामं सुलोचनम् । ध्यानम् ॥ १३ ॥ आगच्छ देवदेवेश जगद्योने रमापते । शुद्धे ह्यस्मिन्नधिष्ठाने सन्निधेहि कृपां कुरु । आवाहनम् ॥ १४ ॥ देवदेव जगन्नाथ गरुडासनसंस्थित । गृहाण चासनं दिव्यं जगद्धातर्नमोऽस्तु ते । आसनम् ॥ १५ ॥ नानातीर्थाहृतं तोयं निर्मलं पुष्पमिश्रितम् । पाद्यं गृहाण देवेश विश्वरूप नमोऽस्तु ते । पाद्यम् ॥१६॥ गंगादिसर्वतीर्थेभ्यो भक्त्यानीतं सुशीतलम् । गंधपुष्पाक्षतोपेतं गृहाणार्घ्यं नमोऽस्तु ते । अर्घ्यम् ॥ १७ ॥ कृष्णावेणीसमुद्भूतं कालिंदीजलसंयुतम् । गृहाणाचमनं देव विश्वकाय नमोऽस्तु ते । आचमनम् ॥ १८ ॥ दधिक्षौद्रं घृतं

शुद्धं कपिलायाः सुगंधि यत् । सुस्वादु मधुरं शौरे मधुपर्कं गृहाण मे । मधुपर्कम् पुनराचमनं च ॥ १९ ॥ पंचामृतेन स्नपनं करिष्यामि सुरोत्तम । क्षीरोदधिनिवासाय लक्ष्मीकांताय ते नमः । पंचामृत० ॥ २० ॥ मंदाकिनी गौतमी च यमुना च सरस्वती । ताभ्यः स्नानार्थमानीतं गृहाण शिशिरं जलम् । स्नानम्, पुनराचमनं च ॥ २१ ॥ शुद्धजांबूनदप्रख्ये तडिद्भासुररोचिषी । मयोपपादिते तुभ्यं वाससी प्रतिगृह्यताम् । वस्त्रयुग्मम् ॥ २२ ॥ यज्ञोपवीतमिति यज्ञोपवीतम् ॥ २३ ॥ किरीटकुंडलादीनि कांची वलययुग्मकम् । कौस्तुभं वनमालां च भूषणानि भजस्व मे । भूषणानि ॥ २४ ॥ मलयाचलसंभूतं घनसारमनोहरम् । हृदयानंदनं चारु चंदनं प्रतिगृह्यताम् । चंदनम् ॥ २५ ॥ अक्षताश्च सुरश्रेष्ठेति कुंकुमाक्षतान् ॥ २६ ॥ मालतीचंपकादीनि यूथिकाबकुलानि च । तुलसीपत्रमिश्राणि गृहाण सुरसत्तम । पुष्पाणि ॥ २७ ॥

પૂજાના મંત્રો–'જે ચાર હાથવાળા છે. શંખને, ચક્રને, અને ગદાને ધારણ કરનાર છે, પીળાં વસ્ત્ર ધારણ કરનાર છે, લક્ષ્મીસહિત છે, સુશોભિત છે, શોભતા કૌસ્તુભવાળા છે, મેઘ જેવા શ્યામ છે, અને સુંદર નેત્રવાળા છે તે દેવનું હું ધ્યાન કરું છું;' એ મંત્રોવડે ધ્યાન કરવું.[૧૩] 'હે દેવ ! હે દેવેશ ! હે જગતના કારણ ! હે રમાપતે ! આપ કૃપા કરો અને આ શુદ્ધ સ્થલમાં પધારો.'[૧૪] 'હે દેવદેવ ! હે જગન્નાથ ! હે ગરુડ ઉપર બીરાજનાર ! હે જગતને ઉત્પન્ન કરનાર ! આપને નમસ્કાર કરું છું. માટે દિવ્ય આસનનું ગ્રહણ કરો.'[૧૫] હે દેવેશ ! હે વિશ્વરૂપ ! આપને નમસ્કાર કરું છું. જૂદાં જૂદાં તીર્થોનું નિર્મલ જલ, કે જે પુષ્પસહિત છે તે પાદ્ય માટે ગ્રહણ કરો.[૧૬] 'હે દેવ ! આપને નમસ્કાર કરું છું, માટે ભક્તિથી આણેલું ગંગા વગેરે સઘળાં તીર્થોનું જલ, કે જેમાં ચંદન, પુષ્પ અને અક્ષત નાખેલ છે તે અર્ધ્ય માટે ગ્રહણ કરો.[૧૭] 'હે દેવ ! હે જગદ્રૂપી શરીરવાળા ! આપને નમસ્કાર કરું છું, માટે કૃષ્ણા, વેણી અને યમુનાનું જળ આચમન માટે ગ્રહણ કરો.'[૧૮] 'હે શૌરે ! કપિલા ગાયનું દૂધ, ઘી, મધ વગેરેથી તૈયાર કરેલો મધુપર્ક કે જે ઘણો સ્વાદુ અને મધુર છે તેનું ગ્રહણ કરો.'[૧૯] 'હે સુરોત્તમ ! આપ ક્ષીરસમુદ્રમાં નિવાસ કરો છો, અને લક્ષ્મીના પતિ છો તેને હું નમસ્કાર કરું છું, અને પંચામૃતથી સ્નાન કરાવું છું.'[૨૦] 'હે દેવ ! ગંગાનું, ગૌતમીનું, યમુનાનું અને સરસ્વતીનું જળ લાવ્યો છું, તે ઘણું શીતલ છે માટે સ્નાન વાસ્તે ગ્રહણ કરો.'[૨૧] 'હે દેવ ! શુદ્ધ સોનાના જેવી કાંતિવાળાં અને વીજળીના જેવાં ચકચકિત બે વસ્ત્રો આપને આપું છું, તે ગ્રહણ કરો.'[૨૨] પછી 'यज्ञोपवीतं'० એ મંત્ર ભણી યજ્ઞોપવીત પહેરાવવું.[૨૩] 'હે દેવ ! મુકુટ, કુંડલ, કટિમેખલા, બે કડાં, કૌસ્તુભ અને વનમાલા વગેરે અલંકારો આપું છું, તે ગ્રહણ કરો.'[૨૪] 'હે દેવ ! મલય પર્વતમાં ઉત્પન્ન થયેલ, કપૂરવડે સુંદર અને હૃદયને આનંદ આપનાર મનોહર ચંદનનું ગ્રહણ કરો.'[૨૫] 'अक्षताश्च सुरश्रे०' એ મંત્ર ભણી કંકુવાળા ચોખા ચઢાવવા.[૨૬] 'હે સુરસત્તમ ! માલતી, ચંપક (ચંપો) જુઈ અને બોરસડી વગેરેનાં પુષ્પો તથા તુલસીદલનું ગ્રહણ કરો.'[૨૭]

अथांगपूजा–अघनाशनाय० पादौ पू०, वामनाय० गुल्फौ पू०, शौरये० जंघे पू०, वैकुंठवासिने० ऊरू पू०, पुरुषोत्तमाय० मेढ्रं पू०, वासुदेवाय० कटी० हृषीकेशाय० नाभिं० माधवाय० हृदयं पू०, मधुसूदनाय० कंठं पू०, वराहाय० बाहू पू०, नृसिंहाय० हस्तौ पू०, दैत्यसूदनाय० मुखं पू०, दामोदराय० नासिकां पू०, पुण्डरीकाक्षाय० नेत्रे पू०, गरुडध्वजाय० श्रोत्रे पू०, गोविंदाय० ललाटं पू०, अच्युताय० शिरः पू०, कृष्णाय० सर्वांगं पू० ॥

અંગપૂજા—'अघनाशनाय नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'वामनाय०' થી ઘુંટીની, 'शौरये०' થી પીંડીની, 'वैकुंठवासिने०'થી સાથળની, 'पुरुषोत्तमाय०' થી લિંગની, 'वासुदेवाय०'થી કેડની, 'हृषीकेशाय०' થી નાભિની, 'माधवाय०'થી હૃદયની, 'मधुसूदनाय०'થી કંઠની, 'वराहाय०' થી બાહુની, 'नृसिंहाय'० થી હાથની, 'दैत्यसूदनाय०' થી મુખની, 'दामोदराय०'થી નાકની, 'पुंडरीकाक्षाय' થી નેત્રની, 'गरुडध्वजाय०' થી કાનની, 'गोविन्दाय'० થી લલાટની, 'अच्युताय० થી મસ્તકની અને 'कृष्णाय नमः सर्वांगं पूजयामि' એ મંત્ર ભણી સર્વાંગની પૂજા કરવી.

अथ परिवारदेवतापूजा–देवकीं वसुदेवं च रोहिणीं सबलां तथा । सात्यकिं चोद्धवाक्रूरावुग्रसेनादियादवान् ॥ २८ ॥ नंदं यशोदां तत्कालप्रसूतां गोपगोपिकाः । कालिंदीं कालियं चैव पूजयेन्नाममन्त्रतः ॥ २९ ॥

પરિવાર દેવતાનું પૂજનઃ–દેવકી, વસુદેવ, રોહિણી, બલદેવ, સાત્યકી, ઉદ્ધવ, અક્રૂર, ઉગ્રસેન વગેરે યાદવો, નંદ, નવા પ્રસવવાળી યશોદા, ગોવાળીઆ, ગોપીઓ, યમુના અને કાલિય એટલાની નામમંત્રવડે પૂજા કરવી.[૨૮–૨૯]

वनस्पतिरसोद्भूतं कालागुरुसमन्वितम् । धूपं गृहाण गोविंद गुणसागर गोपते । धूपम् ॥३०॥ साज्यं च वर्तिसंयुक्तं० । दीपम् ॥ ३१ ॥ शाल्योदनं पायसं च सिताघृतविमिश्रितम् । नानापक्वान्नसंयुक्तं नैवेद्यं प्रतिगृह्यताम् । नैवेद्यम् ॥ ३२ ॥ उत्तरापोशनम् ॥ ३३ ॥ इदं फलमिति फलम् ॥ ३४ ॥ पूगीफलमिति तांबूलम् ॥ ३५ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ ३६ ॥ नीराजये ततो भक्त्या मंगलं समुदीरयन् । जय मंगलनिर्घोषैर्देवदेवं समर्चये । नीराजनम् ॥३७॥ दत्वा पुष्पांजलिं चैव प्रदक्षिणपुरःसरम् । प्रणमेद्दंडवद्भूमौ भक्तिप्रह्वः पुनः पुनः ॥ ३८ ॥ स्तुत्वा नानाविधैः स्तोत्रैः प्रार्थयेत जगत्पतिम् । नमस्तुभ्यं

जगन्नाथ देवकीतनय प्रभो ॥ ३९ ॥ वसुदेवात्मजानंत यशोदानंदवर्द्धन । गोविंद गोकुलाधार गोपीकांत नमोऽस्तु ते ॥४०॥ ततस्तु दापयेदर्घ्यमिंदोरुदयतः शुचिः । कृष्णाय प्रथमं दद्यादेवकीसहिताय च ॥ ४१ ॥ नालिकेरेण शुद्धेन युक्तमर्घ्यं विचक्षणः । कृष्णाय परया भक्त्या शंखे कृत्वा विधानतः ॥ ४२ ॥ जातः कंसवधार्थाय भूभारोत्तारणाय च । कौरवाणां विनाशाय दैत्यानां निधनाय च ॥ ४३ ॥ पांडवानां हितार्थाय धर्मसंस्थापनाय च। गृहाणार्घ्यं मया दत्तं देवकीसहितो हरे । इति कृष्णार्घ्यमन्त्रः ॥ ४४ ॥ शंखे कृत्वा ततस्तोयं सपुष्पफलचंदनम् । जानुभ्यामवनिं गत्वा चंद्रायार्घ्यं निवेदयेत् ॥ ४५ ॥ क्षीरोदार्णवसंभूत अत्रिगोत्रसमुद्भव । गृहाणार्घ्यं मया दत्तं रोहिण्या सहितः प्रभो ॥ ४६ ॥ ज्योत्स्नापते नमस्तुभ्यं नमस्ते ज्योतिषां पते । नमस्ते रोहिणीकांत गृहाणार्घ्यं नमोऽस्तु ते । इति चंद्रार्घ्यमन्त्रः ॥४७॥ इत्थं संपूज्य देवेशं रात्रौ जागरणं चरेत् । गीतनृत्यादिना चैव पुराणश्रवणादिभिः ॥ ४८ ॥

'હે ગોવિંદ ! હે ગુણુસાગર ! હે ગોપતે ! ધૂપ કે જે વૃક્ષના રસથી ઉત્પન્ન થયેલ છે અને અગુરુ ચંદન સહિત છે તેનું ગ્રહણુ કરો.' એ મંત્રથી ધૂપ કરવો.[30] 'साज्यं च वर्तिसंयुक्तं०' એ મંત્ર ભણી દીવો કરવો.[31] 'હે દેવ ! ભાત, ઘી, સાકર સહિત દૂધપાક અને નાના પ્રકારનાં અન્નનું નૈવેદ્ય કરું છું, તે ગ્રહણુ કરો.'[32] ઉત્તરાપોશન.[33] 'इदं फलं०' મંત્ર ભણી ફૂલ.[34] 'पूगीफलं०' એ મંત્રવડે તાંબૂલ[35] અને હિરણ્યગર્ભ૦' એ મંત્રવડે દક્ષિણા દેવી.[36] 'હે દેવ ! હું જય અને મંગલ શબ્દનું ઉચ્ચારણુ કરી ભક્તિથી આરતી ઉતારું છું અને પૂજા કરું છું' એ મંત્રથી આરતી ઉતારવી,[37] પછી પુષ્પાંજલિ આપી, પ્રદક્ષિણા કરી, નમ્રતાથી પૃથ્વીમાં દંડની પેઠે પ્રણામ કરવા.[38] પછી કેટલાંક સ્તોત્રોનો પાઠ કરી, 'હે જગન્નાથ ! હે દેવકીપુત્ર ! હે પ્રભો ! હે વસુદેવના પુત્ર ! હે અનંત ! હે યશોદાના આનંદને વધારનાર ! હે ગોવિંદ ! હે ગોકુલના આધાર ! હે ગોપીપતે ! આપને વારંવાર નમસ્કાર કરું છું.' એવી રીતના પ્રાર્થના કરવી.[39–42] પછી 'હે હરે ! કંસના વધ માટે, પૃથ્વીનો ભાર ઉતારવા માટે, કૌરવોના નાશ માટે, અને દૈત્યોનો નાશ કરવા માટે, પાંડવોના કલ્યાણુ માટે અને ધર્મની સ્થાપના માટે આપ પ્રકટ થયેલા છો, હે શ્રીકૃષ્ણુ ! દેવકીસહિત આપ મારા અર્ઘ્યનું ગ્રહણુ કરો.' એ મંત્રો ભણી,[43–44] પરમ ભક્તિથી વિધિ પ્રમાણે શંખમાં જલ વગેરે લઇ, શ્રીફલસહિત અર્ઘ્ય શ્રીકૃષ્ણુને આપવો. પછી ચંદ્રોદય વખતે શંખમાં જલ લઇ, તેમાં ચંદન, પુષ્પ અને ફલ નાખી, પૃથ્વી ઉપર ગોઠણીઆંભર થઈ,[45] 'હે ક્ષીરસમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા ! હે અત્રિગોત્રમાં ઉત્પન્ન થયેલા ! હે જ્યોત્સ્નાપતે ! હે નક્ષત્રપતે ! હે રોહિણીપતે ! આપને નમસ્કાર કરું છું. હે પ્રભો ! રોહિણીસહિત આપ મારા અર્ઘ્યનું ગ્રહણુ કરો.' એ મંત્ર ભણી ચંદ્રને અર્ઘ્ય આપવો.[46–47] એવી રીતે પૂજા કરી, રાત્રિમાં જાગરણુ કરવું; તેમાં ગીત ગાવાં, નૃત્ય કરાવવું, પુરાણુનું શ્રવણુ કરવું અને બીજા પણુ ઉત્સવો કરવા.[48]

प्रत्यूषे विमले स्नात्वा पूजयित्वा जगद्गुरुम् । पायसेन तिलाज्यैश्च मूलमन्त्रेण भक्तितः ॥ ४९ ॥ अष्टोत्तरशतं हुत्वा ततः पुरुषसूक्ततः । इदं विष्णुरिति प्रोक्त्वा जुहुयाद्वै घृताहुतीः ॥ ५० ॥ होमशेषं समाप्याथ पूर्णाहुतिपुरःसरम् ॥ ५१ ॥ आचार्यं पूजयेद्भक्त्या भूषणाच्छादनादिभिः । गामेकां कपिलां दद्याद्व्रतसंपूर्तिहेतवे ॥ ५२ ॥ पयस्विनीं सुशीलां च सवत्सां सगुणां तथा । स्वर्णशृंगीं रौप्यखुरां कांस्यदोहनिकायुताम् ॥ ५३ ॥ रत्नपुच्छां ताम्रपृष्ठीं स्वर्णघंटासमन्विताम् । वस्त्रच्छन्नां दक्षिणाढ्यामेवं संपूर्णतां व्रजेत् ॥ ५४ ॥ कपिलाया अभावे तु गौरन्यापि प्रदीयते । ततो दद्याच्च ऋत्विग्भ्योऽन्येभ्यश्चैव यथाविधि ॥ ५५ ॥ शय्यां सोपस्करां दद्याद्व्रतसंपूर्तिहेतवे । ब्राह्मणान्भोजयेत्पश्चादष्टौ तेभ्यश्च दक्षिणाम् ॥ ५६ ॥ कलशानन्नसंपूर्णान्दद्याच्चैव समाहितः । दीनांधकृपणांश्चैव यथार्हं प्रतिपूजयेत् ॥५७॥ प्राप्याज्ञां तथा तेभ्यो भुंजीत सह बंधुभिः । एवं कृतं महाराज व्रतोद्यापनकर्मणि ॥५८॥ निष्पापस्तत्क्षणादेव जायते विबुधोपमः । पुत्रपौत्रसमायुक्तो धनधान्यसमन्वितः । भुक्त्वा भोगांश्चिरं कालमंते मम पुरं व्रजेत् ॥५९॥ इति श्रीभविष्यपुराणे कृष्णयुधिष्ठिरसंवादे जन्माष्टमीव्रतोद्यापनं संपूर्णम् ॥

પછી બીજે દિવસે પ્રાતઃકાલમાં સ્નાન કરી, શ્રીકૃષ્ણુની પૂજા કરી, મૂલમંત્ર ભણી ભક્તિથી દૂધપાક, તિલ અને ઘીનો એકસો આઠ વખત હોમ કરવો.[49] પછી પુરુષસૂક્તથી તથા 'इदं विष्णुः०' એ મંત્રથી ઘીની આહુતિ આપવી.[50] પછી પૂર્ણાહુતિ આપી હોમ સમાપ્ત કરવો.[51] ભક્તિ રાખી વસ્ત્ર, અલંકારાદિકથી આચાર્યની પૂજા કરવી. પછી વ્રત પૂરું થવા માટે સારા સ્વભાવવાળી, સારા ગુણુવાળી, સોનાનાં શીંગડાવાળી, રૂપાની ખરીવાળી, રત્નોના પૂંછડાવાળી, ત્રાંબાના વાંસાવાળી, સોનાની ઘંટાવાળી, વસ્ત્રવાળી અને વાછડાંવાળી દૂઝણી કપિલા ગાય આપવી. તેને દોવા માટે કાંસાનું વાસણુ આપવું. તેમ જ દક્ષિણા આપવી.[52–54] જો કપિલા ગાય ન મળે તો બીજી ગાય આપવી. વ્રત પૂરું થવા માટે વરાવેલા તથા બીજા બ્રાહ્મણોને વિધિથી સામગ્રીસહિત શય્યા આપવી.[55] આઠ બ્રાહ્મણો જમાડી તેઓને દક્ષિણા તથા અન્નથી ભરેલા ઘડા આપવા. ગરીબ ગરબાને યોગ્ય રીતે સત્કાર કરવો.[56] પછી સર્વની આજ્ઞા લઇ, સગાં વહાલાંની સાથે પોતે ભોજન કરવું.[57]

હે યુધિષ્ઠિર ! એવી રીતે ઉદ્યાપન કરવાથી મનુષ્ય તત્કાળ પાપરહિત થાય છે;[58] અને આ લોકમાં પુત્ર–પૌત્ર, ધન, ધાન્ય વગેરેનું સુખ ભોગવી, ઘણા વખત સુધી ઉત્તમ ભોગ ભોગવી, અંતે મારા લોકને (વૈકુંઠને) પ્રાપ્ત થાય છે.[59] એવી રીતે ભવિષ્યપુરાણમાં જન્માષ્ટમીવ્રતનું ઉદ્યાપન કહેલું છે.

---

### ૫ જ્યેષ્ઠાવ્રત

अथ भाद्रशुक्लाष्टम्यां ज्येष्ठर्क्षे ज्येष्ठाव्रतमुक्तं कालादर्शे–भाद्रे शुक्लाष्टमी ज्येष्ठा नक्षत्रेण समन्विता । महती कीर्तिता तस्यां ज्येष्ठादेवीं प्रपूजयेत् । उपहारैर्बहुविधैरलक्ष्मीविनिवृत्तये ॥ १ ॥ लिङ्गपुराणेऽपि–कन्यास्थार्काष्टमी शुक्ला ज्येष्ठर्क्षे महती स्मृता । अलक्ष्मीपरिहाराय ज्येष्ठां तत्र प्रपूजयेत्–इति । अत्र कन्यास्थार्कोक्तिः प्राशस्त्यार्था । इदं च ज्येष्ठायोगवशेन पूर्वविद्धायां परविद्धायां वा कार्यम् ॥ २ ॥ मासि भाद्रपदे शुक्ले पक्षे ज्येष्ठर्क्षसंयुते । यस्मिन्कस्मिन्दिने वापि ज्येष्ठादेवीं प्रपूजयेदिति माधवीये स्कांदोक्तेः ॥ ३ ॥ दिनद्वये नक्षत्रयोगे तु परदिने मध्याह्नादूर्ध्वं नक्षत्रसत्त्वे परा ग्राह्या । अन्यथा रात्रावपि नक्षत्रयोगे पूर्वैव । यस्मिन् दिने भवेज्ज्येष्ठा मध्याह्नादूर्ध्वमप्यणुः । तस्मिन्हविष्यं पूजा च न्यूना चेत्पूर्ववासरे । नवमीसहिता कार्या अष्टमी नात्र संशयः । मासि भाद्रपदे शुक्ले पक्षे ज्येष्ठर्क्षसंयुता । रात्रिर्यस्मिन् दिने कुर्याज्ज्येष्ठायाः परिपूजनम् । इति स्कांदात् ॥ ४ ॥ दिनद्वये ज्येष्ठायोगाभावे त्वष्टम्यामेवेदं कार्यं, नतु तद्युक्ततिथ्यंतरेऽपि । प्रत्याब्दिकं तिथावुक्तं यज्ज्येष्ठादैवतं व्रतम् । प्रतिज्येष्ठाव्रतं यच्च विहितं केवलोडुनि । तिथावेवाचरेदाद्यं द्वितीयं केवलर्क्षतः इति मात्स्यवचनात् ॥ ५ ॥ मदनरत्ने भविष्ये तु नक्षत्रमात्रे उक्तम्–मासि भाद्रपदे पक्षे शुक्ले ज्येष्ठा यदा भवेत् । रात्रौ जागरणं कुर्यादेभिर्मन्त्रैश्च पूजयेत्–इति । दाक्षिणात्यास्त्वृक्ष एव कुर्वंति । एवं निर्णीतपूजादिनात्पूर्वदिनेऽनुराधायामावाहनमुत्तरदिने पूजनं मूले विसर्जनं कार्यम् ॥ ६ ॥ तथा च स्कांदे–मैत्रेणावाहयेद्देवीं ज्येष्ठायां तु प्रपूजयेत् । मूले विसर्जयेद्देवीं त्रिदिनं व्रतमुत्तमम् ॥ ७ ॥

ભાદરવા શુદિ આઠમને દિવસે જો જ્યેષ્ઠા નક્ષત્ર હોય તો તે દિવસે જ્યેષ્ઠાવ્રત કાલાદર્શમાં કહેલું છે–‘જો ભાદરવા શુદિ અષ્ટમી જ્યેષ્ઠા નક્ષત્રસહિત હોય તો ઉત્તમ કહેવાય છે, માટે તે દિવસે નાના પ્રકારના ઉપચારવડે જ્યેષ્ઠાદેવીની પૂજા કરવી. જેથી દરિદ્રપણું દૂર થાય.’[1] લિંગપુરાણમાં પણ, ‘કન્યા સંક્રાંતિની શુદિ આઠમને દિવસે જો જ્યેષ્ઠા નક્ષત્ર હોય તો તે ઉત્તમ કહેવાય છે, માટે દરિદ્રપણું દૂર કરવા તે દિવસે જ્યેષ્ઠા દેવીની પૂજા કરવી.’ ઉપલા શ્લોકમાં કન્યા સંક્રાંતિ કહેલી છે તે શ્રેષ્ઠતા માટે છે એટલે તે નિર્ણયમાં ઉપયોગી નથી. આ જ્યેષ્ઠાવ્રત સપ્તમીના યોગવાળી વા નવમીના યોગવાળી અષ્ટમી એટલે જે દિવસે જ્યેષ્ઠા નક્ષત્ર હોય તે દિવસે કરવું.[2] કારણ કે ‘ભાદરવા માસના શુક્લ પક્ષમાં જે દિવસે જ્યેષ્ઠા નક્ષત્ર હોય તે દિવસે જ્યેષ્ઠા દેવીની પૂજા કરવી.’ એમ સ્કંદપુરાણમાં કહેલું છે.[3] જો પહેલે દિવસે અને બીજે દિવસે જ્યેષ્ઠા નક્ષત્રનો યોગ હોય, તોપણ બીજે દિવસે મધ્યાહ્નોત્તર યોગ હોય તો બીજે દિવસે વ્રત કરવું. અને જો મધ્યાહ્નોત્તર નક્ષત્રનો યોગ ન હોય અને પહેલે દિવસે રાત્રિએ યોગ થતો હોય તો પહેલે દિવસે જ વ્રત કરવું. કારણ કે ‘જે દિવસે મધ્યાહ્ન પછી થોડો પણ જ્યેષ્ઠા નક્ષત્રનો યોગ હોય તો તે દિવસે હવિષ્યદાન અને પૂજા કરવી, એટલે વ્રત કરવું, અને જો જ્યેષ્ઠા નક્ષત્ર ન્યૂન હોય તો પહેલે દિવસે વ્રત કરવું. નવમીસહિત અષ્ટમી કરવી, એમાં સંદેહ નથી. ‘ભાદરવા માસના શુક્લ પક્ષમાં જે દિવસે જ્યેષ્ઠા નક્ષત્રસહિત રાત્રિ હોય તે દિવસે જ્યેષ્ઠા દેવીની પૂજા કરવી.’ એમ સ્કંદપુરાણમાં કહેલું છે.[4] જો બેય દિવસે જ્યેષ્ઠાનક્ષત્રનો યોગ ન હોય તો અષ્ટમીને દિવસે વ્રત કરવું, પણ જ્યેષ્ઠા નક્ષત્રવાળી બીજી તિથિમાં વ્રત કરવું નહિ. કારણ કે પ્રાતિવાર્ષિક જ્યેષ્ઠાવ્રત જે તિથિમાં કરવાનું કહેલું છે તે તિથિમાં જ કરવું. અને જે કેવલ નક્ષત્રમાં કરવાનું કહેલું છે તે કેવલ જ્યેષ્ઠાનક્ષત્રમાં જ કરવું.’ એમ મત્સ્યપુરાણમાં કહેલું છે.[5] મદનરત્નમાં તથા ભવિષ્યપુરાણમાં તો જ્યેષ્ઠાનક્ષત્રમાં જ્યેષ્ઠાવ્રત કરવું એમ કહેલું છે. ભાદરવા શુદિમાં જ્યારે જ્યેષ્ઠાનક્ષત્ર હોય, ત્યારે રાત્રિએ જાગરણ કરવું અને આ મંત્રોથી પૂજા કરવી. દક્ષિણી લોકો તો આ વ્રત જ્યેષ્ઠાનક્ષત્રમાં જ કરે છે. એવી રીતે પૂજા કરવાના દિવસનો નિર્ણય કરી પહેલે દિવસે અનુરાધા નક્ષત્રમાં જ્યેષ્ઠા દેવીનું આવાહન કરવું, બીજે દિવસે પૂજન કરવું, અને મૂલ નક્ષત્રમાં ત્રીજે દિવસે વિસર્જન કરવું.[6] આ વાત સ્કંદપુરાણમાં કહેલી છે–‘અનુરાધામાં જ્યેષ્ઠા દેવીનું આવાહન કરવું, જ્યેષ્ઠામાં પૂજન કરવું અને મૂલમાં વિસર્જન કરવું, એવી રીતે ત્રણ દિવસનું આ વ્રત કહેલું છે.[7]

### જ્યેષ્ઠાવ્રતપૂજાનો પ્રકાર

अथ पूजा–तिथ्यादि संकीर्त्य मम मृतवंध्यात्वादिदोषपरिहारार्थं पुत्रपौत्रादिवृद्धये दरिद्रनाशार्थं च यथामिलितोपचारैर्ज्येष्ठापूजनमहं करिष्ये ॥ १ ॥ त्रिलोचनां शुक्लदंतीं बिभ्रतीं कांचनीं तनुम् । विरक्तां रक्तनयनां ज्येष्ठां ध्यायामि सुंदरीम् । ध्यानम् ॥ २ ॥ एह्येहि त्वं महाभागे सुरासुरनमस्कृते । ज्येष्ठा त्वं सर्वदेवानां मत्समीपं गता भव । आवाहनम् ॥ ३ ॥ श्वेतसिंहासनस्थां तु श्वेतवस्त्रैरलंकृताम् । वरदं पुस्तकं पाशं बिभ्रत्यै ते नमो नमः । आसनम् ॥ ४ ॥ ज्येष्ठे श्रेष्ठे तपोनिष्ठे धर्मिष्ठे सत्यवादिनि ।

समुद्रमथनोत्पन्ने पाद्यं गृह्ण नमोऽस्तु ते । पाद्यम् ॥ ५ ॥ श्रीखंडकर्पूरयुतं तोयं पुष्पेण संयुतम् । गृहाणार्घ्यं मया दत्तं ज्येष्ठादेवि नमोऽस्तु ते । अर्घ्यम् ॥ ६ ॥ ज्येष्ठायै ते नमस्तुभ्यं श्रेष्ठायै ते नमो नमः। ज्येष्ठे श्रेष्ठे तपोनिष्ठे ब्रह्मिष्ठे सत्यवादिनि। आचमनम् ॥७॥ पयो दधि घृतं चैव क्षौद्रं शर्करयान्वितम्। पंचामृतं मयानीतं स्नानार्थं देवि गृह्यताम् पंचामृतम् ॥ ८ ॥ मन्दाकिन्याः समानीतं हेमांभोरुहवासितम्। स्नानार्थं ते मया दत्तं तोयं स्नाहि जगन्मये। स्नानम् ॥ ९ ॥ सूक्ष्मतंतुभवे श्वेते धौते निर्मलवारिणा। वारणे लोकलज्जाया वाससी प्रतिगृह्यताम्। वस्त्रयुग्मम्। आचमनम् ॥१०॥ हरिद्राकुंकुमं चैव कंठसूत्रं च ताडकम्। सिंदूरं कज्जलं देवि षट्सौभाग्यानि गृह्ण भोः । सौभाग्यद्रव्याणि ॥ ११ ॥ श्रीखंडं चंदनं० । चंदनम् ॥ १२ ॥ अक्षताश्च सुर० । अक्षतान् ॥ १३ ॥ नूपुरौ मेखला कांची कंकणानि सुशोभने । नासिकायां मया दत्ता मुक्ताकांचनसंयुता । अलंकारान् ॥ १४॥ माल्यादीनि सुगंधीनि० । पुष्पाणि ॥१५॥ वनस्पतिरसो० धूपम् ॥१६॥ साज्यं चेति दीपम् ॥१७॥ गोधूमपिष्टशाल्यादितंडुलानां च कारिताः। स्वाद्यः प्रसृतिमात्रास्तु पूरिका घृतपाचिताः ॥ १८ ॥ शाल्योदनं सूपयुक्तं दधि दुग्धं घृतं तथा । नानाव्यंजनसंयुक्तं नैवेद्यं प्रतिगृह्यताम् । नैवेद्यम् ॥ १९ ॥ उत्तरापो० ॥ २० ॥ करोद्वर्तनम् ॥ २१ ॥ फलम् ॥ २२ ॥ तांबूलम् ॥ २३ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ २४ ॥ नीराजनम् ॥ २५ ॥ प्रदक्षिणाम् ॥ २६ ॥ शार्ङ्गबाणाब्जखड्गारिप्रासतोमरमुद्गरैः ॥ अन्यैरप्यायुधैर्युक्तां ज्येष्ठे त्वामर्चयाम्यहम् । पुष्पांजलिम् ॥२७॥ त्वं लक्ष्मीस्त्वं महादेवि त्वं ज्येष्ठे सर्वदामरैः । पूजितासि मया देवि वरदा भव मे सदा । प्रार्थनाम् ॥ इति पूजाविधिः ॥ २८ ॥

તિથિવાર વગેરેનું ઉચ્ચારણ કરીઃ–'મારા, પુત્ર થઈ મરી જતા હોય તે દોષ અને વાંઝીયાપણાનો દોષ દૂર કરવા માટે, તેમ જ બીજા દોષો દૂર કરવા માટે, પુત્ર–પૌત્રાદિકની વૃદ્ધિ માટે અને દરિદ્રપણાનો નાશ કરવા માટે યથાશક્તિ મળેલા ઉપચારવડે જ્યેષ્ઠા દેવીનું પૂજન કરીશ.' એવો સંકલ્પ કરી,[૧] 'જ્યેષ્ઠા દેવી કે જેને ત્રણ નેત્ર છે, ધોળા દાંત છે, સુવર્ણના જેવું શરીર છે, લાલ નેત્ર છે, જે વિરક્ત છે અને સુંદરી છે તેનું હું ધ્યાન કરું છું.' એ મંત્ર ભણી ધ્યાન કરવું.[૨] હે દેવિ ! હે મહાભાગે ! આપ સર્વ દેવોમાં શ્રેષ્ઠ છો, આપને સર્વ દેવો નમસ્કાર કરે છે, આપ આંહી પધારો અને મારી પાસે રહો.' આવાહન,[૩] 'હે દેવિ ! આપ કે જે શ્વેતસિંહાસન ઉપર બીરાજો છો, શ્વેતવસ્ત્રોવડે શોભિત છો અને વરદ, પુસ્તક તથા પાશને ધારણ કરો છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.' આસન.[૪] 'હે જ્યેષ્ઠે ! હે દેવિ ! આપ શ્રેષ્ઠ છો, તપમાં નિષ્ઠાવાળાં છો, ધાર્મિષ્ઠ છો, સત્ય બોલનાર છો અને સમુદ્રના મથન કરવાથી પ્રકટ થયાં છો તેને હું નમસ્કાર કરૂં છું. પાદ્યનું ગ્રહણ કરો,' પાદ્ય.[૫] 'હે જ્યેષ્ઠા દેવિ ! આપને નમસ્કાર કરૂં છું અને ચંદન, કર્પૂર તથા પુષ્પસહિત અર્ઘ્ય આપું છું, તે ગ્રહણ કરો.' અર્ઘ્ય.[૬] 'હે જ્યેષ્ઠા ! હે દેવિ ! આપ કે જે જ્યેષ્ઠા છો, શ્રેષ્ઠા છો, તપ કરો છો, બ્રહ્મિષ્ઠા છો અને સત્ય બોલનાર છો તેને હું નમસ્કાર કરૂં છું.' આચમન.[૭] 'હે દેવિ ! દૂધ, દહીં, ઘી, મધ અને સાકરવાળું પંચામૃત સ્નાન માટે છે તે ગ્રહણ કરો.' પંચામૃત.[૮] 'હે દેવિ ! હે જગદ્રૂપે ! આપના સ્નાનમાટે સુવર્ણની સુંગધીવાળું ગંગાજળ લાવ્યો છું, માટે સ્નાન કરો.' સ્નાન.[૯] 'લોકલજ્જાનું નિવારણ કરનાર અને સ્વચ્છ જલમાં ધોયેલાં ઝીણાં બે વસ્ત્રોનું ગ્રહણ કરો.' વસ્ત્ર.[૧૦] 'હે દેવિ ! હરિદ્રા, કુંકુમ, કંઠસૂત્ર, તાડપત્ર (અકોટ), સિંદૂર અને કાજળ એ છ સૌભાગ્યદ્રવ્યોનું ગ્રહણ કરો.'[૧૧] 'श्रीखंडं चन्दनम्०' એ મંત્રથી ચંદન,[૧૨] 'अक्षताश्च'० એ મંત્ર ભણી અક્ષત,[૧૩] 'હે દેવિ ! ઝાંઝર, કટિમેખલા, કંકણ અને નાકમાં પહેરવા માટે સોનામાં જડેલાં મોતીનું ગ્રહણ કરો,' એ મંત્રથી અલંકાર પહેરાવવા.[૧૪] 'माल्यादीनि'० એ મંત્ર ભણી પુષ્પો ચડાવવાં.[૧૫] 'वनस्पतिरसो०' એ મંત્રથી ધૂપ,[૧૬] 'आज्यं च'થી દીપ,[૧૭] 'હે દેવિ ! ઘઉં, શાળ, અને ચોખાના લોટની ઘીમાં તળેલી સુંદર સ્વાદુ પૂરીઓ, ભાત, દાળ, દહીં, દૂધ, ઘી અને કઢી વગેરેનું નૈવેદ્ય આપને ધરું છું, તે ગ્રહણ કરો.' નૈવેદ્ય.[૧૮–૧૯] ઉત્તરાપોશન, કરોદ્વર્તન, ફળતાંબૂલ, 'हिरण्यगर्भ०' એ મંત્ર ભણી દક્ષિણા આપવી.[૨૦–૨૪] આરતી, પ્રદક્ષિણા અને નમસ્કાર કરવા.[૨૫–૨૬] હે દેવિ ! હે જ્યેષ્ઠે ! ધનુષ, બાણ, કમળ, ખડ્ગ, ચક્ર, પ્રાસ, તોમર, મુદ્ગળ અને બીજાં આયુધોસહિત આપનું પૂજન કરું છું; એમ કહી પુષ્પાંજલિ આપવી.[૨૭] હે દેવિ ! હે જ્યેષ્ઠે ! આપ લક્ષ્મી છો, આપ મહાદેવી છો, દેવો આપની પૂજા કરે છે અને હું પણ આપની પૂજા કરું છું માટે મને નિરંતર વરદાન આપો. એવી રીતે પૂજાવિધિ કહેલો છે.[૨૮]

## ભવિષ્યપુરાણમાં કહેલો પૂજાપ્રકાર

अथ भविष्योक्तो व्रतविधिः ॥ युधिष्ठिर उवाच–मृतवंध्या तु या नारी काकवंध्या तथापरा । गर्भस्रवा तृतीया च नानादोषैस्तु दूषिता ॥ १ ॥ निर्धनाश्च नरा ये वै दारिद्र्येण हताश्च ये । कर्मणा केन मुच्यंते तन्मे ब्रूहि जनार्दन ॥ २ ॥ श्रीकृष्ण उवाच–मासि भाद्रपदे शुक्ले पक्षे ज्येष्ठा यदा भवेत् । रात्रौ जागरणं कुर्याद्गीतवादित्रनिस्वनैः ॥ ३ ॥ एवंविधविधानेन एभिर्मन्त्रैश्च पूजयेत् । एह्येहि त्वं महाभागे सुरासुरनमस्कृते ॥ ४॥ ज्येष्ठा त्वं सर्वदेवानां मत्समीपं गता भव । श्वेतसिंहासनस्था तु श्वेतवस्त्रैरलंकृता ॥ ५ ॥ वरदं पुस्तकं पाशं बिभ्रत्यै ते नमो नमः । ज्येष्ठे श्रेष्ठे तपोनिष्ठे धर्मिष्ठे सत्यवादिनि ॥ ६ ॥ समुद्रम-

थनोत्पन्ने ज्येष्ठायै ते नमो नमः । शार्ङ्गबाणाब्जखड्गारि-प्रासतोमरमुद्गरैः ॥ ७ ॥ अन्यैरप्यायुधैर्युक्तां ज्येष्ठे त्वामर्चयाम्यहम् । सुरासुरनरैर्वंद्या यक्षकिंनरपूजिता ॥ ८ ॥ पूजिताऽस्युमया देवि ज्येष्ठे त्वामर्चयाम्यहम् । विप्रप्रिये महामाये सुरासुरसुपूजिते ॥ ९ ॥ स्थूलसूक्ष्ममये देवि ज्येष्ठे त्वामर्चयाम्यहम् । त्वं लक्ष्मीस्त्वमुमादेवी त्वं ज्येष्ठे सर्वदाऽमरैः ॥ १० ॥ पूजितासि मया देवि वरदा भव मे सदा । पुत्रदारविवृद्ध्यर्थं लक्ष्म्याश्चैव विवृद्धये ॥ ११ ॥ अलक्ष्म्याश्च विनाशाय सर्वकालं भजेत ताम् । गुरुं संपूजयेद्भक्त्या वस्त्रैराभरणादिभिः ॥ १२ ॥ ततो द्वादशवर्षाणि पूजनीया प्रयत्नतः । यावज्जन्माथवा पूर्वं विधिनाऽनेन मानवैः ॥ १३ ॥ ददाति वित्तं पुत्रांश्च अर्चनीया सदा स्त्रिया । अनेन विधिना युक्तो यो हि पूजयते नरः ॥ १४ ॥ नारी वा पूजयेज्ज्येष्ठां तस्य लक्ष्मीर्विवर्द्धते । वंध्या तु लभते पुत्रान् दुर्भगा सुभगा भवेत् ॥ १५ ॥ एवं विधिविधानेन ज्येष्ठादेवीं समर्चयेत् । विघ्नास्तस्य प्रणश्यंति यथाऽप्सु लवणं तथा ॥ १६ ॥ तथा पार्थ कुरुश्रेष्ठ ज्येष्ठायाः शोभनं व्रतम् । नीराजने कृते चैव दीपो ग्राह्यः सुभक्तितः ॥ १७ ॥ नैवेद्यं सुहितं प्राश्य व्रतिनाऽग्रे युधिष्ठिर । गुरुहस्तात्सदा ग्राह्यो दीपः प्रज्वलितो महान् ॥ १८ ॥ व्रतस्थो भक्तियुक्तश्च शुचिः प्रयतमानसः । अनेन विधिना चैवं व्रतं कुर्याद्युधिष्ठिर ॥१९॥ ज्येष्ठानाम परा देवी भुक्तिमुक्तिप्रदायिनी । यस्तां पूजयते राजन् तस्मै सर्वं प्रयच्छति ॥ २० ॥ इति भविष्ये ज्येष्ठाव्रतकथा ।

યુધિષ્ઠિર પૂછે છે–હે જનાર્દન ! મૃતવંધ્યા (છોકરાં જેનાં મરી જતાં હોય), કાકવંધ્યા (જેને એક જ બાળક થયેલ હોય), ગર્ભસ્રવા (જેનો ગર્ભ પડી જતો હોય)અને બીજા પણ કેટલાક દોષવાળી સ્ત્રી, તેમ જ દરિદ્રપણાથી પીડાતા પુરુષો, શું કરવાથી દોષમુક્ત થાય અને સુખી થાય, એ મને કહો.[૧–૨] શ્રીકૃષ્ણ કહે છે–ભાદરવા માસના શુક્લ પક્ષમાં જે દિવસે જયેષ્ઠા નક્ષત્ર હોય તે દિવસે રાતે ગીત ગાંવાં, વાજાં વગડાવવાં, જાગરણ કરવું અને વિધિથી પૂજા કરવી.[૩] તેના મંત્રોઃ—'હે દેવિ ! હે જયેષ્ઠે ! આપ કે જે મહાભાગ્યશાળી છો, સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ છો અને આપને સર્વ દેવ નમસ્કાર કરે છે,[૪] તેથી આપ અહીં પધારો અને મારી પાસે રહો. હે દેવિ ! જે શ્વેત સિંહાસન ઉપર વિરાજો છો, જે શ્વેત વસ્ત્રોવડે શોભિત છો, અને જે વરદ, પુસ્તક અને પાશને ધારણ કરો છો તે આપને હું વારંવાર નમસ્કાર કરૂં છું.[૫] હે દેવિ ! હે જયેષ્ઠે ! આપ શ્રેષ્ઠ છો, તપ કરો છો, ધર્મિષ્ઠ છો, સત્ય બોલનાર છો,[૬] અને સમુદ્રમથનથી નીકળેલાં છો, તેને હું નમસ્કાર કરૂં છું. હે જયેષ્ઠે ! ધનુષ, બાણ, કમળ, ખડ્ગ, ચક્ર, પ્રાસ, તોમર, મુદ્ગર અને બીજાં શસ્ત્રો ધારણ કરનારાં આપની હું પૂજા કરૂં છું.[૭] હે દેવિ ! હે જયેષ્ઠે ! દેવ, દૈત્ય અને મનુષ્યો જેનું વંદન કરે છે, અને યક્ષ તથા કિન્નર જેની પૂજા કરે છે તેવાં આપની હું પૂજા કરૂં છું.[૮] હે જયેષ્ઠે ! હે મહામાયે ! જેને બ્રાહ્મણો પ્રિય છે, જેની દેવ, દૈત્યો પૂજા કરે છે અને જે સ્થૂલ સૂક્ષ્મરૂપ છે તેવાં આપની હું પૂજા કરૂં છું.[૯] હે દેવિ ! હે જયેષ્ઠે ! આપ લક્ષ્મી છો, આપ પાર્વતી છો, અને આપ સર્વ દેવોમાં શ્રેષ્ઠ છો, આપની હું પૂજા કરૂં છું, પ્રસન્ન થાઓ.[૧૦] એ મંત્રોવડે પૂજા કરવી. સ્ત્રી, પુત્ર તથા લક્ષ્મીની વૃદ્ધિ માટે અને અલક્ષ્મીના નાશ માટે નિરંતર જયેષ્ઠા દેવીનું પૂજન કરવું.[૧૧] દેવીની પૂજા કર્યા પછી વસ્ત્ર અને અલંકારાદિકથી, ભક્તિપૂર્વક ગુરુની પૂજા કરવી.[૧૨] એવી રીતે બાર વર્ષોપર્યંત જયેષ્ઠા દેવીની પ્રયત્નપૂર્વક પૂજા કરવી. આ દેવી ધન અને પુત્ર આપે છે, માટે સ્ત્રીએ નિરંતર તેની પૂજા કરવી.[૧૪] હે રાજન ! ઉપર કહેલા પ્રકારથી જે સ્ત્રી અથવા પુરુષ જયેષ્ઠા દેવીની પૂજા કરે છે તેની લક્ષ્મી વધે છે.[૧૫] આ વ્રત કરવાથી વાંઝણીને પુત્ર થાય છે, દુર્ભાગણી સુભાગણી થાય છે.[૧૬] જે માણસ વિધિથી જયેષ્ઠા દેવીનું પૂજન કરે, તેનાં સઘળાં વિઘ્નો જળમાં લવણની પેઠે નષ્ટ થાય છે.[૧૭] હે યુધિષ્ઠિર ! એવી રીતે જયેષ્ઠા દેવીનું ઉત્તમ વ્રત કરવું. આરતી ઉતાર્યા પછી ભક્તિથી આરતી લેવી.[૧૮] પછી દેવીનો પ્રસાદ લેવો. ગુરુના હાથમાંથી બળતો દીવો લેવો. હે યુધિષ્ઠિર ! ઉપર કહેલા વિધિથી પવિત્ર થઈ, મન સ્થિર રાખી આ વ્રત કરવું.[૧૯] તેથી જયેષ્ઠા દેવી પ્રસન્ન થઈ ભોગ અને મોક્ષ આપે છે. જે પુરુષ એ દેવીની પૂજા કરે છે, તેને દેવી સઘળું આપે છે. એ પ્રકારે **ભવિષ્યપુરાણમાં** જયેષ્ઠાવ્રતની કથા છે.

## સ્કંદપુરાણમાં કહેલું જયેષ્ઠાવ્રત

स्कंदपुराणेऽपि–मासि भाद्रपदे शुक्ले पक्षे ज्येष्ठर्क्षसंयुते । यस्मिन्कस्मिन्दिने कुर्याज्ज्येष्ठायाः परिपूजनम् ॥१॥ तत्राष्टम्यां यदा वारो भानोर्ज्येष्ठर्क्षमेव च । नीलज्येष्ठेति सा प्रोक्ता दुर्लभा बहुकालिकी ॥ २ ॥ कृतस्नानो नरः कुर्यात्तस्यामन्यत्र वा दिने । भक्तियुक्तः शुचिः कुर्याज्ज्येष्ठादेव्यास्तु पूजनम् ॥ ३ ॥ जलाशयात्तु पूर्वेद्युरानयेत्पंचशर्कराः । देवीरूपं च तत्रैव कृत्वा वा स्थापयेत्ततः ॥ ४ ॥ गोमयेनोपलिप्ते च हैमीं वा स्थापयेद्बुधः । स्थापयेद्राजतीं ताम्रीं लेख्यां वा पटकुड्ययोः । आवाहयेत्ततो देवीमथवा पुस्तकेऽपि वा ॥ ५ ॥

ભાદરવા શુદિમાં જે દિવસે જયેષ્ઠા નક્ષત્ર હોય, તે દિવસે જયેષ્ઠા દેવીનું પૂજન કરવું.[૧] ભાદરવા શુદિ અષ્ટમીને દિવસે જો જયેષ્ઠા નક્ષત્ર, અને રવિવાર આવે તો તે નીલ-જયેષ્ઠા કહેવાય છે. એ નીલ જયેષ્ઠા ઘણા વખત સુધી દુર્લભ છે એટલે કોઈક વખતે જ આવે છે.[૨] એ નીલ-

જ્યેષ્ઠા વા જ્યેષ્ઠાને દિવસે સ્નાન કરી, ભક્તિ રાખી પવિત્રતાથી જ્યેષ્ઠા દેવીનું પૂજન કરવું.[૩] વ્રતને પહેલે દિવસે નદી વગેરે જલાશયમાંથી પાંચ કાંકરા લાવવા, તેમાં જ દેવીનું રૂપ કરી સ્થાપના કરવી.[૪] અથવા ગોબરથી લીંપી સોનાની, રૂપાંની અથવા ત્રાંબાની મૂર્તિની સ્થાપના કરવી; અથવા ભીંતમાં કે કપડામાં અથવા પુસ્તકમાં દેવીની મૂર્તિ ચીતરવી.[૫] પછી આવાહન કરવું.

त्रिलोचनां शुक्लदंतीं बिभ्रतीं राजतीं तनुम् । विरक्तां रक्तनयनां ज्येष्ठामावाहयाम्यहम् ॥ ६ ॥ इति मन्त्रेण तां देवीमावाह्य सुकृती व्रती । स्नानं दद्यात्तथा पाद्यं पादयोरुभयोर्द्विज ॥ ७ ॥ श्रीखंडकर्पूरयुतं दद्यादर्घ्यं च भक्तितः । पंचामृतं तथा स्नानं निर्मलेन जलेन च ॥ ८ ॥ वस्त्रं गंधं तथा पुष्पं धूपदीपादिकं च यत् । पूजयित्वा च सौभाग्यैर्द्रव्यैर्नानाविधैः शुभैः ॥ ९ ॥ गोधूमयवशाल्यादिनानाद्रव्यैश्च निर्मितम् । कृत्वा प्रसृतिमात्रास्तु पूरिका घृतपाचिताः ॥ १० ॥ निवेदनीया यत्किंचिद्यद्यारेभ्यै प्रयत्नतः । भक्त्या मया सुरेशानि यदन्नं दीयते तव ॥११॥ तद्गृहाण महादेवि ज्येष्ठे श्रेष्ठे नमोऽस्तु ते । ततः स्तुत्वा महादेवीं सर्वकामफलप्रदाम् ॥ १२ ॥ ज्येष्ठायै ते नमस्तुभ्यं श्रेष्ठायै ते नमो नमः । ज्येष्ठे श्रेष्ठे तपोनिष्ठे धर्मिष्ठे सत्यवादिनि । ततः क्षमाप्य तां देवीं स्तुवीत स्तवनोत्तमैः ॥१३॥ ब्राह्मणान्भोजयेत्पश्चात्सुवासिन्यस्तथा बहु । दास्यो दासाश्च संभोज्या दीनांधकृपणास्तथा ॥ १४ ॥ देवीं विप्रमनुज्ञाप्य स्वयं भुञ्जीत वाग्यतः । भक्षयित्वा तथाचम्य देवीं नत्वा पुनः पुनः ॥ १५ ॥ शयीत ब्रह्मचर्येण कुर्यात्प्रातर्विसर्जनम् । एवमेव प्रकुर्याद्वै व्रतं तु परिवत्सरम् ॥ १६ ॥ ज्येष्ठाविसर्जनांते तु शर्करान् वारिणि क्षिपेत् । दध्योदनं तया साकं देयं स्वस्य शुभाप्तये ॥ १७ ॥

તેનો મંત્ર–'જેને ત્રણ નેત્ર છે, ધોળા દાંત છે, સુંદર શરીર છે, લાલ નેત્ર છે, અને જે વિરક્ત છે, તે જ્યેષ્ઠા દેવીનું હું આવાહન કરૂં છું.' એ મંત્રથી આવાહન કરી સ્નાન કરાવવું.[૬] બેય પગમાં પાદ્ય આપવું, ચંદન અને કર્પૂરસહિત ભક્તિથી અર્ધ્ય આપવો.[૭] પંચામૃતવડે સ્નાન કરાવવું, શુદ્ધોદકવડે સ્નાન કરાવવું, વસ્ત્ર પહેરાવવું, ચંદન ચડાવવું, પુષ્પ ચડાવવાં, પછી ધૂપ દીપ વગેરેની તજવીજ કરવી, નાના પ્રકારનાં સૌભાગ્યદ્રવ્યોવડે પૂજા કરવી.[૮–૯] ઘઉં, યવ, શાળ વગેરે દ્રવ્યની બનાવેલી અને ઘીમાં તળેલી નાની નાની પૂરીઓ અને બીજું પણ જે કાંઇ હોય તે ધરી,[૧૦] 'હે સુરેશાનિ ! હે દેવિ ! હે જ્યેષ્ઠે ! હે શ્રેષ્ઠે ! હું આપને નમસ્કાર કરૂં છું, માટે મેં જે કાંઈ નૈવેદ્ય ધર્યું છે તે ગ્રહણ કરો,' એ મંત્ર ભણવો.[૧૧] પછી દેવીની પાસે ક્ષમા માગી સ્તોત્રથી સ્તુતિ કરવી.[૧૨] ઘણા બ્રાહ્મણો, સુવાસિની સ્ત્રીઓ, દાસ, દાસીઓ, આંધળાં બહેરાં વગેરેને જમાડી, દેવીની તથા આચાર્યની આજ્ઞા લઈ, વાણી નિયમમાં રાખી પોતે જમવું.[૧૩–૧૪] પછી આચમન કરી, દેવીને વારંવાર પ્રણામ કરી બ્રહ્મચર્ય રાખી સુવું.[૧૫] બીજે દિવસે સવારે વિસર્જન કરવું.[૧૬] એવી રીતે વર્ષોવર્ષ આ વ્રત કરવું. વિસર્જન કર્યા પછી પેલા કાંકરા જળમાં નાંખવા. તેની સાથે દહીં અને ભાત આપવો, જેથી પોતાનું ભલું થાય[૧૭]

ज्येष्ठे देवि नमस्तुभ्यमलक्ष्मीनाशहेतवे । पुनरेहि वत्सरांते मम गेहे शुभप्रदे ॥१८॥ एवं संप्रार्थ्य तां देवीं गीतवाद्यपुरःसरम् । अपूपवटकान्दद्याद्ब्राह्मणेभ्यस्ततो द्विज ॥१९॥ कुर्यादेवं प्रयत्नेन सायं चाथ विसर्जयेत् । विद्यार्थी प्राप्नुयाद्विद्यां स्त्रीकामः स्त्रियमेव च ॥ २० ॥ लक्ष्मीवान् जायते मर्त्यः स्त्री तु मोदेत भर्तरि । विनायकेन सहितं देव्याः कुर्याद्विसर्जनम् ॥ २१ ॥ सौवर्णीं राजतीं ताम्रीं मृण्मयीं वापि शक्तितः । व्रतं स्वयं च कृतवान् सिद्धं चाप्यकृतार्हणः ॥२२॥ देव्या महत्त्वं कथितं तवेदं विधिश्च मन्त्रार्चनसंयुतस्तथा ॥ मन्त्रोऽपि सायुज्यकरो व्रतस्य तथा मया ते कथितं सदैव ॥२३॥ इति स्कांदोक्तो व्रतविधिः ।

પછી પ્રાર્થના કરવીઃ–'હે જ્યેષ્ઠે ! હે દેવિ ! આપને નમસ્કાર કરૂં છું, માટે ફરીથી પણ વર્ષ પૂરૂં થયે અલક્ષ્મીના નાશ માટે મારે ઘેર પધારજો અને શુભ કરજો.[૧૮] એવી રીતે પ્રાર્થના કરી ગીત ગાવાં, વાજાં વગડાવવાં. સાયંકાલે બ્રાહ્મણને પુડલા અને વડાં આપી, દેવીનું વિસર્જન કરવું.[૧૯] જ્યેષ્ઠા દેવીનું વ્રત કરવાથી વિદ્યાર્થીને વિદ્યા મળે છે, સ્ત્રી ઇચ્છનારને સ્ત્રી મળે છે, પુરુષ ધનવાન્ થાય છે અને સ્ત્રી પતિની સાથે આનંદ પામે છે.[૨૦–૨૧] પછી ગણેશસહિત દેવીનું વિસર્જન કરવું. (*સોનાની, રૂપાની, ત્રાંબાની અથવા માટીની શક્તિ પ્રમાણે મૂર્તિ કરાવવી. તેમ કરવાથી પોતે પૂજા કર્યા વિના વ્રત કર્યું હોય તો પણ સિદ્ધ થયું.) હે રાજન્ ! મેં તમને જ્યેષ્ઠા દેવીનાં વ્રતનું માહાત્મ્ય કહ્યું.[૨૨] તેના મંત્ર અને પૂજાપ્રકાર કહ્યો. એ મંત્ર પણ સાયુજ્ય મુક્તિ આપનાર છે. એ પ્રમાણે વ્રતમાં જે કાંઈ કહેવાનું હતું તે કહી સંભળાવ્યું.[૨૩] એવી રીતે સ્કંદપુરાણમાં જ્યેષ્ઠાવ્રતની કથા છે.

## જ્યેષ્ઠાવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ उद्यापने तु प्रतिमां सुवर्णपलसंमिताम् । कृत्वा चाष्टदले पद्मे स्थापयेत्कलशोपरि ॥ १ ॥ तामग्निवर्णामिति च मन्त्रेणावाहयेद्व्रती । नाममन्त्रेण कुर्वीतासनं पाद्यमथार्घ्यकम् ॥ २ ॥ आपोहिष्ठेति तिसृभिर्हिरण्यवर्णाश्चतसृभिः । अभिषेकं चाचमनं मधुपर्कं च कंचुकीम् ॥ ३ ॥ वस्त्रगंधाक्षतापुष्पधूपदीपान् प्रयत्नतः । नैवेद्याचमनीये च करोद्वर्तनकं शुभम् । तांबूलं दक्षिणां

*આ શ્લોક ક્ષેપક જણાય છે અને તેની સંગતિ મળતી નથી.

दत्त्वा ततो नीराजयेच्च ताम् ॥ ४ ॥ यस्याः सिंहो रथे युक्तो व्याघ्रश्चापि महाबलः । ज्येष्ठामहमिमां देवीं प्रपद्ये शरणं शुभाम् । इति प्रार्थयेत् ॥ ५ ॥ स्थापितेऽग्नौ ततः पश्चाद्धोममष्टोत्तरं शतम् । द्रव्यैर्देधिमधुक्षीरघृतैः कुर्यात्प्रयत्नतः । तर्पणं च ततः कुर्यादेभिर्मन्त्रैर्विचक्षणः ॥ ६ ॥ ज्येष्ठायै नमः ज्येष्ठां तर्पयामि ( एवं सर्वत्र ) श्रेष्ठायै० सत्यायै० कपिलाक्षिण्यै० विद्यायै० वैनायक्यै० तपोनिष्ठायै० श्रियै० कृष्णायै० ब्रह्मिष्ठायै० ॥ ७ ॥ विसृज्य च ततो देवीं ज्येष्ठायाः प्रतिमां शुभाम् । कृष्णवस्त्रेण संयुक्तामाचार्याय निवेदयेत् ॥ ८ ॥ वस्त्राभरणमाल्यादिलेपनैः पूजितं द्विजम् । प्रणिपत्य ततः पश्चात्तस्मै सर्वं निवेदयेत् ॥९॥ ब्राह्मणान्भोजयेत्पश्चात्स्वयं भुञ्जीत वाग्यतः । ब्राह्मणांश्च ततो नत्वा याचयेत्सर्वमंगलम् ॥ १० ॥ एवं भोज्याः सुवासिन्यः पूज्याः सर्वसमृद्धये । एवं कृते व्रते सम्यक् सर्वशांतिः प्रजायते । धनधान्यसमृद्धिश्च आरोग्यं भवति ध्रुवम् ॥ ११ ॥ इति श्रीभविष्योत्तरपुराणे ज्येष्ठादेवीव्रतोद्यापनं संपूर्णम् ।

( એ વ્રતના ) ઉદ્યાપનમાં એક પલ સોનાની મૂર્તિ કરાવી, તેની અષ્ટદલ કમલમય ઘડાની ઉપર સ્થાપના કરવી.[1] 'तामग्निवर्णां'० એ મંત્ર ભણી આવાહન કરવું. નામમંત્રથી આસન, પાદ્ય અને અર્ઘ્ય આપવાં.[2] 'आपोहिष्ठा'० એ ત્રણ મંત્રો તથા 'हिरण्यवर्णां'० એ ચાર મંત્રોવડે અભિષેક કરવો. આચમન, મધુપર્ક અને કંચુકી આપવી.[3] તેમ જ વસ્ત્ર, ચંદન, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, આચમન, કરોદ્વર્તન, તાંબૂલ, અને દક્ષિણા આપી આરતી ઉતારવી.[4] 'જેના રથમાં મહાબલવાન્ સિંહ અને વાઘ જોડેલા છે, તે જ્યેષ્ઠા દેવીને હું શરણે જાઉં છું.' એમ પ્રાર્થના કરવી.[5] પછી અગ્નિની સ્થાપના કરી દહીં, મધ, દૂધ અને ઘી વગેરે દ્રવ્યોનો એકસો આઠ વાર હોમ કરવો. ત્યાર બાદ તર્પણ કરવું,[6] તેના મંત્રો— જ્યેષ્ઠાને નમસ્કાર કરું છું. જ્યેષ્ઠાને તૃપ્ત કરું છું, એ જ પ્રમાણે 'ज्येष्ठायै नमः' ત્યાંથી લઇ 'ब्रह्मिष्ठायै नमः' ત્યાં સુધી કહેલા મંત્રોવડે તર્પણ કરવું.[7] વિસર્જન કર્યા પછી, દેવીની મૂર્તિ કાળા વસ્ત્રમાં વીંટી આચાર્યને આપવી.[8] વસ્ત્ર, આભરણ, પુષ્પ અને ચંદનવડે આચાર્યની પૂજા કરી પ્રણામ કરવા, સઘળું તેને સોંપવું,[9] ને પછી બ્રાહ્મણોને જમાડી મૌન રાખી પોતે જમવું. બ્રાહ્મણોને નમસ્કાર કરી આશીર્વાદ લેવા.[10] સઘળી સમૃદ્ધિ માટે સુવાસિનીઓને જમાડી પૂજા કરવી. એવી રીતે વ્રત કરવાથી અવશ્ય શાંતિ, ધન ધાન્યની સમૃદ્ધિ અને આરોગ્ય મળે છે.[11] એ પ્રમાણે ભવિષ્યોત્તર પુરાણમાં જ્યેષ્ઠા દેવીનાં વ્રતનું ઉદ્યાપન કહેલું છે.

## ૬ दूर्वाष्टमीव्रत

तत्रैव भाद्रपदशुक्लाष्टम्यां दूर्वाष्टमीव्रतं भविष्ये—अत्र सा पूर्वा ग्राह्या । श्रावणी दुर्गनवमी दूर्वाष्टमीहुताशनी । पूर्वविद्धा तु कर्तव्या शिवरात्रिर्बलेर्दिनमिति बृहद्यमवचनात् ॥१॥ शुक्लाष्टमी तिथिर्या तु मासि भाद्रपदे भवेत् । दूर्वाष्टमीति विज्ञेया नोत्तरा सा विधीयते इति हेमाद्रिधृतपुराणसमुच्चयवचनात् ॥ २ ॥ यत्तु—मुहूर्ते रौहिणेऽष्टम्यां पूर्वा वा यदि वा परा । दूर्वाष्टमी तु सा कार्या ज्येष्ठा मूलं च वर्जयेत्—इति तत्रैव परा कार्येत्युक्तं तत्पूर्वत्र ज्येष्ठामूलयोगे कर्मकालव्याप्त्यभावे च द्रष्टव्यम् । दूर्वाष्टमी सदा त्याज्या ज्येष्ठा मूलर्क्षसंयुता ॥ ३ ॥ तथा च—प्राप्ते भाद्रपदे मासि शुक्लाष्टम्यां तु भारत । दूर्वामभ्यर्चयेद्भक्त्या ज्येष्ठां मूलं च वर्जयेत् । ऐंद्रर्क्षे पूजिता दूर्वा हंत्यपत्यानि नान्यथा । भर्तुरायुर्हरा मूले तस्मात्तां परिवर्जयेत्—इति तत्रैव तन्निषेधात् ॥ ४ ॥ इदमगस्त्योदये कन्यार्के च न कार्यम् । शुक्ले भाद्रपदे मासि दूर्वासंज्ञा तथाऽष्टमी । सिंहार्क एव कर्तव्या न कन्यार्के कदाचन । सिंहस्थे सोत्तमा सूर्येऽनुदिते मुनिसत्तमे । इति मदनरत्ने स्कांदोक्तेः ॥ ५ ॥

એ જ ભાદ્રપદ શુદિ અષ્ટમીને દિવસે દૂર્વાષ્ટમીનું વ્રત ભવિષ્યપુરાણમાં કહેલું છે. આ અષ્ટમી પૂર્વ દિવસની લેવી. કારણ કે, શ્રાવણી ( બળેવ ), દુર્ગાનવમી, દૂર્વાષ્ટમી, હુતાશની, શિવરાત્રિ અને બલિનો દિવસ એ સઘળી તિથિઓ પૂર્વ તિથિના યોગવાળી લેવી.' એમ બૃહદ્યમનું વચન છે.[1] 'ભાદરવા શુદિ આઠમ દૂર્વાષ્ટમી કહેવાય છે, એ ઉત્તરતિથિ એટલે નવમીના યોગવાળી ન લેવી એવી રીતે હેમાદ્રિમાં પુરાણસમુચ્ચયનું વચન છે.[2] અને પહેલે દિવસે અથવા બીજે દિવસે રોહિણ મુહૂર્તમાં દૂર્વાષ્ટમીનું વ્રત કરવું. તેમાં જ્યેષ્ઠા અને મૂળ નક્ષત્રનો ત્યાગ કરવો.' એવી રીતે હેમાદ્રિમાં જ બીજે દિવસે વ્રત કરવું, એમ કહેલું છે. તે જો પહેલે દિવસે જ્યેષ્ઠા અથવા મૂળ નક્ષત્રનો યોગ હોય અને કર્મકાળની વ્યાપ્તિ ન હોય તો સમજવું; કારણ કે 'જ્યેષ્ઠા અથવા મૂળ નક્ષત્રના યોગવાળી દૂર્વાષ્ટમીનો ત્યાગ કરવો.[3] એ વચન તથા 'હે ભારત ! જ્યારે ભાદ્રપદ માસ આવે ત્યારે ભક્તિથી દૂર્વાની પૂજા કરવી, પણ જો જ્યેષ્ઠા અથવા મૂળ નક્ષત્ર હોય તો ન કરવી; ( કારણ કે ) જ્યેષ્ઠા નક્ષત્રમાં દૂર્વાની પૂજા કરવાથી બાળકો નષ્ટ થાય છે; અને મૂળમાં પૂજા કરવાથી પતિનું આયુષ્ય ઓછું થાય છે; માટે ઉપર કહેલાં બે નક્ષત્રોમાં દૂર્વાની પૂજા કરવી નહીં,' એવી રીતનાં હેમાદ્રિમાં જ નિષેધવચનો કહ્યાં છે.[4] આ દૂર્વાષ્ટમીનું વ્રત અગસ્ત્યોદયમાં અને કન્યા સંક્રાંતિમાં કરવું નહીં; કેમકે 'ભાદરવા શુદિ અષ્ટમી દૂર્વાષ્ટમી કહેવાય છે; તેનું વ્રત સિંહ સંક્રાંતિમાં કરવું, પણ કન્યા સંક્રાંતિમાં કોઈ વખતે કરવું નહીં. જો અગસ્ત્યનો ઉદય

ન થયો હોય તો સિંહ સંક્રાંતિમાં દૂર્વાષ્ટમીનું વ્રત ઉત્તમ કહેવાય છે,' એવી રીતે મદનરત્નમાં સ્કંદપુરાણનું વચન પ્રમાણ છે.[5]

अगस्त्य उदिते तात पूजयेदमृतोद्भवाम् । वैधव्यं पुत्रशोकं च दशजन्मानि पंच च-इति तत्रैव दोषोक्तिश्च । यदा तु भाद्रशुक्लाष्टम्यामगस्त्योदयस्तदा तत्पूर्वं कृष्णाष्टम्यां कार्यम् । शुक्लपक्षभावेऽपि पौर्णिमांतमासेन भाद्रपदमात्रलाभात् । यदा तु भाद्रपदोऽधिकस्तदा सिंहार्क एवेति उदाहृतवचनात् । अधिमासे तु संप्राप्ते नभस्य उदये मुनेः । अर्वागेव व्रतं कार्यं परतो न तु कुत्रचित्—इति निर्णयदीपके स्कांदाच्चाधिके एव कर्तव्यम्॥ ६ ॥ इदं स्त्रीणां नित्यम् । या न पूजयते दूर्वां मोहादिह यथाविधि । त्रीणि जन्मानि वैधव्यं लभेत नात्र संशयः । तस्मात्संपूजनीया सा प्रतिवर्षं वधूजनैः—इति पुराणसमुच्चयात् ॥७॥ यदा तु ज्येष्ठादिकं विनाऽष्टमी सर्वथा न लभ्यते तदा तत्रैवोक्तम् । कर्तव्या चैकभक्तेन ज्येष्ठामूलं यदा भवेत् । ज्येष्ठामभ्यर्चयेद्भक्त्या न वंध्यं दिवसं नयेत्—इति भविष्योत्तरेऽनुकल्पेनानुष्ठानं, न तु सर्वथा लोपः ॥ ८ ॥

તેમ જ 'હે પુત્ર ! અગસ્ત્યના ઉદયમાં દૂર્વાનું પૂજન કરવાથી પંદર જન્મપર્યંત રંડાપો આવે છે અને પુત્રનો શોક રહે છે' એવી રીતે મદનરત્નમાં જ દોષ કહેલો છે. જો ભાદ્રપદ માસની શુક્લ અષ્ટમીને દિવસે અગસ્ત્યનો ઉદય હોય, તો કૃષ્ણપક્ષની અષ્ટમી લેવી. કારણ કે તેથી પણ ભાદ્રપદ માસ તો છે જ. 'જો અધિક માસ ભાદરવો હોય તો, પહેલા ભાદરવામાં વ્રત કરવું પણ કોઈ વખતે બીજા ભાદરવામાં કરવું નહીં,' એવી રીતે નિર્ણયદીપકમાં કહેલાં સ્કંદપુરાણનાં વચનથી સિદ્ધ થાય છે કે, અધિક માસમાં સિંહ સંક્રાંતિમાં જ ( એ વ્રત ) કરવું.[6] આ વ્રત સ્ત્રીઓએ જરૂર કરવું જોઈએ. કારણ કે 'ભાદરવા માસમાં જે સ્ત્રી વિધિથી દૂર્વાપૂજન કરતી નથી, તે ત્રણ જન્મ સુધી વિધવા થાય છે, એમાં સંશય નથી; એટલા માટે વર્ષો વર્ષ સ્ત્રીઓએ દૂર્વાપૂજન કરવું;' એવી રીતે પુરાણસમુચ્ચયમાં કહેલું છે.[7] જો પહેલે દિવસે વા બીજે દિવસે જ્યેષ્ઠા અથવા મૂળ નક્ષત્રના યોગ વિના અષ્ટમી મળે જ નહીં તો, 'જો જ્યેષ્ઠા અથવા મૂલ નક્ષત્ર હોય તો એક વખત ભોજન કરવું, અને જ્યેષ્ઠાનું પૂજન કરવું, પણ ખાલી દિવસ જવા દેવો નહીં.' એમ પુરાણસમુચ્ચયમાં જ કહેલ છે અને ભવિષ્યોત્તરમાં પણ 'ગૌણપક્ષથી વ્રત કરવું, પણ બીલકુલ લોપ નહીં કરવો,' એમ કહેલું છે.[8]

अथ दूर्वाष्टमीव्रतं हेमाद्रौ भविष्ये—विष्णुरुवाच । ब्रह्मन् भाद्रपदे मासि शुक्लाष्टम्यामुपोषितः । पूजयेच्छंकरं भक्त्या यो नरः श्रद्धयान्वितः ॥ ९ ॥ स याति परमं स्थानं यत्र देवस्त्रिलोचनः । गणेशं पूजयेद्यस्तु दूर्वया सहितं मुने ॥ १० ॥ ( गणेशः शिवः ) फलानां सकलैर्दिव्यैर्गंधपुष्पैर्विलेपनैः । दूर्वां पूज्य तथेशानं मुच्यते सर्वपातकैः ॥११॥ शुचौ देशे प्रजातायां दूर्वायां ब्राह्मणोत्तम । स्थाप्य लिङ्गं ततो गंधैः पुष्पैर्धूपैः समर्चयेत् ॥ १२ ॥ खर्जूरैर्नारिकेलैश्च मातुलिङ्गफलैस्तथा । पूजयेच्छंकरं भक्त्या दूर्वायां विधिवद्द्विज ॥१३॥ दध्यक्षतैर्द्विजश्रेष्ठ अर्घ्यं दद्यात्त्रिलोचने । दूर्वाशमीभ्यां संपूज्य मानवः श्रद्धयान्वितः ॥ १४ ॥ स वै सुकृतजन्मा स्यात्सर्वेदेवैस्तु वंदितः । विद्यां प्राप्नोति विद्यार्थी पुत्रार्थी पुत्रमाप्नुयात् ॥१५॥ धर्मानाप्नोति धर्मार्थी कन्यार्थी लभते च ताम् । मनसा यद्यदिच्छेत तत्तदाप्नोति मानवः ॥ १६ ॥ य एवं पूजयेद्दूर्वां भूतेशं मानवः फलैः । स सप्तजन्मपापौघैर्मुच्यते नात्र संशयः ॥ १७ ॥ कृतोपवासः सप्तम्यामष्टम्यां पूजयेच्छिवम् । दूर्वासमेतं विप्रेंद्र दध्यक्षतफलैः शुभैः ॥ १८ ॥

હવે ભવિષ્યપુરાણમાં કહેલા દૂર્વાષ્ટમીવ્રત માટે હેમાદ્રિમાં આ પ્રમાણે કહે છેઃ—વિષ્ણુ કહે છે—હે બ્રહ્મન્ ! જે માણસ ભાદરવા શુદિ અષ્ટમીને દિવસે ઉપવાસ કરી, શ્રદ્ધા રાખી ભક્તિથી શંકરનું પૂજન કરે, તે ઉત્તમ પદને પ્રાપ્ત થાય છે, કે જ્યાં શંકર રહે છે.[9] હે મુને ! જે માણસ સઘળાં દિવ્ય ફળ, ચંદન અને પુષ્પવડે શંકર તથા દૂર્વાની પૂજા કરે, તે સર્વ પાપથી મુક્ત થાય છે.[10-11] પવિત્ર સ્થળમાં થયેલી દૂર્વા (ધ્રોખડ) ઉપર મહાદેવનાં લિંગની સ્થાપના કરી, તેની ચંદન, પુષ્પ, ધૂપ, ખજૂર, શ્રીફલ અને બીજોરાંવતી વિધિથી પૂજા કરવી.[12-13] દહીં અને અક્ષતવડે મહાદેવને અર્ઘ્ય આપવો. શ્રદ્ધાથી દૂર્વા અને ખીજડીવતી પૂજન કરવું.[14] એવી રીતે જે માણસ શંકરની પૂજા કરે છે, તે પુણ્ય જન્મવાળો થાય છે. દેવતાઓ પણ તેનું વંદન કરે છે. આ વ્રત કરવાથી વિદ્યાર્થીને વિદ્યા મળે છે, પુત્રની ઇચ્છાવાળાને પુત્ર મળે છે.[15] ધર્મની ઇચ્છાવાળાને ધર્મ મળે છે, કન્યાની ઇચ્છાવાળાને કન્યા મળે છે; અને મનમાં જે જે ધારે તે બધું સિદ્ધ થાય છે.[16] જે માણસ ફળથી દૂર્વા અને શંકરની પૂજા કરે, તેનાં સાત જન્મનાં પાપ નષ્ટ થાય છે, એમાં સંશય નથી.[17] સપ્તમીસહિત અષ્ટમીને દિવસે ઉપવાસ કરી, દહીં અક્ષત અને ફળવડે શંકર તથા દૂર્વાની પૂજા કરવી.[18]

दूर्वामन्त्रः—त्वं दूर्वेऽमृतजन्मासि वंदितासि सुरैरपि । सौभाग्यं संततिं देहि सर्वकार्यकरी भव ॥ १९ ॥ यथा शाखाप्रशाखाभिर्विस्तृतासि महीतले । तथा विस्तृतसंतानं देहि त्वमजरामरे ॥ २० ॥ तल्लिङ्गमन्त्रैरीशानमर्चयेत्प्रयतः शुचिः । ततः संपूजयेद्विप्रान् फलैर्नानाविधैर्द्विज ॥ २१ ॥ अनग्निपक्वमश्नीयाद्दन्नं दधिफलं तथा । अक्षारलवणं ब्रह्मन्नाश्नीयान्मधुनान्वितम् ॥ २२ ॥ दद्यात्फलानि विप्रेषु

फलाहारः स्वयं भवेत् । प्रणम्य शिरसा दूर्वां शिवं शिवस्वरूपा-द्भुते । एवं यः कुरुते भक्त्या महादेवस्य पूजनम् । गणत्वं यात्यसौ ब्रह्मन्मुच्यते ब्रह्महत्यया ॥ २४ ॥ एवं पुण्या पापहरा अष्टमी दूर्वसंज्ञिता । चतुर्णामपि वर्णानां स्त्रीज-नानां विशेषतः ॥ २५ ॥ इति भविष्योक्त दूर्वाष्टमीव्रतम्।

દૂર્વાનો મંત્રઃ-'હે દૂર્વે! તું અમૃતથી ઉત્પન્ન થયેલી છે, દેવતાઓ પણ તને વંદન કરે છે, માટે સૌભાગ્ય તથા સંતતિ આપ, અને સઘળાં કાર્યો સિદ્ધ કર.[19] હે દેવિ! હે અજરે (ઘડપણ રહિત)! હે અમરે (મરણરહિત)! જેમ તું શાખાઓથી તથા ડાંખલીઓથી પૃથ્વી ઉપર ફેલાઇ છે, તેમ જ મારા વંશનો ફેલાવો કર;' એ મંત્રવડે દૂર્વાની પૂજા કરવી.[20] સાવધાન થઈ પવિત્રતાથી મહાદેવના મંત્રોવડે તેની પૂજા કરવી. પછી નાના પ્રકારનાં ફળવડે બ્રાહ્મણોની પૂજા કરવી.[21] રાંધેલું અન્ન ખાવું નહીં, મીઠાવાળો ખારો પદાર્થ ખાવો નહીં, તેમ જ મધ પણ ખાવું નહીં.[22] ફળ, દહીં વગેરે ખાવાં. બ્રાહ્મણોને ફળ આપી પોતે પણ ફળ ખાવાં. પછી મહાદેવ તથા દૂર્વાને મસ્તક નમાવી પ્રણામ કરવા, તેથી કલ્યાણ થાય છે.[23] એવી રીતે જે પુરુષ ભક્તિથી મહાદેવનું પૂજન કરે છે, તે મહાદેવનો ગણ થાય છે. આ વ્રતથી બ્રહ્મહત્યા પણ છૂટી જાય છે.[24] આ દૂર્વાષ્ટમી પુણ્યકારક છે અને પાપને હરનારી છે, માટે તેનું વ્રત ચારે વર્ણોએ કરવું અને સ્ત્રીઓએ તો અવશ્ય કરવું.[25] એ પ્રમાણે **ભવિષ્યોત્તરપુરાણમાં** દૂર્વાષ્ટમીનું વ્રત કહેલું છે.

### આદિત્યપુરાણમાં કહેલા દૂર્વાષ્ટમીવ્રતમાં શ્રીપૂજન

अथादित्यपुराणोक्ते दूर्वाष्टमीव्रते श्रीपूजनमुक्तम् । शु-क्लाष्टम्यां तु संप्राप्ते मासि भाद्रपदे तथा । दूर्वाप्रतानं सुश्वेतमुत्तराशाभिगामिनम् ॥ १ ॥ पूजयेद्गृहमानीय गंध-माल्यानुलेपनैः । फलैर्मूलैस्तथा धूपदीपैश्चाथ विसर्जयेत् ॥ २ ॥ अनग्निपक्वं यत्तत्र नैवेद्यं च कथंचन । भोक्तव्यं च तथा ह्यन्नमग्निपक्वविवर्जितम् ॥ ३ ॥ दूर्वांकुरस्थां संपूज्य विधिना यौवनश्रियम् । यौवनं स्थिरमाप्नोति यत्र यत्रा-भिजायते ॥ ४ ॥

ભાદરવા શુદિ અષ્ટમીને દિવસે, ધોળી દૂર્વાનો ઉત્તર દિશામાં ગયેલો વેલો ઘેર લાવવો.[1] પછી ચંદન, પુષ્પ, અને અનુલેપનવડે, તેમ ફળ, મૂળ, ધૂપ તથા દીપવડે તેની પૂજા કરવી, ત્યારબાદ વિસર્જન કરવું.[2] જે અન્ન રાંધેલું ન હોય તેનું નૈવેદ્ય કરી ભોજન કરવું, પણ રાંધેલું ખાવું નહીં.[3] વિધિ પ્રમાણે દૂર્વાના વેલાની અંદર રહેલી શ્રીનું પૂજન કરવાથી જ્યાં જન્મ થાય ત્યાં સ્થિર યૌવન પ્રાપ્ત થાય છે.[4]

भविष्योत्तरे तु विशेषः—अष्टम्यां फलपुष्पैश्च खर्जूरैर्ना-रिकेरलैः । द्राक्षामोदकपिष्टैश्च बदरैर्लकुचैस्तथा ॥ १ ॥ नारिंगैर्जंबुकैश्चैव बीजपूरैश्च दाडिमैः । दध्यक्षतैः स्रजाभिश्च धूपैर्नैवेद्यदीपकैः ॥ २ ॥ मन्त्रेणानेन राजेंद्र श्रणुष्वाव-हितो नृप । दत्त्वा पिष्टानि विप्रेभ्यः फलं च विविधं प्रभो ॥ ३ ॥ तिलपिष्टकगोधूमधान्यपिष्टानि पांडव । भोजयित्वा सुहृन्मित्रं स्वं बंधुस्वजनांस्तथा ॥ ४ ॥ ततो भुञ्जीत तच्छेषं स्वयं श्रद्धासमन्वितः । कर्तव्या चैकभक्तेन ज्येष्ठामूलं यदा भवेत् ॥ ५ ॥ दूर्वामभ्यर्चयेद्भक्त्या न वंध्यं दिवसं नयेत् ॥ पक्षे भाद्रपदस्यैवं शुक्लाष्टम्यां युधिष्ठिर ॥ ६ ॥ दूर्वाष्टमीव्रतं पुण्यं यः करोतीह मानवः । न तस्य क्षयमाप्नोति संततिः साप्तपौरुषी ॥ ७ ॥ नंदते वर्द्धते नित्यं यथा दूर्वा तथा कुलम् । इति दूर्वाष्टमी-व्रतं संपूर्णम् ॥ ८ ॥

અષ્ટમીને દિવસે ફળ, પુષ્પ, ખજૂર, શ્રીફળ, દ્રાક્ષ લાડવા, પિષ્ટ (લોટ), લકુચ,[1] નારંગી, જાંબુ, બીજોરા, દાડિમ, દહીં, અક્ષત, માળા, ધૂપ, દીપ અને નૈવેદ્યવડે 'त्वं दूर्वे०'[2] એ મંત્ર ભણી દૂર્વાની પૂજા કરવી. પિષ્ટ, ફળ, તલનો લોટ, ઘઉં અને બીજા ધાન્યનો લોટ બ્રાહ્મણોને આપવો.[3] પછી પોતાના મિત્ર, સગાં સંબંધીઓને જમાડી, બાકી બચેલું પોતે શ્રદ્ધાથી જમવું.[4] જો અષ્ટમીને દિવસે જ્યેષ્ઠા વા મૂળ નક્ષત્ર હોય તો એક વખત ભોજન કરવું અને દૂર્વાની પૂજા કરવી,[5] પણ દિવસ ખાલી જવા દેવો નહીં. હે યુધિષ્ઠિર! જે માણસ ભાદરવા શુદિ અષ્ટમીને દિવસે એ પ્રકારે દૂર્વાષ્ટમીનું પુણ્યકારક વ્રત કરે છે,[6] તેની સાત પુરુષની સંતતિ નષ્ટ થતી નથી;[7] અને તેનો વંશ દૂર્વાની પેઠે વધે છે તથા આનંદ પામે છે. એવી રીતે દૂર્વાષ્ટમી વ્રત કહેલું છે.[8]

## ૭ મહાલક્ષ્મીવ્રત

अथ भाद्रशुक्लाष्टमीमारभ्य षोडशदिनपर्यंतं महालक्ष्मी-व्रतम् । तच्चार्द्धरात्रमतिक्रम्य वर्तिन्यामष्टम्यां कार्यम् ॥१॥ तदुक्तं चंद्रप्रकाशे स्मृत्यंतरे—अर्धरात्रमतिक्रम्य वर्तते यो-त्तरा तिथिः । तदा तस्यां नरैः कार्यं महालक्ष्मीव्रतं सदा । अस्यां ज्येष्ठायुतायां प्रारंभः कार्यः ॥२॥ तथा च स्कांदे—मासि भाद्रपदे शुक्ले पक्षे ज्येष्ठायुताष्टमी । प्रारब्धव्यं व्रतं तत्र महालक्ष्म्या यतात्मभिः ॥ ३ ॥ तदभावे केवला-यामपि कार्यम् । समापनं तु कृष्णाष्टम्यां चंद्रोदयव्यापिन्यां कार्यम् । चंद्रोदयव्रते चैव तिथिस्तात्कालिकी भवेदित्युक्तेः ॥ ४ ॥ दिनद्वये चंद्रोदये सत्त्वेऽसत्त्वे च कृष्णपक्षेऽष्टमी चै-वेत्यादिवाक्यात्पूर्वैव । अपरदिने चंद्रोदयोत्तरं त्रिमुहूर्ता चेत्परैव ॥ ५ ॥ तदुक्तं मदनरत्ने पुराणसमुच्चये—पूर्वा वा परविद्धा वा ग्राह्या चंद्रोदये सदा । त्रिमुहूर्तापि सा पूज्या परतश्चोर्ध्वगामिनी ॥ ६ ॥

ભાદરવા શુદિ અષ્ટમીના દિવસથી આરંભી સોળ દિવસ પર્યંત મહાલક્ષ્મીવ્રત કહેલું છે. એ વ્રત જે દિવસે

મધ્યરાત પછી અષ્ટમી હોય તે દિવસે આરંભવું,[5] એમ **ચંદ્રપ્રકાશમાં** સ્મૃત્યંતરમાં કહેલું છે. 'મધરાત પછી જે અષ્ટમી હોય તેમાં મહાલક્ષ્મીનું વ્રત કરવું.' જ્યેષ્ઠા નક્ષત્રના યોગવાળી અષ્ટમીને દિવસે એ વ્રતનો પ્રારંભ કરવો, એમ સ્કંદપુરાણમાં કહેલું છે.[2] 'ભાદરવા માસના શુક્લ પક્ષમાં જ્યારે જ્યેષ્ઠા નક્ષત્રના યોગવાળી અષ્ટમી હોય ત્યારે મહાલક્ષ્મીનાં વ્રતનો પ્રારંભ કરવો.'[3] જો જ્યેષ્ઠાનો યોગ ન હોય તો કેવળ અષ્ટમીમાં પણ આરંભ કરવો. જે દિવસે ચંદ્રના ઉદય વખતે અષ્ટમી હોય, તે દિવસે વ્રતની સમાપ્તિ કરવી; કારણ કે 'ચંદ્રોદયવ્રતમાં ચંદ્રોદય વખતની તિથિ લેવી,' એમ કહેલું છે.[4] જો પહેલે અને બીજે બે દિવસે ચંદ્રોદય વખતે અષ્ટમી હોય તો 'कृष्णपक्षेऽष्टमी चैव०' એ વચનના પ્રમાણથી પહેલે દિવસે સમાપ્તિ કરવી.[5] જો બીજે દિવસે ચંદ્રોદય પછી છ ઘડી અષ્ટમી હોય તો સમાપ્તિમાં બીજા દિવસની અષ્ટમી લેવી, એમ મદનરત્નમાં તથા પુરાણસમુચ્ચયમાં કહેલું છે. ચંદ્રોદયમાં પૂર્વતિથિ અથવા પરવિદ્ધા તિથિ લેવી, પણ જો તે તિથિ ચંદ્રોદય પછી છ ઘડી અથવા અધિક હોય તો જ લેવી.[6]

## મહાલક્ષ્મી–પૂજન–વિધિ

अथ पूजनम् ॥ महालक्ष्मि समागच्छ पद्मनाभपदादिह । पंचोपचारपूजेयं त्वदर्थं देवि संभृता । आवाहनम् ॥ १ ॥ आलयस्ते हि कथितः कमलं कमलालये । कमले कमले ह्यस्मिन् स्थितिं त्वं कृपया कुरु । स्थापनम् ॥२॥ कमले पाहि मे देवि स्वर्णसिंहासनं शुभम् । गृहाणेदं मया दत्तं भक्तियुक्तेन चेतसा । आसनम् ॥ ३ ॥ गंगादिसलिलाधारं तीर्थमंत्राभिमंत्रितम् । दूरयात्राश्रमहरं पाद्यं मे प्रतिगृह्यताम् । पाद्यम् ॥ ४ ॥ तीर्थोदकैर्महादिव्यैः पापसंहारकारकैः । अर्घ्यं गृहाण देवेशि देवानामुपकारिणि । अर्घ्यम् ॥ ५॥ आचम्यं जगदाधारे सिद्धिलक्ष्मीजगत्प्रिये। चपले देवि ते दत्तं तोयं गृह्ण नमोऽस्तु ते । आचमनम् ॥ ६ ॥ पयो दधि घृतं क्षौद्रं सितया च समर्पितम् । पंचामृतमनेनाद्य कुरु स्नानं दयानिधे । पंचामृतम् ॥ ७॥ तोयं तव महालक्ष्म्याः कर्पूरागुरुवासितम् । तीर्थेभ्यः सुसमानीतं स्नानार्थं प्रतिगृह्यताम् । स्नानम् ॥ ८ ॥ सूक्ष्मतंतुभवं वस्त्रं निर्मितं विश्वकर्मणा । लोकलज्जाहरं देवि गृहाण सुरसत्तमे । वस्त्रम् ॥ ९ ॥ कंचुकीम् ॥ १० ॥ नानासौभाग्यद्रव्यम् ॥ ११ ॥ मलयाचलसंभूतं नानापन्नगरक्षितम् । शीतलं बहुलामोदं चंदनं प्रतिगृह्यताम् । चंदनम् ॥ १२ ॥ मिलत्परिमलामोदं मत्तालिकुलसंकुलम् । आनंदिनंदनोत्पन्नं पद्मायै कुसुमं नमः । पुष्पाणि ॥ १३ ॥

નીચેના મંત્રો ભણી મહાલક્ષ્મીની પૂજા કરવી. 'હે મહાલક્ષ્મી ! હે દેવિ ! નારાયણનાં ચરણ આગળથી અહીં પધારો; કારણ કે આપની પૂજા માટે પંચોપચાર તૈયાર કરેલો છે.' એ મંત્ર ભણી આવાહન કરવું.[1] 'હે કમલે ! હે કમલાલયે ! (કમલરૂપી ઘરવાળી) ! આપનું ઘર કમલ છે, માટે કૃપા કરી આ કમલમાં સ્થિતિ કરો.' એ મંત્ર ભણી સ્થાપના કરવી.[2] 'હે કમલે ! હે દેવિ ! હું ભક્તિથી આપને સોનાનું સિંહાસન આપું છું તે ગ્રહણ કરો, અને મારૂં રક્ષણ કરો.' એમ ભણી આસન આપવું.[3] 'હે દેવિ ! ગંગા વગેરે તીર્થોનું જળ કે જે મંત્રોવડે મંત્રેલું છે અને થાકને દૂર કરનાર છે તે પાદ્ય માટે ગ્રહણ કરો.'[4] 'હે દેવેશિ ! હે દેવોપર ઉપકાર કરનારી ! તીર્થોદક કે જે દિવ્ય છે અને પાપનો નાશ કરનાર છે તે અર્ઘ્ય માટે ગ્રહણ કરો.'[5] 'હે જગતના આધારરૂપ લક્ષ્મી ! હે જગતને પ્રિય ! હે ચપલે ! હે દેવિ ! આચમન માટે જળનું ગ્રહણ કરો.'[6] 'હે દયાનિધે ! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃતથી આજ સ્નાન કરો.'[7] હે દેવિ ! હે મહાલક્ષ્મિ ! આપના સ્નાન માટે કપૂર અને અગુરુની સુગંધીવાળું જળ લાવ્યો છું તે ગ્રહણ કરો.[8] દેવતાઓમાં ઉત્તમ એવાં હે દેવિ ! સૂક્ષ્મ વસ્ત્ર કે જે વિશ્વકર્માએ બનાવેલું છે અને લોકલજ્જાને દૂર કરનારૂં છે તેનું ગ્રહણ કરો.[9] કંચુકી[10] અને વિવિધ સૌભાગ્યદ્રવ્ય અર્પણ કરવું.[11] હે દેવિ ! ચંદન કે જે મલયપર્વતમાં ઉત્પન્ન થયેલું છે, શીતલ છે, ઘણી સુગંધીવાળું છે અને પૂર્વે સર્પો જેની રક્ષા કરતા હતા, તેનું ગ્રહણ કરો.[12] પુષ્પો, કે જેની સુગંધી ઘણી સુંદર છે, જેમાં મદોન્મત્ત ભ્રમરાઓ શબ્દ કરે છે, અને નંદન (ઈંદ્રનું વન) વનમાં ઉત્પન્ન થયેલાં છે, તે પુષ્પો લક્ષ્મીને ચડાવું છું અને નમસ્કાર કરૂં છું.' એમ બોલી પુષ્પો ચડાવવાં.[13]

अथ नामपूजा ॥ श्रियै० लक्ष्म्यै० वरदायै० विष्णुपत्न्यै० क्षीरसागरवासिन्यै० हिरण्यरूपायै० सुवर्णमालिन्यै० पद्मवासिन्यै० पद्मप्रियायै० मुक्तालंकारिण्यै० सूर्यायै० चंद्राननायै० विश्वमूर्त्यै० मुक्त्यै० मुक्तिदात्र्यै० ऋद्ध्यै० समृद्ध्यै० तुष्ट्यै० पुष्ट्यै० धनेश्वर्यै० श्रद्धायै० भोगिन्यै० भोगदायै० धात्र्यै० ॥ १४ ॥ गंधसंभारसन्नद्धकस्तूरीमोदसंभवम् । सुरासुरनरानंदं धूपं देवि गृहाण मे । धूपम् ॥ १५ ॥ मार्तंडमंडलाखंडचंद्रबिंबाग्नितेजसाम् । निधानं देवि दीपोऽयं निर्मितस्तव भक्तितः । दीपम् ॥ १६ ॥ देवतालयपातालभूतलाधारधान्यजम् ॥ षोडशाकारसंभारं नैवेद्यं ते नमः सदा । नैवेद्यम् ॥ १७ ॥ स्नानादिकं विधायापि यतः शुद्धिः प्रजायते । पुनराचमनीयं च महालक्ष्मि विधीयताम् ॥ आचमनम् । करोद्वर्तनम् ॥ १८ ॥ पातालतलसंभूतं वदनांभोजभूषणम् ।नानागुणसमाकीर्णं तांबूलं प्रतिगृह्यताम् ॥ १९ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ २० ॥ नीराजनं सुमंगल्यं कर्पूरेण समन्वितम् । चन्द्रार्कवह्निसदृशं महालक्ष्मि नमोऽस्तुते । नीराजनम् ॥ २१ ॥ शारदेंदुकलाकांतिः

**त्रिनेत्रा चतुर्भुजा । पद्मयुग्मा भ्भयदा वरव्यग्रकरांबुजा । पुष्पांजलिम् ॥ २२ ॥ विष्णोर्वक्षसि पद्मे च शंखे चक्रे तथांबरे । लक्ष्मि देवि यथासि त्वं मयि नित्यं तथा भव । प्रार्थना ॥ २३ ॥ उत्तार्य दोरकं बाह्वोर्लक्ष्मीपार्श्वे निवेदयेत् । लक्ष्मि देवि गृहाण त्वं दोरकं यन्मया धृतम् ॥ २४ ॥ व्रतं संपूर्णतां यातु कृपा कार्या मयि त्वया। कथां श्रुत्वा सुवर्णं च दद्यादाचार्यदक्षिणाम् ॥२५॥ एवं निर्वर्त्य विधिवत्पूजनं बटुकश्रियः । चातुर्वर्ण्यं च संभोज्य यथाशक्त्या च दक्षिणाम् ॥ २६ ॥ दीपांश्च षोडशापूपान् गोधूमानां द्विजातये । दत्त्वा तत्संख्यया भुक्त्वा रात्रौ जागरणं चरेत् ॥२७॥ चंद्रोदये च संजाते दद्यादर्घ्यं ततो व्रती । मन्त्रेणानेन विप्रेंद्र शंखेनांबुफलान्वितम् ॥ २८ ॥**

હવે નામપૂજા—'श्रियै नमः०' ત્યાંથી લઈ 'धात्र्यै०' ત્યાં સુધી અંતમાં નમઃપદ લગાડી નામપૂજા કરવી.[૧૪] પછી 'હે દેવિ ! ધૂપ કે જે કસ્તૂરી વગેરે સુગંધી પદાર્થોથી બનાવેલો છે, અને દેવ તથા દૈત્યોને આનંદ આપનાર છે તેનું ગ્રહણ કરો.[૧૫] હે દેવિ ! દીપ, જે સૂર્ય, ચંદ્ર અને અગ્નિના તેજનો ભંડાર છે તે આપ માટે ભક્તિથી કરેલો છે.[૧૬] હે દેવિ ! સ્વર્ગ, પાતાલ અને પૃથ્વીમાં થયેલાં સોળ પ્રકારનાં ધાન્યોનું નૈવેદ્ય આપને આપું છું અને નમસ્કાર કરૂં છું.[૧૭] હે મહાલક્ષ્મિ ! સ્નાન કરીને પણ જેનાથી શુદ્ધિ થાય છે તે આચમનનું જળ તૈયાર છે તેનું આચમન કરો.[૧૮] પાતાલતલમાં ઉત્પન્ન થયેલું, મુખનું ભૂષણ અને નાના પ્રકારના ગુણવાળું તાંબૂલ ગ્રહણ કરો.'[૧૯] પછી 'हिरण्यगर्भ०' એ મંત્ર ભણી દક્ષિણા મુકવી.[૨૦] પછી 'હે મહાલક્ષ્મિ ! આરતી કે જે કપૂર સહિત છે ને ચંદ્ર, સૂર્ય તથા અગ્નિસમાન છે તે આપની કરૂં છું અને નમસ્કાર કરૂં છું.' એમ કહી આરતી કરવી.[૨૧] 'હે લક્ષ્મિ ! તમે શરદ્ ઋતુના ચંદ્રના જેવી કાંતિવાળાં છો, સ્નેહયુક્ત નેત્રવાળાં છો, ચાર હાથવાળાં છો, બે કમળવાળાં છો, અભય આપનાર છો અને સુંદર તથા વ્યગ્ર હાથવાળાં છો.' એમ કહી પુષ્પાંજલિ આપવી.[૨૨] 'હે દેવિ ! હે લક્ષ્મિ ! વિષ્ણુના વક્ષઃસ્થળમાં, કમળમાં, શંખમાં, ચક્રમાં અને વસ્ત્રમાં જેમ નિરંતર રહો છો તેમ મારામાં પણ રહો.' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી.[૨૩] પછી હાથમાંથી દોરો છોડી લક્ષ્મીના પડખામાં રાખવો અને કહેવું કે, 'હે દેવિ ! આપની પાસે દોરો રાખું છું તે ગ્રહણ કરો અને મારૂં વ્રત પૂર્ણ થાય તેવી કૃપા કરો.'[૨૪] પછી કથા સાંભળી આચાર્યને સોનું અને દક્ષિણા આપવી.[૨૫] એવી રીતે બટુકશ્રીનું પૂજન કરી, બ્રાહ્મણ વગેરે ચારે વર્ણોને ભોજન કરાવી, યથાશક્તિ દક્ષિણા આપી,[૨૬] સોળ દીવા અને ઘઉંના પુડલા બ્રાહ્મણને આપી તેટલા જ પુડલા પોતે ખાવા. રાત્રિમાં જાગરણ કરવું,[૨૭] અને ચંદ્રોદય થાય ત્યારે ફળસહિત શંખમાં પૂરેલાં જળનો અર્ઘ્ય, નીચેનો મંત્ર ભણી આપવો.[૨૮]

**नमोऽस्तु ते निशानाथ लक्ष्मीभ्रातर्नमोऽस्तु ते । व्रतं संपूर्णतां यातु गृहाणार्घ्यं नमोऽस्तु ते । चंद्रायार्घ्यम् ॥ २९ ॥ प्रातर्विसर्जयेद्देवीं मंत्रेणानेन सुव्रत । पंकजं देवि संत्यज्य मम वेश्मनि संविश । यथा सपुत्रभृत्योऽहं सुखी स्यां त्वत्प्रसादतः ॥ ३० ॥ विसर्जनम् । इति पूजनम् ॥**

'હે રાત્રિના નાથ ! હે લક્ષ્મીના ભાઈ ! આપને વારંવાર નમસ્કાર કરૂં છું, માટે અર્ઘ્યનું ગ્રહણ કરો, અને મારૂં વ્રત પૂર્ણ કરો.' એ મંત્ર ભણી ચંદ્રને અર્ઘ્ય આપવો.[૨૯] પછી, 'હે દેવિ ! કમળને છોડી, મારા ઘરમાં રહો, જેથી આપની કૃપાથી હું, મારા પુત્રો તથા સઘળાં સુખી થઈએ.' એ મંત્રથી પ્રાતઃકાળમાં વિસર્જન કરવું.[૩૦] આ રીતે પૂજન કરવું.

## મહાલક્ષ્મીવ્રતની કથા

**अथ कथा ॥ स्कंद उवाच–सौभाग्यजननं स्त्रीणां दौर्भाग्यपरिछिंतनम् । परमैश्वर्यजनकं तद्व्रतं ब्रूहि शंकर ॥ १ ॥ ईश्वर उवाच–साधु साधु महाबाहो यत्पृष्टोऽहं त्वयानघ । तत्तेहं संप्रवक्ष्यामि व्रतानामुत्तमं व्रतम् ॥ २ ॥ येन चीर्णेन न नरो दुर्गतिं याति कर्हिचित् । सुभगा दुर्भगा वापि स्त्रियो न विधवा गुह ॥३॥ अस्ति देव्या व्रतं पुण्यं महालक्ष्म्याः षडानन । नारीणां च नराणां च सर्वदुःखापहं तथा ॥ ४ ॥**

કાર્તિકસ્વામી બોલ્યા—હે શંકર ! સ્ત્રીઓનાં દુર્ભાગ્યનો નાશ કરનાર અને સૌભાગ્યને તથા પરમ ઐશ્વર્યને આપનાર વ્રત કયું છે તે કહો.[૧] શંકર કહે છે–હે મહાબાહો ! હે પાપરહિત ! તેં આ પ્રશ્ન બહુ ઉત્તમ પૂછેલો છે, માટે સર્વ વ્રતોમાં ઉત્તમ વ્રત જે છે તે હું કહું છું.[૨] જે કરવાથી પુરુષ દુર્ગતિને પામતો નથી; અને સ્ત્રી દુર્ભાગિણી કે વિધવા થતી નથી.[૩] હે ષડાનન ! સ્ત્રીઓ અને પુરુષોનાં સઘળાં દુઃખોને હણનાર અને પુણ્યકારક મહાલક્ષ્મીનું વ્રત છે.[૪]

**स्कंद उवाच–देव्याश्चरितमाहात्म्यं मर्त्ये केन प्रकाशितम् । विधानं कीदृशं ब्रूहि व्रतस्यास्य महाविभो ॥ ५ ॥ शंकर उवाच–देवासुरमभूद्युद्धं पूर्णमब्दशतं पुरा । वृत्रे सुराणामधिपे देवानां च पुरंदरे ॥ ६ ॥ तत्र देवैर्महावीर्यैर्नारायणबलाश्रयात् । असुरा निर्जिताः सर्वे पातालतलमाययुः ॥ ७ ॥ केचिल्लंकां गताः केचित्प्रविष्टा वरुणालयम् । गिरिदुर्गं समाश्रित्य केचित्तस्थुर्महाबलाः ॥ ८ ॥ तत्र कोलासुरो नाम महावीर्यो महाबलः । गोमंतं दुर्गमं दुर्गं गिरिमाश्रित्य निर्भयः ॥ ९ ॥ या राजकन्यका लोके रूपवत्यो महागुणाः । आनीय गिरिदुर्गस्थो रमयामास सर्वशः ॥ १० ॥ रमयित्वाऽक्षिपत्तत्र कामरूपी विहंगमः । एतस्मिन्नेव काले तु आगतौ मुनिसत्तमौ ॥ ११ ॥ श्रुतप्रभावसंपन्नौ पुलस्त्यो गौतमस्तथा । तीर्थयात्राप्रसंगेन श्रुत्वा वाक्यं**

जनास्यतः ॥ १२ ॥ कोलासुरोत्पातजन्यं कन्याहेतोः शिखिध्वज ॥ तान्नूचतुर्जनं सर्वमगस्त्योऽस्ति महामुनिः ॥ १३ ॥ येन तोयनिधिः पीतो विंध्याद्रिश्च निपातितः। वातापील्वलनामानौ दैत्यौ येन विनाशितौ ॥ १४ ॥ तं गच्छामो वयं सर्वे कोलासुरवधाय च। इत्यामंत्र्य जनाः सर्वे गत्वा तमभिवाद्य च ॥ १५ ॥ ऊचुः सर्वे यथावृत्तं कोलासुरविचेष्टितम्। तच्छ्रुत्वा भगवानाह मैत्रावरुणिरग्रधीः ॥ १६ ॥ सृष्टिस्थितिविनाशानां कारणं भक्तवत्सलाः। रामस्याद्रौ तपस्यंति ब्रह्मविष्णुमहेश्वराः॥ १७ ॥ तिस्रः संध्या मूर्तिमत्यस्तेषां शुश्रूषणे रताः। प्रविश्य ता महालक्ष्मीः शक्तिरूपेण संस्थिता ॥ १८ ॥ सर्वशक्तियुता देवी लोकानां हितकाम्यया। इत्युक्तास्त्वरितं गत्वा कोलासुरवधाप्तये ॥ १९ ॥ निवेद्य निखिलं तेभ्यस्तस्थुः प्रांजलयो जनाः। तच्छ्रुत्वा निखिलं तेभ्यो ब्रह्मविष्णुमहेश्वराः ॥ २० ॥ संध्यात्रयं समाहूय वाचं प्रोचुर्जनेश्वराः। वंदारुसुरवृंदेंद्रमौलिमाणिक्यमंडना ॥ २१ ॥ हनिष्यति महालक्ष्मीर्युद्धे कोलासुरं रिपुम् । भगवत्यो मूर्तिमत्यो दंडशूलादिभिर्वरैः ॥ २२ ॥ आयुधैर्विविधैः कृत्वा जयमाप्स्यथ संयुगे। युष्माकं तु सहायोऽसौ युष्मत्क्रोधसमुद्भवः ॥ २३ ॥ भूतनाथो भूतपूर्वो वः सहायो भविष्यति। इत्युक्तास्त्वरितं गत्वा रुरुधुः कोकराक्षसम् ॥ २४ ॥

કાર્તિકસ્વામી બોલ્યા—હે મહાપ્રભુ ! તે મહાલક્ષ્મીનું વ્રત મર્ત્યલોકમાં કોણે પ્રકટ કર્યું અને તેનો પ્રકાર કેવો છે તે કહો.[૫] શંકર કહે છે—પૂર્વે જ્યારે દેવોનો રાજા ઇંદ્ર હતો, અને દૈત્યોનો રાજા વૃત્રાસુર હતો, ત્યારે સો વર્ષો સુધી દેવ અને દૈત્યોનું મોટું યુદ્ધ થયું હતું.[૬] તેમાં નારાયણના આશ્રયથી મહાબળવાળા દેવતાઓએ દૈત્યોને જિતી લીધા. તેથી કેટલાક દૈત્યો પાતાલમાં ગયા.[૭] કેટલાક લંકામાં ગયા, કેટલાક સમુદ્રમાં જઈ રહ્યા, ને કેટલાક મહાબળવાન્ દૈત્યો, પર્વતના કિલ્લાના આશ્રયમાં જઈ રહ્યા.[૮] તેમાં જે મહાવીર અને બળવાન્ કોલ નામનો અસુર હતો, તે અતિ દુર્ગમ એવા ગોમન્ત પર્વતમાં નિર્ભય થઇ રહ્યો.[૯] યથેચ્છ રૂપ ધારણ કરનાર અને આકાશમાર્ગે ફરનાર, તે અસુર, લોકમાં જે ખૂબસૂરત અને સારા ગુણવાળી રાજકન્યાઓ હોય તેમને પર્વત ઉપર લાવી ક્રીડા કરતો હતો, ને પછી તે કન્યાઓને તે જ પર્વતમાં રાખતો હતો. એવા સમયમાં પુલસ્ત્ય અને ગૌતમ ઋષિ, કે જે મોટા પ્રભાવવાળા છે, તે તીર્થયાત્રાના પ્રસંગથી (ત્યાં ફરતા ફરતા) આવી ચઢ્યા. ત્યાં કન્યાઓ ઉપર ગુજરતો કોલાસુરનો જુલમ, મનુષ્યોના મુખથી સાંભળી ઋષિઓએ મનુષ્યોને કહ્યું કે, અગસ્ત્ય ઋષિ, કે જે સમુદ્રને પી ગયા હતા, જેણે વિંધ્ય પર્વતને પાડ્યો, અને વાતાપિ તથા ઇલ્વલ નામના દૈત્યોને માર્યા છે તે મહા સમર્થ છે, માટે આપણે સર્વ લોકના સુખ સારુ તેની પાસે જઇએ. એમ કહી સઘળા અગસ્ત્ય ઋષિ પાસે ગયા.[૧૦–૧૫] અને પ્રણામ કરી કોલાસુરનો જે ઉપદ્રવ હતો તે સઘળો કહી સંભળાવ્યો. તે સાંભળી ઉગ્ર બુદ્ધિવાળા અગસ્ત્ય મુનિએ કહ્યું કે,[૧૬] જે જગતની ઉત્પત્તિ, રક્ષણ અને સંહારના કારણભૂત છે અને ભક્તો ઉપર પ્રીતિ રાખનારા છે તે બ્રહ્મા, વિષ્ણુ ને શંકર ત્રણે રામપર્વત ઉપર તપશ્ચર્યા કરે છે.[૧૭] ત્યાં તેઓની સેવા માટે દેહધારી ત્રણ સંધ્યાઓ રહે છે.[૧૮] તેઓમાં શક્તિરૂપે પ્રવેશ કરી મહાલક્ષ્મી રહે છે. મહાલક્ષ્મી પૂર્ણ શક્તિવાળી છે. અને લોકનું હિત કરવા માટે ત્યાં રહે છે. એવી રીતનાં અગસ્ત્ય ઋષિનાં વચન સાંભળી દેવતાઓ કોલાસુરના વધ માટે જલદીથી બ્રહ્માદિકની પાસે ગયા.[૧૯] અને તેઓને સઘળી હકીકત કહી હાથ જોડી ઉભા રહ્યા. ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર ત્રણે દેવોએ ત્રણ સંધ્યાઓને બોલાવીને કહ્યું કે, જે મોટા દેવતાના મુકુટના મણિની શોભારૂપ છે—એટલે જેને દેવતાઓ નમસ્કાર કરે છે, તે મહાલક્ષ્મી, કોલાસુરને મારશે તેથી તમારો યુદ્ધમાં જય થશે. માટે તમે દેહ ધારણ કરી, દંડ, શૂલ અને બીજાં પણ નાના પ્રકારનાં હથીઆરો લઇ ત્યાં રહો. તમોને મદદ આપવા માટે આ ભૈરવ આવશે, જે તમારા ક્રોધથી ઉત્પન્ન થએલો છે અને ભૂતનો અધિપતિ છે. એવી રીતે બ્રહ્માદિકની આજ્ઞાથી તે દેવીઓએ જલદીથી કોલાસુરના શહેરનો ઘેરો ઘાલ્યો.[૨૦–૨૪]

निरुध्य च पुरीं देव्यो जगर्जुर्जलदस्वनाः। भिंदंत्यश्च दिशावृंदं वर्धयंत्यश्च तत्क्रुधम् ॥२५॥ कोलासुरोऽपि तच्छ्रुत्वा प्रोत्पपात महासनात्। रोषणः क्रोधताम्राक्षो मेरोरिव मृगांतकः ॥ २६ ॥ हस्त्यश्वरथपादातचतुरंगबलान्वितः। निर्ययौ पत्तनाद्योद्धुं कालिकाया इवाशनिः ॥ २७ ॥ सकुंडलशिरस्त्राणः कवची धृतबाणधिः। बद्धगोधांगुलित्राणः क्रुद्धो वृत्र इवापरः ॥ २८ ॥ ततो राक्षससैन्यं तद्भूतनाथेन संगतम् । देवतारिर्महोल्काभिर्युद्धं चक्रेऽतिभीषणम् ॥ २९ ॥ महारावैर्भीमघोषैर्बाणैः क्रेंकारनिःस्वनैः। गोक्षुराणां निनादैश्च लोकः शब्दमयोऽभवत् ॥ ३० ॥ जहि भिंधीति वदतां धावतामितरेतरम् । ववृधे समरं घोरं मुष्टामुष्टि कचाकचि ॥ ३१ ॥ उद्धते राक्षसबले भूतनाथो महाबलः। ममर्द राक्षसानीकं शरवर्षैश्च दारुणैः ॥ ३२ ॥ हतं दृष्ट्वाऽसुरबलं क्रुद्धः कोलासुरो रणे। अभिद्रुत्य गदापाणिस्ताडयामास भैरवम् ॥ ३३ ॥ ययौ मूर्च्छां महावीर्यस्तेनाभिहतमस्तकः। ततो देव्योऽतिवेगेन ह्यभिद्रुद्रुवुरुद्धतम् ॥ ३४ ॥ त्रिशूलैरभिजघ्नुस्तं पट्टिशैश्च व्यघातयन्। मुष्टिभिस्ताडयामासुर्नखरैश्च व्यदारयन् ॥३५॥ पादघातैः समाजघ्नुः सिंहः करिवरं यथा॥ सकुंडलशिरस्त्राणो दष्टोष्ठो रक्तलोचनः ॥ ३६ ॥ कृतभ्रूकुटिवक्त्रोऽसौ राक्षसस्ता ह्रुडुहुंडुः। गदया ताडयामास शिरःकंठांसकुक्षिषु ॥ ३७ ॥

बभंजुस्तां गदां तास्तु हसंत्यः संमदाकुलाः । ततो धनुर्धरो भूत्वा बाणजालमवाकिरत् ॥ ३८ ॥ तासां शरीरमर्माणि भिंदन् शरपुरोगमैः । ननाद बद्धवैरोऽसौ हृदयं चाभिनच्छरैः ॥३९॥ ततः क्रुद्धतरास्तास्तु तं पादे जगृहुर्भृशम् । आकाशे भ्रामयित्वा तु चिक्षिपुर्गगने क्रुधा ॥ ४० ॥ कोलासुरोऽपि पतितो यावदुत्थातुमिच्छति । तावन्निर्मथ्य लक्ष्मीस्तं पादाभ्यां प्रत्यपीडयत् ॥ ४१ ॥ तत्पादपीडितो दैत्यो विवृत्य नयने भृशम् । मुक्तकंठस्वनं कृत्वा ततो मोहमुपेयिवान् ॥ ४२ ॥ ततो देवाः सगंधर्वा मनुष्या ऋषयोऽस्तुवन् । देवनाथाश्च देव्यश्च ननृतुः संमदाकुलाः ॥४३॥ देवदुंदुभयो नेदुः पुष्पवृष्टिः पपात ह । दिशः प्रसेदुर्मरुतो ववुर्मंदं स्थिरं जगत् ॥ ४४ ॥ सुरासुरशिरोरत्नापीडितांघ्रिसरोरुहाः । देव्यो दिव्येन यानेन यांति कोलापुरं प्रति ॥ ४५ ॥ आयांतीं पद्मजां वीक्ष्य मुक्तपादाब्जशृंखलः । तुष्टाव परया भक्त्या राजकन्यागणो मुदा ॥ ४६ ॥

અને દિશાઓને ફોડી નાખે તથા તે અસુરના ક્રોધને વધારે તેવા મેઘના સરખા શબ્દો તેઓએ કરવા માંડ્યા. તે સાંભળીને કોલાસુરને ઘણો ક્રોધ ચડ્યો; તેની આંખો લાલ થઇ ગઇ, અને જેમ મેરુ પર્વત ઉપરથી સિંહ કૂદી પડે તેમ તે મોટા આકાશ ઉપરથી કૂદી પડ્યો.[૨૫–૨૬] અને હાથી, ઘોડા, રથ તથા પ્યાદાનું મોટું સૈન્ય લઇ દેવીઓ સામે યુદ્ધ કરવા શહેરમાંથી બહાર નીકળ્યો.[૨૭] એ અસુરે કુંડળ તથા માથાના રક્ષણ માટે લોઢાનો ટોપ પહેર્યો હતો; બકતર પહેર્યું હતું, આંગળીઓની રક્ષા માટે ગોધાના ચામડાનાં મોજાં પહેરેલાં હતાં અને ઘણો ક્રોપાયમાન હતો તેથી જાણે બીજો વૃત્રાસુર હોયની તેમ (સર્વના) જોવામાં આવતો હતો.[૨૮] હવે તે કોલાસુર દેવીઓ સાથે ભયંકર યુદ્ધ કરવા લાગ્યો અને તેનું સૈન્ય મોટી ઉલ્કાઓવડે ભૈરવની સામે યુદ્ધ કરવા લાગ્યું.[૨૯] યોધાઓના મોટા મોટા શબ્દો, બાણોના શબ્દો, અને વાહનોના શબ્દોથી લોકમાં મોટો કોલાહલ થઇ પડ્યો.[૩૦] મારો, કાપો, એવી રીતે પરસ્પર કહેતા યોધાઓનું યુદ્ધ વધવા લાગ્યું. કેટલાક પરસ્પર મુક્કીથી અને કેટલાક એક બીજાના કેશ પકડી લડવા લાગ્યા.[૩૧] રાક્ષસોનાં સૈન્યને ઘણું વધી ગયેલું જોઇને મહાબળવાન્ ભૈરવનાથે ભયંકર બાણોવડે તેનો નાશ કર્યો.[૩૨] યુદ્ધમાં એવી રીતે દૈત્યોના સૈન્યનો નાશ થયો જોઇ, ક્રોપાયમાન થયેલા કોલાસુરે સામે દોડી ભૈરવને ગદા મારી.[૩૩] માથામાં ગદા લાગવાથી ભૈરવને મૂર્છા આવી. તે જોઇ સઘળી દેવીઓ કોલાસુર સામે દોડી આવી અને ત્રિશુલ તથા પટ્ટિશોવડે તેને મારવા લાગી, મુઠ્ઠીથી પણ મારવા લાગી, અને નખોથી ફાડવા લાગી.[૩૪–૩૫] અને સિંહ જેમ હાથીને મારે તેમ લાતોથી પણ મારવા લાગી. પછી જેણે કુંડલ અને શિરસ્ત્રાણ (ટોપ) પહેરેલું છે, હોઠ દબાવેલા છે, જેનાં નેત્ર લાલ થઈ ગયાં છે, જેણે ક્રોધથી ભ્રુકુટી ચડાવી છે એવો તે કોલ દૈત્ય દેવીઓના માથામાં, કંઠમાં, અને પેટમાં ગદા મારવા લાગ્યો.[૩૬–૩૭] ત્યારે દેવીઓએ હર્ષથી હસતાં હસતાં તેની ગદા ભાંગી નાખી. ત્યારે એ દૈત્ય ધનુષ લઈ બાણની વૃષ્ટિ કરી દેવીઓના મર્મસ્થલમાં મારવા લાગ્યો. તેમજ તેણે મોટો શબ્દ કરી, દેવીઓની છાતીમાં બાણ માર્યાં.[૩૮–૩૯] તેથી અત્યંત ક્રોપાયમાન થયેલી દેવીઓએ તેને પગમાંથી પકડી, ઘણો વખત ફેરવી, આકાશમાં ફેંકી દીધો.[૪૦] પૃથ્વી ઉપર પડ્યા પછી એ દૈત્ય ઉઠવા ગયો ત્યારે મહાલક્ષ્મીએ પોતાના પગવડે ઘણા જોરથી તેને મસળી નાંખ્યો.[૪૧] તેથી તેની આંખો બહાર નીકળી પડી; અને તે મોટો શબ્દ કરીને મરણ પામ્યો.[૪૨] ત્યારે દેવ, ગંધર્વ, મનુષ્ય અને ઋષિઓ તે દેવીઓની સ્તુતિ કરવા લાગ્યા, અપ્સરાઓ હર્ષથી નાચવા લાગી, આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ, સ્વર્ગમાં દુંદુભિ વાગ્યાં, દિશાઓ પ્રસન્ન થઇ, વાયુ ધીમે ધીમે વાવા લાગ્યો, જગત્ સ્થિર થયું.[૪૩–૪૪] અને સુર તથા અસુર મસ્તક નમાવી જેને નમસ્કાર કરે છે એવી દેવીઓ વિમાનમાં બેસી કોલ દૈત્યના શહેર ભણી જવા લાગી.[૪૫] પોતાની તરફ આવતાં મહાલક્ષ્મીને જોઇ, બંધનમાંથી મુક્ત થયેલી રાજકન્યાઓ, પરમ ભક્તિથી હર્ષસહિત તેની સ્તુતિ કરવા લાગી.[૪૬]

राजकन्या ऊचुः—वंदारुवीरसुरवृंदकिरीटरत्नरोचिश्छटानिकरकल्पितरत्नदीपम् । देवि त्वदीयचरणं शरणं जनानां सेवामहे सकलमंगलवर्धनाय ॥ ४७ ॥ उत्फुल्लकैरवदलायतलोचनायै गंडोल्लसद्बहुलकुंडलमंडितायै । राकाशशिप्रतिभटाननकोमलायै तस्यै नमः कमललोचनवल्लभायै ॥ ४८ ॥ सद्भक्तकल्पलतिकां हरिकंठभूषां केयूरहेमकटकोज्ज्वलकंकणांकाम् । संसारसागरमुखे पततो ममाद्य देहि त्वदीयकरयष्टिमनंगमातः ॥४९॥ दृष्टा देवि जनास्त्वयापि विविधा ब्रह्माधिपत्यं गता विष्णुर्वक्षसि या चकार तरला लीलाब्दमालाभ्रमम् ॥ क्लेशाग्निप्रहतं त्वदीयचरणद्वंद्वाब्जसेवारतं कारुण्यामृतसारपूरितदृशा मामंब पाहीश्वरि ॥ ५० ॥ मल्लीप्रफुल्लकुसुमोज्ज्वलमध्यभागधम्मिल्लभारजिततारकचित्रिताभ्रा । उत्तप्तहेमनिकषोज्ज्वलकायकांतिर्लक्ष्मीः स्वयं प्रणमतां श्रियमातनोतु ॥ ५१ ॥ इति स्तुता महालक्ष्मीर्भक्तानामिष्टदायिनी । योगिन्योऽद्य भविष्यध्वमिति तासां वरं ददौ ॥ ५२ ॥ दृष्ट्वा तास्तु मुदा देवी सारूप्यं तास्वदापयत् । ताभिर्निषेविता देवी वरं वर्यं ददौ मुदा ॥ ५३ ॥ राजकन्यास्ततः सर्वा मुक्ताः स्वपुरमाययुः । ततःप्रभृति लोकेषु पूज्यास्ताः सर्वकामदाः ॥५४॥ ताश्चतुःषष्टियोगिन्यो महालक्ष्मीपरिग्रहात् । नृत्यंति निवहैस्तत्र गीतवादित्रनिःस्वनैः ॥५५॥ पुरो देव्या महालक्ष्म्याः

करहाटपुरे निशि । एवं प्रभावा सा देवी विष्णुरामा षडा-
नन ॥ ५६ ॥ बभूव सर्वभूतेषु विख्याता कमलासना: ।
प्रभावमस्या देव्याश्च नालं वक्तुं चतुर्मुखः ॥ ५७ ॥

રાજકન્યાઓ કહે છે–હે દેવિ! આપનું ચરણ જે મોટા મોટા વીર પુરુષો તથા દેવતાઓના મુકુટની કાંતિથી, રત્નના દીવા જેવું લાગે છે અને જે મનુષ્યોનું રક્ષણ કરનાર છે, તેની અમે સઘળાં મંગળની વૃદ્ધિ માટે સેવા કરીએ છીએ.[૪૭] જેનાં ખિલેલાં કમલનાં જેવાં નેત્ર છે, જેના ગાલ ચંચળ કુંડળની કાંતિથી શોભે છે, અને જેનું મુખ પૂર્ણિમાના ચંદ્રની સ્પર્ધા કરનાર છે અને જે કોમલ છે, તે નારાયણનાં પત્ની લક્ષ્મીને અમે નમસ્કાર કરીએ છીએ.[૪૮] હે અનંગ ( કામ ) માત ! હે લક્ષ્મિ! આપનો હાથ કે જે ઉત્તમ ભક્તોને કલ્પવૃક્ષ જેવો છે, શ્રીહરિના કંઠને શોભાવનાર છે, અને સોનાના બાજુબંધ, કડાં તથા કંકણવડે શોભે છે, તે હાથ, અમે સંસારસમુદ્રના મોઢામાં પડેલાં છીએ, તેને અવલંબન માટે આપો.[૪૯] હે દેવિ ! આપની દૃષ્ટિથી જ કેટલાક પુરુષો બ્રહ્માની પદવીને પામ્યા છે. આપ વિષ્ણુના વક્ષઃસ્થલમાં કમલ લઇને લીલા કરો છો, માટે હે ઇશ્વરિ ! હે અંબ ! અમે જે દુઃખરૂપી અગ્નિથી હણાયલાં છીએ અને આપનાં ચરણકમલની સેવામાં તત્પર છીએ, તેની તરફ અમૃતથી ભરેલી કૃપાદૃષ્ટિથી જુઓ.[૫૦] જે કેશપાશ ( ચોટલા ) માં ગુંથેલાં ખીલેલાં ધોળાં પુષ્પોવડે નક્ષત્રથી વિચિત્ર આકાશની કાંતિને જિતી લે છે અને જેનાં શરીરની કાંતિ તપાવેલાં સોનાના જેવી ઉજ્વલ છે, એવી લક્ષ્મી, પોતે પ્રણામ કરનારની સમૃદ્ધિ વધારો.[૫૧] એવી રીતે સ્તુતિ કરવાથી ભક્તોના મનોરથોને પૂર્ણ કરનાર મહાલક્ષ્મીએ 'તમો યોગિની (જોગિણી) થશો' એવું તેઓને વરદાન દઇ, પોતાના જેવું રૂપ આપ્યું. એવી રીતે સેવા કરવાથી પ્રસન્ન થઇને દેવીએ તેઓને વરદાન આપ્યું હતું.[૫૨–૫૩] પછી સર્વ કન્યાઓ પોતપોતાને ઘેર ગઇ. દેવીના વરદાનથી જ તે સઘળી, લોકમાં પૂજ્ય થઇ, સર્વ કામના પૂરનાર અને ચોસઠ યોગિણી થઇ છે. તે સર્વ કન્યાઓ મળી કરહાટક શહેરમાં રાત્રિમાં મહાલક્ષ્મીની આગળ નાચે છે, ગાય છે અને વાજાં વગાડે છે. હે કાર્તિકેય ! વિષ્ણુનાં પત્ની મહાલક્ષ્મી કે જે લોકમાં પ્રસિદ્ધ છે તેનો એવો પ્રભાવ છે. બ્રહ્મા પણ એ દેવીનો સંપૂર્ણ પ્રભાવ વર્ણવી શકે તેમ નથી.[૫૪–૫૭]

व्रतस्यास्य विधानं च शृणु मत्तो विधानतः । मासि
भाद्रपदे शुक्ले पक्षे ज्येष्ठायुताष्टमी ॥५८॥ प्रारब्धव्यं व्रतं
तत्र महालक्ष्म्या यतात्मभिः । करिष्यामि व्रतं देवि त्वद्भ-
क्तस्त्वत्परायणः ॥ ५९ ॥ तदविघ्नेन मे यातु समाप्तिं
त्वत्प्रसादतः । इत्युच्चार्य ततो बद्ध्वा दोरकं दक्षिणे करे
॥ ६० ॥ षोडशग्रंथिसहितं गुणैः षोडशभिर्युतम् । ततो-
ऽन्वहं महालक्ष्मीं पूजयेन्नियतात्मवान् ॥ ६१ ॥ गंधपुष्पैः
स नैवेद्यैर्यावत्कृष्णाष्टमीदिनम् । तस्मिन् दिने तु संप्राप्ते
कुर्यादुद्यापनं व्रती ॥ ६२ ॥ वस्त्रमंडपिकां कृत्वा माल्या-
भरणशोभिताम् । त्रिभूमिकां तां सुश्लक्ष्णां नानादीपैश्च
शोभिताम् ॥ ६३ ॥ चतस्रः प्रतिमाः कृत्वा सौवर्णीस्त-
त्स्वरूपिणीः । स्नपनं कारयेत्तासां पंचामृतविधानतः
॥ ६४ ॥ षोडशैरुपचारैश्च धूपदीपादिभिस्तथा । जागरणं
तु कर्तव्यं गीतवादित्रनिःस्वनैः ॥ ६५ ॥ ततो निशीथे
संप्राप्तेऽम्बुधिदिशेऽमृतदीधितौ । कृत्वा तु स्थंडिले पद्मं सच-
र्कंगं प्रपूजयेत् ॥ ६६ ॥ दद्यादर्घ्यं च रागेण व्रती तस्मै
समाहितः । क्षीरोदार्णवसंभूत चंद्र लक्ष्मीसहोदर ॥६७॥
पीयूषधाम रोहिण्या सहितोऽर्घ्यं गृहाण वै । श्रीसूक्तेन
ततो वह्नौ पद्मानि जुहुयात् शुचिः ॥ ६८ ॥ पायसं
चैव बिल्वानि तदलाभे तथा घृतम् । ग्रहेभ्यश्चैव होतव्यं
समिद्धृततिलादिकम् ॥ ६९ ॥ जानुभ्यामवनिं गत्वा मंत्रेण
प्रार्थयेत्ततः । क्षीरोदार्णवसंभूते कमले कमलालये
॥ ७० ॥ प्रयच्छ सर्वकामान्मे विष्णुवक्षःस्थलालये ।
पुत्रान्देहि यशो देहि देहि सौभाग्यमेव च ॥ ७१ ॥ कालि
कालि महाकालि विकरालि नमोऽस्तु ते । त्रैलोक्यजननि
त्राहि वरदे भक्तवत्सले ॥ ७२ ॥ एकनाथे जगन्नाथे जमद-
ग्निप्रियेऽनघे । रेणुके त्राहि मां देवि राममातः शिवं
कुरु ॥७३॥ कुरु श्रियं महालक्ष्मि अश्रियं स्वाशु नाशय ।
मन्त्रैरेतैर्महालक्ष्मीं प्रार्थ्य श्रोत्रिययोषिताम् ॥ ७४ ॥
चंदनं तालपत्रं च पुष्पमालादिकं तथा ॥ नवे शरावे भ-
क्ष्याणि क्षिप्त्वा बहुविधानि च ॥७५॥ प्रत्येकं षोडशैतानि
पूगपूर्णानि चैव हि । तान्यन्येन समाच्छाद्य व्रती दद्यात्समं-
त्रकम् ॥ ७६ ॥ क्षीरोदार्णवसंभूता लक्ष्मीश्चंद्रसहोदरी ।
व्रतेनानेन संतुष्टा प्रीयतां विष्णुवल्लभा ॥ ७७ ॥ इंदिरा
प्रतिगृह्णाति इंदिरा वै ददाति च । इंदिरा तारिकोभाभ्या-
मिंदिरायै नमो नमः ॥७८॥ दत्वा ह्युपायनादीनि श्रोत्रियाणां
च योषिताम् । चतस्रः प्रतिमास्तास्तु ब्राह्मणाय निवेदयेत्
॥ ७९ ॥ एवं कृत्यं तु निर्वर्त्य व्रती भोजनमाचरेत् ।

હવે તેના વ્રતનો પ્રકાર કહું છું તે સાંભળો. ભાદરવા શુદિમાં જ્યેષ્ઠા નક્ષત્રના યોગવાળી અષ્ટમીને દિવસે નિયમિત રહીને વ્રતનો આરંભ કરવો. 'હે દેવિ ! હું આપની ભક્ત છું અને આપમાં પરાયણ છું, તે આપનું વ્રત કરીશ, માટે આપની કૃપાથી એ વ્રત નિર્વિઘ્ને પૂરૂં થાઓ.' એટલું કહી જમણા હાથમાં સોળ સેરોનો સોળ ગાંઠવાળો દોરો બાંધવો. તે પછી જ્યાં સુધી કૃષ્ણપક્ષની અષ્ટમી આવે ત્યાં સુધી, મન વશ રાખી, ચંદન, પુષ્પ અને નૈવેદ્યવડે હમેશાં મહાલક્ષ્મીની પૂજા કરવી. કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે ઉદ્યાપન કરવું.[૫૮–૬૨] તેમાં સુંદર કપડાંનો નાનો મંડપ બાંધવો. તેમાં ત્રણ માળ કરવા. તેની ચારો તરફ દીવા, પુષ્પ અને અલંકારથી શોભા કરવી.[૬૩]

પછી સોનાની ચાર સુંદર મૂર્તિઓ કરાવવી. પંચામૃતવડે તેઓને સ્નાન કરાવવું.[૬૪] ધૂપ, દીપ વગેરે ષોડશોપચારવડે પૂજન કરવું, રાત્રિમાં જાગરણ કરવું, ગીત ગાવાં અને વાજાં વગડાવવાં.[૬૫] પછી મધરાતે ચંદ્રોદય થાય ત્યારે સ્થંડિલમાં ષડંગસહિત પદ્મ કરી પૂજા કરવી.[૬૬] સાવધાન થઇ સ્નેહથી, 'હે ક્ષીરસમુદ્રમાં ઉત્પન્ન થયેલા! હે ચંદ્ર! હે લક્ષ્મીના ભાઈ! હે અમૃતના ભંડાર! રોહિણી સહિત આપ અર્ઘ્યનું ગ્રહણ કરો,' એ મંત્રથી ચન્દ્રને અર્ઘ્ય આપવો. પછી પવિત્રતાથી શ્રીસૂક્ત ભણી, અગ્નિમાં કમલ, દૂધપાક, બીલાં અને તે ન હોય તો ઘીનો હોમ કરવો. સમિધા, ચરુ અને તિલવડે ગ્રહોનો હોમ કરવો.[૬૭–૬૯] ત્યાર પછી પૃથ્વી ઉપર ગોઠણીઆભર થઇ, 'હે ક્ષીરસમુદ્રમાં ઉત્પન્ન થયેલી! હે કમલે! હે કમલના ઘરવાળી! હે વિષ્ણુના વક્ષઃસ્થલમાં રહેનારી!! (મને) પુત્ર આપો, યશ આપો, સુખ અને સૌભાગ્ય આપો, તેમ જ સર્વ મનોરથ પૂર્ણ કરો.[૭૦–૭૧] હે કાલિ! હે કાલિ! હે મહાકાલિ! હે વિકરાલિ! (ભયંકરે,) આપને નમસ્કાર કરું છું. હે ત્રૈલોક્યમાત! હે વરદાન આપનારી! હે ભક્તોમાં પ્રીતિવાળી! મારી રક્ષા કરો.[૭૨] હે એકનાથે! હે જગન્નાથે! હે રેણુકે! હે દેવિ! હે રામમાત! આપ જમદગ્નિ ઋષિનાં પત્ની છો, અને શુદ્ધ છો માટે મારું રક્ષણ કરો અને કલ્યાણ કરો.[૭૩] હે મહાલક્ષ્મિ! (મને) લક્ષ્મી આપો અને દરિદ્રપણાનો જલદી નાશ કરો.' એવી રીતે મહાલક્ષ્મીની પ્રાર્થના કરી, વેદ ભણેલા બ્રાહ્મણોની સ્ત્રીઓને ચંદન, પંખા, પુષ્પ અને માળા વગેરે આપવાં. તેમ જ નવા શરાવ (રામપાત્ર)માં નાના પ્રકારના ખાવાના પદાર્થો તથા સોપારી ભરી તેની ઉપર બીજું રામપાત્ર ઢાંકી, જે 'લક્ષ્મી ક્ષીરસમુદ્રમાંથી નીકળેલાં છે, ચંદ્રનાં બ્હેન છે, અને વિષ્ણુનાં પ્રિયા છે, તે આ વ્રતથી પ્રસન્ન થાઓ. લક્ષ્મી આપે છે, લક્ષ્મી ગ્રહણ કરે છે, અને લક્ષ્મી બન્નેને તારે છે માટે તેને વારંવાર નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણી એક એકને સોળ સોળ આપવાં એવી રીતે બીજું પણ જે કાંઇ આપવું હોય તે આપી દેવું. પછી પેલી ચાર મૂર્તિઓ બ્રાહ્મણને આપવી.[૭૪–૭૯] હમેશાં એવી રીતે કર્યા પછી ભોજન કરવું.

स्कंद उवाच—केनेदं स्वीकृतं पूर्वं कथमस्मिन्प्रकाशितम् ॥ ८० ॥ ब्रूहि मे तत्त्वतो देव यद्यहं तव वल्लभः। शंकर उवाच—आसीद्राजा सार्वभौमो मंगलार्णं इति श्रुतः ॥८१॥ कुंडिने नगरे रम्ये तस्य पद्मावती प्रिया। समागतः कश्चिदेकः सेवको ब्राह्मणोत्तमः ॥ ८२ ॥ अज्ञातनामस्तस्यासौ नाम चक्रे नृपस्तदा। तवल्लक इति ख्यातो बभूव द्विजसत्तमः ॥ ८३ ॥ कदाचिन्मृगयासक्तो भूपालो वनमाविशत्। तत्र विश्वा वराहादीन्मृगान् हत्वा सहस्रशः ॥८४॥ क्षुत्तृट्परिगतः श्रांतो वृक्षमूलमुपाश्रितः। उदकान्वेषणे चारान्प्रेषयामास सर्वशः॥८५॥ वने जलं तु नापश्यन् क्वचिच्छ्रांताः प्रयत्नतः। ते गत्वा नृपतिं प्रोचुर्नाप्रांम इति दुःखिताः ॥८६॥ तवल्लकोऽपि बभ्राम विपिनं तदतंद्रितः। भ्रममाणस्तदाऽपश्यत् कस्मिंश्चिद्वनगह्वरे ॥ ८७ ॥ रम्यं सरोवरं दिव्यं कुमुदोत्पलमंडितम्। तत्रापश्यद्देवकन्या दिव्यरूपा मनोरमाः ॥८८॥ चार्वंगीश्चारुनयनाः पीनोन्नतपयोधराः। हारकंकणकेयूरनूपुरालंकृताः शुभाः ॥ ८९॥ पूजयंतीर्महालक्ष्मीं व्रतरूपेण चादरात्। तवल्लकोऽपि पप्रच्छ किमिदं कथ्यतामिति ॥ ९० ॥

કાર્તિકસ્વામી પૂછે છે–હે શંકર! હે દેવ! જો હું આપને પ્રિય હઉં તો, સત્ય કહો કે પૃથ્વીમાં પ્રથમ એ વ્રત કોણે કર્યું? અને તેનો કોણે પ્રકાશ કર્યો છે? શંકર કહે છે–કુંડિનનગરમાં મંગલાર્ણ નામનો ચક્રવર્તી રાજા રાજ્ય કરતો હતો. તેની પત્ની પદ્માવતી નામની હતી. હવે એ રાજાની પાસે કોઇ એક સેવક બ્રાહ્મણ આવ્યો.[૮૦–૮૨] તેનું નામ અજ્ઞાત હોવાથી રાજાએ 'તવલ્લક' એવું પાડ્યું. તેથી તે એ જ નામથી પ્રસિદ્ધ થયો.[૮૩] કોઇ દિવસે રાજા મૃગયા કરવા માટે વનમાં ગયો. ત્યાં હજારો વરાહ અને મૃગાદિક માર્યાં.[૮૪] પછી ભૂખ, તૃષા અને થાક લાગવાથી એક ઝાડની નીચે જઇ બેઠો અને જળ લાવવા માટે ચોતરફ માણસો મોકલ્યાં.[૮૫] તેઓ વનમાં ઘણો વખત ફરી થાકી ગયાં, પણ જળ ક્યાંય જોવામાં આવ્યું નહિ, તેથી રાજાની પાસે આવી નમસ્કાર કરી, અમે જળ માટે ઘણું ફર્યાં પણ તે મળ્યું નહીં, એમ કહ્યું.[૮૬] પેલો તવલ્લક બ્રાહ્મણ આળસ છોડી વનમાં ફરવા લાગ્યો, તેટલામાં કાંઈ એક વનની ગુફામાં મનોહર સરોવર તેની નજરે પડ્યું. તે કમળોથી ઘણું શોભતું હતું. ત્યાં જેઓનું સુંદર રૂપ છે, સુંદર અંગ છે, મનોહર નેત્ર છે, ઉંચાં અને પુષ્ટ સ્તન છે, હાર, કંકણ, બાજુબંધ અને ઝાંઝરથી શોભિત અને વ્રત ધારી, ખૂબસુરત દેવકન્યાઓ આદરથી મહાલક્ષ્મીની પૂજા કરતી જોવામાં આવી. તેની પાસે જઈ, 'આ શું કરો છો?' એમ પેલા તવલ્લકે પૂછ્યું.[૮૭–૯૦]

स्त्रिय ऊचुः। महालक्ष्मीव्रतमिदं सर्वकामफलप्रदम्। क्रियतेऽस्माभिरेकाग्रमनोभिस्त्वत्र भक्तितः ॥ ९१ ॥ तवल्लकोऽपि तच्छ्रुत्वा व्रतं जग्राह भक्तिमान्। तदनुज्ञां गृहीत्वा च जलमादाय सत्वरः ॥ ९२ ॥ आजगाम जलं तस्मै दत्त्वा प्रांजलिरास ह। जलं पीत्वा नृपस्तस्य दृष्ट्वान्दोरकं करे ॥ ९३ ॥ किमिदं दोरकं विद्वन् किं व्रतं कृतवानसि। राज्ञा पृष्टस्तवल्लोऽपि कथयामास तद्व्रतम् ॥९४॥ तच्छ्रुत्वा राजशार्दूलो व्रतं जग्राह भक्तिमान्। तवल्लकेन सहितो राजा स्वपुरमाययौ ॥ ९५ ॥ पद्मावत्या गृहं गत्वा तया रंतुं गतः सह। रममाणाथ सा देवी तेन राज्ञा प्रियेण वै ॥ ९६ ॥ तं दृष्ट्वा दोरकं हस्ते कुपिताऽत्यंतकोपना। कया त्वं

वंचितो ब्रूहि कया बद्धः सदोरकः ॥ ९७ ॥ तस्यास्तद्वचनं श्रुत्वा प्रोवाच च नराधिपः । मा वादीरन्यथा ह्येतल्लक्ष्मीव्रतमनुत्तमम् ॥ ९८ ॥ इत्युक्तापि प्रियेणासौ हस्ताच्चिच्छेद दोरकम् । ज्वालामालाकुले वह्नौ क्षिप्तवत्यतिकोपिता ॥ ९९ ॥ हा हा कष्टमिदं पापं कृतं मूढतया त्वया । इति निर्भर्त्स्य तां राजा तत्याज वनगह्वरे ॥ १०० ॥ सा च हानिं ययौ पापा न च हानिं ययौ नृपः । महालक्ष्म्यपचारेण साऽरण्ये जलवर्जिते ॥ १ ॥ भ्रममाणा वने तस्मिन् क्वचिद्रतिमाप सा । विचरंती वने तत्र ऋषेः कस्यचिदाश्रमम् ॥ २ ॥ ददर्श मृगसंकीर्णे शांतकृष्णमृगान्वितम् । तत्रापश्यद्वने रम्ये वसिष्ठं मुनिपुंगवम् ॥ ३ ॥ ववंदे चरणौ तस्य विसंज्ञा दुःखकर्शिता । चिरं ध्यात्वा मुनिस्तस्या ज्ञातवान् दुःखकारणम् ॥ ४ ॥ महालक्ष्म्यपचारेण ज्ञातं विज्ञानचक्षुषा । तद्व्रतं कारयामास तया दुःखोपशांतये ॥ ५ ॥ तद्दुःखं तत्क्षणादेव विनष्टमभवत्तदा । पुनश्च मृगयासक्तो भूपालो वनमाविशत् ॥ ६ ॥ क्वचिन्मृगं समाविध्य बाणेनैकेन बाहुमान् । अन्वगच्छन् मृगपदं तस्यां भुवि यदा गतः ॥ ७ ॥ वरं मुनिं ददर्शाग्रे वसिष्ठं वीतकल्मषम् । कृतातिथ्यक्रियो दृष्ट्वा चरंतीं बहिरंतिके ॥ ८ ॥ हावभावविलासाद्यैर्हरंतीं हरिणेक्षणाम् । मदान्निर्गत्य नृपतिः प्रोवाच मधुरं वचः ॥ ९ ॥ रंभोरु कासि कल्याणि किमर्थं चरसे वने । किन्नरी मानुषी वा त्वं यक्षिणी चारुहासिनि ॥११०॥ किमत्र बहुनोक्तेन भजमानं भजस्व माम् । नृपेण तेन भक्त्योक्ता सस्मिता वाक्यमब्रवीत् ॥११॥ पुनर्भजामि चाहं त्वामवेहि महिषीं तव । महालक्ष्म्यपचारेण त्वया हीना वसाम्यहम् ॥१२॥ मुनींद्रस्याश्रमे रम्ये तरुगुल्मोपशोभिते । ममोपरि कृपाविष्टो महालक्ष्मीव्रतोत्तमम् ॥ १३ ॥ कारयामास विधिवत्सर्वविघ्नोपशांतये । तयोक्तं वचनं श्रुत्वा स चोत्फुल्लविलोचनः ॥ १४ ॥

કન્યાઓ કહે છે-અમે સ્થિરચિત્ત રાખી, ભક્તિથી આ મહાલક્ષ્મીનું વ્રત કરીએ છીએ. એ વ્રત સર્વ કામનાઓને પૂર્ણ કરનાર છે.[९१] તે સાંભળી તવલકે પણ ભક્તિથી એ વ્રત ગ્રહણ કર્યું. પછી તેઓની આજ્ઞા લઇ જલ ભરી જલદીથી રાજાની પાસે આવ્યો અને જલ આપી હાથ જોડી ઉભો રહ્યો. જલ પીધા પછી બ્રાહ્મણના હાથમાં દોરો જોઈ, રાજાએ પૂછ્યું કે, 'હે મહારાજ! આ દોરો કેનો છે? તમે કયું વ્રત કર્યું છે?' ત્યારે બ્રાહ્મણે એ વ્રત કહી સંભળાવ્યું.[९२-९४] તે સાંભળી રાજાએ પણ ભક્તિથી એ વ્રત લીધું. પછી તવલકની સાથે રાજા પોતાના શહેરમાં આવ્યો,[९५] અને જનાનામાં જઈ પદ્માવતી સાથે ક્રીડા કરવા લાગ્યો. પોતાના પતિની સાથે ક્રીડા કરતી રાણીએ રાજાના હાથમાં દોરો જોઈ, કોપાયમાન થઈ કહ્યું કે, હે રાજન્! તમને છેતરી આ સુંદર દોરો કઇ સ્ત્રીએ બાંધેલો છે?[९६-९७] એવાં સ્ત્રીનાં વચન સાંભળી, 'તારે કાંઇ પણ આડું અવળું બોલવું નહીં, આ ઉત્તમ લક્ષ્મીવતનો દોરો છે,' એમ રાજાએ કહ્યું,[९८] છતાં પણ અતિકોપવાળી તે સ્ત્રીએ પતિના હાથમાંથી દોરો તોડી, પ્રજ્વલિત અગ્નિમાં નાખી દીધો.[९९] ત્યારે 'હાય હાય! હે રાણી! મૂર્ખપણાથી આ તેં મોટું પાપ કર્યું,' એવી રીતે તેનો તિરસ્કાર કરી તેને વનમાં કાઢી મૂકી.[१००] એવી રીતે મહાલક્ષ્મીનો અનાદર કરવાથી રાણીને મોટી હાનિ થઇ, પણ રાજાને કોઇ જાતની હાનિ થઈ નહી. હવે તે રાણી મોટા વનમાં ભમવા લાગી. ત્યાં જળ મુદ્દલ હતું નહીં. એ પ્રમાણે વનમાં ભમતાં ભમતાં કોઇ એક જગોએ, જેમાં ઘણાં મૃગ અને કાળિયાર મૃગ હતાં, તેવો ઋષિનો આશ્રમ એ રાણીના જોવામાં આવ્યો. એ આશ્રમમાં મુનિશ્રેષ્ઠ વસિષ્ઠનાં દર્શન થયાં.[१-३] ત્યારે દુઃખમાં ડૂબેલી એ રાણી બેભાન થઇ, ઋષિના ચરણમાં જઇ પડી. મુનિએ ઘણો વખત ધ્યાન ધરી જોયું, ત્યારે 'આ રાણીને મહાલક્ષ્મીના અનાદરથી આવું દુઃખ આવી પડ્યું છે,' એમ જ્ઞાનદષ્ટિથી તેમના જાણવામાં આવ્યું. તેથી દુઃખ શાંત થવા માટે, ઋષિએ રાણીની પાસે મહાલક્ષ્મીનું વ્રત કરાવ્યું;[४-५] એટલે તે જ વખતે તેનું દુઃખ દૂર થયું. એક દિવસે રાજા મૃગયામાટે ફરીથી વનમાં ગયો;[६] અને કોઇ જગોએ મૃગને એક બાણ મારી, તેની પછવાડે દોડતો દોડતો વસિષ્ઠ ઋષિના આશ્રમમાં આવી ચડ્યો.[७] ત્યાં પાપરહિત વસિષ્ઠ મુનિનાં દર્શન કર્યાં. વસિષ્ઠ ઋષિએ તેનો (રુડીપેરે) સત્કાર કર્યો. પછી પાસે ફરતી અને હાવભાવ તથા વિલાસથી મન હરતી પેલી રાણીને જોઇ, મદથી પાસે જઇ મધુરવાણીથી તે રાજા બોલ્યો કે,[८-९] 'હે સ્ત્રી! હે કલ્યાણિ! તું આ વનમાં શા માટે ફરે છે? હે સુંદર હાસ્યવાળી! તું કિન્નરની સ્ત્રી, મનુષ્યની સ્ત્રી કે યક્ષની સ્ત્રી છે?[११०] અથવા વધારે વાતની શું જરૂર છે, હું તને ઇચ્છું છું, માટે તું મને ભજ. એ પ્રકારે રાજાએ પ્રીતિથી કહ્યું, ત્યારે થોડું હસીને રાણી બોલી કે,[११] હે મહારાજ! પ્રથમ મને તમે તમારી રાણી જાણો. હું પુનઃ આપને ભજીશ. મહાલક્ષ્મીના અનાદરથી, આપ વિના હું એકલી વૃક્ષો અને લતાઓથી શોભિત, મુનિરાજનાં આ મનોહર આશ્રમમાં રહું છું. મુનિરાજે કૃપા કરી સર્વ વિઘ્નોની શાંતિ માટે મારી પાસે મહાલક્ષ્મીનું વ્રત કરાવ્યું છે.'[१२-१४]

ऋषेरनुज्ञामादाय प्रियामादाय सत्वरः । हृष्टपुष्टजनैर्जुष्टं पताकाध्वजशोभितम् ॥ १५ ॥ प्रविवेश तया सार्द्धं स पौरैरभिवंदितः । महालक्ष्मीव्रतं भूयस्तया सह चकार ह ॥१६॥ भुक्त्वेह भोगान्विपुलान्पुत्रपौत्रसमावृतः । भूपालः सार्वभौमोऽभूत्तवलोऽमात्यतां ययौ ॥ १७ ॥ महालक्ष्म्याः प्रसादेन सन्निधिः सर्वसंपदाम् । एवम्प्रभावा सा देवी नराणामिष्टदायिनी ॥ १८ ॥ सर्वपापहरा देवी सर्वदुःखा-

पहारिणी । एवं षोडशवर्षं तु कर्तव्यं व्रतमुत्तमम् ॥ १९ ॥ यः करिष्यति तं प्रीत्या स्वयं सिद्धिरुपासते । लोकपालाश्च तुष्यंति ददाति च मनोरथान् ॥ १२० ॥ नारी वा पुरुषः करिष्यति मुदा भक्त्या व्रतं यत्नतः सेवंते हरिरुद्रपद्मजसुराः कुर्वंति तस्य प्रियम् । तत्पादं परिरंजयंति मनुजा मौलिप्रभामंडलैस्तस्मिन्नेत्र कुटुंबिनी वसति सा लक्ष्मीः स्वयं विष्णुना ॥ २१ ॥ सुभक्त्या वा प्यभक्त्या वा कुर्वंति व्रतमुत्तमम् । अंतकाले च तान्विष्णुः संसारात्परिरक्षति ॥ २२ ॥ य इदं शृणुयान्नित्यं श्रावयेद्वा समाहितः । न संत्यजति तं लक्ष्मीरलक्ष्मीर्नैव जायते । सर्वपापविनिर्मुक्तः स्वर्गलोके महीयते ॥ १२३ ॥ इति स्कंदपुराणोक्ता महालक्ष्मीव्रतकथा ॥

એવાં પોતાની પ્રિયાનાં વચન સાંભળી, રાજા ઘણો પ્રસન્ન થયો, અને વસિષ્ઠ ઋષિની આજ્ઞા લઈ, પ્રિયાને સાથે તેડી, તત્ક્ષણે જ પ્રસન્ન લોકોથી સેવિત અને ધ્વજા તથા પતાકાથી સુશોભિત એવાં પોતાનાં શહેરમાં ગયો. ત્યાં નગરનિવાસી જનોએ (પૂર્ણ હર્ષથી) તેને નમસ્કાર કર્યો. પછી તે રાજાએ રાણીની સાથે મહાલક્ષ્મીનું વ્રત ફરીથી કર્યું.[૧૫-૧૬] તેથી એ રાજાને ઘણું ઉત્તમ સુખ મળ્યું, પુત્ર-પૌત્રની વૃદ્ધિ થઈ, ચક્રવર્તી રાજ્ય મળ્યું, અને પેલા તવક્ષકને પ્રધાનની પદવી મળી.[૧૭] મહાલક્ષ્મીની કૃપાથી સઘળી સંપત્તિ મળી. એ મહાલક્ષ્મી, મનુષ્યોના સર્વે મનોરથને પૂર્ણ કરનાર અને સર્વ પાપ તથા સર્વ દુઃખને હરનાર છે. એ પ્રકારે સોળ વર્ષો સુધી આ ઉત્તમ વ્રત જે પુરુષ કરે છે, તેની તે દેવી સિદ્ધિ પોતે સેવા કરે છે, અને લોકપાલ (દિશાના દેવો) પ્રસન્ન થઇ તેના મનોરથો સિદ્ધ કરે છે.[૧૧૮-૧૨૦] જે સ્ત્રી અથવા પુરુષ ભક્તિ રાખી, હર્ષથી આ મહાલક્ષ્મીનું વ્રત કરશે તેને વિષ્ણુ, શંકર અને બ્રહ્મા એ ત્રણે દેવો સેવશે અને તેનું પ્રિય કરશે. તેમ જ મનુષ્યો મુકુટની કાંતિથી તેના પગને લાલ કરે છે, (અર્થાત્ સર્વ મનુષ્યો તેને નમે છે) અને તે જ પુરુષમાં વિષ્ણુની સાથે લક્ષ્મી પોતે વાસ કરે છે.[૨૧] જે પુરુષો ભક્તિ વા અભક્તિથી આ ઉત્તમ વ્રત કરે છે તેઓની અંતસમયમાં વિષ્ણુ, સંસારથી રક્ષા કરે છે.[૨૨] જે પુરુષ સાવધાન થઈ, શ્રદ્ધાથી આ કથા સાંભળે અથવા સંભળાવે તેને લક્ષ્મી છોડતી નથી, દરિદ્ર તેની પાસે આવતું નથી, અને તે સર્વ પાપથી મુક્ત થઈ સ્વર્ગ લોકમાં પૂજાય છે.[૧૨૩] એવી રીતે સ્કંદપુરાણમાં મહાલક્ષ્મીવ્રતની કથા કહેલી છે.

## ભવિષ્યપુરાણમાં કહેલી મહાલક્ષ્મીવ્રતની કથા

अथ भविष्योक्ता कथा ॥ युधिष्ठिर उवाच—स्वस्थानलाभपुत्रायुःसर्वैश्वर्यसुखप्रदम् । व्रतमेकं समाचक्ष्व विचार्य पुरुषोत्तम ॥ १ ॥ कृष्ण उवाच— दुर्वारि चैव दैत्येंद्रे परिव्याप्तत्रिविष्टपे । एतदेव कृतस्यादौ देवेन्द्रः प्राह नारदम् ॥ २ ॥ तस्य श्रुत्वा ततो वाक्यं स मुनिः प्रत्यभाषत । नारद उवाच—पुरंदर पुरा पूर्वं पुरमासीत्सुशोभितम् ॥ ३ ॥ रत्नगर्भाऽभवद्भूमिर्यत्र रत्नाढ्यभूधरा । यत्रांगनाजनापांगभृङ्गलोचनसायकैः ॥ ४ ॥ त्रैलोक्यं स्ववशं चक्रे देवः कुसुमसायकः । चतुर्वर्गजनिर्यत्र यच्च विश्वस्य भूषणम् ॥ ५ ॥ विश्वकर्मापि यद्वीक्ष्य कंपयत्यनिशं शिरः । तत्राभवन्महीपालो मंगलो मंगलालयः ॥ ६ ॥ चिल्लदेवी प्रिया तस्य दुर्भगैका बभूव ह । अन्या तु चोलदेवी या महिषी सा यशस्विनी ॥ ७ ॥ कदाचिन्मंगलो राजा चोलदेवीसहायवान् । प्रसादशिखरारूढः स्थलीमेकामपश्यत ॥ ८ ॥ तामालोक्य महीपालः स्मरस्मेरमुखांबुजः । चोलदेवीं प्रति प्राह दंतद्योतितदिङ्मुखः ॥ ९ ॥ चंचलाक्षि तवोद्यानं कांतिर्निंदितनंदनम् । कारयामि तयोद्दिष्टस्तत्रोद्यानमकारयत् ॥ १० ॥

યુધિષ્ઠિર કહે છે—હે પુરુષોત્તમ ! પોતાનું સ્થાન, લાભ, પુત્ર, આયુષ્ય, સર્વ ઐશ્વર્ય અને સુખ આપે, તેવું એક ઉત્તમ વ્રત વિચારીને કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે—હે રાજન્! પૂર્વે સત્યયુગમાં આરંભમાં મોટા બળવાન્ દૈત્યોએ સ્વર્ગ જિતી લીધું ત્યારે આ જ વાત ઇંદ્રે નારદને પૂછી હતી,[૨] અને નારદે તેનો ઉત્તર આપ્યો હતો. (તે વાત હું કહું છું). નારદ બોલ્યા—હે ઇંદ્ર ! પૂર્વે એક સુંદર નગર હતું.[૩] એ નગરની પૃથ્વી રત્નગર્ભા કહેવાતી હતી. કારણ કે એમાં રત્નોથી ભરેલા પર્વતો હતા. એ નગરની સ્ત્રીઓનાં કટાક્ષરૂપી બાણોથી, કામદેવે ત્રણે લોક, પોતાને વશ કર્યા હતા. તેમાં ધર્મ વગેરે ચારે પુરુષાર્થ સિદ્ધ થતા હતા. એ નગર આખા જગતનું ભૂષણ હતું.[૪-૫] તેને જોઇ, વિશ્વકર્મા પણ નિત્ય મસ્તક હલાવતા હતા. એ નગરમાં મંગલ નામનો એક રાજા રાજ્ય કરતો હતો.[૬] તેની ચિલ્લદેવી નામની એક રાણી દુર્ભાગણી (દોહાગણ) હતી, અને ચોલદેવી નામની પટ્ટરાણી યશસ્વિની (સુભાગણી) હતી.[૭] એક દિવસે મંગલ રાજા ચોલદેવીની સાથે મહેલ ઉપર ચડ્યો, તો ત્યાં એક સ્થળ તેના જોવામાં આવ્યું.[૮] તે જોઇ રાજા હસીને ચોલદેવીને કહેવા લાગ્યો કે,[૯] "હે ચંચલાક્ષિ ! (ચંચલ નેત્રવાળી ! ) તારે માટે ઇંદ્રવનથી પણ અત્યુત્તમ એક બગીચો રચાવીશ." એમ કહી રાણીના કહેવાથી, તે સ્થળમાં બગીચો તૈયાર કરાવ્યો.[૧૦]

संपन्नं तु तदुद्यानं नानाद्रुमलतान्वितम् । नानाफलसमायुक्तं नानापक्षिसमाकुलम् ॥ ११ ॥ तत्रागत्य महाक्रोडस्तनुन्यस्तनभस्तलः । प्रावृट्कालघनश्यामश्मश्रुराक्षिप्तचंचलः ॥ १२ ॥ दंष्ट्रावकृष्टचंद्रार्कः प्रलयांभोधरध्वनिः । उद्यानं भंजयामास नानाद्रुमलतान्वितम् ॥ १३ ॥ कांश्चिदुत्पाटयामास पादपान्पांडुनंदन । कांश्चिद्दंतप्रहारेण कांश्चिद्दंतप्रघर्षणैः ॥ १४ ॥ जघान कांश्चित्पुरुषान् रक्षकानंत-

कोपमः । तद्भनक्तीति विज्ञाय संहत्योद्यानपालकाः ॥१५॥ समयास्तस्य वृत्तांतमूचुश्च नृपतेः पुरः । तदाकर्ण्य ततो राजा क्रोधारुणितलोचनः ॥ १६ ॥ वधाय दंष्ट्रिणस्तस्य संदिदेशाखिलं बलम् । ततश्चचाल भूपालश्चिगंडगलितैर्गजैः ॥ १७ ॥ आप्लावयन्महीं सर्वां वाजिवृंदकृतांबराम् । चालयन्सकलान् शैलान् स्यंदनौघमरुज्जवैः ॥ १८ ॥ पत्तिव्रातमहाध्वानैः पूरयन्निखिला दिशः । ततो गाढं समावृत्य तदुद्यानं नरेश्वरः ॥ १९ ॥ उवाचोच्चैरति ध्वानैर्दिशो मुखरयन्दश । पथि यस्य वराहोऽयं प्रयात्युपवनांतरम् ॥२०॥ तस्यावश्यं शिरश्छेदं विदधामि रिपोरिव । तस्य भूपस्य तद्वाक्यं समाकर्ण्य स सूकरः ॥ २१ ॥ जगामास्यैव मार्गेण प्राणिनां चेष्टितं यथा । ततः स सूकरासक्तः कशयाऽश्वं प्रताड्य च ॥ २२ ॥ व्रीडाकलंकितास्येंदुर्मार्गे तस्यैव सोऽगमत् । गत्वाथ विपिनं घोरं सिंहशार्दूलसंकुलम् ॥ २३ ॥ तमालतालहिंतालशालार्जुनलतान्वितम् । झिल्लीझंकारसंभारवाचाटितदिगंतरम् ॥ २४ ॥ तत्रैकचेताः संपश्यन्वने बभ्राम भूपतिः । कोलो वेलामवाप्याथ सोऽभवद्राजसंमुखः ॥ २५ ॥ भल्लेन सोऽवधीत्कोलं वज्रेणाद्रिं यथा भवान् । अथ व्योम्नि विमानस्थः स्मरसुंदरविग्रहः ॥ २६ ॥ क्रोडरूपं परित्यज्य सोऽब्रवीन्मंगलं नृपम् ॥

તેમાં નાના પ્રકારનાં લતા તથા વૃક્ષો હતાં, નાના પ્રકારનાં ફળ થતાં હતાં, અને કેટલીક જાતનાં પક્ષીઓ રહેતાં હતાં.[11] એ બગીચામાં એક દિવસે મોટો વરાહ આવ્યો, તેનું શરીર આકાશ જેટલું ઉંચું હતું, વર્ષાઋતુના મેઘ જેવું શ્યામ હતું; તેની આંખો ઘણી ચંચલ હતી.[12] દાઢવડે તેણે ચંદ્ર તથા સૂર્ય ખેંચેલા હોયની શું એમ જણાતા હતા (અર્થાત્ દાઢ ઘણી મોટી હતી) અને તેનો પ્રલયના મેઘના જેવો શબ્દ હતો. તે વરાહે તે બગીચો ભાંગી નાખ્યો;[13] કેટલાંક વૃક્ષો ઉખેડી નાખ્યાં, અને હે યુધિષ્ઠિર ! કાળસમાન તે વરાહે કેટલાક માળીને દાંતથી મારી નાંખ્યા અને કેટલુંક નુકસાન પણ કર્યું. તે જોઈ ડરી ગયેલા સર્વે માળીઓ રાજાની પાસે આવ્યા, અને બનેલો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળી રાજાને ઘણો ક્રોધ ચઢયો, તેની આંખો લાલ થઇ.[14–16] અને એ વરાહને મારવા માટે આખા સૈન્યને હુકમ કર્યો તથા રાજા પોતે પણ મોટા મોટા હાથીઓ, ઉત્તમ ઘોડાઓ, રથો અને મોટા મોટા શબ્દોવડે દશે દિશાને પૂર્ણ કરતો વ્યાઘ્રોને સાથે લઇ, પર્વતોને કંપાવતો ત્યાં ગયો.[17–19] પછી બગીચાને ફરતાં સઘળાં માણસોને વ્યૂહથી ઉભાં રાખી, સર્વ સાંભળે તેવા મોટા શબ્દોથી રાજા બોલ્યો કે, "જેની તરફથી આ વરાહ નીકળી બીજા વનમાં ચાલ્યો જશે, તેનું માથું શત્રુના માથાની પેઠે કાપી લઇશ." એવી રીતનાં રાજાનાં વચન સાંભળી,[20–21] પેલો વરાહ તે જાણે બોલવું સમજ્યો હોયની તેમ રાજાની તરફથી જ નીકળી ગયો. તેથી લજ્જાવડે જેનું મુખ ઝાંખું થયું છે એવો રાજા, ઘોડાને ચાબુક મારી વરાહ તરફ નજર રાખી તેની વાંસે દોડ્યો; અને ભયંકર વનમાં ગયો. તે વનમાં સિંહ અને વાઘ રહેતા હતા.[22–23] તમાલ, તાલ, હિંતાલ, શાલ, અર્જુન વૃક્ષ અને ઘણી લતાઓ હતી, અને ચારે દિશામાં તમરાંના તું તું શબ્દો થતા હતા.[24] એવા ઘોર વનમાં એક ચિત્તથી વરાહની પછવાડે તે ભમવા લાગ્યો. તેટલામાં પોતાનો વખત જોઇ પેલો વરાહ રાજાની સામે થયો.[25] અને જેમ તમે (ઇંદ્ર) વજ્રથી પર્વતને મારો છો, તેમ તે રાજાએ ભાલાથી તેને માર્યો. એટલે તે વરાહ મૂળરૂપ તજી કામદેવના જેવું સુંદર શરીર ધારણ કરી આકાશમાં જઇ, વિમાનમાં બેસી ત્યાંથી મંગળ રાજાને કહેવા લાગ્યોઃ—

गंधर्व उवाच–स्वस्ति तेऽस्तु महीपाल त्वया मुक्तिः कृता मम ॥२७॥ ममाकर्णय वृत्तान्तं येनाहं जात ईदृशः । एकदा देवतावृंदैः संवृतः कमलासनः ॥ २८ ॥ चंचत्पुटादिभिस्तालैः षड्जाद्यैः सप्तभिः स्वरैः । मंद्रादिभिस्त्रिभिर्मानैर्गीयमानं मया नृप ॥ २९ ॥ नानास्थानगुणोपेतमश्रौषीद्गीतमुत्तमम् । गीयमानश्च्युतः स्थानात् ततोऽहं कर्मणाऽमुना ॥ ३० ॥ शप्तश्चित्ररथस्तेन ब्रह्मणा सृष्टिकर्मणा । ब्रह्मोवाच–कोलो भव त्वं मेदिन्यां मुक्तिस्तेऽस्तु तदा यदा ॥ ३१ ॥ निर्जिताखिलभूपालो मंगलस्त्वां हनिष्यति । तदद्य घटितं सर्वं त्वत्प्रसादान्महीपते ॥ ३२ ॥ तद्गृहाण वरं भूप यद्देवस्यापि दुर्लभम् । महालक्ष्मीव्रतं दिव्यं चतुर्वर्गफलप्रदम् ॥ ३३ ॥ लभस्व सार्वभौमत्वं गच्छ राज्यं निजं द्रुतम् ॥

ગંધર્વ કહે છે–હે રાજન્ ! તમારું કલ્યાણ થાઓ. તમે મારી મુક્તિ કરી છે.[26–27] જે કારણથી હું વરાહ યોનિમાં જન્મ્યો તે સાંભળો. એક દિવસ બ્રહ્મા સઘળા દેવોની સાથે બેઠા હતા.[28] ત્યાં હું ચંચત્પુટ વગેરે તાલથી ષડ્જ વગેરે સાત સ્વરથી અને મંદ્ર વગેરે ત્રણ માનથી નાના પ્રકારનું ઉત્તમ ગાન કરતો હતો,[29] અને બ્રહ્મા તે સાંભળતા હતા. ગાતાં ગાતાં હું સ્થાનથી ભ્રષ્ટ થયો (અર્થાત્ ગાનમાં ચૂકી ગયો) તેથી જગત ઉત્પન્ન કરનાર બ્રહ્માએ, હું કે જે ચિત્રરથ નામે ગંધર્વ છું, તેને શાપ આપ્યો. બ્રહ્મા કહે છે–હે ચિત્રરથ ! તું પૃથ્વી ઉપર વરાહ થઇ અવતર; અને સઘળા રાજાઓને જિતનાર મંગલરાજા જ્યારે તને મારશે ત્યારે તું આ શાપથી મુક્ત થઇશ. હે રાજન્ ! તે સઘળું આજ તમારા પ્રસાદથી સિદ્ધ થયું છે.[30–32] માટે હે રાજન્ ! મહાલક્ષ્મીનું વ્રત કે જે દેવને પણ દુર્લભ છે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનાર છે તે હું આપું છું, તે ગ્રહણ કરો.[33] હું વરદાન આપું છું કે તમારું ચક્રવર્તી રાજ્ય થશે. હવે જલદીથી તમે તમારા રાજ્યમાં જાઓ !

नारद उवाच–चित्ररथोऽथ गंधर्वं उक्त्वेदं भूपतिं प्रति ॥ ३४ ॥ अंतर्धानं गतस्तुष्टः शरत्काल इवांबुदः । अथ मंगलभूपालः पार्श्वस्थं द्विजमागतम् ॥ ३५ ॥ विलोक्य बटुकं कंचित्कक्षानिक्षिप्तशंबलम् । उवाच मधुरां वाचं स्मितपूर्वां शुचिस्मितः ॥ ३६ ॥ देवस्त्वं दानवस्त्वं वा गंधर्वो वाऽथ राक्षसः । सत्यं वद बटोऽकस्मात्किमर्थं त्वमिहागतः ॥ ३७ ॥ श्रुत्वेत्याशिष्य तं विप्रः प्राह त्वद्देशसंभवः । अहं सार्द्धं त्वया यातस्तदादिश यथोचितम् ॥ ३८ ॥ राजाऽथ तमुवाचेदं त्वं बटो नूतनाह्वयः । अपल्याणं विधायाश्वं तूर्णं तोयं ममानय ॥ ३९ ॥ अथ विश्राम्य भूपालं बटुको वटपादपे । तथा कृतं तुरंगं च समारुह्य महामतिः ॥ ४० ॥ जगाम पक्षिघोषेण यत्रास्ते सुंदरं सरः । कमलैकनिवासेन रथांगाभरणेन च ॥ ४१ ॥ वनमालालयत्वेन दधन्नारायणीं तनुम् । भग्नवायुशतोद्योगमक्षारं विषवर्जितम् ॥ ४२ ॥ नाशितागस्तितृष्णार्तिं प्रसन्नं सागराधिकम् । पंके मग्नोऽथ तत्राश्वः पृष्ठादुत्तीर्य तस्य सः ॥ ४३ ॥ चतुर्दिशं निरीक्ष्याथ तस्यैव सरसस्तटे । दिव्यवस्त्रपरीधानं दिव्याभरणभूषितम् ॥ ४४ ॥ कथयंतं कथां दिव्यां स्त्रीणां सार्थमपश्यत । उपसृत्याथ तं सार्थं स्ववृत्तांतं निवेद्य च ॥४५॥ कृतांजलिरिति प्राह बटुर्मधुरया गिरा ॥

નારદ કહે છે–એવી રીતે રાજાને કહી, પ્રસન્ન થયેલો ચિત્રરથ ગંધર્વ, શરદ્‌ઋતુના મેઘની પેઠે અંતર્હિત થઇ ગયો. પછી પોતાના પડખામાં આવીને ઉભેલા, કાખમાં ટીમણ લઇ કોઇ બ્રાહ્મણ બટુકને જોઈ, મંગલરાજા હસીને મધુર વાણીથી બોલ્યો કે,[34–36] "હે બટુક! સત્ય કહે કે, તું દેવ, દૈત્ય, ગંધર્વ કે રાક્ષસ કોણ છે? અને અહીં શા માટે આવ્યો છે?"[37] તે સાંભળી બટુક બોલ્યો કે, "મહારાજ! હું આપના દેશનો માણસ છું અને આપની સાથે આવેલો છું, માટે ખુશીથી મનમાનતી આજ્ઞા કરો."[38] ત્યારે રાજાએ કહ્યું કે, "હે બટુક! તારું નામ 'નૂતન' રાખું છું. આ ઘોડા ઉપરથી પલાણ ઉતારી તેની ઉપર બેસી જલદી મારે માટે જળ લાવ." આવાં રાજાનાં વચન સાંભળી તેને વડના ઝાડની નીચે આરામ આપી ઘોડાનું પલાણ ઉતારી તેની ઉપર બેસી બુદ્ધિવાળો બટુક, પક્ષીઓના શબ્દના આધારથી એક સુંદર સરોવર ઉપર ગયો. એ તળાવ નારાયણનું શરીર ધારણ કરતું હતું, એટલે નારાયણના જેવું હતું; કારણ કે જેમ નારાયણનું શરીર કમલૈકનિવાસ એટલે લક્ષ્મીનું અદ્વિતીય સ્થાન છે તેમ જ આ તળાવ પણ કમલૈકનિવાસ એટલે કમળોનું અદ્વિતીય સ્થાન હતું. જેમ નારાયણનું શરીર રથાંગાભરણ એટલે ચક્રરૂપી અલંકારવાળું છે, તેમ જ આ તળાવ પણ રથાંગાભરણ એટલે ચક્રવાક પક્ષીરૂપી અલંકારવાળું હતું;[39–41] અને નારાયણનું શરીર જેમ વનમાલાલય એટલે પગ સુધી લંબાયમાન માળાનું સ્થાન છે, તેમ જ આ તળાવ પણ વનમાલાલય એટલે જળની પંક્તિનું ઘર હતું. અથવા કીનારા ઉપર વનવાળું હતું; એ તળાવ સમુદ્રથી પણ અધિક હતું. કારણ કે સમુદ્રમાં વાયુનું બળ ચાલે છે અને તળાવમાં વાયુનું બળ ચાલતું નહીં. સમુદ્રનું જળ ખારું છે અને એ તળાવનું જળ મીઠું હતું; સમુદ્રમાં ઝેરી જનાવરો રહે છે અને આ તળાવમાં કોઇ પણ ઝેરી જનાવર હતું નહીં.[42] અને સમુદ્રથી અગસ્ત્ય ઋષિની તૃષા દૂર થઈ ન હતી, પણ આ તળાવથી થઇ હતી. એ તળાવમાં જતાં ઘોડો કાદવમાં ખુંચી બેઠો. પેલો બટુક નીચે ઉતર્યો અને ચારો તરફ જોયું તો એ જ તળાવના તીર ઉપર સ્રીઓનો સમુદાય જોવામાં આવ્યો. તે સમુદાય દિવ્ય અલંકાર અને દિવ્ય વસ્રો પહેરી મનોહર કથા કરતો હતો. તેની પાસે જઇ પોતાની સઘળી હકીકત કહી, હાથ જોડી, બટુક મધુર વાણીથી કહેવા લાગ્યોઃ–

बटुरुवाच–एतत् किं क्रियते सार्थं त्वया भक्तिपरेण वै ॥ ४६ ॥ को विधिः किं फलं चास्य ब्रूहि तन्मे यथातथम् । श्रुत्वा च तमुवाचेदं सार्थः करुणया गिरा ॥४७॥ सार्थं उवाच–शृणु विप्रैकचित्तेन महाभक्तिसमन्वितः । या माया प्रकृतिः शक्तिस्त्रैलोक्येऽप्यभिधीयते ॥ ४८ ॥ व्रतमेतन्महालक्ष्म्यास्तस्याः सर्वफलप्रदम् । आकर्णय विधिं चास्य कथ्यमानं मया बटो ॥ ४९ ॥ भाद्रे मासि सिताष्टम्यामारंभोऽस्य विधीयते । प्रातः षोडशकृत्वस्तु प्रक्षाल्यांघ्री करौ मुखम् ॥ ५० ॥ तंतुषोडशसंसिद्धं ग्रंथिषोडशसंयुतम् । मालतीपुष्पकर्पूरचंदनागुरुचर्चितम् ॥ ५१ ॥ लक्ष्म्यै नमोऽस्तु मन्त्रेण प्रतिग्रंथ्यभिमंत्रितम् । धनं धान्यं धरां धर्मं कीर्तिमायुर्यशः श्रियम् ॥५२॥ तुरगान् दंतिनः पुत्रान्महालक्ष्मि प्रयच्छ मे । मन्त्रेणानेन बद्ध्वाथ दोरकं दक्षिणे करे ॥५३॥ कांडानि षोडशादाय दूर्वायाश्चाक्षतानि च । एकचित्तः कथां श्रुत्वा पूजयेत्तैश्च दोरकम् ॥ ५४ ॥ ततस्तु प्रातरारभ्य यावत्स्यादसिताष्टमी । तावत्प्रक्षाल्य हस्तौ तु पादादीनि कथां तथा ॥ ५५ ॥ शृणुयात्प्रत्यहं विप्र तत्संख्यैरक्षतादिभिः । अथ कृष्णाष्टमीं प्राप्य नक्तकाले जितेन्द्रियः ॥५६॥ स्नातः शुक्लांबरधरो व्रती पूजागृहं विशेत् । तत्रोपविश्य पूर्वास्यश्चारुधौतासनोपरि ॥ ५७ ॥

બટુક કહે છે–હે સ્રીઓ! તમે ભક્તિથી આ શું કરો છો?[46–46] આનો કેવો પ્રકાર છે? આ કરવાથી શું ફળ થાય છે? એ સઘળું યથાર્થ મારી પાસે કહો. તે સાંભળી તે સ્રીઓ નમ્રવાણીથી કહેવા લાગી.[47] સ્રીઓ કહે છે–હે બટુક! તું એકચિત્ત થઇ, શ્રદ્ધા રાખી, ભક્તિથી અમે કહીએ તે સાંભળ. ત્રણે લોકમાં જે માયા કહેવાય છે, જગતનું મૂલ કારણ છે અને શક્તિ છે, એ મહાલક્ષ્મીનું અમે વ્રત કરીએ છીએ, જે વ્રત સર્વ ફળ આપનાર છે. હે બટુક! તેનો પ્રકાર કહીએ છીએ

તે સાંભળ.[૪૮-૪૯] ભાદરવા શુદિ અષ્ટમીને દિવસે આ વ્રતનો આરંભ કરવો. પ્રાતઃકાલમાં સોળ વખત હાથ, પગ અને મુખ ધોવાં.[૫૦] સોળ સેરનો દોરો લઈ તેની 'लक्ष्म्यै नमोऽस्तु' એ મંત્ર ભણી સોળ ગાંઠ બાંધવી. પછી માલતીનાં પુષ્પ, કપૂર, ચંદન અને અગુરુથી તેની પૂજા કરી, 'હે મહાલક્ષ્મી ! ધન, ધાન્ય, પૃથ્વી, ધર્મ, કીર્તિ, આયુષ્ય, યશ, શ્રી, ઘોડા, હાથી અને પુત્રો મને આપો.' એ મંત્ર ભણી જમણા હાથમાં તે દોરો બાંધવો.[૫૧-૫૪] એકચિત્તથી કથા સાંભળી, સોળ દૂર્વાનાં પૂખડાં તથા અક્ષતવડે દોરાની પૂજા કરવી.[૫૪] શુક્લ અષ્ટમીના પ્રાતઃકાલથી આરંભી કૃષ્ણપક્ષની અષ્ટમી આવે ત્યાં સુધી હંમેશાં સોળ વખત હાથ, પગ અને મોઢું ધોઇ કથા સાંભળવી તથા સોળ દૂર્વાનાં પૂખડાંથી તથા અક્ષતથી પૂજા કરવી. કૃષ્ણ પક્ષની અષ્ટમીને દિવસે ઇંદ્રિયો નિયમમાં રાખી, સ્નાન કરી, ધોળાં વસ્ત્ર પહેરી, પૂજાગૃહમાં જવું. ત્યાં ધોયેલા સુંદર આસન ઉપર પૂર્વાભિમુખ બેસવું.[૫૫-૫૭]

श्वेतवस्त्रे लिखेदष्टदलं कमलमुत्तमम् । ऐन्द्र्यादिशक्तिसंयुक्तपार्श्वपत्रं सकेसरम् ॥ ५८ ॥ कर्णिकायां ततो लक्ष्मीं कर्पूरक्षोदपांडुराम् । शुभ्रवस्त्रपरीधानां मुक्ताभरणभूषिताम् ॥ ५९ ॥ पंकजासनसंस्थानां स्मेराननसरोरुहाम् । शारदेन्दुकलाकांतिं स्निग्धनेत्रां च चतुर्भुजाम् ॥ ६० ॥ पद्मयुग्मामभयदां वरव्यग्रकरांबुजाम् । अभितो गजयुग्मेन सिच्यमानां करांबुना ॥ ६१ ॥ संचित्यैवं लिखेद्देवीं कर्पूरागुरुचंदनैः । ततस्त्वावाहनं कुर्यान्मन्त्रेणानेन सुव्रती ॥ ६२ ॥ महालक्ष्मि समागच्छ पद्मनाभपदादिह । पंचोपचारपूजेयं त्वदर्थं देवि कल्पिता ॥ ६३ ॥ षोडशाब्दे तु संपूर्णे कुर्यादुद्यापनं व्रती । विधिना येन विप्रेन्द्र शृणु श्रद्धासमन्वितः ॥ ६४ ॥ दातव्या धेनुरेका वै स्वर्णशृंगादिसंयुता । श्रोत्रियाय सुवर्णं च तथाऽन्नवसनादिकम् ॥ ६५ ॥ यथाशक्त्या सुवर्णं च दत्त्वा पूर्णं भवेद्व्रतम् । द्विजेभ्यः षोडशेभ्यश्च प्रदद्याद्वसनादिकम् ॥ ६६ ॥ सार्थे उवाच— एतत्ते कथितं विप्र व्रतानामुत्तमं व्रतम् । तद्विधानादनायासाल्लभते वांछितं फलम् ॥ ६७ ॥ कृत्वा व्रतं परं विप्रस्त्वं राज्ञा तच्च कारय । व्रतमेतत्त्वया विप्र देयं श्रद्धावते परम् ॥ ६८ ॥ नास्तिकानां पुरस्तात्तु न प्रकाश्यं कथंचन। नमस्कृत्वाऽथ तं सार्थे पंकादुत्थाप्य वाजिनम् ॥ ६९ ॥ सरसोऽम्भस्तथाऽऽदाय पद्मिनीपत्रयंत्रितम् । आरुह्य तुरगं विप्रो राजांतिकमुपागमत् ॥ ७० ॥ निवेद्य तद्व्रतं विप्रो राजानं तदकारयत् । नानाप्रकारं संभूतं शंबलं बटुकस्य च ॥ ७१ ॥ व्रतप्रभावादभवत्स भूभृद्भूभृतां वरः ॥

ધોળા કપડામાં ઉત્તમ અષ્ટદલ કમલ આલેખવું; તેના પડખાનાં પત્ર અને કેસરાં આલેખવાં; તેની સાથે ઇંદ્રાદિકની શક્તિ પણ આલેખવી.[૫૮] જે કપૂરનાં ચૂર્ણ જેવાં ધોળાં છે, ધોળાં વસ્ત્રને ધારણ કરે છે, મોતીના અલંકારોથી શોભિત છે, કમલરૂપી આસન ઉપર બેઠેલાં છે, જેનું મુખારવિંદ હસતું છે, જેની કાંતિ શરદઋતુના ચન્દ્ર જેવી છે, જેનાં નેત્ર સ્નેહવાળાં છે, જેને ચાર હાથ છે, બે કમલ છે, જે અભયદાન આપે છે, વરદાન આપવામાં જેના હાથ ઉદ્યત છે અને જેની ઉપર બે હાથી સુંઢના જલથી અભિષેક કરે છે એવાં લક્ષ્મી કપૂર અને અગુરુ ચંદનવડે આલેખવાં. પછી, 'હે મહાલક્ષ્મી ! હે દેવિ ! નારાયણના ચરણારવિંદમાંથી અહીં પધારો; કારણ કે આપની પૂજા માટે પંચોપચાર તૈયાર કરેલા છે.' એ મંત્ર ભણી આવાહન કરવું.[૫૯-૬૩] હે બટુક ! સોળ વર્ષ પૂરાં થાય ત્યારે ઉદ્યાપન કરવું. તેનો પ્રકાર કહીએ છીએ તે શ્રદ્ધાથી સાંભળો.[૬૪] વૈદિક બ્રાહ્મણને સોનાનાં શીંગડાં વગેરે વિધિસહિત એક ગાય આપવી, તેમ જ સોનું અને અન્ન વસ્ત્રાદિક પણ આપવા.[૬૫] યથાશક્તિ સોનાનું દાન કરવાથી વ્રત પૂર્ણ થાય છે. એવી જ રીતે બીજા સોળ બ્રાહ્મણોને પણ વસ્ત્રાદિક આપવાં.[૬૬] હે બટુક ! આ ઉત્તમ વ્રત અમે કહી સંભળાવ્યું. તે કરવાથી શ્રમ વિના વાંછિત ફળ મળે છે.[૬૭] હવે આ વ્રત તું કર અને રાજાની પાસે પણ આ વ્રત કરાવજે. તેમ જ બીજા શ્રદ્ધાળુને તેનો ઉપદેશ કરવો, પણ નાસ્તિકોની પાસે આ વ્રત કોઇ પ્રકારે કહેવું નહીં. એવાં તે સ્ત્રીઓનાં વચન સાંભળી તેઓને નમસ્કાર કરી ઘોડાને કાદવમાંથી કાઢી, કમલના પાંદડાના પડિયામાં તળાવનું જલ ભરી, ઘોડા ઉપર બેસી તે બટુક રાજા પાસે આવ્યો.[૬૮-૭૦] પછી સઘળી હકીકત કહી રાજા પાસે તે વ્રત કરાવ્યું. તેના પ્રભાવથી તે રાજા સઘળા રાજાઓમાં ઉત્તમ થયો અને તેણે બટુકનો બહુ પ્રકારે આદર કીધો.

अथारुह्य महीपालो बहुपर्याणितं हयम् ॥ ७२ ॥ तद्व्रतस्य प्रभावेण तूर्णं स्वपुरमागतः । तमायांतं समालोक्य राजानं भूपुरंदरम् ॥ ७३ ॥ उत्सवं चक्रिरे पौरास्तूर्यादिकपुरःसराः । चलत्पताकदोर्मालं लसत्कलशमौलिकम् ॥ ७४ ॥ पुरं नृत्यदिवाभाति च्छत्रघंटौघघर्घरैः। अथोत्कलिकया काचिद्धावतिस्म वरांगना ॥ ७५ ॥ स्खलन्मुक्तालताजालैश्चतुष्कमिव कुर्वती । काचिद्विमुक्तकेशैव कृतैकनयनांजना ॥ ७६ ॥ काचिन्नितंबभारार्ता काचित्पीनपयोधरा । अथाविशन्महीपालो बहुना सहितो गृहम् ॥ ७७ ॥ पौरनारीजनक्षिप्तलाजैः पूरितविग्रहः। अथोत्तीर्य हयात्तस्माद्बटुबाहुवलंबितः ॥ ७८ ॥ जगाम मंगलो राजा चोलदेवी तु यत्र वै । दृष्ट्वा तु चोलदेवी सा दोरकं राजबाहुके ॥ ७९ ॥ विमृश्य मनसा क्रुद्धा शंकां चक्रे नृपे त्विमाम्। आखेटकस्य व्याजेन गतोऽन्यां वल्लभां प्रति ॥ ८० ॥ सौभाग्याय तया बद्धो दोरको राजबाहुके। तथैव बटुकश्चायं दृष्टुं मां प्रेषितो ध्रुवम् ॥ ८१ ॥ ततो

दुर्दैवदुष्टात्मा कोपादाच्छिद्य दोरकम् । चिक्षेप च महीपृष्ठे स्वसौभाग्यसुखैः सह ॥ ८२ ॥ न बुबोध च तां राजा त्रोटयंतीं च दोरकम् । सामंतमंत्रिभृत्याद्यैः कुर्वन्वार्तां वनोद्भवाम् ॥ ८३ ॥ चिल्लदेव्यास्तदा काचिद्दासी द्रष्टुं समागता । तया दोरकमादाय बटुमापृच्छ्य तद्व्रतम् ॥ ८४ ॥ तद्व्रतस्य विधानं च स्वस्वामिन्यै निवेदितम् । ततो नूतनमाहूय चिल्लदेव्यकरोद्व्रतम् ॥ ८५ ॥ अथ संवत्सरेऽतीते लक्ष्मीपूजादिने नृप । तौर्यत्रिकस्य निःस्वानं चिल्लदेव्या गृहेऽशृणोत् ॥ ८६ ॥ तदाकर्ण्य महीपालो नूतनं बटुमब्रवीत् । अहहाद्य दिनं लक्ष्म्याः स व्रतस्य क्व दोरकः ॥ ८७ ॥ इति पृष्टो नृपं प्राह दोरकत्रोटनक्रमम् । तच्छ्रुत्वा मंगलो राजा चोलदेव्यै प्रकुप्य च ॥८८॥ मयाऽद्य पूजनं कार्यं चिल्लदेवीगृहं प्रति । अथ मंगलभूपालो बटुबाह्ववलंबितः ॥ ८९ ॥ चचाल कमलार्चायै चिल्लदेवीगृहं प्रति ॥ ९० ॥

હવે રાજા બટુકે પલાણ નાખી તૈયાર કરેલા ઘોડા ઉપર બેઠો;[૭૧-૭૨] અને વ્રતના પ્રભાવથી જલદી પોતાના શહેરમાં આવી પહોંચ્યો. રાજા કે જે પૃથ્વીનો ઇંદ્ર હતો, તેને આવતો જોઇ શહેરના લોકો વાજાં વગાડી ઉત્સવ કરવા લાગ્યા. જેને ચાલતી પતાકારૂપી હાથ છે, જેને કલશરૂપી મુકુટ છે અને જેને છત્રની ઘુઘરીરૂપી ઝાંઝરનો ઝમકારો છે એવું નગર રાજાના આવવાથી નાચતું હોયની શું, તેમ શોભતું હતું. રાજાને જોવાની ઉત્કંઠાથી કોઇ સ્ત્રી દોડી; તે જાણે મોતી નીચે પડવાથી સાથીઓ પૂરતી હોયની, તેમ જણાતી હતી. કોઇ સ્ત્રી છુટા કેશ મૂકીને દોડી, કોઇ સ્ત્રી એક આંખમાં કાજળ આંજી અને બીજી આંખ કાજળ વિનાની રાખી રાજાને જોવા દોડી.[૭૩-૭૬] કોઇ સ્ત્રી નિતંબ મોટા છતાં પણ દોડી અને કોઇ સ્ત્રી સ્તન મોટા છતાં પણ રાજાને જોવા દોડી. ભુંજેલ શાળવડે શહેરની સ્ત્રીઓના વધાવવાથી જેનું શરીર પૂર્ણ થયેલું છે એવો રાજા બટુકની સાથે દરવાજામાં ગયો, અને ત્યાં ઘોડા ઉપરથી ઉતરી, બટુકનો હાથ ઝાલી ચોલદેવીના મહેલમાં ગયો. તે રાજાના હાથમાં દોરો જોઇ, રાણીએ મનમાં વિચાર કર્યો કે, 'આ રાજા શિકારનું બહાનું કરી, બીજી પ્રિયાની પાસે ગયો હતો.[૭૭-૮૦] અને તે સ્ત્રીએ જ સૌભાગ્ય માટે રાજાના હાથમાં આ દોરો બાંધ્યો છે; ને મને જોવા માટે આ બટુકને સાથે મોકલેલો છે, એમાં સંશય નથી.'[૮૧] એવી શંકા મનમાં આવી તેથી કોપાયમાન થયેલી રાણીએ દુર્ભાગ્યને લીધે, રાજાના હાથનો દોરો તોડી પોતાના* સૌભાગ્યની તથા સુખની સાથે પૃથ્વી ઉપર નાંખી દીધો.[૮૨] આ વાતની રાજાને ખબર રહી નહીં; કારણ કે તે નાના નાના (માંડલિક) રાજા, દીવાન અને બીજા નોકરોને વનમાં થયેલી હકીકત કહેતો હતો.[૮૩] જે વખતે રાણીએ દોરો પૃથ્વી ઉપર ફેંક્યો, તે વખતે ચિલ્લદેવી રાણીની દાસી ત્યાં જોવા આવી હતી. તેણે પેલો દોરો ઉપાડી વ્રતનો પ્રકાર બટુકને પૂછી પોતાની રાણીને કહ્યો, ત્યારે ચિલ્લદેવી રાણીએ, તે નૂતન બટુકને બોલાવી, મહાલક્ષ્મીનું વ્રત કર્યું.[૮૪-૮૫] વર્ષ પૂરું થયા પછી લક્ષ્મીપૂજાને દિવસે ચિલ્લદેવીના ઘરમાં નૃત્ય, ગાન અને વાદિંત્રોના શબ્દો થવા લાગ્યા. તે રાજાના સાંભળવામાં આવ્યા; તેથી તેણે નૂતન બટુકને કહ્યું કે, 'અહહ (હાય હાય)! આજ મહાલક્ષ્મીનો દિવસ છે, તો તેના વ્રતનો દોરો ક્યાં?'[૮૬-૮૭] એવી રીતે રાજાએ પૂછવાથી જેવી રીતે દોરો તૂટ્યો હતો, તે વાત બટુકે કહી સંભળાવી. તે સાંભળી રાજા ચોલદેવી ઉપર ઘણો કોપાયમાન થયો.[૮૮] અને 'આજ હું ચિલ્લદેવીને ઘેર મહાલક્ષ્મીનું પૂજન કરીશ,' એમ કહી બટુકના હાથનો ટેકો લઇ, દેવીની પૂજા માટે, તે ચિલ્લદેવી રાણીને ઘેર ગયો.[૮૯-૯૦]

अत्रांतरे महालक्ष्मीर्वृद्धारूपं विधाय च । जिज्ञासार्थं गृहं तस्याश्चोलदेव्याः समागता ॥९१॥ गच्छगच्छाद्य दुष्टे किमिहागत्य करोषि मे । तया दुराशयाऽत्यर्थं लक्ष्मीः साप्यवमानिता ॥९२॥ चोलदेवीं शशापाथ महालक्ष्मीरतिक्रुधा । कोलास्या भव दुष्टे त्वं यतोऽहमवमानिता ॥ ९३ ॥ चोलदेवी श्रियः शापात्कोलास्या तत्र साऽभवत् । कोलापुरमिति ख्यातं क्षितौ तन्मंगलं पुरम् ॥ ९४ ॥ अथायाता महालक्ष्मीश्चिल्लदेवीनिकेतनम् । बहुधा चिल्लदेव्या सा लक्ष्मीः संमानिताऽर्चिता ॥ ९५ ॥ वृद्धारूपं परित्यज्य प्रत्यक्षा साऽभवत्तदा । पंचोपचारपूजाभिः श्रियं राज्ञी ततोऽर्चयत् ॥९६॥ अतितुष्टा ततो लक्ष्मीश्चिल्लदेवीमुवाच ह । लक्ष्मीरुवाच—अर्चनात्ते प्रसन्नाऽस्मि चिल्लदेवि वरं वृणु ॥ ९७ ॥ वव्रे वरं ततो राज्ञी चिल्लदेवी शुभाशया । चिल्लदेव्युवाच । ये करिष्यंति ते देवि व्रतमेतत्सुरेश्वरि ॥ ९८ ॥ तद्वेश्म न त्वया त्याज्यं यावच्चंद्रदिवाकरौ । अद्यारभ्य कथा ह्येषा भूपसंबंधिनी तु या ॥ ९९ ॥ ख्यातिं यातु क्षितौ देवि भक्तिर्भवतु मे त्वयि । सद्भावेन कथामेतां ये श्रृण्वंति पठंति च ॥ १०० ॥ तेषां च वांछितं सर्वं त्वया देयं सदैव हि । तथेत्युक्त्वा महालक्ष्मीस्तत्रैवांतरधीयत ॥ १ ॥ अथ मंगलभूपालस्तत्रागत्य श्रियोऽर्चनम् । चक्रे परमया भक्त्या चिल्लदेव्या समन्वितः ॥ २ ॥

આ સમે મહાલક્ષ્મી ડોસીનું રૂપ લઇ ચોલદેવીની પરીક્ષા માટે તેને ત્યાં આવ્યાં.[૯૧] ત્યારે 'હે દુષ્ટે! જા જા, અહીં મારે ઘેર આવીને શું કરીશ.' એવી રીતે દુષ્ટ મનવાળી એ રાણીએ લક્ષ્મીનો બહુ તિરસ્કાર કર્યો.[૯૨] ત્યારે કોપાયમાન થયેલાં દેવીએ, 'હે દુષ્ટે! તેં મારો

* આ દોરો નાંખી દેવાથી રાણીને દુઃખ પડશે. માટે જેમ રાણીએ દોરો ફેંકી દીધો તેમ પોતાનું સારું ભાગ્ય તથા સુખ પણ ફેંકી દીધું.

તિરસ્કાર કર્યો, માટે તારું મુખ વરાહના જેવું થશે' એવો તેને શાપ આપ્યો.[૯૩] તેથી ચોલદેવીનું મુખ વરાહના જેવું થઈ ગયું. માટે જ એ રાજાનું શહેર 'કોલાપુર' એ નામથી પૃથ્વીમાં પ્રસિદ્ધ થયું છે.[૯૪] હવે મહાલક્ષ્મી ચિલ્લદેવીને ઘેર આવ્યાં. ત્યારે તે રાણીએ પૂજા કરી દેવીનો બહુ સત્કાર કર્યો;[૯૫] એટલે ડોસીનું રૂપ તજી સાક્ષાત્ પોતાનું સ્વરૂપ બતાવ્યું. ત્યારે પણ રાણીએ પંચોપચારવડે મહાલક્ષ્મીની પૂજા કરી, તેથી અત્યંત પ્રસન્ન થયેલાં દેવી, રાણીને કહેવા લાગ્યાં. લક્ષ્મી કહે છે-હે ચિલ્લદેવિ ! તારી પૂજાથી હું પ્રસન્ન થઈ છું, માગ માગ, જે માગે તે આપું.[૯૬-૯૭] એ સાંભળી ચિલ્લદેવીએ વરદાન માગ્યું કે 'હે દેવિ ! હે સુરેશ્વરિ ! જે મનુષ્યો આ તમારું વ્રત કરે, તેના ઘરમાં તમારે યાવચ્ચંદ્રદિવાકર રહેવું; આ રાજાની કથા આજથી પૃથ્વીમાં પ્રસિદ્ધ થાઓ, તમારામાં મારી ભક્તિ થાઓ, અને હે દેવિ ! જે મનુષ્યો ભક્તિથી આ કથાનો પાઠ કરે અથવા સાંભળે, તેઓના મનોરથો નિત્ય તમારે પૂર્ણ કરવા.' તે સાંભળી 'તથાસ્તુ,' એટલું કહી મહાલક્ષ્મી ત્યાં જ અદૃશ્ય થઈ ગયાં.[૯૮-૧૦૧] પછી મંગલ રાજા ત્યાં આવ્યો અને ચિલ્લદેવીની સાથે પરમભક્તિથી મહાલક્ષ્મીનું પૂજન કર્યું.[૨]

अथर्ष्यया दुराचारा चिल्लदेवीगृहं प्रति । चोलदेवी समायाता द्वारस्थैर्वारिता जनैः ॥ ३ ॥ ततो जगाम विपिनं यत्रासीदंगिरामुनिः। अथालोक्याद्भुताकारां ज्ञानदृष्ट्या विचिंत्य ताम् ॥ ४ ॥ मुनिस्तु श्रीव्रतं दिव्यं चोलदेवीमकारयत् । व्रते कृतेऽथ संजाता चोलदेवी महायशाः ॥५॥ दाक्षिण्यकेलिलीलाभिर्लावण्यैकनिकेतनम् । ततः कदाचिदागत्य वनमाखेटके नृपः ॥ ६ ॥ मुनेर्वेश्मनि राजा तां ददर्श वामलोचनाम् । अथ राजा मुनिं प्राह केयं धन्येति कथ्यताम् ॥ ७ ॥ तद्वृत्तांतं समाख्याय राज्ञे तां प्रददौ मुनिः । अथागत्य निजं राज्यं चोलदेवीसमन्वितः ॥ ८ ॥ चिल्लदेव्या च सहितो बुभुजे मंगलो नृपः । चिल्लदेवी वरं चक्रे चोलदेवी समागमम् ॥ ९ ॥ समुद्रस्य यथा गंगायमुने संगते सदा । तथा मंगलभूपस्य जाते ते वामलोचने ॥ १० ॥ परस्पराधिके ते तु प्रिये राज्ञो बभूवतुः । चिल्लदेव्या समं सोऽथ चोलदेव्या सहाखिलाम् ॥ ११ ॥ सप्तद्वीपवतीं पृथ्वीं बुभुजे मंगलो नृपः । व्रतस्यास्यैव सामर्थ्याद्बटुकः सोऽपि नूतनः ॥ १२ ॥ अभून्मंगलभूपस्य मंत्री तव यथा गुरुः । भुक्त्वाथ सकलान् भोगान् मंगलो भूभुजां वरः ॥ १३ ॥ स पुनः स्वर्गमेत्याभून्नक्षत्रं विष्णुदैवतम् ॥

હવે દુષ્ટ મનવાળી અને દ્વેષ કરનારી પેલી ચોલદેવી, ચિલ્લદેવીને ઘેર આવી. ત્યારે તેને દરવાજા ઉપરથી પહેરેગીરોએ પાછી વાળી. તેથી તે જ્યાં અંગિરા મુનિ રહેતા હતા તે વનમાં ગઈ. આશ્રમમાં આવેલી અને વિલક્ષણ આકારવાળી તે રાણીને જોઈ મુનિએ ધ્યાન કરી જોયું તો જે હકીકત બનેલી હતી, તે જ્ઞાનદૃષ્ટિથી જાણી લીધી.[૩-૪] તેથી ચોલદેવી પાસે મહાલક્ષ્મીનું વ્રત કરાવ્યું. એ વ્રતના પ્રભાવથી રાણીનાં ચાતુર્ય, રૂપ અને યશ વધ્યાં. હવે કોઈ એક દિવસે રાજા મૃગયા કરવા તે વનમાં ગયો,[૫-૬] અને મુનિના આશ્રમમાં ગયો, ત્યારે તે સ્ત્રી તેના જોવામાં આવી. રાજાએ 'આ ભાગ્યવતી સ્ત્રી કોણ છે?' એમ મુનિને પૂછ્યું,[૭] એટલે બનેલી હકીકત રાજાને કહી, મુનિએ તે રાણી તેને આપી. પછી એ રાણીની સાથે પોતાના શહેરમાં આવી સુખથી તે રાજા રાજ્ય ભોગવવા લાગ્યો. હવે ચિલ્લદેવી અને ચોલદેવી બન્ને રાણી હળીમળી, જેમ ગંગા અને યમુના સમુદ્રની પાસે રહે, તેમ મંગલરાજાની પાસે નિરંતર રહેવા લાગી.[૧૦૮-૧૧૦] તેથી એ બંનેની ઉપર રાજાનો પ્યાર વધ્યો. મંગળરાજા આ વ્રતના પ્રભાવથી સાત દ્વીપવાળી પૃથિવીનો પતિ થઈ, બન્ને રાણીઓ સાથે સુખ ભોગવવા લાગ્યો; અને પેલો નૂતન બટુક તેનો મંત્રી થયો. જેમ બૃહસ્પતિ તમારા ગુરુ છે, તેમ તે તેનો હતો. એ રાજા આ લોકમાં સઘળા ભોગ ભોગવી અંતે સ્વર્ગમાં જઈ, જેના દેવ વિષ્ણુ છે, એવું (શ્રવણ) નક્ષત્ર થયો છે.[૧૧-૧૩]

नारद उवाच-एतत्ते कथितं शक्र व्रतानामुत्तमं व्रतम्॥१४॥ यत्कथाश्रवणेनापि लभते वांछितं फलम् । प्रयागमिव तीर्थेषु देवेषु भगवानिव॥१५॥ नदीषु च यथा गंगा व्रतेष्वेतेषु तद्व्रतम् । धर्मं चार्थं च कामं च मोक्षं च यदि वांच्छसि ॥ १६ ॥ तर्हीदं च व्रतं शक्र कुरु श्रद्धासमन्वितः । धनं धान्यं धरां धर्मं कीर्तिमायुर्यशः श्रियम् । तुरंगान्दंतिनः पुत्रान्महालक्ष्मीः प्रयच्छति ॥ १७ ॥ श्रीकृष्ण उवाच-व्रतमिदमथ चक्रे नारदेनोपदिष्टं सुरपतिरपि यस्माद्वांच्छितार्थं स लेभे । त्वमपि कुरु तथैतद्धर्मसूनो यथा स्यादभिमतफलसिद्धिः पुत्रपौत्राभिवृद्धिः ॥ १८ ॥ इति श्रीभविष्यो० महालक्ष्मीव्रतकथा संपूर्णा ।

નારદ કહે છે-હે ઇંદ્ર ! મહાલક્ષ્મીનું વ્રત, કે જે સઘળા વ્રતોમાં ઉત્તમ છે તે મેં તને કહી સંભળાવ્યું છે.[૧૪] તેની કથા સાંભળવાથી પણ વાંછિત ફળ મળે છે. જેમ તીર્થોમાં પ્રયાગ ઉત્તમ છે, દેવોમાં નારાયણ ઉત્તમ છે[૧૫] અને નદીઓમાં ગંગા ઉત્તમ છે, તેમ સઘળાં વ્રતોમાં આ વ્રત ઉત્તમ છે. હે ઇંદ્ર ! જો ધર્મ, અર્થ, કામ અને મોક્ષની ઇચ્છા હોય તો શ્રદ્ધાથી આ વ્રત કરો. આ વ્રત કરવાથી મહાલક્ષ્મી, ધન, ધાન્ય, પૃથિવી, ધર્મ, કીર્તિ, આયુષ્ય, યશ, લક્ષ્મી, હાથી, ઘોડા અને પુત્રો આપે છે.[૧૬-૧૭] શ્રીકૃષ્ણ કહે છે-હે યુધિષ્ઠિર ! પછી નારદના કહેવા પ્રમાણે ઇંદ્રે એ વ્રત કર્યું, તેથી તેનું ધારેલું કામ પાર પડ્યું. તેમ જ તમે પણ એ વ્રત કરો, જેથી

મનોરથ પૂર્ણ થાય અને પુત્ર પૌત્ર વગેરેની વૃદ્ધિ થાય.[૧૮] એવી રીતે **ભવિષ્યોત્તરપુરાણમાં** મહાલક્ષ્મીવ્રતની કથા કહેલી છે.

## ૮ મહાષ્ટમી

अथ आश्विनशुक्लाष्टमीमहाष्टमी । तत्राष्टम्यां भद्रकाली दक्षयज्ञविनाशिनी । प्रादुर्भूता महाघोरा योगिनीकोटि- भिर्वृता । इयं च सप्तमीविद्धा न कार्या ॥ १ ॥ तदुक्तं देवीपुराणे–सप्तमीवेधसंयुक्ता यैः कृता तु महाष्टमी । पुत्र- दारधनैर्हीना भ्रमंतीह पिशाचवत् ॥ २ ॥ शरज्जन्माष्टमी पूज्या नवमीसंयुता सदा । सप्तमीसंयुता नित्यं शोकसंता- पकारिणी ॥ ३ ॥ जंभेन सप्तमीयुक्ता पूजिता च महाष्टमी । इंद्रेण निहतो जंभस्तस्यां दानवपुंगवः ॥ ४ ॥ तस्मात्सर्व- प्रयत्नेन सप्तमीसहिताऽष्टमी । वर्जनीया च सततं मनुष्यैः शुभकांक्षिभिः ॥५॥ सप्तमी कलया यत्र परतश्चाष्टमी तथा । तेन शल्यमिदं प्रोक्तं पुत्रपौत्रक्षयप्रदम् ॥६॥ पुत्रान्हंति पशू- न्हन्ति राष्ट्रं हंति सराजकम् । हंति जानपदांश्चापि सप्तमी- सहिताष्टमी ॥ ७ ॥ शुक्लपक्षेऽष्टमी चैव शुक्लपक्षे चतुर्दशी । पूर्वविद्धा न कर्तव्या कर्तव्या परसंयुता ॥ ८ ॥ अत्र त्रिमु- हूर्तन्यूनापि सप्तमी वर्जनप्रयोजिका, नतु त्रिमुहूर्तैव । सप्त- मीस्वल्पसंयुक्ता वर्जनीया सदाष्टमी ॥ ९ ॥ स्तोकापि सा तिथिः पुण्या यस्यां सूर्योदयो भवेत् । नवमीयुक्ताया अ- लाभे तु सप्तमीयुतैव कार्या ॥ १० ॥ उपवासं महाष्टम्यां पुत्रवान्न समाचरेत् । सप्तशत्यास्तु पाठेन तोषयेज्जग- दंबिकाम् ॥ ११ ॥

આશો શુદિ અષ્ટમી તે મહાષ્ટમી કહેવાય છે. 'આ અષ્ટમીને દિવસે ભદ્રકાલી કે જેણે દક્ષના યજ્ઞનો નાશ કર્યો હતો અને જે મહાભયંકર હતાં, તે કરોડો યોગિની સાથે પ્રકટ થયાં છે.' આ અષ્ટમી સપ્તમીના યોગવાળી લેવી નહીં.[૧] તે વિષે **દેવીપુરાણમાં** કહેલું છે:–'જે માણસો સપ્તમીના વેધવાળી મહાષ્ટમીનું વ્રત કરે છે તે સ્ત્રી, પુત્ર અને ધનથી હીન થઈ પિશાચની પેઠે આ લોકમાં ફરે છે.[૨] શરદ્ઋતુ એટલે આશો માસની અષ્ટમી જો નવમીના યોગવાળી હોય તો ઉત્તમ કહેવાય છે, અને સપ્તમીના યોગવાળી અષ્ટમી શોક તથા સંતાપ કરનારી છે.[૩] જંભદૈત્યે સપ્તમીના યોગવાળી મહાષ્ટમીની પૂજા કરી હતી, તેથી તેને તે જ અષ્ટમીને દિવસે ઇંદ્રે માર્યો હતો.[૪] એટલા માટે શુભ ઇચ્છનારા મનુષ્યે સપ્તમીના યોગવાળી અષ્ટમીનો હમેશાં ત્યાગ કરવો.[૫] એક કળા માત્ર પણ સપ્તમી હોય અને તે ઉપરાંત અષ્ટમી આવે તો શલ્યયોગ કહેવાય છે.[૬] તેમાં વ્રત કરવાથી પુત્ર પૌત્રનો નાશ થાય છે. સપ્તમીના યોગવાળી અષ્ટમી પુત્રને, પશુને, રાજ્યને, રાજાને તથા પ્રજાને હણે છે.[૭] શુક્લપક્ષની અષ્ટમી ને ચતુર્દશી એ બેય તિથિ પૂર્વતિથિના યોગવાળી કરવી નહીં, પણ પરતિથિના યોગવાળી કરવી.[૮] આ વ્રતમાં સપ્તમી ૭ ઘડી હોય તો તેનો જ ત્યાગ કરવો એમ નહીં, પણ ૭ ઘડીથી કમતી હોય તોપણ સપ્તમીનો ત્યાગ કરવો.[૯] કારણ કે 'સપ્તમીના થોડા યોગવાળી અષ્ટમીનો પણ ત્યાગ કરવો; કેમકે જે અષ્ટમીમાં સૂર્યોદય થાય તે થોડી હોય તોપણ પૂજ્ય છે,' એવું પ્રમાણ છે.[૧૦] જો નવમીના યોગવાળી અષ્ટમી ન મળતી હોય અને સપ્તમીના યોગવાળી મળતી હોય તો તેમાં જ વ્રત કરવું. જેને પુત્ર હોય તેણે મહાષ્ટમીને દિવસે ઉપવાસ કરવો નહીં, પણ ચંડીના પાઠથી દેવીને પ્રસન્ન કરવાં.[૧૧]

## ૯ અશોકાષ્ટમીવ્રત

अथ आश्विनकृष्णाष्टम्यामशोकाष्टमीव्रतम् । हेमाद्रावा- दित्यपुराणे–अष्टमीषु च सर्वासु पूजनीया ह्यशोकिका । गंधमाल्यनमस्कारधूपदीपैश्च सर्वदा ॥ १ ॥ तस्मिन्नहनि या भुंक्ते नक्तमिंदुविवर्जिते । भवत्यथ विशोका सा यत्र यत्रा- भिजायते ॥२॥ अष्टमीषु च सर्वासु न चेच्छक्नोति वै मुने । प्रोष्ठपद्यामतीतायां भवेत्कृष्णाष्टमी तु या । तत्र कार्यं व्रतं त्वेतत्सर्वकामफलप्रदम् ॥ ३ ॥ इत्यशोकाष्टमी ।

આશો વદિ અષ્ટમીને દિવસે અશોકાષ્ટમી વ્રત કહેલું છે. હેમાદ્રિ તથા આદિત્યપુરાણમાં કહ્યું છે કે:–'સઘળી અષ્ટમીઓમાં અશોકાષ્ટમીની ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને નમસ્કારથી પૂજા કરવી.[૧] અશોકાષ્ટમીને દિવસે, રાતે ભોજન કરે, તે જ્યાં જ્યાં જન્મે ત્યાં ત્યાં શોકરહિત થાય છે.[૨] હે મુને! સઘળી અષ્ટમીના વ્રત કરવાનું સામર્થ્ય ન હોય તો ભાદરવાવદિ અષ્ટમી ગયા પછી જે વદિ અષ્ટમી આવે, તે દિવસે એટલે આશો વદિ અષ્ટમીને દિવસે અશોકાષ્ટમીનું વ્રત કરવું, તેથી સઘળી કામના સિદ્ધ થાય છે.[૩] એ પ્રમાણે અશોકાષ્ટમીવ્રત કહેલું છે.

## ૧૦ કાલભૈરવાષ્ટમી

अथ मार्गशीर्षकृष्णाष्टमी कालभैरवाष्टमी । सा च रात्रिव्यापिनी ग्राह्या । मार्गशीर्षासिताष्टम्यां कालभैरव- सन्निधौ । उपोष्य जागरं कुर्वन्सर्वपापैः प्रमुच्यते–इति काशीखंडाद्रात्रिव्रतत्वावगतेः॥ १ ॥ रुद्रव्रतेषु सर्वेषु कर्तव्या संमुखी तिथिरिति ब्रह्मवैवर्ताच्च । दिनद्वयेऽज्ञातो रात्रिव्या- प्तावुत्तरैव । भैरवोत्पत्तेः प्रदोषकालीनत्वादिति केचित् ॥२॥ तन्न । शिवरहस्ये मध्याह्ने भैरवोत्पत्तेः श्रवणात् । तथा च तत्रैव–नित्ययात्रादिकं कृत्वा मध्याह्ने संस्थिते रवा- वित्युपक्रम्य ब्रह्मणा रुद्रेऽवज्ञाते उक्तम् । तदोग्ररूपादनघा- न्मत्तः श्रीकालभैरवः । आविरासीत्तदा लोकान्भीषयन्न- खिलानपीति ॥ ३ ॥ अत्र कालभैरवपूजोक्ता काशीखंडे– कृत्वा च विविधां पूजां महासंभारविस्तरैः । नरो मार्गा- सिताष्टम्यां वार्षिकं विघ्नमुत्सृजेत् । तथा पितृतर्पणमपि

तत्रैवोक्तम् । तीर्थे कालोदके स्नात्वा तर्पणं विधिपूर्वकम् ।
विलोक्य कालराजानं निरयादुद्धरेत्पितॄन् ॥ ४ ॥

માર્ગશીર્ષ વદિ અષ્ટમી તે કાલભૈરવાષ્ટમી કહેવાય છે. એ અષ્ટમી રાત્રિના ભાગની લેવી. કારણ કે, 'માર્ગશીર્ષ વદિ આઠમને દિવસે ઉપવાસ કરી, કાલભૈરવની પાસે જાગરણ કરવાથી સઘળાં પાપ દૂર થાય છે,' એવી રીતનાં કાશીખંડનાં વચનથી રાત્રિવ્રત જણાય છે;[१] અને 'રુદ્રનાં સઘળાં વ્રતોમાં સંમુખી ( રાત્રિના ભાગની ) તિથિ લેવી,' એવું બ્રહ્મવૈવર્ત પુરાણનું વચન છે. 'પહેલે તથા બીજે દિવસે રાત્રિના ભાગની અંશ જેટલી અષ્ટમી હોય તો બીજી જ અષ્ટમી લેવી. કારણ કે ભૈરવનાથની ઉત્પત્તિ સંધ્યા વખતે છે,' એમ કેટલાક કહે છે તે યોગ્ય નથી;[२] કેમકે શિવરહસ્યમાં મધ્યાહ્ન વખતે ભૈરવનાથની ઉત્પત્તિ કહેલી છે. શિવરહસ્યમાં જ-'નિત્ય યાત્રા વગેરે કર્યા પછી, મધ્યાહ્ન વખત થયો ત્યારે,' એ વાત શરુ કરી, બ્રહ્માએ રુદ્રનો અનાદર કર્યો ત્યારે કહેલું છે કે, 'ત્યારે ઉગ્ર રૂપવાળા મહાદેવમાંથી મદોન્મત્ત કાલભૈરવ પ્રગટ થયો, કે જે સઘળા લોકને ડરાવતો હતો.'[३] આ અષ્ટમીને દિવસે કાલભૈરવની પૂજા કરવી, એમ કાશીખંડમાં કહેલું છેઃ-'માગશર વદિ અષ્ટમીને દિવસે મોટા વૈભવથી કાલભૈરવની પૂજા કરવાથી એક વર્ષનાં વિઘ્નો દૂર થાય છે.' તે દિવસે પિતૃતર્પણ પણ કાશીખંડમાંજ કહેલું છેઃ-'કાલોદક તીર્થના જળમાં સ્નાન કરી, વિધિથી તર્પણ કરી, કાલભૈરવનાં દર્શન કરવાથી પિતૃની નરકમાંથી મુક્તિ થાય છે.'[४]

## કાલભૈરવાષ્ટમીવ્રતની કથા

अथ कृष्णाष्टमीव्रतकथा ॥ सूत उवाच-व्रतानि च प्रवक्ष्यामि शृणुध्वं मुनिपुंगवाः । तत्र कृष्णाष्टमी पुण्या सर्वपापप्रणाशिनी ॥ १ ॥ विष्णुत्वं प्राप्तवान् विष्णुः सुरेशत्वं शचीपतिः । कुबेरो यक्षराजत्वं नियंतृत्वं यमः स्वयम् ॥ २ ॥ चंद्रश्चंद्रत्वमापन्नो गणेशत्वं गणाधिपः । स्कंदः सेनापतित्वं च तथा चान्ये गणेश्वराः ॥ ३ ॥ कृत्वा चैश्वर्यमापन्नाः सौभाग्यं देववल्लभाः । व्रतस्यास्य प्रभावेण लक्ष्म्याः पतिरभूद्धरिः ॥ ४ ॥ ययातिः सार्वभौमत्वं तथा चान्ये नृपोत्तमाः । ऋषयो मुनयः सिद्धगंधर्वाणां च कन्यकाः ॥५॥ कृत्वा वै परमां सिद्धिं प्राप्ताश्च मुनिपुंगवाः। नंदीश्वरेण यत्प्रोक्तं नारदाय महात्मने ॥६॥ कृष्णाष्टमीव्रतं श्रेष्ठं सर्वकामफलप्रदम् । मेरोर्यद्दक्षिणं शृंगं सुरासुरनमस्कृतम् ॥ ७ ॥ तत्र नंदीश्वरं दृष्ट्वा सर्वज्ञं शंभुवल्लभम् । उपास्यमानं मुनिभिः स्तूयमानं मरुद्गणैः ॥ ८ ॥ सर्वानुग्रहकर्तारं स्तुत्वा तु विविधैः स्तवैः । अब्रवीत्प्रणिपत्याथ दंडवन्नारदो मुनिः ॥ ९ ॥

સૂત કહે છે-હે મુનિશ્રેષ્ઠો ! હવે એ વ્રતની કથા કહું છું તે સાંભળો. સર્વ વ્રતોમાં માગશર વદિ અષ્ટમીનું વ્રત પુણ્યકારક અને સઘળાં પાપોનો નાશ કરનાર છે.[१] એ વ્રતના પ્રભાવથી વિષ્ણુને વિષ્ણુની પદવી મળેલી છે, ઇંદ્રને ઇંદ્રપણું મળ્યું છે, કુબેર યક્ષોનો રાજા થયા છે, યમ સઘળાને નિયમમાં રાખનાર થયેલા છે.[२] ચંદ્ર સઘળાને આનંદ કરે છે, ગણપતિ ગણોના અધિપતિ થયા છે, કાર્તિકસ્વામી સૈનાપતિ થયા છે અને બીજા પણ કેટલાક આ વ્રત કરી મોટાં ઐશ્વર્યને પામ્યા છે અને અપ્સરાઓ સૌભાગ્યને પામી છે. આ જ વ્રતના પ્રભાવથી નારાયણ લક્ષ્મીના પતિ થયા.[३-४] યયાતિ ચક્રવર્તી રાજા થયો ને બીજા પણ કેટલાક રાજાઓને ઉંચી પદવી મળી છે. તેમ જ આ વ્રત કરવાથી ઋષિ, મુનિ, સિદ્ધ અને ગંધર્વની કન્યાઓ એ સર્વે પરમ સિદ્ધિને પામ્યાં છે. આ કૃષ્ણાષ્ટમીનું શ્રેષ્ઠવ્રત, જે સર્વ કામના પૂરનાર છે, તે નંદીશ્વરે મહાત્મા નારદની પાસે કહેલું છે. ( એક સમયે ) દેવ અને દૈત્યો જેને નમસ્કાર કરે છે, એવા મેરુ પર્વતના દક્ષિણ શિખર ઉપર નંદીશ્વર બેઠા હતા, એ નંદી સર્વજ્ઞ અને શંકરને પ્રિય છે. મુનિઓ અને દેવતાઓ તેની સ્તુતિ કરે છે અને સર્વની ઉપર અનુગ્રહ કરનાર છે. એવા નંદીશ્વરને જોઈ, સ્તુતિ કરી દંડવત્ પ્રણામ કરી નારદ મુનિ કહેવા લાગ્યા.[५-९]

नारद उवाच-भगवन् सर्वतत्त्वज्ञ सर्वेषामभयप्रद । केन व्रतेन भगवंस्तपोवृद्धिः प्रजायते ॥ १० ॥ सौभाग्यं कांतिरैश्वर्यमपत्यं च यशस्तथा। शाश्वती मुक्तिरंते च कर्मपाशविमोचनी ॥११॥ भगवंस्तद्व्रतं ब्रूहि कारुण्याच्छंकरप्रिय। नंदिकेश्वर उवाच-कृष्णाष्टमीव्रतं श्रेष्ठमस्ति नारद तच्छृणु ॥ १२ ॥ गणेशत्वं मया लब्धं येन पुण्येन भो मुने। मासि मार्गशिरे प्राप्ते कृष्णाष्टम्यां जितेंद्रियः ॥ १३ ॥ अश्वत्थस्य च काष्ठेन कृत्वा वै दंतधावनम् । स्नानं कृत्वा तु विधिवत्तर्पणं चैव नारद ॥ १४ ॥ आगत्य भवनं चैव पूजयेच्छंकरं प्रभुम् । गोमूत्रं प्राश्य विधिवदुपवासी भवेन्निशि ॥१५ ॥ अतिरात्रस्य यज्ञस्य फलं चाष्टगुणं लभेत् । सर्पिषः प्राशनं पौषे दंतकाष्ठं च तत्स्मृतम् ॥ १६ ॥ पूजयेच्छंभुनामानं भगवंतं महेश्वरम् । वाजपेयाष्टकं पुण्यं प्राप्नोति श्रद्धयान्वितः ॥ १७ ॥ माघे वटस्य काष्ठं च गोक्षीरप्राशनं स्मृतम् । महेश्वरं सुसंपूज्य गोमेधाष्टगुणं फलम् ॥ १८ ॥ फाल्गुने दंतकाष्ठं तत् सर्पिषः प्राशनं स्मृतम् । संपूजयेन्महादेवं राजसूयाष्टकं फलम् ॥ १९ ॥ काष्ठमौदुंबरं चैत्रे प्राशने भर्जिता यवाः । पूजयेच्छंभुनामानमश्वमेधफलं लभेत् ॥ २० ॥

નારદ બોલ્યા-હે ભગવન્ ! હે સર્વ તત્ત્વ જાણનાર ! હે સર્વને અભય આપનાર ! કયા વ્રતથી તપની વૃદ્ધિ થાય છે.[१०] હે શંકરને પ્રિય ! સૌભાગ્ય, કાંતિ, ઐશ્વર્ય, સન્તાન, યશ અને અંતે સઘળા પાશને દૂર કરનારી મુક્તિ મળે, તે આપ કૃપા કરી કહો.

નંદીશ્વર કહે છે—હે નારદ ! કૃષ્ણાષ્ટમીનું ઉત્તમ વ્રત છે, તે સાંભળો.[૧૧-૧૨] હે મુને ! એ જ વ્રતના પ્રભાવથી હું ગણુનો અધિપતિ થયો છું. માર્ગશીર્ષ વદિ અષ્ટમીને દિવસે જિતેંદ્રિય રહેવું.[૧૩] હે નારદ ! પીંપળાનું દાતણ કરી, વિધિથી સ્નાન કરી તર્પણ કરવું.[૧૪] પછી ઘેર આવી શંકર ભગવાનની પૂજા કરવી, વિધિપૂર્વક ઉપવાસ કરવો અને રાતે ગોમૂત્રનું પ્રાશન (પાન) કરવું.[૧૫] તેથી આઠ અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે. પૌષ માસમાં પીંપળાનું દાતણ કરવું, ઘીનું પ્રાશન કરવું અને શંભુ નામના મહાદેવની શ્રદ્ધાથી પૂજા કરવી, તેથી આઠ વાજપેય યજ્ઞનું ફળ મળે છે.[૧૬-૧૭] માઘ માસમાં વડનું દાતણ કરવું, ગાયનું દૂધ પીવું અને મહેશ્વર નામના મહાદેવની પૂજા કરવી, તેથી આઠ ગોમેધનું ફળ મળે છે.[૧૮] ફાલ્ગુન માસમાં વડનું દાતણ કરવું, ઘીનું પ્રાશન કરવું અને મહાદેવ નામના શંકરની પૂજા કરવી, તેથી આઠ રાજસૂય યજ્ઞનું ફળ મળે છે.[૧૯] ચૈત્ર માસમાં ઉંબરાનું દાતણ કરવું, સેકેલા જવ ખાવા અને શંભુ નામના શંકરની પૂજા કરવી, તેથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૨૦]

शिवं संपूज्य वैशाखे पीत्वा चैव कुशोदकम् । नरमेधाष्टकं पुण्यं प्राप्नोत्येव हि नारद ॥ २१ ॥ ज्येष्ठे प्लाक्षं भवेत्काष्ठं संपूज्य पशुपतिं विभुम् । गवां शृंगोदकं प्राश्य स्वपेद्देवस्य संनिधौ ॥ २२ ॥ गवां कोटिप्रदानस्य यत्फलं तदवाप्नुयात् । आषाढे चोग्रनामानमिष्ट्वा संप्राश्य गोमयम् ॥ २३ ॥ सौत्रामणेस्तु यज्ञस्य फलमष्टगुणं लभेत् । पालाशं श्रावणे काष्ठं शर्वं संपूज्य नारदः ॥ २४ ॥ प्राशयित्वाऽर्कपत्राणि कल्पं शिवपुरे वसेत् । मासे भाद्रपदेऽष्टम्यां त्र्यंबकं संप्रपूजयेत् ॥२५॥ प्राशनं बिल्वपत्रस्य सर्वदीक्षाफलं लभेत् । आश्विने जंबुवृक्षस्य दंतकाष्ठमुदीरितम् ॥ २६ ॥ ईश्वरं पूजयेद्भक्त्या प्राशयेत्तंडुलोदकम् । पौंडरीकस्य यज्ञस्य फलमष्टगुणं लभेत् ॥ २७ ॥ मासे तु कार्तिकेऽष्टम्यामीशानाख्यं प्रपूजयेत् । पंचगव्यं सकृत्पीत्वा अग्निष्टोमफलं लभेत् ॥ २८ ॥ उद्यापनं च वर्षांते प्रकुर्याद्भक्तितत्परः । विरच्य लिङ्गतोभद्रं पूजयेत्सर्वदेवताः ॥ २९ ॥ वितानं तत्र बध्नीयात्पंचवर्णं सुशोभनम् । आचार्यं वरयित्वा च गौर्या रुद्रस्य संयुताम् ॥ ३० ॥ सुवर्णप्रतिमां तत्र वृषभं रजतस्य च । कलशे पूजयित्वा च रात्रौ जागरमाचरेत् ॥ ३१ ॥

વૈશાખ માસમાં ઉંબરાનું દાતણ કરવું, દર્ભનું જળ પીવું અને શિવ નામના મહાદેવની પૂજા કરવી, તેથી આઠ નરમેધ યજ્ઞનું પુણ્ય અવશ્ય થાય છે.[૨૧] જ્યેષ્ઠ માસમાં પીપરનું દાતણ કરવું, ગાયનાં શીંગડાંપર રેડેલું જળ પીવું, પશુપતિ નામના મહાદેવની પૂજા કરવી, અને દેવની પાસે સુવું;[૨૨] તેથી કરોડો ગોદાનનું ફળ મળે છે. આષાઢ માસમાં પીપરનું દાતણ કરવું, ગોમય ( છાણ ) ખાવું અને ઉગ્ર નામના મહાદેવની પૂજા કરવી, તેથી આઠ સૌત્રામણિ યજ્ઞનું ફળ મળે છે. શ્રાવણ માસમાં ખાખરાનું દાતણ કરવું, અર્ક ( આકડા ) નાં પાંદડાં ખાવાં અને શર્વ નામના મહાદેવની પૂજા કરવી તેથી શિવલોકમાં વાસ થાય છે. ભાદરવા માસની અષ્ટમીને દિવસે ખાખરાનું દાતણ કરવું, બીલીનાં પાંદડાં ખાવાં અને ત્ર્યંબક નામના મહાદેવની પૂજા કરવી, તેથી સઘળી દીક્ષાનું ફળ મળે છે. આશો માસમાં જાંબુનું દાતણ કરવું,[૨૩-૨૬] ચોખાનું જલ પીવું અને ઈશ્વર નામના શંકરની ભક્તિથી પૂજા કરવી, તેથી આઠ પૌંડરીક યજ્ઞનું ફળ મળે છે. [૨૭] કાર્તિક માસમાં અષ્ટમીને દિવસે જાંબુનું દાતણ કરવું, એક વખત પંચગવ્ય પીવું અને ઈશાન નામના મહાદેવની પૂજા કરવી, તેથી અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.[૨૮] વર્ષ પૂરું થયે ભક્તિથી ઉદ્યાપન કરવું. લિંગતોભદ્રમંડલ કરીને તેમાં સઘળા દેવોની પૂજા કરવી.[૨૯] પચરંગી ચંદ્રવો બાંધવો, આચાર્યને વરાવવા, શંકર તથા પાર્વતીની સોનાની મૂર્તિ કરાવવી, અને રૂપાંનો પોઠીયો કરાવવો, તેઓની કલશ ઉપર પૂજા કરી, રાત્રિમાં જાગરણ કરવું.[૩૦-૩૧]

प्रभाते च पुनः पूज्यः अग्निस्थापनमाचरेत् । हुनेदष्टशतं चैव तिलद्रव्यं घृतप्लुतम् ॥ ३२ ॥ त्र्यंबकेण च मन्त्रेण गौर्याश्चैव पृथक्पृथक् । वर्षांते भोजयेद्विप्रान् शिवभक्तिसमन्वितान् ॥ ३३ ॥ पायसं घृतसंयुक्तं मधुना च परिप्लुतम् । शक्त्या हिरण्यवासांसि भक्त्या तेभ्यो निवेदयेत् ॥ ३४ ॥ देवाय चापि दद्यत्तं वितानं ध्वजचामरम् । कृष्णां पयस्विनीं गां च सघंटां वाससा युताम् ॥३५॥ सरत्नदोहककक्षीमलंकृत्य च नारद । अलंकारं च वर्णं च दक्षिणां च स्वशक्तितः ॥ ३६ ॥ भक्त्या प्रणम्य विधिवद्दाचार्याय निवेदयेत् । करोत्येवं व्रतं पुण्यं वर्षमेकं निरंतरम् ॥३७॥ महापातकनिर्मुक्तः सर्वैश्वर्यसमन्वितः । कल्पकोटिशतं साग्रं शिवलोके महीयते ॥३८॥ कृष्णाष्टमीव्रतं सम्यक् देवर्षे कथितं मया । यदुक्तं देवदेवेन देव्यै विश्वसृजा पुरा ॥ ३९ ॥ सूत उवाच—एवं नंदीश्वराच्छ्रुत्वा नारदो मुनिपुंगवः । कृष्णाष्टमीव्रतं पुण्यं ययौ बदरिकाश्रमम् ॥ ४० ॥ व्रतस्यास्य प्रभावं यः पठेद्वा शृणुयादपि । स याति परमं स्थानं यत्र देवो महेश्वरः ॥ ४१ ॥ इति श्रीआदित्यपुराणे कृष्णाष्टमीव्रतं नाम एकादशोऽध्यायः । इत्यष्टमीव्रतानि ॥

બીજે દિવસે સવારે ફરીથી પૂજા કરી અગ્નિની સ્થાપના કરવી. તેમાં મહાદેવ અને પાર્વતીના મંત્રો ભણી ઘીવાળા તલથી એકસો આઠ વખત જૂદી જૂદી આહુતિઓ આપવી. પછી શિવભક્ત બ્રાહ્મણોને ઘી અને મધ સહિત દૂધપાકનું ભોજન કરાવી, શક્તિ પ્રમાણે ભક્તિથી સોનું, કપડાં વગેરે આપવાં.[૩૨-૩૪] દેવને પણ દહીં,

અન્ન, ચંદ્રવો, ધજા અને ચામર આપવાં. પછી આચાર્યને ભક્તિથી પ્રણામ કરી ઘંટાવાળી, વસ્ત્રવાળી, અને કપડાં તથા અલંકારોથી શોભાયમાન દુઝણી કાળી ગાય આપવી. તેને દોવા માટે વાસણ આપવું અને શક્તિ અનુસાર દક્ષિણા આપવી. જે પુરુષ એવી રીતે એક વર્ષ સુધી નિરંતર આ વ્રત કરે, તે મહાપાપથી મુક્ત થાય છે, સઘળાં ઐશ્વર્યવાળો થાય છે અને અંતે કરોડો કલ્પ સુધી શિવલોકમાં પૂજાય છે.[૩૫-૩૮] હે નારદ ! પૂર્વે જે વ્રત દેવના દેવ બ્રહ્માએ દેવીને કહ્યું હતું, તે ઉત્તમ કૃષ્ણાષ્ટમીનું વ્રત મેં સારી રીતે તમને કહી સંભળાવ્યું.[૩૯] સૂત કહે છે—એવી રીતે પુણ્યકારક કૃષ્ણાષ્ટમીવ્રત નંદીશ્વરના મુખથી સાંભળી, મુનિશ્રેષ્ઠ નારદ, બદરિકાશ્રમમાં ગયા.[૪૦] જે આ વ્રતનો પ્રભાવ કહે અથવા સાંભળે, તે પરમ પદને પ્રાપ્ત થાય છે, કે જ્યાં મહેશ્વર બીરાજે છે.[૪૧] એવી રીતે આદિત્યપુરાણમાં કૃષ્ણાષ્ટમીવ્રત કહેલું છે.



# નવમીનાં વ્રતો

## ૧ રામનવમીનું વ્રત

### વ્રતનિર્ણય

अथ नवमीव्रतानि लिख्यंते। तत्र चैत्रशुक्लनवम्यां रामनवमीव्रतम्। इदं च परविद्धायां मध्याह्नव्यापिन्यां कार्यम्। तदुक्तमगस्त्यसंहितायाम् ॥ १ ॥ चैत्रशुक्ला तु नवमी पुनर्वसुयुता यदि । सैव मध्याह्नयोगेन महापुण्यतमा भवेत् । दिनद्वये ऋक्षयोगे मध्याह्नव्याप्तावेकदेशव्याप्तौ वा पराऽन्यथा पूर्वा ॥ २ ॥ तदुक्तं तत्रैव । नवमी चाष्टमीविद्धा त्याज्या विष्णुपरायणैः । उपोषणं नवम्यां वै दशम्यां पारणं भवेत् ॥ ३ ॥ तत्रैव–चैत्रमासे नवम्यां तु जातो रामः स्वयं हरिः । पुनर्वस्वृक्षसंयुक्ता सा तिथिः सर्वकामदा ॥ ४ ॥ श्रीरामनवमी प्रोक्ता कोटिसूर्यग्रहाधिका । केवलापि सदोपोष्या नवमीशब्दसंग्रहात् । तस्मात्सर्वात्मना सर्वैः कार्यं वै नवमीव्रतम् ॥ ५ ॥ तत्रैव–चैत्रे नवम्यां प्राक्पक्षे दिवा पुण्ये पुनर्वसौ। उदये गुरुगौरांशे स्वोच्चस्थे ग्रहपंचके । मेषं पूषणि संप्राप्ते लग्ने कर्कटकाह्वये । आविरासीत्सकलया कौसल्यायां परः पुमान् । ( प्राक्पक्षे शुक्लपक्षे । उदये लग्ने ॥ गुरुगौरांशे गुरुनवमांशे ) अस्यामेवोपोषणपूर्वकं श्रीरामप्रतिमादानमुक्तं तत्रैव ॥ ६ ॥

ચૈત્ર શુદિ નવમીને દિવસે રામનવમીનું વ્રત કહેલું છે. આ વ્રત જે દિવસે દશમીના વેધવાળી નવમી હોય અને મધ્યાહ્ન વખતે હોય તે દિવસે કરવું એમ અગસ્ત્ય સંહિતામાં કહેલું છેઃ[૧] 'જો ચૈત્ર શુદિ નવમી પુનર્વસુ નક્ષત્રના યોગવાળી હોય અને મધ્યાહ્ન વખતે હોય તો તે અત્યંત પુણ્યવાળી કહેવાય છે.' જો નવમી બન્ને દિવસ પુનર્વસુ નક્ષત્રના યોગવાળી હોય અને મધ્યાહ્ન વખતે વ્યાપ્ત હોય અથવા એક દેશમાં વ્યાપ્ત હોય તો બીજે દિવસે વ્રત કરવું, ને તેમ ન હોય તો પહેલે દિવસે વ્રત કરવું, એમ અગસ્ત્ય સંહિતામાં જ કહેલું છે.[૨] 'વિષ્ણુભક્તોએ અષ્ટમીના યોગવાળી નવમીનો ત્યાગ કરવો, નવમીમાં ઉપવાસ કરી દશમીમાં પારણું કરવું.'[૩] અગસ્ત્યસંહિતામાં જ બીજું વચન છે કેઃ– "ચૈત્ર માસની શુદિ નવમીને દિવસે હરિ પોતે રામરૂપે પ્રકટ થયા, એટલા માટે એ રામનવમી કહેવાય છે. તે તિથિ જો પુનર્વસુ નક્ષત્ર સહિત હોય તો સર્વ કામને આપનાર છે.[૪] એ રામનવમી કરોડ સૂર્ય ગ્રહણના જેવી છે. એકલી નવમી હોય તો પણ તે દિવસે ઉપવાસ કરવો, કારણ કે તે રામનવમી કહેવાય છે. માટે સઘળાએ પ્રીતિથી એ નવમીવ્રત કરવું."[૫] અગસ્ત્યસંહિતામાં બીજું વચનઃ-'ચૈત્ર શુદિ નવમીને દિવસે, દિવસમાં કલાથી પૂર્ણ પરમાત્મા કૌસલ્યાના ઉદરમાંથી પ્રકટ થયા, તે વખતે પુનર્વસુ નક્ષત્ર હતું, ગુરુના નવમાંશમાં લગ્ન હતું, પાંચ ગ્રહો ઉચ્ચના હતા, મેષનો સૂર્ય હતો, અને કર્ક લગ્ન હતું. આજ દિવસે ઉપવાસ કરી રામચંદ્રની મૂર્તિનું દાન કરવું' એમ અગસ્ત્યસંહિતામાં જ કહેલું છે.[૬]

### વ્રતપ્રયોગ

तस्य प्रयोगः–अष्टम्यां प्रातर्नित्यकृत्यं विधाय दंतधावनपूर्वकं नद्यादौ स्नात्वा गृहमागत्य वेदशास्त्रपारगं रामभक्तं विप्रमाह्वानपूर्वकं वस्त्रालंकारादिभिः संपूज्य ॥७॥ श्रीरामप्रतिमादानं करिष्येऽहं द्विजोत्तम । तत्राचार्यो भव प्रीतः श्रीरामोऽसि त्वमेव मे ॥ इति मन्त्रेण तं प्रार्थयेत् ॥८॥ ततः–नवम्या अंगभूतेन एकभक्तेन राघव । इक्ष्वाकुवंशतिलक प्रीतो भव भवप्रिय ॥ इत्येकभक्तः संकल्प्य साचार्यो हविष्यं भुक्त्वा रामकथाः शृण्वन् रात्रावधःशायी भवेत् ॥९॥ ततः प्रातर्नित्यविध्यनंतरं स्वगृहोत्तरभागे शंखचक्रहनुमद्युतं प्राग्द्वारं गरुत्मच्छार्ङ्गबाणयुतदक्षिणद्वारं गदाखड्गांगदयुतं पश्चिमद्वारं पद्मस्वस्तिकनीलयुतोत्तरद्वारं मध्ये हस्तचतुष्कविस्तारं वेदिकायुतं सुवितानं सुतोरणं पूजामंडपं विधायोपवाससंकल्पपूर्वकं प्रतिमादानम् ॥ १० ॥

તેનો પ્રકાર—અષ્ટમીને દિવસે પ્રાતઃકાલમાં નિત્યકૃત્ય કરી દાતણ કરી, નદી વગેરે જલાશયમાં સ્નાન કરી, ઘેર આવી વેદ અને શાસ્ત્રમાં પ્રવીણ અને રામચંદ્રની ભક્તિવાળા બ્રાહ્મણને બોલાવી વસ્ત્ર અને અલંકાર વગેરેથી તેની પૂજા કરી,[7] 'હે મહારાજ ! હું શ્રીરામની મૂર્તિનું દાન કરીશ, તેમાં આપ ખુશીથી આચાર્ય થાઓ. મારા મનને આપજ રામચંદ્ર છો,' એવી રીતે પ્રાર્થના કરવી.[8] પછી 'હે ઇક્ષ્વાકુ વંશમાં શ્રેષ્ઠ ! હે રામ ! નવમીના અંગરૂપ એક વખત ભોજનથી આપ પ્રસન્ન થાઓ,' એ પ્રકારે એક વખત ભોજનનો સંકલ્પ કરી આચાર્ય અને પોતે હવિષ્યાન્ન ભોજન કરી, રામકથા સાંભળવી અને રાતે નીચે સુવું.[9] બીજે દિવસે સવારે નિત્યકર્મ કરી પોતાના ઘરની ઉત્તર બાજુમાં પૂજામંડપ કરવો. તેમાં ચાર બારણાં કરવાં. પૂર્વ તરફનાં બારણામાં શંખ, ચક્ર અને હનૂમાન્ રાખવા, દક્ષિણ દ્વારમાં ગરુડ, ધનુષ અને બાણ રાખવાં, પશ્ચિમ દ્વારમાં ગદા, ખડ્ગ અને બાજુબંધ રાખવાં, અને ઉત્તર દ્વારમાં કમલ, સ્વસ્તિક (સાથિઓ) અને નીલ રાખવું. વચમાં ચાર હાથ જેવડી વીથી કરવી, ઉપર સુંદર ચંદ્રવો બાંધવો, અને મનોહર તોરણ બાંધવાં.[10] પછી—

उपोष्य नवमीं त्वद्य यामेष्वष्टसु राघव । तेन प्रीतो भव त्वं मे संसारात्त्राहि मां हरे ॥ ११ ॥ अस्यां रामनवम्यां तु रामाराधनतत्परः । उपोष्याष्टसु यामेषु पूजयित्वा यथाविधि ॥ १२ ॥ इमां स्वर्णमयीं रामप्रतिमां च प्रयत्नतः । श्रीरामप्रीतये दास्ये रामभक्ताय धीमते ॥ १३ ॥ प्रीतो रामो हरत्वाशु पापानि सुबहूनि च । अनेकजन्मसंसिद्धान्यभ्यस्तानि महान्त्यपि ॥ इति मन्त्रैः संकल्पयेत् ॥ १४ ॥ ततो वेदिकामध्यलिखितसर्वतोभद्रे कलशप्रतिष्ठाविधिना पूर्णकुंभं निधाय तदुपरि सौवर्णं राजतं वैणवं वा पीठं वस्त्राच्छन्नं निधाय तत्र सिंहासने रामप्रतिमाग्न्युत्तारणपूर्वकं संस्थाप्य पाद्यप्रभृतिपुष्पांतोपचारैर्महापूजां कृत्वा ॥ १५ ॥ रामस्य जननी चासि रामात्मकमिदं जगत् । अतस्त्वां पूजयिष्यामि लोकमातर्नमोऽस्तु ते । इति मन्त्रेण कौसल्यामभ्यर्च्य ॥ १६ ॥ ॐ नमो दशरथायेति दशरथं संपूज्यावरणपूजाप्रभृतिपूजां समाप्य मध्याह्ने फलपुष्पांबुपूर्णमशोककुसुमरत्नतुलसीदलसंयुतं शंखं गृहीत्वा ॥ १७ ॥ दशाननवधार्थाय धर्मसंस्थापनाय च । दानवानां विनाशाय दैत्यानां निधनाय च ॥ १८ ॥ परित्राणाय साधूनां जातो रामः स्वयं हरिः । गृहाणार्घ्यं मया दत्तं भ्रातृभिः सहितोऽनघ ॥ इति मन्त्रेणार्घ्यं दद्यात् ॥ १९ ॥ ततो यामचतुष्टयेऽपि श्रीरामं संपूज्य रात्रौ जागरणं विधाय दशम्यां नित्यपूजांतं कृत्वा मूलमन्त्रेणाष्टोत्तरशतं साज्यपायसाहुतीर्हुत्वाऽऽचार्यं वस्त्रभूषणादिभिः संपूज्य ॥ २० ॥ तस्मै प्रतिमाम्—इमां स्वर्णमयीं रामप्रतिमां समलंकृताम् । चित्रवस्त्रयुगच्छन्नां रामाहं राघवात्मने । श्रीरामप्रीतये दास्ये तुष्टो भवतु राघवः । इति मन्त्रेण दद्यात् ॥२१॥ ततोऽन्येभ्योऽपि यथाशक्ति दक्षिणां दत्वा । तव प्रसादं स्वीकृत्य क्रियते पारणं मया । व्रतेनानेन संतुष्टः स्वामिन्भक्तिं प्रयच्छ मे ॥ इति संप्रार्थ्य पारणं कुर्यात् ॥ २२ ॥

'હે રામચંદ્ર ! હે હરે ! આ નવમીનો હું આઠ પહોર ઉપવાસ કરીશ, માટે મારી ઉપર પ્રસન્ન થાઓ અને સંસારથી મારું રક્ષણ કરો.[11] હે રામ ! આ રામનવમીને દિવસે હું કે જે રામની સેવામાં તત્પર છું, તે આજ આઠ પહોર ઉપવાસ કરી, વિધિથી પૂજા કરી,[12] રામચન્દ્રની સોનાની મૂર્તિ તેના ભક્તને આપીશ તેથી પ્રસન્ન થયેલા રામભદ્ર મારાં અનેક પાતકોનો નાશ કરો.[13] તેમ જ બીજા અનેક જન્મનાં કરેલાં મોટાં પાપોનો પણ નાશ કરો,' આ મંત્ર ભણીને સંકલ્પ કરવો.[14] ત્યાર પછી વેદિકાની વચ્ચે સર્વતોભદ્ર મંડળ આલેખીને તેના ઉપર કલશની સ્થાપના કરી, વિધિથી પૂર્ણ કુંભની સ્થાપના કરવી. તેના ઉપર સુવર્ણનું, રૂપાનું અથવા તો વાંસનું આસન મૂકી તેના ઉપર વસ્ત્ર બીછાવવું. તે ઉપર રામચન્દ્રની મૂર્તિ પધરાવવી. તેના ઉપર અગ્ન્યુત્તારણ કરવું; અને પછી પાદ્ય વગેરેથી માંડીને પુષ્પાંજલિ સુધી પૂજોપચારવડે મહાપૂજા કરવી.[15] ત્યાર પછી, 'હે લોકનાં માતા કૌસલ્યા ! આપ રામનાં જનની છો અને આ જગત્ રામાત્મક છે, તેથી હું આપની પૂજા કરું છું અને આપને નમસ્કાર કરું છું.' એ મંત્ર ભણી કૌસલ્યાની પૂજા કરીને,[16] 'ॐ नमो दशरथाय'। એ મંત્ર ભણી દશરથની પૂજા કરી, આવરણપૂજા વગેરે પૂજા સંપૂર્ણ કરીને મધ્યાન્હે ફળ, પુષ્પ, અશોકનાં પુષ્પ, રત્ન અને તુલસીદળમિશ્રિત જળ, શંખમાં ભરીને નીચેના મંત્રો ભણીને અર્ઘ્ય આપવો.[17] "હે નિર્દોષ રામ ! રાવણનો નાશ કરવા માટે, ધર્મની રક્ષા કરવા માટે, દાનવો વગેરેનો સંહાર કરવા માટે, દૈત્યોનો વિનાશ કરવા માટે અને સાધુઓના રક્ષણ માટે, વિષ્ણુ એવા તમે રામ, પોતે પ્રગટ્યા છો. હે રામ ! તમે મારા આપેલા અર્ઘ્યને બંધુસહિત ગ્રહણ કરો."[18–19] ત્યાર પછી ચાર પોહોર સુધી રામની પૂજા કરીને રાત્રે જાગરણ કરવું. બીજે દિવસે દશમીએ નિત્યપૂજાપર્યંત સર્વ કાર્ય આટોપીને, મૂળ મંત્રવડે ઘી તથા દૂધની એકસો અને આઠ આહુતિઓનો હોમ કરીને વસ્ત્ર તથા આભૂષણ આદિકથી આચાર્યની પૂજા કરવી.[20] પછી નીચેનો મંત્ર ભણીને આચાર્યને શ્રીરામની મૂર્તિનું દાન કરવું. તે મંત્ર આ—'આ સુવર્ણમયી શ્રીરામની પ્રતિમા કે જે અલંકારસહિત અને રંગબેરંગી બે વસ્ત્રોસહિત છે, તેનું હું દાન કરું છું, તેથી રાઘવ મારાપર પ્રસન્ન થાઓ.'[21] ત્યાર પછી બીજાઓને પણ

યથાશક્તિ દક્ષિણા આપીને શ્રીરામ પ્રભુની પ્રાર્થના કરવી કે, 'હે સ્વામિ ! હું આપનો પ્રસાદ સ્વીકાર કરીને પારણું કરું છું, માટે તમે આ વ્રતથી પ્રસન્ન થઈને મને ભક્તિ આપો.' આવી પ્રાર્થના કરી પારણું કરવું.[૨૨]

अथ रामपूजा–आचम्य प्राणानायम्य मासपक्षाद्युल्लिख्य सकलपापक्षयकामः श्रीरामप्रीतये रामनवमीव्रतमहं करिष्ये, तदंगत्वेन रामपूजां करिष्ये, तथा राममन्त्रेण षडंगन्यासान् कलशार्चनं च करिष्ये इति संकल्प्य, फलपुष्पाक्षतसहितं जलपूर्णताम्रपात्रं गृहीत्वा ॥ २३ ॥ उपोष्य नवमीं त्वद्य यामेष्वष्टसु राघव । तेन प्रीतो भव त्वं भोः संसारात्राहि मां हरे । इति मन्त्रेण पात्रस्थं जलं क्षिपेत् ॥ २४ ॥ ततः शक्तितो हैमीं रामप्रतिमां कृत्वा अग्न्युत्तारणपूर्वकं कपोलौ स्पृष्ट्वा मूलमंत्रं प्रणवादिचतुर्थ्यंतं नमोंतं ॐ रामाय नम इति ॥ २५ ॥ अस्यै प्राणाः प्रतिष्ठंतु अस्यै प्राणाश्चरंतु च । अस्यै देवत्वमर्चायै मामहेति च कश्चन ॥ इति च मंत्रं पठन् प्राणप्रतिष्ठां कुर्यात् ॥२६॥ ततः–कोमलाक्षं विशालाक्षमिंद्रनीलसमप्रभम् । दक्षिणांगे दशरथं पुत्रावेक्षणतत्परम् ॥ २७ ॥ पृष्ठतो लक्ष्मणं देवं सच्छत्रं कनकप्रभम् । पार्श्वे भरतशत्रुघ्नौ तालवृंतकरावुभौ । अग्रेऽव्यग्रं हनूमंतं रामानुग्रहकांक्षिणम् । इति ध्यात्वा षोडशोपचारैः पूजयेत् ॥ २८ ॥

હવે રામપૂજાનો વિધિ કહે છે. રામચંદ્રની પૂજા કરનારાઓએ આચમન પ્રાણાયામ કરી, માસ, પક્ષ, તિથિ, નક્ષત્ર,વાર વગેરેનું ઉચ્ચારણ કરીને કહેવું કેઃ–'સકલ પાપોના નાશની ઇચ્છાવાળો હું શ્રીરામચંદ્રની પ્રીતિ માટે રામનવમીનું વ્રત કરીશ, તેને અંગે શ્રીરામચંદ્રનું પૂજન કરીશ, તથા રામમંત્રથી છ અંગના ન્યાસ, કલશનું અર્ચન વગેરે કરીશ.' આવો સંકલ્પ કરી એક તાંબાના પાત્રમાં જલ ભરી તેમાં ફળ, પુષ્પ, અક્ષત વગેરે નાંખીને,[૨૩] 'હે રાઘવ ! આઠ પ્રહર આજે નવમીનો ઉપવાસ કર્યો છે. હે રામ ! તમે તેનાથી પ્રસન્ન થાઓ. હે હરે ! મારું સંસારમાંથી રક્ષણ કરો.' આમ મંત્ર ભણીને પાત્રમાં રહેલું જળ નીચે નાખવું.[૨૪] શક્તિ પ્રમાણે સોનાની કરાવેલી રામચંદ્રની મૂર્તિનું અગ્ન્યુત્તારણ કરી તેના ગાલનો સ્પર્શ કરી, 'ॐ रामाय नमः' એ મંત્રથી,[૨૫] તથા 'अस्यै प्राणाः०' આ મૂર્તિમાં પ્રાણ રહો, આ મૂર્તિમાં પ્રાણ ફરો, આ મૂર્તિમાં દેવત્વ આવો, એ મંત્રથી પ્રાણપ્રતિષ્ઠા કરવી.[૨૬] પછી દક્ષિણ ભાગમાં જેનાં કોમલ અને મોટાં નેત્ર છે, અને પુત્રને જોવામાં તત્પર છે એવા દશરથ રાજાનું, પછવાડે છત્રને ધારણ કરનાર અને સોનાના જેવી કાંતિવાળા લક્ષ્મણનું, પાર્શ્વ ભાગમાં જેના હાથમાં પંખા છે એવા ભરત અને શત્રુઘ્નનું અને આગળ ધૈર્યવાળા અને રામચંદ્રના અનુગ્રહની ઇચ્છા કરતા હનૂમાનનું ધ્યાન કરવું. પછી ષોડશોપચારથી પૂજન કરવું.[૨૭–૨૮]

आवाहयामि विश्वेशं जानकीवल्लभं प्रभुम् । कौसल्यातनयं विष्णुं श्रीरामं प्रकृतेः परम् । सहस्रशीर्षेत्यावाहनम् ॥ २९ ॥ श्रीरामागच्छ भगवन् रघुवीर नृपोत्तम । जानक्या सह राजेंद्र सुस्थिरो भव सर्वदा ॥ ३० ॥ रामचंद्र महेष्वास रावणांतक राघव । यावत्पूजां समाप्येऽहं तावत्त्वं सन्निधौ भव । इति सन्निधापनम् ॥ ३१ ॥ रघुनायक राजर्षे नमो राजीवलोचन । रघुनंदन मे देव श्रीराममाभिमुखो भव । इति संमुखीकरणम् ॥३२॥ राजाधिराज राजेंद्र रामचंद्र महीपते । रत्नसिंहासनं तुभ्यं दास्यामि स्वीकुरु प्रभो । पुरुषएवेदमासनम् ॥ ३३ ॥ त्रैलोक्यपावनानंत नमस्ते रघुनायक । पाद्यं गृहाण राजर्षे नमो राजीवलोचन । एतावानस्येति पाद्यम्॥३४॥परिपूर्ण परानंद नमो रामाय वेधसे । गृहाणार्घ्यं मया दत्तं कृष्ण विष्णो जनार्दन । त्रिपादूर्ध्वं इत्यर्घ्यम् ॥ ३५ ॥ नमः सत्याय शुद्धाय नित्याय ज्ञानरूपिणे । गृहाणाचमनं नाथ सर्वलोकैकनायक । तस्माद्विराळित्याचमनीयम् ॥ ३६ ॥ नमः श्रीवासुदेवाय तत्त्वज्ञानस्वरूपिणे । मधुपर्कं गृहाणेदं जानकीपतये नमः । मधुपर्कम् ॥ ३७ ॥ पंचामृतं मयानीतं पयो दधि घृतं मधु । शर्करा चेति तद्भक्त्या दत्तं ते प्रतिगृह्यताम् । पंचामृतस्नानम् ॥ ३८ ॥ पंचामृतस्नानांगं शुद्धोदकेन स्नानम् ॥३९॥ पुष्पं–धूपं–दीपं–नैवेद्यं निवेद्य निर्माल्यं विसृज्य । ब्रह्मांडोदरमध्यस्थैस्तीर्थैश्च रघुनंदन । स्नापयिष्याम्यहं भक्त्या त्वं प्रसीद जनार्दन । यत्पुरुषेणेति स्नानम् ॥४०॥ तप्तकांचनसंकाशं पीतांबरमिदं हरे । त्वं गृहाण जगन्नाथ रामचंद्र नमोऽस्तु ते । तं यज्ञमिति वस्त्रम् ॥ ४१ ॥ श्रीरामाच्युत यज्ञेश श्रीधरानंत राघव । ब्रह्मसूत्रं सोत्तरीयं गृहाण रघुनंदन । तस्माद्यज्ञादिति यज्ञोपवीतम् ॥ ४२ ॥ कुंकुमागुरुकस्तूरीकर्पूरोन्मिश्रचंदनम् । तुभ्यं दास्यामि राजेंद्र श्रीराम स्वीकुरु प्रभो । तस्माद्यज्ञात्सर्वहुत इति गंधम् ॥ ४३ ॥ अक्षताः परमा दिव्या० अक्षतान् ॥ ४४ ॥ तुलसीकुंदमन्दारजातीपुन्नागचंपकैः ॥ कदंबकरवीरैश्च कुसुमैः शतपत्रकैः । नीलांबुजैर्बिल्वपत्रैः पुष्पमाल्यैश्च राघव । पूजयिष्याम्यहं भक्त्या गृहाण त्वं जनार्दन । तस्मादश्वा इति पुष्पाणि ॥ ४५ ॥

'જે જગતના ઈશ્વર છે, સીતાના પતિ છે, સમર્થ છે, કૌસલ્યાના પુત્ર છે, વિષ્ણુ છે અને પ્રકૃતિથી પર છે એવા રામચંદ્રનું આવાહન કરું છું.' એ મંત્ર તથા 'सहस्रशीर्षा०' એ મંત્રથી આવાહન કરવું.[૨૯] 'હે રામ ! હે ભગવન્ ! હે રઘુવીર ! હે રાજાઓમાં શ્રેષ્ઠ ! હે રાજેંદ્ર ! આપ પધારો અને સર્વદા સ્થિર થાઓ. હે રામચંદ્ર ! હે મોટા ધનુષવાળા ! હે રાવણનો નાશ કરનાર ! હે રાઘવ ! જ્યાં સૂધી મારી પૂજા પૂરી થાય ત્યાં સૂધી અહીં બીરાજો,' એ મંત્રથી સંનિધાપન ( પાસે બોલાવવું ) કરવું.[૩૦–૩૧] 'હે રઘુનાયક ! હે રાજર્ષે ! હે કમલ જેવાં નેત્રવાળા ! હે

રઘુનંદન ! હે દેવ ! હે રામ ! આપને નમસ્કાર કરું છું, માટે મારી સન્મુખ થાઓ;' એ મંત્રથી સન્મુખ કરવા.[૩૧] 'હે રાજાધિરાજ ! હે રાજેંદ્ર ! હે રામચંદ્ર ! હે મહીપતે ! આપને રત્નસિંહાસન આપું છું, તેપર આસન કરો;' એ મંત્ર તથા 'पुरुष एवेदं०' એ મંત્રથી આસન આપવું.[૩૩] 'હે ત્રણ લોકને પવિત્ર કરનાર ! હે અનંત ! હે રઘુનાયક ! હે રાજર્ષે ! હે કમલ જેવાં નેત્રવાળા ! આપને નમસ્કાર કરું છું, આ પાદ્ય ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'एतावानस्य०' એ મંત્રથી પાદ્ય આપવું.[૩૪] 'હે પરિપૂર્ણ ! હે પરમાનંદ ! હે કૃષ્ણ ! હે વિષ્ણો ! હે જનાર્દન ! હે જગતને ઉત્પન્ન કરનાર ! આપને નમસ્કાર કરું છું, માટે મેં દીધેલા અર્ઘ્યનું ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'त्रिपादूर्ध्वं०' એ મંત્રથી અર્ઘ્ય આપવો.[૩૫] 'હે નાથ ! હે ત્રણ લોકના એકનાથ ! આપ કે જે સત્ય, શુદ્ધ, નિત્ય અને જ્ઞાનરૂપ છો તેને નમસ્કાર કરું છું, આચમન કરો,' એ મંત્ર તથા 'तस्माद्विराः०' એ મંત્રથી આચમન આપવું.[૩૬] 'હે રામચન્દ્ર ! આપ કે જે વાસુદેવ, તત્ત્વજ્ઞાનરૂપ અને સીતાપતિ છો, તેને નમસ્કાર કરું છું, આ મધુપર્ક લ્યો.' એમ ભણી મધુપર્ક આપવો.[૩૭] 'હે રામચન્દ્ર ! દૂધ, દહીં, મધ, ઘી અને સાકર એ પંચામૃત આપને ભક્તિથી આપું છું તે ગ્રહણ કરો,' એ મંત્ર ભણી પંચામૃત આપવું.[૩૮] પછી શુદ્ધોદકસ્નાન, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય આપ્યા પછી નિર્માલ્યનો ત્યાગ કરી,[૩૯] 'હે રઘુનંદન ! હે જનાર્દન ! બ્રહ્માંડમાં જેટલાં તીર્થો છે, તે સઘળાથી આપને ભક્તિથી સ્નાન કરાવીશ, આપ પ્રસન્ન થાઓ,' એ મંત્ર તથા 'यत्पुरुषेण०' એ મંત્રથી સ્નાન કરાવવું.[૪૦] 'હે હરે ! હે જગન્નાથ ! હે રામચન્દ્ર ! આપને નમસ્કાર કરું છું, માટે તપાવેલાં સોનાના જેવાં સુંદર પીતાંબરને ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'तं यज्ञं ०' એ મંત્રથી વસ્ત્રો પહેરાવવાં.[૪૧] 'હે રઘુનંદન ! હે રામ ! હે અચ્યુત ! હે યજ્ઞેશ ! હે શ્રીધર ! હે અનંત ! હે રાઘવ ! ઉત્તરીય વસ્ત્ર તથા જનોઈ ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्०' એ મંત્રથી યજ્ઞોપવીત પહેરાવવું.[૪૨] 'હે રાજેંદ્ર ! હે રામ ! હે પ્રભો ! કેસર, અગુરુ, કસ્તૂરી અને કપૂરથી બનાવેલું ચંદન આપું છું, તેનો સ્વીકાર કરો,' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुतः०' એ મંત્રથી ચંદન ચર્ચવું.[૪૩] 'अक्षताः परमा दिव्याः०' એ મંત્રથી અક્ષત,[૪૪] 'હે રાઘવ ! હે જનાર્દન ! તુલસી, મોગરા, મંદાર, જાઈ, પુંનાગ, ચંપો, કદંબ અને કરેણનાં પુષ્પવડે કમલ અને શ્યામ કમલવડે, બિલી અને બીજાં પણ પુષ્પોવડે આપની ભક્તિથી પૂજા કરું છું, તેનો સ્વીકાર કરો,' એ મંત્રો તથા 'तस्मादश्वा०' એ મંત્રથી પુષ્પો ચડાવવાં.[૪૫]

अथांगपूजा—श्रीरामचंद्राय० पादौ पू० ॥ राजीवलोचनाय० गुल्फौ पू० ॥ रावणांतकाय० जानुनी पू० ॥ वाचस्पतये० ऊरू पू० ॥ विश्वरूपाय० जंघे पू० ॥ लक्ष्मणाग्रजाय० कटी पू० ॥ विश्वमूर्तये० मेढ्रं पू० ॥ विश्वामित्रप्रियाय० नाभिं पू० ॥ परमात्मने० हृदयं पू० ॥ श्रीकण्ठाय० कण्ठं पू० ॥ सर्वास्त्रधारिणे० बाहू पू० ॥ रघूद्वहाय० मुखं पू० ॥ पद्मनाभाय० जिह्वां पू० ॥ दामोदराय० दंतान्पू० ॥ सीतापतये० ललाटं पू० ॥ ज्ञानगम्याय० शिरः पू० ॥ सर्वात्मने० सर्वांगं पू० ॥ ४६ ॥ वनस्पतिरसोद्भूतो गंधाढ्यो गंध उत्तमः । रामचंद्र महीपाल धूपोऽयं प्रतिगृह्यताम् । यत्पुरुषमिति धूपम् ॥ ४७ ॥ ज्योतिषां पतये तुभ्यं नमो रामाय वेधसे । गृहाण दीपकं चैव त्रैलोक्यतिमिरापहम् । ब्राह्मणोस्येति दीपम् ॥ ४८ ॥ इदं दिव्यान्नममृतं रसैः षड्भिः समन्वितम् । रामचंद्रेश नैवेद्यं सीतेश प्रतिगृह्यताम् । चंद्रमामनस इति नैवेद्यम् ॥ ४९ ॥ तत आचमनीयम् । इदं फलमिति फलम् ॥ ५० ॥ नागवल्लीदलैर्युक्तं पूगीफलसमन्वितम् । तांबूलं गृह्यतां राम कर्पूरादिसमन्वितम् । इति तांबूलम् ॥ ५१ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ ५२ ॥ नाभ्याआसीदिति प्रदक्षिणाम् ॥ ५३ ॥ नृत्यैर्गीतैश्च वाद्यैश्च पुराणपठनादिभिः । पूजोपचारैरखिलैः संतुष्टो भव राघव ॥ मंगलार्थं महीपाल नीराजनमिदं हरे । संगृहाण जगन्नाथ रामचंद्र नमोऽस्तु ते । नीराजनम् ॥ ५४ ॥ नमो देवाधिदेवाय रघुनाथाय शार्ङ्गिणे । चिन्मयानंतरूपाय सीतायाः पतये नमः ॥ यज्ञेन यज्ञमिति मंत्रपुष्पांजलिम् ॥५५॥ यानि कानि च पापानि ब्रह्महत्यासमानि च । तानि तानि विनश्यंतु प्रदक्षिणपदे पदे । इति प्रदक्षिणाम् ॥ ५६ ॥ अशोककुसुमैर्युक्तं रामायार्घ्यं निवेदयेत् । दशाननवधार्थाय धर्मसंस्थापनाय च ॥ ५७ ॥ राक्षसानां वधार्थाय दैत्यानां निधनाय च । परित्राणाय साधूनां जातो रामः स्वयं हरिः । गृहाणार्घ्यं मया दत्तं भ्रातृभिः सहितोऽनघ । इत्यर्घ्यम् ॥ ५८ ॥ इति पूजनम् ॥

પછી અંગપૂજા કરવી—'श्रीरामचंद्राय नमः०' 'पादौ पूजयामि०' એ મંત્ર ભણી પગની પૂજા કરવી, 'राजीवलोचनाय०' થી ઘુંટીની, 'रावणान्तकाय०' થી ઘુંટણની, 'वाचस्पतये०'થી સાથળની, 'विश्वरूपाय०' થી જંઘાની, 'लक्ष्मणाग्रजाय०' થી કેડની, 'विश्वमूर्तये०' થી લિંગની, 'विश्वामित्रप्रियाय०' થી નાભિની, 'परमात्मने०' થી હૃદયની, 'श्रीकंठाय०' થી કંઠની, 'सर्वास्त्रधारिणे०' થી હાથની, 'रघूद्वहाय०' થી મુખની, 'पद्मनाभाय०' થી જીભની, 'दामोदराय०' થી દાંતની, 'सीतापतये०' થી લલાટની, 'ज्ञानगम्याय०' થી મસ્તકની, અને 'सर्वात्मने नमः' 'सर्वांगं पूजयामि' એ મંત્ર ભણી સઘળાં અંગોની પૂજા કરવી.[૪૬] પછી 'હે રામચન્દ્ર ! હે મહીપાલ ! વૃક્ષના રસથી ઉત્પન્ન થયેલા અને ઉત્તમ સુગંધીવાળા આ ધૂપને ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'यत्पुरुषं०' એ મંત્રથી ધૂપ કરવો.[૪૭] 'હે

રામ ! આપ કે જે તેજના પતિ છો અને જગતને ઉત્પ૦ન્ન કરનાર છો, તેને હું ત્રણ લોકના અંધકારને દૂર કરનાર દીવો આપું છું તે ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'ब्राह्मणोऽस्य०' એ મંત્રથી દીપ આપવો.[48] 'હે રામચન્દ્ર ! હે ઈશ ! હે સીતાપતે ! છ રસવાળાં અમૃત સરખાં અન્નનું આપને નૈવેદ્ય કરું છું તે ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'चन्द्रमा मनसः०' એ મંત્રથી નૈવેદ્ય અને આચમન,[49] 'इदं फलं०' એ મંત્રથી ફલ,[50] 'હે રામ ! નાગરવેલનાં પાન, સોપારી અને કપૂર વગેરેથી બનાવેલું તાંબૂલ ગ્રહણ કરો,' એ મંત્રથી તાંબૂલ,[51] 'हिरण्यगर्भ०' એ મંત્રથી દક્ષિણા,[52] 'नाभ्या आसीत्०' એ મંત્રથી પ્રદક્ષિણા,[53] 'હે રાઘવ ! નૃત્ય, ગીત, વાદ્ય, પુરાણનો પાઠ અને સઘળી પૂજાસામગ્રીથી પ્રસન્ન થાઓ. હે મહીપાલ ! હે હરે ! હે જગન્નાથ ! હે રામચંદ્ર ! આપને નમસ્કાર કરું છું અને મંગલ માટે આરતી ઉતારું છું તે ગ્રહણ કરો' એ મંત્રથી આરતી,[54] 'હે દેવાધિદેવ ! રઘુનાથ, ધનુષ ધારણ કરનાર, ચિદ્રૂપ અને અનંત રૂપ સીતાપતિને નમસ્કાર કરું છું,' એ મંત્ર તથા 'यज्ञेन यज्ञं०' એ મંત્રથી મંત્રપુષ્પાંજલિ,[55] 'બ્રહ્મહત્યા જેવાં જે જે પાપો હોય, તે સઘળાં પ્રદક્ષિણામાં પગલે પગલે નષ્ટ થાય છે,' એ મંત્રથી પ્રદક્ષિણા,[56] અને 'હે રામચંદ્ર ! રાવણના વધમાટે, ધર્મની સ્થાપનામાટે, રાક્ષસોના વધમાટે, દૈત્યોના નાશમાટે અને સત્પુરુષોના રક્ષણમાટે, આપ હરિ પોતે જ રામરૂપે પ્રકટ થયા છો, માટે આપને અર્ઘ્ય આપું છું તે બંધુસહિત આપ ગ્રહણ કરો,' એ મંત્રો ભણી અશોકનાં પુષ્પવાળો અર્ઘ્ય રામચંદ્રને આપવો. એવી રીતે પૂજન કરવું.[57–58]

## રામનવમીની કથા

**अथ कथा ॥ अगस्त्य उवाच–रहस्यं कथयिष्यामि सुतीक्ष्ण मुनिसत्तम । चैत्रे नवम्यां प्राक्पक्षे दिवा पुण्ये पुनर्वसौ ॥ १ ॥ उदये गुरुगौरांशे स्वोच्चस्थे ग्रहपंचके । मेषं पूषणि संप्राप्ते लग्ने कर्कटकाह्वये ॥ २ ॥ आविरासीत्सकलया कौसल्यायां परः पुमान् ।तस्मिन् दिने तु कर्तव्यमुपवासव्रतं सदा ॥ ३ ॥ तत्र जागरणं कुर्याद्रघुनाथपुरो भुवि । ( भुवीति खट्वादिव्यावृत्त्यर्थम् ) प्रतिमायां यथाशक्ति पुजा कार्या यथाविधि ॥ ४ ॥ प्रातर्दशम्यां स्नात्वैव कृत्वा संध्यादिकाः क्रियाः । संपूज्य विधिवद्रामं भक्त्या वित्तानुसारतः ॥ ५ ॥ ब्राह्मणान् भोजयेत्सम्यक् दक्षिणाभिश्च तोषयेत् । गोभूतिलहिरण्याद्यैर्वस्त्रालंकरणैस्तथा ॥६॥ रामभक्तान्प्रयत्नेन प्रीणयेत्परया मुदा । एवं यः कुरुते भक्त्या श्रीरामनवमीव्रतम् ॥ ७ ॥ अनेकजन्मसिद्धानि पापानि सुबहूनि च । भस्मीकृत्य व्रजत्येव तद्विष्णोः परमं परम् ॥ ८ ॥ सर्वेषामप्ययं धर्मो भुक्तिमुक्त्येकसाधनः । अशुचिर्वापि पापिष्ठः कृत्वेदं व्रतमुत्तमम् ॥ ९ ॥ पूज्यः स्यात्सर्वभूतानां यथा रामस्तथैव सः । यस्तु रामनवम्यां वै भुंक्ते स तु नराधमः ॥ १० ॥**

અગસ્ત્ય કહે છે–હે મુનિશ્રેષ્ઠ સુતીક્ષ્ણ ! એક રહસ્ય કહું છું તે સાંભળો. ચૈત્ર શુદિ નવમીને દિને દિવસમાં પરમાત્મા રામ કૌસલ્યામાં કલાપૂર્ણ પ્રકટ થયા. તે વખતે પુનર્વસુ નક્ષત્ર હતું, ગુરુના નવમાંશમાં લગ્ન હતું, પાંચ ગ્રહો ઉચ્ચના હતા, મેષનો સૂર્ય હતો અને કર્ક લગ્ન હતું. તે નવમીને દિવસે નિત્ય ઉપવાસ કરી વ્રત કરવું.[1–3] રામચન્દ્રની પાસે પૃથ્વી ઉપર બેસી જાગરણ કરવું. શક્તિ પ્રમાણે વિધિથી મૂર્તિની પૂજા કરવી.[4] દશમીને દિવસે પ્રાતઃકાળમાં સ્નાન કરી સંધ્યા વગેરે નિત્યકર્મ કરી, વિધિ પ્રમાણે ભક્તિથી રામચન્દ્રની પૂજા કરી બ્રાહ્મણો જમાડવા, અને દક્ષિણા, ગાય, પૃથ્વી, તિલ, હિરણ્ય (સોનું), વસ્ત્ર અને અલંકારવડે તેઓને પ્રસન્ન કરવા.[5–6] હર્ષ રાખી પ્રયાસ લઈ રામભકતોને પ્રસન્ન કરવા. જે માણસ એ પ્રમાણે ભક્તિથી રામનવમીનું વ્રત કરે છે,[7] તેનાં અનેક જન્મમાં કરેલાં સઘળાં પાપો ભસ્મીભૂત થઈ જાય છે, અને તે પરમાત્માના પરમ પદને પામે છે.[8] સઘળાને ભોગ અને મોક્ષ આપનાર આ વ્રત છે. અપવિત્ર હોય અથવા પાપી હોય, તોપણ તે આ ઉત્તમ વ્રત કરવાથી રામચન્દ્રની પેઠે સર્વ પ્રાણીઓમાં પૂજ્ય થાય છે. જે મનુષ્ય રામનવમીને દિવસે ભોજન કરે, તે મનુષ્યોમાં અધમ કહેવાય છે.[9–10]

**कुंभीपाकेषु घोरेषु गच्छत्येव न संशयः । अकृत्वा रामनवमीव्रतं सर्वव्रतोत्तमम् ॥ ११ ॥ व्रतान्यन्यानि कुरुते न तेषां फलभाग्भवेत् । रहस्यकृतपापानि प्रख्यातानि बहून्यपि ॥ १२ ॥ महांति च प्रणश्यंति श्रीरामनवमीव्रतात् । एकामपि नरो भक्त्या श्रीरामनवमीं मुने ॥१३॥ उपोष्य कृतकृत्यः स्यात्सर्वपापैः प्रमुच्यते । नरो रामनवम्यां तु श्रीरामप्रतिमाप्रदः ॥ १४ ॥ विधानेन मुनिश्रेष्ठ स मुक्तो नात्र संशयः ॥**

અને ભયંકર કુંભીપાક નરકમાં પડે છે, એમાં સંશય નથી. જે માણસ બીજાં સઘળાં વ્રતો કરે અને સર્વ વ્રતોમાં શ્રેષ્ઠ એવું રામનવમીવ્રત ન કરે તો તેને કાંઈ પણ વ્રતનું ફળ મળતું નથી. ગુપ્ત રીતે વા પ્રસિદ્ધ રીતે કરેલાં મહાપાપો પણ રામનવમીવ્રત કરવાથી નષ્ટ થાય છે. હે મુને ! માત્ર એક રામનવમીને દિવસે ઉપવાસ કરી વ્રત કરવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે, અને સર્વ પાપોથી મુક્ત થાય છે. હે મુનિશ્રેષ્ઠ ! જે માણસ નવમીને દિવસે વિધિથી શ્રીરામમૂર્તિનું દાન કરે તે મુક્ત થાય છે, એમાં સંશય નથી.[11–14]

**सुतीक्ष्ण उवाच–श्रीरामप्रतिमादानविधानं वा कथं मुने ॥ १५ ॥ कथय त्वं हि रामेऽपि भक्तस्य मम विस्तरात् । अगस्त्य उवाच–कथयिष्यामि तद्विद्वन् प्रतिमादानमुत्तमम् ॥ १६ ॥ विधानं चापि यत्नेन यतस्त्वं वैष्णवोत्तमः । अष्टम्यां चैत्रमासे तु शुक्लपक्षे जितेंद्रियः ॥१७॥**

दंतधावनपूर्वं तु प्रातः स्नायाद्यथाविधि । नद्यां तडागे कूपे वा ह्रदे प्रस्रवणेऽपि वा ॥ १८ ॥ ततः संध्यादिकाः कार्याः संस्मरन् राघवं हृदि । गृहमासाद्य विप्रेंद्र कुर्यादौपासनादिकम् ॥ १९ ॥ दांतं कुटुंबिनं विप्रं वेदशास्त्रपरं सदा । श्रीरामपूजानिरतं सुशीलं दंभवर्जितम् ॥ २० ॥ विधिज्ञं राममंत्राणां राममन्त्रैकसाधनम् । आहूय भक्त्या संपूज्य वृणुयात्प्रार्थयन्निति ॥ २१ ॥ श्रीरामप्रतिमादानं करिष्येऽहं द्विजोत्तम । तत्राचार्यो भव प्रीतः श्रीरामोऽसि त्वमेव च ॥ २२ ॥ इत्युक्त्वा पूज्य विप्रं तं स्नापयित्वा ततः परम् । तैलेनाभ्यज्य पयसा चिंतयन् राघवं हृदि ॥ २३ ॥ श्वेतांबरधरः श्वेतगंधमाल्यानि धारयेत् । अर्चितो भूषितश्चैव कृतमाध्याह्निकक्रियः ॥ २४ ॥ आचार्यं भोजयेद्भक्त्या सात्त्विकान्नैः सुविस्तरम् । भुञ्जीत स्वयमप्येवं हृदि राममनुस्मरन् ॥ २५ ॥

સુતીક્ષ્ણ કહે છે–હે મુને ! હું કે જે રામભક્ત છું, તેને વિસ્તારથી રામમૂર્તિના દાનનો વિધિ કહો. અગસ્ત્ય કહે છે–હે વિદ્વન્ ! તમે ઉત્તમ વૈષ્ણવ છો માટે રામચન્દ્રની મૂર્તિના દાનનો ઉત્તમ પ્રકાર કહું છું. ચૈત્ર શુદિ અષ્ટમીને દિવસે જિતેંદ્રિય થઇ પ્રાતઃકાલમાં દાતણ કરી, નદી, તળાવ, ધરો, ઝરણા અથવા કુવામાં સ્નાન કરી સંધ્યા વગેરે નિત્યકર્મ કરવું. પછી હૃદયમાં રામચન્દ્રનું સ્મરણ કરતાં ઘેર આવવું અને ઉપાસના વગેરે કરવી.[૧૫–૧૯] પછી ઇંદ્રિયનિગ્રહવાળા, બહોળા કુટુંબવાળા, વેદ તથા શાસ્ત્રને જાણનાર, શ્રીરામની પૂજામાં આસક્ત, સુશીલ, દંભરહિત,[૨૦] રામમંત્રોનો પ્રકાર જાણનાર અને એક રામમંત્રની જ ઉપાસના કરનાર બ્રાહ્મણને બોલાવી ભક્તિથી તેની પૂજા કરી, પછી 'હે ઉત્તમ બ્રાહ્મણ ! હું રામચન્દ્રની મૂર્તિનું દાન કરીશ, તેમાં આપ આચાર્ય થાઓ અને પ્રસન્ન થાઓ. મારા મનને આપ જ શ્રીરામ છો.' એવી રીતે પ્રાર્થના કરી પૂજા કરી તેને તેલ ચોપડી જળવડે સ્નાન કરાવવું, ને હૃદયમાં રામચન્દ્રનું સ્મરણ રાખવું.[૨૧–૨૩] પછી ધોળાં વસ્ત્ર પહેરી, સફેત ચંદન લગાડી, સફેત પુષ્પની માળા પહેરી, અલંકારો પહેરી મધ્યાહ્ન સમયનું કર્મ કરી, ભક્તિથી સાત્વિક (સત્વગુણવાળા ચોખા વગેરે) અન્નવડે આચાર્યને જમાડવા. પછી પોતે પણ એ પ્રમાણે જમવું ને હૃદયમાં શ્રીરામનું સ્મરણ રાખવું.[૨૪–૨૫]

एकभक्तव्रती तत्र सहाचार्यो जितेन्द्रियः । शृण्वन् रामकथां दिव्यामहः शेषं नयेन्मुने ॥२६॥ सायं संध्यादिकाः कुर्यात्क्रिया राममनुस्मरन् । आचार्यसहितो रात्रावधःशायी जितेन्द्रियः ॥ २७ ॥ वसेत्स्वयं न चैकांते श्रीरामार्पितमानसः । ततः प्रातः समुत्थाय स्नात्वा संध्यां यथाविधि ॥ २८ ॥ प्रातः सर्वाणि कर्माणि शीघ्रमेव समापयेत् । ततः स्वस्थमना भूत्वा विद्वद्भिः सहितोऽथ च ॥ २९ ॥

स्वगृहे चोत्तरे देशे दानस्योज्ज्वलमंडपम् । ( स्वगृहे स्वगृहसमीपे ) ॥ चतुर्द्वारं पताकाढ्यं सवितानं सतोरणम् ॥ ३० ॥ मनोहरं महोत्सेधं पुष्पाद्यैः समलंकृतम् । शंखचक्रहनूमद्भिः प्राग्द्वारे समलंकृतम् ॥ ३१ ॥ गरुत्मच्छार्ङ्गबाणैश्च दक्षिणे समलंकृतम् । गदाखड्गांगदैश्चैव पश्चिमे च विभूषितम् ॥३२॥ पद्मस्वस्तिकनीलैश्च कौबेर्यां समलंकृतम् । मध्ये हस्तचतुष्काढ्यवेदिकायुक्तमायतम् ॥ ३३ ॥ प्रविश्य गीतनृत्यैश्च वाद्यैश्चापि समन्वितम् । पुण्याहं वाचयित्वा च विद्वद्भिः प्रीतमानसैः ॥ ३४ ॥

એક વખત ભોજન કરવું અને આચાર્યની સાથે જિતેન્દ્રિયપણે રહીને શ્રીરામની કથા સાંભળવામાં બાકીનો દિવસ વીતાડવો.[૨૬] સાયંકાલ થાય ત્યારે સંધ્યા વગેરે નિત્યકર્મ કરી રામચન્દ્રનું સ્મરણ કરતાં કરતાં જિતેન્દ્રિયપણાથી આચાર્યે તથા પોતે નીચે સુવું.[૨૭] એકલા એકાંતમાં રહેવું નહીં. રામચન્દ્રમાં જ ચિત્ત રાખવું. બીજે દિવસે પ્રાતઃકાલે ઊઠીને વિધિથી સ્નાન કરી પ્રાતઃ સંધ્યા વગેરે સઘળું નિત્યકર્મ વિધિપૂર્વક જલદીથી કરી લેવું. પછી સ્થિર ચિત્ત થઇ વિદ્વાનોની સાથે પોતાના ઘરની સામે, ઉત્તર બાજુમાં સુંદર મોટો દાનમંડપ કરાવવો. તેને ચાર બારણાં રાખવાં, પતાકા બાંધવી, તોરણ બાંધવાં અને ચન્દ્રવો બાંધવો.[૨૮–૩૦] તેમાં પુષ્પ વગેરેથી શોભા કરવી. એ મંડપનું પૂર્વ બારણું, શંખ, ચક્ર અને હનૂમાનવડે શોભાવવું; દક્ષિણ બારણામાં ગરુડ, ધનુષ અને બાણવડે શોભા કરવી; પશ્ચિમ દ્વારમાં ગદા, ખડ્ગ અને બાજુબંધવડે શોભા કરવી; અને ઉત્તર દ્વારમાં પદ્મ, સાથિઓ અને નીલવડે શોભા કરવી. વચમાં ચાર હાથ જેવડી વેદી કરવી,[૩૧–૩૩] અને ગાતાં વગાડતાં તે મંડપમાં જઇ પ્રસન્ન મનવાળા વિદ્વાનો પાસે પુણ્યાહવાચન કરાવવું.[૩૪]

ततः संकल्पयेदेवं राममेव स्मरन्मुने । अस्यां रामनवम्यां तु रामाराधनतत्परः ॥ ३५ ॥ उपोष्याष्टसु यामेषु पूजयित्वा यथाविधि ॥ इमां स्वर्णमयीं रामप्रतिमां तु प्रयत्नतः ॥३६॥ श्रीरामप्रीतये दास्ये रामभक्ताय धीमते । प्रीतो रामो हरत्वाशु पापानि सुबहूनि मे ॥ ३७ ॥ अनेकजन्मसंसिद्धान्यभ्यस्तानि महांति च । विलिखेत्सर्वतोभद्रं वेदिकोपरि सुंदरम् ॥ ३८ ॥ मध्ये तीर्थोदकैर्युक्तं पात्रं संस्थाप्य चार्चितम् । सौवर्णे राजते ताम्रे पात्रे षट्कोणमालिखेत्॥ ३९॥ ततः स्वर्णमयीं रामप्रतिमां पलमात्रतः। निर्मितां द्विभुजां रम्यां वामांकस्थितजानकीम् ॥ ४० ॥ बिभ्रतीं दक्षिणे हस्ते ज्ञानमुद्रां महामुने । वामेनाधःकरेणाराद्देवीमालिंग्य संस्थिताम् ॥४१॥ सिंहासने राजते च पलद्वयविनिर्मिते । पंचामृतस्नानपूर्वं संपूज्य विधिवत्ततः ॥ ४२ ॥ मूलमन्त्रेण नियतो न्यासपूर्वमतंद्रितः । दिवैवं विधिवत्कृत्वा रात्रौ जागरणं ततः ॥ ४३ ॥ दिव्यां राम

कथां श्रुत्वा रामभक्तिसमन्वितः । गीतनृत्यादिभिश्चैव रामस्तोत्रैरनेकधा ॥ ४४ ॥ रामाष्टकैश्च संस्तुत्य गंधपुष्पाक्षतादिभिः। कर्पूरागुरुकस्तूरीकल्हाराद्यैरनेकधा ॥ ४५ ॥ संपूज्य विधिवद्भक्त्या दिवारात्रं नयेद्बुधः।

પછી રામચન્દ્રનું સ્મરણ કરતાં કરતાં સંકલ્પ કરવો. તે આ પ્રમાણેઃ-'આ રામનવમીને દિવસે હું રામના આરાધનમાં તત્પર થઇ, આઠ પહોર સુધી ઉપવાસ કરી, યથાવિધિ પૂજા કરી, સોનાની કરાવેલી આ રામની મૂર્તિ, રામની પ્રીતિ માટે, બુદ્ધિવાળા રામભક્તને આપીશ, તેથી પ્રસન્ન થયેલા રામચન્દ્ર મારાં અનેક જન્મનાં સઘળાં મહાપાપોનો તુરત નાશ કરો,' એવો સંકલ્પ કરવો. પછી વેદી ઉપર મનોહર સર્વતોભદ્રમંડલ ચીતરવું.[३५-३८] તેની વચમાં તીર્થોદકથી ભરેલા ઘડાની સ્થાપના કરી, તેની પૂજા કરી, સોનાના, રૂપાના, અથવા ત્રાંબાના પાત્રમાં છ ખૂણાવાળું ચક્ર આલેખવું.[३९] જેને બે હાથ છે, જેના ડાબા ભાગમાં જાનકી છે, જેના જમણા હાથમાં જ્ઞાનમુદ્રા છે, અને જેણે ડાબા હાથવડે પાસે રહેલાં સીતાનું આલિંગન કરેલું છે, એવી રામચન્દ્રની એક પલ સોનાની સુંદર મૂર્તિ કરાવવી.[४०-४१] તેની બે પલ રૂપાનાં સિંહાસન ઉપર સ્થાપના કરી, સાવધાન થઇ, ચિત્ત સ્થિર રાખી, ન્યાસ કરી, મૂલમંત્ર ભણી, પંચામૃતવડે સ્નાન કરાવી પૂજા કરવી. વિધિથી પૂજા વગેરે કરી રાત્રે જાગરણ કરવું.[४२-४३] ભક્તિથી રામની મનોહર કથા સાંભળવી. ગીત ગાવાં, નાચવું, વાજાં વગાડવાં અને કેટલાંક રામસ્તોત્રોનો પાઠ કરવો.[४४] રામાષ્ટકથી સ્તુતિ કરવી. ચંદન, પુષ્પ, અક્ષત, કપૂર, અગુરુ, કસ્તૂરી, કહ્લાર વગેરે બીજા પણ ઉપચારોવડે વિધિથી પૂજા કરવામાં દિવસ અને રાત્રિ ગાળવી.[४५]

ततः प्रातः समुत्थाय स्नानसंध्यादिकाः क्रियाः ॥४६॥ समाप्य विधिवद्रामं पूजयेद्विधिवन्मुने । ततो होमं प्रकुर्वीत मूलमन्त्रेण मंत्रवित् ॥ ४७ ॥ पूर्वोक्तपद्मकुंडे वा स्थंडिले वा समाहितः । लौकिकाग्नौ विधानेन शतमष्टोत्तरं मुने ॥४८॥ साज्येन पायसेनैव स्मरन्राममनन्यधीः । ततो भक्त्या सुसंतोष्य आचार्यं पूजयेन्मुने ॥४९॥ कुंडलाभ्यां सरत्नाभ्यामंगुलीयैरनेकधा । गंधपुष्पाक्षतैर्वस्त्रैर्विचित्रैस्तु मनोहरैः ॥ ५० ॥ ततो रामं स्मरन् दद्यादिमं मंत्रमुदीरयेत् । इमां स्वर्णमयीं रामप्रतिमां समलंकृताम् ॥ ५१ ॥ चित्रवस्त्रयुगच्छन्नां रामोऽहं राघवाय ते । श्रीरामप्रीतये दास्ये तुष्टो भवतु राघवः ॥ ५२ ॥ इति दत्वा विधानेन दद्याद्दक्षिणां ध्रुवम् । अन्येभ्यश्च यथाशक्त्या गोहिरण्यादिभक्तितः ॥ ५३ ॥ दद्याद्वासोयुगं धान्यं तथालंकरणानि च। एवं यः कुरुते रामप्रतिमादानमुत्तमम् ॥ ५४ ॥ ब्रह्महत्यादिपापेभ्यो मुच्यते नात्र संशयः। तुलापुरुषदानादि-फलमाप्नोति सुव्रत ॥ ५५ ॥ अनेकजन्मसंसिद्धपापेभ्यो मुच्यते ध्रुवम् । बहुनात्र किमुक्तेन मुक्तिस्तस्य करे स्थिता ॥ ५६ ॥ कुरुक्षेत्रे महापुण्ये सूर्यपर्वण्यशेषतः । तुलापुरुषदानाद्यैः कृतैर्यल्लभते फलम् ॥ ५७ ॥ तत्फलं लभते मर्त्यो दानेनानेन सुव्रत ।

બીજે દિવસે સવારમાં ઉઠી સ્નાનાદિક નિત્ય કર્મ કરી વિધિથી રામચન્દ્રની પૂજા કરવી. પછી પ્રથમ કહેલા પદ્મકુંડમાં અથવા સ્થંડિલ ઉપર લૌકિકાગ્નિમાં મૂલમંત્ર ભણી વિધિથી ઘી અને દૂધપાકની એકસો આઠ આહુતિઓ આપવી, અને રામનું સ્મરણ કરતા જવું. પછી ચંદન, પુષ્પ અને અક્ષતવડે આચાર્યની પૂજા કરવી.[४६-४९] તેને જૂદી જૂદી જાતનાં મનોહર કપડાં, રત્નવાળાં કુંડલ અને કેટલીક વિંટીઓ આપી પ્રસન્ન કરવા. પછી રામનું સ્મરણ કરતાં કરતાં બોલવું કે;-'હે મહારાજ ! હું રામની વિચિત્ર કપડાં અને અલંકારવાળી સોનાની મૂર્તિ રામની પ્રીતિ-માટે આપ-કે જે રામરૂપ છો તેને આપું છું, તેથી રામ પ્રસન્ન થાઓ' એ મંત્ર ભણી મૂર્તિ આચાર્યને આપી, બીજા બ્રાહ્મણોને પણ શક્તિપ્રમાણે ગાય, સોનું અને દક્ષિણા વગેરે ભક્તિથી આપવું.[५०-५३] તેમ જ બે વસ્ત્રો, ધાન્ય અને અલંકાર આપવા. એવી રીતે જે માણસ રામમૂર્તિનું દાન કરે છે,[५४] તે બ્રહ્મહત્યા વગેરે પાપથી મુક્ત થાય છે, અને તેને તુલા પુરુષના દાન વગેરેનું ફળ મળે છે તેમાં સંદેહ નથી.[५५] તેનાં અનેક જન્મનાં પાપો અવશ્ય દૂર થાય છે. આ બાબતમાં વિશેષ શું કહું ? મુક્તિ તેના હાથમાં રહે છે.[५६] હે મુને ! મહાપુણ્યકારક કુરુક્ષેત્રમાં સૂર્યગ્રહણને દિવસે તુલાપુરુષનાં દાન વગેરેથી જે ફળ થાય છે, તે સર્વ ફળ રામમૂર્તિના દાનથી થાય છે.[५७]

सुतीक्ष्ण उवाच-प्रायेण हि नराः सर्वे दरिद्राः कृपणा मुने ॥ ५८ ॥ तैः कर्तव्यं कथमिदं व्रतं ब्रूहि महामुने । अगस्त्य उवाच-दरिद्रश्च महाभाग स्वस्य वित्तानुसारतः ॥ ५९ ॥ पलार्धेन तदर्धेन तदर्धार्धेन वा पुनः । वित्तशाठ्यमकृत्वैव कुर्यादेवं व्रते मुने ॥ ६० ॥ यदि घोरतरं दुष्टं पातकं नेहते क्वचित् । अकिंचनोऽपि यत्नेन उपोष्यं नवमीदिने ॥ ६१ ॥ एकचित्तोऽपि विधिवत्सर्वपापैः प्रमुच्यते । प्रातः स्नानं च विधिवत्कृत्वा संध्यादिकाः क्रियाः ॥ ६२ ॥ गोभूतिलहिरण्यादि दद्याद्वित्तानुसारतः । श्रीरामचंद्रभक्तेभ्यो विद्वद्भ्यः श्रद्धयान्वितः ॥६३॥ पारणं त्वथ कुर्वीत ब्राह्मणैश्च स्वबंधुभिः। एवं यः कुरुते भक्त्या सर्वपापैः प्रमुच्यते ॥ ६४ ॥ प्राप्ते श्रीरामनवमीदिने मर्त्यो विमूढधीः। उपोषणं न कुरुते कुंभीपाकेषु पच्यते ॥६५॥ यत्किंचिद्राममुद्दिश्य क्रियते न स्वशक्तितः। रौरवे स तु मूढात्मा पच्यते नात्र संशयः ॥ ६६ ॥ सुतीक्ष्ण उवाच-यामाष्टके तु पूजा वै तत्र चोक्ता महामुने । मूलमन्त्रेण संयुक्ता तां कथां वद सुव्रत ॥ ६७ ॥

સુતીક્ષ્ણ બોલ્યા—હે મહામુને ! ઘણું કરી સઘળા લોકો દરિદ્ર અને દુઃખી હોય છે, માટે કયા પુરુષોએ આ વ્રત કરવું અને કેવી રીતે કરવું, તે મને કહો. અગસ્ત્ય ઋષિ બોલ્યા—હે મહાભાગ ! દરિદ્રે પણ પોતાની શક્તિ પ્રમાણે અર્ધા પલની કે પા પલની અથવા તો તેથી પણ અર્ધા પ્રમાણની સોનાની મૂર્તિ કરાવીને લોભરહિત થઇને વ્રત કરવું, કે જેથી મહાપાપ પણ નાશ પામે છે. જો નવમીને દિવસે એકચિત્તે વિધિથી ઉપવાસ કરે તો ગરીબ માણસ સઘળાં પાપોથી મુક્ત થાય છે. પ્રાતઃકાલમાં વિધિથી સ્નાન કરી, સંધ્યા વગેરે નિત્ય કર્મ કરી,[૫૮–૬૨] રામચંદ્રના ભક્ત વિદ્વાનોને શ્રદ્ધાથી શક્તિ પ્રમાણે ગાય, પૃથિવી, તલ અને સોનું વગેરે શક્તિના પ્રમાણમાં આપવું.[૬૩] બીજે દિવસે બ્રાહ્મણો અને સગાં સંબંધીઓની સાથે પારણું કરવું. એવી રીતે જે પુરુષ ભક્તિથી વ્રત કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૬૪] જે મૂઢ પુરુષ રામનવમીને દિવસે ઉપવાસ કરતો નથી, તે કુંભીપાક નરકમાં પડે છે અને સડે છે.[૬૫] જે મૂઢ પુરુષ પોતાની શક્તિ પ્રમાણે રામના નિમિત્તે કાંઈ પણ કરતો નથી, તે પાપાત્મા રૌરવ નરકમાં પડે છે, એમાં સંશય નથી.[૬૬] સુતીક્ષ્ણ કહે છે—હે મહામુને ! આપે કહ્યું કે મૂલ મંત્રવડે આઠ પહોર પૂજા કરવી, તે મંત્ર વગેરે સ્પષ્ટ રીતે કહો.[૬૭]

अगस्त्य उवाच—सर्वेषां राममंत्राणां मंत्रराजं षडक्षरम् । इदं तु स्कांदे मोक्षखंडे श्रीरामं प्रति रुद्रगीतायां रुद्रवाक्यम्—मुमूर्षोर्मणिकर्ण्यां ते अर्धोदकनिवासिनः॥६८॥ अहं दिशामि ते मंत्रं तारकस्योपदेशतः । श्रीरामरामरामेति एतत्तारकमुच्यते ॥ ६९ ॥ अतस्त्वं जानकीनाथ परं ब्रह्माभिधीयसे । तारकं ब्रह्म चेत्युक्तं तेन पूजा प्रशस्यते ॥ ७० ॥ पीठांगदेवतानां तु आवृत्तीनां तथैव च । आदावेव प्रकुर्वीत देवस्य प्रीतमानसः ॥ ७१ ॥ उपचारैः षोडशभिः पूजा कार्या यथाविधि । आवाहनं स्थापनं च संमुखीकरणं तथा ॥ ७२ ॥ एवं मुद्राप्रार्थनां च पूजामुद्रां प्रयत्नतः । शंखपूजां प्रकुर्वीत पूर्वोक्तविधिना ततः ॥७३॥ कलशं वामभागे च पूजाद्रव्याणि चादरात् । पीठे संपूज्य यत्नेन आत्मानं मंत्रमुच्चरेत् ॥ ७४ ॥ पात्रासादनमप्येवं कुर्याद्यामेष्वतंद्रितः। पीतांबराणि देवाय प्रार्पयन्नर्चयेत्सुधीः ॥ ७५ ॥ स्वर्णयज्ञोपवीतानि दद्याद्देवाय भक्तितः । नानारत्नविचित्राणि दद्यादाभरणानि च ॥ ७६ ॥ हिमांबुघृष्टं रुचिरं घनसारमनोहरम् । क्रमात्तु मूलमन्त्रेण उपाचारान्प्रकल्पयेत् ॥ ७७ ॥ कल्हारैः केतकैर्जात्यैः पुन्नागाद्यैः प्रपूजयेत् । चंपकैः शतपत्रैश्च सुगंधैः सुमनोहरैः ॥ ७८ ॥ पाद्यचंदनधूपैश्च तत्तन्मन्त्रैः प्रपूजयेत् । भक्ष्यभोज्यादिकं भक्त्या देवाय विधिनाऽर्पयेत् ॥ ७९ ॥

અગસ્ત્ય બોલ્યા—સઘળા રામમંત્રોમાં ૭ અક્ષરોનો રામમંત્ર ઉત્તમ કહેવાય છે. સ્કંદપુરાણના મોક્ષકાંડમાં આવેલી રુદ્રગીતામાં, રામપ્રત્યે રુદ્રનું આ વાક્ય છે કેઃ— મણિકર્ણિકાની પાસે અર્ધોદકમાં રહેતા, મરવા પડેલા પુરુષને હું આપના કહેવાથી તારક મંત્રનો ઉપદેશ કરું છું. 'श्रीरामरामराम' એ તારક મંત્ર કહેવાય છે. એટલા જ માટે હે સીતાપતે ! આપ પરબ્રહ્મ કહેવાઓ છો, કેમકે તારકને બ્રહ્મ કહે છે. માટે તમારી પૂજા પ્રશંસાપાત્ર છે.[૬૮–૭૦] પીઠાંગ દેવતાઓની અને આવૃત્તિઓની પહેલાં ષોડશોપચારવડે વિધિથી રામચંદ્રની પૂજા કરવી. આવાહન, સ્થાપન, સંમુખીકરણ (પોતાની સંમુખ કરવું), પ્રાર્થનામુદ્રા અને પૂજામુદ્રા કરવી. પૂર્વે કહેલા વિધિથી શંખની પૂજા કરવી.[૭૧–૭૩] કલશ અને પૂજાદ્રવ્યની ડાબી બાજુએ પૂજા કરવી. પીઠમાં પૂજા કરી મંત્રનું ઉચ્ચારણ કરવું.[૭૪] એવી રીતે પાત્રાસાદન (પાત્રવ્યવસ્થા) પણ કરવી. દેવને પીતાંબર ઓઢાડી પૂજા કરવી.[૭૫] ભક્તિથી દેવને સોનાની જનોઈ આપવી. નાના પ્રકારનાં રત્નોથી જડેલા અલંકારો આપવા.[૭૬] શીતળ જળમાં કપૂરની સાથે ઘસેલું ચંદન ચડાવવું. મૂલમંત્રવડે બીજા પણ ઉપચારો કરવા.[૭૭] લાલ કમલ, કેવડાનાં પુષ્પ, જાતિનાં પુષ્પ, પુંનાગ અને ચંપા વગેરેનાં સુગંધિ પુષ્પ અને સુંદર કમળોવડે પૂજા કરવી.[૭૮] પાદ્ય, ચંદન, અને ધૂપવડે તે તે મંત્રો ભણી પૂજા કરવી. ભક્તિથી વિધિ પ્રમાણે નૈવેદ્ય ધરવું.[૭૯]

येन सोपस्करं देवं दत्वा पापैः प्रमुच्यते । जन्मकोटिकृतैर्घोरैर्नानारूपैश्च दारुणैः ॥ ८० ॥ विमुक्तः स्यात्क्षणादेव राम एव भवेन्मुने। श्रद्धानस्य दातव्यं श्रीरामनवमीव्रतम् ॥ ८१ ॥ सर्वलोकहितायेदं पवित्रं पापनाशनम् । लोहेन निर्मितं वापि शिलया दारुणापि वा ॥ ८२ ॥ एकेनैव प्रकारेण यस्मै कस्मैऽथवा मुने । कृतं सर्वं प्रयत्नेन यत्किंचिदपि भक्तितः ॥८३॥ जपेदेकांतमासीनो यावत्स दशमीदिनम् । अनेन स्यात्पुनः पूजा दशम्यां भोजयेद्द्विजान् ॥ ८४ ॥ भक्त्या भोज्यैर्बहुविधैर्दद्याद्भक्त्या च दक्षिणाम् । कृतकृत्यो भवेत्तेन सद्यो रामः प्रसीदति ॥ ८५ ॥ तूर्ष्णीं तिष्ठन्नरो वापि पुनरावृत्तिवर्जितः । द्वादशाब्दे कृतेनापि यत्पापं चापि मुच्यते ॥८६॥ विलयं याति तत्सर्वं श्रीरामनवमीव्रतात् । जपश्च राममंत्राणां यो न जानाति तस्य वै ॥ ८७ ॥ उपोष्य संस्मरेद्रामं न्यासपूर्वमतंद्रितः । गुरुलब्धोऽयं मंत्रस्तु न्यसेन्न्यासपुरःसरः ॥ ८८ ॥ यामे यामे च विधिना कुर्यात्पूजां समाहितः । मुमुक्षुश्च सदा कुर्याच्छ्रीरामनवमीव्रतम् । मुच्यते सर्वपापेभ्यो याति ब्रह्म सनातनम् ॥ ८९ ॥ इति श्रीस्कंदपुराणे अगस्त्यसंहितायामगस्तिसुतीक्ष्णसंवादे रामनवमीव्रतविधिः संपूर्णः ।

એવી રીતે જે માણસ પૂજા કરી દાન કરે, તે માણસ તત્કાલ કરોડો જન્મોમાં કરેલાં મોટાં પાપોથી મુક્ત થાય છે અને રામચન્દ્રરૂપ થાય છે. પવિત્ર અને

પાપોનો નાશ કરનાર આ રામનવમીવ્રત સર્વ લોકના કલ્યાણ માટે શ્રદ્ધાળુને કહેવું ને કરાવવું. હે મુને ! (શક્તિ ન હોય તો) લોઢાથી, શિલાથી, લાકડાથી અથવા હરકોઇ પ્રકારે તજવીજ કરી થોડું ઘણું પણ ભક્તિથી કરવું.[૮૦-૮૩] જ્યાં સુધી દશમી આવે એટલે સવાર પડે ત્યાં સુધી એકાંતમાં બેસી જપ કરવો. દશમીને દિવસે ઉપર કહેલા પ્રકારથી પુનઃ પૂજા કરી બ્રાહ્મણોને ભક્તિથી નાના પ્રકારનાં ભોજન કરાવવાં અને દક્ષિણા આપવી. એવી રીતે વ્રત કરવાથી રામચન્દ્ર જલદી પ્રસન્ન થાય છે અને તેથી મનુષ્ય કૃતાર્થ થાય છે.[૮૪-૮૫] મૌન રહીને એક વખત રામનવમીનું વ્રત કરવાથી બાર વર્ષોનું પાપ નષ્ટ થાય છે અને સંસારમાં ફરી આવવું પડતું નથી.[૮૬] જે પુરુષ રામમંત્ર ન જાણતો હોય, તેણે સાવધાનીથી રામનું સ્મરણ કરી ન્યાસ અને ઉપવાસ કરવો. જો ગુરુએ મંત્રોપદેશ કર્યો હોય તો તેથી ન્યાસ કરવા.[૮૭-૮૮] સાવધાન થઈ પહોરે પહોરે પૂજા કરવી. જેને મોક્ષની ઇચ્છા હોય, તેણે નિરંતર આ રામનવમીવ્રત કરવું કે જેથી તેનાં સર્વ પાપો દૂર થાય છે અને સનાતન બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.[૮૯] એવી રીતે સ્કંદપુરાણમાં અગસ્ત્યસંહિતામાં રામનવમીવ્રતનો પ્રકાર કહ્યો છે.

## ૨ રામનામ લખવાનું વ્રત

अथ रामनामलेखनव्रतम् । तच्च रामनवमीमारभ्याथ वा यस्मिन्कस्मिन् काले कार्यम् । आचम्य प्राणानायम्य मासपक्षाद्युल्लिख्य सकलपापक्षयकामो वा विष्णुलोकप्राप्तिकामो वा श्रीरामप्रीतये रामनामलेखनं करिष्ये इति संकल्प्य लिखितरामनामपूजा नाममन्त्रेण षोडशोपचारैः कार्या ।

રામનામલેખનવ્રત–એ વ્રતનો આરંભ રામનવમીને દિવસે અથવા હરકોઈ દિવસે કરવો. પ્રથમ 'આચમન પ્રાણાયામ કરી, માસ પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી, 'સઘળાં પાપોના ક્ષય માટે, વૈકુંઠની પ્રાપ્તિ માટે અને શ્રીરામની પ્રીતિ માટે હું રામનામ લખીશ,' એવો સંકલ્પ કરી નામમંત્રથી ષોડશોપચારવડે લખેલાં નામની પૂજા કરવી.

### રામનામની કથા અને ઉદ્યાપન

अथ कथोद्यापनं च । पार्वत्युवाच–धन्याऽस्म्यनुगृहीताऽस्मि कृतार्थास्मि जगत्प्रभो । विच्छिन्नो मेऽद्य संदेहग्रंथिर्भवदनुग्रहात् ॥१॥ त्वन्मुखाद्गलितं रामकथामृतरसायनम् । पिबन्त्या मे मनो देव न तृप्यति भवापहम् ॥ २॥ श्रीरामस्यामृतं नाम श्रुतं संक्षेपतो मया ॥ इदानीं श्रोतुमिच्छामि विस्तरेण स्फुटाक्षरम् ॥ ३ ॥ श्रीमहादेव उवाच–शृणु देवि प्रवक्ष्यामि गुह्याद्गुह्यतरं महत् । प्राप्नोति परमां सिद्धिं दीर्घायुः पुत्रसंपदम् ॥ ४ ॥ रामनाम लिखेद्यस्तु लक्षकोटिशतावधि । एकैकमक्षरं पुंसां महापातकनाशनम् ॥५॥ सकामोऽपि लिखेद्यस्तु निष्कामो वा स पार्वति । इहैव सुखमाप्नोति अंते च परमं पदम् ॥ ६ ॥ आदावंते च मध्ये च व्रतस्योद्यापनं चरेत् । उद्यापनं विना नैव फलसिद्धिमवाप्नुयात् ॥७॥ तस्मात्सर्वप्रयत्नेन नाम्न उद्यापनं कुरु ।

પાર્વતી કહે છે–હે જગત્પ્રભો ! હે નાથ ! આપના અનુગ્રહથી આજ મને ધન્ય છે. હું કૃતાર્થ છું અને મારો સંશય દૂર થયો.[૧] હે નાથ ! હે દેવ ! હું સંસારનો નાશ કરનાર અને આપના મુખથી નીકળેલાં રામકથારૂપી અમૃતનું પાન કરું છું, તેથી પણ મારું મન તૃપ્ત થતું નથી.[૨] અમૃત સરખું શ્રીરામનું નામ સંક્ષેપથી સાંભળ્યું, પણ હવે વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું.[૩] મહાદેવ બોલ્યા–હે દેવિ ! જેથી પરમ સિદ્ધિ, દીર્ઘ આયુષ્ય, પુત્ર અને સંપત્તિ પ્રાપ્ત થાય છે, એવું અતિ ગુપ્ત વ્રત કહું છું તે સાંભળો.[૪] એક લક્ષ, એક કરોડ કે પછી એક સો રામનામ લખવાં. રામનો એક એક અક્ષર પણ મહાપાપનો નાશ કરે છે.[૫] જે માણસ સકામપણે અથવા તો નિષ્કામપણે રામનામ લખે, તે આ લોકમાં સુખ ભોગવી અંતે પરમ પદને પ્રાપ્ત થાય છે.[૬] આદિ, મધ્ય અને અંતે વ્રતનું ઉદ્યાપન કરવું. કારણ કે ઉદ્યાપન વિના ફલસિદ્ધિ થતી નથી, એટલા માટે રામનામનું ઉદ્યાપન કરવું.[૭]

पार्वत्युवाच–नतास्मि देवदेवेश भक्तानुग्रहकारक ॥ ८ ॥ नाम्न उद्यापनं ब्रूहि विस्तरेण मम प्रभो । श्रीशिव उवाच–शृणु देवि प्रवक्ष्यामि विस्तरेण यथाविधि ॥ ९ ॥ नाम्न उद्यापनं चात्र भक्त्या भवदनुग्रहात् । सौवर्णीं प्रतिमां कुर्याच्छ्रीरामस्य सलक्ष्मणाम् ॥ १० ॥ हनुमत्प्रतिमां तत्र चतुर्थांशेन हाटकैः । सुवर्णस्य प्रमाणं तु पलाष्टकमुदीरितम् ॥११॥ अशक्तश्चेत्पलेनैव तदर्धार्धेन वा पुनः । श्रीरामप्रतिमां कुर्वन्वित्तशाठ्यं न कारयेत् ॥ १२ ॥ राजतं चासनं कुर्यान्माषैः षोडशसंमितैः । पीतवस्त्रेण संवेष्ट्य स्थापयेत्तंडुलोपरि ॥ १३ ॥ तंडुलानां प्रमाणं तु भवेद्द्रोणचतुष्टयम् । शुचौ देशे गृहे तीर्थे मंडपं कारयेत्सुधीः ॥ १४ ॥ तोरणानि चतुर्द्वारे बंधयेदाम्रपल्लवैः । भूमौ गोमयलिप्तायां सर्वतोभद्रमंडलम् ॥ १५ ॥ रचयेत्सप्तधान्यैश्च नानारंगैः सुशोभनम् । कुंभानष्टौ च पूर्वादौ स्थापयेदव्रणान् शुभान् ॥ १६ ॥ कुंभमेकं मध्यदेशे स्थापयेत्तंडुलोपरि । शुद्धोदकेन संपूर्य पंचरत्नैः सपल्लवैः ॥ १७ ॥ नालिकेरफलान्यष्टावेकं रामाय दापयेत् । आचार्यं वरयेत्तत्र वेदशास्त्रविशारदम् ॥ १८ ॥ ब्रह्मादिकऋत्विजां तत्र वरणं कारयेत्ततः । मधुपर्केण संपूज्य वस्त्रालंकारभूषणैः ॥१९॥ ऋत्विजः षोडशाष्टौ वा वरयेद्वेदपारगान् । स्नात्वा नित्यं विधायादौ पूजयेद्गणनायकम् ॥ २० ॥ पुण्याहं वाचयित्वा तु पूजयेद्रामचंद्रकम् । ततोऽग्निं च प्रतिष्ठाप्य स्वशाखोक्तविधानतः ॥ २१ ॥ विष्णुसूक्तेन होतव्यं मूलमन्त्रेण वा

पुनः । नवग्रहांश्च दिक्पालान्मंत्रानुक्त्वा च होमयेत् ॥ २२ ॥ पुरुषसूक्तेन होतव्याः समिदाज्यं चरुस्तिलाः । अष्टोत्तरसहस्रं तु राममन्त्रेण होमयेत् ॥ २३ ॥ होमान्ते पूजनं कुर्याद्रामचंद्रादिदेवताः । पूजयित्वा ततो हुत्वा बलिं पूर्णाहुतिं तथा ॥ २४ ॥

પાર્વતી કહે છે—હે દેવોના દેવ! હે ઈશ! હે ભક્તોપર અનુગ્રહ કરનાર! હે પ્રભો! હું આપને નમસ્કાર કરું છું, માટે મને વિસ્તારથી રામનામનું ઉદ્યાપન કહો. શિવ કહે છે—હે દેવિ! તમારી ભક્તિ હોવાથી પ્રીતિથી રામનામના ઉદ્યાપનનો વિધિ વિસ્તારપૂર્વક કહું છું તે સાંભળો. સોનાની સુંદર લક્ષ્મણસહિત રામની મૂર્ત્તિ કરાવવી.[૮–૧૦] એ સોનાના ચોથા ભાગની હનૂમાનની મૂર્ત્તિ કરાવવી. તે સુવર્ણનું પ્રમાણ આઠ પલનું કહેવાય છે.[૧૧] જો શક્તિ ન હોય તો પલ વા અર્ધો પલ સોનાની શ્રીરામની મૂર્ત્તિ કરાવવી, પણ દ્રવ્યનો લોભ કરવો નહિ.[૧૨] સોળ માસા રૂપાનું આસન કરાવવું. પીળાં વસ્ત્ર પહેરાવી ચાર દ્રોણ ચોખા ઉપર સ્થાપના કરવી. ઘરમાં અથવા તીર્થમાં પવિત્ર સ્થળે મંડપ કરવો.[૧૩–૧૪] ચારે બારણામાં આંબાનાં તોરણો બાંધવાં. ગાયના છાણથી લીંપેલી પૃથ્વીમાં સાત પ્રકારનાં ધાન્યોવડે સર્વતોભદ્રમંડલ પૂરવું. નાના પ્રકારના રંગોથી રંગોળી પૂરવી. પૂર્વ દિશાથી લઈને છિદ્રરહિત આઠ ઘડા સ્થાપવા.[૧૫–૧૬] વચમાં ચોખા ઉપર એક ઘડાની સ્થાપના કરવી. તેમાં શુદ્ધોદક નાખી પંચપલ્લવ તથા પંચરત્ન નાંખવાં.[૧૭] આઠ શ્રીફલ લેવાં, તેમાંથી એક રામને અર્પવું. વેદ અને શાસ્ત્રમાં ચતુર હોય તેવાને આચાર્ય કરવો.[૧૮] બ્રહ્મા વગેરે સોળ વિદ્વાન્ ઋત્વિજોને વરાવવા. મધુપર્ક, વસ્ત્ર અને અલંકારવડે તેઓની પૂજા કરવી. પછી સ્નાન અને નિત્યકર્મ કરી પ્રથમ ગણપતિની પૂજા કરવી.[૧૯–૨૦] પુણ્યાહવાચન કરી રામચન્દ્રની પૂજા કરવી. પોતાની શાખામાં કહેલા વિધિથી અગ્નિની સ્થાપના કરી,[૨૧] વિષ્ણુસૂક્ત અથવા મૂલમંત્રવડે હોમ કરવો. મંત્રો ભણી નવગ્રહ અને દિક્પાલનો હોમ કરવો.[૨૨] પુરુષસૂક્ત ભણી સમિધા, ઘી અને તિલ હોમવા. રામમંત્ર ભણી એક હજાર અને આઠ વખત હોમ કરવો.[૨૩] હોમ થઈ રહ્યા પછી રામચન્દ્ર વગેરે દેવતાની પૂજા કરી બલિદાન આપી પૂર્ણાહુતિ કરવી.[૨૪]

श्रेयःसंपादनं कुर्यादभिषेकं समाचरेत् । रामं नत्वाऽर्चयित्वा च प्रार्थयित्वा पुनः पुनः ॥ २५ ॥ आचार्यं पूजयेत्पश्चात्सुवर्णैर्वस्त्रधेनुभिः । प्रतिमां दानमन्त्रेण आचार्याय निवेदयेत् ॥२६॥ नतोऽस्मि देवदेवेश बहुबुद्धिमहात्मभिः । यश्चिंत्यते कर्मपाशाद्धृदि नित्यं मुमुक्षुभिः ॥२७॥ मायया गुणमय्या त्वं सृजस्यवसि लुंपसि । अतस्त्वत्पादभक्तेषु त्वद्भक्तिस्तु श्रियोऽधिका ॥ २८ ॥ भक्तिमेव हि वांछंति त्वद्भक्ताः सारवेदिनः । अतस्त्वत्पादकमले भक्तिरेव सदाऽस्तु मे ॥ २९ ॥ संसारामयतप्तानां भैषज्यं भक्तिरेव ते । सीतासौमित्रिहनुमद्भक्तयुक्तो नरेश्वरः ॥ ३० ॥ दानेनानेन मे राम भुक्तिमुक्तिप्रदो भव । प्रतिमादानसिद्धयर्थं शक्त्या स्वर्णं तु दापयेत् ॥ ३१ ॥ दानं यद्दक्षिणाहीनं तत्सर्वं निष्फलं भवेत् । ब्राह्मणान् शतसाहस्रं भोजयेन्मधुसर्पिषा ॥३२॥ पक्वान्नैः पायसैः खाद्यैर्लड्डुकैः शर्करान्वितैः । ऋत्विग्भ्यो दक्षिणां दद्याद्भूयसीं दक्षिणां ददेत् ॥ ३३ ॥ तदंते घृतपात्रं च तिलपात्रं च दापयेत्। शय्यां च रथदानानि दशदानानि शक्तितः ॥३४॥ अशक्तश्चेत्स्वर्णमेकं दत्वा रामं नमेत्पुनः । तिलकं कारयेत्पश्चादभिषिक्तः सुपल्लवैः ॥३५॥ द्विजेभ्य आशिषो गृह्य नत्वा स्तुत्वा विसर्जयेत् । उमामहेश्वरौ पूज्यौ भोजयेद्बटुकं तथा ॥ ३६ ॥ कुमारीणां शतं भोज्यं योगिराजं च भोजयेत् । क्षेत्रपालबलिं दत्वा ध्यात्वा रामं सदा जपेत् ॥ ३७ ॥ ब्रह्मादिभिस्तु तत्पुण्यं वक्तुं शक्यं न किंचन । अश्वमेधसहस्रस्य वाजपेयशतस्य च ॥ ३८ ॥ एकेन रामनाम्ना तु तत्फलं लभते नरः । नारी वा पुरुषो वापि शूद्रो वाप्यधमो नरः । रामनाम्ना तु मुक्तास्ते सत्यं सत्यं वरानने ॥ ३९ ॥ मूले कल्पद्रुमस्याखिलमणिविलसद्रत्नसिंहासनस्थं कोदंडं धारयंतं ललितकरयुगेनार्पितं लक्ष्मणेन । वामांकन्यस्तसीतं भरतधृतमहामौक्तिकच्छत्रकांतं प्रीत्या शत्रुघ्नहस्तोद्धृतचमरयुगं रामचंद्रं भजेहम् ॥ ४० ॥ वंदेऽनिशं महेशानचंडकोदंडखंडनम् । जानकीहृदयानंदवर्द्धनं रघुनंदनम् ॥ ४१ ॥ इति श्रीभविष्ये उमामहेश्वरसंवादे रामनामलेखनोद्यापनं संपूर्णम् ॥

ફલ ગ્રહણ કરી અભિષેક કરાવવો. રામચન્દ્રને નમસ્કાર કરી, પૂજા કરવી અને વારંવાર પ્રાર્થના કરી,[૨૫] સુવર્ણ, વસ્ત્ર અને ગાય વગેરેથી આચાર્યનો સત્કાર કરવો. પછી, 'હે દેવ! હે ઈશ! હે રામ! કર્મપાશથી મોક્ષ ઇચ્છનારા મહાત્મા પુરુષો હૃદયમાં જેનું ધ્યાન કરે છે, તે આપને હું નમસ્કાર કરું છું. હે રામ! ગુણવાળી માયાવડે આપ આ જગતને ઉત્પન્ન કરો છો, રક્ષણ કરો છો ને નાશ કરો છો; એટલા માટે આપના ભક્તોને લક્ષ્મીથી પણ આપની ભક્તિ અધિક છે. આપના ઉત્તમ ભક્તો ભક્તિની જ ઇચ્છા કરે છે, માટે આપના ચરણકમલમાં મારી ભક્તિ નિરંતર રહો. હે રામ! સંસારરૂપી રોગથી પીડાતા પુરુષો માટે આપની ભક્તિ ઔષધ છે. સીતા, લક્ષ્મણ અને હનૂમાન સહિત આપ આ મૂર્ત્તિના દાનથી પ્રસન્ન થાઓ અને મને ભોગ તથા મોક્ષ આપો.' એમ બોલી, આચાર્યને તે મૂર્ત્તિનું દાન કરવું.[૨૬–૩૧] મૂર્ત્તિના દાનની સિદ્ધિ માટે દક્ષિણા આપવી; કારણ કે દક્ષિણા વિના દાનનું ફલ મળતું નથી. મધ, ઘી, દૂધપાક અને શાકરના લાડુઓથી હજારો બ્રાહ્મણો જમાડવા અને ઋત્વિજોને ભૂયસી દક્ષિણા આપવી.[૩૨–૩૩] પછી ઘૃત-

પાત્ર, તિલપાત્ર, શય્યા, રથ તથા શક્તિ પ્રમાણે દશ દાન આપવાં.[૩૪] જો તેટલી શક્તિ ન હોય તો કેવલ સોનું આપી રામચન્દ્રને નમસ્કાર કરવા. અભિષેક થયા પછી તિલક કરાવવું.[૩૫] પછી બ્રાહ્મણોના આશીર્વાદ લઈ તેઓની સ્તુતિ કરી નમસ્કાર કરી તેઓને વિસર્જન કરવા. (તારી ને મારી) ઉમાની અને શંકરની પૂજા કરવી. બટુક જમાડવો,[૩૬] સો કુમારિકા જમાડવી, મહાત્મા યોગીને જમાડવા, ક્ષેત્રપાલને બલિદાન આપી રામનું ધ્યાન કરી નિરંતર નામમંત્રનો જપ કરવો.[૩૭] તેથી કેટલું પુણ્ય થાય છે, એ બ્રહ્મા પણ કહી શકે તેમ નથી. એક રામનામથી હજાર અશ્વમેધ અને સો વાજપેય યજ્ઞનું ફળ મળે છે. સ્ત્રી, પુરુષ, શૂદ્ર અથવા નીચ, સઘળા રામનામથી મુક્ત થાય છે, એ સત્ય વાત છે.[૩૮-૩૯] પછી પ્રાર્થના કરવી કે, 'કલ્પવૃક્ષના મૂળમાં સઘળાં મણિવડે શોભાયમાન, રત્નસિંહાસન ઉપર બેઠેલા, લક્ષ્મણે આપેલું ધનુષ બે હાથથી ધારણ કરનાર, ડાબા ખોળામાં સીતાને બેસાડનાર, ભરતે ધારણ કરેલાં, મોતીનાં મોટાં છત્રથી શોભતા અને શત્રુઘ્ને પ્રીતિથી ધારણ કરેલા, બે ચામરોથી દીપતા, રામચન્દ્રને હું ભજું છું.[૪૦] મહાદેવના કઠોર ધનુષને ભાંગનાર અને જાનકીના હૃદયમાં આનંદ વધારનાર રામચન્દ્રને હું નિરંતર વંદન કરું છું.[૪૧] એવી રીતે ભવિષ્યપુરાણમાં રામનામલેખનનું ઉદ્યાપન કહ્યું છે.

---

## ૩ અદુઃખનવમીવ્રત

अथादुःखनवमीव्रतम् । भाद्रपदशुक्लनवम्यां मुहूर्तमात्रसत्त्वेऽपि परयुतायामदुःखनवमीव्रतम् । देशकालौ स्मृत्वा इह जन्मनि जन्मांतरे च भर्त्रा सह चिरायुःसौभाग्यप्राप्तये सकलपातकदुःखनाशार्थं व्रतकल्पोक्तफलावाप्त्यर्थं श्रीगौरीदेवताप्रीत्यर्थमदुःखनवमीव्रतांगं गौरीपूजनमहं करिष्ये ॥१॥ तत्रादौ निर्विघ्नतासिद्ध्यर्थं गणपतिपूजनं च करिष्ये इति संकल्प्य गोमयेनोपलिप्तभूमौ वेदिकां गुडलिप्तामिक्षुच्छादितामपूपपायसान्वितामुपरि मंडपिकायुतां कृत्वा तत्र पीठे आसनादिकलशप्रतिष्ठांतं कृत्वा अग्न्युत्तारणपूर्वकं गौरीप्रतिमां संस्थाप्य गौरीर्मिमायेति 'नमोदेव्यै' इति वा मन्त्रेण गौरीं गणपतिमिंद्रादिलोकपालांश्चावाह्य संपूजयेत् ॥ २ ॥ गौरीं दुःखहरां देवीं शिवस्यार्धांगधारिणीम् । सुनीलवस्त्रसंयुक्तामुमामावाहयाम्यहम् । आवाहनम् ॥३॥ दिव्यपात्रधरां देवीं विभूतिं च त्रिलोचनीम् । दुग्धान्नदाननिरतां गौरीं त्वां चिंतयाम्यहम् ।ध्यानम् ॥ ४ ॥ प्रसन्नवदने मातर्नित्यं देवर्षिसंस्तुते । मया भावेन यद्दत्तं पीठं तत्प्रतिगृह्यताम् । आसनम् ॥ ५॥ सर्वतीर्थमयं दिव्यं सर्वभूतोपजीवनम् । मया दत्तं च पानीयं पाद्यार्थं प्रतिगृह्यताम् । पाद्यम् ॥ ६ ॥ गंगादिसर्वतीर्थेभ्यो भक्त्याऽऽनीतं जलं शुचि । गंधपुष्पाक्षतोपेतं गृहाणार्घ्यार्थमादरात् । अर्घ्यम् ॥ ७ ॥ मातः सर्वाणि तीर्थानि गंगाद्याश्च तथा नद्यः । स्नानार्थं तव देवेशि मयाऽऽनीताः सुशोभनाः । स्नानम् ॥ ८ ॥ सर्वभूषाधिके सौम्ये लोकलज्जानिवारणे । मयोपपादिते तुभ्यं वाससी प्रतिगृह्यताम् । वस्त्रम् ॥ ९ ॥ श्रीखंडमिति गंधं० ॥ १० ॥ माल्यादीनीति पुष्पाणि ॥ ११ ॥ वनस्पतिरसोद्भूत इति धूपम् ॥ १२ ॥ साज्यं चेति दीपम् ॥ १३ ॥ अन्नं चतुर्विधमिति नैवेद्यम् ॥ १४ ॥ पूगीफलमिति तांबूलम् ॥ १५ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ १६ ॥ यानि कानीति प्रदक्षिणाम् ॥१७॥ नमोदेव्या इति नमस्कारान् ॥१८॥ चंद्रादित्यौ च धरणीति नीराजनम् ॥ १९ ॥ मंत्रपुष्पम् ॥ २० ॥ अन्यथा शरणमिति प्रार्थनाम् ॥ २१ ॥ ततो नवपक्वान्नैः पूरितं वायनं दद्यात् ॥ २२ ॥ स्कंदमातर्नमस्तुभ्यं दुःखव्याधिविनाशिनि । उत्तिष्ठ गच्छ भवनं वरदा भव पार्वति । विसर्जनम् । इति पूजा ॥ २३ ॥

ભાદરવા શુદિ નવમીને દિવસે, નવમી બેઘડી હોય અને તે ઉપરાંત દશમી આવતી હોય તોપણ અદુઃખનવમીવ્રત કરવું. પ્રથમ દેશ અને કાલનું ઉચ્ચારણ કરી,[૧] 'આ જન્મમાં અથવા બીજા જન્મમાં પતિની સાથે ચિરકાલ સુધી સૌભાગ્યની પ્રાપ્તિમાટે, આયુષ્યની વૃદ્ધિમાટે, સઘળાં પાપોના અને દુઃખોના નાશમાટે, વ્રતકલ્પમાં કહેલાં ફલની પ્રાપ્તિમાટે ને ગૌરીની પ્રીતિ માટે, હું અદુઃખનવમીવ્રતનાં અંગરૂપ ગૌરીપૂજન કરીશ.'[૧] તેમાં વિઘ્ન ન આવવા માટે પ્રથમ ગણપતિપૂજન કરીશ.' એવો સંકલ્પ કરી, ગાયનાં છાણથી લીંપેલી પૃથ્વીમાં નાનો સરખો માંડવો કરી, નીચે વેદી કરવી. તેની ઉપર છાણથી લીંપી તે ઉપર સેરડીથી આચ્છાદન કરી પૂડલા અને દૂધપાક ધરવા. તેમાં આસનથી લઈ કલશપર્યંત સર્વ કૃત્ય કરી અગ્ન્યુત્તારણ કરી ગૌરીની મૂર્ત્તિની સ્થાપના કરવી. પછી 'ગૌરીર્મિમાય૦' એ મંત્ર અથવા 'नमो देव्यै०' એ મંત્ર ભણી ગૌરીનું, ગણપતિનું અને ઈંદ્ર વગેરે લોકપાલોનું આવાહન કરી પૂજા કરવી. એ પૂજાવિધિ આ પ્રમાણે કરવોઃ—[૨] 'ગૌરીદેવી કે જે દુઃખને હરનારી છે, શિવના અર્ધ શરીરને ધારણ કરનારી છે અને શ્યામ વસ્ત્રને પહેરનારી છે, તેનું હું આવાહન કરું છું,' એ મંત્રથી આવાહન કરવું.[૩] દિવ્ય પાત્રને ધારણ કરનારી, સમૃદ્ધિરૂપ, દુગ્ધદાનમાં ને અન્નદાનમાં તત્પર એવી ગૌરીદેવીનું હું ધ્યાન કરું છું.[૪] હે પ્રસન્ન મુખવાળી ! હે માત ! દેવર્ષિ જેની સ્તુતિ કરે છે, એવાં આપને મેં ભાવથી આપેલાં આસનનું ગ્રહણ કરો.[૫] સઘળાં તીર્થરૂપ અને સઘળાં પ્રાણીઓનું જીવન સુંદર જળ આપને આપું છું, તે પાદ્યમાટે ગ્રહણ કરો.[૬] હે દેવિ ! ગંગા વગેરે સઘળાં તીર્થોનું ભક્તિથી આણેલું જળ કે જેમાં ચંદન, પુષ્પ અને અક્ષત છે તે અર્ઘ્ય માટે ગ્રહણ

કરો.[૭] હે દેવેશિ ! હે માત ! સઘળાં તીર્થો અને સુંદર ગંગાદિ નદીઓ (તેમનું જળ) આપના સ્નાન માટે લાવ્યો છું, તેનાથી સ્નાન કરો.[૮] સર્વોત્તમ અલંકારરૂપ, લોકલજ્જાનું નિવારણ કરનાર અને સુંદર બે વસ્ત્રો આપને આપું છું તે ગ્રહણ કરો.[૯] પછી 'श्रीखण्डं०' એ મંત્ર ભણી ગંધ,[૧૦] 'माल्यादीनि०' થી પુષ્પ,[૧૧] 'वनस्पतिरसोद्भूत०' થી ધૂપ,[૧૨] 'साज्यं०' થી દીપ,[૧૩] 'अन्नं चतुर्विधं०' થી નૈવેદ્ય,[૧૪] 'पूगीफलं०' થી તાંબૂલ,[૧૫] 'हिरण्यगर्भ०' થી દક્ષિણા,[૧૬] 'यानि कानि०' થી પ્રદક્ષિણા,[૧૭] 'नमो देव्यै०' થી નમસ્કાર,[૧૮] 'चन्द्रादित्यौ च धरणी०' થી નીરાજન,[૧૯] મંત્રપુષ્પ[૨૦] અને 'अन्यथा शरणं०' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી.[૨૧] પછી નવાં રાંધેલાં અન્નવડે પૂરેલું વાયન આપવું[૨૨] અંતે 'હે સ્કંદમાત ! હે સર્વ દુઃખનો નાશ કરનારી ! હે પાર્વતિ ! આપને નમસ્કાર કરું છું માટે ઉઠો અને વરદાન આપી ઘેર પધારો. એવી રીતે પૂજા કરી વિસર્જન કરવું.[૨૩]

## અદુઃખનવમીવ્રતની કથા

अथ कथा । ऋषय ऊचुः—कदाचिन्नैमिषारण्ये व्यासं धर्मविदां वरम् । कथयंतं कथां दिव्यामिदमूचुर्महर्षयः ॥ १ ॥ यज्ञधर्मविदां श्रेष्ठ व्रतानि विविधानि च । विपाकात्कर्मणां चैव प्राणिनां विविधागतीः ॥ २ ॥ आकर्ण्य विस्मिताः सर्वे कौतूहलसमन्विताः । न तृप्तिमधिगच्छामो नाप्रियं च कथामृतम् ॥ ३ ॥ श्रुतमस्य वयं सद्यो व्रतं दुःखहरं त्विदम् । येन चीर्णेन धर्मज्ञाऽज्ञानदुःखं न जायते । कृपां कुरु महाबुद्धे ब्रूहि दुःखहरं व्रतम् ॥ ४ ॥ व्यास उवाच—श्रृण्वंतु पुरुषाः सर्वे शौनकाद्या महर्षयः । ये नराः पुण्यकर्माणो दंभाहंकारवर्जिताः ॥ ५ ॥ श्रद्धया यमिनो नित्यमहिंसानिरताश्च ये । यथाभिलषितभोक्तारः सुखिनस्ते भवंति हि ॥६॥ गुह्यं चान्यत्तु वक्ष्यामि दुःखनाशनसूचकम् । येऽदुःखनवमीं प्राप्य नराश्चैवाप्यपंडिताः ॥ ७ ॥ शिवां गच्छंति शरणमुत्पत्तिस्थितिकारिणीम् । जन्मांतरशतेनापि न ते दुःखस्य भागिनः ॥ ८ ॥

ઋષિઓ પૂછે છે—વેદવ્યાસ, નિત્ય નૈમિષારણ્યમાં દિવ્ય કથા કહેતા હતા. તેને એક દિવસે ઋષિઓએ પૂછ્યું કે,[૧] હે યજ્ઞધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ ! અનેક પ્રકારનાં વ્રતો અને કર્મોના વિપાકથી પ્રાણીઓની અનેક પ્રકારની ગતિઓ સાંભળી અમને મોટું આશ્ચર્ય થયું છે, પણ એ સુંદર કથામૃત સાંભળી અમોને તૃપ્તિ થઈ નથી.[૨–૩] અમે સાંભળ્યું છે કે, સઘળાં દુઃખોને હરનાર આ વ્રત છે. જે કરવાથી અજ્ઞાનપણાને લીધે થતું દુઃખ થતું નથી, માટે હે મહારાજ ! કૃપા કરો અને દુઃખ હરનારું વ્રત કહો.[૪] વ્યાસ બોલ્યાઃ—હે શૌનકાદિક ઋષિઓ ! તમે સઘળા સાંભળો. જે પુરુષો પુણ્યાત્મા છે, દંભથી અને અહંકારથી રહિત છે,[૫] શ્રદ્ધાવડે યમવાળા છે, નિરંતર દયા રાખે છે અને ઇચ્છિત ઇચ્છાથી મળેલી વસ્તુનો ઉપભોગ કરે છે, તે પુરુષો સુખી થાય છે.[૬] જેથી દુઃખનો નાશ થાય છે, એવું વળી બીજું પણ ગુહ્ય કહું છું. જે પુરુષો અદુઃખનવમીને દિવસે પાર્વતી કે જે જગતને ઉત્પન્ન કરનારાં અને રક્ષણ કરનારાં છે તેને શરણે જાય છે, તે મૂર્ખ હોય તોપણ તેને સેંકડો જન્મપર્યંત દુઃખ ભોગવવું પડતું નથી.[૭–૮]

ऋषय ऊचुः—अदुःखनवमी नाम त्वया कथं निरूपिता । भविष्यति कदा चेयं यच्च कार्यं भविष्यति ॥ ९ ॥ पूजनीया कथं गौरी विधानं कीदृशं तथा । एतत्सर्वं यथावत्त्वं वक्तुमर्हस्यशेषतः ॥ १० ॥ व्यास उवाच—एतद्गुह्यतमं पुण्यं श्रृणुध्वं गदतो मम । न देयं नास्तिकायैतदभक्ताय शठाय च ॥ ११ ॥ अहं वः श्रद्धानेभ्यो विधिं सर्वमशेषतः । समाहितमना वच्मि भूतिदं पुण्यदायकम् ॥ १२ ॥ सर्वस्याद्या महादेवी त्रिगुणा परमेश्वरी । नित्यानंदमयी देवी तमःपारं प्रतिष्ठति ॥ १३ ॥ ब्रह्मांडजननीचेयमुत्पत्तिस्थितिकारिणी । पुरुषःप्रकृतिश्चेयमात्मानं बिभिदे द्विधा ॥ १४ ॥ यथा शिवस्तथा गौरी यथा गौरी तथा हरः । यथा गौरी तथा लक्ष्मीर्दुःखपापापहारिणी ॥ १५ ॥ तासां पूजाविधानेन न कश्चिद्दुःखमाप्नुयात् । नभस्ये शुक्लनवमी या वा पूर्णा तिथिर्भवेत् ॥ १६ ॥ अस्तदोषादिरहिता सर्वदुःखहरा परा । तस्यां प्रातर्नरः स्नात्वा कृत्वा नित्यविधिं ततः ॥ १७ ॥ मौनेन गृहमागत्य संयतस्तत्परायणः । अदुःखदायी भूत्वा च शुचिस्थानगतस्तथा॥१८॥

ઋષિઓ પૂછે છે—હે મહારાજ ! આપે જે અદુઃખનવમી કહી અને વ્રત કરવાનું કહ્યું, તે ક્યારે આવે છે ?[૯] પાર્વતીની પૂજા કેવી રીતથી કરવી ? અને તેનો પ્રકાર કેવો છે ? તે સઘળું અમને યથાર્થ કહેવાને આપ યોગ્ય છો.[૧૦] વ્યાસ બોલ્યાઃ—આ હું તમને કહું છું. તે વ્રત અતિ ગુપ્ત છે, માટે તમારે નાસ્તિકને, ભક્તિરહિતને અને શઠને તે કહેવું નહિ.[૧૧] પણ તમે સઘળા શ્રદ્ધાળુ છો, માટે પુણ્ય અને સમૃદ્ધિ આપનાર, આ વ્રતનો સઘળો પ્રકાર સાવધાન થઈ કહું છું તે સાંભળો.[૧૨] પાર્વતી સર્વનાં આદિ છે, મહાદેવી છે, ત્રણ ગુણવાળાં છે, પરમેશ્વરી છે, નિરંતર આનંદરૂપ છે, અને જ્ઞાનરૂપ છે.[૧૩] એ દેવી જ સઘળા બ્રહ્માંડને ઉત્પન્ન કરનારાં અને રક્ષણ કરનારાં છે. એ દેવી પોતે પુરુષરૂપ તથા પ્રકૃતિરૂપ થયેલાં છે.[૧૪] જેમ શિવ છે તેમ જ પાર્વતી છે. તથા જેમ પાર્વતી છે તેમ જ શિવ છે અને જેમ પાર્વતી છે તેમ જ દુઃખ અને પાપ હરનારાં લક્ષ્મી છે.[૧૫] તેઓની પૂજા કરવાથી કોઇને દુઃખ ભોગવવું પડતું નથી. ભાદરવા શુદિ નવમીમાં જો દશમીનો થોડો ભાગ હોય અને અસ્ત વગેરે દોષ ન હોય તો (તે દિવસ) ઉત્તમ કહેવાય છે અને સર્વ દુઃખને હરે

છે. તે દિવસે પ્રાતઃકાલમાં સ્નાન કરી નિત્ય કર્મ કરી મૌન રાખી, દેવીમાં પરાયણ થઈ, કોઈને સ્પર્શ કર્યા વગર પવિત્રતાથી ઘેર આવવું.[१६–१८]

गोमयेन विलिप्तायां शुचौ मंडपिकां शुभाम् । तत्कुंभं स्थापयेत्तत्र कुंकुमादिभिरंकितम् ॥ १९ ॥ आच्छादितं सुवस्त्रेण उमामानंददायिनीम् । आचार्याज्ञया तस्मिन् जगद्धात्रीं प्रपूजयेत् ॥ २० ॥ पूजयित्वोपचारैस्तां नत्वा नत्वा पुनः पुनः । वायनं च ददेत्तस्याः पक्वान्नफलसंयुतम् ॥ २१ ॥ शक्तश्चेदुपवासेन निशां च जागरैर्नयेत् । अशक्तेन च भोक्तव्यं पयः प्राश्यमथापि वा ॥ २२ ॥ फलं वापि प्रयत्नेन न हिंसारतचेतसा । रात्रौ जागरणं कार्यं नृत्यगीतादिभिस्तथा ॥ २३ ॥ प्रभाते विमले जाते कृत्वा नित्यविधिं पुनः । ब्राह्मणान्भोजयेच्छक्त्या सपत्नीकान्छुचीं-स्तथा ॥ २४ ॥ देवीं विसर्जयेत्पश्चादाचार्यं पूजयेत्तथा । आचार्यस्तु स्वशाखोक्तो नव वर्षाणि कारयेत् ॥ २५ ॥ सौवर्णैर्भूषणैर्वस्त्रैर्नत्वा तं च समर्पयेत् । पंचभिर्नारिकेरैर्वा युक्तमेतेन वायनम् ॥ २६ ॥ पक्वान्नैर्नवसंख्याकैर्ब्राह्मणाय निवेदयेत् । पश्चाद् बंधुजनैः सार्द्धं भुञ्जीयान्नियतः शुचिः ॥ २७ ॥ श्रुत्वा कथां पुण्यतमां वाग्यतस्तत्परो भवेत् । स कदाचिन्न दुःखेन युज्यते नात्र संशयः ॥ २८ ॥ भुक्त्वा भोगान्यथाकामं स याति परमं पदम् । अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ॥ २९ ॥

પછી પૃથ્વીને ગોમયથી લીંપી તેના ઉપર નાનો સરખો સુંદર માંડવો કરાવવો. તેની નીચે છિદ્રરહિત ઘડાનું સ્થાપન કરી, અને કંકુ વગેરેથી તેની પૂજા કરી ઉપર સુંદર વસ્ત્ર વીટાળવું. એ કુંભમાં આચાર્યની આજ્ઞા લઈ આનંદ આપનારાં જગન્માતા પાર્વતીની ઉપચારોવડે પૂજા કરવી અને વારંવાર નમસ્કાર કરવા. પછી રાંધેલાં અન્નનું અને ફળનું વાણુક આપવું.[१९–२१] જો ઉપવાસ કરવાની શક્તિ હોય તો ઉપવાસ કરવો અને રાતે જાગરણ કરવું અને જો શક્તિ ન હોય તો ભોજન કરવું, દૂધ પીવું અથવા ફળ ખાઇને રહેવું, દયા રાખવી, રાત્રિમાં જાગરણ કરવું, ગીત ગાવાં અને નૃત્યાદિક કરવું.[२२–२३] બીજે દિવસે સવારે નિત્ય કર્મ કરી ઉત્તમ બ્રાહ્મણોને તથા તેઓની સ્ત્રીઓને ભોજન કરાવવું.[२४] પછી દેવીનું વિસર્જન કરવું. સોનાના અલંકારોવડે અને વસ્ત્રોવડે આચાર્યની પૂજા કરવી. આચાર્યે નવ વર્ષ પર્યંત વ્રત કરનારને એ વ્રત કરાવવું. પાંચ નાળિયેર અને નવ જાતનાં રાંધેલાં અન્નનું વાયન બ્રાહ્મણને આપવું. પછી નિયમ રાખી પવિત્રતાથી સગાં સંબંધીઓ સાથે ભોજન કરવું.[२५–२७] ત્યારબાદ પુણ્યકારક કથા સાંભળી, દેવીમાં જ પરાયણ રહેવું. એવી રીતે જે માણસ અદુઃખનવમીવ્રત કરે છે, તેને દુઃખ ભોગવવું પડતું નથી, એ વાત નિઃસંશય છે.[२८] તે આ લોકમાં યથેચ્છ ભોગ ભોગવી અંતે પરમ પદને પામે છે. આ બાબતમાં આ પ્રાચીન ઇતિહાસ પ્રસિદ્ધ છે.[२९]

अरण्ये विषमे प्राप्ता शापदग्धाप्सरा किल । आसीज्जातिस्मरा काचित्तिर्यग्योनिं समागता ॥ ३० ॥ कुक्कुटी नामतो ह्यासीत्सदा दुःखेन पीडिता । तत्सखी मर्कटी नाम ते चोभे शोककर्शिते ॥ ३१ ॥ अथ तस्मिन्वनोद्देशे परस्परहिते रते । उभे अभूतां सहिते विचरंत्यौ दिशो दश ॥ ३२ ॥ ततः कालेन महता वर्षांते चागता तिथिः । अदुःखनवमी नाम दुःखव्याधिविनाशिनी ॥ ३३ ॥ गत्वा तां कुक्कुटी प्राह मर्कटीं दैवयोगतः । अद्य किंचिन्न भोक्तव्यमावाभ्यां शृणु कारणम् ॥ ३४ ॥ तिर्यग्योनिगते चावां पूर्वकर्मविपाकतः । दुःखापनुत्तये चाद्य न भोक्ष्येऽहं त्वया सह ॥ ३५ ॥ त्वं चेशं शरणं गत्वा नवमीं सुव्रतस्थिता । भव च त्वमशक्ता चेद्भुंक्ष्व शीर्णफलानि च ॥ ३६ ॥ महामायाप्रसादेन याहि भद्रमहिंसया । इत्युक्त्वा कुक्कुटी तूष्णीं बभूवानशती तदा ॥३७॥ मर्कट्यप्युररीकृत्य व्रतस्था संबभूवतुः । अथ सा मर्कटी नाम गत्वा पूर्ववनं प्रति ॥ ३८ ॥ स्थित्वा तद्दिनशेषं तु क्षुधिता पीडिता भृशम् । अजानती तमेवार्थं पूर्वकर्मविपाकतः ॥ ३९ ॥ निशांते तरसा गत्वा वनदेशे विचिन्वती । ददर्श बर्हिणोंऽडानि अतीव क्षुधिता तदा ॥ ४० ॥ भक्षयित्वा मर्कटी सा मुखं प्रक्षाल्य वारिणा । पुनस्तदंतिकं प्राप्ता दर्शयंती क्षुधो व्यथाम् ॥ ४१ ॥

કોઈ એક અપ્સરા શાપથી ઘોર જંગલમાં કુકડી થઇ હતી, પણ તેને જાતિનું સ્મરણ હતું.[३०] તેથી ઘણી દુઃખી હતી. તેની સખી એક વાનરી હતી. શોકથી દુબળી થયેલી તે બન્ને સખીઓ પેલાં વનમાં રહેતી હતી. તે દશે દિશામાં ફરતી હતી અને એક બીજાનાં હિતમાં તત્પર હતી.[३१–३२] એવી રીતે ઘણા દિવસો નિકળી ગયા પછી વર્ષ પૂરું થયું ત્યારે સર્વ દુઃખનો નાશ કરનારી અદુઃખનવમી આવી.[३३] તે દિવસે સુભાગ્યને યોગે કુકડી વાનરી પાસે જઈ બોલી કે, આજ આપણે કાંઈ પણ ખાવું નહિ, કારણ કે પૂર્વ જન્મમાં કરેલાં પાપકર્મોથી આપણે પશુ પક્ષીમાં જન્મ્યાં છીએ, તેનું દુઃખ દૂર કરવા માટે હું પણ ખાઇશ નહીં અને તારે પણ ખાવું નહીં.[३४–३५] તું મહાદેવને શરણે જા અને જો ઉપવાસ કરવાની શક્તિ ન હોય તો નીચે પડેલાં ફળો ખા.[३६] પણ કાંઈ હિંસા કરતી નહીં, તેથી તારું કલ્યાણ થશે. એટલું કહી કુકડી ચુપ થઈ, અને કાંઈ પણ ખાધા વગર રહી.[३७] તેમ જ વાનરીએ પણ કુકડીનું કહેવું કબૂલ કરી વ્રત કર્યું, અને આખો દિવસ ખાધું નહીં, પણ રાતે અતિ ભૂખ લાગવાથી તે વાનરી વનમાં ગઈ, અને શોધતાં શોધતાં હાથ લાગેલાં મોરનાં ઇંડાં તેણે ખાધાં. પછી મોઢું ધોઇ

કુકડીની પાસે આવી અને ઘણી ભૂખ લાગી હોય તેમ બતાવવા લાગી.[૩૮–૪૧]

कुपिता कुक्कुटी वाक्यमुवाच मर्कटीं प्रति । किंचिद्भुक्तं त्वया दुष्टे दृश्यसे हर्षसंयुता ॥ ४२ ॥ व्रतभ्रष्टासि वाचा त्वं वारितापि मया त्वघे । नाकरोस्त्वं मम वचः प्राणाः किं न गतास्तव ॥ ४३ ॥ केदारं शरणं याहि मया स अभयंकरः । देहत्यागेन तत्रैव गच्छावः परमां गतिम् ॥ ४४ ॥ अथ ते निर्गते चोभे केदारं भूतभावनम् । गते मनः समाधाय कुक्कुटी मनसाऽस्मरत् ॥ ४५ ॥ उत्पत्स्ये सत्कुले चाहं धनाढ्ये वेदपारगे । इति मत्वा स्वदेहं सा वह्निमध्ये न्यपातयत् ॥ ४६ ॥ भवेयं राजपत्नीति मत्वा सापि च मर्कटी । अकरोत्स्वतनुत्यागं तद्वाक्येनैव बोधिता ॥ ४७ ॥ कुक्कुटी सा महादेव्याः प्रसादाद्विप्रके कुले । सा विप्रकन्याऽभूत्तस्या भर्ता विमलरत्नदः ॥ ४८ ॥ पुण्यवर्द्धनशीला सा निरता पतिसेवने ॥ तथैव राजपत्नीत्वं प्राप्ता सापि च मर्कटी ॥ ४९ ॥ उभे जातिस्मरे जाते महादेव्याः प्रसादतः । अथ सा कुक्कुटी पंच पुत्रान् जज्ञे पितुः समान् ॥५०॥ बभूव धनसंपन्ना रूपशीलगुणान्विता । मर्कटी पुत्रशोकार्ता बभूव व्यथिता भृशम् ॥ ५१ ॥

પરંતુ આ વૃત્તાંત પેલી કુકડીના જાણવામાં આવવાથી કોપાયમાન થઈને તે વાનરીને કહેવા લાગી કે, હે દુષ્ટે! તેં કાંઈ પણ ખાધું હોય તેમ તારા પ્રસન્ન મુખ ઉપરથી જણાય છે.[૪૨] મેં તને ઘણી સમજાવી હતી, પણ તેં માન્યું નહીં અને વ્રતનો ભંગ કીધો, તે કરતાં જો તું મરી ગઈ હત તો ઠીક હતું.[૪૩] હવે અભય આપનાર કેદારનાથ છે માટે આપણે બન્ને તેને શરણે જઈ, શરીરનો ત્યાગ કરી પરમ ગતિને મેળવીએ.[૪૪] આવો વિચાર કરી તે સર્વ પ્રાણીનું કલ્યાણ કરનાર કેદારનાથને શરણે ગયાં. કુકડીએ તો મન સ્થિર રાખી, મનમાં કેદારનાથનું સ્મરણ કર્યું કે,[૪૫] 'હું ધનવાળા વૈદિક ( વેદિયાના ) કુલમાં જન્મ પામું,' એવી મનમાં ધારણા કરીને તે અગ્નિમાં બળી મુઈ,[૪૬] તેવી જ રીતે કુકડીના કહેવાથી 'હું રાણી થાઉં' એવી મનમાં ધારણા કરી વાનરી પણ અગ્નિમાં બળી મુઈ.[૪૭] હવે દેવીની કૃપાથી કુકડી બ્રાહ્મણના પવિત્ર કુળમાં ઉત્પન્ન થઈ અને તે પુણ્યવતી, પોતાના પતિ વિમલરત્નની સેવામાં પરાયણ થઈ. અને પેલી વાનરી પણ રાણી થઈ.[૪૮–૪૯] દેવીની કૃપાથી એ બન્નેને પૂર્વ જન્મનું સ્મરણ થયું હતું. ત્યાં કુકડીને પાંચ પુત્રો થયા. તે પોતાના પિતાના જેવા ધનવંત, રૂપાળા, સારા સ્વભાવવાળા અને ગુણવંત હતા. વાનરી પુત્ર નહીં હોવાથી અત્યંત શોકાતુર રહેતી હતી.[૫૦–૫૧]

पूर्वकर्म स्मरंती सा कदाचिद्दैवयोगतः । अपश्यत्कुक्कुटीपुत्रान् पंचैव च पितुः समान् ॥ ५२ ॥ अमारयत्स्वभृत्यैस्तान्पुत्रान्सा मर्कटी तदा । तच्छिरांसि गृहीत्वा तु कुक्कुट्यै वाणकं ददौ ॥ ५३ ॥ अदुःखनवमीं प्राप्य व्रतस्था च बभूव सा । गौरी कृपाविष्टमना जननी भक्तवत्सला ॥ ५४ ॥ शिरांस्यादाय सर्वेषां पुत्रकास्तानजीवयत् । तद्वाणकं सुवर्णस्य शिरोभिः पर्यकल्पयत् ॥ ५५ ॥ कुक्कुटी पूजयांचक्रे गौरीं दुःखविनाशिनीम् । मुदा समाप्य तां पूजां भोक्तुं गृहमगात्ततः ॥ ५६ ॥ तदा तद्वाणकं तत्र प्रेक्ष्य स्वर्णशिरोयुतम् । स्वभर्त्रे पुत्रयुक्ताय न्यवेदयत नंदिनी ॥ ५७ ॥ मर्कटी जीवतस्तांस्तु सा ददर्शाखिपुत्रकान् । दृष्ट्वा पुनः पुनः साथ रुरोद भृशदुःखिता ॥५८॥ आत्मानं निंदयामास मर्कटी विह्वला सती । आगत्य सख्याः सदनमात्मानं बहुनिंदयत् ॥ ५९ ॥ पापिन्यहं दुराचारा दुर्भगाऽश्रुतपूर्वकम् । बालहत्यात्मकं पापं चरितं नात्र संशयः ॥ ६० ॥ इत्याकर्ण्य सखीवाक्यं कुक्कुटी विस्मिताभवत् । अपृच्छत्कारणं क्षिप्रं शोकसागरदायकम् ॥६१॥ इदं शीलं कथं भद्रे कस्माद्रोदिषि तद्वद । विमोगा राजपत्नी त्वं मान्या सर्वसखीष्वपि ॥ ६२ ॥ मर्कटी कुक्कुटीवाक्यं श्रुत्वा वृत्तं न्यवेदयत् । तस्याश्च कुक्कुटी पुत्रैः प्रायश्चित्तमकारयत् ॥ ६३ ॥ स्मरंती च व्रतं देव्याः कुरु त्वं च यथाविधि । कुक्कुट्येति समादिष्टा व्रतं चक्रे यथाविधि ॥ ६४ ॥ मर्कटी तत्प्रभावेण सगर्भा संबभूव ह । अथ देव्याः प्रसादेन मर्कटी सुषुवे सुतम् ॥ ६५ ॥ सुंदरं सुंदरं नाम पृथ्वीभारसहं वरम् । राजपत्नी विप्रपत्नी सुखिन्यौ संबभूवतुः ॥ ६६ ॥ इह लोके च विख्यातमदुःखनवमीव्रतम् । सीतया यत्कृतं चैतदमयंत्या कृतं तथा ॥ ६७ ॥ अन्याभिर्बहुभिः स्त्रीभिर्व्रतमाचरितं सदा । या करोति व्रतमिदं शृणोति च कथामिमाम् ॥ ६८ ॥ सा दुःखभाङ्न भवति सत्यं सत्यं वदाम्यहम् । सर्वदुःखहरं लोके किमन्यच्छ्रोतुमिच्छथ ॥ ६९ ॥ इति श्रीस्कंदपुराणे अदुःखनवमीव्रतकथा संपूर्णा ।

એક દિવસ દૈવયોગથી વાનરીએ પિતા જેવા ગુણવંત કુકડીના પુત્રો દીઠા. તેથી તેણે પોતાના નોકરોને કહી તેઓનાં માથાં કપાવી નાંખ્યાં. એ માથાંનું વાણક કુકડીને ઘેર મોકલાવ્યું ને અદુઃખનવમીનું વ્રત કર્યું. હવે કુકડી ઉપર દેવીની કૃપા હતી તેથી તેણે તેના પુત્રોને માથાં લઈ જીવતા કર્યા ને વાણકમાં સોનાના માથાં કરી દીધાં.[૫૨–૫૫] કુકડી, દુઃખનો નાશ કરનારી પાર્વતીની પૂજા કરતી હતી તે સમાપ્ત કરી, હર્ષથી ઘેર ભોજન કરવા આવી. ત્યાં સોનાનાં માથાંવાળું વાણક જોઈ પ્રસન્ન થઈ. તે બનાવ પુત્રો સહિત બેઠેલા પોતાના પતિને કહ્યો.[૫૬–૫૭] પછી કુકડીના પુત્રોને જીવતા જોઈ વાનરી વિહ્વલ થઈ રોવા લાગી, અને દુઃખ દર્શાવતી પોતાની નિંદા કરતી કુકડીને ઘેર જઈ, 'હું પાપિણી, દુષ્ટ આચરણવાળી અને દુર્ભાગિણી છું, કારણ કે મે કોઈ દિવસ ન સાંભળેલી બાલહત્યા કરી છે એમાં સંશય નથી.' એમ

બોલી રુદન કરવા લાગી.[૫૮–૬૦] પોતાની સખીનાં એવાં વચનો સાંભળીને કુકડી વિસ્મય પામી અને તેને તેવા શોકનું કારણ પૂછ્યું કે,[૬૧] હે સખિ ! હે ભદ્રે ! તારો આવો સ્વભાવ કેમ થયો છે ? તું રાણી છે, તને સર્વ સુખ છે, વળી સર્વ સખિયોમાં પણ તું માન્ય છે, માટે કહે તને શું દુઃખ છે ?[૬૨] તે સાંભળીને વાનરીએ સર્વ વાર્તા કહી સંભળાવી. ત્યારે કુકડીએ પોતાના પુત્રોને કહી તેનું પ્રાયશ્ચિત્ત કરાવ્યું.[૬૩] અને પાર્વતીનું વ્રત કરવા માટે કહ્યું. તે વાનરીએ કુકડીના કહેવા પ્રમાણે વિધિથી એ વ્રત કર્યું;[૬૪] તેના પ્રભાવથી તે રાણીને ગર્ભ રહ્યો અને સુંદર પુત્ર ઉત્પન્ન થયો.[૬૫] જેનું નામ સુંદર રાખ્યું. એ પુત્ર પૃથ્વીનું પાલન કરી શકે તેવો હતો. તેથી એ બ્રાહ્મણી તથા રાણી બન્ને સુખી થયાં.[૬૬] જગતમાં પ્રસિદ્ધ આ અદુઃખનવમીનું વ્રત સીતાએ કર્યું હતું, દમયંતીએ કર્યું હતું અને બીજી પણ કેટલીક સ્ત્રીઓએ કર્યું હતું. જે સ્ત્રી આ વ્રત કરે અને કથા સાંભળે, તેને દુઃખ ભોગવવું પડતું નથી. એ વાત હું સત્ય કહું છું. હે ઋષિઓ ! આ વ્રત સર્વ દુઃખને હરનાર છે તે કહી સંભળાવ્યું. હવે તમે શું સાંભળવા ઇચ્છો છો ?[૬૭–૬૮] એવી રીતે સ્કંદપુરાણમાં અદુઃખનવમીવ્રતનો વિધિ તથા કથા કહી છે.

—⊞⊞⊞⊞⊞—

## ૪ ભદ્રકાલીવ્રત

अथाश्विनशुक्लनवम्यां भद्रकालीव्रतं हेमाद्रौ विष्णुधर्मे–राजोवाच–विधिना पूजयेत्केन भद्रकालीं नराधिप । नवम्यामाश्विने मासि शुक्लपक्षे नरोत्तम ॥१॥ पुष्कर उवाच–पूर्वोत्तरे तु दिग्भागे शिवे वास्तुमनोहरे । भद्रकाल्या गृहं कार्यं चित्रवस्त्रैरलंकृतम् ॥ २ ॥ भद्रकालीं पटे कृत्वा तत्र संपूजयेद्द्विज । अष्टादशभुजा कार्या भद्रकाली मनोहरा ॥ ३ ॥ आलीढस्थानसंस्थाना चतुःसिंहरथे स्थिता । अक्षमाला त्रिशूलं च खड्गश्चर्म च पार्थिव ॥ ४ ॥ बाणचापे च कर्तव्ये शंखपद्मे तथैव च । स्रुक्स्रुवौ च तथा कार्यौ तथा वेदिकमंडलू ॥ ५ ॥ दंडशक्ती च कर्तव्ये तथा पाशहुताशनौ। हस्तानां भद्रकाल्याश्च भवेत्कांतिकरः परः । एकश्चैव महाभाग रत्नपात्रधरो भवेत् ॥ ६ ॥ आश्विने शुक्लपक्षस्य अष्टम्यां प्रयतः शुचिः । तत्र चायुधचर्माणि छत्रं वस्त्रं च पूजयेत् ॥ ७ ॥ राजलिङ्गानि सर्वाणि तथा शस्त्राणि पूजयेत् । पुष्पैर्गंधैः फलैर्भक्ष्यैर्भोज्यैश्च सुमनोहरैः । बलिभिश्च विचित्रैश्च प्रेक्ष्यादानैस्तथैव च ॥ ८ ॥ रात्रौ जागरणं कुर्यात्तत्रैव वसुधाधिप । उपोषितो द्वितीयेऽह्नि पूजयेत्पुनरेव ताम् ॥ ९ ॥ आयुधाद्यं च सकलं पूजयेद्वसुधाधिप । एवं संपूजयेद्देवीं वरदां भक्तवत्सलाम् ॥ १० ॥ कात्यायनीं कामगमां बहुरूपां वरप्रदाम् । पूजिता सर्वकामैः सा युनक्ति वसुधाधिप ॥ ११ ॥ एवं हि संपूज्य जगत्प्रधानां यात्रा तु कार्या वसुधाधिपेन । प्राप्नोति सिद्धिं परमां महेशो जनस्तथाऽन्योपि च वित्तशक्त्या ॥ १२ ॥ इति भद्रकालीव्रतम् ।

આશ્વિન શુદિ નવમીને દિવસે ભદ્રકાલીનું વ્રત હેમાદ્રિમાં અને વિષ્ણુધર્મમા કહ્યું છે. રાજા કહે છે–હે પુષ્કર ! આશ્વિન શુદિ નવમીને દિવસે ભદ્રકાલીની પૂજા કેવી રીતે કરવી ?[૧] પુષ્કર કહે છે–ઈશાન કોણમાં નાના પ્રકારનાં વસ્ત્રોવડે શોભાયમાન ભદ્રકાલીનું મંદિર કરવું,[૨] કપડામાં અઢાર હાથવાળી *આલીઢ પ્રકારની બેઠકે ચાર સિંહના રથ ઉપર બેઠેલી ભદ્રકાલીની મૂર્તિ આલેખવી.[૩] રુદ્રાક્ષની માળા, ત્રિશૂલ, ખડ્ગ, ઢાલ,[૪] બાણ, ધનુષ, શંખ, પદ્મ, સ્રુક્, સ્રુવ્, વેદી, કમંડલુ,[૫] દંતશક્તિ અને પાશ એક હાથમાં આપવાં, અને બીજા હાથમાં રત્નનું પાત્ર આપવું.[૬] આશ્વિન શુદિ અષ્ટમીને દિવસે પવિત્રતાથી હથીયાર, ઢાલ અને વસ્ત્ર વગેરેની પૂજા કરવી.[૭] પવિત્ર પુષ્પ, ફલ અને સુંદર ભક્ષ્ય ભોજનથી રાજાનાં ચિહ્નરૂપ સઘળાં શસ્ત્રોનીતથા વસ્ત્રોની પૂજા કરવી. નાના પ્રકારનાં બલિદાન આપવાં.[૮] રાત્રિમાં જાગરણ કરવું અને નાના પ્રકારના ઉત્સવો કરવા. બીજે દિવસે ઉપવાસ કરી, દેવી તથા શસ્ત્ર વગેરે સઘળાની પૂજા કરવી.[૯] જે વરદાન આપનાર છે, ભક્તોમાં પ્રીતિવાળાં છે, યથેચ્છ ગમન કરનારાં અને બહુ રૂપવાળાં છે, એવાં ભદ્રકાલીની ઉપર કહેવા પ્રમાણે પૂજા કરવી. તેથી એ દેવી સર્વ મનોરથો પૂર્ણ કરે છે.[૧૦–૧૧] જગતમાં પ્રધાન ભદ્રકાળીની એવી રીતે પૂજા કરી યાત્રા કરવાથી રાજાને પરમ સિદ્ધિ મળે છે અને બીજા પુરુષોને પણ યથાશક્તિ પૂજા કરવાથી પરમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. એવી રીતે ભદ્રકાલીનું વ્રત કહ્યું છે.[૧૨]

---

## ૫ દેવીપુરાણોક્ત નવરાત્રવ્રત

अथ देवीपुराणोक्तं नवरात्रव्रतम्–ब्रह्मोवाच–शृणु शक्र प्रवक्ष्यामि यथा त्वं परिपृच्छसि । महासिद्धिप्रदं धन्यं सर्वशत्रुनिबर्हणम् ॥ १ ॥ सर्वलोकोपकारार्थं पूजयेत्सर्ववृत्तिषु ॥ क्रत्वर्थं ब्राह्मणाद्यैश्च क्षत्रियैर्भूमिपालने ॥२॥ गोधनार्थं वत्स वैश्यैः शूद्रैः पुत्रसुखार्थिभिः । सौभाग्यार्थं तथा स्त्रीभिर्धनार्थं धनकांक्षिभिः ॥ ३ ॥ महाव्रतं महापुण्यं शंकराद्यैरनुष्ठितम् । कर्तव्यं देवराजेंद्र देवीभक्तिसमन्वितैः ॥ ४ ॥ कन्यासंस्थे रवौ शक्र शुक्लमारभ्य नंदिकाम् । ( नंदिका प्रतिपत् ) अयाची त्वथवैकाशी नक्ताशी त्वथवा पुनः ॥ ५ ॥ प्रातःस्नायी जितद्वंद्वस्त्रिकालं शिवपूजकः । (शिवश्च शिवा च शिवौ तयोः पूजकः) जपहोमसमासक्तः कन्यकां भोजयेत्सदा । अष्टम्यां नव गेहानि दारु-

---

* જમણો પગ સંકુચિત કરીને અને ડાબો પગ લાંબો કરીને બેસવું તેને 'આલીઢ' કહે છે.

जानि शुभानि च ॥ ६ ॥ एकं वा चित्तभावेन कारयेत्सुर-सत्तम । तस्मिन्देवी प्रकर्तव्या हैमी वा राजती तु वा ॥७॥ मृद्वार्क्षी लक्षणोपेता खड्गशूले च पूजयेत् । सर्वो-पहारसंपन्नवस्त्ररत्नफलादिभिः ॥ ८ ॥ कारयेद्रथदोलादि-पूजां च बलिदैविकीम् । बलिग्राहिणो देवा विनायकाद्-यस्तत्संबंधिनीं बलिदैविकीम् ॥ ९ ॥ पुष्पैश्च द्रोणबिल्वा-ब्जजातीपुन्नागचंपकैः । ( द्रोणः कुरुबकः ) विचित्रां रचये-त्पूजामष्टम्यामुपवासयेत् ॥ १० ॥ दुर्गाग्रतो जपेन्मंत्रमेक-चित्तः सुभावितः । तदर्द्धयामिनीशेषे विजयार्थं नृपोत्तमः ॥ ११ ॥ पंचाब्दं लक्षणोपेतं महिषं च सुपूजितम् । विधि-वत्कालिकाकालीति जप्त्वा खड्गेन घातयेत् ॥१२॥ तस्योत्थं रुधिरं मांसं गृहीत्वा पूजनादिषु । निर्ऋताय प्रदातव्यं महाकौशिकमंत्रितम् ॥ १३ ॥ तस्याग्रतो नृपः स्नायाच्छत्रुं कृत्वा तु पिष्टजम् । खड्गेन घातयित्वा तु दद्यात् स्कंद-विशाखयोः ॥ १४ ॥ ततो देवीं पुनः प्रीतः क्षीरसर्पिर्जला-दिभिः । कुंकुमागुरुकर्पूरचंदनैश्चार्च्य धूपयेत् ॥ १५ ॥ हेमादिपुष्परत्नानि वासांसि भूषणानि च । नैवेद्यं सुप्रभूतं तु देयं देव्याः सुभावितैः ॥१६॥ देवीभक्तान्पूजयीत कन्यकाः प्रमदाधिकाः । द्विजातीनन्धपंग्वादीनन्नदानेन तोषयेत् ॥ १७ ॥ दुर्गाभक्तिपरा ये तु महाव्रतपराश्च ये । पूजये-त्तान्विशेषेण तद्रूपा चंडिका यतः ॥ १८ ॥ मातृणां चैव देवीनां पूजा कार्या तदा निशि । ध्वजच्छत्रपताकादीनुच्छ्र-येच्चंडिकागृहे ॥ १९ ॥ रथयात्रां बलिक्षेपं पटुत्रायरवाकु-लम् । कारयेत्तुष्यते येन देवी शास्त्रविधानकैः ॥२०॥ अश्व-मेधमवाप्नोति भक्तितः सुरसत्तम । महानवम्यां पूजेयं सर्व-कामप्रदायिका ॥ २१ ॥ सर्वेषु वत्स वर्णेषु तव भक्त्या प्रकीर्तिता । कृत्वाऽऽप्नोति यशो राज्यं पुत्रायुर्धनसंपदः ॥ २२ ॥ इति देवीपुराणोक्तं नवरात्रव्रतम् ।

બ્રહ્મા કહે છે—હે ઇંદ્ર ! તમે જે પ્રશ્ન કરેલો છે, તેનો ઉત્તર આપું છું તે સાંભળો. નવરાત્રનું વ્રત મહાસિદ્ધિ આપનારું છે, ધન આપનારું છે અને સઘળા શત્રુઓનો નાશ કરનારું છે.[1] તેથી સર્વ લોકોના ઉપકાર માટે ચારે વર્ણોએ એ વ્રત કરવું. બ્રાહ્મણોએ યજ્ઞ માટે, ક્ષત્રિયોએ પૃથ્વીના પાલન માટે,[2] વૈશ્યોએ ગાય માટે તથા ધન માટે, શૂદ્રોએ પુત્રના સુખમાટે, સ્ત્રીઓએ સૌભાગ્યમાટે અને ધનની ઇચ્છાવાળાઓએ ધનમાટે,[3] ભક્તિથી, મહાપુણ્યકારક નવરાત્રિનું વ્રત કરવું. એ વ્રત શંકર આદિ દેવો પણ કરે છે.[4] હે ઇંદ્ર ! કન્યાસંક્રાંતિની શુદિ પડવાના દિવસથી નવરાત્રનો આરંભ કરવો. તેમાં કોઇની પાસે માગવું નહીં; એક વખત જમવું અથવા રાત્રિએ ભોજન કરવું;[5] પ્રાતઃકાલમાં સ્નાન કરવું; ટાઢ તડકા વગેરે દ્વંદ્વ સહન કરવાં; ત્રણ વખત શિવની અને પાર્વતીની પૂજા કરવી; (તથા) જપ અને હોમ કરી કન્યકાઓ જમાડવી, આઠમ આવે ત્યારે વિશેષ ભક્તિ હોય તો લાકડાંનાં સુંદર નવ ઘર કરાવવાં અથવા એક ઘર કરાવવું. તેમાં સોનાની, રૂપાની, માટીની અથવા લાકડાંની દેવીની મૂર્તિની પૂજા કરવી. તેમ જ ખડ્ગ અને શૂલની પણ પૂજા કરવી. વસ્ત્ર, રત્ન અને ફલ વગેરે સઘળા ઉપચારોવડે[6-8] રથ, હિંડોળો તથા વિનાયક વગેરે દેવની પૂજા કરવી.[9] કુરબક, બીલી, જાુઈ, પુન્નાગ, અને ચંપા વગેરેનાં પુષ્પોવડે મોટી પૂજા કરવી અને ઉપવાસ પણ કરવો.[10] ચિત્ત સ્થિર રાખી દુર્ગાની પાસે જપ કરવો. મધરાત થાય ત્યારે રાજાએ જય માટે,[11] શુભ લક્ષણવાળા પાંચ વર્ષના પાડાની પૂજા કરી 'કાલિ-કાલિ' એ મંત્ર ભણી ખડ્ગવડે વિધિથી તેને મારી[12] તેના મંત્રેલા લોહી અને માંસનો નિર્ઋતની પૂજા વગેરેમાં ઉપયોગ કરવો.[13] તેની આગળ લોટનો શત્રુ કરી તરવારવડે તેને મારી, સ્કંદ અને વિશાખને બલિદાન આપ્યા પછી રાજાએ સ્નાન કરવું.[14] પછી દુધ, ઘી, જલ, કુંકુમ, અગુરુ, કપૂર અને ચંદન વગેરેથી પ્રસન્ન-તાપૂર્વક દેવીની પૂજા કરી ધૂપ કરવો.[15] સુવર્ણ, પુષ્પ, રત્ન, વસ્ત્ર અને અલંકારવડે દેવીની પૂજા કરવી. પુષ્કળ નૈવેદ્ય ધરવું તથા દેવીભક્તોની, કન્યાની અને સુવાસિનીની પૂજા કરવી.[16] બ્રાહ્મણને, આંધળાને અને પાંગળા વગે-રેને અન્ન આપી પ્રસન્ન કરવાં.[17] દેવીની ભક્તિ રાખનારા અને તેનું વ્રત કરનારાઓની સારી પેઠે પૂજા કરવી; કારણ કે ચંડિકા તદ્રૂપ છે.[18] તે રાત્રિમાં માતૃકાઓની અને દેવીઓની પૂજા કરવી. દેવીના મંદિર ઉપર ધ્વજા, છત્ર અને પતાકા વગેરે ચડાવવાં.[19] રથ યાત્રા કરાવવી, બલિદાન અપાવવું અને ઢોલ વગેરે વાદ્યોના શબ્દો કરાવવા; તેથી દેવી પ્રસન્ન થાય છે.[20] આ પ્રમાણે ભક્તિથી પૂજા કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. મહાનવમીને દિવસે આ પૂજા સર્વ કામના પૂર્ણ કરનાર છે.[21] હે ઇંદ્ર ! તમારી ભક્તિ જોઇ મેં આ પૂજા કહી છે. જે પુરુષ એવી રીતે પૂજા કરશે તેને ધન, રાજ્ય, યશ, પુત્ર, આયુષ્ય અને સંપત્તિ મળશે.[22] એવી રીતે દેવીપુરાણમાં નવરાત્રનું વ્રત કહેલું છે.

## ૬ મહાનવમીને દિને કરવાની દુર્ગાપૂજાનો પ્રકાર

अथ महानवम्यां दुर्गापूजाविधिः । आश्वयुक्शुक्लपक्षस्य नवम्यां प्रयतात्मवान् । भक्त्या संपूजयेद्देवीं संप्रार्थये-त्ततः ॥ १ ॥ महिषघ्नि महामाये चामुंडे मुंडमालिनि । द्रव्यमारोग्यविजयं देहि देवि नमोऽस्तु ते ॥ २ ॥ भूतप्रे-तपिशाचेभ्यो रक्षोभ्यश्च महेश्वरि । देवेभ्यो मानुषेभ्यश्च भयेभ्यो रक्ष मां सदा ॥३॥ उमे ब्रह्माणि कौमारि विश्वरूपे

1 'अन्धपंग्वादीन्' इत्यत्र 'अन्धपाखण्डान्' इति पुराणे पाठे वर्तमानेऽपि तस्यानर्थकरत्वादन्धपंग्वादीनित्ययमेव पाठोऽर्थतः समीचीन इति मत्वाऽत्र निवेशितः ।

प्रसीद मे । कुमारीर्भोजयित्वा च दद्यादाच्छादनादिकम् ॥ ४ ॥ नव सप्ताष्टपंचैव स्वस्य वित्तानुसारतः । शस्त्रं च यस्य यत्रैव स तद्यत्नेन पूजयेत् ॥ ५ ॥ यतः शस्त्रेषु सा देवी निवसत्येव सन्ततम् । शास्त्रमिति पाठः । शास्त्रं तत्पुस्तकम् ॥ ६ ॥ दुर्गाभक्तितरंगिण्यां देव्याः स्नपनादौ विशेषः शिवरहस्ये–ये मेरुमूर्धगतसंघकृताभिषेकां पंचामृतैर्गिरिसुतामभिषेचयंति । ते दिव्यकल्पमनुभूय सुवेषरूपा राज्याभिषेकमतुलं पुनराप्नुवंति ॥ ७ ॥ देवीपुराणे–सुगंधिपुष्पतोयेन स्नापयित्वा नरः शिवाम् । नागलोकं समासाद्य क्रीडते पन्नगैः सह ॥ ८ ॥ द्रोणपुष्पं बिल्वपत्रं करवीरोत्पलानि च । स्नानकाले प्रयोज्यानि देव्यै प्रीतिकराणि च । भगवत्यै नरो दत्वा विष्णुलोके महीयते ॥ ९ ॥ स्नापयित्वा नरो दुर्गां नवम्यां हेमवारिणा । सौवर्णयानमारूढो वसुभिः सह मोदते ॥ १० ॥ रत्नोदकैर्विष्णुलोकं लभते बांधवैः सह । घृतेन स्नापयेद्यस्तु तस्य पुण्यफलं शृणु ॥ ११ ॥ दशपूर्वान्दशपरानात्मानं च विशेषतः । भवार्णवात्समुद्धृत्य दुर्गालोके महीयते ॥ १२ ॥ क्षीरेण स्नापयेद्यस्तु श्रद्धाभक्तिसमन्वितः । चंडिकां विधिवद्वीर इंद्रलोके महीयते ॥१३॥ स्नापयेद्विधिना वीर दध्ना दुर्गां महीपते। राजतेन विमानेन शिवलोके महीयते ॥१४॥ पंचगव्येन यो दुर्गां तथा च कुशवारिणा । स्नापयेद्विधिवन्मन्त्रैर्ब्रह्मस्नानं हि तत्स्मृतम् ॥ १५ ॥ एकाहेऽपि च यो दुर्गां पंचगव्येन चंडिकाम् । स्नापयेन्नृपशार्दूल स गच्छेद्विष्णुसन्निधौ । तच्च चंडीगायत्र्या ॥ १६ ॥ सा च–नारायण्यै च विद्महे चंडिकायै च धीमहि । तन्नश्चंडी प्रचोदयादिति ॥ १७ ॥

હે દેવ ! આશો શુદિ નવમીને દિવસે મન સ્થિર રાખી, ભક્તિથી દેવીની પૂજા કરી નીચે પ્રમાણે પ્રાર્થના કરવી.[૧] 'હે મહિષાસુરને મારનારી ! હે મહામાયે ! હે ચામુંડે ! હે મુંડની માળાવાળી ! હે દેવિ ! હું આપને નમસ્કાર કરું છું, માટે મને દ્રવ્ય, આરોગ્ય અને જય આપો.[૨] તમને નમસ્કાર હો ! હે મહેશ્વરિ ! ભૂત, પ્રેત, પિશાચ, રાક્ષસ, દેવ, મનુષ્ય અને ભયથી મારું સદા રક્ષણ કરો. હે ઉમે ! હે બ્રહ્માણિ ! હે કૌમારિ ! હે વિશ્વરૂપે ! મારા ઉપર પ્રસન્ન થાઓ.' એવી રીતે પ્રાર્થના કરી,[૩-૪] નવ, આઠ, સાત અથવા પાંચ–જેવી જેની શક્તિ તે પ્રમાણે કન્યાઓને જમાડી, ઓઢણી વગેરે કપડાં આપવાં. જેની પાસે જે શસ્ત્ર હોય તેની પૂજા કરવી. કારણ કે શસ્ત્રમાં દેવી નિરંતર વસે છે. ( ઉપલાં વચનમાં શસ્ત્રની જગોએ 'શાસ્ત્ર' એવો પણ પાઠ છે, ત્યાં 'પુસ્તક' એવો અર્થ કરવો. )[૫-૬] દુર્ગાભક્તિતરંગિણીમાં દેવીને નવરાવવા વગેરેમાં વિશેષ કહેલું છે. શિવરહસ્યમાં–મેરુપર્વત ઉપર રહેલા સમુદાયો જેને અભિષેક કરે છે, એવાં દેવીને પંચામૃતવડે જે સ્નાન કરાવે છે તે પુરુષો દેવતાના કલ્પપર્યંત રાજ્યાભિષેકનું સુખ ભોગવે છે અને રૂપવાળા થાય છે.[૭] દેવીપુરાણમાં લખ્યું છે કે–જે પુરુષ પાર્વતીને સ્નાન કરાવી સુગંધિ પુષ્પ ચડાવે તે નાગલોકમાં જઈ સર્પોની સાથે ક્રીડા કરે છે.[૮] દેવીને સ્નાન કરાવી કુરબક અને કરેણનાં પુષ્પ, બિલીનાં પત્ર તથા કમળ ચડાવવાથી દેવી પ્રસન્ન થાય છે, અને એવી રીતે દેવીને પ્રસન્ન કરનાર વિષ્ણુલોકમાં પૂજાય છે.[૯] જે પુરુષ નવમીને દિવસે સુવર્ણનાં જલવડે દુર્ગાદેવીને સ્નાન કરાવે, તે સોનાના વિમાનમાં બેસી વસુની સાથે મોજ માણે છે.[૧૦] જે રત્નનાં જલવડે દેવીને સ્નાન કરાવે, તે સંબંધીઓ સાથે વિષ્ણુલોકમાં જાય છે. જે પુરુષ ઘીવડે દેવીને સ્નાન કરાવે છે, તે દશ થઈ ગયેલા પુરુષોનો, દશ થનાર પુરુષોનો તથા અગ્યારમા પોતાનો આ સંસારસમુદ્રમાંથી ઉદ્ધાર કરે છે અને દુર્ગાના લોકમાં પૂજાય છે.[૧૧-૧૨] જે પુરુષ દૂધવડે દેવીને સ્નાન કરાવે છે, તે ઈંદ્રલોક (સ્વર્ગ) માં પૂજાય છે.[૧૩] જે પુરુષ દહીવડે દેવીને સ્નાન કરાવે છે, તે રૂપાના વિમાનમાં બેસી શિવલોકમાં પૂજાય છે.[૧૪] જે પંચગવ્ય તથા દર્ભના જલવડે મંત્ર ભણી વિધિથી દેવીને સ્નાન કરાવે છે, તે બ્રહ્મસ્નાન કહેવાય છે.[૧૫] હે રાજન્ ! જે માણસ પંચગવ્યવડે દુર્ગાદેવીને એક દિવસ સ્નાન કરાવે, તે વિષ્ણુની સમીપમાં જાય છે.[૧૬] તે સ્નાન દેવીને 'नारायण्यै च' આ ચંડીગાયત્રીવડે કરાવવું.[૧૭]

कालिकापुराणे–कपिलापंचगव्येन दधिक्षीरयुतेन च । स्नानं शतगुणं प्रोक्तमितरेभ्यो नराधिप ॥ १८ ॥ भविष्ये–चंडिकां स्नापयेद्यस्तु नर इक्षुरसेन च । गारुडेन स यानेन विष्णुना सह मोदते ॥ १९ ॥ पितॄनुद्दिश्य यो दुर्गां मधुना पयसापि च । स्नापयेत्तस्य पितरस्तृप्ता वर्षसहस्रकम् ॥ २० ॥ पौर्णमास्यां नवम्यां वा अष्टम्यां वा नराधिप । स्नापयित्वा तीर्थजलैर्वाजपेयफलं लभेत् ॥ २१ ॥ स्नापयित्वा नदीतोयैर्गंधचंदनवारिणा । चंद्रांशुनिर्मलः श्रीमांश्चंद्रलोके महीयते ॥ २२ ॥ स्नापयेद्यस्तु वै देवीं नरः कर्पूरवारिणा । स गच्छति परं स्थानं यत्र सा चंडिका स्थिता ॥ २३ ॥ चंडिकां स्नापयित्वा तु श्रद्धयाऽगुरुवारिणा । इंद्रलोकं समासाद्य क्रीडते सह किन्नरैः॥२४॥वाराहीतन्त्रे–षडक्षरेण मन्त्रेण पाद्यादीनथ षोडश । इतरैरुपचारैश्च पूर्वप्रोक्तैश्च भैरव ॥ २५ ॥ द्वादशांगेन योऽर्घ्येण चंडिकां पूजयेन्नरः । दशपद्मसहस्राणि वर्षाणां मोदते दिवि ॥२६॥ आपः क्षीरं कुशाग्राणि अक्षता दधितंडुलाः । सहा सिद्धार्थका दूर्वा कुंकुमं रोचनं मधु । अर्घ्योऽयं कुरुशार्दूल द्वादशांग उदाहृतः ( सहा सहदेवी ) ॥२७॥ कुमारीमुपक्रम्य–अनेन पूजयेद्यस्तु स याति परमां गतिम् । अष्टांगार्घ्यं समापूर्य देव्या मूर्ध्नि निवेदयेत् । दशवर्षसहस्राणि दुर्गालोके महीयते ॥ २८ ॥ आपः क्षीरं कुशाग्राणि दधि सर्पिश्च

तंडुलाः। तिलाः सिद्धार्थकाश्चैव अष्टांगोऽर्घ्यः प्रकीर्तितः ॥२९॥ भविष्ये–रत्नबिल्वाक्षतैः पुष्पैर्दधिदूर्वांकुशैस्तिलैः। सामान्यः सर्वदेवानामर्घ्योऽयं परिकीर्तितः ॥ ३० ॥ मृत्पात्रेण नरो दत्वा वाजपेयफलं लभेत्। ताम्रपात्रार्घ्यदानेन पौंडरीकफलं लभेत् ॥ ३१ ॥ दत्वा सौवर्णपात्रेण लभेद्बहुसुवर्णकम्। हेमपात्रेण सर्वाणि ईप्सितानि लभेद्भुवि ॥ ३२ ॥ अर्घ्यं दत्वा तु रौप्येण आयू राज्यं फलं लभेत्। पलाशपद्मपत्राभ्यां गोसहस्रफलं लभेत् ॥ ३३ ॥ रौप्यपात्रेण दुर्गायै विष्णुयागफलं लभेत्। चंदनेन सुगंधेन आर्यां यस्तु समालभेत् ॥ ३४॥ कुंकुमेन च लिप्तांगां गोसहस्रफलं लभेत्। विलिप्य कृष्णागुरुणा वाजपेयफलं लभेत् ॥ ३५ ॥ मृगान्नुलेपनं कृत्वा ज्योतिष्टोमफलं लभेत् ( मृगः कस्तूरी )। तथा–चंदनागुरुकर्पूरैर्यस्तु दुर्गां विलेपयेत्। संवत्सरशतं दिव्यं शक्रलोके महीयते ॥ ३६ ॥

કાલિપુરાણુમાં કહ્યું છે કે–હે રાજન્! બીજાં સ્નાન કરતાં કપિલા ગાયના દહીં દૂધ વગેરે પંચગવ્યવડે સ્નાન કરાવવાથી સોગણું પુણ્ય થાય છે.[૧૮] ભવિષ્યપુરાણુમાં લખ્યું છે કે–જે પુરુષ સેરડીના રસવડે ચંડી દેવીને સ્નાન કરાવે છે, તે વિષ્ણુની સાથે ગરુડરૂપી વાહનથી આનંદ પામે છે.[૧૯] જે માણુસ પિતૃઓના ઉદ્દેશથી દૂધ અને મધવડે ચંડીને સ્નાન કરાવે છે, તેના પિતૃઓ હજાર વર્ષોપર્યંત તૃપ્ત રહે છે.[૨૦] હે રાજન્! પૂર્ણિમા, નવમી અથવા અષ્ટમીને દિવસે તીર્થોદકવડે દેવીને સ્નાન કરાવવાથી વાજપેય યજ્ઞનું ફળ મળે છે.[૨૧] જે પુરુષ નદીનાં સુગંધી ચંદનવાળાં જળવડે દેવીને સ્નાન કરાવે છે, તે ચંદ્રનાં કિરણુ જેવો સ્વચ્છ અને લક્ષ્મીવાળો થઇ ચન્દ્રલોકમાં પૂજાય છે.[૨૨] જે પુરુષ કપૂરનાં જળવડે દેવીને સ્નાન કરાવે તે પરમ સ્થાનને પામે છે, કે જ્યાં ચંડિકા રહે છે.[૨૩] જે પુરુષ અગુરુનાં જળવડે સ્નાન કરાવે, તે ઇંદ્રલોકમાં જઈ કિન્નરો સાથે ક્રીડા કરે છે.[૨૪] વારાહીતંત્રમાં કહેલું છે કે–હે ભૈરવ! છ અક્ષરનો મંત્ર ભણી પાદ્ય વગેરે ષોડશોપચારવડે પૂજા કરવી.[૨૫] જે માણુસ દ્વાદશ (બાર) અંગવાળા અર્ઘ્યવડે દેવીની પૂજા કરે, તે હજાર દશ પદ્મ વર્ષોપર્યંત સ્વર્ગમાં આનંદ પામે છે.[૨૬] જલ, દૂધ, દર્ભના અગ્રભાગ, અક્ષત, દહીં, તાંદુલ, સેરડી, સર્ષવ, દૂર્વા, કંકુ, ગોરોચન અને મધ એટલી વસ્તુ એકઠી થવાથી દ્વાદશાંગ અર્ઘ્ય કહેવાય છે.[૨૭] આ વિધિથી જે પુરુષ કુમારીની પૂજા કરે, તે પરમ પદને પામે છે. જે માણુસ દેવીને અષ્ટાંગ અર્ઘ્ય આપે તે દશ હજાર વર્ષો સુધી દેવીલોકમાં રહે છે.[૨૮] જલ, દૂધ, દર્ભના અગ્રભાગ, દહીં, ઘી, તાંદુલ, તિલ અને સર્ષપ એ અષ્ટાંગ અર્ઘ્ય કહેવાય છે.[૨૯] ભવિષ્યપુરાણુમાં લખ્યું છે કે–રત્ન, બિલી, અક્ષત, પુષ્પ, દૂધ, દહીં, કુશ અને તિલ એટલી વસ્તુ એકઠી થવાથી સર્વ દેવનો સામાન્ય અર્ઘ્ય થાય છે.[૩૦] એ અર્ઘ્ય માટીના પાત્રમાં આપવાથી વાજપેયનું ફળ થાય છે. ત્રાંબાનાં પાત્રમાં અર્ઘ્ય આપવાથી પૌંડરીકનું ફલ થાય છે.[૩૧] સોનાનાં પાત્રમાં આપવાથી ઘણું સોનુ મળે છે અને જે ધારે તે સિદ્ધ થાય છે.[૩૨] રૂપાનાં પાત્રમાં અર્ઘ્ય આપવાથી આયુષ્ય વધે છે અને રાજ્ય મળે છે. ખાખરાનાં અથવા કમલના પાદડાંવડે અર્ઘ્ય આપવાથી હજાર ગોદાનનું પુણ્ય મળે છે.[૩૩] રૂપાનાં પાત્રવડે અર્ઘ્ય આપવાથી વિષ્ણુયાગનું ફલ મળે છે. દુર્ગા દેવીને સુગંધિ ચંદન અથવા કંકુ ચડાવવાથી હજાર ગોદાનનું પુણ્ય મળે છે.[૩૪] કૃષ્ણાગુરુ ચોપડવાથી વાજપેય યજ્ઞનું ફલ મળે છે.[૩૫] કસ્તૂરી ચોપડવાથી જ્યોતિષ્ટોમનું ફલ મળે છે. જે માણુસ દુર્ગા દેવીને ચંદન, કપૂર અને અગુરુનો લેપ કરે, તે દેવતાનાં સેંકડો વર્ષ સુધી સ્વર્ગમાં પૂજાય છે.[૩૬]

देवीपुराणे–चंदनागुरुकर्पूरैः श्लक्ष्णपिष्टैः सकुंकुमैः। दुर्गामालिप्य विधिवत्कल्पकोटिं वसेद्दिवि ॥ ३७ ॥ चंदनं मदकर्पूररोचनं च चतुष्टयम्। एतेन लेपयेद्देवीं सर्वकामानवाप्नुयात् ॥ ३८ ॥ पुष्पाणि देवीपुराणे–मल्लिका उत्पलं पद्मं शमीपुन्नागचंपकम्। अशोकं कर्णिकारं च द्रोणपुष्पं विशेषतः ॥ ३९ ॥ करवीरं शमीपुष्पं कुंकुभं नागकेसरम्। कुंदश्च यूथिका मल्ली पुन्नागश्चंपकं नवम् ॥ ४० ॥ जपा च केतकी मल्ली बृहती शतपत्रिका। तथा कुमुदकल्हारबिल्वपाटलमालती ॥ ४१ ॥ यावनी बकुलाशोकरक्तनीलोत्पलानि च। दमनं मरुबकं चैव शतधा पुण्यवृद्धये ॥४२॥ केतकी चातिमुक्तश्च बंधूकं बकुलान्यपि। कुमुदं कर्णिकारं च सिंदूराभं समृद्धये। बिल्वपत्रैरखंडैश्च सकृद्देवीं प्रपूजयेत्। सर्वपापविनिर्मुक्तः शिवलोके महीयते ॥ ४३ ॥ मणिमौक्तिकमालां च वितानं दुकुलं तथा। घटादि सर्वदा दत्वा हेमपुष्पं तु शक्तितः ॥४४॥ तावन्निश्च सुताः पुत्रैः पौत्रैश्चैव समंततः। श्रिया सहैव युज्यंते हेमपुष्पैः शिवार्चनात् ॥ ४५ ॥ भविष्ये–प्रत्येकमुक्तपुष्पेषु दशनिष्कफलं लभेत्। स्रग्दामेषु च तेष्वेव द्विगुणं कांचनस्य तु। करवीरस्रजाभिश्च पूजयेद्यस्तु चंडिकाम्। सोऽग्निष्टोमफलं लब्ध्वा सूर्यलोके महीयते ॥ ४६ ॥ पूजयित्वा नरो भक्त्या चंडिकां पद्ममालया। ज्योतिष्टोमफलं प्राप्य सूर्यलोके महीयते ॥४७॥ शमीपुष्पस्रजाभिश्च आर्यां संपूज्य यत्नतः। गोसहस्रफलं प्राप्य विष्णुलोके महीयते ॥ ४८ ॥ पूजयित्वा तु राजेंद्र श्रद्धया विधिवन्नृप। कुशपुष्पस्रजाभिस्तु पितृलोकमवाप्नुयात् ॥ ४९ ॥ सुगंधयुतपुष्पैस्तु पूजयेद्यस्तु चंडिकाम्। मालाभिर्मालया वापि सोऽश्वमेधफलं लभेत् ॥ ५० ॥ सुवर्णानां सुवर्णस्य शते दत्ते फलं लभेत्। मालया बिल्वपत्राणां नवम्यां गुग्गुलेन च ॥ ५१ ॥ नीलोत्पलस्रजाभिश्च पूजयेद्यस्तु चंडिकाम् ॥ वाजपेयफलं प्राप्य रुद्रलोके महीयते ॥ ५२ ॥ नीलोत्पलसहस्रेण यो वै मालां प्रयच्छति। वर्षकोटिसहस्राणि वर्षकोटिशतानि च।

दुर्गानुचरतां यातो रुद्रलोके महीयते ॥५३॥ तथा-विलिप्तां पूजयेदुर्गां दिव्यपुष्पाधिवासिताम् । तालवृंतेन संवीज्य महासत्रफलं लभेत् ॥ ५४ ॥

દેવીપુરાણમાં લખ્યું છે કે-જે માણુસ અગુરુ, કપૂર, કેસર અને ચંદન ઘસી વિધિથી દેવીને લેપ કરે, તે કરોડ કલ્પપર્યંત સ્વર્ગમાં રહે છે.[૩૭] ચંદન, કસ્તૂરી, કપૂર અને ગોરોચનાવડે દેવીને લેપ કરવાથી સઘળી ઇચ્છા પૂરી થાય છે.[૩૮] દેવીપુરાણમાં પુષ્પો માટે કહે છે કે, મલ્લિકા, ઉત્પલ, પદ્મ, ખીજડી, પુન્નાગ, ચંપો, અશોક, કુરબક, કરવીર, કસુંબો, નાગકેસર, ડોલર, જુઇ, જપા, કેવડો, મલ્લી, ભોરિંગણી, શતપત્રિકા, ચંદ્રવિકાસી કમલ, લાલ કમલ, પાટલા, માલતી, યાવની, બોરસળી, અશોક, કાળાં કમલ, દમન, મરુબક, કેતકી, અતિમુક્ત, બપોરીઓ, કર્ણિકા, સિંદુવાર અને અખંડ બિલ્વદલવડે એક વખત દેવીની પૂજા કરનાર સર્વ પાપોથી મુક્ત થઇ શિવલોકમાં પૂજાય છે.[૩૯-૪૩] મણિ, મોતીની માળા, સુંદર રેશમી વસ્ત્ર, ઘડા અને હેમ (સુવર્ણ) પુષ્પવડે યથાશક્તિ દાન કરવાથી અને હેમપુષ્પવડે શિવની પૂજા કરવાથી પુષ્પ જેટલા પુત્ર પૌત્ર અને લક્ષ્મીની વૃદ્ધિ થાય છે.[૪૪-૪૫] ભવિષ્યપુરાણમાં કહે છે કે,-છૂટાં પુષ્પવડે પૂજા કરવાથી દશ નિષ્કનાં દાનનું ફલ મળે છે. પુષ્પની માળાવડે પૂજા કરવાથી બમણું ફલ મળે છે. જે માણુસ કરેણુની માળાવડે ચંડીની પૂજા કરે છે, તેને અગ્નિષ્ટોમનું ફલ મળે છે અને તે સૂર્યલોકમાં પૂજાય છે.[૪૬] જે માણુસ કમલની માળાવડે ભક્તિથી ચંડીની પૂજા કરે, તે જ્યોતિષ્ટોમના ફલને પામી સૂર્યલોકમાં પૂજાય છે.[૪૭] જે માણુસ ખીજડીનાં પુષ્પવડે દેવીની પૂજા કરે તે હજાર ગોદાનનાં પુણ્યને પામી, વિષ્ણુલોકમાં પૂજાય છે.[૪૮] જે પુરુષો શ્રદ્ધાથી દર્ભનાં પુષ્પની માળાવડે દેવીની પૂજા કરે તે પિતૃલોકમાં જાય છે.[૪૯] જે મનુષ્ય સુગંધી પુષ્પો, તેઓની માળાઓ અથવા એક માળાવડે દેવીની પૂજા કરે છે તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે,[૫૦] અને સો સુવર્ણ અર્થાત્ સોનાની મુદ્રા આપવાનું ફલ મેળવે છે. જે પુરુષ નવમીને દિવસે બિલ્વપત્રની માળા, ગુગલ અને કાળાં કમળની માળાવતી ચંડીની પૂજા કરે તે વાજપેય યજ્ઞનું ફલ પામી, શિવલોકમાં પૂજાય છે.[૫૧-૫૨] જે માણુસ હજાર કાળાં કમળની માળા દેવીને ચડાવે તે કરોડો વર્ષ સુધી મહાદેવનો સેવક થઈ રુદ્રલોકમાં પૂજાય છે.[૫૩] તેમ જ ચંડીને ચન્દનનો લેપ કરી સુગંધી પુષ્પ ચડાવી પંખો કરવાથી મહાસત્રનું ફળ મેળવે છે.[૫૪]

भविष्ये-सर्वेषामेव धूपानां दुर्गाया गुग्गुलुः प्रियः । मंत्रस्तु-धूपोऽयं देवदेवेशि घृतगुग्गुलुयोजितः । गृहाण वरदे मातर्दुर्गे देवि नमोस्तु ते । कृष्णागुरुं नरो दत्त्वा गोसहस्रफलं लभेत् ॥५५॥ माहिषाख्यघृताभ्यक्तं दत्त्वा बिल्वमथापि वा । वाजपेयफलं प्राप्य सूर्यलोके महीयते ॥ ५६ ॥ सकृष्णागुरुधूपेन महिषाख्येन मंगला । शोधयेत्पापकलिलं यथाग्निरिव कांचनम् ॥ ५७ ॥ कृष्णागुरुं सकर्पूरं चंदनं सिल्हकं तथा । तथाशब्दः समुच्चये । भगवत्यै नरो धूपमिमं दत्त्वा नराधिप । इह कामानवाप्यांते दुर्गालोके महीयते ॥ ५८ ॥ घृतदीपप्रदानेन चंडिकां पूजयेन्नरः । सोऽश्वमेधफलं प्राप्य दुर्गायास्तु गणो भवेत् ॥ ५९ ॥ तैलदीपप्रदानेन पूजयित्वा च चंडिकाम् । वाजपेयफलं प्राप्य मोदते सह किन्नरैः ॥ ६० ॥

ભવિષ્યપુરાણમાં લખ્યું છે કે-સઘળા ધૂપમાં ગુગળનો ધૂપ દેવીને પ્રિય છે. તે ધૂપનો મંત્ર—'હે દેવેશિ! હે વરદે! હે માતઃ! હે દેવિ! તમને નમસ્કાર કરું છું, માટે ઘીવાળા ગુગળના ધૂપનું ગ્રહણ કરો.' કૃષ્ણાગુરુનો ધૂપ કરવાથી હજાર ગોદાનનું પુણ્ય થાય છે.[૫૫] જે માણુસ ભેંસના ઘીવાળાં બિલ્વનો ધૂપ કરે, તે વાજપેય યજ્ઞનું ફળ પામી સૂર્યલોકમાં પૂજાય છે.[૫૬] જેમ અગ્નિ સોનાના મેલને દૂર કરે છે, તેમ ચંડી દેવી ભેંસના ઘીવાળા અગુરુનો ધૂપ કરવાથી પાપ દૂર કરે છે.[૫૭] શબ્દસમુચ્ચયમાં લખ્યું છે કે-હે રાજન્! જે માણુસ ચંડીને કૃષ્ણાગુરુ, કપૂર, ચંદન અને સિલ્હકનો ધૂપ કરે તે આ લોકમાં સઘળા ભોગ ભોગવી અંતે દુર્ગાલોકમાં પૂજાય છે.[૫૮] જે માણુસ ઘીના દીવા આપી ચણ્ડીની પૂજા કરે, તે અશ્વમેધનાં ફલને પામી ચણ્ડીનો ગણ થાય છે.[૫૯] જે તેલના દીવા આપી ચણ્ડીની પૂજા કરે છે, તે વાજપેયનાં ફળને પામી કિન્નરો સાથે આનંદ પામે છે.[૬૦] તેનો મંત્ર—

मंत्रस्तु-अग्निर्ज्योती रविर्ज्योतिश्चंद्रज्योतिस्तथैव च । ज्योतिषामुत्तमो दुर्गे दीपोऽयं प्रतिगृह्यताम् ॥ ६१ ॥ शिवरहस्ये-देदीप्यते सकनकोज्ज्वलपद्मरागरत्नप्रभाभरणहेममये विमाने । दिव्यांगनापरिवृते नयनाभिरामं प्रज्वाल्य दीपममलं भवने भवान्याः ॥ ६२ ॥ भविष्ये-घृतेन कुरुशार्दूल अमावास्यां तु कार्तिके । विशेषतो नवम्यां तु तु भक्तिश्रद्धासमन्वितः ॥ ६३ ॥ यावंतं दीपसंघातं घृतेनापूर्य बोधयेत् । तावत्कल्पसहस्राणि दुर्गालोके महीयते ॥ ६४ ॥ दीपप्रदानं यो दद्याद्देवेषु ब्राह्मणेषु च । तेन दीपप्रदानेन अक्षय्यां गतिमाप्नुयात् ॥ ६५ ॥ गुडखंडं घृताक्तं च तथा शर्करयापि च । घृतेन परिपक्वान्नं दत्त्वा च ब्राह्मणः पदम् । स्यादिति शेषः ॥ ६६ ॥ शाल्योदनं रसालां च पानं बदरजं तथा । यः प्रयच्छति दुर्गायै स गच्छति शिवालयम् ( शिवा दुर्गा ) ॥ ६७ ॥ रसाला सूपकारे-ईषदम्लदधिशर्करापयःसाधितेंदुमरिचैः सुगालिता । पित्तनाशमरुचिं निहंति वै मोदनं च कुरुते रसालिका ॥ ६८ ॥ पानकं वैद्यके-गौडमम्लमनम्लं वा पानकं सुरमीकृतम् । तदेव खंडमृद्वीकाशर्करासहितं नरः । साम्ल-

**सुतीक्ष्णं सुहितं पानकं स्यान्निरत्ययम्। ( निरत्ययं तत्कालम् ) ॥ ६९ ॥ श्रद्धया पायसं शुक्लं शर्करासहितं पुनः। यः प्रयच्छति दुर्गायै तस्य राज्यं करे स्थितम् ॥ ७० ॥**

'હે દુર્ગે ! હે દેવિ ! અગ્નિ, સૂર્ય અને ચન્દ્રનાં તેજ કરતાં ઉત્તમ તેજવાળા આ દીવાનું તમે ગ્રહણ કરો.'[६१] શિવરહસ્યમાં લખ્યું છે કે—જે માણુસ ચંડીના મંદિરમાં નેત્રને સુખ આપે તેવો સુંદર દીવો કરે તે પુખરાજ મણિઓની અને રત્નોની કાંતિથી અતિ શોભાયમાન સોનાના વિમાનમાં બેસી અપ્સરાઓની સાથે ક્રીડા કરે છે.[६२] ભવિષ્યપુરાણમાં લખ્યું છે કે—હે કુરુશ્રેષ્ઠ ! જે આસો માસની અમાસને દિવસે અને વિશેષે કરી નવમીને દિવસે જેટલા ઘીના દીવા કરે, તે તેટલા હજાર કલ્પ દુર્ગાલોકમાં પૂજાય છે.[६३–६४] બ્રાહ્મણને અથવા દેવને દીવા આપવાથી અક્ષય ગતિ મળે છે. ગોળ, ખાંડ, ઘી, અન્ન, સાકર અને ઘીમાં તળેલાં અન્ન આપવાથી બ્રહ્માના પદની પ્રાપ્તિ થાય છે.[६५–६६] જે માણુસ દેવીને સાળના ચોખા, શ્રીખંડ, બોરથી બનાવેલું પાનક આપે, તે દેવીના લોકમાં જાય છે.[६७] સૂપશાસ્ત્રમાં કહેલું છે કે, થોડું ખાટું દહીં, સાકર અને દૂધ એકઠું કરીને ગાળવું, ને તેમાં કિંચિત્ કપૂર તથા મરીચનું ચૂર્ણ નાખવું. એવી રીતે બનાવેલી રસાલા (શ્રીખંડ) કહેવાય છે. તે પિત્ત તથા અરુચિનો નાશ કરે છે ને ચિત્ત પ્રસન્ન રાખે છે.[६८] વૈદ્યકશાસ્ત્રમાં કહેલું છે કે, સુગંધી, ખાટું અથવા મોળું ગોળનું જલ તે પાનક કહેવાય છે. અથવા તો ગોળના જલમાં ખાંડ, દ્રાક્ષ અને સાકર નાખી હોય ને તે ખાટું, તીક્ષ્ણુ તથા હિતકારક હોય તો નિરત્યય* પાનક કહેવાય છે.[६९] જે માણુસ દેવીને શ્રદ્ધાથી સાકરનો દૂધપાક આપે તેના હાથમાં રાજ્ય રહે છે.[७०]

**कालिकापुराणे—आमिक्षां परमान्नं च दधि चापि सशर्करम्। महादेव्यै निवेद्यैव वाजपेयफलं लभेत् ॥ ७१ ॥ दुर्गामुद्दिश्य पानीयं केतकीशशिवासितम्। यः प्रयच्छति राजेंद्र स गणाधिपतिर्भवेत् ॥ ७२ ॥ आम्रं च नारिकेरं च खर्जूरं बीजपूरकम्। यः प्रयच्छति दुर्गायै स याति परमं पदम् ॥ ७३ ॥ फलं च वितरन्सर्वं नाशुभं किंचिदाप्नुयात्। भक्ष्यादिपंचकैर्देवी दत्तैरेवाभितुष्यति ॥ ७४ ॥ भक्ष्यं भोज्यं च लेह्यं च पेयं चोष्यं च पंचमम्। परमान्नं पिष्टकं च यावकं कृसरं तथा ॥ ७५ ॥ मोदकं पृथुकादीनि देव्यै पक्वानि चोत्सृजेत् ( दुग्धादित्यर्थः )। निवेदयेन्महादेव्यै सर्वाणि व्यंजनानि च ॥ ७६ ॥ क्षीरादीनि च गव्यानि माहिषाणि च सर्वशः। तांबूलानि च दत्त्वा तु गंधर्वैः सह मोदते ॥ ७७ ॥**

કાલિકાપુરાણમાં લખ્યું છે કે—મહાદેવીને આમિક્ષા (મીઠું દહીં), સુંદર અન્ન, દહીં અને સાકરનું નૈવેદ્ય કરવાથી વાજપેય યજ્ઞનું ફલ મળે છે.[७१] હે રાજેંદ્ર ! જે માણુસ દુર્ગાદેવીને કપૂર ને કેવડાની સુગંધિવાળું જલ આપે છે, તે ગણોનો અધિપતિ થાય છે.[७२] જે માણુસ દુર્ગાદેવીને આંબા, શ્રીફલ, ખજૂર અને બીજોરા આપે તે પરમ પદને પામે છે.[७३] દેવીને ફલ આપવાથી થોડું પણુ અશુભ થતું નથી. ભક્ષ્ય (લાડુ વગેરે), ભોજ્ય (શીરા વગેરે), લેહ્ય (મધ વગેરે), પેય (દૂધ વગેરે) અને ચોષ્ય (આંબા વગેરે) એ પાંચ વસ્તુ આપવાથી દેવી પ્રસન્ન થાય છે.[७४–७५] સ્વાદિષ્ટ અન્ન, લોટ, યાવક, કંસાર, લાડુ અને પૃથુક (પૌવા) વગેરે, રાંધેલાં અન્ન, સઘળી જાતની કઢી અને ગાય તથા ભેંસનાં દૂધ, દહીં વગેરેનું દેવીને નૈવેદ્ય કરી તાંબૂલ આપવાથી ગંધર્વોની સાથે આનંદ કરે છે.[७६–७७]

**विष्णुधर्मे—तंतुसंतानसन्नद्धं रंजितं रागवस्तुना। दुर्गे देवि भजस्वेदं वासस्ते परिधीयताम् ॥ ७८ ॥ भविष्ये—वस्त्राणि तु विचित्राणि सूक्ष्माणि च मृदूनि च। यः प्रयच्छति दुर्गायै स गच्छति शिवालयम् ॥ ७९ ॥ यावंतस्तंतवो वीर तेषु वस्त्रेषु संस्थिताः। तावद्वर्षसहस्राणि मोदते चंडिकागृहे ॥८०॥ अलंकारं तु यो दद्याद्विप्रायाथ सुराय वा। स गच्छेद्वारुणं लोकं नानाभूषणभूषितः। जातः पृथिव्यां कालेन ततो द्वीपपतिर्भवेत् ॥ ८१ ॥ विष्णुधर्मे—विभूषणप्रदानेन राजा भवति भूतले ॥८२॥ सुवर्णतिलकं यस्तु भगवत्यै प्रयच्छति। स गच्छति परं स्थानं यत्र सा परमा कला ॥८३॥ सौवर्णे राजते वापि अक्षिणी यः प्रयच्छति। गोसहस्रफलं प्राप्य सूर्यलोके महीयते ॥८४॥ श्रोणिसूत्रप्रदानेन महीं सागरमेखलाम्। प्रशास्ति निहतामित्रो मित्रहृष्टतया च मोदते। हेमनूपुरदानेन स्थानं सर्वत्र विंदति ॥ ८५ ॥**

વિષ્ણુધર્મમાં લખે છે કે—હે દુર્ગે ! હે દેવિ ! સારી રીતે વણેલાં અને રંગેલાં આ વસ્ત્રો લ્યો અને પહેરો.[७८] ભવિષ્યપુરાણમાં લખ્યું છે કે—જે પુરુષ દુર્ગાદેવીને કોમળ ને ઝીણા તરેહતરેહનાં વસ્ત્રો અર્પે તે દેવીના લોકમાં જાય છે.[७९] ને આપેલાં વસ્ત્રોમાં જેટલા તાંતણા હોય તેટલાં હજાર વર્ષો સૂધી તે ત્યાં રહે છે. જે પુરુષ દેવને અથવા બ્રાહ્મણુને અલંકાર આપે છે, તે વરુણલોકમાં જાય છે; ત્યાં તેને નાના પ્રકારના અલંકારો પહેરવા મળે છે, ને પુણ્ય પૂરું થયાં પછી તે જ્યારે પૃથિવીમાં આવે ત્યારે દ્વીપનો પતિ એટલે મોટો રાજા થાય છે.[८०–८१] વિષ્ણુધર્મમાં કહ્યું છે કેઃ—અલંકાર આપવાથી પૃથિવીનો રાજા થાય છે.[८२] જે પુરુષ દુર્ગાદેવીને સોનાનું તિલક ઘડાવીને અર્પણુ કરે છે, તે પરમ સ્થાનમાં જાય છે કે જ્યાં સાક્ષાત્ દેવી રહે છે.[८३] જે માણુસ દેવીને સોનાનાં નેત્ર ચડાવે છે, તે હજાર ગોદાનનું પુણ્ય પામે છે અને સૂર્યલોકમાં પૂજાય છે.[८४] જે માણુસ દેવીને કટિમેખલા આપે છે તે સમુદ્રપર્યંત પૃથિવીનું નિષ્કંટક રાજ્ય ભોગવે છે અને મિત્રોની

* તૈયાર કરી તત્કાલ લેવામાં આવે તે નિરત્યય પાનક કહેવાય છે.

વૃદ્ધિ થવા સાથે આનંદ પામે છે. સોનાનાં ઝાંઝર આપવાથી સર્વત્ર સ્થાન મળે છે.[૮૫]

शिवरहस्ये-देदीप्यते कनकदंडविराजितैश्च सञ्चामरैः प्रचलकुंडलसुंदरीभिः । दिव्यांगनास्तनविराजितभूषितांगः कृत्वा तु चामरयुतांबरवस्त्रपूजाम् ॥ ८६ ॥ भविष्ये-गैरिकस्य तु पात्राणि दुर्गायै यः प्रयच्छति । तस्य पुण्यफलं प्रोक्तं तारागणपदं दिवि ( गैरिकं सुवर्णम् ) ॥ ८७ ॥ निष्ककोटिप्रदानाद्धि रजतस्य ततोऽधिकम् । हेमपात्राणि यदत्वा पुण्यं स्याद्वेदपारगे ॥ ८८ ॥ ताम्रपात्रप्रदानेन देव्यै शतगुणं भवेत् । तस्माच्छतगुणं प्रोक्तं दत्वा मृन्मयमादराद् ॥ ( मृन्मयं करकादि ) ॥ ८९ ॥ उपस्करप्रदानेन प्रियमाप्नोत्यनुत्तमम् । ( उपस्करः पूजार्थं धूपदीपादिपात्रघटादि ) । चंद्रांशुनिर्मलं स्वच्छं दर्पणं मणिभूषितम् । पद्मोपशोभितं कृत्वा दिव्यमाल्यानुलेपनैः ॥९०॥ दुर्गायाः पुरतः कृत्वा विष्णोर्वा शंकरस्य वा । राजसूयफलं प्राप्य हंसलोके महीयते (हंसः सूर्यः) ॥९१॥ शिवरहस्ये-दत्वा तु यः परमभक्तियुतो भवान्या घंटां वितानमथ चामरमातपत्रम् । केयूरहारमणिकुंडलभूषितोऽसौ रत्नाधिपो भवति भूतलचक्रवर्ती ॥ ९२ ॥

શિવરહસ્યમાં લખ્યું છે કે, જે માણુસ ચામરવડે અને વસ્ત્રોવડે દેવીની પૂજા કરે છે તે અપ્સરાઓની સાથે ક્રીડા કરે છે. અને ચલાયમાન કુંડલવાળી અપ્સરાઓ તેને સોનાના દાંડાવાળાં ચામર ઢોળે છે.[૮૬] ભવિષ્યપુરાણુમાં લખ્યું છે કે, જે માણુસ દુર્ગાદેવીને સોનાનાં પાત્રો આપે છે, તેને સ્વર્ગમાં નક્ષત્રપદ મળે છે.[૮૭] રૂપાનાં પાત્ર આપવાથી કરોડ નિષ્ક આપવા જેટલું પુણ્ય થાય છે. વૈદિક બ્રાહ્મણુને સોનાનાં પાત્રો આપવાથી જેટલું પુણ્ય થાય છે,[૮૮] તે કરતાં સોગણું પુણ્ય દેવીને ત્રાંબાનાં પાત્રો આપવાથી થાય છે. તે કરતાં પણુ સોગણું પુણ્ય આદરથી માટીનાં પાત્રો આપવાથી થાય છે.[૮૯] પૂજાની સામગ્રી આપવાથી ઇષ્ટસિદ્ધિ થાય છે. જે માણુસ દુર્ગાદેવીને, વિષ્ણુને અથવા શંકરને ચંદ્રનાં કિરણુ જેવો સ્વચ્છ મણિનો અરીસો, કમળ, મનોહર પુષ્પ અને ચંદન આપે છે, તે રાજસૂય યજ્ઞનાં ફળને પામી સૂર્યલોકમાં પૂજાય છે.[૯૦-૯૧] શિવરહસ્યમાં લખ્યું છે કે, જે પુરુષ દુર્ગાદેવીને ભક્તિથી ઘંટ, ચંદ્રવો, ચામર અને છત્ર આપે છે, તે પૃથિવીમાં ચક્રવર્તી રાજા થાય છે, રત્નોનો અધિપતિ થાય છે અને તેને બાજુબંધ, હાર, મણિ અને કુંડલ મળે છે.[૯૨]

भविष्ये-शंखकुंदेंदुसंकाशं प्रवालमणिभूषितम् । हेमदंडमयं छत्रं दुर्गायै यः प्रयच्छति ॥ सच्छत्रेण विचित्रेण किंकिणीजालमालिना । धार्यमाणेन शिरसि शिवलोके महीयते ॥ ९३ ॥ विष्णुधर्मे-यानं शय्यां मणिं छत्रं पादुके वाप्युपानहौ । वाहनं गां गृहं वापि त्रिदशायै प्रयच्छति । एकैकस्मादवाप्नोति वह्निष्टोमफलं शुभम् ॥ ९४ ॥ भविष्ये-ताम्रदंडं विचित्रं वै दुर्गायै यः प्रयच्छति। स गच्छति परं स्थानं मातृणां लोकपूजितम् ॥ ९५ ॥ हेमदंडं विचित्रं वै चामरं यः प्रयच्छति । वायुलोकं समासाद्य क्रीडते वायुना सह ॥ ९६ ॥ आर्यायै चामरं दत्वा मणिदंडविभूषितम् । सुवर्णरूप्यचित्रं वा दुर्गालोके महीयते ॥ ९७ ॥ मयूरपिच्छव्यजनं नानारत्नविभूषितम् । भगवत्यै नरो दत्वा लभेद्बहुसुवर्णकम् ॥ ९८ ॥ तालवृन्तं महाबाहो चित्रकर्मोपशोभितम् । भगवत्यै नरो दत्वा वैष्णवस्य फलं लभेत् ( वैष्णवो यज्ञः ) ॥ ९९ ॥ घंटां निवेदयेद्यस्तु लभते वांछितं फलम् । हिनस्ति दैत्यतेजांसि स्वनेनापूर्य या जगत् । सा घंटा पातु नो देवि पापेभ्योऽनः सुतानिव । इति संपूज्य घंटां निवेदयेत् । अनः शकटमातरीति कोशः ॥ १०० ॥ आदित्यपुराणे-यः शय्यां तु प्रयच्छेत देवेषु च गुरुष्वपि । ज्ञानवृद्धेषु विप्रेषु दाता न नरकं व्रजेत् ॥ १ ॥ भविष्ये-रत्नोपकरणैर्युक्तां सारदारुमयीं शुभाम् । शय्यां निवेदयेद्यस्तु भगवत्यै नराधिप ॥ २ ॥ दुकूलवस्त्रतंतूनां परिसंख्या तु यावती । तावद्वर्षसहस्राणि दुर्गालोके महीयते ॥ ३ ॥

ભવિષ્યપુરાણુમાં લખ્યું છે કે,-જે માણુસ દુર્ગાદેવીને પરવાળાંથી અને મણિથી શોભીતું, સોનાના દાંડાવાળું અને શંખ, કુંદ અને ચંદ્રના જેવું સ્વચ્છ છત્ર આપે છે તે શિવલોકમાં પૂજાય છે અને તેની ઉપર ઘુઘરીવડે શોભતું વિચિત્ર છત્ર ધારણુ કરાય છે.[૯૩] વિષ્ણુધર્મમાં લખ્યું છે કે,—જે પુરુષ દુર્ગાદેવીને યાન, શય્યા, મણિ, છત્ર, પાદુકા-પગરખાં, વાહન, ગાય અથવા ઘર અર્પણુ કરે છે, તેને એક એકના બદલામાં અગ્નિષ્ટોમ જેટલું ફળ મળે છે.[૯૪] ભવિષ્પુરાણુમાં લખ્યું છે કે,—જે પુરુષ ત્રાંબાના દાંડાવાળાં ચામર દેવીને અર્પે છે તે માતૃલોકમાં જાય છે, જેની સઘળા લોકો પૂજા કરે છે.[૯૫] જે માણુસ સોનાના દાંડાવાળાં ચામર દેવીને આપે છે, તે વાયુલોકમાં જઈવાયુની સાથે ક્રીડા કરે છે.[૯૬] જે પુરુષ દેવીને રત્નના અથવા સોનાના દાંડાવાળાં ચામર આપે છે તે દેવીલોકમાં પૂજાય છે.[૯૭] જે પુરુષ દેવીને નાના પ્રકારનાં રત્નોવડે શોભીતો મોરનાં પીછાંનો પંખો અર્પે છે તેને પુષ્કળ દ્રવ્ય મળે છે.[૯૮] જે પુરુષ દેવીને ચિતરેલો પંખો અર્પે છે, તેને વિષ્ણુયાગનું પુણ્ય મળે છે.[૯૯] જે પુરુષ, 'હે દેવિ ! જે ઘંટા પોતાના શબ્દવડે જગતને પૂર્ણુ કરી દૈત્યોના તેજનો નાશ કરે છે, તે ઘંટા પુત્રની પેઠે પાપથી અમારું રક્ષણુ કરો,' એ મંત્ર ભણી દેવીને ઘંટા આપે છે, તે વાંછિત ફળને પામે છે.[૧૦૦] આદિત્યપુરાણુમાં લખ્યું છે કે, જે પુરુષ દેવને, ગુરુને અથવા ઉત્તમ બ્રાહ્મણુને શય્યા આપે છે તેનો કોઈ દિવસ નરકમાં પાત થતો નથી.[૧] ભવિષ્યપુરાણુમાં લખ્યું છે કે,-હે રાજન્ ! જે પુરુષ દેવીને રત્નોના

ઉપચારવાળી મજબૂત કાષ્ઠની શય્યા આપે છે તે, તેના કપડાંમાં જેટલા તાંતણા હોય તેટલાં હજાર વર્ષો પર્યંત દેવીલોકમાં પૂજાય છે.[૨–૩]

विष्णुधर्मे–पादुकासनदानेन भगवत्यै कृतेन तु । अग्निष्टोमफलं प्राप्य विष्णुलोके महीयते ॥ ४ ॥ यो गां पयस्विनीं शुद्धां तरुणीं शीलमंडनाम् । भगवत्यै नरो दद्यादश्वमेधफलं लभेत् ॥ ५ ॥ वृषभं परिपूर्णांगमुदासीनं शशिप्रभम् । यस्तु दद्यान्नतो भक्त्या भगवत्यै सकृन्नरः ॥ ६ ॥ यावंति रोमकूपाणि वृषदेहस्थितानि तु । तावत्कल्पसहस्राणि रुद्रलोके महीयते ॥ ७ ॥ सुविनीतां स्त्रियं दासीं भृत्यकं वा नराधिप । प्रयच्छति च दुर्गायै राजसूयाश्वमेधभाक् ॥ ८ ॥ विष्णुधर्मे–प्रतिपाद्य तथा भक्त्या ध्वजं त्रिदशवेश्मनि । निर्दहत्याशु पापानि महापातकभागपि ॥ ९ ॥ भविष्ये–ध्वजं श्वेतपताकाढ्यमथवा पंचरंगिकम् । किंकिणीजालसंवीतं श्वेतपद्मोपशोभितम् । दत्वा देव्यै महाबाहो शक्रलोके महीयते ॥ ११० ॥ ध्वजमालाकुलं यस्तु कुर्याद्वै चंडिकालयम् । महाध्वजाष्टकं चापि दिशासु विदिशासु च । कल्पानां तु शतं साग्रं दुर्गालोके महीयते ॥ ११ ॥ यावद्धनुःप्रमाणेन पताका प्रतिपादिता । तावद्वर्षसहस्राणि दुर्गालोके महीयते ( चतुर्हस्तं धनुः ) ॥ १२ ॥ कालिकापुराणे–प्रभूतबलिदानं च नवम्यां विधिवच्चरेत् । कूश्मांडमिक्षुदंडं च मद्यमांसानि चैव हि । एते बलिसमाः प्रोक्तास्तृप्तौ छागसमा मताः ॥ १३ ॥ भविष्ये–न तत्र देशे दुर्भिक्षं न च दुःखं प्रवर्तते । नाकाले म्रियते कश्चित्पूज्यते यत्र चंडिका ॥ १४ ॥ शरत्काले महाष्टम्यां चंडिकां यः प्रपूजयेत् । विमानवरमारुह्य मोदते ब्रह्मणा सह ॥ १५ ॥

વિષ્ણુધર્મમાં લખ્યું છે કે,–જે પુરૂષ દેવીને પાદુકા તથા આસન આપે છે તે અગ્નિષ્ટોમનું ફળ પામી વિષ્ણુલોકમાં પૂજાય છે.[૪] જે પુરુષ દેવીને સારા સ્વભાવવાળી દુઝણી ઉત્તમ ગાય આપે છે તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૫] જે માણુસ દેવીને નમસ્કાર કરીને ભક્તિથી પૂર્ણ અવયવવાળો ચન્દ્ર જેવો ધોળો ઉત્તમ બળદ આપે છે.[૬] તે બળદના શરીરમાં રુવાડાનાં જેટલાં છિદ્ર હોય તેટલાં હજાર કલ્પ સૂધી રુદ્રલોકમાં પૂજાય છે.[૭] હે રાજન્! જે માણુસ સારા સ્વભાવવાળી સ્ત્રી, દાસી અથવા તો દાસ દેવીને અર્પે છે, તેને રાજસૂયયજ્ઞનું તથા અશ્વમેધયજ્ઞનું ફળ મળે છે.[૮] વિષ્ણુધર્મમાં લખ્યું છે કે, મહાપાપી પણ દેવાલય ઉપર ભક્તિપૂર્વક ધ્વજા ચડાવે તો તે તુરત પાપથી મુક્ત થાય છે.[૯] ભવિષ્યપુરાણુમાં લખ્યું છે કે,–જે માણુસ દેવીને ઘુઘરીવાળી, ધોળાં પદ્મવડે શોભતી, ધોળી પતાકાવાળી અથવા પંચરંગી ધ્વજા આપે છે તે સ્વર્ગમાં પૂજાય છે.[૧૦] જે પુરુષ દેવીના મંદિર ઉપર ચો તરફ ધ્વજા ચડાવે અને પૂર્વ વગેરે આઠ દિશામાં આઠ મોટી ધ્વજા ચડાવે છે, તે સેંકડો કલ્પપર્યંત દેવીના લોકમાં પૂજાય છે.[૧૧] જેટલાં ધનુષ ( ચાર હાથ )ની પતાકા કરે તેટલાં હજાર વર્ષો સૂધી દેવીલોકમાં પૂજાય છે.[૧૨] કાલિકાપુરાણુમાં લખ્યું છે કે,–નવમીને દિવસે વિધિથી કોળાનું, સેરડીનું, મદ્યનું અને માંસનું કેટલુંક બળિદાન આપવું. એ સઘળાં બળિદાન સમાન છે અને તૃપ્તિમાં બકરા સમાન છે.[૧૩] ભવિષ્યપુરાણુમાં લખ્યું છે કે,–જે દેશમાં ચંડિકાની પૂજા થાય છે, તે દેશમાં દુષ્કાળ પડતો નથી, કોઇને દુઃખ થતું નથી અને સમય વિના કોઇપણ મરતું નથી.[૧૪] જે પુરુષ શરદૃઋતુમાં અષ્ટમીને દિવસે ચંડિકાની પૂજા કરે છે, તે ઉત્તમ વિમાનમાં બેસી બ્રહ્માની સાથે આનંદ પામે છે.[૧૫]

अथावरणपूजा–देव्या दक्षिणे सिंहं प्रपूज्य पूर्वादिक्रमेण । ॐ ह्रींजयंत्यै नमः ॐ ह्रींमंगलायै० ॐ ह्रींकाल्यै० ॐ ह्रींभद्रकाल्यै० ॐ ह्रींकपालिन्यै० ॐ ह्रींदुर्गायै० ॐ ह्रींक्षमायै० ॐ ह्रींशिवायै० ॐ ह्रींधात्र्यै० ॐ ह्रींस्वाहायै० इति प्रथमावरणम् ॥१६॥ ॐ ह्रींस्वधायै० १ ॐ ह्रींउग्रचंडिकायै० २ ॐ ह्रींप्रचंडायै० ३ ॐ ह्रींस्वाहायै० ४ ॐ ह्रींप्रह्लायै० ५ ॐ ह्रींचंडवत्यै० ६ ॐ ह्रींचंडरूपायै० ७ ॐ ह्रींउग्रदंष्ट्रायै० ८ ॐ ह्रींमहादंष्ट्रायै० ९ ॐ ह्रींदंष्ट्राकरालायै० १० इति द्वितीयावरणम् ॥ १७ ॥ ॐ ह्रींबहुरूपिण्यै० ॐ ह्रींग्रामण्यै० ॐ ह्रींभीमसेनायै० ॐ ह्रींविशालाक्ष्यै० भ्रामर्यै० मंगलायै० नंदिन्यै० भद्रायै० लक्ष्म्यै० भोगदायै० इति तृतीयावरणम् ॥ १८ ॥ पृथिव्यै० मेधायै० साध्यायै० यशोवत्यै० शोभायै० बहुरूपायै० धृत्यै० आनंदायै० सुनंदायै० नंदायै० इति चतुर्थावरणम् ॥ १९ ॥

હવે આવરણુપૂજાનો વિધિઃ–દેવીની જમણી બાજુમાં સિંહની પૂજા કરી પૂર્વદિશા અને અગ્નિકોણ વગેરેના ક્રમથી પૂજા કરવી. તેના મંત્રઃ–'ॐ ह्रीं जयंत्यै नमः' ત્યાંથી લઇ 'ॐ ह्रीं स्वाहायै नमः' ત્યાં સુધી પ્રથમ આવરણુની પૂજા કરવી.[૧૬] 'ॐ ह्रीं स्वधायै०' ત્યાંથી લઈ 'ॐ ह्रीं दंष्ट्राकरालायै०' ત્યાં સૂધી બીજા આવરણુની પૂજા કરવી.[૧૭] 'ॐ ह्रीं बहुरूपिण्यै०' ત્યાંથી લઇ 'भोगदायै०' ત્યાં સૂધી ત્રીજા આવરણુની પૂજા કરવી.[૧૮] 'पृथिव्यै०' ત્યાંથી લઇ 'नन्दायै०' ત્યાં સૂધી ચોથા આવરણુની પૂજા કરવી.[૧૯] પછી ચોસઠ દેવીઓનું પૂજન કરવું

अथ चतुःषष्टिदेव्यः–विजयायै० मंगलायै० महीधृत्यै० शिवायै० क्षमायै० सिद्ध्यै० तुष्ट्यै० जयायै० पुष्ट्यै० ऋद्ध्यै० रत्यै० दीप्त्यै० कान्त्यै० पद्मायै० लक्ष्म्यै० ईश्वर्यै० वृद्धिदायै० शक्त्यै० जयवत्यै० ब्राह्मयै० जयंत्यै० अपराजितायै० अजितायै० मानिन्यै० श्वेतायै० दित्यै० मायायै० मोहिन्यै० रतिप्रियायै० लालसायै० तारायै० विमलायै० कौमार्यै० शरण्यै० गोरूपिण्यै० क्षामायै० मत्यै० दुर्गायै० क्रियायै० अरुन्धत्यै० घण्टायै० करालायै० कपालिन्यै०

रौद्र्यै० कालिकायै० त्रिनेत्रायै० सुरूपायै० बहुरूपायै० रिपुहन्त्र्यै० अम्बिकायै० चर्चिकायै० देवपूजितायै० वैवस्वत्यै० कौमार्यै० माहेश्वर्यै० वैष्णव्यै० महालक्ष्म्यै० काल्यै० कौशिक्यै० शिवदूत्यै० चामुण्डायै० शिवप्रियायै० दुर्गायै० महिषमर्दिन्यै० ॥ ६४ ॥ १२० ॥ अथ मातरः—ब्राह्म्यै० माहेश्वर्यै० कौमार्यै० वैष्णव्यै० वाराह्यै० इंद्राण्यै० चामुण्डायै० मध्येमहालक्ष्म्यै० ॥२१॥ ततः कालिकालि स्वाहा हृदयाय नमः ॥ इत्यग्नीशाननिर्ऋतिवायव्यकोणेषु ॥ कालिकालिलोहदण्डायै स्वा० ॥ अस्त्रायफट् ॥ कालिकालिलोहदण्डायै स्वाहा नेत्रे पुरतः ॥ २२ ॥ अथ पंचवक्त्राणि—ईशानायै० शिरसि० ॥ कालिकालितत्पुरुषायै० मुखे ॥ वज्रेश्वरीघोरायै० हृदये०॥ लोहदण्डायै० वामदेवायै० पादयोः ॥ स्वाहासद्योजातायै० सर्वांगे० ॥ १२३ ॥ अथ आयुधानि दक्षिणोर्ध्वकरादि ॥ त्रिशूलम् । खड्गम् । बाणम् । शक्तिम् । वामे खेटकम् । पाशम् । अंकुशम् । घंटाम् ॥ २४ ॥ ततो वज्रनखदंष्ट्रायुधाय महासिंहासनाय ॐ हुंफट् नमः । इति सिंहम् ॥ २५ ॥ माहिषासनाय० नागपाशाय० इति नाममन्त्रैः पूजा कार्या ॥ २६ ॥ भविष्ये—वर्षैः पद्मसहस्रैस्तु यत्पापं समुपार्जितम् । तत्सर्वं विलयं याति घृताभ्यंगेन वै नृप ॥ २७ ॥ घृतेन पयसा दध्ना स्नापयेच्चण्डिकां नृप ॥ निंबपत्रैश्च गन्धाढ्यैर्घर्षयेद्यत्नतस्ततः ॥ १२८ ॥ इति दुर्गाभक्तितरंगिण्यां महानवमीदुर्गापूजाविधिः ॥

'विजयायै०' ત્યાંથી લઈ 'महिषमर्दिन्यै०' ત્યાં સુધી ચોસઠ દેવીઓની પૂજા કરવી.[120] પછી માતૃકાઓનું પૂજન કરવું. 'ब्राह्म्यै०' ત્યાંથી લઈ 'चामुंडायै०' ત્યાં સુધીની માતૃકાઓની પૂજા કરી, વચમાં મહાલક્ષ્મીની પૂજા કરવી.[21] પછી "कालि कालि स्वाहा' એ મંત્ર ભણી અગ્નિ, ઈશાન, નૈર્ઋત, વાયવ્ય કોણમાં પૂજા કરવી. 'कालि कालि लोहे०' એ મંત્રથી અસ્ત્રાયફટ્ કરવું. 'कालि कालि०' એ મંત્રથી આગળ નેત્રની પૂજા કરવી.[22] પંચવક્ત્ર—'ईशानायै०' એ મંત્રથી મસ્તક, कालि कालि०' એ મંત્ર ભણી મુખ, 'वज्रेश्वरीघोरायै०'થી હૃદય, 'लोहदंडायै०' એ મંત્રથી પગ અને 'सद्योजातायै०'એ મંત્ર ભણી સઘળાં અંગની પૂજા કરવી.[23] પછી જમણી બાજુમાં ઉપલા હાથથી આરંભી ક્રમથી ત્રિશૂળ, ખડ્ગ, બાણ અને શક્તિ તેમ જ ડાબા ભાગમાં ખેટક, પાશ, અંકુશ અને ઘંટાની પૂજા કરવી.[24] 'वज्रनख०' એ મંત્રવડે સિંહની પૂજા કરવી.[25] 'महिषासनाय०' 'नागपाशाय०' એ મંત્રોવડે પૂજા કરવી.[26] ભવિષ્યપુરાણમાં લખ્યું છે કે,—હે નૃપ ! ઘીવડે દેવીને સ્નાન કરાવવાથી હજારો પદ્મ વર્ષો સુધી કરેલાં પાપો નષ્ટ થાય છે.[27] એટલા માટે સુગંધી લીંબડાના પાનવડે ઘસી, ઘી, દૂધ અને દહીંવડે દેવીને સ્નાન કરાવવું.[128] એવી રીતે દુર્ગાભક્તિતરંગિણીમાં મહાનવમીને દિવસે દુર્ગાની પૂજાનો પ્રકાર કહેલો છે.

~~~~~~~~~~

### ૭ અક્ષય્યનવમીવ્રતકથા

अथ कार्तिकशुक्लनवम्यां अक्षय्यनवमीव्रतकथा । वालखिल्या ऊचुः—कार्तिके शुक्लनवमी तत्राभूद्द्वापरं युगम् । पूर्वापराह्णगा ग्राह्या क्रमाद्दानोपवासयोः ॥ १ ॥ अत्र कूष्मांडको नाम हतो दैत्यस्तु विष्णुना । तद्रोमभिः समुद्भूता वल्लयः कूष्मांडसंभवाः ॥ २ ॥ तस्मात्कूष्मांडदानेन फलमाप्नोति निश्चितम् । कूष्मांडं पूजयेच्चैव गन्धपुष्पाक्षतादिना ॥ ३ ॥ पंचरत्नैः समायुक्तं गोघृतेन समन्वितम् । फलान्नदक्षिणायुक्तं ब्राह्मणाय निवेदयेत् ॥ ४ ॥ कूष्मांडं बहुबीजाढ्यं ब्रह्मणा निर्मितं पुरा । दास्यामि विष्णवे तुभ्यं पितृणां तारणाय च ॥ ५ ॥ देवस्यत्वेति मन्त्रेण पितृणां दत्तमक्षयम् । अस्यामेव नवम्यां तु कुर्यात्कृष्णेन यो नरः ॥ ६ ॥ स्वशाखोक्तेन विधिना तुलस्याः करपीडनम् । कन्यादानफलं तस्य जायते नात्र संशयः ॥७॥

કાર્તિક શુદિ નવમીને દિવસે અક્ષય્યનવમીનું વ્રત આવે છે. વાલખિલ્યો કહે છે—કાર્તિક શુદિ નવમીને દિવસે દ્વાપર યુગનો આરંભ થયો છે. એ નવમી, દાનમાં પૂર્વાહ્ણવ્યાપિની લેવી અને ઉપવાસમાં મધ્યાહ્નવ્યાપિની લેવી.[1] આ નવમીને દિવસે વિષ્ણુએ કૂષ્માંડ નામના દૈત્યને માર્યો હતો. તેનાં રુંવાડાંમાંથી કોળાના વેલા થયા છે,[2] માટે એ દિવસે કોળાના દાનથી અવશ્ય ફળ થાય છે. એ નવમીને દિવસે ગંધ, પુષ્પ અને અક્ષત વગેરેથી કોળાંની પૂજા કરી એ કોળું, 'હે મહારાજ ! પૂર્વે બ્રહ્માએ ઉત્પન્ન કરેલું અને પુષ્કળ બીયાવાળું કોળું, વિષ્ણુરૂપ આપને પિતૃના ઉદ્ધારમાટે આપું છું;' એ મંત્ર ભણી બ્રાહ્મણને આપવું. તેની સાથે પંચરત્ન, ગાયનું ઘી, ફળ, અન્ન અને દક્ષિણા આપવી.[3–5] 'देवस्य त्वा०' એ મંત્રવડે પિતૃને આપેલું અક્ષય થાય છે. જે પુરુષ આ નવમીને દિવસે શ્રીકૃષ્ણની સાથે પોતાની શાખામાં કહેલા પ્રકારથી તુલસીનો વિવાહ કરે, તેને કન્યાદાનનું ફળ મળે છે એમાં સંશય નથી.[6–7]

कार्तिके शुक्लनवमीमवाप्य विजितेंद्रियः । हरिं विधाय सौवर्णं तुलस्या सहितं शुभम् ॥ ८ ॥ पूजयेद्विधिवद्भक्त्या व्रती तत्र दिनत्रयम् । एवं यथोक्तविधिना कुर्याद्वैवाहिकं विधिम् ॥ ९ ॥ ग्राह्यं त्रिरात्रमत्रैव नवम्या अनुरोधतः । मध्याह्नव्यापिनी ग्राह्या नवमी पूर्ववेधिता ॥ १० ॥ धात्र्यश्वत्थौ च एकत्र पालयित्वा समुद्वहेत् । न नश्यते तस्य पुण्यं कल्पकोटिशतैरपि ॥ ११ ॥ अत्रैवोदाहरन्तीममितिहासं पुरातनम् ।

કાર્તિક શુદિ નવમીના દિવસથી આરંભી ત્રણ દિવસ પર્યંત ઇંદ્રિયો નિયમમાં રાખી, ભક્તિસહિત વિષ્ણુની અને તુલસીની સોનાની પ્રતિમાઓ બનાવીને તેમના વિવાહનો ઉત્સવ વિધિથી કરવો અને પૂજા કરવી. નવમીના અનુરોધથી એ વ્રત ત્રણ દિવસ કરવું. નવમી મધ્યાહ્ન
~~~~~~~~~~

વખતની અને અષ્ટમીના વેધવાળી લેવી.[૯–૧૦] આંબલીને અને પીપળાને એક જગોએ ઉછેરીને પછી તેનો વિવાહ કરવાથી કરોડો કલ્પપર્યંત તેનું પુણ્ય નાશ પામતું નથી.[૧૧] આ વિષયમાં લોકો આ રીતે પ્રાચીન ઇતિહાસ કહે છે.

बभूव विष्णुकांच्यां तु क्षत्रियः कनकाभिधः ॥ १२ ॥ धनाढयो वैश्यवृत्तिश्च वैष्णवो राजपूजितः । बहुकालो गतस्तस्य विनाऽपत्यं मुनीश्वराः ॥ १३ ॥ ततो नानाव्रतैर्जाता कन्या कमललोचना । सुरूपा लक्षणोपेता नानागुणसमन्विता ॥ १४ ॥ पिता तस्या नाम चक्रे किशोरीति च विश्रुतम् । एकदा तद्गृहं यातो जन्मपत्रनिरीक्षकः ॥१५॥ दर्शयित्वा जन्मपत्रं कथं कन्या भवेदियम् । इति पृष्टः क्षणं ध्यात्वा कनक श्रृणु मे वचः ॥ १६ ॥ यदि ब्रवीमि सत्यं चेत्तव दुःखं भविष्यति । यद्यसत्यमहं ब्रूयां मिथ्यात्वं मम जायते ॥१७॥ तस्मात्सत्यं वदिष्यामि रोचते यत्तथा कुरु । अस्याः करग्रहं कुर्याद्योऽसौ वज्रान्मरिष्यति ॥ १८ ॥ इति तद्वचनं श्रुत्वा कनको दुःखितोऽभवत् । विवाहं न चकारास्याः सा च ब्राह्मणपूजने ॥ १९ ॥ नियुक्ताऽन्यद्गृहं दत्त्वा नानेया मन्मुखाग्रतः । दृष्ट्वेमां रूपसंपन्नां दुःखं मेऽद्धा भविष्यति ॥ २० ॥ स्थित्वान्यस्मिन् गृहे सा तु द्विजातिथ्यमथाकरत् । कदाचिद्दैवयोगेन तत्रागाद्द्विजपुंगवः ॥२१॥ यात्रार्थं विष्णुकांच्यां तु वैशाखे मासि शंकरः । कनको विप्रशुश्रूषी ज्ञात्वाऽत्रैव समागतः ॥ २२ ॥ आगत्यांगणमध्ये तु उपविष्टो द्विजोत्तमः ॥२३॥ किशोर्यागतस्य चातिथ्यं शंकरस्य कृतं तदा ॥ २४ ॥ दृष्ट्वा तां तरुणीं नम्रां सुवेषां विनयान्विताम् । अजातकरपीडां च सखीं दृष्ट्वाऽभ्युवाच सः ॥ २५ ॥ शंकर उवाच–चंदने वद शीघ्रं त्वं किशोरी न विवाहिता । किमत्र कारणं जाता तरुणी कामरूपिणी ॥ २६ ॥ इति तद्वचनं श्रुत्वा चंदना सर्वमब्रवीत् । तदा कृपालुना तेन तत्पित्रग्रे निवेदितम् ॥ २७ ॥ अस्यै मंत्रं प्रयच्छामि श्रीविष्णोर्द्वादशाक्षरम् । करोतु वर्षत्रितयं जपमस्य सुलोचना ॥ २८ ॥ प्रातः स्नानवती चास्तु तुलसीवनपालिका । कार्तिकस्य सिते पक्षे नवम्यां विष्णुना सह ॥ २९ ॥ सौवर्णेन तुलस्याश्च विवाहं कारयत्वियम् । तेन व्रतप्रभावेण विधवा न भविष्यति ॥ ३० ॥ तत्पित्रापि तथेत्युक्तं प्रायश्चित्तं स दत्तवान् । किशोर्यै वैष्णवं धर्मं समग्रं चादिदेश सः ॥ ३१ ॥

વિષ્ણુકાંચીમાં કનક નામનો ક્ષત્રિય હતો.[૧૨] એ ક્ષત્રિય ધનવાન, વિષ્ણુભક્ત અને રાજાનો માનીતો હતો. તે વ્યાપાર કરતો હતો. હે મુનિવરો! તેને ઘણાં વર્ષો નીકળી ગયાં પણ કંઈ સંતાન થયું નહિ.[૧૩] પછી કેટલાંક વ્રતો કરવાથી તેને એક સૌંદર્યસંપન્ન પુત્રી થઇ, જે ઉત્તમ ગુણવાળી અને શુભ લક્ષણવાળી હતી.[૧૪] તેનું નામ તેના પિતાએ કિશોરી પાડ્યું. હવે એક દિવસે એ ક્ષત્રિયને ઘેર એક જ્યોતિષી આવ્યો.[૧૫] તેને જન્માક્ષર બતાવી, 'આ કન્યા કેવી થશે?' એમ તે ક્ષત્રિયે પૂછ્યું. ત્યારે ક્ષણવાર વિચાર કરી જોશીબાવા બોલ્યા કે, 'હે કનક! સાંભળ,[૧૬] જો હું તારી પાસે સત્ય કહું તો તને દુઃખ થશે અને જો અસત્ય કહું તો મારું ખોટાપણું થશે,[૧૭] માટે હું તો સત્ય જ કહીશ. પછી તને રુચે તેમ કર. જે કોઈ આ કન્યાની સાથે વિવાહ કરશે, તેનું મરણ વજ્રથી થશે.'[૧૮] એવાં જોશીબાવાનાં વચનો સાંભળી કનકને ઘણું દુઃખ થયું. પછી પુત્રીના વિવાહનો વિચાર બંધ રાખી તેને જૂદું ઘર આપી બ્રાહ્મણની સેવામાં રાખી, અને માણસોને કહ્યું કે, આ પુત્રીને મારી પાસે લાવવી નહીં, કારણ કે તેનુ રૂપ જોઈ મને ઘણું દુઃખ થશે.[૧૯–૨૦] હવે એ કન્યા બીજા ઘરમાં રહી છે, બ્રાહ્મણોની સેવા કરે છે, તેવામાં સારે નસીબે શંકર નામનો એક ઉત્તમ બ્રાહ્મણ યાત્રામાટે, વૈશાખ માસમાં, એ જ વિષ્ણુકાંચીમાં આવ્યો અને તેના બારણામાં બેઠો. કિશોરીએ તેનો સત્કાર કર્યો. આ વર્તમાન જાણી બ્રાહ્મણની સેવા કરનાર કનક પણ ત્યાં આવ્યો.[૨૧–૨૪] હવે કિશોરી કે જે નમ્ર હતી, સારા સ્વભાવવાળી હતી, સારા વેષવાળી હતી અને જેનો વિવાહ થયો ન હતો તેને જોઈ શંકર મહારાજ તેની સખીને પૂછવા લાગ્યા;[૨૫] 'આ કિશોરી ઘણી રૂપાળી છે અને મોટી થઇ છે, છતાં પણ તેને કેમ પરણાવી નથી? તે સત્વર કહો.[૨૬] એવી રીતે બ્રાહ્મણે પૂછ્યું ત્યારે તેની સખી ચંદનાએ સઘળી વાર્તા કહી સંભળાવી. તે સાંભળી દયા આવવાથી તે બ્રાહ્મણે કન્યાના પિતાને કહ્યું કે,[૨૭] 'હે કનક! હું આ તારી પુત્રીને વિષ્ણુના બાર અક્ષરોનો મંત્ર આપું છું, તેનો ત્રણ વર્ષો સુધી આ કન્યાએ જપ કરવો.[૨૮] પ્રાતઃકાલમાં સ્નાન કરવું, અને તુલસીનાં વનનું પાલન કરવું. કાર્તિક શુદિ નવમીને દિવસે સોનાના વિષ્ણુ સાથે તુલસીનો વિવાહ કરવો. તે વ્રતના પ્રતાપથી તેને રંડાપો આવશે નહિ.[૨૯–૩૦] એ વાત કન્યાના પિતાએ કબૂલ કરી, ત્યારે પ્રાયશ્ચિત્ત કરાવી કિશોરીને વિષ્ણુમંત્ર અને વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કર્યો.[૩૧]

द्विजेन तेन यत्प्रोक्तं किशोर्यपि तथाऽकरोत् । वर्षत्रयं यथाशास्त्रं किशोर्या तद्व्रतं कृतम् ॥ ३२ ॥ चतुर्थे कार्तिके मासि किशोरी स्नपनाय च । प्रातःकाले गता बाला तस्मिन्मार्गे सुलोचना ॥ ३३ ॥ क्षत्रियेण यदा दृष्टा प्राप मोहं जडात्मकः । पृष्ठे तस्यास्तु संलग्नो भावयंस्तामनिंदिताम् ॥ ३४ ॥ केचित्तां ददृशुर्दूरात्केचित्पश्यंति गुप्तितः । स्त्रियोऽपि तां प्रपश्यंति पुरुषाणां तु का कथा ॥ ३५ ॥ यथा द्वितीयाचंद्रस्य दर्शने चोत्सुका जनाः । तथा रात्रौ प्रतीक्षंति तद्द्वारे सकला जनाः ॥ ३६ ॥ निमेषमात्रमर्केण दृष्टा स्थित्वा तु बालिका । अधिकं किं वर्णनीयं तत्सौंदर्यं मुनीश्वराः ॥ ३७ ॥ केचिद्वदंति देवीयं नागकन्येति

चापरे । रुद्रसंमोहनार्थाय जाता सा किल मोहिनी ॥३८॥ सा न पश्यति लोकांश्च न मार्गं न सखीगणम् । ध्यायंती हृदये विष्णुं तुलसीं देवरूपिणीम् ॥ ३९ ॥ तां ग्रहीतुं मनश्चके विलेपी द्रव्यवान्बली । नानाभेदाः कृतास्तेन न लेभे चांतरं क्वचित् ॥ ४० ॥ मालाकारागृहं गत्वा तस्यै द्रव्यमयच्छत । येन केन प्रकारेण किशोर्या सह संगमः ॥ ४१ ॥ यथा स्यात्क्रियतां भद्रे देयमस्माच्चतुर्गुणम् ( प्रतिमासं किशोर्या दीयमानाद्द्रव्यादधिकं ददामीत्यर्थः ) तया च विविधोपाया कृष्टास्तद्ग्रहणाय च ॥ ४२ ॥ न ददर्श तथोपायमवदत्सा विलेपिनम् । न दृश्यते मयोपायस्त्वया यत्प्रोच्यतेऽधुना । मया तदेव कर्तव्यं द्रव्यग्रहणसिद्धये ॥ ४३ ॥

પછી બ્રાહ્મણના કહેવા પ્રમાણે કિશોરીએ વિધિથી ત્રણ વર્ષો પર્યંત તે મંત્રનો જપ કર્યો.[31] ચોથા વર્ષના કાર્તિક માસમાં તે કિશોરી પ્રાતઃકાલમાં સ્નાન કરવા જતાં રસ્તામાં વિલેપી નામના ક્ષત્રિયની નજરે પડી, તેથી તે તેનાપર આસક્ત થયો; અને તેની લાલચથી પવિત્ર મનવાળી કિશોરીની પછવાડે લાગ્યો.[33-34] એ કિશોરીને કેટલાક દૂરથી જોતા હતા, કેટલાક તો ગુપ્ત રીતે જોતા હતા, ને સ્ત્રીઓ પણ એ કન્યાને જોતી હતી ત્યારે પુરુષોની તો વાત જ શું કરવી ?[35] જેમ બીજના ચન્દ્રને રાતે જોવા માટે મનુષ્યો ઉત્સાહ રાખે છે, તેમ જ સઘળા પુરુષો કિશોરીને જોવા માટે તેના બારણામાં રાહ જોતા હતા.[36] એ કન્યાને જોઇ સૂર્ય પણ ક્ષણવાર સ્થિર થઇ જતો. હે મુનિઓ ! હું એ કન્યાના રૂપનું વધુ શું વર્ણન કરું ?[37] તેને જોઇ કેટલાક માનતા હતા કે આ દેવાંગના છે, કેટલાક માનતા હતા કે આ નાગકન્યા છે અને કેટલાક માનતા હતા કે રુદ્રને મોહ કરવા માટે વિષ્ણુએ મોહિનીરૂપ ધારણ કર્યું હતું તે આ જ છે.[38] એ કન્યા માણસો, માર્ગ કે સખીઓ તરફ પણ નજર કરતી નહીં, પણ હૃદયમાં વિષ્ણુનું અને દેવી તુલસીનું ધ્યાન ધરતી હતી.[39] તેને વશ કરવાના ઇરાદાથી વિલેપીએ દ્રવ્ય ખરચ્યું, બળ વાપર્યું વગેરે ઘણા ઉપાયો લીધા, પણ કોઇ રીતે ફાવ્યો નહીં.[40] એક માલણને ઘેર જઇ તેણે તેને દ્રવ્ય આપ્યું અને કહ્યું કે, હે ભદ્રે ! મને હરકોઇ ઉપાયે કિશોરી સાથે મેળાપ કરાવ; તો જે કિશોરી તને આપે છે તે કરતાં ચોગણું દ્રવ્ય હું તને આપીશ. તે વાત કબૂલ કરી કિશોરીને મેળવવા માટે માલણે અનેક ઉપાયો કર્યા, પણ સઘળા ફોકટ ગયા. તેથી તેણીએ વિલેપીને કહ્યું કે, કિશોરી વશ થાય એવો કોઇ ઉપાય મને સૂઝતો નથી, અને દ્રવ્ય તો તમારી પાસેથી લેવું છે માટે જેમ તમે કહો તેમ કરવા હું તૈયાર છું.[41-43]

विलेप्युवाच—तव कन्या तु भूत्वाऽहं नयामि कुसुमानि च । अग्रे यद्भावि भवतु गृहाणाह्नि शतं शतम् ॥ ४४ ॥ तयापि च तथेत्युक्ते सप्तम्यां निश्चयः कृतः । अष्टम्यां सा गता तत्र किशोरी तामुवाच ह ॥ ४५ ॥ मालाकारे श्वो नवमी तुलस्याः पाणिपीडनम् । वर्ततेऽतस्त्वयाऽऽनेया मुकुटा पुष्पसंभवाः ॥ ४६ ॥ मालिन्युवाच—मत्कन्या चागता ग्रामान्नानाकौतुककारिणी । यद्यत्प्रोक्तं त्वया बाले समानेष्यति सत्वरम् ॥ ४७ ॥ तयापि च तथेत्युक्ता मालिनी स्वगृहं ययौ । कथितः सर्ववृत्तांतो विलेप्यग्रे ततोऽभवत् ॥ ४८ ॥ प्राप्ता मयेंद्रपदवीत्येवं सुखमवाप सः । मालिन्या रचिता रात्रौ मुकुटा विविधास्तदा ॥ ४९ ॥ विष्णुकांच्यां तदा राजा जयसेनो बभूव ह । तस्य पुत्रो मुकुंदोऽभूत्सूर्यभक्तिपरायणः ॥ ५० ॥ किशोर्यास्तु श्रुता तेन वार्तेयमतिसुंदरा । तदा तेन मुकुंदेन संकल्पः कृत एव हि ॥५१॥ किशोरी यदि भार्या मे भविष्यति दिवाकर । तदाऽन्नमहमश्नामि अन्यथा स्यान्मृतिर्मम ॥ ५२ ॥ कृत्वेत्थं स तु संकल्पमुपवासान्प्रचक्रमे । सप्तमेऽहनि सूर्योऽसौ स्वप्ने वचनमब्रवीत् ॥ ५३ ॥ सूर्य उवाच—किशोर्या विधवायोगो वर्ततेऽसौ कथं भवेत् । सा ते पत्नी प्रदास्यामि त्वन्यां पद्मायतेक्षणाम् ॥ ५४ ॥

વિલેપી બોલ્યો—હું તારી કન્યા થઈ કિશોરીની પાસે પુષ્પો લઇ જાઉં, પછી જે થવાનું હોય તે થાઓ. તું દિવસના સો સો રૂપીઆ લે.[44] એવી રીતની વિલેપીની વાત માલણે માન્ય કરી. તે દિવસે સપ્તમી હતી. બીજે દિવસે એટલે અષ્ટમીને દિવસે માલણ કિશોરીને ઘેર ગઇ. ત્યારે કિશોરીએ માલણને કહ્યું કે,[45] હે માલણ ! આવતી કાલે નવમી છે માટે તુલસીનો વિવાહ થશે, એટલા માટે તું પુષ્પોના મુકુટો લાવજે.[46] માલણ બોલી—હે કિશોરી ! મારા ગામથી મારી કન્યા આવેલી છે તે પુષ્પોની વસ્તુઓ ઉત્તમ બનાવે છે માટે તેં જે જે કહ્યું છે તે તે સઘળું તે જલદીથી તૈયાર કરી લાવશે.[47] 'ઠીક' એમ કહી કિશોરીએ તે માન્ય કર્યું. પછી માલણ પોતાને ઘેર આવી, અને વિલેપીની પાસે સઘળી વાર્તા કહી સંભળાવી.[48] આમ થવાથી 'મને ઇંદ્રાસન મળ્યું,' એવી રીતે વિલેપીના મનમાં સુખ થયું. તે પછી રાત્રિમાં માલણે નાના પ્રકારના પુષ્પોના મુકુટો બનાવ્યા.[49] હવે તે સમયે વિષ્ણુકાંચીમાં જયસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને મુકુંદ નામનો પુત્ર હતો, જે સૂર્યની ભક્તિ કરતો હતો.[50] તેણે 'કિશોરી અતિ સુંદર છે' એવી વાત સાંભળીને સંકલ્પ કર્યો કે,[51] 'જો કિશોરી મારી સ્ત્રી થશે તો જ હું અન્ન ખાઇશ, નહીં તો પ્રાણત્યાગ કરીશ.'[52] એવો સંકલ્પ કરી, મુકુંદ ઉપવાસ કરવા લાગ્યો. ત્યારે સાતમે દિવસે સૂર્યે તેને સ્વપ્નમાં કહ્યું.[53] સૂર્ય બોલ્યા—કિશોરીને તો બાળપણામાં રંડાપો આવવાનો છે, માટે તે તારી સ્ત્રી

કેમ થાય ? હું તને બીજી લાવણ્યવતી સ્ત્રી પરણાવીશ, તે તું માન્ય કરજે.[૫૪]

मुकुंद उवाच—यदि देव प्रसन्नोऽसि विश्वं सृजसि त्वं प्रभो । बालवैधव्ययोगं च हंतुं त्वं च क्षमोऽसि ॥ ५५ ॥ इति तस्य वचः श्रुत्वा सांत्वना बहुला कृता । न मन्यते मुकुंदोऽसौ तथेत्युक्त्वा गतो रविः ॥ ५६ ॥ तुलसीव्रतमाहात्म्याद्वैधव्यं तु गमिष्यति । रात्रौ स्वप्नः किशोर्यास्तु तस्यामेवाभ्यजायत ॥ ५७ ॥ आगता कन्यका काचिद्भर्त्रा सह मुदान्विता । भर्तारं वदति स्वप्ने मम माता किशोरिका ॥ ५८ ॥ तद्भर्त्रापि तथेत्युक्तं प्रदास्ये बलिमुत्तमम् । एतस्रुस्तेन पश्चात्तु विवाहोऽस्या भविष्यति ॥ ५९ ॥ श्रुत्वा बलिप्रदानं सा स्वप्ने चिंतातुराऽभवत् । क्व द्वादशाक्षरी विद्या क्वेदं विष्णुसमर्चनम् ॥ ६० ॥ नरकद्वारमूलं क्व मद्धस्तात्पशुमारणम् । एवं सा तु समुत्थाय स्वप्नोऽयमिति निश्चितम् ॥ ६१ ॥ भावयित्वा समाहूय चंदनां वाक्यमब्रवीत् । निवेद्य दृष्टं स्वप्नं तु कीदृगस्य फलं वद ॥६२॥

મુકુંદ બોલ્યો—હે મહારાજ ! હે પ્રભો ! આપ જો પ્રસન્ન થયા હો તો, જગત્ ઉત્પન્ન કરનારા આપ કિશોરીનો બાળરંડાપો દૂર કરવા પણ સમર્થ છો.[૫૫] એવાં વચન સાંભળી મુકુંદને ઘણો સમજાવ્યો, પણ તેણે માન્યું નહીં ત્યારે 'તથાસ્તુ' એમ કહી સૂર્ય પોતાના ધામમાં ગયા.[૫૬] તુલસીવ્રતના પ્રભાવથી જ આ કન્યાનો રંડાપો દૂર થશે. હવે એજ રાત્રિમાં કિશોરીને પણ સ્વપ્ન આવ્યું.[૫૭] તેમાં કોઇ એક હર્ષવાળી કન્યાએ પોતાના પતિની સાથે આવીને પતિને કહ્યું કે, કિશોરિકા મારી માતા છે,[૫૮] ત્યારે તેના પતિએ 'ઠીક છે' એમ કહ્યું ને વળી કહ્યું કે; આ કિશોરીના હાથથી એક મોટું બલિદાન અપાવીશ, પછી તેનો વિવાહ થશે.[૫૯] એવી રીતે સ્વપ્નમાં બલિદાનની વાત સાંભળી કિશોરી જાગી ઉઠી અને આ સ્વપ્નું છે એવો નિશ્ચય કરી વિચારમાં પડી કે, દ્વાદશાક્ષર મંત્ર ક્યાં ? વિષ્ણુની પૂજા ક્યાં ? અને જેથી નરકપાત થાય છે એવી મારા હાથથી થનારી પશુહિંસા ક્યાં ? એટલે હું કે જે દ્વાદશાક્ષરનો જપ કરું છું, વિષ્ણુની પૂજા કરું છું, તે પશુને કેમ મારી શકીશ ?[૬૦–૬૧] પછી (સખી) ચંદનાને બોલાવી સ્વપ્નની વાત કહી સંભળાવી અને આ સ્વપ્નનું શું ફળ થશે, એમ પૂછવા લાગી.[૬૨]

चंदनोवाच—फलं तु सम्यक्कल्याणि तवानिष्टं विनंक्ष्यति । विवाहो भविता शीघ्रं तुलसीव्रतकारणात् ॥ ६३ ॥ इत्थं स्वप्नफलं श्रुत्वा ततः कुक्कुटशब्दितम् । श्रुत्वा सा सहसोत्थाय स्नानोद्योगमचीकरत् ॥ ६४ ॥ यावदायाति सा स्नानं कृत्वा गेहं किशोरिका । तावद्विलेपी मालिन्याः पुत्रीभूत्वा समाययौ ॥ ६५ ॥ कृत्वा केशांश्च गोपुच्छैः श्मश्रु चोत्पाटितं बलात् । इतरे शाटके गृह्य निंबुभ्यां च स्तनौ कृतौ ॥ ६६ ॥ सर्वालंकारशोभाढ्या कटाक्षयति चापरान् । न ज्ञाता सा तु केनापि पुमान् स्त्रीरूपधारकः ॥ ६७॥ ध्यानं कृत्वा तया हस्तौ प्रसार्येते यदा तदा । दत्ते विलेपी पुष्पाणि विलोकयति सर्वतः ॥६८॥ कथमस्या मम स्पर्शो भविष्यतीति चिंतयन् । एवं दिनत्रयं तस्य प्रयातं तु मुनीश्वराः ॥ ६९ ॥ तस्मिन्नहनि संजातः कनकः शोकपीडितः । किं कार्यमधुनास्माभी राजपुत्रो वरिष्यति ॥७०॥ एवं चिंतयतस्तस्य प्रातःकालो बभूव ह । राजलोकाः समायाता गृहीत्वा वस्त्रवाहनम् ॥ ७१ ॥ अभ्यंतरे समागत्य मंत्री वचनमब्रवीत् । गृहेऽस्ति तव कन्यैका मुकुंदार्थे प्रदीयताम् ॥ ७२ ॥ मा विचारोऽस्तु भवतो नृपाज्ञा परिपाल्यताम् । कनकेन तथेत्युक्तं मम भाग्यमुपस्थितम् ॥ ७३ ॥ महाराजकुमारस्य वधूः कन्या भविष्यति । ततः प्रोवाच मंत्री तं द्वादश्यां लग्नमुत्तमम् ॥७४॥ रात्रौ तिष्ठति युग्माख्यं रविः षष्ठे विधुश्च खे । आये भौमो गुरुर्धर्मे पंचमे बुधभार्गवौ ॥ ७५ ॥ शनिस्तृतीयेऽरौ राहुर्विवाहसमयः स तु । उभौ संभृतसंभारावुभावपि धनान्वितौ ॥७६॥

ચંદના કહે છે—હે કલ્યાણિ ! તુલસીવ્રતના પ્રભાવથી સ્વપ્નનું ફળ સારૂં થશે, તારું અશુભ નષ્ટ થશે અને જલદી વિવાહ થશે.[૬૩] એવી રીતે સ્વપ્નનું ફળ સાંભળ્યા પછી કુકડાનો શબ્દ સાંભળવામાં આવ્યો કે તે જલદી ઉઠીને સ્નાન કરવા ગઇ,[૬૪] અને સ્નાન કરી, પાછી ઘેર આવી ત્યારે વિલેપી માલણની પુત્રી થઇ તેની પાસે આવ્યો.[૬૫] તેણે ગાયના પુછડાંનો ચોટલો ધારણ કર્યો હતો, મુછને બળાત્કારે બોડી કાઢી હતી, સ્ત્રીનાં વસ્ત્રો પહેર્યાં હતાં, લીંબુનાં સ્તન કર્યાં હતાં,[૬૬] અને કેટલાક અલંકારો પહેરી ઠાઠમાઠ કર્યો હતો. એ વિલેપી પુરુષો તરફ કટાક્ષથી જોતો હતો તેથી આ સ્ત્રીનો વેષ ધારણ કરનાર પુરુષ છે, એમ કોઇના જાણવામાં આવ્યું નહીં.[૬૭] પેલી કિશોરી ધ્યાન કરી, જ્યારે હાથ લાંબા કરતી ત્યારે તેના હાથમાં તે પુષ્પ આપતો હતો અને ચારો તરફ જોઇ 'આ સ્ત્રીનો કેવી રીતે સ્પર્શ કરવો' એમ મનમાં વિચાર કરતો હતો. હે મુનીશ્વરો ! એમ કરતાં કરતાં વિલેપીના ત્રણ દિવસ નીકળી ગયા.[૬૮–૬૯] ત્રીજા દિવસની રાત્રિમાં કનક શોકાતુર થયો અને 'આ કન્યાને રાજપુત્ર વરશે, હવે અમારે શું કરવું'[૭૦] એવી રીતે વિચારમાં જ હતો, તેટલામાં પ્રાતઃકાલ થયો અને વાહન તથા કપડાં લઇ રાજાનાં માણસો આવ્યા.[૭૧] તેમાંથી રાજાનો પ્રધાન અંદર જઇ કનકને કહેવા લાગ્યો કે, તમારી એક કન્યા છે તે, રાજપુત્રને આપો,[૭૨] આ વિષયમાં કાંઇ વિચાર કરો નહીં અને રાજાની આજ્ઞા માન્ય કરો. એટલે તે વાત કનકે કબૂલ કરી કહ્યું કે; મારા ભાગ્યનો ઉદય થયો.[૭૩] કારણ કે મારી પુત્રી રાજાના કુમારની સાથે પરણશે. ત્યારે પ્રધાને કહ્યું કે, લગ્ન માટે બારસનો દિવસ ઉત્તમ છે.[૭૪] કેમકે રાત્રિમાં મિથુન લગ્ન છે, છઠ્ઠા ભુવ-

નમાં સૂર્ય અને રાહુ છે, દશમા ભુવનમાં ચંદ્ર છે, અગીઆરમે મંગળ છે, નવમે ગુરુ છે, પાચમા ભુવનમાં બુધ અને શુક્ર છે અને ત્રીજે શનિ છે; માટે વિવાહનું મુહૂર્ત સારૂં છે. એટલું કહી મંત્રીએ વિવાહમાટે મોટી ધામધૂમથી તજવીજ કરી, તેમ જ કનકે પણ તેવી જ કરી. કારણ કે, બન્ને ધનવાન્ હતા.[૭૫–૭૬]

द्वादश्यामाययौ सायं राजपुत्रः ससैनिकः । अब्रवीत्तत्र कनकं तेकी राजपुरोहितः ॥ ७७ ॥ तेकप्युवाच–अथो निरोधः क्रियतां किशोर्याश्च नृपाज्ञया । भविष्यति महादेवी नो द्रष्टा पुरुषैः क्वचित् ॥ ७८ ॥ इति तद्वचनं श्रुत्वा पुरुषास्तु निराकृताः । जायारूपो विलेपी तु दैवात्तत्रैव संस्थितः ॥ ७९ ॥ ततोऽर्द्धरात्रवेलायां मुकुंदोऽभ्यंतरं ययौ । तुलस्यग्रे स्थिता बाला किशोरी त्वस्मरद्धरिम् ॥ ८० ॥ ततो घनघटाशब्दस्तुमुलः समपद्यत । महावायुर्ववौ तत्र प्रशांताः सर्वदीपकाः ॥ ८१ ॥ विद्युल्लताश्च स्फुरिता अंधीभूतोऽखिलो जनः । मिथ्या न भास्करवचो मुकुंदोऽचिंतयद्धृदि ॥ ८२ ॥ अन्यैः प्रकीर्तितं लोकैर्वैधव्यस्य तु कारणम् । भीतो मुकुंदो हृदये यावद्ध्यायति भास्करम् ॥ ८३ ॥ तस्यां संधौ धृतं तस्याः करपद्मं विलेपिना । तस्याः करस्य संसर्गात्स्वर्गाद्वज्रं पपात ह ॥८४॥ नीतस्तेन विलेपी तु तत्कालं यममंदिरम् । बाह्य आसीत्कलकलो मुकुंदोऽयं मृतस्त्विति ॥ ८५ ॥ क्षणादेव ततो ज्ञातं मालाकारसुता मृता । ततस्तयोर्विवाहोऽभूद्राज्यं प्राप किशोरिका ॥ ८६ ॥ किशोर्यांश्च समुत्पन्ना भ्रातरस्तुलसीव्रतात् । आदौ शास्त्रं सत्यमासीत्ततो देवो दिवाकरः ॥ ८७ ॥ तुलसीव्रतमाहात्म्यात्कथं न स्युर्मनोरथाः । सौभाग्यार्थं धनार्थं च विद्यार्थं रुङ्निवृत्तये । संतत्यर्थं प्रकर्तव्यं तुलस्याः पाणिपीडनम् ॥ ८८ ॥ इति श्रीसनत्कुमारसंहितायां कार्तिकशुक्लनवम्यां कूष्मांडदानात्मकं व्रतं तुलसीविवाहव्रतं च संपूर्णम् ॥ इति नवमीव्रतानि समाप्तानि ॥

બારસને દિવસે સાંજે રાજકુમાર સર્વ સૈન્યસહિત આવ્યો. તે વખતે તેકી નામના રાજાના પુરોહિતે કનકને કહ્યું કે,[૭૭] આજથી કિશોરીને મર્યાદામાં રાખો, જેથી કોઇ પણ પુરુષ જોઇ શકે નહીં; કારણ કે તે હવે રાણી થશે.[૭૮] આવાં પુરોહિતનાં વચન સાંભળી સઘળા પુરુષોને દૂર કર્યા. પણ કર્મભાગ્યને લીધે સ્ત્રીનો વેષ ધારણ કરનાર વિલેપી ત્યાં જ રહી ગયો.[૭૯] પછી મધરાતે રાજકુમાર અંદર ગયો, જ્યાં કિશોરી તુલસીની પાસે બેસી વિષ્ણુનું સ્મરણ કરતી હતી.[૮૦] તે વખતે મેઘની ગર્જના થવા લાગી, મોટા જોરથી વાયુ વાવા લાગ્યો, સઘળા દીવા બુઝાઇ ગયા,[૮૧] વીજળી ચમકવા લાગી અને સઘળા લોક આંધળા જેવા થઇ ગયા. આવો ઉપદ્રવ જોઇ રાજકુમારના મનમાં ચિંતા થઇ કે, સૂર્યનું વચન સત્ય થયું,[૮૨] તેમ જ બીજા લોકો પણ કહેવા લાગ્યા કે, કિશોરીના રંડાપા માટે આ ઉપદ્રવો ઉઠ્યા છે, તેથી રાજકુમાર તો મનમાં ડરી ગયો અને સૂર્યનું ધ્યાન ધરવા લાગ્યો.[૮૩] એવા સમયનો લાગ સાધી, પેલા વિલેપીએ કિશોરીનો હાથ પકડ્યો, એટલે સ્પર્શ થતાં તુરત જ સ્વર્ગમાંથી વજ્ર પડ્યું તેથી તે તત્કાળ મરણ પામ્યો. તે વખતે બહાર તો કોલાહલ થઇ ગયો કે રાજકુમાર મરણ પામ્યો.[૮૪–૮૫] પણ પછીથી તુરત જ 'માલણની પુત્રી મરણ પામી' આમ સઘળાના જાણવામાં આવ્યું. પછી બન્નેનો વિવાહ થયો, જેથી કિશોરિકા રાણી થઇ.[૮૬] તુલસીવ્રતના પ્રભાવથી કિશોરીને ભાઇઓ ઉત્પન્ન થયા એટલે કનકને છોકરા પણ થયા. પ્રથમ તો શાસ્ત્ર સત્ય થયું, પછી સૂર્ય સત્ય થયા એટલે જોશીબાવા અને સૂર્યદેવ બન્નેનું કહેવું સત્ય થયું.[૮૭] તુલસીવ્રતના પ્રભાવથી મનોરથ સિદ્ધ કેમ ન થાય? અર્થાત્ થાય જ. સૌભાગ્યમાટે, ધનમાટે, વિદ્યામાટે, રોગની નિવૃત્તિમાટે અને સંતાનમાટે તુલસીવિવાહ કરવો.[૮૮] એવી રીતે સનત્કુમારસંહિતામાં કાર્તિક શુદિ નવમીને દિવસે કૂષ્માંડદાનવ્રત અને તુલસીવ્રત કહેલાં છે.



# દશમીનાં વ્રતો

## ૧ ગંગાદશહરા–ગંગાનો જન્મ

अथ दशमीव्रतानि लिख्यंते–अथ ज्येष्ठशुक्लदशम्यां दशहराख्यायां स्नानदानाद्यात्मकं व्रतम् । स्कांदे–ज्येष्ठस्य शुक्लदशमी संवत्सरमुखी स्मृता । तस्यां स्नानं प्रकुर्वीत दानं चैव विशेषतः ॥ १ ॥ यां काचित्सरितं प्राप्य दद्याद्दर्भतिलोदकम् । मुच्यते दशभिः पापैः सुमहापातकोपमैः ॥ २ ॥ ज्येष्ठशुक्लदशम्यां तु भवेद्भौमदिनं यदि । ज्ञेया हस्तर्क्षसंयुक्ता सर्वपापहरा तिथिः ॥ ३ ॥ वराहपुराणे–दशमी शुक्लपक्षे तु ज्येष्ठमासे बुधेऽहनि । अवतीर्णा यतः स्वर्गाद्धस्तर्क्षे च सरिद्वरा । हरते दश पापानि तस्माद्दशहरा स्मृता ॥ ४ ॥ स्कांदे–ज्येष्ठे मासि सिते पक्षे दशम्यां बुधहस्तयोः । गरानंदे व्यतीपाते कन्याचंद्रे वृषे रवौ । दशयोगे नरः स्नात्वा सर्वपापैः प्रमुच्यते ॥ ५ ॥ भविष्ये–तस्यां दशम्यामेतच्च स्तोत्रं गंगाजले स्थितः । यः पठेद्दशकृत्वस्तु दरिद्रो वापि चाक्षमः । सोऽपि तत्फलमाप्नोति गंगां संपूज्य यत्नतः ॥ ६ ॥

इति दशहरायां स्नानादिविधिः ।

જેઠ શુદિ દશમી કે જે દશહરા કહેવાય છે, તેમાં સ્નાન, દાન વગેરેનું વ્રત કહેલું છે. સ્કંદપુરાણમાં લખ્યું છે કે, જ્યેષ્ઠ શુદિ દશમી સંવત્સરમુખી કહેવાય છે. તે દિવસે ભાવથી સ્નાન અને દાન કરવું.[1] હરકોઈ નદીએ જઈ તિલ અને જળનો અર્ઘ્ય આપવો, તેથી મહાપાપ જેવાં દશ પાપો દૂર થાય છે.[2] જ્યેષ્ઠ શુદિ દશમીને દિવસે જો મંગળવાર અને હસ્ત નક્ષત્ર હોય તો તે સર્વ પાપોને હરનારી તિથિ કહેવાય છે.[3] વરાહપુરાણમાં લખ્યું છે કે, જ્યેષ્ઠ માસની શુદિ દશમી કે જે બુધવાર અને હસ્ત નક્ષત્રવાળી હતી, તે દિવસે સ્વર્ગથી ગંગા ઉતરેલાં છે. એ તિથિ દશ પાપોને હરે છે માટે દશહરા કહેવાય છે.[4] સ્કંદપુરાણનું વચન જ્યેષ્ઠમાસ, શુકલ પક્ષ, દશમી, બુધવાર, હસ્ત નક્ષત્ર, ગર કરણ, આનંદ યોગ, વ્યતીપાત, કન્યાનો ચંદ્ર અને વૃષભનો સૂર્ય એ દશે યોગ એક દિવસે હોય અને તે દિવસે જે માણસ સ્નાન કરે તે સર્વે પાપોથી મુક્ત થાય છે.[5] ભવિષ્યપુરાણનું વચન–દરિદ્ર અને અસમર્થ પુરુષ પણ જો ગંગા દશહરાને દિવસે ગંગાજળમાં ઉભો રહી આ સ્તોત્રનો પાઠ કરે અને ગંગાની પૂજા કરે તો તેને ( સર્વ પાપ નાશનરૂપ ) ફળ મળે છે.[6] આવી રીતે ગંગાદશહરામાં સ્નાનનો વિધિ કહેલો છે.

## ગંગાસ્તોત્રનો પાઠવિધિ

अथ स्कांदोक्तं दशहराख्यगंगास्तोत्रं तत्पाठप्रकारश्च–चतुर्भुजां त्रिनेत्रां च सर्वावयवशोभिताम् । रत्नकुंभसितांभोजवरदाभयसत्कराम् ॥१॥ श्वेतवस्त्रपरीधानां मुक्तामणिविभूषिताम् । एवं ध्यायेत्सुसौम्यां च चंद्रायुतसमप्रभाम् ॥ २ ॥ चामरैर्वीज्यमानां च श्वेतच्छत्रोपशोभिताम् । सुप्रसन्नां च वरदां करुणार्द्रां निरंतराम् ॥३॥ सुधाप्लावितभूपृष्ठां दिव्यगंधानुलेपनाम् । त्रैलोक्यपूजितां गंगां सर्वदेवैरधिष्ठिताम्॥४॥ दिव्यरत्नविभूषां च दिव्यमाल्यानुलेपनाम् । ध्यात्वा जलेऽथ मन्त्रेण कुर्यादर्चां च भक्तितः ॥५॥ ॐ नमो भगवति हिलिहिलिमिलिमिलिगंगे मांपावयपावयस्वाहा । अनेन मन्त्रेणागमोक्तपंचोपचारान् पुष्पांजलिं च श्रीगंगायै निवेदयेत् ॥ ६ ॥ एवं श्रीगंगाया ध्यानार्चने विधाय पश्चाज्जलमध्ये स्थित्वा अद्येत्यादि–ज्येष्ठमासे सिते पक्षे प्रतिपदमारभ्य दशमीपर्यंतं प्रतिदिनं दशदशवारमेकोत्तरवृद्धया वा सर्वपापक्षयार्थं गंगास्तोत्रजपमहं करिष्ये इति संकल्प्य स्तोत्रं पठेत् ॥ ७ ॥

સ્કંદપુરાણમાં કહેલું દશહરાનામક ગંગાસ્તોત્ર અને તેના પાઠનો પ્રકાર આ પ્રમાણે છેઃ–જેને ચાર હાથ છે, ત્રણ નેત્ર છે, જે સઘળા અવયવોવડે શોભિત છે, રત્નનો ઘડો, શ્વેત કમલ, વરદ અને અભયથી જેના હાથ શોભે છે,[1] જેણે શ્વેત વસ્ત્ર પહેરેલાં છે, જે મોતી અને મણિવડે શોભિત છે, સૌમ્ય છે, જેની કાંતિ દશ હજાર ચન્દ્રના જેવી છે, જેને ચામરવડે પવન થાય છે, જે ધોળાં છત્રવડે શોભિત છે, પ્રસન્ન છે, વરદાન આપનારાં છે, દયાવાળાં છે, ભેદરહિત છે, જેણે અમૃતવડે પૃથ્વીને ભીંજાવી છે, જે ઉત્તમ ચંદનથી ચર્ચિત છે, જેની ત્રણ લોકો પૂજા કરે છે, જેમાં સઘળા દેવો રહે છે, જેણે મનોહર અલંકારો પહેરેલા છે, જેણે દિવ્યમાળા પહેરેલી છે, અને ચંદન ચર્ચેલું છે, એવાં ગંગાનું ધ્યાન કરવું.[2–5] પછી ॐ नमो भगवति એ મંત્ર ભણી શાસ્ત્રમાં કહેલા પંચોપચારવડે ભક્તિથી ગંગાની પૂજા કરી પુષ્પાંજલિ આપવી.[6] એ પ્રમાણે ગંગાનું ધ્યાન અને પૂજન કર્યા પછી, જળમાં ઉભા રહી, 'જ્યેષ્ઠ માસના શુક્લ પક્ષની પડવેથી આરંભી દશમી સુધી પ્રત્યેક દિવસ, દશ દશ અથવા, પહેલે દિવસે એક, બીજે દિવસે બે એવી રીતે એક એક વધારતાં ગંગાસ્તોત્રનો જપ સઘળા પાપોના ક્ષયમાટે કરીશ,' એવો સંકલ્પ કરી નીચેના સ્તોત્રનો પાઠ કરવો.[7]

## ગંગાનું સ્તોત્ર

ईश्वर उवाच–ॐ नमः शिवायै गंगायै शिवदायै नमो नमः । नमस्ते विष्णुरूपिण्यै ब्रह्ममूर्त्यै नमोऽस्तु ते ॥ १ ॥ नमस्ते रुद्ररूपिण्यै शांकर्यै ते नमो नमः । सर्वदेवस्वरूपिण्यै नमो भेषजमूर्तये ॥ २ ॥ सर्वस्य सर्वव्याधीनां भिषक्श्रेष्ठ्यै नमोऽस्तु ते । स्थास्नुजंगमसंभूतविषहंत्र्यै नमोऽस्तु ते ॥ ३ ॥ संसारविषनाशिन्यै जीवनायै नमोऽस्तु ते । तापत्रितयसंहर्त्र्यै प्राणेश्यै ते नमो नमः ॥ ४ ॥ शांतिसंतानकारिण्यै नमस्ते शुद्धमूर्तये । सर्वसंशुद्धिकारिण्यै नमः पापारिमूर्तये ॥ ५ ॥ भुक्तिमुक्तिप्रदायिन्यै भद्रदायै नमो नमः । भोगोपभोगदायिन्यै भोगवत्यै नमोऽस्तु ते ॥ ६ ॥ मंदाकिन्यै नमस्तेऽस्तु स्वर्गदायै नमो नमः । नमस्त्रैलोक्यभूषायै त्रिपथायै नमो नमः ॥ ७ ॥ नमस्त्रिशुक्लसंस्थायै क्षमावत्यै नमो नमः । त्रिहुताशनसंस्थायै तेजोवत्यै नमो नमः । नंदायै लिंगधारिण्यै सुधाधारात्मने नमः ॥ ८ ॥ नमस्ते विश्वमुख्यायै रेवत्यै ते नमो नमः । बृहत्यै ते नमस्तेऽस्तु लोकधात्र्यै नमोऽस्तु ते ॥ ९ ॥ नमस्ते विश्वमित्रायै नंदिन्यै ते नमो नमः । पृथ्व्यै शिवामृतायै च सुवृषायै नमो नमः ॥ १० ॥

શિવ કહે છે–હે દેવિ ! આપ કલ્યાણરૂપ છો, ગંગા છો, કલ્યાણ કરો છો, વિષ્ણુરૂપ છો અને બ્રહ્મમૂર્તિ છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.[1] હે દેવિ ! આપ રુદ્રરૂપી, શાંકરી, સઘળા દેવરૂપ અને ઔષધમૂર્તિ છો, તે આપને હું નમસ્કાર કરું છું.[2] હે દેવિ ! આપ સઘળા રોગનાં ઉત્તમ વૈદ્ય છો, તેમ જ સ્થિર ( સોમલ વગેરે ) અને ચર ( સર્પ વગેરેનાં ) ઝેરનો નાશ કરનારાં છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.[3] હે દેવિ ! આપ સંસારરૂપી વિષનો નાશ કરનારાં છો, જીવનરૂપ છો, આધિભૌતિક,

આધ્યાત્મિક અને આધિદૈવિક એ ત્રણ તાપને હરનારાં છો અને પ્રાણનાં ઈશ્વરી છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.[૪] હે દેવિ ! આપ શાંતિ આપનારાં છો, શુદ્ધમૂર્તિવાળાં છો, સઘળાંને શુદ્ધ કરનારાં છો અને પાપોનો નાશ કરનારાં છો, આપને હું નમસ્કાર કરું છું.[૫] હે દેવિ ! આપ ભોગ અને મોક્ષ આપનારાં છો, કલ્યાણ આપનારાં છો, ભોગ અને ઉપભોગ આપનારાં છો, અને ભોગવતી છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.[૬] હે દેવિ ! આપ પાપનો નાશ કરનારાં છો, સ્વર્ગ આપનારાં છો, ત્રણ લોકનો અલંકારરૂપ છો અને ત્રણ માર્ગવાળાં છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.[૭] હે દેવિ ! આપ ત્રણ વેદરૂપ છો, ક્ષમાવાળાં છો, ત્રણ અગ્નિરૂપ છો અને તેજવાળાં છો; તેમ જ આનંદ આપનારાં, લિંગ ધારણ કરનારાં, અને અમૃતની ધારવાળાં છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.[૮] હે દેવિ ! આપ જગતમાં મુખ્ય છો, રેવતી છો, મોટાં છો અને જગતને ઉત્પન્ન કરનારાં છો, તેને હું નમસ્કાર કરું છું.[૯] હે ગંગે ! આપ જગત્ ઉપર સ્નેહ રાખનારાં છો, આનંદ આપનારાં છો, પૃથ્વી છો, કલ્યાણકારક અમૃત છો અને ધર્મવાળાં છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.[૧૦]

परापरशताढ्यायै तारायै ते नमो नमः। पाशजालनिकृंतन्यै अभिन्नायै नमोऽस्तु ते ॥ ११ ॥ शांतायै च वरिष्ठायै वरदायै नमो नमः। उस्रायै सुखजग्ध्यै च संजीविन्यै नमोऽस्तु ते ॥ १२ ॥ ब्रह्मिष्ठायै ब्रह्मदायै दुरितघ्न्यै नमो नमः। प्रणतार्तिप्रभंजिन्यै जगन्मात्रे नमोऽस्तु ते ॥ १३ ॥ सर्वापत्प्रतिपक्षायै मंगलायै नमो नमः। शरणागतदीनार्तपरित्राणपरायणे ॥ १४ ॥ सर्वस्यार्तिहरे देवि नारायणि नमोऽस्तु ते। निर्लेपायै दुर्गहंत्र्यै दक्षायै ते नमो नमः ॥ १५ ॥ परापरपरायै च गंगे निर्वाणदायिनि। गंगे ममाग्रतो भूया गंगे मे तिष्ठ पृष्ठतः ॥ १६ ॥ गंगे मे पार्श्वयोरेधि त्वयि गंगेऽस्तु मे स्थितिः। आदौ त्वमंते मध्ये च सर्वं त्वं गां गते शिवे ॥ १७ ॥ त्वमेव मूलप्रकृतिस्त्वं पुमान्पर एव हि। गंगे त्वं परमात्मा च शिवस्तुभ्यं नमः शिवे ॥ १८ ॥

હે ગંગે ! આપ સર્વથી ઉત્તમ છો, તારારૂપ છો, સંસારરૂપી ફાંસામાંથી છોડવનાર છો, એકજ છો, તેને હું નમસ્કાર કરું છું.[૧૧] હે ગંગે ! આપ શાંત છો, શ્રેષ્ઠ છો, વરદાન આપનાર છો, પ્રભાતરૂપ છો, સુખ ભોગવનાર છો અને જીવાડનાર છો, તેને વારંવાર નમસ્કાર હો ![૧૨] હે ગંગે ! આપ બ્રહ્મજ્ઞાનવાળાં છો, બ્રહ્મ આપનાર છો, પાપને જાણનાર છો, નમનારા પુરુષોનાં દુઃખોનો નાશ કરનાર છો અને જગન્માતા છો, તેને વારંવાર નમસ્કાર હો ![૧૩] હે ગંગે ! આપ સર્વ આપત્તિને દૂર કરનાર છો, મંગળરૂપ છો, શરણે આવેલા ગરીબ અને પીડિતનાં રક્ષણમાં તત્પર છો, સર્વની પીડા હરનાર છો, દેવી છો અને નારાયણી છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું. હે દેવિ ! હે ગંગે ! આપ નિર્લેપ છો, દુઃખ હણનાર છો, ચતુર છો, સર્વથી ઉત્તમ છો અને મોક્ષ આપનાર છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું. હે ગંગે ! આપ મારી આગળ રહો, આપ મારી પાછળ રહો અને આપ મારા બન્ને પડખામાં રહો. હે ગંગે ! મારી સ્થિતિ આપની વચમાં થાઓ. હે પૃથિવીમાં પધારેલી ગંગે ! આપ આદિમાં છો, અંતમાં છો અને મધ્યમાં પણ છો; આપ સર્વરૂપ છો.[૧૪–૧૭] હે ગંગે ! આપ મૂલપ્રકૃતિ છો, પરમ પુરુષ છો, પરમાત્મા છો અને શિવ પણ છો, આપને હું નમસ્કાર કરું છું.[૧૮]

य इदं पठते स्तोत्रं शृणुयाच्छ्रद्धयापि यः। दशधा मुच्यते पापैः कायवाक्चित्तसंभवैः ॥ १९ ॥ रोगस्थो मुच्यते रोगाद्विपद्भ्यश्च विपद्युतः। मुच्यते बंधनाद्बद्धो भीतो भीतेः प्रमुच्यते ॥ २० ॥ सर्वान्कामानवाप्नोति प्रेत्य ब्रह्मणि लीयते। दिव्यं विमानमारुह्य दिव्यस्त्रीपरिवीजितः ॥ २१ ॥ इमं स्तवं गृहे यस्तु लेखयित्वा विनिक्षिपेत्। नाग्निचोरभयं तस्य पापेभ्यो हि भयं नहि ॥ २२ ॥ ज्येष्ठे मासि सिते पक्षे दशमीहस्तसंयुता। संहरेत्त्रिविधं पापं बुधवारेण संयुता ॥ २३ ॥ तस्यां दशम्यामेतच्च स्तोत्रं गंगाजले स्थितः। यः पठेद्दशकृत्वस्तु दरिद्रो वापि चाक्षमः ॥ २४ ॥ सोऽपि तत्फलमाप्नोति गंगां संपूज्य यत्नतः। पूर्वोक्तेन विधानेन यत्फलं संप्रकीर्तितम् ॥ २५ ॥ यथा गौरी तथा गंगा तस्माद्गौर्यास्तु पूजने। विधिर्यो विहितः सम्यक्सोऽपि गंगाप्रपूजने ॥ २६ ॥ यथा शिवस्तथा विष्णुर्यथा लक्ष्मीस्तथा उमा। यथा उमा तथा गंगा चतूरूपं न भिद्यते ॥ २७ ॥ विष्णुरुद्रांतरं यच्च श्रीगौर्योरंतरं तथा। गंगागौर्योरंतरं च यो ब्रूते मूढधीस्तु सः ॥ २८ ॥ रौरवादिषु घोरेषु नरकेषु पतत्यधः। अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ॥ २९ ॥ परदारोपसेवा च कायिकं त्रिविधं स्मृतम्। पारुष्यमनृतं चैव पैशुन्यं चापि सर्वतः ॥ ३० ॥

જે પુરુષ શ્રદ્ધાથી આ સ્તોત્રનો પાઠ કરે અથવા સાંભળે, તે શરીર, વાણી અને મનથી થયેલાં દશ પાપોથી મુક્ત થાય છે.[૧૯] આ સ્તોત્રનો પાઠ કરવાથી રોગીનો રોગ દૂર થાય છે, આપત્તિમાં પડેલાની આપત્તિ દૂર થાય છે, બંધાયલો બંધનથી મુક્ત થાય છે, ડરેલાનો ભય દૂર થાય છે.[૨૦] જે પુરુષ આ સ્તોત્રનો પાઠ કરે, તે વિમાનમાં બેસી અપ્સરાઓ સાથે સ્વર્ગમાં જાય છે અને સર્વ કામનાઓ પૂર્ણ કરી, પરબ્રહ્મમાં લય પામે છે.[૨૧] જે પુરુષ આ સ્તોત્ર લખાવી પોતાના ઘરમાં રાખે, તેને અગ્નિ, ચોર કે પાપોથી ભય થતો નથી.[૨૨] જ્યેષ્ઠ શુદિ દશમી, જો હસ્તનક્ષત્ર અને બુધવારના યોગવાળી હોય તો ત્રણ પ્રકારનાં પાપોને હરે છે.[૨૩] દરિદ્રી અથવા

અસમર્થ પુરુષ, આ નવમીને દિવસે ગંગાજળમાં ઉભો રહી આ સ્તોત્રનો દશ વખત પાઠ કરે, અને ભક્તિથી ગંગાની પૂજા કરે, તેને શાસ્ત્રમાં કહેલું ફળ થાય છે.[૨૪–૨૫] જેમ પાર્વતી છે, તેમ જ ગંગા છે, માટે પાર્વતીના પૂજનનો જે પ્રકાર છે, તે જ પ્રકારે ગંગાની પૂજા કરવી.[૨૬] જેમ શિવ છે, તેમ જ વિષ્ણુ છે, જેમ લક્ષ્મી છે તેમ જ પાર્વતી છે, જેમ પાર્વતી છે તેમ જ ગંગા છે, માટે એ ચારેમાં ભેદ સમજવો નહિ.[૨૭] જે માણસ વિષ્ણુ અને શંકરમાં, લક્ષ્મી અને પાર્વતીમાં ને ગંગા તથા પાર્વતીમાં ભેદ કહે, તેને મૂઢ સમજવો.[૨૮] એ મૂઢ પુરુષ રૌરવાદિ ઘોર નરકમાં પડે છે. દીધા વિના પોતાની મેળે લઈ લેવું એટલે ચોરી કરવી. વિધિ વગરની હિંસા અને પરસ્ત્રીગમન—એ કાયાથી થનારાં ત્રણ પાપો કહેલાં છે.[૨૯–૩૦]

असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् । परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिंतनम् ॥ ३१ ॥ वितथाभिनिवेशश्च मानसं त्रिविधं स्मृतम् । एतानि दश पापानि हर त्वमथ जाह्नवि ॥ ३२ ॥ दशपापहरा यस्मात्तस्माद्दशहरा स्मृता । एतैर्दशविधैः पापैः कोटिजन्मसमुद्भवैः ॥३३॥ मुच्यते नात्र संदेहः सत्यं सत्यं गदाधर । दशत्रिंशच्छतान् सर्वान् पितॄनथ पितामहान् । उद्धरत्येव संसारान्मन्त्रेणानेन पूजिता ॥ ३४ ॥ ॐ नमो भगवत्यै नारायण्यै दशपापहरायै शिवायै गंगायै विष्णुमुख्यायै क्षयायै रेवत्यै भागीरथ्यै नमो नमः । ज्येष्ठे मासि सिते पक्षे दशम्यां बुधहस्तयोः । गरानंदे व्यतीपाते कन्याचंद्रे वृषे रवौ । दशयोगे नरः स्नात्वा सर्वपापैः प्रमुच्यते ॥ ३५ ॥ सितमकरनिषण्णां शुभ्रवर्णां त्रिनेत्रां करधृतकलशोद्यत्सोत्पलाभीत्यभीष्टाम् । विधिहरिहररूपां सेंदुकोटीरजुष्टां कलितसितदुकूलां जाह्नवीं तां नमामि ॥ ३६ ॥ आदावादिपितामहस्य नियमव्यापारपात्रे जलं पश्चात्पन्नगशायिनो भगवतः पादोदकं पावनम् । भूयः शंभुजटाविभूषणमणिर्जह्नोर्महर्षेरियं कन्या कल्मषनाशिनी भगवती भागीरथी दृश्यते ॥ ३७ ॥ इति काशीखंडे दशहरास्तोत्रं संपूर्णम् ॥

કરડું બોલવું, અસત્ય બોલવું, ચાડી ખાવી અને સંબંધ વગરનો બકવાદ કરવો, આ ચાર વાણીનાં પાપો કહેવાય છે; અને મનથી બીજાના દ્રવ્યની આશા રાખવી, અનિષ્ટ વિચારવું અને ખોટો આગ્રહ રાખવો, એ ત્રણ મનનાં પાપો કહેવાય છે. હે ગંગે! ઉપર કહેલાં દશ પાપોનો નાશ કરો.[૩૧–૩૨] દશ પાપોને હરે છે તેથી જ દશહરા કહેવાય છે. હે નારાયણ! દશહરાનું વ્રત કરનાર પુરુષ કરોડો જન્મમાં કરેલાં એ દશ પાપોથી જરૂર મુક્ત થાય છે, એમાં સંશય નથી.[૩૩] ॐ नमो भगवत्यै नारायण्यै दशपापहरायै शिवायै गंगायै विष्णुमुख्यायै क्षयायै रेवत्यै भागीरथ्यै नमो नमः ॥ એ મંત્રવડે ગંગાની પૂજા કરવાથી તે ત્રીશ હજાર પિતા અને પિતામહોનો ઉદ્ધાર કરે છે.[૩૪] જેઠ માસ, શુક્લ પક્ષ, દશમી, બુધવાર, હસ્તનક્ષત્ર, ગરકરણ આનંદયોગ, વ્યતીપાત, કન્યાનો ચંદ્ર અને વૃષભનો સૂર્ય એ દશ યોગવાળા દિવસે ગંગામાં સ્નાન કરવાથી સઘળાં પાપોથી મુકાઈ જાય છે.[૩૫] (સ્નાન કર્યા પછી ગંગાની પ્રાર્થના કરવી કે) જે ગંગા ધોળા મગર ઉપર બીરાજેલાં છે, ધોળી કાંતિવાળાં છે, ત્રણ નેત્રવાળાં છે, હાથમાં કલશ, કમળ અને અભય ધારણ કરવાથી મનોહર છે; બ્રહ્મા, વિષ્ણુ ને શંકરરૂપ છે, જેણે ચંદ્રવાળો મુકુટ ધારણ કર્યો છે અને ધોળાં રેશમી વસ્ત્ર પહેરેલાં છે તેને હું નમસ્કાર કરું છું[૩૬] પાપોનો નાશ કરનાર ભગવતી ગંગા પ્રથમ તો બ્રહ્માના કમંડલુમાં જળરૂપે હતાં, પછી નારાયણના પવિત્ર ચરણામૃતરૂપ થયાં, પછી મહાદેવની જટામાં મણિરૂપ થયાં અને પછી જહ્નુ ઋષિની કન્યા થયાં છે.[૩૭] એવી રીતે કાશીખંડમાં દશહરાસ્તોત્ર કહેલું છે.

## ૨ આશાદશમીવ્રત

अथ आषाढशुक्लदशमी मन्वादिः । सा पूर्वाह्णव्यापिनी ग्राह्या । अथ यस्यां कस्यांचिच्छुक्लदशम्यामाशादशमीव्रतं हेमाद्रौ भ ।ष्ये ॥ १ ॥ युधिष्ठिर उवाच । कथमाशादशम्येषा गोविंद क्रियते कदा । दमयंत्या नलस्यैव यथा जातः समागमः ॥ २ ॥ कृष्ण उवाच—राज्याशया राजपुत्रः कृष्यर्थं च कृषीवलः । वाणिज्यार्थं वणिक्पुत्रः पुत्रार्थं गुर्विणी तथा ॥ ३ ॥ धर्मकामार्थसंसिद्ध्यै लोकः कन्या वरार्थिनी । यष्टुकामो द्विजवरो योगी श्रेयोऽर्थमेव च ॥ ४ ॥ चिरप्रवसिते कांते बाले दंतनिपीडिते । एतदन्येषु कर्तव्यमाशाव्रतमिदं तदा ॥ ५ ॥ यदा यस्य भवेदार्तिः कार्यं तेन तदा व्रतम् । शुक्लपक्षे दशम्यां तु स्नात्वा संपूज्य देवताः ॥ ६ ॥ नक्तमाशाः सुपूज्या वै पुष्पालक्तकचंदनैः॥ गृहांगणे लेखयित्वा यवैः पिष्टातकेन वा ॥ ७ ॥ स्त्रीरूपाश्चाधिदेवस्य शस्त्रवाहनचिह्निताः । अधिदेवस्य तत्तद्दिक्पालस्येंद्रादेस्तत्तच्छस्त्रैर्वाहनैश्च चिह्निता लेखयित्वेत्यर्थः ॥८॥ दत्त्वा घृताक्तं नैवेद्यं पृथग् दीपांश्च दापयेत् । फलानि कालजातानि ततः कार्यं निवेदयेत् ॥ ९ ॥ आशास्त्वाशाः सदा संतु सिद्ध्यंतां मे मनोरथाः । भवतीनां प्रसादेन सदा कल्याणमस्त्विति ॥१०॥ एवं संपूज्य विधिवद्दत्वा विप्राय दक्षिणाम् । अनेन क्रमयोगेन मासि मासि समाचरेत् ॥ ११ ॥ वर्षमेकं कुरुश्रेष्ठ ततः पश्चात्समुद्यजेत् । अर्वाक्संवत्सरस्यापि सिद्ध्यर्थं वा समुद्यजेत् ॥ १२ ॥ सौवर्णीः कारयेदाशा रौप्याः पिष्टातकेन वा । ज्ञातिबंधुजनैः सार्द्धं ततः सम्यगलंकृतः ॥ १३ ॥ पूजयेत्क्रमयोगेन मन्त्रैरेभिर्गृहांगणे ॥ १४ ॥

આષાઢ શુદિ દશમી એ મન્વાદિ તિથિ ગણાય છે. એ તિથિ પૂર્વાહ્ણવ્યાપિની લેવી. હરકોઈ શુદિ દશમીને દિવસે આશાદશમી વ્રત કરવું, એમ હેમાદ્રિમાં ભવિ-

ષ્યપુરાણનું વચન છે.[1] યુધિષ્ઠિર પૂછે છે—હે ગોવિંદ! જે આશાદશમીનું વ્રત કરવાથી દમયંતીને નલરાજાનો મિલાપ થયો હતો, તે વ્રત કેવી રીતે કરવું? અને ક્યારે કરવું?[2] શ્રીકૃષ્ણ કહે છે—રાજકુમારે રાજ્યમાટે, ખેડુતે સારી ખેતીમાટે, વાણીઆએ વ્યાપારમાટે, ગર્ભિણી સ્ત્રીએ પુત્રમાટે, સઘળા મનુષ્યોએ ધર્મ, અર્થ અને કામમાટે, કન્યાએ પતિમાટે, બ્રાહ્મણે યજ્ઞમાટે તથા યોગીએ કલ્યાણમાટે આ આશાદશમી વ્રત કરવું.[3–4] તેમ જ ઘણો વખત થયાં પતિ પરદેશ ગયેલો હોય અથવા બાળક દાંત આવતી વખતે પીડાતું હોય ત્યારે પણ એ વ્રત કરવું.[5] તથા જ્યારે જ્યારે પણ બીજી કાંઇ પીડા થાય ત્યારે ત્યારે આ વ્રત કરવું.[6] શુકલ પક્ષમાં દશમીને દિવસે સ્નાન કરી સારી રીતે દેવતાની પૂજા કરી રાતે ચંદન, પુષ્પ અને અળતાવડે આશા (દિશાઓ)ની પૂજા કરવી. ઘરના આંગણામાં યવ અથવા પિષ્ટાતક (પડી) વડે દેવીની મૂર્તિ આલેખવી.[7] તેની આસપાસ ઇંદ્ર વગેરે દિક્પાલોનાં શસ્ત્રો તથા વાહનો આલેખવાં.[8] ઘીવાળું નૈવેદ્ય કરવું. જૂદા જૂદા દીવાઓ કરવા. તે ઋતુમાં થયેલાં ફળ ધરવાં. પછી જે કાંઇ કાર્ય હોય તે કહેવું અને[9] 'આશા સદા સારી થાઓ; આપની કૃપાથી મારા મનોરથો સિદ્ધ થાઓ અને નિરંતર કુશળ થાઓ.'[10] એવી રીતે વિધિથી પૂજા કરી બ્રાહ્મણને દક્ષિણા આપવી. હે યુધિષ્ઠિર! એ જ પ્રકારે મહીને મહીને વ્રત કરવું.[11] અને વર્ષ પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું. વર્ષની અંદર પણ વ્રત સિદ્ધ થવામાટે ઉદ્યાપન કરવું.[12] સોનાની, રૂપાની અથવા પિષ્ટાતક (પડી) ની આશાની મૂર્તિઓ કરાવી સ્થાપના કરવી. પછી સારાં કપડાં અને અલંકાર પહેરી સગાં વહાલાંની સાથે આંગણામાં નીચેના મંત્રો ભણી ક્રમથી આશા દેવઓની પૂજા કરવી.[13–14]

त्वयि सन्निहितः शक्रः सुरासुरनमस्कृतः । पूर्वा त्वं भुवनस्यास्य ऐन्द्रि दिग्देवते नमः ॥ १५ ॥ अग्नेः परिग्रहादाशे त्वमाग्नेयीति पठ्यसे । तेजोरूपापरा शक्तिराग्नेयि वरदा भव ॥ १६ ॥ धर्मराजं समाश्रित्य लोकान्संयमयस्यमून् । तेन संयमिनी चासि याम्ये सत्कामदा भव । ॥ १७ ॥ खड्गहस्तातिविकृता निर्ऋतिस्त्वामुपाश्रितः । तेन नैर्ऋतिनामासि त्वमाशां पूरयस्व मे ॥ १८ ॥ त्वय्याऽस्ते भुवनाधारो वरुणो यादसां पतिः । कामार्थे मम धर्मार्थे वारुणि प्रवणा भव ॥१९॥ अधिष्ठितासि यस्मात्त्वं वायुना जगदायुना । वायवि त्वमतः शांतिं नित्यं यच्छ ममालये ॥ २० ॥ धनदेनाधिष्ठितासि प्रख्याता त्वमिहोत्तरा । निरुत्तरा भवास्माकं दत्त्वा सद्यो मनोरथम् ॥२१॥ ऐशानि जगदीशेन शंभुना त्वमलंकृता । पूरयस्वाशुमे देवि वांछितानि नमो नमः ॥ २२ ॥ भुजंगाष्टकुलेन त्वं सेवितासि यतो ह्यधः । नागांगनाभिः सहिता हिता भव ममाव्यै ॥ २३ ॥ सर्वलोकोपरिगता सर्वदा त्वं शिवाय च । सनकाद्यैः परिवृता ब्राह्मि मां पाहि सर्वदा ॥ २४ ॥ नक्षत्राणि च सर्वाणि ग्रहास्ताराणास्तथा । नक्षत्रमातरो याश्च भूतप्रेतविनायकाः । सर्वे ममेष्टसिद्ध्यर्थं भवंतु प्रवणाः सदा ॥ २५ ॥ एभिर्मन्त्रैः समभ्यर्च्य पुष्पधूपादिना ततः । वासोभिरभिषेकाद्यैः फलानि विनिवेदयेत् ॥ २६ ॥ ततो वंदिनिनादेन गीतवादित्रमंगलैः । नृत्यंतीभिर्वरस्त्रीभिर्जागर्यां च निशां नयेत् ॥ २७ ॥ कुंकुमाक्षतताम्बूलदानमानाविधिभिः सुखम् । प्रभाते वेदविदुषे ब्राह्मणाय निवेदयेत् ॥२८॥ अनेन विधिना सर्वं क्षमाप्य प्रणिपत्य च । भुञ्जीत मित्रसहितः सुहृद्बंधुजनेन च ॥ २९ ॥ एवं यः कुरुते पार्थ दशमीव्रतमादरात् । सर्वान्कामानवाप्नोति मनोभिलषितान्नरः ॥ ३० ॥ स्त्रीभिर्विशेषतः कार्यं व्रतमेतद्युधिष्ठिर । प्राणिवर्गे यतो नार्यः श्रद्धाकामपरायणाः ॥ ३१ ॥ धन्यं यशस्यमायुष्यं सर्वकामफलप्रदम् । कथितं ते महाराज मया व्रतमनुत्तमम् ॥ ३२ ॥ ये मानवा मनुजपुंगवकामकामाः संपूजयंति दशमीषु सदा दशाशाः । तेषां विशेषनिहितान् हृदयेऽपि कामानाशाः फलंत्यलममलं बहुनोदितेन ॥ ३३ ॥ इति श्रीभविष्योत्तरे आशादशमीव्रतम् ॥

'હે પૂર્વે! હે દિગ્દેવતે! હે દેવિ! જેને દેવ તથા દૈત્યો નમસ્કાર કરે છે એવો ઇંદ્ર તમારામાં રહે છે અને તમે સઘળાં ભુવનનાં પૂર્વ દિશા છો, માટે તમને નમસ્કાર કરું છું.' એ મંત્ર ભણી પૂર્વ દિશાની પૂજા કરવી,[15] 'હે આગ્નેયિ! હે દેવિ! તમે અગ્નિમાં છો માટે આગ્નેયી કહેવાઓ છો. આપ તેજોરૂપ છો ને ઉત્તમ શક્તિ છો, માટે મને વરદાન આપો,' એ મંત્ર ભણી અગ્નિકોણની પૂજા કરવી.[16] 'હે દક્ષિણે! હે દેવિ! આપ ધર્મરાજના આશ્રયથી આ સઘળા લોકને નિયમમાં રાખો છો માટે જ સંયમિની કહેવાઓ છો. માટે મારા મનોરથ સિદ્ધ કરો.' એ મંત્ર ભણી દક્ષિણ દિશાની;[17] 'હે દેવિ! જેણે ખડ્ગ હાથમાં લીધેલું છે એવો નિર્ઋતિ તમારો આશ્રય કરી રહ્યો છે, માટે જ તમે નૈર્ઋતિ કહેવાઓ છો, માટે મારી આશા પૂર્ણ કરો,' એ મંત્ર ભણી નૈર્ઋત્ય કોણની;[18] 'હે દેવિ! હે વારુણિ! વરુણ કે જે જગતનો આધાર અને જલજંતુનો પતિ છે, તે તમારામાં રહે છે, તમે મારા ધર્મ તથા કામને પૂર્ણ કરો,' એ મંત્રથી પશ્ચિમ દિશાની;[19] 'હે વાયવિ! જેના આધારથી સઘળું જગત્ જીવે છે તે વાયુ તમારો આશ્રય કરી રહ્યો છે, માટે મારા ઘરમાં નિરંતર શાંતિ આપો,' એ મંત્રથી વાયવ્ય કોણની;[20] 'હે દેવિ! હે ઉત્તરે! કુબેર તમારો આશ્રય કરી રહેલો છે તેથી 'ઉત્તર' એ નામે તમે પ્રસિદ્ધ થયાં છો, માટે અમારા મનોરથ સિદ્ધ કરી નિરુત્તર થાઓ, એટલે અમારા મનોરથ પૂર્ણ કરો—જેથી અમે માગીએ નહીં અને તમારે ઉત્તર આપવો નહીં,' એ મંત્રથી ઉત્તર

દશાની;[૨૧–૨૨] 'હે ઐશાની ! શંકર કે જે જગતના ઈશ્વર છે તેવડે તમે શોભિત છો, માટે હે દેવિ ! હું આપને વારંવાર નમસ્કાર કરું છું. મારા મનોરથ જલદી પૂર્ણ કરો,' એ મંત્રથી ઈશાન કોણની;[૨૩] 'હે દેવિ ! સર્પોનાં આઠ કુલ તમારી સેવા કરે છે, માટે તમે તથા નાગની સ્ત્રીઓ આજ મારું કલ્યાણ કરો,' એ મંત્રથી પાતાળ કોણની;[૨૪] 'હે બ્રાહ્મિ ! તમે સઘળા લોકની ઉપર છો અને સનકાદિકવડે આવૃત છો, માટે મારું નિરંતર રક્ષણ કરો,' એ મંત્ર ભણી આકાશની પૂજા કરવી.[૨૫] તેમ જ 'સઘળાં નક્ષત્ર, ગ્રહ, તારાગણ, માતા, ભૂત, પ્રેત અને વિનાયક, એ સઘળા મારી ઇષ્ટસિદ્ધિ કરો,' એ મંત્રથી સર્વ દિશાઓની પૂજા કરવી.[૨૬] એવી રીતે ધૂપ, દીપ, વસ્ત્રો અને અભિષેક વગેરેથી પૂજા કરી ફલ ધરવાં. પછી ગીત ગવરાવવાં, વાજાં વગડાવવાં અને નાચ કરાવવો વગેરે ઉત્સવોવડે આખી રાત જાગરણ કરવું.[૨૭] સવારે કંકુ, અક્ષત તથા તાંબૂલ તથા દાનથી અને માનથી બ્રાહ્મણનો સત્કાર કરી જે કાંઇ આપવાનું હોય તે આપવું. પ્રણામ કરવા, ક્ષમા માગવી. તે પછી મિત્ર અને સગાં વહલાંની સાથે ભોજન કરવું.[૨૮–૨૯] હે યુધિષ્ઠિર ! એવી રીતે આદરથી જે માણસ આશાદશમીવ્રત કરે, તેના મનમાં ધારેલા સઘળા મનોરથો સિદ્ધ થાય છે.[૩૦] સર્વ કરતાં સ્ત્રીઓને શ્રદ્ધા અને ઇચ્છા અધિક હોય છે, માટે તેમણે આ વ્રત અવશ્ય કરવું.[૩૧] હે મહારાજ ! જે ધન આપનાર છે, યશ આપનાર છે, આયુષ્ય વધારનાર છે, સઘળી કામના પૂર્ણ કરનાર અને ઉત્તમ છે, તે વ્રત મેં કહી સંભળાવ્યું.[૩૨] જે માણસો કોઈ પણ ઇચ્છાથી દશમીને દિવસે દશ દિશાનું પૂજન કરે છે, તેના મનના મનોરથો દિશાઓ પૂર્ણ કરે છે, વિશેષ કહેવાથી શું છે?[૩૩] એવી રીતે ભવિષ્યોત્તરપુરાણમાં આશાદશમીનું વ્રત કહેલું છે.

## ૩ દશાવતારવ્રત

अथ भाद्रशुक्लदशम्यां दशावतारव्रतं भविष्योत्तरे । युधिष्ठिर उवाच–व्रतं दशावताराख्यं कृष्ण ब्रूहि सविस्तरम् । समंत्रं सरहस्यं च सर्वपापोपशांतिदम् ॥ १ ॥ कृष्ण उवाच–दशम्यां शुक्लपक्षस्य मासे प्रौष्ठपदे शुचिः । स्नात्वा जलाशये स्वच्छे पितृदेवादितर्पणम् ॥ २ ॥ कृत्वा कुरुकुलश्रेष्ठ गृहमागत्य मानवः । गृह्णीयाद्धान्यचूर्णस्य स्वहस्तप्रसृतित्रयम् ॥ ३ ॥ क्रमेण पाचयेत्तत्तु पुंसंज्ञं घृतसंयुतम् । वर्षे वर्षे दिने तस्मिन्नेवं वर्षाणि वै दश ॥ ४ ॥ प्रथमेऽपूपकान्वर्षे द्वितीये घृतपूरकान् । तृतीयेंऽपूपकासारांश्चतुर्थे मोदकान् शुभान् ॥५॥ सोहालिकाम्पंचमेऽब्दे षष्ठेऽब्दे खंडवेष्टकान् । सप्तमेऽब्दे कोकरसानर्कपुष्पांस्तथाऽष्टमे ॥ ६ ॥ नवमे कर्णवेष्टांश्च दशमे मंडकान् शुभान् । दशात्मनो दश हरेर्दश विप्राय दापयेत् ॥ ७ ॥ क्रमेण भक्षयेद्दत्वा यथोक्तविधिना नृप । अर्धार्धं विष्णवे देयमर्धार्धं च द्विजातये ॥ ८ ॥ स्वत एवार्द्धमभीयाद्गत्वा रम्ये जलाशये । दशावतारानभ्यर्च्य पुष्पधूपविलेपनैः ॥ ९ ॥ मन्त्रेणानेन मेधावी हरिमभ्युक्ष्य वारिणा । मत्स्यं कूर्मं वराहं च नारसिंहं च वामनम् ॥ १० ॥ रामं रामं च कृष्णं च बौद्धं चैव सकल्किनम् । गतोऽस्मि शरणं देवं हरिं नारायणं विभुम् ॥ ११॥ प्रणतोऽस्मि जगन्नाथं स मे विष्णुः प्रसीदतु । छिनत्तु वैष्णवीं मायां भक्त्या प्रीतो जनार्दनः ॥ १२ ॥ श्वेतद्वीपं नयत्वस्मान्मयात्मा सन्निवेदितः । अत्र हैमीर्महार्हाश्च दश मूर्तीः सुलक्षणाः ॥ १३ ॥ गंधपुष्पैश्च नैवेद्यैरर्चयेद्विधिपूर्वकम् । एवं यः कुरुते भक्त्या विधिनाऽनेन सुव्रत । व्रतं दशावताराख्यं तस्य पुण्यफलं शृणु॥१४॥

ભાદરવા શુદિ દશમીને દિવસે દશાવતારવ્રત કરવું એમ ભવિષ્યોત્તરપુરાણમાં કહેલું છે. યુધિષ્ઠિરે પૂછ્યું– હે શ્રીકૃષ્ણ ! દશાવતારવ્રત જે સઘળાં પાપોનો નાશ કરે છે તે વ્રત, તેના મંત્ર અને બીજું પણ તેનું રહસ્ય હોય તે વિસ્તારથી કહો.[૧] શ્રીકૃષ્ણ બોલ્યા– ભાદરવા શુદિ દશમીને દિવસે, મનુષ્યે પવિત્ર થઇ સ્વચ્છ જલાશયમાં સ્નાન કરી, પિતૃતર્પણ કરી ઘેર આવવું.[૨] પછી ત્રણ ખોબા લોટ લઈ તેમાં ઘી નાંખી ક્રમથી પાક કરવો. એવી રીતે આ દશમીને દિવસે દશ વર્ષો સુધી વર્ષોવર્ષ કરવું.[૩–૪] પહેલે વર્ષે પૂડલા, બીજે વર્ષે ઘેવર, ત્રીજે વર્ષે માલપૂવા, ચોથે વર્ષે લાડવા,[૫] પાંચમે વર્ષે સુવાળી, છઠ્ઠે વર્ષે ઘુંઝા, સાતમા વર્ષે કોકરસ, આઠમા વર્ષમાં અર્કપુષ્પ, નવમા વર્ષમાં કર્ણવેષ્ટ અને દશમે વર્ષે લેચી દાનમાં આપવી. એટલે જે વસ્તુ તૈયાર કરેલી હોય તેમાંથી દશ વિષ્ણુને ધરવી, દશ બ્રાહ્મણને આપવી અને પછી દશ પોતે ખાવી.[૬–૭] અથવા જે વસ્તુ તૈયાર કરેલી હોય તેનો ચોથો ભાગ હરિ ભગવાનને ધરવો, ચોથો ભાગ બ્રાહ્મણને આપવો અને બાકીનો અર્ધો ભાગ પોતે ખાવો.[૮] જલાશયમાં જઈ 'મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ, વામન, પરશુરામ, રામચન્દ્ર, કૃષ્ણ, બૌદ્ધ અને કલ્કિ, આ દશ અવતારો ધારણ કરનાર નારાયણ ભગવાનને શરણે જાઉં છું.[૯–૧૧] નારાયણ કે જે જગતના નાથ છે તેને હું નમસ્કાર કરું છું, માટે તે મારી ઉપર પ્રસન્ન થાઓ. ભક્તિથી પ્રસન્ન થયેલા જગન્નાથ ભગવાન્ મારાં અજ્ઞાનને છેદો.[૧૨] હું ભગવાનને શરણે ગયો છું. માટે મને એ ભગવાન્ શ્વેતદ્વીપમાં લઇ જાઓ.' એ મંત્રોવડે ચંદન, પુષ્પ ને ધૂપથી દશ અવતારની પૂજા કરવી. સુંદર સોનાની દશ મૂર્તિ કરાવવી.[૧૩] તેની ચંદન, પુષ્પ અને નૈવેદ્યવડે વિધિથી પૂજા કરવી. હે સુવ્રત યુધિષ્ઠિર ! એવી રીતે જે પુરુષ ભક્તિથી દશાવતારવ્રત કરે છે, તેને જે ફળ થાય છે તે સાંભળો.[૧૪]

श्रूयंते यानिस्वमा लोके पुरुषाणां दशा दश । तांश्छिनत्ति न संदेहश्चक्रप्रहरणो विभुः ॥ १५ ॥ संसारसागरा-

द्धोरात्समुद्धृत्य जगत्पतिः। श्वेतद्वीपं नयत्याशु व्रतेनानेन तोषितः ॥ १६ ॥ किं तस्य न भवेल्लोके यस्य तुष्टो जनार्दनः। यद्दुर्लभं यदप्राप्यं मनसो यन्न गोचरम् ॥ १७ ॥ तदप्यप्रार्थितं ध्यातो ददाति मधुसूदनः। सोऽहं जनार्दनः साक्षात् कालरूपधरोऽच्युतः ॥ १८ ॥ मर्त्यलोके स्वयं प्राप्तो भूभारोत्तारणाय च । या स्त्री व्रतमिदं पार्थ करिष्यति मयोदितम् ॥ १९ ॥ सा च लक्ष्म्या युता नित्यं पुत्रभक्तिसमन्विता । मर्त्यलोके चिरं स्थित्वा विष्णुलोके महीयते ॥२०॥ ये पूजयंति पुरुषाः पुरुषोत्तमस्य मत्स्यादिकांस्तु दशमीषु दशावतारान् । मन्ये दशस्वपि दशासु सुखं विहृत्य ते यांति यानमधिरुह्य मुरारिलोकम् ॥२१॥ इति भविष्ये भाद्रपदशुक्लदशम्यां दशावतारव्रतम् ॥

જે પુરુષ દશાવતારવ્રત કરે તેની દશ દશા, કે જે જગતમાં પુરુષોની છે તેને ચક્રાયુધ ભગવાન્ છેદે છે.[૧૫] એ વ્રતથી પ્રસન્ન થયેલા ભગવાન્ સંસારરૂપી ઘોર સમુદ્રથી ઉદ્ધાર કરી, વ્રત કરનારને શ્વેતદ્વીપમાં લઇ જાય છે.[૧૬] જેની ઉપર નારાયણ પ્રસન્ન થાય તેને જગતમાં શું નથી મળતું ? સઘળું મળે છે.[૧૭] જો નારાયણનું ધ્યાન કર્યું હોય તો તે ન મળી શકે તેવી વસ્તુ પણ માગ્યા વિના આપે છે.[૧૮] તે હું સાક્ષાત્ નારાયણ કાલરૂપને ધારણ કરનાર અચ્યુત છું, ને પૃથ્વીનો ભાર ઉતારવા માટે પૃથ્વીમાં આવ્યો છું.[૧૯] હે યુધિષ્ઠિર ! જે સ્ત્રી આ દશાવતારવ્રત કરશે, તે આ લોકમાં ચિરકાલ સુધી ધન અને પુત્રનું સુખ ભોગવી અંતે વિષ્ણુલોકમાં પૂજાશે.[૨૦] જે પુરુષો દશમીને દિવસે નારાયણના દશ અવતારોનું પૂજન કરે છે, તે આ લોકમાં દશે દશામાં સુખથી વિહાર કરી અંતે વિમાનમાં બેસી વૈકુંઠમાં જાય છે.[૨૧] એવી રીતે ભવિષ્યપુરાણમાં દશાવતારવ્રત કહેલું છે.

## ૪ વિજયાદશમી

अथाश्विनशुक्लदशम्यां विजयादशमी। सा च तारकोदयव्यापिनी ग्राह्या । तदुक्तं चिंतामणौ–आश्विनस्य सिते पक्षे दशम्यां तारकोदये । स कालो विजयो नाम सर्वकामार्थसाधकः ॥१॥ रत्नकोशे–ईषत्संध्यामतिक्रांतः किंचिदुद्भिन्नतारकः। विजयो नाम कालोऽयं सर्वकामार्थसाधकः॥ दिनद्वये तद्व्याप्तावव्याप्तौ वाऽपराजितापूजायां पूर्वैव ॥२॥ तदुक्तं हेमाद्रौ स्कांदे–दशम्यां तु नरैः सम्यक् पूजनीयाऽपराजिता । ऐशानीं दिशमाश्रित्य अपराह्णे प्रयत्नतः॥३॥ या पूर्णा नवमीयुक्ता तस्यां पूज्याऽपराजिता । क्षेमार्थे विजयार्थे च पूर्वोक्तविधिना नरैः ॥४॥ नवमीशेषसंयुक्तदशम्यामपराजिता । ददाति विजयं देवी पूजिता जयवर्द्धिनी ॥ ५ ॥ तथा–आश्विने शुक्लपक्षे तु दशम्यां पूजयेन्नरः। एकादश्यां न कुर्वीत पूजनं चापराजितम्। यात्रा त्वेकादशमुहूर्ते कार्या ॥ ६ ॥ तथाच भृगुः–आश्विनस्य सिते पक्षे दशम्यां सर्वराशिषु । सायंकाले शुभा यात्रा दिवा नाविजयक्षणे ॥७॥ एकादशमुहूर्तो यो विजयः संप्रकीर्तितः ॥ ८ ॥ तस्मिन्सर्वैर्विधातव्या यात्रा विजयकांक्षिभिः । दिनद्वये एकादशमुहूर्ते व्याप्तावव्याप्तौ वा श्रवणयुक्ता ग्राह्या ॥ ९ ॥ तथा च हेमाद्रौ मदनरत्ने कश्यपः–उदये दशमी किंचित्संपूर्णैकादशी यदि । श्रवणर्क्षे यदा काले सा तिथिर्विजयाभिधा ॥ १० ॥ श्रवणर्क्षे तु पूर्णायां काकुत्स्थः प्रस्थितो यतः । उल्लंघयेयुः सीमांतं तद्दिनर्क्षे ततो नराः॥ ११ ॥

આશો શુદિ દશમીને દિવસે વિજયાદશમી છે. એ દશમી નક્ષત્રોદયની લેવી, એમ ચિંતામણિ ગ્રંથમાં કહ્યું છે.[૧] આશો શુદિ દશમીને દિવસે નક્ષત્રોદય વખતે, વિજય નામનો કાળ કહેવાય છે, જે સર્વ મનોરથ સિદ્ધ કરનાર છે.[૨] રત્નકોશમાં વચન છે કે–સૂર્યાસ્ત થયા પછી થોડાં નક્ષત્રો દેખાય ત્યારે વિજય નામનો કાળ કહેવાય છે; એ વિજય સઘળા મનોરથને સિદ્ધ કરનાર છે. બેય દિવસે નક્ષત્રોદય વખતે દશમી હોય અથવા ન હોય, તોપણ અપરાજિતાની પૂજા પહેલે દિવસે જ કરવી, એમ હેમાદ્રિમાં કહ્યું છે.[૩] દશમીને દિવસે મધ્યાહ્ન પછી ઈશાન કોણમાં અપરાજિતા દેવીની સારી રીતે પૂજા કરવી. કલ્યાણમાટે અને જય માટે નવમીના યોગવાળી દશમીને દિવસે પ્રથમ કહેલા પ્રકારથી અપરાજિતા દેવીની પૂજા કરવી. નવમીના યોગવાળી દશમીને દિવસે જય આપનારી અપરાજિતા દેવીની પૂજા કરવાથી તે જય આપે છે. તેમ જ આશો શુદિ દશમીને દિવસે અપરાજિતાનું પૂજન કરવું, પણ એકાદશીમાં એટલે એકાદશીના યોગવાળી દશમીને દિવસે અપરાજિતાનું પૂજન કરવું નહિ, અને યાત્રા અગીયારમા મુહૂર્તમાં કરવી.[૪–૬] ભૃગુઋષિએ કહ્યું છે કે–આશો શુદિ દશમીને દિવસે સર્વ રાશિમાં સાયંકાલ વખતે વિજય મુહૂર્તમાં યાત્રા કરવી, પણ દિવસે બીજા મુહૂર્તમાં યાત્રા કરવી નહીં. જયની ઇચ્છાવાળા પુરુષે અગીયારમું મુહૂર્ત જે વિજય કહેવાય છે, તેમાં યાત્રા કરવી. જો બેય દિવસે અગીયારમા મુહૂર્ત વખતે દશમી હોય અથવા ન હોય, તોપણ શ્રવણ નક્ષત્રના યોગવાળી દશમી લેવી, એમ હેમાદ્રિમાં મદનરત્નમાં કશ્યપનું વચન છે.[૭–૯] ઉદય વખતે દશમી થોડી હોય, તે ઉપરાંત સંપૂર્ણ એકાદશી હોય તોપણ જો શ્રવણ નક્ષત્રનો યોગ થતો હોય તો તે વિજયાતિથિ કહેવાય છે; શ્રવણ નક્ષત્રના યોગવાળી દશમીને દિવસે રામચન્દ્ર ચાલ્યા હતા, માટે સઘળા મનુષ્યોએ તે દિવસે પોતાના ગામનો સીમાડો ઓળંગવો જોઇએ.[૧૦–૧૧]

अत्र कृत्यं भविष्ये–शमीं सुलक्षणोपेतामीशान्याशाप्रतिष्ठिताम् । संप्रार्थ्य तां च संपूज्य त्वीशानीसंमुखो भवेत् ॥१२॥ तत्र मंत्रः–शमी शमयते पापं शमी शत्रुविनाशिनी। अर्जुनस्य धनुर्धारी रामस्य प्रियवादिनी ॥ १३ ॥ शमी शमयते पापं शमी लोहितकंटका । धारिण्यर्जुनबाणानां

रामस्य प्रियवादिनी ॥ १४ ॥ करिष्यमाणयात्रायां यथाकालं सुखं मया । तत्र निर्विघ्नकर्त्री त्वं भव श्रीरामपूजिते ॥ १५ ॥ गृहीत्वा साक्षतामार्द्रां शमीमूलगतां मृदम् । गीतवादित्रनिर्घोषैरानयेत्स्वगृहं प्रति ॥ १६ ॥ ततो भूषणवस्त्रादि धारयेत्स्वजनैः सह । शम्यभावे वनराजपूजा कार्या ॥ १७ ॥

આ દિવસે જે જે કરવાનું છે, તે ભવિષ્યપુરાણમાં કહેલું છે. પ્રથમ ઈશાન કોણમાં ઉભેલી સુંદર ખીજડીની પ્રાર્થના કરી પૂજા કરવી. તે વખતે ઈશાન કોણ તરફ મુખ રાખવું.[१२] તે પૂજાનો મંત્રઃ–'શમી (ખીજડી) પાપનો નાશ કરે છે, શત્રુનો નાશ કરનારી છે, અર્જુનનું ધનુષ ધારણ કરનારી છે, અને રામને પ્રિય કહેનાર છે. શમી પાપનો નાશ કરે છે, શમી લાલ કાંટાવાળી છે, અર્જુનનાં બાણને ધારણ કરનારી છે અને રામને પ્રિય કહેનારી છે. હે શમી! હે રામપૂજિતે! હું પ્રવાસ જવાનો છું તે નિર્વિઘ્ન કરો અને તેમાં સુખ કરો.[१३–१५] એ મંત્રો ભણી શમીની પૂજા કરી, શમીના મૂળની ભીની ચોખાવાળી માટી લઈ ગાતાં વગાડતાં ઘેર આવવું.[१६] પછી પોતે નવાં કપડાં અને અલંકાર પહેરવાં. તેમ જ પોતાનાં માણસોને પણ પહેરાવવાં. જો શમી ન મળી શકે તો તાલવૃક્ષની પૂજા કરવી.[१७]

तत्र मंत्रः–आदिराज महाराज वनराज वनस्पते । इष्टदर्शनमिष्टान्नं शत्रूणां च पराजयः ॥ १८ ॥ अथापराजितदशम्यां पूर्वोक्ते विजयामुहूर्ते उक्तं प्रास्थानिकमित्युपक्रम्य गोपथब्राह्मणे तदन्येते श्लोकाः ॥ १९ ॥ अलंकृतो भूषितभृत्यवर्गः परिष्कृतोत्तुंगतुरंगनागः । वादित्रनादप्रतिनादिताशः सुमंगलाचारपरंपराशीः ॥ २० ॥ राजा निर्गत्य भवनात्पुरोहितपुरोगमः । प्रास्थानिकं विधिं कृत्वा प्रतिष्ठेत्पूर्वतो दिशि ॥ २१ ॥ गत्वा नगरसीमांतं वास्तुपूजां समाचरेत् । संपूज्य चाथ दिक्पालान्पूजयेत्पथि देवताः ॥ २२ ॥ मन्त्रैर्वैदिकपौराणैः पूजयेच्च शमीतरुम् । अमंगलानां शमनीं सर्वसिद्धिकरीं शुभाम् ॥२३॥ दुःस्वप्नशमनीं धन्यां प्रपद्येऽहं शमीं शुभाम् । ततः कृताशीः पूर्वस्यां दिशि विष्णुक्रमान्क्रमेत् ॥ २४ ॥ शत्रोः प्रतिकृतिं कृत्वा ध्यात्वा रामं तथाऽर्थदम् । शरेण स्वर्णपुंखेन विध्येद्हृदयमर्मणि ॥ २५ ॥ दिशाविजयमंत्राश्च पठितव्याः पुरोधसा । एवमेव विधिं कृत्वा दक्षिणादिभिरर्चयेत् ॥ २६ ॥ पूज्यान् द्विजांश्च संपूज्य सांवत्सरपुरोहितौ । गजवाजिपदातीनां प्रेक्षकौतुकमाचरेत् ॥ २७ ॥ जयमंगलशब्देन ततः स्वभवनं विशेत् । नीराजमानः पुण्याभिर्गणिकाभिः सुमंगलम् ॥ २८ ॥ य एवं कुरुते राजा वर्षे वर्षे सुमंगलम् । आयुरारोग्यमैश्वर्यं विजयं च स गच्छति ॥२९॥ नाधयो व्याधयश्चैव न भवंति पराजयाः । श्रियं पुण्यमवाप्नोति विजयं च सदा भुवि ॥३०॥ इति । प्रास्थानिकप्रकारश्चेत्थम्–आश्विनस्य सिते पक्षे दशम्यां जनेषु गमिष्यत्सु पार्थिवश्च दुंदुभीन्वीणाश्चोपवादयेत् ॥ ३१ ॥ ततो घटोत्थापनानंतरं सुचारुवेषैः सुभूषितः संभारानुपकल्प्य एकादशमुहूर्ते श्रवणयोगे सीमांतं गत्वा पश्चाद् गृहे जनैः सह सुवर्णसहितं ग्राममाविशेत् ॥ ३२ ॥ योषिद्भिः कौतुकैश्च प्रज्वालितैर्दीपैर्नीराजनांजनानुलेपनं कारयित्वा वासो गंधस्रक्पुष्पैश्च पूजयित्वा हिरण्यरूपमिति मन्त्रेण सुवर्णपूजनं कृत्वा आशिषः प्रतिगृह्य लक्ष्मीं नमस्कुर्यात् ॥ ३३ ॥ सर्वाभगिनीर्वस्त्रालंकारभूषणैः पूजयेद्ब्राह्मणांश्च गंधपुष्पधूपदीपकैः ॥ ३४ ॥ इति विजयादशमी । इति दशमीव्रतानि समाप्तानि ॥

તેનો મંત્રઃ–'હે આદિરાજ! હે વનરાજ! હે મહારાજ! હે વનસ્પતે! મને મિત્રો સાથે મેળવો, મિષ્ટાન્ન આપો અને મારા શત્રુનો પરાજય કરો.[१८] અપરાજિતદશમીને દિવસે પ્રથમ કહેલા વિજય મુહૂર્તમાં પ્રસ્થાન કરવાનો પ્રકાર કહ્યો છે. એ રીતે ઉપક્રમ કરી ગોપથબ્રાહ્મણમાં શ્લોકો કહેલા છેઃ[१९] જેણે નવાં કપડાં અને અલંકાર પહેરેલાં છે, નોકર ચાકરને કપડાં વગેરે પહેરાવેલાં છે, મોટા મોટા ઘોડા અને હાથીઓને શોભાવેલા છે, વાદિત્રના શબ્દોવડે દિશાઓ ગજાવેલી છે, ને મંગલ સદાચાર તથા આશીર્વાદ ગ્રહણ કરેલ છે, એવા રાજાએ પોતાના મહેલમાંથી બહાર નીકળી, પુરોહિતને આગળ કરી, તેની પાછળ પૂર્વ દિશા તરફ સીમાડા સુધી જવું.[२०–२१] ત્યાં વાસ્તુપૂજા કરી દિક્પાલોની પૂજા કરવી અને માર્ગમાં વેદ અને પુરાણના મંત્રોવડે દેવતાની પૂજા કરી ખીજડીની પૂજા કરવી. અને 'શમી કે જે અમંગલનો નાશ કરનારી છે, સર્વ સિદ્ધિ આપનારી છે, ખરાબ સ્વપ્નનો નાશ કરનારી છે, ધન આપનારી છે અને શુભ છે, તેને હું શરણે જાઉં છું,' એ મંત્ર ભણી શમીની પૂજા કરવી. પછી પૂર્વ દિશામાં ત્રણ પગલાં ભરવાં.[२२–२४] પછી શત્રુની મૂર્તિ કરી તેના હૃદયમાં સોનાના છેડાવાળું બાણ મારવું, ને તે વખતે રામચન્દ્રનું ધ્યાન કરવું.[२५] તે ટાણે પુરોહિતે વિજયના મંત્રો બોલવા. એવી રીતે પૂજા કર્યા પછી દક્ષિણા વગેરેથી સાંવત્સર, પુરોહિત, બ્રાહ્મણ અને વડીલોની પૂજા કરવી તથા હાથી, ઘોડા અને પાયદલનું કૌતુક જોવું.[२६–२७] તે પછી જય ને મંગલ શબ્દની સાથે પોતાના ઘરમાં આવવું. તે સમયે શુદ્ધ વેશ્યાઓ પાસે આરતી ઉતરાવવી.[२८] જે રાજા વર્ષોવર્ષ આવી રીતે મંગલ કરે છે તેનું આયુષ્ય વધે છે, આરોગ્ય રહે છે, ઐશ્વર્ય વધે છે, વિજય થાય છે, તેને મનમાં ચિંતા, રોગ કે પરાભવ થતો નથી, તેને લક્ષ્મી મળે છે, પુણ્ય થાય છે અને પૃથ્વીમાં નિરંતર વિજય થાય છે.[२९–३०] એ દિવસે ચાલવાનો પ્રકાર આવો કહ્યો છેઃ–આસો શુદિ દશમીને દિવસે મનુષ્યોને શમીપૂજન કરવા જવાનો સમય થાય ત્યારે નગારાં અને વીણા વગડાવવી.[३१] પછી ઘટોત્થાપન થયા બાદ સુંદર

વસ્ત્રો પહેરી સામગ્રી તૈયાર કરાવવી. શ્રવણના યોગમાં અગીઆરમા મુહૂર્તમાં માણસોની સાથે સીમાડા સુધી જઈ, આપટાનાં* પાંદડાં લઈને ગામમાં આવવું.[૩૨] ત્યાં સ્ત્રીઓ પાસે આરતી ઉતરાવી, કાજળ અને ચંદન લગડાવી, વસ્ત્ર, ચંદન, માળા અને પુષ્પવડે પૂજા કરી 'हिरण्यरूपं' એ મંત્ર ભણી સુવર્ણની પૂજા કરવી. પછી આશીર્વાદ લઈ લક્ષ્મીને નમસ્કાર કરવા.[૩૩] વસ્ત્ર અને અલંકારવડે સઘળી બહેનોની પૂજા કરવી; તથા ચંદન, પુષ્પ, ધૂપ અને દીપવડે બ્રાહ્મણોની પૂજા કરવી.[૩૪] એવી રીતે વિજયાદશમી વ્રત છે.



# એકાદશીનાં વ્રતો

## ૧ એકાદશીના ઉપવાસનો નિર્ણય

अथैकादशीव्रतानि । तत्रोपवास एकादशीनिर्णयः । उपवासश्च निषेधपरिपालनात्मको व्रतरूपश्च । सा च द्विधा । शुद्धा दशमीविद्धा च । वेधोऽपि द्विविधः । अरुणोदयदशमीसंबंधात्सूर्योदये च । तत्राद्यो वैष्णवैस्त्याज्यः ॥ १ ॥ तथा च भविष्ये—अरुणोदयकाले तु दशमी यदि दृश्यते । सा विद्धैकादशी तत्र पापमूलमुपोषणम् । तथा—दशमीशेषसंयुक्तो यदि स्यादरुणोदयः । नैवोपोष्यं वैष्णवेन तद्दिनैकादशीव्रतम् ॥२॥ अरुणोदयस्वरूपं तु हेमाद्रौ स्मृत्यंतरे दर्शितम्—निशि प्रांते तु यामार्द्धे देववादित्रनिःस्वने । सारस्वतेऽनध्ययने अरुणोदय उच्यते । यामार्द्धं मुहूर्तद्वयलक्षकम् ॥ ३ ॥ अत एव सौरधर्मे—आदित्योदयवेलायां या मुहूर्तद्वयान्विता । सैकादशी तु संपूर्णा विद्धाऽन्या परिकीर्तिता ॥ ४ ॥ यच्च माधवीये स्कांदे—उदयात्प्राक् चतस्रस्तु घटिका अरुणोदय इति तदपि द्वात्रिंशद्घटिकारात्रिमानपक्षे मुहूर्तद्वयस्य तावत्परिमाणत्वादुक्तमिति द्वैतनिर्णये ॥ ५ ॥ येऽपि ब्रह्मवैवर्ते—चतस्रो घटिकाः प्रातररुणोदयनिश्चयः । चतुष्टयविभागोऽत्र वेधादीनां किलोदितः । अरुणोदयवेधः स्यात्सार्द्धं तु घटिकात्रयम् । अतिवेधो द्विघटिकः प्रभातं दर्शनाद्रवेः । महावेधोऽपि तत्रैव दृश्यतेऽर्को न दृश्यते ॥ ६ ॥ तुरीयस्तत्र विहितो योगः सूर्योदये सति । इत्यादयो ये वेधा उक्तास्ते चार्वाग्दोषातिशयार्था इति मयूखे ॥ ७ ॥ अन्यच्च—पंच पंच उषः कालः सप्तपंचारुणोदयः । अष्टपंच भवेत्प्रातः शेषः सूर्योदयः स्मृतः ॥ ८ ॥

ઉપવાસ, ભોજનના નિષેધના પરિપાલનરૂપ અને વ્રતરૂપ છે. શુદ્ધા અને દશમીના વેધવાળી એમ બે પ્રકારની એકાદશી છે. અરુણોદય વેધ અને દશમીના સંબંધથી સૂર્યોદય વખતનો વેધ, આમ બે પ્રકારનો વેધ કહ્યો છે. તેમાં અરુણોદયનો વેધ વૈષ્ણવોએ છોડી દેવો.[૧] તેમ જ ભવિષ્યપુરાણમાં કહેલું છે કે, જો અરુણોદય વખતે દશમી હોય તો વિદ્ધા એકાદશી કહેવાય છે અને તે દિવસે ઉપવાસ કરવાથી પાપ લાગે છે; તેમ જ થોડી દશમી છતાં પણ જો અરુણોદય થાય તો તે દિવસે વૈષ્ણવોએ એકાદશીનો ઉપવાસ કરવો નહીં.[૨] અરુણોદયનું સ્વરૂપ હેમાદ્રિમાં સ્મૃત્યંતરમાં આ પ્રમાણે કહેલું છે—'જ્યારે અર્ધો પહોર રાત્રિ રહે, દેવનાં વાદિત્ર વાગે અને સારસ્વત અનધ્યાય થાય ત્યારે અરુણોદય કહેવાય છે.' અર્ધો પહોર તે બે મુહૂર્ત.[૩] એટલા જ માટે સૌરધર્મમાં કહ્યું છે—'સૂર્યોદય વખતે બે મુહૂર્ત હોય તો પૂર્ણ એકાદશી કહેવાય છે, અને જો તેમ ન હોય તો વિદ્ધા એકાદશી કહેવાય છે.'[૪] માધવીયમાં સ્કંદનું વચન છે કે—'સૂર્યોદય પહેલાં ચાર ઘડી અરુણોદય કહેવાય છે,' તે બત્રીશ ઘડીની રાત્રિ સમજીને કહેલું છે, કારણ કે બત્રીશ ઘડીની રાત્રિ માનીએ ત્યારે જ બે મુહૂર્તની ચાર ઘડી થઈ શકે છે. એવી રીતે દ્વૈતનિર્ણયમાં પણ કહેલું છે.[૫] 'ચાર ઘડી રાત્રિ રહે ત્યારે અરુણોદય કહેવાય છે. તેમાં વેધ વગેરેના ચાર ભાગ કર્યા છે. સાડા ત્રણ ઘડીનો અરુણોદય વેધ કહેલો છે અને બે ઘડીનો અતિવેધ કહેલો છે. કારણ કે તે વખતે સૂર્યની કાંતિ દેખાય છે, અને સૂર્ય દેખાતો નથી તેથી મહાવેધ પણ તે જ વખતે કહેવાય છે,[૬] અને ચોથો સૂર્યોદય વખતનો વેધ કહેવાય છે. એવી રીતે ચાર વેધ બ્રહ્મવૈવર્તમાં કહેલા છે. તે ઉત્તરોત્તર વિશેષ દોષકર છે, એમ મયૂખમાં કહેલું છે.[૭] વળી અન્યત્ર એમ પણ કહેલું છે કે;—પંચાવન ઘડીએ ઉષઃકાલ કહેવાય છે, સત્તાવન ઘડીએ અરુણોદય કહેવાય છે, અઠ્ઠાવન ઘડીએ પ્રાતઃકાલ કહેવાય છે અને પછીનો વખત સૂર્યોદય કહેવાય છે.[૮]

वैष्णवलक्षणं तु स्कांदे—परमापदमापन्नो हर्षे वा समुपस्थिते । नैकादशीं त्यजेद्यस्तु यस्य दीक्षा तु वैष्णवी ॥९॥ भविष्ये—यथा शुक्ला तथा कृष्णा यथा कृष्णा तथोत्तरा । तुल्ये ते मन्यते यस्तु स हि वैष्णव उच्यते ॥ १० ॥ अतिवेधादयः सर्वे ये वेधास्तिथिषु स्मृताः । सर्वेऽप्यवेधा विज्ञेया वेधः सूर्योदयः स्मृतः। इति मदनरत्नधृतस्मृत्युक्तः सूर्योदयवेधः स्मार्तविषय एव ॥११॥ तत्र शुद्धा विद्धा एकादशी चतुर्धा । एकादशी मात्राधिका । द्वादशी मात्राधिका । उभयाधिका । अनुभयाधिका च । तत्र शुद्धायामेकादश्याधिक्ये परेद्युरुपवासमाह नारदः ॥ १२ ॥ संपूर्णैकादशी यत्र द्वादश्यां वृद्धिगामिनी । द्वादश्यां लंघनं कार्यं त्रयो-

* એ દિવસે આપટાનાં પાંદડાં શકુનમાં ગણાય છે.

दश्यां तु पारणम् ॥ १३ ॥ वृद्धवसिष्ठः—एकादशी यदा लुप्ता परतो द्वादशी भवेत् । उपोष्या द्वादशी तत्र यदीच्छेच्च परां गतिम् ॥१४॥ भृगुः—संपूर्णैकादशी यत्र प्रभाते पुनरेव सा । तदोपोष्या द्वितीया तु परतो द्वादशी यदि ॥ १५ ॥ स्कांदे—प्रथमेऽहनि संपूर्णा व्याप्याहोरात्रसंयुता । द्वादश्यां तु यदा तात दृश्यते पुनरेव सा । पूर्वा कार्या गृहस्थैश्च यतिभिश्चोत्तरा विभो ॥ १६ ॥ मार्कंडेयः—संपूर्णैकादशी यत्र प्रभाते पुनरेव च । पूर्वामुपवसेत्कामी निष्कामस्तु परां वसेत् ॥ १७ ॥ हेमाद्रौ—विद्धाप्यविद्धा विज्ञेया परतो द्वादशी न चेत् । अविद्धापि च विद्धा स्यात्परतो द्वादशी यदि ॥ १८ ॥ प्रचेताः—एकादशी विवृद्धा चेच्छुक्ले कृष्णे विशेषतः । उत्तरां तु यतिः कुर्यात्पूर्वामुपवसेद्गृही ॥ १९ ॥ सनत्कुमारः—न करोति हि यो मूढ एकादश्यामुपोषणम् । स नरो नरकं याति रौरवे तमसावृते । यदीच्छेद्विपुलान् भोगान् मुक्तिं चात्यंतदुर्लभाम् । उपोष्यैकादशीं नित्यं पक्षयोरुभयोरपि ॥ २० ॥ माधवेप्युक्तम्—एकादशी द्वादशी चेत्युभयं वर्द्धते यदा । तदा पूर्वदिनं त्याज्यं स्मार्तैर्ग्राह्यं परं दिनम् ॥ २१ ॥ त्रयोदश्यां न लभ्येत द्वादशी यदि किंचन । उपोष्यैकादशी तत्र दशमीमिश्रिता यदि॥इति स्कांदात्॥२२॥हेमाद्रिमते- शुद्धा विद्धा द्वयी नंदा त्रिधा न्यूनसमाधिकैः । षट्प्रकाराः पुनस्त्रेधा द्वादश्यूनसमाधिकैः। इत्यष्टादशैकादशीभेदाः॥२३॥ पाद्मे—संपूर्णैकादशी त्याज्या परतो द्वादशी यदि । उपोष्या द्वादशी शुद्धा द्वादश्यामेव पारणम् ॥ २४ ॥ पारणाहे न लभ्येत द्वादशी कलयापि चेत् । तदानीं दशमीविद्धा उपोष्यैकादशी तिथिः ॥ २५ ॥ बहुवाक्यविरोधेन संदेहो जायते यदा । द्वादशी तु तदा ग्राह्या त्रयोदश्यां तु पारणम् ॥ इति मार्कंडेयः॥२६॥ कात्यायनः—अष्टवर्षाधिको मर्त्यो ह्यशीतिन्यूनवत्सरः । एकादश्यामुपवसेत्पक्षयोरुभयोरपि ॥ २७ ॥ भविष्ये—ब्रह्मचारी च नारी च शुक्लामेव सदा गृही । सधवायास्तु भर्त्राज्ञयाधिकारः ॥ २८ ॥ तथा च विष्णुः—पत्यौ जीवति या नारी उपोष्य व्रतमाचरेत् । आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेत् ॥ २९ ॥ पाद्मे-शयनीबोधिनीमध्ये या कृष्णैकादशी भवेत् । सैवोपोष्या गृहस्थेन नान्या कृष्णा कदाचन ॥ ३० ॥ अत्र नान्या कृष्णेति न निषेधः । संक्रांत्यामुपवासं च कृष्णैकादशिवासरे । चंद्रसूर्यग्रहे चैव न कुर्यात्पुत्रवान् गृही॥इति नारदवाक्यात् ॥ ३१ ॥ आदित्येऽहनि संक्रांतौ ग्रहणे चंद्रसूर्ययोः । पारणं चोपवासं च न कुर्यात्पुत्रवान् गृही ॥ इति वचनांतरानुरोधाच्च कृष्णैकादश्यामुपवासप्राप्त्यभावात्॥३२॥ व्रताकरणे प्रायश्चित्तमाह माधवीये कात्यायनः-अर्के पर्वद्वये रात्रौ चतुर्दश्यष्टमी दिवा । एकादश्यामहोरात्रं भुक्त्वा चांद्रायणं चरेत् ॥ ३३ ॥

હવે વૈષ્ણવનું લક્ષણુ જે સ્કંદપુરાણુમાં કહ્યું છે, તે આ પ્રમાણે છે:–જે મોટી આપત્તિ વખતે અથવા હર્ષ વખતે પણુ એકાદશી છોડતો નથી, તે જ વિષ્ણુદીક્ષાવાળો એટલે વૈષ્ણુવ કહેવાય છે.[૯] ભવિષ્યપુરાણુમાં વચન છે કે–'જે શુક્લ એકાદશીને કૃષ્ણુ એકાદશીના પ્રમાણે, અને કૃષ્ણુ એકાદશીને શુક્લ એકાદશીના પ્રમાણે ગણે છે, એટલે શુક્લપક્ષ અને કૃષ્ણુપક્ષની એકાદશીને સમાન ગણે છે, તે જ વૈષ્ણુવ કહેવાય છે.[૧૦] તિથિઓમાં જે અતિવેધાદિક વેધ કહેલા છે, તે સઘળા વેધ અવેધ કહેવાય છે, પણુ સૂર્યોદય વખતનો વેધ તે જ વેધ કહેવાય છે,' એવી રીતે મદનરત્નમાં સ્મૃતિમાં કહેલો સૂર્યોદયવેધ કહ્યો છે, તે સ્માર્તવિષયક જ સમજવો.[૧૧] તેમાં શુદ્ધા અને વિદ્ધા એવી રીતે બે પ્રકારની એકાદશી કહેવાય છે. એ બન્ને એકાદશી માત્રાધિકા (એકાદશીના વધારાવાળી) દ્વાદશી માત્રાધિકા (બારસના વધારાવાળી), ઉભયાધિકા (બેય તિથિના વધારાવાળી) અને અનુભયાધિકા (જેમાં બેયનો વધારો ન હોય) એમ ચાર પ્રકારની છે. તેમાં શુદ્ધ એકાદશીમાં એકાદશી વધતી હોય તો બીજે દિવસે ઉપવાસ કરવો, એમ નારદે કહ્યું છે.[૧૨] એકાદશી સંપૂર્ણું હોય અને બારસને દિવસે પણુ થોડી એકાદશી હોય તો બારસને દિવસે ઉપવાસ કરવો અને તેરસને દિવસે પારણું કરવું.[૧૩] વૃદ્ધવસિષ્ઠ કહે છે કે,–એકાદશીનો ક્ષય હોય અને બીજે દિવસે જો બારસ વધતી હોય તો પરમ ગતિની ઇચ્છાવાળાએ બારસને દિવસે ઉપવાસ કરવો.[૧૪] ભૃગુનું વચન છે કે, પહેલે દિવસે એકાદશી પુર્ણું હોય અને બીજે દિવસે પણુ સવારે એકાદશી હોય તો બીજે દિવસે ઉપવાસ કરવો. પણુ જો તેને બીજે દિવસે દ્વાદશી હોય તો, અર્થાત્ જો દ્વાદશીનો ક્ષય હોય તો બીજે દિવસે વ્રત કરવું નહીં, પણુ પહેલે દિવસે વ્રત કરવું.[૧૫] સ્કંદપુરાણુમાં વચન છે કે–પહેલે દિવસે સંપૂર્ણું એકાદશી હોય, અને બીજે દિવસે એટલે બારસને દિવસે પણુ થોડી એકાદશી હોય તો ગૃહસ્થોએ પહેલે દિવસે વ્રત કરવું ને યતિઓએ બીજે દિવસે વ્રત કરવું.[૧૬] માર્કંડેયનું વચન છે કે–પહેલે દિવસે સંપૂર્ણું એકાદશી છતાં બીજે દિવસે સવારે એકાદશી હોય તો, કામનાવાળાએ પહેલે દિવસે વ્રત કરવું અને નિષ્કામે બીજે દિવસે વ્રત કરવું.[૧૭] હેમાદ્રિમાં વચન છે કે–જો દ્વાદશીનો ક્ષય હોય તો વિદ્ધા એકાદશી પણુ અવિદ્ધા જાણુવી, એટલે પહેલે દિવસે વ્રત કરવું, અને જો દ્વાદશીનો ક્ષય ન હોય તો અવિદ્ધા એકાદશી પણુ વિદ્ધા જાણુવી, એટલે બીજે દિવસે વ્રત કરવું.[૧૮] પ્રચેતાનું વચન છે કે–શુક્લ અથવા કૃષ્ણુપક્ષમાં જો એકાદશી બે હોય તો યતિએ બીજે દિવસે અને ગૃહસ્થાશ્રમીએ પહેલે દિવસે વ્રત કરવું.[૧૯] સનત્કુમારનું વચન છે કે–જે મૂઢ પુરુષ એકાદશીને દિવસે ઉપવાસ કરતો નથી, તે અંધકારવાળા રૌરવ નરકમાં પડે છે. જો નાના પ્રકારના ભોગ ભોગવવાની ઇચ્છા હોય અને

અત્યંત દુર્લભ એવી મુક્તિની ઇચ્છા હોય તો, શુક્લ અને કૃષ્ણ બન્ને પક્ષની એકાદશીને દિવસે ઉપવાસ કરવો.[૨૦] માધવમાં પણ કહેલું છે કે–'જો એકાદશી ને દ્વાદશી બન્નેનો વધારો થતો હોય તો, સ્માર્તોએ પણ પહેલો દિવસ છોડી બીજે દિવસે ઉપવાસ કરવો.[૨૧] 'જો ત્રયોદશીને દિવસે દ્વાદશી થોડી પણ ન હોય અને દશમીવિદ્ધા એકાદશી હોય તો પણ એકાદશીને દિવસે જ ઉપવાસ કરવો,' એમ સ્કંદપુરાણમાં કહેલું છે.[૨૨] હેમાદ્રિના મત પ્રમાણે શુદ્ધા અને વિદ્ધા એવી રીતે એકાદશીના બે ભેદ થાય છે. એ બન્નેને ન્યૂન, સમ અને અધિક એ ભેદોથી ત્રણગણા કરવાથી છ ભેદ થાય છે; ને એ છ ભેદને ન્યૂન, અધિક તથા સમાન દ્વાદશી એવી રીતે ત્રણગણા કરવાથી અઢાર ભેદ થાય છે.[૨૩] પદ્મપુરાણમાં વચન છે કે–જો દ્વાદશી બે હોય તો સંપૂર્ણ એકાદશી છોડીને શુદ્ધ બારસને દિવસે ઉપવાસ કરવો અને બારસમાં જ પારણું કરવું. પણ જો પારણાને દિવસે એક ઘડી પણ દ્વાદશી ન હોય તો દશમીના વેધવાળી એકાદશીને દિવસે ઉપવાસ કરવો.[૨૪–૨૫] ઘણાં વાક્યોનો પરસ્પર વિરોધ આવવાથી જો સંદેહ થાય તો બારસને દિવસે ઉપવાસ કરી તેરસને દિવસે પારણું કરવું,' એમ માર્કંડેયે કહેલું છે.[૨૬] કાત્યાયન કહે છે કે, 'આઠ વર્ષથી લઈ એંસી વર્ષ સુધીના માણસે બન્ને એકાદશીને દિવસે ઉપવાસ કરવો.[૨૭] ભવિષ્યપુરાણમાં વચન છે કે, બ્રહ્મચારી સ્ત્રી અને ગૃહસ્થાશ્રમીએ સદા શુક્લ પક્ષની એકાદશી કરવી. સધવા (સુવાસિની) સ્ત્રીને પતિની આજ્ઞા લઇ એકાદશી કરવાનો અધિકાર છે.[૨૮] તેમ જ વિષ્ણુરહસ્યમાં.–'જે સ્ત્રી પતિ જીવતાં છતાં ઉપવાસ કરી વ્રત કરે, તે પતિનું આયુષ્ય ઓછું કરે છે અને પોતે નરકમાં પડે છે.' એમ કહેલું છે.[૨૯] પદ્મપુરાણમાં વચન છે કે:–'શયની એટલે આશાડ શુદિ એકાદશી અને બોધિની એટલે કાર્તિક શુદિ એકાદશીની વચમાં જે કૃષ્ણપક્ષની એકાદશી આવે, તે દિવસે ગૃહસ્થાશ્રમીએ ઉપવાસ કરવો. પણ બીજી કૃષ્ણ એકાદશીને દિવસે કોઇ પણ વખત ઉપવાસ કરવો નહી.[૩૦] આ વચનમાં 'नान्या कृष्णा' એ નિષેધ નથી, કેમકે 'સંક્રાંતિ, કૃષ્ણ એકાદશી ને સૂર્ય તથા ચંદ્રગ્રહણને દિવસે પુત્રવાળા ગૃહસ્થાશ્રમીએ ઉપવાસ કરવો નહિ,' એ નારદવાક્યથી,[૩૧] તથા 'પુત્રવાળા ગૃહસ્થાશ્રમીએ રવિવાર, સંક્રાંતિ અને ચંદ્ર તથા સૂર્યના ગ્રહણને દિવસે ઉપવાસ વા પારણું કરવું નહિ,' એવી રીતનાં બીજાં વચનના અનુરોધથી ઉપવાસ કરવો, એમ સિદ્ધ થતું નથી.[૩૨] વ્રત નહીં કરવાનું પ્રાયશ્ચિત્ત માધવીયમાં કાત્યાયને કહેલું છે:– 'રવિવાર, પૂર્ણિમા ને અમાવાસ્યાને દિવસે રાતે ભોજન કરવાથી ને ચતુર્દશી તથા અષ્ટમીને દિવસે દિવસમાં ભોજન કરવાથી અને એકાદશીને દિવસે રાતે વા દિવસે ભોજન કરવાથી ચાંદ્રાયણ કરવું.'[૩૩]

## ૨ કામ્યવ્રતનો પ્રકાર

**अथ काम्यव्रतविधिः। तत्र दशम्यां विधिः कौर्मे–कांस्यं मांसं मसूरांश्च चणकान् कोरदूषकान्। शाकं मधु परान्नं च त्यजेदुपवसन् स्त्रियम् ॥१॥ तथा–शाकं माषं मसूरांश्च पुनर्भोजनमैथुने। द्यूतमत्यंबुपानं च दशम्यां वैष्णवस्त्यजेत् ॥२॥ मदनरत्ने नारदीये–अक्षारलवणाः सर्वे हविष्यान्ननिषेविणः। अवनीतल्पशयनाः प्रियासंगविवर्जिताः ॥३॥ व्रतघ्नान्याह हेमाद्रौ देवलः–असकृज्जलपानाच्च सकृत्तांबूलचर्वणात्। उपवासः प्रणश्येत दिवास्वापाच्च मैथुनात् ॥४॥ अशक्तौ तु मदनरत्ने देवलः–अत्यये चांबुपानेन नोपवासः प्रणश्यति (अत्यये कष्टे) ॥५॥ विष्णुरहस्ये–गात्राभ्यंगं शिरोभ्यंगं तांबूलं चानुलेपनम्। व्रतस्थो वर्जयेत्सर्वं यच्चान्यच्च निराकृतम् ॥६॥ एषु प्रायश्चित्तमृग्विधाने–स्तेनहिंसकयोः सख्यं कृत्वा स्तैन्यं च हिंसनम्। प्रायश्चित्तं व्रती कुर्याज्जपेन्नामशतत्रयम्। मिथ्यावादे दिवास्वापे बहुशोऽम्बुनिषेवणे। अष्टाक्षरं जपेन्मंत्रं शतमष्टोत्तरं शुचिः। ॐ नमो नारायणायेत्यष्टाक्षरः ॥७॥ हेमाद्रौ वसिष्ठः–उपवासे तथा श्राद्धे न कुर्याद्दंतधावनम्। दंतानां काष्ठसंयोगो दहत्यासप्तमं कुलम् ॥८॥ एकादश्यां श्राद्धे प्राप्ते माधवीये कात्यायनः–उपवासो यदा नित्यः श्राद्धं नैमित्तिकं भवेत्। उपवासं तदा कुर्यादाघ्राय पितृसेवितम्। मातापित्रोः क्षये प्राप्ते भवेदेकादशी यदि। अभ्यर्च्य पितृदेवांश्च आजिघ्रेत्पितृसेवितम् ॥९॥**

કામ્ય વ્રતોમાં દશમીનો વિધિ કૂર્મપુરાણમાં કહેલો છે–'ઉપવાસ કરનાર પુરુષે કાંસું, માંસ, મસૂર, ચણા, કોદ્રા, શાક, મદિરા, પારકું અન્ન અને સ્ત્રીનો ત્યાગ કરવો.[૧] તેમ જ શાક, અડદ, મસૂર, બીજી વખત ભોજન, મૈથુન, જુગાર અને ઘણું જલપાન આટલી વસ્તુનો વૈષ્ણવે દશમીને દિવસે ત્યાગ કરવો.[૨] મદનરત્નમાં નારદસ્મૃતિનું વચન છે કે–દશમીને દિવસે મીઠું કે બીજી કોઈ ખારી વસ્તુ ખાવી નહિ. હવિષ્યાન્ન ખાવું, પૃથિવી ઉપર સુવું અને સ્ત્રીનો સંગ કરવો નહિ.[૩] હેમાદ્રિમાં દેવલે વ્રતભંગનાં કારણો કહ્યાં છે તે આ છે;– વારંવાર જળ પીવાથી, એક વખત પણ તાંબૂલ ખાવાથી, દિવસે સુવાથી અને મૈથુનથી ઉપવાસનો ભંગ થાય છે.[૪] અશક્તિમાં કેમ કરવું, તેને માટે મદનરત્નમાં દેવલ મુનિનું વચન છે:–કષ્ટ વખતે જળ પીવાથી ઉપવાસ નષ્ટ થતો નથી.[૫] વિષ્ણુરહસ્યમાં વચન છે કે–વ્રતવાળા પુરુષે શરીરે તેલ ચોપડવું નહીં, માથામાં તેલ લગાડવું નહીં, તાંબૂલ ખાવું નહીં, લેપ કરવો નહીં અને નિષેધ કરેલાં બીજાં કાર્યો પણ કરવાં નહીં.[૬] વ્રત કરનારે નિષિદ્ધ કામ કરવાનું પ્રાયશ્ચિત્ત ઋગ્વિધાનમાં કહેલું છે– ચોરની અને હિંસા કરનારની મૈત્રી કરવાથી તથા હિંસા અને ચોરી કરવાથી ત્રણસો વિષ્ણુ નામનો જપ કરવો.

મિથ્યા બોલાયું હોય, દિવસમાં સુવાયું હોય અને ઘણી વખત જળ પીવાયું હોય તો પવિત્ર થઇને 'नमो नारायणाय' એ અષ્ટાક્ષરમંત્રનો એકસો આઠવાર જપ કરવો.[૭] હેમાદ્રિમાં વસિષ્ઠનું વચન છે કે–ઉપવાસ તથા શ્રાદ્ધને દિવસે દાતણ કરવું નહિ; કારણ કે તે દિવસે થયેલો દાંત અને દાતણનો સંયોગ સાત કુળને બાળે છે.[૮] એકાદશીને દિવસે જો શ્રાદ્ધ આવે તો કેમ કરવું, તેનો ખુલાસો માધવીયમાં કાત્યાયને કર્યો છેઃ–જો ઉપવાસ નિત્ય હોય અને શ્રાદ્ધ નિમિત્તથી પ્રાપ્ત થયું હોય તો ઉપવાસ કરવો, ને પિતૃને ધરેલું નૈવેદ્ય સુંઘી લેવું. જો એકાદશીને દિવસે માતાનો વા પિતાનો ક્ષય દિવસ હોય તો પિતૃદેવની પૂજા કરી તેનું નૈવેદ્ય સુંઘવું.[૯]

ब्रह्मवैवर्ते–प्राप्ते हरिदिने सम्यक् विधाय नियमं निशि । दशम्यामुपवासं च प्रकुर्याद्वैष्णवं व्रतम् ॥ १० ॥ तत्र एकादश्यां संकल्पः–गृहीत्वौदुंबरं पात्रं वारिपूर्णमुदङ्मुखः । उपवासं तु गृह्णीयाद्यथासंकल्पयेद्बुधः ( औदुंबरं ताम्रमयम् ) ॥ ११ ॥ मंत्रस्तु विष्णूक्तः–एकादश्यां निराहारः स्थित्वाऽहमपरेऽहनि । भोक्ष्यामि पुंडरीकाक्ष शरणं मे भवाच्युत ॥ १२ ॥ शैवादीनां तु हेमाद्रौ सौरपुराणे–सावित्र्याऽप्यथवा नाम्ना संकल्पं तु समाचरेत् ॥१३॥ वाराहे –इत्युच्चार्य ततो विद्वान् पुष्पांजलिमथार्पयेत् । ततस्तज्जलं पिबेत् । अष्टाक्षरेण मन्त्रेण त्रिजप्तेनाभिमंत्रितम् ॥ १४ ॥ उपवासफलं प्रेप्सुः पिबेत्पात्रगतं जलम् । इति कात्यायनोक्तेः ॥ १५ ॥ मध्यरात्रे उदये दशमीवेधे रात्रौ संकल्प इति माधवः ॥ १६ ॥ दशम्याः संगदोषेण अर्धरात्रात्परेण तु । वर्जयेच्चतुरो यामान् संकल्पार्चनयोस्तदा ॥ १७ ॥ विद्धोपवासेऽनश्नंस्तु दिनं त्यक्त्वा समाहितः । रात्रौ संपूजयेद्विष्णुं संकल्पं च सदाऽऽचरेत्॥इति नारदीयोक्तेः॥१८॥तत्र पूजामभिधाय देवलः–देवस्य पुरतः कुर्याज्जागरं नियतो व्रती ॥ १९ ॥ द्वादश्यां निवेदनमंत्र उक्तः कात्यायनेन–अज्ञानतिमिरांधस्य व्रतेनानेन केशव । प्रसीद सुमुखो नाथ ज्ञानदृष्टिप्रदो भव ॥ २० ॥ द्वादश्यां वर्ज्यानाह बृहस्पतिः–दिवानिद्रां परान्नं च पुनर्भोजनमैथुने । क्षौद्रं कांस्यं माषतैले द्वादश्यामष्ट वर्जयेत् ॥२१॥ हेमाद्रौ ब्रह्मांडे–पुनर्भोजनमध्यायो भार आयासमैथुने । उपवासफलं हन्युर्दिवानिद्रा च पंचमी ॥ २२ ॥ विष्णुधर्मे–असंभाष्यान्हि संभाष्य तुलस्याश्चार्पितं दलम् । आमलक्याः फलं वापि पारणे प्राश्य शुद्ध्यति ॥२३॥ विष्णुः–भोजनानंतरं विष्णोरर्पितं तुलसीदलम् । भक्षणात्पापनिर्मुक्तिश्चांद्रायणशताधिका ॥२४॥ एतद्व्रतं सूतकेऽपि कार्यम् । सूतके मृतके चैव न त्याज्यं द्वादशीव्रतम्–इति विष्णूक्तेः ॥ २५ ॥ तत्र त्यक्तं दानादि सूतकांते कार्यम् । सूतकांते नरः स्नात्वा पूजयित्वा जनार्दनम् । दानं दत्त्वा विधानेन व्रतस्य फलमश्नुते–इति मात्स्योक्तेः ॥२६॥ स्त्रीभिस्तु रजोदर्शनेऽपि कार्यम् । एकादश्यां न भुंजीत नारी दृष्टे रजस्यपि -इति पुलस्त्योक्तेः ॥ २७ ॥ यदा द्वादश्यां श्रवणर्क्षं तदा शुद्धामप्येकादशीं त्यक्त्वा द्वादशीमुपवसेत् ॥ २८ ॥ शुक्ला वा यदि वा कृष्णा द्वादशी श्रवणान्विता । तयोरेवोपवासश्च त्रयोदश्यां तु पारणम्–इति नारदोक्तेः ॥ २९ ॥

બ્રહ્મવૈવર્તમાં વચન છે કેઃ–જ્યારે એકાદશી આવવાની હોય ત્યારે દશમીને દિવસે રાતે નિયમ કરી એકાદશીને દિવસે ઉપવાસ કરવો.[૧૦] એકાદશીનો સંકલ્પ–જલથી ભરેલું ત્રાંબાનું પાત્ર લઈ પૂર્વાભિમુખ ઉભા રહી પોતાની ઇચ્છા પ્રમાણે ઉપવાસનો સંકલ્પ કરવો.[૧૧] તેનો મંત્ર આ પ્રમાણે છે. વિષ્ણુએ કહ્યું છે કે–'હે પુંડરીકાક્ષ ! હે અચ્યુત ! એકાદશીને દિવસે ઉપવાસ કરી બારસને દિવસે પારણું કરીશ, માટે મારું શરણ થાઓ.'[૧૨] શિવભક્તોનો સંકલ્પ હેમાદ્રિમાં સૂર્યપુરાણમાં કહેલો છે કે, 'શિવ વગેરેનો ગાયત્રીથી અથવા નામથી સંકલ્પ કરવો.'[૧૩] વરાહપુરાણમાં કહ્યું છે કે, 'એવો સંકલ્પ કરી પુષ્પાંજલિ આપવી.' પછી તે જળ પીવું, કેમ કે 'ઉપવાસના ફલની ઇચ્છાવાળા પુરુષે ત્રણ વખતે અષ્ટાક્ષર મંત્રથી મંત્રેલું પાત્રનું જળ પીવું,' એમ કાત્યાયનનું વચન છે.[૧૪–૧૫] મધરાતે અથવા સૂર્યોદય વખતે દશમીનો વેધ હોય તો રાત્રિમાં સંકલ્પ કરવો એમ માધવ કહે છે;[૧૬] કારણ કે, 'જો મધરાત પછી દશમીનો વેધ લાગતો હોય તો ચાર પહોર સુધી સંકલ્પ અને પૂજન કરવું નહિ. વિદ્ધોપવાસમાં ખાવું નહીં અને સાવધાન થઇ દિવસનો ત્યાગ કરી રાતે વિષ્ણુનું પૂજન અને સંકલ્પ કરવો,' એમ નારદીય પુરાણમાં કહેલું છે.[૧૭–૧૮] તેમાં પૂજા કર્યા પછી કેમ કરવું, તે માટે દેવલનું વચન છે.–'વ્રત કરનાર પુરુષે નિયમથી દેવની પાસે જાગરણ કરવું,'[૧૯] બારસને દિવસે ઉપવાસ અર્પણ કરવાનો મંત્ર કાત્યાયને કહેલો છે–'હે કેશવ ! હે નાથ ! હું કે જે અજ્ઞાનરૂપી અંધારાથી આંધળો છું, તેની ઉપર આ વ્રતથી પ્રસન્ન થાઓ અને જ્ઞાન આપો.'[૨૦] બારસને દિવસે જેટલી ચીજો તજવાની છે તે બૃહસ્પતિએ કહી છે–'દિવસે નિદ્રા, પરનું અન્ન, બીજી વખત ભોજન, મૈથુન, મદ્ય, કાંસ્ય, અડદ અને તેલ, આ આઠ વસ્તુ બારસને દિવસે તજવી.'[૨૧] હેમાદ્રિમાં બ્રહ્માંડપુરાણનું વચન છે–બીજી વખત ભોજન, ભણવું, બોજો ઉઠાવી શ્રમ કરવો, મૈથુન અને દિવસમાં નિદ્રા એ પાંચ, ઉપવાસનાં ફળને હણે છે.[૨૨] વિષ્ણુધર્મમાં લખ્યું છે કે–'જો અસંભાષ્ય સાથે એટલે નીચની સાથે ભાષણ કર્યું હોય તો ભગવાનને ચઢાવેલું તુલસીદલ અથવા તો પારણામાં આમળાં ખાવાથી શુદ્ધિ થાય છે.'[૨૩] વિષ્ણુનું વચન છે કે–'ભોજન કર્યા પછી તુલસીદલ, કે જે નારાયણને ચડાવેલું હોય, તે ખાધાથી સઘળાં પાપ છૂટી જાય છે અને સો ચાંદ્રાય-

ણુથી પણ અધિક પુણ્ય થાય છે.[૨૪] આ વ્રત સૂતકમાં પણ કરવું. કારણ કે વૃદ્ધિસૂતક અથવા મૃતસૂતકમાં પણ દ્વાદશી વ્રત છોડવું નહિ,' એમ વિષ્ણુએ કહેલું છે.[૨૫] સૂતકમાં તજેલાં દાન વગેરે સૂતક ઉતર્યા પછી કરવાં. કારણ કે 'સૂતક ઉતર્યા પછી સ્નાન કરી નારાયણનું પૂજન કરી વિધિ પ્રમાણે દાન આપવાથી વ્રતનું ફળ મળે છે,' એમ મત્સ્યપુરાણમાં કહેલું છે.[૨૬] સ્ત્રીઓએ રજસ્વલા અવસ્થામાં પણ આ વ્રત કરવું. કારણ કે, 'રજોદર્શન થયું હોય, તોપણ એકાદશીને દિવસે સ્ત્રીએ ભોજન કરવું નહિ એટલે ઉપવાસ કરવો,' એમ પુલસ્ત્ય કહે છે.[૨૭] જો દ્વાદશીને દિવસે શ્રવણ નક્ષત્ર હોય તો, શુદ્ધ એકાદશીને પણ છોડી બારસને દિવસે ઉપવાસ કરવો,[૨૮] કારણ કે 'જો શુકલ અથવા કૃષ્ણ દ્વાદશી શ્રવણ નક્ષત્રના યોગવાળી હોય તો તે દિવસેજ ઉપવાસ કરવો અને તેરસમાં પારણું કરવું,' એમ નારદ કહે છે.[૨૯]

अथाष्टौ महाद्वादश्यः । तत्र शुद्धाधिकैकादशीयुता उन्मीलिनी । द्वादश्येव शुद्धाधिका वर्द्धते चेत्सा वंजुली । वासरत्रयस्पर्शिनी त्रिस्पृशा । अमे पर्वणः संपूर्णाधिकत्वे पक्षवर्धिनी । पुष्यर्क्षयुता जया । श्रवणयुता विजया । पुनर्वसुयुता जयंती । रोहिणीयुता पापनाशिनी । एताः पापक्षयमुक्तिकाम उपवसेत् । अत्र मूलं हेमाद्रौ ज्ञेयम् ॥ ३० ॥ द्वादश्याः प्रथमपादमतिक्रम्य पारणं कार्यम् । द्वादश्याः प्रथमः पादो हरिवासर संज्ञितः । तमतिक्रम्य कुर्वीत पारणं विष्णुतत्परः ॥ इति निर्णयामृते विष्णुधर्मोक्तेः ॥ ३१ ॥ यदा भूयसी द्वादशी तदापि प्रातर्मुहूर्तत्रये पारणं कार्यम् । सर्वेषामुपवासानां प्रातरेव हि पारणम्—इति वचनात् ॥ ३२ ॥ इत्येकादशीनिर्णयः ।

આઠ મહાબારશ—પહેલે દિવસે શુદ્ધ છતાં વધેલી એકાદશીના યોગવાળી બારશ ઉન્મીલિની કહેવાય છે; બારશજ શુદ્ધ છતાં વધતી હોય તો તે વંજુલી કહેવાય છે; એક દિવસે ત્રણ તિથિનો સ્પર્શ થવાથી ત્રિસ્પૃશા દ્વાદશી કહેવાય છે; અમાવાસ્યા અથવા પૂર્ણિમા વધતી હોય તો પક્ષવર્ધિની દ્વાદશી કહેવાય છે; પુષ્ય નક્ષત્રના યોગવાળી બારશ જયા કહેવાય છે, શ્રવણ નક્ષત્રના યોગવાળી બારશ વિજયા કહેવાય છે, પુનર્વસુ નક્ષત્રના યોગવાળી બારશ જયંતી કહેવાય છે અને રોહિણી નક્ષત્રના યોગવાળી બારશ પાપનાશિની કહેવાય છે. પાપના ક્ષયની ઇચ્છાવાળા અથવા મુક્તિની ઇચ્છાવાળા પુરુષે આ બારશોને દિવસે ઉપવાસ કરવો. આ વિષયમાં પ્રમાણ હેમાદ્રિમાંથી જાણવું.[૩૦] 'બારશનો પહેલો ને ચોથો ભાગ હરિવાસર કહેવાય છે. માટે વિષ્ણુભક્તોએ તે છોડીને પારણું કરવું,' એમ નિર્ણયામૃતમાં વિષ્ણુધર્મનું વચન છે.[૩૧] જો બારશ ઘણી હોય તો સવારે ત્રણ મુહૂર્તમાં પારણું કરી લેવું. કારણ કે, 'સઘળા ઉપવાસોનું પારણું પ્રાતઃકાલમાંજ કરવું,' એવું વચન છે. એવી રીતે એકાદશીનો નિર્ણય કહ્યો છે.[૩૨]

### ૩ શુકલ અને કૃષ્ણ એકાદશીનું ઉદ્યાપન

अथ शुक्लकृष्णैकादश्युद्यापनम् । प्रबोधसमये पार्थ कुर्यादुद्यापनक्रियाम् । मार्गशीर्षे विशेषेण माघे भीमतिथावपि ॥ १ ॥ तद्विधिः—दशम्यामेकभुक्तं तु दंतधावनपूर्वकम् ॥ एकादश्यां शुचिर्भूत्वा आचार्यं वरयेत्ततः ॥ २ ॥ तत्र संकल्पः—गणेशस्मरणपूर्वकं मासपक्षाद्युल्लिख्य मया आचरितस्याचरिष्यमाणस्य वा शुक्लकृष्णैकादशीव्रतस्य सांगतासिद्ध्यर्थं तत्संपूर्णफलप्राप्त्यर्थं देशकालाद्यनुसारतो यथाज्ञानेन शुक्लकृष्णैकादशीव्रतोद्यापनमहं करिष्ये, तदंगत्वेन गणपतिपूजनं पुण्याहवाचनमाचार्यवरणं च करिष्ये इति संकल्प्य, गणेशं षोडशोपचारैः पूजयित्वा पुण्याहं वाचयेत् ॥ ३ ॥ तद्यथा—करिष्यमाणशुक्लकृष्णैकादशीव्रतोद्यापनकर्मणः पुण्याहं भवंतो ब्रुवंतु । अस्तु पुण्याहम् ॥ ४ ॥ स्वस्ति भवंतो ब्रुवंतु । आयुष्मते स्वस्ति । ऋद्धिं भवंतो ब्रुवंतु । कर्म ऋध्यताम् ॥ ५ ॥ श्रीरस्त्विति भवंतो ब्रुवंतु । अस्तु श्रीः । वर्षशतं पूर्णमस्तु शिवं कर्मास्तु गोत्राभिवृद्धिरस्तु प्रजापतिः प्रीयताम् ॥ ६ ॥

હે પૃથાના પુત્ર ! કાર્તિક શુદી એકાદશીના ઉદ્યાપનની ક્રિયા પ્રબોધસમયે કરવી. માર્ગશીર્ષમાસમાં, માઘમાસમાં અથવા ભીમ અગીઆરસને દિવસે ઉદ્યાપન કરવું,[૧] તેનો પ્રકાર આવો છે. દશમીને દિવસે દાતણ વગેરે કરી એક વખત જમવું. એકાદશીને દિવસે પવિત્ર થઈ આચાર્યને વરાવવા.[૨] તેમાં સંકલ્પ કરવો. પ્રથમ ગણેશનું સ્મરણ કરી, માસ અને પક્ષ વગેરે ઉચ્ચારણ કરી, 'કરેલાં અથવા કરવાનાં જે એકાદશી વ્રત છે, તેની સાંગતા સિદ્ધિ માટે, તેનાં પૂર્ણ ફલની પ્રાપ્તિ માટે, દેશ અને કાલને અનુસારે, મારાં જ્ઞાન પ્રમાણે, બંને એકાદશી વ્રતનું ઉદ્યાપન હું કરીશ, તેમાં ગણપતિપૂજન, પુણ્યાહવાચન અને આચાર્યનું વરણ કરીશ.' એવો સંકલ્પ કરી, ષોડશોપચારવડે ગણેશની પૂજા કરી પુણ્યાહવાચન કરાવવું.[૩] તે આ પ્રકારે; 'બન્ને પક્ષની એકાદશીનાં કરાતાં ઉદ્યાપનનું પુણ્યાહ તમે કહો,' એમ યજમાનના કહેવા પછી 'પુણ્યાહ થાઓ' એમ બ્રાહ્મણોએ કહેવું.[૪] 'તમે સ્વસ્તિ કહો' એમ યજમાનના કહેવા પછી 'આયુષવાળાને સ્વસ્તિ' એમ બ્રાહ્મણોએ કહેવું. 'તમે સમૃદ્ધિ કહો,' એમ યજમાનના કહ્યા પછી, 'કર્મ સમૃદ્ધ થાઓ' એમ બ્રાહ્મણોએ કહેવું.[૫] 'શ્રી થાઓ એમ તમે કહો,' એવી રીતે યજમાનના કહ્યા પછી 'શ્રી થાઓ' એમ બ્રાહ્મણોએ કહેવું. અને સો વર્ષ પૂરાં થાઓ, શુભ કર્મ થાઓ, વંશની વૃદ્ધિ થાઓ અને બ્રહ્મા પ્રસન્ન થાઓ, એમ પણ આચાર્યે કહેવું.[૬]

तत उद्यापनकर्मणि आचार्यौं वरयेत् । उपोष्य नियतो रात्रावाचार्यसहितो व्रती । कुर्यादाराधनं विष्णोर्यथाशक्त्या जगद्गुरोः ॥ ७ ॥ देवालये गवां गोष्ठे शुचौ देशेऽथवा गृहे । अष्टांगुलोच्छ्रितां वेदीं चतुरस्रां प्रकल्पयेत् ॥ ८ ॥ वितस्तिद्वयविस्तीर्णां तिलैः कृष्णैः प्रपूरयेत् । तस्यामष्टदलं रम्यं कमलं परिकल्पयेत् ॥ ९ ॥ तन्मध्ये स्थापयेत् कुंभं नवीनमव्रणं शुभम् । कृष्णैस्तिलैश्च संयुक्तं कृष्णवस्त्रोपशोभितम् ॥ १० ॥ अश्वत्थपर्णयुग्मेन पंचरत्नैः समन्वितम् । समंतादंकितं चैव संकर्षणादिनामभिः ॥११॥ उपचारैः षोडशभिः पूजयेत्प्रयतो नरः । आग्नेयादिचतुष्पत्रे पूजयेद्गणमातृकाः ॥ १२ ॥ गणेशं मातृकाश्चैव दुर्गां क्षेत्राधिपं तथा । समाहितमनाः कोणेष्वाग्नेयादिषु विन्यसेत् ॥१३॥ तथैव शुक्लैकादश्यां तिलैः शुक्लैश्च योजयेत् । शुक्लवस्त्रेण संवेष्ट्य पूजयेत्परया मुदा ॥ १४ ॥ समंतादंकितं चैव नामभिः केशवादिभिः । ततो देवं च सौवर्णं स्नाप्य पंचामृतादिभिः ॥ १५ ॥ गंधपुष्पाक्षतोपेतैरथ पुण्यजलैः शुभैः । संस्थाप्यावाहयेत्कुंभे रमायुक्तं चतुर्भुजम् ॥ १६ ॥

પછી ઉદ્યાપન માટે આચાર્યને વરાવવા. આચાર્યે તથા યજમાને નિયમથી ઉપવાસ કરવો. જગતના ગુરુ વિષ્ણુનું યથાશક્તિ આરાધન કરવું.[૭] દેવમંદિર, ગૌંદરો, પવિત્ર સ્થળ અથવા ઘર એમાંથી કોઈ પણ જગોએ આઠ આંગળ ઉંચી, બે વેંત પહોળી અને ચાર ખૂણાવાળી વેદી કરવી. તેની ઉપર કાળા તલવડે અષ્ટદલ કમલ કરવું.[૮-૯] તેમાં છિદ્રરહિત સુંદર નવા ઘડાની સ્થાપના કરવી. તેની પાસે કાળા તલ રાખવા અને કાળું વસ્ત્ર ઓઢાડવું.[૧૦] તેમાં બે પીપળાનાં પાંદડાં અને પંચરત્ન નાંખવાં. તેની ચારે બાજુમાં સંકર્ષણ વગેરે નામો લખવાં.[૧૧] પછી નિયમથી ષોડશોપચારવડે પૂજા કરવી. અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય અને ઈશાન કોણ તરફના ચાર પત્રમાં ગણમાતાની પૂજા કરવી.[૧૨] મન સ્થિર રાખી, અગ્નિ વગેરે ચાર દિશામાં ગણેશ, માતૃકા, દુર્ગા અને ક્ષેત્રપાલની પૂજા કરવી.[૧૩] પરમ હર્ષવડે ધોળા તલ અને ધોળાં કપડાંવડે શુક્લ પક્ષની એકાદશીમાં પૂજા કરવી;[૧૪] અને ચારે તરફ કેશવ વગેરેનાં નામો લખવાં. પછી વિષ્ણુ અને લક્ષ્મીની બે સુવર્ણની પ્રતિમાઓ સ્થાપન કરી, પંચામૃત વગેરેથી સ્નાન કરાવી, શુદ્ધ જલ, ચંદન, પુષ્પ અને અક્ષતવડે પૂજન કરવું.[૧૫-૧૬]

पूर्ववृत आचार्यः सर्वतोभद्रे मंडलदेवताः संपूज्य तदुपरि स्थापिते कलशे देवतासान्निध्यार्थं कृताग्न्युत्तारणां विष्णुमूर्तिं संस्थाप्य तत्र विष्णुमावाहयेत् ॥ १७ ॥ ॐ नमो विष्णवे तुभ्यं भगवन्परमात्मने । कृष्णोऽसि देवकीपुत्र परमेश्वर उत्तम ॥ १८ ॥ अजोऽनादिश्च विश्वात्मा सर्वलोकपितामहः । क्षेत्रज्ञः शाश्वतो विष्णुः श्रीमान्नारायणः परः ॥ १९ ॥ त्वमेव पुरुषः सत्योऽतींद्रियोऽसि जगत्पते । यत्ते तेजः परं सूक्ष्मं तेनेमां वेदिकां विश ॥ २० ॥ ॐ भूः पुरुषमावाहयामि ॥ ॐ भुवः पुरुषमावा० । ॐ स्वः पुरुषमावा० । ॐ भूर्भुवःस्वः पुरुषमावाहयामि ॥ २१ ॥ विष्णो इहागच्छ इह तिष्ठ पूजां गृहाण सुप्रसन्नो वरदो भवेति प्रत्येकं स्त्रीचतुःसहस्रीसहितां जांबवतीं सत्यभामां कालिंदीं च पूर्वदक्षिणपश्चिमोत्तरदलाभ्यंतरेष्वावाह्य—शंखं चक्रं गदां पद्मं चेशानादिष्वावाहयेत् ॥ २२ ॥ तद्बहिः पूर्वपत्रादिष्वष्टपत्रेष्वनुक्रमात् । विमला १ त्कर्षिणी २ ज्ञाना ३ क्रिया ४ योगा ५ तथैव च । प्रह्वा ६ सत्या ७ तथेशाना ८ ऽनुग्रहा पद्ममध्यगा ॥२३॥ देवस्याग्रे ततः कृत्वा वेदिकायां खगेश्वरम् । खगेश्वरं गरुडं चावाह्य॥२४॥

વરાવેલા આચાર્યે, સર્વતોભદ્રમંડલમાં મંડલદેવતાઓની પૂજા કરી, તેની ઉપર સ્થાપેલ ઘડામાં દેવતા આવવામાટે અગ્ન્યુત્તારણ કરેલી વિષ્ણુની મૂર્તિની સ્થાપના કરવી.[૧૭] 'હે વિષ્ણો ! હે પરમાત્મા ! આપને નમસ્કાર કરું છું. આપ કૃષ્ણ છો, દેવકીના પુત્ર છો, ઉત્તમ પરમેશ્વર છો, અજન્મા છો, અનાદિ છો, વિશ્વના આત્મા છો, સઘળા લોકના પિતામહ છો, ક્ષેત્ર(શરીર)ના જ્ઞાતા છો, નિત્ય છો, વ્યાપક છો, લક્ષ્મીવાળા છો, નારાયણ છો, આપ પુરુષરૂપ છો, સત્ય છો, ઇન્દ્રિયોથી અગોચર છો. હે ભગવન્! આપનું જે સૂક્ષ્મ તેજ છે, તેવડે આ વેદીમાં પ્રવેશ કરો.[૧૮-૨૦] ભૂઃપુરુષમાવા૦ આ ચાર મંત્રો ભણવા. પછી, 'હે વિષ્ણો ! અહીં પધારો, અહીં બિરાજો, પૂજા સ્વીકારો અને પ્રસન્ન થઈ વરદાન આપો.' એટલું કહી, રુક્મિણી, જાંબવતી, સત્યભામા તથા કાલિંદી એઓનું ચાર ચાર હજાર સ્ત્રીઓ સહિત આવાહન કરવું.[૨૧-૨૨] તેની બહાર પૂર્વ વગેરે આઠ પત્રોમાં વિમલા, ઉત્કર્ષિણી, ક્રિયા, યોગા, પ્રહ્વા, સત્યા તથા ઈશાના એ આઠ દેવીઓનું અને વચમાં અનુગ્રહાનું નામમંત્રવડે આવાહન કરવું.[૨૩] પછી દેવની પાસે વેદિકા ઉપર ગરુડનું આવાહન કરવું[૨૪]

लोकपालानवस्थाप्य दिक्षु पूर्वादिषु क्रमात् । ततः पूर्वादिक्रमेण केशवादीन् ॥ केशवाय नमः केशवमावाहयामि १॥ नारायणाय० २ माधवाय० ३ गोविंदाय० ४ विष्णवे० ५ मधुसूदनाय० ६ त्रिविक्रमाय० ७ वामनाय० ८ श्रीधराय० ९ हृषीकेशाय० १० पद्मनाभाय० ११ दामोदराय० १२ एतान् शुक्लैकादश्याम् ॥ २५ ॥ एवमेव कृष्णैकादश्याम्—संकर्षणाय० संकर्षणमा० वासुदेवाय० प्रद्युम्ना० अनिरुद्धा० पुरुषोत्तमा० अधोक्षजा० नारसिंहा० अच्युता० जनार्दना० उपेंद्रा० हरये० श्रीकृष्णा० १२ इत्येवं प्रकारेणावाह्य ॥२६॥ तदस्त्विति प्रतिष्ठाप्य च अतो देवा इति षोडशोपचारैर्विष्णुमावाहितदेवताश्च नाममन्त्रेण पूजयेत् ॥ २७ ॥ प्रदद्यादासनं पाद्यमर्घ्यमाचमनीयकम् । स्नानं वस्त्रं चोपवीतं गंधपुष्पाणि वै ततः । धूपं दीपं च नैवेद्यं नीराजनप्रदक्षिणे ॥ २८ ॥ उभयैकादश्यो-

येदा एक आचार्यस्तदाऽष्टपत्रदलेषु पूर्वादिक्रमेण एकत्र देवताः संस्थाप्य पूजयेत् ॥२९॥ स्तवनं विष्णुसूक्तैश्च परिचर्यां च नामभिः। नमोंतैर्वर्णितैर्मंत्रैस्तन्मूर्तौ पूजयेत्सुधीः। उपचारादिकं कुर्यान्नैव कार्यं विसर्जनम् ॥ ३० ॥ गीतवाद्यैस्तथा नृत्यैरितिहासैर्मनोरमैः। पुराणैः सत्कथाभिश्च रात्रिशेषं नयेत्सुधीः ॥ ३१ ॥ प्रभाते विमले स्नात्वा कृत्वा शौचादिकाः क्रियाः। चतुर्विंशतिसंख्याकान् विप्रानागमदर्शिनः ॥ ३२ ॥ आकारयेत्ततः पश्चात्पूजयेत्त समागतान्। आचार्येण समं कुर्यादुपचारादिकं ततः ॥३३॥ होमसंख्यानुसारेण स्थंडिलं कारयेत्ततः। उल्लेखनादिकं कृत्वा प्रणीतास्थापनं ततः ॥ ३४ ॥ अग्निध्यानांतं कृत्वा ततोऽन्वाधानं कुर्यात्। क्रियमाणे शुक्लकृष्णैकादशीव्रतोद्यापनहोमे देवतापरिग्रहार्थमन्वाधानं करिष्ये इति संकल्प्य चक्षुषीआज्येनेत्यंतमुक्त्वा ॥ ३५ ॥ अत्र प्रधानम्–अग्निं इंद्रं प्रजापतिं विश्वान्देवान् ब्रह्माणम् पुरुषं नारायणं पुरुषसूक्तेन प्रत्यृचमाज्येन, वासुदेवं बलदेवं श्रियं विष्णुं अग्निं वायुं सूर्यं प्रजापतिं एताः प्रधानदेवताः पायसद्रव्येण। केशवादिद्वादश देवता आज्यमिश्रितपायसद्रव्येण ॥ ३६ ॥ विष्णुमष्टोत्तरशताहुत्या पायसद्रव्येण ॥ ३७ ॥ प्रत्येकं स्त्रीचतुःसहस्रसहितां रुक्मिणीं सत्यभामां जांबवतीं कालिंदीं च शंखं चक्रं गदां पद्मं गरुडं इंद्राद्यष्टौ लोकपालान् विमलाद्या अनुग्रहांता देवता ब्रह्मादिदेवताश्च एकैकयाऽऽज्याहुत्या ॥३८॥ शेषेण स्विष्टकृतमित्यादिप्रणीताप्रणयनांतं कृत्वा अन्वाधानसमिद्भिर्जुहुयात् ॥ ३९ ॥ पायसं चरुं श्रपयित्वा पवित्रं ते इति मंत्रं जपन् प्रापणमुद्धरेत् ॥ ४० ॥ पायसादुद्धृतं किंचित्प्रापणं तत्प्रकीर्तितम्। आज्यसंस्कारादिकमाज्यभागांतं कृत्वा इदमुपकल्पितं हवनीयद्रव्यं यथादैवतमस्तु ॥ ४१ ॥ पंच अनादेशाहुतीः सर्पिषा हुत्वा पुरुषं नारायणं पौरुषेण सूक्तेन प्रत्यृचं सर्पिषा ॥ ४२ ॥ वसुदेवाय स्वाहा। बलदेवाय स्वा० श्रियै स्वा० विष्णवे० विष्णोर्नुकम् तदस्यप्रियमभिपाथो० प्रतद्विष्णुः० परोमात्रया० विचक्रमे० त्रिर्देव० इति मन्त्रैर्व्याहृतिभिश्च पायसेन हुत्वा ॥ ४३ ॥ शुक्लैकादश्यां केशवादिद्वादशभ्यो नामभिः कृष्णैकादश्यां संकर्षणादिद्वादशभ्यः शुक्लकृष्णैकादश्योरेकाचार्यैकस्थंडिलपक्षे चतुर्विंशतिभ्यो नामभिर्घृतमिश्रपायसेन जुहुयात् ॥ ४४ ॥ ततो विष्णुं पायसेन अष्टोत्तरशतं हुत्वा प्रत्येकं स्त्रीचतुःसहस्रसहिता रुक्मिण्यादीः शंखादीन् लोकपालान् विमलाद्या देवता ब्रह्मादिदेवताश्चैकैकयाऽऽज्याहुत्या जुहुयात् ॥४५॥

પૂર્વ વગેરે દિશાઓમાં ક્રમથી લોકપાળોની સ્થાપના કરવી. શુક્લ એકાદશીમાં પૂર્વાદિક્રમથી 'केशवाय०' થી લઇ 'दामोदराय०' સુધી 'केशवाय नमः केशवमावाहयामि०' એવી રીતના મંત્રોવડે આવાહન કરવું.[२५] અને કૃષ્ણપક્ષમાં 'संकर्षणाय०' થી લઇ 'श्रीकृष्णाय०' સુધી, 'संकर्षणाय नमः संकर्षणमावाहयामि,' એવી રીતના મંત્રોવડે આવાહન કરવું.[२६] પછી 'तदस्तु' એમ કહી પ્રતિષ્ઠા કરી, 'अतो देवा' એ મંત્રવડે ષોડશોપચારથી વિષ્ણુની અને નામમંત્રોવડે આવાહિત દેવોની પૂજા કરવી.[२७] પછી આસન, પાદ્ય, અર્ધ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ ને નૈવેદ્ય આપી આરતી ઉતારવી. પછી પ્રદક્ષિણા કરવી.[२८] જો બન્ને પક્ષની એકાદશીના એક જ આચાર્ય હોય તો, કમલનાં આઠ પત્રોમાં પૂર્વ વગેરેના ક્રમથી દેવતાઓની એકત્ર સ્થાપના કરી પૂજા કરવી.[२९] વિષ્ણુસૂક્તવડે સ્તુતિ કરવી. અંતમાં નમઃ પદ લગાડી વિષ્ણુના નામમંત્રોવડે તે તે મૂર્તિમાં પૂજા કરવી. ઉપચારાદિક કરવું, પણ વિસર્જન કરવું નહિ.[३०] પછી બાકી રહેલી રાત્રિમાં વાજાં વગડાવવાં, ગીત ગવરાવવાં, નૃત્ય કરાવવું, સુંદર ઇતિહાસો કહેવા અને પુરાણની કથાઓ કરવી.[३१] સવાર થાય ત્યારે શૌચ વગેરે ક્રિયા કરી, ચોવીશ વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી તેઓની પૂજા કરવી.[३२] પછી આચાર્યની સાથે તેઓને ઉપચાર વગેરે કરવા.[३३] પછી આહુતિ પ્રમાણે સ્થંડિલ કરાવી ઉલ્લેખન વગેરે કરી, પ્રણીતાનું સ્થાપન કરી,[३४] અગ્નિધ્યાન સુધી સઘળું કૃત્ય કરી અન્વાધાન કરવું. આગળ કરવાના બન્ને પક્ષની એકાદશીના હોમમાં દેવતાના પરિગ્રહમાટે હું અન્વાધાન કરીશ, એવો સંકલ્પ કરી, 'चक्षुषी आज्येन०' ત્યાં સુધી કહી,[३५] અગ્નિ, ઇન્દ્ર, પ્રજાપતિ, વિશ્વેદેવ અને બ્રહ્માને ઘીની આહુતિ આપી, પુરુષસૂક્ત ભણી એક એક મંત્રવડે નારાયણને ઘીની આહુતિ આપી, વાસુદેવ, બળદેવ, શ્રીવિષ્ણુ, અગ્નિ, વાયુ, સૂર્ય અને પ્રજાપતિને દૂધપાકની આહુતિ આપવી.[३६] એવી રીતે પ્રધાન દેવતાને આહુતિ આપી ઘીવાળા દૂધપાકવડે કેશવ વગેરે બાર દેવોને આહુતિ આપવી. વિષ્ણુને દૂધપાકની એકસો આઠ આહુતિ આપવી.[३७] ચાર ચાર હજાર સ્ત્રીઓ સહિત રુક્મિણી, સત્યભામા, જાંબવતી અને કાલિંદીને શંખ, ચક્ર, ગદા, પદ્મ, અને ગરુડને, ઇંદ્ર વગેરે આઠ લોકપાલોને, વિમલાથી આરંભી અનુગ્રહ સુધી દેવતાઓને અને બ્રહ્મા વગેરે દેવતાઓને એક એક આહુતિ આપી,[३८] બાકીથી 'स्विष्टकृतं०' ત્યાંથી લઇ પ્રણીતાપ્રણયન સુધી કર્મ કરી, અન્વાધાનની સમિધાવડે હોમ કરવો.[३९] પછી દૂધપાકનો ચરુ પકવી, 'पवित्रं ते०' એ મંત્રવડે પ્રાપણ*નો ઉદ્ધાર કરવો.[४०] ઘીના સંસ્કારથી આરંભી આજ્યભાગ સુધી કર્મ કરી, 'આ હોમવાનો પદાર્થ જે દેવને યોગ્ય હોય, તે દેવનો ભાગ થાઓ,' એમ કહેવું.[४१] પછી કોઇ પણ નામ લીધા વિના ઘીની પાંચ આહુતિ આપવી, અને પુરુષસૂક્ત ભણી નારાયણને એક એક મંત્રે ઘીની એક

* પ્રાપણ એટલે હોમવાના દૂધપાકમાંથી થોડો ભાગ કાઢી લેવો તે.

એક આહુતિ આપવી.[૪૨] 'वासुदेवाय स्वाहा०' ઇત્યાદિ મંત્રોવડે અને વ્યાહૃતિવડે દૂધપાકની આહુતિ આપવી.[૪૩] શુક્લ એકાદશીમાં કેશવાદિ બાર નામોવડે અને કૃષ્ણ એકાદશીમાં સંકર્ષણાદિ બાર નામોવડે આહુતિ આપવી. જો બન્ને પક્ષની એકાદશીના આચાર્ય એક હોય અને સ્થંડિલ પણ એક હોય તો ઉપર કહેલાં ચોવીશ નામોવડે ઘીવાળા દૂધપાકની આહુતિ આપવી.[૪૪] વિષ્ણુને દૂધપાકની એકસો આઠ આહુતિ આપી ચાર ચાર હજાર સ્ત્રીઓ સહિત રુક્મિણી વગેરે, શંખ વગેરે, લોકપાલ, વિમલાદિક દેવતાઓ અને બ્રહ્માદિક દેવતાઓ એ સઘળાંને એક એક ઘીની આહુતિ આપવી.[૪૫]

ततः प्रापणार्थं भगवत्प्रार्थना–त्वामेकमाद्यं पुरुषं पुराणं नारायणं विश्वसृजं यजामः । मयैकभागो विहितो विधेयो गृहाण हव्यं जगतामधीश । इति प्रापणं निवेद्योपतिष्ठेत् ॥ ४६ ॥ ततस्त्रिवारं चतुर्वारं वा प्रदक्षिणमग्निं वेदिकां च परिक्रम्य भिंधि विश्वा इति जानुनी निपात्य ध्रुवसूक्तं जपेत्पुरुषसूक्तं वा । ततोऽष्टौ पदानि प्रतिदिशमेतैर्मन्त्रैर्गच्छेत् ॥ ४७ ॥ कृष्णाय वासुदेवाय हरये परमात्मने । शरण्यायाप्रमेयाय गोविंदाय नमो नमः ॥ ४८ ॥ नमः स्थूलाय सूक्ष्माय व्यापकायाव्ययाय च । अनंताय जगद्धात्रे ब्रह्मणेऽनंतमूर्तये ॥ ४९ ॥ अव्यक्तायाखिलेशाय चिद्रूपाय गुणात्मने । नमो मूर्ताय सिद्धाय पराय परमात्मने ॥ ५० ॥ देवदेवाय वंद्याय पराय परमेष्ठिने । कर्त्रे विश्वस्य गोप्त्रे च तत्संहर्त्रे च ते नमः ॥ ५१ ॥ इत्येवं प्रकारेण भगवंतं प्रार्थयित्वा अथ तन्निवेदितं प्रापणं मूर्ध्नि कृत्वा घोषयेत् । के वैष्णवाः के वैष्णवाः ? इत्युच्चैर्वदेत् ॥ ५२ ॥ वयं वैष्णवा वयं वैष्णवा इति समानाः प्रवदेयुः । तेभ्यः समानेभ्यो हविर्दत्वा ॥ ५३ ॥ ॐ नमो भगवते वासुदेवायेति द्वादशाक्षरमंत्रेण इदमहममृतं प्राश्नामीति प्राश्य आचम्य यजमान आचार्यो वा सिद्धये स्वाहेत्याज्यं जुहुयात् ॥ ५४ ॥ ततो यत इंद्रभयामह इत्यात्मानमभिमंत्र्य स्विष्टकृदादिहोमशेषं समापयेत् ॥ ५५ ॥ उत्तरपूजां कृत्वा । ततो होमावसाने च गामरोगां पयस्विनीम् । सवत्सां कृष्णवर्णां च सवस्त्रां कांस्यदोहिनीम् ॥ ५६ ॥ दद्याद्व्रतसमाप्त्यर्थमाचार्याय सदक्षिणाम् । भूषणानि विचित्राणि वासांसि विविधानि च ॥ ५७ ॥ चतुर्विंशतिसंख्यानि पक्वान्नानि च दापयेत् । आचार्याय प्रदेयानि दक्षिणां भूयसीं तदा ॥ ५८ ॥ यदीच्छेदात्मनः श्रेयो व्रतस्योद्यापनं चरेत् । विप्रान् द्वादशसंख्याकान्नामभिः पृथगर्चयेत् ॥ ५९ ॥ उपवीतानि तेभ्यो वै दद्यात्कुंभान् सदक्षिणान् । पक्वान्नफलसंयुक्तान्वस्त्रयुक्तांस्तु दापयेत् ॥६०॥ भोजयित्वा ततो विप्रान् पक्वान्नेन च भक्तितः । अन्यानपि यथाशक्ति ब्राह्मणान्भोजयेद्व्रती ॥ ६१ ॥ व्रतं ममास्तु संपूर्णमित्युक्तैः पूजितैर्द्विजैः । अस्तु संपूर्णमित्युक्त आचार्यसहितो व्रती । जप्त्वा वैष्णवसूक्तानि प्रणम्य च पुनः पुनः ॥ ६२ ॥ ॐ भूः पुरुषमुद्वासयामीति क्रमेणोद्वासयेत् । इदं विष्णुरिति पीठमाचार्याय दत्वा ततो बंधुजनैः सार्द्धं स्वयं भुंजीत ॥ ६३ ॥ इति बौधायनोक्तं शुक्लकृष्णैकादशीव्रतोद्यापनं संपूर्णम् ॥

પછી પ્રાપણ માટે ભગવાનની પ્રાર્થના કરવી. 'હે જગદીશ ! આપ કે જે એક છો, આદ્ય છો, પુરુષ છો, પુરાણ છો, નારાયણ છો, વિશ્વને ઉત્પન્ન કરનાર છો, તેનો હું યજ્ઞ કરું છું. હે દેવ ! મેં વિધિથી એક ભાગ કાઢેલો છે તે ગ્રહણ કરો.' એવી રીતે પ્રાપણનું નિવેદન કરી[૪૬] અગ્નિ અને વેદીને ત્રણ વા ચાર વખત પ્રદક્ષિણા કરી 'भिंधिविश्वा०' એ મંત્ર ભણી ઘુંટણીઆંભર થઈ, ધ્રુવસૂક્તનો અથવા પુરુષસૂક્તનો પાઠ કરવો.[૪૭] પછી— 'વસુદેવના પુત્ર, ભક્તોનાં દુઃખ હરી લેનાર, પરમાત્મા, શરણ આવેલાનું રક્ષણ કરનાર, પ્રમાણરહિત અને ગોવિંદ એવા શ્રીકૃષ્ણને વારંવાર નમસ્કાર કરું છું.[૪૮] જે સ્થૂલ છે, સૂક્ષ્મ છે, વ્યાપક છે, નાશરહિત છે, અંતરહિત છે, જગતને ઉત્પન્ન કરનાર છે, પરબ્રહ્મ છે અને જેની અનંત મૂર્તિ છે એવા પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૪૯] જે અવ્યક્ત છે, સઘળાના ઈશ્વર છે, ચિદ્રૂપ છે, ગુણવાળા છે, મૂર્તિવાળા છે, સિદ્ધ છે અને પર છે, એવા પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૦] હે દેવના દેવ ! આપ કે જે દેવદેવેશ છો, વંદન કરવા યોગ્ય છો, પર છો, પરમેષ્ઠી છો, જગતના કર્તા, રક્ષિતા અને હર્તા છો તેને હું નમસ્કાર કરું છું,' એવી રીતે ભગવાનની પ્રાર્થના કરવી.[૫૧] પછી નારાયણને ધરેલું પ્રાપણ માથા ઉપર લઈ, 'કોણ વૈષ્ણવો છે? કોણ વૈષ્ણવો છે ?' એમ ઉંચેસ્વરે કહેવું.[૫૨] પછી 'અમે વૈષ્ણવો છીએ, અમે વૈષ્ણવો છીએ,' એમ સમાન પુરુષો કહે ત્યારે તેઓને હવિષ્યાન્ન આપી,[૫૩] 'ॐ नमो भगवते वासुदेवाय' એ દ્વાદશાક્ષર મંત્ર ભણી 'આ અમૃત હું ખાઉં છું,' એટલું કહી, તે ખાઈ, આચમન કરી, યજમાને અથવા આચાર્યે 'सिद्धये स्वाहा' એ મંત્ર ભણી હોમ કરવો.[૫૪] ત્યાર પછી 'यत इंद्रभयामहे' એ મંત્રવડે આત્માનું અભિમંત્રણ કરી, બાકી રહેલા સ્વિષ્ટકૃત્ વગેરે હોમની સમાપ્તિ કરવી.[૫૫] ઉત્તરપૂજા અને હોમ પૂરાં થયા પછી વ્રતની સમાપ્તિમાટે વાછડાંવાળી કાળી દૂઝણી સુંદર ગાય ઉપર કપડું ઓઢાડી આચાર્યને આપવી, દોહવા માટે કાંસાનું વાસણ આપવું,[૫૬] દક્ષિણા આપવી, નાના પ્રકારનાં વસ્ત્રો અને અલંકારો આપવા.[૫૭] ચોવીશ જાતનાં રાંધેલાં અન્ન આપવાં. એવી રીતે આચાર્યને આપી ભૂયસી દક્ષિણા આપવી.[૫૮] જો પોતાના કલ્યાણની ઇચ્છા હોય તો તેણે આ વ્રતનું ઉદ્યાપન કરવું. બાર બ્રાહ્મણોની નામવડે જૂદી જૂદી પૂજા કરી[૫૯]

તેઓને ઉપવીત, રાંધેલાં અન્ન અને ફલવાળા તથા વસ્ત્રથી વીંટેલા ઘડા દક્ષિણાસહિત આપવા.[૧૦] તેમ જ તેઓને ભક્તિથી જમાડી શક્તિપ્રમાણે બીજા પણ બ્રાહ્મણો જમાડવા.[૧૧] પછી 'મારું વ્રત પૂરું થાઓ' એટલું કહ્યા પછી 'પૂર્ણ થાઓ' એમ બ્રાહ્મણો કહે ત્યારે આચાર્યે તથા યજમાને વિષ્ણુસૂક્તોનો પાઠ કરી વારંવાર પ્રણામ કરી,[૧૨] 'હું પુરુષનું વિસર્જન કરું છું,' એ મંત્ર ભણી ક્રમથી વિસર્જન કરવું. પછી 'इदं विष्णुः' એ મંત્ર ભણી, સ્થાપન વગેરે આચાર્યને આપી પોતે સગાંસંબંધીઓ સાથે ભોજન કરવું.[૧૩] એવી રીતે શુક્લ તથા કૃષ્ણ પક્ષની એકાદશીનાં વ્રતનું ઉદ્યાપન બૌધાયને કહેલું છે.

---

### ૪ બ્રહ્મપુરાણોક્ત એકાદશીઓનો પૂજાવિધિ

अथ पूजाविधिर्ब्राह्मे। एकादश्यामुभे पक्षे निराहारः समाहितः। स्नात्वा सम्यग्विधानेन सोपवासो जितेंद्रियः ॥ १ ॥ संपूज्य विधिवद्विष्णुं श्रद्धया सुसमाहितः। गंधपुष्पैस्तथा धूपैर्दीपैर्नैवेद्यकैः परैः ॥ २ ॥ उपचारैर्बहुविधैर्जपहोमैः प्रदक्षिणैः। स्तोत्रैर्नानाविधैर्दिव्यैर्गीतवाद्यैर्मनोहरैः ॥ ३ ॥ दंडवत्प्रणिपातैश्च जयशब्दैस्तथोत्तमैः। एवं संपूज्य विधिवद्रात्रौ कृत्वा प्रजागरम् ॥ ४ ॥ याति विष्णोः परं स्थानं नरो नास्त्यत्र संशयः। पंचामृतेन संस्नाप्य एकादश्यां जनार्दनम्। द्वादश्यां पयसा स्नाप्य हरिसारूप्यमश्नुते। इति पूजाविधिः ॥ ५ ॥

બ્રહ્મપુરાણમાં એકાદશીઓનો પૂજાવિધિ બીજી રીતે કહ્યો છે તે આ પ્રમાણે છે:-બન્ને પક્ષની એકાદશીને દિવસે વિધિથી સ્નાન કરી સાવધાનીથી ઉપવાસ કરવો, જિતેન્દ્રિય રહેવું.[૧] સાવધાન થઈ શ્રદ્ધા રાખી ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય અને બીજા પણ કેટલાક ઉપચારોવડે વિધિથી વિષ્ણુની પૂજા કરી જપ અને હોમ કરવો. પ્રદક્ષિણા કરવી. નાના પ્રકારનાં સ્તોત્રોનો પાઠ કરવો. દિવ્ય વાજાં વગડાવવાં, મનોહર ગીત ગાવાં, દંડવત્પ્રણામ કરવા અને 'जयतु जयतु' એમ ઉંચે સ્વરથી બોલવું. એવી રીતે વિધિથી પૂજા કરી જે પુરુષ રાત્રે જાગરણ કરે, તે વિષ્ણુના પરમ પદને પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી. *એકાદશીને દિવસે પંચામૃતવડે અને બારશને દિવસે દૂધવડે નારાયણને સ્નાન કરાવવાથી સારૂપ્ય મુક્તિ મળે છે. એવી રીતે પૂજાપ્રકાર કહેલો છે.[૨-૫]

अथ पुराणोक्त उभयैकादश्युद्यापनविधिः। अर्जुन उवाच-कीदृग्व्रतविसर्गोऽत्र विधानं चात्र कीदृशम्। संपूर्णं हि भवेद्येन तन्मे वद कृपानिधे ॥ ६ ॥ श्रीकृष्ण उवाच-शृणु पांडव यत्नेन प्रवक्ष्यामि तदव्ययम्। शक्तः स्वर्णसहस्रं तु अशक्तः काकिणीं तथा ॥ ७ ॥ ददाति श्रद्धया पार्थ समं स्यादुभयोरपि। शक्तश्चेद्द्विगुणं दद्याद्यथोक्तो मध्यमो विधिः ॥ ८ ॥ उक्तार्द्धमप्यशक्तस्य दानं पूर्णफलप्रदम्। तद्रूपविधिमप्येकं कथयामि तवाग्रतः ॥ ९ ॥ यानि कष्टेन चीर्णानि व्रतानि कुरुसत्तम। विफलान्येव सर्वाणि उद्यापनविधिं विना ॥ १० ॥ प्रबोधसमये पार्थ कुर्यादुद्यापनक्रियाम्। मार्गशीर्षे विशेषेण माघे भीमतिथावपि ॥ ११ ॥ दशम्यां दिनशेषेण रात्रौ गुरुगृहं व्रजेत्। एकादशीदिने पार्थ गुरुमभ्यर्च्य शक्तितः ॥ १२ ॥ गृहीत्वा चरणौ मूर्ध्ना प्रार्थयीत विचक्षणः। पुण्यदेशोद्भवं विप्रं शांतं सर्वगुणान्वितम् ॥ १३ ॥ सदाचाररतं पार्थ वेदवेदांगपारगम्। अस्मदीयं व्रतं विप्र विष्णुवासरसंभवम् ॥ १४ ॥ संपूर्णं तु भवेद्येन तत्कुरुष्व द्विजोत्तम। तस्याग्रे नियमः कार्यो दंतधावनपूर्वकम् ॥ १५ ॥ एकादश्यां निराहारः स्थित्वा चैव परेऽहनि। भोक्ष्यामि पुंडरीकाक्ष शरणं मे भवाच्युत ॥ १६ ॥ एवं प्रभातसमये शुचिर्भूत्वा समाहितः। पाखंडिनां च सर्वेषां पतितानां च संगमम् ॥ १७ ॥ कामं दुरोदरं पार्थ दूरतः परिवर्जयेत्। स्नानं कृत्वा मंत्रपूर्वं नद्यादौ विमले जले ॥ १८ ॥ तर्पयित्वा पितॄन्देवान्पूजयेन्मधुसूदनम्। उपलिप्य शुचौ देशे कीटकेशास्थिवर्जिते ॥ १९ ॥ वर्णैश्च सर्वतोभद्रं नीलपीतसितासितैः। मंडलं चोद्धरेद्भूप सर्वकर्मसु पूजितम् ॥ २० ॥ अष्टांगुलोच्छ्रितां वेदीं चतुरस्रां प्रकल्पयेत्। वितस्तिद्वयविस्तीर्णामक्षतैः परिपूरिताम् ॥२१॥ तस्यामष्टदलं सम्यक्कमलं परिकल्पयेत्। तन्मध्ये स्थापयेत्कुंभं नवीनं सुस्थिरं शुभम् ॥ २२ ॥ अथवा तंडुलानां च अष्टपत्रांबुजं चरेत्। वारिपूर्णं घटं ताम्रं पात्रं रौप्यसमुद्भवम् ॥ २३ ॥ जातरूपमयं देवं कक्ष्यया युक्तं जनार्दनम्। साक्षतं सोपवीतं च सहिरण्यं सवाससम् ॥२४॥ अक्षमालासमायुक्तं शंखचक्रगदाधरम्। शक्त्या सुवर्णपुष्पैश्च पूजयेत्पुष्टिवर्द्धनम् ॥ २५ ॥ अन्यैर्ऋतूद्भवैः पुष्पैरर्चयेद्विधिवन्नरः। नैवेद्यांश्च चतुर्विंशत्यथ दद्यादनुक्रमात् ॥ २६ ॥ भक्त्या चतुर्विंशतिषु तिथिष्वपि परंतप। इच्छया वा तथा दद्याद्देवोद्यापनं भवेत् ॥ २७॥ मोदकान् गुडकांश्चूर्णान् घृतपूरकमंडकान्। सोहालिकादिकंसारसेवाः सक्तव एव च ॥ २८ ॥ वटकान्पायसं दुग्धं शालिदध्योदनं तथा। पुंडरीकान्पूरिकाश्च अपूपान् गुडमोदकान् ॥२९॥ तिलपिष्टं कर्णवेष्टं शालिपिष्टं सशर्करम्। रंभाफलं च सघृतं मुद्गचूर्णं गुडौदनम् ॥ ३० ॥ एवं क्रमेण नैवेद्यं पृथग्वा चरमेऽहनि ॥ ३१ ॥

પુરાણમાં બન્ને પક્ષની એકાદશીના ઉદ્યાપનનો પ્રકાર આ પ્રમાણે કહેલો છે:-અર્જુને પૂછ્યું-હે કૃપાનિધે! હે કૃષ્ણ! વ્રતનો વિસર્ગ કેવો છે, તેનો પ્રકાર કેવો છે અને શાથી વ્રત પૂર્ણ થાય છે, તે મને કહો.[૬] શ્રીકૃષ્ણ બોલ્યા-હે અર્જુન! હું સઘળું કહું છું તે તું સાંભળ. જો સમર્થ હોય

---

* આ ભાગ ક્ષેપક જેવો જણાય છે.

તો હજારો રૂપિયા આપે અને અશક્ત હોય તો એક કોડી પણ આપે.[૭] પણ તે જો શ્રદ્ધાથી આપે તો બન્ને સમાન કહેવાય છે. મધ્યમ પ્રકાર:–જો સમર્થ હોય તો તેણે તેથી બમણું આપવું અને જો (કેવળ) અસમર્થ હોય તો તેથી અરધું આપવું તો પણ ફળ પૂર્ણ થાય છે.[૮] હે અર્જુન! હવે એ વ્રતનો પ્રકાર કહું છું તે સાંભળ. મોટા કષ્ટથી કરેલાં સઘળાં વ્રતો, ઉદ્યાપન વિના નિષ્ફલ થાય છે.[૯] પ્રબોધિની એકાદશીને દિવસે (કાર્તિક માસમાં), માર્ગશીર્ષ માસમાં, માઘ માસમાં કે ભીમ અગીઆરસને દિવસે ઉદ્યાપન કરવું.[૧૦] દશમીને દિવસે રાતે ગુરુને ઘેર જઈ તેને નિમંત્રણ કરવું. એકાદશીને દિવસે શક્તિથી ગુરુનું પૂજન કરી,[૧૧] ગુરુનાં ચરણમાં માથું મૂકી પુણ્ય દેશમાં ઉત્પન્ન થયેલા શાંત, સર્વગુણસહિત, સદાચારમાં તત્પર અને પૂર્ણ વેદ તથા વેદાંગને જાણનાર એવા તે ગુરુની પ્રાર્થના કરવી કે,[૧૨–૧૩] 'હે પ્રિય! હે બ્રાહ્મણોત્તમ! મેં કરેલું એકાદશીવ્રત જેવી રીતે સંપૂર્ણ થાય, તેવો પ્રકાર કહો.'[૧૪] પછી દાતણ કરવું. તે પછી એ જ ગુરુની પાસે, 'હે પુંડરીકાક્ષ! હે અચ્યુત! હું એકાદશીને દિવસે ઉપવાસ કરી દ્વાદશીને દિવસે પારણું કરીશ, આપ મારું રક્ષણ કરો,' એવી રીતે નિયમ લેવો.[૧૫–૧૬] એ પ્રકારે પ્રાતઃકાલમાં પવિત્ર થઇ સાવધાનતાથી, સઘળા પાખંડી અને પતિતનો સંગ, કામ અને જુગટું એટલાંનો સર્વથા ત્યાગ કરવો.[૧૭] મંત્ર ભણી નદી વગેરેનાં નિર્મળ જલમાં સ્નાન કરવું, અને પિતૃતર્પણ કરી નારાયણની પૂજા કરવી.[૧૮] જંતુ, વાળ કે હાડકાં કાંઇ પણ જેમાં ન હોય એવાં પવિત્ર સ્થળમાં ગાયના છાણથી લીંપવું.[૧૯] તેમાં કાળા, પીળા, ધોળા અને લાલ રંગવડે સર્વતોભદ્રમંડલ ચિતરવું.[૨૦] આઠ આંગળ ઉંચી અને બે વેંત પહોળી, ચાર ખૂણાવાળી વેદી કરવી.[૨૧] તેમાં ચોખાવડે અષ્ટદલ કમલ કરવું, તેની વચમાં છિદ્રરહિત નવા કુંભની સ્થાપના કરવી અથવા ચોખાવડે અષ્ટદલ કમલ કરવું.[૨૨] તેમાં જળથી ભરેલા ત્રાંબાના ઘડાની સ્થાપના કરવી. તેની ઉપર ઢાંકવા માટે રૂપાનું પાત્ર મૂકવું. નારાયણની અને લક્ષ્મીની સોનાની પ્રતિમાઓ કરાવી તેમની સ્થાપના કરવી.[૨૩] તેનાપર અક્ષત, ઉપવીત, હિરણ્ય, વસ્ત્ર અને માળા ધરવી. તેના હાથમાં શંખ, ચક્ર ને ગદા આપવી.[૨૪] શક્તિ હોય તો સુવર્ણનાં પુષ્પવડે વિધિથી પૂજા કરવી, તેમ જ તે ઋતુમાં થયેલાં બીજાં પુષ્પોવડે પણ પૂજા કરવી.[૨૫–૨૬] હે અર્જુન! ચોવીશ એકાદશીને દિવસે ક્રમથી ચોવીશ નૈવેદ્ય ભક્તિથી આપવાં; અથવા ઉદ્યાપનને દિવસે જ ચોવીશ નૈવેદ્ય આપવાં.[૨૭] તે, લાડવા, ગુડક, ચૂર્ણ, ઘેવર, ખંડમંડા, સુવાળી વગેરે, સારસેવ, સાથવો, વડાં, દૂધપાક, દૂધ, દહીં, ભાત, ઘુઘરા, પૂરી, પૂડલા, ગોળના લાડવા, તલવટ, કર્ણવેષ્ટ, શાલિપિષ્ટ, સાકર, કેળાં, મગજ અને ગોળ તથા ભાત. એવી રીતે જૂદે જૂદે દિવસે અથવા છેલ્લે દિવસે નૈવેદ્ય ધરવું.[૨૮–૩૧]

पूजानामानि–दामोदराय पादौ तु जानुनी माधवाय च । गुह्यं वै कामपतये कट्यां वामनमूर्तये ॥ ३२ ॥ पद्मनाभाय नाभिं तु ह्युदरं विश्वमूर्तये । हृदयं ज्ञानगम्याय कंठं श्रीकंठसंगिने ॥ ३३ ॥ सहस्रबाहवे बाहू चक्षुषी योगयोगिने ॥ ललाटमुरुगायेति नासां नाकसुरेश्वरम् ॥ ३४ ॥ श्रवणं श्रवणेशाय शिखायां सर्वकामदम् । सहस्रशीर्षाय शिरः सर्वांगं सर्वरूपिणे ॥ ३५ ॥ शुभेन नारिकेरेण बीजपूरेण वा पुनः । हृदि ध्यात्वा जगन्नाथं दद्यादर्घ्यं विधानतः ॥ ३६ ॥ साक्षतं च सपुष्पं च सजलं चंदनान्वितम् । पूर्वोक्तैरेव मन्त्रैश्च व्रतपूर्तिकरैः सुधीः ॥ ३७ ॥ रात्रौ जागरणं कुर्याद्गीतशास्त्रविनोदतः । इष्टं दत्तं धरादानं पिंडो दत्तो गयाशिरे ॥ ३८ ॥ कृतं दानं कुरुक्षेत्रे यैः कृतं जागरं हरेः । नृत्यं गीतं प्रकुर्वंति वीणावाद्यं तथैव च ॥ ३९ ॥ ये पठंति पुराणानि ते नराः कृष्णवल्लभाः । शास्त्रैर्वाप्यथवा भक्त्या शुचिर्वाप्यथवाऽशुचिः ॥ ४० ॥ कृत्वा जागरणं विष्णोर्मुच्यते पापकोटिभिः । मुक्तो वाप्यथवाऽमुक्तो जागरे समुपस्थितः ॥ ४१ ॥ मुच्यते सर्वपापेभ्यो विष्णुलोकं स गच्छति । यावत्पदानि स्वगृहात्केशवायतनं प्रति ॥ ४२ ॥ अश्वमेधसमानि स्युर्जागरार्थं प्रयच्छतः । पादयोः पांसुकणिका धरण्यां निपतंति याः ॥ ४३ ॥ तावद्वर्षसहस्राणि जागरी वसते दिवि । बहून्यपि च पापानि कृतं जागरणं हरेः ॥ ४४ ॥ निर्दहेन्मेरुतुल्यानि युगकोटिकृतान्यपि । मनसा संस्मरेदेवं तां रात्रिमतिवाह्य च ॥ ४५ ॥ प्रभाते विमले स्नात्वा विप्रानाकारयेत्सुधीः । चतुर्विंशतिसंख्याकान्निगमागमदर्शिनः ॥ ४६ ॥ सर्वं कुर्याद्विधानेन जपहोमार्चनादिकम् । शतमष्टोत्तरं होमः सर्वेषामपि प्रशस्यते ॥ ४७ ॥

પછી અંગપૂજા કરવી તેનો પ્રકાર આવો છે–'दामोदराय नमः पादौ पूजयामि' એ મંત્રથી પગની પૂજા કરવી, 'माधवाय०'થી ઘુંટણની, 'कामपतये०'થી ગુહ્યની, 'वामनमूर्तये०'થી કટિની, 'पद्मनाभाय०'થી નાભિની, 'विश्वमूर्तये०'થી ઉદરની, 'ज्ञानगम्याय०'થી હૃદયની, 'श्रीकण्ठसंगिने०'થી કંઠની, 'सहस्रबाहवे०'થી બે બાહુની, 'योगयोगिने०'થી નેત્રની, 'उरुगाय०'થી લલાટની, 'नाकसुरेश्वराय०'થી નાકની, 'श्रवणेशाय०'થી શ્રવણની, 'सर्वकामदाय०'થી શિખાની, 'सहस्रशी०'થી મસ્તક અને 'सर्वरूपिणे नमः सर्वांगं पूजयामि' એ મંત્રવડે સર્વાંગની પૂજા કરવી.[૩૧–૩૫] પછી હૃદયમાં જગન્નાથનું ધ્યાન કરી પૂર્વે કહેલા મંત્રોવડે અક્ષત, પુષ્પ, જલ અને ચંદનવાળો અર્ઘ્ય, નાળિયેર અથવા બીજોરાંની સાથે વિધિથી આપવો.[૩૬–૩૭] રાતે ગીત અને શાસ્ત્રનો વિનોદ કરવો અને જાગરણ કરવું. જે પુરુષો નારાયણમાટે

જાગરણ કરે છે, તેઓને યજ્ઞ કરવાનું, પૃથ્વીદાનનું, ગયામાં પિંડદાનનું[૩૮] અને કુરુક્ષેત્રમાં દાન આપવાનું ફળ મળે છે. જે પુરુષો નૃત્ય કરે છે, ગાય છે, વીણા બજાવે છે અને પુરાણનો પાઠ કરે છે, તેઓ નારાયણને પ્રિય થાય છે.[૩૯] પવિત્ર અથવા અપવિત્ર પુરુષ પણ શાસ્ત્રથી અથવા ભક્તિથી નારાયણપ્રીત્યર્થે જાગરણ કરે છે, તે કરોડો પાપોથી મુક્ત થાય છે.[૪૦] ભોજન કર્યું હોય અથવા ન કર્યું હોય, તો પણ જાગરણ કરવાથી સર્વ પાપો છૂટી જાય છે અને વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે.[૪૧] જાગરણ માટે પોતાને ઘેરથી નારાયણના મંદિરમાં જનાર પુરુષને રસ્તામાં જેટલાં પગલાં થાય, તેટલા અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે.[૪૨] તેમ જ પગની ધૂળના કણ જેટલા પૃથ્વીમાં પડે તેટલાં વર્ષો સુધી, જાગરણ કરનાર મનુષ્ય સ્વર્ગમાં રહે છે.[૪૩] નારાયણના મંદિરમાં જાગરણ કરવાથી કરોડો જન્મમાં કરેલાં મેરુપર્વત જેવડાં મોટાં અનેક પાપો બળીને ભસ્મ થાય છે.[૪૪] નારાયણનું સ્મરણ કરતાં કરતાં આખી રાત કાઢવી.[૪૫] સવારે સ્નાન કરી વિદ્વાન્ વૈદિક ચોવીશ બ્રાહ્મણોને બોલાવવા. પછી વિધિથી જપ, હોમ અને પૂજન વગેરે સઘળું કરવું. સઘળાં કાર્યોમાં મુખ્ય દેવતાને માટે એકસો આઠ આહુતિઓનો હોમ કરવો ઉત્તમ છે.[૪૬–૪૭]

इदं विष्णुर्द्विजातीनां होममंत्रः प्रकीर्तितः । शूद्राणां चैव सर्वेषां मंत्रमष्टाक्षरं विदुः ॥ ४८ ॥ विविधैरपि वस्त्रैश्च भाजनैरासनैः सह । पादत्राणं नवां गां च दद्यात्पार्थ पृथक् पृथक् ॥ ४९ ॥ द्वादशैवाथ शक्त्या वा वस्त्रालंकारभूषणैः । पूजयेत्पुष्पमालाभिः सपत्नीकान्द्विजोत्तमान् ॥ ५० ॥ कुंभा द्वादश दातव्याः पक्वान्नजलपूरिताः । भोजयित्वा ततो विप्रान् भक्तितो विचरेद् बुधः ॥ ५१ ॥ एका हि कपिला देया सर्वकामफलप्रदा । यथा स्वर्गश्च मोक्षश्च इह संपूर्णता व्रते ॥ ५२ ॥ नमस्ते कपिले देवि संसारार्णवतारिणि । मया दत्ता द्विजेंद्राय प्रीयतां मे जनार्दनः ॥ ५३ ॥ सपत्नीको गुरुः पूज्यो मंडले हरिसन्निधौ । भूषणाच्छादनैर्भोज्यैः प्रणामैः परितोषयेत् ॥ ५४ ॥ समाप्य वैष्णवं धर्मं दद्यात्सर्वं धनंजय । इष्टं चान्यद्यथाशक्त्या वित्तशाठ्यविवर्जितः ॥ ५५ ॥ जलदानं विशेषेण भूमिदानमतः परम् । प्रार्थयेत्पुरुषाधीशं ततो भक्त्या कृतांजलिः ॥५६॥ मयाऽद्यास्मिन्व्रते देव यदपूर्णं कृतं विभो । सर्वं भवतु संपूर्णं त्वत्प्रसादाज्जनार्दन ॥ ५७ ॥ त्वयि भक्तिः सदैवास्तु मम दामोदर प्रभो । पुण्ये बुद्धिः सतां सेवा सर्वधर्मफलं च मे ॥ ५८ ॥ जपच्छिद्रं तपश्छिद्रं यच्छिद्रं व्रतकर्मणि । सर्वं संपूर्णतां यातु त्वत्प्रसादाद्रमापते ॥ ५९ ॥ प्रदक्षिणां ततः कृत्वा दण्डवत्प्रणिपत्य च । मंडलं मूर्तिसंयुक्तं सोपहारं सदक्षिणम् ॥ ६० ॥ प्रीयतां विष्णुरित्युक्त्वा आचार्याय निवेदयेत् । सर्वान् विसर्जयेत्पश्चात्संतोष्य परिभोज्य च ॥ ६१ ॥ तदाज्ञया ततः कुर्यात्पारणं बंधुभिः सह । एकादशीव्रतं चैतद्यथाविधि कृतं पुरा ॥६२॥ यौवनाश्वेन भूपेन कथितं पुरतस्तव । धनंजय तव प्रीत्या भक्त्यानुग्रहकारणात् ॥६३॥ यः करोति नरो भक्त्या व्रतमेतद्वयापहम् । स याति वैष्णवं स्थानं दाहप्रलयवर्जितम् ॥६४॥ उक्तमुद्यापनं चैत्रमुभयोः कुरुसत्तम । किमन्यैर्बहुभिर्वाक्यैः प्रशंसापरमैर्भुवि ॥६५॥ एकादश्याः परतरं त्रैलोक्ये नहि विद्यते। अत्र दानं तु गोदानं भूमिदानमथापि वा ॥ ६६ ॥ गोरोमबीजमूलानां समसंख्यायुगानि हि । दातारो विष्णुभवने एकादश्यां वसंति हि ॥ ६७ ॥ येऽपि शृण्वंति सततं कथ्यमानां कथामिमाम् । तेऽपि पापविनिर्मुक्ताः स्वर्गं यांति न संशयः ॥६८॥ इत्याकर्ण्यार्जुनो वाक्यं कृष्णस्य परमाद्भुतम् । आनंदं परमं प्राप सौख्यं चापि निरंतरम् ॥ ६९ ॥ इति पुराणोक्तमुभयैकादशीव्रतोद्यापनं संपूर्णम् ॥

બ્રાહ્મણોએ 'इदं विष्णुः' એ મંત્રવડે હોમ કરવો. ને સઘળા શૂદ્રોએ અષ્ટાક્ષર મંત્રવડે હોમ કરવો.[૪૮] સઘળા બ્રાહ્મણોને જૂદાં જૂદાં નાના પ્રકારનાં વસ્ત્રો, પાત્રો, આસનો, પગરખાં અને સુંદર ગાય આપવી.[૪૯] જો શક્તિ ન હોય તો બાર જ બ્રાહ્મણોની અને તેમની સ્ત્રીઓની વસ્ત્ર, અલંકાર અને પુષ્પમાળાથી પૂજા કરવી.[૫૦] જલથી ભરેલા અને રાંધેલા અન્નવાળા બાર ઘડા આપવા. પછી ભક્તિથી બ્રાહ્મણોને અવશ્ય ભોજન કરાવવું.[૫૧] આ વ્રત પૂરું થવા માટે, સ્વર્ગ અને મોક્ષની સિદ્ધિ માટે, 'હે કપિલે ! હે દેવિ ! હે સંસારસમુદ્રને તારનારી ! તમારું હું બ્રાહ્મણને દાન કરું છું, માટે મારા ઉપર નારાયણ પ્રસન્ન થાઓ.'[૫૨–૫૩] એ મંત્ર ભણી સર્વ કામ અને ફલને આપનારી એક કપિલા ગાય આપવી. નારાયણની સમીપમાં, ગુરુ અને ગુરુપત્નીની પૂજા કરી, વસ્ત્ર, અલંકાર, ભોજન અને પ્રણામથી તેમને પ્રસન્ન કરવાં.[૫૪] એવી રીતે વિષ્ણુની પૂજા કરી સઘળી સામગ્રી આપી દેવી. બીજું પણ યથાશક્તિ દાન કરવું, પણ દ્રવ્યનો લોભ કરવો નહિ.[૫૫] વિશેષમાં જલદાન અને પૃથિવીદાન કરવું. પછી હાથ જોડી ભક્તિથી કહેવું કે,[૫૬] 'હે દેવ ! હે વિભો ! હે જનાર્દન ! આ મેં કરેલાં વ્રતમાં જે ન્યૂનતા હોય, તે આપની કૃપાથી પૂર્ણ થાઓ.[૫૭] હે દામોદર ! હે પ્રભો ! આપમાં મારી ભક્તિ નિરંતર રહો, પુણ્યમાં બુદ્ધિ રહો, સત્પુરુષોની સેવામાં ચિત્ત રહો અને મને સર્વ ધર્મનું ફલ થાઓ.[૫૮] હે રમાપતે ! જપમાં, તપમાં અને વ્રતમાં જો કાંઈ ન્યૂનતા હોય તો આપની કૃપાથી પૂર્ણ થાઓ.' એવી રીતે પ્રાર્થના કર્યા[૫૯] પછી પ્રદક્ષિણા કરી દંડવત્પ્રણામ કરવા. મંડળ, મૂર્તિ અને બીજી પણ સામગ્રી, 'વિષ્ણુ પ્રસન્ન થાઓ' એમ કહી આચાર્યને આપવી.[૬૦] તે ઉપર દક્ષિણા આપવી. પછી સઘળાને જમાડી પ્રસન્ન

કરી, વિદાય કરવા અને તેઓની આજ્ઞાથી પોતે સગાં સંબંધીઓની સાથે ભોજન કરવું.[૧૧] હે અર્જુન! એ પ્રમાણે પૂર્વે યૌવનાશ્વ રાજાએ જે એકાદશીવ્રત વિધિપૂર્વક કર્યું હતું,[૧૨] તે મેં તમારી ભક્તિ જોઈ પ્રીતિથી અનુગ્રહ કરવા કહી સંભળાવ્યું છે.[૧૩] જે પુરુષ ભક્તિથી ભયને દૂર કરનાર આ એકાદશીવ્રત કરે છે, તે વૈકુંઠમાં જાય છે, ને તેનો પ્રલય વખતે પણ નાશ થતો નથી.[૧૪] હે અર્જુન! બન્ને પક્ષની એકાદશીનું ઉદ્યાપન તમને કહી સંભળાવ્યું. હવે હું વિસ્તારથી વખાણુ નથી કરતો, પણ ટુંકામાં કહું છું કે,[૧૫] ત્રણે લોકમાં એકાદશીસમાન બીજું કાંઈ પણનથી. એકાદશીને દિવસે ગોદાન કરવાથી દાન કરનારનો, ગાયનાં જેટલાં રુવાં હોય તેટલા યુગ સુધી વૈકુંઠમાં વાસ થાય છે[૧૬] ને પૃથ્વીનું દાન કરવાથી જેટલાં બીજ અને મૂળ હોય તેટલાં યુગ સુધી તેનો વૈકુંઠમાં વાસ થાય છે.[૧૭] જે માણસ આ કથાને નિરંતર સાંભળે છે, તે પણ પાપથી મુક્ત થઈ, સ્વર્ગમાં જાય છે, એમાં સંશય નથી.[૧૮] એવી રીતનું શ્રીકૃષ્ણનું અદ્ભુત વાક્ય સાંભળી, અર્જુનને ઘણો આનંદ અને સુખ થયું.[૧૯] એવી રીતે પુરાણમાંબન્ને પક્ષની એકાદશીવ્રતનું ઉદ્યાપન કહેલું છે.

## ગોપદ્મવ્રતનું ઉદ્યાપન

अथाषाढशुक्लैकादश्यां गोपद्मव्रतोद्यापनविधिः । तत्र पूजाविधिः—चतुर्भुजं महाकायं जांबूनदसमप्रभम् । शंखचक्रगदापद्मरमागरुडशोभितम् ॥ १ ॥ सेवितं मुनिभिर्देवैर्यक्षगंधर्वकिन्नरैः । एवंविधं हरिं ध्यात्वा ततो यजनमारभेत् । ध्यानम् ॥ २ ॥ पुरुषोत्तम देवेश भक्तानामभयप्रद । संस्निग्धं वरदं शांतं मनसाऽऽवाहयाम्यहम् । आवाहयामि ॥ ३ ॥ सुवर्णमणिभिर्दिव्यैः खचिते देवनिर्मिते । दिव्यसिंहासने स्निग्धे प्रविश त्वं सुराधिप । आसनम् ॥ ४ ॥ गंगोदकं सुरश्रेष्ठ सुवर्णकलशे स्थितम् । गंधपुष्पाक्षतैर्युक्तं गृहाण रमया सह । पाद्यम् ॥५॥ अष्टगंधसमायुक्तं स्वर्णपात्रे स्थितं जलम् । अर्घ्यं गृहाण भो देव भक्तानामभयप्रद । अर्घ्यम् ॥ ६ ॥ देवदेव नमस्तुभ्यं पुराणपुरुषोत्तम । मया दत्तमिदं तोयं गृहीत्वाचमनं कुरु । आचमनम् ॥ ७ ॥ पयो दधि घृतं देव मधुशर्करया युतम् । पंचामृतं मयानीतं स्नानार्थं प्रतिगृह्यताम् । पंचामृतस्नानम् ॥ ८ ॥ नदीनां चैव सरसां मयानीतं जलं शुभम् । अनेन स्नानं कुरु भो मन्त्रैर्वारुणसंभवैः । स्नानम् ॥ ९ ॥ वस्त्रयुग्मं समानीतं पट्टसूत्रेण निर्मितम् । सूक्ष्मं कार्पासतंतूनां सुवर्णेन विराजितम् । वस्त्रम् ॥ १० ॥ नारायण नमस्तेऽस्तु त्राहि मां भवसागरात् । ब्रह्मसूत्रं सोत्तरीयं गृहाण पुरुषोत्तम । यज्ञोपवीतम् ॥ ११ ॥ केयूरमुकुटैर्युक्तान्नूपुरैरंगुलीयकैः । मयाहृतानलंकारान्गृहाण मधुसूदन । आभरणानि ॥ १२ ॥ चंदनं मलयोद्भूतं कस्तूर्यगुरुसंयुतम् । कर्पूरेण च संमिश्रं स्वीकुरुष्वानुलेपनम् । चंदनम् ॥ १३ ॥ शतपत्रैः कर्णिकारैश्चंपकैर्मल्लिकादिभिः । पुष्पैर्नानाविधैश्चैव पूजयामि सुरेश्वर । पुष्पाणि ॥ १४ ॥ दशांगो गुग्गुलूद्भूतः सुगंधिश्च मनोहरः । आघ्रेयो देवदेवेश धूपोऽयं प्रतिगृह्यताम् । धूपम् ॥ १५ ॥ एकार्तिक्यं सुरश्रेष्ठ गोघृतेन सुवर्तिना । संयुक्तं तेजसा कृष्ण गृहाणादित्यदीपितम् । दीपम् ॥ १६ ॥ अन्नं च पायसं भक्ष्यं सितालेह्यसमन्वितम् । दधिक्षीरघृतैर्युक्तं गृहाण सुरपूजित । नैवेद्यम् ॥ १७ ॥ नागवल्लीदलैर्युक्तं पूगीफलसमन्वितम् । कर्पूरखदिरैर्युक्तं तांबूलं प्रतिगृह्यताम् । तांबूलम् ॥ १८ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥१९॥ नीराजनं गृहाणेश पंचवर्तिभिरावृतम् । तेजोराशे मया दत्तं लोकानंदकर प्रभो । नीराजनम् ॥२०॥ अंजलिस्थानि पुष्पाणि अर्पयामि जगत्पते । गृहाण सुमुखो भूत्वा जगदानंददायक । पुष्पांजलिम् ॥२१॥ यानि कानीति प्रदक्षिणाम् ॥२२॥ नमस्ते देवदेवेश नमस्ते गरुडध्वज । नमस्ते विष्णवे तुभ्यं व्रतस्य फलदायक । नमस्कारान् ॥ २३ ॥ मंत्रहीनं क्रियाहीनं भक्तिहीनं सुरेश्वर । यत्पूजितं मया देव परिपूर्णं तदस्तु मे । प्रार्थना ॥ २४ ॥ कृतस्य कर्मणः सांगतासिद्ध्यर्थं वायनप्रदानं करिष्ये—इति संकल्प्य । परमान्नमिदं दिव्यं कांस्यपात्रेण संयुतम् । वायनकं द्विजवर्याय सहिरण्यं ददाम्यहम् । वायनम् ॥ २५ ॥ इति पूजा समाप्ता ।

આષાઢ શુદિ એકાદશીને દિવસે ગોપદ્મવ્રતનું ઉદ્યાપન કહ્યું છે; તેનો પ્રકાર—જેને ચાર હાથ છે, જેનું શરીર મોટું છે, જેની સુવર્ણ સરખી કાંતિ છે, જે શંખ, ચક્ર, ગદા, પદ્મ, લક્ષ્મી અને ગરુડવડે શોભિત છે, મુનિ, દેવ, યક્ષ, ગંધર્વ અને કિન્નરો જેની સેવા કરે છે, એવા નારાયણનું ધ્યાન કરી પછી પૂજન કરવું.[૧-૨] 'હે પુરુષોત્તમ, હે દેવેશ! હે ભક્તોને અભય આપનાર! આપ સ્નેહવાળા છો, વરદાન આપનાર છો અને શાંત છો તેનું હું આવાહન કરું છું,' એ મંત્રવડે આવાહન કરવું.[૩] 'હે સુરાધિપ! દિવ્ય સોનાનું સિંહાસન, જે મનોહર મણિવડે જડેલું છે, દેવે બનાવેલું છે અને સુંદર છે તે ઉપર બેસો' એ મંત્રવડે આસન.[૪] 'હે સુરશ્રેષ્ઠ! ગંગાજલ, જે સોનાના ઘડામાં ભરેલું છે ને ચંદન, પુષ્પ તથા અક્ષતવાળું છે તે લક્ષ્મીસહિત આપ ગ્રહણ કરો.'[૫] 'હે દેવ! હે ભક્તોને અભય આપનાર! અષ્ટગંધવાળું ને સોનાના પાત્રમાં રહેલું જલ અર્ઘ્ય માટે ગ્રહણ કરો.'[૬] હે દેવદેવ! હે પુરાણપુરુષોત્તમ! હું આપને જલ આપું છું તે લઇ આચમન કરો.[૭] હે દેવ! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃત આપને આપું છું, તે સ્નાન માટે ગ્રહણ કરો.[૮] હે દેવ! નદી અને તળાવોનું સુંદર જલ લાવી આપને આપું છું, તે વડે વરુણના મંત્રોથી સ્નાન કરો.[૯] બે વસ્ત્રો સૂતરથી બનાવેલાં છે અને સોનેરી કિનારથી શોભે છે તેમનું ગ્રહણ કરો.[૧૦] હે નારાયણ! આપને નમસ્કાર

કરું છું માટે મને સંસારસમુદ્રમાંથી ઉગારો. હે પુરુષોત્તમ ! ઉપવીત અને ઉત્તરીયનું ગ્રહણ કરો.[૧૧] હે મધુસૂદન ! બાજુબંધ, મુકુટ, ઝાંઝર અને વીંટી એટલા અલંકારો આપને આપું છું, તે ગ્રહણ કરો.[૧૨] હે દેવ ! મલય પર્વતમાં ઉત્પન્ન થયેલું અને કસ્તૂરી, અગુરુ તથા કપૂરવાળું ચંદન છે તેનો લેપ કરો.[૧૩] હે સુરેશ્વર ! કરેણ, મલ્લિકા અને ચંપા વગેરેનાં નાના પ્રકારનાં પુષ્પોવડે આપની પૂજા કરું છું.[૧૪] હે દેવના દેવ ! હે ઈશ ! દશાંગ ધૂપ જે ગુગળવાળો, સુગંધી, સુંદર અને સુંઘવા લાયક છે તેનું ગ્રહણ કરો.[૧૫] હે સુરશ્રેષ્ઠ ! હે કૃષ્ણ ! દીવો જે, એક આર્તિવાળો, ગાયનું ઘી ને સારી વાટવાળો અને સૂર્યના જેવા પ્રકાશવાળો છે તેનું ગ્રહણ કરો.[૧૬] હે સુરપૂજિત ! અન્ન, દૂધપાક, ભક્ષ્ય, સાકર, ચાટવાના પદાર્થ, દહીં અને દૂધ એટલી વસ્તુ નૈવેદ્ય માટે (ધરું છું તે) ગ્રહણ કરો.[૧૭] હે દેવ ! નાગરવેલનાં પાન, સોપારી, કાથો અને કપૂરથી બનાવેલાં તાંબૂલનું ગ્રહણ કરો.[૧૮] 'हिरण्यगर्भ०' એ મંત્ર ભણી દક્ષિણા આપવી.[૧૯] 'હે ઈશ ! હે તેજના સમુદાય ! હે લોકને આનંદ આપનાર ! હે પ્રભો ! પાંચ વાટવાળી આરતી આપને ઉતારું છું તે ગ્રહણ કરો.[૨૦] હે જગતને આનંદ આપનાર ! હે જગત્પતે ! આપ સુમુખ થઈ મારા ખોબામાં રહેલાં પુષ્પો લ્યો.' એ મંત્રથી પુષ્પાંજલિ,[૨૧] 'यानि कानि च०' એ મંત્રથી પ્રદક્ષિણા કરવી.[૨૨] 'હે દેવના દેવ ! હે ઈશ ! આપને નમસ્કાર કરું છું. હે ગરુડધ્વજ ! આપને નમસ્કાર કરું છું. હે વ્રતનાં ફલને આપનાર ! આપ કે, જે વ્યાપક છો તેને હું નમસ્કાર કરું છું.[૨૩] હે દેવ ! હે સુરેશ્વર ! મેં જે ભક્તિહીન વા ક્રિયાહીન પૂજા કરી હોય, તે સઘળી પૂર્ણ થાઓ.[૨૪] કરેલાં કર્મની સિદ્ધિમાટે હું વાયન આપીશ, એવો સંકલ્પ કરી, 'કાંસાના પાત્રમાં આ ઉત્તમ અન્ન ભરેલું છે અને દક્ષિણાસહિત છે તેનું વાયન બ્રાહ્મણને આપું છું,' એ મંત્ર ભણી વાયન આપવું.[૨૫] એવી રીતે પૂજા કરવી.

## ગોપદ્મવ્રતની કથા

अथ कथा ॥ व्यासं वसिष्ठनप्तारं शक्तेः पौत्रमकल्मषम् । पराशरात्मजं वंदे शुकतातं तपोनिधिम् ॥ १ ॥ सूत उवाच–द्वापरे द्वारवत्यां च नारदः कृष्णदर्शनात् । उत्साहेनाभ्यगात्तत्र ददर्श यदुनंदनम् ॥ २ ॥ पूजितश्चैव कृष्णेन विष्टरादिभिरादरात् । ततः प्रोवाच तं विष्णुर्नारदं लोकपूजितम् ॥ ३ ॥ श्रीकृष्ण उवाच–शृणु लोकज्ञ देवर्षे भुवने विचरन्सदा। लोकांतरेषु चरितं यद्विशेषं वदस्व मे ॥ ४ ॥ नारद उवाच । भगवन्देवदेवेश भक्तोऽस्मि तव चांकितः । तत्राश्चर्यमिदं वक्ष्ये धर्मस्य सदसि स्थितम् । तत्र सर्वे समासीनाः सुरा इंद्राश्चतुर्दश ॥ ५ ॥ तथैकादश रुद्राश्च आदित्या द्वादशापि च । वसवोऽष्टौ तथा नागा यक्षराक्षसपन्नगाः ॥ ६ ॥ ते सर्वे यममाहुश्च स्थितं सिंहासने शुभे । मानुष्यं दुंदुभेश्चर्माच्छादनार्थे वदस्व नः ॥७॥ यम उवाच–चातुर्मास्यव्रतं चैकं संक्रांतिव्रतमेव च । न कुर्वंति च या नार्यस्तासामाच्छादनं त्वचा ॥ ८ ॥ कुर्वंतु दुंदुभेश्चास्य विचरध्वं महाभटाः । ते तस्य वचनं श्रुत्वा भटाः प्रविविशुर्भुवम् ॥ ९ ॥ स्वामिन्निदं महाश्चर्यमतस्त्वां प्रवदामि च ।

વેદવ્યાસ કે, જે વસિષ્ઠના પ્રપૌત્ર છે, શક્તિના પૌત્ર છે, પાપરહિત છે, પરાશર ઋષિના પુત્ર છે, શુકદેવના પિતા છે અને તપના ભંડાર છે તેને હું વંદન કરું છું.[૧] સૂત કહે છે–દ્વાપરયુગમાં એકસમે નારદ શ્રીકૃષ્ણનાં દર્શન કરવામાટે ઉત્સાહથી દ્વારકામાં આવ્યા અને ત્યાં શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં.[૨] ત્યારે ભગવાને આસન વગેરે આપી આદરથી નારદ કે, જેની લોક પૂજા કરે છે તેની પૂજા કર્યા પછી પૂછયું.[૩] શ્રીકૃષ્ણ બોલ્યા–હે નારદ ! હે દેવર્ષે ! આપ સદા લોકમાં વિચરો છો, માટે લોકોમાં જે કાંઈ નવા જુની હોય તે મને કહો.[૪] નારદ કહે છે–હે દેવના દેવ ! હે ઈશ ! હે ભગવન્ ! હું આપનો પ્રસિદ્ધ ભક્ત છું. માટે ધર્મરાજની સભામાં જે આશ્ચર્ય થયું તે કહું છું. ધર્મરાજની સભામાં સઘળા દેવ, ચૌદ ઇંદ્રો, અગીઆર રુદ્રો, બાર આદિત્યો, આઠ વસુઓ, નાગ, યક્ષો, રાક્ષસો અને સર્પો સઘળા બેઠા હતા.[૫-૬] તેઓએ મનોહર સિંહાસન ઉપર બેહેલા યમને કહ્યું કે, 'હે મહારાજ ! નગારાને ચઢાવવા માટે મનુષ્યનું ચામડું જોઇએ છીએ, તે અમને બતાવો.[૭] યમ કહે છે–'જે સ્ત્રીઓ ચાતુર્માસ્યનું અને સંક્રાંતિનું એક પણ વ્રત કરતી નથી, તેમનું ચામડું આ નગારા ઉપર ચડાવો. હે મહાભટો ! તેવી સ્ત્રીઓને તમે શોધી લાવો.' એવી રીતનાં યમનાં વચનો સાંભળી તેના ભટો પૃથ્વીમાં ગયા.[૮-૯] હે મહારાજ ! આ મોટું આશ્ચર્ય છે માટે હું આપને કહું છું.

तच्छ्रुत्वा त्वरितं कृष्णः प्राह लोकान् पुरःस्थितान् ॥ १० ॥ तथा कुर्वंतु लोकाश्च नार्यः पुर्यां वसंति हि । तच्छ्रुत्वा चरितं कृष्णनारीभिर्नगरेषु च ॥११॥ कृष्णाज्ञया कृष्णदूताः प्रोचुस्ते सर्वयोषितः । पुरस्सराः प्रकुर्वंत्यो नगरस्थाश्च योषितः ॥ १२ ॥ अन्यत्र यत्र कुत्रापि ऊचुस्ता यदुनंदनम् । त्वत्सोदरीं विना स्वामिन् नान्या नार्योऽत्र सन्ति हि ॥ १३ ॥ तच्छ्रुत्वा भयसंत्रस्तः सोदरीं प्रत्यभाषत ॥ कृष्ण उवाच–सुभद्रे किं करोषीह आगता यमसेवकाः ॥ १४ ॥ व्रतं यत्र कृतं भद्रे चैकं पुण्योद्भवं पुरा । सुभद्रोवाच–सर्वव्रतान्यहं कृष्णाकार्षमत्र न संशयः ॥१५॥ नो चेत्त्वत्सोदरी न स्यां योषिच्चाप्यर्जुनस्य च । न स्यां माताऽभिमन्योर्वै यमदूताः कथं विभो ॥ १६ ॥ कृष्ण उवाच–कुरु त्वं भगिनी मेऽद्य व्रतमेकं शुभप्रदम् । गोपद्ममिति विख्यातं व्रतं लोकेषु विश्रुतम् ॥ १७ ॥ सूतेन कथितं पूर्वमृषीणां हितकाम्यया ।

નૈમિષે હિમવત્પાર્શ્વે સિદ્ધાશ્રममनुत्तमम् ॥१८॥ तत्र सूतोऽगमद्द्रष्टुं मुनीनां यज्ञमुत्तमम् । तं दृष्ट्वा मुनयः सर्वे हर्षिताश्च मुहुर्मुहुः ॥१९॥ अर्चितश्च ततः सर्वैरर्घ्यादिभिर्यथाविधि । अभ्यर्च्य सूतं तं विप्रा ऊचुस्ते प्रीतिपूर्वकम् ॥ २० ॥

તે સાંભળી શ્રીકૃષ્ણે, પાસે ઉભેલા લોકોને તત્કાલ કહ્યું કે,[10] જે સ્ત્રીઓ અને પુરુષો આ શહેરમાં રહે છે તેમણે વ્રતો કરવાં. તે સાંભળી શ્રીકૃષ્ણની સ્ત્રીઓએ અને બીજા સઘળા નગરવાસી લોકોએ વ્રતો કર્યાં. પછી શ્રીકૃષ્ણે દૂતોને મોકલી શહેરની અને બીજા (ગામોની) પણ સઘળી સ્ત્રીઓને 'વ્રત કર્યું કે નહીં' એમ પૂછાવ્યું.[11–12] ત્યારે સઘળી સ્ત્રીઓએ ભગવાનને કહાવ્યું કે, મહારાજ! આપની બહેન સિવાય બીજી કોઇ પણ સ્ત્રી વ્રત વગરની રહી નથી.[13] તે સાંભળી ભયભીત થયેલા શ્રીકૃષ્ણે બહેનને કહ્યું કે 'હે સુભદ્રે! પૂર્વે તેં પુણ્યકારક એક વ્રત કર્યું નથી માટે યમદૂતો અહીં આવી પહોંચ્યા. હવે તું શું કરીશ?' સુભદ્રા કહે છે–'હે મહારાજ! હે કૃષ્ણ! મેં સઘળાં વ્રતો કર્યાં છે એમાં સંદેહ નથી. *જો તેમ ન હોય તો હું આપની બહેન નહીં, અર્જુનની સ્ત્રી નહીં અને અભિમન્યુની મા ન થાઉં. આમ છતાં પણ યમના દૂતો કેમ આવ્યા?'[14–16] શ્રીકૃષ્ણ કહે છે–હે બહેન! તોપણ આજ કલ્યાણ કરનાર એક વ્રત કરો.[17] આ વ્રત ગોપદ્મ એ નામથી લોકોમાં પ્રસિદ્ધ છે. પૂર્વે એ વ્રત સૂતપુરાણીએ, કલ્યાણમાટે ઋષિઓને કહ્યું હતું. હિમાલયના પડખામાં નૈમિષારણ્યમાં સિદ્ધ લોકોનો ઉત્તમ આશ્રમ છે.[18] ત્યાં ઋષિઓનો યજ્ઞ જોવામાટે સૂતપુરાણી ગયા હતા. તેને જોઈ સર્વ ઋષિઓ અતિ પ્રસન્ન થયા, અને અર્ઘ્ય વગેરેથી વિધિ પ્રમાણે પૂજા કરી. પૂજા કરી રહ્યા પછી, તેઓ પ્રીતિપૂર્વક પૂછવા લાગ્યા.[19–20]

ऋषय ऊचुः ॥ भवाँल्लोकस्य धर्मज्ञो भक्तानां ज्ञानसाधनम् । समर्थं सर्वभुक्तीनां सर्वसौभाग्यकारकम् ॥ २१ ॥ कृपया मुनिशार्दूल कथयस्वोत्तमं व्रतम् ॥ सूत उवाच– शृणुध्वमृषयः सर्वे व्रतानामुत्तमं व्रतम् ॥ २२ ॥ गोपद्ममिति विख्यातं सर्वपापहरं परम् । सर्वदुःखोपशमनं सर्वसंपत्प्रदायकम् ॥ २३ ॥ यमस्य दंडनं यस्माद्दूरीकृतमनुत्तमम् । सुवासिन्यास्तु सौभाग्यपुत्रपौत्रविवर्धनम् ॥ २४ ॥ ऋषय ऊचुः–कस्मिन्मासि कथं कार्यं किं फलं कस्य पूजनम् । केन चीर्णं पुरा साधो तत्सर्वं कथयस्व नः ॥ २५ ॥ सूत उवाच– आषाढशुक्लपक्षस्य एकादश्यां विशेषतः । तदारभ्य कार्तिकस्य द्वादश्यंतं व्रतं चरेत् ॥ २६ ॥ गोष्ठे च शुद्धगोस्थाने गोमयेनोपलिप्य च । त्रयस्त्रिंशच्च पद्मानि कारयेद्व्रीहिपिष्टकैः ॥ २७ ॥ शोभयेत्पंचरंगैश्च गंधपुष्पैः प्रपूजयेत् । तत्संख्यया च कर्तव्या नमस्कारप्रदक्षिणाः ॥ २८ ॥ तत्संख्यया ह्यपूपांश्च ब्राह्मणाय निवेदयेत् । वायनं द्विजवर्याय प्रथमे वत्सरे शुभम् ॥ २९ ॥ द्वितीये वत्सरे दद्यात्पायसं सुविनिर्मितम् । तृतीये मंडकान्दद्याच्चतुर्थे गुडमिश्रितान् ॥ ३० ॥ पंचमे धारिका दद्यात्पूर्णे उद्यापनं चरेत् । एकादश्यामुपवसेद्दंतधावनपूर्वकम् ॥ ३१ ॥ अभ्यंगं तु प्रकुर्वीत स्वार्चितैर्ब्राह्मणैः सह । मंडपं कारयेत्तत्र कदलीस्तंभमंडितम् ॥३२॥ नानापुष्पैश्च शोभाढ्यं मखरं तत्र कारयेत् । तन्मध्ये सर्वतोभद्रं पंचरंगैः समन्वितम् ॥ ३३ ॥ पुण्याहं वाचयित्वा तु प्रतिमायां यजेद्धरिम् । कर्षमात्रसुवर्णेन तदर्धार्धेन वा पुनः ॥ ३४ ॥ माषमात्रसुवर्णेन वित्तशाठ्यं न कारयेत् । आचार्यं वरयित्वा च कलशं स्थापयेत्ततः ॥३५॥ लक्ष्मीनारायणं स्थाप्य सौवर्णेन प्रकल्पितम् । ब्रह्माद्यावाहनं तत्र पूजयेद्धूपदीपकैः ॥ ३६ ॥ द्वादशैव तु नामानि प्रत्येकं पूजयेद्व्रती । रात्रौ जागरणं कृत्वा गीतवाद्यादिमंगलैः ॥ ३७ ॥ ततः प्रभाते उत्थाय स्नात्वा होमं तु कारयेत् । सतिलाज्यसमिद्द्रव्यं हुनेद्द्वादशनामभिः ॥ ३८ ॥ पायसं च शतं चाष्टौ हुत्वा पूर्णाहुतिं चरेत् । वस्त्रेण सहितां धेनुमाचार्याय निवेदयेत् ॥ ३९ ॥ विप्रान्पंच सपत्नीकान्भोजयेत्षड्रसैर्व्रती । भुञ्जीत बंधुभिः सार्द्धमेकाग्रकृतमानसः ॥ ४० ॥ अन्यान्यपि यथाशक्त्या ब्राह्मणानपि भोजयेत् । कृत्वा चेदं व्रतं पुण्यं सर्वान्कामानवाप्नुयात् ॥४१॥ अंते स्वर्गपदं गच्छेत् सर्वपापविवर्जितः ॥

ઋષિઓ પૂછે છે–હે સૂત! તમે લોકના ધર્મને જાણનાર છો, ભકતોને જ્ઞાન આપનાર છો, માટે જે સર્વને મુક્તિ આપનાર, સર્વ સૌભાગ્યને આપનાર અને વળી ઉત્તમ હોય એવું વ્રત કિયું છે તે કૃપા કરીને કહો. સૂત કહે છે–હે ઋષિઓ! તમે સઘળા સાંભળો, ગોપદ્મવ્રત સઘળાં વ્રતોમાં ઉત્તમ છે, પ્રસિદ્ધ છે, સઘળા પાપને હરનાર છે, સર્વ દુઃખને શાંત કરનાર છે, સર્વ સંપત્તિ આપનાર છે, સર્વોત્તમ યમના દંડને પણ દૂર કરે છે, અને સુવાસિની સ્ત્રીનાં સૌભાગ્ય, પુત્ર તથા પૌત્રને વધારનાર છે.[21–24] ઋષિઓ બોલ્યા–હે સાધો! હે સૂત! એ વ્રત કયા માસમાં કરવું? કેમ કરવું? એ વ્રત કરવાથી શું ફળ થાય છે? તેમાં પૂજન કોનું કરવું? અને પૂર્વે એ વ્રત કોણે કર્યું હતું? એ સઘળું અમને કહો.[25] સૂત કહે છે–આષાઢ શુદિ એકાદશીના દિવસથી આરંભી કાર્તિક શુદિ દ્વાદશી સુધી એ વ્રત કરવું જોઇએ.[26] ગોંદરામાં અથવા ગોશાળામાં છાણથી લીંપી તેમાં શાળના લોટનાં તેત્રીશ કમલ આલેખવાં.[27] પાંચ રંગવડે તેમાં શોભા કરવી. પછી ચંદન અને પુષ્પવડે પૂજા કરીને તેત્રીશ નમસ્કાર તથા તેત્રીશ પ્રદક્ષિણા કરવી.[28] પહેલે વર્ષે ગુણવાન્ બ્રાહ્મણને તેત્રીશ પુડલાનું વાયન આપવું,[29] બીજે વર્ષે સ્વાદિષ્ટ

* આ એક જાતના સોગન છે.

દૂધપાક આપવો, ત્રીજે વર્ષે મંડક આપવા, ચોથે વર્ષે ગુડમિશ્રિત મંડક આપવાં,[૩૦] અને પાંચમે વર્ષે ઘારવડાં આપવાં. એવી રીતે કરીને વ્રત પૂર્ણ કરી પછી ઉદ્યાપન કરવું. એ ઉદ્યાપનનો પ્રકાર આવો છેઃ-એકાદશીને દિવસે દાતણ વગેરે કરી ઉપવાસ કરવો, તેલ ચોપડવું, પછી પૂજેલા બ્રાહ્મણોની સાથે રહી મંડપ રચવો. તેમાં કેળના સ્તંભ બાંધી શોભા કરવી.[૩૧-૩૨] તેમાં નાના પ્રકારનાં પુષ્પો તથા અરીસા ટાંગીને સુંદર કમાન કરવી, તેની વચમાં પાંચ રંગવડે સર્વતોભદ્રમંડલ ચીતરવું.[૩૩] અને પછી પુણ્યાહવાચન કરાવી નારાયણની મૂર્તિની પૂજા કરવી. એ મૂર્તિ કર્ષ, અર્ધો કર્ષ, પા કર્ષ, અથવા એક માસાની કરાવવી, પણ દ્રવ્યનો લોભ કરવો નહીં. આચાર્યને વરાવીને, કલશસ્થાપના કરવી.[૩૪-૩૫] સોનાનાં લક્ષ્મી ને નારાયણની સ્થાપના કર્યા પછી બ્રહ્માદિક દેવોનું આવાહન કરી, ધૂપ અને દીપવડે પૂજા કરવી.[૩૬] તેમાં બાર નામ લઈ એક એકની પૂજા કરવી. રાત્રિમાં ગીત ગાવાં, વાજાં વગડાવવાં વગેરે ઉત્સવ કરવો અને જાગરણ કરવું.[૩૭] પ્રાતઃકાળમાં ઉઠી સ્નાન કરી, બાર નામવડે તલ, ઘી અને સમિધનો હોમ કરવો.[૩૮] દૂધપાકનો એકસો આઠ વખત હોમ કરવો. પછી પૂર્ણાહુતિ કરવી. આચાર્યને વાછડાવાળી ગાય આપવી.[૩૯] પાંચ બ્રાહ્મણો તથા તેમની સ્ત્રીઓને છ રસવાળું ભોજન કરાવવું, તેમ જ બીજા બ્રાહ્મણોને પણ યથાશક્તિ જમાડવા. પછી એકાગ્રચિત્તથી બંધુઓ સહિત પોતે ભોજન કરવું. જે પુરુષ આ પુણ્યકારક વ્રત કરે છે તે આ લોકમાં યથેચ્છ ભોગ ભોગવી પાપરહિત થઈ અંતે સ્વર્ગમાં જાય છે.

ऋषय ऊचुः—त्वत्प्रसादात्कृतार्था भो गच्छामः स्वाश्रमान्वयम् ॥ ४२ ॥ प्रणम्य मुनिभिः सार्कं सूतश्चांतर्हितोऽभवत् । मुनिभिः सर्वलोकेषु कथितं व्रतमुत्तमम् ॥ ४३ ॥ नातःपरतरं पुण्यं त्रिषु लोकेषु विश्रुतम् । कृष्णस्य वचनं श्रुत्वा सुभद्रा तत्तथाऽकरोत् ॥ ४४ ॥ पंचाब्दं व्रतमंते हि रात्रौ यामचतुष्टयम् । अकरोज्जागरं प्रातर्जुहाव च हुताशनम् ॥ ४५ ॥ एवं व्रते कृते पश्चात्पुर्यां यमभटाऽविशन् ॥ यमभटा ऊचुः—सुभद्रे तव देहस्य चर्मार्थं चागता वयम् ॥४६॥ लोकेऽस्मिंस्तु व्रतं येन न कृतं भक्तिपूर्वतः । तच्चर्मणा पिनद्धव्यः पटहो यमशासनात् ॥ ४७ ॥ सुभद्रोवाच—भटाः पश्यत मे चीर्णं गोपद्मव्रतमुत्तमम् । दत्ता पुंवत्ससहिता धेनुर्विप्राय दक्षिणा ॥ ४८ ॥ गोष्ठे पद्मानि चान्यत्र सर्वे पश्यंतु हे भटाः । अन्योन्यवादसमये विष्णुदूताः समागताः ॥ ४९ ॥ तान्दृष्ट्वा ताडयामासुर्व्रतस्यास्य प्रभावतः । पलायिता महाभीताः स्मरंतो यमशासनम् ॥ ५० ॥ तान्दृष्ट्वा रक्तदिग्धांगान् यमो भयसमन्वितः । कस्येदं कृत्यमिति च ज्ञात्वाऽतींद्रियदर्शनात् ॥५१॥ उवाच दूताः शृणुत यत्र संपूज्यते हरिः । न गंतव्यं भवद्भिश्च सत्यं सत्यं वदाम्यहम् ॥ ५२ ॥ प्राप्तवंतो दैववशाद्दिविशध्वं महाभटाः । इत्युक्त्वा धर्मराजोऽसौ शालायां च विवेश ह ॥ ५३ ॥ तेन देवर्षिणा मह्यं कथितं व्रतमीदृशम् । दमयंत्या तथा बाले राज्यभ्रंशात्कृतं व्रतम् ॥५४॥ व्रतस्यास्य प्रभावेण राज्यसौभाग्यसंपदः । पुत्रपौत्रादिसौभाग्यं भुक्त्वा मोक्षमवाप्नुयात् ॥ ५५ ॥ इति श्रीभविष्योत्तरपुराणे गोपद्मव्रतोद्यापनं संपूर्णम् ॥

ઋષિઓ કહે-હે સૂત! આપની કૃપાથી અમે કૃતાર્થ થયા. હવે અમે પોતપોતાના આશ્રમમાં જઈશું.[૪૦-૪૨] એવાં મુનિનાં વચનો સાંભળી નમસ્કાર કરી સૂતપુરાણી અંતર્હિત થયા, તેમ જ બીજા મુનિઓ પણ અંતર્હિત થઇ ગયા. પછી મુનિઓએ સઘળા લોકમાં આ ઉત્તમ વ્રત પ્રસિદ્ધ કર્યું.[૪૩] ત્રણે લોકમાં આ વ્રત જેવું પ્રસિદ્ધ અને પુણ્યકારક બીજું કાંઈ નથી. એવી રીતે શ્રીકૃષ્ણના કહેવાથી સુભદ્રાએ વ્રત કર્યું.[૪૪] પાંચ વર્ષ સુધી વ્રત કર્યા પછી છેલ્લી રાત્રે જાગરણ કર્યું અને પ્રાતઃકાળમાં હોમ કર્યો.[૪૫] આમ વ્રત કરવા છતાં પણ યમદૂતો દ્વારકામાં આવ્યા અને સુભદ્રાને કહેવા લાગ્યા. યમદૂતો કહે છે-હે સુભદ્રે! તેં આ લોકમાં ભક્તિથી વ્રત કરેલું નથી માટે અમે તારું ચામડું લેવા આવ્યા છીએ; કારણ કે યમરાજાનો હુકમ થયો છે કે તારા ચામડાંવતી નગારું મઢવું.[૪૬-૪૭] સુભદ્રા કહે છે-હે યમદૂતો! તમે જુઓ કે મેં ઉત્તમ ગોપદ્મ વ્રત કરેલું છે, બ્રાહ્મણને વાછરડાવાળી ગાય આપી છે, દક્ષિણા આપી છે,[૪૮] ગોંદરામાં તથા બીજે ઠેકાણે કમળ ચિતર્યાં છે, એ સૌ તમે જુઓ. એવી રીતે પરસ્પર વિવાદ ચાલતો હતો, તેટલામાં એ વ્રતના પ્રભાવથી વિષ્ણુના દૂતો આવી પહોંચ્યા;[૪૯] અને યમદૂતોને જોઇ તેઓને મારવા લાગ્યા, એટલે ભયના માર્યા તે દૂતો યમના હુકમનો વિચાર કરતા કરતા જ પલાયન થઇ તેઓ યમની પાસે ગયા.[૫૦] તેમનાં રુધિરવાળાં શરીરો જોઈ, યમના પેટમાં ડર પેઠો, તેથી તેણે ધ્યાન કરી જોયું તો બનેલી સઘળી હકીકત જાણવામાં આવી.[૫૧] પછી પોતાના દૂતોને યમરાયે કહ્યું કે, તમોને ખરેખરી વાત કહું છું કે જ્યાં વિષ્ણુની પૂજા થતી હોય ત્યાં તમારે જવું નહીં.[૫૨] સારાં નસીબ તેથી જ તમો અહીં આવી શક્યા. પણ હવે તમો ઘેર જાઓ, એટલું કહી યમરાજ પોતાના ભુવનમાં ગયા.[૫૩] તે દેવર્ષિએ મને આ વ્રત કહેલું છે. નાની અવસ્થામાં રાજ્ય જવાથી દમયંતીએ આ વ્રત કર્યું હતું તેના પ્રભાવથી તેને આ લોકમાં રાજ્ય, સૌભાગ્ય અને સંપત્તિ સઘળું મળ્યું હતું, તેમ જ પુત્ર પૌત્ર વગેરેનું સુખ પણ મળ્યું અને અંતે મોક્ષ પ્રાપ્ત થયો હતો.[૫૪-૫૫] એવી રીતે ભવિષ્યોત્તર પુરાણમાં ગોપદ્મ વ્રતની કથા કહેલી છે.

## ૭ પુરુષોત્તમ માસની એકાદશી

अथ पुरुषोत्तममासस्यैकादशी। युधिष्ठिर उवाच । भगवन् श्रोतुमिच्छामि व्रतानामुत्तमं व्रतम् । सर्वपापहरं चैव भुक्तिमुक्तिप्रदायकम् ॥ १ ॥ पुरुषोत्तममासस्य कथां ब्रूहि जनार्दन । को विधिः किं फलं तस्य को देवस्तत्र पूज्यते ॥ २ ॥ अधिमासे तु संप्राप्ते व्रतं ब्रूहि जनार्दन । कस्य दानस्य किं पुण्यं किं कर्तव्यं नृभिः प्रभो ॥ ३ ॥ कथं स्नानं च किं जाप्यं कथं पूजाविधिः स्मृतः । किं भोज्यमुत्तमं चान्नं मासे वै पुरुषोत्तमे ॥ ४ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભગવન્! સર્વ વ્રતમાં ઉત્તમ, સઘળા પાપને હરનાર ને ભોગ તથા મોક્ષ આપનાર (કોઈ) વ્રત સાંભળવા ઇચ્છા કરું છું.[1] હે નારાયણ! પુરુષોત્તમ માસની એકાદશીની કથા મને કહો; અને તેનો પ્રકાર, ફળ અને તેમાં કયા દેવની પૂજા કરવી તે પણ કહો.[2] હે જનાર્દન! હે પ્રભો! પુરુષોત્તમ માસ આવે ત્યારે જે વ્રત કરવાનું હોય તે પણ કહો. મનુષ્યોએ શું કરવું જોઈએ અને કયા દાનથી કેટલું પુણ્ય થાય છે તે પણ કહો.[3] પુરુષોત્તમ માસમાં કેવી રીતે સ્નાન કરવું? કોનો જપ કરવો? કેવી રીતે પૂજા કરવી? અને જમવામાં અન્ન કયું ઉત્તમ છે?[4]

श्रीकृष्ण उवाच । कथयिष्यामि राजेंद्र भवतः स्नेहकारणात् । अधिमासे तु संप्राप्ते भवेदेकादशी तु या ॥ ५ ॥ कमलानाम नामेति तिथीनामुत्तमा तिथिः । तस्याश्चैव प्रभावेण कमलाभिमुखी भवेत् ॥ ६ ॥ ब्राह्मे मुहूर्ते चोत्थाय स्मृत्वा तं पुरुषोत्तमम् । स्नात्वा चैव विधानेन व्रती नियममाचरेत् ॥ ७ ॥ गृहे त्वेकगुणं जाप्यं नद्यां दशगुणं स्मृतम् । गवां गोष्ठे शतगुणमग्न्यगारे दशाधिकम् ॥ ८ ॥ शिवक्षेत्रेषु तीर्थेषु देवतानां च सन्निधौ । सहस्रशतकोटीनामनंतं विष्णुसन्निधौ ॥ ९ ॥

શ્રીકૃષ્ણ કહે છે—હે યુધિષ્ઠિર! તમારી ઉપર સ્નેહ હોવાથી તમે જે પૂછ્યું છે તે સર્વ કહું છું. પુરુષોત્તમ માસની જે એકાદશી આવે છે તે કમલા કહેવાય છે. એ સઘળી તિથિઓમાં ઉત્તમ છે. તેના પ્રભાવથી લક્ષ્મી સન્મુખ થાય છે.[5–6] પ્રથમ બ્રાહ્મમુહૂર્ત એટલે ચાર ઘડી રાત હોય તે વખતે ઉઠી પુરુષોત્તમનું સ્મરણ કરી, વિધિથી સ્નાન કરી, નિયમ ગ્રહણ કરવા.[7] તે દિવસે ઘરમાં જપ કરવાથી એકગણું ફળ થાય છે, નદીમાં જપ કરવાથી દશગણું ફળ મળે છે, ગોંદરામાં જપ કરવાથી સોગણું ફળ થાય છે, અગ્નિહોત્રવાળા ઘરમાં જપ કરવાથી એકસો દશગણું પુણ્ય થાય છે.[8] શિવાલય, તીર્થ અને દેવની સમીપમાં જપ કરવાથી લાખો કરોડોગણું ફળ થાય છે અને વિષ્ણુની સમીપમાં જપ કરવાથી અનંત ફળ થાય છે.[9]

अवंत्यामभवद्विप्रः शिवशर्मेति नामतः । तस्य पंचसुतास्त्वजेषु कनिष्ठो दुष्टकर्मकृत् ॥ १० ॥ तदा पित्रा परित्यक्तस्त्यक्तः स्वजनबंधुभिः । स्वकर्मणः प्रभावेण गतो दूरतरं वनम् ॥ ११ ॥ एकदा दैवयोगेन तीर्थराजं समागमत् । क्षुत्क्षामो दीनवदनस्त्रिवेण्यां स्नानमाचरत् ॥ १२ ॥ ऋषीणामाश्रमांस्तत्र विचिन्वन्क्षुधयाऽर्दितः । हरिमित्रमुनेस्तत्र त्वाश्रमं च ददर्श ह ॥ १३ ॥ पुरुषोत्तममासे तु श्रद्धया कमला स्तुता । एकादशी पुण्यतमा भुक्तिमुक्तिप्रदायिनी ॥ १४ ॥ पुरुषोत्तममासस्य जनानां च समागमे । तत्राश्रमे कथयतां कथां कल्मषनाशिनीम् ॥ १५ ॥ जपन् श्रमेण तां श्रुत्वा कमलां पापहारिणीम् । व्रतं कृत्वा च तैः सार्द्धं स्थितः शून्यालये तदा ॥ १६ ॥ निशीथे समनुप्राप्ते कमलाऽत्र समागता । वरं ददामि भो विप्र कमलायाः प्रभावतः ॥ १७ ॥ विप्र उवाच—का त्वं कस्यासि रंभोरु प्रसन्ना च कथं मम । ऐंद्री त्वमिंद्रदेवस्य भवानी शंकरस्य च ॥१८॥ वधूर्वा चंद्रसूर्यस्य गांधर्वी किन्नरी तथा । त्वत्सदृशी न दृष्टा च न श्रुता च शुभानने ॥ १९ ॥

પૂર્વે ઉજ્જેણુ નગરીમાં શિવશર્મા નામનો બ્રાહ્મણ હતો. તેને પાંચ પુત્રો હતા. તેમાંથી નાનકડો પુત્ર દુરાચરણી હતો.[10] તેના પિતા તથા સગાંએ તેને કાઢી મૂક્યો. હવે પોતાનાં કર્મના પ્રભાવથી તે વનમાં અત્યંત દૂર નીકળી ગયો.[11] એવી રીતે (દેશવટો ભોગવતો) જે ભૂખથી દૂબળો થઈ ગયો હતો તથા જેનું મોઢું લેવાઇ ગયું હતું એવો તે બ્રાહ્મણનો પુત્ર દૈવયોગથી પ્રયાગરાજ (અલાહબાદમાં) આવી પહોંચ્યો અને ત્રિવેણીમાં સ્નાન કર્યું.[12] પછી ક્ષુધાથી પીડાતો તે ઋષિઓના આશ્રમો શોધવા લાગ્યો. તેટલામાં હરિમિત્ર ઋષિનો આશ્રમ તેના જોવામાં આવ્યો.[13] તે આશ્રમમાં, 'પુરુષોત્તમ માસમાં પુણ્ય એવી કમલા એકાદશીની ભક્તિથી સ્તુતિ કરી હોય તો તે ભોગ ને મોક્ષ આપનારી છે,' એવી રીતની પાપને નાશ કરનારી કથા, પુરુષોત્તમ માસમાં મળેલાં મનુષ્યોના મુખથી સાંભળીને મનુષ્યોની સાથે બ્રાહ્મણના તે પુત્રે પણ એકાદશીનું વ્રત કર્યું અને એકાંત સ્થલમાં જઈ બેઠો.[14–16] અધરાતનો વખત થયો ત્યારે લક્ષ્મીએ તેની પાસે આવીને કહ્યું કે, હે વિપ્ર! કમલા એકાદશીના પ્રભાવથી હું તને વરદાન આપું છું (તે લે).[17] બ્રાહ્મણ બોલ્યો—હે સ્ત્રિ! તું કોણ છે? અને કોની સ્ત્રી છે? તું મારી ઉપર શાથી પ્રસન્ન થઇ? હે સુંદર મુખવાળી! તું ઇંદ્રાણી છે? પાર્વતી છે? ચન્દ્રની સ્ત્રી છે? સૂર્યની સ્ત્રી છે? ગંધર્વની સ્ત્રી છે કે કિન્નરની સ્ત્રી છે? મેં તારા જેવી સ્ત્રી દીઠી પણ નથી અને સાંભળી પણ નથી.[18–19]

लक्ष्मीरुवाच—प्रसन्ना सांप्रतं जाता वैकुंठादहमागता । प्रेरिता हरिदेवेन एकादश्याः प्रभावतः ॥ २० ॥ पुरुषोत्तम-

मासस्य शुक्ले कृष्णे तु या भवेत् । कमला नाम सा प्रोक्ता कमलां दातुमागता ॥ २१ ॥ पुरुषोत्तममासस्य या पक्षे प्रथमे भवेत् । तस्यां व्रतं त्वया चीर्णं प्रयागे मुनिसन्निधौ ॥ २२ ॥ व्रतस्यास्य प्रभावेण वशगाऽहं न संशयः । तव वंशे भविष्यंति मानवा द्विजसत्तम ॥ २३ ॥ लभंते मत्प्रसादं तु सत्यं ते व्याहृतं मया ॥ विप्र उवाच—प्रसन्ना यदि मे पद्मे व्रतं विस्तरतो वद ॥ २४ ॥ यत्कथासु प्रवर्तंते राजानो ये जगद्धिताः ॥ लक्ष्मीरुवाच—श्रोतॄणां परमं श्राव्यं पवित्राणामनुत्तमम् ॥ २५ ॥ दुःस्वप्ननाशनं पुण्यं श्रोतव्यं यत्नतस्ततः । उत्तमश्रद्धया युक्तः श्लोकं श्लोकार्द्धमेव च ॥ २६ ॥ पठित्वा मुच्यते सद्यो महापातककोटिभिः । मासानां परमो मासः पक्षिणां गरुडो यथा ॥ २७ ॥ नदीनां च यथा गंगा तिथीनां द्वादशी तिथिः । तस्यामर्चन्ति विबुधा नारायणमनामयम् ॥ २८ ॥ ये यजंति सदा भक्त्या नारायणमनामयम् । तानर्चयंति सततं ब्रह्माद्या देवतागणाः ॥ २९ ॥ नारायणपरा ये च हरिकीर्तनतत्पराः । हरिप्रजागरा ये च कृतार्थास्ते कलौ युगे ॥ ३० ॥

લક્ષ્મી કહે છે-હું તારા કરેલા એકાદશીના વ્રતથી પ્રસન્ન થઈ છું અને નારાયણની મોકલેલી વૈકુંઠથી આવી છું.[૨૦] **પુરુષોત્તમ માસના શુકલ અને કૃષ્ણ પક્ષની એકાદશી કમલા નામની કહેવાય છે.** હું તને લક્ષ્મી આપવા આવી છું,[૨૧] કારણ કે પ્રયાગમાં મુનિની પાસે પુરુષોત્તમ માસની પ્રથમ પક્ષની એકાદશીનું વ્રત તેં કર્યું તેના પ્રભાવથી હું તારે વશ થઇ છું, એમાં સંશય નથી, હે વિપ્ર ! તારા વંશમાં ઉત્તમ મનુષ્યો થશે અને તેની ઉપર મારી કૃપા રહેશે; આ વાત સત્ય છે. બ્રાહ્મણ કહે છે–હે દેવિ ! જો આપ પ્રસન્ન થયાં હો તો વિસ્તારથી મને એ વ્રત કહો,[૨૨–૨૪] કે જેથી જગતના હિતૈષી રાજાઓ એની કથામાં પ્રવૃત્ત થાય છે. લક્ષ્મી કહે છે–સાંભળનારને સાંભળવામાં ઉત્તમ, અત્યુત્તમ, પવિત્ર,[૨૫] દુઃસ્વપ્નનો નાશ કરનાર અને પુણ્યકારક એવું આ વ્રત છે, માટે ધ્યાન રાખીને સાંભળ. જે પુરુષ આ કથાનો પરમ શ્રદ્ધાથી એક શ્લોક વા અર્ધા શ્લોકનો પાઠ કરે તે તત્કાલ કરોડો પાપોથી મુક્ત થાય છે. જેમ પક્ષીઓમાં ગરુડ ઉત્તમ છે, તેમ જ માસોમાં પુરુષોત્તમ માસ ઉત્તમ છે.[૨૬–૨૭] જેમ નદીઓમાં ગંગા ઉત્તમ છે તેમ તિથિઓમાં દ્વાદશી ઉત્તમ છે. તે તિથિમાં પંડિત લોકો અવિનાશી નારાયણનું પૂજન કરે છે,[૨૮] જે પુરુષો નિરંતર અવિનાશી નારાયણનું પૂજન કરે છે, તેમને બ્રહ્માદિક દેવતાઓ પૂજે છે.[૨૯] જે પુરુષો નારાયણમાં પરાયણ છે, હરિકીર્ત્તનમાં તત્પર છે અને હરિજાગરણમાં તત્પર છે, તેઓ કલિયુગમાં કૃતાર્થ છે.[૩૦]

शुक्ले वा यदि वा कृष्णे भवेदेकादशीद्वयम् । गृहस्थानां च पूर्वा तु यतीनामुत्तरा स्मृता ॥३१॥ एकादशी द्वादशी च रात्रिशेषे त्रयोदशी । व्रते क्रतुशतं पुण्यं त्रयोदश्यां तु पारणम् ॥ ३२ ॥ एकादश्यां निराहारः स्थित्वाऽहमपरेऽहनि । भोक्ष्यामि पुंडरीकाक्ष शरणं मे भवाच्युत ॥ ३३ ॥ अमुं मंत्रं समुच्चार्य देवदेवस्य चक्रिणः । भक्तिभावेन तुष्टात्मा चोपवासं समर्पयेत् ॥ ३४ ॥ देवदेवस्य पुरतो जागरं नियतो व्रती । गीतैर्वाद्यैश्च नृत्यैश्च पुराणपठनादिभिः॥३५॥ ततः प्रातः समुत्थाय द्वादशीदिवसे व्रती । स्नात्वा विष्णुं समभ्यर्च्य विधिवत्प्रयतेंद्रियः ॥ ३६ ॥ पंचामृतेन संस्नाप्य एकादश्यां जनार्दनम् । द्वादश्यां च पयःस्नानं हरेः सारूप्यमश्नुते ॥ ३७ ॥ अज्ञानतिमिरांधस्य व्रतेनानेन केशव । प्रसीद सुमुखो नाथ ज्ञानदृष्टिप्रदो भव ॥ ३८ ॥ एवं विज्ञाप्य देवेशं देवदेवं च चक्रिणम् । ब्राह्मणान्भोजयेत्पश्चात्तेभ्यो दद्याच्च दक्षिणाम् ॥ ३९ ॥ ततः स्वबंधुभिः सार्द्धं नारायणपरायणः । कृत्वा पंचमहायज्ञान् स्वयं भुंजीत वाग्यतः ॥ ४० ॥ एवं यः प्रयतः कुर्यात्पुण्यमेकादशीव्रतम् । स याति विष्णुभवनं पुनरावृत्तिदुर्लभम् ॥४१॥ इत्युक्त्वा कमला तस्मै प्रसन्ना तस्य वंशगा । सोऽपि विप्रो धनी भूत्वा पितुर्गेहं समाविशत् ॥ ४२ ॥ एवं यः कुरुते राजन् कमलाव्रतमुत्तमम् । शृणुयाद्वासरे विष्णोः सर्वपापैः प्रमुच्यते ॥ ४३ ॥ इति श्रीब्रह्मांडपुराणे पुरुषोत्तममासे कमलानामैकादशीमाहात्म्यं संपूर्णम् ।

શુકલપક્ષ વા કૃષ્ણપક્ષ ગમે તે એકાદશી હોય, પણ ગૃહસ્થાશ્રમીઓએ પહેલી કરવી અને યતિઓએ બીજી કરવી.[૩૧] સૂર્યોદય વખતે એકાદશી હોય, પછી દ્વાદશી અને થોડી રાત્રિ રહે ત્યારે ત્રયોદશી લાગતી હોય તો તે દિવસે ઉપવાસ કરવાથી સો યજ્ઞનું પુણ્ય થાય છે એટલે તે દિવસે ઉપવાસ કરવો અને ત્રયોદશીને દિવસે પારણું કરવું.[૩૨] 'હે પુંડરીકાક્ષ ! હે અચ્યુત ! હું એકાદશીને દિવસે નિરાહાર રહી બીજે દિવસે ભોજન કરીશ, આપ મારું શરણ થાઓ,'[૩૩] એ મંત્રનું, નારાયણની પાસે ઉચ્ચારણ કરી, ભક્તિપૂર્વક પ્રસન્ન મનથી ઉપવાસ કરવો.[૩૪] રાત્રિમાં નારાયણની પાસે ગીત ગાવાં, વાજાં વગાડવાં, નૃત્ય કરાવવું, પુરાણનો પાઠ વગેરે કરવો અને નિયમથી જાગરણ કરવું.[૩૫] બારસને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી સ્નાન કરી, ઇંદ્રિયોને નિયમમાં રાખી નારાયણની પૂજા કરવી.[૩૬] જે પુરુષ એકાદશીને દિવસે નારાયણને પંચામૃતવડે સ્નાન કરાવી, દ્વાદશીને દિવસે દૂધથી સ્નાન કરાવે, તેનું નારાયણના જેવું સ્વરૂપ થાય છે.[૩૭] 'હે કેશવ ! આ વ્રતથી આપ પ્રસન્ન થાઓ, અને હે નાથ ! હું કે જે અજ્ઞાનરૂપી અંધકારથી આંધળો છું તેને જ્ઞાનરૂપી નેત્ર આપો,'[૩૮] એ પ્રમાણે નારાયણની વિજ્ઞાપના કરી, બ્રાહ્મણોને જમાડી, તેઓને દક્ષિણા આપવી.[૩૯]

પછી નારાયણમાં પરાયણ થઈ પંચયજ્ઞ કરી વાણીને નિયમમાં રાખી સગાંસંબંધીઓ સાથે પોતે ભોજન કરવું.[૪૦] એવી રીતે નિયમથી જે એકાદશીનું વ્રત કરે છે તે વૈકુંઠમાં જાય છે અને પાછો આવતો નથી (અર્થાત્ તેને જન્મ લેવો પડતો નથી).[૪૧] એટલું કહી પ્રસન્ન થયેલી લક્ષ્મી એ બ્રાહ્મણના વંશપરંપરા ચાલી, અને તે બ્રાહ્મણ પણ ધનવાન્ થઈને પિતાને ઘેર ગયો.[૪૨] હે રાજન્ ! જે પુરુષ આ ઉત્તમ કમલા એકાદશીનું વ્રત કરે છે અથવા એકાદશીને દિવસે કથા સાંભળે છે તે સર્વ પાપથી મુક્ત થાય છે.[૪૩] આ પ્રમાણે કમલા એકાદશીનું માહાત્મ્ય બ્રહ્માંડપુરાણમાં કહેલું છે.

## ૮ શ્રવણ એકાદશીનો નિર્ણય

**भाद्रपदे श्रवणैकादश्यां मध्याह्ने वामनावतारः । श्रवणयुक्तशुक्लैकादश्यलाभे तु दशमीविद्धापि श्रवणयुता ग्राह्या ॥ तथाच मदनरत्ने वह्निपुराणे–दशम्यैकादशी यत्र सा नोपोष्या भवेत्तिथिः । श्रवणेन तु संयुक्ता सोपोष्या सर्वकामदा ॥**

ભાદ્રપદ માસમાં શ્રવણ નક્ષત્રના યોગવાળી શુદિ એકાદશીને દિવસે મધ્યાહ્ન વખતે વામનનો અવતાર થયેલો છે. જો શુદ્ધ એકાદશી શ્રવણ નક્ષત્રના યોગવાળી ન મળતી હોય અને દશમીવિદ્ધા એકાદશી શ્રવણ નક્ષત્રના યોગવાળી મળતી હોય તો તે દિવસે વ્રત કરવું એમ મદનરત્નમાં અગ્નિ પુરાણનું વચન છે,–'દશમીવિદ્ધા એકાદશીને દિવસે ઉપવાસ કરવો નહીં; પરંતુ જો તે શ્રવણ નક્ષત્રના યોગવાળી હોય તો તે જ દિવસે ઉપવાસ કરવો, કારણ કે તે સર્વ કામનાને પૂરનારી છે.'

## ૯ કાર્તિક શુક્લૈકાદશીમાં પ્રબોધોત્સવ-વિધિ

**अथ कार्तिकशुक्लैकादश्यां प्रबोधविधिः हेमाद्रौ ब्राह्मे–एकादश्यां तु शुक्लायां कार्तिके मासि केशवम् । प्रसुप्तं बोधयेद्रात्रौ श्रद्धाभक्तिसमन्वितः ॥ १ ॥ नृत्यैर्गीतैस्तथा वेदैर्ऋग्यजुःसाममंगलैः । वीणापणवशब्दैश्च पुराणश्रवणेन च ॥ २ ॥ वासुदेवकथाभिश्च स्तोत्रैरन्यैश्च वैष्णवैः । सुभाषितैरिंद्रजालैर्भूरिशोभाभिरेव च ॥ ३ ॥ पुष्पैर्धूपैश्च नैवेद्यैर्दीपवृक्षैः सुशोभनैः । होमैर्भक्ष्यैरपूपैश्च फलैः शर्करपायसैः ॥ ४ ॥ इक्षोर्विकारैर्मधुरैर्द्राक्षाक्षोद्रैः सदाडिमैः । कुठेरकस्य मंजर्या मालत्या कमलेन च । ( कुठेरकः पर्णासः । कृष्णतुलसीति केचित् ) ॥ ५ ॥ हस्ताभ्यां श्वेतरक्ताभ्यां चंदनाभ्यां च सर्वदा । कुंकुमालक्तकाभ्यां च नक्तसूत्रैः सकंकणैः ॥ ६ ॥ तथा नानाविधैः पुष्पैर्द्रव्यैर्वीरक्रयाहृतैः । विक्रेत्रा प्रथमतोऽभिहितं मूल्यं दत्वा क्रियमाणः क्रयो वीरक्रयः ॥ ७ ॥ तस्यां रात्र्यां व्यतीतायां द्वादश्यामरुणोदये । आदौ घृतेनैक्षवेण मधुना स्नापयेत्ततः ॥८॥ दध्ना क्षीरेण च तथा पंचगव्येन शास्त्रवित् । उद्वर्तनं माषचूर्णं मधुरामलकानि च ॥ ९ ॥ सर्षपाश्च प्रियंगुश्च मातुलिंगरसस्तथा । सर्वौषध्यः सर्वगंधाः सर्वबीजानि कांचनम् ॥ १० ॥ मंगलानि यथाकामं रत्नानि च कुशोदकम् । एवं संशोध्य देवेशं दद्याद्रोरोचनं शुभम् ॥ ११ ॥ ततस्तु कलशान्स्थाप्य यथाप्राप्तांस्त्वलंकृतान् । जातीपल्लवसंयुक्तान् सफलांश्च सकांचनान् ॥ १२ ॥ पुण्याहवेदशब्देन वीणावेणुरवेण च । एवं संस्नाप्य गोविंदं स्वनुलिप्तं स्वलंकृतम् ॥ १३ ॥ सुवाससं तु संपूज्य सुमनोभिः सकुंकुमैः । धूपैर्दीपैर्मनोज्ञैश्च पायसेन च भूरिणा ॥ १४ ॥ हविष्यैश्चान्नदानैश्च होमैः पुष्पैः सदक्षिणैः । वासोभिर्भूषणैरन्यैर्गोभिरश्वैर्मनोजवैः ॥ १५ ॥ ब्राह्मणाः पूजनीयाश्च विष्णोरीड्याश्च मूर्तयः । यत्तु शिष्टामृतं पश्चाद्भोक्तव्यं ब्राह्मणैः सह ॥१६॥ इति प्रबोधोत्सवविधिः॥**

હેમાદ્રિમાં બ્રહ્મપુરાણના વચનથી જણાવ્યું છે કે,–પોઢેલા નારાયણને કાર્તિક શુદિ એકાદશીને દિવસે, રાત્રિમાં, શ્રદ્ધા અને ભક્તિથી જગાડવા.[૧] તેને માટે નૃત્ય કરાવવું, ગીત ગાવાં, ઋગ્, યજુ અને સામવેદનો પાઠ કરવો. વીણા અને ઢોલ વગડાવવાં, પુરાણ વંચાવવાં,[૨] વાસુદેવની કથા વંચાવવી, બીજાં પણ વિષ્ણુનાં સ્તોત્રોનો પાઠ કરવો, સુંદર ભાષણો કરવાં, ઇંદ્રજાલ કરાવવું, મોટી સભા કરવી,[૩] ધૂપ, દીપમાળ અને નૈવેદ્ય કરવાં, હોમ કરવો, લાડુ, પૂડલા, ફલ, સાકર, દૂધપાક,[૪] મધુરપદાર્થો, ગોળ, દ્રાક્ષ, મધ અને દાડિમ ધરવાં. કૃષ્ણ તુલસીનાં માંજર, માલતીનાં પુષ્પ અને કમલ ચડાવવાં,[૫] લાલ અને ધોળું ચંદન ચર્ચવું. કુંકુમ, અળતો, લાલ સૂત્રવાળાં કંકણ અને મોઢે માગેલા દામ આપી લાવેલાં નાના પ્રકારનાં પુષ્પોવડે પૂજા કરવી.[૬–૭] એ રાત્રિ જાય અને બારશને દિને અરુણોદય થાય ત્યારે પ્રથમ દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃત તથા પંચગવ્યવડે સ્નાન કરાવી, અડદનો લોટ, મધુર આમળાં, સરસવ, કાંગ, માતુલિંગનો રસ, સર્વૌષધિ, સર્વ ગંધ, સર્વ બીજ, સુવર્ણ,[૮–૧૦] યથેચ્છ મંગલ રત્ન અને દર્ભનું જલ એવી રીતે ઠાકોરજીનું શોધન કરી સુંદર ગોરોચન લગાડવું.[૧૧] પછી શોભાવેલા, જુઈનાં પાંદડાવાળા, ફળવાળા અને સોનાવાળા મળે તેટલા ઘડા રાખી પુણ્યાહવાચન શબ્દો અને વીણા તથા વાંસળીના શબ્દો સાથે નારાયણને સ્નાન કરાવવું.[૧૨–૧૩] પછી ચંદન ચર્ચી કપડાં અને અલંકાર પહેરાવવાં. પછી કેસર, પુષ્પ, ધૂપ, દીપોવડે પૂજા કરી દૂધપાક અને હવિષ્યાન્નનું નૈવેદ્ય ધરવું.[૧૪] હોમ કરવો; પુષ્પ, દક્ષિણા, વસ્ત્ર, અલંકાર, ગાય અને મન જેવા વેગવાળા ઘોડા

આપી બ્રાહ્મણોને પ્રસન્ન કરવા, કારણ કે બ્રાહ્મણો વિષ્ણુની પ્રિય મૂર્ત્તિ છે.[૧૫] ત્યાર પછી યજ્ઞ કરતાં બચેલું અન્નરૂપી અમૃત બ્રાહ્મણોને જમાડવું અને પોતે જમવું. એવી રીતે નારાયણને જગાડવાનો પ્રકાર કહ્યો છે.[૧૬]

## ૧૦ ભીષ્મપંચકવ્રત

अथ कार्तिकशुक्लैकादश्यां भीष्मपंचकव्रतं हेमाद्रौ नारदीये ॥नारद उवाच—यदेतदचलं पुण्यं व्रतानामुत्तमं व्रतम् । कर्तव्यं कार्तिके मासि प्रयत्नाद्भीष्मपंचकम् ॥ १॥ विधानं तस्य विस्तार्य फलं चापि ततो वरम् । कथयस्व प्रसादेन मुनीनां हितकाम्यया ॥ २ ॥ ब्रह्मोवाच—प्रवक्ष्यामि महापुण्यं व्रतं व्रतविदां वर । भीष्मेणैव च संप्राप्तं व्रतं पंचदिनात्मकम् ॥ ३ ॥ सकाशाद्वासुदेवस्य तेनोक्तं भीष्मपंचकम् । व्रतस्यास्य गुणान्वक्तुं कः शक्तः केशवादृते ॥ ४ ॥ व्रतं चैतन्महापुण्यं महापातकनाशनम् । अतो वरं प्रयत्नेन कर्तव्यं भीष्मपंचकम् ॥ ५ ॥

કાર્તિક શુદિ એકાદશીને દિવસે ભીષ્મપંચક વ્રત આવે છે. તે માટે હેમાદ્રિમાં નારદીયપુરાણનું વચન છે. નારદ કહે છે—હે બ્રહ્મા! કાર્તિક માસમાં કરવા યોગ્ય જે આ ભીષ્મપંચક વ્રત છે તે અચલ છે, પુણ્યકારક છે અને સર્વ વ્રતોમાં ઉત્તમ છે.[૧] માટે કૃપા કરી વિસ્તારથી તેનું વિધાન અને ફળ કહો, કે જેથી મુનિ લોકોનું હિત થાય.[૨] બ્રહ્મા કહે છે—હે વ્રત જાણનારાઓમાં શ્રેષ્ઠ! મહાપુણ્યકારક ભીષ્મપંચક નામનું વ્રત કહું છું તે સાંભળ. આ વ્રત શ્રીકૃષ્ણે ભીષ્મપિતામહને કહ્યું છે. એ વ્રત પાંચ દિવસ સુધી કરવાનું છે માટે ભીષ્મપંચક એ નામથી પ્રસિદ્ધ થયું છે.[૩] આ વ્રતના ગુણ નારાયણ વિના બીજું કોણ કહી શકે? અર્થાત્ કોઈ પણ નહિ.[૪] આ વ્રત મહાપુણ્યકારક અને મહાપાપનો નાશ કરનારું છે માટે શ્રમ લઈને પણ આ વ્રત કરવું.[૫]

सनत्कुमारसंहितायाम्—वालखिल्या ऊचुः—कार्तिकस्यामले पक्षे स्नात्वा सम्यग्यतव्रतः । एकादश्यां तु गृह्णीयाद्व्रतं पंचदिनात्मकम् ॥ ६ ॥ शरपंजरसुप्तेन भीष्मेण तु महात्मना । राजधर्मा दानधर्मा मोक्षधर्मास्ततः परम् ॥ ७ ॥ कथिताः पांडुदायादैः कृष्णेनापि श्रुतास्तदा । ततः प्रीतेन मनसा वासुदेवेन भाषितम् ॥८॥ धन्यधन्योऽसि भीष्म त्वं धर्माः संश्राविताऽस्त्वया । एकादश्यां कार्तिकस्य याचितं च जलं त्वया ॥९॥ अर्जुनेन समानीतं गांगं बाणस्य वेगतः । तुष्टानि तव गात्राणि तस्मादेव दिनादिह ॥१०॥ पूर्णांतं सर्वलोकास्त्वां तर्पयंत्वर्घ्यदानतः । तस्मात्सर्वप्रयत्नेन मम संतुष्टिकारकम् ॥ ११ ॥ एतद्व्रतं प्रकुर्वंतु भीष्मपंचकसंज्ञितम् । कार्तिकस्यं व्रतं कृत्वा न कुर्याद्भीष्मपञ्चकम् ॥ १२ ॥ कार्तिकस्य व्रतं सर्वं वृथा तस्य भविष्यति । अशक्तश्चेन्नरो भूयादसमर्थश्च कार्तिके ॥ १३ ॥ भीष्मस्य पंचकं कृत्वा कार्तिकस्य फलं लभेत् । सत्यव्रताय शुचये गांगेयाय महात्मने ॥ १४ ॥ भीष्मायैतद्ददाम्यर्घ्यमाजन्मब्रह्मचारिणे । अर्घ्येनानेन मन्त्रेण तर्पणं सार्ववर्णिकम् ॥ १५ ॥ व्रतांगत्वात्पूर्णिमायां प्रदेयः पापपूरुषः । अपुत्रेण प्रकर्तव्यं सर्वथा भीष्मपंचकम् ॥ १६ ॥ यत्पुत्रार्थी व्रतं कुर्यात्सस्त्रीको भीष्मपंचकम् । तं दत्त्वा पापपुरुषं वर्षमध्ये सुतं लभेत् ॥ १७ ॥ अवश्यमेव कर्तव्यं तस्माद्भीष्मस्य पंचकम् । विष्णुप्रीतिकरं प्रोक्तं मया भीष्मस्य पंचकम् ॥१८॥ अत्रैव हि प्रकर्तव्यः प्रबोधस्तु हरेः खग । हतः शंखासुरो दैत्यो नभसः शुक्लपक्षके ॥ १९ ॥ एकादश्यां ततो विष्णुश्चातुर्मास्ये प्रसुप्तवान् ।क्षीरोदधौ जाग्रतोऽसादेकादश्यां तु कार्तिके ॥२०॥ अतः प्रबोधनं कार्यमेकादश्यां तु वैष्णवैः । उत्तिष्ठोत्तिष्ठ शंखघ्न उत्तिष्ठांभोधिचारक । कूर्मरूपधरोत्तिष्ठ त्रैलोक्ये मंगलं कुरु ॥ २१ ॥ उत्तिष्ठोत्तिष्ठ वाराह दंष्ट्रोद्धृतवसुंधर । हिरण्याक्षप्राणघातिंस्त्रैलोक्ये मंगलं कुरु ॥ २२ ॥ हिरण्यकशिपुघ्न त्वं प्रह्लादानंददायक । लक्ष्मीपते समुत्तिष्ठ त्रैलोक्ये मंगलं कुरु ॥ २३ ॥ उत्तिष्ठ बलिदर्पघ्न देवेंद्रपददायक । उत्तिष्ठादितिपुत्र त्वं त्रैलोक्ये मंगलं कुरु ॥ २४ ॥ उत्तिष्ठ हैहयाधीशसमस्तकुलनाशन । रेणुकाघ्न त्वमुत्तिष्ठ त्रैलोक्ये मंगलं कुरु ॥ २५ ॥ उत्तिष्ठ रक्षोदलन अयोध्यास्वर्गदायक ।समुद्रसेतुकर्तस्त्वं त्रैलोक्ये मंगलं कुरु ॥ २६ ॥ उत्तिष्ठ कंसहरण मदघूर्णितलोचन । उत्तिष्ठ हलपाणे त्वं त्रैलोक्ये मंगलं कुरु ॥ २७ ॥ उत्तिष्ठ त्वं गयावासिस्त्यक्तलौकिकवृत्तक । उत्तिष्ठ पद्मासनग त्रैलोक्ये मंगलं कुरु ॥ २८ ॥ उत्तिष्ठ म्लेच्छनिवहखड्गसंहारकारक । अश्ववाह युगांते त्वं त्रैलोक्ये मंगलं कुरु ॥ २९ ॥ उत्तिष्ठोत्तिष्ठ गोविंद उत्तिष्ठ गरुडध्वज । उत्तिष्ठ कमलाकांत त्रैलोक्ये मंगलं कुरु ॥ ३० ॥

સનત્કુમાર સંહિતામાં વાલખિલ્યો કહે છે કે—કાર્તિક શુદિ એકાદશીને દિવસે વિધિથી સ્નાન કરી, પાંચ દિવસનું જે ભીષ્મપંચક વ્રત છે, તેનો આરંભ કરવો.[૬] બાણના પાંજરામાં સુતેલા મહાત્મા ભીષ્મપિતામહે, રાજાના ધર્મો, દાનના ધર્મો, અને મોક્ષના ધર્મો કહ્યા[૭] તે શ્રીકૃષ્ણે અને પાંડવોએ સાંભળ્યા હતા. પછી શ્રીકૃષ્ણે પ્રસન્ન થઈને કહ્યું કે,[૮] હે ભીષ્મ! તમને ધન્ય છે, ધન્ય છે, કે જે તમે ધર્મો સંભળાવ્યા. કાર્તિક શુદિ એકાદશીને દિવસે તમે જલ માગ્યું[૯] ને અર્જુને બાણના વેગથી ગંગાજલ લાવી આપ્યું ને તેથી તમારા શરીરને શાંતિ થઈ[૧૦] માટે આ જગતમાં આ એકાદશીથી આરંભી પૂર્ણિમા સુધી સઘળા લોકો અર્ઘ્ય આપી તમને પ્રસન્ન કરશે.[૧૧] સઘળા લોકોએ શ્રમ લઈને પણ મને સંતોષ આપનાર આ ભીષ્મપંચક વ્રત કરવું.[૧૧] જે માણસ, કાર્તિક માસનું વ્રત કરીને ભીષ્મપંચક વ્રત નથી

કરતો, તેનું કાર્તિક માસનું કરેલું સઘળું વ્રત નિષ્ફળ જાય છે.[૧૩] જો કાર્તિક માસમાં વ્રત કરવાની શક્તિ ન હોય તો કેવલ ભીષ્મપંચક વ્રત કરવું, તેથી કાર્તિક માસના (સર્વ) વ્રતનું ફલ મળે છે.[૧૪] બ્રાહ્મણ વગેરે સઘળા વર્ણોએ સવ્ય કરીને, 'સત્ય વ્રતવાળા, પવિત્ર ગંગાના પુત્ર, મહાત્મા અને જન્મથીજ બ્રહ્મચારી એવા ભીષ્મપિતામહને આ અર્ઘ્ય આપું છું,' એ મંત્રવડે તર્પણ કરવું.[૧૫] એ વ્રતમાં પાપપુરુષનું દાન કરવું. જેને પુત્ર ન હોય તેણે ભીષ્મપંચકવ્રત અવશ્ય કરવું.[૧૬] જે માણસ પુત્રની ઇચ્છાથી ભીષ્મપંચકવ્રત કરે છે અને પાપ પુરુષનું દાન કરે, તેને એક વર્ષની અંદર પુત્ર થાય છે.[૧૭] આ મેં કહેલું ભીષ્મપંચકવ્રત વિષ્ણુને પ્રસન્ન કરે છે માટે એ વ્રત અવશ્ય કરવું જોઇએ.[૧૮] કાર્તિક શુદિ એકાદશીને દિવસે હરિને જગાડવા. આષાઢ શુદિમાં શંખાસુરને મારી એકાદશીને દિવસે વિષ્ણુ ક્ષીરસમુદ્રમાં પોઢે છે,[૧૯] અને ચાર માસ થયા પછી પાછા કાર્તિક માસમાં ઉઠે છે.[૨૦] એટલા માટે વૈષ્ણવોએ એકાદશીને દિવસે નારાયણને જગાડવા, તેના મંત્રો—'હે શંખાસુરને હણનાર ! ઉઠો. હે સમુદ્રમાં વિચરનાર ! ઉઠો. હે કાચબાનાં રૂપને ધારણ કરનાર ઉઠો, અને ત્રણે લોકનું કલ્યાણ કરો.[૨૧] હે વરાહ ! હે દાઢવડે પૃથ્વીને ધારણ કરનાર ! હે હિરણ્યાક્ષને હણનાર ! ઉઠો અને ત્રણ લોકનું મંગલ કરો.[૨૨] હે હિરણ્યકશિપુને હણનાર ! હે પ્રહ્લાદને આનંદ આપનાર ! હે લક્ષ્મીપતે ! ઉઠો અને ત્રણ લોકનું મંગલ કરો.[૨૩] હે બલિરાજાના ગર્વને હણનાર ! હે ઇંદ્રને ઇંદ્રાસન આપનાર ! ઉઠો. હે વામન ! આપ ઉઠો અને ત્રણ લોકનું મંગલ કરો.[૨૪] હે કાર્તવીર્ય રાજાના કુલનો નાશ કરનાર ! ઉઠો. હે રેણુકાને મારનાર પરશુરામ ! ઉઠો અને ત્રણ લોકનું મંગલ કરો.[૨૫] હે રાક્ષસોને મારનાર ! હે અયોધ્યાને સ્વર્ગમાં લઇ જનાર ! હે સમુદ્રમાં પાજ બાંધનાર રામ ! ઉઠો અને ત્રણ લોકનું કલ્યાણ કરો.[૨૬] હે કંસને હણનાર ! હે મદવડે ચંચલ નેત્રવાળા ! હે બલદેવ ! ઉઠો અને ત્રણ લોકનું કલ્યાણ કરો.[૨૭] હે ગયામાં વાસ કરનાર ! હે લૌકિક આચરણને તજનાર ! હે જગદીશ ! ઉઠો અને ત્રણ લોકનું કલ્યાણ કરો.[૨૮] હે ખડ્ગવડે મ્લેચ્છોનો સંહાર કરનાર ! હે અશ્વવાહ (ઘોડેસ્વાર) ! આપ ઉઠો અને ત્રણ લોકનું કલ્યાણ કરો.[૨૯] હે ગોવિંદ ! ઉઠો ઉઠો. હે ગરુડધ્વજ ! ઉઠો. હે લક્ષ્મીપતે ! ઉઠો અને ત્રણ લોકનું મંગલ કરો.'[૩૦]

**इत्युक्त्वा शंखभेर्यादि प्रातःकाले तु वादयेत् । वीणावेणुमृदंगादिगीतनृत्यादि कारयेत् ॥ ३१ ॥ उत्थापयित्वा देवेशं पूजां तस्य विधाय च । सायंकाले प्रकर्तव्यस्तुलस्युद्वाहनो विधिः ॥ ३२ ॥ अवश्यमेव कर्तव्यः प्रतिवर्षं तु वैष्णवैः । विधिं तस्य प्रवक्ष्यामि यथा सांगा क्रिया भवेत् ॥ ३३ ॥ विष्णोस्तु प्रतिमां कुर्यात्पलस्य स्वर्णजां शुभाम् । तदर्धार्धं तुलस्यास्तु यथाशक्त्या प्रकल्पयेत् ॥ ३४ ॥ प्राणप्रतिष्ठां कुर्यात्तु तुलसीविष्णुरूपयोः । तत उत्थापयेद्देवं पूर्वोक्तैश्च स्तवादिभिः ॥ ३५ ॥ उपचारैः षोडशभिः पुरुषसूक्तेन पूजयेत् । देशकालौ ततः स्मृत्वा गणेशं तत्र पूजयेत् ॥३६॥ पुण्याहं वाचयित्वाऽथ नांदीश्राद्धं समाचरेत् । वेदवाद्यादिनिर्घोषैर्विष्णुमूर्तिं समानयेत् ॥ ३७ ॥ तुलस्या निकटे सा तु स्थाप्या चांतरिता पटैः । आगच्छ भगवन्देव अर्चयिष्यामि केशव ॥ ३८ ॥ तुभ्यं ददामि तुलसीं सर्वकामप्रदो भव । दद्यात्त्रिवारमर्घ्यं च पाद्यं विष्टरमेव च ॥ ३९ ॥ ततश्चाचमनीयं च त्रिरुक्त्वा च प्रदापयेत् । ततो दधि घृतं क्षौद्रं कांस्यपात्रपुटीकृतम् ॥ ४० ॥ मधुपर्कं गृहाण त्वं वासुदेव नमोऽस्तु ते । ततो ये स्वकुलाचाराः कर्तव्या विष्णुतुष्टये ॥ ४१ ॥ हरिद्रालेपनाभ्यंगकार्यं सर्वं विधाय च । गोधूलिसमये पूज्यौ तुलसीकेशवौ पुनः ॥ ४२ ॥ पृथक् पृथक् ततः कार्यौ संमुखौ मंगलं पठेत् । दृष्टादृष्टे भास्करे तु संकल्पं तु समाचरेत् ॥ ४३ ॥ स्वगोत्रप्रवरानुक्त्वा तथा त्रिपुरुषादिकम् । अनादिमध्यनिधन त्रैलोक्यप्रतिपालक ॥ ४४ ॥ इमां गृहाण तुलसीं विवाहविधिनेश्वर । पार्वतीबीजसंभूतां वृंदाभस्मनि संस्थिताम् ॥ ४५ ॥ अनादिमध्यनिधनां वल्लभां ते ददाम्यहम् । पयोघटैश्च सेवाभिः कन्यावद्वर्धिता मया ॥ ४६ ॥ त्वत्प्रियां तुलसीं तुभ्यं दास्यामि त्वं गृहाण भोः । एवं दत्वा तु तुलसीं पश्चात्तौ पूजयेत्ततः ॥ ४७ ॥**

એટલું કહી પ્રાતઃકાળમાં શંખ, ઢોલ, વીણા, વાંસળી અને મૃદંગ વગેરે વાજાં વગડાવવાં, અને નૃત્ય કરાવવું.[૩૧] પછી નારાયણને ઉઠાડી તેની પૂજા કરી, સાયંકાળે તુલસીવિવાહ કરવો.[૩૨] આ તુલસીવિવાહ વૈષ્ણવોએ વર્ષોવર્ષ અવશ્ય કરવો. તેનો પ્રકાર કહું છું, કે જેથી ક્રિયા પૂર્ણ થાય.[૩૩] પલ, અર્ધો પલ અથવા પા પલ સોનાની, શક્તિ પ્રમાણે, વિષ્ણુની મૂર્તિ કરાવવી.[૩૪] પછી તુલસી અને વિષ્ણુની પ્રાણપ્રતિષ્ઠા કરવી. પછી ઉપર કહેલાં સ્તોત્ર વગેરેથી નારાયણને ઉઠાડવા.[૩૫] પુરુષસૂક્ત ભણી ષોડશોપચારવડે પૂજા કરવી. કપડાંવડે ઢાંકેલી નારાયણની મૂર્તિ, તુલસી પાસે બેસાડવી. તે પછી દેશકાળનું સ્મરણ કરી ગણપતિનું પૂજન કરવું.[૩૬] પુણ્યાહવાચન કરવું; નાંદિશ્રાદ્ધ કરવું; વાજાં વગડાવવાં; વેદોચ્ચાર કરાવવો, અને વિષ્ણુની મૂર્તિ લઇ આવવી.[૩૭] તુલસીની પાસે તેને સ્થાપી વચ્ચે અંતરપટ રાખવું. ત્યાર પછી, 'હે દેવ ! હે કેશવ ! આપ પધારો, આપની સાથે હું તુલસીનો વિવાહ કરીશ, તેથી મારી સઘળી કામના પૂર્ણ કરો.' એ મંત્ર ભણી અર્ઘ્ય, પાદ્ય અને આસન આપવું.[૩૮-૩૯] ત્રણ વખત મંત્ર ભણી આચમન આપવું. પછી 'હે વાસુદેવ ! આપને કાંસાના

સંપુટમાં દહીં, ઘી અને મધનો મધુપર્ક આપું છું અને નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણી મધુપર્ક આપવો. પછી વિષ્ણુને પ્રસન્ન કરવામાટે પોતાના કુલની રીતિ પ્રમાણે ક્રિયા કરવી.[૪૦–૪૧] સઘળી ક્રિયા પૂર્ણ થયા પછી નારાયણના શરીરપર હળદર લગાડવી. ગોધૂલિ (સૂર્યાસ્ત સમય) સમયમાં તુલસી અને વિષ્ણુની જૂદી જૂદી પૂજા કરવી.[૪૨] બન્નેને સામસામાં બેસાડી મંગલ પાઠ કરવો. થોડો સૂર્ય દેખાતો હોય ત્યારે સંકલ્પ કરવો.[૪૩] ત્રણ પુરુષ સુધી ગોત્ર અને પ્રવરનું ઉચ્ચારણ કરી, 'હે આદિ, મધ્ય અને અંતરહિત! હે ત્રણ લોકનું પાલન કરનાર! હે ઇશ્વર! વિવાહવિધિથી આ તુલસીનું ગ્રહણ કરો.[૪૪] હે દેવ! આપની પ્રિયા તુલસી, જે પાર્વતીના બીજથી ઉત્પન્ન થયેલી છે, વૃન્દાની ભસ્મમાં રહેલી છે અને આદિ, મધ્ય અને અંતરહિત છે તે હું આપને આપું છું.[૪૫] હે દેવ! મેં આ તુલસીને ઘડાથી જલ પાઈ કન્યાની પેઠે મોટી કરેલી છે. તે આપની પ્રિયા આપને આપું છું તે ગ્રહણ કરો.'[૪૬] એ મંત્રોવડે તુલસી નારાયણને આપી બન્નેની પૂજા કરવી, ને કાર્તિકના વ્રતની સિદ્ધિમાટે રાત્રે જાગરણ કરવું.[૪૭]

रात्रौ जागरणं कुर्यात्कार्तिकव्रतसिद्धये ॥ वालखिल्या ऊचुः–ततः प्रभातसमये तुलसीं विष्णुमर्चयेत् ॥ ४८ ॥ वह्निसंस्थापनं कृत्वा द्वादशाक्षरविद्यया । पायसाज्यक्षौद्रतिलैर्हुनेदष्टोत्तरं शतम् ॥४९॥ ततः स्विष्टकृतं हुत्वा दद्यात्पूर्णाहुतिं ततः । आचार्यं च समभ्यर्च्य होमशेषं समापयेत् ॥५०॥ चतुरो वार्षिकान्मासान्नियमो यस्य यः कृतः । कथयित्वा द्विजेभ्यस्तं तथाऽन्यत्परिपूजयेत् ॥ ५१ ॥ इदं व्रतं मया देव कृतं प्रीत्यै तव प्रभो । न्यूनं संपूर्णतां यातु त्वत्प्रसादाज्जनार्दन ॥ ५२ ॥ रेवतीतुर्यचरणे द्वादशीसंयुते नरः । न कुर्यात्पारणं कुर्वन्व्रतं निष्फलतां व्रजेत् ॥५३॥ ततो येषां पदार्थानां वर्जनं तु कृतं भवेत् । चातुर्मास्येऽथ वा चोर्जे ब्राह्मणेभ्यः समर्पयेत् ॥ ५४ ॥ ततः सर्वं समश्नीयात् यथास्यक्तं व्रते स्थितः । दम्पतीभ्यां सहैवात्र भोक्तव्यं वा द्विजैः सह ॥ ५५ ॥ ततो भुक्त्युत्तरं यानि गलितानि दलानि च । तुलस्यास्तानि भुक्त्वा तु सर्वपापैः प्रमुच्यते ॥ ५६ ॥ भोजनानन्तरं विष्णोरर्पितं तुलसीदलम् । तद्भक्षणात्पापमुक्तिश्चांद्रायणशताधिका ॥ ५७ ॥ इक्षुखंडं तथा धात्रीफलं च बदरीफलम् । भुक्त्वा तु भोजनस्यांते तस्योच्छिष्टं विनश्यति ॥ ५८ ॥ एषु त्रिषु न भुक्तं चेदेकैकमपि तेन तु । ज्ञेय उच्छिष्ट आवर्षं नरोऽसौ नात्र संशयः ॥ ५९ ॥ ततः सायं पुनः पूज्याविक्षुदण्डैश्च मण्डितौ । तुलसीवासुदेवौ च कृतकृत्यो भवेत्ततः ॥ ६० ॥ ततो विसर्जनं कुर्याद्दत्त्वा दायादिकं हरेः । वैकुण्ठं गच्छ भगवंस्तुलस्या सहितः प्रभो ॥ ६१ ॥ मत्कृतं पूजनं गृह्य संतुष्टो भव सर्वदा । गच्छ गच्छ सुरश्रेष्ठ स्वस्थानं परमेश्वर ॥ ६२ ॥ यत्र ब्रह्मादयो देवास्तत्र गच्छ जनार्दन । एवं विसृज्य देवेशमाचार्याय प्रदापयेत् ॥ ६३ ॥ मूर्त्यादिकं सर्वमेव कृतकृत्यो भवेन्नरः । प्रतिवर्षं करोत्येवं तुलस्युद्वहनं शुभम् । इह लोके परत्रापि विपुलं सयशो लभेत् ॥ ६४ ॥ प्रतिवर्षं तु यः कुर्यात्तुलसीकरपीडनम् । भक्तिमान्धनधान्यैश्च युक्तो भवति निश्चितम् ॥ ६५ ॥ इति श्रीसनत्कुमारसंहितायां कार्तिकशुक्लैकादश्यां भीष्मपंचकव्रतप्रबोधोत्सवतुलसीविवाहविधिः सम्पूर्णः ।

એ વ્રત માટે વાલખિલ્યો કહે છે કે,–'પછી પ્રાતઃકાલમાં વિષ્ણુ અને તુલસીની પૂજા કરવી.[૪૮] વહ્નિની સ્થાપના કરી, દ્વાદશાક્ષર મંત્રવડે દૂધપાક, ઘી, મધ અને તલનો એકસો આઠ વખત હોમ કરવો.[૪૯] સ્વિષ્ટકૃતનો હોમ કરી પૂર્ણાહુતિ કરવી, અને આચાર્યની પૂજા કરી બાકીનો હોમ સમાપ્ત કરવો.[૫૦] ચાર માસ સુધી જે નિયમો લીધેલા હોય તે અને બીજું પણ બ્રાહ્મણ પાસે બોલીને પૂજા કરવી.[૫૧] હે પ્રભો! હે નારાયણ! આપને પ્રસન્ન કરવામાટે મેં આ વ્રત કરેલું છે તેમાં જે કાંઇ ન્યૂન હોય તે આપની કૃપાથી પૂર્ણ થાઓ.' એ પ્રમાણે પ્રાર્થના કરવી.[૫૨] *બારશસહિત રેવતી નક્ષત્રના ચોથા ચરણમાં પારણું કરવું નહિ, કારણ કે તે દિવસે પારણું કરવાથી વ્રત નિષ્ફલ થાય છે.[૫૩] પછી ચાતુર્માસમાં અથવા કાર્તિક માસમાં જે જે પદાર્થોનો ત્યાગ કર્યો હોય તે તે પદાર્થો બ્રાહ્મણોને આપવા.[૫૪] પછી તે સઘળા પદાર્થો યથેચ્છ રીતે ખાવા. આ બારશને દિવસે સ્ત્રીપુરુષનાં જોડાંની સાથે અથવા બ્રાહ્મણોની સાથે ભોજન કરવું.[૫૫] ત્યાર પછી નીચે પડેલાં તુલસીદલ ખાવાં, જેથી સઘળાં પાપો છુટી જાય છે.[૫૬] ભોજન કર્યા પછી તુલસીદલ જે વિષ્ણુને ચઢાવેલું હોય તેનું ભોજન કરવાથી એટલું બધું પાપ દૂર થાય છે, કે જેટલું સો ચાંદ્રાયણ કરવાથી પણ થતું નથી.[૫૭] સેરડીનો કકડો, આમળાં અને બોર એટલી ચીજ ખાવાથી ઉચ્છિષ્ટ નાશ પામે છે.[૫૮] જે માણસ ઉપર કહેલી ત્રણ ચીજમાંથી એક પણ ખાતો નથી તો તે વર્ષ સુધી ઉચ્છિષ્ટ છે એમ નિઃસંદેહ જાણવું.[૫૯] પછી સાયંકાલે સેરડીના મંડપની નીચે તુલસી અને વાસુદેવની ફરીથી પૂજા કરવી; તેમ કરવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે.[૬૦] પૂજા કર્યા પછી જે આપવું હોય તે આપી, 'હે ભગવન! હે પ્રભો! આપ તુલસીની સાથે વૈકુંઠમાં પધારો, ને મેં કરેલી પૂજા સ્વીકારી સદા પ્રસન્ન રહો.[૬૧] હે સુરશ્રેષ્ઠ! હે પરમેશ્વર! હે જનાર્દન! જ્યાં બ્રહ્મા વગેરે દેવો હોય ત્યાં આપ સુખેથી પધારો.' એવી રીતે નારાયણનું વિસર્જન કરવું, અને મૂર્તિ વગેરે સઘળી સામગ્રી આચાર્યને આપવી.[૬૨] એ પ્રમાણે કરવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે. જે માણસ

* કાર્તિક શુદિ બારશ સમજવી.

વર્ષોવર્ષ તુલસીવિવાહ એવી રીતે કરે છે તેની સત્કીર્તિ આ લોક અને પરલોકમાં ફેલાય છે.[૧૩] જે માણસ વર્ષોવર્ષ તુલસીવિવાહ કરે છે તે ભક્તિવાળો, ધનવાળો અને ધાન્યવાળો થાય છે,[૧૪-૧૫] એવી રીતે સનત્કુમાર સંહિતામાં કાર્તિક શુદિ એકાદશીને દિવસે ભીષ્મપંચકવ્રત, પ્રબોધોત્સવ અને તુલસીવિવાહ કરવાનો વિધિ છે.

## ૧૧ *કાર્તિક વદિ ઉત્પત્તિ એકાદશીનું વ્રત અને કથા

अथ मार्गशीर्षकृष्णैकादशीव्रतम् । अर्जुन उवाच–ॐ नमो नारायणायाव्यक्तायात्मस्वरूपिणे । सृष्टिस्थित्यंतकर्त्रे च केशवाय नमोऽस्तु ते ॥ १ ॥ त्वमेव जगतां नाथ अंतर्यामी त्वमेव च । शास्त्राणां च कवीशश्च वक्ता त्वं च जगत्पते ॥ २ ॥ एकादशी कथं स्वामिन्नुत्पन्ना इति गीयते । एवं हि संशयं मेऽद्य च्छेत्तुमर्हसि त्वं प्रभो ॥३॥ ब्रूयुः स्निग्धस्य शिष्यस्य गुरवो गुह्यमप्युत । ममोपरि कृपां कृत्वा इदानीं वक्तुमर्हसि ॥ ४ ॥ मार्गशीर्षे कृष्णपक्षे किं नामैकादशी भवेत् । किं फलं को विधिस्तस्याः को देवस्तत्र पूज्यते ॥ ५ ॥ कृता केन पुरा देव एतद्विस्तरतो वद ।

અર્જુન કહે છે–હે શ્રીકૃષ્ણ! આપ નારાયણ છો, અવ્યક્ત છો, આત્મસ્વરૂપ છો, જગતને ઉત્પન્ન કરનારા, નાશ કરનારા અને રક્ષણ કરનારા છો અને કેશવ છો, તેને હું નમસ્કાર કરું છું.[૧] હે શ્રીકૃષ્ણ! આપ જ જગતના પતિ છો, આપ જ અંતર્યામી છો. હે જગત્પતે! આપ મોટા કવિ છો અને આપ શાસ્ત્રોના વક્તા છો.[૨] હે મહારાજ! એકાદશી કેવી રીતે ઉત્પન્ન થઈ, એવો મને સંશય થાય છે, માટે આપે મારો તે સંશય દૂર કરવો જોઈએ.[૩] ગુરુ સ્નેહવાળા પોતાના શિષ્યને, ગુહ્ય વાત પણ કહે છે, માટે મારી ઉપર કૃપા કરી હમણાં જ મને એ વાત કહો તો સારું.[૪] કાર્તિક વદિ એકાદશીનું શું નામ છે? અને તેથી શું ફળ થાય છે? તેનો કેવો પ્રકાર છે? અને તેમાં કયા દેવનું પૂજન કરવું? અને પૂર્વે એનું વ્રત કોણે કર્યું હતું? એ સર્વ વિસ્તારથી કહો.[૫]

श्रीकृष्ण उवाच–शृणु राजन्प्रवक्ष्यामि कथां पातकनाशिनीम् ॥ ६ ॥ पृष्टा च या त्वया राजन् लोकानां हितकाम्यया । मार्गशीर्षे कृष्णपक्षे चोत्पत्तिर्नाम नामतः ॥७॥ तस्यामुपोषणेनैव धार्मिको जायते नरः । धर्माद्भवति सत्यं वै लक्ष्मीः सत्यानुसारिणी ॥ ८ ॥ पुरा वै मुरनाशाय उत्पन्नां मम वल्लभाम् । ये कुर्वंति नरा राजंस्तेषां सौख्यं भवेद्ध्रुवम् ॥ ९ ॥ तथा पापानि नश्यंति ते न यांति यमालयम् ॥ अर्जुन उवाच–उत्पन्ना सा कथं देव कथं पुण्याधिका शुभा ॥ १० ॥ कथं देव पवित्रा वै कथं च देवता प्रिया ॥ श्रीकृष्ण उवाच–पुरा कृतयुगे पार्थ मुरनामा हि दानवः ॥११॥ अत्यद्भुतो महारौद्रः सर्वलोकभयंकरः । इंद्र उच्छेदितस्तेन आद्यो देवः पुरंदरः ॥ १२ ॥ आदित्या वसवो ब्रह्मा वायुरग्निस्तथैव च । देवता निर्जितास्तेन अत्युग्रेण तु पांडव ॥ १३ ॥ स्वर्गान्निराकृता देवा विचरंति महीतले । साशंका भयभीतास्ते गताः सर्वे महेश्वरम् ॥१४॥ इंद्रेण कथितं सर्वमीश्वरस्यापि चाग्रतः । स्वर्गलोकं परित्यज्य विचरंति महीतले ॥ १५ ॥ मर्त्येषु संस्थिता देवा न शोभंते महेश्वर । उपायं ब्रूहि मे देव अमराणां तु का गतिः ॥ १६ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે અર્જુન! હે રાજન્! પાપનો નાશ કરનારી જે કથા કહું છું તે સાંભળ.[૬] લોકના હિતની ઈચ્છાથી તેં જે કાર્તિક વદિ એકાદશીનાં નામ વગેરે પૂછ્યાં, તે હું કહું છું. એનું નામ ઉત્પત્તિ એકાદશી છે.[૭] તે દિવસે ઉપવાસ માત્ર કરવાથી જ મનુષ્ય ધર્મિષ્ઠ થાય છે, એટલે તેની ધર્મમાં બુદ્ધિ થાય છે. ધર્મથી સત્ય આચરણ કરાય છે અને સત્ય વધ્યાથી લક્ષ્મી વધે છે.[૮] હે અર્જુન! મને પ્રિય એવી આ એકાદશી પૂર્વે મુરદૈત્યના નાશ માટે ઉત્પન્ન થયેલી છે. તેનું વ્રત જે માણસ કરે છે, તેને અવશ્ય સુખ મળે છે.[૯] તેઓનાં પાપો નષ્ટ થાય છે અને તેઓને યમના લોકમાં જવું પડતું નથી. અર્જુન કહે છે–હે દેવ! એ એકાદશી કેમ ઉત્પન્ન થઈ? મોટાં પુણ્યવાળી અને કલ્યાણકારક કેમ થઈ, પવિત્ર કેમ થઈ અને દેવને પ્રિય કેમ થઈ? શ્રીકૃષ્ણ કહે છે–હે અર્જુન! પૂર્વે સત્યયુગમાં મુર નામનો એક દાનવ હતો.[૧૦-૧૧] તેની આકૃતિ ભયંકર હોવાથી તે સઘળા લોકોને ડરાવતો હતો. તેણે ઈંદ્ર, જે સઘળા દેવોમાં મુખ્ય કહેવાય છે, તેને પણ ઈંદ્રાસન ઉપરથી ઉઠાડી મેલ્યો હતો.[૧૨] એ જ ઉત્પાતી દૈત્યે, સૂર્ય, વસુ, બ્રહ્મા, અગ્નિ અને વાયુ વગેરે સર્વે દેવોને જિતી લીધા અને સ્વર્ગમાંથી કાઢી મૂકયા, તેથી તે દેવો પૃથ્વીમાં ફરવા લાગ્યા. પછી તે સઘળા મળી ડરના માર્યા શંકરની પાસે ગયા.[૧૩-૧૪] ત્યાં જઈ ઈંદ્ર મહાદેવજીને કહેવા લાગ્યો કે, હે મહેશ્વર! સર્વે દેવો સ્વર્ગને છોડી પૃથ્વીમાં મનુષ્યોની સાથે ફરે તે શોભતું નથી; માટે હે દેવ! અમારે સઘળાઓએ શું ઉપાય કરવો? તે કહો. હવે અમારી શી ગતિ?[૧૫-૧૬]

शिव उवाच– गच्छ गच्छ सुरश्रेष्ठ यत्रास्ति गरुडध्वजः । शरणागतदीनार्तपरित्राणपरायणः ॥ १७ ॥ ईश्वरस्य वचः श्रुत्वा देवराजो महामतिः । त्रिदशैः सहितः

* મૂલ પુસ્તકમાં પૂર્ણિમાંત માસના અભિપ્રાયથી માગશર માસ લખેલો છે. આવી રીતે મૂલ અને ભાષામાં જ્યાં ભેદ આવે ત્યાં ઉપલી વ્યવસ્થા સમજવી.

सर्वैर्गतस्तत्र धनंजय ॥ १८ ॥ अप्सरोगणगंधर्वैः सिद्धविद्याधरोरगैः। यत्रैव स जगन्नाथः सुप्तोऽस्ति च जनार्दनः ॥ १९ ॥ कृतांजलिपुटो भूत्वा इदं स्तोत्रमुदीरयत् । ॐ नमो देवदेवेश देवानामपि वंदित ॥ २० ॥ दैत्यारे पुंडरीकाक्ष त्राहि मां मधुसूदन । नमस्ते स्थितिकर्त्रे च नमस्तेऽस्तु जगत्पते ॥ २१ ॥ नमो दैत्यविनाशाय त्राहि मां मधुसूदन । सुराः सर्वे समायुक्ता भयभीताः समागताः ॥ २२ ॥ शरणं त्वां जगन्नाथ त्राहि मां भयविह्वलम् । त्राहि मां देवदेवेश त्राहि मां त्वं जनार्दन ॥ २३ ॥ त्राहि मां त्वं सुरानंद दानवानां विनाशक । त्वं गतिस्त्वं मतिर्देव त्वं कर्ता त्वं परायणः ॥२४॥ त्वं माता सर्वगोऽसि त्वं त्वमेव हि जगत्पिता । अत्युग्रेण तु दैत्येन निर्जितास्त्रिदशाः प्रभो ॥ २५ ॥ स्वर्गं त्यक्त्वा जगन्नाथ विचरंति महीतले । इंद्रस्य वचनं श्रुत्वा विष्णुर्वचनमब्रवीत् ॥ २६ ॥ विष्णुरुवाच–कीदृशो वो भवेच्छत्रुः किन्नामा कीदृशं बलम् । किं स्थानं तस्य दुष्टस्य किं वीर्यं कः पराक्रमः॥२७॥

શંકર કહે છે–હે ઇંદ્ર ! તમે નારાયણની પાસે જાઓ, કારણ કે તે શરણે આવેલા, ગરીબ અને પીડિતના રક્ષણમાં તત્પર છે.[૧૭] એવાં મહાદેવનાં વચનો સાંભળી સર્વે દેવ, અપ્સરા, ગંધર્વ, સિદ્ધ, વિદ્યાધર અને સર્પોની સાથે મહા બુદ્ધિમાન્ ઇંદ્ર, જ્યાં નારાયણ પોઢયા હતા ત્યાં ગયો, અને બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યો:–હે દેવના દેવ ! હે ઈશ ! હે દેવવંદિત ![૧૮–૨૦] હે દૈત્યના અરિ ! હે કમલનાં જેવાં નેત્રવાળા ! હે મધુસૂદન ! મારું રક્ષણ કરો. હે મર્યાદા કરનાર ! આપને નમસ્કાર કરું છું. હે જગત્પતે ! આપને નમસ્કાર કરૂં છું.[૨૧] આપ દૈત્યનો નાશ કરનારા છો, તેને નમસ્કાર કરૂં છું. હે મધુસૂદન ! મારૂં રક્ષણ કરો. હે જગન્નાથ ! ભયભીત થયેલા અમે સઘળા દેવો આપની પાસે આવ્યા છીએ તેનું તથા હું ભયથી વિહ્વલ થયો છું તેનું રક્ષણ કરો. હે દેવના દેવ ! હે ઈશ ! મારૂં રક્ષણ કરો. હે જનાર્દન ! મારૂં રક્ષણ કરો.[૨૨–૨૩] હે દેવને આનંદ આપનાર ! હે દૈત્યોનો નાશ કરનાર ! મારૂં રક્ષણ કરો. હે દેવ ! આપ ગતિ છો, આપ મતિ છો, આપ કર્તા છો, આપ પરમ આધારરૂપ છો.[૨૪] આપ માતા છો, આપ સર્વમાં રહો છો અને આપ જગતના પિતા છો. હે પ્રભો ! હે જગન્નાથ ! અતિ ઉગ્ર દૈત્યે દેવતાઓને જિતી લીધા, તેથી તેઓ સ્વર્ગને છોડી પૃથ્વી ઉપર વિચરે છે ( તેનું રક્ષણ કરો. ) એવાં ઇંદ્રનાં વચનો સાંભળી, વિષ્ણુ બોલ્યા કે,[૨૫–૨૬] તમારો શત્રુ કેવો છે ? તેનું નામ શું છે ? તેનું બળ કેવું છે ? તે દુષ્ટ કયાં રહે છે ? અને તેનું બળ તથા પરાક્રમ કેવું છે ?[૨૭]

इंद्र उवाच– बभूव पूर्वं देवेशासुरो ब्रह्मसमुद्भवः । तालजंघेति नाम्ना च अत्युग्रोऽतिमहाबलः ॥ २८ ॥ तस्य पुत्रोऽतिविख्यातो मुरनामाऽस्ति दानवः । उत्कटश्च महावीर्यो ब्रह्मलब्धवरो महान् ॥ २९ ॥ पुरी चंद्रवतीनाम स्थानं तत्र वसत्यसौ । निर्जिता देवताः सर्वाः स्वर्गाच्चैव निराकृताः ॥ ३० ॥ इंद्रोऽन्यश्च कृतस्तेन अन्यो देवो हुताशनः । चंद्रसूर्यौ कृतौ चान्यौ यमो वरुण एव च ॥ ३१ ॥ सर्वमात्मीकृतं तेन सत्यं सत्यं जनार्दन । तस्य तद्वचनं श्रुत्वा कोपाविष्टो जगत्पतिः ॥ ३२ ॥ हनिष्ये दानवं दुष्टमित्याह भगवान् हरिः। त्रिदशैः सहितस्तत्र गतश्चंद्रवतीं पुरीम् ॥ ३३ ॥ दृष्ट्वा देवान्स युयुधे दानवो बलदर्पितः । असंख्यातैश्च शस्त्रास्त्रैर्दिव्यप्रहरणायुधः ॥ ३४ ॥ हन्यमानास्तु तैर्देवा असुरैश्च पुनः पुनः । त्रस्ता देवास्ततः सर्वे पलायंत दिशो दश ॥ ३५ ॥ हरिं निरीक्ष्य तत्रस्थं तिष्ठ तिष्ठाब्रवीद्वचः । स तं निरीक्ष्य प्रोवाच असुरं मधुसूदनः ॥ ३६ ॥ रे दानव दुराचार मम बाहुं निरीक्ष्य च । चक्रं चैव परागच्छ यदि जीवितुमिच्छसि ॥ ३७ ॥ श्रुत्वैतद्भगवद्वाक्यं सक्रोधो रक्तलोचनः । सायुधैर्दानवैः सार्कं स दैत्यो योद्धुमाययौ ॥३८॥ ततस्ते संमुखाः सर्वे विष्णुना दानवा हताः । हतो बाणैः पुनर्दिव्यैर्बभूव सोऽतिविह्वलः ॥ ३९ ॥ चक्रं मुक्तं तु कृष्णेन दैत्यसैन्ये च पांडव । तेनैव च्छिन्नशिरसो बहवो निधनं गताः ॥ ४० ॥

ઇંદ્ર બોલ્યો–હે દેવેશ ! બ્રહ્માથી ઉત્પન્ન થયેલો તાલજંઘ નામનો એક દૈત્ય હતો, તે ઘણો ઉગ્ર અને બળવાન હતો.[૨૮] તે દૈત્યનો આ પુત્ર છે, એ મુર નામથી પ્રસિદ્ધ છે. બ્રહ્માના વરદાનને લીધે ઘણો મદોન્મત્ત અને બળવાન્ છે.[૨૯] તે ચંદ્રાવતી નામની નગરીમાં રહે છે. હે મહારાજ ! એ મુર દૈત્યે સર્વ દેવોને જિતી સ્વર્ગમાંથી કાઢી મૂકયા છે.[૩૦] તેણે બીજો ઇંદ્ર કર્યો છે, બીજો અગ્નિ કર્યો છે, ચંદ્ર, સૂર્ય, વરુણ અને યમ પણ બીજા કર્યા છે.[૩૧] હે જનાર્દન ! તે દૈત્યે સઘળું પોતાના સ્વાધીનમાં કરી લીધું છે આ વાત ખરેખરી છે. એવી રીતનાં ઇંદ્રનાં વચનો સાંભળી, નારાયણને ક્રોધ ચઢ્યો.[૩૨] તેથી તેણે કહ્યું કે, 'હું એ દુષ્ટ દૈત્યને મારીશ.' પછી દેવતાઓની સાથે નારાયણ ચંદ્રાવતી નગરીમાં ગયા.[૩૩] તેને જોઈ મુરાસુર નાના પ્રકારનાં શસ્ત્રો તથા અસ્ત્રો લઇ, અસંખ્ય સૈન્યની સાથે યુદ્ધ કરવા આવ્યો, અને દેવતાઓ ઉપર મારો ચલાવ્યો તેથી સર્વે દેવો ડરીને દશે દિશાઓમાં ભાગી ગયા,[૩૪–૩૫] અને માત્ર નારાયણ જ ઉભા રહ્યા. તેને જોઈ 'ઉભો રહે, ઉભો રહે' એમ મુર દૈત્ય કહેવા લાગ્યો. પછી ભગવાન્ મધુસૂદને તે દાનવને કહ્યું કે,[૩૬] 'હે દૈત્ય ! હે દુષ્ટ ! મારો હાથ અને મારું ચક્ર જોઈ જો જીવવાની ઇચ્છા કરતો હોય તો પાછો જા.'[૩૭] એવાં ભગવાનનાં વચનો સાંભળી તે દૈત્યને ક્રોધ ચઢયો. તેની આંખો લાલ થઇ અને તે (કોપિત થઇ) શસ્ત્રધારી દૈત્યોને લઇ નારાયણની સાથે યુદ્ધ કરવા ચઢી આવ્યો.[૩૮] રણસંગ્રામમાં

સામે આવેલા સર્વે દૈત્યોને નારાયણે હણ્યા, તેમ જ મુર દૈત્યને પણ બાણો માર્યાં, જેથી તે ઘણો વ્યાકુલ થઇ ગયો.[૩૯] પછી, હે અર્જુન ! દૈત્યના સૈન્યનો નાશ કરવામાટે નારાયણે ચક્ર મૂક્યું, જેથી ઘણા ખરા દૈત્યોનાં માથાં કપાઇ ગયાં અને તેઓ મરણ પામ્યા.[૪૦]

एकांगे दानवे तत्र युध्यमाने मुहुर्मुहुः । नष्टाः सर्वेऽसुरास्तेन निर्जितो मधुसूदनः ॥ ४१ ॥ निर्जितेन तु दैत्येन बाहुयुद्धं च याचितम् । बाहुयुद्धं कृतं तेन दिव्यं वर्षसहस्रकम् ॥ ४२ ॥ विष्णुः पराजितस्तेन गतो बदरिकाश्रमम् । गुहां सिंहवतीं नाम तत्र सुप्तो जनार्दनः ॥ ४३ ॥ दानवः पृष्ठतो लग्नः प्रविष्टस्तां गुहोत्तमाम् । प्रसुप्तं तत्र मां दृष्ट्वा दानवेन तु भाषितम् ॥ ४४ ॥ हनिष्यामि न संदेहो दानवानां भयंकरम् । इत्येवमुक्ते वचने दैत्येनामित्रकर्षिणा ॥ ४५ ॥ निर्गता कन्यका चैका जनार्दनशरीरतः । मनोज्ञातिसुरूपाढ्या दिव्यप्रहरणायुधा ॥ ४६ ॥ विष्णुतेजःसमुद्भूता महाबलपराक्रमा । रूपेण मोहितस्तस्या दानवो मुरनामकः ॥ ४७ ॥ सा कन्या युयुधे तेन सर्वयुद्धविशारदा । निहतो दानवस्तत्र तया देवः प्रबुद्धवान् ॥ ४८ ॥ पतितं दानवं दृष्ट्वा ततो विस्मयमागतः । केनेत्थं निहतो रौद्रो मम शत्रुर्भयंकरः ॥ ४९ ॥ न देवो न च गंधर्वो न समोऽस्यास्ति भूतले । अकस्मादेव सोवाच वाचा दिव्यशरीरिणी ॥ ५० ॥

ત્યારે મુર દૈત્ય (પૂર શૂરથી) યુદ્ધ કરવા લાગ્યો, અને સઘળા દેવો ભાગી ગયા અને નારાયણની હાર થઇ.[૪૧] તે વખતે દૈત્યે બાહુથી જ યુદ્ધ કરવાની માગણી કરી. આ બાહુયુદ્ધ દેવતાનાં હજાર વર્ષ સુધી ચાલ્યું.[૪૨] તેમાં વિષ્ણુનો પરાજય થયો તેથી તે બદરિકાશ્રમમાં ચાલ્યા ગયા અને સિંહવતી નામની ગુફામાં જઇ સુતા.[૪૩] ત્યાં પછવાડે પડેલો પેલો દૈત્ય પણ તે જ ગુફામાં આવ્યો ને ભગવાનને પોઢેલા જોઇને કહ્યું કે, આથી જ દૈત્યોને ભય થાય છે ! માટે એને મારીશ; એમાં સંદેહ નથી. એવી રીતે દૈત્ય બોલ્યો કે, તત્કાલ નારાયણના શરીરમાંથી એક ખૂબસુરત કન્યા નીકળી. તેના હાથમાં દિવ્ય હથિયારો હતાં. તે વિષ્ણુના તેજમાંથી ઉત્પન્ન થઇ હતી, ને મોટા બળવાળી તથા પરાક્રમવાળી હતી. તેનું રૂપ જોઇ મુરદૈત્યને મોહ થયો.[૪૪–૪૭] પછી સર્વ યુદ્ધમાં ચતુર એવી તે કન્યા તે દૈત્યની સાથે લડવા લાગી, ને તેમાં એ દૈત્યને માર્યો. જ્યારે વિષ્ણુ જાગ્યા ત્યારે પાસે પડેલા દૈત્યને જોઇ ઘણા વિસ્મિત થયા કે, આ મારો મોટો શત્રુ કોણે માર્યો હશે ?[૪૮–૪૯] આની સમાન જગતમાં દેવ કે દૈત્ય કોઇ પણ નથી, વિષ્ણુ એવી રીતે વિસ્મય પામ્યા હતા, તે વેળાએ દિવ્ય શરીર ધારણ કરનારી તે (એકાદશી) સ્ત્રી બોલી કે,[૫૦]

एकादश्युवाच–मया च निहतो दुष्टो देवानां च भयंकरः । जिता येन सुराः सर्वे स्वर्गाच्चैव निराकृताः ॥ ५१ ॥ तस्यास्तद्वचनं श्रुत्वा विष्णुर्वचनमब्रवीत् ॥ विष्णुरुवाच– उपकारः कृतो भद्रे मम कारुण्यभावतः ॥ ५२ ॥ दानवो निहतो दुष्टः सुराणां च भयंकरः । सोऽहं विनिर्जितो येन कंसो येन निपातितः ॥ ५३ ॥ विष्णोस्तद्वचनं श्रुत्वा देवी वचनमब्रवीत् । एकादश्यस्म्यहं विष्णो सर्वशत्रुविनाशिनी ॥ ५४ ॥ मया च निहतो दैत्यः सुराणां त्रासकारकः । इत्येतद्वचनं श्रुत्वा देवदेवो जनार्दनः ॥ ५५ ॥ प्राह तुष्टोऽस्मि भद्रं ते वरं वरय वांच्छितम् । निहते दानवेंद्रे च संतुष्टास्तत्र देवताः ॥ ५६ ॥ आनंदस्त्रिषु लोकेषु मुनयो मुदमागताः । ददामि च न संदेहः सुराणामपि दुर्लभम् ॥ ५७ ॥

એકાદશી કહે છે–જેણે સઘળા દેવોને જિતી સ્વર્ગમાંથી કાઢી મૂક્યા છે અને દેવોને જે મોટો ભય આપે છે, તે આ દુષ્ટ દૈત્યને મેં મારેલો છે.[૫૧] એનાં એવાં વચનો સાંભળી વિષ્ણુ બોલ્યા કે, હે ભદ્રે ! જે દેવતાઓને ડરાવતો હતો, દુષ્ટ હતો અને હું કે જેણે કંસને માર્યો હતો તેને પણ જેણે જિતી લીધો એવા દૈત્યને તેં માર્યો, તે તેં મારી ઉપર દયાળુપણાથી મોટો ઉપકાર કર્યો છે;[૫૨–૫૩] એવાં વિષ્ણુનાં વચનો સાંભળી એકાદશી બોલી કે, હે વિષ્ણો ! હું એકાદશી છું ને સર્વ શત્રુઓનો નાશ કરનારી છું.[૫૪] દેવતાને ડરાવનારા આ દૈત્યને મેં માર્યો છે. એવાં વચનો સાંભળી વિષ્ણુ જે દેવના પણ દેવ છે તે બોલ્યા કે, હે દેવિ ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું માટે મનમાનતું વરદાન માંગી લે. આ મુર દૈત્યના મારવાથી સઘળા દેવો પ્રસન્ન થયા છે,[૫૫–૫૬] મુનિઓ પ્રસન્ન થયા છે અને ત્રણે લોકમાં આનંદ થયો છે માટે દેવતાને પણ દુર્લભ એવું વરદાન આપીશ, એમાં સંશય નથી.[૫૭]

एकादश्युवाच–यदि तुष्टोऽसि मे देव सत्यमुक्तं जनार्दन । यदि देयो मम वरस्तिस्रो वाचो ददस्व मे ॥ ५८ ॥ श्रीभगवानुवाच– सत्यमेतन्मया प्रोक्तमवश्यं तव सुव्रते । तिस्रो वाचो मया दत्तास्तव वाक्यं भवेदिति ॥ ५९ ॥ एकादश्युवाच–त्रैलोक्येषु च देवेश मन्वंतरयुगेष्वपि । अहं च त्वत्प्रिया नित्यं यथा स्यां कुरु मे वरम् ॥ ६० ॥ सर्वतिथिप्रधाना च सर्वविघ्नविनाशिनी । सर्वपापापहंत्री च आयुर्बलविवर्द्धिनी ॥ ६१ ॥ उपोषयंति ये मर्त्या महाभक्त्या जनार्दन । सर्वसिद्धिर्भवेत्तेषां यदि तुष्टोऽसि माधव ॥ ६२ ॥ श्रीकृष्ण उवाच–यत्त्वं वदसि कल्याणि तत्सर्वं च भविष्यति । धर्मार्थकाममोक्षार्थं ये त्वय्युपवसंति च ॥ ६३ ॥ मम भक्ताश्च ये लोका ये च भक्तास्तवापि च । चतुर्युगेषु विख्याताः प्राप्स्यंति मम संनिधिम् ॥ ६४ ॥ सर्वतिथ्युत्तमा त्वं च मत्प्रसादाद्भविष्यसि । एवमुक्ता ततः सा तु तत्रैवांतरधीयत ॥ ६५ ॥

એકાદશી કહે છે–હે જનાર્દન! જો આપ પ્રસન્ન થયા હો, જો આપે કહ્યું તે સત્ય હોય અને જો મને વરદાન આપવાનું હોય તો મને ત્રણ વરદાન માગવા માટે છૂટ આપો.[૫૮] વિષ્ણુ કહે છે–હે દેવિ! મેં જે કહ્યું તે સઘળું સત્ય છે. હું તને ત્રણ વર માગવાની છૂટ આપું છું, માટે સંકોચ નહીં કરતાં ખુશીથી માગી લે.[૫૯] એકાદશી કહે છે–હે દેવેશ! ત્રણે લોકમાં, સઘળા મન્વંતરમાં આપને હું પ્રિય થાઉં, હું સર્વ તિથિઓમાં ઉત્તમ, સર્વ વિઘ્નને હરનારી, સર્વે પાપોને હરનારી અને આયુષ્ય તથા બળને વધારનારી થાઉં. જે મનુષ્યો મારે (એકાદશીને) દિવસે પરમ ભક્તિથી ઉપવાસ કરે, તેને સઘળી સિદ્ધિ મળે. હે જનાર્દન! જો આપ પ્રસન્ન થયા હો તો મને એ ત્રણ વર આપો.[૬૦-૬૨] વિષ્ણુ કહે છે–હે કલ્યાણિ! જે તું કહે છે તે સર્વ સિદ્ધ થશે. જે માણુસ તારે (એકાદશીને) દિવસે ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાટે ઉપવાસ કરશે અને જે મારા તથા તારા ભક્તો હશે, તે ચારે યુગોમાં પ્રસિદ્ધ થઇ મારી સમીપમાં આવશે.[૬૩-૬૪] અને મારી કૃપાથી તું સઘળી તિથિઓમાં શ્રેષ્ઠ થઇશ. એવી રીતે ભગવાનના કહ્યા પછી એ એકાદશી ત્યાં જ અંતર્હિત થઇ ગઇ.[૬૫]

श्रीकृष्ण उवाच–अथान्यत्संप्रवक्ष्यामि पुरावृत्तं कथानकम्। पुरा कीकटदेशे वै कर्णीकनगरे शुभे ॥ ६६ ॥ कर्णसेनेति राजर्षिर्न्यवसदृद्धिमत्प्रजः। ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैः शूद्रैश्चैवानुमोदितः ॥ ६७ ॥ न दुर्भिक्षं न दारिद्र्यं तस्मिन् राज्ञि स्थितेऽर्जुन। नाकालमृत्युर्नैव व्याधिर्नैव तस्करतापि च ॥ ६८ ॥ संपत्संततिहीनश्च कोऽपि तत्र न विद्यते। पुत्रदुःखं पिता क्वापि न पश्यति च कुत्रचित् ॥ ६९ ॥ एतादृशे महाराजे प्रशासति प्रजाः प्रभौ। धनहीनो द्विजः कोऽपि क्षुत्क्षामो विपदं गतः ॥ ७० ॥ कुटुंबभरणाशक्त आसीत्तदनुवर्तिनी। भर्तुः शुश्रूषणे सक्ता सदाचारा गृहे स्थिता ॥ ७१ ॥ सुदामा नाम विप्रर्षिभार्या साध्वी च सत्तमा। रहोऽवदच्च भर्तारं म्लायता वदनेन सा ॥ ७२ ॥ स्वामिन्पापे कृते पूर्वं धर्महीनस्तु जायते। धर्महीने धनं नास्ति धनहीने क्रिया नहि ॥ ७३ ॥ तस्मात्केनाप्युपायेन धर्मस्य जननं कुरु। एतस्मिन्नंतरे राजन्देवर्षिः समुपागतः ॥ ७४ ॥ उत्थाय दंपती तौ तं सत्कृत्य मुनिमूचतुः ॥ आसने तिष्ठ भो स्वामिन्नर्घ्यं गृह्ण नमोऽस्तु ते ॥ ७५ ॥ अद्य नौ सफलं जन्म अद्य नौ सफलाः क्रियाः। अद्य नौ सफलं सर्वं भवतो दर्शनेन च ॥ ७६ ॥ अस्मिन्पुरे तु ये स्वामिन्सर्वे ते सुखिनो जनाः। आवां तु धनहीनत्वान्महादुःखेन पीडितौ ॥ ७७ ॥ कथयस्व प्रसादेन धनाढ्यौ स्याव वै कथम्। धनहीनस्य लोकेऽस्मिन्वृथा जन्ममनोरथाः ॥ ७८ ॥

શ્રીકૃષ્ણ બોલ્યા–પૂર્વે થયેલો બીજો પણ ઇતિહાસ કહું છું. પૂર્વે કીટક દેશમાં કર્ણીક નગરમાં કર્ણસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજાની સઘળી પ્રજા સમૃદ્ધિવાન્ હતી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણો એ રાજાની પ્રશંસા કરતાં હતાં.[૬૬-૬૭] હે અર્જુન! એ રાજાના વખતમાં દુકાળ પડતો નહીં, કોઇ દરિદ્ર હતું નહીં, સમય પ્રમાણે વૃષ્ટિ થતી હતી, રોગ હતો નહીં, ચોરી થતી ન હતી,[૬૮] કોઇ સંપત્તિ વગરનો હતો નહીં, કોઇ વાંઝીયો હતો નહીં, કોઇ જગાએ પિતાને પુત્રનું દુઃખ જોવું પડતું નહીં.[૬૯] એવી રીતે કર્ણસેન રાજા પ્રજાનું પાલન કરતો છતાં પણ એક બ્રાહ્મણ ધનહીન હતો. તેને ભોજનના પણ વાંધા હતા અને વિપત્તિનું તો પૂછવું જ શું?[૭૦] તે કુટુંબના પોષણમાં અશક્ત હતો. તેને સુદામા નામની પતિવ્રતા સ્ત્રી હતી. તે પતિને અનુસરતી હતી, પતિની સેવામાં તત્પર હતી અને શુભ આચરણવાળી હતી. તેણીએ એકાંતમાં સુકાતે મોઢે પતિને કહ્યું કે,[૭૧-૭૨] 'હે સ્વામિન્! પાપ કરવાથી ધર્મનો નાશ થાય છે, ધર્મનો નાશ થવાથી ધન મળતું નથી અને કર્મ પણ થતું નથી;[૭૩] માટે, હે નાથ! તમે કોઇ પણ ઉપાયથી ધર્મ કરો.' હે રાજન્! એવી રીતે બન્ને વાતો કરતાં હતાં, તેટલામાં નારદ ત્યાં આવી ચઢ્યા.[૭૪] તેને જોઇ સ્ત્રી પુરુષ બન્ને ઉઠયાં ને તેનો સત્કાર કરી બોલ્યાં કે, 'હે મુનિરાજ! આપને નમસ્કાર કરીએ છીએ. માટે આપ આસન ઉપર બીરાજો ને અર્ઘ્યનું ગ્રહણ કરો.[૭૫] હે મહારાજ! આપનાં દર્શન થયાં, તેથી આજ અમારો જન્મ સફળ થયો. આજ અમને ધર્મનું ફળ મળ્યું ને આજ સઘળું સફળ થયું.[૭૬] હે મુનિરાજ! આ શહેરમાં સઘળાં માણસો સુખી છે, માત્ર અમે બે જણાં મહા દુઃખથી પીડાઇએ છીએ,[૭૭] માટે કહો કે કયો ઉપાય કરવાથી અમો ધનવાન્ થઇશું. હે મહારાજ! આ લોકમાં ધનહીન પુરુષનો જન્મ ફોકટ છે ને મનોરથ પણ વ્યર્થ છે.[૭૮]

एवं श्रुत्वा तु राजेंद्र वचनं नारदोऽब्रवीत्। नारद उवाच–मार्गशीर्षसिते पक्षे उत्पत्तिर्नाम नामतः ॥ ७९ ॥ तस्या ह्युपोषणेनैव धनाढ्यो जायते ध्रुवम्। तथा पापानि नश्यंति एतत्सत्यं वदामि वाम् ॥ ८० ॥ सर्वसौख्यकरं नृणां हरिवासरमुत्तमम्। गते तु नारदे पश्चाच्चक्रतुर्यत्नतो व्रतम् ॥ ८१ ॥ तयोर्व्रतप्रभावेण सुप्रसन्नो जनार्दनः। स्वयमेवाश्रिता लक्ष्मीर्यत्रासीद्द्विजमंदिरम् ॥ ८२ ॥ भोगान्सुविपुलान् भुक्त्वा गतौ वैकुंठसन्निधौ। एतस्मात्कारणाद्राजन्कर्तव्यं हरिवासरम् ॥ ८३॥ अंतरं नैव कर्तव्यं प्रशस्तव्रतकारिभिः। तिथिरेका भवेत्सर्वा पक्षयोरुभयोरपि ॥८४॥ एकादश्युदये स्वल्पा अंते चैव त्रयोदशी। मध्ये च द्वादशी पूर्णा त्रिस्पृशा सा हरिप्रिया ॥ ८५ ॥ एका उपोषिता चैव

सहस्रैकादशीफला । सहस्रगुणितं दानमेकादश्यां तु यत्कृतम् ॥ ८६ ॥ अष्टम्येकादशी षष्ठी तृतीया च चतुर्दशी । पूर्वविद्धा न कर्तव्या कर्तव्या परसंयुता ॥ ८७ ॥ दशमीवेधसंयुक्ता हंति पुण्यं पुराकृतम् । एकादशी त्वहोरात्रं प्रभाते घटिका भवेत् ॥ ८८ ॥ सा तिथिः परिहर्तव्या उपोष्या द्वादशीयुता । एवंविधा मया प्रोक्ता पक्षयोरुभयोरपि ॥ ८९ ॥

તેમનાં એવાં વચન સાંભળી નારદ કહેવા લાગ્યા કે, કાર્તિક વદિમાં ઉત્પત્તિ નામની એકાદશી છે, તે દિવસે જે માણસ ઉપવાસ કરે છે તે અવશ્ય ધનવાન્ થાય છે અને તેનાં પાપો નષ્ટ થાય છે. આ વાત તમોને ખરેખરી કહું છું.[૭૯–૮૦] આ એકાદશીને દિવસે વ્રત કરવાથી સઘળાં સુખ મળે છે. એટલું કહી નારદ વિદાય થયા. પછી તે સ્ત્રી પુરુષ બન્નેએ ઉત્પત્તિ એકાદશીનું વ્રત કર્યું.[૮૧] તેના પ્રભાવથી નારાયણ પ્રસન્ન થયા, તેથી લક્ષ્મી પોતે આવી તેમના ઘરમાં વસી.[૮૨] પછી એ સ્ત્રી પુરુષ બન્ને આ લોકમાં પુષ્કળ સુખ ભોગવી અંતે વૈકુંઠ લોકમાં ગયાં. હે રાજન્! એટલા માટે એ વ્રત જરૂર કરવું જોઇએ.[૮૩] બન્ને પક્ષમાં તિથિ તો એક જ છે, માટે ઉત્તમ વ્રત કરનારાએ ભેદ જાણવો નહીં.[૮૪] સૂર્યોદય વખતે થોડી એકાદશી હોય, અંતમાં ત્રયોદશી હોય ને વચમાં પૂર્ણ દ્વાદશી આવતી હોય તો તે ત્રિસ્પૃશા તિથિ કહેવાય છે. એ તિથિ હરિને પ્રિય છે;[૮૫] એટલા માટે તે દિવસે ઉપવાસ કરવાથી હજાર એકાદશીનું ફળ થાય છે. એકાદશીને દિવસે દાન કરવાથી હજારગણું પુણ્ય થાય છે.[૮૬] અષ્ટમી, એકાદશી, ષષ્ઠી, તૃતીયા અને ચતુર્દશી એટલી તિથિ જો પૂર્વવિદ્ધા હોય તો તે દિવસે વ્રતાદિક કરવું નહીં; પણ પરવિદ્ધામાં કરવું.[૮૭] દશમીના વેધવાળી એકાદશી, કરેલાં પુણ્યને હણે છે. પહેલે દિવસે રાત્રિ દિવસ એકાદશી હોય ને બીજે દિવસે પણ એક ઘડી એકાદશી હોય તો પહેલા દિવસને ત્યજી બીજે દિવસે ઉપવાસ કરવો. એ પ્રમાણે મેં બન્ને પક્ષની એકાદશી કહી છે.[૮૮–૮૯]

एकादश्यां प्रकुर्वीत उपवासं न संशयः । स याति परमं स्थानं यत्रास्ते गरुडध्वजः ॥ ९० ॥ धन्यास्ते मानवा लोके विष्णुभक्तिपरायणाः । एकादश्याश्च माहात्म्यं पर्वकाले तु यः पठेत् ॥ ९१ ॥ गोसहस्रसमं तस्य पुण्यं भवति भारत । दिवा वा यदि वा रात्रौ यः शृणोतीह भक्तितः ॥ ९२ ॥ कुलकोटिसमायुक्तो विष्णुलोके वसेद्ध्रुवम् । एकादश्याश्च माहात्म्यं पठ्यमानं शृणोति यः ॥ ९३ ॥ ब्रह्महत्यादिपापानि नश्यंते नात्र संशयः । एकादशीसमा नास्ति सर्वपातकनाशिनी ॥ ९४ ॥ इति श्रीभविष्योत्तरपुराणे मार्गशीर्षकृष्णैकादश्युत्पत्तिमाहात्म्यं संपूर्णम् ॥

જે માણસ એકાદશીને દિવસે ઉપવાસ કરે તે, જ્યાં નારાયણ બીરાજે છે તે પરમ સ્થાનમાં જાય છે, એમાં સંશય નથી.[૯૦] જે માણસો વિષ્ણુભક્તિમાં પરાયણ છે તેઓને ધન્ય છે. હે ભારત ! જે માણસ પર્વણીને દિવસે એકાદશીમાહાત્મ્યનો પાઠ કરે છે,[૯૧] તેને હજાર ગોદાન જેટલું પુણ્ય થાય છે. જે માણસ દિવસ વા રાત્રિમાં ભક્તિથી એકાદશીનું માહાત્મ્ય સાંભળે છે, તે પોતાનાં કરોડો કુલની સાથે અવશ્ય વૈકુંઠમાં વસે છે. જે પુરુષ એકાદશીનું માહાત્મ્ય સાંભળે છે, તેનાં બ્રહ્મહત્યા વગેરે મોટાં પાપો પણ નષ્ટ થાય છે, એમાં સંશય નથી. સઘળાં પાપોનો નાશ કરનાર એકાદશીના જેવું બીજું એક વ્રત નથી.[૯૨–૯૪] એવી રીતે **ભવિષ્યોત્તરપુરાણમાં** કાર્તિક વદિ એકાદશીની ઉત્પત્તિ અને માહાત્મ્ય કહેલાં છે.

---

## ૧૨ વૈતરણીવ્રત

अथ मार्गशीर्षकृष्णैकादश्यां वैतरणीव्रतं हेमाद्रौ भविष्ये । कृष्ण उवाच—शरतल्पगतं भीष्मं पर्यपृच्छद्युधिष्ठिरः । व्रतेन येन पुण्येन यमलोको न दृश्यते ॥ १ ॥ नारी वा पुरुषो वापि शोकं चैव न विंदति । तत्समाचक्ष्व धर्मज्ञ पितामह कृपां कुरु ॥ २ ॥ भीष्म उवाच—एकादशी वैतरणी तां कृत्वा च सुखी भवेत् । यमलोकं न पश्येच्च शोकं चैव न विंदति ॥ ३ ॥ युधिष्ठिर उवाच—केन तात विधानेन कर्तव्या सा महाफला । पितामह समाख्याहि तद्विधानं मम प्रभो ॥ ४ ॥

*કાર્તિક વદિ એકાદશીને દિવસે વૈતરણી વ્રત કરવાનું હેમાદ્રિમાં ભવિષ્યપુરાણનું વચન છે. શ્રીકૃષ્ણ કહે છે–બાણની શય્યામાં સૂતેલા ભીષ્મપિતામહને યુધિષ્ઠિરે પૂછ્યું કે; હે ધર્મજ્ઞ ! હે પિતામહ ! જે વ્રત કરવાથી સ્ત્રી અથવા પુરુષ હર કોઇને યમલોક જોવો ન પડે અને શોક ન થાય, તેવું વ્રત કૃપા કરી મને કહો.[૧–૨] ભીષ્મપિતામહ કહે છે–હે રાજન્! કાર્તિક વદિ એકાદશીને દિવસે વૈતરણી વ્રત કરવાથી મનુષ્ય સુખી થાય છે, યમલોકમાં જવું પડતું નથી, તેમ શોક પણ થતો નથી.[૩] યુધિષ્ઠિર કહે છે–હે તાત ! હે પિતામહ ! હે પ્રભો ! એ મહાફળ આપનારી એકાદશીનું વ્રત કયા પ્રકારથી કરવું, તે મને કહો.[૪]

भीष्म उवाच—एकादशी तिथिः कृष्णा मार्गशीर्षगता नृप । तामासाद्य नरः सम्यग्गृह्णीयान्नियमं शुचिः ॥ ५ ॥ एकादशी तिथिः कृष्णा नाम्ना वैतरणी शुभा । सा व्रतेन त्वया कार्या वर्षे नक्तोपवासिना ॥ ६ ॥ मध्याह्ने तु नरः स्नात्वा नित्यनिर्वर्तितक्रियः । रात्रौ सुरभिमानीय

* કાર્તિક માસ એટલે પૂર્ણિમાંત માસથી આ માર્ગશીર્ષ કૃષ્ણ એકાદશી સમજવી.

कृष्णामर्चेद्यथाविधि ॥ ७ ॥ सा पूर्वाभिमुखी कार्या कृष्णा गौः किल भूतले । अग्रपादात्समारभ्य पश्चात्पादद्वयावधि ॥ ८ ॥ गोपुच्छं तु समासाद्य कुर्याद्वै पितृतर्पणम् । ततः पूजा प्रकर्तव्या शास्त्रदृष्टविधानतः ॥ ९ ॥ गां चैव श्रद्धया युक्तश्चंदनेनानुलेपयेत् । गंधतोयेन चरणौ शृंगे प्रक्षाल्य शक्तितः ॥ १० ॥ ततोऽनुपूजयेद्भक्त्या पुष्पैर्गंधाधिवासितैः । मन्त्रैः पुराणसंप्रोक्तैर्यथास्थानं यथाविधि ॥ ११ ॥ तत्र पूजामंत्राः-गोरग्रपादाभ्यां नमः । गोरास्याय० । गोःशृंगाभ्यां० । गोःस्कंधाभ्यां० । गोःपुच्छाय० । गोःपश्चात्पादाभ्यां० । गोःसर्वांगेभ्यो नमः । स्थानेष्वेतेषु गंधांश्च प्रक्षिपेच्छुद्धमानसः । पश्चात्प्रदापयेद्धूपं गौर्धूपः प्रतिगृह्यताम् ॥ १२ ॥

ભીષ્મપિતામહ કહે છે-હે રાજા! કાર્તિક વદિ એકાદશીને દિવસે પવિત્રતાથી નિયમ લેવો.[૫] એ વૈતરણી એકાદશી કહેવાય છે. દશમીને દિવસે નકતોપવાસ કરી બીજે દિવસે ઉપવાસ કરવો. એવી રીતે તમારે એ વ્રત વર્ષસુધી કરવું.[૬] મધ્યાહ્ન વખતે સ્નાન કરી, મધ્યાહ્ન વખતનું નિત્યકર્મ સમાપ્ત કરી, રાતે કાળી ગાય લાવી, વિધિથી તેની પૂજા કરવી.[૭] એ ગાયને લીંપેલી પૃથ્વીમાં પૂર્વાભિમુખ ઉભી રાખવી. પછી આગલા પગથી આરંભી પાછલા પગ સુધી પૂજા કરી,[૮] પૂછડાંની પણ પૂજા કરવી અને પૂછડું પકડી પિતૃતર્પણ કરવું.[૯] ગાયને શ્રદ્ધાથી ચંદનનો લેપ કરવો, શક્તિ પ્રમાણેના સુગંધી જળવડે પગ અને શીંગડાં ધોવાં,[૧૦] ને પુરાણ મંત્રો ભણી સ્નાન, સુગંધી ચંદન અને પુષ્પવડે ભક્તિથી વિધિ પ્રમાણે પૂજા કરવી.[૧૧] તે પૂજાના મંત્રોઃ-'गोरग्रपादाभ्यां नमः' એ મંત્ર ભણી ગાયના આગલા પગની પૂજા કરવી. 'गोरास्याय०' થી મુખની, 'गोःशृंगाभ्यां०' થી શીંગડાંની, 'गोःस्कन्धाभ्यां०' થી કાંધની, 'गोःपुच्छाभ्यां०' થી પુચ્છની, 'गोःपश्चात्पादाभ्यां०' થી પાછલા પગની અને 'गोःसर्वांगेभ्यो नमः' એ મંત્ર ભણી ગાયના સઘળા અવયવોની પૂજા કરવી. એવી રીતે ચંદનથી પૂજા કરી શુદ્ધ મનથી 'તમે ધૂપનું ગ્રહણ કરો' એમ કહી ધૂપ કરવો.[૧૨]

असिपत्रादिकं घोरं नदीं वैतरणीं तथा । प्रसादात्ते तरिष्यामि गौर्मातस्ते नमो नमः ॥ १३ ॥ सुखेन तीर्यते यस्मान्नदी वैतरणी ध्रुवम् । तस्मादेकादशी कृत्वा नाम्ना वैतरणी भवेत् ॥ १४ ॥ आनंदकृत्सर्वलोके देवानां च सदा प्रिया । गौस्त्वं पाहि जगन्नाथे दीपोऽयं प्रतिगृह्यताम् ॥ १५ ॥ आच्छादनं गवे दद्यात्सम्यक् शुद्धं सुनिर्मलम् । सुरभिर्वस्त्रदानेन प्रीयतां परमेश्वरी ॥१६॥ मार्गशीर्षादिके भक्षं यावन्मासचतुष्टयम् । अन्यन्मासचतुष्कं तु यावकाशनमेव च ॥ १७ ॥ श्रावणादिषु मासेषु चतुर्ष्वथाद्य पायसम् । तदन्नस्य त्रयो भागा गोगुरुस्वार्थमेव च ॥ १८ ॥

नैवेद्यं हि मया दत्तं सुरभे प्रतिगृह्यताम् । द्वितीयं गुरवे दद्यात्तृतीयं स्वयमेव च ॥ १९ ॥ मासि मासि प्रकुर्वीत मासद्वादशकं व्रतम् । उद्यापनं ततः कुर्यात्पूर्णे संवत्सरे तदा ॥ २० ॥ शय्या सतूलिका कार्या दंपत्योः परिधानकम् । सवत्सा कृष्णवर्णा तु धेनुः कार्या पयस्विनी ॥२१॥ सौवर्णीं सुरभिं कृत्वा स्थापयेत्तूलिकोपरि । सुरभिं पूजयेन्मन्त्रैः पूर्वोक्तैर्भक्तिसंयुतः ॥ २२ ॥ ततस्तां गुरवे दद्यात्सर्वं तत्र क्षमापयेत् । भारो लोहस्य दातव्यः कार्पासद्रोणसंयुतः ॥ २३ ॥ वैतरिण्यां समाप्त्यर्थं ब्राह्मणाय कुटुंबिने । नारी वा पुरुषो वापि व्रतस्यास्य प्रभावतः । राज्यं बहुदिनं भुक्त्वा स्वर्गलोके महीयते ॥ २४ ॥ इति श्रीभविष्योत्तरपुराणे मार्गशीर्षकृष्णैकादश्यां वैतरणीव्रतं संपूर्णम् ।

'હે ગોમાતા! હું આપની કૃપાથી અસિપત્ર વગેરે ભયંકર વનોને તથા વૈતરણી નદીને તરી જઈશ, માટે આપને નમસ્કાર કરૂં છું.' એમ પ્રાર્થના કરવી.[૧૩] આ એકાદશીને દિવસે વ્રત કરવાથી વૈતરણી નદી તરવામાં શ્રમ પડતો નથી, માટે જ એનું નામ વૈતરણી એકાદશી પડેલું છે.[૧૪] 'હે ગૌ! હે દેવિ! આપ સર્વને આનંદ આપો છો અને દેવતાને પણ પ્રિય છો, માટે આ દીવાનો સ્વીકાર કરી, મારૂં રક્ષણ કરો.' એ મંત્ર ભણી દીવો કરવો.[૧૫] 'આ વસ્ત્રથી ગાય માતા પ્રસન્ન થાઓ,' એમ કહી ગાયને સ્વચ્છ અને પવિત્ર વસ્ત્ર ઓઢાડવું.[૧૬] કાર્તિક માસથી આરંભી ચાર માસ સુધી ચોખા ખાવા. ફાગણ માસથી આરંભી યવ ખાવા અને આષાઢ માસથી આરંભી ચાર માસ સુધી દૂધપાક ખાવો. જે અન્ન જમવાનું હોય તેમાંથી ગાય, ગુરુ અને પોતામાટે એમ ત્રણ ભાગ કરવા.[૧૭-૧૮] તેમાંથી 'હે સુરભે! આપ નૈવેદ્ય લ્યો' એમ કહી એક ભાગ ગાયને ખવરાવવો, બીજો ગુરુને આપવો અને ત્રીજો પોતે ખાવો.[૧૯] એવી રીતે બાર માસ સુધી મહિને મહિને આ વ્રત કરવું. વર્ષ પૂરૂં થાય ત્યારે ઉદ્યાપન કરવું.[૨૦] ગાદલાંવાળી મોટી શય્યા તૈયાર કરાવવી, વાછડાંવાળી ને દુઝણી કાળી ગાય તૈયાર રાખવી,[૨૧] સોનાની ગાય કરાવી ગાદલા ઉપર રાખવી, અને પ્રથમ કહેલા મંત્રોવડે ભક્તિથી તે ગાયની પૂજા કરવી.[૨૨] પછી સઘળું ગુરુને આપી ક્ષમા માગવી. વૈતરણીનાં વ્રતની સમાપ્તિ માટે કુટુંબવાળા બ્રાહ્મણને એક ભાર લોઢું અને એક દ્રોણ રૂ આપવું. આ વ્રતના પ્રભાવથી સ્ત્રી અથવા પુરુષ હરકોઇ વ્રત કરનાર આ લોકમાં ઘણા વખત સુધી રાજ્યનું સુખ ભોગવી અંતે સ્વર્ગમાં પૂજાય છે.[૨૩-૨૪] એવી રીતે કાર્તિક વદિ એકાદશીને દિવસે ભવિષ્યોત્તરપુરાણમાં વૈતરણીવ્રત કરવાનું કહ્યું છે.

## ૧૩ વ્રતાર્કમાં કહેલી ઉત્પત્તિ એકાદશીની કથા

**सूत उवाच–एवं प्रीत्या पुरा विप्राः श्रीकृष्णेन परं व्रतम् । माहात्म्यविधिसंयुक्तमुपदिष्टं विशेषतः ॥ १ ॥ उत्पत्तिं यः शृणोत्येवमेकादश्या द्विजोत्तम । भुक्त्वा भोगाननेकांस्तु विष्णुलोकं प्रयाति सः ॥ २ ॥ पार्थ उवाच–उपवासस्य नक्तस्य एकभुक्तस्य च प्रभो । किं पुण्यं किं विधानं हि ब्रूहि सर्वं जनार्दन ॥ ३ ॥**

સૂત કહે છે–હે બ્રાહ્મણો ! પૂર્વે શ્રીકૃષ્ણે એ પ્રમાણે પ્રીતિથી ઉત્તમ વ્રત તથા તેનું માહાત્મ્ય કહેલું છે.[૧] જે પુરુષ એકાદશીની ઉત્પત્તિ સાંભળે છે, તે આ લોકમાં અનેક ભોગ ભોગવી અંતે વૈકુંઠમાં જાય છે.[૨] પાર્થ પૂછે છે–હે પ્રભો ! હે શ્રીકૃષ્ણ ! ઉપવાસ, નક્ત ભોજન અને એક વખત ભોજનથી શું પુણ્ય થાય છે અને તેનો કેવો પ્રકાર છે, તે સઘળું કહો.[૩]

श्रीकृष्ण उवाच–हेमंते चैव संप्राप्ते मासि मार्गशिरे शुभे । शुक्लपक्षे तथा पार्थ एकादश्यामुपोषयेत् ॥४॥ नक्तं दशम्यां कुर्यात्तु दंतधावनपूर्वकम् । दिवसस्याष्टमे भागे मंदीभूते दिवाकरे ॥ ५ ॥ तत्र नक्तं विजानीयान्न नक्तं निशि भोजनम् । ततः प्रभातसमये संकल्पं नियतश्चरेत् ॥ ६ ॥ मध्याह्ने च तथा पार्थ शुचिः स्नातः समाहितः । नद्यां तडागे वाप्यां वा ह्युत्तमं मध्यमं त्वधः ॥ ७ ॥ क्रमाज्ज्ञेयं तथा कूपे तदभावे प्रशस्यते । अश्वक्रांते रथक्रांते विष्णुक्रांते वसुंधरे ॥ ८ ॥ मृत्तिके हर मे पापं यन्मया पूर्वसंचितम् । त्वया हतेन पापेन गच्छामि परमां गतिम् ॥ ९ ॥ अनेन मृत्तिकास्नानं विदध्यात्तु व्रती नरः । नालपेत्पतितैश्चोरैस्तथा पाखंडिभिः सह ॥ १० ॥ मिथ्यापवादिनो देववेदब्राह्मणनिंदकान् । अन्यांश्चैव दुराचारानगम्यागामिनस्तथा ॥ ११ ॥ परद्रव्यापहर्तृंश्च देवद्रव्यापहारिणः । न संभाषेत दृष्ट्वापि भास्करं चावलोकयेत् ॥ १२ ॥ ततो गोविंदमभ्यर्च्य नैवेद्यादिभिरादरात् । दीपं दद्याद्गृहे चैव भक्तियुक्तेन चेतसा ॥ १३ ॥

શ્રીકૃષ્ણ બોલ્યા–હે પાર્થ ! હેમંત ઋતુમાં માર્ગશીર્ષ શુદિ એકાદશીને દિવસે ઉપવાસ કરવો.[૪] દશમીને દિવસે દાતણ વગેરે કરી નક્ત ભોજન કરવું. દિવસના આઠમા પહોરમાં જ્યારે સૂર્ય અસ્ત થવા આવે ત્યારે ભોજન કરવું, એ નક્ત ભોજન કહેવાય છે; પણ રાતે ભોજન કરવું તે નક્ત ભોજન કહેવાતું નથી. પછી સવારે નિયમથી સંકલ્પ કરવો.[૫-૬] મધ્યાહ્ન વખતે સાવધાન થઇ સ્નાન કરવું. નદીમાં સ્નાન કરવું એ ઉત્તમ, તળાવમાં સ્નાન કરવું એ મધ્યમ અને વાવમાં સ્નાન કરવું તે અધમ કહેવાય છે. અને જો નદી વગેરે કાંઇ ન હોય તો કૂવામાં પણ સ્નાન ઉત્તમ કહેવાય છે. 'હે અશ્વક્રાંતે (ઘોડા જેની ઉપર ચાલે છે !) હે રથક્રાંતે ! હે વિષ્ણુક્રાંતે ! હે ધનને ધારણ કરનારી ! હે મૃત્તિકે ! મેં જે પાપો એકઠાં કર્યાં હોય તે હરી લે. જો તું મારા પાપોનો નાશ કરીશ તો જ હું પરમ ગતિને પામીશ.'[૭-૯] એ મંત્રથી મૃત્તિકા અંગે ચોળીને સ્નાન કરવું. પતિત, ચોર, પાખંડી, ખોટું આળ ચડાવનાર; દેવ, બ્રાહ્મણ અને વેદની નિંદા કરનાર, અગમ્યા સ્ત્રી સાથે ગમન કરનાર, બીજાના ધનનું હરણ કરનાર, દેવદ્રવ્યનું હરણ કરનાર તેમ જ નીચ લોકો એટલાઓની સાથે ભાષણ કરવું નહિ. તેઓ નજરે પડે તો પણ અવશ્ય સૂર્યનાં દર્શન કરવાં.[૧૦-૧૨] વિષ્ણુની પૂજા કરી આદરથી નૈવેદ્ય વગેરે આપવાં ને ભક્તિથી ઘરમાં દીવો કરવો.[૧૩]

तद्दिने वर्जयेत्पार्थ निद्रां मैथुनमेव च । गीतशास्त्रविनोदेन दिवारात्रं नयेद्व्रती ॥ १४ ॥ रात्रौ जागरणं कृत्वा भक्तियुक्तेन चेतसा । विप्रेभ्यो दक्षिणां दत्त्वा प्रणिपत्य क्षमापयेत् ॥१५॥ यथा शुक्ला तथा कृष्णा मान्या वै धर्मतत्परैः । एकादश्योर्द्वयो राजन्विभेदं नैव कारयेत् ॥ १६ ॥ एवं हि कुरुते यस्तु शृणु तस्यापि यत्फलम् । शंखोद्धारे नरः स्नात्वा दृष्ट्वा देवं गदाधरम् ॥ १७ ॥ एकादश्युपवासस्य कलां नाप्नोति षोडशीम् । व्यतीपाते च दानस्य लक्षमेकं फलं स्मृतम् ॥ १८ ॥ संक्रांतिषु चतुर्लक्षं दानस्य च धनंजय । कुरुक्षेत्रे च यत्पुण्यं ग्रहणे चंद्रसूर्ययोः ॥१९॥ तत्सर्वं लभते यस्तु ह्येकादश्यामुपोषितः । अश्वमेधस्य यज्ञस्य करणाद्यत्फलं लभेत् ॥ २० ॥ ततः शतगुणं पुण्यमेकादश्युपवासतः । तपस्विनो गृहे नित्यं लक्षं यस्य च भुंजते ॥ २१ ॥ षष्टिवर्षसहस्राणि तस्य पुण्यं च यद्भवेत् । एकादश्युपवासेन फलं प्राप्नोति मानवः ॥ २२ ॥ गोसहस्रे च यत्पुण्यं दत्ते वेदांगपारगे । तस्मात्पुण्यं दशगुणमेकादश्युपवासिनाम् ॥ २३ ॥

તે દિવસે નિદ્રાનો અને મૈથુનનો ત્યાગ કરવો. દિવસ ને રાત્રિ ગીત અને શાસ્ત્રોના વિનોદ કરીને ગાળવાં.[૧૪] રાત્રિમાં ભક્તિથી જાગરણ કરી બ્રાહ્મણોને દક્ષિણા આપી નમસ્કાર કરીને ક્ષમા માગવી.[૧૫] હે રાજન્ ! જેમ શુકલ પક્ષની એકાદશી છે, તેમ જ કૃષ્ણ પક્ષની એકાદશી છે, માટે ધાર્મિક પુરુષોએ તેમાં ભેદ સમજવો નહિ.[૧૬] એવી રીતે આ વ્રત કરવાથી જે ફળ થાય છે તે કહું છું તે સાંભળોઃ શંખોદ્ધારમાં સ્નાન કરી દ્વારકાનાથનાં દર્શન કરવાથી જે ફળ થાય છે, તે ફળ એકાદશીના ઉપાસની સોમા ભાગની પણ બરાબરી કરી શકતું નથી. વ્યતીપાતને દિવસે દાન કરવાથી લક્ષગણું પુણ્ય થાય છે,[૧૭-૧૮] સંક્રાંતિમાં દાન કરવાથી ચાર લક્ષગણું પુણ્ય થાય છે અને કુરુક્ષેત્રમાં ચંદ્રગ્રહણને વા સૂર્યગ્રહણને દિવસે દાન કરવાથી જે પુણ્ય થાય છે, તે સઘળું પુણ્ય એકાદશીને દિવસે ઉપવાસ કરવાથી થાય છે. અશ્વમેધ યજ્ઞ કરવાથી જે પુણ્ય થાય છે, તે કરતાં સોગણું પુણ્ય એકાદશીના ઉપવાસથી થાય છે. જેને ઘેર લક્ષ તપસ્વીઓ સાઠ હજાર

વર્ષ સુધી નિરંતર ભોજન કરે, તેને જેટલું પુણ્ય થાય તેટલું પુણ્ય એકાદશીના ઉપવાસથી મનુષ્ય પામે છે.[૧૯–૨૨] વૈદિક બ્રાહ્મણને હજાર ગાય આપવાથી જે પુણ્ય થાય છે, તેથી દશગણું પુણ્ય એકાદશીના ઉપવાસથી થાય છે.[૨૩]

नित्यं च भुञ्जते यस्य गृहे दश द्विजोत्तमाः । यत्पुण्यं तद्दशगुणं भोजने ब्रह्मचारिणः ॥ २४ ॥ एतत्सहस्रं भूदाने कन्यादाने तु तत्स्मृतम् । तस्माद्दशगुणं प्रोक्तं विद्यादाने तथैव च ॥२५॥ विद्यादशगुणं चान्नं यो ददाति बुभुक्षिते । अन्नदानसमं दानं न भूतं न भविष्यति ॥ २६ ॥ तृप्तिमायांति कौंतेय स्वर्गस्थाः पितृदेवताः । एकादश्या व्रतस्यापि पुण्यसंख्या न विद्यते ॥ २७ ॥ एतत्पुण्यप्रभावश्च यत्सुरैरपि दुर्लभः । नक्तस्यार्धफलं तस्य एकभक्तस्य सत्तम ॥ २८ ॥ एकभक्तं च नक्तं च उपवासस्तथैव च । एतेष्वन्यतमं वापि व्रतं कुर्याद्धरेर्दिने ॥ २९ ॥ तावद्गर्जंति तीर्थानि दानानि नियमा यमाः । एकादशी न संप्राप्ता यावत्तावन्मखा अपि ॥ ३० ॥ तस्मादेकादशी सर्वैरुपोष्या भवभीरुभिः । न शंखेन पिबेत्तोयं न खादेन्मत्स्यसूकरौ ॥ ३१ ॥ एकादश्यां न भुञ्जीत यन्मां त्वं पृच्छसेऽर्जुन । एतत्ते कथितं सर्वं व्रतानामुत्तमं व्रतम् ॥ ३२ ॥ एकादशीसमं नास्ति कृत्वा यज्ञसहस्रकम् ॥

જેને ઘેર નિત્ય ઉત્તમ દશ બ્રાહ્મણો જમતા હોય તેને જેટલું પુણ્ય થાય, તે કરતાં દશગણું પુણ્ય બ્રહ્મચારીને જમાડવાથી થાય છે. તેથી હજારગણું પુણ્ય પૃથ્વીદાનથી અથવા કન્યાદાનથી થાય છે. તેથી દશગણું પુણ્ય વિદ્યાદાનથી થાય છે. તે કરતાં પણ દશગણું પુણ્ય ભૂખ્યા બ્રાહ્મણને અન્ન આપવાથી થાય છે; અન્નદાન જેવું બીજું કોઈ પણ દાન થયું નથી અને થશે પણ નહીં.[૨૪–૨૬] અન્નદાન કરવાથી સ્વર્ગમાં રહેલા પિતૃદેવ તૃપ્ત થાય છે; તેમજ એકાદશીના વ્રતનાં પુણ્યની પણ સંખ્યા નથી, એટલે અનંત પુણ્ય થાય છે.[૨૭] આ પુણ્ય દેવતાઓને પણ દુર્લભ છે. ઉપવાસથી અર્ધું ફળ નક્તભોજનથી થાય છે અને નક્તભોજનથી અર્ધું પુણ્ય એક વખત ભોજન કરવાથી થાય છે.[૨૮] એ એકાદશીને દિવસે એક વખત ભોજન, નક્તભોજન અથવા ઉપવાસ એ ત્રણમાંથી એક કરીને પણ વ્રત કરવું.[૨૯] જ્યાં સુધી એકાદશી આવી નથી ત્યાં સુધી જ તીર્થ, દાન, નિયમ, યમ ને યજ્ઞો ગર્જના કરે છે– એટલે એકાદશી આગળ તે સર્વ તુચ્છ છે.[૩૦] માટે સંસારથી ડરતાં સઘળાં મનુષ્યોએ એકાદશીવ્રત કરવું. શંખમાંથી જળ પીવું નહીં, મત્સ્ય કે વરાહ ખાવા નહીં.[૩૧] એકાદશીને દિવસે ભોજન કરવું નહીં. હે અર્જુન! જે તેં ઉત્તમ વ્રત માટે પૂછ્યું હતું, તે સઘળું કહી સંભળાવ્યું. હજારો યજ્ઞ કરવાથી પણ એકાદશીની તુલના થતી નથી.[૩૨]

अर्जुन उवाच–उक्ता त्वया कथं देव पुण्येयं सर्वतस्तिथिः ॥ ३३ ॥ सर्वेभ्योऽपि पवित्रेयं कथं ह्येकादशी तिथिः । श्रीकृष्ण उवाच–पुरा कृतयुगे पार्थ मुरनामा हि दानवः ॥ ३४ ॥ अत्यद्भुतो महारौद्रः सर्वदेवभयंकरः । इंद्रो विनिर्जितस्तेन ख्यातो देवः पुरंदरः ॥ ३५ ॥ आदित्या वसवो ब्रह्मा वायुरग्निस्तथैव च । देवता निर्जितास्तेन अत्युग्रेण च पांडव ॥ ३६ ॥ इंद्रेण कथितः सर्वो वृत्तांतः शंकराय वै । स्वर्गलोकपरिभ्रष्टा विचरामो महीतले ॥ ३७ ॥ उपायं ब्रूहि मे देव अमराणां तु का गतिः ॥ ईश्वर उवाच गच्छ गच्छ सुरश्रेष्ठ यत्रास्ति गरुडध्वजः ॥ ३८ ॥ शरण्यश्च जगन्नाथः परित्राणपरायणः । ईशस्य वचनं श्रुत्वा देवराजो महामनाः ॥ ३९ ॥ त्रिदशैः सहितः सर्वैर्गतस्तत्र धनंजय । यत्र देवो जगन्नाथः प्रसुप्तो हि जनार्दनः ॥ ४० ॥ जलमध्ये प्रसुप्तं तु दृष्ट्वा देवं जगत्पतिम् । कृतांजलिपुटो भूत्वा इदं स्तोत्रमुदीरयत् ॥ ४१ ॥

અર્જુન કહે છે–હે મહારાજ! સઘળી તિથિઓથી આ એકાદશી પુણ્યકારક છે અને પવિત્ર છે, એમ આપે કેમ કહ્યું?[૩૩] શ્રીકૃષ્ણ કહે છે–હે અર્જુન! પૂર્વે સત્યયુગમાં મુર નામનો ભયંકર દૈત્ય હતો. તે સર્વને ડરાવતો હતો. દેવોમાં શ્રેષ્ઠ ઇંદ્રને પણ એ દૈત્યે જીતી લીધો હતો.[૩૪–૩૫] મહા ઉત્પાતી એ દૈત્યે સૂર્ય, વસુ, બ્રહ્મા, વાયુ અને અગ્નિ વગેરે સર્વ દેવોને પણ જિતી લીધા.[૩૬] ત્યારે મહાદેવની પાસે ઇંદ્રે કહ્યું કે, હે શંકર! સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયેલા અમે પૃથ્વી ઉપર ભટકીએ છીએ, માટે કહો કે અમારે શું ઉપાય કરવો? મહાદેવ બોલ્યા–હે ઇંદ્ર! તમે વિષ્ણુની પાસે જલદી જાઓ.[૩૭–૩૮] કારણ કે તે રક્ષણ કરનાર છે, જગતના નાથ છે અને રક્ષણમાં પરાયણ છે. એવાં મહાદેવનાં વચન સાંભળી જ્યાં નારાયણ પોઢ્યા હતા ત્યાં ઇંદ્ર દેવતાઓની સાથે આવ્યા;[૩૯–૪૦] ને જલમાં પોઢેલા જગતના પતિ નારાયણને જોઈ, હાથ જોડી તેમની સ્તુતિ કરવા લાગ્યા કે,[૪૧]

ॐ नमो देवदेवाय देवदेवैः सुवंदित । दैत्यारे पुंडरीकाक्ष त्राहि नो मधुसूदन ॥ ४२ ॥ दैत्यभीता इमे देवा मया सह समागताः । शरणं त्वं जगन्नाथ त्वं कर्ता त्वं च कारकः ॥ ४३ ॥ त्वं माता सर्वलोकानां त्वमेव जगतः पिता । त्वं स्थितिस्त्वं तथोत्पत्तिस्त्वं च संहारकारकः ॥ ४४ ॥ सहायस्त्वं च देवानां त्वं च शांतिकरः प्रभो । त्वं धरा च त्वमाकाशः सर्वविश्वोपकारकः ॥ ४५ ॥ भवस्त्वं च स्वयं ब्रह्मा त्रैलोक्यप्रतिपालकः । त्वं रविस्त्वं शशांकश्च त्वं च देवो हुताशनः ॥ ४६ ॥ हव्यं होमो हुतस्त्वं च मंत्रतंत्रर्त्विजो जपः । यजमानश्च यज्ञस्त्वं फलभोक्ता त्वमीश्वरः ॥ ४७ ॥ न त्वया रहितं किंचित्त्रैलोक्ये सचराचरे । भगवन्देवदेवेश शरणागतवत्सल ॥ ४८ ॥ त्राहि त्राहि महायोगिन्

भीतानां शरणं भव । दानवैर्विजिता देवाः स्वर्गभ्रष्टाः कृता विभो ॥ ४९ ॥ स्थानभ्रष्टा जगन्नाथ विचरंति मही- तले । इंद्रस्य वचनं श्रुत्वा विष्णुर्वचनमब्रवीत् ॥ ५० ॥

હે મધુસૂદન ! આપ કે જે દેવોના પણ દેવ છો, દૈત્યના શત્રુ છો તથા દેવો પણ જેને વંદન કરે છે, તેને હું નમસ્કાર કરું છું. હે પુંડરીકાક્ષ ! અમારું રક્ષણ કરો.[૪૨] હે જગન્નાથ ! હું અને આ સઘળા દેવો દૈત્યના ભયથી આપને શરણે આવ્યા છીએ; કારણ કે આપ કરનાર છો તથા પ્રેરક છો.[૪૩] આપ સર્વ લોકની માતા છો, જગતના પિતા છો, આપ જગતને ઉત્પન્ન કરનાર, પાલન કરનાર ને સંહાર કરનાર છો.[૪૪] હે પ્રભો ! આપ દેવોને સહાય કરનાર અને સુખ આપનાર છો. આપ પૃથ્વી છો, આકાશ છો અને સઘળા જગતપર ઉપકાર કરનાર છો.[૪૫] આપ પોતે શંકર, બ્રહ્મા અને જગતનું પાલન કરનાર વિષ્ણુ છો. સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, હોમવાના પદાર્થો, હોમવાની ક્રિયા, મંત્ર, તંત્ર, ઋત્વિક્, જપ, યજમાન, યજ્ઞ અને ફળનો ઉપભોગ કરનાર ઈશ્વર પણ આપ જ છો.[૪૬–૪૭] હે ભગવન્ ! ચરાચર ત્રણે લોકોમાં આપ શિવાય બીજું કાંઈ પણ નથી. હે ભગવન્ ! હે દેવોના દેવ ! હે ઈશ ! હે શરણે આવેલાપર પ્રીતિવાળા ! હે મહાયોગિન્ ! રક્ષણ કરો, રક્ષણ કરો અને ડરેલાના શરણરૂપ થાઓ. હે જગન્નાથ ! દૈત્યોએ અમે સૌ દેવોને જિતી લીધા છે ને સ્વર્ગમાંથી કાઢી મૂકયા છે ! તેથી સ્થાનભ્રષ્ટ થયેલા દેવો પૃથિવી ઉપર ફરે છે. એવાં ઈંદ્રનાં વચન સાંભળીને નારાયણ બોલ્યા:[૪૮–૫૦]

श्रीभगवानुवाच–कोऽसौ दैत्यो महामायो देवा येन विनिर्जिताः । किं स्थानं तस्य किं नाम किं बलं कस्तदाश्रयः ॥ ५१ ॥ एतत्सर्वं समाचक्ष्व मघवन्निर्भयो भव ॥ इंद्र उवाच– भगवन्देवदेवेश भक्तानुग्रहकारक ॥ ५२ ॥ दैत्यः पूर्वं महानासीन्नाडीजंघ इति स्मृतः । ब्रह्मवंशसमुद्भूतो महोग्रः सुरसूदनः ॥ ५३ ॥ तस्य पुत्रोऽतिविख्यातो मुरुनामा महासुरः । तस्य चंद्रवती नाम नगरी च गरीयसी ॥ ५४ ॥ तस्यां वसन्स दुष्टात्मा विश्वं निर्जित्य वीर्यवान् । सुरान्स्ववशमानिन्ये निराकृत्य त्रिविष्टपात् ॥ ५५ ॥ इंद्राग्नियमवाय्वीशसोमनिर्ऋतिपाशिनाम् । पदेषु स्वयमेवासीत्सूर्यो भूत्वा तपत्यपि ॥ ५६ ॥ पर्जन्यः स्वयमेवासीदजेयः सर्वदैवतैः । जहि तं दानवं विष्णो सुराणां जयमावह ॥ ५७ ॥

શ્રીભગવાન્ કહે છે–અરે આવો મહામાયાવી કયો દૈત્ય છે ? તે કયાં રહે છે ? તેનું નામ શું છે ? તેનું બળ કેવું છે ? અને તેનો આશ્રય કોણ છે ?[૫૧] હે ઈંદ્ર ! ડર છોડી ઘો અને મેં જે પૂછયું, તે સઘળાંનો ઉત્તર આપો. ઈંદ્ર કહે છે–હે દેવોના દેવ ! હે ઈશ ! હે ભકતોના ઉપર અનુગ્રહ કરનાર ![૫૨] પૂર્વે બ્રહ્માના વંશમાં ઉત્પન્ન થયેલો નાડીજંઘ નામનો એક મહા ઉગ્ર દૈત્ય હતો. તે દેવોને ઘણું દુઃખ આપતો હતો.[૫૩] તેનો પુત્ર આ દૈત્ય છે. એનું નામ મુરાસુર છે. એ દૈત્ય મોટા વિસ્તારવાળી ચંદ્રવતી નગરીમાં રહે છે. એ દુષ્ટ દૈત્યે બળથી જગતને જિતી લીધું અને દેવતાઓને જિતી સ્વર્ગમાંથી કાઢી મૂકયા છે. અગ્નિ, ઈંદ્ર, યમ, વાયુ, ઈશ, સોમ, નિર્ઋતિ અને વરુણની પદવી તે પોતે જ ભોગવે છે; સૂર્ય થઇ પોતે જ તપે છે ને એ પોતે મેઘ થઇ પડ્યો છે ! માટે કોઇ પણ દેવ તેને જિતી શકે તેમ નથી. માટે હે વિષ્ણો ! તમે એ દૈત્યને મારી દેવોનો વિજય કરો.[૫૪–૫૭]

तस्य तद्वचनं श्रुत्वा कोपाविष्टो जनार्दनः । उवाच शत्रुं देवेंद्र हनिष्ये तं महाबलम् ॥ ५८ ॥ प्रयांतु सहिताः सर्वे चंद्रवत्यां महाबलाः । इत्युक्ताः प्रययुः सर्वे पुरस्कृत्य हरिं सुराः ॥ ५९ ॥ दृष्टो देवैस्तु दैत्येंद्रो गर्जमानस्तु दानवैः । असंख्यातसहस्रैस्तु दिव्यप्रहरणायुधैः ॥ ६० ॥ हन्यमानास्तदा देवा असुरैर्बाहुशालिभिः । संग्रामं ते समुत्सृज्य पलायंते दिशो दश ॥ ६१ ॥ ततो दृष्ट्वा हृषीकेशं संग्रामे समुपस्थितम् । अन्वधावन्नभिक्रुद्धा विविधायुधपाणयः ॥ ६२ ॥ अथ तान्प्रद्रुतान्दृष्ट्वा शंखचक्रगदाधरः । विव्याध सर्वगात्रेषु शरैराशीविषोपमैः ॥ ६३ ॥ तेनाहतास्ते शतशो दानवा निधनं गताः । एकांगो दानवः स्थित्वा युध्यमानो मुहुर्मुहुः ॥ ६४ ॥ तस्योपरि हृषीकेशो यद्यदायुधमुत्सृजत् । पुष्पवत्तत्समभ्येति कुंठितं तस्य तेजसा ॥६५॥ शस्त्रास्त्रैर्विध्यमानोऽपि यदा जेतुं न शक्यते । युयोध च तदा क्रुद्धो बाहुभिः परिघोपमैः ॥ ६६ ॥ बाहुयुद्धं कृतं तेन दिव्यवर्षसहस्रकम् । तेन श्रांतः स भगवान् गतो बदरिकाश्रमम् ॥ ६७ ॥

એવાં ઈંદ્રનાં વચન સાંભળી વિષ્ણુને ક્રોધ આવ્યો તેથી તે બોલ્યા કે, હે ઈંદ્ર ! એ શત્રુ મહાબળવાન્ છે તોપણ હું તેને મારીશ.[૫૮] વાસ્તે તમે સઘળા ચંદ્રવતીમાં જાઓ. એવી રીતે વિષ્ણુના કહેવાથી તેને આગળ કરી, સર્વે દેવો ચન્દ્રવતી નગરી પાસે ગયા તો, ત્યાં નાના પ્રકારનાં હથિયારવાળા અસંખ્ય દૈત્યો સાથે ગર્જના કરતો તે મુરદૈત્ય તેઓના જોવામાં આવ્યો.[૫૯–૬૦] પછી યુદ્ધ શરુ થયું. તેમાં બળવાન્ અસુરોનો માર પડવાથી સઘળા દેવો યુદ્ધ છોડીને દશે દિશાઓમાં પલાયન કરી ગયા.[૬૧] તોપણ એકલા વિષ્ણુ યુદ્ધમાં ઉભા હતા તેને જોઇ, જેઓને ક્રોધ આવ્યો છે એવા દૈત્યો, હાથમાં જાતજાતનાં હથિયારો લઇ મારવા દોડ્યા.[૬૨] ત્યારે વિષ્ણુએ તેમના સર્વ અવયવોમાં ઝેરી સર્પો જેવાં બાણો મારી તેઓને વીંધી નાંખ્યા.[૬૩] તેથી હજારો દૈત્યો મરણ

પામ્યા. તે જોઇ એકાંગ દૈત્ય મોટું યુદ્ધ કરવા લાગ્યો.[૬૪] તેની ઉપર ભગવાને જે જે હથિયારો ફેંક્યાં, તે સઘળાં એ દૈત્યની પાસે જઇ તેના તેજથી પુષ્પની પેરે કુંઠિત થઇ ગયાં.[૬૫] એ પ્રમાણે શસ્ત્ર અને અસ્ત્ર (મંત્ર ભણીને ફેંકાતાં શસ્ત્રો) વડે એ દૈત્ય જ્યારે જિતાયો નહીં ત્યારે કોપાયમાન થયેલા નારાયણ ભોગળ જેવા મોટા બાહુવડે યુદ્ધ કરવા લાગ્યા. તેની સાથે પેલા દૈત્યે દેવતાનાં હજાર વર્ષો સુધી બાહુયુદ્ધ કર્યું. તેમાં વિષ્ણુ થાકી જવાથી યુદ્ધ છોડી બદરિકાશ્રમમાં ગયા (પણ દૈત્ય હાર્યો નહિ).[૬૬–૬૭]

तत्र हैमवती नाम्नी गुहा परमशोभना। तां प्राविशन्महायोगी शयनार्थं जगत्पतिः ॥ ६८ ॥ योजनद्वादशायामा एकद्वारा धनंजय। अहं तत्र प्रसुप्तोऽस्मि भयभीतो न संशयः ॥ ६९ ॥ महायुद्धेन तेनैव श्रांतोऽहं पांडुनंदन। दानवः पृष्ठतो लग्नः प्रविवेश स तां गुहाम् ॥ ७० ॥ प्रसुप्तं मां तदा दृष्ट्वाऽचिंतयद्दानवो हृदि। हरिमेनं हनिष्येऽहं दानवानां क्षयावहम् ॥ ७१ ॥ एवं सुदुर्मतेस्तस्य व्यवसायं व्यवस्य च। समुद्भूता ममांगेभ्यः कन्यैका च महाप्रभा ॥ ७२ ॥ दिव्यप्रहरणा देवी युद्धाय समुपस्थिता। ईक्षिता दानवेंद्रेण मुरुणा पांडुनंदन ॥ ७३ ॥ युद्धं समीहितं तेन स्त्रिया तत्र प्रयाचितम्। तेनायुध्यत सा नित्यं तां दृष्ट्वा विस्मयं गतः ॥ ७४ ॥ केनेयं निर्मिता रौद्रा अत्युग्राऽशनिपातिनी। इत्युक्त्वा दानवेंद्रोऽसौ युयुधे कन्यया तया ॥७५॥ ततस्तया महादेव्या त्वरया दानवो बली। छित्त्वा सर्वाणि शस्त्राणि क्षणेन विरथः कृतः ॥ ७६ ॥ बाहुप्रहरणोपेतो धावमानो महाबलात्। तलेनाहत्य हृदये तया देव्या निपातितः ॥ ७७ ॥ पुनरुत्थाय सोऽधावत्कन्याहननकांक्षया। दानवं पुनरायांतं रोषेणाहत्य तच्छिरः॥७८॥ क्षणान्निपातयामास भूमौ तच्च समुज्ज्वलत्। दैत्यः कृत्तशिराः सोऽथ ययौ वैवस्वतालयम् ॥७९॥ शेषा भयार्दिता दीनाः पातालं विविशुर्द्विषः। ततः समुत्थितो देवः पुरो दृष्ट्वाऽसुरं हतम् ॥ ८० ॥ कन्यां पुरःस्थितां चापि कृतांजलिपुटां नताम्। विस्मयोत्फुल्लनयनः प्रोवाच जगतां पतिः ॥ ८१ ॥ केनायं निहतः संख्ये दानवो दुष्टमानसः। येन देवाः सगंधर्वाः सेंद्राश्च समरुद्गणाः ॥ ८२ ॥ सनागाः सहलोकेशा लीलयैव विनिर्जिताः। येनाहं निर्जितो भीतः श्रांतः सुप्तो गुहामिमाम् ॥ ८३ ॥ केन कारुण्यभावेन रक्षितोऽहं पलायितः ॥

ત્યાં હૈમવતી નામની ગુફા, જે ઘણી સુશોભિત હતી, બાર યોજન લાંબી હતી અને જેમાં પેસવા નીકળવાનું એક જ બારણું હતું તેમાં જઇ સુઇ ગયા;* કારણ કે મોટું યુદ્ધ કરવાથી તે થાકી ગયા હતા અને ખરું પૂછો તો વિષ્ણુ, દૈત્યથી ડરી ગયા હતા. પછી પૂઠે પડેલો તે દૈત્ય પણ તે જ ગુફામાં આવ્યો ને વિષ્ણુને સૂતેલા જોઇ, મનમાં વિચાર કરવા લાગ્યો કે, દૈત્યનો નાશ કરનાર આ વિષ્ણુને (હવે તો) હું મારીશ.[૬૮–૭૧] દુષ્ટ બુદ્ધિવાળા તે દૈત્યનો એવો દુષ્ટ વિચાર જાણી, વિષ્ણુના શરીરમાંથી એક સુંદર કન્યા ઉત્પન્ન થઇ,[૭૨] તેના હાથમાં દિવ્ય હથિયારો હતાં, ને તે યુદ્ધ કરવા તૈયાર હતી. હે પાંડુપુત્ર અર્જુન! એ કન્યા પેલા મુરદૈત્યના જોવામાં આવી; એટલે તે બન્નેને પરસ્પર યુદ્ધ ચાલ્યું. તેમાં નિરંતર યુદ્ધ કરતી એ કન્યાને જોઈ દૈત્યને આશ્ચર્ય થયું કે, અતિ ઉગ્ર વજ્રપાત કરનારી આ ભયંકર કન્યા કોણે ઉત્પન્ન કરી હશે? એવી રીતે આશ્ચર્યમાં પડેલો તે દૈત્ય, યુદ્ધ કરતો હતો તેટલામાં જ એ દેવીએ ક્ષણવારમાં જલદીથી તેનાં શસ્ત્રો અને રથ તોડી નાંખ્યાં અને તેને શસ્ત્રરહિત તથા રથરહિત કરી નાંખ્યો.[૭૩–૭૬] ત્યારે એ દૈત્ય મોટા જોરથી બાહુયુદ્ધ કરવા દોડ્યો. તે વખતે દેવીએ તેના હૃદયમાં થાપડ મારી તેને નીચે પાડ્યો.[૭૭] પણ તે જલદી ઉઠી તે કન્યાને મારવા માટે પાછો દોડ્યો. એવી રીતે ફરીથી સામા આવતા તે દૈત્યનું મસ્તક થોડીવારમાં તેણે કાપી નાંખ્યું; અને તે પ્રકાશ કરતું પૃથિવી ઉપર પડ્યું અને દૈત્ય મરણ પામ્યો.[૭૮–૭૯] એટલે શેષ બચેલા દૈત્યો, ભયના માર્યા પાતાળમાં પેસી ગયા. ત્યાર પછી જગત્પતિ ભગવાન્ ઉઠ્યા અને પાસે મરેલા દૈત્યને તથા હાથ જોડી માથું નમાવી ઉભેલી પેલી કન્યાને જોઇ આશ્ચર્યથી બોલ્યા કે,[૮૦–૮૧] દેવ, ગંધર્વ, ઇંદ્ર, વાયુ, નાગ, અને દિક્પાલોને જેણે લીલાથી જિતી લીધા હતા અને જેણે મને પણ જિતી લીધો હતો, જેથી હું આ ગુફામાં આવીને સુતો છું.[૮૨–૮૩] તે આ દુષ્ટ દૈત્યને યુદ્ધમાં કોણે માર્યો? અને હું કે જે યુદ્ધમાંથી ભાગી આવ્યો છું, તેની કૃપાથી કોણે રક્ષા કરી?

कन्योवाच—मया विनिहतो दैत्यस्त्वदंगोद्भूतया प्रभो ॥ ८४ ॥ दृष्ट्वा सुप्तं हरे त्वां तु दैत्यो हंतुं समुद्यतः। त्रैलोक्यकंटकस्येत्थं व्यवसायं प्रबुद्धय च ॥ ८५ ॥ हतो मया दुरात्माऽसौ देवता निर्भयाः कृताः। तवैवाहं महाशक्तिः सर्वशत्रुभयंकरी ॥ ८६ ॥ त्रैलोक्यरक्षणार्थाय हतो लोकभयंकरः। निहतं दानवं दृष्ट्वा किमाश्चर्यं वद प्रभो ॥ ८७ ॥ श्रीभगवानुवाच—निहते दानवेंद्रेऽस्मिन्संतुष्टोऽहं त्वयाऽनघे। हृष्टा पुष्टाश्च वै देवा आनंदः समजायत॥८८॥ आनंदस्त्रिषु लोकेषु देवानां यस्त्वया कृतः। प्रसन्नोऽस्म्यनघे तुभ्यं वरं वरय सुव्रते ॥ ८९ ॥ ददामि तत्र संदेहो यत्सुरैरपि दुर्लभम् ॥ कन्योवाच—यदि तुष्टोऽसि मे देव यदि देयो वरो मम॥९०॥ तारयेऽहं महापापादुपवासपरं नरम्। उपवासस्य यत्पुण्यं तस्यार्द्धं नक्तभोजने ॥ ९१ ॥ तदर्द्धं च

* જો કે મૂળ પુસ્તકમાં હું સુઇ ગયો એમ છે, તો પણ ઉપલાં લખાણની સાથે સંગતિ મળે અને લોકોને ભ્રમ ન થાય, તેટલા માટે વિષ્ણુ સુઇ ગયા એમ લખેલું છે.

भवेत्तस्य एकभुक्तं करोति यः । यः करोति व्रतं भक्त्या दिने मम जितेंद्रियः ॥ ९२ ॥ स गत्वा वैष्णवं स्थानं कल्पकोटिशतानि च । भुञ्जानो विविधान् भोगानुपवासी जितेंद्रियः ॥ ९३ ॥ भगवंस्त्वत्प्रसादेन भवस्वेष वरो मम। उपवासं च नक्तं च एकभुक्तं करोति यः ॥ ९४ ॥ तस्य धर्मं च वित्तं च मोक्षं देहि जनार्दन ॥

કન્યા કહે છે–હે પ્રભો ! હે હરે ! આ દૈત્ય આપને સુતેલા જોઈ મારવા તૈયાર થયો હતો, તેમ જ ત્રણે લોકોને દુઃખ આપતો હતો તેથી હું, જે આપના અંશથી ઉત્પન્ન થઈ છું તેણે, એ દુષ્ટને માર્યો અને દેવોનું દુઃખ દૂર કર્યું છે. હે મહારાજ ! હું આપની જ શક્તિ છું અને સર્વ શત્રુઓને ભય આપનારી છું[૮૪–૮૬] ને મેં જ ત્રણે લોકોના રક્ષણ માટે, લોકોને ભય આપનાર આ દુષ્ટ દૈત્યને મારેલો છે. ત્યારે, હે મહારાજ ! આ દૈત્યને મરેલો જોઈ આશ્ચર્ય કેમ પામો છો તે કહો. [૮૭] શ્રીભગવાન્ કહે છે–હે ભદ્રે ! તેં આ દૈત્યને માર્યો તેથી હું બહુ પ્રસન્ન થયો છું, દેવો ઘણા પ્રસન્ન થયા છે અને ત્રણે લોકોમાં આનંદ વ્યાપી રહ્યો છે. માટે હે ભદ્રે ! હું પ્રસન્ન થયો છું તેથી તું વરદાન માગ.[૮૮–૮૯] હું દેવોને પણ દુર્લભ એવું વરદાન આપીશ, એમાં સંદેહ નથી. કન્યા કહે છે–હે દેવ ! જો આપ મારી ઉપર પ્રસન્ન થયા હો અને વર આપવા ઇચ્છા હોય તો કૃપાથી 'હું ઉપવાસ કરનારનો મહાપાપથી પણ ઉદ્ધાર કરી શકું. ઉપવાસનું જે પુણ્ય થાય છે, તેથી પણ અર્ધું પુણ્ય નક્ત ભોજન કરનારને થાય અને તેથી પણ અર્ધું પુણ્ય એક વખત ભોજન કરનારને થાય. તેમ જ જે મનુષ્ય મારે દિવસે પરમ ભક્તિથી ઉપવાસ કરે અને જિતેંદ્રિય રહે, તે વૈકુંઠમાં જઈ કરોડો વર્ષો સુધી નાના પ્રકારના ભોગ ભોગવે. હે ભગવન્ ! જે પુરુષ મારે દિવસે ઉપવાસ, નક્તભોજન અથવા એક વખત ભોજન કરે, તેને ધર્મ, ધન અને મોક્ષ મળે.' આટલાં વરદાન મને આપો.[૯૦–૯૪]

श्रीभगवानुवाच–यत्त्वं वदसि कल्याणि तत्सर्वं च भविष्यति ॥ ९५ ॥ मम भक्ताश्च ये लोकास्तव भक्ताश्च ये नराः । त्रिषु लोकेषु विख्याताः प्राप्स्यंति मम सन्निधिम् ॥९६॥ एकादश्यां समुत्पन्ना मम शक्तिः परा यतः । अत एकादशीत्येवं तव नाम भविष्यति ॥ ९७ ॥ दग्ध्वा पापानि सर्वाणि दास्यामि पदमव्ययम् । तृतीया चाष्टमी चैव नवमी च चतुर्दशी ॥ ९८ ॥ एकादशी विशेषेण तिथयो मे महाप्रियाः । सर्वतीर्थाधिकं पुण्यं सर्वदानाधिकं फलम् ॥ ९९ ॥ सर्वव्रताधिकं चैव सत्यं सत्यं वदामि ते । एवं दत्त्वा वरं तस्यास्तत्रैवांतरधीयत ॥ १०० ॥ हृष्टा तुष्टा तु सा जाता तदा एकादशी तिथिः ।

ભગવાન્ કહે છે–હે કલ્યાણિ ! તું જે કહે છે તે સર્વ સિદ્ધ થશે.[૯૫] જે મારા ભક્તો અને તારા ભક્તો છે, તે ત્રણે લોકોમાં પ્રસિદ્ધ થઈ અંતે મારી પાસે આવશે.[૯૬] તું મારી શક્તિ છે ને એકાદશીને દિવસે ઉત્પન્ન થયેલી છે, માટે તારું નામ એકાદશી થશે.[૯૭] જે પુરુષો એ વ્રત કરશે તેમનાં સઘળાં પાપો દૂર કરી હું ઉત્તમ પદને પહોંચાડીશ. તૃતીયા, અષ્ટમી, નવમી, ચતુર્દશી અને એકાદશી એ તિથિઓ મને બહુ પ્રિય છે. માટે તે તિથિઓમાં કરેલાં સર્વ તીર્થોથી અધિક ફળ થાય છે, સર્વ વ્રતોથી અધિક ફળ થાય છે, આ સાચેસાચી વાત કહું છું.[૯૮] એ પ્રકારે વરદાન આપી ભગવાન્ ત્યાં જ અદૃશ્ય થઈ ગયા.[૯૯–૧૦૦] અને પ્રસન્ન થયેલી તે કન્યા તે દિવસથી એકાદશી તિથિ થઈ.

इमामेकादशीं पार्थ करिष्यंति नरास्तु ये ॥ १ ॥ तेषां शत्रुं हनिष्यामि दास्यामि परमां गतिम् । अन्येऽपि ये करिष्यंति एकादश्या महाव्रतम् ॥ २ ॥ हरामि तेषां विघ्नांश्च सर्वसिद्धिं ददामि च । एवमुक्ता समुत्पत्तिरेकादश्याः पृथासुत ॥ ३ ॥ इयमेकादशी नित्या सर्वपापक्षयंकरी। एकैव च महापुण्या सर्वपापनिषूदनी ॥ ४ ॥ उदिता सर्वलोकेषु सर्वसिद्धिकरी तिथिः। शुक्ला वाप्यथवा कृष्णा इति भेदं न कारयेत् ॥ ५॥ कर्तव्ये तु उभे पार्थ न तुल्या द्वादशीतिथिः । अंतरं नैव कर्तव्यं समस्तैर्व्रतकारिभिः ॥ ६ ॥ तिथिरेका भवेत्सर्वा पक्षयोरुभयोरपि । ते यांति परमं स्थानं यत्रास्ते गरुडध्वजः ॥७॥ धन्यास्ते मानवा लोके विष्णुभक्तिपरायणाः। एकादश्यास्तु माहात्म्यं सर्वकालं तु यः पठेत् ॥८॥ अश्वमेधस्य यत्पुण्यं तदाप्नोति न संशयः । यः शृणोति दिवारात्रौ नरो विष्णुपरायणः ॥ ९ ॥ तद्भक्तमुखनिष्पन्नां कथां विष्णोः सुमंगलाम् । कुलकोटिसमायुक्तो विष्णुलोके महीयते ॥ ११० ॥ एकादश्याश्च माहात्म्यं पादमेकं शृणोति यः । ब्रह्महत्यादिकं पापं नश्यते नात्र संशयः ॥ ११ ॥ विष्णुधर्मैः समो नास्ति गीतार्थेन धनंजय । एकादशीसमं नास्ति व्रतं नाम सनातनम् ॥ ११२ ॥ इति श्रीकृष्णार्जुनसंवादे मार्गशीर्षकृष्णैकादशीमाहात्म्यं संपूर्णम् ॥

હે અર્જુન ! જે પુરુષો આ એકાદશીને દિવસે ઉપવાસ કરશે, તેઓના શત્રુને હું હણીશ, તેમ જ તેઓને પરમ ગતિ આપીશ. બીજા પણ જે પુરુષો એકાદશીનું મહાવ્રત કરશે, તેઓનાં વિઘ્નો દૂર કરીશ અને સિદ્ધિ આપીશ. હે અર્જુન ! એ પ્રકારે એકાદશી ઉત્પન્ન થયેલી છે.[૧–૩] આ એકાદશી નિત્ય અને સર્વ પાપોનો ક્ષય કરનારી છે. આ એક જ એકાદશી સઘળા લોકોમાં મહાપુણ્યકારક, સર્વ પાપોનો નાશ કરનારી અને સઘળી સિદ્ધિ આપનારી છે. હે અર્જુન! શુક્લપક્ષની અને કૃષ્ણપક્ષની એકાદશીઓમાં ભેદ સમજવો નહીં.[૪–૫] કારણ કે આ બન્ને એકાદશીઓ તુલ્ય છે, માટે બન્નેનાં વ્રતો કરવાં. જે પુરુષો બન્ને પક્ષોની

એકાદશીઓમાં ભેદ સમજતા નથી, પણ તુલ્ય સમજે છે, તે વૈકુંઠમાં જાય છે.[૧-૭] જે પુરુષો વિષ્ણુના ભક્તો છે તેઓ જગતમાં ધન્ય છે, જે પુરુષો એકાદશી માહાત્મ્યનો નિરંતર પાઠ કરે છે, તેમને અશ્વમેધયજ્ઞનું ફળ થાય છે, એમાં સંશય નથી. જે પુરુષ વિષ્ણુમાં પરાયણ થઈ વિષ્ણુભક્તની પાસેથી વિષ્ણુની મંગલ કથા સાંભળે, તે પોતાનાં કરોડો કુલની સાથે વૈકુંઠમાં પૂજાય છે.[૮-૧૦] જે પુરુષ આ એકાદશીમાહાત્મ્યનું એક પદ પણ સાંભળે છે, તેનાં બ્રહ્મહત્યાદિક પાપો નષ્ટ થાય છે, એમાં સંશય નથી.[૧૧] હે અર્જુન ! વિષ્ણુધર્મના જેવો બીજો કોઇ ધર્મ નથી અને એકાદશી જેવું બીજું કોઈ સનાતન વ્રત નથી.[૧૨] એવી રીતે કાર્તિક વદિ એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

### ૬૪ માર્ગશીર્ષ શુદિ મોક્ષદા એકાદશીની કથા

अथ मार्गशीर्षशुक्लैकादशीकथा । युधिष्ठिर उवाच–वंदे विष्णुं प्रभुं साक्षाल्लोकत्रयसुखप्रदम् । विश्वेशं विश्वकर्तारं पुराणं पुरुषोत्तमम् ॥ १ ॥ पृच्छामि देवदेवेश संशयोऽस्ति महान्मम । लोकानां तु हितार्थाय पापानां च क्षयाय च ॥ २ ॥ मार्गशीर्षे सिते पक्षे किं नामैकादशी भवेत् । कीदृशश्च विधिस्तस्याः को देवस्तत्र पूज्यते ॥ ३ ॥ एतदाचक्ष्व मे स्वामिन्विस्तरेण यथातथम् । श्रीकृष्ण उवाच–सम्यक् पृष्टं त्वया राजन् साधु ते विमला मतिः ॥ ४ ॥ कथयिष्यामि राजेंद्र हरिवासरमुत्तमम् । उत्पन्ना सा सिते पक्षे द्वादशी मम वल्लभा ॥ ५ ॥ मार्गशीर्षे समुत्पन्ना मम देहान्नराधिप । मुरस्य च वधार्थाय प्रख्याता मम वल्लभा ॥ ६ ॥ कथिता सा मया चैव त्वदग्रे राजसत्तम ॥ पूर्वमेकादशी राजन् त्रैलोक्ये सचराचरे ॥ ७ ॥ मार्गशीर्षे सिते पक्षे चोत्पत्तिरिति नामतः । अतःपरं प्रवक्ष्यामि मार्गशीर्षसितां तथा ॥ ८ ॥ मोक्षानाम्नाऽतिविख्यातां सर्वपापहरां पराम् । देवं दामोदरं तस्यां पूजयेच्च प्रयत्नतः ॥ ९ ॥ गंधपुष्पादिभिश्चैव गीतनृत्यैः सुमंगलैः । शृणु राजेंद्र वक्ष्यामि कथां पौराणिकीं शुभाम् ॥ १० ॥ यस्याः श्रवणमात्रेण वाजपेयफलं लभेत् । अधोगतिं गता ये वै पितृमातृसुतादयः ॥११॥ अस्याः पुण्यप्रभावेण स्वर्गं यांति न संशयः । एतस्मात्कारणाद्राजन्महिमानं शृणुष्व तम् ॥ १२ ॥

યુધિષ્ઠિર કહે છે-હે દેવોના દેવ ! હે ઈશ ! હે શ્રીકૃષ્ણ ! આપ કે જે વિષ્ણુ છો, સમર્થ છો, ત્રણે લોકોને સુખ આપનાર છો, જગતના ઈશ છો, જગતના કર્તા છો અને પુરાણ પુરુષોત્તમ છો તેને હું વંદન કરુ છું.[૧] હે મહારાજ ! મને મોટો સંશય છે, માટે લોકોના હિતને વાસ્તે તથા પાપના ક્ષય વાસ્તે આપને પૂછું છું કે માર્ગશીર્ષ શુદિ એકાદશીનું શું નામ છે ? તેનો પ્રકાર કેવો છે ? ને તેમાં કયા દેવની પૂજા કરવી.[૨-૩] એ સઘળું વિસ્તારથી યથાયોગ્ય કહો. શ્રીકૃષ્ણ કહે છે-હે રાજેન્દ્ર ! તમને સારી બુદ્ધિ સુઝી, તેથી તમે આ ઉત્તમ પ્રશ્ન કરો છો અને એટલાજ માટે હું એકાદશીનું ઉત્તમ વ્રત કહું છું. જે એકાદશી કાર્તિક વદિમાં મારા શરીરમાંથી મુર દૈત્યના વધ માટે ઉત્પન્ન થયેલી છે, મને પ્રિય છે અને 'ઉત્પત્તિ' એ નામથી ત્રણે લોકોમાં પ્રસિદ્ધ છે, તે એકાદશીની કથા તો મેં તમારી પાસે કહી સંભળાવી. હવે માર્ગશીર્ષ શુદિ એકાદશીની કથા કહું છું. એ એકાદશી 'મોક્ષદા' એ નામથી પ્રસિદ્ધ છે, સર્વ પાપોને હરનારી છે અને ઉત્તમ છે. એ દિવસે ચંદન અને પુષ્પ વગેરેથી વિષ્ણુની પૂજા કરવી, નૃત્ય કરાવવું ને મંગલગીત ગવરાવવાં. હે રાજેન્દ્ર ! પુરાણમાં કહેલી એક કથા કહું છું તે સાંભળો;[૪-૧૦] જેના સાંભળવા માત્રથી જ વાજપેય યજ્ઞનું ફળ થાય છે. માતા, પિતા અથવા પુત્ર વગેરે કોઈ નરકમાં પડેલું હોય તો, તે આ એકાદશીના પ્રભાવથી સ્વર્ગમાં જાય છે, એમાં સંશય નથી. હે રાજન્ ! એટલા જ માટે તેનો મહિમા સાંભળો.[૧૧-૧૨]

पुरा वै नगरे रम्ये गोकुले न्यवसन्नृपः । वैखानसेति राजर्षिः पुत्रवत्पालयन्प्रजाः ॥ १३ ॥ द्विजाश्च न्यवसंस्तत्र चतुर्वेदपरायणाः । एवं स राज्यं कुर्वाणो रात्रौ तु स्वप्नमध्यतः ॥ १४ ॥ ददर्श जनकं स्वं तु अधोयोनिगतं नृपः । एवं दृष्ट्वा तु तं तत्र विस्मयोत्फुल्ललोचनः ॥ १५ ॥ कथयामास वृत्तांतं द्विजाग्रे स्वप्नसंभवम् ॥ राजोवाच । मया तु स्वपिता दृष्टो नरके पतितो द्विजाः ॥ १६ ॥ तारयस्वेति मां तात अधोयोनिगतं सुत । इति ब्रुवाणः स तदा मया दृष्टः पिता स्वयम् ॥ १७ ॥ तदाप्रभृति भो विप्रा नाहं शर्म लभाम्यहो । एतद्राज्यं मम महदसह्यमसुखं तथा ॥ १८ ॥ अश्वा गजा रथाश्चैव न मां रोचंति सर्वथा । न कोशोऽपि सुखायालं न किंचित्सुखदं मम ॥ १९ ॥ न दारा न सुता मह्यं रोचंते द्विजसत्तमाः । किं करोमि क्व गच्छामि शरीरं मे तु दह्यते ॥ २० ॥ दानं व्रतं तपो योगो येनैव मम पूर्वजाः । मोक्षमायांति विप्रेंद्रास्तदेव कथयंतु मे ॥ २१ ॥ किं तेन जीवता लोके सुपुत्रेण बलीयसा । पिता तु यस्य नरके तस्य जन्म निरर्थकम् ॥ २२ ॥

પૂર્વે ગોકુલ નામના શહેરમાં વૈખાનસ નામનો એક રાજા રહેતો હતો. એ રાજા પુત્રની પેઠે પ્રજાનું પાલન કરતો હતો.[૧૩] એ શહેરમાં બ્રાહ્મણો પણ રહેતા હતા, જેઓ ચારે વેદોમાં પરાયણ હતા. એવી રીતે રાજ્ય કરતા પેલા રાજાને એક દિવસે સ્વપ્નું આવ્યું, તેમાં તેણે પોતાના પિતાને નરકમાં પડેલો જોયો. આથી તે રાજાને ઘણું આશ્ચર્ય થયું. તેથી તે બ્રાહ્મણોની પાસે સ્વપ્નની હકીકત કહેવા લાગ્યો. રાજા કહે છે-હે બ્રાહ્મણો ! મેં સ્વપ્નમાં મારા સાક્ષાત્ પિતા જોયા કે તે નરકમાં પડેલા છે.[૧૪-૧૬] અને 'હે પુત્ર ! મારો ઉદ્ધાર કર' એમ કહેતા સાંભળ્યા.[૧૭] હે બ્રાહ્મણો ! જ્યારથી મને એવું સ્વપ્નું

આવ્યું છે, ત્યારથી અંતઃકરણમાં ખેદ થાય છે, પણ સુખ થતું નથી. આ મોટું રાજ્ય પણ મને દુઃખદાયક થઇ પડયું છે.[૧૮] હાથી, ઘોડા, રથ વગેરે કાંઇ પણ મને રુચતું નથી, ભંડાર જોઇને પણ સુખ થતું નથી, તેમ જ બીજી કોઇ પણ વસ્તુથી સુખ થતું નથી.[૧૯] હે બ્રાહ્મણો! સ્ત્રી કે પુત્ર કાંઇ પણ મને રુચતું નથી ને મારા શરીરમાં બળું બળું થયા કરે છે. હું શું કરું? કયાં જાઉં?[૨૦] માટે હે મહારાજો, દાન, વ્રત, તપ અથવા યોગ જેવા કોઇ પણ ઉપાયથી મારા પૂર્વજો મુક્ત થાય, એવો કોઇ ઉપાય હોય, તે મને તો બતાવો.[૨૧] જેનો પિતા નરકમાં પડેલો હોય તેવા જીવતા બળવાન્ સત્પુત્રથી પણ શું? કારણ કે તેવા પુત્રનો જન્મ ફોકટ છે.[૨૨]

ब्राह्मणा ऊचुः। पर्वतस्य मुनेरत्र आश्रमो निकटे नृप। गम्यतां राजशार्दूल भूतं भव्यं विजानतः ॥ २३ ॥ तेषां श्रुत्वा ततो वाक्यं विषण्णो राजसत्तमः। जगाम तत्र यत्रासौ आश्रमे पर्वतो मुनिः ॥ २४ ॥ ब्राह्मणैर्वेष्टितः शांतः प्रजाभिश्च समंततः। आश्रमो विपुलस्तस्य मुनिभिः सन्निषेवितः ॥ २५ ॥ ऋग्वेदिभिर्याजुषैश्च सामाथर्वणकोविदैः। वेष्टितो मुनिभिस्तत्र द्वितीय इव पद्मजः ॥ २६ ॥ दृष्ट्वा तं मुनिशार्दूलं राजा वैखानसस्तदा। जगाम चावनिं मूर्ध्ना दंडवत्प्रणनाम च ॥ २७ ॥ पप्रच्छ कुशलं तस्य सप्तस्वंगेष्वसौ मुनिः। राज्ये निष्कंटकत्वं च राजसौख्यसमन्वितम् ॥ २८ ॥

બ્રાહ્મણો કહે છે–હે રાજન્! પર્વત મુનિનો આશ્રમ આંહી પાસે જ છે. એ મુનિ ભૂત, ભવિષ્ય અને વર્તમાન સર્વ વાત જાણે છે તેની પાસે તમે જાઓ.[૨૩] એવાં તે બ્રાહ્મણોનાં વચનો સાંભળી, ખિન્ન થયેલો રાજા શાંત થયો ને બ્રાહ્મણોની તથા પ્રજાની સાથે જ્યાં પર્વત મુનિ રહેતા હતા ત્યાં ગયો. એ આશ્રમ ઘણો વિશાલ હતો, તેમાં મુનિઓ રહેતા હતા.[૨૪–૨૫] વચમાં પર્વત મુનિ બેઠા હતા અને તેની આસપાસ ઋગ્વેદી, યજુર્વેદી, સામવેદી અને અથર્વવેદી મુનિઓ બેઠા હતા. તેથી એ પર્વત મુનિ જાણે બીજા બ્રહ્મા હોયની, તેવા દેખાતા હતા.[૨૬] એ મુનિરાજને જોઇ વૈખાનસ રાજાએ તેમની પાસે જઇ દંડવત્પ્રણામ કર્યા.[૨૭] ત્યારે મુનિરાજે તેને રાજ્યનાં સાત અંગોના કુશલ સમાચાર પૂછ્યા. રાજ્યમાં શત્રુના અભાવના સમાચાર પૂછ્યા અને રાજસુખના સમાચાર પણ પૂછ્યા.[૨૮]

राजोवाच। तव प्रसादात्कुशलमंगेषु मम सप्तसु। विभवेष्वनुकूलेषु कश्चिद्विघ्न उपस्थितः ॥ २९ ॥ एतं मे संशयं ब्रह्मन् प्रष्टुं त्वामहमागतः। एवं श्रुत्वा नृपवचः पर्वतो मुनिसत्तमः ॥ ३० ॥ ध्यानस्तिमितनेत्रोऽसौ भूतं भव्यं व्यचिंतयत्। मुहूर्तमेकं ध्यात्वा च प्रत्युवाच नृपोत्तमम् ॥ ३१ ॥ मुनिरुवाच। जानेऽहं तव राजेंद्र पितुः पापं विकर्मणः। पूर्वजन्मनि ते पित्रा स्वपत्नीद्वयमध्यतः ॥ ३२ ॥ कामासक्तेन चैकस्यास्तुभंगः कृतः स्त्रियः। त्राहि देहीति जल्पंत्या अन्यस्याश्च नराधिप ॥ ३३ ॥ कर्मणा तेन सततं नरके पतितो ह्ययम्।

રાજા કહે છે–હે મુનિરાજ! આપની કૃપાથી રાજ્યનાં સાતે અંગોમાં કુશળ છે ને વૈભવ વગેરે બીજું પણ સઘળું અનુકૂળ છે, પણ હે મહારાજ! એક વિઘ્ન આવી પડયું છે જે સંશયથી હું આપને પૂછવા આવ્યો છું. એવાં રાજાનાં વચનો સાંભળી, પર્વત મુનિએ ધ્યાન કરી, થઇ ગયેલાનો અને થવાનો વિચાર કર્યો. મુહૂર્તવાર ધ્યાન કરી નીચે પ્રમાણે કહેવા લાગ્યા.[૨૯–૩૧] મુનિરાજ કહે છે–હે રાજન્! તારો પિતા કે જેનાં ઘણાં અધમ કર્મો છે, તેનું પાપ હું જાણું છું. પૂર્વ જન્મમાં તારા પિતાને બે સ્ત્રીઓ હતી. તેમાંથી એક સ્ત્રીમાં ઘણો પ્યાર હતો તેથી, 'મારું રક્ષણ કરો, મને ઋતુદાન આપો' એવી રીતે બીજી સ્ત્રી પોકારતી હતી છતાં પણ તેને ઋતુદાન આપ્યું નહીં.[૩૨–૩૩] તેના પાપથી તારો પિતા નરકમાં પડેલો છે.

राजोवाच–केन व्रतेन दानेन मोक्षस्तस्य भवेन्मुने ॥ ३४ ॥ निरयात्पापसंयुक्तात्तन्ममाचक्ष्व पृच्छतः। मुनिरुवाच–मार्गशीर्षे सिते पक्षे मोक्षा नाम्नी हरेस्तिथिः ॥ ३५ ॥ सर्वैस्तु तद्व्रतं कृत्वा पित्रे पुण्यं प्रदीयताम्। तस्याः पुण्यप्रभावेण मोक्षस्तस्य भविष्यति ॥ ३६ ॥ मुनेर्वाक्यं ततः श्रुत्वा नृपः स्वगृहमागतः। आग्रहायणिकी शुक्ला प्राप्ता भरतसत्तम ॥ ३७ ॥ अंतःपुरचरैः सर्वैः पुत्रैर्दारैस्तदा नृपः। व्रतं कृत्वा विधानेन पित्रे पुण्यं ददौ नृपः ॥ ३८ ॥ तस्मिन्दत्ते तदा पुण्ये पुष्पवृष्टिरभूद्दिवः। वैखानसपिता तेन गतः स्वर्गं स्तुतो गणैः ॥ ३९ ॥ राजानमंतरिक्षाच्च शुद्धां गिरमभाषत। स्वस्त्यस्तु ते पुत्र सदेत्यथ स त्रिदिवं गतः ॥ ४० ॥ एवं यः कुरुते राजन्मोक्षामेकादशीमिमाम्। तस्य पापं क्षयं याति मृतो मोक्षमवाप्नुयात् ॥ ४१ ॥ नातः परतरा काचिन्मोक्षदा विमला शुभा। पुण्यसंख्यां तु तेषां वै न जानेऽहं तु यैः कृता ॥ ४२ ॥ पठनाच्छ्रवणाच्चास्या वाजपेयफलं लभेत्। चिंतामणिसमा ह्येषा स्वर्गमोक्षप्रदायिनी ॥ ४३ ॥ इति श्रीब्रह्मांडपुराणे मार्गशीर्षशुक्लैकादश्या मोक्षानाम्न्या माहात्म्यं संपूर्णम् ॥

રાજા કહે છે–હે મુને! કયું વ્રત વા દાન કરવાથી મારા પિતા તે પાપથી મળેલા નરકમાંથી મુક્ત થાય, તે મને કહો. મુનિ કહે છે–હે રાજન્! માર્ગશીર્ષ શુદિ એકાદશી, જે મોક્ષદા નામની છે ને સઘળા જેની સ્તુતિ કરે છે, ઉપવાસ કરીને તેનું પુણ્ય તારા પિતાને આપ. તેના પુણ્યના પ્રભાવથી તે મુક્ત થશે.[૩૪–૩૬] એવાં મુનિનાં વચન સાંભળીને તે રાજા ઘેર આવ્યો અને હે ભરતવંશી રાજા!

પછી જ્યારે માર્ગશીર્ષ શુદિ એકાદશી આવી ત્યારે રાણીઓની અને પુત્રોની સાથે રાજાએ વિધિથી ઉપવાસ કર્યો ને તેનું પુણ્ય પોતાના પિતાને આપ્યું.૩૭–૩૮ તે જ વખતે સ્વર્ગમાંથી પુષ્પોની વૃષ્ટિ થઈ, ને રાજાનો પિતા સ્તુતિ કરતા દેવોની સાથે સ્વર્ગમાં ગયો;૩૯ અને આકાશમાંથી 'હે પુત્ર ! તારું સદા કલ્યાણ થાઓ !' એમ સ્પષ્ટ વાણીથી રાજાને કહેવા લાગ્યો.૪૦ હે યુધિષ્ઠિર! એ પ્રમાણે જે માણસ મોક્ષદા એકાદશીનું વ્રત કરે છે તે સર્વ પાપોથી મુક્ત થઈ અંતે મોક્ષ પામે છે.૪૧ મોક્ષ આપનારી આથી શ્રેષ્ઠ બીજી કોઇ પણ એકાદશી નથી. જે માણસો આ એકાદશીને દિવસે ઉપવાસ કરે છે તેઓને કેટલું પુણ્ય થાય છે તે હું પણ જાણતો નથી.૪૨ આ કથાનો પાઠ કરવાથી વા શ્રવણ કરવાથી વાજપેય યજ્ઞનું ફળ થાય છે. આ એકાદશી સ્વર્ગ વા મોક્ષ જેની ઇચ્છા કરે તે આપે છે, માટે જ ચિંતામણિ જેવી છે.૪૩ એવી રીતે બ્રહ્માંડપુરાણમાં મોક્ષદા નામની માર્ગશીર્ષ શુદિ એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.



## ૧૫ માર્ગશીર્ષ વદિ સફલા એકાદશીની કથા

अथ पौषकृष्णैकादशीकथा । युधिष्ठिर उवाच–पौषस्य कृष्णपक्षे तु द्वादशी या भवेत्प्रभो । किं नाम को विधिस्तस्याः को देवस्तत्र पूज्यते ॥ १ ॥ एतदाचक्ष्व मे स्वामिन्विस्तरेण जनार्दन ॥ श्रीकृष्ण उवाच–कथयिष्यामि राजेंद्र भवतः स्नेहकारणात् ॥ २ ॥ तथा तुष्टिर्न मे राजन् क्रतुभिश्चाप्तदक्षिणैः । यथा तुष्टिर्भवेन्मह्यमेकादश्या व्रतेन वै ॥ ३ ॥ तस्मात्सर्वप्रयत्नेन कर्तव्यो हरिवासरः । पौषस्य कृष्णपक्षे तु द्वादशी या भवेन्नृप ॥ ४ ॥ तस्याश्चैव च माहात्म्यं शृणुष्वैकाग्रमानसः । गदितायाश्च वै राजन्नेकादश्यो भवंति हि ॥ ५ ॥ तासामपि हि सर्वासां विकल्पं नैव कारयेत् । अतःपरं प्रवक्ष्यामि पौषे कृष्णा हि द्वादशी ॥ ६ ॥ तस्या विधिं नृपश्रेष्ठ लोकानां हितकाम्यया । पौषस्य कृष्णपक्षे या सफला नाम नामतः ॥ ७ ॥ नारायणोऽधिदेवोऽस्याः पूजयेत्तं प्रयत्नतः । पूर्वेण विधिना राजन्कर्तव्यैकादशी जनैः ॥ ८ ॥ नागानां च यथा शेषः पक्षिणां गरुडो यथा । यथाऽश्वमेधो यज्ञानां नदीनां जाह्नवी यथा ॥ ९ ॥ देवानां च यथा विष्णुर्द्विपदां ब्राह्मणो यथा । व्रतानां च तथा राजन्प्रवरैकादशी तिथिः ॥ १० ॥ ते जना भरतश्रेष्ठ मम पूज्याश्च सर्वशः । हरिवासरसंसक्ता वर्तंते ये भृशं नृप ॥ ११ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે પ્રભો ! હે જનાર્દન ! માર્ગશીર્ષ વદિ એકાદશીનું શું નામ છે ? તેનો કેવો પ્રકાર છે ? અને તેમાં કયા દેવનું પૂજન કરવું ? એ મને વિસ્તારથી કહો. શ્રીકૃષ્ણ કહે છે–હે રાજેન્દ્ર યુધિષ્ઠિર ! તમારા સ્નેહથી હું તમોને કહું છું.૧–૨ હું જેવો એકાદશીનાં વ્રતથી પ્રસન્ન થાઉં છું તેવો ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી પણ પ્રસન્ન થતો નથી.૩ એટલા માટે શ્રમ લઇને પણ એકાદશીનું વ્રત કરવું. હે રાજન્ ! માર્ગશીર્ષના કૃષ્ણપક્ષની જે એકાદશી છે તેનું માહાત્મ્ય કહું છું તે એકાગ્ર ચિત્તથી સાંભળો. મેં કહેલી તે સઘળી એકાદશીઓમાં વિકલ્પ ( અભાવ ) કરવો નહીં. લોકના હિતમાટે માર્ગશીર્ષ વદિ એકાદશી ને તેનો પ્રકાર કહું છું. માર્ગશીર્ષ કૃષ્ણપક્ષમાં જે એકાદશી છે, તેનું નામ સફલા છે,૪–૭ ને તેના અધિદેવ નારાયણ છે, માટે વિધિથી તેની પૂજા કરવી. આ એકાદશી પણ પ્રથમ કહેલા વિધિથી મનુષ્યોએ કરવી.૮ સર્પોમાં જેમ શેષનાગ ઉત્તમ છે, પક્ષીઓમાં જેમ ગરુડ ઉત્તમ છે, યજ્ઞોમાં જેમ અશ્વમેધ ઉત્તમ છે, નદીઓમાં જેમ ગંગા ઉત્તમ છે,૯ દેવોમાં જેમ વિષ્ણુ ઉત્તમ છે, અને મનુષ્યોમાં જેમ બ્રાહ્મણ ઉત્તમ છે, તેમ જ હે રાજન્ ! સઘળાં વ્રતોમાં આ એકાદશીવ્રત ઉત્તમ છે.૧૦ હે યુધિષ્ઠિર ! જે મનુષ્યો એકાદશીનું વ્રત કરે છે, તે સઘળાં મને અત્યંત પ્રિય છે.૧૧

सफला नाम या प्रोक्ता तस्याः पूजाविधिं शृणु । फलैर्मां पूजयेत्तत्र कालदेशोद्भवैः शुभैः ॥ १२ ॥ नारिकेरफलैः शुद्धैस्तथा वै बीजपूरकैः । जंबीरैर्दाडिमैश्चैव तथा पूगफलैरपि ॥ १३ ॥ लवंगैर्विविधैश्चान्यैस्तथा चाम्रफलादिभिः । पूजयेद्देवदेवेशं धूपैर्दीपैर्यथाक्रमम् ॥ १४ ॥ सफलायां दीपदानं विशेषेण प्रकीर्तितम् । रात्रौ जागरणं तत्र कर्तव्यं च प्रयत्नतः ॥१५॥ यावदुन्मिषते नेत्रं तावज्जागर्ति यो निशि । एकाग्रमानसो भूत्वा तस्य पुण्यफलं शृणु ॥ १६ ॥ तत्समो नास्ति वै यज्ञस्तीर्थं तत्सदृशं नहि । तत्समं न व्रतं किंचिदिह लोके नराधिप ॥१७॥ पंच वर्षसहस्राणि तपस्तप्त्वा च यत्फलम् । तत्फलं समवाप्नोति सफलाजागरेण वै ॥ १८ ॥

હવે સફલા એકાદશીનો પૂજાપ્રકાર કેવો છે તે કહું છું, તે સાંભળો. નાળિયેર, બીજોરાં, લીંબુ, દાડિમ, સોપારી, લવિંગ અને આંબા વગેરે જે કંઇ તે સમયે તથા તે દેશમાં થયેલાં હોય, તે નાના પ્રકારનાં ફળવડે નારાયણની પૂજા કરવી. તેમ જ ધૂપ–દીપવડે ક્રમથી પૂજા કરવી.૧૨–૧૪ આ સફલા એકાદશીને દિવસે દીપદાન અવશ્ય કરવું એમ કહેલું છે. શ્રમ લઇને પણ રાત્રિમાં જાગરણ કરવું. ૧૫ હે રાજન્ ! જે માણસ રાત્રિમાં નેત્ર વીંચીને ઉઘાડે તેટલી વખત પણ એક ચિત્તથી જાગરણ કરે છે, તેનાં પુણ્ય જેટલું આ લોકમાં યજ્ઞથી પુણ્ય થતું નથી. તેમ જ તીર્થથી અથવા કોઇ વ્રતથી પણ તેટલું પુણ્ય થતું નથી.૧૬–૧૭ પાંચ હજાર વર્ષો સુધી તપશ્ચર્યા કરવાથી જેટલું ફળ થાય છે, તેટલું જ ફળ સફલા એકાદશીને દિવસે જાગરણ કરવાથી થાય છે.૧૮

श्रूयतां राजशार्दूल सफलायाः कथानकम् । चंपावतीति विख्याता पुरी माहिष्मतस्य च ॥ १९ ॥ माहिष्मतस्य राजर्षेश्चत्वारश्चाभवन्सुताः । तेषां मध्ये तु यो ज्येष्ठः स महापापसंयुतः ॥ २० ॥ परदाराभिगामी च द्यूतवेश्यारतः सदा । पितुर्द्रव्यं स पापिष्ठो गमयामास सर्वशः ॥ २१ ॥ असद्वृत्तिरतो नित्यं देवताद्विजनिंदकः । वैष्णवानां च देवानां नित्यं निंदारतः स वै ॥ २२ ॥ ईदृग्विधं तदा दृष्ट्वा पुत्रं माहिष्मतो नृपः । राज्यान्निष्कासयामास लुंपकं नाम नामतः ॥ २३ ॥ राज्यान्निष्कासितस्तेन पित्रा चैवापि बंधुभिः । परिवारजनैः सर्वैस्त्यक्तो राज्ञो भयात्तदा ॥२४॥ लुंपकोऽपि तदा त्यक्तश्चिंतयामास चैकलः । मयाऽत्र किं प्रकर्तव्यं त्यक्तेन पितृबांधवैः ॥२५॥ इति चिंतापरो भूत्वा मतिं पापे तदाऽकरोत् । मया तु गमनं कार्यं वने त्यक्त्वा पुरं पितुः ॥ २६ ॥ तस्माद्वनात्पितुः सर्वं व्यापयिष्ये पुरं निशि । दिवा वने चरिष्यामि रात्रावपि पितुः पुरे ॥२७॥ इत्येवं स मतिं कृत्वा लुंपको दैवपातितः । निर्जगाम पुरात्तस्माद्गतोऽसौ गहनं वनम् ॥ २८ ॥ जीवघातकरो नित्यं नित्यं स्तेयपरायणः । सर्वं च नगरं तेन मुषितं पापकर्मणा ॥ २९ ॥ गृहीतश्च परित्यक्तो लोकै राज्ञो भयात्तदा । जन्मांतरीयपापेन राज्यभ्रष्टः स पापकृत् ॥ ३० ॥ आमिषाभिरतो नित्यं नित्यं वै फलभक्षकः । आश्रमस्तस्य दुष्टस्य वासुदेवस्य संमतः ॥ ३१ ॥

હે યુધિષ્ઠિર ! સફલા એકાદશીના માહાત્મ્યની કથા કહું છું તે સાંભળો. ચંપાવતી નામની એક પ્રસિદ્ધ નગરી હતી. તેમાં માહિષ્મત રાજા રાજ્ય કરતો હતો.[૧૯] તેને ચાર પુત્રો હતા. તેમાં જે મોટો પુત્ર હતો તે મહાપાપી હતો.[૨૦] તે સદા પરસ્ત્રીગામી હતો. જુગટું ખેલવામાં તત્પર અને વેશ્યામાં આસક્ત હતો. તે પાપીએ પિતાના સર્વ ધનનો નાશ કરવા માંડ્યો.[૨૧] તે દુષ્ટ નિત્ય દેવોની, બ્રાહ્મણોની તથા વૈષ્ણવોની નિંદા કરતો હતો.[૨૨] તેનું નામ લુંપક હતું. એ દુરાચારી લુંપકને માહિષ્મત રાજાએ રાજ્યમાંથી કાઢી મૂકયો.[૨૩] રાજાએ જ્યારે તેને રાજ્યમાંથી કાઢી મૂકયો ત્યારે રાજાના ભયથી સગાં સંબંધીઓએ અને નોકર ચાકરોએ પણ તેનો ત્યાગ કર્યો.[૨૪] પછી તે લુંપક એકલો જ વિચાર કરવા લાગ્યો કે, પિતાએ અને સગાં સંબંધીઓએ મારો તિરસ્કાર કર્યો તો હવે મારે શું કરવું ?[૨૫] એમ વિચાર કરતાં તેના મનમાં દુષ્ટ વિચાર આવ્યો કે, 'પિતાનું શહેર છોડીને વનમાં જઇ વસું.[૨૬] દિવસે વનમાં વિચરવું ને રાતે આ શહેરમાં આવીને નુકસાન કરવું. એવી રીતે વનમાં વસીને પિતાનાં શહેરને પાયમાલ કરીશ.' એવો મનમાં નિશ્ચય કરીને લુંપક શહેરમાંથી ઘોર વનમાં ગયો.[૨૭–૨૮] પછી એ લુંપક રાત્રિ પડે ત્યારે હંમેશાં શહેરમાં આવી મનુષ્યોને જીવથી મારી, ચોરી કરતો હતો. એવી રીતે પાપી લુંપકે સઘળું શહેર પાયમાલ કરી નાંખ્યું.[૨૯] તે કેટલીકવાર લોકોના હાથમાં સપડાયો, પણ રાજાના ભયથી લોકોએ તેને જતો કર્યો. પાપી લુંપક પૂર્વ જન્મોના પાપથી રાજ્યભ્રષ્ટ થયો, તેથી પેલા વનમાં નિત્ય માંસ અને ફળ ખાઇ પોતાનો નિભાવ કરતો હતો. એ દુષ્ટ જે આશ્રમમાં રહેતો હતો તે આશ્રમ નારાયણને પ્રિય હતો.[૩૦–૩૧]

अश्वत्थो वर्तते तत्र जीर्णो बहुलवार्षिकः । देवत्वं तस्य वृक्षस्य वर्तते तद्वने महत् ॥ ३२ ॥ तत्रैव न्यवसच्चासौ लुंपकः पापबुद्धिमान् । एवं कालक्रमेणैव वसतस्तस्य पापिनः ॥ ३३ ॥ दुष्कर्मनिरतस्यास्य कुर्वतः कर्म निंदितम् । पौषस्य कृष्णपक्षे तु पूर्वस्मिन् सफलादिनात् ॥ ३४ ॥ दशमीदिवसे राजन्निशायां शीतपीडितः । लुंपको वस्त्रहीनो वै निश्चेष्टो ह्यभवत्तदा ॥३५॥ पीड्यमानस्तु शीतेन अश्वत्थस्य समीपतः । न निद्रा न सुखं तस्य गतप्राण इवाभवत् ॥ ३६ ॥ पीडयन्दशनैर्दंतानेवं सोऽगमयन्निशाम् । भानूदयेऽपि तस्याथ न संज्ञा समजायत ॥ ३७ ॥ लुंपको गतसंज्ञस्तु सफलादिवसे ततः । मध्याह्नसमये प्राप्ते संज्ञां लेभे स पार्थिव ॥ ३८ ॥ प्राप्तसंज्ञो मुहूर्तेन चोत्थितोऽसौ तदासनात् । प्रस्खलंश्च पदन्यासैः पंगुवच्चलितो मुहुः ॥ ३९ ॥ वनमध्ये गतस्तत्र क्षुत्तृषापीडितोऽभवत् । न शक्तिर्जीवघातेऽस्य लुंपकस्य दुरात्मनः ॥४०॥ फलानि भूमौ पतितान्याहृत्य च स लुंपकः । यावत्स चागतस्तत्र तावदस्तमगाद्रविः ॥ ४१ ॥ किं भविष्यति तातेति विलापातिदुःखितः । फलानि तानि सर्वाणि वृक्षमूले निवेदयन् ॥ ४२ ॥ इत्युवाच फलैरेभिः प्रीयतां भगवान् हरिः । उपविष्टो लुंपकश्च निद्रां लेभे न वै निशि ॥ ४३ ॥

ત્યાં એક ઘણાં વર્ષોનો જૂનો પીપળો હતો, જે તે વનમાં દેવની પેઠે પૂજાતો હતો.[૩૨] તે આશ્રમમાં લુંપક રહેતો હતો ને પોતાનું પાપકર્મ કર્યો જતો હતો. એ પ્રમાણે કેટલાક દિવસો નીકળી ગયા ત્યારે માર્ગશીર્ષ માસ આવ્યો તેમાં ઘણી ટાઢ પડવા લાગી. તે માસની વદિ દશમી કે જે સફલા એકાદશીનો પહેલો દિવસ કહેવાય છે તે દિવસે, રાત્રિમાં ટાઢ ઘણી પડી ને લુંપકની પાસે વસ્ત્ર હતું નહીં, તેથી તેને ઘણી પીડા થઈ–તે બેભાન થઇ ગયો.[૩૩–૩૫] એવી રીતે પીડા થવાથી લુંપક પેલા પીપળાની તળે જઇ બેઠો પણ નિદ્રા આવી નહીં; કારણ કે તે મરવા જેવો થઇ ગયો હતો. અત્યંત ટાઢ પડવાથી તેનાં ડાચાં ખખડતાં હતાં. એવી રીતે આખી રાત્રિ નીકળી ગઇ ને સૂર્યોદય થયો પણ તેને ઉઠવાની શક્તિ આવી નહીં.[૩૬–૩૭] આ સફલા એકાદશીના દિવસે જ્યારે મધ્યાહ્ન થયો ત્યારે તેને ઉઠવાની થોડી શક્તિ આવી તેથી તે ઉઠયો ને પાંગળાની પેઠે

લથડતે પગલે ચાલી વનમાં ફરવા લાગ્યો.[૩૮–૩૯] તે દુષ્ટને ભૂખ ને તૃષા તો ઘણા જોરથી લાગી હતી; પણ કોઇ જંતુ મારવાની શક્તિ ન હોવાને લીધે, તેણે પૃથ્વી ઉપર પડેલાં ફળો લીધાં ને ધીમે ધીમે પીપળા નીચે આવ્યો, તેટલામાં તો સૂર્યાસ્ત થયો.[૪૦–૪૧] ત્યારે દુઃખનો માર્યો, 'હે બાપ! હવે મારું શું થશે?' એવી રીતે તે વિલાપ કરવા લાગ્યો. પછી વનમાંથી જે ફળો આણ્યાં હતાં તે પીપળના મૂળમાં મૂક્યાં; ને 'આ ફળોથી હરિ ભગવાન્ પ્રસન્ન થાઓ' એવી રીતે હરિને ધર્યાં અને પોતે બેસી રહ્યો. તે રાત્રિમાં તેને નિદ્રા આવી નહીં.[૪૨–૪૩]

तेन जागरणं मेने भगवान्मधुसूदनः। फलैश्च पूजनं मेने सफलायां तथाऽनघ ॥४४॥ कृतमेवं लुंपकेन ह्यकस्माद्व्रतमुत्तमम् । तेन व्रतप्रभावेण प्राप्तं राज्यमकंटकम् ॥ ४५ ॥ पुण्यांकुरोदयाद्राजन् यथाप्राप्तं तथा शृणु । रवेरुदयवेलायां दिव्योऽश्वश्चाजगाम ह ॥ ४६ ॥ दिव्यवस्तुपरीवारो लुंपकस्य समीपतः। तस्थौ स तुरगो राजन्, वाग्बभाषाशरीरिणी ॥४७॥ प्राप्नुहि त्वं नृपसुत स्वराज्यं हतकंटकम् । वासुदेवप्रसादेन सफलायाः प्रभावतः ॥ ४८ ॥ पितुः समीपं गच्छ त्वं भुंक्ष्व राज्यमकंटकम् । तथेत्युक्त्वा स्वसौ तत्र दिव्यरूपधरोऽभवत् ॥४९॥ कृष्णे मतिश्च तस्यासीत्परमा वैष्णवी तथा। दिव्याभरणशोभाढ्यस्तातं नत्वा स्थितो गृहे ॥५०॥ वैष्णवाय ततो दत्तं पित्रा राज्यमकंटकम् । कृतं राज्यं तु तेनैव वर्षाणि सुबहून्यपि ॥ ५१ ॥ हरिवासरसंलीनो विष्णुभक्तिरतः सदा । मनोज्ञास्तस्य पुत्राः स्युर्दाराः कृष्णप्रसादतः ॥ ५२ ॥ ततः स वार्द्धके प्राप्ते राज्यं पुत्रे निवेश्य च। वनं गतः संयतात्मा विष्णुभक्तिपरायणः॥ ५३ ॥ साधयित्वा तथाऽऽत्मानं विष्णुलोकं जगाम ह। एवं ये वै प्रकुर्वंति सफलैकादशीव्रतम् ॥ ५४ ॥ इह लोके यशः प्राप्य मोक्षं यास्यंत्यसंशयम् । धन्यास्ते मानवा लोके सफलाव्रतकारिणः ॥ ५५ ॥ तस्मिन् जन्मनि ते मोक्षं लभंते नात्र संशयः। सफलायाश्च माहात्म्यश्रवणाद्धि विशांपते ।राजसूयफलं प्राप्य वसेत्स्वर्गे च मामवः ॥ ५६ ॥ इति पौषकृष्णैकादश्याः सफलानाम्न्या माहात्म्यं संपूर्णम् ॥

તેથી નારાયણે જાગરણ માની લીધું અને પેલાં ફળો ધર્યાં હતાં તેથી પૂજા માની લીધી. એવી રીતે લુંપકે સફલા એકાદશીને દિવસે અજાણતાં અચાનક વ્રત કર્યું તેથી તેને શત્રુરહિત પોતાનું રાજ્ય મળ્યું.[૪૪–૪૫] હે યુધિષ્ઠિર! હવે પુણ્ય કર્યા પછી તેને કેવી રીતે રાજ્ય મળ્યું તે કહું છું તે સાંભળો. એકાદશીની રાત્રિ ગઇ અને સૂર્યોદય થયો ત્યારે એક દિવ્ય ઘોડો ત્યાં આવ્યો.[૪૬] તેની ઉપર સઘળી સામગ્રી પણ દિવ્ય હતી. તે ઘોડો લુંપક પાસે આવી ઉભો રહ્યો ને આકાશવાણી થઇ કે,[૪૭] 'હે રાજકુમાર! સફલા એકાદશીના પ્રભાવથી પ્રસન્ન થયેલા વિષ્ણુની કૃપાથી તને તારું શત્રુરહિત રાજ્ય મળશે.[૪૮] માટે તારા પિતાની પાસે ચાલ; અને શત્રુરહિત રાજ્ય ભોગવ.' તે વાત લુંપકે સ્વીકારી. (તે અશ્વપર ચઢયો કે) તેનું અલૌકિક રૂપ થઈ ગયું,[૪૯] ને વિષ્ણુમાં પરમ પ્રીતિ થઇ. અલૌકિક અલંકારોથી શોભાવાળો તે લુંપક પોતાને ઘેર ગયો ને મસ્તક નમાવી પિતાની પાસે ઉભો રહ્યો;[૫૦] ત્યારે તેને વિષ્ણુભક્ત જોઇ તેના પિતાએ મોટું રાજ્ય આપ્યું. તેથી તેણે ઘણાં વર્ષો સુધી રાજ્યનું સુખ ભોગવ્યું.[૫૧] એ લુંપક નિરંતર એકાદશીનું વ્રત તથા વિષ્ણુભક્તિ કરતો હતો, તેથી તેને સુંદર પુત્રો થયા. સ્ત્રી તથા પુત્રો સર્વે તેને અનુસરીને રહેતાં હતાં.[૫૨] જ્યારે તે વૃદ્ધ થયો ત્યારે પોતાના પુત્રને રાજ્ય આપી વનમાં ગયો; અને ચિત્ત સ્થિર રાખી વિષ્ણુભક્તિમાં પરાયણ થઇ, આત્મસાધન કરી વૈકુંઠમાં ગયો. એવી રીતે જે પુરુષો સફલા એકાદશીનું વ્રત કરશે તે આ લોકમાં મોટી કીર્તિ મેળવી અંતે મોક્ષ પામશે, એમાં સંશય નથી. સફલા એકાદશીનું વ્રત કરનાર મનુષ્યો ધન્ય છે.[૫૩–૫૫] કારણ કે તેઓ તે જ જન્મમાં મોક્ષને પામે છે, એમાં સંશય નથી. જે માણસ સફલા એકાદશીનું માહાત્મ્ય સાંભળે છે તેને રાજસૂય યજ્ઞનું ફલ થાય છે ને તે સ્વર્ગમાં જઇ વસે છે.[૫૬] એવી રીતે માર્ગશીર્ષ માસની કૃષ્ણપક્ષની સફલા નામની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૧૬ પૌષ શુદિ પુત્રદા એકાદશીની કથા

अथ पौषशुक्लैकादशी कथा ॥ युधिष्ठिर उवाच— कथिता वै त्वया कृष्ण सफलैकादशी शुभा । कथयस्व प्रसादेन शुक्ला पौषस्य या भवेत् ॥ १ ॥ किं नाम को विधिस्तस्याः को देवस्तत्र पूज्यते । कस्मै तुष्टो हृषीकेश त्वमेव पुरुषोत्तम ॥ २ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે શ્રીકૃષ્ણ! આપે ઉત્તમ સફલા એકાદશીનું માહાત્મ્ય કહ્યું; હવે હે હૃષીકેશ! હે પુરુષોત્તમ! પૌષ શુદિ એકાદશીનું શું નામ છે? તેનો શું પ્રકાર છે? તેમાં કયા દેવનું પૂજન કરવું? અને તે વ્રતથી આપ કોની ઉપર પ્રસન્ન થયા છો, તે કહો.[૧–૨]

श्रीकृष्ण उवाच—शृणु राजन्प्रवक्ष्यामि शुक्ला पौषस्य या भवेत् । तस्या विधिं महाराज लोकानां च हिताय वै ॥ ३ ॥ पूर्वेण विधिना राजन् कर्तव्यैषा प्रयत्नतः । पुत्रदेति च नाम्नाऽसौ सर्वपापहरा वरा ॥ ४ ॥ नारायणोऽधिदेवोऽस्याः कामदः सिद्धिदायकः । नातः परतरा काचित्त्रैलोक्ये सचराचरे ॥ ५ ॥ विद्यावन्तं यशस्वन्तं लक्ष्मीवन्तं करोत्यसौ । शृणु राजन्प्रवक्ष्यामि कथां

पापहरां पराम् ॥ ६ ॥ पुरी भद्रावतीनाम्नी राजा तत्र सुकेतुमान् । तस्य राज्ञोऽथ राज्ञी च शैब्यानाम्नीति विश्रुता ॥ ७ ॥ पुत्रहीनेन राज्ञा च कालो नीतो मनोरथैः । नैवात्मजं नृपो लेभे वंशकर्तारमेव च ॥ ८ ॥ तेनैव राज्ञा धर्मेण चिंतितं बहुकालतः । किं करोमि क्व गच्छामि सुतप्राप्तिः कथं भवेत् ॥ ९ ॥ न राष्ट्रे न पुरे सौख्यं लेभे राजा सुकेतुमान् । शैब्यया कांतया सार्द्धं प्रत्यहं दुःखितोऽभवत् ॥ १० ॥ तावुभौ दंपती नित्यं चिंताशोकपरायणौ । पितरोऽस्य जलं दत्तं कवोष्णमुपभुञ्जते । राज्ञः पश्चान्न पश्यामो योऽस्मान्संतर्पयिष्यति ॥ ११ ॥ इत्येवं संस्मरंतोऽस्य पितरो दुःखिनोऽभवन् । न बांधवा न मित्राणि नामात्याः सुहृदस्तथा ॥ १२ ॥ रोचंते तस्य भूपस्य न गजाश्वपदातयः । नैराश्यं भूपतेस्तस्य मनस्येवमजायत ॥ १३ ॥

શ્રીકૃષ્ણ કહે છે—હે રાજા યુધિષ્ઠિર! સઘળા લોકોનાં કલ્યાણમાટે પૌષ શુદિ એકાદશીનું નામ અને તેનો પ્રકાર કહું છું તે સાંભળો.[3] આ એકાદશી પ્રથમ જ વિધિથી કરવી; આ એકાદશી સર્વ પાપોને હરનારી ને ઉત્તમ છે. તેનું નામ પુત્રદા છે.[4] તેના અધિદેવ નારાયણ છે ને એ સર્વ સિદ્ધિને આપનાર છે. ચરાચર ત્રણે લોકોમાં આ એકાદશીથી ઉત્તમ બીજું કોઇ નથી.[5] આ એકાદશીનું વ્રત કરવાથી વિદ્યા મળે છે, યશ મળે છે ને લક્ષ્મી મળે છે. હે રાજન્! પાપને હરનારી કથા કહું છું તે સાંભળો.[6] ભદ્રાવતી નામની નગરી હતી. તેમાં સુકેતુમાન્ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને શૈબ્યા નામની રાણી હતી.[7] તેને પુત્ર ન હતો. 'આ વર્ષમાં પુત્ર થશે, બીજા વર્ષમાં થશે' એમ વિચાર કરતાં કરતાં કેટલાંક વર્ષો નીકળી ગયાં, પણ જેથી ઉત્તરોત્તર વંશની વૃદ્ધિ થાય તેવો પુત્ર થયો નહીં.[8] તેથી 'શું કરું, ક્યાં જાઉં, કેવી રીતે પુત્ર થાય?' એવી રાજાના મનમાં ચિંતા પેઠી,[9] તેથી તેને રાજ્યમાં કે શહેરમાં કોઈ જગે સુખ થતું ન હતું. એ રાજા પોતાની પ્રિયા શૈબ્યાની પાસે જઇ હમેશાં દુઃખ કહેતો હતો.[10] તેથી એ સ્ત્રી પુરુષ નિરંતર ચિંતામાં ને શોકમાં રહેતાં હતાં. તેના પિતૃદેવ પણ 'આ રાજાની પછવાડે આપણને તૃપ્ત કરે તેવો કોઇ નથી,' એવી રીતે મનમાં દુઃખ ધરતા હતા અને રાજાએ આપેલું ગરમ જળ પીતા હતા. એ રાજાને સગાં વહાલાં, મિત્ર, પ્રધાન, સ્નેહી, હાથી, ઘોડા કે નોકર ચાકર કોઇ પણ રુચતા ન હતા. એ રાજા પુત્ર થવામાં નિરાશ થયો હતો.[11–13]

नरस्य पुत्रहीनस्य नास्ति वै जन्मनः फलम् । अपुत्रस्य गृहं शून्यं हृदयं दुःखितं सदा ॥ १४ ॥ पितृदेवमनुष्याणां नानृणित्वं सुतं विना । तस्मात्सर्वप्रयत्नेन सुतमुत्पादयेन्नरः ॥ १५ ॥ इह लोके यशस्तेषां परलोके शुभा गतिः । येषां तु पुण्यकर्तॄणां पुत्रजन्म गृहे भवेत् ॥ १६ ॥ आयुरारोग्यसंपत्तिस्तेषां गेहे प्रवर्तते । पुत्राः पौत्राश्च लोकाश्च भवेयुः पुण्यकर्मणाम् ॥१७॥ पुण्यं विना नच प्राप्तिर्विष्णुभक्तिं विना तथा । पुत्राणां संपदो वापि विद्यायाश्चेति मे मतिः ॥१८॥ एवं चिंतयमानोऽसौ राजा शर्म न लब्धवान् । प्रत्यूषेऽचिंतयद्राजा निशीथेऽचिंयत्तथा ॥ १९ ॥ ततश्चात्मविनाशं वै विचार्याथ सुकेतुमान् । आत्मघाते दुर्गतिं च चिंतियित्वा तदा नृपः ॥ २० ॥ दृष्ट्वाऽऽत्मदेहं प्रक्षीणमपुत्रत्वं तथैव च । पुनर्विचार्यात्मबुद्धया ह्यात्मनो हितकारणम् ॥ २१ ॥ अश्वारूढस्ततो राजा जगाम गहनं वनम् । पुरोहितादयः सर्वे न जानंति गतं नृपम् ॥ २२ ॥ गंभीरे विपिने राजा मृगपक्षिनिषेविते । विचचार तदा तस्मिन्वनवृक्षान्विलोकयन् ॥ २३ ॥

તેના મનમાં એવા જ વિચાર થતા હતા કે, જેને પુત્ર નથી તેનો જન્મ વૃથા છે. પુત્રરહિતનું ઘર શૂન્ય છે; તેના હૃદયમાં દુઃખ થયા કરે છે અને પુત્ર વિના પિતૃદેવનું કે મનુષ્યનું ઋણ ઉતરતું નથી. એટલા જ માટે બને તેવા ઉપાય લઇને પણ પુત્ર ઉત્પન્ન કરવો જોઇએ.[14–15] જે પુણ્યાત્માના ઘરમાં પુત્ર જન્મ્યો હોય, તેની આ લોકમાં કીર્તિ થાય છે તથા પરલોકમાં શુભગતિ થાય છે.[16] જેના ઘરમાં પુત્ર, પૌત્ર વગેરે પરિવાર હોય તે પુણ્યવાન્ કહેવાય છે. તેના ઘરમાં આયુષ્ય, આરોગ્ય અને સંપત્તિ નિવાસ કરે છે.[17] પણ પુણ્ય વિના તથા વિષ્ણુભક્તિ વિના પુત્રો થતા નથી; તેમ જ સંપત્તિ અને વિદ્યા પણ મળતી નથી, આ મારો નિશ્ચય છે.[18] રાજા એવી રીતે ચિંતા કરતો હતો, તેથી તેને સુખ થતું ન હતું. પ્રાતઃકાલમાં ને મધરાતમાં પણ ચિંતા થવાથી, તેણે આપઘાત કરી મરવાનો વિચાર કર્યો, પણ તેથી નરકપાત થાય છે એમ વિચારી અને પોતાના દેહ દુબળો થઇ ગયેલો જોઇ, ચિત્ત સ્થિર રાખી ધૈર્ય પકડી પોતાના કલ્યાણ માટે ફરીથી વિચાર કર્યો.[19–21] પછી પુરોહિત કે બીજા કોઇ ન જાણે તેવી રીતે એ રાજા ઘોડા ઉપર બેસી ઘોર વનમાં ચાલ્યો ગયો. ત્યાં ફરતાં ફરતાં વૃક્ષ વગેરેને જોવા લાગ્યો.[22–23]

वटानश्वत्थबिल्वांश्च खर्जूरान्पनसांस्तथा । बकुलांश्च सदापर्णांस्तिंदुकांस्तिलकानपि ॥ २४ ॥ शालांस्तालांस्तमालांश्च ददर्श सरलान्नृपः । इंगुदीककुभांश्चैव श्लेष्मातकविभीतकान् ॥ २५ ॥ शल्लकीकरमर्दांश्च पाटलान् खदिरानपि । शाकांश्चैव पलाशांश्च शोभितान् ददृशे पुनः ॥ २६ ॥ मृगव्याघ्रवराहांश्च सिंहान् शाखामृगानपि । गवयान् कृष्णसारांश्च सृगालान् शशकानपि ॥ २७ ॥ वनमार्जारकान् क्रूरान्छल्लकांश्चमरानपि । ददर्श भुजगान् राजा वल्मीकादभिनिःसृतान् ॥ २८ ॥ तथा वनगजान्मत्तान्कलभैः सह संगतान् । यूथपांश्च चतुर्दंतान्करिणीगण-

मध्यगान् ॥ २९ ॥ तान् दृष्ट्वा चिंतयामास आत्मनः स गजान्नृपः । तेषां स विचरन्मध्ये राजा शोभामवाप ह ॥ ३० ॥ महदाश्चर्यसंयुक्तं ददर्श विपिनं नृपः । क्वचिच्छिवारुतं श्रृण्वन्नुलूकविरुतं तथा ॥३१॥ तांस्तान् पक्षिमृगान् पश्यन्बभ्राम वनमध्यगः । एवं ददर्श गहनं नृपो मध्यंगते रवौ ॥३२॥ क्षुत्तृड्भ्यां पीडितो राजा इतश्चेतश्च धावति । चिंतयामास नृपतिः संशुष्कगलकंधरः ॥ ३३ ॥

વડ, પીપળા, બિલી, ખજૂર, પનસ, બકુલ, સદાપર્ણું, તિંદુક, તિલક, શાલ, તાલ, તમાલ, દેવદારુ, ઇંગોળીઆં, કકુભ, ગુંદા, બેડાં, વેલાવાળા પીપળા, કરમદાં, પાટલ, ખેર અને સાગ તથા ખાખરા વગેરે કેટલાંક સુશોભિત વૃક્ષો તેના જોવામાં આવ્યાં.[૨૪–૨૬] હરણુ, વાઘ, સિંહ, વરાહ, વાનર, રોઝ, કાળિયાર મૃગ, શિયાળ, સસલાં, ક્રૂર જંગલી બીલાડાં–સેઢાઇ, ચમરી ગાય અને રાફડામાંથી નીકળતા સર્પો પણુ જોવામાં આવ્યા.[૨૭–૨૮] તેમ જ જેઓને ચાર ચાર દાંતો હતા અને જેઓ બચ્ચાંઓની તથા હાથણીઓની વચમાં ઉભા હતા, એવા મદોન્મત્ત મોટા મોટા વનના હાથીઓ પણુ જોવામાં આવ્યા.[૨૯] તેને જોઇ રાજાને પોતાના હાથીઓ યાદ આવ્યા. તે હાથીઓની વચમાં ફરવાથી રાજા ઘણો શોભતો હતો.[૩૦] કોઇ જગોએ શાયાળવાંના શબ્દો સાંભળવામાં આવતા હતા, કોઇ જગોએ ઘુવડના શબ્દો સંભળાતા હતા, તેમજ કેટલાંક પક્ષીઓ અને મૃગો પણુ જોવામાં આવતાં હતાં. એવી રીતે આશ્ચર્યકારક વન જોતો જોતો રાજા ફરતો હતો, તેટલામાં તો તે વનમાંજ મધ્યાહ્ન થઇ ગયો.[૩૧–૩૨] આ વખતે ભૂખ અને તૃષા પૂર્ણું રીતે લાગવાથી રાજા આમતેમ દોડવા લાગ્યો, તેના ગળામાં શોષ પડ્યો ને મોઢું સુકાવા લાગ્યું.[૩૩]

मया तु किं कृतं कर्म प्राप्तं दुःखं यदीदृशम् । मया वै तोषिता देवा यज्ञैः पूजाभिरेव च ॥ ३४ ॥ तथैव ब्राह्मणा दानैस्तोपिता मृष्टभोजनैः । प्रजाश्चैव यथाकालं पुत्रवत्परिपालिताः ॥ ३५ ॥ कस्माद्दुःखं मया प्राप्तमीदृशं दारुणं महत् । इति चिंतापरो राजा जगामाथाग्रतो वनम् ॥३६॥ सुकृतस्य प्रभावेण सरो दृष्टं मनोरमम् । मानसेन स्पर्द्धमानं पद्मिनीपरिशोभितम् ॥ ३७ ॥ कारंडवैश्चक्रवाकै राजहंसैश्च नादितम् । मकरैर्बहुभिर्मत्स्यैरन्यैर्जलचरैर्युतम् ॥३८॥ समीपे सरसस्तत्र मुनीनामाश्रमान् बहून् । ददर्श राजा लक्ष्मीवान्निमित्तैः शुभशंसिभिः ॥ ३९ ॥ सव्यात्परतरं चक्षुरपसव्यस्तथाकरः । प्रास्फुरन्नृपतेस्तस्य कथयन् शोभनं फलम् ॥ ४० ॥ तस्य तीरे मुनीन् दृष्ट्वा कुर्वाणान्निगमं जपम् । अवतीर्य हयात्तस्मान्मुनीनामग्रतः स्थितः ॥४१॥ पृथक् पृथग्ववंदे स मुनींस्तान् शंसितव्रतान् । कृतांजलिपुटो भूत्वा दंडवच्च प्रणम्य सः ॥४२॥ हर्षेण महताऽऽविष्टो बभूव नृपसत्तमः । तमूचुस्तेऽपि मुनयः प्रसन्नाः स्मो वयं तव ॥ ४३ ॥ कथयस्वाद्य वै राजन्यत्ते मनसि वर्तते ॥

ત્યારે રાજા વિચાર કરવા લાગ્યો કે, અરે! મેં કેવાં મોટાં પાપો કર્યાં હશે, જેથી મને આવું દુઃખ પડ્યું! મેં યજ્ઞથી અને પૂજાથી દેવોને પ્રસન્ન કર્યા છે,[૩૪] મનગમતાં ભોજનોથી અને દક્ષિણાથી બ્રાહ્મણોને પ્રસન્ન કર્યા છે અને વખતો વખત પ્રજાનું પાલન પણુ પુત્રની પેઠે કર્યું છે;[૩૫] છતાં પણુ મને આવું દારુણુ દુઃખ કેમ આવી પડ્યું છે? એમ વિચાર કરતો કરતો તે રાજા, વનમાં આગળ ચાલ્યો.[૩૬] એટલે કોઇ પુણ્યના પ્રભાવથી માનસસરોવર જેવું તળાવ નજરે પડ્યું. તે કમળથી શોભતું હતું.[૩૭] તેમાં કારંડવ, ચક્રવાક અને રાજહંસો શબ્દ કરતા હતા. તેમાં મગર, મત્સ્ય અને બીજા પણુ કેટલાક જળજંતુઓ હતા.[૩૮] તે તળાવની સમીપમાં ઋષિઓના ઘણા આશ્રમો જોવામાં આવ્યા. તે વખતે રાજાને શુભ શુકન થવા લાગ્યા.[૩૯] રાજાનો જમણો બાહુ ને જમણું નેત્ર ફરકવા લાગ્યું, જેથી સ્પષ્ટ રીતે શુભ થવાનું જણાતું હતું.[૪૦] આગળ ચાલતાં તે તળાવના કિનારા ઉપર ઋષિઓ જોવામાં આવ્યા. તેઓ વૈદિક જપ કરતા હતા અને નિયમમાં હતા.[૪૧] એવી રીતે ઋષિઓને જોઇ રાજા ઘોડા ઉપરથી ઉતરી પડ્યો ને તેઓની પાસે જઇ હાથ જોડી દંડવત્પ્રણામ કરી તે સૌને વંદન કરવા લાગ્યો ને ઘણો પ્રસન્ન થયો. તેને ઋષિઓ કહેવા લાગ્યા કે, હે રાજન્! અમો પ્રસન્ન થયા છીએ, માટે જે મનમાં હોય તે કહો.[૪૨–૪૩]

राजोवाच– के यूयमुग्रतपसः का आख्या भवतामपि ॥ ४४ ॥ किमर्थं संगता यूयं वदंतु मम तत्त्वतः । मुनय ऊचुः– विश्वेदेवा वयं राजन् स्नानार्थमिह चागताः ॥४५॥ माघो निकटमायात एतस्मात्पंचमेऽहनि । अद्य ह्येकादशी राजन्पुत्रदा नाम नामतः ॥४६॥ पुत्रं ददात्यसौ शुक्ला पुत्रदा पुत्रमिच्छताम् ॥ राजोवाच– ममापि यत्नो मुनयः सुतस्योत्पादने महान् ॥ ४७ ॥ यदि तुष्टा भवंतो मे पुत्रो वै दीयतां शुभः ॥ मुनय ऊचुः–अस्मिन्नेव दिने राजन् पुत्रदा नाम वर्तते ॥४८॥ एकादशीतिथिः ख्याता क्रियतां व्रतमुत्तमम् । आशीर्वादेन चास्माकं केशवस्य प्रसादतः ॥४९॥ अवश्यं तव राजेंद्र पुत्रप्राप्तिर्भविष्यति । इत्येवं वचनात्तेषां कृतं राज्ञा व्रतं शुभम् ॥५०॥ द्वादश्यां पारणं कृत्वा मुनीन्नत्वा पुनः पुनः । आजगाम गृहं राजा राज्ञी गर्भं समादधे ॥ ५१ ॥ मुनीनां वचनेनैव पुत्रदायाः प्रसादतः । पुत्रो जातस्तथा काले तेजस्वी पुण्यकर्मकृत् ॥ ५२ ॥ पितरं तोषयामास प्रजापालो बभूव सः । एतस्मात्कारणाद्राजन्कर्तव्यं पुत्रदाव्रतम् ॥ ५३ ॥ लोकानां च हितार्थाय तवाग्रे कथितं मया । एतद्व्रतं तु ये मर्त्याः कुर्वंति पुत्रदाभिधम् ॥ ५४ ॥ पुत्रं प्राप्येह लोके तु मृतास्ते स्वर्गगामिनः । पठनाच्छ्रवणाद्राजन्नश्वमेधफलं लभेत् ॥ ५५ ॥ इति श्रीभविष्योत्तरपुराणे पौषशुक्लैकादश्याः पुत्रदानाम्न्या माहात्म्यं संपूर्णम् ।

રાજા કહે છે–હે મુનિઓ ! આપ કોણુ છો ? આપનાં નામો શું છે, અને આપ સઘળા અહીં શા માટે એકઠા થયા છો ? તે યથાર્થ કહો.[૪૪] મુનિઓ કહે છે–હે રાજન્ ! અમે વિશ્વેદેવ છીએ. આજથી પાંચમે દિવસે માઘ માસ આવવાનો છે,[૪૫] તેથી અમે અહીં સ્નાન કરવા આવ્યા છીએ; આજ પુત્રદા નામની શુકલ પક્ષની એકાદશી છે. આ દિવસે વ્રત કરવાથી પુત્ર ઇચ્છનારને પુત્ર થાય છે.[૪૬] રાજા કહે છે–હે મુનિઓ ! હું પણ પુત્રોત્પત્તિ માટે મોટો પ્રયત્ન કરું છું, માટે જો આપ સર્વે પ્રસન્ન થયા હો તો મને ઉત્તમ પુત્ર આપો.[૪૭] મુનિઓ કહે છે–હે રાજન્ ! આજે જ પુત્રદા નામની ઉત્તમ એકાદશી છે માટે તમે વ્રત કરો, તેથી તેમ જ અમારા આશીર્વાદથી અને વિષ્ણુની કૃપાથી તમને અવશ્ય પુત્ર થશે. એવાં ઋષિઓનાં વચન સાંભળી, રાજાએ તે દિવસે ઉત્તમ વ્રત કર્યું[૪૮–૫૦] અને બારશને દિવસે પારણું કરી મુનિઓને વારંવાર નમસ્કાર કરી રાજા ઘેર આવ્યો. પછી મુનિઓના આશીર્વાદથી તથા પુત્રદા એકાદશીની કૃપાથી રાણીને ગર્ભ રહ્યો ને નવ માસ પૂરા થયા ત્યારે પુત્ર જન્મ્યો, જે તેજસ્વી અને પુણ્ય કર્મ કરનારો હતો.[૫૧–૫૨] એ પુત્ર રાજાને ઘણો સંતોષ આપતો હતો અને મોટો થયો ત્યારે પ્રજાનું સારી રીતે પાલન કરતો હતો. હે રાજન્ ! એટલા માટે પુત્રદા એકાદશીનું વ્રત કરવું જોઇએ.[૫૩] મેં લોકના કલ્યાણ માટે આ વ્રત તમારી પાસે કહ્યું છે. જે માણસો આ પુત્રદા એકાદશીનું વ્રત કરશે, તે આ લોકમાં પુત્રનું સુખ ભોગવી અંતે સ્વર્ગમાં જશે. હે રાજન્ ! આ કથાનો પાઠ કરવાથી વા સાંભળવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે.[૫૪–૫૫] એવી રીતે ભવિષ્યોત્તરપુરાણમાં પૌષ શુકલ પક્ષની પુત્રદા નામની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૧૭ પૌષ વદિ ષટ્તિલા એકાદશીની કથા

अथ माघकृष्णैकादशीकथा । दाल्भ्य उवाच–मर्त्यलोके तु संप्राप्ताः पापं कुर्वंति जंतवः । ब्रह्महत्यादिपापैश्च अन्यैश्च विविधैर्युताः ॥ १ ॥ परद्रव्यापहर्तारः परव्यसनमोहिताः । कथं नायांति नरकान्ब्रह्मंस्तद् ब्रूहि तत्त्वतः ॥ २ ॥ अनायासेन भगवन् दानेनाल्पेन केनचित् । पापं प्रशममायाति येन तद्वक्तुमर्हसि ॥ ३ ॥

દાલ્ભ્ય ઋષિ કહે છે–આ લોકમાં જન્મ પામેલા જે પ્રાણીઓ બ્રહ્મહત્યા વગેરે નાના પ્રકારનાં પાપ કરે છે,[૧] પરદ્રવ્યનું હરણ કરે છે, બીજાનાં દુઃખથી પ્રસન્ન થાય છે. હે બ્રહ્મન્ ! તથાપિ તે લોકો નરકમાં કેમ પડતા નથી, તે મને યથાર્થ કહો.[૨] હે મહારાજ ! જે થોડું દાન કરવાથી શ્રમ વિના પાપ શાંત થાય, એવું દાન આપ કહો.[૩]

पुलस्त्य उवाच– साधुसाधु महाभाग गुह्यमेतत्सुदुर्लभम् । यन्न कस्यचिदाख्यातं ब्रह्मविष्ण्विन्द्रदैवतैः ॥ ४ ॥ तदहं कथयिष्यामि त्वया पृष्टो द्विजोत्तम । पौषमासे तु संप्राप्ते शुचिः स्नातो जितेंद्रियः ॥ ५ ॥ कामक्रोधाभिमानेर्ष्यालोभपैशुन्यवर्जितः । देवदेवं च संस्मृत्य पादौ प्रक्षाल्य वारिणा ॥ ६ ॥ पुष्यर्क्षेण तु संगृह्य गोमयं तत्र मानवः । तिलान्प्रक्षिप्य कार्पासं पिंडकांश्चैव कारयेत् ॥ ७ ॥ अष्टोत्तरशतं होमे नात्र कार्या विचारणा । माघमासे तु संप्राप्ते त्वाषाढर्क्षं भवेद्यदि ॥ ८ ॥ मूलं वा कृष्णपक्षस्य द्वादश्यां नियमं ततः । गृह्णीयात्पुण्यफलदं विधानं तस्य मे शृणु ॥ ९ ॥ देवदेवं समभ्यर्च्य सुस्नातः प्रयतः शुचिः । कृष्णनामानि संकीर्त्य एकादश्यामुपोषितः ॥१०॥ रात्रौ जागरणं कुर्याद्रात्रौ होमं च कारयेत् । अर्चयेद्देवदेवेशं द्वीतीयेऽह्नि पुनर्हरिम् ॥ ११ ॥ चंदनागुरुकर्पूरैर्नैवेद्यं कृसरं तथा । संस्तुत्य नाम्ना तेनैव कृष्णाख्येन पुनः पुनः ॥१२॥

પુલસ્ત્ય કહે છે–હે મહાભાગ ! તમે ઘણો ઉત્તમ પ્રશ્ન કર્યો છે ને આનો ઉત્તર ગુહ્ય અને દુર્લભ છે. બ્રહ્માએ, વિષ્ણુએ કે ઇંદ્રે પણ જે વાત કોઇની પાસે કહી નથી તે હું તમારા પૂછવાથી કહું છું. પૌષ માસમાં, જે દિવસે પુષ્ય નક્ષત્ર હોય તે દિવસે સ્નાન કરી, પવિત્ર થઇ ઇંદ્રિયોને વશમાં રાખી, કામ, ક્રોધ, અભિમાન, ઇર્ષ્યા, લોભ અને ચાડીઆપણું એ બધાનો ત્યાગ કરી, નારાયણનું સ્મરણ કરી, જળથી પગ ધોઇ, છાણ ભેગું કરવું. તેમાં તિલ અને કપાસ નાંખી તેનાં પીંડીઆં કરવાં.[૪–૭] પછી પૌષ કૃષ્ણપક્ષમાં જ્યારે પૂર્વાષાઢા અથવા મૂલ નક્ષત્ર હોય ત્યારે નિઃસંદેહ થઈ, એકસો આઠ હોમમાં આહુતિઓ આપવી.[૮] એકાદશીને દિવસે નિયમ લેવો. હવે જેથી પુણ્ય થાય તેવું વિધાન કહું છું તે સાંભળો.[૯] સ્નાન કરી પવિત્ર થઇ નિયમથી એકાદશીને દિવસે નારાયણનાં નામવડે તેની પૂજા કરીને ઉપવાસ કરવો.[૧૦] રાત્રિમાં જાગરણ કરવું ને હોમ પણ કરવો. બીજે દિવસે ફરીથી ચંદન, અગરુ, કપૂર અને તિલ આ ઉપચારોથી શ્રીહરિનું પૂજન કરવું અને ખીચડીનું નૈવેદ્ય ધરી તથા શ્રીકૃષ્ણનું નામ લઇ વારંવાર સ્તુતિ કરવી.[૧૧–૧૨]

कूष्मांडैर्नारिकेलैश्च ह्यथवा बीजपूरकैः । सर्वाभावे तु विप्रेंद्र शस्तपूगीफलैर्युतम् ॥ १३ ॥ अर्घ्यं दद्याद्विधानेन पूजयित्वा जनार्दनम् । कृष्णकृष्ण कृपालुस्त्वमगतीनां गतिर्भव ॥ १४ ॥ संसारार्णवमग्नानां प्रसीद परमेश्वर । नमस्ते पुंडरीकाक्ष नमस्ते विश्वभावन ॥ १५ ॥ सुब्रह्मण्य नमस्तेऽस्तु महापुरुषपूर्वज । गृहाणार्घ्यं मया दत्तं लक्ष्म्या सह जगत्पते ॥ १६ ॥ ततस्तु पूजयेद्विप्रमुदकुंभं प्रदापयेत् । छत्रोपानद्युगैः सार्धं कृष्णो मे प्रीयतामिति ॥ १७॥ कृष्णा धेनुः प्रदातव्या यथाशक्त्या द्विजोत्तम । तिलपात्रं द्विजश्रेष्ठ दद्यात्तत्र विचक्षणः ॥ १८ ॥ स्नानप्राशनयोः

शस्ताः श्वेताः कृष्णास्तिला मुने । तान्प्रदद्यात्प्रयत्नेन यथाशक्त्या द्विजोत्तम ॥ १९ ॥ तिलप्ररोहजाः क्षेत्रे यावत्संख्यास्तिला द्विज । तावद्वर्षसहस्राणि स्वर्गलोके महीयते ॥ २० ॥ तिलस्नायी तिलोद्वर्ती तिलहोमी तिलोदकी । तिलभुक् तिलदाता च षट्तिलाः पापनाशकाः ॥ २१ ॥ इयमेव षट्तिलाख्या ।

પછી કોળાંનો, નાળિયેરનો અથવા બીજોરાંનો, ને કાંઇ પણ ન મળે તો ઉત્તમ સોપારીનો વિધિસહિત અર્ઘ્ય આપવો. તેનો મંત્રઃ-'હે કૃષ્ણ! હે કૃષ્ણ! આપ કૃપાળુ છો, માટે નિરાધારના આધાર થાઓ. હે પરમેશ્વર! સંસારસમુદ્રમાં ડૂબેલાની ઉપર પ્રસન્ન થાઓ. હે પુંડરીકાક્ષ! આપને નમસ્કાર કરું છું. હે વિશ્વનું કલ્યાણ કરનાર! આપને નમસ્કાર કરું છું.[૧૩-૧૫] હે સુબ્રહ્મણ્ય! હે મહાપુરુષ! હે પૂર્વજ! આપને નમસ્કાર કરું છું. હે જગત્પતે! લક્ષ્મી સહિત આપ મારા અર્ઘ્યનું ગ્રહણ કરો.'[૧૬] એ મંત્ર ભણી અર્ઘ્ય આપ્યા પછી બ્રાહ્મણની પૂજા કરીને તેને જળનો ઘડો આપવો, છત્ર આપવું અને પહેરવા માટે પગરખાં આપવાં. દાન વખતે, 'શ્રીકૃષ્ણ મને પ્રસન્ન થાઓ' એમ કહેવું.[૧૭] જો શક્તિ હોય તો કાળી ગાય અને તિલપાત્ર આપવું. હે મુને! સ્નાનમાં અને ખાવામાં ધોળા તલ લેવા ને દાનમાં કાળા તલ વાપરવા.[૧૮-૧૯] જે પુરુષ તલનું દાન કરે છે તે તલ વાવ્યાથી જેટલા તલ ઉત્પન્ન થાય, તેટલાં હજાર વર્ષો સુધી સ્વર્ગમાં પૂજાય છે.[૨૦] તલથી સ્નાન કરવું, શરીરે તલ ચોપડવા, તલનો હોમ કરવો. તલનું જળ પીવું, તલ ખાવા અને તલનું દાન કરવું. એ છ તલ પાપનો નાશ કરનાર છે તેથી આ ષટ્તિલા એકાદશી કહેવાય છે.[૨૧]

नारद उवाच-कृष्ण कृष्ण महाबाहो नमस्ते विश्वभावन । षट्तिलैकादशीभूतं कीदृशं फलमश्नुते ॥२२॥ सोपाख्यानं मम ब्रूहि यदि तुष्टोऽसि यादव ॥ श्रीकृष्ण उवाच-श्रृणु ब्रह्मन्यथावृत्तं दृष्टं तत्कथयामि ते ॥२३॥ मृत्युलोके पुरा ह्यासीद्ब्राह्मण्येका च नारद । व्रतचर्यारता नित्यं देवपूजारता सदा ॥ २४ ॥ मासोपवासनिरता मम भक्ता च सर्वदा । कृष्णोपवाससंयुक्ता मम पूजापरायणा ॥ २५ ॥ शरीरं क्लेशितं नित्यमुपवासैस्तया द्विज । दीनानां ब्राह्मणानां च कुमारीणां च भक्तितः ॥ २६ ॥ गृहादिकं प्रयच्छंती सर्वकालं महामतिः । अतिकृच्छ्ररता सा तु सर्वकालेषु वै द्विज ॥२७॥ ब्राह्मणा नान्नदानेन तर्पिता देवता न च । ततः कालेन महता मया वै चिंतितं द्विज ॥२८॥ शुद्धमस्याः शरीरं हि व्रतैः कृच्छ्रैर्न संशयः । अर्जितो वैष्णवो लोकः कायक्लेशेन वै तया ॥ २९ ॥ न दत्तमन्नदानं हि येन तृप्तिः परा भवेत् । विचिंत्यैवं मया ब्रह्मन् मृत्युलोकमुपेत्य च ॥ ३० ॥ कापालं रूपमास्थाय भिक्षां पात्रेण याचिता ।

નારદજી કહે છે-હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાબાહો! હે જગતનું કલ્યાણ કરનાર! હું આપને નમસ્કાર કરું છું; માટે હે યાદવ! જો આપ પ્રસન્ન થયા હો તો ષટ્તિલા એકાદશી કરવાથી કેવું ફળ થાય છે તે તથા તેની કથા મને કહો. શ્રીકૃષ્ણ કહે છે-હે નારદ! પૂર્વે જે વાત થયેલી છે ને મેં જોયેલી છે તે કહું છું તે સાંભળો.[૨૨-૨૩] હે નારદ! પૂર્વે મનુષ્યલોકમાં એક બ્રાહ્મણી હતી. એ નિરંતર વ્રત કરવામાં પરાયણ હતી, દેવપૂજામાં નિત્ય તત્પર હતી,[૨૪] માસોપવાસમાં, મારી ભક્તિમાં, મારા ઉપવાસમાં અને મારી પૂજામાં તત્પર રહેતી હતી.[૨૫] એવી રીતે ઉપવાસ કરી તે સ્ત્રીએ શરીરને ઘણું જ કષ્ટ આપ્યું, એ બ્રાહ્મણી ગરીબોને, બ્રાહ્મણોને તથા કુમારિકાઓને નિરંતર ભક્તિથી ઘર વગેરે આપતી હતી. હે નારદ! એ બ્રાહ્મણી કૃચ્છ્રવ્રતથી સર્વ કાળમાં શરીરને કષ્ટ આપતી હતી.[૨૬-૨૭] પણ તેણે દેવને વા બ્રાહ્મણને અન્નથી તૃપ્ત કર્યા નહીં. ઘણો વખત ગયા પછી મેં વિચાર કર્યો કે,[૨૮] આ બ્રાહ્મણીએ કૃચ્છ્રવ્રતથી પોતાનું શરીર શુદ્ધ કર્યું છે અને શરીરને ક્લેશ આપી વૈકુંઠ લોક પણ મેળવ્યો છે, એમાં સંશય નથી.[૨૯] તથાપિ એ બ્રાહ્મણીએ અન્નદાન આપ્યું નથી, કે જેથી પરમ તૃપ્તિ થાય. એવો વિચાર કરી હું મર્ત્યલોકમાં ગયો[૩૦] અને કાપાલિકનું રૂપ ધારણ કરી તેની પાસે ગયો ને પાત્ર ધરીને ભિક્ષા માગી.

ब्राह्मण्युवाच-कस्मात्त्वमागतो ब्रह्मन् वद सत्यं ममाग्रतः ॥ ३१ ॥ पुनरेव मया प्रोक्तं देहि भिक्षां च सुंदरि । तया कोपेन महता मृत्पिंडस्ताम्रभाजने ॥ ३२ ॥ क्षिप्तो यावदहं ब्रह्मन् पुनः स्वर्गं गतो द्विज । ततः कालेन महता तापसी सुमहाव्रता ॥ ३३ ॥ सदेहा स्वर्गमायाता व्रतचर्याप्रभावतः । मृत्पिंडस्य प्रभावेण गृहं प्राप्तं मनोरमम् ॥ ३४ ॥ परं तत्रैव विप्रर्षे धान्यकोशविवर्जितम् । गृहं यावत्प्रविश्यैषा न किंचित्तत्र पश्यति ॥ ३५ ॥ तावद्गृहाद्विनिष्क्रम्य ममांते चागता द्विज । क्रोधेन महताऽऽविष्टा इदं वचनमब्रवीत् ॥ ३६ ॥ मया व्रतैश्च कृच्छ्रैश्च ह्युपवासैरनेकशः । पूजयाऽऽराधितो देवः सर्वलोकस्य भावनः ॥ ३७ ॥ न तत्र दृश्यते किञ्चिद्गृहे मम जनार्दन । ततश्चोक्ता मया सा तु गृहं गच्छ यथागतम् ॥ ३८ ॥ आगमिष्यंति सुतरां कौतूहलसमन्विताः । द्रष्टुं त्वां देवपत्न्यस्तु दिव्यरूपसमन्विताः ॥ ३९ ॥ द्वारं नोद्घाटय विना षट्तिलापुण्यवाचनात् । एवमुक्ता गता सा तु यावद्वै मानुषी गृहम् । अत्रांतरे समायाता देवपत्न्यश्च नारद ॥ ४० ॥ ताभिश्च कथितं तत्र त्वां द्रष्टुं हि समागताः । द्वारमुद्घाटय त्वं च पश्यामस्त्वां शुभानने ॥ ४१ ॥

બ્રાહ્મણી બોલી-હે મહારાજ! તમે આંહી શામાટે આવ્યા છો તે મને સત્ય કહો.[૩૧] ત્યારે મેં ફરીથી કહ્યું

કે, હે સુંદરિ ! મને ભિક્ષા આપ. એટલે તેણે મોટા કોપથી ત્રાંબાનાં પાત્રમાં માટીનો પીંડો નાંખ્યો. તે લઇ ( ખેદ પામતો ) હું સ્વર્ગમાં આવ્યો. ઘણો કાળ નીકળી ગયા પછી એ વ્રત કરનારી બ્રાહ્મણી પણ વ્રતના પ્રભાવથી સ્વદેહે સ્વર્ગમાં આવી, ત્યારે તેને માટે ઉત્તમ ઘર તૈયાર હતું; કારણ કે તેણીએ માટીનો પિંડો આપ્યો હતો.[૩૨-૩૪] પણ એ ઘરમાં અન્નની કાંઇ પણ તજવીજ ન હોતી. હવે એ બ્રાહ્મણી ઘરમાં ગઇ ત્યારે તેમાં કાંઇ પણ જોવામાં આવ્યું નહી,[૩૫] ત્યારે તે ઘરમાંથી બહાર નીકળી મારી પાસે આવી ને ઘણા ક્રોધથી કહેવા લાગી કે,[૩૬] હે મહારાજ ! મેં કેટલાંક કૃચ્છ્રવ્રત, અને ઉપવાસ કર્યાં અને શ્રીવિષ્ણુની પૂજા કરી આરાધના પણ કરી છે,[૩૭] છતાં પણ મારા ઘરમાં કાંઇ પણ જોવામાં આવતું નથી. ( તેનું કારણ શું ? ) ત્યારે મેં કહ્યું કે, હે સ્ત્રી ! તું ઘેર જા, ત્યાં તને જોવા માટે કૌતુકવાળી અને અલૌકિક રૂપવાળી દેવાંગનાઓ આવશે;[૩૮-૩૯] અને જો તેઓ ષટ્તિલા એકાદશીનું વ્રત કહે, તો જ તું બારણું ઉઘાડજે. એવી રીતે કહ્યું. પછી એ બ્રાહ્મણી પોતાને ઘેર ગઇ; એટલે હે નારદ ! દેવાંગનાઓ ત્યાં આવી,[૪૦] અને કહ્યું કે, હે સુંદર મુખવાળી ! અમે તને જોવા આવ્યાં છીએ, માટે બારણું ઉઘાડ, અમે તને જોઇએ.[૪૧]

मानुष्युवाच— यदि द्रष्टुं समायाताः सत्यं वाच्यं विशेषतः । षट्तिलाया व्रतं पुण्यं द्वारोद्घाटनकारणात् ॥४२॥ एकापि नावदत्तत्र षट्तिलैकादशीव्रतम् । अन्यया कथितं तत्र द्रष्टव्या मानुषी मया ॥ ४३ ॥ ततो द्वारं समुद्घाटय दृष्टा ताभिश्च मानुषी । न देवी न च गांधर्वी नासुरी न च पन्नगी ॥ ४४ ॥ दृष्टा पूर्वं तथा नारी यादृशीयं द्विजर्षभ । देवीनामुपदेशेन षट्तिलाया व्रतं कृतम् ॥ ४५ ॥ मानुष्या सत्यव्रतया भुक्तिमुक्तिफलप्रदम् । रूपकांतिसमायुक्ता क्षणेन समवाप सा ॥ ४६ ॥ धनं धान्यं च वस्त्रादि सुवर्णं रौप्यमेव च । भवनं सर्वसम्पन्नं षट्तिलायाः प्रसादतः ॥ ४७ ॥ अतितृष्णा न कर्तव्या वित्तशाठ्यं विवर्जयेत् । आत्मवित्तानुसारेण तिलान्वस्त्रादि दापयेत् ॥४८॥ लभते चैवमारोग्यं ततो जन्मनि जन्मनि । दारिद्र्यं न च कष्टं च न च दौर्भाग्यमेव च ॥ ४९ ॥ न भवेद्वै द्विजश्रेष्ठ षट्तिलायामुपोषणात् । अनेन विधिना ब्रह्मंस्तिलदानान्न संशयः ॥ ६० ॥ मुच्यते पातकैः सर्वैर्नात्र कार्या विचारणा । दानं च विधिना सम्यक् सर्वपापप्रणाशनम् । नानर्थः कश्चिन्नायासः शरीरे मुनिसत्तम ॥ ६१ ॥ इति श्रीभविष्योत्तरपुराणे माघकृष्णैकादश्याः षट्तिलानाम्न्या माहात्म्यं संपूर्णम् ।

બ્રાહ્મણી કહે છે—હે દેવીઓ ! જો મને જોવાની તમારી ઇચ્છા હોય તો મને ષટ્તિલા એકાદશીનું વ્રત કહો. એ વ્રત કહેશો તો જ હું બારણું ઉઘાડીશ નહિ તર નહિ.[૪૨] તે સાંભળી પહેલાં વ્રત કહેવાનું કોઇએ પણ કબૂલ કર્યું નહિ, માત્ર એક દેવીએ કબૂલ કર્યું; કારણ કે તેને મર્ત્યલોકની સ્ત્રી જોવાની ઇચ્છા હતી.[૪૩] પછી પેલી બ્રાહ્મણીએ બારણું ખોલ્યું. ત્યારે અંદર આવી જોયું તો દેવી, ગંધર્વની સ્ત્રી, અસુરની સ્ત્રી અને સર્પની સ્ત્રી નહિ પણ મર્ત્યલોકમાં જેવી સ્ત્રી થાય છે તેવી જ તે સ્ત્રી તેઓના જોવામાં આવી. પછી દેવીઓના કહેવાથી તે બ્રાહ્મણીએ ભોગ તથા મોક્ષ આપનારી ષટ્તિલા એકાદશીનું વ્રત કર્યું. તેના પ્રભાવથી એ બ્રાહ્મણીના ઘરમાં ધન, ધાન્ય, વસ્ત્ર, સોનું અને રૂપું વગેરે સઘળી સમૃદ્ધિ થઇ.[૪૪-૪૭] જે માણસ અત્યંત વધેલી તૃષ્ણાને અને લોભને તજી પોતાની શક્તિ પ્રમાણે આ એકાદશીને દિવસે તલ અને વસ્ત્ર વગેરેનું દાન કરે છે;[૪૮] અને ઉપવાસ કરે છે તેને જન્મોજન્મમાં આરોગ્ય રહે છે ને દારિદ્રય, દુઃખ કે દૌર્ભાગ્ય આવતું નથી.[૪૯] હે નારદ ! જે માણસ વિધિથી તલનું દાન કરે છે, તે સર્વ પાપોમાંથી મુકત થાય છે. તેને અનર્થ થતો નથી. અને તેને કોઇ જાતનો શ્રમ પણ થતો નથી, એમાં સંશય નથી. કારણ કે વિધિથી કરેલું તલનું દાન સર્વ પાપોનો નાશ કરનાર છે.[૫૦-૫૧] એવી રીતે ભવિષ્યપુરાણમાં ષટ્તિલા નામની પોષ વદિ એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૧૮ માઘ શુદિ જયા એકાદશીની કથા

अथ माघशुक्लैकादशीकथा ॥ युधिष्ठिर उवाच— कृष्णकृष्णाप्रमेयात्मन्नादिदेव जगत्पते । स्वेदजा अण्डजाश्चैव उद्भिज्जाश्च जरायुजाः ॥ १ ॥ तेषां कर्ता विकर्ता त्वं पालकः क्षयकारकः । माघस्य कृष्णपक्षे तु षट्तिला कथिता त्वया ॥ २ ॥ शुक्ले चैकादशी तां च कथयस्व प्रसादतः । किं नाम को विधिस्तस्याः को देवस्तत्र पूज्यते ॥ ३ ॥

યુધિષ્ઠિર કહે છે—હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે પાપરહિત ! હે આદિદેવ ! હે જગત્પતે ! સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ અને જરાયુજ એ બધાને આપ ઉત્પન્ન કરનાર છો, રક્ષણ કરનાર છો અને તેઓનો નાશ કરનાર છો. હે મહારાજ ! પોષ કૃષ્ણપક્ષની ષટ્તિલા નામની એકાદશી આપે કહી સંભળાવી.[૧ ૨] હવે માઘ શુદિ એકાદશીનું શું નામ છે, તેનો કેવો પ્રકાર છે અને તેમાં કયા દેવનું પૂજન કરવું, તે કૃપા કરી કહો.[૩]

श्रीकृष्ण उवाच— कथयिष्यामि राजेन्द्र शुक्ले माघस्य या भवेत् । जयानाम्नीति विख्याता सर्वपापहरा परा ॥४॥ पवित्रा पापहन्त्री च कामदा मोक्षदा नृणाम् । ब्रह्महत्यापहन्त्री च पिशाचत्वविनाशिनी । नैव तस्या व्रते चीर्णे प्रेतत्वं जायते नृणाम् ॥ ५ ॥ नातःपरतरा काचित्पापघ्नी मोक्षदायिनी । एतस्मात्कारणाद्राजन् कर्तव्येयं प्रयत्नतः

॥ ६ ॥ श्रूयतां राजशार्दूल कथा पौराणिकी शुभा । पंकजाख्यपुराणेऽस्या महिमा कथितो मया ॥ ७ ॥ एकदा नाकलोके वै इंद्रो राज्यं चकार ह । देवाश्च तत्र सौख्येन निवसंति मनोरमे ॥ ८ ॥ पीयूषपाननिरता अप्सरोगणसेविताः । नंदनं तु वनं तत्र पारिजातोपशोभितम् ॥ ९ ॥ रमयन्ति रमंत्यत्र अप्सरोभिर्दिवौकसः । एकदा रममाणोऽसौ देवेंद्रः स्वेच्छया नृप ॥ १० ॥ नर्तयामास हर्षात्स पंचाशत्कोटिनायिकाः । गन्धर्वास्तत्र गायंति गन्धर्वैः पुष्पदन्तकः ॥ ११ ॥ चित्रसेनश्च तत्रैव चित्रसेनसुतास्तथा । मालिनीति च नाम्ना तु चित्रसेनस्य कामिनी ॥ १२ ॥ मालिन्यां तु समुत्पन्नः पुष्पवानिति नामतः । तस्य पुष्पवतः पुत्रो माल्यवान्नाम नामतः ॥ १३ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે રાજેંદ્ર ! માઘ શુદિ એકાદશીનું માહાત્મ્ય કહું છું તે સાંભળો. એ એકાદશીનું નામ જયા છે. એ સર્વ પાપોને હરનારી છે,[૪] પવિત્ર છે, કામના પૂરનારી છે, મોક્ષ આપનારી છે, બ્રહ્મહત્યાનો નાશ કરનારી છે અને પિશાચપણાને મટાડનારી છે. તે જયાનું વ્રત કરવાથી મનુષ્યોને પ્રેતપણું આવતું નથી.[૫] આ એકાદશીથી ઉત્તમ બીજી કોઇ પાપનો નાશ કરનારી ને મોક્ષ આપનારી નથી. એટલા જ માટે શ્રમ લઇને પણ આ જયા એકાદશીને દિવસે વ્રત કરવું.[૬] હે રાજસિંહ ! મેં આ જયાનો મહિમા પદ્મપુરાણમાં કહેલો છે, તેની કથા સાંભળો.[૭] એક વખતે સ્વર્ગમાં ઇંદ્ર રાજ્ય કરતો હતો, અમૃતપાનમાં તત્પર એવા દેવો એ સ્વર્ગમાં અપ્સરાઓની સાથે સુખથી રહેતા હતા. સ્વર્ગમાં કલ્પવૃક્ષોથી સુશોભિત નંદનવન છે. ત્યાં દેવો અપ્સરાઓની સાથે ક્રીડા કરે છે. એક દિવસે ઇંદ્ર હર્ષથી, પચાશ કરોડ અપ્સરાઓની પાસે નાચ કરવા લાગ્યો. તેમાં પુષ્પદંત, ચિત્રસેન અને તેના પુત્રો ગાયન કરતા હતા. ચિત્રસેનની સ્ત્રી માલિની નામની હતી.[૮–૧૨] તેને પુષ્પવાન્ નામનો પુત્ર હતો. તે પુષ્પવાનને માલ્યવાન્ નામે પુત્ર હતો.[૧૩]

गन्धर्वी पुष्पवत्याख्या माल्यवत्यतिमोहिता । कामस्य च शरैस्तीक्ष्णैर्विद्धांगी सा बभूव ह ॥ १४ ॥ तया भावकटाक्षैश्च माल्यवांस्तु वशीकृतः । लावण्यरूपसंपत्त्या तस्या रूपं नृप शृणु ॥ १५ ॥ बाहू तस्यास्तु कामेन कण्ठपाशौ कृताविव । चन्द्रवद्वदनं तस्या नयने श्रवणायते ॥ १६ ॥ कर्णौ तु शोभितौ तस्याः कुंडलाभ्यां नृपोत्तम । कण्ठो ग्रैवेयसंयुक्तो दिव्याभरणभूषितः ॥ १७ ॥ पीनोन्नतौ कुचौ तस्यास्तौ हेमकलशाविव । अतिक्षामं तदुदरं मुष्टिमात्रं च मध्यमम् ॥ १८ ॥ नितंबौ विपुलौ तस्या विस्तीर्णं जघनस्थलम् । चरणौ शोभमानौ तौ रक्तोत्पलसमद्युती ॥ १९ ॥ ईदृश्यां पुष्पवत्यां स माल्यवानपि मोहितः । शक्रस्य परितोषाय नृत्यार्थं तौ समागतौ ॥ २० ॥ गायमानौ च तौ तत्र अप्सरोगणसंगतौ । न शुद्धगानं गायेतां चित्तभ्रमसमन्वितौ ॥ २१ ॥ बद्धदृष्टी तथाऽन्योन्यं कामबाणवशंगतौ । ज्ञात्वा लेखर्षभस्तत्र संगतं मानसं तयोः ॥ २२ ॥ कालक्रियाणां संलोपात्तथा गीतावभञ्जनात् । चिंतयित्वा तु मघवानवज्ञानं तथाऽऽत्मनः ॥ २३ ॥ कुपितश्च तयोरित्थं शापं दास्यन्निदं जगौ । धिग्वां पापरतौ मूढावाज्ञाभंगकरौ मम ॥ २४ ॥ युवां पिशाचौ भवतं दंपतीरूपधारिणौ । मृत्युलोकमनुप्राप्तौ भुञ्जानौ कर्मणः फलम् ॥ २५ ॥

તેની ઉપર પુષ્પવતી ગંધર્વી ( ગંધર્વની સ્ત્રી ) આસક્ત થઈ હતી. તે કામનાં તીક્ષ્ણ શરોથી વીંધાવાથી તેણે ચતુરાઇથી સૌંદર્યથી, હાવભાવથી અને કટાક્ષોથી માલ્યવાનને વશ કરી લીધો. હે રાજન્ ! તેનાં રૂપનું વર્ણન કરું છું તે સાંભળો.[૧૪–૧૫] તેના હાથ, કામે કંઠપાશ કરેલા હોયની તેમ અતિ સુંદર હતા, તેમનું મુખ ચંદ્રના જેવું હતું, નેત્ર કાન સુધી લાંબાં હતાં,[૧૬] કાન કુંડળોવડે સુશોભિત હતા, ગળામાં દિવ્ય અલંકાર પહેર્યા હતા.[૧૭] સોનાના ઘડા જેવાં મોટાં અને ઉંચાં સ્તન હતાં. પેટ ઘણું પાતળું હતું, મુઠીમાં આવી જાય તેવી કમ્મર હતી,[૧૮] નિતંબ મોટા હતા, જઘન બહુ પહોળા હતા ને પગ લાલ કમળના જેવા શોભતા હતા.[૧૯] એવી ખૂબસુરત પુષ્પવતી ઉપર માલ્યવાન્ પણ આસક્ત થયો. એ બન્ને ઇંદ્રને પ્રસન્ન કરવા માટે નાચ કરવા આવ્યાં હતાં અને અપ્સરાઓની વચમાં ગાતાં હતાં ને નાચતાં હતાં. પણ એ બન્નેનાં ચિત્ત ભમતાં હતાં; કારણ કે અત્યંત કામ વ્યાપવાથી એક બીજાને નીરખવામાં રોકાયેલાં હતાં અને તેથી જ તેઓ ગાવામાં ને નૃત્યમાં ભૂલી જતાં હતાં. નૃત્યમાં અને ગાનમાં કેટલીક તરેહની ખામી આવવાથી, 'આ બેઉનાં મન પરસ્પર આસક્ત છે,' એમ જાણીને પોતાનો અનાદર સમજીને કોપાયમાન થયેલા ઇંદ્રે તેઓનો તિરસ્કાર કરી શાપ આપ્યો કે, 'હે દુષ્ટો ! તમે બન્ને પાપી છો અને તમે મારી આજ્ઞાનો ભંગ કર્યો છે તેથી મનુષ્ય લોકમાં પિશાચ યોનિમાં અવતરી સ્ત્રી પુરુષ થઇ કર્મનું ફળ ભોગવો.'[૨૦–૨૫]

एवं मघवता शप्तावुभौ दुःखितमानसौ । हिमवंतमनुप्राप्ताविंद्रशापविमोहितौ ॥ २६ ॥ उभौ पिशाचतां प्राप्तौ दारुणं दुःखमेव च । सन्तप्तमानसौ तत्र महाकृच्छ्रगतावुभौ ॥ २७ ॥ गन्धं रसं च स्पर्शं च न जानीतो विमोहितौ । पीड्यमानौ तु दाहेन देहपातकरेण च ॥ २८ ॥ तौ न निद्रासुखं प्राप्तौ कर्मणा तेन पीडितौ । परस्परं खादमानौ चेरतुर्गिरिगह्वरम् ॥ २९ ॥ पीड्यमानौ तु शीतेन तुषारप्रभवेण तौ । दंतघर्षं प्रकुर्वाणौ रोमांचितवपुर्धरौ ॥ ३० ॥ ऊचे पिशाचः शीतार्तः स्वपत्नीं तु पिशाचिकाम् । किमावाभ्यां कृतं पापमत्यंतं दुःखदायकम् ॥ ३१ ॥ येन प्राप्तं पिशाचत्वं स्वेन दुष्कृतकर्मणा । नरकं दारुणं

मन्ये पिशाचत्वं च गर्हितम् ॥ ३२ ॥ तस्मात्सर्वप्रयत्नेन पापं नैव समाचरेत् । इति चिंतापरौ तत्र व्यास्तां दुःखेन कर्शितौ ॥ ३३ ॥ दैवयोगात्तयोः प्राप्ता माघस्यैकादशी सिता । जयानाम्नीतिविख्याता तिथीनामुत्तमा तिथिः ॥ ३४ ॥ तस्मिन् दिने तु संप्राप्ते तावाहारविवर्जितौ । आसाते तत्र नृपते जलपानविवर्जितौ ॥ ३५ ॥ न कृतो जीवघातश्च न पत्रफलभक्षणम् । अश्वत्थस्य समीपे तु पतितौ दुःखसंयुतौ ॥ ३६ ॥

એ પ્રકારે શાપ આપ્યો તેથી તે બન્ને મનમાં કષ્ટ પામી, હિમાલય પર્વત ઉપર પિશાચયોનિમાં અવતર્યાં અને ઈંદ્રના શાપથી મોટું દુઃખ પામ્યાં. તેઓના મનમાં હમેશાં સંતાપ થયા કરતો હતો ને ગંધ, સ્પર્શ કે રસ કશાનું તેઓને ભાન નહતું. તેમના દેહમાં, નાશ થાય તેવો દાહ સદાજ થયા કરતો હતો તેથી તેઓને નિદ્રા આવતી નહોતી. એ બન્ને એક બીજાને ખાતાં હતાં અને પર્વતના વનમાં ફરતાં હતાં.[૨૬–૨૯] ટાઢથી અને હિમથી તેઓનાં ડાચાં ખખડતાં હતાં અને શરીરમાં રુવાડાં ઉભાં થઇ જતાં હતાં.[૩૦] એક વખતે ટાઢથી પીડાતા પિશાચે પોતાની સ્ત્રી પિશાચણીને કહ્યું કે, અરે! આપણે આવું કયું ઘોર પાપ કર્યું હશે,[૩૧] જેથી પિશાચ થયાં છીએ? આ નિંદત પિશાચયોનિમાં અવતરવું એ જ મોટા નરકમાં પડવા જેવું છે.[૩૨] એટલા માટે મોટું દુઃખ સહન કરવું પણ પાપ કરવું નહિ, એવી રીતે ચિંતા કરતાં અને પીડા પામતાં એ બન્ને ત્યાં રહેતાં હતાં.[૩૩] તેટલામાં સારે નસીબે માઘ શુદિ એકાદશી, જે જયા નામથી પ્રસિદ્ધ છે અને તિથિઓમાં ઉત્તમ છે, તે આવી.[૩૪] તે દિવસે તેઓએ કોઈ જીવની હિંસા કરી નહિ, તેમ જ ફળ કે પાંદડાં કાંઇ પણ ખાધું નહિ, તેમ જળ પણ પીધું નહિ, પરંતુ દુઃખનાં માર્યાં પીપળાની સમીપમાં પડ્યાં રહ્યાં.[૩૫–૩૬]

रविरस्तंगतो राजंस्तथैव स्थितयोस्तयोः । प्राप्ता चैव निशा घोरा दारुणा शीतकारिणी ॥ ३७ ॥ वेपमानौ तु तौ तत्र हिमेन च जडीकृतौ । परस्परेण संलग्नौ गात्रयोर्भुजयोरपि ॥ ३८ ॥ न निद्रां न रतिं तत्र न तौ सौख्यमविंदताम् । एवं तौ राजशार्दूल शापेनेंद्रस्य पीडितौ ॥३९॥ इत्थं तयोर्दुःखितयोर्निर्जगाम तदा निशा । जयायास्तु व्रते चीर्णे रात्रौ जागरणे कृते ॥ ४० ॥ तयोर्व्रतप्रभावेण यथा ह्यासीत्तथा शृणु । द्वादशीदिवसे प्राप्ते ताभ्यां चीर्णे जयाव्रते ॥ ४१ ॥ विष्णोः प्रभावान्नृपते पिशाचत्वं तयोर्गतम् पुष्पवती माल्यवांश्च पूर्वरूपौ बभूवतुः ॥ ४२ ॥ पुरातनस्नेहयुतौ पूर्वालंकारसंयुतौ । विमानमधिरूढौ तावप्सरोगणसेवितौ ॥ ४३ ॥ स्तूयमानौ तु गन्धर्वैस्तुंबुरुप्रमुखैस्तथा । हावभावसमायुक्तौ गतौ नाके मनोरमे ॥ ४४ ॥ देवेन्द्रस्याग्रतो गत्वा प्रणामं चक्रतुर्मुदा । तथाविधौ तु तौ दृष्ट्वा मघवान्विस्मितोऽब्रवीत् ॥ ४५ ॥ इन्द्र उवाच– वदतं केन पुण्येन पिशाचत्वं विनिर्गतम् । मम शापवशं प्राप्तौ केन देवेन मोचितौ ॥ ४६ ॥

એવી રીતે એ પડેલાં જ હતાં તેટલામાં સૂર્યાસ્ત થયો ને ઘોર રાત્રિ આવી. જેમાં ઘણી ટાઢ પડી.[૩૭] હવે એક તો હિમ અને બીજી તાઢથી કાંપતાં લાકડાં જેવાં થઇ ગયેલાં તે બન્ને, એક બીજાને વળગીને પડ્યાં રહ્યાં,[૩૮] પણ તેવાં દારુણ દુઃખથી નિદ્રા આવી નહીં ને કોઇ જાતનું સુખ પણ થયું નહીં. એવી રીતે ઈંદ્રના શાપથી દુઃખમાં પડેલાં તેઓની રાત્રિ જાગરણમાં જ નીકળી ગઇ. હે રાજન્! એ પ્રમાણે જયા એકાદશીનું વ્રત અને જાગરણ કરવાથી તેઓનું શું થયું તે કહું છું તે સાંભળો. એકાદશીનું વ્રત કર્યું અને બારશ આવી ત્યારે નારાયણના પ્રભાવથી તેઓનું પિશાચપણું ચાલ્યું ગયું અને તેઓનું પૂર્વના જેવું અલૌકિક રૂપ થયું.[૩૯–૪૨] પૂર્વના જેવો પરસ્પર સ્નેહ થયો. પછી જેઓએ પૂર્વની પેઠે અલંકારો પહેરેલા હતા અને જેની તુંબરુ વગેરે ગંધર્વો સ્તુતિ કરતા હતા એવાં એ પુષ્પવતી ને માલ્યવાન્ બન્ને વિમાનમાં બેસી અપ્સરાઓની સાથે મનોહર સ્વર્ગમાં ગયાં ને હર્ષથી ઈંદ્રની પાસે જઇ પ્રણામ કરવા લાગ્યાં. તેવી રીતનાં તે સ્ત્રી પુરુષને જોઇ ઈંદ્ર આશ્ચર્યથી બોલ્યો કે,[૪૩–૪૫] કયા પુણ્યથી તમારૂં પિશાચપણું છૂટી ગયું? કયા દેવે તમોને મારા શાપથી મુક્ત કર્યાં? તે કહો.[૪૬]

माल्यवानुवाच– वासुदेवप्रसादेन जयायाः सुव्रतेन च । पिशाचत्वं गतं स्वामिन्सत्यं भक्तिप्रभावतः ॥ ४७ ॥ इति श्रुत्वा वचस्तस्य प्रत्युवाच सुरेश्वरः । पवित्रौ पावनौ जातौ वंदनीयौ ममापि च ॥ ४८ ॥ हरिवासरकर्तारौ विष्णुभक्तिपरायणौ । हरिभक्तिरता ये च शिवभक्तिरतास्तथा ॥ ४९ ॥ अस्माकमपि ते मर्त्याः पूज्या वंद्या न संशयः । विहरस्व यथासौख्यं पुष्पवत्या सुरालये ॥ ५० ॥ एतस्मात्कारणाद्राजन्कर्तव्यो हरिवासरः । जयानामेति राजेंद्र ब्रह्महत्यापहारकः ॥ ५१ ॥ सर्वदानानि दत्तानि यज्ञास्तेन कृता नृप । सर्वतीर्थेषु सुस्नातः कृतं येन जयाव्रतम् ॥५२॥ यः करोति नरो भक्त्या श्रद्धायुक्तो जयाव्रतम् । कल्पकोटिशतं यावद्वैकुण्ठे मोदते ध्रुवम् । पठनाच्छ्रवणाद्राजन्नग्निष्टोमफलं लभेत् ॥ ५३ ॥ इति श्रीभविष्योत्तरपुराणे माघशुक्लैकादश्या जयाया माहात्म्यं संपूर्णम् ।

માલ્યવાન્ કહે છે–હે સ્વામિન્! નારાયણની કૃપાથી અને જયા એકાદશીનાં વ્રતથી અને ભક્તિથી અમારૂં પિશાચપણું છૂટી ગયું છે. આ વાત સત્ય છે.[૪૭] એવાં વચન સાંભળી ઈંદ્ર બોલ્યો કે, તમો એકાદશીનું વ્રત કરી પવિત્ર થયાં અને વિષ્ણુભક્તિમાં પરાયણ છો, તેથી મારે પણ વંદવા યોગ્ય છો.[૪૮] જે માણસો વિષ્ણુની અને શિવની ભક્તિમાં તત્પર હોય છે અને એકાદશીનું વ્રત કરે છે,

તેઓ અમને પૂજવા યોગ્ય તથા વંદન કરવા યોગ્ય છે એમાં સંશય નથી; માટે હે ગંધર્વ ! સ્વર્ગમાં પુષ્પવતીની સાથે સુખથી વિહાર કરો.[૪૯-૫૦] (શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને કહે છે) હે રાજેંદ્ર ! એટલા માટે બ્રહ્મહત્યાને હરનાર જયા એકાદશીનું વ્રત કરવું.[૫૧] હે રાજન્ ! જે માણસો જયાનું વ્રત કરે છે તેઓને સર્વ દાનોનું, યજ્ઞનું અને તીર્થમાં સ્નાન કરવાનું ફળ મળે છે.[૫૨] જે માણસ ભક્તિથી શ્રદ્ધા રાખી જયાનું વ્રત કરે છે તે કરોડો કલ્પ સુધી વૈકુંઠમાં આનંદ પામે છે.[૫૩] હે રાજન્ ! આ કથાનો પાઠ કરવાથી અને શ્રવણ કરવાથી અગ્નિષ્ટોમનું ફળ મળે છે.[૫૪] એવી રીતે ભવિષ્યપુરાણમાં માઘ શુક્લપક્ષની જયા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.



## ૧૯ માઘ વદિ વિજયા એકાદશીની કથા

अथ फाल्गुनकृष्णैकादशीकथा ॥ युधिष्ठिर उवाच– फाल्गुनस्यासिते पक्षे किं नामैकादशी भवेत् । वासुदेव कृपासिंधो कथयस्व प्रसादतः ॥ १ ॥ श्रीकृष्ण उवाच– कथयिष्यामि राजेंद्र कृष्णा या फाल्गुनी भवेत् । विजयेति च सा प्रोक्ता कर्तॄणां जयदा सदा ॥ २ ॥ तस्याश्च व्रतमाहात्म्यं सर्वपापहरं परम् । नारदः परिपप्रच्छ ब्रह्माणं कमलासनम् ॥ ३ ॥ फाल्गुनस्यासिते पक्षे विजया नाम या तिथिः । तस्या व्रतं सुरश्रेष्ठ कथयस्व प्रसादतः ॥ ४ ॥ इति पृष्टो नारदेन प्रत्युवाच पितामहः ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે વાસુદેવ ! હે કૃપાસિંધો ! માઘ વદિ એકાદશીનું શું નામ છે, તે કૃપા કરી કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–હે રાજેંદ્ર ! માઘ વદિ એકાદશીનું વ્રત કહું છું તે સાંભળો. એ એકાદશીનું નામ વિજયા છે. એ વિજયા, વ્રત કરનારને સદા જય આપે છે.[૨] તેના વ્રતનું માહાત્મ્ય સઘળાં પાપોને હરનાર અને ઉત્તમ છે. એક દિવસે કમલ ઉપર બેઠેલા બ્રહ્માને નારદે પૂછ્યું કે,[૩] હે સુરશ્રેષ્ઠ ! માઘ માસના કૃષ્ણ પક્ષની વિજયા નામની એકાદશીનું વ્રત કૃપા કરી કહો.[૪] એવી રીતે નારદના પૂછવાથી બ્રહ્મા બોલ્યા–

ब्रह्मोवाच– शृणु नारद वक्ष्यामि कथां पापहरां पराम् ॥ ५ ॥ पुरातनं व्रतं ह्येतत्पवित्रं पापनाशनम् । यत्र कस्यचिदाख्यातं मयैतद्विजयाव्रतम् ॥६॥ जयं ददाति विजया नृणां चैव न संशयः । रामस्तपोवनं यातो वर्षाण्येव चतुर्दश ॥ ७ ॥ न्यवसत्पंचवट्यां तु ससीतश्च सलक्ष्मणः । तत्रैव वसतस्तस्य राघवस्य महात्मनः ॥ ८ ॥ रावणेन हृता भार्या सीतानाम्नी तपस्विनी । तेन दुःखेन रामोऽसौ मोहमभ्यागतस्तदा ॥ ९ ॥ भ्रमन् जटायुषं तत्र ददर्श त्रिगतायुषम् । कबंधो निहतः पश्चाद्भ्रमताऽरण्यमध्यतः ॥ १० ॥ राज्ञे विज्ञाप्य तत्सर्वं सोऽपि मृत्युवशंगतः । सुग्रीवेण समं सख्यमजर्यं समजायत ॥ ११ ॥ वानराणामनीकानि रामार्थं संगतानि वै । ततो हनूमता दृष्टा लंकोद्याने तु जानकी ॥ १२ ॥ रामसंज्ञापनं तस्यै दत्तं कर्म महत्कृतम् । समेत्य रामेण पुनः सर्वं तत्र निवेदितम् ॥ १३ ॥ अथ श्रुत्वा रामचंद्रो वाक्यं चैव हनूमतः । सुग्रीवानुमतेनैव प्रस्थानं समरोचयत् ॥ १४ ॥ स गत्वा वानरैः सार्द्धं तीरं नदनदीपतेः । दृष्ट्वाऽब्धिं दुस्तरं रामो विस्मितोऽभूत्कपिप्रियः ॥ १५ ॥ प्रोत्फुल्ललोचनो भूत्वा लक्ष्मणं वाक्यमब्रवीत् । सौमित्रे केन पुण्येन तीर्यते वरुणालयः ॥ १६ ॥ अगाधसलिलैः पूर्णो नक्रैर्भीमैः समाकुलः । उपायं नैव पश्यामि येनैव सुतरो भवेत् ॥ १७ ॥

બ્રહ્મા કહે છે–હે નારદ ! પાપ હરનારી ( એ એકાદશીની ) ઉત્તમ કથા કહું છું તે સાંભળો.[૫] આ વિજયા વ્રત પ્રાચીન, પવિત્ર ને પાપનો નાશ કરનાર છે. આ વ્રત મેં કોઈની પાસે કહ્યું નથી.[૬] આ વ્રત કરવાથી મનુષ્યોને જય મળે છે, એમાં સંશય નથી. રામચંદ્ર ચૌદ વર્ષો સુધી વનવાસ ભોગવવા માટે સીતાની ને લક્ષ્મણની સાથે પંચવટીમાં જઈ વસ્યા. એવી રીતે વસતાં એક દિવસે મહાત્મા રામચંદ્રની પ્રિયા તપસ્વિની સીતાને, રાવણ હરી ગયો, તેથી રામચંદ્રને ઘણું દુઃખ થયું.[૭-૮] પછી તે વનમાં ફરવા લાગ્યા. તેટલામાં મરવા પડેલો જટાયુ તેમના જોવામાં આવ્યો. તેણે રામચંદ્રની પાસે સઘળી સીતાની હકીકત કહી અને મરણ પામ્યો. પછી વનમાં ભમતા રામચંદ્રે કબંધ દૈત્યને માર્યો, અને સુગ્રીવની સાથે દૃઢ મૈત્રી કરી, તેથી રામચંદ્ર માટે વાનરાઓનું મોટું સૈન્ય એકઠું થયું ને સીતાની શોધ કરવા નીકળ્યું. તેમાંથી હનૂમાને લંકાના બગીચામાં સીતાને જોયાં.[૯-૧૨] ત્યારે તેણે રામચંદ્રે આપેલી વીંટી સીતાને આપી ને રામચંદ્રનું મોટું કાર્ય કર્યું. પછી રામચંદ્રની પાસે આવી સીતાની સઘળી હકીકત કહી સંભળાવી.[૧૩] પછી સુગ્રીવની સંમતિ લઈ રામચંદ્ર વાનરોની સાથે સધાવ્યા; અને સમુદ્રના કિનારા ઉપર આવ્યા. ત્યાં દુઃખે પણ ન તરાય એવા મોટા સમુદ્રને જોઈ, રામચંદ્ર મોટાં આશ્ચર્યથી લક્ષ્મણને કહેવા લાગ્યા કે, હે સૌમિત્રે ! હે લક્ષ્મણ ! જેમાં અગાધ જળ છે અને મગર વગેરે મોટાં મોટાં જળજંતુઓ છે, તેવા આ સમુદ્રને કીયા પુણ્યથી તરી શકીશું ? આપણે સુખથી તરીએ એવો એકે ઉપાય મારા જોવામાં તો આવતો નથી.[૧૪-૧૭]

लक्ष्मण उवाच– आदिदेवस्त्वमेवासि पुराणपुरुषोत्तम । बकदाल्भ्यो मुनिश्चात्र वर्तते द्वीपमध्यतः ॥ १८ ॥ अस्मात्स्थानाद्योजनार्द्धमाश्रमस्तस्य राघव । अनेन दृष्टा ब्रह्माणो बहवो रघुनंदन ॥ १९ ॥ तं पृच्छ गत्वा राजेंद्र पुराणमृषिपुंगवम् । इति वाक्यं ततः श्रुत्वा लक्ष्मणस्यातिशोभनम् ॥ २० ॥ जगाम राघवो द्रष्टुं बकदाल्भ्यं महामुनिम् । प्रणनाम मुनिं मूर्ध्ना रामो विष्णुमिवामराः ॥ २१ ॥

मुनिर्ज्ञात्वा ततो रामं पुराणपुरुषोत्तमम् । केनापि कारणेनैव प्रविष्टं मानुषीं तनुम् ॥ २२ ॥ उवाच स ऋषिस्तत्र कुतो राम तवागमः ॥ राम उवाच– त्वत्प्रसादादहो विप्र वरुणालयसन्निधिम् ॥ २३ ॥ आगतोऽस्मि ससैन्योऽत्र लंकां जेतुं सराक्षसाम् । भवतश्चानुकूल्येन तीर्यतेऽब्धिर्यथा मया ॥ २४ ॥ तमुपायं वद मुने प्रसादं कुरु सुव्रत । एतस्मात्कारणादेव द्रष्टुं त्वाऽहमुपागतः ॥ २५ ॥

લક્ષ્મણ કહે છે–હે મહારાજ ! આપ જ આદિ દેવ છો ને પુરાણપુરુષોત્તમ છો. આ દ્વીપમાં બે કોશને છેટે એક આશ્રમ છે, તેમાં બકદાલ્ભ્ય મુનિ રહે છે. હે રઘુનંદન ! તેણે ઘણા બ્રહ્માઓ દીઠા છે–અર્થાત્ તે ઘણા પુરાણા છે,[૧૮–૧૯] માટે તેને પૂછવાથી એનો ખુલાસો મળશે. લક્ષ્મણનાં એવાં સુંદર વચનો સાંભળી, રામચંદ્રે મોટા મુનિ બકદાલ્ભ્યની પાસે જઇ જેમ દેવતાઓ વિષ્ણુને નમસ્કાર કરે છે, તેમ તેને નમસ્કાર કર્યા.[૨૦–૨૧] ત્યારે કોઈ પણ કારણથી પૃથ્વીમાં પ્રકટ થયેલા પુરાણ પુરુષોત્તમ રામચંદ્ર આવ્યા છે એમ જાણી,[૨૨] 'હે રામ ! આપ કયાંથી પધાર્યા?' એમ મુનિરાજે પૂછ્યું. રામચંદ્ર કહે છે–હે મહારાજ ! લંકાના રાક્ષસોને જિતવા માટે, હું આપની કૃપાથી, સૈન્યની સાથે સમુદ્રના કિનારા સુધી આવ્યો છું. હવે જેથી આ સમુદ્ર ઉતરી શકું તેવો ઉપાય કૃપા કરી કહો. હે મુનિરાજ ! એટલા માટે જ હું આપનાં દર્શન કરવા આવ્યો છું.[૨૩–૨૫]

मुनिरुवाच– कथयिष्याम्यहं राम व्रतानामुत्तमं व्रतम् । कृतेन येन सहसा विजयस्ते भविष्यति ॥ २६ ॥ लंकां जित्वा राक्षसांश्च दीर्घां कीर्तिमवाप्स्यसि । एकाग्रमानसो भूत्वा व्रतमेतत्समाचर ॥ २७ ॥ फाल्गुनस्यासिते पक्षे विजयैकादशी भवेत् । तस्या व्रते कृते राम विजयस्ते भविष्यति ॥ २८ ॥ निःसंशयं समुद्रं च तरिष्यसि सवानरः । विधिस्तु श्रूयतां राम व्रतस्यास्य फलप्रदः ॥ २९ ॥ दशमीदिवसे प्राप्ते कुंभमेकं च कारयेत् । हैमं वा राजतं वापि ताम्रं वाप्यथ मृन्मयम् ॥ ३० ॥ स्थापयेत्स्थंडिले कुंभं जलपूर्णं सपल्लवम् । सप्तधान्यान्यधस्तस्य यवानुपरि विन्यसेत् ॥ ३१ ॥ तस्योपरि न्यसेद्देवं हैमं नारायणं प्रभुम् । एकादशीदिने प्राप्ते प्रातःस्नानं समाचरेत् ॥ ३२ ॥ निश्चले स्थापिते कुंभे गंधमाल्यानुलेपिते । गंधैर्धूपैस्तथा दीपैर्नैवेद्यैर्विविधैरपि ॥ ३३ ॥ दाडिमैर्नालिकेरैश्च पूजयेच्च विशेषतः । कुंभाग्रे तद्दिनं राम नेतव्यं भक्तिभावतः ॥ ३४ ॥ रात्रौ जागरणं तत्र तस्याग्रे कारयेद्बुधः । द्वादशीदिवसे प्राप्ते मार्तंडस्योदये नृप ॥ ३५ ॥ नीत्वा कुंभं जलोद्देशे नद्यां प्रस्रवणे तथा । तडागे स्थापयित्वा वा पूजयित्वा यथाविधि ॥ ३६ ॥

મુનિરાજ કહે છે–હે રામ ! જે ઉત્તમ વ્રત કહું છું, તે કરવાથી લંકાના રાક્ષસોને જિતી જલદી જયની મોટી કીર્તિ મેળવશો, માટે હું કહું તે વ્રત, ચિત્ત સ્થિર રાખીને કરો.[૨૬–૨૭] હે રામ ! માઘ વદિ એકાદશી કે જે વિજયા નામથી પ્રસિદ્ધ છે તેનું વ્રત કરવાથી, તમે તથા વાનરાઓ સમુદ્ર ઉતરી શકશો અને વિજય પામશો, એમાં સંશય નથી. હવે તેનો પ્રકાર કહું છું તે સાંભળો.[૨૮–૨૯] દશમીને દિવસે સોનાના, રૂપાના, ત્રાંબાના અથવા માટીના એક ઘડાની સ્થંડિલમાં સાત ધાન્ય ઉપર યવ નાંખી તેની ઉપર સ્થાપના કરવી. તેમાં જળ ભરી પંચ પલ્લવો નાંખવા.[૩૦–૩૧] તેની ઉપર નારાયણની સુવર્ણપ્રતિમાની સ્થાપના કરવી. પછી એકાદશીને દિવસે પ્રાતઃસ્નાન કરી સ્થાપિત ઘડા ઉપર ચંદન અને પુષ્પ ચડાવી, ધૂપ, દીપ, નાના પ્રકારનાં નૈવેદ્યો, દાડિમ અને નાળિએરવડે નારાયણની પૂજા કરવી. હે રામ ! તે ઘડાની પાસે બેસી આખો દિવસ કાઢવો ને આખી રાત જાગરણ કરવું. હે નૃપ ! બારશને દિવસે સૂર્યોદય વખતે પેલો ઘડો નદી, તળાવ વા ઝરણાં વગેરે જલાશય પાસે લઈ જઇ, ત્યાં સ્થાપના કરી, વિધિથી તેની પૂજા કરવી.[૩૨–૩૬]

दद्यात्सदैवतं कुंभं ब्राह्मणे वेदपारगे । कुंभेन सह राजेंद्र महादानानि दापयेत् ॥ ३७ ॥ अनेन विधिना राम यूथपैः सह संगतः । कुरु व्रतं प्रयत्नेन विजयस्ते भविष्यति ॥ ३८ ॥ इति श्रुत्वा वचो रामो यथोक्तमकरोत्तथा । कृते व्रते स विजयी बभूव रघुनंदनः ॥ ३९ ॥ अनेन विधिना राजन् ये कुर्वंति नरा व्रतम् । इह लोके जयस्तेषां परलोकस्तथाऽक्षयः ॥ ४० ॥ एतस्मात्कारणात्पुत्र कर्तव्यं विजयाव्रतम् । विजयायाश्च माहात्म्यं सर्वकिल्बिषनाशनम् । पठनाच्छ्रवणात्तस्य वाजपेयफलं लभेत् ॥ ४१ ॥ इति श्रीस्कंदपुराणे फाल्गुनकृष्णैकादश्या विजयानाम्न्या माहात्म्यं संपूर्णम् ॥

તે કુંભ તથા નારાયણની મૂર્તિ ઉત્તમ વૈદિક બ્રાહ્મણને આપી દેવાં. તેની સાથે મહાદાન પણ આપવાં.[૩૭] હે રામ ! તમે યોધાઓની સાથે મળી, વિધિથી આ વ્રત કરો, જેથી તમારો જય થશે.[૩૮] એવાં વચનો સાંભળી મુનિરાજના કહેવા પ્રમાણે રઘુનંદન રામચંદ્રે વ્રત કર્યું તેથી તેનો વિજય થયો.[૩૯] હે રાજન્ ! જે માણસો આ પ્રકારથી વિજયાવ્રત કરે છે, તેનો આ લોકમાં જય થાય છે અને અંતે તે અવિનાશી લોકમાં જાય છે.[૪૦] હે પુત્ર નારદ ! એટલા માટે વિજયાવ્રત કરવું. વિજયાનું માહાત્મ્ય પણ સઘળાં પાપોનો નાશ કરનાર છે. તેના પાઠથી વા શ્રવણથી વાજપેયયજ્ઞનું ફળ થાય છે.[૪૧] એવી રીતે સ્કંદપુરાણમાં માઘકૃષ્ણપક્ષની વિજયા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૨૦ ફાગણ શુદિ આમલકી એકાદશીની કથા

अथ फाल्गुनशुक्लैकादशीकथा ॥ मांधातोवाच– वद ब्रह्मन्महाभाग येन श्रेयो भवेन्मम । कृपया तद्ब्रह्मयोने यद्यनुग्राह्यता मयि ॥ १ ॥ सरहस्यं सेतिहासं व्रतानामुत्तमं व्रतम् ॥ वसिष्ठ उवाच-कथयाम्यधुना तुभ्यं सर्वव्रतफलप्रदम् ॥ २ ॥ आमलक्या व्रतं राजन्महापातकनाशनम् । मोक्षदं सर्वलोकानां गोसहस्रफलप्रदम् ॥ ३ ॥ अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् । यथा मुक्तिमनुप्राप्तो व्याधो हिंसासमन्वितः ॥ ४ ॥ वैदिशं नाम नगरं हृष्टपुष्टजनान्वितम् । ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैः शूद्रैश्च समलंकृतम् ॥ ५ ॥ रुचिरं नृपशार्दूल ब्रह्मघोषनिनादितम् । न नास्तिको दुष्कृतिकस्तस्मिन्पुरवरे सदा ॥ ६ ॥ तत्र सोमान्वयो राजा विख्यातः शशबिंदवः । राजा चैत्ररथो नाम धर्मात्मा सत्यसंगरः ॥ ७ ॥ नागायुतबलः श्रीमान् शस्त्रशास्त्रार्थपारगः । तस्मिन् शासति धर्मज्ञे धर्मात्मनि धरां प्रभो ॥ ८ ॥ कृपणो नैव कुत्रापि दृश्यते नैव निर्धनः । सुकालः क्षेममारोग्यमदुर्भिक्षं न चेतयः ॥ ९ ॥ विष्णुभक्तिरता लोकास्तस्मिन् पुरवरे सदा । हरिपूजारताश्चैव राजा चापि विशेषतः ॥ १० ॥

માંધાતા કહે છે–હે બ્રહ્મન્! હે વસિષ્ઠ! હે મહાભાગ! જો મારી ઉપર કૃપા હોય તો જેથી મારૂં કલ્યાણ થાય તેવું સર્વોત્તમ વ્રત, તેનો પ્રકાર અને તેની કથા કહો. વસિષ્ઠ કહે છે—હે રાજન્! જે સઘળાં વ્રતોનાં ફળને આપનાર છે, મહાપાપનો નાશ કરનાર છે, સર્વ લોકોને મોક્ષ આપનાર છે અને હજાર ગોદાનોનું પુણ્ય આપનાર છે, તેવું આમલકી એકાદશીનું વ્રત કહું છું તે સાંભળો.[૧-૩] આ વિષયમાં પંડિતો, 'હિંસા કરનાર પારધીનો પણ મોક્ષ થયો' એવો પ્રાચીન ઇતિહાસ કહે છે.[૪] એક વૈદિશ નામનું સુંદર શહેર હતું. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો સુખથી રહેતા હતા ને તેમાં વેદીઆ વેદાભ્યાસ કરતા હતા. એ ઉત્તમ શહેરમાં કોઇ પણ નાસ્તિક કે પાપી વસતો ન હતો.[૫-૬] તેમાં ચૈત્રરથ નામનો એક સોમવંશી રાજા રાજ્ય કરતો હતો. તે શશબિંદુના વંશમાં ઉત્પન્ન થયેલો હતો અને ધાર્મિષ્ઠ, સત્ય પ્રતિજ્ઞાવાળો ને શસ્ત્રવિદ્યામાં તથા શાસ્ત્રાર્થમાં પ્રવીણ હતો. તેને દશ હજાર હાથીના જેટલું બળ હતું. એ ધાર્મિષ્ઠ રાજા જ્યારે પૃથ્વીનું પાલન કરતો હતો ત્યારે કોઈ જગોએ કોઇ પણ પુરુષ લોભી કે નિર્ધન જોવામાં આવતો નહિ. વૃષ્ટિ સારી થતી હતી, સઘળી પ્રજા સુખી ને નિરોગી હતી, દુષ્કાળ પડતો નહીં ને ટીડ વગેરેનો ઉપદ્રવ પણ હતો નહિ.[૭-૯] એ શહેરનો રાજા તથા સઘળી પ્રજા, વિષ્ણુની ભક્તિમાં અને પૂજામાં પરાયણ હતાં.[૧૦]

न शुक्लां नैव कृष्णां च द्वादशीं भुंजते जनाः । सर्वधर्मान्परित्यज्य हरिभक्तिपरायणाः ॥ ११ ॥ एवं संवत्सरा जग्मुर्बहवो राजसत्तम । जनस्य सौख्ययुक्तस्य हरिभक्तिरतस्य च ॥ १२ ॥ अथ कालेन संप्राप्ता द्वादशी पुण्यसंयुता । फाल्गुनस्य सिते पक्षे नाम्ना ह्यामलकी स्मृता ॥ १३ ॥ तामवाप्य जनाः सर्वे बालकाः स्थविरा नृप । नियमं चोपवासं च सर्वे चक्रुर्नरा विभो ॥ १४ ॥ महाफलं व्रतं ज्ञात्वा स्नानं कृत्वा नदीजले । तत्र देवालये राजा लोकयुक्तो महाप्रभुः ॥ १५ ॥ पूर्णकुंभमवस्थाप्य छत्रोपानहसंयुतम् । पंचरत्नसमायुक्तं दिव्यगंधाधिवासितम् ॥ १६ ॥ दीपमालान्वितं चैव जामदग्न्यसमन्वितम् । पूजयामासुरव्यग्रा धात्रीं च मुनिभिर्जनाः ॥ १७ ॥ जामदग्न्य नमस्तेऽस्तु रेणुकानंदवर्धन । आमलकीकृतच्छाय भुक्तिमुक्तिवरप्रद ॥ १८ ॥ धात्रि धातृसमुद्भूते सर्वपातकनाशिनि । आमलकि नमस्तुभ्यं गृहाणार्घोदकं मम ॥ १९ ॥ धात्रि ब्रह्मस्वरूपासि त्वं तु रामेण पूजिता । प्रदक्षिणाविधानेन सर्वपापहरा भव ॥ २० ॥

શુક્લ વા કૃષ્ણ બન્ને પક્ષોની એકાદશીને દિવસે કોઇ પણ ખાતું નહતું, ને સર્વે સઘળાં કામો છોડીને હરિભક્તિમાં પરાયણ રહેતાં હતાં.[૧૧] એવી રીતે હે માંધાતા રાજા! હરિભક્તિ કરતાં મનુષ્યોનાં કેટલાંક વર્ષો સુખમાં નીકળી ગયાં.[૧૨] પછી ફાગણ માસના શુક્લ પક્ષની પુણ્યકારક આમલકી નામની એકાદશી આવી.[૧૩] તે દિવસે બાલક, જુવાન અને ઘરડાં એ બધાએ નિયમથી વ્રત કર્યું તથા ઉપવાસ કર્યો.[૧૪] આ વ્રત મહાફળ આપનાર છે, એમ જાણી રાજાએ તથા પ્રજાએ નદીમાં સ્નાન કરી, દેવાલયમાં જઈ, જે જળથી ભરેલો હતો, જેમાં પંચરત્ન નાંખ્યાં હતાં અને સુગંધી ચંદન નાંખ્યું હતું એવા ઘડાની સ્થાપના કરી. તેની પાસે છત્ર, પગરખાં તથા દીવા રાખી ઘડા ઉપર પરશુરામની સ્થાપના કરી તેની તથા આમળીની પૂજા કરી.[૧૫-૧૭] 'હે પરશુરામ! હે રેણુકાને આનંદ આપનાર! હે આમળીવડે છાયા કરનાર! અને હે ભોગને, મોક્ષને અને વરને આપનાર! આપને નમસ્કાર કરું છું,' એ મંત્રથી પરશુરામને નમસ્કાર કર્યા.[૧૮] પછી 'હે આમળી! તમે બ્રહ્માથી ઉત્પન્ન થયેલાં છો, સઘળાં પાપોનો નાશ કરો છો, આપને હું નમસ્કાર કરું છું, મારા અર્ઘ્યનું ગ્રહણ કરો,' એ મંત્રથી અર્ઘ્ય આપ્યો.[૧૯] 'હે આમળી! તમે બ્રહ્મસ્વરૂપ છો અને પરશુરામવડે પૂજિત છો, હું આપને પ્રદક્ષિણા કરું છું, માટે મારાં સર્વ પાપોને હરો,' એ મંત્ર ભણી પ્રદક્ષિણા કરી.[૨૦]

तत्र जागरणं चक्रुर्जनाः सर्वे स्वशक्तितः । एतस्मिन्नेव काले तु व्याधस्तत्र समागतः ॥ २१ ॥ क्षुधाश्रमपरिश्रान्तो महाभारेण पीडितः । कुटुंबार्थं जीवघाती सर्वधर्मबहिष्कृतः ॥ २२ ॥ जागरं तत्र सोऽपश्यदामलक्यां क्षुधान्वितः । दीपमालाकुलं दृष्ट्वा तत्रैव निषसाद सः ॥ २३ ॥

किमेतदिति संचिंत्य प्राप्तवान् विस्मयं भृशम् । ददर्श कुंभं तत्रस्थं देवं दामोदरं तथा ॥ २४ ॥ ददर्शामलकीवृक्षं तत्रस्थांश्चैव दीपकान् । वैष्णवं च तथाऽऽख्यानं शुश्राव पठतां नृणाम् ॥ २५ ॥ एकादश्याश्च माहात्म्यं शुश्राव क्षुधितोऽपि सन् । जाग्रतस्तस्य सा रात्रिर्गता विस्मितचेतसः ॥ २६ ॥ ततः प्रभातसमये विविशुर्नगरं जनाः । व्याधोऽपि गृहमागत्य बुभुजे प्रीतमानसः ॥ २७ ॥ ततः कालेन महता व्याधः पंचत्वमागतः । एकादश्याः प्रभावेण रात्रौ जागरणेन च ॥ २८ ॥ राज्यं प्रपेदे सुमहच्चतुरंगबलान्वितम् । जयंतीनाम नगरी तत्र राजा विदूरथः ॥ २९ ॥ तस्मात्स तनयो जज्ञे नाम्ना वसुरथो बली । चतुरंगबलोपेतो धनधान्यसमन्वितः ॥ ३० ॥

પછી સઘળાએ ભક્તિથી જાગરણ કર્યું. એ વખતે ત્યાં એક પારધી આવ્યો.[૨૧] તે ઘણો ભૂખ્યો હતો. તેણે કુટુંબના પોષણ માટે કેટલાંક જનાવરો મારી ઉપાડ્યાં હતાં. તેના ભારથી તે બહુ થાકી ગયો હતો. તે પારધી સઘળા ધર્મોથી વિમુખ હતો.[૨૨] હવે ત્યાંનાં માણસો જાગરણ કરતાં હતાં અને દીવા બળતા હતા તે તેના જોવામાં આવ્યા, તેથી, 'આ શું હશે ?' એમ વિચારી મોટા આશ્ચર્યમાં પડ્યો. દેવાલય નજીક જતાં, સ્થાપિત ઘડો, વિષ્ણુ, આમળીનું વૃક્ષ અને તેની પાસે રાખેલા દીવાઓ તેના જોવામાં આવ્યા અને તે આખા દિવસનો ભૂખ્યો હતો છતાં પણ, તેણે વિષ્ણુની કથા વંચાતી હતી તે તથા એકાદશીનું માહાત્મ્ય સાંભળ્યું. એવી રીતે આશ્ચર્યમાં જ તેની આખી રાત્રિ જાગવામાં નીકળી ગઈ.[૨૩–૨૬] પ્રાતઃકાળ થયો ત્યારે સઘળાં મનુષ્યો શહેરમાં ગયાં, એટલે પારધીએ પણ પોતાને ઘેર જઈ પ્રીતિથી ભોજન કર્યું.[૨૭] ત્યાર પછી ઘણાં વર્ષે એ પારધી મરણ પામ્યો ને એકાદશીનાં વ્રતના અને જાગરણના મહિમાથી તે જયંતી નગરીના વિદૂરથ રાજાને ત્યાં જન્મ્યો અને મોટાં રાજ્યનો રાજા થયો. તેનું નામ વસુરથ હતું. એ રાજા બળવાન્ હતો. તેની પાસે હાથી, ઘોડા, રથ અને પ્યાદા એવી રીતે ચાર અંગવાળું સૈન્ય હતું ને ધનની તથા ધાન્યની સમૃદ્ધિ હતી.[૨૮–૩૦]

दशायुतानि ग्रामाणां बुभुजे भयवर्जितः । तेजसाऽऽदित्यसदृशः कांत्या चंद्रसमप्रभः ॥ ३१ ॥ पराक्रमे विष्णुसमः क्षमया पृथिवीसमः । धार्मिकः सत्यवादी च विष्णुभक्तिपरायणः ॥ ३२ ॥ ब्रह्मज्ञः कर्मशीलश्च प्रजापालनतत्परः । यजते विविधान् यज्ञान् स राजा परदर्पहा ॥ ३३ ॥ दानानि विविधान्येव प्रददाति च सर्वदा । एकदा मृगयां यातो दैवान्मार्गपरिच्युतः ॥ ३४ ॥ न दिशो नैव विदिशो वेत्ति तत्र महीपतिः । उपधाय च दोर्मूलमेकाकी गहने वने ॥ ३५ ॥ श्रांतश्च क्षुधितोऽत्यंतं संविवेश महीपतिः । अत्रांतरे म्लेच्छगणः पर्वतांतरवासभाक् ॥ ३६ ॥ आययौ तत्र यत्रास्ते राजा परबलार्दनः । कृतवैरास्तु ते राज्ञा सर्वदैवोपतापिताः ॥ ३७ ॥ परिवार्य ततस्तस्थू राजानं भूरिदक्षिणम् । हन्यतां हन्यतां चायं पूर्ववैरविरुद्धधीः ॥ ३८ ॥ अनेन निहताः पूर्वं पितरो भ्रातरः सुताः । पौत्राश्च भागिनेयाश्च मातुलाश्च निपातिताः ॥ ३९ ॥ निष्कासिताश्च स्वस्थानाद्विक्षिप्ताश्च दिशो दश । एतावदुक्त्वा ते सर्वे तत्रैनं हंतुमुद्यताः । पाशैश्च पट्टिशैः खड्गैर्बाणैर्धनुषि संस्थितैः ॥ ४० ॥

એ રાજા નીડર થઈ દશ હજાર ગામોનું રાજ્ય ભોગવતો હતો. એ સૂર્યના જેવો તેજસ્વી હતો, ચન્દ્રના જેવો કાંતિવાળો હતો.[૩૧] વિષ્ણુ જેવો પરાક્રમી હતો, પૃથ્વીના જેવો ક્ષમાવાળો હતો, ધર્મિષ્ઠ હતો, સત્યવાદી હતો, વિષ્ણુભક્તિમાં પરાયણ હતો.[૩૨] બ્રહ્મજ્ઞ હતો, કર્મ કરતો હતો, પ્રજાનાં પાલનમાં તત્પર હતો, નાના પ્રકારના યજ્ઞો કરતો હતો; અને નિરંતર નાના પ્રકારનાં દાન દેતો હતો.[૩૩] એ રાજા એક દિવસ મૃગયા કરવા ગયો હતો. ત્યાં કમનસીબે ભૂલો પડ્યો ને કોઈ દિશાની ગમ પડી નહીં, ત્યારે અત્યંત થાકવાથી અને ભૂખ લાગવાથી ઘોર વનમાં એકલો જ માથા નીચે હાથ રાખી સૂઈ ગયો. તે વખતે તેની પાસે પર્વતમાં રહેનારા મ્લેચ્છો આવ્યા, જેઓની સાથે પૂર્વે નિરંતર દુઃખ દેવાથી તે રાજાને મોટું વૈર થયું હતું.[૩૪–૩૭] હવે તેઓએ તે ઉદાર રાજાને ચારોમેર વીંટી લીધો ને 'આ રાજાએ આપણા પિતા, ભાઈ, પુત્ર, પૌત્ર, ભાણેજ અને મામાઓને મારી નાંખ્યા છે, કેટલાકને દેશનિકાલ કરી દશે દિશામાં વીંખેરી નાંખી આપણી સાથે મોટું વૈર કર્યું છે, માટે એને મારો,' એવી રીતે કહી તે સર્વ મ્લેચ્છો, પાશ, પટ્ટિશ, ખડ્ગ અને ધનુષમાં ચડાવેલાં બાણોવડે તેને મારવા લાગ્યા.[૩૮–૪૦]

सर्वाणि शस्त्राणि समापतंति न वै शरीरे प्रविशंति तस्य । ते चापि सर्वे हतशस्त्रसंघा म्लेच्छा बभूवुर्गतजीवदेहाः ॥ ४१ ॥ यदापि चकितुं तत्र न शेकुस्तेऽरयो भृशम् । शस्त्राणि कुंठतां जग्मुः सर्वेषां हतचेतसाम् ॥ ४२ ॥ दीना बभूवुस्ते सर्वे ये तं हंतुं समागताः । एतस्मिन्नेव काले तु तस्य राज्ञः शरीरतः ॥ ४३ ॥ निःसृता प्रमदा ह्येका सर्वावयवशोभना ॥ ४४ ॥ दिव्यगंधसमायुक्ता दिव्याभरणभूषिता । दिव्यमाल्यांबरधरा भ्रुकुटीकुटिलानना ॥ ४५ ॥ स्फुलिंगाभ्यां च नेत्राभ्यां पावकं वमती बहु । चक्रोद्यतकरा चैव कालरात्रिरिवापरा ॥ ४६ ॥ अभ्यधावत संक्रुद्धा म्लेच्छानत्यंतदुःखितान् । निहताश्च यदा म्लेच्छास्ते विकर्मरतास्तथा ॥ ४७ ॥ ततो राजा विबुद्धः सन् ददर्श महदद्भुतम् । हतान्म्लेच्छगणान्दृष्ट्वा राजा हर्षमवाप सः ॥ ४८ ॥ इह केन हता म्लेच्छा अत्यंतं वैरिणो मम । केन चेदं महत्कर्म कृतमस्मद्धिता-

र्थिना ॥ ४९ ॥ एतस्मिन्नेव काले तु वागुवाचाशरीरिणी । तं स्थितं नृपतिं दृष्ट्वा निकामं विस्मयान्वितम् ॥ ५० ॥ शरणं केशवादन्यो नास्ति कोऽपि द्वितीयकः । इति श्रुत्वाऽऽकाशवाणीं विस्मयोत्फुल्ललोचनः ॥ ५१ ॥ वनात्तस्मात्स कुशली समायातः स्वभूमिभुक् । राज्यं चकार धर्मात्मा धरायां देवतेशवत् ॥५२॥ वसिष्ठ उवाच– तस्मादामलकीं राजन् ये कुर्वंति नरोत्तमाः । ते यांति वैष्णवं लोकं नात्र कार्या विचारणा ॥५३॥ इति श्रीब्रह्मांडपुराणे आमलक्याख्यफाल्गुनशुक्लैकादशीमाहात्म्यं संपूर्णम् ॥

તેઓ મારી મારીને થાકી ગયા, તેમનાં હથીઆરો બુઠ્ઠાં થઇ ગયાં, પણ તે રાજાના શરીરમાં કોઇ જાતની ઇજા થઇ નહીં, ત્યારે તે સર્વે દીન જેવા થઇ ગયા. આ વખતે રાજાના શરીરમાંથી એક ખૂબસુરત સ્ત્રી નીકળી. તેણે દિવ્ય ચંદન ચર્ચેલું હતું, દિવ્ય અલંકારો પહેર્યા હતા, દિવ્ય વસ્ત્રો પહેર્યાં હતાં અને અલૌકિક માળા ધારણ કરી હતી. ક્રોધથી તેનું મુખ તથા ભ્રમર વક્ર થયાં હતાં.[૪૨–૪૫] તેના લાલ નેત્રમાંથી જાણે અગ્નિના તણખા નીકળતા હોય તેમ જોવામાં આવતું હતું. હાથમાં ચક્ર હોવાથી જાણે બીજી કાલરાત્રિ હોયની, તેવી તે જણાતી હતી.[૪૬] તે સ્ત્રીએ મ્લેચ્છો, જે અત્યન્ત દુઃખમાં હતા ને દુષ્ટ કર્મમાં આસક્ત હતા તેઓને મારી નાંખ્યા.[૪૭] જ્યારે રાજા જાગ્યો અને જોયું તો સઘળા મ્લેચ્છો મરેલા પડ્યા હતા. તેથી તે ઘણો પ્રસન્ન થયો ને મનમાં વિચારવા લાગ્યો કે, આ મારા મોટા શત્રુ કોણે મારયા? મારા કયા હિતેચ્છુએ આ મોટું કાર્ય કર્યું? એવી રીતે રાજા મોટા અચંબાથી વિચાર કરતો હતો, તેટલામાં આકાશવાણી થઇ કે,[૪૮–૫૦] ‘નારાયણથી બીજો કોઇ રક્ષણ કરનાર નથી;’ એવી આકાશવાણી સાંભળી રાજા વિસ્મિત થયો.[૫૧] પછી તે ક્ષેમકુશળ વનમાંથી શહેરમાં આવ્યો ને ઇંદ્રની પેઠે પૃથ્વીનું રાજ્ય ભોગવવા લાગ્યો.[૫૨] વસિષ્ઠ કહે છે–હે રાજન્! એટલા માટે જે માણસો આમલકી એકાદશીનું વ્રત કરે છે, તે વિષ્ણુલોકમાં જાય છે, એમાં કાંઇ વિચાર કરવા જેવું નથી.[૫૩] એવી રીતે બ્રહ્માંડપુરાણમાં ફાગણ માસની શુકલ પક્ષની આમલકી નામની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૨૧ ફાગણ વદિ પાપમોચની એકાદશીની કથા

अथ चैत्रकृष्णैकादशीकथा ॥ युधिष्ठिर उवाच– फाल्गुनस्य सिते पक्षे श्रुता साऽऽमलकी मया । चैत्रस्य कृष्णपक्षे तु किंनामैकादशी भवेत् ॥ १ ॥ को विधिः किं फलं तस्या ब्रूहि कृष्ण ममाग्रतः ॥ श्रीकृष्ण उवाच–श्रृणु राजेंद्र वक्ष्यामि पापमोचनिकाव्रतम् ॥ २ ॥ यल्लोमशोऽब्रवीत्पृष्टो मांधात्रा चक्रवर्तिना ॥ मांधातोवाच– भगवन् श्रोतुमिच्छामि लोकानां हितकाम्यया ॥ ३ ॥ चैत्रमास्यसिते पक्षे किं नामैकादशी भवेत् । को विधिः किं फलं तस्याः कथयस्व प्रसादतः ॥ ४ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે કૃષ્ણ! ફાગણ માસના શુકલ પક્ષની આમલકી એકાદશીનું માહાત્મ્ય મેં સાંભળ્યું. હવે ફાગણ વદિ એકાદશીનું શું નામ છે?[૧] તેનો કેવો પ્રકાર છે અને તેથી શું ફળ થાય છે, તે સઘળું હે કૃષ્ણ! મારી આગળ કહો. શ્રીકૃષ્ણ કહે છે–હે રાજેન્દ્ર! જે પાપમોચની એકાદશીનું વ્રત, ચક્રવર્તી રાજા માંધાતાના પૂછવાથી લોમશ ઋષિએ કહ્યું હતું તે હું કહું છું, તે તમે સાંભળો. માંધાતાએ પૂછ્યું–હે ભગવન્! ફાગણ વદિ એકાદશીનું શું નામ છે? તેનો કેવો પ્રકાર છે? અને તેથી શું ફળ થાય છે તે લોકના કલ્યાણ માટે સાંભળવા ઇચ્છું છું, માટે કૃપા કરી કહો.[૨–૪]

लोमश उवाच– चैत्रमास्य सिते पक्षे नाम्ना वै पापमोचनी । एकादशी समाख्याता पिशाचत्वविनाशिनी ॥ ५ ॥ श्रृणु तस्याः प्रवक्ष्यामि कामदां सिद्धिदां नृप । कथां विचित्रां शुभदां पापघ्नीं धर्मदायिनीम् ॥ ६ ॥ पुरा चैत्ररथोद्देशे अप्सरोगणसेविते । वसंतसमये प्राप्ते पुष्पैराकुलिते वने ॥ ७ ॥ गंधर्वकन्यास्तत्रैव रमंति सह किन्नरैः । पाकशासनमुख्याश्च क्रीडंते च दिवौकसः ॥ ८ ॥ नापरं इंदरं किंचिद्वनाच्चैत्ररथाद्वनम् । तस्मिन्वने तु मुनयस्तपंति बहुलं तपः ॥ ९ ॥ सह देवैस्तु मघवा रमते मधुमाधवौ । एको मुनिवरस्तत्र मेधावी नाम नामतः ॥ १० ॥ अप्सरास्तं मुनिवरं मोहनायोपचक्रमे । मंजुघोषेति विख्याता भावं तस्य विचिन्वती ॥ ११ ॥ क्रोशमात्रं स्थिता तस्य भयादाश्रमसन्निधौ । गायंती मधुरं साधु पीडयंती विपंचिकाम् ॥ १२ ॥ गायंतीं तामथालोक्य पुष्पचंदनवेष्टिताम् । कामोऽपि विजयाकांक्षी शिवभक्तं मुनीश्वरम् ॥ १३ ॥ तस्याः शरीरसंसर्गे शिववैरमनुस्मरन् । कृत्वा भ्रुवौ धनुष्कोटीगुणं कृत्वा कटाक्षकम् ॥ १४ ॥ मार्गणौ नयने कृत्वा पक्ष्मयुक्तौ यथाक्रमम् । कुचौ कृत्वा पटकुटीं विजयायोपसंस्थितः ॥ १५ ॥

લોમશ ઋષિ બોલ્યા–ફાગણ માસના કૃષ્ણ પક્ષની એકાદશી પાપમોચની નામની છે; તે પિશાચપણાનો નાશ કરનારી છે.[૫] હે રાજન્! કામના પૂર્ણ કરનારી, સિદ્ધિ આપનારી, પાપનો નાશ કરનારી અને ધર્મ આપનારી એ એકાદશીની વિચિત્ર કથા કહું છું તે તમે સાંભળો.[૬] ચૈત્રરથ નામનું કુબેરનું વન છે. જેમાં વસંતઋતુમાં ઘણાં પુષ્પો ખિલે છે અને ગંધર્વોની કન્યાઓ કિન્નરોની સાથે ક્રીડા કરે છે. ત્યાં ઇંદ્ર વગેરે દેવો પણ ક્રીડા કરે છે.[૭–૮] કારણ કે એ ચૈત્રરથથી ઉત્તમ બીજું કોઈ વન નથી. તે વનમાં મુનિઓ મોટું તપ કરે છે ને ઇંદ્ર પણ વસંતઋતુમાં દેવોની સાથે ક્રીડા કરવા જાય છે. તે વનમાં મેધાવી નામના એક મુનિ તપશ્ચર્યા કરતા

હતા.૯–૧૦ તેને મોહ પમાડવા માટે મંજુઘોષા અપ્સરાએ આરંભ કર્યો. તેનો અભિપ્રાય જાણવા માટે, પણ ભયથી, મુનિના આશ્રમથી એક કોશ જેટલે દૂર ઉભી રહી તે વીણા વગાડતી વગાડતી મધુર રાગથી ગાવા લાગી.૧૧–૧૨ જેણે પુષ્પની માળા પહેરેલી છે અને ચંદન ચર્ચેલું છે એવી મંજુઘોષાને ગાતી જોઇ મુનિરાજ કે જે શિવભક્ત હતા તેને જિતવાની ઇચ્છાથી મહાદેવનાં* વૈરને સંભારતો કામદેવ પણ તૈયાર થયો, ને મંજુઘોષાની ભ્રમરરૂપી ધનુષ, કટાક્ષરૂપી દોરડી અને નેત્રરૂપી પીછાંવાળાં બાણ તૈયાર કરી, મુનિરાજને જિતવા માટે, સ્તનરૂપી તંબૂ તાણી ઉભો રહ્યો.૧૩–૧૫

मंजुघोषाऽभवत्तत्र कामस्येव वरूथिनी । मेधाविनं मुनिं दृष्ट्वा सापि कामेन पीडिता ॥ १६ ॥ यौवनोद्भिन्नदेहोऽसौ मेधाव्यतिविराजते । सितोपवीतसहितो दंडी स्मर इवापरः ॥ १७ ॥ मंजुघोषा स्थिता तत्र दृष्ट्वा तं मुनिपुंगवम् । मदनस्य वशं प्राप्ता मंदं मंदमगायत ॥ १८ ॥ रणद्वलयसंयुक्ता सिंजन्नूपुरमेखला । गायंती भावसंयुक्तां विलोक्य मुनिपुंगवः ॥ १९ ॥ मदनेन ससैन्येन नीतो मोहवशं बलात् । मंजुघोषा समागम्य मुनिं दृष्ट्वा तथाविधम् ॥२०॥ हावभावकटाक्षैस्तु मोहयामास चांगना । अधः संस्थाप्य वीणां सा सस्वजे तं मुनीश्वरम् ॥ २१ ॥ वल्लीवाकुलिता वृक्षं वातवेगेन वेपिता । सोऽपि रेमे तया सार्द्धं मेधावी मुनिपुंगवः ॥२२॥ तस्मिन्नेव वनोद्देशे दृष्ट्वा तद्देहमुत्तमम् । शिवतत्त्वं स विस्मृत्य कामतत्त्ववशं गतः ॥ २३ ॥ न निशां न दिनं सोऽपि रमन् जानाति कामुकः । बहुलश्च गतः कालो मुनेराचारलोपकः ॥ २४ ॥ मंजुघोषा देवलोकगमनायोपचक्रमे । गच्छंती प्रत्युवाचाथ रमंतं मुनिपुंगवम् ॥ २५ ॥ आदेशो दीयतां ब्रह्मन् स्वधामगमनाय मे ॥

મંજુઘોષા, કામદેવની સેનાનું કામ કરવા લાગી. પછી યૌવનાવસ્થાને લીધે તથા સફેદ જનોઇ ધારણ કરવાથી જાણે બીજો કામદેવ હોયની, તેવી રીતના ખૂબસુરત મુનિરાજને જોઇ, તે અપ્સરાને પણ કામ વ્યાપ્યો.૧૬–૧૭ તેથી કામવશ થઇ ગયેલી તે અપ્સરા તે મુનિની સામું જોઇ ધીમે ધીમે ગાવા અને નાચવા લાગી.૧૮ અને કંકણના તથા ઝાંઝરના ઝમકારા થવા લાગ્યા. એવી રીતની અપ્સરાથી કામદેવે મુનિરાજને વશ કરી લીધા. એટલે તે, અપ્સરા તરફ જોવા લાગ્યા. મુનિને લલચાએલા જોઇ, પેલી અપ્સરા પાસે આવી હાવભાવથી તથા કટાક્ષથી મુનિને વિશેષ લલચાવી, વીણા નીચે મૂકી વાયુના વેગથી કાંપતી લતા જેમ વૃક્ષને વળગી પડે, તેમ આકુલતાથી મુનિને વળગી પડી. તેનું ઉત્તમ રૂપ જોઇ મુનિરાજ મેધાવી પણ તે વનમાં એ અપ્સરાની સાથે ક્રીડા કરવા લાગ્યા ને શિવતત્ત્વને ભૂલી જઇ કામતત્ત્વને વશ થયા.૧૯–૨૩ તેથી અતિ કામવશ થયેલા તે મુનિને ક્રીડા કરવામાં રાત્રિનું કે દિવસનું પણ ભાન રહ્યું નહીં. એવી રીતે ક્રીડા કરતાં મુનિના નિયમનો જેમાં નાશ થયેલો છે એવો કેટલોક કાળ નીકળી ગયો.૨૪ ત્યારે મંજુઘોષાએ ક્રીડા કરતા મુનિની પાસે સ્વર્ગમાં જવા માટે રજા માગી કે, હે મહારાજ! હવે મને સ્વર્ગમાં જવા માટે રજા આપો.૨૫

मेधाव्युवाच– अद्यैव त्वं समायाता प्रदोषादौ वरानने ॥ २६ ॥ यावत्प्रभातसंध्या स्यात्तावत्तिष्ठ ममांतिके । इति श्रुत्वा मुनेर्वाक्यं भयभीता बभूव सा ॥ २७ ॥ पुनर्वै रमयामास तं मुनिं नृपसत्तम । मुनिशापभयाद्भीता बहुलान्परिवत्सरान् ॥ २८ ॥ वर्षाणि सप्तपंचाशन्नवमासान्दिनत्रयम् । सा रेमे मुनिना तस्य निशार्द्धमिव चाभवत् ॥ २९ ॥ सा तं पुनरुवाचाथ तस्मिन्काले गते मुनिम् । आदेशो दीयतां ब्रह्मन् गंतव्यं स्वगृहे मया ॥ ३० ॥ मेधाव्युवाच–प्रातःकालोऽधुनैवास्ते श्रूयतां वचनं मम । कुर्वे संध्यां दिने यावत्तावत्त्वं सुस्थिरा भव ॥ ३१ ॥ इति वाक्यं मुनेः श्रुत्वा भयानंदसमाकुलम् । स्मितं कृत्वा तु सा किंचित्प्रत्युवाच सुविस्मिता ॥ ३२ ॥

મેધાવી કહે છે–હે સુંદર મુખવાળી! તું આજે જ સૂર્યાસ્ત પછી આવી છે, માટે સવાર થાય ત્યાં સુધી મારી પાસે રહે. એવી રીતનાં મુનિનાં વચન સાંભળી તે અપ્સરા મુનિના શાપથી ડરી ત્યાં રહી.૨૬–૨૭ વળી પણ તે મુનિની સાથે કેટલાંક વર્ષો સુધી ક્રીડા કરતી ત્યાં રહી.૨૮ તેમાં સત્તાવન વર્ષો, નવ માસ અને ત્રણ દિવસ નીકળી ગયા, પણ મુનિ મહારાજને તો અર્ધ રાત ગઇ હોય તેમ જણાયું.૨૯ હવે એટલાં વર્ષો નીકળી ગયાં ત્યારે અપ્સરાએ ફરીથી રજા માગી કે, હે બ્રહ્મન્! મારે ઘેર જવું છે, માટે મને રજા આપો.૩૦ મેધાવી કહે છે–હે મંજુઘોષે! હમણાં જ પ્રાતઃકાલ થશે, માટે મારું વચન સાંભળ, કે હું જ્યાં સુધીમાં સંધ્યા કરી લઉં ત્યાં સુધી તું મારી પાસે સ્થિર થઇને રહે.૩૧ એવાં ઋષિનાં વચન સાંભળી એ અપ્સરા ભયથી તથા આનંદથી થોડું હસીને આશ્ચર્યથી કહેવા લાગી કેઃ–૩૨

अप्सरा उवाच– कियत्प्रमाणा विप्रेंद्र तव संध्या गताः किल । मयि प्रसादं कृत्वा तु गतः कालो विचार्यताम् ॥ ३३ ॥ इति तस्या वचः श्रुत्वा विस्मयोत्फुल्ललोचनः । स ध्यात्वा हृदि विप्रेंद्रः प्रमाणमकरोत्तदा ॥३४॥ समाश्च सप्तपंचाशद्गता मम तया सह । नेत्राभ्यां विस्फुलिङ्गान्स मुंचमानोऽतिकोपनः ॥ ३५ ॥ कालरूपां च तां दृष्ट्वा तपसः क्षयकारिणीम् । दुःखार्जितं मम तपो नीतं तदनया क्षयम् ॥३६॥ विचार्येत्थं सकंपोष्ठो मुनिस्तु व्याकुलेंद्रियः । तां शशाप च मेधावी त्वं पिशाची भवेति हि ॥ ३७ ॥

* મહાદેવે કામદેવને બાળી નાખ્યો છે એ વાત પ્રસિદ્ધ છે.

धिक्त्वां पापे दुराचारे कुलटे पातकप्रिये । तस्य शापेन सा दग्धा विनयावनता स्थिता ॥ ३८ ॥ उवाच वचनं सुभ्रूः प्रसादं वांछती मुनिम् । कृत्वा प्रसादं विप्रेंद्र शापस्योपशमं कुरु ॥ ३९ ॥ सतां संगे हि भवति मित्रत्वं सप्तमे पदे । त्वया सह मम ब्रह्मन् गताः सुबहवः समाः ॥ ४० ॥ एतस्मात्कारणात्स्वामिन्प्रसादं कुरु सुव्रत ॥

અપ્સરા કહે છે-હે મહારાજ! આપની કેટલીએ સંધ્યાઓ નીકળી ગઈ, માટે મારી ઉપર કૃપા કરી વિચાર કરો તો ખરા, કે ક્રીડા કરતાં કેટલાંક વર્ષો વીતી ગયાં?[33] એવાં તેનાં વચન સાંભળી વિસ્મયથી મુનિ મહારાજની આંખ ઉઘડી તેથી ધ્યાન કરી જોયું તો અપ્સરાની સાથે ક્રીડા કરતાં સત્તાવન વર્ષો નીકળી ગયાં એમ જાણવામાં આવ્યું. ત્યારે કોપાયમાન થયેલા, કંપતા હોઠવાળા અને વ્યાકુલ ઇંદ્રિયવાળા મુનિ મહારાજે, અત્યંત લાલ નેત્રવડે તે અપ્સરા, કે જેણે તપનો ભંગ કર્યો હતો અને તેથી જ કાળરૂપ દેખાતી હતી તે તરફ જોઈ, 'મોટી મહેનતથી મેં જે તપ મેળવ્યું હતું તે આ અપ્સરાએ નષ્ટ કર્યું,' એમ મનમાં વિચારી બોલ્યા; 'હે પાપિણિ! હે દુરાચારવાળી! હે કુલટે! હે પાપમાં પ્રીતિવાળી! તને ધિક્કાર છે, તું પિશાચિણી થઇ જા,' એવો શાપ આપ્યો. તેથી નિસ્તેજ થઇ ગયેલી એ અપ્સરાએ મુનિને પ્રસન્ન કરવા માટે નમ્રતાથી કહ્યું કે, હે મહારાજ! કૃપા કરી આ શાપની શાંતિ કરો.[34-39] સત્પુરુષોની સાથે સાત પગલાં ચાલીએ તેટલો વખત રહેવાથી મૈત્રી થાય છે, ત્યારે હું તો આપની સાથે ઘણાં વર્ષો રહી છું, માટે હે નાથ! કૃપા કરો.[40]

मुनिरुवाच- शृणु मे वचनं भद्रे शापानुग्रहकारकम् ॥ ४१ ॥ किं करोमि त्वया पापे क्षयं नीतं महत्तपः । चैत्रस्य कृष्णपक्षे या भवेदेकादशी शुभा ॥ ४२ ॥ पापमोचनिका नाम सर्वपापक्षयंकरी । तस्या व्रते कृते सुभ्रू पिशाचत्वं प्रयास्यति ॥ ४३ ॥ इत्युक्त्वा तां स मेधावी जगाम पितुराश्रमम् । तमागतं समालोक्य च्यवनः प्रत्युवाच ह ॥ ४४ ॥ किमेतद्विहितं पुत्र त्वया पुण्यक्षयः कृतः ॥ मेधाव्युवाच- पापं कृतं महत्तात रमिता चाप्सरा मया ॥ ४५ ॥ प्रायश्चित्तं ब्रूहि मम येन पापक्षयो भवेत् । च्यवन उवाच- चैत्रस्य चासिते पक्षे नाम्ना वै पापमोचनी ॥ ४६ ॥ अस्या व्रते कृते पुत्र पापराशिः क्षयं व्रजेत् । इति श्रुत्वा पितुर्वाक्यं कृतं तेन व्रतोत्तमम् ॥ ४७ ॥ गतं पापं क्षयं तस्य पुण्ययुक्तो बभूव सः । साप्येवं मंजुघोषा च कृत्वा तद्व्रतमुत्तमम् ॥ ४८ ॥ पिशाचत्वविनिर्मुक्ता पापमोचनिकाव्रतात् । दिव्यरूपधरा भूत्वा गता नाकं वराप्सराः ॥ ४९ ॥ लोमश उवाच- इत्थंभूतप्रभावं हि पापमोचनिकाव्रतम् । पापमोचनिकां राजन् ये कुर्वंतीह मानवाः ॥ ५० ॥ तेषां पापं च यत्किंचित्तत्सर्वं क्षीणतां व्रजेत् । पठनाच्छ्रवणादस्या गोसहस्रफलं लभेत् ॥ ५१ ॥ ब्रह्महा हेमहारी च सुरापो गुरुतल्पगः । व्रतस्य चास्य करणात्पापमुक्ता भवंति ते । बहुपुण्यप्रदं ह्येतत्करणाद्व्रतमुत्तमम् ॥ ५२ ॥ इति श्रीभविष्योत्तरपुराणे पापमोचनिकाख्यचैत्रकृष्णैकादशीमाहात्म्यं संपूर्णम् ॥

મુનિ કહે છે-હે પાપિણિ! હું શું કરું? તેં મારું મોટું તપ નષ્ટ કર્યું છે. હે ભદ્રે! હવે શાપની શાંતિ થાય તેવો ઉપાય કહું છું તે સાંભળ. ફાગણ વદિ એકાદશી, સર્વ પાપોનો નાશ કરનારી પાપમોચની નામની છે. તેનું વ્રત કરવાથી તારા શાપની શાંતિ થશે ને પિશાચપણું છૂટી જશે.[41-43] એટલું કહી મુનિ મહારાજ પિતાના આશ્રમમાં ગયા. તેને જોઈ તેના પિતા ચ્યવન ઋષિ બોલ્યા કે,[44] હે પુત્ર! આ તેં શું કર્યું, કે જેથી તારું તપ નષ્ટ થયું! મેધાવી કહે છે-હે તાત! મેં અપ્સરાની સાથે ક્રીડા કરી મોટું પાપ કર્યું છે;[45] હવે પ્રાયશ્ચિત્ત કહો, જે કરવાથી મારાં પાપનો ક્ષય થાય. ચ્યવન ઋષિ કહે છે-હે પુત્ર! ફાગણ માસના કૃષ્ણપક્ષની પાપમોચની એકાદશીનું વ્રત કરવાથી ઘણાં પાપોનો નાશ થાય છે, તે વ્રત તું કર. એવાં પિતાનાં વચન સાંભળી મેધાવીએ એ ઉત્તમ વ્રત કર્યું,[46-48] જેથી તેનું પાપ નષ્ટ થયું અને તે પવિત્ર થયો અને પેલી મંજુઘોષા અપ્સરાએ પણ પાપમોચનીનું વ્રત કર્યું, જેથી તેનું પિશાચપણું છૂટી ગયું ને તે અલૌકિક રૂપ ધરી સ્વર્ગમાં ગઈ.[49] લોમશ ઋષિ કહે છે-હે રાજન્! પાપમોચની એકાદશીનાં વ્રતનો એવો પ્રભાવ છે. જે માણસ આ લોકમાં એ વ્રત કરે છે તેનું જે કાંઈ પણ પાપ હોય તે નષ્ટ થાય છે. આ કથાનો પાઠ કરવાથી વા શ્રવણ કરવાથી હજાર ગોદાનોનું પુણ્ય થાય છે.[50-51] બ્રહ્મહત્યા કરનાર, સુવર્ણ ચોરનાર, મદ્યપાન કરનાર અને ગુરુ સ્ત્રી સાથે ગમન કરનાર પણ આ વ્રત કરવાથી છૂટી જાય છે. આ વ્રત અતિ ઉત્તમ છે, કારણ કે ઘણું પુણ્ય આપનાર છે.[52] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં ફાગણ કૃષ્ણપક્ષની પાપમોચની નામની એકાદશીની કથા કહેલી છે.

---

## ૨૨ ચૈત્ર શુદિ કામદા એકાદશીની કથા

अथ चैत्रशुक्लैकादशीकथा ॥ युधिष्ठिर उवाच- वासुदेव नमस्तुभ्यं कथयस्व ममाग्रतः । चैत्रस्य शुक्लपक्षे तु किं नामैकादशी भवेत् ॥ १ ॥ श्रीकृष्ण उवाच- शृणुष्वैकमना राजन्कथामेकां पुरातनीम् । वसिष्ठो यामकथयत्प्राग्दिलीपाय पृच्छते ॥ २ ॥ दिलीप उवाच- भगवन् श्रोतुमिच्छामि कथयस्व प्रसादतः । चैत्रे मासि सिते पक्षे किं नामैकादशी भवेत् ॥ ३ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે વાસુદેવ ! આપને નમસ્કાર કરું છું. મને કહો કે ચૈત્ર શુદિ એકાદશીનું શું નામ છે?[૧] શ્રીકૃષ્ણ કહે છે—હે રાજન્ ! પૂર્વે દિલીપ રાજાના પૂછવાથી વસિષ્ઠ ઋષિએ જે કથા કહેલી છે, તે પુરાતન કથા હું તમને કહું છું. તે એક ચિત્ત થઈ સાંભળો.[૨] દિલીપે પૂછ્યું—હે ભગવન્ ! ચૈત્ર શુદિ એકાદશીનું શું નામ છે ? તે હું સાંભળવા ઇચ્છું છું, માટે કૃપા કરીને કહો.[૩]

वसिष्ठ उवाच—साधु पृष्टं नृपश्रेष्ठ कथयामि तवाग्रतः । चैत्रस्य शुक्लपक्षे तु कामदा नाम नामतः ॥ ४ ॥ एकादशी पुण्यतमा पापेंधनदवानला । शृणु राजन्कथामेतां पापघ्नीं पुत्रदायिनीम् ॥ ५ ॥ पुरा भोगिपुरे रम्ये हेमरत्नविभूषिते । पुंडरीकमुखा नागा निवसंति मदोत्कटाः ॥ ६ ॥ तस्मिन्पुरे पुंडरीको राजा राज्यं करोति च । गंधर्वैः किन्नरैश्चैव ह्यप्सरोभिः स सेव्यते ॥ ७ ॥ वराप्सरा तु ललिता गंधर्वो ललितस्तथा । उभौ रागेण संयुक्तौ दंपती कामपीडितौ ॥ ८ ॥ रेमाते स्वगृहे रम्ये धनधान्ययुते सदा । ललितायास्तु हृदये पतिर्वसति सर्वदा ॥ ९ ॥ हृदये तस्य ललिता नित्यं वसति भामिनी । एकदा पुंडरीकाद्याः क्रीडंतः सदसि स्थिताः ॥१०॥ गीतगानं प्रकुरुते ललितो दयितां विना । पदबंधे स्खलज्जिह्वो बभूव ललितां स्मरन् ॥ ११ ॥ मनोभावं विदित्वाऽस्य कर्कोटो नागसत्तमः । पदबंधच्युतिं तस्य पुंडरीके न्यवेदयत् ॥ १२ ॥ क्रोधसंरक्तनयनः पुंडरीकोऽभवत्तदा । शशाप ललितं तत्र मदनातुरचेतसम् ॥ १३ ॥ राक्षसो भव दुर्बुद्धे क्रव्यादः पुरुषादकः । यतः पत्नीवशो जातो गायंश्चैव ममाग्रतः ॥ १४ ॥

વસિષ્ઠ ઋષિ બોલ્યા—હે રાજન્ ! તમે બહુ સારો પ્રશ્ન કર્યો છે. માટે ( એ એકાદશીની કથા ) તમારી પાસે કહું છું: ચૈત્ર માસના શુકલ પક્ષની એકાદશીનું નામ કામદા છે.[૪] એ એકાદશી પુણ્યકારક છે અને પાપરૂપી કાષ્ઠને બાળનાર વનમાંના અગ્નિરૂપ છે. હે રાજન્ ! પાપનો નાશ કરનારી અને પુત્ર આપનારી (એ એકાદશીની) કથા કહું છું તે સાંભળો.[૫] પૂર્વે સુવર્ણવડે અને રત્નોવડે સુશોભિત એવી ભોગાવતી પુરીમાં પુંડરીક આદિ મોટા મોટા નાગો રહેતા હતા.[૬] તેમાં પુંડરીક નામનો નાગરાજા રાજ્ય કરતો હતો. ગંધર્વ, કિન્નર અને અપ્સરાઓ તેની સેવા કરતી હતી.[૭] એ શહેરમાં લલિત નામનો ગંધર્વ અને લલિતા નામની અપ્સરા રહેતાં હતાં. એ સ્ત્રી પુરુષ બન્ને પરસ્પર પ્રીતિવાળાં અને ઘણાં કામી હતાં.[૮] અને સમૃદ્ધિવાળા પોતાના ઘરમાં સદા ક્રીડા કરતાં હતાં. એ બન્નેને પરસ્પર એવો સ્નેહ હતો કે, લલિતાના હૃદયમાં તેનો પતિ સદા રહેતો હતો અને લલિતના હૃદયમાં તેની પ્રિયા નિરંતર રહેતી હતી. હવે એક દિવસે પુંડરીક વગેરે નાગો આનંદથી સભામાં બેઠા હતા.[૯–૧૦] તેની પાસે લલિત ગંધર્વ ગાન કરવા લાગ્યો; પણ પોતાની પ્રિયા પાસે નહીં હોવાથી તેનું તેને સ્મરણ થયું, તેથી તે ગાનમાં ભૂલી ગયો.[૧૧] તેના મનનો તે અભિપ્રાય જાણી, ગાનમાં થયેલી ભૂલ કર્કોટક નાગે પુંડરીક રાજાને કહી દીધી.[૧૨] તેથી કોપથી રક્ત નેત્રવાળા પુંડરીકે, કામાતુર લલિતને શાપ આપ્યો કે, 'તું રાક્ષસ થા,' કારણ કે મારી પાસે ગાતાં ગાતાં પણ તું સ્ત્રીને વશ થઈ ગયો છે.[૧૩–૧૪]

वचनात्तस्य राजेंद्र रक्षोरूपो बभूव ह । रौद्राननो विरूपाक्षो दृष्टमात्रो भयंकरः ॥१५॥ बाहू योजनविस्तीर्णौ मुखं कंदरसन्निभम् । चंद्रसूर्यनिभे नेत्रे ग्रीवा पर्वतसन्निभा ॥ १६ ॥ नासारंध्रे तु विवरे अधरौ योजनार्द्धकौ । शरीरं तस्य राजेंद्र उत्थितं योजनाष्टकम् ॥ १७ ॥ ईदृशो राक्षसः सोऽभून्मुक्तानः कर्मणः फलम् । ललिता तमथालोक्य स्वपतिं विकृताकृतिम् ॥ १८ ॥ चिंतयामास मनसा दुःखेन महताऽर्दिता । किं करोमि क्व गच्छामि पतिः शापेन पीडितः ॥ १९ ॥ इति संस्मृत्य मनसा न शर्म लभते तु सा । चचार पतिना सार्द्धं ललिता गहने वने ॥ २० ॥ बभ्राम विपिने दुर्गे कामरूपः स राक्षसः । निर्घृणः पापनिरतो विरूपः पुरुषादकः ॥ २१ ॥ न सुखं लभते रात्रौ न दिवा तापपीडितः । ललिता दुःखिताऽतीव पतिं दृष्ट्वा तथाविधम् ॥ २२ ॥ भ्रमंती तेन सार्द्धं सा रुदती गहने वने । कदाचिदगमद्विंध्यशिखरे बहुकौतुके ॥ २३ ॥ ऋष्यशृंगमुनेस्तत्र दृष्ट्वाऽऽश्रमपदं शुभम् । शीघ्रं जगाम ललिता विनयावनता स्थिता ॥ २४ ॥ प्रत्युवाच मुनिर्दृष्ट्वा का त्वं कस्य सुता शुभे । किमर्थं त्वमिहायाता सत्यं वद ममाग्रतः ॥ २५ ॥

એવી રીતના શાપથી લલિત રાક્ષસ થયો. તેનું મુખ ઘણું ભયંકર હતું, આંખો કદ્રૂપી હતી, ચાર કોશ જેવડા લાંબા હાથ હતા, ગુફાના જેવું મુખ હતું, ચંદ્રનાં ને સૂર્યનાં જેવાં નેત્ર હતાં, પર્વતના જેવી ગ્રીવા ( ડોક ) હતી, ખાડા જેવાં નસકોરાં હતાં, બે કોશ જેવડા હોઠ હતા અને તેનું શરીર આઠ યોજન જેવડું લાંબું હતું. જેને જોવાથી જ ભય થતો હતો.[૧૫–૧૭] પોતાનાં કર્મના જોરથી એ લલિત એવો મોટો ભયંકર રાક્ષસ થયો. પોતાના પતિને રાક્ષસ થયેલો જોઈ, લલિતાના મનમાં ઘણું દુઃખ થયું ને પતિ શાપથી પીડાય છે, તો હવે હું શું કરું ! કયાં જાઉં ! એવી રીતે તે ચિંતા કરવા લાગી.[૧૮–૧૯] પછી જ્યારે કોઈ રીતે તેને સુખ ન થયું ત્યારે મનમાં વિચાર કરી તે પતિ સાથે ઘોર વનમાં ગઈ.[૨૦] ઇચ્છા પ્રમાણે રૂપને ધારણ કરનાર, દયારહિત, પાપી, કદરૂપો અને મનુષ્યને ખાનારો એ રાક્ષસ ઘોર વનમાં ભમ્યા કરતો હતો.[૨૧] તેને ઘણો સંતાપ હતો, તેથી રાત્રિના કે દિવસના સુખ થતું ન હતું અને દુઃખ કરતી લલિતા

પણ ઘોર વનમાં તેની સાથે ભમતી હતી અને રોતી હતી. એવી રીતે ફરતાં ફરતાં એ બન્ને વિંધ્ય પર્વતનાં શિખર ઉપર ગયાં; એ શિખર ઘણા કૌતુકવાળું હતું.[૨૨–૨૩] તે શિખર ઉપર ઋષ્યશૃંગ મુનિનો આશ્રમ હતો. તે જોઈ લલિતા ત્યાં ગઈ, ને મુનિને વિનયથી પ્રણામ કરી હાથ જોડીને ઉભી રહી.[૨૪] તે સ્ત્રીને જોઈ ઋષિ બોલ્યા કે, હે ભદ્રે! તું કોણ છે? કોની પુત્રી છે? અને આંહી શા માટે આવી છે? તે મારી પાસે ખરેખરૂં કહે.[૨૫]

ललितोवाच– वीरधन्वेति गंधर्वः सुतां तस्य महात्मनः । ललितां नाम मां विद्धि पत्यर्थमिह चागताम् ॥ २६ ॥ भर्ता मे शापदोषेण राक्षसोऽभून्महामुने । रौद्ररूपो दुराचारस्तं दृष्ट्वा नास्ति मे सुखम् ॥२७॥ सांप्रतं शाधि मां ब्रह्मन्प्रायश्चित्तं करोमि तत् । येन पुण्येन मे भर्ता राक्षसत्वाद्विमुच्यते ॥ २८ ॥

લલિતા બોલી– હે મહારાજ! હું મહાત્મા વીરધન્વા ગંધર્વની પુત્રી છું, મારું નામ લલિતા છે અને આપની પાસે પતિના દુઃખ માટે આવી છું.[૨૬] હે મહામુને! મારો પતિ શાપથી ભયંકર શરીરવાળો અને દુરાચારી રાક્ષસ થયેલો છે, તેને જોઈને મને સુખ થતું નથી,[૨૭] માટે હે મુને! મને એવો કોઈ ઉપાય બતાવો કે, જે કરવાથી મારો પતિ રાક્ષસપણામાંથી મુક્ત થાય.[૨૮]

ऋषिरुवाच– चैत्रमासस्य रंभोरु शुक्लपक्षेऽस्ति सांप्रतम् । कामदैकादशी नाम्ना या कृता कामदा नृणाम् ॥ २९ ॥ कुरुष्व तद्व्रतं भद्रे विधिपूर्वं मयोदितम् । तस्य व्रतस्य यत्पुण्यं तत्स्वभर्त्रे प्रदीयताम् ॥ ३० ॥ दत्ते पुण्ये क्षणात्तस्य शापदोषः प्रशाम्यति । इति श्रुत्वा मुनेर्वाक्यं ललिता हर्षिताऽभवत् ॥ ३१ ॥ उपोष्यैकादशीं राजन् द्वादशीदिवसे तदा । विप्रस्यैव समीपे तु वासुदेवाग्रतः स्थिता ॥ ३२ ॥ वाक्यमूचे तु ललिता स्वपत्युत्तारणाय वै । मया तु यद्व्रतं चीर्णं कामदाया उपोषणम् ॥ ३३ ॥ तस्य पुण्यप्रभावेन गच्छत्वस्य पिशाचता । ललितावचनादेवं वर्तमानोऽपि तत्क्षणे ॥३४॥ गतपापः स ललितो दिव्यदेहो बभूव ह । राक्षसत्वं गतं तस्य प्राप्तो गन्धर्वतां पुनः ॥ ३५ ॥ हेमरत्नसमाकीर्णो रेमे ललितया सह । तौ विमानसमारूढौ पूर्वरूपाधिकावुभौ ॥ ३६ ॥ दंपती चापि शोभेतां कामदायाः प्रभावतः । इति ज्ञात्वा नृपश्रेष्ठ कर्तव्यैषा प्रयत्नतः ॥ ३७ ॥ लोकानां च हितार्थाय तवाग्रे कथिता मया । ब्रह्महत्यादिपापघ्नी पिशाचत्वविनाशिनी ॥ ३८ ॥ नातः परतरा काचित्त्रैलोक्ये सचराचरे । पठनाच्छ्रवणाद्वापि वाजपेयफलं लभेत् ॥ ३९ ॥ इति श्रीवाराहपुराणे कामदानामचैत्रशुक्लैकादशीमाहात्म्यं सम्पूर्णम् ।

ઋષિ બોલ્યા– હે સ્ત્રી! હે ભદ્રે! આજ ચૈત્ર માસના શુક્લપક્ષની કામદા નામની એકાદશી છે. એ એકાદશી સર્વ કામના પૂર્ણ કરનાર છે.[૨૯] તેનું વ્રત હું કહું તે પ્રમાણે કર, અને તેનું પુણ્ય તારા પતિને આપ.[૩૦] તેથી તે તત્કાલ શાપના દોષથી મુક્ત થશે. એવાં તે મુનિનાં વચન સાંભળી ઘણી પ્રસન્ન થયેલી લલિતાએ એકાદશીનો ઉપવાસ કર્યો ને બારસને દિવસે મુનિની સાંનિધ્ય વાસુદેવની પાસે પોતાના પતિના ઉદ્ધાર માટે કહ્યું કે 'મેં જે કામદા એકાદશીનું વ્રત કરેલું છે તેના પુણ્યના પ્રભાવથી, મારા પતિનું પિશાચપણું છૂટી જાઓ.' એવી રીતે લલિતા બોલી કે, તત્કાલ લલિતનું રાક્ષસપણું છૂટી ગયું અને તે અલૌકિક શરીરવાળો તથા સોનાવડે અને રત્નોવડે શોભતો ગંધર્વ થઈને ઉભો રહ્યો.[૩૧–૩૫] તે જોઈ તે સ્ત્રી પુરુષ બન્ને પ્રસન્ન થયાં. પછી કામદા એકાદશીના પ્રભાવથી જેવું પૂર્વ કરતાં પણ અધિક રૂપ થયેલું હતું, એવાં એ બન્ને વિમાનમાં બેસી વિહાર કરવા લાગ્યાં. હે રાજન્! એવી રીતે જાણીને, શ્રમથી પણ આ એકાદશી કરવી.[૩૬–૩૭] હે રાજન્! લોકોનાં કલ્યાણ માટે બ્રહ્મહત્યાને દૂર કરનારી ને પિશાચપણાંનો નાશ કરનારી (આ કામદા) એકાદશી (ની કથા) મેં તમારી આગળ કહી સંભળાવી.[૩૮] સ્થાવરજંગમાત્મક એવા ત્રણે લોકોમાં આ એકાદશીથી ઉત્તમ બીજી કોઈ નથી. આ કથાના પાઠથી વા સાંભળવાથી વાજપેય યજ્ઞનું ફળ થાય છે.[૩૯] એવી રીતે વરાહપુરાણમાં ચૈત્ર શુક્લ પક્ષની કામદા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૨૩ ચૈત્ર વદિ વરૂથિની એકાદશીની કથા.

अथ वैशाखकृष्णैकादशीकथा ॥ युधिष्ठिर उवाच–वैशाखस्यासिते पक्षे किं नामैकादशी भवेत् । महिमानं कथय मे वासुदेव नमोऽस्तु ते ॥ १ ॥ श्रीकृष्ण उवाच–सौभाग्यदायिनी राजन्निहलोके परत्र च । वैशाखकृष्णपक्षे तु नाम्ना चैव वरूथिनी ॥ २ ॥ वरूथिन्या व्रतेनैव सौख्यं भवति सर्वदा । पापहानिश्च भवति सौभाग्यप्राप्तिरेव च ॥ ३ ॥ दुर्भगा या करोत्येनां सा स्त्री सौभाग्यमाप्नुयात् । लोकानां चैव सर्वेषां भुक्तिमुक्तिप्रदायिनी ॥ ४ ॥ सर्वपापहरा नृणां गर्भवासनिकृंतनी । वरूथिन्या व्रतेनैव मांधाता स्वर्गतिं गतः ॥ ५ ॥ धुंधुमारादयश्चान्ये राजानो बहवस्तथा । ब्रह्मकपालनिर्मुक्तो बभूव भगवान्भवः ॥ ६ ॥ दशवर्षसहस्राणि तपस्तप्यति यो नरः । तत्तुल्यं फलमाप्नोति वरूथिन्या व्रतादपि ॥ ७ ॥ कुरुक्षेत्रे रविग्रहे स्वर्णभारं ददाति यः । तत्तुल्यं फलमाप्नोति वरूथिन्या व्रतान्नरः ॥ ८ ॥ श्रद्धावान्यस्तु कुरुते वरूथिन्या व्रतं नरः । वांछितं लभते सोऽपि इह लोके परत्र च ॥ ९ ॥ पवित्रा पावनी ह्येषा महापातकनाशिनी । भुक्तिमुक्तिप्रदा चापि कर्तृणां नृपसत्तम ॥१०॥ अश्वदानान्नृपश्रेष्ठ गजदानं विशिष्यते । गजदानाद्भूमिदानं तिलदानं ततोऽधिकम् ॥११॥ ततः सुवर्णदानं तु अन्नदानं

ततोऽधिकम् । अन्नदानात्परं दानं न भूतं न भविष्यति ॥ १२ ॥ पितृदेवमनुष्याणां तृप्तिरन्नेन जायते । तत्समं कविभिः प्रोक्तं कन्यादानं नृपोत्तम ॥ १३ ॥ धेनुदानं च तत्तुल्यमित्याह भगवान्स्वयम् । प्रोक्तेभ्यः सर्वदानेभ्यो विद्यादानं विशिष्यते ॥ १४ ॥ तत्फलं समवाप्नोति नरः कृत्वा वरूथिनीम् ।

યુધિષ્ઠિર પૂછે છે—હે વાસુદેવ ! આપને નમસ્કાર કરું છું, આપ હવે મને ચૈત્ર વદિ એકાદશીનું નામ અને માહાત્મ્ય કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે—હે રાજન્ ! ચૈત્ર વદિ એકાદશી વરૂથિની નામની છે. તે આ લોકમાં તથા પરલોકમાં સુખ આપનારી છે.[૨] એ વરૂથિનીનું વ્રત કરવાથી સદા સુખ રહે છે, પાપ નષ્ટ થાય છે ને સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે.[૩] આ એકાદશીનું વ્રત કરવાથી દુર્ભાગણી સુભાગણી થાય છે, તેમ જ સર્વ લોકોને ભોગ તથા મોક્ષ મળે છે.[૪] એ એકાદશી સર્વ પાપોને હરનારી છે અને જન્મ મરણનાં દુઃખને દૂર કરનારી છે. આ વરૂથિનીનાં વ્રતથી માંધાતા અને કેટલાક ધુંધુમાર વગેરે બીજા રાજાઓ પણ સ્વર્ગમાં ગયેલા છે, ને મહાદેવને લાગેલું બ્રહ્મકપાલનું* પાપ પણ દૂર થયેલું છે.[૫-૬] દશ હજાર વર્ષો સુધી તપશ્ચર્યા કરવાથી જેટલું ફળ થાય છે, તેટલું ફળ વરૂથિની એકાદશીના વ્રતથી થાય છે.[૭] કુરુક્ષેત્રમાં સૂર્યગ્રહણને દિવસે એક ભાર સોનું આપવાથી જેટલું પુણ્ય થાય છે, તેટલું ફળ વરૂથિની એકાદશીનું વ્રત કરવાથી મનુષ્ય પામે છે.[૮] જે માણસ શ્રદ્ધાથી વરૂથિની એકાદશીનું વ્રત કરે છે, તેને આ લોકમાં તથા પરલોકમાં વાંછિત ફળ મળે છે.[૯] આ એકાદશી પવિત્ર છે, પવિત્ર કરનારી છે, મહાપાપનો નાશ કરનારી છે અને વ્રત કરનારને ભોગ તથા મોક્ષ આપનારી છે.[૧૦] હે રાજન્ ! ઘોડાના દાનથી હાથીનું દાન અધિક છે, તેથી પૃથ્વીનું દાન અધિક છે, તેથી તલનું દાન અધિક છે,[૧૧] તેથી સોનાનું દાન અધિક છે ને તેથી પણ અન્નદાન અધિક છે; કારણ કે અન્નવડે પિતૃઓને, દેવોને અને મનુષ્યોને તૃપ્તિ થાય છે; આટલા માટે અન્નથી ઉત્તમ બીજું એકે દાન થયું પણ નથી અને થશે પણ નહીં. અન્નદાનસમાન કન્યાદાન છે, એમ પંડિતો કહે છે,[૧૨-૧૩] અને ગોદાન પણ અન્નદાનસમાન છે એમ ભગવાન્ પોતે કહે છે. ઉપર કહેલાં સઘળાં દાનોથી વિદ્યાદાન શ્રેષ્ઠ છે.[૧૪]

कन्यावित्तेन जीवंति ये नराः पापमोहिताः ॥ १५ ॥ ते नरा नरकं यांति यावदाभूतसंप्लवम् । तस्मात्सर्वप्रयत्नेन न ग्राह्यं कन्यकाधनम् ॥ १६ ॥ यश्च गृह्णाति लोभेन कन्यां क्रीत्वा च तद्धनम् । सोऽन्यजन्मनि राजेंद्र ओतुर्भवति निश्चितम् ॥ १७ ॥ कन्यां वित्तेन यो दद्याद्यथाशक्ति स्वलंकृताम् । तत्पुण्यसंख्यां कर्तुं हि चित्रगुप्तो न वेत्त्यलम् ॥ १८ ॥ तत्फलं समवाप्नोति नरः कृत्वा वरूथिनीम् । कांस्यं मांसं मसूरान्नं चणकान् कोद्रवांस्तथा । शाकं मधु परान्नं च पुनर्भोजनमैथुने ॥ १९ ॥ वैष्णवो व्रतकर्ता च दशम्यां दश वर्जयेत् । द्यूतक्रीडां च निद्रां च तांबूलं दंतधावनम् ॥ २० ॥ परापवादं पैशुन्यं पतितैः सह भाषणम् । क्रोधं चैवानृतं वाक्यमेकादश्यां विवर्जयेत् ॥ २१ ॥ कांस्यं मांसं मसूरांश्च क्षौद्रं वितथभाषणम् । व्यायामं च प्रयासं च पुनर्भोजनमैथुने ॥ २२ ॥ क्षौरं तैलं परान्नं च द्वादश्यां परिवर्जयेत् । अनेन विधिना राजन्विहिता यैर्वरूथिनी । सर्वपापक्षयं कृत्वा दद्यात्प्रांतेऽक्षयां गतिम् ॥ २३ ॥ रात्रौ जागरणं कृत्वा पूजितो यैर्जनार्दनः । सर्वपापविनिर्मुक्तास्ते यांति परमां गतिम् ॥ २४ ॥ तस्मात्सर्वप्रयत्नेन कर्तव्या पापभीरुभिः । क्षपारितनयाद्भीतैर्नरदेव वरूथिनी ॥ २५ ॥ पठनाच्छ्रवणाद्राजन् गोसहस्रफलं लभेत् । सर्वपापविनिर्मुक्तो विष्णुलोके महीयते ॥ २६ ॥ इति श्रीभविष्योत्तरपुराणे वैशाखकृष्णैकादश्या वरूथिन्याख्याया माहात्म्यं संपूर्णम् ।

એ વિદ્યાદાનથી જેટલું પુણ્ય થાય છે તેટલું પુણ્ય વરૂથિની એકાદશીથી થાય છે. જે માણસો કન્યાવિક્રય કરી આજીવિકા ચલાવે છે તે પાપી માણસોને પ્રલય પર્યંત નરકમાં પડી રહેવું પડે છે. એટલા માટે આપત્તિ વખતે પણ દીકરીના પૈસા લેવા નહીં.[૧૫-૧૬] જે માણસ લોભથી કન્યાવિક્રય કરી દ્રવ્ય લે છે, તે બીજા જન્મમાં અવશ્ય બીલાડો થાય છે.[૧૭] જે માણસ યથાશક્તિ કપડાં અને અલંકાર પહેરાવી કન્યાદાન કરે છે અને ધન પણ આપે છે તેને કેટલું પુણ્ય થાય છે એ ચિત્રગુપ્ત પણ કહી શકે તેમ નથી.[૧૮] વરૂથિનીનું વ્રત કરવાથી સો કન્યાદાનોના જેટલું પુણ્ય થાય છે. વરૂથિનીનું વ્રત કરનાર વૈષ્ણવે કાંસ્ય, માંસ, મસૂર, ચણા, કોદ્રા, શાક, મધ, પરાન્ન, મૈથુન અને બીજી વખત ભોજન એ દશ વસ્તુ દશમીને દિવસે તજવી. જુગાર, નિદ્રા, તાંબૂલ, દાતણ, નિંદા, ચાડીઆપણું, પતિતોની સાથે ભાષણ, ક્રોધ અને અસત્ય ભાષણ એ સઘળાં એકાદશીને દિવસે તજવાં.[૧૯-૨૧] તેમ જ કાંસાનું પાત્ર, માંસ, મસૂર, મધ, અસત્ય ભાષણ, કસરત, મહેનત, મૈથુન, બીજી વખત ભોજન, ક્ષૌર (હજામત) તેલ અને પરાન્ન એટલી વસ્તુ બારશને દિવસે તજવી. હે રાજન્ ! જે માણસો એવી રીતે વરૂથિનીવ્રત કરે છે, તેનાં સઘળાં પાપોનો ક્ષય થાય છે ને અંતે તે અક્ષય ગતિને પામે છે.[૨૨-૨૩] જે માણસો આ વરૂથિની એકાદશીને દિવસે રાત્રિમાં જાગરણ કરી, વિષ્ણુનું પૂજન કરે છે, તે આ લોકમાં સઘળાં પાપોથી મુક્ત થઈ અંતે

* મહાદેવે બ્રહ્માનું એક માથું કાપી નાંખ્યું છે, એમ પુરાણોમાં ઇતિહાસ છે.

પરમ ગતને પ્રાપ્ત થાય છે.[૨૪] જે માણસો પાપથી અને યમથી ડરતા હોય તેઓએ વરૂથિની એકાદશીનું વ્રત પ્રયત્નથી પણ કરવું.[૨૫] જે માણસ આ કથાનો પાઠ કરે છે અથવા સાંભળે છે, તે આ લોકમાં પાપથી મુક્ત થઈ અંતે વૈકુંઠમાં પૂજાય છે.[૨૬] એવી રીતે ભવિષ્ય-પુરાણમાં ચૈત્ર કૃષ્ણ પક્ષની વરૂથિની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

---

## ૨૪ વૈશાખ શુદિ મોહિની એકાદશીની કથા

अथ वैशाखशुक्लैकादशीकथा ॥ युधिष्ठिर उवाच– वैशाखशुक्लपक्षे तु किं नामैकादशी भवेत् । किं फलं को विधिस्तस्याः कथयस्व जनार्दन ॥ १ ॥ श्रीकृष्ण उवाच– कथयामि कथामेतां शृणु त्वं धर्मनंदन । वसिष्ठो यामकथयत्पुरा रामाय पृच्छते ॥ २ ॥ राम उवाच– भगवन् श्रोतुमिच्छामि व्रतानामुत्तमं व्रतम् । सर्वपापक्षयकरं सर्वदुःखनिकृंतनम् ॥ ३ ॥ मया दुःखानि भुक्तानि सीताविरहजानि वै । ततोऽहं भयभीतोऽस्मि पृच्छामि त्वां महामुने ॥ ४ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ! વૈશાખ શુદિ એકાદશીનું શું નામ છે? તેનું કેવું ફળ છે! ને તેનો કેવો પ્રકાર છે? તે કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર! રામચંદ્રના પૂછવાથી વસિષ્ઠ ઋષિએ જે કથા કહી હતી, તે કથા હું તમને કહું છું તે સાંભળો.[૨] શ્રીરામચન્દ્રે પૂછ્યું–હે ભગવન્! હે મહામુને! મેં સીતાવિયોગનાં ઘણાં દુઃખો ભોગવ્યાં માટે હું દુઃખથી ડરીને આપને પૂછું છું કે સર્વ વ્રતોમાં ઉત્તમ, સર્વ પાપોનો ક્ષય કરનાર અને સર્વ દુઃખોનો નાશ કરનાર કયું વ્રત છે, તે સાંભળવા હું ઇચ્છું છું માટે મને કહો.[૩–૪]

वसिष्ठ उवाच– साधु पृष्टं त्वया राम तवैषा नैष्ठिकी मतिः । त्वन्नामग्रहणेनैव पूतो भवति मानवः ॥ ५ ॥ तथापि कथयिष्यामि लोकानां हितकाम्यया । पवित्रं पावनानां च व्रतानामुत्तमं व्रतम् ॥ ६ ॥ वैशाखस्य सिते पक्षे द्वादशी राम या भवेत् । मोहिनीनाम सा प्रोक्ता सर्वपापहरा परा ॥७॥ मोहजालात्प्रमुच्येत पातकानां समूहतः। अस्या व्रतप्रभावेण सत्यं सत्यं वदाम्यहम् ॥ ८ ॥ अतस्तु कारणाद्राम कर्तव्यैषा भवादृशैः। पातकानां क्षयकरी महादुःखविनाशिनी ॥ ९ ॥ शृणुष्वैकमना राम कथां पुण्यप्रदां शुभाम् । यस्याः श्रवणमात्रेण महापापं प्रणश्यति ॥ १० ॥ सरस्वत्यास्तटे रम्ये पुरी भद्रावती शुभा । द्युतिमान्नाम नृपतिस्तत्र राज्यं करोति वै ॥ ११ ॥ सोमवंशोद्भवो राम धृतिमान् सत्यसंगरः । तत्र वैश्यो निवसति धनधान्यसमृद्धिमान् ॥ १२ ॥ धनपाल इति ख्यातः पुण्यकर्मप्रवर्तकः । प्रपासत्रायायतनतडागारामकारकः ॥ १३ ॥ विष्णुभक्तिपरः शांतस्तस्यासन्पंच पुत्रकाः । सुमना द्युतिमांश्चैव मेधावी सुकृती तथा ॥ १४ ॥ पंचमो धृष्टबुद्धिश्च महापापरतः सदा । वारस्त्रीसंगनिरतो विटगोष्ठीविशारदः ।१५।द्यूतादिव्यसनासक्तः परस्त्रीरतिलालसः। न देवांश्चातिथीन्वृद्धान् पितॄन्वा्र्चेद्द्विजानपि ॥१६॥ अन्यायकर्ता दुष्टात्मा पितृद्रव्यक्षयंकरः । अभक्ष्यभक्षकः पापः सुरापानरतः सदा ॥ १७॥ वेश्याकंठक्षिप्तबाहुश्चंक्रमुश्चित्रचत्वरे । पित्रा निष्कासितो गेहात्परित्यक्तश्च बांधवैः ॥ १८ ॥ स्वदेहभूषणान्येवं क्षयं नीतानि तेन वै । गणिकाभिः परित्यक्तो निंदितश्च धनक्षयात् ॥ १९ ॥

વસિષ્ઠ બોલ્યા–હે રામ! તમારી સ્થિર બુદ્ધિ છે અને તમે બહુ ઉત્તમ પ્રશ્ન પૂછેલો છે. હે રામચંદ્ર! તમારૂં નામ લેવાથી જ મનુષ્ય પવિત્ર થાય છે,[૫] તથાપિ લોકોના કલ્યાણમાટે સઘળાં વ્રતોમાં ઉત્તમ અને અતિપવિત્ર વ્રત (ની કથા) કહું છું.[૬] હે રામ! વૈશાખ શુદિ એકાદશી, જે મોહિની નામની એકાદશી કહેવાય છે, તે સર્વ પાપોને હરનારી અને ઉત્તમ છે.[૭] તેનું વ્રત કરવાથી મોહજાલ અને પાપોનો પુંજ મટી જાય છે, એ હું ખરેખરી વાત કહું છું.[૮] એટલા માટે હે રામ! પાપનો અને મહાદુઃખનો નાશ કરનારી આ એકાદશીનું વ્રત તમ જેવાએ કરવું જોઇએ.[૯] હે રામ! એ વ્રતની કથા સાંભળવાથી જ મોટાં પાપોનો નાશ થાય છે, એવી પુણ્યકારક ઉત્તમ આ કથા છે, તે એકચિત્ત થઇને તમે સાંભળો.[૧૦] સરસ્વતીના મનોહર કિનારા ઉપર ભદ્રાવતી નામની નગરી છે, તેમાં દ્યુતિમાન્ નામનો રાજા રાજ્ય કરતો હતો.[૧૧] એ રાજા સોમવંશી હતો, ધૈર્યવાળો હતો અને સત્ય પ્રતિજ્ઞાવાળો હતો. તેના શહેરમાં ધનપાલ નામે પ્રસિદ્ધ એક વાણીઓ રહેતો હતો. તે મોટી સમૃદ્ધિવાળો, પુણ્યકર્મમાં તત્પર, વિષ્ણુભક્તિમાં પરાયણ અને શાંત હતો. તેણે પ્રપા (પરબ), અન્ન, વસ્ત્ર, ધર્મશાળા, તળાવ અને બગીચા વગેરે કેટલાંક ધર્મનાં કામો કર્યાં હતાં. તેને સુમના, દ્યુતિમાન્, મેધાવી, સુકૃતિ અને ધૃષ્ટબુદ્ધિ એ નામના પાંચ પુત્રો હતા. તેમાંથી ધૃષ્ટબુદ્ધિ મહાપાપી હતો, વેશ્યાના સંગમાં તત્પર હતો અને મોટો વ્યભિચારી હતો.[૧૨–૧૫] જુગટાં વગેરેનો વ્યસની અને પરસ્ત્રીમાં લંપટ હતો. તે દેવ, અતિથિ (પરોણા), વૃદ્ધ, પિતૃ અને બ્રાહ્મણ કોઇને માનતો ન હતો.[૧૬] તે અન્યાય કરનાર, દુષ્ટ, પિતાનાં દ્રવ્યને ઉડાડી નાંખનાર, અભક્ષ્યનું ભક્ષણ કરનાર અને મદિરાપાનમાં તત્પર હતો.[૧૭] એક દિવસે તે વેશ્યાના ગળામાં હાથ નાંખી ચૌટામાં ભમતો હતો, તેવામાં તેના પિતાએ તેને જોયો, તેથી તેને ઘરમાંથી કાઢી મૂક્યો. તેને તેના પિતાએ તજ્યો તેમ જ સગાં સંબંધીઓએ પણ છોડી દીધો. અને જ્યારે પોતાના શરીર ઉપરનાં ઘરેણાં વેચાઈ ગયાં ને તે ખાલી થઇ ગયો ત્યારે વેશ્યાઓએ પણ તિરસ્કાર કરી તેને કાઢી મૂક્યો.[૧૮–૧૯]

ततश्चिंतापरो जातो वस्त्रहीनः क्षुधार्दितः । किं करोमि क्व गच्छामि केनोपायेन जीव्यते ॥ २० ॥ तस्करत्वं समारब्धं तत्रैव नगरे ततः । गृहीतो राजपुरुषैर्मुक्तश्च पितृगौरवात् ॥ २१ ॥ पुनर्बद्धः पुनर्मुक्तः पुनर्मुक्तः स वै भटैः । धृष्टबुद्धिर्दुराचारो निबद्धो निगडैर्दृढैः ॥ २२ ॥ कशाघातैस्ताडितश्च पीडितश्च पुनः पुनः । न स्थातव्यं हि मद्देशेस्त्वया मद्देशगोचरे ॥ २३ ॥ एवमुक्त्वा ततो राज्ञा मोचितो दृढबंधनात् । निर्जगाम भयात्तस्य गतोऽसौ गहनं वनम् ॥२४॥ क्षुत्तृषापीडितश्चायमितश्चेतश्च धावति । सिंहवन्निजघानासौ मृगसूकरचित्तलान् ॥ २५ ॥ आमिषाहारनिरतो वने तिष्ठति सर्वदा । शरासने शरं कृत्वा निषंगं पृष्ठसंगतम् ॥ २६ ॥ अरण्यचारिणो हंति पक्षिणश्च चतुष्पदान् । चकोरांश्च मयूरांश्च कंकांस्तित्तिरिमूषकान् ॥२७॥ एतानन्यान्हंति नित्यं धृष्टबुद्धिः स निर्घृणः । पूर्वजन्मकृतैः पापैर्निमग्नः पापकर्दमे ॥ २८ ॥ दुःखशोकसमाविष्टश्चिंतयन् सोऽप्यहर्निशम् । कौंडिन्यस्याश्रमं प्राप्तः कस्माच्चित्पुण्यगौरवात् ॥ २९ ॥ माधवे मासि जाह्नव्यां कृतस्नानं तपोधनम् । आससाद धृष्टबुद्धिः शोकभारेण पीडितः ॥ ३० ॥ तद्वस्त्रबिंदुस्पर्शेन गतपाप्मा हताशुभः । कौंडिन्यस्याग्रतः स्थित्वा प्रत्युवाच कृतांजलिः ॥ ३१ ॥

તે વખતે તેની પાસે કપડાં પણ પૂરતાં હતાં નહીં ને ક્ષુધા પણ લાગી હતી. તેથી તે ચિંતા કરવા લાગ્યો કે, 'હવે હું શું કરું? ક્યાં જાઉં? કયા ઉપાયથી હું જીવીશ?'[૨૦] એવી રીતે ચિંતામાં પડેલો એ ધૃષ્ટબુદ્ધિ શહેરમાં ચોરી કરવા લાગ્યો. (એક વખતે ચોરી કરતાં) રાજાના માણસોના હાથમાં તે સપડાઇ ગયો. પણ તેના પિતાની મોટાઇથી છોડી દીધો.[૨૧] એવી રીતે એ દુષ્ટ ઘણી વાર સપડાયો ને ઘણી વાર રાજાના માણસોએ તેને છોડી દીધો. પણ જ્યારે તે બહુ ઉપદ્રવ કરવા લાગ્યો ત્યારે રાજાનાં માણસોએ તેને પકડી મજબૂત બેડી ઠોકી દીધી.[૨૨] અને કેટલાક ફટકા મારી તથા બીજો પણ કેટલોક શારીર દંડ આપી, 'હે દુષ્ટ! તારે મારા દેશમાં રહેવું નહીં,' એટલું કહી રાજાએ તેને કાઢી મૂક્યો. પછી તે ડરનો માર્યો ભયંકર વનમાં ચાલ્યો ગયો,[૨૩-૨૪] ને ક્ષુધા તથા તૃષા વ્યાપવાથી આમ તેમ દોડવા લાગ્યો. પછી તે સિંહની પેઠે, હરિણ, ડુક્કર તથા ચિતરા વગેરેને મારી તેથી નિર્વાહ કરવા લાગ્યો.[૨૫] એવી રીતે હંમેશાં માંસાહાર કરી તે વનમાં રહ્યો. ત્યાં ધનુષ ઉપર બાણ ચડાવી વાંસે ભાથો બાંધી ચકોર, મોર, કંક, તેતર, ઉંદર અને બીજાં પણ જાનવરોને નિત્ય મારતો હતો. એવી રીતે તે નિર્દય ધૃષ્ટબુદ્ધિ પૂર્વ જન્મનાં પાપોથી પાપરૂપી કાદવમાં ડૂબી ગયો.[૨૬-૨૮] અને તેથી તેને રાત્રિ દિવસ ચિંતા, દુઃખ અને શોક થયા કરતાં હતાં. તે એક દિવસે કોઈ પુણ્યોદયથી કૌંડિન્ય ઋષિના આશ્રમમાં જઇ ચડ્યો;[૨૯] અને શોકના ભારથી પીડિત થયેલો તે, ગંગામાં વૈશાખસ્નાન કરી ઉભેલા ઋષિરાજની પાસે ગયો.[૩૦] ત્યારે ઋષિના વસ્ત્રના છાંટા તેનાપર પડવાથી તેનાં સઘળાં પાપો નષ્ટ થયાં. તેથી તે હાથ જોડી કૌંડિન્ય ઋષિને કહેવા લાગ્યો.[૩૧]

धृष्टबुद्धिरुवाच– प्रायश्चित्तं वद ब्रह्मन्विना वित्तेन यद्भवेत् । आजन्मकृतपापस्य नास्ति वित्तं ममाधुना ॥ ३२ ॥ ऋषिरुवाच– शृणुष्वैकमना भूत्वा येन पापक्षयस्तव । वैशाखस्य सिते पक्षे मोहिनी नाम नामतः ॥ ३३ ॥ एकादशी व्रतं तस्याः कुरु मद्वाक्यनोदितः । मेरुतुल्यानि पापानि क्षयं नयति देहिनाम् ॥ ३४ ॥ बहुजन्मार्जितान्येषा मोहिनी समुपोषिता । इति वाक्यं मुनेः श्रुत्वा धृष्टबुद्धिः प्रसन्नहृत् ॥३५॥ व्रतं चकार विधिवत्कौंडिन्यस्योपदेशतः । कृते व्रते नृपश्रेष्ठ हतपापो बभूव सः ॥ ३६ ॥ दिव्यदेहस्ततो भूत्वा गरुडोपरि संस्थितः । जगाम वैष्णवं लोकं सर्वोपद्रववर्जितम् ॥ ३७ ॥ इतीदृशं रामचंद्र तमोमोहनिकृंतनम् । नातः परतरं किंचित्त्रैलोक्ये सचराचरे ॥ ३८ ॥ यज्ञादितीर्थदानानि कलां नार्हंति षोडशीम् । पठनाच्छ्रवणाद्राजन्गोसहस्रफलं लभेत् ॥ ३९ ॥ इति श्रीकूर्मपुराणे मोहिन्याख्यवैशाखशुक्लैकादशीमाहात्म्यं संपूर्णम् ।

ધૃષ્ટબુદ્ધિ કહે છે–હે મહારાજ! મેં જન્મથી પાપો જ કર્યાં છે, માટે ધનના ખરચ વિનાનું તેવાં પાપોનું પ્રાયશ્ચિત્ત કહો, કારણ કે મારી પાસે ધન નથી.[૩૨] ઋષિ કહે છે-જેથી તારાં પાપોનો ક્ષય થાય તેવો ઉપાય કહું છું, તે સાવધાન થઇને સાંભળ. વૈશાખ શુકલ પક્ષની મોહિની નામની એકાદશી કહેવાય છે. તે દિવસે મારા કહેવાથી વ્રત કર. એ એકાદશીને દિવસે ઉપવાસ કરવાથી મેરુ પર્વતનાં જેવડાં મોટાં પાપો પણ નષ્ટ થાય છે, એવી રીતે કૌંડિન્ય ઋષિનાં વચનો સાંભળી ધૃષ્ટબુદ્ધિએ તેના કહેવા પ્રમાણે વિધિપૂર્વક આનંદથી વ્રત કર્યું, તેથી સઘળાં પાપોનો નાશ થવાથી તે અલૌકિક શરીરવાળો થયો અને ગરુડ ઉપર બેસી જ્યાં કોઇ પણ ઉપદ્રવ નથી તેવા વૈકુંઠમાં ગયો.[૩૩-૩૭] હે રામચંદ્ર! એવી રીતે અજ્ઞાનનો ને મોહનો નાશ કરનારું મોહિની વ્રત છે. આ વ્રતથી ઉત્તમ ત્રણ લોકોમાં બીજું કોઈ પણ વ્રત નથી.[૩૮] યજ્ઞ, તીર્થ કે દાન કોઈ પણ મોહિની વ્રતના સોળમા ભાગની તુલના કરી શકે તેમ નથી. હે રાજન્! આ કથાનો પાઠ કરવાથી વા શ્રવણ કરવાથી હજાર ગોદાનોનું પુણ્ય થાય છે.[૩૯] એવી રીતે કૂર્મપુરાણમાં વૈશાખ શુકલ પક્ષની મોહિની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૨૫ વૈશાખ કૃષ્ણ પક્ષની અપરા એકાદશીની કથા

अथ ज्येष्ठकृष्णैकादशीकथा ॥ युधिष्ठिर उवाच–ज्येष्ठस्य कृष्णपक्षे तु किं नामैकादशी भवेत् । श्रोतुमिच्छामि मा-

हात्म्यं तद्वदस्व जनार्दन ॥ १ ॥ श्रीकृष्ण उवाच– साधु पृष्टं त्वया राजन् लोकानां हितकाम्यया । बहुपुण्यप्रदा ह्येषा महापातकनाशिनी ॥२॥ अपरा नाम राजेंद्र अपारफलदायिनी । लोके प्रसिद्धतां याति अपरां यस्तु सेवते ॥ ३ ॥ ब्रह्महत्याभिभूतोऽपि गोत्रहा भ्रूणहा तथा । परापवादवादी च परस्त्रीरसिकोऽपि च ॥ ४ ॥ अपरासेवनाद्राजन् विपाप्मा भवति ध्रुवम् । कूटसाक्ष्यं मानकूटं तुलाकूटं करोति यः ॥ ५ ॥ कूटवेदं पठेद्विप्रः कूटशास्त्रं तथैव च । ज्यौतिषी कूटगणकः कूटायुर्वेदको भिषक् ॥ ६ ॥ कूटसाक्षिसमा ह्येते विज्ञेया नरकौकसः । अपरासेवनाद्राजन्पापमुक्ता भवंति ते ॥ ७ ॥ क्षत्रियः क्षात्रधर्मं यस्त्यक्त्वा युद्धात्पलायते । स याति नरकं घोरं स्वीयधर्मबहिष्कृतः ॥ ८ ॥ अपरासेवनात्सोऽपि पापं त्यक्त्वा दिवं व्रजेत् । विद्यामधीत्य यः शिष्यो गुरोर्निंदां करोति च ॥ ९ ॥ महापातकसंयुक्तो निरयं याति दारुणम् । अपरासेवनात्सोऽपि सद्गतिं प्राप्नुयान्नरः ॥ १० ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે જનાર્દન ! વૈશાખ વદિ એકાદશીનું નામ શું છે ? અને તેનો મહિમા કેવો છે ? તે સાંભળવાને હું ઇચ્છું છું, માટે મને કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્ ! અમે લોકના કલ્યાણ માટે આ ઉત્તમ પ્રશ્ન કરેલો છે. વૈશાખ વદિ એકાદશીનું નામ અપરા છે; તે ઘણાં પુણ્યને આપનારી, મહાપાપનો નાશ કરનારી અને અનંત ફળને આપનારી છે. જે પુરુષ અપરા એકાદશીને દિવસે ઉપવાસ કરે છે, તે જગતમાં પ્રખ્યાત થાય છે.[૨–૩] બ્રહ્મહત્યા કરનાર, ગોત્રનો નાશ કરનાર, ગર્ભ હણનાર, પરનિંદા કરનાર અને પરસ્ત્રીગમન કરનાર પણ અપરાનું વ્રત કરવાથી અવશ્ય શુદ્ધ થાય છે. જે માણસ ખોટી સાક્ષી પૂરે છે, માન (ભરત) કપટ કરે છે, ત્રાજવામાં કપટ કરે છે,[૪–૫] વેદના પાઠમાં કપટ કરે છે, શાસ્ત્રમાં કપટ કરે છે, જ્યોતિષમાં કપટ કરે છે અને વૈદકમાં કપટ કરે છે,[૬] તે સર્વે નરકના અધિકારી છે. હે રાજન્ ! તે સર્વે પણ અપરાનું વ્રત કરવાથી પાપમુક્ત થાય છે.[૭] જે ક્ષત્રિય પોતાનો ધર્મ છોડી, યુદ્ધમાંથી પલાયન કરી જાય છે, તે પોતાનો ધર્મ છોડવાથી નરકમાં પડે છે.[૮] તે પણ અપરા એકાદશીનું વ્રત કરવાથી પાપથી મુક્ત થઇ સ્વર્ગમાં જાય છે. જે શિષ્ય વિદ્યા ભણી ગુરુની નિંદા કરે છે, તે મહાપાતકી દારુણ નરકમાં પડે છે, તે પણ અપરાનું વ્રત કરવાથી સદ્ગતિને પામે છે.[૯–૧૦]

पुष्करत्रितये स्नात्वा कार्तिक्यां यत्फलं लभेत् । मकरस्थे रवौ माघे प्रयागे यत्फलं नृणाम् ॥ ११ ॥ काश्यां यत्प्राप्यते पुण्यं शिवरात्रेरुपोषणात् । गयायां पिंडदानेन यत्फलं प्राप्यते नृभिः ॥ १२ ॥ सिंहस्थिते देवगुरौ गौतमीस्नानतो नरः । यत्फलं समवाप्नोति कुंभे केदारदर्शनात् ॥ १३ ॥ बदर्याश्रमयात्रायास्तत्तीर्थसेवनादपि । यत्फलं समवाप्नोति कुरुक्षेत्रे रविग्रहे ॥ १४ ॥ गजाश्वहेमदानेन यज्ञे कृत्स्नसुवर्णदः । तत्फलं समवाप्नोति अपराया व्रतान्नरः ॥ १५ ॥ अर्धप्रसूतां गां दत्वा सुवर्णं वसुधां तथा । नरो यत्फलमाप्नोति अपराया व्रतेन तत् ॥ १६ ॥ पापद्रुमकुठारोऽयं पापेंधनदवानलः । पापांधकारसूर्योऽयं पापसारंगकेसरी ॥ ॥ १७ ॥ अपरैकादशी राजन् कर्तव्या पापभीरुभिः । बुद्बुदा इव तोयेषु पुत्तिका इव जंतुषु ॥ १८ ॥ जायंते मरणायैव एकादश्या व्रतं विना । अपरां समुपोष्यैव पूजयित्वा त्रिविक्रमम् ॥ १९ ॥ सर्वपापविनिर्मुक्तो विष्णुलोकं व्रजेन्नरः । लोकानां च हितार्थाय तवाग्रे कथितं मया । पठनाच्छ्रवणाद्राजन् सर्वपापैः प्रमुच्यते ॥ २० ॥ इति श्रीब्रह्मांडपुराणे ज्येष्ठकृष्णापराख्यैकादशीमाहात्म्यं संपूर्णम् ।

કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે પુષ્કર તીર્થમાં સ્નાન કરવાથી જે ફળ થાય છે, મકરસંક્રાંતિમાં ને માઘમાં પ્રયાગમાં સ્નાન કરવાથી જે ફળ થાય છે,[૧૧] કાશીમાં શિવરાત્રિને દિવસે ઉપવાસ કરવાથી જે ફળ થાય છે, ગયામાં પિંડદાન કરવાથી અને સિંહના ગુરુ હોય ત્યારે ગોદાવરીમાં સ્નાન કરવાથી જે ફળ થાય છે, કુંભમાં કેદારનાથનાં દર્શન કરવાથી જે ફળ થાય છે,[૧૨–૧૩] બદરિકાશ્રમની યાત્રા કરવાથી, તેમાં વાસ કરવાથી, સૂર્યગ્રહણને દિવસે કુરુક્ષેત્રમાં સ્નાન કરવા વગેરેથી જે ફળ થાય છે,[૧૪] હાથીઓનાં, ઘોડાઓનાં અને સુવર્ણનાં દાનથી જે ફળ થાય છે અને યજ્ઞમાં સઘળું સુવર્ણ આપવાથી જે ફળ થાય છે, તે ફળ મનુષ્ય અપરા એકાદશીના વ્રતથી મેળવે છે. [૧૫]અર્ધ પ્રસવવાળી ગાય, સોનું અને પૃથિવી આપવાથી જે ફળ થાય છે, તે ફળ અપરા એકાદશીના વ્રતથી મનુષ્ય મેળવે છે.[૧૬] આ એકાદશીનું વ્રત પાપરૂપી વૃક્ષ કાપવામાં કુવાડા જેવું છે. પાપરૂપી કાષ્ઠ બાળવામાં અગ્નિ જેવું છે, પાપરૂપી અંધકારને દૂર કરવામાં સૂર્ય જેવું છે અને પાપરૂપી મૃગને મારવામાં સિંહસમાન છે.[૧૭] હે રાજન્ ! પાપથી ડરતા પુરુષે અપરા એકાદશીનું વ્રત કરવું. જે માણસો એકાદશીનું વ્રત કરતા નથી, તે જળમાંના પરપોટાની પેઠે અને પ્રાણીમાં પૂતળીની પેઠે મરણ માટે જ સર્જેલા છે. જે માણસ અપરા એકાદશીનું વ્રત કરી વિષ્ણુનું પૂજન કરે છે, તે સઘળાં પાપોથી મુક્ત થઇ વૈકુંઠમાં જાય છે. હે રાજન્ ! લોકના ભલામાટે મેં આ વ્રત તમારી આગળ કહ્યું. આ કથાના પાઠથી વા શ્રવણથી સર્વ પાપોથી મુક્ત થવાય છે.[૧૮–૧૯] એવી રીતે બ્રહ્માંડપુરાણમાં વૈશાખ કૃષ્ણ પક્ષની અપરા નામની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

—————

## ૨૬ જ્યેષ્ઠ શુદિ નિર્જલા એકાદશીની કથા

अथ ज्येष्ठशुक्लैकादशीकथा । भीमसेन उवाच– पितामह महाबुद्धे शृणु मे परमं वचः । युधिष्ठिरश्च कुंती च तथा द्रुपदनंदिनी ॥ १ ॥ अर्जुनो नकुलश्चैव सहदेवस्तथैव च । एकादश्यां न भुंजंति कदाचिदपि सुव्रत ॥ २ ॥ ते मां ब्रुवंति वै नित्यं मा भुंक्ष्व त्वं वृकोदर । अहं तानब्रुवं तात बुभुक्षा दुःसहा मम ॥ ३ ॥ दानं दास्यामि विधिवत्पूजयिष्यामि केशवम् । विनोपवासं लभ्येत कथमेकादशीव्रतम् ॥ ४ ॥ भीमसेनवचः श्रुत्वा व्यासो वचनमब्रवीत् । व्यास उवाच– यदि स्वर्गोऽस्त्यभीष्टस्ते नरकोऽनिष्ट एव च ॥ ५ ॥ एकादश्यां न भोक्तव्यं पक्षयोरुभयोरपि । भीमसेन उवाच– पितामह महाबुद्धे कथयामि तवाग्रतः ॥ ६ ॥ एकभक्ते न शक्तोऽहमुपवासः कुतो मुने । वृको नामास्ति यो वह्निः स सदा जठरे मम ॥ ७ ॥ अतीवान्नं यदाश्नामि तदा समुपशाम्यति । एकं शक्तोऽस्म्यहं कर्तुं चोपवासं महामुने ॥८॥ तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ।

ભીમસેન કહે છે–હે પિતામહ ! હે મહામતિ ! આ યુધિષ્ઠિર, કુંતી માતાજી, દ્રૌપદી, અર્જુન, નકુલ તથા સહદેવ એ સર્વે એકાદશીને દિવસે કયારેય પણ ભોજન કરતાં નથી અને મને પણ નિત્ય ખાવાની મનાઇ કરે છે, ત્યારે હું તેઓને કહું છું કે મારાથી ભુખ વેઠી શકાતી નથી.[૧–૩] હું વિધિથી દાન આપું, શ્રીહરિની પૂજા કરું, પણ ઉપવાસ કરી શકું નહિ તો વગર ઉપવાસે એકાદશીનાં વ્રતનું ફળ મળે તેવો ઉપાય બતાવો.[૪] એવું ભીમસેનનું વચન સાંભળી વ્યાસજી બોલ્યા કે, જો તને સ્વર્ગ વહાલું અને નરક અનિષ્ટ હોય તો બન્ને પક્ષોની એકાદશીઓએ ભોજન કરવું નહિ. ભીમસેન કહે છે–હે પિતામહ ! હું આપની પાસે કહું છું કે, મારી શક્તિ એક વખત ભોજન કરવાની છે તે હું ઉપવાસ કેમ કરી શકું ? કારણકે મારા પેટમાં વૃક નામનો અગ્નિ છે, તે જ્યારે હું ઘણું અન્ન ખાઉં ત્યારે જ શાંત થાય છે. હવે હું ઘણું જોર મારું તો વર્ષમાં એક ઉપવાસ કરી શકું.[૫–૮] માટે નિશ્ચય કરી કોઇ એવો ઉપવાસ કહો કે, જેથી મારું કલ્યાણ થાય.

व्यास उवाच– श्रुतास्ते मानवा धर्मा वैदिकाश्च श्रुतास्त्वया ॥ ९ ॥ कलौ युगे न शक्यंते ते वै कर्तुं नराधिप । सुखोपायं चाल्पधनमल्पक्लेशं महाफलम् ॥ १० ॥ पुराणानां च सर्वेषां सारभूतं वदामि ते । एकादश्यां न भुञ्जीत पक्षयोरुभयोरपि ॥ ११ ॥ एकादश्यां न भुंक्ते यो न याति नरकं तु सः । व्यासस्य वचनं श्रुत्वा कंपितोऽश्वत्थपत्रवत् ॥ १२ ॥ भीमसेनो महाबाहुर्भीतो वाक्यमभाषत । भीमसेन उवाच– पितामह न शक्तोऽहमुपवासे करोमि किम् ॥ १३ ॥ ततो बहुफलं ब्रूहि व्रतमेकं मम प्रभो । व्यास उवाच– वृषस्थे मिथुनस्थेऽर्के शुक्ला यैकादशी भवेत् ॥ १४ ॥ ज्येष्ठमासे प्रयत्नेन सोपोष्या जलवर्जिता । स्नाने चाचमने चैव वर्जयित्वोदकं बुधः ॥ १५ ॥ उपयुंजीत नैवान्यद्व्रतभंगोऽन्यथा भवेत् । उदयादुदयं यावद्वर्जयित्वा जलं बुधः ॥ १६ ॥ अप्रयत्नादवाप्नोति द्वादशद्वादशीफलम् । ततः प्रभाते विमले द्वादश्यां स्नानमाचरेत् ॥ १७ ॥ जलं सुवर्णं दत्त्वा च द्विजातिभ्यो यथाविधि । भुञ्जीत कृतकृत्यस्तु ब्राह्मणैः सहितो वशी ॥ १८ ॥

વ્યાસજી કહે છે–હે ભીમ ! તમે મનુસ્મૃતિ અને વેદમાં કહેલા ધર્મો સાંભળ્યા. તે સઘળા આ કલિયુગમાં પાળી શકાય તેવા નથી, માટે સુખથી થઇ શકે, જેમાં ધન થોડું જોઇએ, થોડો કલેશ થાય ને મોટું ફળ મળે એવું સઘળાં પુરાણોના સારરૂપ વ્રત કહું છું તે સાંભળો. બેય પક્ષોની એકાદશીઓને દિવસે નિરાહાર રહેવું જોઇએ;[૯–૧૧] કારણ કે જે માણસ એકાદશીને દિવસે નિરાહાર રહે છે, તેને નરક ભોગવવું પડતું નથી. એવાં વ્યાસજીનાં વચનો સાંભળી મહાબળવાન્ છતાં પણ પીપળાનાં પાંદડાની પેઠે ભીમસેન કંપી ગયો,[૧૨] અને ભયથી કહેવા લાગ્યો કે, હે પિતામહ ! હે પ્રભો ! તે ઉપવાસ કરવાની તો મારી શક્તિ નથી. માટે જેથી (થોડે શ્રમે) ઘણું ફળ થતું હોય તેવું એક વ્રત મને કહો. વ્યાસજી કહે છે–જ્યેષ્ઠ શુદિ એકાદશી, જે વૃષ વા મિથુન સંક્રાંતિમાં આવે છે, તે દિવસે વ્રત કરવું. તેમાં સ્નાન અને આચમન શિવાય જલનો સંબંધ રાખવો નહીં એટલે જલ પીવું નહીં. તેમ જ ફળ વગેરે બીજું કાંઇ પણ અન્ન ખાવું નહીં; કારણ કે તેથી વ્રતનો ભંગ થાય છે. જે માણસ એ એકાદશીના સૂર્યોદયથી આરંભી બારશના સૂર્યોદય સૂધી જલ પાન પણ કરતો નથી, તેને સઘળી એકાદશીઓનું ફળ મળે છે. બારશને દિવસે પ્રાતઃકાળે સ્નાન કરી બ્રાહ્મણોને વિધિથી જળ અને સોનું આપી તેઓને ભોજન કરાવ્યા પછી નિયમથી પોતે ભોજન કરવું.[૧૩–૧૮]

एवं कृते तु यत्पुण्यं भीमसेन शृणुष्व तत् । संवत्सरस्य या मध्ये एकादश्यो भवंति वै ॥ १९ ॥ तासां फलमवाप्नोति अत्र मे नास्ति संशयः । इति मां केशवः प्राह शंखचक्रगदाधरः ॥ २० ॥ एकादश्यां सिते पक्षे ज्येष्ठस्योदकवर्जितम् । उपोष्य फलमाप्नोति तच्छृणुष्व वृकोदर ॥ २१ ॥ सर्वतीर्थेषु यत्पुण्यं सर्वदानेषु यत्फलम् । तत्फलं समवाप्नोति इमां कृत्वा वृकोदर ॥ २२ ॥ संवत्सरस्य यावत्यः शुक्लाः कृष्णा वृकोदर । उपोषितास्ताः सर्वाः स्युरेकादश्यो न संशयः ॥ २३ ॥ धनधान्यवहाः पुण्याः पुत्रारोग्यफलप्रदाः । उपोषिता नरव्याघ्र इति सत्यं वदामि ते ॥ २४ ॥ यमदूता महाकायाः करालाः कृष्णपिंगलाः । दंडपाशधरा रौद्रा मरणे दृष्टिगोचरम् ॥ २५ ॥ न प्रयांति नरव्याघ्र एकादश्यामुपोषणात् । पीतांबरधराः सौम्याश्चक्रहस्ता मनोजवाः ॥ २६ ॥ अंतकाले नयंत्येव

मानवं वैष्णवीं पुरीम् । तस्मात्सर्वप्रयत्नेन सोपोष्योदकवर्जिता ॥ २७ ॥ जलधेनुं ततो दत्वा सर्वपापैः प्रमुच्यते । इति श्रुत्वा तदा चक्रुः पांडवा जनमेजय ॥ २८ ॥ ततः प्रभृति भीमेन कृतेयं निर्जला शुभा । पांडवद्वादशीनाम्ना लोके ख्याता बभूव ह ॥ २९ ॥ तथा त्वमपि भूपाल सोपवासार्चनं हरेः । कुरु त्वं च प्रयत्नेन सर्वपापप्रशांतये ॥ ३० ॥

હે ભીમસેન ! તેમ કરવાથી જે ફળ થાય છે તે સાંભળ. વિધિથી એ એકાદશીનું વ્રત કરવાથી સઘળી એકાદશીઓનું ફળ થાય છે, એમાં સંશય નથી; કારણ કે તે વાત સાક્ષાત્ નારાયણે મને કહેલી છે.[૧૯-૨૦] જ્યેષ્ઠ શુદિ એકાદશીને દિવસે નિર્જલ વ્રત કરવાથી સર્વ તીર્થોનાં પુણ્યનું ફળ મળે છે, સઘળાં દાનોનું ફળ મળે છે અને વર્ષની એકાદશી, જે ધન, ધાન્ય, પુત્ર અને આરોગ્ય એ બધાંને આપનારી છે, તથા પુણ્યકારક છે તે સઘળી એકાદશીઓનું પુણ્ય ( એ એકાદશીનું વ્રત કરવાથી ) મળે છે, એમાં સંશય નથી. એ એકાદશીને દિવસે ઉપવાસ કરવાથી મરણ વખતે મોટા શરીરવાળા, ભયંકર, દંડને અને પાશને ધારણ કરનારા કાળા, પીળા યમના દૂતોનાં દર્શન થતાં નથી; કિંતુ પીળાં વસ્ત્ર પહેરનારા, સુશોભિત આકૃતિવાળા, ચક્ર ધારણ કરનારા અને મનના જેવા વેગવાળા વિષ્ણુદૂતો આવે છે અને તેને વૈકુંઠમાં લઇ જાય છે. એટલા માટે એ એકાદશીને દિવસે શ્રમથી પણ નિર્જલ વ્રત કરવું.[૨૧-૨૭] ને જળધેનુ આપવી, તેથી સઘળાં પાપો દૂર થાય છે. હે જનમેજય ! એવાં વ્યાસજીનાં વચનો સાંભળી તે એકાદશીને દિવસે પાંડવોએ તેમ જ ભીમસેને પણ નિર્જળ વ્રત કર્યું. તેથી એ એકાદશી 'પાંડવૈકાદશી,'* એ નામથી પ્રસિદ્ધ થયેલી છે.[૨૮-૨૯] હે જનમેજય ! તમે પણ સઘળાં પાપોની શાંતિમાટે શ્રમ લઇને પણ એ એકાદશીનું વ્રત કરો અને હરિનું પૂજન કરો.[૩૦]

करिष्याम्यथ देवेश जलवर्जमुपोषणम् । भोक्ष्येऽपरेह्नि देवेश त्वन्नं च तव वासरात् ॥ ३१ ॥ इत्युच्चार्य ततो मंत्रमुपवासपरो भवेत् । सर्वपापविनाशाय श्रद्धादमसमन्वितः ॥ ३२ ॥ मेरुमंदरमानं तु स्त्रियोऽथ पुरुषस्य यत् । पापं तद्भस्मतां याति एकादश्याः प्रभावतः ॥ ३३ ॥ न शक्नोति च यो दातुं जलधेनुं नराधिप । सकांचनो घटस्तेन देयो वस्त्रेण संवृतः ॥ ३४ ॥ तोयस्य नियमं योऽस्यां कुरुते वै स पुण्यभाक् । पलकोटिसुवर्णस्य यामे यामेऽश्नुते फलम् ॥ ३५ ॥ स्नानं दानं जपं होमं यदस्यां कुरुते नरः । तत्सर्वं चाक्षयं प्रोक्तमेतत्कृष्णस्य भाषितम् ॥ ३६ ॥ किं वाऽपरेण धर्मेण निर्जलैकादशीं नृप । उपोष्य च नरो भक्त्या वैष्णवं पदमाप्नुयात् ॥ ३७ ॥ सुवर्णमन्नं वासांसि यदस्यां संप्रदीयते । तदस्य च कुरुश्रेष्ठ सर्वमप्यक्षयं भवेत् ॥ ३८ ॥ एकादशीदिने योऽन्नं भुंक्ते पापं भुनक्ति सः । इह लोके स चांडालो मृतः प्राप्नोति दुर्गतिम् ॥ ३९ ॥ ये प्रदास्यंति दानानि द्वादशीं समुपोष्य च । ज्येष्ठे मासि सिते पक्षे प्राप्स्यंति परमं पदम् ॥ ४० ॥ ब्रह्महा मद्यपः स्तेनो गुरुद्वेषी सदाऽनृती । मुच्यंते पातकैः सर्वैर्निर्जला यैरुपोषिता ॥ ४१ ॥

'હે દેવેશ ! હે હરે ! આજ આપનો દિવસ છે માટે હું નિર્જળ વ્રત કરીશ અને આવતી કાલે અન્નનું ભોજન કરીશ,'[૩૧] એમ કહી સર્વ પાપોના નાશમાટે ઇંદ્રિયો નિયમમાં રાખી, શ્રદ્ધાથી ઉપવાસ કરવો.[૩૨] સ્ત્રી અથવા પુરુષ જે એ એકાદશીનું વ્રત કરે, તેનાં મેરુ અથવા મંદર પર્વત જેવડાં મોટાં મોટાં પાપો પણ બળીને ભસ્મ થાય છે.[૩૩] જો જલધેનુ દેવાની શક્તિ ન હોય, તો જેમાં સોનું રાખ્યું હોય તેવા વસ્ત્રવડે વીંટેલા ઘડાનું દાન કરવું.[૩૪] જે માણસ એકાદશીને દિવસે જળપાન કરતો નથી, તેને પ્રત્યેક પહોરે કરોડો પલ સોનું આપવાનું પુણ્ય થાય છે.[૩૫] આ એકાદશીને દિવસે સ્નાન, દાન, જપ કે હોમ જે કાંઇ કરે છે, તે સઘળું અક્ષય થાય છે, એમ શ્રીકૃષ્ણે કહેલું છે.[૩૬] હે રાજન્ ! એક નિર્જલા એકાદશીનું વ્રત કરવાથી જ વૈકુંઠની પ્રાપ્તિ થાય છે તો બીજા ધર્મોનું શું કામ છે ![૩૭] હે રાજન્ ! જે માણસો આ એકાદશીને દિવસે સોનું, વસ્ત્ર કે અન્ન જે કાંઇ આપે છે, તે સઘળું અક્ષય થાય છે.[૩૮] જે માણસ એકાદશીને દિવસે અન્ન ખાય છે તે આ લોકમાં ચાંડાલ થાય છે ને અંતે નરકમાં પડે છે.[૩૯] જ્યેષ્ઠ શુદિ એકાદશીને દિવસે ઉપવાસ કરીને જે માણસ દાન કરે છે, તે પરમ પદને પામે છે.[૪૦] નિર્જલા એકાદશીનું વ્રત કરવાથી બ્રહ્મહત્યા કરનાર, મદ્યપાન કરનાર, ચોરી કરનાર, ગુરુનો દ્વેષ કરનાર અને નિરંતર અસત્ય બોલનાર પણ સર્વ પાપોથી મુક્ત થાય છે.[૪૧]

विशेषं शृणु राजेंद्र निर्जलैकादशीदिने । यत्कर्तव्यं नरैः स्त्रीभिः श्रद्धादमसमन्वितैः ॥ ४२ ॥ जलशायी तु संपूज्यो देया धेनुश्च तन्मयी । प्रत्यक्षा वा नृपश्रेष्ठ घृतधेनुरथापि वा ॥ ४३ ॥ दक्षिणाभिश्च श्रेष्ठाभिर्मिष्टान्नैश्च पृथग्विधैः । तोषणीयाः प्रयत्नेन द्विजा धर्मभृतां वर ॥ ४४ ॥ तुष्टो भवति वै क्षिप्रं तैस्तुष्टैर्मोक्षदो हरिः । आत्मद्रोहः कृतस्तैस्तु यैर्नैषा समुपोषिता ॥ ४५ ॥ पापात्मानो दुराचारा दुष्टास्ते नात्र संशयः । कुलानां च शतं साग्रमनाचाररतं सदा ॥ ४६ ॥ आत्मना सह तैर्नीतं वासुदेवस्य मंदिरम् । शांतैर्दानपरैश्चैव अर्चयद्भिश्च तथा हरिम् ॥ ४७ ॥ कुर्वद्भिर्जागरं रात्रौ यैरेषा समुपोषिता । अन्नं पानं तथा गावो वस्त्रं शय्यासनं शुभम् ॥ ४८ ॥ कमंडलुस्तथा छत्रं दातव्यं निर्जलादिने । उपानहौ च यो दद्यात्पात्रभूते द्विजोत्तमे ॥ ४९ ॥ स सौवर्णेन यानेन स्वर्गलोकं व्रजेद्ध्रुवम् । यश्चेमां

* ગુજરાતમાં ભીમઅગીઆરસ કહેવાય છે.

श्रणुयाद्भक्त्या यश्चापि परिकीर्तयेत् ॥ ५० ॥ उभौ तौ स्वर्गतौ स्यातां नात्र कार्या विचारणा । यत्फलं संनिहत्यायां राहुग्रस्ते दिवाकरे ॥ ५१ ॥ कृत्वा श्राद्धं लभेन्मर्त्यस्तदस्याः श्रवणादपि । एवं यः कुरुते पुण्यां द्वादशीं पापनाशिनीम् । सर्वपापविनिर्मुक्तः पदं गच्छत्यनामयम् ॥ ५२ ॥ इति श्रीभारतपाद्मयोरुक्तं ज्येष्ठशुक्लनिर्जलैकादशीमाहात्म्यं संपूर्णम् ।

હે રાજન્ ! નિર્જલા એકાદશીને દિવસે સ્રીઓએ અને પુરુષોએ શ્રદ્ધા રાખવી, ઇંદ્રિયોને નિયમમાં રાખવી, નારાયણનું પૂજન કરવું, જલધેનુ આપવી; અને તેમ નહીં બને તો પ્રત્યક્ષ ધેનુ અથવા ઘૃતધેનુ આપવી,[42-43] તથા હે ધર્મિષ્ઠોમાં શ્રેષ્ઠ ! બ્રાહ્મણોને ભાતભાતનાં ભોજન કરાવી ઉત્તમ દક્ષિણા આપી પ્રસન્ન કરવા.[44] જે બ્રાહ્મણો પ્રસન્ન થાય તો મોક્ષ આપનાર સાક્ષાત્ નારાયણ પણ પ્રસન્ન થાય છે. જે માણસો આ એકાદશીનું વ્રત કરતા નથી, તેઓ આત્મદ્રોહી, પાપી, દુરાચારી અને દુષ્ટો કહેવાય છે, એમાં સંશય નથી. જે માણસો આ એકાદશીને દિવસે ઉપવાસ કરે છે, નારાયણનું પૂજન કરે છે, દાન આપે છે, શાંતિથી રહે છે અને રાતે જાગરણ કરે છે, તેના સદા દુરાચારી એવા સેંકડો વંશજો વૈકુંઠમાં જાય છે અને તે પોતે પણ વૈકુંઠમાં જાય છે. નિર્જલા એકાદશીને દિવસે અન્ન, પાન, ગાય, વસ્ત્ર, શય્યા, આસન, કમંડલુ ને છત્ર એમનું દાન કરવું. જે માણસ આ એકાદશીને દિવસે પાત્ર બ્રાહ્મણને પગરખાં પહેરાવે છે, તે સોનાના વિમાનમાં બેસી અવશ્ય સ્વર્ગમાં જાય છે. જે માણસ આ કથા ભક્તિથી સાંભળે અને સંભળાવે, તે બન્ને સ્વર્ગમાં જાય છે, એ નિઃસંદેહ છે. કુરુક્ષેત્રમાં સૂર્યગ્રહણને દિવસે શ્રાદ્ધ કરવાથી જે ફળ થાય છે, તે ફળ આ કથાના શ્રવણથી થાય છે.[45-51] જે માણસ એવી રીતે પુણ્યકારક અને પાપોનો નાશ કરનારી એકાદશીનું વ્રત કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈ બાધારહિત પદને પામે છે.[52] એવી રીતે મહાભારતમાં અને પદ્મપુરાણમાં જેઠ શુક્લ પક્ષની નિર્જલા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૨૭ જયેષ્ઠ વદિ યોગિની એકાદશીની કથા

अथाषाढकृष्णैकादशीकथा । युधिष्ठिर उवाच— ज्येष्ठशुक्ले निर्जलाया माहात्म्यं वै श्रुतं मया । आषाढकृष्णपक्षे तु किं नामैकादशी भवेत् ॥ १ ॥ कथयस्व प्रसादेन ममाग्रे मधुसूदन ॥ श्रीकृष्ण उवाच— व्रतानामुत्तमं राजन् कथयामि तवाग्रतः ॥ २ ॥ सर्वपापक्षयकरं भुक्तिमुक्तिप्रदायकम् । आषाढस्यासिते पक्षे योगिनीनाम नामतः ॥ ३ ॥ एकादशी नृपश्रेष्ठ महापातकनाशिनी । संसारार्णवमग्नानां तपोरूपा सनातनी ॥ ४ ॥ जगत्त्रये सारभूता योगिनीति नराधिप । कथयामि कथां तस्या पौराणीं पापहारिणीम् ॥ ५ ॥ अलकाधिपतिर्नाम्ना कुबेरः शिवपूजकः । तस्यासीत्पुष्पबटुको हेममालीति नामतः ॥ ६ ॥ तस्य पत्नी सुरूपाऽऽसीद्विशालाक्षीति नामतः । स तस्यां स्नेहसंयुक्तः कामपाशवशं गतः ॥ ७ ॥ मानसात्पुष्पनिचयमानीय स्वगृहे स्थितः । पत्नीप्रेमसमायुक्तो न कुबेरालयं गतः ॥ ८ ॥ कुबेरो देवसदने करोति शिवपूजनम् । मध्याह्नसमये राजन् पुष्पाणि प्रसमीक्षते ॥ ९ ॥ हेममाली स्वभवने रमते कांतया सह । यक्षराट् प्रत्युवाचाथ कालातिक्रमकोपितः ॥ १० ॥ कस्मान्नायाति भो यक्षा हेममाली दुरात्मवान् । निश्चयः क्रियतामस्य प्रत्युवाच पुनः पुनः ॥ ११ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ ! જ્યેષ્ઠ શુક્લ પક્ષની નિર્જલા એકાદશીનું માહાત્મ્ય મેં સાંભળ્યું. હવે જ્યેષ્ઠ વદિ એકાદશીનું શું નામ છે, તે સાંભળવા ઇચ્છું છું, માટે કૃપા કરી કહો. શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્ ! જે સઘળાં વ્રતોમાં ઉત્તમ છે, સઘળાં પાપોનો ક્ષય કરનાર છે અને ભોગ તથા મોક્ષ આપનાર છે તે વ્રત કહું છું તે સાંભળો. જ્યેષ્ઠ માસના કૃષ્ણ પક્ષની એકાદશીનું નામ યોગિની છે,[1-3] એ મહાપાપનો નાશ કરનારી છે, સંસારરૂપ સમુદ્રમાં ડૂબેલાનો ઉદ્ધાર કરનારી છે,[4] સનાતની છે અને ત્રણે જગતમાં સારરૂપ છે. પુરાણમાં કહેલી અને પાપને હરનારી તે એકાદશીની કથા કહું છું.[5] શિવજીની પૂજા કરનાર (દેવ) કુબેર, અલકાનગરીનો અધિપતિ હતો. તેનો હેમમાલી નામનો પુષ્પો લાવનારો બટુક નોકર હતો.[6] તે હેમમાલીને એક ખુબસુરત સ્રી હતી. તેનું નામ વિશાલાક્ષી હતું. હેમમાલી કામને વશ થઇ તેણીની ઉપર ઘણો પ્યાર કરતો હતો.[7] એક દિવસે તે હેમમાલી માનસ સરોવરમાંથી પુષ્પો લાવી પોતાને ઘેર આવ્યો ને પ્રિયાના પ્રેમથી સાંજ રોકાઈ ગયો, પણ કુબેરને ઘેર પુષ્પો આપવા ગયો નહિ.[8] હવે કુબેર મંદિરમાં બેસી શિવપૂજન કરતો હતો. તેણે પુષ્પોમાટે મધ્યાહ્ન વખતે જોયું, અને પેલો હેમમાલી પોતાને ઘેર પ્રિયાની સાથે વિહાર કરતો હતો તેથી ઘણો વિલંબ થવા છતાં પણ પુષ્પો લાવ્યો નહી તેથી પુષ્પો જોવામાં આવ્યાં નહીં. ત્યારે કોપાયમાન થઇ કુબેરે કહ્યું કે,[9-10] 'હે યક્ષો ! દુષ્ટ હેમમાલી હજી સૂધી કેમ નથી આવ્યો? જાઓ જલદીથી તપાસ કરો.'[11]

यक्षा ऊचुः— वनिताकामुको गेहे रमते स्वेच्छया नृप । तेषां वाक्यं समाकर्ण्य कुबेरः कोपपूरितः ॥ १२ ॥ आह्वयामास तं तूर्णं बटुकं हेममालिनम् । ज्ञात्वा कालात्ययं सोऽपि भयव्याकुललोचनः ॥ १३ ॥ आजगाम नमस्कृत्य कुबेरस्याग्रतः स्थितः । तं दृष्ट्वा धनदः क्रुद्धः कोपसंरक्तलोचनः ॥ १४ ॥ प्रत्युवाच रुषाविष्टः कोपाद्विस्फुरिता-

धरः । धनद उवाच– रे पाप दुष्ट दुर्वृत्तकृतवान्देवहेलनम् ॥१५॥ अतो भव श्वित्रयुक्तो वियुक्तः कांतया सदा । अस्मात्स्थानादपध्वस्तो गच्छ स्थानमथाधमम् ॥ १६ ॥ इत्युक्ते वचने तेन तस्मात्स्थानात्पपात सः । महादुःखाभिभूतश्च कुष्ठपीडितविग्रहः ॥ १७ ॥ न वै तोयं न भक्ष्यं च वने रौद्रे लभत्यसौ । न सुखं दिवसे तस्य न निद्रां लभते निशि ॥ १८ ॥ छायायां पीडितस्तत्तुर्निदाघेऽत्यंतपीडितः । शिवपूजाप्रभावेण स्मृतिस्तस्य न गच्छति ॥ १९ ॥ पातकेनाभिभूतोऽपि कर्म पूर्वमनुस्मरन् । भ्रममाणस्ततोऽगच्छद्धिमाद्रिं पर्वतोत्तमम् ॥ २० ॥ तत्रापश्यन्मुनिवरं मार्कंडेयं तपोनिधिम् । यस्यायुर्विद्यते राजन्ब्रह्मणो दिनसप्तकम्॥२१॥ आश्रमं स गतस्तस्य ऋषेर्ब्रह्मसदःसमम् । ववंदे चरणौ तस्य दूरतः पापकर्मकृत् ॥ २२ ॥ मार्कंडेयो मुनिवरो दृष्ट्वा तं कुष्ठिनं तदा । परोपकरणार्थाय समाहूयेदमब्रवीत् ॥ २३ ॥

યક્ષો કહે છે–હે મહારાજ! એ તો ઘરમાં રહી પોતાની સ્ત્રી સાથે યથેચ્છ વિહાર કરે છે. એવાં યક્ષોનાં વચનો સાંભળી, અત્યંત કોપાયમાન થયેલા કુબેરે, જલદીથી તે હેમમાલી બટુકને બોલાવ્યો. ત્યારે 'આજ ઘણો વિલંબ થઇ ગયો છે, એમ જાણી ડરતો ડરતો તે આવ્યો ને નમસ્કાર કરી કુબેરની સામા ઉભો રહ્યો.' તેને જોઇ, કોપથી જેનાં નેત્ર લાલ થયાં હતાં અને હોઠ ફરફરાટ કરતા હતા, તેવો કુબેર ક્રોધથી બોલ્યોઃ–કુબેર કહે છે–રે દુષ્ટ! હે દુરાચારી! અલ્યા પાપી! તેં દેવનો અપરાધ કર્યો,[१२–१५] માટે તું કોઢીઓ થા, સ્ત્રીથી છૂટો થા અને આ સ્થાનથી ભ્રષ્ટ થઇ નીચે પડ.[१६] એવી રીતે કુબેરે શાપ આપ્યો ત્યારે, તે હેમમાલી, જ્યાં ખાવા કે પીવાનું કાંઈ પણ નહતું એવાં મહાભયંકર વનમાં પડ્યો અને તેને કોઢ પણ નીકળ્યો. એ કોઢથી તે મોટી પીડા પામતો હતો અને મહા ભયંકર વનમાં અન્ન જળ વિના તેને રાત્રિ દિવસ સુખ થતું નહતું ને નિદ્રા પણ આવતી નહોતી.[१७–१८] તેને છાયામાં પીડા થતી હતી અને તડકામાં વિશેષ પીડા થતી હતી. પરંતુ તે શિવપૂજન માટે પુષ્પો લાવતો હતો તેથી તેને સઘળું પૂર્વનું સ્મરણ હતું[१९] ને તેથી જ તે પાપી છતાં પણ પૂર્વ જન્મનાં કર્મને સંભારતો ભમતો ભમતો હિમાલય પર્વતપર ગયો.[२०] ત્યાં માર્કંડેય મુનિ, જે મુનિઓમાં શ્રેષ્ઠ છે, તપના ભંડાર છે, જેનું બ્રહ્માના સાત દિવસ જેટલું આયુષ્ય છે તે, તેના જોવામાં આવ્યા.[२१] પછી પેલો હેમમાલી, બ્રહ્માની સભા જેવા તેના આશ્રમમાં ગયો ને દૂરથી મુનિરાજનાં ચરણમાં નમસ્કાર કર્યા, કારણ કે તે પાપી હતો.[२२] તેને કોઢીઓ જોઇ, પરોપકારી માર્કંડેય ઋષિએ બોલાવીને કહ્યું કે–[२३]

मार्कंडेय उवाच– कस्मात्कुष्ठाभिभूतस्त्वं कुतो निंद्यतरो ह्यसि । इत्युक्तः प्रत्युवाचाथ मार्कंडेयेन धीमता ॥ २४ ॥ हेममाल्युवाच– यक्षराजस्यानुचरो हेममालीति नामतः । मानसात्पुष्पनिचयमानीय प्रत्यहं मुने ॥ २५ ॥ शिवपूजनवेलायां कुबेराय समर्पये । एकस्मिन् दिवसे कालक्षेपश्च विहितो मया ॥ २६ ॥ पत्नीसौख्यप्रसक्तेन कामव्याकुलचेतसा । ततः क्रुद्धेन शप्तोऽहं राजराजेन वै मुने ॥२७॥ कुष्ठाभिभूतः संजातो वियुक्तः कांतया सह । अधुना तव सान्निध्यं प्राप्तोऽस्मि शुभकर्मणा ॥ २८ ॥ सतां स्वभावतश्चित्तं परोपकरणक्षमम् । इति ज्ञात्वा मुनिश्रेष्ठ शाधि मां च कृतैनसम् ॥ २९ ॥

માર્કંડેય ઋષિ કહે છે–તને કોઢ શાથી નીકળ્યો અને તું આવી નિંદિત દશાને કેમ પ્રાપ્ત થયો છે? એવી રીતે બુદ્ધિમાન્ ઋષિના પૂછવાથી તેણે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.[२४] હેમમાલી કહે છે–હું યક્ષરાજ કુબેરનો નોકર છું, ને મારું નામ હેમમાલી છે. કુબેર જ્યારે શિવપૂજન કરતા, ત્યારે હું તેમને હમેશાં માનસસરોવરથી પુષ્પો લાવી આપતો હતો. એક દિવસે કામથી મારું ચિત્ત વ્યાકુળ હોવાથી, હું સ્ત્રીસુખમાં મગ્ન થઇ ગયો ને તેથી પુષ્પો પહોંચાડવામાં વિલંબ થયો. એ કારણથી કોપાયમાન થયેલા કુબેરે મને શાપ આપ્યો.[२५–२७] તેથી હું કોઢીઓ થયો અને પ્રિયાથી જૂદો પડ્યો છું. હમણાં સારે નસીબે આપને શરણે આવી ચડ્યો છું.[२८] હવે હે મહારાજ! સત્પુરુષોનું ચિત્ત સ્વભાવથી જ પરોપકારમાં પરાયણ હોય છે, માટે મને પાપીને પ્રાયશ્ચિત્ત બતાવો.[२९]

मार्कंडेय उवाच– त्वया सत्यमिह प्रोक्तं नासत्यं भाषितं यतः । अतो व्रतोपदेशं ते करिष्यामि शुभप्रदम् ॥३०॥ आषाढे कृष्णपक्षे त्वं योगिनीव्रतमाचर । अस्य व्रतस्य पुण्येन कुष्ठात्त्वं मुच्यसे ध्रुवम् ॥ ३१ ॥ इति वाक्यं मुनेः श्रुत्वा दंडवत्पतितो भुवि । उत्थापितश्च मुनिना बभूवातीव हर्षितः ॥ ३२ ॥ मार्कंडेयोपदेशेन कृतं तेन व्रतोत्तमम् । तद्व्रतस्य प्रभावेण देवरूपो बभूव सः ॥ ३३ ॥ संयोगी कांतया लेभे बुभुजे सौख्यमुत्तमम् । ईदृग्विधं नृपश्रेष्ठ कथितं योगिनीव्रतम् ॥ ३४ ॥ अष्टाशीतिसहस्राणि द्विजान्भोजयते तु यः । तत्फलं समवाप्नोति योगिनीव्रतकृन्नरः ॥ ३५ ॥ महापापप्रशमनी महापुण्यफलप्रदा । शुचिकृष्णैकादशी ते कथिता योगिनी नृप ॥ ३६ ॥ इति श्रीब्रह्मवैवर्ते आषाढकृष्णयोगिन्याख्यैकादशीमाहात्म्यं संपूर्णम् ।

માર્કંડેય કહે છે–હે બટુક! તું મારી પાસે અસત્ય નહિ બોલતાં સાચું બોલ્યો એટલા માટે હું તને શુભ કરનારું વ્રત કહું છું.[३०] જ્યેષ્ઠ વદિ એકાદશી યોગિની નામની છે, તેનું તું વ્રત કર. તે વ્રતના પુણ્યથી આ તારો કોઢ અવશ્ય દૂર થશે.[३१] એવું મુનિનું વચન સાંભળી તેણે પૃથ્વી ઉપર દંડવત્ પ્રણામ કર્યા. પછી

મુનિએ તેને ઉઠાડ્યો, તેથી તે અત્યંત પ્રસન્ન થયો.[૩૨] પછી તેણે ઋષિના કહેવા પ્રમાણે યોગિની એકાદશીનું ઉત્તમ વ્રત કર્યું. તેના પ્રભાવથી તેનું દેવના જેવું સ્વરૂપ થયું,[૩૩] સ્ત્રીની સાથે મિલાપ થયો અને ઉત્તમ સુખ મળ્યું. હે નૃપશ્રેષ્ઠ! એવી રીતે મેં તમોને યોગિનીનું વ્રત કહી સંભળાવ્યું.[૩૪] જે માણસ યોગિની એકાદશીનું વ્રત કરે છે, તેને અઠ્યાસી હજાર બ્રાહ્મણો જમાડવાનું પુણ્ય થાય છે.[૩૫] હે રાજન્! જ્યેષ્ઠ કૃષ્ણ પક્ષની યોગિની એકાદશી મહાપાપનો નાશ કરનારી છે અને મોટાં પુણ્યને આપનારી છે, તેની કથા મેં કહી સંભળાવી.[૩૬] એવી રીતે બ્રહ્મવૈવર્ત પુરાણમાં જ્યેષ્ઠ વદિ યોગિની નામની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૨૮ આષાઢ શુદિ પદ્મા એકાદશીની કથા

अथाषाढशुक्लैकादशीकथा। युधिष्ठिर उवाच– आषाढस्य सिते पक्षे किं नामैकादशी भवेत्। को देवः को विधिस्तस्या एतदाख्याहि केशव ॥ १ ॥ श्रीकृष्ण उवाच– कथयामि महीपाल कथामाश्चर्यकारिणीम्। कथयामास यां ब्रह्मा नारदाय महात्मने ॥ २ ॥ नारद उवाच– कथयस्व प्रसादेन विष्णोराराधनाय मे। आषाढशुक्लपक्षे तु किंनामैकादशी भवेत् ॥ ३ ॥ ब्रह्मोवाच– वैष्णवोऽसि मुनिश्रेष्ठ साधु पृष्टं कलिप्रिय। नातः परतरं लोके पवित्रं हरिवासरात् ॥ ४ ॥ कर्तव्यं तु प्रयत्नेन सर्वपापापनुत्तये। तस्मात्तेऽहं प्रवक्ष्यामि शुक्ल एकादशीव्रतम् ॥ ५ ॥ एकादश्या व्रतं पुण्यं पापघ्नं सर्वकामदम्। न कृतं यैर्नरैर्लोके ते नरा निरयैषिणः ॥ ६ ॥ पद्मा नामेति विख्याता शुचौ चैकादशी सिता। हृषीकेशप्रीतये तु कर्तव्यं व्रतमुत्तमम् ॥ ७ ॥ कथयामि तवाग्रेऽहं कथां पौराणिकीं शुभाम्। यस्याः श्रवणमात्रेण महापापं प्रणश्यति ॥ ८ ॥ मांधातानाम राजर्षिर्विवस्वद्वंशसंभवः। बभूव चक्रवर्ती स सत्यसंधः प्रतापवान् ॥ ९ ॥ धर्मतः पालयामास प्रजाः पुत्रानिवौरसान्। न तस्य राज्ये दुर्भिक्षं नाधयो व्याधयस्तथा ॥ १० ॥

યુધિષ્ઠિર કહે છે–હે કેશવ! આષાઢ શુદિ એકાદશીનું શું નામ છે? તેના કયા દેવ છે? અને તેના વ્રતનો કેવો પ્રકાર છે? તે કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્! જે કથા બ્રહ્માએ મહાત્મા નારદને કહેલી છે, તે આશ્ચર્યકારિણી કથા હું તમને કહું છું.[૨] નારદજી પૂછે છે–હે પિતા! વિષ્ણુના આરાધન માટે મને કૃપા કરી કહો કે, આષાઢશુદિ એકાદશીનું શું નામ છે?[૩] બ્રહ્માજી કહે છે–હે નારદ! હે કલિપ્રિય! તું વૈષ્ણવ છે તેથી જ આ ઉત્તમ પ્રશ્ન પૂછેલો છે. આ એકાદશીથી બીજું કોઈ વધારે પવિત્ર નથી.[૪] સઘળાં પાપો દૂર કરવા માટે, કષ્ટ પડે તોપણ આષાઢ શુદિ એકાદશીનું વ્રત કરવું જોઈએ, એટલા જ માટે તેની કથા હું તને કહું છું.[૫] જે માણસો પુણ્યકારક, પાપોનો નાશ કરનાર અને સર્વ કામના પૂર્ણ કરનાર એ એકાદશીનું વ્રત કરતા નથી તેઓ નરકની જ ઇચ્છા કરે છે.[૬] આષાઢ શુદિ એકાદશી 'પદ્મા' એ નામથી પ્રસિદ્ધ છે. તેનું વ્રત નારાયણની પ્રીતિ માટે કરવું.[૭] તે બાબતની પુરાણમાં કહેલી એક કથા તમારી પાસે કહું છું, જેના સાંભળવાથી જ મહાપાપ નષ્ટ થાય છે.[૮] માંધાતા નામનો સૂર્યવંશી રાજા હતો. તે ચક્રવર્તી, સત્ય પ્રતિજ્ઞાવાળો અને પ્રતાપી હતો.[૯] તે રાજા પોતાના પુત્રોની પેઠે ધર્મથી પ્રજાનું પાલન કરતો હતો. તેના રાજ્યમાં દુકાળ પડતો નહીં, તેમ જ રોગનો ઉપદ્રવ કે માણસોનાં અંતઃકરણમાં ચિંતા પણ થતી નહીં.[૧૦]

निरातंकाः प्रजास्तस्य धनधान्यसमन्विताः। नान्यायोपार्जितं द्रव्यं कोशे तस्य महीपतेः ॥ ११ ॥ तस्यैवं कुर्वतो राज्यं बहुवर्षगणो गतः। अथो कदाचित्संप्राप्ते विपाके पापकर्मणः ॥ १२ ॥ वर्षत्रयं तद्विषये न ववर्ष बलाहकः। तेनोद्विग्नाः प्रजास्तत्र बभूवुः क्षुधयाऽर्दिताः ॥१३॥ स्वाहास्वधावषट्कारवेदाध्ययनवर्जिताः। बभूवुर्विषयास्तस्य सस्याभावेन पीडिताः ॥ १४ ॥ अथ प्रजाः समागत्य राजानमिदमब्रुवन्। श्रूयतां वचनं राजन् प्रजानां हितकारकम् ॥ १५ ॥ आपो नारा इति प्रोक्ताः पुराणेषु मनीषिभिः। अयनं ता भगवतस्तेन नारायणः स्मृतः ॥ १६ ॥ पर्जन्यरूपी भगवान्विष्णुः सर्वगतः सदा। स एव कुरुते वृष्टिं वृष्टेरन्नं ततः प्रजाः ॥ १७ ॥ तदभावेन नृपते क्षयं गच्छंति वै प्रजाः। तथा कुरु नृपश्रेष्ठ योगक्षेमो यथा भवेत् ॥ १८ ॥

તેથી તેની પ્રજા પીડારહિત તથા ધનધાન્યસમૃદ્ધિવાળી હતી. તે રાજાના ભંડારમાં અન્યાયથી મેળવેલું દ્રવ્ય ન હતું.[૧૧] એવી રીતે રાજ્ય કરતાં તેને ઘણાં વર્ષો નીકળી ગયાં. પછી જ્યારે કોઈ પાપકર્મનાં ફળ ભોગવવાનો વખત આવ્યો ત્યારે તે રાજાના રાજ્યમાં ત્રણ વર્ષો સુધી વૃષ્ટિ થઈ નહિ અને તેની પ્રજા ભૂખે મરવા લાગી અને પીડા પામવા લાગી.[૧૨–૧૩] તેનો દેશ સ્વાહાકાર, સ્વધાકાર, વષટ્કાર અને વેદાધ્યયન વગરનો શૂન્ય જેવો થઈ ગયો. ધાન્યના અભાવથી સઘળી પ્રજા જ્યારે પીડાવા લાગી, ત્યારે તેઓએ રાજાને આવીને કહ્યું કે, હે મહારાજ! પ્રજાનું હિતકારક વચન કહીએ છીએ તે સાંભળો.[૧૪–૧૫] પુરાણમાં 'નાર' એવું જળનું નામ કહેલું છે. એ નાર (જળ) વિષ્ણુનું ઘર છે, માટે તે નારાયણ કહેવાય છે.[૧૬] મેઘરૂપ પણ એ જ નારાયણ છે, કારણ કે, તે સર્વત્ર વ્યાપક છે. એ મેઘરૂપી નારાયણ વૃષ્ટિ કરે છે, તે વૃષ્ટિથી અન્ન પાકે છે અને અન્નથી પ્રજા થાય છે (જીવે છે).[૧૭] જો અન્ન ન હોય તો સઘળી પ્રજા નાશ પામે. માટે હે રાજન્! સઘળાને સુખ થાય તેવા ઉપાય કરો.[૧૮]

राजोवाच–सत्यमुक्तं भवद्भिश्च न मिथ्याऽभिहितं वचः। अन्नं ब्रह्ममयं प्रोक्तमन्ने सर्वं प्रतिष्ठितम् ॥ १९ ॥ अन्नाद्भवंति भूतानि जगदन्नेन वर्तते। इत्येवं श्रूयते लोके पुराणे बहुविस्तरे ॥ २० ॥ नृपाणामपचारेण प्रजानां पीडनं भवेत्। नाहं पश्याम्यात्मकृतं दोषं बुद्ध्या विचारयन् ॥ २१ ॥ तथापि प्रयतिष्यामि प्रजानां हितकाम्यया। इति कृत्वा मतिं राजा परिमेयबलान्वितः ॥ २२ ॥ नमस्कृत्य विधातारं जगाम गहनं वनम्। चचार मुनिमुख्यानामाश्रमांस्तपसैधितान् ॥ २३ ॥ ददर्शाथ ब्रह्मसुतमृषिमंगिरसं नृपः। तेजसा द्योतितदिशं द्वितीयमिव पद्मजम् ॥ २४ ॥ तं दृष्ट्वा हर्षितो राजा अवतीर्य च वाहनात्। नमश्चक्रेऽस्य चरणौ कृतांजलिपुटो वशी ॥ २५ ॥ मुनिस्तमभिनंद्याथ स्वस्तिवाचनपूर्वकम्। पप्रच्छ कुशलं राज्ये सप्तस्वंगेषु भूपतेः ॥ २६ ॥ निवेदयित्वा कुशलं पप्रच्छानामयं नृपः। ततश्च मुनिना राजा पृष्टागमनकारणः ॥ २७ ॥ अब्रवीन्मुनिशार्दूलं स्वस्यागमनकारणम्। राजोवाच– भगवन्धर्मविधिना मम पालयतो महीम्। अनावृष्टिः संप्रवृत्ता नाहं वेद्म्यत्र कारणम् ॥ २८ ॥ संशयच्छेदनार्थेऽत्र आगतोऽहं तवांतिकम्। योगक्षेमविधानेन प्रजानां निर्वृतिं कुरु ॥ २९ ॥

રાજા કહે છે–તમોએ સત્ય કહ્યું, પણ ખોટું કહ્યું નથી. અન્ન બ્રહ્મમય કહેવાય છે, કારણ કે અન્નમાં સઘળું રહે છે.[૧૯] સઘળાં પ્રાણીઓ અન્નથી જ થાય છે અને આખું જગત્ અન્નથી વર્તે છે, એમ મોટાં મોટાં પુરાણોમાં કહેલું છે.[૨૦] રાજાના દોષથી પ્રજાને પીડા થાય છે, અને એટલા જ માટે હું મનમાં વિચારૂં છું કે (આ દુઃખનું કારણ શું?); પણ મારી કોઇ જાતની ભૂલ થઇ હોય તેમ જાણવામાં આવતું નથી.[૨૧] તોપણ પ્રજાના હિતમાટે હું પ્રયત્ન કરીશ. એટલું બોલ્યા પછી, મોટાં બળવાળો તે રાજા,[૨૨] પરમાત્માને પ્રણામ કરી ઘોર વનમાં ગયો. ત્યાં મોટા મોટા તપસ્વી મુનિઓના આશ્રમમાં ફરવા લાગ્યો.[૨૩] તેટલામાં જેની કાંતિથી દશે દિશાઓમાં પ્રકાશ થઇ રહ્યો હતો ને તેથી જાણે બીજા બ્રહ્મા હોયની, તેવા જોવામાં આવતા બ્રહ્માના પુત્ર અંગિરા ઋષિનાં દર્શન થવાથી પ્રસન્ન થયેલો રાજા વાહન ઉપરથી નીચે ઉતરી પડી, તે મુનિનાં ચરણોમાં પ્રણામ કરી, હાથ જોડી, વિનયથી ઉભો રહ્યો.[૨૪-૨૫] તેને જોઇ મુનિએ આશીર્વાદ આપ્યો અને પ્રશંસા કરી, રાજ્યનાં સાતે અંગોના કુશળસમાચાર પૂછ્યા.[૨૬] રાજાએ રાજ્યના કુશલસમાચાર કહ્યા; ત્યાર પછી મુનિએ રાજાને આવવાનું કારણ પૂછ્યું,[૨૭] ત્યારે તે નીચે પ્રમાણે પોતાને આવવાનું કારણ મુનિરાજને કહેવા લાગ્યો. રાજા કહે છે–હે ભગવન્! હું ધર્મથી પૃથ્વીનું પાલન કરૂં છું, છતાં પણ મારા દેશમાં વૃષ્ટિ થતી નથી તેનું કારણ મારા જાણવામાં આવતું નથી.[૨૮] માટે હે મહારાજ! તે સંશય દૂર થવા માટે હું આપની પાસે આવ્યો છું, માટે મને પ્રજાના યોગ–ક્ષેમનો ઉપાય બતાવો.[૨૯]

ऋषिरुवाच– एतत्कृतयुगं राजन् युगानामुत्तमं स्मृतम्। अत्र ब्रह्मोत्तरा लोका धर्मश्चात्र चतुष्पदः ॥३०॥ अस्मिन्युगे तपोयुक्ता ब्राह्मणा नेतरे जनाः। विषये तव राजेंद्र वृषलो यत्तपस्यति ॥३१॥ अकार्यकरणात्तस्य न वर्षति बलाहकः। कुरु तस्य वधे यत्नं येन दोषः प्रशाम्यति ॥ ३२ ॥ राजोवाच– नाहमेनं वधिष्यामि तपस्यंतमनागसम्। धर्मोपदेशं कथय उपसर्गविनाशने ॥ ३३ ॥ ऋषिरुवाच– यद्येवं तर्हि नृपते कुरुष्वैकादशीव्रतम्। शुचिमासे सिते पक्षे पद्मानामेति विश्रुता ॥ ३४ ॥ तस्या व्रतप्रभावेण सुवृष्टिर्भविता ध्रुवम्। सर्वसिद्धिप्रदा ह्येषा सर्वोपद्रवनाशिनी ॥ ३५ ॥ अस्या व्रतं कुरु नृप सप्रजः सपरिच्छदः। इति वाक्यं मुनेः श्रुत्वा राजा स्वगृहमागतः ॥३६॥ आषाढमासे संप्राप्ते पद्माव्रतमथाकरोत्। प्रजाभिः सह सर्वाभिश्चातुर्वर्ण्यसमन्वितः ॥३७॥ एवं कृते व्रते राजन्प्रववर्ष बलाहकः। जलेन प्लाविता भूमिरभवत्सस्यमालिनी ॥ ३८ ॥ हृषीकेशप्रसादेन जनाः सौख्यं प्रपेदिरे। एतस्मात्कारणादेव कर्तव्यं व्रतमुत्तमम् ॥ ३९ ॥ भुक्तिमुक्तिप्रदं चैव लोकानां सुखदायकम्। पठनाच्छ्रवणादस्याः सर्वपापैः प्रमुच्यते ॥४०॥ इति श्रीब्रह्मांडपुराणे आषाढशुक्लपद्माख्यैकादशीव्रतमाहात्म्यं संपूर्णम्।

ઋષિ કહે છે–હે રાજન્! આ સત્યયુગ છે, તે સઘળા યુગોમાં ઉત્તમ છે. આ યુગમાં બ્રાહ્મણ વગેરે સઘળા વર્ણો છે, ને ચાર પગવાળો ધર્મ (પરિપૂર્ણ) છે.[૩૦] આ યુગમાં બ્રાહ્મણોને તપ કરવાનો અધિકાર છે, પણ બીજાને નથી; તેમ છતાં પણ તમારા દેશમાં શૂદ્ર તપશ્ચર્યા કરે છે.[૩૧] તપ કરવાનો શૂદ્રનો ધર્મ નથી, છતાં તે તપ કરે છે, એટલા માટે વૃષ્ટિ થતી નથી. માટે એ શૂદ્રના વધ માટે ઉદ્યોગ કરો, જેથી દોષ શાંત થશે.[૩૨] રાજા કહે છે–હે મહારાજ! એ શૂદ્ર છતાં તપશ્ચર્યા કરે છે, તોપણ હું તેને અપરાધ વગર મારીશ નહીં. માટે કોઇ વ્રત કહો કે, જે કરવાથી ઉપદ્રવ શાંત થાય.[૩૩] ઋષિ કહે છે–હે રાજન્! જો એમ હોય તો આષાઢ માસના શુકલ પક્ષની પદ્મા એકાદશીનું વ્રત કરો.[૩૪] તે વ્રતના પ્રભાવથી અવશ્ય વૃષ્ટિ થશે. હે રાજન્! આ એકાદશી સર્વ સિદ્ધિ આપનારી અને સર્વ ઉપદ્રવોનો નાશ કરનારી છે;[૩૫] માટે તમે તથા તમારી સઘળી પ્રજા તેનું વ્રત કરો. એવાં મુનિનાં વચનો સાંભળી રાજા પોતાને ઘેર આવ્યો.[૩૬] પછી જ્યારે આષાઢ માસ આવ્યો, ત્યારે રાજાએ સઘળી પ્રજાની સાથે આ પદ્મા એકાદશીનું વ્રત કર્યું, તેથી તેના દેશમાં વૃષ્ટિ થઈ ને પૃથ્વી જળમયી

થઈ રહી અને સારી રીતે અનાજ પાક્યું.[૩૭-૩૮] એવી રીતે વિષ્ણુની કૃપાથી સઘળાં મનુષ્યોને સુખ થયું. એટલા માટે લોકોને ભોગ, મોક્ષ અને સુખ આપનાર આ ઉત્તમ વ્રત કરવું. આ કથાના પાઠથી અથવા શ્રવણથી સઘળાં પાપો દૂર થાય છે.[૩૯-૪૦] એવી રીતે આષાઢ માસના શુક્લ પક્ષની પદ્મા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૨૯ દેવશયની એકાદશીનું માહાત્મ્ય

**इयमेव शयन्याख्या । एतस्यां विष्णुशयनव्रतं चातुर्मास्यव्रतग्रहणं चोक्तं भविष्ये ॥ कृष्ण उवाच– इयमेकादशी राजन् शयनीत्यभिधीयते । विष्णोः प्रसादसिद्ध्यर्थमस्यां च शयनव्रतम् ॥ १ ॥ कर्तव्यं राजशार्दूल जनैर्मोक्षेच्छुभिः सदा । चातुर्मास्यव्रतारंभोऽप्यस्यामेव विधीयते ॥ २ ॥ युधिष्ठिर उवाच– कथं कृष्ण प्रकर्तव्यं श्रीविष्णोः शयनव्रतम् । तद्ब्रूहि कृपया देव चातुर्मास्यव्रतानि च ॥ ३ ॥**

આષાઢ શુદિ એકાદશી તે (દેવ) શયની એકાદશી કહેવાય છે. તે દિવસે વિષ્ણુશયનવ્રત તથા ચાતુર્માસ્યવ્રતોનો નિયમ લેવો એમ ભવિષ્યપુરાણમાં કહેલું છે. શ્રીકૃષ્ણ કહે છે–હે નૃપશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! આ એકાદશી શયની એ નામે કહેવાય છે. તે દિવસે મોક્ષને ઇચ્છનારા પુરુષોએ વિષ્ણુને પ્રસન્ન કરવા માટે શયનવ્રત કરવું; તેમ જ ચાતુર્માસવ્રતનો આરંભ પણ આ જ દિવસે કરવો.[૧-૨] યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ ! શ્રીવિષ્ણુશયનવ્રત અને ચાતુર્માસવ્રતો કેવી રીતથી કરવાં તે કૃપા કરી કહો.[૩]

**श्रीकृष्ण उवाच– शृणु पार्थ प्रवक्ष्यामि गोविंदशयनव्रतम् । चातुर्मास्ये च यान्युक्तान्यासंस्तानि व्रतानि च ॥ ४ ॥ कर्कराशिगते सूर्ये शुचौ शुक्ले तु पक्षके । एकादश्यां जगन्नाथं स्वापयेन्मधुसूदनम् ॥ ५ ॥ तुलाराशिस्थिते तस्मिन्पुनरुत्थापयेद्धरिम् । आषाढस्य सिते पक्षे एकादश्यामुपोषितः ॥ ६ ॥ चातुर्मास्यव्रतानां तु कुर्वीत नियमं ततः । स्थापयेत्प्रतिमां विष्णोः शंखचक्रगदाधराम् ॥ ७ ॥ पीतांबरधरां सौम्यां पर्यंके वै सिते शुभे । सितवस्त्रसमाच्छन्ने सोपधाने युधिष्ठिर ॥ ८ ॥ इतिहासपुराणज्ञो ब्राह्मणो वेदपारगः । स्नापयित्वा दधिक्षीरघृतक्षौद्रसिताजलैः ॥ ९ ॥ समालेप्य शुभैर्गंधैर्धूपैर्दीपैश्च भूरिशः । पूजयेत्कुसुमैः शस्तैर्मन्त्रेणानेन पांडव ॥ १० ॥ सुप्ते त्वयि जगन्नाथे जगत्सुप्तं चराचरम् । विबुद्धे त्वयि बुध्येत जगत्सर्वं चराचरम् ॥ ११ ॥**

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! વિષ્ણુશયનવ્રત અને ચાતુર્માસમાં જે વ્રતો કરવાનાં કહેલાં છે તે સઘળાં કહું છું, તે તમે સાંભળો.[૪] કર્કસંક્રાંતિમાં આષાઢ શુદિ એકાદશીને દિવસે જગતના નાથ નારાયણને પોઢાડવા,[૫] અને તુલા રાશિના સૂર્ય એટલે કાર્તિક શુદિ એકાદશીને દિવસે ઉઠાડવા. આષાઢ શુદિ એકાદશીને દિવસે ઉપવાસ કરી, ચાતુર્માસવ્રતોનો નિયમ લેવો. સફેત વસ્ત્રથી ઢાંકેલા અને ઓશીકાંસહિત સફેત પલંગ ઉપર સુંદર શ્રીવિષ્ણુની મૂર્તિ કે જેના હાથમાં શંખ, ચક્ર, તથા ગદા છે ને જેને પીતાંબર પહેરાવેલું છે તેની સ્થાપના કરવી.[૬-૮] ઇતિહાસ, પુરાણ તથા વેદ જાણનાર ઉત્તમ બ્રાહ્મણની પાસે દૂધ, દહીં, ઘી, મધ, સાકર અને જળવડે સ્નાન કરાવી, સુગંધી ચંદન ચડાવી, કેટલોક ધૂપ અને દીવા કરી, 'હે વિષ્ણો ! આપ જગન્નાથ શયન કરશો, ત્યારે ચરાચર જગત્ શયન કરશે અને આપ જ્યારે જાગશો ત્યારે ચરાચર જગત્ જાગશે,' એમ પ્રાર્થના કરી, ઉત્તમ પુષ્પોવડે તેની પૂજા કરવી.[૯-૧૧]

**एवं तां प्रतिमां विष्णोः पूजयित्वा युधिष्ठिर । प्रभाषेताग्रतो विष्णोः कृतांजलिपुटो नरः ॥ १२ ॥ चतुरो वार्षिकान्मासान्देवस्योत्थापनावधि । ग्रहीष्ये नियमान् शुद्धान्निर्विघ्नान्कुरु मे प्रभो ॥ १३ ॥ इति संप्रार्थ्य देवेशं प्रह्वः संशुद्धमानसः । स्त्री वा नरो वा मद्भक्तो धर्मार्थं च धृतव्रतः ॥ १४ ॥ गृह्णीयान्नियमानेतान् दंतधावनपूर्वकम् । व्रतप्रारंभकालास्तु प्रोक्ताः पंचैव विष्णुना ॥ १५ ॥ एकादशी द्वादशी च पूर्णिमा च तथाऽष्टमी । कर्कटाख्या च संक्रांतिस्तेषु कुर्याद्यथाविधि ॥१६॥ चतुर्धा गृह्य वै चीर्णं चातुर्मास्यव्रतं नरः । कार्तिके शुक्लपक्षे तु द्वादश्यां तत्समापयेत् ॥ १७ ॥ न शैशवं च मौढ्यं च शुक्रगुर्वोर्न वा तिथेः । खंडत्वं चिंतयेदादौ चातुर्मास्यविधौ नरः ॥ १८ ॥ अशुचिर्वा शुचिर्वापि यदि स्त्री यदि वा पुमान् । व्रतमेकं नरः कृत्वा मुच्यते सर्वपातकैः ॥ १९ ॥ प्रतिवर्षं तु यः कुर्याद्व्रतं वै संस्मरन् हरिम् । देहांतेऽतिप्रदीप्तेन विमानेनार्कतेजसा ॥ २० ॥ मोदते विष्णुलोकेऽसौ यावदाभूतसंप्लवम् । तेषां फलानि वक्ष्यामि कर्तॄणां तु पृथक् पृथक् ॥ २१ ॥**

પછી વિષ્ણુની પ્રતિમા પાસે હાથ જોડીને કહેવું કે, 'હે પ્રભો ! આ વર્ષના ચાર માસ પછી આપ નારાયણ જ્યારે જાગશો ત્યાં સુધી હું પવિત્ર નિયમો લઇશ. તેમાં જે વિઘ્નો હોય તે દૂર કરો.'[૧૨-૧૩] એવી રીતે દેવની પ્રાર્થના કરી સ્ત્રી અથવા પુરુષ જે મારી ભક્તિમાં પરાયણ હોય તેણે નમ્રતાથી, ચિત્ત શુદ્ધ રાખી ધર્મમાટે નિયમો લેવા. વિષ્ણુએ વ્રતનો આરંભ કરવાના પાંચ દિવસો કહ્યા છે–એકાદશી, દ્વાદશી, પૂર્ણિમા, અષ્ટમી અને કર્કસંક્રાંતિ. આ પાંચ દિવસોમાંથી હરકોઇ દિવસે વિધિથી વ્રતનો આરંભ કરવો.[૧૪-૧૬] ઉપર કહેલા હરકોઈ દિવસમાં લીધેલો ચાતુર્માસનો નિયમ કાર્તિક શુદિ દ્વાદશીને દિવસે સમાપ્ત કરવો.[૧૭] ચાતુર્માસના નિયમમાં ગુરુના અને શુક્રના બાલપણાનો કે મૂઢપણાનો ને તિથિના

ખંડપણાનો વિચાર કરવો નહિ.[૧૮] સ્ત્રી અથવા પુરુષ જે પવિત્ર હોય અથવા અપવિત્ર હોય, તોપણ એક વ્રત કરવાથી સર્વ પાપોથી મુક્ત થાય છે.[૧૯] જે માણસ નારાયણનું સ્મરણ કરી પ્રતિવર્ષ એ વ્રત કરે છે, તે સૂર્યના જેવાં તેજસ્વી વિમાન ઉપર બેસી પ્રલય થાય ત્યાં સુધી વિષ્ણુલોકમાં આનંદ કરે છે. જે માણસ જે જે નિયમ લે છે અને તેનાં જે જે ફળ થાય છે તે હું જૂદાં જૂદાં કહું છું.[૨૦–૨૧]

देवतायतने नित्यं मार्जनं जलसेचनम् । प्रलेपनं गोमयेन रंगवल्ल्यादिकं तथा ॥ २२ ॥ यः करोति नरश्रेष्ठ चातुर्मास्यमतंद्रितः । समाप्तौ च यथाशक्त्या कुर्याद्ब्राह्मणभोजनम् ॥ २३ ॥ सप्तजन्मसु विप्रेंद्रः सत्यधर्मपरो भवेत् । दध्ना क्षीरेण चाज्येन क्षौद्रेण सितया तथा ॥२४॥ स्नापयेद्विधिना देवं चातुर्मास्ये जनाधिप । स याति विष्णुसारूप्यं सुखमक्षय्यमश्नुते ॥ २५ ॥ नृपो भूमिं प्रदद्यायो यथाशक्त्या च कांचनम् । विप्राय देवमुद्दिश्य सफलं च सदक्षिणम् ॥२६॥ अक्षयाँल्लभते भोगान्स्वर्गे इंद्र इवापरः । लोकं स समवाप्नोति विष्णोरत्र न संशयः ॥ २७ ॥ देवाय हेमपद्मं तु दद्यान्नैवेद्यसंयुतम् । गंधपुष्पाक्षताद्यैर्यो देवब्राह्मणयोरपि ॥ २८ ॥ पूजां यः कुरुते नित्यं चातुर्मास्ये व्रती नरः । अक्षयं सुखमाप्नोति पुरंदरपुरं व्रजेत् ॥ २९ ॥ यस्तु वै चतुरो मासांस्तुलस्या हरिमर्चयेत् । तुलसीं कांचनीं कृत्वा ब्राह्मणाय निवेदयेत् ॥ ३० ॥ कांचनेन विमानेन वैष्णवीं लभते गतिम् । देवाय गुग्गुलं यो वै दीपं चार्पयते नरः ॥ ३१ ॥ समाप्तौ धूपिकां दद्याद्दीपिकां च महामते । स भोगी जायते श्रीमांस्तथाऽसौ भाग्यवानपि ॥ ३२ ॥

હે યુધિષ્ઠિર ! જે માણસ ચાર માસ સુધી હમેશાં દેવમંદિરમાં વાળે છે, જળ છાંટે છે, છાણથી લીંપે છે અને રંગોળી વગેરે પૂરે છે, તેમાં આલસ્ય રાખતો નથી ને ચાર માસ પૂરા થાય ત્યારે યથાશક્તિ બ્રાહ્મણ જમાડે છે, તે સાત જન્મ સુધી ઉત્તમ બ્રાહ્મણ થાય છે ને સત્યમાં તથા ધર્મમાં પરાયણ રહે છે. જે માણસ ચાર માસ સુધી દૂધ, દહીં, ઘી, મધ અને સાકરવડે વિધિથી નારાયણને સ્નાન કરાવે છે, તે સારૂપ્ય મુક્તિને પ્રાપ્ત થઈ અક્ષય સુખ ભોગવે છે.[૨૨–૨૫] જે રાજા વિષ્ણુના ઉદ્દેશથી યથાશક્તિ પૃથ્વી, સોનું, ફળ અને દક્ષિણા બ્રાહ્મણને આપે છે, તે અક્ષય લોકને પામે છે, ને સ્વર્ગમાં ઇંદ્રના જેવો થઈ રહે છે અને વિષ્ણુલોકમાં જાય છે, એમાં સંશય નથી.[૨૬–૨૭] જે માણસ ચાર માસ પર્યંત વિષ્ણુને સુવર્ણનું કમલ ચડાવે છે ને નૈવેદ્ય ધરે છે, તેમ જ ચંદન, પુષ્પ અને અક્ષત વગેરેથી દેવની તથા બ્રાહ્મણની પૂજા કરે છે તેને અક્ષય સુખ મળે છે ને અંતે તે સ્વર્ગમાં જાય છે.[૨૮–૨૯] જે માણસ ચાર માસ પર્યંત તુલસીવડે શ્રીહરિનું પૂજન કરે છે ને વ્રતની સમાપ્તિ વખતે સોનાની તુલસી બ્રાહ્મણને આપે છે, તે સોનાનાં વિમાનમાં બેસી વૈકુંઠમાં જાય છે. જે માણસ ચાર માસ સુધી ગુગળનો ધૂપ ને દીવો કરે છે, ને ચાર માસ સમાપ્ત થાય ત્યારે ધૂપપાત્રનું તથા દીવીનું દાન આપે છે, તેને ભોગ ભોગવવા મળે છે, ધન મળે છે અને સારું ભાગ્ય પ્રાપ્ત થાય છે.[૩૦–૩૨]

प्रदक्षिणास्तु यः कुर्यान्नमस्कारान्विशेषतः । अश्वत्थस्याथवा विष्णोः कार्तिक्यवधि स ध्रुवम् ॥ ३३ ॥ विष्णुलोकमवाप्नोति सत्यं सत्यं न संशयः । संध्यादीपप्रदो यस्तु प्रांगणे द्विजदेवयोः ॥ ३४ ॥ समाप्तौ दीपिकां दद्याद्वस्त्रं चैकं च कांचनम् । वैकुंठं समवाप्नोति तेजस्वी स भवेदिह ॥ ३५ ॥ विष्णुपादोदकं यस्तु पिबेच्छ्रद्धासमन्वितः । विष्णोर्लोकमवाप्नोति न चास्मिन् जायते नरः ॥ ३६ ॥ शतमष्टोत्तरं यस्तु गायत्रीजपमाचरेत् । त्रिकालं वैष्णवे हर्म्ये न स पापेन लिप्यते ॥ ३७ ॥ पुराणं शृणुयान्नित्यं धर्मशास्त्रमथापि वा । कांचनेन युतं वस्त्रं पुस्तकं च निवेदयेत् ॥ ३८ ॥ पुण्यवान्धनवान्भोगी सत्यशौचपरायणः । ज्ञानवांल्लोकविख्यातो बहुशिष्यः सुधार्मिकः ॥ ३९ ॥

જે માણસ ચાર માસ સુધી નિયમથી પીપળાને અથવા તો વિષ્ણુને પ્રદક્ષિણા ને નમસ્કાર કરે છે, તે વૈકુંઠમાં જાય છે. જે માણસ ચાર માસ સુધી સંધ્યા વખતે બ્રાહ્મણનાં બારણા પાસે અને મંદિરનાં બારણા પાસે દીવો મૂકે છે, ને ચાર માસ પૂરા થાય ત્યારે દીવો, વસ્ત્ર અને સુવર્ણનું દાન આપે છે, તે તેજસ્વી થાય છે ને વૈકુંઠમાં જાય છે.[૩૩–૩૫] જે માણસ ચાર માસ સુધી શ્રદ્ધાથી વિષ્ણુનું ચરણામૃત પીએ છે, તે વૈકુંઠમાં જાય છે ને જન્મ મરણના ફેરામાં પડતો નથી.[૩૬] જે માણસ ચાતુર્માસમાં શ્રીવિષ્ણુના મંદિરમાં રોજ ત્રણ વખત ગાયત્રીના એકસો આઠ મંત્રનો જપ કરે છે, તે પાપથી લેપાતો નથી.[૩૭] જે માણસ ચાર માસ સુધી પુરાણ અથવા ધર્મશાસ્ત્ર સાંભળે છે, ને ચાર માસ પૂરા થાય ત્યારે વસ્ત્રસહિત તથા સુવર્ણસહિત તે પુસ્તકનું દાન કરે છે, તે પુણ્યવાન્, ધનવાન્, સમૃદ્ધિવાન્, સત્ય તથા પવિત્રતામાં પરાયણ, જ્ઞાનવાળો, ઘણા શિષ્યોવાળો અને જગતમાં પ્રસિદ્ધ થાય છે.[૩૮–૩૯]

नाममंत्रव्रतपरः शंभोर्वा केशवस्य च । समाप्तौ प्रतिमां दद्यात्तस्य देवस्य कांचनीम् ॥ ४० ॥ पुण्यवान्दोषनिर्मुक्तः स भवेच्च गुणालयः । कृतनित्यक्रियो भूत्वा सूर्यायार्घ्यं निवेदयेत् ॥ ४१ ॥ सूर्यमंडलमध्यस्थं देवं ध्यात्वा जनार्दनम् । समाप्तौ कांचनं दद्याद्वस्त्रं च गां तथा ॥ ४२ ॥ आरोग्यं पूर्णमायुश्च कीर्तिं लक्ष्मीं बलं लभेत् । तिलहोमं तु यः कुर्याच्चातुर्मास्ये दिने दिने ॥ ४३ ॥ भक्त्या व्याहृ-

तिभिर्मन्त्रैर्गायत्र्या वा व्रतान्वितः । अष्टोत्तरशतं चाथ अष्टाविंशतिमेव वा ॥ ४४ ॥ तिलपात्रं समाप्तौ तु दद्याद्विप्राय धीमते । वाङ्मनःकायजनितैः पापैर्मुच्येत संचितैः ॥ ४५ ॥ न रोगैरभिभूयेत लभेत्संततिमुत्तमाम् । अन्नहोमं तु यः कुर्याच्चातुर्मास्यमतंद्रितः ॥ ४६ ॥ समाप्तौ घृतकुंभं तु दद्यात्सवस्त्रकांचनम् । आरोग्यं कांतिमतुलां पुत्रसौभाग्यसंपदः ॥ ४७ ॥ शत्रुक्षयं च लभते ब्रह्मणा प्रतिमो भवेत् । अश्वत्थसेवां यः कुर्यात्सर्वपापैः प्रमुच्यते ॥ ४८ ॥ विष्णुभक्तो भवेत्पश्चादंते वस्त्रं प्रदापयेत् । सकांचनं ब्राह्मणाय नैव रोगान्स विंदते ॥ ४९ ॥

જે માણુસ ચાર માસ સૂધી શંકરના અથવા વિષ્ણુના નામનો જપ કરે છે અને ચાર માસ પૂરા થાય ત્યારે જે દેવનો જપ હોય તે દેવની સોનાની મૂર્તિનું દાન કરે છે તે પુણ્યવાન્ થાય છે, દોષથી મુક્ત થાય છે અને ગુણનો ભંડાર થાય છે. જે માણુસ ચાર માસ સૂધી નિત્ય કર્મ કર્યા પછી સૂર્યમંડલમાં રહેલા નારાયણનું ધ્યાન ધરી સૂર્યને અર્ધ્ય આપે છે, અને સમાપ્ત થાય ત્યારે સુવર્ણ, લાલ વસ્ત્ર તથા ગાયનું દાન કરે છે તેને આરોગ્ય, પૂર્ણ આયુષ્ય, કીર્તિ, લક્ષ્મી અને બળ પ્રાપ્ત થાય છે. જે માણુસ ચાર માસ સૂધી ભક્તિથી પ્રતિદિન વ્યાહૃતિવડે વા ગાયત્રીવડે એકસો આઠ વા કેવલ અઠ્ઠાવીશ તિલની આહુતિ આપે છે,[૪૦–૪૪] અને સમાપ્ત થાય ત્યારે ઉત્તમ બ્રાહ્મણને તિલપાત્રનું દાન આપે છે, તે વાણીથી, મનથી ને શરીરથી કરેલાં સર્વ પાપોથી મુક્ત થાય છે.[૪૫] તેને રોગનો ઉપદ્રવ થતો નથી અને તેને ઉત્તમ પ્રજા થાય છે. જે માણુસ ચાર માસ સૂધી આલસ્ય છોડી અન્નનો હોમ કરે છે,[૪૬] અને ચાર માસ પૂરા થાય ત્યારે વસ્ત્રવાળા અને સુવર્ણવાળા ઘીના ઘડાનું દાન કરે છે તેને આરોગ્ય, સર્વોત્તમ કાંતિ, અને પુત્ર તથા સૌભાગ્યની સંપત્તિ મળે છે,[૪૭] તે બ્રહ્માસદૃશ થાય છે ને તેના શત્રુઓનો ક્ષય થાય છે. જે માણુસ ચાર માસ સૂધી પીપળાની પૂજા કરે છે ને સમાપ્ત થાય ત્યારે બ્રાહ્મણને વસ્ત્રનું તથા સોનાનું દાન આપે છે, તે વિષ્ણુનો ભક્ત થાય છે ને તેને રોગનો ઉપદ્રવ થતો નથી.[૪૮–૪૯]

तुलसीं धारयेद्यस्तु विष्णुप्रीतिकरां शुभाम् । विष्णुलोकमवाप्नोति सर्वपापैः प्रमुच्यते ॥ ५० ॥ ब्राह्मणान्भोजयेत्पश्चाद्विष्णुमुद्दिश्य पांडव । यस्तु सुप्ते हृषीकेशे दूर्वामम्तसंभवाम् ॥ ५१ ॥ सदा प्रातर्वहेन्मूर्ध्नि त्वं दूर्वे इति मंत्रतः । व्रतांते च कुरुश्रेष्ठ दूर्वां स्वर्णविनिर्मिताम् ॥५२॥ दद्याद्दक्षिणया सार्द्धं मन्त्रेणानेन सुव्रत । यथाशाखाप्रशाखाभिर्विस्तृतासि महीतले ॥ ५३ ॥ तथा ममापि संतानं देहि त्वमजरामरम् । नाशुभं प्राप्नुयाज्जातु पापेभ्यः प्रविमुच्यते ॥ ५४ ॥ भुक्त्वा तु सकलान् भोगान् स्वर्गलोके महीयते । गीतं तु देवदेवस्य केशवस्य शिवस्य वा ॥ ५५ ॥ करोति पुरतो नित्यं जागृतेः फलमाप्नुयात् । चातुर्मास्यव्रती दद्याद्घंटां देवाय सुस्वराम् ॥ ५६ ॥ सरस्वति जगन्नाथे जगज्जाड्यापहारिणि । साक्षाद्ब्रह्मकलत्रं च विष्णुरुद्रादिभिः स्तुता ॥ ५७ ॥ गुरोरवज्ञया यच्चानध्यायेऽध्ययनं कृतम् । तन्ममाध्ययनोत्पन्नं जाड्यं हर वरानने ॥ ५८ ॥

જે માણુસ વિષ્ણુને પ્રીતિ કરનારી પવિત્ર તુલસી ધારણ કરે છે ને ચાર માસ પૂરા થાય ત્યારે વિષ્ણુના ઉદ્દેશથી બ્રાહ્મણ જમાડે છે, તે સર્વ પાપોથી મુક્ત થઇ વૈકુંઠમાં જાય છે. જે માણુસ ચાર માસ સૂધી સદા પ્રાતઃકાલમાં 'त्वं दूर्वे'० એ મંત્ર ભણી, મસ્તક ઉપર દૂર્વા ધારણ કરે છે, અને સમાપ્ત થાય ત્યારે, 'હે દૂર્વે ! તું જેમ શાખાવડે અને ડાળવડે પૃથ્વીમાં વિસ્તાર પામી છો તેમ જ મારા વંશને વિસ્તારની સાથે અજરામર કર,' એ મંત્ર ભણી સોનાની દૂર્વા આપે છે, તે આ લોકમાં સુખથી રહે છે, પાપથી મુક્ત થાય છે,[૫૦–૫૪] સઘળા ભોગ ભોગવે છે અને અંતે સ્વર્ગમાં પૂજાય છે. જે માણુસ, શંકરની અથવા વિષ્ણુની પાસે, ચાતુર્માસમાં નિત્ય ગાન કરે છે તેને જાગરણનું ફળ મળે છે. ચાતુર્માસનું વ્રત કરનારા પુરુષે દેવને ઉદ્દેશીને સરસ અવાજ કરતી ઘંટા આપવી.[૫૫–૫૬] ( ઘંટાદાનની પ્રાર્થના ) 'હે સરસ્વતિ ! હે જગન્નાથે ! હે જગતની જડતા હરનારી ! તમે સાક્ષાત્ બ્રહ્માનાં પત્ની છો, વિષ્ણુ અને રુદ્ર વગેરે તમારી સ્તુતિ કરે છે.[૫૭] હે દેવિ ! મેં ગુરુના અનાદરથી અનધ્યાયમાં પણ અધ્યયન કર્યું હોય તેથી થયેલી જડતા દૂર કરો.[૫૮]

घंटादानेन तुष्टा त्वं ब्रह्माणी लोकपावनी । विप्रपादविनिर्मुक्तं तोयं यः प्रत्यहं पिबेत् ॥ ५९ ॥ चातुर्मास्ये नरो भक्त्या मद्रूपं ब्राह्मणं स्मरन् । मनोवाक्कायजनितैर्मुक्तो भवति किल्बिषैः ॥ ६० ॥ व्याधिभिर्नाभिभूयेत श्रीरायुस्तस्य वर्द्धते । समाप्तौ गोयुगं दद्याद्गामेकां वा पयस्विनीम् ॥ ६१ ॥ तत्राप्यशक्तौ राजेंद्र दद्याद्वासोयुगं व्रती । ब्राह्मणं वंदते यस्तु सर्वदेवमयं श्रुतम् ॥ ६२ ॥ कृतकृत्यो भवेत्सद्यः सर्वपापैः प्रमुच्यते । समाप्तौ भोजयेद्विप्रानायुर्वित्तं च विंदति ॥ ६३ ॥ संस्पृशेत्कपिलां यो वै नित्यं भक्तिसमन्वितः । तामेवालंकृतां दद्यात्सवत्सां दक्षिणायुताम् ॥ ६४ ॥ सार्वभौमो भवेद्राजा दीर्घायुश्च प्रतापवान् । स वसेद्दिव्यवत्स्वर्गे वत्सरान् रोमसंमितान् ॥ ६५ ॥ नमस्करोति यः सूर्यं गणेशं वापि नित्यशः । आयुरारोग्यमैश्वर्यं लभते कांतिमुत्तमाम् ॥ ६६ ॥ विघ्नराजप्रसादेन प्राप्नुयादीप्सितं फलम् । सर्वत्र विजयं चैव नात्र कार्या विचारणा ॥ ६७ ॥ विघ्नेशार्कौ सुवर्णस्य सिंदूरारुणसन्निभौ । निवेदयेद्ब्राह्मणाय सर्वकामार्थसिद्धये ॥ ६८ ॥

તમે લોકાને પવિત્ર કરો છો, બ્રાહ્મણી છો, મારા આ ઘંટાદાનથી પ્રસન્ન થાઓ,' એવી રીતે ઘંટાદાન કરવું. જે માણસ ચાર માસ સુધી પ્રતિદિન ભગવત્સ્વરૂપી બ્રાહ્મણનું સ્મરણ કરીને ભક્તિથી તેનું ચરણામૃત પીએ છે અને સમાપ્તિ થાય ત્યારે બે ગાયો અથવા એક ગાય આપે છે અને જો તેટલી શક્તિ ન હોય તો બે વસ્ત્રો આપે છે તે, મનથી, વાણીથી અને શરીરથી કરેલાં પાપોમાંથી મુક્ત થાય છે, તેને રોગનો ઉપદ્રવ થતો નથી અને તેને લક્ષ્મીની તથા આયુષ્યની વૃદ્ધિ થાય છે. જે માણસ સર્વદેવમય બ્રાહ્મણનું વંદન કરે છે અને સમાપ્તિમાં બ્રાહ્મણ જમાડે છે, તે કૃતાર્થ થાય છે, પાપોથી જલદી મૂકાય છે, ધનવાન્ થાય છે અને તેનું આયુષ્ય વધે છે.[૫૯–૬૩] જે માણસ ચાર માસ સુધી કપિલા ગાયનો સ્પર્શ કરી, આંખે અડાડે છે, અને ચાર માસ પૂરા થાય ત્યારે અલંકાર વગેરેથી શોભાવેલી વાછડાવાળી એ જ કપિલા ગાય આપી, ઉપરથી દક્ષિણા આપે છે, તે મોટો પ્રતાપી ચક્રવર્તી રાજા થાય છે, તેનું આયુષ્ય વધે છે, અને અંતે ગાયના જેટલાં રુવાડાં હોય તેટલાં વર્ષો સુધી ઇંદ્રની પેઠે સ્વર્ગમાં રહે છે.[૬૪–૬૫] જે માણસ ચાર માસ સુધી પ્રતિદિન સૂર્યને વા ગણેશને નમસ્કાર કરે છે, અને સમાપ્તિ થાય ત્યારે પોતાના ઇષ્ટદેવની સિંદૂરવાળી સોનાની મૂર્તિ બ્રાહ્મણને આપે છે, તેના મનોરથો ઇષ્ટદેવની કૃપાથી સિદ્ધ થાય છે, આયુષ્ય વધે છે, આરોગ્ય રહે છે, ઐશ્વર્ય વધે છે, ઉત્તમ કાંતિ થાય છે અને સર્વ જગોએ વિજય પામે છે, તેમાં કાંઈ વિચાર કરવાનો નથી.[૬૬–૬૮]

यस्तु रौप्यं शिवप्रीत्यै दद्याद्भक्त्या ऋतुद्वये । ताम्रं वा प्रत्यहं दद्यात्स्वशक्त्या शिवतुष्टये ॥ ६९ ॥ सुरूपाँल्लभते पुत्रान् रुद्रभक्तिपरायणान् । समाप्तौ मधुपूर्णं तु पात्रं राजतमुत्तमम् ॥ ७० ॥ प्रदद्यात्ताम्रदाने तु ताम्रपात्रं गुडान्वितम् । यस्तु सुप्ते हृषीकेशे स्वर्णं दद्यात्स्वशक्तितः ॥७१॥ वस्त्रयुग्मतिलैः सार्द्धं सर्वपापैः प्रमुच्यते । इह भुक्त्वा महाभोगानंते शिवपुरं व्रजेत् ॥ ७२ ॥ वस्त्रदानं तु यः कुर्याच्चातुर्मास्ये द्विजातये । अभ्यर्च्य गंधपुष्पाद्यैर्विष्णुर्मे प्रीयतामिति ॥ ७३ ॥ शय्यां दद्यात्समाप्तौ तु वासः कांचनपट्टिकाम् । अक्षय्यं सुखमाप्नोति धनं स धनदोपमम् ॥७४॥ यो गोपीचंदनं दद्यान्नित्यं वर्षासु मानवः । श्रीपतिस्तस्य संतुष्टो भुक्तिं मुक्तिं ददाति च ॥ ७५ ॥ समाप्तावपि तद्दद्यात्तुलापरिमितं शुभम् । तदर्द्धं वा तदर्द्धं वा सवस्त्रं च सदक्षिणम् ॥ ७६ ॥

જે માણસ ચાર માસ સુધી હંમેશાં શિવને પ્રસન્ન કરવા માટે યથાશક્તિ ભક્તિપૂર્વક રૂપું અથવા ત્રાંબું આપે છે અને સમાપ્તિ થાય ત્યારે રૂપાનાં દાનનો નિયમ હોય તો મધથી ભરેલું રૂપાનું પાત્ર ને ત્રાંબાનાં દાનનો નિયમ હોય તો ગોળથી ભરેલું ત્રાંબાનું પાત્ર આપે છે તેને રૂપવાળા શિવભક્ત પુત્રો થાય છે. જે માણસ ચાર માસ સુધી બે વસ્ત્રો, તિલ અને તેની સાથે યથાશક્તિ સોનું આપે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે, ને આ લોકમાં મોટા મોટા ભોગ ભોગવી અંતે શિવપુરમાં જાય છે.[૬૯–૭૨] જે માણસ ચાર માસ સુધી ચંદન, પુષ્પ વગેરેથી બ્રાહ્મણની પૂજા કરી તેને 'મારી ઉપર વિષ્ણુ પ્રસન્ન થાઓ,' એ મંત્ર ભણી વસ્ત્રનું દાન આપે છે અને સમાપ્તિ થાય ત્યારે શય્યા, વસ્ત્ર અને સુવર્ણની પટ્ટિકા આપે છે તેને અક્ષય સુખ મળે છે ને કુબેરના જેટલું ધન મળે છે.[૭૩–૭૪] જે માણસ ચાર માસ સુધી હંમેશાં ગોપીચંદન આપે છે અને સમાપ્તિ થાય ત્યારે તુલા જેટલું, તેથી અર્ધ, વા તેથી પણ અર્ધ, ગોપીચંદન, વસ્ત્ર ને દક્ષિણા આપે છે તેની ઉપર વિષ્ણુ પ્રસન્ન થાય છે ને તેને ભોગ તથા મોક્ષ આપે છે.[૭૫–૭૬]

यस्तु सुप्ते हृषीकेशे प्रत्यहं तु व्रतान्वितः । दद्याद्दक्षिणया सार्द्धं शर्करामथवा गुडम् ॥ ७७ ॥ एवं व्रते तु संपूर्णे कुर्वन्नुद्यापनं बुधः । प्रत्येकं ताम्रपात्राणि पलाष्टकमितानि तु ॥ ७८ ॥ वित्तशाठ्यमकुर्वाणश्चतुष्पलमितानि वा । अष्टचत्वारि चैकं वा शर्करापूरितानि च ॥ ७९ ॥ दक्षिणाफलवासोभिः प्रत्येकं संयुतानि च । सह धान्यानि विप्रेभ्यः श्रद्धया प्रतिपादयेत् ॥ ८० ॥ ताम्रपात्रं सवस्त्रं च शर्करादेहमसंयुतम् । सूर्यप्रीतिकरं यस्माद्रोगघ्नं पापनाशनम् ॥ ८१ ॥ पुष्टिदं कीर्तिदं नृणां नित्यं संतानकारकम् । सर्वकामप्रदं स्वर्ग्यमायुर्वर्द्धनमुत्तमम् ॥ ८२ ॥ तस्मादस्य प्रदानेन कीर्तिरस्तु सदा मम । एवं व्रतं तु यः कुर्यात्तस्य पुण्यफलं श्रृणु ॥ ८३ ॥ गंधर्वविद्यासंपन्नः सर्वयोषित्प्रियो भवेत् । राजापि लभते राज्यं पुत्रार्थी लभते सुतान् ॥८४॥ अर्थार्थी प्राप्नुयादर्थं निष्कामो मोक्षमाप्नुयात् । यस्तु वै चतुरो मासान् शाकमूलफलादिकम् ॥ ८५ ॥ नित्यं ददाति विप्रेभ्यः शक्त्या यत्संभवेन्नृप । व्रतांते वस्त्रयुग्मं च शक्त्या दद्यात्सदक्षिणम् ॥ ८६ ॥ सुखी भूत्वा चिरं कालं राजयोगी भवेन्नरः । सर्वदेवप्रियं यस्माच्छाकं तृप्तिकरं नृणाम् ॥ ८७ ॥

જે માણસ ચાતુર્માસમાં હંમેશાં વ્રતયુક્ત થઈ સાકર અથવા ગોળ અને તેની સાથે દક્ષિણા આપે છે,[૭૭] વ્રત પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરે છે, અને આઠ પલનાં અથવા શક્તિ ન હોય તો ચાર પલનાં-પણ લોભ નહીં કરતાં-આઠ, ચાર અથવા એક ત્રાંબાનું પાત્ર લઇ તેમાં સાકર અને અનાજ ભરી તેમાં દક્ષિણા, ફળ, વસ્ત્ર મૂકી તે પાત્ર શ્રદ્ધાથી બ્રાહ્મણોને આપે છે ને તેમ કરતાં પ્રાર્થના કરે કે, 'વસ્ત્રસહિત અને સાકરસહિત ત્રાંબાનું પાત્ર સૂર્યને પ્રસન્ન કરનાર છે, રોગનો નાશ કરનાર છે, પાપનો નાશ કરનાર છે, પુષ્ટિ આપનાર છે, કીર્તિ આપનાર છે, સંતાનની વૃદ્ધિ કરનાર છે, મનોરથ પૂર્ણ કરનાર છે,

સ્વર્ગ આપનાર છે અને આયુષ્યની વૃદ્ધિ કરનાર છે. એટલા માટે આ પાત્રના દાનથી મને કીર્તિ મળો,'– એવી રીતે જે વ્રત કરે છે તેને જે પુણ્ય થાય છે તે સાંભળો.[૭૮–૮૩] ઉપર કહેવા પ્રમાણે વ્રત કરનાર પુરુષ ગંધર્વવિદ્યાને પ્રાપ્ત થાય છે, અને સર્વ સ્ત્રીઓને પ્રિય થાય છે. રાજાને રાજ્ય મળે છે. પુત્ર ઇચ્છનારને પુત્ર મળે છે,[૮૪] ધન ઇચ્છનારને ધન મળે છે અને જેને કાંઇ પણ ઇચ્છા ન હોય તેને મોક્ષ મળે છે. જે માણસ ચાર માસ સુધી નિત્ય બ્રાહ્મણને યથાશક્તિ શાક, મૂળ, ફળ વગેરે આપે છે અને વ્રત પૂરું થાય ત્યારે બે વસ્ત્રો તથા દક્ષિણા આપે છે તે રાજા થાય છે અને ચિરકાલપર્યંત સુખ ભોગવે છે. 'શાક સઘળા દેવને પ્રિય છે અને મનુષ્યને તૃપ્તિ કરનાર છે.[૮૫–૮૭]

ददामि तेन देवाद्याः सदा कुर्वंतु मंगलम् । यस्तु सुप्ते हृषीकेशे प्रत्यहं तु ऋतुद्वये ॥ ८८ ॥ दद्यात्कटुत्रयं मर्त्यो गृहपर्याप्तमादरात् । ब्राह्मणाय सुशीलाय दिनेशप्रीतयेऽनघ ॥ ८९ ॥ दक्षिणावस्त्रसहितं मन्त्रेणानेन सुव्रत । कटुत्रयमिदं यस्माद्रोगघ्नं सर्वदेहिनाम् ॥ ९० ॥ तस्मादस्य प्रदानेन प्रीतो भवतु भास्करः । एवं कृत्वा व्रतं सम्यक्कुर्यादुद्यापनं बुधः ॥ ९१ ॥ कृत्वा स्वर्णमयीं शुंठीं मरीचं मागधीमपि । सवस्त्रां दक्षिणायुक्तां दद्याद्विप्राय धीमते ॥ ९२ ॥ एवं व्रतं यः कुरुते स जीवेच्छरदां शतम् । प्राप्नुयादीप्सितानर्थानंते स्वर्गं व्रजेन्नृप ॥ ९३ ॥ मुक्ताफलानि यो दद्यान्नित्यं विप्राय सन्मतिः । धनवान् कीर्तिमान् श्रीमान् जायते वसुधाधिप ॥ ९४ ॥ तांबूलदानं यः कुर्याद्वर्जयेद्वा जितेंद्रियः । रक्तवस्त्रद्वयं दद्यात्समाप्तौ च सदक्षिणम् ॥ ९५ ॥ महालावण्यमाप्नोति सर्वरोगविवर्जितः । मेधावी सुभगः प्राज्ञो रक्तकण्ठश्च जायते ॥ ९६ ॥ गन्धर्वत्वमवाप्नोति स्वर्गलोकं च गच्छति । तांबूलं श्रीकरं भद्रं ब्रह्मविष्णुशिवात्मकम् ॥ ९७ ॥ अस्य प्रदानाद्ब्रह्माद्याः श्रियं ददतु पुष्कलाम् । चातुर्मास्ये प्रतिदिनं सुवासिन्यै द्विजाय च ॥ ९८ ॥ नारी वा पुरुषो वापि हरिद्रां संप्रयच्छति । लक्ष्मीमुद्दिश्य गौरीं वा समाप्तौ राजतं नवम् ॥ ९९ ॥ हरिद्रापूरितं कृत्वा तत्पात्रं दक्षिणान्वितम् । प्रदद्याद्भक्तिसंयुक्तं देवी मे प्रीयतामिति ॥ १०० ॥ भर्त्रा सह सुखं भुंक्ते नारी नार्या तथा पुमान् । सौभाग्यमक्षयं धान्यं धनपुत्रसमुन्नतिम् ॥ १ ॥ संप्राप्य रूपलावण्ये देवीलोके महीयते ।

તે શાકનું હું દાન કરું છું, માટે દેવ વગેરે મારું નિરંતર મંગલ કરો,' એમ શાકદાન કરતાં પ્રાર્થના કરવી. જે માણસ ચાર માસ સુધી નિરંતર, 'સૂંઠ, મરી અને પીપર, એ ત્રણ વસ્તુ મનુષ્યના સર્વ રોગોનો નાશ કરનાર છે, માટે તેનું દાન કરું છું, તેથી સૂર્ય દેવ પ્રસન્ન થાઓ,' એ મંત્ર ભણી સૂર્યને પ્રસન્ન કરવામાટે આદરથી ઘરમાં જોઇએ તેટલી સુંઠ, મરી અને પીપર સુશીલ બ્રાહ્મણને આપે છે, તેમ જ તેની સાથે દક્ષિણા અને વસ્ત્ર આપી ઉદ્યાપન કરે છે, તેમાં સૂંઠ, મરી ને પીપર સોનાનાં કરાવી, તે વસ્ત્ર સહિત ને દક્ષિણાસહિત બ્રાહ્મણને આપે છે તે સો વર્ષ સુધી જીવે છે ને ઇચ્છિત ભોગ ભોગવે છે ને અંતે સ્વર્ગમાં જાય છે.[૮૮–૯૩] જે બુદ્ધિમાન્ માણસ, ચાર માસ સુધી બ્રાહ્મણને મોતી આપે છે, તે ધન ધાન્યની સમૃદ્ધિવાળો અને કીર્તિવાળો થાય છે.[૯૪] જે માણસ ચાર માસ સુધી બ્રાહ્મણને તાંબૂલ આપે છે અથવા તાંબૂલનો ત્યાગ કરે છે અને જિતેંદ્રિય રહે છે, ને સમાપ્ત થાય ત્યારે બે લાલ વસ્ત્રો અને દક્ષિણા આપે છે તે ચતુર થાય છે, સર્વરોગરહિત થાય છે, બુદ્ધિમાન્, સારાં ભાગ્યવાળો, સમજુ ને સારા કંઠવાળો થાય છે તથા ગંધર્વ થઇ સ્વર્ગમાં જાય છે. તાંબૂલમંત્રઃ–'કલ્યાણકારક સુંદર તાંબૂલ શિવરૂપ, બ્રહ્મારૂપ અને વિષ્ણુરૂપ છે માટે તેના દાનથી તે ત્રણે દેવો મને પુષ્કળ ધન આપો.' એમ કહેવું. જે સ્ત્રી અથવા પુરુષ ચાર માસ સુધી હંમેશાં લક્ષ્મીના અથવા પાર્વતીના ઉદ્દેશથી બ્રાહ્મણને અથવા સુવાસિનીને હળદર આપે છે, અને ચાર માસ પૂરા થાય ત્યારે રૂપાનાં પાત્રમાં હળદર ભરી, તેમાં દક્ષિણા મૂકી ભક્તિથી, 'મારી ઉપર દેવી પ્રસન્ન થાઓ,' એમ કહી બ્રાહ્મણને આપે છે.[૯૫–૧૦૦] તે સ્ત્રી, પતિની સાથે અને પતિ સ્ત્રીની સાથે સુખ ભોગવે છે, તેનું સૌભાગ્ય અક્ષય થાય છે; ધન, ધાન્ય ને પુત્રની વૃદ્ધિ થાય છે.[૧] તેમ જ રૂપ ને ચતુરાઇ મળે છે ને દેવીના લોકમાં પૂજાય છે.

उमामहेशमुद्दिश्य चातुर्मास्ये दिने दिने ॥ २ ॥ संपूज्य विप्रमिथुनं तस्मै यश्च स्वशक्तितः । दद्यात्सदक्षिणं हेम उमेशः प्रीयतामिति ॥ ३ ॥ उमेशप्रतिमां हैमीं दद्यादुद्यापने बुधः । पंचोपचारैः संपूज्य धेन्वा च वृषभेण च ॥ ४ ॥ भोजयेदपि मिष्टान्नं तस्य पुण्यफलं शृणु । संपत्तिरक्षया कीर्तिर्जायते व्रतवैभवात् ॥ ५ ॥ इह भुक्त्वाऽखिलान्कामानंते शिवपुरं व्रजेत् । फलदानं तु यः कुर्याच्चातुर्मास्यमतंद्रितः ॥ ६ ॥ समाप्तौ कलधौतानि तानि दद्याद्द्विजातये । सर्वान्मनोरथान्प्राप्य संततिं चानपायिनीम् ॥ ७ ॥ फलदानस्य माहात्म्यान्मोदते नंदने वने । पुष्पदानव्रते चापि स्वर्णपुष्पादि दापयेत् ॥८॥ स सौभाग्यं परं प्राप्य गंधर्वपदमाप्नुयात् । वासुदेवे प्रसुप्ते तु चातुर्मास्यमतंद्रितः ॥ ९ ॥ नित्यं वामनमुद्दिश्य दध्यन्नं स्वादु षड्रसैः । भोजयेदथवा दद्यादेकादश्यां न भोजयेत् ॥ ११० ॥ दानमेव प्रकुर्वीत ग्रहणादौ तथैव च । अशक्तौ नित्यदाने तु कुर्यात्पंचसु पर्वसु ॥ ११ ॥ भूताष्टम्याममायां च पूर्णिमायां तथैव च । प्रत्यर्कवारमथवा प्रतिभागैववासरम् ॥ १२ ॥ एवं कृत्वा समाप्तौ तु यथाशक्ति महीं ददेत् । अशक्तौ भूमिदाने तु धेनुं दद्यादलंकृताम् ॥ १३ ॥

तत्राप्यशक्तौ वासश्च सहकमे पादुके तथा। अक्षय्यमन्नमाप्नोति पुत्रपौत्रादिसंपदम् ॥ १४ ॥ सुस्थिरां विष्णुभक्तिं च प्रयाति हरिमंदिरम्।

જે માણસ ચાર માસ સુધી હંમેશાં શંકરના અને પાર્વતીના ઉદ્દેશથી બ્રાહ્મણ તથા તેમની સ્ત્રીની પૂજા કરી, 'શંકર અને પાર્વતી બન્ને પ્રસન્ન થાઓ.' એમ કહી યથાશક્તિ સોનાનું દાન આપી દક્ષિણા આપે છે, ઉદ્યાપનમાં સોનાના શંકરની તથા પાર્વતીની ષોડશોપચારે પૂજા કરી ગાયનું અને બળદનું દાન કરે છે અને મિષ્ટાન્ન જમાડે છે તેને વ્રતના પ્રભાવથી અક્ષય સંપતિ મળે છે, કીર્તિ મળે છે ને તે આ લોકમાં સર્વ ભોગ ભોગવી અંતે કૈલાસમાં જાય છે. જે માણસ સાવધાન થઈ ચાર માસ સુધી હંમેશાં ફળનું દાન કરે છે, અને વ્રત સમાપ્ત થાય ત્યારે જે ફળનો નિયમ હોય, તે ફળ સોનાનું કરાવી બ્રાહ્મણને આપે છે તેના સઘળા મનોરથો સિદ્ધ થાય છે, તેનો વંશ અક્ષય થાય છે ને ફળદાનના મહિમાથી તે નંદન (સ્વર્ગનાં) વનમાં આનંદ પામે છે. જે માણસ ચાર માસ સુધી પુષ્પોનું દાન કરે છે ને વ્રત સમાપ્ત થાય ત્યારે સોનાનાં પુષ્પો આપે છે, તે મોટું સૌભાગ્ય પામી ગંધર્વ લોકમાં જાય છે. જે માણસ ચાર માસ સુધી હંમેશાં વામનના ઉદ્દેશથી બ્રાહ્મણને દહીં ભાત વગેરે છ રસવાળાં ભોજન કરાવે છે, એકાદશીને દિવસે ભોજન કરાવે નહીં, તેમ જ ગ્રહણ વગેરેમાં દાન કરે છે, અને જો નિત્ય દાન દેવાની શક્તિ ન હોય તો પાંચ પર્વોને દિવસે, અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા ને અમાવાસ્યાને દિવસે દાન કરે છે, અથવા પ્રત્યેક રવિવારે કે શુક્રવારે દાન કરે છે, અને વ્રત પૂરૂં થાય ત્યારે શક્તિ પ્રમાણે પૃથ્વીનું દાન કરે છે, ને જો પૃથ્વી આપવાની શક્તિ ન હોય તો અલંકાર વગેરેથી શોભાવેલી ગાયનું દાન કરે છે, ને તેટલી પણ શક્તિ ન હોય તો વસ્ત્ર, ચાંખડિયો ને તેની સાથે સુવર્ણ આપે છે તે માણસને અક્ષય અન્ન મળે છે, પુત્ર પૌત્રની વૃદ્ધિ થાય છે.[२-१४] ને તે વિષ્ણુની અચલ ભક્તિ થવાથી વૈકુંઠમાં જાય છે.

नित्यं पयस्विनीं दद्यात्सालंकारां शुभाननाम् ॥ १५ ॥ सवत्सां दक्षिणोपेतां स सर्वज्ञानवान् भवेत्। न परप्रेष्यतां याति ब्रह्मलोकं च गच्छति ॥ १६ ॥ अक्षय्यं सुखमाप्नोति पितृभिः सहितो नरः। वार्षिकांश्चतुरो मासान् प्राजापत्यं चरेन्नरः ॥ १७ ॥ समाप्तौ गोयुगं दत्त्वा कृत्वा ब्राह्मणभोजनम्। सर्वपापविशुद्धात्मा याति ब्रह्म सनातनम् ॥ १८॥ एकांतरोपवासे तु सीराण्यष्टौ प्रदापयेत् । वस्त्रकांचनयुक्तानि बलीवर्दयुतानि च ॥ १९ ॥ अनडुद्द्वयसंयुक्तं लांगलं कर्षणक्षमम्। सर्वोपस्करसंयुक्तं ददामि प्रीतये हरेः॥१२०॥ शाकमूलफलैर्वापि चातुर्मास्यं नयेन्नरः। समाप्तौ गोप्रदानेन स गच्छेद्विष्णुमंदिरम् ॥ २१ ॥ पयोव्रती तथाऽऽप्नोति ब्रह्मलोकं सनातनम्। व्रतान्ते च तथा दद्याद्गामेकां च पयस्विनीम् ॥ २२ ॥ नित्यं रंभापलाशे च यो भुंक्ते तु ऋतुद्वये। वस्त्रयुग्मं च कांस्यं च शक्त्या दत्त्वा सुखी भवेत् ॥ १२३ ॥

જે માણસ ચાર માસ સુધી નિત્ય અલંકારસહિત ને વાછડાંસહિત દુઝણી સુંદર ગાયનું દાન કરે છે તે સર્વજ્ઞ થાય છે, કોઇની તાબેદારી ભોગવતો નથી, ને પોતાના પિતૃઓની સાથે બ્રહ્મલોકમાં અક્ષય સુખ ભોગવે છે. જે માણસ ચોમાસાના ચાર માસ સુધી પ્રાજાપત્ય કરે ને તે સમાપ્ત થાય ત્યારે બ્રાહ્મણને જમાડી બે ગાયો આપે છે, તે સર્વ પાપોથી મુક્ત થઇ પરબ્રહ્મને પામે છે.[१५-१८] જે માણસ ચાર માસ સુધી એકાંતરા ઉપવાસ કરે છે, ને ચાર માસ પૂરા થાય ત્યારે બળદથી જોડાએલાં આઠ હળ ને તેની ઉપર વસ્ત્ર ને સુવર્ણ મૂકી, 'હરિ ભગવાન્ પ્રસન્ન થાય, તેટલા માટે બે બળદોથી જોડેલા, ખેડ કરવા યોગ્ય ને સઘળી સામગ્રી સહિત હળનું દાન કરું છું,' એ મંત્ર ભણીને આપે છે.[१९-२०] અથવા જે માણસ ચાર માસ સુધી શાક, મૂળ, ફળ ખાઇને રહે છે, અને સમાપ્તિ થાય ત્યારે ગોદાન કરે છે તે વિષ્ણુના લોકમાં જાય છે.[२१] જે માણસ ચાર માસ સુધી દૂધ પીને રહે છે, અને સમાપ્ત થાય ત્યારે એક દૂઝણી ગાય આપે છે તે બ્રહ્મલોકમાં જાય છે.[२२] જે માણસ ચાર માસ સુધી કેળનાં પાનમાં ભોજન કરે છે ને વ્રત સમાપ્ત થાય ત્યારે બે વસ્ત્રો તથા યથાશક્તિ કાંસું આપે છે તે સુખી થાય છે.[१२३]

कांस्यं ब्रह्मा शिवो लक्ष्मीः कांस्यमेव विभावसुः। कांस्यं विष्णुमयं यस्मादतः शांतिं प्रयच्छ मे ॥ २४ ॥ नित्यं पलाशभोजी चेत्तैलाभ्यंगविवर्जितः। स निर्दहत्यतिपापानि तूलराशिमिवानलः ॥ २५ ॥ ब्रह्मघ्नश्च सुरापश्च बालघातकरश्च यः। असत्यवादिनो ये च स्त्रीघातिव्रतघातकाः ॥ २६ ॥ अगम्यागामिनश्चैव विधवागामिनस्तथा। चांडालीगामिनश्चैव विप्रस्त्रीगामिनस्तथा ॥ २७ ॥ ते सर्वे पापनिर्मुक्ता भवंत्येतद्व्रतेन च । समाप्तौ कांस्यपात्रं तु चतुःषष्टिपलैर्युतम् ॥ २८ ॥ सवत्सां गां च वै दद्यात्सालंकारां पयस्विनीम्। अलंकृताय विदुषे सुवस्त्राय सुवेषिणे ॥ २९ ॥ भूमौ विलिप्य यो भुंक्ते देवं नारायणं स्मरन् । दद्याद्भूमिं यथाशक्ति कृष्यां बहुजलान्विताम् ॥ १३० ॥ आरोग्यपुत्रसम्पन्नो राजा भवति धार्मिकः । शत्रोर्भयं न लभते विष्णुलोकं स गच्छति ॥ ३१ ॥ अयाचिते त्वनड्वाहं सहिरण्यं सचन्दनम् । षड्रसं भोजनं दद्यात्स याति परमां गतिम् ॥ ३२ ॥ यस्तु सुप्ते हृषीकेशे नक्तं च कुरुते व्रतम् । ब्राह्मणान् भोजयेत्पश्चाच्छिवलोके महीयते ॥ १३३ ॥

કાંસાનું દાન આપવાનો મંત્ર—'કાંસું બ્રહ્મરૂપ છે, શિવરૂપ છે, લક્ષ્મીરૂપ છે, સૂર્યરૂપ છે અને વિષ્ણુરૂપ છે, માટે મને શાંતિ આપો.'[૨૪] જે માણુસ ચાર માસ સુધી તેલ ચોપડતો નથી ને નિત્ય ખાખરાના પાનમાં ભોજન કરે છે, અને સમાપ્તિ થાય ત્યારે વિદ્વાન બ્રાહ્મણુને વસ્ત્ર ને અલંકાર પહેરાવી ચોસઠ પલ કાંસાનું પાત્ર આપે છે, ને અલંકારવાળી તથા વાછડાંવાળી દૂઝણી ગાય આપે છે, તેનાં સઘળાં પાપો અગ્નિમાં રુની પેઠે બળીને ભસ્મ થાય છે. બ્રહ્મહત્યા કરનાર, મદ્યપાન કરનાર, ખોટું બોલનાર, સ્ત્રીહત્યા કરનાર, વ્રતનો ભંગ કરનાર, અગમ્યા સ્ત્રીમાં ગમન કરનાર અને બ્રાહ્મણીમાં ગમન કરનાર તે સઘળા આ વ્રત કરવાથી પોતપોતાનાં પાપોથી મુક્ત થાય છે.[૨૫-૨૯] જે માણુસ ચાર માસ સુધી લીંપેલી પૃથ્વી ઉપર ભોજન કરે છે, નારાયણુનું સ્મરણુ કરે છે અને વ્રત પૂરું થાય ત્યારે જેમાં પુષ્કળ જળ હોય અને ખેડવા યોગ્ય હોય તેવી પૃથ્વીનું દાન કરે છે તે ધર્મિષ્ઠ રાજા થાય છે, આરોગ્ય રહે છે, પુત્રોવાળો થાય છે, તેને શત્રુથી ભય થતો નથી ને તે વિષ્ણુલોકમાં જાય છે.[૩૦-૩૧] જે માણુસ માંગ્યા વિના બળદ, સોનું અને ચન્દન આપે છે, ને છ રસવાળાં ભોજન જમાડે છે તે પરમ ગતિને પામે છે.[૩૨] જે માણુસ ચાર માસ સુધી નક્તભોજન કરે છે, અને ચાર માસ પૂરા થયા પછી બ્રાહ્મણોને જમાડે છે, તે કૈલાસમાં પૂજાય છે.[૩૩]

एकभक्तं नरः कृत्वा मिताशी च दृढव्रतः । योऽर्चयेच्चतुरो मासान् वासुदेवं स नाकभाक् ॥ ३४ ॥ समाप्तौ भोजयेद्विप्रान् शक्त्या दद्याच्च दक्षिणाम् । यस्तु सुप्ते हृषीकेशे क्षितिशायी भवेन्नरः ॥ ३५ ॥ शय्यां सोपस्करां दद्याच्छिवलोके महीयते । पादाभ्यंगं नरो यस्तु वर्जयेच्च ऋतुद्वये ॥ ३६ ॥ समाप्तौ च यथाशक्ति कुर्याद्ब्राह्मणभोजनम् । दत्त्वा च दक्षिणां शक्त्या स गच्छेद्विष्णुमंदिरम् ॥ ३७ ॥ आषाढादिचतुर्मासान्वर्जयेन्नखकृंतनम् । आरोग्यपुत्रसंपन्नो राजा भवति धार्मिकः ॥ ३८ ॥ पायसं लवणं चैव मधु सर्पिः फलानि च । चातुर्मास्ये वर्जयेद्यो गौरीशंकरतुष्टये ॥ ३९ ॥ कार्तिक्यां च पुनस्तानि ब्राह्मणाय निवेदयेत् । स रुद्रलोकमाप्नोति रुद्रव्रतनिषेवणात् ॥ १४० ॥ यवान्नं भक्षयेद्यस्तु शुभं शाल्यन्नमेव वा । पुत्रपौत्रादिभिः सार्द्धं शिवलोके महीयते ॥ ४१ ॥ तैलाभ्यंगपरित्यागी विष्णुभक्तः सदाव्रती । वर्षांश्च विष्णुमभ्यर्च्य वैष्णवीं लभते गतिम् ॥ ४२ ॥ समाप्तौ कांस्यपात्रं च सुवर्णेन समन्वितम् । तैलेन पूरितं कृत्वा ब्राह्मणाय निवेदयेत् ॥ ४३ ॥

જે માણુસ ચાર માસ સુધી એક વખત પરિમિત ભોજન કરે છે, નિયમથી રહે છે, અને નારાયણુનું પૂજન કરે છે, ને સમાપ્તિ થાય ત્યારે શક્તિ પ્રમાણે બ્રાહ્મણુ જમાડીને દક્ષિણા આપે છે તે સ્વર્ગમાં જાય છે. જે માણુસ ચાર માસ સુધી પૃથ્વી ઉપર સૂવે છે, અને સમાપ્તિ થાય ત્યારે સામગ્રીસહિત શય્યા આપે છે, તે કૈલાસમાં પૂજાય છે. જે માણુસ ચાર માસ સુધી પાદાભ્યંગ તજે છે,[૩૪-૩૬] અને વ્રતની સમાપ્તિ થાય ત્યારે બ્રાહ્મણોને જમાડી યથાશક્તિ દક્ષિણા આપે છે તે વૈકુંઠમાં જાય છે.[૩૭] આષાઢ વગેરે ચાર માસ સુધી જે નખ ઉતરાવતો નથી તે માણુસ ધર્મિષ્ઠ રાજા થાય છે, તેને આરોગ્ય રહે છે ને પુત્રો થાય છે.[૩૮] જે માણુસ શિવને તથા પાર્વતીને પ્રસન્ન કરવા માટે ચાર માસ સુધી દૂધપાક, લવણુ, મધ, ઘી, અને ફળ એ બધી ચીજોનો ત્યાગ કરે છે, ને સમાપ્ત થાય ત્યારે એટલે કાર્તિક શુદિ એકાદશીને દિવસે ઉપલી સર્વે વસ્તુનું બ્રાહ્મણુને દાન કરે છે, તે માણુસ રુદ્રનું વ્રત કરવાથી રુદ્રલોકમાં જાય છે.[૩૯-૧૪૦] જે માણુસ ચાર માસ સુધી જવ અથવા ચોખા જ ખાઇને રહે છે, તે પોતાના પુત્ર પૌત્રની સાથે કૈલાસમાં પૂજાય છે.[૪૧] જે માણુસ ચાર માસ સુધી શરીરે તેલ ચોપડતો નથી, વિષ્ણુની ભક્તિ કરે છે, વિષ્ણુનું પૂજન કરે છે અને વ્રત પૂરું થાય ત્યારે કાંસાનાં પાત્રમાં તેલ ભરી, તેમાં સોનું નાખી, બ્રાહ્મણુને આપે છે તે વિષ્ણુની ગતિને પામે છે.[૪૨-૪૩]

वार्षिकांश्चतुरो मासान् शाकानि परिवर्जयेत् । व्रतांते हरिमुद्दिश्य पात्रं राजतमेव हि ॥ ४४ ॥ वस्त्रेण वेष्टितं शाकदशकेन प्रपूरितम् । समभ्यर्च्य यथाशक्त्या ब्राह्मणान्वेदपारगान् ॥ ४५ ॥ तेभ्यो दद्याद्दक्षिणया व्रतसंपूर्तिहेतवे । शिवसायुज्यमाप्नोति प्रसादाच्छूलपाणिनः ॥ ४६ ॥ गोधूमवर्जनं कृत्वा भोजनव्रतमाचरेत् । कार्तिके स्वर्णगोधूमान्दत्त्वाऽश्वमेधकृत् ॥ ४७ ॥ गोधूमाः सर्वजंतूनां बलपुष्टिविवर्द्धनाः । मुख्याश्च हव्यकव्येषु तस्मान्मे ददतु श्रियम् ॥ ४८ ॥ आषाढादिचतुर्मासान्वृंताकं वर्जयेन्नरः । कारवेल्लफलं वापि तथाऽलाबुं पटोलकम् ॥ ४९ ॥ यद्यत्फलं प्रियतरं तच्चापि परिवर्जयेत् । चातुर्मास्ये ततो वृत्ते रौप्याण्येतानि कारयेत् ॥ १५० ॥ मध्ये विद्रुममुक्तानि स्वर्चयित्वा तु शक्तितः । दद्याद्दक्षिणया सार्द्धं ब्राह्मणायातिभक्तितः ॥ ५१ ॥ अभीष्टं देवमुद्दिश्य देवो मे प्रीयतामिति । स दीर्घमायुरारोग्यं पुत्रपौत्रान् सुरूपताम् ॥ ५२ ॥ अक्षय्यां संततिं कीर्तिं लब्ध्वा स्वर्गे महीयते । श्रावणे वर्जयेच्छाकं दधि भाद्रपदे तथा ॥ ५३ ॥ दुग्धमाश्वयुजे मासि कार्तिके द्विदलं त्यजेत् । चत्वार्येतानि नित्यानि चतुराश्रमवर्तिनाम् ॥ ५४ ॥

જે માણુસ ચાર માસ સુધી શાકનો ત્યાગ કરે છે, ને વ્રત પૂરું થાય ત્યારે હરિના ઉદ્દેશથી રૂપાનાં પાત્રમાં દશ પ્રકારનાં શાક ભરી તેની ઉપર કપડું ઢાંકી, વૈદિક બ્રાહ્મણોની પૂજા કરી વ્રત પૂરું થવા માટે તે પાત્ર તેમને આપે છે અને યથાશક્તિ દક્ષિણા આપે છે, તે માણુસ મહા-

દેવના પ્રસાદથી મહાદેવની સમીપે જઈને વસે છે.[૪૪–૪૬] જે માણુસ ચાર માસ સુધી ઘઉં ખાતો નથી, ને ચાર માસ પૂરા થાય ત્યારે, 'ઘઉં સઘળાં મનુષ્યોનું લાલન કરનાર, પુષ્ટિ વધારનાર અને દેવકાર્યમાં તથા પિતૃકાર્યમાં મુખ્ય છે તે ઘઉં મને લક્ષ્મી આપો,' એમ કહી સોનાના ઘઉંનું ને વસ્ત્રનું દાન આપે છે તેને અશ્વમેધ યજ્ઞનું પુણ્ય થાય છે.[૪૭–૪૮] જે માણુસ આષાઢથી લઈ ચાર માસ સુધી રીંગણાં, કારેલાં, દૂધી, પંડોળાં અને બીજાં પણુ જે જે ફળ પોતાને પ્રિય હોય તે ફળનો ત્યાગ કરે છે, અને ચાર માસ પૂરા થાય ત્યારે જેનો ત્યાગ કર્યો હોય, તે સર્વ ફળો રૂપાનાં બનાવરાવી તેમાં પરવાળાં ભરી, તે 'મારી ઉપર દેવ પ્રસન્ન થાઓ,' એમ કહી ઇષ્ટદેવના ઉદ્દેશથી ભક્તિથી બ્રાહ્મણુની પૂજા કરી તેને આપે છે, અને શક્તિ પ્રમાણે દક્ષિણા આપે છે તેનું આયુષ્ય વધે છે, આરોગ્ય થાય છે, પુત્ર–પૌત્રની વૃદ્ધિ થાય છે, સુંદર રૂપ થાય છે, અક્ષય વંશ ચાલે છે, કીર્તિ ફેલાય છે અને અંતે તે સ્વર્ગમાં પૂજાય છે. બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમી વગેરે ચારે આશ્રમીઓએ શ્રાવણુ માસમાં અવશ્ય શાકનો ત્યાગ કરવો, ભાદરવા માસમાં દહીંનો ત્યાગ અવશ્ય કરવો, આશો માસમાં અવશ્ય દૂધનો ત્યાગ કરવો અને કાર્તિક માસમાં અવશ્ય દાળનો ત્યાગ કરવો. એવી રીતે એ ચારે ચીજોનો ચારે માસમાં ક્રમે કરી અવશ્ય ત્યાગ કરવો જોઈએ.[૪૯–૫૪]

**कूष्मांडं राजमाषांश्च मूलकं गृंजनं तथा । करमर्दं चेक्षुदंडं चातुर्मास्ये त्यजेन्नरः ॥ ५५ ॥ मसूरं बहुबीजं च वृंताकं चैव वर्जयेत् । नित्यान्येतानि विप्रेंद्र व्रतान्याहुर्मनीषिणः ॥ ५६ ॥ विशेषाद्बदरीं धात्रीमम्लाढ्ं चिंचिणीं त्यजेत् । वार्षिकांश्चतुरो मासान् प्रसुप्ते च जनार्दने ॥५७॥ मंचखट्वादिशयनं वर्जयेद्भक्तिमान्नरः । अनृतौ वर्जयेद्भार्यामृतौ गच्छन्न दुष्यति ॥ ५८ ॥ मधुवल्लीं च शिग्रुं च चातुर्मास्ये त्यजेन्नरः। वृंताकं च कलिंगं च बिल्वोदुंबरभिःसटाः ॥ ५९ ॥ उदरे यस्य जीर्यंते तस्य दूरतरो हरिः। उपवासं तथा नक्तमेकभक्तमयाचितम् ॥ १६० ॥ अशक्तस्तु यथा कुर्यात्सायं प्रातरखंडितम् । स्नानपूजादिकं यस्तु स नरो हरिलोकभाक् ॥ ६१ ॥ गीतवाद्यपरो विष्णोर्गांधर्वं लोकमाप्नुयात् । मधुत्यागी भवेद्राजा पुरुषो गुडवर्जनात् ॥६२॥ लभेच्च संततिं दीर्घां पुत्रपौत्रादिवर्धिनीम् । तैलस्य वर्जनाद्राजन् सुदर्शांग: प्रजायते ॥ ६३ ॥ कौसुंभतैलसंत्यागाच्छत्रुनाशमवाप्नुयात् । मधुकतैलत्यागाच्च सुसौभाग्यफलं लभेत् ॥ ६४ ॥**

કોળું, ચોળા, મૂળા, ગાજર, કરમદાં ને સેરડી એટલી વસ્તુઓ ચોમાસાના ચાર માસમાં તજવી જોઈએ.[૫૫] તેમ જ મસુર, ઘણાં બીજવાળાં ફળો અને રીંગણાં એમનો પણુ ત્યાગ કરવો. ચાર માસ સુધી ઉપર કહેલી વસ્તુઓ અવશ્ય તજવી જોઈએ, એમ વિદ્વાનોનું કહેવું છે.[૫૬] બોર, આમળાં, દૂધી અને આંમલી એમનો પણુ ત્યાગ કરવો. ભક્તિવાળા પુરુષે ચોમાસામાં ચાર માસ સુધી પલંગ કે ખાટલા ઉપર સૂવું નહીં ને* ઋતુ વિનાના દિવસોમાં સ્ત્રી સાથે ગમન કરવું નહીં–ઋતુમાં ગમન કરવાથી દોષ નથી.[૫૭–૫૮] મોગરીનો, અને સરગવાની શીંગોનો ચાતુર્માસમાં ત્યાગ કરવો. રીંગણાં, તરબુચ, બીલું, ઉંબરાનાં ફળો અને દાઝેલું અનાજ જે માણુસના પેટમાં જાય છે, એટલે જે માણુસ ખાય છે તેનાથી નારાયણુ અત્યંત દૂર રહે છે. જે માણુસ ઉપવાસ, નક્તભોજન, એકટાણું અથવા અયાચિત, જે પોતાથી બને તે કરે છે ને સાયંકાલે તથા પ્રાતઃકાલે સ્નાન અને પૂજા વગેરે કરે છે, તે વૈકુંઠમાં જાય છે.[૫૯–૬૧] જે માણુસ ચાર માસ સુધી વિષ્ણુ પાસે વાદ્ય વગાડે છે અને ગાન કરે છે, તે ગંધર્વલોકમાં જાય છે; મધુનો ત્યાગ કરે છે, તે રાજા થાય છે; ગોળનો ત્યાગ કરે છે, તેના પુત્ર પૌત્ર વગેરેની ઘણી વૃદ્ધિ થાય છે; જે તેલનો ત્યાગ કરે છે, તેનું શરીર સુંદર થાય છે;[૬૨–૬૩] જે કસૂંબાના તેલનો ત્યાગ કરે છે, તેના શત્રુઓનો નાશ થાય છે; જે મહુડાના તેલ (ડોળિયું)નો ત્યાગ કરે છે, તેનું સૌભાગ્ય વધે છે.[૬૪]

**कटुतिक्ताम्लमधुरकषायलवणान् रसान् । वर्जयेत्स च वैरूप्यं दौर्गंध्यं नाप्नुयात्सदा ॥ ६५ ॥ पुष्पादिभोगत्यागेन स्वर्गे विद्याधरो भवेत् । योगाभ्यासी भवेद्यस्तु स ब्रह्मपदवीमियात् ॥ ६६ ॥ तांबूलवर्जनाद्रोगी सद्यो मुक्तामयो भवेत् । पादाभ्यंगपरित्यागाच्छिरोभ्यंगस्य पार्थिव ॥ ६७ ॥ दीप्तिमान् दीप्तकरणो यक्षद्रव्यपतिर्भवेत् । दधिदुग्धपरित्यागी गोलोकं लभते नरः ॥ ६८ ॥ इंद्रलोकमवाप्नोति स्थालीपाकविवर्जनात् । एकांतरोपवासेन ब्रह्मलोके महीयते ॥ ६९ ॥ चतुरो वार्षिकान्मासान्नखरोमाणि धारयेत्। कल्पस्थायी भवेद्राजन् स नरो नात्र संशयः ॥ १७० ॥ नमो नारायणायेति जपित्वाऽनंतकं फलम् । विष्णुपादांबुजस्पर्शात्कृतकृत्यो भवेन्नरः ॥ ७१ ॥ लक्षप्रदक्षिणाभिर्यः सेवते हरिमव्ययम् । हंसयुक्तविमानेन स याति वैष्णवीं पुरीम् ॥ ७२ ॥ त्रिरात्रभोजनत्यागान्मोदते दिवि देववत्। परान्नवर्जनाद्राजन् देवो वा मानुषो भवेत् ॥ ७३ ॥**

જે તીખો, કડવો, ખાટો, મીઠો, તુરો ને ખારો એ ૭ રસોનો ત્યાગ કરે છે, તેના શરીરમાં કોઈ વખતે બગાડ થતો નથી.[૬૫] જે પુષ્પ વગેરેનો ત્યાગ કરે છે, તે સ્વર્ગમાં વિદ્યાધર થાય છે; જે માણુસ યોગાભ્યાસ કરે છે, તે બ્રહ્મપદને પામે છે;[૬૬] જે રોગી તાંબૂલનો ત્યાગ કરે છે, તેનું શરીર મોતીના જેવું થાય છે; જે માણુસ માથામાં કે પગમાં તેલ લગાડતો નથી, તેની કાંતિ ઘણી વધે છે અને તે કુબેરના જેવો ધન-

* સ્ત્રી રજસ્વલા થયા પછી સોળ દિવસ ઋતુમતી રહે છે.

વાન્ થાય છે. જે માણસ દહીંનો અને દૂધનો ત્યાગ કરે છે તે ગોલોકમાં જાય છે; જે હાંડલામાં રાંધેલા અનાજનો ત્યાગ કરે છે, તે સ્વર્ગમાં જાય છે; જે એકાંતરા ઉપવાસ કરે છે તે બ્રહ્મલોકમાં જાય છે;૬૭-૬૯ અને જે માણસ ચાર માસ સુધી વાળ અને નખ ઉતરાવતો નથી તે કલ્પપર્યંત સ્થિર રહે છે, એમાં સંશય નથી.૭૦ જે માણસ, 'नमो नारायणाय' એ મંત્રનો જપ કરે છે તેને અનંત ફળ થાય છે. જે માણસ વિષ્ણુનાં ચરણોનો સ્પર્શ કરે છે, તે કૃતાર્થ થાય છે.૭૧ જે માણસ વિષ્ણુને લાખ વખત પ્રદક્ષિણા કરે છે, તે હંસવાળાં વિમાનમાં બેસીને વૈકુંઠમાં જાય છે.૭૨ જે માણસ ત્રણ રાત્રિ ભોજનનો ત્યાગ કરે છે તે સ્વર્ગમાં દેવની પેઠે આનંદ પામે છે. જે માણસ પારકાં અન્નનો ત્યાગ કરે છે તે દેવ થાય છે.૭૩

प्राजापत्यं चरेद्यो वै चातुर्मास्ये व्रतं नरः। मुच्यते पातकैः सर्वैस्त्रिविधैर्नात्र संशयः ॥ ७४ ॥ तप्तकृच्छ्रातिकृच्छ्राभ्यां यः क्षिपेच्छयनं हरेः । स याति परमं स्थानं पुनरावृत्तिवर्जितम् ॥ ७५ ॥ चांद्रायणेन यो राजन् क्षिपेन्मासचतुष्टयम् । दिव्यदेहो भवेत्सोऽथ शिवलोकं च गच्छति ॥ ७६ ॥ चातुर्मास्ये नरो यो वै त्यजेदन्नादिभक्षणम् । स गच्छेद्धरिसायुज्यं न भूयस्तु प्रजायते ॥ ७७ ॥ भिक्षाभोजी नरो यो हि स भवेद्वेदपारगः । पयोव्रतेन यो राजन् क्षिपेन्मासचतुष्टयम् ॥ ७८ ॥ तस्य वंशसमुच्छेदः कदाचिन्नोपपद्यते । पंचगव्याशनः पार्थ चांद्रायणफलं लभेत् ॥ ७९ ॥ दिनत्रयं जलत्यागान्न रोगैरभिभूयते । एवमादिव्रतैः पार्थ तुष्टिमायाति केशवः ॥ १८० ॥ दुग्धाब्धिभोगिशयने भगवाननंतो यस्मिन्दिने स्वपिति चाथ विबुध्यते च । तस्मिन्ननन्यमनसामुपवासभाजां पुंसां ददाति च गतिं गरुडासनोऽसौ ॥१८१॥ इति श्रीभविष्ये विष्णोः शयन्येकादशीमाहात्म्यं संपूर्णम् ।

જે માણસ ચાર માસ સુધી પ્રાજાપત્ય વ્રત કરે છે તે શરીરથી, વાણીથી અને મનથી થયેલા ત્રણ પ્રકારનાં પાપોમાંથી મુક્ત થાય છે, એમાં સંશય નથી.૭૪ જે માણસ ચાર માસ સુધી તપ્તકૃચ્છ્ર અને અતિકૃચ્છ્ર કરે છે તે પરમપદને પામે છે—જેમાં ફરીથી જન્મવું પડતું નથી.૭૫ જે માણસ ચાર માસ સુધી ચાંદ્રાયણ વ્રત કરે છે, તેનું શરીર અલૌકિક થાય છે અને તે કૈલાસમાં જાય છે.૭૬ જે માણસ ચાર માસ અન્ન વગેરેનો ત્યાગ કરે છે, તે હરિમાં મળી જાય છે જેથી ફરીથી જન્મવું પડતું નથી.૭૭ જે માણસ ચાર માસ સુધી ભીખ માગીને ખાય છે, તે પૂર્ણ વેદ જાણનાર થાય છે. જે માણસ ચાર માસ સુધી દૂધ પીને રહે છે, તેના વંશનો કોઈ કાળે નાશ થતો નથી. જે માણસ ચાર માસ સુધી પંચગવ્ય પીને રહે છે તેને ચાંદ્રાયણનું ફળ મળે છે.૭૮-૭૯ જે માણસ ત્રણ દિવસ સુધી જલપાન કરતો નથી, તેને રોગ થતો નથી. હે યુધિષ્ઠિર! એવી રીતે વ્રત કરવાથી નારાયણ પ્રસન્ન થાય છે.૮૦ જે દિવસે વિષ્ણુ ભગવાન્ ક્ષીરસમુદ્રમાં પોઢે છે તે પાછા જે દિવસે જાગે છે, એટલે શયની અને પ્રબોધિની એકાદશીને દિવસે જે માણસ ચિત્ત સ્થિર રાખી ઉપવાસ કરે છે, તેને વિષ્ણુ પરમ ગતિ આપે છે.૧૮૧ એવી રીતે ભવિષ્યપુરાણમાં વિષ્ણુશયની એકાદશીની કથા કહેલી છે.

## ૩૦ આષાઢ વદિ કામિકા એકાદશીની કથા

अथ श्रावणकृष्णैकादशीकथा ॥ युधिष्ठिर उवाच—आषाढशुक्लपक्षे तु यदेतच्छयनीव्रतम् । तन्मया श्रुतपूर्वं हि पुराणे बहुविस्तरम् ॥ १ ॥ श्रावणे कृष्णपक्षे तु किं नामैकादशी भवेत् । पुनस्तत्कथय गोविंद वासुदेव नमोऽस्तु ते ॥ २ ॥ श्रीकृष्ण उवाच— शृणु राजन् प्रवक्ष्यामि व्रतं पापप्रणाशनम् । नारदाय पुरा राजन् पृच्छते च पितामहः ॥ ३ ॥ परं यदुक्तवांस्तात तदहं ते वदामि च ।

યુધિષ્ઠિર પૂછે છે—હે વાસુદેવ! હે ગોવિંદ! આષાઢ શુદિમાં જે વિષ્ણુશયનવ્રત છે અને પુરાણોમાં જેનો મોટો વિસ્તાર છે, તે વ્રત મેં સાંભળ્યું. આપને નમસ્કાર કરું છું. તમે મને આષાઢ વદિ એકાદશીનું શું નામ છે તે કહો.૧-૨ શ્રીકૃષ્ણ કહે છે—હે રાજન્! પૂર્વે નારદના પૂછવાથી જે વ્રત બ્રહ્માએ કહેલું છે, અને જે પાપનો નાશ કરનારું છે, તે ઉત્તમ વ્રત હું તમને કહું છું તે સાંભળો.૩

नारद उवाच । भगवन् श्रोतुमिच्छामि त्वत्तोऽहं कमलासन ॥ ४ ॥ श्रावणस्यासिते पक्षे किं नामैकादशी भवेत् । को देवः को विधिस्तस्याः किं पुण्यं कथय प्रभो ॥ ५ ॥ इति तस्य वचः श्रुत्वा ब्रह्मा वचनमब्रवीत्॥ब्रह्मोवाच—शृणु नारद ते वच्मि लोकानां हितकाम्यया ॥ ६ ॥ श्रावणैकादशी कृष्णा कामिकेति च नामतः । तस्याः श्रवणमात्रेण वाजपेयफलं लभेत् ॥ ७ ॥ तस्यां यः पूजयेद्देवं शंखचक्रगदाधरम् । श्रीधराख्यं हरिं विष्णुं माधवं मधुसूदनम् ॥८॥ यजते ध्यायते चैव तस्य पुण्यफलं शृणु । न गंगायां न काश्यां वै नैमिषे न च पुष्करे ॥ ९ ॥ तत्फलं समवाप्नोति यत्फलं विष्णुपूजनात् । केदारे च कुरुक्षेत्रे राहुग्रस्ते दिवाकरे ॥ १० ॥ न तत्फलमवाप्नोति यत्फलं कृष्णपूजनात् । गोदावर्यां गुरौ सिंहे व्यतीपाते च गंडके ॥ ११ ॥ न तत्फलमवाप्नोति यत्फलं कृष्णपूजनात् । ससागरवनोपेतां यो ददाति वसुंधराम् ॥ १२ ॥ कामिकाव्रतकारी च उभौ समफलौ स्मृतौ। प्रसूयमानां यो धेनुं दद्यात्सोपस्करां नरः ॥ १३ ॥ तत्फलं समवाप्नोति कामिकाव्रतकारकः। श्रावणे श्रीधरं देवं पूजयेद्यो नरोत्तमः ॥ १४ ॥ तेनैव पूजिता देवा गंधर्वोरगपन्नगाः । तस्मात्सर्वप्रयत्नेन कामिकादिवसे हरिः ॥ १५ ॥ पूजनीयो यथाशक्त्या मनुष्यैः

पापभीरुभिः। संसारार्णवमग्ना य पापपंकसमाकुलाः॥१६॥ तेषामुद्धरणार्थाय कामिकाव्रतमुत्तमम् । नातःपरतरा काचित्पवित्रा पापहारिणी ॥ १७ ॥ एवं नारद जानीहि स्वयमाह पुरा हरिः । अध्यात्मविद्यानिरतैर्यत्फलं प्राप्यते नरैः ॥ १८ ॥ ततो बहुतरं विद्धि कामिकाव्रतसेवनात् । रात्रौ जागरणं कुर्यात्कामिकाव्रतकृन्नरः ॥ १९ ॥ न पश्यति यमं रौद्रं नैव पश्यति दुर्गतिम् । न गच्छति कुयोनिं च कामिकाव्रतसेवनात् ॥ २० ॥

નારદ પૂછે છે—હે ભગવન્! હે બ્રહ્મેન્દ્ર! હું આપની પાસેથી સાંભળવા ઇચ્છું છું,[૪] માટે આષાઢ વદિ એકાદશીનું શું નામ છે? તેમાં કયા દેવનું પૂજન કરવું, તેનો કેવો પ્રકાર છે અને તે કરવાથી કેટલું પુણ્ય થાય છે તે કહો.[૫] એવાં નારદનાં વચનો સાંભળી બ્રહ્મા કહેવા લાગ્યાઃ—બ્રહ્મા કહે છે—હે નારદ! લોકોના કલ્યાણ માટે હું તને કહું છું, તે સાંભળ.[૬] આષાઢ વદિ એકાદશીનું નામ કામિકા છે. તેની કથા વગેરે સાંભળવાથી વાજપેય યજ્ઞનું ફળ થાય છે.[૭] જે માણસ તે દિવસે શંખને, ચક્રને અને ગદાને ધારણ કરનાર છે, લક્ષ્મીને ધારણ કરનાર છે, ભકતોનાં પાપને હરનાર છે, વ્યાપક છે, લક્ષ્મીના પતિ છે અને મધુદૈત્યને મારનાર છે એવા તે નારાયણ દેવનું પૂજન કરે છે,[૮] ધ્યાન કરે છે ને તેને માટે યજ્ઞ કરે છે તેને જેટલું ફળ થાય છે તે કહું છું તે સાંભળ. એ એકાદશીને દિવસે વિષ્ણુના પૂજનથી જેટલું પુણ્ય થાય છે, તેટલું પુણ્ય ગંગામાં, કાશીમાં નૈમિષારણ્યમાં કે પુષ્કરમાં સ્નાન કરવાથી પણ થતું નથી. વિષ્ણુનાં પૂજનથી જે ફળ થાય છે, તે ફળ કેદારમાં કે સૂર્યગ્રહણને દિવસે કુરુક્ષેત્રમાં સ્નાન કરવાથી પણ થતું નથી. વિષ્ણુનાં પૂજનથી જેટલું ફળ થાય છે તેટલું ફળ, સિંહના બૃહસ્પતિ હોય ત્યારે ગોદાવરીમાં સ્નાન કરવાથી ને વ્યતિપાતને દિવસે ગંડકમાં સ્નાન કરવાથી પણ થતું નથી. જે માણસ સમુદ્રસહિત ને વનવાળી સઘળી પૃથ્વીનું દાન કરે છે, ને જે માણસ કામિકા એકાદશીનું વ્રત કરે છે, તે બન્નેને તુલ્ય ફળ થાય છે. જે માણસ કામિકા એકાદશીનું વ્રત કરે છે, તેને સામગ્રીસહિત વિયાતી ગાયના દાન જેટલું પુણ્ય થાય છે. જે માણસ આષાઢ વદિ એકાદશીને દિવસે શ્રીધર દેવની પૂજા કરે છે તેને દેવ, ગંધર્વ, નાગ ને સર્પો એ બધાની પૂજા કરવાનું પુણ્ય થાય છે. તેટલા માટે પાપથી ડરતા પુરુષોએ આષાઢ વદિ એકાદશીને દિવસે પ્રયત્નપૂર્વક યથાશક્તિ હરિની પૂજા કરવી. જે માણસો સંસારસમુદ્રમાં ડૂબેલા હોય ને મોટા પાપી હોય,[૯–૧૬] તેઓના ઉદ્ધાર માટે આ કામિકાવ્રત ઉત્તમ છે. હે નારદ! કામિકા એકાદશીથી ઉત્તમ, પવિત્ર ને પાપનો નાશ કરનારું બીજું કોઈ વ્રત નથી,[૧૭] એમ અવશ્ય જાણો; કારણ કે પૂર્વે એ વાત સાક્ષાત્ હરિએ કહેલી છે. આત્મજ્ઞાની પુરુષોને જે ફળ થાય છે, તે કરતાં અધિક ફળ કામિકા એકાદશીનું વ્રત કરનારને થાય છે. કામિકા એકાદશીને દિવસે રાત્રિમાં જાગરણ કરવું.[૧૮–૧૯] જે માણસ કામિકાવ્રત કરે છે તેને ભયંકર યમ જોવા પડતા નથી, તેની દુર્ગતિ થતી નથી ને તેને નીચ યોનિમાં જન્મ લેવો પડતો નથી.[૨૦]

कामिकाया व्रतेनैव कैवल्यं योगिनो गताः । तस्मात्सर्वप्रयत्नेन कर्तव्या नियतात्मभिः ॥ २१ ॥ तुलसीप्रभवैः पत्रैर्यो नरः पूजयेद्धरिम् ॥ न वै स लिप्यते पापैः पद्मपत्रमिवांभसा ॥ २२ ॥ सुवर्णभारमेकं तु रजतं च चतुर्गुणम् । तत्फलं समवाप्नोति तुलसीदलपूजनात् ॥ २३ ॥ रत्नमौक्तिकवैडूर्यप्रवालादिभिरर्चितः । न तुष्यति तथा विष्णुस्तुलसीपूजनाद्यथा ॥ २४ ॥ तुलसीमंजरीभिस्तु पूजितो येन केशवः । आजन्मकृतपापस्य तेन संमार्जिता लिपिः ॥ २५ ॥ या दृष्टा निखिलाघसंघशमनी स्पृष्टा वपुःपावनी रोगाणामभिवंदिता निरसिनी सिक्ताऽन्तकत्रासिनी। प्रत्यासत्तिविधायिनी भगवतः कृष्णस्य संरोपिता न्यस्ता तच्चरणे विमुक्तिफलदा तस्यै तुलस्यै नमः ॥ २६ ॥ दीपं ददाति यो मर्त्यो दिवा रात्रौ हरेर्दिने । तस्य पुण्यस्य संख्यानं चित्रगुप्तोऽपि वेत्ति न ॥ २७ ॥ कृष्णाग्रे दीपको यस्य ज्वलेदेकादशीदिने । पितरस्तस्य तृप्यंति अमृतेन दिवि स्थिताः ॥ २८ ॥ घृतेन दीपं प्रज्वाल्य तिलतैलेन वा पुनः । प्रयाति सूर्यलोकेऽसौ दीपकोटिशतैर्वृतः ॥ २९ ॥ अयं तवाग्रे कथितः कामिकामहिमा मया । अतो नरैः प्रकर्तव्या सर्वपातकहारिणी ॥ ३० ॥ ब्रह्महत्यापहरणी भ्रूणहत्याविनाशिनी । त्रिदिवस्थानदात्री च महापुण्यफलप्रदा ॥ ३१ ॥ श्रुत्वा माहात्म्यमेतस्या नरः श्रद्धासमन्वितः । विष्णुलोकमवाप्नोति सर्वपापैः प्रमुच्यते ॥ ३२ ॥ इति श्रीब्रह्मवैवर्तपुराणे श्रावणकृष्णैकादश्याः कामिकाया माहात्म्यं समाप्तम् ।

કામિકાના વ્રતથી જ યોગીઓને મોક્ષ મળ્યો છે. એટલા માટે એ વ્રત શ્રમ લઇને પણ નિયમથી કરવું.[૨૧] જે માણસ તુલસીદલવડે હરિપૂજન કરે છે, તે માણસ 'કમલનું પાંદડું જેમ જલથી લેપાતું નથી તેમ' પાપથી લેપાતો નથી.[૨૨] એક ભાર સોનું આપવાથી ને ચાર ભાર રૂપું આપવાથી જે ફળ થાય છે, તે ફળ તુલસીદલવડે હરિપૂજન કરવાથી થાય છે.[૨૩] તુલસીદલવડે પૂજા કરવાથી વિષ્ણુ ભગવાન્ જેવા પ્રસન્ન થાય છે તેવા રત્ન, મોતી, વૈદૂર્ય કે પરવાળાં વગેરેથી પૂજા કરવાવડે પ્રસન્ન થતા નથી.[૨૪] જે માણસ તુલસીનાં માંજરથી વિષ્ણુની પૂજા કરે છે, તેનાં જન્મથી આરંભી કરેલાં સઘળાં પાપો નષ્ટ થાય છે.[૨૫] 'જે તુલસી, દર્શન કરવાથી સઘળાં પાપોનો નાશ કરે છે, સ્પર્શ કરવાથી શરી-

રને પવિત્ર કરે છે, અભિવંદન કરવાથી રોગનો નાશ કરે છે, જળ પીવાથી યમને પણ ડરાવી દે છે, વાવવાથી ને વિષ્ણુના ચરણમાં ચડાવવાથી મોક્ષ આપે છે તે તુલસીને હું નમસ્કાર કરું છું.'[૨૬] એવી રીતે એકાદશીને દિવસે તુલસીને નમસ્કાર કરીને જે માણસ રાત્રિ દિવસ બળે તેવો દીવો કરે છે તેને કેટલું પુણ્ય થાય છે, તે ચિત્રગુપ્ત પણ જાણતો નથી.[૨૭] જે માણસ એકાદશીને દિવસે શ્રીકૃષ્ણની પાસે દીવો રાખે છે, તેના સ્વર્ગમાં રહેલા પિતરો અમૃતથી તૃપ્ત થાય છે.[૨૮] જે માણસ એકાદશીને દિવસે ઘીનો વા તેલનો દીવો કરે છે, તે કરોડો દીવાની સાથે સૂર્યલોકમાં જાય છે.[૨૯] હે યુધિષ્ઠિર ! મેં તમારી પાસે કામિકાનો મહિમા કહી સંભળાવ્યો. આ એકાદશીનું વ્રત અવશ્ય કરવું. કારણ કે આ એકાદશી સર્વ પાપોને હરનારી છે,[૩૦] બ્રહ્મહત્યાનો નાશ કરનારી છે, ગર્ભહત્યાને મટાડનારી છે, મોટાં પુણ્યને આપનારી છે અને સ્વર્ગમાં પહોંચાડનારી છે.[૩૧] જે માણસ આ એકાદશીનું માહાત્મ્ય શ્રદ્ધાથી સાંભળે છે, તે સર્વ પાપોથી મુક્ત થઇને વૈકુંઠમાં જાય છે.[૩૨] એવી રીતે બ્રહ્મવૈવર્ત પુરાણમાં આષાઢ કૃષ્ણપક્ષની કામિકા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૩૧ શ્રાવણ શુદિ પુત્રદા એકાદશીની કથા

अथ श्रावणशुक्लैकादशीकथा ॥ युधिष्ठिर उवाच– श्रावणस्य सिते पक्षे किं नामैकादशी भवेत् । कथयस्व प्रसादेन ममाग्रे मधुसूदन ॥ १ ॥ श्रीकृष्ण उवाच– शृणुष्वावहितो राजन् कथां पापहरां पराम् । यस्याः श्रवणमात्रेण वाजपेयफलं लभेत् ॥ २ ॥ द्वापरस्य युगस्यादौ पुरा माहिष्मतीपुरे । राजा महीजिदाख्यातो राज्यं पालयति स्वकम् ॥ ३ ॥ पुत्रहीनस्य तस्यैव न तद्राज्यं सुखप्रदम् । अपुत्रस्य सुखं नास्ति इहलोके परत्र च ॥ ४ ॥ यततोऽस्य सुतप्राप्तौ कालो बहुतरो गतः । न प्राप्तश्च सुतो राज्ञा सर्वसौख्यप्रदो नृणाम् ॥ ५ ॥ दृष्ट्वात्मानं प्रवयसं राजा चिंतापरोऽभवत् । सदोगतः प्रजामध्य इदं वचनमब्रवीत् ॥ ६ ॥ इह जन्मनि भो लोका न मया पातकं कृतम् । अन्यायोपार्जितं वित्तं क्षिप्तं कोशे मया नहि ॥ ७ ॥ ब्रह्मस्वं देवद्रविणं न गृहीतं मया क्वचित् । न्यासापहारो न कृतः परस्य बहुपापदः ॥ ८ ॥ सुतवत्पालिता लोका धर्मेण विजिता मही । दुष्टेषु पातितो दंडो बंधुपुत्रोपमेष्वपि ॥९॥ शिष्टाः सुपूजिता लोका द्वेष्याश्चापि महाजनाः । इत्येवं व्रजतो मार्गे धर्मयुक्ते द्विजोत्तमाः । कस्मान्मम गृहे पुत्रो न जातस्तद्विचार्यताम् ॥ १० ॥

યુધિષ્ઠિર પૂછે છે-હે શ્રીકૃષ્ણ ! શ્રાવણ શુદિ એકાદશીનું શું નામ છે, તે કૃપા કરીને મને કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે:-હે રાજન્ ! જે સાંભળવાથી વાજપેય યજ્ઞનું ફલ થાય છે, ને જે સર્વ પાપોનો નાશ કરનારી છે એવી ઉત્તમ કથા હું કહું છું તે સાવધાન થઇ સાંભળો.[૨] પૂર્વે દ્વાપરયુગના આરંભમાં માહિષ્મતી નગરીમાં મહીજિત્ નામનો રાજા રાજ્ય કરતો હતો.[૩] તે પુત્રહીન હતો તેથી તેને રાજ્ય છતાં પણ સુખ થતું નહોતું; કારણ કે પુત્રરહિત પુરુષને આ લોકમાં કે પરલોકમાં કયાંય પણ સુખ મળતું નથી.[૪] એ રાજાએ પુત્ર થવા માટે ઘણા ઉપાયો કર્યા, ને ઉપાય કરતાં કરતાં જ વર્ષોનાં વર્ષો નીકળી ગયાં, તથાપિ પુત્ર થયો નહીં-કે જે પુત્રથી સઘળા લોકોને સુખ થાય છે.[૫] હવે ઘડપણ આવેલું જોઇ તે રાજાના મનમાં ચિંતા પેઠી; તેથી તે રાજાએ સભામાં જઇ પ્રજાની વચમાં કહ્યું કે,[૬] મેં આ જન્મમાં કાંઇ પણ પાપ કર્યું નથી, ખજાનાનું દ્રવ્ય અનીતિથી એકઠું કર્યું નથી,[૭] કોઇ દિવસે પણ બ્રાહ્મણનું કે દેવનું દ્રવ્ય લીધું નથી અને બીજાની થાપણ પચાવી દીધી નથી, કે જેથી ઘણું જ પાપ થાય છે.[૮] મેં પુત્રની પેઠે પ્રજાનું પાલન કર્યું છે, પૃથ્વી ધર્મથી જિતી છે, અપરાધ કરનારા સંબંધી કે પુત્ર જેવાને પણ દંડ આપેલો છે,[૯] શિષ્ટ લોકોનો સત્કાર કર્યો છે, તેમ જ દ્વેષીઓનો પણ મેં સત્કાર કર્યો છે. હે ઉત્તમ બ્રાહ્મણો ! એવી રીતે હું ધર્મથી ચાલું છું, છતાં પણ કયા કારણથી મને પુત્ર થતો નથી, તેનો વિચાર કરો.[૧૦]

इति वाक्यं द्विजाः श्रुत्वा सप्रजाः सपुरोहिताः । मंत्रयित्वा नृपहितं जग्मुस्ते गहनं वनम् ॥ ११ ॥ इतस्ततश्च पश्यंतश्चाश्रमानृषिसेवितान् । नृपतेर्हितमिच्छंतो ददृशुर्मुनिसत्तमम् ॥ १२ ॥ तप्यमानं तपो घोरं चिदानंदं निरामयम् । निराहारं जितात्मानं जितक्रोधं सनातनम् ॥१३॥ लोमशं धर्मतत्त्वज्ञं सर्वशास्त्रविशारदम् । दीर्घायुषं महात्मानमनेकब्रह्मसंमितम् ॥ १४ ॥ कल्पे गते यस्यैकस्मिन्नेकं लोम विशीर्यते । अतो लोमशनामानं त्रिकालज्ञं महामुनिम् ॥ १५ ॥ तं दृष्ट्वा हर्षिताः सर्वे आजग्मुस्तस्य सन्निधिम् । यथान्यायं यथार्हं ते नमश्चक्रुर्यथोदितम् ॥ १६ ॥ विनयावनताः सर्वे ऊचुश्चैव परस्परम् । अस्मद्भाग्यवशादेव प्राप्तोऽयं मुनिसत्तमः ॥ १७ ॥ तांस्तथा प्रणतान्दृष्ट्वा त्दुवाच मुनिसत्तमः ॥ लोमश उवाच–किमर्थमिह संप्राप्ताः कथयध्वं च कारणम् ॥ १८ ॥ मद्दर्शनाल्हादगिरा भवंतः स्तुवते किमु । असंशयं करिष्यामि भवतां यद्धितं भवेत् ॥ १९ ॥ परोपकृतये जन्म मादृशानां न संशयः ।

એવી રીતનાં રાજાનાં વચનો સાંભળી, તેના કલ્યાણ માટે બ્રાહ્મણો, રાજાનો પુરોહિત અને પ્રજા સઘળાં મળી ઘોર વનમાં ગયાં,[૧૧] ને રાજાના હિત માટે ચારે તરફ ભમવા લાગ્યાં ને ઋષિઓના આશ્રમો જોવા લાગ્યાં. ફરતાં ફરતાં લોમશ ઋષિ તેઓના જોવામાં આવ્યા.[૧૨] તે મોટું તપ કરતા હતા, આનંદમય હતા, બાધારહિત

હતા, નિરાહાર હતા, પ્રાચીન હતા, ધર્મનાં તત્ત્વને જાણુનાર હતા, સઘળાં શાસ્ત્રોમાં પ્રવીણ હતા, મોટા આયુષ્યવાળા હતા, મહાત્મા હતા તથા બ્રહ્મજ્ઞાની હતા, અને તે ઋષિએ મનને તથા ક્રોધને જિતી લીધાં હતાં.[૧૩-૧૪] એક કલ્પ થાય ત્યારે એ ઋષિનું એક રોમ ખરી જાય છે, એટલા જ માટે એનું નામ લોમશ પડેલું છે. એ ઋષિ ભૂત, ભવિષ્ય ને વર્તમાન જાણુનાર હતા.[૧૫] એ મુનિરાજને જોઇ સઘળાં પ્રસન્ન થયાં ને તેની પાસે આવી યથાયોગ્ય પ્રણામ કરી વિનયથી માંહોમાંહે કહેવા લાગ્યાં કે, આપણાં સારાં નસીબથી જ આ ઋષિનાં દર્શન થયાં છે.[૧૬-૧૭] એવી રીતે નમ્રતાથી ઉભેલાં મનુષ્યોને જોઈ ઋષિરાજ બોલ્યા, તમો શા કારણે અહીં આવ્યાં છો? ને મને જોઇ પ્રસન્ન થઈ કેમ વખાણો છો ? તે કહો. તમારું જેમ કલ્યાણ થશે તેમ હું કરીશ, તેમાં સંદેહ રાખવો નહીં.[૧૮-૧૯] કારણ કે અમ જેવાનો જન્મ પરોપકાર માટે જ છે, એમાં સંશય નથી.

जना ऊचुः– श्रूयतामभिधास्यामो वयमागमकारणम् ॥ २० ॥ संशयच्छेदनार्थाय तव सन्निधिमागताः । पद्मयोनेः परतरस्त्वत्तः श्रेष्ठो न विद्यते ॥ २१ ॥ अतः कार्यवशात्प्राप्ताः समीपं भवतो वयम् । महीजिन्नाम राजाऽसौ पुत्रहीनोऽस्ति सांप्रतम् ॥ २२ ॥ वयं तस्य प्रजा ब्रह्मन् पुत्रवत्तेन पालिताः । तं पुत्ररहितं दृष्ट्वा तस्य दुःखेन दुःखिताः ॥ २३ ॥ तपः कर्तुमिहायाता मतिं कृत्वा तु नैष्ठिकीम् । तस्य भाग्यवशाद्दृष्टस्त्वमस्माभिर्द्विजोत्तम ॥ २४ ॥ महतां दर्शनेनैव कार्यसिद्धिर्भवेन्नृणाम् । उपदेशं वद मुने राज्ञः पुत्रो यथा भवेत् ॥ २५ ॥ इति तेषां वचः श्रुत्वा मुहूर्तं ध्यानमास्थितः । प्रत्युवाच मुनिर्ज्ञात्वा तस्य जन्म पुरातनम् ॥ २६ ॥

મનુષ્યો કહે છે–અમો જે કારણે આવ્યા છીએ, તે કહીએ છીએ, તે સાંભળો.[૨૦] એક સંશય દૂર કરવા માટે આપની પાસે આવ્યા છીએ. બ્રહ્માથી ને આપથી ઉત્તમ બીજો કોઇ નથી,[૨૧] માટે કાર્યવશાત્ આપની પાસે આવ્યા છીએ. હે મહારાજ! હાલ મહીજિત્ નામનો અમારો આ રાજા છે. એ રાજા પુત્રની પેઠે અમારું પ્રજાનું પાલન કરે છે, પણ તેને પુત્ર નથી. તેથી તે ચિંતામાં રહે છે, ને તેથી જ અમોને પણ ઘણો ખેદ થાય છે.[૨૨-૨૩] એટલા માટે મન સ્થિર કરી, અહીં તપ કરવા આવ્યા છીએ, તેટલામાં સારે નસીબે આપનાં દર્શન થયાં.[૨૪] હે મહારાજ! હે મુને! મહાત્માનાં દર્શનથી જ કાર્યસિદ્ધિ થાય છે, માટે જેથી રાજાને પુત્ર થાય તેવો ઉપાય બતાવો.[૨૫] એવાં તેઓનાં વચનો સાંભળી મુનિરાજે ક્ષણવાર ધ્યાન કર્યું, ને રાજાની પૂર્વ જન્મની હકીકત જાણી કહેવા લાગ્યા.[૨૬]

लोमश उवाच– पूर्वजन्मनि वैश्योऽयं धनहीनो नृशंसकृत् । वाणिज्यकर्मनिरतो ग्रामाद्ग्रामांतरं भ्रमन् ॥ २७ ॥ ज्येष्ठमासि सिते पक्षे द्वादशीदिवसे तथा । मध्याह्ने द्युमणौ प्राप्ते ग्रामसीम्नि तृषाकुलः ॥ २८ ॥ रम्यं जलाशयं दृष्ट्वा जलपाने मनो दधौ । सद्यःसूता सवत्सा च धेनुस्तत्र समागता ॥ २९ ॥ तृषातुरा निदाघार्ता तस्य चापः पपौ तु सा । पिबंतीं वारयित्वा तामसौ तोयं स्वयं पपौ ॥३०॥ कर्मणस्तस्य पाकेन पुत्रहीनो नृपोऽभवत् । पूर्वजन्मकृतात् पुण्यात्प्राप्तं राज्यमकंटकम् ॥ ३१ ॥

લોમશ કહે છે–આ રાજા પૂર્વ જન્મમાં વૈશ્ય હતો. તે નિર્ધન હતો ને નીચ કર્મ કરતો હતો. તે વેપાર માટે એક ગામથી બીજે ગામ ભટકતો હતો.[૨૭] એક સમયે જ્યેષ્ઠ શુદિ દ્વાદશીને દિવસે મધ્યાહ્ન વખતે એ વાણીઓ ગામના સીમાડામાં આવ્યો. તે વખતે તે તૃષાથી વ્યાકુળ થયો હતો, તેથી સુંદર જલાશય દેખી ત્યાં જળ પીવાના વિચારથી ગયો. તે વખતે તરત જ વિયાયલી વાછડાંવાળી, તૃષાથી આતુર થયેલી ને તડકાથી વ્યાકુળ થયેલી એક ગાય, તે જ જલાશયમાં જળ પીતી હતી. તે ગાયને જળ પીતી બંધ કરીને પેલો વાણીઓ પોતે પીવા લાગ્યો.[૨૮-૩૦] તે કર્મના પાપથી આ જન્મમાં આ રાજાને પુત્ર થયો નથી, પણ પૂર્વ જન્મનાં પુણ્યથી તેને શત્રુરહિત રાજ્ય મળ્યું છે.[૩૧]

जना ऊचुः– पुण्यात्पापं क्षयं याति पुराणे श्रूयते मुने । पुण्योपदेशं कथय येन पापक्षयो भवेत् ॥ ३२ ॥ यथा भवत्प्रसादेन पुत्रोऽस्य भविता तथा । लोमश उवाच– श्रावणे शुक्लपक्षे तु पुत्रदा नाम विश्रुता ॥ ३३ ॥ एकादशी तिथिश्चास्ति कुरुध्वं तद्व्रतं जनाः । यथाविधि यथान्यायं यथोक्तं जागरान्वितम् ॥ ३४ ॥ तस्याः पुण्यं सुविमलं देयं नृपतये जनाः । एवं कृते सुनियतं राज्ञः पुत्रो भविष्यति ॥ ३५ ॥ श्रुत्वा ते लोमशवचस्तं प्रणम्य द्विजोत्तमम् । प्रजग्मुः स्वगृहान् सर्वे हर्षोत्फुल्लविलोचनाः । श्रावणं तु समासाद्य स्मृत्वा लोमशभाषितम् ॥ ३६ ॥ राज्ञा सह व्रतं चक्रुः सर्वे श्रद्धासमन्विताः । द्वादशीदिवसे पुण्यं ददुर्नृपतये जनाः ॥ ३७ ॥ दत्ते पुण्ये तु सा राज्ञी गर्भमाधत्त शोभनम् । प्राप्ते प्रसवकाले सा सुषुवे पुत्रमूर्जितम् ॥ ३८ ॥ एवमेषा नृपश्रेष्ठ पुत्रदा नाम विश्रुता । कर्तव्या सुखमिच्छद्भिरिह लोके परत्र च ॥ ३९ ॥ श्रुत्वा माहात्म्यमेतस्याः सर्वपापैः प्रमुच्यते । इह पुत्रसुखं प्राप्य परत्र स्वर्गतिं लभेत् ॥ ४० ॥ इति श्रीभविष्यपुराणे पुत्रदाख्यश्रावणशुक्लैकादशीमाहात्म्यं समाप्तम् ।

મનુષ્યો કહે છે–હે મુને! પુરાણમાં સાંભળવામાં આવે છે કે, પુણ્યથી પાપનો નાશ થાય છે, માટે કૃપા કરી પુણ્યનો ઉપદેશ કરો,[૩૨] જેથી આ રાજાનું પાપ નષ્ટ થાય ને પુત્ર થાય. લોમશ કહે છે–હે જનો! શ્રાવણ શુદિ એકાદશી, જે 'પુત્રદા' એવા નામથી પ્રસિદ્ધ છે,[૩૩] તે એકાદશીનું વ્રત વિધિથી બરાબર કરો અને જાગરણ

પણ કરો.[૩૪] પછી તેનું પુણ્ય રાજાને આપો, એમ કરવાથી રાજાને અવશ્ય પુત્ર થશે.[૩૫] એવાં ઋષિરાજનાં વચનો સાંભળી, તેને પ્રણામ કરી સઘળા, હર્ષથી ઘેર ગયા. પછી જ્યારે શ્રાવણ માસ આવ્યો ત્યારે લોમશ ઋષિનું કહેવું યાદ કરી,[૩૬] રાજાની સાથે સઘળી પ્રજાએ, શ્રદ્ધાથી પુત્રદા એકાદશીનું વ્રત કર્યું અને દ્વાદશીને દિવસે રાજાને પુણ્ય આપ્યું.[૩૭] તેના પ્રભાવથી રાણીને ગર્ભ રહ્યો અને નવ માસ પૂરા થયા કે સુંદર ને બળવાન્ પુત્ર જન્મ્યો.[૩૮] હે રાજન્! એવી રીતની પુત્રદા એકાદશી છે, માટે આ લોકમાં તથા પરલોકમાં સુખની ઇચ્છાવાળા પુરુષે તે દિવસે વ્રત કરવું.[૩૯] જે માણસ આ એકાદશીનું માહાત્મ્ય સાંભળે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે. આ લોકમાં પુત્રનું સુખ ભોગવે છે, અને મરણ પછી સ્વર્ગમાં જાય છે.[૪૦] એવી રીતે ભવિષ્યપુરાણમાં શ્રાવણ શુકલપક્ષની પુત્રદા નામની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૩૨ શ્રાવણ વદિ અજા એકાદશીની કથા

अथ भाद्रपदकृष्णैकादशीकथा ॥ युधिष्ठिर उवाच— भाद्रस्य कृष्णपक्षे तु किंनामैकादशी भवेत् । एतदिच्छाम्यहं श्रोतुं कथयस्व जनार्दन ॥ १ ॥ श्रीकृष्ण उवाच— शृणुष्वैकमना राजन् कथयिष्यामि विस्तरात् । अजेतिनाम्ना विख्याता सर्वपापप्रणाशिनी ॥ २ ॥ पूजयित्वा हृषीकेशं व्रतं तस्याः करोति यः । पापानि तस्य नश्यंति व्रतस्य श्रवणादपि ॥ ३ ॥ नातःपरतरा राजन् लोकद्वयहितावहा । सत्यमुक्तं मया ह्येतन्नासत्यं भाषितं मम ॥ ४॥ हरिश्चंद्र इति ख्यातो बभूव नृपतिः पुरा । चक्रवर्ती सत्यसंधः समस्तायाः भुवः पतिः ॥ ५ ॥ कस्यापि कर्मणो योगाद्राज्यभ्रष्टो बभूव सः। विक्रीय वनितां पुत्रं स चकारात्मविक्रयम् ॥ ६ ॥ पुल्कसस्य च दासत्वं गतो राजा स पुण्यकृत् । सत्यमालंब्य राजेंद्र मृतचैलापहारकः ॥७॥ सोऽभवन्नृपतिश्रेष्ठो न सत्याच्चलितस्तथा । एवंगतस्य नृपतेर्बहवो वत्सरा गताः ॥ ८ ॥ ततश्चिंतापरो राजा बभूवात्यंतदुःखितः । किं करोमि क्व गच्छामि निष्कृतिर्मे कथं भवेत् ॥ ९ ॥ इति चिंतयतस्तस्य मग्नस्य वृजिनार्णवे । आजगाम मुनिः कश्चिज्ज्ञात्वा राजानमातुरम् ॥ १० ॥ परोपकरणार्थाय निर्मितो ब्रह्मणा द्विजः । स तं दृष्ट्वा द्विजवरं ननाम नृपसत्तमः ॥ ११ ॥ कृतांजलिपुटो भूत्वा गौतमस्याग्रतः स्थितः । कथयामास वृत्तांतमात्मनो दुःखसंयुतम् ॥ १२ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે શ્રીકૃષ્ણ! શ્રાવણ વદિ એકાદશીનું શું નામ છે? તે સાંભળવા ઇચ્છું છું; માટે મને કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે—હે રાજન્! એ કથા વિસ્તારથી કહું છું, તે એક ચિત્ત થઇને સાંભળો. શ્રાવણ વદિ એકાદશી 'અજા' નામથી પ્રસિદ્ધ છે ને તે સર્વ પાપોનો નાશ કરનારી છે.[૨] જે માણસ નારાયણનું પૂજન કરી, આ એકાદશીનું વ્રત કરે છે અને કથા સાંભળે છે, તેનાં સઘળાં પાપો નષ્ટ થાય છે.[૩] હે રાજન્! આ એકાદશી જેવી આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ કરનારી છે, તેવી બીજી કોઈ નથી. આ હું ખરેખરું કહું છું, તેમાં કાંઈ પણ ખોટું નથી.[૪] પૂર્વે હરિશ્ચન્દ્ર નામનો પ્રસિદ્ધ રાજા હતો. તે ચક્રવર્તી, સત્યપ્રતિજ્ઞાવાળો ને આખી પૃથ્વીનો અધિપતિ હતો.[૫] કોઈ કમનસીબને લીધે એ પુણ્યાત્મા રાજા રાજ્યભ્રષ્ટ થયો, તેથી સ્ત્રીને તથા પુત્રને વેચી પોતે પણ સત્યનું અવલંબન કરી, ચાંડાલને ઘેર વેચાઇ તેનો દાસ થઈ રહ્યો અને મડદાં ઉપરથી ઉતરેલાં કપડાં લેવાનું કામ કરવા લાગ્યો.[૬-૭] એ રાજા સત્યવાદી હતો, તેથી જ તેને તેવી હાલતે જવું પડયું, છતાં પણ તેણે સત્ય છોડયું નહીં. એવી રીતે કેટલાંક વર્ષો નીકળી ગયાં,[૮] ને તેમાં રાજાને અતિ દુઃખ વેઠવું પડયું તેથી તેને ચિંતા થઈ કે હું શું કરું? કયાં જાઉં? મારો છૂટકો કેમ થાય?[૯] એવી રીતની ચિંતામાં પડેલા ને દુઃખરૂપી સમુદ્રમાં ડૂબેલા રાજાની પાસે, 'આ અકળાયો છે,' એમ જાણી ગૌતમ મુનિ આવ્યા. કારણ કે બ્રહ્માએ તેને પરોપકાર માટે જ ઉત્પન્ન કરેલા છે. હવે આવેલા મુનિ પાસે તે રાજા પ્રણામ કરી, હાથ જોડી ઉભો રહ્યો, અને પોતાના દુઃખની સઘળી હકીકત તેને કહી સંભળાવી.[૧૦-૧૨]

श्रुत्वा नृपतिवाक्यानि गौतमो विस्मयान्वितः । उपदेशं नृपतये व्रतस्यास्य मुनिर्ददौ ॥ १३ ॥ मासि भाद्रपदे राजन् कृष्णपक्षे तु शोभना । एकादशी समाख्याता अजा नाम्नाऽतिपुण्यदा ॥ १४ ॥ तस्याः कुरु व्रतं राजन्पापनाशो भविष्यति । तव भाग्यवशादेषा सप्तमेऽह्नि समागता ॥१५॥ उपवासपरो भूत्वा रात्रौ जागरणं कुरु । एवं तस्या व्रते चीर्णे सर्वपापक्षयो भवेत् ॥ १६ ॥ तव पुण्यप्रभावेण चागतोऽहं नृपोत्तम। इत्येवं कथयित्वा तु मुनिरंतरधीयत ॥ १७ ॥ मुनिवाक्यं नृपः श्रुत्वा चकार व्रतमुत्तमम् । कृते तस्मिन्व्रते राज्ञः पापस्यांतोऽभवत्क्षणात् ॥ १८ ॥ श्रूयतां राजशार्दूल प्रभावोऽस्य व्रतस्य च । यद्दुःखं बहुभिर्वर्षैर्भोक्तव्यं तत्क्षयो भवेत् ॥ १९ ॥ निस्तीर्णदुःखो राजाऽऽसीद्व्रतस्यास्य प्रभावतः । पत्न्या सह समायोगं पुत्रजीवनमाप सः ॥२०॥ देवदुंदुभयो नेदुः पुष्पवर्षमभूद्दिवः। एकादश्याः प्रभावेण प्राप्तं राज्यमकंटकम् ॥ २१ ॥ स्वर्गं लेभे हरिश्चन्द्रः सपुरः सपरिच्छदः । ईदृग्विधं व्रतं राजन् ये कुर्वंति द्विजोत्तमाः ॥ २२ ॥ सर्वपापविनिर्मुक्तास्त्रिदिवं यांति ते ध्रुवम् । पठनाच्छ्रवणाद्राजन्नश्वमेधफलं भवेत् ॥ २३ ॥ इति श्रीब्रह्मांडपुराणे भाद्रपदकृष्णाया अजानामैकादश्या माहात्म्यं संपूर्णम् ।

એ પ્રકારનાં રાજાનાં વચનો સાંભળી, વિસ્મિત થયેલા ગૌતમ ઋષિએ રાજાને વ્રતનો ઉપદેશ કર્યો કે,[૧૩] હે રાજન્ ! શ્રાવણ માસના કૃષ્ણપક્ષની એકાદશીનું નામ અજા છે, તે પુણ્ય આપનારી ને ઉત્તમ છે તેનું વ્રત તમે કરો, તેથી તમારાં પાપોનો નાશ થશે. હે રાજન્ ! તમારે સારે નસીબે આજથી સાતમે દિવસે એ એકાદશી આવે છે.[૧૪-૧૫] તે દિવસે તમે વ્રત કરી જાગરણ કરજો; તેમ કરવાથી તમારાં સર્વ પાપોનો નાશ થશે.[૧૬] હે રાજન્ ! તમારાં પુણ્યના પ્રભાવથી જ હું તમારી પાસે આવ્યો છું એટલું કહી મુનિરાજ અંતર્ધ્યાન થઇ ગયા.[૧૭] પછી મુનિના કહેવા પ્રમાણે રાજાએ તે ઉત્તમ વ્રત કર્યું, તેથી તત્કાળ તેના પાપોનો નાશ થયો.[૧૮] હે યુધિષ્ઠિર ! આ વ્રતનો પ્રભાવ સાંભળો. એ વ્રતના પ્રભાવથી ઘણાં વર્ષો ભોગવવાનાં દુઃખ નષ્ટ થયાં,[૧૯] તેથી પેલો રાજા દુઃખરહિત થયો, પોતાની સ્ત્રીને મળ્યો ને તેનો જે પુત્ર મરી ગયો હતો તે પણ જીવતો થયો.[૨૦] તે વખતે સ્વર્ગમાં નગારાં વાગ્યાં, પુષ્પોની વૃષ્ટિ થઈ ને એ એકાદશીના પ્રભાવથી તેને દુશ્મન રહિત પોતાનું રાજ્ય પાછું મળ્યું ને અંતે તે રાજા પોતાના પરિવારની સાથે સ્વર્ગમાં ગયો. હે રાજન્ ! જે માણસ આ એકાદશીનું વ્રત કરે છે, તે સઘળાં પાપોથી મુક્ત થઇ સ્વર્ગમાં જાય છે. આ કથાના શ્રવણથી અથવા પાઠથી અશ્વમેધયજ્ઞનું ફળ મળે છે.[૨૧-૨૨] એવી રીતે બ્રહ્માંડપુરાણમાં શ્રાવણ કૃષ્ણ પક્ષની અજા નામની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

-✱✱✱✱✱✱✱✱-

## ૩૩ ભાદરવા શુદિ પરિવર્તિની એકાદશીની કથા

अथ भाद्रपदशुक्लैकादशीकथा ॥ युधिष्ठिर उवाच– नभस्यसितपक्षे तु किं नामैकादशी भवेत् । को देवः को विधिस्तस्याः किं पुण्यं च वदस्व नः ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે– હે ભગવન્ ! ભાદરવા શુદિ એકાદશીનું શું નામ છે ? તેમાં કયા દેવનું પૂજન કરવું ? તેનો કેવો પ્રકાર છે ? ને તેનું વ્રત કરવાથી કેટલું પુણ્ય થાય છે ? તે અમને કહો.[૧]

श्रीकृष्ण उवाच । कथयामि महापुण्यां स्वर्गमोक्षप्रदायिनीम् । वामनैकादशीं राजन्सर्वपापहरां पराम् ॥ २ ॥ इमामेव जयंत्याख्यां प्राहुरेकादशीं नृप । यस्याः श्रवणमात्रेण सर्वपापक्षयो भवेत् ॥ ३ ॥ पापिनां पापशमनं जयंतीव्रतमुत्तमम् । नातः परतरा राजन्वै मोक्षप्रदायिनी ॥ ४ ॥ एतस्मात्कारणाद्राजन्कर्तव्या गतिमिच्छता । वैष्णवैर्मम भक्तैस्तु मनुजैर्मत्परायणैः ॥ ५ ॥ नभस्ये वामनो यैस्तु पूजितस्तैर्जगत्त्रयम् । पूजितं नात्र संदेहस्ते यांति हरिसन्निधिम् ॥ ६ ॥ वामनः पूजितो येन कमलैः कमलेक्षणः । नभस्यसितपक्षे तु जयंत्येकादशीदिने ॥ ७ ॥ तेनार्चितं जगत्सर्वं त्रयो देवाः सनातनाः । एतस्मात्कारणाद्राजन्कर्तव्यो हरिवासरः ॥ ८ ॥ अस्मिन्कृते न कर्तव्यं किंचिदस्ति जगत्त्रये । अस्यां प्रसुप्तो भगवानेत्यंगपरिवर्तनम् ॥ ९ ॥ तस्मादेनां जनाः सर्वे वदंति परिवर्तिनीम् ।

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! ભાદરવા શુદિ એકાદશી વામન એકાદશી કહેવાય છે, તે મહા પુણ્યકારક છે, સ્વર્ગને તથા મોક્ષને આપનારી છે ને સઘળાં પાપોને હરનારી છે.[૨] એ જ એકાદશી વામનજયંતી પણ કહેવાય છે. તેની કથા સાંભળવાથી જ સઘળાં પાપોનો ક્ષય થાય છે.[૩] આ ઉત્તમ જયંતીવ્રત પાપી પુરુષોનાં પાપોનો નાશ કરનાર છે. હે રાજન્ ! મોક્ષ આપનારી આથી ઉત્તમ બીજી કોઈ નથી.[૪] એટલા માટે શુભ ગતિની ઇચ્છાવાળા પુરુષે આ એકાદશીનું વ્રત કરવું. જે મારા ભક્તો મારામાં પરાયણ થઈ, ભાદરવા શુદિ એકાદશીને દિવસે વામનની પૂજા કરે છે, તેઓ ત્રણે જગતની પૂજા કરી ચૂકયા ગણાય, અને તેથી નારાયણના સમીપમાં જાય છે, તેમાં સંદેહ નથી.[૫-૬] જે માણસો ભાદરવા શુદિ એકાદશીને દિવસે કમલવડે વામનની પૂજા કરે છે, તેઓએ ત્રણે જગતની તથા બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એ ત્રણે દેવોની પૂજા કરી કહેવાય છે. હે રાજન્ ! એટલા જ માટે આ એકાદશીનું વ્રત કરવું.[૭-૮] આ વ્રત કરવાથી બીજાં કોઇ પણ વ્રતો કરવાની જરૂર રહેતી નથી. પોઢેલા નારાયણ આ એકાદશીને દિવસે શરીર ફેરવે છે, તેથી તેને લોકો 'પરિવર્તિની' એકાદશી પણ કહે છે.[૯]

युधिष्ठिर उवाच– संशयोऽस्ति महान्मह्यं श्रूयतां च जनार्दन ॥ १० ॥ कथं सुप्तोऽसि देवेश कथं यास्यंगवर्तनम् । किमर्थं देवदेवेश बलिर्बद्धस्त्वयाऽसुरः ॥ ११ ॥ संतुष्टाः पृथिवीदेवाः किमकुर्वन् जनार्दन । को विधिः किं व्रतं चैव चातुर्मास्यमुपासताम् ॥ १२ ॥ त्वयि सुप्ते जगन्नाथ किं कुर्वंति जनाः प्रभो । एतद्विस्तरतो ब्रूहि संशयं हर मे प्रभो ॥ १३ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે મહારાજ ! હે કૃષ્ણ ! મને મોટો સંશય છે તે સાંભળો.[૧૦] આપ કેમ પોઢો છો ? કેમ શરીર ફેરવો છો ? તમે બલિરાજાને કેમ બાંધ્યો ?[૧૧] પૃથ્વી ને દેવો કે જેઓ પ્રસન્ન થયાં હતાં તેઓએ શું કર્યું ? ચાતુર્માસમાં ધર્મ કરવાની ઇચ્છાવાળા પુરુષોએ કયું વ્રત કરવું જોઇએ ? તેનો કેવો પ્રકાર છે ? અને હે પ્રભો ! આપ પોઢો છો ત્યારે મનુષ્યો શું કરે છે ? એવી રીતનો મારો સંશય છે, માટે તેનો વિસ્તારથી ઉત્તર આપો.[૧૨-૧૩]

श्रीकृष्ण उवाच– श्रूयतां राजशार्दूल कथां पापहरां पराम् । बलिर्वै दानवः पूर्वमासीत्त्रेतायुगे नृप ॥ १४ ॥

अपूजयच्च मां नित्यं मद्भक्तो मत्परायणः। जपैस्तु विविधैः सूक्तैर्यजते मां स नित्यशः ॥ १५ ॥ द्विजानां पूजको नित्यं यज्ञकर्मकृताशयः। परं त्विंद्रकृतद्वेषो देवलोकमजीजयत् ॥ १६ ॥ मद्दत्तमिह लोकश्च जितस्तेन महात्मना। विलोक्य च ततः सर्वे देवाः संहत्य मंत्रयन् ॥ १७ ॥ सर्वैर्मिलित्वा गंतव्यं देवं विज्ञापितुं प्रभुम्। ततश्च देवऋषिभिः साकमिंद्रो गतः प्रभुम् ॥ १८ ॥ शिरसा ह्यवनीं गत्वा स्तुत इंद्रेण सूक्तिभिः। गुरुणा दैवतैः सार्द्धं बहुधा पूजितो ह्यहम् ॥ १९ ॥ ततो वामनरूपेण ह्यवतीर्णश्च पंचमः। अत्युग्ररूपेण तदा सर्वब्रह्मांडरूपिणा ॥ २० ॥ बालकेन जितः सोऽथ सत्यमालंब्य तस्थिवान्।

શ્રીકૃષ્ણ કહે છે—હે નૃપોત્તમ! પાપને હરનારી એક ઉત્તમ કથા સાંભળો. પૂર્વે ત્રેતાયુગમાં બલિ નામનો દૈત્ય હતો.[૧૪] તે મારો ભક્ત, મારામાં જ પરાયણ અને નિત્ય મારી પૂજા કરતો હતો. એ બલિ જપવડે તથા નાના પ્રકારનાં સ્તોત્રોવડે હંમેશાં મને પ્રસન્ન કરતો,[૧૫] બ્રાહ્મણોનું નિત્ય પૂજન કરતો ને યજ્ઞ કરવામાં નિરંતર તત્પર રહેતો હતો. એ બલિ એવો મહાત્મા હતો, તોપણ તેણે ઇંદ્રની સાથે દ્વેષ કરીને મેં આપેલું સ્વર્ગ જિતી લીધું, તેમ જ આ લોક પણ જિતી લીધો. તેથી સઘળા દેવતાઓ એકઠા થઈ 'નારાયણની ( મારી ) પાસે જઈ આ વાત કહેવી,' એમ વિચાર કરી ઋષિઓની સાથે વિષ્ણુ પાસે ગયા.[૧૬-૧૮] પછી ઇંદ્ર, બૃહસ્પતિ ને બીજા પણ દેવોએ પ્રણામ કરી મારી સ્તુતિ કરી ને કેટલીક તરેહથી પૂજા કરી.[૧૯] તેથી મેં પાંચમો વામનાવતાર ધારણ કર્યો ને બાલક છતાં પણ સઘળા બ્રહ્માંડરૂપી ઉગ્ર રૂપ ધારણ કરીને, બલિ રાજા જે સત્યને ગ્રહણ કરી ઉભો હતો તેને જિતી લીધો.[૨૦]

युधिष्ठिर उवाच— त्वया वामनरूपेण सोऽसुरश्च जितः कथम् ॥ २१ ॥ एतत्कथय देवेश मह्यं भक्ताय विस्तरात्। श्रीकृष्ण उवाच— मयाऽलीकेन स बलिः प्रार्थितो बटुरूपिणा ॥ २२ ॥ पदत्रयमितां भूमिं देहि मे, भुवनत्रयम्। दत्तं भवति ते राजन्नात्र कार्या विचारणा ॥ २३ ॥ इत्युक्तश्च मया राजा दत्तवांस्त्रिपदां भुवम्। संकल्पमात्राद्ववृधे देहस्त्रैविक्रमः परम् ॥ २४ ॥ भूर्लोके तु कृतौ पादौ भुवर्लोके तु जानुनी। स्वर्लोके तु कटिं न्यस्य महर्लोके तथोदरम् ॥ २५ ॥ जनलोके तु हृदयं तपोलोके च कंठकम्। सत्यलोके मुखं स्थाप्य उत्तमांगं तथोर्ध्वतः ॥ २६ ॥ चंद्रसूर्यग्रहाश्चैव भगणो योगसंयुतः। सेंद्राश्चैव तदा देवा नागाः शेषादयः परे ॥ २७ ॥ अस्तुवन् वेदसंभूतैः सूक्तैश्च विविधैस्तु माम्। करे गृहीत्वा तु बलिमब्रुवं वचनं तदा ॥ २८ ॥ एकेन पूरिता पृथ्वी द्वितीयेन त्रिविष्टपम्। तृतीयस्य तु पादस्य स्थानं देहि ममानघ ॥ २९ ॥ एवमुक्ते मया सोऽपि मस्तकं दत्तवान् बलिः। ततो वै मस्तके स्वेकं पदं दत्तं मया तदा ॥ ३० ॥ क्षिप्तो रसातले राजन् दानवो मम पूजकः। विनयावनतं दृष्ट्वा प्रसन्नोऽस्मि जनार्दनः ॥ ३१ ॥ बले वसामि सततं सन्निधौ तव मानद। इत्यवोचं महाभागं बलिं वैरोचनिं तदा ॥ ३२ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે દેવેશ! હું આપનો ભક્ત છું, માટે વિસ્તારથી કહો કે આપે નાનકડાં સ્વરૂપથી તે દૈત્યને કેમ જિત્યો?[૨૧] શ્રીકૃષ્ણ કહે છે—મેં પ્રથમ કપટથી બટુકનું રૂપ ધારણ કરીને બલિની પાસે માગ્યું કે, 'હે રાજન્! તું મને ત્રણ પગલાં જેટલી પૃથ્વી આપ. તેથી તને ત્રણ જગત્ આપવાનું પુણ્ય થશે, એમાં સંદેહ નથી.[૨૨-૨૩] એવી રીતે માગવાથી તેણે તે વાત કબૂલ કરી કે, તત્કાલ મારું શરીર વધવા લાગ્યું.[૨૪] મારા પગ પાતાળમાં રહ્યા, પૃથ્વી ઉપર ઘુંટણ રહ્યા, સ્વર્ગમાં કેડ રહી, મહર્લોકમાં પેટ રહ્યું,[૨૫] જનલોકમાં હૃદય રહ્યું, તપોલોકમાં કંઠ રહ્યો, સત્યલોકમાં મુખ રહ્યું અને તેથી ઉપલા ભાગમાં મારું માથું રહ્યું. એવી રીતે મારું શરીર વધી ગયું.[૨૬] તે વખતે ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, ઇંદ્ર, દેવ અને શેષ વગેરે સઘળા નાગો નાના પ્રકારનાં વેદનાં સૂક્તોથી મારી સ્તુતિ કરવા લાગ્યા. પછી મેં બલિને હાથે પકડીને કહ્યું કે,[૨૭-૨૮] હે અનઘ! એક પગલાંથી આખી પૃથ્વી પૂરી લીધી ને બીજાં પગલાંથી સ્વર્ગ વગેરે પૂરી લીધાં, માટે હવે મને ત્રીજું પગલું રાખવાનું સ્થાન આપ.[૨૯] એવી રીતે મેં કહ્યું ત્યારે ત્રીજું પગલું મૂકવા માટે તેણે પોતાનું મસ્તક આપ્યું. એટલે તેની ઉપર પગ મૂકી મારા ભક્ત બલિને મેં પાતાળમાં ઉતારી દીધો, તથાપિ તેણે પોતાની મર્યાદા છોડી નહીં, એથી હું પ્રસન્ન થયો.[૩૦-૩૧] પછી મેં બલિને કહ્યું કે, હે માનદ! હે બલિરાજા! 'હું નિરંતર તારી પાસે રહીશ.'[૩૨]

नभस्यशुक्लपक्षे तु परिवर्तिनिवासरे। ममैका तत्र मूर्तिश्च बलिमाश्रित्य तिष्ठति ॥ ३३ ॥ द्वितीया शेषपृष्ठे वै क्षीराब्धौ सागरोत्तमे। सुप्ता भवति भो भूप यावद्यायाति कार्तिकी ॥ ३४ ॥ एतस्मात्कारणाद्राजन्कर्तव्यैषा प्रयत्नतः। एकादशी महापुण्या पवित्रा पापहारिणी ॥ ३५ ॥ अस्यां प्रसुप्तो भगवानेत्यंगपरिवर्तनम्। एतस्यां पूजयेद्देवं त्रैलोक्यस्य पितामहम् ॥ ३६ ॥ दधिदानं प्रकर्तव्यं रौप्यतंदुलसंयुतम्। रात्रौ जागरणं कृत्वा मुक्तो भवति मानवः ॥ ३७ ॥ एवं यः कुरुते राजन्नेकादश्या व्रतं शुभम्। सर्वपापहरं चैव भुक्तिमुक्तिप्रदायकम् ॥ ३८ ॥ स देवलोकं संप्राप्य भ्राजते चंद्रमा यथा। शृणुयाच्चैव यो मर्त्यः कथां पापहरां पराम्। अश्वमेधसहस्रस्य फलं प्राप्नोति मानवः ॥ ३९ ॥ इति श्रीस्कंदपुराणे भाद्रपदशुक्लायाः परिवर्तिनीनामैकादश्या माहात्म्यं समाप्तम् ॥

ભાદરવા માસના શુક્લ પક્ષની પરિવર્તિની એકાદશીને દિવસે મારું એક સ્વરૂપ બલિની પાસે રહે છે,[૩૩]

ને બીજું સ્વરૂપ સમુદ્રોમાં ઉત્તમ જે ક્ષીરસાગર છે તેને વિષે શેષ નાગ ઉપર સૂવે છે. એમ જ્યાં સુધી કાર્તિક શુદિ એકાદશી આવે છે ત્યાં સુધી રહું છું.[૩૪] હે રાજન્! આ એકાદશી પવિત્ર, મહાપુણ્યકારક ને પાપનો નાશ કરનારી છે, માટે તે દિવસે અવશ્ય વ્રત કરવું જોઇએ.[૩૫] આ એકાદશીને દિવસે ત્રણ લોકોના પિતામહ નારાયણ પોતાનું શરીર ફેરવે છે માટે તે દિવસે તેનું પૂજન કરવું.[૩૬] આ એકાદશીને દિવસે દહીંનું, રૂપાનું ને ચોખાનું દાન આપવાથી અને રાતે જાગરણ કરવાથી મોક્ષ મળે છે.[૩૭] હે રાજન્! એવી રીતે જે માણસ શુભ, સઘળાં પાપોનો નાશ કરનાર ને ભોગને તથા મોક્ષને આપનાર આ એકાદશીનું વ્રત કરે છે તે સ્વર્ગમાં જઈ ચંદ્રમાની પેઠે શોભે છે. જે માણસ પાપને હરનારી આ ઉત્તમ કથા સાંભળે, તેને હજાર અશ્વમેધ યજ્ઞોનું ફળ મળે છે.[૩૮-૩૯] એવી રીતે સ્કંદપુરાણમાં ભાદ્રપદની શુક્લ પક્ષની પરિવર્તિની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૩૪ ભાદરવા વદિ ઇંદિરા એકાદશીની કથા

अथाश्विनकृष्णैकादशीकथा ॥ युधिष्ठिर उवाच– कथयस्व प्रसादेन ममाग्रे मधुसूदन । आश्विने कृष्णपक्षे तु किंनामैकादशी भवेत् ॥ १ ॥ श्रीकृष्ण उवाच– आश्विनस्यासिते पक्षे इंदिरा नाम नामतः । तस्या व्रतप्रभावेण महापापं प्रणश्यति ॥ २ ॥ अधोयोनिगतानां च पितॄणां गतिदायिनी । श्रृणुष्वावहितो राजन्कथां पापहरां पराम् ॥ ३ ॥ यस्याः श्रवणमात्रेण वाजपेयफलं लभेत् । पुरा कृतयुगे राजा बभूव रिपुसूदनः ॥४॥ इंद्रसेन इति ख्यातः पुरीं माहिष्मतीं प्रति । स राज्यं पालयामास धर्मेण यशसाऽन्वितः ॥ ५ ॥ पुत्रपौत्रसमायुक्तो धनधान्यसमन्वितः । माहिष्मत्यधिपो राजा विष्णुभक्तिपरायणः ॥ ६ ॥ जपन् गोविंदनामानि मुक्तिदानि नराधिपः । ध्यानेन कालं नयति नित्यमध्यात्मचिंतकः ॥ ७ ॥ एकस्मिन् दिवसे राज्ञि सुखासीने सदोगते । अवतीर्यागमद्धीमानंबरान्नारदो मुनिः ॥ ८ ॥ तमागतमभिप्रेक्ष्य प्रत्युत्थाय कृतांजलिः । पूजयित्वाऽर्घविधिना चासने संन्यवेशयत् ॥ ९ ॥ सुखोपविष्टः स मुनिः प्रत्युवाच नृपोत्तमम् । कुशलं तव राजेंद्र समस्तंगेषु वर्तते ॥ १० ॥ धर्मे मतिर्वर्तते ते विष्णुभक्तिरतिस्तथा । इति वाक्यं तु देवर्षेः श्रुत्वा राजा तमब्रवीत् ॥ ११ ॥ राजोवाच– त्वत्प्रसादान्मुनिश्रेष्ठ सर्वत्र कुशलं मम । अद्य क्रतुक्रियाः सर्वाः सफलास्तव दर्शनात् ॥१२॥ प्रसादं कुरु विप्रर्षे ब्रूह्यागमनकारणम् । इति राज्ञो वचः श्रुत्वा देवर्षिर्वाक्यमब्रवीत् ॥१३॥ नारद उवाच– श्रूयतां राजशार्दूल मद्वचो विस्मयप्रदम् । ब्रह्मलोकादहं प्राप्तो यमलोकं द्विजोत्तमः ॥ १४ ॥ यमनेनार्चितो भक्त्या ह्युपविष्टो वरासने । धर्मशीलः सत्यवांस्तु भास्करिं समुपासते ॥ १५ ॥ बहुपुण्यप्रकर्ता च व्रतवैकल्यदोषतः । सभायां श्राद्धदेवस्य मया दृष्टः पिता तव ॥ १६ ॥ कथितस्तेन संदेशस्तं निबोध जनेश्वर । इंद्रसेन इति ख्यातो राजा माहिष्मतीप्रभुः ॥ १७ ॥ तस्याग्रे कथय ब्रह्मन् स्थितं मां यमसन्निधौ । केनापि चांतरायेण पूर्वजन्मोद्भवेन वै ॥ १८ ॥ स्वर्गं प्रेषय मां पुत्र इंदिराव्रतदानतः । इत्युक्तोऽहं समायातः समीपं तव पार्थिव ॥ १९ ॥ पितुः स्वर्गतये राजन्निंदिराव्रतमाचर ॥ तेन व्रतप्रभावेण स्वर्गं यास्यति ते पिता ॥ २० ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ! ભાદરવા વદિ એકાદશીનું શું નામ છે, તે કૃપા કરીને મારી પાસે કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–ભાદરવા વદિ એકાદશીનું નામ ઇંદિરા છે. તે દિવસે વ્રત કરવાથી મહાપાપ નષ્ટ થાય છે.[૨] ને અધોગતિ પામેલા પિતૃઓનો ઉદ્ધાર થાય છે. હે રાજન્! જે સાંભળવાથી જ વાજપેય યજ્ઞનું ફળ થાય છે અને જે પાપનો નાશ કરનારી છે એવી ઉત્તમ કથા કહું છું, તે સાવધાન થઇને તમે સાંભળો. પૂર્વે સત્યયુગમાં માહિષ્મતી નગરીમાં ઇંદ્રસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તે શત્રુઓનો નાશ કરનાર ને મોટો યશસ્વી હતો. તે પુત્ર પૌત્રના પરિવારવાળો, ધન–ધાન્યની સમૃદ્ધિવાળો, વિષ્ણુભક્તિમાં પરાયણ ને ધર્મથી પ્રજાનું પાલન કરનારો હતો.[૩-૬] એ રાજા મુક્તિ આપનાર ગોવિંદનાં નામનો નિરંતર જપ કરતો હતો ને આત્મજ્ઞાનના વિચારમાં ને નારાયણના ધ્યાનમાં કાળ ગુમાવતો હતો.[૭] એક દિવસે તે રાજા આસન ઉપર સુખથી બેઠો હતો. તે વખતે બુદ્ધિમાન્ નારદ મુનિ આકાશમાંથી ઉતરીને ત્યાં આવ્યા.[૮] ત્યારે રાજાએ ઉઠી, હાથ જોડી, સામા જઈ અર્ઘ્ય વગેરેથી વિધિપૂર્વક પૂજા કરી તેને આસન ઉપર બેસાડ્યા.[૯] પછી સુખથી બેઠેલા મુનિરાજ રાજાને પૂછવા લાગ્યા કે, 'હે રાજેન્દ્ર! તમારાં રાજ્યનાં સાતે અંગોમાં કુશલ છે?[૧૦] તમારી બુદ્ધિ ધર્મમાં રહે છે? ને વિષ્ણુભક્તિમાં પ્રીતિ કરે છે?' એવાં ઋષિનાં વચનો સાંભળી રાજા બોલ્યો;[૧૧] 'હે મુનિરાજ! આપની કૃપાથી મારું સઘળું કુશળ છે, આપનાં દર્શનથી આજ મારા સઘળા યજ્ઞો સફળ થયા.[૧૨] હે મહારાજ! કૃપા કરીને કહો કે, આપ શા માટે પધાર્યા છો?' એવાં રાજાનાં વચનો સાંભળી, દેવર્ષિ નારદ બોલ્યા;[૧૩] 'હે રાજશાર્દૂલ! આશ્ચર્યકારક મારું વચન સાંભળો. એક દિવસે હું બ્રહ્મલોકમાંથી યમલોકમાં ગયો હતો.[૧૪] ત્યાં યમરાજાએ ભક્તિથી પૂજા કરી મને ઉત્તમ આસન ઉપર બેસાડ્યો. પછી ધર્મિષ્ઠ, સત્યવાદી ને ઘણાં પુણ્ય કરનાર તમારા પિતા કોઈ વ્રતના ભંગથી યમરાજની સભામાં તેની સેવા કરતા મારા જોવામાં આવ્યા.[૧૫-૧૬]

તેણે મારી સાથે સંદેશો કહાવ્યો છે, તે સાંભળો. તેણે મને કહ્યું કે, હે મુનિરાજ! માહિષ્મતી નગરીનો રાજા ઇંદ્રસેન, એ નામથી પ્રસિદ્ધ છે.[૧૭] તેને જઇને મારી તરફથી કહો કે, 'હે પુત્ર, પૂર્વ જન્મના કોઈ પણ પાપથી મારો યમલોકમાં નિવાસ થયો છે, માટે ઇંદિરા એકાદશીનાં વ્રતનું પુણ્ય આપી મને સ્વર્ગમાં પહોંચાડ.' હે રાજન્! એટલું તમારા પિતાએ કહ્યું છે, તે કહેવાને હું તમારી પાસે આવ્યો છું.[૧૮-૧૯] હવે પિતાને સ્વર્ગે પહોંચાડવા માટે, હે રાજન્! ઇંદિરા એકાદશીનું વ્રત કરો. તેના પ્રભાવથી તમારા પિતા સ્વર્ગમાં જશે.'[૨૦]

राजोवाच । कथयस्व प्रसादेन भगवन्निंदिराव्रतम् । विधिना केन कर्तव्यं कस्मिन्पक्षे तिथौ तथा ॥ २१ ॥ नारद उवाच– शृणु राजन्हितं वच्मि व्रतस्यास्य विधिं शुभम् । आश्विनस्यासिते पक्षे दशमीदिवसे शुभे ॥ २२ ॥ प्रातःस्नानं प्रकुर्वीत श्रद्धायुक्तेन चेतसा । ततो मध्याह्नसमये स्नानं कृत्वा बहिर्जले ॥२३॥ पितॄणां प्रीतये श्राद्धं कुर्याच्छ्रद्धासमन्वितः । एकभक्तं ततः कृत्वा रात्रौ भूमौ शयीत च ॥२४॥ प्रभाते विमले जाते प्राप्ते चैकादशीदिने । मुखप्रक्षालनं कुर्याद्दंतधावनपूर्वकम् ॥ २५ ॥ उपवासस्य नियमं गृह्णीयाद्भक्तिभावतः । अद्य स्थित्वा निराहारः सर्वभोगविवर्जितः २६ ॥ श्वो भोक्ष्ये पुंडरीकाक्ष शरणं मे भवाच्युत । इत्येवं नियमं कृत्वा मध्याह्नसमये तथा ॥ २७ ॥ शालिग्रामशिलाग्रे तु श्राद्धं कृत्वा यथाविधि । भोजयित्वा द्विजान् शुद्धान्दक्षिणाभिः सुपूजितान् ॥ २८ ॥ पितृशेषं समाघ्राय गवे दद्याद्विचक्षणः । पूजयित्वा हृषीकेशं धूपगंधादिभिस्तथा ॥ २९ ॥ रात्रौ जागरणं कुर्यात्केशवस्य समीपतः । ततः प्रभातसमये संप्राप्ते द्वादशीदिने ॥ ३० ॥ अर्चयित्वा हरिं भक्त्या भोजयित्वा द्विजानथ । बंधुदौहित्रपुत्राद्यैः स्वयं भुंजीत वाग्यतः ॥ ३१ ॥

રાજા કહે છે–હે ભગવન્! એ ઇંદિરા એકાદશીનું વ્રત કયા પક્ષમાં, કઇ તિથિએ, કિયે દિવસે કરવું ને કેવી રીતથી કરવું, એ સઘળું કૃપા કરી કહો.[૨૧] નારદ કહે છે–હે રાજન્! એ વ્રતનો પ્રકાર બરાબર કહું છું, તે સાંભળો. ભાદરવા વદિ દશમીને દિવસે પ્રાતઃકાલમાં શ્રદ્ધાથી સ્નાન કરવું. પછી મધ્યાહ્ન થાય ત્યારે નદી વગેરે જલાશયમાં સ્નાન કરી, પિતૃદેવોને પ્રસન્ન કરવા માટે શ્રદ્ધાથી શ્રાદ્ધ કરવું. પછી એક વખત ભોજન કરી રાત્રે ભૂમિપર સૂવું.[૨૨-૨૪] એકાદશીને દિવસે પ્રાતઃકાલ થાય ત્યારે દાતણ કરી મુખ ધોવું.[૨૫] પછી, 'હે પુંડરીકાક્ષ! હે અચ્યુત! હું આજ કાંઈ પણ ખાઇશ નહીં, કોઈ પણ ભોગ ભોગવીશ નહીં ને કાલે ભોજન કરીશ, તેમાં મારું રક્ષણ કરો,' એટલું કહી ભક્તિથી ઉપવાસનો નિયમ લેવો. પછી મધ્યાહ્ન થાય ત્યારે શાલિગ્રામની પાસે વિધિથી શ્રાદ્ધ કરી, ઉત્તમ બ્રાહ્મણોને ભોજન કરાવી સારી રીતે દક્ષિણા આપી પિતૃદેવોનું નૈવેદ્ય પોતે સુંઘી ગાયને આપી દેવું. પછી ચંદન ધૂપ વગેરેથી નારાયણની પૂજા કરી રાત્રે તેની પાસે જાગરણ કરવું. બારશને દિવસે પ્રાતઃકાલ થાય ત્યારે ભક્તિથી હરિપૂજન કરી બ્રાહ્મણોને જમાડી, પુત્ર, ભાણેજ ને સગાંસંબંધી એ બધાની સાથે પોતે, વાણી નિયમમાં રાખી ભોજન કરવું.[૨૬-૩૧]

अनेन विधिना राजन्कुरु व्रतमतंद्रितः । विष्णुलोकं प्रयास्यंति पितरस्तव भूपते ॥ ३२ ॥ इत्युक्त्वा नृपतिं राजन्मुनिरंतरधीयत । यथोक्तविधिना राजा चकार व्रतमुत्तमम् ॥ ३३ ॥ अंतःपुरेण सहितः पुत्रभृत्यसमन्वितः । कृते व्रते तु कौंतेय पुष्पवृष्टिरभूद्दिवः ॥ ३४ ॥ तत्पिता गरुडारूढो जगाम हरिमंदिरम् । इंद्रसेनोऽपि राजर्षिः कृत्वा राज्यमकंटकम् ॥३५॥ राज्ये निवेश्य तनयं जगाम त्रिदिवं स्वयम् । इंदिराव्रतमाहात्म्यं तवाग्रे कथितं मया ॥३६॥ पठनाच्छ्रवणादस्य सर्वपापैः प्रमुच्यते । भुक्त्वेह निखिलान्भोगान्विष्णुलोके वसेच्चिरम् ॥ ३७ ॥ इति श्रीब्रह्मवैवर्तपुराणे आश्विनकृष्णैकादश्या इंदिरानाम्न्या माहात्म्यं समाप्तम् ।

હે રાજન્! આ પ્રકારે સાવધાન થઇ એ વ્રત કરો, તેથી તમારા પિતા સ્વર્ગમાં જશે.[૩૨] એટલું કહી નારદ અંતર્ધાન થઈ ગયા. પછી તે રાજાએ તેની રાણી, પુત્ર ને બીજા પણ નોકર ચાકરોસહિત નારદના કહેવા પ્રમાણે ઇંદિરાવ્રત કર્યું. ત્યારે આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઇ ને એ રાજાનો પિતા ગરુડ ઉપર બેસી સ્વર્ગમાં ગયો. તેમ જ ઇંદ્રસેન પોતે પણ આ લોકમાં મોટું રાજ્ય ભોગવી પછી પુત્રને રાજ્ય સોંપી સ્વર્ગમાં ગયો. હે યુધિષ્ઠિર! મેં ઇંદિરા એકાદશીનું માહાત્મ્ય તમારી પાસે કહી સંભળાવ્યું.[૩૩-૩૬] જે માણસ આ કથા સાંભળે છે અથવા તેનો પાઠ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે, ને આ લોકમાં સઘળા ભોગો ભોગવી અંતે વૈકુંઠમાં જઇ ચિરકાલ સુધી ત્યાં વસે છે.[૩૭] એવી રીતે બ્રહ્મવૈવર્ત પુરાણમાં ભાદરવા વદિ ઇંદિરા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૩૫ આસો શુદિ પાશાંકુશા એકાદશીની કથા

अथाश्विनशुक्लैकादशीकथा ॥ युधिष्ठिर उवाच–कथयस्व प्रसादेन भगवन्मधुसूदन । इषस्य शुक्लपक्षे तु किंनामैकादशी भवेत् ॥ १ ॥ श्रीकृष्ण उवाच–शृणु राजेंद्र वक्ष्यामि माहात्म्यं पापनाशनम् । शुक्लपक्षे चाश्वयुजि भवेदेकादशी तु या ॥ २ ॥ पाशांकुशेति विख्याता सर्वपापहरा परा । पद्मनाभाभिधानं तु पूजयेत्तत्र मानवः ॥ ३ ॥ सर्वाभीष्टफलप्राप्त्यै स्वर्गमोक्षप्रदं नृणाम् । तपस्तप्त्वा नरस्तीव्रं

चिरं सुनियतेंद्रियः ॥ ४ ॥ यत्फलं समवाप्नोति तन्नत्वा गरुडध्वजम् । कृत्वाऽपि बहुशः पापं नरो मोहसमन्वितः ॥ ५ ॥ न याति नरकं घोरं नत्वा पापहरं हरिम् । पृथिव्यां यानि तीर्थानि पुण्यान्यायतनानि च ॥ ६ ॥ तानि सर्वाण्यवाप्नोति विष्णोर्नामानुकीर्तनात् । देवं शार्ङ्गधरं विष्णुं ये प्रपन्ना जनार्दनम् ॥ ७ ॥ न तेषां यमलोकश्च नृणां वै जायते क्वचित् । उपोष्यैकादशीमेकां प्रसंगेनापि मानवाः ॥ ८ ॥ न यांति यातनां यामीं पापं कृत्वाऽपि दारुणम् । वैष्णवः पुरुषो भूत्वा शिवनिंदां करोति यः ॥ ९ ॥ यो निंदेद्वैष्णवं लोके स याति नरकं ध्रुवम् । अश्वमेधसहस्राणि राजसूयशतानि च ॥ १० ॥ एकादश्युपवासस्य कलां नार्हंति षोडशीम् । एकादशीसमं पुण्यं किंचिल्लोके न विद्यते ॥ ११ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે શ્રીકૃષ્ણ ! આશો શુદિ એકાદશીનું શું નામ છે? તે કૃપા કરી કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે—હે રાજેંદ્ર ! પાપનો નાશ કરનાર (આ એકાદશીનું) માહાત્મ્ય કહું છું તે સાંભળો. આ આશો શુદિ એકાદશી 'પાશાંકુશા' એ નામથી પ્રસિદ્ધ છે. આ એકાદશી સર્વ પાપોનો નાશ કરનારી ને ઉત્તમ છે. તે દિવસે પદ્મનાભ નામના નારાયણ, જે સ્વર્ગ તથા મોક્ષ આપનાર છે તેની પૂજા, સઘળી કામના સિદ્ધ થવા માટે કરવી. ઇંદ્રિયોને નિયમમાં રાખી ચિરકાલ સુધી ઉગ્ર તપ કરવાથી જે ફળ થાય છે તે ફળ નારાયણને નમસ્કાર કરવાથી થાય છે. જે માણસ મોહથી ઘણાં પાપો કરે છે, તે માણસ જો નારાયણને નમસ્કાર કરે તો તેને નરકમાં જવું પડતું નથી. કારણ કે પાપનું હરણ કરનાર શ્રીહરિ છે. પૃથ્વીમાં તીર્થો ને પવિત્ર સ્થળો છે, તે સઘળાંનું પુણ્ય વિષ્ણુનાં નામ લેવાથી થાય છે. જે માણસો વિષ્ણુને શરણે જાય છે, તેઓને કોઇ દિવસે પણ યમલોક જોવો પડતો નથી. જે માણસો આ એકાદશીને દિવસે કોઇ પણ પ્રસંગથી ઉપવાસ કરે છે,[૨-૮] તેઓને મોટાં પાપો કર્યા છતાં પણ યમની યાતના ભોગવવી પડતી નથી. જે વૈષ્ણવ શિવની નિંદા કરે છે, અને જે માણસ વૈષ્ણવની નિંદા કરે છે, એ બન્ને અચ્યિત નરકમાં પડે છે. હજારો અશ્વમેધ યજ્ઞો ને સેંકડો રાજસૂય યજ્ઞો પણ આ એકાદશીના ઉપવાસના સોળમા ભાગની પણ તુલના કરી શકે તેમ નથી. આ લોકમાં આ એકાદશી જેવું બીજું કંઇ પુણ્યકારક નથી.[૯-૧૧]

नेदृशं पावनं किंचित्त्रिषु लोकेषु विद्यते । यादृशं पद्मनाभस्य दिनं पातकहानिदम् ॥ १२ ॥ तावत्पापानि तिष्ठंति देहेऽस्मिन्मनुजाधिप । यावन्नोपोष्यते भक्त्या पद्मनाभदिनं शुभम् । व्याजेनोपोषितमपि न दर्शयति भास्करिम् ॥१३॥ स्वर्गमोक्षप्रदा ह्येषा शरीरारोग्यदायिनी । सुकलत्रप्रदा ह्येषा धनधान्यप्रदायिनी ॥ १४ ॥ न गंगा न गया राजन् काशी न च पुष्करम् । न चापि कौरवं क्षेत्रं पुण्यं भूप हरेर्दिनात् ॥ १५ ॥ रात्रौ जागरणं कृत्वा समुपोष्य हरेर्दिनम् । अनायासेन भूपाल प्राप्यते वैष्णवं पदम् ॥ १६ ॥ दश वै मातृके पक्षे दश राजेन्द्र पैतृके । प्रियाया दश पक्षे तु पुरुषानुद्धरेन्नरः ॥ १७ ॥ चतुर्भुजा दिव्यरूपा नागारिकृतकेतनाः । स्रग्विणः पीतवस्त्राश्च प्रयांति हरिमंदिरम् ॥ १८ ॥ बालत्वे यौवने चैव वृद्धत्वेऽपि नृपोत्तम । उपोष्य द्वादशीं नूनं नैति पापोऽपि दुर्गतिम् ॥१९॥ पाशांकुशामुपोष्यैव चाश्विने चासितेतरे । सर्वपापविनिर्मुक्तो हरिलोकं स गच्छति ॥ २० ॥

તેમ જ ત્રણે લોકોમાં આ એકાદશીના જેવું પવિત્ર કરનાર બીજું કાંઇ નથી. હે રાજન્ ! જ્યાં સુધી એકાદશીનો ઉપવાસ કર્યો નથી ત્યાં સુધી આ શરીરમાં પાપ રહે છે. એકાદશીને દિવસે કોઇ પણ નિમિત્તથી ઉપવાસ થાય, તો પણ યમને જોવો પડતો નથી.[૧૨-૧૩] આ એકાદશી સ્વર્ગ આપનારી, મોક્ષ આપનારી, શરીરમાં આરોગ્ય રાખનારી, સારી સ્ત્રી આપનારી અને ધનધાન્યની વૃદ્ધિ કરનારી છે.[૧૪] હે રાજન્ ! ગંગા, ગયા, કાશી, પુષ્કર કે કુરુક્ષેત્ર કોઇ પણ એકાદશીથી વિશેષ પુણ્યકારક નથી.[૧૫] આ એકાદશીને દિવસે ઉપવાસ કરી જાગરણ કરવાથી, શ્રમ વિના વૈકુંઠ પ્રાપ્ત થાય છે.[૧૬] હે રાજેન્દ્ર ! જે પુરુષ આ એકાદશીનું વ્રત કરે છે, તે માતાના કુલના દશ, પિતાના કુલના દશ અને સ્ત્રીના કુલના દશ પુરુષોનો ઉદ્ધાર કરે છે.[૧૭] જે માણસો આ એકાદશીનું વ્રત કરે છે, તે-ચાર હાથવાળું, દિવ્ય સ્વરૂપવાળું, માળાવાળું, અને પીળાં વસ્ત્ર પહેરેલું સ્વરૂપ ધારણ કરી, ગરુડની ઉપર બેસી વૈકુંઠમાં જાય છે.[૧૮] પાપી પુરુષ પણ, બાલપણામાં, જુવાનીમાં વા ઘડપણમાં આ એકાદશીનું વ્રત કરવાથી નરકમાં પડતો નથી, એ નિઃસંદેહ છે.[૧૯] જે માણસ આશો માસની શુક્લપક્ષની પાશાંકુશા એકાદશીને દિને ઉપવાસ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઇ વૈકુંઠમાં જાય છે.[૨૦]

दत्त्वा हेमतिलान्भूमिं गामन्नमुदकं तथा । उपानच्छत्रादि न पश्यति यमं नरः ॥ २१ ॥ यस्य पुण्यविहीनानि दिनान्यपगतानि च । स लोहकारभस्त्रेव श्वसन्नपि न जीवति ॥२२॥ अवंध्यं दिवसं कुर्याद्दरिद्रोऽपि नृपोत्तम । समाचरन्यथाशक्ति स्नानदानादिकाः क्रियाः ॥ २३ ॥ तडागारामसौधानां सत्राणां पुण्यकर्मणाम् । कर्तारो नैव पश्यंति धीरास्तां यमयातनाम् ॥ २४ ॥ दीर्घायुषो धनाढ्याश्च कुलीना रोगवर्जिताः । दृश्यंते मानवा लोके पुण्यकर्तार ईदृशाः ॥ २५ ॥ किमत्र बहुनोक्तेन यांत्यधर्मेण दुर्गतिम् । आरोहंति दिवं धर्मैर्नात्र कार्या विचारणा ॥२६॥ इति ते कथितं राजन्यत्पृष्टोऽहं त्वयाऽनघ । पाशांकुशाया माहात्म्यं किमन्यच्छ्रोतुमिच्छसि ॥ २७ ॥ इति श्रीब्रह्मांड-

पुराणे आश्विनशुक्लैकादश्या पाशांकुशाख्याया माहात्म्यं समाप्तम् ॥

જે માણસ આ એકાદશીને દિવસે સોનું, તિલ, પૃથ્વી, ગાય, અન્ન, જળ, પગરખાં, વસ્ત્ર ને છત્ર વગેરે આપે છે, તેને યમનાં દર્શન થતાં નથી.[21] જે માણસના દિવસો પુણ્ય વિનાના ચાલ્યા જાય છે, તે માણસ લુહારની ધમણની પેઠે શ્વાસોચ્છ્વાસ લેતાં પણ મરેલો સમજવો.[22] દરિદ્ર પુરુષે પણ શક્તિ પ્રમાણે હંમેશાં સ્નાન કરી દાન વગેરે કર્મો કરવાં, પણ ખાલી દિવસ જવા દેવો નહીં.[23] જે પુરુષો તળાવ ખોદાવે છે, બગીચા બંધાવે છે, ધર્મશાળા બંધાવે છે, અન્નસત્ર બાંધે છે ને બીજાં પણ પુણ્યનાં કામો કરે છે, તે ધીર પુરુષોને યમયાતના ભોગવવી પડતી નથી.[24] જે મોટાં આયુષ્યવાળા, ધનવાળા, ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા ને રોગરહિત હોય છે, તેઓને આ લોકમાં પુણ્યાત્મા સમજવા.[25] આ બાબતમાં વિશેષ શું કહું ? પાપ કરવાથી નરકપાત થાય છે ને ધર્મ કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. એમાં કાંઇ વિચાર કરવા જેવું નથી.[26] હે રાજા યુધિષ્ઠિર ! હે અનઘ ! તમે જે પાશાંકુશા એકાદશીનું માહાત્મ્ય પૂછ્યું હતું, તે મેં કહી સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો ?[27] એવી રીતે બ્રહ્માંડપુરાણમાં આશો માસના શુકલપક્ષની પાશાંકુશા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૩૬ આશો વદિ રમા એકાદશીની કથા

अथ कार्तिककृष्णैकादशीकथा ॥ युधिष्ठिर उवाच—कथयस्व प्रसादेन मम श्रीहाजनार्दन । कार्तिकस्यासिते पक्षे किंनामैकादशी भवेत् ॥ १ ॥ श्रीकृष्ण उवाच— श्रूयतां राजशार्दूल कथयामि तवाग्रतः । कार्तिके कृष्णपक्षे तु रमानाम्नी सुशोभना ॥ २ ॥ एकादशी समाख्याता महापापहरा परा । अस्याः प्रसंगतो राजन्माहात्म्यं प्रवदामि ते ॥ ३ ॥ मुचुकुंद इति ख्यातो बभूव नृपतिः पुरा । देवेंद्रेण समं यस्य मित्रत्वमभवन्नृप ॥ ४ ॥ यमेन वरुणेनैव कुबेरेण समं तथा । बिभीषणेन चैतस्य सखित्वमभवत्सह ॥ ५ ॥ विष्णुभक्तः सत्यसंधो बभूव नृपतिः सदा । तस्यैवं शासतो राजन् राज्यं निहतकंटकम् ॥ ६ ॥ बभूव दुहिता गेहे चंद्रभागा सरिद्वरा । शोभनाय च सा दत्ता चंद्रसेनसुताय वै ॥ ७ ॥ स कदाचित्समायातः श्वशुरस्य गृहे नृप । एकादशीव्रतमिदं समायातं सुपुण्यदम् ॥ ८ ॥ समागते व्रतदिने चंद्रभागा त्वचिंतयत् । किं भविष्यति देवेश मम भर्ताऽतिदुर्बलः ॥ ९ ॥ क्षुधां सोढुं न शक्नोति पिता चैवोग्रशासनः । पटहस्ताड्यते यस्य संप्राप्ते दशमीदिने ॥१०॥ न भोक्तव्यं न भोक्तव्यं न भोक्तव्यं हरेर्दिने । श्रुत्वा पटहनिर्घोषं शोभनस्त्वब्रवीत्प्रियाम् ॥ ११ ॥ किं कर्तव्यं मया कांते भूलुपायं सुशोभने । कृतेन येन मे सम्यक् जीवितं न विनश्यति ॥ १२ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે શ્રીકૃષ્ણ ! આપ મારી ઉપર સ્નેહ રાખો છો માટે પૂછું છું કે, આશો વદિ એકાદશીનું શું નામ છે, તે કૃપા કરી કહો.[1] શ્રીકૃષ્ણ કહે છે—હે રાજસિંહ ! હું તમારી પાસે કહું છું તે સાંભળો. આશો વદિ એકાદશીનું શુભ નામ રમા છે.[2] એ એકાદશી મહાપાપને હરનારી ને ઉત્તમ છે. પ્રસંગથી એ એકાદશીનું માહાત્મ્ય કહું છું તે સાંભળો.[3] હે રાજન્ ! પૂર્વે મુચુકુંદ નામનો રાજા હતો. એ રાજાને ઇંદ્ર, યમ, વરુણ, કુબેર અને વિભીષણ એ બધાની સાથે મૈત્રી હતી.[4–5] એ રાજા સત્યપ્રતિજ્ઞાવાળો ને વિષ્ણુનો ભક્ત હતો. તે શત્રુરહિત રાજ્યનું પાલન કરતો હતો.[6] તેને ઘેર ચંદ્રભાગા નામની પુત્રી થઇ હતી, જે ઉત્તમ નદી કહેવાય છે. તે કન્યા ચંદ્રસેનના પુત્ર શોભનને પરણાવી હતી.[7] કોઈ વખતે એ શોભન પોતાના સસરાને ઘેર ગયો હતો. એ દિવસ પુણ્યકારક એકાદશીનો હતો.[8] ત્યારે ચંદ્રભાગાને વિચાર થયો કે, મારા પતિ અતિ અશક્ત છે તેથી ભૂખ સહી શકે તેમ નથી ને મારા પિતાનો હુકમ સખ્ત છે તેથી ઉપવાસ કર્યા વિના પણ છૂટકો નથી ! હવે શું કરવું ! એવી રીતે ચન્દ્રભાગા વિચારમાં પડી હતી. હવે 'એકાદશીને દિવસે કોઇએ પણ ખાવું નહિ' એવો રાજાની તરફથી દશમીને દિવસે ઢંઢેરો પીટાયો. તે સાંભળી શોભને પોતાની પ્રિયાને કહ્યું કે,[9–11] હે કાંતે ! હવે મારે કેમ કરવું તે કહે, જે કરવાથી મારો બચાવ થાય, તેવો ઉપાય બતાવ.[12]

चंद्रभागोवाच— मत्पितुर्वेश्मनि विभो भोक्तव्यं नापि केनचित् । गजैरश्वैस्तथा चोष्ट्रैरन्यैः पशुभिरेव च ॥ १३ ॥ तृणमन्नं तथा वारि न भोक्तव्यं हरेर्दिने । मानवैश्च कुतः कांत भुज्यते हरिवासरे ॥ १४ ॥ यदि त्वं भोक्ष्यसे कांत ततो गेहात्प्रयास्यताम् । एवं विचार्य मनसा सुदृढं मानसं कुरु ॥ १५ ॥ शोभन उवाच— सत्यमेव त्वया चोक्तं करिष्येऽहमुपोषणम् । दैवेन विहितं यद्वै तत्तथैव भविष्यति ॥ १६ ॥ इति दिष्टे मतिं कृत्वा चकार व्रतमुत्तमम् । क्षुत्तृषापीडिततनुः स बभूवातिदुःखितः ॥ १७ ॥ एवं व्याकुलिते तस्मिन्नादित्योऽस्तमगाद्गिरिम् । वैष्णवानां नराणां सा निशा हर्षविवर्धिनी ॥ १८ ॥ हरिपूजारतानां च जागरासक्तचेतसाम् । बभूव नृपशार्दूल शोभनस्यातिदुःसहा ॥ १९ ॥ रवेरुदयवेलायां शोभनः पंचतां गतः । दाहयामास राजा तं राजयोग्यैश्च दारुभिः ॥ २० ॥ चंद्रभागा नात्मदेहं ददाह पितृवारिता । कृत्वौर्ध्वदेहिकं तस्य तस्थौ जनकवेश्मनि ॥ २१ ॥ शोभनेन नृपश्रेष्ठ रमाव्रतप्रभावतः । प्राप्तं देवपुरं रम्यं मंदराचलसानुनि ॥ २२ ॥ अनुत्तममनाधृष्यमसंख्येयगुणान्वितम् । हेमस्तंभमयैः सौधै रत्नवैडूर्यमंडितैः ॥ २३ ॥ स्फाटिकैर्विविधाकारैर्विचित्रैरुप-

शोभितम् । सिंहासनसमारूढः सुश्वेतच्छत्रचामरः ॥ २४ ॥ किरीटकुंडलयुतो हारकेयूरभूषितः । स्तूयमानश्च गंधर्वैरप्सरोगणसेवितः ॥ २५ ॥ शोभनः शोभते तत्र देवराडपरो यथा । सोमशर्मेति विख्यातो मुचुकुंदपुरे वसन् ॥ २६ ॥ तीर्थयात्राप्रसंगेन भ्रमन्विप्रो ददर्श तम् । नृपजामातरं ज्ञात्वा तत्समीपं जगाम सः ॥ २७ ॥ आसनादुत्थितः शीघ्रं नमश्चक्रे द्विजोत्तमम् । चकार कुशलप्रश्नं श्वशुरस्य नृपस्य च । कांतायाश्चंद्रभागायास्तथैव नगरस्य च ॥ २८ ॥

ચન્દ્રભાગા કહે છે–હે વિભો ! હે નાથ ! એકાદશીને દિવસે મારા પિતાના ઘરમાં હાથી, ઘોડા, ઉંટ કે બીજાં કોઈ પણ પ્રાણી ઘાસ કે અનાજ ખાઈ શકતાં નથી, તેમજ જળ પણ પી શકતાં નથી ત્યારે મનુષ્ય તો ખાઇ કે પી કેમ જ શકે?[१०–१४] હે નાથ ! જો તમે ભોજન કરશો તો ઘરમાંથી નીકળી જવું પડશે, માટે મનને દૃઢ કરો.[१५] શોભન કહે છે–હે પ્રિયે ! તેં સત્ય કહ્યું, માટે હું ઉપવાસ કરીશ. પછી જે નસીબમાં હશે તે થશે.[१६] એવી રીતે નસીબ ઉપર આધાર રાખી તેણે ઉપવાસ કર્યો. પણ ઘણી ભૂખ તથા તૃષા લાગવાથી અતિ પીડા પામવા લાગ્યો.[१७] એવી રીતે તેની પીડામાં ને પીડામાં સૂર્યાસ્ત થયો. તે રાત્રિમાં સઘળાં મનુષ્યો જાગરણ કરી વિષ્ણુની ભકિત કરતાં હતાં, પૂજા કરતાં હતાં ને ઉત્સવ કરતાં હતાં. તેથી તે રાત્રિ સઘળાને હર્ષ આપનારી થઈ, પણ પેલા શોભનને તો મહા દુઃખદાયક થઇ પડી,[१८–१९] ને સૂર્યોદય થયો તેટલા વખતમાં તો તે મરણ પામ્યો. ત્યારે રાજાએ જમાઇને મરણ પામેલો જાણી, રાજાને યોગ્ય એવાં કાષ્ઠથી તેનો દાહ કરાવ્યો,[२०] ને તેની સાથે બળવા તૈયાર થયેલી ચન્દ્રભાગાને તેના પિતાએ મના કરી તેથી તે પતિની ઉત્તર ક્રિયા કરી પિતાને ઘેર રહી.[२१] હવે શોભને રમા એકાદશીનું વ્રત કર્યું હતું, તેથી તેને મંદરપર્વતનાં શિખર ઉપર દેવના જેવા સુંદર પુરની પ્રાપ્તિ થઈ.[२२] તે શહેર અતિ ઉત્તમ ને અનેક ગુણવાળું હતું. સોનાના થાંભલાવાળા ને રત્નોથી શોભતા નાના પ્રકારનાં સ્ફટિક મણિઓના મહેલોથી ઘણું શોભતું હતું. તે શહેરમાં મુકુટ, કુંડલ, હાર ને બાજુબંધ વગેરેથી શોભાયમાન પેલો શોભન સિંહાસન ઉપર બેસતો હતો. તેને ધોળા ચમર થતા હતા, ગંધર્વો તેની સ્તુતિ કરતા હતા, ને અપ્સરાઓ તેની સેવા કરતી હતી.[२३–२५] એવી રીતે તે ઇંદ્રની પેઠે સુખ ભોગવતો હતો. એક દિવસે સોમશર્મા નામનો બ્રાહ્મણ યાત્રાના પ્રસંગથી ફરતો ફરતો તે શહેરમાં જઇ ચઢ્યો, તેમાં શોભન નજરે પડ્યો અને 'આ રાજાનો જમાઈ છે.' એમ જાણી, એ બ્રાહ્મણ તેની પાસે ગયો.[२६–२७] ત્યારે આસન ઉપરથી ઉઠી શોભને બ્રાહ્મણને પ્રણામ કર્યો. પછી પોતાના સસરાના કુશળસમાચાર પૂછી રાજાએ પોતાની સ્ત્રી ચંદ્રભાગાના અને શહેરના કુશળ સમાચાર પૂછ્યા.[२८]

सोमशर्मोवाच– कुशलं वर्तते राजन् श्वशुरस्य गृहे तव । चंद्रभागा कुशलिनी सर्वतः कुशलं पुरे ॥ २९ ॥ स्ववृत्तं कथ्यतां राजन्नाश्चर्यं परमं मम । पुरं विचित्रं रुचिरं न दृष्टं केनचित्क्वचित् ॥ ३० ॥ एतदाचक्ष्व नृपते कुतः प्राप्तमिदं त्वया ॥ शोभन उवाच– कार्तिकस्यासिते पक्षे नाम्ना चैकादशी रमा ॥ ३१ ॥ तामुपोष्य मया प्राप्तं द्विजेन्द्र पुरमध्रुवम् । ध्रुवं भवति येनैव तत्कुरुष्व द्विजोत्तम ॥ ३२ ॥

સોમશર્મા કહે છે–હે રાજન્ ! તમારા સસરાના ઘરમાં સર્વે કુશળ છે, ચંદ્રભાગા કુશળ છે અને શહેરમાં પણ સર્વ કુશળ છે.[२९] હવે તમે તમારી વાત કહો. કોઇએ કયાંય પણ નહીં જોયેલું આ સુંદર શહેર જોઇ મને આશ્ચર્ય થાય છે.[३०] માટે મને કહો કે તમોને એ કયાંથી પ્રાપ્ત થયું ? શોભન કહે છે–હે મહારાજ ! આસો માસના શુકલ પક્ષની રમા એકાદશીને દિવસે મેં ઉપવાસ કર્યો હતો, તેથી મને આ શહેર મળ્યું છે, પણ તે અસ્થિર છે, માટે હે મહારાજ ! તે સ્થિર થાય તેવો ઉપાય કરો.[३१–३२]

द्विजेंद्र उवाच । कथमध्रुवमेतद्धि कथं हि भवति ध्रुवम् । तत्त्वं कथय राजेन्द्र तत्करिष्यामि नान्यथा ॥ ३३ ॥ शोभन उवाच । मयैतद्विहितं विप्र श्रद्धाहीनं व्रतोत्तमम् । तेनेदमध्रुवं मन्ये ध्रुवं भवति तच्छृणु ॥ ३४ ॥ मुचुकुंदस्य दुहिता चंद्रभागा सुशोभना । तस्यै कथय वृत्तांतं ध्रुवमेतद्भविष्यति ॥ ३५ ॥ तच्छ्रुत्वाऽथ द्विजवरस्तस्यै सर्वं न्यवेदयत् । श्रुत्वाऽथ सा द्विजवचो विस्मयोत्फुल्ललोचना ॥ ३६ ॥ प्रत्यक्षमथवा स्वप्नस्त्वयैतत्कथ्यते द्विज । सोमशर्मोवाच । प्रत्यक्षं पुत्रि ते कांतो मया दृष्टो महावने ॥ ३७ ॥ देवतुल्यमनाधृष्यं दृष्टं तस्य पुरं मया । अध्रुवं तेन तत्प्रोक्तं ध्रुवं भवति तत्कुरु ॥ ३८ ॥

બ્રાહ્મણ કહે છે–હે રાજેન્દ્ર ! આ શહેર કેમ અસ્થિર છે અને કયા ઉપાયથી સ્થિર થશે ? તે કહો, એટલે હું તે પ્રમાણે કરીશ.[३३] શોભન કહે છે–હે મહારાજ ! મેં રમા એકાદશીનું ઉત્તમ વ્રત કર્યું; પણ શ્રદ્ધા હતી નહીં તેથી અસ્થિર છે. હવે તે સ્થિર થાય તેવો ઉપાય બતાવું છું, તે સાંભળો.[३४] મુચુકુંદ રાજાની પુત્રી ચંદ્રભાગા કે જે ઘણી ઉત્તમ છે, તેને જઇ આ હકીકત કહો તેથી આ શહેર સ્થિર થશે.[३५] તે બ્રાહ્મણ એવી રીતનો સંદેશો લઈ ચંદ્રભાગાની પાસે આવ્યો, ને તે સંદેશો કહી સંભળાવ્યો. તેથી ચંદ્રભાગાને મોટું આશ્ચર્ય થયું.[३६] તે કહેવા લાગી કે, હે મહારાજ ! આપે જે વાત કહી તે નજરે જોયેલી છે કે સ્વપ્નમાં જોયેલી છે ? સોમશર્મા કહે છે–હે પુત્રી ! તારા પતિને મહાવનમાં મેં નજરે

જોયેલો છે,[૩૭] તેમ જ સ્વર્ગ સરખું તેનું શહેર પણ મેં નજરે જોયેલું છે, તે અસ્થિર છે એમ તારા પતિએ કહેલું છે માટે તે સ્થિર થાય તેવો ઉપાય કર.[૩૮]

**चंद्रभागोवाच– तत्र मां नय विप्रर्षे पतिदर्शनलालसाम् । आत्मनो व्रतपुण्येन करिष्यामि पुरं ध्रुवम् ॥ ३९ ॥ आवयोर्द्विज संयोगो यथा भवति तत्कुरु । प्राप्यते हि महत्पुण्यं कृते योगे वियुक्तयोः ॥ ४० ॥ इति श्रुत्वा सह तया सोमशर्मा जगाम ह । आश्रमं वामदेवस्य मंदराचलसन्निधौ ॥ ४१ ॥ वामदेवोऽशृणोत्सर्वं वृत्तांतं कथितं तयोः । अभ्यषिंचच्चंद्रभागां वेदमन्त्रैरथोज्ज्वलाम् ॥४२॥ ऋषिमंत्रप्रभावेण विष्णुवासरसेवनात् । दिव्यदेहा बभूवासौ दिव्यां गतिमवाप ह ॥ ४३ ॥ पत्युः समीपमगमत् प्रहर्षोत्फुल्ललोचना । सहर्षः शोभनोऽतीव दृष्ट्वा कांतां समागताम् ॥ ४४ ॥ समाहूय स्वके वामे पार्श्वे तां संन्यवेशयत् । सा चोवाच प्रियं हर्षाच्चंद्रभागा प्रियं वचः ॥ ४५ ॥ शृणु कांत हितं वाक्यं यत्पुण्यं विद्यते मयि । अष्टवर्षाधिका जाता यदाऽहं पितृवेश्मनि ॥ ४६ ॥ मया ततः प्रभृति च कृतमेकादशीव्रतम् । यथोक्तविधिसंयुक्तं श्रद्धायुक्तेन चेतसा ॥४७॥ तेन पुण्यप्रभावेण भविष्यति पुरं ध्रुवम् । सर्वकामसमृद्धं च यावदाभूतसंप्लवम् ॥ ४८ ॥ एवं सा नृपशार्दूल रमते पतिना सह । दिव्यभोगा दिव्यरूपा दिव्याभरणभूषिता ॥ ४९ ॥ शोभनोऽपि तया सार्द्धं रमते दिव्यविग्रहः । रमाव्रतप्रभावेण मंदराचलसानुनि ॥ ५० ॥ चिंतामणिसमा ह्येषा कामधेनुसमाऽथवा । रमाभिधाना नृपते तवाग्रे कथिता मया ॥ ५१ ॥ ईदृशं च व्रतं राजन् ये कुर्वंति नरोत्तमाः । ब्रह्महत्यादिपापानि नाशं यांति न संशयः ॥ ५२ ॥ एकादश्या रमाख्याया माहात्म्यं शृणुयान्नरः । सर्वपापविनिर्मुक्तो विष्णुलोके महीयते ॥ ५३ ॥ इति श्रीब्रह्मांडपुराणे कार्तिककृष्णैकादश्या रमाख्याया माहात्म्यं संपूर्णम् ॥**

ચંદ્રભાગા કહે છે—હે મહારાજ! હું કે જે પતિનાં દર્શનની ઇચ્છાવાળી છું, તેને પતિ પાસે લઇ જાઓ. ત્યાં ગયા પછી મારા વ્રતના પ્રભાવથી એ શહેર સ્થિર થશે તેવો ઉપાય કરીશ.[૩૯] પણ હાલ તો અમે બન્ને મળીએ તેવો ઉપાય કરો. વિયોગી સ્ત્રી પુરુષોને મેળવવાથી મોટું પુણ્ય થાય છે.[૪૦] એવાં વચનો સાંભળી એ બ્રાહ્મણ ચંદ્રભાગાને લઈ મંદરાચળની પાસે વામદેવ ઋષિના આશ્રમમાં ગયો.[૪૧] તે મુનિને બનેલી સઘળી બીના કહી સંભળાવી. ત્યારે વામદેવ ઋષિએ વેદમંત્ર ભણી ચંદ્રભાગાની ઉપર અભિષેક કર્યો.[૪૨] ઋષિના મંત્રના પ્રભાવથી ને એકાદશીના વ્રતના પ્રભાવથી તેણીનું શરીર અલૌકિક થઇ ગયું તેથી તે દિવ્ય ગતિને પામી,[૪૩] અને ઘણા હર્ષથી પતિની પાસે ગઇ. તેણીને આવેલી જોઇ શોભન ઘણો પ્રસન્ન થયો.[૪૪] તેને બોલાવી પોતાના ડાબા પડખામાં બેસાડી. ત્યારે તેણીએ પતિને હર્ષથી કહ્યું કે,[૪૫] હે નાથ! હું કલ્યાણકારક વચન કહું છું તે સાંભળો. હું જ્યારથી આઠ વર્ષની થઇ છું ત્યારથી જ મારા પિતાને ઘેર રહી વિધિપ્રમાણે શ્રદ્ધાથી એકાદશીનું વ્રત કરું છું.[૪૬–૪૭] તેના પ્રભાવથી આ શહેર પ્રલયકાળ સુધી સ્થિર થશે ને સઘળી સમૃદ્ધિવાળું થશે.[૪૮] એટલું કહી પતિની સાથે ક્રીડા કરવા લાગી. હે રાજન્! રમા એકાદશીના પ્રભાવથી અલૌકિક શરીરવાળાં ને અલૌકિક અલંકારોથી શોભતાં એ બન્ને સ્ત્રી પુરુષ મંદર પર્વતનાં શિખર ઉપર ક્રીડા કરતાં હતાં ને દિવ્ય ભોગ ભોગવતાં હતાં.[૪૯–૫૦] હે રાજન્! આ રમા એકાદશી ચિંતામણિ અને કામધેનુ જેવી છે, તેની કથા મેં તમારી પાસે કહી સંભળાવી.[૫૧] જે માણસો આ રમા એકાદશીનું વ્રત કરે છે, તેઓનાં બ્રહ્મહત્યા વગેરે પાપો નષ્ટ થાય છે, એમાં સંશય નથી.[૫૨] જે માણસ રમા એકાદશીનું માહાત્મ્ય સાંભળે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે ને વૈકુંઠમાં પૂજાય છે.[૫૩] એવી રીતે બ્રહ્મવૈવર્તપુરાણમાં આસો માસના કૃષ્ણપક્ષની રમા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૬૭ કાર્તિક શુદિ પ્રબોધિની એકાદશીની કથા

**अथ कार्तिकशुक्लैकादशीकथा ॥ ब्रह्मोवाच—प्रबोधिन्याश्च माहात्म्यं पापघ्नं पुण्यवर्धनम् । मुक्तिप्रदं सुबुद्धीनां शृणुष्व मुनिसत्तम ॥ १ ॥ तावद्गर्जति विप्रेन्द्र गंगा भागीरथी क्षितौ । यावन्नायाति पापघ्नी कार्तिके हरिबोधिनी ॥ २ ॥ तावद्गर्जंति तीर्थानि ह्यासमुद्रं सरांसि च । यावत्प्रबोधिनी विष्णोस्तिथिर्नायाति कार्तिकी ॥ ३ ॥ अश्वमेधसहस्राणि राजसूयशतानि च । एकेनैवोपवासेन प्रबोधिन्यां लभेन्नरः ॥ ४ ॥ नारद उवाच– एकभक्ते च किं पुण्यं किं पुण्यं नक्तभोजने । उपवासे च किं पुण्यं तन्मे ब्रूहि पितामह॥५॥**

બ્રહ્મા કહે છે—હે મુને! પાપનો નાશ કરનાર, પુણ્યની વૃદ્ધિ કરનાર અને જ્ઞાનીને મુક્તિ આપનાર, એવું પ્રબોધિની એકાદશીનું માહાત્મ્ય સાંભળો.[૧] હે વિપ્રેંદ્ર! જ્યાં સુધી પાપ હરનારી પ્રબોધિની એકાદશી આવી નથી ત્યાં સુધી ભાગીરથી ગંગા પૃથ્વીમાં ગર્જના કરે છે—એટલે તેનું માહાત્મ્ય છે.[૨] જ્યાં સુધી કાર્તિક માસની પ્રબોધિની એકાદશી આવી નથી, ત્યાં સુધી તીર્થ, સમુદ્ર ને તળાવો ગર્જના કરે છે.[૩] જે માણસ જેટલી પ્રબોધિની એકાદશીઓને દિવસે ઉપવાસ કરે છે, તેને તેટલા હજાર અશ્વમેધ યજ્ઞો અને તેટલા સો રાજસૂય યજ્ઞોનું ફળ મળે છે.[૪] નારદ કહે છે—હે પિતામહ! એક વખત ભોજન કરવાથી કેટલું પુણ્ય થાય છે, નક્ત ભોજન કરવાથી કેટલું ફળ થાય છે અને ઉપવાસ કરવાથી કેટલું ફળ થાય છે તે મને કહો.[૫]

**ब्रह्मोवाच– एकभक्तेन जन्मोत्थं नक्तेन द्विजन्मजम् । सप्तजन्मभवं पापमुपवासेन नश्यति ॥ ६ ॥ यदुर्लभं यद-**

प्राप्यं त्रैलोक्ये न तु गोचरम् । यदप्यप्रार्थितं पुत्र ददाति हरिबोधिनी ॥ ७ ॥ मेरुमंदरमात्राणि पापान्युग्राणि यानि तु । एकेनैवोपवासेन दहते पापहारिणी ॥ ८ ॥ पूर्वजन्मसहस्रैस्तु यद्दुष्कर्म सुपार्जितम् । जागरस्तत्प्रबोधिन्यां दहते तूलराशिवत् ॥ ९ ॥ उपवासं प्रबोधिन्यां यः करोति स्वभावतः । विधिवन्मुनिशार्दूल यथोक्तं लभते फलम् ॥ १० ॥ यथोक्तं सुकृतं यस्तु विधिवत्कुरुते नरः । स्वल्पं मुनिवरश्रेष्ठ मेरुतुल्यं भवेच्च तत् ॥ ११ ॥ विधिहीनं तु यः कुर्यात्सुकृतं मेरुमात्रकम् । अणुमात्रं न चाप्नोति फलं धर्मस्य नारद ॥ १२ ॥ ये ध्यायंति मनोवृत्त्या करिष्यामः प्रबोधिनीम् । तेषां विलीयते पापं पूर्वजन्मशतोद्भवम् ॥ १३ ॥ समतीतं भविष्यं च वर्तमानं कुलायुतम् । विष्णुलोकं नयत्याशु प्रबोधिन्यां तु जागरात् ॥ १४ ॥ वसंति पितरो हृष्टा विष्णुलोकेऽस्त्यलंकृताः । विमुक्ता नारकैर्दुःखैः पूर्वकर्मसमुद्भवैः ॥ १५ ॥

બ્રહ્મા કહે છે—એક વખત ભોજન કરવાથી એક જન્મનું પાપ નષ્ટ થાય છે; નક્ત ભોજન કરવાથી બે જન્મોનું પાપ નષ્ટ થાય છે; ને ઉપવાસ કરવાથી સાત જન્મોનું પાપ નષ્ટ થાય છે.[૬] હે પુત્ર ! ત્રણ લોકોમાં જે દુર્લભ હોય, મળે તેમ ન હોય ને દેખાય તેમ ન હોય અને જે ન માગેલું હોય તેવી વસ્તુ પણ પ્રબોધિની એકાદશી આપે છે.[૭] મેરુ તથા મંદર પર્વત જેવડાં મોટાં ઉગ્ર પાપોને પણ એક ઉપવાસ કરવાથી આ એકાદશી બાળીને ભસ્મ કરે છે.[૮] જેમ અગ્નિ, એકઠાં કરેલાં રુને બાળી નાંખે છે, તેમ પ્રબોધિનીને દિવસે કરેલું જાગરણ હજારો પૂર્વજન્મોમાં એકઠાં થયેલાં પાપોને બાળી નાંખે છે.[૯] જે માણસ પ્રબોધિનીને દિવસે વિધિથી ઉપવાસ કરે છે, તેને શાસ્ત્રોમાં કહેલું ફળ મળે છે.[૧૦] જે માણસ આ એકાદશીને દિવસે શાસ્ત્રમાં કહેલા વિધિથી થોડું પણ પુણ્ય કરે છે, તેનું પુણ્ય મેરુના જેવડું મોટું થાય છે.[૧૧] હે નારદ ! જે માણસ વિધિ વગરનું ઘણું પુણ્ય કરે છે તેને થોડું પણ ફળ મળતું નથી.[૧૨] જે માણસ 'હું પ્રબોધિનીનું વ્રત કરીશ,' એવો મનમાં વિચાર કરે છે, તેનાં સેંકડો પૂર્વજન્મોમાં કરેલાં પાપો નષ્ટ થાય છે.[૧૩] જે માણસ પ્રબોધિનીને દિવસે જાગરણ કરે છે, તે માણસ થઈ ગયેલાં, થનાર ને વર્તમાન દશ હજાર કુલોને જલદી વૈકુંઠમાં લઈ જાય છે.[૧૪] તેમ જ તેના પિતૃઓ આનંદથી વૈકુંઠમાં વસે છે; ને તેઓનાં પૂર્વ જન્મોમાં કરેલાં નરકમાં નાખે તેવાં પાપો નષ્ટ થાય છે.[૧૫]

कृत्वा तु पातकं घोरं ब्रह्महत्यादिकं नरः । कृत्वा तु जागरं विष्णोर्धौतपापो भवेन्मुने ॥ १६ ॥ दुष्प्राप्यं यत्फलं विप्रैरश्वमेधादिभिर्मखैः । प्राप्यते तत्सुखेनैव प्रबोधिन्यां तु जागरात् ॥ १७ ॥ आप्लुत्य सर्वतीर्थेषु दत्त्वा गाः कांचनं महीम् । न तत्फलमवाप्नोति यत्कृत्वा जागरं हरेः ॥ १८ ॥ जातः स एव सुकृती कुलं तेनैव पावितम् । कार्तिके मुनिशार्दूल कृता येन प्रबोधिनी ॥ १९ ॥ यानि कानि च तीर्थानि त्रैलोक्ये संभवंति च । तानि तस्य गृहे सम्यग्यः करोति प्रबोधिनीम् ॥ २० ॥ सर्वकृत्यं परित्यज्य तुष्ट्यर्थं चक्रपाणिनः । उपोष्यैकादशी रम्या कार्तिके हरिबोधिनी ॥ २१ ॥ स ज्ञानी स च योगी च स तपस्वी जितेंद्रियः । विष्णुप्रियतरा ह्येषा धर्मसारस्य दायिनी ॥२२॥ सकृदेनामुपोष्यैव मुक्तिभाक् च भवेन्नरः । प्रबोधिनीमुपोषित्वा न गर्भे विशते नरः ॥ २३ ॥ कर्मणा मनसा वाचा पापं यत्समुपार्जितम् । तत्क्षालयति गोविंदः प्रबोधिन्यां तु जागरात् ॥ २४ ॥ स्नानं दानं जपो होमः समुद्दिश्य जनार्दनम् । नरैर्यत्क्रियते वत्स प्रबोधिन्यां तदक्षयम् ॥ २५ ॥ व्रतेनानेन देवेशं परितोष्य जनार्दनम् । विराजयन्दिशः सर्वाः प्रयाति भवनं हरेः ॥ २६ ॥ बाल्ये यदर्जितं वत्स यौवने वार्धके तथा । शतजन्मकृतं पापं स्वल्पं वा यदि वा बहु ॥ २७ ॥ तत्क्षालयति गोविंदो यस्यामभ्यर्चितो मुने । चंद्रसूर्योपरागे च यत्फलं परिकीर्तितम् । तत्सहस्रगुणं प्रोक्तं प्रबोधिन्यां तु जागरात् ॥ २८ ॥

હે મુને ! જે માણસ પ્રબોધિની એકાદશીને દિવસે જાગરણ કરે છે, તેનાં બ્રહ્મહત્યા વગેરે મોટાં પાપો નષ્ટ થાય છે, અને તે પાપરહિત શુદ્ધ થાય છે.[૧૬] અશ્વમેધ કરવાથી પણ બ્રાહ્મણોને જે ફળ મળતું નથી તે ફળ પ્રબોધિનીને દિવસે જાગરણ કરવાથી પરિશ્રમ વિના મળે છે.[૧૭] સઘળાં તીર્થોમાં સ્નાન કરી, ગાયનું, સુવર્ણનું અને પૃથ્વીનું દાન કરવાથી પણ જે ફળ મળતું નથી, તે ફળ એકાદશીને દિવસે જાગરણ કરવાથી મળે છે.[૧૮] જે માણસ કાર્તિક માસમાં પ્રબોધિનીનું વ્રત કરે છે, તે કૃતાર્થ કહેવાય છે અને પોતાના કુલને પવિત્ર કરે છે.[૧૯] જે માણસ સારી રીતે પ્રબોધિનીનું વ્રત કરે છે, તેના ઘરમાં ત્રણે લોકોનાં સઘળાં તીર્થો વસે છે.[૨૦] વિષ્ણુને પ્રસન્ન કરવા માટે બીજા સઘળા ઉપાયો છોડી, કેવળ કાર્તિકી પ્રબોધિની એકાદશીનું વ્રત કરવું.[૨૧] જે માણસ પ્રબોધિનીનું વ્રત કરે છે તે જ્ઞાની કહેવાય છે, યોગી કહેવાય છે, તપસ્વી કહેવાય છે, અને તે જ જિતેંદ્રિય પણ કહેવાય છે. કારણ કે એ એકાદશી વિષ્ણુને પ્રિય છે તથા ધર્મ આપનારી છે.[૨૨] જે માણસ એક વખત પ્રબોધિનીનું વ્રત કરે છે, તેને મોક્ષ મળે છે; કારણ કે તે દિવસે ઉપવાસ કરવાથી ગર્ભવાસ થતો નથી.[૨૩] જે માણસ પ્રબોધિનીને દિવસે જાગરણ કરે છે તેનાં શરીરથી, મનથી ને વાણીથી થયેલાં સઘળાં પાપો નષ્ટ થાય છે.[૨૪] પ્રબોધિનીને દિવસે નારાયણના ઉદ્દેશથી સ્નાન, દાન, જપ, હોમ કે બીજું જે કાંઈ થાય છે તે અક્ષય છે.[૨૫] જે માણસ પ્રબોધિનીનાં વ્રતથી વિષ્ણુને પ્રસન્ન કરે છે, તે

દિશાઓને શોભાવતો વૈકુંઠમાં જાય છે.[૨૬] હે પુત્ર! હે મુને! પ્રબોધિનીને દિવસે શ્રીહરિની પૂજા કરવાથી, તે બચપણમાં, યૌવનાવસ્થામાં વા વૃદ્ધાવસ્થામાં કરેલાં સો જન્મોનાં થોડાં વા ઘણાં જે હોય, તે સઘળાં પાપોનો નાશ કરે છે. ચંદ્રગ્રહણમાં અને સૂર્યગ્રહણમાં જે પુણ્ય કહેલાં છે, તે કરતાં હજારગણું પુણ્ય પ્રબોધિનીમાં જાગરણ કરવાથી થાય છે.[૨૭–૨૮]

जन्मप्रभृति यत्पुण्यं नरेणासादितं भवेत् । वृथा भवति तस्सर्वमकृते कार्तिकव्रते ॥ २९ ॥ अकृत्वा नियमं विष्णोः कार्तिकं यः क्षिपेन्नरः । जन्मार्जितस्य पुण्यस्य फलं नाप्नोति नारद ॥ ३० ॥ तस्मात्त्वया प्रयत्नेन देवदेवो जनार्दनः । उपासनीयो विप्रेन्द्र सर्वकामफलप्रदः ॥ ३१ ॥ परान्नं वर्जयेद्यस्तु कार्तिके विष्णुतत्परः । अवश्यं स नरो वत्स चांद्रायणफलं लभेत् ॥ ३२ ॥ न तथा तुष्यते यज्ञैर्न दानैर्मुनिसत्तम । यथा शास्त्रकथालापैः कार्तिके मधुसूदनः । ॥ ३३ ॥ ये कुर्वंति कथां विष्णोर्ये श्रृण्वंति समाहिताः । श्लोकार्द्धं श्लोकमेकं वा कार्तिके गोशतं फलम् ॥ ३४ ॥ श्रेयसे लोभबुद्ध्या वा यः करोति हरेः कथाम् । कार्तिके मुनिशार्दूल कुलानां तारयेच्छतम् ॥ ३५ ॥ नियमेन नरो यस्तु श्रृणुते वैष्णवीं कथाम् । कार्तिके तु विशेषेण गोसहस्रफलं लभेत् ॥ ३६ ॥ प्रबोधवासरे विष्णोः कुरुते यो हरेः कथाम् । सप्तद्वीपवतीदानफलं स लभते मुने ॥ ३७॥ श्रुत्वा विष्णुकथां दिव्यां येऽर्चयंति कथाविदम् । स्वशक्त्या मुनिशार्दूल तेषां लोकाः सनातनाः ॥ ३८ ॥ ब्रह्मणो वचनं श्रुत्वा नारदः पुनरब्रवीत् ॥ नारद उवाच– विधानं ब्रूहि मे स्वामिन्नेकादश्याः सुरोत्तम ॥ ३९ ॥ चीर्णेन येन भगवन्यादृशं फलमाप्नुयात् । नारदस्य वचः श्रुत्वा ब्रह्मा वचनमब्रवीत् ॥ ४० ॥

જે માણસ પ્રબોધિનીનું વ્રત કરતો નથી, તેના જન્મથી આરંભી કરેલું સઘળું પુણ્ય વૃથા થાય છે.[૨૯] હે નારદ! જે માણસ વ્રત કર્યા વિના કાર્તિક માસ કાઢી નાખે છે તેને જન્મ-જન્મમાં કરેલાં પુણ્યનું ફળ મળતું નથી.[૩૦] એટલા માટે હે નારદ! તમારે નારાયણ, જે દેવના પણ દેવ છે ને સર્વ કામના પૂર્ણ કરનાર છે, તેની ઉપાસના અવશ્ય કરવી.[૩૧] હે પુત્ર! જે માણસ નારાયણમાં પરાયણ થઈ, કાર્તિક માસમાં પરાન્નનો ત્યાગ કરે છે, તેને અવશ્ય ચાંદ્રાયણનું ફળ મળે છે.[૩૨] હે મુને! કાર્તિક માસમાં નારાયણની કથા–વાર્તા કરવાથી તથા સાંભળવાથી જેવા નારાયણ પ્રસન્ન થાય છે, તેવા યજ્ઞ કે દાનથી પ્રસન્ન થતા નથી.[૩૩] જે માણસ કાર્તિક માસમાં સાવધાન થઈને વિષ્ણુની કથા કરે છે અથવા સાંભળે છે, બને તો એક શ્લોક વા અર્ધો શ્લોક પણ સાંભળે છે, તેને સો ગોદાનોનું પુણ્ય થાય છે.[૩૪] દ્રવ્યની ઇચ્છાથી વા કલ્યાણ સમજીને જે માણસ કાર્તિક માસમાં હરિકથા કરે છે, તે માણસ પોતાનાં સો કુલોને તારે છે.[૩૫] જે માણસ નિયમથી વિષ્ણુની કથા સાંભળે છે અને કાર્તિક માસમાં વિશેષતઃ સાંભળે છે, તેને હજાર ગોદાનોનું ફળ થાય છે.[૩૬] હે મુને! પ્રબોધિનીને દિવસે જે માણસ નારાયણની કથા કરે છે, તેને સાત દ્વીપવાળી પૃથ્વીનાં દાનનું ફળ મળે છે.[૩૭] જે માણસ વિષ્ણુની કથા સાંભળીને યથાશક્તિ કથા વાંચનારની પૂજા કરે છે, તેને સનાતન લોકની પ્રાપ્તિ થાય છે.[૩૮] એવાં બ્રહ્માનાં વચનો સાંભળીને નારદ બોલ્યાઃ–હે સ્વામિન્! હે બ્રહ્મન્! જે કરવાથી યોગ્ય ફળ મળે એવી પ્રબોધિની એકાદશીનો પ્રકાર કહો. એવાં નારદનાં વચનો સાંભળીને બ્રહ્મા કહેવા લાગ્યા.[૩૯–૪૦]

ब्रह्मोवाच– ब्राह्मे मुहूर्ते चोत्थाय ह्येकादश्यां द्विजोत्तम । स्नानं चैव प्रकर्तव्यं दंतधावनपूर्वकम् ॥ ४१ ॥ नद्यां तडागे कूपे वा वाप्यां गेहे तथैव च । नियमार्थे महाभाग इमं मंत्रमुदीरयेत् ॥ ४२ ॥ एकादश्यां निराहारः स्थित्वाऽहनि परे ह्यहम् । भोक्ष्यामि पुंडरीकाक्ष शरणं मे भवाच्युत ॥४३॥ गृहीत्वाऽनेन नियमं देवदेवं च चक्रिणम् । संपूज्य भक्त्या तुष्टात्मा ह्युपवासं समाचरेत् ॥४४॥ रात्रौ जागरणं कुर्याद्देवदेवस्य सन्निधौ । गीतं नृत्यं च वाद्यं च तथा कृष्णकथां मुने ॥४५॥ बहुपुष्पैर्बहुफलैः कर्पूरागुरुकुंकुमैः । हरेः पूजा विधातव्या कार्तिक्यां बोधवासरे ॥ ४६ ॥ वित्तशाठ्यं न कर्तव्यं संप्राप्ते हरिवासरे । फलैर्नानाविधैर्दिव्यैः प्रबोधिन्यां तु भक्तितः ॥ ४७ ॥ शंखतोयं समादाय ह्यर्घो देयो जनार्दने । यत्फलं सर्वतीर्थेषु सर्वदानेषु यत्फलम् ॥ ४८ ॥ तत्फलं कोटिगुणितं दत्तेऽर्घे बोधवासरे । अगस्त्यकुसुमैर्देवं पूजयेद्यो जनार्दनम् ॥ ४९ ॥ देवेंद्रोऽपि तदग्रे च करोति करसंपुटम् । न तत्करोति विप्रेंद्र तपसा तोषितो हरिः ॥ ५० ॥ यत्करोति हृषीकेशो मुनिपुष्पैरलंकृतः ।

બ્રહ્મા કહે છે–એકાદશીને દિવસે બ્રાહ્મમુહૂર્તમાં ઉઠી દાતણથી અને જળથી મોઢું સાફ કરી નદી, તળાવ, વાવ વા કુવો, એમાંથી ગમે તે સ્થળે અથવા ઘેર જ સ્નાન કરી, 'હે પુંડરીકાક્ષ! હે અચ્યુત! હું એકાદશીને દિવસે નિરાહાર રહી બીજે દિવસે ભોજન કરીશ, તેમાં મારું રક્ષણ કરો,' એ મંત્ર ભણી નિયમ લેવો. પછી ભક્તિથી નારાયણનું પૂજન કરી ઉપવાસ કરવો ને આનંદ રાખવો.[૪૧–૪૪] રાતે નારાયણની પાસે જાગરણ કરવું, ગીત ગાવાં, નૃત્ય કરવું, વાજાં વગડાવવાં ને હરિકથા સાંભળવી.[૪૫] કાર્તિકમાસની પ્રબોધિની એકાદશીને દિવસે ઘણાં પુષ્પો, ફળો, કપૂર, અગુરુ અને કેશર વગેરેથી હરિની પૂજા કરવી.[૪૬] પ્રબોધિનીને દિવસે નારાયણને ભક્તિથી નાના પ્રકારનાં મધુર ફળો ધરવાં, પણ લોભ કરવો નહીં.[૪૭] શંખમાં

જળ ભરી નારાયણને અર્ધ્ય આપવો, કારણ કે સઘળાં તીર્થોમાં સ્નાનથી જે ફળ થાય છે ને સઘળાં દાનો આપવાથી જે ફળ થાય છે તે કરતાં કરોડગણું પુણ્ય નારાયણને અર્ધ્ય આપવાથી થાય છે. જે માણસ વિષ્ણુને અગથીઆનાં પુષ્પો ચડાવે છે, તેની પાસે ઈંદ્ર પણ હાથ જોડીને ઉભો રહે છે. અગથીઆનાં પુષ્પ ચડાવવાથી વિષ્ણુ પ્રસન્ન થઈ જેવાં કાર્યો કરે છે, તેવાં કાર્યો તપ કરવાથી કરતા નથી.[૪૮–૫૦]

बिल्वपत्रैश्च ये कृष्णं कार्तिके कलिवर्द्धन ॥ ५१ ॥ पूजयंति महाभक्त्या मुक्तिस्तेषां मयोदिता । तुलसीदलपुष्पैर्ये पूजयंति जनार्दनम् ॥ ५२ ॥ कार्त्तिके स दहेत्तेषां पापं जन्मायुतोद्भवम् । दृष्टा स्पृष्टाऽथवा ध्याता कीर्तिता नमिता स्तुता ॥ ५३ ॥ रोपिता सेचिता नित्यं पूजिता तुलसी शुभा । नवधा सेविता भक्त्या कार्तिके यैर्दिने दिने ॥ ५४ ॥ युगकोटिसहस्राणि ते वसंति हरेर्गृहे । रोपिता तुलसी यैस्तु वर्द्धते वसुधातले ॥ ५५ ॥ कुले तेषां तु ये जाता ये भविष्यंति ये गताः । आकल्पयुगसाहस्रं तेषां वासो हरेर्गृहे ॥५६॥ कदंबकुसुमैर्देवं येऽर्चयंति जनार्दनम् । तेषां यमालयो नैव प्रसादाच्चक्रपाणिनः ॥ ५७ ॥ दृष्ट्वा कदंबकुसुमं प्रीतो भवति केशवः । किं पुनः पूजितो विप्र सर्वकामप्रदो हरिः ॥ ५८ ॥ यः पुनः पाटलापुष्पैः कार्तिके गरुडध्वजम् । अर्चयेत्परया भक्त्या मुक्तिभागी भवेद्धि सः ॥ ५९ ॥ बकुलाशोककुसुमैर्येऽर्चयंति जगत्पतिम् विशोकास्ते भविष्यंति यावच्चंद्रदिवाकरौ ॥ ६० ॥

હે નારદ ! જે માણસ કાર્તિક માસમાં ભક્તિથી બિલીપત્રવડે વિષ્ણુની પૂજા કરે છે, તેનો મોક્ષ થાય છે એમ હું કહું છું. જે માણસો કાર્તિક માસમાં તુલસીનાં પત્રોવડે તથા પુષ્પોવડે વિષ્ણુની પૂજા કરે છે, તેમનાં દશ હજાર જન્મોનાં પાપો વિષ્ણુ બાળી નાંખે છે. જે માણસો કાર્તિક માસમાં હંમેશાં ભક્તિથી તુલસીનું દર્શન કરે છે, સ્પર્શ કરે છે, ધ્યાન કરે છે, કીર્તન કરે છે, સ્તોત્ર પઢે છે, વાવે છે, જલ પાય છે અને પૂજન કરે છે–એવી રીતે નવ પ્રકારે તુલસીની સેવા કરે છે, તેઓ હજારો ને કરોડો યુગો સૂધી વૈકુંઠમાં રહે છે. જે માણસો પૃથ્વી ઉપર તુલસીને વાવે છે ને તે વધે છે, તેઓનાં કુળમાં થઈ ગયેલા, વિદ્યમાન અને થનાર સઘળા હજારો કલ્પ સૂધી વૈકુંઠમાં રહે છે.[૫૧–૫૬] જે માણસો કદંબના પુષ્પોવડે વિષ્ણુનું પૂજન કરે છે, તેઓને વિષ્ણુની કૃપાથી યમલોકમાં જવું પડતું નથી.[૫૭] કારણ કે કદંબનાં પુષ્પો દેખીને જ વિષ્ણુ પ્રસન્ન થાય છે, ત્યારે તેવડે પૂજા કરવાથી પ્રસન્ન થઈ સર્વ કામના પૂર્ણ કરે તેમાં શું આશ્ચર્ય ? (કાંઈપણ નહીં,)[૫૮] જે માણસ કાર્તિક માસમાં પાડલનાં પુષ્પોવડે પરમ ભક્તિથી નારાયણની પૂજા કરે છે તેને મોક્ષ મળે છે.[૫૯] જે માણસો બોરસળીનાં પુષ્પોવડે વિષ્ણુનું પૂજન કરે છે, તેઓ યાવચ્ચંદ્રદિવાકર આનંદમાં રહે છે.[૬૦]

येऽर्चयंति जगन्नाथं करवीरैः सितासितैः । तेषां सदा तु विप्रेंद्र प्रीतो भवति केशवः ॥६१॥ मंजरीं सहकारस्य केशवोपरि ये नराः । यच्छंति ते महाभागा गोकोटिफलभागिनः ॥६२॥ दूर्वांकुरैर्हरेर्यस्तु पूजां काले प्रयच्छति । पूजाफलं शतगुणं सम्यगाप्नोति मानवः ॥ ६३ ॥ शमीपत्रैस्तु ये देवं पूजयंति सुखप्रदम् । यममार्गो महाघोरो निस्तीर्णस्तैस्तु नारद ॥ ६४ ॥ वर्षाकाले तु देवेशं कुसुमैश्चंपकोद्भवैः । येऽर्चयंति न ते मर्त्याः संसरेयुः पुनर्भवे॥६५॥ सुवर्णकेतकीपुष्पं यो ददाति जनार्दने । कोटिजन्मार्जितं पापं दहते गरुडध्वजः ॥ ६६ ॥ कुंकुमारुणवर्णां च गंधाढ्यां शतपत्रिकाम् । यो ददाति जगन्नाथे श्वेतद्वीपालये वसेत् ॥ ६७ ॥ एवं संपूज्य रात्रौ च केशवं भुक्तिमुक्तिदम् । प्रातरुत्थाय च ब्रह्मन् गत्वा तु सजलां नदीम् ॥६८॥ तत्र स्नात्वा जपित्वा च कृत्वा पौर्वाह्णिकीः क्रियाः । गृहं गत्वा च संपूज्यः केशवो विधिवन्नरैः ॥ ६९ ॥ व्रतस्य पूरणार्थाय ब्राह्मणान्भोजयेत्सुधीः । क्षमापयेत्सुवचसा भक्तियुक्तेन चेतसा ॥ ७० ॥

જે માણસો ધોળાં વા કાળાં કરેણનાં પુષ્પોવડે વિષ્ણુનું પૂજન કરે છે, તેઓની ઉપર વિષ્ણુ સદા પ્રસન્ન રહે છે.[૬૧] જે માણસો વિષ્ણુને આંબાનો મોર ચડાવે છે તે મોટા ભાગ્યશાળી થાય છે ને તેઓને કરોડ ગોદાનોનું પુણ્ય થાય છે.[૬૨] જે માણસ દૂર્વાથી વિષ્ણુની પૂજા કરે છે તેને સોગણું પુણ્ય થાય છે.[૬૩] હે નારદ ! જે માણસ ખીજડીનાં પાંદડાંવડે સુખ આપનાર વિષ્ણુનું પૂજન કરે છે, તે મહા ભયંકર યમનો માર્ગ ઉતરી જાય છે.[૬૪] જે માણસો વર્ષાઋતુમાં ચંપાનાં પુષ્પોવડે વિષ્ણુનું પૂજન કરે છે, તેઓને ફરીથી સંસારમાં જન્મવું પડતું નથી.[૬૫] જે માણસ વિષ્ણુને સુવર્ણકેતકીનું પુષ્પ ચડાવે છે, તેના કરોડ જન્મોનાં પાપોને વિષ્ણુ ભગવાન્ બાળી નાંખે છે.[૬૬] જે માણસ વિષ્ણુને કંકુના જેવાં લાલ સુગંધી કમળો ચડાવે છે, તેનો વાસ શ્વેતદ્વીપમાં થાય છે.[૬૭] એવી રીતે ભોગ તથા મોક્ષ આપનાર વિષ્ણુની રાત્રિમાં પૂજા કરી પ્રાતઃકાલ થાય ત્યારે ઉઠી નદીમાં સ્નાન કરી જપ વગેરે પ્રાતઃકાલનું કૃત્ય કરી ઘેર આવવું. પછી વિધિથી વિષ્ણુની પૂજા કરી વ્રત પૂરું થવામાટે બ્રાહ્મણોને જમાડવા અને ભક્તિ રાખી મધુર વાણીથી ક્ષમા માગવી.[૬૮–૭૦]

गुरुपूजा ततः कार्या भोजनाच्छादनादिभिः । दक्षिणा गौश्च दातव्या तुष्टयर्थं चक्रपाणिनः ॥ ७१ ॥ भूयसी चैव दातव्या ब्राह्मणेभ्यः प्रयत्नतः । नियमश्चैव संत्याज्यो ब्राह्मणाग्रे प्रयत्नतः ॥ ७२ ॥ कथयित्वा द्विजेभ्यस्तु दद्याच्छक्त्या च दक्षिणाम् । नक्तभोजी नरो राजन् ब्राह्मणान् भोजयेच्छुभान् ॥ ७३ ॥ अयाचिते बलीवर्दं सहिरण्यं प्रदा-

पयेत् । अमांसाशी नरो यस्तु प्रदद्याद्गां सदक्षिणाम् ॥७४॥ धात्रीस्नायी नरो दद्यादधिमाक्षिकमेव च । फलानां नियमे राजन् फलदानं समाचरेत् ॥ ७५ ॥ तैलस्थाने घृतं देयं घृतस्थाने पयः स्मृतम् । धान्यानां नियमे राजन् दीयंते शालितंडुलाः ॥ ७६ ॥ भूम्यांशयने शय्यां सतूलां सपरिच्छदाम् । पत्रभोजी नरो दद्याद्भाजनं घृतसंयुतम् ॥ ७७ ॥ मौने घंटां तिलांश्चैव सहिरण्यं प्रदापयेत् । धारणे तु स्वकेशानामादर्शं दापयेद्बुधः ॥ ७८ ॥ उपानहौ प्रदातव्या-वुपानत्परिवर्जनात् । लवणस्य च संत्यागे शर्करां च प्रदापयेत् ॥ ७९ ॥

નારાયણને પ્રસન્ન કરવા માટે ગુરુને જમાડી વસ્ત્ર વગેરેથી પ્રસન્ન કરી ગાય અને દક્ષિણા આપવી.[૭૧] સાવધાનીથી બ્રાહ્મણોને ભૂયસી દક્ષિણા આપવી. પછી લીધેલો નિયમ બ્રાહ્મણોને કહી તેઓની સમક્ષ છોડી દેવો.[૭૨] તેમ જ તેઓને યથાશક્તિ દક્ષિણા આપવી. જે માણસે નક્ત ભોજનનો નિયમ લીધો હોય તેણે ઉત્તમ બ્રાહ્મણોને જમાડવા.[૭૩] જે માણસે અયાચિતનો નિયમ લીધો હોય તેણે બળદનું ને સોનાનું દાન કરવું. જે માણસે માંસ ન ખાવાનો નિયમ લીધો હોય તેણે ગાય અને દક્ષિણા આપવી.[૭૪] જેણે આમળાવડે સ્નાન કરવાનો નિયમ લીધો હોય તેણે દહીંનું ને મધનું દાન કરવું. જે માણસે જે ફળનો નિયમ લીધો હોય તેણે તે ફળનું દાન કરવું.[૭૫] તેલનો નિયમ હોય તો ઘી આપવું અને ઘીનો નિયમ હોય તો દૂધ આપવું, અનાજનો નિયમ લીધેલો હોય તો શાળ આપવી.[૭૬] પૃથ્વી ઉપર સૂવાનો નિયમ હોય તો ગાદલાં વગેરે સામગ્રીવાળી શય્યા આપવી. પત્રાવળીમાં ભોજનનો નિયમ હોય તો ઘીથી ભરેલાં પાત્રનું દાન કરવું.[૭૭] મૌન રહી જમવાનો નિયમ હોય તો ઘંટાનું, તિલનું ને સોનાનું દાન કરવું. પંચ કેશ રાખવાનો નિયમ લીધેલો હોય તો અરીસાનું દાન કરવું.[૭૮] પગરખાં ન પહેરવાનો નિયમ હોય તો પગરખાંનું દાન કરવું. લવણ ન ખાવાનો નિયમ હોય તો સાકરનું દાન કરવું.[૭૯]

नित्यं दीपप्रदो यस्तु विष्णोर्वा विबुधालये । सदीपं सघृतं ताम्रं कांचनं वा दशायुतम् ॥ ८० ॥ प्रदद्याद्विष्णुभक्ताय व्रतसंपूर्तिहेतवे । एकांतरोपवासे तु कुंभानष्टौ प्रदापयेत् ॥ ८१ ॥ सवस्त्रान्कांचनोपेतान् सर्वान् सालंकृतान् शुभान् । यथोक्तकरणे शक्तिर्यदि न स्यात्तदा मुने ॥८२॥ द्विजवाक्यं स्मृतं राजन् संपूर्णव्रतसिद्धिदम्। नत्वा विसर्जयेद्विप्रांस्ततो भुंजीत च स्वयम् ॥ ८३ ॥ यस्यक्तं चतुरो मासान् समाप्तिं तस्य चाचरेत् । एवं य आचरेत्पार्थ सोऽनंतफलमाप्नुयात् ॥ ८४ ॥ अवसाने तु राजेंद्र वासुदेवपुरं व्रजेत् । यश्चाविघ्नं समाप्यैवं चातुर्मास्यव्रतं नृप ॥ ८५ ॥ स भवेत्कृतकृत्यस्तु न पुनर्मानुषो भवेत् । एतत्कृत्वा महीपाल परिपूर्णं व्रतं भवेत् ॥ ८६ ॥ व्रतवैकल्यमासाद्य अंधः कुष्ठी प्रजायते । एतत्ते सर्वमाख्यातं यत्पृष्टोऽहमिह त्वया । पठनाच्छ्रवणाद्वापि कमेद्गोदानजं फलम् ॥ ८७ ॥ इति श्रीस्कंदपुराणे कार्तिकशुक्लाया प्रबोधिन्या माहात्म्यं संपूर्णम् ।

જે માણસે હંમેશાં વિષ્ણુના વા બીજા દેવના મંદિરમાં દીવા કરવાનો નિયમ લીધો હોય તો ત્રાંબાનાં વા સોનાનાં કોડીઆમાં દીવો કરી તે વિષ્ણુભક્ત બ્રાહ્મણ હોય તેને આપવો, જેથી વ્રત પૂરું થાય. એકાંતરા ઉપવાસનો નિયમ હોય તો વસ્ત્રથી વીંટેલા, અલંકારવાળા સોનાવાળા આઠ ઘડાઓનું દાન કરવું. હે મુને! જો ઉપર કહેલાં દાન આપવાની શક્તિ ન હોય તો બ્રાહ્મણનું વચન લેવું, કારણ કે તેથી પણ વ્રત પૂર્ણ થાય છે. તે પછી બ્રાહ્મણોને નમસ્કાર કરી તેમને ઘેર જવાની રજા આપી પોતે ભોજન કરવું અને જે નિયમ હોય તેની સમાપ્તિ કરવી. હે પાર્થ! એવી રીતે જે માણસ વ્રત કરે છે, તેને અનંત ફળ થાય છે ને અંતે તે વૈકુંઠમાં જાય છે. જે માણસ એવી રીતે ચાતુર્માસ વ્રત નિર્વિઘ્નપણાથી સમાપ્ત કરે છે, તે કૃતકૃત્ય થાય છે ને તેને બીજી વખત જન્મવું પડતું નથી. એવી રીતે કરવાથી વ્રત પૂર્ણ થાય છે.[૮૦–૮૬] જે માણસ વ્રતનો ભંગ કરે છે, તે આંધળો વા કોઢીઓ થાય છે. હે યુધિષ્ઠિર! તમે જે પૂછ્યું હતું તે મેં કહી સંભળાવ્યું. આ કથાના પાઠથી વા શ્રવણથી ગોદાનનું પુણ્ય થાય છે.[૮૭] એવી રીતે સ્કંદપુરાણમાં કાર્તિક માસની શુક્લ પક્ષની પ્રબોધિની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૩૮ અધિક માસના શુક્લ પક્ષની પદ્મિની એકાદશીની કથા

अथाधिकशुक्लैकादशीकथा । युधिष्ठिर उवाच– मलिम्लुचस्य मासस्य का वा एकादशी भवेत् । किं नाम को विधिस्तस्याः कथयस्व जनार्दन ॥ १ ॥ श्रीकृष्ण उवाच– मलमासस्य या पुण्या प्रोक्ता नाम्ना च पद्मिनी । सोपोषिता प्रयत्नेन पद्मनाभपुरं नयेत् ॥२॥ मलमासे महापुण्या कीर्तिता कल्मषापहा । तस्याः फलं कथयितुं न शक्तश्चतुराननः ॥ ३ ॥ नारदाय पुरा प्रोक्तं विधिना व्रतमुत्तमम् । पद्मिन्याः पापराशिघ्नं भुक्तिमुक्तिफलप्रदम् ॥ ४ ॥ श्रुत्वा वाक्यं मुरारेस्तु प्रोवाचातिमुदान्वितः । युधिष्ठिरो जगन्नाथं विधिं पप्रच्छ धर्मवित् ॥ ५ ॥ श्रुत्वा राज्ञस्तु वचनमुवाच मधुसूदनः । शृणु राजन् प्रवक्ष्यामि मुनीनामप्यगोचरम् ॥ ६ ॥ दशमीदिवसे प्राप्ते व्रतारंभो विधीयते । कांस्यं मांसं मसूरांश्च चणकान् कोद्रवांस्तथा ॥ ७ ॥ शाकं मधु परान्नं च दशम्यामष्ट वर्जयेत् । हविष्यान्नं च भुंजीत अक्षारलवणं तथा ॥ ८ ॥ भूमिशायी ब्रह्मचारी भवेच्च दशमीदिने । एकादशीदिने प्राप्ते प्रातरुत्थाय सादरम् ॥९॥ विधाय च मलोत्सर्गं न कुर्याद्दंतधावनम् । कृत्वा द्वादशगंडूषान् शुचिर्भूत्वा समाहितः ॥ १० ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે શ્રીકૃષ્ણ! મલમાસ-પુરુષોત્તમ માસની એકાદશીનું શું નામ છે? ને તેનો કેવો પ્રકાર છે? તે કહો.[1] શ્રીકૃષ્ણ કહે છે-અધિક-પુરુષોત્તમ માસની એકાદશીનું નામ પદ્મિની છે અને તે પુણ્યકારક છે. સાવધાન રહી તેનું વ્રત કરવાથી વૈકુંઠની પ્રાપ્તિ થાય છે.[2] પદ્મિની એકાદશી મહાપુણ્યકારક અને પાપનો નાશ કરનારી છે. તેનું વ્રત કરવાથી કેટલું પુણ્ય થાય છે, તે બ્રહ્મા પણ કહી શકે તેમ નથી.[3] મોટાં મોટાં પાપોનો નાશ કરનાર અને ભોગને તથા મોક્ષને આપનાર એવું અતિ ઉત્તમ પદ્મિની એકાદશીનું વ્રત, પૂર્વે બ્રહ્માએ નારદને કહેલું છે.[4] એવાં શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી પ્રસન્ન થયેલા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને એ વ્રતનો પ્રકાર પૂછયો;[5] ત્યારે યુધિષ્ઠિરનું વચન સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યા કે, હે રાજન્! જે પ્રકાર મુનિઓ પણ નથી જાણતા, તેવો ઉત્તમ પ્રકાર કહું છું તે સાંભળો.[6] દશમીને દિવસે વ્રતનો આરંભ કરવો. કાંસાનું પાત્ર, માંસ, મસૂર, ચણા, કોદ્રા, શાક, મદ્ય અને પરાન્ન એ આઠ વસ્તુઓનો દશમીને દિવસે ત્યાગ કરવો. દશમીને દિવસે હવિષ્યાન્ન જમવું, લવણ કે કોઈ ખારી ચીજ ખાવી નહીં,[7-8] જમીનપર સૂવું અને બ્રહ્મચર્ય પાળવું. એકાદશીને દિવસે આદરથી પ્રાતઃકાળમાં ઉઠી, શુદ્ધ થઈ, બાર કોગળા કરી મોઢું શુદ્ધ કરવું, પણ દાતણ કરવું નહીં.[9-10]

सूर्योदये शुभे तीर्थे स्नानार्थं प्रव्रजेत्सुधीः । गोमयं मृत्तिकां गृह्य तिलान्दर्भान् शुचिस्तथा ॥ ११ ॥ चूर्णैरामलकीभूतैर्विधिना स्नानमाचरेत् । उद्धृतासि वराहेण कृष्णेन शतबाहुना ॥ १२ ॥ मृत्तिके ब्रह्मदत्तासि कश्यपेनाभिमंत्रिता । हरिपूजनयोग्यं मां मृत्तिके कुरु ते नमः ॥ १३ ॥ सर्वौषधिसमुत्पन्नं गवोदरमधिष्ठितम् । पवित्रकरणं भूमेर्मां पावयतु गोमयम् ॥ १४ ॥ ब्रह्मष्ठीवनसंभूता धात्री भुवनपावनी । संस्पृष्टा पावयांगं मे निर्मलं कुरु ते नमः ॥ १५ ॥ देवदेव जगन्नाथ शंखचक्रगदाधर । देहि विष्णो ममानुज्ञां तव तीर्थावगाहने ॥ १६ ॥ वारुणांश्च जपेन्मंत्रान्स्नानं कुर्याद्विधानतः । गंगादितीर्थं संस्मृत्य यत्र कुत्र जलाशये ॥ १७ ॥

સૂર્યોદય થાય ત્યારે છાણ, માટી, તિલ ને દર્ભ લઈ સ્નાનમાટે નદી વગેરે જલાશય ઉપર જવું.[11] ત્યાં આમળાંના ચૂર્ણવડે વિધિથી સ્નાન કરવું. 'હે મૃત્તિકે! સો હાથવાળા નારાયણ કે જેણે વરાહરૂપ ધારણ કર્યું હતું, તેણે તમારો ઉદ્ધાર કર્યો છે. તમે બ્રહ્મદત્તા છો, કશ્યપ ઋષિએ અભિમંત્રિત છો, હું તમને નમસ્કાર કરું છું માટે મને પવિત્ર કરો, જેથી હું વિષ્ણુપૂજનમાં અધિકારી થાઉં,' એ મંત્ર ભણી માટીથી સ્નાન કરવું.[12-13] 'સઘળી ઔષધિઓથી ઉત્પન્ન થયેલું, ગાયના ઉદરમાં રહેલું ને પૃથ્વીને પણ પવિત્ર કરનારું એવું ગોમય મને પવિત્ર કરો,' એમ ભણી ગોમયથી સ્નાન કરવું.[14] 'હે આમળિ! તું બ્રહ્માના થુંકવામાંથી ઉત્પન્ન થઈ છો, ભુવનને પવિત્ર કરનારી છો, હું તને નમસ્કાર કરું છું માટે સ્પર્શથી જ મને પવિત્ર કર,' એમ બોલી આમળાંથી સ્નાન કરવું.[15] 'હે દેવના દેવ! હે શંખને, ચક્રને તથા ગદાને ધારણ કરનાર! મને આ જળમાં સ્નાન કરવા માટે આજ્ઞા આપો,'[16] એ મંત્રવડે તથા બીજા પણ વરુણના મંત્રોવડે વિધિથી સ્નાન કરવું. હરકોઈ જલાશયમાં સ્નાન કરતી વખતે ગંગા વગેરે તીર્થોનું સ્મરણ કરવું.[17]

पश्चात्संमार्जयेद्गात्रं विधिना नृपसत्तम । परिधायाहतं वासः शुक्लं शुचि ह्यखंडितम् ॥ १८ ॥ संध्यामुपास्य विधिना तर्पयित्वा पितॄन्सुरान् । हरेर्मंदिरमागम्य पूजयेत्कमलापतिम् ॥ १९ ॥ स्वर्णमाषकृतं देवं राधिकासहितं हरिम् । पार्वत्या सहितं शंभुं पूजयेद्विधिपूर्वकम् ॥ २० ॥ धान्योपरि न्यसेत्कुंभं ताम्रं मृन्मयमेव वा । दिव्यवस्त्रसमायुक्तं दिव्यगंधादिवासितम् ॥२१॥ तस्योपरि न्यसेत्पात्रं ताम्रं रौप्यं हिरण्मयम् । तस्मिन्संस्थापयेद्देवं विधिना पूजयेत्ततः ॥ २२ ॥ संस्नाप्य सलिलैः श्रेष्ठैर्गंधधूपाधिवासितैः । चंदनागुरुकर्पूरैः पूजयेद्देवमीश्वरम् ॥ २३ ॥ नानाकुसुमकस्तूरीकुंकुमेन सितांबुजैः । तत्कालजातैः कुसुमैः पूजयेत्परमेश्वरम् ॥ २४ ॥ नैवेद्यैर्विविधैः शक्त्या तथा नीराजनादिभिः । धूपैर्दीपैः सकर्पूरैः पूजयेत्केशवं शिवम् ॥ २५ ॥ नृत्यं गीतं तदग्रे तु कुर्याद्भक्तिपुरःसरम् । नालपेत्पतितान्पापांस्तस्मिन्नहनि न स्पृशेत् ॥ २६ ॥ नानृतं हि वदेद्वाक्यं सत्यपूतं वचो वदेत् । रजस्वलां न स्पृशेच्च न निंदेद्ब्राह्मणं गुरुम् ॥ २७॥ पुराणं पुरतो विष्णोः शृणुयात्सह वैष्णवैः । निर्जला सा प्रकर्तव्या या च शुक्ले मलिम्लुचे ॥२८॥ जलपानेन वा कुर्याद्दुग्धाहारेण नान्यथा । रात्रौ जागरणं कुर्याद्गीतवादित्रसंयुतम् ॥ २९ ॥ प्रहरे प्रहरे पूजा कार्या विष्णोः शिवस्य च । प्रथमे प्रहरे दद्यान्नारिकेलार्घमुत्तमम्॥३०॥ द्वितीये श्रीफलैश्चैव तृतीये बीजपूरकैः । चतुर्थप्रहरे पूगैर्नारिंगैश्च विशेषतः ॥३१॥ प्रथमे प्रहरे पुण्यमग्निष्टोमस्य जायते । द्वितीये वाजपेयस्य तृतीये हयमेधजम् ॥ ३२ ॥ चतुर्थे राजसूयस्य जाग्रतो जायते फलम् । नातःपरतरं पुण्यं नातः परतरा मखाः ॥ ३३ ॥ नातः परतरा विद्या नातः परतरं तपः । पृथिव्यां यानि तीर्थानि क्षेत्राण्यायतनानि च ॥ ३४ ॥ तेन स्नातानि दत्तानि येनाकारि हरेर्व्रतम् । एवं जागरणं कुर्याद्यावत्सूर्योदयो भवेत् ॥ ३५ ॥ सूर्योदये शुभे तीर्थे गत्वा स्नानं समाचरेत् । स्नात्वा चागत्य भवनं पूजयेद्देवमीश्वरम् ॥३६॥ पूर्वोदितेन विधिना भोजयेद्ब्राह्मणान् शुभान् । कुंभादिकं च यत्सर्वं प्रतिमां केशवस्य च ॥ ३७ ॥ पूजयित्वा विधानेन ब्राह्म-

णाय समर्पयेत् । एवं विधं व्रतं यो वै कुरुते भुवि मानवः ॥ ३८ ॥ सफलं जायते जन्म तस्य भुक्तिफलप्रदम् । एतत्ते सर्वमाख्यातं यत्पृष्टोऽहं त्वयाऽनघ ॥ ३९ ॥ व्रतानि तेन चीर्णानि सर्वाणि नृपनंदन । पद्मिन्याः प्रीतियुक्तो यः कुरुते व्रतमुत्तमम् ॥ ४० ॥

હે શ્રેષ્ઠ રાજા ! સ્નાન કર્યા પછી શરીર લુંછી નાખવું. ફાટેલું ન હોય, ને ધોળું હોય એવું, પવિત્ર નવું વસ્ત્ર પહેરવું.[૧૮] સંધ્યા કરવી, વિધિથી પિતૃતર્પણ કરવું ને દેવતર્પણ કરવું. પછી વિષ્ણુમંદિરમાં આવી તેની પૂજા કરવી.[૧૯] એક માષા સોનાની કરેલી શ્રીકૃષ્ણની તથા રાધિકાની મૂર્તિની, તેમ જ શંકરની તથા પાર્વતીની મૂર્તિની પૂજા કરવી.[૨૦] ધાન્ય ઉપર સુંદર વસ્ત્રથી વીંટેલા અને સુંદર ચંદનથી સુગંધીવાળા ત્રાંબાના વા માટીના ઘડાની સ્થાપના કરવી.[૨૧] તેની ઉપર ત્રાંબાનું, રૂપાનું અથવા સોનાનું પાત્ર રાખવું. તેમાં વિષ્ણુની સ્થાપના કરી વિધિથી તેની પૂજા કરવી.[૨૨] સુગંધિ નિર્મલ જળથી તેને સ્નાન કરાવવું, ચંદન ચડાવવું, અગુરુનો ધૂપ કરવો, કપૂરથી આરતી ઉતારવી, કસ્તુરી ને કેસર ચડાવવું, તે ઋતુમાં થયલાં પુષ્પો ચડાવવાં, ધોળાં કમળો ચડાવવાં, નાના પ્રકારનાં નૈવેદ્યો ધરવાં, ધૂપ કરવો, દીવા કરવા ને આરતી ઉતારવી. એવી રીતે વિષ્ણુની તથા શિવની પૂજા કરવી.[૨૩–૨૫] તેની પાસે ભક્તિથી નૃત્ય કરવું ને ગીત ગાવાં. તે દિવસે પતિતનો કે પાપીનો સ્પર્શ કરવો નહીં ને તેની સાથે બોલવું પણ નહીં.[૨૬] અસત્ય બોલવું નહીં, પણ સાચું બોલવું. રજસ્વલાનો સ્પર્શ કરવો નહીં, બ્રાહ્મણની કે ગુરુની નિંદા કરવી નહીં.[૨૭] વિષ્ણુની પાસે બેસી વૈષ્ણવોની સાથે પુરાણ સાંભળવું. અધિક માસના શુક્લપક્ષની એકાદશી નિર્જલા કરવી.[૨૮] તેમ ન બને તો જલપાન કરીને રહેવું. તેમ પણ ન બને તો દૂધ પીવું, રાતે જાગરણ કરવું, ગીત ગાવાં ને નૃત્ય કરવું.[૨૯] એક એક પહોરે વિષ્ણુની તથા શંકરની પૂજા કરવી. પહેલાં પહોરમાં નાળીયેરનો અર્ઘ્ય આપવો.[૩૦] બીજા પહોરમાં બીલીનો અર્ઘ્ય આપવો, ત્રીજા પહોરમાં બીજોરાંનો અર્ઘ્ય આપવો ને ચોથા પહોરમાં સોપારીનો તથા નારંગીનો અર્ઘ્ય આપવો.[૩૧] જે માણસ આ એકાદશીની રાતે જાગરણ કરે છે, તેને પહેલા પહોરમાં અગ્નિષ્ટોમનું ફળ થાય છે, બીજા પહોરમાં વાજપેયનું ફળ થાય છે, ત્રીજા પહોરમાં અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે અને ચોથા પહોરમાં રાજસૂય યજ્ઞનું ફળ થાય છે. આથી ઉત્તમ કોઇ પુણ્ય નથી, આથી ઉત્તમ કોઇ યજ્ઞ નથી,[૩૨–૩૩] આથી ઉત્તમ કોઈ વિદ્યા નથી ને આથી ઉત્તમ કોઇ તપ નથી. જે માણસ આ એકાદશીને દિવસે વ્રત કરે છે, તેને પૃથ્વીમાં જેટલાં તીર્થો અને દેવમંદિરો છે તેમાં સ્નાન તથા દર્શન કરવાનું ફળ થાય છે. એવી રીતે સૂર્યોદય સુધી જાગરણ કરવું.[૩૪–૩૫] સૂર્યોદય થાય ત્યારે જલાશયમાં જઈ સ્નાન કરવું. પછી ઘેર આવી બન્ને દેવોની પૂજા કરવી,[૩૬] ને પ્રથમ કહેલા પ્રકારથી ઉત્તમ બ્રાહ્મણોને જમાડવા. પછી બ્રાહ્મણની પૂજા કરીને વિષ્ણુની તથા શંકરની મૂર્તિ અને ઘડા વગેરે સઘળું તેને આપવું. એવી રીતે પૃથ્વીપર જે માણસ વ્રત કરે છે,[૩૭–૩૮] તેનો જન્મ સફળ થાય છે ને તેને મોક્ષ મળે છે. હે રાજન્ ! તમે જે પૂછ્યું હતું તે સઘળું મેં કહી સંભળાવ્યું.[૩૯] જે માણસ પ્રીતિથી પદ્મિની એકાદશીનું વ્રત કરે છે, તેને સઘળાં વ્રતોનું ફળ થાય છે.[૪૦]

अत्र ते कथयिष्यामि कथामेकां मनोरमाम् । नारदाय पुलस्त्येन विस्तरेण निवेदिताम् ॥ ४१ ॥ कार्तवीर्येण कारायां निक्षिप्तं वीक्ष्य रावणम् । विमोचितः पुलस्त्येन याचयित्वा महीपतिम् ॥ ४२ ॥ तदाश्चर्यं तदा श्रुत्वा नारदो दिव्यदर्शनः । पप्रच्छ च यथाभक्त्या पुलस्त्यं मुनिपुंगवम् ॥ ४३ ॥ नारद उवाच– दशाननेन विजिताः सर्वे देवाः सवासवाः । कार्तवीर्येण विजितः कथं रणविशारदः ॥४४॥ नारदस्य वचः श्रुत्वा पुलस्त्यो मुनिरब्रवीत् ।

હે યુધિષ્ઠિર ! આ વિષયમાં નારદને પુલસ્ત્ય ઋષિએ કહેલી એવી એક મનોહર કથા કહું છું તે સાંભળો.[૪૧] સહસ્રાર્જુને કેદમાં નાખેલા રાવણને જોઇ પુલસ્ત્ય ઋષિએ તેની પાસે યાચના કરીને તેને છોડાવ્યો.[૪૨] આ આશ્ચર્યકારક વાત સાંભળી દિવ્યદૃષ્ટિવાળા નારદે પુલસ્ત્યઋષિને ભક્તિથી પૂછ્યું હતું.[૪૩] નારદજી પૂછે છે–હે મુનિરાજ ! રાવણે દેવોને પણ જિતી લીધા હતા. તો યુદ્ધમાં પ્રવીણ એવા એ રાવણને કાર્તવીર્ય કેમ જિતી શક્યો ?[૪૪] એવાં નારદનાં વચનો સાંભળી પુલસ્ત્ય ઋષિ બોલ્યા.

पुलस्त्य उवाच–शृणु वत्स प्रवक्ष्यामि कार्तवीर्यसमुद्भवम् ॥ ४५ ॥ पुरा त्रेतायुगे राजन्माहिष्मत्यां बृहत्तरः । हैहयानां कुले जातः कृतवीर्यो महीपतिः ॥ ४६ ॥ सहस्रं प्रमदास्तस्य नृपस्य प्राणवल्लभाः । न तासां तनयं काचिल्लेभे राज्यधुरंधरम् ॥ ४७ ॥ यजन्देवान्पितॄन् सिद्धान्प्रतिपूज्य महत्तरान् । कुर्वंस्तदुदितं सर्वं लब्धवांस्तनयं न सः ॥ ४८ ॥ सुतं विना तदा राज्यं न सुखाय महीपतेः । क्षुधितस्य यथा भोगा न भवंति सुखप्रदाः ॥४९॥ विचार्य चित्ते नृपतिस्तपस्तप्तुं मनो दधे । तपसैव सदा सिद्धिर्जायते मनसेप्सिता ॥ ५० ॥ इत्युक्त्वा स हि धर्मात्मा चीरवासा जटाधरः । तपस्तप्तुं गतः सद्यो गृहे न्यस्य सुमंत्रिणम् ॥ ५१ ॥ निर्गतं नृपतिं वीक्ष्य पद्मिनी प्रमदोत्तमा । हरिश्चंद्रस्य तनया तपस्तप्तुं कृतोद्यमा ॥ ५२ ॥ भूषणादि परित्यज्य चीरमेकं समाश्रयत् । जगाम पतिना सार्द्धं पर्वते गंधमादने ॥ ५३ ॥ गत्वा तत्र तपस्तेपे

वर्षाणामयुतं नृपः । न लेभेऽथापि तनयं ध्यायन्देवं गदाधरम् ॥ ५४ ॥

પુલસ્ત્ય કહે છે–હે પુત્ર ! હે નારદ ! કાર્તવીર્યની ઉત્પત્તિ કહું છું તે સાંભળો.[૪૫] પૂર્વે કૃતવીર્ય નામે ત્રેતાયુગમાં માહિષ્મતી નગરીનો મોટો રાજા હતો. તે હૈહયના કુળમાં ઉત્પન્ન થયો હતો ને મહા પરાક્રમી હતો.[૪૬] તે રાજાને પ્રાણ જેવી પ્રિય હજાર સ્ત્રીઓ હતી. તેમાંથી કોઈને પણ પુત્ર થયો ન હતો, જે રાજ્યનો કારભાર ચલાવે.[૪૭] એ રાજાએ પુત્ર માટે કેટલાક યજ્ઞો કર્યા. દેવોની, પિતરોની સિદ્ધોની ને મહાત્માઓની પૂજા કરી. તેમ જ જે કોઈ કાંઈ કહે તે સઘળું કર્યું, તથાપિ તેને પુત્ર થયો નહીં.[૪૮] તેથી જેમ ભૂખ્યા માણસને વૈભવ સારો લાગતો નથી, તેમ જ પુત્ર વગરના એ રાજાને રાજ્ય વગેરે સારાં લાગતાં નહીં.[૪૯] તે પછી, તપ કરવાથી મનમાં ધારેલાં કામો અવશ્ય સિદ્ધ થાય છે, એમ મનમાં વિચાર કરી તપ કરવાનો નિશ્ચય કરી ધર્માત્મા કૃતવીર્ય રાજા વલ્કલ પહેરી, જટા ધરી, રાજ્યનો કારભાર પ્રધાનને સોંપી તપ કરવા ગયો.[૫૦–૫૧] તેની સાથે હરિશ્ચન્દ્ર રાજાની પુત્રી પદ્મિની, જે રાજાની પટ્ટરાણી હતી તે પણ સઘળા અલંકાર વગેરેનો ત્યાગ કરી એક વલ્કલ પહેરી ગંધમાદન પર્વત ઉપર ગઈ.[૫૨–૫૩] ત્યાં રાજાએ નારાયણનું ધ્યાન કરી દશ હજાર વર્ષો સુધી તપ કર્યું, પણ પુત્ર થયો નહીં.[૫૪]

अस्थिस्नायुमयं कांतं दृष्ट्वा सा प्रमदोत्तमा । अनसूयां महासाध्वीं पप्रच्छ विनयान्विता ॥ ५५ ॥ भर्तुः प्रतपतः साध्वि वर्षाणामयुतं गतम् । तथापि न प्रसन्नोऽभूत्केशवः कष्टनाशनः ॥ ५६ ॥ व्रतं मम महाभागे कथयस्व यथातथम् । येन प्रसन्नो भगवान्भविष्यति सदा मयि ॥ ५७ ॥ येन जायेत मे पुत्रश्चक्रवर्ती महत्तरः । श्रुत्वा तस्यास्तु वचनं पतिव्रतपरायणा ॥ ५८ ॥ तदा प्रोवाच संहृष्टा पद्मिनीं पद्मलोचनाम् । मासो मलिम्लुचः सुभ्रु मासद्वादशकाधिकः ॥ ५९ ॥ द्वात्रिंशद्भिर्गतैर्मासैरायाति स शुभानने । तन्मध्ये द्वादशीयुग्मं पद्मिनी परमा तथा ॥ ६० ॥ उपोष्य तत्प्रकर्तव्यं विधिना जागरैः समम् । शीघ्रं प्रसन्नो भगवान्भविष्यति सुतप्रदः ॥ ६१ ॥ इत्युक्त्वाऽकथयत्सर्वं मया पूर्वोदितं नृप । विधिं व्रतस्य विधिवत्प्रसन्ना कर्दमांगजा ॥ ६२ ॥

તે પછી પતિને અતિ દુર્બલ થઈ ગયેલો જોઈ, પદ્મિનીએ વિનયથી મહાપતિવ્રતા અનસૂયાને પૂછ્યું કે,[૫૫] હે સાધ્વિ ! મારા પતિને તપ કરતાં કરતાં દશ હજાર વર્ષો નીકળી ગયાં, તથાપિ નારાયણ જે દુઃખનો નાશ કરે છે તે પ્રસન્ન થયા નહીં.[૫૬] માટે હે મહાભાગે ! જેથી નારાયણ મારી ઉપર પ્રસન્ન થાય ને જેથી મને મોટો ચક્રવર્તી પુત્ર થાય એવું ઉત્તમ વ્રત કહો. એવાં તેનાં વચનો સાંભળી, પતિવ્રતામાં પરાયણ એવાં અનસૂયાએ પ્રસન્ન થઈને, કમળ સરખાં નેત્રવાળી પદ્મિનીને કહ્યું કે, હે સુંદર ભ્રુકુટિવાળિ ! અધિક માસ જે બારે માસથી ઉત્તમ છે ને બત્રીશ માસ ગયા પછી આવે છે, તેની પદ્મિની એકાદશી ઉત્તમ છે.[૫૭–૬૦] તે દિવસે વિધિથી ઉપવાસ કરી જાગરણ કરવાથી વિષ્ણુ ભગવાન્ જલદી પ્રસન્ન થશે અને પુત્ર આપશે.[૬૧] એટલું કહી મેં પૂર્વે જે પ્રકાર કહ્યો છે, તે સઘળો પ્રકાર પ્રસન્નતાથી અનસૂયાએ તેને કહી સંભળાવ્યો.[૬૨]

श्रुत्वा व्रतविधिं सर्वं यथोक्तमनसूयया । चक्रे राज्ञी च तत्सर्वं पुत्रप्राप्तिममीप्सती ॥ ६३ ॥ एकादश्यां निराहारा सदा जाता च निर्जला । जागरेण युता रात्रौ गीतनृत्यसमन्विता ॥ ६४ ॥

એવી રીતે અનસૂયાએ કહેલો વ્રતવિધિ સાંભળી, પુત્રની ઈચ્છાવાળી રાણીએ વિધિથી તે વ્રત કર્યું.[૬૩] તે એકાદશીને દિવસે નિરાહાર રહી, જળ પણ પીધું નહીં, રાત્રે જાગરણ કર્યું, ગીત ગાયાં ને નૃત્ય કર્યું.[૬૪]

पूर्णे व्रते च वै शीघ्रं प्रसन्नः केशवः स्वयम् । समायो गरुडारूढो वरं वरय शोभने ॥ ६५ ॥ श्रुत्वा वाक्यं जगद्धातुः स्तुत्वा प्रीत्या शुचिस्मिता । ययाचेऽथ वरं देहि मम भर्तुर्बृहत्तरम् ॥ ६६ ॥ पद्मिन्यास्तद्वचः श्रुत्वा प्रत्युवाच जनार्दनः । यथा मलिम्लुचो मासो नान्यो मे प्रीतिदायकः ॥ ६७ ॥ तन्मध्यैकादशी रम्या मम प्रीतिविवर्द्धना । सा त्वयोपोषिता सुभ्रु यथोक्तविधिना शुभे ॥ ६८ ॥ तेन त्वया प्रसन्नोऽहं कृतोऽस्मि सुभगानने । तव भर्तुः प्रदास्यामि वरं यन्मनसेप्सितम् ॥ ६९ ॥ इत्युक्त्वा नृपतिं प्राह विष्णुर्विश्वार्तिनाशनः । वरं वरय राजेंद्र यत्ते मनसि कांक्षितम् ॥ ७० ॥ संतोषितोऽहं प्रियया तव सिद्धिचिकीर्षया । श्रुत्वा तद्वचनं विष्णोः प्रसन्नो नृपसत्तमः ॥७१॥ वव्रे सुतं महाबाहुं सर्वलोकनमस्कृतम् । न देवैर्मानुषैर्नागैर्दैत्यदानवराक्षसैः ॥ ७२ ॥ जेतुं शक्यो जगन्नाथ विना त्वां मधुसूदन । इत्युक्तो भगवान् बाढमित्युक्त्वांतरधीयत ॥ ७३ ॥

એ પ્રમાણે વ્રત પૂરું થયું ત્યારે વિષ્ણુ પોતે ગરુડ ઉપર બેસીને આવ્યા ને કહ્યું:–'હે શોભને ! વર માગ.'[૬૫] એવું નારાયણનું વચન સાંભળી, પદ્મિની હર્ષથી બોલી કે, 'હે મહારાજ ! મારા પતિ જે માગે તે આપો' એ હું વર માગું છું'[૬૬] એવાં પદ્મિનીના વચનો સાંભળી વિષ્ણુ બોલ્યા કે, 'હે શુભે ! હે સુભ્રુ ! જેવો અધિક માસ મને પ્રિય છે તેવો બીજો કોઈ નથી.[૬૭] તેની એકાદશી મને અત્યંત પ્રિય છે. એ દિવસે તેં વિધિથી ઉપવાસ કર્યો તેથી હું પ્રસન્ન થયો છું, માટે તારા પતિના મનમાં જે મનોરથ હશે તે હું પૂર્ણ કરીશ'.[૬૮–૬૯] એટલું કહી વિષ્ણુ જે જગતની પીડાનો નાશ કરનાર છે તેણે રાજાને કહ્યું કે,

'હે રાજેન્દ્ર ! તારું શુભ કરવામાટે તારી સ્ત્રીએ મને પ્રસન્ન કર્યો છે, માટે જે મનમાં હોય તે માગી લે.' એવાં વચનો સાંભળી પ્રસન્ન થયેલા રાજાએ કહ્યું કે, 'હે વિષ્ણો! જેને સર્વ લોકો નમસ્કાર કરે ને જેને આપ વિના બીજા, દેવ, નાગ, દૈત્ય, દાનવ, કે રાક્ષસ કોઈ પણ જિતી શકે નહીં, એવો મહાભાગ્યશાળી પુત્ર આપો,' એવું વરદાન માગ્યું. ત્યારે 'તથાસ્તુ' કહી વિષ્ણુ અંતર્હિત થઈ ગયા.[૭૦–૭૩]

नृपोऽपि सुप्रसन्नात्मा हृष्टः पुष्टः प्रियायुतः । समायास्स्वपुरं रम्यं नरनारीमनोरमम् ॥ ७४ ॥ स पद्मिन्यां सुतं लेभे कार्तवीर्यं महाबलम् । न तेन सदृशः कश्चित्रिषु लोकेषु मानवः ॥ ७५ ॥ तस्मात्पराजितः संख्ये रावणो दशकंधरः । न तं जेतुं समर्थोऽस्ति त्रिषु लोकेषु कश्चन ॥ ७६ ॥ विना नारायणं देवं चक्रपाणिं गदाधरम् । न त्वया विस्मयः कार्यो रावणस्य पराजये ॥ ७७ ॥ मलिम्लुचप्रसादेन पद्मिन्याश्चाप्युपोषणात् । दत्तो देवाधिदेवेन कार्तवीर्यो महाबलः ॥ ७८ ॥

પછી એ રાજા પોતાની પ્રિયાની સાથે, સુંદર સ્ત્રીઓથી તથા પુરુષોથી યુક્ત એવા પોતાના નગરમાં આવ્યો.[૭૪] પછી પદ્મિનીને કાર્તવીર્ય નામનો મહાબલવાન્ પુત્ર થયો. ત્રણે લોકોમાં એ કાર્તવીર્ય જેવો કોઈ પણ હતો નહીં.[૭૫] એ રાજાએ યુદ્ધમાં દશ માથાવાળા રાવણને હરાવ્યો. એ રાજાને હરાવે તેવો ચક્રને ને ગદાને ધારણ કરનારા નારાયણ સિવાય ત્રણ લોકોમાં બીજો કોઈ પણ હતો નહીં. અધિક માસની એકાદશીના ઉપવાસના પ્રભાવથી નારાયણે એ મહાબલવાન્ કાર્તવીર્યને આપ્યો હતો, તેનાથી રાવણનો પરાજય થયો તેમાં કાંઈ તમારે આશ્ચર્ય કરવા જેવું નથી.[૭૬–૭૮]

इत्युक्त्वा प्रययौ विप्रः प्रसन्नेनांतरात्मना ॥ श्रीकृष्ण उवाच-एतत्ते सर्वमाख्यातं यत्पृष्टोऽहं त्वयाऽनघ ॥ ७९ ॥ मलिम्लुचस्य मासस्य शुक्लाया व्रतमुत्तमम् । ये करिष्यंति मनुजास्ते यास्यंति हरेः पदम् ॥ ८० ॥ त्वमेवं कुरु राजेंद्र यदि चेष्टमभीप्ससि । केशवस्य वचः श्रुत्वा धर्मराजोऽतिहर्षितः ॥ ८१ ॥ चक्रे व्रतं विधानेन बंधुभिः परिवारितः॥ सूत उवाच-एतत्ते सर्वमाख्यातं यत्पृष्टोऽहं पुरा द्विज । पुण्यं पवित्रं परमं किं भूयः श्रोतुमिच्छसि ॥ ८२ ॥ एवंविधं येऽपि व्रतं मनुष्या भक्त्या करिष्यंति मलिम्लुचस्य । उपोष्य शुक्लामतिसौख्यदात्रीमेकादशीं ते भुवि धन्यधन्याः ॥ ८३ ॥ श्रोष्यंति ये तस्य विधिं समग्रं तेऽप्यंशभाजो मनुजा भवंति । ये वै पठिष्यंति कथां समग्रां ते वै गमिष्यंति हरेर्निवासम् ॥ ८४ ॥ इत्यधिकशुक्लैकादश्याः कथा संपूर्णा ॥

એટલું કહી પુલસ્ત્ય ઋષિ પ્રસન્ન ચિત્તથી ત્યાંથી પોતાને આશ્રમે ગયા. શ્રીકૃષ્ણ કહે છે–હે નિર્દોષ યુધિષ્ઠિર ! તમે જે અધિક માસના શુક્લ પક્ષની એકાદશીનું માહાત્મ્ય પૂછ્યું હતું, તે સઘળું મેં તમને કહી સંભળાવ્યું. જે માણસો એ ઉત્તમ વ્રત કરશે તેને વૈકુંઠની પ્રાપ્તિ થશે.[૭૯–૮૦] હે રાજન્ ! જો મનમાં ધારેલાં કામો સિદ્ધ કરવા ધારતા હો તો તમે એ વ્રત કરો. એવાં શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી પ્રસન્ન થયેલા યુધિષ્ઠિરે ભાઈઓની સાથે વિધિથી તે વ્રત કર્યું. સૂત કહે છે–હે શૌનક ! તમે જે અતિ ઉત્તમ ને પવિત્ર વ્રત પૂછ્યું હતું તે મેં કહી સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો ?[૮૧–૮૨] એવી રીતે જે માણસો અધિક માસના શુક્લ પક્ષની એકાદશી, જે અતિ સુખ આપનારી છે તેનું વ્રત ભક્તિથી કરે છે તે માણસો પૃથ્વીમાં અતિ ધન્ય કહેવાય છે.[૮૩] જે માણસો આ એકાદશીનો પ્રકાર સાંભળે છે, તેને પણ પુણ્યમાંથી ભાગ મળે છે; તેમ જ જે માણસો આ કથાનો સમગ્ર પાઠ કરે છે તેનો વૈકુંઠમાં વાસ થાય છે.[૮૪] એવી રીતે અધિક માસના શુક્લપક્ષની એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

## ૩૯ અધિક માસના કૃષ્ણ પક્ષની પરમા એકાદશીની કથા

अथाधिकमासकृष्णैकादशीकथा ॥ युधिष्ठिर उवाच–मलिम्लुचस्य मासस्य कृष्णा का कथ्यते विभो । किं नाम को विधिस्तस्याः कथयस्व जगत्पते ॥ १ ॥ श्रीकृष्ण उवाच–परमेति समाख्याता पवित्रा पापहारिका । भुक्तिमुक्तिप्रदा नृणां स्त्रीणां चापि युधिष्ठिर ॥ २ ॥ पूर्वोक्तविधिना कार्या कृष्णापि भुवि मानवैः । संपूज्य परया भक्त्या नाम्ना देवं नरोत्तम ॥ ३ ॥ अत्र ते कथयिष्यामि कथामेतां मनोरमाम् । कांपिल्यनगरे जातां मुनीनामग्रतः श्रुताम् ॥ ४ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે જગત્પતે ! હે શ્રીકૃષ્ણ ! અધિક માસના કૃષ્ણ પક્ષની એકાદશીનું નામ, તેનો પ્રકાર ને તેની કથા કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! અધિક માસના કૃષ્ણપક્ષની એકાદશીનું નામ પરમા છે, તે પવિત્ર, પાપ હરનારી અને સ્ત્રીને તથા પુરુષને ભોગ તથા મોક્ષ આપનારી છે.[૨] આ એકાદશીને દિવસે પણ પદ્મિની એકાદશીમાં કહેલા પ્રકારથી ઉપવાસ કરવો ને વિષ્ણુનું પૂજન કરવું.[૩] આ વિષયમાં એક મનોહર કથા કાંપિલ્ય નગરમાં મુનિઓની પાસે કહેવાયલી છે, તે કહું છું તે સાંભળો.[૪]

आसीद्द्विजवरः कश्चित्सुमेधा नाम धार्मिकः । तस्य पत्नी पवित्राख्या पातिव्रत्यपरायणा ॥ ५ ॥ कर्मणा केनचिद्विप्रो धनधान्यविवर्जितः । न क्वापि लभते भिक्षां याचन्नपि नरान्बहून् ॥ ६ ॥ न भोज्यं लभते तादृङ् न वस्त्रं नैव मण्डनम् । रूपयौवनमाधुर्या नारी शुश्रूषते पतिम् ॥ ७ ॥ अतिथिं भोजयित्वा सा क्षुधितापि स्वयं

गृहे । तिष्ठत्येव विशालाक्षी ह्यम्लानमुखपंकजा ॥ ८ ॥ न भर्तारं क्वचिदपि नास्त्यन्नमिति भाषते । विलोक्य भार्यां सुदतीं कर्षन्तीं स्वकलेवरम् ॥ ९ ॥ विचार्य ब्राह्मणश्चित्ते भार्यायाः प्रेमबंधनम् । निंदन्भाग्यं स्वकं खिन्नः प्रोचे वाक्यं प्रियंवदाम् ॥ १० ॥ कांते करोमि किं कार्यं न मया लभ्यते धनम् । याचामि च नरान्भव्यान्न यच्छंति च मे धनम् ॥ ११ ॥ किं करोमि क्व गच्छामि तन्मे कथय शोभने । विना धनेन सुश्रोणि गृहकार्यं न सिद्ध्यति ॥ १२ ॥ देह्याज्ञां परदेशाय गच्छामि धनलब्धये । यस्मिन्देशे च यत्प्राप्यं भोग्यं तत्रैव लभ्यते ॥ १३ ॥ उद्यमेन विना सिद्धिः कर्मणां नोपलभ्यते । तस्माद्बुधाः प्रशंसंति सर्वथैव ह्युद्यमम् ॥ १४ ॥

સુમેધા નામનો કોઇ એક ધર્મિષ્ઠ બ્રાહ્મણ હતો. તેને પવિત્રા નામની પતિવ્રતા સ્ત્રી હતી.[૫] કોઇ કમનસીબને લીધે એ બ્રાહ્મણને નિર્ધનતાને લીધે ખાવાના પણ વાંધા હતા. ઘણાં માણસોની પાસે માગવાથી પણ અલંકાર, કપડાં કે પેટ પૂરતું ખાવાને પણ મળતું નહતું. તેની સ્ત્રી ખૂબસુરત ને જુવાન હતી. તે પોતાના પતિની સેવા કરતી અને પોતે ભૂખી રહીને પણ ઘેર આવેલા સાધુ સંતને ભાવથી જમાડતી હતી–તેને થોડો પણ અભાવ આવતો નહીં.[૬–૮] તેમ જ 'ઘરમાં અનાજ નથી' એમ કોઇ દિવસે પણ પતિને કહેતી ન હતી. હવે દુઃખમાં ને દુઃખમાં દુબળી થયેલી પોતાની પ્રિયાને જોઇ તથા તેણીનો અપૂર્વ પ્રેમ જોઇ, પેલો બ્રાહ્મણ મનમાં વિચાર કરી પોતાનાં દુર્ભાગ્યની નિંદા કરતો કરતો દુઃખથી પ્રિયાને કહેવા લાગ્યો કે,[૯–૧૦] 'હે પ્રિયે ! મારે હવે ધનમાટે શો ઉપાય કરવો ? મોટા મોટા ધનવાનોની પાસે માગું છું પણ તેઓ ધન આપતા નથી.[૧૧] હે કલ્યાણિ! તું કહે કે, ધન માટે શું કરું ? ક્યાં જાઉં ? કારણ કે ધન વિના ઘરવ્યવહાર ચાલતો નથી.[૧૨] હવે જો તું કહે તો ધન મેળવવામાટે પરદેશ જાઉં. જે દેશમાં જેટલું મળવાનું હોય તે દેશમાં તેટલું જ મળે છે.[૧૩] કર્મની સિદ્ધિ ઉદ્યમ વિના થતી નથી. એટલા જ માટે પંડિતો ઉદ્યમને અત્યંત વખાણે છે.'[૧૪]

श्रुत्वा कांतस्य वचनं साश्रुनेत्रा विचक्षणा । प्रोवाच प्रांजलिर्भूत्वा विनयानतकन्धरा ॥ १५ ॥ त्वत्तो नास्ति सुविज्ञाता त्वयाज्ञप्ता ब्रवीम्यहम् । हितैषिणो नरा ब्रूयुः शश्वत्साधु ह्यसाध्वपि ॥ १६ ॥ पूर्वदत्तं हि लभ्येत यत्र कुत्र महीतले । विना दानं न लभ्येत मेरौ कनकपर्वते ॥ १७ ॥ पूर्वदत्ता हि या विद्या पूर्वदत्तं हि यद्धनम् । पूर्वदत्ता हि या भूमिरिह जन्मनि लभ्यते ॥ १८ ॥ यद्धात्रा लिखितं भाले तत्तथैव हि लभ्यते । विना दानेन तु क्वापि लभ्यते नैव किंचन ॥ १९ ॥ पूर्वजन्मनि विप्रेन्द्र न मया न त्वया क्वचित् । सत्पात्राणां करे दत्तं स्वल्पं भूर्यपि सद्धनम् ॥ २० ॥ इह देशे परे वापि दत्तं सर्वत्र लभ्यते । अन्नमात्रं तु विश्वेशो विना दत्तेन यच्छति ॥ २१ ॥ तस्मादत्रैव विप्राद्य स्थातव्यं भवता मया । त्वां विनाऽहं न तिष्ठामि क्षणमात्रं महामुने ॥ २२ ॥ न माता न पिता भ्राता न श्वश्रूः श्वशुरो जनः । न सत्कुर्वंति केऽपि स्त्रीं स्वजनाश्च परे कुतः ॥ २३ ॥ भर्त्रा वियुक्तां निंदंति दुर्भगेति वदंति च । तस्मादत्र स्थिरो भूत्वा विहरस्व यथासुखम् ॥ २४ ॥ भवतो भाग्ययोगेन प्राप्तिश्चात्र भविष्यति । श्रुत्वा तस्यास्तु वचनं स्थितस्तत्र विचक्षणः ॥ २५ ॥

એવાં પતિનાં વચનો સાંભળી જેનાં નેત્રોમાં આંસુ આવી ગયાં હતાં, તે જે ચતુર હતી એવી તે પતિવ્રતા, હાથ જોડી વિનયથી બોલી કે,[૧૫] હે નાથ ! આપ જેવો બીજો કોઇ સમજુ નથી, તથાપિ આપની આજ્ઞાથી હું કહું છું. કારણ કે હિતેચ્છુ મનુષ્યે સારું અથવા નરતું જે સૂઝતું હોય, તે કહી દેવું જોઇએ.[૧૬] પૃથ્વી ઉપર હરકોઇ જગોએ હોય, પણ પૂર્વજન્મમાં જો દાન કર્યું હોય તો જ મળે છે. જો પૂર્વ જન્મમાં દાન ન કર્યું હોય તો મેરુ પર્વત, જે આખો સોનાનો છે તે ઉપર જવાથી પણ કંઇ મળતું નથી.[૧૭] પૂર્વજન્મમાં દીધેલી વિદ્યા, પૂર્વજન્મમાં દીધેલું ધન ને પૂર્વજન્મમાં દીધેલી પૃથ્વી આ જન્મમાં મળે છે.[૧૮] નસીબમાં વિધાતાએ જે લખ્યું હોય તે જ મળે છે. દાન વિના કોઇને કાંઈ પણ મળતું નથી.[૧૯] હે નાથ ! પૂર્વે મેં અથવા તમે કોઇ સત્પાત્ર બ્રાહ્મણને થોડું ઘણું પણ ધન આપ્યું નથી. જેથી આપણને ક્યાંથી મળે ?[૨૦] આંહી બેસી રહીશું અથવા પરદેશમાં જઇશું પણ પૂર્વજન્મમાં જે દીધેલું હશે તે જ મળવાનું છે. દાન ન દીધું હોય તો પણ અન્ન તો વિષ્ણુ ભગવાન્ આપે છે જ;[૨૧] એટલા માટે હે સ્વામિન્ ! તમારે આંહી જ મારી સાથે રહેવું. હે મહામુને ! હું આપ વિના ક્ષણવાર પણ રહી શકું તેમ નથી.[૨૨] હે નાથ ! પતિ વગરની સ્ત્રીને માતા, પિતા, ભાઇ, સાસુ અને સસરા વગેરે પોતાનાં માણસો પણ માન આપતાં નથી, ને 'આ દુર્ભાગણી છે,' એમ કહી નિંદે છે; ત્યારે પરાયાં માણસો કેમ માન આપે ? ને નિંદા ન કરે ? માટે આપ સ્થિર થઇ અહીં જ આનંદમાં રહો.[૨૩–૨૪] જો ભાગ્યમાં હશે તો અહીં બેઠાં પણ મળશે. એવાં પ્રિયાનાં વચનો સાંભળી, એ બ્રાહ્મણ ત્યાં જ રહ્યો.[૨૫]

तावत्तत्र समायातः कौण्डिन्यो मुनिसत्तमः । दृष्ट्वा समागतं हृष्टः सुमेधा द्विजसत्तमः ॥ २६ ॥ सभार्यः सहसोत्थाय ननाम शिरसाऽसकृत् । धन्योऽस्म्यनुगृहीतोऽस्मि सफलं जीवितं मम ॥ २७ ॥ यद्दृष्टोऽसि महाभाग्यादित्युवाच मुनीश्वरम् । दत्त्वा सुविष्टरं तस्मै पूजयामास तं द्विजम् ॥२८॥ भोजयित्वा विधानेन पप्रच्छ प्रमदोत्तमा । विद्वन्केन प्रकारेण दारिद्र्यस्य क्षयो भवेत् ॥२९॥

विना दत्तं कथं लभ्येद्धनं विद्या कुटुंबिनी । मां मे भर्ता परित्यज्य गंतुकामोऽद्य वर्तते ॥ ३० ॥ अन्यदेशे परॉल्लोकान्याचितुं परपत्तने । संप्रार्थ्य तु मया विद्वन् हेतुवाक्यैर्महत्तरैः ॥ ३१ ॥ नादत्तं लभ्यते किंचिदित्युक्त्वा स निवारितः । मम भाग्यान्मुनींद्राद्य त्वमत्रैव समागतः ॥ ३२ ॥ दारिद्र्यं त्वत्प्रसादान्मे शीघ्रं नश्यत्यसंशयम् । केनोपायेन विप्रेन्द्र दारिद्र्यं नश्यति ध्रुवम् ॥३३॥ कथयस्व कृपासिंधो व्रतं तीर्थं तपादिकम् ।

એક દિવસે કૌંડિન્ય મુનિ તેને ઘેર આવ્યા. તેને જોઇ તે બ્રાહ્મણ તથા તેની સ્ત્રી બન્નેએ ઉઠીને વારંવાર પ્રણામ કર્યા, ને 'આજ મારાં મોટાં ભાગ્ય જેથી આપનું દર્શન થયું. હું ધન્ય છું, મારી ઉપર આપે મોટી કૃપા કરી, આજ મારું જીવવું સાર્થક થયું,' એમ કહી તેમનો વાણીથી સત્કાર કર્યો. પછી આસન ઉપર બેસાડી તેની પૂજા કરી. સારી રીતે ભોજન કરાવ્યું. પછી સ્ત્રીએ પૂછ્યું કે, મહારાજ ! કયો ઉપાય કરવાથી દરિદ્રપણાનો નાશ થાય ?[૧૯-૨૯] હે મહારાજ ! પૂર્વજન્મમાં ન દીધું હોય તો આ જન્મમાં ધન, વિદ્યા કે સ્ત્રી કયાંથી મળે ? હમણાં મારા પતિ મને છોડી ધન માટે પરદેશમાં જવા માટે તૈયાર થયા હતા,[૩૦] પણ મેં 'દીધા વિના કાંઈપણ મળતું નથી' વગેરે કેટલાંક વચનો કહી, ઘણી મુશ્કેલીથી રોકી રાખ્યા. હે મુનિરાજ ! મારે સારે ભાગ્યે આજ આપનાં દર્શન થયાં,[૩૧-૩૨] તો હવે આપની કૃપાથી મારું દરિદ્રપણું જલદી નષ્ટ થશે, એમાં સંશય નથી. હે કૃપાસિંધો ! જેથી દરિદ્રપણું અવશ્ય નષ્ટ થાય એવું વ્રત, તીર્થ અથવા તપ હોય તો તે કહો.[૩૩]

श्रुत्वा तस्याः सुशीलाया भाषितं मुनिपुंगवः ॥ ३४ ॥ प्रोवाच प्रवरं चित्ते विचार्य व्रतमुत्तमम् । सर्वपापौघशमनं दुःखदारिद्र्यनाशनम् ॥ ३५ ॥ परमा नाम विख्याता विष्णोस्तिथिरनुत्तमा । मलिम्लुचे तु या कृष्णा भुक्तिमुक्तिफलप्रदा ॥ ३६ ॥ तस्यामुपोषणं कृत्वा धनधान्ययुतो भवेत् । विधिना जागरैः सार्कं गीतवादित्रसंयुतम् ॥३७॥ धनदेन यदा चीर्णं व्रतमेतत्सुशोभनम् । तदा हृष्टेन रुद्रेण धनानामधिपः कृतः ॥ ३८ ॥ हरिश्चंद्रेण च कृतं पुरा क्रीतसुतेन वै । पुनः प्राप्ता प्रिया तेन राज्यं निहतकंटकम् ॥ ३९ ॥ तस्मात्कुरु विशालाक्षि व्रतमेतत्सुशोभनम् । यथोक्तविधिना भद्रे समं जागरणेन च ॥ ४० ॥ इत्युक्त्वा तद्विधिं सर्वं कथयामास बाडवः । पुनः प्रोवाच तं विप्रं पंचरात्रिव्रतं शुभम् ॥ ४१ ॥ यस्यानुष्ठानमात्रेण भुक्तिर्मुक्तिश्च प्राप्यते । परमादिवसे प्रातः कृत्वा पौर्वाह्णिकं विधिम् ॥ ४२ ॥ कुर्यात्सनियमान् शक्त्या पंचरात्रिव्रतादरात् । प्रातः स्नात्वा निराहारो यस्तिष्ठेद्दिनपंचकम् ॥ ४३ ॥ स गच्छेद्वैष्णवं स्थानं पितृमातृप्रियायुतः । एकाशनस्तु यो भूयाद्दिनानां पंचकं नरः ॥ ४४ ॥ सर्वपापविनिर्मुक्तः स्वर्गलोके महीयते । स्नात्वा यो भोजयेद्विप्रं दिनानां पंचकं नरः ॥ ४५ ॥ भोजितं तेन हि जगत् सदेवासुरमानुषम् । पूर्णं कुंभं सुतोयेन यो ददाति द्विजातये ॥४६॥ दत्तं तेनैव सकलं ब्रह्मांडं सचराचरम् । तिलपात्रं तु यो दद्याद्ब्राह्मणाय विपश्चिते ॥४७॥ तिलसंख्यसमाः साध्वि स वसेन्नाकमंडले । घृतपात्रं तु यो दद्यात्स्नात्वा पंचदिनं नरः ॥ ४८ ॥ स भुक्त्वा विपुलान्भोगान् सूर्यलोके महीयते । ब्रह्मचर्येण यस्तिष्ठेद्दिनानां पंचकं नरः ॥ ४९ ॥ भुनक्ति स स्वर्गभोगान्स्वर्वेश्याभिः समं मुदा । एवंविधं व्रतं साध्वि कुरु त्वं पतिना शुभे ॥ ५० ॥ धनधान्ययुता भूत्वा स्वर्गं यास्यसि सुव्रते ।

એ પ્રકારનાં એ સ્ત્રીનાં વચનો સાંભળી, મુનિરાજ વિચાર કરી, જે સઘળાં પાપોને શાંત કરનાર છે, દુઃખનો તથા દરિદ્રપણાનો નાશ કરનાર છે ને ઉત્તમ છે તે વ્રત કહેવા લાગ્યા.[૩૪-૩૫] મુનિએ કહ્યું કે, અધિક માસના કૃષ્ણ પક્ષની એકાદશી 'પરમા' નામથી પ્રસિદ્ધ છે. તે ઘણી ઉત્તમ છે ને ભોગ તથા મોક્ષ આપનારી છે.[૩૬] તે દિવસે ઉપવાસ કરવાથી, રાતે જાગરણ કરી ગીત ગાવાથી ને વાજાં વગાડવાથી ધન–ધાન્યની સમૃદ્ધિ થાય છે.[૩૭] જ્યારે કુબેરે આ ઉત્તમ વ્રત કર્યું ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે તેને, ભંડારીની પદવી સોંપી છે.[૩૮] સ્ત્રીને તથા પુત્રને વેચી દીધા પછી હરિશ્ચન્દ્ર રાજાએ આ એકાદશીનું વ્રત કર્યું હતું તેથી તેને સ્ત્રીનો અને પુત્રનો પાછો સમાગમ થયો હતો ને શત્રુરહિત રાજ્ય પાછું મળ્યું હતું.[૩૯] એટલા માટે હે વિશાલાક્ષિ ! હે ભદ્રે ! તું એ ઉત્તમ વ્રત વિધિપૂર્વક કર, અને જાગરણ કર.[૪૦] એટલું કહી, તેને વ્રતનો સઘળો પ્રકાર કહ્યો, તેમ જ તે બ્રાહ્મણને ઉત્તમ પંચરાત્રિવ્રત કહ્યું,[૪૧] જે કરવાથી ભોગ તથા મોક્ષ મળે છે. પરમા એકાદશીને દિવસે પ્રાતઃકાલમાં સ્નાન કરી સવારનું નિત્યકૃત્ય કરી,[૪૨] પંચરાત્રિના વ્રત માટે બને તેટલા નિયમ લેવા. જે માણસ પાંચ દિવસ સુધી સવારમાં સ્નાન કરી નિરાહાર રહે છે તે પિતાની, માતાની અને સ્ત્રીની સાથે વૈકુંઠમાં જાય છે. જે માણસ પાંચ દિવસ સુધી એક વખત ભોજન કરે છે તે સઘળાં પાપોથી મુક્ત થઈ સ્વર્ગમાં પૂજાય છે. જે માણસ પાંચ દિવસ સુધી પ્રાતઃકાલમાં સ્નાન કરી બ્રાહ્મણને જમાડે છે,[૪૩-૪૫] તેને દેવ, દૈત્ય અને મનુષ્ય સહિત આખા જગતને જમાડવાનું પુણ્ય થાય છે. જે માણસ પાંચ દિવસ સુધી જળથી ભરેલો ઘડો બ્રાહ્મણને આપે છે,[૪૬] તેને સઘળા બ્રહ્માંડના દાનનું પુણ્ય થાય છે. જે માણસ વિદ્વાન્ બ્રાહ્મણને તિલપાત્ર આપે છે,[૪૭] તે માણસ જેટલા તલ હોય તેટલાં વર્ષો સુધી સ્વર્ગમાં વસે છે. જે માણસ પાંચ દિવસ સુધી સ્નાન કરી ઘૃતપાત્રનું દાન કરે છે,[૪૮] તે પુષ્કળ ભોગ ભોગવી અંતે સૂર્યલોકમાં પૂજાય

છે. જે માણસ પાંચ દિવસ સુધી બ્રહ્મચર્ય પાળે છે,[૪૯] તે હર્ષથી સ્વર્ગમાં અપ્સરાઓની સાથે ભોગ ભોગવે છે. હે સાધ્વિ ! તું પતિની સાથે એ વ્રત કર[૫૦] તેથી તને ધનધાન્યની સમૃદ્ધિ મળશે ને અંતે સ્વર્ગની પ્રાપ્તિ થશે.

इत्युक्ता सा व्रतं चक्रे कौंडिन्येन यथोदितम् ॥ ५१ ॥ भर्त्रा समं भावयुता स्नात्वा मासि मलिम्लुचे । पंचरात्रव्रते पूर्णे परायाः प्रियसंयुता ॥५२॥ साऽपश्यद्राजभवनादायांतं नृपनंदनम् । स दत्त्वा नव्यभवनं भव्यवस्तुसमन्वितम् ॥ ५३ ॥ वासयामास विधिना विधिना प्रेरितः स्वयम् । दत्त्वा ग्रामं वृत्तिकरं ब्राह्मणाय सुमेधसे ॥ ५४॥ प्रसन्नस्तपसा राजा तं स्तुत्वा स्वगृहं ययौ । मलिम्लुचस्य मासस्य पराख्यायाः परादरात् ॥ ५५ ॥ उपोषणात्स कृष्णायाः पंचरात्रव्रतेन च । सर्वपापविनिर्मुक्तः सर्वसौख्यसमन्वितः ॥ ५६ ॥ भुक्त्वा भोगान्प्रिया सार्द्धमंते विष्णुपुरं ययौ ।

એવી રીતે મુનિના કહેવાથી એ સ્ત્રીએ તેના કહેવા પ્રમાણે અધિક માસમાં સ્નાન કરી, પતિની સાથે વ્રત કર્યું. એ પંચરાત્રવ્રત પૂરું થયું ત્યારે તેઓની પાસે રાજદરબારમાંથી રાજકુમાર આવ્યો. તેણે બ્રહ્માની પ્રેરણાથી નવું ઘર, જેમાં સઘળી વસ્તુઓ હતી તે તેઓને રહેવા માટે આપ્યું, ને આજીવિકામાટે એક ગામ આપ્યું.[૫૧—૫૪] પછી તેઓની સ્તુતિ કરી તે રાજકુમાર પ્રસન્નતાથી પોતાને ઘેર ગયો. અધિક માસના કૃષ્ણપક્ષની પરમા એકાદશીને દિવસે ઉપવાસ કરવાથી ને પંચરાત્ર વ્રતના પ્રભાવથી તે બ્રાહ્મણ સર્વ પાપોથી મુક્ત થયો ને આ લોકમાં ઘણું સુખ ભોગવી અંતે પોતાની સ્ત્રીની સાથે વૈકુંઠમાં ગયો.[૫૫—૫૬]

श्रीकृष्ण उवाच— पंचरात्रभवं पुण्यं मया वक्तुं न शक्यते ॥ ५७ ॥ तथापि किंचिद्वक्ष्यामि येन चीर्णं परा-व्रतम् । स्नातानि पुष्कराद्यानि गंगाद्याः सरितस्तथा ॥ ५८ ॥ धेनुप्रमुखानि दानानि तेन चीर्णानि सर्वथा । गयाश्राद्धं कृतं तेन पितरः परितोषिताः ॥ ५९ ॥ व्रतानि तेन चीर्णानि व्रतखंडोदितानि वै । द्विपदां ब्राह्मणः श्रेष्ठो गौर्वरिष्ठा चतुष्पदाम् ॥ ६० ॥ देवानां वासवः श्रेष्ठस्तथा मासो मलिम्लुचः । मलिम्लुचे पंचरात्रं महापापहरं स्मृतम् ॥ ६१ ॥ पंचरात्रे च परमा पद्मिनी पापशोषिणी । सैकाप्यशक्तैः कर्तव्याऽवश्यं भक्त्या विचक्षणैः ॥ ६२ ॥ मानुषं जनुरासाद्य न स्नातो यैर्मलिम्लुचः । ते जन्मघातिनो नूनं नोपोष्य हरिवासरे ॥ ६३ ॥ योनी-भ्रमद्भिश्चतुरशीतिलक्षाणि मानवैः । प्राप्यते मानुषं जन्म दुर्लभं पुण्यसंचयैः ॥ ६४ ॥ तस्मात्कार्यं प्रयत्नेन परमाया व्रतं शुभम् ।

શ્રીકૃષ્ણ કહે છે-પંચરાત્રનું કેટલું પુણ્ય થાય છે તે કહેવા મારું સામર્થ્ય નથી.[૫૭] તથાપિ થોડુંક કહું છું. જે માણસ પંચરાત્રનું વ્રત કરે છે તેને પુષ્કર વગેરે તળાવોમાં, ને ગંગા વગેરે નદીઓમાં નહાવાનું પુણ્ય થાય છે.[૫૮] ગોદાન વગેરે દાનોનું પુણ્ય થાય છે, ગયામાં શ્રાદ્ધ કરવાનું પુણ્ય થાય છે, તેના પિતરો તૃપ્ત થાય છે,[૫૯] ને વ્રતખંડમાં કહેલાં સઘળાં વ્રતો કર્યાનું પુણ્ય થાય છે. જેમ મનુષ્યોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, પશુઓમાં ગાય શ્રેષ્ઠ છે,[૬૦] દેવોમાં ઇંદ્ર શ્રેષ્ઠ છે, તેમ જ સઘળા માસોમાં અધિક માસ શ્રેષ્ઠ છે. અધિક માસમાં પણ પંચરાત્રવ્રત શ્રેષ્ઠ છે. તે મહા પાપનો નાશ કરનાર કહ્યું છે.[૬૧] પંચરાત્રમાં પણ પરમા એકાદશી શ્રેષ્ઠ છે, જે પાપ શોષી જનારી છે. અશક્ત માણસે પણ આ એકાદશીનું વ્રત અવશ્ય કરવું.[૬૨] જે મનુષ્યદેહ પામીને અધિક માસમાં નિયમથી સ્નાન કરતો નથી ને એકાદશીને દિવસે ઉપવાસ કરતો નથી, તે પોતાનો જન્મ વૃથા કરે છે.[૬૩] કારણ કે ચોરાસી લાખ યોનિઓમાં જન્મ લીધા પછી જો ઘણાં પુણ્યો કર્યાં હોય તો મનુષ્યયોનિમાં અવતાર આવે છે, માટે મનુષ્યદેહ ઘણો દુર્લભ છે.[૬૪] એટલા માટે શ્રમ લઈને પણ પરમા એકાદશીનું ઉત્તમ વ્રત કરવું.

श्रीकृष्ण उवाच— एतत्ते सर्वमाख्यातं यत्पृष्टोऽहं त्वयाऽनघ ॥६५॥ मलिम्लुचस्य मासस्य परमायाः शुभं व्रतम् । तत्सर्वं ते समाख्यातं कुरुष्वावहितो नृप ॥ ६६ ॥ ये त्वेवं भुवि परमाव्रतं चरंति सद्भक्त्या शुभविधिना मलिम्लुचे वै । ते भुक्त्वा दिवि विभवं सुरेंद्रतुल्यं गच्छेयुस्त्रिभुवन-नंदितस्य गेहम् ॥ ६७ ॥ इत्यधिककृष्णैकादश्याः परमाया माहात्म्यं समाप्तम् ।

શ્રીકૃષ્ણ કહે છે—હે અનઘ ! જે તમે અધિક માસની પરમા એકાદશીનું વ્રત પૂછ્યું હતું, તે સઘળું મેં કહી સંભળાવ્યું. હવે સાવધાન થઈ તે વ્રત કરો.[૬૫—૬૬] જે માણસ એ પ્રમાણે ભક્તિ રાખી વિધિથી અધિક માસની પરમા એકાદશીનું વ્રત કરે છે, તે સ્વર્ગમાં ઇંદ્રના જેવો વૈભવ ભોગવી વૈકુંઠમાં જાય છે.[૬૭] એવી રીતે અધિક માસના કૃષ્ણપક્ષની પરમા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

इत्येकादशीव्रतानि ।



# દ્વાદશીનાં વ્રતો

## ૧ ચૈત્ર શુદિ બારસ

अथ द्वादशीव्रतानि लिख्यंते । तत्र चैत्रशुक्लद्वादश्यां दमनोत्सवः ॥ द्वादश्यां चैत्रमासस्य शुक्लायां दमनोत्सवः । बौधायनादिभिः प्रोक्तः कर्तव्यः प्रतिवत्सरमिति रामार्चनचंद्रिकोक्तेः । ऊर्जे व्रतं मधौ दोलां श्रावणे तंतुपूजनम् । चैत्रे च दमनारोपमकुर्वाणो व्रजत्यधः—इति तत्रैव पाद्मवचनाच्च । इदं शुक्रास्तादावपि कार्यम् ॥ उपाकर्मोत्सर्जनं च पवित्रं दमनार्पणम् । ईशानस्य बलिं विष्णोः शयनं परिवर्तनम् ॥ कुर्याच्छुक्रस्य च गुरोर्मौढ्येऽपीति विनिश्चयः—इति वृद्धगार्ग्यवचनात् । इति चैत्रशुक्लद्वादशी ॥

ચૈત્ર શુદિ બારશને દિવસે દમનોત્સવ કરવો, કારણ કે 'ચૈત્ર શુદિ બારસને દિવસે વર્ષોવર્ષ દમનોત્સવ કરવો' એમ બૌધાયન તથા રામાર્ચનચંદ્રિકામાં કહેલું છે. તેમ જ 'કાર્તિક માસમાં વ્રત, વસંત ઋતુમાં દોલોત્સવ, શ્રાવણ માસમાં પવિત્રારોપણ અને ચૈત્ર માસમાં દમનારોપણ જે માણસ નથી કરતો તે નરકમાં પડે છે,' એવું રામાર્ચનચંદ્રિકામાં જ પદ્મપુરાણનું વચન છે. શુક્રના અસ્ત વગેરેમાં પણ આ દમનોત્સવ કરવો. કારણ કે 'ઉપાકર્મ, ઉત્સર્જન, પવિત્રારોપણ, દમનોત્સવ, મહાદેવને બલિદાન, વિષ્ણુનું શયન અને પરિવર્તન (કરવું) એટલાં કાર્યો શુક્રના વા ગુરુના મૂઢપણામાં પણ કરવાં એ નિશ્ચય છે, એવું વૃદ્ધ ગાર્ગ્યનું વચન છે.' એવી રીતે ચૈત્ર શુદિ બારશને દિવસે દમનોત્સવ કહેલો છે.

## ૨ વૈશાખ શુદિ બારશનો વિશેષ યોગ

वैशाखशुक्लद्वादश्यां योगविशेषो हेमाद्रौ— पंचाननस्थौ गुरुभूमिपुत्रौ मेषे रविः स्याद्यदि शुक्लपक्षे । पाशाभिधाना करभेण युक्ता तिथिर्व्यतीपात इतीह योगः । अस्मिंस्तु गोभूमिहिरण्यवस्त्रदानेन सर्वं परिहाय पापम् । सुरत्वमिंद्रत्वमनामयत्वं मर्त्याधिपत्यं लभते मनुष्यः । (पंचाननः सिंहराशिः । पाशाभिधाना तिथिर्द्वादशी । करभो हस्तः) । इति वैशाखशुक्लद्वादशी ।

વૈશાખ શુદિ બારશને દિવસે હેમાદ્રિમાં એક યોગ કહેલો છે. *જો વૈશાખ શુદિ બારશને દિવસે સિંહરાશિના ગુરુ તથા મંગલ હોય, મેષના સૂર્ય હોય, હસ્ત નક્ષત્ર હોય ને વ્યતિપાત હોય તો, તે એક યોગ કહેવાય છે. તે દિવસે ગાયનું, પૃથ્વીનું, સુવર્ણનું ને વસ્ત્રનું દાન કરવાથી સઘળાં પાપો દૂર થાય છે, આરોગ્ય રહે છે, રાજ્ય મળે છે ને સ્વર્ગમાં ઇંદ્રની પદવી મળે છે. એ રીતે વૈશાખ શુદિ બારશને દિવસે એ યોગ કહેલો છે.

* જો કે મૂલમાં વૈશાખ માસ નથી, તથાપિ નીચે જે બારશ જણાવી છે તેપરથી એ વ્રત એ દિવસે કરવાનું કહેલું જણાય છે.

## ૩ આષાઢ શુદિ બારશને દિવસે પારણાનો નિર્ણય

आषाढशुक्लद्वादश्यामनुराधायोगरहितायां पारणं कुर्यात् । तथा च हेमाद्रौ भविष्ये—आ-भा-का-सितपक्षेषु मैत्रश्रवणरेवती । संगमे नहि भोक्तव्यं द्वादशद्वादशीर्हरेत् । अस्यार्थः—आषाढभाद्रकार्तिकशुक्लद्वादशीष्वनुराधाश्रवणरेवतीयोगे पारणं न कुर्यात् । अत्र यद्यप्येतावदेवोक्तं तथाप्यनुराधाप्रथमपाद एव वर्ज्यः । तदुक्तं विष्णुधर्मे—मैत्राद्यपादे स्वपितीह विष्णुः पौष्णांत्यपादे प्रतिबोधमेति । श्रुतेश्च मध्ये परिवर्तमेति सुप्तिप्रबोधपरिवर्तनमेव वर्ज्यम् । इत्याषाढशुक्लद्वादशी ।

હેમાદ્રિમાં અને ભવિષ્યપુરાણમાં—'આષાઢ શુદિ બારશને દિવસે અનુરાધા નક્ષત્રમાં પારણું ન કરવું, ભાદરવા શુદિ બારશને દિવસે શ્રવણ નક્ષત્રમાં પારણું ન કરવું અને કાર્તિક શુદિ બારશને દિવસે રેવતી નક્ષત્રમાં પારણું ન કરવું, ને જો પારણું કરે તો સઘળી એકાદશીનું ફળ હરાઈ જાય છે.' ઉપલા વચનમાં તો સાધારણ અનુરાધાનો નિષેધ કહેલો છે. પણ અનુરાધાના પહેલા પાયાનો જ ત્યાગ કરવો, એમ વિષ્ણુધર્મમાં કહેલ છે. 'વિષ્ણુ ભગવાન્ અનુરાધાના પહેલા પાયામાં સૂવે છે, રેવતી નક્ષત્રના છેલ્લા પાયામાં જાગે છે અને શ્રવણ નક્ષત્રના મધ્ય ભાગમાં પડખું ફેરવે છે, માટે તે તે પાયાનો ત્યાગ કરવો.' એવી રીતે આષાઢ શુદિ બારશને દિવસે પારણાનો નિર્ણય કહેલો છે.

## ૪ દધિવ્રત

अथ श्रावणशुक्लद्वादश्यां दधिव्रतम् । अत्र तक्रादीनां त्वनिषेधः । तत्र दधिव्यवहाराभावात् ।

શ્રાવણ શુદિ બારશને દિવસે દધિવ્રત કહેલું છે. આ દિવસે છાસ વગેરેનો નિષેધ નથી; કારણ કે તે કાંઈ દહીં કહેવાતાં નથી (એ દિવસે દહીં ખાવું નહિ).

## ૫ પવિત્રા બારશ

अत्रैव द्वादश्यां विष्णोः पवित्रारोपणमुक्तं हेमाद्रौ विष्णुरहस्ये—श्रावणस्य सिते पक्षे कर्कटस्थे दिवाकरे । द्वादश्यां वासुदेवाय पवित्रारोपणं स्मृतम् । द्वादश्यां श्रावणे वापि पंचम्यामथवा द्विज । अनुकूलेषु कर्तव्यं

पंचदश्यामथापि वा। गौणकालमाह रामार्चनचंद्रिकायाम्–पवित्रारोपणं विघ्नाच्छ्रावणे न भविष्यति । कार्तिक्यवधिशुक्रास्ते कर्तव्यमिति नारदः। हेमरौप्यताम्रक्षौमैः सूत्रैः कौशेयपद्मजैः । कुशैः काशैश्च कार्पासैर्ब्राह्मण्या कर्तितैः शुभैः । कृत्वा त्रिगुणितं सूत्रं त्रिगुणीकृत्य शोधयेत् । तत्रोत्तमं पवित्रं तु षष्ठ्या सह शतैस्त्रिभिः । सप्तत्या सहितं द्वाभ्यां शताभ्यां मध्यमं स्मृतम् । साशीतिना शतेनैव कनिष्ठं तत्समाचरेत् । साधारणपवित्राणि त्रिभिः सूत्रैः समाचरेत् ॥ उत्तमं तु शतग्रंथिपंचाशद्ग्रंथिमध्यमम् ॥ कनिष्ठं तु पवित्रं स्यात्षट्त्रिंशद्ग्रंथिशोभितम् । षट्त्रिंशच्च चतुर्विंशद्द्वात्रिंशदिति केचन । चतुर्विंशद्द्वादशाष्टावित्येके मुनयो विदुः ॥ शिवपवित्रं तु तत्रैव शैवागमे–एकाशीत्यथवा सूत्रैस्त्रिंशता वाऽष्टयुक्तया । पंचाशता वा कर्तव्यं तुल्यग्रंथ्यंतरालकम् ॥ द्वादशांगुलमानानि व्यासादष्टांगुलानि वा। लिंगविस्तारमानानि चतुरंगुलकानि वा–इति ॥ एतच्च नित्यम्। न करोति विधानेन पवित्रारोपणं तु यः । तस्य सांवत्सरी पूजा निष्फला मुनिसत्तम ॥ तस्माद्भक्तिसमायुक्तैर्नरैर्विष्णुपरायणैः ॥ वर्षे वर्षे प्रकर्तव्यं पवित्रारोपणं हरेः–इति तत्रैवोक्तेः। इति श्रावणशुक्लद्वादश्यां विष्णुपवित्रारोपणविधिः ॥

એ જ દ્વાદશીને દિવસે વિષ્ણુને પવિત્રાં ચડાવવાનું હેમાદ્રિમાં અને વિષ્ણુરહસ્યમાં કહેલું છે.–'હે દ્વિજ ! કર્ક સંક્રાંતિમાં શ્રાવણ શુદિ બારશને દિવસે વિષ્ણુને પવિત્રાં ચડાવવાં, શ્રાવણ માસમાં પંચમી, દ્વાદશી અથવા પૂર્ણિમા જે દિવસે અનુકૂલ આવે તે દિવસે પવિત્રાં ચડાવવાનો ગૌણ કાળ રામાર્ચનચંદ્રિકામાં કહેલો છે. 'હરકોઇ વિઘ્નથી જો શ્રાવણ માસમાં પવિત્રાં ચડાવાય નહીં તો, કાર્તિક મહિના સુધી શુક્રના અસ્તમાં ચડાવવાં એમ નારદે કહેલું છે.' સોનું, રૂપું, ક્ષૌમ, રેશમ, કુશ, કાસડો અને બ્રાહ્મણીએ કાંતેલું સૂતર, એટલાનાં પવિત્રાં થાય છે. તે પવિત્રાં ત્રેવડાં કરવાં. ત્રણસો સાઠ સેરોવાળું પવિત્રું ઉત્તમ કહેવાય છે. બસો સિત્તેર સેરોવાળું પવિત્રું મધ્યમ કહેવાય છે ને એકસો એંસી સેરોનું પવિત્રું કનિષ્ઠ કહેવાય છે. ત્રણ સેરોવાળું પવિત્રું સાધારણ કહેવાય છે. સો ગાંઠવાળું પવિત્રું ઉત્તમ કહેવાય છે, પચાસ ગાંઠવાળું મધ્યમ કહેવાય છે ને છત્રીશ ગાંઠવાળું કનિષ્ઠ કહેવાય છે. 'છત્રીશ ગાંઠવાળું પવિત્રું ઉત્તમ, બત્રીશવાળું મધ્યમ ને ચોવીશવાળું કનિષ્ઠ,' એમ કેટલાકનું કહેવું છે. તેમ જ 'ચોવીશ ગાંઠવાળું ઉત્તમ, બારવાળું મધ્યમ ને આઠવાળું કનિષ્ઠ કહેવાય છે,' એમ પણ કેટલાક કહે છે. શિવને ચડાવવાનાં પવિત્રાંનું પ્રમાણ રામાર્ચનચંદ્રિકામાં શૈવાગમમાં લખ્યું છે.–'એકાશી સેરોવાળાં, ત્રીશ સેરોવાળાં વા અઠાવન સેરોવાળાં પવિત્રાં કરવાં. સઘળી ગાંઠોમાં માર્ગ સરખો રાખવો. પહોળાઇમાં બાર આંગળ, આઠ આંગળ વા ચાર આંગળ, જેવું મહાદેવનું લિંગ હોય તેવાં પહોળાં કરવાં. પવિત્રાં અવશ્ય ચડાવવાં જોઇએ; કારણ કે, 'જે માણસ વિધિથી વિષ્ણુને પવિત્રાં ચડાવતો નથી, તેની આખા વર્ષમાં કરેલી પૂજા નિષ્ફળ થાય છે.' એટલા માટે વિષ્ણુભક્તોએ ભક્તિથી વર્ષોવર્ષ વિષ્ણુને પવિત્રાં ચડાવવાં જોઇએ. એવી રીતે શ્રાવણ શુદિ બારશને દિવસે પવિત્રાં ચડાવવાનું કહેલું છે.

---

### ૬ દુગ્ધવ્રત

अथ भाद्रशुद्धद्वादशी। अस्यां द्वादश्यां दुग्धव्रतसंकल्पः॥ दुग्धव्रते तु पायसादिकं वर्ज्यम् । दधिघृतादयो विकारास्तु ग्राह्या एव। नन्वेवं संधिन्यादिक्षीरनिषेधेऽपि दध्यादि ग्राह्यं स्यात्॥ तत्र वाचनिकनिषेधसत्वात् । तदाहापरार्के शंखः–क्षीराणि यान्यभक्ष्याणि तद्विकाराशने बुधः ॥ सप्तरात्रव्रतं कुर्यात्प्रयत्नेन समाहितः–इति । व्रतं गोमूत्रयावकम्॥ भाद्रशुक्लद्वादश्यां श्रवणयोगरहितायां पारणं कुर्यात् । आ-भा-का-सितपक्षेष्विति दिवोदासोदाहृतवचनात् ॥ उपोष्यैकादशीं मोहात्पारणं श्रवणे यदि। करोति हंति तत्पुण्यं द्वादशद्वादशीभवमिति तत्रैव स्कांदाच्च । अस्य तत्रैव प्रतिप्रसवः मार्कंडेयः– विशेषेण महीपाल श्रवणं वर्द्धते यदि॥ तिथिक्षये न भोक्तव्यं द्वादशीं लंघयेन्नहि । यदात्वपरिहार्यो योगस्तदा श्रवणर्क्षं त्रेधा विभज्य मध्ये विंशतिघटिकायोगं त्यक्त्वा पारणं कार्यम् ॥ तदुक्तं विष्णुधर्मे–श्रुतेश्च मध्ये परिवर्तमेति सुप्तिप्रबोधपरिवर्तनमेव वर्ज्यमिति । केचित्तु चतुर्धा विभज्य मध्यपादद्वयं वर्ज्यमित्याहुः ॥ अत्रैव विष्णुपरिवर्तनोत्सवं कुर्यात् । संध्यायां विष्णुं संपूज्य प्रार्थयेत् ॥ मंत्रस्तु तिथितत्वे उक्तः–वासुदेव जगन्नाथ प्राप्तेयं द्वादशी तव ॥ पार्श्वेन परिवर्तस्व सुखं स्वपिहि माधवेति ॥ अत्रैव शक्रस्योत्थापनमुक्तमपरार्के गर्गेण–द्वादश्यां तु सिते पक्षे मासि प्रोष्ठपदे तथा ॥ शक्रमुत्थापयेद्राजा विश्वश्रवणवासरे ॥

ભાદરવા શુદિ બારશને દિવસે દુગ્ધવ્રતનો સંકલ્પ કરવો. આ દુગ્ધવ્રતમાં દૂધપાક વગેરેનો ત્યાગ કરવો, ને દૂધથી થયેલાં દહીં, ઘી વગેરે લેવામાં અડચણ નથી. જો દૂધના નિષેધથી દહીં વગેરેનો નિષેધ નહીં થતો હોય તો *સંધિની વગેરેના દૂધનો નિષેધ છતાં પણ તેનાં દહીં વગેરેનો નિષેધ થશે નહીં, આમ શંકા ઉઠે છે ખરી, પણ જેમ સંધિની વગેરેનાં દૂધનો નિષેધ છે, તેમ જ તેનાં દહીં વગેરેનો પણ પરાર્કમાં શંખે નિષેધ કહેલો છે–'જેના જેનાં દૂધનો નિષેધ કરેલ છે તેનાં દહીં વગેરે ખાવાથી સાવધાન થઇ ગોમૂત્રયાવકવ્રત કરવાથી મનુષ્ય શુદ્ધ થાય છે.' ભાદરવા શુદિ બારશને દિવસે શ્રવણ નક્ષત્રનો યોગ ન હોય તો પારણું કરવું. કારણ કે,

* રજસ્વલા વા ગર્ભિણી ગાય.

'આ-ભા-કા' એવી રીતનાં દિવોદાસનાં વચનથી નિષેધ કહેલો છે. તેમ જ 'એકાદશીને દિવસે ઉપવાસ કરી, મોહથી શ્રવણ નક્ષત્રમાં પારણું કરવાથી સઘળી એકાદશીનું પુણ્ય નષ્ટ થાય છે,' એવી રીતનાં વચનથી તથા સ્કંદપુરાણનાં વચનથી નિષેધ કરેલો છે. માર્કંડેય કહે છે કે, 'હે રાજન્! શ્રવણ નક્ષત્ર વિશેષ વધતું હોય તો બારશ ઉતર્યા પછી પારણું કરવું નહીં.–એટલે બારશમાં જ પારણું કરવું–કારણ કે બારશના ઉલ્લંઘનમાં દોષ છે.' જો યોગનો પરિહાર ન થાય તો શ્રવણ નક્ષત્રના ત્રણ વિભાગ કરી, વચલી વીશ ઘડીનો ત્યાગ કરી પારણું કરવું, એમ વિષ્ણુધર્મમાં કહેલું છે. 'શ્રવણ નક્ષત્રના વચલા ભાગમાં વિષ્ણુ ભગવાન્ પડખું ફેરવે છે માટે તેનો ત્યાગ કરવો,' એમ પણ કહેલું છે, 'શ્રવણ, નક્ષત્રના ચાર ભાગ કરી વચલા બે ભાગ તજવા,' એમ કેટલાક કહે છે. આ જ બારશને દિવસે વિષ્ણુપરિવર્તનોત્સવ (પડખું ફેરવવાનો ઉત્સવ) કરવો. સંધ્યા વખતે વિષ્ણુની પૂજા કરી પ્રાર્થના કરવી. તેનો મંત્રઃ 'હે વાસુદેવ! હે જગન્નાથ! હે માધવ! આ બારશ આવી, માટે પડખું ફેરવીને સુખેથી સુવો,' આવી રીતનો મંત્ર, તિથિતત્ત્વમાં કહેલો છે. આ જ બારશને દિવસે ઇંદ્રનું ઉત્થાપન કરવું, એમ અપરાર્કમાં ગર્ગે કહેલું છે–'રાજાએ ભાદરવા શુદિ બારશ કે જે શ્રવણ દ્વાદશી કહેવાય છે, તે દિવસે ઇંદ્રનું ઉત્થાપન કરવું.'

## ૭ શ્રવણદ્વાદશી વ્રતનિર્ણય

इयमेव श्रवणद्वादशी ॥ तत्रैकादश्यां द्वादशीश्रवणयोगे सैवोपोष्या विष्णुश्रृंखलविशेषयोगात् ॥ द्वादशी श्रवणस्पृष्टा स्पृशेदेकादशीं यदि ॥ स एव वैष्णवो योगो विष्णुश्रृंखलसंज्ञितः । तस्मिन्नुपोष्य विधिवन्नरः संक्षीणकल्मषः ॥ प्राप्नोत्यनुत्तमां सिद्धिं पुनरावृत्तिदुर्लभामिति मात्स्योक्तेः । विष्णुधर्मेऽपि–एकादशी द्वादशी च विष्णवृक्षमपि तत्र चेत् । तद्विष्णुश्रृंखलं नाम विष्णुसायुज्यकृद्भवेदिति ॥ संस्पृश्यैकादशीं राजन् द्वादशीं यदि संस्पृशेत् । श्रवणं ज्योतिषां श्रेष्ठं ब्रह्महत्यां व्यपोहतीति नारदीयाच्च । दिनद्वये द्वादशीश्रवणयोगेऽपि पूर्वा । एकादश्यां श्रवणयोगाभावेऽपि तद्दिनावच्छेदेन श्रवणस्पृष्टद्वादशीयोगादेव विष्णुश्रृंखलमिति हेमाद्रिमतम् । निर्णयामृते तु–श्रवणद्वादशीयोग एव विष्णुश्रृंखलं, नान्यथेति ॥ यदा निशीथानंतरं सूर्योदयावधि द्विकलामात्रमपि श्रवणर्क्षं तदापि पूर्वैव ॥ दिवोदासीये तु रात्रेः प्रथमयामे श्रवणयोगे पूर्वा, अन्यथोत्तरेत्युक्तम् । इयं च बुधवासरेऽतिप्रशस्ता ॥ यदा तु एकादशी श्रवणयुता न द्वादशी तदा एकादश्यामेव व्रतम् । अशक्तस्त्वेकादश्यां गौणोपवासं कृत्वा द्वादशीमुपवसेत् ॥ इदं व्रतं काम्यमिति गौडाः । नित्यमिति दाक्षिणात्याः । पारणं तूभयांते अन्यतरांते वा कुर्यात् ॥

આ જ દ્વાદશી, શ્રવણદ્વાદશી પણ કહેવાય છે. તેમાં જો એકાદશીને દિવસે બારશ ને શ્રવણ નક્ષત્રનો યોગ હોય તો તે દિવસે જ ઉપવાસ કરવો. કારણ કે તે ત્રણે મળવાથી વિષ્ણુશૃંખલયોગ કહેવાય છે. આ વાત મત્સ્યપુરાણમાં કહેલી છે–'જો શ્રવણના યોગવાળી દ્વાદશી, એકાદશીનો સ્પર્શ કરે, એટલે એકાદશીને દિવસે તે બન્ને હોય તો તે વિષ્ણુશૃંખલ નામનો વૈષ્ણવ યોગ કહેવાય છે. તે દિવસે વિધિથી ઉપવાસ કરવાથી પાપનો નાશ થાય છે અને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થાય છે–જેથી ફરી જન્મવું પડતું નથી.' વિષ્ણુ ધર્મમાં પણ વચન છે કે–'એકાદશીને દિવસે બારશ અને શ્રવણ નક્ષત્રનો યોગ હોય તો તે વિષ્ણુશૃંખલયોગ કહેવાય છે. જે યોગ વિષ્ણુની સાયુજ્યમુક્તિ આપે છે.' 'હે રાજન્! જો શ્રવણ નક્ષત્ર, એકાદશી અને દ્વાદશીનો સ્પર્શ કરે તો તે ઉત્તમ યોગ કહેવાય છે. તે દિવસે વ્રત કરવાથી બ્રહ્મહત્યાનો નાશ થાય છે,' એમ નારદીય પુરાણમાં પણ કહેલું છે, બેય દિવસે દ્વાદશી અને શ્રવણ યોગ હોય તોપણ પહેલે દિવસે વ્રત કરવું તેમાં પ્રમાણઃ–'એકાદશી ને અશ્રવણનો યોગ ન હોય તોપણ તે દિવસે શ્રવણ નક્ષત્રના સ્પર્શવાળી બારશનો યોગ થવાથી જ વિષ્ણુશૃંખલયોગ કહેવાય છે,' એમ હેમાદ્રિનો અભિપ્રાય છે. નિર્ણયામૃતમાં તો, 'શ્રવણ નક્ષત્ર અને દ્વાદશીના યોગથી જ વિષ્ણુશૃંખલયોગ કહેવાય છે. પણ બીજાના યોગથી કહેવાતો નથી, એમ કહેલું છે. જો મધરાત પછી અને સૂર્યોદય સુધી, બે ઘડી પણ શ્રવણ નક્ષત્ર હોય તો પહેલે દિવસે વ્રત કરવું. દિવોદાસીયમાં વચન છે કે–'જો રાત્રિના પહેલા પહોરમાં શ્રવણનો યોગ હોય તો પૂર્વ દિવસે વ્રત કરવું. નહિ તો બીજે દિવસે કરવું' આ શ્રવણ દ્વાદશીને દિવસે જો બુધવાર હોય તો અતિ ઉત્તમ કહેવાય છે. જો શ્રવણ નક્ષત્ર એકાદશીને દિવસે હોય ને બારશને દિવસે ન હોય તો એકાદશીને દિવસે જ વ્રત કરવું. જો બે ઉપવાસ કરવાની શક્તિ ન હોય તો એકાદશીને દિવસે ગૌણ ઉપવાસ કરી, બીજે દિવસે મુખ્ય ઉપવાસ કરવો. આ શ્રવણ દ્વાદશીનું વ્રત કામ્ય (કામના સિદ્ધ થવા માટે) છે, એમ ગૌડ લોકનું કહેવું છે; અને નિત્ય છે એટલે અવશ્ય કરવું જ જોઇએ, એમ દાક્ષિણાત્યો કહે છે. શ્રવણ નક્ષત્ર અને દ્વાદશી એ બન્ને ઉતરે ત્યારે અથવા એમાંથી એક ઉતરે ત્યારે પારણું કરવું.

## શ્રવણદ્વાદશીના વ્રતનો પ્રકાર

अथ व्रतविधिरग्निपुराणे ॥ मैत्रेय उवाच– विधानं शृणु राजेन्द्र यथा दृष्टं मनीषिभिः । यथोक्तं नियमं कुर्यादेकादश्यामुपोषितः ॥ दंतान् संशोध्य यत्नेन वाग्यतो नियतेन्द्रियः । श्रवणद्वादशीयोगे समुपोष्य जनार्दनम् । अर्च-

यित्वा विधानेन त्वहं भोक्ष्ये परेऽहनि ॥ नदीनां संगमे स्नायादर्चयेदत्र वामनम् । सौवर्णं वस्त्रसंयुक्तं द्वादशांगुलमुच्छ्रितम् ॥ पीतवस्त्रैः शुभैर्वेष्ट्य भृंगारं निर्व्रणं नवम् । हिरण्मयेन पात्रेण अर्घ्यपात्रं प्रकल्पयेत् । दध्यक्षतफलैर्युक्तं सहिरण्यं सचंदनम् ॥

અગ્નિપુરાણમાં મૈત્રેય કહે છે-હે રાજેન્દ્ર! મેં જે જોયેલ છે, અને વિદ્વાનોએ કહેલ છે, તે પ્રકાર હું કહું છું તે સાંભળો. એકાદશીને દિવસે ઉપવાસ કરી નિયમ લેવો. મોઢું શુદ્ધ કરી, વાણી નિયમમાં રાખી ઇંદ્રિયોને વશમાં રાખીને પ્રાર્થના કરવી કે, 'શ્રવણ દ્વાદશીને દિવસે ઉપવાસ કરી, વિષ્ણુનું વિધિથી પૂજન કરી, બીજે દિવસે ભોજન કરીશ,' એવો સંકલ્પ કરવો. જ્યાં નદીઓનો સંગમ થતો હોય ત્યાં સ્નાન કરી વામનની સોનાની મૂર્તિ, જેને વસ્ત્ર પહેરાવેલાં હોય અને બાર આંગળ ઉંચી હોય તેની પૂજા કરવી. પીળા વસ્ત્રથી વીંટેલી, છિદ્રરહિત અને નવી ઝારીની તજવીજ કરવી. સોનાનાં પાત્રથી અર્ધ્ય આપવો. દહીં, અક્ષત, ફળ, સુવર્ણ અને ચંદનનો અર્ધ્ય આપવો. તેના મંત્રો નીચે પ્રમાણે છે:-

नमस्ते पद्मनाभाय नमस्ते जलशायिने । तुभ्यमर्घ्यं प्रयच्छामि बालवामनरूपिणे ॥ नमः कमलकिंजल्कपीतनिर्मलवाससे । महाहवरिपुस्कंधघृतचक्राय चक्रिणे ॥ नमः शार्ङ्गासिशंखाब्जपाणये वामनाय च । यज्ञाय यज्ञेश्वराय यज्ञोपकरणाय च ॥ यज्ञभुक्फलदात्रे च वामनाय नमो नमः । देवेश्वराय देवाय देवसंभूतिकारिणे । प्रभवे सर्वदेवानां वामनाय नमो नमः ॥ मत्स्यकूर्मवराहाय नारसिंहस्वरूपिणे । रामरामाय रामाय वामनाय नमो नमः ॥ श्रीधराय नमस्तेऽस्तु नमस्ते गरुडध्वज । चतुर्बाहो नमस्तेऽस्तु नमस्ते धरणीधर ॥ एवं संपूज्य विधिवन्नरः स्रक्चंदनादिभिः । रात्रौ जागरणं कुर्यात्पुरतो जलशायिनः ॥ धृत्वा जलमयं रूपं देवदेवस्य चक्रिणः । ब्रह्मांडमुदरे यस्य महद्भूतैरधिष्ठितम् ॥ मायावी वामनः श्रीशः सोऽत्रायातु जगत्पतिः । एवं संस्तूय तं भक्त्या द्वादश्यामुदये रवेः ॥ भृङ्गारसहितं तं च ब्राह्मणाय निवेदयेत् । वामनः प्रतिगृह्णाति वामनोऽहं ददामि ते । वामनं सर्वतोभद्रं द्विजाय प्रतिपादये ॥ जलधेनुं तथा दद्याच्छत्रं चैव तु पादुके । सहिरण्यानि वस्त्राणि वृषं धेनुं तथा नृप ॥ यत्किंचिद्दीयते तत्र तदानंत्याय कल्पते । श्रवणद्वादशीयोगे संपूज्य गरुडध्वजम् ॥ दत्त्वा दानं द्विजातिभ्यो वियोगे पारणं ततः । सिंहस्थिते तु मार्तंडे श्रवणस्थे निशाकरे ॥ श्रवणद्वादशी ज्ञेया न स्याद्भाद्रपदादृते । दशम्येकादशी यत्र सा नोपोष्या भवेत्तिथिः ॥ श्रवणेन तु संयुक्ता सा शुभा सर्वकामदा । पारणं तिथिवृद्धौ तु द्वादश्यामुडुसंक्षयात् ॥ वृद्धौ कुर्यात्त्रयोदश्यां तत्र दोषो न विद्यते । इत्येषा कथिता राजन् द्वादशीश्रवणेन या ॥ कर्तव्या सा प्रयत्नेन इहामुत्र फलप्रदा । इत्यग्निपुराणोक्तं श्रवणद्वादशीव्रतम् ॥

'હે વિષ્ણો! આપ પદ્મનાભ છો, તેને નમસ્કાર કરું છું. જળમાં શયન કરનાર છો તેને નમસ્કાર કરુ છું, બાળક અને નાના સ્વરૂપવાળા આપને અર્ધ્ય આપું છું. કમળના તંતુ જેવાં પીળાં અને નિર્મળ જેનાં વસ્ત્ર છે, મોટાં મોટાં યુદ્ધમાં જેણે ચક્રવડે શત્રુઓને માર્યા છે, તેને હું નમસ્કાર કરું છું. શાર્ઙ્ગ, ધનુષ, ખડ્ગ, શંખ અને કમલ જેના હાથમાં છે અને જે વામન છે તેને હું નમસ્કાર કરું છું. યજ્ઞરૂપ, યજ્ઞના ઈશ્વર, યજ્ઞની સામગ્રીરૂપ, યજ્ઞને ભોગવનાર અને ફળ આપનાર એવા વામનને હું નમસ્કાર કરું છું. દેવોના ઈશ્વર, દેવરૂપ, દેવોને સમૃદ્ધિ આપનાર અને સર્વ દેવોના સ્વામી એવા નારાયણને હું નમસ્કાર કરું છું. મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, પરશુરામ, રામચંદ્ર અને બલદેવનાં સ્વરૂપને ધારણ કરનાર વામનને વારંવાર નમસ્કાર કરું છું. હે વામન! આપ લક્ષ્મીને ધારણ કરનાર છો તેને હું નમસ્કાર કરું છું, ગરુડધ્વજને નમસ્કાર કરું છું, ચતુર્ભુજને નમસ્કાર કરું છું. અને શેષને નમસ્કાર કરું છું.' એવી રીતે અર્ધ્ય આપી, વિધિથી ચંદન અને માળા વગેરેથી પૂજા કરવી. રાત્રિમાં જલમય રૂપને ધારણ કરનાર નારાયણ છે, દેવોના પણ દેવ છે અને ચક્રને ધારણ કરનાર છે તેની પાસે જાગરણ કરવું. પછી 'જેના ઉદરમાં સઘળા પ્રાણીઓ અને બ્રહ્માંડ રહે છે, જે માયાવી છે, વામન છે, લક્ષ્મીના પતિ છે તથા જગતના પતિ છે તે અહીં આવો' એવી રીતે ભક્તિથી સ્તુતિ કરવી. બારશને દિવસે સૂર્યોદય થાય ત્યારે, 'વામન ગ્રહણ કરે છે, હું કે જે વામનરૂપ છું તે આપું છું. સર્વનું કલ્યાણ કરનાર વામનની મૂર્ત્તિ બ્રાહ્મણને આપું છું.' એ મંત્ર ભણી ઝારી તથા મૂર્ત્તિ બ્રાહ્મણને આપવાં. જલધેનુ, છત્ર અને પાદુકાનું દાન કરવું. સોનું, વસ્ત્ર, બળદ, ગાય વગેરે જે કાંઈ આ બારશને દિવસે અપાય છે, તેનું અનંત ફળ થાય છે. શ્રવણ અને બારશના યોગમાં વિષ્ણુનું પૂજન કરવું, બ્રાહ્મણોને દાન આપવાં અને શ્રવણ તથા બારશ એમાંથી એક ઉતરી જાય ત્યારે પારણું કરવું. ભાદરવા માસમાં સિંહસંક્રાંતિમાં શ્રવણ નક્ષત્ર હોય ત્યારે શ્રવણ દ્વાદશી કહેવાય છે, પણ ભાદરવા માસ શિવાય બીજા માસમાં તેટલા યોગ છતાં પણ શ્રવણદ્વાદશી કહેવાતી નથી. જે દિવસે એકાદશી દશમીના વેધવાળી હોય, તે દિવસે ઉપવાસનો નિષેધ છે એટલે તે એકાદશી નિષિદ્ધ છે; પણ જો દશમીના વેધવાળી એકાદશી શ્રવણ નક્ષત્રના યોગવાળી હોય તો તે શુભ કહેવાય છે અને સર્વ કામના પૂર્ણ કરનારી છે. જો દ્વાદશી અધિક હોય ને શ્રવણ થોડું હોય તો શ્રવણ ઉતર્યા પછી દ્વાદશીમાં જ પારણું કરવું. જો નક્ષત્રની વૃદ્ધિ

હોય તો ત્રયોદશીમાં પારણું કરવું, તેમાં દોષ નથી. હે રાજન્! શ્રવણદ્વાદશી તમને કહી સંભળાવી. તે દિવસે વ્રત કરવાથી આ લોક અને પરલોકમાં ફળ થાય છે. એવી રીતે અગ્નિપુરાણમાં શ્રવણ દ્વાદશીનું વ્રત કહેલું છે.

## વિષ્ણુધર્મમાં કહેલું શ્રવણદ્વાદશીનું વિધાન

अथ विष्णुधर्मोक्तं विधानांतरम् ॥ परशुराम उवाच— उपवाससमर्थानां किं स्यादेकमुपोषणम्। महाफलं महादेव तन्ममाचक्ष्व पृच्छतः ॥ महादेव उवाच— या राम श्रवणोपेता द्वादशी महती तु सा। तस्यामुपोषितः स्नातः पूजयित्वा जनार्दनम् ॥ प्राप्नोत्ययत्नाद्धर्मज्ञ द्वादशद्वादशीफलम्। दध्योदनयुतं तस्यां जलपूर्णं घटं द्विजे ॥ वस्त्रसंवेष्टितं दत्वा छत्रोपानहमेव च। न दुर्गतिमवाप्नोति गतिमग्र्यां च विंदति ॥ अक्षय्यं स्थानमाप्नोति नात्र कार्या विचारणा। श्रवणद्वादशीयोगे बुधवारो भवेद्यदि ॥ अत्यंतमहती नाम द्वादशी सा प्रकीर्तिता। स्नानं जप्यं तथा दानं होमः श्राद्धं सुरार्चनम्। सर्वमक्षय्यमाप्नोति तस्यां भृगुकुलोद्वह। तस्मिन्दिने तथा स्नातो यत्र क्वचन संगमे ॥ स गंगास्नानजं राम फलं प्राप्नोत्यसंशयम्। श्रवणे संगमाः सर्वे परतुष्टिप्रदाः सदा ॥ विशेषा द्वादशीयुक्ता बुधयुक्ता विशेषतः। यथैव द्वादशी प्रोक्ता बुधश्रवणसंयुता। तृतीया च तथा प्रोक्ता सर्वकामफलप्रदा ॥ यथा तृतीया धर्मज्ञ तथा पंचदशी शुभा ॥ इति विष्णुधर्मोत्तरोक्तं विधानांतरम् ॥

પરશુરામ પૂછે છે—હે મહાદેવ! જે માણુસ ઝાઝા ઉપવાસ ન કરી શકે તેણે કયો એક ઉપવાસ કરવો જોઈએ? જેથી મોટું ફળ થાય? તે મને કહો. મહાદેવ કહે છે—હે રામ! જે દ્વાદશી શ્રવણ નક્ષત્રના યોગવાળી છે, તે ઉત્તમ કહેવાય છે; માટે તે દિવસે ઉપવાસ કરી, સ્નાન કરી, નારાયણનું પૂજન કરવાથી શ્રમ વિના સઘળી એકાદશીનું ફળ મળે છે. તે દિવસે જે માણુસ બ્રાહ્મણને વસ્ત્રથી વીંટેલો ને જળથી ભરેલો ઘડો, દહીં, ભાત, છત્ર ને પહેરવા માટે પગરખાં આપે છે, તેની દુર્ગતિ થતી નથી, પણ ઉત્તમ ગતિ થાય છે ને તે ઉત્તમ સ્થાનને પામે છે, એમાં સંદેહ નથી. જો શ્રવણદ્વાદશીને દિવસે બુધવાર હોય તો તે અતિઉત્તમ કહેવાય છે. હે રામ! તે દિવસે જે માણુસ સ્નાન, દાન, જપ, હોમ, શ્રાદ્ધ અને દેવનું પૂજન કરે છે, તેનું તે સઘળું અક્ષય થાય છે. જે માણુસ તે દિવસે હરકોઈ સંગમમાં સ્નાન કરે છે, તેને ગંગાસ્નાનનું ફળ મળે છે, એમાં સંશય નથી. શ્રવણ નક્ષત્રના સઘળા સમાગમો પરમાત્માને પ્રસન્ન કરનાર છે. તેમાં પણ જો શ્રવણ નક્ષત્ર અને બારશ હોય તો તે ઉત્તમ કહેવાય છે, અને વળી જો બુધવાર હોય તો અતિ ઉત્તમ કહેવાય છે. જેમ શ્રવણ નક્ષત્ર અને બુધવારના યોગવાળી દ્વાદશી ઉત્તમ છે તેમ જ બુધવાર તથા શ્રવણ નક્ષત્રના યોગવાળી તૃતીયા ઉત્તમ છે ને જેમ તૃતીયા ઉત્તમ છે તેમ બુધવાર અને શ્રવણ નક્ષત્રના યોગવાળી પૂર્ણિમા ઉત્તમ છે. એ પ્રકારે વિષ્ણુધર્મોત્તરમાં શ્રવણદ્વાદશીનું વિધાન કહેલું છે.

## બ્રહ્મવૈવર્તમાં કહેલું શ્રવણદ્વાદશીનું વિધાન

अथ ब्रह्मवैवर्तोक्तं विधानम् ॥ नभस्ये फाल्गुने मासि यदि वा द्वादशी भवेत्। शुद्धा श्रवणसंयुक्ता संगमे विजया स्मृता ॥ वारिकुंभं प्रदायास्यां दध्योदनसमायुतम्। प्रेतयोनौ न जायेत पूजयित्वाऽत्र वामनम् ॥ वंशः समुद्धृतस्तेन मुक्तः पितृऋणादसौ। नभस्ये संगमे स्नात्वा वामनो येन पूजितः ॥ स याति परमं स्थानं विष्णुसायुज्यमाप्नुयात् ॥ इति ब्रह्मवैवर्तोक्तं विधानांतरम् ॥

જો ભાદરવા શુદિ વા ફાગણ શુદિ બારશ શ્રવણ નક્ષત્રના યોગવાળી હોય તો તે દિવસે નદીના સંગમમાં નહાવાથી જય થાય છે. જે માણુસ તે દિવસે જળથી ભરેલો ઘડો અને દહીં—ભાત આપે છે ને વામનની પૂજા કરે છે તેને પ્રેતયોનિમાં જન્મવું પડતું નથી. તે પુરુષ પિતાના ઋણથી મુક્ત થાય છે ને પોતાના વંશનો ઉદ્ધાર કરે છે. જે માણુસ ભાદરવા માસમાં નદીઓના સંગમમાં સ્નાન કરે છે અને વામનની પૂજા કરે છે, તેને પરમ પદની પ્રાપ્તિ થાય છે ને વિષ્ણુનું સાયુજ્ય (સાથે મળી જવું) મળે છે. એવી રીતે બ્રહ્મવૈવર્તમાં શ્રવણદ્વાદશીનો પ્રકાર કહેલો છે.

## ભવિષ્યપુરાણમાં કહેલું વિધાન

अथ भविष्योक्तं विधानांतरम् ॥ युधिष्ठिर उवाच— उपवासासमर्थानां सदैव पुरुषोत्तम। एका या द्वादशी पुण्या तां वदस्व ममानघ ॥ श्रीकृष्ण उवाच— मासे भाद्रपदे शुक्ला द्वादशी श्रवणान्विता। सर्वकामप्रदा पुण्या उपवासे महाफला ॥ संगमे सरितां स्नात्वा द्वादश्यां समुपोषितः। समग्रं समवाप्नोति द्वादशद्वादशीफलम् ॥ इति हेमाद्रौ भविष्योक्तं विधानांतरम् ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે પુરુષોત્તમ! હે શ્રીકૃષ્ણ! જે માણુસ અધિક ઉપવાસ કરવા સમર્થ ન હોય, તેઓ માટે એક દ્વાદશી કે જે પુણ્યકારક હોય તે કહો. શ્રીકૃષ્ણ કહે છે—ભાદરવા શુદિ બારશ કે જે શ્રવણ નક્ષત્રના યોગથી શ્રવણ દ્વાદશી કહેવાય છે, તે દિવસે ઉપવાસ કરવાથી ઘણું પુણ્ય થાય છે, ને સઘળી કામના પૂર્ણ થાય છે. તે દિવસે નદીઓના સંગમમાં સ્નાન કરી ઉપવાસ કરવાથી સઘળી એકાદશીનું ફળ મળે છે. એ પ્રમાણે હેમાદ્રિમાં અને ભવિષ્યપુરાણમાં શ્રવણદ્વાદશીનું વિધાન કહેલું છે.

## વિષ્ણુરહસ્યમાં કહેલું શ્રવણદ્વાદશીનું વિધાન

अथ विष्णुरहस्योक्तं विधानांतरम् ॥ द्वादश्यामुपवासोऽत्र त्रयोदश्यां तु पारणम्। निषिद्धमपि कर्तव्यमित्या-

ज्ञा पारमेश्वरी ॥ बुधश्रवणसंयुक्ता सैव चेद्द्वादशी भवेत् । अतीव महती तस्यां सर्वं कृतमिहाक्षयम् ॥ द्वादशी श्रवणोपेता यता भवति भारत । संगमे सरितां स्नात्वा गंगादिस्नानजं फलम् ॥ सोपवासः समाप्नोति नात्र कार्या विचारणा । जलपूर्णं तथा कुंभं स्थापयित्वा विचक्षणः ॥ पंचरत्नसमोपेतं सोपवीतं सवस्त्रकम् । तस्योपरि स्थापयित्वा लक्ष्म्या सह जनार्दनम् ॥ यथाशक्त्या स्वर्णमयं शंखशार्ङ्गविभूषितम् । स्नापयित्वा विधानेन सितचंदनचर्चितम् । सितवस्त्रयुगच्छन्नं छत्रोपानद्युगान्वितम्॥ॐ नमो वासुदेवाय शिरः संपूजयेत्ततः । श्रीधराय मुखं तद्वद्वैकुंठाय हृत्पंकजम् ॥ नमः श्रीपतये नेत्रे भुजौ सर्वास्त्रधारिणे । व्यापकाय नमः कुक्षी केशवायोदरं नमः ॥ त्रैलोक्यजनकायेति मेढ्रं संपूजयेद्धरेः । सर्वाधिपतये जंघे पादौ सर्वात्मने नमः ॥ अनेन विधिना राजन्पुष्पधूपैः समर्चयेत् । ततस्तस्याग्रतो देयं नैवेद्यं घृतपाचितम् ॥ मोदकांश्च नवान्कुंभान् शक्त्या दद्याच्च दक्षिणाम् । एवं संपूज्य गोविंदं जागरं तत्र कारयेत् ॥ प्रभाते विमले स्नात्वा संपूज्य गरुडध्वजम् । पुष्पधूपादिनैवेद्यैः फलैर्वस्त्रैः सुशोभनैः । पुष्पांजलिं ततो दत्वा मंत्रमेतमुदीरयेत् ॥ नमो नमस्ते गोविंद बुधश्रवणसंज्ञक । अघौघसंक्षयं कृत्वा सर्वसौख्यप्रदो भव ॥ अनंतरं ब्राह्मणे तु वेदवेदांगपारगे । पुराणज्ञे विशेषेण विधिवत्संप्रदापयेत् । प्रीयतां देवदेवेशो मम नित्यं जनार्दनः ॥ अनेनैव विधानेन नद्यां स्त्री वा नरोत्तमः । सर्वं निर्वर्तयेत्सम्यगेकभक्तिरतोऽपि सन् ॥ इति विष्णुरहस्योक्तविधानांतरम् ॥

શ્રવણદ્વાદશીને દિવસે ઉપવાસ કરવો અને ત્રયોદશીને દિવસે નિષેધ છતાં પણ પારણું કરવું. એમ પરમેશ્વરની આજ્ઞા છે. જો ભાદરવા શુદિ બારશ, બુધવાર અને શ્રવણ નક્ષત્રના યોગવાળી હોય તો અતિઉત્તમ કહેવાય છે. તે દિવસે કરેલું સઘળું પુણ્ય અક્ષય થાય છે. હે યુધિષ્ઠિર! શ્રવણદ્વાદશીને દિવસે નદીઓના સંગમમાં સ્નાન કરવાથી અને ઉપવાસ કરવાથી ગંગા વગેરેમાં સ્નાન કરવા જેટલું પુણ્ય થાય છે, એમાં સંશય નથી. જળથી પૂર્ણ, પંચરત્ન, ઉપવીત અને વસ્ત્રસહિત ઘડાની સ્થાપના કરવી. તેની ઉપર શક્તિ પ્રમાણે સોનાની કરાવેલી નારાયણની તથા લક્ષ્મીની મૂર્તિની સ્થાપના કરવી. નારાયણના હાથમાં શાર્ઙ્ગ ધનુષ આપવું. વિધિથી સ્નાન કરાવી સફેદ ચંદન ચડાવવું, બે ધોળાં વસ્ત્રો પહેરાવવાં, છત્ર અને પગરખાં પણ પાસે રાખવાં. 'ॐ वासुदेवाय नमः' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી. 'ॐ श्रीधराय०'થી મુખની, 'ॐ वैकुण्ठाय०'થી હૃદયની, 'ॐ श्रीपतये०'થી નેત્રની, 'ॐ सर्वास्त्रधारिणे०'થી ભુજાની, 'ॐ व्यापकाय०'થી બે પડખાની, 'ॐ केशवाय०'થી ઉદરની, 'ॐ त्रैलोक्यजनकाय०'થી લિંગની, 'ॐ सर्वाधिपतये०'થી જંઘાની અને 'ॐ सर्वात्मने नमः' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. એવી રીતે પુષ્પ ધૂપ વગેરેથી પૂજા કરવી. પછી ઘીમાં તળેલા લાડુનું નૈવેદ્ય ધરવું, નવા ઘડા આપવા, શક્તિ પ્રમાણે દક્ષિણા આપવી. એવી રીતે પૂજા કરી એ જ વિષ્ણુની પાસે જાગરણ કરવું. પ્રાતઃકાળ થાય ત્યારે સ્નાન કરી પુષ્પ, ધૂપ, નૈવેદ્ય, ફળ અને સુંદર વસ્ત્રો વગેરેથી વિષ્ણુની પૂજા કરી પુષ્પાંજલિ આપી, 'હે ગોવિંદ! હે બુધશ્રવણ સંજ્ઞક મારાં સઘળાં પાપોનો નાશ કરી મને સઘળી તરેહનાં સુખ આપો,' એમ જપ કરવો. તે પછી જે પૂર્ણ વેદ તથા વેદાંગ જાણતો હોય અને પુરાણો પણ જાણતો હોય, તેવા ઉત્તમ બ્રાહ્મણને સઘળી સામગ્રી આપવી, અને 'વિષ્ણુ ભગવાન્ કે જે, સર્વ દેવોના પણ ઈશ્વર છે તે નિરંતર મારી ઉપર પ્રસન્ન રહો,' એમ કહેવું. સ્ત્રી અથવા પુરુષે ભક્તિથી એવી રીતે સઘળી ક્રિયા નદીના કિનારા ઉપર કરવી.

## શ્રવણદ્વાદશીની કથા

अथ कथा ॥ श्रीकृष्ण उवाच– अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् । महत्यरण्ये यद्वृत्तं भूमिपाल शृणुष्व तत् ॥ १ ॥ देशो दाशार्णको नाम तस्य भागे तु पश्चिमे । अस्ति राजन्मरुर्देशः सर्वसत्त्वभयंकरः ॥ २ ॥ सुतप्तसिकताभूमिर्यत्र कृष्णा महोरगाः । अल्पच्छायद्रुमाकीर्णा मृतप्राणिसमाकुला ॥ ३ ॥ शमीखदिरपालाशकरीरैश्च सपीलुभिः । यत्र भीमा द्रुमाः पार्थ कंटकैरावृता दृढैः ॥ ४ ॥ गंधप्राणिगणाकीर्णा यत्र भूर्दृश्यते क्वचित् । अर्कप्रतापैः संतप्ता परुषा निस्तृणा मही ॥ ५ ॥ ज्वलिताग्निसमं चैव यत्किंचित्तत्र दृश्यते । तथापि जीवा जीवंति सर्वे कर्मनिबंधनाः ॥ ६ ॥ नोदकं नोपला राजन्नस्युस्तत्र बलाहकाः । कदाचिदपि दृश्यंते प्लवमाना विहंगमाः ॥७॥ तत्कांतारगताः केचित्तृषितैः शिशुभिः समम् । उत्क्रांतजीविता राजन् दृश्यंते विहगोत्तमाः ॥ ८ ॥ उत्प्लुत्योत्प्लुत्य तरसा मृगाः सैकतसंगताः । सैकतेष्वेव नश्यंति जलैः सैकतसेतुवत् ॥ ९ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્! આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસ છે, તે મોટા અરણ્યમાં બનેલો વૃત્તાંત હું કહું છું તે સાંભળો.[1] દાશાર્ણક નામનો એક દેશ છે, તેની પશ્ચિમ દિશામાં મારવાડ દેશ છે. એ સઘળાં પ્રાણીઓને ભય આપનાર છે.[2] એ દેશની પૃથ્વી અતિ તપેલી રેતીથી ભરેલી છે, તેમાં મોટા મોટા કાળા સર્પો રહે છે, થોડી છાયાવાળાં વૃક્ષો છે, જેમાં ઘણાં જાનવરો મરણ પામે છે.[3] તે દેશમાં ખીજડા, ખેર, ખાખરા, કેરડાં અને પીલુનાં વૃક્ષો છે તથા મોટા મોટા કાંટાવાળા ઘણાં વૃક્ષો છે.[4] એ દેશમાં જ્યાં જોઇએ ત્યાં દુર્ગંધવાળા જાનવરો જોવામાં આવે છે. એ દેશની પૃથ્વી સૂર્યના તાપથી તપેલી હોય છે તેથી ઘણી કઠોર અને ઘાસ

વગરની હોય છે.[૫] તે દેશમાં જે કાંઈ જોઈએ, તે બળતા અગ્નિ જેવું જોવામાં આવે છે, તો પણ તે દેશમાં પોતાનાં કર્મના બળથી સઘળા જીવો જીવે છે.[૬] તે દેશમાં જળનો અને પથ્થરનો અભાવ છે, વૃષ્ટિ થતી નથી. તે દેશમાં કોઈ વખતે જ આકાશમાં ઉડતાં પક્ષીઓ નજરે પડે છે.[૭] તે દેશનાં વનમાં કેટલાંક પક્ષીઓ ને તેઓનાં બચ્ચાં તૃષાથી મરણ પામતાં જોવામાં આવે છે.[૮] જેમ વેળુથી બાંધેલી પાળ જળમાં નષ્ટ થાય છે, તેમ જ તે દેશના મૃગો કુદી કુદીને રેતીમાં પડે છે ને તેમાં જ મરણ પામે છે.[૯]

तस्मिंस्तथाविधे देशे कश्चिद्दैववशाद्वणिक् । हरिदत्त इति ख्यातो वणिक् धर्मोपजीवकः ॥ १० ॥ निजसार्थपरिभ्रष्टः प्रविष्टो मरुजांगले । दृष्टवान्मलिनान् रूक्षान्निर्मांसान्भीमदर्शनान् ॥ ११ ॥ बभ्रामोद्भ्रांतहृदयः क्षुत्तृषाश्रमकर्शितः ॥ क्व ग्रामः क्व जनः क्वाहं क्व यास्यामि किमाचरे ॥ १२ ॥ अथ प्रेतान् ददर्शासौ क्षुत्तृषाव्याकुलेंद्रियान् । क्षुत्क्षामान् लंबवृषणान्निर्मांसांश्च सकीकसान् ॥१३॥ स्नायुबद्धास्थिचरणान्धावमानानितस्ततः । वणिक् सोऽपि तदाश्चर्यं दृष्ट्वा भयमुपागतः ॥ १४ ॥ भीतभीतस्तु तैः सार्द्धं जगाम पथि वंचयन् । ततो गत्वा पिशाचास्ते न्यग्रोधं महदाश्रयम् ॥ १५ ॥ शीतच्छायं सुविस्तीर्णं तत्र ते समुपाविशन् । निविष्टेषु ततस्तेषु एकदेशे स्थितो वणिक् ॥ १६ ॥ प्रेतस्कंधसमारूढमेकं विकृतदर्शनम् । ददर्श बहुभिः प्रेतैः समंतात्परिवारितम् ॥ १७ ॥ आगच्छमानमव्यग्रं स्तुतिशब्दपुरःसरम् । प्रेतस्कंधान्महीं गत्वा तस्यांतिकमुपागमत् ॥ १८ ॥ सोऽभिवाद्य वणिक्श्रेष्ठमिदं वचनमब्रवीत् । अस्मिन् घोरतरे देशे प्रवेशो भवतः कथम् ॥ १९ ॥ तमुवाच वणिक् धीमान् सार्थभ्रष्टस्य मे वने । प्रवेशो दैवयोगेन पूर्वकर्मकृतेन तु ॥ २० ॥ तृष्णा मे बाधतेऽत्यर्थं क्षुद्भ्रमोऽयं भृशं तथा । प्राणाः कंठमनुप्राप्ता वचनं नश्यतीव मे ॥ २१ ॥ अत्रोपायं न पश्यामि जीवेयं येन केनचित् ॥

હરિદત્ત નામનો વાણીઓ કે જે વ્યાપાર વૃત્તિથી જીવતો હતો, તે પોતાના સંઘમાંથી વીખૂટો પડીને દૈવયોગે તે મારવાડ દેશમાં આવી ચડ્યો ને ભમવા લાગ્યો. તો ખાવા ધાય તેવાં જંગલો જોવામાં આવ્યાં, તેથી એનું ચિત્ત ગભરાયું હતું. ક્ષુધા અને તૃષા પણ વ્યાપી હતી ને થાક પણ લાગ્યો હતો. તેથી તેને ચિંતા થઈ કે 'ક્યાં ગામ હશે ? ક્યાં મનુષ્ય હશે ? હું ક્યાં છઉં ? હું ક્યાં જઈશ ? ને હવે મારે શું કરવું ?' એ પ્રમાણે ચિંતા કરતો હતો.[૧૦–૧૧] તેટલામાં કેટલાક પ્રેતો તેના જોવામાં આવ્યા. તેઓ ક્ષુધા અને તૃષાથી વ્યાકુળ હતા, ઘણા દુબળા થઈ ગયા હતા, તેઓના વૃષણ લટકી ગયા હતા, તેઓના શરીરમાં રુધિર કે માંસ કાંઈ હતું નહીં, માત્ર હાડકાંનાં પાંજરા જેવા દેખાતા હતા. તેઓના હાથ અને પગના સાંધાઓ આંતરડાંથી બંધાયલા સ્પષ્ટ જોવામાં આવતા હતા, ને તેથી તેઓ ચારે તરફ દોડતા હતા. એવા આશ્ચર્યકારક પ્રેતોને જોઇ પેલો વાણીઓ ડરી ગયો.[૧૨–૧૪] તોપણ તેઓ ન જાણે તેવી રીતે તેઓની સાથે ચાલવા લાગ્યો. હવે પેલા પ્રેતો જેની શીતળ છાયા હતી તેવા મોટા વડની નીચે જઇ આરામ લેવા બેઠા. ત્યારે વાણીઓ પણ એક જગોએ જઇ બેસી ગયો.[૧૫–૧૬] ત્યારે પ્રેતની ખાંધ ઉપર બેઠેલો વિકરાળ સ્વરૂપવાળો અને જેની ચારો તરફ ઘણા પ્રેતો હતા એવો એક પ્રેત પોતા તરફ આવતો તેના જોવામાં આવ્યો.[૧૭] કેટલાક પ્રેતો તેની સ્તુતિ કરતા હતા. હવે એ પ્રેત, ખાંધ ઉપરથી નીચે ઉતરી વાણીઆની પાસે આવ્યો અને નમસ્કાર કરીને આ પ્રમાણે કહેવા લાગ્યો. આવા ઘોર જંગલમાં તમે કેમ આવ્યા ?[૧૮–૧૯] તે સાંભળી વાણીઓ બોલ્યો કે, હું વનમાં મારા સંઘથી વિખૂટો પડી ગયો છું ને પ્રારબ્ધના જોરથી અહીં આવી ચડ્યો છું.[૨૦] મને ભૂખ તથા તૃષા ઘણા જોરથી લાગી છે, તેથી મારા પ્રાણ કંઠમાં આવી ગયા છે અને તેથી મારાથી બોલી શકાતું નથી.[૨૧] હવે બચું એવો કોઇ ઉપાય મારા જોવામાં આવતો નથી.

श्रीकृष्ण उवाच– इत्येवमुक्तः प्रेतस्तु वणिजं वाक्यमब्रवीत् ॥ २२ ॥ पुन्नागमिममाश्रित्य प्रतीक्षस्व मुहूर्तकम् । कृतातिथ्यो मया पश्चाद्गमिष्यसि यथासुखम् ॥ २३ ॥ एवमुक्तस्तथा चक्रे स वणिक् तृषयाऽर्दितः । मध्याह्नसमये प्राप्ते ततस्तं देशमागता ॥ २४ ॥ पुन्नागवृक्षाच्छीतोदा वारिधानी मनोरमा । दध्योदनसुयुक्तेन वर्द्धमानेन संयुता ॥ २५ ॥ अवतीर्य ततः सोऽयं ददावतिथये तदा । दध्योदनं च तोयं च क्षुत्तृड्भ्यां पीडिताय वै ॥ २६ ॥ दध्योदनेन तोयेन वणिक् तृप्तिमुपागतः । वितृष्णो विज्वरश्चापि क्षणेन समपद्यत ॥ २७ ॥ ततस्तु प्रेतसंघस्य तस्माद्भागं क्रमाद्ददौ । दध्योदनात्सपानीयात्प्रेतास्तृप्तिं परां गताः ॥ २८ ॥ अतिथिं तर्पयित्वा च प्रेतलोकं च सर्वशः । ततः स्वयं च बुभुजे भुक्तशेषं यथासुखम् ॥ २९ ॥ तस्य भुक्तवतस्तत्र पानीयं च क्षयं ययौ । प्रेताधिपं ततस्तुष्टो वणिग्वचनमब्रवीत् ॥ ३० ॥

શ્રીકૃષ્ણ કહે છે–એવી રીતનાં વાણીઆનાં વચનો સાંભળી, પેલો પ્રેત બોલ્યો કે,[૨૨] આ પુન્નાગ વૃક્ષની નીચે બેસી ઘડીવાર વાટ જુઓ. પછી હું તમારી પરોણાગત કરું, ત્યાર પછી તમે સુખેથી જજો.[૨૩] એવાં પ્રેતનાં વચનો સાંભળી એ વાણીઓ ભુખ્યો અને તરસ્યો પુન્નાગની નીચે જઇ બેઠો, પછી મધ્યાહ્નનો વખત થયો ત્યારે પુન્નાગના વૃક્ષ ઉપરથી શીતળ જળથી ભરેલી સુંદર વારિધાની ( એક જાતનું જળનું પાત્ર ) ઉતરી.

તેમ તેની સાથે દહીં ને ભાતથી ભરેલું વર્ધમાન ( એક જાતનું પાત્ર ) પણ ઉતર્યું. ત્યારે પેલા પ્રેતે પ્રથમથી ક્ષુધાથી ને તૃષાથી પીડા પામતા વાણીઆને દહીં ભાત અને જળ આપ્યું.[૨૪-૨૬] તે ખાધાથી તત્કાલ તે વાણીઓ તૃપ્ત થયો, અને તેની ભૂખની તથા તૃષાની પીડા દૂર થઇ.[૨૭] ત્યાર પછી સઘળા પ્રેતોને દહીં, ભાત અને જળ આપ્યું, તેથી તેઓ પણ તૃપ્ત થયા.[૨૮] એવી રીતે વાણીઆને તથા સઘળા પ્રેતોને તૃપ્ત કરી બાકી બચ્યું હતું તે સુખથી પોતે ખાધું.[૨૯] એ મોટો પ્રેત જ્યારે ખાઇ રહ્યો ત્યારે દહીં, ભાત ને જળ સઘળું ખૂટી ગયું. પછી પ્રસન્ન થયેલો વાણીઓ મોટા પ્રેતને પૂછવા લાગ્યો:[૩૦]

**वणिगुवाच– आश्चर्यमेतत्परमं वनेऽस्मिन्प्रतिभाति मे। अन्नपानस्य संप्राप्तिः परमस्य कुतस्तव ॥ ३१ ॥ स्तोकेन च तथाऽन्नेन बिभर्षि सुबहून्वने । तृप्तिं गताः कथं त्वेते निर्मांसा भीमकुक्षयः ॥ ३२ ॥ अपरं च कथं त्वेतदवाप्तं वा परिक्षयम् । हस्तावलंबकः कस्त्वं संप्राप्तो निर्जले वने ॥ ३३ ॥ तृप्तश्चासि कथं ग्रासमात्रेणैव भवानपि । कथमस्यां सुघोरायां मरुभूम्यां सुशीतलः ॥३४॥ तदेतं संशयं छिंधि परं कौतूहलं मम । एवमुक्तः स वणिजो प्रेतो वचनमब्रवीत् ॥ ३५ ॥**

વણિક્ પૂછે છે—આ ઘોર વનમાં દહીં, ભાત અને જળ મળ્યું તેથી મને મોટું આશ્ચર્ય થાય છે માટે કહો કે એ તમને ક્યાંથી મળે છે ? તેમ જ થોડાં અન્નથી ઘણાનું પોષણ કેમ કરો છો ?[૩૧] વળી આ દુબળા અને મોટાં મોટાં પેટવાળા પ્રેતો તેટલાં અન્નથી કેમ તૃપ્ત થાય છે ?[૩૨] આ અક્ષય પાત્ર તમને કેવી રીતે મળ્યું ? જેમાં જળ પણ નથી, એવાં આ વનમાં આશ્રય આપનારા તમે કોણ છો ?[૩૩] એક કોળીઓ ભરવાથી જ તમને કેમ તૃપ્તિ થઈ ! અને આવા ઘોર મરુદેશમાં સુખ આપનાર તમે કેવી રીતે આવ્યા છો ?[૩૪] આવી રીતે મને મોટું આશ્ચર્ય થાય છે, માટે આ સંશયને દૂર કરો. આવી રીતે વાણીઆના કહેવાથી એ પ્રેત બોલ્યો:[૩૫]

**पिशाचपतिरुवाच– शृणु भद्र प्रवक्ष्यामि दुष्कृतं कर्म चात्मनः । शाकले नगरे रम्ये अहमासं सुदुर्मतिः ॥ ३६ ॥ वणिक् शक्तः पुरा भद्र कालोऽतीतो बहुर्मम । शाकले नगरे रम्ये नास्तिकस्य दुरात्मनः ॥ ३७ ॥ धनलोभात्तथा तत्र कदाचित्प्रमदेरिता । न दत्ता भिक्षवे भिक्षा तृषार्तस्य जलं न च ॥ ३८ ॥ प्रातिवेश्यस्तु तत्रासीद्ब्राह्मणो गुणवान्मम । श्रवणद्वादशीयोगे मासि भाद्रपदे तथा ॥ ३९ ॥ स कदाचिन्मया सार्द्धं तापीं नाम नदीं ययौ । तस्यास्तु संगमः पुण्यो यत्रासीच्चंद्रभागया ॥ ४० ॥ चंद्रभागा सोमसुता तापी चैवार्कनंदिनी । तयोः शीतोष्णसलिले संगमे सुमनोहरे ॥ ४१ ॥ तत्तीर्थवरमासाद्य प्रातिवेश्यः स मे द्विजः । श्रवणद्वादशीयोगे स्नातश्चैवोपवासकृत् ॥ ४२ ॥ चांद्रमागस्य तोयस्य वारिधान्यो नवा दृढाः । दध्योदनयुतैः सार्द्धं संपूर्णैर्वर्द्धमानकैः ॥ ४३ ॥ छत्रोपानद्युगं वस्त्रं प्रतिमां विधिवद्धरेः । प्रददौ विप्रमुख्याय रहस्यज्ञो महामुनिः ॥ ४४ ॥ वित्तसंरक्षणार्थाय तस्यापि च ततो मया । सोपवासेन दत्ता वै वारिधानी सुशोभना ॥ ४५ ॥ चंद्रभागास्थविप्राय दध्योदनयुता तदा । एतत्कृत्वा गृहं प्राप्तस्ततः कालेन केनचित् ॥४६॥ पंचत्वमहमासाद्य नास्तिक्यात्प्रेततां गतः । अस्यामटव्यां घोरायां तच्च दृष्टं त्वयाऽनघ ॥ ४७ ॥ श्रवणद्वादशीयोगे दत्ता या सा मया द्विजे । दध्योदनयुता तावद्वारिधानी मनोहरा ॥ ४८ ॥ सेयं मध्याह्नसमये दिवसे दिवसे मम । उपतिष्ठति वैश्येह यथादृष्टं त्वयाऽनघ ॥ ४९ ॥ उपवासफलेनैव जातिस्मरणमस्ति मे । दधिभक्तप्रदानेन जलान्नं चाक्षयं मम ॥ ५० ॥**

પ્રેતપતિ કહે છે—હે ભદ્ર ! મેં જે પાપકર્મ કરેલું છે, તે હું કહું છું તે સાંભળો. પૂર્વે હું શાકલ નામના શહેરમાં વાણીઓ હતો, હું ઘણો સમર્થ હતો, પણ દુષ્ટ બુદ્ધિવાળો, નાસ્તિક અને લોભી હતો. તે શહેરમાં હું ઘણાં વર્ષો રહ્યો.[૩૬-૩૭] ત્યારે એક દિવસે એક સંન્યાસી ભિક્ષા માગવા આવ્યો ને સ્ત્રીએ ભિક્ષા આપવાનું કહ્યું તો પણ મેં ભિક્ષા આપી નહીં, તેમ જળ પણ પાયું નહીં.[૩૮] હવે મારા પડોસમાં એક ગુણવાન બ્રાહ્મણ રહેતો હતો. તે ભાદરવા માસમાં શ્રવણ દ્વાદશીને દિવસે મારી સાથે તાપીનો અને ચંદ્રભાગાનો જ્યાં પુણ્યકારક સંગમ છે ત્યાં આવ્યો, એટલે અમે બન્ને જણા ત્યાં ગયા.[૩૯-૪૦] ચંદ્રભાગા ચંદ્રની પુત્રી છે, અને તાપી સૂર્યની પુત્રી છે, તે બેઉનાં શીતળ જળવાળા મનોહર સંગમમાં મારા પડોસીએ શ્રવણદ્વાદશીને દિવસે વારંવાર સ્નાન કર્યું ને ઉપવાસ કર્યો.[૪૧-૪૨] એ બ્રાહ્મણ વિદ્વાન્ ને મહામુનિ હતો, તેથી તેણે નવી મજબૂત વારિધાનીઓમાં ચંદ્રભાગાનું જળ ભરી તે વારિધાનીઓ ઉત્તમ બ્રાહ્મણને આપી, તેમ જ દહીં ભાતથી ભરેલાં વર્દ્ધમાન ( પાત્ર ) છત્ર, ઉપાનહ, વસ્ત્ર અને શ્રીહરિની મૂર્તિ એ સઘળું વિધિથી આપ્યું.[૪૩-૪૪] ત્યાર પછી હું કે જે ઉપવાસી હતો, તેણે પણ દ્રવ્યનાં રક્ષણ માટે ચંદ્રભાગા ઉપર રહેનાર બ્રાહ્મણને વારિધાની આપી, તેમ જ દહીં ને ભાત પણ આપ્યાં. પછી હું ઘેર આવ્યો, ને કેટલોક કાળ થયો ત્યારે હું મરણ પામ્યો. હું નાસ્તિક હતો તેથી આવી રીતે પિશાચ થયો અને આ ઘોર જંગલમાં ભમું છું, તે તો તમે નજરે જોયું.[૪૫-૪૭] હે વૈશ્ય! શ્રવણદ્વાદશીને દિવસે મેં જે બ્રાહ્મણને વારિધાની તથા દહીં ભાત આપ્યાં હતાં તે હાલ પ્રતિદિન મધ્યાહ્ન વખતે મારી પાસે આવે છે, તે પણ તમે નજરે જોયું.[૪૮-૪૯] મેં ઉપવાસ કર્યો હતો, તેથી મને પૂર્વ

જન્મનું સ્મરણ છે. મેં દહીં ને ભાત આપ્યાં હતાં, તેથી જળ અને અન્ન પણ મને અક્ષય મળેલાં છે.[૫૦]

ब्रह्मस्वहारिणस्त्वेते पापाः प्रेतत्वमागताः । परदाररताः केचित्स्वामिद्रोहरताः परे ॥ ५१ ॥ मित्रद्रोहरताः केचिद्देशेऽस्मिंस्तु सुदारुणे । ममैते भृत्यतां प्राप्ता अन्नपानकृतेऽनघ ॥ ५२ ॥ अक्षयो भगवान्विष्णुः परमात्मा सनातनः । यद्दीयते तमुद्दिश्य अक्षय्यं तत्प्रकीर्तितम् ॥ ५३ ॥ तेनाक्षय्येण चान्नेन तृप्ता एते पुनः पुनः । प्रेतभावाच्च दौर्बल्यं न मुंचंति कदाचन ॥ ५४ ॥ अहं च पूजयित्वा त्वामतिथिं समुपस्थितम् । प्रेतभावाद्विनिर्मुक्तो यास्यामि परमां गतिम् ॥ ५५ ॥ मया विहीनाः किं त्वेते वनेऽस्मिन्भृशदारुणे । पीडामनुभविष्यंति दारुणां कर्मयोनिजाम् ॥ ५६ ॥ एतेषां तु महाभाग ममानुग्रहकाम्यया । अनेकनामगोत्राणि गृह्णीयास्त्वं खिलेन (लिखेन?) च ॥ ५७ ॥ अस्ति कक्षागता चैव तव संपुटिका शुभा । हिमवंतमथासाद्य तत्र त्वं लप्स्यसे निधिम् ॥ ५८ ॥ गयाशीर्षं ततो गत्वा श्राद्धं कुरु महामते । एकमेकमथोद्दिश्य प्रेतं प्रेतं यथाक्रमम् ॥ ५९ ॥ एवं संभाषमाणोऽसौ तप्तजांबूनदप्रभः । समारुह्य विमानं च स्वर्गलोकमितो गतः ॥ ६० ॥

આ જે પ્રેતો છે, તેમાંથી કેટલાક તો બ્રાહ્મણનું ધન હરવાથી પ્રેત થયા છે, કેટલાક પરસ્ત્રીમાં આસક્તિથી પ્રેત થયા છે, કેટલાક માલિકનો દ્રોહ કરવાથી પ્રેત થયા છે;[૫૧] અને કેટલાક મિત્રનો દ્રોહ કરવાથી પ્રેત થયા છે, હે નિર્દોષ વૈશ્ય ! તે સઘળા આ ઘોર જંગલમાં આવી વસ્યા છે અને ખાવા પીવા માટે મારા નોકર થઇ રહ્યા છે.[૫૨] વિષ્ણુ ભગવાન્ અક્ષય છે, પરમાત્મા છે અને સનાતન છે, માટે તેના ઉદ્દેશથી જે કાંઈ અપાય છે તે અક્ષય થાય છે.[૫૩] તે અક્ષય અન્નથી આ સઘળા પ્રેતો વારંવાર તૃપ્ત થાય છે, પરંતુ પ્રેતપણાથી તેઓ દુર્બળ રહે છે.[૫૪] હવે તમે કે જે અતિથિ થઇ આવ્યા છો તેની મેં પૂજા કરી, માટે હું પ્રેતપણાથી છૂટી પરમ ગતિને પ્રાપ્ત થઇશ.[૫૫] તેથી મારા વિના આ સઘળા પ્રેતો ઉજ્જડ વનમાં મોટી પીડા પામશે.[૫૬] માટે હે મોટાં ભાગ્યવાળા ! મારી ઉપર અનુગ્રહ કરી આ સઘળા પ્રેતોનાં નામો તથા ગોત્રો પૂછી લ્યો.[૫૭] તમારી કાખમાં સંપુટિકા ( એક જાતનું ચિહ્ન ) છે, એટલે હિમાલય પર્વતમાં જવાથી તમને ભંડાર મળશે,[૫૮] તે લઇ ગયાશીર્ષ જઇ આ પ્રેતોમાંથી એક એકનાં નામ લઇ નિવૃત્તિથી તેઓનાં શ્રાદ્ધ કરો.[૫૯] એવી રીતે કહ્યા પછી એ પ્રેતપતિનું શરીર અલૌકિક થઇ ગયું. તેથી તે વિમાનમાં બેસી સ્વર્ગમાં ગયો.[૬૦]

स्वर्गते प्रेतनाथे वै प्रभावात्स वणिक् क्रमात् । नामगोत्राणि संगृह्य प्रयातः स हिमालयम् ॥ ६१ ॥ तत्र प्राप्य निधिं गत्वा विनिक्षिप्य स्वके गृहे । धनभारमुपादाय गयाशीर्षवटं ययौ ॥ ६२ ॥ प्रेतानां क्रमशस्तत्र चक्रे श्राद्धं दिने दिने । यस्य यस्य यथा श्राद्धं स करोति दिने वणिक् ॥ ६३ ॥ स स तस्य तदा स्वप्ने दर्शयत्यात्मनस्तनुम् । ब्रवीति च महाभाग प्रसादेन तवानघ ॥ ६४ ॥ प्रेतभावमिमं त्यक्त्वा प्राप्तोऽस्मि परमां गतिम् । ततस्तु ते विमानस्था ऊचुश्च वणिजं तथा ॥ ६५ ॥ त्वया हि तारिताः सर्वे किल्बिषाद्वणिगुत्तम । प्रयामः स्वर्गतिं सर्वे इदानीं त्वत्प्रसादतः ॥ ६६ ॥ साधुसंगो नहि वृथा कदाचिदपि जायते । एवमुक्त्वा गताः सर्वे विमानैः सूर्यसन्निभैः ॥ ६७ ॥ दिव्यरूपधराः सर्वे द्योतयंतो दिशो दश । स कृत्वा धनलोभेन प्रेतानां सद्गतिं वणिक् ॥ ६८ ॥ जगाम स्वगृहं तत्र मासि भाद्रे युधिष्ठिर । श्रवणद्वादशीयोगे पूजयित्वा जनार्दनम् ॥ ६९ ॥ दानं दत्त्वा च विप्रेभ्यः सोपवासो जितेंद्रियः । संगमे च महानद्योः प्रतिवर्षमतंद्रितः ॥ ७० ॥ चकार विधिवद्दानं ततो दिष्टांतमागतः । अवाप परमं स्थानं दुर्लभं सर्वमानवैः ॥ ७१ ॥ यत्र कामफला वृक्षा नद्यः पायसकर्दमा । शीतलामलपानीयाः पुष्करिण्यो मनोरमाः ॥ ७२ ॥ तद्देशमासाद्य वणिङ् महात्मा प्रतप्तजांबूनदभूषितांगः । कल्पं समग्रं सुरसुंदरीभिः स्वर्गे सुरेमे मुदितः सदैव ॥ ७३ ॥ बुधश्रवणसंयुक्ता द्वादशी सर्वकामदा । दानं दध्योदनं शस्तमुपवासः परो विधिः ॥ ७४॥ सगरेण ककुत्स्थेन धुंधुमारेण गाधिना । एतैश्चान्यैश्च राजेंद्र कामदा द्वादशी कृता ॥७५॥ या द्वादशी बुधयुता श्रवणेन सार्द्धं सा वै जयेति कथिता मुनिभिर्नभस्ये । तामादरेण समुपोष्य नरो हि सम्यक् प्राप्नोति सिद्धिमणिमादिगुणोपपन्नाम् ॥ ७६ ॥ इति हेमाद्रौ भविष्योत्तरे श्रवणद्वादशी कथा समाप्ता ॥

તે પ્રેતનાથના સ્વર્ગમાં જવા પછી પેલો વાણીઓ સઘળા પ્રેતોનાં નામો તથા ગોત્રો પૂછી હિમાલયમાં ગયો.[૬૧] ત્યાંથી મળેલો ભંડાર પોતાને ઘેર રાખી કેટલુંક ધન સાથે લઇ ગયાશીર્ષમાં વડની પાસે ગયો.[૬૨] ને ત્યાં પ્રતિદિન ક્રમથી પ્રેતોનાં શ્રાદ્ધ કરવા લાગ્યો. એ વાણીઓ જે જે પ્રેતનું શ્રાદ્ધ કરતો હતો, તે તે પ્રેત તેના સ્વપ્નમાં આવી કહેતો હતો કે, હે મહાભાગ ! હે પુણ્યાત્મન્ ! તારી કૃપાથી હું પ્રેતયોનિમાંથી છૂટ્યો છું અને પરમ ગતિ પામ્યો છું. એવી રીતે સઘળાનો ઉદ્ધાર થયો ત્યારે વિમાનમાં બેઠેલા તે સઘળા બોલ્યા કે,[૬૩–૬૫] હે વાણીઆઓમાં ઉત્તમ ! તેં પાપમાંથી અમારો ઉદ્ધાર કર્યો. હવે તારી કૃપાથી જ અમો સઘળા સ્વર્ગમાં જઇએ છીએ.[૬૬] સત્પુરુષનો સમાગમ કોઇ દિવસે પણ વ્યર્થ થતો નથી. એટલું કહી તે સઘળા પ્રેતો સૂર્ય જેવા વિમાનમાં બેસી અલૌકિક રૂપ ધારણ કરી દશે દિશામાં પ્રકાશ કરતા કરતા સ્વર્ગમાં ગયા. એવી રીતે ધનના

લાભથી સઘળા પ્રેતોનો ઉદ્ધાર કરી એ વાણીઓ પોતાને ઘેર ગયો.[६७-६८] ઘેર પણ જ્યારે ભાદરવા માસમાં શ્રવણ દ્વાદશી આવે ત્યારે એ વાણીઓ વર્ષોવર્ષ સાવધાન થઇ મહાનદીઓના સંગમમાં સ્નાન કરતો હતો, ઉપવાસ કરતો હતો, વિષ્ણુ ભગવાનની પૂજા કરતો હતો અને વિધિથી દાન આપતો હતો. એવી રીતે કેટલાંક વર્ષો ગયા પછી એ વાણીઓ મરણ પામ્યો ત્યારે તેને સર્વ મનુષ્યોને દુર્લભ એવાં પરમ સ્થાનની પ્રાપ્તિ થઇ.[६९-७१] એ સ્થાનમાં જોઇએ તેવાં ફળવાળાં વૃક્ષો હતાં, જેમાં દૂધપાક જેવો કાદવ હતો, શીતળ અને નિર્મળ જળ હતું, કમલવાળી એવી નદીઓ વહેતી હતી.[७२] તપાવેલાં સુવર્ણ જેવાં સુશોભિત શરીરવાળો એ મહાત્મા વાણીઓ સ્વર્ગમાં જઇ એક કલ્પ સુધી અપ્સરાઓની સાથે સુખથી રહ્યો.[७३] બુધવાર અને શ્રવણ નક્ષત્રના યોગવાળી ભાદરવા શુદિ બારશ સઘળી કામના પૂર્ણ કરનારી છે, માટે તે દિવસે દહીં અને ભાતનું દાન આપવાથી ને ઉપવાસ કરવાથી ઘણું ફળ મળે છે.[७४] સગર રાજાએ, કકુત્સ્થ રાજાએ, ધુંધુમારે, ગાધિ રાજાએ અને બીજા પણ કેટલાક રાજાઓએ આ બારશનું વ્રત કરી પોતાના મનોરથ પૂર્ણ કરેલા છે.[७५] ભાદરવા માસમાં બુધવાર અને શ્રવણ નક્ષત્રના યોગથી જેને મુનિઓ જયા કહે છે. તે દ્વાદશીને દિવસે આદરથી ઉપવાસ કરવાથી અણિમા વગેરે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.[७६] એવી રીતે હેમાદ્રિમાં અને ભવિષ્યપુરાણમાં શ્રવણદ્વાદશી કહેલી છે.

## ૮ વામનજયંતી

अस्यामेव वामनजयंतीव्रतं हेमाद्रौ भविष्ये ॥

આ જ* બારશને દિવસે વામનજયંતી વ્રત હેમાદ્રિમાં તથા ભવિષ્યપુરાણમાં કહેલું છે.

### વામનજયંતીની કથા

श्रीकृष्ण उवाच– द्वादश्यास्ते विधिः प्रोक्तः श्रवणेन युधिष्ठिर । सर्वपापप्रशमनः सर्वसौख्यप्रदायकः ॥ १ ॥ एकादशी यदा सा स्याच्छ्रवणेन समन्विता । विजया सा तिथिः प्रोक्ता व्रतिनामभयप्रदा ॥ २ ॥ पुरा देवगणैः सर्वैः समवेतैर्वरार्थिभिः । वरदः प्रार्थितो विष्णुरिंद्राग्न्यनिलसंयुतैः ॥३॥ बलवानजितो दैत्यो बलिर्नाम महाबलः । तेन देवगणाः सर्वे त्याजिताः सुरमंदिरम् ॥४॥ त्वं गतिः सर्वदेवानां शीघ्रं कष्टात्समुद्धर । दैत्यं जहि महाबाहो बलिं बलवतां वरम् ॥ ५ ॥ श्रुत्वा विष्णुस्तदा वाक्यं देवानां करुणोदयम् । उवाच वाक्यं वाक्यज्ञो देवानां हितकाम्यया ॥ ६ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર! મેં તમને દ્વાદશીનો પ્રકાર કહી સંભળાવ્યો, જે સાંભળવાથી સઘળાં પાપોની શાંતિ થાય છે ને સઘળાં સુખોની પ્રાપ્તિ થાય છે.[१] જ્યારે શ્રવણ નક્ષત્રના યોગવાળી એકાદશી હોય ત્યારે તે વિજયા એકાદશી કહેવાય છે. તે દિવસે વ્રત કરવાથી અભય થાય છે.[२] પૂર્વે ઇંદ્ર, અગ્નિ અને વાયુ વગેરે સઘળા દેવતાઓ મળીને વરદાનની ઇચ્છાથી વિષ્ણુ કે જે, વર આપનાર છે તેની પ્રાર્થના કરવા લાગ્યા કે,[३] હે મહારાજ! ન જિતાય એવો મહા બળવાન્ બલિ દૈત્ય છે. તેણે સઘળા દેવોને સ્વર્ગમાંથી કાઢી મૂકયા છે.[४] માટે હે મહાબાહુ વિષ્ણો! હવે તો દેવોનું રક્ષણ કરનાર આપ જ છો, એટલા માટે મહાબળવાન્ બલિ દૈત્યને મારો અને અમારું કષ્ટ ઝટ દૂર કરો.[५] એવાં દયામણાં દેવોનાં વચનો સાંભળી મહા ચતુર વિષ્ણુ દેવોનાં કલ્યાણ માટે બોલ્યા:[६]

विष्णुरुवाच– जाने विरोचनसुतं बलिं त्रैलोक्यकंटकम् । तपसा भावितात्मानं शांतं दांतं जितेन्द्रियम् ॥७॥ मद्भक्तं मद्गतप्राणं सत्यसंधं महाबलम् । प्रजापतिसमं स्वात्मप्रजानां प्रियकारकम् ॥ ८ ॥ न गुणास्तस्य शक्यंते वर्क्तुं केनापि भूतले । अवश्यं तपसोपेतैर्भोक्तव्यं तपसः फलम् ॥ ९ ॥ तपसोऽन्तस्तु बहुना कालेनास्य भविष्यति । यदा विजयदं दैत्यं ज्ञास्ये कालेन केनचित् ॥ १० ॥ समाहृत्य श्रियं तस्य तदा दास्ये दिवौकसाम् । अदितिर्मो पुरा देवा अयजत् पुत्रगृद्धिनी ॥ ११ ॥ तस्या मनीषितं कार्यं मयाऽवश्यं सुरोत्तमाः । तस्यां संभूय युष्माकं कार्यं संपादयाम्यहम् ॥ १२ ॥

વિષ્ણુ કહે છેઃ–ત્રણે લોકોમાં કાંટાની પેઠે ખટકતા બલિરાજાને હું જાણું છું. એ બલિ તપથી પવિત્ર, શાંત, જિતેન્દ્રિય, મારો ભક્ત, મારામાં પરાયણ, સત્ય પ્રતિજ્ઞાવાળો, મહાબળવાન, બ્રહ્મા જેવો અને પ્રજાનું હિત કરવામાં તત્પર છે.[७-८] તેના ગુણોનું વર્ણન કરી શકે તેવો કોઇ પૃથ્વીતલમાં નથી. તપસ્વી લોકોએ તપનું ફળ અવશ્ય ભોગવવું જોઇએ.[९] આ બલિરાજાનું તપ ખવાઇ રહેવાને હજી ઘણો વખત છે; માટે જ્યારે તેના તપનો અંત આવશે, ત્યારે સ્વર્ગનું રાજ્ય તેની પાસેથી લઇ દેવોને આપીશ. હે દેવતાઓ! પૂર્વે પુત્રની ઇચ્છાથી અદિતિએ મોટું તપ કર્યું હતું.[१०-११] માટે તેનો મનોરથ અવશ્ય પૂર્ણ કરવો જોઇએ. એટલા માટે હું તેના ઉદરથી પ્રકટ થઇ, તમારું કાર્ય સિદ્ધ કરીશ.[१२]

कृष्ण उवाच– अथ काले बहुतिथे साऽदितिर्गुर्विणी ऽभवत् । सुषुवे नवमे मासि पुत्रं सा वामनं हरिम् ॥१३॥

*ભાગવત વગેરેમાં શ્રવણ નક્ષત્રના યોગવાળી દ્વાદશીને દિવસે વામનાવતાર કહેલો છે, ને ભવિષ્યોત્તરપુરાણમાં શ્રવણ નક્ષત્રના યોગવાળી એકાદશીને દિવસે વામનાવતાર કહેલો છે. એટલા માટે જો શ્રવણના યોગવાળી બારશ ન હોય તો શ્રવણ નક્ષત્રના યોગવાળી એકાદશી લેવી, એમ નિર્ણયસિંધુમાં કમલાકાર ભટ્ટે કહેલું છે.

ह्रस्वपादं ह्रस्वकायं महाशिरसमर्भकम्। पाणिपादोदर-कृशं ह्रस्वजंघोरुकंधरम् ॥ १४ ॥ दृष्ट्वा तु वामनं जातम-दितिर्मोदमाप वै। भयं बभूव दैत्यानां देवतास्तोषमाग-मन् ॥ १५ ॥ जातकादीन् शुभकरान्संस्कारान्स्वयमेव हि। चकार कश्यपो धीमान् प्रजापतिसमन्वितः॥ १६ ॥ आबद्धमेखलो दंडी जटी यज्ञोपवीतवान्। कुशचर्माजिन-धरः कमंडलुविभूषितः ॥ १७ ॥ बलेर्बलवतो यज्ञं जगाम बहुविस्तरम्। दृष्ट्वा बलिं तु यज्वानं वामनस्तु जगाद ह ॥ १८ ॥ अर्थी अहं यज्ञपते दीयतां मम मेदिनी। पदत्र-यप्रमाणा हि पठनार्थे स्थितो ह्यहम् ॥ १९ ॥ दत्ता दत्ता तव मया बलिः प्राह द्विजोत्तमम्। ततो वर्धितुमारब्धो वामनोऽनंतविक्रमः ॥ २० ॥ पादौ भूमौ प्रतिष्ठाप्य शिर-साऽऽवृत्य रोदसी। नाभ्यां स्वर्गादिकाँल्लोकाँल्ललाटे ब्रह्मणः पदम् ॥ २१ ॥ न तृतीयं पदं लेभे किं ददे मम तद्वद। तदृष्ट्वा महदाश्चर्यं सिद्धा देवर्षयस्तथा ॥ २२ ॥ साधु साध्विति देवेशं प्रशशंसुर्मुदान्विताः। ततो दैत्यगणान् सर्वान् जित्वा त्रिभुवनं वशी ॥ २३ ॥ बलिं प्राह च भो गच्छ पातालं सबलानुगः। तत्र त्वमीप्सितान् भोगान् भुक्त्वा मद्बाहुपालितः ॥ २४ ॥

શ્રીકૃષ્ણ કહે છે—ઘણો કાળ નીકળી ગયા પછી અદિતિને ગર્ભ રહ્યો, અને નવ માસ પૂરા થયા ત્યારે તેના ઉદરથી નારાયણ વામનરૂપે પ્રકટ થયા.[૧૩] તેના પગ નાના હતા, શરીર નાનું હતું, માથું મોટું હતું, હાથ, પગ અને પેટ પાતળાં હતાં, પીંડી અને ડોક નાનકડી હતી.[૧૪] એવા વામનને જોઈને અદિતિને હર્ષ થયો, દેવતાઓ પ્રસન્ન થયા અને દૈત્યોને ભય થયો.[૧૫] તે પછી તેના જાતકર્મ વગેરે સંસ્કારો બુદ્ધિમાન્ કશ્યપ ઋષિએ પોતે બ્રહ્માને પાસે રાખીને કર્યા.[૧૬] ત્યારબાદ જેણે મેખલા બાંધી હતી, જેણે દંડ ધારણ કરેલો હતો, જેણે જટા, યજ્ઞોપવીત, દર્ભ અને મૃગચર્મ ધારણ કરેલાં હતાં એવા વામન હાથમાં કમંડલુ લઈ બળવાન્ બલિરાજાના મહાયજ્ઞમાં ગયા ત્યાં યજ્ઞ કરતા બલિરાજાને જોઈને વામન બોલ્યા કે,[૧૭–૧૮] હે યજમાન! હું ભણું છું એટલે વિદ્યાર્થી છું, તમારી પાસે માગવા માટે આવ્યો છું. માટે મને ત્રણ પગલાં જેટલી પૃથ્વી આપો.[૧૯] ત્યારે 'હે બટુક! મેં તમને તેટલી પૃથ્વી આપી' એમ બલિરાજા બોલ્યો. તે પછી અનંત શક્તિવાળા વામન વધવા લાગ્યા,[૨૦] અને બે પગલામાં આખી પૃથ્વી રોકી લીધી, મસ્તકથી ઉપરનો ભાગ રોકી લીધો, નાભિથી સ્વર્ગ વગેરે લોક રોકી દીધા અને લલાટમાં બ્રહ્મલોક રાખી દીધો.[૨૧] તેથી ત્રીજા પગલાંનો કોઈ પણ અવકાશ રહ્યો નહીં. ત્યારે વામને બલિને કહ્યું કે, ત્રીજા પગલાં માટે શું આપીશ તે કહે. એ પ્રમાણે મોટું આશ્ચર્ય જોઈ સિદ્ધ, દેવ અને ઋષિઓ સઘળા 'ઘણું સારું થયું, ઘણું સારું થયું' એમ હર્ષથી વામનની પ્રશંસા કરવા લાગ્યા. હવે સર્વ દૈત્યોને જિતી, ત્રણે લોકોને વશ કરી, વામને બલિને કહ્યું કે, હે દૈત્યરાજ! તું તારા પરિવારને લઈ પાતાળમાં જા. ત્યાં તું યથેચ્છ ભોગ ભોગવજે ને હું તારી રક્ષા કરીશ.[૨૨–૨૪]

अस्येंद्रस्यावसाने तु त्वमेवेंद्रो भविष्यसि। एवमुक्तो बलिः प्रायान्नमस्कृत्य सुरोत्तमम् ॥ २५ ॥ विसृज्य च बलिं देवो लोकपालानुवाच ह। स्वानि धिष्ण्यानि गच्छध्वं तिष्ठध्वं विगतज्वराः ॥२६॥ देवेनोक्ता गता देवाः प्रहृष्टाः पूज्य वामनम्। देवः कृत्वा जगत्कार्यं तत्रैवांतरधीयत ॥ २७॥ एतत्सर्वं समभवदेकादश्यां नराधिप। तेनेष्टा देव-देवस्य सर्वथा विजया तिथिः ॥ २८ ॥ एषैव फाल्गुने मासि पुष्येण सहिता नृप। विजया प्रोच्यते सद्भिः कोटि-कोटिगुणोत्तरा ॥ २९ ॥ एकादश्यां सोपवासो रात्रौ संपू-जयेद्धरिम्। कुर्यात्पात्रं तु सौवर्णं रौप्यं वा दारुवंशजम् ॥३०॥ सौवर्णं वामनं कुर्यात्स्ववित्तस्यानुसारतः। शिखा-कमंडलुधरं छत्रयज्ञोपवीतिनम् ॥ ३१ ॥ आच्छाद्य पात्रं वासोभिरहतैः फलसंयुतम्। मार्गेण चर्मणा नद्धं भक्त्या वा शक्त्यपेक्षया ॥ ३२ ॥ तिलाढकेन संपूर्णं प्रस्थेन कुड-वेन वा। अलाभे यवगोधूमैः शुभैः शुक्लतिलैस्तथा ॥३३॥ तस्मिन्गंधैः पुष्पफलैः कालोत्थैरर्चयेद्धरिम्। नानाविधैश्च नैवेद्यैर्भक्ष्यभोज्यैर्गुडोदनैः ॥ ३४ ॥ मत्स्यं कूर्मं वराहं च नारसिंहं च वामनम्। रामं रामं तथा कृष्णं बौद्धं कल्किं समर्चयेत् ॥ ३५ ॥ पादाद्येकैकमंगेषु शीर्षांतं पूजयेत्ततः। एभिर्मंत्रपदै राजन् श्रद्धया गरुडध्वजम् ॥ ३६ ॥ उद्यापनं ततः कुर्याद्द्वादशैर्वत्सरैस्तथा। सौवर्णीं राजतीं ताम्रीं मूर्तिं कृत्वा चतुर्भुजाम् ॥ ३७ ॥

હાલના ઇંદ્રનો અવધિ જ્યારે પૂરો થશે ત્યારે તું ઇંદ્ર થઈશ. એવાં વામનનાં વચનો સાંભળી તેને પ્રણામ કરી બલિરાજા પાતાળમાં ગયો, અને વામને દેવોને કહ્યું કે, તમે સઘળા પોતપોતાને સ્થાને જઈ નિશ્ચિંત થઈ પોતાની પદવી ભોગવો.[૨૫–૨૬] એવી રીતે વામનના કહેવાથી પ્રસન્ન થઈ તેની પૂજા કરી દેવતાઓ પોતપોતાને સ્થળે ગયા અને વામન પણ જગતનું કાર્ય કરી, ત્યાં જ અદૃશ્ય થઈ ગયા.[૨૭] હે યુધિષ્ઠિર! આ સઘળું એકાદશીને દિવસે થયેલું છે, એટલા માટે નારાયણને એ તિથિ પ્રિય છે. તેથી એ તિથિ અવશ્ય વિજય આપનારી છે.[૨૮] જો ફાગણ શુદિ એકાદશી પુષ્ય નક્ષત્રના યોગવાળી હોય તો સત્પુરુષો તેને પણ વિજયા કહે છે. એ વિજયા કરોડગણી ઉત્તમ છે.[૨૯] આ એકાદશીને દિવસે ઉપવાસ કરવો, રાત્રે વિષ્ણુપૂજન કરવું, સોનાનું, રૂપાનું, કાષ્ઠનું અથવા વાંસનું પાત્ર કરાવવું,[૩૦] પોતાની શક્તિ પ્રમાણે સોનાની વામનની મૂર્તિ કરાવવી, તેને શિખા કરાવવી, હાથમાં કમંડલુ આપવું, છત્ર આપવું અને જનોઈ પહેરાવવી.[૩૧] પેલાં પાત્રમાં શક્તિ પ્રમાણે આઢક, પ્રસ્થ

વા કુડવ તિલ ભરવા. જો તિલ ન મળે તો ઘઉં, યવ ને થોડા ધોળા તલ ભરવા. તે પાત્ર ધોયા વગરનાં નવાં કપડાંવડે ઢાંકી લેવું અને જો વિશેષ ભક્તિ હોય તો મૃગચર્મથી બાંધી લેવું.[૩૨-૩૩] તે પાત્રમાં એ સમયમાં થયેલાં સુગંધિ પુષ્પોવડે વામનની પૂજા કરવી. લાડુ, ગોળ, ચોખા વગેરે ભાત ભાતનાં નૈવેદ્ય કરવાં.[૩૪] મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામચંદ્ર, શ્રીકૃષ્ણ, બુદ્ધાવતાર અને કલ્કિ ભગવાનની પૂજા કરવી.[૩૫] પગથી લઈ મસ્તક સુધી વિષ્ણુનાં એક એક અવયવની મંત્રો ભણી શ્રદ્ધાથી પૂજા કરવી.[૩૬] એવી રીતે બાર વર્ષ સુધી વ્રત કરી ઉદ્યાપન કરવું. તેમાં સોનાની વા રૂપાની ચાર હાથવાળી વામનની મૂર્તિ કરાવવી.[૩૭]

द्वादश्यास्तु दिने प्राप्ते गुरुमभ्यर्च्य शक्तितः । सदाचाररतं पार्थ वेदवेदांगपारगम् ॥ ३८ ॥ अस्मदीयं व्रतं विप्र विष्णुवासरसंभवम् । संपूर्णं तु भवेयेन तत्कुरुष्व द्विजोत्तम ॥ ३९ ॥ तस्याग्रे नियमः कार्यो दंतधावनपूर्वकम् । स्नानं कृत्वा मंत्रपूर्वं नद्यादौ विमले जले ॥ ४० ॥ तर्पयित्वा पितॄन्देवान्पूजयेन्मधुसूदनम् । देवं संपूज्य विधिवद्रात्रौ जागरणं चरेत् ॥ ४१ ॥ ततः प्रभातसमये स्नात्वाऽऽचार्यादिभिः सह । वामनं पूजयेत्प्राग्वत् होमं कुर्याद्विधानतः ॥ ४२ ॥ मन्त्रेणेदं विष्णुरिति समिदाज्यतिलौदनैः । प्रतिद्रव्यं सहस्रं वा शतमष्टोत्तरं हुनेत् ॥४३॥ ब्राह्मणान् भोजयित्वा तु द्वादशाष्ट व्रती नृप । प्रतिमां च तथा धेनुमाचार्याय निवेदयेत् ॥ ४४ ॥ एवं कृते तु राजेंद्र गाः कृष्णा द्वादशाष्ट वा । षट् चतस्रोऽथवा देया एका वापि पयस्विनी ॥ ४५ ॥ वामनः प्रतिगृह्णाति वामनो वै ददाति च । वामनस्तारकोभाभ्यां वामनाय नमो नमः ॥ ४६ ॥ प्रत्येकं ब्राह्मणान् कुंभैर्दक्षिणावस्त्रचंदनैः । शक्त्या संपूजयेद्राजन्सर्वत्रैष विधिः स्मृतः ॥ ४७ ॥ ब्राह्मणान् भोजयेत्पूर्वं पश्चाद्भुंजीत वाग्यतः । एवं व्रते कृते ब्रह्मन् यत्पुण्यं तन्निबोध मे ॥ ४८ ॥ हस्त्यश्वरथपत्तीनां दाता भोक्ता विमत्सरी । रूपसौभाग्यसंपन्नो निष्पापो नीतिमान् भवेत् ॥ ४९ ॥ पुत्रपौत्रैः परिवृतो जीवेत्स शरदां शतम् । एषा व्युष्टिः समाख्याता एकादश्या मया तव ॥ ५० ॥ पूर्वमेव समाख्याता द्वादशी श्रवणान्विता । सगरेण ककुत्स्थेन धुंधुमारेण गाधिना । एतैश्चान्यैश्च राजेंद्र कृता वै द्वादशी तिथिः ॥ ५१ ॥ इति श्रीहेमाद्रौ भविष्योत्तरपुराणे वामनद्वादशीव्रतकथा संपूर्णा ॥

બારશને દિવસે ભક્તિથી જે સદાચારમાં તત્પર હોય ને વેદ તથા વેદાંગને પૂર્ણ રીતે જાણતા હોય તેવા ગુરુની પૂજા કરી,[૩૮] 'હે મહારાજ ! આ મારું દ્વાદશીનું વ્રત પૂર્ણ થાય તેમ કરો' એવી રીતે દાતણ કર્યા પછી નિયમ લેવો. નદી વગેરેના નિર્મળ જળમાં મંત્રથી સ્નાન કરી, દેવતાતર્પણ અને પિતૃતર્પણ કરી વિધિથી વામનની પૂજા કરવી. રાતે જાગરણ કરવું.[૩૯-૪૧] પ્રાતઃકાલ થાય ત્યારે આચાર્ય વગેરેની સાથે સ્નાન કરી પૂર્વની પેઠે વામનની પૂજા કરવી. 'इदं विष्णुः ०' એ મંત્ર ભણી, સમિધા, તલ અને ભાતની એક એકની એક હજાર આઠ વા એકસો આઠ આહુતિ આપી, હોમ કરવો.[૪૨-૪૩] બાર, અથવા આઠ બ્રાહ્મણને જમાડી ગાય તથા વામનની મૂર્તિ આચાર્યને આપવી.[૪૪] પછી દુઝણી બાર, આઠ, છ, ચાર અથવા એક કાળી ગાય આપવી.[૪૫] તેનો મંત્ર 'વામન ગ્રહણ કરે છે, વામન આપે છે અને વામન બેયને તારનાર છે, માટે વામનને વારંવાર નમસ્કાર કરું છું.'[૪૬] તે પછી શક્તિ પ્રમાણે પ્રત્યેક બ્રાહ્મણને ઘડા, દક્ષિણા, વસ્ત્ર અને ચંદનવડે પ્રસન્ન કરવા. હે રાજન્ ! સઘળી જગોએ એ જ પ્રકાર કહ્યો છે.[૪૭] પ્રથમ બ્રાહ્મણોને જમાડી, વાણીને નિયમમાં રાખીને પોતે જમવું. આ વ્રત કરવાથી જે પુણ્ય થાય છે, તે હું કહું છું તે સાંભળો.[૪૮] જે માણસ વ્રત કરે છે તે હાથી, ઘોડા, રથ અને પ્યાદાની સમૃદ્ધિ મેળવે છે. તે પુરુષ ભોગ ભોગવનાર, મત્સરરહિત, ઘણો સુંદર, પાપરહિત અને નીતિવાળો થાય છે.[૪૯] તેના પુત્ર-પૌત્રનો પરિવાર વધે છે અને તે પુરુષ સો વર્ષ સુધી જીવે છે. એવી રીતે એકાદશીનું ફળ મેં તમને કહી સંભળાવ્યું.[૫૦] શ્રવણ દ્વાદશીનું માહાત્મ્ય તો પ્રથમ જ કહી સંભળાવ્યું છે. સગર, કકુત્સ્થ, ધુંધુમાર, ગાધિ અને બીજા પણ કેટલાકોએ એ વ્રત કર્યું હતું.[૫૧] એવી રીતે હેમાદ્રિમાં તથા ભવિષ્યોત્તરપુરાણમાં વામન દ્વાદશીની કથા કહેલી છે.

## વામનની પૂજાનો પ્રકાર

अथ पूजा । मम इह जन्मनि जन्मांतरे च कृतदोषप्रायश्चित्तार्थं पुत्रपौत्रायभिवृद्ध्यर्थं वामनजयंतीव्रतमहं करिष्ये ॥ १ ॥ तदंगतया विहितं षोडशोपचारैर्वामनपूजनं करिष्ये ॥ २ ॥ धृत्वा जलमयं रूपं देवदेवस्य चक्रिणः । ब्रह्मांडमुदरे यस्य महाभूतैरधिष्ठितम् । मायावी वामनः श्रीशः स आयातु जगत्पतिः । आवाहनम् ॥ ३ ॥ अजेयाय महेशाय जलजास्याय शंखिने । नमस्ते केशवानंत वासुदेव नमोऽस्तु ते । ध्यानम् ॥ ४ ॥ कमंडलुशिखाधारी कुब्जरूपोऽसि वामन । छत्रदंडधरो देव पाद्यं गृह्ण नमोऽस्तु ते—पाद्यम् ॥ ५ ॥ सहस्रशीर्षा त्वं देव श्रवणर्क्षसमन्वितः । अर्घ्यं गृहाण देवेश रमया सहितो हरे । अर्घ्यम् ॥ ६ ॥ कमंडलुस्थितं चारु शुद्धं गंगोदकं मया । देवेशाचमनार्थं तदाहृतं प्रतिगृह्यताम् । आचमनीयम् ॥ ७ ॥ जलदोपमदेहाय जलजास्याय शंखिने । जलराशिस्वरूपाय नमस्ते पुरुषोत्तम । स्नानम् ॥ ८ ॥ महाहवरिपुस्कंधघृतचक्राय चक्रिणे । नमः कमलकिंजल्कपीतनिर्मलवाससे । वस्त्रम् ॥९॥ श्रीखंडं चंदनं दि० ।

चंदनम् ॥ १० ॥ मल्लिका शतपत्रं च जातीपुष्पं सुगंधकम् । चंपकं जलजं चैव पुष्पं गृह्ण नमोऽस्तु ते । पुष्पम् ॥ ११ ॥ अथांगपूजा– मत्स्याय नमः पादौ पूजयामि । कूर्माय० जानुनी पू० ॥ वराहाय० गुह्यम् पू० ॥ नृसिंहाय नाभिं पू० ॥ वामनाय उरः पू० परशुरामाय भुजौ पू० ॥ रामाय० कर्णौ पू० ॥ कृष्णाय० मुखं पू० ॥ बौद्धाय० नेत्रे पू० ॥ कल्किने नमः शिरः पूजयामि ॥ १२ ॥ धूपोऽयं देवदेवेश शंखचक्रगदाधर । अच्युतानंत गोविंद वासुदेव नमोऽस्तु ते । धूपम् ॥ १३ ॥ त्वमेव पृथिवीज्योतिर्वायुराकाशमेव च । त्वमेव ज्योतिषां ज्योतिर्दीपोऽयं प्रतिगृह्यताम् । दीपम् ॥ १४ ॥ अन्नं चतुर्विधं स्वा० नैवेद्यम् । आचमनम् । करोद्वर्तनम् । फलम् । तांबूलम् । दक्षिणाम् । नीराजनम् । मंत्रपुष्पांजलिम् । प्रदक्षिणाः । नमस्कारान् ॥ १५ ॥ प्रार्थना–जगदादिर्जगद्रूपो ह्यनादिर्जगदंतकृत् । जलेशयो जगद्योनिः प्रीयतां मे जनार्दनः। अनेककर्मनिर्बंधध्वंसिनं जलशायिनम्। नतोऽस्मि मथुरावासं माधवं मधुसूदनम् । नमो वामनरूपाय नमस्तेऽस्तु त्रिविक्रम । नमस्ते बलिबंधाय वासुदेव नमोऽस्तु ते ॥ १६ ॥ अथ शिक्यदानसंकल्पः–कृतवामनद्वादशीव्रतांगत्वेन विहितं श्रीवामनप्रीत्यर्थं दध्योदनवारिधानीछत्रोपानहसहितं शिक्यदानं करिष्ये इति संकल्प्य ब्राह्मणपूजनं कृत्वा ॥ १७ ॥ दध्योदनयुतं शिक्यं वारिधानीयुतं विभो। छत्रोपानहसंयुक्तं ब्राह्मणाय ददाम्यहमिति मंत्रमुक्त्वा इदं दध्योदनवारिधानीछत्रोपानत्संयुक्तं शिक्यममुकशर्मणे ब्राह्मणाय तुभ्यमहं संपददे इति दद्यात्। इति वायनम् ॥१८॥ इति वामनपूजा समाप्ता ॥

'મારા આ જન્મમાં તથા પૂર્વ જન્મમાં કરેલાં પાપો દૂર કરવા માટે અને પુત્ર પૌત્ર વગેરેની વૃદ્ધિમાટે હું વામન જયંતીનું વ્રત કરીશ,[૧] અને ષોડશોપચારવડે તેમાં કહેલું વામનનું પૂજન પણ કરીશ.[૨] એવો સંકલ્પ કરી, 'જેના ઉદરમાં જળ અને પંચ મહાભૂતવાળું આખું બ્રહ્માંડ છે, તે માયાવી લક્ષ્મીના પતિ અને જગતના પતિ વામન અહીં પધારો,' એ મંત્ર ભણી, આવાહન કરવું.[૩] હે કેશવ! હે અનંત! હે વાસુદેવ! આપ કે જે ન જિતાય એવા છો, મહેશ છો, કમળાના જેવાં મુખવાળા છો, અને ઉપદેશ કરનાર છો તેને હું નમસ્કાર કરું છું–ધ્યાન.[૪] હે વામન! આપ કે જે કમંડલુ, શિખા, છત્ર અને દંડ ધારણ કરનાર છો તેને હું નમસ્કાર કરું છું, માટે પાદ્યનું ગ્રહણ કરો.[૫] આપ હજારો મસ્તકવાળા છો. શ્રવણ નક્ષત્ર, અને લક્ષ્મીની સાથે આપ આ અર્ઘ્યનું ગ્રહણ કરો.[૬] હે દેવેશ! પવિત્ર સુંદર ગંગાજલ કમંડલુમાં ભરીને લાવ્યો છું, તે આચમન માટે ગ્રહણ કરો.[૭] 'હે પુરુષોત્તમ! જેનું શરીર મેઘ જેવું છે, જેનું મુખ કમલના જેવું છે, જે શંખવાળા છે અને સમુદ્રરૂપ છે, તે આપને હું નમસ્કાર કરું છું.[૮] હે વામન! આપ કે જેણે મોટા મોટા યુદ્ધોમાં ચક્રવડે દૈત્યોને મારેલા છે અને જે કમળના કેસરાં જેવાં પીળાં અને સ્વચ્છ વસ્ત્રને ધારણ કરો છો, તેને હું નમસ્કાર કરું છું, એ મંત્ર ભણીને વસ્ત્ર આપવું.[૯] 'श्रीखण्डं चन्दनं०' એ મંત્ર ભણી, ચંદન ચઢાવવું.[૧૦] 'હે વામન! આપને નમસ્કાર કરું છું, માટે મલ્લિકા, જાતી અને ચંપાનાં સુગંધી પુષ્પો તથા કમળનું ગ્રહણ કરો. એ મંત્રથી પુષ્પો ચઢાવવાં.[૧૧] અંગ પૂજા–'मत्स्याय नमः' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'कूर्माय०' થી ઘુંટણની, 'वराहाय०'થી ગુહ્યની, 'नृसिंहाय०'થી નાભિની, 'वामनाय०'થી ઉદરની, 'परशुरामाय०'થી ભુજાની, 'रामाय०'થી કર્ણની, 'कृष्णाय०'થી મુખની, 'बौद्धाय०' થી નેત્રની અને 'कल्किने नमः' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી.[૧૨] 'હે દેવોના દેવ! હે ઈશ! હે શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર! હે અચ્યુત! હે અનંત! હે ગોવિંદ! હે વાસુદેવ! આપને નમસ્કાર કરું છું, માટે ધૂપનું ગ્રહણ કરો.[૧૩] હે વિષ્ણો! આપ પૃથ્વી, તેજ, વાયુ અને આકાશરૂપ છો. તેમ જ સઘળાં તેજમાં તમે ઉત્તમ તેજ છો. આ દીવાનું ગ્રહણ કરો.[૧૪] 'अन्नं चतुर्विधं०'થી નૈવેદ્ય, પછી આચમન, કરોદ્વર્તન, ફલ, તાંબૂલ, દક્ષિણા, આરતી, પુષ્પાંજલિ, પ્રદક્ષિણા, નમસ્કાર[૧૫] અને પ્રાર્થના કરવી. 'જે જગતના આદિ છે, જગદ્રૂપ છે, જગતનો નાશ કરનાર છે, જે જળમાં શયન કરે છે અને જગતનું કારણ છે, તે વિષ્ણુ ભગવાન્ મારી ઉપર પ્રસન્ન થાઓ. અનેક કર્મબંધને દૂર કરનાર; જલમાં શયન કરનાર, મથુરામાં નિવાસ કરનાર અને મધુ દૈત્યનો નાશ કરનાર એવા વિષ્ણુને હું નમસ્કાર કરું છું. હે ત્રિવિક્રમ! આપ કે જે, વામન છો તેને હું નમસ્કાર કરું છું. હે વાસુદેવ! આપ કે જે બલિને બાંધનાર છો તેને હું નમસ્કાર કરું છું.' એવી રીતે પ્રાર્થના કરી,[૧૬] દાનનો સંકલ્પ કરવો. 'કરેલાં વામનદ્વાદશીનાં વ્રતમાં શ્રીવામનને પ્રસન્ન કરવામાટે કહેલું દહીં, ભાત, જલપાત્ર, છત્ર અને પગરખા સહિત શીંકાનું દાન કરીશ.' એવો સંકલ્પ કરી,[૧૭] બ્રાહ્મણની પૂજા કરી, 'હે વિભો! દહીં, ભાત, જળપાત્ર, છત્ર અને પગરખા સહિત શીંકું બ્રાહ્મણને આપું છું.' એ મંત્ર ભણી 'હે મહારાજ! દહીં, ભાત, જલપાત્ર અને પગરખા સહિત આ શીંકું હું આપને આપું છું.' એટલું કહી શીંકાનું વાયન બ્રાહ્મણને આપવું.[૧૮] એવી રીતે વામનની પૂજા કહેલી છે.

## ૯ સુરૂપદ્વાદશી

પૌષવદિ બારશને દિવસે સુરૂપદ્વાદશી વ્રત કહેલું છે. એ વ્રત ગુજરાતમાં પ્રસિદ્ધ છે.

### સુરૂપ દ્વાદશીની કથા

अथ पौषकृष्णद्वादश्यां सुरूपद्वादशीव्रतं गुर्जरदेशे प्रसिद्धम् । तत्कथा ॥ उमोवाच– भगवन्प्रष्टुमिच्छामि प्रसादं

कुरु मे प्रभो । कथितव्यं प्रसादेन यद्यस्ति मयि सौहृदम् ॥ १ ॥ व्रतेन केन चीर्णेन विरूपत्वं प्रणश्यति । सौभाग्यमतुलं चैव प्राप्यते कस्य पूजनात् ॥ २ ॥ तन्मे कथय देवेश परमाभीष्टदायकम् ॥

પાર્વતી પૂછે છે–હે ભગવન્! હે નાથ! હે મહાદેવ! મારે કાંઈ પૂછવું છે. માટે જો આપનો મારી ઉપર સ્નેહ હોય તો કૃપા કરી પ્રશ્નનો ઉત્તર આપો.[૧] કયું વ્રત કરવાથી અને કોની સેવા કરવાથી કુરૂપપણું મટે અને અતિ ઉત્તમ રૂપની પ્રાપ્તિ થાય?[૨] હે મહારાજ! તેનો ઉત્તર સાંભળવાની મને ઇચ્છા છે, માટે કહો.

ईश्वर उवाच– श्रूयतां परमं गुह्यं व्रतं पापहरं शुभम् ॥ ३ ॥ सुरूपा द्वादशी नाम महापातकनाशिनी । सुरूपदायिनी चैव तथा सौभाग्यवर्धिनी ॥ ४ ॥ कुलवृद्धिकरी चैव सर्वसौख्यप्रदायिनी । तां शृणुष्व प्रयत्नेन कथ्यमानां मयाऽनघे ॥ ५ ॥ पुरा वै द्वापरस्यांते विष्णुर्दैत्यनिषूदनः । अवतीर्णो मर्त्यलोके वसुदेवकुले किल ॥ ६ ॥ तेनोढा रुक्मिणी नाम भीष्मकस्य सुता पुरा । अत्यंतरूपसुभगा पतिव्रतपरायणा ॥ ७ ॥ नहि तस्या विना कृष्णः स्तोकमुद्वहते सुखम् । श्वश्रूश्वशुरयोश्चापि पादवंदनतत्परा ॥८॥ केनापि कर्मदोषेण कुपितां कृष्णमातरम् । न प्रसादयति क्षिप्रमिति ज्ञात्वा तु देवकी ॥ ९ ॥ कृष्णं प्रोवाच कुपिता यदि ते जननी ह्यहम् । ततस्त्वया हि वैवाह्या कुरूपा निर्गुणाधिका ॥ १० ॥ मद्वाक्यमन्यथा कर्तुं नार्हसि त्वं कुलोद्वह ॥

મહાદેવ કહે છે–હે પ્રિયે! હે પાર્વતી! શુભ અને પાપને હરણાર ઉત્તમ વ્રત કહું છું તે સાંભળ.[૩] સુરૂપાદ્વાદશી કે જે મોટાં મોટાં પાપોનો નાશ કરનારી છે, રૂપ આપનારી છે, સૌભાગ્ય વધારનારી છે,[૪] વંશની વૃદ્ધિ કરનારી છે અને સઘળાં સુખો આપનારી છે, તે સુરૂપા દ્વાદશીની કથા હું કહું છું, તે સાવધાન થઈ સાંભળ.[૫] પૂર્વે દ્વાપરયુગના અંતમાં દૈત્યોનો નાશ કરવામાટે પૃથ્વીમાં વસુદેવના કુળમાં વિષ્ણુ ભગવાન્ પ્રકટ થયા.[૬] તેનો ભીષ્મક રાજાની પુત્રી રુકિમણીની સાથે વિવાહ થયો. તે ખૂબસુરત અને પતિવ્રતમાં પરાયણ હતી.[૭] તેમ જ સાસુ સસરાની સેવામાં પણ હાજર રહેતી હતી. તે રુકિમણી વિના શ્રીકૃષ્ણને એક ક્ષણ પણ ચેન પડતું નહીં.[૮] એક દિવસે કોઈ કારણસર દેવકી કોપાયમાન થયાં. તેને રુકિમણીએ મનાવ્યાં નહીં;[૯] તેથી વિશેષ કોપાયમાન થઇ દેવકીએ શ્રીકૃષ્ણને કહ્યું કે, હે પુત્ર! જો હું તમારી મા હઉં અને મારી ઉપર તમારો ખરેખર માતાનો ભાવ હોય તો કુરૂપી અને ગુણહીન સ્ત્રીને પરણો.[૧૦] હે કૃષ્ણ! તમે આપણા કુળમાં શ્રેષ્ઠ છો માટે તમારે મારું વચન ઉલ્લંઘન કરવું ન જોઇએ.

कृष्ण उवाच– अपापां रुक्मिणीं त्यक्तुमुत्सहेऽहं कथं शुभाम् ॥ ११ ॥ यः परित्यजते भार्यामविकृतशरीरिणीम् । स प्राप्नोति हि मंदत्वं दौर्भाग्यं साप्तपौरुषम् ॥ १२ ॥ विरूपत्वमवाप्नोति न सुखं विंदते क्वचित् । व्याधिर्वा जायते लोके निंदनीयः स देहिनाम् ॥ १३ ॥ इत्यहं देवि जानामि कथं कुर्यां वचस्तव ॥ देवक्युवाच- सर्वेषामेव देवानां तीर्थादीनामपि ध्रुवम् ॥ १४ ॥ माता गुरुतरा पुत्र कस्तस्या वचनं त्यजेत् । मम वाक्यस्य करणात्कथं पापिष्ठता भवेत् ॥ १५ ॥ जननी पूज्यते लोके न भार्या यदुनंदन ॥ कृष्ण उवाच– परित्यजामि नो भीरुं प्रियां प्राणधनेश्वरीं ॥ १६ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે માત! રુકિમણી કે જે પવિત્ર આચરણવાળી છે તેનો હું વિના અપરાધે કેમ ત્યાગ કરું?[૧૧] જે માણસ સુંદર શરીરવાળી પોતાની પ્રિયાને તજે છે તે સાત જન્મ સુધી મૂઢ અને દુર્ભાગી થાય છે,[૧૨] કુરૂપ થાય છે, તેને કોઇ જગોએ સુખ થતું નથી, રોગી થાય છે અને માણસો તેની નિંદા કરે છે.[૧૩] હે માતા! એ વાત હું જાણું છું. ત્યારે આપના કહેવાથી હું તેનો ત્યાગ કેમ કરું? દેવકી કહે છે–હે પુત્ર! દેવો તથા તીર્થો કરતાં પણ માતા અતિ ઉત્તમ છે. ત્યારે એવો કોણ નીચ હોય કે જે તેવી માતાનું વચન ન માને? હું કહું તે પ્રમાણે કરવાથી તમને કેમ પાપ થાય?[૧૪–૧૫] હે યદુનંદન! આ જગતમાં માતા માનવા યોગ્ય છે, પણ સ્ત્રી નથી. શ્રીકૃષ્ણ કહે છે–હે માતા! ચાહે તેમ હોય પણ રુકિમણી કે જે, ધન અને પ્રાણ જેવી પ્યારી છે તેને હું તજીશ નહીં.[૧૬]

इति तूष्णीं परं भूतां मातरं प्रेक्ष्य केशवः । चिंतामवाप परमां कथं सौख्यं भवेदिति ॥ १७ ॥ एतस्मिन्नेव काले तु नारदो भगवान् ऋषिः । अभ्युज्जगाम सहसा विष्णुं संप्रेक्ष्य विस्मितम् ॥ १८ ॥ पूजितः परया भक्त्या अर्घ्यं जग्राह नारदः । उपविष्टो यथान्यायं पर्यपृच्छदनामयम् ॥ १९ ॥ नारद उवाच– किं त्वं खेदं करोषीत्थं किमुद्वेगस्य कारणम् । किं न सिद्ध्यति तेऽभीष्टं त्यजोद्वेगं यदूत्तम ॥ २० ॥ कृष्ण उवाच– मात्रा नियुक्तो देवर्षे परिणेतुं द्विजोत्तम । कन्यामुद्वाहयिष्यामि कुरूपां कस्यचित्प्रभो ॥ २१ ॥ यथा मातुर्नियोगोऽत्र कृतो भवति सत्कृतिः ।

એવાં વચનો સાંભળી ચુપ થઇ ગયેલાં માતા દેવકીને જોઇ શ્રીકૃષ્ણને મનમાં મોટી ચિંતા થઈ કે, હવે કેમ કરવાથી સુખ થાય?[૧૭] એવી રીતે શ્રીકૃષ્ણ ચિંતામાં પડ્યા હતા, તેટલામાં નારદ ઋષિ ત્યાં આવ્યા.[૧૮] ત્યારે શ્રીકૃષ્ણે પરમ ભક્તિથી તેની પૂજા કરી. પછી શોકાર્ત થયેલા શ્રીકૃષ્ણને જોઇ નારદ કુશળ પ્રશ્ન પૂછવા લાગ્યા;[૧૯] નારદ પૂછે છે–હે શ્રીકૃષ્ણ! આપ ખેદમાં પડ્યા હો તેમ જાણવામાં આવે છે, તેનું કારણ શું છે? આપનું શું

અપ્રિય થયું? હે મહારાજ! ખેદનો ત્યાગ કરો.[૨૦] શ્રીકૃષ્ણ કહે છે–હે દેવર્ષે! માતાએ મને આજ્ઞા કરી તેથી હું કોઈ કદ્રૂપ કન્યાને પરણીશ, જેથી માતાની આજ્ઞા પાળી કહેવાય.[૨૧]

नारद उवाच– श्रूयतामभिधास्यामि पूर्ववृत्तांतमादरात् ॥ २२ ॥ लक्ष्मीयुक्तः पुरा नाथः क्रीडमानो हि नंदने । तत्रागमत्स भगवान् दुर्वासा ऋषिसत्तमः ॥ २३ ॥ अभ्युत्थानादिविधिना सत्कृतं ज्ञानमूर्तिना । प्रेक्ष्य बीभत्सरूपं तं देव्या हास्यं कृतं तदा ॥ २४ ॥ स कोपेन महातेजा वैश्वानरसमप्रभः । शशाप लक्ष्मीं दुर्वासा मुनिः क्रोधेन संयुतः ॥ २५ ॥ हसितोऽहं त्वया मुग्धे आत्मनो रूपमीक्ष्य च । विरूपा भव दुर्वृत्ते किं न ज्ञातो ह्यहं त्वया ॥ २६ ॥ इत्युक्तया तया देव्या यथाशक्त्या प्रसादितः । प्रसन्नो जगदे वाक्यं मच्छापो नान्यथा भवेत् ॥ २७ ॥ जन्मांतरेणास्य फलं भविष्यति विरूपता । सेयं मर्त्येऽवतीर्णा हि गोपकस्य गृहे शुभा ॥ २८ ॥ सत्यभामा विरूपाक्षी विरूपदशना तथा । कर्णनासातिविकृता संजाता तत्प्रभावतः ॥ २९ ॥ पाणिपादकटिग्रीवं सर्ववैरूप्यलक्षणम् । तत्र गच्छ महाप्राज्ञ स ते कन्यां प्रदास्यति ॥३०॥

નારદ કહે છે–હે શ્રીકૃષ્ણ! પૂર્વે થયેલો ઇતિહાસ કહું છું તે સાંભળો.[૨૨] એક વખતે વિષ્ણુ ભગવાન્ નંદનવનમાં લક્ષ્મીની સાથે ક્રીડા કરતા હતા. તેની પાસે ઋષિરાજ દુર્વાસા જઈ ચઢ્યા.[૨૩] ત્યારે વિષ્ણુએ સામા જઈને વિધિથી તેનો સારી રીતે સત્કાર કર્યો. પણ એ ઋષિને કુરૂપ જોઈ, લક્ષ્મીને હસવું આવ્યું.[૨૪] તેથી અગ્નિ જેવા મહાતેજસ્વી ને ક્રોધાયમાન થયેલા એ દુર્વાસા ઋષિએ લક્ષ્મીને શ્રાપ આપ્યો કે,[૨૫] 'હે મૂઢે! શું તને ખબર નથી કે આ દુર્વાસા છે ત્યારે જાણતાં છતાં પણ પોતાના રૂપના ગર્વથી મારી મશ્કરી કરી, માટે તું કદ્રૂપ થઈ જઈશ.'[૨૬] એવી રીતે શ્રાપ આપ્યો ત્યારે લક્ષ્મીએ ઘણી આજીજી કરી તેને પ્રસન્ન કર્યા, ત્યારે દુર્વાસા બોલ્યા કે, મારો શ્રાપ તો કોઈ રીતે ફરનાર નથી.[૨૭] પણ આ શ્રાપનું ફળ બીજા જન્મમાં મળશે, એટલે તેમાં તું કુરૂપ થઈશ. હમણાં એ લક્ષ્મી ગોપકને ઘેર કન્યારૂપે અવતરી છે.[૨૮] તેનું નામ સત્યભામા છે. શ્રાપના પ્રભાવથી તેના કાન, નાક, નેત્ર, દાંત, હાથ, પગ, કેડ, ડોક અને મુખ વગેરે સર્વ અવયવો ખરાબ છે. માટે તમે ગોપકની પાસે જાઓ. તે તમને કન્યા પરણાવશે.[૨૯–૩૦]

कृष्ण उवाच– विरूपवदनां ब्रह्मन् कथं द्रक्ष्यामि नित्यशः । कां निर्वृतिं गमिष्यामि तां विवाह्य कुरूपिणीम् ॥ ३१ ॥ नारद उवाच– तस्या एव प्रसादेन रुक्मिण्या यदुनंदन । उत्तमं प्राप्नुयाद्रूपं सौभाग्यं परमं सुखम् ॥ ३२ ॥ माता हि तावन्मान्या हि धर्मकामार्थमिच्छता । एवं भविष्यति तव सम्बन्धो विहितः सुरैः ॥ ३३ ॥ त्वया च नान्यथा कार्यं गुरूणां वचनं महत् । माता गुरुतरा भूमेरिति वेदेषु गीयते ॥ ३४ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે બ્રહ્મન્! હે નારદ! એવી કુરૂપી સ્ત્રીને પરણી તેનું મુખ હું કેમ જોઈ શકીશ? અને એવાથી મને સુખ કેમ થશે?[૩૧] નારદ કહે છે–હે શ્રીકૃષ્ણ! રુકિમણીની કૃપાથી સત્યભામાનું રૂપ પણ ઘણું ઉત્તમ અને સુખકારક થઈ જશે.[૩૨] ધર્મ, અર્થ ને કામ એ ત્રિવર્ગના સુખની ઇચ્છાવાળા પુરુષે માતાનું વચન પણ અવશ્ય માનવું જોઈએ. તેમ જ તમારો અને સત્યભામાનો સંબંધ દેવોએ જ કલ્પી રાખ્યો છે.[૩૩] માટે તમારે દેવકીનાં વચનનો અનાદર કરવો નહીં, કારણ કે માતા પૃથ્વીથી પણ ઉત્તમ શ્રેષ્ઠ છે, આમ વેદમાં કહેલું છે.[૩૪]

ईश्वर उवाच– एवमुक्त्वा महादेवि नारदस्त्रिदिवं गतः । कृष्णोऽपि मातरं प्राह वैवाह्यं हि विधीयताम् ॥ ३५ ॥ विवाहिता च सा तेन वेदोक्तविधिना ततः । आनीय स्वगृहं मातुर्दर्शयामास तां वधूम् ॥ ३६ ॥ पश्याद्यैव मया भामा परिणीता शुचिव्रता । निर्वृतिं परमां गच्छ प्रसादसुमुखी भव ॥ ३७ ॥ इत्युक्त्वा वीक्ष्य तां कृष्णः प्रणिपत्य च मातरम् । जगाम देवकार्याणां कारणाय महाबलः ॥ ३८ ॥ तां दृष्ट्वा देवमाता च बभौ दुःखान्विता भृशम् । ईदृग्विरूपां विकृतां कथं कर्ताऽस्मि गोपनम् ॥ ३९ ॥ चिंतामवाप महतीमतीवोद्विग्नमानसा । कस्यापि नाचचक्षे सा वैरूप्यं तच्छरीरजम् ॥ ४० ॥ कस्मिंश्चिदथ काले तु रुक्मिणी तत्र भावतः । नमस्कृत्य ततः श्वश्रूं संस्पृश्य चरणौ तदा ॥ ४१ ॥ उवाच प्रस्तुतं वाक्यं भक्तियुक्तं शुभावहम् । अम्बाहं द्रष्टुमिच्छामि सपत्नीं कृष्णवल्लभाम् ॥ ४२ ॥ मम दर्शयतां शीघ्रं प्रसादः सुविधीयताम् । देवक्युवाच– श्वश्रूरहं ते सुभगे ममापि वचनं कुरु ॥४३॥ पूर्वमाचरितं सुभ्रूः सुरूपाद्वादशीव्रतम् । संप्रयच्छसि चेत्तस्यै दर्शनं ते भविष्यति ॥ ४४ ॥

મહાદેવ કહે છે–હે દેવિ! આટલું કહી નારદ સ્વર્ગમાં ગયા અને શ્રીકૃષ્ણે પણ માતાને કહ્યું કે, હે માતા! વિવાહની તૈયારી કરો.[૩૫] પછી વેદમાં કહેલા પ્રકારથી સત્યભામાને પરણી પોતાને ઘેર લાવી, દેવકીને બતાવી, શ્રીકૃષ્ણે કહ્યું કે,[૩૬] હે માત! હું આજ આ સ્ત્રીને પરણી લાવ્યો છું. તેને જોઈ પરમ સુખ પામો અને મારી ઉપર પ્રસન્ન થાઓ.[૩૭] એટલું કહી, પ્રણામ કરી, શ્રીકૃષ્ણ કોઈ કામ માટે બહાર ગયા.[૩૮] પછી સત્યભામાને જોઈ દેવકીના મનમાં ઘણું દુઃખ થયું અને મનમાં મોટી ચિંતા કરવા લાગ્યાં કે, આવી કુરૂપી વહુને હું ક્યાં છુપાવીશ![૩૯] એવી રીતે દુઃખમાં પડેલાં દેવકીએ પોતાની વહુનું કુરૂપ કોઈની પાસે કહ્યું નહીં.[૪૦]

એક દિવસે રુક્મિણી ભાવથી દેવકીની પાસે આવ્યાં ને નમસ્કાર કરી તેના પગ દાબવા લાગ્યાં.[૪૧] પછી વાતના પ્રસંગમાં ભક્તિથી શુભ વચન બોલ્યાં કે, હે માત! મારી શોકય કે જે શ્રીકૃષ્ણને ઘણી પ્યારી છે, તેણીને હું જોવા ઇચ્છું છું,[૪૨] માટે કૃપા કરી જલદીથી મને બતાવો. દેવકી કહે છે-હે સુભગે! હે રુક્મિણિ! હું તમારી સાસુ છું, માટે હું કહું તેમ કરો.[૪૩] હે રુક્મિણિ! પૂર્વે તમે જે સુરૂપા દ્વાદશીનું વ્રત કરેલું છે તેનું પુણ્ય, જો સત્યભામાને આપશો, તો તું તેને જોવા પામશે.[૪૪]

रुक्मिण्युवाच– कष्टेन क्रियते धर्मो व्रतं चापि सुदुष्करम् । कथं तस्यै प्रयच्छामि फलं देवैः सुदुर्लभम् ॥ ४५॥ देवक्युवाच– अर्धं प्रदीयतामस्यै तदर्धमथवा पुनः । पंचमांशोऽथवा षष्ठः षोडशांशोऽथवा त्वया ॥ ४६ ॥ रुक्मिण्युवाच- सुरूपाद्वादशीपुण्यं तिलार्द्धमपि नोत्सहे । किं पुनः षोडशांशं तु सपत्न्यै दुष्टचेतसे ॥ ४७ ॥ एवमुक्त्वा जगामाशु मंदिरं स्वं शुभेक्षणा । पुनः पप्रच्छ कृष्णं सा प्रणिपातेन वै रुषा ॥ ४८ ॥ देव पृच्छामि ते सर्वं नतु तुष्टोऽसि मे प्रभो । कथं पश्यामि तामद्य नवोढां कृष्णवल्लभाम् ॥ ४९ ॥ श्रीकृष्ण उवाच– दर्शयिष्ये अहं सुभ्रूर्विरूपां तां सुमध्यमे । विरूपश्रवणाक्षीं तां कुरूपां विकृताननाम् ॥ ५० ॥ अदृष्टवैचित्र्यकृतं रूपायत्र न संशयः । इत्युक्त्वा रुक्मिणीं कृष्णः सत्यभामां तदाऽब्रवीत् ॥५१॥ प्रार्थयाथ प्रियां सुभ्रूं सुरूपाद्वादशीव्रतम् । तिलादपि हि षष्ठांशं देवि मे सेविकाऽस्म्यहम् ॥ ५२ ॥ ईश्वर उवाच– सा गता तत्सकाशं तु पिधाय द्वारमादरात् । उवाच रुक्मिणीं सा तु सत्यभामा शुचिव्रता ॥ ५३ ॥ एकामप्याहुतिं देवि देहि भीष्मकनंदिनि । अर्धाहुतिं वा मे देहि यद्यस्ति मयि सौहृदम् ॥ ५४ ॥

રુક્મિણી કહે છે-ધર્મ અને વ્રત કરવામાં મહેનત પડે છે; ત્યારે દેવને પણ દુર્લભ એવું સુરૂપા દ્વાદશીનું પુણ્ય હું તેને કેમ આપી દઊં?[૪૫] દેવકી કહે છે-સુરૂપા દ્વાદશીનું અર્ધું, ચોથા ભાગનું, પાંચમા ભાગનું, છઠ્ઠા ભાગનું અથવા તો સોળમા ભાગનું થોડું ઘણું પુણ્ય પણ તેને આપો.[૪૬] રુક્મિણી કહે છે-સુરૂપા દ્વાદશીનું સોળમા ભાગનું તો શું, પણ તિલ જેટલું પુણ્ય પણ હું આપું નહીં. તેમાં પણ આ તો દુષ્ટ મનવાળી મારી શોકય છે તેને તો કેમ જ આપું?[૪૭] એટલું કહી રુક્મિણી જલદીથી પોતાને ઘેર આવ્યાં અને ક્રોધમાં ને ક્રોધમાં શ્રીકૃષ્ણને પ્રણામ કરીને કહેવા લાગ્યાં કે,[૪૮] હે દેવ! હે નાથ! જો આપ મારી ઉપર પ્રસન્ન હો તો, હું એક વાત પૂછું છું કે, તમારી નવી પરણેલી પ્રિયાને હું આજ કેમ જોઇ શકું?[૪૯] શ્રીકૃષ્ણ કહે છે-હે પ્રિયે! જેના કાન, નેત્ર અને મુખ વગેરે અવયવો ઘણા ખરાબ છે એવી એ સ્ત્રી હું તમને બતાવીશ.[૫૦] મેં એના જેવું કુરૂપ કોઇ પણ ઠેકાણે જોયું જ નથી. તે વિચિત્ર છે, એમાં સંશય નથી. એટલું રુક્મિણીને કહી, સત્યભામાની પાસે જઇ કહ્યું કે,[૫૧] સત્યભામે! રુક્મિણી, જે સુંદર છે તેની પાસે જઇ કહો કે, હું તમારી દાસી છું માટે સુરૂપા દ્વાદશીનું તલના છઠ્ઠા ભાગ જેટલું પુણ્ય મને આપો.[૫૨] મહાદેવ કહે છે-પછી સારાં આચરણવાળાં તે સત્યભામા આદરથી રુક્મિણીની પાસે ગયાં, અને બારણું બંધ કરી બોલ્યાં કે,[૫૩] હે રુક્મિણિ! જો મારી ઉપર તમારો સ્નેહ હોય તો તિલની એક આહુતિ વા અર્ધી આહુતિનું પુણ્ય મને આપો.[૫૪]

रुक्मिण्युवाच– कोऽयं मतिभ्रमस्ते वै सुरूपाद्वादशीव्रते । तिलाहुतिं प्रयच्छामि उद्घाटय कपाटकम् ॥ ५५ ॥ इत्युक्त्वा त्वरितं स्नात्वा ददौ चैकां तिलाहुतिम् । तस्यां चैव प्रदत्तायां रूपेण साधिकाऽभवत् ॥ ५६ ॥ तां दृष्ट्वा विस्मयपरा पप्रच्छ दयिता हरेः । कथ्यतां मम का हि त्वं किमर्थमिह चागता ॥ ५७ ॥ सत्यभामोवाच– तवाहं भगिनी भद्रे कृष्णेनोढाऽस्मि धर्मतः । सत्यभामेति मे नाम नमामि चरणौ तव ॥ ५८ ॥ इति श्रुत्वा तु वचनं विस्मयोत्फुल्ललोचना । नोवाच किंचिद्वार्वेगी त्वत्यर्थं विस्मताऽभवत् ॥५९॥ एतस्मिन्नेव काले तु वागुवाचाशरीरिणी । तव दानप्रभावेण सत्याऽऽसीच्च सुरूपिणी ॥६०॥ सुरूपाद्वादशीपुण्यं देवानामपि दुर्लभम् ॥

રુક્મિણી કહે છે-સુરૂપા દ્વાદશીમાં તમને આટલો બધો શું મોહ છે? હું એક તિલાહુતિનું પુણ્ય આપું છું, કમાડ ઉઘાડો.[૫૫] એટલું કહી જલદીથી સ્નાન કરી એક તિલાહુતિનું પુણ્ય આપ્યું, એટલે તત્કાલ સત્યભામાનું રૂપ ઘણું જ વધી ગયું.[૫૬] તેને જોઇ અચંબામાં પડેલાં રુક્મિણી બોલ્યાં કે, હે બાઇ! તમે કોણ છો અને અહીં શા માટે આવ્યાં છો, તે કહો.[૫૭] સત્યભામા કહે છે-હે ભદ્રે! હું શ્રીકૃષ્ણની નવી સ્ત્રી છું. એટલે હું તમારી ધર્મની બહેન થાઉં. મારું નામ સત્યભામા છે, હું તમારાં ચરણમાં પ્રણામ કરું છું.[૫૮] સત્યભામાનાં એવાં વચન સાંભળી રુક્મિણી કાંઇ પણ બોલ્યાં નહીં, પરંતુ મોટા આશ્ચર્યમાં પડ્યાં.[૫૯] એ વખતે આકાશવાણી થઇ કે, હે રુક્મિણિ! તમે પુણ્ય આપ્યું તેથી આ સત્યભામા રૂપાળાં થયાં છે.[૬૦] સુરૂપા દ્વાદશીનું પુણ્ય દેવતાઓને પણ દુર્લભ છે.

उमोवाच– विधिना केन कर्तव्या किमाचारा वदस्व मे ॥ ६१ ॥ नियमं होमदानं च प्रसादः संविधीयताम् । ईश्वर उवाच– पौषमासे तु संप्राप्ते पुण्यऋक्षं यदा भवेत् ॥६२॥ तस्यां रात्रौ संयतात्मा ध्यात्वा विष्णुं सनातनम् । श्वेता गौरेकवर्णा वा तस्या मार्गं तु गोमयम् ॥६३॥ अंतरिक्षात्तु पतितं शुचिर्मौनमवस्थितः । तस्य कृत्वाऽऽहुतीनां

तु शतमष्टोत्तरं तिलैः ॥ ६४ ॥ प्रतीक्षेद्द्वादशीं कृष्णाद्युपवासपरायणः । स्नात्वा नद्यां तडागे वा विष्णुमेवाथ चिंतयेत् ॥ ६५ ॥ सौवर्णं तु हरिं कृत्वा रौप्यं वापि स्वशक्तितः । तिलपात्रोपरि स्थाप्य कुंभे विष्णुं प्रपूजयेत् ॥६६॥ इति संपूज्य विधिवत्पुष्पधूपैः सुदीपकैः । नैवेद्यं सतिलं दद्यात्फलानि विविधानि च ॥ ६७ ॥ नमः परमशांताय विरूपाक्ष नमोऽस्तु ते । सर्वकल्मषनाशाय गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ ६८ ॥ एवं संपूज्य देवेशं कुर्याद्धोमं समाहितः । उद्दिश्य देवं लक्ष्मीशं होमयेद्धोमयाहुतीः ॥ ६९ ॥ शतमष्टाधिकं चैव तिलान्व्याहृतिसंयुतान् । सहस्रशीर्षामन्त्रेण हृदि ध्यात्वा जनार्दनम् ॥ ७० ॥ लक्ष्मीयुक्तं च मेघाभं शंखचक्रगदाधरम् । होमांते कारयेच्छ्राद्धं वैष्णवं द्विजसत्तमैः ॥ ७१ ॥ दत्त्वा च भोजनं तेभ्यः कृत्वा चैव प्रदक्षिणम् । कथाश्रवणसंयुक्तं जागृयात्तु ततो निशि ॥ ७२ ॥ तं कुंभं वैष्णवीं मूर्तिं विप्राय प्रतिपादयेत् । मंत्रहीनं क्रियाहीनं सर्वं तत्र क्षमापयेत् ॥ ७३ ॥

પાર્વતી પૂછે છે–હે સ્વામિન્! હે મહાદેવ! સુરૂપા દ્વાદશીનું વ્રત કયે પ્રકારે કરવું, તેનો કેવો નિયમ છે, તેમ જ દાન તથા હોમ કેવી રીતે કરવાં તે કૃપા કરીને કહો. મહાદેવ કહે છે–પૌષ માસમાં પુષ્ય નક્ષત્રને દિવસે રાત્રિમાં મનને વશ રાખી, વિષ્ણુનું ધ્યાન કરી, પવિત્ર થઈ, મૌન રાખી, ધોળી ગાય અથવા એક રંગવાળી ગાયનું છાણુ પૃથ્વી ઉપર ન પડે તેની પહેલાં અધરથી ઝીલી લેવું. બારશને દિવસે તિલની સાથે પેલાં છાણુની એકસો આઠ આહુતિ આપવી અને તે જ દિવસે ઉપવાસ કરવો તથા વિષ્ણુનું સ્મરણ કરતાં કરતાં નદી વા તળાવ વગેરે જલાશયમાં સ્નાન કરવું.[૬૧–૬૫] કુંભ ઉપર તિલપાત્ર રાખી તેમાં શક્તિ પ્રમાણે સોનાની વા રૂપાની કરાવેલી વિષ્ણુની મૂર્તિની પૂજા કરવી.[૬૬] પુષ્પ, ધૂપ, દીપ વગેરેથી પૂજા કરી તિલ સહિત નૈવેદ્ય કરવું. નાના પ્રકારનાં ફળો ધરવાં.[૬૭] તે પછી પ્રાર્થના કરવી કે, 'હે વિષ્ણો! આપ પરમ શાંત છો તેને નમસ્કાર કરું છું. આપ અર્ઘ્યનું ગ્રહણ કરો,' એ મંત્ર ભણી અર્ઘ્ય આપવો.[૬૮] એવી રીતે વિષ્ણુપૂજા કરી સાવધાન થઈ, જે મેઘ જેવા શ્યામ છે, અને શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનાર છે, તેવા વિષ્ણુનું લક્ષ્મી સાથે ધ્યાન કરી, તેના જ ઉદ્દેશથી પેલા છાણુ સહિત તિલની એકસો આઠ વખત આહુતિ આપવી. વ્યાહૃતિ અને 'સહસ્રશીર્ષા०' એ મંત્ર પણ આહુતિ આપતી વખતે ભણવા. હોમ પૂરો થયા પછી બ્રાહ્મણો પાસે વિષ્ણુશ્રાદ્ધ કરાવવું.[૬૯–૭૧] તેઓને ભોજન કરાવી પ્રદક્ષિણા કરાવી. રાત્રિમાં કથા સાંભળવી અને જાગરણ કરવું.[૭૨] તે પછી તે કુંભ તથા વિષ્ણુની મૂર્તિ બ્રાહ્મણને આપી દેવી ને 'મંત્રમાં વા ક્રિયામાં ખામી હોય તે ક્ષમા કરો' એમ કહી ક્ષમા માગવી.[૭૩]

ईश्वर उवाच– एवं यः कुरुते देवि सुरूपाद्वादशीव्रतम् । नरो वा यदि वा नारी तत्र पुण्यं शृणुष्व मे ॥ ७४ ॥ दौर्भाग्यं तस्य नश्येत अपि जन्मांतरार्जितम् । अपि धूमस्य संपर्को जायते कारणांतरात् ॥ ७५ ॥ तस्यापि न भवेद्दुःखं वैरूप्यं जन्मजन्मनि । पतिना न वियोगः स्यात्स्नेहैः सह वियोगिता ॥ ७६ ॥ जायते गोत्रवृद्धिश्च कीर्तिमान् जायते भुवि । जातिस्मरणमाप्नोति पदं निर्वाणमाप्नुयात् ॥ ७७ ॥ पठ्यमानमिदं भक्त्या यः शृणोति समाहितः । पुण्यमाप्नोति सततं स्वर्गलोके महीयते ॥ ७८ ॥ इति श्रीभविष्योत्तरपुराणे सुरूपाद्वादशीव्रतकथा संपूर्णा ।

મહાદેવ કહે છે–એવી રીતે સુરૂપાદ્વાદશીવ્રત સ્ત્રી અથવા પુરુષ કરે છે તેને કેટલું પુણ્ય થાય છે તે કહું છું તે સાંભળો.[૭૪] જે માણસ એ વ્રત કરે છે તેનાં જન્માંતરમાં મેળવેલાં પાપોનો નાશ થાય છે. કોઈ કારણસર ધૂમાડાનો સંબંધ થાય તોપણ તેને દુઃખ થતું નથી. કોઈ જન્મમાં પણ તેનું કુરૂપ થતું નથી, પતિનો વિયોગ થતો નથી, તેમ સ્નેહીઓનો વિયોગ થતો નથી,[૭૫–૭૬] વંશની વૃદ્ધિ થાય છે, જગતમાં કીર્તિ વધે છે, પૂર્વ જન્મનું સ્મરણ રહે છે, ને અંતે મોક્ષની પ્રાપ્તિ થાય છે.[૭૭] જે માણસ સાવધાન થઈ આ કથા સાંભળે છે, તે પુણ્યવાન્ થઈ સ્વર્ગમાં પૂજાય છે.[૭૮] એવી રીતે ભવિષ્યોત્તરપુરાણમાં સુરૂપાદ્વાદશીની કથા કહેલી છે.

इति द्वादशीव्रतानि समाप्तानि ।



# ત્રયોદશીનાં વ્રતો

## ૧ જયાપાર્વતીનું વ્રત અને તેની કથા

अथ त्रयोदशीव्रतानि लिख्यंते । आषाढशुक्लत्रयोदश्यां जयापार्वतीव्रतं भविष्योत्तरपुराणे ॥ श्रीलक्ष्मीरुवाच– देवदेव जगन्नाथ भुक्तिमुक्तिप्रदायक । कथयस्व प्रसादेन लोकानां हितकाम्यया ॥१॥ नारीणां तु व्रतं देवं अवैधव्यकरं शुभम् । आचीर्णं यच्च नारीणामखंडफलदं भवेत् ॥ २ ॥

આષાઢ શુદિ તેરશને દિવસે જયાપાર્વતીનું વ્રત કરવું, એમ ભવિષ્યોત્તરપુરાણમાં કહેલું છે. શ્રીલક્ષ્મી પૂછે છે–હે દેવોના દેવ! હે જગન્નાથ! હે ભોગ તથા મોક્ષ આપનાર! જેથી સ્ત્રીઓનું વિધવાપણું દૂર થાય અને અખંડ સૌભાગ્ય રહે એવું શુભ વ્રત કૃપા કરીને કહો, કે જેથી લોકોનું કલ્યાણ થાય.[૧–૨]

श्रीभगवानुवाच– सत्यमुक्तं त्वया देवि न च मिथ्या त्वयोदितम् । तद्व्रतं कथयिष्यामि नाख्यातं कस्यचित्पुरा ॥ ३ ॥ अकथ्यं परमं गुह्यं पवित्रं पापनाशनम् । येन चीर्णेन नारीणामवैधव्यं प्रजायते ॥ ४ ॥ आषाढे च प्रकर्तव्यं शुक्लपक्षे त्रयोदशी । गृह्णीयान्नियमं तत्र दंतधावनपूर्वकम् ॥ ५ ॥ आयुर्बलं यशो वर्चः प्रजाः पशुवसूनि च । ब्रह्म प्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते ॥ ६ ॥ इति दंतधावनमंत्रः । नियमात्फलमाप्नोति निष्फलं नियमं विना । तस्मात्कार्यं प्रयत्नेन व्रतं नियमपूर्वकम् ॥ ७ ॥ एकभक्तं व्रतं चैव करिष्येऽहं मुदाऽधुना । स्वादहीनेन धान्येन मम पापं व्यपोहतु ॥ ८ ॥ नियममंत्रः–उमामहेश्वरौ कार्यौ सुवर्णरजतादिभिः । अथवा मृन्मयौ कार्यौ वृषस्कंधोपरिस्थितौ ॥ ९ ॥ गौष्ठे देवालये वापि तथा ब्राह्मणवेश्मनि । स्थापयेद्वेदमन्त्रेण प्रतिष्ठां तत्र कारयेत् ॥ १० ॥ तद्दिने दंतकाष्ठं हि यौथिकं च वरानने । स्नानशुद्धिं ततः कृत्वा ततः पूजां प्रकल्पयेत् ॥ ११ ॥ कुंकुमागुरुकस्तूरीसिंदूरैरष्टगंधकैः । चंपकैः शतपत्रैश्च यूथिकाभिर्ऋतूद्भवैः ॥ १२ ॥ ग्रीवासूत्रेण दूर्वाभिः पूजयित्वा विधानतः । अर्घ्येण वारिशुद्धेन उत्तरीययुगेन च ॥ १३ ॥ श्रीफलद्राक्षदाडिमैर्ऋतुजातफलेन च । आद्ये देवि च शर्वाणि शंकरस्य सदा प्रिये ॥१४॥ अर्घ्यं गृहाण देवेशि ममोपरि कृपां कुरु । कृत्वेति पूजां शृणुयात्कथां रम्यां द्विजोत्तमात् ॥ १५ ॥

શ્રીભગવાન્ કહે છે–હે દેવિ ! તમે જે પૂછ્યું તે અસત્ય નથી, પણ સત્ય છે. પૂર્વે મેં જે વ્રત કોઈની પાસે કહેલું નથી ને કહેવાય તેમ પણ નથી, કારણ કે એ ઘણું ગુપ્ત છે, પવિત્ર છે અને પાપનો નાશ કરનાર છે તે વ્રત હું તમને કહું છું. એ વ્રત કરવાથી સ્ત્રીઓને વિધવાપણું આવતું નથી.[૩–૪] આષાઢ શુદિ તેરશને દિવસે દાતણ કરી નિયમનું ગ્રહણ કરવું.[૫] 'હે વનસ્પતે ! આયુષ્ય, બલ, યશ, તેજ, પ્રજા, પશુ, ધન, બ્રહ્મજ્ઞાન અને ચમત્કારવાળી બુદ્ધિ મને આપો,'[૬] એ મંત્ર ભણી દાતણ કરવું. નિયમથી ફળ થાય છે, પણ નિયમ વિના થતું નથી; એટલા માટે સાવધાનીથી નિયમથી વ્રત કરવું.[૭] 'હું હર્ષથી સ્વાદ વગરનું જે અનાજ મળશે તેનું એક વખત ભોજન કરીશ તેથી મારું પાપ દૂર કરો,' એ મંત્ર ભણી નિયમ લેવો.[૮] પોઠીઆ ઉપર બેઠેલા એવા શંકર અને પાર્વતીની સોના રૂપા વગેરેની અથવા માટીની મૂર્તિ કરાવવી.[૯] ગોંદરામાં, મંદિરમાં અથવા બ્રાહ્મણના ઘરમાં તે મૂર્તિઓની સ્થાપના કરી, વેદમંત્રથી તેની પ્રતિષ્ઠા કરવી.[૧૦] તે દિવસે જુઈનું દાતણ કરી વિધિથી સ્નાન કરી પૂજાનો આરંભ કરવો.[૧૧] કુંકુમ, અગરુ, કસ્તૂરી, સિંદૂર અને અષ્ટગંધથી પૂજા કરી, ચંપાનાં પુષ્પો, કમળ પુષ્પો, જુઈનાં પુષ્પો અને બીજાં પણ તે ઋતુમાં થયેલાં પુષ્પો ચડાવવાં,[૧૨] જનોઈ પહેરાવવી ને દૂર્વા ચડાવવી. એવી રીતે વિધિથી પૂજા કરી, 'હે આદ્યે ! હે દેવિ ! હે શર્વાણિ ! હે શંકરપ્રિયે ! અર્ઘ્યને ગ્રહણ કરો, અને મારી ઉપર કૃપા કરો,' એ મંત્ર ભણી પવિત્ર જલ, બીલું, દરાખ, દાડિમ, તે કાલમાં થયેલાં બીજાં ફળો અને બે વસ્ત્રોનો અર્ઘ્ય આપવો. પછી ઉત્તમ બ્રાહ્મણ પાસે કથા સાંભળવી.[૧૩–૧૫]

श्रीमहालक्ष्मीरुवाच– अच्युताय नमस्तुभ्यं पुरुषायादिरूपिणे । व्रताध्यक्ष महाप्राज्ञ त्वं वृद्धिक्षयकारकः ॥१६॥ कथयस्व प्रसादेन व्रतानामुत्तमं व्रतम् । केन चादौ पुरा चीर्णं मर्त्यलोके कथं गतम् ॥ १७ ॥ एतत्सर्वं प्रयत्नेन ब्रूहि मे जगदीश्वर ॥

શ્રીલક્ષ્મી પૂછે છે–હે નારાયણ ! આપ અચ્યુત છો, પુરુષ છો, આદિરૂપ છો, વ્રતના અધ્યક્ષ છો, બુદ્ધિમાન છો અને વૃદ્ધિ તથા ક્ષય કરનારા છો તેને હું નમસ્કાર કરું છું;[૧૬] મને કૃપા કરીને કહો કે, એ ઉત્તમ વ્રત પૂર્વે કોણે કર્યું, ને તે પૃથ્વીમાં કયાંથી આવ્યું ?[૧૭] હે જગદીશ્વર ! એટલા પ્રશ્નોનો ઉત્તર મને અવશ્ય આપો.

श्रीभगवानुवाच– अथातः संप्रवक्ष्यामि पार्वत्याश्च कथामिमाम् ॥ १८ ॥ यां श्रुत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः । आसीत्पुरा कृतयुगे कौंडिन्ये नगरे वरे ॥ १९ ॥ ब्राह्मणो वेदतत्त्वज्ञः सत्यशौचपरायणः । गुणवान् शीलसंपन्नो वामनो नाम नामतः ॥२०॥ तस्य भार्या प्रिया सत्या रूपलक्षणसंयुता । धनाढ्ये वेदविदुषो गृहे वै सर्वसंपदः ॥ २१ ॥ पूर्वकर्मविपाकेन संतानरहितोऽभवत् । अपुत्रस्य गृहं शून्यं स्मशानसदृशं मतम् ॥ २२ ॥ दंपती तेन दुःखेन क्षीणौ जातौ शरीरतः । एकदा शुभकाले तु नारदो गृहमागतः ॥ २३ ॥ अर्घ्यपाद्यादिकं कृत्वा कथां चक्रेऽमुना सह ॥

શ્રીભગવાન્ કહે છે–એ સંબંધે પાર્વતીની કથા કહું છું,[૧૮] જે સાંભળવાથી સર્વ પાપો દૂર થાય છે એમાં સંશય નથી. પૂર્વે સત્યયુગમાં કૌંડિન્ય નામના ઉત્તમ નગરમાં વામન નામનો એક બ્રાહ્મણ હતો. તે વેદના તત્ત્વને જાણનાર, સત્યવાદી, પવિત્રતામાં પરાયણ, ગુણવાન્ અને ઉત્તમ સ્વભાવનો હતો.[૧૯–૨૦] તેને સારા ગુણવાળી સત્યા નામની સ્ત્રી હતી. એ બ્રાહ્મણના ઘરમાં પુષ્કળ સમૃદ્ધિ હતી, પરંતુ પૂર્વકર્મના યોગે તેને સંતાન હતું નહીં. જેને પુત્ર વગેરે સંતાન હોતાં નથી, તેનું ઘર શૂન્ય અને સ્મશાનના જેવું ભયંકર દેખાય છે.[૨૧–૨૨] આ સ્ત્રી પુરુષ બન્ને જણ વંધ્યત્વના દુઃખમાં દુબળાં થઈ ગયાં. એક દિવસે શુભ સમયે તેને ઘેર નારદ આવ્યા.[૨૩] તેની અર્ઘ્ય અને પાદ્ય વગેરેથી પૂજા કરીને વામન મહારાજ નારદને કહેવા લાગ્યા.

वामन उवाच– नारद त्वमृषिश्रेष्ठः सर्वज्ञानपरायणः ॥ २४ ॥ कथयस्व प्रसादेन कथं दुःखं प्रशाम्यति । दानेन

केन देवर्षे व्रतेन नियमेन च ॥ २५ ॥ तीर्थेन च मुनिश्रेष्ठ संतानं मे कथं भवेत् ।

વામન પૂછે છે–હે નારદ! આપ ઋષિઓમાં શ્રેષ્ઠ છો, સર્વજ્ઞ છો,[૨૪] માટે કયું દાન, નિયમ, તીર્થ કે વ્રત કરવાથી આ વાંઝીઆનું દુઃખ દૂર થાય અને સંતાન થાય, તે કૃપા કરીને કહો.[૨૫]

नारद उवाच– शृणु विप्र प्रवक्ष्यामि संतानं ते भविष्यति ॥ २६ ॥ वनस्य दक्षिणे पार्श्वे बिल्ववृक्षस्य मध्यतः । भवानीसहितः शूली लिंगरूपेण तिष्ठति ॥ २७ ॥ सपर्यां कुरु तस्याशु तुष्टो दास्यति संततिम् । अपूज्यं लिंगमभ्यर्च्य संततिं लभते नरः ॥ २८ ॥ इत्युक्त्वा नारदः स्वर्गे गतो वै मुनिपुंगवः । वनमध्ये गतौ द्वौ तु दंपती पुत्रकांक्षिणौ ॥ २९ ॥ बिल्वमध्ये ततो दृष्ट्वा शिवलिंगं पुरातनम् । बिल्वपत्रैश्च जीर्णैश्च पिहितं सर्वतस्ततः ॥ ३० ॥ विहाय बिल्वपत्राणि संमार्गं चोपलेपनम् । पंचामृतेन प्रक्षाल्य पूजां चक्रे मनोरमाम् ॥ ३१ ॥ नित्यं नियमसंयुक्तोऽपूजयत्परमेश्वरम् । पंचाब्दं पूजितस्तेन पार्वतीसहितो हरः ॥ ३२ ॥ एकदा तु गतः सोऽथ पुष्पार्थं ब्राह्मणोत्तमः । कुसुमं गृह्यते यावत्तावद्दष्टः स पन्नगैः ॥ ३३ ॥ पतितस्तद्वने घोरे सिंहव्याघ्रसमाकुले । त्रिमुहूर्तं प्रतीक्ष्याथ तद्भार्याऽचिंतयद्धृदि ॥ ३४ ॥ किं कारणं भवेदत्र कथं नायाति मे पतिः । रुदती शोकसंयुक्ता वनमध्ये गता सती ॥ ३५ ॥ आगता तत्र यत्रास्ते भर्ता च पतितो भुवि । भर्तारं पतितं दृष्ट्वा तदा मोहमुपागमत् ॥ ३६ ॥ तत्पश्चाच्चेतनायुक्ता साऽस्मरद्वनदेवताम् । पार्वती तु समायाता यत्र तिष्ठति ब्राह्मणी ॥ ३७ ॥ आक्रंदमानां तां दृष्ट्वा पार्वती वरदाऽभवत् । सुधां सुभगहस्तेन विप्रवक्षे विमुंचति ॥ ३८ ॥ उत्थितो ब्राह्मणस्तत्र निशीथे निद्रितो यथा । ततस्तच्चरणौ गृह्य दंपती विनयान्वितौ ॥ ३९ ॥ पार्वत्याः पूजनं भक्त्या चक्रतुस्तौ मुदान्वितौ ॥ पार्वत्युवाच– त्वत्पूजनादहं प्रीता वरं वरय सुव्रते ॥ ४० ॥ ब्राह्मण्युवाच– त्वत्प्रसादेन रुद्राणि मया लब्धं च वांछितम् । संतानं चैव मे नास्ति एतद्दुःखं च मे हृदि ॥ ४१ ॥

નારદ કહે છે–હે વિપ્ર! સંતાન થવાનો ઉપાય કહું છું તે સાંભળો.[૨૬] આ વનની દક્ષિણ બાજુમાં બિલિના ઝુંડમાં પાર્વતી સહિત મહાદેવનું લિંગ છે,[૨૭] તેની જલદીથી પૂજા કરો. એ મહાદેવ પ્રસન્ન થઈ તમોને સંતાન આપશે. અપૂજ્ય લિંગની પૂજા કરવાથી મનુષ્યને સંતાન થાય છે.[૨૮] એટલું કહી મુનિપુંગવ નારદ સ્વર્ગમાં ગયા. તે પછી પુત્રની ઇચ્છાવાળાં તે સ્ત્રી પુરુષ વનમાં ગયાં.[૨૯] ત્યાં બિલિના ઝુંડમાં મહાદેવનું પ્રાચીન લિંગ જોવામાં આવ્યું, તે જૂનાં બિલિનાં પાંદડાંવડે ચો તરફથી ઢંકાયલું હતું.[૩૦] પછી બિલિનાં પાંદડાં દૂર કરી, ચારે તરફ સાફ કરી, લીંપી નાખ્યું. ત્યારબાદ ભક્તિથી પંચામૃતવડે તે લિંગની પૂજા કરી.[૩૧] એવી રીતે તેણે પાંચ વર્ષ સુધી નિયમથી નિત્ય શંકર અને પાર્વતીની પૂજા કરી.[૩૨] એક દિવસે એ બ્રાહ્મણ, સિંહ અને વાઘથી ભરેલા ઘોર વનમાં પુષ્પ લેવાને ગયો અને પુષ્પ તોડે છે, તેટલામાં તો તેને સર્પે કરડ્યો તેથી તે પડી ગયો. હવે ઘણો વખત થયા છતાં પણ જ્યારે પતિ ન આવ્યો ત્યારે પેલી બ્રાહ્મણીના મનમાં ચિંતા થઈ કે,[૩૩–૩૪] હજી પણ મારો પતિ કેમ ન આવ્યો? એવી ચિંતા કરતી અને રુદન કરતી તે સ્ત્રી જ્યાં પોતાનો પતિ પૃથ્વી ઉપર પડયો હતો ત્યાં ગઈ. ત્યાં પતિને પડેલો જોઈ ને તે પણ મૂર્છાગત થઈ.[૩૫–૩૬] મૂર્છા ઉતર્યા પછી તેણીએ વનદેવતાનું સ્મરણ કર્યું. એટલે તેની પાસે પાર્વતી પ્રગટ થયાં.[૩૭] પછી રુદન કરતી બ્રાહ્મણીને જોઈ, પાર્વતીને દયા આવી, તેથી તેના પતિના અંગપર પોતાનો અમૃત જેવો સુંદર હાથ ફેરવ્યો,[૩૮] એટલે મધરાતે સુતેલાની પેઠે તે બ્રાહ્મણ બેઠો થયો. પછી સ્ત્રી પુરુષ બન્ને જણાં પાર્વતીના પગમાં પડ્યાં.[૩૯] તેઓએ હર્ષથી ભક્તિવડે પાર્વતીની પૂજા કરી. પાર્વતી કહે છે–હે શુભ આચરણવાળી! તારાં પૂજનથી હું પ્રસન્ન થઈ છું, માટે વરદાન માગ.[૪૦] બ્રાહ્મણી બોલી–હે રુદ્રાણિ! આપની કૃપાથી મારો પતિ જીવતો થયો. હવે મને કાંઈ પણ સંતાન નથી, તેનું દુઃખ મોટું છે.[૪૧]

पार्वत्युवाच– व्रतं कुरु विधानेन मम नाम्ना च विश्रुतम् । जयायुक्तेन सुभगे त्रैलोक्ये पावनं परम् ॥ ४२ ॥ भक्त्या जयापार्वतीति आषाढे चारुलोचने । स्वादहीनेन चान्नेन लवणेन विना तथा ॥ ४३ ॥ दृढव्रतं च कर्तव्यं भोक्तव्यं दिनपंचकम् । त्रयोदश्यां व्रतारंभस्तृतीयायां समापनम् ॥ ४४ ॥ शुक्लपक्षे व्रतारंभः कृष्णपक्षे समापनम् । पंचाब्दं यावनालैस्तु व्रतं कार्यं प्रयत्नतः ॥ ४५ ॥ पंचाब्दं हि यवैश्चैव व्रतं तु लवणं विना । पंचाब्दं तंडुलैः कार्यमिक्षुरसविवर्जितम् ॥ ४६ ॥ मुद्गैः कार्यं पंचवर्षं यावद्वायनविंशतिः । अब्दे तु विंशतितमे व्रतोद्यापनमाचरेत् ॥ ४७ ॥ दंपत्योः परिधानं हि दयाभूषणपूर्वकम् । भोजनं च सुवासिन्यै तृतीयायां यथोदितम् ॥ ४८ ॥ विंशतिप्रथमाद्वर्षात्स्वस्य वित्तानुसारतः । पंचके पंचके देयं परिधानं च भोजनम् ॥ ४९ ॥ नानारसैः समायुक्तं घृतखंडसमन्वितम् । सभर्तृकायै दातव्यं भोज्यं सौभाग्यहेतवे ॥ ५० ॥

પાર્વતી કહે છે–હે સુભગે! તું, જે ત્રણે લોકોમાં ઉત્તમ છે અને પવિત્ર કરનાર છે એવું જયાપાર્વતીનું વ્રત, વિધિથી કર.[૪૨] એ વ્રત આષાઢ શુદિ તેરસને દિવસે કરવું. તે દિવસે સ્વાદ વગરનું જેવું હોય તેવું અનાજ એક વખત ખાવું, મીઠું ખાવું નહીં. એવી રીતે પાંચ દિવસ ભક્તિથી વ્રત કરવું. શુદિ તેરશને દિવસે આરંભ કરી વદિ ત્રીજને

દિવસે વ્રતની સમાપ્તિ કરવી. પાંચ વર્ષો સુધી જુવાર ખાઇને વ્રત કરવું.[43-44] પાંચ વર્ષો સુધી મીઠા વિના યવ-વડે વ્રત કરવું, પાંચ વર્ષો સુધી ચોખા ખાઇને વ્રત કરવું. તેમાં સેરડીનો રસ એટલે ગોળ વગેરે ખાવાં નહીં.[45-47] અને પાંચ વર્ષો પર્યંત મગ ખાઇને વ્રત કરવું. એવી રીતે વીશ વર્ષો સુધી વ્રત કરવું. વીશમે વર્ષે ઉદ્યાપન કરવું.[47] ત્રીજને દિવસે સ્ત્રી પુરુષ (જોડાં) ને જમાડવાં, કપડાં ને અલંકાર પહેરાવવાં.[48] જો પોતાની શક્તિ હોય તો વર્ષે વર્ષે ને શક્તિ ન હોય તો પાંચ વર્ષે સુવાસિની સ્ત્રી અને તેના પતિ બન્નેને ભાતભાતનાં ભોજન કરાવવાં. એવી રીતે વીશ વર્ષો સુધી કરવું.[49-50]

कुंकुमं कज्जलं चैवमब्दे अब्दे स्वशक्तितः । रात्रौ जागरणं कुर्यादखंडफलदं भवेत् ॥ ५१ ॥ व्रतेन तु विना नारी विधवा जन्मजन्मनि । शोचंती दुःखसंयुक्ता नच सौभाग्यभाग्भवेत् ॥ ५२ ॥ नारी तु सुव्रतैर्दानैः पतिभक्त्या ततः परम् । सौभाग्यमतुलं याति पतिसंतोषदा यतः ॥ ५३ ॥ एवमुक्त्वा व्रतमिदं तत्रैवांतरधीयत । पश्चाद्गृहं समागत्य दंपती च मुदान्वितौ ॥ ५४ ॥ पूर्वोक्तेन विधानेन कुर्वाते व्रतमुत्तमम् । तद्व्रतस्य प्रभावेण प्राप्तं पुत्रसुखं तयोः ॥ ५५ ॥ दंपतिभ्यां विशेषेण अवैधव्यं परं सुखम् । भुक्त्वा च विविधान्भोगानंते प्राप्तं शिवालयम् ॥ ५६ ॥ एवं व्रतं या कुरुते न सा भर्त्रा वियुज्यते । कुलत्रयं समुद्धृत्य संप्राप्य शिवमंदिरम् ॥ ५७ ॥ सान्निध्यसुखमासाद्य शिवलोके महीयते । कथां श्रुत्वा विधानेन सर्वपापात्प्रमुच्यते ॥ ५८ ॥ इति श्रीभविष्योत्तरपुराणे जयापार्वतीव्रतं संपूर्णम् ॥ इदं तु गुर्जरदेशे गुर्जराचारप्राप्तम् ॥

સૌભાગ્યમાટે વર્ષો વર્ષ કંકુ, કાજળ વગેરે સૌભાગ્ય-દ્રવ્ય આપવાં. રાતે જાગરણ કરવું, કારણ કે તેથી અખંડ ફળ થાય છે.[51] જે સ્ત્રી આ વ્રત કરતી નથી, તે જન્મોજન્મ વિધવા થાય છે, અને શોક તથા દુઃખમાં ડૂબેલી રહે છે, તેને કોઇ વખતે સુખ મળતું નથી.[52] વ્રત કરવાથી, દાન આપવાથી, પતિમાં ભક્તિ રાખવાથી અને પતિને સંતોષ આપવાથી સ્ત્રીને અતુલ સૌભાગ્ય મળે છે.[53] એટલું કહી પાર્વતી ત્યાં જ અદૃશ્ય થઇ ગયાં. તે પછી તે સ્ત્રી પુરુષ બન્ને હર્ષથી ઘેર આવ્યાં;[54] અને પાર્વતીના કહેવા પ્રમાણે તે ઉત્તમ વ્રત કર્યું. તેના પ્રભાવથી તેને પુત્રનું સુખ મળ્યું,[55] ને સૌભાગ્યનું પરમ સુખ મળ્યું. એ પ્રમાણે એ બન્ને આ લોકમાં નાના પ્રકારના ભોગ ભોગવી અંતે કૈલાસમાં ગયાં.[56] એવી રીતે જે સ્ત્રી આ વ્રત કરે છે, તે પતિથી વિખૂટી પડતી નથી, ત્રણ કુલનો ઉદ્ધાર કરે છે, અંતે શિવલોકમાં જઇ શિવની સમીપમાં રહેવાનું સુખ ભોગવે છે અને ત્યાં પૂજાય છે. જે માણસ વિધિથી આ કથા સાંભળે છે, તે સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.[57-58] એવી રીતે ભવિષ્યોત્તર પુરાણમાં જયાપાર્વતીનું વ્રત અને કથા કહેલી છે. આ વ્રત ગુજરાતમાં પ્રસિદ્ધ છે અને ગુજરાતી લોકમાં પરંપરાથી પ્રાપ્ત છે.

---

## ૨ ગોત્રિરાત્ર ( ગોત્રાટ ) વ્રત અને તેની કથા

भाद्रपदशुक्लत्रयोदश्यां गोत्रिरात्रव्रतं हेमाद्रौ भविष्योत्तरे ॥ युधिष्ठिर उवाच—भगवंस्त्वत्प्रसादेन बहूनि सुव्रतानि मे । श्रुतानि बहुपुण्यानि कृतानि मधुसूदन ॥ १ ॥ सर्वपापहराणि स्युः सर्वकामप्रदानि च । सांप्रतं श्रोतुमिच्छामि व्रतानामुत्तमं व्रतम् ॥ २ ॥ किंचिद्योग्यं व्रतं ब्रूहि यदि तुष्टोऽसि माधव । यत्कृत्वा सर्वपापेभ्यो नरो नारी प्रमुच्यते ॥ ३ ॥

ભાદરવા શુદિ તેરસને દિવસે ગોત્રિરાત્ર ( ગૌત્રાટ ) વ્રત કરવું, એમ હેમાદ્રિમાં અને ભવિષ્યોત્તર પુરાણમાં કહેલું છે. યુધિષ્ઠિર પૂછે છે—હે ભગવન્ ! હે શ્રીકૃષ્ણ ! આપની કૃપાથી મહા પુણ્યકારક, સઘળાં પાપોને હરનાર ને સઘળા મનોરથો પૂર્ણ કરનાર સારાં સારાં વ્રતો મેં સાંભળ્યાં અને કર્યાં. હવે હે માધવ ! જો આપ મારી ઉપર પ્રસન્ન થયા હો તો સઘળાં વ્રતોમાં ઉત્તમ વ્રત કહો. યોગ્ય વ્રત કરવાથી સ્ત્રી વા પુરુષ સઘળાં પાપોથી મુક્ત થાય.[1-3]

श्रीकृष्ण उवाच— कथयामि नृपश्रेष्ठ व्रतानामुत्तमं व्रतम् । यन्न कस्यचिदाख्यातं तच्छृणुष्व नृपोत्तम ॥ ४ ॥ यान्यान्कामान्वांछयति लभेत्तांस्तांस्तथैव च । तत्क्षणादेव मुच्यंते नरा नार्यश्च सर्वशः ॥ ५ ॥ प्रभोर्भगवतो राजन् कामधेनोः प्रसादतः । सौभाग्यं संततिं लक्ष्मीं प्राप्नोति सुखमुत्तमम् ॥ ६ ॥

શ્રીકૃષ્ણ કહે છે—હે નૃપશ્રેષ્ઠ ! મેં જે વ્રત કોઇની પાસે કહેલું નથી, એવું ઉત્તમ વ્રત કહું છું, તે સાંભળો.[4] જે સ્ત્રી અથવા પુરુષ આ વ્રત કરે છે, તેના સઘળા મનોરથો સિદ્ધ થાય છે ને તે તત્કાળ મુક્ત થાય છે.[5] તેમ જ નારાયણ તથા કામધેનુની કૃપાથી ઉત્તમ સુખ મળે છે, વંશવૃદ્ધિ થાય છે અને લક્ષ્મીની વૃદ્ધિ થાય છે.[6]

युधिष्ठिर उवाच— यदि तुष्टोऽसि भगवन् व्रतस्यास्य विधिं शुभम् । ब्रूहि मे देवदेवेश करोमि त्वत्प्रसादतः ॥ ७ ॥ के मंत्राः के नमस्कारा देवतार्थं प्रकीर्तिताः । किं दानं मंत्रमर्घ्यं च कथयस्व सुरोत्तम ॥ ८ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભગવન્ ! હે દેવોના દેવ ! હે ઈશ ! જો આપ પ્રસન્ન થયા હો તો તે વ્રતનો પ્રકાર કહો, જેથી હું તે પ્રમાણે કરું.[7] તેમાં કયા દેવની પૂજા કરવી, તેના કયા મંત્રો છે, કેટલા નમસ્કાર છે, તેમાં શેનું દાન કરવું અને અર્ઘ્ય કેવા મંત્રથી આપવો, તે મને કહો.[8]

श्रीकृष्ण उवाच–नारदेन पुरा राजन्यदुक्तं सगरादिषु। स्मारितं तत्त्वया राजन् शृणुष्वैकमना व्रतम् ॥ ९ ॥ मासि भाद्रपदे शुक्ले त्रयोदश्यां समारभेत्। त्रयोदश्यां प्रभाते तु समुत्थाय शुचिर्भवेत् ॥ १० ॥ गृह्णीयान्नियमं पूर्वं दंतधावनपूर्वकम्। आचम्योदकमादाय इमं मंत्रमुदीरयेत् ॥ ११ ॥ गोत्रिरात्रव्रतस्यास्योपवासकरणे मम। शरणं भव देवि त्वं नमस्ते धेनुरूपिणि ॥ १२ ॥ प्रसीदतु महादेवो लक्ष्मीनारायणः प्रभुः। लक्ष्मीनारायणं देवं सौवर्णं वा स्वशक्तितः ॥ १३ ॥ पंचामृतेन गव्येन स्नापयेत्कमलापतिम्। स्थापयेत्सर्वतोभद्रे मंडलेऽष्टदलेऽपि वा ॥ १४ ॥ गंधपुष्पैः सनैवेद्यैः स्तुतिगीतादिनर्तनैः। नारिकेलार्घ्यदानेन प्रीणयेद्गां हरिं तथा ॥ १५ ॥ लक्ष्मीकांत जगन्नाथ गोत्रिरात्रव्रतं मम। परिपूर्णं कुरुष्वेदं गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ १६ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્! પૂર્વે નારદે સગર વગેરે રાજાઓની પાસે એ વ્રત કહેલું છે. આ વાત તમારા પૂછવાથી યાદ આવી છે. હવે તે વ્રત કહું છું, તે એકચિત્ત થઇ સાંભળો.[૯] ભાદરવા શુદિ તેરશને દિવસે આ વ્રતનો આરંભ કરવો. તેરશને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી, દિશા શૌચાદિક કરી, પવિત્ર થઇ, દાતણ કરી, આચમન કરી, હાથમાં જળ લઇ, 'હે દેવિ! હે ધેનુરૂપિણિ! હું આ ગોત્રિરાત્ર ( ગૌત્રાટ )ના ઉપવાસ કરીશ, તેમાં મારું રક્ષણ કરો ને સમર્થ મોટા દેવ લક્ષ્મીનારાયણ પ્રસન્ન થાઓ,' એવી રીતે નિયમ લેવો. પોતાની શક્તિ પ્રમાણે સોનાના લક્ષ્મીનારાયણની ગાયના પંચામૃતવડે પૂજા કરવી. તે પછી સર્વતોભદ્રમંડલમાં અથવા અષ્ટદલ કમલમાં તે મૂર્તિની સ્થાપના કરી, ચંદન, પુષ્પ અને નૈવેદ્યવડે વિષ્ણુને પ્રસન્ન કરવા, સ્તુતિ કરવી, ગીત ગાવાં, નૃત્ય કરવું, વિષ્ણુને તથા ગાયને નાળિયેરનો અર્ઘ્ય આપવો.[૧૦–૧૫] પછી–'હે લક્ષ્મીકાંત! હે જગન્નાથ! આપને નમસ્કાર કરી અર્ઘ્ય આપું છું તે ગ્રહણ કરો, ને મારું ગોત્રિરાત્ર વ્રત પૂર્ણ કરો.' એ મંત્રથી અર્ઘ્ય આપવો.[૧૬]

आर्तिक्यं च ततः कुर्याद्भक्त्या कृष्णस्य तुष्टिदम्। नवकुंभं जलभृतं हविष्यान्नेन पूरितम् ॥ १७ ॥ कृत्वा दिनत्रयं पार्थ प्रीतये विनिवेदयेत्। धेनुपूजां ततः कुर्याज्जलधारां प्रदक्षिणाम् ॥ १८ ॥ पुरा दत्त्वा तु मुकुटं कुंडलं कुंकुमं तथा। अन्नाच्छादनगंधादिदिव्यपुष्पैः सदीपकैः ॥ १९ ॥ अहोरात्रभवं किंचिद्घृतदीपं दिनत्रयम्। अर्घ्यदानं ततः कुर्यान्नारिकेलादिभिः फलैः ॥ २० ॥ अर्घ्यमंत्रः–पंच गावः समुत्पन्ना मथ्यमाने महोदधौ। तासां मध्ये तु या नंदा तस्यै धेन्वै नमो नमः ॥ २१ ॥ प्रदक्षिणीकृता येन धेनुर्मार्गानुसारिणी। प्रदक्षिणीकृता तेन सप्तद्वीपा वसुंधरा ॥ २२ ॥ गावो ममाग्रतः संतु गावो मे संतु पृष्ठतः। गावो मे हृदये संतु गवां मध्ये वसाम्यहम् ॥ २३ ॥ आरार्तिकं सनैवेद्यं गीतवाद्यमहोत्सवैः। कुंकुमं कलशं सूत्रं धेन्वै दद्याद्विचक्षणः ॥ २४ ॥ एवं संपूज्य तां धेनुं सम्यक् भक्त्या दिनत्रयम्। यवांश्च यवसं चैव चारयेत्पाययेदपः ॥ २५ ॥ गोमयादागतैर्धौतैः कुर्यात्तैरेव पारणम्। धेन्वग्रे जागरं कुर्यात्सर्वपापप्रणाशनम् ॥ २६ ॥

પછી ભક્તિથી આરતી ઉતારવી. વિષ્ણુને પ્રસન્ન કરવા માટે ત્રણ દિવસ સુધી હવિષ્યાન્ન ને જળથી ભરેલા; નવા ઘડાનું દાન કરવું. પછી ગાયની પૂજા કરવી. તેમાં ગાયને જળની ધારા કરવી, પ્રદક્ષિણા કરવી,[૧૭–૧૮] મુકુટ, કુંડળ, કંકુ, અન્ન, વસ્ત્ર, ચંદન, પુષ્પ અને દીપવડે પૂજા કરવી.[૧૯] ત્રણ દિવસ સુધી રાત્રિદિવસ ઘીનો દીવો બાળવો. નાળિયેર વગેરે ફળોનો અર્ઘ્ય આપવો.[૨૦] તેનો મંત્રઃ–'સમુદ્ર મથન કરતાં પાંચ ગાયો નીકળી, તેમાં જે નંદા ગાય છે, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.'[૨૧] જે માણસ 'ગાયો મારી આગળ રહો; ગાયો મારી પાછળ રહો; ને ગાયો મારા હૃદયમાં રહો; હું ગાયોની વચમાં વસું છું,' એ મંત્ર ભણી માર્ગને અનુસરનારી ગાયની પ્રદક્ષિણા કરે છે, તેણે સાત દ્વીપવાળી પૃથ્વીની પ્રદક્ષિણા કરી એમ કહેવાય છે.[૨૨–૨૩] પછી કલશ, કંકુ અને સૂત્ર ગાયને આપવાં, આરતી ઉતારવી, નૈવેદ્ય ધરવું. તેમ જ ગીત ગાઇ વાજાં વગાડી મોટો ઉત્સવ કરવો.[૨૪] એવી રીતે ત્રણ દિવસ સુધી ભક્તિથી ગાયની પૂજા કરી યવ અને ઘાસ ખવરાવવું. તેમ જ જળ પાવું.[૨૫] પછી છાણમાંથી નીકળેલા તે જ યવવડે પારણું કરવું. ગાયની પાસે જાગરણ કરવું, જેથી સઘળાં પાપોનો નાશ થાય છે.[૨૬]

त्रिविधान्मुच्यते पापात्प्रहरार्धेन पांडव। तस्योत्तरं कृतात्पापात्प्रहरार्धेन मुच्यते ॥ २७ ॥ चत्वारि वेणुपात्राणि पूरयित्वा प्रदापयेत्। नारिकेलाम्रकदलीद्राक्षाखर्जूरदाडिमैः ॥ २८ ॥ शुभैर्विरूढैः सिंदूरैर्वस्त्रकुंकुमकज्जलैः। प्रथमे बीजपूरादर्घ्यं द्वितीये दाडिमं शुभम् ॥ २९ ॥ तृतीये नारिकेलं च दद्यादर्घ्यं दिनत्रयम्। करकास्तु त्रयो देया हविष्यान्नेन पूरिताः ॥ ३० ॥ लक्ष्मीनारायणं देवं ब्राह्मणं भार्यया सह। पूजयेत्कुसुमैर्वस्त्रैर्हैमसूत्रैर्युधिष्ठिर ॥ ३१ ॥ दंपत्योर्भोजनं देयं धेनुभक्त्या दिनत्रयम्। पारणे गौरिणीं विप्रानिष्टान्बंधूंश्च भोजयेत् ॥ ३२ ॥ गुरुरूपाय तां धेनुं द्विजाय प्रतिपादयेत्। सकुंकुमां सवत्सां च घंटामुकुटभूषिताम् ॥ ३३ ॥ गीतवादित्रनृत्यादिशांतिपाठपुरःसरम्। यायाद्विप्रगृहं यावत्प्राप्तये तत्फलस्य वै ॥ ३४ ॥ एवं या कुरुते पार्थ गोत्रिरात्रं व्रतोत्तमम्। दुर्लभं तु सदा स्त्रीणां नराणां नृपसत्तम ॥ ३५ ॥ अश्वमेधसहस्राणि वाजपेयशतानि च। कृत्वा यत्फलमाप्नोति गोत्रिरात्रव्रते कृते ॥ ३६ ॥

અર્ધ પહોર જાગરણ કરવાથી કાયિક, વાચિક, અને માનસિક એ ત્રણે પ્રકારનાં પાપો દૂર થાય છે. એક એક પહોર જાગરણ કરવાથી સઘળાં પાપો દૂર થાય છે.[૨૭] નાળિયેર, આંબા, કેળાં, દરાખ, ખજૂર, દાડિમ, બીજાં ફળ, સિંદૂર, વસ્ત્ર, કંકુ અને કાજળ એટલી વસ્તુ ચાર છાબડીમાં ભરી તેનું દાન કરવું. પહેલે દિવસે બીજોરાંનો અર્ઘ્ય આપવો, બીજે દિવસે દાડિમનો અર્ઘ્ય આપવો અને ત્રીજે દિવસે નાળિયેરનો અર્ઘ્ય આપવો. હવિષ્યાન્ન સહિત ત્રણ કરક આપવા.[૨૮-૩૦] લક્ષ્મીનારાયણની પૂજા કરવી અને હે યુધિષ્ઠિર ! ત્રણ દિવસ સુધી બ્રાહ્મણ સ્ત્રી પુરુષનાં જોડાંની પુષ્પ, વસ્ત્ર, ને સોનાના દોરાવતી પૂજા કરવી અને તેઓને ભોજન કરાવવું. પારણાને દિવસે સુવાસિની, બ્રાહ્મણ અને સગાં સંબંધીઓને જમાડવાં.[૩૧-૩૨] વાછડાંવાળી ગાયની પૂજા કરી કોટે ઘંટા બાંધી, મુકુટ પહેરાવી વાછડાં સહિત તે ગાય ગોરને આપવી.[૩૩] ગીત ગાતાં, વાજાં વગાડતાં, નૃત્ય કરતાં ને શાંતિપાઠ ભણાવતાં ભણાવતાં ગોરને ઘેર જવાથી પૂરું ફળ મળે છે.[૩૪] સ્ત્રી અથવા પુરુષને દુર્લભ એવું ગોત્રિરાત્ર વ્રત જે સ્ત્રી કરે છે, તેને હજાર અશ્વમેધ યજ્ઞ અને સો વાજપેય યજ્ઞનું ફળ મળે છે.[૩૫-૩૬]

प्रभासे च कुरुक्षेत्रे चंद्रसूर्यग्रहे तथा। हेमभारशतं दत्त्वा फलं तत्प्राप्नुयान्नृप ॥ ३७ ॥ धेनुदानं च यः कुर्यात्सवस्त्रं सर्वकामदम्। सागरांबरसंयुक्ता दत्ता तेन वसुंधरा ॥३८॥ एवं यः कुरुते पार्थ त्रिरात्रव्रतमुत्तमम्। भवांतरकृतात्पापान्निविधान्मुच्यते नरः ॥ ३९ ॥ स्त्री कथंचिन्न पश्येत भर्तृदुःखं नराधिप। पुत्रपौत्रसुखं तस्या भविष्यति न संशयः ॥ ४० ॥ जन्मांतरेऽप्यसौ नारी वैधव्यं नैव पश्यति। अपुत्रा लभते पुत्रान् धनहीना धनं लभेत् ॥४१॥ कायेन मनसा चैव कर्मणा यदुपार्जितम्। तत्पापं विलयं याति गोत्रिरात्रव्रतेन वै ॥ ४२ ॥ इह भोगान् सुविपुलान् भुक्त्वाऽऽयुः पूर्णमेव च। व्रतस्यास्य प्रभावेण गोलोके च महीयते ॥४३॥ कीर्तिदं धनदं चैव सौभाग्यकारणं व्रतम्। आयुरारोग्यकरणं सर्वपापप्रणाशनम् ॥ ४४ ॥ एतस्मात्कारणाद्राजन् सभार्यस्त्वं कुरु व्रतम्। राज्यं वा यदि सत्कीर्तिं नित्यं प्राप्तुमिहेच्छसि ॥ ४५ ॥ तच्छ्रुत्वा पांडवश्रेष्ठो व्रतं चक्रे समाहितः। व्रतस्यास्य प्रभावेण लब्धं राज्यमकंटकम् ॥ ४६ ॥ इति हेमाद्रौ भविष्ये गोत्रिरात्रव्रतम् ॥ इदं च स्कांदे आश्विनशुक्लत्रयोदश्यामुक्तम् ॥

જે માણસ એ વ્રત કરે છે, તેને પ્રભાસમાં તથા કુરુક્ષેત્રમાં ચંદ્ર સૂર્યના ગ્રહણને દિવસે સોભાર સોનું આપવાનું ફળ મળે છે.[૩૭] જે માણસ ગાયને કપડું ઓઢાડી તે ગાયનું દાન કરે છે, તેને સમુદ્ર સહિત આખી પૃથ્વીના દાનનું ફળ મળે છે.[૩૮] હે રાજા યુધિષ્ઠિર ! આ પ્રમાણે જે માણસ ગોત્રિરાત્ર વ્રત કરે છે, તેનાં જન્માંતરનાં ત્રણ જાતનાં પાપો નષ્ટ થાય છે.[૩૯] જે સ્ત્રી આ વ્રત કરે છે, તેને કોઇ જાતનું પતિ તરફનું દુઃખ થતું નથી, પુત્ર પૌત્ર વગેરે સંતાનનું સુખ થાય છે, ને તે બીજા જન્મમાં પણ વિધવા થતી નથી, એમાં સંશય નથી. આ વ્રત કરવાથી પુત્ર વિનાની સ્ત્રીને પુત્ર થાય છે અને ધન વગરની સ્ત્રીને ધન મળે છે;[૪૦-૪૧] કાયિક, વાચિક અને માનસિક એ ત્રણ જાતનું પાપ આ વ્રત કરવાથી નષ્ટ થાય છે.[૪૨] આ વ્રત કરનારી સ્ત્રી આ લોકમાં લાંબા આયુષ્યવાળી થઇ મોટું સુખ ભોગવી અંતે ગોલોકમાં જઇ પૂજાય છે.[૪૩] આ વ્રત, કીર્તિ, ધન, સૌભાગ્ય ને આરોગ્ય આપનાર છે, આયુષ વધારનાર છે અને સઘળાં પાપોનો નાશ કરનાર છે.[૪૪] એટલા માટે હે યુધિષ્ઠિર ! રાજ્ય અને નિરંતર રહે તેવી કીર્તિની ઇચ્છા હોય તો તમે પણ સ્ત્રીની સાથે આ ઉત્તમ વ્રત કરો.[૪૫] એવાં શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી સાવધાનીથી યુધિષ્ઠિરે એ વ્રત કર્યું તેના પ્રભાવથી તેને નિષ્કંટક રાજ્ય મળ્યું.[૪૬] એવી રીતે હેમાદ્રિમાં ભવિષ્યપુરાણમાં ગોત્રિરાત્ર વ્રત કહેલું છે. આ ગોત્રિરાત્ર વ્રત સ્કંદપુરાણમાં આસો શુદિ તેરશને દિવસે કરવું, એમ કહેલું છે.

## સદાચારપ્રાપ્ત ગોત્રિરાત્ર વ્રત અને તેની કથા

अथ गुर्जराचारप्राप्तं गोत्रिरात्रव्रतम् ॥ युधिष्ठिर उवाच– येन लक्ष्मीश्च सकला नराणां भवने भवेत्। संततिर्वर्द्धते स्त्रीणां तद्व्रतं वद मे प्रभो ॥ १ ॥ श्रीकृष्ण उवाच– शृणु राजन्प्रवक्ष्यामि व्रतानामुत्तमं व्रतम्। येन वै क्रियमाणेन सर्वपापक्षयो भवेत् ॥ २ ॥ गोत्रिरात्रमितिख्यातं नृस्त्रीणां फलदायकम्। वांछितं जायते तेषां येषां चेतसि वर्तते ॥ ३ ॥ युधिष्ठिर उवाच– कीदृशं तद्व्रतं देव विधानं तत्र कीदृशम्। कथमेषा समुत्पन्ना कस्मिन्काले तु केशव ॥ ४ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ ! જે વ્રત કરવાથી પુરુષોને પુષ્કળ લક્ષ્મી મળે અને સ્ત્રીઓને સંતાનની વૃદ્ધિ થાય, તેવું વ્રત મને કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્ ! જે વ્રત કરવાથી સઘળાં પાપોનો નાશ થાય, તેવું ઉત્તમ વ્રત કહું છું તે સાંભળો.[૨] સ્ત્રી અને પુરુષને વાંછિત ફળ આપનાર 'ગોત્રિરાત્ર' એ નામનું વ્રત પ્રસિદ્ધ છે. જેના મનમાં જે વાંચ્છિત છે, તેનાં તે વાંચ્છિત સિદ્ધ થાય છે.[૩] યુધિષ્ઠિર બોલ્યા–હે દેવ ! એ વ્રત કેવું છે, તે કયે પ્રકારે કરવું, તે કયે વખતે કેમ ઉત્પન્ન થયું, તે કહો.[૪]

श्रीकृष्ण उवाच– पुरा कृतयुगे पार्थ मनुर्नाम सुबुद्धिमान्। वैवस्वतकुले जातो बभूव पृथिवीपतिः ॥ ५ ॥ तदन्वये दिलीपश्च प्रसूतः पतिरुत्तमः। नृपाः सर्वे वशं तस्य संजाताः करदायकाः ॥ ६ ॥ नित्यं धर्मपरो राजा पूजनीयो मनीषिभिः। नाजायत सुसंतानं तस्य नीति-

मतः सदा ॥ ७ ॥ वान्छयंस्तनयं राजा दत्त्वा मंत्रिषु कोसकान्। पुत्रार्थे च सपत्नीको वसिष्ठस्याश्रमं ययौ ॥ ८ ॥ पश्यन्हि पथि कल्याणं सारसैः कृततोरणम्। सरोवराण्यनेकानि मार्गेषु फलितानि वै ॥ ९ ॥ राजा महिष्या सहितो रथारूढः सवाहनः। संध्यायां योगिनस्तस्य महर्षेः प्रापदाश्रमम् ॥ १० ॥ सारथिं च समादिश्य वाहान् विश्रामयेत्यथ। रथादुत्तीर्य च मुनेराश्रमं भार्यया ययौ ॥ ११ ॥ स्थितं कर्मणि संध्यायां दिलीपो ददृशे गुरुम्। अरुंधत्या सहासीनं सावित्र्येव पितामहम् ॥ १२ ॥ तौ प्रणम्य गुरुं तत्र मुनिपत्नीं विशेषतः। स्थितौ तस्य समीपे तु प्रीतावानंदपूरितौ ॥ १३ ॥ दिलीपं च तदाऽत्यर्थं धर्मज्ञं लोकपालकम्। पप्रच्छ कुशलं राज्ये वसुधायाश्च वै मुनिः॥१४॥

શ્રીકૃષ્ણ બોલ્યા–હે પાર્થ ! પૂર્વે સત્યયુગમાં સૂર્યકુળમાં ઉત્પન્ન થયેલો મનુ નામનો રાજા હતો,[૫] તેના વંશમાં ઉત્પન્ન થયેલો દિલીપ નામનો મોટો રાજા હતો. સઘળા રાજાઓ તેને ખંડણી ભરતા હતા.[૬] એ રાજા નિરંતર સ્વધર્મમાં પરાયણ રહેતો હતો, તેથી પંડિતો પણ તેમનું માન રાખતા હતા. નીતિથી વર્તતા એ રાજાને સંતાન હતું નહીં.[૭] તેથી રાજ્યકારભાર મંત્રીને સોંપી, પુત્રની ઇચ્છાથી પોતે સ્ત્રીને લઇ વસિષ્ઠ ઋષિના આશ્રમમાં ગયો.[૮] જેમાં કેટલાક સારસો હારબંધ બેઠેલા હતા, તેવાં તળાવો અને જેમાં ઘણાં ફળો હતાં તેવાં વનો જોતો જોતો એ રાજા રથમાં બેસી સ્ત્રીની સાથે સંધ્યાકાળે, યોગિરાજ વસિષ્ઠ ઋષિના આશ્રમમાં પહોંચી ગયો.[૯–૧૦] ત્યાં 'ઘોડાને વીસામો આપ,' એમ સારથિને કહી, પોતે રથમાંથી ઉતરી સ્ત્રીની સાથે ઋષિની પાસે ગયો.[૧૧] ત્યારે જેમ સાવિત્રીની સાથે બ્રહ્માજી બેસે, તેમ અરુંધતીની સાથે બેઠેલા અને સંધ્યા કરતા ગુરુ વસિષ્ઠ ઋષિનાં દર્શન થયાં.[૧૨] ત્યારે ઋષિ અને તેમનાં પત્નીને પ્રણામ કરી, સ્ત્રી પુરુષ બન્ને પાસે ઉભાં રહ્યાં.[૧૩] પછી વસિષ્ઠ ઋષિએ ધર્મિષ્ઠ દિલીપ રાજાને રાજ્ય તથા પૃથ્વીના કુશળ સમાચાર પૂછ્યા.[૧૪]

दिलीप उवाच– कुशलं मे सदा देव स्थिते त्वयि गुरौ सति। सुराणां च मनुष्याणां विपत्तौ रक्षिता भवान् ॥ १५ ॥ विशयो मम कांतायामपत्यं किं न जायते। किं तु कार्यं धरित्र्या मे निराशाः पितरो मम ॥ १६ ॥ तथा कुरु मुनिश्रेष्ठ पुत्रो भवति मे यथा। राज्ञां विपदि प्राप्तायां त्वदायत्तं सुखं मुने ॥ १७ ॥ यदेति कथितं राज्ञा मुनये वै युधिष्ठिर। तदा मुनिः क्षणं तस्थौ ध्यानस्तिमितलोचनः ॥ १८ ॥ कारणं संतते राज्ञो मुनिर्दृष्ट्वा समाधिना। पश्चादन्वयवेदयत्तस्मै दिलीपाय प्रयत्नतः ॥ १९ ॥

દિલીપ કહે છે–હે મહારાજ ! આપ મારા ગુરુ છો, એટલે મને સઘળું કુશળ છે. દેવ તથા મનુષ્યોને વિપત્તિમાંથી બચાવનાર આપ જ છો.[૧૫] હે ગુરો ! મારી સ્ત્રીને કાંઇ પણ સંતાન નથી, તેથી મને ખેદ થાય છે અને પૃથ્વીનું પણ મારે શું કામ છે ? કારણ કે મારા પિતૃ નિરાશ થઇ ગયા છે.[૧૬] હે મુનિરાજ ! વિપત્તિ વખતે રાજાને સુખ મળવું આપના હાથમાં છે, માટે એવો ઉપાય બતાવો, કે જેથી મને પુત્ર થાય.[૧૭] એવાં રાજાનાં વચન સાંભળી, ક્ષણવાર મુનિએ ધ્યાન કર્યું, ત્યારે રાજાને જે કારણથી સંતાન ન હોતું થતું, તે કારણ જાણવામાં આવ્યું. પછી મુનિ, દિલીપ રાજાને કહેવા લાગ્યા:[૧૮–૧૯]

वसिष्ठ उवाच–पूर्वं त्वमारिमाराध्य वसुधां गच्छता त्वया। कल्पमूले च तिष्ठंती कामधेनुर्न वंदिता ॥ २० ॥ जातस्तस्यास्तदा कोपो दत्तस्ते शाप ईदृशः। न वंदिताऽहं भवता सांप्रतं यदि भूमिप ॥२१॥ भविष्यति न ते पुत्रस्तच्छापो न श्रुतस्त्वया। न पूजयेयः पूज्यानां वंद्यानां यो न वंदते ॥२२॥ न जायते तु कल्याणं पातकैरेव लिप्यते ॥ दिलीप उवाच–कृतो मयाऽपराधोऽयं करोमि किमहं मुने ॥२३॥ संततिर्जायते येन तद्व्रतं वद मे प्रभो ॥

હે રાજન્ ! પૂર્વે તમે ઇંદ્રનું આરાધન કરી સ્વર્ગમાંથી પૃથ્વીપર આવતા હતા, તે વખતે કલ્પવૃક્ષ નીચે બેઠેલી કામધેનુને વંદન કર્યું નહીં:[૨૦] તેથી કોપાયમાન થયેલી તે ગાયે શાપ દીધો કે, 'હે રાજન્ ! હમણાં તેં મારું વંદન કર્યું નથી, તેથી તને પુત્ર થશે નહીં' આ શાપ તમારા સાંભળવામાં આવ્યો નહીં. જે માણસ પૂજવા યોગ્યની પૂજા કરતો નથી અને વંદવા યોગ્યનું વંદન કરતો નથી, તેને પાપ લાગે છે તેથી તેનું કલ્યાણ થતું નથી. દિલીપ પૂછે છે–હે મુનિ ! મારાથી અપરાધ તો થયો, હવે કેમ કરવું ?[૨૧–૨૨] જેથી સંતાન થાય, એવું વ્રત બતાવો.

वसिष्ठ उवाच– अन्यैर्नानाविधैः पुण्यैस्तपोभिर्नृप दुःसहैः ॥ २४ ॥ न जायते तु संतानं गोत्रिरात्रव्रतं विना। सपत्नीकः सवत्सां मे धेनुं राजन् फलप्रदाम् ॥ २५ ॥ आराधयैकाग्रमना गोत्रिरात्रव्रतं कुरु। यावदित्थं दिलीपस्य मुनिना कथितं व्रतम्। तावच्च नंदिनीधेनुर्वनादावव्रते शुभा ॥ २६ ॥ कुंभोघ्नी तिलकं सितं सुखफला दुग्धं शुचिं बिभ्रती देवानां वरदा सुधोदधिभवा कामप्रदा पाटला। गीर्वाणाः सकलाः श्रुतौ वपुषि वै तिष्ठंति यस्याश्च ते संपूर्णाः शशिनः कलाश्च दधती श्रेयस्करी पूर्णिमा ॥ २७॥ भाद्रे मासि समायाते शुक्लपक्षे तु पार्थिव। प्रातः कुर्यात्त्रयोदश्यां नियमं तु सुभक्तितः ॥ २८ ॥ समुपोष्य गोत्रिरात्रं भक्त्या कृत्वा व्रतं तव। भोक्ष्येऽहनि चतुर्थेऽहं सौभाग्यं देहि गौर्मम ॥ २९ ॥ इति नियममंत्रः। ततः समर्चयेद्गां च मंडले गंधदीपकैः। तगरैः शतपत्रैश्च चंपकाद्यैः शुभाननाम् ॥ ३० ॥ फलैर्नानाविधैः पुष्पैर्धूपैरपि स्वशक्तितः ॥ ३१ ॥

વસિષ્ઠ ઋષિ કહે છે-ગોત્રિરાત્ર વ્રત વિના ઘણાં પુણ્ય કે ઉગ્ર તપથી પણ સંતાન થવાનું નથી, માટે હે રાજન્! તમે તથા તમારી પત્ની ગોત્રિરાત્ર વ્રત કરો ને વાંચ્છિત ફળ આપવાવાળી મારી ગાય અને તેનાં વાછડાંની આરાધના કરો. એવી રીતે વસિષ્ઠ મુનિ કહેતા હતા, તેટલામાં તો નંદિની ગાય વનમાંથી ઘેર આવી.[૨૩-૨૬] તેણીનું અઉ (ઉધસ્) ઘડાના જેવડું મોટું હતું અને કપાળમાં ધોળું તિલક હતું, એ ગાય સુખ આપનારી પવિત્ર, દેવોને વર આપનારી, ક્ષીર સમુદ્રના જેવી ધોળી અને થોડીક લાલાસ ઉપર હતી. તે પુષ્કળ દૂધ દેતી હતી. તે ગાય પૂર્ણ ચંદ્રવાળી *પૂર્ણિમાના જેવી શોભતી હતી. તેણીના શરીરમાં સઘળા દેવો નિવાસ કરતા હતા.[૨૭] હે રાજન્! એ વ્રત ભાદરવા સુદિમાં આવ્યું. ભાદરવા સુદિ તેરશને દિવસે ભક્તિથી પ્રાતઃકાલમાં નિયમ ગ્રહણ કરવો.[૨૮] તેનો મંત્ર-'હે ગૌઃ! હું ત્રણ દિવસ સૂધી ઉપવાસ કરી તમારું વ્રત કરીશ અને ચોથે દિવસે ભોજન કરીશ. મને સૌભાગ્ય આપો.'[૨૯] પછી ચંદન, અગર, કમલ અને ચંપા વગેરે નાના પ્રકારનાં પુષ્પો, ધૂપ, અને દીપ વગેરેથી મંડલમાં ગાયનું પૂજન કરવું.[૩૦-૩૧]

हविष्यान्नं च नैवेद्यं कारयेद्यवसंयुतम्। पूजयित्वा प्रयत्नेन दद्यादर्घ्यं विधानतः ॥ ३२ ॥ गावो मे अग्रतः संतु गावो मे संतु पृष्ठतः। गावो मे हृदये संतु गवां मध्ये वसाम्यहम् ॥ ३३ ॥ पंच गावः समुत्पन्ना मथ्यमाने महोदधौ। तासां मध्ये तु या नंदा तस्यै धेन्वै नमो नमः ॥ ३४ ॥ इति पूजामंत्रः। सनारीकेलकूष्मांडमातुलिंगं सदाडिमम्। गोत्रिरात्रव्रतार्थाय यत्फलं च करे धृतम्। सर्वकामप्रदे देवि गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ ३५ ॥ इत्यर्घ्यमंत्रः। वस्त्रयुग्मं विधानेन दद्याद्वासांसि दक्षिणाम्। सपत्नीकाय गुरवे स्वशक्त्या च व्रती नरः ॥ ३६ ॥ दिनानि व्रतिभिस्त्रीणि श्रोतव्या च कथा शुभा। जितक्रोधैस्ततः सर्वैस्त्रीभिर्वा पुरुषैरपि ॥ ३७ ॥ एवं संपूज्य धेनुं वै लक्ष्मीयुक्तं तु केशवम्। चतुर्थे दिवसे प्राप्ते ततो धेनुं विसर्जयेत् ॥ ३८ ॥ ततो धेनुं सवत्सां तु मन्त्रेणानेन पार्थिव। दद्याद्विप्राय विदुषे शास्त्रज्ञाय च धर्मिणे ॥ ३९ ॥ परिपूर्णं व्रतं कृत्वा दत्त्वा कामानभीप्सितान्। विप्राय त्वं मया दत्ता मातर्गच्छ यथासुखम् ॥ ४० ॥ दानमंत्रः- सर्वदानानि देयानि स्वशक्त्या व्रतिभिर्नरैः। त्रिविधेभ्यो द्विजेभ्यश्च दक्षिणां च स्वशक्तितः ॥ ४१ ॥ वित्तशाठ्यमकुर्वाणो दापयेच्च ततो नरः। गृहं यावद्व्रजेत्पृष्ठे गीतनृत्यपुरःसरम् ॥४२॥ गोपालानां च पाथेयं दद्याद्वै धेनुतुष्टये। यवा ये चारिता नित्यं फलैर्नानाविधैः सह ॥ ४३ ॥ मुक्ता वै कामधेन्वा च सह वै गोमयेन तु। पारणं तैः प्रकर्तव्यं सर्वैरिष्टजनैः सह ॥ ४४ ॥ सपत्नीकाय गुरवे दद्याच्चान्नं सदक्षिणम् ॥

યવ અને હવિષ્યાન્નનું નૈવેદ્ય ધરવું. વિધિપૂર્વક પૂજન કર્યા પછી અર્ઘ્ય આપવો.[૩૨] તેનો મંત્રઃ-'મારી આગળ ગાયો રહો, મારી પાછળ ગાયો રહો અને ગાયો મારા હૃદયમાં રહો. હું ગાયોની વચમાં રહું છું.[૩૩] ક્ષીર સાગરનું મથન કરતાં પાંચ ગાયો નીકળેલી છે. તેમાંથી નંદા ગાયને હું વારંવાર નમસ્કાર કરું છું.'[૩૪] એ મંત્રોવડે પૂજા કરવી. પછી, 'હે દેવિ! હે સર્વ કામના પૂર્ણ કરવાવાળી! હું આપને નમસ્કાર કરું છું માટે નાળિયેર, કોળું, બીજેરું અને દાડિમ એટલાં ફળનો અર્ઘ્ય ગોત્રિરાત્ર વ્રત માટે હાથમાં ઝાલી રાખેલો છે, તેનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ઘ્ય આપવો.[૩૫] વ્રત કરનાર મનુષ્યે, ગુરુ તથા તેનાં પત્નીને કેટલાંક વસ્ત્ર આપવાં ને શક્તિ પ્રમાણે દક્ષિણા આપવી.[૩૬] સ્ત્રી અથવા પુરુષ સઘળાએ ત્રણ દિવસ સૂધી, મનને વશ રાખીને શુભ કથા સાંભળવી.[૩૭] અને લક્ષ્મી નારાયણની તથા ગાયની પૂજા કરવી. ચોથે દિવસે ગાયનું વિસર્જન કરવું.[૩૮] 'હે માત! હે દેવિ! હું આપને બ્રાહ્મણને આપું છું, માટે મેં કરેલું વ્રત પૂર્ણ કરીને મારા મનનો મનોરથ પૂર્ણ કરી આપ સુખેથી જાઓ.' એ મંત્ર ભણી વાછડાં સહિત ગાય, જે બ્રાહ્મણ શાસ્ત્રજ્ઞ હોય અને ધર્મિષ્ઠ હોય, તેવા વિદ્વાન્ બ્રાહ્મણને આપવી.[૩૯-૪૦] વ્રત કરનારાએ પોતાની શક્તિ પ્રમાણે સઘળા બ્રાહ્મણોને સઘળાં દાન આપવાં અને દક્ષિણા આપવી;[૪૧] પણ લોભ કરવો નહીં. બ્રાહ્મણના ઘર સૂધી ગાતાં, વગાડતાં અને નાચતાં ગાયની પછવાડે જવું.[૪૨] ગાયને પ્રસન્ન કરવા માટે ગોવાળને પાથેય (ભાતું) આપવું. ત્રણ દિવસ સૂધી ગાયને જે યવ અને ફળ ખવરાવ્યાં હોય, અને જે પાછા છાણની સાથે નીકળેલા હોય, તે યવવડે સગાં સંબંધીઓની સાથે પારણું કરવું.[૪૩] ગુરુ તથા ગુરુપત્નીને અન્ન તથા દક્ષિણા આપવી.[૪૪]

श्रीकृष्ण उवाच- भाद्रे मासि सिते पक्षे त्रयोदश्यां नराधिप ॥ ४५ ॥ एवमाराधयन् धेनुं दिलीपो भक्तितत्परः। यथोक्तेन विधानेन प्रभाते सुरभिं वने ॥ ४६ ॥ सुपूजितां वनं गंतुं मुमोच त्वरितं शुचिः। आलायं चारयित्वा तामाययौ पुनराश्रमे ॥ ४७॥ सुदक्षिणाकृतार्चां तु विधिवद्बलिपूर्वकम्। मुमोच तां चारयितुं द्वितीयदिवसे पुनः ॥ ४८ ॥ अनुयातस्ततो धेनुं तृतीये दिवसे पुनः। जगतीं गोरूपधरामिवोदधिपयोधराम् ॥ ४९ ॥ लताभिश्च ततो राजा पुष्पैर्वर्धापितस्तदा। जयशब्दं प्रवदतः पक्षिणः सुंदराननान् ॥ ५० ॥ दृष्ट्वा च वनदेवीभिर्गीयमानं तथा यशः। शुश्राव च ततो राजा भृशं मनसि हर्षितः ॥५१॥ चिरं शुभे वने तस्मिन् व्यक्तं भ्रमति भूमिपे। धेनुश्च सुशुभे

* જેમાં ચંદ્રની કળા પૂર્ણ થાય છે એવી પૂર્ણિમા આવી, એવો અર્થ પણ થઈ શકે.

राज्ञा राजा धेन्वा बभौ पुनः ॥ ५२ ॥ तद्दिने च मुनेर्धेनू राज्ञो भावं च पश्यती । विवेश गह्वरं तत्र पार्वत्याश्च पितुर्नृप ॥ ५३ ॥ कृत्रिमश्च कृतः सिंहो मुनिधेन्वा भयंकरः । सिंहश्च ददृशे राज्ञा धेनुं कर्षन्बलेन वै ॥ ५४॥ दृष्ट्वा राजा च तां धेनुं क्रंदमानां स्वरोल्बणैः । ततो धनुर्धरः सोऽपि तां मोक्तुमुपचक्रमे ॥ ५५ ॥ वध्यसिंहवधार्थाय राजा बाणं करे दधौ । उत्पन्नशोकस्तु तदा कोपयुक्तो बभूव सः ॥ ५६ ॥ धनुष्यारोपयन्बाणं चित्रन्यस्त इव स्थितः । हस्तस्य निश्चलत्वेन क्रोधस्तस्य व्यवर्धत ॥ ५७ ॥ विस्मयं प्रापयन्सिंहो राजानं वै युधिष्ठिर । मानवस्य गिरा प्राह दुष्टत्वेन गवि स्थितः ॥ ५८ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર! ભાદરવા શુદિ તેરશને દિવસે ભક્તિથી નંદિનીની આરાધના કરતા દિલીપ રાજાએ વસિષ્ઠ ઋષિના કહેવા પ્રમાણે પ્રાતઃકાલમાં નંદિનીની પૂજા કરી, વનમાં ચરવા જવા માટે તેને જલદીથી છોડી, અને આખો દિવસ વનમાં ચરાવીને રાજા સાયંકાળે પાછો આશ્રમમાં આવ્યો.[૪૫–૪૭] બીજે દિવસે સુદક્ષિણાએ વિધિથી પૂજા કરી બલિદાન આપ્યા પછી ગાયને ચરવા માટે છોડી ને તેની પાછળ રાજા ગયો.[૪૮] ત્રીજે દિવસે પણ રાજા નંદિનીની પછવાડે ગયો અને ચાર સમુદ્રરૂપી આંચળવાળી અને ગાયના રૂપને ધારણ કરનારી પૃથ્વી પેઠે તેનું રક્ષણ કરવા લાગ્યો.[૪૯] વનમાં લતાઓ પુષ્પોવડે વધાવવા લાગી. સુંદર મુખવાળાં પક્ષીઓ 'જય જય' એ પ્રકારના શબ્દો કરવા લાગ્યાં;[૫૦] વનદેવતાઓ યશ ગાવા લાગી. તે સાંભળી, રાજા મનમાં અતિ પ્રસન્ન થયો.[૫૧] તે સુંદર વનમાં રાજા તથા ગાય ફરતાં હતાં ત્યારે ગાયથી રાજા શોભતો હતો અને રાજાથી ગાય શોભતી હતી.[૫૨] હે રાજન્! તે દિવસે રાજાની પરીક્ષા જોવા માટે એ ગાય હિમાલય પર્વતની ગુફામાં પેઠી[૫૩] ને તેણે માયાથી ભયંકર સિંહ ઉત્પન્ન કર્યો. તે ગાયને મારવા લાગ્યો, તેથી ગાય મોટા જોરથી ભાંભરવા લાગી. જ્યારે રાજાએ તે તરફ જોયું તો ગાયને મારતો સિંહ જોવામાં આવ્યો, કે તરત જ શોકમાં પડેલા અને કોપાયમાન થયેલા રાજાએ તે સિંહને મારી, ગાયને છોડાવવા માટે ભાથામાંથી બાણ કાઢી ધનુષ ઉપર ચડાવવાનો ઉદ્યોગ કર્યો;[૫૪–૫૬] પણ હાથ બાણની સાથે ચોંટી જવાથી ચિત્રમાં ચિતરેલાની પેઠે તે નિશ્ચલ થઈ ગયો. તેથી રાજાને ક્રોધ ઘણો વ્યાપી ગયો.[૫૭] પછી ગાય ઉપર બેઠેલો અને રાજાને વિસ્મય પમાડતો સિંહ મનુષ્યવાણીથી કહેવા લાગ્યો:[૫૮]

सिंह उवाच– बाणः प्रयुक्तो भवता वृथा मयि भविष्यति । ततः कष्टेन महता श्रमं मा कुरु सर्वथा ॥ ५९ ॥ न मारुतस्य वेगोऽपि पर्वतोन्मूलने क्षमः । ज्ञायते न महाराज केवलानोकहे किल ॥ ६० ॥ महेश्वरस्य मां राजन्नाम्ना कुंभोदरेण तु । सेवकानां च सर्वेषां मुख्यं जानीहि भूमिप ॥ ६१ ॥ विलोकयेमं पुरतो देवदारुं महाद्रुमम् । सिक्तः स्नेहेन भूपाल शिवया च सुतः कृतः ॥ ६२ ॥ कदाचिदागतो हस्ती भग्नस्तेन महाद्रुमः । तस्य संरक्षणार्थाय नियुक्तोऽहं शिवेन तु ॥ ६३ ॥ कृत्वा शिवेन सिंहत्वमुक्तोऽहं जीवभोजने । तदीयं खलु गौ राजन् भक्ष्या मे समुपागता ॥ ६४ ॥ त्यक्त्वा लज्जां निवर्तस्व भक्तोऽसि गुरवे भवान् । आपत्काल इदं वृत्तं भवेच्छस्त्रभृतो यदि ॥ ६५ ॥ दोषो न जायते तस्य यशो राजन्न गच्छति । श्रुत्वा गिरं च सिंहस्य राजा चैनमुवाच ह ॥ ६६ ॥ ईश्वरेण समो वेत्ति गुरुः सिंह भवानपि । समीपाच्च कथं याति मम धेनुर्गुरोरियम् ॥ ६७ ॥ प्रसीद भक्ष मे देहं धेनुं मुंच सवत्सकाम् । भविष्यति जनन्याश्च वत्सो मार्गं विलोकयन् ॥ ६८ ॥ सिंहेन तु दिलीपाय कथितं वै तदा पुनः । स्तोकेन हेतुना पार्थ कांतं छत्रं च सत्कृतम् ॥ ६९ ॥ सर्वस्य जगतो राज्यं वपुरेतन्नवं वयः । त्यक्तुमिच्छसि वा राजन्मूर्खस्त्वमीदृशः कथम् ॥ ७० ॥ ददासि च कथं प्राणान् प्रजापालनतत्परः । जीवन्न किं महाराज मुनेः कोपमवाप्स्यसि ॥ ७१ ॥ ततो रक्षय देहं स्वं राज्यं च कुरु भूमिप । यावच्चोवाच सिंहोऽसौ नगेनानुगतां गिरम् ॥ ७२ ॥ दिलीपोऽपि तदा पार्थ वाणीमेतामुवाच ह । धेन्वा निरीक्षितश्चैव भूमिपो दीननेत्रया ॥ ७३ ॥ किं नो राज्येन मे सिंह विषये जीवनेन वा । यशो गतं च मे सर्वं यदि धेनुं ग्रसिष्यसि ॥ ७४ ॥ एवमुक्त्वा ततश्चाग्रे सिंहस्य पतितस्तदा । यावदित्थं च पतितो मांसस्य पिंडवन्नृपः ॥ ७५ ॥ तावत्सिंहो रवं कृत्वा धावितश्च भयंकरः । दृष्ट्वा सिंहनिपातं च चंचलो न बभूव ह ॥७६॥ तावत्तस्योपरिष्टाच्च पुष्पवृष्टिः पपात वै । उत्तिष्ठ वत्स भूपाल वाचमित्थं निशम्य सः ॥ ७७ ॥ उत्थितस्तु पुनश्चाग्रे गां ददर्श, न वै हरिम् । सेवया च गुरोः पार्थ भक्त्या चापि विशेषतः ॥ ७८ ॥ प्रीता कामदुघोवाच वरं वरय सुव्रत । योजयित्वा करौ राजा ययाचे तनयस्ततः ॥ ७९ ॥ वंशकर्ता महाप्राज्ञः शिवभक्तो निरन्तरम् ।

સિંહ કહે છે–હે રાજન્! કદાચિત્ તમે મને મહાકષ્ટે બાણ માર્યું હત, તોપણ તે વ્યર્થ થાત, કારણ કે વાયુનો વેગ ઝાડનાં ઝાડ પાડી નાંખે છે; પરંતુ પર્વતને ઉખેડી શકતો નથી, માટે તમે મોટાં દુઃખથી શ્રમ લેવો બંધ કરો.[૫૯–૬૦] હે રાજન્! હું મહાદેવનો મુખ્ય ચાકર છું. મારું નામ કુંભોદર છે.[૬૧] પાસે ઉભેલું આ દેવદારનું વૃક્ષ જુઓ. તેને પાર્વતીએ સ્નેહથી જળ પાઈ મોટો કર્યો છે અને પુત્ર કરી રાખ્યો છે.[૬૨] એક દિવસે કોઇ હાથીએ એ ઝાડ ભાંગી નાંખ્યું, તેથી તેના રક્ષણ માટે

મહાદેવે મને સિંહ બનાવી આંહીં રાખેલો છે; અને જે કોઇ જાનવર આવે તેનું ભક્ષણ કરી નિર્વાહ કરવા કહ્યું છે. આજ આ ગાય, જે મારે ખાવા લાયક છે, તે પ્રાપ્ત થઇ છે.[૬૩-૬૪] માટે હવે તમે લજ્જા મૂકી પાછા ફરો. ખરેખરી ગુરુભક્તિ તમે બતાવી. પાછું ફરવામાં યશની હાનિ છે, એમ પણ સમજવું નહીં; કારણ કે આપત્તિ વખતે જ્યારે શસ્ત્ર ચાલે નહીં ત્યારે તેમાં શસ્ત્રધારીનો શું દોષ ? અને તેથી તેના યશની પણ હાનિ થતી નથી. એવાં સિંહનાં વચન સાંભળી રાજા બોલ્યો કે,[૬૫-૬૬] હે સિંહ ! તું શંકરતુલ્ય છે, માટે તારા સમજવામાં પણ છે કે, મારી સામે મારા ગુરુની આ ગાય નાશ પામે તે ઉચિત નહીં.[૬૭] માટે તું પ્રસન્ન થા અને મારા દેહનું ભક્ષણ કર, ને આ વાછડાંવાળી ગાયને છોડી દે; કારણ કે તેનો વાછડો પોતાની માની વાટ જોતો હશે.[૬૮] એ પ્રકારનાં વચન સાંભળી સિંહ બોલ્યો કે, હે રાજન્! તમે તો મૂર્ખ હો એમ દીસો છો. કારણ કે નાનાસરખાં કારણથી સુંદર છત્રવાળું આખી પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય અને યૌવનાવસ્થાવાળું મનોહર શરીર તજવા કેમ ઇચ્છો છો ?[૬૯-૭૦]તમે પ્રજારક્ષણમાં તત્પર છો, તે કેમ પ્રાણનો ત્યાગ કરશો ? અરે, હે મહારાજ ! તમે જીવતા હશો તો મુનિનો કોપ દૂર નહીં કરી શકો ?[૭૧] માટે હે રાજન્! પોતાનાં શરીરનું રક્ષણ કરી રાજ્ય ભોગવો. એવી રીતે સિંહે જે જે વચનો કહ્યાં, તે સઘળાંનો પ્રતિશબ્દ (પડછંદો) ગુફામાં થયો.[૭૨] પછી નંદિનીએ ભયભીત દૃષ્ટિથી રાજા તરફ જોયું; ત્યારે રાજા ફરીથી બોલ્યો કે,[૭૩] હે સિંહ ! જો તું આ ગાયને મારી નાંખે તો મારી અપકીર્તિ થાય, ત્યારે રાજ્ય, દેશ અને આ શરીરનું પણ મારે શું કામ હતું ?[૭૪] એટલું કહી રાજા માંસના પિંડની પેઠે સિંહની આગળ પડ્યો.[૭૫] ત્યારે મોટો ભયંકર શબ્દ કરી સિંહ તેની ઉપર પડવા ધાયો, પણ રાજા ચલાયમાન થયો નહીં.[૭૬] તે વખતે એ રાજા ઉપર પુષ્પની વૃષ્ટિ થઇ. તે પછી 'હે પુત્ર ! હે રાજન્! ઉઠ !' એવાં વચન સાંભળી રાજા ઉઠયો. ત્યારે પાસે ઉભેલી ગાય જોવામાં આવી, પણ સિંહ દેખાયો નહીં. પછી ગાય બોલી કે, હે રાજન્! ગુરુની સેવાથી ને મારી ઉપર ભક્તિથી હું પ્રસન્ન થઇ છું, માટે વર માગ. એવાં વચન સાંભળી, બે હાથ જોડી, મહાબુદ્ધિમાન્ અને શિવનો ભક્ત થાય તેવો પુત્ર માગ્યો.[૭૭-૭૯]

गौरुवाच– गोत्रिरात्रव्रतं राजन् यद्भक्त्या भवता कृतम् ॥ ८० ॥ भविष्यति च ते दक्षः पुत्रः पौरुषविग्रहः । अन्येऽपि ये करिष्यंति गोत्रिरात्रव्रतं मम ॥ ८१ ॥ तेषां कामं च दास्यामि मनसीष्टं न संशयः । इत्युक्त्वा चलिता धेनुर्वसिष्ठस्याश्रमं प्रति ॥ ८२ ॥ बलिं संगृह्य विधिवद्ययावाशु सुदक्षिणा । पूजां कृत्वा विधानेन राजपत्नी विशेषतः ॥ ८३ ॥ प्रदक्षिणात्रयं कृत्वा चलिता वै युधिष्ठिर । आश्रमं च ततो गत्वा दिलीपोऽसौ पुनस्तदा ॥ ८४ ॥ गुरोरग्रे च तत्सर्वं वृत्तान्तमवदत्पुनः । नंदितौ च तदा पार्थ दम्पती तौ सुकोमलौ ॥ ८५ ॥ पारणं च ततः कृत्वा प्रस्थितौ नगरं प्रति । हुताशं च नमस्कृत्य होतारं गां तथैव च ॥ ८६ ॥ आगतश्च ततो राजा अयोध्यानगरं पुनः । राज्ञा तेन कृशांगेन राज्यमारोपितं भुजे ॥ ८७ ॥ दिनैः कतिपयैरेव गोत्रिरात्रप्रभावतः । राज्यं च कुर्वतस्तस्य सुषुवे महिषी सुतम् ॥ ८८ ॥ प्रभाते सुमुहूर्ते च सुभगं रघुसंज्ञकम् । रम्यं जातं तदा सर्वं संजाता निर्मला दिशः ॥ ८९ ॥ राजा ददौ ब्राह्मणेभ्यो गाश्च वै वत्ससंयुताः । मृदंगस्य स्वनैर्दिव्यै रम्यं जातं पुरं महत् ॥ ९० ॥

ગાય કહે છે–હે રાજન્! તેં ભક્તિથી ગોત્રિરાત્ર વ્રત કર્યું, તેથી તને બુદ્ધિમાન્ અને પરાક્રમી પુત્ર થશે. એ પ્રમાણે બીજા પણ કોઇ મારું ગોત્રિરાત્ર વ્રત કરશે, તેના મનના મનોરથ હું પૂર્ણ કરીશ, એમાં સંદેહ ન રાખવો. એટલું કહી તે ગાય, બુદ્ધિમાન્ ઋષિના આશ્રમ પ્રત્યે ચાલી.[૮૦-૮૨] તેની સામે જળપાત્રનું દાન લઇ સુદક્ષિણા આવી, ને વિધિથી પૂજા કરી, ત્રણ પ્રદક્ષિણા કરી. પછી આશ્રમમાં આવી, ગુરુ પાસે રાજાએ વનમાં બનેલી સઘળી હકીકત કહી અને તે દંપતી અતિ પ્રસન્ન થયાં.[૮૩-૮૫] તે રાજા બીજે દિવસે પારણું કરી અગ્નિ, વસિષ્ઠ ઋષિ અને ગાયને પ્રદક્ષિણા કરી રવાના થયો ને અયોધ્યામાં આવ્યો. પછી દુબળા થયેલા એ રાજાએ પોતાનું રાજ્ય સંભાળી લીધું.[૮૬-૮૭] એવી રીતે રાજ્ય કરતા દિલીપ રાજાના ઘણા દિવસો વીતી ગયા. પછી ગોત્રિરાત્ર વ્રતના પ્રભાવથી તેની પટ્ટરાણીને, એક પ્રાતઃકાલે સારા મુહૂર્તમાં રઘુ નામનો પુત્ર જન્મ્યો. તે વખતે સઘળી દિશાઓ સ્વચ્છ થઇ ગઈ હતી અને બીજું પણ સઘળું રળીઆમણું જોવામાં આવતું હતું.[૮૮-૮૯] રાજાએ વત્સવાળી ગાયોનાં દાન કર્યાં. શહેરમાં મૃદંગના દિવ્ય શબ્દો થવા લાગ્યા અને મોટો ઉત્સવ થવા લાગ્યો.[૯૦]

प्रजाः सर्वास्तदा पार्थ वर्द्धंति स्म पुनः पुनः । गोत्रिरात्रप्रभावाच्च राज्ञः पुत्रो बभूव ह ॥ ९१ ॥ पुरन्दरस्य जेता च महाधर्मपरायणः । दिशां जेता च यज्ञस्य कर्ता सोऽपि युधिष्ठिर ॥ ९२ ॥ तदाप्रभृति लोकेऽस्मिन् लोकाः कुर्वंति तद्व्रतम् । देवैः सर्वैः कृतं तत्तत्सर्वकामार्थसिद्धये ॥ ९३ ॥ सर्वाभिर्देवपत्नीभिः कृतं च व्रतमुत्तमम् । गोत्रिरात्रव्रतं पुण्यं विधानेन फलप्रदम् ॥ ९४ ॥ कुरुष्व त्वं महाराज भक्त्या चापि युधिष्ठिर । भाद्रपदे सवत्सां तु भक्त्या त्वाराधयस्व गाम् ॥ ९५ ॥ एवं यः कुरुते भक्त्या गोत्रिरात्रव्रतं पुनः । सिद्ध्यंति सर्वकार्याणि सुखं चैव प्रवर्द्धते ॥ ९६ ॥ कर्तव्यं पुत्रकामेन गोत्रिरात्रव्रतं

शुभम् । तपोभिर्दुष्करैः क्रिश्चियज्ञैस्तीर्थैर्गंगादिभिः । न भवेच्च फलं तादृग्यादृग्व्रतविधानतः ॥ ९७ ॥ कुर्वंति ये व्रतमिदं जगति प्रसिद्धं पापापहं सकलवांछितकामदं च । आरुह्य चैव तु विमानमनुत्तमं ते स्वर्गं प्रयांति यमतो हि भयं विहाय ॥ ९८ ॥ इति गोत्रिरात्रव्रतम् ॥

'રાજાને ગોત્રિરાત્રનાં વ્રતથી પુત્ર થયો' એમ પ્રજા વારંવાર કહેવા લાગી.[૯૧] એ રઘુ ઇંદ્રને પણ જિતનારો, ધર્મમાં પરાયણ, દિશાઓમાં જય મેળવનારો અને યજ્ઞ કરનાર થયો.[૯૨] હે યુધિષ્ઠિર! ત્યારથી જ એ વ્રત પૃથ્વીમાં મનુષ્યો કરે છે. પોતપોતાના મનોરથ પૂર્ણ થવા માટે સઘળા દેવોએ તથા દેવાંગનાઓએ ઉત્તમ વ્રત કર્યું હતું. આ ગોત્રિરાત્ર વ્રત જો વિધિથી કર્યું હોય તો ફળ આપનાર છે.[૯૩-૯૪] માટે હે રાજન્! તમે પણ એ ઉત્તમ વ્રત ભક્તિથી કરો. ભાદરવા માસમાં ગાય અને તેનાં વાછરડાંની ભક્તિથી આરાધના કરો.[૯૫] એ પ્રકારે જે માણસ ગોત્રિરાત્ર વ્રત કરે છે, તેનાં સઘળાં કાર્યો સિદ્ધ થાય છે અને સુખની વૃદ્ધિ થાય છે.[૯૬] પુત્રની ઇચ્છાવાળાએ શુભ ગોત્રિરાત્રવ્રત કરવું. જેટલું પુણ્ય ગોત્રિરાત્રવ્રતથી થાય છે, તેટલું પુણ્ય મોટાં મોટાં તપથી યજ્ઞથી અને ગંગા વગેરે તીર્થોથી પણ થતું નથી.[૯૭] જગતમાં પ્રસિદ્ધ, પાપને હણનાર અને વાંછિત કામના પૂર્ણ કરનાર એવું ગોત્રિરાત્ર વ્રત જે માણસ કરે છે, તે વિમાનમાં બેસી, યમથી નીડર થઈ સ્વર્ગમાં જાય છે.[૯૮] એ પ્રમાણે ગોત્રિરાત્ર વ્રત કહેલું છે.

## ગોત્રિરાત્ર (ગોત્રાટ)નું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ युधिष्ठिर उवाच– कथयस्व महापुण्यं गोत्रिरात्रव्रतस्य वै । उद्यापनविधिं कृष्ण येन चीर्णेन तत्फलम् ॥ १ ॥ श्रीकृष्ण उवाच– वर्षे चतुर्थे संप्राप्ते गोत्रिरात्रव्रतस्य वै । उद्यापनविधिं वक्ष्ये सर्वेषां व्रतसिद्धये ॥ २ ॥ तृतीये दिवसे स्नायान्मध्याह्ने विधिपूर्वकम् । देवान्पितॄन्समभ्यर्च्य शुद्धे च स्वगृहे व्रती ॥ ३ ॥ रात्रौ च सर्वतोभद्रं गौरीतिलकमेव च । पूरयेत्पञ्चभिर्वर्णैः शोभमानं भवेद्यथा ॥ ४ ॥ ताम्रस्य कलशं कुर्यात्पूर्णपात्रसमन्वितम् । माषेण च सुवर्णेन लक्ष्मीनारायणं प्रभुम् ॥५॥ नूतनं वस्त्रयुग्मं तु सूक्ष्मं तत्र प्रकल्पयेत् । वंशपात्राणि कुर्वीत सौभाग्यद्रव्यसंयुतैः ॥ ६ ॥ विरूढवस्त्रपक्वान्नैर्नारीकेलादिभिः फलैः । विलेपनैश्च पुष्पैश्च धूपैर्दीपैस्तथोत्तमैः ॥७॥ पंचामृतैश्च नैवेद्यैः पूजयेद्विधिपूर्वकम् । रात्रौ जागरणं कृत्वा गीतवादित्रनिस्वनैः ॥ ८ ॥ ततः प्रभातसमये होमं कुर्याच्च वैष्णवैः । आचार्यं वरयेत्तत्र वेदवेदांगपारगम् ॥ ९ ॥ तदाज्ञया च कर्तव्यं साधुकर्म प्रयत्नतः । तिस्रो गावः प्रदातव्या एका वापि सवत्सका ॥ १० ॥ बहुदोग्ध्री सुशीला च तरुणी च सुशोभना । दंपती पूजयेच्चैव वस्त्राभरणैः शुभैः ॥ ११ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ! મહાપુણ્યકારક ગોત્રિરાત્ર વ્રતનું ઉદ્યાપન કહો, કે જે કરવાથી વ્રતનું પૂર્ણ ફળ મળે.[૧] શ્રીકૃષ્ણ કહે છે:–સઘળાં વ્રતોની સિદ્ધિમાટે ગોત્રિરાત્ર વ્રતનું ઉદ્યાપન કહું છું. ચોથા વર્ષમાં એ વ્રતનું ઉદ્યાપન કરવું.[૨] તે વર્ષમાં ત્રીજે દિવસે એટલે ભાદરવા શુદિ પુનમને દિવસે મધ્યાહ્ન વખતે વિધિથી સ્નાન કરવું. દેવ અને પિતૃની પૂજા કરવી. પછી પોતાને ઘેર આવવું.[૩] રાત્રિમાં પાંચ રંગવડે સર્વતોભદ્રમંડળ તથા ગૌરીતિલક શોભિતાં દેખાય તેવી રીતે પૂરવાં.[૪] ત્રાંબાના ઘડાની સ્થાપના કરી તેની ઉપર પૂર્ણપાત્ર રાખવું. એક માસા સોનાની લક્ષ્મીનારાયણની મૂર્તિ કરાવવી.[૫] નવાં અને ઝીણાં બે વસ્ત્રો રાખવાં. સૌભાગ્ય દ્રવ્ય તથા ફળ વગેરેથી ભરેલી વાંસની છાબડીઓ રાખવી.[૬] પંચામૃતવડે વિધિથી લક્ષ્મીનારાયણની તથા ગાયની પૂજા કરવી. ચંદન અને પુષ્પો ચડાવવાં. ધૂપ અને દીવા કરવા. વસ્ત્રો ઓઢાડવાં. ફળો ધરવાં અને નાના પ્રકારનાં નૈવેદ્ય ધરવાં. રાત્રિમાં જાગરણ કરવું, ગીત ગાવાં અને વાજાં વગાડવાં.[૭-૮] બીજે દિવસે પ્રાતઃકાલે વિષ્ણુમંત્રો ભણી હોમ કરવો. તેમાં વેદ અને વેદાંગ જે પૂર્ણ જાણતો હોય તેવો આચાર્ય કરવો.[૯] પછી તેની આજ્ઞાથી સઘળું કાર્ય કરવું. ત્રણ ગાયો અથવા ઘણાં દૂધવાળી, સારા સ્વભાવવાળી, વાછડાંવાળી અને સુંદર, જુવાન એક ગાય આપવી. મનોહર વસ્ત્રો તથા અલંકારોવડે સ્ત્રીપુરુષનાં જોડાંની પૂજા કરવી.[૧૦-૧૧]

शय्यां सोपस्करां दद्याज्जलपानपात्रं कमंडलुम् । चामरं घृतपात्रं च तिलपात्रं सदक्षिणम् ॥ १२ ॥ पात्राणि च सुवर्णानि भोज्या गव्येन वै द्विजाः । एवं धेनुं च विप्राय दत्त्वा च पृष्ठतो व्रजेत् ॥१३॥ पदेपदेऽश्वमेधस्य फलं प्राप्नोत्यसंशयम् । अथान्यानि च दानानि दद्याद्विप्रेभ्य एव च ॥१४॥ भूयसीं दक्षिणां दद्याद्व्रतसंपूर्तिहेतवे । गोपालेभ्यः प्रदातव्यं शष्कुल्यादि च कंबलम् ॥ १५ ॥ सर्वं क्षमापयित्वा तु पारणं च ततश्चरेत् । अनाथैर्व्याधियुक्तैश्च सीदद्भिश्च कुटुंबकैः ॥ १६ ॥ गवा भक्षितमन्नं यद्दुग्धेन परिपाचितम् । तेनान्नेन प्रकर्तव्यं देहस्य परिपालनम् ॥ १७ ॥ शक्त्यभावे द्विजाज्ञां गृह्णीयुर्व्रतिनः सदा । तया तत्पूर्णतामेति नान्यथापि कदाचन ॥ १८ ॥ एवमुद्यापनं कार्यं व्रतस्य फलमिच्छता । नारी वा पुरुषो वापि पुत्रवान् जायते ध्रुवम् ॥ १९ ॥ इह लोके सुखं भुक्त्वा अंते गोलोकमाप्नुयात् ॥ श्रीकृष्ण उवाच– एतत्ते कथितं राजन् व्रतस्योद्यापनं शुभम् ॥ २० ॥ श्रोष्यंति ये पठिष्यंति तेषां सर्वे मनोरथाः । आशु सिध्यंत्यसंदेहं तेषां लोकाश्च शाश्वताः ॥२१॥ इति श्रीभविष्योत्तरपुराणे गोत्रिरात्रव्रतोद्यापनम् ।

સામગ્રીવાળી શય્યા, જલપીવા માટે પાત્ર, ચામર, ઘૃતપાત્ર, તિલપાત્ર અને દક્ષિણા આપવી.[૧૨] સોનાનાં

પાત્રો આપવાં. દૂધપાક વગેરેથી બ્રાહ્મણોને જમાડવા. એ પ્રકારે બ્રાહ્મણને ગાય આપી તેની પછવાડે જવું.[૧૩] કારણ કે તેથી પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે, એ નિઃસંદેહ છે. તેમ જ બ્રાહ્મણોને બીજાં પણ કેટલાંક દાન આપવાં.[૧૪] વ્રત પૂર્ણ થવા માટે ભૂયસી દક્ષિણા આપવી. ગોવાળોને પુરી વગેરે અન્ન અને કામળા આપવા.[૧૫] પછી સઘળાની પાસે ક્ષમા માગી, ગરીબગુરબાં, રોગી અને દુઃખી થતાં કુટુંબોની સાથે પોતે પારણું કરવું.[૧૬] ગાયે ખાધા પછી છાણમાં નીકળેલાં અન્નને દૂધમાં રાંધી તેનું પારણું કરવું.[૧૭] એ ખરચવાની શક્તિ ન હોય તો બ્રાહ્મણની આજ્ઞા લેવી. કારણ કે બ્રાહ્મણની આજ્ઞાથી વ્રત પૂર્ણ થાય છે; પણ બીજે કોઈ પ્રકારે પૂર્ણ થતું નથી.[૧૮] વ્રતનાં ફળની ઇચ્છાવાળા પુરુષે એવી રીતે ઉદ્યાપન કરવું. સ્ત્રી અથવા પુરુષ જે કોઈ આ વ્રત કરે છે, તે આ લોકમાં પુત્રનું સુખ અને બીજાં પણ સુખ ભોગવી અંતે ગોલોકમાં જાય છે. હે યુધિષ્ઠિર! ગોત્રિરાત્ર વ્રતનું ઉત્તમ ઉદ્યાપન મેં તમને કહી સંભળાવ્યું.[૧૯-૨૦] જે માણસ આ ઉદ્યાપન સાંભળશે, અથવા તેનો પાઠ કરશે તેઓના સઘળા મનોરથો પૂર્ણ થશે અને અવિનાશી લોકની પ્રાપ્તિ થશે, એમાં સંદેહ નથી.[૨૧] એવી રીતે ભવિષ્યપુરાણમાં ગોત્રિરાત્ર વ્રતનું ઉદ્યાપન કહેલું છે.

## ૩ અશોકત્રિરાત્ર વ્રત

अथ चैत्रशुक्लत्रयोदश्यामशोकत्रिरात्रव्रतं भविष्ये । सा च पूर्वा ग्राह्या । तत्र त्रयोदशीतिथिः पूर्वा सितेति दीपिकोक्तेः ॥

ચૈત્ર શુદિ તેરશને દિવસે અશોકત્રિરાત્ર વ્રત કરવું, એમ ભવિષ્યપુરાણમાં કહેલું છે. તે ત્રયોદશી પૂર્વની લેવી. કારણ કે દીપિકામાં કહેલું છે કે 'શુકલપક્ષની તેરશ પ્રથમની લેવી.'

### તેની કથા

अथ कथा । श्रीकृष्ण उवाच– शृणु राजन् पुरा वृत्तमयोध्यायां व्रतं शुभम् । वसिष्ठेन मुनींद्रेण सीतायै यन्निवेदितम् ॥ १ ॥ विधाय रावणवधं यदा रामः पुरेऽभ्यगात् । तदा देवी प्रणम्याथ वसिष्ठं वाक्यमब्रवीत् ॥ २ ॥ सीतोवाच– भगवन्दंडकारण्याद्रावणेन हृता पुरा । न पश्यामि तदा कंचिदात्मीयं विकलेंद्रिया ॥ ३ ॥ लंकायां प्रापिता तेन तत्र मासान्दशोषिता । अशोकवृक्षप्रणता महाचिंतापरायणा ॥ ४ ॥ उक्तं त्रिजटया तत्र वाक्यं हेत्वर्थसंयुतम् । अशोकस्य व्रतं कृत्वा विशोका त्वं भविष्यसि ॥ ५ ॥ तथेत्युक्तं मया ब्रह्मन् यथोक्तं त्रिजटावचः । ततः प्रभृत्यहं शश्वदशोकव्रतमारभम् ॥ ६ ॥ तेन व्रतप्रभावेण हनुमान्पवनात्मजः । शतयोजनविस्तीर्णं तीर्त्वा सागरमागतः ॥ ७ ॥ मया दृष्टः कपिश्रेष्ठः साभिज्ञानो महाबलः । पुनश्च कुशलीयातो दग्ध्वा लंकां महाबलः ॥ ८ ॥ ततो मे प्रत्ययो जातो व्रतस्यास्य महत्तरः । व्रतराजप्रभावेणानामयोऽभून्महाहरिः ॥ ९ ॥ ततः कैश्चिदहोरात्रैर्भर्ता मे राघवो बली । निहत्य रावणं संख्ये मां विशुद्धां गृहीतवान् ॥ १० ॥ तदहं भगवन्विप्र पृच्छामि त्वां दृढव्रतम् । अशोकस्य प्रभावं मे वक्तुमर्हस्यशेषतः ॥ ११ ॥ व्रतस्य तस्य पुण्यं तु पुराणोक्तं महीतले । अथवा सुरलोकेषु सुरनारीनिषेवितम् ॥ १२ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્! પૂર્વે અયોધ્યામાં વસિષ્ઠ ઋષિએ સીતાજીને કહેલું એક શુભ વ્રત કહું છું તે સાંભળો.[૧] રાવણનો વધ કરી રામ જ્યારે અયોધ્યામાં આવ્યા ત્યારે વસિષ્ઠ ઋષિને પ્રણામ કરી, સીતા પૂછવા લાગ્યાં.[૨] સીતા પૂછે છે–હે ભગવન્! પૂર્વે રાવણ દંડકારણ્યમાંથી મને હરી લઇ જતો હતો, ત્યારે મારા જોવામાં પોતાનું કોઈ પણ આવ્યું નહીં, તેથી હું વ્યાકુળી થઈ ગઈ હતી.[૩] પછી તે રાવણ મને લંકામાં લઈ ગયો. ત્યાં હું દશ માસ રહી. લંકામાં અશોક વૃક્ષની નીચે બેઠેલી હું, મોટી ચિંતામાં પડી હતી ત્યારે મને ત્રિજટા રાક્ષસીએ 'અશોકવ્રત કરવાથી તારી ચિંતા અને શોક દૂર થશે' એમ કહ્યું હતું.[૪-૫] તે વાત કબૂલ કરી તે દિવસથી જ નિત્ય અશોક વ્રત કરવાનો મેં પ્રારંભ કર્યો.[૬] તે વ્રતના પ્રભાવથી સો યોજન જેટલો મોટો સમુદ્ર ઉતરી, વાયુનો પુત્ર હનૂમાન્ મારી પાસે આવ્યો અને મને તેણે નિશાનીની સાથે રામચંદ્રના સમાચાર આપ્યા. પછી લંકાને બાળી, મહાબળવાન્ એ હનૂમાન્ સહીસલામત ફરીથી રામચંદ્ર પાસે આવ્યો.[૭-૮] ત્યારથી જ એ અશોક વ્રતની ઉપર મારો વિશ્વાસ બેઠો છે. એ જ વ્રતના પ્રભાવથી મારા સ્વામી રામચંદ્રની ચિંતા દૂર થઇ અને કેટલાક દિવસ પછી લંકામાં આવી રાવણનો નાશ કરી મહાબળવાન્ રામચંદ્રે, હું કે જે શુદ્ધ હતી તેણીનો સ્વીકાર કર્યો.[૯-૧૦] માટે હે ઋષિરાજ! હે ભગવન્! એ અશોક વ્રતનો પ્રભાવ કેવો છે તે હું પૂછું છું માટે તે મને સમગ્ર કહો.[૧૧] અશોક વ્રતનું પુણ્ય પુરાણોમાં કહેલું છે અને દેવાંગનાઓ પણ જેની સ્તુતિ કરે છે, તે પૃથ્વીમાં થયું, કે સ્વર્ગમાં થયું તે કહો.[૧૨]

वसिष्ठ उवाच– एवमेतज्जनकजे यथा वक्ष्यसि सुव्रते ॥ १३ ॥ अशोकस्य प्रभावेण रामो दृष्टः पुनस्त्वया । शृणु चात्र महाख्यानं नंदने दिव्यकानने । बृहस्पतिमुखाच्छच्या यच्छ्रुतं परमाद्भुतम् ॥ १४ ॥ वृत्राभिभूतेनेन्द्रेण हतो दैत्यान्महासुरः । निहत्य सर्वधर्माणां स्थापनं च चकार ह ॥ १५ ॥ ब्रह्महत्यामवाप्याथ देवेन्द्रो नष्टचेतनः । त्रैलोक्यराज्यं त्यक्त्वाऽप्सु ममज्जाभिभयार्दितः ॥ १६ ॥ एतस्मिन्नन्तरे देवि नहुषो नृपसत्तमः । त्रैलोक्यराज्यं सकलं

जहार बलदर्पितः ॥ १७ ॥ ततः शची प्रव्यथिता हृतं राज्यमवेक्ष्य सा । नंदनांतं समासाद्य तपस्तेपे सुदुष्करम् ॥ १८ ॥ तां श्रुत्वा धर्मनिरतां बृहस्पतिरुदारधीः । आगत्य नंदने देवीं वाक्यमाह महातपाः ॥ १९ ॥

વસિષ્ઠ ઋષિ કહે છે–હે શુભ આચારવાળી સીતા! તમે જે કહ્યું તે સત્ય છે. અશોકવ્રતના પ્રભાવથી જ તમને રામચંદ્રનાં ફરીથી દર્શન થયાં.[૧૩] એ સંબંધે દિવ્ય નંદનવનમાં ઇંદ્રાણીએ મહા આશ્ચર્યકારક જે ઇતિહાસ બૃહસ્પતિની પાસેથી સાંભળેલો છે, તે ઇતિહાસ હું તમને કહું છું તે સાંભળો.[૧૪] કોઈ પ્રારબ્ધના જોરથી મહા ઉપદ્રવી વૃત્રાસુરને મારી, ઇંદ્રે સર્વ ધર્મની સ્થાપના કરી;[૧૫] પણ બ્રહ્મહત્યા લાગવાથી બેભાન થયેલો અને શત્રુથી ડરેલો તે ઇંદ્ર, ત્રણે લોકોનું રાજ્ય છોડી જળમાં જઈ વસ્યો.[૧૬] તે વખતે મહાબળવાન્ નહુષ રાજાએ ત્રણે લોકોનું રાજ્ય પોતાને હાથ કર્યું.[૧૭] તેથી ખેદ પામતી ઇંદ્રાણી, નંદનવનમાં જઈ, ઉગ્ર તપ કરવા લાગી.[૧૮] ઇંદ્રાણી તપ કરે છે એ વાત સાંભળી, મહાતપસ્વી અને બુદ્ધિમાન્ બૃહસ્પતિ, નંદનવનમાં જઈ, ઇંદ્રાણીને કહેવા લાગ્યા.[૧૯]

बृहस्पतिरुवाच– किमर्थं तप्यते देवी तपः परमदुष्करम् । त्वया किं प्रार्थ्यतेऽनेन तपसा ब्रूहि कारणम् ॥२०॥ शच्युवाच– हत्याभिभूतं देवेंद्रं हृतराज्यं हतद्विषम् । क्वापि प्रनष्टं तं विप्र न जानेऽहं प्रियं पतिम् ॥ २१ ॥ एतस्मात्कारणाद्ब्रह्मंस्तप उग्रं समाश्रिता । यथा पुनर्निजं राज्यं देवेन्द्रः प्राप्नुयादिति ॥ २२ ॥ क्व तिष्ठति मुने ब्रूहि सुरराट् शत्रुतापनः । प्रसादं कुरु मे देव संयोगं येन चाप्नुयाम् ॥ २३ ॥

બૃહસ્પતિ કહે છે–હે દેવિ! તમે અતિ ઉગ્ર તપ શા માટે કરો છો? અને આ તપથી કયું કાર્ય સિદ્ધ કરવું છે, તે મને કહો.[૨૦] ઇંદ્રાણી કહે છે–હે મહારાજ! જેને બ્રહ્મહત્યા લાગી છે, જેનું રાજ્ય હરાઈ ગયું અને જેના શત્રુઓ નષ્ટ થયા છે, એવો મારો પ્રિય પતિ ઇંદ્ર કોણ જાણે ક્યાં નાસી ગયો, તે મારા જાણવામાં નથી.[૨૧] તેટલા માટે અને ઇંદ્રને ફરીથી પોતાનું રાજ્ય મળવા માટે હું આ ઉગ્ર તપ કરું છું.[૨૨] હવે હે મુને! હે દેવ! શત્રુને તપાવનાર એ ઇંદ્ર ક્યાં છે, તે કહો અને અનુગ્રહ કરો, કે જેથી અમે સ્ત્રી પુરુષ બન્ને મળીએ.[૨૩]

वाचस्पतिरुवाच– शृणु पौलोमि देवेन्द्रो यथा नष्टो भयातुरः । मानसांभसि संभूतं पंकजांतरमाश्रितः ॥२४॥ वृत्रहत्याप्रभावेण उद्वेगं गुरुमाश्रितः । अभिभूतमिवापद्यत्सोऽप्सु निलयं गतः ॥ २५ ॥ कामं तपःप्रसंगेन सर्वं प्राप्स्यसि सुव्रते । बहुकालेप्सितं यस्मात्तपसा लभ्यते फलम् ॥ २६ ॥ स्त्रीणां पुष्टिकरं लोके व्रतं प्रोक्तं स्वयंभुवा । सावित्र्याः पृच्छमानायास्तत्त्वं कर्तुमिहार्हसि ॥ २७ ॥ अशोकव्रतमित्येवं नाम्ना ख्यातं त्रिविष्टपे । येन चीर्णेन वै सद्यो नारी दुःखं न संस्मरेत् ॥ २८ ॥ हरः स्वयं वसन्नस्मिन्वृक्षराजे तु नंदते । अस्मिंस्तुष्टे हरस्तुष्ट इति जानामि निश्चितम् ॥ २९ ॥

બૃહસ્પતિ કહે છે–હે ઇંદ્રાણિ! ઇંદ્ર જે કારણથી ડરીને નાસી ગયો છે અને માનસ સરોવરમાં કમળમાં જઈ બેઠો છે, તે કારણ તમને કહું છું તે સાંભળો.[૨૪] વૃત્રાસુરને મારવાથી તેને બ્રહ્મહત્યા લાગી છે અને તેથી મોટું દુઃખ થવાથી પોતાના આત્માને તુચ્છ માની તે જળમાં છૂપાઇ ગયો છે.[૨૫] હે સારાં આચરણવાળી! તપ કરવાથી સઘળા મનોરથો પૂર્ણ થશે ખરા, પણ તેમાં ઘણો વિલંબ લાગશે.[૨૬] માટે સ્ત્રીઓને પુષ્ટિ આપનાર અને સાવિત્રીના પૂછવાથી બ્રહ્માજીએ કહેલું ઉત્તમ વ્રત તમે કરો તો સારું.[૨૭] એ વ્રત 'અશોકવ્રત'ના નામથી સ્વર્ગમાં પ્રસિદ્ધ છે. એ વ્રત કરનારી સ્ત્રીનાં દુઃખ જલદી નષ્ટ થાય છે.[૨૮] હે ઇંદ્રાણિ! અશોક વૃક્ષમાં મહાદેવ પોતે નિવાસ કરે છે અને આનંદ પામે છે. માટે જો અશોક વૃક્ષ પ્રસન્ન થાય તો મહાદેવ પ્રસન્ન થાય, એમ હું જાણું છું.[૨૯]

शच्युवाच– पुन्नागनागबकुलचंपकाद्यान्महीरुहान् । परित्यज्य कथं चान्यान् हरोऽस्मिन्कृतसन्निधिः ॥ ३० ॥ वाचस्पतिरुवाच– हरेण निर्मितः पूर्वमशोकोऽयं कृपालुना । लोकोपकारकरणे ततोऽयं शिववल्लभः ॥ ३१ ॥ वसिष्ठ उवाच– निर्माय वृक्षप्रवरं प्रणम्य भक्त्याऽर्चयित्वा विधिमस्य विप्रम् । पप्रच्छ देवी पुनराह विप्रो देवि शृणु त्वं विधिमस्य सर्वम् ॥ ३२ ॥

ઇંદ્રાણી પૂછે છે–હે મહારાજ! પુન્નાગ, નાગ, બોરસડી, ચંપો અને બીજાં પણ ઉત્તમ વૃક્ષનો ત્યાગ કરીને મહાદેવ અશોક વૃક્ષમાં કેમ રહ્યા?[૩૦] બૃહસ્પતિ કહે છે– લોકના ઉપકાર માટે દયાળુ મહાદેવે આ અશોકવૃક્ષ ઉત્પન્ન કરેલું છે, માટે જ તે મહાદેવને પ્રિય છે.[૩૧] વસિષ્ઠ કહે છે–(પછી) અશોક વૃક્ષ બનાવી તેની પૂજા કરી ઇંદ્રાણીએ તેનો પ્રકાર બૃહસ્પતિને પૂછયો, ત્યારે 'હે દેવિ! અશોક વ્રતનો પ્રકાર કહું છું તે સાંભળો,' એટલું કહી તે બૃહસ્પતિ તેનો પ્રકાર કહેવા લાગ્યા.[૩૨]

वाचस्पतिरुवाच– आरभ्य तद्व्रतं कार्यं त्रिरात्रं लघुपोषणम् । त्रिरात्रं देवि विख्यातमशोकतरुमूलके ॥ ३३ ॥ कार्यं नारीभिरमलं मनोवाक्कायकर्मभिः । ततः प्रदक्षिणा देया अष्टोत्तरशतैः फलैः ॥ ३४ ॥ नारीकेरैश्च खर्जूरैर्गोस्तनीभिर्दिने दिने । मन्त्रेणानेन मनसा ध्यात्वा नित्यं सदाशिवम् ॥ ३५ ॥ अशोक शोकापनुद सर्वकामफलप्रद । व्रतेनानेन चीर्णेन यथोक्तफलदो भव ॥ ३६ ॥ ततस्तृतीये दिवसे सम्यगभ्यर्च्य भामिनि । महादेवं वृषयुतं

वंशपात्राणि कारयेत् ॥ ३७ ॥ अनेनैव विधानेन या कुर्याद्व्रतमुत्तमम् । वैधव्यं नाप्नुयान्नारी पुत्रसौख्ययुता भवेत् ॥ ३८ ॥

બૃહસ્પતિ કહે છે–હે દેવિ ! તે વ્રતનો આરંભ કરી, ત્રણ દિવસ ઉપવાસ કરવો. સ્ત્રીઓએ અશોક વૃક્ષના મૂળમાં મન, વાણી, શરીર અને કર્મ (પરોવી) એ વ્રત કરવું. પહેલે દિવસે નાળિયેરની એકસો આઠ પ્રદક્ષિણા કરવી, બીજે દિવસે ખજૂરની એકસો આઠ પ્રદક્ષિણા કરવી અને ત્રીજે દિવસે દરાખની એકસો આઠ પ્રદક્ષિણા કરવી. પ્રદક્ષિણા કરતી વખતે મહાદેવનું ધ્યાન કરવું અને 'હે અશોક ! હે શોકને દૂર કરનાર ! હે સર્વ કામના પૂર્ણ કરનાર ! મેં કરેલાં વ્રતથી શાસ્ત્રમાં કહેલું ફળ આપનાર થાઓ,' એ મંત્રનો જપ કરવો.[૩૪–૩૬] હે દેવિ ! ત્રીજે દિવસે મહાદેવ અને તેના નંદીની સારી રીતે પૂજા કરી છાબડિયો તૈયાર કરાવવી.[૩૭] જે સ્ત્રી આ પ્રમાણે વ્રત કરે છે, તેને રંડાપો આવતો નથી અને પુત્રનું સુખ મળે છે.[૩૮]

वसिष्ठ उवाच– बृहस्पतिमुखाच्छ्रुत्वा शची चक्रे व्रतं शुभम् । शास्त्रोक्तविधिना सीते भक्त्या देवः समागतः ॥ ३९ ॥ वृत्रहत्याविनिर्मुक्तो नात्र कार्या विचारणा । तथा त्वमपि वांछार्थं व्रतमेतत्समाचर ॥ ४० ॥ व्रतं त्वया कृतं लोके ख्यातं देवि भविष्यति ॥ श्रीकृष्ण उवाच– वसिष्ठवचनं श्रुत्वा ह्यशोकव्रतमुत्तमम् ॥ ४१ ॥ रामाज्ञां समनुप्राप्य अयोध्यायां चकार सा । सीता व्रते कृते तस्मिन्दुःखहीना बभूव ह ॥ ४२ ॥ युधिष्ठिर उवाच– अशोकस्य समाख्याता पूजा देवविधानतः । का देवता तत्र पूज्या नारीणां व्रतसिद्धये ॥ ४३ ॥

વસિષ્ઠ કહે છે–બૃહસ્પતિના મુખથી એવાં વચનો સાંભળી, ઇંદ્રાણીએ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે ભક્તિથી ઉત્તમ વ્રત કર્યું, તેથી ઇંદ્ર બ્રહ્મહત્યાથી મુક્ત થઇ સ્વર્ગમાં આવ્યો. આ વાત નિઃસંદેહ છે. માટે હે સીતે ! હે દેવિ ! ધારેલું કામ સિદ્ધ થવા માટે તમે પણ આ વ્રત કરો.[૩૯–૪૦] તમે વ્રત કરશો ત્યાર પછી મનુષ્યલોકમાં તે પ્રસિદ્ધ થશે. શ્રીકૃષ્ણ કહે છે–એવાં વસિષ્ઠનાં વચન સાંભળી, રામચંદ્રની આજ્ઞા લઈ, સીતાએ અયોધ્યામાં એ વ્રત કર્યું હતું, ને તેથી તેનાં સઘળાં દુઃખ દૂર થયાં હતાં.[૪૧–૪૨] યુધિષ્ઠિર પૂછે છે–હે દેવ ! અશોકની પૂજાનો પ્રકાર આપે કહ્યો. હવે તેમાં કયા દેવનું પૂજન કરવું કે જેથી સ્ત્રીઓનું વ્રત સિદ્ધ થાય, તે કહો.[૪૩]

श्रीकृष्ण उवाच–अशोकवृक्षे तिष्ठंति सर्वे देवा युधिष्ठिर । पल्लवेषु च शाखासु शिवाद्याः सर्वदेवताः ॥ ४४ ॥ अशोकसन्निधौ रामः पूजनीयः सलक्ष्मणः । सीतया सहितो राजन्विष्णोरंशो यतो मतः ॥ ४५ ॥ पृथङ्मन्त्रैः पृथग्वस्त्रैरशोकाख्या यथाक्रमम् । पूज्याश्च भरतश्रेष्ठ पुराणोक्तविधानतः ॥ ४६ ॥ अशोकवृक्षनिहिता शिवाद्या ये सुरोत्तमाः । अशोकपूजनेनाशु तुष्टास्ते मे भवंत्विह ॥ ४७ ॥ गौर्या लक्ष्म्या तथेन्द्राण्या अरुंधत्या च सीतया । त्वं समाराधितः पूर्वमशोक फलदो भव ॥ ४८ ॥ अशोकवाटिकामध्ये सीतया त्वं प्रसादितः । अशोक संपन्नफल गृहाणार्घ्यं कृतं मया ॥ ४९ ॥ रावणस्य वधार्थाय उत्पन्नस्त्वं महीतले । विष्णोरंशोऽसि देवेश गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ ५० ॥ दशावतारग्रहणं करोषि त्वं प्रभावतः । गृहाणार्घ्यं मया दत्तं सीतालक्ष्मणसंयुत ॥ ५१ ॥ तात भक्त्युन्मुखं वीरं वनं योऽनुययौ तदा । तं लक्ष्मीवर्द्धनं गौरं लक्ष्मणं पूजयाम्यहम् ॥५२॥ अवनीतलसंभूते सीते सर्वांगसुन्दरि । गृहाणार्घ्यं मया दत्तं पूजां जनकनंदिनि ॥५३॥

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! અશોકવૃક્ષની શાખા અને પાંદડાં વગેરે સર્વમાં શિવ વગેરે સર્વ દેવો વસે છે.[૪૪] અશોકની પાસે રામ, લક્ષ્મણ અને સીતાની પૂજા કરવી; કારણ કે રામ વિષ્ણુનો અંશ છે.[૪૫] પુરાણમાં કહેલા જૂદા જૂદા મંત્રોવડે અશોક વૃક્ષમાં રહેલા સઘળા દેવોની પૂજા કરવી અને વસ્ત્રો આપવાં.[૪૬] 'મહાદેવ આદિ જે દેવો અશોક વૃક્ષમાં રહે છે, તે સર્વે અશોક વૃક્ષના પૂજનથી જલદી મારી ઉપર પ્રસન્ન થાઓ.'[૪૭] હે અશોક ! પૂર્વે પાર્વતી, લક્ષ્મી, ઇંદ્રાણી, અરુંધતી અને સીતાએ તારી આરાધના કરેલી છે, માટે તું મને ઇષ્ટ ફળ આપ.[૪૮] હે અશોક ! હે ફળસંપન્ન ! અશોકવાટિકામાં સીતાએ તને પ્રસન્ન કરેલો છે; હું તને અર્ઘ્ય આપું છું તે તું ગ્રહણ કર.[૪૯] હે દેવેશ ! હે રામ ! આપ રાવણના વધમાટે વિષ્ણુના અંશથી પ્રકટ થયા છો, માટે હું આપને અર્ઘ્ય આપું છું, તે ગ્રહણ કરો. આપને નમસ્કાર હો ![૫૦] હે રામ ! આપ પોતાના પ્રભાવથી દશાવતારનું ગ્રહણ કરો છો; હું આપને અર્ઘ્ય આપું છું, તેનું સીતા અને લક્ષ્મણની સાથે ગ્રહણ કરો.[૫૧] પિતામાં ભક્તિવાળા, મહાવીર જે રામની પાછળ વનમાં ગયા હતા, તે લક્ષ્મી વધારનાર તથા ધોળા વર્ણવાળા લક્ષ્મણનું હું પૂજન કરું છું.[૫૨] હે પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલાં, હે સીતે ! હે સુંદર અવયવવાળાં ! હે જનકપુત્રિ ! મેં કરેલી પૂજા તથા આપેલા અર્ઘ્યનું ગ્રહણ કરો.[૫૩]

लक्ष्मीस्त्वं सर्वदेवस्य विष्णोरसि महीतले । अवतीर्णा मया दत्तं गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ ५४ ॥ एवं संपूज्य विधिना सर्वशोकविनाशनम् । सर्वपापप्रशमनं सर्वकीर्तिविवर्द्धनम् ॥ ५५ ॥ अपुत्रया पुरा पार्थ पार्वत्या मंदराचले । अशोकः शोकशमनः पुत्रत्वे परिकल्पितः ॥ ५६ ॥ जातकर्मादिकं तस्य ह्यशोकस्य महातरोः । कारितं त्रिविधवत्तत्र तेन वृक्षो नगोत्तमः ॥ ५७ ॥ या व्रतं कुरुते नारी पुराणोक्तविधानतः । अशोकस्य प्रसादेन सर्वान्कामानवाप्नुयात् ॥ ५८ ॥ अवैधव्ययुता सा तु लक्ष्मी-

सान्निध्यमाप्नुयात् । सर्वोपहारान् राजेंद्र ब्राह्मणाय निवेदयेत् ॥ ५९ ॥ कथामपि समाकर्ण्य यः कुर्याद्विजतर्पणम् । व्रतस्य फलमाप्नोति सोऽव्रतोऽपि न संशयः ॥ ६० ॥

હે સીતે! આપ સાક્ષાત્ વિષ્ણુનાં પત્ની લક્ષ્મી છો અને પૃથ્વીમાં પ્રકટ થયાં છો, હું આપને નમસ્કાર કરી અર્ઘ્ય આપું છું તે ગ્રહણ કરો.[૫૪] એ મંત્રો ભણી સર્વ શોકનો નાશ કરનાર, સર્વ પાપનો નાશ કરનાર અને યશની વૃદ્ધિ કરનાર અશોક વગેરેની વિધિથી પૂજા કરવી.[૫૫] પૂર્વે પાર્વતીને પુત્ર ન હતો, તેણીએ મંદર પર્વતમાં શોકને દૂર કરનાર અશોક વૃક્ષને પુત્ર કરીને માન્યો હતો.[૫૬] અને તેના જાતકર્મ વગેરે સર્વ સંસ્કારો વિધિથી કરાવ્યા હતા તેથી અશોક, સઘળાં વૃક્ષોમાં ઉત્તમ કહેવાય છે.[૫૭] જે સ્ત્રી પુરાણમાં કહેલા વિધિથી અશોકવ્રત કરે છે, તેની સર્વ કામના અશોકની કૃપાથી પૂર્ણ થાય છે,[૫૮] અને તે સ્ત્રી અખંડ સૌભાગ્યવાળી થઇ અંતે લક્ષ્મીની સમીપમાં જઇ વસે છે. હે રાજન્! વ્રત પૂરું થયા પછી સઘળી સામગ્રી બ્રાહ્મણને આપવી.[૫૯] જે માણસ વ્રત કરતો નથી અને કેવળ કથા સાંભળી બ્રાહ્મણને પ્રસન્ન કરે છે તેને પણ વ્રતનું ફળ મળે છે, એમાં સંશય નથી.[૬૦]

युधिष्ठिर उवाच– विशेषं ब्रूहि मे देव ह्यशोकतरुपूजने । येनार्चिते तरौ कृष्ण प्राप्यते सकलं फलम् ॥ ६१ ॥ श्रीकृष्ण उवाच– कथयामि कथां राजन्याभिर्व्रतमिदं कृतम् । मनुष्यदेवगन्धर्वनारीभिः पुत्रवृद्धये ॥ ६२ ॥ अनसूययाऽत्रिपत्न्या ह्यरुंधत्या तथैव च । देवक्या सीतया चैन्द्र्या द्रौपद्या सत्यभामया ॥ ६३ ॥ दमयंत्या च सावित्र्या कृतं तद्व्रतमुत्तमम् । अशोकः पूजितः पूर्वं यथा तच्छृणु पार्थिव ॥ ६४ ॥ अशोकं राजतं चैव सौवर्णं च तथा शिवम् । तथैव कारयेत्सीतां सौवर्णौ रामलक्ष्मणौ ॥६५॥ पूजयेद्विविधैर्मन्त्रैः पूर्वोक्तैर्नृपसत्तम । अशोकं पूजयेद्वृक्षं प्ररूढं शुभपल्लवैः ॥ ६६ ॥ विरूढैः सप्तधान्यैश्च गुडकैर्मोदकैः शुभैः । कालोद्भवैः फलैर्दिव्यैर्नारिकेलैः सदाडिमैः ॥ ६७ ॥ पुष्पादिना तथा धूपैर्दीपैश्चैव मनोरमैः । नैवेद्यैः पांडवश्रेष्ठ शोको नश्यति तत्क्षणात् ॥ ६८ ॥ पितृमातृपतीनां वै श्वशुराणां तथैव च । अशोक त्वं शोकहरो भव सर्वत्र नः कुले ॥ ६९ ॥ अशोककलिकाश्चाष्टौ ये पिबन्ति च हस्तभे । चैत्रशुक्लत्रयोदश्यां न ते शोकमवाप्नुयुः ॥७०॥ त्वामशोक हराभीष्ट मधुमाससमुद्भवम् । पिबामि शोकसन्तप्तो मामशोकं सदा कुरु ॥ ७१ ॥ हस्तर्क्षे च बुधोपेता चैत्रशुक्लत्रयोदशी । प्रातस्तु विधिवत्स्नात्वा वाजपेयफलं लभेत् ॥ ७२ ॥ इति श्रीभविष्ये अशोकत्रयोदशीव्रतम् ।

યુધિષ્ઠિર કહે છે–હે શ્રીકૃષ્ણ! અશોક વૃક્ષના પૂજનમાં જે કાંઇ વિશેષ હોય તે કહો, જેથી અશોકનું પૂજન કરવાથી સર્વ ફળ પ્રાપ્ત થાય.[૬૧] શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્! મનુષ્ય, દેવ અને ગંધર્વની જે જે સ્ત્રીઓએ પુત્રવૃદ્ધિ માટે આ અશોક વ્રત કર્યું છે તે કથા કહું છું, તે સાંભળો.[૬૨] અત્રિ ઋષિની પત્ની અનસૂયાએ, અરુંધતીએ, દેવકીજીએ, સીતાએ, ઇંદ્રાણીએ, દ્રૌપદીએ, દમયંતીએ, સત્યભામાએ અને સાવિત્રીએ આ ઉત્તમ વ્રત કર્યું હતું. તેઓએ જે વિધિથી વ્રત કર્યું હતું તે કહું છું, તે સાંભળો.[૬૩–૬૪] ચાંદીનો અશોક કરાવવો, સોનાની શિવમૂર્તિ કરાવવી, તેમ જ રામ, લક્ષ્મણ અને સીતાની મૂર્તિ પણ સોનાની કરાવવી.[૬૫] પ્રથમ કહેલા મંત્રોવડે સુંદર પાંદડાંવાળા અશોક વૃક્ષની પૂજા કરવી.[૬૬] ઉગેલાં સાત ધાન્યોવડે, સ્વાદુ લાડુવડે, ને તે કાળમાં ઉત્પન્ન થયેલાં ફ્લ, નાળિયેર અને દાડિમવડે,[૬૭] પુષ્પ, ધૂપ, દીપ અને ભાતભાતનાં સુંદર નૈવેદ્યોવડે, અશોકની પૂજા કરવી, અને 'હે અશોક! માતા, પિતા, પતિ અને સસરા વગેરે મારા કુળનાં સર્વે માણસોનો શોક હરી લે.' એ મંત્ર ભણવો. તેથી તત્કાલ શોક નષ્ટ થાય છે.[૬૮–૬૯] જે માણસો ચૈત્ર શુદિ ત્રયોદશીને દિવસે હસ્ત નક્ષત્રમાં, અશોક વૃક્ષની આઠ કળીઓના રસનું પાન કરે છે, તેઓને શોક થતો નથી.[૭૦] તેનો મંત્ર–'હે અશોક! હે મહાદેવને પ્રિય! શોકથી તપેલો હું, તું કે જે ચૈત્ર માસમાં ફૂલેલો છે તેનું પાન કરું છું માટે મને સદા શોકરહિત કર.'[૭૧] ચૈત્ર શુદિ તેરશ જો હસ્તનક્ષત્રના યોગવાળી હોય તો તે દિવસે પ્રાતઃકાલમાં વિધિથી સ્નાન કરવાથી વાજપેય યજ્ઞનું ફ્લ થાય છે.[૭૨] એવી રીતે ભવિષ્યપુરાણમાં અશોક ત્રયોદશીનું વ્રત કહેલું છે.

## ૪ વારુણીયોગ, મહાવારુણી યોગ અને મહામહાવારુણી યોગ

अथ चैत्रकृष्णत्रयोदश्यां महावारुणीसंज्ञको योगः ॥ तदुक्तं वाचस्पतिनिबन्धे– वारुणेन समायुक्ता मधौ कृष्णा त्रयोदशी । गंगायां यदि लभ्येत सूर्यग्रहशतैः समा ॥ शनिवारसमायुक्ता सा महावारुणी स्मृता । गंगायां यदि लभ्येत कोटिसूर्यग्रहाधिका ॥ शुभयोगसमायुक्ता शनौ शतभिषा यदि । महामहेति विख्याता त्रिकोटिकुलमुद्धरेत् । कल्पतरौ ब्राह्मे– मधौ कृष्णत्रयोदश्यां शनौ शतभिषा यदि। वारुणीति समाख्याता शुभे तु महती स्मृता॥ इति वारुणी महावारुणी महामहावारुणी त्रयोदशी ॥

ચૈત્ર વદિ તેરશને દિવસે મહાવારુણી નામનો યોગ કહેવાય છે. તે યોગ વિષે વાચસ્પતિ નિબંધમાં કહેલું છે:–ચૈત્ર વદિ તેરશને દિવસે જો શતભિષા નક્ષત્ર આવે તો તે વારુણી યોગ કહેવાય છે. તે દિવસે ગંગામાં સ્નાન કરવાથી સેંકડો સૂર્યગ્રહણનું ફળ થાય છે. ચૈત્ર વદિ તેરશને દિવસે જો શનિવાર અને શતભિષા નક્ષત્ર આવે તો મહાવારુણી યોગ કહેવાય છે અને તેજ દિવસે જો શનિવાર,

શતભિષા અને શુભયોગ આવે તો તે મહામહાવારુણી યોગ કહેવાય છે. તે દિવસે ગંગામાં સ્નાન કરવાથી કરોડ કુલનો ઉદ્ધાર થાય છે. કલ્પતરુમાં અને બ્રહ્મપુરાણમાં લખ્યું છે કે, ચૈત્ર માસના કૃષ્ણપક્ષની તેરશને દિવસે જો શનિવાર અને શતભિષા નક્ષત્ર આવે તો વારુણી કહેવાય છે અને તે દિવસે જો શુભયોગ આવે તો મહાવારુણી કહેવાય છે. એ પ્રમાણે વારુણી, મહાવારુણી અને મહામહાવારુણી ત્રયોદશી કહેલી છે.

## ૫ શનિપ્રદોષનું વ્રત

अथ स्कन्दपुराणे शनिप्रदोषव्रतम् ॥ शनौ शुक्लत्रयोदश्यां कार्तिके श्रावणेऽथवा ॥ जया पूर्वापरा ग्राह्या व्याप्ता चेद्रजनीमुखम् ॥ लोमश उवाच– पुरा वृत्रादिभिर्दैत्यैर्वर्तमाने महाहवे । हतः शक्रेण नमुचिरपांफेनेन वै बली ॥ १ ॥ दैत्यान्पलायितान्दृष्ट्वा हन्यमानान्सुरैर्भृशम् । वृत्रः कोपपराविष्टो देवान्योद्धुमथाययौ ॥ २ ॥ कालाग्निरूपसदृशं रूपं कृत्वा महाजवम् । व्यवर्द्धत महातेजा रोदसी पूरयन्निव ॥ ३ ॥ तं दृष्ट्वा भयवित्रस्ता देवाः शक्रपुरोगमाः । कर्तव्यं नाभ्यपश्यंत तदा गुरुरुवाच ह ॥ ४ ॥

સ્કંદપુરાણમાં વચન છે કે, (*શ્રાવણ વા કાર્તિક માસના શુક્લપક્ષની ત્રયોદશીને દિવસે જો શનિવાર હોય તો પ્રદોષના ભાગની તેરશ લઈ તે દિવસે વ્રત કરવું.) લોમશ ઋષિ કહે છે–પૂર્વે વૃત્ર વગેરે દૈત્યોની સાથે ઇંદ્રનું મોટું યુદ્ધ થયું હતું. તેમાં ઇંદ્રે પાણીના ફીણવડે મહાબળવાન્ નમુચિદૈત્યને મારી નાખ્યો તેથી અને દેવોનો મોટો માર પડવાથી સઘળા દૈત્યો ભાગવા લાગ્યા. તેને જોઈ કોપાયમાન થયેલો વૃત્રાસુર દેવોની સામે યુદ્ધ કરવા આવ્યો.[૧-૨] તે વખતે તેનું સ્વરૂપ પ્રલયના અગ્નિ જેવું દેખાતું હતું, મહાવેગવાળું હતું અને એટલું તો મોટું થઇ ગયું હતું કે, પૃથ્વી તથા આકાશ તેથી પૂરાઈ જશે કે શું! તેમ જોવામાં આવતું હતું.[૩] તેવું ભયંકર વૃત્રાસુરનું સ્વરૂપ જોઇ ઇંદ્રાદિક સઘળા દેવો ડરી ગયા, તેથી તેઓને 'આગળ શું કરવું' તે બાબત કાંઈ પણ સૂઝયું નહીં. ત્યારે ગુરુ બોલ્યા:–[૪]

गुरुरुवाच– तपसा सुमहोग्रेण व्रतेन नियमेन च । अजेयोऽयं महातेजा वृत्रः शत्रुविनाशनः ॥ ५ ॥ आराधयत तं देवं पूज्यं शंकरमव्ययम् । व्रतेन विधियुक्तेन वृत्रं जेष्यथ माचिरम् ॥ ६ ॥ देवा ऊचुः– गुरो केन विधानेन कीदृशेन व्रतेन च । आराधनीयो गौरीशो ह्यस्माभिर्जयकांक्षकैः ॥ ७ ॥ तद्वदस्व सुराचार्य त्वं हि नः परमा गतिः ।

ગુરુ કહે છે–ઉગ્ર તપથી, વ્રતથી અને નિયમથી પણ આ વૃત્રાસુર જિતાય તેમ નથી; કારણ કે તે મહાપ્રતાપી અને શત્રુનો નાશ કરનાર છે.[૫] માટે હે દેવો! વિલંબ ન કરતાં જલદી વિધિથી વ્રત કરી મહાદેવની આરાધના કરો, જેથી તમે વૃત્રાસુરને જિતી લેશો.[૬] દેવો પૂછે છે–હે ગુરો! હે સુરાચાર્ય! જયની ઇચ્છાવાળા અમોએ કયા વ્રતથી શંકરની ઉપાસના કરવી, અને તે વ્રતનો કેવો પ્રકાર છે તે અમને કહો; કારણ કે આપ અમારી પરમ ગતિ છો.[૭]

गुरुरुवाच– कार्तिकादिषु मासेषु मंदवारे त्रयोदशी ॥ ८ ॥ विशेषाच्छुक्लपक्षेषु सर्वकामकरी शुभा । तस्यां प्रदोषसमये लिंगरूपी सदाशिवः ॥ ९ ॥ पूजनीयो हि देवेंद्र सर्वकामसमृद्धये । ज्ञात्वा मध्याह्नसमये तिलामलकसंयुतम् ॥ १० ॥ शिवस्य चार्चनं कुर्याद्गंधपुष्पफलादिभिः । पश्चात्प्रदोषसमये स्थावरं लिंगमर्चयेत् ॥ ११ ॥ स्वयंभुस्थापितं वापि पौरुषेयमपौरुषम् । जने वा विजने वापि ह्यरण्ये वा तपोवने ॥ १२ ॥ ग्रामाद्बहिः स्थितं लिंगं ग्राम्याच्छतगुणं स्मृतम् । बाह्याच्छतगुणं पुण्यमारण्यस्य च पूजने ॥ १३ ॥ वन्याच्छतगुणं पुण्यं लिंगं वै पर्वते स्थितम् । पर्वताच्चायुतं पुण्यं तपोवनसमाश्रितम् ॥ १४ ॥ काश्यादिलंस्थितं लिंगं पूजितं स्यादनंतकम् । एवं विशेषं लिंगानां तीर्थानां निपुणो भृशम् ॥ १५ ॥ ज्ञात्वा च शिवपूजाया विधिं शंभुं प्रपूजयेत् । कूपवापीतडागेषु देवखातनदीषु च ॥ १६ ॥ क्रमाच्छतगुणं पुण्यं गंगायां स्यादनंतकम् । पंच पिंडाननुद्धृत्य न स्नायात्परवारिणि ॥ १७ ॥ ततः प्रदोषसमये स्नात्वा मौनं समाचरेत् । प्रदीपानां सहस्रेण दीपनीयः सदाशिवः ॥ १८ ॥ शतेनाप्यथवा देवो द्वात्रिंशद्दीपमालया । घृतेन दीपयेद्दीपान् शिवस्य परितुष्टये ॥ १९ ॥ तथा फलैश्च धूपैश्च नैवेद्यैर्विविधैरपि । उपचारैः षोडशभिर्लिंगरूपी सदाशिवः ॥ २० ॥ पूज्यः प्रदोषसमये नृभिः सर्वार्थसिद्धये । नाम्नां शतेन रुद्रोऽसौ स्तोतव्यश्च स्तुतिप्रियः ॥ २१ ॥

ગુરુ કહે છે–કાર્તિક વગેરે માસમાં શુક્લપક્ષની તેરશને દિવસે, શનિવાર હોય તો તે દિવસે, વ્રત કરવાથી સર્વ કામના પૂર્ણ થાય છે. તે દિવસે પ્રદોષ વખતે મહાદેવના લિંગની પૂજા કરવી, જેથી સર્વ કામના સિદ્ધ થાય છે. મધ્યાહ્ન વખતે તિલ અને આમળાંવડે સ્નાન કરવું.[૮-૧૦] પછી ચંદન, પુષ્પ અને ફળ વગેરેથી મહાદેવની પૂજા કરવી. પછી પ્રદોષ વખતે સ્થિરલિંગની પૂજા કરવી.[૧૧] તે લિંગ પોતાની મેળે પ્રકટ થયેલું હોય, કોઈ પુરુષે સ્થાપિત હોય, વા દેવતાએ સ્થાપિત હોય, ગામમાં હોય, ગામથી બહાર હોય, જંગલમાં હોય, કે તપોવનમાં હોય, પણ હરકોઇ લિંગની પૂજા કરવી.[૧૨] ગામનાં સ્થાપિત લિંગ કરતાં ગામ બહારનાં લિંગનું પૂજન કરવાથી સોગણું પુણ્ય અધિક થાય છે. ગામ બહારનાં લિંગ કરતાં જંગલનાં લિંગનું પૂજન કરવાથી

* આ શ્લોક ક્ષેપક જણાય છે.

સોગણું પુણ્ય અધિક થાય છે.[૧૩] જંગલનાં લિંગ કરતાં પર્વત ઉપરનાં લિંગનું પૂજન કરવાથી સોગણું પુણ્ય થાય છે. પર્વત ઉપરનાં લિંગ કરતાં તપોવનમાં રહેલાં લિંગનું પૂજન કરવાથી દશ હજારગણું પુણ્ય થાય છે;[૧૪] અને તે કરતાં પણ કાશી વગેરે ક્ષેત્રમાં રહેલાં લિંગનું પૂજન કરવાથી અનંત ફળ થાય છે. એ પ્રમાણે તીર્થનાં લિંગનું શ્રેષ્ઠપણું જાણી વિધિથી મહાદેવની પૂજા કરવી. કૂવો, વાવ, તળાવ, દેવખાત (દેવસ્થાનમાંનું જળાશય) અને નદી એ પ્રકારે ક્રમથી સોસોગણું પુણ્ય અધિક થાય છે અને ગંગામાં સ્નાન કરવાથી અનન્તગણું પુણ્ય થાય છે. પાંચ પીંડ કાઢ્યા વગર બીજાના જલાશયમાં સ્નાન કરવું નહીં.[૧૫-૧૭] પ્રદોષ વખતે સ્નાન કરી મૌન લેવું. મહાદેવને પ્રસન્ન કરવા માટે તેની પાસે હજાર, સો અથવા બત્રીશ ઘીના દીવા કરવા.[૧૮-૧૯] તેમ જ સર્વ મનોરથો સિદ્ધ થવા માટે પ્રદોષ વખતે ધૂપ, દીપ, નૈવેદ્ય અને ફળ વગેરે ષોડશોપચારથી મહાદેવના લિંગની પૂજા કરવી. મહાદેવને સ્તુતિ પ્રિય છે, માટે સો નામવડે તેની સ્તુતિ કરવી.[૨૦-૨૧] એ સ્તુતિ આ પ્રમાણે છેઃ-

नमो रुद्राय भीमाय नीलकंठाय वेधसे । कपर्दिने सुरेशाय व्योमकेशाय वै नमः ॥ २२ ॥ वृषध्वजाय सोमाय सोमनाथाय वै नमः । दिगंबराय भर्गाय उमाकांत कपर्दिने ॥ २३ ॥ तपोमयाय व्यासाय शिपिविष्टाय वै नमः । व्यालप्रियाय व्याघ्राय व्यालानां पतये नमः ॥ २४ ॥ महीधराय व्याघ्राय पशूनां पतये नमः । त्रिपुरांतकाय सिंहाय शार्दूलाय झषाय च ॥२५॥ मितायाऽमितनाथाय सिद्धाय परमेष्ठिने । कामांतकाय बुद्धाय बुद्धीनां पतये नमः ॥ २६ ॥ कपोताय विशिष्टाय शिष्टाय परमात्मने । वेदगीताय गुप्ताय वेदगुह्याय वै नमः ॥२७॥ दीर्घाय दीर्घरूपाय दीर्घार्थाय सुखाय च । नमो जगत्प्रतिष्ठाय व्योमरूपाय वै नमः ॥ २८ ॥ गर्वकृत्सुमहादित्य अंधकासुरभेदिने । नीललोहितशुक्लाय चंडमुंडप्रियाय च ॥ २९ ॥ भक्तिप्रियाय देवाय ज्ञाताऽज्ञाताव्ययाय च । महेशाय नमस्तुभ्यं महादेव हराय च ॥ ३० ॥ त्रिनेत्राय त्रिदेवाय वेदांगाय नमो नमः । अर्थाय अर्थरूपाय परमार्थाय वै नमः ॥ ३१ ॥ विश्वरूपाय विश्वाय विश्वनाथाय वै नमः । शंकराय च कालाय कालावयवरूपिणे ॥ ३२ ॥ अरूपाय विरूपाय सूक्ष्मासूक्ष्माय वै नमः । श्मशानवासिने तुभ्यं नमस्ते कृत्तिवाससे ॥ ३३ ॥ शशांकशेखरायैव रुद्रभूमिश्रयाय च । दुर्गाय दुर्गपाराय दुर्गावयवसाक्षिणे ॥ ३४ ॥ लिंगरूपाय लिंगाय लिंगानां पतये नमः । नमः प्रभावरूपाय प्रणवार्थाय वै नमः॥ ३५ ॥ नमो नमः कारणकारणाय मृत्युंजयायात्मभवस्वरूपिणे । त्रियंबकायासितकंठभर्ग गौरीपते मंगलहेतवे नमः ॥ ३६ ॥ नाम्नां शतं महेशस्य उच्चार्यं व्रतिना सदा । प्रदक्षिणा नमस्कारा एतत्संख्या प्रयत्नतः ॥ ३७ ॥ कार्याः प्रदोषसमये तुष्ट्यर्थं शंकरस्य च । एतद्व्रतं मयादिष्टं तव शक्र महामते ॥३८॥ शीघ्रं कुरु महाभाग पश्चाद्युद्धं कुरु प्रभो । शंभोः प्रसादात् सर्वं ते भविष्यति जयादिकम् ॥ ३९ ॥

રુદ્રને નમસ્કાર કરું છું, ભીમ (ભયંકર)ને નમસ્કાર કરું છું, શ્યામ કંઠવાળાને નમસ્કાર કરું છું, કપર્દી–જટાવાળાને નમ૦, દેવોના ઈશને નમ૦, આકાશરૂપી કેશવાળાને નમ૦,[૨૨] જેની ધ્વજામાં નંદી છે તેને નમ૦, સોમને નમસ્કાર૦, સોમનાથને નમ૦, દિગંબર (નગ્ન)ને નમસ્કાર;૦ ભર્ગને નમ૦, પાર્વતીના પતિને નમ૦, કપર્દીને નમ૦,[૨૩] તપોમયને નમ૦, વ્યાસને નમ૦, શિપિવિષ્ટને નમ૦, જેને સર્પ પ્રિય છે તેને નમ૦, સર્પને નમ૦, સર્પના પતિને નમ૦,[૨૪] પૃથ્વીને ધારણ કરનારને નમ૦, વ્યાઘ્રને નમ૦, પશુપતિને નમસ્કાર૦, ત્રણ પુરનો નાશ કરનારને નમસ્કાર૦, સિંહને નમ૦, શાર્દૂલને નમ૦, ઝષ (મત્સ્ય)ને નમસ્કાર૦.[૨૫] મિતને નમ૦, અમિતને નમ૦, નાથને નમ૦, સિદ્ધને નમ૦, પરમેષ્ઠીને નમ૦, કામનો અંત કરનારને નમ૦, બુદ્ધને નમ૦, બુદ્ધિપતિને નમસ્કાર૦.[૨૬] કપોતને નમ૦, વિશિષ્ટને નમ૦, શિષ્ટને નમ૦, પરમાત્માને નમ૦, વેદગીતને નમ૦, ગુપ્તને નમ૦, વેદગુહ્યને નમસ્કાર.[૨૭] દીર્ઘને નમ૦, દીર્ઘરૂપને નમ૦, દીર્ઘાર્થને નમ૦, સુખ આપનારને નમ૦, જગતમાં રહેનારને નમ૦, આકાશરૂપને નમસ્કાર.[૨૮] ગર્વકૃતને નમ૦, મોટા અંધકારનો નાશ કરનારા આદિત્યને નમ૦, નીલલોહિતને નમ૦, શુક્લને નમ૦, ચંડ તથા મુંડપ્રિયને નમસ્કાર.[૨૯] ભક્તિપ્રિયને નમ૦, દેવને નમ૦, જ્ઞાતને નમ૦, અજ્ઞાતને નમ૦, અવ્યયને નમ૦, મહેશને નમ૦, મહાદેવને નમ૦, હરને નમસ્કાર૦.[૩૦] ત્રણ નેત્રવાળાને નમ૦, ત્રિદેવને નમ૦, વેદાંગને નમ૦, અર્થને નમ૦, અર્થરૂપને નમ૦, પરમાર્થને નમસ્કાર.[૩૧] વિશ્વરૂપને નમ૦, વિશ્વને નમ૦, વિશ્વનાથને નમ૦, શંકરને નમ૦, કાલને નમ૦, કાલના અવયવરૂપીને નમસ્કાર.[૩૨] અરૂપને નમ૦, વિરૂપને નમ૦, સૂક્ષ્મને નમ૦, અસૂક્ષ્મને નમ૦, સ્મશાનમાં વસનારને નમ૦, હાથીનાં ચામડાંરૂપી જેને વસ્ત્ર છે તેને નમસ્કાર૦.[૩૩] જેના મુકુટમાં ચંદ્ર છે તેને નમ૦, ભયંકર ભૂમિમાં આશ્રય કરનારને નમ૦, દુર્ગને નમ૦, દુર્ગપારને નમ૦, દુર્ગાવયવના સાક્ષીને નમસ્કાર.[૩૪] લિંગરૂપને નમ૦, લિંગને નમ૦, લિંગપતિને નમ૦, પ્રભાવરૂપને નમ૦, ઓંકારના અર્થને નમસ્કાર૦.[૩૫] કારણના પણ કારણને નમ૦, મૃત્યુ જિતનારને નમ૦, આત્મભવસ્વરૂપીને નમ૦, ત્ર્યંબકને નમ૦, શ્યામ કંઠવાળાને નમ૦, ભર્ગને નમ૦, અને મંગલ હેતુ

ગૌરીપતિને નમસ્કાર કરું છું.[36] એવી રીતે એકસો નામનું ઉચ્ચારણ કરી તેટલી પ્રદક્ષિણા અને તેટલા નમસ્કાર કરવા.[37] એ સઘળું શંકરને પ્રસન્ન કરવા માટે પ્રદોષ વખતે કરવું. હે ઈંદ્ર ! હે તીક્ષ્ણ બુદ્ધિવાળા ! હે મહાભાગ ! હે પ્રભો ! મારા કહેવા પ્રમાણે આ વ્રત જલદી કરો. પછી યુદ્ધ કરો. તેમાં શંકરના પ્રસાદથી જય વગેરે સઘળું શ્રેય થશે.[38-39]

शक्र उवाच– वृत्रः कदा महेशानं समाराधयदादरात् । कथं च स वरं प्राप्तः पुरा कथमभवद्द्विज ॥ ४० ॥ गुरुरुवाच– वृत्रो ह्ययं महातेजास्तपस्वी तपसा पुरा । शिवं प्रसादयामास पर्वते गंधमादने ॥ ४१ ॥ नाम्ना चित्ररथो राजा वनं चित्ररथस्य तत् । एतज्जानीहि भो इंद्र तव पुर्याः समीपतः ॥ ४२ ॥ यस्मिन्वने महाभागा वसंति च महर्षयः । तस्माच्चैत्ररथं नाम वनं परममंगलम् ॥ ४३ ॥ तस्य दत्तं शिवेनैव यानं च परमाद्भुतम् । कामदं किंकिणीयुक्तं सिद्धचारणसंयुतम् ॥ ४४ ॥ गंधर्वैरप्सरोयक्षैः किन्नरैरुपशोभितम् । ततस्तेनैव यानेन पृथिवीं पर्यटन् पुरा ॥ ४५ ॥ तथा गिरीन् समुद्रांश्च द्वीपांश्च विविधांस्तथा । एकदा पर्यटन् राजा नाम्ना चित्ररथो महान् ॥ ४६ ॥ कैलासमागतस्तत्र ददर्श परमाद्भुतम् । तथा सभां महेशस्य गणैश्चैव विराजिताम् । अर्धांगलग्नया देव्या शोभितं च महेश्वरम् ॥ ४७ ॥ निरीक्ष्य देव्या सहितं सदाशिवं कर्पूरगौरं वरमंबुजेक्षणम् । कपर्दिनं चंद्रकलाविभूषितं गंगाधरं देववरं सभायाम् ॥ ४८ ॥ प्रहस्य राजा च तदा गिरीशं न्यायान्वितं वाक्यमिदं बभाषे । वयं च शंभो विषयान्विताश्च मर्त्यादयः स्त्रीविजितास्तथाऽन्ये । न लोकमध्ये च मया विलोकिताश्चालिंग्य कांतां सदसि प्रविष्टाः ॥ ४९ ॥ एवं वाक्यं निशम्याथ गिरीशः प्रहसन्निव । उवाच न्यायसंयुक्तं सर्वेषामपि शृण्वताम् ॥ ५० ॥

ઈંદ્ર પૂછે છે–હે દ્વિજ ! હે બૃહસ્પતિ ! પૂર્વે વૃત્રાસુરે આદરથી શિવનું આરાધન કયારે કર્યું હતું ? અને તેને કેમ વરદાન મળ્યું હતું ? તે કહો.[40] ગુરુ કહે છે–આ વૃત્રાસુર પૂર્વ જન્મમાં મહાપ્રતાપી ચિત્રરથ નામનો ગંધર્વનો રાજા હતો. એ ચિત્રરથે ગંધમાદન પર્વતમાં મોટું તપ કરી મહાદેવને પ્રસન્ન કર્યા હતા. તમારી પુરી સામે જે વન છે, તે આ ચિત્રરથનું હતું.[41-42] એ વનમાં મોટા મોટા ઋષિઓ વાસ કરે છે, એટલા માટે મહામંગલકારક એ વન ચૈત્રરથ નામે કહેવાય છે.[43] મહાદેવે કામના પૂર્ણ કરનાર, ઘુઘરીવાળું અને સિદ્ધ, ગંધર્વ, ચારણ, અપ્સરા, યક્ષ અને કિન્નરોવડે શોભીતું વિમાન તે ચિત્રરથને આપ્યું હતું. તેમાં બેસી તે ચિત્રરથ પૃથ્વી ઉપર, પર્વત ઉપર, સમુદ્રમાં અને નાના પ્રકારના દ્વીપોમાં ફરતો હતો, એવી રીતે ફરતો ફરતો તે ચિત્રરથ, એક દિવસ કૈલાસ પર્વત ઉપર આવ્યો. ત્યાં એક મહા આશ્ચર્ય તેના જોવામાં આવ્યું. ગણોથી ભરેલી મહાદેવની સભા જોવામાં આવી. મહાદેવ જેના ખોળામાં પાર્વતી બેઠાં હતાં, જે કપૂર જેવા સફેત હતા, જેનાં નેત્ર, કમળ જેવાં હતાં, જેને મોટી જટા હતી–જેમાં બીજનો ચંદ્ર ચળકી રહ્યો હતો અને ગંગાને ધારણ કર્યાં હતાં,[44-48] તે મહાદેવને સભામાં પાર્વતી સહિત બેઠેલા જોઈ ચિત્રરથ હસ્યો ને અયોગ્ય રીતે કહેવા લાગ્યો, કે 'હે શંભો ! અમે, મનુષ્યો અને બીજા પણ સઘળા લોકો વિષયાસક્ત અને સ્ત્રીવશ તો છૈયે પણ સભાની વચમાં સ્ત્રીને આલિંગન કરી બેઠો હોય તેવો કોઈ પણ મારા જોવામાં આવ્યો નથી.'[49] એવાં વચનો સાંભળી, સઘળા સાંભળે તેમ મહાદેવ હસીને બોલ્યાઃ–[50]

शिव उवाच– मम लोकापवादश्च सर्वेषां न भवेद्यथा । भक्षितं कालकूटं मे सर्वेषामपि दुर्जयम् ॥५१॥ लोकातीतं च मे वृत्तं तथाप्युपहसत्यसौ । ततश्चित्ररथं देवी गिरिजा वाक्यमब्रवीत् ॥ ५२ ॥ कथं दुरात्मनाऽनेन शंकरश्चोपहासितः । मया सहैव मंदात्मन्नीक्षसे कर्मणः फलम् ॥ ५३ ॥ साधूनां समचित्तानामुपहासं करोति यः । देवो वाऽप्यथवा मर्त्यः स विज्ञेयोऽधमाधमः ॥ ५४ ॥ एते मुनींद्राश्च महानुभावास्तथा ह्येते ऋषयो वेदगर्भाः । तथैव सर्वे सनकादयो ह्यमी अज्ञाननाशाच्छिवमर्चयंति ॥ ५५ ॥ रे मूढ सर्वेषु जनेष्वभिज्ञस्त्वमेव चैकोऽसि परो न कश्चन । तस्मादतिप्रौढतरं नरं त्वां संशिक्षये नैव कुर्यां यथा स्वम् ॥ ५६ ॥ अस्मात्पत विमानात्त्वं दैत्यो भूत्वा सुदुर्मते । मम शापेन दुग्धस्त्वं गच्छाद्य च महीतलम् ॥ ५७ ॥ एवं शप्तस्तदा देव्या भवान्या राजसत्तमः । राजा चित्ररथः सद्यः पपात सहसा दिवः ॥ ५८ ॥ आसुरीं योनिमापन्नो वृत्रो नाम्नाऽभवत्तदा । तपसा परमेणैव त्वष्ट्रा संयोजितः क्रमात् ॥५९॥ तपसा ब्रह्मचर्येण शंभोराराधनेन च । व्रतेनानेन च बली जेतुं शक्यो न केनचित् ॥ ६०॥ आसुरेण हि भावेन व्यंगं चक्रे व्रतं यतः । तेन च्छिद्रेण चैवासौ पश्चाज्जेयो भविष्यति ॥ ६१ ॥ तस्मात्त्वमपि देवेन्द्र कृत्वा चेदं व्रतं शुभम् । हनिष्यसि महाबाहो वृत्रं नास्त्यत्र संशयः ॥ ६२ ॥ गुरोस्तद्वचनं श्रुत्वा ह्युवाचाथ शतक्रतुः । उद्यापनविधिं ब्रूहि प्रदोषस्य च मेऽधुना ॥ ६३ ॥

શિવ કહે છે–આવાં કામ કરવાથી જેમ બીજાની નિંદા થાય છે તેમ મારી નિંદા થતી નથી; કારણ કે કોઈનાથી ન પીવાય તેવું ઝેર મેં પીધું છે.[51] માટે મારું આચરણ લોકથી ન્યારુ છે. તો પણ આ ચિત્રરથ મારી હાંસી કરે છે. એવી રીતે મહાદેવના કહેવા પછી પાર્વતી કહેવા લાગ્યાં કે,[52] હે દુષ્ટ ! હે મૂઢ ! તું શંકરની અને મારી હાંસી કરે છે માટે તે હાંસીનું ફળ તને મળવું જોઈએ.[53] જે માણસ અથવા દેવ હરકોઈ,

સમાન દૃષ્ટિવાળા સત્પુરુષોનો ઉપહાસ કરે છે, તે નીચમાં નીચ જાણવો.[૫૪] આ મોટા મોટા મુનિઓ, મોટા પ્રભાવવાળા વેદ જાણનારા ઋષિઓ અને સનકાદિક વગેરે સઘળા, અજ્ઞાન દૂર કરવા માટે મહાદેવનું પૂજન કરે છે.[૫૫] હે મૂઢ! મનુષ્ય અને દેવ વગેરેમાં તું એક જ સમજુ છે કે? અને બીજું કોઈ પણ નથી શું? (અર્થાત્ બીજા પણ છે, તથાપિ તું ગર્વથી અમારી હાંસી કરે છે) માટે તું અતિ પ્રૌઢ છે; છતાં તને હું શિક્ષા આપું છું જેથી તું ફરીથી હાંસી કરશે નહીં.[૫૬] હે દુષ્ટ બુદ્ધિવાળા! તું આજ આ વિમાનમાંથી નીચે પડ અને મારા શાપથી દૈત્ય થઇ પૃથ્વીમાં જા.[૫૭] એ પ્રકારે દેવીએ શાપ આપ્યો કે, તત્કાલ એ ચિત્રરથ રાજા સ્વર્ગમાંથી નીચે પડ્યો અને અસુરયોનિમાં જન્મ્યો. તે વૃત્રાસુર નામે થયો. પછી ત્વષ્ટાએ તેની પાસે પરમ તપ કરાવ્યું.[૫૮-૫૯] તપથી, બ્રહ્મચર્યથી, શંકરના આરાધનથી અને આ પ્રદોષવ્રત કરવાથી તેનું એટલું બળ વધ્યું છે કે, તેને કોઇપણ જિતી શકે તેમ નથી.[૬૦] પરંતુ આસુરભાવથી તેના વ્રતમાં ખામી રહી ગઈ છે તેથી તે પાછળથી જિતાઇ જશે.[૬૧] એટલા માટે હે ઇંદ્ર! હે મહાબાહો! આ શુભ વ્રત કરો; તેથી તમે તેને મારશો, એમાં સંશય નથી.[૬૨] એવાં ગુરુનાં વચનો સાંભળી ઇંદ્ર બોલ્યો કે, હે ગુરો! હવે મને પ્રદોષ વ્રતના ઉદ્યાપનનો પ્રકાર કહો.[૬૩]

गुरुरुवाच– कार्तिके श्रावणे प्राप्ते मंदवारे त्रयोदशी। संपूर्णा तु भवेद्या सा समग्रव्रतसिद्धये ॥ ६४ ॥ वृषभो राजतः कार्यः पृष्ठे तस्य सुपीठकम्। तस्योपरि न्यसेद्देवमुमाकांतं त्रिलोचनम् ॥ ६५ ॥ पंचवक्त्रं दशभुजमर्धांगे गिरिजां सतीम्। सौवर्णीं प्रतिमां कृत्वा ताम्रकुंभं जलैर्युतम् ॥ ६६ ॥ पंचरत्नफलोपेतं पंचपल्लवशोभितम्। चंदनेन सुगंधेन मिश्रितं शोभितं तथा ॥६७॥ रौप्यपात्रं ततः कृत्वा कुंभस्योपरि विन्यसेत्। अशक्तौ मृन्मयं कुंभं वंशपात्रमथापि वा ॥ ६८ ॥ पूर्णे शरावं संस्थाप्य सौवर्णीं प्रतिमां तथा। शक्त्या कृतां प्रतिष्ठाप्य वस्त्रमाल्यविभूषणैः ॥ ६९ ॥ पूजयित्वा विधानेन रात्रौ जागरणं चरेत्। पुष्पमंडपिकामादौ कृत्वा श्रद्धासमन्वितः। आवाहयेत् प्रथमतो मन्त्रेणानेन सुव्रत ॥ ७० ॥

ગુરુ કહે છે–કાર્તિક અને શ્રાવણ માસની તેરશને દિવસે જો શનિવાર હોય તો તે દિવસે વ્રત કરવાથી સર્વ વ્રતની સિદ્ધિ થાય છે.[૬૪] રૂપાનો નંદી કરાવવો. તેની પીઠ ઉપર રાખવા માટે કાઠા વગેરે સામગ્રી પણ રૂપાંની કરાવવી. તેની ઉપર મહાદેવની સોનાની મૂર્તિ બેસાડવી. તે મૂર્તિની ત્રણ આંખ કરાવવી,[૬૫] પાંચ મુખ કરાવવાં, દશ હાથ કરાવવા ને અર્ધા અંગમાં પાર્વતી કરાવવાં. જળથી ભરેલા ત્રાંબાના ઘડાની સ્થાપના કરવી.[૬૬] તેમાં પંચ રત્ન, ફળ અને પંચ પલ્લવ નાંખવાં. સુગંધી ચંદન પણ નાંખવું.[૬૭] તે ઘડાની ઉપર રૂપાનું પાત્ર રાખવું. જો શક્તિ ન હોય તો માટીના ઘડાની સ્થાપના કરી ઉપર છાબડી અથવા શરાવ (શકોરું) રાખવું. શક્તિપ્રમાણે કરાવેલી મૂર્તિની પ્રતિષ્ઠા કરી પુષ્પ, વસ્ત્ર ને અલંકારવડે વિધિથી પૂજા કરવી. રાત્રિમાં જાગરણ કરવું.[૬૮] પ્રથમ નાનો સરખો પુષ્પનો માંડવો કરી, મહાદેવનું શ્રદ્ધાથી આવાહન કરવું.[૬૯-૭૦] એ પૂજનવિધિના મંત્રો આ પ્રમાણે છેઃ–

एह्येहि त्वमुमाकांत स्थाने चात्र स्थिरो भव। यावद्व्रतं समाप्येत कृपया दीनवत्सल–आवाहनम् ॥ ७१ ॥ आसनेऽस्मिनुमाकांत सुखस्पर्शे सुनिर्मले। उपविश्य महेशानीं सर्वशांतिप्रदो भव–आसनम् ॥ ७२ ॥ पाद्यं च ते मया दत्तं पुष्पगंधसमन्वितम्। गृहाण देवदेवेश प्रसन्नो वरदो भव–पाद्यम् ॥ ७३ ॥ ताम्रपात्रस्थितं तोयं फलगंधादिसंयुतम्। अर्घ्यं गृहाण देवेश मया दत्तं हि भक्तितः–अर्घ्यम् ॥ ७४ ॥ शीतलं निर्मलं तोयं कर्पूरेण सुवासितम्। आचम्यतां सुरश्रेष्ठ मया दत्तं हि भक्तितः–आचमनीयम् ॥ ७५ ॥ पंचामृतेन स्नपनं तत्तन्मन्त्रैश्च कारयेत् ॥ ७६ ॥ गोक्षीरधामन्देवेश गोक्षीरेण मया कृतम्। स्नपनं देवदेवेश गृहाण परमेश्वर–दुग्धस्नानम् ॥ ७७ ॥ दध्ना चैव मया देव स्नपनं क्रियते तव। गृहाण भक्त्या दत्तं मे सुप्रसन्नो भवाव्यय–दधिस्नानम् ॥ ७८ ॥ सर्पिषा देवदेवेश स्नपनं क्रियते मया। उमाकांत गृहाणेदं श्रद्धया सुरसत्तम–घृतस्नानम् ॥ ७९ ॥ इदं मधु मया दत्तं तव तुष्ट्यर्थमेव च। गृहाण शंभो त्वं भक्त्या मम शांतिप्रदो भव–मधुस्नानम् ॥ ८० ॥ सितया देवदेवेश स्नपनं क्रियते मया। गृहाण शंभो मे भक्त्या सुप्रसन्नो भव प्रभो–शर्करास्नानम् ॥ ८१ ॥ कावेरी नर्मदा वेणी तुंगभद्रा सरस्वती। गंगा च यमुना चैवैताभ्यः स्नानार्थमाहृतम्। गृहाण त्वमुमाकांत स्नानाय श्रद्धया जलम्–स्नानम् ॥८२॥ [ स्नानान्तरेण आचमनीयम् ]

'હે પાર્વતીપતે! હે દીનવત્સલ! આપ અહીં પધારો અને પૂજા પૂરી થાય ત્યાંસુધી કૃપા કરી આ સ્થાને સ્થિર થઇ રહો.'[૭૧] એ મંત્રથી આવાહન કરવું. પછી 'હે પાર્વતીપતે! હે સુખ આપનાર! જેના જેના સ્પર્શથી સુખ થાય એવા આ સ્વચ્છ આસન ઉપર બીરાજી સઘળી શાંતિ કરો.[૭૨] હે દેવના દેવ! હે ઇશ! ચંદન અને પુષ્પવાળું પાદ્ય આપને આપું છું તેનું ગ્રહણ કરો અને પ્રસન્ન થઇ વર આપો.[૭૩] હે દેવેશ! ચંદન અને ફળસહિત અર્ધ્ય કે જે ત્રાંબાના પાત્રમાં છે, તે આપને ભક્તિથી આપું છું તે ગ્રહણ કરો.[૭૪] હે સુરશ્રેષ્ઠ! કર્પૂરની સુગંધિવાળું નિર્મળ અને શીતળ જળ આપને ભક્તિથી આપું છું, તેનું આચમન કરો.'[૭૫] તે પછી નીચેના મંત્રો-

વડે પંચામૃત સ્નાન કરાવવું.૭૬ 'હે દૂધ જેવા વર્ણવાળા! હે દેવેશ! હે દેવના દેવ! હે ઇશ! હે પરમેશ્વર! હું દૂધવડે આપને સ્નાન કરાવું છું, તે ગ્રહણ કરો.૭૭ હે દેવ! હે અવ્યય! હું આપને ભક્તિથી દહીંવડે સ્નાન કરાવું છું, તે સ્વીકારી મારી ઉપર પ્રસન્ન થાઓ.૭૮ હે દેવના દેવ! હે ઇશ! હે પાર્વતીપતે! હે સુરશ્રેષ્ઠ! હું આપને શ્રદ્ધાથી ઘીવડે સ્નાન કરાવું છું, તે ગ્રહણ કરો.૭૯ હે શંભો! આપને પ્રસન્ન કરવા માટે આ મધ આપને ચડાવું છું, તે સ્વીકારી, મને શાંતિ આપો.૮૦ હે દેવદેવ! હે ઇશ! હે શંભો! હે પ્રભો! હું આપને ભક્તિથી સાકરવડે સ્નાન કરાવું છું, તે સ્વીકારો ને પ્રસન્ન થાઓ.૮૧ હે પાર્વતીપતે! કાવેરી, નર્મદા, વેણી, તુંગભદ્રા, સરસ્વતી, ગંગા અને યમુનાનાં જળ આપના સ્નાન માટે શ્રદ્ધાથી લાવ્યો છું તેનું ગ્રહણ કરો.૮૨ પછી હે સુરશ્રેષ્ઠ! સુંદર વસ્ત્ર અને ઉત્તરીય વસ્ત્રનું ગ્રહણ કરીને મને વસ્ત્ર આપો.૮૩

एतद्वासो मया दत्तं सोत्तरीयं सुशोभनम् । गृहाण त्वं सुरश्रेष्ठ मम वासःप्रदो भव–वस्त्रम् ॥ ८३ ॥ यज्ञोपवीतं सौवर्णं मया दत्तं च शंकर । गृहाण परया तुष्ट्या तुष्टिदो भव सर्वदा–उपवीतम् ॥ ८४ ॥ सुगंधं चंदनं दिव्यं मया दत्तं तव प्रभो । भक्त्या परमया शंभो सुभगं कुरु मां भव–चंदनम् ॥ ८५ ॥ मालतीचंपकादीनि कुमुदान्युत्पलानि च । बिल्वपत्राणि पूजार्थं स्वीकुरु त्वमुमापते–पुष्पाणि ॥ ८६ ॥ धूपं विशिष्टं परमं सर्वौषधिविजृंभितम् । गृहाण परमेशान ममोपरि दयां कुरु–धूपम् ॥ ८७ ॥ दीपं च परमं शंभो घृतवर्तिसुयोजितम् । दत्तं गृहाण देवेश मम ज्ञानप्रदो भव–दीपम् ॥ ८८ ॥ शाल्योदनघृतापूपपायसादिसमन्वितम् ।नैवेद्यं विविधं दत्तं भक्त्या मे प्रतिगृह्यताम्–नैवेद्यम् ॥८९॥ नैवेद्यमध्ये पानीयं मया दत्तं हि भक्तितः । स्वीकुरुष्व महादेव प्रसन्नो भव सर्वदा–मध्ये पानीयम् ॥ ९० ॥ उत्तरापोशनार्थं वा आनीतं जलमुत्तमम् । गृहाण त्वमुमाकांत सर्वदुःखनिवारक–उत्तरापोशनम् ॥ ९१ ॥ कर्पूरैलालवंगादिपूगीफलसमन्वितम् । तांबूलं कल्पितं भक्त्या गृहाण गिरिजाप्रिय–तांबूलम् ॥ ९२ ॥ इदं फलं मया देव०–फलम् ॥ ९३ ॥ हिरण्यगर्भगर्भस्थं हेमबीजं विभावसोः । दक्षिणा कांचनी देव स्थापिता मे तवाग्रतः–दक्षिणाम् ॥ ९४ ॥ दीपावली मया दत्ता सुवर्तिघृतसंयुता । आरार्तिकप्रदानेन मम तेजःप्रदो भव–आरार्तिकम् ॥९५॥ यानिकानि च पापानि०–प्रदक्षिणाम् ॥ ९६ ॥

હે શંકર! હું પરમ હર્ષથી આપને સોનાની જનોઈ આપું છું તે સ્વીકારો અને મને સદા આનંદ આપો.૮૪ હે પ્રભો! હે શંભો! હું આપને પરમ ભક્તિથી સુગંધિ દિવ્ય ચંદન આપું છું તે સ્વીકારીને મને સુખી કરો.૮૫ હે પાર્વતીપતે! માલતીનાં પુષ્પ, ચંપાનાં પુષ્પ, ચંદ્રવિકાશી કમલ, શ્યામ કમળ અને બિલ્વપત્ર વગેરેથી આપની પૂજા કરું છું તે સ્વીકારો.૮૬ હે પરમેશ્વર! હું આપની પાસે સર્વ ઔષધીવાળો ઉત્તમ ધૂપ કરું છું, તે સ્વીકારી મારી ઉપર અનુગ્રહ કરો.૮૭ હે શંભો! હે દેવેશ! હું આપની પાસે ઉત્તમ ઘીનો દીવો કરું છું, તે સ્વીકારી અને મને જ્ઞાન આપો.૮૮ હે દેવ! ભાત, ઘી, પૂડલા અને દૂધપાક વગેરે ભાતભાતનાં નૈવેદ્ય આપની પાસે ભક્તિથી ધરું છું તેનો સ્વીકાર કરો.૮૯ હે મહાદેવ! હું આપને ભક્તિથી નૈવેદ્યની વચમાં જળ આપું છું, તે સ્વીકારો અને મારી ઉપર સદા પ્રસન્ન રહો.૯૦ હે ઉમાકાંત! હે સર્વ દુઃખનું નિવારણ કરનાર! ઉત્તરાપોશન માટે ઉત્તમ જળ લાવ્યો છું, તે સ્વીકારો.૯૧ હે પાર્વતીપતે! કપૂર, એલચી, લવિંગ અને સોપારી વગેરેથી બનાવેલું તાંબૂલ આપને ભક્તિથી આપું છું તે ગ્રહણ કરો.૯૨ 'इदं फलं.' એ મંત્રથી ફળ,૯૩ હે દેવ! હિરણ્યગર્ભના ગર્ભમાં રહેલા અને અગ્નિનું બીજ એવા સુવર્ણની દક્ષિણા આપની પાસે રાખું છું.૯૪ હે દેવ! ઘીના દીવાવતી આપની આરતી ઉતારું છું માટે મને ઉત્તમ તેજ આપો.'૯૫ 'यानि कानि च पापानि०' આ મંત્ર ભણી પ્રદક્ષિણા કરવી.૯૬

मृत्युंजयाय रुद्राय नीलकंठाय शंभवे । अमृतेशाय शर्वाय महादेवाय ते नमः–नमस्कारान् ॥ ९७ ॥ सेवंतिकाबकुलचंपकपाटलाब्जैः पुन्नागजातिकरवीररसालपुष्पैः । बिल्वप्रवालतुलसीदलमालतीभिस्त्वां पूजयामि जगदीश्वर मे प्रसीद–मंत्रपुष्पाञ्जलिम्॥९८॥निपत्य दंडवद्भूमौ प्रणम्य च पुनः पुनः । क्षमापयित्वा देवेशं रात्रौ जागरणं चरेत् ॥९९॥ गीतवादित्रनृत्याद्यैर्गृहे वा देवतालये । वितानमंडपं कुर्यान्नानावर्णैः समन्वितम् ॥ १०० ॥ प्रभातायां तु शर्वर्यां नद्यादौ विमले जले । स्नात्वा पुनः समभ्यर्च्य जुहुयात्पायसेन च ॥ १ ॥ उमया सहितं रुद्रं पृथगष्टोत्तरं हुनेत् । गौरीर्मिमायमन्त्रेण त्र्यंबकेण च शंकरम् । आचार्यं च सपत्नीकं वस्त्रालंकारचंदनैः । तोषयित्वा शुचिं दांतं गां दद्याच्च पयस्विनीम् ॥२॥ ब्राह्मणान्भोजयेत्पश्चाद्दक्षिणाभिः प्रतोषयेत् । दीनानाथांश्च संतर्प्य ह्यच्छिद्रं वाचयेत्ततः ॥३॥ लब्ध्वाऽनुज्ञां ब्राह्मणेभ्यो बंधुभिः सहितः शुचिः।हृदि स्मरन् शिवं भक्त्या भुञ्जीत विनतो व्रती ॥ ४ ॥ अनेनैव विधानेन कुर्यादुद्यापने विधिम् । एवं यः कुरुते भक्त्या प्रदोषव्रतमुत्तमम् ॥ ५ ॥ शनिवारेण संयुक्तं सोद्यापनविधिं नरः । आयुरारोग्यमैश्वर्यं पुत्रपौत्रसमन्वितः ॥ ६ ॥ शत्रून्विजयते नित्यं प्रसादाच्छंकरस्य च । तस्मात्त्वमपि देवेन्द्र पूजयस्व सदाशिवम् । एवं प्रदोषविधिना युद्धे त्वं विजेष्यसि ॥ ७ ॥ एवं निशम्य गुरुणा कथितं तदानीमिंद्रोऽप्यनेन विधिना गिरिशं प्रपूज्य । लोकं प्रसंतमिव दैत्यपतिं प्रवृद्धं तं तत्क्षणादगमयत्क्षयमीशतुष्ट्या ॥१०८॥ इति स्कंदपुराणे केदारखंडे शनिप्रदोषव्रतकथा संपूर्णा ॥

'હે શંકર! આપ મૃત્યુને જિતનાર છો, રુદ્ર છો, નીલકંઠ છો, શંભુ છો, મોક્ષના ઈશ છો, સર્વ છો અને મહાદેવ છો તેને હું નમસ્કાર કરૂં છું.[૯૭] હે જગદીશ્વર! સેવંતિકા, બોરસળી, ચંપો, પાટલા, કમલ, પુન્નાગ, જાતિ, કરેણુ, આંબો અને માલતીનાં પુષ્પોવડે તથા બિલી ને તુલસીનાં પત્રવડે આપની પૂજા કરૂં છું, માટે મારાપર પ્રસન્ન થાઓ.'[૯૮] એ મંત્ર ભણી મંત્રપુષ્પાંજલિ આપવી. તે પછી પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને વારંવાર પ્રણામ કરવા અને શંકરની પાસે ક્ષમા માગવી. દેવાલયમાં વા ઘરમાં રાત્રિએ જાગરણ કરવું,[૯૯] ગીત ગાવાં, વાજાં વગાડવાં અને નૃત્ય કરવું. નાના પ્રકારનાં રંગવાળાં લુગડાંનો માંડવો બાંધવો.[૧૦૦] પ્રાતઃકાલ થાય ત્યારે નદી વગેરેનાં સ્વચ્છ જળમાં સ્નાન કરી ફરીથી પૂજા કરી દૂધપાકનો હોમ કરવો.[૧] ('गौरीर्मिमाय०' એ મંત્રથી એકસો આઠ વખત પાર્વતીને આહુતિ આપવી અને 'त्र्यंबकेश०' એ મંત્રવડે મહાદેવને એકસો આઠ વખત આહુતિ આપવી.) પવિત્ર અને ઇંદ્રિયનિગ્રહવાળા આચાર્ય તથા તેમની પત્નીને ચંદન, વસ્ત્ર અને અલંકારવડે પ્રસન્ન કરવાં અને દુઝણી ગાય આપવી.[૨] બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા આપી પ્રસન્ન કરવા. અનાથ, ગરીબ ગરબાંને તૃપ્ત કરવાં, અને ક્ષમા માગવી.[૩] પછી બ્રાહ્મણોની આજ્ઞા લઈ પવિત્ર થઈ ભક્તિથી હૃદયમાં શંકરનું સ્મરણ કરતાં કરતાં સગાં સંબંધીઓની સાથે નિયમથી ભોજન કરવું.[૪] એવી રીતે ઉદ્યાપન કરવું. હે ઇંદ્ર! જે માણસ ભક્તિથી આ ઉત્તમ શનિપ્રદોષવ્રત કરે છે અને ઉપર કહ્યા પ્રમાણે ઉદ્યાપન કરે છે તેને શંકરની કૃપાથી આરોગ્ય રહે છે, ઐશ્વર્ય મળે છે, પુત્ર પૌત્રની વૃદ્ધિ થાય છે અને તે પુરુષ શત્રુને જિતી લે છે. હે ઇંદ્ર! એટલા માટે તમે પણ પ્રદોષનું વ્રત કરી શંકરની પૂજા કરો, તેથી તમે યુદ્ધમાં વૃત્રાસુરને જિતી લેશો.[૫-૭] એ પ્રકારનાં ગુરુનાં વચનો સાંભળી ઇંદ્રે પ્રદોષવ્રત કરી મહાદેવની પૂજા કરી તેમને પ્રસન્ન કર્યા અને લોકને ગળી જતા મોટા વૃત્રાસુરનો તત્કાળ નાશ કર્યો.[૮] એવી રીતે સ્કંદપુરાણમાં કેદારખંડમાં શનિપ્રદોષવ્રતની કથા કહેલી છે.

## શનિપ્રદોષવ્રતનો બીજો પ્રકાર

मदनरत्ने स्कांदे प्रकारांतरम् ॥ देव्युवाच— देव केन विधानेन प्रदोषव्रतमुत्तमम् । विधातव्यं नरैः स्त्रीभिः संतानफलसिद्धये ॥ १ ॥ ईश्वर उवाच— यदा त्रयोदशी शुक्ला मंदवारेण संयुता । आरब्धव्यं व्रतं तत्र संतानफलसिद्धये ॥ २ ॥ ऋणनिर्मोचनार्थाय भौमवारेण संयुता । सौभाग्यस्त्रीसमृद्ध्यर्थं शुक्रवारेण संयुता ॥ ३ ॥ आयुरारोग्यसिद्ध्यर्थं भानुवारेण संयुता । एकवत्सरपर्यंतं प्रतिपक्षं त्रयोदशी ॥ ४ ॥ प्रदोषे शिवमभ्यर्च्य नक्तं भोक्ष्यामि शंकर । प्रातश्चानेन मन्त्रेण व्रतसंकल्पमाचरेत् ॥ ५ ॥ ततस्तु कोहिते भानौ स्नात्वा सनियमो व्रती । पूजास्थानं ततो गत्वा प्रदोषे शिवमर्चयेत् ॥ ६ ॥

મદનરત્નમાં અને સ્કંદપુરાણમાં શનિપ્રદોષ વ્રતનો બીજો પ્રકાર કહેલો છે. દેવી કહે છે–હે દેવ! સ્ત્રીએ અથવા પુરુષે સંતાનની પ્રાપ્તિ માટે ઉત્તમ પ્રદોષવ્રત કયે પ્રકારે કરવું.[૧] મહાદેવ કહે છે–જ્યારે શુક્લ પક્ષની તેરશ શનિવારી હોય ત્યારે સંતાનની ઇચ્છાવાળાએ વ્રતનો આરંભ કરવો.[૨] ઋણ મુકાવા માટે મંગળવારી શુદિ તેરશને દિવસે વ્રતનો આરંભ કરવો. સૌભાગ્ય, સ્ત્રી અને સમૃદ્ધિની ઇચ્છાવાળાએ શુક્રવારી શુદિ તેરશને દિવસે વ્રતારંભ કરવો.[૩] આયુષ્યની વૃદ્ધિ અને આરોગ્ય માટે રવિવારી શુદિ તેરશને દિવસે વ્રતનો આરંભ કરવો. એવી રીતે આરંભ કરી વર્ષપર્યંત પ્રત્યેક ત્રયોદશીને દિવસે પ્રદોષવ્રત કરવું[૪] અને 'હે શંકર! પ્રદોષ વખતે આપનું પૂજન કરી હું રાત્રિમાં ભોજન કરીશ,' એ મંત્ર ભણી પ્રાતઃકાલમાં સંકલ્પ કરવો.[૫] પછી અરુણોદય વખતે સ્નાન કરી, પૂજાસ્થાનમાં જઈ પ્રદોષ વખતે શિવપૂજન કરવું. તે પૂજાના મંત્રો.[૬]

पूजामंत्राः-ॐ भवाय नमः महादेवाय० रुद्राय० नीलकंठाय० शशिमौलिने० उग्राय० उमाकांताय० ईशानाय० विश्वेश्वराय० त्र्यंबकाय० त्रिपुरघ्नाय० त्रिपुरांतकाय० त्रिकाग्निकालाय० कालाग्निरुद्राय० नीलकंठाय० सर्वेश्वराय० ॥ ७ ॥ पंचामृतेन स्नपनमेभिर्मन्त्रैः प्रपूजयेत् । दधिभक्तेन नैवेद्यं पक्वान्नैर्घृतसंयुतम् ॥ ८ ॥ दत्त्वा सुमुखवासं च तांबूलं क्रमुकादिकम् । समर्पयेदष्टदिक्षु दीपानाज्यसमन्वितान् ॥ ९ ॥ यथा भवान् समस्तानां पशूनां पापमोचकः । तथा व्रतेन संतुष्टः पुत्रं देहि सुलक्षणम् ॥१०॥ ऋणरोगादिदारिद्र्यपापक्षुदपमृत्यवः । भयशोकमनस्तापा नश्यंतु मम सर्वदा ॥ ११ ॥ पृथिव्यां यानि तीर्थानि सागरांतानि यानि च । अंडमाश्रित्य तिष्ठंति प्रदोषे गोवृषस्य तु ॥ १२ ॥ स्पृष्ट्वा तु वृषणौ तस्य शृंगमध्ये विलोक्य च । पुच्छं च ककुदं चैव सर्वपापैः प्रमुच्यते ॥ १३ ॥ निवेद्य कर्मजातं च दद्याद्वित्तानुसारतः । दक्षिणा ब्राह्मणेभ्यश्च ततो मौनं विसर्जयेत् ॥ १४ ॥ एवं संवत्सरं कुर्यात्त्रयोदशमिदं व्रतम् । अथवा मंदवारेण युक्ता एव त्रयोदशी ॥ १५ ॥ यश्चतुर्विंशतिं कुर्याद्यथोक्तफलमाप्नुयात् ॥ १६ ॥ इति मदनरत्नोक्तं प्रकारान्तरम् ॥

'भवाय नमः' ત્યાંથી લઈ 'सर्वेश्वराय नमः' ત્યાં સુધીના મંત્રોવડે શંકરને પંચામૃતથી સ્નાન કરાવવું.[૭] દહીં, ભાત અને બીજા પણ રાંધેલાં અન્નમાં ઘી નાખી તેનું નૈવેદ્ય કરવું.[૮] મુખવાસ માટે સોપારી વગેરેથી બનાવેલું સુગંધિ તાંબૂલ આપવું. આઠે દિશાઓમાં ઘીના દીવા કરવા.[૯] પછી પ્રાર્થના કરવી કે, 'જેમ આપ સઘળા પ્રાણીનાં પાપોને દૂર કરનાર છો, તેમ જ આ વ્રતથી

પ્રસન્ન થઈ મને ઉત્તમ પુત્ર આપો.[૧૦] ઋણ, રોગ દરિદ્રપણું, પાપ, ભૂખ, અપમૃત્યુ, ભય, શોક અને મનના તાપ વગેરે સઘળાં મારાં દુઃખ નષ્ટ થાઓ' એવી પ્રાર્થના કરવી.[૧૧] પૃથ્વીમાં જે તીર્થ અને સમુદ્ર વગેરે છે તે સઘળાં પ્રદોષ વખતે મહાદેવના નંદીના વૃષણમાં રહે છે, એટલા માટે તેના વૃષણ, પુચ્છ અને કાંધ પકડી શીંગડાંની વચમાં જોવાથી સઘળાં પાપો છૂટી જાય છે.[૧૨-૧૩] પછી કરેલું કર્મ નિવેદન કરી શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને દક્ષિણા આપવી.[૧૪] પછી મૌનનો ત્યાગ કરવો. જે માણસ એવી રીતે વર્ષ સુધી ત્રયોદશી વ્રત કરે છે, અથવા શનિવારી ચોવિશ ત્રયોદશીનાં વ્રતો કરે છે, તેને ધારેલું ફળ મળે છે.[૧૫] એવી રીતે મદનરત્નમાં શનિપ્રદોષનો બીજો પ્રકાર કહેલો છે.

## ૬ પક્ષપ્રદોષવ્રતની કથા

अथ ( पक्ष ) प्रदोषव्रतं ॥ सूत उवाच– काचिच्च विप्रवनिता सपुत्रा दुःखकर्शिता । शांडिल्यस्य मुखाच्छ्रुत्वा प्रदोषे शिवपूजनम् ॥ १ ॥ तं प्रणम्याथ पप्रच्छ शिवपूजाविधिं क्रमात् ॥ २ ॥

સૂત કહે છે–કોઈ એક બ્રાહ્મણી દુઃખણી હતી. તેના પુત્રો પણ દુઃખી હતા. એ બ્રાહ્મણીએ શાંડિલ્ય મુનિના મુખથી પ્રદોષ વખતે શિવપૂજન કરવું; એમ સાંભળી તેને પ્રણામ કરી, શિવપૂજનનો પ્રકાર પૂછ્યો.[૧-૨]

शांडिल्य उवाच– पक्षद्वये त्रयोदश्यां निराहारो भवेद्दिवा । घटित्रयावशिष्टमयात्पूर्वं स्नानं समाचरेत् ॥ ३ ॥ शुक्लांबरधरो भूत्वा वाग्यतो नियमान्वितः । कृतसंध्याजपविधिः शिवपूजां समारभेत् ॥ ४ ॥ देवस्य पुरतः सम्यगुपलिप्य नवांभसा । विधाय मंडपं रम्यं धौतवस्त्रादिभिर्वृतम् ॥ ५ ॥ वितानाद्यैरलंकृत्य फलपुष्पनवांकुरैः । विचित्रं पद्ममुल्लिख्य वर्णपंचकसंयुतम् ॥ ६ ॥ तत्रोपविश्य तु शुभे सूपविष्टः स्थिरासने । सम्यक्संपादिताशेषपूजोपकरणः शुचिः ॥ ७ ॥ आगमोक्तेन मन्त्रेण पीठमामंत्रयेत् सुधीः । ततः कृत्वाऽऽत्मशुद्धिं च भूतशुद्ध्यादिकं क्रमात् ॥८॥ प्राणायामत्रयं कुर्याद्बीजमन्त्रैः सबिंदुकैः । मातृका न्यस्य विधिवद्ध्यात्वा तां देवतां पराम् ॥ ९ ॥

શાંડિલ્ય મુનિ કહે છે–શુક્લ અને કૃષ્ણ બન્ને પક્ષની ત્રયોદશીને દિવસે આખો દિવસ નિરાહાર રહેવું. ત્રણ ઘડી દિવસ બાકી રહે ત્યારે સ્નાન કરવું.[૩] પછી પવિત્ર ધોળાં વસ્ત્રો પહેરી વાણીને નિયમમાં રાખી સંધ્યા કરી નિયમથી શિવની પૂજા કરવી.[૪] મહાદેવની આગળ પવિત્ર જળથી જમીન લીંપી, ધોયેલાં વસ્ત્રો વગેરેનો મંડપ બાંધી, તેમાં ચંદરવો, ફલ, પુષ્પ, નવાં પાંદડાં અને તોરણ વગેરેથી તેમાં શોભા કરવી.[૫] પાંચ રંગોથી સુંદર કમળ આલેખવું.[૬] તેમાં સ્થિર આસન ઉપર પવિત્રતાથી સારી રીતે બેસવું. પૂજાની સઘળી સામગ્રી પાસે રાખવી.[૭] એ પછી આસનનું આમંત્રણ કરવું. પછી ક્રમથી ભૂતશુદ્ધિ અને પ્રાણપ્રતિષ્ઠા કરવી.[૮] અનુસ્વારવાળા બીજમંત્ર ભણી ત્રણ પ્રાણાયામ કરવા. વિધિથી અંતર્માતૃકા અને બહિર્માતૃકાના ન્યાસ કરવા. દેવનું ધ્યાન ધરવું.[૯]

वामभागे गुरुं नत्वा दक्षिणे गणपं यजेत् । अंसोरुयुग्मे धर्मादीन्न्यस्य नाभौ च पार्श्वयोः ॥ १० ॥ अधर्मादीननंतादीन् हृदि पीठमनुन्यसेत् । आधारशक्तिमारभ्य ज्ञानात्मानमनुक्रमात् ॥ ११ ॥ उक्तक्रमेण विन्यस्य हृदये साधु भाविते । नवशक्तिमये रम्ये ध्यायेद्देवमुमापतिम् ॥ १२ ॥ चंद्रकोटिप्रतीकाशं त्रिनेत्रं चंद्रभूषणम् । आपिंगलजटाजूटं रत्नमौलिविराजितम् ॥१३॥ नीलग्रीवमुदारांगं नानाहारोपशोभितम् । वरदाभयहस्तं च हरिणं च परश्वधम् ॥१४॥ दधानं नागवलयं केयूरांगदभूषणम् । व्याघ्रचर्मपरीधानं रत्नसिंहासने स्थितम् ॥ १५ ॥

વામ બાજુમાં ગુરુની પૂજા કરી દક્ષિણ બાજુમાં ગણપતિની પૂજા કરવી. બે ખભા અને સાથળમાં ધર્માદિકનો વિન્યાસ કરવો, નાભિમાં અધર્માદિનો વિન્યાસ કરવો, બે પડખામાં અનંત વગેરેનો વિન્યાસ કરવો અને હૃદયમાં પીઠનો વિન્યાસ કરવો. આધારશક્તિથી આરંભી ક્રમથી જ્ઞાનાત્માનો વિન્યાસ કરવો. પછી જે કરોડો ચંદ્ર જેવા કાંતિવાળા છે, ત્રણ નેત્રવાળા છે, ચંદ્રરૂપી અલંકારવાળા છે, પીળી જટાવાળા છે, રત્નના મુકુટથી શોભિત છે, જેનો કંઠ શ્યામ છે, જેનું શરીર સુંદર છે, જે વિવિધ હારવડે શોભિત છે, હાથમાં વરદ, અભય, હરિણ અને પશુને ધારણ કરે છે, સર્પનાં કડાંને ધારણ કરે છે, બાજુબંધથી શોભે છે, રત્નના સિંહાસન ઉપર બીરાજેલા છે અને જેણે વાઘનું ચામડું ઓઢેલું છે એવા નવ શક્તિવાળા મહાદેવનું, શુદ્ધ અંતઃકરણમાં ધ્યાન કરવું.[૧૦-૧૫]

ध्यात्वा तद्वामभागे च गिरिजां भक्तवत्सलाम् । भास्वज्जपाप्रसूनाभामुदयार्कसमप्रभाम् ॥ १६ ॥ विद्युत्पुंजनिभां तन्वीं मनोनयननंदिनीम् । बालेंदुशेखरां स्निग्धां नीलकुंचितकुंतलाम् ॥१७॥ भृंगसंघातरुचिरनीलालकविराजिताम् । मणिकुंडलविद्योतन्मुखमंडलविभ्रमाम् ॥ १८ ॥ नवकुंकुमपंकाभां कपोलतलदर्पणाम् । मधुरस्मितविभ्राजदरुणाधरपल्लवाम् ॥ १९ ॥ कंबुकंठीं शिवामुद्यत्कुचपंकजकुड्मलाम् । पाशांकुशाभयाभीष्टविलसंतीं चतुर्भुजाम् ॥ २० ॥ अनेकरत्नविलसत्कंकणांगदशोभिताम् । वलित्रयेण विलसद्धेमकांचीगुणान्विताम् ॥ २१॥ रक्तमाल्यांबरधरां दिव्यचंदनचर्चिताम् । दिक्पालवनितामौलिसन्नतांघ्रिसरोरुहाम् ॥२२॥

रत्नसिंहासनारूढां सर्पराजपरिच्छदाम् । एवं ध्यात्वा महादेवं देवीं च गिरिजां शुभाम् ॥ २३ ॥

જે ભક્તો ઉપર પ્રીતિવાળાં છે, શોભતાં જાસુંદના પુલના જેવી અને ઉગતા સૂર્યના જેવી કાંતિવાળાં છે, વીજળી ને કમળ જેવાં છે, તન્વી છે, મન અને નેત્રને આનંદ આપનારાં છે, જેના મુકુટમાં બીજનો ચંદ્રમા શોભે છે, સ્નેહવાળાં છે, શ્યામ અને વાંકા કેશવાળાં છે, જેના કેશ ભમરાઓના સમુદાયથી શોભે છે, જેનું મુખમંડળ મણિનાં કુંડળથી શોભાયમાન છે, જેની કાંતિ નવાં કેસર જેવી છે, જેના ગાલ અરીસા જેવા ચમકતા છે, સુંદર મંદહાસ્યથી જેના અધરોષ્ઠ શોભે છે, જેનો કંઠ શંખના જેવો છે, જે કલ્યાણકારક છે, કમળના ડોડા જેવાં જેનાં સ્તન છે, પાશ, અંકુશ, અભય અને અભીષ્ટથી જે શોભે છે, જેને ચાર હાથ છે, અનેક રત્નથી શોભતાં કડાં અને બાજુબંધથી જે શોભી રહ્યાં છે, ત્રિવલીથી જેની કટિમેખલા શોભે છે, જેણે લાલ પુષ્પ તથા માળા ધારણ કરેલાં છે, લાલ રંગનું દિવ્ય ચંદન જેણે ચર્ચેલું છે, જેનાં ચરણકમલમાં દેવાંગનાઓ મસ્તકવડે પ્રણામ કરે છે, જે રત્નનાં સિંહાસન ઉપર બીરાજે છે અને જેને મોટા મોટા સર્પોની સામગ્રી છે, એવાં પાર્વતી મહાદેવને ડાબે પડખે છે એવી રીતે ધ્યાન કરવું.[१६–२३]

न्यासक्रमेण संपूज्य देवं गंधादिभिः क्रमात् । पंचभिर्ब्रह्मभिः कुर्यात्प्रोक्तस्थानेषु वा हृदि ॥ २४ ॥ पृथक् पुष्पांजलिं देहे मूलेन च हृदि त्रयम् । पुनः स्वयं शिवो भूत्वा मूलमन्त्रेण साधकः ॥ २५ ॥ ततः संपूजयेद्देवं बाह्यपीठे पुनः क्रमात् । संकल्पं प्रवदेत्तत्र पूजारंभे समाहितः ॥२६॥ कृतांजलिपुटो भूत्वा चिंतयेद्धृदि शंकरम् । ऋणपातकदौर्भाग्यदारिद्र्यविनिवृत्तये ॥ २७ ॥ अशेषाघविनाशाय प्रसीद मम शंकर । दुःखशोकाग्निसंतप्तं संसारभयपीडितम् ॥ २८ ॥ बहुरोगाकुलं दीनं त्राहि मां वृषवाहन । आगच्छ देवदेवेश महादेवाभयंकर ॥२९॥ गृहाण सह पार्वत्या त्वं च पूजां मया कृताम् । इति संकल्प्य विधिवद्बाह्यपूजां समाचरेत् ॥ ३० ॥

ન્યાસના ક્રમથી અને ચંદન વગેરેથી દેવની પૂજા કરવી. પાંચ બ્રહ્મવડે કહેલા સ્થાનમાં અથવા હૃદયમાં વિન્યાસ કરવો.[२४] દેહમાં મૂળ મંત્રવડે જૂદી પુષ્પાંજલિ આપ્યા પછી પોતે શિવ થઇ મૂળમંત્રવડે હૃદયમાં ત્રણવાર ભાવના કરવી.[२५] પછી બાહ્ય પીઠમાં ક્રમથી દેવની પૂજા કરવી. પૂજાના આરંભમાં હાથ જોડી શંકરનું ધ્યાન કરવું. પછી 'હે શંકર! મારી ઉપર પ્રસન્ન થાઓ અને ઋણ, પાપ, કમનસીબ, દરિદ્રપણું અને બીજાં સઘળાં પાપોનો નાશ કરો.' 'હે શંકર! હું દુઃખ અને શોકરૂપી અગ્નિથી સંતપ્ત છું, સંસારના ભયથી પીડિત છું, ઘણા રોગોથી વ્યાકુળ છું અને ગરીબ છું તેનું રક્ષણ કરો. હે દેવના દેવ! હે ઈશ! હે અભય આપનાર! આપ તથા પાર્વતી બન્ને અહીં પધારો અને મેં કરેલી પૂજાનો સ્વીકાર કરો' એ પ્રમાણે વિધિથી સંકલ્પ કરી બાહ્ય પૂજાનો આરંભ કરવો.[२६–३०]

गुरुं गणपतिं चैव यजेत्सव्यापसव्ययोः । क्षेत्रेशमीशकोणे तु यजेद्वास्तोष्पतिं क्रमात् ॥ ३१ ॥ वाग्देवीं च यजेत्तत्र ततः कात्यायनीं यजेत् । धर्मज्ञानं सवैराग्यमैश्वर्यं च नमोंतकैः ॥३२॥ स्वरैरीशादिकोणेषु पीठपादेष्वनुक्रमात् । आभ्यां बिंदुविसर्गाभ्यामधर्मादीन्प्रपूजयेत् ॥ ३३ ॥ गात्ररूपां चतुर्दिक्षु मध्येऽनंतं सतारकम् । सत्त्वादिस्त्रिगुणांस्तंतुरूपान्पीठेषु विन्यसेत् ॥ ३४ ॥ अत ऊर्ध्वच्छदे मायालक्ष्म्यौ देव्या शिवेन च । तदंते चांबुजं भूयः सकलं मंडलोत्तमम् ॥ ३५ ॥ यत्र केसरकिंजल्कव्याप्तं तत्राक्षरैः क्रमात् । आत्मत्रयमथाभ्यर्च्य मध्ये मंडपमादरात् ॥ ३६ ॥ वामां ज्येष्ठां च गौरीं च भावर्थे दिक्षु पूजयेत् । वामाद्या नवशक्तीश्च नवस्वरयुता यजेत् ॥ ३७ ॥ हृदि बीजत्रयाद्यैश्च पीठमन्त्रेण चार्चयेत् । आवृत्तिः प्रथमांगैस्तु पंचभिर्मूर्तिपंक्तिभिः ॥३८॥ त्रिंशद्भिर्मूर्तिभिश्चान्यैर्निधिद्वयसमन्वितैः । अनंताद्यैः परावान्या मातृभिश्च वृषादिभिः ॥ ३९ ॥ सिद्धिभिश्चाणिमाद्याभिरिंद्राद्यैश्च तदायुधैः । वृषभक्षेत्रचंडेशदुर्गाश्च स्कंदनंदिनौ ॥ ४० ॥ गणेशसैन्यपौ चैव स्वस्वलक्षणलक्षितौ । अणिमा महिमा चैव गरिमा लघिमा तथा ॥ ४१ ॥ ईशित्वं च वशित्वं च प्राप्तिः प्राकाम्यमेव च । अष्टैश्वर्याणि चोक्तानि तेजोरूपाणि केवलम् ॥ ४२ ॥

ડાબી બાજુમાં ગુરુની પૂજા કરવી, જમણી બાજુએ ગણપતિની પૂજા કરવી, ઈશાન કોણમાં વાસ્તોષ્પતિ ક્ષેત્રપાલની પૂજા કરવી.[३१] તેમાં પ્રથમ સરસ્વતીની પૂજા કરી, પછી કાત્યાયનીની પૂજા કરવી. અંતમાં નમઃ પદ લગાડી ઈશાન વગેરે પીઠપાદમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યની ક્રમથી પૂજા કરવી.[३२] અનુસ્વાર અને વિસર્ગવડે અધર્મ વગેરેની પૂજા કરવી.[३३] ચારે દિશાઓમાં ગાત્રરૂપ તારકા સહિત અનંતની પૂજા કરવી. પીઠમાં તંતુરૂપ ત્રણ ગુણોની પૂજા કરવી.[३४] તેથી ઉપલા પત્રમાં માયા–લક્ષ્મી, દેવી અને શિવની પૂજા કરવી, તેના અંતમાં કમલ અને મંડલની પૂજા કરવી.[३५] જે કમલનાં કેસરાં અક્ષરથી વ્યાપ્ત હોય તેની ક્રમથી પૂજા કરવી. મંડલની વચમાં આદરથી ત્રણ આત્માની પૂજા કરવી.[३६] ભાવ માટે દિશાઓમાં વામા, જ્યેષ્ઠા અને ગૌરીની પૂજા કરવી. નવ સ્વરો સહિત વામા વગેરે નવ શક્તિઓની પૂજા કરવી.[३७] હૃદયમાં ત્રણ બીજ સહિત પીઠ મંત્રથી પૂજા કરવી. પાંચ મૂર્તિપંક્તિવડે પ્રથમાંગથી આવૃત્તિ કરવી.[३८] બે નિધિ (ભંડાર)વાળી અને અનંત વગેરે ત્રીશ મૂર્તિવડે આવૃત્તિ કરવી. માતૃ, વૃષ વગેરે

અણિમાદિક સિદ્ધિ તથા ઇંદ્ર વગેરેની આયુધ સહિત આવૃત્તિ કરવી. વૃષભ, ક્ષેત્રચંડેશ, સ્કંદ, દુર્ગા, નંદી, પોતાનાં લક્ષણો સહિત ગણપતિ તથા કાર્તિકસ્વામી, અણિમા, મહિમા, ગરિમા, લઘિમા ઇશિત્વ, વશિત્વ, પ્રાપ્તિ અને પ્રાકામ્ય એ આઠ ઐશ્વર્યો જે તેજોરૂપ છે તેવડે આવરણ કરવું.[૩૯-૪૨]

पंचभिर्ब्रह्मभिः पूर्वं हृल्लेखाद्यादिभिः क्रमात् । अंगैरुमाद्यैरिंद्राद्यैः पूर्वोक्तैर्ब्रह्मनिभिः स्तुतैः ॥४३॥ उमां चंडेश्वरादींश्च पूजयेदुत्तरादितः । एवमावरणैर्युक्तं तेजोरूपं सदाशिवम् ॥ ४४ ॥ उमया सहितं देवमुपचारैः प्रपूजयेत् । सुप्रतिष्ठितशंखस्य तीर्थैः पंचामृतैरपि ॥ ४५ ॥ अभिषिच्य महादेवं रुद्रसूक्तैः समाहितः । कल्पयेद्वैदिकैर्मन्त्रैरासनाद्युपचारकान् ॥ ४६ ॥ आसनं कल्पयेद्धैमं दिव्यवस्त्रसमन्वितम् । अर्घ्यमष्टगुणोपेतं पाद्यं शुद्धोदकेन च ॥ ४७ ॥ तेनैवाचमनं दद्यान्मधुपर्कं मधूत्तमम् । पुनराचमनं दत्त्वा स्नानमन्त्रैः प्रकल्पयेत् ॥ ४८ ॥ वासांते चोपवीतं च भूषणानि निवेदयेत् । गंधमष्टांगसंयुक्तं सुपूतं विनिवेदयेत् ॥ ४९ ॥ ततश्च बिल्वमंदारकल्हारसरसीरुहम् । धत्तूरं कर्णिकारं च द्रोणपुष्पं च मल्लिकाम् ॥ ५० ॥ अपामार्गं च तुलसीमाधवीचंपकादिकम् । बृहतीकरवीराणि यथालब्धानि भामिनि ॥५१॥ निवेदयेत्सुगंधीनि माल्यानि विविधानि च । धूपं कालागुरूत्पन्नं दीपं च विमलं शुभम् ॥ ५२ ॥

પ્રથમ હલ્લેખ વગેરે પાંચ બ્રાહ્મણોવડે, પાર્વતી વગેરે, ઇંદ્ર વગેરેનું મુનિરૂપી અંગસહિત આવરણ કરવું.[૪૩] ઉત્તર તરફ પાર્વતી અને ચંડેશ્વર વગેરેની પૂજા કરવી. એવી રીતે આવરણ સહિત સદાશિવ જે તેજોરૂપ છે તેની તથા પાર્વતીની ઉપચારોવડે પૂજા કરવી. સુંદર શંખમાં પંચામૃત ભરી રુદ્રસૂક્ત ભણી સાવધાન થઇ પેલાં પંચામૃતવડે મહાદેવ ઉપર અભિષેક કરવો. વેદના મંત્રોવડે આસન વગેરે ઉપચારની કલ્પના કરવી.[૪૪-૪૬] પછી દિવ્યવસ્ત્રવાળું સોનાનું આસન આપવું. આઠ વસ્તુવાળો અર્ધ્ય આપવો. પવિત્ર જળનું પાદ્ય આપવું.[૪૭] પવિત્ર જળવડે આચમન આપી ઉત્તમ મધુપર્ક આપવો. ફરીથી આચમન આપી મંત્ર ભણી સ્નાન કરાવવું.[૪૮] પછી વસ્ત્ર, જનોઇ અને અલંકાર આપવાં. પવિત્ર અષ્ટગંધ ચંદન ચઢાવવું.[૪૯] ત્યાર પછી બીલીપત્ર, મંદાર, કલ્હાર, કમલ, ધતૂરો, કર્ણિકાર, દ્રોણપુષ્પ, મલ્લિકા, માધવી, ચંપો, ભોરીંગણી, કરેણનાં પુષ્પ, અઘેડો અને તુલસીપત્ર વગેરે જે જે મળે તે સુગંધી પુષ્પો વગેરે ચડાવવાં, કાલાગરુનો ધૂપ કરવો. મોટા પ્રકાશવાળો દીવો કરવો.[૫૦-૫૨]

अथ पायसनैवेद्यं सघृतं सोपदंशकम् । मोदकापूपसंयुक्तं शर्करागुडसंयुतम् ॥५३॥ मधुरान्नं दधियुतं जलपानसमन्वितम् । तेनैव हविषा वह्नौ जुहुयान्मंत्रभाविते ॥ ५४ ॥ आगमोक्तेन विधिना गुरुवाक्यनियंत्रितः । नैवेद्यं शंभवे भूयो दत्त्वा तांबूलमुत्तमम् ॥ ५५ ॥ फलं नीराजनं दिव्यं छत्रदर्पणमुत्तमम् । समर्पयित्वा विधिवन्मन्त्रैर्वैदिकतांत्रिकैः ॥ ५६ ॥ यद्यशक्तः स्वयं निःस्वो यथाविभवमर्चयेत् । भक्त्या दत्तेन गौरीशः पुष्पमात्रेण तुष्यति ॥ ५७ ॥ अथांगभूतान्सकलान् गणेशादीन्प्रपूजयेत् । स्तवैर्नानाविधैः स्तुत्वा साष्टांगं प्रणमेद्बुधः ॥ ५८ ॥ ततः प्रदक्षिणीकृत्य वृषचंडेश्वरादिकान् । पूजां समर्प्य विधिवत्प्रार्थयेद्गिरिजापतिम् ॥ ५९ ॥

ઘી સહિત દૂધપાક, લાડુ, પુડલા, ગોળ, સાકર, દહીં મધુર અન્ન અને અથાણાં વગેરેનું નૈવેદ્ય કરવું. વચમાં જળપાન કરાવવું. ગુરુના કહેવા પ્રમાણે શાસ્ત્રમાં કહેલા વિધિથી મંત્રથી મંત્રેલા અગ્નિમાં તે હવિષ્યાન્નથી હોમ કરવો. શંકરને કેટલુંક નૈવેદ્ય ધર્યા પછી, ઉત્તમ તાંબૂલ ધરાવવું.[૫૩-૫૫] વેદ અને તંત્રના મંત્રો ભણી ફળ ધરવાં, આરતી ઉતારવી, દિવ્ય છત્ર આપવું અને ઉત્તમ અરીસો ધરવો.[૫૬] જો પોતાની પાસે ધન ન હોવાથી તેવી રીતે પૂજા કરવાની શક્તિ ન હોય તો, શક્તિ પ્રમાણે પૂજા કરવી; કારણ કે ભક્તિથી આપેલાં કેવળ પુષ્પથી પણ મહાદેવ પ્રસન્ન થાય છે.[૫૭] પછી અંગભૂત ગણેશ વગેરે સઘળાની પૂજા કરવી. વિવિધ સ્તોત્રોવડે સ્તુતિ કરી સાષ્ટાંગ પ્રણામ કરવા.[૫૮] નંદી અને ચંડેશ્વર વગેરેને પ્રદક્ષિણા કરી પૂજાનું નિવેદન કરી વિધિથી નીચે કહ્યા પ્રમાણે મહાદેવની પ્રાર્થના કરવી કે,[૫૯]

जय देव जगन्नाथ जय शंकर शाश्वत । जय सर्वसुराध्यक्ष जय सर्वसुरार्चित ॥ ६० ॥ जय सर्वगुणातीत जय सर्ववरप्रद । जय नित्य निराधार जय विश्वंभराव्यय । जय विश्वैकवंद्येश जय नागेंद्रभूषण ॥ ६१ ॥ जय गौरीपते शंभो जय नित्य निरंजन । जय नाथ कृपासिंधो जय भक्तार्तिभंजन ॥ ६२ ॥ जय दुस्तरसंसारसागरोत्तारण प्रभो । प्रसीद मे महादेव संसारार्तस्य खिद्यतः ॥ ६३ ॥ सर्वपापक्षयं कृत्वा रक्ष मां परमेश्वर । महादारिद्र्यमग्नस्य महापापहतस्य च ॥ ६४ ॥ महाशोकनिविष्टस्य महारोगातुरस्य च । ऋणभारपरीतस्य दह्यमानस्य कर्मभिः ॥ ६५ ॥ ग्रहैः प्रपीड्यमानस्य प्रसीद मम शंकर । दरिद्रः प्रार्थयेद्देवं पूजांते गिरिजापतिम् ॥ ६६ ॥ अभाग्यो वापि राजा वा प्रार्थयेद्देवमीश्वरम् । दीर्घमायुः सदारोग्यं कोशवृद्धिर्बलोन्नतिः ॥ ६७ ॥ ममास्तु नित्यमानंदः प्रसादात्तव शंकर । शत्रवश्च क्षयं यांतु प्रसीदंतु मम प्रजाः ॥ ६८ ॥ नश्यंतु दस्यवो राज्ये जनाः संतु निरापदः । दुर्भिक्षमरिसंतापाः शमं यांतु महीतले ॥६९॥ सर्वसस्यसमृद्धिश्च भूयात्सुखमया दिशः । एवमाराधयेद्देवं प्रदोषे गिरिजापतिम् ॥ ७० ॥ ब्राह्मणान् भोजयेत्पश्चा-

दक्षिणाभिश्च पूजयेत्। सर्वपापक्षयकरी सर्वदारिद्र्यनाशिनी ॥ ७१ ॥ शिवपूजेयमाख्याता सर्वाभीष्टफलप्रदा। महापातकसंघातमधिकं चोपपातकम्। शिवद्रव्यापहरणात्सर्वमन्यद्विनाशयेत् ॥ ७२ ॥ ब्रह्महत्यादिपापानां पुराणेषु स्मृतिष्वपि। प्रायश्चित्तानि दृष्टानि न शिवद्रव्यहारिणाम् ॥ ७३ ॥ बहुनाऽत्र किमुक्तेन श्लोकार्धेन ब्रवीम्यहम्। ब्रह्महत्याशतं वापि शिवपूजा विनाशयेत् ॥ ७४ ॥ मया कथितमेतत्ते प्रदोषे शिवपूजनम्। रहस्यं सर्वजंतूनामत्रास्त्येव न संशयः ॥ ७५ ॥ एताभ्यामपि पुत्राभ्यां शिवपूजा विधीयताम्। अतः संवत्सरादेव परां सिद्धिमवाप्स्यथ ॥ ७६ ॥ इति शांडिल्यवचनमाकर्ण्य द्विजभामिनी। ताभ्यां तु सह बालाभ्यां प्रणनाम मुनेः पदे ॥ ७७ ॥

'હે દેવ! જય પામો. હે જગન્નાથ! જય પામો. હે શંકર! હે શાશ્વત! જય પામો. હે સર્વ દેવોના અધ્યક્ષ, જય પામો. હે સર્વ દેવોએ પૂજિત! જય પામો.[૬૦] હે સર્વગુણાતીત! જય પામો. હે સર્વ વરને આપનાર! જય પામો. હે નિત્ય! હે નિરાધાર! જય પામો. હે વિશ્વંભર! હે અવ્યય! જય પામો. હે જગતમાં એકવંદ્ય! હે ઈશ! જય પામો. હે સર્પના અલંકારવાળા! જય પામો.[૬૧] હે ગૌરીપતે! જય પામો. હે શંભો! હે નિત્યનિરંજન! જય પામો. હે નાથ! જય પામો. હે કૃપાસિંધો! જય પામો. હે ભકતોના દુઃખભંજન! જય પામો.[૬૨] હે સંસારરૂપી ન તરી શકાય તેવા સમુદ્રની પાર પહોંચાડવામાં સમર્થ! જય પામો. હું સંસારમાં ખેદ પામું છું, તેની ઉપર પ્રસન્ન થાઓ.[૬૩] હે પરમેશ્વર! મારાં સઘળાં પાપોનો નાશ કરી મારૂં રક્ષણ કરો. હે શંકર! હું મોટાં દરિદ્રપણામાં ડૂબેલો છું, મહા પાપથી હણાયો છું,[૬૪] મહાશોકથી પીડિત છું, મહા રોગથી વ્યાકુળ છું, ઋણના બોજાથી દબાયેલો છું, કર્મથી બળું છું.[૬૫] અને ગ્રહોથી પીડા પામું છું તેની ઉપર પ્રસન્ન થાઓ.' મહાદેવની પૂજા પૂરી થયા પછી એવી રીતે દરિદ્ર વા ભાગ્યહીને ઉપર પ્રમાણે પ્રાર્થના કરવી.[૬૬] અને રાજાએ પ્રાર્થના કરવી કે;–'હે શંકર! આપની કૃપાથી મારાં આયુષ્યમાં વધારો થાય, આરોગ્ય રહે, ભંડારની વૃદ્ધિ થાય, બળ વધે, ઉન્નતિ થાય અને સદા આનંદ રહે. મારા શત્રુઓ નાશ પામો. મારી પ્રજા પ્રસન્ન થાઓ.[૬૭–૬૮] રાજ્યમાં જે ચોર હોય તે નાશ પામો. મનુષ્યની આપત્તિ દૂર થાઓ. પૃથિવીમાં દુષ્કાળ શાંત થાઓ, શત્રુથી થતા ઉપદ્રવો શમી જાઓ.[૬૯] સઘળા અનાજની વૃદ્ધિ થાઓ અને સઘળી દિશાઓ સુખકારક થાઓ.' એવી રીતે પ્રદોષ વખતે રાજાએ મહાદેવની સ્તુતિ કરવી.[૭૦] પછી બ્રાહ્મણોને જમાડી તેઓને દક્ષિણા આપી પ્રસન્ન કરવા. જે પૂજા કરવાથી સઘળાં પાપોનો ક્ષય થાય છે, સઘળાં દારિદ્રયનો નાશ થાય છે અને સર્વ મનોરથો સિદ્ધ થાય છે, તે શિવપૂજા મેં કહી સંભળાવી. એથી મહાપાતક, ઉપપાતક અને બીજાં સઘળાં પાતકોનો નાશ થાય છે, પણ શિવદ્રવ્ય (શિવનિર્માલ્ય) હરનારનાં પાપનો નાશ થતો નથી;[૭૧–૭૨] કારણ કે સ્મૃતિઓ તથા પુરાણોમાં બ્રહ્મહત્યા વગેરે પાપોનાં પ્રાયશ્ચિત્તો જોવામાં આવે છે, પણ શિવદ્રવ્યનું હરણ કરનારનાં પાપનાં પ્રાયશ્ચિત્તો જોવામાં આવતાં નથી.[૭૩] વિશેષ કહેવાથી શું ફલ છે? અર્ધા શ્લોકથી જ કહું છું કે શિવપૂજા કરવાથી સેંકડો બ્રહ્મહત્યાનો નાશ થાય છે.[૭૪] હે ભદ્રે! પ્રદોષ વખતે શિવપૂજન કરવાનો પ્રકાર મેં તને કહી સંભળાવ્યો. પ્રાણીઓને આ પ્રકાર ઘણો દુર્લભ છે, એમાં સંશય નથી;[૭૫] માટે તું અને આ તારા બે પુત્રો સઘળાં મળી આ પ્રદોષવ્રત કરો, તેથી એક વર્ષમાં પરમ સિદ્ધિ પામશો.[૭૬] એવાં શાંડિલ્ય મુનિનાં વચનો સાંભળી બ્રાહ્મણી તથા તેના બે પુત્રોએ મુનિને પ્રણામ કર્યા પછી બ્રાહ્મણી કહેવા લાગી.[૭૭]

स्त्र्युवाच– अहमद्य कृतार्थास्मि तव दर्शनमात्रतः। एतौ कुमारौ भगवन् त्वामेव शरणं गतौ ॥ ७८ ॥ एष मे तनयो ब्रह्मन् शुचिव्रत इतीरितः। एष राजसुतो नाम्ना धर्मपुत्रः कृतो मया ॥ ७९ ॥ एतावहं च भगवन् भवच्चरणकिंकराः। समुद्धरास्मिन्पतितान्घोरे दारिद्र्यसागरे॥८०॥

બ્રાહ્મણી કહે છે–હે ભગવન્! આજ હું આપનાં દર્શનથી જ કૃતાર્થ થઈ. આ બન્ને બાળકો આપને જ શરણે છે.[૭૮] હે બ્રહ્મન્! આ સત્યવ્રત નામનો મારો પુત્ર છે અને આ ધર્મગુપ્ત નામનો રાજાનો પુત્ર છે, તેને મેં પુત્ર કરી રાખ્યો છે.[૭૯] હે ભગવન્! આ પુત્રો તથા હું સઘળાં આપનાં ચરણનાં દાસ છીએ, માટે અમે ઘોર દરિદ્રપણારૂપી સમુદ્રમાં પડેલાં છીએ તેનો ઉદ્ધાર કરો.[૮૦]

इति प्रपन्ना शरणं द्विजांगना तस्याथ वाक्यैरमृतोपमानैः। उपादिदेशापि तयोः कुमारयोर्मुनिः शिवाराधनमंत्रविद्याम् ॥ ८१ ॥ अथोपदिष्टौ मुनिना कुमारौ ब्राह्मणी च सा। तं प्रणम्य समामंत्र्य जग्मुस्ते शिवमंदिरात् ॥ ८२ ॥ ततः प्रभृति तौ बालौ मुनिवर्योपदेशतः। प्रदोषे पार्वतीशस्य पूजां चक्रतुरंजसा ॥ ८३ ॥ एवं पूजयतोर्देवं द्विजराजकुमारयोः। सुखेनैव व्यतीयाय तयोर्मासचतुष्टयम् ॥ ८४ ॥ कदाचिद्राजपुत्रेण विनाऽसौ द्विजनंदनः। स्नातुं गतो नदीतीरे चचार बहु लीलया ॥ ८५ ॥ तत्र निर्झरनिष्पातनिर्भिन्नेव प्रकर्दमे। निधानकलशं स्थूलं प्रस्फुरंतं ददर्श ह ॥ ८६ ॥ तं दृष्ट्वा सहसाऽऽगत्य हर्षकौतुकविह्वलः। दैवोपपन्नं मन्वानो गृहीत्वा शिरसा दधौ ॥ ८७ ॥ ससंभ्रमं समानीय निधानकलशं बलात्। निधाय भवनस्यांतर्मातरं समभाषत ॥ ८८ ॥ मातर्मातरिमं पश्य प्रसादं गिरिजापतेः। निधानं कुंभरूपेण दर्शितं करुणात्मना॥८९॥

अथ सा विस्मिता साध्वी समाहूय नृपात्मजम् । स्वपुत्रं प्रतिनंद्याह मानयंती शिवार्चनम् ॥ ९० ॥

એવી રીતે એ બ્રાહ્મણી મુનિને શરણે ગઈ, તેથી મુનિએ અમૃત જેવાં વચનોવડે તે બાળકોને શિવમંત્રનો ઉપદેશ કર્યો.[૮૧] પછી તે બે બાળકો તથા બ્રાહ્મણી ત્રણે મુનિને પ્રણામ કરી આજ્ઞા લઇ શિવમંદિરમાંથી ઘેર ગયાં.[૮૨] ત્યારથી આરંભી તે બાળકો પ્રદોષ વખતે ભક્તિથી મુનિના ઉપદેશથી મહાદેવની પૂજા કરવા લાગ્યા.[૮૩]એવી રીતે શંકરની પૂજા કરતા તે બાળકોના ચાર માસ સુખથી નીકળી ગયા.[૮૪] એક દિવસે બ્રાહ્મણનો પુત્ર, રાજપુત્ર વિના એકલો નદીએ નહાવા ગયો. ત્યાં આનંદથી નદીના કિનારા ઉપર ફરવા લાગ્યો,[૮૫] તેટલામાં ઝરણામાં પડવાથી જેની ઉપરનો કાદવ દૂર થયો હતો એવો અને ચળકતો ધનનો મોટો ઘડો તેના જોવામાં આવ્યો.[૮૬] તેને જોઇ હર્ષથી તેની પાસે જઇ, 'આ ઘડો પ્રારબ્ધનાં જોરથી મળ્યો,' એમ માની તેણે માથે ચડાવ્યો[૮૭] પછી તે ઘડો લઈ તે બ્રાહ્મણનો પુત્ર જલદી જલદી પોતાને ઘેર આવ્યો અને ઘડો ઘરમાં રાખી માને કહેવા લાગ્યો કે,[૮૮] 'હે મા! હે મા! મહાદેવની કૃપા તો જો!! મહાદેવે પોતાની કૃપા, આ ધનનો ઘડો આપી પ્રગટ કરેલી છે.' એ પ્રકારનાં વચનો સાંભળી બ્રાહ્મણી અચંબામાં પડી, અને રાજાના પુત્રને બોલાવી પોતાના પુત્રનાં વખાણ કરી શિવપૂજનને માન્ય કરી બોલી કે,[૮૯–૯૦]

श्रृणुतां मे वचः पुत्रौ निधानकलशीमिमाम् । समं विभज्य गृह्णीतं मम शासनगौरवात् ॥ ९१॥ इति मातृवचः श्रुत्वा तुतोष द्विजनंदनः । प्रत्याह राजपुत्रस्तां विश्रब्धः शंकरार्चने ॥९२॥ मातस्तव सुतस्यैव सुकृतेन समागतम् । नाहं महीतुमिच्छामि विभक्तं धनसंचयम् ॥९३॥ आत्मनः सुकृताल्लब्धं स्वयमेव भुनक्त्यसौ । स एव भगवानीशः करिष्यति कृपां मयि ॥ ९४ ॥ एवमभ्यर्चतोः शंभुं भूयोऽपि परया मुदा । संवत्सरो व्यतीयाय तस्मिन्नेव गृहे तयोः ॥ ९५ ॥ अथैकदा राजसुतः सह तेन द्विजन्मना । वसंतसमये प्राप्ते विजहार वनांतरे ॥ ९६ ॥ अथ दूरं गतौ क्वापि वने द्विजनृपात्मजौ । गंधर्वकन्याः क्रीडंतीः शतशस्तावपश्यताम् ॥ ९७ ॥ ताः सर्वाश्चारुसर्वांगीर्विहरंतीर्मनोहरम् । दृष्ट्वा द्विजात्मजो दूरादुवाच नृपनंदनम् ॥ ९८ ॥ इतः परं न गंतव्यं विहरंत्यग्रतः स्त्रियः । स्त्रीसंनिधानं विबुधास्त्यजंति विमलाशयाः ॥९९॥ एताः कैतवधारिण्यो धनयौवनदुर्मदाः । मोहयंत्यो जनं दृष्ट्वा वाचानुनयकोविदाः ॥ १०० ॥ अतः परित्यजेत्स्त्रीणां सन्निधिं सहभाषणम् । निजधर्मरतो विद्वान्ब्रह्मचारी विशेषतः ॥ १ ॥ अतोऽहं नोत्सहे गंतुं क्रीडास्थानं मृगीदृशाम् । इत्युक्त्वा द्विजपुत्रस्तु निवृत्तो दूरतः स्थितः ॥ १०२ ॥

હે પુત્રો! મારૂં વચન સાંભળો. મારૂં કહેવું માન્ય કરી તમે બન્ને આ ઘડાનું ધન સરખે હિસ્સે વહેંચી લ્યો.[૯૧] આ વાત સાંભળી બ્રાહ્મણનો પુત્ર પ્રસન્ન થયો. પછી શિવ-પૂજનના વિશ્વાસવાળો રાજાનો પુત્ર માતા પ્રત્યે બોલ્યો કે,[૯૨] 'હે મા! આ ધન તમારા પુત્રના પુણ્યથી મળેલું છે, માટે હું તેમાંથી ભાગ લેવા ઇચ્છતો નથી,[૯૩] તમારો પુત્ર પોતાનાં પુણ્યથી મળેલું ધન ભલે પોતે જ ભોગવે. અને તે જ સમર્થ મહાદેવ મારી ઉપર પણ કૃપા કરશે.'[૯૪] એટલું કહી તે બન્ને વળી મોટા આનંદથી શંકરનું પૂજન કરવા લાગ્યા. એવી રીતે પૂજા કરતાં તે બાળકોનું એક વર્ષ નીકળી ગયું.[૯૫] હવે એક દિવસે રાજાનો પુત્ર, બ્રાહ્મણના પુત્રની સાથે વસંતઋતુમાં વનમાં જઇ વિહાર કરતો હતો[૯૬] એમ વિહાર કરતાં કરતાં એ બન્ને બાળકો વનમાં,ઘણે છેટે નીકળી ગયા. તેટલામાં ક્રીડા કરતી સેંકડો ગંધર્વકન્યાઓ તેમના જોવામાં આવી.[૯૭] તેઓ સઘળી રૂપાળી હતી અને યૌવનવતી હતી, અને ત્યાં વિહાર કરતી હતી. તેઓને જોઈ બ્રાહ્મણનો પુત્ર રાજાના પુત્ર પ્રત્યે બોલ્યો કે,[૯૮] હવે આપણે અહીંથી આગળ વધવું નહીં; કારણ કે આગળ સ્ત્રીઓ ક્રીડા કરે છે. શુદ્ધ મનવાળા પંડિતો સ્ત્રીઓનો સહવાસ કરતા નથી.[૯૯] સ્ત્રીઓ ઘણી કપટવાળી હોય છે, તેમ જ ધન અને યૌવ-નનાં જોરથી મદોન્મત્ત હોય છે. સ્ત્રીઓ વશ કરવામાં ઘણી ચતુર હોય છે, તેથી તેઓ પુરુષોને મોહ પમાડી દે છે.[૧૦૦] એટલા માટે પોતાના ધર્મમાં પરાયણ પંડિતે તથા વિશેષે કરી બ્રહ્મચારીએ, સ્ત્રીઓનો સહવાસ તથા તેઓની સાથે ભાષણ કરવું નહિ.[૧૦૧] માટે સ્ત્રીઓના વિહારસ્થાનમાં જવા માટે મારો ઉત્સાહ થતો નથી, એટલું કહી બ્રાહ્મણનો પુત્ર પાછો વળી દૂર જઇ ઉભો રહ્યો.[૧૦૨]

अथासौ राजपुत्रस्तु कौतुकाविष्टमानसः । तासां विहारपदवीमेक एवाभयो ययौ॥३॥तत्र गंधर्वकन्यानां मध्ये त्वेका वरांगना । दृष्ट्वाऽऽयांतं राजपुत्रं चिंतयामास चेतसा॥४॥ अहो कोऽयमुदारांगो युवा सर्वांगसुंदरः । मत्तमातंगगमनो लावण्यामृतवारिधिः ॥ ५ ॥ लीलालोलविशालाक्षो मधुरस्मितपेशलः । मदनोपमरूपश्रीः सुकुमारांगलक्षणः ॥ ६ ॥ इत्याश्चर्ययुता बाला दूराद्दृष्ट्वा नृपात्मजम् । सर्वाः सखीः समालोक्य वचनं चेदमब्रवीत् ॥ ७ ॥ इतोऽप्यदूरे हे सख्यो वनमस्त्येकमुत्तमम् । विचित्रचंपकाशोकपुन्नागबकुलैर्युतम् ॥ ८ ॥ तत्र गत्वा तरून्सर्वान् प्रसिच्य कुसुमोत्तरान् । भवंत्यः पुनरायांतु तावत्तिष्ठाम्यहं त्विह ॥ ९ ॥ इत्यादिष्टः सखीवर्गो जगामापि वनांतरम् । सापि गंधर्वजा तस्थौ न्यस्तदृष्टिर्नृपात्मजे ॥ ११० ॥

પણ રાજાનો પુત્ર તો આશ્ચર્યથી નીડર થઇ એકલો જ સ્ત્રીઓના વિહારસ્થાન ભણી ગયો.[૩] તેને આવતો જોઇ સ્વરૂપવતી, એક ગંધર્વ કન્યાને, મનમાં

વિચાર થયો કે,[૪] અહો! સુંદર શરીરવાળો આ યુવાન પુરુષ કોણ હશે! આ પુરુષના સર્વે અવયવો સુંદર છે. મદોન્મત્ત હાથીના જેવી આની ચાલ છે અને ચતુરાઇનો તે સમુદ્ર છે.[૫] એનાં નેત્ર મોટાં ચંચળ અને સુંદર છે. એનું હસવું મોહક છે, આ પુરુષનું સ્વરૂપ કામદેવના જેવું મનોહર અને કોમળ છે.[૬] એવી રીતે અચંબામાં પડેલી એ કન્યા રાજકુમારને દૂરથી જોઇ, સઘળી સખીઓ તરફ નજર કરીને કહેવા લાગી કે,[૭] હે સખીઓ! અહીંથી થોડે દૂર એક ઉત્તમ વન છે. તેમાં ચંપા, અશોક, પુન્નાગ અને બોરસળી વગેરેનાં વિવિધ વૃક્ષો છે.[૮] ત્યાં જઇ વૃક્ષોને જલ પાઈ પુષ્પ લઈ તમે અહીં આવો. તમે આવશો ત્યાં સુધી હું અહીં જ બેસી રહીશ.[૯] એવાં તેનાં વચન સાંભળી સઘળી સખીઓ બીજા વનમાં ગઈ અને પેલી કન્યા રાજકુમાર તરફ નીહાળતી બેઠી.[૧૦]

तां समालोक्य तन्वंगीं नवयौवनशालिनीम् । बालां स्वरूपसंपत्त्या परिभूततिलोत्तमाम् ॥ ११ ॥ राजपुत्रः समागम्य कौतुकोत्फुल्ललोचनः । अवाप दैवयोगेन मदनस्य शरव्यथाम् ॥ १२ ॥ गंधर्वतनया सापि प्राप्ताय नृपसूनवे । उत्थाय तरसा तस्मै प्रददौ पल्लवासनम् ॥ १३ ॥ कृतोपचारमासीनं तमासाद्य सुमध्यमा । पप्रच्छ तद्रूपगुणैर्ध्वस्तवीर्याकुलेंद्रिया ॥ १४ ॥ कस्त्वं कमलपत्राक्ष कस्माद्देशादिहागतः । कस्य पुत्र इति प्रेम्णा पृष्टः सर्वं न्यवेदयत् ॥ १५ ॥ विदर्भराजतनयं विध्वस्तपितृमातृकम् । शत्रुभिश्च हृतस्थानमात्मानं परया गिरा ॥ १६ ॥ सर्वं भावेन भूयस्तां पप्रच्छ नृपनंदनः । का त्वं वामोरु किं चात्र कार्यं ते कस्य चात्मजा ॥ १७ ॥ किमिव ध्यायसि हृदि किं वा वक्तुमिहेच्छसि । इत्युक्ता सा पुनः प्राह शृणु राजेन्द्रसत्तम ॥ ११८ ॥

એ કન્યા ઘણી પાતળી હતી. તેને યૌવનાવસ્થાનો પ્રારંભ થયો હતો. તે તિલોત્તમા અપ્સરા કરતાં પણ ઘણી રૂપાળી હતી, તેની પાસે રાજકુમાર આવ્યો અને તે ઉત્તમ કન્યાને જોઇને ભોગજોગે કામદેવથી વ્યાકુળ થઈ ગયો.[૧૧-૧૨] ગંધર્વકન્યાએ પણ જલદી ઉઠી પાસે આવેલા રાજકુમારને પલ્લવાસન આપ્યું અને કેટલીક આગતાસ્વાગતા કરી.[૧૩] તે પછી રાજકુમારનું સ્વરૂપ તથા તેના ગુણ જોઇને જેનું વીર્ય સ્ખલિત થયું છે એવી અને વ્યાકુળ થયેલી એ કન્યા પૂછવા લાગી કે, હે કમલ જેવાં નેત્રવાળા! તમે કોણ છો? ક્યાંથી આવો છો? કોના પુત્ર છો? એવી રીતે પ્રેમપૂર્વક પૂછવાથી રાજકુમાર બોલ્યો કે,[૧૪-૧૫] હું વિદર્ભરાજનો પુત્ર છું. મારાં માતા પિતા મરી ગયાં છે. પિતાનું રાજ્ય શત્રુઓએ હરી લીધું છે. એવી રીતે પોતાની હકીકત કહીને રાજકુમારે મંજુલ વાણીથી સ્નેહપૂર્વક પૂછ્યું કે, હે વામોરુ! તું કોણ છે? કોની પુત્રી છે? તારે અહીં શું કામ છે?[૧૬-૧૭] તું મનમાં શું વિચાર કરે છે? મારી પાસે તારે શું કહેવું છે? એવાં વચન સાંભળીને તે કન્યા કહેવા લાગી કે, હે રાજેન્દ્ર! સાંભળો:-[૧૮]

आस्ते विद्रविको नाम गंधर्वाणां कुलाग्रणीः । तस्याहमस्मि तनया नाम्ना चांशुमती शुभा ॥ १९ ॥ त्वामायांतं विलोक्याहं त्वत्संभाषणलालसा । त्यक्त्वा सखीजनं सर्वमेकैवास्मि महामते ॥ १२० ॥ सर्वसंगीतविद्यासु न मत्तोऽन्याऽस्ति काचन । मम गानेन तुष्यंति सर्वा अपि सुरस्त्रियः ॥२१॥ साऽहं सर्वकलाभिज्ञा ज्ञातसर्वजनेंगिता । तवाहमीप्सितं वेद्मि मयि ते संगतं मनः ॥ २२ ॥ तथा ममापि ते सौख्यं दैवेन प्रतिपादितम् । आवयोः स्नेहभेदोऽत्र नाभिभूयादितः परम् ॥ २३ ॥ इति संभाष्य तेनाद्य प्रेम्णा गंधर्वकन्यका । मुक्ताहारं ददौ तस्मै स्वकुचांतरभूषणम् ॥ २४ ॥ तमादायाद्भुतं हारं स तस्याः परमाकुलः । गूढहर्षपरासिक्तामिदमाह नृपात्मजः ॥२५॥ सत्यमुक्तं त्वया भीरु तथाप्येकं वदाम्यहम् । त्यक्तराज्यस्य निःस्वस्य कथं मे भवसि प्रिया ॥ २६ ॥ या त्वं पितृमती बाला विलंघ्य पितृशासनम् । स्वच्छंदाचरणं कर्तुं मूढे त्वं कथमर्हसि ॥ २७ ॥ इति तस्य वचः श्रुत्वा तं प्रत्याह शुचिस्मिता । अस्तु नाम तथैवाहं करिष्ये पश्य कौतुकम् ॥ १२८ ॥

હું ગંધર્વરાજની પુત્રી છું. મારા પિતાનું નામ વિદ્રવિક છે, અને મારું નામ અંશુમતી છે.[૧૯] હે રાજકુમાર! હે બુદ્ધિવાળા! તમને આવતા જોઇને તમારી સાથે વાર્તાલાપ કરવાની ઇચ્છાથી મારી સખીઓને બીજા વનમાં મોકલી હું અહીં એકલી જ બેઠી છું.[૧૨૦] સંગીતવિદ્યામાં મારાથી ચતુર બીજી કોઇ પણ સ્ત્રી નથી. મારું ગાન સાંભળી સઘળી દેવાંગનાઓ પણ પ્રસન્ન થાય છે.[૨૧] હું સર્વ કલાઓમાં કુશળ છું. હું સર્વ મનુષ્યોના મનની વાત, તેના ચહેરા ઉપરથી જાણી લઉં છું. તેથી તમારું મન મારામાં આસક્ત છે તે હું જાણું છું.[૨૨] તેમ જ તમારા મેળાપનું સુખ ભાગ્યયોગે મને પણ મળી ગયું. હવે આજથી આરંભી આપણા બન્નેના સ્નેહમાં ખામી આવશે નહીં.[૨૩] એટલું કહી ગંધર્વકન્યાએ પોતાના સ્તનને શોભાવતો મોતીનો હાર ઉતારીને રાજકુમારને આપ્યો.[૨૪] એ અદ્ભુત હાર લઇ, અતિ વ્યાકુલ થઇ ગયેલો રાજકુમાર મનમાં પ્રસન્ન થયેલી કન્યાને કહેવા લાગ્યો કે,[૨૫] હે ભીરુ! તેં જે કહ્યું તે સત્ય છે તથાપિ હું કહું છું તે સાંભળ. મારું રાજ્ય હરાઇ ગયું છે, તેમ મારી પાસે ધન પણ નથી. ત્યારે તું મારી સ્ત્રી કેમ થઇશ?[૨૬] તારા પિતા વિદ્યમાન છે, તારી અવસ્થા હજી નાની છે, માટે પિતાની આજ્ઞા વિના સ્વતંત્રપણાથી વર્તવું તને ઉચિત નથી.[૨૭] એવાં તેનાં વચન સાંભળીને કન્યા હસીને બોલી કે, ઠીક ઠીક. હું તેમ જ કરીશ. તમે મારી ચાલાકી તો જુઓ.[૨૮]

गच्छ स्वभवनं कांत परश्वः प्रातरेव तु । आगच्छ पुनरत्रैव कार्यमस्ति च नो मृषा ॥ २९ ॥ इत्युक्त्वा तं नृपं कांतं सा संगतसखीजना । अपाक्रमत चार्वंगी स चापि नृपनंदनः ॥ १३० ॥ स समभ्येत्य हर्षेण द्विजपुत्रस्य सन्निधिम् । सर्वमाख्याय तेनैव सार्धं स्वभवनं ययौ ॥ ३१ ॥ तां च विप्रसतीं भूयो हर्षयित्वा नृपात्मजः । परश्वो द्विजपुत्रेण सार्धं तस्मिन् वने ययौ ॥ ३२ ॥ स तया पूर्वनिर्दिष्टं स्थानं प्राप्य नृपात्मजः । गंधर्वराजमद्राक्षीदुहित्रा च समन्वितम् ॥ ३३ ॥ स गंधर्वपतिः प्राप्तावभिनंद्य कुमारकौ । उपवेश्यासने रम्ये राजपुत्रमभाषत ॥ ३४ ॥ गंधर्व उवाच– राजेन्द्रपुत्र पूर्वेद्युः कैलासं गतवानहम् । तत्रापश्यं महादेवं पार्वत्या सहितं विभुम् ॥ ३५ ॥ आहूय मां स देवेशः सर्वेषां त्रिदिवौकसाम् । सन्निधावाह भगवान् करुणामृतवारिधिः ॥ ३६ ॥ धर्मगुप्ताह्वयः कश्चिद्राजपुत्रोऽस्ति भूतले । अकिंचनो भ्रष्टराज्यो हतबंधुश्च शत्रुभिः ॥ ३७ ॥ स बालो गुरुवाक्येन मदर्चायां रतः सदा । अथ तत्पितरः सर्वे मां प्राप्तास्तत्प्रभावतः ॥ ३८ ॥ तस्य त्वमपि साहाय्यं कुरु गंधर्वसत्तम । यथा स निजराज्यस्थो हतशत्रुर्भविष्यति ॥ ३९ ॥ इत्याज्ञप्तोऽहमीशेन संप्राप्य निजमंदिरम् । अनया च दुहित्रा च बहुशोऽभ्यर्थितस्तथा ॥१४०॥ ज्ञात्वेमं सकलं शंभोर्नियोगं करुणात्मनः । आदायेमां दुहितरं प्राप्तोऽस्मीदं वनांतरम् ॥ ४१ ॥ अत एनां प्रयच्छामि कन्यामंशुमतीं तव । हत्वा शत्रून्स्वराष्ट्रे त्वां स्थापयामि शिवाज्ञया ॥ ४२ ॥ तस्मिन् पुरे त्वमनया भुक्त्वा भोगान् यथोचितान् । दशवर्षसहस्रांते गंतासि गिरिशालयम् ॥ ४३ ॥ तत्रापि मम कन्येयं त्वामेव प्रतिपत्स्यते । अनेनैव स्वदेहेन दिव्येन शिवसन्निधौ ॥ १४४ ॥

હે નાથ! આજ તો તમે તમારે ઘેર જાઓ. પાછા આજથી ત્રીજે દિવસે સવારે અહીં જ આવજો; કારણ કે આપણુ બન્નેનો જે સંકલ્પ છે તે ખોટો નથી.[૨૯] એટલું કહીને તે કન્યા પોતાની સખીઓને મળી ત્યાંથી ચાલી ગઇ. એટલે રાજકુમાર પણ હર્ષથી પેલા બ્રાહ્મણના પુત્રની પાસે આવ્યો અને બનેલો સઘળો વૃત્તાંત તેને કહી તેની સાથે પોતાને ઘેર ગયો.[૧૩૦–૧૩૧] અને બનેલી હકીકત પેલી બ્રાહ્મણીને કહી પ્રસન્ન કરી. પછી ત્રીજે દિવસે રાજકુમાર બ્રાહ્મણના પુત્રની સાથે પેલા વનમાં ગયો.[૩૨] અને કન્યાએ કહેલાં સ્થળે આવ્યો. ત્યારે ગંધર્વનો રાજા તથા તેની કન્યા ત્યાં જોવામાં આવ્યાં.[૩૩] પછી એ બન્ને કુમારો, ગંધર્વરાજની પાસે ગયા ત્યારે ગંધર્વરાજે તેને આદર સન્માન આપી આસન ઉપર બેસારી રાજપુત્રને કહ્યું કે,[૩૪] હે રાજકુમાર! હું ગઇ કાલે કૈલાસમાં ગયો હતો. ત્યાં પાર્વતી સહિત મહાદેવનાં દર્શન કર્યાં.[૩૫] ત્યારે દયાના સમુદ્ર મહાદેવે સર્વ દેવોની સમક્ષ મને બોલાવીને કહ્યું કે,[૩૬] પૃથ્વીમાં ધર્મગુપ્ત નામનો કોઇ એક રાજપુત્ર છે. શત્રુઓએ તેનાં માતા પિતાને મારી રાજ્ય હરી લીધું છે, તેથી તે ઘણી ગરીબ સ્થિતિમાં છે.[૩૭] એ રાજકુમાર, ગુરુના કહેવાથી નિરંતર મારી પૂજામાં પરાયણ રહે છે. તેના પ્રભાવથી તેના સઘળા પિતૃઓ મને પ્રાપ્ત થયા છે.[૩૮] હે ગંધર્વરાજ! એ રાજકુમાર પોતાના શત્રુને મારી પોતાનું રાજ્ય હાથ કરે, તેવી તેની સહાયતા તારે કરવી.[૩૯] એવી રીતે મહાદેવની આજ્ઞા થયા પછી હું ઘેર આવ્યો ત્યારે આ મારી પુત્રીએ પણ બહુ વિનતિ કરી,[૧૪૦] તેથી આ સઘળી વાત દયાળુ શંકરને ગમતી છે, એમ જાણી આ પુત્રીને લઇ હું આ વનમાં આવ્યો છું.[૪૧] મારી આ અંશુમતી નામની કન્યા તને આપું છું ને શિવની આજ્ઞાથી શત્રુનો નાશ કરી તને પોતાનાં રાજ્ય ઉપર બેસાડીશ.[૪૨] પછી તે શહેરમાં આ મારી કન્યાની સાથે યથાયોગ્ય ભોગ ભોગવી દશ હજાર વર્ષ પછી તું કૈલાસમાં જઇશ.[૪૩] ત્યાં પણ મારી કન્યા આ દિવ્ય શરીરથી તને જ પ્રાપ્ત થશે.[૪૪]

इति गंधर्वराजस्तमाभाष्य नृपनंदनम् । तस्मिन्वने स्वदुहितुः पाणिग्राहमकारयत् ॥ ४५ ॥ पारिबर्हमदात्तस्मै रत्नभारान्महोज्ज्वलान् । चूडामणिं चन्द्रनिभं मुक्ताहारांश्च भास्वरान् ॥ ४६ ॥ दिव्यालंकारवासांसि कार्तस्वरपरिच्छदान् । गजानामयुतं भूयो नियुतं नीलवाजिनाम् ॥ ४७ ॥ स्यंदनानां सहस्राणि सौवर्णानि महांति च । पुनरेकं रथं दिव्यं धनुश्चक्रायुधैर्युतम् ॥ ४८ ॥ मंत्रास्त्राणां सहस्राणि तूणौ चाक्षय्यसायकौ । अभेद्यां सर्वजंतूनां शक्तिं च रिपुमर्दिनीम् ॥ ४९ ॥ दुहितुः परिचर्यार्थं दासीनां च सहस्रकम् । ददौ प्रीतमनास्तस्मै धनानि विविधानि च ॥ १५० ॥ गंधर्वसैन्यमत्युग्रं चतुरंगसमन्वितम् । पुनश्च तत्सहायार्थं गंधर्वाधिपतिर्ददौ ॥५१॥ इत्थं राजेन्द्रतनयः संप्राप्य श्रियमुत्तमाम् । अभीष्टजायासहितो मुमुदे निजसंपदा ॥ ५२ ॥ कारयित्वा स्वदुहितुर्विवाहं समयोचितम् । ययौ विमानमारुह्य गंधर्वाधिपतिर्दिवम् ॥ ५३ ॥ धर्मगुप्तः कृतोद्वाहः सह गंधर्वसेनया । निःशेषितारातिबलः प्रविवेश निजं पुरम् ॥५४॥ ततोऽभिषिक्तः सचिवैर्ब्राह्मणैश्च महोत्तमैः । रत्नसिंहासनारूढश्चक्रे राज्यमकंटकम् ॥ ५५ ॥ या विप्रवनिता पूर्वं तमपुष्णात्स्वपुत्रवत् । सैव माताऽभवत्तस्य स भ्राता द्विजनंदनः ॥ ५६ ॥ गंधर्वतनया जाया विदर्भविषयेश्वरः । आराध्य देवं गिरिशं धर्मगुप्तो नृपोऽभवत् ॥ १५७ ॥

એવી રીતે રાજકુમારને કહી ગંધર્વરાજે તેની સાથે પોતાની પુત્રીનો વિવાહ કર્યો.[૪૫] તેની પહેરામણીમાં મહાઉજ્જવળ કેટલાક રત્નો આપ્યાં. ચંદ્ર જેવો ચળકતો મુકુટ આપ્યો, દેદીપ્યમાન મોતીઓના હાર આપ્યા,[૪૬] દિવ્ય

અલંકાર, વસ્ત્ર અને બીજી પણ કેટલીક સોનાની સામગ્રી આપી. દશ હજાર હાથી આપ્યા, એક લાખ કાળા ઘોડા આપ્યા.[૪૭] સોનાના મોટા મોટા હજાર રથો આપ્યા. વળી એક બીજો દિવ્ય રથ આપ્યો; તેમાં ધનુષ્ય તથા ચક્ર હતાં.[૪૮] હજારો મંત્રાસ્ત્ર, અક્ષય બાણવાળા બે ભાથા, અને કોઇથી પણ ન ભેદાય અને શત્રુને મારે તેવી શક્તિ (સાંગ) આપી.[૪૯] પુત્રીની સેવા માટે હજાર દાસીઓ અને કેટલુંક ધન પણ પ્રસન્ન થઇને આપ્યું.[૧૫૦] વળી પણ એ રાજકુમારની સહાયતા માટે, તે ગંધર્વરાજે હાથી, ઘોડા, રથ અને પેદલનું મોટું સૈન્ય આપ્યું.[૫૧] એવી રીતે મોટી સમૃદ્ધિ અને ઘણી લક્ષ્મી મળવાથી તથા ઉત્તમ સ્ત્રી મળવાથી એ રાજકુમાર ઘણો પ્રસન્ન થયો.[૫૨] એવી રીતે પોતાની પુત્રીનો યોગ્ય સમયે વિવાહ કરી વિમાનમાં બેસીને તે ગંધર્વરાજ સ્વર્ગમાં ગયો.[૫૩] તે પછી જેનો વિવાહ થયો હતો, એવો રાજકુમાર ધર્મગુપ્ત પણ ગંધર્વ સેનાની સહાયતાથી, સર્વ શત્રુઓનો સંહાર કરીને પોતાના શહેરમાં ગયો.[૫૪] ત્યાં કારભારી મંડળે તથા ઉત્તમ બ્રાહ્મણોએ તેને રાજ્યાભિષેક કર્યો અને તે રત્નના સિંહાસન ઉપર બેસી નિષ્કંટક રાજ્ય ભોગવવા લાગ્યો.[૫૫] જે બ્રાહ્મણીએ આ રાજકુમારને નાની અવસ્થામાં પુત્રની પેઠે પાળી પોષી મોટો કર્યો હતો, તેને એ રાજકુમારે મા કરીને રાખી અને તેના પુત્રને ભાઈ કરીને રાખ્યો.[૫૬] એ રાજકુમારની ગંધર્વ કન્યા સ્ત્રી થઇ અને વિદર્ભ દેશની રાણી થઈ. એવી રીતે મહાદેવની આરાધના કરવાથી ધર્મગુપ્તને રાજ્ય વગેરેની પ્રાપ્તિ થઇ.[૫૭]

एवमन्ये समाराध्य प्रदोषे गिरिजापतिम् । लभंतेऽभीप्सितान् कामान्देहान्ते तु परां गतिम् ॥ ५८ ॥ सूत उवाच– एतन्महाव्रतं पुण्यं प्रदोषे शंकरार्चनम् । धर्मार्थकाममोक्षाणां यदेतत्साधनं परम् ॥ ५९ ॥ य एतच्छृणुयान्नित्यमाख्यानं परमाद्भुतम् । प्रदोषे शिवपूजांते कथयेद्वा समाहितः ॥ १६० ॥ न भवेत्तस्य दारिद्र्यं जन्मांतरशतेष्वपि । ज्ञानैश्वर्यसमायुक्तः सोंऽते शिवपुरं व्रजेत् ॥ ६१ ॥ ये प्राप्य दुर्लभमिदं मनुजाः शरीरं कुर्वंत्यहोऽत्र परमेश्वरपादपूजाम् । धन्यास्त एव निजपुण्यजितत्रिलोकास्तेषां पदांबुजरजो भुवनं पुनाति ॥ ६२ ॥ अस्योद्यापनं शनिप्रदोषवत् । इति श्रीस्कंदपुराणे सोद्यापनं पक्षप्रदोषव्रतं समाप्तम् ॥

એવી જ રીતે જે માણસો પ્રદોષ વખતે શંકરની આરાધના કરે છે, તેઓનાં ધારેલાં કામ પાર પડે છે અને અંતે તેઓ પરમ ગતિને પામે છે.[૧૫૮] સૂત કહે છે–પ્રદોષ વખતે શંકરનું પૂજન કરવાથી મોટું પુણ્ય થાય છે અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ સિદ્ધ થાય છે.[૫૯] જે માણસ પ્રદોષ વખતે મહાદેવની પૂજા કર્યા પછી, સાવધાન થઇ મહા આશ્ચર્યકારક આ ઇતિહાસ સાંભળે છે વા સંભળાવે છે, તેને સૅંકડો જન્મપર્યંત પણ દરિદ્રપણું આવતું નથી અને તે માણસ આ લોકમાં ઐશ્વર્ય ભોગવી, જ્ઞાન મેળવીને અંતે શિવપુરીમાં જાય છે.[૧૬૦–૧૬૧] જે માણસો આ જગતમાં દુર્લભ એવા મનુષ્યદેહને પામી, શંકરનાં ચરણની પૂજા કરે છે, તે પુરુષોને જ ધન્ય સમજવા; કારણ કે તેઓ પોતાનાં પુણ્યથી ત્રણે લોકને જિતી લે છે. તેમ જ તેઓનાં ચરણની રજ જગતને પવિત્ર કરે છે.[૬૨] આનું ઉદ્યાપન શનિપ્રદોષની પેઠે કરવું. એ પ્રમાણે સ્કંદપુરાણમાં ઉદ્યાપનસહિત પક્ષપ્રદોષવ્રત કહેલું છે.

---

## ૭ અનંગત્રયોદશીવ્રત

अथ मार्गशीर्षशुक्लत्रयोदश्यामनंगत्रयोदशीव्रतम् ॥ श्रीकृष्ण उवाच– शृणु पार्थ व्रतं श्रेष्ठं नाम्नाऽनंगत्रयोदशी । या शिवायै पुरा प्रोक्ता प्रसन्नेनेन्दुमौलिना ॥ १ ॥ गौर्युवाच– पुरा सौभाग्यकरणी ख्याताऽनंगत्रयोदशी । तस्या व्रतं महादेव ममापि कथय प्रभो ॥ २ ॥ कस्मिन्मासे प्रकर्तव्यं संपूर्णं च कथं भवेत् । पूज्यानि कानि नामानि विधिना केन वै मृड ॥ ३ ॥ दुर्भगानां च नारीणां सौभाग्यकरणं प्रभो । वंध्यानां पुत्रजनकं धनधान्यविवर्धनम् ॥ ४ ॥ एतद्व्रतं महादेव प्रसादाद्वक्तुमर्हसि ॥५॥

માર્ગશીર્ષ શુદિ તેરશને દિવસે અનંગત્રયોદશીનું વ્રત કરવાનું કહેલું છે. શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! જે વ્રત પૂર્વે પ્રસન્ન થયેલા મહાદેવે પાર્વતીને કહ્યું હતું, તે ઉત્તમ અનંગત્રયોદશીનું વ્રત હું કહું છું તે સાંભળો.[૧] પાર્વતી પૂછે છે–હે મહાદેવ ! હે પ્રભો ! સૌભાગ્ય આપવામાં અનંગત્રયોદશી વ્રત પ્રસિદ્ધ છે. તે વ્રત કયા માસમાં કરવું ને કેવી રીતે સંપૂર્ણ થાય, કયે પ્રકારે, કયા નામની પૂજા કરવી, તે સઘળું મને કહો. હે પ્રભો ! આ વ્રત દુર્ભાગ્ય સ્ત્રીઓને સૌભાગ્ય આપનાર છે, વાંઝણીને પુત્ર આપનાર છે અને ધનધાન્યની વૃદ્ધિ કરનાર છે, માટે કૃપા કરીને આપ મને કહેવા યોગ્ય છો.[૨–૫]

ईश्वर उवाच– कथयामि न संदेहो महापुण्यं महाफलम् । चीर्णेन येन देवेशि सर्वं संपद्यते सुखम् ॥ ६ ॥ नारीभिश्च नृभिश्चैव विधातव्यं प्रयत्नतः । हेमंते हि ऋतौ प्राप्ते मासि मार्गशिरे शुभे ॥ ७ ॥ शुक्लपक्षे त्रयोदश्यामुपवासं तु कारयेत् । अश्वत्थदंतकाष्ठं च पूजा मरुबकेण तु ॥ ८ ॥ नारंगेणार्घ्यदानं च नैवेद्ये फेणिकास्तथा । गंधपुष्पैस्तथा धूपैरर्चयेच्च यथाविधि ॥ ८ ॥ अक्षतैश्च फलैश्चैव एकाग्रहृदयः स्थितः । सम्यक् जितेन्द्रियो भूत्वा ह्यनंगं हृदि कल्पयेत् ॥ १० ॥ पश्चात्प्रदक्षिणां कृत्वा अर्घ्यं चैव निवेदयेत् ॥ ११ ॥

મહાદેવ કહે છે–હે દેવિ ! મહાપુણ્યકારક અને મોટાં ફળને આપનાર અનંગત્રયોદશીનું વ્રત હું કહું છું, તે સંશય રાખ્યા વગર સાંભળ. આ વ્રત કરવાથી સર્વ જાતનું સુખ થાય છે, માટે સ્ત્રીઓએ તથા પુરુષોએ આ વ્રત અવશ્ય કરવું. હેમંત ઋતુ આવે ત્યારે માર્ગશીર્ષ શુદિ તેરશને દિવસે ઉપવાસ કરવો, પીપળાનું દાતણ કરવું, મરુબક પુષ્પવડે પૂજા કરવી, નારંગીનો અર્ધ્ય આપવો, સુતરફેણીનું નૈવેદ્ય કરવું. ચિત્ત સ્થિર રાખી ચંદન, પુષ્પ, ધૂપ, ફળ અને અક્ષત વગેરેથી વિધિ પ્રમાણે કામદેવની પૂજા કરવી. ઇંદ્રિયોને વશમાં રાખી સારી રીતે હૃદયમાં કામદેવનું ધ્યાન ધરવું. તે પછી પ્રદક્ષિણા કરીને અર્ધ્ય આપવો.૯–૧૧

नमस्कुर्यादनंगं च मन्त्रेणानेन भामिनि । नमोस्त्वनंगदेवाय सर्वसंघनिवासिने ॥ १२ ॥ हृदयस्थाय नित्याय सूक्ष्माय परमेष्ठिने । स्वर्गे चैव तु पाताले मर्त्यलोके तथैव च ॥ १३ ॥ सर्वव्यापिन्ननंग त्वं गृहाणार्घ्यं नमोऽस्तु ते । इत्यर्घ्यम् ॥ १४ ॥ पूजयेत्स्वस्थचित्तेन प्राशयेन्मधु वै निशि । रंभातुल्या भवेन्नारी सौभाग्यमतुलं लभेत् ॥ १५ ॥ नश्यंति सर्वपापानि ह्यन्यजन्मकृतानि च । लावण्यमतुलं चैव रूपैश्वर्यसमन्वितम् । अश्वमेधस्य यज्ञस्य फलं प्राप्नोति मानवः ॥ १६ ॥

'હે અનંગ દેવ ! આપ સર્વ સમુદાયમાં નિવાસ કરો છો, હૃદયમાં રહો છો, નિત્ય છો, સૂક્ષ્મ છો, પરમેષ્ઠી છો, સ્વર્ગ, પૃથ્વી અને પાતાળમાં સર્વત્ર વ્યાપક છો, તે આપને હું નમસ્કાર કરું છું માટે અર્ધ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ધ્ય આપી નમસ્કાર કરવા.૧૨–૧૪ સ્થિર ચિત્તથી પૂજા કરવી. રાત્રિએ મધ ખાવું. એ પ્રમાણે વ્રત કરવાથી સ્ત્રી રંભા અપ્સરા જેવી રૂપાળી થાય છે અને પૂર્વજન્મમાં કરેલાં તેનાં પાપ નષ્ટ થાય છે. જે માણસ અનંગત્રયોદશીનું વ્રત કરે છે, તેની ચતુરાઇ, રૂપ અને ઐશ્વર્ય વધે છે ને તેને અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે.૧૫–૧૬

पौषे शुक्लत्रयोदश्यामौदुंबरं दंतधावनम् । जातिपुष्पैः पूजनं स्याद्दाडिमेनार्घ्यमेव च । अशोकवर्तिकाः स्निग्धा नैवेद्यं च प्रकल्पयेत् । उपोष्य पूजयेद्देवं भक्त्या नाट्येश्वरं प्रिये । नाट्येश्वराय शर्वाय ईश्वराय नमो नमः । नमस्ते भुवनेशाय गृहाणार्घ्यं नमो नमः । इत्यर्घ्यम् ॥ व्रतस्थः स्वस्थचित्तेन चंदनं प्राशयेन्निशि । सर्वपापविशुद्धात्मा सौभाग्यमतुलं लभेत् ॥ १७ ॥

પૌષ શુદિ તેરશને દિવસે ઉંબરાનું દાતણ કરવું, જાતિ પુષ્પવડે મહાદેવનું પૂજન કરવું, દારવું દાડિમનો અર્ધ્ય આપવો, સુંદર અશોકની કળીઓનું નૈવેદ્ય કરવું, ઉપવાસ કરવો અને ભક્તિથી નટરાજ (મહાદેવ)ની પૂજા કરવી. 'હે શંકર ! આપ કે જે નાટ્યના ઈશ્વર છો, સર્વ છો, સમર્થ છો, અને જગતના ઇશ છો તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું, અર્ધ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ધ્ય આપવો અને સ્થિર ચિત્તથી વ્રત કરવું. વ્રત કરનારે રાત્રિએ ચંદનનું પ્રાશન કરવું. તેમ કરવાથી સઘળાં પાપ દૂર થાય છે અને ઉત્તમ સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે.૧૭

माघशुक्लत्रयोदश्यामुपवासं च कारयेत् । न्यग्रोधदंतकाष्ठेन दंतान्संशोधयेच्छुचिः ॥ कुंदपुष्पैः समभ्यर्च्य अर्घ्यं च बीजपूरकैः । नैवेद्ये शर्करां दद्याद्देवो योगेश्वरस्तथा । योगेश्वराय देवाय योगजंबूनिवासिने ॥ गृहाणार्घ्यं मया दत्तं योगेश्वर नमोऽस्तु ते । इत्यर्घ्यम् ॥ मौक्तिकं प्राशयेद्रात्रौ वाजपेयफलं लभेत् ॥ १८ ॥

માઘ શુદિ તેરશને દિવસે ઉપવાસ કરવો, વડનું દાતણ કરવું, મોગરાનાં પુષ્પવડે પૂજા કરવી, બીજોરાંનો અર્ધ્ય આપવો, સાકરનું નૈવેદ્ય કરવું, માઘ માસમાં યોગેશ્વર દેવ કહેલા છે એટલે તેની પૂજા વગેરે સઘળું કરવું, ને અર્ધ્ય આપવો:–'હે યોગેશ્વર ! આપ કે જે યોગના ઈશ્વર છો, દેવ છો, યોગરૂપી જાંબૂમાં નિવાસ કરનાર છો તેને હું નમસ્કાર કરૂં છું. માટે મેં દીધેલા અર્ધ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ધ્ય આપવો. રાતે મોતીનું જળ પીવું, તેથી વાજપેય યજ્ઞનું ફળ થાય છે.૧૮

फाल्गुनस्य सिते पक्षे बादरं दंतधावनम् । जपापुष्पैः पूजनं स्यादर्घ्यं कंकोलकेन च ॥ अपूपैश्चैव नैवेद्यं वीरेशं नाम पूजयेत् । वीरेश्वर वीरभद्र उमाकांत सुरेश्वर ॥ हिममध्यनिवासिंस्त्वं गृहाणार्घ्यं महेश्वर ॥ सीतातुल्या भवेन्नारी कंकोलं प्राशयेन्निशि ॥ १९ ॥

ફાગણ શુદિ તેરશને દિવસે બોરડીનું દાતણ કરવું, જાસુંદના પુષ્પોવડે વીરેશની પૂજા કરવી, કંકોલાનો અર્ધ્ય આપવો:–હે વીરેશ ! હે વીરભદ્ર ! હે પાર્વતીપતે ! હે સુરેશ્વર ! હે હિમની વચ્ચમાં વાસ કરનાર ! હે મહેશ્વર ! અર્ધ્યનું ગ્રહણ કરો. રાતે કંકોલાં ખાવાં. એવી રીતે પૂજા કરવાથી સ્ત્રી સીતા જેવી થાય છે.૧૯

चैत्रशुक्लत्रयोदश्यां मल्लिकादंतधावनम् । दमनेनार्चयेद्देवं द्राक्षयाऽर्घ्यं प्रकल्पयेत् । नैवेद्ये वटकाः प्रोक्ता विश्वरूपं तु पूजयेत् । नमस्ते विश्वरूपाय सुरूपाय महात्मने । गृहाणार्घ्यं मया दत्तं विश्वरूप नमोऽस्तु ते ॥ इत्यर्घ्यम् । उमातुल्या भवेन्नारी कर्पूरं प्राशयेन्निशि ॥ २० ॥

ચૈત્ર શુદિ તેરશને દિવસે મલ્લિકાનું દાતણ કરવું. દમનના પુષ્પથી વિશ્વરૂપ દેવની પૂજા કરવી, દ્રાખનો અર્ધ્ય આપવો, વડાંનું નૈવેદ્ય કરવું; અર્ધમંત્ર:–'હે વિશ્વરૂપ ! આપ કે જે વિશ્વરૂપ છો, સુંદર રૂપવાળા છો અને મહાત્મા છો તેને વારંવાર નમસ્કાર કરૂં છું. આ

અર્ધ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ધ્ય આપવો. રાતે કપૂરનું ભક્ષણ કરવું. એવી રીતે વ્રત કરવાથી સ્ત્રી પાર્વતીતુલ્ય થાય છે.[૨૦]

**वैशाखशुक्लपक्षे त्वपामार्गं दंतधावनम् । पूजा च मल्लिकापुष्पैः खर्जूरार्घ्यं तु दापयेत् । नैवेद्ये सक्तवः प्रोक्ता महारूपं तु पूजयेत् । महारूपाय नमस्ते सर्वविज्ञानरूपिणे । गृहाणार्घ्यं मया दत्तं महारूप नमोऽस्तु ते । इत्यर्घ्यम् ॥ प्राशयेद्रात्रिसमये जातीफलमनुत्तमम् ॥ २१ ॥**

વૈશાખ શુદિ તેરશને દિવસે અઘેડાનું દાતણ કરવું, મલ્લિકાનાં પુષ્પથી મહારૂપ દેવની પૂજા કરવી, ખજૂરનો અર્ધ્ય આપવો, સાથવાનું નૈવેદ્ય કરવું. અર્ધમંત્રઃ-'હે મહારૂપ! આપ કે જે મહારૂપ અને સર્વવિજ્ઞાનરૂપ છો, તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું, મેં આપેલા અર્ધ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ધ્ય આપવો. રાતે જાયફળનું ભક્ષણ કરવું.[૨૧]

**ज्येष्ठे शुक्लत्रयोदश्यां निर्गुंडीदंतधावनम् । पूजा बकुलपुष्पैश्च श्रीफलेनार्घ्यकल्पना ॥ नैवेद्ये मंडकान्दद्याल्लवंगं प्राशयेन्निशि । प्रद्युम्नं पूजयेद्देवं सर्वपापप्रणाशनम् ॥ नमस्ते पशुपतये प्रद्युम्नभवनेश्वर । गृहाणार्घ्यं मया दत्तं प्रद्युम्न परमेश्वर । इत्यर्घ्यम् ॥ सुवर्णशतदानस्य फलमष्टगुणं लभेत् ॥ २२ ॥**

જ્યેષ્ઠ શુદિ તેરશને દિવસે નગોડનું દાતણ કરવું, બોરસડીના પુષ્પથી પ્રદ્યુમ્ન દેવ સર્વ પાપનો નાશ કરનાર છે તેની પૂજા કરી, શ્રીફળનો અર્ધ્ય આપવો, ખડમંડાનું નૈવેદ્ય કરવું. રાતે લવિંગ ખાવાં ને આ મંત્રથી અર્ધ આપવોઃ-'હે પ્રદ્યુમ્ન! હે પરમેશ્વર! આપ કે જે સર્વ પ્રાણીના પતિ છો અને ઉત્તમ સુવર્ણના ઈશ્વર છો તેને નમસ્કાર કરૂં છું, આ અર્ધ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ધ્ય આપવો. એવી રીતે વ્રત કરવાથી આઠસો સુવર્ણના દાનનું ફળ મળે છે.[૨૨]

**शुचिशुक्ले त्रयोदश्यां नारिंगं दंतधावनम् । कदंबैः पूजयेद्देवं नारिकेलार्घ्यकल्पना ॥ नैवेद्यं दधिभक्तं च पूजयेच्च उमापतिम् । स्वस्थेन मनसा तत्र तिलतोयं पिबेन्निशि ॥ उमापते महाबाहो कामदोहक ते नमः । गृहाणार्घ्यं मया दत्तं चंद्रमौले नमोऽस्तु ते । इत्यर्घ्यम् ॥ वाजपेयस्य यज्ञस्य फलं प्राप्नोति मानवः ॥ २३ ॥**

આષાઢ શુદિ ત્રયોદશીને દિવસે નારંગીનું દાતણ કરવું, કદંબનાં પુષ્પોવડે મહાદેવની પૂજા કરવી, નાળિયેરનો અર્ધ્ય આપવો. દહીં ભાતનું નૈવેદ્ય કરવું, રાતે ચિત્ત સ્થિર રાખી તિલનું જળ પીવું અને 'હે ઉમાપતે! હે મોટા હાથવાળા! હે કામને દહન કરનાર! હે ચંદ્રમૌલે! આપને વારંવાર નમસ્કાર કરૂં છું. મેં આપેલા અર્ધ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ધ્ય આપવો. એવી રીતે વ્રત કરવાથી વાજપેય યજ્ઞનું ફળ થાય છે.[૨૩]

**श्रावणस्य सिते पक्षे त्रयोदश्यां शुभव्रतः । कारंजं दंतकाष्ठं च पद्मपुष्पैस्तु पूजनम् ॥ रंभाफलेनार्घ्यदानं कुर्यात् प्रह्वेण चेतसा । नैवेद्यं पायसं दद्याच्छूलपाणिं तु पूजयेत् । प्राशयेद्दुग्धतोयं च रात्रौ जागरणं चरेत् ॥ नमस्ते गिरिजानाथ नमस्ते भक्तिभावन । गृहाणार्घ्यं मया दत्तं शूलपाणे नमोऽस्तु ते । इत्यर्घ्यम् ॥ सौत्रामणेश्च यज्ञस्य फलमष्टगुणं लभेत् ॥ २४ ॥**

શ્રાવણ શુદિ ત્રયોદશીને દિવસે કરંજનું દાતણ કરવું, કમળથી શૂલપાણી (મહાદેવ)ની પૂજા કરવી, નમ્રતાથી કેળાંનો અર્ધ્ય આપવો, દૂધપાકનું નૈવેદ્ય કરવું, રાતે ચંદનનું જળ પી જાગરણ કરવું, અને હે પાર્વતીનાથ! હે ભક્તિથી પ્રિય કરનાર! 'હે શૂલપાણે! આપને નમસ્કાર કરૂં છું, મેં આપેલા અર્ધ્યને ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ધ્ય આપવો. એવી રીતે વ્રત કરવાથી આઠ સૌત્રામણી યજ્ઞનું ફળ થાય છે.[૨૪]

**भाद्रे शुक्लत्रयोदश्यां कंकोलं दंतधावनम् । अर्चयेच्चंपकैः पुष्पैर्नैवेद्यं घृतपूरिकाः ॥ अर्घ्यं पूगीफलं दद्यात्सद्योजातं तु पूजयेत् । ततः स्वस्थमना भूत्वा अगुरुं प्राशयेन्निशि ॥ त्रिदशेशाय देवाय सद्योजाताय वै नमः । गृहाणार्घ्यं मया दत्तं सद्योजात नमोऽस्तु ते । इत्यर्घ्यम् ॥ दशानामश्वमेधानां फलमाप्नोति मानवः ॥ २५ ॥**

ભાદરવા શુદિ તેરશને દિવસે કંકોલનું દાતણ કરવું. ચંપાનાં પુષ્પોથી સદ્યોજાત દેવનું પૂજન કરવું, માલપૂડાનું નૈવેદ્ય કરવું, સોપારીનો અર્ધ્ય આપવો. રાતે સ્થિર ચિત્ત થઈ અગુરુનું ભક્ષણ કરવું અને 'હે સદ્યોજાત! આપ કે જે દેવોના ઈશ છો, અને સદ્યોજાત છો તેને હું વારંવાર નમસ્કાર કરું છું, મેં આપેલા અર્ધ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ધ્ય આપવો. એવી રીતે વ્રત કરવાથી દશ અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે.[૨૫]

**आश्विने च त्रयोदश्यां कंकतीदंतधावनम् । अर्चयेत्करवीरैस्तु अर्घ्ये कर्कटिकाफलम् ॥ त्रिदशाधिपतिः पूज्यो नैवेद्ये शुभ्रमंडकान् । प्राशयेत्कांचनं तोयं निशि देवं प्रपूज्य च ॥ त्रिदशाधिप देवेश उमाकांत महेश्वर । त्रिधारूपमयस्त्वं हि अर्घोऽयं प्रतिगृह्यताम् । इत्यर्घ्यम् ॥ चातुर्मास्यस्य यज्ञस्य फलं दशगुणं लभेत् ॥ २६ ॥**

આશો શુદિ તેરશને દિવસે કંકતીનું દાતણ કરવું, કરવીરનાં પુષ્પોથી ત્રિદશાધિપતિ શંકરની પૂજા કરવી, કાકડીનો અર્ધ્ય આપવો, ધોળાં ખડમંડાનું નૈવેદ્ય કરવું, રાત્રે દેવનું પૂજન કરી સુવર્ણજળનું પ્રાશન કરવું અને હે ત્રિદશાધિપ! હે દેવેશ! હે પાર્વતીપતે! હે મહેશ્વર! આપનાં ત્રણ સ્વરૂપ છે, આપને અર્ધ્ય આપું છું, તે ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ધ્ય આપવો. એવી રીતે વ્રત કરવાથી દશ ચાતુર્માસ્ય યજ્ઞનું ફળ થાય છે.[૨૬]

कार्तिके च त्रयोदश्यां कार्दंबं दंतधावनम् । रक्तोत्पलैः पूजनं च कूष्माण्डार्घ्यं प्रदापयेत् ॥ नैवेद्ये पूरिका दद्यात्पूजयेज्जगदीश्वरम् । प्राशयेन्मदनफलं निशि चैवं समाहितः ॥ नमस्ते जगदीशाय तापिने शूलपाणये । गृहाणार्घ्यं महेशान जगदीश नमोऽस्तु ते । इत्यर्घ्यम् ॥ पूजांते जागरं कुर्याद्गीतवाद्यमहोत्सवैः । अर्धनारीश्वरं कुर्यात्सौवर्णं रौप्यमेव वा ॥ वस्त्रयुग्मेन संवेष्ट्य शय्यायां विनिवेशयेत् । एवं कृत्वा तु देवेशं शोभां तत्र तु कारयेत् । श्वेतपुष्पैस्तु संपूज्य श्वेतचंदनचर्चितम् ॥ धूपैर्दीपैश्च नैवेद्यैः सवत्सां गां पयस्विनीम् । श्वेतवस्त्रपरीधानां घंटाभरणभूषिताम् । सुसूक्ष्मवस्त्रयुगलामाचार्याय निवेदयेत् । तथैव दक्षिणां दद्यादासनं चैव पादुके ॥ छत्रं च मुद्रिकां चैव कंकणं भूषणं शुभम् । शय्या दिव्या प्रदेया तु तूलाच्छादनसंयुता । गृहोपस्करसंयुक्ता भक्तिसंयुक्तचेतसा ॥ तत्रोपवेश्य चाचार्यमुपवासव्रती ततः । पादौ मूर्ध्नि समारोप्य प्रणिपत्य वचो वदेत् । भगवंस्त्वत्प्रसादेन व्रतसंपूर्णता मम ॥ एवमस्त्विति स ब्रूयात्तव तुष्टोऽस्तु शंकरः ॥ २७ ॥

કાર્તિક શુદિ તેરશને દિવસે કદંબનું દાતણ કરવું, લાલ કમળથી જગદીશ્વરની પૂજા કરવી. કોળાંનો અર્ઘ્ય આપવો, પૂરીનું નૈવેદ્ય કરવું, રાત્રે સાવધાન થઇ મીંઢળ ખાવું, અને 'હે જગદીશ ! હે મહેશાન ! આપ જગતના ઈશ્વર છો, તપાવનાર છો અને હાથમાં ત્રિશૂલવાળા છો તેને હું વારંવાર નમસ્કાર કરું છું, આ અર્ઘ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ઘ્ય આપવો. પૂજા થયા પછી જાગરણ કરવું. ગીત ગાઇ વાજાં વગાડી મોટો ઉત્સવ કરવો. સોનાની અથવા રૂપાની અર્ધનારીશ્વરની મૂર્તિ કરાવવી. તેને બે વસ્ત્રો વીંટી શય્યામાં રાખવી ને તેમાં કેટલીક શોભા કરવી. એ મૂર્તિને ધોળું ચંદન ચડાવવું, ધોળાં પુષ્પો ચડાવવાં, ધૂપ કરવો, દીવા કરવા, નૈવેદ્ય કરવાં, પછી જેને શ્વેત વસ્ત્ર ઓઢાડેલું હોય, જેની કોટમાં ઘંટા બાંધેલી હોય, અલંકાર પહેરાવ્યા હોય ને જે ઝીણાં બે વસ્ત્રો સહિત હોય એવી વાછડાં સહિત દૂઝણી ગાય આચાર્યને આપવી તેમ જ દક્ષિણા, આસન, પાવડી, છત્ર, અંગુઠી અને કડાં વગેરે અલંકાર આપવા. ગાદલા સહિત ઓછાડવાળી દિવ્ય શય્યા આપવી અને બીજો પણ કેટલોક ઘરમાં ઉપયોગી ઉપચાર આપવો. પછી શય્યા ઉપર આચાર્યને બેસાડી ભક્તિથી તેના પગ પોતાના માથા ઉપર રાખી પ્રણામ કરી કહેવું કે, 'હે ભગવન્! આપની કૃપાથી આ મારું વ્રત પૂર્ણ થાઓ.' 'ત્યારે તારૂં વ્રત પૂર્ણ થાઓ અને મહાદેવ તારી ઉપર પ્રસન્ન થાઓ' એમ આચાર્યે કહેવું.[૨૭]

ईश्वर उवाच– एवं कृत्वा प्रयत्नेन दंपती चैव पूजयेत् । तयोश्च भोजनं दद्याद्दंपत्योः पारितोषकम् ॥ अनेन विधिना तुष्याम्यहं युक्तस्त्वयाऽनघे । तेभ्यो दत्तं च यत्किंचिदक्षयं नात्र संशयः ॥ आचार्यममतः कृत्वा तस्यादेशं तु कारयेत् । न ह्याचार्यसमं तीर्थं नह्याचार्यसमं तपः ॥ तस्याहं कायमास्थाय सर्वसिद्धिं नये ध्रुवम् । तेनैवाचार्यदानेन सर्वं भवति चाक्षयम् ॥ एतद्व्रतं मम श्रेष्ठं गुह्याद्गुह्यतरं परम् । राज्यमर्थान् सुतान् सिद्धिमवैधव्यं प्रयच्छति ॥ रूपं धनं धान्यमायुरारोग्यं च प्रदापयेत् । इष्टलाभं च सौभाग्यं वर्धयेच्च वरानने ॥ त्रयोदशीव्रतान्नास्ति सौभाग्यकरणं परम् ॥ २८ ॥ इति भविष्ये अनंगत्रयोदशीव्रतं संपूर्णम् ॥

મહાદેવ કહે છે–એવી રીતે સાવધાનીથી વ્રત કરી, દંપતીનું પૂજન કરી તેને જમાડી પહેરામણી આપવી. હે પાર્વતિ ! આ પ્રકારે વ્રત કરવાથી હું તથા તમે બન્ને પ્રસન્ન થઇએ છીએ. તેઓને જે કાંઇ આપ્યું હોય તે અક્ષય થાય છે, એમાં સંશય નથી. આચાર્યને મોટા કરી તેના કહેવા પ્રમાણે કરવું. આચાર્ય જેવું શ્રેષ્ઠ કોઇ તીર્થ નથી અને આચાર્ય સમાન કોઇ તપ નથી, હું તેના શરીરમાં રહી સઘળી સિદ્ધિ આપું છું. એ નિઃસંદેહ છે, માટે આચાર્યને આપવાથી સઘળું અક્ષય થાય છે. આ મારૂં વ્રત પરમ શ્રેષ્ઠ અને અત્યંત ગુહ્ય છે. આ વ્રત કરવાથી રાજ્ય મળે છે, ધન મળે છે, પુત્ર થાય છે, સિદ્ધિ મળે છે, અખંડ સૌભાગ્ય રહે છે, રૂપ વધે છે, આયુષ્ય વધે છે, આરોગ્ય થાય છે, ઇષ્ટ લાભ થાય છે અને સૌભાગ્ય વધે છે. હે પાર્વતિ ! સૌભાગ્ય વધારવામાં આ ત્રયોદશી વ્રત જેવું બીજું કોઈ વ્રત નથી. એવી રીતે ભવિષ્યપુરાણમાં અનંગત્રયોદશીનું વ્રત કહેલું છે.[૨૮]

इति त्रयोदशीव्रतानि समाप्तानि ।

# ચતુર્દશીનાં વ્રતો

## ૧ ચૈત્ર શુદિ ચૌદશ

अथ चतुर्दशीव्रतानि लिख्यंते । तत्र चैत्रशुक्लचतुर्दशी पूर्वा ग्राह्या । निशि भ्रमंति भूतानि शक्तयः शूलभृयतः । अतस्तत्र चतुर्दश्यां सत्यां तत्पूजनं भवेदिति ब्रह्मवैवर्तात् ॥ मधोः श्रावणमासस्य शुक्ला या तु चतुर्दशी । सा रात्रिव्यापिनी ग्राह्या नान्या शुक्ला कदाचनेति हेमाद्रौ बौधायनोक्तेश्च ॥ अस्यामेव चतुर्दश्यां विशेषः स्मर्यते । पृथ्वीचंद्रोदये पुलस्त्यः– चैत्रशुक्लचतुर्दश्यां यः स्नायाच्छिवसन्निधौ । न प्रेतत्वमवाप्नोति गंगायां तु विशेषतः ॥ इति चैत्रशुक्लचतुर्दशी ॥

ચૈત્ર શુદિ ચતુર્દશી પહેલા દિવસની લેવી. કારણ કે, 'ભૂતો કે જેઓ મહાદેવની શક્તિઓ છે તે રાત્રિમાં ભમે છે, માટે ચૌદશને દિવસે રાતે તેનું પૂજન કરવું;' એવું

બ્રહ્મવૈવર્ત પુરાણનું વચન છે. તેમ જ, ‘ચૈત્ર અને શ્રાવણ માસમાં શુક્લ પક્ષની ચતુર્દશી રાત્રિવ્યાપિની લેવી. પણ બીજા કોઇ માસની શુક્લ ચતુર્દશી કોઈ પણ વખતે રાત્રિવ્યાપિની લેવી નહીં;’ એ પ્રમાણે હેમાદ્રિમાં બૌદ્ધાયનનું વચન છે. આ જ ચતુર્દશીને દિવસે જે કાંઇ વિશેષ છે તે પૃથ્વીચંદ્રોદયમાં પુલસ્ત્ય ઋષિએ કહેલું છે:–‘જે માણસ ચૈત્ર શુદિ ચૌદશને દિવસે શંકરની પાસે સ્નાન કરે, તેને પ્રેતપણું ભોગવવું પડતું નથી; તેમ જ તે દિવસે ગંગામાં સ્નાન કરવાથી વિશેષ ફળ થાય છે, એવી રીતે ચૈત્ર શુદિ ચૌદશને દિવસે વ્રત કહેલું છે.

## ૨ નૃસિંહચતુર્દશીવ્રતનિર્ણય

अथ वैशाखशुक्लचतुर्दश्यां नृसिंहचतुर्दशीव्रतम् । तच्च प्रदोषव्यापिन्यां कार्यम् ॥ तदुक्तं नृसिंहपुराणे हेमाद्रौ– वैशाखे शुक्लपक्षे तु चतुर्दश्यां निशामुखे । मज्जन्मसंभवं पुण्यं व्रतं पापप्रणाशनम् । वर्षे वर्षे च कर्तव्यं मम संतुष्टिकारणमिति । स्कांदेपि– वैशाखस्य चतुर्दश्यां सोमवारेऽनिलर्क्षके ॥ अवतारो नृसिंहस्य प्रदोषसमये द्विजाः इति । ( अनिलर्क्षे स्वाती ) ॥ दिनद्वये तद्व्याप्तावंशतः समव्याप्तौ च परा । अनंगेन समायुक्ता न सोपोष्या चतुर्दशी ॥ धनापत्यैर्वियुज्येत तस्मात्तां परिवर्जयेदिति तत्रैव निषेधात् । विषमव्याप्तौ त्वधिकव्याप्तिमती । दिनद्वयेऽप्यव्याप्तौ परा । परदिने गौणकालव्याप्तेः सत्त्वात्पूर्वदिने च तदभावात् । अस्यां च संकल्परूपव्रतोपक्रमो मध्याह्न एव कर्तव्यः । ततो मध्याह्नवेलायां नद्यादौ स्नानमाचरेत् । परिधाय ततो वासो व्रतकर्म समारभेदिति नृसिंहपुराणोक्तेः ॥ तथेयमेव योगविशेषेणातिप्रशस्ता । तदुक्तं तत्रैव– स्वातीनक्षत्रयोगे च शनिवारे महद्व्रतम् ॥ सिद्धियोगस्य संयोगे वणिजे करणे तथा । पुंसां सौभाग्ययोगेन लभ्यते दैवयोगतः ॥ एभिर्योगैर्विनापि स्यान्मद्दिनं पापनाशनम् । एवैषामेव वर्णानामधिकारोऽस्ति मद्व्रते ॥ इदं च संयोगपृथक्त्वन्यायेन नित्यं काम्यं च । विज्ञाय मद्दिनं यस्तु लंघयेत्पापकृन्नरः ॥ स याति नरकं घोरं यावच्चंद्रदिवाकराविति स्कांदे उक्तत्वात् । मम संतुष्टिकारणमिति फलश्रवणाच्च ॥ इति व्रतनिर्णयः ॥

વૈશાખ શુદિ ચતુર્દશીને દિવસે નૃસિંહ ચતુર્દશીનું વ્રત કરવું. તે વ્રત પ્રદોષવ્યાપિની ચતુર્દશીને દિવસે કરવું. એમ નૃસિંહપુરાણમાં અને હેમાદ્રિમાં કહેલું છે કે;–‘વૈશાખ શુદિ ચૌદશને દિવસે પ્રદોષવખતે મારૂં પ્રાકટ્ય છે, માટે તે દિવસે પાપનો નાશ કરનાર પવિત્ર વ્રત કરવું; એ વ્રત કરવાથી હું પ્રસન્ન થાઉં છું, માટે વર્ષોવર્ષ કરવું.’ સ્કંદપુરાણમાં કહ્યું છે કે–‘વૈશાખ શુદિ ચતુર્દશી ને સોમવારને દિવસે સ્વાતી નક્ષત્રમાં પ્રદોષ વખતે નૃસિંહ ભગવાનનો જન્મ થયેલો છે.’ બન્ને દિવસે ચતુર્દશી પ્રદોષવ્યાપિની હોય અથવા પ્રદોષના એક ભાગમાં વ્યાપિની હોય તો બીજે દિવસે વ્રત કરવું; કારણ કે, ‘ત્રયોદશીના યોગવાળી ચતુર્દશીને દિવસે ઉપવાસ કરવો નહીં. તે દિવસે ઉપવાસ કરવાથી ધન અને સંતાનનો નાશ થાય છે, માટે તેવી ચતુર્દશી તજવી,’ એ પ્રકારે તે જ ગ્રંથમાં નિષેધ કર્યો છે. પ્રદોષ વખતે એક દિવસે અધિક વ્યાપ્તિ હોય અને એક દિવસે અધિક વ્યાપ્તિ ન હોય તો જે દિવસે અધિક વ્યાપ્તિ હોય તે દિવસે વ્રત કરવું. જો બન્ને દિવસે વ્યાપ્તિ ન હોય તો બીજે દિવસે વ્રત કરવું. કારણ કે બીજે દિવસે ગૌણકાળમાં ચતુર્દશી હોય છે અને પહેલે દિવસે તો તે પણ હોતી નથી. આ ચતુર્દશીને દિવસે સંકલ્પરૂપી વ્રતનો આરંભ, મધ્યાહ્ન વખતે જ કરવો; કારણ કે, ‘પછી મધ્યાહ્ન વખતે નદી વગેરેમાં સ્નાન કરી વસ્ત્ર પહેરી વ્રત કર્મનો આરંભ કરવો.’ એમ નૃસિંહપુરાણમાં કહેલું છે. તેમ જ આ જ ચતુર્દશી કોઈ યોગ આવવાથી અતિ ઉત્તમ કહેવાય છે, આ વાત નૃસિંહપુરાણમાં જ કહેલી છે:–‘ચતુર્દશીને દિવસે સ્વાતી નક્ષત્ર, શનિવાર, તેમ જ સિદ્ધિ યોગ અને વણિજ કરણ હોય તો અતિ ઉત્તમ વ્રત કહેવાય છે. કારણ કે તેવો યોગ માણસોનાં મોટાં ભાગ્ય હોય તો કોઇ વખતે જ આવે છે. એ યોગ વિનાની કેવળ ચતુર્દશી પણ પાપનો નાશ કરનારી છે. મારું વ્રત કરવામાં સર્વ વર્ણને અધિકાર છે.’ આ વ્રત સંયોગ અને પૃથક્ત્વન્યાયથી નિત્ય અને કામ્ય છે: ‘જે પાપી પુરુષ જાણીને મારો દિવસ ઓળંગે છે, એટલે ઉપવાસ વિનાનો જવા દે છે, તે યાવચ્ચંદ્રદિવાકર ઘોર નરકમાં સડે છે,’ એવી રીતનાં સ્કંદપુરાણનાં વચનથી નિત્ય છે, એમ સિદ્ધ થાય છે, અને ‘મને પ્રસન્ન કરનાર છે,’ એવાં ફળશ્રવણથી કામ્ય સિદ્ધ થાય છે.

## નૃસિંહચતુર્દશીવ્રતની કથા

अथ कथा ॥ सूत उवाच– हिरण्यकशिपुं हत्वा देवदेवं जगद्गुरुम् । सुखासीनं च नृहरिं शांतकोपं रमापतिम् ॥१॥ प्रह्लादो ज्ञानिनां श्रेष्ठः पालयन् राज्यमुत्तमम् । एकाकी च तदुत्संगे प्रियं वचनमब्रवीत् ॥ २ ॥ प्रह्लाद उवाच– नमस्ते भगवन्विष्णो नृसिंहरूपिणे नमः । त्वद्भक्तोऽहं सुरेशैकं त्वां पृच्छामि तु तत्त्वतः ॥ ३ ॥ स्वामिंस्त्वयि ममाभिन्ना भक्तिर्जाता त्वनेकधा । कथं च ते प्रियो जातः कारणं मे वद प्रभो ॥ ४ ॥

સૂત કહે છે–હિરણ્યકંશિપુને હણ્યા પછી કોપ શાંત થવાથી સુખથી બેઠેલા દેવના દેવ નૃસિંહજીની પાસે પ્રહ્લાદ કે, જે જ્ઞાનીમાં શ્રેષ્ઠ હતા ને ઉત્તમ રાજ્યનું પાલન કરતા હતા તે એકલા જઇ પ્રિય વચન કહેવા લાગ્યા:[૧–૨] પ્રહ્લાદ કહે છે–હે ભગવન્! હે વિષ્ણો! હે નૃસિંહરૂપ ધરનાર! આપને નમસ્કાર કરું છું. હે

સુરેશ ! હે સ્વામિન્ ! હું આપનો ભક્ત છું, તે હું આપને પૂછું છું કે, મને નાના પ્રકારની આપની ભક્તિ કેમ થઇ ! અને હું આપને શા કારણથી પ્રિય થયો તે કહો.[૩–૪]

नृसिंह उवाच– कथयामि महाप्राज्ञ शृणुष्वैकाग्रमानसः। भक्तेर्यत्कारणं वत्स प्रियत्वस्य च कारणम् ॥ ५ ॥ पुरा काले त्वभूद्विप्रः किंचित्त्वं नाप्यधीतवान् । नाम्ना त्वं वासुदेवो हि वेश्यासंसक्तमानसः ॥ ६ ॥ तस्मिन् जातु न चैव त्वं चकर्थ सुकृतं कियत् । कृतवान्मद्व्रतं चैकं वेश्यासंगतिलालसः ॥ ७ ॥ मद्व्रतस्य प्रभावेण भक्तिर्जाता तवानघ ॥ प्रह्लाद उवाच– श्रीनृसिंहोच्यतां तावत्कस्य पुत्रश्च किं व्रतम् ॥ ८ ॥ वेश्यायां वर्तमानेन कथं तव कृतं मया । येन त्वं प्रीतिमापन्नो वक्तुमर्हसि सांप्रतम् ॥ ९ ॥

નૃસિંહ કહે છે–હે મહાપ્રાજ્ઞ ! હે વત્સ ! ભક્તિ થવામાં અને પ્રીતિ થવામાં જે કારણ છે તે કારણ કહું છું, તે તું એક ચિત્ત થઇ સાંભળ.[૫] પૂર્વે તું બ્રાહ્મણ હતો, પણ કાંઇ ભણ્યો ન હતો, તારું નામ વાસુદેવ હતું. તું વેશ્યામાં આસક્ત હતો.[૬] તે જન્મમાં તારાથી થોડું પણ પુણ્ય કર્મ થઇ શક્યું નહિ; પણ તું, કે જે વેશ્યામાં અતિ આસક્ત હતો, તેણે માત્ર એક મારું વ્રત કર્યું હતું. તેના પ્રભાવથી તને મારી ભક્તિ થઇ. પ્રહ્લાદ કહે છે–હે શ્રીનૃસિંહ ! આગલા જન્મમાં હું કોનો પુત્ર હતો ? અને વેશ્યામાં આસક્તિ છતાં પણ મેં આપનું વ્રત કેમ કર્યું ? કે જેથી આપનો પ્રીતિપાત્ર થયો, તે સઘળું મને કહો.[૭–૯]

नृसिंह उवाच– पुराऽवंतीपुरे ह्यासीद्ब्राह्मणो वेदपारगः । तस्य नाम सुशर्मेति बहुलोकेषु विश्रुतः ॥ १० ॥ नित्यहोमक्रियां चैव विदधाति द्विजोत्तमः । ब्राह्मक्रियासु नियतं सर्वासु किल तत्परः ॥ ११ ॥ अग्निष्टोमादिभिर्यज्ञैरिष्टाः सर्वे सुरोत्तमाः । तस्य भार्या सुशीलाऽभूद्विख्याता भुवनत्रये ॥ १२ ॥ पतिव्रता सदाचारा पतिभक्तिपरायणा। जज्ञिरेऽस्यां सुताः पंच तस्माद्द्विजवरात्तथा ॥ १३ ॥ सदाचारेषु विद्वांसः पितृभक्तिपरायणाः । तेषां मध्ये कनिष्ठस्त्वं वेश्यासंगतितत्परः ॥ १४ ॥ तया निषेध्यमानेन सुरापानं त्वया कृतम् । सुवर्णं चाप्यपहृतं चोरैः सार्धं त्वया बहु ॥ १५ ॥ विलासिन्या समं चैव त्वया चीर्णमघं बहु । एकदा तद्गृहे चासीन्महान्कलिस्त्वया सह ॥ १६ ॥ तेन कलहभावेन व्रतमेतत्त्वया कृतम् । अज्ञानान्मद्व्रतं जातं व्रतानामुत्तमं हि तत् ॥ १७ ॥ तस्यां विहारायोगेन रात्रौ जागरणं कृतम् । वेश्याया वल्लभं किंचिदप्रजातं न त्वया सह ॥ १८ ॥ रात्रौ जागरणं चीर्णं त्यक्तं भोग्यमनेकधा । व्रतेनानेन चीर्णेन मोदंति दिवि देवताः ॥ १९ ॥

શ્રીનૃસિંહ કહે છે–પૂર્વે ઉજ્જયિની નગરીમાં સુશર્મા નામનો એક બ્રાહ્મણ હતો. તે પૂર્ણ વેદ જાણતો હતો અને જગતપ્રસિદ્ધ હતો.[૧૦] એ બ્રાહ્મણ હમેશાં હોમ કરતો હતો અને સર્વદા સઘળાં બ્રાહ્મણનાં કર્મમાં તત્પર રહેતો હતો.[૧૧] તેણે અગ્નિષ્ટોમ વગેરે યજ્ઞો કરી સર્વ દેવોને પ્રસન્ન કર્યા હતા. તેની સ્ત્રીનું નામ સુશીલા હતું. તે ત્રણે ભુવનમાં પ્રસિદ્ધ, પતિવ્રતા, શુભ આચરણવાળી અને પતિની ભક્તિમાં પરાયણ હતી. તે સ્ત્રીને સુશર્માથી પાંચ પુત્રો થયા.[૧૨–૧૩] તે સદાચારમાં વિદ્વાન્ અને પિતાની ભક્તિમાં પરાયણ હતા. તેમાં તું સર્વથી નાનો હતો ને માત્ર તું એકલો જ વેશ્યામાં આસક્ત હતો.[૧૪] એ વેશ્યાએ મના કર્યા છતાં પણ તેં મદ્યપાન કર્યું હતું; ચોરોની સાથે પણ કેટલુંક સોનું ચોર્યું હતું;[૧૫] અને વિલાસિનીની સાથે પણ કેટલુંક પાપ કર્યું હતું. એક દિવસ તેણીના ઘરમાં તારી સાથે મોટો ટંટો થવાથી તેં ભોજન કર્યું નહીં. એવી રીતે અજાણતાં મારું ઉત્તમ વ્રત થયું અને વેશ્યાની સાથે વિહાર નહીં થવાથી તને નિદ્રા આવી નહીં, તેથી જાગરણ પણ થયું. તેવી જ રીતે ટંટો થવાથી વેશ્યાએ પણ કાંઇ ખાધું નહીં અને નિદ્રા લીધી નહીં તેથી તેને પણ વ્રત થયું. આ વ્રત કરવાથી સ્વર્ગમાં દેવતાઓ પ્રસન્ન થાય છે.[૧૬–૧૯]

सृष्ट्यर्थे च पुरा ब्रह्मा चक्रे ह्येतदनुत्तमम् । मद्व्रतस्य प्रभावेण निर्मितं सचराचरम् ॥ २० ॥ ईश्वरेण पुरा चीर्णं वधार्थं त्रिपुरस्य च । माहात्म्येन व्रतस्याशु त्रिपुरस्तु निपातितः ॥२१॥ अन्यैश्च बहुभिर्देवैर्ऋषिभिश्च पुराऽनघ । राजभिश्च महाप्राज्ञैर्विहितं व्रतमुत्तमम् ॥ २२ ॥ एतद्व्रतप्रभावेण सर्वे सिद्धिमुपागताः । वेश्यापि मत्प्रिया जाता त्रैलोक्ये सुखचारिणी ॥ २३ ॥ ईदृशं मद्व्रतं वत्स त्रैलोक्ये तु सुविश्रुतम् । कलहेन विलासिन्या व्रतमेतदुपस्थितम् ॥ २४ ॥ प्रह्लाद तेन ते भक्तिर्मयि जाता ह्यनुत्तमा । धूर्तया च विलासिन्या ज्ञात्वा व्रतदिनं मम ॥ २५ ॥ कलहश्च कृतो येन मद्व्रतं च कृतं भवेत् । सा वेश्या त्वप्सरा जाता भुक्त्वा भोगाननेकशः ॥ २६ ॥ मुक्ता कर्मविलीना तु त्वं प्रह्लाद विशस्व माम् । कार्यार्थे च भवानास्ते मच्छरीरपृथक्तया ॥ २७ ॥ विधाय सर्वकार्याणि शीघ्रं चैव गमिष्यसि । इदं व्रतमवश्यं ये प्रकरिष्यँति मानवाः ॥ २८ ॥ न तेषां पुनरावृत्तिर्मत्तः कल्पशतैरपि । अपुत्रो लभते पुत्रान्मद्भक्तश्च सुवर्चसः ॥ २९ ॥ दरिद्रो लभते लक्ष्मीं धनदस्य च यादृशी । तेजःकामो लभेत्तेजो राज्येच्छू राज्यमुत्तमम् ॥ ३० ॥

પૂર્વે સૃષ્ટિ ઉત્પન્ન કરવા માટે બ્રહ્માએ આ મારું સર્વોત્તમ વ્રત કર્યું હતું ને તેના પ્રભાવથી ચરાચર જગતને ઉત્પન્ન કર્યું હતું.[૨૦] પૂર્વે ત્રિપુરાસુરના વધમાટે મહાદેવે આ વ્રત કર્યું હતું ને તેના પ્રભાવથી તત્કાળ ત્રિપુરાસુરને માર્યો.[૨૧] હે અનઘ ! એવી રીતે બીજા પણ કેટલાક બુદ્ધિમાન્ દેવ, ઋષિ અને રાજાઓ આ ઉત્તમ વ્રત કરી, તેના પ્રભાવથી સિદ્ધિને પ્રાપ્ત થય

હતા. વેશ્યા પણ આ પ્રભાવથી મને પ્રિય થઈ ત્રણે લોકમાં સુખથી વિચરતી થઇ છે.[૨૧-૨૩] હે પુત્ર ! આ પ્રકારનું મારું વ્રત ત્રણે લોકોમાં પ્રસિદ્ધ છે. હે પ્રહ્લાદ ! વિલાસિનીની સાથે ટંટો થવાથી તેં આ વ્રત કર્યું, તેથી તારી મારામાં અત્યુત્તમ ભક્તિ થઈ. ધૂર્ત વિલાસિનીએ પણ 'આ દિવસ નૃસિંહનો છે' એમ જાણીને જ ટંટો કર્યો હતો, જેથી મારું વ્રત થયું. હવે એ વેશ્યા પણ વ્રતના પ્રભાવથી અપ્સરા થઇ છે ને અનેક ભોગ ભોગવી કર્મનો ક્ષય કરી મુક્ત થઇ ગઇ છે. માટે હે પ્રહ્લાદ ! તું પણ મારામાં પેસી જા. કેટલાંક કાર્યો કરવામાટે તું મારાથી જૂદો છે, તે સઘળાં કાર્ય કરી જલદીથી મને પ્રાપ્ત થઇશ. જે માણસો નિયમથી આ વ્રત કરશે, તેઓને સેંકડો કલ્પ થયા પછી પણ જન્મમરણના ફેરામાં આવવું પડશે નહીં. જે મારા ભકતો આ વ્રત, પુત્રની ઇચ્છાથી કરશે તેઓને તેજસ્વી પુત્રો થશે, ધનની ઇચ્છાથી કરશે તેને કુબેર ભંડારીના જેટલી લક્ષ્મી મળશે, તેજની ઇચ્છાથી કરશે તેનું તેજ વધશે, રાજ્યની ઇચ્છાથી કરશે તેને ઉત્તમ રાજ્ય મળશે:[૨૪-૩૦]

आयुःकामो लभेदायुर्यादृशं च शिवस्य हि । स्त्रीणां व्रतमिदं साधु पुत्रदं भाग्यदं तथा ॥ ३१ ॥ अवैधव्यकरं तासां पुत्रशोकविनाशनम् । धनधान्यकरं चैव जातिश्रैष्ठ्यकरं शुभम् ॥ ३२ ॥ सार्वभौमसुखं तासां दिव्यं सौख्यं भवेत्ततः । स्त्रियो वा पुरुषाश्चापि कुर्वंति व्रतमुत्तमम् ॥ ३३ ॥ तेभ्योऽहं विपुलं सौख्यं भुक्तिमुक्तिसमन्वितम् । बहुनोक्तेन किं वत्स व्रतस्यास्य फलं महत् ॥३४॥ मद्व्रतस्य फलं वक्तुं नाहं शक्तो न शंकरः । ब्रह्मा चतुर्भिर्वक्त्रैश्च न लभेन्महिमावधिम् ॥ ३५ ॥

અને આયુષ્યની ઇચ્છાથી કરશે તેનું શંકરના જેવડું લાંબું આયુષ્ય થશે. જે સ્ત્રી આ વ્રત કરે છે તેને પુત્ર થાય છે એટલે તેનો પુત્રશોક દૂર થાય છે, તેનાં ભાગ્ય સારાં થાય છે, અખંડ સૌભાગ્ય થાય છે, ધન ધાન્યની સમૃદ્ધિ થાય છે, જાતિમાં સારું માન મળે છે,[૩૧-૩૨] અને રાણીના જેવું મોટું સુખ મળે છે. સ્ત્રી અથવા પુરુષ જે કોઇ આ ઉત્તમ વ્રત કરે છે, તેઓને હું ભોગ તથા મોક્ષનું સુખ આપું છું. હે પુત્ર ! મારા વ્રતનું મોટું ફળ છે. તેનું હું વિશેષ શું વર્ણન કરું?[૩૩-૩૪] મારા વ્રતનો મહિમા વર્ણવવા હું સમર્થ નથી ને મહાદેવ પણ સમર્થ નથી; અને બ્રહ્મા ચાર મુખથી વર્ણવે તોપણ મારાં વ્રતના મહિમાનો પાર આવે એમ નથી.[૩૫]

प्रह्लाद उवाच– भगवंस्त्वत्प्रसादेन श्रुतं व्रतमनुत्तमम् । व्रतस्यास्य फलं साधु त्वयि मे भक्तिकारणम् ॥ ३६ ॥ स्वामिन् ज्ञातं विशेषेण त्वत्तः पापनिकृंतनम् । अधुना श्रोतुमिच्छामि व्रतस्यास्य विधिं परम् ॥ ३७ ॥ कस्मिन्मासे भवेदेतत्कस्मिन्वा तिथिवासरे । एतद्विस्तरतो देव वक्तुमर्हसि सांप्रतम् ॥ ३८ ॥ विधिना येन वै स्वामिन्समग्रफलभुग्भवेत् । ममोपरि कृपां कृत्वा ब्रूहि त्वं सकलं प्रभो ॥ ३९ ॥

પ્રહ્લાદ કહે છે–હે ભગવન્ ! આપની કૃપાથી અતિ ઉત્તમ વ્રત મેં સાંભળ્યું. આપમાં જે મારી ભક્તિ થઇ છે, તે પણ એ વ્રતનું ફળ છે.[૩૬] હે મહારાજ ! હવે પાપને દૂર કરનાર એ વ્રતનો વિધિ આપની પાસેથી હું સાંભળવા ઇચ્છું છું.[૩૭] એ વ્રત કયા માસમાં, કઇ તિથિએ અને કયે વારે કરવું, તેમ જ કયે પ્રકારે એ વ્રત કરવું, તે સઘળું મારી ઉપર કૃપા કરી વિસ્તારથી કહો, જેથી પૂર્ણ ફળ મળે.[૩૮-૩૯]

नृसिंह उवाच– साधु साधु महाभाग व्रतस्यास्य विधिं परम् । सर्वं कथयतो मेऽद्य त्वमेकाग्रमनाः शृणु ॥ ४० ॥ वैशाखशुक्लपक्षे तु चतुर्दश्यां समाचरेत् । मज्जन्मसंभवं पुण्यं व्रतं पापप्रणाशनम् ॥ ४१ ॥ वर्षे वर्षे तु कर्तव्यं मम संतुष्टिकारकम् । महापुण्यमिदं श्रेष्ठं मानुषैर्भवभीरुभिः ॥ ४२ ॥ तेनैव क्रियमाणेन सहस्रद्वादशीफलम् । जायते तद्व्रतं वच्मि मानुषाणां महात्मनाम् ॥ ४३ ॥ स्वातीनक्षत्रयोगेन शनिवारेण संयुते । सिद्धियोगस्य संयोगे वणिजे करणे तथा ॥ ४४ ॥ पुण्यसौभाग्ययोगेन लभ्यते दैवयोगतः । सर्वैरेतैस्तु संयुक्तं हत्याकोटिविनाशनम् ॥ ४५ ॥ एतदन्यतरे योगे तद्दिनं पापनाशनम् । केवलेऽपि च कर्तव्यं मद्दिने व्रतमुत्तमम् ॥ ४६ ॥ अन्यथा नरकं याति यावच्चंद्रदिवाकरौ । यथायथा प्रवृत्तिः स्यात्पातकस्य कलौ युगे ॥ ४७ ॥ तथा तथा प्रणश्यंति सर्वे धर्मा न संशयः । एतद्व्रतप्रभावेण मद्भक्तिः स्याद्दुरात्मनाम् ॥ ४८ ॥

નૃસિંહ કહે છે–હે મહાભાગ ! તેં ઘણો ઉત્તમ પ્રશ્ન કર્યો છે. માટે તેનો ઉત્તર આપું છું અને વ્રતનો પ્રકાર કહું છું, તે તું સાવધાન થઇ સાંભળ.[૪૦] વૈશાખ શુદિ ચૌદશને દિવસે તે વ્રત કરવું. તે દિવસે પુણ્યકારક મારું પ્રાકટ્ય થયેલું છે.[૪૧] એ વ્રત કરવાથી મને સંતોષ થાય છે, માટે પ્રતિવર્ષ એ વ્રત કરવું. સંસારથી ડરતા પુરુષોએ મહાપુણ્યકારક એ વ્રત કરવું.[૪૨] એ વ્રત કરવાથી હજાર એકાદશીનું ફળ થાય છે. મહાત્મા મનુષ્યોને માટે આ વ્રત કહું છું.[૪૩] આ ચતુર્દશીને દિવસે સ્વાતી નક્ષત્રનો યોગ, શનિવારનો યોગ, સિદ્ધિ યોગનો યોગ અને વણિજ કરણનો યોગ સારાં નસીબ હોય તો જૂજ વખતે જ આવે છે. જો એ સઘળાંનો એક દિવસે યોગ હોય તો તે કરોડો બ્રહ્મહત્યાનાં પાપને દૂર કરે છે:[૪૪-૪૫] ઉપર કહેલા યોગોમાંથી એકનો યોગ હોય તોપણ ચતુર્દશીનો દિવસ પાપને હરે છે. કેવળ ચતુર્દશીને દિવસે પણ એ ઉત્તમ વ્રત કરવું.[૪૬] વ્રત નહીં કરવાથી યાવત્‌ચંદ્રદિવાકર નરકમાં રહેવું પડે છે. કળિયુગમાં જેમ જેમ

પાપની પ્રવૃત્તિ થતી જશે, તેમ તેમ સર્વે ધર્મો નાશ પામતા જશે, એમાં સંશય નથી. પણ આ વ્રતના પ્રભાવથી દુષ્ટ પુરુષોને પણ મારામાં ભક્તિ થાય છે.[૪૭-૪૮]

विचार्येत्थं प्रकर्तव्यं माधवे मासि तद्व्रतम् । नियमश्च प्रकर्तव्यो दंतधावनपूर्वकम् ॥ ४९ ॥ श्रीनृसिंह महोग्रस्त्वं दयां कृत्वा ममोपरि । अद्याहं ते विधास्यामि व्रतं निर्विघ्नतां नय ॥ ५० ॥ इति नियममंत्रः । व्रतस्थेन न कर्तव्या संगतिः पापिभिः सह । मिथ्यालापो न कर्तव्यः समग्रफलकांक्षिणा ॥ ५१ ॥ स्त्रीभिर्दुष्टैश्च आलापान्व्रतस्थो नैव कारयेत् । स्मर्तव्यं च महारूपं मद्दिने सकलं शुभे ॥ ५२ ॥ ततो मध्याह्नवेलायां नद्यादौ विमले जले । गृहे वा देवखाते वा तडागे विमले शुभे ॥ ५३ ॥ वैदिकेन च मन्त्रेण स्नानं कृत्वा विचक्षणः । मृत्तिकागोमयेनैव तथा धात्रीफलेन च ॥ ५४ ॥ तिलैश्च सर्वपापघ्नैः स्नानं कृत्वा महात्मभिः । परिधाय शुचिर्वासो नित्यकर्म समाचरेत् ॥ ५५ ॥ ततो गृहं समागत्य स्मरन्मां भक्तियोगतः ॥ गोमयेन प्रलिप्याथ कुर्यादष्टदलं शुभम् ॥ ५६ ॥ कलशं तत्र संस्थाप्य ताम्रं रत्नसमन्वितम् । तस्योपरि न्यसेत्पात्रं वंशजं व्रीहिपूरितम् ॥ ५७ ॥ हैमी तत्र च मन्मूर्तिः स्थाप्या लक्ष्म्यास्तथैव च । पलेन वा तदर्धेन तदर्धार्धेन वा पुनः ॥५८॥ यथाशक्त्यथवा कार्या वित्तशाठ्यविवर्जितैः । पंचामृतेन संस्नाप्य पूजनं तु समाचरेत् ॥ ५९ ॥ ततो ब्राह्मणमाहूय तमाचार्यमलोलुपम् । सदाचारसमायुक्तं शांतं दांतं जितेंद्रियम् ॥ ६० ॥

એવો વિચાર કરીને વૈશાખ માસમાં તે વ્રત કરવું. દાતણ કર્યા પછી નિયમ લેવો કે,[૪૯] 'હે નૃસિંહ ! આજ હું આપનું વ્રત કરીશ. માટે આપ કે જે મહા ઉગ્ર છો, તે મારી ઉપર કૃપા કરીને વ્રત નિર્વિઘ્ન કરો.'[૫૦] પૂર્ણ ફળની ઇચ્છા હોય તો વ્રત કરનાર માણસે પાપીનો સહવાસ કરવો નહીં, ખોટું બોલવું નહીં.[૫૧] સ્ત્રીઓની સાથે તથા દુષ્ટોની સાથે ભાષણ કરવું નહીં, મારા શુભ દિવસમાં સર્વ મહારૂપનું સ્મરણ કરવું.[૫૨] મધ્યાહ્ન વખતે નદીમાં, દેવખાતનાં કે તળાવનાં સ્વચ્છ જળમાં અથવા ઘેર વેદના મંત્રો ભણી વિધિથી સ્નાન કરવું, માટી, છાણ, આમળાં અને સર્વ પાપોનો નાશ કરનાર તલથી સ્નાન કરી, શુદ્ધ વસ્ત્ર પહેરી નિત્યકર્મ કરવું.[૫૩-૫૫] તે પછી ભક્તિથી મારું સ્મરણ કરતાં કરતાં ઘેર જવું. ગાયના છાણથી લીંપી તેમાં અષ્ટદલ કમળ કરવું.[૫૬] તેની ઉપર રત્નવાળા ત્રાંબાના ઘડાની સ્થાપના કરવી. તેની ઉપર શાળથી ભરેલું વાંસનું પાત્ર (છાબડી) રાખવું અને તેમાં મારી તથા લક્ષ્મીની સોનાની મૂર્તિની સ્થાપના કરવી. તે મૂર્તિ પલ સોનાની, અર્ધ પલ સોનાની, પા પલ સોનાની અથવા તો શક્તિપ્રમાણે કરાવવી, પણ દ્રવ્યનો લોભ કરવો નહીં. પંચામૃતથી સ્નાન કરાવી પૂજાનો પ્રારંભ કરવો.[૫૭-૫૯] લોભી ન હોય, સદાચાર જાણતો હોય, શાંત હોય, સહનશીલ હોય અને જિતેંદ્રિય હોય એવા બ્રાહ્મણને બોલાવીને તેને આચાર્ય કરવો.[૬૦]

आचार्यवचनाद्धीमान्पूजां कुर्याद्यथाविधि । मंडपं कारयेत्तत्र पुष्पस्तबकशोभितम् ॥ ६१ ॥ ऋतुकालोद्भवैः पुष्पैः पूजयेत्स्वस्थमानसः । उपचारैः षोडशभिर्मन्त्रैर्वैदोद्भवैस्तथा ॥ ६२ ॥ शुभैः पौराणिकैर्मन्त्रैः पूजनीयो यथाविधि । चंदनं शीतलं दिव्यं चंद्रकुंकुममिश्रितम् । ददामि तव तुष्ट्यर्थं नृसिंह परमेश्वर-चंदनम् ॥ ६३ ॥ कालोद्भवानि पुष्पाणि तुलस्यादीनि वै प्रभो । सम्यक् गृहाण देवेश लक्ष्म्या सह नमोऽस्तु ते-पुष्पाणि ॥ ६४ ॥ कृष्णागुरुमयं धूपं श्रीनृसिंह जगत्पते । तव तुष्ट्यै प्रदास्यामि सर्वदेव नमोऽस्तु ते-धूपम् ॥ ६५ ॥ सर्वतेजोद्भवं तेजस्तस्मादीपं ददामि ते । श्रीनृसिंह महाबाहो तिमिरं मे विनाशय-दीपम् ॥ ६६ ॥ नैवेद्यं सौख्यदं चारु भक्ष्यभोज्यसमन्वितम् ॥ ददामि ते रमाकांत सर्वपापक्षयं कुरु-नैवेद्यम् ॥ ६७ ॥ नृसिंहाच्युत देवेश लक्ष्मीकांत जगत्पते । अनेनार्घ्यप्रदानेन सफलाः स्युर्मनोरथाः-अर्घ्यम् ॥ ६८ ॥ पीतांबर महाबाहो प्रह्लादभयनाशन । यथाभूतेनार्चनेन यथोक्तफलदो भव-इति प्रार्थना ॥ ६९ ॥ रात्रौ जागरणं कार्यं गीतवादित्रनिःस्वनैः । पुराणश्रवणाद्यैश्च श्रोतव्याश्च कथाः शुभाः ॥ ७० ॥

તે પછી આચાર્યના કહેવા પ્રમાણે વિધિથી પૂજન કરવું. ત્યાં પુષ્પ અને ગુચ્છથી શોભીતો મંડપ બનાવવો.[૬૧] ચિત્ત સ્થિર રાખી, ચાલતી ઋતુમાં ઉત્પન્ન થયેલાં પુષ્પોવડે તથા ષોડશોપચારવડે, વેદ તથા પુરાણના મંત્રો ભણી વિધિથી પૂજા કરવી. તે પછી 'હે નૃસિંહ ! હે પરમેશ્વર ! આપને પ્રસન્ન કરવા માટે કપૂર તથા કંકુવાળું શીતલ ચંદન ચડાવું છું,' એ મંત્ર ભણી ચંદન ચડાવવું.[૬૨-૬૩] તે પછી 'હે પ્રભો ! હે દેવેશ ! આપ તથા લક્ષ્મી બન્ને આ કાળમાં થયેલાં પુષ્પ અને તુલસી વગેરેનું ગ્રહણ કરો. હું આપને નમસ્કાર કરું છું.[૬૪] હે નૃસિંહ ! હે જગત્પતે ! હે સર્વદેવ ! આપને પ્રસન્ન કરવામાટે કૃષ્ણાગરુનો ધૂપ કરીને નમસ્કાર કરું છું.[૬૫] હે નૃસિંહ ! હે મહાબાહો ! સર્વ તેજથી ઉત્પન્ન થયેલો દીવો આપને આપું છું. માટે મારા અજ્ઞાનનો નાશ કરો.[૬૬] હે રમાકાંત ! આપને સુખ આપનારું અને સુંદર ભક્ષ્ય તથા ભોજ્ય સહિત નૈવેદ્ય આપું છું, તેથી મારાં સર્વ પાપોનો ક્ષય કરો.[૬૭] હે નૃસિંહ ! હે અચ્યુત ! હે દેવેશ ! હે લક્ષ્મીપતે ! હે જગત્પતે ! આ અર્ધ્ય આપવાથી મારા મનોરથ સફળ થાઓ.[૬૮] 'હે પીળાં વસ્ત્ર પહેરનાર ! હે મહાબાહો ! હે પ્રલ્હાદના ભયને દૂર કરનાર ! થયેલાં પૂજનથી શાસ્ત્રોમાં કહેલું ફળ

આપો.'[૬૯] એમ મંત્ર ભણી પ્રાર્થના કરવી, રાત્રે જાગરણ કરવું. ગીત ગાવાં, વાજાં વગાડાવવાં અને પુરાણ વગેરેની પવિત્ર કથા સાંભળવી.[૭૦]

**ततः प्रभातसमये स्नानं कृत्वा जितेन्द्रियः । पूर्वोक्तेन विधानेन पूजयेन्मां प्रयत्नतः ॥ ७१ ॥ वैष्णवान्प्रजपेन्मन्त्रान्मदग्रे स्वस्थमानसः । ततो दानानि देयानि वक्ष्यमाणानि चाऽनघ ॥ ७२ ॥ पात्रेभ्यस्तु द्विजेभ्यो हि लोकद्वयजिगीषया । सिंहः स्वर्णमयो देयो मम सन्तोषकारकः ॥ ७३ ॥ गोभूतिलहिरण्यानि देयानि च फलेप्सुभिः । शय्या सतूलिका देया सप्तधान्यसमन्विता ॥ ७४ ॥ अन्यानि च यथाशक्त्या देयानि मम तुष्टये । वित्तशाठ्यं न कुर्वीत यथोक्तफलकांक्षया ॥ ७५ ॥ ब्राह्मणान्भोजयेद्भक्त्या तेभ्यो दद्याच्च दक्षिणाम् । निर्धनेनापि कर्तव्यं देयं शक्त्यनुसारतः ॥ ७६ ॥ सर्वेषामेव वर्णानामधिकारोऽस्ति मद्व्रते । मद्भक्तैस्तु विशेषेण कर्तव्यं मत्परायणैः ॥ ७७ ॥ तद्वंशे न भवेद्दुःखं न दोषो मत्प्रसादतः । मद्वंशे ये नरा जाता ये निष्पत्तिपरायणाः ॥ ७८ ॥ तान् समुद्धर देवेश दुस्तराद्भवसागरात् । पातकार्णवमग्नस्य व्याधिदुःखांबुवासिभिः ॥ ७९ ॥ जीवैस्तु परिभूतस्य मोहदुःखगतस्य मे । करावलंबनं देहि शेषशायिन् जगत्पते ॥ ८० ॥ श्रीनृसिंह रमाकांत भक्तानां भयनाशन । क्षीराम्बुनिधिवासिंस्त्वं चक्रपाणे जनार्दन ॥ ८१ ॥ व्रतेनानेन देवेश भुक्तिमुक्तिप्रदो भव । एवं प्रार्थ्य ततो देवं विसृज्य च यथाविधि ॥ ८२ ॥ उपहारादिकं सर्वमाचार्याय निवेदयेत् । दक्षिणाभिस्तु सन्तोष्य ब्राह्मणांस्तु विसर्जयेत् ॥ ८३ ॥ मध्याह्ने तु सुसंयत्तो भुञ्जीत सह बन्धुभिः । य इदं शृणुयाद्भक्त्या व्रतं पापप्रणाशनम् । तस्य श्रवणमात्रेण ब्रह्महत्या व्यपोहति ॥ ८४ ॥ पवित्रं परमं गुह्यं कीर्तयेद्यस्तु मानवः । सर्वान्कामानवाप्नोति व्रतस्यास्य फलं लभेत् ॥ ८५ ॥ इति हेमाद्रौ नृसिंहपुराणे नृसिंहचतुर्दशीव्रतकथा संपूर्णा ॥**

પછી બીજે દિવસે પ્રાતઃકાળમાં સ્નાન કરી ઇન્દ્રિયો વશમાં રાખી સાવધાનીથી પ્રથમ કહેલા વિધિથી મારું પૂજન કરવું.[૭૧] ચિત્તને સ્થિર રાખી મારી પાસે વિષ્ણુના મંત્રોનો જપ કરવો. આ લોક તથા પરલોકને જિતવાની ઇચ્છાથી ઉત્તમ બ્રાહ્મણોને દાન આપવાં. તે આ પ્રમાણે—ફળની ઇચ્છાવાળાએ મને સંતોષ કરનારા સોનાના સિંહનું દાન કરવું; પૃથ્વી, તિલ અને સોનાનું દાન કરવું; ગાદલાંવાળી શય્યા અને સાત ધાન્યનું દાન કરવું,[૭૨–૭૪] તથા મને પ્રસન્ન કરવા માટે યથાશક્તિ બીજાં પણ દાન દેવાં, પરંતુ યથાર્થ ફલની ઇચ્છાવાળાએ ધનનો લોભ કરવો નહીં.[૭૫] ભક્તિથી બ્રાહ્મણોને ભોજન કરાવી તેઓને દક્ષિણા આપવી. ધનહીન પુરુષે પણ આ વ્રત કરવું અને શક્તિપ્રમાણે દાન આપવું.[૭૬] મારું વ્રત કરવાનો સર્વ વર્ણોને અધિકાર છે. મારામાં પરાયણ મારા ભક્તોએ અવશ્ય આ વ્રત કરવું.[૭૭] જે માણસો આ વ્રત કરે છે, તેના વંશમાં મારી કૃપાથી, દુઃખ આવતું નથી. તેમ કંઇપણ ખરાબ થતું નથી. છેવટે 'હે દેવેશ ! જન્મ મરણના ફેરામાં પડેલા જે પુરુષો મારા વંશમાં ઉત્પન્ન થયેલા છે, તેઓનો ન તરાય એવા સંસારસમુદ્રમાંથી ઉદ્ધાર કરો.[૭૮–૭૯] હે શેષશાયિન્ ! હે જગત્પતે ! હું પાપરૂપી સમુદ્રમાં ડૂબી ગયો છું, દુઃખ જળમાં રહેતા પ્રાણીઓ મને દુઃખ આપે છે, અને હું મોહથી દુઃખમાં પડેલો છું, માટે મને હાથનું અવલંબન આપો.[૮૦] હે નૃસિંહ ! હે રમાકાંત ! હે ભક્તોના ભયને મટાડનાર ! હે ક્ષીરસમુદ્રમાં નિવાસ કરનાર ! હે ચક્રપાણે ! હે જનાર્દન ![૮૧] હે દેવેશ ! આ વ્રતથી મને ભોગ તથા મોક્ષ આપો,' એ રીતે નૃસિંહની પ્રાર્થના કરી વિધિથી વિસર્જન કરવું.[૮૨] તે પછી જે કાંઇ સામગ્રી હોય તે સઘળી આચાર્યને આપવી. બ્રાહ્મણોને દક્ષિણાથી પ્રસન્ન કરી વિદાય કરવા.[૮૩] મધ્યાહ્ન થાય ત્યારે સગાં સંબંધીઓની સાથે નિયમથી ભોજન કરવું. જે માણસ પાપનો નાશ કરનાર આ વ્રતને ભક્તિથી સાંભળે છે તેની બ્રહ્મહત્યા શ્રવણમાત્રથી દૂર થાય છે.[૮૪] જે માણસ પરમ પવિત્ર અને ગુહ્ય એવા આ ઇતિહાસનો પાઠ કરે છે, તેની સર્વ કામના પૂર્ણ થાય છે અને તેને આ વ્રતનું ફળ મળે છે.[૮૫] આ પ્રમાણે હેમાદ્રિમાં, નૃસિંહપુરાણમાંથી નૃસિંહ ચતુર્દશીનું વ્રત તથા કથા કહી છે.

—≡≡≡≡≡≡≡≡≡—

## ૩ અનંતચતુર્દશીવ્રતવિધિ

**अथ अनंतचतुर्दशीव्रतम् ॥ सा परा कार्या पूजनकालव्यापित्वात् । अनंतं पूजयेद्यस्तु प्रातःकाले समाहितः । अनंतां लभते सिद्धिं चक्रपाणेः प्रसादतः—इति ब्रह्मपुराणात् ॥ १ ॥ तदभावे पूर्वा । उभयदिने सूर्योदयव्यापित्वे पूर्णायुक्तत्वेन परैव ग्राह्या । भाद्रे सिते चतुर्दश्यामनंतं पूजयेत्सुधीः । ह्रासेन सर्वकर्माणि प्रातरेव हि पूजनम् ॥ शुक्ला भाद्रपदस्यापि अनंताख्या चतुर्दशी । उदयव्यापिनी ग्राह्या घटिकैकापि या भवेत्—इति हेमाद्रिः ॥ तस्मात्परैवेति सर्वसंमतम् ॥ २ ॥**

અનંતચતુર્દશી પર લેવી, કારણ કે પૂજનકાળમાં વ્યાપિની બીજે દિવસે હોય છે. આ વાત બ્રહ્મપુરાણમાં કહેલી છે—'જે માણસ પ્રાતઃકાળમાં સાવધાન થઇ અનંત ભગવાનની પૂજા કરે છે, તેને વિષ્ણુની કૃપાથી અનંત સિદ્ધિ મળે છે.' જો બીજે દિવસે, પૂજનકાલમાં વ્યાપિની ચતુર્દશી ન હોય તો પૂર્વા—પહેલા દિવસની લેવી, બેય દિવસે સૂર્યોદય વ્યાપિની હોય તો પૂર્ણિમાના યોગવાળી બીજા દિવસની ચતુર્દશી લેવી. 'ભાદરવા સુદિ ચૌદશને દિવસે સઘળાં કર્મ સંક્ષેપમાં આટોપીને પ્રાતઃકાળમાં અનંતની પૂજા કરવી. અને ભાદરવા શુદિ

ચતુર્દશી અનંત ચતુર્દશી કહેવાય છે, તે ઉદયવ્યાપિની એક ઘડી પણ હોય તો લેવી,' એમ હેમાદ્રિમાં કહેલું છે, એટલા માટે પર લેવી, એ વાત સર્વને માન્ય છે.[१-२]

अथ अनंतव्रतविधिः । प्रातर्नद्यादिके स्नात्वा नित्यकर्म समाप्य च । अनंतं हृदये कृत्वा शुचिस्तत्र समाहितः ॥ १ ॥ मंडलं सर्वतोभद्रं कृत्वा कुंभं तु विन्यसेत् । तत्र चाष्टदले पद्मे पूजयेद्विष्णुमव्ययम् ॥ २ ॥ कृत्वा दर्भमयं शेषं फणासप्तकमंडितम् । अनंतमच्युतं कृष्णमनिरुद्धं तु पद्मजम् ॥ ३ ॥ दैत्यारिं पुंडरीकाक्षं गोविंदं गरुडध्वजम् । कूर्मं जलनिधिं विष्णुं वामनं जलशायिनम् ॥ ४ ॥ प्रतिवर्षं क्रमेणैवं नामानि च चतुर्दश । तस्याग्रतो दृढं सूत्रं कुंकुमाक्तं सुशोभनम् ॥ ५ ॥ चतुर्दशग्रंथियुतमुपस्थाप्य प्रपूजयेत् । ततस्तु मूलमन्त्रेण नमस्कृत्य चतुर्भुजम् ॥ ६ ॥ नवाम्रपल्लवाभासं पिंगभ्रूश्मश्रुलोचनम् । पीतांबरधरं देवं शंखचक्रगदाधरम् । प्रसन्नवदनं विष्णुं विश्वरूपं विचिंतयेत्-इति ॥ ७ ॥

અનંતવ્રતનો પ્રકારઃ-પ્રાતઃકાળમાં નદી વગેરેમાં સ્નાન કરી, નિત્યકર્મ સમાપ્ત કરી, અનંત ભગવાનનું હૃદયમાં ધ્યાન કરી, સાવધાન થઈ પવિત્રતાથી સર્વતોભદ્ર મંડળ કરવું. તેની ઉપર ઘડાનીસ્થાપના કરી તેમાં અષ્ટદલ કમળ કરી તેમાં દર્ભના બનાવેલા સાત ફણાવાળા અનંત ભગવાનની પૂજા કરવી. અનંત, અચ્યુત, કૃષ્ણ, અનિરુદ્ધ, પદ્મજ, દૈત્યારિ, પુંડરીકાક્ષ, ગોવિંદ, ગરુડધ્વજ, કૂર્મ, જલનિધિ, વિષ્ણુ, વામન અને જલશાયી, એ પ્રમાણે ક્રમથી એક એક વર્ષમાટે અનંત ભગવાનનાં ચૌદ નામો જૂદાં જૂદાં છે. અનંત દેવની પાસે કંકુમાં ભીંજવેલા અને ચૌદ ગાંઠવાળા મજબૂત સૂત્રના દોરાની પૂજા કરવી. તે પછી મૂલમંત્રથી ચતુર્ભુજ ભગવાનને નમસ્કાર કરી, જેની કાંતિ આંબાનાં નવાંપાંદડાં જેવી છે, જેનાં ભ્રુકુટી, ડાઢી અને નેત્ર પીળાં છે, જેણે પીળાં વસ્ત્ર પહેરેલાં છે, જેણે શંખ, ચક્ર અને ગદા ધારણ કરેલાં છે, જેનું મુખ પ્રસન્ન છે, જે વ્યાપક છે અને જે જગદ્રૂપ છે એવા અનંત ભગવાનનું ધ્યાન કરવું.[१-७]

मासपक्षाद्युल्लिख्य मम सकुटुंबस्य क्षेमस्थैर्यायुरारोग्यचतुर्विधपुरुषार्थसिद्ध्यर्थं मया आचरितस्य आचीर्यमाणस्य च व्रतस्य संपूर्णफलप्राप्त्यर्थं श्रीमदनंतपूजनमहं करिष्ये । तथाचासनादिकलशाराधनादि करिष्ये । इति संकल्प्य ॥ ८ ॥ कलशस्य० सर्वे समुद्राः० सितासिते० इति कलशे वरुणं संपूज्य । ततः शंखं घंटां च पूजयेत् ॥९॥ अपवित्रः पवित्रो वा० पूजाद्रव्याणि आत्मानं च प्रोक्ष्य यमुनां पूजयेत् ॥ १० ॥ श्रीमदनंतव्रतांगत्वेन श्रीयमुनापूजनं करिष्ये । तद्यथा-लोकपालस्तुतां देवीमिंद्रनीलसमुद्भवाम् । यमुने त्वामहं ध्याये सर्वकामार्थसिद्धये । ध्यानम् ॥ ११ ॥ सरस्वति नमस्तुभ्यं सर्वकामप्रदायिनि । आगच्छ देवि यमुने व्रतसंपूर्तिहेतवे । इमं मे गंगे इत्यावाह्य ॥ १२ ॥ सिंहासनसमारूढे देवशक्तिसमन्विते । सर्वलक्षणसंपूर्णे यमुनायै नमोऽस्तु ते । आसनम् ॥१३॥ रुद्रपादे नमस्तुभ्यं सर्वलोकहितप्रिये । सर्वपापप्रशमनि तरंगिण्यै नमोऽस्तु ते । पाद्यम् ॥ १४ ॥ गरुडपादे नमस्तुभ्यं शंकरप्रियभामिनि । सर्वकामप्रदे देवि यमुने ते नमो नमः । अर्घ्यम् ॥ १५ ॥ विष्णुपादोद्भवे देवि सर्वाभरणभूषिते । कृष्णमूर्ते महादेवि कृष्णावेण्यै नमो नमः । आचमनम् ॥ १६ ॥ सर्वपापहरे देवि विश्वस्य प्रियदर्शनि । सौभाग्यं यमुने देहि यमुनायै नमोऽस्तु ते । मधुपर्कम् ॥ १७ ॥ नंदिपादे महादेवि शंकरार्धशरीरिणि । सर्वलोकहिते देवि भीमरथ्यै नमोऽस्तु ते । पंचामृतस्नानम् ॥ १८ ॥ सिंहपादोत्तमे देवि नारसिंहसमप्रभे । सर्वलक्षणसंपूर्णे भवनाशिनि ते नमः । शुद्धोदकस्नानम् ॥ १९ ॥ विष्णुपादाब्जसंभूते गंगे त्रिपथगामिनि । सर्वपापहरे देवि भागीरथ्यै नमोऽस्तु ते । श्वेतवस्त्रम् ॥ २० ॥ त्र्यंबकस्य जटोद्भूते गौतमस्याघनाशिनि । सप्तधा सागरं यांति गोदावरि नमोऽस्तु ते । कंचुकीम् ॥२१॥ माणिक्यमुक्तावलिकौस्तुभांश्च गोमेदवैदूर्यसुपुष्परागैः । वज्रैश्च नीलैश्च सुशोभितानि गृहाण सर्वाभरणानि देवि । आभरणानि ॥ २२ ॥ चंपकागुरुकस्तूरीरोचनं कुंकुमं तथा । कर्पूरेण समायुक्तं गंधं दद्मि च भक्तितः । गंधम् ॥ २३ ॥ श्वेतांश्च चंद्रवर्णाभान् हरिद्रारागरंजितान् । अक्षतांश्च सुरश्रेष्ठे ददामि यमुने शुभे । अक्षतान् ॥२४॥ मंदारमालतीजातीकेतकीपाटलैः शुभैः । पूजयामि च देवेशि यमुने भक्तवत्सले । पुष्पाणि ॥२५॥

પછી માસ અને પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી સંકલ્પ કરવો કે,-'મારાં કુટુંબનું તથા મારું કલ્યાણ સ્થિર થવા માટે, આયુષ્યની વૃદ્ધિ માટે, આરોગ્ય માટે, ચારે પુરુષાર્થ સિદ્ધ થવા માટે અને મેં કરેલાં તથા કરાતાં વ્રતનાં પૂર્ણ ફળની પ્રાપ્તિમાટે હું શ્રી અનંત ભગવાનનું પૂજન કરીશ. તેમજ આસન વગેરે તથા કલશારાધન વગેરે કરીશ'.[८] પછી 'कलशस्य०'એ મંત્ર ભણી કળશની પૂજા કરી, તેમાં 'सर्वे समुद्राः०' એ મંત્ર તથા 'सितासिते०' એ મંત્ર ભણી વરુણનું પૂજન કરવું. શંખ અને ઘંટાની પૂજા કરવી.[९] 'अपवित्रः पवित्रो वा०' એ મંત્ર ભણી પૂજાની સામગ્રી તથા પોતાનાં શરીર ઉપર જળ છાંટવું.[१०] પછી યમુનાની પૂજા કરવી. તેનો પ્રકાર આ પ્રમાણે છેઃ-'શ્રી અનંતદેવના વ્રતમાં શ્રી યમુનાજીનું હું પૂજન કરીશ.' એવો સંકલ્પ કરવો. 'હે યમુને ! હું સર્વ કામનાની સિદ્ધિ માટે આપ કે જેની દિક્પાલો સ્તુતિ કરે છે. જે ઇંદ્રનીલ પર્વતમાંથી પ્રકટ થયેલાં છો અને દેવી છો, તેનું ધ્યાન કરું છું.[११] હે સરસ્વતિ ! હે સર્વ કામને આપનારી ! આપને નમસ્કાર કરું છું. હે દેવિ ! હે યમુને ! વ્રત પૂર્ણ થવા માટે આપ પધારો.' એ મંત્ર તથા 'इमं मे गंगे यमुने०' એ મંત્રથી

આવાહન કરવું.[૧૨] પછી 'હે યમુને ! આપ સિંહાસન ઉપર બીરાજો છો, શક્તિવાળાં છો અને સઘળાં શુભ લક્ષણોથી પૂર્ણ છો, તેને હું નમસ્કાર કરૂં છું. એ મંત્રથી આસન.[૧૩] હે યમુને ! આપ રુદ્રપાદ છો, સર્વ લોકનાં કલ્યાણમાં તત્પર છો, સર્વ પાપો શાંત કરનારાં છો અને લહરીઓથી શોભો છો, તેને હું નમસ્કાર કરું છું.' એ મંત્રથી પાદ્ય.[૧૪] 'હે યમુને ! આપ ગરુડપાદ છો, શંકરનાં પ્રિયપત્ની છો, સર્વ કામના પૂર્ણ કરનારાં છો અને દેવિ છો. તેને હું વારંવાર નમસ્કાર કરું છું.' એ મંત્રથી અર્ઘ્ય.[૧૫] 'હે દેવિ ! હે મહાદેવિ ! હે યમુને ! હે વિષ્ણુનાં ચરણથી ઉત્પન્ન થયેલાં ! આપ સર્વ અલંકારોથી શોભિત છો, શ્રીકૃષ્ણસ્વરૂપ છો અને કૃષ્ણાવેણી છો, તેને વારંવાર હું નમસ્કાર કરું છું.' એ મંત્રથી આચમન.[૧૬] હે યમુને ! હે દેવિ ! આપ સર્વ પાપોને હરો છો અને મનોહર સ્વરૂપવાળાં છો, આપને હું વારંવાર નમસ્કાર કરૂં છું.મને સૌભાગ્ય આપો.' મધુપર્ક.[૧૭] 'હે મહાદેવિ ! હે યમુને ? આપ નંદિપાદ છો, શંકરના અર્ધા શરીરમાં રહેનારાં છો, સર્વે લોકોનું હિત કરો છો અને ભીમરથી છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું.' સ્નાન.[૧૮] 'હે દેવિ ! હે યમુને ! આપ સિંહપાદ છો. નૃસિંહજીના જેવા પ્રતાપવાળાં છો, સઘળાં શુભ લક્ષણોથી પૂર્ણ છો અને સંસારનાં દુઃખોને દૂર કરનારાં છો, તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું.' શુદ્ધોદક સ્નાન.[૧૯] 'હે દેવિ ! હે ગંગે ! આપ વિષ્ણુનાં ચરણકમળમાંથી પ્રકટ થયાં છો, ત્રણ માર્ગમાં ગમન કરનારાં છો, સર્વ પાપો હરો છો અને ભાગીરથી છો, તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું.' શ્વેતવસ્ત્ર.[૨૦] 'હે ગોદાવરિ ! આપ શંકરની જટામાંથી પ્રકટ થયેલાં છો, ગૌતમનાં પાપોનો નાશ કરનારાં છો અને સાત પ્રકારે સમુદ્રમાં મળો છો, તેને હું નમસ્કાર કરૂં છું.' કંચુકી.[૨૧] 'હે દેવિ ! માણેક, મોતી, કૌસ્તુભમણિ, ગોમેદમણિ, વૈદૂર્ય, પોખરાજ, વજ્રમણિ અને શ્યામમણિથી શોભિતા અલંકારોનું ગ્રહણ કરો.' આભરણો.[૨૨]'હે દેવિ ! ચંદન, અગુરુ, કસ્તૂરી, ગોરોચન, કેસર અને કર્પૂરથી બનાવેલો ગંધ આપને ભક્તિથી આપું છું.' ગંધ.[૨૩] 'હે યમુને ! હે દેવિ ! આપને ચંદન જેવા ધોળા અને હલદીથી રંગેલા અક્ષત ચડાવું છું.' અક્ષત.[૨૪] 'હે યમુને ! હે ભક્તોમાં પ્રીતિવાળી ! મંદાર, માલતી, જાતી, પાટલા અને કેવડાનાં પુષ્પોવડે આપની પૂજા કરું છું.' પુષ્પ,[૨૫]

अथांगपूजा ॥ चंचलायै नमः पादौ पूजयामि ॥ चपलायै० जानुनी पू० ॥ भक्तवत्सलायै० कटी पू० ॥ हरायै० नाभिं पू० ॥ मन्मथवासिन्यै० गुह्यं पू० ॥ अज्ञानत्रासिन्यै० हृदयं पू० ॥ भद्रायै० स्तनौ पू० ॥ अघहंत्र्यै० भुजौ पू०॥ रक्तकंठ्यै० कंठं पू० ॥ भवहर्त्र्यै० मुखं पू० ॥ गौर्यै० नेत्रे पू० ॥ भागीरथ्यै० ललाटं पू० ॥ यमुनायै० शिरः पू० ॥ सरस्वत्यै० सर्वांगं पू० ॥ अथ नामपूजा ॥ यमुनायै० ॥ सितायै० ॥ कमलायै० ॥ उत्पलायै० ॥ अभीष्टप्रदायै० ॥ धात्र्यै० ॥ हरिहररूपिण्यै० ॥ गंगायै० ॥ नर्मदायै० ॥ गौर्यै० ॥ भागीरथ्यै० ॥ तुंगायै० ॥ भद्रायै० ॥ कृष्णावेण्यै० ॥ भवनाशिन्यै० ॥ सरस्वत्यै० ॥ कावेर्यै० ॥ सिंधवे० ॥ गौतम्यै० ॥ गोमत्यै० ॥ गायत्र्यै० ॥ गरुडायै० ॥ गिरिजायै० ॥ चंद्रचूडायै० ॥ सर्वेश्वर्यै० ॥ महालक्ष्म्यै नमः ॥ २६ ॥ सर्वपापहरे देवि सर्वोपद्रवनाशिनि ॥ सर्वसंपत्प्रदे देवि यमुनायै नमोऽस्तु ते । इति नामपूजा ॥ २७ ॥

પછી અંગપૂજા કરવી તેમાં–'चंचलायै नमः' पादौ पूजयामि' એ મંત્ર ભણી યમુનાના પગની પૂજા કરવી. 'चपलायै०'થી ઘુંટણની, 'भक्तवत्सलायै०'થી કેડની, 'हरायै०' થી નાભિની, 'मन्मथवासिन्यै'૦થી ગુહ્યની, 'अज्ञानवासिन्यै०' થી હૃદયની, 'भद्रायै०'થી સ્તનની, 'अघहंत्र्यै'૦થી ભુજાની, 'रक्तकंठ्यै'૦થી કંઠની, 'भवहर्त्र्यै०'થી મુખની, 'गौर्यै०'થી નેત્રની, 'भागीरथ्यै०'થી લલાટની, 'यमुनायै'૦થી મસ્તકની, અને 'सरस्वत्यै नमः'० सर्वांगं पूजयामि०' એ મંત્ર ભણી સઘળાં અંગોની પૂજા કરવી. પછી નામપૂજા કરવી. 'यमुनायै नमः' ત્યાંથી લઈ 'महालक्ष्म्यै नमः' સુધી સર્વની અંતમાં 'नमः' પદ લગાડી નામપૂજા કરવી.[૨૬] હે દેવિ ! હે યમુને ! આપ સર્વ પાપ હરો છો, સર્વ ઉપદ્રવોનો નાશ કરો છો, અને સઘળી સંપત્તિ આપો છો, આપને પ્રણામ કરું છું,' એ મંત્ર ભણવો.[૨૭]

दशांगो गुग्गुलोद्भूतश्चंदनागुरुसंयुतः । कपिलाघृतसंयुक्तो धूपोऽयं प्रतिगृह्यताम् । धूपम् ॥ २८ ॥ घृतवर्तिसमायुक्तं वह्निना योजितं मया । गृहाण दीपकं देवि सर्वैश्वर्यप्रदायिनि । दीपम् ॥ २९ ॥ शर्करामधुसंयुक्तदधिक्षीराज्यसंयुतम् । पक्वमन्नं मया दत्तं नैवेद्यं प्रतिगृह्यताम् ॥ ३० ॥ पानीयं पावनं श्रेष्ठं गंगादिसरिदुद्भवम् । हस्तप्रक्षालनं देवि गृहाण मुखशोधनम् । हस्तप्रक्षालनम् । मुखप्रक्षालनम् ॥ ३१ ॥ कर्पूरेण समायुक्तं यमुने चारुचंदनम् । समर्पितं मया तुभ्यं करोद्वर्तनकं कुरु । करोद्वर्तनार्थे चंदनम् ॥ ३२ ॥ इदं फलमिति फलम् । पूगीफलमिति तांबूलम् । हिरण्यगर्भेति दक्षिणाम् । त्रैलोक्यपावने गंगे अंधकारविनाशिनि । पंचार्तिक्यं गृहाणेदं विश्वप्रीत्यै नमोऽस्तु ते । आर्तिक्यम् ॥ ३३ ॥ केतकीजातिकुसुमैर्मल्लिकामालतीभवैः । पुष्पांजलिर्मया दत्तस्तव प्रीत्यै नमोऽस्तु ते । पुष्पांजलिम् ॥ ३४ ॥ यानि कानि चेति प्रदक्षिणाम् । अन्यथा शरणं नास्तीति नमस्कारम् ॥ ३५ ॥ सुरासुरेन्द्रादिकिरीटमौक्तिकैर्युक्तं सदा यत्तव पादपंकजम् । परावरं पातु वरं सुमंगलं नमामि भक्त्या तव कामसिद्धये ॥ ३६ ॥ भवानि च महालक्ष्मि सर्वकामप्रदायिनि । व्रतं संपूर्णतां यातु यमुनायै नमोऽस्तु ते । इति प्रार्थना । इति यमुनापूजा समाप्ता ॥ ३७ ॥

'હે દેવિ ! ગુગળ, ચંદન, અગુરુ અને કપિલા ગાયના ઘીવાળો દશાંગ ધૂપ કરું છું તે ગ્રહણ કરો.' ધૂપ.[૨૮] 'હે દેવિ ! હે સઘળાં ઐશ્વર્યો આપનારી ! અગ્નિથી પ્રકટેલો ઘીનો દીવો આપની પાસે ધરું છું, તે ગ્રહણ કરો.' દીપ.[૨૯] 'હે દેવિ ! હું આપને દૂધ, દહીં, ઘી, મધ, સાકર અને રાંધેલાં અન્નનું નૈવેદ્ય ધરું છું તેનો સ્વીકાર કરો.' નૈવેદ્ય.[૩૦] 'હે દેવિ ! હાથને તથા મુખને શુદ્ધ કરવાવાળું ગંગા વગેરે નદીઓનું ઉત્તમ પવિત્ર જલ આપું છું તે ગ્રહણ કરો.' હસ્તપ્રક્ષાલન.[૩૧] હે યમુને ! કર્પૂરવાળું સુગંધી ચંદન આપને આપું છું તે હાથમાં ચોપડો.' કરોદ્વર્તન.[૩૨] પછી 'इदं फलं०' કહી ફળ ધરવું; 'पूगीफलं०' કહી તાંબૂલ. 'हिरण्यगर्भं०' કહી દક્ષિણા ધરવી. તે પછી આરતી કરતાં મંત્ર ભણવો કે, હે ગંગે ! અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનારી ! હે ત્રણે લોકોને પવિત્ર કરનારી ! આ પાંચ આરતીનું ગ્રહણ કરો. આપ જગતને પ્રસન્ન કરો છો, તેને નમસ્કાર કરું છું. એમ કહી આરતી કરવી.[૩૩] પછી, 'હે દેવિ ! કેતકી, જાતી, મલ્લિકા અને માલતીનાં પુષ્પોની પુષ્પાંજલિ આપને પ્રસન્ન કરવા માટે આપું છું અને નમસ્કાર કરું છું.[૩૪] પછી 'यानि कानि०' પ્રદક્ષિણા. 'अन्यथा शरणं नास्ति०' ભણીને નમસ્કાર કરવા અને 'હે યમુને ! આપનાં ચરણકમલમાં દેવ અને દૈત્યો વગેરે સદા મસ્તકથી પ્રણામ કરે છે અને જે ચરણ પરમ કલ્યાણકારક તથા ઉત્તમ છે, તેને હું ભક્તિથી પ્રણામ કરું છું, જેથી કાર્ય સિદ્ધ થાય. હે ભવાનિ ! હે મહાલક્ષ્મિ ! હે સર્વકામના પૂર્ણ કરનારી ! હે યમુને ! આપને નમસ્કાર કરું છું. માટે મારું વ્રત પૂર્ણ થાઓ,' એ મંત્રો ભણી પ્રાર્થના કરવી. એવી રીતે યમુનાની પૂજા કરવી.[૩૫–૩૭]

## શેષપૂજા

**ब्रह्मांडाधारभूतं च यमुनांतरवासिनम् । फणासप्तसमायुक्तं ध्यायेऽनंतं हरिप्रियम् ॥ शेषं सप्तफणायुक्तं कालपन्नगनायकम् । अनंतशयनार्थं त्वां भक्त्या ह्यात्राहयाम्यहम् ॥ नवनागकुलाधीश शेषोद्धारक काश्यप । नानारत्नसमायुक्तमासनं प्रतिगृह्यताम् ॥ अनंतप्रिय शेषेश जगदाधारविग्रह । पाद्यं गृहाण भक्त्या त्वं काद्रवेय नमोऽस्तु ते ॥ कश्यपानंदजनक मुनिवंदित भो प्रभो । अर्घ्यं गृहाण सवज्ञ सादरं शंकरप्रिय । सहस्रफणिरूपेण वसुधोद्धारक प्रभो । गृहाणाचमनं देव पावनं च सुशीतलम् ॥ कुमाररूपिणे तुभ्यं दधिमध्वाज्यसंयुतम् । मधुपर्कं प्रदास्यामि सर्पराज नमोऽस्तु ते ॥ गंगादिपुण्यतीर्थैस्त्वामभिषिचेयमादरात् । बलभद्रावतारेशानंदद श्रीपतेः सखे ॥ कौशेययुग्मं देवेश प्रीत्या तव मयाऽर्पितम् । गृहाण पन्नगाधीश तार्क्ष्यशत्रो नमोऽस्तु ते ॥ सुवर्णनिर्मितं सूत्रं ग्रथितं कण्ठहारकम् । अनेकरत्नैः खचितं सर्पराज नमोऽस्तु ते ॥ अनेकरत्नान्वितहेमकुंडले माणिक्यसंकाशितकंकणद्वयम् । हेमांगुलीयं कृतरत्नमुद्रिकं हैमं किरीटं फणिराज तेऽर्पितम् ॥**

યમુનાના જળથી ભરેલા ઘડાની ઉપર પૂર્ણપાત્ર રાખીને તેની ઉપર સાત ફણાવાળા શેષ નારાયણનું સ્થાપન કરીને તેની પૂજા કરવી. 'બ્રહ્માંડના આધારરૂપ, યમુનાની અંદર રહેનારા, સાત ફણાવાળા અને વિષ્ણુને પ્રિય એવા અનંત ભગવાનનું ધ્યાન કરૂં છું.' એ મંત્રથી ધ્યાન. પછી આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, મધુપર્ક, પંચામૃત સ્નાન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, આભરણો, ચંદન, અક્ષત અને પુષ્પ વગેરેથી પૂજા કરવી. અંગપૂજા–'सहस्रपादाय नमः पादौ पूजयामि' એ મંત્રથી પગની પૂજા કરવી, 'गूढगुल्फाय०'થી ઘુંટીની, 'हेमजंघाय०'થી ગોઠણની, 'मंदगतये०થી સાથળની, 'पीतांबरधराय०'થી કેડની, 'गंभीरनाभाय०'થી નાભિની. 'पवनाशनाय०' થી ઉદરની, 'उरगाय०'થી હસ્તની, 'कालियाय०' થી ભુજાની, 'कंबुकंठाय०'થી કંઠની, 'विषवक्त्राय०થી મુખની 'फणाभूषणाय०'થી લલાટની, 'लक्ष्मणाय०'થી મસ્તકની અને अनंतप्रियाय नमः सर्वांगं पूजयामि એ મંત્રથી સર્વ અંગોની પૂજા કરવી. પછી ધૂપ, દીપ, નૈવેદ્ય, મધ્યે પાનીય, કરોદ્વર્તનને માટે ચંદન, તાંબૂલ, ફળ, દક્ષિણા, આરતી તથા મંત્રપુષ્પાંજલિ આપીને પ્રદક્ષિણા કરવી. 'नमोस्त्वनंताय०' એ મંત્રથી નમસ્કાર કરવા. પછી પ્રાર્થના કરવી કેઃ–હે અનંત ! તમારી પૂજા કર્યા વિના મનુષ્યને અર્ધું ફળ મળે છે. માટે હું કે જે આપની પૂજા કરું છું, તેને શાસ્ત્રમાં કહેલું સંપૂર્ણ ફળ આપો. એ પ્રમાણે શેષની પૂજાનો પ્રકાર છે.

હવે અનંતની પૂજાનો પ્રકાર કહીએ છીએ.

## અનંત પૂજા

**अथानंतपूजा ॥ पीतांबरधरं देवं शंखचक्रगदाधरम् । अलंकृतं समुद्रस्थं विश्वरूपं विचिंतये । ध्यायामि ॥ १ ॥ आगच्छानंतदेवेश तेजोराशे जगत्पते । इमां मया कृतां पूजां गृहाण पुरुषोत्तम । सहस्रशीर्षेत्यावाहनम् ॥ २ ॥ नानारत्नसमायुक्तं कार्तस्वरविभूषितम् । आसनं देवदेवेश गृहाण पुरुषोत्तम । पुरुषएवेदमित्यासनम् ॥ ३ ॥ गंगादिसर्वतीर्थेभ्यो मया प्रार्थनया हृतम् । तोयमेतत्सुखस्पर्शं पाद्यार्थं प्रतिगृह्यताम् । एतावानस्येति पाद्यम् ॥ ४ ॥ अनंतानंतदेवेश अनंतफलदायक । अनंतानंतरूपोऽसि गृहाणार्घ्यं नमोऽस्तु ते । त्रिपादूर्ध्व इत्यर्घ्यम् ॥ ५ ॥ गंगोदकं समानीतं सुवर्णकलशे स्थितम् । आचम्यतां हृषीकेश प्रसीद पुरुषोत्तम । तस्माद्विराळेत्याचमनीयम् ॥ ६ ॥ अनंतगुणरूपाय विश्वरूपधराय च । नमो महात्मदेवाय अनंताय नमो नमः । यत्पुरुषेणेति स्नानम् ॥ ७ ॥ ततः पंचामृतस्नानम् । सुरभेस्तु समुत्पन्नं देवानामपि**

दुर्लभम् । पयो ददामि देवेश स्नानार्थं प्रतिगृह्यताम् । आप्यायस्वेति पयःस्नानम् ॥ ८ ॥ चंद्रमंडलसंकाशं सर्वदेवप्रियं हि यत् । ददामि दधि देवेश स्नानार्थं प्रतिगृह्यताम् । दधिक्राव्णो अकारिषमिति दधिस्नानम् ॥ ९ ॥ आज्यं सुराणामाहार आज्यं यज्ञे प्रतिष्ठितम् । आज्यं पवित्रं परमं स्नाना० घृतं मिमिक्षे इति घृतस्नानम् ॥ १० ॥ सर्वौषधिसमुत्पन्नं पीयूषसदृशं मधु । स्नानाय ते मया दत्तं गृहाण परमेश्वर । मधुवातेति मधु० ॥ ११ ॥ इक्षुदंडात्समुद्भूतां शर्करां मधुरां शुभाम् । स्नानाय ते मया दत्तां गृहाण परमेश्वर । स्वादुःपवस्वेति शर्करास्नानम् ॥ १२ ॥ शुद्धोदकस्नानं नाममन्त्रैः । पुरुषसूक्तेन अभिषेकः ॥ १३ ॥ तप्तकांचनवर्णाभं कौशेयं च सुनिर्मितम् । वस्त्रं गृहाण देवेश लक्ष्मीयुक्त नमोऽस्तु ते । तं यज्ञमिति वस्त्रम् ॥१४॥ वस्त्रानंतरमाचमनीयम् । दामोदर नमस्तेऽस्तु त्राहि मां भवसागरात् । ब्रह्मसूत्रं सोत्तरीयं गृहाण पुरुषोत्तम । यज्ञोपवीतं परमम्० । तस्माद्यज्ञादित्युपवीतम् ॥ १५ ॥ उपवीतानंतरमाचमनीयम् ॥ १६ ॥ श्रीखंडं चंदनं दि० तस्माद्यज्ञात्सर्वहु० चंदनं० ॥१७॥ अक्षताश्च सु० अक्षतान् ॥ १८ ॥ माल्यादीनि० तस्मादश्वेति पुष्पाणि ॥ १९ ॥

'અનંત ભગવાન્ જે પીળાં વસ્ત્રોને ધારણ કરનાર છે, નવાં આંબાનાં પાંદડાં જેવી કાંતિવાળા અને જેનાં દાઢી તથા નેત્ર પીળાં છે એવા વિષ્ણુ ભગવાનને મૂળમંત્રથી નમસ્કાર કરીને શંખ, ચક્ર તથા ગદા ધારણ કરે છે, સુશોભિત છે, સમુદ્રમાં વાસ કરે છે અને વિશ્વરૂપ છે, તેનું હું ધ્યાન કરૂં છું.' એ મંત્ર ભણી ધ્યાન કરવું.[1] પછી 'હે અનંત ! હે દેવેશ ! હે તેજોરાશે ! હે જગત્પતે ! હે પુરુષોત્તમ ! મેં કરેલી આ પૂજાનો સ્વીકાર કરો.' એ મંત્ર તથા 'सहस्रशीर्षा'० એ મંત્રથી આવાહન કરવું.[2] 'હે દેવદેવ ! હે ઈશ ! હે પુરુષોત્તમ ! વિવિધ રત્નવાળાં અને સોનાથી શોભિત આસનનું ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'पुरुष एवेदं'० એ મંત્રથી આસન આપવું.[3] 'હે દેવ ! આ શીતળ જળ ગંગા વગેરે સર્વ તીર્થો પાસેથી પ્રાર્થના કરીને માગી લાવ્યો છું, તે પાદ્ય માટે ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'एतावानस्य'० એ મંત્રથી પાદ્ય.[4] 'હે અનંત ! હે દેવ ! હે ઈશ ! હે અનન્ત ફળ આપનાર ! આપ અનંત રૂપવાળા છો, આપને નમસ્કાર કરું છું,' એ મંત્ર તથા 'त्रिपादूर्ध्व'० એ મંત્રથી અર્ધ્ય.[5] 'હે પુરુષોત્તમ ! હે હૃષીકેશ ! સોનાના ઘડામાં ગંગાજળ લાવ્યો છું તેનું આચમન કરો અને પ્રસન્ન થાઓ.' એ મંત્ર તથા 'तस्माद्विराज०' એ મંત્રથી આચમન.[6] 'હે અનન્ત ! આપ અનંત ગુણવાળા છો, વિશ્વરૂપને ધારણ કરનારા છો અને મહાત્મા દેવ છો. તેને નમસ્કાર કરૂં છું,' એ મંત્ર તથા 'यत्पुरुषेण'० એ મંત્રથી સ્નાન કરાવી પછી પંચામૃતસ્નાન.[7] તેમાં 'હે દેવેશ ! દેવોને પણ દુર્લભ એવું ગાયનું દૂધ આપને સ્નાન માટે આપું છું તે ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'आप्यायस्व' એ મંત્રથી પયઃસ્નાન કરાવવું.[8] 'હે દેવેશ ! સર્વ દેવને પ્રિય અને ચંદ્રમંડલ જેવું ધોળું દહીં આપને સ્નાન માટે આપું છું, તે ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'दधिक्राव्णो अकारिषं'० એ મંત્રથી દધિસ્નાન કરાવવું.[9] 'હે દેવ ! ઘી દેવોનો આહાર છે, ઘી યજ્ઞમાં રહે છે અને ઘી પવિત્ર છે, તે ઘી આપ સ્નાનમાટે ગ્રહણ કરો, એ મંત્ર તથા 'घृतं मिमिक्षे'० એ મંત્રથી ઘૃતસ્નાન કરાવવું.[10] 'હે પરમેશ્વર ! સઘળી ઔષધિથી ઉત્પન્ન થયેલું અમૃત જેવું મધ આપને સ્નાનમાટે આપું છું તે ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'मधुवाता'० એ મંત્રથી મધુસ્નાન કરાવવું.[11] 'હે પરમેશ્વર ! શેરડીથી થયેલી સુંદર સાકર આપને સ્નાન માટે આપું છું, તે ગ્રહણ કરો, એ મંત્ર તથા 'स्वादुःपवस्व' એ મંત્રથી શર્કરાસ્નાન કરાવવું.[12] નામમંત્રોવડે શુદ્ધોદકસ્નાન કરાવવું ને પુરુષસૂક્તથી અભિષેક કરવો.[13] 'હે દેવેશ, હે લક્ષ્મીયુક્ત ! આપને નમસ્કાર કરું છું. આપ તપાવેલા સોના જેવાં સુંદર રેશમી વસ્ત્રનું ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'तं यज्ञं' એ મંત્રવડે વસ્ત્ર પહેરાવવું. પછી આચમન આપવું.[14] 'હે દામોદર ! આપને નમસ્કાર કરૂં છું, માટે સંસારસમુદ્રમાંથી મારૂં રક્ષણ કરો. હે પુરુષોત્તમ ! ઉત્તરીય તથા જનોઇનું ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'यज्ञोपवीतं'० એ મંત્રથી તથા 'तस्माद्यज्ञात्'० એ મંત્રથી યજ્ઞોપવીત આપવું. પછી આચમન આપવું.[15–16] 'श्रीखण्डं चंदनं दि०' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुत०' એ મંત્રથી ચંદન ચઢાવવું.[17] 'अक्षताश्च सुर०' એ મંત્રથી અક્ષત ચઢાવવા.[18] 'माल्यादीनि०' એ મંત્ર તથા 'तस्मादश्वा०' એ મંત્રથી પુષ્પો ચઢાવવાં.[19]

अथ ग्रंथिपूजा ॥ श्रियै नमः । मोहिन्यै० पद्मिन्यै० महाबलायै० अजायै० मंगलायै० वरदायै० शुभायै० जयायै० विजयायै० जयंत्यै० पापनाशिन्यै० विश्वरूपायै० सर्वमंगलायै० १४ इति ग्रंथिपूजा ॥ २० ॥ अथांगपूजा । मत्स्याय० पादौ पूजयामि । कूर्माय० गुल्फौ पू०, वराहाय० जानुनी पू०, नारसिंहाय० ऊरू० पू०, वामनाय० कटी पू०, रामाय० उदरं पू०, श्रीरामाय० हृदयं पू०, कृष्णाय० मुखं पू०, सहस्रशिरसे० शिरः पू० श्रीमदनंताय० सर्वांगं पू० ॥ २१ ॥

અનંતદેવના દોરાની ગાંઠોનો પ્રકાર આ પ્રમાણે છેઃ– 'श्रियै नमः' ત્યાંથી લઇ 'सर्वमंगलायै नमः' ત્યાં સુધી સર્વના અંતમાં 'નમઃ'પદ લગાડી દોરાની સઘળી ગાંઠોની પૂજા કરવી.[20] પછી અંગપૂજા કરવી. 'मत्स्याय नमः' पादौ पूजयामि' એ મંત્રથી પગની પૂજા કરવી. 'कूर्माय०' થી ઘુંટીની 'वराहाय०' ઘુંટણની, 'नारसिंहाय०'થી સાથળની, 'वामनाय०'થી કેડની, रामाय०'થી ઉદરની, 'श्रीरामाय०

થી હૃદયની, 'कृष्णाय०'થી મુખની, 'सहस्रशिरसे०' થી મસ્તકની અને 'श्रीमदनंताय नमः सर्वांगं पूजयामि' એ મંત્ર ભણી સર્વાંગની પૂજા કરવી.[૨૧]

अथावरणपूजा ॥ अनंतस्य दक्षिणपार्श्वे—रमायै०, वामपार्श्वे भूम्यै० ॥ इति प्रथमावरणम् ॥ आवरणदेवतामावाह्य । हस्तं प्रक्षाल्य गंधपुष्पं तर्जनीमध्यमांगुष्ठैर्धृत्वा मध्ये शंखोदकं गृहीत्वा मंत्रांते शंखोदकं भूमौ निक्षिप्य पुष्पं देवोपरि निक्षिपेत् ॥ दयाब्धे त्राहि संसारसर्पान्मां शरणागतम् ॥ भक्त्या समर्पये तुभ्यं प्रथमावरणार्चनम् ॥ इति मंत्रमुच्चार्य जलं त्यक्त्वा पुष्पं देवोपरि न्यसेदिति ॥ पूर्वादिक्रमेण—वृद्धोल्काय० महोल्काय० शतोल्काय० सहस्रोल्काय० दयाब्धे त्राहि० द्वितीयावरणार्चनम् ॥ २ ॥ तथैव— वासुदेवाय० संकर्षणाय० प्रद्युम्नाय० अनिरुद्धाय० दयाब्धे त्राहि० तृतीयावरणार्चनम् ॥ ३ ॥ प्राच्यादिक्रमेण केशवाय० नारायणाय० माधवाय० गोविंदाय० विष्णवे० मधुसूदनाय० त्रिविक्रमाय० वामनाय० श्रीधराय० हृषीकेशाय० पद्मनाभाय० दामोदराय० दयाब्धे त्राहि० चतुर्थावरणार्चनम् ॥ ४ ॥ पूर्वादिक्रमेण— मत्स्याय० कूर्माय० वराहाय० नारसिंहाय० वामनाय० रामाय० श्रीरामाय० कृष्णाय० बौद्धाय० कल्किने० अनंताय० विश्वरूपिणे० दयाब्धे त्राहि० पंचमावरणार्चनम् ॥ ५ ॥ पूर्वस्यां अनंताय० दक्षिणायां ब्रह्मणे न० पश्चिमायां वायवे० उत्तरायां ईशानाय० आग्नेय्यां वारुण्यै० नैर्ऋत्यां गायत्र्यै० वायव्यां भारत्यै० ईशान्यां गिरिजायै० अग्रे गरुडाय० वामे सुपुण्याय० दयाब्धे त्राहि० ॥ षष्ठं आवरणार्चनम् ॥ ६ ॥ पूर्वादिक्रमेण इंद्राय० अग्नये० यमाय० निर्ऋतये० वरुणाय० वायवे० सोमाय० ईशानाय० दयाब्धे त्राहि० ॥ सप्तमावरणार्चनम् ॥ ७ ॥ आग्नेय्यां शेषाय० नैर्ऋत्यां विष्णवे० वायव्यां विधये० ईशान्यां प्रजापतये० दयाब्धे त्राहि० अष्टमावरणार्चनम् ॥ ८ ॥ आग्नेय्यां गणपतये० नैर्ऋत्यां सप्तमातृभ्यो० वायव्यां दुर्गायै० ईशान्यां क्षेत्राधिपतये० दयाब्धे त्राहि० नवमावरणार्चनम् ॥ ९ ॥ मध्ये ब्रह्मणेन० भास्कराय० शेषाय० सर्वव्यापिने० ईश्वराय० विश्वरूपाय० महाकायाय० सृष्टिकर्त्रे० कृष्णाय० हरये० शिवाय० स्थितिकारकाय० अंतकाय० दयाब्धे त्राहि० दशमावरणार्चनम् ॥१०॥ शौरये० वैकुंठाय० महाबलाय० पुरुषोत्तमाय० अजाय० पद्मनाभाय० मंगलाय० हृषीकेशाय० अनंताय० कपिलाय० शेषाय० संकर्षणाय० हलायुधाय० तारकाय० सीरपाणये० बलभद्राय० दयाब्धे त्राहि० एकादशावरणार्चनम् ॥ ११ ॥ माधवाय० मधुसूदनाय० अच्युताय० अनंताय० गोविंदाय० विजयाय० अपराजिताय० कृष्णाय० दयाब्धे त्राहि० द्वादशावरणार्चनम् ॥ १२ ॥ क्षीराब्धिशायिने० अच्युताय० भूम्याधाराय० लोकनाथाय० फणामणिविभूषणाय० सहस्रमूर्ध्ने० सहस्रार्चिषे० दयाब्धे त्राहि० त्रयोदशावरणार्चनम् ॥१३॥ केशवादिचतुर्विंशतिनामभिःसंपूज्य ॥ दयाब्धे त्राहि० चतुर्दशावरणार्चनम् ॥ १४ ॥ २२ ॥

પછી આવરણપૂજા કરવીઃ—અનંતદેવના દક્ષિણ પડખામાં રમાયૈ નમઃ' એ મંત્રથી લક્ષ્મીની પૂજા કરવી, ડાબા પડખામાં 'भूम्यै नमः' એ મંત્રથી પૃથ્વીની પૂજા કરવી. એ પ્રમાણે પૂજાઓ કરવા પછી આવરણદેવતાનું આવાહન કરી, હાથ ધોઇ તર્જની, વચલી આંગળી અને અંગુઠાવતી પુષ્પ પકડી શંખોદક લઇ મંત્ર ભણ્યા પછી શંખનું જળ નીચે મૂકવું ને પુષ્પ દેવ ઉપર ચડાવી દેવાં. તેનો મંત્રઃ—'હે દયાના સમુદ્ર ! હું આપને શરણે આવ્યો છું, માટે સંસારરૂપી સર્પથી મારૂં રક્ષણ કરો. હું પ્રથમાવરણનું પૂજન આપને આપું છું,' પૂર્વ દક્ષિણ એમ ક્રમથી 'वृद्धोल्काय' ત્યાંથી લઈ सहस्रोल्काय'* ત્યાં સુધી ચારે દિશામાં બીજાં આવરણની પૂજા કરવી. પછી ઉપર કહેલો, 'હે દયાના સમુદ્ર !' એ મંત્ર ભણી, જળ નીચે મૂકી, દેવ ઉપર પુષ્પ ચડાવવું એવી રીતે સઘળા આવરણની પૂજામાં સમજી લેવું. એ પ્રકારે બીજા આવરણનું પૂજન કરવું. 'वासुदेवाय'० ત્યાંથી લઇ 'अनिरुद्धाय'० ત્યાં સુધી પૂર્વ વગેરે ચાર દિશાઓમાં ક્રમથી પૂજન કરવું. પછી 'હે દયાના સમુદ્ર !' એ શ્લોક ભણી જળ નીચે મૂકી, પુષ્પ દેવ ઉપર ચડાવવું, એ પ્રમાણે ત્રીજા આવરણની પૂજા કરવી. 'केशवाय०' ત્યાંથી લઇ 'दामोदराय०' ત્યાં સુધી પૂર્વ વગેરે સઘળી દિશાઓમાં ક્રમથી પૂજન કરવું. પછી 'હે દયાના સમુદ્ર! એ મંત્ર ભણી જળ નીચે મૂકી, વિષ્ણુ દેવ ઉપર પુષ્પ ચડાવવું. એ પ્રમાણે ચોથા આવરણની પૂજા કરવી. 'मत्स्यायः'० ત્યાંથી લઇ 'विश्वरूपिणे०' ત્યાં સુધી પૂર્વ વગેરે સઘળી દિશાઓમાં ક્રમથી પૂજન કરવું. પછી 'હે દયાના સમુદ્ર ! એ શ્લોક ભણીને જળ નીચે મૂકી પુષ્પ અનંતદેવને ચડાવવું. એ પ્રમાણે પાંચમું આવરણ થયું. 'पूर्वस्यां अनंताय०' ત્યાંથી લઇ 'वामे सुपुण्याय० ત્યાં સુધી ક્રમથી પૂજન કરવું, પછી 'હે દયાના સમુદ્ર' એ શ્લોક ભણી જળ નીચે મૂકી પુષ્પ દેવને ચડાવવું. એ પ્રમાણે છઠું આવરણ થયું. 'इन्द्राय०' ત્યાંથી લઈ 'ईशानाय०' ત્યાં સુધી પૂર્વ વગેરે ક્રમથી પૂજા કરવી. પછી 'હે દયાના સમુદ્ર !' એ શ્લોક ભણી જળ નીચે મૂકી પુષ્પ દેવ ઉપર ચડાવવું. એ પ્રમાણે સાતમા આવરણની પૂજા કરવી. 'आग्नेय्यां शेषाय०' ત્યાંથી લઈ 'ईशान्यां प्रजापतये नमः' ત્યાં

* ઉપલા શ્લોકમાં જેમ 'પ્રથમાવરણનું પૂજન આપને આપું છું' એમ કહ્યું છે તેની જગોએ બીજાં આવરણની પૂજામાં બીજાં આવરણનું પૂજન આપને આપું છું એમ કહેવું. તેમ જ ત્રીજા વગેરે આવરણોની પૂજાઓમાં પણ કલ્પી લેવું.

સુધી ક્રમથી પૂજા કરવી. પછી 'હે દયાના સમુદ્ર ! એ શ્લોક ભણી જળ નીચે મૂકી પુષ્પ દેવ ઉપર ચડાવવું. એ પ્રમાણે આઠમા આવરણની પૂજા કરવી. 'आग्नेय्यां गणपतये०' ત્યાંથી લઈ 'ईशान्यां क्षत्राधिपतये०' ત્યાં સુધી ક્રમથી પૂજા કરવી. પછી 'હે દયાના સમુદ્ર!' એ શ્લોક ભણી જળ મૂકી પુષ્પ દેવ ઉપર ચડાવવું. એ પ્રમાણે નવમા આવરણની પૂજા કરવી. 'मध्ये ब्रह्मणे०' ત્યાંથી લઇ અંતકાય૦ત્યાં સુધી ક્રમથી પૂજા કરવી. પછી 'હે દયાના સમુદ્ર! એ મંત્ર ભણી જળ નીચે મૂકી પુષ્પ દેવ ઉપર ચડાવવું. એ પ્રમાણે દશમા આવરણની પૂજા કરવી. 'शौरये०' ત્યાંથી લઇ 'कृष्णाय०' ત્યાં સુધી પૂજા કરવી; પછી 'હે દયાના સમુદ્ર!' એ શ્લોક ભણી જળ નીચે મૂકી પુષ્પ દેવ ઉપર ચઢાવવું. એ પ્રમાણે અગીઆરમા આવરણનું પૂજન કરવું. 'माधवाय०' ત્યાંથી લઇ 'कृष्णाय०' ત્યાં સુધીના મંત્રોથી પૂજા કરવી. પછી 'હે દયાના સમુદ્ર!' એ શ્લોક ભણી જળ મૂકી, પુષ્પ દેવ ઉપર ચડાવવું. એ પ્રમાણે બારમા આવરણની પૂજા કરવી. 'क्षीराब्धिशायिने०' ત્યાંથી લઇ 'सहस्रार्चिषे०' ત્યાં સુધીના મંત્રોથી પૂજા કરવી. પછી 'હે દયાના સમુદ્ર! એ શ્લોક ભણી જલ નીચે મૂકી પુષ્પ દેવ ઉપર ચડાવવું. એવી રીતે તેરમા આવરણની પૂજા કરવી. 'केशव' વગેરે ચોવીશ નામવડે પૂજન કરી 'હે દયાના સમુદ્ર!' એ શ્લોક ભણી જળ નીચે મૂકી, પુષ્પ દેવ ઉપર ચડાવવું. એ પ્રમાણે ચૌદમા આવરણની પૂજા કરવી.[૧૪-૨૨]

अथ पत्रपूजा ॥ कृष्णाय० पलाशपत्रं समर्पयामि ॥ विष्णवे० औदुंबरपत्रं स० ॥ हरये० अश्वत्थपत्रं स० ॥ शंभवे० भृंगराजपत्रं स० ॥ ब्रह्मणे० जटाधारपत्रं स० ॥ भास्कराय० अशोकपत्रं स० ॥ शेषाय० कपित्थपत्रं स० ॥ सर्वव्यापिने० वटपत्रं स० ॥ ईश्वराय० आम्रपत्रं स० ॥ विश्वरूपिणे० कदलीपत्रं स० ॥ महाकायाय० अपामार्गपत्रं स०॥सृष्टिकर्त्रे० करवीरपत्रं स० ॥ स्थितिकर्त्रे० पुन्नागपत्रं स० ॥ अनंताय० नागवल्लीपत्रं स० ॥ १४ ॥ २३ ॥

પછી નામવડે પત્રપૂજા કરવી-'कृष्णाय नमः पलाशपत्रं समर्पयामि' એ મંત્ર ભણી ખાખરાનાં પાન ચડાવવાં. 'विष्णवे०' ભણી ઉંબરાનાં પાન ચડાવવાં. 'हरये०' થી પીપળાનું પાન, 'शंभवे०' ભણી ભાંગરાનાં પાન, 'ब्रह्मणे०'થી જટાધારનાં પાન, 'भास्कराय०'થી અશોકનાં પાન, 'शेषाय०' થી કોઠનાં પાન, 'सर्वव्यापिने०'થી વડનાં પત્ર, 'ईश्वराय०' થી આંબાનાં પાન, 'विश्वरूपिणे०'થી કેળનાં પાન, 'महाकायाय०'થી અઘેડાનાં પાન, 'सृष्टिकर्त्रे०'થી કરવીરનાં પાન, 'स्थितिकर्त्रे०'થી પુન્નાગનાં પાન, અને 'अनंताय नमः नागवल्लीपत्रं समर्पयामि' એ મંત્ર ભણી નાગરવેલનાં પાન ચડવવાં.[૨૩]

अथ पुष्पपूजा ॥ ॐ अनंताय० पद्मपुष्पं सम० विष्णवे जातिपुष्पं स० केशवाय चंपकपुष्पं स० ॥ अव्यक्ताय० कल्हारपुष्पं स० ॥ सहस्रजिते० केतकीपुष्पं स०॥ अनंतरूपिणे० बकुलपुष्पं स० ॥ इष्टाय० शतपत्रपुष्पं स०॥ विशिष्टाय० पुन्नागपुष्पं स० ॥ शिष्टेष्टाय० करवीरपुष्पं स० ॥ शिखंडिने० धत्तूरपुष्पं स० ॥ नहुषाय० कुंदपुष्पं स० ॥ विश्वबाहवे० मल्लिकापुष्पं स० ॥ महीधराय० मालतीपुष्पं स० ॥ अच्युताय० गिरिकर्णिकापुष्पं स० ॥ १४ ॥ २४ ॥

તે પછી પુષ્પવડે પૂજા કરવી. 'ॐ अनंताय नमः पद्मपुष्पं समर्पयामि' એ મંત્ર ભણી પદ્મ ચડાવવાં. 'विष्णवे०' થી જાતીનાં પુષ્પ, 'केशवाय०'થી ચંપાનાં પુષ્પ, 'अव्यक्ताय०'થી કલ્હારનાં પુષ્પ, 'सहस्रजिते०'થી કેવડાનાં પુષ્પ, 'अनंतरूपिणे०'થી બોરસડીનાં પુષ્પ, 'इष्टाय'થી શતપુષ્પ, 'विशिष्टाय०'થી પુન્નાગનાં પુષ્પ, 'शिष्टेष्टाय०'થી કરવીરનાં પુષ્પ, 'शिखंडिने०'થી ધતૂરાનાં પુષ્પ, 'नहुषाय०'થી મોગરાનાં પુષ્પ, 'विश्वबाहवे०'થી મલ્લિકાનાં પુષ્પ, 'महीधराय०'થી માલતીનાં પુષ્પ અને 'अच्युताय नमः गिरिकर्णिकापुष्पं समर्पयामि०' એ મંત્ર ભણી ગિરિકર્ણિકાનાં પુષ્પ ચડાવવાં.[૨૪]

अथ अष्टोत्तरशतनामभिः पूजयेत् ॥ अनंताय० अच्युताय० अद्भुतकर्मणे० अमितविक्रमाय० अपराजिताय० अखंडाय० अग्निनेत्राय० अग्निवपुषे० अदृश्याय० अत्रिपुत्राय० १० अनुकूलाय० अनाशिने० अनघाय० अप्सुनिलयाय० अहरहाय० अष्टमूर्तये० अनिरुद्धाय० अनिर्विद्याय० अचंचलाय० अब्दादिकाय० २० अचलरूपाय० अखिलधराय० अव्यक्ताय० अनुरूपाय० अभयंकराय० अक्षताय० अवपुषे० अयोनिजाय० अरविंदाक्षाय० अशनवर्जिताय० ३० अधोक्षजाय० अदितिपुत्राय० अंबिकापतिपूर्वजाय० अपस्मारनाशिने० अव्ययाय० अनादिने० अप्रमेयाय० अघशत्रवे० अमरारिघ्नाय० अनीश्वराय० ४० अजाय० अघोराय० अनादिनिधनाय० अमरप्रभवे० अग्राह्याय० अक्रूराय० अनुत्तमाय० अरूपाय० अर्हे० अमोघाधिपतये० ५० अजाय० अक्षमाय० अमृताय० अघोरवीर्याय० अव्यंगाय० अविघ्नाय० अतींद्रियाय० अमिततेजसे० अमितये० अष्टमूर्तये० ६० अनिलाय० अनशाय० अणोरणीयसे० अशोकाय० अरविंदाय० अधिष्ठानाय० अमितनयनाय० अरण्यवासिने० अप्रमत्ताय० अनंतरूपाय० ७० अनलाय० अनिमिषाय० अजरूपाय० अग्रगण्याय० अप्रमिताय० अंतकाय० अचिंत्याय० अपांनिधये० अतिसुंदराय० अमरप्रियाय० ८० अष्टसिद्धिप्रदाय० अरविंदप्रियाय० अरविंदोद्भवाय० अनयाय० अर्थाय० अक्षोभ्याय० अर्चिष्मते० अनेकमूर्तये० अनंतब्रह्मांडपतये० अनंतशयनाय० ९० अमराधिपतये० अनाधाराय० अनंतनाम्ने० अनंतश्रिये० अक्षराय० अमायाय० आश्रमस्थाय० आश्रमातीताय० अनादाय० आत्मयोनये० १०

अवनीपतये० अवनीधराय० अनादिमे० आदित्याय० अमृताय० अपवर्गप्रदाय० अव्यक्ताय० अनंताय० ॥१०८॥ इत्यष्टोत्तरशतनामपूजा ॥ २५ ॥

પછી એકસો આઠ નામથી પૂજા કરવીઃ—'अनंताय०' ત્યાંથી લઇ 'अव्यक्ताय०' 'अनंताय०' ત્યાં સુધી સર્વના અંતમાં નમઃ પદ લગાડી નામપૂજા કરવી.[૨૫]

दशांगं गुग्गुलूद्भूतं चंदनागुरुसंयुतम् ॥ सर्वेषामुत्तमं धूपं गृहाण सुरपूजित । यत्पुरुषं व्यदधुरिति धूपम्॥२६॥ साज्यं च वर्तिसंयुक्तं वह्निना योजितं मया । दीपं गृहाण देवेश त्रैलोक्यतिमिरापह । ब्राह्मणोऽस्येति दीपम् ॥ २७ ॥ अन्नं चतुर्विधं स्वादु पयोदधिघृतैर्युतम् । नानाव्यंजनशोभाढ्यं नैवेद्यं प्रतिगृह्यताम् । चंद्रमामन० नैवेद्यं० ॥२८॥ नैवेद्यमध्ये पानीयम् ॥ उत्तरापोशनार्थं ते ददामि तोयं सुवासितम् । गृहाण सुमुखो भूत्वा अनंताय नमो नमः । उत्तरापोशनम् ॥ २९ ॥ मुखप्रक्षा० हस्तप्र० ॥ करोद्वर्तनकं देव मया दत्तं हि भक्तितः ॥ चारु चंद्रप्रभं दिव्यं गृहाण जगदीश्वर । करोद्वर्तनम् ॥ ३० ॥ इदं फलमिति फलम् । पूगीफलं महद्दिव्यं० तांबूलम् । हिरण्यगर्भेति दक्षिणाम् । यानि कानीति । नाभ्या आसी० । प्रद० ॥ ३१ ॥ नमस्ते भगवन्भूयो नमस्ते धरणीधर । नमस्ते सर्वनागेंद्र नमस्ते मधुसूदन । सप्तास्येति नमस्कारम् ॥ ३२ ॥ नमस्ते देवदेवेश नमस्ते गरुडध्वज । नमस्ते कमलाकांत अनंताय नमो नमः । यज्ञेन यज्ञमिति मंत्रपुष्पम् ॥ ३३ ॥

તે પછી, 'હે સુરપૂજિત ! ચંદન અને અગરુવાળા ગુગળનો દશાંગ ધૂપ જે સર્વ કરતાં ઉત્તમ છે, તેનું ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'यत्पुरुषं व्यदधुः०' એ મંત્રથી ધૂપ કરવો.[૨૬] પછી 'હે દેવેશ ! હે ત્રણે લોકના અંધકારને દૂર કરનાર ! અગ્નિથી પ્રગટેલો ઘીનો દીવો આપને આપું છું, તે ગ્રહણ કરો' એ મંત્ર તથા 'ब्राह्मणोऽस्य०' એ મંત્રથી દીપ કરવો.[૨૭] 'સ્વાદવાળું ચાર પ્રકારનું અન્ન, દૂધ, દહીં, ઘી અને કઢી વગેરેનું નૈવેદ્ય કરું છું તે ગ્રહણ કરો, એ મંત્ર તથા 'चंद्रमा मन०' એ મંત્રથી નૈવેદ્ય ધરવું.[૨૮] નૈવેદ્યની વચમાં જળ ધરવું અને 'હે અનંત ! આપને નમસ્કાર કરું છું. માટે સુમુખ થઇ, ઉત્તરાપોશન માટે સુગંધી જલ આપું છું, તે ગ્રહણ કરો.[૨૯] એમ કહી ઉત્તરાપોશન આપવું. પછી મુખપ્રક્ષાલન તથા હસ્તપ્રક્ષાલન કરવું. 'હે જગદીશ્વર ! ચંદ્ર જેવું ધોળું અને દિવ્ય કરોદ્વર્તન ભક્તિથી આપું છું તે ગ્રહણ કરો. એમ કરોદ્વર્તન કરતી વખતે ભણવું.[૩૦] 'इदं फलं०'થી ફલ, 'पूगीफलं महद्दिव्यं'થી તાંબૂલ, 'हिरण्यगर्भे'થી દક્ષિણા, 'यानि कानि' એ મંત્ર તથા 'नाभ्याआसी०' એ મંત્રથી પ્રદક્ષિણા કરવી.[૩૧] 'હે ભગવન્ ! હે ધરણીધર ! હે સઘળા નાગોના ઈશ ! હે મધુસુદન ! આપને નમસ્કાર કરું છું,' એ મંત્ર તથા 'सप्तास्यां०' એ મંત્રથી નમસ્કાર કરવા.[૩૨] અને 'હે દેવના દેવ ! હે ઈશ ! આપને નમસ્કાર કરૂં છું, હે ગરુડધ્વજ ! આપને નમસ્કાર કરૂં છું. હે લક્ષ્મીપતે ! આપને નમસ્કાર કરૂં છું અને હે અનંત ! આપને નમસ્કાર કરૂં છું.' એ મંત્ર તથા यज्ञेन यज्ञं० એ મંત્ર ભણી પુષ્પાંજલિ આપવી.[૩૩]

अथ दोरकप्रार्थना—अनंताय नमस्तुभ्यं सहस्रशिरसे नमः । नमोऽस्तु पद्मनाभाय नागानां पतये नमः ॥ ३४ ॥ अनंतकामदः कामाननंतो मे प्रयच्छतु । अनंतदोररूपेण पुत्रपौत्रान्प्रवर्धतु-इति प्रार्थ्य दोरकं गृहीत्वा ॥ ३५ ॥ अथ दोरकबंधनमंत्रः—अनंतसंसारमहासमुद्रमग्नं समभ्युद्धर वासुदेव । अनंतरूपे विनियोजयस्व अनंतसूत्राय नमो नमस्ते । इति बध्नीयात् ॥ ३६ ॥ अथ जीर्णदोरकविसर्जनमंत्रः—नमः सर्वहितार्थाय जगदानंदकारक । जीर्णदोरममुं देव विसृजेऽहं त्वदाज्ञया । इति विसृजेत् ॥ ३७ ॥ अथ वायनमंत्रः—गृहाणेदं द्विजश्रेष्ठ वायनं दक्षिणायुतम् । त्वत्प्रसादादहं देव मुच्येयं कर्मबंधनात् ॥ ३८ ॥ प्रतिगृह्ण द्विजश्रेष्ठ अनंतफलदायक । पक्वान्नफलसंयुक्तं दक्षिणाघृतसंयुतम् । वायनं द्विजवर्याय दास्यामि व्रतपूर्तये ॥ ३९ ॥ अथ जीर्णदोरकदानमंत्रः—अनंतः प्रतिगृह्णाति अनंतो वै ददाति च । अनंतस्तारकोभाभ्यामनंताय नमो नमः । इति दद्यात् ॥ ४० ॥ अनेन कृतपूजनेन श्रीमदनंतः प्रीयताम् । ततो यथाशक्ति ब्राह्मणान् भोजयेत्—इति पूजाविधिः ॥ ४१ ॥

પછી દોરાની પૂજા કરવી-'હે દેવ ! આપ કે જે અનંત છો તેને નમસ્કાર કરૂં છું, હજાર મસ્તકવાળાને નમસ્કાર કરૂં છું, પદ્મનાભને નમસ્કાર કરૂં છું અને નાગોના પતિને નમસ્કાર કરૂં છું.[૩૪] અનંત કામના પૂર્ણ કરનાર અનંત ભગવાન્ મારી કામના પૂર્ણ કરો. હે અનંત ! આપ દોરારૂપથી મારા પુત્ર, પૌત્ર વગેરે વંશની વૃદ્ધિ કરો.'[૩૫] એવી રીતે પ્રથમ પ્રાર્થના કરી દોરો હાથમાં લઇ, 'હે અનંત ! હે વાસુદેવ ! આપ અનંત સુત્રવાળા છો, તેને વારંવાર હું નમસ્કાર કરૂં છું. હું આ સંસારરૂપી મહાસમુદ્રમાં ડૂબ્યો છું તેનો ઉદ્ધાર કરો અને આપના સ્વરૂપમાં લગાડો,' એ મંત્ર ભણી દોરો બાંધવો.[૩૬] પછી 'હે જગતને આનંદ કરનાર ! સર્વના હિતકારક એવા આપને નમસ્કાર કરું છું. હે દેવ ! આપની આજ્ઞાથી આ જૂના દોરાનો ત્યાગ કરું છું,' એ મંત્ર ભણી જૂના દોરાનો ત્યાગ કરવો.[૩૭] 'હે ઉત્તમ બ્રાહ્મણ ! દક્ષિણાસહિત આ વાયનનું ગ્રહણ કરો. હે મહારાજ ! આપની કૃપાથી હું કર્મબંધનથી મુક્ત થાઉં.[૩૮] હે ઉત્તમ બ્રાહ્મણ ! હે અનંત ફલ આપનાર ! પકવ અન્ન, ફલ, દક્ષિણા અને ઘીવાળા વાયનનું ગ્રહણ કરો. વ્રત પૂરૂં થવા માટે વાયન ઉત્તમ બ્રાહ્મણને આપીશ.' એ મંત્ર ભણી વાયન આપવું.[૩૯] છેવટે, 'અનંત ગ્રહણ કરે છે, અનંત આપે છે અને અનંત બેયને તારે છે, માટે અનંતને વારંવાર નમસ્કાર

કરું છું.' એ મંત્ર ભણી જૂના દોરાનુ દાન કરવું.[૪૦] 'કરેલા આ પૂજનથી અનંત ભગવાન્ પ્રસન્ન થાઓ,' એટલું કહી કરેલી પૂજા અનંત ભગવાનને અર્પણ કરવી. પછી યથાશક્તિ બ્રાહ્મણો જમાડવા. એવી રીતે અનંતની પૂજાનો પ્રકાર છે.[૪૧]

## અનંતચતુર્દશીની કથા.

**अथ कथा ॥ सूत उवाच– पुरा तु जाह्नवीतीरे धर्मो धर्मपरायणः । जरासंधवधार्थाय राजसूयमुपाक्रमत् ॥१॥ कृष्णेन सह धर्मोऽसौ भीमार्जुनसमन्वितः । यज्ञशालां प्रकुर्वीत नानारत्नोपशोभिताम् । मुक्ताफलसमाकीर्णामिंद्रालयसमप्रभाम् ॥ २ ॥ यज्ञार्थं भूपतीन्सर्वान्समानीय प्रयत्नतः ॥ ३ ॥ गांधारीतनयो राजा तदानीं नृपनंदनः । दुर्योधन इति ख्यातः समागच्छन्मखालयम् ॥ ४ ॥ दृष्ट्वा दुर्योधनस्तत्र प्रांगणं जलसन्निभम् । ऊर्ध्वं कृत्वा तु वस्त्राणि तत्रागच्छच्छनैः शनैः ॥ ५ ॥ स्मितवक्त्राश्च तं दृष्ट्वा द्रौपद्यादिवरांगनाः । दुर्योधनस्ततो गच्छन् जलमध्ये पपात ह ॥ ६ ॥ पुनः सर्वे नृपाश्चैव ऋषयश्च तपोधनाः । उपहासं च चक्रुस्ता द्रौपद्यादिसुलोचनाः ॥ ७ ॥ महाराजाधिराजोऽसौ महाक्रोधपरायणः । विनिर्गतः स्वकं राष्ट्रं मातुलेन वृतो नृपः ॥ ८ ॥ तस्मिन्काले तु शकुनिः प्रोवाच मधुरं वचः । मुंच राजन्महारोषं पुरतः कार्यगौरवात् ॥ ९ ॥ द्यूतोपक्रमणेनैव सर्वं राज्यमवाप्स्यसि । गंतुमुत्तिष्ठ राजेंद्र सत्रस्य सदनं प्रति ॥ १० ॥ तथेत्युक्त्वा महाराजः समागच्छन् मखालयम् । विनिर्वृत्य मखं जग्मुर्नृपाः सर्वे स्वकं पुरम् ॥ ११ ॥ ततो दुर्योधनो राजा समागत्य गजाह्वयम् । आनीय पांडुपुत्रांश्च धर्मभीमार्जुनान्वरान् ॥ १२ ॥ द्यूतारंभं च कृतत स्वं राज्यं प्राप्तवांस्ततः । द्यूतेनैव जिताः सर्वे पांडवा वीतकल्मषाः ॥१३॥ ततोऽरण्यांतरे गत्वा वर्तंते वनचारिणः । ततो वृत्तांतमाकर्ण्य भ्रातृभिः सह पांडवम् ॥ १४ ॥ युधिष्ठिरं द्रष्टुमनाः कृष्णोऽगाज्जगदीश्वरः ॥ सूत उवाच– अरण्ये वर्तमानास्ते पांडवा दुःखकर्शिताः ॥ १५ ॥ कृष्णं दृष्ट्वा महात्मानं प्रणिपत्य तमब्रुवन् ॥**

સૂત કહે છે–પૂર્વે જરાસંધને મારવામાટે યુધિષ્ઠિર રાજાએ ગંગાના તીર ઉપર રાજસૂય યજ્ઞ કરવાનો પ્રારંભ કર્યો.[૧] યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણની, ભીમની અને અર્જુનની સહાયતાથી સુંદર યજ્ઞશાળા બંધાવી હતી. તેમાં વિવિધ રત્ન અને મોતી જડાવ્યાં હતાં, જેથી એ યજ્ઞશાળા ઇંદ્રના મહેલ જેવી શોભતી હતી.[૨] યજ્ઞ માટે સર્વ રાજાઓને આગ્રહથી બોલાવ્યા હતા.[૩] તેમાં ગાંધારીનો પુત્ર દુર્યોધન રાજા પણ તે સમયે આવ્યો હતો.[૪] યજ્ઞશાળાના આંગણામાં જળ ભરેલા જેવું જોઇ, સ્થળમાં પણ ઉંચાં લુગડાં લઈ ધીમે ધીમે દુર્યોધન ચાલવા લાગ્યો.[૫] તેને જોઇ દ્રોપદી વગેરે સ્રીઓ મનમાં હસવા લાગી. પછી આગળ ચાલતાં એ દુર્યોધન જળમાં પડી ગયો તેથી રાજાઓ, ઋષિઓ, તપસ્વીઓ અને દ્રૌપદી વગેરે સ્રીઓ સર્વે હસવા લાગ્યાં;[૬–૭] એથી મોટો ક્રોધ આવવાથી દુર્યોધન રાજા યજ્ઞશાળામાંથી નીકળી, પોતાના મામા શકુનીની સાથે પોતાના શહેરમાં જવા નિકળ્યો.[૮] ત્યારે શકુની મધુર વાણીથી બોલ્યો કે, હે રાજન ! આગળ આપણે મોટું કાર્ય કરવાનું છે, માટે ક્રોધ છોડી દો.[૯] પાંડવોની સાથે જુગાર રમવાથી આપણે સઘળું રાજ્ય જિતી લઇશું, માટે હે રાજેન્દ્ર ! ઉઠો અને યુધિષ્ઠિરના યજ્ઞમાં જાઓ.[૧૦] એવાં વચનો સાંભળી તે કબૂલ કરી દુર્યોધન યજ્ઞમાં ગયો. પછી યજ્ઞ પૂરો થયો ત્યારે સર્વે રાજાઓ પોતપોતાના શહેરમાં ગયા;[૧૧] ત્યારે દુર્યોધન પણ હસ્તિનાપુરમાં ગયો. પછી યુધિષ્ઠિર, ભીમસેન અને અર્જુન વગેરે પાંડવોને બોલાવી દુર્યોધને જુગાર રમવો શરુ કર્યો. તેમાં પાંડવો, કે જેઓ કપટરહિત હતા તેઓને જિતી લઈ સઘળું રાજ્ય પોતાને હાથ કર્યું.[૧૨–૧૩] તેથી સર્વે પાંડવો વનમાં જઈ વસ્યા. આ વાતની ખબર થતાં યુધિષ્ઠિરને મળવા, જગતના ઈશ્વર શ્રીકૃષ્ણ ગયા. મહાત્મા શ્રીકૃષ્ણને જોઈ વનવાસનાં દુઃખથી દુબળા થઇ ગયેલા પાંડવોએ પ્રણામ કર્યો. પછી યુધિષ્ઠિર બોલ્યો:–[૧૪–૧૫]

**युधिष्ठिर उवाच– अहं दुःखीह संजातो भ्रातृभिः परिवारितः ॥ १६ ॥ कथं मुक्तिर्भवेदस्माकमनंताद्दुःखसागरात् । कं देवं पूजयिष्यामि राज्यं प्राप्स्याम्यनुत्तमम् ॥ १७ ॥ अथवा किं व्रतं कुर्यां त्वत्प्रसादाद्भवेद्धितम् ॥**

યુધિષ્ઠિર કહે છે–હે મહારાજ ! જુગાર રમવાથી હું મારા ભાઇઓ સહિત ઘણો દુઃખી થઈ ગયો છું.[૧૬] હે શ્રીકૃષ્ણ ! કયો ઉપાય લેવાથી આ દુઃખસમુદ્રમાંથી બહાર નીકળાય ! કયા દેવનું પૂજન કરવાથી અતિ ઉત્તમ રાજ્ય પાછું મળે ?[૧૭] અથવા કયું વ્રત કરવાથી રાજ્ય મળે તે કહો. આપ કૃપા કરશો ત્યારે જ મારૂં કલ્યાણ થશે.

**श्रीकृष्ण उवाच– अनंतव्रतमस्त्येकं सर्वपापहरं शुभम् ॥ १८ ॥ सर्वकामप्रदं नृणां स्त्रीणां चैव युधिष्ठिर । शुक्लपक्षे चतुर्दश्यां मासि भाद्रपदे भवेत् ॥ १९ ॥ तस्यानुष्ठानमात्रेण सर्वपापं व्यपोहति । युधिष्ठिर उवाच– कृष्ण कोऽयमनंतेति प्रोच्यते यस्त्वया विभो ॥ २० ॥ किं शेषनाग आहोस्विदनंतस्तक्षकः स्मृतः । परमात्माऽथवाऽनंत उताहो ब्रह्म गीयते ॥ २१ ॥ क एषोऽनंतसंज्ञो वै तथ्यं मे ब्रूहि केशव ॥**

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! સર્વ પાપોને હરનારૂં અને સ્રીઓની તથા પુરુષોની સર્વ કામના પૂર્ણ કરનારૂં અનંત ભગવાનનું ઉત્તમ વ્રત છે અને તે વ્રત ભાદરવા શુદિ ચૌદશને દિવસે કરવું. એ વ્રત કરવાથી જ સઘળાં પાપો દૂર થાય છે. યુધિષ્ઠિર કહે છે–હે શ્રીકૃષ્ણ ! આપે

જે અનંત ભગવાનનું વ્રત કહ્યું, તે અનંત કોણ છે?[૧૮–૨૦] એ અનંત શેષ નાગ, તક્ષક, પરમાત્મા કે બ્રહ્મ એમાં કોણ છે? તે યથાર્થ કહો.

**श्रीकृष्ण उवाच– अनंत इत्यहं पार्थ मम रूपं निबोध तत् ॥ २२ ॥ आदित्यादिग्रहात्माऽसौ यः काल इति पठ्यते । कलाकाष्ठामुहूर्तादिदिनरात्रिशरीरवान् ॥ २३ ॥ पक्षमासर्तुवर्षादियुगकालव्यवस्थया । योऽयं कालो मया ख्यातः सोऽनंत इति कीर्त्यते ॥ २४ ॥ सोऽहं कृष्णोऽवतीर्णोऽत्र भूभारोत्तारणाय च । दानवानां वधार्थाय वसुदेवकुलोद्भवम् ॥२५॥ मां विद्धि सततं पार्थ साधूनां पालनाय च। अनादिमध्यनिधनं कृष्णं विष्णुं हरिं शिवम् ॥ २६ ॥ वैकुंठं भास्करं सोमं सर्वव्यापिनमीश्वरम् । विश्वरूपं महाकालं सृष्टिसंहारकारकम् ॥ २७ ॥ प्रत्ययार्थं मया रूपं फाल्गुनाय प्रदर्शितम् । पूर्वमेव महाबाहो योगिध्येयमनुत्तमम् ॥ २८ ॥ विश्वरूपमनंतं च यस्मिन्निंद्राश्चतुर्दश । वसवो द्वादशादित्या रुद्रा एकादश स्मृताः ॥ २९ ॥ सप्तर्षयः समुद्राश्च पर्वताः सरितो द्रुमाः । नक्षत्राणि दिशो भूमिः पातालं भूर्भुवादिकम् ॥ ३० ॥ मा कुरुष्वात्र संदेहं सोऽहं पार्थ न संशयः ॥**

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર! અનંત તે હું જ છું. મારૂં તે સ્વરૂપ સાંભળોઃ–સૂર્ય વગેરે ગ્રહરૂપ જે કાળ કહેવાય છે, તે કળા, કાષ્ઠા, મુહૂર્ત, દિવસ, રાત્રિ, માસ, ઋતુ, વર્ષ અને યુગ વગેરે શરીરાવયવવાળો છે. મેં જે આ કાળ કહ્યો તે જ અનંત કહેવાય છે અને તે જ હું છું.[૨૧–૨૪] હું આ જગતમાં પૃથિવીનો ભાર ઉતારવા, દૈત્યોનો નાશ કરવા અને સત્પુરુષનું પાલન કરવા વસુદેવને ઘેર અવતર્યો છું.[૨૫] હું અનાદિ, અવિનાશી, વ્યાપક, ભક્તોનાં દુઃખ હરનાર, મંગલકારક, વૈકુંઠ, સૂર્ય, ચંદ્ર અને સર્વત્રવ્યાપક એવો ઈશ્વર છું. હે મહાબાહો! હે યુધિષ્ઠિર! જે સૃષ્ટિનો સંહાર કરનાર છે, યોગીઓ જેનું ધ્યાન ધરે છે, જે અતિ ઉત્તમ છે, જગદ્રૂપ છે, અનંત છે, જેમાં ચૌદ ઇંદ્રો રહે છે, આઠ વસુ રહે છે, બાર સૂર્ય રહે છે, અગીઆર રુદ્રો રહે છે, સપ્તર્ષિ રહે છે, સમુદ્ર, પર્વત, નદી, વૃક્ષ, નક્ષત્ર, દિશા, પૃથિવી પાતાલ અને બીજા પણ લોક રહે છે એવું વિશ્વરૂપ મારૂં સ્વરૂપ, વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે મેં અર્જુનને પ્રથમથી જ બતાવેલું છે.[૨૬–૩૦] હે યુધિષ્ઠિર! તે હું જ છું, એમાં સંદેહ રાખવો નહિ.

**युधिष्ठिर उवाच– अनंतव्रतमाहात्म्यं विधिं वद विदांवर ॥ ३१ ॥ किं पुण्यं किं फलं चास्य किं दानं कस्य पूजनम् । केन चादौ पुरा चीर्णं मर्त्ये केन प्रकाशितम् ॥३२॥ एवं सविस्तरं सर्वं ब्रूह्यनंतव्रतं मम ।**

યુધિષ્ઠિર કહે છે–હે વ્રત જાણનારાઓમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ! અનંતવ્રતનું માહાત્મ્ય તથા તેનો પ્રકાર કહો.[૩૧] તે વ્રત કરવાથી કેટલું પુણ્ય થાય છે? કેવું ફળ મળે છે? તેમાં શેનું દાન કરવું? કોનું પૂજન કરવું? આ વ્રત પ્રથમ કોણે કર્યું અને પૃથિવીમાં કોણે પ્રસિદ્ધ કર્યું?[૩૨] તે સર્વ મારી પાસે વિસ્તારથી કહો.

**कृष्ण उवाच– आसीत्पुरा कृतयुगे सुमंतुर्नाम वै द्विजः ॥ ३३ ॥ वसिष्ठगोत्रसंभूतेः सुरूपां स भृगोः सुताम् । दीक्षानाम्नीं चोपयेमे वेदोक्तविधिना नृप ॥ ३४ ॥ तस्याः कालेन संजाता दुहिताऽनंतलक्षणा । शीलानाम्नी सुशीला सा वर्धते पितृवेश्मनि ॥ ३५ ॥ माता च तस्याः कालेन ज्वरदाहेन पीडिता । विनष्टा सा नदीतीरे ययौ स्वर्गं पतिव्रता ॥ ३६ ॥ सुमंतुस्तु ततोऽन्यां वै धर्मपुंसः सुतां पुनः । उपयेमे विधानेन कर्कशां नाम नामतः ॥ ३७ ॥ दुःशीलां कर्कशां चंडीं नित्यं कलहकारिणीम् । सापि शीला पितुर्गेहे गृहार्चनपरा बभौ ॥ ३८ ॥ कुड्यस्तंभबहिर्द्वारदेहलीतोरणादिषु । वर्णकैश्चित्रमकरोन्नीलपीतसितासितैः ॥ ३९ ॥ स्वस्तिकैः शंखपद्मैश्च अर्चयंती पुनः पुनः । ततः काले बहुगते कौमारवशवर्तिनी ॥ ४० ॥ एवं सा वर्धते शीला पितृवेश्मनि मंगला । पित्रा दृष्टा तदा तेन स्त्रीचिह्ना यौवने स्थिता ॥ ४१ ॥ तां दृष्ट्वा चिंतयामास वराननुगुणान्भुवि । कस्मै देया मया कन्या विचार्येति सुदुःखितः ॥ ४२ ॥ एतस्मिन्नेव काले तु मुनिर्वेदविदां वरः । कन्यार्थी चागतः श्रीमान् कौण्डिन्यो मुनिसत्तमः ॥ ४३ ॥ उवाच रूपसंपन्नां त्वदीयां तनयां वृणे । पिता ददौ द्विजेन्द्राय कौंडिन्याय शुभे दिने ॥ ४४ ॥**

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર! પૂર્વે સત્યયુગમાં સુમંતુ નામનો એક બ્રાહ્મણ હતો.[૩૩] તે વસિષ્ઠગોત્રમાં ઉત્પન્ન થયેલા ભૃગુ નામના બ્રાહ્મણની સુંદર રૂપવાળી દીક્ષા નામની પુત્રીને, વેદવિધિથી પરણ્યો હતો.[૩૪] તેને શીલા નામની પુત્રી થઈ. તે ઘણી સુશીલા અને અનંત લક્ષણવાળી હતી. તે પિતાના ઘરમાં મોટી થવા લાગી.[૩૫] તેની માતા જ્વરના રોગથી નદીના કીનારા ઉપર મરણ પામી; અને પતિવ્રતા હતી તેથી સ્વર્ગમાં ગઇ. પછી સુમંતુ વિધિથી કર્કશા નામની બીજી સ્ત્રીને પરણ્યો. એ સ્ત્રી ધર્મપુરુષની પુત્રી હતી.[૩૬–૩૭] તે ઘણા ખરાબ સ્વભાવવાળી, કરડું ભાષણ કરનારી, ક્રોધાળ અને કજીયાખોર હતી. પેલી શીલા પોતાના પિતાના ઘરમાં ભાતભાતની શોભા કરતી હતી.[૩૮] ભીંત, સ્તંભ, ખડકી, ઉંબરા અને તોરણ વગેરેમાં કાળા, પીળા વગેરે વિવિધ રંગનાં ચિત્ર કરતી હતી.[૩૯] સ્વસ્તિક (સાથીઆ) શંખનાં અને પદ્મનાં ચિત્રો કરી ઘણી શોભા વધારતી હતી. ઘણાં વર્ષો ગયા પછી એ શીલાને જુવાનીનાં ચિન્હો સ્પષ્ટ જણાવા લાગ્યાં.[૪૦] તે જોઈ તેનો પિતા વિચારમાં પડ્યો કે, 'કયા કયા પુરુષો ગુણવાન્ છે! અને આ કન્યા કોને

આપવી.'૪૨-૪૨ તે વખતે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ કૌંડિન્ય નામના મુનિરાજ તે કન્યા વરવામાટે આવ્યા અને કહેવા લાગ્યા કે,૪૩ 'હે વિપ્ર! હું આ તારી સુંદર કન્યાને વરૂં છું માટે મને આપ.' આ પ્રકારની માગણીથી તે બ્રાહ્મણે પોતાની કન્યા, પરણવા યોગ્ય જાણી, કૌંડિન્ય ઋષિને શુભ દિવસે આપી.૪૪

गृह्योक्तविधिना पार्थ विवाहमकरोत्तदा । मंगलाचारनिर्घोषं तत्र कुर्वंति योषितः ॥ ४५ ॥ ब्राह्मणाः स्वस्तिवचनं जयघोषं च बंदिनः । निर्वर्त्यौद्वाहिकं सर्वं प्रोक्तवान् कर्कशां द्विजः ॥ ४६ ॥ सुमंतुरुवाच-किंचिद्दायादिकं देयं जामातुः पारितोषिकम् । तच्छ्रुत्वा कर्कशा क्रुद्धा प्रोत्सार्य गृहमंडनम् ॥ ४७ ॥ पेटके सुस्थिरं बद्ध्वा स्वगृहं गम्यतामिति । भोज्यावशिष्टचूर्णेन पाथेयं च चकार सा ॥४८॥ उवाच वित्तं नैवास्ति गृहे पश्य यदि स्थितम् । तच्छ्रुत्वा विमनाः पार्थ संयतात्मा मुनिस्तदा ॥४९॥ कौंडिन्योऽपि विवाहैनां पथि गच्छन् शनैः शनैः । शीलां सुशीलामादाय नवोढां गोरथेन हि ॥ ५० ॥ ददर्श यमुनां पुण्यां तामुत्तीर्य तटे रथम् । संस्थाप्यावश्यकं कर्तुं गतः शिष्यान्नियुज्य वै ॥ ५१ ॥ मध्याह्ने भोज्यवेलायां समुत्तीर्य सरित्तटे । ददर्श शीला सा स्त्रीणां समूहं रक्तवाससाम् ॥५२॥ चतुर्दश्यामर्चयंतं भक्त्या देवं जनार्दनम् । उपगम्य शनैः शीला पप्रच्छ स्त्रीकदंबकम् ॥ ५३ ॥ आर्याः किमेतन्मे ब्रूत किं नाम व्रतमीदृशम् । ता ऊचुर्योषितस्तां तु शीलां शीलविभूषणाम् ॥ ५४ ॥ अनंतव्रतमेतद्धि व्रतेऽनंतस्तु पूज्यते । साऽब्रवीदहमप्येतत्करिष्ये व्रतमुत्तमम् ॥ ५५ ॥ विधानं कीदृशं तत्र किं दानं कोऽत्र पूज्यते ।

અને ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિથી વિવાહ કર્યો. તે વખતે સ્ત્રીઓ મંગલગીત ગાતી હતી,૪૫ બ્રાહ્મણો સ્વસ્તિવાચન કરતા હતા અને ચારણ ભાટ વગેરે 'જય જય' એ પ્રકારના શબ્દો કરતા હતા. એવી રીતે વિવાહનું કાર્ય પૂર્ણ કરી, તે બ્રાહ્મણે પોતાની સ્ત્રી કર્કશાને કહ્યું કે, ૪૬ "હે પ્રિયે! આપણા જમાઇને કાંઇ પણ પહેરામણીમાં આપવું જોઇએ." એવાં પતિનાં વચન સાંભળી કોપાયમાન થયેલી કર્કશા, જે કાંઇ ઘરમાં સારી વસ્તુ હતી તે પેટીમાં બંધ કરી, પતિને કહેવા લાગી કે, 'ઘરમાં જઈ જુઓ, અને કાંઇ પડ્યું હોય તો તે આપો.' એમ કહી જમણવાર કરતાં બચેલો લોટ લઇ ભાતું કરવા લાગી.૪૭-૪૮ વળી 'ઘરમાં કાંઇ ધન નથી. હોય તો જોઇ લ્યો!' આ પ્રકારનાં સ્ત્રીનાં વચનો સાંભળી, તે બ્રાહ્મણ મનમાં દુઃખી થઇને ચુપ થઇ રહ્યો.૪૯ પછી કૌંડિન્ય ઋષિ પણ વિવાહ કરી સુશીલા શીલાને લઇ, બળદ જોડેલા રથમાં બેસી, ધીમે ધીમે યમુના પહોંચ્યા. ત્યાં તેનાં દર્શન કરી રથ ઉપરથી નીચે ઉતરી, રથને કીનારા ઉપર ઉભો રાખી તેના શિષ્યોને ભલામણ કરી, સ્નાન વગેરે નિત્ય કર્મ કરવા માટે પોતે યમુના ઉપર ગયા.૫૦-૫૧ તે પછી મધ્યાહ્ન વખતે ભોજનનો સમય થયો ત્યારે શીલાએ કિનારા ઉપર આવીને જોયું તો લાલ વસ્ત્રવાળી કેટલીક સ્ત્રીઓ તેના જોવામાં આવી.૫૨ જેઓ ચૌદશને દિવસે ભક્તિથી અનંત ભગવાનનું પૂજન કરતી હતી. તેમની પાસે જઇને એ શીલા ધીમેથી પૂછવા લાગી કે,૫૩ "હે સ્ત્રીઓ! આ શું છે? કોનું વ્રત છે? તે મને કહો." એવાં વચન સાંભળીને શીલાનો ઉત્તમ સ્વભાવ જોઇ તે સ્ત્રીઓ બોલી કે,૫૪ 'આ અનંતનું વ્રત છે, અને આ વ્રતમાં અનંત દેવનું પૂજન થાય છે.' ત્યારે શીલા બોલી કે 'આ ઉત્તમ વ્રત હું પણ કરીશ.૫૫ તેનો કેવો પ્રકાર છે? તેમાં શેનું દાન કરવું? અને કોનું પૂજન કરવું, તે કહો.'

स्त्रिय ऊचुः-शीले सदन्नप्रस्थस्य पुन्नाम्ना संस्कृतस्य च ॥ ५६ ॥ अर्धं विप्राय दातव्यमर्धमात्मनि भोजनम् । शक्त्या च दक्षिणां दद्याद्वित्तशाठ्यविवर्जितः ॥ ५७ ॥ कर्तव्यं च सरित्तीरे सदाऽनंतस्य पूजनम् । शेषं कुशमयं कृत्वा वंशपात्रे निधाय च ॥ ५८ ॥ स्नात्वाऽनंतं समभ्यर्च्य मंडले दीपगंधकैः । पुष्पैर्धूपैश्च नैवेद्यैर्नानापक्वान्नसंयुतैः ॥ ५९ ॥ तस्याग्रतो दृढं न्यस्य कुंकुमाक्तं सुदोरकम् । चतुर्दशग्रंथियुतं गंधाद्यैरर्चयेच्छुभैः ॥६० ॥ ततस्तु दक्षिणे पुंसां स्त्रीणां वामे करे न्यसेत् ॥ ६१ ॥ अनंतसंसारमहासमुद्रमग्नं समभ्युद्धर वासुदेव । अनंतरूपे विनियोजयस्व ह्यनंतसूत्राय नमो नमस्ते ॥ ६२ ॥ अनेन दोरकं बद्ध्वा कथां श्रुत्वा हरेरिमाम् । ध्यात्वा नारायणं देवमनंतं विश्वरूपिणम् ॥ ६३ ॥ भुक्त्वा चांते व्रजेद्वेश्म भद्रे प्रोक्तं व्रतं तव ।

*સ્ત્રીઓ કહે છે;-હે શીલે! શેર એક અનાજ જે પુરુષ† નામનું હોય, તેની રસોઇ કરી તેમાંથી અર્ધ બ્રાહ્મણને આપી, બાકીનું અર્ધ પોતે જમવું. લોભનો ત્યાગ કરીને બ્રાહ્મણને યથાશક્તિ દક્ષિણા આપવી.૫૬-૫૭ નદીનાં કીનારા ઉપર અનંતદેવનું પૂજન કરવું. સ્નાન કરી દર્ભના શેષનાગ કરી, વાંસના પાત્રમાં રાખી,૫૮ ચંદન,

* નદીના કીનારા ઉપર અનંતદેવનું પૂજન કરવું, ગોચર્મ જેટલી જમીન ઉપર લીંપી તેમાં સુંદર મંડળ કરવું. તેની વચમાં ધાતુના વા માટીના છિદ્ર રહિત ઘડાની સ્થાપના કરવી. તેની ઉપર સોનાનું, રૂપાનું, ત્રાંબાનું અથવા વાંસનું પાત્ર રાખવું, તેમાં અનંત ફલ આપનાર અનંતદેવનું પૂજન કરવું. પોતાને હાથે થાય તેવા લાંબા સૂતરના ચૌદ દોરા લઈ ડાબી તરફથી ચૌદ ગાંઠો બાંધવી. તેને કુંકુમથી રંગી ચંદન વગેરેથી પૂજા કરવી, પછી રાંધેલા પુરુષ નામનાં શેર અન્નમાંથી અર્ધું બ્રાહ્મણને આપી અર્ધું પોતે જમવું. પછી તે દોરો પુરુષોએ જમણે હાથે અને સ્ત્રીઓએ ડાબે હાથે બાંધવો. એ પ્રકારનો પાઠ કૌસ્તુભ નામના ગ્રંથમાં છે, તે ઉત્તમ છે.

†ઘઉં, ચોખા વગેરે જે અનાજ નરજાતિ હોય તે.

પુષ્પ, ધૂપ, દીપ વગેરેથી મંડલમાં તેની પૂજા કરવી. ભાત ભાતનાં નૈવેદ્ય કરવાં.[૫૯] કંકુમાં રંગેલો ચૌદ ગાંઠવાળો સુંદર મજબૂત દોરો અનંતદેવની પાસે રાખી તેની ચંદન વગેરેથી પૂજા કરવી.[૬૦] પછી તે દોરો પુરુષોએ જમણે હાથે અને સ્ત્રીઓએ ડાબે હાથે બાંધવો.[૬૧] તેનો મંત્રઃ– 'હે અનંત! હે વાસુદેવ! અનંત સૂત્રવાળા આપને નમસ્કાર કરું છું; માટે હું સંસારરૂપી મોટા સમુદ્રમાં ડૂબેલો છું, તેનો ઉદ્ધાર કરી અનંતરૂપમાં જોડી દ્યો.'[૬૨] એ મંત્ર ભણી દોરો બાંધી, હરિની આ કથા સાંભળી વિશ્વરૂપ અનંત નારાયણ દેવનું ધ્યાન કરી ભોજન કર્યાં પછી ઘેર જવું. હે કલ્યાણિ! આ વ્રત તને કહી સંભળાવ્યું.

कृष्ण उवाच– एवमाकर्ण्य राजेंद्र प्रहृष्टेनांतरात्मना ॥ ६४ ॥ साऽपि चक्रे व्रतं शीला करे बद्धा सुदोरकम् । पाथेयमर्धं विप्राय दत्त्वा भुक्त्वा स्वयं ततः ॥ ६५ ॥ पुनर्जगाम संहृष्टा गोरथेन स्वकं गृहम् । भर्त्रा सहैव, शनकैः प्रत्ययस्तत्क्षणादभूत् ॥ ६६ ॥ तेनानंतव्रतेनास्य बभौ गोधनसंकुलम् । गृहाश्रमं श्रिया जुष्टं धनधान्यसमन्वितम् ॥ ६७ ॥ आकुलं व्याकुलं रम्यं सर्वदाऽतिथिपूजनैः । सापि माणिक्यकांचीभिर्मुक्ताहारैर्विभूषिता ॥ ६८ ॥ देवांगनेव संपन्ना सावित्रीप्रतिमाऽभवत् । विचचार गृहे भर्तुः समीपे सुखरूपिणी । कदाचिदुपविष्टाया दृष्टो बद्धः सुदोरकः ॥ ६९ ॥ शीलाया हस्तमूले तु भर्त्रा तस्या द्विजन्मना । किमिदं दोरकं शीले मम वश्याय कल्पितम् ॥ ७० ॥ धृतं सुदोरकं त्वेतत्किमर्थं ब्रूहि तत्त्वतः ।

શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર! એવી રીતે વ્રત સાંભળી, શીલાએ પણ પ્રસન્ન મનથી એ વ્રત કર્યું. હાથે દોરો બાંધ્યો અને જે ભાતું હતું તેમાંથી અર્ધું બ્રાહ્મણને આપી બાકીનું પોતે ખાધું.[૬૩–૬૫] તે પછી પોતાના પતિની સાથે બળદ જોડેલા રથમાં બેસી હર્ષથી પોતાને ઘેર ગઇ. હવે પેલાં વ્રતનો પ્રભાવ તત્કાલ તેના જોવામાં આવ્યો.[૬૬] તેની ગાયોમાં કેટલોક વધારો થયો. ઘરમાં ધન ધાન્ય વગેરેની સમૃદ્ધિ થઇ,[૬૭] આવ્યા ગયેલા પરોણાઓના સત્કારથી તેનું ઘર ઘણું શોભવા લાગ્યું, મણિની કટિમેખલા અને મોતીઓના હારવડે શીલા પણ દેવાંગના સાવિત્રીના જેવી શોભવા લાગી અને એ શીલા ઘરમાં પતિની સમીપમાં સુખથી ફરતી હતી. એક દિવસે શીલા બેઠી હતી તે વખતે તેને હાથે બાંધેલો દોરો તેના પતિના જોવામાં આવ્યો. તે જોઇને તે બોલ્યો કે, હે શીલે! શું મને વશ કરવા માટે આ દોરો બાંધેલો છે?[૬૮–૭૦] તું ખરેખરું કહે કે, આ દોરો શા માટે બાંધ્યો છે?

शीलोवाच– यस्य प्रसादात्सकला धनधान्यादिसंपदः ॥ ७१ ॥ लभ्यंते मानवैश्चापि सोऽनंतोऽयं मया धृतः । शीलायास्तद्वचः श्रुत्वा भर्त्रा तेन द्विजन्मना ॥ ७२ ॥ श्रीमदांधेन कौरव्य साक्षेपं त्रोटितस्तदा । कोऽनंत इति मूढेन जल्पता पापकारिणा ॥ ७३ ॥ क्षिप्तो ज्वालाकुले वह्नौ हाहा कृत्वा प्रधावती । शीला गृहीत्वा तत्सूत्रं क्षीरमध्ये समाक्षिपत् ॥ ७४ ॥ तेन कर्मविपाकेन सा श्रीस्तस्य क्षयं गता । गोधनं तस्करैर्नीतं गृहं दग्धं धनं गतम् ॥ ७५ ॥ यद्यथैवागतं गेहे तत्तथैव पुनर्गतम् । स्वजनैः कलहो नित्यं बंधुभिस्ताडनं तथा ॥ ७६ ॥ अनंताक्षेपदोषेण दारिद्र्यं पतितं गृहे । न कश्चिद्वदते लोकस्तेन सार्धं युधिष्ठिर ॥७७॥ शरीरेणातिसंतप्तो मनसाऽप्यतिदुःखितः । निर्वेदं परमं प्राप्तः कौंडिन्यः प्राह तां प्रियाम् ॥ ७८ ॥

શીલા કહે છે–જેની કૃપાથી મનુષ્યોને ધન ધાન્ય વગેરે સઘળી સમૃદ્ધિ મળે છે તે અનંત મેં ધારણ કરેલો છે એટલે તેનો આ દોરો બાંધ્યો છે. એવાં શીલાનાં વચનો સાંભળી તેનો પતિ જે લક્ષ્મીના મદથી આંધળા જેવો બનેલો હતો અને મહાપાપી હતો તેણે, 'અરે અનંત તે વળી કોણ?' એમ કહી મૂઢતાથી તે દોરો તોડી બળતા અગ્નિમાં નાખી દીધો. પણ 'હાહાકાર કરતી શીલાએ દોડીને તે દોરો લઇ લીધો, ને તેને દૂધમાં નાખ્યો;[૭૧–૭૪] હવે દોરાને અગ્નિમાં નાખ્યો તેના પાપથી તેની લક્ષ્મી નષ્ટ થઇ, ગાયો ચોરો લઇ ગયા, ઘર બળી ગયું અને ધન પણ નાશ પામ્યું.[૭૫] જેમ આવ્યું હતું તેમ સઘળું પાછું ચાલ્યું ગયું. પોતાના ભાઇઓમાં પરસ્પર કલેશ થવા લાગ્યો અને મારામારી થવા લાગી.[૭૬] અનંત દેવના તિરસ્કારથી એવી રીતનું દરિદ્રપણું આવી ગયું. તેથી તેની સાથે માણસોએ બોલવું પણ બંધ કર્યું.[૭૭] કૌંડિન્યને શરીરની અંદર અને બહાર પીડા થવા લાગી તેથી તે ગભરાઇને પોતાની પ્રિય શીલાને કહેવા લાગ્યો.[૭૮]

कौंडिन्य उवाच–शीले ममेदमुत्पन्नं सहसा शोककारणम् । येनातिदुःखमस्माकं जातः सर्वधनक्षयः ॥ ७९ ॥ स्वजनैः कलहो गेहे न कश्चिन्मां प्रभाषते । शरीरे नित्यं संतापः खेदश्चेतसि दारुणः ॥ ८० ॥ जानासि दुर्नयः कोऽत्र किं कृत्वा सुकृतं भवेत् । प्रत्युवाचाथ तं शीला सुशीला शीलमंडना ॥ ८१ ॥

કૌંડિન્ય કહે છે–હે શીલે! આપણને અકસ્માત્ શોક ઉત્પન્ન કરનાર દુઃખ આવી પડ્યું, ધનનો ક્ષય થયો, ઘરના સઘળા માણસોની સાથે કલેશ થયો, જેથી કોઈ મારી સાથે બોલતું નથી, મારૂં શરીર સદા બળ્યા કરે છે, મનમાં મોટો ખેદ રહે છે.[૭૯–૮૦] માટે હે પ્રિયે! તારા જાણવામાં છે કે મારાથી શું પાપ થયું! અને હવે કયો, ઉપાય લેવાથી સુખ થાય? એવાં તેનાં વચન સાંભળીને સારા સ્વભાવવાળી શીલા કહેવા લાગી.[૮૧]

प्रायोऽनंतकृताक्षेपपापसंभवजं फलम् । भविष्यति महाभाग तदर्थं यत्नमाचर ॥ ८२ ॥ एवमुक्तः स विप्रर्षिर्जगाम मनसा हरिम् । निर्वेदान्निर्जगामाथ कौंडिन्यः

प्रयतो वनम् ॥ ८३ ॥ ॥ तपसे कृतसंकल्पो वायुभक्षो द्विजोत्तमः। मनसा ध्याय चानंतं क्व द्रक्ष्यामि च तं विभुम् ॥ ८४ ॥ यस्य प्रसादात्संजातमाक्षेपान्निधनं गतम्। धनादिकं ममातीव सुखदुःखप्रदायकम् ॥ ८५ ॥ एवं संचिंतयन्सोऽथ बभ्राम गहने वने। तत्रापश्यन्महाचूतं पुष्पितं फलितं द्रुमम् ॥ ८६ ॥ वर्जितं पक्षिसंघातैः कीटकोटिसमावृतम्। तमपृच्छाद्द्विजोऽनंतः क्वचिद्दृष्टो महातरो ॥ ८७ ॥ ब्रूहि सौम्य ममातीव दुःखं चेतसि वर्तते। सोऽब्रवीद्द्रुम नानंतः क्वचिद्दृष्टो मया द्विज ॥ ८८ ॥ एवं निराकृतस्तेन स जगामाथ दुःखितः। क्व द्रक्ष्यामीति गच्छन्स गामपश्यत्सवत्सकाम् ॥ ८९ ॥ वनमध्ये प्रधावंतीमितश्चेतश्च पांडव। सोऽब्रवीद्धेनुके ब्रूहि यद्यनंतस्त्वयेक्षितः ॥ ९० ॥

શીલા કહે છે—હે મહાભાગ! હું ધારું છું કે, ઘણું કરી અનંત દેવના તિરસ્કારથી આ દુઃખ આવી પડ્યું હોય! માટે તેને પ્રસન્ન કરવા યત્ન કરો.[૮૨] એવાં વચન સાંભળીને કૌંડિન્ય મુનિ, મનથી હરિને શરણે ગયા અને દુઃખથી તપ કરવાનો નિશ્ચય કરીને વનમાં નીકળી ગયા.[૮૩] તેણે ખાવું પીવું છોડી દીધું. જેની કૃપાથી મને ધન, ધાન્ય વગેરેની મોટી સમૃદ્ધિ મળી અને સુખ થયું, તેમ જ જેના કોપથી, મળેલું સર્વસ્વ નષ્ટ થયું ને દુઃખ આવી પડ્યું, તે પરમાત્મા અનંત ભગવાનનાં કઇ જગોએ દર્શન થશે, એવી ચિંતા કરતા કરતા એ કૌંડિન્ય મુનિ ઘોર વનમાં ભમવા લાગ્યા; તેટલામાં પુષ્પવાળો અને ફ્લવાળો એક મોટો આંબો તેના જોવામાં આવ્યો.[૮૪–૮૬] તેમાં કોઇ પણ પક્ષી હતું નહિ, પણ કરોડો કીડા જોવામાં આવતા હતા. તેને કૌંડિન્ય મહારાજ પૂછવા લાગ્યા કે, હે મોટાં વૃક્ષ! કયાંય અનંત ભગવાન્ જોવામાં આવ્યા?[૮૭] હે સૌમ્ય! જો જોવામાં આવ્યા હોય તો કહે; કારણ કે મારા મનમાં અતિ દુઃખ થાય છે. ત્યારે આંબો બોલ્યો કે, હે મહારાજ! કયાંય પણ અનંત ભગવાન્ મારા જોવામાં આવ્યા નથી.[૮૮] એવાં વચન સાંભળી દુઃખી થયેલા કૌંડિન્ય મુનિ, 'અનંત દેવને કયાં જોઇશ!' એમ દુઃખ કરતા કરતા આગળ ચાલ્યા. તેટલામાં આમ તેમ દોડતી વાછડાંવાળી ગાય જોવામાં આવી. તેને કૌંડિન્યે પૂછ્યું કે, હે ધેનુકે! જો અનંત દેવ તારા જોવામાં આવ્યા હોય તો કહે.[૮૯–૯૦]

गौरुवाचाथ कौंडिन्यं नानंतं वेद्म्यहं द्विज। ततो व्रजन्ददर्शाग्रे वृषभं शाद्वले स्थितम् ॥ ९१ ॥ दृष्ट्वा पप्रच्छ गोस्वामिन्ननंतो वीक्षितस्त्वया। वृषभस्तमुवाचेदं नानंतो वीक्षितो मया ॥ ९२ ॥ ततो व्रजन्ददर्शाग्रे रम्यं पुष्करिणीद्वयम्। अन्योन्यजलकल्लोलैर्वीचिपर्यंतसंगतम् ॥९३॥ छन्नं कमलकल्हारैः कुमुदोत्पलमंडितम्। सेवितं भ्रमरैर्हंसैश्चक्रैः कारंडवैर्बकैः ॥ ९४ ॥ ते अपृच्छद्द्विजोऽनंतो युवाभ्यामुपलक्षितः। ऊचतुस्ते पुष्करिण्यौ नानंतो वीक्षितो द्विज ॥ ९५ ॥ ततो व्रजन्ददर्शाग्रे गर्दभं कुंजरं तथा। तावप्युक्तौ द्विजेनेत्थं नेति ताभ्यां निवेदितम् ॥ ९६ ॥ एवं स पृच्छन्नष्टाशस्तत्रैव निषसाद ह। कौंडिन्यो विह्वलीभूतो निराशो जीविते नृप ॥ ९७ ॥ दीर्घमुष्णं च निःश्वस्य पपात भुवि भारत। प्राप्य संज्ञामनंतेति जल्पन्नुत्थाय स द्विजः ॥ ९८ ॥ नूनं त्यक्ष्याम्यहं प्राणानिति संकल्प्य चेतसि। यावदुद्बंधनं वृक्षे चक्रे तावद्युधिष्ठिर ॥ ९९ ॥ कृपयाऽनंतदेवोऽस्य प्रत्यक्षं समजायत। वृद्धब्राह्मणरूपेण इत एहीत्युवाच तम् ॥ १०० ॥

ત્યારે ગાય બોલી કે, હે કૌંડિન્ય! હું તો અનંત દેવને જાણતી પણ નથી. ત્યાર પછી તે આગળ ચાલ્યા ત્યારે લીલાં ઘાસની વચમાં ઉભેલો બળદ તેના જોવામાં આવ્યો.[૯૧] તેને પૂછ્યું કે, હે ગોસ્વામિન્! અનંત દેવ તારા જોવામાં આવ્યા છે! ત્યારે અનંત દેવ મારા જોવામાં નથી આવ્યા, એમ બળદ બોલ્યો.[૯૨] પછી મુનિ આગળ ચાલ્યા તો બે તળાવો જોવામાં આવ્યાં, જેઓ જળની લહેર ચાલવાથી પરસ્પર મળી ગયાં હતાં.[૯૩] સૂર્યવિકાશી કમળોથી, લાલ કમળોથી અને ચંદ્રવિકાશી કમળોથી એ બન્ને તળાવો શોભતાં હતાં. તેમાં ભમરા, હંસ, ચક્રવાક, કારંડવ અને બગલાઓ રહેતા હતા.[૯૪] તેઓને મુનિએ પૂછ્યું કે, અનંત ભગવાન્ તમારા જોવામાં આવ્યા છે? ત્યારે તેઓએ કહ્યું કે, હે મહારાજ! અનંત ભગવાન્ અમારા જોવામાં આવ્યા નથી![૯૫] એમ ના કહી ત્યારે મહારાજ આગળ ચાલ્યા તો ગધેડો તથા હાથી જોવામાં આવ્યા. તેઓને પણ મુનિએ અનંત દેવના સમાચાર પૂછ્યા, ત્યારે તેઓએ પણ ના કહી.[૯૬] એવી રીતે પૂછતાં પણ પત્તો ન લાગ્યો ત્યારે કૌંડિન્ય મુનિ નિરાશ થઇ ત્યાં જ બેસી ગયા. એ મુનિ જીવવામાં પણ નિરાશ થવાથી મોટા મોટા ગરમ શ્વાસ મૂકવા લાગ્યા અને વ્યાકુળ થઈ પૃથિવી ઉપર પડી ગયા. તે પછી સાવધાન થઈ, હે અનંત! એમ બોલતા બોલતા ઉઠ્યા અને 'હું અવશ્ય પ્રાણનો ત્યાગ કરીશ' એવો મનમાં નિશ્ચય કરી વૃક્ષ ઉપર દોરી બાંધીને ફાંસો ખાવાની તૈયારી કરે છે તેટલામાં તો, (પ્રભુ) કૃપાથી વૃદ્ધ બ્રાહ્મણને રૂપે સાક્ષાત્ અનંત દેવે તેને દર્શન દીધાં, અને 'આંહી આવ' એમ મુનિને કહ્યું.[૯૭–૧૦૦]

प्रगृह्य दक्षिणे पाणौ गुहायां प्रविवेश तम्। स्वां पुरीं दर्शयामास दिव्यनारीनरैर्युताम् ॥ १ ॥ तस्यां निविष्टमात्मानं दिव्यसिंहासने शुभे। पार्श्वस्थशंखचक्राब्जगदागरुडशोभितम् ॥२॥ दर्शयामास विप्राय विश्वरूपमनंतकम्। विभूतिभेदैश्चानंतै राजंतममितौजसम् ॥ ३ ॥ कौस्तुभेन विराजंतं वनमालाविभूषितम्। तं दृष्ट्वा देवदेवेशमनंतमपराजितम् ॥ ४ ॥ वंदमानो जगादोच्चैर्जयशब्दपुरःसरम्।

पापोऽहं पापकर्माहं पापात्मा पापसंभवः ॥ ५ ॥ त्राहि मां पुंडरीकाक्ष सर्वपापहरो भव । अद्य मे सफलं जन्म जीवितं च सुजीवितम् ॥ ६ ॥ यत्त्वांघ्र्यब्जयुगले मन्मूर्धा भ्रमरायते । तच्छ्रुत्वाऽनंतदेवेशः प्राह सुस्निग्धया गिरा ॥ ७ ॥ माभैस्त्वं ब्रूहि विप्रेंद्र यत्ते मनसि वर्तते ॥

પછી જમણો હાથ પકડી મુનિને ગુફામાં લઈ ગયા. ત્યાં દિવ્ય સ્ત્રીઓ તથા પુરુષોવાળી પોતાની પુરી બતાવી.[१] તે પુરીમાં સુંદર સિંહાસન ઉપર] બેસી જેના પડખામાં શંખ, ચક્ર, ગદા, પદ્મ, અને ગરુડ ઉભા હતા, જે અનંત વિભૂતિથી શોભતું હતું, અમિત બળવાળું હતું, કૌસ્તુભથી અને વનમાલાથી શોભતું હતું એવું અલૌકિક પોતાનું વિશ્વસ્વરૂપ બતાવ્યું. દેવના પણ દેવ અને અપરાજિત એવા અનંત દેવનું અલૌકિક સ્વરૂપ જોઇ,[૨-૪] કૌંડિન્ય મુનિ હાથ જોડી 'જય જય' એવા શબ્દ બોલી કહેવા લાગ્યા કે, હું પાપી છું, પાપ કર્મ કરનાર છું, પાપરૂપ છું, પાપથી ઉત્પન્ન થયો છું,[५] માટે હે કમલ જેવાં નેત્રવાળા! મારું રક્ષણ કરો અને સર્વે પાપોને હણો. હે ભગવન્! આજ મારો જન્મ સફળ થયો, મારું જીવવું સાર્થક થયું,[૬] કારણ કે આપનાં ચરણકમલમાં મારું મસ્તક ભ્રમરની પેઠે ફરે છે.[૭] એવાં વચન સાંભળી અનંત દેવ સુંદર વાણીથી બોલ્યા કે, હે વિપ્રેન્દ્ર! તું ડરીશ નહિ, જે તારા મનમાં હોય તે કહે.

कौंडिन्य उवाच— मया भूत्यवलिप्तेन त्रोटितोऽनन्तदोरकः ॥ ८ ॥ तेन पापविपाकेन भूतिर्मे प्रलयं गता। स्वजनैः कलहो गेहे न कश्चिन्मां प्रभाषते ॥ ९ ॥ निर्वेदाद्भ्रमितोऽरण्ये तव दर्शनकांक्षया । कृपया देवदेवेश त्वयात्मा सम्प्रदर्शितः ॥ ११० ॥ तस्य पापस्य मे शांतिं कारुण्याद्वक्तुमर्हसि । श्रीकृष्ण उवाच— तच्छ्रुत्वाऽनन्तदेवेश उवाच द्विजसत्तमम् ॥ ११ ॥ भक्त्या सन्तोषितो देवः किं न दद्यायुधिष्ठिर ।

કૌંડિન્ય કહે છે—હે ભગવન્! મેં ઐશ્વર્યના મદથી અનંતનો દોરો તોડી નાખ્યો. તે પાપકર્મથી મારી સઘળી સમૃદ્ધિ નષ્ટ થઈ. ઘરનાં સર્વ માણસો સાથે કલેશ થયો છે અને મારી સાથે કોઈ બોલતું પણ નથી.[૮-૯] તેથી દુ:ખી થઇને આપનાં દર્શનની ઇચ્છાથી હું વનમાં આવ્યો છું. હે દેવના દેવ! હે ઈશ! હમણાં તો આપે કૃપા કરીને દર્શન દીધાં.[११०] હવે કૃપા કરીને તે પાપની શાંતિ થાય તેવો ઉપાય કહો. શ્રીકૃષ્ણ કહે છે—હે યુધિષ્ઠિર! એવાં વચન સાંભળી, અનંત દેવ તેને કહેવા લાગ્યા.[११] જો ભગવાનને ભક્તિથી પ્રસન્ન કર્યા હોય તો તે શું ન આપે!! અર્થાત્ સર્વ આપે.

अनंत उवाच— स्वगृहे गच्छ कौंडिन्य मा विलंबं कुरु द्विज ॥ १२ ॥ चरानंतव्रतं भक्त्या नव वर्षाणि पंच च । सर्वपापविशुद्धात्मा प्राप्स्यसे सिद्धिमुत्तमाम् ॥ १३ ॥ पुत्रपौत्रान्समुत्पाद्य भुक्त्वा भोगान्यथेप्सितान् । अंते मत्स्मरणं प्राप्य मामुपैष्यस्यसंशयम् ॥ १४ ॥ अन्यं च ते वरं ददामि सर्वलोकोपकारकम् । इदमाख्यानकवरं शीलानंतव्रतादिकम् ॥ १५ ॥ करिष्यति नरो यस्तु कुर्वन्व्रतमिदं शुभम् । सोऽचिरात्पापनिर्मुक्तः प्राप्नोति परमां गतिम् ॥१६॥ गच्छ विप्र गृहं शीघ्रं यथा येनागतो असि ।

અનંત દેવ કહે છે—હે કૌંડિન્ય! હે દ્વિજ! તું વિલંબ નહિ કરતાં જલદીથી તારે ઘેર જા.[१२] ત્યાં જઇ ચૌદ વર્ષો સુધી ભક્તિથી અનંતનું વ્રત કરજે. તેથી તારાં સર્વ પાપો દૂર થશે ને તું શુદ્ધ થઇશ. તને ઉત્તમ સિદ્ધિ મળશે.[१३] પુત્ર પૌત્રની વૃદ્ધિ થશે, અને આ લોકમાં યથેચ્છ ભોગ ભોગવી અંતે મારું સ્મરણ કરીને તું મને જ પ્રાપ્ત થઇશ, એમાં સંશય નથી.[१४] સર્વ લોકોપર ઉપકાર થાય તેવો બીજો પણ વર તને આપું છું, કે જેમાં શીલાએ કરેલા અનંત વ્રતની કથા છે. એવો આ ઇતિહાસ જે માણસ સાંભળશે અને શુભ અનંત વ્રત કરશે, તે થોડા જ વખતમાં સઘળાં પાપોથી મુક્ત થઇ, પરમ ગતિને પામશે.[१५-१६] હવે હે મહારાજ! જે માર્ગે આવ્યા છો, તે જ માર્ગથી પાછા ઘેર જાઓ.

कौंडिन्य उवाच— स्वामिन्पृच्छामि ते ब्रूहि किंचित्कौतूहलं मया ॥ १७ ॥ अरण्ये भ्रमता दृष्टं तद्वदस्व जगद्गुरो । यश्चूतवृक्षः कस्तत्र का गौः को वृषभस्तथा ॥१८॥ कमलोत्पलकल्हारैः शोभितं सुमनोहरम् । मया दृष्टं महारण्ये किं तत्पुष्करिणीद्वयम् ॥ १९ ॥ कः खरः कुञ्जरः कोऽसौ कोऽसौ वृद्धो द्विजोत्तमः ।

કૌંડિન્ય કહે છે—હે સ્વામિન્! મને આશ્ચર્ય થયું છે માટે આપને પૂછું છું તેનો ઉત્તર આપો. હે જગદ્‌ગુરો! હું વનમાં ફરતો હતો, તેમાં આંબો જેવામાં આવ્યો, તે કોણ હતો? ગાય જેવામાં આવી તે કોણ હતી? બળદ કોણ હતો? સૂર્યવિકાશી કમળોથી, લાલ કમળોથી અને ચંદ્રવિકાશી કમળોથી શોભતાં મનોહર બે તળાવો જેવામાં આવ્યાં તે કોણ હતાં?[१७-१९] ગધેડો જેવામાં આવ્યો તે કોણ હતો, હાથી જેવામાં આવ્યો તે કોણ હતો અને વૃદ્ધ બ્રાહ્મણ કોણ હતો તે કહો.

अनंत उवाच—स चूतवृक्षो विप्रोऽसौ विद्यावेदविशारदः ॥ १२० ॥ विद्या न दत्ता शिष्येभ्यस्तेनासौ तरुतां गतः । या गौर्वसुंधरा दृष्टा पूर्वं सा बीजहारिणी ॥ २१ ॥ वृषो धर्मस्त्वया दृष्टः शाद्वले यः समास्थितः । धर्माधर्मव्यवस्थानं तच्च पुष्करिणीद्वयम् ॥ २२ ॥ ब्राह्मण्यौ केचिदप्यास्तां भगिन्यौ ते परस्परम् । धर्माधर्मादि यत्किंचित्ते निवेदयतो मिथः ॥ २३ ॥ विप्राय न क्वचिद्दत्तमतिथौ दुर्बलेऽपि वा । भिक्षा दत्ता न चार्थिभ्यस्तेन पापेन कर्मणा ॥ २४ ॥ वीचिकल्लोलमालाभिर्गच्छतस्ते परस्परम् । खरः क्रोधस्त्वया दृष्टः कुंजरो मद उच्यते ॥ २५ ॥ ब्राह्मणोऽसा-

वनंतोऽहं गुहा संसारगह्वरम्। इत्युक्त्वा देवदेवेशस्तत्रैवांतरधीयत ॥२६॥ स्वप्नप्रायं तु तद्दृष्ट्वा ततः स्वगृहमागतः। कृत्वाऽनंतव्रतं सम्यक् नववर्षाणि पंच च ॥ २७ ॥ भुक्त्वा सर्वमनंतेन यथोक्तं पांडुनंदन। अंते च स्मरणं प्राप्य गतोऽनंतपुरे द्विजः ॥ २८ ॥ तथा त्वमपि राजर्षे कथां शृण्वन् व्रतं कुरु। प्राप्स्यसे चिंतितं सर्वमनंतस्य वचो यथा ॥ २९ ॥ यद्वै चतुर्दशे वर्षे फलं प्राप्तं द्विजन्मना। वर्षैकेन तदाप्नोति कृत्वा साख्यानकं व्रतम् ॥ १३० ॥ एतत्ते कथितं भूप व्रतानामुत्तमं व्रतम्। यत्कृत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः ॥ ३१ ॥ येऽपि शृण्वंति सततं पठ्यमानं पठंति ये। तेऽपि पापविनिर्मुक्ताः प्राप्स्यंति च हरेः पदम् ॥ ३२ ॥ संसारगह्वरगुहासु सुखं विहर्तुं वांछंति ये कुरुकुलोद्भव शुद्धसत्त्वाः। संपूज्य च त्रिभुवनेशमनंतदेवं बध्नंति दक्षिणकरे वरदोरकं ते ॥ ३३ ॥ इति अनंतचतुर्दशीव्रतकथा समाप्ता।

અનંત દેવ કહે છે-જે આંબો જોવામાં આવ્યો તે પૂર્વ જન્મમાં બ્રાહ્મણ હતો. તે વેદમાં તથા શાસ્ત્રોમાં પ્રવીણ હતો,[120] તથાપિ તેણે કોઇ શિષ્યને વિદ્યા આપી ન હતી, તેથી તે આ જન્મમાં વૃક્ષ થયેલો છે. જે ગાય જોવામાં આવી તે પૂર્વે પૃથિવી હતી, તે સર્વ બીજને હરી ગઇ હતી.[21] જે ઘાસમાં ઉભેલો બળદ જોવામાં આવ્યો તે ધર્મ હતો. જે બે તળાવો જોવામાં આવ્યાં તે ધર્મની અને અધર્મની વ્યવસ્થા હતી.[22] પૂર્વે એ બન્ને બ્રાહ્મણીઓ સગી બહેનો હતી. એ બન્ને પરસ્પર ધર્મની તથા અધર્મની વાતો કરતાં હતાં.[23] એ બ્રાહ્મણીઓએ બ્રાહ્મણને, અતિથિને કે ગરીબ ગરબાંને કિંચિન્માત્ર પણ આપ્યું ન હતું, તેમ કોઇ માગનારાને ભિક્ષા પણ આપી ન હતી તેથી તે બન્ને તળાવો થઇ છે અને જલની લહેરીથી પરસ્પર મળે છે. જે ગધેડો જોવામાં આવ્યો તે ક્રોધ હતો, જે હાથી જોવામાં આવ્યો તે મદ હતો,[24-25] અને જે બુઢ્ઢો બ્રાહ્મણ જોવામાં આવ્યો તે હું પોતે હતો, તથા જે ગુફા જોવામાં આવી તે સંસાર હતો. એટલું કહી અનંતદેવ ત્યાં જ અદૃશ્ય થઇ ગયા.[26] પછી સ્વપ્નના જેવું સર્વ જોઇ, કૌંડિન્ય મુનિ પોતાને ઘેર આવ્યા. ત્યારપછી ચૌદ વર્ષો સુધી અનંતવ્રત કરી અનંત દેવના કહેવા પ્રમાણે, સર્વ ભોગ ભોગવી, એ કૌંડિન્ય મુનિ અંતે અનંત દેવનું સ્મરણ કરી, તેના લોકને પ્રાપ્ત થયા.[27-28] હે યુધિષ્ઠિર! તમે પણ કથા સાંભળી વ્રત કરવાથી અનંત દેવના કહેવા પ્રમાણે ધારેલાં સર્વ ફળોને પ્રાપ્ત થશો.[29] ચૌદ વર્ષો સુધી વ્રત કરવાથી કૌંડિન્ય મુનિને જે ફળ થયું હતું તેટલું ફળ કથા સાંભળી વ્રત કરવાથી થાય છે.[130] હે યુધિષ્ઠિર! સર્વ વ્રતોમાં ઉત્તમ વ્રત મેં તમને કહી સંભળાવ્યું, જે કરવાથી સર્વ પાપો છૂટી જાય છે, એમાં સંશય નથી.[31] જે માણસો આ કથાનો પાઠ કરે છે, અને સાંભળે છે, તેઓ સર્વ પાપોથી મુક્ત થઇ વૈકુંઠને પામે છે.[32] હે યુધિષ્ઠિર! જે માણસોને સંસારરૂપી ઘોર ગુફામાં પણ સુખથી વિહાર કરવાની ઇચ્છા હોય, તેઓએ ત્રણે જગતના ઇશ્વર અનંત દેવનું પૂજન કરી, તેનો દોરો જમણે હાથે બાંધવો.[133] આ પ્રમાણે અનંતચતુર્દશીનું વ્રત તથા કથા કહેલી છે.

## અનંતવ્રતનું ઉદ્યાપન

अथानंतव्रतोद्यापनम् ॥ युधिष्ठिर उवाच– त्वत्प्रसादाच्छ्रुतं कृष्ण मयाऽनंतव्रतं शुभम्। इदानीं ब्रूहि मेऽनंत व्रतोद्यापनमुत्तमम् ॥ १ ॥ कृष्ण उवाच– शृणु पांडव वक्ष्यामि व्रतोद्यापनमुत्तमम्। कृतेन येन सफलं व्रतं भवति निश्चितम् ॥ २ ॥ आदौ मध्ये तथा चांते व्रतस्योद्यापनं चरेत्। यदा वित्तस्य चित्तस्य संपत्तिः शुभकालता ॥ ३ ॥ तदा चोद्यापनं कुर्याच्छुभलग्ने शुभे दिने। चतुर्दशे तु वर्षे च मुख्यमुद्यापनं मतम् ॥ ४ ॥ कायशुद्धिं त्रयोदश्यामेकभुक्तादिनाचरेत्। ततः प्रातश्चतुर्दश्यां स्नात्वा देशे शुचौ शुचिः ॥ ५ ॥ संकल्पयेदुपवासं देशकालावनुस्मरन्। ततो नद्यां तडागे वा गत्वा सर्वौषधैस्तथा ॥ ६ ॥ तिलकल्केनामलकैः स्नायान्मार्जनपूर्वकम्। तीरे मंडपिकां कृत्वा गृहे वापि सुशोभनाम् ॥ ७ ॥ तन्मध्ये ह्युपविश्याथ देशकालौ स्मरेत्ततः। गणेशं पूजयित्वाऽथ पुण्याहं वाचयेद्द्विजैः ॥ ८ ॥ आचार्यं च सपत्नीकं वरयेद्वेदपारगम्। ब्रह्माणं च सदस्यं च ऋत्विजश्च चतुर्दश ॥ ९ ॥ सर्वान्वस्त्रैरलंकारैर्जलपात्रादिनाऽर्चयेत्। विरच्य सर्वतोभद्रं मंडपांतस्तु मध्यगम् ॥ १० ॥ ब्रह्मादिदेवतास्तस्मिन्नावाह्यापि च पूजयेत्। तन्मध्ये पंकजे धान्यं यथाशक्ति क्षिपेत्ततः ॥ ११ ॥ सौवर्णं राजतं वापि ताम्रजं वापि मृन्मयम्। तस्योपरि न्यसेत्कुंभमव्रणं सुनवं दृढम् ॥ १२ ॥ तस्मिन् जलं गंधपुष्पफलपल्लवमृत्तिकाः। क्षिप्त्वा रत्नं हिरण्यं च वस्त्रयुग्मेन वेष्टयेत् ॥ १३ सौवर्णं राजतं ताम्रं मृन्मयं वंशजं तथा। पात्रं तदुपरि न्यस्य पट्टकूलादिकं शुभम् ॥ १४ ॥ प्रसार्य तदुपर्यष्टदलं सुचंदनेन च। पद्मं विरच्य तन्मध्येऽनंतमूर्तिं विधाय च ॥ १५ ॥ पलेन वा तदर्धेन माषकेणापि वा कृताम्। सौवर्णीं रमया युक्तां शंखचक्रगदाब्जकाम् ॥ १६ ॥ आवाहनाद्युपचारैः पूजयेत्सुसमाहितः। पंचामृतेन स्नपयेत्ततश्च वसनद्वयम् ॥ १७ ॥ पट्टकूलादिकं पीतमर्पयित्वाऽर्चयेद्व्रती। गंधपुष्पैर्धूपदीपैर्नैवेद्यैश्च फलादिभिः। पुष्पैः संपूजयेदंगान्यनंतस्य च नामभिः ॥ १८ ॥

યુધિષ્ઠિર પૂછે છે-હે શ્રીકૃષ્ણ! આપની કૃપાથી મેં શુભ અનંત વ્રત સાંભળ્યું. હવે મને તેનું ઉત્તમ ઉદ્યાપન કહો.[1] શ્રીકૃષ્ણ કહે છે-હે પાંડવ! અનંતવ્રતનું ઉત્તમ ઉદ્યાપન હું કહું છું તે સાંભળો. જે કરવાથી વ્રત અવશ્ય સફળ થાય છે.[2] વ્રતના આદિમાં, મધ્યમાં

અને અંતમાં ઉદ્યાપન કરવું.[3] જ્યારે ચિત્તની તથા મનની સ્થિતિ સારી હોય ત્યારે શુભ લગ્નમાં અને શુભ દિવસે ઉદ્યાપન કરવું. ત્રયોદશીને દિવસે એક વખત ભોજન વગેરેથી શરીરશુદ્ધિ કરવી.[4] ચૌદશને દિવસે પ્રાતઃકાળમાં પવિત્ર સ્થળમાં સ્નાન કરી, પવિત્ર થઈ દેશનું અને કાળનું ઉચ્ચારણ કરી, ઉપવાસનો સંકલ્પ કરવો.[5] પછી નદીઉપર વા તળાવઉપર જઈ ત્યાં માર્જન કરી સર્વૌષધિવડે, તિલકલ્કવડે તથા આમળાવડે સ્નાન કરવું.[6] પછી કિનારા ઉપર વા ઘેર નાનો સરખો સુંદર માંડવો કરી તેની વચમાં બેસી દેશનું અને કાળનું સ્મરણ કરી; ગણેશનું પૂજન કરવું.[7–8] બ્રાહ્મણો પાસે પુણ્યાહવાચન કરાવવું. પૂર્ણ વેદને જાણનાર આચાર્યને તથા તેની પત્નીને વરાવવાં.[9] બ્રહ્માને, સભ્યને તથા ચૌદ ઋત્વિજોને વરાવવા. સધળાની જળપાત્રવડે, વસ્ત્રવડે અને અલંકારવડે પૂજા કરવી. મંડપની વચમાં સર્વતોભદ્રમંડલ કરાવવું[10] તેમાં બ્રહ્મા વગેરે દેવોનું આવાહન કરી પૂજન કરવું. મંડલની વચમાં કમલમાં યથાશક્તિ ધાન્ય રાખવું.[11] તેની ઉપર સોનાના, રૂપાના, ત્રાંબાના વા માટીના છિદ્રરહિત નવા મજબૂત ધડાની સ્થાપના કરવી.[12] તેમાં જળ, ચંદન, પુષ્પ, ફળ, પલ્લવ, માટી, રત્ન અને સોનું નાંખવું. તે ધડાને બે કપડાં વીંટવાં.[13] તે ધડાની ઉપર સોનાનું, રૂપાનું, ત્રાંબાનું, માટીનું અથવા વાંસનું પાત્ર રાખી તેની ઉપર રેશમી વસ્ત્ર ઓઢાડવું.[14] તે વસ્ત્ર ઉપર સુંદર ચંદનવડે અષ્ટદલ કમલ આલેખી તેની વચમાં લક્ષ્મીસહિત અનન્ત દેવની સોનાની મૂર્તિ રાખવી.[15] તે મૂર્તિ પલ, અર્ધોપલ, વા પા પલ સોનાની શંખ, ચક્ર, ગદા તથા પદ્મવાળી કરાવવી.[16] તે પછી સાવધાન થઈ આવાહન વગેરે ષોડશોપચારવડે પૂજન કરવું.[17] પંચામૃતવડે સ્નાન કરાવવું. અનંતના નામથી પુષ્પોવડે અનંત દેવના અવયવોની પૂજા કરવી.[18]

अनंताय नमः पादौ गुल्फौ संकर्षणाय च । कालात्मने जानुनी च जघनं विश्वरूपिणे ॥ १९ ॥ कटी वै विश्वनेत्राय मेढ्रं वै विश्वसाक्षिणे । नाभिं तु पद्मनाभाय हृदयं परमात्मने ॥ २० ॥ कंठे श्रीकंठनाथाय बाहू सर्वास्त्रधारिणे । मुखं तु वाचस्पतये चक्षुषी कपिलाय च ॥ २१ ॥ ललाटे केशवायेति शिरः सर्वात्मने तथा । नमः पादौ पूजयामीत्येवमादि प्रपूजयेत् ॥ २२ ॥

તેનો પ્રકાર–'अनंताय नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'संकर्षणाय०'થી ઘુંટીની, 'कालात्मने०' થી ઘુંટણની, 'विश्वरूपिणे०'થી જંઘાની, 'विश्वनेत्राय०'થી કેડની, 'विश्वसाक्षिणे०'થી લિંગની, 'पद्मनाभाय०'થી નાભિની, 'परमात्मने०'થી હૃદયની, 'श्रीकंठनाथाय०'થી કંઠની, 'सर्वास्त्रधारिणे०'થી બાહુની, 'वाचस्पतये०'થી મુખની, 'कपिलाय०' થી નેત્રની, 'केशवाय०'થી લલાટની અને सर्वात्मने नमः शिरः पूजयामि' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી.[19–22]

एवं संपूज्य विधिना रात्रौ जागरणं चरेत् । गीतवादित्रनृत्यादिपुराणश्रवणान्वितम् ॥ २३ ॥ ततः प्रभातसमये स्नात्वाऽऽचार्यादिभिः सह । अनंतं पूजयेत्प्राग्वज्जुहुयात्पश्चिमे ततः ॥ २४ ॥ कुंडे वा स्थंडिले कुर्यादग्निस्थापनपूर्वकम् । आज्यभागांतमाचार्यः स्वगृह्योक्तविधानतः ॥ २५ ॥ ततोऽश्वत्थसमिद्भिस्तदलाभेऽन्याभिरेव वा । दधिमध्वाज्यदुग्धाक्तैस्तिलैर्वा पायसेन च ॥ २६ ॥ आज्येन च प्रतिद्रव्यमष्टोत्तरसहस्रकम् । अष्टोत्तरशतं वाष्टाविंशतिं जुहुयात्क्रमात् ॥ २७ ॥ अतो देवेति मन्त्रेण स्त्रीणां वै नाममंत्रतः ॥ प्रणवादिचतुर्थ्यंतनमोंतानंतनामतः ॥ नाममन्त्रैश्च जुहुयाच्चतुर्दशभिरादरात् ॥ २८ ॥ ॐ अनंताय स्वाहा ॐ कपिलाय० ॐ शेषाय० ॐ कालात्मने० ॐ अहोरात्राय० ॐ मासाय० ॐ अर्धमासाय० ॐ षड्ऋतुभ्यः० ॐ संवत्सराय० ॐ परिवत्सराय० ॐ उषसे० ॐ कलायै० ॐ काष्ठायै० ॐ मुहूर्ताय । समिदादिभिरेवं च प्रत्येकं जुहुयात्क्रमात् ॥ २९ ॥ ततः स्विष्टकृदादाय पूर्णपात्रांतमाचरेत् ॥ जपेत्पुरुषसूक्तं तु स्मृत्वाऽनंतं सुरोत्तमम् ॥३०॥ पूर्णाहुतिं च जुहुयाद्धामंतेविश्वमित्यृचा । होमशेषं समाप्याथ कृत्वा त्र्यायुषमेव च ॥ पूजयित्वा हरिं देवमाचार्यं पूजयेत्ततः ॥ ३१ ॥

એવી રીતે વિધિથી પૂજન કરી રાત્રિમાં જાગરણ કરવું, ગીત ગાવાં, વાજાં વગડાવવાં, નૃત્ય કરવું અને પુરાણની કથા સાંભળવી.[23] બીજે દિવસે સવારે સ્નાન કરી આચાર્યોની સાથે પૂર્વની પેઠે અનંત દેવનું પૂજન કરવું.[24] તે પછી પશ્ચિમ* ભાગમાં કુંડમાં અથવા સ્થંડિલમાં અગ્નિની સ્થાપના કરી તેમાં આચાર્યે પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિથી આજ્ય (ઘી) સાથે હોમ કરવો.[25] પછી પીપળાની સમિધોથી હોમ કરવો. તે ન મળે તો બીજી સમિધોનો હોમ કરવો. દહીં, મધ, ઘી અને દૂધવાળા તલનો અથવા દૂધપાકનો હોમ કરવો.[26] ઘીનો પણ હોમ કરવો. તે હોમ એક હજાર આઠ વખત, એકસો આઠ વખત અથવા કેવળ અઠ્ઠાવીશ વખત એક એક વસ્તુનો ક્રમથી કરવો.[27] અને 'अतो देवा' એ મંત્ર ભણી હોમ કરવો. 'ॐ अनंताय नमः स्वाहा' ઇત્યાદિ મંત્રોવડે સ્ત્રીઓએ હોમ કરવો. ચૌદ મંત્રોવડે આદરથી હોમ કરવો.[28] તે મંત્રો 'ॐ अनंताय नमः स्वाहा' ત્યાંથી ॐ मुहूर्ताय स्वाहा' એ ચૌદ મંત્રોવડે ક્રમથી સમિધો વગેરેથી હોમ કરવો.[29] તે પછી સ્વિષ્ટકૃત્ ગ્રહણ કરી પૂર્ણપાત્રાંત કરવું. દેવમાં શ્રેષ્ઠ અનંત ભગવાનનું સ્મરણ કરી પુરુષસૂક્તનો જપ કરવો. 'विश्वं'० એ મંત્ર ભણી પૂર્ણાહુતિ કરવી. હોમ શેષ સમાપ્ત કરી 'त्र्यायुषं'

* આ પશ્ચિમ ભાગ મંડપનો લેવો, એમ સમજાય છે.

એ મંત્ર ભણી, હરિ ભગવાનની પૂજા કરી વસ્ત્ર તથા અલંકાર વગેરેથી આચાર્યની પૂજા કરવી.[૩૦–૩૧]

वस्त्रालंकारभूषाद्यैस्ततो धेनुं समर्चयेत् । पयस्विनीं सुशीलां च वस्त्रालंकारभूषिताम् ॥ ३२ ॥ स्वर्णशृंगीं रौप्यखुरां ताम्रपृष्ठां सुशोभनाम् । कांस्यदोहां रत्नपुच्छां निष्ककंठीं सवत्सकाम् ॥ गवां मन्त्रेण संपूज्य ह्याचार्याय निवेदयेत् ॥ ३३ ॥ गवामंगेषु तिष्ठंति भुवनानि चतुर्दश । यस्मात्तस्माच्छुभं मे स्यादिह लोके परत्र च ॥ ३४ ॥ गावो मे अग्रतः संतु गावो मे संतु पृष्ठतः । गावो मे हृदये संतु गवां मध्ये वसाम्यहम् ॥ ३५ ॥ मंत्रमेतं समुच्चार्य वस्त्रालंकारभूषणैः । तत्पत्नीं पूजयित्वाऽथ ब्रह्माणं तोषयेत्ततः ॥ ३६ ॥ ऋत्विजः पूजयित्वाऽथ तेभ्यो दद्याच्च दक्षिणाम् । चतुर्दशैव कुंभांश्च पक्वान्नपरिपूरितान् ॥ ३७ ॥ वस्त्रोपवीते दद्याच्च अनंतः प्रीयतामिति । आचार्यादीन्भोजयित्वा पूर्णतां वाचयेत्ततः ॥३८॥ अथानंतं विसृज्यापि गृह्णीयादाशिषस्ततः । भक्तियुक्तो नमस्कृत्य ब्राह्मणांस्तान्विसर्जयेत् ॥ ३९ ॥ ततो हृष्टो बंधुयुतो भुञ्जीयात्सुसमाहितः । एवं कृतेऽनंतफलदाताऽनंतो भवेन्नृणाम् ॥ ४० ॥ इति श्रीभविष्योत्तरपुराणे अनंतव्रतोद्यापनं संपूर्णम् ।

તે પછી પુષ્કળ દૂધવાળી, સારા સ્વભાવવાળી, વસ્ત્રથી તથા અલંકારથી શોભિત, સોનાનાં શીંગડાંવાળી, રૂપાની ખરીવાળી, ત્રાંબાની પીઠવાળી, રત્નનાં પૂછડાંવાળી, કોટમાં અલંકારવાળી અને વાછડાંવાળી ગાયનું પૂજન કરી, 'ગાયોનાં શરીરોમાં ચૌદ ભુવનો રહે છે, એટલા માટે આ લોકમાં તથા પરલોકમાં શુભ થાઓ.' 'ગાયો મારી આગળ રહો, ગાયો મારી પાછળ રહો, ગાયો મારા હૃદયમાં રહો, હું ગાયોની વચમાં રહું છું.' એ મંત્રોનું ઉચ્ચારણ કરી તે ગાય બ્રાહ્મણને આપવી.[૩૨–૩૫] તેને દોહવા માટે કાંસાનું પાત્ર આપવું. વસ્ત્ર તથા અલંકાર વગેરેથી આચાર્યપત્નીની પૂજા કરવી. પછી બ્રહ્માને પ્રસન્ન કરવા અને ઋત્વિજોનું પૂજન કરી તેઓને દક્ષિણા આપવી. પકવેલાં અન્નથી ભરેલા ચૌદ ઘડા, જનોઈ તથા વસ્ત્ર આપવાં. દાન આપતી વખતે, 'અનંત દેવ પ્રસન્ન થાઓ' એટલું કહેવું. આચાર્ય વગેરેને જમાડી વ્રત પૂરું થવાનું કહેવરાવવું.[૩૬–૩૮] પછી અનંતદેવનું વિસર્જન કરી ભક્તિથી બ્રાહ્મણોને નમસ્કાર કરી તેઓની પાસેથી આશીર્વાદ લઇ તેઓને વિદાય કરવા. પછી સ્થિર થઇ હર્ષથી સગાં સંબંધીઓની સાથે ભોજન કરવું. એવી રીતે વ્રત કરવાથી અનંત દેવ, અનંત ફળ આપે છે. એ પ્રમાણે અનંતવ્રતનું ઉદ્યાપન કહેલું છે.[૩૯–૪૦]

## દોરો નષ્ટ થયા પછીનો પ્રકાર

अथ नष्टदोरकविधिः ॥ युधिष्ठिर उवाच– अनंतव्रतमाहात्म्यं कृत्स्नं कृष्ण त्वयोदितम् । भगवन्दोररूपेण भाग्यदोऽसि महात्मनाम् ॥ १ ॥ दोरं प्रमादतो नष्टं यदि स्याद्विदितं जनैः ॥ तदा किं करणीयं स्याद्व्रतं त्रैलोक्यपावनम् ॥ २ ॥ कृष्ण उवाच– साधु पृष्टं त्वया राजन्वक्ष्यामि व्रतनिष्कृतिम् । दोरे नष्टे महान्दोषः प्रभवेद्व्रतिनामिह ॥३॥ तस्मात्तद्दोषनाशार्थं प्रायश्चित्तं विधीयते । गुरुं प्रदक्षिणीकृत्य नमस्कृत्य समाहितः ॥ ४ ॥ विज्ञाप्य दोरनाशं च कृत्वा दोरं व्रती ततः । हव्यवाहं प्रतिष्ठाप्य तस्मिन्ध्यात्वा हरिं परम् ॥ ५ ॥ आज्यमग्नावधिश्रित्य दद्याद्विप्राय चासनम् । अष्टोत्तरशतं हुत्वा मूलमन्त्रेण वैष्णवम् ॥ ६ ॥ नाममन्त्रेण तत्कृत्वा द्वादशाक्षरसंयुतम् । केशवादि सकृद्धुत्वा प्रायश्चित्तं तु शक्तितः ॥ ७ ॥ पूर्णाहुतिं ततो हुत्वा होमशेषं समापयेत् । व्रतच्छिद्रं जपच्छिद्रं यच्छिद्रं व्रतकर्मणि ॥ ८ ॥ वचनाद्भूमिदेवानां सर्वं संपूर्णतां व्रजेत् । मंत्रहीनं क्रियाहीनं भक्तिहीनं जनार्दन ॥ ९ ॥ यत्पूजितं मया देव परिपूर्णं तदस्तु मे । आचार्यपूजनं कार्यं दक्षिणाद्यैर्नृपोत्तम ॥ १० ॥ एवं शांतिविधिं कृत्वा पूर्ववद्व्रतमाचरेत् । तस्मात्सर्वप्रयत्नेन प्रायश्चित्तं चरेत्सुधीः ॥ ११ ॥ इति श्रीभविष्यपुराणे नष्टदोरकविधिः ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ! આપે અનંતવ્રતનું સર્વ માહાત્મ્ય કહ્યું. હે ભગવન્! આપ દોરારૂપ થઇ મહાત્માઓને શુભ આપો છો. હે મહારાજ! જો પ્રમાદથી દોરો નષ્ટ થાય અને જાણવામાં આવે ત્યારે મનુષ્યોએ ત્રણે લોકોને પવિત્ર કરનાર કિયું વ્રત કરવું?[૧–૨] શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્! તમે બહુ ઉત્તમ પ્રશ્ન કર્યો છે. માટે દોરો નષ્ટ થયાનું પ્રાયશ્ચિત્ત કહું છું.[૩] દોરો નષ્ટ થવાથી વ્રત કરનારને મોટો દોષ લાગે છે. એ દોષના નાશ માટે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.[૪] તેનો પ્રકાર– સાવધાનીથી ગુરુને પ્રણામ કરી તેની પાસે દોરો નષ્ટ થયાની વાત કરવી. પછી બીજો દોરો કરી અગ્નિની સ્થાપના કરી તેમાં પરમાત્મા હરિનું ધ્યાન કરી, ઘી અગ્નિ ઉપર ચડાવીને ઉનું કરવું. તે પછી બ્રાહ્મણને આસન આપી, એકસો આઠ વખત મૂલ મંત્ર ભણી વિષ્ણુને આહુતિ આપવી.[૫–૬] નામમંત્રથી અને દ્વાદશાક્ષર મંત્રથી હોમ કરવો. તેમ જ કેશવાદિ નામવડે એક વખત હોમ કરી પોતાની શક્તિ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવું.[૭] તે પછી પૂર્ણાહુતિ કરી હોમશેષની સમાપ્તિ કરવી. 'વ્રતમાં, જપમાં અથવા વ્રતકર્મમાં જે કાંઇ ખામી રહેલી હોય, તે સઘળું બ્રાહ્મણોના વચનથી પરિપૂર્ણ થાઓ.[૮] હે જનાર્દન! હે દેવ! મેં જે પૂજા કરી તે ભક્તિહીન, મંત્રહીન વા ક્રિયાહીન થયેલી હોય તો પણ તે પરિપૂર્ણ થાઓ,' એ મંત્ર ભણવો.[૯] તે પછી દક્ષિણા વગેરે આપી આચાર્યની પૂજા કરવી. એવી રીતે શાંતિ કર્યા પછી પાછું પૂર્વની પેઠે વ્રત કરવું.[૧૦] હે યુધિષ્ઠિર!

એટલા માટે શ્રમ લઈને પણ પ્રાયશ્ચિત્ત કરવું. એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં દોરો નષ્ટ થયો હોય તો તેનો પ્રકાર કહેલો છે.[૧૧]

## ૪ કદલીવ્રત

अथ भाद्रपदशुक्लचतुर्दश्यां कार्तिक्यां वा माघ्यां वा वैशाख्यां वा कदलीव्रतं हेमाद्रौ भविष्योत्तरे। सा पूर्वाह्णव्यापिनी ग्राह्या। अथ रंभारोपणविधिः। रंभावृक्षं रोपयित्वा स्वहस्तेन च तं पुनः॥ वर्षमेकं तु संपूज्य उदकुंभेन सेचयेत्॥ यावत्प्रसवपर्यंतं पूजयेच्च यथाविधि॥ पूर्वस्यां प्रसवः सम्यगुत्तरस्यां तथैव च॥ दक्षिणे पश्चिमे हानी रंभाप्रसवलक्षणम्॥

ભાદરવા માસની, કાર્તિક માસની, માઘ માસની વા વૈશાખ માસની શુદિ ચૌદશને દિવસે કદલીવ્રત કરવાનું હેમાદ્રિમાં તથા ભવિષ્યપુરાણમાં કહેલું છે. તે ચૌદશ પૂર્વાહ્ણવ્યાપિની લેવી. રંભા (કેળ) વાવવાનો પ્રકાર– કેળને વવરાવી એક વર્ષ સુધી તેની પૂજા કરી તેને પોતાને હાથે જળ પાવું. તેમાં જ્યાં સુધી કેળાં લાગવાનો આરંભ થાય ત્યાં સુધી વિધિથી પૂજા કરવી. જો પૂર્વ વા ઉત્તર દિશામાંથી કેળાં નીકળે એટલે ફળ લાગે તો શુભ થાય અને જો દક્ષિણ વા પશ્ચિમ દિશામાં ફળ લાગે તો હાનિ થાય, એ રીતે કેળમાં ફળ લાગવાનું લક્ષણ કહેલું છે.

### કદલીવ્રતની કથા

अथ कथा॥ कृष्ण उवाच– अस्मिन्नेव दिने पार्थ ब्रह्मसभातले। देवलेन पुरा गीतं देवर्षिगणसन्निधौ॥ १॥ कृपया परया सम्यक्कदलीव्रतमुत्तमम्॥ ततोऽहं संप्रवक्ष्यामि लोकानुग्रहकारकम्॥ २॥ नाकपृष्ठे पुरा देवैर्गंधर्वैर्यक्षकिन्नरैः॥ अप्सरोमरकन्याभिर्नागकन्याभिरर्चिता॥ ३॥ संसारासारतां ज्ञात्वा कदली नंदने स्थिता। शुक्लपक्षे चतुर्दश्यां मासि भाद्रपदे नृप॥ ४॥ देयमर्घ्यं वरस्त्रीभिः फलैर्नानाविधैस्तथा॥ विरूढैः सप्तधान्यैश्च दीपालीरक्तचंदनैः॥ ५॥ दधिदूर्वाक्षतैर्वस्त्रैर्नैवेद्यैर्घृतपाचितैः। जातीफलैः पूगफलैर्लवंगकदलीफलैः॥ ६॥ तस्मिन्नहनि दातव्यं स्त्रीभी रम्याभिरप्यलम्। मन्त्रेणानेन चैवार्घ्यं तच्छृणुष्व नराधिप॥ ७॥ चिंतये त्वां च कदलि कंदलैः कामदायिनीम्। शरीरारोग्यलावण्यं देहि देवि नमोऽस्तु ते॥ ८॥ इत्थं यः पूजयेद्रंभां पुरुषो भक्तिमान्नृप। नारी वाऽनग्निपाकान्ना वर्णाश्च चतुरोऽपि वा॥ ९॥ तस्मिन्कुले नहि भवेत्काचिन्नारी कुलाटनी। दुर्गता दुर्भगा व्यंगी स्वैरिणी पापचारिणी॥ १०॥ विलासिनी वा वृषली पुनर्भूः पुनरेव सा॥ गणिका फेरवारावा छलकर्मकरी खला॥ ११॥ भर्तृव्रताच्च चलिता न कदाचित्प्रजायते। भवेत्सौभाग्यसौख्याढ्या पुत्रपौत्रप्रिया युता॥ १२॥ आयुष्मती कीर्तिमती जीवेद्वर्षशतं भुवि। एतद्व्रतं पुरा चीर्णं गायत्र्या स्वर्गसंस्थया॥ १३॥ तथा गौर्या च कैलासे पौलोम्या नंदने वने। श्वेतद्वीपे तथा लक्ष्म्या राधया भुवि मंडले॥ १४॥ अरुंधत्या दारुवने स्वाहया मेरुपर्वते। सीतया चित्रकूटे च वेदवत्या हिमालये॥ १५॥ भानुमत्या कृतं पार्थ नगरे नागसाह्वये। श्रेष्ठं व्रतमिदं भद्र भद्रं भाद्रपदे सिते॥ १६॥ या करोति न सा दुःखैः कदाचिदभिभूयते। उद्भिन्नकंदलदलां कदलीं मनोज्ञां ये पूजयंति कुसुमाक्षतधूपदीपैः। तेषां गृहेषु न भवंति कदाचिदेव नार्यो ह्यनार्यचरिता विधवा विरूपाः॥ १७॥ इति श्रीभविष्योक्तं कदलीव्रतम्॥

શ્રીકૃષ્ણ કહે છે– હે પાર્થ! પૂર્વે આ જ દિવસે બ્રહ્મસભામાં દેવલઋષિએ પરમ કૃપાથી ઉત્તમ કદલીવ્રત દેવોની તથા ઋષિઓની સમક્ષમાં કહ્યું હતું.[૧] એ વ્રત હું તમને કહું છું કે, જેથી લોકોનું ભલું થાય. પૂર્વે આ સંસાર અસાર છે એમ જાણી દેવ, ગંધર્વ, યક્ષ, કિન્નર, અપ્સરા, દેવકન્યા અને નાગકન્યાઓએ બધાએ સ્વર્ગમાં નંદનવનમાં રહેલી કેળની પૂજા કરી હતી.[૨–૩] હે યુધિષ્ઠિર! ભાદરવા શુદિ ચૌદશને દિવસે સ્ત્રીઓએ નાના પ્રકારનાં ફલ, ઉગેલાં સાત ધાન્ય, લાલ ચંદન, દહીં, દૂર્વા, અક્ષત અને વસ્ત્રવડે અર્ઘ્ય આપવો.[૪–૫] ઘીમાં પકવેલાં અન્નનું નૈવેદ્ય કરવું, દીવા કરવા, જાયફલ, સોપારી, લવિંગ અને કેળાં ધરવાં.[૬] હે નૃપ! તે દિવસે સ્ત્રીઓએ અર્ઘ્ય આપવાનો મંત્ર સાંભળો–'હે કેળ! હે કામના પૂર્ણ કરનારી! હું કંદલની સાથે તમારું ધ્યાન કરું છું. માટે હે દેવિ! મને આરોગ્ય તથા ચતુરાઈ આપો. હું આપને નમસ્કાર કરું છું.'[૭–૮] એ પ્રમાણે ચારે વર્ણોના જે પુરુષો વા સ્ત્રીઓ ભક્તિથી વ્રત કરે છે અને અગ્નિ ઉપર પકવેલું અન્ન ખાતા નથી, તેઓના વંશમાં કોઈ પણ સ્ત્રી કુટણી, દુષ્ટ આચરણવાળી, દુર્ભાગણી, અવયવહીન, સ્વતંત્રતા ભોગવનારી, પાપિની, યથેચ્છ વિહાર કરનારી, શૂદ્રી, પુનર્વિવાહ કરનારી, વેશ્યા, કઠોર ભાષિણી, કપટથી રમનારી, ખલતા કરનારી વા પતિવ્રતથી ભ્રષ્ટ થયેલી કોઈ દિવસે પણ થતી નથી.[૯–૧૧] પરંતુ ખુબસુરત, સુખિની, પુત્રોથી, પૌત્રોથી અને લક્ષ્મીથી શોભતી, લાંબાં આયુષ્યવાળી અને કીર્તિવાળી થાય છે. તે સ્ત્રી સો વર્ષોપર્યંત પૃથ્વીમાં જીવે છે. પૂર્વે આ વ્રત સ્વર્ગમાં રહેલી ગાયત્રીએ કર્યું હતું, કૈલાસમાં રહેલી પાર્વતીએ કર્યું હતું, નંદનવનમાં રહેલી ઇંદ્રાણીએ કર્યું હતું, શ્વેતદ્વીપમાં લક્ષ્મીએ કર્યું હતું, પૃથ્વી ઉપર રાધાએ કર્યું હતું,[૧૨–૧૪] અરુંધતીએ દારુવનમાં કર્યું હતું, સ્વાહાએ મેરુ પર્વત ઉપર કર્યું હતું, સીતાએ ચિત્રકૂટ પર્વત ઉપર કર્યું હતું, વેદવતીએ હિમાલય પર્વત ઉપર કર્યું હતું અને ભાનુમતીએ હસ્તિનાપુરમાં કર્યું હતું.[૧૫] જે સ્ત્રી ભાદરવા શુદિમાં આ ઉત્તમ વ્રત કરે છે, તેને દુઃખ વેઠવું પડતું નથી.

જે માણસો પત્ર ફૂલવાળી સુંદર કદલીની પુષ્પ, અક્ષત, ધૂપ અને દીપ વગેરેથી પૂજા કરે છે, તેઓના ઘરમાં કોઈ દિવસે પણ દુરાચારવાળી, વિધવા કે કુરૂપા સ્ત્રી ઉત્પન્ન થતી નથી. એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં કદલીવ્રત કહેલું છે.[૧૬]

## ગુર્જરાચારપ્રાપ્ત કદલીવ્રત

अथ गुर्जराचारप्राप्तं कार्तिक्यां माघ्यां वैशाख्यां वा कदलीव्रतम् ॥ तत्र कदलीपूजनम् । मासपक्षाद्युल्लिख्य मम पापनिर्मुक्त्युत्तमसिद्धिपुत्रपौत्राद्यवैधव्येप्सितभोगधनधान्यप्राप्तये उमामहेश्वरसहितकदलीपूजनमहं करिष्ये । तथा कलशाद्यर्चनं च करिष्ये ॥ १ ॥ कदल्यागच्छ हे देवि सौभाग्यफलदायिनि । रूपं देहि जयं देहि यशो देहि सुनिश्चितम् ॥ २ ॥ आगच्छ वरदे देवि शंकरेण महेश्वरि । करिष्यमाणां पूजां मे गृहाणानुग्रहं कुरु–आवाहनम् ॥ ३ ॥ कार्तस्वरमयं दिव्यं नानामणिगणान्वितम् । अधितिष्ठ महादेवि शिवेन सह पार्वति–आसनम् ॥ ४ ॥ दूर्वाक्षतादिभिर्युक्तं स्वर्णपात्रे स्थितं जलम् । पाद्यार्थं कल्पितं भक्त्या गृहाण परमेश्वरि–पाद्यम् ॥ ५ ॥ अर्घ्यपात्रे स्थितं तोयं फलपुष्पसमन्वितम् । अर्घ्यं गृहाण मे देवि भक्त्या दत्तं शिवप्रिये–अर्घ्यम् ॥ ६ ॥ कर्पूरोशीरसुरभिशीतलं विमलं जलम् । गंगायास्तु समानीतं गृहाणाचमनीयकम्–आचमनीयम् ॥ ७ ॥ गंगादिसर्वतीर्थेभ्यस्तोयं प्रार्थनयाऽऽहृतम् । स्नानार्थं ते मया देवि गृहाणेदं सुरेश्वरि–स्नानम् ॥ ८ ॥ यथा रंभे विवृद्धिस्ते शाखादीनां सदा भवेत् । तथा वर्धय मां देवि सेचनात्पार्वतीप्रिये–सेचनम् ॥ ९ ॥ वस्त्रं शुभमिदं दिव्यं कुंकुमाक्तं सुशोभनम् । गृहाणाच्छादनं देवि तथाच्छादय मां सदा–वस्त्रम् । उपवीतम् ॥ १० ॥ कंचुकीमुपवस्त्रं च नानारत्नैः समन्वितम् । गृहाण त्वं मया दत्तं पार्वत्यै च नमोऽस्तु ते–कंचुकीम् । उपवस्त्रम् ॥ ११ ॥ गंगादिसर्वतीर्थेभ्यो मयाऽऽनीतं सुनिर्मलम् । तोयमेतत्सुखस्पर्शं गृहाणाचमनीयकम् । आचमनीयम् ॥ १२ ॥ श्रीखंडं चंदनं दिव्यं गंधाढ्यं सुमनोहरम् । विलेपनं गृहाणेदं रुद्राणीप्रियवल्लभे–चंदनम् ॥ १३ ॥ अक्षताश्च सुर० अक्षतान् ॥ हरिद्राकुंकुमम् । सौभाग्यद्रव्याणि । मालतीचंपकादीनि शतपत्रादिकानि च । सुगंधीनि गृहाण त्वं पूजार्थं सुमनांसि च–पुष्पाणि ॥ १४ ॥ अगुरुं गुग्गुलं धूपं दशांगं सुमनोहरम् । गृहाणेमं तृप्तिकरं घ्राणस्य दयितं परम्–धूपम् ॥ १५ ॥ चक्षुर्दं सर्वलोकानां तिमिरस्य निवारणम् । आर्तिक्यं कल्पितं भक्त्या गृहाण परमेश्वरि–दीपम् ॥ १६ ॥ नानापक्वान्नसंयुक्तं रसैः षड्भिः समन्वितम् । नैवेद्यं विविधं भक्त्या कल्पितं त्वं गृहाण मे–नैवेद्यम् ॥ १७ ॥ कर्पूरैलालवंगादिनागवल्लीदलान्वितम् । पूगीफलसमायुक्तं तांबूलं प्रतिगृह्यताम्–तांबूलम् ॥ १८ ॥ इदं फलमिति फलम् । हिरण्यगर्भेति दक्षिणाम् ॥ नीराजयामि देवेशि भक्तानां भयनाशिनि । देहि मे सर्वसौभाग्यं शिवेन सहितेऽनघे–नीराजनम् ॥ १९ ॥ यानि कानि चेति प्रदक्षिणाम् । आश्रये देवपत्नीनां पूजिते च श्रिया स्वयम् । सौभाग्यारोग्यमायुश्च देहि रंभे नमोऽस्तु ते–नमस्कारम् ॥ २० ॥ त्वमिंद्राण्याः प्रिया नित्यं शंकरस्यातिवल्लभा । सतीनां कामदा पूज्या कामान्मे परिपूरय–प्रार्थनाम् ॥ २१ ॥ कदल्यै कामदायिन्यै मेधायै ते नमो नमः । रंभायै भूतिसारायै सर्वसौख्यप्रदे नमः॥२२॥ यथा यथा ते प्रसवो वर्धते कदलि ध्रुवम् । तथा मनोरथानां मे प्रभवो वर्धतं स्वयम् । इति कदलीदानमंत्रः ॥ २३ ॥ इति पूजनम् ॥

હવે ગુર્જરાચારથી પ્રાપ્ત થયેલું કાર્તિક માસની, માઘ માસની અથવા વૈશાખ માસની શુદિ ચૌદશને દિવસે કરવાનું કદલીવ્રત કહેવાય છે. તેમાં કદલીનું પૂજન કહેવાય છે. માસ, પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી, પછી આ પ્રમાણે સંકલ્પ કરી, પૂજા કરવી–'મારાં પાપો દૂર થવા માટે, ઉત્તમ સિદ્ધિ માટે, પુત્રોની તથા પૌત્રોની વૃદ્ધિ માટે, અખંડ સૌભાગ્ય માટે, ઇચ્છિત ભોગ માટે અને ધન ધાન્યની પ્રાપ્તિ માટે, હું પાર્વતીનું, શંકરનું અને કદલીનું પૂજન કરીશ. તેમજ કલશપૂજન વગેરે પણ કરીશ' એવો સંકલ્પ કરવો.[૧] પછી 'હે દેવિ ! હે કલ્યાણિ ! હે સૌભાગ્ય આપનારી ! આપ પધારો, સ્થિર રૂપ આપો, સ્થિર જય આપો અને સ્થિર યશ આપો. હે દેવિ ! હે વર આપનારી ! હે મહેશ્વરિ ! આપ શંકરની સાથે અહીં આવો અને મેં કરેલી પૂજાનો સ્વીકાર કરી અનુગ્રહ કરો.' એ મંત્રો ભણી આવાહન કરવું.[૨-૩] 'હે મહાદેવિ ! હે પાર્વતિ ! નાના પ્રકારના મણિઓથી શોભતાં દિવ્ય સોનાનાં આસન ઉપર આપ શંકરની સાથે બીરાજો.[૪] હે પરમેશ્વરિ ! સોનાના પાત્રમાં રહેલું દૂર્વાવાળું તથા અક્ષતવાળું જળ આપને પાદ્યમાટે ભક્તિથી આપું છું તે ગ્રહણ કરો.[૫] હે દેવિ ! હે શિવપ્રિયે ! અર્ઘ્યપાત્રમાં રહેલું ફલવાળું અને પુષ્પવાળું જળ આપને હું ભક્તિથી આપું છું, તે અર્ઘ્યમાટે ગ્રહણ કરો.[૬] હે દેવિ ! કપૂર અને વાળાની સુગંધિવાળું ગંગાનું નિર્મળ શીતળ જળ લાવ્યો છું તેનું આચમન કરો.[૭] હે દેવિ ! હે સુરેશ્વરિ ! ગંગા વગેરે સર્વ તીર્થો પાસેથી માગી આ જળ આપના સ્નાનમાટે લાવ્યો છું તે ગ્રહણ કરો.[૮] હે દેવિ ! હે પાર્વતીપ્રિય ! હું આપને જલ પાઉં છું, માટે જેમ તમારી શાખા વગેરેની વૃદ્ધિ થાય છે તેમ મારી પણ વૃદ્ધિ કરો.' એમ કહી કેળના થડમાં જલ રેડવું.[૯] 'હે દેવિ ! કંકુમાં રંગેલું સુંદર ધોળું વસ્ત્ર ઓઢવા માટે ગ્રહણ કરો અને મને પણ સદા ઢાંકો ( એટલે પુષ્કળ વસ્ત્ર આપો.)[૧૦] હે દેવિ ! આપને તથા પાર્વતીને નમસ્કાર કરું છું, માટે નાનાં રત્નોથી ભરેલી કંચુકીનું

તથા ઉપવસ્ત્રનું ગ્રહણ કરો.[11] હે દેવિ ! હું ગંગા વગેરે સર્વ તીર્થોનું સુંદર જળ લાવ્યો છું, તે આચમન માટે ગ્રહણ કરો.[12] હે રુદ્રાણિ ! હે પ્રિયવલ્લભે ! મનોહર અને સુગંધી શ્રીખંડ ચંદન આપું છું, તેનું વિલેપન કરો.[13] પછી 'अक्षताश्च'० એ મંત્ર ભણી અક્ષત આપવા, 'हरिद्राकुंकुमं'० એ મંત્રથી સૌભાગ્ય દ્રવ્ય ચઢાવવું. હે દેવિ ! માલતી, શતપત્ર અને ચંપા વગેરેનાં સુગંધી પુષ્પોવડે આપની પૂજા કરું છું, તેનો સ્વીકાર કરો.[14] હે દેવિ ! જેથી નાથને પરમ તૃપ્તિ થાય છે એવા અગુરુના તથા ગુગળના સુંદર દશાંગ ધૂપનું ગ્રહણ કરો.[15] હે પરમેશ્વરિ ! લોકોના અંધકારને દૂર કરનાર અને નેત્રોને પ્રકાશ કરનાર દીવો ભક્તિથી કરું છું તે ગ્રહણ કરો.[16] હે દેવિ ! આપને છ રસવાળાં નાના પ્રકારનાં નૈવેદ્ય ભક્તિથી ધરું છું તે ગ્રહણ કરો.[17] હે દેવિ ! કર્પૂર, એલચી, લવિંગ, નાગરવેલનાં પાન અને સોપારીથી બનાવેલાં તાંબૂલનું ગ્રહણ કરો.'[18] પછી 'इदं फलं०' થી ફલ અને 'हिरण्यगर्भ०' એ મંત્રથી દક્ષિણા આપવી. 'હે ભક્તોના ભયનો નાશ કરનારી ! શિવસહિત આપને આરતી ઉતારું છું, માટે મને સર્વ સૌભાગ્ય આપો.'[19] 'यानि कानि च०' થી પ્રદક્ષિણા કરવી. પછી 'હે કેળ ! આપ સર્વ દેવાંગનાઓનાં આશ્રય છો, લક્ષ્મી પોતે આપની પૂજા કરે છે, હું આપને નમસ્કાર કરું છું માટે સૌભાગ્ય, આરોગ્ય અને આયુષ્ય આપો.[20] હે દેવિ ! તમે ઇંદ્રાણીને પ્રિય છો, શંકરને અતિ પ્રિય છો, સતીઓની કામના પૂર્ણ કરો છો અને પૂજ્ય છો, માટે મારી કામના પૂર્ણ કરો.' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી.[21] પછી, 'હે કદલિ ! તમે કામના પૂર્ણ કરનાર મેઘારૂપ છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું. આપ રંભા છો, સમૃદ્ધિનો સાર છો અને સર્વ સૌભાગ્ય આપનારાં છો, તેને હું નમસ્કાર કરું છું.[22] હે કદલિ ! જેમ જેમ આપનો અંકુર વધતો જાય છે, તેમ તેમ મારા મનોરથો પણ પોતાની મેળે વધે છે.' એ મંત્ર ભણી કદલીનું દાન કરવું. એ પ્રમાણે પૂજા કહેલી છે.[23]

### કદલીવ્રતની કથા

अथ कथा ।। युधिष्ठिर उवाच– कृष्ण कृष्ण महाबाहो सर्वविद्याविशारद । अनाथनाथ विश्वात्मन् दीनदैन्यनिकृंतन ।। १ ।। त्वमस्माकं परो बंधुस्त्वमस्माकं परः सखा ।। त्वयाऽभिरक्षिता नित्यं विचरामोऽत्र निर्भयाः ।। २ ।। किंचित्पृच्छामि देवेश कृपां कुरु वदस्व मे । यद्गुह्यं सर्वधर्मेषु कृते यस्मिन्महत्फलम् ।। ३ ।। सौभाग्यारोग्यदं पुण्यं धनधान्यविवर्धनम् । अन्नाच्छादनपुत्रादिवर्धनं श्रीनिकेतनम् ।।४।। तन्ममाचक्ष्व भगवन् लोकानामुपकारकम्।। श्रीकृष्ण उवाच । शृणु राजन्प्रवक्ष्यामि व्रतानामुत्तमं व्रतम् ।। ५ ।। यत्कृत्वा सर्वदुःखेभ्यो नारी मुच्येत संकटात् । वस्त्रान्नपानविच्छित्तिर्न भवेत्तु कदाचन ॥ ६ ॥ पुरा मामेत्य चैकांते रुक्मिणी प्राणवल्लभा । प्रणिपत्याब्रवीदीना सर्वकामाप्तये शुभा ॥ ७ ॥ सौभाग्यं मे कथं देव भवेज्जन्मनि जन्मनि । सपत्नीनां श्रियं वीक्ष्य स्पृहा मे जायते प्रभो ॥ ८ ॥ इति प्रियाया वचनं श्रुत्वाऽहं तां समब्रुवम् । रंभाव्रतं कुरुष्वाशु सौभाग्यावाप्तये शुभम् ॥ ९ ॥ कृते यस्मिन् व्रते देवि परं सौभाग्यमाप्स्यसि । इति श्रुत्वा वचो देवी रुक्मिणी मामभाषत ॥ १० ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મહાબાહો ! હે સર્વ વિદ્યાઓમાં પ્રવીણ ! હે અનાથોના નાથ ! હે વિશ્વરૂપ ! હે ગરીબોનાં દુઃખને દૂર કરનાર ![1] આપ અમારા પરમ બંધુ છો, આપ અમારા પરમ મિત્ર છો, આપ અમારી સદા રક્ષા કરો છો, તેથી અમે આ જગતમાં નીડરપણાથી ફરીએ છીએ.[2] હે દેવેશ ! હું કાંઇપણ પૂછું છું, તેનો કૃપા કરી ઉત્તર આપો. જે વ્રત અતિ ગુહ્ય હોય, જે વ્રત કરવાથી મોટું ફળ થાય,[3] સૌભાગ્ય મળે, આરોગ્ય થાય, પુણ્ય થાય, ધન ધાન્યની વૃદ્ધિ થાય, અન્ન વસ્ત્ર અને પુત્ર વગેરેની વૃદ્ધિ થાય, લક્ષ્મી મળે અને લોકોપર ઉપકાર થાય, તે વ્રત મને કહો. શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્ ! જે વ્રત કરવાથી સ્ત્રી સર્વ દુઃખોથી, અને સંકટથી મુક્ત થાય છે તેને કોઇ વખતે પણ અન્ન, પાન અને વસ્ત્રનો ટોટો આવતો નથી, એવું સર્વ વ્રતથી ઉત્તમ વ્રત કહું છું તે સાંભળો.[4–6] રુકિમણી, જે મને પ્રાણથી પણ પ્યારી છે, તે પૂર્વે સર્વ કામના પૂર્ણ થવામાટે મારી પાસે આવી પૂછવા લાગી કે, 'હે દેવ ! જન્મોજન્મમાં મને સૌભાગ્ય કેમ મળે ! હે પ્રભો ! સપત્ની (શોક્ય)ની સમૃદ્ધિ જોઇ મને પણ ઇચ્છા થાય છે.'[7–8] એવાં પ્રિયાનાં વચનો સાંભળી મેં તેને કહ્યું કે, હે દેવિ ! સૌભાગ્યની પ્રાપ્તિ માટે કદલીવ્રત જલદીથી કર.[9] તે વ્રત કરવાથી જલદી સૌભાગ્ય મળશે. એવાં વચનો સાંભળી રુકિમણી બોલી કે,[10]

रंभाव्रतं भवेत्कीदृक्को विधिः कस्य पूजनम् । केन चादौ पुरा चीर्णं मर्त्ये केन प्रकाशितम् ॥ ११ ॥ रुक्मिण्या भाषितं श्रुत्वा पुनरेवाहमब्रुवम् । रंभाव्रतविधिं वक्ष्ये शृणु देवि यथोदितम् ॥ १२ ॥ गोचर्ममात्रं संलिप्य सर्वतोभद्रमंडलम् । लिखेत्सम्यक् पंचवर्णैर्नीलपीतैः सितासितैः ॥ १३ ॥ ब्रह्माद्या देवतास्तत्र स्थापयित्वा प्रपूजयेत् । कलशोपरि संस्थाप्य वैणवं पटलं शुभम् ॥ १४ ॥ उमामहेश्वरौ तत्र मूलमन्त्रेण पूजयेत् । अथवा स्वस्तिकं कृत्वा पद्ममष्टदलं तु वै ॥ १५ ॥ ततः साम्रां सपर्णां च सम्यक्त्वत्तां सुशोभनाम् । समूलां कदलीं स्थाप्य पूजयेत्तां यथाविधि ॥ १६ ॥ उत्तमोदकमानीय सेचयेत्तां समाहितः । यथा रंभे विवृद्धिस्ते शाखादीनां सदा भवेत् ॥ १७ ॥ तथा वर्धय मां देवि सेचनात्पार्वतिप्रिये । सदा यथा ते प्रसवो

वर्धंते कदलि ध्रुवम् ॥ १८ ॥ तथा मनोरथानां मे प्रभवो भवतु स्वयम् । एवं संपूज्य विधिवद्भक्तियुक्तेन चेतसा ॥ १९ ॥ रात्रौ जागरणं कुर्याद्गीतवादित्रनिःस्वनैः । एवं या कुरुते नारी व्रतानामुत्तमं व्रतम् ॥ २० ॥ भुक्त्वा तु विविधान् भोगान् सौभाग्यं विंदते ध्रुवम् । तस्मात्कुरु विधानेन यथोक्तफलमाप्स्यसि ॥ २१ ॥

હે મહારાજ ! કદલીવ્રત કેવું થાય છે ? તેનો કેવો પ્રકાર છે ? તેમાં કયા દેવનું પૂજન કરવું ? પ્રથમ એ વ્રત કોણે કર્યું હતું ! અને મર્ત્યલોકમાં કોણે પ્રસિદ્ધ કર્યું ?[૧૧] એવાં રુકિમણીનાં વચનો સાંભળી હું ફરીથી બોલ્યો, હે દેવિ ! કદલીવ્રતનો પ્રકાર યથાર્થ કહું છું તે સાંભળ.[૧૨] ગોચર્મ જેટલી પૃથિવી ઉપર લીંપી તેમાં ધોળો, પીળો, લીલો, લાલ અને કાળો એ પાંચ રંગોવડે સર્વતોભદ્રમંડલ આલેખી,[૧૩] તેમાં બ્રહ્મા વગેરે દેવતાઓની સ્થાપના કરીને પૂજા કરવી. કલશ ઉપર વાંસનું પાત્ર રાખી તેમાં શંકર પાર્વતીની મૂળ મંત્ર ભણી પૂજા કરવી. અથવા સ્વસ્તિક અષ્ટદલ કમલ આલેખવું.[૧૪–૧૫] પછી પાંદડાંવાળી તથા મૂલવાળી આખી સુંદર કદલીની સ્થાપના કરી તેની વિધિથી પૂજા કરવી.[૧૬] સાવધાનીથી પવિત્ર જળ લાવી તેને પાવું અને 'હે કદલિ ! હે પાર્વતીપ્રિયે ! હું આપને જળ પાઉં છું માટે જેમ આપની શાખા વગેરેની વૃદ્ધિ થાય છે તેમ મને પણ વધારો. હે કદલિ ! જેમ જેમ તમારો અંકુર વધે છે, તેમ તેમ મારા મનોરથો પોતાની મેળે વધતા જાય છે.' એ મંત્રો ભણી પૂજા કરવી. એવી રીતે ભક્તિથી પૂજા કરી રાત્રે જાગરણ કરવું, ગીત ગાવાં અને વાજાં વગડાવવાં. એ પ્રમાણે જે સ્ત્રી આ ઉત્તમ વ્રત કરે છે, તે સૌભાગ્યને પ્રાપ્ત થઇ વિવિધ ભોગ ભોગવે છે. માટે હે દેવિ ! તું પણ વિધિથી તે વ્રત કર. તેથી સૌભાગ્ય મળશે.[૧૭–૨૧]

इति श्रुत्वा विधानेन चकार व्रतमुत्तमम् । अवाप सकलं कामं मनसा यदभीप्सितम् ॥ २२ ॥ अन्यच्च शृणु राजेंद्र व्रतस्य फलमुत्तमम् । अत्याश्चर्यकरं पुंसां शृणुष्वावहितो भवान् ॥ २३ ॥ द्यूते यदा जिता पूर्वं कृष्णा नीता सभां प्रति । दुःशासनेन दुष्टेन द्रौपदी मुक्तमूर्धजा ॥२४॥ आकृष्यमाणे वस्त्रे तु चित्ते मामस्मरत्तदा । तूर्णं तत्रागतो राजन् द्रौपद्यास्त्राणकारणात् ॥ २५ ॥ अदृश्योऽहं तु कृष्णायै व्रतं सम्यगुपदिष्टवान् । तदा कर्तुमशक्ये तु व्रतेऽस्मिन्राजसत्तम ॥ २६ ॥ रुक्मिण्याऽऽचरितं पूर्वं यदेतद्व्रतमुत्तमम् । तस्य पुण्यफलं दत्तं कृष्णायै राजसत्तम ॥२७॥ तत्कालमेव वस्त्राणां समृद्धिरभवत्पुरा । दुःशासनेन दुष्टेन आक्षिप्तेष्वंशुकेषु च ॥२८॥ प्रादुर्भूतानि वस्त्राणि नानावर्णानि भारत। खिन्नो दुःशासनः पापो विररामांशुकग्रहात्। तावद्बभूवुर्वस्त्राणि कदलीगर्भवन्नृप॥२९॥इत्थं व्रतप्रभावोऽयं गुह्योऽपि कथितो मया। कारयस्व विधानेन पूर्णकामो भविष्यसि ॥ ३० ॥ इति कदलीव्रतकथा समाप्ता ॥

એવી રીતે વ્રતનો પ્રકાર સાંભળી રુકિમણીએ તે ઉત્તમ વ્રત કર્યું; તેથી તેના મનમાં ધારેલું કાર્ય સિદ્ધ થયું.[૨૨] હે રાજેન્દ્ર ! આ વ્રતનું બીજું પણ આશ્ચર્યકારક ફળ કહું છું, તે સાવધાન થઇ સાંભળો.[૨૩] પૂર્વે જુગારમાં જ્યારે દ્રૌપદી જિતાઇ ગઇ અને દુષ્ટ દુઃશાસન જેના કેશ છૂટી ગયા હતા, એવી દ્રૌપદીને સભામાં લાવી તેનાં વસ્ત્રો ખેંચવા લાગ્યો, ત્યારે દ્રૌપદીએ મા સ્મરણ કર્યું; તેથી હું તેના રક્ષણમાટે આવ્યો,[૨૪–૨૫] અને કદલીવ્રતનો ઉપદેશ કર્યો. પણ તે વખતે થઇ શકે તેમ ન હોવાથી પૂર્વે રુકિમણીએ કરેલાં તે વ્રતનું પુણ્ય દ્રૌપદીને આપ્યું, તેથી તત્કાળ વસ્ત્રની વૃદ્ધિ થઈ અને દુષ્ટ દુઃશાસન જેમ જેમ વસ્ત્ર ખેંચતો ગયો તેમ તેમ નવાં નવાં વસ્ત્રો પ્રકટ થતાં ગયાં. છેવટ થાકી જવાથી પાપી દુઃશાસને જ્યાં સુધી વસ્ત્રો ખેંચવા બંધ કર્યાં ત્યાં સુધી કદલીના પડની પેઠે એક એક વસ્ત્ર નીકળતું જ આવ્યું. હે રાજન્ ! આ વ્રતનો પ્રભાવ ગુહ્ય છતાં પણ મેં તમોને કહી સંભળાવ્યો.[૨૬–૩૦] માટે આ કદલીવ્રત કરો, જેથી તમે પૂર્ણકામ થશો. એ પ્રમાણે કદલીવ્રતની કથા કહેલી છે.

## કદલીવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ युधिष्ठिर उवाच– कस्मिन्मासे तिथौ कस्यामाचरेद्व्रतमुत्तमम् । कदल्यभावे किं कार्यं तन्ममाचक्ष्व केशव ॥ १ ॥ श्रीकृष्ण उवाच– कार्तिके माघमासे वा वैशाखे चेतरे तथा । पुण्ये मासि प्रकुर्वीत पौर्णमास्यां शुभे दिने ॥ २ ॥ तिथिक्षयं वर्जयीत शुभायां सुसमाहितः । यस्मिन्देशे न लभ्येत कदली राजसत्तम ॥ ३ ॥ सुवर्णस्य शुभां कृत्वा तत्र पूजां समाचरेत् । यदि लभ्येत कदली तामारोप्य प्रपूजयेत् ॥ ४ ॥ यावत्तस्यां फलं तावत्सिंचेन्नीरेण भूपते । फलेषु च सुपक्वेषु पश्चाद्विप्रान् समाहूयेत् ॥ ५ ॥ प्रभाते विमले स्नात्वा नद्यादौ विमले जले। अहते वाससी गृह्य कृत्वा संध्यादिकर्म च ॥ ६ ॥ अरत्निमात्रं कृत्वा तु स्थंडिलं वाग्यतः शुचिः । अग्निं संस्थाप्य विधिवत्तत्र होमं समाचरेत् ॥ ७ ॥ शतमष्टोत्तरं विद्वान् तिलाज्याहुतिभिस्तथा । एकाग्रचित्तः संहृष्टः कृती व्याहृतिभिः पृथक् ॥ ८ ॥ ब्रह्मादिदेवताभ्यश्च नाममन्त्रैः पृथक् पृथक् । आचार्यं च सपत्नीकं वस्त्राद्यैः पूजयेत्ततः ॥ ९ ॥ धेनुं पयस्विनीं वत्स वस्त्रालंकारभूषिताम् । स्वर्णशृंगीं रौप्यखुरां कांस्यदोहनिकायुताम् ॥ १० ॥ ताम्रपृष्ठीं रत्नपुच्छां निष्ककंठीं सघंटिकाम् । अभ्यर्च्य वेदविदुषे आचार्याय निवेदयेत् ॥ ११ ॥ पादुकोपानहौ छत्रमलंकारा ह्यनेकशः । यथाशक्ति प्रदेया वै व्रतस्य परिपूर्तये ॥ १२ ॥ दद्यात्ततश्च कदलीं मन्त्रेणानेन भूमिप । कदल्यै कामदायिन्यै मेधायै ते नमो नमः । रंभायै भूतिसारायै सर्वसौख्यप्रदे नमः ॥ १३ ॥ कदलीदानमंत्रः– चतुर्विंशत्पोडशं वा

युग्मान्याहूय संयतः । वस्त्रालंकारगंधाद्यैः पूजयित्वा तु भोजयेत् ॥१४॥ वायनानि च देयानि वंशपात्रैस्तु शक्तितः। दद्याच्च दक्षिणां सम्यग्यथाविभवसारतः ॥ १५ ॥ अन्ये-भ्योऽपि यथाशक्ति दद्यादन्नं सुसंस्कृतम् । क्षमापयित्वा तान्राजन् व्रतस्य परिपूर्णताम् ॥ १६ ॥ वाचयित्वा यथा-न्यायमच्छिद्रत्वं च भाषयेत् । दीनानाथान्प्रतर्प्याथ स्वयं भुञ्जीत वाग्यतः ॥ १७ ॥ एवं यः कुरुते राजन् कदलीव्रत-मुत्तमम् । भुक्त्वा च विविधान्भोगान्सौभाग्यं विंदते ध्रुवम् ॥ १८॥ तस्मात्कुरु विधानेन यथोक्तफलमाप्स्यसि। एवं नारी नरो वापि यः कुर्यात्कदलीव्रतम् । सर्वान्कामा-नवाप्नोति स्वर्गलोके महीयते ॥ १९ ॥ इति श्रीभविष्यो-त्तरे कदलीव्रतोद्यापनं संपूर्णम् ॥

યુધિષ્ઠિર કહે છે–હે કેશવ ! આ ઉત્તમ કદલીવ્રત કયા માસમાં અને કઇ તિથિમાં કરવું ? તેમ જ કદલી ન હોય તો કેમ કરવું ? તે મને કહો.[1] શ્રીકૃષ્ણ કહે છે–કાર્તિક, માઘ, વૈશાખ અથવા બીજા પુણ્યકારક માસમાં પૂર્ણિમા* ને શુભ દિવસે એ વ્રત કરવું.[2] તિથિનો ક્ષય હોય ત્યારે ન કરવું. હે રાજા ! જે દેશમાં કેળ ન મળી શકે, તે દેશમાં સોનાની સુંદર કેળ કરાવી તેની પૂજા કરવી.[3] જો કેળ મળે તો તેને વાવવી.[4] પછી જ્યાં સુધી તેમાં ફળ આવે ત્યાં સુધી હમેશાં તેણીને જળ પાવું. જ્યારે ફળ લાગીને પાકી જાય ત્યારે બ્રાહ્મણોને બોલાવવા.[5] પ્રાતઃકાલ થાય ત્યારે નદી વગેરેનાં સ્વચ્છ જલમાં સ્નાન કરી કોરાં વસ્ત્રો પહેરી સંધ્યા વગેરે કર્મ કરી,[6] અરત્નિ† જેવડું સ્થંડિલ કરી, વાણીને નિયમમાં રાખી પવિત્રતાથી અગ્નિસ્થાપના કરવી. પ્રસન્ન થઇ હર્ષથી વ્યાહૃતિ ભણી તેમાં ઘીની તથા તલની જૂદી જૂદી એકસો આઠ આહુતિ આપવી.[7-8] બ્રહ્મા વગેરે દેવોને તે તે નામમંત્રવડે જૂદી જૂદી આહુતિ આપવી. વસ્ત્ર વગેરેથી આચાર્યની તથા આચાર્યપત્નીની પૂજા કરવી.[9] પછી વસ્ત્રથી અને અલંકારથી શોભાવેલી, સોનાનાં શીંગડાંવાળી, રૂપાની ખરીવાળી, ત્રાંબાના પીઠવાળી, રત્નોનાં પૂછડાંવાળી અને કોટમાં અલંકારવાળી તથા ઘંટાવાળી વાછડાસહિત દૂઝણી ગાય આચાર્યને આપવી.[10-11] તેને દોહવા માટે કાંસાનું પાત્ર આપવું; અને વ્રત પૂરું થવા માટે શક્તિ પ્રમાણે પાદુકા, પગરખાં, છત્ર અને કેટલાક અલંકારો આપવા.[12] પછી, 'હે કદલિ ! આપ કે જે કામના પૂર્ણ કરનાર છો, રંભા છો, સમૃદ્ધિના સારરૂપ છો અને સર્વ સુખ આપ-નારાં છો, તેને હું વારંવાર નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણી કદલીનું દાન કરવું.[13] સ્ત્રી પુરુષોનાં ચોવીશ અથવા સોળ જોડાંઓને બોલાવી તેમની વસ્ત્ર અને અલં-કાર વગેરેથી પૂજા કરી તેમને ભોજન કરાવવું.[14] પોતાની શક્તિ પ્રમાણે વાંસના પાત્રમાં વાયન આપવું. યથાશક્તિ દક્ષિણા આપવી.[15] બીજાને પણ યથાશક્તિ અન્ન આપી સર્વની પાસે ક્ષમા માગી વ્રત પૂરું થવા માટે તેઓની પાસે વ્રત છિદ્રરહિત થાય, તેમ કહેવરાવવું.[16] પછી ગરીબ ગરબાંને તૃપ્ત કરી વાણીને નિયમમાં રાખી પોતે જમવું.[17] હે રાજન્ ! જે માણસ એ પ્રમાણે ઉત્તમ કદલીવ્રત કરે છે, તે આ લોકમાં સર્વ સુખ ભોગવી અવશ્ય સૌભાગ્યને પ્રાપ્ત થાય છે. તે માટે હે યુધિષ્ઠિર ! તમે પણ વિધિથી વ્રત કરો, તેથી તમને કહેલું ફળ પ્રાપ્ત થશે. જે સ્ત્રી અથવા પુરુષ કદલીવ્રત કરે, તે સર્વ સુખ ભોગવી અંતે સ્વર્ગમાં પૂજાય છે.[18-19] એ પ્રમાણે ભવિષ્યોત્તરપુરાણમાં કદલીવ્રતનું ઉદ્યાપન કહેલું છે.



## ૫ નરકચતુર્દશી અથવા રૂપચતુર્દશી

अथ पूर्णिमांतमासेन कार्तिककृष्णचतुर्दशी नरकचतु-र्दशी । तस्यां तिलतैलेन स्नानमुक्तं भविष्ये ॥ १ ॥ कार्ति-कस्यासिते पक्षे चतुर्दश्यां विधूदये । अवश्यमेव कर्तव्यं स्नानं नरकभीरुभिः ॥ २ ॥ दिनद्वये विधूदये चतुर्दशीसत्त्वे-पूर्वविद्धचतुर्दश्यां कार्तिकस्य सितेतरे । पक्षे प्रत्यूषसमये स्नानं कुर्यात्प्रयत्नतः–इति निर्णयदीपिकोक्तेः ॥ ३ ॥ पूर्व-दिने अभ्यंगः कार्यः । परदिन एवेत्यन्ये । दिनद्वये चतु-र्दश्यभावे तु चतुर्दश्यां चतुर्थयामे स्नानमिति दिवोदास-निबंधे ॥४॥ स्मृतिदर्पणेऽपि- चतुर्दशी याऽश्वयुजस्य कृष्णा स्वात्यृक्षयुक्ता हि भवेत् प्रभाते । स्नानं समभ्यर्च्य नरैस्तु कार्यं सुगंधतैलेन च विप्रयुक्तैः ॥ ५ ॥ तैले लक्ष्मीर्जले गंगा दीपावल्याश्चतुर्दशीं ( प्राप्येति शेषः ) ॥ प्रातःस्नानं तु यः कुर्याद्यमलोकं न पश्यतीति ब्रह्मोक्तेः ॥ ६ ॥ तथा कृष्णचतुर्दश्यामाश्विनेऽर्कोदयात्पुरा । यामिन्याः पश्चिमे यामे तैलाभ्यंगो विशिष्यते ॥ ७ ॥ मृगांकोदयवेलायां त्रयोदश्यां यदा भवेत् । दर्शे वा मंगलं स्नानं दुःखशोकभ-यप्रदमिति कालादर्शे त्रयोदशीनिषेधाच्च ॥ ८ ॥ त्रयोदशी यदा प्रातः क्षयं याति चतुर्दशी । रात्रिशेषे त्वमावास्या तदाभ्यंगे त्रयोदशीति चतुर्थयामे स्नानमुक्तम् ॥९॥ ज्योति-र्निबंधे नारदोऽपि–इषासिते चतुर्दश्यामिंदुक्षयतिथावपि । ऊर्जादौ स्वातिसंयुक्ते तदा दीपावली भवेत् ॥ १० ॥ अत्र स्नाने विशेष उक्तो मदनरत्ने ब्राह्मे–अपामार्गमथो तुंबीं प्रपुन्नाटमथापरम् । भ्रामयेत्स्नानमध्ये तु नरकस्य क्षयाय वै ॥ ११ ॥ अपामार्गस्य पत्राणि भ्रामयेच्छिरसोपरि । ततश्च तर्पणं कार्यं धर्मराजस्य नामभिः ॥ १२ ॥ अमा-

* આંહીં ચતુર્દશી સમજવી જોઈએ, કારણ કે કદલીવ્રત ચતુર્દશીનું છે, અને જે તિથિનું વ્રત હોય તે જ તિથિએ તેનું ઉદ્યાપન કરવાનું સર્વ વ્રતોમાં આવે છે. પણ વ્રત બીજી તિથિનું અને ઉદ્યાપન બીજી તિથિએ કર્યું હોય, તેમ કોઈ પણ વ્રતમાં જોવામાં આવ્યું નથી.

† મૂઠી વાળેલો હાથ રત્નિ કહેવાય છે, અને મૂઠી વાળ્યા છતાં પણ ટચલી આંગળી ખુલ્લી રાખી હોય તો અરત્નિ કહેવાય છે.

बाल्याचतुर्दश्योः प्रदोषे दीपदानतः । यममार्गांधकारेभ्यो मुच्यते कार्तिके नरः ॥१३॥ तथा ब्राह्मे–ततः प्रदोषसमये दीपान्दद्यान्मनोरमान् । ब्रह्मविष्णुशिवादीनां मठेषु भवनेषु च ॥ १४ ॥ प्राकारोद्यानवापीषु प्रतोलीनिष्कुटेषु च । मंदुरासु विविक्तासु हस्तिशालासु चैव हि ॥ १५॥ विशेषांतरं लैंगे– ततः प्रेतचतुर्दश्यां भोजयित्वा तपोधनान् । शैवान्विप्रांस्तथ परान् शिवलोके महीयते ॥ १६ ॥ दानं दत्त्वा तु तेभ्यश्च यमलोकं न गच्छति । तथा नक्तभोजनमप्युक्तं तत्रैव– नक्तं प्रेतचतुर्दश्यां यः कुर्याच्छिवतुष्टये । ततः क्रतुशतेनापि नाप्यते पुण्यमीदृशम् ॥ १७ ॥ शिवरात्रौ तथा तस्यां लिंगस्यापि प्रपूजया । अक्षय्यॉंल्लभते भोगान् शिवसायुज्यमाप्नुयात् ॥ १८ ॥

પૂર્ણિમાંતમાસના પ્રમાણથી કાર્તિક વદિ ચૌદશ એટલે ગુજરાતની આશો વદિ ચૌદશ તે નરકચતુર્દશી કહેવાય છે. તે દિવસે તલનું તેલ ચોળી સ્નાન કરવું, એમ ભવિષ્યપુરાણમાં કહેલું છે.[1] 'નરકથી ડરતા પુરુષોએ 'કાર્તિક ( ગુજરાતી આશો ) વદિ ચૌદશને દિવસે ચંદ્રોદય વખતે અવશ્ય સ્નાન કરવું.' 'જો બેય દિવસે ચંદ્રોદય વખતે ચતુર્દશી હોય તો કાર્તિક ( આસો ) માસના કૃષ્ણ પક્ષમાં ત્રયોદશીના વેધવાળી ચતુર્દશીને દિવસે શ્રમ લઇને પણ મળસકામાં સ્નાન કરવું.' એમ નિર્ણયદીપિકામાં કહેવાથી પહેલે દિવસે તેલ ચોપડવું. બીજે દિવસે ચોપડવું, એમ બીજા કેટલાક કહે છે. જો બેય દિવસ ચંદ્રોદય વખતે ચૌદશ ન હોય તો ચતુર્દશીને દિવસે ચોથે પહોરે એટલે સાંઝ વખતે સ્નાન કરવું, એમ દિવોદાસનિબંધમાં કહેલું છે.[2–4] સ્મૃતિદર્પણમાં પણ કહ્યું છે કે–'આશો માસના કૃષ્ણપક્ષની ચતુર્દશી જે દિવસે સ્વાતિ નક્ષત્રના યોગવાળી હોય, તે દિવસે પ્રાતઃકાલમાં તેલ લગાડી સ્નાન કરવું.[5] તે દિવસે સુગંધી તેલ લગાડવું નહીં; કારણ કે દીવાળીની ચૌદશને દિવસે તેલમાં લક્ષ્મી રહે છે અને જળમાં ગંગા રહે છે.[6] પ્રાતઃકાલમાં સ્નાન કરવાથી મનુષ્યને યમલોક જોવો પડતો નથી,' એમ બ્રાહ્મપુરાણમાં કહેલું છે તેથી તથા આશો વદિ ચૌદશને દિવસે સૂર્યોદય પહેલાં રાત્રિના છેલ્લા પહોરમાં તેલ લગાડવાથી અધિક ફળ થાય છે.[7] 'ચંદ્રોદય વખતે ત્રયોદશીમાં વા અમાવાસ્યામાં મંગલ સ્નાન એટલે તેલ ચોપડી સ્નાન કરવાથી દુઃખ, શોક અને ભય પ્રાપ્ત થાય છે,' એ પ્રમાણે કાલાદર્શમાં ત્રયોદશીનો નિષેધ છે.[8] તેથી 'જો પ્રાતઃકાલમાં ત્રયોદશી હોય, પછી ચતુર્દશીનો ક્ષય હોય અને પાછી થોડી રાત્રિ રહેતાં અમાવાસ્યા આવી જતી હોય તો ત્રયોદશીને દિવસે તેલ લગાડવું,' એવી રીતે ચોથા પહોરમાં તેલ લગાડી સ્નાન કરવાનું કહેલું છે.[9] જ્યોતિર્નિબંધમાં નારદ પણ કહે છે કે, 'આશો વદિ ચૌદશને દિવસે, અમાસને દિવસે અને સ્વાતિ નક્ષત્રવાળા કાર્તિક માસના પહેલા દિવસમાં એટલે કાર્તિક શુદિ પડવાને દિવસે હારબંધ દીવા મૂકવા.'[10] આ ચૌદશને દિવસે સ્નાનમાં જે કાંઇ વિશેષ છે, તે મદનરત્નમાં અને બ્રહ્મપુરાણમાં કહેલું છે; નરકના ક્ષય માટે સ્નાનની વચમાં અઘેડો, તુંબડું તથા કુવાડિયો ફેરવવાં, માથા ઉપર અઘેડાનાં પાંદડાં ફેરવવાં.[11] પછી યમનાં નામ લઇ તર્પણ કરવું. આશો વદિ ચૌદશને અને અમાસને દિવસે પ્રદોષ વખતે દીવા કરવાથી મનુષ્ય યમમાર્ગના અંધકારથી મૂકાઇ જાય છે. ( એટલે તેને યમમાર્ગે જવું પડતું નથી.)[12–13] બ્રહ્મપુરાણમાં લખ્યું છે કે, પછી પ્રદોષ વખતે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર વગેરેના મંદિરોમાં, મઠમાં, ઘરમાં, કિલ્લા ઉપર, બગીચામાં, વાવપર, ગલીમાં, દરવાજાપર, ઘોડારમાં અને હાથીશાળામાં મનોહર દીવા કરવા.'[14–15] લિંગપુરાણમાં વિશેષ કહેલું છે કે– 'નરકચતુર્દશીને દિવસે જે માણસ તપસ્વીઓને, શિવભક્ત બ્રાહ્મણોને અને બીજાઓને પણ જમાડે છે અને તેઓને દાન આપે છે, તે શિવલોકમાં પૂજાય છે, પણ યમલોકમાં જતો નથી. તેમ જ નક્તભોજન પણ તેમાં જ કહેલું છે. જે માણસ શિવને પ્રસન્ન કરવા માટે નક્ત ભોજન કરે છે તેને જેટલું પુણ્ય થાય છે, તેટલું પુણ્ય સો યજ્ઞો કરવાથી પણ થતું નથી. શિવરાત્રિને દિવસે તથા નરકચતુર્દશીને દિવસે શિવપૂજન કરવાથી અક્ષય ભોગ મળે છે અને અંતે શિવસાયુજ્ય મુક્તિ મળે છે.[16–18]

## સનત્કુમાર સંહિતામાં કહેલો નરકચતુર્દશી વગેરે ત્રણ દિવસોમાં કરવાનો પ્રકાર

अथ सनत्कुमारसंहितोक्तनरकचतुर्दश्यादिदिनत्रयविधानम् । वालखिल्या ऊचुः– पूर्वविद्धचतुर्दश्यामाश्विनस्य सितेतरे । पक्षे प्रत्यूषसमये स्नानं कुर्यात्प्रयत्नतः ॥ १ ॥ अरुणोदयतोऽन्यत्र रिक्तायां स्नाति यो नरः । तस्याब्दिकभवो धर्मो नश्यत्येव न संशयः ॥ २ ॥ तथा कृष्णचतुर्दश्यामाश्विनेऽर्कोदयात्पुरा । यामिन्याः पश्चिमे यामे तैलाभ्यंगो विशिष्यते ॥ ३ ॥ यदा चतुर्दशी न स्याद्द्विदिने चेद्विधूदये । दिनद्वये भवेद्वापि तदा पूर्वैव गृह्यते ॥ ४ ॥ बलात्काराद्धठाद्वापि शिष्टत्वान्न करोति चेत् । तैलाभ्यंगं चतुर्दश्यां रौरवं नरकं व्रजेत् ॥ ५ ॥ तैले लक्ष्मीर्जले गंगा दीपावल्याश्चतुर्दशीम् । अपामार्गमथो तुंबीं प्रपुन्नाटमथापरम् ॥६॥ भ्रामयेत्स्नानमध्ये तु नरकस्य क्षयाय वै । दिनत्रयं त्रिवारं च पठित्वा मंत्रमुत्तमम् ॥ ७ ॥ सितालोष्टसमायुक्तसकंटकदलान्वितम् । हर पापमपामार्ग भ्राम्यमाणः पुनः पुनः ॥ ८ ॥ इष्टबंधुजनैः सार्धमेवं स्नानं समाचरेत् । ततो मंगलवासांसि परिधायाप्यभूषणम् ॥ ९ ॥ कृत्वा च तिलकं दत्त्वा कार्तिकस्नानमाचरेत् । स्नानांगतर्पणं कृत्वा यमं संतर्पयेत्ततः ॥ १० ॥ यमाय धर्मराजाय

मृत्यवे चांतकाय च। वैवस्वताय कालाय सर्वभूतक्षयाय च ॥ ११ ॥ औदुंबराय दध्नाय नीलाय परमेष्ठिने। वृकोदराय चित्राय चित्रगुप्ताय ते नमः ॥ १२ ॥ चतुर्दशैते मंत्राः स्युः प्रत्येकं च नमोन्विताः। एकैकेन तिलैर्मिश्रान् दद्यात्रीनुदकांजलीन् ॥१३॥ यज्ञोपवीतिना कार्यं प्राचीनावीतिना तथा। देवत्वं च पितृत्वं च यमस्यास्ति द्विरूपता ॥ १४ ॥ जीवत्पितापि कुर्वीत तर्पणं यमभीष्मयोः। नरकाय प्रदातव्यो दीपः संपूज्य देवताः ॥ १५ ॥

વાલખિલ્યે કહે છે—આશો માસના કૃષ્ણપક્ષમાં ત્રયોદશીના વેધવાળી ચતુર્દશીને દિવસે શ્રમથી પણ મળસકામાં સ્નાન કરવું.[1] જે માણસ ચતુર્દશીને દિવસે અરુણોદય છોડી, બીજા વખતમાં સ્નાન કરે છે, તેનો આખા વર્ષમાં કરેલો ધર્મ નષ્ટ થાય છે, એમાં સંશય નથી.[2] તેમ જ આશો વદિ ચૌદશને દિવસે સૂર્યોદય પહેલાં રાત્રિના પાછલા પહોરમાં તેલ ચોપડવાથી અધિક ફળ થાય છે.[3] બેય દિવસે ચંદ્રોદય વખતે ચતુર્દશી ન હોય અથવા બેય દિવસે તે વખતે ચતુર્દશી હોય તો પહેલી ચતુર્દશી લેવી.[4] જે માણસ બળથી, હઠથી અથવા મોટાઇથી નરકચતુર્દશીને દિવસે તેલ લગાડતો નથી, તે માણસ રૌરવ નરકમાં પડે છે.[5] ચૌદશને ને દીવાળીને દિવસે તેલમાં લક્ષ્મી રહે છે અને જળમાં ગંગા રહે છે. નરકના નાશ માટે અઘેડો, તુંબડી અને કુવાડિયો એ ત્રણ સ્નાનની વચમાં ફેરવવાં.[6] 'હે અઘેડા! તું વેળુ તથા ઢેફાંવાળો છે, તારાં પાંદડાં કાંટાવાળાં છે, હું તને વારંવાર ફેરવું છું માટે મારું પાપ હરી લે.' એ મંત્ર હમેશાં ત્રણ વાર ભણી ત્રણ દિવસ સુધી સ્નેહી અને સગાંસંબંધીઓની સાથે સ્નાન કરવું.[7-8] પછી સુંદર વસ્ત્ર તથા અલંકાર પહેરી તિલક કરી દાન આપી કાર્તિક સ્નાન કરવું. તેમાં તર્પણ કરી, યમતર્પણ કરવું.[9-10] પછી યમને નમસ્કાર કરું છું, ધર્મરાજને નમસ્કાર કરું છું, મૃત્યુને નમસ્કાર૦, અંતકને નમ૦, વૈવસ્વતને નમ૦, કાલને નમ૦, સર્વ પ્રાણીના ક્ષય કરનારને નમ૦, ઔદુંબરને નમ૦, દધ્નીને નમ૦, નીલને નમ૦, પરમેષ્ઠીને નમ૦, વૃકોદરને નમ૦, ચિત્રને નમ૦, અને ચિત્રગુપ્તને નમ૦, કરું છું. એવી રીતે સર્વના અંતમાં 'નમઃ' પદ લગાડી એક એક મંત્રથી તિલવાળાં જલની ત્રણ ત્રણ અંજલિઓ આપવી.[11-13] આ યમતર્પણ સવ્ય અને અપસવ્ય બન્નેથી કરવું; કારણ કે દેવ અને પિતૃ બન્નેમાં યમની ગણતી છે.[14] જેનો પિતા જીવતો હોય તેણે પણ યમતર્પણ અને ભીષ્મતર્પણ કરવું. દેવનું પૂજન કરી નરકને દીવો આપવો.[15]

अत्रैव लक्ष्मीकामस्य विधिः स्नाने मयोच्यते । इषे भूते च दर्शे च कार्तिकप्रथमे दिने। यदा स्वाती तदाऽभ्यंगं स्नानं कुर्याद्दिवदये ॥१६॥ ऊर्जशुक्लद्वितीयायां यदि स्वाती भवेत्तदा। मानवो मंगलस्नायी नैव लक्ष्म्या वियुज्यते ॥ १७ ॥ दीपैर्नीराजनादत्र सैषा दीपावलिः स्मृता। इंदुक्षयेऽपि संक्रांतौ रवौ पाते दिनक्षये ॥ १८ ॥ अत्राभ्यंगो न दोषाय प्रातः पापापनुत्तये। माषपत्रस्य शाकेन भुक्त्वा तस्मिन्दिने नरः ॥ १९ ॥ प्रेताख्यायां चतुर्दश्यां सर्वपापैः प्रमुच्यते। इषासितचतुर्दश्यामिंदुक्षयतिथावपि ॥ २० ॥ ऊर्जादौ स्वातिसंयुक्ते तदा दीपावलिर्भवेत्। कुर्यात्संलग्नमेतच्च दीपोत्सवदिनत्रयम् ॥ २१ ॥ आश्विनस्यासिते पक्षे त्रयोदश्यादिषु त्रिषु। क्रमात्पादैस्त्रिभिर्विष्णुरग्रहीद्भुवनत्रयम् ॥ २२ ॥ महाराजो बलिः प्रोक्तस्तुष्टेन हरिणा ततः। वरं याचस्व भद्रं ते यद्यन्मनसि वर्तते ॥ २३ ॥ इति विष्णुवचः श्रुत्वा बलिर्वचनमब्रवीत्। आत्मार्थे न च याचेऽहं सर्वं दत्तं मया तव। लोकार्थं याचयिष्यामि शक्तश्चेद्देहि मे प्रभो ॥२४॥ मया या ते धरा दत्ता वामनच्छद्मरूपिणे। त्रिभिः पादैस्त्रिदिवसैः सा चाक्रांता यतस्त्वया ॥ २५ ॥ तस्मादेतद्बले राज्यमस्तु घस्त्रत्रयं हरे। मद्राज्ये दीपदानं ये भुवि कुर्वंति मानवाः ॥ २६ ॥ तेषां गृहे तव श्रीयं सदा तिष्ठतु सुस्थिरा। मम राज्ये गृहे येषामंधकारः पतिष्यति ॥ २७ ॥ अलक्ष्मीसहितस्तेषामंधकारोऽस्तु सर्वदा। चतुर्दश्यां तु ये दीपान्नरकाय ददंति च ॥ २८ ॥ तेषां पितृगणाः सर्वे नरके निवसंति न। बलिराज्यं समासाद्य यैर्न दीपावलिः कृता ॥ २९ ॥ तेषां गृहे कथं दीपाः प्रज्वलिष्यंति केशव। बलिराज्ये तु ये लोकाः शोकानुत्साहकारिणः ॥ ३० ॥ तेषां गृहे सदा शोकः पतेदिति न संशयः। चतुर्दशीत्रये राज्यं बलेरस्त्वित्ययोजयत्। पुरा वामनरूपेण प्रार्थयित्वा धरामिमाम् ॥ ३१ ॥ ददावतिथिरिंद्राय बलिं पातालवासिनम्। कृत्वा दैत्यपतेर्दत्तं हरिणा तद्दिनत्रयम् ॥ ३२ ॥ तस्मान्महोत्सवं चात्र सर्वैरेव हि कारयेत्। महारात्रिः समुत्पन्ना चतुर्दश्यां मुनीश्वराः ॥ ३३ ॥ अतस्तदुत्सवः कार्यः शक्तिपूजापरायणैः। बलिराज्यं समासाद्य यक्षगंधर्वकिन्नराः ॥३४॥ औषध्यश्च पिशाचाश्च मंत्राश्च मणयस्तथा। सर्वे एव प्रहृष्यंति नृत्यंति च निशामुखे ॥ ३५ ॥ तत्तन्मंत्राश्च सिद्ध्यंति बलिराज्ये न संशयः। बलिराज्यं समासाद्य यथा लोकाः सुहर्षिताः॥३६॥ तथा तद्दिनमध्येऽपि जनाः स्युर्हर्षिता भृशम्। तुलासंस्थे सहस्रांशौ प्रदोषे भूतदर्शयोः ॥ ३७ ॥ उल्काहस्ता नराः कुर्युः पितृणां मार्गदर्शनम्। नरकस्थास्तु ये प्रेतास्तेऽपि मार्गं व्रतात्सदा ॥ ३८ ॥ पश्यंत्येव न संदेहः कार्योऽत्र मुनिपुंगवाः। आश्विनस्यासिते पक्षे भूतादितिथयस्त्रयः ॥ ३९ ॥ दीपदानादिकार्येषु ग्राह्या मध्याह्नकालिकाः। यदि स्युः संगवादर्वागेते च तिथयस्त्रयः। दीपदानादिकार्येषु कर्तव्याः पूर्वसंयुताः ॥ ४० ॥ इति श्रीसनत्कुमारसंहितायां कार्तिकमाहात्म्ये नरकचतुर्दश्यादिदिनत्रयविधानं संपूर्णम्। इति नरकचतुर्दशी ॥

જેને લક્ષ્મીની ઇચ્છા હોય તેને આ ચૌદશને દિવસે સ્નાન કરવાનો પ્રકાર કહું છું. આશો વદિ ચૌદશ, અમાવાસ્યા અને કાર્તિક શુદિ પડવાને દિવસે સ્વાતિ નક્ષત્ર હોય ત્યારે ચંદ્રોદય વખતે તેલ લગાડવું.[૧૬] જો કાર્તિક શુદિ બીજને દિવસે સ્વાતિ નક્ષત્ર હોય ને તે દિવસે જે મનુષ્ય તેલ લગાડી સ્નાન કરે છે, તે મનુષ્ય લક્ષ્મીથી વિમુક્ત થતો નથી.[૧૭] આ દિવસે દીપવડે નીરાજન થાય છે, માટે દીવાળી કહેવાય છે.[૧૮] ચંદ્રક્ષય હોય, સંક્રાંતિ હોય, રવિવાર હોય, વ્યતિપાત હોય અને દિવસનો ક્ષય હોય તોપણ નરકચતુર્દશીને દિવસે પ્રાતઃકાલમાં તેલ ચોપડવાથી દોષ લાગતો નથી, પરંતુ પાપનો નાશ થાય છે.[૧૯] નરકચતુર્દશીને દિવસે જે માણસ અડદનાં પાંદડાંનું શાક ખાય છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે. આશો વદિ ચતુર્દશી, અમાવાસ્યા અને કાર્તિક શુદિ પડવાને દિવસે હારબંધ દીવા મૂકવા. આશો વદિ તેરશથી લઈ લગોલગ ત્રણ દિવસો સુધી દીપોત્સવ કરવો. આ દિવસોમાં વામને ત્રણ પગલામાં ત્રણે ભુવનો લઇ લીધાં હતાં.[૨૦–૨૨] પછી પ્રસન્ન થયેલા વિષ્ણુએ જ બલિ રાજાને કહ્યું કે, 'હે બલે! તારું કલ્યાણ થાઓ. તારા મનમાં જે જે હોય તે તે માગી લે.'[૨૩] એવાં વિષ્ણુનાં વચનો સાંભળી બલિ બોલ્યો કે, 'હે પ્રભો! હું પોતામાટે કાંઇ પણ માગતો નથી, પરંતુ લોકમાટે માગું છું. જો સમર્થ હો તો આપો.[૨૪] કપટથી વામનનું સ્વરૂપ ધારણ કરી આવેલા આપને મેં પૃથ્વી આપી, તે આપે ત્રણ દિવસોમાં ત્રણ પગલાંવડે માપી લીધી.[૨૫] માટે હે હરે! આ ત્રણ દિવસો સુધી બલિરાજ્ય થાઓ (એટલે એ ત્રણે દિવસો બલિરાજાના કહેવાઓ). હે મહારાજ! મારા રાજ્યમાં જે માણસો દીપદાન કરે, તેઓના ઘરમાં લક્ષ્મી સદા સ્થિર થઈ રહો. મારા રાજ્યમાં જેઓના ઘરમાં અંધારું પડે તેના ઘરમાં સદા અંધકાર અલક્ષ્મી (ભૂખ) રહો. જે માણસો ચૌદશને દિવસે નરકને દીવા આપે છે, તેઓના પિતરોને નરકમાં રહેવું પડતું નથી. હે કેશવ! જે માણસો બલિરાજ્યમાં દીવા કરતા નથી, તેઓના ઘરમાં દીવા કેમ મળશે? જે માણસો બલિરાજ્યમાં શોક રાખે છે અને ઉત્સાહ રાખતા નથી, તેઓના ઘરમાં સદા શોક રહે છે, એમાં સંશય નથી. એવી રીતે બલિના માગવાથી 'ચતુર્દશીથી આરંભીને ત્રણ દિવસ સુધી બલિનું રાજ્ય રહો.' એમ વિષ્ણુએ કબૂલ કર્યું છે.[૨૬–૩૧] પૂર્વે વિષ્ણુએ વામનનું રૂપ ધારણ કરી બલિ પાસેથી પૃથ્વી માગી ઇંદ્રને આપી અને તેને પાતાળનું રાજ્ય આપ્યું અને નરકચતુર્દશીથી આરંભી ત્રણ દિવસો તેને આપ્યા છે, એટલા માટે આ ત્રણ દિવસોમાં અવશ્ય ઉત્સવ કરવો.[૩૨–૩૩] નરકચતુર્દશીને દિવસે મહારાત્રિ ઉત્પન્ન થયેલી છે, તેને માટે દેવીભક્તોએ તે દિવસે અવશ્ય ઉત્સવ કરવો જોઇએ.[૩૪] ચતુર્દશીથી આરંભી ત્રણ દિવસો સુધી સંધ્યા વખતે યક્ષ, ગંધર્વ, કિન્નર, ઔષધિ, પિશાચ, મંત્ર, મણિ, એ સર્વે પ્રસન્ન થાય છે અને નાચે છે.[૩૫–૩૬] બલિરાજ્યમાં તે તે મંત્રો સિદ્ધ થાય છે એમાં સંશય નથી.[૩૬] બલિના રાજ્યને પ્રાપ્ત થઈ જેમ મનુષ્યો પ્રસન્ન થયા હતા, તેમ જ તેના દિવસોમાં સર્વે લોકો અતિ પ્રસન્ન થાય છે.[૩૭] તુલા સંક્રાંતિમાં એટલે આશો માસમાં ચતુર્દશી અને અમાવાસ્યાને દિવસે સર્વ મનુષ્યોએ હાથમાં ઉલ્કા (દીવી–મેરાયાં) લઇ પિતરોને માર્ગ બતાવવો જોઇએ.[૩૮] તેમ કરવાથી નરકમાં પડેલા પ્રેતોને માર્ગ દેખાય છે તેમાં સંશય નથી. આશો વદિમાં ચતુર્દશી વગેરે ત્રણ તિથિઓ જે દિવસે મધ્યાહ્નવ્યાપિની હોય, તે દિવસે દીપદાન કરવું. જો સંગવકાલની પહેલાં એટલે પ્રાતઃકાળમાં ત્રણે તિથિઓ આવી જતી હોય તો, પૂર્વતિથિના યોગવાળી ત્રણે તિથિઓમાં દીપદાન કરવું, એવી રીતે સનત્કુમારસંહિતામાં અને કાર્તિકમાહાત્મ્યમાં નરકચતુર્દશી વગેરે ત્રણ દિવસનું કૃત્ય કહેલું છે.[૩૯–૪૦]

## ૬ વૈકુંઠચતુર્દશી

अथ कार्तिकशुक्लचतुर्दश्यां वैकुंठचतुर्दशीव्रतम् । सा चारुणोदयवती ग्राह्या । उपवासस्तु पूर्वदिने। वर्षे वै हेमलंबाख्ये मासि श्रीमति कार्तिके। शुक्लपक्षे चतुर्दश्यामरुणोदयसंभवे। महादेवतिथौ ब्राह्मे मुहूर्ते मणिकर्णिके। स्नात्वा विश्वेश्वरो देव्या विश्वेश्वरमपूजयत् । संक्षेपं ज्योतिषस्तस्य प्रतिष्ठाख्यं तदाऽकरोत् । स्वयमेव तदाऽऽत्मानं चरन्पाशुपतव्रतम् । ततः प्रभाते विमले कृत्वा पूजां महाद्भुताम् । दंडपाणेर्महानाम्नि वनेऽस्मिन्कृतपारणः । श्रीमद्भवानीसदनं प्रविश्येदमनुत्तमम् । इति सनत्कुमारसंहितोक्तेः॥

કાર્તિક શુદિ ચૌદશને દિવસે વૈકુંઠચતુર્દશીનું વ્રત કરવું. એ ચતુર્દશી અરુણોદયવ્યાપિની લેવી, ઉપવાસ તો પૂર્વે દિવસે કરવો; કારણ કે પૂર્વે હેમલંબ નામના સંવત્સરના કાર્તિક માસના શુકલ પક્ષની ચૌદશને દિવસે બ્રાહ્મ મુહૂર્તમાં મણિકર્ણિકામાં સ્નાન કરી અરુણોદય વખતે વિષ્ણુ ભગવાને શંકરપાર્વતીની પૂજા કરી હતી. તે જ વખતે ત્યાં તેણે મહાદેવનાં જ્યોતિર્લિંગની સંક્ષેપથી પ્રતિષ્ઠા કરી હતી. પછી પ્રાતઃકાળમાં મહાદેવની મહાપૂજા કરી આ મોટાં વનમાં પાર્વતીનાં સુંદર મંદિરમાં પેસી પારણું કર્યું,' એમ સનત્કુમારસંહિતામાં કહેલું છે.

### વૈકુંઠચતુર્દશીની કથા

अथ कथा ॥ वालखिल्या ऊचुः–कार्तिकस्य सिते पक्षे चतुर्दश्यां समागमत् । वैकुंठेशस्तु वैकुंठाद्वाराणस्यां कृते युगे ॥१॥ रात्र्यां तुर्यांशशेषायां स्नात्वाऽसौ मणिकर्णिके । गृहीत्वा हेमपद्मानां सहस्रं वै ततोऽव्रजत् ॥ २ ॥ अवि-

भक्त्या पूजयितुं शिवया सहितं शिवम् । विधाय पूजां वैश्वर्शी ततः पद्मैरपूजयत् ॥३॥ सहस्रसंख्यां कृत्वाऽऽदावेकनाम्ना ततः परम् । आरब्धं पूजनं तेन शिवस्तद्भक्तिमैक्षत ॥ ४ ॥ एकं पद्मं पद्ममध्यान्निलीयात्तं हरेण तु । ततः पूजितवान्विष्णुरेकोनं कमलं त्वभूत् ॥ ५ ॥ इतस्ततस्तेन दृष्टं पद्मं तिष्ठति न क्वचित् । कमलेषु भ्रमो जातोऽथवा नामसु मे भ्रमः ॥ ६ ॥ क्षणं विचार्य स हरिर्न मे नामभ्रमोऽभवत् । पद्मेष्वेव भ्रमो जातो विचार्यैवं पुनः पुनः ॥ ७ ॥ सहस्रपद्मसंकल्पः पूजार्थं तु कृतो मया । अर्च्यः कथं महादेव एकोनकमलैर्मया ॥ ८ ॥ यद्यानेतुं गमिष्यामि भंगः स्यादासनस्य तु । अतः परं किं विधेयं चिंतोद्विग्नो हरिस्तदा ॥ ९ ॥ एको विचार उत्पन्नो हृदयेऽस्य मुनीश्वराः । पुंडरीकाक्ष इत्येवं मां वदंति मुनीश्वराः ॥ १० ॥ नेत्रं मे पद्मसदृशं पद्मार्थे स्वर्पयाम्यहम् । इति निश्चित्य मनसि दत्वा तर्जनिकां स तु ॥ ११ ॥ नेत्रं मध्यात्तदुत्पाट्य महादेवस्तु पूजितः । ततो महेश्वरस्तुष्टो वाक्यमेतदुवाच ह ॥ १२ ॥

વાલખિલ્યો કહે છે–સત્યયુગમાં કાર્તિક શુદિ ચૌદશને દિવસે વિષ્ણુ વૈકુંઠમાંથી કાશીમાં આવ્યા,[1] ત્યારે ભક્તિથી શંકર–પાર્વતીની પૂજા કરવામાટે એક હજાર સુવર્ણનાં કમળ લેતા આવ્યા હતા. તે પછી ચોથા ભાગની રાત્રિ રહી, તે વખતે મણિકર્ણિકામાં સ્નાન કરી તેમણે શંકરનું પૂજન કર્યું. તે પછી તેને ચડાવવામાટે આગળથી જે હજાર કમળ ગણી રાખ્યાં હતાં, તેમાંથી શંકરનું એક નામ લઈ એક એક પદ્મ ચડાવવાનો પ્રારંભ કર્યો.[2–4] આ વખતે વિષ્ણુની ભક્તિ જોવામાટે શંકરે એક કમળ છૂપી રીતે લઇ લીધું. હવે પૂજા કરતાં કરતાં એક કમળ ઓછું થયું,[5] તેથી વિષ્ણુએ સર્વત્ર આમ તેમ જોયું પણ કયાંય પદ્મ જોવામાં આવ્યું નહીં. તે વિચાર કરવા લાગ્યા કે, કમળ ગણવામાં ભૂલ થઇ કે, નામમાં ભૂલ થઈ ![6] વળી ક્ષણવાર વિચાર કરી મનમાં કહેવા લાગ્યા કે, 'નામમાં તો ભૂલ થઇ નથી કિંતુ કમળ ગણવામાં જ ભૂલ થઇ હશે.[7] મેં હજાર કમળથી પૂજા કરવાનો સંકલ્પ કરેલો છે. હવે હજારમાંથી એક કમળ ઓછું થયું તેનું કેમ કરવું ! એક ઓછા કમળથી કેમ પૂજા કરવી ?[8] જો હું કમળ લેવા માટે ઉઠું તો આસનનો ભંગ થાય. ( એટલે એક આસને પૂજા કરવાનો ભંગ થાય ) હવે શું કરવું ! એવી રીતે વિષ્ણુ ભગવાન્ ચિંતામાં પડી ગયા.[9] તે વખતે તેમના મનમાં એક વિચાર ઉત્પન્ન થયો કે, મને મોટા મોટા મુનિઓ પુંડરીકાક્ષ ( કમલ જેવાં નેત્રવાળો ) કહે છે,[10] માટે પદ્મના જેવું મારું નેત્ર કાઢી મહાદેવને અર્પણ કરું.' એવો નિશ્ચય કરી તર્જનીવડે એક નેત્ર કાઢી મહાદેવની પૂજા કરી, તેથી પ્રસન્ન થઇને મહાદેવ બોલ્યા.[11–12]

महादेव उवाच– त्वत्समो नास्ति मद्भक्तस्त्रैलोक्ये सचराचरे । राज्यं दत्तं त्रिलोक्यास्ते भव त्वं लोकपालकः ॥ १३ ॥ अन्यद्वरय भद्रं ते वरं यन्मनसेप्सितम् । अवश्यमेव दास्यामि नात्र कार्या विचारणा ॥ १४ ॥ मद्भक्तिं तु समालंब्य ये द्विषंति जनार्दनम् । ते मद्द्वेष्या नरा विष्णो व्रजेयुर्नरकं ध्रुवम् ॥ १५ ॥ विष्णुरुवाच– त्रैलोक्यरक्षाकरणं ममादिष्टं महेश्वर । दुर्मदाश्च महासत्वा दैत्या मार्याः कथं मया ॥ १६ ॥

મહાદેવ કહે છે–હે વિષ્ણો ! ચરાચર ત્રણ લોકોમાં તમારા જેવો મારો ભક્ત બીજો કોઈ નથી. હું તમને ત્રણે લોકોનું રાજ્ય આપું છું, તેનું પાલન કરો.[13] વળી જે તમારા મનમાં હોય તે બીજું પણ વરદાન માગી લ્યો. જે માગશો તે અવશ્ય આપીશ, એમાં સન્દેહ નથી.[14] હે વિષ્ણો ! જે કોઇ મારા ભકતો તમારો દ્વેષ કરશે, તેની ઉપર મારો કોપ થશે તેથી તેઓ અવશ્ય નરકમાં પડશે.[15] વિષ્ણુ કહે છેઃ–હે મહેશ્વર ! આપે ત્રણે લોકોનું રક્ષણ કરવાનું મને કહ્યું તે ઠીક, પણ મહા મદોન્મત્ત અને બળવાન્ દૈત્યોને મારે કેવી રીતે મારવા?[16]

शिव उवाच– एतत्सुदर्शनं चक्रं सर्वदैत्यनिकृंतनम् । गृहाण भगवन्विष्णो मया तुभ्यं निवेदितम् ॥ १७ ॥ अनेन सर्वदैत्यानां भगवन्कदनं कुरु । एवं चक्रं हरेर्दत्वा ततो वचनमब्रवीत् ॥१८॥ शिव उवाच– वर्षे च हेमलंबाख्ये मासि श्रीमति कार्तिके । शुक्लपक्षे चतुर्दश्यामरुणाभ्युदयं प्रति ॥ १९ ॥ महादेवतिथौ ब्राह्मे मुहूर्ते मणिकर्णिके । स्नात्वा वैश्वेश्वरं लिंगं वैकुंठादेत्य पूजितम् ॥ २० ॥ सहस्रकमलैस्तस्माद्विष्यति मम प्रिया । विख्याता सर्वलोकेषु वैकुंठाख्या चतुर्दशी ॥ २१ ॥ अन्यं वरं प्रदास्यामि शृणु विष्णो वचो मम । पूर्वरात्रे तु ते पूजा कर्तव्या सर्वजातिभिः ॥२२॥ उपवासं दिवा कुर्यात्सायंकाले तवार्चनम् । पश्चान्ममार्चनं कार्यमन्यथा निष्फलं भवेत् ॥ २३ ॥ ग्राह्या तु हरिपूजायां रात्रिव्याप्ता चतुर्दशी । अरुणोदयवेलायां शिवपूजां समाचरेत् ॥ २४ ॥ सहस्रकमलैर्विष्णुरादौ यैः पूजितो नरैः । पश्चाच्छिवः पूजितश्चेज्जीवन्मुक्तास्त एव हि ॥ २५ ॥ सायं स्नात्वा पंचनदे बिंदुमाधवमर्चयेत् । सहस्रनामभिर्विष्णोः कमलैः सुमनोहरैः ॥२६॥ मणिकर्ण्यां ततः स्नात्वा विश्वेश्वरमथार्चयेत् ॥ सहस्रनामभिः पुष्पैर्जीवन्मुक्तास्त एव हि ॥ २७ ॥

શંકર કહે છે;–હે ભગવન્ ! હે વિષ્ણો ! સર્વ દૈત્યોનો નાશ કરનાર આ સુદર્શન ચક્ર હું તમને આપું છું, તે ગ્રહણ કરો અને તેથી સઘળા દૈત્યોનો નાશ કરો. એવી રીતે વિષ્ણુને ચક્ર આપી શંકર ફરીથી બોલ્યા કે,[17–18] હેમલંબ નામના વર્ષમાં કાર્તિક શુદિ ચૌદશને દિવસે વૈકુંઠમાંથી આવી બ્રાહ્મમુહૂર્ત વખતે મણિકર્ણિકામાં સ્નાન કરી તમે હજાર કમળવડે મારી પૂજા કરી, તેથી તે

ચતુર્દશી મને પ્રિય થશે. એ તિથિ સર્વ લોકમાં 'વૈકુંઠ-ચતુર્દશી એ નામથી પ્રસિદ્ધ થશે.[૧૯–૨૧] હે વિષ્ણો! બીજો પણ વર આપું છું તે સાંભળો. સર્વ મનુષ્યોએ પહેલી રાત્રિમાં તમારી પૂજા કરવી.[૨૨] એટલે દિવસમાં ઉપવાસ કરવો અને સંધ્યાકાળે તમારી પૂજા કરવી અને પછી મારું પૂજન કરવું. જે માણસ ઉપર કહ્યા પ્રમાણે કરતો નથી, તેનું વ્રત નિષ્ફળ થાય છે.[૨૩] વિષ્ણુપૂજામાં રાત્રિના ભાગની ચતુર્દશી લેવી. તે પછી અરુણોદય વખતે શંકરની પૂજા કરવી.[૨૪] જે માણસો પ્રથમ હજાર કમળો-વડે વિષ્ણુની પૂજા કરી, શંકરનું પૂજન કરશે, તે માણસો જીવન્મુક્ત થશે.[૨૫] જે માણસો સાયંકાળે પંચગંગામાં સ્નાન કરી વિષ્ણુસહસ્રનામથી સુંદર કમળવડે બિંદુ-માધવનું પૂજન કરી, પછી પ્રાતઃકાળે મણિકર્ણિકામાં* સ્નાન કરી હજાર નામ ભણી કમળ ચડાવી વિશ્વનાથનું પૂજન કરશે, તે માણસો જીવન્મુક્ત થશે.[૨૬–૨૭]

स्नात्वा यो विष्णुकांच्यां चानंतसेनं समर्चयेत् । रुद्रकांच्यां ततः स्नात्वा प्रणवेशं समर्चयेत् ॥ २८ ॥ पृथिव्यां च श्रुता ये ये धर्माः प्रोक्ता महर्षिभिः । सर्वेषां फलमाप्नोति नात्र कार्या विचारणा ॥ २९ ॥ आदौ स्नात्वा वह्नितीर्थे यजेन्नारायणं ततः । रेतोदके ततः स्नात्वा केदारेशं समर्चयेत् ॥ ३० ॥ इहैवार्थवतां नाथो भवेन्नास्त्यत्र संशयः । स्थलपद्मैस्त्वत्र पूजा कर्तव्या जलजक्षयात् ॥३१॥ आदौ स्नात्वा सूर्यपुत्र्यां वेणीमाधवमर्चयेत् । जाह्नव्यां च ततः स्नात्वा संगमेशं प्रपूजयेत् ॥ ३२ ॥ रक्तपद्मैः श्वेतपद्मैर्हरिं रुद्रं क्रमेण तु । सर्वाः स्त्रियस्तस्य वश्याः सत्यं विष्णो मयोदितम् ॥ ३३ ॥ मोक्षार्थं काशिकामध्ये तिष्ठतः शुभदायकौ । बिंदुमाधवविश्वेशौ जगदानंददायकौ ॥ ३४ ॥ न लभेत्पूजयित्वा किं मोक्षं विश्वेश्वरं हरिम् । विना यो हरिपूजां तु कुर्याद्रुद्रस्य चार्चनम् ॥ ३५ ॥ वृथा तस्य भवेत्पूजा सत्यमेतद्वचो मम । एवं तस्मै वरं दत्त्वाऽन्तर्धानं ययौ शिवः ॥ ३६ ॥ तस्मात्सर्वप्रयत्नेन पूज्यौ हरिहरावुभौ । प्राप्ते कलियुगे घोरे शौचाचारविवर्जिते ॥ ३७ ॥ तत्त्वसंख्यैर्वर्षशतैर्गतैर्देवो महेश्वरः । वाराणसीस्थलिंगानि पाताले स हि नेष्यति ॥ ३८ ॥ ततो द्विगुणवर्षैस्तु गंगा वाराणसी तथा । भविष्यति च साऽदृश्या ततो वै सुमुनीश्वराः ॥ ३९ ॥ अंतर्हिता यदा काशी भविष्यति तदा मुने । नाशस्तु लिंगचिह्नानां निष्प्रभाः सकला जनाः ॥ ४० ॥ चतुर्दशाब्दं दुर्भिक्षं महामारीसमुद्भवः । गोवधश्चापि सर्वत्र मृत्तिका भस्मसन्निभा ॥ ४१ ॥ गंगोत्तर्यां तु या धारा पतेद्भगीरथाश्रमे । हरिद्वाराच्च वायव्ये तस्या लोपो भविष्यति ॥ ४२ ॥ भागीरथ्यां गतायां तु मर्कटीतंतुसन्निभा । भविष्यंति जले कीटास्तोयं नीलीनिभं तथा ॥ ४३ ॥ चतुर्वर्षसहस्रैस्तु शैलस्थाः सर्वदेवताः । सत्वं त्यक्त्वा गमिष्यंति मानसं च सरोवरम् ॥ ४४ ॥ गतेषु सर्वदेवेषु राजानो धैर्यवर्जिताः । पापिष्ठाश्च दुराचारा अनीतिपरिपीडिताः ॥ ४५ ॥ कलेरयुतवर्षाणि भविष्यंति यदा खग । श्रौतमार्गस्य लोपो हि भविष्यति न संशयः ॥४६॥ तदा लोका भविष्यंति मद्यपानपरायणाः । स्वल्पायुषः स्वल्पभोग्या नानारोगैश्च पीडिताः ॥ ४७ ॥ द्विजास्तु दक्षिणे देशे वेदज्ञाः संभवंति च । आनीय तान् शाककर्ता धर्मं संस्थापयिष्यति ॥ ४८ ॥ इति सनत्कुमारसंहितायां कार्तिकमाहात्म्ये वैकुंठचतुर्दशीकथा समाप्ता ॥

જે માણસો વિષ્ણુકાંચીમાં સ્નાન કરી અનંત ભગવાનનું પૂજન કરશે તથા રુદ્રકાંચીમાં સ્નાન કરી ઓંકારેશ્વરનું પૂજન કરશે,[૨૮] તેને મોટા મોટા ઋષિઓએ જે જે ધર્મો કહ્યા છે તે સર્વેનું ફળ થશે, એમાં કાંઇ વિચાર કરવા જેવું નથી.[૨૯] જે માણસ પ્રથમ વહ્નિ-તીર્થમાં સ્નાન કરી નારાયણનું પૂજન કરી, રેતોદકમાં સ્નાન કરી, કેદારેશ્વરનું પૂજન કરશે,[૩૦] તે આ લોકમાં મોટો ધનવાન્ થશે, એમાં સંશય નથી. આ પૂજામાં જો જલકમળ ન મળે તો સ્થલકમલ*વડે પૂજા કરવી.[૩૧] હે વિષ્ણો! જે માણસ પ્રથમ યમુનામાં સ્નાન કરી, લાલ કમળોવતી વેણુમાધવનું પૂજન કરી ગંગામાં સ્નાન કરી સંગમેશ્વર મહાદેવનું પૂજન કરશે, તેને સઘળી સ્ત્રીઓ વશ થશે, એ હું સત્ય કહું છું.[૩૨–૩૩] શુભ કરનાર તથા જગતને આનંદ આપનાર બિંદુમાધવનું અને વિશ્વનાથનું પૂજન કરવાથી મોક્ષ માટે કાશીવાસ કરનાર પુરુષને શું મોક્ષ નથી મળતો? (અર્થાત્ અવશ્ય મળે છે.) જે માણસ વિષ્ણુની પૂજા વિના શંકરનું પૂજન કરે છે, તેની પૂજા વ્યર્થ થાય છે, આ વાત હું ખરેખરી કહું છું, એટલું કહી શંકર અંતર્હિત થઇ ગયા.[૩૪–૩૬] એટલા માટે વિષ્ણુ અને શંકર બન્નેની યત્નથી પણ પૂજા કરવી. જ્યારે ઘોર કલિયુગ આવશે અને આચાર વિચારનો નાશ થશે ત્યારે ચોવીશ સો વર્ષો પછી કાશીમાં જેટલાં લિંગો છે તે સઘળાં લઈ, મહાદેવ પાતાળમાં જશે.[૩૭–૩૮] ત્યાર પછી અડતાલીશ સો વર્ષો પછી ગંગા અને કાશી પણ સ્વધામમાં જશે. જ્યારે કાશી અદૃશ્ય થઇ જશે ત્યારે લિંગનાં ચિહ્નનો પણ નાશ થશે અને સર્વ મનુષ્યો નિસ્તેજ થઈ જશે.[૩૯–૪૦] ચૌદ વર્ષો સુધી દુષ્કાળ રહેશે, કોલેરાનો ઉપદ્રવ ઉઠશે, સર્વ જગોએ ગાયનો વધ થશે, ભસ્મ જેવી માટી જોવામાં આવશે.[૪૧] હરિદ્વારથી વાયવ્ય કોણમાં ગંગોત્તરમાં ભગીરથના આશ્રમમાં જે ગંગાની ધારા પડે છે તેનો નાશ થશે,[૪૨] એ ધારાનો નાશ થયા પછી જલ ગળી જેવું કાળું થઇ જશે, તેમાં મર્કટી (કરોળીઆ)ના તાંતણા જેવા જીવડા પડી જશે.[૪૩] ત્યાર

* પંચગંગા કાશીમાં બિંદુમાધવની પાસે છે.

*ગુલાબનું ફુલ.

બાદ ચૌદ હજાર વર્ષો પછી પર્વતમાં રહેલા સર્વ દેવો સત્ત્વ તજી માનસ સરોવરમાં ચાલ્યા જશે.[૪૪] દેવો ગયા પછી સર્વે રાજાઓ પોતાનો ધર્મ છોડી ધૈર્ય તજી પાપમાં, દુરાચારમાં અને અનીતિમાં તત્પર રહેશે.[૪૫] કલિયુગમાં દશ હજાર વર્ષો ગયા પછી શ્રૌત્ર (વેદ) ધર્મનો લોપ થશે.[૪૬] સર્વ લોકો મદિરાપાનમાં પરાયણ થશે, થોડી આયુષ્યવાળા થશે, દુર્ભાગ્યવાળા અને રોગી થશે.[૪૭] અને દક્ષિણ દેશમાં બે ત્રણ બ્રાહ્મણો વૈદિક થશે, તેને લાવી શકકર્તા ધર્મની સ્થાપના કરશે.[૪૮] એ પ્રમાણે સનત્કુમારસંહિતામાં કાર્તિક માહાત્મ્યમાં વૈકુંઠ ચતુર્દશીની કથા કહેલી છે.

## ૮ શિવરાત્રિવ્રતનો નિર્ણય

अथ अमांतमासेन माघकृष्णचतुर्दश्यां शिवरात्रिव्रतम् । तच्चार्धरात्रव्यापिन्यां कार्यम् । तदुक्तं नारदसंहितायाम्–अर्धरात्रयुता यत्र माघकृष्णचतुर्दशी । शिवरात्रिव्रतं तत्र सोऽश्वमेधफलं लभेत् ॥ १ ॥ ईशानसंहितायामपि–माघकृष्णचतुर्दश्यामादिदेवो महानिशि । शिवलिंगमभूत्तत्र कोटिसूर्यसमप्रभम् । तत्कालव्यापिनी ग्राह्या शिवरात्रिव्रते तिथिः ॥ २ ॥ माघकृष्णत्वं चात्रामांतमासपरत्वेन ॥ अत एव–चतुर्दश्यां तु कृष्णायां फाल्गुने शिवपूजनम् । तामुपोष्य प्रयत्नेन विषयान्परिवर्जयेदिति सुमंतुवचने पौर्णिमांतमासोऽभ्युक्तः ॥ ३ ॥ महानिशा च–महानिशा द्वे घटिके रात्रेर्मध्यमयामयोरिति देवलोक्तेर्निशीथरूपैव ॥ ४ ॥ एवं चार्धरात्रशब्दोऽपि तत्पर एव । दिनद्वये निशीथव्याप्तावव्याप्तौ वा परैव प्रदोषव्याप्तिलाभात् । निशाद्वये चतुर्दश्यां पूर्वा त्याज्या परा शुभा ॥५॥ आदित्यास्तमये काले अस्ति चेद्या चतुर्दशी ॥ तद्रात्रिः शिवरात्रिः स्यात्सा भवेदुत्तमोत्तमा–इति ॥ ६ ॥ त्रयोदशी यदा देवि दिनभुक्तिप्रमाणतः । जागरे शिवरात्रिः स्यान्निशि पूर्णा चतुर्दशी ॥ ७ ॥ प्रदोषव्यापिनी ग्राह्या शिवरात्रे चतुर्दशी । रात्रौ जागरणं यस्मात्तस्मात्तां समुपोषयेत् ॥ ८ ॥ अहोरात्रव्रतं यच्च एकमेकतिथौ गतम् । तस्यामुभययोगिन्यामाचरेत्तद्व्रतं व्रती । इति, कामिका शिवरात्रिः शिवरहस्ये स्मृत्यंतरादिवचनाच्च ॥ ९ ॥

ગુજરાતી માઘ વદિ ચતુર્દશીને દિવસે શિવરાત્રિવ્રત આવે છે. તે વ્રત જે દિવસે અર્ધ રાત્રિના ભાગની ચૌદશ હોય તે દિવસે કરવું. તે માટે નારદસંહિતામાં કહેલું છે–'જે દિવસે અર્ધરાત્રિવ્યાપિની ચૌદશ હોય, તે દિવસે જે માણસ શિવરાત્રિનું વ્રત કરે છે તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.'[૧] ઈશાનસંહિતામાં પણ 'માઘ વદિ ચતુર્દશીની મધરાતે મહાદેવ કરોડો સૂર્યોના જેવી કાંતિવાળા લિંગરૂપ થયેલા છે એટલા માટે શિવરાત્રિવ્રતમાં ચતુર્દશી મધ્યરાત્રિવ્યાપિની લેવી.'[૨] આ શ્લોકમાં 'માઘવદિ' એમ કહેલું છે તે અમાંત માસના ક્રમથી કહેલું છે. એટલા જ માટે 'ફાગણ વદિ ચૌદશને દિવસે શિવપૂજન કરવું, ઉપવાસ કરવો અને વિષયનો ત્યાગ કરવો.' એ પ્રકારનાં સુમંતુનાં વચનમાં પૂર્ણિમાંત માસ પણ કહેલો છે.[૩] મહાનિશાનો અર્થ 'મધરાત' એવો કરવો; કારણ કે, 'રાત્રિના વચલા બે પહોર બે ઘડી એટલે બીજા પહોરની છેલ્લી એક ઘડી અને ત્રીજા પહોરની પહેલી એક ઘડી એમ મળી બે ઘડીની મહાનિશા કહેવાય છે,' એમ દેવલ કહે છે.[૪] 'તેમ જ અર્ધ રાત્રનો અર્થ પણ મધરાત જ સમજવો. જો બેય દિવસે મધરાત વ્યાપિની હોય અથવા અવ્યાપિની હોય તોપણ પર લેવી; કારણ કે તે દિવસે પ્રદોષ વખતે પણ ચતુર્દશીનો લાભ થાય છે. જો બેય દિવસે રાત્રિમાં ચતુર્દશી હોય તો પહેલીનો ત્યાગ કરવો અને બીજી ચતુર્દશી લેવી; કારણ કે તે શુભ કહેવાય છે. સૂર્યાસ્તસમયમાં જો ચતુર્દશી હોય તો તે શિવરાત્રિ અતિ ઉત્તમ કહેવાય છે. હે દેવિ! જો આખો દિવસ ત્રયોદશી હોય અને પછી પરિપૂર્ણ રાત્રિમાં ચતુર્દશી હોય તો તે દિવસે શિવરાત્રિનું વ્રત કરી જાગરણ કરવું. રાત્રિમાં જાગરણ થાય માટે શિવરાત્રિનાં વ્રતમાં પ્રદોષવ્યાપિની ચતુર્દશી લેવી અને તે દિવસે ઉપવાસ કરવો. રાત્રિ દિવસનું વ્રત જે તિથિમાં કહ્યું હોય તે તિથિ જે દિવસે દિવસના અને રાત્રિના યોગવાળી હોય તે દિવસે કરવું,' એવી રીતે શિવરહસ્યમાં સ્મૃત્યંતર વગેરેનું વચન છે.[૫-૯]

न च पूर्वदिनेऽधिकव्याप्तिवशात् पूर्वैवेति शंक्यम्, एतस्य भूयसा स्यात् सधर्मत्वमिति न्यायमात्रत्वेन वचनबाधकत्वायोगात् । प्रत्युत निरुक्तवचनैरेव तद्बाधाच्च । पूर्वदिने निशीथे परदिने प्रदोषे तदा पूर्वैव । अर्धरात्रात्पुरस्तात्चेज्जयायोगो यदा भवेत् । पूर्वविद्धैव कर्तव्या शिवरात्रिः शिवप्रिया–इति पाद्मे । जयायोगस्य विहितत्वात् ॥ १० ॥ महतामपि पापानां दृष्टा वै निष्कृतिः पुरा । न दृष्टा कुर्वतां पुंसां कुहूयुक्तां तिथिं शिवमिति स्कांदे दर्शयोगस्य निंदितत्वाच्च ॥ ११ ॥ यत्तु कालतत्त्वविवेचने नैव्यर्दिनद्वये निशीथव्याप्तावेव पूर्वविद्धाविधायकान्युत्तरविद्धानिषेधकानि वचनानि सात्रकाशानीत्युक्त्वा पूर्वैव ग्राह्येत्युक्तम्, तन्न समंजसम्, निशाद्वये चतुर्दश्यां पूर्वा त्याज्या परा शुभेति माधवाद्युदाहृतकामिकवचनविरोधात् ॥ १२ ॥ न च पूर्वविद्धाविधायकानामुत्तरविद्धानिषेधकानां विषयालाभ इति शंक्यम्, प्रदोषनिशीथयोर्विरोधे निशीथप्राप्ततायां उपोद्बलकत्वेन विषयलाभस्यानुपदमेवोक्तत्वात् प्रदोषव्याप्तिकाभाव ॥ १३ ॥ माघासिते भूतदिनं हि राजन्नुपैति योगं यदि पंचदश्याः । जयाप्रयुक्तां न तु जातु कुर्याच्छिवस्य रात्रिं प्रियकृच्छिवस्य–इति हेमाद्रिमाधवाद्युदाहृतपुराणवचनादपि परैव ॥ १४ ॥ अस्मिन्व्रते

उपवासजागरणपूजानां फलसंबंधात् त्रयमपि प्रधानम् ॥ १५ ॥ तथाच नागरखंडे-उपवासप्रभावेण बलादपि च जागरात् । शिवरात्रेस्तथा तस्यां लिंगस्यापि प्रपूजया । अक्षयाँल्लभते कामान् शिवसायुज्यमाप्नुयादिति ॥ १६ ॥ इदं च व्रतं संयोगपृथक्त्वन्यायेन नित्यं काम्यं च । परात्परतरं नास्ति शिवरात्रिः परात्परा । न पूजयति भक्त्येशं रुद्रं त्रिभुवनेश्वरम् । जंतुर्जन्मसहस्रेषु भ्रमते नात्र संशयः । इति स्कांदे अकरणे प्रत्यवायश्रुतेर्नित्यम् ॥ १७ ॥ शिवं च पूजयित्वा यो जागर्ति च चतुर्दशीम् । मातुः पयोधररसं न पिबेच्च कदाचन-इति तत्रैव फलश्रुतेः काम्यमिति ॥ १८ ॥ पारणं चैतद्व्रते स्कांदे तिथिमध्ये तदंते चोक्तम् । उपोषणं चतुर्दश्यां चतुर्दश्यां तु पारणम् । कृतैः सुकृतलक्षैश्च लभ्यते यदि वा नवा ॥ १९ ॥ ब्रह्मांडोदरमध्ये तु यानि तीर्थानि संति वै । संस्थितानि भवंतीह भूतायां पारणे कृते ॥ २० ॥ तिथ्यंते पारणं कुर्याद्विना शिवचतुर्दशीम् ॥ २१ ॥ तथा-कृष्णाष्टमीस्कंदषष्ठी शिवरात्रिस्तथैव च । एताः पूर्वयुताः कार्यास्तिथ्यंते पारणं भवेत्-इति ॥ २२ ॥ अनयोर्विरुद्धवचनयोर्व्यवस्थैवं माधवेनोक्ता । यामत्रयोर्ध्वगामिन्यां प्रातरेव हि पारणम्-इति वचनाद्यामत्रयमध्ये चतुर्दशीसमाप्तौ तिथ्यंते तदुत्तरगामित्वे तु प्रातस्तिथिमध्ये एवेति ॥२३॥ तिथिमध्यकालो मुख्यस्तदंतकालो गौणः उत्तरभावित्वादित्याहुः । केचित्तु शक्तस्तिथ्यंते अशक्तस्तिथिमध्ये एवेत्यूचुः ॥ २४ ॥ शिवरात्रिग्रहणं तु पूर्वविद्धाविधानार्थमिति । वस्तुतस्तु-सा त्वस्तमयपर्यंतव्यापिनी चेत्परेऽहनि । दिवैव पारणं कुर्यात्पारणे नैव दोषभागिति शिवरात्रिप्रकरणपठितकालादर्शादिलिखितवचनाद्दिवातिथिसमाप्तौ तिथ्यंतेऽन्यथा तन्मध्य एवेति निर्णयः ॥ २५ ॥

પૂર્વ દિવસે અધિક વ્યાપ્તિ હોવાથી પૂર્વ દિવસે જ વ્રત કરવું, એવી શંકા કરવી નહીં, કારણ કે 'एतस्य भूयसा०' એ ન્યાયથી જ વચનનો બાધ થઈ શકતો નથી, પણ ઊલટો નિરુક્તવચનથી તેનો બાધ થાય છે. જો પૂર્વ દિવસે મધરાતવ્યાપિની હોય અને બીજે દિવસે પ્રદોષવ્યાપિની હોય તો પૂર્વ દિવસે વ્રત કરવું; કારણ કે 'જો મધરાત પહેલાં ત્રયોદશીનો અને ચતુર્દશીનો યોગ થતો હોય તો પૂર્વવિદ્ધ છતાં પણ તે દિવસે શિવરાત્રિ વ્રત કરવું. એ શંકરને પ્રિય છે,' એ પ્રમાણે પદ્મપુરાણમાં ત્રયોદશી યોગવાળી ચતુર્દશી લેવાનું કહ્યું છે.[10] તેમ જ 'મોટાં મોટાં પાપોનાં પણ પ્રાયશ્ચિત્ત જોવામાં આવે છે પરંતુ અમાવાસ્યાના યોગવાળી ચતુર્દશીનું વ્રત કરનારના પાપનું પ્રાયશ્ચિત્ત જોવામાં આવતું નથી. એવી રીતે સ્કંદપુરાણમાં અમાવાસ્યાના યોગનો નિષેધ છે.[11] કાલતત્ત્વવિવેચનમાં 'જો બેય દિવસ અર્ધરાત્રવ્યાપિની ચતુર્દશી હોય તો જ પૂર્વવિદ્ધા ચતુર્દશીના ગ્રહણનાં વચનો અને પરવિદ્ધા ચતુર્દશીના નિષેધનાં વચનો સાવકાશ છે, એમ કહી પહેલી જ લેવી' એમ કહે છે તે કહેવું ઠીક નથી. કારણ 'જો બન્ને દિવસે રાત્રિમાં ચતુર્દશી હોય તો પૂર્વનો ત્યાગ કરી પર લેવી. કારણ કે તે શુભ છે;' એ પ્રમાણે માધવે કહ્યું છે. કામિક વચનનો વિરોધ આવે છે.[12] હવે પૂર્વવિદ્ધા ચતુર્દશી ગ્રહણનાં વચનો અને પરવિદ્ધા ચતુર્દશીગ્રહણના નિષેધનાં વચનોમાં વિષયનો અલાભ થશે, એવી શંકા કરવી નહીં કારણ કે જ્યાં પ્રદોષનો અને અર્ધરાત્રિનો વિરોધ આવે ત્યાં અર્ધરાત્રિ વ્યાપિની લેવી, એવો વિષય લાભ ( વિષય વિભાગ ) તો હમણાં જ કહેલો છે. તેમ જ પ્રદોષવ્યાપ્તિનો લાભ પણ થાય છે.[13] 'હે રાજન્! જો માઘવદિ ચતુર્દશી અમાવાસ્યાના યોગવાળી મળતી હોય તો ત્રયોદશીના યોગવાળી કોઇ વખતે પણ લેવી નહીં. કારણ કે તે શિવરાત્રિ શિવને પ્રિય છે.' એવી રીતે હેમાદ્રિમાં માધવે કહેલાં પુરાણનાં વચનથી પણ પરજ લેવી.[14] આ વ્રતમાં ઉપવાસ, પૂજા અને જાગરણ ત્રણે મુખ્ય છે. કારણ કે એ ત્રણેનાં ફળો નાગરખંડમાં નીચે મુજબ કહ્યાં છે.[15] 'શિવરાત્રિને દિવસે ઉપવાસના પ્રભાવથી, બળાત્કારે પણ જાગરણ કરવાથી અને શિવલિંગનાં પૂજનથી અક્ષય ભોગ મળે છે અને અંતે શિવની સાયુજ્ય મુક્તિ મળે છે.'[16] આ વ્રત સંયોગ અને પૃથક્ત્વ ન્યાયથી નિત્ય અને કામ્ય છે. શિવરાત્રિથી કોઈ ઉત્તમ નથી, તે જ સર્વોત્તમ છે. માટે જે માણસ તે દિવસે ભક્તિથી ત્રણ ભુવનોના ઈશ્વર મહાદેવની પૂજા કરતો નથી, તે માણસ જન્મ મરણના ફેરામાં પડે છે. એમાં સંશય નથી.' એ પ્રમાણે સ્કંદપુરાણમાં વ્રત ન કરવાથી દોષ કહેલો છે માટે નિત્ય છે.[17] અને 'જે માણસ ચતુર્દશીને દિવસે મહાદેવનું પૂજન કરી જાગરણ કરે છે, તે માતાનું દૂધ કોઈ દિવસ પીતો નથી. (અર્થાત્ તેને ફરીથી જન્મ લેવો પડતો નથી.) એ પ્રમાણે સ્કંદપુરાણમાં જ વ્રતનું ફળ કહેલું છે. તેથી કામ્ય છે.[18] આ શિવરાત્રિનું પારણું ચતુર્દશીમાં કરવું અને ચતુર્દશી ઉતર્યા પછી કરવું, એમ બે પક્ષો કહેલા છે.—ચતુર્દશીમાં ઉપવાસ અને ચતુર્દશીમાં પારણું કરવું. તેવો યોગ લાખો પુણ્યથી મળે અથવા ન મળે.[19] ચતુર્દશીને દિવસે શિવરાત્રિ વ્રતનું પારણું કરવાથી બ્રહ્માંડમાં જેટલાં તીર્થો છે, તે સઘળાં તેમાં રહે છે. શિવચતુર્દશીનું વ્રત છોડી બીજી સર્વ તિથિઓનું પારણું તિથિ ઉતર્યા પછી કરવું.[20-21] તેમ જ 'કૃષ્ણાષ્ટમી, સ્કંદષષ્ઠી અને શિવરાત્રિ એ ત્રણે તિથિઓ પૂર્વતિથિના યોગવાળી લેવી, અને તિથિ ઉતર્યા પછી પારણું કરવું.' એવું વચન પણ છે.[22] આવી રીતનાં પરસ્પર વિરુદ્ધ બન્ને વચનોની વ્યવસ્થા માધવે આ પ્રમાણે કહેલી છે—'જો ચતુર્દશી ત્રણ પહોરથી પણ વધારે હોય તો પ્રાતઃકાળમાં જ

પારણું કરવું. આ વચનથી જો ત્રણ પહોરમાં જ ચતુર્દશી ઉતરી જતી હોય તો ચતુર્દશી ઉતર્યા પછી પારણું કરવું અને ત્રણ પહોરથી પણ અધિક હોય તો પ્રાતઃકાલમાં તેની વચમાં જ પારણું કરી લેવું.[२३] તિથિનો મધ્યકાલ મુખ્ય છે અને અંતકાલ ગૌણ છે; કારણ કે તે ઉત્તરભાવી છે, એમ કહે છે. 'જો શક્તિ હોય તો તિથિ ઉતર્યા પછી પારણું કરવું અને શક્તિ ન હોય તો તિથિ છતાં પણ પારણું કરી લેવું.[२४] અને 'कृष्णाष्टमी' એ શ્લોકમાં શિવરાત્રિનું ગ્રહણ છે તે તો પૂર્વવિદ્ધાનાં ગ્રહણ માટે છે,' એમ કેટલાક કહે છે. સિદ્ધાંત જોઈએ તો, 'જો ચતુર્દશી બીજે દિવસે સૂર્યાસ્તવ્યાપિની હોય તો દિવસમાં જ પારણું કરવું. તેમ કરવાથી દોષ લાગતો નથી. એ પ્રમાણે શિવરાત્રિના પ્રકારમાં ભણેલું અને કાલાદર્શ વગેરેમાં લખેલાં વચનથી જો દિવસમાં તિથિ ઉતરી જતી હોય તો તિથિ ઉતર્યા પછી પારણું કરવું અને જો દિવસમાં તિથિ ઉતરતી ન હોય તો તિથિ છતાં પણ પારણું કરી લેવું એવો નિર્ણય છે.[२५]

## વ્રતનો પ્રકાર

अथ व्रतविधिः॥ मासपक्षाद्युल्लिख्य मम पापक्षयार्थम· क्षयमोक्षभोगप्राप्त्यर्थं शिवरात्रिव्रतं करिष्ये इति संकल्प्य षोडशोपचारैः शिवपूजां कुर्यात् ॥ १ ॥ तत्र पूजा–आगच्छ देवदेवेश मर्त्यलोकहितेच्छया। पूजयामि विधानेन प्रसन्नः सुमुखो भव। सहस्रशीर्षेत्यावाहनम् ॥ २ ॥ सदासनं कुरु प्राज्ञ निर्मलं स्वर्णनिर्मितम्। भूषितं विविधै रत्नैः कुरु त्वं पादुकासनम्। पुरुष एवेदमित्यासनम् ॥ ३ ॥ गंगादिसर्वतीर्थेभ्यो मया प्रार्थनयाहृतम्। तोयमेतत्सुखस्पर्शं पाद्यार्थं प्रतिगृह्यताम्। एतावानस्येति पाद्यम् ॥ ४ ॥ गंधोदकेन पुष्पेण चंदनेन सुगंधिना। अर्घ्यं गृहाण देवेश भक्तिं मे ह्यचलां कुरु। त्रिपादूर्ध्वेत्यर्घ्यम् ॥ ५ ॥ कर्पूरोशीरसुरभिशीतलं विमलं जलम्। गंगायास्तु समानीतं गृहाणाचमनीयकम्। तस्माद्विराळेत्याचमनीयम् ॥ ६ ॥ मंदाकिन्याः समानीतं हेमांभोरुहवासितम्। स्नानाय ते मया भक्त्या नीरं स्वीक्रियतां विभो। यत्पुरुषेणेति स्नानम् ॥ ७ ॥ वस्त्रं सूक्ष्मं दुकूलं च देवानामपि दुर्लभम्। गृहाण त्वमुमाकांत प्रसन्नो भव सर्वदा। तं यज्ञमिति वस्त्रम् ॥ ८ ॥ यज्ञोपवीतं सहजं ब्रह्मणा निर्मितं पुरा। आयुष्यं ब्रह्मवर्चस्यमुपवीतं गृहाण मे। तस्माद्यज्ञात्सर्वेत्युपवीतम् ॥९॥ श्रीखंडं चंदनं दिव्यम्०। तस्माद्यज्ञात्सर्वहुतऋ० गंधम् ॥ १० ॥ माल्यादीनि० तस्मादश्वेति पुष्पम् ॥ ११ ॥ वनस्पतिरसोद्भूतो० यत्पुरुषमिति धूपम् ॥१२॥ साज्यं च वर्तिसंयुक्तं वह्निना योजितं मया। दीपं गृहाण देवेश त्रैलोक्यतिमिरापह। ब्राह्मणोस्येति दीपम् ॥ १३ ॥ नैवेद्यं गृह्यताम्०। चंद्रमा मनस इति नैवेद्यम् ॥ १४ ॥ पूगीफलमिति तांबूलम्। हिरण्यगर्भेति दक्षिणाम् ॥ १५ ॥ चक्षुर्दं सर्वलोकानां तिमिरस्य निवारणम्। आर्तिक्यं कल्पितं भक्त्या गृहाण परमेश्वर– इति नीराजनम्। फलेन फलितम्० फलम्। ॥ १६ ॥ यानि कानि च पापानि ब्रह्महत्यासमानि च। तानि तानि विनश्यंति प्रदक्षिणपदे पदे। नाभ्या आसीदिति प्रदक्षिणाः ॥ १७ ॥ मंत्रहीनं क्रियाहीनं भक्तिहीनं सुरेश्वर। यत्पूजितं मया देव परिपूर्णं तदस्तु मे। सप्तास्यासन्निति नमस्कारम् ॥ १९ ॥ सद्योजातमिति वामदेवायेति वा। यज्ञेन यज्ञमिति मंत्रपुष्पांजलिम् ॥ २० ॥ यस्य स्मृत्येति प्रार्थना।

માસ અને પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી, મારા પાપના ક્ષયમાટે, અને ભોગની તથા મોક્ષની પ્રાપ્તિ માટે હું શિવરાત્રિનું વ્રત કરીશ; એવો સંકલ્પ કરી, ષોડશોપચારોવડે શિવપૂજન કરવું.[१] પછી 'હે દેવ! હે દેવેશ! મનુષ્યલોકનું હિત કરવા પધારો, હું વિધિથી આપનું પૂજન કરૂં છું; માટે પ્રસન્ન અને સુમુખ થાઓ.' એ મંત્ર તથા 'सहस्रशीर्षा०' એ મંત્ર ભણી આવાહન કરવું.[२] 'હે પ્રાજ્ઞ! હે શંકર! વિવિધ રત્નોથી જડેલું સોનાનું સુંદર આસન છે તે ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'पुरुष एवेदं०' એ મંત્ર ભણી આસન આપવું.[३] 'હું ગંગા વગેરે સર્વ તીર્થો પાસેથી માગી આ શીતલ જળ લાવ્યો છું, તે પાદ્યમાટે ગ્રહણ કરો.' એ મંત્રથી તથા 'एतावानस्य०' એ મંત્રથી પાદ્ય આપવું.[४] 'હે દેવેશ! સુગંધી ચંદનવાળાં અને પુષ્પવાળાં સુગંધી જળનો અર્ધ્ય આપું છું તે ગ્રહણ કરો અને મને સ્થિર ભક્તિ આપો, એ મંત્ર તથા 'त्रिपादूर्ध्व०' એ મંત્રથી અર્ઘ્ય આપવો.[५] 'કપૂરની અને વાળાની સુગંધીવાળું ગંગાનું શીતલ અને નિર્મળ જળ લાવ્યો છું, તેનું આચમન કરો.' એ મંત્રથી તથા 'तस्माद्विराड्०' એ મંત્રથી આચમન કરાવવું.[६] 'હે વિભો! સુવર્ણના કમળની સુગંધીવાળું ગંગાનું જળ ભક્તિથી લાવ્યો છું તેનો સ્નાનને માટે સ્વીકાર કરો.' એ મંત્રથી તથા 'यत्पुरुषेण' એ મંત્રથી સ્નાન કરાવવું.[७] 'હે ઉમાકાંત! દેવોને પણ દુર્લભ એવા ઝીણા રેશમી વસ્ત્રનું ગ્રહણ કરો અને સદા પ્રસન્ન રહો.' એ મંત્ર તથા 'तं यज्ञं०' એ મંત્રથી વસ્ત્ર પહેરાવવાં.[८] 'હે શંકર! પૂર્વે બ્રહ્માએ બનાવેલું, આયુષ્ય વધારનાર, અને બ્રહ્મતેજ વધારનાર યજ્ઞોપવીત આપું છું તે ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्व०' એ મંત્રથી જનોઈ પહેરાવવું.[९] 'श्रीखंडं चंदनं०' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुतऋ०' એ મંત્ર ભણી ચંદન ચર્ચવું.[१०] 'माल्यादीनि०' તથા 'तस्मादश्वा०' એ મંત્રથી પુષ્પો ચઢાવવાં.[११] 'वनस्पतिरसो०' એ મંત્ર તથા 'यत्पुरुषं०' થી ધૂપ કરવો.[१२] 'હે દેવ! હે ત્રણે લોકના અંધકારનો નાશ કરનાર! અગ્નિથી પ્રકટેલો ઘીનો દીવો આપું છું તે ગ્રહણ

કરો.' એ મંત્રથી તથા 'ब्राह्मणोस्य०' એ મંત્રથી દીવો કરવો.[૧૩] 'नैवेद्यं गृह्यतां०' એ મંત્રથી તથા 'चंद्रमामन०' એ મંત્રથી નૈવેદ્ય ધરવું.[૧૪] 'पूगीफलं०' એ મંત્રથી તાંબૂલ આપવું. 'हिरण्यगर्भ०'થી દક્ષિણા દેવી.[૧૫] 'હે પરમેશ્વર! સર્વ લોકોને પ્રકાશ કરનાર, અંધકારનો નાશ કરનાર આરતી આપને ભક્તિથી ઉતારું છું તે ગ્રહણ કરો.' એ મંત્રથી આરતી કરવી.[૧૬] 'फलेन फलितं०'થી ફળ ધરવાં. 'બ્રહ્મહત્યા જેવાં જે કાંઇ પાપો હોય, તે સઘળાં પાપો પ્રદક્ષિણા કરતાં પગલે પગલે નષ્ટ થાય છે' એ મંત્રથી તથા 'नाभ्या आसीदं०' એ મંત્રથી પ્રદક્ષિણા કરવી.[૧૭] 'હે સુરેશ્વર! હે દેવ! મેં કરેલી પૂજામાં ભક્તિહીન થયું હોય, ક્રિયાહીન થયું હોય, તે સઘળું પરિપૂર્ણ થાઓ.' એ મંત્રથી તથા 'सप्तास्यासन्०' એ મંત્રથી નમસ્કાર કરવા.[૧૮] 'सद्योजातं०' એ મંત્ર અથવા 'वामदेवाय०' એ મંત્ર અને 'यज्ञेन यज्ञं०' એ મંત્ર ભણી મંત્રપુષ્પાંજલિ આપવી,[૧૯] અને 'यस्य स्मृत्या०' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી.[૨૦]

अथ कालोत्तरे पूजाविधानम् ॥ स्कंद उवाच– एवं विधानं भूतेश श्रुतं बहुविधं मया । पूजां मंत्रविधानेन कथयस्व पदे पदे ॥ १ ॥ शिव उवाच– श्रूयतां धर्मसर्वस्वं शिवरात्रौ शिवार्चनम् । व्रते येन विधानेन स्वर्गः पुण्येन कर्मणा ॥ २ ॥ कृत्वा स्नानं शुचिर्भूत्वा धौतवस्त्रसमन्वितः । स्थापयेद्देवदेवेशं मन्त्रैर्वेदसमुद्भवैः ॥ ३ ॥ ततः पूजा प्रकर्तव्या पूर्वोक्तविधिना ततः । नमो यज्ञ जगन्नाथ नमस्त्रिभुवनेश्वर । पूजां गृहाण मद्दत्तां महेश प्रथमां पदे । इति प्रथमप्रहरपूजा ॥ ४ ॥ पूर्वे नंदी महाकालो शृंगी भृंगी च दक्षिणे । वृषस्कंदौ पश्चिमे च देशकालौ तथोत्तरे ॥ ५ ॥ गंगा च यमुना चैव पार्श्वे चैव व्यवस्थिते । नमो व्यक्ताय सूक्ष्माय नमस्ते त्रिपुरांतक । पूजां गृहाण देवेश यथाशक्त्योपपादिताम्– इति द्वितीयप्रहरे ॥ ६ ॥ बद्धोऽहं विविधैः पाशैः संसारभयबंधनैः । पतितं मोहजाले मां त्वं समुद्धर शंकर– इति तृतीये ॥ ७ ॥ चतुर्थे प्रहरे आद्यवत् । नमः शिवाय शांताय सर्वपापहराय च । शिवरात्रौ मया दत्तं गृहाणार्घ्यं प्रसीद मे–इति प्रथमे प्रहरेऽर्घ्यमंत्रः ॥८॥ मया कृतान्यनेकानि पापानि हर शंकर । गृहाणार्घ्यमुमाकांत शिवरात्रौ प्रसीद मे–इति द्वितीये ॥ ९ ॥ दुःखदारिद्र्यभावैश्च दग्धोऽहं पार्वतीपते । मां वै त्राहि महादेव गृहाणार्घ्यं नमोऽस्तु ते–इति तृतीये ॥१०॥ किं न जानासि देवेश त्वावद्भक्तिं प्रयच्छ मे । त्वपादाग्रतले देव दास्यं देहि जगत्पते–इति चतुर्थे ॥ ११ ॥ इति कालोत्तरे शिवपूजा समाप्ता ॥

હવે કાલોત્તરમાં કહેલો પૂજાપ્રકાર કહેવાય છે– કાર્તિકસ્વામી કહે છે–હે મહાદેવ! એવો પૂજાપ્રકાર તો મેં ઘણી વખત સાંભળેલો છે, માટે એક એક પહોરના પૂજાના મંત્રો અને તેનો પ્રકાર મને કહો.[૧] શિવ કહે છે–હે કાર્તિકેય! સાંભળો. શિવરાત્રિને દિવસે શિવપૂજન કરવું, એ ધર્મનું સર્વસ્વ છે.[૨] વ્રતમાં પૂજન કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. સ્નાન કરી પવિત્ર થઇ ધોયેલાં વસ્ત્રો પહેરી, વેદ મંત્રોવડે મહાદેવની પ્રાર્થના કરવી.[૩] પછી પ્રથમ કહેલા પ્રકારથી પૂજા કરવી. 'હે જગન્નાથ! હે યજ્ઞ! હે ત્રિભુવનેશ્વર! હે મહેશ! મેં પહેલા પહોરમાં કરેલી પૂજાનો સ્વીકાર કરો.' એ મંત્ર ભણી પહેલા પહોરમાં પૂજા કરવી.[૪] 'નન્દી અને મહાકાલ પૂર્વ દિશામાં, ભૃંગી અને શૃંગી દક્ષિણ દિશામાં, બળદ અને કાર્તિકેય પશ્ચિમ દિશામાં, દેશ અને કાલ ઉત્તર દિશામાં અને ગંગા તથા યમુના જેના પડખામાં રહેલાં છે. હે ત્રિપુરાંતક! હે દેવેશ! આપ જે અવ્યક્ત અને સૂક્ષ્મ છો તેને હુ નમસ્કાર કરું છું. યથાશક્તિ ભક્તિથી કરેલી પૂજાનો સ્વીકાર કરો'. એ મંત્ર ભણી બીજા પહોરમાં પૂજા કરવી.[૫–૬] 'હે શંકર! નાના પ્રકારના સંસારના પાશમાં હુ બંધાયેલો છું, અને મોહજાળમાં પડેલો છું માટે મારો ઉદ્ધાર કરો,' એ મંત્ર ભણી ત્રીજા પહોરમાં પૂજા કરવી.[૭] ચોથા પહોરમાં પણ પહેલા પહોરનો મંત્ર ભણી પૂજા કરવી. 'હે શિવ! આપ કે જે મંગલકારક છો, શાંત છો, સર્વ પાપોને હરનાર છો તેને નમસ્કાર કરું છું. મેં શિવરાત્રિમાં આપેલા અર્ઘ્યનો સ્વીકાર કરો. એ મંત્ર ભણી પહેલા પહોરમાં અર્ઘ્ય આપવો.[૮] 'હે શંકર! હે ઉમાકાંત! મેં શિવરાત્રિમાં આપેલા અર્ઘ્યનું ગ્રહણ કરો, અને પ્રસન્ન થઈ મેં કરેલાં અનેક પાપોને હરી લ્યો.' એ મંત્ર ભણી બીજા પહોરમાં અર્ઘ્ય આપવો.[૯] 'હે પાર્વતીપતે! હે મહાદેવ! દુઃખથી અને દરિદ્રપણાથી હુ પીડાઉં છું, માટે હુ નમસ્કાર કરું છું. તેથી અર્ઘ્યનું ગ્રહણ કરી મારું રક્ષણ કરો.' એ મંત્ર ભણી ત્રીજા પહોરમાં અર્ઘ્ય આપવો[૧૦] અને 'હે દેવેશ! આપ શું નથી જાણતા! હે જગત્પતે! મને ભક્તિ તથા આપના ચરણનું દાસપણું આપો,' એ મંત્ર ભણી ચોથા પહોરમાં અર્ઘ્ય આપવો. એવી રીતે કાલોત્તરમાં શિવપૂજા કહેલી છે.[૧૧]

## શિવરાત્રિની કથા

अथ कथा ॥ सूत उवाच– कैलासशिखरासीनं देवदेवं जगद्गुरुम् । पंचवक्त्रं दशभुजं त्रिनेत्रं शूलपाणिनम् ॥ १ ॥ पिनाकशोभितकरं खड्गखेटकधारिणम् । कपालखट्वांगधरं नीलकंठसुशोभितम् ॥ २ ॥ भस्मांगं व्यालशोभाढ्यमस्थिमालाविभूषितम् । नीलजीमूतसंकाशं सूर्यकोटिसमप्रभम् ॥ ३ ॥ क्रीडंतं च शिवं तत्र गणैश्च परिवारितम् । विसृज्य देवताः सर्वास्तिष्ठंतं परमेश्वरम् ॥ ४ ॥ तं दृष्ट्वा देवदेवेशं प्रहस्योत्फुल्ललोचनम् । पार्वती परिपप्रच्छ विनयावनता स्थिता ॥ ५ ॥

સૂત કહે છે—દેવના પણ દેવ અને જગતના ગુરુ મહાદેવ કે, જે કૈલાસ પર્વત ઉપર બેઠા હતા, જેને પાંચ મુખો હતાં, જેને દશ હાથ હતા, ત્રણ નેત્ર હતાં, જેના હાથમાં ત્રિશૂલ હતું,[૧] જેના હાથમાં પિનાક ધનુષ, ખડ્ગ, ઢાલ, કપાલ અને ખટ્વાંગ હતાં, જેનો શ્યામ કંઠ અતિ શોભતો હતો,[૨] જેના શરીરમાં ભસ્મ લાગી હતી, જેને સર્પોની શોભા હતી, જે હાડકાંની માળાથી શોભતા હતા, જે શ્યામ મેઘના જેવા શોભતા હતા, કરોડ સૂર્યના જેવી જેની કાંતિ હતી,[૩] જે ક્રીડા કરતા હતા, ગણોથી વિંટાયલા હતા, એવા એકાંત સ્થળમાં ઉભેલા મહાદેવને જોઈ સર્વ દેવોને વિદાય કરી, પાર્વતી વિનયથી નમ્ર બની હસીને તેમને પૂછવા લાગ્યાં.[૪–૫]

**पार्वत्युवाच— कथयस्व प्रसादेन यद्गोप्यं व्रतमुत्तमम् । श्रुतास्त्वयोक्ता देवेश व्रतानां निर्णयाः शुभाः ॥ ६ ॥ तथा वै दानधर्माश्च तीर्थधर्मास्त्वयोदिताः । नास्ति मे निश्चयो देव भ्रांताऽहं च पुनः पुनः ॥७॥ तस्माद्वदस्व मे देव त्वेकं निःसंशयं व्रतम् । व्रतानामुत्तमं देव भुक्तिमुक्तिप्रदायकम् ॥ ८ ॥ तदहं श्रोतुमिच्छामि कथयस्व मम प्रभो ॥**

પાર્વતી કહે છે—હે મહારાજ ! જે ગુપ્ત અને ઉત્તમ વ્રત હોય, તે કૃપા કરીને મને કહો. હે દેવ ! હે ઈશ ! મેં આપની પાસેથી વ્રતોના નિર્ણયો, દાનના ધર્મો તથા તીર્થોના ધર્મો સાંભળ્યા છે. હે દેવ! મને વારંવાર ભ્રમ થવાથી કોઈ જાતનો નિશ્ચય થતો નથી;[૬–૭] માટે હે દેવ ! ભોગ તથા મોક્ષ આપનાર ઉત્તમ વ્રત સાંભળવા હું ઇચ્છું છું, તેથી કૃપા કરીને તેવું વ્રત કહો, જેથી સંશય દૂર થાય.[૮]

**ईश्वर उवाच— शृणु देवि प्रवक्ष्यामि व्रतानामुत्तमं व्रतम् ॥ ९ ॥ यन्न कस्यचिदाख्यातं रहस्यं मुक्तिदायकम् । येनैव कथ्यमानेन यमोऽपि विलयं व्रजेत् ॥ १० ॥ तदहं कथयिष्यामि शृणुष्वैकमनाः प्रिये । माघमासे कृष्णपक्षे अमायुक्ता चतुर्दशी ॥ ११ ॥ शिवरात्रिस्तु सा ज्ञेया सर्वयज्ञोत्तमोत्तमा । दानैर्यज्ञैस्तपोभिश्च व्रतैश्च विविधैरपि ॥ १२ ॥ न तीर्थैस्तद्भवेत्पुण्यं यत्पुण्यं शिवरात्रितः । शिवरात्रिसमं नास्ति व्रतानामुत्तमं व्रतम् ॥ १३ ॥ ज्ञानतोऽज्ञानतो वापि कृत्वा मोक्षमवाप्नुयात् । मृतास्ते निरयं यांति यैरेषा न कृता क्वचित् ॥ १४ ॥ कृता यैर्निरयं त्यक्त्वा गतास्ते शिवसन्निधौ । सर्वमंगलशीला च सर्वामंगलनाशिनी ॥ १५ ॥ भक्तिमुक्तिप्रदा चैषा सत्यं सत्यं वरानने ॥**

મહાદેવ કહે છે—હે દેવિ ! જે વ્રત મેં કોઇની પાસે કહેલું નથી, જે ગુપ્ત છે અને મોક્ષ આપનાર છે, તેવું ઉત્તમ વ્રત કહું છું તે સાંભળો. હે પ્રિયે ! એ કહેવાતું હોય ત્યાંથી યમ પણ નાશ પામે છે.[૯–૧૦] તે વ્રત હું કહું છું, માટે એક ચિત્ત થઇ સાંભળો. માઘ માસના કૃષ્ણ પક્ષમાં અમાવાસ્યાના યોગવાળી ચતુર્દશી શિવરાત્રિ કહેવાય છે; તે સર્વ યજ્ઞો કરતાં પણ અતિ ઉત્તમ છે. શિવરાત્રિથી જેટલું પુણ્ય થાય છે, તેટલું પુણ્ય વિવિધ દાન, તપ, વ્રત અને તીર્થોથી પણ થતું નથી. શિવરાત્રિ જેવું કોઈ પણ ઉત્તમ વ્રત નથી.[૧૧–૧૩] જાણતાં વા અજાણતાં શિવરાત્રિનું વ્રત થયું હોય તો મોક્ષની પ્રાપ્તિ થાય છે. જે માણસોએ કોઈ દિવસે પણ શિવરાત્રિવ્રત કરેલું નથી, તે મર્યા પછી નરકમાં પડે છે.[૧૪] જે માણસો શિવરાત્રિનું વ્રત કરે છે, તે નરકને તજી મહાદેવની પાસે જાય છે. એ શિવરાત્રિ સર્વ અમંગલનો નાશ કરનારી અને ભોગને તથા મોક્ષને આપનારી છે, એ વાત ખરેખરી છે.[૧૫]

**देव्युवाच—कथं यमपुरं त्यक्त्वा शिवलोके व्रजेन्नरः॥१६॥ एतन्मे महदाश्चर्यं प्रत्यक्षं कुरु शंकर ॥ शंकर उवाच— शृणु देवि यथावृत्तां कथां पौराणिकीं शुभाम् ॥ १७ ॥ यमशासनहंत्रीं च शिवस्थानप्रदायिनीम् । कश्चिदासीत्पुरा देवि निषादो जीवघातकः ॥ १८ ॥ प्रत्यंतदेशवासी च भूधरासन्नकेतनः । सीमांते स सदा तिष्ठन् कुटुंबपरिपालकः ॥ १९ ॥ तन्वा पीनो धनुर्धारी श्यामांगः कृष्णकंचुकः । बद्धगोधांगुलित्राणः सदैव मृगयारतः ॥ २० ॥ एवंविधो निषादोऽसौ चतुर्दश्या दिने शुभे । व्यावहारिकैश्च द्रव्यार्थं देवागारे प्ररोधितः ॥ २१ ॥ तेनापि देवता दृष्टा जनानां वचनं श्रुतम् । उपवासव्रतीनां च जल्पतां शिवशिवेति च ॥ २२ ॥ दिनांते तैस्तदा मुक्तः प्रातर्द्रव्यं प्रदीयताम् । ततोऽसौ धनुरादाय दक्षिणेन गतः स्वयम् ॥ २३ ॥ आगच्छन्स वनोद्देशे जनहासं चकार सः । शिवशिव किमेतद्वै कुर्वंति नगरे जनाः ॥ २४ ॥ वनेचरान्निरीक्षंस्तु चतुर्दिक्षु इतस्ततः । पदं च पदमार्गं च अन्विंष्यन्सूकरान्मृगान् ॥ २५ ॥ इतश्चेतश्च धावन्वै आमिषे लुब्धमानसः । वनं च पर्वतान्सर्वान्भ्रमित्वा गिरिकंदराः ॥ २६ ॥ संप्राप्तं तेन नो किंचिन्मृगसूकरचित्तलम् ।* निराशो लुब्धको यावत्तावदस्तं गतो रविः ॥ २७ ॥**

પાર્વતી કહે છે—હે શંકર ! મનુષ્ય યમલોકનો ત્યાગ કરી શિવલોકમાં કેમ જઈ શકે ?[૧૬] એવી રીતનું મને મોટું આશ્ચર્ય થાય છે, માટે કોઇ દાખલો દઇ તે વાતને દૃઢ કરો. મહાદેવ કહે છે—હે દેવિ ! યમના હુકમને હણનારી અને શંકરના સ્થાનને આપનારી પુરાણની પવિત્ર વાર્તા પૂર્વે જે પ્રમાણે થઇ છે, તે પ્રમાણે કહું છું તે સાંભળો. હે દેવિ ! પૂર્વે કોઇ એક ભિલ્લ હતો, તે જીવની હિંસા કરતો હતો.[૧૭–૧૮] તે પર્વતની તળેટીમાં રહેતો હતો, સદા સીમાડામાં રહી કુટુંબનું પોષણ કરતો હતો,[૧૯] શરીરે પુષ્ટ હતો, ધનુષને ધારણ કરતો હતો, શ્યામ હતો, શ્યામ ઝુલો પહેરતો હતો અને આંગળિયોની રક્ષામાટે ચંદનઘોનાં ચામડાનું અંગુલિત્રાણ બાંધી સદા શિકાર કરવામાં

* तित्तिरामिति पाठान्तरम्

તત્પર રહેતો હતો.[૨૦] એવા દુષ્ટ ભિલ્લને શિવરાત્રિને દિવસે ધનમાટે વ્યવહાર કરનાર લોકોએ દેવાલયમાં રોકી રાખ્યો,[૨૧] તેથી તેને શિવનાં દર્શન થયાં અને ઉપવાસ કરી 'શિવ શિવ' એ પ્રકારે બોલતાં મનુષ્યોના શબ્દો પણ તેના સાંભળવામાં આવ્યા.[૨૨] સૂર્યાસ્ત થયા પછી 'સવારે ધન આપજે' એમ કહી રોકી રાખનારાએ તેને છોડી મૂક્યો. પછી તે ધનુષ લઇ દક્ષિણ દિશા તરફ વનમાં ગયો.[૨૩] રસ્તામાં 'શહેરમાં સઘળાં મનુષ્યો શિવ શિવ એ શું કરે છે,' એમ હાસ્ય કરતો કરતો તે જતો હતો.[૨૪] ચોમેર મૃગ અને વરાહ વગેરે જંગલનાં જાનવરોને જોતો હતો અને તેઓનો માર્ગ શોધતો હતો.[૨૫] માંસની લાલસાથી આમ તેમ દોડતો જતો, એવી રીતે વન, પર્વત અને ગુફાઓ વગેરે સઘળી જગોએ તે ફરી વળ્યો.[૨૬] પણ મૃગ, વરાહ કે ચિત્તલ (મૃગવિશેષ) એક પણ જાનવર તેના હાથમાં આવ્યું નહીં. તેથી તે નિરાશ થઇ ગયો, તેટલામાં સૂર્યાસ્ત થઇ ગયો.[૨૭]

चिंतयित्वा जलोपांते जागरं जीवघातनम् । संविधास्याम्यहं रात्रौ निश्चितं मम जीवनम्॥२८॥तडागसन्निधौ गत्वा तत्तीरे जालिमध्यतः । आसनं कर्तुमारेभे आत्मनो गुप्तिकारणात्॥२९॥ जालिमध्ये महालिंगं स्थितं स्वायंभुवं शुभम् । बिल्ववृक्षो महान् दिव्यो जालिमध्ये च संस्थितः ॥ ३० ॥ गृहीत्वा तस्य पर्णानि मार्गशुद्ध्यर्थमक्षिपत् । क्षिप्तानि दक्षिणे भागे निपेतुर्लिंगमूर्धनि ॥ ३१ ॥ तस्य गंधं समासाद्य लुब्धकस्य वरानने । न तिष्ठंति मृगाः सर्वे शरघातभयात्तदा ॥ ३२ ॥ न दिवा भोजनं जातं संरोधस्य प्रभावतः । मृगाभिरीक्षतो रात्रौ निद्रानाशोऽप्यजायत ॥ ३३ ॥ जालिमध्ये गतस्यास्य प्रथमः प्रहरो गतः । ततो जलार्थमायाता हरिणी गर्भसंयुता ॥ ३४ ॥ यौवनस्था सुरूपा च स्तनपीना सुशोभना । निरीक्षंती दिशः सर्वा भृशमुत्फुल्ललोचना ॥ ३५ ॥ लुब्धकेनापि सा दृष्टा बाणगोचरमागता ॥ कृतं च बाणसंधानं तेनैकाग्रेण चेतसा ॥ ३६ ॥ त्रोटयित्वाऽथ पत्राणि प्रक्षिप्तानि शिवोपरि । शिवेति संस्मरन् वार्द शीतेन परिपीडितः ॥३७॥ एतस्मिन्नंतरे दृष्टो हरिण्या लुब्धकस्तदा । लुब्धकस्तु स्वरूपेण कृतांत इव तिष्ठति ॥ ३८ ॥ दृष्ट्वा तु तस्य संधानं यमदंष्ट्रासमप्रभम् । मृगी सा दिव्यया वाचा लुब्धकं वाक्यमब्रवीत् ॥ ३९ ॥

પછી 'જલાશયના સમીપમાં હું આજ આખી રાત જાગીશ અને જે જાનવર આવશે તેને મારીશ તેથી મારૂં જીવવું થશે,' એવો વિચાર કરી એ પારધિ તળાવના કિનારા ઉપર ગયો. ત્યાં ઝાડી હતી તેની વચમાં પોતાને છૂપાઇ રહેવા માટે કોઇ સ્થળની તજવીજ કરી.[૨૮–૨૯] એ ઝાડીની વચમાં પોતાની મેળે પ્રગટ થયેલા મહાદેવનું મોટું લિંગ હતું તેમજ મોટું બિલીનું ઝાડ પણ હતું.[૩૦] હવે માર્ગ સાફ કરવામાટે તે પારધિએ બિલીનાં પાંદડાં દક્ષિણ તરફ ફેંકી દીધાં, તે પાંદડાં મહાદેવનાં લિંગ ઉપર પડ્યાં.[૩૧] હે દેવિ! પારધિની ગંધ આવવાથી 'મને બાણથી મારશે' એવા ભયથી કોઇપણ જાનવર તેની પાસે આવતું ન હતું,[૩૨] તેથી રાતે પણ કાંઈ ખાવાનું મળ્યું નહીં. દિવસે રોકી રાખવાથી તેને કાંઈપણ ખાવાનું મળ્યું ન હતું. 'મૃગ આવશે અને તેને હું મારીશ' એવી આશાથી રાતે નિદ્રા પણ આવી નહીં.[૩૩] હવે એવી રીતે તે ઝાડીમાં બેઠો હતો ત્યાં પહેલો પહોર તો નીકળી ગયો. ત્યાર પછી કોઇ મનોહર ગર્ભિણી મૃગલી જળ પીવા આવી.[૩૪] તે જુવાન પરમ સુંદર અને પુષ્ટ સ્તનવાળી હતી. એ મૃગલી નેત્ર ઉઘાડી ઉઘાડી ચારે તરફ જોતી જતી હતી.[૩૫] તેણી પારધિના જોવામાં આવી અને જ્યારે બાણના વેગમાં આવી ત્યારે તેણે એક ચિત્તથી બાણ ચડાવ્યું.[૩૬] ટાઢ લાગવાથી પીડા પામતા અને 'શિવ શિવ' એવી રીતે મનુષ્યનું બોલવું યાદ કરતા એ પારધિએ બિલીનાં પાંદડાં તોડી નાખ્યાં, તે મહાદેવનાં લિંગ ઉપર પડ્યાં.[૩૭] પછી એ પારધિ મૃગલીની નજરે પડ્યો. તે જાણે પારધિના સ્વરૂપમાં યમ ઉભો હોય તેમ તેને લાગ્યો.[૩૮] પારધિએ ચડાવેલું બાણ યમની દાઢ જેવું તેના જોવામાં આવ્યું, જે જોઇ મૃગલી દિવ્ય વાણીથી પારધિ પ્રત્યે બોલી.[૩૯]

मृग्युवाच । स्थिरो भव महाव्याध सर्वजीवनिकृंतन । कथयस्व महाबाहो किमर्थं मां हनिष्यसि ॥ ४० ॥ शिव उवाच– तस्यास्तद्वचनं श्रुत्वा लुब्धकः प्राह तां मृगीम् । लुब्धक उवाच । समातृकं कुटुंबं मे क्षुधया पीड्यते भृशम् ॥ ४१ ॥ धनं वै मद्गृहे नास्ति तेन त्वां हन्मि शोभने । सूत उवाच । यामपूजाप्रभावेण जागरोपोषणेन च ॥४२॥ चतुर्थांशेन पापानां विमुक्तो लुब्धकस्तदा । लुब्धकस्तु ततो दृष्ट्वा मृगीं मानुषभाषिणीम् ॥ ४३ ॥ उवाच वचनं तां वै धर्मयुक्तमसंशयम् ॥ लुब्धक उवाच । मया हि घातिता जीवा उत्तमाधममध्यमाः ॥ ४४ ॥ न श्रुता ईदृशी वाणी श्वापदानां कथंचन । कस्मिन्देशे त्वमुत्पन्ना कस्मात्स्थानादिहागता ॥ ४५ ॥ कथयस्व प्रयत्नेन परं कौतूहलं हि मे ॥

મૃગલી કહે છે–હે મહાવ્યાધ ! હે સર્વ પ્રાણીઓને મારનાર ! હે મહાબાહો ! તું ધીરો થા મને શા માટે મારીશ, તે કહે.[૪૦] મહાદેવ કહે છે–એવાં મૃગલીનાં વચન સાંભળી પારધિ બોલ્યો; હે શોભને ! માતા વગેરે મારૂં કુટુંબ ભૂખથી અત્યંત પીડા પામે છે.[૪૧] અને મારી પાસે ધન પણ નથી, તેથી હું તને મારીશ. સૂત કહે છે–પહેલા પહોરમાં પૂજા કરવાના પ્રભાવથી, ઉપવાસથી અને જાગરણ કરવાથી એ પારધિનાં ચોથા

ભાગનાં પાપ તે વખતે છૂટી ગયાં. હવે મૃગલીની મનુષ્યવાણી સાંભળી, તે ધર્મયુક્ત સંદેહરહિત વચન કહેવા લાગ્યો. પારધિ કહે છે-મેં ઉત્તમ, મધ્યમ અને નીચ ઘણી જાતનાં જાનવરો મારેલાં છે.[૪૨-૪૪] પણ કોઇ દિવસે, કયારે પણ જાનવરની મનુષ્ય જેવી વાણી મારા સાંભળવામાં આવી નથી. તું કયા સ્થળમાં ઉત્પન્ન થઇ છે ! કયા સ્થાનમાંથી અહીં આવી છે, તે તું ખરેખરૂં કહે. તે સાંભળવાની મને મોટી ઇચ્છા છે.[૪૫]

मृग्युवाच- शृणु त्वं लुब्धकश्रेष्ठ कथयामि तवाखिलम् ॥ ४६ ॥ आसं पूर्वमहं रंभा स्वर्गे शक्रस्य चाप्सराः । अनंतरूपलावण्या सौभाग्येन च गर्विता ॥ ४७ ॥ सौभाग्यमदपुष्टांगो दानवो बलगर्वितः । मयैव च वृतो भर्ता हिरण्याक्षो महासुरः ॥ ४८ ॥ तेन सार्धं मया भुक्तं चिरकालं यथेप्सितम् । एवं कालो गतो व्याध क्रीडंत्या मेऽसुरेण च ॥ ४९ ॥ एकदा प्रेक्षितुं नृत्यं शंकरस्य गताऽग्रतः । यावच्चद्रष्टाम्यहं तत्र तावन्मां शंकरोऽब्रवीत् ॥ ५० ॥ क्व गता त्वं वरारोहे केन वा संगता शुभे । किं वा सौभाग्यगर्वेण नायाता मम मंदिरम् ॥ ५१ ॥ सत्यं कथय शीघ्रं त्वं नो वा शापं ददामि ते । शापभीत्या मया तत्र सत्यमुक्तं शिवाग्रतः ॥ ५२ ॥ शृणु देव प्रवक्ष्यामि शापानुग्रहकारक ॥ ममास्ति भर्ता विश्वेश दानवेंद्रो महाबलः ॥ ५३ ॥ तेन सार्धं मया देव क्रीडितं निजमंदिरे । तेनाहं नागता शीघ्रं सृष्टिसंहारकारक ॥ ५४ ॥ रुद्रस्तद्वचनं श्रुत्वा सकोपो वाक्यमब्रवीत् । मृगः कामातुरो नित्यं हिरण्याक्षो भविष्यति ॥ ५५ ॥ त्वं मृगी तस्य भार्या वै भविष्यसि न संशयः । त्यक्त्वा स्वर्गं तथा देवान् दानवं भोक्तुमिच्छसि ॥ ५६ ॥ तस्मात्त्वं निर्जले देशे तृणाहारा भविष्यसि । द्वादशाब्दानि भो भद्रे भविता शाप एष ते ॥ ५७ ॥ परस्परस्य शोकेन शापांतोऽपि भविष्यति । अनुग्रहः पुनस्त्वेष शंकरेण कृतः स्वयम् ॥ ५८ ॥ कदाचिद्धि व्याधवरो मम सान्निध्यमाश्रितः । बाणाग्रे तस्य संप्राप्ता पूर्वजन्म स्मरिष्यसि ॥ ५९ ॥

મૃગલી કહે છે-હે પારધિ ! હું તને સઘળું કહું છું. તે સાંભળ.[૪૬] હું પૂર્વે સ્વર્ગમાં રંભા નામની ઇંદ્રની અપ્સરા હતી. મારૂં રૂપ ઘણું સુંદર હતું, મારી ચતુરાઇ ઘણી હતી અને તેથી ગર્વિષ્ઠ હતી.[૪૭] અને સૌભાગ્યના ગર્વવાળા, પુષ્ટ શરીરવાળા અને બળના ગર્વવાળા હિરણ્યાક્ષ નામના અસુરને મેં પતિ કરી રાખ્યો હતો.[૪૮] તેની સાથે મેં ઘણા કાલપર્યંત યથેચ્છ ભોગ ભોગવ્યા. એવી રીતે હે વ્યાધ ! તે દૈત્યની સાથે ક્રીડા કરતાં મારાં ઘણાં વર્ષો નીકળી ગયાં.[૪૯] એક દિવસે નૃત્ય જોવા માટે હું શંકરની પાસે ગઇ; એટલે મારી તરફ જોઇ મહાદેવ બોલ્યા કે,[૫૦] હે સુંદરિ ! હે શુભે ! તું આટલા દિવસ કયાં ગઇ હતી ? શું તું કોઇની સાથે લાગી છો અથવા સૌભાગ્યના ગર્વથી જ મારે ઘેર આવતી નથી ![૫૧] જલદીથી સાચેસાચું કહી દે, નહીં તો હું તને શાપ આપીશ. શાપના ડરથી હું મહાદેવની પાસે સાચું બોલી.[૫૨] હે દેવ ! હે શાપ આપનાર ! હે અનુગ્રહ કરનાર ! હું કહું છું તે સાંભળો. મહાબળવાન્ દૈત્યને મેં પતિ કરી રાખ્યો છે.[૫૩] તેની સાથે હું મારા ઘરમાં ક્રીડા કરતી હતી. હે મહાદેવ ! હે સૃષ્ટિનો સંહાર કરનાર ! એટલા જ કારણથી હું આપની પાસે આવી શકી નહીં.[૫૪] એવાં વચન સાંભળી મહાદેવ કોપાયમાન થઇ કહેવા લાગ્યા; એ હિરણ્યાક્ષ દૈત્ય મહા કામી મૃગ થશે,[૫૫] અને તું તેની સ્ત્રી મૃગલી થઇશ, એમાં સંશય નથી. તું સ્વર્ગને અને દેવોને છોડી દૈત્યની સાથે વિહારની ઇચ્છા રાખે છે,[૫૬] તેથી તું નિર્જલ સ્થળમાં તૃણ ખાનારી મૃગલી થઇશ. હે ભદ્રે ! આ શાપ બાર વર્ષનો છે, તેથી બાર વર્ષ વીત્યા પછી બન્નેને પશ્ચાત્તાપ કરવાથી શાપનો અંત આવશે. વળી મહાદેવે પોતાની મેળે અનુગ્રહ પણ કર્યો અને કહ્યું કે,[૫૭-૫૮] કોઇ પારધિ મારી પાસે બેઠો હશે, તેની નજરે પડવાથી તને પૂર્વ જન્મ યાદ આવશે.[૫૯]

शंकरस्य तदा रूपं दृष्ट्वा मोक्षमवाप्स्यसि । शंकरो न मया दृष्टो वसंत्यास्मिन्महावने ॥ ६० ॥ तेन दुःखमनुप्राप्ता मांसमेदोविवर्जिता । गर्भाक्रांता विशेषेण न वध्या चेति निश्चितम् ॥ ६१ ॥ सकुटुंबस्य ते नूनं भोजनं न भविष्यति । आयास्यति मृगी त्वन्या मार्गेणानेन लुब्धक ॥ ६२ ॥ पीना यौवनसंपन्ना बहुमांसा मदोद्धता । भोजनं सकुटुंबस्य तया सद्यो भविष्यति ॥६३॥ अथवाऽन्यो मृगो व्याध पानार्थं तु जलाशये । आगमिष्यति प्रत्यूषे क्षुधार्तस्य न संशयः ॥ ६४ ॥ गर्भं त्यक्त्वा पुनः प्रातर्बालान्संदिश्य बंधुषु । शपथैरागमिष्यामि संदिश्य च सखीजनम् ॥ ६५ ॥ तस्यास्तद्वचनं श्रुत्वा व्याधो विस्मयमागतः । क्षणमेकं तथा स्थित्वा व्याधो वचनमब्रवीत् ॥ ६६ ॥ नागमिष्यति चेदन्यो जीवंस्त्वमपि गच्छसि । क्षुधया पीडितोऽहं वै कुटुंबं च विशेषतः ॥ ६७॥ प्रातस्त्वया मम गृहमागंतव्यं यथायथम् । शपथैश्च व्रज त्वं हि यथा मे प्रत्ययो भवेत् ॥ ६८ ॥ पृथिवी वायुरादित्यः सत्ये तिष्ठंति देवताः । पालनीयं ततः सत्यं लोकद्वयमभीप्सुभिः ॥६९॥ तस्मात्सत्येन गन्तव्यं भवत्या स्वगृहं प्रति । तस्य तद्वचनं श्रुत्वा गर्भार्ता सा मृगी तदा ॥ ७० ॥ चक्रे सत्यप्रतिज्ञां वै व्याधस्याग्रे पुनः पुनः ।

તે વખતે શંકરનાં દર્શન કરી તું શાપથી મુક્ત થઇશ. હે પારધિ ! એવી રીતના મહાદેવના શાપથી હું આ મહાવનમાં વસું છું. પણ શંકર મારા જોવામાં આવતા નથી.[૬૦] તેનાં દુઃખથી હું દુબળી થઇ ગઇ છું અને વળી ગર્ભિણી છું, તેથી મારામાં માંસ વગેરે કાંઇ નથી. મને

મારવાથી તારાં કુટુંબનું પોષણ થશે નહિ, માટે મને મારવી યોગ્ય નથી. હે પારધિ! આજ માર્ગે માંસથી અને મેદથી ભરેલી, જુવાન અને મદોન્મત્ત પુષ્ટ મૃગલી આવશે, તેણીને મારવાથી તારાં કુટુંબનું પોષણ થશે.[૬૨–૬૩] વળી હે પારધિ! પરોઢિયામાં આ જળાશયમાં જળ પીવામાટે તારી પાસે બીજો મૃગ પણ આવશે, એમાં સંશય નથી.[૬૪] વળી સોગનપૂર્વક કહું છું કે, આ ગર્ભને જન્મ આપી જન્મેલાં બચ્ચાંની સંબંધીઓને ભલામણ આપી, સખીઓને કહી હું પણ તારી પાસે આવીશ.[૬૫] એવાં મૃગલીનાં વચનો સાંભળી પારધિ અચંબામાં પડ્યો. ક્ષણવાર મુંગો રહી, તે બોલ્યો કે,[૬૬] હું અને મારું કુટુંબ સઘળાં ભૂખથી પીડાઇએ છીએ. હવે તું ચાલી જવા માગે છે અને બીજું જાનવર તો આવે વા ન આવે! માટે 'તારે પ્રાતઃકાલમાં મારે ઘેર અવશ્ય આવવું.' આ વાત કબૂલ કરી સોગન ખાઇને જા, જેથી મને વિશ્વાસ આવે.[૬૭–૬૮] પૃથિવી, વાયુ, અને સૂર્ય એ સર્વ દેવો સત્યમાં રહે છે, માટે આ લોકમાં તથા પરલોકમાં સુખ ઇચ્છનારા લોકોએ સત્ય પાળવું જોઇએ.[૬૯] તેથી તારે પણ સત્યથી પોતાને ઘેર જવું જોઇએ. એવાં વચનો સાંભળી, ગર્ભથી પીડાતી મૃગલી પારધિની પાસે વારંવાર સત્ય પ્રતિજ્ઞા કરવા લાગી.

मृग्युवाच–द्विजो भूत्वा तु यो व्याध वेदभ्रष्टोऽभिजायते ॥ ७१ ॥ स्वाध्यायसंध्यारहितः सत्यशौचविवर्जितः । अविक्रय्याणां विक्रेता अयाज्यानां च याजकः ॥ ७२ ॥ तस्य पापेन लिप्यामि यद्यहं नागमं पुनः । दुष्टबुद्धौ तु यत्पापं धूर्ते वा ग्रामकंटके ॥ ७३ ॥ नास्तिके च विशीले च परदाररते तथा । वेदविक्रयिणे चैव शवसूतकभोजने ॥ ७४ ॥ तेन पापेन लिप्यामि यद्यहं नागमं पुनः । मृतशय्याप्रतिग्राहे मातापित्रोरपालके ॥ ७५ ॥ तेन पापेन लिप्यामि यदि नायामि तेऽन्तिकम् । दानं दातुं प्रवृत्तस्य योऽन्तरायकरो नरः ॥ ७६ ॥ तेन पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । देवद्रव्यं गुरुद्रव्यं ब्रह्मद्रव्यं हरेत्तु यः ॥ ७७ ॥ तेन पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । दीपं दीपेन यः कुर्यात्पादं पादेन धावयेत् ॥ ७८ ॥ तेन पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । भर्तारं स्वामिनं मित्रमात्मानं बालमेव च ॥७९॥ गां विप्रं च गुरुं नारीं यो मारयति दुर्मतिः । तेन पापेन लिप्यामि यदि नायामि ते गृहम् ॥ ८० ॥

મૃગલી કહે છે–હે પારધિ! જે બ્રાહ્મણ થઇને વેદભ્રષ્ટ થાય છે,[૭૦–૭૧] વેદ ભણતો નથી, સંધ્યા કરતો નથી, સત્ય અને આચાર પાળતો નથી, ન વેચવાની વસ્તુઓ વેચે છે અને જેઓને યજ્ઞ કરવાનો અધિકાર નથી તેઓને યજ્ઞ કરાવે છે,[૭૨] તે બ્રાહ્મણનું પાપ, જો હું ફરીથી તારી પાસે ન આવું તો મને લાગે. દુષ્ટ બુદ્ધિવાળાનું જે પાપ હોય, ગામને દુઃખ આપનાર ધૂર્તનું જે પાપ હોય,[૭૩] નાસ્તિકનું જે પાપ હોય, દુષ્ટ સ્વભાવવાળાનું જે પાપ હોય, પરસ્ત્રીમાં આસક્તનું જે પાપ હોય, વેદ વેચનારને જે પાપ લાગે અને પ્રેતસૂતકવાળાના ઘરમાં ખાનારનું જે પાપ હોય તે પાપ, જો હું ફરીથી તારી પાસે ન આવું તો મને લાગે. મરનારની શય્યા લેવામાં જે પાપ છે અને માતા–પિતાનું પાલન ન કરવામાં જે પાપ છે તે પાપ, જો હું ફરીથી તારી પાસે ન આવું તો મને લાગે. દાન આપવામાં વિઘ્ન કરનારને જે પાપ થાય છે,[૭૪–૭૬] તે પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. દેવનું ધન, ગુરુનું ધન અને બ્રાહ્મણનું ધન લેવાથી જે પાપ થાય છે તે પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. દીવાથી દીવો કરવાથી અને પગવડે પગ ધોવાથી જે પાપ થાય છે,[૭૭–૭૮] તે પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. પાલન કરનારને, માલિકને, મિત્રને, આત્માને, બાલકને, ગાયને, બ્રાહ્મણને, ગુરુને અને સ્ત્રીને હણવાથી જે પાપ થાય છે, તે પાપ જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૭૯–૮૦]

अवैष्णवे च यत्पापं यत्पापं दांभिके जने । अजितेंद्रियेषु यत्पापं परदोषानुकीर्तने ॥ ८१ ॥ कृतघ्ने च कदर्ये च परदाररते तथा । सदाचारविहीने च परपीडाप्रदायके ॥ ८२ ॥ परपैशुन्ययुक्ते च कन्याविक्रयकारके । हैतुके बकवृत्तौ च कूटसाक्ष्यप्रदे तथा ॥ ८३ ॥ एतेषां पातकं मह्यं यदि नायामि ते गृहम् । यत्पापं ब्रह्महत्यायां पितृमातृवधे तथा ॥८४॥ तेन पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । यत्पापं लुब्धकानां च यत्पापं गरदायिनाम् ॥ ८५ ॥ तेन पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । द्विभार्यः पुरुषो यस्तु समदृष्ट्या न पश्यति ॥ ८६ ॥ तस्य पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । सकृद्दत्त्वा तु यः कन्यां द्वितीयाय प्रयच्छति ॥ ८७ ॥ तेन पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । कथायां कथ्यमानायामंतरं कुरुते नरः ॥ ८८ ॥ तस्य पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । यतिनिंदापरो नित्यं वेदनिंदापरो हि यः ॥ ८९ ॥ तस्य पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । यस्य संग्रहणी भार्या ब्राह्मणी च विशेषतः ॥ ९० ॥ तस्य पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । प्रेतश्राद्धे तु यो भुंक्ते पतिते बहुयाजके ॥ ९१ ॥ असच्छास्त्रार्थनिपुणे पुराणार्थविवर्जिते । मूर्खे पाखंडनिरते क्रयविक्रयिके द्विजे ॥ ९२ ॥ एतेषां पातकं मह्यं यदि नायामि ते गृहम् । एकाकी मिष्टमश्नाति भार्यापुत्रविवर्जितः ॥ ९३ ॥ आत्मजां गुणसंपन्नां समाने सदृशे वरे । न प्रयच्छति यः कन्यां नरो वै ज्ञानदुर्बलः ॥ ९४ ॥ तेन पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । मृगीवाक्यं ततः श्रुत्वा लुब्धको हृष्टमानसः ॥ ९५ ॥ संहृत्य बाणं संधानान्मुमोच हरिणीं

तदा । तस्या मुक्तिप्रभावेण लिंगस्यापि प्रपूजनात् ॥९६॥ मुक्तोऽसौ पातकैः सर्वैस्तत्क्षणान्नात्र संशयः। द्वितीये प्रहरे प्राप्ते मध्यरात्रे वरानने ॥ ९७ ॥ तस्मिन्नेव क्षणे प्राप्ता कामार्ता मृगसुंदरी ॥ संत्रस्ता भयसंविग्ना पतिमन्वेष्यती मुहुः ॥ ९८ ॥ जालिमध्ये स्थितेनाथ दृष्टा सा लुब्धकेन तु । पुनर्वृक्षस्य पत्राणि त्रोटयित्वा करेण तु ॥ ९९ ॥ क्षिप्तानि दक्षिणे भागे लिंगोपरि दिदृक्षया । तस्या वधार्थं तेनाथो बाणो धनुषि संधितः ॥ १०० ॥ तिष्ठंस्तत्रैकचित्तेन कुटुंबार्थं जिघांसया । निरीक्ष्य लुब्धको यावद् बाणं तस्यां विमुंचति ॥ १ ॥ तावन्मृग्या स संदृष्टो दृष्ट्वा तं विह्वलाऽभवत् । अद्यैव भगिनी मे हि लुब्धकेन विनाशिता ॥ २ ॥ मम किं जीवितव्येन तस्या दुःखेन पीडिता । वरो मृत्युर्न शोको वै दृष्ट्वा व्याधं विशेषतः ॥ ३ ॥ एवं संचिंत्य हरिणी लुब्धकं वाक्यमब्रवीत् ।

વિષ્ણુભક્તિ ન કરવાથી, દંભ કરવાથી, ઇંદ્રિયોને વશમાં ન રાખવાથી, બીજાના દોષ કહેવાથી,[૮૧] ઉપકારને હણનારને, કદરીને, પરસ્ત્રીમાં પ્રેમ રાખનારને, આચારહીનને, બીજાને પીડા આપનારને,[૮૨] બીજાની ચુગલી ખાનારને, કોઈ હેતુથી કન્યાવિક્રય કરનારને, બગલાભક્તને અને ખોટી સાક્ષી પૂરનારને જે પાપ થાય છે, તે પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. બ્રહ્મહત્યાથી જે પાપ થાય છે અને માતાપિતાનો વધ કરવાથી જે પાપ થાય છે,[૮૩–૮૪] તે પાપ જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. પારધિપણું કરવાથી અને ઝેર આપવાથી જે પાપ થાય છે,[૮૫] તે પાપ જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. પુરુષને બે સ્ત્રીઓ હોય ને તે જો પોતાની બન્ને સ્ત્રી ઉપર સરખો ભાવ ન રાખતો હોય તો તેથી તેને જે પાપ લાગે તે પાપ હું જો તારે ઘેર ન આવું તો મને લાગે. એક વરને કન્યા આપ્યા પછી તે જ કન્યા બીજા વરને આપવાથી જે પાપ લાગે છે,[૮૬–૮૭] તે પાપ જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. કથા કહેવાતા છતાં જે માણસ તેમાં અંતરાય પાડે છે, તેને જે પાપ થાય છે તે પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. માલિકની નિંદા કરવાથી તથા વેદની નિંદા કરવાથી જે પાપ થાય છે તે પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. બ્રાહ્મણની સ્ત્રીને રાખવાથી જે પાપ થાય છે,[૮૮–૯૦] તે પાપ જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. પ્રેતશ્રાદ્ધમાં ભોજન કરનારનું, પતિતનું, ઘણા યજ્ઞો કરાવનારનું,[૯૧] અસતશાસ્ત્રમાં પ્રવીણનું, પુરાણાર્થરહિતનું, મૂર્ખનું, પાખંડીનું અને વ્યાપાર કરનાર બ્રાહ્મણનું જે પાપ હોય તે પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. જે માણસ પોતાની સ્ત્રીને તથા બાળકોને છોડી એકલો જ મિષ્ટાન્ન ખાય છે,[૯૨–૯૩] તેમ જ જે માણસ કર્મજ્ઞાનને લીધે ગુણવાળી કન્યાનો ગુણવાળા વરની સાથે વિવાહ કરતો નથી,[૯૪] તેને જે પાપ લાગે તે પાપ, હું જો તારે ઘેર ન આવું તો મને લાગે. એ પ્રકારનાં મૃગલીનાં વચનો સાંભળી પ્રસન્ન થયેલા પારધિએ બાણ પાછું ખેંચી લીધું અને મૃગલીને છોડી દીધી. મૃગલીને છોડી મૂકવાના પુણ્યથી તથા મહાદેવની પૂજાનાં પુણ્યથી, પારધિ તત્કાલ સર્વ પાપોથી મુક્ત થયો, એમાં સંશય નથી. હે પાર્વતિ! પછી બીજા પહોરમાં તે જ વખતે બીજી મૃગલી આવી. તે કામથી વ્યાકુલ હતી અને ડરતી ડરતી પોતાના પતિને શોધતી હતી.[૯૫–૯૮] તે ઝાડીની વચમાં બેઠેલા પેલા પારધિના જોવામાં આવી, તેથી તેણે વળી પણ બિલીનાં પાંદડાં તોડી મૃગલી દેખાય તેમ દક્ષિણ તરફ ફેંક્યાં, જે મહાદેવનાં લિંગ ઉપર પડ્યાં. પછી તેણીના વધમાટે ને તેથી પોતાનાં કુટુંબનું પોષણ કરવામાટે પારધિએ ધનુષ ઉપર બાણ ચઢાવ્યું, અને એકચિત્ત થઈ બાણ મારવા લાગ્યો.[૯૯–૧૦૧] તેટલામાં તે મૃગલીના જોવામાં આવ્યો તેથી તે ડરી ગઈ; આ પારધિએ આજ જ મારી બેનને મારી નાખી છે, તેનાં દુઃખથી મારે પણ જીવીને શું કરવું છે! હવે તો મરવું ઉત્તમ છે, તેથી પારધિને જોઈ શોક કરવો ન જોઈએ.'[૨–૩] એવો વિચાર કરી, તે મૃગલી પારધિને કહેવા લાગી.

हरिण्युवाच । धनुर्धर वरव्याध सर्वजीवनिकृंतन ॥ ४ ॥ देहि मे वचनं चैकं पश्चात्त्वं मां निपातय । आयाता हरिणी चैका मार्गेणानेन लुब्धक ॥ ५ ॥ समायाताऽथवा नैव सत्यं कथय सुव्रत । तच्छ्रुत्वा लुब्धकस्तत्र विस्मितः क्षणमैक्षत ॥ ६ ॥ तस्यास्तु यादृशी वाणी अस्याश्चैव तु तादृशी । सैवेयमागता नूनं प्रतिज्ञापालनाय च ॥ ७ ॥ अथवाऽन्या समायाता या तया कथिता पुरा । एवं संचिंत्य मनसा लुब्धको वाक्यमब्रवीत् ॥ ८ ॥ लुब्धक उवाच–श्रृणु त्वं मृगि मे वाक्यं गता सा निजमंदिरम् । त्वां दत्त्वा मम नूनं हि सा भवेत्सत्यवागपि ॥ ९ ॥ अहोरात्रं कृतं कष्टं कुटुंबार्थे मया मृगि । अधुना त्वां हनिष्यामि देवतास्मरणं कुरु ॥ १० ॥ व्याधोक्तं वचनं श्रुत्वा हरिणी दुःखिता भृशम् । व्याधं प्राह रुदित्वा वै मा मां व्याध निपातय ॥ ११ ॥ तेजो बलं तथा सर्वं निर्दग्धं विरहाग्निना । अहं च दुर्बला नूनं मेदोमांसविवर्जिता ॥ १२ ॥ केवलं पापभाक् त्वं हि मम प्राणविमोचकः । अहं प्राणैर्वियुज्यामि भोजनं ते न जायते ॥ १३ ॥ बलवांश्च महातेजा मेदोमांससमन्वितः । अन्यश्च पीनगौरांगो मृगो ह्यत्रागमिष्यति ॥१४॥ तं हत्वा ते कुटुंबस्य तृप्तिर्नूनं भविष्यति । अथवा त्वद्गृहं प्रातरागमिष्यामि लुब्धक ॥ १५ ॥

મૃગલી કહે છે–'હે ધનુષ્ય ધારણ કરનાર ! હે પારધિ ! હે સર્વ પ્રાણીઓનો નાશ કરનાર ![૪] હું તને એક વાત પૂછું છું તેનો ઉત્તર આપી પછી મને માર. હે પારધિ ! એક મૃગલી આ માર્ગે આવતી હતી તે અહીં આવી હતી કે નહિ ? તે ખરેખરું કહે.' એવાં મૃગલીનાં વચનો સાંભળી ક્ષણવાર પારધિ અચંબામાં પડી ગયો અને તેના તરફ જોઇ વિચાર કરવા લાગ્યો કે,[૫-૬] પેલી મૃગલીની જેવી વાણી હતી તેવી જ આ મૃગલીની પણ છે. પોતાની પ્રતિજ્ઞા પાળવામાટે ખરેખર તે જ મૃગલી આવી હશે ![૭] અથવા પ્રથમ તેણે કહેલી આ બીજી મૃગલી આવી છે. એવો મનમાં વિચાર કરી પારધિ બોલ્યો કે,[૮] હે મૃગલિ ! હું કહું છું તે સાંભળ. એક હરિણી આવી હતી તે તને મારે સ્વાધીન કરી પોતાને ઘેર ગયેલી છે; એ મૃગલી સત્ય બોલી હતી.[૯] હે મૃગલિ ! મેં કુટુંબમાટે આખો દિવસ અને રાત્રિ કષ્ટ વેઠ્યું છે. હવે હું તને મારી નાખીશ, માટે ઇષ્ટ દેવનું સ્મરણ કરવું હોય તો કરી લે.[૧૧૦] એવાં પારધિનાં વચનો સાંભળી, હરિણીના મનમાં ઘણું દુઃખ થયું અને તે રોતી રોતી પારધિને કહેવા લાગી. હે પારધિ ! મને માર મા.[૧૧] કારણ કે વિયોગરૂપી અગ્નિથી મારું તેજ બલ સઘળું બળી ગયું છે, હું દુબળી થઇ ગઇ છું. મારામાં માંસ કે મેદ કાંઇ પણ નથી. મને મારવાથી તને કેવળ પાપ લાગશે. કેમ કે હું મરણ પામીશ તેથી તારું કાર્ય થશે નહીં.[૧૨-૧૩] માટે હે પારધિ ! બળવાન્ મહા તેજસ્વી, માંસ-મેદથી ભરેલો અને પુષ્ટ શરીરવાળો ધોળો બીજો મૃગ અહીં આવશે,[૧૪] તેને મારવાથી તારાં કુટુંબની અવશ્ય તૃપ્તિ થશે. અથવા હે પારધિ ! પ્રાતઃકાળમાં હું તારે ઘેર આવીશ.[૧૧૫]

तयोक्तं लुब्धकः श्रुत्वा किं करोमीत्यचिंतयत् । संचिंत्य लुब्धकः प्राह मृगीं शोकातुरां कृशाम् ॥ १६ ॥ सत्यं वद महाभागे प्रत्ययो मे यथा भवेत् । तस्य तद्वचनं श्रुत्वा हरिणी दुःखकर्षिता ॥ चक्रे सत्यप्रतिज्ञां तु व्याधस्याग्रे पुनः पुनः ॥ १७ ॥ मृग्युवाच–क्षत्रियस्तु रणं दृष्ट्वा तस्माद्यो विनिवर्तते ॥ तस्य पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । भेदयंति तडागानि वापीश्चाथ गवामपि ॥ १८ ॥ मार्गं स्थानं च ये घ्नंति सर्वसत्त्वभयंकराः । तेषां वै पातकं मह्यं यदि नायामि ते गृहम् ॥ १९ ॥ एतच्छ्रुत्वा तु व्याधेन सापि मुक्ता मृगी तदा । जलं पीत्वा तु बहुशो गता सद्यो यथागतम् ॥ १२० ॥ जालिमध्ये स्थितस्यास्य द्वितीयः प्रहरो गतः । त्रोटित्वा बिल्वपत्राणि पुनर्देवे न्ययोजयत् ॥ २१ ॥ पीडितोऽतीव शीतेन क्षुधया गृहचिंतया । शिवशिवेति जल्पन्वै न निद्रामुपलब्धवान् ॥ २२ ॥ कृतं शिवार्चनं तेन तृतीये प्रहरेऽपि च । वीक्षते स्म दिशः सर्वा जीवनार्थं वरानने ॥ २३ ॥ लुब्धकेनाथ दृष्टोऽसौ हरिणश्चंचलेक्षणः । विलोकयन्दिशः सर्वा मार्गमाणो मृगीपदम् ॥ २४ ॥ सौभाग्यबलदर्पाढ्यो मदनोन्मत्तपीवरः । तं दृष्ट्वा बाणमाकृष्य ह्याकर्णं तुष्टमानसः ॥ २५ ॥ बाणं मुंचति यावद्वै तावद्दृष्टो मृगेण तु । कालरूपं तु तं दृष्ट्वा मृगश्चिंतितवान्भृशम् ॥ २६ ॥ निश्चितं भविता मृत्युर्गोचरेऽस्य गतो यतः । भार्या प्राणसमा मेऽद्य व्याधेनेह निपातिता ॥ २७ ॥ तया विरहितस्याद्य नूनं मृत्युर्भविष्यति । हाहा कालकृतं पापं यद्भार्या दुःखमागता ॥ २८ ॥

એવાં મૃગલીનાં વચનો સાંભળી, પારધિ 'શું કરું' એમ ચિંતામાં પડ્યો. પછી શોકથી વ્યાકુળ અને દુબળી એવી મૃગલીને કહેવા લાગ્યો કે, હે મૃગલિ ! તું ખરેખરું કહે જેથી મને વિશ્વાસ આવે. એવાં પારધિનાં વચનો સાંભળી દુઃખિણી હરિણી તેની પાસે વારંવાર પ્રતિજ્ઞા કરવા લાગી.[૧૬-૧૭] યુદ્ધ થતું જોઇ પાછું ફરવાથી ક્ષત્રિયને જે પાપ લાગે છે, તે પાપ જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. તળાવો ફોડી નાખવાથી, વાવ્યો તોડી નાખવાથી, ગાયોના માર્ગનો તથા તેમનાં સ્થળોનો નાશ કરવાથી અને પ્રાણીઓને દુઃખ આપવાથી જે પાપ થાય છે તે પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૧૮-૧૯] એવાં વચનો સાંભળી પારધિએ તેને પણ છોડી દીધી. તે પણ ઘણું જળ પી, જેમ આવી હતી તેમ જલદી ચાલી ગઇ.[૧૨૦] હવે ઝાડીમાં બેઠેલા પારધિનો બીજો પહોર પણ નીકળી ગયો. વળી બિલીનાં પાંદડાં તોડી નીચે નાંખ્યાં, જે મહાદેવનાં લિંગ ઉપર પડ્યાં. ઘણાં જોરથી ટાઢ લાગવાથી ભૂખથી અને ઘરની ચિંતાથી 'શિવ શિવ' કરતા એ પારધિને નિદ્રા પણ આવી નહીં.[૨૧-૨૨] એ પ્રમાણે ત્રીજા પહોરમાં પણ તેને મહાદેવનું પૂજન થયું. પછી જાનવરમાટે તે ચારે તરફ જોવા લાગ્યો તેથી ચંચલ નેત્રવાળો મૃગ તેના જોવામાં આવ્યો. એ મૃગ સઘળી દિશાઓમાં જોતો જોતો મૃગલીને શોધતો હતો.[૨૩-૨૪] સૌભાગ્યના અને બળના ગર્વવાળો હતો, કામથી ઉન્મત્ત અને પુષ્ટ હતો. તેને જોઇ પ્રસન્ન થયેલો પારધિ કાન સુધી ધનુષ ખેંચી બાણ મૂકવા જતો હતો, તેટલામાં તો તે તરફ મૃગની નજર પડી. કાળ જેવા પારધિને જોઇ મૃગ મોટી ચિંતામાં પડી ગયો.[૨૫-૨૬] હું આની નજરે પડ્યો છું, તેથી અવશ્ય મારું મૃત્યુ થશે, પ્રાણ જેવી પ્યારી મારી સ્ત્રીને પણ આ જ પારધિએ અહીં મારી નાંખી હશે.[૨૭] હું કે જે સ્ત્રીથી વિખૂટો પડ્યો છું, તેનું પણ આજ અવશ્ય મૃત્યુ થશે. હાય હાય કેવું પાપ ! જેથી મારી સ્ત્રી મરણ પામી.[૧૨૮]

भार्यया न समं सौख्यं गृहेऽपि च वनेऽपि च । तया विना न धर्मोऽस्ति नार्थकामौ विशेषतः ॥ २९ ॥ बुभु-

मूलेऽपि दयिता यत्र तिष्ठति तद्गृहम् । प्रासादोऽपि तया हीनः कांतारादतिरिच्यते ॥ १३० ॥ धर्मकामार्थकार्येषु भार्या पुंसः सहायिनी । विदेशे च गतस्यापि सैव विश्वासकारिणी ॥ ३१ ॥ नास्ति भार्यासमो बंधुर्नास्ति भार्यासमं सुखम् । नास्ति भार्यासमं लोके नरस्यार्तस्य भेषजम् ॥३२॥ यस्य भार्या गृहे नास्ति साध्वी च प्रियवादिनी। अरण्यं तेन गंतव्यं यथाऽरण्यं तथा गृहम् ॥ ३३ ॥ एका प्राणसमा मेऽभूद्द्वितीया प्राणदा मम । भार्याविरहितस्याद्य जीवितं मम निष्फलम् ॥ ३४ ॥ इत्येवं चिंतयित्वा तु लुब्धकं वाक्यमब्रवीत् ॥ मृग उवाच— शृणु व्याध नरश्रेष्ठ आमिषाहारभोजन ॥ ३५ ॥ यत्ते पृच्छाम्यहं वीर तत्सत्यं वद मे प्रभो । आगतं हरिणीयुग्मं केन मार्गेण तद्गतम् ॥ ३६ ॥ त्वया विनाशितं वाऽथ सत्यं कथय मेऽधुना । तस्य तद्वचनं श्रुत्वा लुब्धको विस्मयं गतः ॥ ३७ ॥ असावपि न सामान्यो देवता काप्यनुत्तमा । उवाच लुब्धकः सत्यस्तस्याग्रे वाक्यमुत्तमम् ॥ ३८ ॥

ઘરમાં કે વનમાં ક્યાંય પણ સ્ત્રીના જેવું સુખ નથી. સ્ત્રી વિના ધર્મ, અર્થ કે કામ કોઇ પણ પુરુષાર્થ સિદ્ધ થતો નથી.[૨૯] વૃક્ષના મૂળમાં પણ સ્ત્રી હોય તો તે ઘર જેવું લાગે છે અને સુંદર મહેલમાં પણ જો સ્ત્રી ન હોય તો તે વનથી પણ વિકટ લાગે છે.[૧૩૦] ધર્મ, અર્થ અને કામ વગેરે સઘળાં કાર્યોમાં સ્ત્રી પુરુષને મદદ આપનારી છે અને પરદેશમાં પણ સ્ત્રી જ વિશ્વાસપાત્ર છે.[૩૧] સ્ત્રી જેવો કોઇ સ્નેહી નથી, સ્ત્રી જેવું કાંઇ સુખ નથી અને પીડિત પુરુષને સ્ત્રી જેવું બીજું કાંઇ પણ જગતમાં ઔષધ નથી.[૩૨] જેના ઘરમાં પતિવ્રતા અને પ્રિય બોલનારી સ્ત્રી નથી, તે પુરુષે જંગલમાં જઇ રહેવું; કારણ કે તેનું ઘર પણ જંગલ જેવું જ છે.[૩૩] એક સ્ત્રી મને પ્રાણ જેવી પ્યારી હતી, અને બીજી એક સ્ત્રી તો પ્રાણ આપનારી એટલે જીવાડનારી હતી. હવે તેવી સ્ત્રી વિના મારું જીવવું નિષ્ફળ છે;[૩૪] એવો વિચાર કરી પારધિને કહેવા લાગ્યોઃ હે પારધિ! હે મનુષ્યમાં શ્રેષ્ઠ! હે માંસનો આહાર કરનાર! સાંભળ.[૩૫] હે પ્રભો! હે વીર! હું પૂછું છું તેનો ખરેખરો ઉત્તર આપ. જે બે હરિણી આવી હતી, તે કયે માર્ગે ગઇ?[૩૬] અથવા તો તેં તેમનો નાશ કર્યો તે મને સત્ય કહે. એવાં મૃગનાં વચનો સાંભળી પારધિ અચંબામાં પડ્યો,[૩૭] કે આ મૃગ પણ કાંઇ સામાન્ય નથી, પરંતુ કોઇ ઉત્તમ દેવ છે. એવો વિચાર કરી એ પારધિ મૃગને કહેવા લાગ્યો.[૧૩૮]

लुब्धक उवाच— ते गतेऽनेन मार्गेण सत्यं कृत्वा ममाग्रतः । ताभ्यां दत्तोऽसि भुक्त्यर्थं मम त्वमधुनाऽनघ ॥३९॥ संप्रति त्वां हनिष्यामि नैव मोक्ष्यामि कर्हिचित् । व्याधोक्तं हि वचः श्रुत्वा हरिणः प्राह सत्वरम् ॥ १४० ॥ मृग उवाच— तत्सत्यं कीदृशं ताभ्यां वाक्यमुक्तं तवाग्रतः । येन ते प्रत्ययो जातो मुक्तं तद्धरिणीद्वयम् ॥४१॥ ते गते केन मार्गेण ये मुक्ते व्याध तेऽधुना ॥ व्याध उवाच— ते गतेऽनेन मार्गेण स्वमाश्रमपदं प्रति ॥ ४२ ॥ व्याधेन कथितास्ताभ्यां शपथा ये कृतास्तदा । तच्छ्रुत्वा वचनं तस्य हरिणो हृष्टमानसः ॥ ४३ ॥ व्याधं प्राह ततः शीघ्रं वचनं धर्मसंहितम् ॥ मृग उवाच—ताभ्यां व्याध यदुक्तं च तत्करोमि नचान्यथा ॥ ४४ ॥ प्रभाते त्वद्गृहं नूनमागमिष्यामि निश्चितम् । भार्या ऋतुमती मेऽद्य कामार्ताऽप्यधुना भृशम् ॥ ४५ ॥ गत्वा गृहेऽथ भुक्त्वा तामापृच्छ्य च सुहृज्जनान् । शपथैरागमिष्यामि गृहं ते नात्र संशयः ॥ ४६ ॥ न मदेहेऽस्त्यसृङ्मांसं यत्त्वं भोक्तुमभीप्स्यसि । तद्वृथा मरणं मे स्याद्यदि मां त्वं हनिष्यसि ॥ ४७ ॥ तन्मृगस्य वचः श्रुत्वा व्याधो वचनमब्रवीत् ॥ लुब्धक उवाच— असत्यं भाषसे धूर्त प्रतारयसि मा वृथा ॥ ४८ ॥ ज्ञातो मृत्युः स्फुटं यत्र तत्र गच्छति कोऽल्पधीः । व्याधस्य वचनं श्रुत्वा हरिणो वाक्यमब्रवीत् ॥ ४९ ॥ शपथैरागमिष्यामि यथा ते प्रत्ययो भवेत् ॥ व्याध उवाच— मृग त्वं शपथान्ब्रूहि विश्वासो मे भवेद्यथा ॥ १५० ॥ यथा हि प्रेषयामि त्वां स्वगृहं प्रति कामुक ।

પારધિ કહે છે—હે અનઘ! મારી પાસે સોગન ખાઇ એ બન્ને મૃગલીઓ આ માર્ગે ગયેલી છે, અને તેઓ મારા ભોજનમાટે તને મારા સ્વાધીન કરી ગયેલી છે;[૩૯] હું તને હમણાં મારી નાંખીશ. કોઇ પ્રકારે પણ છોડીશ નહીં. એવાં પારધિનાં વચનો સાંભળી હરિણ બોલ્યો.[૧૪૦] હે પારધિ! તે મૃગલીઓએ તારી પાસે કેવા સોગન ખાધા? જેથી વિશ્વાસ આવવાથી તેં તેઓને જવા દીધી?[૪૧] અને તેં જવાની રજા આપ્યા પછી તેઓ કયે માર્ગે ગઇ? પારધિ કહે છે—તેઓ આ માર્ગે પોતાનાં સ્થલ પ્રતિ ગયેલી છે.[૪૨] એટલું કહી મૃગલીઓએ ખાધેલા સોગન પણ કહી સંભળાવ્યા. એવાં પારધિનાં વચનો સાંભળી પ્રસન્ન થયેલો હરિણ જલદીથી ધર્મવાળું વચન પારધિને કહેવા લાગ્યો, હે પારધિ! તેઓએ જે કહ્યું છે તેમાં કાંઇ પણ હું ફેરફાર કરનાર નથી.[૪૩-૪૪] હું પણ પ્રાતઃકાળમાં અવશ્ય તારે ઘેર આવીશ. આજ મારી સ્ત્રી ઋતુમતી છે અને હમણાં કામથી અત્યંત વ્યાકુળ છે,[૪૫] માટે ઘેર જઇ તેને ઋતુદાન આપી મિત્રોની રજા લઇને હું તારે ઘેર આવીશ. આ વાત સોગન ખાઇ કહું છું, એમાં સંશય નથી.[૪૬] તું માંસ અને મેદ ખાવા ઇચ્છે છે પણ તે મારા શરીરમાં નથી. તથાપિ જો તું મને મારીશ તો ફોકટનું મારું મરણ થશે.[૪૭] એવાં મૃગનાં વચન સાંભળી પારધિ બોલ્યોઃ હે ધૂર્ત! તું અસત્ય કહી ફોકટનો મને છેતરવા ચાહે છે.[૪૮] પ્રત્યક્ષ મૃત્યુ હોય ત્યાં કોઇ થોડી

બુદ્ધિવાળો પણ જાય? (અર્થાત્ ન જ જાય.) એવાં પારધિનાં વચનો સાંભળી હરિણ બોલ્યો કે,[૪૯] હું સોગન ખાઈને જાઉં છું. જેથી તને વિશ્વાસ આવે. ત્યારે પારધિ બોલ્યો;–હે મૃગ! તું સોગન ખા, જેથી મને વિશ્વાસ આવે અને તને કામીને ઘેર જવા દઉં.[૧૫૦]

मृग उवाच । भर्तारं वंचयेद्या स्त्री स्वामिनं वंचयेन्नरः ॥ ५१ ॥ मित्रं च वंचयेद्यस्तु गुरुद्रोहं करोति यः । विषमं तु रसं दद्यात्प्रेमभेदं करोति यः ॥ ५२ ॥ भेदयेद्यस्तडागानि प्रासादं पातयेत्तथा । प्रवासशीलो यो विप्रः क्रयविक्रयकारकः ॥ ५३ ॥ संध्यास्नानविहीनश्च वेदशास्त्रविवर्जितः । मद्यपाः स्त्रीषु रक्ता ये परनिंदारताश्च ये ॥ ५४ ॥ परस्त्रीसेवका विप्राः परपैशुन्यसूचकाः । शूद्रान्नभोजिनो ये च भार्यां पुत्रांस्त्यजंति ये ॥ ५५ ॥ वेदनिंदापरा ये च वेदशास्त्रार्थनिंदकाः । तेषां वै पातकं मह्यं यदि नायामि ते गृहम् ॥ ५६ ॥ भार्या संग्रहणी यस्य व्रतशौचविवर्जिता । सर्वाशी सर्वविक्रेता द्विजानामपि निंदकः ॥ ५७ ॥ त्रिषु वर्णेषु शुश्रूषां यः शूद्रो न करोति वै । विप्रवाक्यं परित्यज्य पाखंडाभिरतः सदा ॥ ५८ ॥ ब्रह्मचर्यरताः शूद्रा ये च पाखंडसंश्रिताः । तेषां वै पातकं मह्यं यदि नायामि ते गृहम् ॥ ५९ ॥ तिलांस्तैलं घृतं क्षौद्रं लवणं सगुडं तथा । लोहं लाक्षादिकं सर्वं रंगान्नानाविधानपि ॥१६०॥ मद्यं मांसं विषं दुग्धं नीलं च वृषभं तथा । मीनं क्षीरं सर्पकूटं चित्रातकफलानि च ॥ ६१ ॥ विक्रीणीते द्विजो यस्तु तस्य पापं भवेन्मम ॥ आदित्यं विष्णुमीशानं गणाध्यक्षं तु पार्वतीम् ॥ ६२ ॥ एतांस्त्यक्त्वा गृहे मूढो योऽन्यं पूजयते नरः । तस्य पापेन लिप्यामि यदि नायामि ते गृहम् ॥ ६३ ॥

મૃગ કહે છે–જે સ્ત્રી પતિને છેતરે છે, જે પુરુષ માલિકને છેતરે છે,[૫૧] જે પુરુષ મિત્રને છેતરે છે, જે ગુરુનો દ્રોહ કરે છે, જે ઓછું અધિક પીરસે છે, જે પ્રીતિમાં ભેદ રાખે છે,[૫૨] જે દેવાલય પાડી નાંખે છે, તળાવ ફોડી નાંખે છે, જે નિરંતર પરદેશમાં રહે છે, જે બ્રાહ્મણ છતાં વ્યાપાર કરે છે,[૫૩] સંધ્યાસ્નાન કરતો નથી અને વેદ કે શાસ્ત્ર ભણતો નથી, જે મદ્યપાન કરે છે, જે સ્ત્રીમાં આસક્ત છે, જે બીજાની નિંદા કરે છે,[૫૪] જે પરસ્ત્રીનું સેવન કરે છે, જે બીજાની ચાડી ખાય છે, જે શૂદ્રનાં અન્નનું ભોજન કરે છે, જે સ્ત્રીપુત્રનો ત્યાગ કરે છે,[૫૫] જે વેદની નિંદા કરે છે, જે શાસ્ત્રની નિંદા કરે છે તેઓને જે પાપ થતું હોય તે પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૫૬] જેની સ્ત્રી વ્યભિચારિણી તથા વ્રતથી ને પવિત્રતાથી રહિત હોય છે, જે સઘળું ખાનાર, સઘળું વેચનાર અને બ્રાહ્મણની નિંદા કરનાર હોય છે,[૫૭] જે શૂદ્ર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણોની સેવા કરતો નથી, જે બ્રાહ્મણનું કહેવું નહીં સ્વીકારી, નિરંતર પાખંડમાર્ગમાં પરાયણ રહે છે,[૫૮] જે શૂદ્રો બ્રહ્મચર્ય પાળે છે, અને પાખંડમાર્ગનો આશ્રય કરે છે તેઓનું જે પાપ હોય તે પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૫૯] તિલ, તેલ, ઘી, મધ, લવણ, ગોળ, લોઢું, લાખ, સર્વ જાતના રંગ,[૧૬૦] મદ્ય, માંસ, ઝેર, દૂધ, નીલ, બળદ, માછલાં, ક્ષીર, સર્પકૂટ અને ચિત્રાતકનાં ફળ વગેરે જે બ્રાહ્મણ વેચે છે, તેને જે પાપ થતું હોય તે પાપ જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. સૂર્ય, વિષ્ણુ, મહાદેવ, દેવી અને ગણપતિ એ પંચાયતનને છોડી જે મૂઢ પુરુષ બીજા દેવનું સેવન કરે છે, તેને જે પાપ થતું હોય તે પાપ જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૧૬૧–૧૬૩]

यो गां स्पृशति पादेन लुदितेऽर्के च सुप्यति । एकाकी मिष्टमश्नाति तस्य पापस्य भागहम् ॥ ६४ ॥ मातापित्रोरपोष्टा च क्रियामुद्दिश्य पाचकः । कन्याशुल्कोपजीवी च देवब्राह्मणनिंदकः ॥ ६५ ॥ गोग्रासं हंतकारं च अतिथीनां च पूजनम् । ये न कुर्वंति गृहिणस्तेषां पापं भवेन्मम ॥ ६६ ॥ वृन्ताकं च पटोलं च कलिंगं तुंबिकाफलम् । मलकं लशुनं कंदं कुसुंभं कालशाककम् ॥ ६७ ॥ एतानि भक्षयेद्यस्तु नरो वै ज्ञानदुर्बलः । न यस्य जायते शुद्धिश्चांद्रायणशतैरपि ॥ ६८ ॥ एतस्य पातकं मह्यं यदि नायामि ते गृहम् । यः पठेत्स्वरहीनं च लक्षणेन विवर्जितम् ॥ ६९ ॥ रथ्यां पर्यटमानस्तु वेदानुद्गिरयेत्तु यः । विप्रस्य पठतो यस्य शृणोति यदि चांत्यजः ॥१७०॥ वेदोपजीवको विप्रोऽतिलोभाच्छूद्रभोजनः । तस्य पापेन लिप्यामि यदि नायामि ते गृहम् ॥ ७१ ॥ शूद्रान्नेषु च ये सक्ताः शूद्रसंपर्कदूषिताः । तेषां पापेन लिप्यामि यदि नायामि ते गृहम ॥ ७२ ॥ लेखकश्चित्रकर्ता च वैद्यो नक्षत्रसूचकः । कूटकर्ता द्विजो यश्च तस्य पापस्य भागहम् ॥ ७३ ॥

જે પુરુષ ગાયને પગ અડાડે છે, સૂર્યોદય થયા છતાં પણ જે સૂતો પડ્યો હોય અને એકલો જ મિષ્ટાન્ન ખાઈ લે છે તેનું પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૬૪] જે માતાપિતાનું પોષણ કરતો નથી, જે પોતાના ઉદર પોષણમાટે રસોઈ કરે છે, જે દીકરીના દામ લઈ આજીવિકા કરે છે, જે દેવની અને બ્રાહ્મણની નિંદા કરે છે,[૧૬૫] જે ગૃહસ્થાશ્રમી હંતકાર, ગોગ્રાસ અને પરોણાની પરોણાગત કરતો નથી, તેનું પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૬૬] રીંગણાં, પટોળ, તરબૂચ, દૂધી, મૂળા, લસણ, કાંદા, કુસુંભ અને કાલશાક આટલી વસ્તુ જે મૂઢ માણસ ખાય છે કે, જેઓની શુદ્ધિ સેંકડો ચાંદ્રાયણોથી પણ થતી નથી, તેનું પાપ જો હું તારે ઘેર ન આવું તો મને લાગે. જે માણસ સ્વર અને લક્ષણ વિના ભણે છે,[૬૭–૬૯] જે ગલીમાં હરતાં ફરતાં વેદનું ઉચ્ચારણ કરે છે, જે બ્રાહ્મણ

અંત્યજ જાતિનો પુરુષ સાંભળે તેવી રીતે ભણતો હોય,[૭૦] જે બ્રાહ્મણ વેદથી આજીવિકા ચલાવતો હોય, જે બ્રાહ્મણ લોભથી શૂદ્રાન્ન ખાતો હોય, તેઓનું પાપ, જો તારે ઘેર હું ન આવું તો મને લાગે.[૭૧] જે શૂદ્રાન્ન ખાવામાં તત્પર રહે છે, શૂદ્રના સંબંધથી દોષી હોય છે, તેઓનું પાપ જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૭૨] જે બ્રાહ્મણ લેખ કરતો હોય, ચિત્ર કાઢતો હોય, વૈદકનું વા જ્યોતિષનું કામ કરતો હોય અથવા કડો ગુંથતો હોય તેનું પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૭૩]

कूटसाक्षी मृषावादी परद्रव्यस्य तस्करः । परदाराभिगामी च तथा विश्वासघातकः ॥७४॥ द्रव्ये द्रव्यं विनिक्षिप्य पानकूटं समाश्रिताः । वेश्यारताः सदा ये च दानदातुर्निवारकाः ॥ ७५ ॥ भर्तारमर्थहीनं च कुरूपं व्याधिपीडितम् । या न पूजयते नारी रूपयौवनगर्विता ॥ ७६ ॥ एकादशीं तथा माघे कृष्णे शिवचतुर्दशीम् । पूर्वविद्धां प्रकुर्वंति तेषां पापस्य भागहम् ॥ ७७ ॥ अथ किं बहुनोक्तेन भो लुब्धक तवाग्रतः । यदि नायामि ते गेहं ममासत्यं भवेत्तदा ॥ ७८ ॥ तेन वाक्येन संतुष्टो व्याधो वै वीतकल्मषः । संहृत्य धनुषो बाणं मृगो मुक्तो गृहं प्रति ॥ ७९ ॥ जलं पीत्वा तु हरिणः प्रविष्टो गहनं प्रति । गतोऽसौ तेन मार्गेण गतं येन मृगीद्वयम् ॥ १८० ॥ लुब्धकेन तदा तत्र जालिमध्ये स्थितेन हि । प्रत्यूषे बिल्वपत्राणि त्रोटयित्वोज्झितानि वै ॥ ८१ ॥ शिवशिवेति जल्पन्वै ह्याशु यातो निजाश्रमम् । अथोदिते सूर्यबिंबे अकामाज्जागरे कृते ॥ ८२ ॥ पापान्मुक्तोऽप्यसौ सद्यः शिवपूजाप्रभावतः । यावद्दिशो निरीक्षेत निराशो भोजनं प्रति ॥ ८३ ॥ तावच्छिशुयुता चान्या मृगी तत्र समागता । दृष्ट्वा मृगीं तदा व्याधो बाणं धनुषि योजयन् ॥ ८४ ॥ यावन्मुंचत्यसौ बाणं तावत्प्रोवाच तं मृगी ।

જે ખોટી સાક્ષી પૂરે છે, જે ખોટું બોલે છે, જે પરાયું ધન ચોરી લે છે, જે પરસ્ત્રીગમન કરે છે, જે વિશ્વાસઘાત કરે છે,[૭૪] જે કોઈ વસ્તુમાં કાંઈ મેળવી વેચે છે, પીવાના પદાર્થમાં કપટ કરે છે, જે સદા વેશ્યામાં આસક્ત રહે છે, જે દાન દેનારને રોકી રાખે છે,[૭૫] જે સ્ત્રી રૂપના અને જુવાનીના ગર્વથી ધનહીન, કુરૂપ અથવા રોગી પોતાના પતિની સેવા કરતી નથી,[૭૬] તેમ જ જે એકાદશી તથા માઘવદિ ચતુર્દશી (શિવરાત્રિ) પૂર્વવિદ્ધા કરે છે તેનું પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૭૭] હે પારધિ! હવે વિશેષ તારી પાસે શું કહું? હું જો તારી પાસે ન આવું તો મારું સર્વ અસત્ય કહેવાય.[૭૮] એવાં મૃગનાં વચનો સાંભળી પ્રસન્ન થયેલા અને પાપરહિત થયેલા પારધિએ ધનુષ ઉપરથી બાણ ઉતારી લીધું અને પોતાને સ્થળ જવામાટે મૃગને છોડી દીધો.[૭૯] તેથી તે મૃગ જલપાન કરીને જે માર્ગે પેલી બે મૃગલીઓ ગઈ હતી તે માર્ગે વનમાં ચાલ્યો ગયો.[૮૦] તે પછી ઝાડીની વચમાં બેઠેલા પારધિએ પરોઢીયું થયું કે બિલીનાં પાંદડાં તોડી નીચે નાંખ્યાં અને 'શિવ-શિવ' એ પ્રકારનો શબ્દ બોલી પોતાને સ્થાને બેઠો. પછી સૂર્યોદય થયો. એવી રીતે ઇચ્છા વિના પણ જાગરણ થયું તેથી તથા શિવપૂજનના પ્રભાવથી એ પારધિ પાપથી મુક્ત થઇ ગયો, અને ભોજન પ્રત્યે નિરાશ થઈ ચારો તરફ જોવા લાગ્યો,[૮૧-૮૩] તેટલામાં પોતાના બચ્ચાની સાથે આવતી મૃગલી નજરે પડી. તેને જોઇ તેણે ધનુષ ઉપર બાણ ચડાવ્યું[૮૪] અને તે મૂકવા વિચાર કર્યો, તેટલામાં તે મૃગલી બોલી:—

मा बाणान्मुंच धर्मात्मन्धर्मं मा मुंच सुव्रत ॥ ८५ ॥ अहं न वध्या सर्वेषामिति शास्त्रविनिश्चयः । शयानो मैथुनासक्तः स्तनपो व्याधिपीडितः ॥ ८६ ॥ न हंतव्यो मृगो राज्ञा मृगी च शिशुना वृता । अथवा धर्ममुत्सृज्य मां हनिष्यसि मानद ॥ ८७ ॥ बालकं स्वगृहे मुक्त्वा सखीनां च निवेद्य वै ॥ शपथैरागमिष्यामि शृणु व्याध वचो मम ॥ ८८ ॥ या स्वभर्तारमुत्सृज्य परे पुंसि रता सदा । तस्याः पापेन लिप्यामि यदि नायामि ते गृहम् ॥ ८९ ॥ मद्यं मांसं विषं दुग्धं नीलीं कुंभफलानि च । एतानि विक्रयेद्यस्तु नरो मोहसमन्वितः ॥ १९० ॥ तेषां पापेन लिप्यामि यदि नायामि ते गृहम् । ये कृताः शपथाः पूर्वं तवाग्रे व्याधसत्तम ॥ ९१ ॥ ते सर्वे मम संत्वत्र यदि नायाम्यहं पुनः । तस्यास्तद्वचनं श्रुत्वा व्याधो विस्मयमागमत् ॥ ९२ ॥ ततो व्याधेन सा मुक्ता गता वै निजमंदिरम् । व्याधोऽपि तत्स्थलं त्यक्त्वा जगाम स्वगृहं प्रति ॥ ९३ ॥

હે ધર્માત્મન્! તું મારી ઉપર બાણ ન મૂક. કારણ કે તું સારાં આચરણવાળો છે. તેથી તને ધર્મ છોડવો ઉચિત નથી.[૮૫] હું કોઇને પણ મારવા યોગ્ય નથી, આમ શાસ્ત્રનો સિદ્ધાંત છે. સૂતા પ્રાણીને, મૈથુન કરતા પ્રાણીને, ધાવણાં બચ્ચાંને, રોગીને અને બચ્ચાંવાળા મૃગ મૃગલીને રાજાએ પણ મારવાં ન જોઇએ. અથવા હે માનદ! જો ધર્મ છોડીને પણ મને મારવા ઇચ્છતો હો તો ભલે, હું બચ્ચાને ઘેર મૂકી સખીઓને તેઓની ભલામણ કરી, પાછી આવીશ. હું સોગન ખાઉં છું તે સાંભળ.[૮૬-૮૮] જે સ્ત્રી પોતાના પતિને છોડી પરપુરુષ ઉપર નિરંતર આસક્ત રહે છે તેનું પાપ, જો હું તારે ઘેર ન આવું તો મને લાગે.[૮૯] મદિરા, માંસ, વિષ, દૂધ, ગળી અને કુંભફલ એટલી વસ્તુ જે માણસ મોહથી વેચે છે,[૧૯૦] તેનું પાપ જો હું ફરીથી તારે ઘેર ન આવું તો મને લાગે. હે પારધિ! જો હું ફરીથી તારી પાસે ન આવું તો પ્રથમ જે જે સોગન બીજાએ ખાધેલા છે તે સઘળા સોગન હું પાછી ન આવું તો મને લાગે; એવાં મૃગલીનાં વચનો સાંભળી, આશ્ચર્યમાં પડેલા પાર-

ધિએ તે મૃગલીને છોડી દીધી, તેથી તે પોતાને સ્થળે ગઈ. પછી પારધિ પણ તે સ્થળ છોડી સત્યવાદી સઘળાં મૃગલાંનાં વચનો સંભારતો સંભારતો અને હું હંમેશાં તે મૃગલાંને મારું છું, તેથી મારી શી ગતિ થશે, એવી ચિંતા કરતો કરતો પોતાના ઘર ભણી ગયો.[૯૧–૯૩]

सर्वेषां वचनं ध्यायन्मृगाणां सत्यवादिनाम् । एतेषां घातको नित्यमहं यास्यामि कां गतिम् ॥ ९४ ॥ एवं चिंतयता गेहे दृष्टाः क्षुधितबालकाः । नान्नं मांसं गृहे तस्य भोजनं येन जायते ॥ ९५ ॥ निरामिषं तु तं दृष्ट्वा निराशास्तेऽभवंस्तदा । व्याधोऽपि च तदा तत्र तेषां वाक्यानि संस्मरन् ॥ ९६ ॥ न भोजनं न निद्रां च लभते विस्मयान्वितः । आगमिष्यंति ते नूनं शपथैरतियंत्रिताः ॥ ९७ ॥ न तानहं वधिष्यामि सतां व्रतमनुस्मरन् । लुब्धकेन तदा मुक्तो हरिणः शपथैः कृतैः ॥ ९८ ॥ स्वमाश्रमं तु संप्राप्तो यत्र तद्धरिणीद्वयम् । सद्यः प्रसूता सा चैका द्वितीया रतिलालसा ॥ ९९ ॥ तृतीयापि समायाता बालकैर्बहुभिर्वृता । सर्वाः समेता एकत्र मरणे कृतनिश्चयाः ॥ २०० ॥ परस्परं प्रजल्पंत्यो लुब्धकस्य विचेष्टितम् । सार्तवां हरिणीं भुक्त्वा रूपाढ्यां रतिलालसाम् ॥ १ ॥ कृतकृत्योऽभवत्ताभिस्ततो वाक्यमथाब्रवीत् । युष्माभिरिह संस्थेयं कर्तव्यं प्राणरक्षणम् ॥ २ ॥ व्याघ्राद्विपाल्लुब्धकेभ्यो बालकानां प्रयत्नतः । अहमत्र समायातः शपथैरतियंत्रितः ॥ ३ ॥ अस्या ऋतुप्रदानाय पुनः संतानहेतवे । ऋतुमतीं हि यो भार्यां न भुंक्ते मोहसंवृतः ॥४॥ भ्रूणहा स तु विज्ञेयस्तस्य जन्म निरर्थकम् । संतानात्स्वर्गमाप्नोति इह कीर्तिं च शाश्वतीम् ॥ ५ ॥

ત્યાં ઘરમાં અન્ન કે માંસ કાંઈ પણ હતું નહીં કે જેથી ભોજન થાય. તેથી ભૂખે ટળવળતાં બાળકો તેના જોવામાં આવ્યાં. પારધિને માંસ વિના ઠાલો આવતો જોઇ સઘળાં ઘરનાં માણસો નિરાશ થઈ ગયાં. પેલો પારધિ પણ મૃગલાંનાં વચનો સાંભળી આશ્ચર્યમાં પડ્યો હતો તેથી ઘેર આવ્યા પછી તેને નિદ્રા પણ આવી નહીં અને ભોજન પણ મળ્યું નહીં અને સોગનથી બંધાયેલાં મૃગલાં અવશ્ય આવશે એમ જાણતો હતો, તો પણ તે પારધિ એ સદાચરણનું સ્મરણ કરતો વિચારવા લાગ્યો કે, હું તેઓને મારીશ નહિ. એવો નિશ્ચય કર્યો. હવે સોગન ખાધા પછી પારધિએ છોડી દીધેલો પેલો મૃગ જ્યાં પેલી બે મૃગલીઓ ગઈ હતી ત્યાં પોતાને સ્થળે ગયો. ત્યાં ગર્ભિણી મૃગલીને પ્રસવ થયો હતો, અને બીજી મૃગલી રતિસુખની લાલસાવાળી હતી.[૯૪–૯૯] ત્રીજી મૃગલી પણ પોતાનાં બાળકોની સાથે આવી મળી. ત્યાં જેઓને મરણનો નિશ્ચય હતો તેવાં તે સર્વ મૃગલાં, એક જગોએ એકઠાં થયાં,[૨૦૦] અને પરસ્પર પારધિની વાતો કરવા લાગ્યાં. તે પછી જે ઘણી રૂપાળી, ઋતુમતી અને સંભોગની ઇચ્છાવાળી મૃગલી હતી, તેનો સંભોગ કરી કૃતાર્થ થયેલો પેલો મૃગ, હરિણીઓને કહેવા લાગ્યો કે, તમે સઘળી અહીં રહી સાવધાનીથી વાઘથી, હાથીથી કે પારધિઓથી બચ્ચાંનાં પ્રાણનો બચાવ કરો. સન્તાન થાય એવા હેતુથી આ મૃગલીને ઋતુદાન આપવામાટે હું સોગન ખાઈને અહીં આવ્યો છું. જે પુરુષ મોહથી ઋતુવાળી સ્ત્રીને ઋતુદાન આપતો નથી, તેને ગર્ભહત્યાનું પાપ લાગે છે, અને તેનો જન્મ નિષ્ફળ થાય છે. સંતાન થવાથી આ લોકમાં અક્ષય કીર્તિ થાય છે અને અંતે સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.[૨૦૧–૨૦૫]

संततिर्यत्नतः पाल्या स्वर्गसौख्यप्रदायिका । अपुत्रस्य गतिर्नास्ति इह लोके परत्र च ॥ ६ ॥ येन केनाप्युपायेन पुत्रमुत्पादयेत्पुमान् । मया च तत्र गंतव्यं यत्र व्याधस्य मंदिरम् ॥७॥ सत्यं तु पालनीयं स्यात्सत्ये धर्मः प्रतिष्ठितः । एतच्छ्रुत्वा तु ता नार्यो वाक्यमूचुः सुदुःखिताः ॥ ८ ॥ वयमप्यागमिष्यामस्त्वया सार्धं मृगोत्तम । तथा ते विप्रियं कांत न स्मरामः कदाचन ॥ ९ ॥ पुष्पितेषु वनांतेषु नदीनां संगमेषु च । कंदरेषु च शैलानां भवता रमिता वयम् ॥ २१० ॥ न कार्यमन्यतः कांत जीवितेन त्वया विना । नारीणां पतिहीनानां जीवितैः किं प्रयोजनम् ॥११॥ मितं ददाति हि पिता मितं भ्राता मितं सुतः । अमितस्य हि दातारं भर्तारं का न पूजयेत् ॥ १२ ॥ अपि द्रव्ययुता नारी बहुपुत्रसुहृद्वृता । सा शोच्या बंधुवर्गस्य पतिहीना कुलांगना ॥१३॥ वैधव्यसदृशं दुःखं स्त्रीणामन्यन्न विद्यते । धन्यास्ता योषितो यास्तु म्रियंते भर्तुरग्रतः ॥ १४ ॥ नातंत्री वाद्यते वीणा नाचक्रो भ्रमते रथः । नापतिः सुखमाप्नोति नारी पुत्रशतैर्वृता ॥ १५ ॥ नास्ति भर्तृसमो नाथः स्त्रीणां भर्ता परा गतिः ॥ १६ ॥

પ્રયત્નથી પણ સંતાનનું પાલન કરવું, કારણ કે તેથી સ્વર્ગમાં સુખ મળે છે. આ લોકમાં તથા પરલોકમાં વાંઝીઆની ગતિ નથી.[૬] ગમે તેવા ઉપાય લઈને પણ પુરુષે પુત્ર ઉત્પન્ન કરવો જોઈએ. માટે હવે પારધિને ઘેર જવું છે,[૭] સત્યનું પાલન કરવું જોઈએ, કારણ કે સત્યમાં ધર્મ રહ્યો છે. એવાં તે મૃગનાં વચનો સાંભળી, અતિ દુઃખ પામતી સર્વ મૃગલીઓ બોલી કે,[૮] હે નાથ! અમો પણ તમારી સાથે જ આવશું. હે સ્વામિન્! અમે તમારા તેવા (મરણ જેવા) માઠા બનાવનું સ્મરણ પણ કરી શકતાં નથી.[૯] ફુલેલાં પુષ્પવાળાં વનમાં, નદીઓના સંગમમાં અને પર્વતોની ગુફાઓમાં તમારી સાથે અમે ક્રીડા કરી છે,[૨૧૦] માટે હે નાથ! આપ વિના અમારે જીવીને શું કરવાનું છે? પતિ વિનાની સ્ત્રીઓને જીવવાનું કાંઈ જ પ્રયોજન નથી.[૧૧] પિતા પરિમિત આપે છે, ભાઈ પરિમિત આપે છે અને પુત્ર પણ પરિમિત આપે છે પરંતુ પતિ તો અપરિમિત આપે છે, માટે તેવા

પતિની સેવા કઇ સ્ત્રી ન કરે?[૧૨] જે સ્ત્રી સારાં કુલની હોય, ધનવાળી હોય, તેને પુત્ર પણ ઘણા હોય, અને સગાં સંબંધીઓ પણ બહોળાં હોય તો પણ જો પતિહીન હોય તો તેના તરફનો સગાં સંબંધીઓને શોક રહે છે.[૧૩] સ્ત્રીઓને રંડાપા જેવું દુઃખ બીજું એકે નથી. જે સ્ત્રીઓ પતિની હયાતીમાં મરણ પામે છે, તે સ્ત્રીઓને ધન્ય સમજવી.[૧૪] જેમ તાર વિના વીણા વાગતી નથી, જેમ ચક્ર વિના રથ ચાલતો નથી તેમ જ સેંકડો પુત્રો છતાં પણ પતિ વિના સ્ત્રીને સુખ થતું નથી.[૧૫] સ્ત્રીઓને પતિ જેવો બીજો કોઈ ધર્મ નથી, પતિ જેવો કોઇ હેતુ નથી, પતિ જેવો કોઇ સુખ આપનાર નથી. સ્ત્રીઓની પરમગતિ પતિ જ છે.[૧૬]

**एवं विलप्य ताः सर्वा मरणे कृतनिश्चयाः । बालकैस्तैः समायुक्ता भर्तृशोकेन दुःखिताः ॥ १७ ॥ मृगस्तासां वचः श्रुत्वा हृदि चिंतापरोऽभवत् । गंतव्यं किं न गंतव्यं मया व्याधस्य मंदिरम् ॥ १८ ॥ एकतः सुकृतं रक्षन्कुटुंबस्य क्षयो भवेत् । तद्रक्षितं न चेद्यामि मम सत्यं क्षयं व्रजेत् ॥ १९ ॥ वरं पुत्रस्य मरणं भार्याया आत्मनस्तथा । सत्ये त्यक्ते नरो नित्यमाकल्पं रौरवं व्रजेत् ॥ २२० ॥ तस्मात्सत्यं पालनीयं नरैः श्रेयोर्थिभिः सदा। सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ॥ २१ ॥ सत्येन वायवो वांति सत्येन वर्धते परम् । एवं संचिंत्य हरिणो धर्मान्हृदि मनोरमान् ॥ २२ ॥ ताभिः सहैव शनकैः क्षणात्तस्याश्रमं ययौ । तस्मिन्सरसि स स्नात्वा कर्मन्यासं चकार ह ॥ २३ ॥ तल्लिंगं प्रणिपत्याशु हृदि ध्यायन्सदाशिवम् । भक्ष्यं पानं परित्यज्य मैथुनं भोगमेव च ॥ २४ ॥ कामं क्रोधं तथा लोभं मायां मोक्षविनाशिनीम् । वंदयित्वा तु तं देवं लुब्धकाभिमुखं ययौ ॥ २५ ॥ तस्य भार्याश्च पुत्राश्च मरणे कृतनिश्चयाः । अनशनं व्रतं गृह्य पृष्ठलग्नाः समाययुः ॥ २६ ॥ भार्यापुत्रैः परिवृतो मृगस्तं देशमागमत् । क्षुधितैर्बालकैर्युक्तो लुब्धको यत्र तिष्ठति ॥ २७ ॥ मृगस्तं देशमागत्य कुटुंबेन समन्वितः । पालयन्सर्ववाक्यानि लुब्धकं वाक्यमब्रवीत् ॥ २८ ॥**

એવી રીતે વિલાપ કરી જેઓએ મરવાનો નિશ્ચય કર્યો હતો, એવી સર્વ મૃગલીઓ પોતાનાં બચ્ચાંની સાથે પતિના શોકથી દુઃખી થવા લાગી.[૧૭] હવે મૃગલીઓનાં વચનો સાંભળી મૃગને મનમાં ચિંતા થઇ કે મારે પારધિને ઘરે જવું કે નહીં?[૧૮] જો હું પારધિને ઘેર જાઉં તો આખા કુટુંબનો નાશ થાય છે, અને જો ન જાઉં તો મારી પ્રતિજ્ઞા નાશ પામે છે.[૧૯] પુત્રનો, સ્ત્રીનો અને પોતાનો નાશ થાય તે બહેતર છે, પણ સત્ય છોડવું ન જોઇએ. કારણ કે સત્ય છોડવાથી પુરુષને કલ્પપર્યંત રૌરવ નરકમાં રહેવું પડે છે;[૨૦] એટલા માટે કલ્યાણની ઇચ્છાવાળા પુરુષોએ સદા સત્યનું રક્ષણ કરવું જોઇએ. સત્યથી પૃથ્વીનું ધારણ થાય છે, સત્યથી સૂર્ય તપે છે,[૨૧] સત્યથી વાયુ વાય છે અને સત્યથી અતિ વૃદ્ધિ થાય છે, એવી રીતે હૃદયમાં ધર્મનો વિચાર કરી, મૃગલીઓની સાથે ધીમે ધીમે તે પારધિના આશ્રમ તરફ ચાલ્યો. ત્યાં તળાવમાં સ્નાન કરી, સર્વ કર્મનો ત્યાગ કર્યો.[૨૨-૨૩] પછી શિવલિંગને પ્રણામ કરી હૃદયમાં શિવનું ધ્યાન કરી, ખાવું, પીવું, મૈથુન, ભોગ, કામ, ક્રોધ, લોભ અને મોક્ષ એ બધાનો નાશ કરનારી માયાનો ત્યાગ કરી, મહાદેવને પ્રણામ કરી, એ મૃગ પારધિના તરફ ચાલ્યો.[૨૪-૨૫] જેઓએ મરવાનો નિશ્ચય કર્યો હતો એવાં એ મૃગનાં સ્ત્રી પુત્ર વગેરે સર્વ સંબંધી, અનશન (ભોજનનો ત્યાગ) વ્રતનું ગ્રહણ કરી તે મૃગની પછવાડે ચાલ્યાં.[૨૬] એવી રીતે સ્ત્રી અને પુત્રો સાથે એ મૃગ તે દેશમાં આવ્યો, કે જ્યાં પેલો પારધિ ભૂખે મરતાં સ્ત્રીપુત્રોની સાથે બેઠો હતો.[૨૭] ત્યાં આવી પોતે પ્રથમ કહેલાં વચનોને સત્ય કરવામાટે તે મૃગ, પારધિને કહેવા લાગ્યો.[૨૮]

**मृग उवाच—हन्या मां प्रथमं व्याध पश्चाद्भार्याः क्रमेण तु । बालकानि ततः पश्चाद्धन्यतां मा विलंबय ॥ २९ ॥ लुब्धकैस्तु मृगा भक्ष्या नास्ति दोषः कदाचन । वयं यास्यामः स्वर्लोकं सत्यपूता न संशयः ॥ २३० ॥ तवापि सकुटुंबस्य प्राणतुष्टिर्भविष्यति । एतच्छ्रुत्वा तु वचनं मृगोक्तं लुब्धकस्तदा । आत्मानं निंदयित्वा तु हरिणं वाक्यमब्रवीत् ॥३१॥ व्याध उवाच—अहो मृग महासत्त्व गच्छ गच्छ स्वमाश्रमम् । आमिषेण न मे कार्यं यद्भाव्यं तद्भविष्यति ॥ ३२ ॥ जीवानां घातने पापं बन्धने तर्जने तथा । नैव पापं करिष्यामि कुटुंबार्थे कदाचन ॥ ३३ ॥ त्वं गुरुर्मम धर्माणामुपदेष्टा मृगोत्तम । गच्छ गच्छ मृगश्रेष्ठ कुटुंबेन समन्वितः ॥ ३४ ॥ मया त्यक्तानि शस्त्राणि सत्यधर्मः समाश्रितः । तद्व्याधवचनं श्रुत्वा हरिणः प्राह तं पुनः ॥ ३५ ॥**

મૃગ કહે છે--હે પારધિ! પ્રથમ મારો નાશ કર, તે પછી મારી સ્ત્રીઓનો અને તે પછી મારાં બાળકોનો—એવી રીતે ક્રમથી જલદી અમારો નાશ કર.[૨૯] પારધિઓએ મૃગોનું ભક્ષણ કરવું જોઇએ. તેમાં કાંઇ તેઓને દોષ નથી. તેમ અમે પણ સત્ય પાળવાથી સ્વર્ગમાં જઇશું એમાં સંશય નથી;[૩૦] અને તને તથા તારાં કુટુંબને પણ તૃપ્તિ થશે. એવાં મૃગનાં વચનો સાંભળીને પેલો પારધિ પોતાની નિંદા કરતો તે મૃગને કહેવા લાગ્યો.[૩૧] પારધિ કહે છે--હે મૃગ! હે મહાત્મન્! તું જલદી તારે સ્થળે જા, મારે માંસનું કાંઇ પણ કામ નથી. મારું તો જે થવાનું હશે તે થશે (પણ તું પાછો ફર.) [૩૨] જીવોને મારવામાં, બાંધવામાં અને દુઃખ આપવામાં પાપ છે, માટે કુટુંબ સારુ કોઇ વખતે પણ હું તેવું

પાપ કરીશ નહીં.૩૩ હે મૃગોત્તમ! તું મારો ગુરુ છે, કારણ કે તેં મને ધર્મનો ઉપદેશ કર્યો, માટે તું પોતાના પરિવારને લઈ સુખેથી ઘેર જા.૩૪ મેં શસ્ત્રોનો ત્યાગ કર્યો છે અને સત્ય ધર્મનો આશ્રય કર્યો છે. આવાં પારધિનાં વચનો સાંભળીને મૃગ બોલ્યો.૩૫

मृग उवाच—कर्मन्यासमहं कृत्वा त्वत्सकाशमिहागतः। हन्यतां हन्यतां शीघ्रं न ते पापं भविष्यति ॥ ३६ ॥ मया दत्ता पुरा वाक् च तया बद्धो न याम्यहम्। मया मम कुटुंबेन त्यक्तो लोभः स्वजीवने ॥ ३७ ॥ एतच्छ्रुत्वा तु वचनं लुब्धको वाक्यमब्रवीत् ॥ लुब्धक उवाच—त्वं बंधुस्त्वं गुरुस्त्राता त्वं मे माता पिता सुहृत् ॥३८॥ मया त्यक्तानि शस्त्राणि त्यक्तं मायादिकं बलम्। कस्य भार्या सुताः कस्य कुटुंबं कस्य तन्मृग ॥ ३९ ॥ तैः स्वकर्म च भोक्तव्यं मृग गच्छ यथासुखम्। इत्युक्त्वा स तदा तूर्णं बभंज सशरं धनुः ॥ २४० ॥ मृगं प्रदक्षिणीकृत्य नमस्कृत्य क्षमापयत्। एतस्मिन्नंतरे नेदुर्देवदुंदुभयो दिवि ॥ ४१ ॥ आकाशात्पुष्पवृष्टिस्तु पपात सुमनोहरा। तदा दूतः समायातो विमानं गृह्य शोभनम् ॥ ४२ ॥

મૃગ કહે છે—હું કર્મનો ત્યાગ કરી તારી પાસે આવ્યો છું, માટે તું મને જલદી મારી નાંખ. તેમ કરવાથી તને પાપ લાગશે નહીં.૩૬ હું પ્રથમ વચન આપીને બંધાઇ ચૂક્યો છું, તેથી હવે પાછો જઈશ નહીં. મેં તથા મારા કુટુંબે જીવવાનો લોભ છોડી દીધો છે.૩૭ પારધિ કહે છે—તું મારો બંધુ છે, ગુરુ છે, રક્ષક છે, માતા છે, પિતા છે, અને મિત્ર છે.૩૮ મેં શસ્ત્રો તથા માયા વગેરે સઘળાંનો ત્યાગ કર્યો છે. હે મૃગ! કોની સ્ત્રી, કોના પુત્રો અને કોનું કુટુંબ? ૩૯ સૌએ પોતપોતાનું કરેલું ભોગવવાનું છે. માટે હે મૃગ! તું સુખેથી જા. એટલું કહી તે પારધિએ તત્કાળ ધનુષ અને બાણ ભાંગી નાખ્યાં.૨૪૦ તે પછી મૃગને પ્રદક્ષિણા અને નમસ્કાર કરી, તેની પાસે ક્ષમા માગી. એ વખતે સ્વર્ગમાં દેવનાં નગારાં વાગ્યાં અને આકાશમાંથી સુંદર પુષ્પવૃષ્ટિ થઇ. પછી મનોહર વિમાન લઇ એક દૂત આવ્યો.૨૪૧—૨૪૨

देवदूत उवाच—अहो व्याध महासत्त्व सर्वसत्त्वक्षयंकर। विमानमिदमारुह्य सदेहः स्वर्गमाविश ॥ ४३ ॥ शिवरात्रिप्रभावेण पातकं ते क्षयं गतम्। उपवासस्तु संजातो निशि जागरणं कृतम् ॥ ४४ ॥ यामे यामे कृता पूजा अज्ञानेन शिवस्य च। सर्वपापविनिर्मुक्तो गच्छ त्वं रुद्रमंदिरम् ॥ ४५ ॥ विमानं च समारुह्य सद्यः शिवपदं व्रज। मृगराज महासत्त्व भार्यापुत्रसमन्वितः ॥ ४६ ॥ भार्यात्रितयसंयुक्तो नक्षत्रपदमाप्नुहि। तव नाम्ना तु तदृक्षं लोके ख्यातं भविष्यति॥४७॥एतच्छ्रुत्वा तु वचनं लुब्धकोऽथ मृगस्तथा। विमानानि समारुह्य नाक्षत्रं पदमागताः ॥ ४८ ॥ हरिणीद्वियमन्वेनं पृष्ठतो मृगमेव च। तारात्रितयसंयुक्तं मृगशीर्षं तदुच्यते ॥ ४९ ॥ बालकद्वितयं चाग्रे तृतीया पृष्ठतो मृगी। पृष्ठतस्तत्र संप्राप्ता मृगशीर्षस्य सन्निधौ ॥ २५० ॥ मृगराट् दृश्यतेऽद्यापि ऋक्षं व्योमगमुत्तमम्। उपवासं करिष्यंति जागरेण समन्वितम् ॥ ५१ ॥ यथोक्तशास्त्रमार्गेण तेषां मोक्षो न संशयः। शिवरात्रिसमं नास्ति व्रतं पापक्षयावहम्। यत्कृत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः ॥ ५२ ॥ अश्वमेधसहस्राणि वाजपेयशतानि च। प्राप्नोति तत्फलं सर्वं नात्र कार्या विचारणा ॥ २५३ ॥ इति श्रीलिंगपुराणोक्ते उमामहेश्वरसंवादे शिवरात्रिव्रतकथा समाप्ता ॥

દેવદૂત કહે છે—હે પારધિ! હે મહાબળવાળા! હે સર્વ પ્રાણીઓનો ક્ષય કરનાર! તું આ વિમાનમાં બેસી મનુષ્યદેહથી જ સ્વર્ગમાં જા.૪૩ તેં અજ્ઞાનથી પણ શિવરાત્રિને દિવસે ઉપવાસ કર્યો, રાતે જાગરણ કર્યું અને પ્રત્યેક પહોરે શંકરનું પૂજન કર્યું છે. તેના પ્રભાવથી તારું સઘળું પાપ નષ્ટ થયું છે, માટે હવે વિમાનમાં બેસીને શિવની પાસે જા.૪૪—૪૫ હે મૃગ! હે મહાબળવાન્! તું પણ ત્રણે સ્ત્રીઓની તથા પુત્રોની સાથે નક્ષત્રલોકમાં જા. એ સ્થાન તારા 'મૃગશીર્ષ' નામથી નક્ષત્રરૂપે જગતમાં પ્રસિદ્ધ થશે.૪૬—૪૭ એવાં વચનો સાંભળી પારધિ તથા મૃગલાં સર્વે વિમાનોમાં બેસી નક્ષત્રલોકને પ્રાપ્ત થયાં.૪૮ આગળ બે હરિણી ને તેની પાછળ મૃગ એમ ત્રણ તારાવાળું નક્ષત્રનું નામ મૃગશીર્ષ કહેવાય છે.૪૯ એ મૃગશીર્ષની પાસે આગળ બે બચ્ચાં અને પાછળથી આવેલી ત્રીજી મૃગલી જોવામાં આવે છે.૫૦ હમણાં પણ મૃગશીર્ષ નામનું ઉત્તમ નક્ષત્ર આકાશમાં દેખાય છે. જે માણસો શિવરાત્રિને દિવસે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ઉપવાસ અને જાગરણ કરશે, તેઓનો મોક્ષ થશે, એમાં સંશય નથી. પાપનો નાશ કરનાર શિવરાત્રિવ્રત જેવું બીજું કોઇ વ્રત નથી, માટે તે વ્રત કરવાથી સર્વ પાપો અવશ્ય દૂર થાય છે.૨૫૧—૨૫૨ શિવરાત્રિનું વ્રત કરવાથી હજાર અશ્વમેધ યજ્ઞોનું અને સો વાજપેય યજ્ઞોનું ફળ મળે છે, એમાં કાંઈ વિચાર કરવા જેવું નથી.૨૫૩ એવી રીતે લિંગપુરાણમાં શંકરપાર્વતીના સંવાદમાં શિવરાત્રિની કથા કહેલી છે.

## શિવરાત્રિવ્રતનું ઉદ્યાપન

अथ शिवरात्रिव्रतोद्यापनम्। स्कंद उवाच-व्रतस्योद्यापनं कर्म कथं कार्यं च मानवैः। को विधिः कानि द्रव्याणि कथयस्व मम प्रभो ॥ १ ॥ ईश्वर उवाच— शृणु षण्मुख यत्नेन लोकानां हितकाम्यया। उद्यापनविधिं चैव कथयामि तवाग्रतः ॥ २ ॥ यदा संजायते चित्तं भक्तिश्रद्धासमन्वितम्। स एव व्रतकालः स्याद्यतोऽनित्यं हि जीवितम् ॥ ३ ॥ चतुर्दशाब्दं कर्तव्यं शिवरात्रिव्रतं शुभम्। एकभक्तं त्रयोदश्यां चतुर्दश्यामुपोषणम् ॥ ४ ॥

संपाद्य सर्वसंभारान्मंडपं तत्र कारयेत् । वस्त्रैः पुष्पैः समाच्छन्नं पल्लवैश्च शोभितम् ॥ ५ ॥ तन्मध्ये लेखयेद्दिव्यं लिंगतोभद्रमंडलम् । अथवा सर्वतोभद्रं मंडपांतः प्रकल्पयेत ॥६॥ शोभोपशोभासंयुक्तं दीपैः सर्वत्र सोज्ज्वलम् । आचार्यं वरयेत्तत्र ऋत्विग्भिः सहितं शुचिम् ॥ ७ ॥ शिवरूपाश्च ते विप्राः पूज्याश्चंदनपुष्पकैः । अनुज्ञातश्च तैर्विप्रैः शिवपूजां समारभेत् ॥ ८ ॥ रुद्रनाम्ना नमोंतेन ब्राह्मणानपि पूजयेत् । तंडुलैस्तु प्रकर्तव्यः कैलासो द्रोणसंख्यया ॥ ९ ॥ अव्रणं सजलं कुंभं तस्योपरि तु विन्यसेत् । सौवर्णं राजतं ताम्रं मृन्मयं वा नवं दृढम् ॥ १० ॥ वस्त्रयुग्मेन संवेष्ट्य बिल्वपत्रैः प्रपूरयेत् । कुंभोपरि न्यसेद्देवमुमया सहितं शिवम् ॥ ११ ॥ सौवर्णमथवा रौप्यं वृषभं निर्मितं शुभम् । रत्नालंकरणैर्हैमैरलंकृत्य प्रपूजयेत् ॥ १२ ॥ पलेन वा तदर्धेन तदर्धार्धेन वा पुनः । उमामहेश्वरीं मूर्तिं पूजयेद्वृषभे स्थिताम् ॥ १३ ॥ सोमं च सगणं चैव पूजयित्वा महेश्वरम् । पुराणस्तोत्रपाठैश्च रात्रिशेषं नयेद्बुधः ॥ १४ ॥ ततः प्रभातसमये कृत्वा संध्यादिकाः क्रियाः । पुनः पूजां प्रकुर्वीत ततो होमं समाचरेत् ॥ १५ ॥

કાર્તિક સ્વામી કહે છે–હે પ્રભો ! શિવરાત્રિવ્રતનું ઉદ્યાપન મનુષ્યોએ કેવી રીતે કરવું ? તેનો કેવો પ્રકાર છે અને તેમાં કઇ કઇ વસ્તુ જોઇએ ? તે સઘળું મને કહો.[1] મહાદેવ કહે છે–હે કાર્તિકેય ! લોકોનાં કલ્યાણમાટે તમારી પાસે શિવરાત્રિવ્રતના ઉદ્યાપનનો પ્રકાર કહું છું, તે સાવધાન થઇને સાંભળો.[2] જ્યારે મનમાં ભક્તિ અને શ્રદ્ધા થાય ત્યારે જ વ્રત કરવાનો વખત છે; કારણ કે જીવવું અનિત્ય છે.[3] ચૌદ વર્ષો સુધી શિવરાત્રિવ્રત કરવું. તેમાં ત્રયોદશીને દિવસે એક વખત જમવું ને ચૌદશને દિવસે ઉપવાસ કરવો.[4] સઘળી સામગ્રી એકઠી કરી મંડપ કરાવવો. તેમાં સુંદર વસ્ત્રોવડે અને પુષ્પોવડે શોભા કરવી.[5] તેની નીચે મનોહર લિંગતોભદ્રમંડલ પૂરવું અથવા સર્વતોભદ્રમંડલ કરવું.[6] તેની ચારે બાજુએ શોભા કરવી, ચોમેર દીવા કરવા, પવિત્ર આચાર્યને તથા ઋત્વિજોને વરાવવા.[7] તે સર્વને શિવરૂપ જાણી ચંદનવડે અને પુષ્પવડે તેઓની પૂજા કરવી. પછી તેઓની આજ્ઞા લઇ શિવપૂજાનો આરંભ કરવો.[8] 'ૐ रुद्राय नमः' એ મંત્ર ભણી બ્રાહ્મણોની પૂજા કરવી. દ્રોણ જેટલા ચોખાનો કૈલાસ પર્વત કરવો. તેની ઉપર જળથી ભરેલા અને છિદ્રરહિત સોનાના, રૂપાના, ત્રાંબાના અથવા માટીના નવા મજબૂત ઘડાની સ્થાપના કરવી.[9–10] તેને બે કપડાં વીંટી બિલ્વપત્રથી પૂજા કરવી. પલ, અર્ધો પલ વા પા પલ, સોનાની વા રૂપાની બનાવેલી અને બળદ ઉપર બેઠેલી પાર્વતીની તથા શંકરની મૂર્તિની કલશ ઉપર સ્થાપના કરી, રત્નના અને સોનાના અલંકાર પહેરાવી તેમની પૂજા કરવી.[11–12] પાર્વતીની અને ગણ સહિત મહાદેવની પૂજા કર્યા પછી, પુરાણનો વા સ્તોત્રનો પાઠ કરી બાકીની રાત્રિ પૂરી કરવી. પ્રાતઃકાલ થાય ત્યારે સંધ્યા વગેરે ક્રિયા કરી ફરીથી પૂજા કરી, તિલ, શાળ, યવ અને દૂધપાકનો ભક્તિથી હોમ કરવો.[13–15]

तिलव्रीहियवैश्चैव पायसान्नेन भक्तितः । त्र्यंबकमिति मन्त्रेण नमः शंभवे चेति च ॥ १६ ॥ गौरीर्मिमाय- मन्त्रेण शतमष्टोत्तरं पृथक् । होमं कुर्याच्च मतिमान् बिल्वपत्रैस्तु नामभिः ॥ १७ ॥ अजैकपादहिर्बुध्न्यो भवः शर्व उमापतिः । रुद्रः पशुपतिः शंभुर्वरदः शिव ईश्वरः ॥१८॥ महादेवो हरो भीमो नामान्येवं चतुर्दश । एतैर्होमः प्रकर्तव्यः कुंभदानेऽपि तान्स्मरेत् ॥ १९ ॥ पूर्णाहुतिं ततो हुत्वा कर्मशेषं समापयेत् । भोज्यं क्षमापयेद्देवमेभिर्नामपदैः पृथक् ॥ २० ॥ प्रतिमां कुंभसहितामाचार्याय निवेदयेत् । शंभो प्रसीद देवेश सर्वलोकेश्वर प्रभो ॥२१॥ तव रूपप्रदानेन मम संतु मनोरथाः । आचार्यं पूजयेद्भक्त्या वस्त्रालंकारभूषणैः ॥ २२ ॥ सवत्सां गां ततो दद्याद्व्रतसंपूर्तिहेतवे । अन्येभ्योऽपि यथाशक्त्या ब्राह्मणेभ्यो हि दक्षिणाम् ॥ २३ ॥ चतुर्दश प्रदातव्या विप्रेभ्यो जलपूरिताः । कुंभा यज्ञोपवीतानि वस्त्राणि च पृथक् पृथक् ॥ २४ ॥ सुसूक्ष्माणि च वस्त्राणि शय्यां सोपस्करां तथा । द्वादशैव तु गा दद्यात्परिधानादिकं तथा ॥ २५ ॥ अथवा दक्षिणामेव प्रदद्यात्तुष्टये द्विजान् । व्रतमेतत्कृतं यन्मे पूर्णं वाऽपूर्णमेव च ॥ २६ ॥ सर्वं संपूर्णतां यातु प्रसादाद्भवतां मम । इति संप्रार्थ्य तान् विप्रान्प्रणम्य च पुनः पुनः । ततश्च स्वजनैः सार्धं स्वयं भुञ्जीत सुव्रती ॥ २७ ॥ इति श्रीस्कंदपुराणे कालोत्तरे शिवरात्रिव्रतोद्यापनं संपूर्णम् ।

'त्र्यंबकं०' એ મંત્ર તથા 'नमः शंभवे०' એ મંત્ર ભણી એકસો ને આઠ વખત મહાદેવને આહુતિ આપવી.[16] 'गौरीर्मिमाय०' એ મંત્ર ભણી એકસો આઠ વખત પાર્વતીને આહુતિ આપવી.[17] અજૈકપાત્, અહિર્બુધ્ન્ય, ભવ, શર્વ, ઉમાપતિ, રુદ્ર, પશુપતિ, શંભુ, વરદ, શિવ, ઇશ્વર, મહાદેવ, હર અને ભીમ એ ચૌદ નામોવડે બિલ્વપત્રોનો હોમ કરવો અને એ જ ચૌદ નામોવડે કુંભદાન કરવું.[18–19] પૂર્ણાહુતિ કર્યા પછી એ નામોવડે ક્ષમા માગવી. પછી મૂર્તિ અને કુંભ આચાર્યને આપવાં. તેનો મંત્ર–'હે શંભો ! હે દેવેશ ! હે સર્વ લોકોના ઇશ્વર ! હે પ્રભો ! આપની મૂર્તિનું દાન કરું છું, માટે આપ પ્રસન્ન થઇ મારા મનોરથો પૂર્ણ કરો.' પછી વસ્ત્રવડે અને અલંકારવડે ભક્તિથી આચાર્યની પૂજા કરવી. વ્રત પૂરું થવા માટે વત્સવાળી ગાયનું દાન કરવું. બીજા બ્રાહ્મણોને પણ યથાશકિત દક્ષિણા આપવી.[20–23] જળથી ભરેલા ચૌદ ઘડા, જનોઇ અને વસ્ત્ર ચૌદ બ્રાહ્મણને જૂદાં જૂદાં

આપવાં.[૨૪] ઝીણાં વસ્ત્રોનું અને સામગ્રી સહિત શય્યાનું દાન કરવું. બાર ગોદાન અને કપડાં વગેરે આપવાં, અથવા બ્રાહ્મણોને દક્ષિણા આપવી.[૨૫] પછી, 'હે મહારાજા! મેં કરેલું વ્રત પૂર્ણ થયું હોય વા અપૂર્ણ રહ્યું હોય, પણ આપની કૃપાથી સઘળું પૂર્ણ થાઓ,'[૨૬] એવી રીતે પ્રાર્થના કરી બ્રાહ્મણોને વારંવાર પ્રણામ કરી, સગાંસંબંધીઓની સાથે પોતે ભોજન કરવું. એવી રીતે સ્કંદપુરાણમાં કાલોત્તરમાં શિવરાત્રિવ્રતનું ઉદ્યાપન કહેલું છે.[૨૭]

इति चतुर्दशीव्रतानि समाप्तानि।



# પૂર્ણિમાનાં વ્રતો

## ૧ ચૈત્ર શુદિ પૂર્ણિમા

अथ पूर्णिमाव्रतानि लिख्यंते । चैत्री पौर्णमासी सामान्यनिर्णयात्परैव । अत्र विशेषो निर्णयामृते विष्णुस्मृतौ– चैत्री चित्रायुता चेत्स्याच्चित्रवस्त्रप्रदानेन सौभाग्यमाप्नोतीति। ब्राह्मे–मन्देऽर्के वा गुरौ वापि वारेष्वेतेषु चैत्रिका। तत्राश्वमेधजं पुण्यं स्नानश्राद्धादिभिर्भवेत् । अत्र सर्वदेवानां दमनपूजा वायवीये–संवत्सरकृतार्चायाः साफल्यायाखिलान्सुरान् । दमनेनार्चयेच्चैत्र्यां विशेषेण सदाशिवम् । इयं मन्वादिरपि । इति चैत्री पूर्णिमा ।

ચૈત્ર શુદિ પૂર્ણિમા સામાન્ય નિયમથી પર લેવી. આ દિવસે જે કાંઈ વિશેષ છે તે નિર્ણયામૃતમાં અને વિષ્ણુસ્મૃતિમાં કહેલું છે–'જો ચૈત્ર શુદિ પૂર્ણિમા ચિત્રા નક્ષત્રના યોગવાળી હોય તો તે દિવસે વિચિત્ર વસ્ત્રોનું દાન કરવાથી સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે.' બ્રહ્મપુરાણમાં કહેલું છે કે–જો શનિ, રવિ વા ગુરુવારને દિવસે ચૈત્ર શુદિ પૂર્ણિમા હોય તો તે દિવસે સ્નાન અને શ્રાદ્ધ વગેરે કરવાથી અશ્વમેધ યજ્ઞનું પુણ્ય થાય છે.' આ પૂર્ણિમાને દિવસે ડમરાવડે સર્વ દેવોની પૂજા કરવી, એમ વાયુપુરાણમાં કહેલું છે.–'વર્ષ પર્યંત કરેલી પૂજા સફળ થવા માટે ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે ડમરાવડે સર્વ દેવોની પૂજા કરવી, તેમાં મહાદેવની અવશ્ય પૂજા કરવી.' આ પૂર્ણિમા મન્વાદિ પણ કહેવાય છે.

---

## ૨ વૈશાખ શુદિ પૂર્ણિમા

वैशाखपौर्णमास्यां विशेषः स्मर्यते भविष्ये– वैशाखी कार्तिकी माघी तिथयोऽतीव पूजिताः । स्नानदानविहीनास्ता न नेयाः पांडुनंदन ।

વૈશાખ શુદિ પૂર્ણિમાને દિવસે જે કાંઈ વિશેષ છે તે ભવિષ્યપુરાણમાં કહેલું છે–'વૈશાખ, કાર્તિક અને માઘ માસની પૂર્ણિમા અતિ પવિત્ર છે, માટે હે યુધિષ્ઠિર! તે પૂર્ણિમા સ્નાન અને દાન વગરની ખાલી જવા દેવી નહીં.

---

## ૩ વટસાવિત્રીવ્રત (સ્ત્રીઓમાટે ખાસ)

अथ ज्येष्ठशुक्लपौर्णमास्याममायां वा वटसावित्रीव्रतमुक्तम् । अत्र पूर्णिमामावास्ये पूर्वविद्धे ग्राह्ये । भूतविद्धा न कर्तव्या अमावास्या च पौर्णिमा । वर्जयित्वा मुनिश्रेष्ठ सावित्रीव्रतमुत्तमम्- इति ब्रह्मवैवर्तात् ॥ १ ॥ ज्येष्ठे मासि सिते पक्षे पूर्णिमायां तथा व्रतम् । चीर्णं व्रतं महाभक्त्या कथितं ते मयाऽनघ । इति स्कांदभविष्ययोः ॥ २ ॥ दाक्षिणात्याश्चैतदेवाचरंति । पाश्चात्यादयस्तु अमावास्यायामाचरंति ॥ ३ ॥ तच्चोक्तं निर्णयामृते भविष्ये–अमायां च तथा ज्येष्ठे वटमूले महासतीम् । त्रिरात्रोपोषिता नारी विधिनाऽनेन पूजयेत् ॥ ४ ॥ अशक्तौ तु त्रयोदश्यां नक्तं कुर्याज्जितेंद्रिया । अयाचितं चतुर्दश्याममायां समुपोषणम् इति ॥ ५ ॥ हेमाद्र्यादिभिस्तु भाद्रपदपौर्णमास्यामिदमुक्तम् । तत्तु नेदानीं प्रचरति ॥ ६ ॥ यदा स्वष्टादशघटिका चतुर्दशी तदा परैव । पूर्वविद्धैव सावित्री व्रते पंचदशी तिथिः । नाल्पोऽष्टादश भूतस्य तत्र कुर्यात्परेऽहनि–इति माधवोक्तेः ॥ ७ ॥ वस्तुतस्तु भूतविद्धानिषेध एव । भूतोऽष्टादशनाडीभिरिति वाक्यं नियमविधया प्रवर्तते लाघवात् । अन्यथा सावित्रीव्रतेऽष्टादशनाडीवेधदोषकल्पनायां निषेधांतरकल्पनागौरवं स्यात् ॥ ८ ॥

જેઠ શુદિ પૂર્ણિમાને અથવા અમાવાસ્યાને દિવસે વટસાવિત્રીનું વ્રત કહેલું છે. (એ વ્રત સ્ત્રીઓનું જ છે.) આ પૂર્ણિમા તથા અમાવાસ્યા પૂર્વ તિથિના વેધવાળી લેવી. કારણ કે, 'હે મુનિશ્રેષ્ઠ! ઉત્તમ સાવિત્રીવ્રતને છોડી ચતુર્દશીના યોગવાળી પૂર્ણિમા કે અમાવાસ્યા* લેવી નહીં.' એમ બ્રહ્મવૈવર્તમાં કહેલું છે.[૧] 'હે અનઘે! જ્યેષ્ઠ શુદિ પૂર્ણિમાને દિવસે મહાભક્તિથી કરેલું વ્રત મેં તમોને કહી સંભળાવ્યું.' એમ સ્કંદપુરાણમાં તથા ભવિષ્યપુરાણમાં કહેલું છે.[૨] દક્ષિણી લોકો તો જ્યેષ્ઠ શુદિ પૂર્ણિમાને દિવસે જ આ વ્રત કરે છે, પણ પાશ્ચાત્ય (પશ્ચિમ તરફના રહીશ) વગેરે તો જ્યેષ્ઠ વદિ અમા-

* અત્રે અમાવાસ્યા લખ્યું છે તેનું કારણ એજ કે કેટલાક દેશમાં અમાવાસ્યાએ સાવિત્રીવ્રત કરવામાં આવે છે.

વાસ્યાને દિવસે વટસાવિત્રીનું વ્રત કરે છે.[૩] અમાવાસ્યાને દિવસે વ્રત કરવાનું પણ નિર્ણયામૃતમાં ભવિષ્ય પુરાણનું વચન છે–જેણે ત્રણ દિવસ ઉપવાસ કર્યો હોય, એવી સ્ત્રીએ જ્યેષ્ઠ વદિ અમાવાસ્યાને દિવસે વડના મૂલમાં સાવિત્રીની વિધિથી પૂજા કરવી. 'જો ત્રણ દિવસ સુધી ઉપવાસ કરવાની શક્તિ ન હોય તો ઇંદ્રિયોને વશમાં રાખી તેરશને દિવસે નક્ત ભોજન કરવું, ચતુર્દશીને દિવસે કાંઈ પણ માગ્યા વિના જે ભાણામાં આવ્યું હોય તે ખાવું અને અમાસને દિવસે ઉપવાસ કરવો.'[૪–૫] હેમાદ્રિ વગેરેમાં તો ભાદરવા શુદિ પૂર્ણિમાને દિવસે આ વ્રત કરવાનું કહેલું છે, પણ તે હાલ પ્રચલિત નથી.[૬] જો પહેલે દિવસે અઢાર ઘડી ચૌદશ હોય તો વટસાવિત્રીનું વ્રત બીજે દિવસે કરવું. કારણ કે 'સાવિત્રીવ્રતમાં ચતુર્દશીના વેધવાળી પૂર્ણિમા લેવી. પણ જો અઢાર ઘડી ચતુર્દશી હોય તો બીજે દિવસે વ્રત કરવું.' એમ માધવે કહેલું છે.[૭] સિદ્ધાંતમાં તો આ વ્રતમાં ચતુર્દશીવિદ્ધ પૂર્ણિમાનો નિષેધ જ નથી. 'भूतोष्टादशनाडीभिः' ચતુર્દશી અઢાર ઘડીથી ઉત્તર તિથિને વીંધે છે, એ વચન તો નિયમવિધિથી પ્રવૃત્ત થાય છે. કારણ કે તેમ કરવામાં લાઘવ છે; અને જો તેમ નહીં કરીએ તો સાવિત્રીવ્રતમાં અઢાર ઘડીનો વેધ લાગે છે એમજ કહીશું તો બીજા નિષેધની કલ્પના કરવી, એ ગૌરવ થઇ પડશે.[૮]

## ભવિષ્યપુરાણોક્ત વટસાવિત્રીવ્રતનો પ્રકાર

अथ व्रतविधिर्भविष्ये-ज्येष्ठे मासि त्रयोदश्यां दंतधावनपूर्वकम् । दंतकाष्ठं समं शुभं जातीयं चतुरंगुलम् । भक्षयेत्कायशुद्ध्यर्थं व्रतविघ्नविनाशनम् ॥१॥ नित्यं स्नायान्महानद्यां तडागे निर्झरेऽपि वा । विशेषतः पौर्णमास्यां स्नानं सर्षपमृज्जलैः ॥२॥ तिलामलककल्केन केशान्संशोध्य यत्नतः । स्नात्वा चैव शुचिर्भूत्वा वटं सिंचेद्बहूदकैः ॥३॥ सूत्रेण वेष्टयेद्भक्त्या गंधपुष्पाक्षतैः शुभैः । नमो वैवस्वतायेति कुर्याच्चैव प्रदक्षिणाम् ॥ ४ ॥ वृद्धिक्षये तथा रोगे ऋतुमत्यां तथैव च । कारयेद्विप्रहस्तेन सर्वं संपद्यते शुभम् । इदं च त्रयोदशीमारभ्य पूर्णिमांतं कर्तव्यम् ॥५॥

જ્યેષ્ઠ શુદિ તેરશને દિવસે શરીર શુદ્ધ કરવા માટે અને વિઘ્નો દૂર કરવા માટે ચાર આંગળનું જાતિની ડાંખળીનું દાતણ કરવું. હમેશાં મહાનદીપર, તળાવપર વા ઝરણામાં સ્નાન કરવું. પૂર્ણિમાને દિવસે તિલના અને આમળાંના કલ્કથી વાળ સાફ કરી સર્ષવ, મૃત્તિકા અને જલવડે સ્નાન કરવું. સ્નાન કર્યા પછી પવિત્રતાથી વડને ઘણું જળ પાવું. તેને સૂતર વીંટવું, 'नमो वैवस्वताय' એ મંત્ર ભણી ચંદન, પુષ્પ ને અક્ષતવડે ભક્તિથી પૂજા કરવી. પછી પ્રદક્ષિણા કરવી. જો વૃદ્ધિસૂતક હોય, મૃત્યુસૂતક હોય, રોગ હોય અને ઋતુમતી હોય તો સઘળું બ્રાહ્મણદ્વારા કરાવવું. આ વ્રત ત્રયોદશીને દિવસે આરંભી પૂર્ણિમા સુધી કરવું.[૧–૫]

तथाच स्कंदभविष्ययोः–ज्येष्ठे मासि सिते पक्षे द्वादश्यां रजनीमुखे। व्रतं त्रिरात्रमुद्दिश्य तस्यां रात्रौ स्थिरा भवेत्–इत्युपक्रम्यान्ते उपसंहृतम् ॥ ६ ॥ ज्येष्ठे मासि सिते पक्षे पूर्णिमायां तथा व्रतम् । चीर्णं पुरा महाभक्त्या कथितं ते मयानघ–इति॥७॥सधवा विधवा वापि सपुत्रा पुत्रवर्जिता। भर्तुरायुर्विवृद्ध्यर्थं कुर्याद्व्रतमिदं शुभम् ॥ ८ ॥ ज्येष्ठे मासे तु संप्राप्ते पौर्णमास्यां पतिव्रता । स्नात्वा चैव शुचिर्भूत्वा नियमं कारयेत्ततः ॥ ९ ॥

આ વાત સ્કંદપુરાણમાં તથા ભવિષ્યપુરાણમાં કહેલી છે:–જ્યેષ્ઠ શુદિ બારશને દિવસે સાયંકાળે વ્રત કરવાનો નિશ્ચય કરી, રાત્રિમાં નિયમથી રહેવું. એવી રીતે ઉપક્રમ કરી ઉપસંહાર કરી, 'હે મહારાજ ! પૂર્વે જ્યેષ્ઠ શુદ પુનમને દિવસે ભક્તિથી કરેલું વ્રત મેં તમને કહી સંભળાવ્યું.' આવી રીતે લખેલું છે. સધવા, વિધવા, પુત્રવાળી અથવા પુત્ર વગરની સ્ત્રીએ પતિનાં આયુષ્યની વૃદ્ધિમાટે આ શુભ વ્રત કરવું. પ્રથમ તો જ્યેષ્ઠમાસની પૂર્ણિમાને દિવસે સ્ત્રીએ સ્નાન કરી પવિત્ર થઇને નિયમ કરવો ને પછી પૂજા કરવી.[૬–૯]

## પૂજાપ્રકાર

अथ पूजाविधिः–वटसमीपे गत्वा । आचम्य मासपक्षाद्युल्लिख्य मम भर्तुः पुत्राणां चायुरारोग्यप्राप्तये जन्मजन्मनि अवैधव्यप्राप्तये च सावित्रीव्रतमहं करिष्ये इति संकल्प्य ॥ १ ॥ वटमूले स्थितो ब्रह्मा वटमध्ये जनार्दनः । वटाग्रे तु शिवो देवः सावित्री वटसंश्रिता ॥ २ ॥ वट सिंचामि ते मूलं सलिलैरमृतोपमैः । सूत्रेण वेष्टयेद्भक्त्या गंधपुष्पाक्षतैः शुभैः ॥ ३ ॥ नमो वटाय सावित्र्यै भ्रामयेच्च प्रदक्षिणम् । सावित्रीं च वटं सम्यगेभिर्मंत्रैः प्रपूजयेत् ॥ ४ ॥ एवं विधिं बहिः कृत्वा सम्यग्वै गृहमागता । हरिद्राचंदनेनैव गृहमध्ये लिखेद्वटम् ॥ ५ ॥ तत्रोपविश्य संकल्प्य पूजा कार्या प्रयत्नतः । इति वटं संपूज्य सावित्रीपूजा कार्या ॥ ६ ॥ तिथ्यादि संकीर्त्य मम जन्मजन्मनि अवैधव्यप्राप्तये भर्तुश्चिरायुरारोग्यसंपदादिकामनया सावित्रीव्रतमहं करिष्ये इति संकल्प्य नियमं कुर्यात् ॥ ७ ॥ नियममंत्रः–त्रिरात्रं लंघयित्वा तु चतुर्थे दिवसे त्वहम् । चंद्रायार्घ्यं प्रदत्त्वा च पूजयित्वा तु तां सतीम् ॥ ८ ॥ मिष्टान्नानि यथाशक्त्या भोजयित्वा द्विजोत्तमान् । भोक्ष्येऽहं तु जगद्धात्रि निर्विघ्नं कुरु मे शुभे । इति नियममंत्रः ॥ ९ ॥

વડના સમીપમાં જઇ આચમન કરી, માસ પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી એ પ્રમાણે સંકલ્પ કરી, નીચેના મંત્રો ભણવાઃ–[૧] 'મારા પતિના તથા પુત્રોના આયુષ્યની

વૃદ્ધિમાટે, તેઓના આરોગ્યમાટે અને જન્મોજન્મ અખંડ સૌભાગ્ય માટે હું વટસાવિત્રીનું વ્રત કરીશ' એવો સંકલ્પ કરવો. પછી 'વડના મૂળમાં બ્રહ્મા રહે છે, મધ્યમાં વિષ્ણુ રહે છે, અગ્ર ભાગમાં શંકર છે–તે સર્વ સાવિત્રીવટનું આશ્રય કરી રહે છે.[૨] હે વડ ! હું તારા મૂળમાં અમૃત જેવું જળ રેડું છું, ભક્તિથી સૂતર વીંટું છું અને ચંદન, પુષ્પ તથા અક્ષતવડે તારી પૂજા કરું છું,' એ મંત્ર ભણવા.[૩] પછી 'नमो वटाय'॰ એ મંત્ર ભણી વડની પૂજા કરવી અને 'नमः सावित्र्यै'॰ એ મંત્ર ભણી સાવિત્રીની પૂજા કરવી. પછી પ્રદક્ષિણા કરવી.[૪] એવી રીતે બહાર વડની પૂજા કર્યા પછી ઘેર આવવું. પછી ઘરની વચમાં હળદરવડે તથા ચંદનવડે વડનું ઝાડ આલેખી તેની પાસે બેસી સંકલ્પ કરી સાવધાનીથી વડની પૂજા કરવી. પછી સાવિત્રીની પૂજા કરવી.[૫-૬] તેમાં પ્રથમ તિથિવાર વગેરેનું ઉચ્ચારણ કરી, 'જન્મો-જન્મ અખંડ સૌભાગ્યની પ્રાપ્તિમાટે, પતિનાં આયુષ્યની અતિ વૃદ્ધિમાટે, આરોગ્યમાટે અને સંપત્તિ વગેરેની પ્રાપ્તિ માટે હું સાવિત્રીવ્રત કરીશ' એવો સંકલ્પ કરી નિયમ લેવો.[૭] તેનો મંત્ર–'હે જગદ્ધાત્રિ ! હે શુભે ! ત્રણ દિવસ સુધી ઉપવાસ કરી, ચોથે દિવસે ચંદ્રને અર્ઘ્ય આપી તમારી પૂજા કરી, યથાશક્તિ બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડી હું ભોજન કરીશ, તે ( કાર્ય ) નિર્વિઘ્ન કરો.' એવો નિયમ લીધા પછી પૂજા કરવી.[૮]

अथ पूजा ॥ ततः भूमिं स्पृष्ट्वा । कलशं निधाय । पंचपल्लवसप्तमृत्तिकाहिरण्ययवान्कुंभे निक्षिप्य । तदुपरि वंशपात्रं निधाय । तस्योपरि सप्तधान्यानि पृथक् स्थाप्यानि तदुपरि वस्त्रं वस्त्रोपरि द्वात्रिंशद्व्रकपरिमितां वालुकाप्रतिमां ब्रह्मणा सह संस्थाप्य पूजयेत् ॥ ९ ॥ पद्मपत्रासनस्थश्च ब्रह्मा कार्यश्चतुर्मुखः । सावित्री तस्य कर्तव्या वामोत्संगगता तथा । आदित्यवर्णा धर्मज्ञा साक्षमालाकरा तथा । ध्यानम् ॥ १० ॥ ब्रह्मणा सहितां देवीं सावित्रीं लोकमातरम् । सत्यव्रतं च सावित्रीं यमं चावाहयाम्यहम् । आवाहनम् ॥ ११ ॥ ब्रह्मणा सह सावित्रि सत्यवत्सहिते प्रिये । हेमासनं गृह्यतां तु धर्मराज सुरेश्वर । आसनम् ॥१२॥ गंगाजलं समानीतं पाद्यार्थं ब्रह्मणः प्रिये । भक्त्या दत्तं धर्मराज सावित्रि प्रतिगृह्यताम् । पाद्यम् ॥ १३ ॥ भक्त्या समाहृतं तोयं फलपुष्पसमन्वितम् । अर्घ्यं गृहाण सावित्रि मम सत्यव्रतप्रिये । अर्घ्यम् ॥ १४ ॥ सुगंधि सहकर्पूरं सुरभि स्वादु शीतलम्। ब्रह्मणासह सावित्रि कुरुष्वाचमनीयकम् । आचमनीयम् ॥ १५ ॥ पयो दधि घृतं चैव शर्करामधुसंयुतम् । पंचामृतं मया दत्तं स्नानार्थं देवि गृह्यताम् । पञ्चामृतस्नानम् ॥ १६ ॥ मन्दाकिन्याः समानीतमुदकं ब्रह्मणः प्रिये । सावित्रि धर्मराजेन स्नानार्थं प्रतिगृह्यताम् । स्नानम् ॥ १७ ॥ सूक्ष्मतंतुमयं वस्त्रयुग्मं कार्पासलसंभवम् । सावित्रि सत्यवत्कांते भक्त्या दत्तं प्रगृह्यताम् । वस्त्रम् ॥ १८ ॥ सावित्रि सत्यवत्कांते धर्मराज सुरेश्वर । सावित्रि ब्रह्मणा सार्धमुपवीतं प्रगृह्यताम् । उपवीतम् ॥१९॥ भूषणानि च दिव्यानि मुक्ताहारयुतानि च । त्वदर्थमुपक्लृप्तानि गृहाण शुभलोचने । भूषणानि ॥ २० ॥ कुंकुमागुरुकर्पूरकस्तूरीरोचनायुतम् । चंदनं ते मया दत्तं सावित्रि प्रतिगृह्यताम् । चंदनम् ॥ २१ ॥ अक्षताश्च सुरश्रेष्ठे कुंकुमाक्ताः सुशोभनाः । मया निवेदिता भक्त्या गृहाण परमेश्वरि । अक्षतान् ॥ २२ ॥ हरिद्रां कुंकुमं चैव सिंदूरं कज्जलान्वितम् । सौभाग्यद्रव्यसंयुक्तं सावित्रि प्रतिगृह्यताम् । सौभाग्यद्रव्यम् ॥ २३ ॥ माल्यादीनि सुगंधीनि मालत्यादीनि वै प्रभो । मयाऽऽहृतानि पुष्पाणि पूजार्थं प्रतिगृह्यताम् । पुष्पाणि ॥ २४ ॥

પૃથ્વીનો સ્પર્શ કરી કલશની સ્થાપના કરી તેમાં પાંચ પલ્લવ, સાત મૃત્તિકા, સુવર્ણ અને યવ નાંખી તેની ઉપર વાંસનું પાત્ર રાખી તેમાં જૂદાં જૂદાં સાત ધાન્ય રાખી તેની ઉપર વસ્ત્ર ઢાંકવું. તે વસ્ત્ર ઉપર બત્રીશ ઢબુ જેટલી વેળુની મૂર્તિની બ્રહ્માની સાથે સ્થાપના કરવી.[૯] તેમાં પદ્મ ઉપર બેઠેલા અને ચાર મુખવાળા બ્રહ્મા કરવા. તેના ડાબા ખોળામાં બેઠેલાં, સૂર્ય જેવાં તેજવાળાં, ધર્મ જાણનારાં અને હાથમાં રુદ્રાક્ષની માળાવાળાં સાવિત્રીનું ધ્યાન કરવું.[૧૦] 'લોકની માતા સાવિત્રી દેવીનું તથા બ્રહ્માનું, સત્યવ્રતનું અને સાવિત્રીનું તથા યમનું હું આવાહન કરું છું,' એ મંત્ર ભણી આવાહન કરવું.[૧૧] 'હે સાવિત્રિ ! તમે બ્રહ્માની તથા સત્યવ્રતની સાથે સુવર્ણના આસનનું ગ્રહણ કરો. હે ધર્મરાજ ! હે સુરેશ્વર ! તમે સોનાના આસનનું ગ્રહણ કરો.[૧૨] હે બ્રહ્મપ્રિયે ! હે સાવિત્રિ ! હે ધર્મરાજ ! હું ભક્તિથી ગંગાજળ લાવ્યો છું, તે પાદ્યમાટે ગ્રહણ કરો.[૧૩] હે સાવિત્રિ ! હે સત્યવ્રતપ્રિયે ! હું ભક્તિથી ફળવાળું તથા પુષ્પવાળું જળ લાવ્યો છું તે અર્ઘ્યમાટે ગ્રહણ કરો.[૧૪] હે સાવિત્રિ ! તમે તથા બ્રહ્મા કપૂરની સુગંધવાળાં સ્વાદુ શીતળ જલનું આચમન કરો.[૧૫] હે દેવિ ! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃત આપું છું, તે સ્નાનમાટે ગ્રહણ કરો.[૧૬] હે સાવિત્રિ ! હે બ્રહ્મપ્રિયે ! હે યમરાજ ! ગંગાનું જળ લાવ્યો છું તે સ્નાનમાટે ગ્રહણ કરો.[૧૭] હે સાવિત્રિ ! હે સત્યવ્રતપ્રિયે ! આપને ભક્તિથી બે ઝીણાં વસ્ત્રો આપું છું તે ગ્રહણ કરો.[૧૮] હે સાવિત્રિ ! હે સત્યવ્રતપ્રિયે ! હે ધર્મરાજ ! હે સુરેશ્વર ! આપ તથા બ્રહ્મા જનોઈનું ગ્રહણ કરો.'[૧૯] હે સુંદર નેત્રવાળી સાવિત્રિ ! દિવ્ય અલંકાર તથા મોતીના હાર આપના માટે તૈયાર છે, તે ગ્રહણ કરો.[૨૦] હે સાવિત્રિ ! કુંકુમ, અગુરુ, કપૂર, કસ્તૂરી અને ગોરોચનાવાળું ચંદન આપું છું તે ગ્રહણ કરો.[૨૧] હે સુરશ્રેષ્ઠે ! હે પરમેશ્વરિ ! હું ભક્તિથી કંકુવાળા સુંદર અક્ષત ચડાવું છું, તેનો સ્વીકાર કરો.[૨૨]

હે સાવિત્રિ! હળદી, કંકુ, સિંદૂર અને કાજળ વગેરે સૌભાગ્ય દ્રવ્ય અર્પું છું, તેનું ગ્રહણ કરો.[૨૩] હે પ્રભો! માલતી વગેરેનાં સુગંધી પુષ્પોવડે આપની પૂજા કરું છું તેનો સ્વીકાર કરો.[૨૪]

अथांगपूजा– सावित्र्यै नमः पादौ पूजयामि । प्रसावित्र्यै० जंघे पू० । कमलपत्राक्ष्यै० कटी पू० । भूतधारिण्यै० उदरं पू० । गायत्र्यै० कंठं पू० । ब्रह्मणःप्रियायै० मुखं पू० ॥ सौभाग्यदात्र्यै० शिरः पू० ॥ अथ ब्रह्मसत्यपूजा–धात्रे नमः पादौ पू० । विधात्रे० जंघे पू० स्रष्ट्रे० ऊरू पू० । प्रजापतये० मेढ्रं पू० । परमेष्ठिने० कटी पू० । अग्निरूपाय० नाभिं पू० । पद्मनाभाय० हृदयं पू० । वेधसे० बाहू पू० । विधये कंठं पू० । हिरण्यगर्भाय० मुखं पू० ब्रह्मणे० शिरः पू० । विष्णवे० सर्वांगं पू० ॥ २५ ॥

પછી અંગપૂજા કરવી. તેનો પ્રકાર–'सावित्र्यै नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'प्रसावित्र्यै०' એ મંત્ર ભણી પીંડીની, 'कमलपत्राक्ष्यै०' થી કેડની, 'भूतधारिण्यै०' થી પેટની, 'गायत्र्यै०' થી કંઠની, 'ब्रह्मणःप्रियायै०'થી મુખની, અને सौभाग्यदात्र्यै नमः शिरः पूजयामि' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી. પછી બ્રહ્માની અને સત્યવ્રતની પૂજા કરવી. 'धात्रे नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'विधात्रे०' થી પીંડીની, 'स्रष्ट्रे न०'થી સાથળની, 'प्रजापतये०' થી લિંગની, 'परमेष्ठिने०' થી કેડની, 'अग्निरूपाय०'થી નાભિની, 'पद्मनाभाय'૦થી હૃદયની, 'वेधसे०'થી બાહુની, 'विधये०' થી કંઠની, 'हिरण्यगर्भाय०' થી મુખની, 'ब्रह्मणे०' થી મસ્તકની, અને 'विष्णवे नमः सर्वांगं पूजयामि' એ મંત્ર ભણી સઘળા અંગની પૂજા કરવી.[૨૫]

देवद्रुमरसोद्भूतः कालागुरुसमन्वितः । आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् । धूपम् ॥ २६ ॥ चक्षुर्दं सर्वलोकानां तिमिरस्य निवारणम् । आर्तिक्यं कल्पितं भक्त्या गृहाण परमेश्वरि । दीपम् ॥ २७ ॥ अन्नं चतुर्विधं स्वादु रसैः षड्भिः समन्वितम् । मया निवेदितं भक्त्या नैवेद्यं प्रतिगृह्यताम् । नैवेद्यम् ॥ २८ ॥ मध्येपानीयम् । उत्तरापोशनम् । मुखप्रक्षालनम् । इदं फलमिति फलम् ॥ २९ ॥ पूगीफलमिति तांबूलम् । हिरण्यगर्भेति दक्षिणाम् ॥ सावित्रि च प्रसावित्रि सततं ब्रह्मणः प्रिये । पूजितासि द्विजैः सर्वैः स्त्रीभिर्मुनिगणैस्तथा ॥ ३० ॥ त्रिसंध्यं देवि भूतानां वंदनीया सुशोभने । मया दत्ता च पूजेयं त्वं गृहाण नमोऽस्तु ते । पुष्पांजलिम् ॥ ३१ ॥

પછી પ્રાર્થના કરવીઃ-'હે દેવિ! કલ્પવૃક્ષમાંથી ઉત્પન્ન થયેલા કાલાગુરુસહિત અને સર્વ દેવોને સુંઘવા યોગ્ય આ ધૂપનું ગ્રહણ કરો.[૨૬] હે પરમેશ્વરિ! નેત્રને પ્રકાશ કરનાર અને લોકના અંધકારનો નાશ કરનાર આ દીવો આપની પાસે ભક્તિથી કરું છું, તેનો સ્વીકાર કરો.[૨૭] હે દેવિ! સ્વાદવાળું અને છ રસોવાળું ચાર પ્રકારનું અન્ન આપને નૈવેદ્ય માટે ધરું છું, તે ગ્રહણ કરો.[૨૮] એમ ધ્યાન કરતાં, વચમાં જલ, ઉત્તરાપોશન, મુખપ્રક્ષાલન કરવું. 'इदं फलं०'થી ફલ ને 'पूगीफलं०'થી તાંબૂલ તથા 'हिरण्यगर्भ०'થી દક્ષિણા આપવી.[૨૯] 'હે સાવિત્રિ! આપ જગતને ઉત્પન્ન કરો છો, બ્રહ્માને પ્રિય છો, બ્રાહ્મણ, સ્ત્રી અને મુનિઓ સર્વે આપની પૂજા કરે છે, અને સઘળા માણસોને ત્રણે કાળ વંદવા યોગ્ય છો. હે દેવિ! આપને નમસ્કાર કરું છું, માટે મેં કરેલી આ પૂજાનું ગ્રહણ કરો.' પછી ત્રણ મંત્રો ભણી ત્રણ અર્ઘ્ય આપવા.[૩૦–૩૧] તેના મંત્રો–

ततोऽर्घ्यत्रयं दद्यात् । ॐकारपूर्विके देवि सर्वदुःखनिवारिणि । वेदमातर्नमस्तुभ्यं सौभाग्यं च प्रयच्छ मे । इदमर्घ्यम् ॥ ३२ ॥ पतिव्रते महाभागे ब्रह्माणि च शुचिस्मिते । दृढव्रते दृढमते भर्तुश्च प्रियवादिनि । अर्घ्यम् ॥ ३३ ॥ अवैधव्यं च सौभाग्यं देहि त्वं मम सुव्रते । पुत्रान्पौत्रांश्च सौख्यं च गृहाणार्घ्यं नमोऽस्तु ते । अर्घ्यम् ॥३४॥ सावित्री ब्रह्मगायत्री सर्वदाप्रियभाषिणी । तेन सत्येन मां पाहि दुःखसंसारसागरात् ॥ ३५ ॥ त्वं गौरी त्वं शची लक्ष्मीस्त्वं प्रभा चंद्रमंडले । त्वमेव च जगन्माता त्वमुद्धर वरानने ॥ ३६ ॥ यन्मया दुष्कृतं सर्वं कृतं जन्मशतैरपि । भस्मीभवतु तत्सर्वमवैधव्यं च देहि मे ॥ ३७ ॥ अवियोगो यथा देवि सावित्र्या सहितस्य ते । अवियोगस्तथाऽस्माकं भूयाज्जन्मनि जन्मनि । इति प्रार्थना ॥ ३८ ॥ सुवासिन्यस्ततः पूज्या दिवसे दिवसे गते । सिंदूरं कुंकुमं चैव तांबूलं च पवित्रकम् ॥ ३९ ॥ तथा दद्याच्च शूर्पाणि भक्ष्यं भोज्यादिकं सदा । माहात्म्यं चैव सावित्र्याः श्रोतव्यं मुनिसत्तम ॥ ४० ॥ पुराणश्रवणं कार्यं सतीनां चरितं शुभम् । ततो व्रतपूजासांगतासिद्ध्यर्थं ब्राह्मणाय वायनप्रदानमहं करिष्ये ॥ ४१ ॥ इति संकल्प्य फलं वस्त्रसमायुक्तं सौभाग्यद्रव्यसंयुतम् । वंशपात्रे निधायादौ ब्राह्मणाय निवेदयेत् ॥ ४२ ॥ उपायनमिदं तुभ्यं व्रतसंपूर्तिहेतवे । वायनं द्विजवर्याय सहिरण्यं ददाम्यहम् । इति वायनम् ॥ ४३ ॥ इति वटसावित्रीपूजनं समाप्तम् ।

'હે દેવિ! આપ આદિ ઓંકાર છો. આપ સર્વ દુઃખનું નિવારણ કરનાર છો અને વેદની માતા છો. હું આપને નમસ્કાર કરું છું, માટે મને સૌભાગ્ય આપો.[૩૨] હે પતિવ્રતે! હે સાવિત્રિ! આપ મહાભાગ્યવાળાં છો, બ્રહ્માનાં પત્ની છો, સુંદર મંદ હાસ્યવાળાં છો, દૃઢ વ્રતવાળાં છો, દૃઢ બુદ્ધિવાળાં છો અને પતિની પાસે પ્રિય બોલનારાં છો.[૩૩] હે સાવિત્રિ! હે સારાં વ્રતવાળાં! આપને નમસ્કાર કરું છું, માટે મને અખંડ સૌભાગ્ય તથા પુત્ર પૌત્રનું સુખ આપો.'[૩૪] એવી રીતે

ત્રણ અર્ઘ્ય આપ્યા પછી 'હે સાવિત્રિ ! આપ બ્રહ્મસાવિત્રી છો, સદા પ્રિય બોલો છો, તો સત્યવડે દુઃખરૂપ સંસારસમુદ્રમાંથી મારું રક્ષણ કરો.[૩૫] હે સાવિત્રિ ! હે સુંદર મુખવાળી ! તમે ગૌરી છો, ઇંદ્રાણી છો, લક્ષ્મી છો, ચંદ્રકાંતિ છો અને જગન્માતા છો, માટે મારો ઉદ્ધાર કરો.[૩૬] હે દેવિ ! સેંકડો જન્મોમાં કરેલું મારું સઘળું પાપ બળી ભસ્મ થાઓ અને મને અખંડ સૌભાગ્ય આપો.[૩૭] હે દેવિ ! જેમ તમારે અવિયોગ છે તેમ અમારો પણ જન્મોજન્મ અવિયોગ થાઓ.' એવી રીતે પ્રાર્થના કરવી.[૩૮] પ્રતિદિન સુવાસિનીની પૂજા કરવી. સિંદૂર, કંકુ, તાંબૂલ, પવિત્રું, શુર્પ ( સૂપડાં ) અને ભોજન માટે ઉત્તમ અન્નનું દાન કરવું.[૩૯] સાવિત્રીનું માહાત્મ્ય સાંભળવું, તેમ જ પુરાણમાં લખેલાં બીજી સતીઓનાં પણ ચરિત્રો સાંભળવાં.[૪૦] પછી, 'વ્રત અને પૂજા પરિપૂર્ણ થવા માટે હું બ્રાહ્મણને વાયન આપીશ,' એવો સંકલ્પ કરી વાંસના પાત્રમાં ફલ, વસ્ત્ર અને સૌભાગ્યદ્રવ્ય રાખી,[૪૧] 'હે મહારાજ ! વ્રત પૂરું થવામાટે બ્રાહ્મણોમાં આપ ઉત્તમ છો, તેને સુવર્ણસહિત આ વાયન આપું છું.' એ મંત્ર ભણી બ્રાહ્મણને વાયન આપવું. એવી રીતે પૂજન કરવું.[૪૨-૪૩]

## વટસાવિત્રીની કથા

अथ कथा ॥ सनत्कुमार उवाच– कुलस्त्रीणां व्रतं देव महाभाग्यं तथैव च । अवैधव्यकरं स्त्रीणां पुत्रपौत्रप्रदायकम् ॥ १ ॥ ईश्वर उवाच– आसीन्मद्रेषु धर्मात्मा ज्ञानी परमधार्मिकः । नाम्ना चाश्वपतिर्वीरो वेदवेदांगपारगः ॥ २ ॥ अनपत्यो महाबाहुः सर्वैश्वर्यसमन्वितः । सपत्नीकस्तपस्तेपे समाराधयते नृपः ॥ ३ ॥ सावित्रीं च प्रसावित्रीं जपन्नास्ते महामनाः । जुहोति चैव सावित्रीं भक्त्या परमया युतः ॥ ४ ॥ ततस्तुष्टा तु सावित्री सा देवी द्विजसत्तम । सा विग्रहवती देवी तस्य दर्शनमागता ॥ ५ ॥ भूर्भुवःस्वरवंत्येषा साक्षसूत्रकमंडलुः । तां तु दृष्ट्वा जगद्वंद्यां सावित्रीं च द्विजोत्तम ॥ ६ ॥ प्रणिपत्य नृपो भक्त्या प्रहृष्टेनांतरात्मना । तं दृष्ट्वा पतितं भूमौ तुष्टा देवी जगाद ह ॥ ७ ॥

સનત્કુમાર કહે છે–હે દેવિ ! સ્ત્રીઓનું અખંડ સૌભાગ્ય રાખનારું અને પુત્રપૌત્રોની વૃદ્ધિ કરનારું ઉત્તમ વ્રત કહો.[૧] મહાદેવ કહે છે–મદ્ર દેશમાં અશ્વપતિ નામનો રાજા હતો. તે પરમ ધર્માત્મા, જ્ઞાની, વેદ તથા શાસ્ત્ર જાણનારો અને વીર હતો.[૨] તેને સઘળી જાતનું સુખ અને ઐશ્વર્ય હતું, પણ કાંઇ બાળક હતું નહીં. તેથી તે પોતાની સ્ત્રીની સાથે તપ કરતો હતો. તે પરમ ભક્તિથી સાવિત્રીની આરાધના કરતો હતો, સાવિત્રીનો જપ કરતો હતો અને સાવિત્રીના ઉદ્દેશથી હોમ કરતો હતો.[૩-૪] તેથી સાવિત્રીદેવીએ પ્રસન્ન થઈ તેને પ્રત્યક્ષ દર્શન આપ્યાં.[૫] પૃથ્વીનું, પાતાળનું, અને સ્વર્ગનું રક્ષણ કરનારી, રુદ્રાક્ષની માળાવાળી તથા કમંડલુવાળી અને જગતને વંદ્ય સાવિત્રીનાં દર્શન કરી,[૬] રાજાએ પ્રસન્ન મનથી, પૃથ્વી ઉપર પડી પ્રેમપૂર્વક પ્રણામ કર્યા. પ્રણામ કરતા રાજાને જોઇ પ્રસન્ન થયેલાં સાવિત્રી દેવી બોલ્યાં.[૭]

सावित्र्युवाच-तुष्टाऽहं तव राजेंद्र वरं वरय सुव्रत । एवमुक्तस्तया राजा प्रसन्नां तामुवाच ह ॥ ८ ॥ अनपत्यो ह्यहं देवि पुत्रमिच्छामि शोभनम् । नान्यं वृणोमि सावित्रि पुत्रमेव जगन्मये ॥ ९ ॥ अन्यदस्ति समग्रं मे क्षितौ यच्चापि दुर्लभम् । प्रसादात्तव देवेशि तत्सर्वं विद्यते गृहे ॥ १० ॥ एवमुक्ता तु सा देवी प्रत्युवाच नराधिपम् । सावित्र्युवाच– पुत्रस्ते नास्ति राजेंद्र कन्यैका ते भविष्यति ॥ ११ ॥ कुलद्वयं तु सा राजन्नुद्धरिष्यति भामिनी । मन्नाम्ना राजशार्दूल तस्या नाम भविष्यति ॥ १२ ॥ इत्युक्त्वा तं मुनिश्रेष्ठ राजानं ब्रह्मणः प्रिया । अंतर्धानं गता देवी संतुष्टोऽसौ महीपतिः ॥ १३ ॥ ततः कतिपयाहोभिस्तस्य राज्ञी महीभुजः । ससत्त्वा समजायत पूर्णे काले सुषाव ह ॥ १४ ॥ सावित्र्या तुष्टया दत्ता सावित्र्या जप्तया तथा । सावित्री तेन वरदा तस्या नाम बभूव ह ॥ १५ ॥ राजते देवगर्भाभा कन्या कमललोचना । ववृधे सा मुनिश्रेष्ठ चंद्रलेखेव चांबरे ॥ १६ ॥

સાવિત્રી કહે છે–હે રાજેંદ્ર ! હે સારા વ્રતવાળા ! હું તારાપર પ્રસન્ન થઇ છું. માગ માગ, જે માગે તે આપું. એવાં દેવીનાં વચનો સાંભળી રાજા બોલ્યો કે,[૮] હે દેવિ ! હું વાંઝિયો છું, માટે ઉત્તમ પુત્રની ઇચ્છા કરું છું. હે દેવિ ! હે સાવિત્રિ ! હે દેવેશિ ! આપની કૃપાથી પૃથ્વીમાં દુર્લભ એવો મોટો વૈભવ મારા ઘરમાં છે, તેથી બીજા કોઇની ઇચ્છા ન કરતાં માત્ર પુત્રની ઇચ્છા કરું છું.[૯-૧૦] એવાં વચનો સાંભળી દેવી રાજાને કહેવા લાગ્યાં કે; હે રાજેન્દ્ર ! તારા ભાગ્યમાં પુત્ર નથી, તેથી તને એક પુત્રી થશે.[૧૧] તે તારાં કુળનો તથા તેના સસરાનાં કુળનો ઉદ્ધાર કરશે. હે રાજસિંહ ! તે પુત્રી મારા નામથી, એટલે 'સાવિત્રી' એ નામથી પ્રસિદ્ધ થશે.[૧૨] રાજાને એટલું કહી બ્રહ્માનાં પત્ની સાવિત્રી ત્યાં જ અદૃશ્ય થઇ ગયાં. સાવિત્રીનાં દર્શનથી રાજા અતિ પ્રસન્ન થયો.[૧૩] હવે કેટલાક દિવસો પછી તે રાજાની રાણીને ગર્ભ રહ્યો અને નવ માસ પૂરા થયા ત્યારે પ્રસવ થયો અને પુત્રી જન્મી.[૧૪] જપ કરવાથી પ્રસન્ન થયેલાં સાવિત્રીના વરદાનથી તે પુત્રી જન્મી, માટે તેનું નામ પણ સાવિત્રી પડ્યું.[૧૫] કમળ જેવાં નેત્રવાળી એ કન્યા, દેવકન્યા જેવી શોભતી હતી અને આકાશમાં જેમ ચંદ્રલેખા વધે છે તેમ વધવા લાગી.[૧૬]

सावित्री ब्रह्मणो वै सा श्रीरिवायतलोचना । तां दृष्ट्वा हेमगर्भाभां राजा चिंतामुपेयिवान् ॥१७॥ अयाच्यमानां च वरै रूपेणाप्रतिमां भुवि । तस्या रूपेण ते सर्वे सन्निरुद्धा महीभुजः ॥ १८ ॥ ततः स राजा चाहूय उवाच

कमलेक्षणाम् । पुत्रि प्रदानकालस्ते न च याचंति केचन ॥ १९ ॥ त्वयं वरय हृष्टं ते पतिं गुणसमन्वितम् । मनःप्रल्हादनकरं शीलेनाभिजनेन च ॥ २० ॥ इत्युक्त्वा तां च राजेंद्रो वृद्धामात्यैः सहैव च । वस्त्रालंकारसहितां धनरत्नैः समन्वितम् ॥ २१ ॥ विसृज्य च क्षणं तत्र यावत्तिष्ठति भूमिपः । तावत्तत्र समागच्छन्नारदो भगवान् ऋषिः ॥२२॥ अपूजयत्ततो राजा अर्घ्यपाद्येन तं मुनिम् । आसने च सुखासीनः पूजितस्तेन भूभुजा ॥ २३ ॥ पूजयित्वा मुनिं राजा प्रोवाचेदं द्विजोत्तमम् । पावितोऽहं त्वया विप्र दर्शनेनाद्य नारद ॥ २४ ॥ यावदेवं वदेद्राजा तावत्सा कमलेक्षणा । आश्रमादागता देवी वृद्धामात्यैः समन्विता ॥ २५ ॥ अभिवाद्य पितुः पादौ ववंदे सा मुनिं ततः । नारदेन तु दृष्टा सा दृष्ट्वा प्रोवाच भूमिपम् ॥२६॥ कन्यां च देवगर्भाभां किमर्थं न प्रयच्छसि । वराय त्वं महाबाहो वरयोग्यां हि सुंदरीम् ॥ २७ ॥ एवमुक्तस्तदा तेन मुनिना नृपसत्तम । उवाच तं मुनिं वाक्यमनेनार्थेन प्रेषिता ॥ २८ ॥ आगतेयं विशालाक्षी मया संप्रेषिता सती । अनया च वृतो भर्ता पृच्छ त्वं मुनिसत्तम ॥२९॥ सा पृष्टा तेन मुनिना तस्मै चाचष्ट भामिनी ।

તેમ જ તે સાવિત્રી લક્ષ્મી જેવી તથા બ્રહ્માનાં પત્ની સાવિત્રી જેવી શોભતી હતી. તે કન્યા પૂર્ણ લાવણ્યવતી હતી. પૃથ્વીમાં તેના જેવી કોઈ કન્યા ન હતી. તેનાં રૂપથી લજવાતા રાજાઓ પણ તેની માગણી કરતા ન હતા, તેથી રાજાને ચિંતા થઈ અને કમલ જેવાં નેત્રવાળી પુત્રીને બોલાવીને કહ્યું કે, હે પુત્રી ! તારા વિવાહનો વખત થઈ ગયો છે, પરંતુ કોઈ તારી માગણી કરતું નથી;[૧૭–૧૯] માટે ગુણવાળો, સારા સ્વભાવવાળો, કુલીન અને સુંદર વર જોઈ, તું તારી મેળે વરી લે.[૨૦] એટલું કહી વૃદ્ધ અમાત્યો ( મંત્રીઓ ) સાથે વસ્ત્ર, અલંકાર, ધન અને રત્નો આપી પોતાની પુત્રીને પોતાની મેળે વરવા માટે મોકલી દીધી. પછી રાજા રાજસભામાં બેઠા છે, તેટલામાં નારદ ઋષિ આવ્યા.[૨૧–૨૨] રાજાએ અર્ઘ્યવડે તથા પાદ્યવડે તેની પૂજા કરી, આસન ઉપર બેસાડ્યા. તે પછી રાજા બોલ્યો, હે વિપ્ર! હે નારદ ! આજ આપે દર્શન દઈ મને પવિત્ર કર્યો.[૨૩–૨૪] એવી રીતે રાજા કહેતો હતો, તેટલામાં તો કમલ જેવાં નેત્રવાળી સાવિત્રી વૃદ્ધ મંત્રીઓની સાથે આશ્રમમાંથી પાછી ફરી;[૨૫] અને તેણે પિતાનાં ચરણમાં પ્રણામ કરી, નારદને પણ પ્રણામ કર્યા. તેને જોઈ નારદ રાજાને કહેવા લાગ્યા કે,[૨૬] હે રાજન્ ! તમે દેવકન્યા જેવી આ કન્યાનો વિવાહ શા માટે નથી કરતા ? હવે આ કન્યા વિવાહ યોગ્ય થઈ છે, માટે તેનો વિવાહ કરો.[૨૭] એવાં નારદ મુનિનાં વચનો સાંભળી રાજા બોલ્યો કે, હે મહારાજ ! એટલા જ માટે મેં આ કન્યાને મોકલી હતી.[૨૮] તે યોગ્ય વરને વરી પાછી અહીં આવેલી છે, માટે તેને આપ પૂછો.[૨૯] તે પછી મુનિના પૂછવાથી સાવિત્રી કહેવા લાગી.

सावित्र्युवाच– आश्रमे सत्यवान्नाम द्युमत्सेनसुतो मुने ३०॥ भर्तृत्वेन मया विप्र वृतोऽसौ राजनंदनः॥ नारद उवाच– कष्टं कृतं महाराज दुहित्रा तव सुव्रत ॥ ३१ ॥ अजानंत्या वृतो भर्ता गुणवानिति विश्रुतः । सत्यं वदत्यस्य पिता सत्यं माता प्रभाषते ॥ ३२ ॥ स्वयं सत्यं प्रभाषेत सत्यवानिति तेन सः । तथा चाश्वाः प्रियास्तस्य अश्वैः क्रीडति मृन्मयैः ॥ ३३ ॥ चित्रेऽपि विलिखत्यश्वांश्चित्राश्वस्तेन चोच्यते । रूपवान् गुणवांश्चैव सर्वशास्त्रविशारदः ॥३४॥ न तस्य सदृशो लोके विद्यते चेह मानवः । सर्वैर्गुणैश्च संपन्नो रत्नैरिव महार्णवः ॥ ३५ ॥ एको दोषो महानस्य गुणानावृत्य तिष्ठति । संवत्सरेण क्षीणायुर्देहत्यागं करिष्यति ॥ ३६ ॥

સાવિત્રી કહે છે–હે મુને ! હે નારદ ! આશ્રમમાં સત્યવાન્ નામનો રાજપુત્ર રહે છે. તે દ્યુમત્સેન રાજાનો પુત્ર છે.[૩૦] તેને મેં મારા સ્વામી તરીકે સ્વીકાર્યો છે. નારદ કહે છે–હે મહારાજ ! હે સારાં આચરણવાળા ! આ તમારી અજાણી પુત્રી, ગુણવાન્ જોઈ સત્યવાનને વરી તો ખરી, પણ ઘણું ખોટું કર્યું. સત્યવાનનો પિતા સત્ય બોલે છે, તેની માતા સત્ય બોલે છે અને પોતે પણ સત્ય બોલે છે, તેથી 'સત્યવાન્' એ નામથી તે પ્રસિદ્ધ છે. એ સત્યવાનને ઘોડા અતિ પ્રિય છે, તેથી તે માટીના ઘોડા કરી ખેલે છે અને ચિત્રમાં પણ ઘોડા આલેખે છે, એટલા માટે એ 'ચિત્રાશ્વ' પણ કહેવાય છે. એ રૂપાળો છે, ગુણવાન્ છે અને સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ છે.[૩૧–૩૪] તેના જેવો આ લોકમાં કોઈ પણ મનુષ્ય નથી. જેમ સમુદ્ર સર્વરત્નસંપન્ન છે, તેમ જ આ સત્યવાન્ પણ સર્વગુણસંપન્ન છે.[૩૫] પરંતુ તે સઘળા ગુણોને ઢાંકી દે એવો તેનામાં એક મોટો દોષ છે. તે દોષ આ જ કે થોડાં આયુષને લીધે તે એક વર્ષ પછી મરણ પામવાનો છે.[૩૬]

अश्वपतिरुवाच– अन्यं वरय भद्रं ते वरं सावित्रि गम्यताम् । विवाहस्य तु कालोऽयं वर्तते शुभलोचने ॥ ३७ ॥ सावित्र्युवाच– नान्यमिच्छाम्यहं तात मनसाऽपि वरं प्रभो । यो मया च वृतो भर्ता स मे, नान्यो भविष्यति ॥ ३८ ॥ विचिंत्य मनसा पूर्वं वाचं पश्चात्समुच्चरेत् । क्रियते च ततः पश्चाच्छुभं वा यदि वाऽशुभम् । तस्मात्सुमांसं मनसा कथं चान्यं वृणोम्यहम् ॥ ३९ ॥ सकृज्जल्पंति राजानः सकृज्जल्पंति पंडिताः । सकृत्कन्या प्रदीयेत त्रीण्येतानि सकृत्सकृत् ॥ ४० ॥ इति मत्वा न मे बुद्धिर्विचलेच्च कथंचन । सगुणो निर्गुणो वापि मूर्खः पंडित एव च ॥ ४१ ॥ दीर्घायुरथवाऽल्पायुः स वै भर्ता मम प्रभो ।

नान्यं वृणोमि भर्तारं यदि वा स्याच्छचीपतिः ॥ ४२ ॥
इति मत्वा त्वया तात यत्कर्तव्यं वदस्व तत् ॥

અશ્વપતિ કહે છે–હે સાવિત્રિ ! તું ફરીથી જા અને બીજા વરને વર, જેથી તારું કલ્યાણ થાય. હે પુત્રિ ! હવે તું વિવાહયોગ્ય થઇ ગઇ છે.[૩૭] સાવિત્રી કહે છે–હે તાત ! હે પ્રભો ! હું મનથી પણ બીજા પતિની ઇચ્છા કરતી નથી, માટે હું જેને વરી છું, તે જ મારો પતિ થશે, પણ બીજો કોઇ થશે નહીં.[૩૮] પ્રથમથી મનમાં વિચાર કરી પછી વચન કાઢવું. વચન કાઢ્યા પછી શુભ વા અશુભ જેવું હોય તેવું કબૂલ કરવું જોઇએ; માટે હું બીજા વરને મનથી પણ કેમ વરું ?[૩૯] રાજાઓ એક વખત બોલે છે ( એટલે તેનું બોલ્યું ફરતું નથી ), તેમ જ પંડિતો પણ એક વખત જ બોલે છે અને કન્યા પણ એક જ વખત દેવાય છે. આ ત્રણે એક જ વાર થાય છે.[૪૦] એમ વિચારી મારી બુદ્ધિ કોઇ પ્રકારે પણ ચલાયમાન થતી નથી. હે પ્રભો ! હું જેને વરી છું, તે ગુણવાન્ હોય વા ગુણહીન હોય, પંડિત હોય વા મૂર્ખ હોય,[૪૧] મોટાં આયુષ્યવાળો હોય વા અલ્પાયુષી હોય, પણ મારો તો તે જ પતિ થશે. હે તાત ! જો સાક્ષાત્ ઇંદ્ર હોય તોપણ તેને બીજી વખત વરું નહીં, એ મારો નિશ્ચય છે.[૪૨] હવે તમારે કરવું હોય તેમ કરો.

नारद उवाच– स्थिरा बुद्धिश्च राजेंद्र सावित्र्याः सत्यवत्प्रति ॥ ४३ ॥ त्वरयस्व विवाहाय भर्त्रा सह कुरु त्विमाम् ॥ ईश्वर उवाच– निश्चितां तु मतिं ज्ञात्वा स्थिरां बुद्धिं च निश्चलाम् ॥ ४४ ॥ सावित्र्याश्च महाराजः प्रतस्थेऽसौ वनं प्रति । गृहीत्वा तु धनं राजा द्युमत्सेनस्य सन्निधौ ॥ ४५ ॥ स्वल्पानुगो महाराजो वृद्धामात्यैः समन्वितः । नारदस्तु ततः खे वै तत्रैवांतरधीयत ॥ ४६ ॥ स गत्वा राजशार्दूलो द्युमत्सेनेन संगतः । वृद्धश्चांधश्च राजाऽसौ वृक्षमूलमुपाश्रितः ॥ ४७ ॥ सावित्र्यश्वपती राजा पादौ जग्राह वीर्यवान् । स्वनाम च समुच्चार्य तस्थौ तस्य समीपतः ॥ ४८ ॥ उवाच राजा तं भूपं किमागमनकारणम् । पूजयित्वाऽर्घ्यदानेन वन्यमूलफलैश्च सः ॥४९॥ ततः पप्रच्छ कुशलं स राजा मुनिसत्तम । अश्वपतिरुवाच– कुशलं दर्शनेनाद्य तव राजन्ममाद्य वै ॥ ५० ॥ दुहिता मम सावित्री तव पुत्रमभीप्सति । भर्तारं राजशार्दूल प्राप्नोत्वियमनिंदिता ॥ ५१ ॥ मनसा कांक्षितं पूर्वं भर्तारमनया विभो । आवयोश्चैव संबंधो भवत्वद्य ममेप्सितः ॥ ५२ ॥

નારદ કહે છે–હે રાજેન્દ્ર ! સત્યવાન્ પ્રત્યે સાવિત્રીની બુદ્ધિ અચળ છે,[૪૩] માટે જલદીથી વિવાહ કરી તેને પતિની સાથે મેળવો. મહાદેવ કહે છે–સત્યવાન્ પ્રત્યે સાવિત્રીનો આવો દૃઢ નિશ્ચય જાણી, અશ્વપતિ રાજા, ધન લઇ થોડાં માણસો અને વૃદ્ધ મંત્રીઓ સાથે દ્યુમત્સેન રાજાની પાસે વનમાં ગયો. નારદ તો ત્યાં જ આકાશમાં અદૃશ્ય થઇ ગયા.[૪૪–૪૬] હવે વૃદ્ધ દ્યુમત્સેન રાજા વનમાં વૃક્ષતળે બેઠો હતો, તેની પાસે જઇ સાવિત્રી અને અશ્વપતિ રાજા પોતપોતાનું નામ લઇ પ્રણામ કરીને ઉભાં રહ્યાં.[૪૭–૪૮] ત્યારે દ્યુમત્સેને અર્ઘ્ય આપી વનનાં મૂળ તથા ફળ આપી અશ્વપતિનો સત્કાર કરી કુશળસમાચાર પૂછીને આવવાનું કારણ પૂછ્યું. અશ્વપતિ કહે છે–હે રાજન્ ! આજ તમારાં દર્શનથી હું કુશળ છું.[૪૯–૫૦] આ સાવિત્રી નામની મારી કન્યા આપના પુત્રને ઇચ્છે છે માટે, સારાં આચરણવાળી આ મારી કન્યા ખુશીથી તમારા પુત્રને પતિ કરે.[૫૧] હે વિભો ! આ કન્યાએ મનવડે પ્રથમથી જ તેને વરી રાખ્યો છે; તેથી આપણો આ સંબંધ ખુશીથી થવો જોઇએ, કારણ કે એ વાત મને પ્રિય છે.[૫૨]

द्युमत्सेन उवाच–वृद्धश्चांधश्च राजेन्द्र फलमूलाशनो नृप । राज्याच्च्युतश्च मे पुत्रो वन्येनाद्य च जीवति ॥ ५३ ॥ सा कथं सहते दुःखं दुहिता तव कानने । अनभिज्ञा च दुःखानामित्यहं नाभिकांक्षये ॥ ५४ ॥ अश्वपतिरुवाच– अनया च वृतो भर्ता जानंत्या राजसत्तम । अनेन सहवासस्ते तव पुत्रेण मानद ॥ ५५ ॥ स्वर्गतुल्यो महाराज भविष्यति न संशयः । एवमुक्तस्तदा तेन राज्ञा राजर्षिसत्तमः ॥ ५६ ॥ तथेति स प्रतिज्ञाय चकारोद्वाहमुत्तमम् । कृत्वा विवाहं राजेन्द्र संपूज्य विविधैर्धनैः ॥५७॥ अभिवाद्य द्युमत्सेनं जगाम नगरं प्रति । सावित्री तु पतिं लब्ध्वा इंद्रं प्राप्य शची यथा ॥ ५८ ॥ सत्यवानपि प्रहर्षे तया पत्न्याऽभिनंदितः । क्रीडते तद्वनोद्देशे पौलोम्या मघवानिव ॥ ५९ ॥ नारदस्य च तद्वाक्यं हृदये तु मनस्विनी । वहंती नियमं चक्रे व्रतस्यास्य च भामिनी ॥ ६० ॥ गणयंती दिनान्येव न लेभे हर्षमुत्तमम् । अस्मिन्दिने च मर्तव्यमिति सत्यवता मुने ॥ ६१ ॥ ज्ञात्वा तं दिवसं विप्र भर्तुर्मरणकारणम् । व्रतं त्रिरात्रमुद्दिश्य दिवा रात्रौ स्थिराऽभवत् ॥ ६२ ॥ ततस्त्रिरात्रं निर्वर्त्य संतर्प्य पितृदेवताः । श्वश्रूश्वशुरयोः पादौ ववंदे चारुहासिनी ॥ ६३ ॥ कुठारं परिगृह्याथ कठिनं चैव सुव्रत । प्रतस्थे स वनायैव सावित्री वाक्यमब्रवीत् ॥ ६४ ॥ न गंतव्यं वनं त्वद्य मम वाक्येन मानद । अथवा गम्यते साधो मया सह वनं व्रज ॥ ६५ ॥ संवत्सरं भवेत्पूर्णमाश्रमेऽस्मिन्मम प्रभो । तद्वनं द्रष्टुमिच्छामि प्रसादं कुरु मे प्रभो ॥ ६६ ॥

દ્યુમત્સેન કહે છે–હે રાજન્ ! હું વૃદ્ધ અને આંધળો છું અને મારું રાજ્ય હરાઇ જવાથી ફળ મૂળ ખાઇ વનમાં વસું છું. મારો પુત્ર પણ ફળ મૂળ ખાઇ નિર્વાહ કરે છે.[૫૩] તમારી પુત્રી જેણે દુઃખ દીઠેલું નથી, તે રાજકન્યા, વનનું દુઃખ કેમ સહી શકશે ? એટલા માટે આ સંબંધ મને પ્રિય નથી.[૫૪] અશ્વપતિ કહે છે–

હે રાજશ્રેષ્ઠ ! આ કન્યા સ્વેચ્છાથી તમારા પુત્રને વરી છે, તેથી હે મહારાજ ! તમારા પુત્રની સાથે રહેવું સાવિત્રીને સ્વર્ગતુલ્ય થઇ પડશે, એમાં સંશય નથી. એવાં વચન સાંભળી દ્યુમત્સેને તે વાત માન્ય કરી, પોતાના પુત્રનાં સાવિત્રીની સાથે લગ્ન કર્યાં. પછી કેટલુંક ધન આપી દ્યુમત્સેનની પૂજા તથા પ્રણામ કરી, અશ્વપતિ રાજા પોતાના શહેરમાં ગયો અને જેમ ઇંદ્રાણી ઇંદ્રને પામી પ્રસન્ન થઇ હતી તેમ સત્યવાનને પામી સાવિત્રી પ્રસન્ન થઇ. તેમ જ સત્યવાન્ પણ સાવિત્રીથી ઘણો પ્રસન્ન થયો અને જેમ નંદનવનમાં ઇંદ્ર ઇંદ્રાણીની સાથે ક્રીડા કરે છે, તેમ તે પણ સાવિત્રીની સાથે વનમાં ક્રીડા કરવા લાગ્યો.[૫૫-૫૯] હવે નારદનાં વચનનું સ્મરણ કરતી સાવિત્રીએ આ વ્રતનો નિયમ કર્યો હતો.[૬૦] એ સાવિત્રી દિવસ ગણતી જ રહેતી હતી, તેથી તેણીને સુખ થતું નહીં. અહો ! અમુક દિવસે મારા પતિનું મરણ થશે એમ આગળથી જાણી, સાવિત્રીએ ત્રણ દિવસ સુધી સાવિત્રીવ્રત કરવાનો પ્રારંભ કર્યો અને ત્રણ દિવસ સુધી રાત્રિ દિવસ નિયમથી રહી.[૬૧-૬૨] એવી રીતે વ્રત કરી પિતરોને અને દેવોને તૃપ્ત કર્યા અને સાસુ સસરાને પ્રણામ કર્યા.[૬૩] (એવું બન્યું કે) આ વખતે કુવાડો અને દોરડું લઇ, સત્યવાન્ વનમાં જતો હતો, તેને સાવિત્રીએ કહ્યું કે,[૬૪] હે નાથ ! હે સાધો ! આજ મારું વચન માન્ય કરી આપે વનમાં જવું નહીં, છતાં જો જરૂર જવું હોય તો મને સાથે લઇ જાઓ.[૬૫] હે પ્રભો ! મને આશ્રમમાં રહેતાં વર્ષ એક થયું માટે આજ વન જોવા ઇચ્છું છું, માટે કૃપા કરી મને સાથે તેડી જાઓ.[૬૬]

सत्यवानुवाच– नाहं स्वतंत्रः सुश्रोणि पृच्छस्व पितरौ मम । ताभ्यां प्रस्थापिता गच्छ मया सह शुचिस्मिते ॥ ६७ ॥ एवमुक्ता तदा तेन भर्त्रा सा कमलेक्षणा । श्वश्रूश्वशुरयोः पादावभिवाद्येदमब्रवीत् ॥ ६८ ॥ वनं द्रष्टुमभीच्छेयमाज्ञा मह्यं प्रदीयताम् । भर्त्रा सह वनं गंतुमेतत्त्वरयते मनः ॥ ६९ ॥ तस्यास्तद्वचनं श्रुत्वा द्युमत्सेनोऽब्रवीदिदम् । व्रतं कृतं त्वया भद्रे पारणं कुरु सुव्रते ॥ ७० ॥ पारणांते ततो भीरु वनं गंतुं त्वमर्हसि ।

સત્યવાન્ કહે છે–હે પ્રિયે ! હે સુંદર હાસ્યવાળી ! હું સ્વતંત્ર નથી, માટે તું મારાં માતાપિતાને પૂછ અને જો તે રજા આપે તો મારી સાથે આવ.[૬૭] એવી રીતે પતિના કહેવાથી સાવિત્રી સાસુ સસરાને પ્રણામ કરીને બોલી કે,[૬૮] હું વન જોવા ઇચ્છું છું, માટે પતિની સાથે વનમાં જવા મારું મન ઉતાવળું થાય છે. વાસ્તે મને આજ્ઞા આપો.[૬૯] સાવિત્રીનાં તેવાં વચનો સાંભળી દ્યુમત્સેન બોલ્યો કે, હે કલ્યાણિ ! હે સારાં આચરણવાળી ! તેં ત્રણ દિવસ વ્રત કર્યું છે, તેથી પારણું કર. પારણું કર્યા પછી વનમાં જજે.

सावित्र्युवाच– नियमश्च कृतोऽस्माभी रात्रौ चंद्रोदये सति ॥ ७१ ॥ जाते मया प्रकर्तव्यं भोजनं तात मे शृणु । वनदर्शनकामोऽस्ति भर्त्रा सह ममाद्य वै ॥ ७२ ॥ न मे तत्र भवेत् ग्लानिर्भर्त्रा सह नराधिप । इत्युक्तस्तु तया राजा द्युमत्सेनो महीपतिः ॥ ७३ ॥ यत्तेऽभिलषितं पुत्रि तत्कुरुष्व शुभध्यमे । नमस्कृत्वा तु सावित्री श्वश्रूं च श्वशुरं तथा ॥ ७४ ॥ सहिता सा जगामाथ तेन सत्यवता मुने । विलोकयंती भर्तारं प्राप्तकालं मनस्विनी ॥ ७५ ॥ वनं च फलितं दृष्ट्वा पुष्पितद्रुमसंकुलम् । द्रुमाणां चैव नामानि मृगाणां चैव भामिनी ॥७६॥ पश्यंती मृगयूथानि हृदयेन प्रवेपती । तत्र गत्वा सत्यवान्वै फलान्यादाय सत्वरम् ॥७७॥ काष्ठानि च समादाय बबंध भारकं तदा । कठिनं पूरयामास कृत्वा वृक्षावलंबनम् ॥ ७८ ॥ वटवृक्षस्य सा साध्वी उपविष्टा महासती । काष्ठं पाटयतस्तस्य जाता शिरसि वेदना ॥ ७९ ॥ ग्लानिश्च महती जाता गात्राणां वेपथुस्तदा । आगत्य वृक्षसामीप्यं सावित्रीमिदमब्रवीत् ॥ ८० ॥ मम गात्रेऽतिकंपश्च जाता शिरसि वेदना । कंटकैर्भिद्यते भद्रे शिरो मे शूलसंमितैः ॥ ८१ ॥ उत्संगे तव सुश्रोणि स्वप्तुमिच्छामि सुव्रते । अभिज्ञा सा विशालाक्षी तस्य मृत्योर्मनस्विनी ॥ ८२ ॥ प्राप्तं कालं मन्यमाना तस्थौ तत्रैव भामिनी । सत्यवानपि सुप्तस्तु कृत्वोत्संगे चिरस्तदा ॥ ८३ ॥ तावत्तत्र समागच्छत्पुरुषः कृष्णपिंगलः । जाज्वल्यमानो वपुषा ददर्शासुं च भामिनी ॥ ८४ ॥ उवाच वाक्यं वाक्यज्ञा कस्त्वं लोकभयंकरः । नाहं धर्षयितुं शक्या पुरुषेणापि केनचित् ॥ ८५ ॥ इत्युक्तः प्रत्युवाचेदं यमो लोकभयंकरः ।

સાવિત્રી કહે છે–હે તાત ! મેં રાત્રિમાં ચંદ્રોદય થયે જમવાનો નિયમ લીધેલો છે, માટે હમણાં તો પતિની સાથે જઇ વન જોવાની ઇચ્છા રાખું છું.[૭૦-૭૨] હે રાજન્ ! મારા પતિ સાથે છે, તેથી મને કોઇ જાતનું દુઃખ થશે નહીં. એવી રીતે સાવિત્રીના કહ્યા પછી, 'હે પુત્રિ ! તને ઠીક લાગે તેમ કર,' એમ દ્યુમત્સેન રાજાએ કહ્યું; ત્યારે સાસુ સસરાને પ્રણામ કરી, સાવિત્રી, જેનું મરણ આવેલું છે એવા પતિને જોતી જોતી તેની સાથે વનમાં ગઇ.[૭૩-૭૫] ત્યાં ફૂલેલાં અને ફળેલાં વૃક્ષો જોવા લાગી. પોતાના પતિને વૃક્ષોનાં તથા જંગલી જાનવરોનાં નામ પૂછવા લાગી. વનમાં જંગલી જાનવરોનાં ટોળેટોળાં જોવામાં આવતાં હતાં, પરંતુ તે ડરતી નહતી. વનમાં ગયા પછી સત્યવાને જલદી ફળ લીધાં, અને કાષ્ઠ પણ લઇ તેનો ભારો બાંધવામાટે વૃક્ષના આધારથી તે લાકડાં ચીરવા લાગ્યો,[૭૬-૭૮] અને મહાસતી સાવિત્રી વડની નીચે બેઠી. લાકડાં ચીરતાં સત્યવાનનું માથું દુખવા લાગ્યું,[૭૯] અને સઘળા અવયવો કંપવા લાગ્યા. તે વડની પાસે આવી સાવિત્રીને કહેવા લાગ્યો કે,[૮૦]

હે ભદ્રે ! મારું શરીર કંપે છે અને શૂળી જેવા કાંટાવડે ભેદાતું હોય, તેમ મારા માથામાં મોટી પીડા થાય છે,[૮૧] તેથી તારા ખોળામાં માથું રાખી સુવાની ઇચ્છા કરું છું. પતિના મૃત્યુને જાણનારી સાવિત્રીએ તેમ સુવાની હા પાડી. તેથી તેણીના ખોળામાં માથું રાખી સત્યવાન્ સૂઇ ગયો.[૮૨-૮૩] તે વખતે ઘણા ઉગ્ર તેજવાળો એક ભયંકર કાળો પુરુષ આવ્યો. તેને સાવિત્રીએ જોયો.[૮૪] બોલવામાં કુશળ સાવિત્રી બોલી કે, લોકને ભય કરનાર તમે કોણ છો ? કોઇપણ પુરુષ મને ડરાવી શકે તેમ નથી.[૮૫] એવાં વચનો સાંભળી લોકને ભય કરનારો યમ બોલ્યો:—

यम उवाच– क्षीणायुस्तु वरारोहे भर्ता तव मनस्विनि ॥ ८६ ॥ नेष्याम्येनमहं बद्धा ह्येतन्मे च चिकीर्षितम् । सावित्र्युवाच– श्रूयते भगवन्दूतास्तवागच्छंति मानवान् ॥ ८७ ॥ नेतुं किल, भवान् कस्मादागतोऽसि स्वयं प्रभो । इत्युक्तः पितृराजस्तां भगवान् स्वचिकीर्षितम् ॥ ८८ ॥ यथावत्सर्वमाख्यातुं तत्प्रियार्थं प्रचक्रमे । अयं च धर्मसंयुक्तो रूपवान् गुणसागरः ॥ ८९ ॥ नार्हो मत्पुरुषैर्नेतुं मतोऽस्मि स्वयमागतः । ततः सत्यवतः कायात्पाशबद्धं वशंगतम् ॥९०॥ अंगुष्ठमात्रं पुरुषं निश्चकर्ष यमो बलात् । ततः समुद्धृतप्राणं गतश्वासं हतप्रभम् ॥ ९१ ॥ निर्विचेष्टं शरीरं तद्बभूवाप्रियदर्शनम् । यमस्तु तं ततो बद्धा प्रयातो दक्षिणामुखः ॥ ९२ ॥ सावित्री चापि दुःखार्ता यममेवान्वगच्छत । नियमव्रतसंसिद्धा महाभागा पतिव्रता ॥ ९३ ॥

યમ કહે છે–હે સુંદરી ! હે મનસ્વિનિ ! તારા પતિનું આયુષ્ય પૂરું થયું છે, માટે તેને બાંધીને હું લઇ જઇશ, એટલું મારે કામ છે. સાવિત્રી કહે છે–હે ભગવન્ ! માણસોને લેવા માટે તમારા દૂતો જાય છે, એમ મારા સાંભળવામાં છે. ત્યારે અહીં આપ પોતે કેમ આવ્યા છો ? એવાં વચનો સાંભળી ધર્મરાજ સાવિત્રીને પ્રસન્ન કરવામાટે કહેવા લાગ્યાઃ–આ સત્યવાન્ ધર્મિષ્ઠ, ગુણનો સાગર અને રૂપવાન્ છે.[૮૬-૮૯] તેથી મારાં માણસો તેને લઇ જઇ શકે તેમ નથી, માટે હું પોતેજ આવ્યો છું. એટલું કહી યમરાજે સત્યવાનના શરીરમાંથી, અંગુઠા જેવડો પુરુષ પાશથી બાંધી બળાત્કારથી ખેંચી કાઢ્યો, કે તત્ક્ષણે પ્રાણ નીકળી જવાથી શ્વાસરહિત અને ચેષ્ટારહિત થઈ ગયેલું સત્યવાનનું શરીર કાંતિરહિત અને બીહામણું થઇ ગયું. એવી રીતે સત્યવાનના શરીરમાંથી જીવને કાઢીને યમરાજ દક્ષિણ દિશા તરફ ચાલ્યા.[૯૦-૯૨] તેની પછવાડે પછવાડે, દુઃખ પામતી, વ્રત ને નિયમથી સિદ્ધ થયેલી મહાપતિવ્રતા સાવિત્રી પણ જવા લાગી.[૯૩]

यम उवाच– निवर्त गच्छ सावित्रि कुरुष्वास्यौर्ध्वदेहिकम् । कृतं भर्तुस्त्वयाऽऽनृण्यं यावद्गम्यं गतं त्वया ॥ ९४॥ सावित्र्युवाच– यत्र मे नीयते भर्ता स्वयं वा यत्र गच्छति । मयाऽपि तत्र गंतव्यमेष धर्मः सनातनः ॥९५॥ तपसा गुरुभक्त्या च भर्तुः स्नेहाद्व्रतेन च । तव चैव प्रसादेन न मे प्रतिहता गतिः ॥ ९६ ॥ प्राहुः साप्तपदं मैत्रं बुधास्तत्त्वार्थदर्शिनः । मित्रतां च पुरस्कृत्य किंचिद्वक्ष्यामि तच्छृणु ॥९७॥ नानाऽऽत्मवंतस्तु वने चरंति धर्मं च वासं च परिश्रमं च । विज्ञानतो धर्ममुदाहरंति तस्मात्संतो धर्ममाहुः प्रधानम् ॥ ९८ ॥ एकस्य धर्मेण सतां मतेन सर्वे स्म तं मार्गमनुप्रपन्नाः । मा वै द्वितीयं मा तृतीयं च वांछे तस्मात्संतो धर्ममाहुः प्रधानम् ॥ ९९ ॥

યમ કહે છે–હે સાવિત્રિ ! તું પતિનું ઋણ ઉતરી ગઇ, અને જેટલે સૂધી પાછળ જવું જોઇએ તેટલે સૂધી તું આવી. હવે તું પાછી ફર અને ઘેર જઇ આ સત્યવાનની ઉત્તરક્રિયા કર.[૯૪] સાવિત્રી કહે છે–તમે જ્યાં મારા પતિને લઇ જશો, વા તે પોતે જ્યાં જાય ત્યાં મારે પણ જવું જોઇએ, આ સનાતન ધર્મ છે.[૯૫] તપથી, ગુરુભક્તિથી, પતિના સ્નેહથી, વ્રતથી અને આપની કૃપાથી હું જ્યાં જાઉં ત્યાં મારી ગતિ અટકે તેમ નથી.[૯૬] હે યમરાજ ! તત્ત્વદર્શી પંડિતો સાત પગલાં સાથે ચાલવાથી મૈત્રી કહે છે. માટે હું મિત્રતાના સંબંધથી આપને બે બોલ કહું છું તે સાંભળો.[૯૭] અજ્ઞાની પુરુષો ગુરુને ઘેર વાસ કરતા નથી ( બ્રહ્મચર્ય પાળતા નથી ), વાનપ્રસ્થ ધર્મ પાળતા નથી, તેમ સંન્યાસ ધર્મ પણ પાળતા નથી. 'ધર્મ જ્ઞાન માટે છે,' એમ વિદ્વાનો કહે છે, એટલા માટે સત્પુરુષો ધર્મને મુખ્ય કહે છે.[૯૮] સત્પુરુષોએ સ્વીકારેલા એક ધર્મમાર્ગને જ સઘળા અનુસરે છે, પરંતુ બીજા કે ત્રીજાને અનુસરતા નથી, એટલા માટે સત્પુરુષો ધર્મને મુખ્ય કહે છે.[૯૯]

यम उवाच– निवर्त तुष्टोऽस्मि तवानया गिरा स्वराक्षरव्यंजनहेतुयुक्तया । वरं वृणीष्वेह विनाऽस्य जीवितं ददानि ते सर्वमनिंदिते वरम् ॥ १०० ॥ सावित्र्युवाच– च्युतः स्वराज्याद्वनवासमाश्रितो विनष्टचक्षुः श्वशुरो ममाश्रमे । स लब्धचक्षुर्बलवान्भवेन्नृपस्तव प्रसादाज्ज्वलनार्कसन्निभः ॥ १ ॥ यम उवाच– ददानि तेऽहं तमनिंदिते वरं यथा त्वयोक्तं भविता च तत्तथा । तवाध्वना ग्लानिमिवोपलक्षये निवर्त गच्छस्व न ते श्रमो भवेत् ॥ २ ॥ सावित्र्युवाच– कुतः श्रमो भर्तृसमीपतो हि मे यतो हि भर्ता मम सा गतिर्ध्रुवा । यतः पतिं नेष्यसि तत्र मे गतिः सुरेश भूयश्च वचो निबोध मे ॥ ३ ॥ सतां सकृत्संगतमीप्सितं परं ततः परं मित्रमिति प्रचक्षते । न चाफलं सत्पुरुषेण संगतं ततः सतां संनिवसेत्समागमे ॥ ४ ॥

યમ કહે છે–હે સાવિત્રિ ! સ્વર, વ્યંજન અને હેતુવાળી તારી આ વાણીથી હું પ્રસન્ન થયો છું. માટે હે અનિંદિતે ! આ સત્યવાનને જીવાડવા વિના તું જે વર

માગીશ તે હું આપીશ, માટે વર માગી પાછી વળ.[૧૦૦] સાવિત્રી કહે છે–મારો સસરો આંધળો છે, તે પોતાનું રાજ્ય હરાઇ જવાથી વનમાં આવી વસેલો છે. તમારી કૃપાથી તે મારો સસરો દેખતો થાય, બળવાન્ થાય અને અગ્નિના તથા સૂર્યના જેવો તેજસ્વી અને પ્રતાપી રાજા થાય.[૧૦૧] યમ કહે છે–હે સાવિત્રિ! હું વરદાન આપું છું, તેથી તારા કહેવા પ્રમાણે થશે. તું ચાલવાથી થાકી ગઈ હો તેમ જણાય છે. માટે પાછી વળી જા, કે જેથી તને વધારે થાક લાગે નહીં.[૨] સાવિત્રી કહે છે–હે યમરાજ! પતિને અનુસરતાં મને થાક શાનો લાગે? જ્યાં પતિ ત્યાં મારી પણ ગતિ છે. તમે જ્યાં મારા પતિને લઇ જશો ત્યાં હું પણ આવીશ. હે સુરેશ! વળી મારું વચન સાંભળો.[૩] સત્પુરુષોનો મિલાપ એક વખત પણ અતિ પ્રિય છે એમ ઉત્તમ લોકો કહે છે. કારણ કે એક વખત મિલાપ થવાથી તેઓની સાથે મૈત્રી થાય છે. સત્પુરુષનો મિલાપ અફલ થતો નથી, માટે જ તેઓનો મિલાપ કરવો જોઇએ.[૧૦૪]

यम उवाच– मनोऽनुकूलं बुधबुद्धिवर्धनं त्वया यदुक्तं वचनं हिताश्रयम् । विना पुनः सत्यवतो हि जीवितं वरं द्वितीयं वरयस्व भामिनि ॥ ५ ॥ सावित्र्युवाच– हृतं पुरा मे श्वशुरस्य धीमतः स्वमेव राज्यं लभतां स पार्थिवः । जह्यात्स्वधर्मान्न च मे गुरुर्यथा द्वितीयमेतद्वरयामि ते वरम् ॥ ६ ॥ यम उवाच– स्वमेव राज्यं प्रतिपत्स्यतेऽचिरान्न च स्वधर्मात्परिहास्यते नृपः । कृतेन कामेन मया नृपात्मजे निवर्त गच्छस्व न ते श्रमो भवेत् ॥ ७ ॥ सावित्र्युवाच– प्रजास्त्वयैता नियमेन संयता नियम्य चैता नयसे निकामया । ततो यमत्वं तव देव विश्रुतं निबोध चेमां गिरमीरितां मया ॥ ८ ॥ अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा । अनुग्रहश्च दानं च सतां धर्मः सनातनः ॥ ९ ॥ एवं प्रायश्च लोकोऽयं मनुष्याः शक्तिपेशलाः । सन्तस्त्वेवाप्यमित्रेषु दयां प्राप्तेषु कुर्वते ॥११०॥ यम उवाच– पिपासितस्येव भवेद्यथा पयस्तथा त्वया वाक्यमिदं समीरितम् । विना पुनः सत्यवतोऽस्य जीवितं वरं वृणीष्वेह शुभे यदीच्छसि ॥ ११ ॥

યમ કહે છે–હે સાવિત્રિ! તેં મનને અનુકૂલ, પંડિતની બુદ્ધિને વધારનાર અને હિતકારી વચન કહ્યું, તેથી હું પ્રસન્ન થયો છું, માટે સત્યવાનના જીવિત શિવાય બીજો વર માગી લે.[૫] સાવિત્રી કહે છે–હે યમરાજ! પૂર્વે હરાઇ ગયેલું રાજ્ય પાછું મારા સસરાને મળવું જોઇએ અને તે રાજ્ય મળ્યા પછી મારા સસરા જેમ ધર્મ ચૂકે નહીં, તે પ્રમાણે કરો, એ વર માગું છું.[૬] યમ કહે છે–હે સાવિત્રિ! તારા સસરાને પાછું રાજ્ય મળશે અને તે ધર્મ ચૂકશે નહીં. હે રાજકુમારિ! મેં તને માગવા પ્રમાણે વર આપ્યો. હવે તું પાછી ફરી જા, કે જેથી તને શ્રમ થાય નહીં.[૭] સાવિત્રી કહે છે–હે દેવ! તમે શાસનથી આ સઘળી પ્રજાને નિયમમાં રાખો છો અને ધર્મમાં પ્રવૃત્ત કરો છો, તેથી જ તમે યમ કહેવાઓ છો. હવે આ મારું કહેવું સાંભળી લ્યો.[૮] કોઇ પણ પ્રાણીનો મનથી, શરીરથી કે વાણીથી દ્રોહ કરવો નહીં, દુરાગ્રહ રાખવો નહિ અને દાન આપવું, એવો સત્પુરુષોનો સનાતન ધર્મ છે.[૯] આ સંસાર એવો જ છે. મનુષ્યો શક્તિહીન છે, પણ સત્પુરુષો તો શરણે આવેલા શત્રુઓ ઉપર પણ દયા કરે છે.[૧૧૦] યમ કહે છે–હે સાવિત્રિ! હે શુભે! જેમ કોઇ તરસ્યા માણસને જળ આપે તેમ તેં મારી પાસે આ વાક્ય કહેલું છે, માટે વળી સત્યવાનને જીવાડવા શિવાય તારા મનમાં આવે તે વર માગી લે.[૧૧૧]

सावित्र्युवाच– ममानपत्यः पृथिवीपतिः पिता भवेत्पितुः पुत्रशतं तथौरसम् । कुलस्य संतानकरं च यद्भवेत्तृतीयमेतद्वरयामि ते वरम् ॥ १२ ॥ यम उवाच– कुलस्य संतानकरं सुवर्चसं शतं सुतानां पितुरस्तु ते शुभे । कृतेन कामेन नराधिपात्मजे निवर्त दूरं हि पथस्त्वमागता ॥ १३ ॥ सावित्र्युवाच– न दूरमेतन्मम भर्तृसन्निधौ मनो हि मे दूरतरं प्रधावति । अथ व्रजन्नेव गिरं समुद्यतां मयोच्यमानां शृणु भूय एव च ॥ १४ ॥ विवस्वतस्त्वं तनयः प्रतापवांस्ततो हि वैवस्वत उच्यसे बुधैः । समेन धर्मेण चरंति ताः प्रजास्ततस्तवेहेश्वर धर्मराजता ॥ १५ ॥ आत्मन्यपि न विश्वासस्तथा भवति सत्सु यः । तस्मात्सत्सु विशेषेण सर्वः प्रणयमिच्छति ॥ १६ ॥ सौहृदात् सर्वभूतानां विश्वासो नाम जायते । तस्मात्सत्सु विशेषेण विश्वासं कुरुते जनः ॥१७॥ यम उवाच– उदाहृतं ते वचनं यदंगने शुभं न तादृक्त्वदृते श्रुतं मया । अनेन तुष्टोऽस्मि विनाऽस्य जीवितं वरं चतुर्थं वरयस्व गच्छ च ॥ १८ ॥ सावित्र्युवाच–ममात्मजं सत्यवतस्तथौरसं भवेदुभाभ्यामिह यत्कुलोद्भवम् । शतं सुतानां बलवीर्यशालिनामिमं चतुर्थं वरयामि ते वरम् ॥ १९ ॥ यम उवाच–शतं सुतानां बलवीर्यशालिनां भविष्यति प्रीतिकरं तवाबले । परिश्रमस्ते न भवेन्नृपात्मजे निवर्त दूरं हि पथस्त्वमागता ॥१२०॥

સાવિત્રી કહે છે–મારો પિતા પૃથ્વીનો પતિ છે પણ તેને પુત્ર નથી, માટે તેને તેનાથી ઉત્પન્ન થયેલા સો પુત્રો થવા જોઇએ, જેથી વંશ અવિચ્છિન્ન ચાલુ રહે. હે યમ! એ ત્રીજો વર માગું છું.[૧૨] યમ કહે છે–હે શુભે! તારા પિતાને અતિ તેજસ્વી સો પુત્રો થશે, જેથી વંશપરંપરા ચાલશે. હે રાજકુંવરી! તારા માગવા પ્રમાણે મેં વર આપ્યો. હવે તું ઘણી દૂર નીકળી આવી છે, માટે પાછી ફર.[૧૩] સાવિત્રી કહે છે–પતિની પાસે છું, એટલે મને આ કંઈ દૂર નથી. મારું મન ઘણું દૂર દોડે છે. વળી મારે કાંઇ કહેવું છે, તે ચાલતાં ચાલતાં જ સાંભળી

હ્યો.[૧૪] તમે સૂર્યના પુત્ર છો અને પ્રતાપી છો, તેથી જ તમને 'વૈવસ્વત' ( સૂર્યપુત્ર ) એમ પંડિતો કહે છે, હે ઈશ્વર ! તમારી પ્રજા સમાન ધર્મમાં વર્તે છે માટે તમે ધર્મરાજ કહેવાઓ છો.[૧૫] જેવો પોતાના પિંડનો પણ ભરોસો નથી હોતો તેવો સત્પુરુષોનો ભરોસો હોય છે, એટલા માટે સઘળાં માણુસો વિશેષથી સત્પુરુષોની સાથે સ્નેહની ઇચ્છા કરે છે.[૧૬] શુદ્ધ હૃદય હોવાથી સર્વ પ્રાણીઓને વિશ્વાસ આવે છે, માટે સર્વ મનુષ્યો શુદ્ધ હૃદયવાળા સત્પુરુષોનો વિશેષ વિશ્વાસ કરે છે.[૧૭] યમ કહે છે–હે સાવિત્રિ ! તેં જે વચનો કહ્યાં તે અતિ ઉત્તમ છે. મેં તારા શિવાય બીજાની પાસેથી આવાં વચનો સાંભળ્યાં નથી, તેથી હું પ્રસન્ન થયો છું, માટે સત્યવાનના જીવિત વિના ચોથો વર માગી લે, અને પછી પાછી ફરી જા.[૧૮] સાવિત્રી કહે છે–હે યમરાજ ! સત્યવાનથી ઉત્પન્ન થયેલા બળવાળા અને વીર્યવાળા મને સો પુત્રો થાય, એવો હું ચોથો વર આપની પાસે માગું છું.[૧૯] યમ કહે છે–હે સાવિત્રિ ! તુંને બળવાળા, વીર્યવાળા અને ઉત્તમ એવા સો પુત્રો થશે. હે રાજપુત્રિ ! તું ઘણે દૂર આવી છે, માટે હવે પાછી ફર. જેથી તને શ્રમ થાય નહીં.[૨૦]

सावित्र्युवाच– सतां सदा शाश्वतधर्मवृत्तिः संतो न सीदंति न च व्यथंति । सतां सद्भिर्नाफलः संगमोऽस्ति सद्भ्यो भयं नानुवर्तंति संतः ॥ २१ ॥ संतो हि सत्येन नयंति सूर्यं संतो भूमिं तपसा धारयंति । संतो गतिर्भूतभव्यस्य राजन्सतां मध्ये नावसीदंति संतः ॥ २२ ॥ आर्यजुष्टमिदं वृत्तमिति विज्ञाय शाश्वतम् । संतः परार्थं कुर्वाणा नावेक्षंते परस्परम् ॥ २३ ॥ न च प्रसादः सत्पुरुषेषु मोघो न चाप्यर्थो नश्यति नापि मानः । यस्मादेतन्नियतं सत्सु नित्यं तस्मात्संतो रक्षितारो भवंति ॥२४॥ यम उवाच– यथा यथा भाषसि धर्मसंहितं मनोऽनुकूलं सुपदं महार्थवत् । तथा तथा मे त्वयि भक्तिरुत्तमा वरं वृणीष्वाप्रतिमं पतिव्रते ॥ २५ ॥ सावित्र्युवाच– न तेऽपवर्गः सुकृताद्विना कृतस्तथा यथाऽन्येषु वरेषु मानद । वरं वृणे जीवतु सत्यवानयं यथा मृता ह्येवमहं पतिं विना ॥ २६ ॥ न कामये भर्तृविनाकृता सुखं न कामये भर्तृविनाकृता दिवम् । न कामये भर्तृविनाकृता श्रियं न भर्तृहीना व्यवसामि जीवितुम् ॥ २७ ॥ वरातिसर्गः शतपुत्रता मम त्वयैव दत्तो ह्रियते च मे पतिः । वरं वृणे जीवतु सत्यवानयं तवैव सत्यं वचनं भविष्यति ॥ २८ ॥

સાવિત્રી કહે છે–હે યમ ! સત્પુરુષોની વૃત્તિ સદા સનાતન ધર્મમાં રહે છે, સત્પુરુષો દુઃખ માનતા પણ નથી અને તેઓને દુઃખ થતું પણ નથી. સત્પુરુષોની સાથે સત્પુરુષોનો સમાગમ નિષ્ફળ થતો નથી. સત્પુરુષો સત્પુરુષથી ડરતા નથી.[૨૧] સત્પુરુષો પોતાના સત્યથી સૂર્યને ચલાવે છે, પોતાના તપથી પૃથ્વીને ધારણ કરે છે' થઇ ગયેલા અને થનાર સઘળાની ગતિ સત્પુરુષો જ છે. સત્પુરુષોની વચમાં સત્પુરુષો દુઃખી થતા નથી–આ આર્યસેવિત માર્ગ છે, એમ જાણી પ્રત્યુપકારની ઇચ્છા વગર જ સત્પુરુષો પરોપકાર કરે છે.[૨૨–૨૩] સત્પુરુષોની કૃપા અફલ થતી નથી, કાર્ય નષ્ટ થતું નથી અને અપમાન પણ થતું નથી એ વાત નિશ્ચિત છે, એટલા માટે સત્પુરુષો રક્ષણ કરે છે.[૨૪] યમ કહે છે–હે પતિવ્રતે ! જેમ જેમ તું ધર્મવાળું, પ્રિય લાગે તેવું, સારા પદવાળું અને ગંભીર વચન બોલે છે, તેમ તેમ તારી ઉપર મારી ભક્તિ વધતી જાય છે, માટે તું અતિ ઉત્તમ વર માગી લે.[૨૫] સાવિત્રી કહે છે–હે માનને આપનારા યમ ! જેમ સ્રી પુરુષનાં જોડાં વિના તમે આપેલા બીજા વર સિદ્ધ થઇ શકે તેમ, 'સો પુત્રો થશે' એવો છેલ્લો વર સિદ્ધ થઇ શકે તેમ નથી, માટે આ મારો પતિ જીવતો થાય એ વર માગું છું. પતિ વિના હું મૃતપ્રાય છું.[૨૬] પતિ વિના હું સુખ ઇચ્છતી નથી. પતિ વિના હું સ્વર્ગ ઇચ્છતી નથી. પતિ વિના હું લક્ષ્મીની ઇચ્છા કરતી નથી અને પતિ વિના હું જીવવા પણ ઇચ્છતી નથી.[૨૭] હે યમ ! મને આપે જ 'તને સો પુત્રો થશે' એવો વર આપેલો છે, અને મારા પતિને તો આપ લઇ જાઓ છો, તેથી હું વર માગું છું કે, આ મારો પતિ સત્યવાન્ જીવતો થાય, તેમ થવાથી આપનું વચન પણ સત્ય થશે.[૨૮]

मार्कंडेय उवाच– तथेत्युक्त्वा तु तं पाशं मुक्त्वा वैवस्वतो यमः । धर्मराजः प्रहृष्टात्मा सावित्रीमिदमब्रवीत् ॥ २९ ॥ एष भद्रे मया मुक्तो भर्ता ते कुलनंदिनि । अरोगस्तव नेयश्च सिद्धार्थः स भविष्यति ॥३०॥ चतुर्वर्षशतायुश्च त्वया सार्धमवाप्स्यति । सा गता वटसामीप्यं कृत्वोत्संगे शिरस्ततः ॥ ३१ ॥ प्रबुद्धस्तु ततो ब्रह्मन्सत्यवानिदमब्रवीत् । मया स्वप्नो वरारोहे दृष्टोऽद्यैव च भामिनि ॥ ३२ ॥ तत्सर्वं कथितं तस्या यद्वृत्तं सर्वमेव तत् । तया च कथितः सर्वः संवादश्च यमेन हि ॥ ३३ ॥ अस्तं गते ततः सूर्ये द्युमत्सेनो महीपतिः । पुत्रस्यागमनाकांक्षी इतश्चेतश्च धावति ॥ ३४ ॥ आश्रमादाश्रमं गच्छन्पुत्रदर्शनकांक्षया । आवयोरंधयोर्यष्टिः क्व गतोऽसि विनाऽऽवयोः ॥ ३५ ॥ एवं स विविधं क्रोशन्सपत्नीको महीपतिः । चकार दुःखं संततः पुत्रपुत्रेति चासकृत् ॥३६॥ अकस्मादेव राजेन्द्रो लब्धचक्षुर्बभूव ह । तद्दृष्ट्वा परमाश्चर्यं चक्षुःप्राप्तिं द्विजोत्तमाः ॥ ३७ ॥ सांत्वपूर्वं तदा वाक्यमूचुस्ते तापसा भृशम् । चक्षुःप्राप्त्या महाराज सूचितं ते महीपते ॥ ३८ ॥ पुत्रेण च समं योगं प्राप्स्यसे नृपसत्तम ।

માર્કંડેય કહે છે–પછી 'તથાસ્તુ' એટલું કહી સત્યવાનને પાશમાંથી છોડી દઇ સૂર્યના પુત્ર, ધર્મરાજ પ્રસન્ન થઈ સાવિત્રીને કહેવા લાગ્યા કે,[૨૯] હે કલ્યાણ !

હે કુલનંદિનિ (કુલને પ્રસન્ન કરનારી)! આ તારા પતિને હું છોડી દઉં છું, તેને લઇ જા. તારો પતિ નીરોગ અને કાર્ય સિદ્ધ કરનાર થશે.[૧૩૦] તારા પતિનું તથા તારું ચારસો વર્ષોનું આયુષ્ય થશે. એવી રીતે યમના કહ્યા પછી સાવિત્રી વડ પાસે ગઇ અને પતિનું માથું ખોળામાં લઇને બેઠી.[૩૧] ત્યારે સત્યવાન્ જાગીને બોલ્યો કે, હે સુંદરિ! હે પ્રિયે! આજ મને સ્વપ્નું આવ્યું.[૩૨] એટલું કહી યમ અને સાવિત્રીનો જે સંવાદ થયો હતો, તે કહી સંભળાવ્યો. ત્યારે સાવિત્રીએ યમની સાથે થયેલા સંવાદ વગેરેની સઘળી હકીકત કહી સંભળાવી.[૧૩૩] હવે સૂર્યાસ્ત થયો, તેથી દ્યુમત્સેન રાજા પુત્રને શોધવા માટે એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં એમ ચારેમેર દોડવા લાગ્યો.[૧૩૪] એ રાજા તથા તેની રાણી બન્ને 'હે પુત્ર! તું અમારી આંધળાની લાકડી છે, તું અમોને છોડી ક્યાં ચાલ્યો ગયો?' એમ કેટલોક વિલાપ કરતાં અને 'હે પુત્ર!' એમ વારંવાર પોકારતાં પોકારતાં શોધતાં હતાં.[૧૩૫–૧૩૬] તેટલામાં અચાનક એ રાજા દેખતો થઇ ગયો. રાજા દેખતો થયો, એ આશ્ચર્યકારક વાત જોઇ સર્વ તપસ્વીઓ રાજાને ધૈર્ય આપી કહેવા લાગ્યા કે, હે મહારાજ! તમે દેખતા થયા તેથી અનુમાન થાય છે કે, તમને પુત્રનો પણ સમાગમ થશે.[૧૩૭–૧૩૮]

ईश्वर उवाच । यावदेवं वदंत्येते तापसा द्विजसत्तमाः ॥ ३९ ॥ सावित्रीसहितः प्राप्तः सत्यवान् द्विजसत्तम । नमस्कृत्य द्विजान्सर्वान्मातरं पितरं तथा ॥१४०॥ सावित्री च ततो ब्रह्मन्ववंदे चरणौ मुदा । श्वश्रूश्वशुरयोस्तां तु पप्रच्छुर्मुनयस्तदा ॥४१॥ मुनय ऊचुः– वद सावित्रि जानासि कारणं वरवर्णिनि । वृद्धस्य चक्षुषः प्राप्तेः श्वशुरस्य शुभानने ॥४२॥ सावित्र्युवाच– न जानामि मुनिश्रेष्ठाश्चक्षुषः प्राप्तिकारणम् । चिरं सुप्तस्तु मे भर्ता तेन कालव्यतिक्रमः ॥ ४३ ॥ सत्यवानुवाच– अस्याः प्रभावात्संजातं दृश्यते कारणं न च । तत्सर्वं विद्यते विप्राः सावित्र्यास्तपसः फलम् ॥४४ ॥ व्रतस्यैव तु माहात्म्यं दृष्टमेतन्मयाऽधुना ॥ ईश्वर उवाच– एवं तु वदतस्तस्य तदा सत्यवतो मुने ॥ ४५ ॥ पौराः समागतास्तस्य व्याचख्युर्नृपतेर्हितम् । पौरा ऊचुः– येन राज्यं बलाद्राजन् हृतं क्रूरेण मंत्रिणा ॥४६॥ अमात्येन हतः सोऽपि इतीव वयमागताः । उत्तिष्ठ राजशार्दूल त्वं राज्यं पालय प्रभो ॥४७॥ अभिषिच्यस्व राजेंद्र पुरे मंत्रिपुरोहितैः ।

મહાદેવ કહે છે–હે સનત્કુમાર! એવી રીતે તપસ્વીઓ કહેતા હતા, તેટલામાં તો સાવિત્રીની સાથે સત્યવાન્ ત્યાં આવી પહોંચ્યો. તેણે સઘળા તપસ્વીઓને પ્રણામ કરી માતાપિતાને પણ પ્રણામ કર્યા.[૧૩૯–૧૪૦] સાવિત્રીએ પણ સર્વને પ્રણામ કરી હર્ષથી સાસુ સસરાને પ્રણામ કર્યા. તે વખતે સર્વ તપસ્વીઓ સાવિત્રીને પૂછવા લાગ્યા કે,[૧૪૧] હે સાવિત્રિ! હે સુંદરિ! હે સુંદર મુખવાળી! તારા વૃદ્ધ સસરા કે જે આંધળા હતા તે દેખતા થયા, તેનું તું કારણ જાણે છે? અને જો જાણતી હોય તો કહે.[૧૪૨] સાવિત્રી કહે છે–હે મુનિઓ! મારા સસરા કેમ દેખતા થયા, તે હું જાણતી નથી. મારા પતિ ઘણો વખત સૂતા હતા, તેથી આટલો વિલંબ થયો.[૧૪૩] સત્યવાન્ કહે છે–હે મુનિઓ! આ સાવિત્રીના પ્રભાવથી જ મારા પિતા દેખતા થયા છે, બીજું કાંઇ પણ કારણ નથી. આ સઘળું સાવિત્રીનાં તપનું ફળ છે.[૧૪૪] તેના વ્રતનું માહાત્મ્ય મેં હમણાં નજરે જોયું છે. મહાદેવ કહે છે–હે સનત્કુમાર! એવી રીતે સત્યવાન્ કહેતો હતો, તેવામાં તો તેના શહેરમાંના મનુષ્યો આવી પહોંચ્યાં અને રાજાને પ્રિય વચન કહેવા લાગ્યાં કે;—મનુષ્યો કહે છે–હે રાજન્! જે ક્રૂર મંત્રીએ આપનું રાજ્ય હરી લીધું હતું,[૧૪૫–૧૪૬] તેને પણ અમાત્યે મારી નાંખ્યો છે. તે નિવેદન કરવા અમે આપની પાસે આવ્યાં છીએ. હે રાજસિંહ! હે પ્રભો! હવે ઉઠો અને મંત્રી તથા પુરોહિતોને બોલાવી અભિષેક કરાવી તમે તમારા રાજ્યનું પાલન કરો.

ईश्वर उवाच–तच्छ्रुत्वा राजशार्दूलः स्वपुरं जनसंवृतः । ॥४८॥ पितृपैतामहं राज्यं संप्राप्य मुदमन्वभूत् । सावित्री सत्यवांश्चैव परां मुदमवापतुः ॥४९॥ जनयामास पुत्राणां शतं सा बाहुशालिनाम् । व्रतस्यैव तु माहात्म्यात्तस्याः पितुरजायत ॥ १५० ॥ पुत्राणां च शतं ब्रह्मन् प्रसादाच्च यमात्तथा । एतत्ते कथितं सर्वं व्रतमाहात्म्यमुत्तमम् ॥५१॥ क्षीणायुर्जीवते भर्ता व्रतस्यास्य प्रभावतः । कर्तव्यं सर्वनारीभिरवैधव्यफलप्रदम् ॥ ५२ ॥ सनत्कुमार उवाच– विधानं ब्रूहि देवेश व्रतस्यास्य च त्र्यंबक । क्रियते विधिना केन श्रीमत्त्रिपुरसूदन ॥ ५३ ॥

મહાદેવ કહે છે–એવી રીતે મનુષ્યોનું કહેવું સાંભળી, દ્યુમત્સેન રાજા મનુષ્યોની સાથે પોતાના શહેરમાં ગયો અને બાપદાદાનું રાજ્ય પામી ઘણો પ્રસન્ન થયો. તેમ જ સત્યવાન્ અને સાવિત્રી પણ અતિ પ્રસન્ન થયાં.[૧૪૭–૧૪૯] વટસાવિત્રીવ્રતના પ્રભાવથી તથા યમની કૃપાથી સાવિત્રીને સો સુંદર પુત્રો થયા, તેમ જ સાવિત્રીના પિતાને પણ સો પુત્રો થયા. હે સનત્કુમાર! એ પ્રમાણે આ ઉત્તમ વ્રતનું સર્વ માહાત્મ્ય તમને કહી સંભળાવ્યું.[૧૫૦–૧૫૧] આ વ્રતના પ્રભાવથી મરેલો પતિ જીવતો થાય છે; એટલા માટે અખંડ સૌભાગ્ય આપનાર વટસાવિત્રીનું વ્રત સર્વ સ્ત્રીઓએ કરવું જોઇએ.[૧૫૨] સનત્કુમાર કહે છે–હે દેવેશ! હે મહાદેવ! આ વ્રત સ્ત્રીઓએ કેવી રીતે કરવું? તે જાણવામાટે વ્રતનો પ્રકાર કહો.[૧૫૩]

ईश्वर उवाच । वर्षैकं नियमं कृत्वा एकभक्तेन मानद । नक्ताहारेण वा विप्रभुक्तिं त्यक्त्वा द्विजर्षभ ॥५४॥ त्रिदिनं लंघयित्वा च चतुर्थे दिवसे शुभे । चंद्रायार्घ्यं प्रदत्वा च

पूजयित्वा सुवासिनीम् ॥ ५५ ॥ सावित्रीं च प्रसावित्रीं गंधपुष्पैः प्रपूज्य च । मिथुनानि यथाशक्त्या भोजयित्वा यथासुखम् ॥५६॥ भोक्ष्येऽहं तु जगद्धात्रि निर्विघ्नं कुरु मे शुभे । दिनं दिनं प्रति श्रेष्ठं कुर्यान्न्यग्रोधसेचनम् ॥ ५७ ॥ कृत्वा वंशमये पात्रे वालुकाप्रस्थमेव च । सप्तधान्यभृतं पात्रं प्रस्थैकेन द्विजोत्तम ॥ ५८ ॥ (प्रस्थं द्वात्रिंशत्कुडुबक-परिमितम्) ॥ कारयेन्मुनिशार्दूल वस्त्रयुग्मेन वेष्टयेत् ॥ ५९ ॥ तस्योपरि न्यसेद्देवीं सावित्रीं ब्रह्मणा सह । सा-वित्री सत्यवांश्चैव कार्यौ स्वर्णमयौ शुभौ ॥ १६० ॥ पिटकं च कुठारं च कृत्वा रौप्यमयं द्विज । फलैः कालोद्भवैर्देवीं पूजयेद्ब्रह्मणः प्रियाम् ॥ ६१ ॥ हरिद्रारंजितश्चैव कंठसूत्रैः समर्चयेत् । सतीनां कंठसूत्राणि त्रिदिनं प्रतिदापयेत् ॥६२॥ पक्वान्नानि च देयानि नित्यमेव द्विजोत्तम। माहा-त्म्यं चैव सावित्र्याः श्रोतव्यं मुनिसत्तम ॥ ६३ ॥

મહાદેવ કહે છે–હે વિપ્ર! એક વર્ષનો નિયમ કરવો. તેમાં એક વખત ભોજન કરી, નક્ત ભોજન કરી વા ઉપવાસ કરી વ્રત કરવું.[154] ત્રણ દિવસ સૂધી ઉપવાસ કરી ચોથે દિવસે ચન્દ્રને અર્ધ્ય આપી, સુવાસિનીની પૂજા કરવી.[155] ચન્દનવડે અને પુષ્પવડે સાવિત્રીની પૂજા કરવી; તથા યથાશક્તિ સ્ત્રી પુરુષનાં જોડાંને તૃપ્ત કરવાં.[156] 'હે જગદ્ધાત્રિ! હે શુભે! હું ભોજન કરીશ. મારું વ્રત નિર્વિઘ્ન કરો,' એવો સંકલ્પ કરવો. ત્રણે દિવસ વડને જળ પાવું.[157] વાંસનાં પાત્રમાં રેતી ભરી શેર જેટલાં સાત ધાન્ય ભરી, તેને બે વસ્ત્રોથી વીંટી, તેની ઉપર બ્રહ્મા તથા સાવિત્રીની સ્થાપના કરવી. સાવિત્રી અને સત્યવાન્ બન્નેની સોનાની મૂર્તિ કરાવવી. દોરડું અને કુવાડો રૂપાનાં કરા-વવાં. તે સમયમાં થયેલાં ફળોવડે તથા હળદરથી રંગેલાં કંઠસૂત્રવડે સાવિત્રીની પૂજા કરવી. ત્રણ દિવસ સૂધી કંઠ-સૂત્રનું દાન કરવું.[158–162] હમેશાં રાંધેલાં અન્ન આપવાં. સાવિત્રીનું માહાત્મ્ય સાંભળવું,[163]

पुराणश्रवणं कार्यं सतीनां चरितं तथा । पूजयेच्च तथा नित्यं मन्त्रेणानेन सुव्रत ॥ ६४ ॥ सावित्री च प्रसावित्री सततं ब्रह्मणः प्रिया । पूज्यसे हूयसे देवि द्विजैर्मुनिगणैः सदा ॥ ६५ ॥ त्रिसंध्यं देवि भूतानां वंदिता त्वं जग-न्मये । मया दत्तामिमां पूजां प्रतिगृह्ण नमोऽस्तु ते ॥६६॥ सावित्री त्वं प्रसावित्री द्विधा भूतासि शोभने । जगत्त्रय-स्थिता देवि त्रिसंध्यं च तथाऽनघे ॥ ६७ ॥ श्रेष्ठे देवि त्रिलोके च त्रेताग्नौ त्वं महेश्वरी । व्यापितः सकलो लोक-स्त्वतो मां पाहि सर्वदा ॥ ६८ ॥ रूपं देहि यशो देहि सौभाग्यं देहि मे शुभे । पुत्रान्देहि धनं देहि सर्वदा जन्म-जन्मनि ॥ ६९ ॥ यथा ते न वियोगोऽस्ति भर्त्रा सह सुरे-श्वरि । तथा मम महाभागे कुरु त्वं जन्मजन्मनि ॥१७०॥ एवं संपूजयेद्देवीं कमलासनसंस्थिताम् । एवं दिनत्रयं नीत्वा चतुर्थेऽहनि सत्तम ॥ ७१ ॥ मिथुनानि च संभोज्य षोडशैव द्विजोत्तम । पूजयेद्वस्त्रदानैश्च भूषणैश्च द्विजोत्तम ॥ ७२ ॥ अर्चयित्वा तथाऽऽचार्यं सपत्नीकं सुसंमतम् । तस्मै संकल्पितं सर्वं हेमसावित्रिसंयुतम् ॥ ७३ ॥ मन्त्रे-णानेन दातव्यं द्विजमुख्याय सुव्रत । सावित्रीकल्पविदुषे प्रणिपत्य तथा मुने ॥ ७४ ॥ सावित्री जगतां माता सावित्री जगतः पिता । मया दत्ता च सावित्री ब्राह्मण प्रतिगृह्यताम् ॥ ७५ ॥ अवैधव्यं च मे नित्यं भूयाज्जन्मनि जन्मनि । मृता च वसते लोके ब्रह्मणः पतिना सह । तत्रैव च चिरं कालं भुंक्ते भोगाननुत्तमान् ॥ १७६ ॥ इति वटसावित्रीकथा ॥

પુરાણનું શ્રવણ કરવું, સતીઓનું ચરિત્ર સાંભળવું અને 'હે સાવિત્રિ! આપ જગતને ઉત્પન્ન કરનારાં છો, બ્રહ્માને પ્રિય છો, બ્રાહ્મણો અને મુનિઓ સદા આપની પૂજા કરે છે અને આપને આહુતિ આપે છે. હે દેવિ! હે જગન્મયે! સર્વ પ્રાણીઓ ત્રણ વખત આપને પ્રણામ કરે છે; તેથી હું પણ આપને નમસ્કાર કરું છું. મેં કરેલી આ મારી પૂજાનો આપ સ્વીકાર કરો. હે સાવિત્રિ! આપ જગતને ઉત્પન્ન કરો છો. આપે બે સ્વરૂપ ધારણ કર્યાં છે. હે દેવિ! આપ ત્રણે સંધ્યા વખતે ત્રણે જગતમાં રહો છો. હે મહેશ્વરિ! આપ ત્રણે લોકમાં અને ત્રેતાગ્નિમાં રહો છો. આપે ત્રણે લોકને વ્યાપ્યા છે, માટે મારું સદા રક્ષણ કરો. હે દેવિ! હે શુભે! જન્મોજન્મમાં મને રૂપ આપો, યશ આપો, સૌભાગ્ય આપો, પુત્ર આપો અને ધન આપો. હે સુરેશ્વરિ! હે મહાભાગે! તમોને પતિનો વિયોગ થતો નથી, તેમ મને પણ જન્મોજન્મ મારા પતિનો વિયોગ ન થાય તેમ કરો.' એ મંત્રોવડે કમલાસન ઉપર બેઠેલાં સાવિત્રીની પૂજા કરવી.[164–170] એવી રીતે ત્રણ દિવસ સૂધી પૂજા કરી ચોથે દિવસે સોળ સ્ત્રી પુરુષનાં જોડાં જમાડી વસ્ત્ર ને અલંકારવડે તેઓની પૂજા કરવી.[171–172] આચાર્ય અને તેમનાં પત્નીની પૂજા કરી તેને પ્રણામ કરી 'હે મહારાજ! સાવિત્રી જગતની માતા છે, જગતનાં પિતારૂપ છે, તેણીની મૂર્તિનું દાન આપને આપું છું તે ગ્રહણ કરો. જન્મોજન્મ મારું સૌભાગ્ય અખંડ રહે, તેવો આશીર્વાદ આપો,' એ મંત્ર ભણી સાવિત્રીની સોનાની મૂર્તિ વગેરે તેને આપવું. જે સ્ત્રી આ વ્રત કરે છે, તે મુવા પછી બ્રહ્મલોકમાં પતિની સાથે ચિરકાલપર્યંત વસે છે અને અતિ ઉત્તમ ભોગ ભોગવે છે.[173–176] એ પ્રકારે વટસાવિત્રીવ્રતની કથા કહેલી છે.

### વર્ષ સૂધી કરવાનું વટસાવિત્રીનું વ્રત

अथाब्दसाध्यं व्रतं हेमाद्रौ स्कांदे–धर्मराजवरदानानंत-रम् ॥ सावित्र्युवाच– या मदीयं व्रतं देव भक्त्या नारी करिष्यति । भर्त्रा सा सहिता साध्वी समस्तसुखभाग्भ-वेत् ॥ धर्मराज उवाच– गौरी प्रमुग्धा मुग्धा वा अपुत्रा

पतिवर्जिता । सभर्तृका सपुत्रा वा कुर्याद्व्रतमिदं शुभम् । ज्येष्ठे मासे तु संप्राप्ते पौर्णमास्यां पतिव्रता । स्नात्वा चैव शुचिर्भूत्वा वटं सिच्य बहूदकैः । सूत्रेण वेष्टयेद्भक्त्या गंधपुष्पाक्षतैः शुभैः । नमो वैवस्वतायेति भ्रामयंती प्रदक्षिणाम् । रात्रौ कुर्वीत नक्तं च ह्यब्दमेकं समाहिता । तथैव वटवृक्षं च पक्षे पक्षे प्रपूजयेत् । अनेनैव विधानेन कर्तव्यं व्रतमुत्तमम् ॥ सर्वान्मनोरथान्प्राप्य अंते रुद्रेण मोदते । इति श्रीस्कंदपुराणे वटसावित्रीव्रतम् ॥

હેમાદ્રિમાં સ્કંદપુરાણુમાં લખ્યું છે કે, ધર્મરાજે વર આપ્યા પછી-સાવિત્રી કહે છે-જે સ્ત્રી ભક્તિથી મારું વ્રત કરે તેણીને તથા તેણીના પતિને સઘળાં સુખ મળવાં જોઇએ. ધર્મરાજ કહે છે-આઠ વર્ષની કન્યા, મુગ્ધા અથવા પ્રમુગ્ધા, પતિવાળી વા પતિ વગરની, પુત્રવાળી વા પુત્ર વગરની, સઘળી સ્ત્રીઓએ આ શુભ વ્રત કરવું. જ્યેષ્ઠ શુદિ પુનમને દિવસે સ્ત્રીએ સ્નાન કરી પવિત્ર થઈ વડને ઘણું જળ પાવું, ભક્તિથી સૂતર વીંટવું, ચંદન, પુષ્પ અને અક્ષતવડે પૂજા કરવી. 'नमो वैवस्वताय'० એ મંત્ર ભણી પ્રદક્ષિણા કરવી. એક વર્ષ સુધી રાતે ભોજન કરવું. પ્રત્યેક પખવાડીએ તેવી જ રીતે વડની પૂજા કરવી. જે સ્ત્રી આ પ્રકારે આ ઉત્તમ વ્રત કરે છે તે, આ લોકમાં સઘળા ઇચ્છિત ભોગ ભોગવી, અંતે રુદ્રલોકમાં આનંદ પામે છે. એવી રીતે સ્કંદપુરાણુમાં વટસાવિત્રીનું વ્રત કહેલું છે.

## વટસાવિત્રીવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् । संप्राप्ते तु पुनर्ज्येष्ठे नक्तभुक् द्वादशीं नयेत् । दंतधावनपूर्वं च स्नात्वा नियममाचरेत् ॥ १ ॥ त्रिरात्रं लंघयित्वा तु चतुर्थे दिवसे त्वहम् । चंद्रायार्घ्यं प्रदत्त्वा च पूजयित्वा तु तां सतीम् ॥ २ ॥ मिष्टान्नानि यथाशक्त्या भोजयित्वा द्विजोत्तमान् । भोक्ष्येऽहं तु जगद्धात्रि निर्विघ्नं कुरु मे शुभे-इति नियममंत्रः ॥ ३ ॥ कृत्वा वंशमये पात्रे वालुकाप्रस्थमेव च । सप्तधान्ययुतं पात्रं प्रस्थैकेन द्विजोत्तम ॥ ४ ॥ वस्त्रद्वयोपरि स्थाप्य सावित्रीं ब्रह्मणा सह । हैमीं कृत्वा तयोर्मूर्तिं त्रिरात्रव्रतमाचरेत् ॥ ५ ॥ न्यग्रोधस्य तले तिष्ठेयात्रचैव दिनत्रयम् । सौवर्णी चैव सावित्री सत्येन सह कारयेत् ॥ ६ ॥ रौप्यपर्यंकमारोप्य रथोपरि निवेशयेत् । पलादूर्ध्वं यथाशक्त्या रथं रौप्यमयं शुभम् ॥ ७ ॥ काष्ठभारं कुठारं च वटं चैव सुविस्तृतम् । धर्मराजं नारदं च तत्रैव परिकल्पयेत् ॥ ८ ॥ वटमूले प्रकुर्वीत मंडलं गोमयेन हि । संस्थाप्य तत्र सावित्रीं चतुष्कोपरि शोभनाम् ॥ ९ ॥ एवं च मिथुनं कृत्वा पूजयेद्व्रतमत्सरा । पंचामृतेन स्नपनं गंधपुष्पोदकेन च ॥ १० ॥ चंदनागुरुकर्पूरमाल्यवस्त्रविभूषणैः । पीतपिष्टेन पद्मं च चंदनेनाथवा लिखेत् ॥ ११ ॥

ફરીથી જ્યેષ્ઠ માસ આવે ત્યારે બારશને દિવસે નક્ત ભોજન કરવું; દાતણુ કરી સ્નાન કરી નિયમ લેવો.[१] તેનો મંત્ર-'હે જગન્માતઃ! ત્રણ દિવસ સુધી ઉપવાસ કરી ચોથે દિવસે ચંદ્રને અર્ઘ્ય આપી, સતી સાવિત્રીનું પૂજન કરી યથાશક્તિ ઉત્તમ બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડી હું ભોજન કરીશ.[૨-૩] હે દેવિ! મારું વ્રત નિર્વિઘ્ન કરો' એ પ્રમાણે નિયમ લીધા પછી વાંસનાં પાત્રમાં વાલુકાપ્રસ્થ રાખી શેર શેર સાત ધાન્ય રાખી તેને બે વસ્ત્રો વીંટી તેની ઉપર બ્રહ્મા તથા સાવિત્રીની સોનાની મૂર્તિની સ્થાપના કરી પૂજા કરવી અને ત્રણ દિવસ સુધી વ્રત કરવું.[૪-૫] ત્રણ દિવસ સુધી વડતળે રહેવું, સોનાની સાવિત્રી તથા સત્યવાનની મૂર્તિ કરાવવી તથા પલંગ ઉપર તેની સ્થાપના કરવી.[૬] તે પલંગ એક પલથી ઉપર યથાશક્તિ રૂપાના કરાવેલા રથ ઉપર રાખવો. ત્યાં જ લાકડાંનો ભારો, કુવાડો, મોટા વિસ્તારવાળો વડ, યમરાજ અને નારદ પણ કરવા. વડના મૂળમાં છાણથી લીંપી તેમાં ચતુષ્ક ઉપર સાવિત્રીની સ્થાપના કરી તેની તથા તેના પતિની શુદ્ધ અંતઃકરણથી પૂજા કરવી. પંચામૃતથી અને સુગંધી જળથી સ્નાન કરાવવું. ચંદન, અગરુ, કર્પૂર, પુષ્પ, વસ્ત્ર અને અલંકારોથી પૂજા કરવી.[૭-૧૧]

देवीं संपूजयेत्तत्र मन्त्रैरेभिर्विधानतः । नमः सावित्र्यै पादौ तु प्रसावित्र्यै तु जानुनी ॥ १२ ॥ कटिं कमलपत्राक्ष्यै उदरं भूतधारिण्यै । गायत्र्यै च नमः कंठे शिरसि ब्रह्मणः प्रिये ॥१३॥ अथ ब्रह्मसत्यव्रतोः- पादौ धात्रे नमः पूज्यावूरू ज्येष्ठाय वै नमः ॥ १४ ॥ परमेष्ठिने च वै मेढ्रमग्निरूपाय वै कटी । वेधसे चोदरं पूज्य पद्मनाभाय वै हृदि ॥ १५ ॥ कंठं तु विधये पूज्य हेमगर्भाय वै मुखम् । ब्रह्मणे वै शिरः पूज्य सर्वांगं विष्णवे नमः ॥१६॥ अभ्यर्च्यैवं क्रमेणैव शास्त्रोक्तविधिना शुभम् । ततो रजतपात्रेण अर्घ्यं दद्याद्द्वयोरपि ॥ १७ ॥

હળદર તથા ચંદનથી કમળ આલેખવું; તેમાં વિધિથી દેવની પૂજા કરવી. તેના મંત્રો-'सावित्र्यै नमः पादौ पूजयामि०' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'प्रसावित्र्यै०' થી ઘુંટણુની, 'कमलपत्राक्ष्यै०'થી કેડની, 'भूतधारिण्यै०'થી પેટની, 'गायत्र्यै०'થી કંઠની, અને 'ब्रह्मणः प्रियायै नमः शिरः पूजयामि'० એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી. બ્રહ્મા અને સત્યવાનની પૂજાના મંત્રો-'धात्रे नमः पादौ पूजयामि'० એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'ज्येष्ठाय'० એ મંત્ર ભણી સાથળની, 'परमेष्ठिने०' થી લિંગની, 'अग्निरूपाय'० થી કેડની, 'वेधसे'०થી પેટની, 'पद्मनाभाय'०થી હૃદયની, 'विधये'० થી કંઠની, 'हेमगर्भाय०' થી મુખની, 'ब्रह्मणे०'થી મસ્તકની અને 'विष्णवे नमः सर्वांगं पूजयामि०' એ મંત્રવડે સર્વાંગની પૂજા કરવી. એવી રીતે શાસ્ત્રમાં કહેલા પ્રકારથી

પૂજા કરી રૂપાનાં પાત્રવડે બન્નેને અર્ઘ્ય આપવો. સાવિત્રીને અર્ઘ્ય આપવાના મંત્રો:-[१२-१७]

सावित्र्यर्घ्यमंत्रः- ॐकारपूर्विके देविवीणापुस्तकधारिणि । देवमातर्नमस्तुभ्यमवैधव्यं प्रयच्छ मे ॥१८॥ पतिव्रते महाभागे वह्निजाते शुचिस्मिते । दृढव्रते दृढमते भर्तुश्च प्रियवादिनि ॥ १९ ॥ अवैधव्यं च सौभाग्यं देहि त्वं मम सुव्रते । पुत्रान्पौत्रांश्च सौख्यं च गृहाणार्घ्यं नमो नमः ॥ २० ॥ अथ ब्रह्मसत्यव्रतोरर्घ्यमंत्रः–त्वया सृष्टं जगत्सर्वं सदेवासुरमानुषम् । सत्यव्रतधरो देव ब्रह्मरूप नमोऽस्तु ते ॥ २१ ॥ अथ यमस्यार्घ्यमंत्रः– त्वं कर्मसाक्षी लोकानां शुभाशुभविवेककृत् । वैवस्वत गृहाणार्घ्यं धर्मराज नमोऽस्तु ते ॥२२॥ धर्मराजः पितृपतिः साक्षीभूतोऽसि जंतुषु । कालरूप गृहाणार्घ्यमवैधव्यं च देहि मे ॥ २३ ॥ गंधपुष्पैश्च नैवेद्यैः फलैः कर्पूरदीपकैः । रक्तवस्त्रैरलंकारैः पूजयेद्व्रतमत्सरा ॥ २४ ॥ सावित्रीप्रार्थना–सावित्रि ब्रह्मगायत्रि सर्वदा प्रियभाषिणि । तेन सत्येन मां पाहि दुःखसंसारसागरात् ॥ २५ ॥ त्वं गौरी त्वं शची लक्ष्मीस्त्वं प्रभा चंद्रमंडले । त्वमेव च जगन्माता मामुद्धर वरानने ॥२६॥ सौभाग्यं कुलवृद्धिं च देहि त्वं मम सुव्रते । यन्मया दुष्कृतं सर्वं कृतं जन्मशतैरपि । भस्मीभवतु तत्सर्वमवैधव्यं च देहि मे ॥ २७ ॥ अथ ब्रह्मसत्यवतोः प्रार्थना–अवियोगो यथा देव सावित्र्या सहितस्तव । अवियोगस्तथाऽस्माकं भूयाज्जन्मनि जन्मनि ॥ २८ ॥ यमप्रार्थना–कर्मसाक्षिन् जगत्पूज्य सर्ववंद्य प्रसीद मे । संवत्सरं व्रतं सर्वं परिपूर्णं तदस्तु मे ॥ २९ ॥ सावित्रीप्रार्थना– सावित्री त्वं यथा देवि चतुर्वर्षशतायुषम् । पतिं प्राप्तासि गुणिनं मम देवि तथा कुरु ॥ ३० ॥ सावित्रि च प्रसावित्रि सततं ब्रह्मणः प्रिये । पूजितासि द्विजैः सर्वैः स्त्रीभिर्मुनिगणैस्तथा ॥३१॥ त्रिसंध्यं देवि भूतानां वंदनीयासि सुव्रते । मया दत्ता च पूजेयं त्वं गृहाण नमोऽस्तु ते ॥ ३२ ॥

'હે ઓંકારપૂર્વિકે! હે વીણાને તથા પુસ્તકને ધારણ કરનારી! હે દેવમાતા! આપને નમસ્કાર કરું છું, મને અખંડ સૌભાગ્ય આપો. હે પતિવ્રતે! હે મહાભાગે! હે અગ્નિથી ઉત્પન્ન થયેલી! હે સુંદર મંદહાસ્યવાળી! હે દૃઢ વ્રતવાળી! હે દૃઢ બુદ્ધિવાળી! હે પતિને પ્રિય બોલનારી! હે સારાં વ્રતવાળી! હું આપને નમસ્કાર કરું છું, માટે અર્ઘ્યનું ગ્રહણ કરો, અને મને અવૈધવ્ય, સૌભાગ્ય, પુત્ર પૌત્ર અને સુખ આપો.'[१८-२०] પછી બ્રહ્માને તથા સત્યવાનને અર્ઘ્ય આપવા. 'હે દેવ! આપ સત્યવ્રતને ધારણ કરનાર અને બ્રહ્મરૂપ છો, આપે દેવ, અસુર અને મનુષ્યવાળું આખું જગત્ ઉત્પન્ન કરેલું છે, હું આપને નમસ્કાર કરું છું.'[२१] યમને અર્ઘ્ય આપવાનો મંત્ર-'હે યમ! આપ લોકનાં કર્મના સાક્ષી છો, શુભ અને અશુભ વિવેક કરનાર છો, હે ધર્મરાજ! આપને નમસ્કાર કરૂં છું, આ અર્ઘ્યનું ગ્રહણ કરો.[२२] હે યમ! આપ ધર્મરાજ છો, પિતૃના પતિ છો, સર્વ પ્રાણીઓના સાક્ષી છો અને કાલરૂપ છો, આપ આ અર્ઘ્યનું ગ્રહણ કરો અને મને અખંડ સૌભાગ્ય આપો.'[२३] પછી ચંદન, પુષ્પ, નૈવેદ્ય, ફલ, કર્પૂર, દીપ, લાલ વસ્ત્ર અને અલંકારવડે પૂજા કરવી.[२४] પછી સાવિત્રીની પ્રાર્થના કરવી કે, 'હે સાવિત્રિ! આપ બ્રહ્મગાયત્રી છો, સદા પ્રિય બોલનાર છો, સત્યવડે દુઃખરૂપી સંસારસમુદ્રમાંથી મારો ઉદ્ધાર કરો. હે સાવિત્રિ! આપ પાર્વતી છો, ઇંદ્રાણી છો, ચંદ્રપ્રભા છો, અને આપ જ જગતની માતા છો. હે સુંદર મુખવાળી! મારો ઉદ્ધાર કરો. હે સારાં વ્રતવાળી! મને સૌભાગ્ય આપો. મારાં કુલની વૃદ્ધિ કરો. મેં સેંકડો જન્મોમાં જે પાપ કરેલાં હોય, તે સઘળાંને બાળી ભસ્મ કરો અને અખંડ સૌભાગ્ય આપો.[२५-२७] પછી બ્રહ્માની અને સત્યવાનની પ્રાર્થના કરવી કે, 'હે દેવ! જેમ આપનો તથા સાવિત્રીનો વિયોગ થતો નથી, તેમ જ કોઇ જન્મમાં પણ અમારો વિયોગ થવો ન જોઇએ.'[२८] પછી યમની પ્રાર્થના કરવી–'હે કર્મસાક્ષિન્! ( કર્મના સાક્ષી ) હે જગતના પૂજ્ય! હે સર્વવંદ્ય! હે યમ! તમે પ્રસન્ન થાઓ અને મેં કરેલું વ્રત પૂર્ણ કરો.'[२९] વળી પણ સાવિત્રીની પ્રાર્થના કરવી કે, 'હે સાવિત્રિ! હે દેવિ! જેમ તમે ચારસો વર્ષોના આયુષ્યવાળા અને ગુણવાન્ પતિને પ્રાપ્ત થયાં છો, તેમ જ હું પણ તેવા પતિને પ્રાપ્ત થાઉં તેમ કરો.[३०] હે સાવિત્રિ! આપ જગતને ઉત્પન્ન કરનારાં છો. સદા બ્રહ્માને પ્રિય છો; બ્રાહ્મણો, મુનિઓ અને સ્ત્રીઓ સર્વે આપની પૂજા કરે છે.[३१] હે દેવિ! આપ ત્રણે સંધ્યા વખતે સર્વે લોકોને વંદન કરવા યોગ્ય છો. હું આપને નમસ્કાર કરૂં છું. માટે મેં કરેલી પૂજાનો સ્વીકાર કરો.'[३२]

जागरं तत्र कुर्वीत गीतवादित्रमंगलैः । सुवासिन्यस्ततः पूज्या दिवसे दिवसे शुभाः ॥ ३३ ॥ सिंदूरं कुंकुमं चैव तांबूलं च सुपूगकम् । तथा दद्याच्च शूर्पाणि भक्ष्यं सौभाग्यमष्टकम् ॥ ३४ ॥ संतिष्ठेच्च दिवा रात्रौ कामक्रोधविवर्जिता । दिनत्रयेऽपि कर्तव्यमेवमर्घ्यादि पूजनम् ॥ ३५ ॥ ततश्चतुर्थदिवसे यत्कार्यं तच्छृणुष्व मे । मिथुनानि चतुर्विंशत्षोडश द्वादशाष्ट वा ॥ ३६ ॥ पूजयेद्ब्रह्मगोत्रानैर्भूषणाच्छादनासनैः । अथवा गुरुमेकं च व्रतस्य विधिकारकम् ॥ ३७ ॥ सर्वलक्षणसंपन्नं सर्वशास्त्रार्थपारगम् । वेदविद्याव्रतस्नातं शांतं च विजितेन्द्रियम् ॥ ३८ ॥ सपत्नीकं समभ्यर्च्य वस्त्रालंकारवेष्टनैः । शय्यां सोपस्करां दद्याद्गृहं चैवातिशोभनम् ॥ ३९ ॥ अशक्तस्तु यथाशक्त्या स्तोकं स्तोकं च कल्पयेत् । सौवर्णीं प्रतिमां तत्र पतिना सह दापयेत् ॥ ४० ॥

સાવિત્રીની પાસે જાગરણ કરવું, મંગલ ગીત ગાવાં અને વાજાં વગાડવાં.[૩૩] પ્રતિદિને ઉત્તમ સુવાસિનીઓની પૂજા કરવી અને તેને સિંદૂર, કંકુ, તાંબૂલ અને સોપારી આપવી,[૩૪] સુપડાં આપવાં, અષ્ટ સૌભાગ્ય આપવાં અને રાત્રિ દિવસ કામક્રોધરહિત રહેવું. એવી રીતે ત્રણે દિવસ અર્ધ્ય વગેરે આપી પૂજા કરવી.[૩૫] પછી ચોથે દિવસે જે કરવાનું છે, તે કહું છું તે સાંભળો. સ્ત્રી પુરુષોનાં ચોવીશ, સોળ, બાર અથવા આઠ જોડાંની વસ્ત્ર, અલંકાર, આસન અને ગોદાન આપી પૂજા કરવી, અથવા જે પૂજા વગેરે કરાવનાર, સર્વ લક્ષણસહિત, સર્વ શાસ્ત્રના પારને પહોંચનાર, વેદવિદ્યા અને વ્રતમાં પ્રવીણ, શાંત અને જિતેન્દ્રિય હોય તેવા ગુરુની તથા તેમનાં પત્નીની વસ્ત્ર અને અલંકારવડે પૂજા કરી, સામગ્રીસહિત શય્યા અને સુંદર ઘર આપવું.[૩૬–૩૯] જો તેટલું દેવાની શક્તિ ન હોય તો થોડું થોડું આપવું. પતિ અને પોતે બન્નેએ મળી સોનાની મૂર્તિ આપવી.[૪૦] પછી સાવિત્રીની દાનમંત્રથી પ્રાર્થના કરવી કેઃ–

દાનમંત્રઃ–सावित्रि त्वं यथा देवि चतुर्वर्षशतायुषम् । सत्यवन्तं पतिं प्राप्ता मया दत्ता तथा कुरु॥४१॥ सावित्री जगतां माता सावित्री जगतः पिता । मया दत्ता च सावित्री ब्राह्मण प्रतिगृह्यताम् ॥ ४२ ॥ प्रतिग्रहमंत्रः–मया गृहीता सावित्री त्वया दत्ता सुशोभने । यावच्चंद्रश्च सूर्यश्च सह भर्त्रा सुखी भव ॥ ४३ ॥ गुरुं च गुरुपत्नीं च ततो भक्त्या क्षमापयेत् । यन्मया कृतवैकल्यं व्रतेऽस्मिन्दुरधिष्ठितम् । तत्सर्वं पूर्णतां यातु युवयोरर्चनेन तु ॥४४॥ वटसेचनमंत्रः–धर्मराजो यमो धाता नीलः कालांतकोऽव्ययः। वैवस्वतश्चित्रगुप्तो दघ्नो मृत्युः क्षयो वटः ॥ ४५ ॥ मासि मासि तथा ह्येतैर्नामभिः सेचयेद्वटम् । न्यग्रोधेऽहं वसाम्येव तस्माद्यत्नेन सेचयेत् ॥ ४६ ॥ न्यग्रोधस्य समीपे तु गृहे वा स्थंडिलेऽपि वा । सावित्र्याश्चैव मन्त्रेण घृतहोमं तु कारयेत् ॥ ४७ ॥ पायसं जुहुयाद्भक्त्या घृतेन सह भामिनि । व्याहृत्या चैव मन्त्रेण तिलव्रीहियवांस्तथा ॥ ४८ ॥ होमांते दक्षिणां दद्यादृत्विजश्च क्षमापयेत् । भुञ्जीत वासरांते तु नक्ते शांता तपस्विनी ॥ ४९ ॥ अर्घ्यं दद्यादरुंधत्यै दृष्ट्वा चैव प्रणम्य च । अरुंधति नमस्तेऽस्तु वसिष्ठस्य प्रिये शुभे ॥ सर्वदेवनमस्कार्ये पतिव्रते नमोऽस्तु ते ॥ ५० ॥ अर्घ्यमेतन्मया दत्तं फलपुष्पसमन्वितम् । पुत्रान्देहि सुखं देहि गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ ५१ ॥ सखिभिर्ब्राह्मणैः सार्धं भुञ्जीत विजितेंद्रिया । एवं करोति या नारी व्रतमेतदनुत्तमम् ॥ ५२ ॥ भ्रातरः पितरौ पुत्राः श्वशुरौ स्वजनास्तथा ॥ चिरायुषस्तथाऽरोगा भवंति च न संशयः । भर्त्रा च सहिता साध्वी ब्रह्मलोके महीयते ॥५३॥ इति श्रीस्कंदपुराणोक्तं सावित्रीव्रतोद्यापनं संपूर्णम् ॥

'હે સાવિત્રિ ! હે દેવિ ! જેમ તમે ચારસો વર્ષોની આયુષ્યવાળા સત્યવાન્ પતિને પ્રાપ્ત થયાં છો, તેમ હું આપની મૂર્તિનું દાન કરૂં છું, માટે મને પણ તેવો પતિ મળે તેમ કરો.[૪૧] સાવિત્રી જગતની માતા છે, સાવિત્રી જગતના પિતારૂપ છે, તે સાવિત્રીની મૂર્તિનું હું દાન કરૂં છું. હે મહારાજ ! તમે ગ્રહણ કરો.'[૪૨] મૂર્તિ લેવાનો મંત્ર–'હે સ્ત્રી ! તું દાન આપે છે, તેથી હું સાવિત્રીની મૂર્તિનું ગ્રહણ કરૂં છું. હવે જ્યાં સુધી ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી તું પતિની સાથે સુખી થા.'[૪૩] પછી ગુરુની તથા ગુરુપત્નીની પાસે ભક્તિથી કહેવું કે, 'આ વ્રતમાં જે કાંઇ ખામી હોય, તે સર્વ આપ બન્નેનાં પૂજનથી પૂર્ણ થાઓ,' એ મંત્ર ભણી ક્ષમા માગવી.[૪૪] વડને જળ રેડવાનો મંત્ર–'ધર્મરાજ, યમ, ધાતા, નીલ, કાલ, અંતક, અવ્યય, વૈવસ્વત, ચિત્રગુપ્ત, દધ્ન, મૃત્યુ, ક્ષય અને વટ' એ નામ લઇ લઇને, મહિને મહિને વડને જળ પાવું. હું વડમાં વસું છું, માટે વડને જળ પાવું જોઇએ.[૪૫–૪૬] વડની પાસે અથવા ઘર આગળ સ્થંડિલ કરી સાવિત્રીનો મંત્ર ભણી ઘીનો હોમ કરવો.[૪૭] ભક્તિથી ઘીની સાથે દૂધપાકનો હોમ કરવો. વ્યાહૃતિ અને મંત્રવડે તિલ, શાળ અને યવનો હોમ કરવો.[૪૮] હોમ થયા પછી ઋત્વિજોને દક્ષિણા આપી ક્ષમા માગવી. સૂર્યાસ્ત થયા પછી રાતે ભોજન કરવું.[૪૯] અરૂંધતીને પ્રણામ કરી બોલવું કે, 'હે અરૂંધતિ ! આપ કે જે વસિષ્ઠ ઋષિનાં પત્ની છો, સર્વ દેવોને નમસ્કાર કરવા યોગ્ય છો અને પતિવ્રતા છો, તેને હું નમસ્કાર કરૂં છું.[૫૦] 'હે દેવિ ! હું આપને નમસ્કાર કરી ફળોવાળો તથા પુષ્પોવાળો અર્ઘ્ય આપું છું તેનો સ્વીકાર કરો અને પુત્ર તથા સુખ આપો.' એ મંત્ર ભણી અર્ઘ્ય આપવો.[૫૧] પછી બ્રાહ્મણોને ભોજન કરાવી સગાં સંબંધીઓની સાથે ભોજન કરવું. એવી રીતે જે સ્ત્રી અતિ ઉત્તમ આ વ્રત કરે છે તેના ભાઇ, માતા, પિતા, પુત્રો, સાસુ, સસરો અને સંબંધીઓ સર્વે લાંબા આયુષ્યવાળાં થાય છે અને નીરોગી થાય છે, અને તે સ્ત્રી બ્રહ્મલોકમાં જઇ પોતાના પતિની સાથે પૂજાય છે, એમાં સંશય નથી.[૫૨–૫૩] એવી રીતે સ્કંદપુરાણમાં સાવિત્રીવ્રતનું ઉદ્યાપન કહેલું છે.

## ૪ ગોપદ્મવ્રત

अथ आषाढपौर्णमास्यां गोपद्मव्रतम् । तत्र पूजा–चतुर्भुजं महाकायं जांबूनदसमप्रभम् । शंखचक्रगदापद्मरमागरुडशोभितम् ॥ १ ॥ सेवितं मुनिभिर्देवैर्यक्षगंधर्वकिन्नरैः । एवंविधं हरिं ध्यात्वा ततो यजनमारभेत्–ध्यानम् ॥२॥ आवाहयामि देवेशं भक्तानामभयप्रदम् । स्निग्धकोमलकेशं च मनसा वाहयेद्धरिम्– सहस्रशीर्षेत्यावाहनम् ॥ ३ ॥ सुवर्णमणिभिर्दिव्ये रचिते देवनिर्मिते । दिव्यसिं-

ह्यासने कृष्ण उपविश्य प्रसीद मे । पुरुषएवेदमित्यासनम् ॥ ४ ॥ पादोदकं सुरश्रेष्ठ सुवर्णकलशे स्थितम् । गंधपुष्पाक्षतैर्युक्तं पाद्यं मे प्रतिगृह्यताम् । एतावानस्येति पाद्यम् ॥ ५ ॥ अष्टद्रव्यसमायुक्तं स्वर्णपात्रोदकं शुभम् । अभयंकर भक्तानां गृहाणार्घ्यं जगत्पते । त्रिपादूर्ध्वं इत्यर्घ्यम् ॥ ६ ॥ कर्पूरेण समायुक्तमुशीरेण सुवासितम् । दत्तमाचमनीयार्थं नीरं स्वीक्रियतां विभो । तस्माद्विराडित्याचमनीयम् ॥ ७ ॥ गंगा गोदावरी चैव यमुना च सरस्वती । नर्मदासिंधुकावेर्यो ताभ्यः स्नानार्थमाहृतम् ॥ मया सुशीतलं तोयं गृहाण पुरुषोत्तम । यत्पुरुषेणेति स्नानम् ॥ ८ ॥ वस्त्रयुग्मसमानीतं पट्टसूत्रेण निर्मितम् । सुवर्णखचितं दिव्यं गृहाण त्वं सुरेश्वर । तंयज्ञमिति वस्त्रम् ॥ ९ ॥ कार्पासतंतुभिर्युक्तं ब्रह्मणा निर्मितं पुरा । अनेकरत्नखचितमुपवीतं गृहाण भोः ॥ तस्माद्यज्ञादिति यज्ञोपवीतम् ॥१०॥ चंदनं मलयोद्भूतं कस्तूर्यगुरुसंयुतम् । कर्पूरेण च संयुक्तं स्वीकुरुष्वानुलेपनम् । तस्माद्यज्ञात्सर्वहुतमिति गंधम् ॥ ११ ॥ शतपत्रैश्च कल्हारैश्चंपकैर्मल्लिकादिभिः । तुलस्या युक्तपुष्पैश्च ह्यर्चयेत्पुरुषोत्तम ॥ तस्मादश्वेति पुष्पम् ॥ १२ ॥ दशांगं गुग्गुलोद्भूतं सुगंधि च मनोहरम् । कृष्णागुरुसमायुक्तं धूपं देव गृहाण मे ॥ यत्पुरुषं व्यदधुरिति धूपम् ॥ १३ ॥ साज्यं च वर्तिसंयुक्तं वह्निना योजितं मया । दीपं गृहाण देवेश त्रैलोक्यतिमिरापह ॥ ब्राह्मणोस्येति दीपम् ॥ १४ ॥ अन्नं चतुर्विधं० । चंद्रमामनसेति नैवेद्यम् ॥ १५ ॥ आचमनीयम् ॥ करोद्वर्तनम् ॥ इदं फलमिति फलम् ॥ १६ ॥ पूगीफलमिति तांबूलम् ॥ १७ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ १८ ॥ यानि कानि च० ॥ नाभ्याआसीदिति प्रदक्षिणा ॥ १९ ॥ नमोस्त्वनंताय स० ॥ सप्तास्यासन्निति नम० ॥ २० ॥ देवदेव जगन्नाथ गोपालप्रतिपालक । गोपदैः कृतसंत्राण गृहाण कुसुमांजलिम् ॥ यज्ञेनयज्ञमिति पुष्पांजलिम् ॥२१॥ तत्तद्रूपोक्तवायनम्– परमान्नमिदं दत्तं कांस्यपात्रेण संयुतम् । त्वत्प्रसादादहं विप्र व्रतस्य फलमाप्नुयाम् ॥ इति वायनमंत्रः ॥ मंत्रहीनं क्रियाहीनमिति प्रार्थना ॥ २२ ॥

इति गोपद्मपूजा ॥

આષાઢ શુદિ પુનમને દિવસે ગોપદ્મવ્રત કહેલું છે. તેમાં પૂજાનો પ્રકાર આ પ્રમાણે છેઃ–ચાર હાથવાળા, મોટા શરીરવાળા, સુવર્ણના જેવી કાંતિવાળા, શંખ, ચક્ર, ગદા, પદ્મ, લક્ષ્મી અને ગરુડથી શોભિત, મુનિ, દેવ, યક્ષ ગંધર્વ અને કિન્નરોએ સેવિત એવા વિષ્ણુનું ધ્યાન ધરૂં છું, એ પ્રમાણે ધ્યાન કરવું.[૧–૨] 'ભક્તોને અભય આપનાર, સુંદર અને સુંવાળા કેશવાળા વિષ્ણુ ભગવાનનું મનથી આવાહન કરૂં છું.' એ મંત્ર તથા 'सहस्रशीर्षा०' એ મંત્રથી આવાહન કરવું.[૩] 'હે વિષ્ણો ! સુંદર મણિવડે દેવે બનાવેલા દિવ્ય સિંહાસન ઉપર બીરાજો અને પ્રસન્ન થાઓ.' એ મંત્ર તથા 'पुरुष एवेदं०' એ મંત્રથી આવાહન કરવું.[૪] 'હે સુરશ્રેષ્ઠ ! ચંદન, પુષ્પ અને અક્ષતવાળું અને સોનાના કળશમાં ભરેલું જળ પગ ધોવામાટે ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'एतावानस्य०' એ મંત્રથી પાદ્ય આપવું.[૫] 'હે જગત્પતે ! હે ભક્તોને અભય આપનાર ! આઠ દ્રવ્યસહિત અને સોનાના પાત્રમાં ભરેલા અર્ઘ્યનું ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'त्रिपादूर्ध्वं०' એ મંત્ર ભણી અર્ઘ્ય આપવો.[૬] 'હે વિભો ! કપૂર અને વાળાની સુગંધિવાળું જળ આપું છું, તેનું આચમન કરો,' એ મંત્ર તથા 'तस्माद्विराड०' એ મંત્રથી આચમન આપવું.[૭] 'હે પુરુષોત્તમ ! ગંગા, ગોદાવરી, યમુના, સરસ્વતી, નર્મદા, સિંધુ, કાવેરી એ નદીઓમાંથી શીતળ જળ સ્નાન માટે લાવ્યો છું તે ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'यत्पुरुषेण०' એ મંત્રથી સ્નાન કરાવવું.[૮] 'હે સુરેશ્વર ! સુંદર જરીયાન બે વસ્ત્રો આપને આપું છું તે ગ્રહણ કરો,' એ મંત્ર તથા तं यज्ञं એ મંત્રથી વસ્ત્રો પહેરાવવાં.[૯] 'હે વિભો ! પૂર્વે બ્રહ્માએ સૂતરથી બનાવેલું અને અનેક રત્નોથી જડેલું ઉપવીત આપું છું તે ગ્રહણ કરો.' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्०' એ મંત્રથી યજ્ઞોપવીત પહેરાવવું.[૧૦] 'હે દેવ ! કસ્તૂરી, અગુરુ અને કર્પૂરવાળું મલય પર્વતનું ચંદન ચડાવું છું તેનો સ્વીકાર કરો, એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुत०' એ મંત્રથી ચંદન ચર્ચવું.[૧૧] 'હે પુરુષોત્તમ ! તુલસી, શતપત્ર, કલ્હાર, મલ્લિકા અને ચંપા વગેરેનાં સુંદર પુષ્પોવડે આપની પૂજા કરૂં છું,' એ મંત્ર તથા 'तस्मादश्वा०' એ મંત્રથી પુષ્પો ચઢાવવાં.[૧૨] 'હે દેવ ! કૃષ્ણાગુરુસહિત ગુગળનો દશાંગ સુગંધિ સુંદર ધૂપ કરું છું તેનો સ્વીકાર કરો,' એ મંત્ર તથા 'यत्पुरुषं व्यदधुः०' એ મંત્રથી ધૂપ કરવો.[૧૩] 'હે દેવેશ ! હે ત્રણે લોકના અંધકારને દૂર કરનાર ! અગ્નિથી પ્રકટેલો ઘીનો દીવો આપને કરૂં છું, તેનો સ્વીકાર કરો,' એ મંત્ર તથા 'ब्राह्मणोऽस्य०' એ મંત્રથી દીપ કરવો.[૧૪] 'अन्नंचतुर्विधं०' એ મંત્ર તથા 'चन्द्रमामनसो०' એ મંત્રથી નૈવેદ્ય કરવું અને કરોદ્વર્તન કરવું.[૧૫] 'इदं फलं०'થી ફળ ધરવાં.[૧૬] 'पूगीफलं०'થી તાંબૂલ આપવી,[૧૭] 'हिरण्यगर्भ०'થી દક્ષિણા આપવી,[૧૮] 'यानिकानि०' એ મંત્ર તથા 'नाभ्याआसी०' એ મંત્રથી પ્રદક્ષિણા કરવી.[૧૯] 'नमोऽस्त्वनंताय०' એ મંત્ર તથા 'सप्तास्यांसन्०' એ મંત્રથી નમસ્કાર કરવા.[૨૦] 'હે દેવના દેવ ! હે જગન્નાથ ! હે ગોપાલ ! હે પાલન કરનાર ! હે ગાયના પગલાંથી રક્ષણ કરનાર ! આ પુષ્પાંજલિનું ગ્રહણ કરો, એ મંત્ર તથા 'यज्ञेन यज्ञं०' એ મંત્રથી પુષ્પાંજલિ આપવી.[૨૧] 'હે વિપ્ર ! આપને કાંસાનાં પાત્રમાં અન્ન ભરી તેનું વાયન આપું છું, માટે આપની કૃપાથી મને વ્રતનું ફળ મળવું જોઈએ, એ મંત્ર ભણી વાયન આપવું. અને मंत्रहीनं क्रियाहीनं०' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી.[૨૨] એ પ્રમાણે પૂજા કરવી.

## ગોપદ્મવ્રતની કથા અને ઉદ્યાપન

अथ कथा ॥ सनत्कुमार उवाच– नाथैकं त्वां हि पृच्छामि चतुर्वर्गफलप्रदम् । सर्वरोगप्रशमनं विष्णुसारूप्यमुक्तिदम् ॥ १ ॥ नारीणामथवा पुंसां भुक्तिमुक्तिफलप्रदम् । ब्रूहि चेदस्ति देवर्षे कृपां कृत्वा ममोपरि ॥ २ ॥ नारद उवाच– भगवन्सर्वमाख्यास्ये यत्पृष्टं विदुषा त्वया । गोपद्मकं व्रतं ह्येतद्व्रतानां व्रतमुत्तमम् ॥३॥ कर्तुः सिद्धिकरं दिव्यं विख्यातं भुवनत्रये ॥ सनत्कुमार उवाच– भगवन्भूतभव्येश सर्वशास्त्रविशारद ॥ ४ ॥ तद्व्रतं ब्रूहि मे ब्रह्मन् कथमुद्यापनं भवेत् । पुरेदं केन वा चीर्णं देवर्षे कथय व्रतम् ॥ ५ ॥ नारद उवाच– आषाढपौर्णमास्यां वा तथाऽष्टम्यां हरेर्दिने । प्रारभेद्व्रतमेतच्च कार्तिकावधि तत्तिथौ ॥६॥ तिलामलककल्केन स्नानं नित्यं विधाय च । नदीतीरेऽथवा गोष्ठे शिवागारे हरेर्गृहे ॥ ७ ॥ वृंदावने वापि लिखेद्गोपद्मकपदं शुभम् । त्रयस्त्रिंशत्तु पद्मानि कुर्याद्भक्त्या दिने दिने ॥ ८ ॥ तत्संख्यया प्रकर्तव्या अर्घ्यप्रदक्षिणा नतीः । बालकृष्णं समुद्दिश्य लक्ष्म्या सह जगद्गुरुम् ॥ ९ ॥ गंधाद्यैरुपचारैस्तु यथाशक्त्या प्रपूजयेत् । ब्राह्मणांस्तु ततः पूज्य पद्मसंख्यान्समुत्सृजेत् ॥ १० ॥ प्रथमाब्देऽथ वटकैर्द्वितीयेऽपूपकैर्व्रती । तृतीये शालिपिष्टान्नैश्चतुर्थे पूरिकादिभिः ॥११॥ पंचमे परमान्नैस्तु सम्यग्वै पूजयेद्व्रती । अत्रैवोदाहरन्तीममितिहासं पुरातनम् ॥१२॥ ऋषीणां पृच्छमानानां सूतेनोक्तं मया श्रुतम् ।

સનત્કુમાર કહે છે–હે દેવર્ષિ નારદ! ધર્મ અર્થ વગેરે આપનાર, સર્વ રોગોને શાંત કરનાર, વિષ્ણુની સારૂપ્ય મુક્તિ આપનાર, સ્ત્રીને અથવા પુરુષને ભોગ તથા મોક્ષ આપનાર એવું કોઇ વ્રત જો હોય તો મારી ઉપર કૃપા કરી કહો.[૧-૨] નારદ કહે છે–હે ભગવન્! વિદ્વાન્ એવા તમોએ જે પૂછયું તેનો હું ઉત્તર આપું છું. ગોપદ્મ નામનું વ્રત સઘળાં વ્રતોમાં ઉત્તમ છે[૩] અને ત્રણે જગતમાં પ્રસિદ્ધ છે. એ વ્રત કરનારને સિદ્ધિ મળે છે. સનત્કુમાર કહે છે–હે ભગવન્! હે થઇ ગયેલા અને થનારના ઇશ! હે સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ![૪] હે બ્રહ્મન્! હે નારદ! એ ગોપદ્મવ્રત મને કહો, તેનું ઉદ્યાપન કહો અને પૂર્વે એ વ્રત કોણે કર્યું, તે પણ કહો.[૫] નારદ કહે છે–આષાઢ શુદિ પૂર્ણિમા, અષ્ટમી વા એકાદશીને દિવસે ગોપદ્મવ્રતનો પ્રારંભ કરવો ને જે તિથિએ વ્રતનો આરંભ કર્યો હોય, તે જ તિથિએ કાર્તિક માસમાં સમાપ્ત કરવું.[૬] હમેશાં તિલ અને આમળાના કલ્કવડે સ્નાન કરી, નદીના કિનારા ઉપર, ગોદરામાં, શિવાલયમાં, હરિમંદિરમાં અથવા તુલસીના વનમાં પ્રતિદિન ભક્તિથી ગાયનાં પગલાં જેવાં તેત્રીશ કમળ આલેખવાં.[૭-૮] તેમ જ તેત્રીશ અર્ઘ્ય, તેત્રીશ પ્રદક્ષિણા અને તેત્રીશ નમસ્કાર કરવા. જગતના ગુરુ શ્રીબાલકૃષ્ણ તથા લક્ષ્મીનું યથાશક્તિ ચંદન વગેરે ઉપચારોથી પૂજન કરવું. પછી તેત્રીશ બ્રાહ્મણની પૂજા કરવી ને તેઓને અન્ન આપવું.[૯-૧૦] પહેલે વર્ષે વડાં આપવાં, બીજે વર્ષે માલપૂડા, ત્રીજે વર્ષે ચોખાના લોટથી બનાવેલી સામગ્રી, ચોથે વર્ષે પૂરી વગેરે અને પાંચમે વર્ષે દૂધપાક આપવાં. આ વિષયમાં ઋષિઓના પૂછવાથી સૂતે કહેલો ઇતિહાસ પંડિતો કહે છે, અને મેં સાંભળેલો છે, (તે કહું છું).

ऋषय ऊचुः–केन चादौ पुरा चीर्णं मर्त्ये केन प्रकाशितम् ॥ १३ ॥ कथमुद्यापनं तस्य किं फलं सूत कथ्यताम् । पुरा शक्रोऽमरावत्यां देवदानवकिन्नरैः ॥ १४ ॥ रुद्रैरादित्ययक्षाद्यैर्गंधर्वैर्वसुभिः सह । रंभानृत्यं समारेभे क्रीडालोभेन विह्वला ॥ १५ ॥ एवं नृत्ये क्रियमाणे त्रुटितं वाद्यमण्डलम् । क्षणमात्रं विचार्याथ धर्मराजस्तमुक्तवान् ॥१६॥ यम उवाच– जन्ममध्ये व्रतं यैश्च न कृतं प्राणिभिः क्वचित् । तच्चर्मस्नायुभिः शक्र कर्तव्यं छादनं द्रुतं ॥ १७ ॥ नारदेन श्रुतं तच्च जगाद यदुनन्दनम् । स्वर्चयित्वा तु तं कृष्णो वचनं चेदमब्रवीत् ॥ १८ ॥ कृष्ण उवाच– सर्वलोकज्ञ देवर्षे भुवनेषु चरन् सदा । आश्चर्यं वद देवर्षे यदस्ति शुभदायकम् ॥ १९ ॥

ઋષિઓ કહે છે–હે સૂત! ગોપદ્મવ્રત પ્રથમ કોણે કર્યું? પૃથ્વીમાં તેનો કોણે પ્રકાશ કર્યો?[૧૧-૧૩] તેનું ઉદ્યાપન કેવી રીતે કરવું? અને તે વ્રત કરવાથી શું ફળ થાય છે, તે કહો. સૂત કહે છે–પૂર્વે ઇંદ્ર, દેવ, દૈત્ય, કિન્નર, રુદ્ર, આદિત્ય, યક્ષ, ગંધર્વ અને વસુદેવોની સાથે અમરાવતીમાં બેઠા હતો, તેની પાસે રંભા અપ્સરા ક્રીડાની ઇચ્છાથી વિહ્વળ થયેલી નૃત્ય કરતી હતી.[૧૪-૧૫] રંભા નૃત્ય કરતી હતી, તેવામાં વાદ્ય તૂટી ગયું, ત્યારે ક્ષણવાર વિચાર કરી ધર્મરાજ બોલ્યા.[૧૬] ધર્મરાજ કહે છે–હે ઇંદ્ર! જે પ્રાણીએ જન્મથી આરંભી કોઇ દિવસે વ્રત ન કર્યું હોય તેનાં ચામડાંથી અને આંતરડાંથી આ વાદ્ય મઢાવવું.[૧૭] એવી વાત સાંભળી નારદ શ્રીકૃષ્ણ પાસે ગયા. તેની યોગ્ય રીતે પૂજા કરી શ્રીકૃષ્ણ બોલ્યા.[૧૮] શ્રીકૃષ્ણ કહે છે–હે નારદ! આપ સઘળા લોકોમાં વિચરો છો, તેથી સર્વ લોકના વૃત્તાંતથી જાણીતા છો, માટે જો આશ્ચર્યકારક અને શુભકારક વાત હોય તો કહો.[૧૯]

नारद उवाच– श्रुतं मयाऽमरावत्यामाश्चर्यं धर्मसंसदि । तत्र सर्वे समायाताः सुरा इंद्राश्चतुर्दश ॥ २० ॥ रुद्रा एकादश तथा आदित्या द्वादशापि च । वसवोऽष्टौ तथा नागा यक्षराक्षसपन्नगाः ॥ २१ ॥ रंभया च समारब्धं नृत्यं शक्रस्य पश्यतः । त्रुटितं चर्मवाद्यानामब्रुवंस्तस्य साधनम् ॥ २२ ॥ यमः प्राह तथा दूतान् सुभद्रा ह्यव्रतास्ति भोः । तामानयध्वं तच्चर्म वाद्ययोग्यं सदास्त्विति ॥ २३ ॥ तच्छ्रुत्वा तु मया भीत्या सर्वं त्वयि निवेदितम् । सूत उवाच– इति नारदवाक्यं तु श्रुत्वा कृष्णस्त्वरान्वितः ॥

॥ २४ ॥ सुभद्राया गृहं गत्वा पूजितस्तामुवाच ह । श्रीकृष्ण उवाच– किंचिद्व्रतं त्वया भद्रे कृतं वा नेति संशयः ॥ २५ ॥ सुभद्रोवाच– सर्वव्रतानि भो कृष्ण कृतान्येव न संशयः । नो चेत्त्वद्भगिनी चाहं न स्यामर्जुनवल्लभा ॥ २६ ॥ पुत्रोऽभिमन्युश्च कथं कथयस्व जगत्पते ॥ श्रीकृष्ण उवाच– तथापि त्वं महाभागे व्रतमेकं समाचर ॥ २७ ॥ गोपद्मेति च विख्यातं त्रिषु लोकेषु विश्रुतम् । इति कृष्णवचः श्रुत्वा सुभद्रा तत्तदाऽकरोत् ॥ २८ ॥ कृष्णोपदिष्टविधिना सत्वरं च समापितम् । सोद्यापने व्रते चीर्णे काले यमभटा ययुः ॥ २९ ॥ दूता ऊचुः– सुभद्रे तव देहस्य चर्मार्थे ह्यागता वयम् । त्वच्चर्म सुरवाद्यार्थं यमेन च प्रकल्पितम् ॥ ३० ॥ इति दूतवचः श्रुत्वा सव्रताऽस्मीति साऽब्रवीत् । ततो भटाः सर्व एव ददृशुः सादरास्तदा ॥ ३१ ॥ पद्मानां निचयं तस्या गृहे गां च सवत्सकाम् । स्थंडिले हस्तमात्रे तु सुसमिद्धं हुताशनम् ॥ ३२ ॥ कृष्णोपदिष्टं वीक्ष्यैवं दूता जग्मुर्यमांतिकम् । प्रतिपेदे प्रभावेण सुभद्रा पदमच्युतम् ॥ ३३ ॥

નારદ કહે છે–હે મહારાજ ! મેં અમરાવતીમાં ધર્મસભામાં આશ્ચર્ય સાંભળેલું છે. એ ધર્મસભામાં ચૌદ ઈંદ્ર, અગીઆર રુદ્ર, બાર સૂર્ય, આઠ વસુ, (નવ) નાગ, યક્ષ, રાક્ષસ અને પન્નગ વગેરે સર્વ દેવો આવ્યા હતા.[૨૦–૨૧] ત્યાં ઈંદ્રની પાસે રંભા અપ્સરા નાચ કરવા લાગી. તેટલામાં વાદ્યનું ચામડું તૂટી ગયું; તેને ફરીથી મઢવા માટે સર્વે વિચાર કરવા લાગ્યા.[૨૨] ત્યારે યમરાજે દૂતોને કહ્યું કે સુભદ્રાએ વ્રત કર્યું નથી, માટે તેને અહીં લાવો. તેના ચામડાંથી એ વાદ્ય મઢવું યોગ્ય છે.[૨૩] તે સાંભળી ભય લાગવાથી મેં આપને સઘળું કહી સંભળાવ્યું છે. સૂત કહે છે–આવાં નારદનાં વચનો સાંભળી, શ્રીકૃષ્ણ ત્વરાથી સુભદ્રાને ઘેર ગયા. ત્યાં સુભદ્રાએ તેનો સત્કાર કર્યા પછી, તે તેને કહેવા લાગ્યા કે, હે સુભદ્રે! તેં કોઈ વ્રત કર્યું છે કે નહીં ?[૨૪–૨૫] સુભદ્રા કહે છે–હે શ્રીકૃષ્ણ! મેં સઘળાં વ્રતો કર્યાં છે, એમાં સંશય નથી. હે જગત્પતે! જો હું વ્રત ન કરતી હોઉં તો આપની બહેન ન થાઉં* અને અર્જુનની સ્ત્રી ન થાઉં[૨૬] અને તેમ જ હોય તો મને અભિમન્યુ જેવો પુત્ર કેમ થાય ? શ્રીકૃષ્ણ કહે છે–હે સુભદ્રે! તોપણ ત્રણે લોકોમાં પ્રસિદ્ધ એવું ગોપદ્મ નામનું વ્રત તું કર. એવાં શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી, તેમના કહેવા પ્રમાણે સુભદ્રાએ વ્રતનો આરંભ કરી, તે જલદી સમાપ્ત કર્યું. એવી રીતે ઉદ્યાપનસહિત વ્રત સંપૂર્ણ થયા પછી યમના દૂતો આવ્યા.[૨૭–૨૯] દૂતો કહે છે–હે સુભદ્રે! દેવવાદ્ય ઉપર ચઢાવવામાટે યમરાજાએ તારું ચામડું લેવા કહ્યું છે, માટે અમે તારું ચામડું લેવા આવ્યા છીએ.[૩૦] એવાં દૂતોનાં વચનો સાંભળી, 'મેં વ્રત કર્યું છે,' એમ સુભદ્રાએ કહ્યું. તે પછી ઘરમાં ચીતરેલાં કેટલાંક કમળો દૂતોના જોવામાં આવ્યાં, વાછડાવાળી ગાય જોવામાં આવી તથા હાથ જેવડાં સ્થંડિલ ઉપર પ્રજ્વલિત (બળતો) અગ્નિ જોવામાં આવ્યો.[૩૧–૩૨] તેથી 'આ શ્રીકૃષ્ણે બતાવેલું છે' એમ જાણી દૂતો યમની પાસે ગયા, અને સુભદ્રા વ્રતના પ્રભાવથી અક્ષય પદને પ્રાપ્ત થઈ.[૩૩]

* આ એક તરેહના સોગન છે.

नारद उवाच–इति सूतवचः श्रुत्वा ऋषयश्चक्रिरे व्रतम् । सनत्कुमार उवाच– भो भो नारद देवर्षे सर्वशास्त्रविशारद ॥ ३४ ॥ शीघ्रं ब्रूहि सखे पद्मव्रतस्योद्यापने विधिम् । नारद उवाच– पूर्णे तु पंचमे वर्षे व्रतस्योद्यापनं भवेत् ॥ ३५ ॥ श्रीकृष्णप्रतिमा कार्या सुवर्णस्य पलेन वै । पुष्पमंडपिका कार्या चतुर्द्वारसुशोभना ॥ ३६ ॥ तन्मध्ये पूजयेद्भक्त्या रमया सहितं हरिम् । त्रयस्त्रिंशत्ततो विप्रान् वृत्वा होमं समाचरेत् ॥ ३७ ॥ अतोदेवेति मन्त्रेण जुहुयात्तिलपायसम् । रक्तवस्त्रयुतां धेनुमाचार्याय निवेदयेत् ॥ ३८ ॥ ब्राह्मणांश्च सपत्नीकान् भोजयेत्पूजयेत्तथा । एवं यः कुरुते विप्र तस्य श्रीरचला भवेत् ॥ ३९ ॥ यं यं चिंतयते कामं तं तं प्राप्नोत्यसंशयम् । अंते विष्णुपदे गच्छेत्सर्वपापविवर्जितः ॥ ४० ॥ इति श्रीभविष्योत्तरपुराणे गोपद्मव्रतकथोद्यापनं संपूर्णम् ॥

નારદ કહે છે–એવાં સૂતનાં વચનો સાંભળી, ઋષિઓએ ગોપદ્મવ્રત કર્યું હતું. સનત્કુમાર કહે છે–હે નારદ! હે દેવર્ષે! સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ! હે મિત્ર! ગોપદ્મવ્રતનું ઉદ્યાપન જલદીથી કહો. નારદ કહે છે–પાંચ વર્ષો પુરાં થાય ત્યારે ગોપદ્મવ્રતનું ઉદ્યાપન કરવું.[૩૪–૩૫] એક પલ સોનાની શ્રીકૃષ્ણની મૂર્તિ કરાવવી. ચાર દરવાજાવાળો નાનો સરખો માંડવો કરવો.[૩૬] તેની વચમાં શ્રીકૃષ્ણની તથા લક્ષ્મીની પૂજા કરવી. તેત્રીશ બ્રાહ્મણોને વરાવી હોમ કરવો.[૩૭] 'અતો દેવા૦' એ મંત્ર ભણી તિલનો અને દૂધપાકનો હોમ કરવો. લાલ વસ્ત્રયુક્ત ગાય આચાર્યને આપવી.[૩૮] બ્રાહ્મણોનાં જોડાંને જમાડી પૂજા કરવી. એવી રીતે જે માણસ વ્રત કરે છે, તેની લક્ષ્મી સ્થિર થાય છે,[૩૯] ને જે જે કામ ધારે છે તે તે પામે છે અને તે માણસ સર્વ પાપોથી મુક્ત થઈ અંતે વિષ્ણુના પદને પામે છે, એમાં સંશય નથી.[૪૦] એવી રીતે ભવિષ્યોત્તરપુરાણમાં ગોપદ્મવ્રતની કથા તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૫ કોકિલાવ્રતવિધિ

अथ आषाढशुक्लपौर्णमास्यां कोकिलाव्रतम् । यदा आषाढाधिकमासस्तदा कोकिलाव्रतानुष्ठानं कार्यम् ॥ १ ॥ तद्विधिः– आचम्य प्राणानायम्य मासपक्षाद्युल्लिख्य ममेहजन्मजन्मांतरस्थसर्वपापक्षयार्थं पुत्रपौत्रलक्ष्मीवृद्धये सौभा-

ग्यवृद्धिद्वाराऽवैधव्याय सपत्नीनाशाय कोकिलारूपगौरीप्रीत्यर्थं कोकिलाव्रतं करिष्ये । इति संकल्प्य ॥ २ ॥ आषाढपौर्णमास्यां तु संध्याकाले ह्युपस्थिते । संकल्पयेन्मासमेकं श्रावणे प्रत्यहं ह्यहम् ॥ ३ ॥ स्नानं करिष्ये नियमाद्ब्रह्मचर्ये स्थिता सती । भोक्ष्यामि नक्तं भूशय्यां करिष्ये प्राणिनां दयामित्युक्त्वा ॥ ४ ॥ स्नानं करोमि देवेशि कोकिले प्रीतये तव । जलेऽस्मिन्पावने पुण्ये सर्वदैव जलाशये ॥ इति मन्त्रेण ॥ ५ ॥ तिलामलककल्केन सर्वौषधिजलेन वचापिष्टेन चाष्टावष्टौ दिनानि प्रत्येकं तिलामलकपिष्टेन सर्वौषधियुक्तेन च षट्दिनान्येवं क्रमेण मासावधि स्नायात् ॥ ६ ॥ एवं प्रतिदिनं स्नात्वा रविं ध्यात्वा । आदित्य भास्कर रवे अर्क सूर्य दिवाकर । प्रभाकर नमस्तुभ्यं गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ इति मन्त्रेण तस्मा अर्घ्यं दद्यात् ॥ ७ ॥ ततः स्वर्णपक्षां रौप्यपादां मौक्तिकनेत्रां प्रवालमुखीं रत्नपृष्ठां चूतचंपकवृक्षस्थां पक्षिरूपिणीं कोकिलां कृत्वा पूजयेत् ॥ ८ ॥

આષાઢ શુદિ પુનમને દિવસે કોકિલાવ્રત કહેલું છે. જ્યારે આષાઢ અધિક માસ હોય ત્યારે કોકિલાવ્રત કરવું.* તેનો પ્રકાર—પ્રથમ આચમન પ્રાણાયામ કરી, માસ અને પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી—'આ જન્મમાં વા જન્માંતરમાં થયેલાં મારાં સર્વ પાપોના ક્ષયમાટે, પુત્ર પૌત્ર અને લક્ષ્મીની વૃદ્ધિ માટે, સૌભાગ્યની વૃદ્ધિમાટે, અખંડ સૌભાગ્યમાટે, સપત્ની (શોકય) ના નાશમાટે અને કોકિલારૂપ પાર્વતીને પ્રસન્ન કરવામાટે હું કોકિલાવ્રત કરીશ,' એવો સંકલ્પ કરી,[1-2] આષાઢ શુદિ પુનેમની સાંઝે, 'હું શ્રાવણ માસમાં પ્રતિદિન નિયમથી સ્નાન કરીશ, બ્રહ્મચર્ય પાળીશ, નક્ત ભોજન કરીશ, પૃથ્વી ઉપર સૂઈશ અને પ્રાણીઓ ઉપર દયા રાખીશ,' એવો સંકલ્પ કરવો. પહેલા આઠ દિવસ સુધી તિલના અને આમળાના કલ્કથી સ્નાન કરવું.[3-4] ત્યાર પછી આઠ દિવસ સર્વૌષધિનાં જળવડે સ્નાન કરવું. તે પછી આઠ દિવસ સુધી વજના ચૂર્ણવડે સ્નાન કરવું અને બાકીના છ દિવસ સુધી તિલ, આમળાં અને સર્વે જાતનાં ચૂર્ણવડે સ્નાન કરવું. એવી રીતે પ્રતિદિન સ્નાન કરી સૂર્યનું ધ્યાન કરવુંઃ—[5-6] 'હે આદિત્ય ! હે સૂર્ય ! હે ભાસ્કર ! હે રવે ! હે દિવાકર ! હે પ્રભાકર ! આપને વારંવાર નમસ્કાર કરૂં છું, માટે આ અર્ઘ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી અર્ઘ્ય આપવો.[7] પછી સોનાની પાંખવાળી, રૂપાના પગવાળી, મોતીનાં નેત્રવાળી, પરવાળાંના મુખવાળી, રત્નની પીઠવાળી અને આંબાના વા ચંપાના વૃક્ષ ઉપર બેઠેલી પક્ષીરૂપ કોકિલા (કોયલ) કરાવી, તેની પૂજા કરવી.[8] તેના મંત્રો—

* બીજા આષાઢમાં કરવું.

तद्यथा—स्वर्णपक्षां रक्तनेत्रां प्रवालमुखपंकजाम् । कस्तूरीवर्णसंयुक्तामुत्पन्नां नंदने वने ॥ ९ ॥ चूतचंपकवृक्षस्थां पुष्टस्वरसमन्विताम् । चिंतयेत्पार्वतीं देवीं कोकिलारूपधारिणीम् ॥ ध्यानम् ॥ १० ॥ आगच्छ कोकिले देवि देहि मे वांछितं फलम् । चंपकद्रुममारूढा क्रीडंती नंदने वने ॥ आवाहनम् ॥ ११ ॥ आसनं क्षौमवस्त्रेण निर्मितं ह्यनघे तव । गृहाणेदं मया दत्तं कोकिले प्रियवर्धिनि ॥ आसनम् ॥ १२ ॥ तिलस्नेहे तिलमुखे तिलसौख्ये तिलप्रिये । सौभाग्यं धनपुत्रांश्च देहि मे कोकिले नमः । तिलपुष्पफलैर्युक्तं पाद्यं मे प्रतिगृह्यताम् ॥ पाद्यम् ॥ १३ ॥ रत्नचंपकपुष्पैश्च पीतचंदनसंयुतम् । हेमपात्रे स्थितं तोयं गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ अर्घ्यम् ॥ १४ ॥ निर्मलं सलिलं गांगं कोकिले पक्षिरूपिणि । वासितं च सुगंधेन गृहाणाचमनीयकम् ॥ आचमनीयम् ॥ १५ ॥ पयो दधि घृतं चैव शर्करामधुसंयुतम् । पंचामृतं तु स्नानार्थं दत्तं स्वीकुरु कोकिले ॥ पंचामृतस्नानम् ॥ १६ ॥ मंदाकिनीजलं पुण्यं सर्वतीर्थसमन्वितम् । स्नानार्थं ते मया दत्तं कोकिले गृह्यतां नमः ॥ स्नानम् ॥ १७ ॥ सूक्ष्मतंतुमयं वस्त्रयुग्मं कार्पाससंभवम् । पीतवर्णं मया दत्तं गृहाण परमेश्वरि ॥ वस्त्रम् ॥ १८ ॥ कंचुकं च मया दत्तं नानावर्णविचित्रितम् । कोकिले गृह्यतां देवि प्रसीद परमेश्वरि ॥ कंचुकीम् ॥ १९ ॥ हरिद्रारंजितं देवि कंठसूत्रं समर्पितम् । कोकिले सुभगे देवि वरदा भव चांबिके ॥ कंठसूत्रम् ॥ २० ॥ यानि रत्नानि सर्वाणि गंधर्वैपूरगेषु च । तैर्युक्तं भूषणं हैमं कोकिले प्रतिगृह्यताम् ॥ भूषणानि ॥ २१ ॥ श्रीखंडं चंदनंदि० चंदनम् ॥ २२ ॥ अक्षताश्च० अक्षतान् ॥ २३ ॥ कुंकुमालक्तकं दिव्यं कामिनीभूषणास्पदम् । सौभाग्यदं गृहाणेदं प्रसीद हरवल्लभे । अलक्तकम् ॥२४॥ हरिद्रां कुंकुमं चैव सिंदूरं कज्जलान्वितम् । सौभाग्यद्रव्यसंयुक्तं गृहाण परमेश्वरि । सौभाग्यद्रव्यम् ॥ २५ ॥ करवीरैर्जातिकुसुमै० पुष्पाणि ॥ २६ ॥ वनस्पतिरसो० धूपम् ॥ २७ ॥ साज्यं चेति दीपम् ॥ २८ ॥ शर्कराखंडखाद्यानि दधिक्षीरघृतानि च । आहारार्थं मया दत्तं नैवेद्यं प्रतिगृह्यताम् । नैवेद्यम् ॥ २९ ॥ पाटलोशीरकर्पूरसुरभिस्वादुशीतलम् । तोयमेतत्सुखस्पर्शं कोकिले प्रतिगृह्यताम् । आचमनीयम् ॥३०॥ चंदनागुरुकर्पूरकस्तूरीकेसरान्वितम् । करोद्वर्तनकं देवि गृह्यतां हरवल्लभे । करोद्वर्तनम् ॥ ३१ ॥ कूष्मांडं नारिकेरं च पनसं कदलीफलम् । जंबीरं मातुर्लिंगं च फलं गृह्ण नमोऽस्तु ते—फलम् ॥ ३२ ॥ पूगीफलमिति तांबूलम् ॥ ३३ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ ३४ ॥ कोकिले कृष्णवर्णे त्वं सदा वससि कानने । भवानि हरकांतासि कोकिलायै नमो नमः ॥ नीराजनम् ॥ ३५ ॥ पूजिता परया भक्त्या कोकिला गिरिशप्रिया । पुष्पैर्नानाविधैः श्रेष्ठैर्वरदास्तु सदा मम । पुष्पांजलिम् ॥ ३६ ॥

यानि कानि च० प्रदक्षिणाम् ॥ ३७ ॥ नमो देव्यै० नमस्कारम् ॥ ३८ ॥ कोकिलारूपधारिण्यै जगन्मात्रे नमोऽस्तु ते । शरणागतदीनांश्च त्राहि देवि सदांबिके ॥ ३९ ॥ गंधपुष्पाक्षतैर्युक्तं तोयं हेमफलान्वितम् । अर्घ्यं गृहाण देवेशि वांछितार्थं प्रयच्छ मे ॥ ४० ॥ आषाढस्य सिते पक्षे मेघवर्णे हरिप्रिये । कोकिले त्वं जगन्मातर्गृहाणार्घ्यं नमोऽस्तु ते । पुनरर्घ्यम् ॥ ४१ ॥ तिलस्नेहे० ॥ ४२ ॥ रूपं देहि जयं० ॥ ४३ ॥ प्रार्थना–व्रतांते हैमीं तिलपिष्टजां वा कोकिलां कृत्वा विप्राय दद्यात् । देवि चैत्ररथोत्पन्ने विंध्यपर्वतवासिनि ॥ ४४ ॥ अर्चिता पूजितासि त्वं कोकिले हरवल्लभे । कोकिले कलकंठासि माधवे मधुरस्वरे । वसंते देवि गच्छ त्वं देवानां नंदने वने । इति विसर्जनम् ॥ ४५ ॥ इति कोकिलापूजा ॥

સોનાની પાંખવાળી, લાલ નેત્રવાળી, પરવાળાંના મુખવાળી, કસ્તૂરીના જેવા વર્ણવાળી, નંદનવનમાં ઉત્પન્ન થયેલા આંબાના અને ચંપાના વૃક્ષ ઉપર બેસવાવાળી, સુંદર સ્વરવાળી અને કોકિલાના રૂપને ધારણ કરવાવાળી, પાર્વતીનું હું ધ્યાન કરૂં છું.' એવી રીતે ધ્યાન કરવું.[૯-૧૦] 'હે કોકિલે! હે દેવિ! નંદન વનમાં ચંપા ઉપર ક્રીડા કરતાં આપ અહીં પધારો અને મને વાંછિત ફળ આપો.' એ મંત્ર ભણી આવાહન કરવું.[૧૧] 'હે કોકિલે! હે પ્રિય કરનારી! રેશમી વસ્ત્રથી બનાવેલું આ આસન આપને આપું છું, તે ગ્રહણ કરો.' એ મંત્ર ભણી આસન આપવું.[૧૨] 'હે તિલમાં સ્નેહવાળી! હે મુખમાં તિલવાળી! હે તિલનાં સુખવાળી! હે તિલપ્રિયે! હે કોકિલે! આપને નમસ્કાર કરૂં છું, માટે તિલનાં પુષ્પવાળું તથા ફળવાળું પાદ્ય આપને આપું છું, તે ગ્રહણ કરો ને મને સૌભાગ્ય, પુત્ર તથા ધન આપો.' એમ કહી પાદ્ય આપવું.[૧૩] 'હે કોકિલે! આપને નમસ્કાર કરૂં છું, માટે સોનાનાં પાત્રમાં રહેલું રત્ન, ચંપાનાં પુષ્પ તથા પીળાં ચંદનવાળું જળ, અર્ઘ્ય માટે ગ્રહણ કરો.' એમ ભણીને અર્ઘ્ય આપવો.[૧૪] 'હે કોકિલે! હે પક્ષિરૂપિણિ! નિર્મળ અને સુગંધી ગંગાનાં જળનું આચમન આપું છું, માટે ગ્રહણ કરો.' એમ બોલી આચમન આપવું.[૧૫] 'હે કોકિલે! દૂધ, દહીં, મધ, સાકર અને ઘી એ પંચામૃત આપને સ્નાનમાટે આપું છું, તે સ્વીકાર કરો.' એમ કહી પંચામૃત સ્નાન કરાવવું.[૧૬] 'હે કોકિલે! આપને નમસ્કાર કરૂં છું અને ગંગા વગેરે સર્વ તીર્થોનું પવિત્ર જળ આપને સ્નાનમાટે આપું છું, તે ગ્રહણ કરો.' એમ કહી સ્નાન કરાવવું.[૧૭] 'હે પરમેશ્વરિ! સુંદર ઝીણાં પીળાં બે વસ્ત્રો આપને આપું છું, તે ગ્રહણ કરો.' એમ કહી વસ્ત્રો પહેરાવવાં.[૧૮] 'હે કોકિલે! હે દેવિ! હે પરમેશ્વરિ! વિચિત્ર રંગવાળી કાંચળી આપને આપું છું, તે ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ,' એમ કહી કાંચળી પહેરાવવી.[૧૯] 'હે દેવિ! હે કોકિલે! હે સુભગે! હે અંબિકે! હળદરમાં રંગેલું કંઠસૂત્ર આપને આપું છું, તે ગ્રહણ કરો અને વરદાન આપો.' એમ બોલી કંઠસૂત્ર પહેરાવવું.[૨૦] 'હે કોકિલે! ગંધર્વલોકમાં તથા નાગલોકમાં જે જે રત્નો છે, તે સઘળાંથી બનાવેલા અલંકારો આપને આપું છું, તે ગ્રહણ કરો.' એમ બોલી અલંકાર પહેરાવવા.[૨૧] 'श्रीखण्डं चंदनं' થી ચંદન,[૨૨] 'अक्षताश्च' થી અક્ષત.[૨૩] હે શંકરપ્રિયે! સ્ત્રીઓને શોભાવનાર તથા સૌભાગ્ય આપનાર કંકુ તથા અળતાનું ગ્રહણ કરો, અને પ્રસન્ન થાઓ.[૨૪] 'હે પરમેશ્વરિ! હળદર, કંકુ, સિંદૂર અને કાજળવાળાં સૌભાગ્યદ્રવ્યનું ગ્રહણ કરો,' એ મંત્રથી સૌભાગ્ય દ્રવ્ય,[૨૫] 'करवीरैर्जातिकुसुमै०' થી પુષ્પ,[૨૬] 'वनस्पतिरसो०' થી ધૂપ,[૨૭] 'साज्यं च०' થી દીપ,[૨૮] 'હે દેવિ! સાકર, ખાંડ, દૂધ, ઘી અને બીજા પણ પદાર્થો આપને ભોજનમાટે ધરૂં છું તેનો સ્વીકાર કરો,' એ મંત્રથી નૈવેદ્ય.[૨૯] 'હે કોકિલે! પાટલા, વાળો અને કર્પૂરની સુગંધિવાળું, શીતલ અને સ્વાદવાળું જળ આપું છું, તે ગ્રહણ કરો,' એથી આચમન.[૩૦] 'હે દેવિ! હે શંકરપ્રિયે! ચંદન, અગુરુ, કર્પૂર, કસ્તૂરી અને કેસરવાળાં કરોદ્વર્તનનું ગ્રહણ કરો,' એથી કરોદ્વર્તન.[૩૧] 'હે દેવિ! આપને નમસ્કાર કરૂં છું. કોળું, નાળીએર, પનસ, કેળાં, લીંબુ તથા બિજોરાં એટલાં ફળનું ગ્રહણ કરો.[૩૨] 'पूगीफलं०'થી તાંબૂલ, 'हिरण्यगर्भ'થી દક્ષિણા.[૩૪] 'હે કોકિલે! તમે કાળા વર્ણવાળાં છો, નિરંતર વનમાં વસો છો અને મહાદેવનાં પ્રિયા છો. હું આપને વારંવાર નમસ્કાર કરૂં છું.' એમ કહી આરતી કરવી.[૩૫] 'પરમ ભક્તિથી પૂજેલાં મહાદેવનાં પ્રિયા કોકિલા નાના પ્રકારનાં ઉત્તમ પુષ્પોવડે મને વર આપો,' એથી પુષ્પાંજલિ આપવી,[૩૬] 'यानि कानि च०'થી પ્રદક્ષિણા.[૩૭] ને 'नमो देव्यै०' એ મંત્ર ભણી, નમસ્કાર કરવા.[૩૮] 'હે દેવિ! હે અંબિકે! આપ કોકિલાનાં રૂપને ધારણ કરનાર છો અને જગતની માતા છો, તે આપ શરણે આવેલા ગરીબ લોકોની સદા રક્ષા કરો.[૩૯] હે દેવેશિ! ચંદન, પુષ્પ, અક્ષત, સુવર્ણ અને ફળવાળું જળ અર્ઘ્યમાટે ગ્રહણ કરો, અને મને વાંછિત ફળ આપો.[૪૦] હે કોકિલે! હે જગન્માતા! તમે આષાઢ શુક્લ પક્ષમાં મેઘના જેવાં વર્ણવાળાં છો અને હરિને પ્રિય છો. હું આપને નમસ્કાર કરૂં છું, અર્ઘ્યનું ગ્રહણ કરો.' એ મંત્રો ભણી ફરીથી અર્ઘ્ય આપવો.[૪૧] 'तिलस्नेहे०' એ મંત્ર તથા 'रूपं देहि०' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી.[૪૩] વ્રત પૂરૂં થયા પછી સોનાની અથવા તલના લોટની કોકિલાની મૂર્તિ કરાવી બ્રાહ્મણને આપવી.[૪૪] 'હે દેવિ! હે ચૈત્રરથ વનમાં ઉત્પન્ન થયેલી! હે વિંધ્યપર્વતમાં નિવાસ કરવાવાળી! હે કોકિલે! હે શંકરપ્રિયે! આપ વસંત ઋતુમાં સુંદર

સ્વરવાળાં છો. હે દેવિ! હવે દેવોના નંદન વનમાં પધારો,' એ મંત્ર ભણી વિસર્જન કરવું. એવી રીતે કોકિલાનું પૂજન કહેલું છે.[૪૫]

### કોકિલાવ્રતની કથા

अथ कथा ॥ युधिष्ठिर उवाच–स्वभर्त्रा सह संयोगः स्नेहः सौभाग्यमेव च । भवेद्यथा कुलस्त्रीणां तद्व्रतं ब्रूहि केशव ॥१॥ श्रीकृष्ण उवाच– यमुनायास्तटे रम्ये मथुरा नगरी शुभा । तस्यां शत्रुघ्ननामाभूद्राजा राघववंशजः॥२॥ तस्य भार्या कीर्तिमाला नाम्नाऽऽसीत्प्रथिता भुवि । प्रणम्य भगवान्पृष्टो वसिष्ठो मुनिसत्तमः ॥ ३ ॥ कीर्तिमालोवाच– वद मे त्वं मुनिश्रेष्ठ सौभाग्यप्राप्तिदं व्रतम् । पूज्यः कथं च भगवान् शिवः केन व्रतेन च ॥ ४ ॥ वसिष्ठ उवाच– यदि पृच्छसि मे त्वं हि व्रतानामुत्तमं व्रतम् । तारणं सर्वपापानां कथयामि निबोध तत् ॥ ५ ॥ दक्षप्रजापतेर्यज्ञे पुरा देवाः समागताः । ऋषयश्च तथा सर्वे विद्याधरगणास्तथा ॥ ६ ॥ ब्रह्मा विष्णुश्च वायुश्च देवराजस्तथैव च । वरुणोऽग्निर्ग्रहाश्चैव ये चान्ये च दिवौकसः ॥ ७ ॥ वसिष्ठो वाल्मीकिर्गार्ग्यो विश्वामित्रो महान् ऋषिः । एते चान्ये च ऋषयः सर्वे यज्ञार्थमागताः ॥ ८ ॥ अपश्यन्नारदस्तत्र संति केऽत्रागता इति । ईश्वरेण विना सम्यग् दृष्ट्वा सर्वान्समागतान् ॥ ९ ॥ शिखां संस्पृश्य पाणिभ्यां ननर्त कलहप्रियः । ज्ञात्वा कलहमूलं च ततः कैलासमाययौ ॥ १० ॥ सर्वाघनाशनं स्थानं कैलासशिखरे स्थितम् । तत्र दृष्ट्वा समासीनं गौरीसहितशंकरम् ॥ ११ ॥ कृतांजलिपुटो भूत्वा प्रणिपत्य मुनिः स्थितः । ईश्वरस्तमुवाचाथ निःश्वसन्तमनेकधा ॥ १२ ॥ किमागमनकृत्यं ते मदीयं सदनं प्रति । श्वासोच्छ्वासेन संयुक्तस्तन्मे ब्रूहि द्विजोत्तम ॥१३॥ ईश्वरस्य वचः श्रुत्वा शिखां संपृश्य पाणिना । दुःखयुक्त इवोवाच नारदः कलहप्रियः ॥ १४ ॥

યુધિષ્ઠિર કહે છે–હે કેશવ! જે વ્રત કરવાથી કુલીન સ્ત્રીઓને પોતાના પતિનો સહવાસ રહે, તેની સાથે સ્નેહ રહે અને સૌભાગ્ય રહે એવું વ્રત કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–યમુનાના મનોહર કિનારા ઉપર સુંદર મથુરા નગરી છે. તેમાં દશરથના વંશમાં ઉત્પન્ન થયેલો શત્રુઘ્ન નામનો રાજા રાજ્ય કરતો હતો.[૨] તેની સ્ત્રી કીર્તિમાલા નામની જગત્પ્રસિદ્ધ હતી. તેણે પ્રણામ કરીને વસિષ્ઠ મુનિને પૂછ્યું.[૩] કીર્તિમાલા પૂછે છે–હે મુનિશ્રેષ્ઠ! સૌભાગ્ય આપનાર વ્રત અને કયા વ્રતથી કેવી રીતે ભગવાન્ શંકરની પૂજા કરવી તે મને કહો.[૪] વસિષ્ઠ કહે છે–જ્યારે તું મને ઉત્તમ વ્રત પૂછે છે, ત્યારે સર્વ પાપોનો નાશ કરનાર વ્રત હું કહું છું, તે સાંભળ.[૫] પૂર્વે દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં દેવ, ઋષિ, વિદ્યાધર, બ્રહ્મા, વિષ્ણુ, વાયુ, ઈંદ્ર, વરુણ, અગ્નિ, ગ્રહ, તેમ જ બીજા દેવો, તેમ જ વસિષ્ઠ, વાલ્મીકિ, ગાર્ગ્ય, વિશ્વામિત્ર અને બીજા પણ સર્વે ઋષિઓ આવ્યા હતા.[૬–૮] એ સભામાં કોણ કોણ આવ્યા છે, તેનો નારદે બારીકીથી તપાસ કર્યો તો મહાદેવ વિના બીજા સર્વ જોવામાં આવ્યા.[૯] ત્યારે બે હાથવડે શિખાનો સ્પર્શ કરી, જેને કલહ પ્રિય છે એવા નારદ નાચવા લાગ્યા અને કલહનું મૂળ (મંડાયું) છે એમ જાણી કૈલાસમાં ગયા.[૧૦] ત્યાં શિખર ઉપર સર્વ પાપોનો નાશ કરનારા સ્થાનમાં બેઠેલા શંકર અને પાર્વતીનાં દર્શન કરી,[૧૧] હાથ જોડી પ્રણામ કરી, નારદ હાંફતા હાંફતા ઉભા રહ્યા. તેને જોઇ મહાદેવ બોલ્યા કે,[૧૨] હે નારદ! આટલા બધા હાંફતા હાંફતા તમે મારી પાસે આવ્યા છો; માટે કહો કે શું કામ છે?[૧૩] એવાં મહાદેવનાં વચનો સાંભળી, હાથથી શિખાનો સ્પર્શ કરી જેને કલહ પ્રિય છે એવા નારદ જાણે દુઃખી હોયની! તેમ કહેવા લાગ્યા.[૧૪]

नारद उवाच– यन्निमित्तं महादेव मर्त्यलोकात्समागतः । त्वदन्तिकं दुःखयुक्तस्तच्छृणुष्व जगत्पते ॥ १५ ॥ दक्षयज्ञमहं द्रष्टुमद्य दैवात्समागतः । तत्र यज्ञे स्थिताः सर्वे दक्षजामातरः प्रभो ॥ १६ ॥ दृष्ट्वा तांश्च न तन्मध्ये दृष्टस्त्रिभुवनेश्वरः । तवावज्ञा कृता तेन दक्षेणापुण्यकर्मणा ॥ १७ ॥ तेन निःश्वाससंयुक्त आगतोऽस्मि तवांतिकम् । ईश्वरेण विना किंचिद्धर्मकार्यं न सिध्यति ॥१८॥ अतोऽस्य विफलः सर्वः प्रयासः स्वमखं प्रति । तस्य तद्भाषितं श्रुत्वा न तन्मिथ्येत्यचिंतयत् ॥१९॥ सक्रोधस्तु तदा जात ईश्वरो जगदीश्वरः । गौर्या च प्रार्थितो देवः श्रुत्वा तन्नारदेरितम् ॥२०॥ तस्य यज्ञस्य घातार्थं देव तत्र व्रजाम्यहम् । इत्युक्त्वा चलिता रोषादीश्वरेण निवारिता ॥ २१ ॥ जगदीश नमस्तुभ्यं व्रजामि पितृवेश्मनि । नारदेनाथ सहिता गणेशेन च संयुता ॥ २२ ॥ यज्ञार्थमागता चैव दक्षद्वारे शिवप्रिया । वह्नौ दृष्ट्वा वसोर्धारां लज्जिता च शिवप्रिया ॥ २३ ॥ तिष्ठंती द्वारि तां दक्षो न ददर्श महासतीम् । क्षणमेकं च तिष्ठंती यदा दक्षो न पश्यति ॥ २४ ॥

નારદ કહે છે–હે મહાદેવ! હે જગત્પતે! જે કારણથી કચવાતો કચવાતો હું મર્ત્યલોકમાંથી આપની પાસે આવ્યો છું, તે કારણ સાંભળો.[૧૫] આજ હું દૈવયોગે દક્ષ પ્રજાપતિનો યજ્ઞ જોવા જઇ ચડ્યો. ત્યાં દક્ષના સઘળા જમાઇઓ બેઠા હતા, તે સર્વને જોયા.[૧૬] પણ આપ, જે ત્રણે લોકોના ઇશ્વર છો તે જોવામાં આવ્યા નહીં, તેથી એ પાપી દક્ષે આપનો અનાદર કર્યો, એમ ધારી જલદીથી હાંફતો હાંફતો આપની પાસે આવ્યો. કોઇપણ ધર્મનું કાર્ય, આપ ઇશ્વર વિના સિદ્ધ થતું નથી,[૧૭–૧૮] તેથી દક્ષ પ્રજાપતિ યજ્ઞ કરવાની વ્યર્થ મહેનત લે છે. એવાં નારદનાં વચનો સાંભળી, 'નારદ કહે છે તે મિથ્યા નથી', એમ વિચારી

જગતના ઇશ્વર મહાદેવ કોપાયમાન થયા. તે વખતે 'હે દેવ! હું તેના યજ્ઞનો નાશ કરવા માટે ત્યાં જાઉં છું.' એ પ્રમાણે પાર્વતીએ મહાદેવને કહ્યું, અને રોષથી ચાલવા માંડયું, ત્યારે તેને મહાદેવે અટકાવ્યાં.[૧૯–૨૧] ત્યારે 'હે જગદીશ! મને ગણેશની તથા નારદની સાથે મારા પિતાને ઘેર જવા દ્યો. હું આપને પ્રણામ કરું છું.'[૨૨] એટલું કહી પાર્વતી દક્ષને બારણે આવ્યાં અને વહ્નિમાં (સુધા?) જોઇ લજવાઇ ગયાં[૨૩] અને બારણામાં ઉભેલાં પાર્વતી તરફ દક્ષે જોયું પણ નહીં, તેથી ક્ષણવાર વળી ઉભા રહ્યાં. છતાં પણ દક્ષે સામે જોયું નહીં.[૨૪]

तदैवं चिंतितं गौर्या जीवितव्यं मया कथम् । धाविता कुंडनिकटे हाहा कृत्वा च सा ततः ॥ २६ ॥ क्षिप्तं वह्नौ वपुर्गौर्या शापं दत्वा च दारुणम् । दृष्ट्वा तच्च गणेशेन पाशः परशुरुद्यतः ॥ २६ ॥ क्षुब्धो ह्यसौ तदाऽत्यर्थं गौर्यर्थे च गणाधिपः । पाशेन बद्धा कतिचित्कोपान्निहतवान्सुरान् ॥ २७ ॥ दक्षेण नोदिता देवाः सर्वे युद्धाय निर्ययुः । महद्युद्धमभूद्भूयः सह देवैर्गणेशितुः ॥ २८ ॥ तद्दृष्ट्वा नारदः शीघ्रं पुनः कैलासमाययौ । निवेदयामास च तद्वृत्तं सर्वमीश्वरम् ॥ २९ ॥ तच्छ्रुत्वा स्फाकयामास जटां कोपादुमापतिः । ततो जातोऽतिविकटः पुरुषो रक्तलोचनः ॥ ३० ॥ स बभाषे महादेवं स्वामिन्नाज्ञां च देहि मे । वीरभद्रेति नामास्य कृत्वा चाज्ञां समर्पयत् ॥ ३१ ॥ दक्षयज्ञविघातार्थं गच्छ वीरातिसत्वरम् । श्रुत्वा तदीश्वरवचः सर्वप्रमथसंवृतः ॥ ३२ ॥ आययौ यज्ञसदनमसृग्वह्निषु न्यक्षिपत् । तत इंद्रादयो देवास्तद्वधाय विनिर्ययुः ॥ ३३ ॥ क्षणात्पराजितास्तेन विद्रुताश्च दिशो दश । अनुद्रुतश्च तान्सोपि पूष्णो दंतानपातयत् ॥ ३४॥ भगस्य नेत्रे नासां च सरस्वत्या न्यकृंतयत् । एवं विद्राव्य तान्सर्वान् शिरो दक्षस्य चिच्छिदे ॥ ३५ ॥ कृत्वैवं यज्ञघातं स आजगाम शिवांतिकम् । नमस्कृत्य पुरस्तस्थौ कृतं कार्यमिति ब्रुवन् ॥ ३६ ॥

ત્યારે પાર્વતીએ વિચાર કર્યો કે, હવે મારે શામાટે જીવવું? એવો વિચાર કરી અને ધિક્ક છે, ધિક્ક છે, એમ કરતાં પાર્વતી અગ્નિના કુંડ તરફ દોડ્યાં. અને ભયંકર શાપ દઇ પોતાનું શરીર અગ્નિમાં હોમી દીધું. આવી રીતની પાર્વતીની હાલત જોઇ, કોપાયમાન થયેલા ગણપતિએ પાશ અને પરશુ ઉપાડ્યાં અને કેટલાક દેવોને પાશથી બાંધી પરશુથી હણી નાખ્યા.[૨૫–૨૭] ત્યારે દક્ષના કહેવાથી સઘળા દેવો યુદ્ધ કરવા તૈયાર થયા, તેથી ગણેશ અને દેવોનું મોટું યુદ્ધ થયું.[૨૮] તે જોઇ નારદ જલદી કૈલાસમાં પાછા આવ્યા અને બનેલી સર્વ હકીકત મહાદેવને કહી સંભળાવી.[૨૯] તે સાંભળી મહાદેવે કોપથી જટા પછાડી; તેમાંથી લાલ નેત્રવાળો અતિ ભયંકર પુરુષ નીકળ્યો.[૩૦] તે બોલ્યો કે, 'હે સ્વામિન! મને આજ્ઞા આપો.' એમ મહાદેવને કહ્યું, ત્યારે તેનું 'વીરભદ્ર' એવું નામ રાખી, શંકરે આજ્ઞા કરી કે,[૩૧] 'હે વીર! દક્ષના યજ્ઞનો નાશ કરવામાટે તું બહુ ઉતાવળથી જા. એવાં મહાદેવનાં વચનો સાંભળી ગણોની સાથે વીરભદ્ર દક્ષના યજ્ઞમાં આવ્યો, અને અગ્નિમાં રુધિર નાખ્યું. તેથી તેના વધમાટે ઇંદ્ર વગેરે દેવો નીકળી પડ્યા.[૩૨–૩૩] વીરભદ્રે તેઓનો ક્ષણવારમાં પરાજય કર્યો તેથી સર્વે દેવો દશે દિશાઓમાં દોડવા લાગ્યા. તેઓની પછવાડે દોડતા વીરભદ્રે પૂષાદેવના દાંત પાડી નાખ્યા[૩૪] ભગદેવનાં નેત્ર કાઢી નાખ્યાં, ને સરસ્વતીનું નાક કાપી લીધું. એવી રીતે સઘળાને નસાડી મૂકીને દક્ષનું માથું કાપી નાખ્યું,[૩૫] એ પ્રમાણે યજ્ઞનો નાશ કરી વીરભદ્ર મહાદેવની પાસે આવ્યો અને નમસ્કાર કરી, પાસે ઉભા રહી 'કાર્ય કર્યું' એમ કહ્યું.[૩૬]

तथाप्यशांतः कोपोऽस्य ज्ञात्वेति ज्ञानचक्षुषा । प्रसादयितुमीशानं ब्रह्मविष्णू समीयतुः ॥ ३७ ॥ नमस्कृतस्ततस्ताभ्यां प्रसन्नोऽभूत्सदाशिवः । नारदस्तुंबुरुश्चैव गीतैः शिवमतोषयत् ॥३८॥ प्रसन्नं वीक्ष्य तं विप्रः शिखां संस्पृश्य पाणिना । ननर्त नारदस्तत्र तोषयन्नधिकं शिवम् ॥ ३९ ॥ एतस्मिन्नंतरे ब्रह्मा विष्णुश्च प्रमथाधिपम् । व्यजिज्ञपत्तं दक्षादीन्कृपादृष्ट्या विलोकय ॥४०॥ कृत्तांगान्कुरु पूर्णांगान्मृतान्संजीवय प्रभो । विलोकितास्ते देवेन कृपादृष्ट्या च वै तदा ॥ ४१ ॥ पूषादयश्च सांगा वै अभूवंस्तत्प्रसादतः । उत्थितः पादयोर्मूलं ययौ दक्षः पिनाकिनः ॥ ४२ ॥ अपराधं क्षमस्वेति पुनः पुनरुवाच ह । उत्थापितः करेणासौ ततो दक्षः पिनाकिना ॥ ४३ ॥ उक्तश्च मा पुनः कार्षीरेवमीशावमाननम् । विचरस्व सुखेनेति भूयस्तं कोप आविशत् ॥ ४४ ॥ शशाप च तदा गौरीं यज्ञविघ्नकरीं शिवः । मखे विघ्नं कृतवती दक्षस्यैषा ततोऽचिरात् ॥ ४५ ॥ तिर्यग्योनिसमापन्ना विचरिष्यसि भूतले । ततो गौरी बभाषे तं प्रणिपत्य सदाशिवम् ॥ ४६ ॥ कथं यास्यामि तिर्यक्त्वं भूतले च स्थितिः कथम् । अन्यथा नैव भविता शाप एष त्वयोदितः ॥ ४७ ॥ कोकिला मधुरालापा भवेयं नंदने वने । कोकिलानां स्वरो रूपं स्त्रीणां रूपं पतिव्रतम् ॥ ४८ ॥ विद्या रूपं कुरूपाणां क्षमा रूपं तपस्विनाम् । अचिरादेव च पुनः कुले महति जन्म मे ॥ ४९ ॥ भूयास्त्वमेव भर्ता च न वियोगश्च मे मतः । वरयेत्कुलजां प्राज्ञः कुरूपामपि कन्यकाम् ॥ ५० ॥ दुष्टे कुले समुत्पन्ना भर्तुः पातयते कुलम् । नदी पातयते कूलं नारी पातयते कुलम् ॥ ५१ ॥ नदीनां चैव नारीणां स्वच्छंदं ललिता गतिः ।

યજ્ઞનો નાશ થયા છતાં પણ શંકરનો કોપ શાંત થયો નથી, એમ જ્ઞાનદષ્ટિથી જાણી, તેને પ્રસન્ન કરવામાટે બ્રહ્માએ અને વિષ્ણુએ આવી શંકરને નમસ્કાર કર્યો, તેથી તે પ્રસન્ન થયા. વળી નારદે અને તુંબરુએ પણ ગાનથી

મહાદેવને પ્રસન્ન કર્યા.[૩૭–૩૮] પ્રસન્ન થયેલા મહાદેવને જોઇ, શિખાનો સ્પર્શ કરી નૃત્ય કરી નારદે શંકરને વિશેષ પ્રસન્ન કર્યા.[૩૯] તે વખતે બ્રહ્માએ અને વિષ્ણુએ શંકરને વિજ્ઞાપના કરી કે, હે મહારાજ ! દક્ષ વગેરેની તરફ કૃપાદૃષ્ટિથી જુઓ.[૪૦] જેઓના અવયવો કપાઇ ગયા છે તેઓના અવયવો પાછા જેવા હતા તેવા કરો અને જેઓ મરણ પામ્યા છે તેઓને પાછા જીવતા કરો. એવાં વચનો સાંભળી શંકરે સર્વની તરફ કૃપાદૃષ્ટિથી જોયું.[૪૧] તેજ વખતે પૂષા વગેરેના અવયવો જેવા હતા તેવા થઇ ગયા. દક્ષ પ્રજાપતિ ઉઠીને શંકરના પગમાં પડ્યો અને વારંવાર ક્ષમા માગવા લાગ્યો. તેને મહાદેવે હાથ ઝાલી ઉઠાડ્યો અને કહ્યું કે 'હવે ફરીથી આવી રીતે ઇશ્વરનું અપમાન કરીશ મા,' એમ કહીને 'સુખેથી વિચર' એમ કહ્યું. ફરીથી કોપ આવવાથી મહાદેવે પાર્વતી કે જેણે યજ્ઞનો નાશ કર્યો હતો તેને શાપ આપ્યો કે પાર્વતીએ દક્ષના યજ્ઞનો નાશ કર્યો તેથી તે થોડા જ વખતમાં પક્ષિણી થઇ પૃથિવી ઉપર ફરશે. એવો શાપ સાંભળી પાર્વતી પ્રણામ કરી મહાદેવને કહેવા લાગ્યાં કે,[૪૨–૪૬] હું પક્ષિણી કેમ થઇ શકીશ ? પૃથિવીમાં કેમ રહેવાશે ? અને આપે જે શાપ આપ્યો તે પણ અન્યથા થનાર નથી,[૪૭] માટે હું નંદનવનમાં સુંદર સ્વરવાળી કોયલ થાઉં તેમ કરો. કોયલને સ્વર શોભાવનાર છે. સ્ત્રીઓને પતિવ્રત શોભાવનાર છે,[૪૮] કુરૂપને પણ વિદ્યા શોભાવનાર છે અને તપસ્વીઓને ક્ષમા શોભાવનાર છે. હે શંકર ! પાછો થોડા જ વખતમાં ઉત્તમ કુલમાં મારો જન્મ થાય.[૪૯] અને તેમાં પણ આપ જ મારા પતિ થાઓ, તેમ કરો. આપનો વિયોગ મને ઇષ્ટ નથી. ડાહ્યા પુરુષે કુરૂપવાળી પણ કુલીન સ્ત્રીને પરણવી,[૫૦] કારણ કે નીચ કુલમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી પતિને નરકમાં નાખે છે. નદી કાંઠા પાડી નાખે છે અને સ્ત્રી કુલને પાડે છે. ( એટલે નરકમાં નાખે છે. )[૫૧] નદીને અને નારીને યથેચ્છ ફરવું પ્રિય છે.

ततस्तुष्टो महादेवश्चक्रे शापविमोचनम् ॥ ५२ ॥ दशवर्षसहस्राणि कोकिलारूपधारिणी। नंदने देवविपिने चरिष्यसि ततः परम् ॥ ५३ ॥ हिमाचलसुता भूत्वा मत्प्रियात्वमुपैष्यसि। देवानां तु यथा विष्णुः सहकारो महीरुहाम् ॥ ५४ ॥ गंगा च सर्वतीर्थानां तथा तिर्यक्षु कोकिला। आषाढौ द्वौ यदा स्यातां कोकिलायास्तदाऽर्चनम् ॥ ५५ ॥ तदा या कुरुते नारी न सा वैधव्यमाप्नुयात्। वसिष्ठ उवाच– एतद्वाक्यावसाने तु गौरी सा कोकिलाऽभवत् ॥ ५६ ॥ तदारभ्य शुचि ह्येतत् प्रथितं कोकिलाव्रतम्। या नारी नैव कुरुते मोहात्सा विधवा भवेत् ॥ ५७ ॥ कुरु त्वमेतत्कल्याणि कीर्तिमाले व्रतोत्तमम् ॥ कीर्तिमालोवाच– कथमाराध्यते देवी कोकिलारूपधारिणी ॥ ५८ ॥ विधानं ब्रूहि तद्विप्र त्वत्प्रसादात्करोम्यहम् ॥

એવાં વચનો સાંભળી પ્રસન્ન થયેલા મહાદેવે શાપનો પરિહાર કર્યો કે,[૫૨] હે દેવિ ! તમે નંદન નામના દેવના વનમાં દશ હજાર વર્ષો સુધી કોયલ થઇને રહેશો.[૫૩] પછી હિમાલયની પુત્રી થઈ મારી સ્ત્રી થશો. જેમ દેવોમાં વિષ્ણુ ઉત્તમ છે, વૃક્ષોમાં આંબો ઉત્તમ છે અને તીર્થોમાં ગંગા ઉત્તમ છે તેમ પક્ષિણીઓમાં કોકિલા ઉત્તમ છે. જ્યારે બે આષાઢ માસ આવે ત્યારે જે સ્ત્રી કોકિલાનું પૂજન કરે છે તેને વૈધવ્ય પ્રાપ્ત થતું નથી. વસિષ્ઠ ઋષિ કહે છે–એવી રીતે શંકરના કહેવા પછી પાર્વતી કોકિલા થઈ ગયાં.[૫૪–૫૬] ત્યારથી આરંભી આ પવિત્ર કોકિલા વ્રત પ્રસિદ્ધ થયેલું છે. જે સ્ત્રી મોહથી આ વ્રત કરતી નથી તે વિધવા થાય છે.[૫૭] એટલા માટે હે કલ્યાણિ ! હે કીર્તિમાલે ! તું પણ આ ઉત્તમ વ્રત કર. કીર્તિમાલા કહે છે–હે મહારાજ ! કોકિલાનાં રૂપને ધારણ કરનાર દેવી પાર્વતીની કેવી રીતે પૂજા કરવી તેનો પ્રકાર કહો. હે મહારાજ ! જો આપ કૃપા કરશો તો હું એ વ્રત કરી શકીશ.[૫૮]

वसिष्ठ उवाच– कोकिलाव्रतमाहात्म्यं विधानं च वदामि ते ॥ ५९ ॥ शृणु देवि प्रयत्नेन मन्त्रैः पौराणिकैर्युतम्। मलमासे त्वतिक्रांते शुद्धाषाढे समागते ॥ ६० ॥ आषाढ्यां पौर्णमास्यां तु संध्याकाले ह्युपस्थिते। संकल्पयेन्मासमेकं श्रावणप्रभृति ह्यहम् ॥ ६१ ॥ स्नानं करिष्ये नित्यं च ब्रह्मचर्यस्थिता सती। भोक्ष्ये नक्तं च भूशय्यां करिष्ये प्राणिनां दयाम् ॥ ६२ ॥ सौभाग्यधनधान्यादिप्राप्तये शिवतुष्टये। इति संकल्प्य विप्राग्रे नारी विप्रेभ्य एव च ॥ ६३ ॥ प्राप्याज्ञां तु संपाद्य सामग्रीं सकलामपि। प्रत्यूषे च प्रतिदिनं दंतधावनपूर्वकम् ॥ ६४ ॥ नद्यां गत्वाऽथवा वाप्यां तडागे गिरिनिर्झरे। स्नानं करोमि देवेशि कोकिले प्रीतये तव ॥ ६५ ॥ जलेऽस्मिन्पावने पुण्ये सर्वदेवकुलाश्रये। स्नानं कृत्वा व्रती देवि सुगंधामलकैस्तिलैः ॥ ६६ ॥ दिनाष्टकं ततः पश्चात्सर्वौषध्या पुनः पृथक्। वचापिष्टेन च स्नानं दिनान्यष्टौ समाचरेत् ॥ ६७ ॥ तिलामलकपिष्टेन सर्वौषधियुतेन च। षट् दिनानि ततः स्नानं संपूर्णफललिप्सया। स्नात्वा ध्यात्वा रविं तस्मै दद्यादर्घ्यं प्रयत्नतः ॥ ६८ ॥

વસિષ્ઠ કહે છે–હે દેવિ ! કોકિલાવ્રતનું માહાત્મ્ય, તેનો પ્રકાર અને તેને માટે પુરાણમાં કહેલા મંત્રો પણ હું કહું છું, તે તું સાવધાન થઇને સાંભળ. અધિક માસ ઉતર્યા પછી શુદ્ધ આષાડ માસની પૂર્ણિમાને દિવસે સંધ્યાસમયે, 'હું શ્રાવણ માસથી (એટલે આષાડવદ એકમથી) આરંભી નિત્ય સ્નાન કરીશ, બ્રહ્મચર્ય પાળીશ, નક્તભોજન કરીશ, પૃથિવી ઉપર શયન કરીશ અને પ્રાણીઓ ઉપર દયા રાખીશ.[૫૯–૬૨] જેથી ધન, ધાન્ય અને સૌભાગ્યની પ્રાપ્તિ થાય અને શંકર પ્રસન્ન થાય,' એવો બ્રાહ્મણની

પાસે સંકલ્પ કરી તેમની આજ્ઞા લઈ, સમગ્ર સામગ્રી એકઠી કરી, પ્રતિદિન પ્રાતઃકાલમાં દાતણ કરી નદી, તળાવ, વાપી અથવા ઝરણા ઉપર જઇ, 'હે કોકિલે! આપને પ્રસન્ન કરવામાટે હું સર્વ દેવના આશ્રયરૂપ આ પવિત્ર જલમાં સ્નાન કરીશ,' એવો સંકલ્પ કરવો. પછી આઠ દિવસ સુધી તિલ અને સુગંધિ આમળાંવડે સ્નાન કરવું. પછી આઠ દિવસ સુધી સર્વૌષધિથી સ્નાન કરવું, પછી આઠ દિવસ સુધી વજના ચૂર્ણથી સ્નાન કરવું અને પછીના ૭ દિવસ તિલ, આમળાં અને સર્વૌષધિનાં ચૂર્ણવડે સ્નાન કરવું. એવી રીતે સ્નાન કરવાથી પૂર્ણ ફળ થાય છે. સ્નાન કરી, સૂર્યનું ધ્યાન કરી તેને અર્ઘ્ય આપવો.[૬૪-૬૮]

आदित्य भास्कर रवे अर्क सूर्य दिवाकर । प्रभाकर नमस्तुभ्यं गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ इति सूर्यायार्घ्यमंत्रः ॥ ६९ ॥ कारयेत्कोकिलां देवीं सौवर्णीं सर्वकामदाम् । रौप्यं चरणयोश्चैव नेत्रयोश्चापि मौक्तिके ॥ ७० ॥ रत्नानि पंच पृष्ठे तु चूतवृक्षसमाश्रिताम् । अथवा तिलपिष्टेन कोकिलां पक्षिरूपिणीम् ॥ ७१ ॥ निधाय ताम्रपात्रे तां पूजयेत्सुसमाहितः । उपचारैः षोडशभिर्यथावित्तं निबोध मे ॥ ७२ ॥ आवाहयामि तां देवीं कोकिलारूपधारिणीम् । अवतारं कुरुष्वात्र प्रसादं कुरु सुव्रते ॥ ७३ ॥ आवाहनमंत्रः ॥ आगच्छ कोकिले देवि देहि मे वांछितं फलम् । चूतवृक्षं समारुह्य रमसे नंदने वने ॥ ७४ ॥ आसनमंत्रः ॥ तिर्यग्योनिसमुद्भूते कोकिले कलकंठिके । शंकरस्य प्रिये देवि पाद्यं संप्रतिगृह्यताम् ॥ ७५ ॥ पाद्यमंत्रः ॥ कलकंठे महादेवि भुक्तिमुक्तिप्रदे शिवे । तिलपुष्पाक्षतैरर्घ्यं गृहाण त्वं नमोऽस्तु ते ॥७६॥ अर्घ्यमंत्रः ॥ आषाढस्यासिते पक्षे मेघवर्णस्वरूपिणि । कोकिले नाम देवि त्वं स्नानीयं प्रतिगृह्यताम् ॥ ७७ ॥ भिन्नानि कंठसूत्राणि दद्याच्चापि दिने दिने । कुंकुमं पुष्पतांबूलमक्षताधूपदीपकौ ॥ ७८ ॥

પછી 'હે આદિત્ય! હે ભાસ્કર! હે રવે! હે અર્ક! હે સૂર્ય! હે દિવાકર! હે પ્રભાકર! હું આપને નમસ્કાર કરું છું, આ અર્ઘ્યનું ગ્રહણ કરો.[૬૯] કોકિલા દેવીની સોનાની મૂર્તિ કરાવવી, તેના પગ રૂપાંના કરાવવા, મોતીનાં નેત્ર કરાવવાં,[૭૦] અને પીઠ ઉપર પાંચ રત્ન જડાવવાં. તે કોકિલાને આંબાના વૃક્ષ ઉપર બેસાડવી. તેવી શક્તિ ન હોય તો તિલના કલ્કની કોકિલા કરાવી, તેની ત્રાંબાનાં પાત્રમાં યથાશક્તિ સોળ ઉપચારોવડે સાવધાનીથી પૂજા કરવી.[૭૧-૭૨] 'કોકિલાના રૂપને ધારણ કરનારી તે દેવીનું હું આવાહન કરું છું. હે દેવિ! અહીં પધારો અને કૃપા કરો.'[૭૩] એ મંત્રથી આવાહન કરવું. 'હે કોકિલે! હે દેવિ! આપ નંદનવનમાં આંબાના વૃક્ષ ઉપર બેસી ક્રીડા કરો છો તે અહીં બેસો અને મને વાંછિત ફ્લ આપો,'[૭૪] એ મંત્રથી, આસન; 'હે કોકિલે! આપ પક્ષિયોનિમાં ઉત્પન્ન થયાં છો, સુંદર સ્વરવાળાં છો અને શંકરની પ્રિયા છો. હે દેવિ! આ પાદ્યનું ગ્રહણ કરો,'[૭૫] એ મંત્રથી પાદ્ય; 'હે દેવિ! હે શિવે! આપ મનોહર સ્વરવાળાં છો અને ભોગ તથા મોક્ષ આપનારાં છો. આપને નમસ્કાર કરું છું આ તિલપુષ્પ અને અક્ષતના અર્ઘ્યનું ગ્રહણ કરો,'[૭૬] એ મંત્રથી અર્ઘ્ય; 'હે કોકિલે! આપ આષાડ માસના શુક્લ પક્ષના મેઘના જેવા વર્ણવાળાં છો. હે દેવિ! સ્નાનમાટે આ જલનું ગ્રહણ કરો,'[૭૭] એ મંત્રથી સ્નાન કરાવવું. પ્રતિદિન જૂદાં જૂદાં કંઠસૂત્ર આપવાં. કંકુ, પુષ્પ, તાંબૂલ, અક્ષત, ધૂપ અને દીપ પણ આપવાં.[૭૮]

कुर्यादेवंविधां पूजां श्रावण्यंतं च पूजयेत् । विसर्जयेच्च पश्चात्तां सौवर्णीं कोकिलां शुभाम् ॥ ७९ ॥ यदा च तिलपिष्टस्य कोकिला क्रियते तदा । कुर्यात्प्रत्यहमाह्वानं भिन्नायास्तु विसर्जनम् ॥ ८० ॥ रम्यं वनं समागत्य शृणुयात्कोकिलास्वनम् । यदा न श्रूयते शब्द उपवासस्तु तद्दिने ॥ ८१ ॥ कोकिले कृष्णवर्णे त्वं सदा वासो वनेषु ते । सौभाग्यमतुलं देहि गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥ ८२ ॥ वसंते च समुत्पन्ने विंध्यपर्वतवासिनि । गच्छ गच्छ महादुर्गे स्वस्थाने नंदने वने ॥ ८३ ॥ इति विसर्जनमंत्रः । रूपं देहि धनं देहि सर्वसौख्यं च देहि मे । पुत्रान्देहि यशो देहि सौभाग्यं देहि संपदः ॥ ८४ ॥ इत्युक्त्वा च ततः पश्चाद्भविष्याम्नेन सुव्रती । नक्तभोजी भवेद्राज्ञि यावन्मासः समाप्यते ॥८५॥ मासांते ताम्रपात्रे तु कोकिलां स्वर्णनिर्मिताम् । वस्त्रधान्यगुडैर्युक्तां श्रावण्यां वै सकुंडकाम् ॥८६॥ दद्यात्सदक्षिणां चापि दैवज्ञे वा पुरोहिते । एवमाषाढमासस्य द्वैविध्ये समुपस्थिते ॥ ८७ ॥ सधवा विधवा वापि या नारी कोकिलाव्रतम् । करोति सप्तजन्मानि सौभाग्यं लभते तु सा ॥ ८८ ॥ मृता गौरीपुरं याति विमानेनार्कतेजसा ॥ श्रीभगवानुवाच– एतद्व्रतं वसिष्ठेन मुनिना कथितं पुरा ॥ ८९ ॥ तथा कृतं तु तत्पार्थ समस्तं कीर्तिमालया । तस्याश्च सर्वं निष्पन्नं वसिष्ठवचनं यथा ॥९०॥ एवमन्यापि कौंतेय कोकिलाव्रतमुत्तमम् । करिष्यति तदा तस्याः सौभाग्यं च भविष्यति ॥ ९१ ॥ न करोति यदा नारी व्याली भवति कानने । एकतः सर्वदानानि कोकिलाव्रतमेकतः ॥ ९२ ॥ कृतं पुराऽप्सरोभिश्च ऋषिपत्नीभिरादरात् । अहल्यया च सा पूर्वमर्चिता शापमुक्तये ॥ ९३ ॥ अरुंधत्यापि सा स्नात्वा पूजिता कोकिला नृप । सीतया पूजिता सापि सर्वकामार्थसिद्धये ॥ ९४ ॥ गौतम्यां दंडकारण्ये स्नानं कृत्वा यथाविधि । नलान्वेषणकामेन दमयंत्या च पूजिता ॥ ९५ ॥ रुक्मिण्या च तथा स्नात्वा पूजिता कोकिका शिवा । विष्णोः परपुरवाप्त्यर्थं तच्च जातं न संशयः ॥ ९६ ॥ कुचैला मलिना दीना परकर्मरता तथा । एवं वंध्या काकवंध्या विवत्सा मृतवत्सका ॥९७॥

सर्वास्ताः फलभाजः स्युर्व्रतस्यास्य प्रभावतः । आयुरारोग्यमैश्वर्यं सुखं वृद्धिं यशः प्रजाम् ॥ ९८ ॥ सौभाग्यं सुंदरं रूपं नारी प्राप्नोति नान्यथा । एतद्व्रतं मया ख्यातं कार्यं वारत्रयं नृप ॥ ९९ ॥ तृतीयांते च विधिवत्कार्यमुद्यापनं शुभम् । एकस्माज्जायते द्रव्यं द्वितीयाल्लभते सुतान् । तृतीयाच्चापि सौभाग्यं प्राप्नुयान्नात्र संशयः ॥ १०० ॥ इति वराहपुराणे कोकिलाव्रतम् ॥

એવી રીતે શ્રાવણ શુદિ પૂર્ણિમા સુધી પૂજન કરવું. પછી સોનાની કોકિલાનું દાન કરી દેવું.[૭૯] જો તિલના લોટની કોયલ બનાવેલી હોય તો રોજ રોજ આવાહન અને વિસર્જન કરવું. (એટલે હમેશાં નવી કોકિલા કરવી.)[૮૦] હમેશાં વનમાં જઈ કોયલનો શબ્દ સાંભળવો. જે દિવસે તેનો શબ્દ સાંભળવામાં ન આવે તે દિવસે ઉપવાસ કરવો.[૮૧] 'હે કોકિલે! હે કાળા વર્ણવાળી! તમારો નિરંતર વનમાં વાસ છે, હું તમને નમસ્કાર કરું છું, આ અર્ઘ્ય ગ્રહણ કરો અને અતિ ઉત્તમ સૌભાગ્ય આપો.'[૮૨] એ મંત્ર ભણી અર્ઘ્ય આપવો. 'હે કોકિલે! તમે વસંત ઋતુમાં ઉત્પન્ન થાઓ છો અને વિંધ્યપર્વતમાં વસો છો. હે દેવિ! હવે નંદનવનમાં સુખેથી જાઓ.'[૮૩] એ મંત્રથી વિસર્જન કરવું. 'હે દેવિ! મને રૂપ આપો, ધન આપો, સર્વ સુખ આપો, પુત્રો આપો, યશ આપો, સૌભાગ્ય આપો અને સંપત્તિ આપો,'[૮૪] એટલું કહી હવિષ્યાન્નવડે રાત્રિએ ભોજન કરવું. એ પ્રમાણે એક માસ સુધી કરવું.[૮૫] માસ પૂરો થાય ત્યારે શ્રાવણ સુદિ પૂર્ણિમાને દિવસે ત્રાંબાનાં પાત્રમાં વસ્ત્ર, ધાન્ય અને ગોળસહિત કુંડલવાળી સોનાની કોયલ રાખવી ને જ્યોતિષી બ્રાહ્મણ વા ગોરને દક્ષિણાસહિત તેનું દાન કરવું. બે આષાઢ માસ આવે ત્યારે વિધવા અથવા સધવા જે સ્ત્રી આ પ્રમાણે કોકિલાવ્રત કરે છે, તેનું સાત જન્મ સુધી અખંડ સૌભાગ્ય રહે છે,[૮૬–૮૮] અને અંતે તે સૂર્ય જેવાં તેજસ્વી વિમાનમાં બેસી પાર્વતીના લોકમાં જાય છે. શ્રીભગવાન્ કહે છે–હે પાર્થ! પૂર્વે આ વ્રત વસિષ્ઠ મુનિએ કહ્યું,[૮૯] અને તેના કહેવા પ્રમાણે સઘળું કીર્તિમાલાએ કર્યું. તેને વસિષ્ઠના કહેવા પ્રમાણે સઘળું ફળ મળ્યું.[૯૦] હે યુધિષ્ઠિર! એ પ્રમાણે બીજી પણ સ્ત્રી ઉત્તમ કોકિલાવ્રત કરશે તેને સૌભાગ્યની પ્રાપ્તિ થશે.[૯૧] જે સ્ત્રી આ વ્રત કરતી નથી તે વનમાં સર્પિણી થાય છે. એક તરફ સઘળાં દાન અને એક તરફ કોકિલાવ્રત એ બન્ને બરાબર છે.[૯૨] પૂર્વે આદરથી અપ્સરાઓએ (આ વ્રત) કર્યું હતું અને ઋષિપત્નીઓએ (પણ) કર્યું હતું. શાપની મુક્તિમાટે અહલ્યાએ કોકિલાનું પૂજન કર્યું હતું,[૯૩] અરુંધતીએ પણ સ્નાન કરી કોકિલાનું પૂજન કર્યું હતું અને હે રાજા! સીતાએ પણ સર્વ કામોની અને અર્થની સિદ્ધિમાટે દંડકારણ્યમાં ગૌતમી નદીમાં સ્નાન કરી કોકિલાનું પૂજન કર્યું હતું. નલને શોધવામાટે દમયંતીએ તેનું પૂજન કર્યું હતું.[૯૪–૯૫] 'શ્રીકૃષ્ણ મારા પતિ થાય,' એવી ઇચ્છાથી રુકિમણીએ પણ સ્નાન કરી કોકિલાનું પૂજન કર્યું હતું, અને તે કાર્ય સિદ્ધ થયું હતું, એમાં સંશય નથી.[૯૬] ખરાબ વસ્ત્રવાળી, મેલી, નોકરી કરનારી, વાંઝણી, કાકવંધ્યા (જેને એક જ છોકરું થયું હોય), વિવત્સા અને જેણીનાં છોકરાં મરી જતાં હોય એવી સઘળી સ્ત્રીઓને આ વ્રતના પ્રભાવથી ફળ થાય છે. આ વ્રત કરવાથી આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય, સુખ, વૃદ્ધિ, યશ, પ્રજા, સૌભાગ્ય અને ઉત્તમ રૂપ પ્રાપ્ત થાય છે, પણ બીજી રીતે થતું નથી. હે યુધિષ્ઠિર! મેં જે તમને વ્રત કહ્યું તે ત્રણ વખત કરવું.[૯૭–૯૯] ત્રણ વ્રત પૂરાં થાય ત્યારે વિધિથી ઉદ્યાપન કરવું. પહેલાં વ્રતથી ધન મળે છે, બીજાં વ્રતથી પુત્રો થાય છે અને ત્રીજાં વ્રતથી સૌભાગ્ય મળે છે.[૧૦૦] એ પ્રમાણે વરાહપુરાણમાં કોકિલાવ્રત કહેલું છે.

## કોકિલાવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ उद्यापनविधिं ब्रूहि व्रतस्यास्य मम प्रभो । येन विज्ञातमात्रेण सौभाग्यं च भविष्यति ॥ १ ॥ श्रावणे पौर्णमास्यां तु शुक्लपक्षे विशेषतः । द्वितीयायामेकभक्तं दंतधावनपूर्वकम् ॥ २ ॥ उपवासस्य नियमं कृत्वा व्रतपरायणा । तृतीया पुण्यफलदा मध्याह्ने समुपोषिता ॥ ३ ॥ उपलिप्य शुचौ देशे मंडलं तत्र कारयेत् । अष्टदलं लिखेत्पद्मं चतुष्कोणं च भद्रकम् ॥ ४ ॥ कलशं वारिपूर्णं च पंचरत्नसमन्वितम् । तस्योपरि न्यसेत्पात्रं शूर्पबन्धैकविंशति ॥ ५ ॥ प्रत्येकं सप्तधान्यानां प्रस्थेनैकेन पूरयेत् । तदभावे तदर्धेन कुडवेनाथ नारद ॥ ६ ॥ ऊर्णापट्टयुगं कृष्णवर्णं दद्याच्च शक्तितः । तस्योपरि न्यसेद्देवीं कोकिलाप्रतिमां तथा ॥ ७ ॥ अत्र गंधप्रदानं च धूपदीपप्रदानकम् । नैवेद्यं मोदकान् दद्यात्पक्वान्नं घृतसंयुतम् ॥ ८ ॥ अर्घ्यं चैव प्रदातव्यं तांबूलं फलमुत्तमम् । रात्रौ जागरणं कार्यं वाद्यनृत्यप्रभूतकम् ॥ ९ ॥ पूजयित्वैकचित्तेन फलं प्राप्नोति चाक्षयम् । प्रभाते विमले तीर्थे स्नानं कृत्वा विधानतः ॥ १० ॥

(નારદ પૂછે છે)–* હે પ્રભો! આ વ્રતનું ઉદ્યાપન કહો, કે જે જાણવાથી સૌભાગ્ય પ્રાપ્ત થાય છે.[૧] શ્રાવણ માસના શુક્લ પક્ષમાં બીજને દિવસે એક વખત ભોજન કરવું, ત્રીજને દિવસે ઉપવાસ કરવો અને પૂર્ણિમાને દિવસે દાતણ કરી,[૨] વ્રતપરાયણ થઈ ઉપવાસનો નિયમ લેવો. પવિત્ર સ્થલમાં લીંપી તેમાં મંડલ કરાવવું.[૩]

* આ પૂછવું નારદનું છે એમ આગળ 'હે નારદ!' એ સંબોધન આવે છે, તે ઉપરથી સ્પષ્ટ થાય છે, પાછો ઉત્તર કોણે આપ્યો એ કાંઈ જણાતું નથી. માટે તે વ્રતાર્ક વગેરે ગ્રંથોમાંથી જાણી લેવું.

તેમાં અષ્ટદલ કમળ ચિતરવું, ચાર કોણાવાળું ભદ્રક આલેખવું,[૪] જળથી ભરેલા ઘડામાં પંચરત્ન નાખી તેની સ્થાપના કરવી, તેની ઉપર એક પાત્ર રાખવું અને પાસે બીજાં એકવીસ પાત્રો રાખવાં. એક એકમાં શેર શેર જેટલાં સાત ધાન્ય ભરવાં. તેમ ન બની શકે તો અર્ધો શેર વા કુડવ જેટલાં ધાન્ય ભરવાં.[૫-૬] શક્તિપ્રમાણે બે કાળાં ઊનનાં વસ્ત્રો ઢાંકવાં. તેની ઉપર કોકિલાની મૂર્તિની સ્થાપના કરવી.[૭] પછી ચંદન, ધૂપ, દીપ વગેરેથી પૂજન કરવું. લાડુ અને ઘીવાળાં રાંધેલાં અન્નનું નૈવેદ્ય કરવું,[૮] અર્ઘ્ય આપવો, તાંબૂલ અને ઉત્તમ ફલ આપવાં. રાતે જાગરણ કરવું, કેટલાંક વાજાં વગડાવવાં અને નૃત્ય પણ કરવું.[૯] એવી રીતે એકચિત્તથી પૂજા કરવાથી અક્ષય ફળ થાય છે. પ્રાતઃકાલમાં વિધિથી સ્નાન કરી વિધિથી દેવીનું પૂજન કરવું ને હોમ કરવો.[૧૦]

पूजयेद्विधिवद्देवीं होमं कुर्यात्तथा द्विज । तिलचंपकपुष्पैश्च तंडुलैर्घृतपायसैः ॥ ११ ॥ अष्टोत्तरशतं हुत्वा दुर्गामन्त्रैश्च वैदिकैः । कोकिलाप्रीतये ब्रह्मन् व्याहृतीनां शतत्रयम् ॥ १२ ॥ ब्राह्मणान्भोजयेत्पश्चात्सपत्नीकांश्च पंच च । अशक्तौ चैकयुग्मं च भोजयेच्च तथा गुरुम् ॥१३॥ त्रिस्त्रीभ्यश्च प्रदातव्यं घारिकापंचकं तथा । मोदकांश्च ससूत्रांश्च वंशपात्रसमन्वितान् ॥ १४ ॥ कृष्णवस्त्रसमायुक्तान् पक्वान्नेन प्रपूरितान् । सर्वोपस्करसंयुक्तांस्त्रिस्त्रीभ्यश्च प्रदापयेत् ॥१५॥ आचार्यं पूजयेद्भक्त्या गां कृष्णां च सवत्सकाम् । उपानहौ तथा शय्यां चामरं छत्रमेव च ॥१६॥ मुद्रिकां कर्णवेष्टे च चंदनं कुसुमानि च । सर्वं दद्याद्द्विजेन्द्राय सपत्नीकाय नारद ॥ १७ ॥ दापयेद्विधिवत्सर्वं ब्राह्मणाय कुटुंबिने । व्रतोपदिष्टदानं च भोजनं च सदक्षिणम् ॥ १८ ॥ ततो भुञ्जीत नैवेद्यं पुत्रपौत्रैः समन्विता । देवि चैत्ररथोत्पन्ने विंध्यपर्वतवासिनि ॥ १९ ॥ कोकिले पूजिते गच्छ विधिवत्सर्वकामदे । कारयेत्कोकिलां देवीं सौवर्णीं सर्वकामदाम् ॥ ३० ॥ रौप्यचरणचंचूभिरन्वितां नेत्रमौक्तिकाम् । पंचरत्नयुतां पृष्ठे चूतवृक्षसमाश्रिताम् ॥ २१ ॥ एवं या कुरुते राजन् कोकिलाव्रतमुत्तमम् । सर्वं प्राप्नोति सौभाग्यं पुत्रधान्यधनानि च । महाफलमवाप्नोति महामायाप्रसादतः ॥२२॥ इति वराहपुराणे कोकिलाव्रतोद्यापनं संपूर्णम् ॥

વેદમાં કહેલા દેવીમંત્રો ભણી તિલનાં અને ચંપાનાં પુષ્પો, તાંદુલ, ઘી અને ખીરની એકસો આઠ આહુતિ આપવી. કોકિલા દેવીને પ્રસન્ન કરવામાટે વ્યાહૃતિ ભણી ત્રણસો વખત આહુતિ આપવી.[૧૧-૧૨] પછી પાંચ સ્ત્રી પુરુષોનાં જોડાં જમાડવાં. જો તેટલી શક્તિ ન હોય તો આચાર્યને તથા તેમની પત્નીને જમાડવાં.[૧૩] પાંચ ધારવડાં, લાડવા, સૂત્ર, કાળું વસ્ત્ર, પકવાન તથા સઘળી સામગ્રી વાંસના પાત્રોમાં ભરી તે પાત્રો ત્રણ સ્ત્રીઓને આપવાં.[૧૪-૧૫] ભક્તિથી આચાર્યની પૂજા કરવી. વાછડાંવાળી કાળી ગાય, પગરખાં, શય્યા, ચામર, છત્ર, વીંટી, કાનના અલંકાર, ચંદન અને પુષ્પ આટલી વસ્તુ આચાર્યને તથા તેમની પત્નીને આપવી.[૧૬-૧૭] વ્રતમાં કહેલું દાન, ભોજન અને દક્ષિણા સઘળું બોહોળાં કુટુંબવાળા બ્રાહ્મણને વિધિથી આપવું.[૧૮] પછી પુત્ર પૌત્રોની સાથે નૈવેદ્યનું ભોજન કરવું. પછી 'હે દેવિ ! હે ચિત્રરથ વનમાં ઉત્પન્ન થયેલી ! હે કોકિલે ! હે સર્વ કામના પૂર્ણ કરનારી ! મેં આપની વિધિથી પૂજા કરી, હવે આપને સ્થાને પધારો.' એ મંત્ર ભણી વિસર્જન કરવું.[૧૯] રૂપાના પગ અને ચાંચવાળી, મોતીના નેત્રવાળી, પીઠમાં પાંચ રત્નવાળી અને આંબાના વૃક્ષ ઉપર બેઠેલી મનોહર સોનાની કોયલ કરાવવી.[૨૦-૨૧] એવી રીતે જે સ્ત્રી ઉત્તમ કોકિલાવ્રત કરે છે તેને પાર્વતીની કૃપાથી સઘળું સૌભાગ્ય, પુત્ર, ધન, ધાન્ય વગેરે ઉત્તમ ફળ મળે છે. એવી રીતે વરાહ પુરાણમાં કોકિલાવ્રતનું ઉદ્યાપન કહેલું છે.[૨૨]

---

## ૬ રક્ષાબંધન ( રાખડી બાંધવી )

अथ श्रावणपौर्णमास्यां रक्षाबंधनम् ॥ तत्रोक्तं हेमाद्रौ भविष्ये—युधिष्ठिर उवाच—रक्षाबंधविधानं मे किंचित्कथय केशव । दुष्टप्रेतपिशाचानां येनाधृष्यो भवेन्नरः ॥ १ ॥ सर्वरोगोपशमनं सर्वाशुभविनाशनम् । सकृत्कृतेनाब्दमेकं येन रक्षा कृता भवेत् ॥ २ ॥ श्रीकृष्ण उवाच—शृणु पांडवशार्दूल इतिहासं पुरातनम् । इंद्राण्या यत्कृतं पूर्वं शक्रस्य जयवृद्धये ॥ ३ ॥ दैवासुरमभूद्युद्धं पुरा द्वादशवार्षिकम् । तत्रासुरैर्जितः शक्रः सह सर्वैः सुरोत्तमैः ॥ ४ ॥ बृहस्पतिमुपामंत्र्य इदं वचनमब्रवीत् । न स्थातुं चैव शक्नोमि न गंतुं तैरभिद्रुतः ॥ ५ ॥ सर्वथा योद्धुमिच्छामि यद्भाव्यं तद्भविष्यति । श्रुत्वा सुरपतेर्वाक्यं बृहस्पतिरथाब्रवीत् ॥ ६ ॥

શ્રાવણ શુદિ પૂર્ણિમાને દિવસે રક્ષા ( રાખડી ) બંધન કરવું એમ હેમાદ્રિમાં અને ભવિષ્યપુરાણમાં કહેલું છે. યુધિષ્ઠિર કહે છે—હે કેશવ ! જેથી દુષ્ટ પ્રેત અને પિશાચો, મનુષ્યને દુઃખ દઇ શકતાં નથી અને જે એક વખત રક્ષાબંધન કરવાથી મનુષ્યોના એક વર્ષ સુધી સઘળા રોગોનો નાશ થાય છે અને અશુભનો પણ નાશ થાય છે, એવાં રક્ષબંધનનો પ્રકાર કહો.[૧-૨] શ્રીકૃષ્ણ કહે છે—હે યુધિષ્ઠિર ! પૂર્વે ઇંદ્રના જયમાટે ઇંદ્રાણીએ જે રક્ષાબંધન કર્યું હતું તેનો પુરાતન ઇતિહાસ હું કહું છું તે સાંભળો.[૩] પૂર્વે દેવોનું અને દૈત્યોનું બાર વર્ષ સુધી યુદ્ધ થયું હતું. તેમાં દૈત્યોએ ઇંદ્રને અને બીજા સર્વ દેવોને જિતી લીધા. ત્યારે બૃહસ્પતિની પાસે ઇંદ્રે કહ્યું કે મારાથી અહીં ઉભા રહેવાય તેમ નથી અને દૈત્યો મારી પછવાડે દોડે છે તેથી હું નાસી શકું તેમ પણ નથી, જેમ થવાનું હોય તેમ થાઓ, પણ હું તો યુદ્ધ

કરવા જ ઇચ્છું છું. એવાં ઇંદ્રનાં વચનો સાંભળી બૃહસ્પતિ બોલ્યા-૪-૬

बृहस्पतिरुवाच-न कालो विक्रमस्याय त्यज कोपं पुरंदर । देशकालविहीनानि कार्याणि विपरीतवत् ॥ ७ ॥ क्रियमाणानि दुष्यंति सोऽनर्थः सुमहान्भवेत् । तयोः संवदतोरेवं शची प्राह सुरेश्वरम् ॥ ८ ॥ अद्य भूतदिनं देव प्रातः पर्व भविष्यति । अहं रक्षां विधास्यामि येनाजेयो भविष्यसि ॥ ९ ॥ इत्युक्त्वा पौर्णमास्यां सा पौलोमी कृतमंगला। बबंध दक्षिणे पाणौ रक्षापोटलिकां ततः ॥१०॥ बद्धरक्षस्ततः शक्रः कृतस्वस्त्ययनो द्विजैः । आरुह्यैरावतं नागं निर्जगाम सुरारिहा ॥११॥ दुद्राव दानवानीकं क्षणात्काल इव प्रजाः । शक्रस्तु विजयी भूत्वा पुनरेव जगत्त्रये ॥ १२ ॥ एष प्रभावो रक्षायाः कथितस्ते युधिष्ठिर । जयदः सुखदश्चैव पुत्रारोग्यधनप्रदः ॥ १३ ॥

બૃહસ્પતિ કહે છે-હે ઇંદ્ર! આજ પરાક્રમનો સમય નથી, માટે ક્રોધ છોડી દ્યો. દેશ અને કાલાવનાનાં કાર્યો અવળાં પડે છે અને આપણું પણ તેમ થવાથી મોટો અનર્થ થાય તેમ છે. એ પ્રમાણે બન્ને વિચાર કરતા હતા તેટલામાં ઇંદ્રાણી ઇંદ્રને કહેવા લાગી;૭-૮ હે દેવ! આજ ચતુર્દશી છે અને કાલે પૂર્ણિમા થશે, ત્યારે કાલે હું આપને રક્ષા બાંધીશ જેથી આપને કોઇ જિતી શકશે નહીં.૯ એટલું કહી પૂર્ણિમાને દિવસે મંગલ કરી, ઇંદ્રાણીએ ઇંદ્રના જમણા હાથમાં રક્ષાની પોટલી બાંધી, પછી બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા; તે પછી ઐરાવત હાથી ઉપર બેસી, દૈત્યોનો નાશ કરનાર ઇંદ્ર, કાળ જેમ પ્રજા સામે દોડે છે તેમ દૈત્યોનાં સૈન્ય સામો દોડ્યો અને સઘળા દૈત્યોને જિતી ફરીથી ત્રણે લોકો પોતાને હાથ કર્યા. હે યુધિષ્ઠિર! જય આપનારો, સુખ આપનારો અને પુત્રને, આરોગ્યને અને ધનને આપનારો આ રક્ષાનો પ્રભાવ મેં તમને કહી સંભળાવ્યો.૧૦-૧૩

युधिष्ठिर उवाच- क्रियते केन विधिना रक्षाबंधः सुरोत्तम । कस्मिंस्तिथौ कदा देव ह्येतन्मे वक्तुमर्हसि ॥ १४ ॥ यथा हि भगवन्देव विचित्राणि प्रभाषसे । तथा तथा न मे तृप्तिर्बह्वर्थाः शृण्वतः कथाः ॥ १५ ॥ कृष्ण उवाच- संप्राप्ते श्रावणे मासि पौर्णमास्यां दिनोदये । स्नानं कुर्वीत मतिमान् श्रुतिस्मृतिविधानतः ॥ १६ ॥ ततो देवान्पितॄंश्चैव तर्पयेत्परमांभसा । उपाकर्मादि चैवोक्तमृषीणां चैव तर्पणम् ॥ १७ ॥ कुर्वीत ब्राह्मणैः सार्धं वेदानुद्दिश्य शक्तितः । शूद्राणां मंत्ररहितं स्नानं दानं च शस्यते ॥ १८ ॥ ततोऽपराह्णसमये रक्षापोटलिकां शुभाम् । कारयेदक्षतैःस्तद्वत्सिद्धार्थैर्हेमचर्चितैः ॥ १९ ॥ कार्पासैः क्षौमवस्त्रैर्वा विचित्रैर्मलवर्जितैः । विचित्रतंतुग्रथितां स्थापयेद्भाजनोपरि ॥ २० ॥ कार्या गृहस्य रक्षा गोमयरचितैः सुवृत्तमंडलकैः। दूर्वावर्णकसहितैश्चित्रैर्दुरितोपशमनाय ॥ २१ ॥ उपलिप्ते गृहदेशे दत्तचतुष्के न्यसेत्कुंभम् । पीठस्योपरि निविशेद्राजामात्यैर्युतश्च सुमुहूर्ते ॥ २२ ॥ वेश्याजनेन सहितो मंगलशब्दैः समुच्छ्रितैश्चिह्नैः । रक्षाबंधः कार्यः प्रशांतिदः सर्वविघ्नानाम् ॥ २३ ॥ देवद्विजातिशस्तान्वस्त्रैरक्षाभिरर्चयेत्प्रथमम् । तद्वत् पुरोधा नृपते रक्षां बध्नीत मन्त्रेण ॥ २४ ॥ येन बद्धो बली राजा दानवेन्द्रो महाबलः । तेन त्वामभिबध्नामि रक्षे मा चल मा चल ॥ २५ ॥ ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैः शूद्रैरन्यैश्च मानवैः । कर्तव्यो रक्षिकाबंधो द्विजान् संपूज्य भक्तितः ॥ २६ ॥ अनेन विधिना यस्तु रक्षाबंधं समाचरेत् । स सर्वदोषरहितः सुखी संवत्सरं भवेत् ॥ २७ ॥ इति भविष्योत्तरे रक्षाबंधनपौर्णमासीव्रतम् ॥ अयं रक्षाबंधो भद्रायां न कार्यः । भद्रायां द्वे न कर्तव्ये श्रावणी फाल्गुनी तथा । श्रावणी नृपतिं हंति ग्रामं दहति फाल्गुनी-इति वचनात् ॥

યુધિષ્ઠિર કહે છે-હે શ્રીકૃષ્ણ! રક્ષાબંધન કયે પ્રકારે, કયે દિવસે ને કયે વખતે કરવું તે કહો. હે દેવ! હે ભગવન્! આપ જેમ જેમ ઘણા અર્થવાળી સુંદર કથા કહો છો તેમ તેમ તે કથાઓ સાંભળીને મને તૃપ્તિ થતી નથી.૧૪-૧૫ શ્રીકૃષ્ણ કહે છે-શ્રાવણ માસની પૂર્ણિમાને દિવસે પ્રાતઃકાલમાં શ્રુતિમાં અને સ્મૃતિમાં કહેલા વિધિથી સ્નાન કરવું. તે પછી જળથી દેવોનું અને પિતૃઓનું તર્પણ કરવું. વેદને ઉદ્દેશીને શક્તિ પ્રમાણે બ્રાહ્મણોની સાથે ઉપાકર્મ વગેરે ઋષિતર્પણ કરવું. શૂદ્રોએ મંત્ર રહિત સ્નાન અને દાન કરવું એ ઉત્તમ છે.૧૬-૧૮ મધ્યાહ્ન પછી વિચિત્ર અને સ્વચ્છ સૂતર વા રેશમની રક્ષાપોટલી કરાવવી. તેમાં અક્ષત અને સર્ષવ પણ બાંધવા, અને સોનેરી (તાર)થી શોભા કરવી. એ રક્ષાપોટલી પાત્ર ઉપર રાખવી. અમંગલના નાશમાટે છાણનાં કરેલાં મંડલવડે, દૂર્વા અને વર્ણકથી ઘરની શાંતિ કરવી. ઘરના એક ભાગમાં છાણથી લીંપી તેમાં સાથીઓ કાઢી તેની ઉપર કુંભની સ્થાપના કરવી. તે પછી શુભ મુહૂર્તમાં, રાજાએ મંત્રીઓની સાથે પાટલા ઉપર બેસવું. વેશ્યાઓની પાસે 'જય જય' એવા શબ્દો કહેરાવવા અને બીજાઓએ પણ એ શબ્દો કહેવા. આ વખતે રાજાને રક્ષા બાંધવી, જેથી સર્વ વિઘ્નો શાંત થાય છે. રાજાના પુરોહિતે પ્રથમ તો દેવની, બ્રાહ્મણની અને શિષ્ટોની રક્ષાબંધનવડે અને વસ્ત્રોવડે પૂજા કરી, નીચેનો મંત્ર ભણી રાજાને રાખડી બાંધવી.૧૯-૨૪ 'હે રક્ષે! જેણે મહાબળવાન્ દૈત્યરાજ બલિને બાંધી લીધો હતો, તેથી હું તુંને બાંધું છું માટે થોડી પણ ચલાયમાન થઇશ નહીં.૨૫ પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને બીજા પણ સર્વેએ ભક્તિથી બ્રાહ્મણોની પૂજા કરી રક્ષાબંધન કરવું. જે માણસ આ પ્રકારે રક્ષાબંધન કરે છે તે સર્વ દોષરહિત થઇ આખું વર્ષ સુખી થાય છે.૨૬-૨૭ એવી

રીતે ભવિષ્યોત્તરપુરાણમાં રક્ષાબંધન કહેલું છે. આ રક્ષાબંધન ભદ્રામાં કરવું નહીં. 'શ્રાવણીનું કાર્ય (રક્ષાબંધન) અને ફાગણ માસની પૂર્ણિમાનું કાર્ય (હોલિકા દીપન) આ બન્ને કાર્યો ભદ્રામાં કરવાં નહીં; કેમકે ભદ્રામાં રક્ષાબંધન કરવાથી રાજાનો નાશ થાય છે અને હોલિકા પ્રગટવાથી ગામનો દાહ થાય છે.' એવું વચન છે.

## ૭ ઉમામહેશ્વરવ્રત

अथ भाद्रपदपौर्णमास्यां उमामहेश्वरव्रतं शिवरहस्ये। राजोवाच– भगवन्मुनिशार्दूल व्रतमेकं वदस्व मे। सांगे यस्मिन्व्रते चीर्णे सर्वान्कामानवाप्नुयात् ॥ १ ॥ गौतम उवाच– उमामहेश्वरं नाम व्रतमस्ति व्रतोत्तमम्। मासि भाद्रपदे शुक्ले पौर्णमास्यां प्रयत्नतः ॥ २ ॥ तद्व्रतं कार्यमनघैर्ब्राह्मणाद्यैर्विधानतः। भाद्रशुक्लचतुर्दश्यां प्रातः स्नात्वा विधानतः॥३॥ शिवं संपूज्य विधिवत् शैवानप्यतियत्नतः। शिवं ध्यात्वा जगद्वंद्यं सोमं सोमार्धशेखरम् ॥ ४ ॥ कृतांजलिपुटो भूत्वा मंत्रमेतं पठेन्नरः। श्वः करिष्ये व्रतं यत्नादुमामहेश्वराभिधम् ॥ ५ ॥ आज्ञां देहि महादेव सोम सोमार्धशेखर। इति विज्ञाप्य वै देवं पुनः संपूज्य यत्नतः ॥६॥ मध्याह्नेऽपि महादेवमर्चयेन्नियतो व्रती। ततो देवानृषीन्सर्वानभ्यर्च्य विधिवन्नृप ॥ ७ ॥ हविष्याशी शिवं सायं पूजयेद्विधिपूर्वकम्। निद्रा कार्या यथायोगं महादेवस्य सन्निधौ ॥८॥ उत्थाय पश्चिमे यामे महादेवं ततः स्मरेत्। ततः शौचादिकं सर्वं निर्वर्त्य प्रीतमानसः ॥ ९ ॥ स्नानं कुर्याद्यथायोगं यथाशास्त्रं यथाक्रमम्। परिधाय ततो वस्त्रं क्षालितं शुभमक्षतम् ॥ १० ॥

ભાદરવા શુદિ પૂર્ણિમાને દિવસે ઉમામહેશ્વરનું વ્રત કરવું એમ શિવરહસ્યમાં કહેલું છે. રાજા કહે છે–હે ભગવન્! હે મુનિશ્રેષ્ઠ! જે વ્રત, વિધિસહિત કરવાથી સર્વ કામના સિદ્ધ થાય એવું વ્રત મને કહો.[૧] ગૌતમ કહે છે–ઉમામહેશ્વર નામનું અતિ ઉત્તમ વ્રત છે. એ વ્રત પવિત્ર બ્રાહ્મણ વગેરેએ ભાદરવા શુદિ પૂર્ણિમાને દિવસે વિધિથી કરવું. ભાદરવા શુદિ ચૌદશને દિવસે પ્રાતઃકાલમાં વિધિથી સ્નાન કરી, મહાદેવનું તથા તેના ભક્તોનું પૂજન કરી, હાથ જોડી 'જેના મુકુટમાં અર્ધચંદ્ર છે અને જે જગતને વંદવા યોગ્ય છે,' એ પ્રમાણે મહાદેવનું તથા પાર્વતીનું ધ્યાન કરી, 'હે મહાદેવ! હે પાર્વતીસહિત! હે મુકુટમાં અર્ધચંદ્રવાળા! કાલે હું ઉમામહેશ્વર નામનું વ્રત કરીશ, તેની મને આજ્ઞા આપો,'[૫] એ મંત્રથી મહાદેવની પાસેથી આજ્ઞા માગી તેની વિધિથી પૂજા કરવી. મધ્યાહ્ન વખતે પણ વિધિથી શંકરનું પૂજન કરવું. અને સઘળા દેવોનું તથા ઋષિઓનું પણ પૂજન કરવું.[૨–૭] પછી હવિષ્યાન્નનું ભોજન કરવું. સાયંકાલે પણ વિધિથી મહાદેવનું પૂજન કરવું. રાતે મહાદેવની પાસે યોગ્ય રીતે નિદ્રા લેવી.[૭–૮] એક પહોર રાત્રિ રહે ત્યારે ઉઠી મહાદેવનું સ્મરણ કરવું. પછી દિશા વગેરેથી નિવૃત્ત થઈ સઘળું કાર્ય કરી,[૯] પ્રસન્ન મનથી શાસ્ત્રમાં કહેલા વિધિથી ક્રમ પ્રમાણે બરાબર સ્નાન કરવું. પછી નહીં ફાટેલું, ધોયેલું ને પવિત્ર વસ્ત્ર પહેરવું.[૧૦]

उद्धूलनं ततः कार्यं त्रिपुंड्रं च यथाक्रमम्। रुद्राक्षधारणं कार्यं संध्या कार्या ततः परम् ॥ ११ ॥ ततः शिवार्चनं कार्यं बिल्वपत्रादिभिर्नरैः। ततो होमोऽपि कर्तव्यः शिवप्रीत्यर्थमादरात् ॥ १२ ॥ ततः परं नियमनं प्रणमेत्सोममव्ययम्। सग्रंथि कुशपिंजूलं ततः संपाद्यमादरात् ॥१३॥ एवं पंचदशग्रंथिदोरकं कुंकुमान्वितम्। संपादनीयं यत्नेन व्रतनिष्ठैरनाकुलैः ॥ १४ ॥ उमामहेश्वरं चैव सौवर्णं प्रतिमाद्वयम्। संपादनीयं यत्नेन राजतं वा मनोहरम् ॥१५॥ पलादूनं न कर्तव्यं प्रतिमाद्वयमुत्तमम्। अधिकं चेद्यथाशक्ति कर्तव्यमतियत्नतः ॥ १६ ॥ सौवर्णो राजतो वापि ताम्रो वा मृन्मयो नवः। संपादनीयो यत्नेन प्रयतैर्व्रततत्परैः ॥ १७ ॥ ततः सदर्भपिंजूले वस्त्रयुग्मार्चिते शुभे। पृथक् पृथक् स्थापनीयं कलशे प्रतिमाद्वयम् ॥१८॥ आपोहिष्ठादिभिर्मन्त्रैस्तथा त्र्यंबकैरपि। अभिषिच्य प्रयत्नेन पूजयेत्प्रतिमाद्वयम् ॥ १९ ॥ शिवस्थानं ततो गच्छेत्तोरणाद्यैरलंकृतम्। ततः षोडशके पद्मे बहिरंतश्चतुर्गुणे ॥ २० ॥ अलंकृते स्वस्तिकाद्यैः स्थापयेत् कलशं नवम् ॥

ભસ્મ ચોળવી અને ત્રિપુંડ્ર કરવું ને રુદ્રાક્ષની માળા પહેરી સંધ્યા કરવી.[૧૧] પછી બીલીનાં પત્રવડે શિવપૂજન કરવું. શિવને પ્રસન્ન કરવામાટે આદરથી હોમ કરવો. પછી અવિનાશી શંકરને અને પાર્વતીને પ્રણામ કરવા.[૧૨] તે પછી ગાંઠવાળા દર્ભના અગ્ર આદરથી મેળવવા, ધીરજ રાખી, પ્રયાસ કરીને પણ પંદર ગાંઠવાળો અને કંકુવાળો દોરો મેળવવો.[૧૩–૧૪] મહાદેવની અને પાર્વતીની સોનાની વા રૂપાની મૂર્તિ કરાવવી.[૧૫] બન્ને મૂર્તિ માટે સોનું વા રૂપું એક પલથી ઓછું લેવું નહીં, તેથી અધિક તો પોતાની શક્તિ પ્રમાણે લેવું.[૧૬] સોનાનો, રૂપાનો, ત્રાંબાનો વા માટીનો નવો ઘડો પ્રયાસ કરીને પણ મેળવવો.[૧૭] પછી દર્ભના અગ્રભાગવાળા અને બે વસ્ત્રવાળા તે ઘડામાં પાર્વતી અને શંકરની જૂદી જૂદી સ્થાપના કરવી.[૧૮] 'આપોહિષ્ઠા' વગેરે મંત્રોવડે અને મહાદેવના મંત્રોવડે અભિષેક કરી બન્ને મૂર્તિઓની પૂજા કરવી.[૧૯] પછી તોરણ વગેરેથી શોભાવેલાં શિવાલયમાં જવું ત્યાં અંદર અને બહાર સ્વસ્તિક (સાથીઆ) વગેરેથી શોભાવેલા ચોગણાં ષોડશ દલ કમલ ઉપર નવા ઘડાની સ્થાપના કરવી.[૨૦] પછી મહાદેવનું ધ્યાન કરવું કે,

ध्यायेत्ततो महादेवमुमादेहार्धधारिणम् ॥ २१ ॥ मुक्तामालापरीतांगं दुकूलपरिवेष्टितम् । पंचाननमुमाकांतममलेंदुरविप्रभम् ॥ २२ ॥ चंद्रार्धशेखरं नित्यं जटामुकुटमंडितम् । त्रिपुंड्रलेखाविलसद्भालभागमनामयम् ॥ २३ ॥ भस्मोद्धूलितसर्वांगं रुद्राक्षाभरणान्वितम् । मंदस्मितमनाधारमाधारं जगतां प्रभुम् ॥ २४ ॥ देवैरनंतैरनिशं स्तूयमानमनेकधा । देवात्मकं देववर्यं विष्णुब्रह्मादिवंदितम् ॥ २५ ॥ विष्णुनेत्रान्वितारक्तपादपंकजमुत्तमम् । अप्रतिद्वंद्वमद्वंद्वं सर्वदेवारकार्चितम् ॥ २६ ॥ सर्वोत्तममनाद्यंतं सर्वदेवनिवेदितम् । सत्यं शुद्धं परं ब्रह्म पुरुषं कृष्णपिंगलम् ॥ २७ ॥ ऊर्ध्वकेशं विरूपाक्षं विश्वरूपं चिदात्मकम् । निष्कलं निर्गुणं शांतं निरवद्यं निरंजनम् ॥ २८ ॥ अप्रमेयं जगत्सृष्टिस्थितिसंहारकारणम् । विश्वबाहुं विश्वपादं विश्वाक्षं विश्वसंभवम् ॥ २९ ॥ विश्वं नारायणाराध्यमक्षरं परमं पदम् । विश्वतः परमं नित्यं विश्वस्येशमनामयम् ॥ ३० ॥

જેના અર્ધ શરીરમાં પાર્વતી બિરાજે છે, જેણે મોતીઓની માળા ને રેશમી વસ્ત્ર પહેરેલાં છે, જેને પાંચ મુખ છે, જે પાર્વતીના પતિ છે, અગ્નિ, ચંદ્ર અને સૂર્યના જેવી જેની કાંતિ છે, જેના મુકુટમાં અર્ધ ચંદ્ર છે, જે જટાવડે શોભે છે, જેનું ભાલ ત્રિપુંડ્રથી શોભે છે, જે બાધારહિત છે, જેના સઘળા અંગમાં ભસ્મ ચોપડેલી છે, જેને રુદ્રાક્ષના અલંકાર ધર્યા છે; જેનું હસવું સુંદર છે, જે આધારરહિત છે, જે જગતના આધાર છે અને સમર્થ છે, અનેક દેવોએ અનેક પ્રકારે જેની સદા સ્તુતિ કરેલી છે, જે દેવરૂપ છે, વિષ્ણુ અને બ્રહ્મા વગેરે દેવો જેની વંદના કરે છે, જેનાં ચરણકમળનાં વિષ્ણુ દર્શન કરે છે, જે અતિ ઉત્તમ છે, જે દ્વંદ્વરહિત છે, સર્વ દેવો જેની પૂજા કરે છે, જે સર્વથી ઉત્તમ છે, જે આદિ–અંતરહિત છે, સર્વ દેવોને માનવા યોગ્ય છે, સત્ય છે, શુદ્ધ છે, પર છે, બ્રહ્મ છે, પુરુષ છે, કૃષ્ણપિંગલ છે, ઊંચા કેશવાળા છે, ત્રણ નેત્રવાળા છે, જગદ્રૂપ છે, ચિત્સ્વરૂપ છે, નિષ્કલ છે, નિર્ગુણ છે, શાંત છે, દોષરહિત છે, નિરંજન છે, પ્રમાણરહિત છે, જગતને ઉત્પન્ન કરનાર, રક્ષણ કરનાર અને સંહાર કરનાર છે, વિશ્વબાહુ છે, વિશ્વપાદ છે, વિશ્વનેત્ર છે, જગતને ઉત્પન્ન કરનાર છે, વિશ્વરૂપ છે, નારાયણને આરાધવા યોગ્ય છે, અક્ષર છે, પરમપદ છે, જગતથી પર છે, નિત્ય છે, જગતના ઈશ છે અને અનામય છે;૨૧–૩૦

एवं ध्यात्वा महादेवं सर्वदेवोत्तमोत्तमम् । ध्यायेत्ततः परं गौरीमादिविद्यामनामयीम्॥३१॥लक्ष्मीसेवितपादाब्जां शचीसेवितपादुकाम् । सरस्वत्यादिभिर्नित्यं स्तूयमानपदांबुजाम् ॥ ३२ ॥ अधरोष्ठाधरीभूतपक्वबिंबफलामुमाम् । मुखकांतिकलोपेतां पूर्णचंद्राननामयाम् ॥ ३३ ॥ तिरस्कृतालिमालां तामलकावलिभिः सदा । पीनवक्षोजनिर्धूतचक्रवाकवरांगनाम् ॥ ३४ ॥ नित्यं तिरस्कृतांभोजां नयनाभ्यामनिंदिताम् । सीमंतधिक्कृताशेषकामभल्लामहर्निशम् ॥ ३५ ॥ भ्रुकुटीधिक्कृताशेषशरावापामनाकुलाम् । बाहुनालकरोद्भूतहेमपद्मां विलासिनीम् ॥ ३६ ॥ रोमावलीतिरोभूतभ्रमद्भ्रमरनालिकाम् । नाभिरंध्रतिरोभूतजलावर्तांछवर्तुलाम् ॥ ३७ ॥ उत्तमोरुतिरोभूतरंभास्तंभां शुभावहाम् । पादयुग्मप्रभाकांतिनिर्जितारुणपंकजाम् ॥ ३८ ॥ ब्रह्मेंद्रोपेंद्रजननीं महेशार्धांगभागिनीम् । महेशाश्लिष्टवामांगां वरदाभयदां सदा ॥ ३९ ॥ प्रसन्नवदनां शांतां स्मितपूर्वाभिभाषिणीम् । पूर्णचंद्रदुकूलाढ्यां नानाभरणभूषिताम् ॥४०॥ स्तूयमानां सदा देवैर्यज्ञैर्दानैश्च कोटिशः । एवं ध्यात्वा ततः सम्यगुपचारान् प्रकल्पयेत् ॥ ४१ ॥

એવી રીતે સર્વ દેવોમાં ઉત્તમ મહાદેવનું ધ્યાન કરી પાર્વતીનું ધ્યાન કરવું કે જે આદિ વિદ્યારૂપ છે, જે બાધારહિત છે, લક્ષ્મી જેના ચરણકમળની સેવા કરે છે, ઇંદ્રાણી જેની પાદુકાની સેવા કરે છે, સરસ્વતી વગેરે જેનાં ચરણકમળની સ્તુતિ કરે છે, જેનો અધરોષ્ઠ પાકેલાં તિંડોરાંથી પણ ઉત્તમ છે, જેનાં મુખની કાંતિ સુંદર છે, જેનું મુખ પૂર્ણ ચંદ્ર જેવું છે, જે કેશથી ભ્રમરોની માળાનો પણ તિરસ્કાર કરે છે, જે મોટાં મોટાં સ્તનોથી ચક્રવાકીનો પણ તિરસ્કાર કરે છે, નેત્રવડે કમળનો તિરસ્કાર કરે છે, જે પવિત્ર છે, જેણે સેંથાથી સઘળાં કામદેવનાં ભાલાંનો તિરસ્કાર કર્યો છે, જે ભ્રુકુટિથી સઘળાં કામનાં ધનુષનો તિરસ્કાર કરે છે, જે ધૈર્યસહિત છે, જે હાથવડે સોનાનાં કમળોનો તિરસ્કાર કરે છે, જે વિલાસવાળાં છે, જેણે રોમાવલી (રુવાડાંની પંક્તિ)થી ભ્રમરોની પંક્તિને છૂપાવી દીધી છે, સુંદર નાભિવડે જેણે જલાવર્ત (જલની ઘુમરીઓ) છૂપાવી દીધી છે, જેણે ઉત્તમ સાથળથી કેળના થાંભલાને ઢાંકી દીધા છે, જેણે બે ચરણોની કાંતિથી લાલ કમળને જીતી લીધાં છે, જે બ્રહ્મા, ઇંદ્ર અને ઉપેંદ્રને પણ ઉત્પન્ન કરનારાં છે, જે મહાદેવનું અર્ધું અંગ ભોગવે છે, જેણે મહાદેવના ડાબા અંગનું આલિંગન કર્યું છે, જે વર અને અભય આપનારાં છે, જે પ્રસન્ન મુખવાળાં છે, જે શાંત છે, જે હસીને બોલનારાં છે, જે પૂર્ણચંદ્ર જેવાં સ્વચ્છ કપડાં પહેરે છે, જે નાના પ્રકારના આભરણોથી શોભિત છે, દેવો સદા જેની સ્તુતિ કરે છે, અને જેને પ્રસન્ન કરવા માટે કરોડો યજ્ઞો થાય છે અને દાનો દેવાય છે;' એવી રીતે ધ્યાન કરી સારી રીતે સામગ્રી એકઠી કરવી, અને પુષ્પ એકઠાં કરવાં.૩૧–૪૧

ततः पुष्पाणि संगृह्य शिवमावाहयेच्छिवाम् । महादेव दयासिंधो विष्णुब्रह्मादिवंदित।आवाहयामि देवं त्वां प्रसीद

परमेश्वर ॥ ४२ ॥ लक्ष्म्यादिदेववनितापरिसेवितपादुके । आवाहयामि देवि त्वां प्रसीद परमेश्वरि ॥ ४३ ॥ गृहाण सोम विश्वात्मन्नासनं रत्ननिर्मितम् । अनंतासन विश्वेश करुणासागर प्रभो ॥ ४४ ॥ इमे सोमधराश्लिष्टे सोमार्धकृतशेखरे । नानारत्नसमाकीर्णमासनं प्रतिगृह्यताम् ॥ ४५ ॥ पाद्यं गृहाण गौरीश हेमपात्रस्थितं नवम् । गृहाण देवदेवेशि वेदवेदांतसंस्तुते ॥ ४६ ॥ अर्घ्यं गृहाण देवेश सपुष्पं गंधसंयुतम् । शिवानंतगुणग्राम सर्वाभीष्टप्रदायक ॥ ४७ ॥ गृहाणार्घ्यं शिवे नित्ये सर्वावयवशोभिनि । शिवप्रिये शिवाकारे नित्यं भक्तवरप्रदे ॥ ४८ ॥ गृहाणाचमनं शंभो शुचिर्भूत शुचिप्रिय । गृहाणाचमनं देवि शुचिर्भूते शुचिप्रिये ॥ ४९ ॥ मधुपर्कं गृहाणेश सर्वदा मधुपर्कद । मधुपर्कप्रदानेन प्रीतो भव महेश्वर ॥ ५० ॥ मधुपर्कमिमं देवि स्वीकुरु प्रियशंकरे । मधुपर्कप्रदानेन प्रीता भव शुभोभने ॥ ५१ ॥

તે પછી 'હે મહાદેવ! હે દયાસિંધો ! હે વિષ્ણુ અને બ્રહ્મા વગેરે દેવોએ વંદિત ! હે પરમેશ્વર ! આપનું આવાહન કરું છું, આપ પ્રસન્ન થાઓ.' એ મંત્રથી મહાદેવનું અને 'લક્ષ્મી વગેરે દેવનારીઓએ જેનાં ચરણકમળ સેવાયલાં છે, એવાં હે પાર્વતિ! હું આપનું આવાહન કરું છું, આપ પ્રસન્ન થાઓ.' એ મંત્રથી પાર્વતીનું આવાહન કરવું.[૪૨] 'હે દેવિ! હે પરમેશ્વરિ ! લક્ષ્મી વગેરે દેવાંગનાઓ આપની પાદુકાની સેવા કરે છે, હું આપનું આવાહન કરું છું, (મુજપર) પ્રસન્ન થાઓ' એ મંત્ર ભણી પાર્વતીનું આવાહન કરવું.[૪૩] તે પછી 'હે સોમ ! હે વિશ્વાત્મન્ ! હે અનંતાસન ! હે વિશ્વેશ ! હે દયાસાગર ! હે પ્રભો ! આ રત્નના આસનનું ગ્રહણ કરો,' એમ કહી મહાદેવને આસન આપવું.[૪૪] અને 'હે પાર્વતિ ! હે મહાદેવને આલિંગન કરવાવાળી ! હે મુકુટમાં અર્ધચંદ્રવાળી ! (તમે) નાના પ્રકારનાં રત્નોનાં આસનનું ગ્રહણ કરો,' એમ કહીને પાર્વતાને આસન આપવું.[૪૫] 'હે પાર્વતીપતે ! હે દેવદેવેશ ! હે શિવે ! હે વેદ અને વેદાંતમાં સ્તુતિ કરાયલાં ! સોનાના પાત્રમાં રહેલા આ જળનું ગ્રહણ કરો.' એ મંત્રથી પાદ્ય આપવું.[૪૬] તે પછી 'હે દેવેશ ! હે શિવ ! હે અનંત ગુણવાળા ! હે સઘળાં વાંછિતને આપનાર ! ચંદન અને પુષ્પવાળા આ અર્ઘ્યનું ગ્રહણ કરો.'[૪૭] 'હે શિવે ! આપ નિત્ય છો, સર્વ અવયવોથી શોભો છો, મહાદેવને પ્રિય છો, શિવાકાર છો અને નિરંતર ભક્તોને વર આપો છો, આ અર્ઘ્યનું ગ્રહણ કરો'.[૪૮] 'હે શંભો ! આપ પવિત્ર છો અને પવિત્રપ્રિય છો. હે દેવિ ! આપ પવિત્ર છો અને પવિત્રપ્રિય છો, આ આચમનનું ગ્રહણ કરો,' એમ કહી આચમન કરાવવું.[૪૯] 'હે ઈશ ! આપ સદા મધુપર્ક આપનાર છો. હે મહેશ્વર ! આપને મધુપર્ક આપું છું તે ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ.'[૫૦] 'હે દેવિ ! આપને શંકર પ્રિય છે, હે સુંદરી ! આપને મધુપર્ક આપું છું, તેને ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ.' પછી મધુપર્ક આપવો.[૫૧]

शम्भो पंचामृतस्नानं स्वीकुरुष्व कृपानिधे । सर्वतीर्थमयं स्नानं नित्यशासनपावन ॥ ५२ ॥ शिवे पंचामृतस्नानं स्वीकुरुष्व कृपानिधे । सर्वतीर्थोत्तमे शुद्धे तीर्थराजनिषेविते ॥५३॥ शम्भो शुद्धोदकस्नानं स्वीकुरुष्व सुरोत्तम । प्रसीद परमं भक्तं पाहि मां करुणानिधे ॥५४॥ शिवे शुद्धोदकस्नानं स्वीकुरुष्व शिवप्रिये । प्रसीद देवि दीनं त्वं पाहि मां शरणागतम् ॥ ५५ ॥ सोत्तरीयं गृहाणेश दुकूलमिदमुत्तमम् । पाहि मां च कृपासिन्धो करुणाकर शंकर ॥ ५६ ॥ सोत्तरीयं गृहाणेदं दुकूलं शंकरप्रिये । प्रसीद पाहि मां दीनमनन्यशरणं शिवे ॥ ५७ ॥ उपवीतं गृहाणेश शम्भो सर्वामरोत्तम । उपवीतं गृहाणांबे शिवसंश्लिष्टविग्रहे ॥ ५८ ॥ गृहाण चन्दनं दिव्यं गन्धाढ्येन विराजितम् । प्रसीद पार्वतीनाथ शरणागतवत्सल ॥५९॥ गृहाण चन्दनं देवि चन्द्रभागविराजितम् । विश्वं विश्वात्मिके पाहि विश्वनाथप्रिये सदा ॥ ६० ॥ गृहाणाभरणानीश त्वं सर्वनिगमाश्रय । विश्वाभरण विश्वेश रत्नाभरणभूषित ॥ ६१ ॥

હે શંભો ! હે કૃપાનિધે ! આપ નિત્ય શાસન કરનાર અને પવિત્ર કરનાર છો. સર્વ તીર્થરૂપ પંચામૃત સ્નાનનું ગ્રહણ કરો.[૫૨] હે શિવે ! આપ કૃપાનાં ભંડાર છો, સર્વ તીર્થોથી ઉત્તમ છો, શુદ્ધ છો અને તીર્થરાજ પણ આપની સેવા કરે છે. એવાં તમે આ પંચામૃતસ્નાનનો સ્વીકાર કરો.[૫૩] હે શંભો ! હે સુરોત્તમ ! સ્નાનમાટે શુદ્ધોદકનો સ્વીકાર કરો, હે દયાનિધે ! પ્રસન્ન થાઓ અને હું તમારો પરમ ભક્ત છું, તેનું રક્ષણ કરો.[૫૪] હે શિવે ! હે શિવપ્રિયે! સ્નાનમાટે શુદ્ધોદકનો સ્વીકાર કરો. હે દેવિ ! પ્રસન્ન થાઓ અને હું કે જે શરણે આવેલો ને ગરીબ છું તેનું રક્ષણ કરો. તે પછી શુદ્ધોદકથી સ્નાન કરાવવું.[૫૫] 'હે ઈશ ! હે કૃપાસિંધો ! હે દયા કરનાર ! હે શંકર ! ઉત્તરીય સહિત આ ઉત્તમ રેશમી વસ્ત્રનું ગ્રહણ કરો ને મારું રક્ષણ કરો.[૫૬] હે પાર્વતિ ! ઉત્તરીય સહિત આ રેશમી વસ્ત્રનું ગ્રહણ કરો. હે શિવે ! પ્રસન્ન થાઓ અને હું ગરીબ છું અને જેને કોઈ પણ શરણ કરનાર નથી, તેનું રક્ષણ કરો.' તે પછી વસ્ત્ર પહેરાવવું.[૫૭] 'હે ઈશ ! હે શંભો ! હે સર્વ દેવોમાં ઉત્તમ ! આ ઉપવીતનું ગ્રહણ કરો.[૫૮] હે અંબ ! હે શિવની સાથે મળેલાં શરીરવાળી ! ઉપવીતનું ગ્રહણ કરો. તે પછી જનોઈ આપવું.[૫૯] 'હે પાર્વતીનાથ ! હે શરણે આવેલા ઉપર પ્રીતિ રાખનાર ! સુગંધી સુંદર ચંદનનું ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ. હે દેવિ ! હે વિશ્વરૂપે ! હે શંકરપ્રિયે ! કર્પૂરવાળાં ચંદનનું ગ્રહણ કરો અને સદા જગતનું પાલન કરો.' તે પછી ચંદન ચડાવવું.[૬૦]

'હે ઈશ ! આપ સર્વ વેદોના આશ્રય છો, જગતના અલંકારરૂપ છો, જગતના ઈશ છો અને રત્નોનાં આભરણોથી શોભાયમાન છો તેવા આપ આ અલંકારોનું ગ્રહણ કરો.'[६१]

गृहाणाभरणान्यंबे सर्वाभरणभूषिते । सर्वप्रिये जगद्वंद्ये जगदानंददे शिवे ॥ ६२॥ गृहाण बिल्वपत्राणि सपुष्पाणि महेश्वर । सुगंधीनि भवानीश शिव त्वं कुसुमप्रिय ॥ ६३ ॥ गृहाण बिल्वपत्राणि सामोदानि शिवप्रिये । सुगंधबिल्वमंदारमालिकासमलंकृते ॥ ६४ ॥ दशांगं गुग्गुलं धूपं सगोघृतमनुत्तमम् । गृहाण पार्वतीनाथ घ्राणतर्पणमादरात् ॥ ६५ ॥ दशांगं गुग्गुलं धूपं सगोघृतमनुत्तमम् । गृहाण भक्तवरदे लक्ष्मीदेवादिसेविते ॥ ६६ ॥ साज्यं त्रिवर्तिसंयुक्तं दीपं शर्व शिवापते । गृहाणानंतसूर्याग्निचंद्रप्रभ नमोऽस्तु ते ॥ ६७ ॥ साज्यं त्रिवर्तिसंयुक्तं दीपमीशानवल्लभे । गृहाण चन्द्रसूर्याग्निमंडलाधिकसुप्रभे ॥ ६८ ॥ शम्भो गोघृतसंयुक्तं परमान्नं मनोहरम् । सशर्करं गृहाणांबे परमान्नप्रदायिनि ॥ ६९ ॥ शम्भो गृहाण गन्धाढ्यमिदमाचमनीयकम् । कृताचमन देवेश स्वतःशुद्ध शिवापते ॥७०॥ शिवे गृहाण गन्धाढ्यमिदमाचमनीयकम् । शुद्धे शुद्धिप्रदे देवि शिवभूषितविग्रहे ॥ ७१ ॥

હે અંબ ! આપ સર્વ અલંકારોથી શોભાયમાન છો, શંકરને પ્રિય છો, જગતને વંદ્ય છો, જગતને આનંદ આપનાર છો અને મંગલકારક છો. (આપ અલંકારોનું ગ્રહણ કરો.) એ મંત્રથી અલંકાર પહેરાવવા.[६२] 'હે મહેશ્વર ! હે પાર્વતીપતે ! હે શિવ ! આપને પુષ્પ પ્રિય છે, માટે પુષ્પોનું તથા બિલ્વ પત્રોનું ગ્રહણ કરો.[६३] હે પાર્વતિ ! બિલ, મંદાર અને મલ્લિકાનાં પુષ્પોથી શોભિત છો, માટે પુષ્પ સહિત બિલ્વપત્રોને ગ્રહણ કરો.' તે પછી પુષ્પો ચઢાવવાં.[६४] 'હે પાર્વતીનાથ ! ગુગળનો દશાંગ ધૂપ, જે ગાયના ઘીવાળો છે ને અતિ ઉત્તમ અને નાકને આનંદ કરનાર છે, તેનું આદરથી ગ્રહણ કરો.[६५] હે પાર્વતિ ! આપ ભક્તોને વર આપનાર છો; લક્ષ્મી વગેરે દેવાંગનાઓ આપની સેવા કરે છે. તમે ગાયના ઘીવાળા અને અતિ ઉત્તમ ગુગળના દશાંગ ધૂપનું ગ્રહણ કરો.' તે પછી ધૂપ કરવો.[६६] 'હે શંકર ! આપ પાર્વતીના પતિ છો અને અનંત સૂર્ય, ચંદ્ર તથા અગ્નિના જેવી કાંતિવાળા છો. આ ત્રણ વાટવાળા ઘીના દીવાનું ગ્રહણ કરો.[६७] હે પાર્વતિ ! આપ શંકરનાં પ્રિયા છો અને સૂર્ય, ચંદ્ર તથા અગ્નિથી પણ અધિક કાંતિવાળાં છો. આ ત્રણ વાટવાળા ઘીના દીવાનું ગ્રહણ કરો.' તે પછી દીવો કરવો.[६८] 'હે શંભો ! હે અંબ ! હે પરમ અન્ન આપનારી ! સાકર અને ગાયના ઘીવાળાં ઉત્તમ અન્નનું ગ્રહણ કરો.' તે પછી નૈવેદ્ય ધરવું.[६९] હે શંભો ! આપે આચમન કરેલું છે, આપ દેવના ઈશ છો, સ્વભાવથી શુદ્ધ છો અને પાર્વતીના પતિ છો. આપ આચમનમાટે સુગંધી જળનું ગ્રહણ કરો.[७०] હે પાર્વતિ ! આપ શુદ્ધ છો, શુદ્ધ કરનાર છો, દેવોનાં પણ ઈશ્વર છો અને શિવથી શોભતાં શરીરવાળાં છો તેથી આચમનમાટે સુગંધી જળનું ગ્રહણ કરો.' તે પછી આચમન કરાવવું.[७१]

नीराजनं गृहाणेश बहुदीपविराजितम् । स्वप्रकाश प्रकाशात्मन् प्रकाशितदिगंतर ॥ ७२ ॥ नीराजनं गृहाणांबे सूर्यनीराजितप्रभे । प्रभापूरितसर्वांगे मंगले मंगलास्पदे ॥ ७३ ॥ शंभो गृहाण तांबूलमेलाकर्पूरसंयुतम् । प्रसीद भगवन् शम्भो सर्वज्ञामितविक्रम ॥ ७४ ॥ शिवे गृहाण तांबूलमेलाकर्पूरसंयुतम् । प्रसीद सस्मिते देवि सोमालिंगितविग्रहे ॥ ७५ ॥ गृहाण परमेशान सरत्ने छत्रचामरे । दर्पणं व्यजनं स्वीश सर्वदुःखविनाशक ॥ ७६ ॥ गृहाणोमे सुराराध्ये सरत्ने छत्रचामरे । दर्पणं व्यजनं चाद्ये विद्याधारे नमोऽस्तु ते ॥७७॥ प्रदक्षिणानमस्कारान्गृहाण परमेश्वर । नर्तनं च महादेवि शिवनाट्यप्रिये शिवे ॥ ७८ ॥ एवं प्रयत्नतः कार्यं शिवयोः पूजनं शिवम् । नमः सोमेति मन्त्रेण पूर्वोक्तमपि पूजनम् ॥ ७९ ॥ उक्तं मंत्रं समुच्चार्य यथापूर्वं यथाक्रमम् । आवहन्तीति मन्त्रस्तु भवान्याः परिकीर्तितः ॥ ८० ॥

'હે ઈશ ! આપ પોતાની મેળે પ્રકાશ કરો છો, પ્રકાશરૂપ છો અને દિશાઓમાં પ્રકાશ કરો છો, ઘણા દીવાવાળી આરતીનો સ્વીકાર કરો.[७२] હે અંબ ! આપ સૂર્યના જેવી શોભતી કાંતિવાળાં છો, કાંતિથી પૂર્ણ શરીરવાળાં છો, મંગલકારક છો અને મંગલના સ્થાનરૂપ છો, આ આરતીનો સ્વીકાર કરો.' એમ કહી આરતી કરવી.[७३] 'હે શંભો ! હે ભગવન્ ! હે સર્વજ્ઞ ! હે અપરિમિત પરાક્રમવાળા ! એલાયચી ને કર્પૂરવાળાં તાંબૂલનું ગ્રહણ કરો ને પ્રસન્ન થાઓ.[७४] હે શિવે ! હે દેવિ ! આપ મહાદેવથી મળેલાં શરીરવાળાં છો, એલાયચી અને કર્પૂરવાળાં આ તાંબૂલનું ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ.' એમ કહી તાંબૂલ આપવું.[७५] 'હે પરમેશાન ! હે ઈશ ! હે સર્વ દુઃખનો નાશ કરનાર ! રત્નવાળાં છત્ર, ચામર, પંખા અને અરીસાનું ગ્રહણ કરો.[७६] હે દેવિ ! આપની દેવો આરાધના કરે છે, આપ વિદ્યાના આધાર છો અને આદ્ય છો, આપને નમસ્કાર કરું છું. આ રત્નવાળાં છત્ર, ચામર, પંખા અને અરીસાનું ગ્રહણ કરો.' એમ કહી છત્રાદિ અર્પવાં.[७७] 'હે દેવ ! હે પરમેશ્વર ! હે મહાદેવિ ! હે શિવનૃત્યમાં પ્રીતિવાળી ! હે પાર્વતિ ! પ્રદક્ષિણા, નમસ્કાર અને નૃત્યનો સ્વીકાર કરો.' એમ કહી પ્રદક્ષિણા વગેરે કરવાં.[७८] એ પ્રમાણે શંકર તથા પાર્વતીનું પૂજન કરવું. પ્રથમ કહેલા 'नमः सोम०' એ મંત્ર ભણીને પણ ક્રમથી પૂજન કરવું. ને 'आवहन्ति'० એ મંત્ર ભણી, પાર્વતીનું પૂજન કરવું.[७९–८०]

अथांगपूजा–कपर्दिने नमः कपर्दं पूजयामि । भाललोचनाय० भालं पू० । सोमसूर्याग्निलोचनाय० नेत्रत्रयं० । सुश्रोत्राय० श्रोत्रे पू० । घ्राणगंधाय० घ्राणं पू० । स्मृतिदंताय० दंतान्पू० । श्रुतिजिह्वाय० जिह्वां पू० । सुकपोलाय० कपोलौ पू० । ज्ञानोष्ठाय० ओष्ठौ पू० । नीलकण्ठाय० कंठं पू० । भूरिवक्षसे० वक्षः० । हिरण्यबाहवे० बाहू० । विश्वोदराय० उदरं० । विश्वोरवे० ऊरू० । विश्वजंघाय० जंघे पू० । विश्वपादाय० पादौ पू० । विश्वनखाय० नखान् पू० । सर्वात्मकाय० सर्वांगं पू० ॥ अथ शक्त्यंगपूजा—शिवायै० शिरः पू० । पृथुवेण्यै० वेणीं पू० । सीमन्तराजितायै० सीमंतं पू० । कुंकुमभालायै० भालं पू० । सोमसूर्याग्निलोचनायै० नेत्रे पू० ॥ श्रुतिश्रोत्रायै० श्रोत्रे पू० । गन्धप्रियायै० घ्राणं पू० । सुभगकपोलायै० कपोलौ पू० । कुड्मलदन्तायै० दंतान्पू० । विद्याजिह्वायै० जिह्वां पू० । बिंबोष्ठायै० ओष्ठौ पू० । वृत्तकंठायै० कंठं पू० । पृथुलकुचायै० कुचौ पू० । विश्वगर्भायै० उदरं पू० । शुभकट्यै० कटी पू० । दिव्योरुदेशायै० ऊरू पू० । वृत्तजंघायै० जंघे पू० । लक्ष्मीसेवितपादुकायै० पादौ पू० । महेश्वरप्रियायै० नखान्पू० । शोभनविग्रहायै० सर्वांगं पू० ॥ अंगपूजां समाप्यैवं दोरकं चैव पूजयेत् । प्रत्येकं ग्रंथिषु स्वच्छे स्वच्छैर्बिल्वदलादिभिः ॥ ८१ ॥

અંગપૂજા–'कपर्दिने नमः कपर्दं पूजयामि,' એ મંત્ર ભણી જટાની પૂજા કરવી. 'भाललोचनाय०'થી ભાલની, 'सोमसूर्याग्निलोचनाय०' થી નેત્રની, 'सुश्रोत्राय०'થી કાનની, 'घ्राणगन्धाय०'થી નાસિકાની, 'स्मृतिदन्ताय०'થી દાંતની, 'श्रुतिजिह्वाय०' થી જીભની, 'सुकपोलाय०' થી કપોલની, 'ज्ञानोष्ठाय०'થી ઓષ્ઠની, 'नीलकण्ठाय०' થી કંઠની, 'भूरिवक्षसे०' થી વક્ષઃસ્થલની, 'हिरण्यबाहवे०' થી બાહુની, 'विश्वोदराय०' થી ઉદરની, 'विश्वोरवे०' થી સાથળની, 'विश्वजंघाय०'થી પીંડીની, 'विश्वपादाय०'થી પગની, 'विश्वनखाय०' થી નખની અને 'सर्वात्मकाय नमः सर्वांगं पूजयामि,' એ મંત્ર ભણી સર્વાંગની પૂજા કરવી.[૮૧] પાર્વતીના અંગની પૂજા–'शिवायै नमः शिरः पूजयामि' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી. 'पृथुवेण्यै'થી વેણીની, 'सीमन्तराजितायै०' થી સેંથાની, 'कुंकुमभालायै०'થી ભાલની, 'सोमसूर्याग्निलोचनाय०'થી નેત્રની, 'श्रुतिश्रोत्रायै०'થી કાનની, 'गन्धप्रियायै०'થી નાકની, 'सुभगकपोलायै०'થી કપોલની, 'कुड्मलदन्तायै०' થી દાંતની, 'विद्याजिह्वायै०' થી જીભની, 'बिम्बोष्ठायै०'થી ઓષ્ઠની, 'वृत्तकण्ठायै०' થી કંઠની, 'पृथुलकुचायै०'થી સ્તનની, 'विश्वगर्भायै०' થી પેટની, 'शुभकट्यै०' થી કેડની, 'दिव्योरुदेशायै०' થી સાથળની, 'वृत्तजङ्घायै०'થી પીંડીની, 'लक्ष्मीसेवितपादुकायै०'થી પગની, 'महेश्वरप्रियायै०'થી નખની, અને 'शोभनविग्रहायै नमः सर्वांगं पूजयामि,' એ મંત્ર ભણી સઘળાં અંગોની પૂજા કરવી. એવી રીતે અંગની પૂજા કરી, દોરાની પૂજા કરવી.[૮૧]

प्रथमग्रंथिमारभ्य नमः सोमेति मन्त्रतः । यथाक्रमेण संपूज्य ततो धार्यं हि दोरकम् ॥ ८२ ॥ तत्रोपचाराः सर्वेऽपि तेन मन्त्रेण सादरम् । व्रतिभिर्यत्नतः कार्याः कुंकुमांकितदोरके ॥ ८३ ॥ ततः पंचदशप्रस्था गोधूमास्तंडुलाश्च वा । उपायनार्थमानेयाः शुद्धा कीटादिवर्जिताः ॥ ८४ ॥ यद्वा पञ्चदशाज्याक्ता गोधूमापूपमंडकाः । ततः शिवैकशरणाः शैवाः शिवव्रतप्रियाः ॥ ८५ ॥ पूजनीयाः प्रयत्नेन गन्धपुष्पादिभिः क्रमात् । ततः सवस्त्रकलशं शिवयोः प्रतिमाद्वयम् ॥ ८६ ॥ शैवाय देयं यत्नेन सुवर्णफलसंयुतम् । आदावुपायनं दत्वा देयं ह्येतदतःपरम् ॥ ८७ ॥ उपायनस्य मंत्रोऽपि वक्ष्यतेऽत्र विशेषतः । उमेशः प्रतिगृह्णाति ह्युमेशो वै ददाति च ॥ ८८ ॥ उमेशस्तारकोभाभ्यामुमेशाय नमो नमः । अमुं मंत्रं समुच्चार्य दत्वा दानं निवेदयेत् ॥ ८९ ॥ ततः शैवाः प्रयत्नेन भोजनीया विशेषतः । सुवासिन्योऽपि यत्नेन भोजनीयाः शिवप्रियाः । शैवानेवं भोजयित्वा स्वयं भुञ्जीत वाग्यतः ॥ ९० ॥ अतिथीनपि संतर्प्य द्वारदेशस्थितान्नृप । एवं प्रयत्नतः कार्यं प्रतिवत्सरमादरात् ॥ ९१ ॥ नियमेनैव विधिवदुक्तरीत्या यथाक्रमम् । ब्राह्मणाद्यैरिदं कार्यं व्रतमाहितमानसैः ॥ ९२ ॥

સ્વચ્છ બિલ્વીદલથી 'नमः सोम०' એ મંત્ર ભણી પહેલી ગાંઠથી આરંભી ક્રમે કરી પ્રત્યેક ગાંઠની પૂજા કરવી. પછી તે દોરો બાંધવો.[૮૨] તે સર્વ મંત્રો ભણી સઘળા ઉપચારોવડે કંકુવાળા દોરાની પૂજા કરવી.[૮૩] તે પછી ઉપાયન માટે શુદ્ધ અને જંતુરહિત પંદર શેર ઘઉં અથવા તાંદુલ લાવવા.[૮૪] અથવા ઘીથી ચોપડેલા પંદર ઘઉંના પૂડલા લાવવા. એકલા મહાદેવને જ શરણે ગયેલા મહાદેવના ભક્તો અને મહાદેવનાં વ્રતમાં પ્રીતિવાળા બ્રાહ્મણોની ચંદન, પુષ્પ વગેરેથી પૂજા કરવી. તે પછી 'શિવ આપે છે, શિવ ગ્રહણ કરે છે અને શિવ બન્નેને તારે છે. હું શિવને વારંવાર નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણી પ્રથમથી ઉપાયન આપવું. ત્યાર બાદ વસ્ત્ર અને કલશસહિત શંકર ને પાર્વતીની મૂર્તિ શિવભક્ત બ્રાહ્મણને આપવી. તેની સાથે ફળ અને સોનું પણ આપવું. તે પછી ઘણી તજવીજથી કેટલાક શિવભક્તોને તથા સુવાસિનીઓને જમાડવાં; કારણ કે તેઓ શિવને પ્રિય છે. તે પછી બારણે આવેલા સાધુસંતને જમાડી વાણીને નિયમમાં રાખી પોતે જમવું. એવી રીતે વર્ષો વર્ષ કરવું.[૮૫–૯૧] સર્વ વાંછિત ફળને આપનાર અને પવિત્ર આ શિવવ્રત સ્થિરચિત્તવાળા સર્વ વર્ણોએ નિયમથી ઉપર કહેલા વિધિ પ્રમાણે બરાબર કરવું.[૯૨]

सर्वाभीष्टप्रदं पुण्यं व्रतमेतच्छिवात्मकम् ॥ प्राप्ते तु षोडशे वर्षे कार्यमुद्यापनं नृप ॥ ९३ ॥ उद्यापनविधानं च वक्ष्ये शृणु यथाक्रमम् ॥ पौर्णमास्यां भाद्रपद्यां व्रतोद्यापनमादरात् ॥ ९४ ॥ कर्तव्यमतियत्नेन द्रव्यं संपाद्य सादरम् ॥ हैमी कार्या सार्धषड्भिः प्रतिमा च पलैः शुभा ॥ ९५ ॥ तदर्धेनाथवा कार्या तदर्धेनाथवा नृप ॥ रजतेनाथवा कार्या यथोक्तपलमानतः ॥ ९६ ॥ संपादनीयाः कुंभाश्च हैमाः पंचदशोत्तमाः । अथवा राजताः कार्या यद्वा ताम्रमया नृप ॥ ९७ ॥ भाद्रशुक्लचतुर्दश्यां शैवा ब्राह्मणपुंगवाः । निमन्त्रणीया यत्नेन प्रातः सप्तदशोत्तमाः॥९८॥ ततो गृहं वितानाद्यैरलंकृत्य प्रयत्नतः । स्वस्तिकाद्यैरलंकुर्याच्छिवस्थानं शुभावहम् ॥ ९९ ॥ ततः सायं प्रयत्नेन तस्मिन् शंकरमंदिरे । पूजनीयाः प्रयत्नेन शिवयोः प्रतिमाः शुभाः ॥ १०० ॥ पूर्वोक्तेन विधानेन मन्त्रैस्तैरेव साधनैः । रात्रौ जागरणं कार्यं सोपवासं प्रयत्नतः ॥ १ ॥ ऋत्विग्भिः सहसोत्साहं पयोमात्राशनेन वा । रात्रौ शिवकथाः श्राव्याः श्रोतव्या यत्नतो नृप ॥ २ ॥ कर्तव्या यत्नतो रात्रौ पूजा यामचतुष्टये । ततः स्थेयं प्रयत्नेन स्नात्वा शंकरसन्निधौ ॥ ३ ॥ पूजनीयः प्रयत्नेन शिवो देवशिखामणिः । चतुरस्रं ततः कार्यं कुंडमष्टदलान्वितम् ॥४॥ कटिदघ्नं प्रांतदेशे हस्तद्वयसमन्वितम् । तत्र वह्निं प्रतिष्ठाप्य विधिवद्गृह्यमार्गतः ॥ ५ ॥ साज्येन परमान्नेन होमः कार्यस्ततः परम् । पंचविंशतिसाहस्रं नमः सोमेति मंत्रतः ॥ ६ ॥ कार्यो वा यत्नतो राजन्नमःपूर्वस्वमंत्रतः । ततः पूर्णाहुतिं कृत्वा शैवान्संपूजयेत्ततः ॥ ७ ॥ बिल्वपत्रैः पुष्पमाल्यैर्भस्मना च यथाक्रमम् । एकैकस्मै प्रदातव्यं शिवयोः प्रतिमाद्वयम् ॥ ८ ॥ कलशोऽपि प्रदातव्यस्ततो वस्त्रद्वयान्वितः । आचार्याय प्रदातव्यं सुवर्णशतमादरात् ॥ ९ ॥

હે રાજન્! સોળમું વર્ષ આવે ત્યારે ઉદ્યાપન કરવું. હે રાજન્! હવે હું ક્રમથી ઉદ્યાપનનો પ્રકાર કહું છું તે સાંભળો.[૯૩] ભાદરવા માસની પૂર્ણિમાને દિવસે સઘળી સામગ્રી એકઠી કરી ભાવથી ઉદ્યાપન કરવું. સાડા છ પલ તેથી અર્ધ વા તેથી અર્ધ પલ સોનાની મૂર્તિ કરાવવી. [૯૪–૯૫] શક્તિ ન હોય તો તેટલાં રૂપાની મૂર્તિ કરાવવી.[૯૬] સોનાના, રૂપાના અથવા ત્રાંબાના ઉત્તમ પંદર ઘડાઓ એકઠા કરવા.[૯૭] ભાદરવા શુદિ ચૌદશને દિવસે પ્રાતઃકાળમાં ઉત્તમ શિવભક્ત સત્તર બ્રાહ્મણોને નિમંત્રણ કરવું.[૯૮] ચંદ્રવા વગેરેથી ઘરને શોભાવવું. સ્વસ્તિક (સાથીઆ) વગેરેથી શિવમંદિરમાં શોભા કરવી. [૯૯] સાયંકાલે સાવધાનીથી શંકર તથા પાર્વતીની મૂર્તિઓની પૂજા કરવી.[૧૦૦] પ્રથમ કહેલા પ્રકારથી તે તે મંત્રો ભણી પૂજા કરવી. તે દિવસે ઉપવાસ કરવો, ને રાતે જાગરણ કરવું.[૧૦૧] બ્રાહ્મણોએ પણ ઉપવાસ કરવો. ઉપવાસ ન થઇ શકે તો દૂધ પીવું. રાતે સાંભળવા જેવી શંકરની કથા સાંભળવી.[૧૦૨] સાવધાન થઇ રાત્રિમાં ચારે પહોર પૂજા કરવી. પછી સ્નાન કરી શંકરની પાસે બેસવું.[૧૦૩] મહાદેવ સર્વ દેવોમાં ઉત્તમ છે તેની પૂજા કરવી. ચાર ખૂણાવાળો કેડ જેટલો ઉંડો કુંડ કરવો. તેમાં અષ્ટદલ કમળ કરવું.[૧૦૪] આસપાસ બબ્બે હાથ જેટલો માર્ગ રાખવો. ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિથી એ કુંડમાં અગ્નિની સ્થાપના કરી 'नमः सोम०' એ મંત્ર ભણી ઘીવાળા પરમાન્નની પચીશ હજાર આહુતિ આપવી.[૧૦૫–૬] અથવા નમઃપૂર્વક શિવમંત્રથી આહુતિ આપવી. પૂર્ણાહુતિ કરી બિલ્લીપત્ર, પુષ્પમાળા અને ભસ્મવડે ક્રમથી શિવભકતોની પૂજા કરવી. એક એક બ્રાહ્મણને શિવ ને પાર્વતીની મૂર્તિ આપવી.[૧૦૭–૮] બે વસ્ત્રવાળો ઘડો પણ આપવો. આચાર્યને સો* સુવર્ણ ભેટ આપવાં.[૧૦૯]

ततो यत्नेन शैवेंद्रा भोजनीयाः कृतव्रतैः । सुवासिन्योऽपि शैवानां भोजनीयाः प्रयत्नतः ॥ ११० ॥ ततो देया स्वशक्त्या च भोजितेभ्यश्च दक्षिणाः । ततश्च स्वकृतं कर्म शिवाय विनिवेदयेत् ॥ ११ ॥ उद्यापनं कृतं शंभो मयैतदधुना प्रभो । इदं संपूर्णतां यातु त्वत्प्रसादान्महेश्वर ॥ १२ ॥ मंत्रहीनं भक्तिहीनं शक्तिहीनमुमापते । कृतं कर्म भवत्त्वद्य त्वत्प्रसादात्फलप्रदम् ॥ १३ ॥ प्रायश्चित्तं वैदिकानां व्यंगानामपि कर्मणाम् । शिवस्मरणमेवेति श्रुतिरप्यस्ति शांकरी ॥ १४ ॥ अतः कृतमिदं श्रौतं कर्म व्यंगमपि प्रभो । सांगं भवतु विश्वेश तवैव स्मरणात्प्रभो ॥ १५ ॥ इति संप्रार्थ्य देवेशं सांबं सर्वसुरोत्तमम् । भुञ्जीयाद्बंधुभिः सार्धं समौनं तैलवर्जितम् ॥१६॥ एवं यः कुरुते सम्यगुमामहेश्वरव्रतम् । स सर्वभोगान् भुक्त्वाऽन्ते मोक्षमाप्नोति सर्वथा ॥ १७ ॥

શિવભકતોને ભોજન કરાવવું તથા તેઓની સ્ત્રીઓને ભોજન કરાવવું અને તેઓને યથાશક્તિ દક્ષિણા આપવી. પછી રહેલું કર્મ શિવને અર્પણ કરવું.[૧૧૦–૧૧] હે પ્રભો! હે મહેશ્વર! મેં આ ઉદ્યાપન કર્યું. હવે આપની કૃપાથી મારું વ્રત પૂર્ણ થાઓ. હે ઉમાપતે! મેં કરેલું કર્મ ભક્તિહીન, મંત્રહીન, વા ક્રિયાહીન થયું હોય, તો પણ આપની કૃપાથી પૂર્ણ થાઓ. વૈદિક કર્મોમાં જે કાંઈ અપૂર્ણતા રહી ગઇ હોય, તેનું પણ પ્રાયશ્ચિત્ત શિવનું સ્મરણ જ છે. એવી શાંકરી શ્રુતિ છે. એટલા માટે હે પ્રભો! હે વિશ્વેશ! જે આ શ્રૌત કર્મ કર્યું, તેમાં જે કાંઇ અપૂર્ણતા હોય તે આપના સ્મરણથી પૂર્ણ થાઓ. [૧૧૨–૧૫] એવી રીતે સર્વ દેવોમાં ઉત્તમ એવા મહાદેવ તથા પાર્વતીની પ્રાર્થના કરી, મૌન રાખી, સગાંસંબંધીઓની સાથે ભોજન કરવું. ભોજનમાં તેલની વસ્તુ

* સોળ માસનું એક સુવર્ણ કહેવાય છે.

આવી નહીં. એવી રીતે જે માણસ ઉમામહેશ્વરવ્રત સારી રીતે કરે છે, તે આ લોકમાં સર્વ ભોગ ભોગવી અંતે મુક્ત થાય છે.[૧૧૬-૧૭]

## ઉમામહેશ્વરવ્રતની કથા

राजोवाच– गौतमेदं व्रतं चीर्णं पुरा केन वदस्व मे। कस्य का समभूत्सिद्धिर्व्रतस्यास्य प्रभावतः ॥ १८ ॥ गौतम उवाच– पुरा शैववरो राजन्दुर्वासाख्यो मुनीश्वरः। कदाचित्संचरँल्लोकान्ददर्श कमलापतिम् ॥ १९ ॥ ततः समागतं दृष्ट्वा दुर्वासा मुनिसत्तमः। बिल्वमालां ददौ तस्मै शंकरेण समर्पिताम् ॥ २० ॥ गृहीत्वा बिल्वमालां तां हरिर्गमनसंभ्रमात्। शिरसा पूजनीयां तां गरुडे स विनिक्षिपत् ॥ २१ ॥ ततस्तं तादृशं दृष्ट्वा दुर्वासाः क्रोधमूर्छितः। हरिं शशाप बहुधा धिग्जन्मेति च संवदन् ॥ २२ ॥ मया शिवार्पिता दत्ता माला तुभ्यमघापहा। सा कथं गरुडस्कंधे विनिक्षिप्ता त्वया हरे ॥ २३ ॥ गर्वस्य मूलभूतेयं लक्ष्मीस्तव विनश्यतु। लक्ष्मीः पततु दुग्धाब्धौ गरुडोऽपि विनश्यतु ॥ २४ ॥ वैकुंठस्याधिकारोऽपि तव यातु ममाज्ञया। निस्तेजस्कोऽवनीपृष्ठे संचराशावधि ध्रुवम् ॥ २५ ॥ इत्युक्त्वा स तु दुर्वासा ययौ लोकांतरं नृप। ततः पपात दुग्धाब्धौ लक्ष्मीर्विष्णुमनोहरा ॥ २६ ॥ ततोऽतिदुःखितो विष्णुः प्रलपन् वनमाश्रितः। उवास विपिने घोरे स्वकृतं कर्म संस्मरन् ॥ २७ ॥ ततः कदाचिन्नृपाल मया तत्र गतं पुरा। तदा मामागतं दृष्ट्वा पूजयामास मां हरिः ॥ २८ ॥ ततोऽश्रुपूर्णनयनः कृतांजलिपुटो हरिः। जगाद पूर्ववृत्तांतं स्वलक्ष्मीनाशकारणम् ॥ २९ ॥ ततोऽतिक्लांतचित्ताय विष्णवे व्रतमुत्तमम्। तत्पृष्टेन मया भूप कथितं सादरं शिवम् ॥ ३० ॥ ततोऽविलंबं विधिवच्चकार श्रद्धयान्वितः। ततः प्रसन्नो भगवान् हरये पार्वतीपतिः ॥ ३१ ॥ ददौ लक्ष्मीं सगरुडां करुणानिधिरव्ययः। इदमेव व्रतं चीर्णमिंद्रेणापि हृतौजसा ॥ ३२ ॥ तेन प्राप्तस्ततः स्वर्गः स्वर्गभोगाश्च शाश्वताः। ब्रह्मणापि पुरा चीर्णमिदमेव व्रतं नृप ॥ ३३ ॥ नष्टा वागीश्वरी तेन संप्राप्ता दुर्लभापि सा। मुनिभिश्च पुरा चीर्णं व्रतमेतन्मुमुक्षुभिः ॥ ३४ ॥

રાજા કહે છે—હે ગૌતમ! પૂર્વે એ વ્રત કોણે કર્યું હતું? અને આ વ્રત કરવાથી કોને કેવી સિદ્ધિ થઇ હતી, તે મને કહો.[૧૧૮] ગૌતમ ઋષિ કહે છે—હે રાજન્! પૂર્વે મહાશૈવ દુર્વાસા નામના ઋષિ, લોકમાં ફરતા ફરતા એક સમયે વિષ્ણુનાં દર્શન કરવા ગયા.[૧૧૯] ત્યાં વિષ્ણુનાં દર્શન કર્યા પછી તેણે મહાદેવે આપેલી બિલીની માળા વિષ્ણુને આપી.[૧૨૦] તે લઇ જવાની ઉતાવળથી વિષ્ણુએ માથા ઉપર ચડાવવા યોગ્ય તે માળા ગરુડ ઉપર મૂકી દીધી;[૧૨૧] તેથી કોપાયમાન થયેલા અને 'તારા જન્મને ધિક્કાર છે' એમ કહેતા દુર્વાસા બોલ્યા કે,[૧૨૨] હે હરે! પાપનો નાશ કરનારી માળા, કે જે મને મહાદેવે આપી હતી તે મેં તને આપી, તે તેં ગરુડના ખભા ઉપર કેમ નાંખી દીધી?[૧૨૩] એટલું કહી આ લક્ષ્મી ગર્વનું મૂળ કારણ છે, માટે તે ક્ષીરસમુદ્રમાં પડો, ગરુડ પણ નષ્ટ થાઓ.[૧૨૪] મારા કહેવાથી તારા આ વૈકુંઠનો અધિકાર છૂટી જશે અને 'તું આજથી તેજહીન થઇ પૃથિવી ઉપર ફર.'[૧૨૫] એવો શાપ આપી દુર્વાસા ઋષિ બીજા લોકમાં ચાલ્યા ગયા. પછી પ્રિય લક્ષ્મીના ક્ષીરસમુદ્રમાં પડવાથી દુઃખી થઇ ગયેલા વિષ્ણુ, વિલાપ કરતા ઘોર વનમાં ચાલ્યા ગયા અને ત્યાં રહ્યા.[૧૨૬-૨૭] ત્યાં પોતાનાં કરેલાં કર્મને યાદ કરતા હતા. હે રાજન્! પછી કોઇ દિવસે હું તે વનમાં જઇ ચડ્યો, ત્યારે મને જોઇ વિષ્ણુએ મારી પૂજા કરી અને હાથ જોડી રોતાં રોતાં પૂર્વે બનેલી લક્ષ્મીના નાશની હકીકત કહી સંભળાવી અને તે દુઃખ દૂર થવા માટે વ્રત પૂછ્યું;[૧૨૮-૨૯] ત્યારે વિષ્ણુ જે અત્યંત કચવાતા હતા, તેને મેં ઉમામહેશ્વરનું વ્રત કહ્યું.[૧૩૦] પછી તરત જ તેણે શ્રદ્ધાથી એ વ્રત કર્યું; તેથી પ્રસન્ન થયેલા દયાસિંધુ મહાદેવે લક્ષ્મી તથા ગરુડ, પાછાં વિષ્ણુને આપ્યાં.[૧૩૧] ઇંદ્રાસન હરાઇ જવાથી ઇંદ્રે પણ આ જ વ્રત કર્યું હતું, તેથી તેને ઇંદ્રાસન મળ્યું અને સ્વર્ગસુખ પણ મળ્યું.[૧૩૨] પૂર્વે બ્રહ્માએ પણ આ વ્રત કર્યું હતું, તેથી પ્રથમ નષ્ટ થયેલી અને દુર્લભ એવી સરસ્વતી દેવી પ્રાપ્ત થઇ.[૩૩] પૂર્વે મોક્ષની ઇચ્છાવાળા મુનિઓએ આ વ્રત કર્યું હતું; તેથી તેઓની મુક્તિ થઇ હતી.[૧૩૪]

अस्य व्रतस्याचरणान्मुक्तिः प्राप्ता मुनीश्वरैः। इदं व्रतं प्रयत्नेन यः करिष्यति भक्तितः ॥३५॥ तस्य सौभाग्यसंपत्तिर्भविष्यत्येव सर्वथा। यस्यास्त्यैश्वर्यभोगेच्छा मोक्षेच्छाप्यनपायिनी ॥ ३६ ॥ यस्य सर्वाधिपत्येच्छा तेन कार्यमिदं व्रतम्। शारदो नाम विप्रोऽभूत्पुरा वेदांतपारगः ॥ ३७ ॥ मोक्षार्थमतियत्नेन तेन चीर्णमिदं व्रतम्। वैधुतेनापि विप्रेण मोक्षार्थमतियत्नतः ॥ ३८ ॥ कृतमेतद्व्रतं पूर्वं सर्वाभीष्टफलप्रदम्। मुक्तिः प्राप्ता च तेनापि व्रतस्यास्य प्रभावतः ॥३९॥ यं यं कामं समुद्दिश्य व्रतमेतदनुत्तमम्। यः करिष्यति तं कामं स समाप्नोति निर्मलम् ॥ १४० ॥ इदं व्रतं महेशेन समाख्यातमुमां प्रति। कुमाराय समाख्यातमुमयैतद्व्रतं शुभम् ॥ ४१ ॥ नंदिकेशाय कथितं मया चैतद्व्रतं शुभम्। नंदिकेशेन कथितं दुर्वासमुनये ततः ॥ ४२ ॥ दुर्वाससापि कथितमगस्त्याय व्रतोत्तमम्। व्रतं च सागरे मग्नमगस्त्येन महात्मना ॥ ४३ ॥ मयाऽतिक्लिन्नचित्ताय विष्णवे कथितं पुरा। तेन चीर्णं व्रतमिदं सर्वसौभाग्यदायकम् ॥ ४४ ॥ ब्रह्मणे कथितं पूर्वमिदमेव व्रतं मया। तेन चीर्णं व्रतं सांगं वाणीप्राप्त्यर्थमादरात् ॥४५॥

सूर्यायेंद्राय चंद्राय मयैतत्कथितं व्रतम् । तैश्च चीर्णं व्रतमिदं सर्वसौभाग्यदायकम् ॥ ४६ ॥ कश्यपादिमुनिभ्यश्च कथितं व्रतमुत्तमम् । तैश्च चीर्णं व्रतं सम्यग्भुक्तिमुक्तिफलप्रदम् ॥ ४७ ॥ भूप व्रतानि संत्येव बहूनि विविधानि च । तथाप्येतद्व्रतसमं व्रतं नास्त्येव सर्वथा ॥ ४८ ॥ भवानपि कुरु प्रीत्या भूपाल व्रतमुत्तमम् । इदं व्रतं शिवक्षेत्रे यः करिष्यति भक्तितः ॥ ४९ ॥ तस्य सर्वार्थसम्पत्तिर्भवत्येव न संशयः ।

જે માણુસ ભક્તિથી મહેનત લઇ આ વ્રત કરશે, તેને અવશ્ય સંપત્તિ અને સૌભાગ્ય મળશે.[૧૩૫] જેને ઐશ્વર્યની, ભોગની, મોક્ષની વા સર્વ અધિપતિપણાની ઇચ્છા હોય, તેણે આ વ્રત કરવું.[૧૩૬] પૂર્વે શારદ નામનો એક ઉત્તમ વૈદિક બ્રાહ્મણ હતો, તેણે મોક્ષમાટે આ વ્રત કર્યું હતું.[૧૩૭] વૈદ્યુત નામના બ્રાહ્મણે પણ મોક્ષમાટે જ સર્વવાંછિત ફળને આપનાર આ ઉત્તમ વ્રત કર્યું હતું. તેના પ્રભાવથી તેઓનો મોક્ષ થયો હતો.[૧૩૮] જે માણુસ જે કોઇ કામનાની ઇચ્છાથી આ ઉત્તમ વ્રત કરે છે, તેની તે કામના પૂર્ણ થાય છે.[૧૩૯-૪૦] આ વ્રત મહાદેવે પાર્વતીને કહ્યું હતું. પાર્વતીએ કાર્તિકસ્વામીને કહ્યું હતું, તથા પાર્વતીએ આ વ્રત નંદિકેશ્વરને કહ્યું હતું, તેણે દુર્વાસા ઋષિને કહ્યું, તેણે અગસ્ત્ય ઋષિને કહ્યું. મહાત્મા અગસ્ત્યે મને સમુદ્રમાં કહ્યું હતું.[૧૪૧-૪૩] પૂર્વે મેં કચવાતા મનવાળા વિષ્ણુને કહ્યું હતું, અને તેણે સર્વ સૌભાગ્ય આપનાર આ વ્રત કર્યું.[૧૪૪] આ જ વ્રત બ્રહ્માને પણ કહ્યું હતું, તેણે સરસ્વતીની પ્રાપ્તિમાટે પરિપૂર્ણ ભાવથી એ વ્રત કર્યું હતું.[૧૪૫] સૂર્ય, ઇંદ્ર અને ચંદ્રને મેં આ જ વ્રત કહ્યું હતું અને તેઓએ સૌભાગ્ય આપનાર આ વ્રત કર્યું હતું.[૧૪૬] કશ્યપ વગેરે મુનિઓને પણ આ ઉત્તમ વ્રત કહ્યું હતું, તેથી તેઓએ પણ ભોગ તથા મોક્ષ આપનાર આ વ્રત કર્યું હતું.[૧૪૭] હે રાજન્! અનેક નાના પ્રકારનાં વ્રતો છે, પરંતુ આના જેવું વ્રત કોઇ પણ નથી.[૧૪૮] હે રાજન્! તમે પણ આ ઉત્તમ વ્રત કરો. જે માણુસ આ વ્રત શિવક્ષેત્રમાં કરે છે,[૧૪૯] તેને સઘળી સંપત્તિ પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી.

शिव उवाच— इत्येतद्वचनं श्रुत्वा स राजा प्रीतमानसः ॥१५०॥ सपुत्रः पूजयामास गौतमं शैवपुंगवम् । ततो धर्मव्रतं चैवमुपदिश्य स गौतमः ॥ ५१ ॥ पुनः संपूजितो राज्ञा स्वाश्रमं प्रति संययौ । राजा सपुत्रस्तद्वाक्यादिदं माहेश्वराभिधम् । व्रतं चकार विधिवद्यथाक्रममतंद्रितः ॥ ५२ ॥ ये मामनन्यहृदयाः सकलामरेशं संपूजयंति सततं धृतभस्मपूताः । ते मामुपेत्य विगताखिलदुःखबंधा मद्रूपमेत्य सुखिनो निवसंति नित्यम् ॥ १५३ ॥ इति शिवरहस्ये उमामहेश्वरव्रतं सोद्यापनं संपूर्णम् । इदं कर्नाटके प्रसिद्धम् ।

શિવ કહે છે—એવાં વચન સાંભળી મનમાં પ્રસન્ન થયેલા રાજાએ, અનન્ય શિવભક્ત ગૌતમ ઋષિની પૂજા કરી.[૧૫૦] પછી ધર્મનો ઉપદેશ કરી, ગૌતમ ઋષિ ફરીથી રાજાએ પૂજા કર્યા બાદ, પોતાના આશ્રમ પ્રત્યે ગયા.[૧૫૧] પછી રાજાએ પોતાના પુત્રો સાથે સાવધાન થઇ આ ઉમામહેશ્વરનું વિધિથી વ્રત કર્યું.[૧૫૨] જે માણુસો ભસ્મ ધારણ કરી બીજાની ભક્તિ છોડી નિરંતર કેવળ મારું જ પૂજન કરે છે તેઓ સઘળાં દુઃખ અને સંસારબંધ છૂટી જવાથી મને પ્રાપ્ત થઇ નિત્ય સુખમાં વસે છે.[૧૫૩] એ પ્રમાણે શિવરહસ્યમાં ઉમામહેશ્વરવ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે. આ વ્રત કર્ણાટક દેશમાં પ્રસિદ્ધ છે.

## ૮ કોજાગર વ્રત

अथाश्विनपौर्णमास्यां कोजागरव्रतम् । आश्विनपौर्णमासी परा ग्राह्या । सावित्रीव्रतमंतरेण भवतोऽमापौर्णमास्यौ परे इति दीपिकोक्तेः । आश्वयुजीकर्मणि पूर्वाह्णव्यापिनी देवकर्मत्वाद् ग्राह्या । अत्र कोजागरव्रते रात्रौ लक्ष्मीपूजनाक्षक्रीडाप्रधानत्वाद्रात्रिव्यापिन्येव कार्या । तत्र स्कांदेऽपि—अस्ति कोजागरं नाम व्रतानामुत्तमं व्रतम् । यत्कृत्वा समवाप्नोति जंतुर्लोकाननुत्तमान् । पूर्णिमाश्वयुजी मासे कौमुदी परिकीर्तिता ।

આશો શુદિ પૂર્ણિમાને દિવસે કોજાગર વ્રત આવે છે. આ પૂર્ણિમા પર લેવી. કારણુ કે, 'વટ સાવિત્રીવ્રત છોડી બીજાં સઘળાં વ્રતોમાં અમાવાસ્યા અને પૂર્ણિમા પર લેવી,' એમ દીપિકામાં કહેલું છે. આશો માસની પૂનમ, કર્મમાં પૂર્વાહ્ણવ્યાપિની લેવી; કારણુ કે, તે દેવકર્મ છે. આ કોજાગર વ્રતમાં રાત્રિમાં લક્ષ્મીપૂજન અને અક્ષક્રીડા (જુગટું) પ્રધાન છે, માટે તે વ્રતમાં રાત્રિવ્યાપિની પૂર્ણિમા લેવી. સ્કંદપુરાણુમાં લખ્યું છે કે, 'સર્વ વ્રતોમાં ઉત્તમ કોજાગર વ્રત છે, જે વ્રત કરવાથી જીવને અતિ ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે.' આશ્વિન માસની પૂર્ણિમા કૌમુદી કહેવાય છે.

### કોજાગરવ્રતની કથા

अथ कथा ॥ ऋषय ऊचुः—कार्तिकस्य उपांगानि व्रतानि कथयंतु नः । कृतेषु येषु भवति संपूर्णं कार्तिकव्रतम् ॥ १ ॥ वालखिल्या ऊचुः— आश्विने शुक्लपक्षे तु भवेद्या चैव पूर्णिमा । तद्रात्रौ पूजनं कुर्याच्छ्रियो जागृतिपूर्वकम् ॥ २ ॥ नारिकेरोदकं पीत्वा अक्षक्रीडां समारभेत् । निशीथे वरदा लक्ष्मीः को जागर्तीति भाषिणी ॥ ३ ॥ जगति भ्रमते तस्यां लोकचेष्टावलोकिनी । तस्मै वित्तं प्रयच्छामि यो जागर्ति महीतले ॥ ४ ॥ सर्वथैव प्रकर्तव्यं व्रतं दारिद्र्यभीरुभिः । एतद्व्रतप्रभावेण वलितोऽप्यभवद्धनी ॥ ५ ॥ ऋषय ऊचुः— वलितः प्रोच्यते कोऽसौ

लब्धवान्स कुतो व्रतम् । एतद्विस्तरतो ब्रूत वालखिल्यास्तपोधनाः ॥ ६ ॥

ઋષિઓ કહે છે—કાર્તિક* માસનાં ઉપાંગ વ્રતો અમને કહો, જે વ્રતો કરવાથી કાર્તિક વ્રત સંપૂર્ણ થાય.[૧] વાલખિલ્યો કહે છે—આશ્વિન શુદિ પૂર્ણિમાને દિવસે રાતે લક્ષ્મીનું પૂજન કરવું અને જાગરણ કરવું.[૨] નાળિયેરનું જળપાન કરી, જુગટું રમવું. તે દિવસે મધરાત વખતે વર આપનારી લક્ષ્મી, 'કોણ જાગે છે' એમ બોલતાં બોલતાં અને 'જે જાગતો હશે તેને ધન આપીશ,' એવો વિચાર કરી, મનુષ્યોની ચેષ્ટા જોતાં જોતાં પૃથિવીમાં ફરે છે;[૩–૪] માટે દરિદ્રતાથી ડરનારા પુરુષોએ અવશ્ય આ વ્રત કરવું. આ વ્રતના પ્રભાવથી વલિત ધનવાન્ થયો હતો.[૫] ઋષિઓ કહે છે—હે તપને ધન માનનારા વાલખિલ્યો! આપે જે વલિત કહ્યો તે કોણ હતો? અને તેને આ વ્રત ક્યાંથી મળ્યું હતું? તે વિસ્તારથી કહો.[૬]

वालखिल्या ऊचुः– ब्राह्मणो वलितो नाम मागधः कुशसंभवः । नानाविद्याप्रवीणोऽसौ संध्यास्नानपरायणः ॥ ७ ॥ याचनं मरणं तुल्यं मन्यतेऽसौ द्विजोत्तमः । गृहागतं स गृह्णाति नान्यथायाचयते क्वचित् ॥ ८ ॥ तस्य भार्या महाचंडी नित्यं कलहकारिणी । मद्भगिन्यः स्वर्णरौप्यालंकारादिविभूषिताः ॥ ९ ॥ नानामाल्यांबरधरा दृश्या देवांगना इव । अहं दरिद्रस्य गृहे पतितास्मि दुरात्मनः ॥ १० ॥ लज्जा मां बाधतेऽत्यंतं ज्ञातीनां मुखदर्शने । धिगस्तु चैतद्विद्याया निर्धनस्य कुलस्य च ॥ ११ ॥ एवं वदति लोकेषु न करोति पतीरितम् । संकल्पं कृतवानेकं यद्यद्भर्ता वदिष्यति ॥ १२ ॥ विपरीतं करिष्यामि यावल्लक्ष्मीः प्रसीदति । भर्तः पाषाणबुद्धे त्वं चौर्यं कुरु नृपालये ॥ १३ ॥ आनीयतां धनं भूरि नोचेत्त्वं ताडयाम्यहम् । क्षणं रोदिति नाभाति कदाचिद्बहु खादति ॥ १४ ॥ सा कपालं ताडयतीत्येवं क्लेशयते पतिम् । सोढ्वा तस्यास्तु चरितं याचनादुःखभीतितः ॥ १५ ॥ नोवाच वचनं किंचिद्यथालाभेन तोषितः । एकस्मिन् श्राद्धपक्षे तु क्षुब्धिमोऽभूद्विजोत्तमः ॥ १६ ॥ एतस्मिन्वत्सरे सर्वं श्राद्धसामग्रिकं गृहे । वर्तते गृहिणी चेयं न करिष्यति किंचन ॥ १७ ॥ इत्युद्विग्नमना विप्रो भाषते न च किंचन । चिंतयाविष्टमेवं तमाययौ मित्रमुत्तमम् ॥ १८ ॥ नाम्ना गणपतिख्यातं तस्मिन्नभ्यागते सति । नोवाच पूर्ववद्वार्तां मित्रं वचनमब्रवीत् ॥ १९ ॥ भो भो वलित चित्तं ते किमर्थं चिंतयान्वितम् । अवश्यं स्वधिया कृत्वा चिंतां ते निर्हराम्यहम् ॥ २० ॥

*ઉત્તર હિંદુસ્તાનમાં પૂર્ણિમાંત માસ માનવામાં આવે છે, તે પ્રમાણે આસો શુદિ પૂર્ણિમાથી કાર્તિક શુદિ પૂર્ણિમા સુધી કાર્તિક માસ ગણાય છે.

વાલખિલ્યો કહે છે—વલિત નામનો મગધ દેશનો બ્રાહ્મણ હતો. તે કુશનો પુત્ર હતો. એ નાના પ્રકારની વિદ્યામાં પ્રવીણ હતો અને સ્નાનસંધ્યામાં પરાયણ હતો.[૭] એ વલિત બ્રાહ્મણ, યાચના કરવી તે મરણતુલ્ય સમજતો હતો. તેથી કોઈ ઘેર આપી જાય તે લેતો હતો, પણ કોઈની પાસે માગવા જતો નહીં.[૮] તેની સ્ત્રી મહાકોપાળ અને કજીઆળી હતી. 'મારી બહેનો સોના ને રૂપાના અલંકારો પહેરે છે અને વિવિધ વસ્ત્ર તથા પુષ્પ ધારણ કરે છે તેથી દેવાંગના જેવી દેખાય છે. પણ હું તો આ દુષ્ટ દરિદ્રીના ઘરમાં પડી છું, તેથી સગાં સંબંધીઓને મોઢું બતાવતાં પણ મને મોટી લાજ થાય છે. આ વિદ્યા અને નિર્ધન કુલને ધિક્કાર છે!'[૯–૧૦] એમ ઘેર ઘેર કહેતી હતી અને પતિનું કહ્યું માનતી ન હતી. તેણે, 'જ્યાં સુધી લક્ષ્મી પ્રસન્ન થશે નહીં ત્યાં સુધી મારો પતિ જે કહેશે તેથી વિપરીત કરીશ,' એવો સંકલ્પ કર્યો હતો. તે સ્ત્રી પતિને કહેતી કે, 'હે જડ બુદ્ધિવાળા! તું મારું પોષણ કરનાર છે, માટે રાજાના ઘરમાં ચોરી કરી પુષ્કળ ધન લાવ, નહીં તો હું તને મારીશ.' કોઈ વખતે રોતી હતી, કોઈ વખતે ભૂખી જ પડી રહેતી હતી, ને કોઈ વખતે ઘણું ખાતી હતી;[૧૧–૧૪] અને કપાળ કૂટતી હતી. એવી રીતે તે કુભાર્યા પોતાના પતિને સંતાપતી હતી. વલિતને માગવું દુઃખરૂપ જણાતું હતું, તેથી તે ઇશ્વરેચ્છાથી જે મળે તેથી સંતોષ માનતો હતો, અને સ્ત્રી જેવાં વચન કહે તેવાં સહન કરતો હતો ને કાંઇ પણ બોલતો નહીં. એક વખતે શ્રાદ્ધપક્ષમાં એ બ્રાહ્મણ ઘણો કચવાયો;[૧૫–૧૬] તેનું કારણ તો એજ, કે 'આ વર્ષમાં મારા ઘરમાં શ્રાદ્ધની સર્વ સામગ્રી છે, પણ આ કુભાર્યા કાંઇ કરશે નહીં.'[૧૭] એવી રીતે મનમાં ચિંતા કરતો વલિત કાંઇ પણ બોલ્યો નહીં. તે વખતે તેની પાસે ગણપતિ નામનો તેનો પરમ મિત્ર આવ્યો. તેની સાથે પણ વલિતે આગળની પેઠે મન મૂકીને વાત કરી નહીં; ત્યારે મિત્ર ગણપતિ બોલ્યો કે,[૧૮–૧૯] હે વલિત! તું શા માટે ચિંતા કરે છે તે મને કહે. હું મારી બુદ્ધિથી તારી ચિંતા અવશ્ય દૂર કરીશ.[૨૦]

वलित उवाच– अधुना पितृपक्षे तु पितुः श्राद्धं समागतम् । सामग्रिकं चास्ति गृहे विपरीतकरी प्रिया ॥ २१ ॥ कथं संपाद्यते श्राद्धमिति चिंतायुतोऽस्म्यहम् ॥ गणपतिरुवाच– धन्योऽसि कृतकृत्योऽसि भार्या यस्येदृशी गृहे ॥ २२ ॥ ब्रूहि त्वं वैपरीत्येन भार्या कार्यं करिष्यति। वलितस्तु तथेत्युक्त्वा सायं भार्यामभाषत ॥ २३ ॥ अनर्थकारके चंडि परश्वः श्राद्धकं पितुः । न स्थापितं धनं यस्मान्मदर्थं तैस्तु पापिभिः ॥ २४ ॥ तस्मान्न शीघ्रं पाकं त्वं कुरु दुष्टे करोषि चेत् । ब्राह्मणा ये द्यूतकराः शौचाचारविवर्जिताः ॥ २५ ॥ निमन्त्र्यास्ते त्वया भद्रे नोत्तमास्तु कदाचन ।

વલિત કહે છે—હમણાં પિતૃપક્ષમાં પિતાનું શ્રાદ્ધ આવ્યું છે, તે માટે મારા ઘરમાં સર્વ સામગ્રી છે, પરંતુ મારી સ્ત્રી હું કહું તેથી વિપરીત કરે છે,[૨૧] ત્યારે શ્રાદ્ધ કેમ થઇ શકશે ? એ ચિંતામાં હું પડ્યો છું. ગણુ-કહે છે—હે મિત્ર ! તને ધન્ય છે, જે તારા ઘરમાં એવી સ્ત્રી છે.[૨૨] હે મિત્ર ! તું તેને વિપરીત કહે, (અર્થાત્, નથી કરવું એમ કહે) જેથી કરવાનું કાર્ય તારી સ્ત્રી કરશે. એ વાત કબૂલ કરી, વલિતે સાયંકાળે સ્ત્રીને કહ્યું.[૨૩] હે આડું ચાલનારી ! હે ચંડિ ! (કોપવાળી) આજથી ત્રીજે દિવસે મારા પિતાનું શ્રાદ્ધ આવે છે. પાપી પિતાએ મારે માટે ધન રાખ્યું નથી, તેથી તે દિવસે મોડેથી રસોઇ કરજે, અને જો જલદી રસોઇ કરે તો પણ પવિત્રતા અને આચારરહિત જુગારી બ્રાહ્મણોને જમવાનું કહેજે,[૨૪-૨૫] પરંતુ ઉત્તમ બ્રાહ્મણોને કહેતી નહીં.

इति भर्तृवचः श्रुत्वा संभारस्तु महान्कृतः ॥ २६ ॥ निमंत्रितास्तु सद्विप्राः काले पाकः कृतस्तया । विपरीतैरेव वाक्यैः श्राद्धं संपादितं तथा ॥ २७ ॥ पिंडदानं ततः कृत्वा भार्यां वचनमब्रवीत् । विस्मृत्य पिंडान्नीत्वा त्वं क्षिप गंगाजले शुभे ॥ २८ ॥ पिंडान्नीत्वा तथेत्युक्त्वा शौचकूपे न्यचिक्षिपत् । तज्ज्ञात्वा वलितो दुःखी बभूवाकुलिताननः ॥ २९ ॥ क्रोधाद्विनिर्ययौ गेहात्संकल्पं कृतवानिति । लक्ष्मीर्यदि प्रसन्ना स्यात्तदाऽन्नं भक्षयाम्यहम् ॥ ३० ॥ तावत्कंदफलाहारो वनमध्ये वसाम्यहम् । इति संकल्प्य विप्रः स गहने निर्जने वने ॥ ३१ ॥ एको धर्मनदीतीरे वृक्षवल्कलधारकः । त्रिंशद्दिनानि न्यवसदागता त्विषपूर्णिमा ॥ ३२ ॥ कालीयवंशसम्भूता नागकन्याः सुलोचनाः । निवसंत्यो वने तस्मिन्व्रतं चक्रू रमाप्तये ॥ ३३ ॥ श्वेतीकृतं तु सुधया गृहं चंद्रगृहोपमम् । मंडलानि विचित्राणि नानापिष्टैः कृतानि च ॥३४॥ पञ्चामृतानि रत्नानि दर्पणाच्छादनानि च । स्थापयित्वेंदिरापूजा कृता ताभिः प्रयत्नतः ॥ ३५ ॥ एवं तु प्रथमो यामो बालाभिर्नीत एव हि । प्रारब्धं च ततो द्यूतं तुर्यं तास्तु न लेभिरे ॥ ३६ ॥ चतुर्भिस्तु विनाऽक्षाणां क्रीडनं नैव जायते । तस्मान्मृग्यस्तुरीयस्तु विचार्यैवं विनिर्गता ॥ ३७ ॥ कन्यका तु नदीतीरे ददर्श वलितं द्विजम् । ज्ञात्वा तं साधुचरितं सचिंतं च मुखाकृतेः ॥ ३८ ॥ उवाच वचनं चारु द्विज कोऽसि समागतः । एह्येव क्रीडितुं द्यूतं लक्ष्म्याः प्रीतिकरं परम् ॥ ३९ ॥ इत्थं तद्वचनं श्रुत्वा वलितो वाक्यमब्रवीत् ॥ वलित उवाच— द्यूतेन क्षीयते लक्ष्मीर्द्यूताद्धर्मो विनश्यति ॥ ४० ॥ मुग्धवत्त्वं वदसि किं कथं लक्ष्मीः प्रसीदति ।

એવાં પતિનાં વચન સાંભળી તે સ્ત્રીએ ઉત્તમ બ્રાહ્મણોને નિમંત્રણ આપ્યાં, અને રસોઈ પણ વખતસર કરી અને તેમાં ઘણી સામગ્રી કરી. એ પ્રમાણે વિપરીત વાક્યોથી વલિતે શ્રાદ્ધ કર્યું.[૨૬-૨૭] અને પિંડ આપ્યા પછી મિત્રનું કહેવું ભૂલી જવાથી સ્ત્રીને કહ્યું કે, હે કલ્યાણિ ! આ પિંડ ગંગાજીમાં નાખી દે.[૨૮] 'ઠીક' એમ કહી એ સ્ત્રીએ પિંડ લઇ વિષ્ઠાના કુવામાં નાંખ્યા. તે વાત જાણી અતિ દુઃખી થયેલો વલિત, ક્રોધથી ઘરથી બહાર નીકળી ગયો, અને 'જ્યારે લક્ષ્મી પ્રસન્ન થશે ત્યારે અન્ન ખાઈશ અને જ્યાં સુધી પ્રસન્ન નહીં થાય ત્યાં સુધી કંદ ને ફળ ખાઈ વનમાં જ રહીશ,' એવો સંકલ્પ કર્યો.[૨૯-૩૧] પછી એ બ્રાહ્મણ ઘોર નિર્જન વનમાં જઈ, વલ્કલ ધારણ કરી, એકલો જ, ધર્મનદીના કિનારા ઉપર જઇ વસ્યો, ત્રીશ દિવસ રહ્યો ત્યારે આશો માસની પૂર્ણિમા આવી.[૩૨] એ વનમાં કાલીય નાગના વંશમાં ઉત્પન્ન થયલી અને સુંદર નેત્રવાળી નાગકન્યાઓ રહેતી હતી. તેઓએ લક્ષ્મીની પ્રાપ્તિમાટે પેલી પૂર્ણિમાને દિવસે વ્રત કર્યું હતું, તેથી તેઓએ ચૂનો લગાવી પોતાનું ઘર ચંદ્ર જેવું સુંદર કર્યું. ઘરમાં વિવિધ રંગવડે વિચિત્ર મંડળો પૂર્યાં હતાં.[૩૩-૩૪] પંચામૃત, રત્ન, અરીસા અને વસ્ત્રોવડે લક્ષ્મીની પૂજા કરી.[૩૫] કન્યાઓએ એવી રીતે પહેલો પહોર વીતાવ્યો. તે પછી બીજા પહોરમાં તેઓએ જુગાર રમવાનો આરંભ કર્યો. તેઓ ત્રણ જણી હતી, 'ચાર જણા વિના જુગાર રમાય નહીં તેથી કોઇ ચોથું માણસ શોધવું જોઇએ' એવો વિચાર કરી એક સ્ત્રી ચોથા માણસને શોધવા નીકળી.[૩૬-૩૭] તેટલામાં નદીના કિનારા ઉપર પેલો વલિત બ્રાહ્મણ તેઓના જોવામાં આવ્યો. તેને મુખની આકૃતિથી સારાં આચરણવાળો અને ચિંતાવાળો જાણી, તે કન્યા બોલી કે, 'અહ્યા દ્વિજ ! તું કોણ છે ? આજ જુગાર રમવા ચાલ. જુગાર રમવાથી લક્ષ્મી પ્રસન્ન થાય છે.'[૩૮-૩૯] એવાં તેનાં વચન સાંભળી વલિત બોલ્યો, જુગાર રમવાથી લક્ષ્મીનો ક્ષય થાય છે, અને ધર્મનો નાશ થાય છે.[૪૦] ત્યારે મૂર્ખની પેઠે તું શું કહે છે, જે જુગાર રમવાથી લક્ષ્મી પ્રસન્ન થાય છે.

कन्योवाच— भाषसे त्वं पंडितवत् कर्म तेऽस्त्यतिमूर्खवत् ॥ ४१ ॥ इषस्य शुक्लपूर्णायां द्यूताल्लक्ष्मीः प्रसीदति । द्यूतक्रीडां तु कृत्वैवं कौतुकं पश्य चैंदिरम् ॥ ४२ ॥ इत्युक्त्वाऽसौ तया नीतः क्रीडार्थं स्वस्य मंदिरे । दत्त्वा तस्मै नारिकेरजलं भक्ष्यादिकं तथा ॥ ४३ ॥ आरब्धं च ततो द्यूतं श्रीलक्ष्मीः प्रीयतामिति । क्षापितानि च रत्नानि कन्याभिर्ब्राह्मणेन तु ॥ ४४ ॥ कौपीनं क्षापितं स्वीयं ताभिर्निर्जितमेव तत् । ब्राह्मणः क्रोधसंयुक्तः किं कर्तव्यं मयाऽधुना ॥ ४५ ॥ उपवीतं क्षापयित्वा ततः स्वीयं कलेवरम् । क्षापयिष्ये विनिश्चित्य ह्युपवीतं क्लाप सः ॥४६॥ ताभिर्जितं च तदपि शरीरं क्षापितं स्वकम् । ततोऽर्धरात्रे संजाते लक्ष्मीनारायणावुभौ ॥ ४७ ॥ आगतौ लोकचरितं

द्रष्टुं विप्रं ददर्शतुः ॥ व्युपवीतं विकौपीनं चिंतया विवशीकृतम् ॥ ४८ ॥ उवाच वचनं विष्णुः शृणु त्वं पद्मलोचने । तव व्रतकरो विप्रः कथं जातः सचिंतकः ॥ ४९ ॥ तस्मादेनं कुरु क्षिप्रं लक्ष्मीवंतं सुखान्वितम् ॥ इति विष्णुवचः श्रुत्वा पद्मयाऽसौ कटाक्षितः ॥५०॥ बालाचित्तहरो जातस्तत्कालं मदनोपमः ॥ ततः कामेन संविद्धास्तास्तिस्रो नागकन्यकाः ॥ ५१ ॥ विप्राय वचनं प्रोचुः शृणु विप्र तपोधन ॥ यद्यस्माभिर्जितस्त्वं चेत्कर्ताऽस्माकं वचोऽनुगः ॥ ५२ ॥ वयं त्वया निर्जिताश्चेद्यथेच्छसि तथा कुरु । इति तद्वचनं श्रुत्वा तथा मेने स च द्विजः ॥ ५३ ॥

કન્યા કહે છે–તું પંડિતના જેવી વાતો કરે છે, પણ આચરણમાં તો મૂર્ખ જેવો છે.[૪૧] આશો માસની પૂર્ણિમાને દિવસે જુગાર રમવાથી લક્ષ્મી પ્રસન્ન થાય છે. આજ જુગાર રમી તું લક્ષ્મીનું કૌતુક જો.[૪૨] એવી રીતે સમજાવી એ કન્યા વલિતને પોતાને ઘેર લઇ ગઈ. ત્યાં તેને નાળીએરનું પાણી તથા ખાવાનું આપી,[૪૩] 'લક્ષ્મી પ્રસન્ન થાઓ,' એમ કહી જુગાર ખેલવાનો આરંભ કર્યો. તેમાં કન્યાઓએ રત્ન હોડમાં લગાડ્યાં ત્યારે વલિત મહારાજે લંગોટી લગાડી. તે હારી જવાથી મહારાજે કોપાયમાન થઇને કહ્યું, હવે મારે શું કરવું ?[૪૪–૪૫] એ વિચાર કરી 'હવે હું જનોઇ મૂકીશ ને તે પણ હારી જવાથી મારું શરીર મૂકીશ,' એવો નિશ્ચય કર્યો. પછી મહારાજે જનોઈ હોડમાં મૂકી, તે પણ હરાઇ જવાથી પોતાનું શરીર મૂક્યું, આજ વખતે મધરાતનો સમય હતો. ત્યારે લક્ષ્મી અને વિષ્ણુ બન્ને, લોકોનું ચરિત્ર જોવા નીકળ્યાં. ફરતાં ફરતાં વલિત મહારાજ કે જેનાં લંગોટી તથા જનોઇ હરાઇ ગયાં હતાં ને તેથી ચિંતામાં પડ્યા હતા તે નજરે પડ્યા.[૪૬–૪૮] ત્યારે વિષ્ણુ બોલ્યા કે, હે લક્ષ્મિ ! સાંભળો. આ બ્રાહ્મણે તમારું વ્રત કરેલું છે, છતાં પણ તેને ચિંતા કેમ છે ?[૪૯] હવે એને ઝટ ધનવાન્ કરી સુખ આપો. એવાં વિષ્ણુનાં વચન સાંભળી લક્ષ્મીએ વલિત તરફ કૃપાદૃષ્ટિથી જોયું,[૫૦] તેથી તેનું રૂપ કામદેવના જેવું થઇ ગયું. તેને જોઇ તેમાં આસક્તિ થવાથી ને કામથી વ્યાકુલ થયેલી તે ત્રણ નાગકન્યાઓ વલિતને કહેવા લાગી કે, હે મહારાજ ! સાંભળો. જો અમે તમને જિતી લઇએ તો તમારે અમે કહીએ તેમ કરવું અને અમારા પતિ થઇને રહેવું ને જો તમે અમને જિતી લ્યો તો તમે કહેશો તેમ અમે કરીશું. એવાં કન્યાઓનાં વચન તેણે કબુલ કર્યાં.[૫૧–૫૩]

क्रीडनात्ता जिताः कन्या गांधर्वेण विवाहिताः । तासां रत्नानि ताश्चापि गृहीत्वा स्वगृहं ययौ ॥ ५४ ॥ प्राप्तं चंडीतिरस्कारान्मयेदं भाग्यमुत्तमम् । तस्मात्संमानिता चंडी सापि प्रीता बभूव ह ॥ ५५ ॥ चकार स्वामिनश्चाज्ञामित्थं लक्ष्मीव्रतं त्विदम् । बहुरात्रिव्यापिनी या साऽत्र पूर्णा विशिष्यते ॥ ५६ ॥ तत्राराध्य महालक्ष्मीमिंद्रं चैरावतस्थितम् । उपवासं प्रकुर्वीत दीपान्दद्याच्च भक्तितः ॥ ५७ ॥ लक्षं तदर्धमयुतं सहस्रं शतमेव वा । घृतेन दीपयेद्दीपान् तिलतैलेन वाऽव्रती ॥५८॥ रात्रौ जागरणं कुर्यान्नृत्यगीतपुरःसरम् । यथा विभवतो देयाः पुरवीथिषु दीपकाः ॥५९॥ देवतायतने चैव आरामेषु गृहेषु च । ततः प्रभाते सुस्नातः संपूज्य च शतक्रतुम् ॥ ६० ॥ ब्राह्मणान्भोजयेत्क्षीरघृतशर्करपायसैः । वासोभिर्दक्षिणाभिश्च सवस्त्रान् पूजयेद्द्विजान् ॥ ६१ ॥ यथाशक्ति च दातव्या दीपाः स्वर्णविनिर्मिताः । एवं विधिं विनिर्वर्त्य ततः पारणमाचरेत् ॥ ६२ ॥ व्रतस्यास्य प्रभावेण कल्पान्वै दीपसंख्यकान् । अप्सरोभिः परिवृतः स्वर्गलोके महीयते ॥ ६३ ॥ इह चायुष्यमारोग्यं पुत्रपौत्रादिसंपदः । एवं लक्ष्मीव्रतं कृत्वा न दरिद्रो न दुःखभाक् । कथां श्रुत्वा विधानेन व्रतस्यापि फलं लभेत् ॥ ६४ ॥ इति सनत्कुमारसंहितायां कार्तिककोजागरव्रतं संपूर्णम् ।

તે પછી જુગારમાં તેણે કન્યાઓને જિતી લીધી, તેથી તેઓની સાથે ગાંધર્વવિવાહ કર્યો. ત્યાર બાદ રત્નો તથા કન્યાઓને લઇ વલિત પોતાને ઘેર આવ્યો.[૫૪] અને 'ચંડીએ મારો તિરસ્કાર કર્યો તેથી મને આ સમૃદ્ધિ મળી છે,' એમ જાણી તેણે ચંડીનો સત્કાર કર્યો; તેથી તે પણ પ્રસન્ન થઇ. પતિની આજ્ઞામાં રહેવા લાગી. લક્ષ્મીવ્રતનો આવો પ્રભાવ છે. જે દિવસે રાત્રિમાં વધારે વખત પૂર્ણિમા આવતી હોય, તે દિવસે વ્રત કરવું ઉત્તમ છે.[૫૫–૫૬] તેમાં મહાલક્ષ્મી તથા ઐરાવત ઉપર બેઠેલા ઇંદ્રની આરાધના કરવી, ભક્તિથી ઉપવાસ કરવો. લક્ષ, પચાસ હજાર, દશ હજાર, હજાર અથવા સો ઘીના દીવા કરવા, તેવી શક્તિ ન હોય તો તેલના દીવા કરવા.[૫૭–૫૮] રાતે જાગરણ કરવું, ગીત ગાવાં, નૃત્ય કરવું, અને પોતાની શક્તિ પ્રમાણે શહેરમાં, ગલીમાં, દેવાલયમાં, બગીચામાં અને ઘરમાં દીવા કરવા. પ્રાતઃકાલ થાય ત્યારે વિધિથી સ્નાન કરી ઇંદ્રની પૂજા કરી, દૂધ, ઘી, સાકર અને દૂધપાકવડે બ્રાહ્મણોને જમાડવા. વસ્ત્ર અને દક્ષિણા આપી તેઓને પ્રસન્ન કરવા.[૫૯–૬૧] શક્તિ પ્રમાણે સોનાના દીવાનું દાન કરવું. આટલું કર્યા પછી પારણું કરવું.[૬૨] જે માણસ આ વ્રત કરે છે તે આ લોકમાં મોટું આયુષ્ય, આરોગ્ય ને પુત્ર પૌત્ર વગેરેની સંપત્તિ ભોગવી અંતે સ્વર્ગમાં જઇ અપ્સરાઓની સાથે જેટલા દીવા કર્યા હોય, તેટલા કલ્પ સૂધી સુખ ભોગવે છે.[૬૩] એ પ્રકારે લક્ષ્મીવ્રત કરવાથી દરિદ્રપણું કે દુઃખ ભોગવવું પડતું નથી. આ કથા સાંભળવાથી પણ વ્રત કરવાનું ફળ થાય છે.[૬૪] એ પ્રમાણે સનત્કુમાર સંહિતામાં કોજાગર વ્રત કહેલું છે.

## ૯ ત્રિપુરોત્સવ

अथ कार्तिकपौर्णमास्यां त्रिपुरोत्सवः । स च प्रदोष-व्यापिन्यां कार्यः ।

કાર્તિક શુદિ પૂર્ણિમાને દિવસે ત્રિપુરોત્સવ કરવો. એ ઉત્સવ પ્રદોષવ્યાપિની પૂર્ણિમાને દિવસે કરવો.

### ત્રિપુરોત્સવની કથા

अथ कथा ॥ वालखिल्या ऊचुः– कार्तिक्यां पौर्णिमायां तु कुर्यात्रैपुरमुत्सवम् । दीपो देयोऽवश्यमेव सायंकाले शिवालये ॥ १ ॥ त्रिपुरो नाम दैत्येंद्रः प्रयागे तप आस्थितः । लक्षवर्षं तपस्तप्तं त्रैलोक्यं सचराचरम् ॥ २ ॥ तत्तपस्तेजसा दग्धुमारब्धे भुवनत्रयम् । नाना देवांगना देवैः प्रेषितास्तं विमोहितुम् ॥ ३ ॥ न तासां वशगः सोऽभूद्दर्पणैश्चापि धर्षितः । न क्रोधमोहलोभानां वशो दैत्योऽभ्यजायत ॥ ४ ॥ वरं दातुं ययौ ब्रह्मा नारदादिभिरन्वितः ॥ ब्रह्मोवाच– वरं वरय भद्रं ते संतुष्टोऽहं पितामहः ॥ ५ ॥ तपसस्तु फले सिद्धे कः क्लेशं कुरुते जनः ॥ त्रिपुर उवाच– अमरं कुरु मां ब्रह्मन् करोमि ह्यन्यथा तपः ॥ ६ ॥ दातुं शक्तोऽसि चेद्ब्रह्मन्नन्यथा गच्छ सत्वरम् ॥ ब्रह्मोवाच– मयाऽपि बाल मर्तव्यमितरेषां तु का कथा ॥ ७ ॥ अवश्यं देहिनां मृत्युः, संभाव्यं याचयस्व मे ।

વાલખિલ્યો કહે છે–કાર્તિક શુદિ પૂર્ણિમાને દિવસે ત્રિપુરોત્સવ કરવો. તે દિવસે સાયંકાલે મહાદેવના મંદિરમાં અવશ્ય દીવો મૂકવો.[૧] ત્રિપુર નામનો મોટો દૈત્ય પ્રયાગમાં તપ કરતો હતો. તેણે એક લાખ વર્ષ સુધી તપ કર્યું ત્યારે, તેના તપોબળથી ત્રણે જગત્ બળવા લાગ્યાં. તેને મોહ કરવામાટે દેવોએ સુંદર અપ્સરાઓ મોકલી.[૨-૩] તેઓએ કેટલાક ઉપાયો કીધા, પરંતુ તે દૈત્ય તેઓથી લલચાયો નહીં. તેમજ કામ, ક્રોધ કે લોભને પણ વશ થયો નહીં;[૪] ત્યારે તેને વર આપવામાટે નારદ વગેરેની સાથે બ્રહ્મા ગયા. બ્રહ્મા કહે છે–હું પિતામહ બ્રહ્મા તારી ઉપર પ્રસન્ન થયો છું, તારૂં ભલું કરવા માટે આવ્યો છું. માટે વર માગી લે.[૫] તપનું ફળ મળ્યા છતાં પણ કોણ દુઃખ ભોગવે ? ત્રિપુર કહે છે–હે બ્રહ્મન્ ! જો આપની શક્તિ હોય તો મને અમર કરો. જો તેવી શક્તિ ન હોય તો આપ જલદીથી ઘેર જાઓ. હું તો તપ કરીશ. બ્રહ્મા કહે છે–હે પુત્ર ! મારૂં પણ મરણ છે, ત્યારે બીજાની શું વાત કરૂં ?[૬-૭] દેહ ધારણ કરનારને અવશ્ય મરણ છે, માટે મારી પાસેથી યોગ્ય વર માગી લે.

त्रिपुर उवाच– न मे मृत्युर्देवताभ्यो मनुष्येभ्यो निशाचरात् ॥८॥ न स्त्रीभ्यो न च रोगेण देह्येनं वरमुत्तमम् । ब्रह्मापि च तथेत्युक्त्वा सत्यलोके जगाम सः ॥ ९ ॥ एवं लब्धवरं ज्ञात्वा नाना दैत्याः समाययुः । तान्दैत्यानागतान्दृष्ट्वा आज्ञापयत दानवान् ॥ १० ॥ अस्मद्विरोधिनो देवा हंतव्याः सर्व एव हि । नो चेद्यानि च रत्नानि देवतानां समीपतः ॥ ११ ॥ गृहीत्वा तानि सर्वाणि कुर्वंतूपायनं मम । इत्याज्ञां तस्य शिरसि कृत्वा ते सर्वराक्षसाः ॥१२॥ देवान्नागांश्च यक्षांश्च धृत्वाऽस्याग्रे न्यवेदयन् । प्रणम्य सर्वदेवास्ते त्रिपुरं च व्यजिज्ञपन् ॥ १३ ॥ गृह्यतां दैत्यराजेंद्र यदस्माकं भविष्यति । वयं कृत्वा तु ते सेवां जीविष्यामो यथातथा ॥ १४ ॥ इति श्रुत्वा वचस्तेषामधिकारच्युताः कृताः । तेषां स्त्रियः समानीय चक्रे वेश्याः सहस्रशः ॥१५॥ एवं भास्करमुत्सृज्य सर्वे देवास्तदाज्ञया । चक्रुर्यथोक्तं दैत्यस्य द्वारस्थाः सर्व एव हि ॥ १६ ॥ सूर्यस्य निकटेत्युक्तं मद्द्वारे स्थीयतां सदा । तेनापि च तथेत्युक्त्वा तद्द्वारे संस्थितं क्षणम् ॥ १७ ॥ ददाह भुवनं सर्वं स्वकरैः क्षणमात्रतः । आदिष्टश्च ततस्तेन स्वेच्छया गम्यतामिति ॥ १८ ॥ ततो गतोऽसौ भगवान् भुवनानि विभावयन् । चक्रुर्देवास्तदाज्ञां च द्वारे तिष्ठंति वारिताः ॥१९॥ कदाचित्तस्य गेहे तु नारदः समुपाययौ । तेनापि पूजितो भक्त्या पप्रच्छ स्वं पराक्रमम् ॥ २० ॥

ત્રિપુર કહે છે–દેવથી, દૈત્યથી, રાક્ષસથી, મનુષ્યથી, સ્ત્રીથી કે રોગથી મારૂં મરણ થાય નહીં, એ પ્રકારનું મને ઉત્તમ વરદાન આપો. 'તથાસ્તુ' એમ કહી બ્રહ્મા સત્યલોકમાં ગયા.[૮-૯] ત્રિપુરાસુરને એવી રીતનો વર મળવાના સમાચાર સાંભળી સર્વ દૈત્યો તેની પાસે આવ્યા. તેઓને આવેલા જોઇ, ત્રિપુરાસુરે હુકમ કર્યો કે, [૧૦] જે દેવો આપણી સાથે વિરોધ કરનાર છે, તે સર્વને હણી નાંખો. તેમ ન બને તો તેઓની પાસે જે ઉત્તમ ઉત્તમ વસ્તુઓ હોય, તે લઇ મને ભેટ કરો. તેની એવી આજ્ઞાને શિરસાવંદ્ય કરી, સઘળા દૈત્યોએ, દેવ, નાગ અને યક્ષોને પકડી ત્રિપુરાસુરને સોંપી દીધા. ત્યારે સર્વ દેવો પ્રણામ કરીને બોલ્યા કે,[૧૧-૧૩] હે દૈત્યરાજ ! તું સઘળું લઇ લે. અમારૂં જે થશે તે ઠીક. અમે તો તારી સેવા કરીને જીવીશું.[૧૪] એવાં દેવોનાં વચન સાંભળી ત્રિપુરાસુરે તેઓના અધિકાર લઇ લીધા. તેઓની હજારો સ્ત્રીઓને લઇ વેશ્યા કરી મૂકી.[૧૫] એવી રીતે સ્વર્ગ છોડી સર્વ દેવો દૈત્યરાજના હુકમમાં રહી તેનું દ્વારપાળપણું કરવા લાગ્યા.[૧૬] એ દૈત્યે સૂર્યને પણ કહ્યું કે, તું મારા દરવાજા ઉપર રહે. તે વાત કબૂલ કરી સૂર્ય ક્ષણવાર ત્યાં રહ્યો.[૧૭] તેટલામાં તો તેનું ભવન બળવા લાગ્યું ત્યારે, 'તું ઇચ્છામાં આવે ત્યાં જા'. એમ કહી સૂર્યને રજા આપી;[૧૮] તેથી તે ત્રણે લોકને સુખ કરતો પોતાને સ્થળે ગયો. પણ બીજા દેવો તો તેના દ્વારમાં રહી તેના હુકમમાં વર્તતા હતા.[૧૯] એક દિવસે એ દૈત્યરાજને ઘેર નારદ આવ્યા. તેની ભક્તિથી પૂજા કરી, દૈત્યે પોતાનાં પરાક્રમ બાબત પૂછ્યું.[૨૦] ત્યારે નારદ બોલ્યા કેઃ–

नारद उवाच– ईदृशो जयघोषस्तु केनापि न कृतो भुवि । अस्मिन्देशे तु दैत्येंद्र किमिदानीं निगद्यताम् ॥२१॥

त्रिपुर उवाच– सर्वस्थानेषु मे कीर्तिर्न गता किं नु नारद । मया प्रस्थापिता दैत्याः सर्व एव इतस्ततः ॥ २२ ॥ नारद उवाच– यो यत्र च गतो दैत्यो जातस्तत्र विभुः स हि । तव नाम न गृह्णाति वक्ति च स्वपराक्रमम् ॥ २३ ॥ इति श्रुत्वा मुनेर्वाक्यं स एव हि दारुणः । क्रोधस्तस्य महान् जातः किं कर्तव्यं मयाऽधुना ॥ २४ ॥ विश्वकर्माणमाहूय वाक्यमेतदुवाच ह । शीघ्रं कुरु त्रिधातूनां विश्वकर्मन्पुरत्रयम् ॥ २५ ॥ विमानतुल्यं यत्रेच्छा तत्र तत्र गमिष्यति । इति तस्य वचः श्रुत्वा त्वष्टाऽपि च तथाऽकरोत् ॥ २६ ॥ रूपत्रयं समास्थाय त्रिपुरेषु समाश्रितः । नारदस्य तु वाक्येन दैत्या बंदीकृतास्तदा ॥२७॥ पुरेणैकेन पाताले भ्रमते त्रिपुरासुरः । स्वर्गे चापि पुरैकेन धरण्यामटते पुरा ॥ २८ ॥ कांश्चित्संताडयत्येवं संमारयति कानपि । ददाति केषां स्वामित्वं स्वेच्छाचारी महाबलः ॥ २९ ॥ तेनेत्थं पंचलक्षाणि सर्वलोका उपद्रुताः । तदा देवान्समागम्य नारदो वाक्यमब्रवीत् ॥ ३० ॥

નારદ કહે છે કે–હે દૈત્યેંદ્ર ! પૃથ્વીમાં આવો જય કોઇએ પણ મેળવ્યો ન હતો, પણ આ પૃથ્વીમાં જ જય મેળવાથી શું ફળ છે ? તે કહે.[21] ત્રિપુર કહે છે–હે નારદ ! મેં સર્વ જગોએ દૈત્યો મોકલ્યા છે, તોપણ મારી કીર્તિ સર્વ જગોએ નથી પહોંચી શું ?[22] નારદ કહે છે–જ્યાં જે દૈત્ય ગયેલો છે ત્યાં તે જ રાજા થઇ પડ્યો છે અને પોતાનું પરાક્રમ કહે છે. પણ તારું તો કોઇ નામે લેતો નથી.[23] એવાં નારદનાં વચન સાંભળી મહા ક્રૂર ત્રિપુરાસુર કોપાયમાન થઇ ગયો અને હવે શું કરવું, એવો વિચાર કરવા લાગ્યો.[24] પછી વિશ્વકર્માને બોલાવી તેણે કહ્યું કે, હે વિશ્વકર્મન્ ! જ્યાં ઇચ્છા હોય ત્યાં જાવ એવાં અને વિમાન જેવાં ત્રણ ધાતુનાં ત્રણ પુર મારે માટે જલદીથી બનાવો. એવાં દૈત્યનાં વચન સાંભળી વિશ્વકર્માએ ત્રણ પુર બનાવી દીધાં.[25-26] પછી તે દૈત્યે પોતાનાં જૂદાં જૂદાં ત્રણ રૂપથી ત્રણ પુરમાં બેસી, નારદના કહેવાથી સઘળા દૈત્યોને કેદ લીધા.[27] એ ત્રિપુરાસુર એક પુરથી પાતાળમાં ફરતો હતો, એક પુરથી સ્વર્ગમાં ભ્રમણ કરતો હતો અને એક પુરથી પૃથ્વીપર વિચરતો હતો.[28] ત્યાં કોઇને માર મારતો હતો, કોઇને જીવથી હણતો હતો અને કોઇને અધિકાર પણ આપતો હતો; કારણ કે તે યથેચ્છ ફરનાર અને મહાબળવાન્ હતો.[29] એવી રીતે તેણે પાંચ લક્ષ લોકોને પાયમાલ કરી નાંખ્યા ત્યારે નારદ દેવોની પાસે જઇ કહેવા લાગ્યા.[30]

नारद उवाच– पराक्रमं तु ते धिग्भो देवेंद्र क्व गतास्ति धीः । विचार्यतां तु भो देवा वधाय त्रिपुरस्य च ॥३१॥ इत्थं मुनिवचः श्रुत्वा सलज्जोऽभूदधोमुखः । पुनस्तं नारदः प्राह ब्रह्माणं शरणं व्रज ॥३२॥ तत उत्थाय देवेंद्रो गूढो देवगणैः सह । नारदेन समायुक्तः सत्यलोकं जगाम सः ॥३३॥ तत्रापश्यत्सु धातारमुवाच करुणं वचः ॥ इंद्र उवाच– धातरस्मद्गतिर्नास्ति हननीयास्त्वया वयम् ॥ ३४ ॥ नासाग्रसंस्थिताः प्राणास्त्रिपुरस्य तु शासनात् । इतींद्रस्य वचः श्रुत्वा ब्रह्मा सेंद्रो मुनीश्वरैः ॥ ३५ ॥ युक्तो वैकुंठमगमद्यत्रास्ते मधुसूदनः । तत्र गत्वा महाविष्णुं प्रणिपत्य स्थिताः सुराः ॥ ३६ ॥ अनुगृहीता दृक्पातात्तं ब्रह्मा वाक्यमब्रवीत् ॥ ब्रह्मोवाच– भगवन्देवदेवेश देवापत्तिविनाशन ॥ ३७ ॥ त्रिपुरासुरनिर्दग्धान् किं देवांस्त्वमुपेक्षसे ॥ विष्णुरुवाच– त्वयैव नाशितं ब्रह्मन् दत्ता नानाविधा वराः ॥ ३८ ॥ देवादिभ्यः कथं तस्य मृत्युः संभाव्यतेऽधुना । न भासते विचारो मे तस्य मृत्योः सुरेश्वराः ॥ ३९ ॥ अस्ति कश्चिदयुपायः कथं वै करवाण्यहम् । इति श्रुत्वा वचो विष्णोः सर्वे बुद्धया तु कुंठिताः ॥ ४० ॥ यदा नोचुर्वचः किंचिन्नारदो वाक्यमब्रवीत् ।

નારદ કહે છે–હે ઇંદ્ર ! તમારા પરાક્રમને ધિક્કાર છે, તમારી બુદ્ધિ ક્યાં ચાલી ગઇ ? હે દેવો ! ત્રિપુરાસુરના વધમાટે કાંઇ વિચાર કરો.[31] એવાં નારદનાં વચન સાંભળી, ઇંદ્ર લજવાઇ જઇ નીચું જોઇ રહ્યો. ત્યારે નારદે કહ્યું કે, તમે બ્રહ્માને શરણે જાઓ.[32] એવાં તેનાં વચનો સાંભળી, ઇંદ્ર નારદ તથા દેવોની સાથે ગુપ્ત રીતે સત્યલોકમાં ગયો.[33] ત્યાં બ્રહ્માને જોઇ દીન વચનથી કહેવા લાગ્યો. ઇંદ્ર કહે છે–હે બ્રહ્મન્ ! અમારી કોઇ ગતિ નથી, કારણ કે તમારે અમોને મારી નાંખવા છે.[34] ત્રિપુરાસુરના હુકમથી અમારા પ્રાણ નાકના ટેરવા ઉપર આવી રહેલા છે. એવાં ઇંદ્રનાં વચન સાંભળી, ઇંદ્ર અને મુનિઓની સાથે બ્રહ્મા વૈકુંઠમાં વિષ્ણુની પાસે ગયા અને વિષ્ણુને પ્રણામ કરી સઘળા દેવો ઉભા રહ્યા.[35-36] વિષ્ણુએ તેઓના તરફ જોઈ અનુગ્રહ કર્યો. પછી બ્રહ્મા તેને કહેવા લાગ્યા. બ્રહ્મા કહે છે–હે ભગવન્ ! હે દેવોના દેવ ! હે ઈશ ! આપ દેવોની આપત્તિ દૂર કરો છો, ત્યારે ત્રિપુરાસુરથી દુઃખી થતા દેવોની કેમ ઉપેક્ષા કરો છો ? વિષ્ણુ કહે છે–હે બ્રહ્મન્ ! તમે જ બધો ડાટ વાળ્યો છે; કારણ કે આગળથી કેટલાંક વરદાન દઈ બેઠા છો.[37-38] હવે દેવ વગેરેથી તેનું કેમ મરણ થાય ? હે દેવો ! એ દૈત્યને મારવામાં મને કોઈ પણ ઉપાય સૂઝતો નથી.[39] જો તમોને કોઇ ઉપાય સૂઝતો હોય તો હું તે પ્રમાણે કરું. એવાં વિષ્ણુનાં વચન સાંભળી સઘળા મૂઢ જેવા બની ગયા અને જ્યારે તેમાંથી કોઈ પણ બોલ્યું નહીં, ત્યારે નારદ બોલ્યા.[40]

नारद उवाच– देवाः कुरुत मा खेदमुपायः कथ्यते मया ॥ ४१ ॥ एको दृष्टः सृष्टिमध्ये न देवो न च मानुषः । न राक्षसो नैव दैत्यो न भूतो न पिशाचकः ॥ ४२ ॥ नासौ पुमान्न च स्त्री स न जडो न च पंडितः । नास्य तातो न वा माता न भ्राता भगिनी न च ॥ ४३ ॥ न चैव यस्य

संतानं स एनं मारयिष्यति ॥ ब्रह्मोवाच– एतादृशः क्व दृष्टोऽसौ सत्यं वाऽलीकमेव वा ॥ ४४ ॥ इति ब्रह्मवचः श्रुत्वा प्रोवाच जगदीश्वरः ॥ विष्णुरुवाच–अहो त्रैलोक्यकर्ता यो महादेवो वृषध्वजः ॥ ४५ ॥ ब्रह्मन्कथं विस्मृतोऽसौ स नः कार्यं करिष्यति । इत्युक्त्वा सर्व एवैते शंकरं शरणं ययुः ॥ ४६ ॥ देवदेव महादेव दुष्टदैत्यनिबर्हण ॥ त्वामेव शरणं प्राप्तास्त्रिपुरेण प्रपीडिताः ॥ ४७ ॥ शिव उवाच–ब्रह्मंस्त्वया वरो दत्तो ह्युन्मत्तः सोऽभवत्ततः । प्रददासि वरं कस्मात्पुनर्मारयसे कुतः ॥ ४८ ॥ मदीयं नाशितं नैव कस्माद्वध्यो महासुरः । इति रुद्रवचः श्रुत्वा हताशास्ते सुरास्तदा ॥ ४९ ॥ विषण्णांस्तान्सुरान्दृष्ट्वा विष्णुर्वचनमब्रवीत् ॥ विष्णुरुवाच–त्वया प्रतिज्ञा लोकानां पालनाय सदाशिव ॥५०॥ कृताऽतस्त्वां समायाताः शरणं सर्वदेवताः । मया नानाविधं दुःखं ह्रियते तु सदाशिव ॥ ५१ ॥ एतद्दुःखं मया शक्यमपनेतुं यतो नहि । अतस्त्वां याचयाम्यद्य देवान्बंधाद्विमोचय ॥ ५२ ॥

નારદ કહે છે—હે દેવો ! ખેદ કરો નહીં. હું ઉપાય કહું છું.[41] જગતમાં કોઈએક મારા જોવામાં આવ્યો છે, તે દેવ નથી, મનુષ્ય નથી, રાક્ષસ નથી, દૈત્ય નથી, ભૂત નથી, પિશાચ નથી,[42] સ્ત્રી નથી કે પુરુષ નથી, જડ નથી, અને એ પંડિતે નથી. તેને પિતા, માતા, ભાઈ કે બહેન કોઈ પણ નથી.[43] તેને કાંઈ સંતાન પણ નથી. તે જ આ દૈત્યને મારશે. બ્રહ્મા કહે છે—એવો મહાત્મા તમારા જોવામાં ક્યાં આવ્યો છે ? તમે કહો એ વાત ખરી છે, વા ખોટી ?[44] એવાં બ્રહ્માનાં વચન સાંભળી જગતના ઈશ્વર વિષ્ણુ બોલ્યા. વિષ્ણુ કહે છે—અહો ! એ તો ત્રણ લોકના કર્તા મહાદેવ ![45] હે બ્રહ્મન્ ! તમે તેને ભૂલી ગયા કે શું ? એ મહાત્મા જ આપણું કાર્ય કરશે. એમ કહી સઘળા શંકરને શરણે ગયા,[46] ને બોલ્યા કે, હે દેવોના દેવ ! હે મહાદેવ ! આપ દુષ્ટ દૈત્યોને મારનાર છો. એટલા માટે ત્રિપુરાસુરથી પીડા પામતા અમો આપને જ શરણે આવ્યા છીએ.[47] શંકર કહે છે—હે બ્રહ્મન્ ! તમે વરદાન આપ્યું, તેથી તે ઉન્મત્ત થઈ ગયો છે. પ્રથમ વર આપીને પછીથી મારો છો શા માટે ?[48] તે દૈત્યે મારું તો કાંઈ બગાડ્યું નથી. ત્યારે હું તેને શા માટે મારું ? એવાં મહાદેવનાં વચનો સાંભળી સર્વે નિરાશ થઈ ગયા.[49] એ પ્રમાણે દેવોને નિરાશ થયેલા જોઈ વિષ્ણુ બોલ્યા કે, હે સદાશિવ ! (ત્રણે) લોકના રક્ષણ-માટે આપે પ્રતિજ્ઞા કરી છે.[50] એટલા માટે સઘળા દેવો આપને શરણે આવેલા છે. હે સદાશિવ ! કેટલાંક દુઃખો તો હું દૂર કરું છું,[51] પરંતુ આ દુઃખ મારાથી દૂર કરી શકાય તેમ નથી, એટલા માટે આપને આજ કહું છું કે, દેવોને બંધનમાંથી છોડવો.[52]

શિવ ઉવાચ– तव वाक्यं करिष्यामि सामग्री नास्ति मे हरे । ममापराधरहितं हनिष्यामि न दानवम् ॥ ५३ ॥

विष्णुरुवाच– सामग्रीं हि करिष्यामि संग्रामार्थे सदाशिव । करिष्यति कथं दैत्यः शंभोरन्यायमेव सः ॥ ५४ ॥ इति विष्णुवचः श्रुत्वा. हा कष्टमिति चाब्रुवन् । अत्रागतांश्च सोऽस्मान् हि शृणुयात्त्रिपुरासुरः ॥ ५५ ॥ न विलंबं मृतौ कुर्यात्किमिदानीं विधीयताम् । सुरान्म्लानमुखान्दृष्ट्वा नारदो वाक्यमब्रवीत् ॥ ५६ ॥ नारद उवाच– सामग्री क्रियतां शीघ्रमायाति त्रिपुरासुरः । विष्णुं पलायितं ज्ञात्वा क्व रुद्रोऽस्तीति लोकयन् ॥ ५७ ॥ शिव उवाच– मया न नाशितं तस्य यदि यास्यति मत्स्थले । योद्धुं तदावश्यमेव मया मार्यः सुदुर्मदः ॥ ५८ ॥ इति रुद्रवचः श्रुत्वा समाश्वस्तास्तु देवताः । सामग्रीं विष्णुरकरोद्युद्धार्थे स तु धूर्जटेः ॥ ५९ ॥ बाणः स्वयं बभूवास्य वह्निः शल्यं बभूव ह । वायुस्तु पुंखरूपोऽभून्मेनाकश्च धनुस्ततः ॥६०॥ स्यंदनो धरणी जाता वेदा जाता हयोत्तमाः । विधाता सारथिर्जातः पताका च दिवाकरः ॥ ६१ ॥ आतपत्रं च चंद्रोऽभूद्गणेशाद्याः पदातयः । ततो वेगात्समुत्पत्य नारदस्त्रिपुरं ययौ ॥ ६२ ॥ दृष्ट्वा नारदमायांतं सत्कारैरर्चयच्च तम् ॥ मुने पुराणि मे पश्य ह्यजेयानि सुरासुरैः ॥ ६३ ॥ त्रैलोक्ये चाधुना जातं त्वत्कृपातो यशो मम ॥ इति तस्य वचः श्रुत्वा ललाटं कुट्टयन्मुनिः ॥ ६४ ॥ तूष्णीमासीद्वसिस्त्वैतदवलोक्यासुरोऽब्रवीत् ॥

શંકર કહે છે—હે હરે ! હું આપના કહેવા પ્રમાણે કરું, પણ મારી પાસે તેવી સામગ્રી નથી. તેમ તેણે મારો અપરાધ કર્યો નથી, તેથી તેને હું કેમ મારું ?[53] વિષ્ણુ કહે છે—હે સદાશિવ ! યુદ્ધમાટેની સામગ્રીની તો હું તજવીજ કરી આપીશ. પણ તે દૈત્ય આપનો અપરાધ કેવી રીતે કરશે ?[54] એવાં વિષ્ણુનાં વચન સાંભળી દેવો કહેવા લાગ્યા કે, હવે તો મોટું દુઃખ આવી પડ્યું. કેમકે એ દૈત્ય જો અમને અહીં આવેલા સાંભળશે તો જીવથી મારવામાં વાર લગાડશે નહીં. હવે કેમ કરવું ? એવી રીતે દુઃખને લીધે સુકાઈ ગયેલાં મુખવાળા દેવોને જોઈ નારદ બોલ્યા કે,[55–56] જલદીથી સામગ્રીની તજવીજ કરો. વિષ્ણુને ભાગેલા જાણી મહાદેવ ક્યાં છે, એમ જોતો જોતો ત્રિપુરાસુર આવે છે.[57] મહાદેવ કહે છે—મેં તેનું કાંઈ બગાડ્યું નથી, તોપણ તે જો મારા સ્થળમાં યુદ્ધ કરવા આવશે તો મોટા મદવાળા એ દૈત્યને હું અવશ્ય મારીશ.[58] એવાં મહાદેવનાં વચન સાંભળી દેવોને ધૈર્ય આવ્યું. પછી મહાદેવને યુદ્ધ માટે વિષ્ણુએ સામગ્રીની તજવીજ કરી આપી.[59] ભગવાન્ વિષ્ણુ પોતે બાણ થયા, અગ્નિ શલ્ય (બાણનો અગ્રભાગ) થયો, વાયુ બાણના છેડારૂપ થયો. મૈનાક પર્વત ધનુષ થયો,[60] પૃથિવી રથ થઈ, ચાર વેદ ઉત્તમ ઘોડા થયા, બ્રહ્મા સારથિ થયા, સૂર્ય ધ્વજારૂપે થયો,[61] ચંદ્ર છત્રરૂ

થયો અને ગણેશ વગેરે બીજા દેવો પદાતિ (પાળા) થયા. હવે નારદ ઝડપથી ત્રિપુરમાં ગયા.[૬૨] ત્યાં ત્રિપુરાસુરે તેની પૂજા કરીને કહ્યું કે, હે મુને! મારાં પુર જુઓ. તેને દેવ કે દૈત્ય કોઈ પણ જિતી શકે તેમ નથી.[૬૩] આપની કૃપાથી ત્રણે જગતમાં મારી કીર્તિ વ્યાપી રહી છે. એવાં દૈત્યનાં વચન સાંભળી કપાળ કૂટી હસીને નારદ ચૂપચાપ બેસી રહ્યા. તે જોઈ ત્રિપુરાસુર બોલ્યો;[૬૪]

त्रिपुर उवाच– किमर्थमीदृशी चेष्टा मुने चाद्य कृता त्वया ॥ ६५ ॥ मद्भाग्यसमभाग्यश्चेदस्ति कश्चिन्निगद्यताम् ॥ नारद उवाच– कैलासे तु गतश्चाहं दैत्येंद्र शृणु वैभवम् ॥ ६६ ॥ महेश्वरस्य किं वाच्यं तल्लक्षांशोऽपि न त्वयि । इति तद्वचनं श्रुत्वा नारदस्तु विसर्जितः ॥ ६७ ॥ गृहीत्वा दैत्यसंघान्स कैलासं त्रिपुरो ययौ । तत्र देवैर्महद्युद्धं जातं तस्य दिनत्रयम् ॥ ६८ ॥ पश्चाद्धरेण निहतस्त्रिपुरश्चैकबाणतः। कार्तिक्यां पौर्णमास्यां तु सर्वे देवाः प्रतुष्टुवुः॥६९॥ तस्मिन्दिने सर्वदेवैर्दीपा दत्ता हराय च । सर्वथैव प्रदेयोऽस्यां दीपस्तु हरतुष्टये ॥ ७० ॥ विंशतिसप्तशतकसहिता दीपवर्तयः । दद्दीपं पौर्णमास्यां सर्वपापैः प्रमुच्यते ॥ ७१ ॥ पौर्णमास्यां तु संध्यायां कर्तव्यस्त्रैपुरोत्सवः । दद्यादनेन मन्त्रेण प्रदीपांश्च सुरालये ॥ ७२ ॥ कीटाः पतंगा मशकाश्च वृक्षा जले स्थले ये विचरंति जीवाः । दृष्ट्वा प्रदीपं न च जन्मभागिनो भवंति नित्यं श्वपचा हि विप्राः ॥ ७३ ॥ कार्यस्तस्मात् पौर्णिमायां त्रिपुरस्य महोत्सवः । कार्तिक्यां कृत्तिकायोगे यः कुर्यात्स्वामिदर्शनम् ॥ ७४ ॥ सप्तजन्म भवेद्विप्रो धनाढ्यो वेदपारगः । कार्तिक्यां तु वृषोत्सर्गं कृत्वा नक्तं समाचरेत् । शैवं पदमवाप्नोति शिवव्रतमिदं स्मृतम् ॥ ७५ ॥ इति सनत्कुमारसंहितायां कार्तिकपौर्णमास्यां त्रिपुरोत्सवदीपदानं संपूर्णम् ।

ત્રિપુરાસુર કહે છે–હે મુને! આજ તમે માથું શા માટે કૂટયું? ૬૫ હું જેવો કોઈ બીજો ભાગ્યવાન્ હોય તો કહો. નારદ કહે છે–હે દૈત્યેન્દ્ર! હું કૈલાસમાં ગયો હતો. ત્યાંનો વૈભવ તને શું કહું. તારી પાસે તેનો લક્ષાંશ (લાખમો ભાગ) પણ નથી. એવાં નારદનાં વચનો સાંભળી તેને વિદાય કરી દૈત્યોનું સૈન્ય લઈ, ત્રિપુરાસુર કૈલાસમાં ગયો. ત્યાં તેણે ત્રણ દિવસ સુધી દેવોની સાથે મોટું યુદ્ધ કર્યું.[૬૬–૬૮] પછી કાર્તિક શુદિ પૂર્ણિમાને દિવસે મહાદેવે તેને એક બાણથી મારી નાંખ્યો, તેથી સઘળા દેવો પ્રસન્ન થયા,[૬૯] અને તેઓએ મહાદેવની પાસે દીવા ધર્યા, એટલા માટે તે દિવસે મહાદેવને પ્રસન્ન કરવા અવશ્ય દીવો કરવો.[૭૦] જે માણસ કાર્તિક શુદિ પૂર્ણિમાને દિવસે સાતસો વીશ દીવા કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૭૧] એ પૂર્ણિમાને દિવસે સંધ્યા વખતે ત્રિપુરોત્સવ કરવો, 'કીડા, પતંગીઆં, મશક અને વૃક્ષ વગેરે જે જળ વા સ્થળના જીવો છે, તે સર્વને દીપનાં દર્શન થવાથી જન્મવું પડતું નથી અને ચાંડાલ પણ બ્રાહ્મણ થાય છે એટલે શુદ્ધ થાય છે.' એ મંત્ર ભણી દેવાલયમાં દીવા કરવા;[૭૨–૭૩] એટલા માટે એ પૂર્ણિમાને દિવસે ત્રિપુરોત્સવ કરવો. જે માણસ કૃતિકા નક્ષત્રના યોગવાળી કાર્તિકી પુનમને દિવસે સ્વામિનાં દર્શન કરે છે, તે સાત જન્મ સુધી ધનવાન્ અને વેદ જાણનાર બ્રાહ્મણ થાય છે. જે માણસ કાર્તિકી પુનમને દિવસે વૃષોત્સર્ગ (નીલોત્સર્ગ) કરે છે ને નક્ત ભોજન કરે છે, તે શિવના પદને પામે છે. આ શિવવ્રત કહેવાય છે.[૭૪–૭૫] એ પ્રમાણે સનત્કુમાર સંહિતામાં કાર્તિકી પુનમને દિવસે ત્રિપુરોત્સવ અને દીપદાન કરવાનું કહ્યું છે.

## ૧૦ કાર્તિકમાસનું ઉદ્યાપન

अथ कार्तिकमासोद्यापनम् ॥ वालखिल्या ऊचुः– अथोर्जव्रतिनः सम्यगुद्यापनमिहोच्यते । कृते उद्यापने सांगं व्रतं भवति निश्चितम् ॥ १ ॥ ऊर्जशुक्लचतुर्दश्यां कुर्यादुद्यापनं व्रती । तुलस्या उपरिष्टात्तु कुर्यान्मंडपिकां शुभाम् ॥ २॥ तुलसीमूलदेशे तु सर्वतोभद्रमेव च । तस्योपरिष्टात्कलशं पंचरत्नसमन्वितम् ॥ ३ ॥ पूजयेत्तत्र देवेशं सौवर्णं गुर्वनुज्ञया । रात्रौ जागरणं कुर्याद्गीतवाद्यादिमंगलैः ॥ ४ ॥ ततस्तु पौर्णमास्यां वै सपत्नीकान् द्विजोत्तमान् । त्रिंशन्मितानथैकं वा स्वशक्त्या विनिमंत्रयेत् ॥ ५॥ अतो देवा इति द्वाभ्यां होमयेत्तिलपायसम् । ततो गां कपिलां दद्यात्पूजयेद्विधिवद्गुरुम् ॥ ६ ॥ एवमुद्यापनं कृत्वा सम्यग्व्रतफलं लभेत् । परा तु पौर्णमास्यत्र यात्रायां पुष्करस्य च ॥ ७ ॥ वरान्दत्त्वा यतो विष्णुर्मत्स्यरूपोऽभवत्ततः । तस्यां दत्तं हुतं जप्तं तदक्षय्यफलं स्मृतम् ॥ ८ ॥ कार्तिक्यां पौर्णिमायां तु विष्णुं नीराजयेत्सदा । प्रदोषसमये राजन्न स दारिद्र्यमाप्नुयात् ॥ ९ ॥ कार्तिक्यां कृत्तिकायोगे यः कुर्यात्स्वामिदर्शनम् । सप्तजन्म भवेद्विप्रो धनाढ्यो वेदपारगः ॥१०॥ एतानि कार्तिके मासि नरः कुर्याद्व्रतानि च ॥ इह लोके शरीरं स्वं क्लेशयित्वा फलं लभेत् ॥ ११ ॥ न कार्तिकसमो मासो विष्णुसंतुष्टिकारकः।स्वल्पक्लेशैर्विष्णुलोकप्राप्तिकृत्तापरो भवेत् ॥ १२ ॥ सनत्कुमार उवाच– इत्थं तैर्नैमिषारण्ये वालखिल्यैरुदाहृतम् । भास्करस्य मुखाच्छ्रुत्वा ततस्तानभिवाद्य च ॥ १३ ॥ ययुः सूर्यस्य निकटे गायंतो भास्करस्तुतिम् । इत्येतत्सर्वमाख्यातं कार्तिकस्य व्रतोत्तमम्। यत्कृत्वा सर्वपापेभ्यो मुक्तो भवति तत्क्षणात् ॥ १४ ॥ इति सनत्कुमारोक्तकार्तिकमाहात्म्ये कार्तिकमासोद्यापनम् ॥

વાલખિલ્યો કહે છે–કાર્તિક માસના વ્રતનું હવે ઉદ્યાપન કહેવાય છે. ઉદ્યાપન કરવાથી વ્રત પૂર્ણ થાય છે

એ નિશ્ચિત છે.[1] કાર્તિક શુદિ ચૌદશને દિવસે ઉદ્યાપન કરવું. તુલસીના કયારા ઉપર સુંદર નાનો સરખો માંડવો બાંધવો.[2] તુલસીના મૂલમાં સર્વતોભદ્ર મંડળ કરવું. તેની ઉપર ઘડાની સ્થાપના કરવી. તેમાં પંચ રત્ન નાખવાં.[3] તેનાપર ગુરુના કહેવા પ્રમાણે સોનાની વિષ્ણુની મૂર્તિ પધરાવી તેની પૂજા કરવી. રાતે જાગરણ કરવું, મંગલ ગીત ગાવાં, વાજાં વગડાવવાં અને નૃત્ય કરવું.[4] પૂર્ણિમાને દિવસે ત્રીશ બ્રાહ્મણો તથા તેમની સ્ત્રીઓને નિમંત્રણ કરવાં. શક્તિ ન હોય તો શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને નિમંત્રણ આપવાં.[5] 'અતોદેવા૦' એ બે મંત્રોવડે તીલ ને ખીરનો હોમ કરાવવો. પછી કપિલા ગાયનું દાન કરી, વિધિથી ગુરુની પૂજા કરવી.[6] એ પ્રકારે ઉદ્યાપન કરવાથી વ્રતનું પૂર્ણ ફળ મળે છે. ઉદ્યાપનમાં તથા પુષ્કરની યાત્રામાં બીજા દિવસની પૂર્ણિમા લેવી.[7] એ પૂર્ણિમાને દિવસે વર આપી વિષ્ણુએ મત્સ્યનું રૂપ ધારણ કર્યું હતું. માટે તે દિવસે હોમ કરવાથી અને જપ કરવાથી અક્ષય ફળ થાય છે.[8] જે માણસ કાર્તિકી પુનમને દિવસે પ્રદોષ વખતે વિષ્ણુને આરતી ઉતારે છે, તેને દારિદ્રય આવતું નથી.[9] જે માણસ કાર્તિકી પૂર્ણિમાને દિવસે કૃત્તિકા નક્ષત્રના યોગમાં સ્વામિદર્શન કરે છે, તે સાત જન્મ સુધી ધનવાન્ અને વેદ જાણનાર બ્રાહ્મણ થાય છે.[10] મનુષ્યે કાર્તિક માસમાં આટલાં વ્રતો કરવાં. આ લોકમાં શરીરને કષ્ટ આપવાથી પરલોકમાં સુખ મળે છે.[11] વિષ્ણુને પ્રસન્ન કરનાર કાર્તિક જેવો બીજો કોઇ માસ નથી; કારણ કે તે માસમાં વ્રત કરી, થોડું કષ્ટ ભોગવવાથી પણ વૈકુંઠની પ્રાપ્તિ થાય છે.[12] સનત્કુમાર કહે છે—એવી રીતે સૂર્યના મુખથી સાંભળેલું વ્રત, નૈમિષારણ્યમાં ઋષિઓને કહી, તેઓને પ્રણામ કરી, વાલખિલ્યો સૂર્યની સ્તુતિ કરતા કરતા સૂર્યની પાસે ગયા. એ પ્રમાણે કાર્તિક માસનાં સઘળાં વ્રતો કહ્યાં, જે કરવાથી ક્ષણવારમાં સઘળાં પાપો દૂર થાય છે. એવી રીતે સનત્કુમાર ઋષિઓએ કાર્તિકમાહાત્મ્યમાં કાર્તિક માસનાં વ્રતનું ઉદ્યાપન કહેલું છે.[13-15]

## ૧૧ દ્વાત્રિંશી પૂર્ણિમાનું વ્રત

अथ द्वात्रिंशीपौर्णिमाव्रतम् । एतच्च लोके बत्तिशी पौर्णिमेत्युच्यते । मार्गशीर्षसिते पक्षे पौर्णमास्यां शुचिव्रता ॥ १ ॥ प्रातः शुक्लतिलैः स्नात्वा परिधायांबरं सती । पूजासंभारमासाद्य पिष्टदीपं विधाय च ॥२॥ पुत्रसौभाग्यप्राप्त्यर्थं मध्याह्ने पूजयेच्छिवम् । सा च मार्गशीर्षपौर्णिमा मध्याह्नव्यापिनी ग्राह्या ॥ ३ ॥ तिथ्यादि संकीर्त्य ममेह जन्मनि जन्मांतरे च अखंडसौभाग्यपुत्रपौत्रप्राप्त्यर्थं द्वात्रिंशीपौर्णिमाव्रतं करिष्ये ॥ ४ ॥ तत्र निर्विघ्नतासिद्ध्यर्थं गणपतिपूजनं कलशाराधनं च करिष्ये ॥ ५ ॥ पंचवक्त्रं त्रिनेत्रं च जटार्धेंदुमंडितम् । व्यालयज्ञोपवीतं च भक्तानां वरदं शिवम् । ध्यायामि ॥ ६ ॥ आगच्छ भगवन् शंभो सर्वालंकारभूषित । यावद्व्रतं समाप्येत तावत्त्वं सन्निधौ भव । आवाहनम् ॥ ७ ॥ सिंहासनं स्वर्णपीठं नानारत्नोपशोभितम् । अनेकशक्तिसंयुक्तमासनं प्रतिगृह्यताम् । आसनम् ॥ ८ ॥ त्रिपुरांतक देवेश सृष्टिसंहारकारक । पाद्यं गृहाण देवेश मया दत्तं हि भक्तितः । पाद्यम् ॥ ९ ॥ चंदनाक्षतसंयुक्तं नानापुष्पसमन्वितम् । गृहाणार्घ्यं मया दत्तमीश्वर प्रतिगृह्यताम् । अर्घ्यम् ॥ १० ॥ तोयमेतत्सुखस्पर्शं कर्पूरेण समन्वितम् । शंभो शंकर सर्वेश गृहाणाचमनीयकम् । आचमनीयम् ॥ ११ ॥ पयो दधि घृतं चैव मधुशर्करया युतम् । पंचामृतेन स्नपनं करिष्ये भक्तवत्सल । पंचामृतस्नानम् ॥१२॥ मयाऽऽनीतानि तोयानि गंगादीनां च यानि वै । स्नानं तैः कुरु देवेश मम शांतिर्विधीयताम् । स्नानम् ॥ १३ ॥ श्वेतांबरयुगं देव सर्वकामार्थसिद्धये । अंबिकाकांत देवेश मया दत्तं प्रगृह्यताम् । वस्त्रम् ॥ १४ ॥ कुंकुमार्क्तं सुरश्रेष्ठ क्षौमसूत्रविनिर्मितम् । उपवीतं मया देव भक्त्या दत्तं प्रगृह्यताम् । उपवीतम् ॥ १५ ॥ काश्मीरजेन संयुक्तं कर्पूरागुरुमिश्रितम् । कस्तूरिकासमायुक्तं चंदनं प्रतिगृह्यताम् । चंदनम् ॥ १६ ॥ प्रक्षालिताश्च धौताश्च तंदुलाश्च शिवप्रियाः । मया निवेदिता भक्त्या गृहाण जगदीश्वर । अक्षतान् ॥ १७ ॥ कमलैर्मालतीपुष्पैश्चंपकैर्जातिसंभवैः । बिल्वपत्रैर्महादेव करिष्ये तव पूजनम् । पुष्पाणि ॥ १८ ॥ दशांगी गुग्गुलद्भूतः सुगंधिश्च मनोहरः । आघ्रेयतामयं धूपो देवदेव दयानिधे । धूपम् ॥ १९ ॥ कार्पासवर्तिभिर्युक्तं घृतार्क्तं तिमिरापहम् । भक्त्या समाहृतं दीपं गृहाण करुणानिधे । दीपम् ॥ २० ॥ नैवेद्यं गृह्यतां देव भक्तिं मे ह्यचलां कुरु । ईप्सितं च वरं देहि परत्र च परां गतिम् । नैवेद्यम् ॥ २१ ॥ नैवेद्यमध्ये पानीयम् । उत्तरापोशनम् । मुखप्रक्षालनम् । पूगीफलमिति तांबूलम् । इदं फलमिति फलम् ॥ २२ ॥

આ વ્રત 'બત્રિશી પૌર્ણિમા' એ નામથી જગતમાં પ્રસિદ્ધ છે. 'માગશર શુદિ પૂર્ણિમાને દિવસે પ્રાતઃકાલમાં ધોળા તલવડે સ્નાન કરી, પવિત્ર થઈ, વસ્ત્ર પહેરી પૂજાસામગ્રી એકઠી કરી, લોટનો દીવો કરી, પુત્ર તથા સૌભાગ્યની પ્રાપ્તિ માટે શુભ આચરણવાળી સ્ત્રીએ મધ્યાહ્ન વખતે મહાદેવનું પૂજન કરવું. આ માર્ગશીર્ષ પૂર્ણિમા મધ્યાહ્ન વખતની લેવી. પ્રથમ તિથિ વગેરેનું ઉચ્ચારણ કરવું. પછી—[1-3] 'મારા આ જન્મ તથા જન્માંતરમાં અખંડ સૌભાગ્યની પ્રાપ્તિમાટે અને પુત્રપૌત્રની પ્રાપ્તિમાટે, હું દ્વાત્રિંશી પૂર્ણિમાનું વ્રત કરીશ.[4] તે વ્રત નિર્વિઘ્ને સિદ્ધ થવા માટે ગણપતિનું પૂજન અને કલશસ્થાપન કરીશ,' એવો સંકલ્પ કરવો.[5] 'પાંચ મુખવાળા, ત્રણ નેત્રવાળા જટા ને અર્ધ ચંદ્રથી શોભનાર, સર્પની જનોઇવાળા અને

ભક્તોને વર આપવાવાળા શંકરનું હું ધ્યાન કરું છું,' એ મંત્ર ભણી ધ્યાન કરવું.[૬] 'હે ભગવન્! હે શંભો! હે સર્વ અલંકારોથી ભૂષિત! અહીં પધારો ને જ્યાં સુધી વ્રત સમાપ્ત થાય ત્યાં સુધી અહીં રહો.' એ મંત્રથી આવાહન કરવું;[૭] 'હે દેવ! વિવિધ રત્નોથી શોભિત અને અનેક શક્તિવાળાં સોનાનાં સિંહાસનનું ગ્રહણ કરો,' એ મંત્રથી આસન;[૮] 'હે ત્રિપુરાસુરનો નાશ કરનાર! હે દેવેશ! હે સૃષ્ટિનો સંહાર કરનાર! હું ભક્તિથી પાદ્ય આપું છું તે ગ્રહણ કરો,' એ મંત્રથી પાદ્ય;[૯] 'હે ઈશ્વર! ચંદન, પુષ્પ અને અક્ષતવાળો અર્ઘ્ય આપને આપું છું તે ગ્રહણ કરો.' એ મંત્રથી અર્ઘ્ય;[૧૦] 'હે શંભો! હે સર્વેશ! કર્પૂરની સુગંધિવાળું શીતળ જળ આચમનમાટે આપું છું તે ગ્રહણ કરો,' એ મંત્રથી આચમન.[૧૧] 'હે ભક્તવત્સલ! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃત વડે આપને સ્નાન કરાવું છું,' એ મંત્રથી પંચામૃત.[૧૨] 'હે દેવેશ! હું ગંગા વગેરે તીર્થોનું જળ લાવ્યો છું, તેથી સ્નાન કરો અને મને શાંતિ આપો,' એ મંત્રથી સ્નાન;[૧૩] 'હે દેવ! હે પાર્વતીપતે! હે દેવેશ! સઘળા કામ અને અર્થની સિદ્ધિ માટે બે ધોળાં વસ્ત્રો આપું છું, તે ગ્રહણ કરો,' એ મંત્રથી વસ્ત્ર.[૧૪] 'હે સુરશ્રેષ્ઠ! હે દેવ! સૂત્રથી બનાવેલ અને કંકુમાં રંગેલ ઉપવીત ભક્તિથી આપું છું, તે ગ્રહણ કરો.' એ મંત્રથી જનોઈ;[૧૫] 'હે દેવ! કંકુ, કર્પૂર, અગુરુ અને કસ્તૂરીવાળું ચંદન આપું છું, તે ગ્રહણ કરો,' એ મંત્રથી ચંદન.[૧૬] 'હે શિવ! હે જગદીશ્વર! ધોઈ સાફ કરેલા સુંદર અક્ષત આપને ભક્તિથી ચડાવું છું, તે ગ્રહણ કરો,' એ મંત્રથી અક્ષત.[૧૭] 'હે મહાદેવ! કમલ, માલતી, જાતિ ને ચંપાનાં પુષ્પો તથા બિલીનાં પત્રોવડે આપનું પૂજન કરું છું,' એ મંત્રથી પુષ્પો.[૧૮] 'હે દેવના દેવ! હે દયાનિધે! ગુગળથી બનાવેલ સુગંધિ અને મનોહર દશાંગધૂપની સુગંધી લ્યો,' એ મંત્રથી ધૂપ;[૧૯] 'હે કરુણાનિધે! અંધકારનો નાશ કરનાર ને કપાસની વાટવાળો ઘીનો દીવો આપની પાસે ભક્તિથી કરું છું, તે ગ્રહણ કરો,' એ મંત્રથી દીપ;[૨૦] 'હે દેવ! નૈવેદ્યનો સ્વીકાર કરો, અને મને અચલ ભક્તિ આપો, ઇષ્ટ વર આપો અને પરલોકમાં ઉત્તમ ગતિ આપો,' એ મંત્રથી નૈવેદ્ય.[૨૧] તેની વચમાં આચમન, ઉત્તરાપોશન, મુખપ્રક્ષાલન, 'पूगीफलं०' થી તાંબૂલ, 'इदं फलं०' થી ફલ આપવાં.[૨૨]

ततो वक्ष्यमाणषोडशनामभिः पूजयेत् । शंकराय त्रिनेत्राय कालरूपाय शंभवे । महादेवाय रुद्राय शर्वाय च मृडाय च ॥ २३ ॥ ईश्वराय शिवायेति भूतेशाय कपर्दिने । मृत्युंजयाय चोग्राय शितिकंठाय शूलिने । दूर्वाः ॥ २४ ॥ तेजोमयं सलक्ष्मीकं देवानामपि दुर्लभम् । हिरण्यं पार्वतीनाथ मया दत्तं प्रगृह्यताम् । दक्षिणाम् ॥ २५ ॥ प्रसीद देवदेवेश चराचरजगद्गुरो । वृषध्वज महादेव त्रिनेत्राय नमो नमः । नीराजनम् ॥ २६ ॥ यानि कानि च पापानीति प्रदक्षिणाः ॥ २७ ॥ इमानि बिल्वपत्राणि पुष्पाणि विविधानि च ॥ मया दत्तानि विश्वेश गृहाण वरदो भव । पुष्पांजलिम् ॥ २८ ॥ नमोऽस्त्वनंताय सहस्रमू० नमस्कारम् ॥ २९ ॥ भवाय भवनाशाय महादेवाय धीमते । रुद्राय नीलकंठाय शर्वाय च नमो नमः ॥ ३० ॥ ईशानाय नमस्तुभ्यं पशूनां पतये नमः । गुणत्रयात्मने तुभ्यं गुणातीताय ते नमः ॥ ३१ ॥ नमः प्रसीद देवेश सर्वकामांश्च देहि मे । त्वमेव शरणं नाथ क्षमस्व मयि शंकर । प्रार्थनाम् ॥ ३२ ॥ वायनं तु—उपायनमिदं तुभ्यं व्रतसंपूर्तिहेतवे । वायनं द्विजवर्याय सहिरण्यं ददाम्यहम् । वायनम् ॥ ३३ ॥ अस्य व्रतस्य सिद्ध्यर्थं हिरण्यं पापनाशनम् । ददामि तुभ्यं विप्रेंद्र प्रणतोऽस्मि प्रगृह्यताम् । दक्षिणाम् ॥ ३४ ॥ महात्मन् गच्छ कैलासं वृषारूढो गणैर्युतः । आहूतस्तत्क्षमस्व त्वं प्रसीद सुमुखो भव । विसर्जनम् ॥ ३५ ॥ इति पूजाविधिः ।

પછી સોળ નામોવડે પૂજા કરવી. કલ્યાણકારકને નમસ્કાર કરું છું, ત્રણ નેત્રવાળાને નમ૦, કાલરૂપને નમ૦, શંભુને નમ૦, મહાદેવને નમ૦, રુદ્રને નમ૦, શર્વને નમ૦, સુખ આપનારને નમ૦, ઈશ્વરને નમ૦, શિવને નમ૦, ભૂતેશને નમ૦, કપર્દ નામની જટાવાળાને નમ૦, મૃત્યુ જિતનારને નમ૦, ઉગ્રને નમ૦, શ્યામકંઠવાળાને નમ૦, અને શૂલ ધારણ કરનારને નમસ્કાર કરું છું.' એ મંત્ર ભણી મહાદેવને દૂર્વા ચડાવવી.[૨૩–૨૪] 'હે પાર્વતીનાથ! તેજવાળું, લક્ષ્મીસહિત અને દેવોને પણ દુર્લભ એવું હિરણ્ય આપું છું, તે ગ્રહણ કરો.' એ મંત્રથી દક્ષિણા,[૨૫] ને હે દેવના દેવ! હે ઇશ! હે ચરાચર જગતના ગુરો! હે વૃષધ્વજ! હે મહાદેવ! હે ત્રણ નેત્રવાળા! આપને વારંવાર નમસ્કાર કરું છું,' એ મંત્રથી આરતી ઉતારવી.[૨૬] 'यानि कानि च पापानि०' એ મંત્ર ભણી પ્રદક્ષિણા કરવી.[૨૭] 'હે દેવેશ! આ બીલીપત્ર તથા નાના પ્રકારનાં પુષ્પો આપને અર્પું છું, તેનો સ્વીકાર કરો ને વર આપો,' એ મંત્રથી પુષ્પાંજલિ આપવી.[૨૮] 'नमोऽस्त्वनंताय०' એ મંત્ર ભણી નમસ્કાર કરવા.[૨૯] 'મહાદેવ કે જે સંસારનો નાશ કરનાર છે, મોટા દેવ છે, બુદ્ધિમાન્ છે, રુદ્ર છે, શ્યામ કંઠવાળા છે, અને શર્વ છે તેને વારંવાર નમસ્કાર કરું છું. હે શંકર! આપ સમર્થ છો, તેને નમસ્કાર કરું છું, પ્રાણીઓના ઇશ છો તેને નમસ્કાર કરું છું. ત્રણ ગુણરૂપ અને ત્રણ ગુણથી રહિત છો તેને નમસ્કાર કરું છું. હે દેવેશ! આપને નમસ્કાર કરું છું, તેથી પ્રસન્ન થઈ મારી સર્વ કામના પૂર્ણ કરો. હે નાથ! હે શંકર! આપ મારું શરણ છો, માટે મારા અપરાધ ક્ષમા કરો.' એમ પ્રાર્થના

કરવી.[૩૦–૩૨] 'હે મહારાજ! વ્રત પૂર્ણ થવામાટે આપ ઉત્તમ બ્રાહ્મણ છો, તેને હું સોના સહિત વાયન આપું છું.' એ મંત્ર ભણી વાયન આપવું.[૩૩] 'હે વિપ્રેંદ્ર! આ વ્રતની સિદ્ધિમાટે પાપનો નાશ કરનાર સોનું આપને આપું છું ને પ્રણામ કરૂં છું, તેનો સ્વીકાર કરો,' એમ કહી દક્ષિણા આપવી.[૩૪] 'હે મહાત્મન્! પોઠીઆ ઉપર બેસી ગણો સાથે કૈલાસમાં પધારો. મેં આપને જે અહીંઆં પધરાવ્યા હતા તે ક્ષમા કરજો અને પ્રસન્ન થઇ સુમુખ રહેજો.' એ મંત્ર ભણી વિસર્જન કરવું. એ પ્રકારે પૂજા કરવી.[૩૫]

## દ્વાત્રિંશી પૂર્ણિમાવ્રતની કથા

अथ कथा ॥ यशोदोवाच– कृष्ण त्वं सर्वदेवानां स्थितिसंहारकारकः। अवैधव्यकरं स्त्रीणां यथार्थं वद तद्व्रतम् ॥ १ ॥ श्रीकृष्ण उवाच– यशोदे साधु पृष्टोऽहं सौभाग्यप्राप्तये स्त्रियः। द्वात्रिंशीनामविख्यातं पौर्णमासीव्रतं भवेत् ॥ २ ॥ तद्व्रतस्य प्रभावेण स्त्रीणां सौभाग्यसंपदः। अवैधव्यकरं चैतच्छिवप्रीतिकरं महत् ॥ ३ ॥ यशोदोवाच– केन चीर्णं व्रतमिदं मृत्युलोके कदा वद। विधानं कीदृशं देव येन शंभुः प्रसीदति ॥ ४ ॥ श्रीकृष्ण उवाच– कांतिका नाम नगरी प्रसिद्धा भूमिमंडले। अनेकरत्नसंपूर्णा चंद्रहासेन पालिता ॥ ५ ॥ तत्रैवासीद्द्विजः कश्चिद्धनेश्वरेति नामतः। तस्य भार्या शुभाचारा नाम्ना रूपवती सती ॥ ६ ॥ अनपत्यौ महाभागावुभौ तौ दुःखितौ सदा। तन्नगर्यां द्विजः कश्चिद्योगारूढो द्विजो जटी ॥ ७ ॥ भिक्षां चकार सर्वत्रस्तद्गृहं चाप्यवर्जयत्। तद्गृहे नैव भिक्षां स रूपवत्या समर्पिताम् ॥ ८ ॥ ययौ तटाकतीरं स भिक्षां प्राक्षालयत्सदा। धनेश्वरेण तद्दृष्टं योगिना यत्कृतं ततः ॥ ९ ॥ स्वभिक्षानादरात्खिन्नो योगिनं तमुवाच ह। धनेश्वर उवाच– भिक्षां गृह्णासि सर्वेषां गृहस्थानां द्विजोत्तम ॥ १० ॥ कदापि मद्गृहे विप्र नायासि वद कारणम्।

યશોદા પૂછે છે–હે શ્રીકૃષ્ણ! તમે સર્વ દેવોનું રક્ષણ કરનાર અને સંહાર કરનાર છો. હે દેવ! જે વ્રત કરવાથી સ્ત્રીઓને રંડાપો ન આવે, એવું ઉત્તમ વ્રત કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–હે યશોદા! તમે જે સ્ત્રીઓને સૌભાગ્ય આપનાર વ્રત પૂછ્યું, તે ઘણું સારૂં કર્યું. દ્વાત્રિંશી પૂર્ણિમા નામનું એક પ્રસિદ્ધ વ્રત છે.[૨] એ વ્રતના પ્રભાવથી સ્ત્રીઓને સૌભાગ્ય અને સંપત્તિ મળે છે, રંડાપો આવતો નથી અને એ વ્રત કરવાથી મહાદેવજી પ્રસન્ન થાય છે.[૩] યશોદા કહે છે–હે દેવ! આ વ્રત મનુષ્ય લોકોમાં કોણે કર્યું હતું અને ક્યારે કર્યું હતું તે કહો ને તેનો પ્રકાર પણ કહો, કે જે પ્રમાણે કરવાથી મહાદેવ પ્રસન્ન થાય.[૪] શ્રીકૃષ્ણ કહે છે–પૃથ્વીમાં કાંતિકા નામની પ્રસિદ્ધ નગરી છે, એ નગરી અનેક રત્નોથી ભરેલી છે. તેમાં ચંદ્રહાસ નામનો રાજા રાજ્ય કરતો હતો.[૫] તે નગરીમાં ધનેશ્વર નામે બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રી શુભ આચરણવાળી ને સતી હતી. તેનું નામ રૂપવતી હતું.[૬] એ બન્નેને કાંઇ પણ સંતાન ન હોવાથી સદા દુઃખી રહેતાં હતાં. તે જ નગરીમાં જટાવાળો એક યોગી બ્રાહ્મણ રહેતો હતો.[૭] તે સર્વ જગોએ ભિક્ષા માગવા જતો હતો, પણ ધનેશ્વરને ઘેર જતો ન હતો; અને રૂપવતી ભિક્ષા આપે તોપણ લેતો નહીં.[૮] એ બ્રાહ્મણ ભિક્ષા માગી હંમેશાં તળાવને કિનારે જઇ, તેને જળમાં ઝબોળી ખાતો હતો. એક દિવસે એ યોગીએ ભીખ માગતાં માગતાં ધનેશ્વરનું ઘર છોડી દીધું, તેથી તે ખિન્ન થઇ. તે યોગીને કહેવા લાગ્યો કે, હે મહારાજ! તમે સર્વ ગૃહસ્થો (ગૃહાશ્રમી) ની ભિક્ષા લ્યો છો અને મારે ઘેર આવી કોઇ દિવસ ભિક્ષા લેતા નથી, તેનું કારણ શું?[૯–૧૦]

योग्युवाच– अपुत्रस्य गृहस्थस्य यदन्नमुपभुज्यते ॥ ११ ॥ पतितान्नसमं तत्तु न भोक्तव्यं कदाचन। धनेश्वरश्च श्रुत्वैतदात्मानं गर्हयन्बहु ॥ १२ ॥ उवाच प्रांजलिः ब्रूहि त्वमुपायं सुताप्तये। धनधान्यसमृद्धश्च पुत्रहीनस्त्वहं प्रभो ॥ १३ ॥ इत्युक्तोऽसौ जटी प्राह गच्छाराधय चंडिकाम्। तस्य तद्वचनं गेहे भार्यायै विनिवेद्य च ॥ १४ ॥ तपसे निर्जगामासौ चंड्याराधनमाचरत्। उपवासैः षोडशभिः स्वप्ने चैवाह चंडिका ॥ १५ ॥ भो धनेश्वर गच्छ त्वं तव पुत्रो भविष्यति। स्वसामर्थ्यवशाद्देया दीपा वै पिष्टसंभवाः ॥ १६ ॥ एकैकवृद्ध्या दातव्याः षोडशद्वयपौर्णिमाः। इदं व्रतं स्वपत्न्यै त्वं कथयस्व यथास्थितम् ॥ १७ ॥ आरोहाशु त्वमाम्रं वै फलमादाय सत्वरम्। स्वगृहं गच्छ भार्यायै देहि गर्भो भविष्यति ॥ १८ ॥

યોગી કહે છે–વાંઝીયાનું અન્ન પતિતનાં અન્ન જેવું છે, માટે તે કોઇ દિવસે ખાવું ન જોઇએ. એવાં યોગીનાં વચન સાંભળી ધનેશ્વર પોતાનો કેટલોક ધિક્કાર કરી,[૧૧–૧૨] હાથ જોડી યોગીને કહેવા લાગ્યો; હે મહારાજ! હે પ્રભો! મને ધન ધાન્યની સમૃદ્ધિ છે, પરંતુ પુત્ર નથી, માટે પુત્ર થાય તેવો કોઈ ઉપાય કહો.[૧૩] એ પ્રકારે પૂછવાથી યોગીએ કહ્યું કે, હે વિપ્ર! જા તું ચણ્ડિકાનું આરાધન કર. એવાં યોગીનાં વચન સાંભળી ઘેર જઇ, સ્ત્રીને કહી, ધનેશ્વર નિયમથી ચંડિકાનું આરાધન કરવા લાગ્યો. સોળ ઉપવાસ થયા ત્યારે ચણ્ડિકાએ સ્વપ્નમાં કહ્યું કે,[૧૪–૧૫] હે ધનેશ્વર! જા તને પુત્ર થશે. પૂર્ણિમાને દિવસે તું તારી શક્તિ પ્રમાણે લોટના દીવા કરજે.[૧૬] જો પહેલી પૂર્ણિમાને દિવસે એક દીવો કર્યો હોય તો બીજી પૂર્ણિમાને દિવસે બે કરવા. એમ ક્રમથી દીવા વધારતા જવા. એવી રીતે બત્રીશ પૂર્ણિમા કરવી. આ વ્રત મારા કહેવા પ્રમાણે તું તારી સ્ત્રીને કહેજે,[૧૭] ને પુત્ર ઉત્પત્તિ માટે જલદી કોઈ

આંબા ઉપર ચડી, ત્યાંથી ફળ લઈ જલદીથી ઘેર જઈ તે ફળ તારી સ્ત્રીને ખવરાવજે, તેથી તેને ગર્ભ રહેશે.[૧૮]

ततः प्रभातसमये सहकारमपश्यत । आरोढुं नैव शक्तः स चिंताव्याकुलमानसः ॥ १९ ॥ स्तुतिं चक्रे गणेशस्य दयां कुरु दयानिधे । मनोरथो ममैवास्तु त्वत्प्रसादाद्दयानिधे ॥ २० ॥ इति स्तुत्वा गणेशं स तत्प्रभावाद्धनेश्वरः । शीघ्रं फलमुपादातुमाम्रमारुरुहे ततः ॥ २१ ॥ त्रिवारमथ यत्नेन फलमेकं ददर्श सः । वराल्लब्धं तदेवासीन्नान्यत्स्यादेष निश्चयः ॥ २२ ॥ आगत्य कथयित्वा तद्भार्यायै दत्तवान्फलम् । यदा तदा रूपवत्या भक्षितं गर्भमादधे ॥२३॥ तदा देव्याः प्रसादेन रूपौदार्यगुणान्वितः । तस्याः समभवत्पुत्रो देवदासेति नामतः ॥ २४ ॥ व्रतबंधं ततश्चक्रे विवाहं नाकरोच्च सः । मात्रा चाग्रहतः पृष्टः सोऽवदत्सर्वचेष्टितम् ॥ २५ ॥ ततस्तु दैवयोगेन काश्यां नेयो मया शिशुः । इति बुद्धिस्तस्य जाता तथा चक्रे धनेश्वरः ॥ २६ ॥ तं प्रैषयत्सहाश्वेन मातुलेन सहैव च । कियंति समतीतानि दिनानि पथि गच्छतः ॥ २७ ॥ गच्छन्काशीपुरीं प्राप्तो भागिनेयेन संवृतः । कस्यचित्त्वथ विप्रस्य गृहे वै प्राप्तवान्निशि ॥ २८ ॥ तस्मिन्दिने गृहस्वामी कन्यामुद्वाहयन् कृती । तैलादिरोपणं चक्रे कृत्वा वरनिवेशनम् ॥ २९ ॥ लग्नस्य समये प्राप्ते धत्तुर्रातयुतो वरः । तदा वरपिता स्वीयैर्विचार्य च पुनः पुनः ॥ ३० ॥ असौ कार्पटिको बालः सुंदरो मे सुतो यथा । सार्धं त्वनेन लग्नं वै करिष्यामि क्रमेण तु ॥ ३१ ॥ इति निर्धार्य मनसा प्रार्थयामास मातुलम् । घटिकाद्वयपर्यंतं देहि त्वं भगिनीसुतम् ॥ ३२ ॥

બીજે દિને પ્રાતઃકાલ થયો ત્યારે એક આંબાનું વૃક્ષ તેના જોવામાં આવ્યું. તેની ઉપર ન ચડાવાથી ધનેશ્વર ચિંતામાં પડ્યો.[૧૯] પછી ગણેશની સ્તુતિ કરવા લાગ્યો; 'હે ગણેશ! હે દયાનિધે! દયા કરો. આપની દયાથી જ મારો મનોરથ સિદ્ધ થશે.'[૨૦] એ પ્રમાણે ગણેશની સ્તુતિ કરવાથી તેને આંબા ઉપર ચડવાની શક્તિ આવી. પછી તે બે વખત ચડ્યો, પણ ફળ જોવામાં આવ્યું નહીં; પણ ત્રીજી વખત ચડ્યો ત્યારે એક ફળ જોવામાં આવ્યું. એ દેવીના કૃપાથી જ મળેલું છે, એમાં સંશય નહીં, એમ જાણી એ ફળ લઈ ધનેશ્વર ઘેર આવ્યો અને રૂપવતીને સઘળી બીના કહી પેલું ફળ આપ્યું તેથી તેને, તે ખાવાથી ગર્ભ રહ્યો.[૨૧-૨૩] પછી દેવીની કૃપાથી રૂપ ને ઉદારતાના ગુણવાળો દેવદાસ નામનો તેને પુત્ર થયો.[૨૪] તેને તેના પિતાએ જનોઈ આપી, પણ પરણાવ્યો નહીં. ત્યારે સ્ત્રીના પૂછવાથી તેણે સઘળી ચેષ્ટા કહી સંભળાવી.[૨૫] પછી ભાગ્યયોગે 'આ પુત્રને કાશીએ મોકલવો જોઈએ,' એવો ધનેશ્વરને વિચાર સૂઝ્યો, તેથી તેણે પોતાના પુત્રને એક ઘોડો આપી, તેના મામા સાથે કાશીએ મોકલ્યો. રસ્તામાં જતાં જતાં કેટલાક દિવસ નીકળી ગયા.[૨૬-૨૭] કાશી જતાં રસ્તામાં એક દિવસે રાત્રિ વખતે મામોભાણેજ બન્ને કોઈ બ્રાહ્મણને ઘેર ગયા.[૨૮] તે દિવસે ઘરધણી પોતાની કન્યા પરણાવતો હતો, અને વરને તેલ વગેરેનું મર્દન થતું હતું.[૨૯] લગ્નનો સમય આવ્યો, ત્યારે વરને ધતુર્વો થઈ આવ્યો તેથી વરના પિતાએ સગાં સંબંધીઓ સાથે ઘણા વખત સુધી વિચાર કરી, 'આ કાર્પટિક (તીર્થયાત્રા માટે જનારો) બાલક મારા પુત્ર જેવો સુંદર છે, માટે તેની સાથે કન્યાનાં લગ્ન કરી લઉં;' એવો મનમાં નિશ્ચય કરી તેના મામા પાસે તેની માગણી કરી કે, 'તમારો ભાણેજ મને બે ઘડી સુધી આપો.'[૩૦-૩૨]

मातुल उवाच– मधुपर्के तथा कन्यादाने यद्यत्प्रदीयते । तदस्माकं यदि भवेत्तर्ह्यसौ भवतां वरः ॥ ३३ ॥ तथा भवतु तेनोक्ते विधिर्वैवाहिकोऽभवत् । पाणिं स ग्राहयामास वरेण च यथाविधि ॥ ३४ ॥ बध्वा सार्धं तया भोक्तुं नोत्सेहे स ततः शिशुः । तत उत्थाय संचिंत्य कस्य भार्या भवेदियम् ॥३५॥ एकांते विजने स्थित्वा निःश्वासान्मुमुचे बहून् । सा वधूस्तं समागत्य पप्रच्छ किमिदं त्विति ॥ ३६ कथयामास संकेतं वरपित्रा कृतं तु सः । साऽब्रवीत्कथमेतत्स्यादन्यथा ब्रह्मसुव्रतः ॥ ३७ ॥ त्वं मे पतिरहं पत्नी देवाग्निद्विजसन्निधौ । सोऽब्रवीन्मा कुरुष्वेदं ममायुः स्वल्पमेव च ॥ ३८ ॥ तच्छ्रुत्वा दृढसंकल्पा साऽब्रवीत्तं पुनः पुनः । यथा तेऽपि गतिर्भूयात्सैव मह्यं भवेदिति ॥३९॥ उत्तिष्ठ भुंक्ष्व मे नाथ क्षुधितोऽसि न संशयः । ततः प्रीतस्तया सार्धं भुक्तवान्स द्विजस्तथा ॥४०॥ अंगुलीयं ददौ तस्याः स्थानत्रयविभूषितम् । ऊचे रत्नमयीं मुद्रां गृहीत्वाध्यंशुकं तथा ॥ ४१ ॥ इति संकेतकं कृत्वा स्थिरचित्ता भव प्रिये । मृतिसंजीवने ज्ञातुं कुरु जात्यादिवाटिकाम् ॥ ४२ ॥ मनोरमाः पुष्पजातीः सुगंधिनवमल्लिकाः । सिंच सिंच प्रतिदिनं क्रीडां कुरु यथासुखम् ॥ ४३ ॥ यस्मिन्दिने तु मत्प्राणवियोगस्तु भविष्यति । तदा स पुष्पजातीनां प्राणत्यागो भविष्यति ॥ ४४ ॥ पुनः संजीवितास्तास्तु यदाऽहं जीवितस्तदा । इति जानीहि भद्रे त्वमित्युक्त्वा गंतुमुद्यतः ॥ ४५ ॥ ततो ब्राह्मे मुहूर्ते तु निर्जगाम वरः पथि । अथ प्रभातसमये वाद्यनादो बभूव ह ॥ ४६ ॥ आकारिता च सा कन्याऽब्रवीन्नायं पतिर्मम । यदि चायं पतिस्तात ब्रूयादेष ममार्थितम् ॥ ४७ ॥ मधुपर्के तथा कन्यादाने यद्भूषणादिकम् । कथयेच्चावयोर्वृत्तमेकांते रात्रिभाषितम् ॥ ४८ ॥ इति कन्यावचः श्रुत्वा उवाच स वरस्तदा । नैव जानामि तद्वृत्तं व्रीडितो निर्जगाम ह ॥४९॥

મામો કહે છે—'મધુપર્કમાં તથા કન્યાદાનમાં જે કાંઈ મળે, તે સઘળું જો અમને આપો તો મારો ભાણેજ વર થાય'.[૩૩] 'તેમ થાઓ,' એમ કહી વરના પિતાએ સૌ કબૂલ કર્યું, ત્યારે તે બાળક વિવાહ વખતનો પોશાક

વગેરે પહેરી પરણવા ગયો, અને કન્યા સાથે વિધિ પ્રમાણે વિવાહ પણ થયો.[૩૪] પછી વહુની* સાથે ભોજનનો વખત આવ્યો ત્યારે તે બાળક ઉત્સાહહીન થઇ, 'આ કોની સ્ત્રી થશે ?' એવો વિચાર કરી ઉઠી ગયો,[૩૫] ને એકાંતમાં જઇ મોટા મોટા નિશ્વાસ મૂકવા લાગ્યો. ત્યારે કન્યાએ તેને પૂછ્યું કે, આ શું ?[૩૬] ત્યારે તેણે પેલા વરના પિતાએ કરેલી ઘાલમેલ કહી સંભળાવી ત્યારે કન્યા બોલી કે, એમ બ્રાહ્મણધર્મથી વિરુદ્ધ કેમ થાય ?[૩૭] અગ્નિની ને બ્રાહ્મણની સમક્ષમાં તમે મારા પતિ થઇ ચૂકયા છો અને હું તમારી સ્ત્રી થઇ ચૂકી છું. તે સાંભળી તે બાળક બોલ્યો, તેમ તારે કરવું નહીં, કારણ કે મારૂં આયુષ્ય થોડું છે.[૩૮] તે સાંભળી દૃઢ સંકલ્પવાળી તે કન્યા વારંવાર કહેવા લાગી કે, જે તમારી ગતિ થશે, તેજ મારી ગતિ પણ થશે.[૩૯] હે મારા નાથ ! ઉઠો અને ભોજન કરો, તમે ભૂખ્યા છો, એમાં સંશય નથી. એવાં વચન સાંભળી પ્રસન્ન થયેલા તે બ્રાહ્મણપુત્રે કન્યાની સાથે ભોજન કર્યું ને સુંદર રત્નવાળી વીંટી આપી. તે કન્યાની વીંટી પોતે પહેરી અને પછી તેનું કપડું પકડીને કહ્યું કે, હે પ્રિયે ! હું કહું તે પ્રકારનો સંકેત કરી સ્થિર થઇ રહેજે. મારું મરણ અને જીવન જાણવા માટે એક વાડી કર,[૪૦–૪૨] તેમાં મનોહર જાતી ને મલ્લિકા વગેરે સુગંધી પુષ્પનાં ઝાડ વાવજે. તેઓને હંમેશાં જલ પાઇ સુખથી ક્રીડા કરજે.[૪૩] જે દિવસે મારું મરણ થશે, તે દિવસે વાવેલાં ફૂલ ઝાડ સૂકાઇ જશે.[૪૪] તે પાછાં જ્યારે લીલાં થઇ જાય ત્યારે 'હું જીવતો થયો છું' એમ જાણજે. એટલું કહીને તેણે ચાલવાનો વિચાર કર્યો,[૪૫] અને પરોઢિયું થયું ત્યારે તે રસ્તે પડ્યો. હવે પ્રાતઃકાલમાં વાજાં વાગવા લાગ્યાં[૪૬] તે વખતે કન્યાને બોલાવી ત્યારે તેણે કહ્યું કે, 'હે તાત ! આ મારો પતિ નથી, ને જો એ જ મારો પતિ હોય તો મને શું આપ્યું છે તે કહી આપે.[૪૭] તેમ જ મધુપર્કમાં ને કન્યાદાનમા જે આપ્યું હોય તે તથા રાતે એકાંતમાં થયેલા અમારી વાર્તાચિત કહી સંભળાવે.'[૪૮] એવા કન્યાનાં વચન સાંભળી તેનો ઉત્તર આપતાં (પેલા મૂળ બ્રાહ્મણના પુત્રે કહ્યું કે) હું કાંઇ પણ જાણતો નથી, એમ કહેતા તે પર લજવાઇને નાસી ગયો.[૪૯]

कृष्ण उवाच– ततस्तु बालकः काशीमध्येतु स गतः सुधीः । दिनानि कतिचिज्जग्मुः कालस्य वशमागतः ॥ ५० ॥ तं तु कृष्णो महानागो रात्रौ भक्षितुमागतः । परितः शयनं तस्य विषज्वालाभिरावृतः ॥ ५१ ॥ नैव शक्तस्तमत्तुं वै व्रतराजप्रभावतः । द्वात्रिंशीनाम तन्मात्रा पूर्णिमायां व्रतं कृतम् ॥ ५२ ॥ ततो मध्याह्नसमये काल एवागमत्स्वयम् । ततस्तु कालसंविद्धस्त्वघोंदकनिर्मुंजितः ॥ ५३ ॥ अत्रांतरेऽगमत्तत्र भवान्या सह शंकरः । भवानी प्रार्थयामास दृष्ट्वाऽवस्थां तु तस्य ताम् ॥५४॥ अस्य मात्रा कृतं पूर्वं द्वात्रिंशीव्रतमुत्तमम् । तस्य प्रभावतोऽनाथो बालोऽयं जीवतां प्रभो ॥ ५५ ॥ तथैव कृतवांस्तत्र भवानी प्रेमवत्सलः । तद्व्रतस्य प्रभावेण मृत्युनापि निराकृतः ॥ ५६ ॥

શ્રીકૃષ્ણ કહે છે–હવે પેલો બાળક દેવદાસ ભણવા માટે કાશીમાં ગયાને કેટલાક દિવસો નીકળી ગયા પછી તેનો મરણ સમય આવ્યો, તેથી તેને કરડવા માટે મહા ઝેરી કાળો મોટો સર્પ શય્યા પાસે આવ્યો[૫૦–૫૧] પરંતુ તેની માએ દ્વાત્રિશી પૂર્ણિમાનું વ્રત કર્યું હતું, તેના પ્રભાવથી તે કરડી શકયો નહીં.[૫૨] પછી મધ્યાહ્ન વખતે તેને મારવા માટે કાળ પોતે આવ્યો, તથા એ બાળક જળમાં ડૂબી જવાથી મરણ પામ્યો.[૫૩] તે વખતે મહાદેવ અને પાર્વતી તે જગાએ જઇ ચડ્યાં ને તે બાળકની તેવી અવસ્થા જોઇને પાર્વતી બોલ્યાં;[૫૪] હે નાથ ! આ બાળકની માએ પૂર્વે ઉત્તમ દ્વાત્રિશી વ્રત કરેલું છે, તેના પ્રભાવથી આ બાળક જીવવો જોઇએ.[૫૫] એ પ્રમાણે પાર્વતીના કહેવાથી મહાદેવે મરી ગયેલાને પણ તે વ્રતના પ્રભાવથી જીવતા કર્યા.[૫૬]

इतः कालं प्रतीक्षंती वधूस्तस्य सविस्मया । जात्यादिवाटिकां पूर्वं पत्रपुष्पविवर्जिताम् ॥ ५७ ॥ पुनः संजीवितां दृष्ट्वा पितरं हर्षिताऽब्रवीत् । भर्तुर्यत्नं कुरुष्व त्वं जीवितस्य गवेषणे ॥५८॥ गवेषितुं प्रववृत तत्तातो यावदेव तम् । बालोऽपि जीवितस्तावद् काशीतो निरगात्तु सः ॥ ५९ ॥ पुनस्तत्रैव संयातो यत्रोद्वाहोऽभवत्पुरा । ज्ञात्वा च परमप्रीत्या देवदत्तोऽनयद्गृहम् ॥६०॥ ततो जनपदाः सर्वे इति ब्रुयुः परस्परम् । जामाता देवदत्तस्य अयमेव न संशयः ॥ ६१ ॥ बालया च तथा ज्ञातः सोऽयं संकेततो गतः । प्रोत्या ह्यूचुस्ततः सर्वे साधु साधु समन्वितम् ॥ ६२ ॥ उत्साहो ह्यभवत्तत्र निर्जगामाथ तत्पुरात् । श्वशुरेण तथा वध्वा मातुलेन समन्वितः ॥६३॥ तावूचतुस्तत्पितरौ मत्स्पुत्रः समागतः । तावूचतुः कुतोऽस्माकं दुर्भगानां तु पुत्रकः ॥ ६४ ॥ कथितोऽन्यैरपि जनैस्ततः संहृष्टमानसौ । सुहृद्भिर्बांधवैः सर्वैरानयामासतुश्च तम् ॥ ६५ ॥ ततो महोत्सवं कृत्वा ददतुर्बहुदक्षिणाम् । एवं स पुत्रवान् जातो द्वात्रिंशीव्रतसेवया ॥ ६६ ॥ याः कुर्वंति व्रतमिदं विधवा न भवंति ताः । जन्मजन्मनि सौभाग्यं प्राप्स्यंति च वचो मम ॥ ६७ ॥ एतत्ते कथितं सर्वं पुत्रपौत्रप्रवर्धनम् । यं यं चिंतयते कामं तं तं प्राप्नोति निश्चितम् ॥ ६८ ॥ यशोदोवाच– उद्यापनविधिं ब्रूहि पूर्णिमायाः सुरेश्वर । भक्तितः श्रोतुमिच्छामि व्रतसंपूर्तिहेतवे ॥ ६९ ॥

* જો કે સ્ત્રીની સાથે ભોજનનો નિષેધ છે, તોપણ વિવાહને દિવસે સ્ત્રી પુરુષે સાથે ભોજન કરવું એવો વિધિ છે.

હવે પેલી કન્યા વિસ્મયથી પેલી ફૂલવાડી હમેશાં જોતી હતી. એ ફૂલવાડી એક દિવસે પ્રથમ સૂકાઇ ગઇ અને પાછી લીલી થઇ ગઇ. તે જોઇ કન્યાએ હર્ષથી પોતાના પિતાને કહ્યું; હે તાત ! મારો પતિ જીવતો થયો છે; તેને શોધવામાટે પ્રયત્ન કરો.[૫૭-૫૮] એવાં કન્યાનાં વચન સાંભળી, તેનો પિતા શોધવાની તજવીજ કરતો હતો, તેટલામાં તો જીવતો થયેલો પેલો બાળક કાશીથી નીકળી પ્રથમ જ્યાં પોતાનો વિવાહ થયો હતો ત્યાં જ આવ્યો. તેને તેનો સસરો દેવદત્ત આનંદથી ઘરમાં લઇ ગયો.[૫૯-૬૦] ત્યારે સઘળાં માણુસો માંહોમાંહે વાત કરવા લાગ્યાં કે, આજ દેવદત્તનો જમાઇ છે, એમાં સંશય નથી.[૬૧] તેમ જ કન્યાએ પણ જાણ્યું, જે સંકેત કરી ગયો હતો તેજ આ મારો પતિ છે. પછી સઘળા લોકો સાધુવાદ કરવા લાગ્યાં ને અતિ પ્રસન્ન થયાં.[૬૨] પછી તે બાળક પોતાની સ્રીને લઇ સસરા તથા મામાની સાથે પોતાને ગામ ગયો.[૬૩] ત્યાં તેના મામા તથા સસરાએ તેનાં માતાપિતાને કહ્યું કે, 'તમારો પુત્ર આવ્યો' ત્યારે તે બોલ્યાં કે, 'અમે અભાગીઆંનો પુત્ર કયાંથી આવે ?'[૬૪] પછી બીજા માણસોએ પણ પુત્ર આવવાના સમાચાર આપવાથી તે બન્ને પ્રસન્ન થયાં ને સ્નેહી તથા સગાંસંબંધીઓની સાથે જઇ પુત્રને ઘેર લાવ્યાં.[૬૫] અને મોટો ઉત્સવ કરી પુષ્કળ દક્ષિણા વહેંચી. એ પ્રકારે દ્વાત્રિંશી વ્રત કરવાથી ધનેશ્વર પુત્રવાળો થયો.[૬૬] હે યશોદે ! જે સ્રીઓ આ વ્રત કરશે, તેઓને રંડાપો આવશે નહીં અને જન્મોજન્મ સૌભાગ્ય મળશે, એવું મારું વચન છે.[૬૭] પુત્ર ને પૌત્રની વૃદ્ધિ કરનારું આ વ્રત તમને કહી સંભળાવ્યું. આ વ્રત કરવાથી મનમાં જે ધારે તે સિદ્ધ થાય છે, એ નિશ્ચિત છે.[૬૮] યશોદા કહે છે–હે સુરેશ્વર ! વ્રત પૂર્ણ થવામાટે દ્વાત્રિંશી પૂર્ણિમા વ્રતનું ઉદ્યાપન કેમ કરવું, તે ભક્તિથી સાંભળવા ઇચ્છું છું, માટે કહો.[૬૯]

**कृष्ण उवाच– पौर्णिमा मार्गशीर्षस्य माघवैशाखयो-स्तथा । व्रतं प्रारंभयेत्तस्यां पौषं भाद्रं तु वर्जयेत् ॥ ७० ॥ उमया सहितो देवः पूजनीयो वृषध्वजः । उपचारैः षोड-शभिरागमोक्तविधानतः ॥ ७१ ॥ एकैकं दीपकं कृत्वा मासि मासि च दापयेत् । एवं सार्धद्वयं वर्षं द्विमासाधि-कमाचरेत् ॥ ७२ ॥ ज्येष्ठस्य पूर्णिमायां च कुर्यादुद्यापनं ततः । अथवा शुभमासस्य पूर्णिमायां समाचरेत् ॥ ७३ ॥ चतुर्दश्यामुपवसेद्रात्रौ पूजनमाचरेत् । अष्टहस्तप्रमाणेन मंडपं कारयेत्ततः ॥ ७४ ॥ तन्मध्ये स्थापयेत्कुंभमव्रणं मृण्मयं नवम् । तस्योपरि न्यसेत्पात्रं वैणवं वस्त्रवेष्टितम् ॥ ७५ ॥ मासमात्रसुवर्णेन प्रतिमां कारयेत्सुधीः । तद-र्धार्धेन वा कुर्याद्वित्तशाठ्यविवर्जितः ॥ ७६ ॥ कृत्वा रूपं प्रयत्नेन पार्वत्याश्च हरस्य च । तत्पात्रे प्रतिमे स्थाप्य वृषभेण समन्विते ॥ ७७ ॥ पूर्वोक्तेन विधानेन सुपुष्पैश्चैव पूजयेत् । धूपैर्दीपैश्च नैवेद्यैः फलैश्च त्रिविधैः शुभैः ॥ ७८ ॥ एवं पूजा प्रकर्तव्या रात्रौ जागरणं चरेत् । गीतनृत्यादिसं-युक्तं कथाश्रवणसंयुतम् ॥ ७९ ॥ ततः प्रभातसमये कृत्वा स्नानादिकाः क्रियाः । पूर्ववदर्चयेद्देवं पश्चाद्धोमं प्रकल्पयेत् ॥८०॥ स्वगृह्योक्तविधानेन कृत्वाऽग्निस्थापनं बुधः । प्रार-भेच्च ततो होमं पंचाक्षरमनुस्मृतः ॥ ८१ ॥ तिलैर्यवैस्त-थाज्येन पृथगष्टोत्तरं शतम् । नमः शिवाय मन्त्रेण उमाया इति नामतः ॥ ८२ ॥**

શ્રીકૃષ્ણ કહે છે–માર્ગશીર્ષ, માઘ વા વૈશાખ માસની પૂર્ણિમાને દિવસે આ વ્રતનો આરંભ કરવો. પોષ અને ભાદરવા માસનો ત્યાગ કરવો.[૭૦] તે દિવસે વેદોક્ત મંત્રો ભણી ષોડશોપચારોવડે શંકર ને પાર્વતીની પૂજા કરવી.[૭૧] મહિને મહિને એક એક દીવો કરવો. એવી રીતે બે વર્ષ અને આઠ માસ સુધી પૂર્ણિમાને દિવસે વ્રત કરવું.[૭૨] પછી જેઠ વા ( બીજા કોઇ ) શુભ માસની પૂર્ણિમાને દિવસે ઉદ્યાપન કરવું.[૭૩] ચતુર્દશીને દિવસે ઉપવાસ કરવો. રાતે પૂજન કરવું. આઠ હાથ જેવડો માંડવો કરાવવો.[૭૪] તેની વચમાં છિદ્રરહિત નવા માટીના ઘડાની સ્થાપના કરવી. તેની ઉપર વસ્રથી વીંટેલું વાંસનું પાત્ર રાખવું.[૭૫] એક માષા વા અર્ધ માષા સોનાની શંકરની તથા પાર્વતીની મૂર્તિ કરાવવી, ધનનો લોભ કરવો નહીં.[૭૬] પછી પેલાં પાત્રપર બન્ને મૂર્તિ તથા પોઠીઓ મૂકી તેઓની સુગંધી પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય અને નાના પ્રકારનાં ફળોવડે આગળ કહેલા પ્રકારથી પૂજા કરવી.[૭૭-૭૮] પૂજા કરીને રાત્રે જાગરણ કરવું. મંગલ ગીત ગાવાં, વાજાં વગડાવવાં અને નૃત્ય કરાવવું, તેમ જ કથા સાંભળવી.[૭૯] સવાર થાય ત્યારે સ્નાન વગેરે નિત્ય કર્મ કરી, આગળની પેઠે શંકરની પૂજા કરવી. પછી પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા પ્રકારથી અગ્નિસ્થાપના કરી હોમનો પ્રારંભ કરવો. 'नमः शिवाय' એ પંચાક્ષર મંત્રવડે મહાદેવના ઉદ્દેશથી તિલ, યવ અને ઘીની એકસો આઠ આહુતિ આપવી. 'नम उमायै' એ મંત્રવડે પાર્વતીના ઉદ્દેશથી તિલ, યવ અને ઘીની એકસો આઠ આહુતિ આપવી.[૮૦-૮૨]

**एवं समाप्य होमं तु आचार्यादीन् प्रपूजयेत् । द्वात्रिं-शद्वंधनैर्युक्तं वंशपात्रं मनोरमम् ॥ ८३ ॥ द्वात्रिंशद्भिर्महा-दीपैर्द्वात्रिंशद्भिर्महाफलैः । मातुलिंगैर्नारिकेलैर्जंबीरैः खर्जु-रीफलैः ॥ ८४ ॥ अक्षोटैर्दाडिमैराम्रैर्नारंगादिभिरेव च । कर्कट्यादिभिरन्यैश्च ऋतुकालोद्भवैः शुभैः ॥ ८५ ॥ द्वात्रिं-शद्भिः फलैर्युक्तं सदीपं वस्त्रवेष्टितम् । व्रीहीणामुपरि स्थाप्य आचार्याय शुचिष्मते । वाणकं तत्र तुष्टयर्थं ददामि गिरिजापते ॥ ८६ ॥ दानमंत्रः– महेशः प्रतिगृह्णाति महेशो वै ददाति च । महेशस्तारकोभाभ्यां महेशाय नमो नमः ॥ ८७ ॥ प्रतिग्रहमंत्रः– द्वात्रिंशद्ब्राह्मणांश्चैव द्वात्रिं-**

गवोपितस्तथा । अन्यानपि ब्राह्मणांश्च भोजयेत्पड्रसैः सह ॥ ८८ ॥ पुंवत्सेन युतां धेनुमाचार्याय निवेदयेत् । पश्चात्पूर्णाहुतिं कृत्वा होमशेषं समापयेत् ॥ ८९ ॥ पश्चाद्भुञ्जीत तच्छेषं यदेवब्राह्मणार्पितम् । इत्येवं पूर्णिमायास्तु उद्यापनविधिः स्मृतः ॥ ९० ॥ इत्येतत्कथितं सर्वं व्रतस्योद्यापनं मया । याः कुर्वंति व्रतमिदं विधवा न भवंति ताः ॥९१॥ इह भुक्त्वा तु विपुलान्कामान्सर्वान्मनोगतान् । स्वर्गमंते गमिष्यंति कुलकोटिशतैरपि ॥९२॥ इति श्रीभविष्यपुराणे कृष्णयशोदासंवादे द्वात्रिंशीपूर्णिमाव्रतकथा संपूर्णा ।

એવી રીતે જૂદો જૂદો હોમ કરી, આચાર્ય વગેરે ઋત્વિજોની પૂજા કરવી. તે પછી બત્રીશ બંધનવાળું, બત્રીશ દીવાવાળું અને માતુલિંગ, નાળીએર, લીંબુ, ખલેલાં, અખોડ, દાડિમ, કેરી, નારંગી, કાકડી અને બીજાં પણ તે વખતમાં થયેલાં ઉત્તમ બત્રીશ જાતનાં ફળવાળું સુંદર વાંસનું પાત્ર, શાળ ઉપર રાખી તે વાણુક પવિત્ર આચાર્યને આપવું અને કહેવું કે, હે પાર્વતીપતે ! આપને પ્રસન્ન કરવામાટે વાણુક આપું છું.[૮૩-૮૬] 'શંકર ગ્રહણ કરે છે, શંકર આપે છે અને શંકર બન્નેને તારે છે. માટે શંકરને વારંવાર નમસ્કાર કરૂં છું.'[૮૭] તે પછી બત્રીશ બ્રાહ્મણોનાં સ્ત્રી પુરુષોનાં જોડાંને અને બીજા પણ બ્રાહ્મણોને છ રસવાળાં ભોજન કરાવવાં.[૮૮] વાછડાવાળી ગાય આચાર્યને આપવી. તે પછી પૂર્ણાહુતિ કરી શેષ હોમ સમાપ્ત કરી, દેવ અને બ્રાહ્મણનું શેષ પોતે જમવું. હે યશોદે ! એવી રીતે દ્વાત્રિંશી પૂર્ણિમાનું ઉદ્યાપન કહેલું છે,[૮૯-૯૦] તે તમને સઘળું કહી સંભળાવ્યું. જે સ્ત્રીઓ આ વ્રત કરશે તેઓ વિધવા થશે નહિ.[૯૧] આ લોકમાં મનમાનતા પુષ્કળ ભોગ ભોગવશે અને અંતે કરોડો કુળની સાથે સ્વર્ગમાં જશે.[૯૨] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં શ્રીકૃષ્ણ યશોદાના સંવાદમાં દ્વાત્રિંશી પૂર્ણિમાના વ્રતની કથા કહેલી છે.

## હોળીનો નિર્ણય

अथ फाल्गुनपौर्णमास्यां होलिकोत्सवः । युधिष्ठिरकृतप्रश्नेन कृष्णेन कथ्यमाने इतिहासे रघुं प्रति वसिष्ठवचो भविष्ये । वसिष्ठ उवाच– अथ पंचदशी शुक्ला फाल्गुनस्य नराधिप । अभयं चैव लोकानां दीयतां पुरुषर्षभ । यथा ह्यशंकिनो लोका रमंतु च हसंतु च । दारुजानि च खंडानि गृहीत्वा तु समुत्सुकाः । योधा इव विनिर्यांतु शिशवः संप्रहर्षिताः । संचयं शुष्ककाष्ठानामुपलानां च कारयेत् । तत्राग्निं विधिवद्दत्त्वा रक्षोघ्नैर्मंत्रविस्तरैः । ततः किलकिलाशब्दैस्तालशब्दैर्मनोहरैः । तमग्निं त्रिःपरिक्रम्य गायंतु च हसंतु च । जल्पंतु स्वेच्छया लोका निःशंका यस्य यन्मतम् । तेन शब्देन सा पापा होमेन च निराकृता । अट्टाट्टहासैर्डिंभानां राक्षसी क्षयमेष्यति । ( सा ढुंढाख्या राक्षसी ) ।

ફાગણ શુદિ પુનમને દિવસે હોલિકા ( હોળી ) નો ઉત્સવ કરવો. આ ઉત્સવ ભવિષ્યપુરાણમાં યુધિષ્ઠિરના પૂછવાથી શ્રીકૃષ્ણે કહેલા ઇતિહાસમાં, રઘુ રાજા પ્રતિ વસિષ્ઠ ઋષિએ કહેલો છેઃ–વસિષ્ઠ ઋષિ કહે છે–'હે રાજન્ ! હે પુરુષોમાં શ્રેષ્ઠ ! આજ ફાગણ સુદિ પૂર્ણિમા છે, માટે સઘળા મનુષ્યોને છૂટી આપો, જેથી સર્વે લોકો નિઃશંક થઇ ક્રીડા કરે, અને યથેચ્છ હાસ્ય કરે. નાના નાના બાળકો હાથમાં લાકડાના કકડા લઇ ઉત્સાહથી હર્ષ ભર્યા લડવૈયાની પેઠે નીકળે. સૂકાં લાકડાં ને છાણાં એકઠાં કરી તેમાં રક્ષોઘ્ન મંત્રો ભણી અગ્નિ નાંખી મોટો કોલાહલ કરે તથા તાળી બજાવે. તે અગ્નિને ત્રણ વખત પ્રદક્ષિણા કરી સઘળા લોકો ગાયન કરે, હાસ્ય કરે, અને જેમ જેના મનમાં આવે તેમ તે બેધડક બોલે. હું ધારૂં છું કે, એવી રીતે બાળકોના યથેચ્છ બોલવાથી, મોટા જોરથી હસવાથી અને હોમ કરવાથી તિરસ્કાર કરાયલી પાપિણી ઢુંઢા રાક્ષસી નાશ પામશે.'

तत्रैव युधिष्ठिरं प्रति कृष्णवचनम् । सर्वदुष्टापहो होमः सर्वरोगोपशांतये । क्रियतेऽस्यां द्विजैः पार्थ तेन सा होलिका स्मृता । तत्र पौर्णिमा प्रदोषव्यापिनी भद्रारहिता ग्राह्या । तपस्यपौर्णमास्यां तु रजन्यां होलिकोत्सवः । न कर्तव्यो दिवा विष्टयां रिक्तायां प्रतिपत्स्वपीति दुर्वासोवचनात् । तथा–प्रतिपद्भूतभद्रासु यार्चिता होलिका दिवा । संवत्सरं च तद्राष्ट्रं पुरं दहति सा द्रुतम् । प्रदोषव्यापिनी ग्राह्या पौर्णिमा फाल्गुनी सदा । तस्यां भद्रामुखं त्यक्त्वा पूजा होला निशामुखे इति नारदवचनात् । निशागमे प्रपूज्येत होलिका सर्वदा जनैः । न दिवा पूजयेद्ढुंढां पूजिता दुःखदा भवेदिति दिवोदासीयवचनाच्च । दिनद्वये प्रदोषव्याप्तौ तु परैव । भद्रायां दीपिता होली राष्ट्रभंगं करोति वै । नगरस्य च नैवेष्टा तस्मात्तां परिवर्जयेत् । इति वचनेन पूर्वोक्तदुर्वासःप्रभृतिवचनैश्च भद्रायां होलिकादीपननिषेधात् । यदा परदिने प्रदोषस्पर्शाभाववती पूर्वदिने च प्रदोषे भद्रासहिता पौर्णमासी तदा निशीथपर्यंतं भद्रावसानसंभवे पूर्वदिन एव तदवसाने होलिकादीपनं कार्यम् । निशीथोत्तरं भद्रासमाप्तौ तु भद्रामुखं त्यक्त्वा भद्रायामेव प्रदोषे कार्यम् । दिनार्धात्परतो या स्यात्फाल्गुनी पौर्णिमा यदि । रात्रौ भद्रावसाने तु होलिकां तत्र दीपयेत् । राकायामद्वयादूर्ध्वं चतुर्दश्यां यदा भवेत् । होलां भद्रावसाने तु निशीथांतेऽपि दीपयेत् । इति पुराणसमुच्चयादिवचनात् ।

ભવિષ્યપુરાણમાં જ યુધિષ્ઠિર પ્રત્યે શ્રીકૃષ્ણનું વચન છે કે, 'હે યુધિષ્ઠિર ! સઘળા દુષ્ટોના નાશમાટે ને સર્વ રોગોની શાંતિમાટે આ પૂર્ણિમાને દિવસે બ્રાહ્મણો હોમ કરે છે, તેથી તે હોલિકા ( હોળી ) કહેવાય છે.' હોલિકાદીપનમાં પ્રદોષવ્યાપિની અને વિષ્ટિરહિત પૂર્ણિમા

લેવી; કેમકે 'ફાગણ શુદિ પૂર્ણિમાને દિવસે રાત્રિમાં હોલિકોત્સવ કરવો. એ ઉત્સવ દિવસમાં, વિષ્ટિમાં, ચતુર્દશીમાં કે પડવામાં કરવો નહીં,' એવું દુર્વાસાનું વચન છે. તેમજ, 'જે સંવત્સરમાં પડવો, ચતુર્દશી, વિષ્ટિ કે દિવસમાં હોલિકાનું પૂજન થાય તો તે સંવત્સર રાજ્યને ને નગરને જલદી બાળી નાંખે છે, માટે ફાગણ માસની પૂર્ણિમા હમેશાં પ્રદોષવ્યાપિની લેવી. તે પૂર્ણિમાને દિવસે પ્રદોષ વખતે વિષ્ટિમુખનો ત્યાગ કરીને હોલિકાનું પૂજન કરવું એવાં નારદનાં વચનો છે અને મનુષ્યો સદા પ્રદોષ વખતે હોલિકાનું પૂજન કરે છે, માટે દિવસે તેની પૂજા કરવી નહીં અને જો કરી હોય તો તે દુઃખ આપનારી થઇ પડે છે.' એવું દિવોદાસનું પણ વચન છે. જો બેય દિવસે પ્રદોષવ્યાપિની હોય તો બીજા દિવસની જ લેવી. કારણ કે 'વિષ્ટિમાં બાળેલી હોળી રાજ્યનો ભંગ કરે છે ને શહેરનું પણ સારૂં કરતી નથી, માટે વિષ્ટિનો ત્યાગ કરવો,' એ વચનથી અને આગળ કહેલાં દુર્વાસા વગેરેનાં વચનોથી વિષ્ટિમાં હોલિકાદીપનનો નિષેધ છે. જો દિવસે પ્રદોષ પહેલાં જ પૂર્ણિમા ઉતરી જતી હોય અને પૂર્વ દિવસે પ્રદોષ વખતે વિષ્ટિવાળી પૂર્ણિમા હોય તો, અને મધરાત સુધીમાં વિષ્ટિ ઉતરવાનો સંભવ હોય તો પહેલે દિવસે જ વિષ્ટિ ઉતર્યા પછી હોલિકાદીપન કરવું અને જો મધરાત પછી વિષ્ટિ ઉતરતી હોય તો ભદ્રા ( વિષ્ટિ ) મુખ છોડી ભદ્રામાં જ પ્રદોષ વખતે દીપન કરવું. 'જો મધ્યાહ્ન પછી ફાગણ શુદિ પૂર્ણિમા હોય તો તે દિવસે રાતે વિષ્ટિ ઉતર્યા પછી હોલિકાદીપન કરવું. જો ચૌદશને દિવસે મધ્યાહ્ન પછી પૂર્ણિમા હોય અને વિષ્ટિ મધરાત પછી ઉતરતી હોય તો તે દિવસે મધરાત પછી પણ હોલિકાદીપન કરવું.' એવાં પુરાણસમુચ્ચય વગેરેનાં વચનો છે.

भद्रायां विहितं कार्यं होलिकायाः प्रपूजनम् । गंधपुष्पैर्धूपदीपैर्नैवेद्यैर्दक्षिणाफलैः । होलां तु नाममन्त्रेण पूजयेच्च यथाविधि । योनिनाम्ना च मन्त्रेण महाशब्दं तु कारयेत् । तत्र किलकिलाशब्दैरन्योन्यमुच्चरेत्ततः । योषितानां भ्रमं कुर्याद्योनिमंत्रणपूर्वकम् । योनिनामैव मंत्रं तु यो नरः पठते सदा । न भवेच्च तस्य पीडा आवर्षं तु सुखी भवेत् । यदा तु पूर्वरात्रौ प्रदोषव्याप्त्यभावस्तत्सत्त्वे वा भद्रारहितः कालो न लभ्यते, उत्तरदिने च प्रदोषे पौर्णिमाभावस्तदा पुच्छे कार्यम् । तथा च लल्लः—पृथिव्यां यानि कार्याणि शुभानि अशुभानि च । तानि सर्वाणि सिध्यंति विष्टिपुच्छे न संशयः । यदा विष्टिपुच्छं मध्यरात्रोत्तरं तदा प्रदोष एव दीपनम् । मध्यरात्रिमतिक्रम्य विष्टिपुच्छं यदा भवेत् । प्रदोषे ज्वालयेद्वह्निं सुखसौभाग्यदायिनम् । प्रदोषान्मध्यरात्र्यंतं होलिकापूजनं शुभमिति वचनात् । यदा तु उत्तरदिने पूर्णिमा सार्धयामत्रयमिता ततोऽधिका वा प्रतिपदश्च वृद्धिस्तदा पूर्णिमोत्तरं प्रतिपदि होलिका कार्या, न तु पूर्वेद्युर्विष्टिपुच्छे । सार्धयामत्रयं पूर्णा द्वितीयदिवसे यदा । प्रतिपद्वर्धमाना तु तदा सा होलिकास्मृतेति भविष्योक्तेः ।

આ પ્રકારે કહેલું હોલિકાનું પૂજન કરવું. ' होलिकायै नमः' એ નામ મંત્ર ભણી, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, દક્ષિણા અને ફળવડે વિધિથી હોલિકાનું પૂજન કરવું. અપશબ્દનું ઉચ્ચારણ કરવું તથા પરસ્પર કિલકિલ શબ્દો કરવા. અપશબ્દના ઉચ્ચારણથી સ્ત્રીઓને ભ્રમ ઉત્પન્ન કરવો. હોલિકાને દિવસે જે પુરુષ × × × ઉચ્ચારણ કરે છે, તેનું વર્ષ સુખમાં જાય છે. જો પૂર્વ દિવસે પ્રદોષવ્યાપિની પૂર્ણિમા ન હોય ને કદાચિત્ હોય તો પણ વિષ્ટિ વિના ન મળતી હોય ને બીજે દિવસે પ્રદોષવ્યાપિની ન હોય એટલે પ્રદોષ પહેલાંજ ઉતરી જતી હોય તો વિષ્ટિપુચ્છમાં હોલિકાદીપન કરવું. તેમ જ લલ્લ કહે છે કે 'પૃથ્વીમાં શુભ વા અશુભ જે કાર્યો છે, તે સઘળાં વિષ્ટિપુચ્છમાં સિદ્ધ થાય છે, એમાં સંશય નથી.' જો વિષ્ટિપુચ્છ મધરાત પછી આવતું હોય તો પ્રદોષમાં જ હોલિકાદીપન કરવું, કેમ કે જો મધરાત પછી વિષ્ટિપુચ્છ હોય તો પ્રદોષમાં હોલિકાદીપન કરવું, તેથી સુખ ને સૌભાગ્ય થાય છે;' પ્રદોષથી લઇ મધરાત સુધીમાં હોલિકાપૂજન શુભ છે એવાં વચનો છે. જો બીજે દિવસે સાડાત્રણ પહોર વા તેથી અધિક પૂર્ણિમા હોય ને પ્રતિપદની વૃદ્ધિગામી હોય તો પૂર્ણિમા ઉતર્યા પછી પડવામાં હોલિકાદીપન કરવું. પણ પહેલે દિવસે વિષ્ટિપુચ્છમાં કરવું નહીં. કારણ કે 'જો પહેલે દિવસે સાડાત્રણ પહોર પૂર્ણિમા હોય ને બીજે દિવસે પ્રતિપત્ વૃદ્ધિગામિની હોય તો પડવાને દિવસે જ હોલિકા કહેલી છે.' એમ ભવિષ્યપુરાણમાં કહેલું છે.

यदा तूत्तरदिने प्रदोषैकदेशव्यापिन्यस्ति पूर्वरात्रौ च भद्रारहिता नैव लभ्यते तदोत्तरैव । यदा पूर्वरात्रौ भद्रा व्याप्ता उत्तरे प्रदोषे च चंद्रग्रहणं तदा तत्रैव स्नात्वा कार्या । सर्वेषामेव वर्णानां सूतकं राहुदर्शने । स्नात्वा कर्माणि कुर्वीत सूतकान्नं विवर्जयेत् । फाल्गुनो मलमासश्चेच्छुद्धे मासि च होलिकाम् । पूजामंत्रस्तु—असृक्पा भयसंत्रस्तैः कृता त्वं होलि बालिशैः । अतस्त्वां पूजयिष्यामि भूते भूतिप्रदा भव । इति होलिकानिर्णयः ।

જો બીજે દિવસે પ્રદોષના એક દેશમાં પૂર્ણિમાની વ્યાપ્તિ હોય ને પૂર્વ દિવસની રાત્રિમાં વિષ્ટિરહિત પૂર્ણિમા મળતી ન હોય તો બીજે દિવસે જ હોલિકાપૂજા કરવી. જો પહેલા દિવસની રાત્રિમાં વિષ્ટિસહિત પૂર્ણિમા હોય ને બીજે દિવસે પ્રદોષવખતે ચંદ્રગ્રહણ હોય તો બીજે દિવસે જ ગ્રહણ છૂટયા પછી સ્નાન કરી હોલિકાપૂજન કરવું. કેમકે, 'રાહુદર્શન ( ગ્રહણ ) માં સઘળા વર્ણોને સૂતક લાગે છે માટે સ્નાન કર્યા પછી કર્મ કરવાં, ને

સૂતકાભને ત્યાગ કરવો.' એવું વચન છે. જો ફાગણ બે હોય તો બીજા માસમાં હોલકોત્સવ કરવો. તે પછી 'હે હોળી ! ભયથી ડરેલા મૂર્ખ પુરુષોએ તને અસૃક્પા (રુધિર પીનારી) કરી છે. માટે હું તારી પૂજા કરું છું, મને સમૃદ્ધિ આપ.' એ પ્રમાણે પ્રાર્થના કરવી. એવી રીતે હોલકાનો નિર્ણય છે.

इति पूर्णिमाव्रतानि समाप्तानि ।



# અમાવાસ્યાનાં વ્રતો

## ૧ દર્ભગ્રહણી અમાવાસ્યા

अथामावास्याव्रतानि लिख्यंते । तत्र भाद्रपदामावास्यायां कुशग्रहणं हेमाद्रौ उक्तं हारीतेन । मासे नभस्यमावास्या तस्यां दर्भोच्चयो मतः । अयातयामास्ते दर्भा नियोज्याश्च पुनः पुनः । ( नभाः श्रावणः ) । दर्शांतपक्षेणेदम् । मदनरत्ने तु-मासे नभस्येऽमावस्या तस्यां दर्भोच्चयो मत इति स्पष्टमेवोक्तम् । इति कुशग्रहणी अमा ।

ભાદરવા વદિ* અમાસને દિવસે દર્ભ લાવવો, એમ હારિતે હેમાદ્રિમાં કહેલું છે. શ્રાવણ માસની અમાવાસ્યાને દિવસે દર્ભ ઉપાડી લાવવો. 'તે દિવસે લાવેલો દર્ભ નિઃસત્વ થતો નથી, તેથી તે જે દિવસ ઉપયોગમાં લેવો હોય તે દિવસે લઇ શકાય છે.' આ વચનમાં શ્રાવણ માસ કહેલો છે તે અમાંત માસના હીસાબથી કહેલો છે. મદનરત્નમાં તો 'ભાદરવા માસની અમાવાસ્યાને દિવસે દર્ભ ઉપાડવો કહેલો છે,' એ પ્રમાણે સ્પષ્ટ જ છે. એવી રીતે દર્ભગ્રહણી અમાવાસ્યા થાય છે.

## ૨ પીઠોરી વ્રત

अत्रैव अमावास्यायां पिठोरीव्रतम् ॥ मध्यदेशे तु पोळा इति प्रसिद्धम् । सा प्रदोषव्यापिनी ग्राह्या । यदा पूर्वरात्रौ प्रदोषव्याप्त्यभावस्तदा परा कार्या । अथ व्रतविधिः-प्रातःकृत्यं निर्वर्त्य मासपक्षाद्युल्लिख्य मम इह जन्मनि जन्मांतरे वा सौभाग्यपुत्रपौत्रफलावाप्त्यर्थं पिठोरीव्रतं करिष्ये । इति संकल्प्य संध्याकाले स्नात्वा प्रदोषसमये देवीं संपूज्य षोडशोपचारैः ब्राह्मणं सुवासिनीं संभोज्य पश्चात्स्वयं भुञ्जीत । इति विधिः । नमो देव्यै इति मन्त्रेण षोडशोपचारैः पूजनं कुर्यात् ।

એ જ અમાવાસ્યાને દિવસે પીઠોરી વ્રત કરવું. આ વ્રત મધ્ય દેશમાં 'પોલા' એ નામથી પ્રસિદ્ધ છે. આ અમાવાસ્યા પ્રદોષવ્યાપિની લેવી. જો પૂર્વ દિવસે પ્રદોષવ્યાપિની અમાસ ન હોય તો બીજા દિવસની લેવી. તેના વ્રતનો પ્રકાર-પ્રાતઃકાળનું નિત્યકૃત્ય કરી, માસ તથા પક્ષનું ઉચ્ચારણ કરી, પૂર્વવત્ સંકલ્પ કરવો. સંધ્યાકાળ થાય ત્યારે સ્નાન કરી પ્રદોષ વખતે ષોડશોપચારવડે દેવીની પૂજા કરી બ્રાહ્મણને તથા સુવાસિનીને જમાડી, પોતે જમવું, એવી રીતે વિધિ કહેલો છે. ષોડશોપચારવડે પૂજા કરવી, તે 'नमो देव्यै०'એ મંત્રવડે કરવી.

### પીઠોરી વ્રતની કથા

अथ कथा ॥ इंद्राण्युवाच-अपुत्रा लभते पुत्रं परत्र च महत्फलम् । व्रतानां परमं श्रेष्ठं कथय त्वं हि पार्वति ॥ १ ॥ पार्वत्युवाच- प्राचीनः श्रीधरो विप्रो ह्यष्टपुत्रो धनेश्वरः । तस्य भार्या सुमित्रा च गृहधर्मेण वर्तते ॥ २ ॥ श्रीधरस्य सुतो ज्येष्ठः शंकरो नाम नामतः । तस्य भार्या विदेहा च मृतापत्याऽभवत्सदा ॥ ३ ॥ श्रीधरस्य पितुः श्राद्धदिने सा च प्रसूयते । दुःखयुक्ता सुमित्रा च विदेहां पर्यतर्जयत् ॥ ४ ॥ तत्तर्जिता तु सा शीघ्रं विदेहा निर्गता गृहात् । गृहीत्वा तं मृतं बालमपश्यंती गतिं क्वचित् । ॥ ५ ॥ दुःखयुक्ता वनं प्राप्ता मठमेकं ददर्श सा । सरिच्च प्रबला यत्र विदेहा तत्र सा गता ॥ ६ ॥ मठमध्ये स्थिता नारी पश्यंती च पुनः पुनः । कुत्रेयमधुना प्राप्ता लक्षणान्वितसुंदरी ॥ ७ ॥ मठाधिपा विचार्यैवं विदेहामाह सत्वरम् । झोटिंगैर्यक्षवेतालैरनेकैः स्थीयते शुभे ॥ ८ ॥ त्वां ग्रसिष्यंति सकला गच्छ शीघ्रं यथागतम् ॥ विदेहोवाच- दुःखयुक्तां च मामत्र धर्मर्तो च वर्नातरे ॥ ९ ॥ मा ग्रसेयुश्च पिंगाक्षि क्षेमं मम भवेत्कथम् । तच्छ्रुत्वा सदयोवाच मठनारी च तां प्रति ॥ १० ॥

ઇદ્રાણી કહે છે-હે પાર્વતિ ! જે વ્રત કરવાથી વાંઝણીને પુત્ર થાય ને પરલોકમાં મોટું સુખ મળે, તેવું સર્વથી ઉત્તમ વ્રત કહો.[1] પાર્વતી કહે છે-પૂર્વે શ્રીધર નામનો એક ધનવાન્ બ્રાહ્મણ હતો. તેને આઠ પુત્રો હતા. તેની સ્ત્રી સુમિત્રા નામની હતી. તે પોતાના ધર્મમાં વર્તતી હતી.[2] એ શ્રીધરનો મોટો પુત્ર શંકર નામનો હતો. તેની સ્ત્રી વિદેહા નામની હતી; તેને છોકરાં થતાં હતાં, પણ તે મરેલાં થતાં હતાં.[3] શ્રીધરના પિતાના શ્રાદ્ધને દિવસે એ વિદેહા બાળકને જન્મ આપતી હતી. એક દિવસે મનમાં કચવાતી સુમિત્રાએ વિદેહાનો તિરસ્કાર કર્યો, તેથી તે મરેલા બાળકને લઇને જલદી ઘરમાંથી નીકળી ગઈ અને પોતાને કોઇપણ જાતનો ઉપાય

* ગુજરાતી શ્રાવણ વદિ અમાવાસ્યા સમજવી.

જાણવામાં ન આવવાથી વિદેહા દુઃખી થતી વનમાં ચાલી ગઇ. ત્યાં નદીના કિનારા ઉપર એક મઠ તેના જોવામાં આવ્યો ને તેની અંદર કોઇ સ્ત્રી જોવામાં આવી તેથી વિદેહા ત્યાં ગઇ. તેને વારંવાર જોઇ, 'આ ઉત્તમ ગુણવાળી સ્ત્રી અહીં કયાંથી!' એવો વિચાર કરતી મઠમાં રહેલી સ્ત્રીએ ત્વરાથી તેને કહ્યું કે, હે કલ્યાણિ! આ વનમાં ઝોટિંગ નામના અનેક યક્ષો અને વેતાલ રહે છે, તે સઘળા તને ખાઇ જશે; માટે જેમ આવી હોય તેમ ગુપ્ત રીતે ચાલી જા. એવાં તેનાં વચનો સાંભળીને વિદેહા બોલી, રે પિંગાક્ષિ! હું દુઃખિણી છું ને વનમાં ભમું છું. માટે મને યક્ષ વગેરે ખાઇ ન જાય અને મારું કલ્યાણ થાય, તેવો ઉપાય બતાવો. તે સાંભળી દયા આવવાથી મઠમાં રહેનારી સ્ત્રી બોલી.[૪-૧૦]

मठनार्युवाच— योगिन्यश्च चतुःषष्टिर्दिव्ययोग्यादयस्त्विह । पूजनार्थं समायांति निशामध्ये शुभास्तु ताः ॥ ११ ॥ तव कामं करिष्यंति जीवयिष्यंति बालकान् । बिल्वपत्रेषु गुप्ता त्वमधुना भव भामिनी ॥ १२ ॥ यदास्त्यत्रातिथिः कश्चिदिति ता ब्रूयुरंगने । तदा त्वमहमस्मीति चोक्त्वाऽऽशु प्रकटा भव ॥ १३ ॥ मठनारीवचः श्रुत्वा विश्वासं परमं गता । गुप्ता तत्र विदेहा च बिल्वपत्रेषु संस्थिता ॥ १४ ॥ क्षणेनैकेन झोटिंगा मठमध्ये समागताः । ज्ञात्वा मनुष्यगंधं च मठनारीमथाब्रुवन् ॥ १५ ॥ कुतो मनुष्यगंधश्च मठगेहं समाश्रितः । एवं वदत्सु झोटिंगेष्वथाकस्माच्छुचिस्मिताः ॥१६॥ निशामध्ये चतुःषष्टिर्देव्यस्तत्र समागताः। अनेकैश्च महारत्नैः फलैर्नानाविधैरपि ॥ १७ ॥ निविष्टां मठदेवीं तामर्चयंतिस्म भक्तितः । श्रावणस्य तु मासस्य कृष्णपक्षे कुहूतिथौ ॥ १८ ॥ पूजांतेऽतिथिरत्रास्ति कोऽपीति ब्रुवतेस्म हि ॥ तदाहमस्मीत्युक्त्वा सा विदेहा प्रकटाऽभवत् ॥ १९ ॥ न्यवेदयत्ततो दुःखं योगिनीभ्यः स्वमाशु सा । ममाशुचित्वमापन्नं मातरो बालको मृतः ॥ २० ॥

મઠવાસી સ્ત્રી બોલી—હે સ્ત્રિ! દિવ્ય યોગી વગેરે ચોસઠ યોગિની (જોગણી)ઓ છે. તેઓ મધરાતે અહીં પૂજન કરવા આવે છે.[૧૧] તેઓ બાળકને જીવાડીને તારી કામના પૂર્ણ કરશે. હમણાં તો તું બીલીનાં પાંદડાંમાં સંતાઇ જા.[૧૨] પછી તેઓ જ્યારે 'અહીં કોઇ અતિથિ છે?' એમ કહે ત્યારે, 'હું છઉં' એમ કહી જલદી પ્રસિદ્ધ થજે.[૧૩] એવાં તે મઠવાસી સ્ત્રીનાં વચનો સાંભળી તેના ઉપર પરમ વિશ્વાસ રાખી, વિદેહા બીલીનાં પાંદડાંમાં છૂપાઇ રહી.[૧૪] થોડીવાર પછી ઝોટિંગ યક્ષ વગેરે મઠમાં આવ્યા, ને મનુષ્યનો ગંધ જાણી મઠની નારીને કહેવા લાગ્યા કે,[૧૫] આ મઠમાં મનુષ્યનો ગંધ કયાંથી આવે છે? એમ તેઓ પૂછતા હતા, તેટલામાં તો મધરાત વખતે સુંદર હાસ્યવાળી ચોસઠ જોગણીઓ અચાનક આવી પહોંચી. તે દિવસે શ્રાવણ* માસની અમાવાસ્યા હતી તેથી તેઓ વિવિધ રત્નો અને ફળો લઇ આવી હતી.[૧૬-૧૮] મઠદેવીની ભક્તિથી પૂજા કરી, તેઓએ પૂછ્યું કે, 'અહીં કોઇ અતિથિ છે?' ત્યારે, 'હું છું.' એમ કહી વિદેહા પ્રકટ થઇ અને તેઓની પાસે જઇ પોતાનું દુઃખ કહેવા લાગી. 'હે માતાઓ! હું અપવિત્ર છું, કારણ કે મરેલું બાળક લઇ આપની પાસે આવી છું.[૧૯-૨૦]

युष्मदग्रे तमादाय स्थिताऽस्म्येवं हि बालकाः । जाता जाता मृताः सप्त तेनाहमतिदुःखिता ॥ २१ ॥ भाग्येन संगता यूयं याचे युष्मत्प्रसादतः । मम गर्भाश्च योगिन्यः सजीवा हि भवंत्वितः ॥ २२ ॥ तस्यास्तद्वचनं श्रुत्वा करुणापूर्णमानसाः । तत्र स्थितं च नैवेद्यं विदेहायै वितीर्य ताः ॥ २३ ॥ चतुःषष्टिस्ततस्तुष्टा ददुस्तस्यै शुभं वरम् । श्रीधरस्य स्नुषे त्वं हि शंकरस्य च वल्लभे ॥ २४ ॥ पुत्रपौत्रयुता सौख्यमिह भुक्त्वा सुरालये । पूज्या भविष्यसि शुभे त्वमस्मद्वरदानतः ॥ २५ ॥ आश्वष्टपुत्रा जीवंतु विदेहे गम्यतां पुरम् । आगता येन मार्गेण तेनैव पुनरेव हि ॥ २६ ॥ इति दत्त्वा वरं तस्यै योगिन्योऽतर्हितास्तदा । अष्टौ पुत्राः समायाता विदेहायाः पुरस्ततः ॥ २७ ॥ मठान्निर्गत्य सा हृष्टा ध्यायंती योगिनीगणम् । आगत्य स्वपुरं रम्यं प्रविवेश स्वमंदिरम् ॥ २८ ॥ श्रीधरश्च सुमित्रा च शंकरो बांधवैः सह । दृष्ट्वा तामष्टभिः पुत्रैर्युतां सन्मंगलोत्सवैः ॥ २९ ॥ सत्कृत्यापुस्मुदं ते वै देवीनां च प्रसादतः । विदेहाप्यंकदा प्राप्ते पिठोराख्यकुहूतिथौ ॥३०॥

આજ પ્રમાણે મારા સાત બાળકો મરી ગયાં તેથી મને મોટું દુઃખ થાય છે.[૨૧] ભાગ્યયોગે આપનાં દર્શન થયાં છે. આપની પાસે યાચના કરું છું કે, આપની કૃપાથી હવેથી મારાં સર્વ બાળકો જીવતાં અવતરવાં જોઇએ.'[૨૨] વિદેહાનાં તેવાં વચનો સાંભળી, દયા આવવાથી યોગિનીઓએ તેને નૈવેદ્ય આપી અને પ્રસન્ન થઇ શુભ વરદાન પણ આપ્યું કે, 'હે કલ્યાણિ! તું કે જે શ્રીધરના પુત્રની સ્ત્રી છે અને શંકરની પ્રિયા છે, તે અમારા વરદાનથી આ લોકમાં પુત્ર પૌત્રનું સુખ ભોગવી અંતે પરલોકમાં પૂજાઇશ.[૨૩-૨૫] તેમ જ હે વિદેહ! તારા આઠ પુત્રો પણ જીવતા થશે, તેઓને લઇ જે માર્ગે આવી હતી, તે જ માર્ગે પાછી શહેરમાં જજે.'[૨૬] એવું વરદાન આપી તે યોગિનીઓ અદૃશ્ય થઇ ગઇ. તે પછી આઠ પુત્રો વિદેહાના પાસે આવ્યા. તેઓને લઇને તે મઠમાંથી નીકળી યોગિનીઓનું ધ્યાન કરતી કરતી હસતી રમતી શહેરમાં પોતાને ઘેર ગઇ.[૨૭-૨૮] તેને આઠ પુત્રોની સાથે આવેલી જોઇ, શ્રીધર, સુમિત્રા, શંકર અને સગાં સંબંધીઓએ તેનો સત્કાર કર્યો, અને પ્રસન્નતાથી

*આ અમાસ માસના પક્ષથી છે.

મોટો ઉત્સવ કર્યો. એવી રીતે યોગિનીઓની કૃપાથી તે સર્વે આનંદ પામ્યાં. તે પછી વિદેહાએ પણ પીઠોરી નામની (શ્રાવણ માસની) અમાવાસ્યાને દિવસે ભક્તિથી ચોસઠ યોગિનીઓની પૂજા કરી.[૨૯-૩૦]

द्विजमंत्रादिनिर्घोषैर्दुंदुमीपटहस्वनैः । मृगाक्षी मंगलाचारैर्मृदंगैर्नृत्यगीतकैः ॥ ३१ ॥ अपूजयच्चतुःषष्टियोगिनीर्भक्तिसंयुता । यासां स्मरणमात्रेण पुत्रपौत्रधनान्विता ॥ ३२ ॥ नारी भवति चेंद्राणि तासां नामानि मे शृणु । दिव्ययोगी महायोगी सिद्धयोगी गणेश्वरी ॥ ३३ ॥ प्रेताक्षी डाकिनी काली कालरात्रिर्निशाचरी । झंकारी रौद्रवेताली भूतली भूतडंबरी ॥ ३४ ॥ ऊर्ध्वकेशी विरूपाक्षी शुष्कांगी नरभोजनी । भट्टारी वीरभद्रा च धूम्राक्षी कलहप्रिया ॥ ३५ ॥ राक्षसी घोररक्ताक्षी विश्वरूपा भयंकरी । चंडिका वीरकौमारी वाराही मुंडधारिणी ॥ ३६ ॥ सासुरी रौद्रझंकारभाषिणी त्रिपुरांतका । भैरवध्वंसिनी क्रोधदुर्मुखी प्रेतवाहिनी ॥ ३७ ॥ खट्वांगी दीर्घलंबोष्ठी मालिनी मंत्रयोगिनी । कालाग्निग्रहणी चक्री कंकाली भुवनेश्वरी ॥ ३८ ॥ कटकी कीटिनी रौद्री यमदूती करालिनी । घोराक्षी कार्मुकी चैव काकदृष्टिरधोमुखी ॥ ३९ ॥ मुंडाग्रधारिणी व्याघ्री किंकिणी प्रेतभाषिणी । कालरूपा च कामाख्या उष्ट्रिणी योगपीठिका ॥ ४० ॥ महालक्ष्मी एकवीरा कालरात्री च पीठिका । संपूज्य नामभिश्चैतैः प्रार्थयेद्भक्तितत्परा ॥ ४१ ॥ नमोऽस्तु वश्चतुःषष्टिदेवीभ्यः शरणं व्रजे । पुत्रश्रीवृद्धिकामाऽहं भक्त्या वः पूजिताः शुभाः ॥ ४२ ॥ एवमिंद्राणि कथितं पिठोराख्यं महाव्रतम् । भक्त्या कुर्वंति या नार्यः कृतकृत्या भवंति ताः ॥ सुखसौभाग्यसंयुक्ताश्चतुःषष्टिप्रसादतः ॥ ४३ ॥ इति श्रीभविष्यपुराणे पिठोरीव्रतम् ।

બ્રાહ્મણો પાસે વેદના મંત્રો ભણાવ્યા, નગારાં, ઢોલ અને મૃદંગ વગડાવ્યાં, નૃત્ય કરાવ્યું ને ગીત ગવરાવ્યાં. એવી રીતે મોટો ઉત્સવ કર્યો. હે ઇંદ્રાણિ! જે યોગિનીઓના સ્મરણ માત્રથી સ્ત્રીને પુત્ર, પૌત્ર ને ધનની વૃદ્ધિ થાય છે,[૩૧-૩૨] તેઓનાં નામો કહું છું તે સાંભળો. દિવ્ય યોગવાળી, મહાયોગવાળી, સિદ્ધ યોગવાળી, ગણેશ્વરી,[૩૩] પ્રેતના જેવાં નેત્રવાળી, ડાકિની, કાલી, કાલરાત્રિ, રાત્રિમાં ફરનાર, ઝંકારી, ભયંકર વેતાલી, ભૂતાલી, ભૂતડંબરી,[૩૪] ઉંચા કેશવાળી, વિકરાળ નેત્રવાળી, સુકાઇ ગયેલા શરીરવાળી, પુરુષને ખાનારી, ભટ્ટારી, વીરભદ્રા, ધુંવાડા જેવાં નેત્રવાળી, કલહપ્રિયા,[૩૫] રાક્ષસી, ઘોર રક્તાક્ષી, વિશ્વરૂપ, ભય કરનારી, ચંડિકા, વીરકૌમારી, વારાહી, મુંડ ધારણ કરનારી,[૩૬] આસુરી, ભયંકર ઝંકાર જેવું બોલનારી, ત્રિપુરનો નાશ કરનારી, ભૈરવનો નાશ કરનારી, ક્રોધથી ખરાબ મુખવાળી, પ્રેત ઉપર બેસનારી,[૩૭] ખટ્વાંગી, લાંબા હોઠવાળી, માલિની, મંત્રયોગિની, કાલાગ્નિનું ગ્રહણ કરનારી, ચક્રી, કંકાલી, ભુવનની ઈશ્વરી,[૩૮] કટકી, કીટિની, રૌદ્રી, યમદૂતી, ભય કરવાવાળી, ઘોર નેત્રવાળી, કાર્મુકી, કાગડાના જેવાં નેત્રવાળી, નીચા મુખવાળી,[૩૯] મુંડાગ્રને ધારણ કરનારી, વ્યાઘ્રી, કિંકિણી, પ્રેતના જેવું બોલનારી, કાલરૂપા, કામાખ્યા, ઉષ્ટ્રિણી, યોગપીઠિકા,[૪૦] મહાલક્ષ્મી, એકવીરા, કાલરાત્રિ અને પીઠિકા એ નામોવડે ભક્તિથી પૂજા કરી પ્રાર્થના કરવી કે,[૪૧] 'હે દેવીઓ! તમે ચોસઠ છો, તેઓને હું નમસ્કાર કરૂં છું. પુત્ર ને લક્ષ્મીની વૃદ્ધિની ઇચ્છાવાળી હું આપને ભક્તિથી પૂજા કરી શરણે આવી છું.'[૪૨] હે ઇંદ્રાણિ! આ પીઠોરી નામનું ઉત્તમ વ્રત મેં કહી સંભળાવ્યું. જે સ્ત્રીઓ ભક્તિથી તે વ્રત કરશે, તેઓ ચોસઠ યોગિનીઓની કૃપાથી કૃતાર્થ થઇ સુખ તથા સૌભાગ્યને પ્રાપ્ત થશે.[૪૩] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં પીઠોરી વ્રત કહેલું છે.

---

## ૩ ગજચ્છાયા પર્વ

अथाश्विनकृष्णामायां गजच्छायापर्व ॥ अपरार्के यमः– हंसे करस्थिते या तु अमावास्या करान्विता । सा ज्ञेया कुंजरच्छाया इति बौधायनोऽब्रवीत् । हंसे सूर्ये करे हस्ते स्थिते सति । अत्र स्नानश्राद्धदानादि कुर्यात् । इति गजच्छाया ।

આશો* વદિ અમાવાસ્યાને દિવસે ગજચ્છાયા પર્વ કહેવાય છે. અપરાર્કમાં યમ લખે છે કે, 'હસ્તના સૂર્યમાં અમાવાસ્યાને દિવસે હસ્ત નક્ષત્ર હોય તો તે ગજચ્છાયા જાણવી' એમ બૌધાયને કહેલું છે. આ ગજચ્છાયામાં સ્નાન, શ્રાદ્ધ અને દાન વગેરે કરવાં. એ પ્રકારે ગજચ્છાયા વ્રત છે.

---

## ૪ લક્ષ્મીવ્રત અને બલિરાજ્યોત્સવ

अथ कार्तिकामावास्यायां लक्ष्मीव्रतं बलिराज्योत्सवश्च ॥ वालखिल्या ऊचुः– एवं प्रभातसमये अमायां च मुनीश्वराः । स्नात्वा देवान्पितॄन् भक्त्या संपूज्याथ प्रणम्य च ॥ १ ॥ कृत्वा तु पार्वणश्राद्धं दधिक्षीरघृतादिभिः । भोज्यैर्नानाविधैर्विप्रान् भोजयित्वा क्षमापयेत् ॥ २ ॥ दिवा तत्र न भोक्तव्यमृते बालातुराज्जनात् । ततः प्रदोषसमये पूजयेदिंदिरां शुभाम् ॥ ३ ॥ कुर्यान्नानाविधैर्वस्त्रैः स्वच्छं लक्ष्म्याश्च मंडपम् । नानापुष्पैः पल्लवैश्च चित्रैश्चापि विचित्रितम् ॥ ४ ॥ तत्र संपूजयेल्लक्ष्मीं देवांश्चापि प्रपूजयेत् । संपूज्या देवनार्योऽपि बहुभिश्चोपचारकैः ॥ ५ ॥ पादसंवाहनं कुर्याल्लक्ष्म्यादीनां तु भक्तितः । अस्मिन्नहनि सर्वेऽपि विष्णुना मोचिताः पुरा ॥ ६ ॥ बलिकारागृहाद्देवा लक्ष्मीश्चापि विमोचिता ॥ लक्ष्म्या सार्धं ततो देवा नीताः क्षीरो-

* આશો વદિ એટલે ભાદરવા વદિ અમાવાસ્યા.

वध्वौ पुनः ॥ ७ ॥ प्रसुप्ता बहुकालं ते सुप्तं तस्मान्मुनीश्वराः ॥ रचनीयाः सूक्ष्मगर्भाः पर्यंकाश्च सतूलिकाः ॥ ८ ॥ दुग्धफेनोपमैर्वस्त्रैरास्तृताश्च यथादिशम् । स्वापयेत्तान्सुरांल्लक्ष्मीं वेदघोषसमन्वितः ॥ ९ ॥ लक्ष्मीर्दैत्यभयान्मुक्ता सुप्तं सुप्तांबुजोदरे । अतश्च विधिवत्कार्या तुष्ट्यै तु सुखसुप्तिका ॥ १० ॥

કાર્તિક* વદિ અમાવાસ્યાને દિવસે લક્ષ્મીવ્રત ને બલિરાજ્યોત્સવ થાય છે. વાલખિલ્યો કહે છે–હે મુનીશ્વરો! એવી રીતે અમાવાસ્યાને દિવસે પ્રાતઃકાલમાં સ્નાન કરી ભક્તિથી દેવ અને પિતૃની પૂજા કરી પ્રણામ કરી પાર્વણુ શ્રાદ્ધ કરી, દૂધ, દહીં, ઘી વગેરેથી ને નાના પ્રકારનાં ભોજનોથી બ્રાહ્મણોને જમાડી ક્ષમા માગવી.[૧–૨] બાળક અને રોગી મનુષ્ય શિવાય તે દિવસે કોઈએ દિવસના ભોજન કરવું નહિ. પ્રદોષ વખતે લક્ષ્મીનું પૂજન કરવું.[૩] વિવિધ વસ્ત્રોવડે લક્ષ્મીનો મંડપ બાંધવો. વિચિત્ર પુષ્પોવડે તથા પાંદડાંવડે તેમાં શોભા કરવી.[૪] તેમાં કેટલાક ઉપચારોથી લક્ષ્મીની, દેવોની ને દેવાંગનાઓની પૂજા કરવી.[૫] ભક્તિથી લક્ષ્મી વગેરેના પગ ચાંપવા. આ અમાસને દિવસે પૂર્વે વિષ્ણુએ દેવોને તથા લક્ષ્મીને, બલિ દૈત્યના કેદખાનામાંથી છોડાવ્યાં હતાં, ને તેઓને ક્ષીરસમુદ્રમાં લઈ ગયા હતા.[૬–૭] ત્યાં તે સર્વે ચિરકાલ પર્યંત સુખથી સૂતાં હતાં; એટલા માટે હે મુનીશ્વરો! મનોહર ગાદલાંવાળા પલંગો બીછાવી તેના ઉપર, દૂધનાં ફીણુ જેવા સફેત ઓછાડો પાથરી, વેદમંત્ર ભણી લક્ષ્મીને તથા દેવોને સુવારવાં.[૮–૯] લક્ષ્મી દૈત્યના ભયથી મુક્ત થઈ કમળમાં સુખથી સૂતેલાં છે, માટે તેને પ્રસન્ન કરવા માટે અતિ કોમલ શય્યા કરાવવી.[૧૦]

तद्दद्याति पद्मशय्यां यः पद्मासौख्यविवृद्धये । कुर्यात्तस्य गृहं मुक्त्वा तत्पद्मा क्वापि न व्रजेत् ॥११॥ न कुर्वंति नरा इत्थं लक्ष्म्या ये सुखसुप्तिकाम् । धनचिंताविहीनास्ते कथं रात्रौ स्वपंति हि ॥ १२ ॥ तस्मात्सर्वप्रयत्नेन लक्ष्मीं सुस्वापयेन्नरः । दुःखदारिद्र्यनिर्मुक्तः स्वजातौ स्यात्प्रतिष्ठितः ॥१३॥ जातीपत्रलवंगैलाफलकर्पूरसंयुतम् । पाचयित्वा गव्यदुग्धं सितां दत्त्वा यथोचिताम् ॥ १४ ॥ लड्डुकांस्तस्य कुर्वीत तांश्च लक्ष्म्यै समर्पयेत् । अन्यच्चतुर्विधं भक्ष्यं देशकालादिसंभवम् ॥ १५ ॥ सर्वं निवेदयेल्लक्ष्म्यै मम श्रीः प्रीयतामिति । दीपदानं ततः कुर्यात्प्रदोषे च ततोल्मुकम् ॥ १६ ॥ भ्रामयेत्स्वस्य शिरसि सर्वारिष्टनिवारणम् । दीपवृक्षास्तथा कार्याः शक्त्या देवगृहादिषु ॥ १७ ॥ चतुष्पथे श्मशाने च नदीपर्वतवेश्मसु । वृक्षमूलेषु गोष्ठेषु चत्वरेषु गृहेषु च ॥ १८ ॥ वस्त्रैः पुष्पैः शोभितव्या राजमार्गस्य भूमयः । गृहेषु स्थापयेन्नानापक्वान्नानि फलानि च ॥१९॥

नागवल्लीदलादीनि रचयित्वा च निक्षिपेत् । शोभां कुर्याद्राजमार्गे कमलैश्च विशेषतः ॥ २० ॥

જે પુરુષ, આ અમાવાસ્યાને દિવસે અધિક સુખમાટે લક્ષ્મીને કમળની શય્યા આપે છે, તેનું ઘર છોડી લક્ષ્મી બીજે કોઈ ઠેકાણે જતી નથી.[૧૧] જે મનુષ્યો લક્ષ્મીને સુખમાં સુવારતા નથી, તેઓ ધનની ચિંતાથી રાત્રમાં કેમ સૂઈ શકે? (અર્થાત્ ધનની ચિંતાથી તેઓ સુઈ શકતા નથી)[૧૨] મનુષ્યે એટલા માટે પ્રયાસ લઈને પણુ લક્ષ્મીને અવશ્ય સુવારવાં જોઈએ. જે માણુસ તેમ કરે છે, તે પોતાની જાતિમાં પ્રતિષ્ઠિત થાય છે ને તેનું દુઃખ તથા દરિદ્રપણું દૂર થાય છે.[૧૩] ગાયના દૂધનો માવો કરી તેમાં તજ, લવિંગ, એલાયચી, કર્પૂર ને સાકર નાંખી તેના લાડવા લક્ષ્મીને ધરવા, તેમ જ દેશને અને કાળને અનુસરી ભાતભાતનાં બીજાં પણુ નૈવેદ્ય ધરવાં ને 'મારી ઉપર લક્ષ્મી પ્રસન્ન થાઓ,' એમ પ્રાર્થના કરવી. પ્રદોષ થાય ત્યારે દીવા કરવા. પોતાનાં માથા ઉપર (ઉંબાડીઉં) ફેરવવું, જેથી સઘળાં અનિષ્ટ દૂર થાય છે. પોતાની શક્તિ પ્રમાણે દેવાલય વગેરેમાં દીવાનાં ઝાડ કરવાં.[૧૪–૧૭] તેમ જ ચૌટાં, સ્મશાન, નદી, પર્વત, ઘર, ઝાડનાં મૂલ, ગોંદરે અને આંગણામાં દીવા કરવા.[૧૮] મોટા રસ્તા ઉપર વસ્ત્રોથી ને પુષ્પોથી શોભા કરવી. ઘરમાં નાના પ્રકારનાં પકવાન્નો તથા ફળો રાખવાં.[૧૯] નાગરવેલનાં પાનો વગેરે શોભાથી રાખવાં. મોટા રસ્તા ઉપર કમળોવડે વિશેષ શોભા કરવી.[૨૦]

तदभावेंऽबरादीनां कृत्वा तानि च शोभयेत् । एवं पुरमलंकृत्य प्रदोषे तदनंतरम् ॥२१॥ ब्राह्मणान्भोजयित्वाऽऽदौ संभोज्य च बुभुक्षितान् । लड्डुकापूपमंडाद्यैः शष्कुलीपूरिकादिकैः ॥ २२ ॥ अलंकृतेन भोक्तव्यं नववस्त्रोपशोभिना । ततोऽपराह्णसमये घोषयेन्नगरे नृपः ॥ २३ ॥ अद्य राज्यं बलेर्लोका यथेच्छं क्रीड्यतामिति । यथेच्छं क्रीड्यतां बाला इत्यादेश्यं नृपेण तु ॥ २४ ॥ विलोक्य बालकक्रीडा नानासामग्रिसंयुता । तेभ्यो दद्यात्क्रीडनकं ततः पश्येच्छुभाशुभम् ॥ २५ ॥ तैश्चेत्प्रदीपितो वह्निर्न ज्वालां मुंचते यदा । महामारीभयं घोरं दुर्भिक्षं वाऽथ जायते ॥२६॥ बालशोके राजशोकस्तेषां तुष्टौ नृपे सुखम् । बालयुद्धे राजयुद्धं रोदने बालकैः कृते ॥ २७ ॥ अवश्यमेव भवति वर्षाद्राष्ट्रविनाशनम् । यष्टिकादिकृतानश्वान्यदा रोहंति बालकाः ॥ २८ ॥ तदा राज्ञो जयो वाच्यः परराष्ट्रविमर्दनम् । यदा क्रीडंति बालास्ते लिंगं धृत्वा करादिषु ॥ २९ ॥ तदा प्रसिद्धनारीणां व्यभिचारः प्रजायते । अन्नं यदा गोपयंति क्रीडने बालका जलम् ॥ ३० ॥ दुर्भिक्षं तृष्टयभावश्च शीघ्रमेव प्रजायते । एवं बालकृतां चेष्टां बुद्ध्वा चास्य फलं वदेत् ॥ ३१ ॥

* આસો વદિ અમાવાસ્યા.

કમળ ન મળે તો વસ્ત્રથી શોભા કરવી. એવી રીતે શહેરમાં શોભા કર્યા પછી, રાજાએ પ્રથમ બ્રાહ્મણો તથા ગરીબગરબાંને લાડવા, પૂડલા, ખડમંડાં, જલેબી ને પૂરી વગેરેથી જમાડવાં. તે પછી નવાં વસ્ત્રો તથા અલંકારો પહેરી પોતે જમવું. બપોર પછી રાજાએ ઢંઢેરો ફેરવવો કે,[૨૧-૨૩] 'હે લોકો! આજે બલિનું રાજ્ય છે માટે તમે તથા બાળકો યથેચ્છ ક્રીડા કરો.'[૨૪] એવો ઢંઢેરો ફેરવ્યા પછી રાજાએ બાળકોની નાના પ્રકારની ક્રીડા જોઇ તેઓને જોઇએ તેવાં રમવાનાં સાધનો આપી શુભ વા અશુભ શકુન જોવાં.[૨૫] બાળકોએ બાળેલા અગ્નિમાંથી જો જ્વાળા ન નીકળે તો મહામારી (કોલેરા) નો ઉપદ્રવ ઉઠશે અથવા તો મોટો દુકાળ પડશે એમ સમજવું.[૨૬] જો બાળકો શોકમાં હોય તો રાજાને શોક આવે. બાળકો આનંદમાં હોય તો રાજા પણ એક વર્ષ સુધી આનંદમાં રહે. જો બાળકો લડતા હોય તો રાજાને પણ યુદ્ધમાં જવું પડે. જો તેઓ રોતા હોય તો એક વર્ષની અંદર અવશ્ય રાજ્યનો નાશ થાય, જો બાળકો લાકડીના ઘોડા ઉપર ચડી રમતા હોય તો રાજાનો જય થાય ને શત્રુનું રાજ્ય પણ તેને વશ થાય. જો બાળકો પોતાનાં લિંગ હાથ વગેરેમાં પકડી રમતા હોય તો તે વર્ષમાં પ્રસિદ્ધ સ્ત્રીઓનો વ્યભિચાર થાય. જો બાળકો રમતાં રમતાં અનાજ ને જલ છુપાવતા હોય તો જલદી વૃષ્ટિનો અભાવ થાય, ને દુષ્કાળ પડે. એ પ્રકારે બાળકોની ક્રીડા જાણી ફળ કેવું થશે તે જાણવું.[૨૭-૩૧]

लोकस्यापि पुरे रम्ये सुधाधवलिताजिरे । गीतवादित्रसंजुष्टे प्रज्वालितसद्दीपके ॥ ३२ ॥ अन्योन्यप्रीतिसंयुक्ते दत्ततालनके जने । तांबूलहृष्टहृदये कुंकुमाक्षतचर्चिते ॥३३॥ दुकूलपट्टवसननेपथ्यादिविभूषिते । मित्रस्वजनसंबंधिस्वगोत्रज्ञातिपूजिते ॥ ३४ ॥ बलिराज्ये प्रकर्तव्यं यद्यन्मनसि वर्तते । आत्मनो यत्र सौख्यार्थः परदुःखाकरं च यत् ॥३५॥ वारांगनादिगमनं स्पृष्टास्पृष्टादिभक्षणम् । अन्यांबरधृतिश्चापि द्यूतार्थं च न दुष्यति ॥ ३६ ॥ एवं तु सर्वथा कार्यो बलिराज्ये महोत्सवः । जीवहिंसासुरापानमगम्यागमनं तथा ॥ ३७॥ चौर्यं विश्वासघातश्च पंचैतानि मुनीश्वराः । बलिराज्ये तु नरकद्वाराण्युक्तान्यतस्त्यजेत् ॥३८॥ ततोऽर्धरात्रसमये स्वयं राजा व्रजेत्पुरम् । अवलोकयितुं रम्यं पद्भ्यामेव शनैः शनैः ॥ ३९ ॥ महता तूर्यघोषेण ज्वलद्भिर्हस्तदीपकैः। हर्म्यशोभां सुखं पश्यन् कृतरक्षैः स्वकैर्नरैः ॥ ४० ॥ बलिराज्यप्रमोदं च दृष्ट्वा स्वगृहमाव्रजेत् । एवं गते निशीथे च जने निद्रार्धलोचने ॥४१॥ तावन्नगरनारीभिः शूर्पडिंडिमवादनैः । निष्कास्यते प्रहृष्टाभिरलक्ष्मीः स्वगृहांगणात् ॥ ४२ ॥ दंडैकरजनीयोगे दर्शः स्यात्तु परेऽहनि ॥ तदा विहाय पूर्वेद्युः परेऽह्नि सुखरात्रिका । येऽवैष्णवा वैष्णवा वा बलिराज्योत्सवं नराः । न कुर्वंति तथा तेषां धर्माः स्युर्नात्र संशयः ॥ ४३ ॥ इति सनत्कुमारसंहितायां लक्ष्मीव्रतं बलिराज्योत्सवश्च संपूर्णः ।

તેમ શહેરમાં મનુષ્યોએ પણ ચૂના વગેરેથી પોતાનાં આંગણાં સાફ રાખવાં, ગીત ગાવાં, વાજાં વગડાવવાં, સુંદર દીવા કરવા,[૩૨] પ્રીતિથી પરસ્પર તાળી આપવી, તાંબૂલ આપવાં, પ્રસન્ન રહેવું, કંકુ લગાડવું, ચોખા ચોડવા,[૩૩] મનોહર વસ્ત્રો પહેરવાં, અલંકારો પહેરવા, મિત્ર, સગાં સંબંધી અને ભાઇઓનો સત્કાર કરવો.[૩૪] એવી રીતે બલિરાજ્યમાં જે જે મનમાં આવે તે તે કરવું. બીજાને દુઃખ ન થતાં પોતાને જેવી રીતે સુખ થાય તેમ કરવું.[૩૫] બલિરાજ્યમાં વેશ્યા વગેરેનું ગમન કરવાથી, સ્પર્શ કરેલા તથા સ્પર્શ ન કરેલા પદાર્થ વગેરેના ભક્ષણથી, બીજાનાં વસ્ત્રો ધારણ કરવાથી ને જુગાર વગેરે રમવાથી દોષ લાગતો નથી.[૩૬] એવી રીતે બલિરાજ્યમાં અવશ્ય ઉત્સવ કરવો. જીવની હિંસા, મદિરાપાન, અગમ્યાગમન, ચોરી અને વિશ્વાસઘાત એ પાંચ કાર્યો બલિરાજ્યમાં પણ તજવાં, કારણ કે તે પાંચે નરકનાં દ્વાર છે.[૩૭-૩૮] પછી મધરાત વખતે રાજાએ પોતે શહેરમાં બલિરાજ્યનો ઉત્સવ જોવા માટે ધીમે ધીમે પગલે ચાલીને જવું.[૩૯] તે વખતે આગળ કેટલાંક વાજાં વગડાવતા જવું ને મસાલ સાથે પોતાનાં માણસોને પણ તેડી જવાં.[૪૦] એ પ્રમાણે શહેરમાં બલિરાજ્યનો ઉત્સવ જોઇ ઘેર આવવું. એવી રીતે મધરાત નીકળી જાય ને મનુષ્યો નિદ્રાવશ થાય ત્યારે સ્ત્રીઓએ પ્રસન્ન થઇ સૂપડાં વગાડતાં વગાડતાં પોતાનાં આંગણાંમાંથી અલક્ષ્મી (દરિદ્રતા)ને કાઢી મૂકવી.[૪૧-૪૨] (જો બીજે દિવસે રાત્રિ વખતે એક ઘડી પણ અમાવાસ્યા હોય તો પહેલો દિવસ છોડી બીજે દિવસે ઉત્સવ કરવો.) વૈષ્ણવ વા અવૈષ્ણવ જે બલિરાજ્યનો ઉત્સવ કરતા નથી, તેના ધર્મો વ્યર્થ થાય છે, એમાં સંશય નથી.[૪૩] એ પ્રમાણે સનત્કુમારસંહિતામાં લક્ષ્મીવ્રત તથા બલિરાજ્યોત્સવ કહેલો છે.

## ૫ ગૌરીતપોવ્રત

अथ मार्गशीर्षअमावास्यायां गौरीतपोव्रतम् ॥ सूत उवाच- इंद्राणी प्रांजलिर्भूत्वा स्वपतिं वाक्यमब्रवीत् । एकं व्रतं समाचक्ष्व पुत्रपौत्रसुखप्रदम् ॥ १ ॥ इति वाक्यं तदा श्रुत्वा सुराचार्यो वचनं शचीम् । शृणु चार्वंगि सकलं यन्मया सुकृतं कृतम् ॥ २ ॥ बृहस्पतेस्तु जनकः पृष्टः प्राहांगिराः सुधीः । यद्व्रतं कथयाम्यद्य सद्यः सुखकरं परम् । पतिपुत्रसुखावाप्तिर्जायते जगति स्थिरा ॥ ३ ॥ गौरीप्रीत्यर्थमेवादौ स्त्रीभिर्यत्क्रियते तपः । गौरीतप इति ख्यातं तस्मात्तद्व्रतमुत्तमम् ॥ ४ ॥ तस्मात् स्त्रिया तपोभिश्च तोषणीया शिवप्रिया । आदौ मार्गशिरे मासि ह्यमावास्या-

दिने शुभे ॥ ५ ॥ गृह्णीयान्नियमं तत्र दंतधावनपूर्वकम् । उपवासस्य नक्तस्य गौरीशप्रीतये मुदा ॥ ६ ॥ ईशार्धांगस्थिते देवि करिष्येऽहं व्रतं तव । पतिपुत्रसुखावाप्तिं देहि देवि नमोऽस्तु ते ॥ ७ ॥ नियममंत्रः– ततो मध्याह्नसमये स्नात्वा नद्यादिषु व्रती । सूर्यायार्घ्यं ततो दत्त्वा ध्यात्वा गौरीश्वरं हरम् ॥ ८ ॥ अहं देव व्रतमिदं कर्तुमिच्छामि शाश्वतम् । तवाज्ञया महादेव तत्र निर्वहणं कुरु ॥ ९ ॥ उक्त्वैवं नियमं गृह्णन् वर्षाण्येव तु षोडश । गृहमागत्य पूजार्थमुपचारान्प्रकल्पयेत् ॥ १० ॥ शिवालयं ततो गत्वा शिवं संपूजयेत्सुधीः । गौरीमभ्यर्चयेत्पश्चाद्विधिना येन तं शृणु ॥ ११ ॥

* માર્ગશીર્ષ અમાવાસ્યાને દિવસે ગૌરીતપોવ્રત કરવાનું કહેલું છે. સૂત કહે છે–ઇંદ્રાણી હાથ જોડી પોતાના પતિને પૂછવા લાગ્યાં કે, હે નાથ! પુત્ર–પૌત્રનું સુખ આપનાર (કોઈ) એક વ્રત કહો.[૧] એવાં ઇંદ્રાણીનાં વચનો સાંભળી ઇંદ્ર બોલ્યા; હે સુંદર અંગવાળી! જે મેં પુણ્ય કરેલું છે, તે સઘળું કહું છું તે તું સાંભળ.[૨] બૃહસ્પતિના પિતા બુદ્ધિમાન્ અંગિરા ઋષિને મેં પૂછ્યું હતું, અને જે વ્રત તેણે કહ્યું હતું તે જ કહું છું. એ વ્રત પતિ, પુત્ર વગેરેનું સ્થિર સુખ આપનાર છે.[૩] પ્રથમ પાર્વતીને પ્રસન્ન કરવામાટે સ્ત્રી તપ કરે છે, તેથી તે વ્રત 'ગૌરીતપ' એ નામથી પ્રસિદ્ધ છે ને અતિ ઉત્તમ છે.[૪] એટલા માટે તપ કરી સ્ત્રીઓએ પાર્વતીને પ્રસન્ન કરવાં જોઈએ. પ્રથમ માગશર માસની અમાવાસ્યાને દિવસે દાતણ કરી ઉપવાસનો અથવા નક્ત ભોજનનો નિયમ લેવો. પછી–'હે દેવિ! હે મહાદેવના અર્ધાંગમાં રહેલી! આપની અને શંકરની પ્રીતિમાટે હું હર્ષથી આપનું વ્રત કરીશ; માટે હે દેવિ! મને પતિ–પુત્રનું સુખ આપો. હું આપને નમસ્કાર કરું છું' એ મંત્રથી નિયમ લેવો.[૫–૭] પછી મધ્યાહ્ન વખતે નદી વગેરે જલાશયમાં સ્નાન કરી, સૂર્યને અર્ઘ્ય આપી, પાર્વતીપતિ શંકરનું ધ્યાન કરવું કે,[૮] 'હે દેવ! હે મહાદેવ! આપની આજ્ઞાથી આ ઉત્તમ વ્રત કરવા ઇચ્છું છું, તે નિર્વિઘ્ન પાર ઉતારો.'[૯] એટલું કહી સોળ વર્ષનો નિયમ લેવો. પછી ઘેર આવી સામગ્રીની તજવીજ કરી શિવાલયમાં જઈ શંકરનું પૂજન કરવું. તે પછી પાર્વતીનું પૂજન કરવું. તેનો પ્રકાર સાંભળો.[૧૦–૧૧]

पार्वती तु ततः पादौ जान्वोर्हैमवतीति च । जंघयोरंबिकेत्येवं गुह्यं गिरिशवल्लभा ॥ १२ ॥ नाभिं गंभीरनाभीति अपर्णेत्युदरं पुनः । महादेवीति हृदये कण्ठे श्रीकण्ठकामिनी ॥ १३ ॥ मुखे षण्मुखमातेति ललाटे लोकमोहिनी । मेनकाकुक्षिरत्नेति शिरस्यभ्यर्चयेत्ततः ॥ १४ ॥ दक्षिणे गणपः पूज्यो वामे स्कंदः सवाहनः। धूपदीपादिनैवेद्यं दत्त्वा नत्वा प्रदक्षिणाम् ॥ १५ ॥ फलेनार्घ्यं ततो दत्त्वा ध्यात्वा देवीं महेश्वरीम् । कृत्वा ताम्रमयं पात्रं मृन्मयं वैणवं तथा ॥ १६ ॥ अष्टतंतुमयीं वर्तिं तस्मिन्पात्रे निवेशयेत् । घृतेनापूर्य गव्येन तत्पात्रं विमलेन च ॥ १७ ॥ दीपमुज्ज्वालयेत्पश्चाद्यावत्सूर्योदयो भवेत् । एवं संक्षिप्य तां रात्रिं जागरेण समन्विताम् ॥ १८ ॥ ब्राह्मे मुहूर्ते चोत्थाय पूजयेद्द्विजदंपती । ततो दौर्भाग्यदलनं पापाग्निशमनं तदा ॥१९॥ पक्वान्नेन गुडाद्यैः पूर्णं पूर्णफलप्रदम् । ऋतूद्भवैः फलैश्चैव पूरिकातिलतंडुलैः ॥ २० ॥ सौभाग्याष्टकसंयुक्तं पात्रं कुर्यात्त्रिधातुकम् । तस्योपरि स्थितं दीपं पूजयेत्तिथिनामतः ॥ २१ ॥

'पार्वत्यै नमः पादौ पूजयामि,'એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'हैमवत्यै०'થી ઘુંટણની, 'अम्बिकायै०'થી સાથળની, 'गिरीशवल्लभायै०' થી ગુહ્યની, 'गम्भीरायै०' થી નાભિની, 'अपर्णायै०' થી ઉદરની,' महादेव्यै०' થી હૃદયની, 'श्रीकण्ठकामिन्यै०'થી કંઠની, 'षण्मुखमात्रे०' થી મુખની, 'लोकमोहिन्यै०' થી લલાટની, અને 'मेनकाकुक्षिरत्नायै नमः शिरः पूजयामि,' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી.[૧૨–૧૪] જમણી બાજુએ ગણપતિની પૂજા કરવી. ડાબી બાજુએ વાહનસહિત કાર્તિકસ્વામીની પૂજા કરવી. પછી ધૂપ, દીપ ને નૈવેદ્ય વગેરે કરી પ્રદક્ષિણા કરી ફલનો અર્ઘ્ય આપી પાર્વતીનું ધ્યાન કરી ત્રાંબાનાં, માટીનાં વા વાંસનાં પાત્રમાં સૂર્યોદય સુધી બળે તેટલું ગાયનું સુંદર ઘી નાખી, આઠ તાંતણાવાળી વાટનો દીવો કરવો. એવી રીતે સંક્ષેપથી પૂજા કરી તે રાત્રે જાગરણ કરવું.[૧૫–૧૮] બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠી બ્રાહ્મણ સ્ત્રીપુરુષનાં જોડાંની પૂજા કરવી. પછી ત્રણ ધાતુનાં પાત્રમાં પકવાન્ન ભરવાં, તેમ જ ગોળ, તે સમયે થયેલાં ફળ, પૂરી, તિલ, તંડુલ અને સૌભાગ્યાષ્ટક, એટલી ચીજો તે પાત્રમાં ભરવી. તેની ઉપર દીવો રાખી તિથિ નામથી તેની પૂજા કરવી.[૧૯–૨૧]

सुवासिनीवचो गृह्य दीपं सूर्याय दर्शयेत् । यावत्कलकलाशब्दं कुर्वते बककाककाः ॥ २२ ॥ तावत्पुरस्तात्कर्तव्यमिदमेवादरात्प्रभो । उत्तिष्ठंते यदि मगाद्विहंगाश्चाकुलोचने ॥ २३ ॥ तदाकर्णनमात्रेण सौभाग्यं व्रजति स्त्रियाः । अत एतद्व्रते नारी पश्चादुत्थापयेच्च तान् ॥ २४ ॥ तिथिमेकां समाप्यैवं दंपती भोज्य शक्तितः । परिधाप्य स्वलंकृत्य वासोभिर्भूषणांजनैः ॥ २५ ॥ माल्यैः सुगंधैर्विविधैः फलसिंदूरकुंकुमैः । संतोष्य समनुज्ञाप्य स्वयं भुञ्जीत बंधुभिः ॥२६॥ एवं द्वितीये वर्षे च नंदायाश्च चरेत्तिथीः । वर्षे वर्षे क्रमादेवं द्वितीयादिषु चाचरेत् ॥२७॥ एवं षोडशवर्षाणि कृत्वैतद्व्रतमुत्तमम् । पश्चादुद्यापनं कुर्याद्व्रतसंपूर्तिहेतवे ॥२८॥ मार्गशीर्षेऽथ संप्राप्ते मासे गौरीश्वरप्रिये । पौर्णमास्यां दिने रम्ये निमंत्र्य द्व्यष्ट दंपतीन् ॥ २९ ॥ मध्याह्नेऽष्टदले पद्मे गौरीं नारी समर्चयेत् । यथोक्तेन विधानेन पुष्पधूपादिभिस्तथा ॥ ३० ॥

* ગુજરાતી કાર્તિક માસની અમાવાસ્યા.

સુવાસિની સ્ત્રીને પૂછી તે દીવો સૂર્યને બતાવવો. તેમ કરવાથી દુર્ભાગ્યનો નાશ થાય છે, પાપ શાંત થાય છે ને પૂર્ણ ફળ મળે છે. જ્યાં સુધી કાગડા ને બગલાં બોલ્યાં ન હોય, તેની પહેલાં ઉપર કહેલો દીવાનો વિધિ ભાવથી કરી લેવો. જો કાગડા વગેરે પક્ષીઓ ઉઠે ને તેનો કલકલ સાંભળવામાં આવે ને દીવાનો વિધિ ન થયો હોય તો સ્ત્રીનું સૌભાગ્ય નષ્ટ થાય છે; એટલા જ માટે પક્ષીઓ ઉઠ્યા પહેલાં સ્ત્રીએ દીવાનો વિધિ કરી લેવો.[૨૨–૨૪] એવી રીતે એક તિથિ સમાપ્ત કરી, સ્ત્રી પુરુષનાં જોડાંને જમાડી વસ્ત્ર, અલંકાર, કાજળ, સુગંધિ પુષ્પ, ફલ, સિંદૂર અને કંકુવડે તેની પૂજા કરી પ્રસન્ન કરી તેઓની આજ્ઞા લઇ સગાંવહાલાંની સાથે પોતે ભોજન કરવું.[૨૫–૨૬] એ જ પ્રકારે બીજે વર્ષે પડવાને દિવસે, ત્રીજે વર્ષે બીજને દિવસે, એમ વર્ષે વર્ષે ક્રમથી તિથિઓ લેવી.[૨૭] એ વ્રત સોળ વર્ષ સુધી કરવું. તે પછી વ્રત પૂરૂં થવા માટે ઉદ્યાપન કરવું.[૨૮] પાર્વતીને તથા મહાદેવને પ્રિય એવા માગશર માસમાં પૂર્ણિમાના શુભ દિવસે આઠ સ્ત્રીપુરુષોનાં જોડાંને નિમંત્રણ આપવું.[૨૯] મધ્યાહ્ન વખતે પ્રથમ કહેલા વિધિ પ્રમાણે ધૂપ, દીપ વગેરેથી અષ્ટદલ કમળમાં પાર્વતીની પૂજા કરવી.[૩૦]

सोहलीभिश्च कासारैः पूपापूपैश्च भामिनि । पायसेन घृतेनापि शर्करामोदकैस्तथा ॥ ३१ ॥ पूरयित्वा ह्यष्टसंख्यान् धातुमृण्मयसंपुटान् । युग्मानि भोजयित्वा तु तेभ्यो दद्याद्यथाविधि ॥ ३२ ॥ अलंकृत्य यथाशक्त्या गौरी मे प्रीयतामिति । गुरवे दक्षिणोपेतां गौरीं कनकनिर्मिताम् ॥३३॥ दद्याद्धेनुं सवत्सां च दक्षिणावस्त्रसंयुताम् । अन्यान्यपि यथाशक्त्या दद्याद्दानानि भामिनि ॥ ३४ ॥ यद्यदिष्टतमं लोके तत्तद्देयं द्विजन्मने । चांचल्यमायुषि ज्ञात्वा संपत्स्वपि च सुंदरि ॥ ३५ ॥ षोडशाब्दव्रतमिदं कुर्याद्वर्षेण भक्तितः । गौरीतपोव्रतमिदं या करोतीह भामिनि ॥ ३६ ॥ बाल्ये यौवनकाले वा वार्धके वा हरिप्रिये । तस्याः सौभाग्यमतुलं धनधान्यसुतान्वितम् ॥ ३७ ॥ भवेदव्याहतैश्वर्यं भर्तृसौख्यं न संशयः । दुर्लभं मानुषं जन्म तत्रापि द्विजजन्मता ॥ ३८ ॥ सदाचारपरत्वं च तत्रापि तु विशिष्यते । एवं वारत्रयं या स्त्री कुरुते व्रतमुत्तमम् ॥ ३९ ॥ मातापित्रोः प्रियस्यापि प्राप्नुयाच्छुद्धवंशताम् । नैर्मल्यं जन्मनो वापि मनसश्चापि संपदः ॥ ४० ॥ लभते शुभतेजश्च पतिपुत्रसमन्विता । इह भोगान्यथाकामं भुक्त्वा स्वर्गमवाप्नुयात् ॥ ४१ ॥ इत्यंगिरोवचनमाप्य शची पुराणं गौरीतपोव्रतमिदं विदधे यथेच्छम् । तस्य प्रभाववशतः सुलभं हि लेभे स्वाराज्यसौख्यमतुलं पतिपुत्रयुक्तम् ॥४२॥ इति गौरीतपोव्रतम् ।

માટીનાં સોળ પાત્રોમાં સુંવાળી, કંસાર, પૂડલા, દૂધપાક, ઘી, સાકર, લાડવા આટલી વસ્તુ ભરવી. તે પછી આઠ જોડાંને જમાડી એક એકને એક એક પાત્ર આપવું.[૩૧–૩૨] તેમ જ તેઓને વસ્ત્ર અલંકાર વગેરે પણ આપવાં અને મારી ઉપર 'પાર્વતી પ્રસન્ન થાઓ' એમ કહેવું. ગુરુને સોનાની પાર્વતીની મૂર્તિ આપવી તથા દક્ષિણા અને વસ્ત્રસહિત વાછડાંવાળી ગાય પણ ( બને તો ) આપવી. તેમ બીજાં પણ યથાશક્તિ દાન દેવાં.[૩૩–૩૪] હે સુંદરિ ! આયુષ્ય અને સંપત્તિ અસ્થિર છે એમ જાણી, બ્રાહ્મણોને મન ગમતાં દાન આપવાં.[૩૫] આ સોળ વર્ષોનું વ્રત ( ન બની શકે તો ) ભક્તિથી એક વર્ષ પણ કરવું. હે ભામિનિ ! બાલ્યાવસ્થામાં, યૌવનાવસ્થામાં વા વૃદ્ધાવસ્થામાં જે સ્ત્રી આ ગૌરીતપોવ્રત કરે છે, તેને અતિ ઉત્તમ સૌભાગ્ય મળે છે, તથા તેને ત્યાં ધન, ધાન્ય અને પુત્રની વૃદ્ધિ થાય છે.[૩૬–૩૭] અક્ષય ઐશ્વર્ય મળે છે અને પતિનું સુખ મળે છે, એમાં સંશય નથી. પ્રથમ તો મનુષ્યજન્મ દુર્લભ, તેથી પણ બ્રાહ્મણનાં કુલમાં જન્મવું એ દુર્લભ અને તેમાં પણ સદાચારમાં પરાયણ થવું, એ મહાદુર્લભ છે. જે સ્ત્રી આ પ્રમાણે ત્રણ વખત આ ઉત્તમ વ્રત કરે છે, તેનો શુદ્ધ વંશવાળા માતાપિતાને ઘેર જન્મ થાય છે, પતિ પણ શુદ્ધ વંશનો મળે છે, જન્મ શુદ્ધ થાય છે, મન શુદ્ધ થાય છે, સંપત્તિ મળે છે,[૩૮–૪૦] અને ઉત્તમ તેજ મળે છે; અને તે સ્ત્રી પતિ તથા પુત્રો સાથે આ લોકમાં યથેચ્છ ભોગ ભોગવીને અંતે સ્વર્ગમાં જાય છે.[૪૧] એવાં અંગિરા ઋષિનાં વચનો ( ઇંદ્રને મોઢે ) સાંભળી ઇંદ્રાણીએ વિધિથી ગૌરીતપોવ્રત કર્યું હતું. તેના પ્રભાવથી તેને સહજમાં સ્વર્ગનું રાજ્ય મળ્યું અને પતિપુત્રનું ઉત્તમ સુખ મળ્યું.[૪૨] આ પ્રમાણે ગૌરીતપોવ્રતની કથા છે.

## કાલિકાપુરાણમાં કહેલું ગૌરીવ્રત

इदमेव महाव्रतापरनामकमुक्तं हेमाद्रौ कालिकापुराणे ॥ निष्काद उवाच– महाव्रतमथो वक्ष्ये येनारोहति तत्पदम् । सुरासुरमुनीनां च दुर्लभं तद्विधिं शृणु ॥ १ ॥ पर्वण्याश्वयुजस्यांते पायसं च घृतप्लुतम् । नक्तं भुञ्जीत शुद्धात्मा ओदनं चैक्षवान्वितम् ॥ २॥ [आश्वयुजस्यांते कार्तिके पर्वणि अमावास्यायाम् । कार्तिकांते दर्शे इत्यर्थः । ऐक्षवं इक्षुरसः ।] शर्वर्यंते शुचिर्भूत्वा बिल्वजं दंतधावनम् । भुक्त्वा चैतन्महादेवं नत्वा भक्तियुतो व्रती ॥ ३ ॥ अहं देव व्रतमिदं कर्तुमिच्छामि शाश्वतम् । तवाज्ञया महादेव तत्र निर्वहणं कुरु ॥४॥ इत्युक्त्वैवं नियमं गृह्णन्वर्षाण्येव तु षोडश । तिथीः प्रतिपदाद्यास्तु पारयिष्याम्यहुत्तमाः ॥ ५ ॥ ततो मार्गशिरे मासि प्रतिपद्यपरेऽहनि । उपवसेद्गुरुं पृष्ट्वा महादेवं स्मरन्मुहुः ॥ ६ ॥ महादेवरतान्विप्रान् भस्मसंच्छन्नविग्रहान् । षोडशाष्टौ तदर्धं वा दंपती च निमंत्रयेत् ॥ ७ ॥ देवं च नक्तमालाप्य दीपान्प्रज्वाल्य षोडश । पठनार्थं महादेवं भक्त्या नत्वा निवेदयेत् ॥८॥ आमंत्र्य च गृहं गत्वा महा-

देवं स्मरन्क्षितौ । शुचिवस्त्रास्तृतायां तु निराहारो निशि स्वपेत् ॥ ९ ॥ अथोदये सहस्रांशोः स्नात्वा चादाय दीपकान् । नैवेद्यं स्नपनार्थं च गृह्य गच्छेच्छिवालयम् ॥१०॥ गत्वा वितानकं तत्र वस्त्रयुग्मं च घंटिकाम् । धूपोत्क्षेपं पताकाश्च दत्त्वा स्नानं तु कारयेत् ॥ ११ ॥ स्नापयेत्पंचगव्येन घृतेन तदनंतरम् । मधुना च तथा दध्ना भूयश्च पयसा तथा ॥ १२ ॥ रसेन वाऽथ खंडेन फलैश्च स्नापयेत्पुनः । तिलांबुना ततः स्नाप्य पश्चादुष्णेन वारिणा ॥१३॥ लेपयेत्सुघनं पश्चात्कर्पूरागुरुचंदनैः। एवं संपूज्य तं भक्त्या हेम न्यस्य व्रजेद्गृहम् ॥ १४ ॥ हेम सुवर्णपुष्पं भुजोपरि न्यस्येत्यर्थः ] इति हेमाद्रिः ।

આ ગૌરીતપોવ્રત 'મહાવ્રત' એ નામથી હેમાદ્રિમાં કાલિકાપુરાણમાંથી કહેલું છેઃ—નિલાદ કહે છે—સુર, અસુર ને મુનિઓને પણ દુર્લભ અને જે કરવાથી ઉત્તમ પદની પ્રાપ્તિ થાય છે, એવું મહાવ્રત ને તેનો પ્રકાર કહું છું તે સાંભળો. કાર્તિક માસની અમાવાસ્યાને દિવસે રાત્રે દૂધપાક, ઘી, ભાત ને શેરડીના રસનું પવિત્રતાથી ભોજન કરવું. બીજે દિવસે પ્રાતઃકાળમાં શૌચાદિકથી પરવારી બીલીનું દાતણ કરી, ભક્તિથી શંકરને નમસ્કાર કરવા કે, 'હે દેવ ! હે મહાદેવ ! આપની આજ્ઞા લઇ હું આ ઉત્તમ વ્રત કરવા ઇચ્છું છું, તે નિર્વિઘ્ને પાર પહોંચાડો.' પછી 'સોળ વર્ષો સુધી એક એક વર્ષે પડવા વગેરે તિથિઓને દિવસે ઉપવાસ કરીશ,' એવો નિયમ લેવો. બીજે દિવસે એટલે માગશર શુદિ પડવાને દિવસે ગુરુની આજ્ઞા લઈ ઉપવાસ કરવો, ને હર વખત મહાદેવનું સ્મરણ કરવું. જેઓએ ભસ્મ લગાવી હોય એવા મહાદેવના ભક્તો એવા સોળ, આઠ વા ચાર બ્રાહ્મણોને, તેમની સ્ત્રીઓ સાથે નિમંત્રણ આપવું. રાતે ભક્તિથી મહાદેવને પ્રણામ કરી તેની પાસે સોળ દીવા કરવા. પછી મહાદેવની આજ્ઞા લેવી ને તેનું સ્મરણ કરતાં કરતાં ઘેર જવું. ત્યાં પૃથ્વી ઉપર, પવિત્ર વસ્ત્ર પાથરી, કાંઇ પણ ખાધાવિના, સૂઇ રહેવું. બીજે દિવસે સૂર્યોદય થાય ત્યારે સ્નાન કરી દીવા, નૈવેદ્ય અને સ્નાન વગેરેની સામગ્રી લઇ, શિવાલયમાં જવું. ત્યાં ચંદરવો, બે વસ્ત્રો ને ઘંટા બાંધી પતાકા ચડાવી ધૂપ કરવો. પછી પંચગવ્યથી સ્નાન કરાવવું. ઘી, મધ, દહી અને દૂધવડે ફરીથી સ્નાન કરાવવું. રસ, ખાંડ ને ફળથી પણ સ્નાન કરાવવું. પછી તિલના જળથી સ્નાન કરાવવું; પછી ગરમ જળથી સ્નાન કરાવવું. કર્પૂરવાળું ને અગુરુવાળું જાડું ચંદન ચોપડવું. પછી ફૂળ ને નૈવેદ્ય ધરવાં. એ પ્રમાણે ભક્તિથી પૂજા કરી, સોનાનું પુષ્પ હાથ ઉપર રાખી ઘેર જવું.[૧–૧૪]

नानाफलैश्च संपूज्य दत्त्वा नैवेद्यमेव हि । गृहं गत्वा यथान्यायं हिरण्यरेतसं विभुम् ॥ १५ ॥ जातवेदसमाधाय तर्पयेत्तिलसर्पिषा । व्रतिनश्च तथाऽऽचार्यं मिथुनानि च भोजयेत् ॥ १६ ॥ हेमवस्त्रादिदानानि यथाशक्त्या तु दापयेत् । एवं विसृज्य तान्सर्वान्सार्धं बंधुजनैः स्वयम् ॥ १७ ॥ पीत्वाऽऽदौ पंचगव्यं च हृष्टो भुंजीत वाग्यतः । यत्किंचिदेतदुद्दिष्टं महादेवमुदीरयेत् ॥ १८ ॥ प्रारंभे यं विधिं कुर्याद्दरिद्रो वाप्यथेश्वरः । वित्तसामर्थ्यतश्चैव प्रतिमासं च तं चरेत् ॥ १९ ॥ स्वल्पवित्तोऽथवा कश्चित्पुष्यादौ कार्तिकावधि । नक्तं कृत्वा त्वमावास्यां प्रागुक्तविधिना ततः ॥ २० ॥ प्रतिपद्युपोष्यैवं पंचगव्यं पिबेच्छुचिः । महादेवं स्मरन्सार्धं भक्त्या भुंजीत लिंगिभिः ॥ २१ ॥ मासस्य कार्तिकस्यांते कृत्स्नं प्राग्विधिमाचरेत् । प्रतिपदा द्वितीया च द्वे तिथी समुपोषयेत् ॥ २२ ॥ एवं पौषे तु संप्राप्ते प्रतिपन्नक्तमाचरेत् । द्वितीयाब्दे द्वितीयां तूपवसेत्कार्तिकावधि ॥ २३ ॥ आददीत तिथिं चैकां मार्गमासे तथा पराम् । पूर्ववत्संत्यजेत्पौषे प्रत्यब्दं चैवमाचरेत् ॥ २४ ॥

ત્યાં વિધિથી અગ્નિનું આરાધન કરી તિલ તથા ઘીનો હોમ કરવો. વ્રત કરનારની, આચાર્યની તથા સ્ત્રી પુરુષનાં જોડાની પૂજા કરવી. યથાશક્તિ સુવર્ણ અને વસ્ત્ર વગેરેનું દાન કરવું. તે પછી બ્રાહ્મણ વગેરેને વિદાય કરવા. પછી પ્રથમ પંચગવ્યનું પાન કરી વાણીને નિયમમાં રાખી સગાંવહાલાની સાથે પોતે હર્ષથી ભોજન કરવું. આ ભોજન યત્કિંચિત્ કહેલું છે. જમતાં જમતાં મહાદેવનું નામ લેવું. દરિદ્ર વા ધનવાન્ સઘળાએ પહેલા વ્રતમાં જેવો પ્રકાર કર્યો હોય, તેવો સઘળાં વ્રતોમાં કરવો. જે કોઇ થોડા ધનવાળો હોય તેણે પોશથી આરંભી કાર્તિક માસ સુધી વ્રત કરવું. અમાવાસ્યાને દિવસે પ્રથમ કહેલા વિધિથી નક્ત ભોજન કરવું. પડવાને દિવસે ઉપવાસ કરી, પંચગવ્યનું પાન કરવું ને મહાદેવનું સ્મરણ કરતાં કરતાં લિંગીઓની સાથે ભક્તિથી ભોજન કરવું. સઘળો પ્રકાર કાર્તિક માસના અંતમાં કરવો. પછી પડવાને અને બીજને દિવસે ઉપવાસ કરવો. એવી રીતે પોશ માસ આવે ત્યારે પડવાને દિવસે રાત્રિના ભોજન કરવું. બીજે વર્ષે કાર્તિક માસ સુધી બીજનો ઉપવાસ કરવો. માર્ગશીર્ષ માસમાં એક બીજી તિથિ લેવી. પોશ માસમાં પૂર્વની પેઠે ત્યાગ કરવો.[૧૫–૨૪]

कृत्वैवं षोडशे वर्षे पौर्णमास्यां समुद्यमे ( कार्तिक्यामुदये इत्यर्थः ) । पूर्ववद्देवमभ्यर्च्य कृशानुं धाम्नि तर्पयेत् ॥ २५ ॥ महादेवाय गां दद्याद्दीक्षिताय द्विजाय च । हेमशृंगीं सवत्सां च सघंटां कांस्यदोहनाम् ॥ २६ ॥ शिवव्रतधरान् विप्रान्सहाचार्यांश्च षोडश । संपूज्य हेमवस्त्राद्यैर्यथाशक्त्या तु दक्षिणाम् ॥ २७ ॥ छत्रोपानहकुंभांश्च दद्यात्तेभ्यः पृथक् पृथक् । भोजयेत्तान्विसृज्यैवं मिथुनानि च षोडश॥२८॥ब्राह्मणांश्च यथाशक्त्या भोजयेद्वेदपारगान्।

एवं महाव्रतं चैतद्ब्रह्मघ्नोऽप्ययमर्षणम् ॥ २९ ॥ धन्यमायुः-प्रदं नित्यं रूपसौभाग्यदं परम् । स्त्रीपुंसयोश्च निर्दिष्टं व्रतमेतत्पुरातनम् ॥३०॥ विधवयापि कर्तव्यं भवेदविधवा च या । उपोष्य प्रतिमासं तु भुञ्जीत व्रतिभिः सह ॥३१॥ एकद्वित्रिचतुर्भिर्वा सर्वेष्वब्देषु शक्तितः । अन्ते चांते च वर्षाणां प्रारंभविधिमाचरेत् ॥ ३२ ॥ अथारब्धे व्रते कश्चिदसमाप्ते मृतो भवेत् । सोऽपि तत्फलमाप्नोति व्रतारंभप्रभावतः ॥ ३३ ॥ वाचकाः श्रावकाश्चैव श्रोतारो व्रतिनश्च ये । भवंति पुण्यसंयुक्तास्तद्व्रताभिमुखाश्च ये ॥३४॥ इति श्रीहेमाद्रौ कालिकापुराणे महाव्रतापरपर्यायं गौरीतपोव्रतं सोद्यापनं संपूर्णम् ।

એ પ્રમાણે સોળ વર્ષો સુધી કરી, કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે પૂર્વની પેઠે મહાદેવનું પૂજન કરી હોમ કરવો. મહાદેવતુલ્ય આચાર્યને સોનાનાં શીંગડાંવાળી, ઘંટાવાળી ને વાછડાંવાળી ગાય આપવી. તેને દોહવા-માટે કાંસાનું પાત્ર આપવું. શિવવ્રતને ધારણ કરનારા આચાર્યસહિત સોળ બ્રાહ્મણોની સુવર્ણ અને વસ્ત્રોવડે પૂજા કરી, યથાશક્તિ દક્ષિણા આપવી. તેઓને જૂદાં જૂદાં છત્ર, પગરખાં અને ઘડા પણ આપવા. તેઓને જમાડી વિદાય કર્યા પછી, સ્ત્રીપુરુષનાં સોળ જોડાં તથા વૈદિક બ્રાહ્મણોને યથાશક્તિ જમાડવા. આ મહાવ્રત કરવાથી બ્રહ્મહત્યાનો પણ નાશ થાય છે ને ધન, આયુષ્ય, રૂપ ને સૌભાગ્યની વૃદ્ધિ થાય છે. આ વ્રત સ્ત્રીપુરુષ બન્નેને કરવાનું છે. તેમ જ વિધવાને કે સધવાને કરવામાં અડચણ નથી. મહિને મહિને ઉપવાસ કરી વ્રત કરનારા-ઓની સાથે ભોજન કરવું. સઘળાં વર્ષોમાં એક બે ત્રણ વા ચાર ચાર મહિને યથાશક્તિ વ્રત કરવું. જ્યારે વર્ષ પૂરૂં થાય ત્યારે આરંભનો ઉક્ત પ્રકાર કરવો. તેમ સોળમા વર્ષના અંતમાં કરવું. વ્રતનો આરંભ કર્યા પછી વચમાં જ જો કોઇ માણસ મરી જાય તો તેને પણ વ્રતારંભના પ્રભાવથી પૂર્ણ ફળ મળે છે. પાઠ કરનાર, સંભળાવનાર, સાંભળનાર ને વ્રત કરનાર વગેરે જે કોઈ વ્રતને અભિમુખ રહે છે, તે સર્વને પુણ્ય મળે છે.[૨૫-૩૪] એ પ્રમાણે હેમાદ્રિમાં કાલિકાપુરાણમાં 'મહાવ્રત' એવા બીજા નામવાળું ગૌરીતપોવ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## સોમવતી અમાવાસ્યાનું વ્રત

अथ सोमवत्यमावास्याव्रतम् ॥ शंखः-अमासोमसमायोगो यत्र यत्र हि लभ्यते । तीर्थे कपिलधारं च गंगा च पुष्करं तथा ॥ १ ॥ दिव्यांतरिक्षभौमानि यानि तीर्थानि सर्वशः । तानि तत्र वसिष्यंति दर्शे सोमदिनान्विते ॥ २ ॥ अमावास्या तु सोमेन सप्तमी भानुना सह । चतुर्थी भूमिपुत्रेण सोमपुत्रेण चाष्टमी ॥ ३ ॥ चतस्रस्तिथयस्त्वेताः सूर्यग्रहणसन्निभाः । स्नानं दानं तथा श्राद्धं सर्वं तत्राक्षयं भवेत् ॥ ४ ॥ तिथिवासरयोर्योगो यथाकाले भवेद्यदि । भान्वंते वाऽथ मध्याह्ने पुण्यकालः स नान्यथा ॥ ५ ॥

શંખ-'જે દિવસે અમાસ ને સોમવારનો યોગ હોય, તે દિવસે જળમાં કપિલધાર, ગંગા ને પુષ્કર વસે છે. સ્વર્ગમાં, આકાશમાં ને પૃથ્વીમાં જે તીર્થો છે તે સઘળાં તીર્થો સોમવતી અમાસને દિવસે જળમાં વસે છે. સોમવતી અમાવાસ્યા, રવિવારી સપ્તમી, મંગળવારી ચતુર્થી અને બુધવારી અષ્ટમી એ ચાર તિથિઓ સૂર્ય-ગ્રહણ જેવી છે, માટે તે દિવસે સ્નાન, દાન ને શ્રાદ્ધ સઘળું અક્ષય થાય છે. મધ્યાહ્ન વખતે વા સૂર્યાસ્ત પછી જ્યારે તિથિ ને વારનો યોગ થાય ત્યારે તે પુણ્યકાલ કહેવાય છે, પણ બીજો કહેવાતો નથી.[૧-૫]

अत्रैवाश्वत्थमूले विष्णुपूजनम् । तत्र संकल्पः-तिथ्यादि संकीर्त्य अस्यां सोमवत्यमायां सकलपापक्षयार्थं पुत्रपौत्राद्यभिवृद्ध्यर्थं जन्मजन्मन्यवैधव्यसंततिचिरजीवितपरमसौभाग्यप्राप्तिकामोऽहमश्वत्थमूले लक्ष्मीसहितविष्णुपूजां तदंगतया विहितमश्वत्थपूजनं च करिष्ये इति संकल्प्य अश्वत्थमुदकसेचनपूर्वकं सूत्रेण वेष्टयित्वा तन्मूले विष्णुं पूजयेत् ॥ ६ ॥ शांताकारमिति ध्यानम् ॥ ७ ॥ विश्वव्यापक विश्वेश कृपया दीनवत्सल । मयोपपादितां पूजां गृहाणेमां हि माधव । सहस्रशीर्षेत्यावाहनम् ॥ ८ ॥ सूर्यकोटिप्रभानाथ सर्वव्यापिन् रमापते । आसनं कल्पितं भक्त्या गृहाण पुरुषोत्तम । पुरुषएवेदमित्यासनम् ॥ ९ ॥ नारायण जगद्व्यापिन् जगदानंदकारक । विष्णुक्रांतादिसंयुक्तं गृह्ण पाद्यं मयार्पितम् । एतावानस्येति पाद्यम् ॥ १० ॥ फलगंधाक्षतैर्युक्तं पुष्पपूगसमन्वितम् । अर्घ्यं गृहाण भगवन् विष्णो सर्वफलप्रद । त्रिपादूर्ध्व इत्यर्घ्यम् ॥११॥ कर्पूरैलालवंगाढ्यं शीतलं सलिलं प्रभो । रमारमण कृष्ण त्वमाचाम्यं प्रतिगृह्यताम् । तस्माद्विराळित्याचमनीयम् ॥ १२ ॥ पंचामृतं मयाऽऽनीतं पयो दधि घृतं मधु । शर्करागुडसंयुक्तं स्नानार्थं प्रतिगृह्यताम् । पंचामृतस्नानम् ॥ १३ ॥ गंगा कृष्णा गौतमी च कावेरी च शतद्रुका । ताभ्य आनीतमुदकं स्नानार्थं प्रतिगृह्यताम् । यत्पुरुषेणेति स्नानम् ॥ १४ ॥ पीतवासस्त्वयि विभो मया यत्समुपाहृतम् । वासः प्रीत्या गृहाणेदं पुरुषोत्तम केशव । तं यज्ञमिति वस्त्रम् ॥ १५ ॥

સોમવતી અમાસને દિવસે પીપળાના મૂળમાં વિષ્ણુનું પૂજન કરવું. તેનો સંકલ્પ આ પ્રમાણે છેઃ-પ્રથમ તિથિ વગેરેનું ઉચ્ચારણ કરી, 'આ સોમવતી અમાસને દિવસે સઘળાં પાપોના નાશ માટે, પુત્ર પૌત્ર વગેરેની વૃદ્ધિ માટે, જન્મોજન્મમાં અખંડ સૌભાગ્ય માટે, લાંબાં આયુષ્ય માટે અને પરમ સૌભાગ્યની પ્રાપ્તિ માટે, હું પીપળાનાં મૂળમાં વિષ્ણુનું તથા લક્ષ્મીનું પૂજન કરીશ.' પીપળાને જળ રેડી સૂતર વીંટવું.[૬] પછી તેના મૂળમાં વિષ્ણુપૂજન કરવું. 'શાન્તાકાર૦' એ શ્લોક ભણી ધ્યાન

કરવું,[૭] ને 'હે માધવ! આપ જગતમાં વ્યાપક છો, જગતના ઈશ છો, અને ગરીબ ઉપર પ્રીતિ રાખો છો માટે મેં કરેલી પૂજાનો કૃપા કરી સ્વીકાર કરો.' એ મંત્ર તથા 'सहस्रशीर्षा०' એ મંત્રથી આવાહન કરવું.[૮] 'હે પુરુષોત્તમ! આપ કરોડ સૂર્યોના જેવી કાંતિવાળા છો, સર્વત્ર વ્યાપક છો ને લક્ષ્મીના પતિ છો, ભક્તિથી આ આસન તૈયાર કર્યું છે તે ગ્રહણ કરો' એ મંત્ર તથા 'पुरुष एवेदं०' એ મંત્રથી આસન આપવું.[૯] 'હે નારાયણ! આપ જગતમાં વ્યાપક છો ને જગતને આનંદ આપનાર છો. હું વિષ્ણુક્રાંતા વગેરે સહિત પાદ્ય આપું છું તે ગ્રહણ કરો' એ મંત્ર તથા 'एतावानस्य०' એ મંત્રથી પાદ્ય આપવું.[૧૦] 'હે ભગવન્! હે વિષ્ણો! હે સર્વ ફળ આપનાર! ફળ, ચંદન, અક્ષત, પુષ્પ અને સોપારીવાળા અર્ધ્યનું ગ્રહણ કરો', એ મંત્ર તથા 'त्रिपादूर्ध्वं०' એ મંત્રથી અર્ધ્ય આપવો.[૧૧] 'હે પ્રભો! હે લક્ષ્મીનાથ! હે કૃષ્ણ! કપૂર, એલાયચી અને લવિંગવાળું શીતળ જળ આચમનમાટે ગ્રહણ કરો' એ મંત્ર તથા 'तस्माद्विराड०' એ મંત્રથી આચમન દેવું.[૧૨] 'હે દેવ! દૂધ, દહીં, ઘી, મધ, સાકર એ પંચામૃત તથા ગોળ સ્નાન માટે આપું છું તે ગ્રહણ કરો' એ મંત્રથી પંચામૃત સ્નાન કરાવવું.[૧૩] 'હે દેવ! ગંગા, કૃષ્ણા, ગૌતમી, કાવેરી ને શતદ્રુ નદીઓનાં જલ આપના સ્નાન માટે લાવ્યો છું તેનો સ્વીકાર કરો,' એ મંત્ર તથા 'यत्पुरुषेण०' એ મંત્રથી સ્નાન કરાવવું.[૧૪] 'હે વિભો! હે પુરુષોત્તમ! હે કેશવ! હું આપને માટે પ્રીતિથી પીળાં વસ્ત્રો લાવ્યો છું, તે ગ્રહણ કરો' એ મંત્ર તથા 'तं यज्ञं०' એ મંત્રથી વસ્ત્ર પહેરાવવાં.[૧૫]

उपवीतं सोत्तरीयं मया दत्तं सुशोभनम् । विश्वमूर्ते गृहाणेदं नारायण जगत्पते । तस्माद्यज्ञेत्युपवीतम् ॥ १६ ॥ भूषणानि महार्हाणि मुक्ताहारयुतानि च । ददामि हर मे पापं नारायण नमोऽस्तु ते । अलंकारान् ॥ १७ ॥ मलयाचलसंभूतं घनसारं मनोहरम् । विलेपनं सुरश्रेष्ठ चंदनं प्रतिगृह्यताम् । तस्माद्यज्ञात्सर्वहुत इति गंधम् ॥ १८ ॥ अक्षताश्च सुरश्रेष्ठ कुंकुमाक्ताः सुशोभिताः । मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर । अक्षतान् ॥ १९ ॥ तुलसीजातिकमलमल्लिकाचंपकानि च । पुष्पाणि हरगोविंद गृहाण परमेश्वर । तस्मादश्वेति पुष्पम् ॥ २० ॥ वनस्पतिरसोद्भूतो गंधाढ्यो गंध उत्तमः । आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् । यत्पुरुषमिति धूपम् ॥ २१ ॥ चक्षुर्दं सर्वदेवानां तिमिरस्य निवारणम् । आर्तिक्यं कल्पितं भक्त्या गृहाण जगदीश्वर । ब्राह्मणोस्येति दीपम् ॥२२॥ भक्ष्यभोज्यलेह्यपेयचोष्यखाद्यं मयाऽऽहृतम् । प्रीतये परमेशस्य दत्तं मे स्वीकुरु प्रभो । चंद्रमामनस इति नैवेद्यम् ॥ २३ ॥ मध्ये पानीयम् । उत्तरापोशनम् । इदं फलं मया देवेति फलम् । पूगीफलमिति तांबूलम् । हिरण्यगर्भेति दक्षिणाम् ॥२४॥ त्वद्भासा भासते लोकः कोटिसूर्यसमप्रभ । नीराजयिष्ये त्वां विष्णो कृपां कुरु मम प्रभो । नीराजनम् ॥ २५ ॥ मया कायेन मनसा वाचा जन्मशतार्जितम् । पापं प्रशमय श्रीश प्रदक्षिणपदे पदे । नाभ्या आसीदिति प्रदक्षिणाम् ॥२६॥ व्यक्ताव्यक्तस्वरूपाय सृष्टिस्थित्यंतकारिणे । आदिमध्यांतरहित विष्टरश्रवसे नमः । सप्तास्येति नमस्कारम् ॥ २७ ॥ आदिमध्यांतरहित भक्तानामिष्टदायक । पुष्पांजलिं मया दत्तं गृहाण सुरपूजित । यज्ञेन यज्ञमिति पुष्पांजलिम् ॥ २८ ॥ ततः, अमायै नमः । सोमायै नम इति नाममंत्राभ्याममासोमयोः पूजेति शिष्टाचारः॥२९॥ततः— अश्वत्थ हुतभुग्वास गोविंदस्य सदा प्रिय । अशेषं हर मे पापं वृक्षराज नमोऽस्तु ते इति मन्त्रेणाश्वत्थं संपूज्य ॥३०॥ अमासोमव्रतस्यास्य संपूर्णफलहेतवे । वायनं द्विजवर्याय सहिरण्यं ददाम्यहम् । इति मन्त्रेण वायनं दत्त्वा ॥ ३१ ॥ यन्मया मनसा वाचा नियमात्पूजनं कृतम् । सर्वं संपूर्णतां यातु तद्विष्णोश्च प्रसादतः । इति प्रार्थयेत् ॥ ३२ ॥ ततो मूलतो ब्रह्मरूपाय मध्यतो विष्णुरूपिणे । अग्रतः शिवरूपाय अश्वत्थाय नमो नमः ॥ ३३ ॥ इति मन्त्रेण प्रतिप्रदक्षिणमेकैकफलाद्यर्पणपूर्वकमष्टोत्तरशतं १०८ प्रदक्षिणाः कार्याः ॥ ३४ ॥

'હે નારાયણ! આપ જગદ્રૂપ છો ને જગતના પતિ છો, હું સુંદર ઉપવીત તથા ઉત્તરીય આપું છું તે ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'तस्माद्यज्ञा०' એ મંત્રથી ઉપવીત ધરાવવું.[૧૬] 'હે નારાયણ! અમૂલ્ય અલંકાર ને મોતીના હાર આપને આપું છું ને નમસ્કાર કરું છું, મારાં પાપોને હરી લ્યો' એ મંત્રથી અલંકાર પહેરાવવા.[૧૭] 'હે સુરશ્રેષ્ઠ! કર્પૂરવાળું મલયાચલમાં ઉત્પન્ન થયેલું ચંદન આપું છું તે ગ્રહણ કરો,' એ મંત્ર તથા 'तस्माद्यज्ञात्सर्वहुत०' એ મંત્રથી ચંદન ચર્ચવું.[૧૮] 'હે સુરશ્રેષ્ઠ! હે પરમેશ્વર! કંકુવાળા સુંદર અક્ષત આપને ભક્તિથી આપું છું તે ગ્રહણ કરો' એ મંત્રથી અક્ષત ચઢાવવા.[૧૯] 'હે હરે! હે ગોવિંદ! હે પરમેશ્વર! તુલસી, કમલ, જાતિ, મલ્લિકા અને ચંપાનાં પુષ્પોનું ગ્રહણ કરો' એ મંત્ર તથા 'तस्मादश्वा०' એ મંત્રથી પુષ્પ ચઢાવવાં.[૨૦] 'હે દેવ! આ ધૂપ વનસ્પતિના રસથી ઉત્પન્ન થયો છે, સુગંધીવાળો છે અને સર્વ દેવોને સુંઘવા યોગ્ય છે તેનું ગ્રહણ કરો' એ મંત્ર તથા 'यत्पुरुषंव्य०' એ મંત્રથી ધૂપ ધરવો.[૨૧] 'હે જગદીશ્વર! સર્વ દેવોને પ્રકાશ કરનાર અને અંધકારનો નાશ કરનાર દીવો આપને ભક્તિથી આપું છું, તે ગ્રહણ કરો' એ મંત્ર તથા 'ब्राह्मणोऽस्य०' એ મંત્રથી દીપ કરવો.[૨૧] 'હે પ્રભો! આપને પ્રસન્ન કરવા માટે શીરો, લાડુ, મધ, દૂધ અને કેરી વગેરેનું નૈવેદ્ય કરું છું તેનો સ્વીકાર કરો' એ મંત્ર તથા 'चन्द्रमा मनसः०' એ મંત્રથી નૈવેદ્ય ધરવું.[૨૩]

વચમાં જલ આપવું. 'इदं फलं मया देव०' એ મંત્રથી ફળ ધરવાં. 'हिरण्यगर्भ०' થી દક્ષિણા આપવી.[૨૪] 'હે વિષ્ણો! હે પ્રભો! આપની કાંતિ કરોડ સૂર્યના જેવી છે, આપના તેજથી સઘળા લોકમાં પ્રકાશ થાય છે, હું આપની આરતી ઉતારૂં છું, મારી ઉપર કૃપા કરો' એમ પ્રાર્થના કરી આરતી ઉતારવી.[૨૫] 'હે શ્રીશ! મેં સેંકડો જન્મમાં મન, વાણી ને શરીરથી કરેલાં પાપોનો પ્રદક્ષિણા કરતાં પગલે પગલે નાશ કરો,' એ મંત્ર તથા 'नाभ्या आसी०' એ મંત્રથી પ્રદક્ષિણા કરવી.[૨૬] 'હે વિષ્ણુ! આપ, વ્યક્ત ને અવ્યક્ત સ્વરૂપવાળા છો. આદિ, મધ્ય ને અંતરહિત છો ને વિશ્વશ્રવા છો, તેને હું નમસ્કાર કરૂં છું' એ મંત્ર તથા 'सप्तास्या०' એ મંત્રથી નમસ્કાર કરવા,[૨૭] અને 'હે વિષ્ણો! આપ આદિ, મધ્ય ને અંતરહિત છો, ભક્તોના મનોરથને પૂરનારા છો, અને દેવો પણ આપની પૂજા કરે છે. આપને હું પુષ્પાંજલિ આપું છું તે ગ્રહણ કરો' એ મંત્ર તથા 'यज्ञेन यज्ञ०' એ મંત્રથી પુષ્પાંજલિ આપવી.[૨૮] પછી 'अमायै नमः०' એ મંત્ર ભણી અમાવાસ્યાની ને 'सोमाय नमः०' એ મંત્ર ભણી ચંદ્રની પૂજા કરવી, એવો શિષ્ટાચાર છે.[૨૯] પછી 'હે અશ્વત્થ! (પીપળા!) તું અગ્નિનું નિવાસસ્થાન છે, નારાયણને સદા પ્રિય છે અને વૃક્ષોનો રાજા છે, હું તને નમસ્કાર કરૂં છું, માટે મારાં સર્વ પાપ હરી લે' એ મંત્રથી પીપળાની પૂજા કરવી.[૩૦] છેવટે 'આ સોમવતી અમાસ વ્રતનું પૂર્ણ ફળ મળવા માટે હું ઉત્તમ બ્રાહ્મણને સુવર્ણ સહિત વાયન આપું છું,' એ મંત્ર ભણી, વાયન આપી,[૩૧] 'મેં જે વ્રત કર્યું તેમાં મન કે વાણીથી નિયમમાં જે કાંઇ ખામી આવી હોય, તે વિષ્ણુની કૃપાથી પૂર્ણ થાઓ,' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી,[૩૨] પછી 'मूलतो ब्रह्मरूपाय०' એ મંત્ર ભણી પીપળાને એક પ્રદક્ષિણા કરી એક ફળ આપવું. એવી રીતે એકસો આઠ પ્રદક્ષિણા કરી એકસો આઠ ફળ આપવાં.[૩૩]

## સોમવતી અમાવાસ્યાની કથા

अथ कथा ॥ सूत उवाच–शरतल्पगतं भीष्ममुपगम्य युधिष्ठिरः । कृतप्रणामो धर्मात्मा हितं वचनमब्रवीत् ॥१। युधिष्ठिर उवाच– हतेषु कुरुमुख्येषु भीमसेनेन कोपिना । तथाऽपरेषु भूपेषु हतेषु युधि जिष्णुना ॥२॥ दुर्योधनकुमन्त्रेण जातोऽस्माकं कुलक्षयः । न संति भुवि भूपाला बालवृद्धातुरादृते ॥ ३ ॥ अवशिष्टा वयं पंच वंशे भारतसंज्ञके । एकातपत्रमपि च राज्यं मह्यं न रोचते ॥ ४ ॥ जीवितेऽपि जुगुप्सा मे न चांगेषु रतिः क्वचित् । दृष्ट्वा संततिविच्छेदं संतापो हृदयेऽनिशम् ॥ ५ ॥ अश्वत्थामास्त्रनिर्दग्धो ह्युत्तरागर्भसंभवः । अतो मे द्विगुणं दुःखं पिंडविच्छेददर्शनात् ॥ ६ ॥ किं करोमि क्व गच्छामि पितामह वदाधुना । येन संपद्यते सद्यः संततिश्चिरजीविनी ॥ ७ ॥ भीष्म उवाच– शृणु राजन्प्रवक्ष्यामि व्रतानामुत्तमं व्रतम् । यस्याचरणमात्रेण संततिश्चिरजीविनी ॥ ८ ॥ अमावास्या यदा पार्थ सोमवारयुता भवेत् । तस्यामश्वत्थमागत्य पूजयेच्च जनार्दनम् ॥ ९ ॥ अष्टोत्तरं शतं कुर्यात्तस्मिन्वृक्षे प्रदक्षिणाः । तावत्संख्यान्युपादाय रत्नधातुफलानि च ॥ १० ॥ व्रतराजमिमं राजन्विष्णोः प्रीतिकरं शुभम् । उत्तरां कारय प्राज्ञ गर्भो जीवमवाप्स्यति ॥११॥ भविष्यति गुणी पुत्रस्त्रिषु लोकेषु विश्रुतः । श्रुत्वा पितामहवचः प्रत्युवाच युधिष्ठिरः ॥ १२ ॥

સૂત કહે છે–બાણશય્યામાં સૂતેલા ભીષ્મ પિતામહ પાસે જઇ પ્રણામ કરી ધર્માત્મા યુધિષ્ઠિર રાજા કલ્યાણકારક વચન બોલ્યા;[૧] યુધિષ્ઠિર કહે છે–કોપેલા ભીમસેને યુદ્ધમાં મોટા મોટા કુરુઓને મારી નાખ્યા, તેમ બીજા કેટલાક રાજાઓને અર્જુને મારી નાખ્યા,[૨] એવી રીતે દુર્યોધનની ખરાબ સલાહથી આપણા કુળનો નાશ થયો છે. હવે પૃથ્વી ઉપર બાળક, વૃદ્ધ અને રોગી વિના બીજો કોઇ રાજા રહ્યો નથી.[૩] ભરતકુળમાં પણ અમે પાંચ ભાઇઓ જ બાકી રહ્યા છીએ, તેથી ચક્રવર્તી રાજ્ય પણ મને રુચતું નથી.[૪] મને જીવવામાં પણ અભાવ છે. શરીર ઉપર પણ પ્રીતિ થતી નથી. વંશનો નાશ થયેલો જોઇ મારા હૃદયમાં નિરંતર સંતાપ રહે છે.[૫] ઉત્તરાનો ગર્ભ પણ અશ્વત્થામાએ બાળી નાખ્યો, તેથી મને બમણું દુઃખ થાય છે; કારણ કે પાછળથી કોઇ પિંડ આપનાર રહ્યું નહિ.[૬] હવે હું શું કરૂં? ક્યાં જાઉં? હે પિતામહ! જેથી જલદી ચિરકાલ પર્યંત જીવનાર સંતાન થાય, તેવો ઉપાય બતાવો.[૭] ભીષ્મ કહે છે–હે રાજન્! જે વ્રત કરવાથી ચિરકાલ પર્યંત જીવનાર સંતાન થાય છે, એવું ઉત્તમ વ્રત કહું છું તે સાંભળો.[૮] જ્યારે સોમવતી અમાવાસ્યા આવે ત્યારે પીપળાની પાસે જઇ વિષ્ણુની પૂજા કરવી.[૯] એકસો આઠ રત્ન, ધાતુ અથવા ફળ લઇ પીપળાને એકસો આઠ પ્રદક્ષિણા કરવી.[૧૦] હે યુધિષ્ઠિર! આ વ્રત ભગવાનને પ્રસન્ન કરનાર તથા વ્રતોનો રાજા છે, માટે ઉત્તરાની પાસેથી તે વ્રત કરાવો, તેથી બળી ગયેલો ગર્ભ જીવતો થશે,[૧૧] ને ગુણવાન્ પુત્ર થશે જે ત્રણે લોકમાં પ્રખ્યાત થશે. એવું ભીષ્મ પિતામહનું વચન સાંભળી યુધિષ્ઠિર બોલ્યા–[૧૨]

युधिष्ठिर उवाच– तद्व्रतं व्रतराजाख्यं विस्तरेण प्रकाशय । केन प्रकाशितं मर्त्ये केनेदं विहितं विभो ॥ १३ ॥ भीष्म उवाच– आस्ते या सर्वविख्याता कांतिसंज्ञा महापुरी । रजताचलसंकाशसौधसंघैर्विराजिता ॥ १४ ॥ सुवेषैर्नागरजनैर्नारीभिरुपशोभिता । ब्रह्मक्षत्रियविट्शूद्रैः स्वस्वकर्मरतैर्वृता ॥ १५ ॥ रूपचातुर्यवर्याभिर्वेश्याभिः समलंकृता । अलकेव कुबेरस्य सम-

स्येवामरावती ॥ १६ ॥ तेजोवतीव रत्नाढ्या पावकस्य महापुरी । तत्र राजा रत्नसेनो बभूवामितविक्रमः ॥ १७ ॥ तस्य राज्येऽवसद्विप्रो देवस्वामीति विश्रुतः । तस्य स्त्री रूपसंपन्ना नाम्ना धनवती शुभा ॥१८॥ यथार्थनामधेया सा लक्ष्मीरिव सविग्रहा । तस्यां संजनयामास सप्त पुत्रान्गुणान्वितान् ॥ १९ ॥ एकां दुहितरं रम्यां नाम्ना गुणवतीं नृप । कृतदाराश्च ते पुत्रा विहरंति यथासुखम् ॥ २० ॥ कन्या कुमारिका चासीदनुरूपप्रियार्थिनी । अत्रांतरे द्विजः कश्चिद्भिक्षार्थं समुपागतः ॥ २१ ॥ दीप्यमानः स्वतेजोभिर्मूर्तिमानिव पावकः । द्वारदेशमुपागत्य प्रयुयोजाशिषं तदा ॥ २२ ॥ देवस्वामिस्नुषाः सप्त समुत्थाय ससंभ्रमम् । भिक्षां प्रत्येकमानिन्युर्ददुस्तस्मै द्विजन्मने ॥ २३ ॥ अवैधव्याशिषः प्रादात्ताभ्यः सौभाग्यसंपदम् । ततो गुणवती मात्रा प्रहिता सह भिक्षया ॥ २४ ॥ विप्राय भिक्षां प्रददौ कृत्वा पादाभिवंदनम् । आशिषं च ददौ विप्रः शुभे धर्मवती भव ॥ २५ ॥ सा विलक्षा गुणवती श्रुत्वा प्रत्याययौ गृहम् । मात्रे निवेदयामास आशिषं तेन योजिताम् ॥ २६ ॥ श्रुत्वा धनवती पुत्रीं करे धृत्वा समाययौ । प्रणतिं कारयामास पुनस्तस्मै द्विजन्मने ॥ २७ ॥ तथैवाशिषमुच्चार्य विप्रस्तामभ्यनंदयत् । श्रुत्वाऽऽशिषं धनवती सचिंता प्रत्युवाच ह ॥२८॥ धनवत्युवाच—प्रसीद भगवन्विप्र वचनं मेऽवधारय । स्नुषाभ्यः प्रणताभ्यो मे त्वया दत्ता वराशिषः ॥ २९ ॥ अवैधव्यकराः पुत्रसुखसौभाग्यसाधकाः । सुतायां प्रणतायां मे विपरीतं त्वयोदितम् ॥ ३० ॥ भद्रे धर्मवती भूया इत्युदीर्य पुनः पुनः । आशीः प्रयुक्ता विप्रर्षे कारणं वद तत्त्वतः ॥ ३१ ॥

યુધિષ્ઠિર કહે છે— હે પ્રભો ! આ વ્રતરાજ નામનું વ્રત વિસ્તારથી કહો. એ વ્રત મર્ત્યલોકમાં કોણે પ્રસિદ્ધ કર્યું અને તે વ્રત કોણે કર્યું હતું?[13] ભીષ્મ કહે છે— કાંતિ નામની મોટી નગરી છે. તે સર્વત્ર પ્રસિદ્ધ છે. તે નગરી કૈલાસ પર્વત જેવા મોટા મોટા મહેલોથી શોભે છે;[14] સુંદર વેષવાળાં સ્ત્રીપુરુષોથી સુશોભિત છે. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ચારે વર્ણો પોતપોતાના ધર્મમાં પ્રવર્તે છે.[15] તેમાં ખૂબસુરત અને ચતુર વેશ્યાઓ વસે છે. એ નગરી જાણે કુબેરની અલકાપુરી હોય, ઇંદ્રની અમરાવતી હોય તેવી છે.[16] તેમાં ઘણાં રત્નો છે તેથી અગ્નિની તેજોવતી પુરી હોય તેવી જણાય છે. તે નગરીમાં મોટો પરાક્રમી રત્નસેન નામનો રાજા હતો.[17] તેના રાજ્યમાં દેવસ્વામી નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ ધનવતી હતું. તે સ્ત્રી રૂપસંપન્ન તથા મૂર્તિમતી લક્ષ્મી હોયની તેમ યથાર્થ નામવાળી હતી. તેણીને ગુણવાન્ સાત પુત્રો થયા,[18–19] ને ગુણવતી નામની એક સુંદર પુત્રી થઈ હતી. તે સાતે પુત્રોના વિવાહ થયા હતા, તેથી તેઓ યથેચ્છ વિહાર કરતા હતા.[20] પણ પેલી કન્યા વિવાહ વગરની હતી; કારણ કે તે યોગ્ય વરને શોધવામાં રોકાઈ હતી. હવે બન્યું એવું કે, એક દિવસે કોઈ બ્રાહ્મણ ભિક્ષા માગવા આવ્યો.[21] તે જાણે મૂર્તિમાન્ અગ્નિ હોય તેમ પોતાના તેજથી દીપતો હતો. તેણે બારણામાં આવી આશીર્વાદ દીધો.[22] ત્યારે દેવસ્વામિના સાતે દીકરાની વહુઓએ ત્વરાથી ઉઠી જૂદી જૂદી ભિક્ષા લાવીને એ બ્રાહ્મણને આપી.[23] તેણે સર્વ સ્ત્રીઓને અખંડ સૌભાગ્યનો તથા સુખ સંપત્તિનો આશીર્વાદ આપ્યો. પછી માતાના કહેવાથી ગુણવતી પણ ભિક્ષા લઈ આવી અને બ્રાહ્મણનાં ચરણનો સ્પર્શ કરી ભિક્ષા આપી. ત્યારે તેણે આશીર્વાદ આપ્યો કે, હે કલ્યાણિ ! તું ધર્મવાળી થા.[24–25] એવો આશીર્વાદ સાંભળી જેનો ચહેરો બદલાઈ ગયો હતો, એવી ગુણવતીએ ઘરમાં આવી, બ્રાહ્મણે આપેલો આશીર્વાદ માને કહી સંભળાવ્યો.[26] તે સાંભળી તેની મા, ધનવતી પુત્રીને હાથે ઝાલી બ્રાહ્મણની પાસે આવી ને તેની પાસેથી ફરીથી પ્રણામ કરાવ્યા.[27] ત્યારે બ્રાહ્મણે પ્રથમના જેવો જ આશીર્વાદ આપી તેણીનાં વખાણ કર્યાં. તે સાંભળી ચિંતામાં પડેલી ધનવતી બોલી કે;[28] હે મહારાજ ! પ્રસન્ન થાઓ, અને હું કહું તે સાંભળો. મારા દીકરાની વહુઓ કે જેઓએ આપને પ્રણામ કર્યા હતા, તેઓને આપે અખંડ સૌભાગ્ય ને પુત્ર વગેરેનાં સુખનો આશીર્વાદ આપ્યો હતો, અને આ પુત્રીએ જ્યારે પ્રણામ કર્યો ત્યારે તેને આપે, 'હે કલ્યાણિ ! ધર્મવાળી થા,' એવો વારંવાર વિપરીત આશીર્વાદ આપ્યો, તેનું કારણ શું, તે ખરેખરું કહો.[29–31]

द्विज उवाच— धन्यासि त्वं धनवति प्रख्यातचरिता भुवि । यथायोग्या प्रयुक्तेयं मयाऽऽशीर्दुहितुस्तव ॥ ३२ ॥ इयं सप्तपदीमध्ये विधवात्वमवाप्स्यति । धर्माचरणमत्यर्थं कर्तव्यमनया शुभे ॥३३॥ अतो मयाशीर्दत्तेयं शुभे धर्मवती भव । श्रुत्वा धनवती वाक्यं चिंताकुलितचेतना ॥३४॥ उवाच वचनं दीनं प्रणिपत्य पुनः पुनः ॥ धनवत्युवाच— उपायं वेत्सि विप्रेंद्र वद शीघ्रं दयां कुरु ॥ ३५ ॥ द्विज उवाच— यदाऽऽगता भवेत्सोमा गृहे वै तव सुंदरि । तस्याः पूजनमात्रेण भवेद्वैधव्यनाशनम् ॥ ३६ ॥ धनवत्युवाच— का सा सोमा त्वया प्रोक्ता का जातिः कुत्र संस्थितिः ॥ ३७ ॥ यस्यागमनमात्रेण भवेद्वैधव्यभंजनम् । तस्या वद महाभाग न कालो विस्तरस्य मे ॥ द्विज उवाच—सोमा सा रजकीजातिः स्थितिस्तस्याश्च सिंहले ॥ ३८ ॥ सा चेदायाति ते वेश्म तदा वैधव्यभंजनम् । इत्युक्त्वा ब्राह्मणोऽन्यत्र गतो भिक्षाप्रतीक्षया ॥ ३९ ॥ धनवत्यपि पुत्रेभ्यः प्रोवाच वचनं तदा ॥ धनवत्युवाच । इयं दुर्ललिता पुत्राः स्वसा गुणवती शुभा ॥ ४० ॥ सोमागमनमात्रेण भवेद्वैधव्यभंजनम् । अस्ति यस्य पितुर्भक्तिर्मातुर्वचनगौरवम् ॥ ४१ ॥ स प्रयातु सह स्वस्रा सोमामानयितुं द्रुतम् ।

બ્રાહ્મણ કહે છે–હે ધનવતી ! તને ધન્ય છે. તારાં આચરણ પૃથ્વીમાં પ્રસિદ્ધ છે. મેં તારી પુત્રીને જે આશીર્વાદ આપ્યો છે તે યોગ્ય છે;[૩૨] કારણ કે આ કન્યા વિવાહમાં સપ્તપદીનો વિધિ થતી વખતે વિધવા થશે, તેથી તેણે અત્યંત ધર્માચરણ રાખવું જોઇએ.[૩૩] માટે 'હે કલ્યાણિ ! તું ધર્મવાળી થા, એવો મેં આશીર્વાદ આપ્યો છે.' એવાં વચન સાંભળી ચિંતાથી વ્યાકુળ થઇ ગયેલી ધનવતી વારંવાર પ્રણામ કરી દીન વચને કહેવા લાગી. ધનવતી કહે છે– હે મહારાજ ! જો તેનો ઉપાય આપ જાણતા હો તો કૃપા કરીને જલદીથી મને કહો.[૩૪–૩૫] બ્રાહ્મણ કહે છે–હે સુંદરિ ! જ્યારે તારે ઘેર સોમા આવે ત્યારે તેનું પૂજન કરવાથી જ આ પુત્રીના વિધવાપણાનો નાશ થશે.[૩૬] ધનવતી કહે છે–હે મહારાજ ! આપે જે સોમા કહી તે કોણ છે ? કઇ જાતિની છે ? અને તે ક્યાં રહે છે,[૩૭] કે જેના આવવાથી રંડાપો નષ્ટ થાય છે. હવે તે ક્યારે આવશે, તે પણ કહો. મને બીજી લંબાણથી વાતો કરવાની જરૂર નથી. બ્રાહ્મણ કહે છે–એ સોમા ધોબીની જાતિની છે. તે સિંહલદ્વીપમાં રહે છે.[૩૮] તે સોમા જો તારે ઘેર આવે તો તારી પુત્રીનો રંડાપો દૂર થાય. એટલું કહી તે બ્રાહ્મણ બીજે ઠેકાણે ભિક્ષા માગવા ચાલ્યો ગયો.[૩૯] પછી ધનવતીએ પોતાના પુત્રોને કહ્યું કે, 'હે પુત્રો ! આ તમારી બહેન ગુણવતી અતિશય લાડમાં ઉછરેલી ને ઉત્તમ છે.[૪૦] તેના ભાગ્યમાં રંડાપો છે. પણ સોમાના આવવાથી આ તમારી બહેનનો રંડાપો દૂર થશે; માટે જેને પિતા ઉપર ભક્તિ હોય અને માતાના વચન ઉપર ગૌરવ હોય, તે આ બહેનને લઇ સોમાને લાવવા માટે જલદી જાઓ.[૪૧]

पुत्रा ऊचुः– ज्ञातं मातस्तव स्वांतं पुत्रीस्नेहवशंगतम् ॥ ४२ ॥ यतो देशांतरं पुत्रान्प्रस्थापयसि दुर्गमम् । अंतरे दुस्तरः सिंधुः शतयोजनविस्तरः ॥ ४३ ॥ अशक्यं गमनं तत्र न क्षमा गमने वयम् ॥ देवस्वाम्युवाच– अपुत्रः सप्तभिः पुत्रैरहं यास्यामि सिंहलम् ॥ ४४ ॥ आनयिष्यामि तां सोमां पुत्रीवैधव्यनाशिनीम् । एवं वादिनि सक्रोधे देवस्वामिनि तत्क्षणे ॥ ४५ ॥ शिवस्वामी कनिष्ठस्तु पुत्रः प्रोवाच संमतः । तात मा वद चैवं त्वं रोषावेशवशंगतः ॥ ४६ ॥ मयि तिष्ठति कः शक्तो गंतुं द्वीपं हि सिंहलम् । गच्छाम्यहं सह स्वस्रा द्वीपं सिंहलसंज्ञितम् ॥ ४७ ॥ इत्युक्त्वा सहसोत्थाय प्रणम्य शिरसा मुदा । प्रतस्थे सहितः स्वस्रा द्वीपं सिंहलसंज्ञितम् ॥ ४८ ॥ स कियद्भिर्दिनैर्गत्वा तीरं प्राप सरित्पतेः । ततुं तमंबुधिं तत्र प्रयत्नमकरोद्द्विजः ॥ ४९ ॥ स ददर्श सुविस्तीर्णं न्यग्रोधद्रुममंतिके । तत्कोटरे सुखासीना गृध्रराजस्य बालकाः ॥ ५० ॥ तत्पादपतले स्थित्वा ताभ्यां नीतं तु तद्दिनम् । शावकानां कृते गृध्रो गृहीत्वा शिशुभोजनम् ॥५१॥ शावकास्तु न वै गृध्राद्भोजनं जग्धिरे भृशम् । पप्रच्छ बालकान् गृध्रश्चिंताकुलितमानसान् ॥ ५२ ॥

પુત્રો કહે છે–હે માત ! અમારા જાણવામાં છે કે, પુત્રીની ઉપર તમારો અધિક સ્નેહ છે અને તેથી જ પુત્રોને દુઃખથી જઇ શકાય તેવા દેશાવરમાં મોકલો છો. સિંહલદ્વીપ જતાં વચમાં દુઃખથી જઇ શકાય તેવો સો યોજનનો મોટો સમુદ્ર છે.[૪૨–૪૩] ત્યાં કોઇ પણ જઇ શકે તેમ નથી, તો અમે ત્યાં જવા સમર્થ કેમ થઇએ ? દેવસ્વામી કહે છે–સાત પુત્રો છતાં પણ હું પુત્રહીન છું, તેથી હું પોતે જ સિંહલદ્વીપમાં જઇને, સોમા કે જે મારી પુત્રીનો રંડાપો દૂર કરનારી છે તેને લાવીશ. એ પ્રમાણે જ્યારે ક્રોધ કરી દેવસ્વામી બોલ્યો ત્યારે, શિવસ્વામી નામનો પુત્ર, કે જે સઘળાથી નાનો અને પ્રિય હતો તે બોલ્યો કે, હે તાત ! ક્રોધના આવેશથી આપ એમ બોલો મા.[૪૪–૪૬] હું છતાં બીજો કોણ સિંહલદ્વીપમાં જાય તેમ છે ? બહેનને લઇને હું સિંહલદ્વીપમાં જાઉં છું.[૪૭] એટલું કહી તે તુરત ઉઠ્યો અને મસ્તકથી પ્રણામ કરી બહેનને સાથે લઇને હર્ષથી સિંહલદ્વીપ તરફ ચાલ્યો.[૪૮] તે કેટલેક દિવસે સમુદ્રના કિનારા ઉપર જઈ પહોંચ્યો ને તે સમુદ્ર તરવામાટે ઉપાય શોધવા લાગ્યો.[૪૯] ત્યાં પાસે જ મોટા વિસ્તારવાળો વડ જોવામાં આવ્યો, તેના કોટર ( પોલ )માં ગૃધ્રરાજા (મોટા ગીધ)નાં બચ્ચાં રહેતાં હતાં.[૫૦] એ વડની નીચે બેસી ભાઇ બહેન બન્નેએ તે દિવસ કાઢ્યો. પેલો ગીધ બચ્ચાં માટે ખાવાનું લઇ આવ્યો અને થોડીવારે ખવરાવવા લાગ્યો, પણ બચ્ચાંએ જરા પણ ખાધું નહીં. ત્યારે ચિંતામાં પડેલાં બચ્ચાંને ગીધ પૂછવા લાગ્યો.[૫૧–૫૨]

गृध्रराज उवाच– कथं न भुञ्जते पुत्रा भवंतः क्षुधिता अपि । आनीतं कोमलं मांसं भवद्योग्यमिदं मया ॥ ५३ ॥ शावका ऊचुः– एतद्वृक्षतले तात मानवावत्र तिष्ठतः। अस्वीकृतं तयोस्तात कथं भुञ्जामहे वयम् ॥ ५४ ॥ एतच्छ्रुत्वा स गृध्रस्तु करुणाद्रुतचेतनः । तयोरंतिकमागत्य वचनं समभाषत ॥ ५५ ॥ गृध्रराज उवाच– ज्ञातस्तु युवयोः कामो वक्तव्योऽत्र मया द्विज । क्रियते सर्वथा विप्र भोजनं कर्तुमर्हसि ॥ ५६ ॥ द्विज उवाच– सिंहले गंतुकामोऽहं जलधेः पारमद्य वै । सोमागमनमिच्छामि स्वसुर्वैधव्यनाशनम् ॥५७॥ गृध्रराज उवाच– पारमुत्तारयिष्यामि जलधेः प्रातरेव हि । सोमागृहमपि तव दर्शयिष्यामि सिंहले ॥ ५८ ॥ ततो रात्र्यां व्यतीतायामुदिते तु दिवाकरे । पारमुत्तारितौ तौ तु गृध्रराजेन वेगिना ॥ ५९ ॥ सिंहलद्वीपमागत्य स्थितौ सोमागृहांतिके । ततः प्रत्यूषसमये संमृज्यांगणमंडलम्॥६०॥लेपनं चक्रतुस्तस्या दिवसे दिवसे शुभम् । एवं विदधतोस्तत्र पूर्णः संवत्सरो गतः ॥ ६१ ॥

स्नुषाः पुत्रान्समाहूय सोमा पप्रच्छ विस्मिता । मार्जनं लेपनं कोऽत्र करोति मम कथ्यताम् ॥ ६२ ॥ एकैवाथ जगदुः सर्वे कृतमिदं नहि । ततः कदाचिद्रजकी निभृता संस्थिता निशि । ददर्श ब्राह्मणीं कन्यां मार्जयंतीं गृहांगणम् ॥ ६३ ॥ लिंपंतमंगणं प्रातर्भ्रातरं च शुचिव्रतम् । सोमा पप्रच्छ तौ गत्वा कौ युवां कथ्यतां मम ॥ ६४ ॥ ऊचतुस्तौ तदा सोमामावां ब्राह्मणपुत्रकौ ।

ગૃધ્રરાજ પૂછે છે–હે બચ્ચાંઓ ! તમે ખાઈ શકો તેવું નરમ માંસ હું લાવ્યો છું અને વળી તમો ભૂખ્યાં છો, છતાં પણ કેમ ખાતાં નથી ?[૫૩] બચ્ચાંઓ કહે છે–હે તાત ! આ વૃક્ષતળે બે મનુષ્યો બેઠાં છે. તેઓએ કાંઈ ખાધું નથી ત્યારે અમે કેમ ખાઈએ ?[૫૪] એવાં વચનો સાંભળી, દયા આવવાથી તે ગીધ હર્ષથી પેલાં ભાઈ બહેનની પાસે ગયો અને બોલ્યો.[૫૫] ગૃધ્રરાજ પૂછે છે–હે મહારાજ ! તમારે જે કાર્ય હોય તે કહો, હું તે કાર્ય અવશ્ય કરી આપીશ અને હમણાં તમે ભોજન કરો.[૫૬] બ્રાહ્મણ કહે છે–હું આ સમુદ્રને પેલે પાર સિંહલદ્વીપમા જવા ઇચ્છું છું અને ત્યાંથી સોમાને લાવવા ઇચ્છું છું. જેથી મારી બહેનનો રંડાપો દૂર થાય.[૫૭] ગૃધ્રરાજ કહે છે–હે મહારાજ ! હું તમને પ્રાતઃકાલમાં જ સમુદ્રને પેલે પાર સિંહલદ્વીપમાં લઈ જઈશ ને સોમાનું ઘર પણ બતાવી દઈશ, હમણાં ભોજન લો.[૫૮] રાત્રિ ગયા પછી સૂર્યોદય વખતે એ વેગવાળા ગીધે પેલાં ભાઈ બહેન બન્નેને પાંખપર બેસાડી ઘણી ઝડપથી સિંહલદ્વીપમાં, સોમાના ઘરની પાસે પહોંચાડી દીધાં. ત્યાં રહી પછી તે ભાઈ બહેન હમેશાં મળસકામાં ઉઠી સોમાનું આંગણું સાફ કરી લીંપવા લાગ્યાં. એમ કરતાં એક વર્ષ નીકળી ગયું.[૫૯–૬૧] ત્યારે વિસ્મયમાં પડેલી સોમાએ પુત્રો તથા તેઓની વહુઓને બોલાવી પૂછ્યું કે, આપણા આંગણામાં સાફ કરીને કોણ લીંપી જાય છે તે કહો.[૬૨] તે સાંભળી કોઈએ પણ ઉત્તર આપ્યો નહીં, તેથી તે સોમા એક દિવસે રાતે છૂપાઈને તપાસ કરવા બેઠી ત્યારે પ્રાતઃ-કાલમાં આંગણું સાફ કરતી બ્રાહ્મણની કન્યા તથા લીંપતો તેનો ભાઈ દૃષ્ટિએ પડ્યાં. તે જ વખતે તેની પાસે જઈ, 'તમે બન્ને કોણ છો ?' એમ સોમાએ પૂછ્યું. ત્યારે તે ભાઈ બહેન બન્નેએ કહ્યું કે, 'અમે બ્રાહ્મણનાં બાળકો છીએ.'[૬૩–૬૪]

सोमोवाच– दग्धाऽस्मि बत नष्टाऽस्मि ब्राह्मणौ गृहमार्जकौ ॥ ६५ ॥ कां गतिं बत यास्यामि पापादस्मादसंशयम् । पापजातिरहं ख्याता रजकी सर्वथा द्विज ॥ ६६ ॥ कथं त्वं ब्राह्मणो भूत्वा विरुद्धं मे चिकीर्षसि ॥ शिवस्वाम्युवाच– एषा गुणवती नाम स्वसा मम सुमध्यमा ॥६७॥ अस्याः सप्तपदीमध्ये वैधव्यं संप्रपत्स्यते । तव सान्निध्यमात्रेण सर्वेद्वैधव्यभंजनम् ॥ ६८ ॥ अतो हेतोः सह स्वस्रा दासकर्म करोमि ते ॥ सोमोवाच– अतः परं न कर्तव्यं यास्यामि तव शासनात् ॥ ६९ ॥ इत्युक्त्वा गृहमागत्य स्नुषाभ्यः प्रत्युवाच ह । यः कश्चिन्मम राज्येऽस्मिन्म्रियते मानवः क्वचित् ॥ ७०॥ तथैव रक्षणीयोऽसौ यावदागम्यते मया । कस्यचिद्वचनात्कोऽपि न दग्धव्यः कथंचन ॥ ७१ ॥ तथेत्युक्ता स्नुषाभिः सा सोमा याता महांबुधिम् । पारमुत्तारयामास क्षणेन द्विजपुत्रकौ ॥७२॥ स्वयमाकाशमार्गेण सोत्ततार महार्णवम् । प्राप्ताः कांचीपुरीं सर्वे निमेषात्तत्प्रभावतः ॥७३॥ सोमां दृष्ट्वा धनवती हृष्टा पूजामथाकरोत् । अत्रांतरे शिवस्वामी तदा देशांतरात्स्वसुः ॥७४॥ सदृशं वरमानेतुं जगामोज्जयिनीं प्रति । आनिनाय वरं तत्र देवशर्मसुतं सुधीः ॥ ७५ ॥ ब्राह्मणं रुद्रशर्माणं गुणिनं सदृशं स्वसुः । ततः सा रजकी सोमा वैवाहिकमकारयत् ॥ ७६ ॥ सुलग्ने च सुनक्षत्रे देवस्वामी तु कन्यकाम् । ददौ तस्मै गुणवतीं गुणिने रुद्रशर्मणे ॥७७॥ ततो वैवाहिकैर्मन्त्रैर्हूयमाने हुताशने । ततः सप्तपदीमध्ये रुद्रशर्मा मृतस्तदा ॥ ७८ ॥ रुरुदुर्बांधवाः सर्वे स्थिता सोमा निराकुला । आक्रंदश्च महानासील्लोकानां तत्र पश्यताम् ॥ ७९ ॥ गुणवत्यै च सा तूर्णं व्रतराजप्रभावजम् । पुण्यं संकल्प्य विधिवद्ददौ मृत्युविनाशनम् ॥ ८० ॥ रुद्रशर्मापि तस्माच्च व्रतराजप्रभावतः । आससाद तदा जीवं सुप्तवत्सहसोत्थितः ॥ ८१ ॥ एवं विवाहं निर्वर्त्य व्रतराजं निवेद्य च । आमंत्र्य तां धनवतीं सोमा प्रायाद् गृहं प्रति ॥ ८२ ॥ एवं सा रजकी सोमा जीवयित्वा मृतं द्विजम् । चचाल हर्षसंपूर्णा पूर्णकामा स्वमंदिरम् ॥ ८३ ॥ अत्रांतरे गृहे तस्याः प्रथमं तनया मृताः । पुनः स्वामी मृतस्तस्या जामाता च ततो मृतः ॥ ८४ ॥ आगच्छंत्यास्तदा तस्याः सोमवारान्विता तिथिः । अमावास्या बभूवाथ मृतसंजीवनी तिथिः ॥८५॥ सा ददर्श जलोपांते वृद्धां कांचित्स्त्रियं तदा । तूलभारभराक्रांतां क्रंदमानां सुदुःखिताम् ॥ ८६ ॥

સોમા કહે છે–અરે, હું બળી ગઈ ! મરી ગઈ ! મારૂં વ્રત નષ્ટ થયું ! કારણ કે મારૂં આંગણું બ્રાહ્મણનાં બાળકો સાફ કરે છે ને લીંપે છે.[૬૫] હાય હાય ! આ પાપથી હું કોઈપણ દુર્ગતિને પ્રાપ્ત થઈશ, એમાં સંશય નથી. હે મહારાજ ! હું અતિ અધમ ને પાપી જાત ધોબણ છું,[૬૬] અને તમે બ્રાહ્મણ છો, તથાપિ આવું વિરુદ્ધ કેમ આચરો છો ? શિવસ્વામી કહે છે–( હે સોમા ! તું સાંભળ ) આ ગુણવતી નામની મારી બહેન છે,[૬૭] (તેને માટે એવું નિર્માણ થયેલું છે કે, ) વિવાહમાં સપ્તપદીનો વિધિ કરતી વખતે તે વિધવા થશે. તેનું વિધવાપણું તમારા સાન્નિધ્યથી જ દૂર થશે.[૬૮] આ મારી બહેનનો રંડાપો દૂર થવામાટે જ હું તમારા દાસનું કામ કરૂં છું. સોમા કહે છે–આજથી તમારે એ કામ કરવું નહીં. તમારા કહેવાથી હું ત્યાં આવીશ.[૬૯] એટલું કહી સોમા ઘરમાં આવી ને પુત્રોની

વહુઓને કહ્યું કે, આ મારાં રાજ્યમાં હરકોઇ મરી જાય તેની, હું આવું ત્યાં સુધી રક્ષા કરવી. પરંતુ કોઇના વચનથી કોઇનો પણ દાહ કરવા દેવો નહીં.[૭૦-૭૧] 'ઠીક છે' કહી વહુઓએ કબૂલ કર્યું. તે પછી સોમાએ સમુદ્ર પાસે આવી આકાશમાર્ગે ક્ષણવારમાં બ્રાહ્મણનાં બાળકોને પાર ઉતાર્યાં,[૭૨] અને પોતે પણ ઉતરી. તે સોમાના પ્રભાવથી સર્વે ક્ષણવારમાં કાંચીનગરીમાં આવી પહોંચ્યાં.[૭૩] ત્યારે સોમાને જોઇને ધનવતીએ પ્રસન્ન થઈ તેનો સત્કાર કર્યો. પછી બહેનને યોગ્ય વર શોધવા માટે શિવસ્વામી ઉજ્જેણુ નગરીમાં ગયો અને ત્યાંથી દેવશર્માનો પુત્ર રુદ્રશર્મા નામે હતો, જે ગુણવાન્ અને યોગ્ય હતો તેને તેડી લાવ્યો. પછી સોમા ધોબણે વિવાહની તજવીજ કરાવી.[૭૪-૭૬] દેવસ્વામીએ શુભ નક્ષત્રમાં અને શુભ લગ્નમાં ગુણવતી નામની પોતાની કન્યાને, ગુણવાન્ રુદ્રશર્માને આપી;[૭૭] પણ વિવાહના મંત્રોવડે હોમ થતો હતો ત્યારે સપ્તપદી વખતે રુદ્રશર્મા મરણ પામ્યો, તેથી તેના સઘળાં સગાંવહાલાં રોવા લાગ્યાં, અને જોનાર લોકો પણ હાહાકાર કરવા લાગ્યા. પણ સોમા જરા પણ ગભરાઇ નહીં અને ત્વરાથી સંકલ્પ કરી વિધિથી મૃત્યુનો પણ નાશ કરનાર વ્રતરાજ (સોમવતી અમાવાસ્યા)નું પુણ્ય, તેણે ગુણવતીને આપ્યું.[૭૮-૮૦] તેના પ્રભાવથી રુદ્રશર્મા, જીવ આવવાથી સૂતાની પેઠે બેઠો થયો.[૮૧] એવી રીતે વિવાહ પૂરો કરી વ્રતરાજનું પુણ્ય આપી, બ્રાહ્મણને જીવતો કરી, ધનવતીની રજા લઇ પૂર્ણ હર્ષથી સોમા પોતાના ઘર તરફ રવાને થઇ.[૮૨-૮૩] હવે બીજી બાજુએ, સોમાના ઘરમાં પ્રથમ તો તેના પુત્રો મરણ પામ્યા. તે પછી પતિ ને પછી જમાઇ પણ મરણ પામ્યો.[૮૪] કાંચી નગરીથી નિકળેલી સોમા રસ્તામાં ચાલી જતી હતી, ત્યાં એક દિવસ સોમવતી અમાસ આવી કે, જેનું વ્રત કરવાથી મરેલા પણ જીવે છે.[૮૫] તે દિવસે, જળના સમીપમાં એક વૃદ્ધ સ્ત્રી, સોમાના જોવામાં આવી, જે કપાસના ગાંસડાના ભારથી દુઃખી થતી પોકારતી હતી.[૮૬]

वृद्धोवाच- अवतारय मे पुत्रि तूलभारं शिरःस्थितम् । एतद्भारभराक्रांतां क्रंदमानां सुदुःखिताम् ॥ ८७ ॥ सोमोवाच- अमावास्याऽद्य हे वृद्धे सोमवारयुता तिथिः। तूलकं न स्पृशाम्यद्य नियमोऽयं मया कृतः॥८८॥ पुनर्ददर्श यांती सा मूलभारवतीं स्त्रियम् । साऽप्युवाच ततः पुत्रि मूलभारो महानिति ॥ ८९ ॥ अवतीर्य क्षणं तिष्ठ संगे यास्याम्यहं तत्र ॥ सोमोवाच- अद्य मूलं तथा तूलं न स्पृशामि कदाचन ॥ ९० ॥ ततोऽश्वत्थतरुं प्राप्य नदीतीरभवं शुभम् । स्नात्वा विष्णुं समभ्यर्च्य शर्कराभिः प्रदक्षिणाम् ॥ ९१ ॥ सा चकार महाभागा तदैवाष्टोत्तरं शतम् ॥ भीष्म उवाच- यदा प्रदक्षिणावर्तं कृतं शर्करहस्तया ॥ ९२ ॥ तदा जीवितवंतस्ते जामातृपतिपुत्रकाः । नगरं श्रीसमाकीर्णं तद्गृहं च विशेषतः ॥९३॥ अथ याता महाभागा सोमा स्वभवनं प्रति । जीवितं वीक्ष्य भर्तारं पुत्रान् जामातरं तथा ॥ ९४ ॥ अभिज्ञातान् समासाद्य जगाम कृतकृत्यताम् । प्रणिपत्य स्नुषाः सर्वाः पप्रच्छुस्तां तपस्विनीम् ॥ ९५ ॥ स्नुषा ऊचुः- मृतास्ते तनया देवि पतिजामातृबांधवाः । जीवितास्ते कथं देवि मृतास्ते च कथं वद ॥ ९६ ॥

વૃદ્ધા કહે છે-હે પુત્રિ! મને ઘણો ભાર લાગવાથી દુઃખ થાય છે, માટે મારા માથા ઉપર રહેલો કપાસનો ગાંસડો નીચે ઉતાર.[૮૭] સોમા કહે છે-હે વૃદ્ધે! આજ સોમવતી અમાસ છે, તેથી મેં કપાસને નહીં અડકવાનો નિયમ લીધેલો છે.[૮૮] એમ કહી આગળ ચાલતાં મૂળાના ભારાવાળી એક સ્ત્રી જોવામાં આવી, તે પણ બોલી કે, હે પુત્રિ! મારા માથા ઉપર મૂળાનો ભારો મોટો છે, માટે ક્ષણવાર ઉતરાવી અહીં ઉભી રહે, પછી આપણ બન્ને સંગે જઇશું. સોમા કહે છે- આજ હું મૂળાને કે કપાસને કોઇ પ્રકારે સ્પર્શ કરીશ નહીં.[૮૯-૯૦] એમ કહી તે નદીના કિનારા ઉપર ઉગેલા પીપળા પાસે ગઈ. ત્યાં સ્નાન કરીને વિષ્ણુનું પૂજન કરી, એકસોઆઠ વખત પીપળાને સાકરના ફેરા ફરી. ભીષ્મપિતામહ કહે છે-જેવી તે સોમાએ હાથમાં સાકર લઈ પ્રદક્ષિણા કરી,[૯૧-૯૨] તેવા જ તેણીના પુત્રો, પતિ, જમાઇ સર્વે જીવતા થયા, શહેર શોભાયમાન દેખાવા લાગ્યું અને તેનું ઘર અધિક શોભવા લાગ્યું.[૯૩] તે પછી ઘણે દિવસે મહાભાગ્યશાળી સોમા પોતાને ઘેર આવી અને જીવતા થયેલા પતિ, પુત્રો અને જમાઇ સર્વને મળી અતિ પ્રસન્ન થઇ. પછી વહુઓ આવી તેણીને પૂછવા લાગી.[૯૪-૯૫] વહુઓ પૂછે છે-હે દેવિ! તમારા પતિ, જમાઇ ને પુત્રો સર્વ મરણ પામ્યા હતા ને પાછા જીવતા થયા, તો તેઓ કેવી રીતે મર્યા ને કેવી રીતે પાછા જીવતા થયા, તે કહો.[૯૬]

सोमोवाच- गुणवत्यै मया दत्तं व्रतराजस्य पुण्यकम् । मृतास्ते तद्विपाकेन पतिजामातृपुत्रकाः ॥ ९७ ॥ तूलकं न मया स्पृष्टं मूलकं च तथा स्नुषाः । अश्वत्थे विष्णुमभ्यर्च्य कृतास्तत्र प्रदक्षिणाः ॥ ९८ ॥ शर्कराहस्तया तत्र कृतमष्टोत्तरं शतम् । जीवितास्तत्प्रभावेण पतिजामातृपुत्रकाः ॥ ९९ ॥ सर्वाभिः क्रियतामद्य व्रतराजो विधानतः । भविष्यति न वैधव्यं सौभाग्यं संभविष्यति ॥ १०० ॥ स्नुषास्ताः कारयामास तथा सोमा व्रतेश्वरम् । भुक्त्वा भोगान्बहूंस्तत्र पुत्रपौत्रादिभिः सह ॥१॥ तैश्च सर्वैः परिवृता विष्णुलोकमवाप सा । इत्येतत्कथितं पार्थ विस्तरेण मया तव ॥ २ ॥ युधिष्ठिर उवाच- माहात्म्यं व्रतराजस्य को विधिर्वद विस्तरात् । कर्तव्यं केन भीष्मेदं नारीभिः पुरुषेण वा ॥ १०३ ॥

સોમા કહે છે—મેં ગુણવતીને વ્રતરાજનું પુણ્ય દીધું તેથી મારા પતિ, જમાઈ ને પુત્રો મરણ પામ્યા.૯૭ તે પછી હું મૂળાને તથા કપાસને અડકી નહીં, પીપળાના મૂળમાં વિષ્ણુનું પૂજન કર્યું ને સાકર હાથમાં લઈ એકસો આઠ પ્રદક્ષિણા કરી, તેના પ્રભાવથી પાછા તેઓ સઘળા જીવતા થયા;૯૮-૯૯ માટે તમે સર્વે પણ વિધાનથી સોમવતી અમાવાસ્યાનું વ્રત કરો, જેથી રંડાપો આવશે નહીં અને સૌભાગ્ય મળશે;૧૦૦ એમ કહી સોમાએ વહુઓની પાસે તે ઉત્તમ વ્રત કરાવ્યું. તે આ લોકમાં પુત્ર પૌત્ર વગેરેની સાથે ઘણા ભોગ ભોગવી અંતે વૈકુંઠમાં ગઈ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તમને વિસ્તારથી આ વ્રત કહી સંભળાવ્યું છે.૧-૨ યુધિષ્ઠિર પૂછે છે—હે ભીષ્મ ! વ્રતરાજનું માહાત્મ્ય ને તેનો પ્રકાર વિસ્તારથી કહો. તેમ જ આ વ્રત સ્ત્રી વા પુરુષ કોણે કરવું, તે પણ કહો.૩

भीष्म उवाच— अमावास्या यदा पार्थ सोमवारान्विता भवेत् । तदा पुण्यतमः कालो देवानामपि दुर्लभः ॥ ४ ॥ प्रातरुत्थाय व्रतिना स्नानं कार्यं जलाशये । स्नात्वा मौनेन कौशेयं परिधाय व्रती ततः ॥ ५ ॥ गत्वा अश्वत्थवृक्षस्य समीपं कुरुनंदन । अश्वत्थमूले कर्तव्या विष्णुपूजा समंत्रका ॥ ६ ॥ व्यक्ताव्यक्तस्वरूपाय सृष्टिस्थित्यंतकारिणे । आदिमध्यांतहीनाय विष्टरश्रवसे नमः—इति विष्णुपूजामंत्रः ॥ ७ ॥ एवं संपूज्य गोविंदं पीतवस्त्राक्षतैः फलैः । कुसुमैर्विविधैश्चैव भक्ष्यभोज्यैस्तथाविधैः ॥ ८ ॥ अश्वत्थपूजनं कार्यं प्रोक्तमन्त्रेण पांडव । अश्वत्थ हुतभुग्वास गोविंदस्य सदाश्रय । अशेषं हर मे पापं वृक्षराज नमोऽस्तु ते—इति अश्वत्थपूजामंत्रः ॥९॥ मूलतो ब्रह्मरूपाय मध्यतो विष्णुरूपिणे । अग्रतः शिवरूपाय अश्वत्थाय नमो नमः इति प्रदक्षिणामंत्रः ॥ ११० ॥ एवं पूजाविधिं कृत्वा ततः कुर्यात्प्रदक्षिणाः । मौक्तिकैः कांचनै रौप्यैर्हीरकैर्मणिभिस्तथा ॥ ११ ॥ कांस्यपात्रैस्ताम्रपात्रैर्भक्ष्यपूर्णैः पृथक् पृथक् । गृहीत्वा भ्रमणं कार्यं प्रादक्षिण्येन पिप्पले ॥ १२ ॥ तावत्प्रदक्षिणं कार्यं यावदष्टोत्तरं शतम् । समर्पितं च यद्द्रव्यमर्पयेद्गुरवे शुभम् ॥ १३ ॥ सुवासिन्यश्च संपूज्याः सोमासंतुष्टिहेतवे । दत्वा चान्नं तु विप्रेभ्यः स्वयं भुञ्जीत वाग्यतः ॥ १४ ॥ एष ते कथितो भूप व्रतराजविधिर्मया । द्रौपदीं च सुभद्रां च कारयस्व तथोत्तराम् ॥ १५ ॥ उत्तरागर्भसंस्थस्तु जीवितं लप्स्यतेऽचिरात् ॥

ભીષ્મ કહે છે—હે યુધિષ્ઠિર ! જ્યારે સોમવતી અમાવાસ્યા હોય ત્યારે પુણ્યકાલ કહેવાય છે. તે દેવોને પણ દુર્લભ છે.૪ તે દિવસે વ્રત કરનારે પ્રાતઃકાળમાં ઉઠી મૌન રાખી સ્નાન કરવું. તે પછી પવિત્ર વસ્ત્ર પહેરી પીપળાની પાસે જઈ તેના મૂળમાં 'વ્યક્ત તથા અવ્યક્ત સ્વરૂપવાળા, જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવાવાળા અને આદિ, મધ્ય તથા અંતરહિત એવા વિષ્ણુને હું નમસ્કાર કરું છું.' એ મંત્રવડે વિષ્ણુની પૂજા કરવી.૫-૭ તેમ જ પીળાં વસ્ત્ર, અક્ષત, ફલ, ફુલ, અને વિવધ નૈવેદ્ય ધરવાં.૮ તે પછી પીપળાની પૂજા કરતાં પ્રાર્થના કરવી કે, 'હે પીપળા ! તમે અગ્નિના નિવાસસ્થાન છો, વિષ્ણુના આશ્રય છો. હે વૃક્ષરાજ ! હું તમને નમસ્કાર કરું છું; મારાં સઘળાં પાપો હરી લ્યો.૯ જે મૂળમાં બ્રહ્મરૂપ છે, મધ્યમાં વિષ્ણુરૂપ છે અને અગ્ર ભાગમાં શિવરૂપ છે, તે પીપળાને હું વારંવાર નમસ્કાર કરું છું.'૧૧૦ એ મંત્ર ભણીને પ્રદક્ષિણા કરવી. મોતી, સોનું, રૂપું, હિરા, મણિ અને અન્ન કાંસાના વા ત્રાંબાના પાત્રમાં ભરી, તે હાથમાં લઈ પીપળાની પ્રદક્ષિણા કરવી અને તે બ્રાહ્મણોને આપવું. એવી રીતે એકસો ને આઠ વખત પ્રદક્ષિણા કરવી. જે કાંઈ આપવાનું હોય તે ગુરુને આપવું.૧૧-૧૩ સોમાને પ્રસન્ન કરવા માટે સુવાસિનીઓની પૂજા કરવી તથા બ્રાહ્મણોને જમાડવા. તેઓને જમાડ્યા પછી વાણીને નિયમમાં રાખીને પોતે જમવું.૧૪ હે રાજન્ ! મેં વ્રતરાજનો વિધિ તમને કહી સંભળાવ્યો. હવે દ્રૌપદીને તથા સુભદ્રાને કહી ઉત્તરાની પાસે એ વ્રત કરાવો, જેથી થોડા જ વખતમાં તેનો ગર્ભ જીવતો થશે. યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ ! જે સ્ત્રી થોડાં ધનવાળી હોય અને સુવર્ણ વગેરે જેની પાસે ન હોય, તેને વ્રતરાજનું પૂર્ણ ફળ કેમ મળે તે કહો.૧૧૫

युधिष्ठिर उवाच— या स्वल्पविभवा नारी कांचनाद्यैर्विना कृता ॥ १६ ॥ सा कथं लभते पूर्णं व्रतराजफलं वद ॥ भीष्म उवाच— फलैः पुष्पैस्तथा भक्ष्यैर्वस्त्राद्यैरपि पांडव । कुर्यात्प्रदक्षिणावर्तं सापि पूर्णं लभेत्फलम् ॥१७॥ व्रतमिदमखिलं नरेंद्र विष्णोः श्रुतमनया हि पराक्रमस्त्वयापि । पतिसुतधनमिच्छती पुरंध्री सपदि करोतु न चात्र विघ्नमस्ति ॥ १८ ॥ भीष्म उवाच— शृणु पार्थ प्रवक्ष्यामि ह्युद्यापनविधिं शुभम् । यं विना पूर्णता न स्याद्व्रतराजस्य वै नृप ॥ १९ ॥ कारयेत्सर्वतोभद्रं तन्मध्ये कुंभमुत्तमम् । वृक्षराजः सुवर्णस्य पंचरत्नस्य वेदिका ॥ १२० ॥ तन्मूले प्रतिमां विष्णोः सौवर्णीं च चतुर्भुजाम् । लक्ष्मीवाहनसंयुक्तामामाषाच्च पलावधि ॥ २१ ॥ उपचारैरनेकैश्च यथाविभवविस्तरैः । नैवेद्यैः पुष्पधूपैश्च दीपैश्च परितः स्थितैः ॥ २२ ॥ रात्रौ जागरणं कुर्यात्प्रभाते होममाचरेत् । समिद्भिः पैप्पलीभिश्च पायसेन तिलैस्तथा ॥ २३ ॥ इदं विष्णुरिति मन्त्रेण हुत्वा पूर्णाहुतिं चरेत् । आचार्यं पूजयेत्पश्चाद्गां च दद्यात्पयस्विनीम् ॥ २४ ॥ ब्राह्मणं वस्त्रभूषाद्यैः सदस्यं च प्रपूजयेत् । ऋत्विजो द्वादश पूज्या घृतपायसभोजनैः ॥ २५ ॥ उपवीतानि वस्त्राणि तेभ्यो दद्याच्च दक्षिणाम् । प्रणम्य दंडवद्भूमौ प्रार्थयित्वा विसर्ज-

येत् ॥२६॥ एवं द्वादशवर्षे वा मध्ये वाऽऽदौ समाचरेत्। कृत्वा ह्युद्यापनं सम्यग्व्रतराजफलं लभेत् ॥ २७ ॥ सर्वं निवेदयेत्पीठमाचार्याय सदक्षिणम्। अच्छिद्रं वाचयेत्पश्चात्स्वयं भुञ्जीत वाग्यतः ॥ १२८ ॥ इति श्रीभविष्योत्तरपुराणे सोमवत्यमावास्याव्रतं सोद्यापनं संपूर्णम् ॥

ભીષ્મ કહે છે—હે યુધિષ્ઠિર ! જે સ્ત્રી ફળ, પુષ્પ, વસ્ત્ર અને અન્ન વગેરેથી પ્રદક્ષિણા કરે છે, તેને પણ પૂર્ણ ફળ મળે છે.[११-१७] હે રાજન્ ! તમે સઘળાએ આ વ્રત તથા વિષ્ણુનું પરાક્રમ સાંભળ્યાં. જે સ્ત્રી પતિની, ધનની ને પુત્રની ઇચ્છા કરે, તે આ વ્રત જલદીથી કરે તો તેનું યથાર્થ ફળ તેને મળે તેમાં આશ્ચર્ય નથી.[१८] હે યુધિષ્ઠિર ! જે ઉદ્યાપન વિના સોમવતી અમાવાસ્યાનું વ્રત પૂર્ણ થતું નથી, તે ઉત્તમ ઉદ્યાપનનો પ્રકાર હું કહું છું, તે સાંભળો.[१९] પ્રથમ સર્વતોભદ્રમંડળ કરવું, તેની વચમાં ઉત્તમ ઘડાની સ્થાપના કરવી, સોનાનો પીપળો કરાવવો, પંચરત્નની વેદી કરાવવી.[१२०] પીપળાના મૂળમાં એક માષાથી લઈ પલ સુધીની સોનાની ચાર હાથવાળી લક્ષ્મીસહિત તથા ગરુડસહિત વિષ્ણુની મૂર્તિની, પોતાની શક્તિ પ્રમાણે પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે અનેક ઉપચારોવડે પૂજા કરવી.[२१-२२] રાતે જાગરણ કરવું, પ્રાતઃકાલે પીપળાની સમિધા ને ખીર તથા તિલનો 'इदं विष्णुः०' એ મંત્ર ભણી હોમ કરવો. પછી પૂર્ણાહુતિ કરવી. તે વેળા આચાર્યની પૂજા કરવી અને પુષ્કળ દૂધવાળી ગાય આપવી.[२३-२४] વસ્ત્ર, અલંકાર વગેરેથી સભાસદ બ્રાહ્મણની પણ પૂજા કરવી. બાર ઋત્વિજોને ઘી અને દૂધપાકનું ભોજન કરાવી તેઓને જનોઇ, વસ્ત્રો અને દક્ષિણા આપવી. પછી પૃથ્વી ઉપર દંડવત્પ્રણામ કરી પ્રાર્થના કરી તેઓને વિદાય કરવા.[२५-२६] એ પ્રમાણે બાર વર્ષે, વચમાં અથવા આરંભમાં ઉદ્યાપન કરવું. વિધિથી ઉદ્યાપન કરવાથી વ્રતરાજનું ફળ મળે છે.[२७] સ્થાપન વગેરે સર્વ આચાર્યને આપી દક્ષિણા આપવી. પછી વાણીને નિયમમાં રાખી બ્રહ્માની પાસે 'પૂર્ણ થાઓ' એમ કહેવરાવવું.[१२८] એ પ્રમાણે ભવિષ્યોત્તરપુરાણમાં સોમવતી અમાવાસ્યાનું વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૭ અર્ધોદયવ્રત

अथ पौषामावास्यायामर्धोदयव्रतम्। अमार्कपातश्रवणैर्युक्ता चेत्पौषमाघयोः। अर्धोदयः स विज्ञेयः कोटिसूर्यग्रहैः समः। दिवैव योगः शस्तोऽयं न तु रात्रौ कदाचनेति मदनरत्नोदाहृतमहाभारतवचनात्। हेमाद्रौ स्कंदपुराणे:—

પોષ માસની અમાવાસ્યાને દિવસે અર્ધોદયવ્રત કહેલું છે, કારણ કે 'પોષ ને માઘ માસની વચમાં રહેલી અમાવાસ્યા એટલે ગુજરાતી પોષ માસની અમાવાસ્યાને દિવસે રવિવાર, વ્યતીપાત અને શ્રવણ નક્ષત્ર આવે તો અર્ધોદય યોગ કહેવાય છે, તે કરોડો સૂર્યગ્રહણ જેવો છે. આ યોગ દિવસમાં જ ઉત્તમ છે, પણ રાત્રિમાં કોઇ વખતે ઉત્તમ નથી.' એવું મદનરત્નમાં આપેલું મહાભારતનું વચન છે. હેમાદ્રિમાં અને સ્કંદપુરાણમાં પણ એમ જ કહેલું છે.

### અર્ધોદયવ્રતનો વિધિ

अथ कथा॥ अगस्त्य उवाच— भगवंस्त्वत्प्रसादेन श्रुतोऽयं व्रतविस्तरः। अर्धोदयं तु मे ब्रूहि दुर्लभं सचराचरे ॥ १ ॥ जीवितं प्राणिनां पुण्यं यदि चेद्वदसि प्रभो। कथं कार्यं कृते किं स्यात्फलं कथय षण्मुख ॥ २ ॥ स्कंद उवाच— श्रूयतां पुण्ययोगोऽयं दुर्लभोऽर्धोदयाह्वयः। तिर्यङ्मनुष्यदेवानां दुष्प्राप्यः सर्वकामदः ॥ ३ ॥ माघामायां व्यतीपाते आदित्ये त्रिष्णुदैवते। अर्धोदयं तदित्याहुः सहस्रार्कग्रहैः समम् ॥ ४ ॥ पुरा कृतं वसिष्ठेन जामदग्न्येन सुव्रत। सनकाद्यैर्मनुष्यैश्च बहुभिर्बहुविश्रुतैः ॥ ५ ॥ अन्यैः सहस्रैश्च कृतं भुवि श्रेष्ठं तु कुंभज। दानानां यज्ञतीर्थानां फलं येन कृतं भवेत् ॥ ६ ॥ ससागरा धरा तेन सप्तद्वीपसमन्विता। दत्ता स्यात्सर्वभावेन येन त्वर्धोदयं कृतम् ॥ ७ ॥ गंगागयाप्रयागेषु पुष्कराणां त्रये तथा। मानसादिषु यत्पुण्यं तीर्थेषु स्नानदानतः ॥ ८ ॥ तत्सर्वं प्राप्यते विप्र व्रतेनानेन कुंभज। अश्वमेधायुतं चेष्टमिष्टापूर्तं च तैः कृतम् ॥ ९ ॥ अर्धोदयं कृतं यैस्तु विधिवृष्टेन कर्मणा। वाचि सत्यं गृहे लक्ष्मीः संततिश्चानपायिनी ॥ १० ॥ आयुर्यशोऽतिविपुलं व्रतकर्ता फलं लभेत्। इंद्राग्नियमलोकेषु नैर्ऋतानामपांपतेः ॥ ११ ॥ वायोः कुबेरस्येशस्य लोकेषु सुकृती प्रभुः। वसेच्चंद्रार्कलोके च लोकपालैश्च सेवितः ॥ १२ ॥

અગસ્ત્ય ઋષિ પૂછે છે—હે ભગવન્ ! મેં આપની કૃપાથી આ વ્રતનો વિસ્તાર સાંભળ્યો. હવે ચરાચરમાં દુર્લભ એવું અર્ધોદયવ્રત કહો.[१] હે પ્રભો ! જો તે વ્રત કરશે તો પ્રાણીઓનું જીવવું શુભ થશે, માટે હે કાર્તિકેય ! એ વ્રત કયે પ્રકારે કરવું ? અને કરવાથી શું ફળ થાય છે ? તે કહો.[२] કાર્તિકસ્વામી કહે છે—અર્ધોદય નામનો પુણ્યયોગ કહું છું તે સાંભળો. પશુઓને, મનુષ્યોને ને દેવોને પણ સર્વ કામના પૂર્ણ કરનાર એ યોગ અતિ દુર્લભ છે.[३] માઘ ( ગુજરાતી પોષ) માસની અમાવાસ્યા, વ્યતીપાત, રવિવાર ને શ્રવણ નક્ષત્ર એટલાં સાથે આવે તો અર્ધોદય કહેવાય છે. એ યોગ કરોડ સૂર્યગ્રહણ જેવો છે.[४] હે અગસ્ત્ય ! હે શુભ આચરણવાળા ! પૂર્વે વસિષ્ઠ, પરશુરામ, સનત્કુમાર વગેરેએ અને બીજા પણ કેટલાક વિદ્વાન્ પુરુષોએ ઉત્તમ અર્ધોદયવ્રત કર્યું હતું. એ વ્રત કરવાથી દાનોનું ને યજ્ઞોનું ફળ મળે છે.[५-६] જે માણસ ભક્તિથી અર્ધોદય વ્રત કરે છે, તેને સાત દ્વીપવાળી

પૃથ્વીના દાનનું પુણ્ય થાય છે.[૭] હે અગસ્ત્ય ! ગંગા, ગયા, પ્રયાગ, ત્રણ પુષ્કર ને માનસસરોવર વગેરે તીર્થોમાં સ્નાન ને દાન કરવાથી જે ફળ થાય છે, તે સઘળું ફળ અર્ધોદય વ્રત કરવાથી થાય છે. જે માણુસો વિધિથી અર્ધોદયવ્રત કરે છે, તેઓને દશ હજાર અશ્વમેધ યજ્ઞો, તેમ જ બીજા યજ્ઞો અને દેવાલય, ધર્મશાળા વગેરે ચણાવવાનું ફળ થાય છે.[૮-૯] જે માણસ વિધિપૂર્વક અર્ધોદયવ્રત કરે છે, તેની વાણીમાં સત્ય રહે છે. ઘરમાં અચળ લક્ષ્મી રહે છે, અવિચ્છિન્ન વંશ ચાલે છે.[૧૦] આયુષ્યની વૃદ્ધિ થાય છે અને કીર્તિ ફેલાય છે. તે ઈંદ્ર, અગ્નિ, યમ, વરુણ, વાયુ, કુબેર, ઇશાન, સૂર્ય અને ચંદ્રના લોકમાં વસે છે, ને તેની લોકપાળો સેવા કરે છે.[૧૧-૧૨]

गोकोटिदानजं पुण्यं सर्वतीर्थनिवासजम् । अर्धोदयजपुण्यस्य कलां नार्हति षोडशीम् ॥ १३ ॥ भूर्लोकाधिपतिश्चैव भुवर्लोकाधिपस्तु सः । स्वर्लोकेशो जनानां च तपोलोकस्य चेश्वरः ॥ १४ ॥ महर्लोके वसेन्नित्यं यावदिन्द्राश्चतुर्दश । ततो हिरण्यगर्भस्य पुरुषो व्रतकारकः ॥ १५ ॥ सत्यलोकाधिपः साक्षी लोकानां पुरुषोऽव्ययः । अर्धोदयप्रसादेन ब्रह्मलोके वसेत्तु सः ॥ १६ ॥ तथा मानेन विष्णुत्वं ब्रह्मा रुद्रस्ततो भवेत् । शिवलोके गणैः पूज्यो देवराजसमन्वितः ॥ १७ ॥ वसेच्छक्रेण मानेन व्रतस्यास्य प्रभावतः । ततो विष्णुस्वरूपेण त्रैलोक्याधिपतिर्भवेत् ॥ १८ ॥ शंखचक्रगदाधारी वनमाली हरिः स्वयम् । व्रतप्रभावाल्लक्ष्मीशो देवो नारायणो भवेत् ॥१९॥ अगस्त्य उवाच– स्कंद केन विधानेन कर्तव्यं व्रतमुत्तमम् । अर्धोदयं मनुष्याणां जीवितं दुर्लभं भुवि ॥ २० ॥

અર્ધોદયવ્રત કરવાથી જેટલું પુણ્ય થાય છે, તેના સોળમા ભાગ જેટલું પણ, કરોડો ગોદાનોથી થતું નથી, તેમ જ સર્વ તીર્થોમાં વસવાથી થતું નથી.[૧૩] જે માણસ એ વ્રત કરે છે, તે ભૂર્લોકનો રાજા થાય છે, સ્વર્ગનો રાજા થાય છે, તપોલોકનો રાજા થાય છે,[૧૪] ચૌદ ઈંદ્ર થઇ જાય ત્યાં સુધી મહર્લોકમાં વસે છે. પછી બ્રહ્માના સત્ય લોકમાં સર્વ લોકોનો સાક્ષી ને અવિનાશી થઇ રહે છે. પછી બ્રહ્મલોકમાં વસે છે.[૧૫-૧૬] તેટલાં પ્રમાણથી વિષ્ણુ ને બ્રહ્મા થઇ રહે છે, શિવલોકમાં મહાદેવ થઇ રહે છે ને તેની ગણો પૂજા કરે છે ને આ વ્રતના પ્રભાવથી ઈંદ્રમાન સુધી ઈંદ્રના લોકમાં રહે છે. પછી વિષ્ણુસ્વરૂપ થઇ ત્રણે લોકોનો અધિપતિ થઇ રહે છે.[૧૭-૧૮] શંખ, ચક્ર અને ગદા ધારણ કરનાર, વનમાળા પહેરનાર, લક્ષ્મીના પતિ, સાક્ષાત્ નારાયણ થઇ જાય છે.[૧૯] અગસ્ત્ય કહે છે–હે કાર્તિકેય ! ઉત્તમ અર્ધોદયવ્રત કયે પ્રકારે કરવું ? પૃથ્વીપર મનુષ્યોનું જીવિત અતિ દુર્લભ છે, ( માટે મને તે કહો. )[૨૦]

स्कंद उवाच– कृते कृतं वसिष्ठेन त्रेतायां रघुणा कृतम् । द्वापरे धर्मराजेन कलौ पूर्णोदरेण च ॥ २१ ॥ अन्यैर्देवमनुष्यैश्च दैत्यैश्च मुनिसत्तम । कृतमर्धोदयं सम्यक् सर्वकामफलप्रदम् ॥ २२ ॥ माघमासे कृष्णपक्षे पंचदश्यां रवेर्दिने । वैष्णवेन तु ऋक्षेण व्यतीपाते सुदुर्लभे ॥ २३ ॥ पूर्वाह्णे संगमे स्नात्वा शुचिर्भूत्वा समाहितः । सर्वपापविशुद्ध्यर्थं नियमस्थो भवेन्नरः ॥ २४ ॥ त्रिदैवत्यं व्रतं देवाः करिष्ये मुक्तिदं परम् । भवंतु सन्निधौ मेऽद्य त्रयो देवास्त्रयोऽग्नयः– इति नियममंत्रः ॥ २५ ॥ ब्रह्मविष्णुमहेशानां सौवर्णपलसंख्यया । कर्तव्यार्चा तदर्धेन तदर्धेन द्विजोत्तम ॥ २६ ॥ सार्धं शतत्रयं शंभोर्द्रोणानां तिलपर्वतः । कर्तव्यौ पर्वतौ विष्णुरुद्रयोः पूर्वसंख्यया । ( शंभुरत्र ब्रह्मा ) ॥ २७ ॥ शय्यात्रयं ततः कुर्यादुपस्करसमन्वितम् । देवतात्रयमुद्दिश्य कर्तव्यं भक्तिशक्तितः ॥ २८ ॥ ब्रह्मविष्णुशिवप्रीत्यै दातव्यं तु गवां त्रयम् । हिरण्यभूमिधान्यादिदानं विभवसारतः ॥ २९ ॥ दातव्यं श्रद्धयोपेतं ब्राह्मणेभ्यस्तु यत्नतः । मध्याह्ने तु नरः स्नात्वा शुचिर्भूत्वा समाहितः । तिलपर्वतमध्यस्थं पूजयेद्देवतात्रयम् ॥ ३० ॥

કાર્તિકસ્વામી કહે છે–આ વ્રત સત્યયુગમાં વસિષ્ઠ ઋષિએ કર્યું હતું, ત્રેતામાં રઘુરાજાએ કર્યું હતું, દ્વાપરયુગમાં યુધિષ્ઠિર રાજાએ કર્યું હતું, ને કલિયુગમાં પૂર્ણોદર ને બીજા પણ દેવ, મનુષ્ય તથા દૈત્યોએ સર્વ કામના પૂર્ણ કરનાર આ અર્ધોદયવ્રત વિધિથી કર્યું હતું.[૨૧-૨૨] માઘ ( ગુજરાતી પોષ ) માસની અમાસને દિવસે રવિવાર, શ્રવણ નક્ષત્ર ને વ્યતીપાત હોય તો તે દિવસે પ્રાતઃકાળમાં સંગમમાં (જ્યાં નદી સમુદ્રને મળતી હોય ત્યાં ) સ્નાન કરી પવિત્ર થઇ શુદ્ધિમાટે સાવધાનીથી નિયમ લેવો.[૨૩-૨૪] તેનો મંત્ર–' હે દેવો ! જેના ત્રણ દેવો છે ને જે મુક્તિ આપનાર છે, એવું વ્રત હું આજ કરીશ, માટે ત્રણ દેવો તથા ત્રણ અગ્નિ પાસે રહો.'[૨૫] પલ, અર્ધો પલ વા પા પલ સોનાની બ્રહ્મા, વિષ્ણુ ને શંકરની મૂર્તિ કરાવવી.[૨૬] સાડા ત્રણસો દ્રોણ તલનો બ્રહ્મા માટે પર્વત કરાવવો. વિષ્ણુ ને શંકર માટે પણ તેટલા જ તલના પર્વતો કરાવવા.[૨૭] ત્રણે દેવો માટે શક્તિ પ્રમાણે પ્રેમપૂર્વક ભક્તિથી ત્રણ શય્યા કરાવવી.[૨૮] બ્રહ્મા, વિષ્ણુ ને શંકરને પ્રસન્ન કરવામાટે ત્રણ ગોદાનો કરવાં. તેમ જ શક્તિ પ્રમાણે બ્રાહ્મણને શ્રદ્ધાથી પૃથ્વી, ધાન્ય અને સોનાનું દાન આપવું. મધ્યાહ્ન વખતે સ્નાન કરી પવિત્ર થઇ સાવધાનીથી તિલના પર્વત ઉપર રહેલા ત્રણ દેવોની પૂજા કરવી.[૨૯-૩૦]

तत्रादौ ब्रह्मपूजा– नमो विश्वसृजे तुभ्यं सत्याय परमेष्ठिने । देवाय देवपतये यज्ञानां पतये नमः ॥ ३१ ॥ ॐ ब्रह्मणे नमः पादौ पूजयामि । ॐ हिरण्यगर्भाय० ऊरू पू० । ॐ धात्रे नमः जानुनी पू० । ॐ परमेष्ठिने नमः

जंघे पू० । ॐ वेधसे० गुह्यं पू० । ॐ पद्मोद्भवाय० नाभिं पू० ॐ हंसवाहनाय० कटी पू० । ॐ शतानंदाय० वक्षःस्थलं पू० । ॐ सावित्रीपतये० बाहू पू० । ॐ ऋग्वेदाय० पूर्ववक्त्रं पू० । ॐ यजुर्वेदाय० दक्षिणवक्त्रं पू० । ॐ सामवेदाय० पश्चिमवक्त्रं पू० । ॐ अथर्ववेदाय० उत्तरवक्त्रं पू० । ॐ कपिलायै० कपोलौ पू० । ॐ चतुर्वक्त्राय० शिरः पू० । ततः कार्या लोकपालपूजा विप्रैः स्वमंत्रतः । हिरण्यगर्भपुरुष प्रधानाव्यक्तरूपक । प्रसीद सुमुखो भूत्वा पूजां गृह्ण नमोऽस्तु ते । इति ब्रह्मप्रार्थना ॥ ३२ ॥

તેમાં પ્રથમ બ્રહ્માની પૂજા કરવી–'હે બ્રહ્મન્! આપ જગતને ઉત્પન્ન કરનાર છો, સત્ય છો, પરમેષ્ઠી છો, દેવ છો, દેવોના પતિ છો ને યજ્ઞોના પતિ છો, તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું.'[31] એ મંત્ર ભણી નમસ્કાર કરવા. પછી અંગપૂજા કરવી–'ॐ ब्रह्मणे नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'हिरण्यगर्भाय०' થી સાથળની, 'धात्रे०' થી ઢીંચણની, 'परमेष्ठिने०' થી પીંડીની, 'वेधसे०' થી ગુહ્યની, 'पद्मोद्भवाय०' થી નાભિની, 'हंसवाहनाय०' થી કેડની, 'शतानन्दाय०' થી વક્ષ:સ્થળની, 'सावित्रीपतये०' થી બાહુની, 'ऋग्वेदाय०' થી પૂર્વ તરફના મુખની, 'यजुर्वेदाय०'થી દક્ષિણ મુખની, 'सामवेदाय०' થી પશ્ચિમ મુખની, 'अथर्ववेदाय०' થી ઉત્તર મુખની, 'कपिलाय०' થી ગાલની અને 'चतुर्वक्त्राय नमः शिरः पू०' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી. પછી લોકપાલોની પૂજા તે તે લોકપાલના મંત્રથી કરવી. 'હે હિરણ્યગર્ભ! આપ પુરુષ છો, પ્રધાન છો, અવ્યક્ત સ્વરૂપવાળા છો. હે દેવ! હું આપને નમસ્કાર કરૂં છું, (મારાપર) પ્રસન્ન થાઓ ને સુમુખ થઇ પૂજાનો સ્વીકાર કરો.'[32] એ મંત્ર ભણી બ્રહ્માની પ્રાર્થના કરવી.

नारायण जगन्नाथ नमस्ते गरुडध्वज । पीतांबर नमस्तुभ्यं जनार्दन नमोऽस्तु ते ॥ ३३ ॥ ॐ अनंताय० पादौ पू० । ॐ विश्वरूपाय० ऊरू पू० ॥ ॐ मुकुंदाय० जानुनी पू० । ॐ गोविंदाय० जंघे पू० । ॐ प्रद्युम्नाय० गुह्यं पू० । ॐ पद्मनाभाय० नाभिं पू० । ॐ भुवनोदराय० उदरं पू० । ॐ कौस्तुभवक्षसे० वक्षः पू० । ॐ चतुर्भुजाय० बाहू पू० ॥ ॐ विश्वतोमुखाय० मुखं पू० । ॐ सहस्रशिरसे देवायानंताय० शिरः पू० ॥ आदित्यचंद्रनयन दिग्बाहो दैत्यसूदन । पूजां कृतां मया भक्त्या गृहाण करुणाकर ॥ ३४ ॥ इति विष्णुप्रार्थना ।

પછી નારાયણની પૂજા કરવી. 'હે નારાયણ! આપ જગતના નાથ છો, ગરુડધ્વજ છો, પીળાં વસ્ત્ર પહેરો છો ને માયાને પીડનાર છો, આપને નમસ્કાર કરૂં છું.'[33] એ મંત્ર ભણી નમસ્કાર કરવા. પછી વિષ્ણુની અંગપૂજા કરવી; તેનો પ્રકાર–'ॐ अनंताय नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'विश्वरूपाय०'થી સાથળની 'मुकुंदाय०'થી ઢીંચણની, 'गोविंदाय०'થી પીંડીની, 'प्रद्युम्नाय०'થી ગુહ્યની, 'पद्मनाभाय०'થી નાભિની, 'भुवनोदराय०'થી પેટની, 'कौस्तुभवक्षसे०'થી વક્ષ:સ્થલની, 'चतुर्भुजाय०'થી બાહુની, 'विश्वमुखाय०'થી મુખની ને 'सहस्रशिरसे देवायानंताय नमः शिरः पूजयामि' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી. 'હે વિષ્ણુ! સૂર્ય ને ચંદ્ર આપનાં નેત્ર છે, દિશારૂપી હાથ છે, આપ દૈત્યોનો નાશ કરનાર છો ને દયાના સમુદ્ર છો.'[34] એ મંત્ર ભણી વિષ્ણુની પ્રાર્થના કરવી.

महेश्वर महेशान नमस्ते त्रिपुरांतक । जीमूतकेशाय नमो नमस्ते वृषभध्वज ॥ ३५ ॥ ॐ ईशानाय० पादौ पू० ॥ ॐ चंद्रशेखराय० जंघे पू० । ॐ पशुपतये० जानुनी पू० । ॐ शंकराय० ऊरू पू० । ॐ उमाकांताय० गुह्यं पू० । ॐ नीललोहिताय० नाभिं पू० । ॐ कृत्तिवाससे० उदरं पू० । ॐ नागयज्ञोपवीतिने० हृदयं पू० । ॐ भुजंगभूषणाय० बाहू पू० । ॐ नीलकण्ठाय० कंठं पू० । ॐ पंचवक्त्राय० मुखं पू० । ॐ कपर्दिने न० शिरः पूजयामि । अंधकारेऽप्रमेयात्मन्नमो लोकांतकाय च । पूजां मया कृतां भक्त्या गृहाण वृषभध्वज ॥ ३६ ॥ इति महेश्वरप्रार्थना ॥

પછી મહાદેવની પૂજા કરવી. 'હે મહેશ્વર! આપ મોટા ઈશ છો, ત્રિપુરાસુરનો નાશ કરનાર છો, આપના મેઘરૂપી કેશ છે, આપની ધ્વજામાં બળદ છે, હું આપને નમસ્કાર કરું છું.'[35] એ મંત્ર ભણી મહાદેવને નમસ્કાર કરવા. અંગપૂજા–'ॐ ईशानाय नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'चंद्रशेखराय०'થી પીંડીની, 'पशुपतये०'થી ઢીંચણની, 'शंकराय०'થી સાથળની, 'उमाकान्ताय०'થી ગુહ્યની, 'नीललोहिताय०'થી નાભિની, 'कृत्तिवाससे०'થી પેટની, 'नागयज्ञोपवीतिने०'થી હૃદયની, 'भुजङ्गभूषणाय०'થી બાહુની, 'नीलकंठाय०'થી કંઠની, 'पञ्चवक्त्राय०'થી મુખની અને 'कपर्दिने नमः शिरः पूजयामि' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી. 'હે મહાદેવ! આપ અંધકાસુરના શત્રુ છો, પ્રમાણરહિત છો ને લોકનો સંહાર કરનાર છો, હું આપને નમસ્કાર કરું છું. મેં ભક્તિથી કરેલી પૂજાનું ગ્રહણ કરો.'[36] એ મંત્ર ભણી મહાદેવની પ્રાર્થના કરવી.

इति पूजाक्रमः प्रोक्तो मन्त्रैरेतैः प्रयत्नतः । आचार्यं पूजयेद्भक्त्या वस्त्रालंकारभूषणैः ॥ ३७ ॥ हस्तमात्रा कर्णमात्रा पीठं छत्रं कमंडलुः । श्वेतवस्त्रयुगं देयं ब्रह्मणे सर्वमूर्तये ॥ ३८ ॥ पीतवस्त्रयुगं विष्णोर्लोहितं शंकरस्य च । पंचामृतेन स्नपनं पूजनं कुसुमैः स्वकैः ॥ ३९ ॥ कमलैस्तुलसीपत्रैर्बिल्वपत्रैरखंडितैः । तत्कालसंभवैर्दिव्यैः पूज्या देवा यथाक्रमम् ॥ ४० ॥ यथाशक्त्या प्रकर्तव्यं व्रतमेतत्सुदुर्ल-

मम् । जीवितं प्राणिनामेतदनित्यं निश्चितं यतः ॥ ४१ ॥ अथ व्रतांगहोमस्य विधानं शृणु यत्नतः। देवतात्रयमुद्दिश्य शास्त्रदृष्टेन कर्मणा ॥ ४२ ॥ ब्रह्मणे विष्णुरूपाय शिवरूपाय ते नमः। अनेनैव च मन्त्रेण वह्निं संस्थाप्य भक्तितः ॥४३॥ ततो होमं प्रकुर्वीत सहस्रत्रयसंमितम् । तिलाज्यशर्कराश्चैव होमद्रव्यं पृथक् पृथक् ॥ ४४ ॥ ब्रह्मजज्ञानमन्त्रेण ब्रह्मणे च तिलान् हुनेत् । आज्यं चैव इदं विष्णुस्त्र्यंबकं शर्करां हुनेत् ॥ ४५ ॥ अथ होमावसाने तु गां च दद्यात्पयस्विनीम् । स्वर्णशृंगीं रौप्यखुरां घंटाभरणभूषिताम् ॥ ४६ ॥ ताम्रपृष्ठीं कांस्यदोहां सर्वोपस्करसंयुताम् । सदक्षिणां सुशीलां च आचार्याय निवेदयेत् ॥ ४७ ॥ तेन दत्तं हुतं जप्तमिष्टं यज्ञैः सहस्रधा । कृतकृत्यो भवेन्मर्त्यो व्रतस्यास्य प्रभावतः ॥ ४८ ॥ एवं तव मयाऽऽख्यातं दुर्लभं व्रतमुत्तमम् । अर्धोदयं यथावृत्तं किमन्यत्परिपृच्छसि ॥ ४९ ॥ इति श्रीस्कंदपुराणे अर्धोदयव्रतं संपूर्णम् ।

એ પ્રમાણે મંત્રો ભણી પૂજા કર્યા પછી વસ્ત્ર ને અલંકારવડે આચાર્યની પૂજા કરવી.[૩૭] સર્વસ્વરૂપી બ્રહ્માને કડાં, કુંડલો, આસન, છત્ર, કમંડલુ ને બે ધોળાં વસ્ત્રો આપવાં.[૩૮] વિષ્ણુને પીળાં ને શંકરને બે લાલ વસ્ત્રો આપવાં. પંચામૃતથી સ્નાન કરાવી, કમળવડે બ્રહ્માની, તુલસીપત્રથી વિષ્ણુની ને બિલ્વદલથી શંકરની પૂજા કરવી. તેમ જ તે સમયમાં થયેલાં ઉત્તમ પુષ્પોવડે પૂજા કરવી.[૩૯-૪૦] અતિ દુર્લભ એવું આ વ્રત યથાશક્તિ કરવું, કારણ કે આ મનુષ્યોનું જીવવું અનિશ્ચિત છે.[૪૧] હવે હોમ કે, જે વ્રતનું અંગ છે તે કહું છું, તે સાંભળો. શાસ્ત્રમાં કહેલા વિધિથી ત્રણે દેવોના ઉદ્દેશથી હોમ કરવો.[૪૨] 'બ્રહ્મારૂપ, વિષ્ણુરૂપ ને શંકરરૂપ આપને નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણી ભક્તિથી અગ્નિની સ્થાપના કરી તિલ, ઘી ને સાકરનો ત્રણ હજાર વખત અલગ અલગ હોમ કરવો.[૪૩-૪૪] 'ब्रह्मजज्ञानं०' એ મંત્ર ભણી બ્રહ્માને તિલની આહુતિ આપવી, 'इदं विष्णु०' એ મંત્ર ભણી વિષ્ણુને ઘીની આહુતિ આપવી ને 'त्र्यम्बकं०' એ મંત્ર ભણી મહાદેવને સાકરની આહુતિ આપવી.[૪૫] હોમ પૂરો થયા પછી પુષ્કળ દૂધવાળી, સોનાનાં શીંગડાંવાળી, રૂપાની ખરીવાળી, ઘંટાથી ને અલંકારોથી શોભિત, ત્રાંબાના પીઠવાળી, સામગ્રીવાળી, સારા સ્વભાવવાળી એક ગાય દક્ષિણાસહિત આચાર્યને આપવી.[૪૬-૪૭] તેને દોહવા માટે કાંસાનું વાસણ આપવું. તે દિવસે દાન, હોમ, જપ ને કેટલાક પ્રકારના યજ્ઞો કરવાથી આ વ્રતના પ્રભાવથી મનુષ્ય કૃતાર્થ થાય છે.[૪૮] અતિ દુર્લભ ને ઉત્તમ અર્ધોદયવ્રત મેં સાંભળ્યા પ્રમાણે કહી સંભળાવ્યું. હવે બીજું શું પૂછો છો ?[૪૯] એ પ્રમાણે સ્કંદપુરાણમાં અર્ધોદય વ્રત કહેલું છે.

इत्यमावास्याव्रतानि समाप्तानि ।



# ૧ અધિકમાસનાં વ્રતો

अथ मलमासव्रतानि लिख्यंते ॥ श्रीरुवाच–देवदेव जगन्नाथ भुक्तिमुक्तिप्रदायक । कथयस्व प्रसादेन लोकानां हितकाम्यया । कथयंति मुनिश्रेष्ठाः कृष्णद्वैपायनादयः । अदत्तं नैव लभ्येत दत्तमेवोपतिष्ठते। यथा वंध्या गृहस्थस्य पतिवंशविनाशिनी । तथा दानविहीनस्य जन्म सर्वं निरर्थकम् । तथापि कथयंतीह दैवज्ञाः शास्त्रकोविदाः । क्षौरं मौंजी विवाहश्च व्रतं काम्योपवासकम् । मलिम्लुचे सदा त्याज्यं गृहस्थेन विशेषतः। अधिमासे च संप्राप्ते किं कार्यं व्रतमुत्तमम् । कस्योद्देशेन दातव्यं किं परत्र प्रदायकम् ।

લક્ષ્મી કહે છે–હે દેવોના દેવ ! હે જગન્નાથ ! હે ભોગ તથા મોક્ષ આપનાર ! હું લોકોના કલ્યાણ માટે પૂછું છું, તેનો કૃપા કરી ઉત્તર આપો. વેદવ્યાસ આદિ મોટા મોટા મુનિઓ કહે છે કે, જો પૂર્વ જન્મમાં ન દીધેલું હોય તો આ જન્મમાં પ્રાપ્ત થતું નથી, પણ દીધેલું પ્રાપ્ત થાય છે. જેમ વાંઝણી સ્ત્રી પોતાના પતિના વંશનો નાશ કરે છે, તેમ જે માણસ દાન નથી કરતો, તેનો જન્મ નિરર્થક છે ( એટલે નષ્ટ થાય છે ), તેમ જ જ્યોતિષી તથા વિદ્વાનો કહે છે કે, અધિક માસમાં ક્ષૌર (બાળમોવાળા ઉતરાવવા) જનોઇ, વિવાહ તેમ જ કામ્યવ્રત–એ સઘળાંનો ગૃહસ્થાશ્રમીએ અવશ્ય ત્યાગ કરવો. હે દેવ ! અધિકમાસમાં કયું વ્રત કરવું ? ને કોના ઉદ્દેશથી દાન કરવું, જેથી પરલોકમાં ફળ મળે.

श्रीकृष्ण उवाच– शृणु देवि महाभागे सर्वलोकस्य हेतवे । स्वयं दाता स्वयं भोक्ता यो ददाति द्विजातये। नान्यो दाता न भोक्ता च इह लोके परत्र च । असंक्रांते च मासे वै मामुद्दिश्य व्रतं चरेत् । अधिमासस्य देवोऽहं पुरुषोत्तमसंज्ञकः । स्नानं दानं जपं होमं स्वाध्यायं पितृतर्पणम् । देवार्चनमथान्यच्च ये कुर्वंति मनुष्यजाः । अक्षयं तद्भवेत्सर्वं ममोद्देशेन यत्कृतम् । मलमासो गतः शून्यो येषां देवि प्रमादतः । दारिद्र्यं पुत्रशोकं च पापपंकविगर्हितम् । मर्त्यलोके भवेज्जन्म तेषां देवि न संशयः । सुखप्रदाऽसि देवि त्वं येऽर्चयंति द्विजोत्तमान् । यदा मलिम्लुचो मासः प्राप्यते मानवैः प्रिये । महोत्सवस्तदा कार्य आत्मनो हितकांक्षिभिः । कृष्णपक्षे चतुर्दश्यां नवम्यां वा

सुरेश्वरि । अष्टम्यां वाऽथ कर्तव्यं व्रतं शोकविनाशनम् । यथालाभोपचारेण मासे चास्मिन्मलिम्लुचे । पुण्येऽह्नि प्रातरुत्थाय कृत्वा पौर्वाह्णिकीं क्रियाम् । गृह्णीयान्नियमं पश्चाद्वासुदेवं हृदि स्मरन् । उपवासस्य नक्तस्य एकभक्तस्य भामिनि । एकस्य निश्चयं कृत्वा ततो विप्रान्निमंत्रयेत् । सपत्नीकान्सदाचारान्सुरूपान्सुरवेषकान् । श्रुताध्ययनसंपन्नान् कुलीनान् ज्ञातिसंभवान् । ततो मध्याह्नसमये लक्ष्मीयुक्तं सनातनम् । स्थापयेदव्रणे कुंभे वेदमन्त्रैर्द्विजोत्तमैः । पूजयेत्परया भक्त्या गोत्रिभिः सपितामहम् । गंधतोयेन संस्नाप्य शुभैः पंचामृतैस्तथा-चंदनेन सुगंधेन पुष्पैर्नानाविधैः प्रिये । मिष्टान्नैर्नवनैवेद्यैर्धूपदीपादिभिस्तथा । आच्छादयेत्सुवस्त्रैश्च पीतवस्त्रैर्विशेषतः । घंटामृदंगनिर्घोषशंखध्वनिसमन्वितम् । आरार्तिकं व्रती कुर्यात्कर्पूरागुरुचंदनैः । अलाभे तूल्मुकेनापि फलानंत्यस्य सिद्धये । ताम्रपात्रस्थितं तोयं चंदनाक्षतपुष्पकैः । अर्घ्यं दद्यात्सपत्नीकः प्रहृष्टेनांतरात्मना । नारंगैर्नालिकेरैश्च फलैर्नानाविधैः शुभैः । पंचरत्नैः समायुक्तं जानुनी कृत्य भूतले । आरोप्य भाले हस्ताभ्यां श्रद्धाभक्तिसमन्वितः । मन्त्रेणानेन देवेशि ब्रह्मणा सह मां स्मरन् ।

શ્રીકૃષ્ણ કહે છે–હે દેવિ ! હે મોટાં ભાગ્યવાળી ! સર્વ લોકોના હિત માટે કહું છું તે સાંભળો. જે માણસ બ્રાહ્મણને આપે છે,તેજ આ લોકમાં વા પરલોકમાં દાતા ને ભોક્તા થાય છે, પણ બીજો કોઇ થતો નથી. અધિકમાસમાં મને ઉદ્દેશીને વ્રત કરવું; કારણ કે તે માસનો અધિષ્ઠાતા દેવ હું છું. તે વખતનું મારું નામ પુરુષોત્તમ છે. જે માણસો અધિક માસમાં મારા ઉદ્દેશથી સ્નાન, દાન, જપ, હોમ, સ્વાધ્યાય, પિતૃતર્પણ, દેવપૂજા ને બીજું પણ જે કાંઈ કરે છે, તેનું તે સઘળું અક્ષય થાય છે. હે દેવિ ! જે માણસોનો અધિક માસ પ્રમાદથી દાન ધર્મ વગરનો ચાલ્યો જાય છે, તેઓને દારિદ્ર્ય આવે છે ને પુત્રશોક, પાપ ને નિંદા થાય છે તથા તેને પૃથિવી ઉપર જન્મવું મરવું પડે છે, એમાં સંશય નથી. હે દેવિ ! જે માણસો અધિક માસમાં ઉત્તમ બ્રાહ્મણોની પૂજા કરે છે, તેને તમે સુખ આપો છો. હે પ્રિયે ! જ્યારે અધિક માસ આવે ત્યારે પોતાનું કલ્યાણ ઇચ્છનાર પુરુષોએ મોટો ઉત્સવ કરવો. હે સુરેશ્વરિ ! અધિકમાસમાં કૃષ્ણ ચતુર્દશીને, નવમીને વા અષ્ટમીને દિવસે મળેલા ઉપચારોથી પાપ નાશ કરનારું વ્રત કરવું. એ પુણ્ય દિવસે પ્રાતઃકાલમાં ઉઠી પ્રાતઃકાલનું કૃત્ય કરી. વાસુદેવનું સ્મરણ કરતાં કરતાં ઉપવાસ, નક્ત ભોજન વા એક વખત ભોજન–હરકોઇનો નિશ્ચય કરી નિયમ લેવો. પછી શુભ આચારવાળા, રૂપાળા, સુંદર વેશવાળા, વેદ ભણેલા તથા કુલીન બ્રાહ્મણોને તથા તેમની સ્ત્રીઓને નિમંત્રણ આપવાં. મધ્યાહ્ન વખતે બ્રાહ્મણોની પાસે વેદમંત્રોવડે છિદ્રરહિત ઘડામાં લક્ષ્મીસહ નારાયણની ને બ્રહ્માની સ્થાપના કરાવવી. પછી સગાં સંબંધીઓની સાથે પરમ ભક્તિથી પૂજા કરવી. સુગંધી જળથી ને સુંદર પંચામૃતથી સ્નાન કરાવવું. સુગંધી ચંદન ચડાવવું, ધૂપ ને દીપ કરવા, નાના પ્રકારનાં મિષ્ટાન્નોના નૈવેદ્ય કરવાં, ઉત્તમ પીળાં વસ્ત્રો ઓરાડવાં, ઘંટા ને મૃદંગ વગાડવાં, શંખધ્વનિ કરવા, કર્પૂર, અગુરુ, ચંદનની આરતી ઉતારવી, તે ન મળે તો ઉંબાડીઆંથી પણ આરતી ઉતારવી, જેથી અનંત ફળ થાય છે. પછી ત્રાંબાના પાત્રમાં જળ, ચંદન, અક્ષત, પુષ્પ, નારંગી, નાળીએર, અને બીજાં પણ નાના પ્રકારનાં ફળો ને પંચરત્ન નાંખી તે પાત્ર ભાલ સૂધી ઉંચું લઈ, મારું ને બ્રહ્માનું સ્મરણ કરી, ઘુંટણ પૃથ્વી ઉપર રાખી, ભક્તિથી તથા શ્રદ્ધાથી સ્ત્રી પુરુષ બન્નેએ અર્ઘ્ય આપવો, તેનો મંત્ર–

देवदेव महादेव प्रलयोत्पत्तिकारक । गृहाणार्घ्यमिमं देव कृपां कृत्वा ममोपरि–इत्यर्घ्यदानमंत्रः ॥ स्वयंभुवे नमस्तुभ्यं ब्रह्मणेऽमिततेजसे । नमोऽस्तु ते श्रियानंत दयां कुरु ममोपरि । एवं संप्रार्थ्य गोविंदं पूजयेद्ब्राह्मणांस्ततः । सपत्नीकान् शुचीन् स्नातान् लक्ष्मीनारायणौ स्मरन् । परिधाप्य यथाशक्त्या वस्त्रैर्भूषणकुंकुमैः । अलंकृत्य विधानेन भोजयेद्घृतपायसैः । द्राक्षाभिश्च कपित्थैश्च पनसैः कदलीफलैः । नारिकेलैश्च नारिंगैः कूष्माण्डैर्दाडिमीफलैः । घृतपक्वान्नगोधूमैः शुभैः सोहालिकैर्वटैः । शार्करैर्घृतपूरैश्च फाणितैः खंडमंडकैः । वृंताककर्कटीशाकैः शृंगबेरैः समूलकैः । अन्यैश्च विविधैः शाकै रम्यपाकैः पृथक्पृथक् । भक्ष्यैर्भोज्यैश्च लेह्यैश्च चोष्यैः पानीयकैस्तथा । तत्र चावसरं प्राप्य परिविष्य मृदु ब्रुवन् । इदं स्वादु इदं भोज्यं भवदर्थं निवेदितम् । याच्यतां रोचते यच्च यन्मया पाचितं ततः। धन्योऽस्म्यनुगृहीतोऽस्मि पावितं मम मंदिरम् । इति प्रार्थ्य ततो विप्रान् दत्त्वा तांबूलदक्षिणाम् । अन्यान्यपि च दानानि देयानि विविधानि च । वित्तशाठ्यं न कुर्वीरन्निच्छंतः श्रेय आत्मनः । विसर्जयेत्सपत्नीकान् हस्ते दत्त्वा च मोदकान् । आसीमांतमनुव्रज्य भुञ्जीत बंधुभिः सह । असंक्रांतव्रतं नारी या करोति मम प्रिये । दारिद्र्यं पुत्रशोकं च वैधव्यं न लभेच्च सा । पुरुषोऽप्येवंविधो देवि यदि कुर्यान्मलिम्लुचम् । मलिम्लुचं प्राप्य न पूजितो यैः श्रीनाथदेवः परयेह भक्त्या । तेषां कथं स्यात्तु सुखं च संपत्पुत्रः सुहृत् स्वजनश्चापि भार्या ॥ इति भविष्ये मलमासव्रतम् ।

'હે દેવના દેવ ! આપ મોટા દેવ છો, જગતની ઉત્પત્તિ ને નાશ કરનાર છો. હે દેવ ! મારી ઉપર કૃપા કરી આ અર્ઘ્યનું ગ્રહણ કરો.' પછી 'હે અનંત ! આપ સ્વયંપ્રકાશ છો, બ્રહ્મ છો ને અમિત તેજવાળા છો તેને તથા લક્ષ્મીને નમસ્કાર કરું છું.

મારી ઉપર કૃપા કરો.' એ પ્રકારે વિષ્ણુની પ્રાર્થના કરી તેનું તથા લક્ષ્મીનું સ્મરણ કરતાં કરતાં પવિત્ર બ્રાહ્મણોની તથા તેઓની સ્ત્રીઓની પૂજા કરવી. યથાશક્તિ કેસર ચોપડવું, વસ્ત્ર ને અલંકાર પહેરાવવા. એવી રીતે શણગાર્યાં પછી તેઓને જમાડવાની તજવીજ કરવી. ઘી, દૂધપાક, દરાખ, કોઠ, પનસ, કેળાં, નાળિયેર, નારંગી, કોળાં, દાડિમ, ઘીમાં તળેલી ઘઉંની સામગ્રી, સુંવાળી, વડાં, સાકરનાં ઘેબર, ખડમંડાં, વંતાક, કાકડી, આદું, મૂળા ને બીજાં જૂદા જૂદા પ્રકારનાં શાક, ભક્ષ્ય ( લાડુ વગેરે ), ભોજ્ય (શીરા વગેરે), લેહ્ય ( મધ વગેરે ) ને ચોષ્ય ( આંબા વગેરે ) આગળથી પીરસી રાખી જળનાં ભરેલાં પાત્રો પાસે મૂકી, મધુર વાણીથી કહેવું કે, 'હે મહારાજો ! આપમાટે સ્વાદિષ્ઠ ભોજન તૈયાર છે. મેં જે તજવીજ કરી છે તેમાંથી આપને જે રુચે તે વળી માગી લેજો. આજ મને ધન્ય છે કે મારા ઉપર અનુગ્રહ કર્યો, મારું ઘર પવિત્ર કર્યું,' એવી રીતે પ્રાર્થના કરવી. ભોજન કરી રહ્યા પછી તેઓને તાંબૂલ ને દક્ષિણા આપવી. તેમ બીજાં પણ કેટલાંક દાનો આપવાં. જો કલ્યાણની ઇચ્છા હોય તો દ્રવ્યનો લોભ કરવો નહિ. પછી બ્રાહ્મણોના તથા તેઓની સ્ત્રીઓના હાથમાં લાડવા આપી તેઓને વિદાય કરવાં ને સીમાડા પર્યંત વળાવા જવું. પછી સગાં સંબંધીઓની સાથે ભોજન કરવું. હે પ્રિયે ! જે સ્ત્રી અધિકમાસમાં મારું વ્રત કરે છે, તેણીને દરિદ્રપણું, પુત્રનો શોક ને વિધવાપણું આવતું નથી. હે દેવિ ! પુરુષે પણ અધિક માસમાં તેવી જ રીતે વ્રત કરવું. હે દેવિ ! જે માણસો અધિક માસમાં પરમ ભક્તિથી વિષ્ણુનું પૂજન કરતા નથી, તેઓને સુખ, સંપત્તિ, પુત્ર તથા મિત્ર સંબંધી સુખ તે કેમ મળે ? અર્થાત્ ન મળે. એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં અધિક માસનું વ્રત કહેલું છે.

## અધિકમાસનું ઇતિહાસસહિત બીજું વ્રત

अथेतिहाससहितं व्रतांतरं तत्रैव ॥ युधिष्ठिर उवाच– अधिमासस्य माहात्म्यं मार्कंडेय मुने वद । जपयज्ञादिकं पुण्यं वक्तव्यमृषिसत्तम ॥ १ ॥ किं कर्तव्यं च विप्रेंद्र गंगास्नानं च दुर्लभम् । कथयस्व महाप्राज्ञ कृपया द्विजपुंगव ॥ २ ॥ मार्कंडेय उवाच– मलमासस्तु मासानां मलिनः पापसंभवः । तस्य पापविशुद्ध्यर्थं मलमासव्रतं कुरु ॥ ३ ॥ प्रतिपत्तिथिमारभ्य अमावास्यावधिर्भवेत् । उपवासेन नक्तेन ह्येकभक्तेन वा नृप ॥ ४ ॥ एकस्य नियमं कृत्वा दानं दद्याद्दिने दिने । दानं कुर्यादपूपानां दक्षिणाघृतसंयुतम् ॥ ५ ॥ अंते चोद्यापनं कुर्यात्संपूज्य मधुसूदनम् । उपोष्य च चतुर्दश्यां सर्वपापैः प्रमुच्यते ॥ ६ ॥ दरिद्रेण व्यतीपाते ऽप्यथवा द्वादशीदिने । पौर्णमास्यां चतुर्दश्यां नवम्यां वा नृपोत्तम ॥७॥ अष्टम्यां वाथ कर्तव्यं व्रतं शोकविनाशनम् । यथाशक्त्योपचारेण मासे चास्मिन्मलिम्लुचे ॥ ८ ॥ त्रयस्त्रिंशदपूपांश्च प्रदद्याद्घृतसंयुतान् । श्रीसूर्यप्रीतये राजन्सर्वपापविमुक्तये ॥ ९ ॥ पात्रे जनार्दनप्रीत्या दानं तत्सफलं भवेत् । मलमासे तु संप्राप्ते कार्तिके श्रावणेऽपि वा ॥१०॥

ભવિષ્યપુરાણમાં જ અધિકમાસનું ઇતિહાસસહિત બીજું વ્રત કહેલું છે. યુધિષ્ઠિર પૂછે છે–હે માર્કંડેય ! હે મુને ! હે ઋષિશ્રેષ્ઠ ! અધિકમાસનું માહાત્મ્ય અને જપ, યજ્ઞ વગેરે કરવાનું પુણ્ય મને કહો.[1] હે મહારાજ ! ગંગાસ્નાન તો અતિ દુર્લભ છે, માટે કૃપા કરી કહો કે શું કરવું ?[2] માર્કંડેય ઋષિ કહે છે–મલમાસ (અધિક માસ ) સઘળા માસો કરતાં મલિન ને પાપથી ઉત્પન્ન થયેલો છે. તેનાં પાપની શુદ્ધિ માટે મલમાસનું વ્રત કરવું.[3] હે રાજન્ ! સુદિ પડવાથી આરંભી અમાવાસ્યા સુધી એ વ્રત કરવું. તેમાં ઉપવાસ, નક્તભોજન વા એક વખત ભોજન, એ ત્રણમાંથી એકનો નિયમ લેવો. હંમેશાં દાન આપવું. પુડલા, ઘી ને દક્ષિણા આપવી.[4-5] અંતે વિષ્ણુનું પૂજન કરી ઉદ્યાપન કરવું. ચતુર્દશીને દિવસે ઉપવાસ કરવાથી સઘળાં પાપો દૂર થાય છે.[6] દરિદ્ર પુરુષે વ્યતીપાત, બારશ, પૂર્ણિમા, ચતુર્દશી, નવમી વા અષ્ટમીને દિવસે આ વ્રત કરવું, જેથી શોકનો નાશ થાય. હે રાજન્ ! અધિકમાસમાં પોતાની શક્તિ પ્રમાણે ઘી સહિત તેત્રીશ પૂડલા આપવા, જેથી સૂર્ય નારાયણ પ્રસન્ન થાય ને સઘળાં પાપો દૂર થાય.[7-9] અધિકમાસમાં, કાર્તિકમાસમાં વા શ્રાવણમાસમાં પાત્ર બ્રાહ્મણને દાન આપવાથી તે સફળ થાય છે ને વિષ્ણુ પ્રસન્ન થાય છે.[10]

युधिष्ठिर उवाच– मलमासः कथं ज्ञेयः सर्वज्ञ मुनिसत्तम । तद्ब्रूहि सकलं विप्र विस्तरेण यथातथम् ॥ ११ ॥ मार्कंडेय उवाच– यस्मिन्मासे न संक्रांतिः संक्रांतिद्वयमेव वा । मलमासक्षयौ ज्ञेयौ सर्वधर्मविवर्जितौ ॥ १२ ॥ एवं संज्ञौ यदा मासावेकस्मिन्वत्सरे क्वचित् । उत्तरे देवकार्याणि पितृकार्याणि दक्षिणे ॥ १३ ॥ मलमासे तु संप्राप्ते संध्योपासनतर्पणे । नित्यं हि सकलं श्राद्धदानादिनियमव्रतम् ॥ १४ ॥ ब्रह्महत्यादिपापानि नश्यंत्येतद्व्रतेन हि ॥ मार्कंडेय उवाच– शृणु धर्मभृतां श्रेष्ठ कौशिको नाम वै द्विजः ॥ १५ ॥ महातपा ध्यानरतः सत्यसंधो जितेंद्रियः । विष्णुभक्तः सदा विप्रो वेदधर्मपरायणः ॥ १६ ॥ तस्य सूनुर्महाक्रूरो द्विजो मैत्रेयनामकः । कामांधः स्वजनत्रासी साधुद्वेषकरोऽधमः ॥ १७ ॥ अधर्मिष्ठः पापरतिः शिवश्रीविष्णुनिंदकः । गोत्रपीडाकरः पापो राहुरिव दिवाकरे ॥ १८ ॥ दारुणो दारुणाचारः सर्वभूतविहिंसकः । मद्यपानरतो मूढो दस्युभिः सह संगतः ॥ १९ ॥ गते बहुतरे काले स तु राजन्यसत्तम । एकदा हयमारुह्य प्रयातो विपिनं प्रति ॥ २० ॥ व्यवसायिस्वरूपेण सौराष्ट्रं नगरो-

त्तमम् । भृत्यैश्च सहितो विप्रवधं कृत्वा स्वहस्ततः ॥ २१ ॥ शस्त्रास्त्रकर्मभिर्घोरैर्धनं च हृतवान्बहु । हाहाकारो महान् जातः सौराष्ट्रनगरे ततः ॥ २२ ॥ सर्वैर्नागरिकैः पापो लोकैर्विनिहतो नृप । इत्थं स कृतवान्पापो मूढो विप्रकुलाधमः ॥ २३ ॥ प्रतिषिद्धं च यत्कर्म कृतं तत्पापसंचयात् । भस्मीभूतं च तद्राष्ट्रं ब्राह्मणस्य विघाततः ॥ २४ ॥ मैत्रेयः स्वजनैः सार्धं ब्रह्महत्यादिदोषभाक् । तत्पापं च महच्छ्रुत्वा चागता यमकिंकराः ॥२५ ॥ छिंधिभिंधि वचो घोरं ब्रुवाणा दंडमुद्गरैः । अताडयंश्च तं मूढं तालवृक्षशिलातले ॥ २६ ॥ इत्थं चानेकदंडांश्च कृत्वा पश्चाद्यमालयम् । तैर्नीतोऽसौ पापरूपी यदा कौशिकनंदनः ॥ २७ ॥ घोरे वै कृमिकुंडे च मैत्रेयः स निपातितः । यमाज्ञया ततः पापं पंचद्वयसहस्रकम् ॥ २८ ॥ भुंजन्वै विप्रहत्योत्थं ज्वलितस्तीव्रवह्निना । इत्थं भुंक्ते स्म मैत्रेयोऽनेकशः सर्वयातनाः ॥ २९ ॥ तद्दृष्ट्वा नारदोऽभ्येत्य कौशिकं चाब्रवीदिदम् । लांछनं ब्रह्महत्यानां त्वत्कुले मुनिसत्तम ॥ ३० ॥ तत्पापपरिहारार्थं व्रतं चेदं महोत्तमम् । श्रुतिशास्त्रेषु संशोध्य ऋषिभिः कथितं कुरु ॥ ३१ ॥ तच्छ्रुत्वा कौशिकः प्राह पुत्रोद्धरणहेतुना ।

યુધિષ્ઠિર પૂછે છે—હે સર્વજ્ઞ ! હે મુનિસત્તમ ! મલમાસ કેમ જાણવો ? તે સઘળું વિસ્તારથી યથાર્થ કહો.[११] માર્કંડેય કહે છે—જે માસમાં સંક્રાંતિ ન હોય, તે મલમાસ કહેવાય છે ને જે માસમાં સંક્રાંતિ બે હોય, તે ક્ષય માસ કહેવાય છે. અધિક ને ક્ષય બન્ને માસમાં કાંઈ પણ શુભ કાર્ય કરવું નહિ.[१२] અધિક ને ક્ષય માસ બન્ને એક જ વર્ષમાં તો કોઈ જૂજ વખતે જ આવે છે. ઉત્તરમાં દેવકાર્યો કરવાં, દક્ષિણમાં પિતૃકાર્યો કરવાં.[१३] મલમાસમાં સંધ્યોપાસન, તર્પણ વિગેરે નિત્ય કર્મો ને શ્રાદ્ધ, દાન વગેરે સઘળું સફળ થાય છે. તેનું વ્રત કરવાથી બ્રહ્મહત્યા વગેરે પાપોનો નાશ થાય છે. હે ધર્મવાનોમાં શ્રેષ્ઠ ! હે યુધિષ્ઠિર ! સાંભળો. કૌશિક નામનો એક બ્રાહ્મણ હતો.[१४-१५] તે મહાતપસ્વી, ધ્યાનમાં તત્પર, સત્ય પ્રતિજ્ઞાવાળો, જિતેંદ્રિય, વિષ્ણુભક્ત ને સદા વેદધર્મમાં પરાયણ હતો.[१६] તેને મૈત્રેય નામે એક પુત્ર હતો. તે મહા ક્રૂર, કામાંધ, પોતાના માણસોને ડરાવનારો, સત્પુરુષોનો દ્વેષ કરનાર, નીચ,[१७] અધર્મિષ્ઠ, પાપમાં પ્રીતિવાળો, શિવની તથા વિષ્ણુની નિંદા કરનાર, જેમ રાહુ સૂર્યને પીડે છે તેમ વંશને પીડા કરનાર,[१८] ભયંકર, દુષ્ટ આચરણવાળો, સર્વ પ્રાણીઓની હિંસા કરનાર, મદ્યપાનમાં તત્પર, મૂઢ ને ચોરોની સાથે મળેલો હતો.[१९] પુષ્કળ કાળ નીકળી જવા પછી, એક દિવસે એ મૈત્રેય ઘોડા ઉપર બેસી વનમાં ગયો.[२०] ત્યાંથી વ્યાપારીનો વેશ લઈ નોકર ચાકરોની સાથે સૌરાષ્ટ્ર નગરમાં ગયો. ત્યાં તેણે પોતાના હાથથી ભયંકર અસ્ત્રશસ્ત્રવડે એક બ્રાહ્મણનો વધ કરી, પુષ્કળ ધન હરી લીધું, તેથી સૌરાષ્ટ્ર નગરમાં મોટો હાહાકાર થઈ રહ્યો.[२१-२२] પછી તે પાપીને નગરનાં સઘળાં માણસોએ માર્યો. મહાપાપી, કુલમાં નીચ ને મૂઢ મૈત્રેયે, બ્રહ્મહત્યારૂપ અતિ નીચ કર્મ કર્યું, તેથી તે શહેર બળી ગયું. તેમાં બ્રહ્મહત્યારા મૈત્રેય ને તેનાં માણસો બળી ભસ્મ થયાં. હવે બ્રહ્મહત્યારૂપ મહાપાપ સાંભળી, 'છેદો, ભેદો' એવા ભયંકર શબ્દો કરતા યમના દૂતો હાથમાં દંડ તથા મુદ્ગર લઈ આવ્યા, ને તે મૂઢ મૈત્રેયને તાલવૃક્ષ નીચેની શિલા ઉપર મારવા લાગ્યા.[२३-२६] એ પ્રકારે અનેક દંડ દઈ તે દૂતો મહાપાપી મૈત્રેયને યમલોકમાં લઈ ગયા.[२७] ત્યાં યમની આજ્ઞાથી દશ હજાર વર્ષો સુધી પાપ ભોગવવા માટે ભયંકર કૃમિકુંડ નામના નરકમાં તેને નાંખી દીધો.[२८] તીવ્ર અગ્નિથી બળતો મૈત્રેય બ્રહ્મહત્યા કરવાથી એવી રીતે અનેક યાતના ભોગવવા લાગ્યો.[२९] તે જોઈ નારદ કૌશિકની પાસે આવ્યા ને બોલ્યા કે, હે મુનિશ્રેષ્ઠ ! તમારા કુળમાં બ્રહ્મહત્યાનું પાપ નડે છે.[३०] તે દૂર કરવામાટે આ ઉત્તમ વ્રત—કે જે ઋષિઓએ શ્રુતિમાંથી ને સ્મૃતિમાંથી શોધી કાઢેલું છે તે કરો.[३१] તે સાંભળી પુત્રનો ઉદ્ધાર કરવા માટે કૌશિક બોલ્યા.

कौशिक उवाच– तद्व्रतं ब्रूहि मे प्राज्ञ ब्रह्महत्याप्रणाशनम् ॥ ३२ ॥ मद्वंशलांछनं येन शीघ्रं नश्येन्महामते ॥ नारद उवाच– शृणु कौशिक सर्वज्ञ मलमासव्रतं शुभम् ॥ ३३ ॥ प्रवक्ष्यामीह ते सर्वलोकानुग्रहकाम्यया । ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वंगनागमः ॥ ३४ ॥ कोटिजन्मार्जितं पापं तत्क्षणाद्व्रतयोगतः । प्रणश्यति न संदेहो यथा कृष्णपदार्चनात् ॥ ३५ ॥ तेन कौशिक विप्रेंद्र ब्रह्महत्यां तरिष्यसि ॥ मार्कंडेय उवाच– तच्छ्रुत्वा कौशिको वाक्यं नारदस्य महात्मनः ॥ ३६ ॥ स तदा मलमासस्य व्रतं चक्रे यथाविधि । ब्रह्महत्याविनाशाय मलमासव्रतोद्भवम् ॥ ३७ ॥ दत्तं पुण्यं ततस्तेन कौशिकेन सुताय तत् । दिव्यो देहस्तदा जातो ब्रह्मादीनामगोचरः ॥ ३८ ॥ मैत्रेयस्य महाराज व्रतस्यास्य प्रसादतः । निष्पापश्च सुतो दृष्टः कौशिकेन द्विजन्मना ॥ ३९ ॥ प्रसादाच्च हरेः साक्षात्ततो धर्मभृतां वर ॥ युधिष्ठिर उवाच– कथं चाचरितं ब्रह्मन्मलमासव्रतं त्विदम् ॥ ४० ॥ तत्सर्वं ब्रूहि मे विप्र सर्वलोकहिताय च ।

કૌશિક કહે છે—હે મહામતે ! હે નારદ ! બ્રહ્મહત્યાનો નાશ કરનાર તે વ્રત મને કહો,[३२] જેથી મારા કુલનું કલંક જલદી નષ્ટ થાય. નારદ કહે છે—હે સર્વજ્ઞ ! હે કૌશિક ! આ લોકના સઘળા લોકોની ઉપર અનુગ્રહની ઇચ્છાથી મલમાસનું ઉત્તમ વ્રત તમને કહું છું તે સાંભળો. બ્રહ્મહત્યા, મદિરાપાન, ચોરી, ગુરુપત્નીમાં ગમન ને બીજાં પણ કરોડો જન્મોનાં એકઠાં થયેલાં પાપો આ વ્રત

કરવાથી, શ્રીકૃષ્ણના ચરણના પૂજનથી જેમ તત્ક્ષણ નષ્ટ થાય છે, તેમ નષ્ટ થાય છે, એમાં સંદેહ નથી.[૩૩-૩૫] હે કૌશિક! તે વ્રત કરવાથી તમે ( તમારા કુળની ) બ્રહ્મહત્યા તરી જશો. માર્કંડેય કહે છે—મહાત્મા નારદનાં એવાં વચનો સાંભળી, કૌશિકે મલમાસનું વ્રત વિધિથી કર્યું, ને બ્રહ્મહત્યાના નાશ માટે તેનું પુણ્ય પુત્રને આપ્યું. હે મહારાજ! તેના પ્રભાવથી, મૈત્રેયનું બ્રહ્માને પણ અગોચર એવું દિવ્ય શરીર થઈ ગયું.[૩૬-૩૮] પછી વિષ્ણુની કૃપાથી પાપરહિત થયેલો પુત્ર, કૌશિકના જોવામાં આવ્યો. યુધિષ્ઠિર પૂછે છે—હે બ્રહ્મન્! તેણે મલમાસનું વ્રત કયે પ્રકારે કર્યું?[૩૯-૪૦] તે સઘળું લોકોના કલ્યાણ માટે મને કહો.

मार्कंडेय उवाच– अधिमासे तु संप्राप्ते शुभे सूर्याधिदैवते ॥ ४१ ॥ पुण्येऽह्नि प्रातरुत्थाय कुर्यात्पौर्वाह्णिकीं क्रियाम् । गृहीत्वा नियमं पश्चाद्वासुदेवं हृदि स्मरन् ॥ ४२ ॥ प्रतिपत्तिथिमारभ्य मासमेकं जनार्दनम् । अर्चयेद्गंधपुष्पाद्यैः पायसेन ससर्पिषा ॥४३॥ विप्रांस्तु भोजयेत् पश्चाद्दक्षिणाभिश्च तोषयेत् । एवं व्रतं मासमेकं कुर्याद्दानैर्विचित्रकैः ॥ ४४ ॥ अंते भूतदिने प्राप्ते उपोष्य सुसमाहितः । त्रिंत्रिंशद्धर्मनिरतांस्ततो विप्रान्निमंत्रयेत् ॥ ४५ ॥ सपत्नीकान्सदाचारान्सुरूपांश्च सुविद्यकान् । वेदाध्ययनसंपन्नान्कुलीनान् शान्तिसंभवान् ॥ ४६ ॥ ततो मध्याह्नवेलायां कृत्वा माध्याह्निकीः क्रियाः । पुष्पमंडपिकां कृत्वा विचित्रैस्तोरणादिभिः ॥ ४७ ॥ तस्मिन्सुशोभिते रम्ये मंडपे तूर्यनादिते । सुलक्षणं लिखेत्सम्यक् सर्वतोभद्रमंडलम् ॥ ४८ ॥ स्थापयेदव्रणं कुंभं पंचरत्नसमन्वितम् । तस्योपरि न्यसेत्पात्रं देवं तत्र प्रपूजयेत् ॥ ४९ ॥ आदौ स्वस्त्ययनं कृत्वा पूजां तत्र समारभेत् । प्राणानायम्य विधिवन्मनःसंकल्पपूर्वकम् ॥ ५० ॥ उपचारैः षोडशभिः पूजयेच्च जनार्दनम् । गंधतोयेन संस्नाप्य शुभैः पंचामृतैस्तथा ॥५१॥ त्रयस्त्रिंशच्च नामानि समुच्चार्य यथाविधि । जिष्णुं विष्णुं महाविष्णुं हरिं कृष्णमधोक्षजम् ॥ ५२ ॥ केशवं माधवं राममच्युतं पुरुषोत्तमम् । गोविंदं वामनं श्रीशं श्रीकंठं विश्वसाक्षिणम् ॥ ५३ ॥ नारायणं मधुरिपुमनिरुद्धं त्रिविक्रमम् । वासुदेवं जगद्योनिं शेषतल्पगतं तथा ॥५४॥ संकर्षणं च प्रद्युम्नं दैत्यारिं विश्वतोमुखम् । जनार्दनं धराधारं श्रीधरं गरुडध्वजम् ॥ ५५ ॥ हृषीकेशं पद्मनाभं पूजयेद्भक्तितो व्रती । आच्छाद्य वस्त्रयुग्मेन पीतेन च यथाविधि ॥ ५६ ॥ विष्णवे च ततो दद्यादुपवीते च शोभने । चंदनेन सुगंधेन पुष्पैर्नानाविधैर्नृप ॥ ५७ ॥ धूपैर्नानाविधैर्दीपैः पूजयेच्च यथाविधि । मिष्टान्नैश्चैव नैवेद्यैर्नागवल्लीदलान्वितैः ॥ ५८ ॥ घंटामृदंगनिर्घोषैः शंखध्वनिसमन्वितैः । आरार्तिकं प्रकुर्वीत कर्पूरागुरुचंदनैः ॥ ५९ ॥ प्रदक्षिणा नमस्कारान्मंत्रपुष्पं यथाविधि । ताम्रपात्रस्थितैस्तोयैश्चंदनाक्षतपुष्पकैः ॥ ६० ॥ अर्घ्यं दद्यात्सपत्नीकः प्रहृष्टेनांतरात्मना । नारिंगैर्नारिकेरैश्च फलैर्नानाविधैः शुभैः ॥ ६१ ॥ पंचरत्नसमायुक्तं जानुनी स्थाप्य भूतले । आरोप्य भाले हस्तौ च श्रद्धाभक्तिसमन्वितः ॥ ६२ ॥

માર્કંડેય કહે છે—જેનો અધિષ્ઠાતા દેવ સૂર્ય છે, એવો શુભ અધિકમાસ આવે ત્યારે,[૪૧] પવિત્ર દિવસે પ્રાતઃકાળમાં ઉઠી નિત્યકર્મ કરી હૃદયમાં વાસુદેવનું સ્મરણ કરતાં કરતાં નિયમ લેવો.[૪૨] શુદિ પડવાથી આરંભી એક માસપર્યંત ચંદન, પુષ્પ વગેરેથી વિષ્ણુનું પૂજન કરવું. ઘી ને દૂધપાક જમાડીને બ્રાહ્મણોને દક્ષિણા આપી પ્રસન્ન કરવા ને બીજાં પણ કેટલાંક દાનો આપવાં. એ પ્રમાણે એક માસ સુધી વ્રત કરવું.[૪૩-૪૪] કૃષ્ણપક્ષની ચતુર્દશીને દિવસે વિધિથી ઉપવાસ કરવો. ધર્મનિષ્ઠ, શુભ આચારવાળા, રૂપાળા, વિદ્વાન્, વેદ ભણેલા ને ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા તેત્રીશ બ્રાહ્મણોને સ્ત્રીઓ સહિત નિમંત્રણ કરવું.[૪૫-૪૬] મધ્યાહ્ન થાય ત્યારે તે વખતનું નિત્યકર્મ કરી, વિચિત્ર તોરણ વગેરેથી પુષ્પોનો નાનો સરખો માંડવો બાંધવો.[૪૭] તેમાં કેટલીક શોભા કરવી ને વાજાં વગડાવવાં. એ મંડપમાં સુંદર સર્વતોભદ્રમંડલ પૂરવું.[૪૮] છિદ્રરહિત ઘડાની સ્થાપના કરવી; તેમાં પંચરત્નો નાખવાં. તેની ઉપર પાત્ર રાખી તેમાં વિષ્ણુની સોનાની પ્રતિમા ઉપર પૂજા કરવી.[૪૯] પ્રથમ સ્વસ્તિવાચન કરી પૂજાનો આરંભ કરવો. વિધિથી પ્રાણાયામ કરી સંકલ્પ કરી ષોડશોપચારોવડે વિષ્ણુનું પૂજન કરવું. સુગંધી જલથી સ્નાન કરાવ્યા પછી પંચામૃતથી સ્નાન કરાવવું.[૫૦-૫૧] 'જય મેળવનાર, વ્યાપક, મહાવિષ્ણુ, ભક્તોનાં દુઃખ હરનાર, કૃષ્ણ, ઇંદ્રિયોના અગોચર, કેશવ, લક્ષ્મીના પતિ, રામ, અચ્યુત, પુરુષોત્તમ, ગોવિંદ, વામન, શ્રીશ, શ્રીકંઠ, જગતના સાક્ષી, નારાયણ, મધુદૈત્યના શત્રુ, અનિરુદ્ધ, ત્રિવિક્રમ, વાસુદેવ, જગતના કારણ, શેષનાગ ઉપર શયન કરનાર, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, દૈત્યોના શત્રુ, સર્વત્રવ્યાપક, જનાર્દન, પૃથિવીના આધાર, લક્ષ્મીને ધારણ કરનાર, ગરુડધ્વજ, ઇંદ્રિયોના પતિ ને નાભિમાં કમળવાળા એ તેત્રીશ નામો લઈ ભક્તિથી વિધિ પ્રમાણે નારાયણનું પૂજન કરવું. વિધિથી પીળાં બે વસ્ત્રો ઓઢાડવાં,[૫૨-૫૬] બે જનોઈ પહેરાવવી, સુગંધી ચંદન, નાના પ્રકારનાં પુષ્પો, ધૂપ ને દીપવડે વિધિથી પૂજા કરવી. મિષ્ટાન્નનો નૈવેદ્ય કરવાં. તાંબૂલ ધરવાં.[૫૭-૫૮] ઘંટા ને મૃદંગ વગાડવાં, શંખધ્વનિ કરવા, કર્પૂર, અગુરુ ને ચંદનવડે આરતી ઉતારવી.[૫૯] પ્રદક્ષિણા કરવી, નમસ્કાર કરવા ને વિધિપૂર્વક મંત્રપુષ્પાંજલિ આપવી. ત્રાંબાનાં પાત્રમાં જળ ભરી ચંદન, પુષ્પ, અક્ષત, નારંગી, નાળીએર, બીજાં નાના પ્રકારનાં ફળો ને પંચરત્નો નાંખી તે પાત્ર ભાલ સુધી ઉંચું

લઈ, ધુંટણીઆભર થઈ સ્ત્રીપુરુષ બન્નેએ શ્રદ્ધા ને ભક્તિ રાખી પ્રસન્ન મનથી અર્ધ્ય આપવો.[૬૦–૬૨]

देवदेव महादेव प्रळयोत्पत्तिकारक । गृहाणार्घ्यं मया दत्तं कृपां कृत्वा ममोपरि ॥ ६३ ॥ स्वयंभुवे नमस्तुभ्यं ब्रह्मणेऽमिततेजसे । नमोऽस्तु ते प्रियानंत ब्राह्मणानां दयां कुरु ॥ ६४ ॥ एवमेव जगन्नाथं गंधपुष्पोपहारकैः । पूजयेत्परया भक्त्या चतुर्षु प्रहरेषु च ॥ ६५ ॥ तथा जागरणं कुर्यात्कीर्तनश्रवणादिभिः । ततः प्रभातसमये अमावास्यादिने नृप ॥ ६६ ॥ विष्णुं च पूजयेद्भक्त्या पश्चाद्धोमं समाचरेत् । समित्तिलाज्यचरुणा पायसेन हुनेन्नृप ॥६७॥ अतोदेवेति षट्केन अयुतं वा सहस्रकम् । पूर्णाहुतिं ततः कृत्वा होमशेषं समापयेत् ॥ ६८ ॥ गुरोः पूजां ततः कुर्याद्वसुभिः सप्तधान्यकैः । प्रदद्याद्धेनुसहितां प्रतिमां च तथा नृप ॥ ६९ ॥ त्रयस्त्रिंशदपूपांश्च कांस्यपात्रसमन्वितान् । प्रदद्याद्गुरवे राजन्घृतशर्करया सह ॥ ७० ॥ अधिमासे तु संप्राप्ते शुभे सूर्याधिदैवते । त्रयस्त्रिंशदपूपांश्च दानार्हांश्च दिने दिने ॥ ७१ ॥ सुवर्णगुडसंयुक्तान् कांस्यपात्रे निधाय च । विष्णुप्रीत्यै प्रदद्याच्च पृथ्वीदानफलं लभेत् ॥ ७२ ॥ नरकोत्तारणायैव घृतशर्करया युताः । त्रयस्त्रिंशदपूपांश्च सुवर्णेनापि संयुताः ॥ ७३ ॥ सदक्षिणा मया तुभ्यं कांस्यपात्रेण दापिताः । दाता दिवाकरो देवो ग्रहीता च दिवाकरः ॥ ७४ ॥ दानेनानेन विप्रेंद्र सूर्यो मे प्रीयतामिति । प्रीयंतां देवदेवेशा ब्रह्मशंभुजनार्दनाः ॥ ७५ ॥ तेषां प्रसादात्सकला मम संतु मनोरथाः । गृहाण परमान्नेन कांस्यपात्रं प्रपूरितम् ॥ ७६ ॥ सघृतं दीपसंयुक्तं प्रीतो भव दिवाकर । त्वया दत्तमिदं पात्रं परमान्नेन पूरितम् ॥ ७७ ॥ सघृतं परिगृह्णामि प्रीयतां मे दिवाकरः । ऋत्विग्भ्यो वाससी दद्यात्त्रयस्त्रिंशच्च कुंभकान् ॥ ७८ ॥ कांस्यपात्रसमायुक्तानपूपान्घृतसंयुतान् । वटकैः सह राजेंद्र यथाशक्त्या च दक्षिणाम् ॥ ७९ ॥ ब्राह्मणान्भोजयेत्पश्चाच्छर्कराघृतपायसैः । नत्वा तु वाचयेत्तांस्तु सफलं चास्तु मे व्रतम् ॥ ८० ॥ मलमासे तु संप्राप्ते त्रयस्त्रिंशदपूपकाः । द्वादश्यां पौर्णमास्यां वा क्षये पाते शुभेऽह्नि वा ॥ ८१ ॥ निष्किंचनेन दातव्या घृतशर्करया सह । मासानां मलमासोऽयं मलिनः पापसंभवः ॥ ८२ ॥ तस्य पापस्य शांत्यर्थमपूपान्नं ददाति यः । यावंति चैव छिद्राणि तेष्वपूपेषु पांडव ॥ ८३ ॥ तावद्वर्षसहस्राणि स्वर्गलोके महीयते । मलमासव्रतं नारी या करोतीह भारत ॥ ८४ ॥ दारिद्र्यं पुत्रशोकं तु न वैधव्यं लभेत सा । य इदं धर्मसर्वस्वं कुर्याल्लोकैः पुरा कृतम् ॥ ८५ ॥ ब्रह्महत्यादिपापघ्नं प्राप्नुयाद्वैष्णवं पदम् । कदाचिन्न कृतं पापैर्मलमासव्रतं नरैः । तेषां पापिष्ठता नित्यं ब्रह्महत्या पदे पदे ॥८६॥ मार्कंडेय उवाच– एतत्ते कथितं पार्थ गुह्याद्गुह्यतरं परम् । वाजपेयायुतफलं श्रोता वक्ता लभेद्ध्रुवम् ॥ ८७ ॥ इति श्रीभविष्यपुराणे मलमासव्रतं सोद्यापनं संपूर्णम् ।

પછી 'હે દેવોના દેવ ! આપ મોટા દેવ છો, જગતને ઉત્પન્ન કરનાર તથા સંહારનાર છો. મારી ઉપર કૃપા કરી મેં દીધેલા અર્ધ્યનું ગ્રહણ કરો.[૬૩] હે દેવ ! આપ સ્વયંભૂ છો, બ્રહ્મ છો, અમિત તેજવાળા છો, તેને હું નમસ્કાર કરૂં છું. બ્રાહ્મણો ઉપર કૃપા કરો.'[૬૪] એ પ્રમાણે ચારે પહોરોમાં ચંદન, પુષ્પ વગેરે ઉપચારોથી પરમ ભક્તિપૂર્વક વિષ્ણુની પૂજા કરવી.[૬૫] રાતે જાગરણ કરવું, કીર્તન કરવું ને કથા સાંભળવી. પછી અમાસને દિવસે ભક્તિપૂર્વક વિષ્ણુનું પૂજન કરી હોમનો આરંભ કરવો. 'અતો દેવા૦' ઇત્યાદિ છ મંત્રો ભણી સમિધા, તિલ, ઘી, ચરુ ને ખીરની દશ હજાર વા હજાર આહુતિ આપવી. પછી પૂર્ણાહુતિ કરી હોમશેષ સમાપ્ત કરવો.[૬૬–૬૮] પછી સાત ધાન્યો ને ધન આપી આચાર્યને પ્રસન્ન કરવા. દેવની પ્રતિમા ગાયની સાથે તેને જ આપવી.[૬૯] કાંસાનાં વાસણમાં રાખેલા તેત્રીશ પુડલા, ઘી ને સાકર આપવાં.[૭૦] જેનો અધિષ્ઠાતા દેવ સૂર્ય છે એવા અધિક માસમાં જે માણસ વિષ્ણુને પ્રસન્ન કરવામાટે પ્રતિદિન કાંસાનાં પાત્રમાં તેત્રીશ પુડલા, ગોળ ને સુવર્ણ મૂકી બ્રાહ્મણને આપે છે, તેને પૃથ્વીનાં દાનનું ફળ મળે છે.[૭૧–૭૨] દાન આપતી વખતે બોલવું કે, 'હે મહારાજ ! નરકમાંથી ઉદ્ધાર થવા માટે ઘી, સાકર, સુવર્ણ, તેત્રીશ પુડલા, દક્ષિણાસહિત કાંસાનાં વાસણમાં આપું છું. હે વિપ્રેંદ્ર ! સૂર્ય દેનાર છે ને લેનાર પણ સૂર્ય છે, આ દાનથી સૂર્ય દેવ મારી ઉપર પ્રસન્ન થાઓ. મોટા દેવ, બ્રહ્મા, શંકર ને વિષ્ણુ ત્રણે પ્રસન્ન થાઓ[૭૩–૭૫] ને તેઓની પ્રસન્નતાથી મારા સઘળા મનોરથો પૂર્ણ થાઓ.' ત્યારે બ્રાહ્મણ દાન લેનારે કહેવું કે, 'હે સૂર્ય ! આ પાત્ર ઉત્તમ અન્નથી પૂરેલું, ઘી સહિત ને દીવા સહિત છે, તેનું ગ્રહણ કરો ને પ્રસન્ન થાઓ. તમે આપેલું આ પાત્ર ઉત્તમ અન્નથી ભરેલું છે ને ઘી સહિત છે, તેનું ગ્રહણ કરૂં છું. તમારી ઉપર સૂર્ય દેવ પ્રસન્ન થાઓ.' એમ કહી બ્રાહ્મણે દાન લેવું. ઋત્વિજોને બબ્બે વસ્ત્રો આપવાં. પુડલા, ઘી ને વડાંથી ભરેલાં કાંસાનાં પાત્રવાળા તેત્રીશ ઘડા આપવા ને યથાશક્તિ દક્ષિણા આપવી.[૭૬–૭૯] પછી દૂધપાક, ઘી ને સાકરવડે બ્રાહ્મણોને જમાડવા. તેઓને પ્રણામ કરી, 'મારૂં વ્રત સફળ થાઓ' એમ કહેવું.[૮૦] મલમાસમાં નિર્ધન પુરુષે પણ પૂર્ણિમા, ક્ષયતિથિ, વ્યતીપાત વા શુભ દિવસે ઘી ને સાકરસહિત તેત્રીશ પુડલા આપવા. મલમાસ સર્વ માસ કરતાં મલિન ને પાપથી ઉત્પન્ન થયેલો છે.[૮૧–૮૨] તેનાં પાપની શાંતિ માટે જે માણસ પુડલા આપે છે, તે માણસ એ પુડલાઓમાં જેટલાં છિદ્રો હોય, તેટલાં હજાર વર્ષો સુધી સ્વર્ગમાં પૂજાય છે. હે યુધિષ્ઠિર ! આ લોકમાં જે સ્ત્રી મલમાસનું વ્રત કરે છે તેને દારિદ્રય, પુત્રનો શોક કે રંડાપો આવતો નથી. મલમાસનું વ્રત મનુષ્યો પ્રાચીન કાળથી કરતા આવ્યા

છે, ને તે ધર્મનું સર્વસ્વ છે. બ્રહ્મહત્યા વગેરે પાપોનો નાશ કરનાર છે. તે જે માણસ કરે છે, તે વિષ્ણુપદને પામે છે. જે પાપી પુરુષો મલમાસનું વ્રત કરતા નથી, તેઓ નિરંતર પાપી રહે છે, કારણ કે તેઓને પગલે પગલે બ્રહ્મહત્યા લાગે છે.[૮૩–૮૬] હે યુધિષ્ઠિર ! અત્યંત ગુહ્ય એવું મલમાસનું આ વ્રત મેં તમને કહી સંભળાવ્યું છે. જે માણસ આ કથા કહેશે ને સાંભળશે તેને દશ હજાર વાજપેય યજ્ઞો કરવાનું ફળ અવશ્ય મળશે.[૮૭] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં મલમાસનું વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ચાતુર્માસનું વ્રત

### ૧ સ્વસ્તિકવ્રત

अथ स्वस्तिकव्रतम् । तच्च आषाढपौर्णिमामारभ्य कार्तिकपौर्णिमावधि ।

આષાઢ માસની પૂર્ણિમાથી આરંભી કાર્તિક શુદિ પૂર્ણિમા સુધી સ્વસ્તિકવ્રત કરવું.

### સ્વસ્તિકવ્રતનો વિધિ

अथ कथा ॥ युधिष्ठिर उवाच– सर्वासां च तिथीनां च कथितानि व्रतानि भो । तथा च स्वस्तिकं नाम यत्त्वया कथितं प्रभो ॥ १ ॥ नैव तस्य विधानं तु कथितं च सुरेश्वर । को विधिर्देवता का च किं दानं पूजनं कथम् ॥ २ ॥ केनेदं हि पुरा चीर्णं किं फलं स्वस्तिकव्रते ॥ श्रीकृष्ण उवाच– साधु पृष्टं महाभाग लोकानां हितकाम्यया ॥ ३ ॥ येन चीर्णेन राजेंद्र भूमिभुक् जायते नरः । स्वस्तिकस्य विधिं राजन् शृणु ह्येकाग्रमानसः ॥ ४ ॥ स्वस्तिकानि लिखित्वाऽऽदौ रंगवल्ल्यादिभिः शुभैः । रमया सहितं देवं पूजयेत् प्रत्यहं त्वहम् ॥ ५ ॥ इति संकल्प्य मेधावी स्वस्तिकं कर्म कारयेत् । अष्टोत्तरं स्वस्तिकानि प्रत्यहं विष्णवे पुनः ॥६॥ रंगवल्ल्यालंकृतानि यो हि भक्त्या समर्पयेत् । शतजन्मार्जितं पापं तस्य नश्यति तत्क्षणात् ॥ ७ ॥ गोमूत्रं गोमयं राजन्स्थंडिले संविलिप्य च । नीलपीतसिते रक्ते रंगैः स्वस्तिकधारणम् ॥ ८ ॥ यो हि कुर्याद्विशुद्धात्मा विष्णुलोके महीयते । पंचवर्णैस्तु नीलाद्यैर्यदि स्वस्तिकमंडलम् ॥ ९ ॥ नारी वा पुरुषो वापि प्रसुप्ते च जनार्दने । विष्ण्वालये शिवद्वारे गवां गोष्ठे शुचिस्थले । विष्णुप्रीतिकरं कुर्यात्तस्य पुण्यमनंतकम् ॥ १० ॥ स्वस्तिकैः शोभयेद्यस्तु विष्णोः स्थानं सुमंगलम् । अशुभं तत्कुले नैव स्याद्वै विष्णुप्रसादतः ॥ ११ ॥ सहस्रं स्वस्तिकानां तु येन भक्त्या समर्पितम् । पुत्रपौत्रसमायुक्तो मोदमानः पुनः पुनः ॥ १२ ॥ चिरवासी भवेत्स्वर्गे धनवान् भूमिपो भवेत् । तत्कुलेऽपि दरिद्रत्वं नैव जायेत कर्हिचित् ॥ १३ ॥ प्रयुतं स्वस्तिकानां तु विष्णवे अर्पयेद्यदि । पुत्रपौत्रादिकं तस्य स्वस्तिमज्जायते ध्रुवम् ॥ १४ ॥ न रोगार्तिर्भवत्येव गोपालस्य प्रसादतः । नारी चेद्विधवा नैव पुरुषो विधुरो नहि ॥ १५ ॥ जायापत्यसमायुक्तो नात्र कार्या विचारणा । नारयोऽभिभवंत्येनं स्वस्तिकैः पूजकं नरम् ॥ १६ ॥ अथ स्वस्तिकलक्षं तु यदि कुर्याद्विचक्षणः । तस्य पुण्यफलं वक्तुं कः शक्तो दिवि वा भुवि ॥ १७ ॥

યુધિષ્ઠિર કહે છે–હે પ્રભો ! હે શ્રીકૃષ્ણ ! આપે સઘળી તિથિઓનાં વ્રતો કહ્યાં, તેમાં સ્વસ્તિકવ્રત પણ કહ્યું.[૧] પરંતુ તેનો પ્રકાર કહેલો નથી, માટે તે વ્રતનો કેવો પ્રકાર છે ? તેનો દેવ કોણ છે ? તેમાં શેનું દાન છે ? કેવી રીતે પૂજન કરવું ? એ વ્રત પૂર્વે કોણે કર્યું હતું ? ને તે કરવાથી શું ફળ મળે છે ? તે મને કહો. શ્રીકૃષ્ણ કહે છે– હે રાજેંદ્ર ! લોકના કલ્યાણ માટે તમે અતિ ઉત્તમ પ્રશ્ન કરેલો છે.[૨–૩] સ્વસ્તિકવ્રત કરવાથી મનુષ્ય જમીનદાર થાય છે. હે રાજન્ ! સ્વસ્તિકવ્રતનો પ્રકાર એકચિત્ત થઇ સાંભળો.[૪] 'હંમેશાં પ્રથમ રંગોળીવડે સ્વસ્તિક (સાથીઆ) કરી, લક્ષ્મીની તથા નારાયણની પૂજા કરીશ'[૫] એ પ્રમાણે સંકલ્પ કરી સ્વસ્તિક પૂરવા. જે માણસ પ્રતિદિન રંગવલ્લીથી શોભીતા એકસો આઠ સ્વસ્તિક કરી પ્રેમપૂર્વક વિષ્ણુને અર્પણ કરે છે તેના સેંકડો જન્મોનાં એકઠાં થયેલાં પાપો તત્કાલ નષ્ટ થાય છે.[૬–૭] જે માણસ પવિત્રતાથી સ્થંડિલ ઉપર ગાયના છાણથી લીંપી ગોમૂત્ર છાંટી તેની ઉપર કાળા, પીળા, ધોળા ને લાલ રંગવડે સ્વસ્તિક કરે છે, તે વૈકુંઠમાં પૂજાય છે. જે માણસ વિષ્ણુને પ્રસન્ન કરવામાટે આષાઢ માસની પૂર્ણિમાથી ચાર માસ સુધી વિષ્ણુમંદિરમાં, શિવમંદિરમાં, ગોંદરામાં વા પવિત્ર સ્થળમાં પાંચ રંગોવડે સાથીઆ કરે છે, તેને અનંત પુણ્ય થાય છે.[૮–૧૦] જે માણસ સાથીઆવડે વિષ્ણુમંદિરને શોભાવે છે, તેના કુલમાં વિષ્ણુની કૃપાથી અશુભ થતું જ નથી.[૧૧] જે માણસ વિષ્ણુને પ્રસન્ન કરવા માટે હજાર સ્વસ્તિક કરે છે, તે આ લોકમાં પુત્રપૌત્રોની સાથે અતિ સુખ ભોગવે છે,[૧૨] ને મોટો ધનવાન્ રાજા થાય છે, ને અંતે લાંબો વખત સ્વર્ગમાં રહે છે, તેમ તેના કુલમાં કોઈ વખતે પણ દારિદ્રય આવતું નથી.[૧૩] જે માણસ દશ હજાર સ્વસ્તિક વિષ્ણુને અર્પણ કરે છે, તેના પુત્રપૌત્રો અવશ્ય સુખી થાય છે ને તેને વિષ્ણુની કૃપાથી કોઇ રોગનો ઉપદ્રવ થતો નથી. જો સ્ત્રી હોય તો તે વિધવા થતી નથી, ને પુરુષે એ પ્રમાણે કર્યું હોય તો તે વિધુર થતો નથી, ને તેને સ્ત્રી પુત્રોનું સુખ મળે છે. શત્રુઓ પણ સ્વસ્તિકથી પૂજા કરનાર પુરુષનો પરાભવ કરી શકતા નથી, એમાં કાંઇ પણ વિચાર કરવા જેવું નથી.[૧૪–૧૬] જે માણસ એક લાખ સાથીઆ કરે છે તેને કેટલું ફળ થાય છે, તે કહેવા પૃથ્વીમાં કે સ્વર્ગમાં કોઇ સમર્થ નથી.[૧૭]

आषाढे मासि राजेंद्र प्रथमाचरणं भवेत् । आश्विने तु समाप्तिर्वै कर्तव्या स्वस्तिकारिणा ॥ १८ ॥ धनिना तु व्रतं विप्रगोदानादिपुरःसरम् । कर्तव्यं फलसिद्ध्यर्थं नात्र कार्या विचारणा ॥१९॥ कृतं यदि दरिद्रेण शुभं स्वस्तिकलक्षकम् । कंबलाद्यासनं दद्याद्व्रतसाद्गुण्यसिद्धये ॥ २० ॥ विभवे सति राजेंद्र हेम्ना रौप्येण वा कृतम् । स्वस्तिकं त्वासनं दद्याद्व्रतसंपूर्तिसिद्धये ॥ २१ ॥ आहिताग्नेस्तु होमः स्यात्तदभावे द्विजार्चनम् । द्विजसंतर्पणादेतत्संपूर्णं जायते नृप ॥ २२ ॥ शुभकारीणि राजेंद्र स्वस्तिकानि विधाय च । ब्राह्मणेभ्यः प्रदेयानि व्रतसंपूर्तिहेतवे ॥ २३ ॥ यथा वर्तिविधानेन गदितं पुण्यमुत्तमम् । तथैव स्वस्तिपुण्यानीत्याहुर्वै वेदवादिनः ॥ २४ ॥ अथ होमं प्रवक्ष्यामि लक्षस्वस्तिकसिद्धये । पायसेन घृताक्तेन स्वसूत्रोक्तविधानतः ॥ २५ ॥ दशांशेन तु होमः स्यात्तद्दशांशेन तर्पणम् । स्वस्त्ययनं तार्क्ष्यमरिष्टनेमीति च मंत्रतः ॥ २६ ॥ आहिताग्नेर्वैदिकस्तु मंत्रः स्याद्धोमसिद्धये । मंत्रो ह्यनाहिताग्नेर्वै प्रोक्तस्तंत्रविचक्षणैः ॥ २७ ॥ तं मंत्रं कथयिष्यामि फलानंत्यस्य सिद्धये । स्वस्तिनामपरं दैवं स्वस्तिकारणकारणम् ॥ २८ ॥ पायसं घृतसंयुक्तमग्नये स्वाहया युत । दत्तं तुभ्यं महादेव तृप्तो भव महामते ॥ २९ ॥ स्वस्तिं कुरु महादेव स्वाहया संयुतः शिखिन् । एवं दशांशतो होमं कुर्याद्विष्णोश्चतुष्टये ॥ ३० ॥

હે રાજન્ ! આષાઢમાસમાં સ્વસ્તિક વ્રતનો આરંભ કરવો, ને *આશ્વિનમાસમાં સમાપ્તિ કરવી.[૧૮] ધનવાન્ પુરુષે ગોદાન વગેરે આપી વ્રત કરવું. તેમ કરવાથી ફલસિદ્ધિ થાય છે, એમાં સંશય નથી.[૧૯] જો દરિદ્ર પુરુષે લક્ષ સ્વસ્તિક કર્યા હોય, તો તેણે વ્રત પૂરું થવા માટે કામળા વગેરેનું આસન આપવું.[૨૦] અને જો શક્તિ હોય તો વ્રત પૂર્ણ થવા માટે સોનાનું વા રૂપાનું સ્વસ્તિક આસન વ્રતની સિદ્ધિને માટે આપવું.[૨૧] જો અગ્નિહોત્રી હોય તો હોમ કરવો, નહીં તો બ્રાહ્મણનું પૂજન કરી તૃપ્ત કરવા. હે રાજન્ ! બ્રાહ્મણોને તૃપ્ત કરવાથી જ આ વ્રત પૂર્ણ થાય છે.[૨૨] વ્રત પૂરું થવા માટે ઉત્તમ સ્વસ્તિક કરાવી બ્રાહ્મણોને આપવાં.[૨૩] જેમ વર્તિ (વાટ)ના વિધાનથી ઉત્તમ પુણ્ય પ્રાપ્ત થાય છે તેમ જ સ્વસ્તિકથી પણ ઉત્તમ પુણ્ય થાય છે, એમ વૈદિક લોકો કહે છે.[૨૪] (હવે હું) લક્ષ સ્વસ્તિકની સિદ્ધિ માટે હોમ કહું છું. પોતાનાં ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિથી ઘીવાળી ખીરનો હોમ કરવો.[૨૫] જપથી દશાંશ હોમ કરવો, ને તેના દશાંશથી તર્પણ કરવું. 'स्वस्त्ययनं०' એ મંત્ર ભણી તર્પણ કરવું.[૨૬] અગ્નિહોત્રીએ વૈદિક મંત્રોવડે હોમ કરવો. જે અગ્નિહોત્રી ન હોય, તેણે તંત્રમાં કહેલા મંત્રથી હોમ કરવો.[૨૭] તે મંત્ર અનંત ફલ થવા માટે હું તને કહું છું–'સ્વસ્તિ પરમ દૈવ છે, સ્વસ્તિ કારણનું પણ કારણ છે; હે અગ્ને ! આપ સ્વાહાસહિત છો, મોટા દેવ છો, મહા બુદ્ધિમાન્ છો, આપને હું ઘીવાળી ખીર આપું છું. હે અગ્ને ! તમે તથા સ્વાહા બન્ને મારું કલ્યાણ કરો' એવી રીતે વિષ્ણુને પ્રસન્ન કરવા માટે દશાંશ હોમ કરવો.[૨૮–૩૦]

*અહીં કાર્તિક માસ કહેવો ઉચિત છે, કારણ કે આષાઢ માસની પૂર્ણિમાને દિવસે આરંભી કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે સમાપ્ત કરવું, એમ કહેલું છે.

ब्राह्मणान् भोजयेत्पश्चात्तद्दशांशेन वै बुधः । अथासनानि देयानि पंचरंगयुतानि च ॥ ३१ ॥ ब्राह्मणेभ्यो विशिष्टेभ्यः फलानंत्यस्य सिद्धये । और्णानि चापि देयानि दर्भजान्यथवा पुनः ॥ ३२ ॥ तत्पूजाविधिसिद्ध्यर्थमाचार्यं वरयेत्सुधीः । इदं विष्णुर्विचक्रम इति मन्त्रेण तमेव पूजयेद्बुधः ॥ ३३ ॥ पंचामृतैः स्नापयित्वा पूजयेद्भक्तिसंयुतः । अपूपैर्भक्ष्यभोज्यैश्च नैवेद्यं परिकल्पयेत् ॥३४॥ तांबूलैर्धूपदीपैश्च कुसुमैश्च ऋतूद्भवैः । शतपत्रैश्च कल्हारैरर्चयेत्परमेश्वरम् ॥ ३५ ॥ नमस्कारैस्तथा दिव्यैः स्तोत्रपाठैर्विशेषतः । प्रदक्षिणां ततः कृत्वा वाग्यतः संयतेंद्रियः ॥ ३६ ॥ ततो गोमिथुनं दद्याद्व्रतसंपूर्तिहेतवे । तदभावे यावकानां द्रोणमात्रं प्रदीयते ॥ ३७ ॥ अथवा ह्याढकानां तु आढकं परिकीर्तितम् । पूरिकामोदकाद्यैश्च भोजयेद्विजसत्तमान् ॥ ३८ ॥ आचार्याय तु तां शुद्धां प्रतिमां दापयेत्सुधीः । हस्तमात्राकर्णमात्राकटिसूत्रादिभिः पुनः ॥ ३९ ॥ पीतांबरैश्च संपूज्य कोटियज्ञफलं लभेत् । यथाशक्त्या तु कर्तव्यं व्रतमेतच्छुभावहम् ॥ ४० ॥

પછી દશાંશ બ્રાહ્મણ જમાડવા. અનંત ફળની સિદ્ધિ થવા માટે ઉત્તમ બ્રાહ્મણોને પંચરંગી આસનો આપવાં. તે ઉનનાં વા દર્ભનાં આપવાં.[૩૧–૩૨] વિધિથી પૂજા કરવા માટે આચાર્યને વરાવવા ! 'इदं विष्णुः०' એ મંત્ર ભણી તેની પૂજા કરવી.[૩૩] પંચામૃતવડે સ્નાન કરાવી ભક્તિથી પૂજા કરવી. પુડલા, લાડવા, શીરા વગેરેનું નૈવેદ્ય ધરવું.[૩૪] તાંબૂલ, ધૂપ, દીપ, તે સમયમાં થયેલાં પુષ્પો, કમળો, તથા કલ્હારોવડે વિષ્ણુનું પૂજન કરવું,[૩૫] પછી નમસ્કાર કરવા, ઉત્તમ સ્તોત્રનો પાઠ કરવો અને ઇંદ્રિયોને નિયમમાં રાખી મૌનવ્રત ધારણ કરી પ્રદક્ષિણા કરવી.[૩૬] પછી વ્રત પૂર્ણ થવા માટે એક ગાય તથા બળદનું જોડું આપવું. તેના અભાવમાં એક દ્રોણ યવ આપવા,[૩૭] અથવા આઢક જેટલી તુવરદાળ આપવી. બ્રાહ્મણોને પૂરી, લાડુ વગેરે જમાડવા.[૩૮] અને પવિત્ર મૂર્તિ આચાર્યને આપવી. કડાં, કુંડલ, કટિમેખલા વગેરે અલંકાર ને પીળાં વસ્ત્રથી વિષ્ણુની પૂજા કરવાથી કરોડ યજ્ઞોનું ફળ થાય છે. આ શુભકારક વ્રત યથાશક્તિ કરવું.[૩૯–૪૦]

वित्तशाठ्यमकुर्वता तु कोटियज्ञफलप्रदम् । तस्मादादौ प्रकर्तव्यं धर्मकामार्थसिद्धये ॥ ४१ ॥ राजानो मित्रतां

यांति शत्रवो यांति दासताम् । य एवं कुरुते भक्त्या विष्णुभक्तिपुरःसरः ॥ ४२ ॥ तस्यानंतफलं राजन् गदितं वेदपारगैः । स्वस्तिकव्रतमेतत्तु गंगास्नानफलप्रदम् ॥ ४३ ॥ रोगा नाभिभवंत्येव स्वस्तिकव्रतचारिणम् । स्त्रीभिरेव च कर्तव्यं सर्वसौभाग्यसिद्धये ॥ ४४ ॥ शांडिल्या कृतमेवं तु व्रतं विष्णुप्रतुष्टये । सगरेण दिलीपेन दमयंत्या तथैव च ॥४५॥ आदौ मासि प्रकर्तव्यमंते चापि तथैव च । मासत्रये समाप्तिः स्याच्चतुर्भिर्वा तथैव च ॥ ४६ ॥ एकस्मिन्नपि मासे तु समाप्तिः कोटिपुण्यदा । य इदं शृणुयाद्भक्त्या तस्यापि फलदं भवेत् ॥ ४७ ॥ नेदं कस्यापि व्याख्येयं यदीच्छेद्विपुलं धनम् । भक्तिश्रद्धाविहीनाय यज्ञघातकराय च ॥ ४८ ॥ विकलपहृतचित्ताय नास्तिकाय शठाय च । न देयं व्रतमेतत्तु स्वस्तिकारणमुत्तमम् ॥ ४९ ॥ देयं पुत्राय शिष्याय फलानंत्यस्य सिद्धये । एवं ज्ञात्वा तु तत्सर्वं चकारैवं युधिष्ठिरः ॥ ५० ॥ इति श्रीभविष्यपुराणे स्वस्तिकव्रतं संपूर्णम् ।

જે માણુસ આ વ્રતમાં દ્રવ્યનો લોભ કરતો નથી, તેને કરોડો યજ્ઞોનું ફળ થાય છે. ધર્મની, અર્થની ને કામની સિદ્ધિ માટે પ્રથમ આ વ્રત કરવું.[41] જે માણુસ ભક્તિથી આ વ્રત કરે છે, તેના રાજાઓ મિત્ર થાય છે ને શત્રુઓ દાસ થઇ રહે છે.[42] ઉત્તમ વૈદિકોએ આ વ્રતનું ઉત્તમ ફળ કહેલું છે. સ્વસ્તિકવ્રત કરવાથી ગંગાસ્નાનના જેટલું પુણ્ય મળે છે.[43] સ્વસ્તિક વ્રત કરનારને રોગો સંતાપતા નથી. સઘળા સૌભાગ્યની પ્રાપ્તિ માટે સ્રીઓએ આ વ્રત અવશ્ય કરવું.[44] વિષ્ણુને પ્રસન્ન કરવા માટે આ વ્રત શાંડિલ્યે કર્યું હતું. તેમ જ સગરે, દિલીપે ને દમયંતીએ પણ કર્યું હતું.[45] પહેલા માસમાં જેવો વિધિ કર્યો હોય, તેવો જ છેલ્લા માસમાં પણ કરવો. ચાર માસે, ત્રણ માસે વા એક માસે આ વ્રતની સમાપ્તિ કરવાથી પણ કરોડગણું પુણ્ય થાય છે. જે માણુસ આ કથા સાંભળે છે, તેને પણ ફળ મળે છે.[46–47] જો પુષ્કળ ધનની ઇચ્છા હોય તો ભક્તિહીન, શ્રદ્ધાહીન, યજ્ઞનો નાશ કરનાર, નાસ્તિક, શઠ કે અનવસ્થિત ચિત્તવાળા એ બધાને આ વ્રતનો નિયમ આપવો નહિ, કારણ કે તે અકલ્યાણુનું મોટું કારણ છે.[48–49] અનંત ફલની સિદ્ધિ માટે પુત્રને વા શિષ્યને આ વ્રત કહેવું. એ પ્રકારે સઘળું જાણી યુધિષ્ઠિરે એ વ્રત કર્યું.[50] એ પ્રમાણે ભવિષ્યપુરાણુમાં સ્વસ્તિકવ્રત કહેલું છે.



# વારનાં વ્રતો

## ૧ સૂર્યવ્રત

अथ वारव्रतानि लिख्यंते ॥ तत्रादौ रविवारेऽनुष्ठेयं सूर्यव्रतं मदनरत्ने सौरधर्मे ॥ १ ॥ अथ पूजा । मासपक्षाद्युल्लिख्य मम समस्तरोगनिरासार्थमायुर्वृद्ध्यादिसकलकामनासिद्ध्यर्थं श्रीसूर्यनारायणप्रीत्यर्थं सूर्यव्रतांगत्वेन विहितं सूर्यपूजनमहं करिष्ये ॥ २ ॥ गणपतिस्मरणपूर्वकं कलशादिपूजनं च करिष्ये । ताम्रपात्रे रक्तचंदनेनाष्टदलं कृत्वा । तत्र देवं पूजयेत् ॥ ३ ॥ तेजोरूपं सहस्रांशुं सप्ताश्वरथगं वरम् । द्विभुजं वरदं पद्मलांछनं सर्वकामदम् । ध्यानम् ॥ ४ ॥ आगच्छ भगवन्सूर्य मंडले च स्थिरो भव । यावत्पूजा समाप्येत तावत्त्वं सन्निधौ भव । आवाहनम् ॥ ५ ॥ हेमासनं महादिव्यं नानारत्नविभूषितम् । दत्तं मे गृह्यतां देव दिवाकर नमोऽस्तु ते । आसनम् ॥६॥ गंगाजलं समानीतं परमं पावनं महत् । पाद्यं गृहाण देवेश धामरूप नमोऽस्तु ते । पाद्यम् ॥ ७ ॥ भो भोः सूर्य महाभूत ब्रह्मविष्णुस्वरूपिणे । अर्घ्यमंजलिना दत्तं गृहाण परमेश्वर । अर्घ्यम् ॥ ८ ॥ गंगादितीर्थजं तोयं जातीपुष्पैश्च वासितम् । ताम्रपात्रे स्थितं दिव्यं गृहाणाचमनीयकम् । आचमनीयम् ॥ ९ ॥ जाह्नवीजलमत्यंतं पवित्रकरणं परम् । स्नानार्थं च मयानीतं स्नानं कुरु जगत्पते । मलापकर्षस्नानम् ॥ १० ॥ पयोदधिघृतैश्चैव शर्करामधुसंयुतैः । कृतं मया च स्नपनं प्रीयतां परमेश्वरः । पंचामृतस्नानम् ॥११॥ गंगा गोदावरी चैव यमुना च सरस्वती । नर्मदा सिंधुकावेर्यौ ताभ्यः स्नानार्थमाहृतम् । स्नानम् ॥ १२ ॥ आचमनीयम् । रक्तपट्टयुगं देव सूक्ष्मतंतुविनिर्मितम् । शुद्धं चैव मया दत्तं गृहाण कमलाकर । वस्त्रम् ॥ १३ ॥ नमः कमलहस्ताय विश्वरूपाय ते नमः । उपवीतं मया दत्तं तद्गृहाण दिवाकर । उपवीतम् ॥ १४ ॥ कुंकुमागुरुकस्तूरीसुगंधैश्चंदनादिभिः । रक्तचंदनयुक्तं तु गंधं गृह्ण प्रभाकर । गंधम् ॥ १५ ॥ जपाकदंबकुसुमरक्तोत्पलयुतानि च । पुष्पाणि गृह्यतां देव सर्वकामप्रदो भव । पुष्पाणि ॥ १६ ॥ रक्तचंदनसंमिश्रा अक्षताश्च सुशोभनाः । मया दत्ता गृहाण त्वं वरदो भव भास्कर । अक्षतान् ॥ १७ ॥

રવિવારને દિવસે કરવાનું સૂર્યવ્રત મદનરત્નમાં સૌરધર્મમાં કહેલું છે.[1] પૂજાનો પ્રકાર–માસનું તથા પક્ષનું ઉચ્ચારણુ કરી–'મારા સઘળા રોગોની નિવૃત્તિ માટે, આયુષ્યની વૃદ્ધિ વગેરે સકળ કામના સિદ્ધ થવા માટે ને સૂર્યનારાયણુને પ્રસન્ન કરવા માટે હું સૂર્યવ્રતમાં કહેલું સૂર્યપૂજન કરીશ, ને ગણુપતિનું પૂજન કરી, કલશ સ્થાપન કરીશ,' એવો સંકલ્પ કરવો. ત્રાંબાના પાત્રમાં રતાંજળીનું અષ્ટદલ કમલ આલેખી તેમાં સૂર્યનું પૂજન કરવું.[2–3] 'સૂર્યદેવ તેજોમય છે, હજારો કિરણોવાળા છે, સાત ઘોડાઓના રથમાં બેસનાર છે, બે હાથ-

વાળા, વર આપવાવાળા, કમલના ચિહ્નવાળા ને સર્વ-કામના પૂર્ણ કરનાર છે,' એ મંત્ર ભણી ધ્યાન કરવું.[૪] 'હે ભગવન્! હે સૂર્ય! પધારો ને આ મંડળમાં સ્થિર થાઓ. જ્યાં સુધી પૂજા પૂરી થાય ત્યાં સુધી આપ પાસે રહો.' એમ ભણી આવાહન કરવું.[૫] પછી 'હે દેવ! હે સૂર્ય! રત્નોથી શોભીતુ સોનાનુ મોટું સિંહાસન આપને આપું છું ને નમસ્કાર કરૂં છું. તેનો સ્વીકાર કરો' એમ કહી આસન આપવું.[૬] 'હે દેવ! હે તેજોમય! આપને નમસ્કાર કરૂં છું. પરમ પવિત્ર ગંગાજલ લાવ્યો છું, તે પાદ્યમાટે ગ્રહણ કરો' એ મંત્રથી પાદ્ય આપવું.[૭] 'હે સૂર્ય! આપ મોટા દેવ ને વિષ્ણુરૂપ છો. હે પરમેશ્વર! અંજલિથી આપેલા અર્ઘ્યનું ગ્રહણ કરો' એ મંત્ર ભણી અર્ઘ્ય આપવો.[૮] 'જાતિપુષ્પની સુગંધિવાળું ગંગા વગેરે તીર્થોનું ઉત્તમ જળ ત્રાંબાના પાત્રમાં ભરેલું છે, તે આચમન માટે ગ્રહણ કરો' એ મંત્રથી આચમન કરાવવું.[૯] 'હે જગત્પતે! ગંગાનું અતિ પવિત્ર જલ સ્નાન માટે લાવ્યો છું તેથી સ્નાન કરો.'[૧૦] 'દૂધ, દહીં, ઘી, સાકર ને મધ એ પંચામૃતથી સ્નાન કરાવું છું, હે સૂર્યદેવ! તમે પ્રસન્ન થાઓ' એ મંત્રથી પંચામૃતસ્નાન કરાવવું.[૧૧] 'ગંગા, ગોદાવરી, યમુના, સરસ્વતી, નર્મદા, સિંધુ, ને કાવેરી એટલી નદીઓનું જલ સ્નાનમાટે લાવ્યો છું;[૧૨] હે દેવ! હે સૂર્ય! ઝીણા સૂતરથી બનાવેલાં પવિત્ર બે લાલ વસ્ત્રો આપું છું તે ગ્રહણ કરો.[૧૩] હે સૂર્ય! આપ હાથમાં કમળવાળા ને વિશ્વરૂપ છો, તેને નમસ્કાર કરૂં છું. હું ઉપવીત આપું છું તે ગ્રહણ કરો.' પછી ઉપવીત પહેરાવવું.[૧૪] 'હે સૂર્ય! કંકુ, અગુરુ, કસ્તૂરી, ચંદન ને રતાંજળી વગેરેથી તૈયાર કરેલા ગંધનું ગ્રહણ કરો.[૧૫] 'હે દેવ! હે સૂર્ય! લાલ કમલ, કદંબ ને જાસૂન્દનાં પુષ્પોનુ ગ્રહણ કરો, ને સર્વ કામના પૂર્ણ કરો.'[૧૬] 'હે સૂર્ય! રતાંજળીથી રંગેલા સુંદર અક્ષત આપને ચડાવું છું, તેનો સ્વીકાર કરો ને વર આપો.'[૧૭]

आर्द्राक्षतान् प्रगृह्य अंगपूजां कुर्यात् ॥ ॐ मित्राय० पादौ पू० । ॐ रवये० जंघे पू० । सूर्याय० जानुनी पू० । खगाय० ऊरू पू० । पूष्णे० गुह्यं पू० । हिरण्यगर्भाय० कटी पू० । मरीचये० नाभिं पू० । आदित्याय० जठरं पू० । सवित्रे० हृदयं पू० । अर्काय० स्तनौ पू० । भास्कराय० कंठं पू० । अर्यम्णे० स्कंधौ पू० । प्रभाकराय० हस्तौ पू० । अहस्कराय० मुखं पू० । ब्रघ्नाय० नासिकां पू० । जगदेकचक्षुषे० नेत्रे पू० । सवित्रे० कर्णौ पू० । त्रिगुणात्मधारिणे० ललाटं पू० । विरिंचिनारायणशंकरात्मने० शिरः पू० । तिमिरनाशिने० सर्वांगं पू० ॥ १८ ॥

પછી ભીના અક્ષત લઇ અંગપૂજા કરવી–'ॐ मित्राय नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી, 'रवये०' થી પીંડીની, 'सूर्याय०' થી ઘૂંટણની, 'खगाय०' થી સાથળની, 'पूष्णे०' થી ગુહ્યની, 'हिरण्यगर्भाय०' થી કેડની, 'मरीचये०' થી નાભિની, 'आदित्याय०' થી પેટની, 'सवित्रे०' થી હૃદયની, 'अर्काय०' થી સ્તનની, 'भास्कराय०' થી કંઠની, 'अर्यम्णे०' થી ખભાની, 'प्रभाकराय०' થી હાથની, 'अहस्कराय०' થી મુખની, 'ब्रघ्नाय०' થી નાકની, 'जगदे-कचक्षुषे०' થી નેત્રની, 'सवित्रे०' થી કાનની, 'त्रिगुणात्म-धारिणे०' થી લલાટની, 'विरिंचिनारायणशंकरात्मने०' થી મસ્તકની, 'तिमिरनाशिने नमः सर्वांगं पूजयामि' એ મંત્ર ભણી સઘળાં અંગોની પૂજા કરવી.[૧૮]

दशांगो गुग्गुलोद्भूतः कालागुरुसमन्वितः । आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् । धूपम् ॥ १९ ॥ कार्पासवर्तिकायुक्तं गोघृतेन समन्वितम् । दीपं गृहाण देवेश त्रैलोक्यतिमिरापह । दीपम् ॥ २० ॥ पायसं घृतसंयुक्तं नानापक्वान्नसंयुतम् । नैवेद्यं च मया दत्तं शांतिं कुरु जगत्पते । नैवेद्यम् ॥ २१ ॥ कर्पूरवासितं तोयं मंदाकिन्याः समाहृतम् । आचम्यतां जगन्नाथ मया दत्तं हि भक्तितः । आचमनम् ॥ २२ ॥ मलयाचलसंभूतं कर्पूरेण समन्वितम् । करोद्वर्तनकं चारु गृह्यतां जगतः पते । करोद्वर्तनम् ॥ २३ ॥ इदं फलं मया देव स्थापितं पुरतस्तव । तेन मे सफलावाप्तिर्भवेज्जन्मनि जन्मनि । फलम् ॥ २४ ॥ एलालवंगकर्पूरखदिरैश्च सपूगकैः । नागवल्लीदलैर्युक्तं तांबूलं प्रतिगृह्यताम् । तांबूलम् ॥ २५ ॥ दक्षिणां कांचनीं देव स्थापितां च तवाग्रतः । गृहाण सुमुखो भूत्वा प्रभाकर नमोऽस्तु ते । दक्षिणाम् ॥ २६ ॥ पंचवर्तिसमायुक्तं सर्वमंगलदायकम् । नीराजनं गृहाणेदं सर्वसौख्यकरो भव । नीराजनम् ॥ २७ ॥ यानि कानि च पापानि जन्मांतरकृतानि च । विलयं यांति तानीह प्रदक्षिणपदे पदे । प्रदक्षिणाः ॥२८॥ नमः पंकजहस्ताय नमः पंकजमालिने । नमः पंकजनेत्राय भास्कराय नमो नमः–नमस्कारान् ॥ २९ ॥ तंडुलैः पूरितं पात्रं हिरण्येन समन्वितम् । रक्तवस्त्रयुगं चैव ब्राह्मणाय निवेदयेत् । वायनम् ॥ ३० ॥ यस्योदये स्याज्जगतः प्रबोधो यः कर्मसाक्षी भुवनस्य गोप्ता । कुष्ठादिकव्याधिविनाशको यः स भास्करो मे दुरितं निहन्यात् । इति प्रार्थना ॥ ३१ ॥

'હે દેવ! દશાંગ ધૂપ જે ગુગળસહિત તથા અગુરુસહિત છે ને સર્વ દેવોને સુંઘવા લાયક છે, તેનું ગ્રહણ કરો.[૧૯] હે દેવેશ! હે ત્રણે લોકોના અંધકારને દૂર કરનાર! કપાસની વાટવાળા ઘીના દીવાનો સ્વીકાર કરો.[૨૦] હે જગત્પતે! આપને દૂધપાક, ઘી ને નાનાપ્રકારનાં પકવાન્નોનું નૈવેદ્ય ધરૂં છું તે ગ્રહણ કરો.[૨૧] હે જગન્નાથ! કર્પૂરની સુગંધિવાળું ગંગાનું જલ લાવી આપને ભક્તિથી આપું છું તેનું આચમન કરો.[૨૨] હે જગત્પતે! મલયાચલમાં થયેલા ને કર્પૂરસહિત કરોદ્વર્તનનું ગ્રહણ કરો.[૨૩] હે દેવ! આ ફળ આપની પાસે રાખું છું, તેથી મને

જન્મોજન્મમાં સફળ પ્રાપ્તિ થાઓ.[૨૪] એલાયચી, લવિંગ, કપૂર, કાથો, સોપારી ને નાગરવેલનાં પાન એટલી વસ્તુઓથી બનાવેલાં તાંબૂલનું ગ્રહણ કરો.[૨૫] હે દેવ! હે સૂર્ય! આપની પાસે રાખેલી સુવર્ણદક્ષિણાનો સ્વીકાર કરો. હું આપને નમસ્કાર કરૂં છું, માટે સુમુખ થાઓ.[૨૬] હે સૂર્ય! સર્વ મંગલ આપનાર પાંચ દીવાથી આપની આરતી ઉતારૂં છું, તેનો કૃપા કરી સ્વીકાર કરો ને સર્વને સુખ આપો.[૨૭] 'આ જન્મનાં વા જન્માંતરનાં જે કાંઇ પાપો છે, તે સઘળાં અહીં પ્રદક્ષિણા કરતાં પગલે પગલે નષ્ટ થાય છે.' એ મંત્રથી પ્રદક્ષિણા કરવી.[૨૮] 'હાથમાં કમળવાળાને નમસ્કાર કરૂં છું, કમળની માળાવાળાને નમસ્કાર કરૂં છું, કમળ જેવાં નેત્રવાળાને નમસ્કાર કરૂં છું, ને સૂર્યને નમસ્કાર કરૂં છું,' એમ ભણી નમસ્કાર કરવા.[૨૯] 'ચોખાથી ભરેલા ને બે વસ્ત્રો તથા સોના સહિત પાત્રનું વાયન બ્રાહ્મણને આપું છું,' એમ ભણી વાયન આપવું.[૩૦] ને 'જેના ઉદયથી જગત્ જાગે છે, જે કર્મના સાક્ષી છે, જગતનું રક્ષણ કરનાર છે ને કોઢ વગેરે રોગોનો નાશ કરનાર છે એવા સૂર્યદેવ મારાં પાપ હણો,' એમ ભણી પ્રાર્થના કરવી.[૩૧]

## સૂર્યવ્રતની કથા

અથ કથા ॥ માંધાતોવાચ— ભગવન્ જ્ઞાનિનાં શ્રેષ્ઠ કથયસ્વ પ્રસાદતઃ। ત્વદ્વક્ત્રાચ્છ્રોતુમિચ્છામિ વ્રતં પાપપ્રણાશનમ્ ॥ ૧ ॥ સર્વકામપ્રદં ચૈવ સર્વામંગલનાશનમ્। પૂજાર્ઘ્યદાનસહિતં નૈવેદ્યં પ્રાશનાન્વિતમ્ ॥ ૨ ॥ એતત્કથય સર્વં ત્વં પ્રસન્નોઽસિ યદિ દ્વિજ ॥ વસિષ્ઠ ઉવાચ— શ્રૃણુ રાજન્પ્રવક્ષ્યામિ યદ્દુર્લભં વ્રતમુત્તમમ્ ॥ ૩ ॥ સર્વકામપ્રદં પુંસાં કુષ્ઠાદિવ્યાધિનાશનમ્। ભાનોસ્તુષ્ટિકરં રાજન્ ભુક્તિમુક્તિપ્રદાયકમ્ ॥ ૪॥ યસ્યોદયે સુરગણા મુનિસંઘાઃ સચારણાઃ। દેવદાનવયક્ષાશ્ચ કુર્વંતિ સતતાર્ચનમ્ ॥ ૫ ॥ યસ્યોદયે તુ સર્વેષાં પ્રબોધો નૃપસત્તમ । તસ્ય દેવસ્ય વક્ષ્યામિ વ્રતં રાજન્ સવિસ્તરમ્ ॥ ૬ ॥ પૂજાઽર્ઘ્યં પ્રાશનં દાનં નૈવેદ્યં શૃણુ તત્ત્વતઃ। સર્વતીર્થેષુ યત્પુણ્યં સર્વયજ્ઞેષુ યત્ફલમ્ ॥ ૭ ॥ સર્વદાનેન તપસા યત્પુણ્યં સમવાપ્યતે । પ્રાતઃસ્નાનેન યત્પુણ્યં તત્પુણ્યં રવિવાસરે ॥ ૮ ॥ માર્ગશીર્ષાદિમાસેષુ દ્વાદશસ્વપિ ભૂપતે । સૂર્યવ્રતં કરિષ્યામિ યાવદ્વર્ષં દિવાકર। વ્રતં સંપૂર્ણતાં યાતુ ત્વત્પ્રસાદાત્પ્રભાકર—ઇતિ નિયમમંત્રઃ ॥ ૯ ॥ તતઃ પ્રાતઃ સમુત્થાય નદ્યાદૌ વિમલે જલે। સ્નાત્વા સંતર્પયેદ્દેવાન્પિતૄંશ્ચ વસુધાધિપ ॥ ૧૦ ॥

માંધાતા પૂછે છે—હે ભગવન્! હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ! પાપનો નાશ કરનાર, સર્વ કામના પૂર્ણ કરનાર, સઘળાં અમંગલનો નાશ કરનાર, ઉત્તમ વ્રત, પૂજા, અર્ઘ્ય, દાન, નૈવેદ્ય ને પ્રાશન એ સર્વસહિત આપના મુખથી સાંભળવા ઇચ્છું છું, માટે જો આપ મારી ઉપર પ્રસન્ન હો તો કૃપા કરી કહો. વસિષ્ઠ કહે છે—હે રાજન્! જે અતિ ગુહ્ય વ્રત છે તે કહું છું, તે તમે સાંભળો.[૧-૩] જેના ઉદય વખતે દેવો, મુનિઓ, ચારણો, દૈત્યો અને યક્ષો પૂજન કરે છે, જેનો ઉદય થવાથી સઘળા જાગે છે, તે સૂર્યદેવનું વ્રત સર્વ કામના પૂર્ણ કરનાર, મનુષ્યોના કોઢ વગેરે રોગોનો નાશ કરનાર, સૂર્યને પ્રસન્ન કરનાર ને ભોગ તથા મોક્ષ આપનાર છે; તે વ્રત, પૂજા, અર્ઘ્ય, દાન ને નૈવેદ્ય સઘળું વિસ્તારથી યથાર્થ કહું છું તે સાંભળો. સર્વ તીર્થોમાં જે ફળ થાય છે, સર્વ યજ્ઞોમાં જે ફળ થાય છે,[૪-૭] સર્વ દાનોથી ને તપોથી જે પુણ્ય થાય છે ને પ્રાતઃકાલમાં સ્નાન કરવાથી જે પુણ્ય થાય છે, તે પુણ્ય માર્ગશીર્ષ વગેરે બારે માસમાં રવિવારને દિવસે વ્રત કરવાથી થાય છે. તેમાં પ્રથમ 'હે સૂર્ય! હે દિવાકર! હું એક વર્ષ સુધી વ્રત કરીશ. તે વ્રત આપની કૃપાથી પૂર્ણ થાઓ,' એ પ્રકારે નિયમ લેવો.[૮-૯] પછી પ્રાતઃકાલમાં ઉઠી નદી વગેરેનાં સ્વચ્છ જળમાં સ્નાન કરી, દેવતર્પણ તથા પિતૃતર્પણ કરવું.[૧૦]

ઉપલિપ્ય શુચૌ દેશે સૂર્યં તત્ર સમર્ચયેત્। વિલિખેત્તત્ર પદ્મં તુ દ્વાદશારં સકર્ણિકમ્ ॥ ૧૧ ॥ તામ્રપાત્રે તથા પદ્મં રક્તચંદનવારિણા । તત્ર સંપૂજયેદ્દેવં દિનનાથં સુરેશ્વરમ્ ॥૧૨॥ માસે માસે ચ યે રાજન્વિશેષાસ્તાન્ શ્રૃણુષ્વ વૈ। માર્ગશીર્ષે યજેન્મિત્રં નારિકેરાર્ઘ્યમુત્તમમ્ ॥ ૧૩ ॥ નૈવેદ્યે તંડુલા દેયાઃ સાજ્યાશ્ચ ગુડસંયુતાઃ। પત્રત્રયં તુલસ્યાસ્તુ પ્રાશ્ય તિષ્ઠેજ્જિતેંદ્રિયઃ ॥ ૧૪॥ દદ્યાદ્વિપ્રાય ભોજ્યં તુ દક્ષિણાસહિતં નૃપ । પૌષે વિષ્ણું સમભ્યર્ચ્ય નૈવેદ્યે કૃસરં તથા ॥ ૧૫ ॥ બીજપૂરેણ ચૈવાર્ઘ્યં ઘૃતં પ્રાશ્યં પલત્રયમ્। દદ્યાદ્ઘૃતં તુ વિપ્રાય ભોજનેન સમન્વિતમ્ ॥ ૧૬ ॥ માઘે વરુણનામાનં સંપૂજ્ય સતિલં ગુડમ્ । ભોજનં દક્ષિણાં દદ્યાન્નૈવેદ્યં કદલીફલમ્ ॥ ૧૭ ॥ અર્ઘ્યં તેનૈવ દત્ત્વા તુ પ્રાશ્યા મુષ્ટિત્રયં તિલાઃ। ફાલ્ગુને સૂર્યમભ્યર્ચ્ય નૈવેદ્યં સઘૃતં દધિ ॥ ૧૮ ॥ અર્ઘ્યં જંબીરસહિતં દધિ પ્રાશ્યં પલત્રયમ્। દધિતંડુલદાનં ચ ભોજને સમુદાહૃતમ્ ॥ ૧૯ ॥ ચૈત્રે ભાનું ચ સંપૂજ્ય નૈવેદ્યે ઘૃતપૂરિકાઃ। દાડિમીફલમર્ઘ્યે ચ પ્રાશ્યં દુગ્ધપલત્રયમ્ ॥ ૨૦ ॥ વિપ્રાય ભોજનં દદ્યાન્મિષ્ટાન્નં તુ સદક્ષિણમ્। વૈશાખે તપનઃ પ્રોક્તો માષાન્નં સઘૃતં સ્મૃતમ્ ॥ ૨૧ ॥ અર્ઘ્યં દદ્યાત્તુ દ્રાક્ષાભિઃ પ્રાશને ગોમયં સ્મૃતમ્। કુર્યાન્માષાન્નદાનં ચ સઘૃતં વૈ સદક્ષિણમ્ ॥ ૨૨ ॥

પવિત્ર સ્થળમાં લીંપી તેમાં સૂર્યનું પૂજન કરવું. લીંપેલી જમીન ઉપર બાર પત્રાંવાળું કર્ણિકસહિત કમળ આલેખવું,[૧૧] તેમ જ રતાંજળીથી ત્રાંબાનાં પાત્રમાં પણ તેવું જ કમળ આલેખવું. તેમાં દિવસના નાથ સૂર્યદેવનું પૂજન કરવું.[૧૨] હવે જે જે માસના જૂદા જૂદા નિયમો છે તે કહું છું, તે સાંભળો. માર્ગશીર્ષ માસમાં મિત્ર નામના સૂર્યની પૂજા કરવી, નાળીએરનો અર્ઘ્ય આપવો,[૧૩] ચોખા, ઘી ને ગોળનું નૈવેદ્ય કરવું, તુળ-

સીનાં ત્રણ પત્રો ખાઇ જિતેંદ્રિય રહેવું,[14] ને બ્રાહ્મણને જમાડી દક્ષિણા આપવી. પૌષ માસમાં વિષ્ણુ નામના સૂર્યનું પૂજન કરવું, ખીચડીનું નૈવેદ્ય કરવું,[15] બીજોરાંનો અર્ઘ્ય આપવો, ત્રણ પલ ઘી ખાઇને રહેવું ને બ્રાહ્મણને ભોજનમાં અધિક ઘી આપવું.[16] માઘમાસમાં વરુણ નામના સૂર્યનું પૂજન કરવું, કેળાંનો અર્ઘ્ય આપવો, કેળાંનું નૈવેદ્ય કરવું અને ત્રણ મૂઠી તલ ખાઇ રહેવું ને બ્રાહ્મણને તલનું ને ગોળનું ભોજન કરાવવું તથા દક્ષિણા આપવી. ફાગણમાસમાં સૂર્ય નામના સૂર્યનું પૂજન કરવું, લીંબુનો અર્ઘ્ય આપવો, ઘી ને દહીંનું નૈવેદ્ય કરવું, ત્રણ પલ દહીં ખાઇને રહેવું ને બ્રાહ્મણને દહીં ભાતનું ભોજન કરાવવું.[17–18] ચૈત્રમાસમાં ભાનુ નામના સૂર્યનું પૂજન કરવું, દાડિમનો અર્ઘ્ય આપવો, ઘી ને પૂરીનું નૈવેદ્ય કરવું, ત્રણ પલ દૂધ પીને રહેવું, ને બ્રાહ્મણને મિષ્ટાન્નભોજન આપવું ને દક્ષિણા આપવી. વૈશાખમાસમાં તપન નામના સૂર્યનું પૂજન કરવું, દરાખનો અર્ઘ્ય આપવો, ઘી સહિત અડદના પદાર્થોનું નૈવેદ્ય કરવું, ગોબર ખાઇ રહેવું ને બ્રાહ્મણને ઘી સહિત અડદના પદાર્થોનું ભોજન કરાવવું ને દક્ષિણા આપવી.[20–22]

इंद्रं ज्येष्ठे यजेद्राजन्नैवेद्ये तु करंभकम् । अर्घ्यं च सहकारेण प्राश्यं जलांजलित्रयम् ॥ २३ ॥ दध्योदनसमायुक्तं भोजनं ब्राह्मणस्य तु । आषाढे रविमभ्यर्च्य जाती चिपिटकं तथा ॥ २४ ॥ विप्राय भोजनं दद्यात्प्राशयेन्मरिचत्रयम् । गभस्तिं श्रावणेऽभ्यर्च्य नैवेद्ये सक्तुपूरिकाः ॥ २५ ॥ अर्घ्यदाने च हि प्रोक्तं त्रपुसीफलमेव च । मुष्टित्रयं च सक्तूनां प्राशने समुदाहृतम् ॥ २६ ॥ विप्राय भोजनं दद्याद्दक्षिणासहितं नृप । यमो भाद्रपदे पूज्यः कूष्मांडं साज्यमोदनम् ॥ २७ ॥ गोमूत्रं प्राशने प्रोक्तं ब्राह्मणान्भोजयेत्तथा । हिरण्यरेता आश्विने च नैवेद्ये शर्करा स्मृता ॥ २८ ॥ दाडिमेनार्घ्यदानं तु प्राश्यं खंडपलत्रयम् । विप्राय परया भक्त्या भोजनं शालिशर्कराः ॥ २९ ॥ दिवाकरः कार्तिके च रंभायाः फलमेव च । पायसं चैव नैवेद्ये पायसं प्राशने स्मृतम् ॥ ३० ॥ पायसैर्भोजयेद्विप्रान् दद्यात्तांबूलदक्षिणे । एवं व्रतं समाप्यैतत्तत उद्यापनं चरेत् ॥ ३१ ॥

જ્યેષ્ઠ માસમાં ઇંદ્ર નામના સૂર્યનું પૂજન કરવું, આંબાનો અર્ઘ્ય આપવો, દહીં મેળવેલા સાથવાનું નૈવેદ્ય કરવું, ત્રણ અંજલિ જળ પીને રહેવું, ને બ્રાહ્મણને દહીં ભાતનું ભોજન કરાવવું. આષાઢ માસમાં રવિ નામના સૂર્યનું પૂજન કરવું, જાયફળનો અર્ઘ્ય આપવો, નૈવેદ્ય કરવું અને બ્રાહ્મણને ભોજન કરાવવું તથા મરીના ત્રણ દાણા ખાઇને રહેવું. શ્રાવણ માસમાં ગભસ્તિ નામના સૂર્યનું પૂજન કરવું, ત્રુસડાના ફળનો અર્ઘ્ય આપવો, સાથવો ને પૂરીનું નૈવેદ્ય કરવું, ત્રણ મૂઠી સાથવો ખાઇ રહેવું ને બ્રાહ્મણને ભોજન કરાવી દક્ષિણા આપવી. ભાદરવા માસમાં યમ નામના સૂર્યનું પૂજન કરવું, કોળાંનો અર્ઘ્ય આપવો, ઘીસહિત ને ભાતનું નૈવેદ્ય કરવું,[23–27] ગોમૂત્ર પીને રહેવું ને બ્રાહ્મણોને ભોજન કરાવવું. આશો માસમાં હિરણ્યરેતા નામના સૂર્યનું પૂજન કરવું, દાડિમનો અર્ઘ્ય આપવો, સાકરનું નૈવેદ્ય કરવું, ત્રણ પલ સાકર ખાઇને રહેવું ને પરમ ભક્તિથી બ્રાહ્મણને શાળ ને સાકરનું ભોજન કરાવવું.[28–29] કાર્તિક માસમાં દિવાકર નામના સૂર્યનું પૂજન કરવું, કેળાંનો અર્ઘ્ય આપવો, દૂધપાકનું નૈવેદ્ય કરવું, દૂધપાક ખાઇને રહેવું,[30] ને બ્રાહ્મણોને દૂધપાક જમાડી તાંબૂલ ને દક્ષિણા આપવી. એવી રીતે વ્રત સમાપ્ત થયા પછી ઉદ્યાપન કરવું.[31]

ततो गुरुगृहं गत्वा गृह्णीयाच्चरणांबुजे । उद्यापनं करिष्येऽहमागच्छ मम वेश्मनि ॥३२॥ माषकेण सुवर्णेन प्रतिमां कारयेद्बुधैः । रथो रौप्यमयः कार्यः सर्वोपस्करसंयुतः ॥३३॥ कृत्वा द्वादशपत्रं तु कमलं रक्ततंडुलैः । स्थापयेद्व्रणं कुंभं पंचरत्नसमन्वितम् ॥ ३४ ॥ तस्योपरि न्यसेत्पात्रं ताम्रं तंडुलपूरितम् । रक्तवस्त्रसमाच्छन्नं पुष्पमालाविवेष्टितम् ॥ ३५ ॥ पंचामृतेन स्नपयेदग्न्युत्तारणपूर्वकम् । प्रतिष्ठां च ततः कृत्वा पूजां देवस्य कारयेत् ॥ ३६ ॥ चंदनैः कुसुमै रम्यैर्विविधैः कालसंभवैः । अखंडवस्त्रैश्च कमंडलुमुपानहौ ॥ ३७ ॥ वर्धनीत्रितयं तत्र स्थापयेद्देवसन्निधौ । संज्ञाया वस्त्रयुग्मं च कौसुंभं तु महीपते ॥ ३८ ॥ प्रतिपत्रेषु संपूज्यः सूर्यो द्वादशनामभिः । मित्रो विष्णुः सवरुणः सूर्यो भानुस्तथैव च ॥ ३९ ॥ तपनेंद्रौ रविः पूज्यो गभस्तिः शमनस्तथा । हिरण्यरेता दिनकृत् पूज्या एते प्रयत्नतः ॥ ४० ॥ मध्ये सहस्रकिरणः सम्पूज्यः संज्ञया सह । पूगीफलैर्धूपदीपैर्नैवेद्यैर्वस्त्रसंयुतैः ॥४१॥ नारिकेरेण चैवार्घ्यं दद्याद्देवाय भक्तितः । मन्त्रेणानेन राजेंद्र व्रतस्य परिपूर्तये ॥ ४२ ॥ नमः सहस्रकिरण सर्वव्याधिविनाशन । गृहाणार्घ्यं मया दत्तं संज्ञया सहितो रवे ॥४३॥

ઉદ્યાપન માટે ગુરુને ઘેર જઇ, તેના ચરણ ઉપર હાથ રાખી, ‘હે મહારાજ ! હું ઉદ્યાપન કરીશ, માટે મારે ઘેર પધારો’ એમ ગુરુને કહેવું.[32] એક માષા સોનાની સૂર્યની મૂર્તિ કરાવવી, સર્વ સામગ્રીવાળો રૂપાંનો રથ કરાવવો,[33] બાર પત્રોવાળું લાલ ચોખાનું કમળ કરવું. તેની ઉપર છિદ્રરહિત ઘડાની સ્થાપના કરવી, તેમાં પંચરત્નો નાખવાં,[34] તેની ઉપર ચોખાથી ભરેલું ત્રાંબાનું પાત્ર રાખવું, તેની ઉપર લાલ વસ્ત્ર ઢાંકી પુષ્પની માળા પહેરાવવી.[35] પછી મૂર્તિનું અગ્ન્યુત્તારણ કરી પંચામૃતથી સ્નાન કરાવી, સ્થાપના કરી, પૂજા કરવી.[36] ચંદન ચડાવવું, ને તે સમયમાં ઉત્પન્ન થયેલાં નાના પ્રકારનાં પુષ્પો ચડાવવાં. અખંડ વસ્ત્ર ઓરાડવાં. કમંડલુ, પગરખાં ને જનોઇ પાસે રાખવાં. સંજ્ઞા (સૂર્યની સ્ત્રી)

ને બે કસૂંબી વસ્ત્રો આપવાં.[૩૭-૩૮] 'મિત્ર, વિષ્ણુ, વરુણ, સૂર્ય, ભાનુ, તપન, ઇંદ્ર, રવિ, ગભસ્તિ, શમન, હિરણ્યરેતા ને દિનકૃત્' એ બાર નામોવડે બાર પત્રોવાળાં કમળના પ્રત્યેક પત્રમાં ક્રમથી પૂજા કરવી.[૩૯-૪૦] કમળની વચમાં સંજ્ઞાસહિત સહસ્રકિરણ નામના સૂર્યની પૂજા કરવી. સોપારી ધરવી, ધૂપ કરવો, દીવો કરવો, નૈવેદ્ય ધરવાં, વસ્ત્રો આપવાં ને યથાશક્તિ ભક્તિથી નાળિયેરનો અર્ઘ્ય આપવો, જેથી વ્રત પૂર્ણ થાય છે. હવે અર્ઘ્યનો મંત્ર કહું છું–'હે હજારો કિરણવાળા! હે સર્વ રોગોના નાશ કરનાર! હે રવે! મેં દીધેલા અર્ઘ્યનું આપ તથા સંજ્ઞા બન્ને ગ્રહણ કરો.'[૪૧-૪૩]

आरार्तिकं ततः कुर्यान्नमस्कारप्रदक्षिणाः । संकल्प्य च ततः श्राद्धं कार्यं वै सूर्यदैवतम् ॥ ४४ ॥ ब्राह्मणान्भोजयेद्भक्त्या मिष्टान्नैर्द्वादश प्रभो । दंपत्योर्भोजनं देयं परमान्नसमन्वितम् ॥ ४५ ॥ ततस्तु दक्षिणा देया समभ्यर्च्य स्रगादिभिः । उपहारादि तत्सर्वं गुरवे प्रतिपादयेत् ॥४६॥ गुरुं तत्रैव संतोष्य ब्राह्मणांश्च विसर्जयेत् । मंत्रहीनं क्रियाहीनं भक्तिहीनं च यत्कृतम् ॥ ४७ ॥ तत्सर्वं पूर्णतां यातु भूमिदेवप्रसादतः । अनुव्रज्य गुरून् विप्रान् भोजनं तु समाचरेत् ॥ ४८ ॥ वृद्धैश्च बंधुभिः सार्धं नत्वा देवं दिवाकरम् । एवं यः कुरुते मर्त्यो वित्तशाठ्यविवर्जितः ॥ ४९ ॥ सूर्यव्रतं महाराज तस्य पुण्यफलं शृणु । ब्राह्मणो लभते विद्यां क्षत्रियो राज्यमाप्नुयात् ॥ ५० ॥ वैश्यः समृद्धिं विपुलां शूद्रः सुखमवाप्नुयात् । अपुत्रो लभते पुत्रं कुमारी लभते पतिम् ॥ ५१ ॥ रोगार्तो मुच्यते रोगाद् बद्धो मुच्येत बंधनात् । यं यं चिंतयते कामं तं तं प्राप्नोति वै ध्रुवम् ॥ ५२ ॥ य इदं शृणुयाद्भक्त्या ह्येकचित्तेन वै नृप । सर्वकामानवाप्नोति प्रसादाद्भास्करस्य वै ॥ ५३ ॥ इति श्रीभविष्यपुराणे रविवारेऽनुष्ठेयं सूर्यव्रतं समाप्तम् ।

પછી આરતી, નમસ્કાર ને પ્રદક્ષિણા કરવી. સંકલ્પ કરી સૂર્યના ઉદ્દેશથી શ્રાદ્ધ કરવું,[૪૪] બાર બ્રાહ્મણોને ભક્તિથી મિષ્ટાન્ન જમાડવાં. સ્ત્રી–પુરુષનાં જોડાંને દૂધપાકનું ભોજન કરાવવું.[૪૫] પછી તેઓની માળા વગેરેથી પૂજા કરી દક્ષિણા આપવી. પછી જે સામગ્રી હોય તે સઘળી ગુરુને આપવી ને ગુરુને તથા બ્રાહ્મણોને પ્રસન્ન કરવા. 'મંત્રહીન, ક્રિયાહીન વા ભક્તિહીન જે કાંઇ થયેલું હોય, તે સઘળું બ્રાહ્મણોની કૃપાથી પૂર્ણ થાઓ,' એમ કહી ગુરુઓને તથા બ્રાહ્મણોને વિદાય કરવા, તથા તેમને વળાવવા પછવાડે જવું. પછી સૂર્યને પ્રણામ કરી, વૃદ્ધ ને સગાંવહાલાંની સાથે પોતે ભોજન કરવું. હે મહારાજ! જે માણસ ધનનો લોભ કર્યા વિના એવી રીતે સૂર્યવ્રત કરે છે, તેને જે પુણ્ય થાય છે તે કહું છું, તે સાંભળો. એવી રીતે વ્રત કરવાથી બ્રાહ્મણને વિદ્યા મળે છે, ક્ષત્રિયને રાજ્ય મળે છે,[૪૬-૫૦] વૈશ્યને મોટી સમૃદ્ધિ મળે છે ને શૂદ્રને સુખ મળે છે. અપુત્રને પુત્ર થાય છે, કુમારીને પતિ મળે છે,[૫૧] રોગી રોગથી મુક્ત થાય છે, કેદી બંધનમાંથી છૂટી જાય છે અને મનમાં જે જે ધારે તે તે કાર્ય અવશ્ય સિદ્ધ થાય છે.[૫૨] હે રાજન્! જે માણસ ચિત્ત સ્થિર રાખી ભક્તિથી આ કથા સાંભળે છે, તેની સર્વ કામનાઓ સૂર્યની કૃપાથી પૂર્ણ થાય છે.[૫૩] આ પ્રમાણે ભવિષ્યપુરાણમાં રવિવારને દિવસે કરવાનું સૂર્યવ્રત કહેલું છે.

## ૨ આશાદિત્યવ્રત

अथ आश्विनादिरविवारेषु आशादित्यव्रतम् । मासपक्षाद्युल्लिख्य मम समस्तरोगनिरासार्थं आयुर्वृद्ध्यादिसकलकामनासिद्ध्यर्थं द्वादशवर्षपर्यंतं एकवर्षपर्यंतं वा श्रीसूर्यनारायणप्रीत्यर्थं आशादित्यव्रतं करिष्ये । इति संकल्प्य । कलशाराधनमासनविध्यादि कृत्वा सूर्यं पूजयेत् । ताम्रेण कारयेत्पीठं रथं रौप्यमयं तथा । भास्करं पूजयेत्तत्र सुवर्णेन तु कारितम् ।

આશ્વિનમાસથી આરંભી રવિવારને દિવસે કરવાનું આશાદિત્યવ્રત કહેવાય છે. પ્રથમ માસ પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરીઃ–'મારા સર્વ રોગોની નિવૃત્તિમાટે, આયુષ્યની વૃદ્ધિ વગેરે સર્વ કામનાઓની સિદ્ધિ માટે અને શ્રીસૂર્યનારાયણને પ્રસન્ન કરવા માટે હું *બાર વર્ષો પર્યંત વા એક વર્ષ પર્યંત આશાદિત્યનું વ્રત કરીશ' એવો સંકલ્પ કરી કલશસ્થાપના કરી આસન વગેરે આપી વિધિથી સૂર્યની પૂજા કરવી. ત્રાંબાનું આસન કરાવવું. રૂપાનો રથ કરાવવો અને તેમાં સોનાના સૂર્યની પૂજા કરવી.

## આશાદિત્યવ્રતની કથા

अथ कथा ॥ ऋषिरुवाच– भगवन् श्रोतुमिच्छामि व्रतानामुत्तमं व्रतम् । सर्वरोगप्रशमनमाशादित्याभिधं शुभम् ॥ १ ॥ स्कंद उवाच– शृणु विप्रेंद्र गुह्यं तदादित्याराधनं परम् । यत्कृत्वा सर्वकामानां संपूर्तिफलमाप्नुयात् ॥ २ ॥ समुद्रतीरे विप्रेंद्र पुरी द्वारवती शुभा । वासुदेवे यदुश्रेष्ठे पुरा राज्यं प्रशासति ॥ ३ ॥ दुर्वासाः शंकरस्यांश आजगामावलोककः । कृष्णेन पूजितः सोऽपि ह्यर्घ्यपाद्यासनादिभिः ॥ ४ ॥ भोजनं तस्य वै दत्तं यथाभिलषितं मुनेः । संपूजितः स कृष्णेन यावद्गच्छत्यसौ मुनिः ॥ ५ ॥ सांबेन हसितस्तस्य सुतेन सहसा किल । क्रुद्धोऽपि मुनिशार्दूलः कोपं संहृतवान्स्वयम् ॥ ६ ॥ पूजितेन मयेदानीं मन्युं कर्तुं कथं क्षमम् । स गत्वा नारदं प्राह सांबेन हसितोऽस्मि भोः ॥ ७ ॥ प्रहासं चरतः कार्यं तस्य शिक्षापनं त्वया । इत्युक्तो नारदः प्रायाद्द्वारकां कृष्णसन्निधौ ॥ ८ ॥ स्वकं सैन्यं दर्शयस्व मम देवकिनंदन । देवयात्रामिषं कृत्वा हस्त्यश्वरथसंकुलम् ॥ ९ ॥ नारदेनैवमुक्तस्तु तथैव कृतवान्विभुः ।

*બાર વર્ષો સુધી વ્રત કરવાની ઇચ્છા હોય તો બાર વર્ષોનો ને એક વર્ષ સૂધી વ્રત કરવાની ઇચ્છા હોય તો એક વર્ષનો, સંકલ્પ કરવો.

दर्शिते तु बले प्राह नात्र सांबः प्रदृश्यते ॥ १० ॥ मयैवानीयते शीघ्रं द्वारवत्यास्तवांतिकम् । गत्वैवमुक्तो मुनिना श्रेष्ठो जांबवतीसुतः ॥११॥ सशृंगारस्तथाऽऽनीतो मकरध्वजदर्शनः । गत्वाऽऽलिंग्य चुचुंबुस्तं गोप्यः कृष्णपरिग्रहाः ॥ १२ ॥ नारदः प्राह कृष्णं तद्दुश्चरित्रं तथाऽनघ । क्रुद्धेन शौरिणा प्रोक्तः कुष्ठी भव नराधम ॥ १३ ॥ एवमुक्तस्तेन पुत्रः कुष्ठरोगातुरोऽभवत् । सांबः प्रणम्याह पितः किमर्थं शापितस्त्वया ॥ १४ ॥ स्वशक्तिज्ञानदृष्ट्या तु विचार्य सुविनिश्चितम् । ध्यानाद्दुर्वाससो ज्ञात्वा विक्रिया ह्यत्र कारणम् ॥ १५ ॥ अनुग्रहो मया पुत्र कार्यस्त्वय्यनघे शुचौ । आदित्यस्य व्रतं चैव कुरु कुष्ठविनाशनम् ॥ १६ ॥

ઋષિ પૂછે–હે ભગવન્! સર્વ વ્રતોમાં ઉત્તમ અને સર્વ રોગોનો નાશ કરનાર એવું આશાદિત્ય નામનું વ્રત સાંભળવા હું ઇચ્છું છું.[૧] કાર્તિકસ્વામી કહે છે–હે ઋષે! આશાદિત્યવ્રત બહુ ગુહ્ય છે, સૂર્યની આરાધનામાં તે ઉત્તમ છે ને જે કરવાથી સર્વ કામનાઓ પૂર્ણ થાય છે, તે સાંભળો.[૨] સમુદ્રના કિનારા ઉપર એક દ્વારકાપુરી છે. તેમાં પૂર્વે યદુશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ રાજ્ય કરતા હતા.[૩] તેમનાં દર્શન માટે શંકરના અંશાવતાર દુર્વાસા ઋષિ આવ્યા. તેમની અર્ઘ્ય, પાદ્ય, આસન વગેરેથી શ્રીકૃષ્ણે આગતાસ્વાગતા કરી.[૪] અને મન ગમતું ભોજન પણ કરાવ્યું. થોડીવારે દુર્વાસા ઋષિ જવાની તૈયારી કરતા હતા,[૫] તેટલામાં ભગવાનના પુત્ર સાંબે તેની હાંસી કરી તેથી ઋષિરાજને ક્રોધ તો ચઢ્યો, પણ 'આ લોકોએ મારી પૂજા કરેલી છે ત્યારે હમણાં ક્રોધ કરવો ઉચિત નથી,' એમ વિચારી પોતાની મેળે ક્રોધને શાંત કર્યો. પછી નારદની પાસે જઇને તેણે કહ્યું કે, 'હે નારદ! સાંબે મારી હાંસી કરી,[૬–૭] માટે તમારે તેને શિક્ષા આપવી.' આવાં વચન સાંભળી નારદ દ્વારકામાં શ્રીકૃષ્ણ પાસે આવ્યા,[૮] ને બોલ્યા કે, હે શ્રીકૃષ્ણ! દેવયાત્રાના બહાનાથી, હાથી, ઘોડા ને રથવાળું આપનું મોટું સૈન્ય બતાવો.[૯] નારદના કહેવાથી ભગવાને પોતાનું સૈન્ય બતાવ્યું. તે જોઇ આ સૈન્યમાં સાંબ દેખાતા નથી, માટે હું દ્વારકામાં જઈ, તેને જલદીથી આપની પાસે લાવું છું, એમ કહી નારદ દ્વારકામાં ગયા. જેણે ઉત્તમ પોષાક પહેર્યો હતો ને જેનું સ્વરૂપ કામદેવના જેવું સુંદર હતું એવા સાંબને ત્યાંથી તેડી લાવ્યા, એટલે તેની પાસે જઈ ભગવાનની સ્ત્રીઓ આલિંગન કરી ચુંબન કરવા લાગી.[૧૦–૧૨] આ દુરાચરણ નારદે શ્રીકૃષ્ણને કહ્યાં. તેથી ક્રોધાયમાન થયેલા શ્રીકૃષ્ણે, 'હે પુરુષોમાં નીચ! તું કોઢીઓ થા,' એવો સાંબને શાપ આપ્યો.[૧૩] ત્યારે કોઢથી વ્યાકુળ થયેલા સાંબે પ્રણામ કરી કહ્યું કે, હે પિતા! મને શા માટે શાપ આપ્યો?[૧૪] ત્યારે જ્ઞાનદૃષ્ટિથી દુર્વાસા ઋષિના મહિમાથી આ વિકાર થયેલો છે એમ નિશ્ચય કરી, શ્રીકૃષ્ણ બોલ્યા કે,[૧૫] હે પુત્ર! આ કાર્યમાં તારો અપરાધ નથી, માટે નિષ્પાપ એવા તારી ઉપર હું અનુગ્રહ કરીને કહું છું કે, કોઢનો નાશ કરનાર આદિત્ય (સૂર્ય)નું વ્રત કર.[૧૬]

सांब उवाच– कथं तात मया कार्यं व्रतं सर्वफलप्रदम् । किं विधानं तु के मंत्राः किं दानं कस्य पूजनम् ॥ १७ ॥ कृष्ण उवाच– मासमाश्वयुजं प्राप्य यदा रविदिनं भवेत् । तदा व्रतमिदं ग्राह्यं नरैः स्त्रीभिर्विशेषतः ॥ १८ ॥ यावत् संवत्सरस्तावद्विधिनाऽनेन पुत्रक । गोमयेन क्षितौ कुर्यान्मंडलं वर्तुलं पुनः ॥ १९ ॥ रक्तचंदनपुष्पैश्च युक्तं तत्र सहाक्षतम् । मन्त्रेणानेन सांब त्वमर्घ्यं देहि रविं प्रति ॥ २० ॥ यथाऽऽशा विमलाः सर्वाः सूर्यभास्करभानुभिः । तथाऽऽशाः सफला मह्यं कुरु नित्यं ममार्घ्यतः–इत्यर्घ्यमंत्रः ॥२१ ॥ एवं तमर्चयेत्तावद्यावद्वर्षं समाप्यते । समाप्ते तु व्रते वत्स कुर्यादुद्यापनं शुभम् ॥ २२ ॥ गोमयेनानुलिप्तायां भूमौ मंडलमालिखेत् । रक्तचंदनरेखाभिः कुंकुमेन विशेषतः ॥ २३ ॥ तन्मध्ये कारयेत्पद्मं द्वादशारं सकर्णिकम् । सिंदूरपूरितदलं जपाकुसुमशोभितम् ॥ २४ ॥ तन्मध्ये स्थापयेत्कुंभं प्रवालांकुरसंयुतम् । शालितंडुकसंपूर्णं शर्कराचंदनान्वितम् ॥ २५ ॥ तस्योपरि न्यसेत्पात्रं ताम्रं शक्त्या विनिर्मितम् । सौवर्णं भास्करं कृत्वा पद्महस्तं स्वशक्तितः ॥ २६ ॥ रक्तवस्त्रयुगोपेतं पात्रोपरि निवेशयेत् । पंचामृतेन संस्नाप्य रक्तचंदनपुष्पकैः ॥ २७ ॥ धूपैर्दीपैश्च नैवेद्यैः फलैः कालोद्भवैस्तथा । पूजयेज्जगतामीशं यथाविभवसारतः ॥ २८ ॥

સાંબ કહે છે–'હે તાત! સર્વ ફળોને આપનાર એ વ્રત મારે કેવી રીતે કરવું? તેનો કેવો પ્રકાર છે? કયા મંત્રો છે? ને તેમાં કયા દેવનું પૂજન કરવું?'[૧૭] શ્રીકૃષ્ણ કહે છે–આશ્વિન માસમાં જ્યારે રવિવાર આવે ત્યારે સ્ત્રીએ વા પુરુષે આ વ્રતનો આરંભ કરવો.[૧૮] અને વિધિથી એક વર્ષ સુધી એ વ્રત કરવું. પૃથિવી ઉપર છાણથી મંડલાકાર ગોળ લીંપવું;[૧૯]તેમાં હે સાંબ! સૂર્યનો મંત્ર ભણી, લાલ ચંદન, લાલ પુષ્પ અને અક્ષતવાળો અર્ઘ્ય તારે આપવો.[૨૦] 'હે સૂર્ય! હે ભાસ્કર! હું આપને અર્ઘ્ય આપું છું, માટે જેમ આપનાં પ્રકાશમાન્ કિરણોથી સઘળી આશા (દિશા) સ્વચ્છ છે તેમ નિરંતર મારી આશા (મનોરથ) સફલ કરો.'[૨૧] એવી રીતે એક વર્ષ સુધી સૂર્યની પૂજા કરવી. વ્રત પૂરૂં થાય ત્યારે શુભ ઉદ્યાપન કરવું.[૨૨] ગાયના છાણથી લીંપેલી પૃથિવી ઉપર મંડલ ચીતરવું; તે મંડલ લાલ ચંદનથી ને વિશેષે કરીને કંકુથી કરવું.[૨૩] તેની વચમાં કર્ણિકાવાળું બાર પત્રોનું કમલ ચીતરવું. તેનાં પત્રમાં સિંદૂર પૂરવો. જાસુંદનાં પુષ્પોથી શોભા કરવી.[૨૪] તેની વચમાં ઘડાની સ્થાપના કરવી. તેમાં પરવાળાં, અંકુર,

થાળ, ચોખા, સાકર ને ચંદન ભરવાં.[૨૫] તેની ઉપર ત્રાંબાનું પાત્ર રાખી, તેમાં યથાશક્તિ સોનાના કરાવેલા, હાથમાં કમલવાળા ને લાલ બે વસ્ત્રવાળા સૂર્યની સ્થાપના કરવી. તેને પંચામૃતથી સ્નાન કરાવવું. પોતાની શક્તિ પ્રમાણે લાલ ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય ને તે સમયમાં થયેલાં ફળોવડે સૂર્યની પૂજા કરવી.[૨૬-૨૮]

अथांगपूजा । ॐ सूर्याय नमः पादौ पूजयामि । वरुणाय० जंघे पू० । माधवाय० जानुनी पू० । धात्रे० ऊरू पू० । हरये० कटी पू० । भगाय० गुह्यं पू० । सुवर्णरेतसे० नाभिं पू० । अर्यम्णे० जठरं पू० । दिवाकराय० हृदयं पू० । तपनाय० कंठं पू० । भानवे० स्कंधौ पू० । हंसाय० हस्तौ पू० । मित्राय० मुखं पू० । रवये० नासिकां० पू० । खगाय० नेत्रे पू० । पूष्णे न० कर्णौ पू० । हिरण्यगर्भाय० ललाटं पू० । आदित्याय० शिरः पू० । भास्कराय० सर्वांगं पू० । नमो नमः पापविनाशनाय विश्वात्मने सप्ततुरंगमाय । सामर्ग्यजुर्धामनिधे विधातर्भवाब्धिपोताय नमः सवित्रे- इति प्रार्थना ॥ २९ ॥ एवं संपूजयेद्भानुं नक्तं भुञ्जीत वाग्यतः । आचार्यं पूजयित्वा तु वस्त्रैराभरणैः शुभैः ॥ ३० ॥ तस्मै तां प्रतिमां कुंभं सहिरण्यं च दापयेत् । प्रीयतां भगवान्देवो मम संसारतारकः ॥ ३१ ॥ ब्राह्मणान् भोजयेत्पश्चादपूपैः पायसैः सह । तेभ्यस्तु कलशान्दद्याद्यथाशक्त्या तु दक्षिणाम् ॥ ३२ ॥ एवं यः कुरुते सम्यग्व्रतमेतदनुत्तमम् । आशादित्यमिति ख्यातं तस्य पुण्यफलं महत् ॥ ३३ ॥ निर्व्याधिश्च सतेजस्वी पुत्रपौत्रसमन्वितः । भुक्त्वा च भोगान्विपुलानमरैरपि दुर्लभान् ॥ ३४ ॥ देहांते रविसायुज्यं प्राप्नुयादुत्तमोत्तमम् । प्राप्स्यते परमामृद्धिं विमुक्तः कुष्ठरोगतः ॥ ३५ ॥ आशाभंगो न तस्य स्यात्कदाचिज्जन्मजन्मनि । एतस्मात्कारणाद्वत्स कुरुष्व व्रतमुत्तमम् ॥ ३६ ॥ एतच्छ्रुत्वा वचः सांबः पित्रा कृष्णेन भाषितम् । व्रतं चरित्वा संप्राप्तः सर्वसिद्धिं सुदुर्लभाम् ॥ ३७ ॥ य इदं शृणुयाद्भक्त्या श्रावयेद्वाऽपि मानवः । तावुभौ पुण्यकर्माणौ रविलोकमवाप्नुतः ॥ ३८ ॥ इति श्रीस्कंदपुराणे आशादित्यव्रतं संपूर्णम् ।

તે પછી અંગપૂજા કરવી-'ॐ सूर्याय नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી, 'वरुणाय०'થી પીંડીની, 'माधवाय०'થી ઘુંટણની, 'धात्रे०' થી સાથળની, 'हरये०'થી કેડની, 'भगाय०'થી ગુહ્યની, 'सुवर्णरेतसे०'થી નાભિની, 'अर्यम्णे०'થી પેટની, 'दिवाकराय०'થી હૃદયની, 'तपनाय०' થી કંઠની 'भानवे०' થી ખભાની, 'हंसाय०'થી હસ્તની, 'मित्राय०'થી મુખની, 'रवये०'થી નાકની, 'खगाय०'થી નેત્રની, 'पूष्णे०'થી કાનની, 'हिरण्यगर्भाय०' થી લલાટની, 'आदित्याय०'થી મસ્તકની ને 'भास्कराय नमः सर्वांगं पूजयामि' એ મંત્ર ભણી સર્વાંગની પૂજા કરવી. પછી, 'જે પાપનો નાશ કરનાર છે, વિશ્વરૂપ છે, જેના રથને સાત ઘોડા છે, જે સામવેદનું, ઋગ્વેદનું ને યજુર્વેદનું સ્થાન છે, સંસારસમુદ્રમાં વહાણરૂપ છે ને જગતને ઉત્પન્ન કરનાર છે, તે સૂર્યદેવને હું વારંવાર નમસ્કાર કરું છું.'[૨૯] એવી રીતે સૂર્યની પ્રેમપૂર્વક પૂજા કરવી. વાણીને નિયમમાં રાખી રાત્રિએ ભોજન કરવું. પછી ઉત્તમ વસ્ત્રોવડે ને અલંકારોવડે આચાર્યની પૂજા કરી તેને તે મૂર્તિ, ઘડો ને સુવર્ણ આપવું ને 'સંસારમાંથી તારનાર સૂર્યદેવ મારી ઉપર પ્રસન્ન થાઓ' એમ કહેવું.[૩૦-૩૧] પછી દૂધપાક ને પુડલા બ્રાહ્મણોને જમાડવા. તેઓને ઘડા અને યથાશક્તિ દક્ષિણા આપવી.[૩૨] જે માણસ આ પ્રમાણે વિધિથી અતિ ઉત્તમ આશાદિત્યનું વ્રત કરે છે તેને મોટું ફળ થાય છે.[૩૩] તે માણસ નીરોગ ને તેજસ્વી થાય છે, તેના પુત્ર-પૌત્રની વૃદ્ધિ થાય છે, તે આ લોકમાં દેવોને દુર્લભ એવા પુષ્કળ ભોગ ભોગવી અંતે અતિ ઉત્તમ રવિસાયુજ્યને પામે છે. તે પુરુષ કોઢથી મુક્ત થઇ મોટી સમૃદ્ધિવાળો થાય છે.[૩૪-૩૫] કોઈ જન્મમાં પણ તેની આશાનો ભંગ થતો નથી. હે પુત્ર! એટલા માટે તું આ ઉત્તમ વ્રત કર.[૩૬] એવું પોતાના પિતા શ્રીકૃષ્ણનું વચન સાંભળી સાંબે તે વ્રત કર્યું. તેથી તેનો કોઢ દૂર થયો, ને તેને અતિ દુર્લભ સમૃદ્ધિ મળી.[૩૭] જે માણસ ભક્તિથી આ કથા સાંભળે છે, વા સંભળાવે છે, તે બન્ને પુણ્યવાન્ થઇ સૂર્યલોકમાં જાય છે,[૩૮] એવી રીતે સ્કંદપુરાણમાં આશાદિત્યનું વ્રત કહેલું છે.

---

## ૩ દાનફલવ્રત

अथाश्विनशुक्लास्यभानुवासरमारभ्य माघशुक्लसप्तम्यवधि दानफलव्रतम् ॥ तत्र पूजा– ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः । केयूरवान्मकरकुंडलवान्किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः । इति । ध्यानम् । जगन्नाथाय०आवाहनं०,पद्मासनाय०आसनं०,ग्रहपतये तुभ्यं० पाद्यं०, त्रैलोक्यांधतमोहर्त्रे० अर्घ्यं०,मित्राय० आचमनीयं०, विश्वतेजसे० पंचामृतं०, सवित्रे० शुद्धोदकं०, जगत्पतये० वस्त्रं०, त्रिमूर्तये० यज्ञोपवीतं०, हरये० गंधं०, सूर्याय० अक्षतान्०,भास्कराय०पुष्पं०, अहर्पतये० धूपं०, अज्ञाननाशिने० दीपं०, लोकेशाय० नैवेद्यं०,रवये० तांबूलं०, भानवे० दक्षिणां०, पूष्णेन० फलं०, खगाय० नीराजनं०, भास्कराय० पुष्पांजलिं०, सर्वात्मने० प्रदक्षिणाम् । नमस्ते देवदेवेश नमस्ते वेदमूर्तये । नमः कमलहस्ताय आदित्याय नमो नमः– प्रार्थनानमस्कारौ । दिवाकर नमस्तुभ्यं पापं नाशय भास्कर । त्रयीमयार्कविश्वात्मन् गृहाणार्घ्यं नमोऽस्तु ते । अनेन द्वादशार्घ्यान् दद्यात् । ततो ब्राह्मणपूजनम् । इति पूजा ॥

હવે આસો માસના શુક્લ પક્ષના છેલ્લા રવિવારથી આરંભી માઘ શુદિ સપ્તમી સુધી કરવાનું દાનફલવ્રત કહેવાય છે. જે નારાયણ સૂર્યમંડલની વચમાં રહે છે, જે કમળના આસન ઉપર બીરાજે છે, જે બાજુબંધ, મત્સ્ય જેવાં કુંડલ, મુકુટ ને હાર ધારણ કરે છે, જે શંખચક્ર ધારણ કરે છે, જેનું શરીર સોના જેવું છે, તેનું સદા ધ્યાન કરવું. 'जगन्नाथाय नमः आवाहयामि' એ મંત્ર ભણી આવાહન કરવું. 'पद्मासनाय०'થી આસન આપવું; 'प्रद्दपतये०' થી પાદ્ય દેવું; 'त्रैलोक्यान्धतमोहर्त्रे'० થી અર્ઘ્ય આપવો; 'मित्राय०' થી આચમન કરાવવું; 'विश्वतेजसे०'થી પંચામૃત સ્નાન કરાવવું; 'सवित्रे०' થી શુદ્ધોદક સ્નાન કરાવવું; 'जगत्पतये०' થી વસ્ત્ર પહેરાવવાં; 'त्रिमूर्तये०' થી જનોઈ પહેરાવવું; 'हरये०'થી ચંદન ચર્ચવું; 'सूर्याय०' થી અક્ષત ચડાવવા; 'भास्कराय०' થી પુષ્પો ચડાવવાં; 'अहर्पतये०'થી ધૂપ કરવો; 'अज्ञाननाशिने' થી દીપ કરવો; 'लोकेशाय०'થી નૈવેદ્ય ધરવું; 'रवये०' થી તાંબૂલ, 'भानवे०' થી દક્ષિણા, 'पूष्णे०' થી ફળ, 'खगाय०' થી આરતી, 'भास्कराय०'થી પુષ્પાંજલિ, ને 'सर्वात्मने०'થી પ્રદક્ષિણા ફરવી. પછી 'હે દેવોના દેવ ! હે ઈશ ! આપ વેદમૂર્તિ છો, હાથમાં કમળવાળા છો ને અદિતિના પુત્ર છો તેને હું નમસ્કાર કરું છું.' એ મંત્ર ભણી પ્રાર્થના ને નમસ્કાર કરવા. 'હે દિવાકર ! આપને નમસ્કાર કરું છું, હે ભાસ્કર ! મારા પાપનો નાશ કરો. હે ત્રયીમય ! હે અર્ક ! હે વિશ્વાત્મન્ ! હું આપને નમસ્કાર કરું છું, આ અર્ઘ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી બાર અર્ઘ્ય આપવા. પછી બ્રાહ્મણની પૂજા કરવી. એવી રીતે પૂજાનો પ્રકાર છે.

### દાનફલવ્રતની કથા

अथ कथा । पितृगृहे वर्तमाना कुंती व्यासं ददर्श ह । नमः कृत्वा तु तं भक्त्या पाद्यार्घ्याचमनीयकम् ॥ १ ॥ दत्त्वा संप्रार्थयामास कुंती मुकुलितांजलिः । पतिपुत्रान्नमोक्षार्थं व्रतं ब्रूहि महामुने ॥ २ ॥ व्यास उवाच– शृणु दानफलं नाम वच्मि सर्वव्रतोत्तमम् । कैलासशिखरे रम्ये पार्वतीशिवमब्रवीत् ॥ ३ ॥ व्रतानां सर्वदानानामुत्तमं ब्रूहि तत्त्वतः ॥ शंकर उवाच- साधु पृष्टं त्वया देवि लुच्यते सर्वतः शुभम् ॥ ४ ॥ भूमौ तु भारते वर्षे पुण्ये च यमुनातटे । ऋषिपत्नीसमूहश्च व्रतं कर्तुं समागतः ॥ ५ ॥ तत्र गत्वा देवि शृणु प्रवदिष्यंति ताः शुभम् । शंभोरनुज्ञया देवी कैलासादागता भुवि ॥ ६ ॥ यमुनां गंतुकामा सा ददर्श कुसुमावतीम् । कांचिन्मार्गेऽतिदुःखेन क्लिश्यंतीं च विपुत्रिकाम् ॥ ७ ॥ विदेहवासिनीं दीनां पतिभ्रष्टां सुदुःखिताम् । कुसुमावतीं तदा देवी सुवाच मधुरं वचः ॥ ८ ॥ आगच्छ त्वं मया सार्धं करिष्यावः शुभव्रतम् । पत्या च सह संयोगः पुत्रप्राप्तिर्भविष्यति ॥ ९ ॥ धनप्राप्तिश्च बहुला कृते दानफलव्रते । तया सह व्रतं चैतत्कर्तुं प्राप्ता शुचिस्मिता ॥१०॥ तथैव च पतिभ्रष्टा पुत्रहीनाऽतिदुःखिता । इत्यन्या अवदद्देवीं मया सह व्रतं कुरु ॥ ११ ॥ तच्छ्रुत्वा तां गृहीत्वा तु ताभ्यां सार्धं जगाम ह । पुण्यां च यमुनां गत्वा पूर्वाह्णे भानुवासरे ॥ १२ ॥ तत्र दृष्ट्वा तु सा देवी पप्रच्छ स्त्रीकदंबकम् । इदं व्रतं किमेतन्मे वक्तव्यं तु ऋषिस्त्रियः ॥ १३ ॥

પિતાને ઘેર રહેતાં કુંતી વેદવ્યાસને જોઈ તેને નમસ્કાર કરી ભક્તિથી, પાદ્ય, અર્ઘ્ય અને આચમન વગેરે આપી,[1] હાથ જોડીને કહેવા લાગ્યાં કે, હે મહામુને ! પતિ, પુત્ર, અન્ન ને મોક્ષ મળે તેવું વ્રત કહો.[2] વેદવ્યાસ કહે છે–હે કુંતી ! સર્વ વ્રતોમાં ઉત્તમ એવું દાનફલ નામનું વ્રત કહું છું, તે સાંભળો. કૈલાસ પર્વતના મનોહર શિખર ઉપર પાર્વતીએ શંકરને પૂછ્યું કે,[3] હે નાથ ! સર્વ દાનમાં અને વ્રતમાં ઉત્તમ હોય તે કહો. ત્યારે શંકર બોલ્યા કે–હે દેવિ ! ! તમે ઉત્તમ પ્રશ્ન કરેલો છે, માટે કલ્યાણકારક વ્રત કહું છું. પૃથ્વી ઉપર ભરતખંડમાં પવિત્ર યમુનાજીના કિનારા ઉપર કેટલીક ઋષિપત્નીઓ વ્રત કરવા એકઠી થયેલી છે. હે દેવિ ! તેઓ આ ઉત્તમ વ્રત કહેશે, માટે ત્યાં જઈ સાંભળો. એવી શંકરની આજ્ઞાથી પાર્વતી કૈલાસ ઉપરથી પૃથ્વી ઉપર આવ્યાં,[4–6] ને યમુના તરફ જવા લાગ્યાં. તેટલામાં વિદેહ દેશમાં રહેવાવાળી કુસુમાવતી નામની એક સ્ત્રી નજરે પડી, જે પુત્રહીન, માર્ગમાં પતિથી વિખૂટી પડેલી, ઘણી ગરીબ હાલતની અને તેથી જ અતિ દુઃખિણી હતી. તે કુસુમાવતીને દેવીએ મધુર વાણીથી કહ્યું કે,[7–8] તું મારી સાથે ચાલ. આપણ બન્ને ઉત્તમ દાનવ્રત કરશું, તેથી પતિની સાથે મેળાપ થશે ને પુત્રની ને પુષ્કળ ધનની પ્રાપ્તિ થશે. એમ કહી કુસુમાવતીની સાથે દેવી તે વ્રત કરવા આગળ ચાલ્યાં.[9–10] ત્યારે, 'હું પતિથી જૂદી પડી ગઇ છું, પુત્રહીન છું ને દુઃખિણી છું માટે હે દેવિ ! મારી સાથે વ્રત કરો,' એમ બીજી એક સ્ત્રીએ પણ પાર્વતીને કહ્યું.[11] તેથી તેને પણ સાથે લઇ બન્ને સ્ત્રીઓની સાથે, રવિવારને દિવસે, પૂર્વાહ્ણ વખતે પાર્વતી પવિત્ર યમુનાજી ઉપર આવી પહોંચ્યાં.[12] ત્યાં સ્ત્રીઓનો સમુદાય જોઇ પાર્વતીએ પૂછ્યું, 'હે ઋષિપત્નીઓ આ તમો જે કરો છો તે વ્રત કયું છે? તે મને કહો.'[13]

स्त्रिय ऊचुः–पुण्यं व्रतमिदं देवि सौरं पापप्रणाशनम् । सर्वसंपत्करं स्त्रीणां पतिपुत्रान्नमोक्षदम् ॥१४॥ धर्मार्थकाममोक्षादीन्ददातीदं व्रतं नृणाम् । कन्यादानसहस्रेभ्यो गोदानेभ्यस्त्रिलक्षतः ॥ १५ ॥ भूहिरण्यतिलादीनां दानेभ्योऽप्यधिकं शिवम् । सर्वदानस्य फलदं तस्माद्दानफलव्रतम् ॥ १६ ॥ तच्छ्रुत्वा पार्वती प्राह करिष्यामो वयं व्रतम् । दानफलव्रतं ब्रूहि कालद्रव्यविशेषतः ॥ १७ ॥

ઋષિપત્નીઓ કહે છે–હે દેવિ ! પુણ્યકારક, પાપનો નાશ કરનાર, સર્વ સંપત્તિ આપનાર અને સ્ત્રીઓને પતિ, પુત્ર, અન્ન ને મોક્ષ આપનાર આ વ્રત સૂર્યદેવનું છે.[૧૪] આ વ્રત મનુષ્યોને ધર્મ, અર્થ, કામ ને મોક્ષ, એમ ચારે પુરુષાર્થો આપે છે. એક હજાર કન્યાદાનથી, ત્રણ લાખ ગોદાનોથી, પૃથ્વીદાનથી, સુવર્ણદાનથી ને તિલદાનથી પણ અધિક પુણ્ય આ વ્રત કરવાથી થાય છે. આ વ્રત સર્વ દાનોનાં ફળને આપનાર છે, માટે જ દાનફળ નામનું વ્રત કહેવાય છે.[૧૫-૧૬] એવાં વચનો સાંભળી પાર્વતી બોલ્યાં, અમે પણ એ વ્રત કરશું માટે દાનફળવ્રત, તેનો સમય ને તેમાં જોઈતા પદાર્થો અમને કહો.[૧૭]

ऋषय ऊचुः– पद्मासनः पद्मकरः पद्मगर्भसमद्युतिः । सप्ताश्वरथसंयुक्तो द्विभुजश्च सदा रविः ॥ १८ ॥ ध्येयः सदा० चक्रः ॥ १९ ॥ एवं ध्यात्वा द्विजः सम्यग् भास्करं देवरूपिणम् । आवाहयेज्जगन्नाथं भास्करं वेदरूपिणम् ॥ २० ॥ नमः पद्मासनायेति दद्यादासनमुत्तमम् । पाद्यं ग्रहपते तुभ्यं मित्रायाचमनं तथा ॥ २१॥ त्रैलोक्यांधतमोहर्त्रे अर्घ्यं दद्यात्प्रयत्नतः । पंचामृतविधानेन स्नापयेद्विश्वतेजसम् ॥ २२ ॥ शुद्धोदकं च दद्याद्वै सवित्रे चैव पार्वति । जगत्पतये वस्त्रं च ह्युपवीतं त्रिमूर्तये ॥ २३ ॥ रक्तगंधं तु हरये दद्यात्सूर्याय चाक्षतान् । दद्यात्पुष्पं भास्कराय करवीरादिकं शुभम् ॥ २४ ॥ अहर्पतये वै धूपं दीपमज्ञाननाशिने । लोकेशाय च नैवेद्यं तांबूलं रवये तथा ॥ २५ ॥ दक्षिणां भानवे दद्यात् पंचार्तिक्यं खगाय च । फलं च पूष्णे दद्याद्वै सर्वकामार्थसिद्धये ॥ २६ ॥ पुष्पांजलिं भास्कराय दद्याद्वै परया मुदा । सर्वात्मने च दद्याद्वै प्रदक्षिणाः पुनः पुनः ॥ २७ ॥ नमस्ते देवदेवेश नमस्ते वेदमूर्तये । नमः कमलहस्ताय आदित्याय नमो नमः ॥ २८ ॥ नमस्कुर्यादनेनैव प्रार्थयेद्विश्वतेजसम् । रक्तगंधाक्षतैस्ताम्रपात्रेणार्घ्यं समंत्रकम् ॥ २९ ॥ दद्यादनेन मन्त्रेण व्रतसंपूर्तिहेतवे । दिवाकर नमस्तुभ्यं पापं नाशय भास्कर ॥ ३० ॥ त्रयीमयार्क विश्वात्मन् गृहाणार्घ्यं नमोऽस्तु ते । एवं द्वादशवारं च व्रती दद्यात्समंत्रकम् ॥ ३१ ॥

ઋષિપત્નીઓ કહે છે–'જેને કમલનું આસન છે, જેના હાથમાં કમલ છે, કમલના મધ્યભાગ જેવી જેની કાંતિ છે, જે સાત ઘોડાવાળા રથમાં બીરાજે છે ને બે હાથવાળા છે એવા સૂર્યનું હું સદા ધ્યાન ધરું છું' એ મંત્ર તથા 'ध्येयः सदा०' એ મંત્ર ભણી સૂર્યનું ધ્યાન કરવું.[૧૮-૧૯] પછી દેવરૂપી ને વેદરૂપી સૂર્યનું 'जगन्नाथाय नमः' એ મંત્ર ભણી આવાહન કરવું.[૨૦] 'पद्मासनाय०' થી ઉત્તમ આસન આપવું. 'ग्रहपते तुभ्यं०'થી પાદ્ય, 'त्रैलोक्यांधतमोहर्त्रे०'થી અર્ઘ્ય, 'मित्राय०'થી આચમન, 'विश्वतेजसे०'થી પંચામૃત સ્નાન અને શુદ્ધોદક સ્નાન કરાવવું. 'जगत्पतये०'થી વસ્ત્ર, 'त्रिमूर्तये०' થી જનોઈ, 'हरये०' થી લાલ ચંદન, 'सूर्याय०'થી અક્ષત, 'भास्कराय०' થી કરેણ વગેરેનાં સુંદર પુષ્પો ચડાવવાં.[૨૧-૨૪] 'अहर्पतये०' થી ધૂપ, 'अज्ञाननाशिने०'થી દીપ, 'लोकेशाय०'થી નૈવેદ્ય, 'रवये०'થી તાંબૂલ,[૨૫] 'भानवे०'થી દક્ષિણા, 'खगाय०' થી આરતી, ને 'पूष्णे०'થી ફળ આપવું, જેથી સર્વ કામના સિદ્ધ થાય.[૨૬] 'भास्कराय०' એ મંત્ર ભણી પરમ હર્ષથી પુષ્પાંજલિ આપવી. 'सर्वात्मने नमः' એ મંત્ર ભણી વારંવાર પ્રદક્ષિણા કરવી.[૨૭] 'હે દેવોના દેવ ! હે ઈશ ! આપ વેદમૂર્તિ છો, હાથમાં કમળવાળા છો ને અદિતિના પુત્ર છો, તેને વારંવાર નમસ્કાર કરું છું.'[૨૮] એ મંત્ર ભણી સૂર્યને નમસ્કાર કરવા ને પ્રાર્થના પણ કરવી. વ્રત પૂરું થવા માટે ત્રાંબાનાં પાત્રમાં લાલ ચંદન તથા અક્ષત લઈ મંત્ર ભણી અર્ઘ્ય આપવો. 'હે દિવાકર ! આપને નમસ્કાર કરું છું. હે ભાસ્કર ! મારાં પાપનો નાશ કરો. હે ત્રયીમય ! હે અર્ક ! હે વિશ્વાત્મન્ ! આપને નમસ્કાર કરું છું. આ અર્ઘ્યનું ગ્રહણ કરો.' એવી રીતે બાર અર્ઘ્યો આપવા.[૨૯-૩૧]

तैलाम्ललवणक्षारं वर्जयित्वा तु भोजने । बहुबीजफलं वर्ज्यं शेषं चैव तु भोजयेत् ॥ ३२ ॥ कंदमूलफलाहारो विशेषेण फलप्रदः । नीवारधान्यदध्यादिभोजनं वा व्रते स्मृतम् ॥३३॥ एवं कुर्याद्व्रतं सम्यक् प्रत्येकं भानुवासरे । माघमासे शुक्लपक्षे सप्तम्या यावदंतिकम् ॥३४॥ षष्ठ्यामुपोष्य विधिवत्सप्तम्यामुदये रवेः । रवेरभ्यर्च्य विधिवत्प्रतिमां वस्त्रसंयुताम् ॥३५॥ आचार्येणाग्निमाधाय गोमयेनोपलेपिते । सघृतं परमान्नं च होमयेत्सौरमंत्रतः ॥ ३६ ॥ पायसं प्रतिमां वस्त्रं ब्राह्मणाय निवेदयेत् । एवं कुर्यात्पंचवर्षं पंचधान्यं समर्पयेत् ॥ ३७ ॥ पंचप्रस्थप्रमाणं च प्रथमे व्रीहिमेव च । गोधूमांश्च द्वितीयेऽब्दे तृतीये चणकांस्तथा ॥ ३८ ॥ चतुर्थे तिलदानं च पंचमे माषकांस्तथा । सफलां दक्षिणां दद्याद्विप्रान् द्वादश भोजयेत् ॥ ३९ ॥ एवं कुर्याद्व्रतं सम्यक् संपूर्णफलमाप्नुयात् । तच्छ्रुत्वा ता गृहीत्वाऽथ चक्रिरे व्रतमुत्तमम् ॥ ४० ॥

તેલનો, લવણનો, ખાટી વસ્તુનો ને ખારી વસ્તુનો ત્યાગ કરી ભોજન કરવું. ઘણાં બીયાંવાળાં ફળનો પણ ત્યાગ કરવો, બાકી સઘળું ખાવું.[૩૨] આ વ્રતમાં કંદ, ફળ, મૂળનો આહાર કરવાથી અધિક ફળ થાય છે. અથવા નીવાર ધાન્યનું ને દહીંનું ભોજન કરવાનું પણ આ વ્રતમાં કહેલું છે.[૩૩] એવી રીતે પ્રત્યેક રવિવારે વ્રત કરવું. તે માઘમાસની શુક્લ પક્ષની સપ્તમી સુધી કરવું.*[૩૪] છઠ્ઠને દિવસે વિધિથી ઉપવાસ કરી સપ્તમીને દિવસે સૂર્યોદય વખતે વસ્ત્રવાળી સૂર્યની મૂર્તિનું વિધિથી પૂજન કરવું.[૩૫] છાણથી લીપેલા સ્થળમાં

* આ વ્રતનો આરંભ આસો માસના શુક્લ પક્ષના છેલ્લા રવિવારે કરવો.

આચાર્યની પાસે અગ્નિની સ્થાપના કરવી. સૂર્યના મંત્રવડે ઘી સહિત પરમાન્નનો હોમ કરવો.[૩૬] દૂધપાક, વસ્ત્ર ને મૂર્તિ બ્રાહ્મણને આપવાં. એ પ્રમાણે પાંચ વર્ષો સૂધી કરવું. પ્રતિ વર્ષે એકેક એમ પાંચ ધાન્યો આપવાં.[૩૭] પહેલે વર્ષે પાંચ પ્રસ્થ જેટલી શાળ આપવી. બીજે વર્ષે ઘઉં, ત્રીજે વર્ષે ચણા, ચોથે વર્ષે તિલ ને પાંચમે વર્ષે અડદ આપવા. ફળ ને દક્ષિણા આપવી. બાર બ્રાહ્મણો જમાડવા.[૩૮-૩૯] એવી રીતે જે માણસ વ્રત કરે છે, તેને સંપૂર્ણ ફળ થાય છે. એવાં વચનો સાંભળી તેઓએ તે ઉત્તમ વ્રત કર્યું.[૪૦]

पद्मावती पतिं प्राप दमयंती यथा नलम् । सुमित्रा प्राप पुत्रं च मानयंती सुमां बहु ॥ ४१ ॥ सर्वभाग्ययुता गौरी स्वर्णमाधूफलं तथा । तद्गृहीत्वा गता मार्गे ददर्श ब्राह्मणोत्तमम् ॥ ४२ ॥ विप्राय तत्फलं दत्वा ततः शिवपुरं ययौ । ततः स सफलो विप्रो गृहं गत्वा सविस्मयः ॥ ४३ ॥ धनधान्यसमृद्धं तु बहुगोधनसंकुलम् । सर्वरत्नमयं दृष्ट्वा भार्यां वचनमब्रवीत् ॥ ४४ ॥ सर्वसंपत्प्रदं चाद्य किं कृतं हि त्वया शुभम् । साऽब्रवीद्भगवन् स्वामिन् भवद्भिः फलमाहृतम् ॥४५॥ स्वर्णमाधूफलं तच्च केन दत्तं वद प्रभो । इति पृष्टस्तया विप्रो भार्यां वचनमब्रवीत् ॥ ४६ ॥ महादेव्या फलं दत्तं पार्वत्या कृपया मम । इति तस्य वचः श्रुत्वा भार्या वचनमब्रवीत् ॥ ४७ ॥ गंतव्यमाशु कैलासं मया सार्धं त्वया प्रभो । ततः शिवपुरं प्राप्तो भार्यया संयुतो द्विजः ॥ ४८ ॥ नमस्कृत्य यथाभक्त्या पप्रच्छैवं शिवां द्विजः । तत्फलं कथ्यतां देवि कथं प्राप्तं त्वया शुभम् ॥ ४९ ॥ ततो देव्या च तत्सर्वमुक्तं दानफलव्रतम् । श्रुत्वाऽऽगत्य कृतं सर्वं तेन दानफलव्रतम् ॥ ५० ॥ कुंति त्वयापि कर्तव्यमिदं दानफलव्रतम् । ये पठंतीदमाख्यानं शृण्वंति श्रद्धयान्विताः । ते सर्वे पापनिर्मुक्ता यास्यंति परमां गतिम् ॥ ५१ ॥ इति श्रीस्कंदपुराणे दानफलव्रतं संपूर्णम् ।

તથા જેમ દમયંતીને નળરાજા મળ્યો હતો, તેમ કમળાવતીને તેનો પતિ મળ્યો, સુમિત્રાને (બીજી માર્ગમાં મળેલી સ્ત્રી) પુત્ર થયો તેથી તેણે પાર્વતીની મોટા ઉપચારથી પૂજા કરી.[૪૧] સર્વ સૌભાગ્યવાળાં લક્ષ્મીએ સ્વર્ણમાધુ નામનું ફળ આપ્યું. તે લઇને જતાં પાર્વતીને રસ્તે એક ઉત્તમ બ્રાહ્મણ જોવામાં આવ્યો,[૪૨] તેને પેલું ફળ આપી તે કૈલાસમાં ગયાં. પછી તે બ્રાહ્મણ ફળ લઈ ઘેર ગયો.[૪૩] ને ધન ધાન્યની સમૃદ્ધિવાળું, પુષ્કળ ગાયોવાળું ને સર્વ રત્નોવાળું ઘર જોઈ વિસ્મયથી સ્ત્રીને કહેવા લાગ્યો કે,[૪૪] હે પ્રિયે ! તેં આજ સઘળી સંપત્તિ આપનાર કયું પુણ્ય કરેલું છે ? ત્યારે સ્ત્રી બોલી કે, હે સ્વામિન્ ! હે નાથ ! આપ સ્વર્ણમાધુનું ફળ લાવ્યા છો, તે કોણે આપ્યું ? એ મને કહો. એવી રીતે સ્ત્રીના પૂછવાથી બ્રાહ્મણ બોલ્યો, મને મહાદેવી પાર્વતીએ એ ફળ આપેલું છે. એવું પતિનું વચન સાંભળી, સ્ત્રી બોલી,[૪૫-૪૭] હે પ્રભો ! આપણે બન્નેએ જલદીથી કૈલાસમાં જવું જોઇએ. એવું વચન સાંભળી તે બ્રાહ્મણ સ્ત્રીને લઇ કૈલાસમાં ગયો,[૪૮] ત્યાં પાર્વતીને ભક્તિથી પ્રણામ કરી પૂછવા લાગ્યો. હે દેવિ ! તે ફળ આપને કેવી રીતે પ્રાપ્ત થયું તે કહો.[૪૯] પછી દેવીએ દાનફલવ્રત કહી સંભળાવ્યું. તે સાંભળી પોતાને ઘેર આવી તે બ્રાહ્મણે વિધિથી દાનફલવ્રત કર્યું.[૫૦] હે કુંતિ ! તમે પણ આ દાનફલવ્રત કરો. જે પુરુષો શ્રદ્ધાથી આ કથાનો પાઠ કરશે વા સાંભળશે, તે સઘળાં પાપોથી મુક્ત થઇ પરમ ગતિને પ્રાપ્ત થશે.[૫૧] એ પ્રમાણે સ્કંદપુરાણમાં દાનફલવ્રત કહેલું છે.

## ૪ સોમવારની પૂજાનો પ્રકાર

अथ सोमवारपूजाविधिः । येभ्योमातेति जप्त्वा । आगमार्थं तु देवानामिति घंटानादं कृत्वा, अपसर्पंत्विति छोटिकामुद्रां कृत्वा, तीक्ष्णदंष्ट्रेति क्षेत्रपालं संप्रार्थ्य-आचम्य प्राणानायम्य तिथ्यादिसंकीर्त्य मम सकुटुंबस्य क्षेमस्थैर्यविजयायुरारोग्यैश्वर्याभिवृद्धये उमामहेश्वरप्रीत्यर्थं चतुर्दशवर्षपर्यंतं सोमवारव्रतं करिष्ये । तदंगत्वेन षोडशोपचारैरुमामहेश्वरपूजनं करिष्ये । इति संकल्प्य ॥ १ ॥ ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचंद्रावतंसं रत्नाकल्पोज्ज्वलांगं परशुमृगवराभीतिहस्तं प्रसन्नम् । पद्मासीनं समंतात् स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानं विश्वाद्यं विश्ववंद्यं निखिलभयहरं पंचवक्त्रं त्रिनेत्रम् । इति ध्यात्वा । ॐ नमः शिवायेति मन्त्रेण षोडशोपचारैः पूजयेत् ॥ २ ॥

પ્રથમ 'યેભ્યો માતા૦' એ મંત્રનો જપ કરી, 'આગમાર્થં તુ દેવાનાં૦' એ મંત્ર ભણી, ઘંટાનાદ કરી 'અપસર્પંતુ૦' એ મંત્ર ભણી, છોટિકામુદ્રા કરી, 'તીક્ષ્ણદંષ્ટ્ર૦' એ મંત્રથી ક્ષેત્રપાલની પ્રાર્થના કરવી. પછી આચમન-પ્રાણાયામ કરી તિથિ વગેરેનું ઉચ્ચારણ કરી, 'મારાં કુટુંબનાં કલ્યાણ માટે, સ્થિતિ માટે, જય માટે, આયુષ્યની આરોગ્યની ને ઐશ્વર્યની વૃદ્ધિ માટે ને શંકર પાર્વતીની પ્રીતિ માટે ચૌદ વર્ષો પર્યંત હું સોમવારનું વ્રત કરીશ; તેમ જ શંકર પાર્વતીનું પૂજન પણ કરીશ.' એમ સંકલ્પ કરવો.[૧] પછી 'મહાદેવ જે કૈલાસ જેવા ધોળા છે, સુંદર ચંદ્રરૂપી અલંકારવાળા છે, રત્નોના અલંકારોથી જેનું શરીર ઉજ્જ્વલ છે, પરશુ, વર, મૃગ ને અભય જેના હાથમાં છે, જે પ્રસન્ન છે, પદ્માસનપર બેઠેલા છે, દેવતાઓ ચારે તરફ જેની સ્તુતિ કરે છે, જે વાઘનાં ચામડાંને ધારણ કરે છે, જગતના આદ્ય છે, જગતને વંદ્ય છે, સઘળા ભયને હરણ કરવાવાળા છે, પાંચ મુખવાળા છે અને ત્રણ નેત્રવાળા છે તેનું સદા ધ્યાન કરવું.' એ મંત્ર ભણી ધ્યાન કરવું અને 'ॐ नमः शिवाय०' એ મંત્રથી ષોડશોપચારોથી પૂજન કરવું.[૨]

## સોમવારવ્રતની કથા

अथ कथा॥ ईश्वर उवाच– नित्यानंदमयं शांतं निर्विकल्पं निरामयम् । शिवतत्त्वमनाद्यंतं ये विदुस्ते परं गताः ॥१॥ विरक्ताः कामभोगेभ्यो ये च कुर्वंत्यहैतुकीम् । भक्तिं परां शिवे धीरास्तेषां मुक्तिर्न संशयः ॥ २ ॥ विषयानभिसंधाय ये कुर्वंति शिवे रतिम् । विषयैर्नाभिभूयंते भुंजानास्तत्फलान्यपि ॥ ३ ॥ येन केनापि भावेन शिवभक्तियुतो नरः। न विनश्यति यात्येव कालेनापि परां गतिम्॥४॥ आरुरुक्षुः परं स्थानं विषयांस्त्यक्तुमक्षमः। पूजयेत्कर्मणा शंभुं भोगांते शिवमाप्नुयात् ॥ ५ ॥ नरा अशक्ता उत्स्रष्टुं प्रायो विषयवासनाम् । अतः कर्ममयी नूक्ता कामधेनुः शरीरिणाम् ॥ ६ ॥ मायामयेऽपि संसारे ये विहृत्य चिरं सुखम् । मुक्तिमिच्छंति देहांते तेषां धर्मोऽयमीरितः ॥७॥ शिवपूजा सदा लोके हेतुः स्वर्गापवर्गयोः । सोमवारे विशेषेण प्रदोषे च गुणान्विते ॥ ८ ॥ श्रावणे चैत्रवैशाखे ऊर्जे वा मार्गशीर्षके । प्रथमे सोमवारे तद्गृह्णीयाद्व्रतमुत्तमम् ॥ ९ ॥ केवलं चापि ये कुर्युः सोमवारे शिवार्चनम् । न तेषां विद्यते किंचिदिहामुत्र च दुर्लभम् ॥ १० ॥ उपोषितः शुचिर्भूत्वा सोमवारे जितेंद्रियः । वैदिकैर्लौकिकैर्मंत्रैर्विधिवत्पूजयेच्छिवम् ॥ ११ ॥ ब्रह्मचारी गृहस्थो वा कन्या वापि सभर्तृका । विधवा वापि संपूज्य लभते वरमीप्सितम् ॥ १२ ॥ अत्रापि कथयिष्यामि कथां श्रोतृमनोहराम् । श्रुत्वा मुक्तिं प्रयात्येव भक्तिर्भवति शांभवी ॥ १३ ॥

મહાદેવ કહે છે—જે માણસો નિત્ય, આનંદમય, શાંત, ભેદરહિત, બાધારહિત ને આદિરહિત તથા અંતરહિત એવું શિવતત્ત્વ જાણે છે તે પરમ પદને પ્રાપ્ત થયા સમજવા.[૧] જે માણસો કામભોગથી વિરક્ત થઈ મહાદેવની નિષ્કામ ઉત્તમ ભક્તિ કરે છે. તે ધીર પુરુષોની મુક્તિ થાય છે, એમાં સંશય નથી.[૨] જે માણસો વિષયનું અનુસંધાન રાખીને પણ શિવમાં પ્રીતિ કરે છે તેઓને વિષયો ભોગવતાં છતાં પણ બાધ કરતા નથી.[૩] હરકોઈ ભાવથી પણ જે માણસ શંકરને ભજે છે તેનો નાશ થતો નથી; પણ તે કાળે કરી પરમ ગતિને પ્રાપ્ત થાય છે.[૪] જેને ઉત્તમ ગતિની ઇચ્છા હોય ને વિષયો પણ ત્યજાતા ન હોય તેણે, કર્મથી શંકરની પૂજા કરવી; તેથી ભોગ ભોગવ્યા છતાં અંતે તેને શિવલોકની પ્રાપ્તિ થાય છે.[૫] વિષયવાસના છોડવાને ઘણું કરી મનુષ્યો અશક્ત છે માટે તેઓને કર્મરૂપી કામધેનુ કહેલી છે.[૬] આ સંસાર માયારૂપ છે, તેમાં પણ જેઓ સુખથી વિહાર કરી મોક્ષની ઇચ્છા કરે છે તેઓનો આ ધર્મ કહેલો છે.[૭] મનુષ્યોમાં શિવપૂજા સ્વર્ગનું તથા મોક્ષનું કારણ છે. એ શિવપૂજા સોમવારે વા પ્રદોષને દિવસે વિશેષ ફળ આપે છે.[૮] શ્રાવણ, ચૈત્ર, વૈશાખ, કાર્તિક વા માર્ગશીર્ષ માસના પહેલા સોમવારને દિવસે તે ઉત્તમ વ્રત ગ્રહણ કરવું.[૯] જે માણસો સોમવારને દિવસે કેવળ શિવપૂજન કરે છે, તેઓને આ લોકમાં વા પરલોકમાં કાંઈ પણ દુર્લભ નથી.[૧૦] સોમવારને દિવસે ઇંદ્રિયોને નિયમમાં રાખી પવિત્ર થઈ ઉપવાસ કરવો ને વેદના તથા પુરાણના મંત્રોવડે વિધિથી શિવપૂજન કરવું.[૧૧] બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમી, કન્યા, પતિવાળી વા વિધવા સ્ત્રી પણ તે દિવસે શિવનું પૂજન કરવાથી ઇષ્ટ ફલને પ્રાપ્ત થાય છે.[૧૨] આ વિષયમાં પણ સાંભળનારને પ્રિય લાગે તેવી કથા કહીશ. જે સાંભળવાથી શંકરમાં ભક્તિ થાય છે ને મુક્તિ મળે છે.[૧૩]

आर्यावर्ते नृपः कश्चिदासीद्धर्मभृतां वरः । चित्रवर्मेति विख्यातो धर्मराजो दुरात्मनाम् ॥ १४ ॥ स गोप्ता धर्मसेतूनां शास्ता दुष्पथगामिनाम् । यष्टा समस्तयज्ञानां त्राता शरणमिच्छताम् ॥ १५ ॥ कर्ता सकलपुण्यानां दाता सकलसंपदाम् । जेता सपत्नवृंदानां भक्तः शिवमुकुंदयोः ॥ १६ ॥ सोऽहकूलासु पत्नीषु पुत्रमेकं न लब्धवान् चिरेण प्रार्थयन् लेभे कन्यामेकां वराननाम् ॥ १७ ॥ स लब्ध्वा तनयां मेने हिमवानिव पार्वतीम् । आत्मानं देवसदृशं संपूर्णं च मनोरथम् ॥ १८ ॥ स एकदा जातकलक्षणज्ञानाहूय सर्वान् द्विजवृंदमुख्यान् । कौतूहलेनाभिनिविष्टचेताः पप्रच्छ कन्याजनने फलानि ॥ १९ ॥ अथ तत्राब्रवीदेको बहुज्ञो द्विजसत्तमः । एषा सीमंतिनी नाम्ना कन्या तव महीपते ॥ २० ॥ उमेव मांगल्यवती दमयंतीव रूपिणी । भारतीव कलाभिज्ञा लक्ष्मीरिव महागुणा ॥२१॥ सुप्रजा देवमातेव जानकीव धृतव्रता । रविप्रभेव सत्कांतिश्चंद्रिकेव मनोरमा ॥ २२ ॥ दशवर्षसहस्राणि सह भर्त्रा प्रमोदते । प्रसूय तनयानष्टौ परं सुखमवाप्स्यति ॥ २३ ॥ इत्युक्तवंतं नृपतिर्धनैः संपूज्य तं द्विजम् । अवाप परमां प्रीतिं तद्वागमृतसेवया ॥ २४ ॥ अथान्योऽपि द्विजः प्राह धैर्यवानविशंकितः । एषा चतुर्दशे वर्षे वैधव्यं प्रतिपत्स्यति ॥ २५ ॥ इत्याकर्ण्य वचस्तस्य वज्रनिर्घातनिष्ठुरम् । मुहूर्तमभवद्राजा चिंताव्याकुलमानसः ॥ २६ ॥ अथ सर्वान्समुत्सृज्य ब्राह्मणान्ब्रह्मवत्सलः । सर्वं दैवकृतं मत्वा निश्चितः पार्थिवोऽभवत् ॥ २७ ॥

*આર્યાવર્ત દેશમાં ચિત્રવર્મા નામનો ધર્મિષ્ઠ રાજા હતો. તે દુષ્ટ પુરુષોનો નાશ કરનાર, ધર્મ માર્ગનું રક્ષણ કરનાર, દુરાચરણીઓને દંડ આપનાર, સઘળા યજ્ઞો કરનાર, શરણ ઇચ્છનારનું રક્ષણ કરનાર,[૧૪-૧૫] સઘળાં

* આ સોમપ્રદોષ વ્રત કહેવાય છે અને તેની કથા જે પ્રાકૃત કવિએ બે કડવામાં કરેલી છે તે અને પ્રાકૃતમાં છંદોબદ્ધ બનેલી છે તે, ગુજરાતના નાગરોમાં પ્રસિદ્ધ છે. એ કથા 'સીમંતિની આખ્યાન' ને નામે પ્રખ્યાત છે. પ્રાકૃત કથા ઘણી રસપૂર્ણ બાનીમાં છે.

પુણ્યો કરનાર, સઘળી સંપત્તિ આપનાર, શત્રુઓના સમુદાયોને જીતનાર અને શિવનો તથા વિષ્ણુનો ભક્ત હતો.[૧૬] તેની સર્વ સ્ત્રીઓ અનુકૂળ હતી, તોપણ તેને એક પણ પુત્ર ન હતો. ઘણા દિવસ સુધી શંકરની ને વિષ્ણુની પ્રાર્થના કરતાં એક ઉત્તમ કન્યા થઇ, તેથી એ રાજા, પાર્વતી પુત્રી થવાથી હિમાલયની પેઠે પોતાના આત્માને દેવ જેવો કૃતાર્થ માનતો હતો.[૧૭-૧૮] એક દિવસે એ રાજાએ ઉત્તમ ઉત્તમ સઘળા જ્યોતિષીઓને બોલાવ્યા ને કૌતુકથી કન્યાજન્મનું ફળ પૂછવા લાગ્યો.[૧૯] ત્યારે ઘણું જાણનાર એક ઉત્તમ બ્રાહ્મણ બોલ્યો; 'હે રાજન્! આ તમારી કન્યાનું નામ સીમંતિની છે.[૨૦] એ કન્યા પાર્વતી જેવી કલ્યાણ કરનારી, દમયંતી જેવી રૂપાળી, ભારતી જેવી કળા જાણનારી, લક્ષ્મી જેવી મહા ગુણવાળી,[૨૧] અદિતિ જેવી સારી પ્રજાવાળી, સીતાની પેઠે વ્રત ધારણ કરનારી, સૂર્યની પ્રભા જેવી સુંદર કાંતિવાળી ને ચંદ્રકળા જેવી મનોહર થશે.[૨૨] તે દશ હજાર વર્ષો સુધી પોતાના પતિ સાથે આનંદ ભોગવશે; એને આઠ પુત્રો થશે ને ઉત્તમ સુખ મળશે.'[૨૩] એવી રીતે બ્રાહ્મણના મુખથી અમૃત જેવાં વચન સાંભળી, તે રાજા અતિ પ્રસન્ન થયો, ને તે બ્રાહ્મણને ધન આપી પ્રસન્ન કર્યો.[૨૪] પછી ધૈર્યવાળો બીજો બ્રાહ્મણ નીડર થઇ કહેવા લાગ્યો કે, 'આ કન્યા ચૌદમે વર્ષે વિધવા થશે.'[૨૫] એ પ્રમાણે વજ્ર જેવું તે બ્રાહ્મણનું કઠોર વચન સાંભળી રાજા ક્ષણવાર ચિંતાથી વ્યાકુલ થઇ ગયો.[૨૬] પછી બ્રાહ્મણમાં પ્રીતિવાળો એ રાજા, સર્વ બ્રાહ્મણોને વિદાય કરી, 'સઘળું દેવનું કર્યું થાય છે,' એમ માની નિશ્ચિંત થયો.[૨૭]

साऽपि सीमंतिनी बाला क्रमेण गतशैशवा । वैधव्यमात्मनो भावि शुश्रावात्मसखीमुखात् ॥२८॥ परं निर्वेदमापन्ना चिंतयामास बालिका। याज्ञवल्क्यमुनेः पत्नीं मैत्रेयीं पर्यपृच्छत ॥२९॥ मातस्त्वच्चरणांभोजं प्रपन्नाऽस्मि भयाकुला । सौभाग्यवर्धनकरं मम शंसितुमर्हसि ॥ ३० ॥ इति प्रपन्नां नृपतेः कन्यां प्राह मुनेः सती । शरणं व्रज तन्वंगि पार्वतीं शिवसंयुताम् ॥ ३१ ॥ सोमवारे शिवं गौरीं पूजयस्व समाहिता । उपोषिता च सुस्नाता विरजांबरधारिणी ॥ ३२ ॥ मितवाङ्निश्चलमतिः पूजां कृत्वा यथोचिताम् । अब्दमेकं व्रतं कुर्यात् व्रतोद्यापनमाचर॥३३॥ उमया सहितं रुद्रं सुवर्णेन च कारयेत् । रौप्येण वृषभं कृत्वा कलशोपरि विन्यसेत् ॥ ३४ ॥ तस्याग्रे लिंगतोभद्रं ब्रह्मादिस्थापनं तथा । स्वशाखोक्तेन विधिना हुनेद्घृततिलौदनम् ॥३५॥ पृथक् शिवशिवामन्त्रैरष्टोत्तरशतद्वयम् । उद्यापनं विना यत्तु तद्व्रतं निष्फलं भवेत् ॥३६॥ ब्राह्मणान् भोजयित्वाऽथ शिवं सम्यक् प्रसादय । पापक्षयोऽभिषेकेण साम्राज्यं पीठपूजनात् ॥ ३७ ॥ गंधदानाच्च सौभाग्यमायुरक्षतदानतः । धूपदानेन सौगंध्यं कांतिर्दीपप्रदानतः ॥ ३८ ॥ नैवेद्येन महाभोगो लक्ष्मीस्तांबूलदानतः । धर्मार्थकाममोक्षाश्च नमस्कारप्रभावतः ॥ ३९ ॥ अष्टैश्वर्यादिसिद्धीनां जप एव हि कारणम् । होमेन सर्वसौख्यानां समृद्धिरुपजायते ॥ ४० ॥ सर्वेषामेव देवानां तुष्टिः संयमिभोजनात् । इत्थमाराध्य शिवं सोमवारे शिवामपि ॥ ४१ ॥ अत्यापदमपि प्राप्तां निस्तीर्य सुभगा भव । शिवपूजाप्रभावेण तरिष्यसि महाभयात् ॥ ४२ ॥ इत्थं सीमंतिनीं सम्यगनुशास्य मुनेः सती । ययौ साऽपि वरारोहा राजपुत्री तथाऽकरोत् ॥ ४३ ॥

ક્રમે કરી જેની બાલ્યાવસ્થા ઉતરી ગઇ હતી એવી એ સીમંતિની કન્યા પોતાની સખીના મુખથી પોતાનો રંડાપો સાંભળી મોટી ચિંતામાં પડી ગઇ અને યાજ્ઞવલ્કય ઋષિનાં પત્ની મૈત્રેયીને પૂછ્યું કે,[૨૮-૨૯] હે માતઃ! હું ભયથી વ્યાકુલ થઈ, આપના ચરણકમલમાં આવી છું, માટે સૌભાગ્ય વધારે તેવું વ્રત મને કહેવું જોઇએ.[૩૦] એપ્રમાણે શરણે આવેલી રાજકુમારીને મૈત્રેયી કહેવા લાગ્યાં:–હે સુંદરિ! તું શંકરને તથા પાર્વતીને શરણે જા.[૩૧] તું સોમવારને દિવસે ઉપવાસ કર, અને સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પહેરી વાણીને નિયમમાં રાખી, બુદ્ધિ સ્થિર રાખી, સાવધાન થઇ, વિધિથી શંકર–પાર્વતીની પૂજા કર. એ પ્રમાણે એક વર્ષ સૂધી વ્રત કરીને પછી ઉદ્યાપન કર.[૩૨-૩૩] તેમાં પાર્વતીસહિત શંકરની સોનાની મૂર્તિ કરાવવી, રૂપાનો પોઠીઓ કરાવવો ને તેઓની કલશ ઉપર સ્થાપના કરવી.[૩૪] તેની પાસે લિંગતોભદ્રમંડલ કરવું, બ્રહ્મા વગેરેની સ્થાપના કરવી, પોતાની શાખામાં કહેલા વિધિથી શંકરના અને પાર્વતીના મંત્રો ભણી ઘીનો, તિલનો ને ભાતનો જૂદો જૂદો એકસો આઠ વખત હોમ કરવો. ઉદ્યાપન વિના કરેલું વ્રત નિષ્ફળ થાય છે.[૩૫-૩૬] હે સુંદરિ! બ્રાહ્મણોને ભોજન કરાવી સારી રીતે શંકરને પ્રસન્ન કર. મહાદેવ ઉપર અભિષેક કરવાથી પાપનો ક્ષય થાય છે, પીઠપૂજાથી ચક્રવર્તી રાજ્ય મળે છે,[૩૭] ચંદન ચડાવવાથી સૌભાગ્ય મળે છે, અક્ષત ચડાવવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે, ધૂપ કરવાથી સુગંધિપણું મળે છે, દીવો કરવાથી કાંતિ વધે છે,[૩૮] નૈવેદ્ય ધરવાથી વૈભવ વધે છે, તાંબૂલ દેવાથી લક્ષ્મી વધે છે, નમસ્કાર કરવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરુષાર્થો મળે છે,[૩૯] જપ કરવાથી આઠ ઐશ્વર્ય વગેરેની સિદ્ધિ મળે છે, હોમ કરવાથી સર્વ સુખની વૃદ્ધિ થાય છે,[૪૦] અને સંયમવાળા પુરુષોને જમાડવાથી સર્વ દેવોની તૃપ્તિ થાય છે. એ પ્રકારે સોમવારને દિવસે શિવ અને પાર્વતીની આરાધના કર,[૪૧] એટલે મોટી આપત્તિને ઉતરી જઇને તું સુખી થઇશ. શિવપૂજનના પ્રભાવથી તું મોટી આપત્તિને પણ તરી જઇશ.[૪૨] એ પ્રકારે સીમં-

તિનીને સારી રીતે વ્રતનો ઉપદેશ કરી, મુનિનાં પત્ની મૈત્રેયી ચાલ્યાં ગયાં. તે પછી રાજપુત્રી મૈત્રેયીના કહેવા પ્રમાણે વ્રત કરવા લાગી.[૪૩]

दमयंत्यां नलस्यासीदिंद्रसेनाह्वयः सुतः । तस्य चंद्रांगदो नाम पुत्रोऽभूचंद्रसन्निभः ॥ ४४ ॥ चित्रवर्मा नृपश्रेष्ठः समाहूय नृपात्मजम् । कन्यां सीमंतिनीं तस्मै प्रायच्छद्गुरुवल्लुज्ञया ॥ ४५ ॥ अभून्महोत्सवस्तत्र तस्या सुद्वाहकर्मणि । यत्र सर्वमहीशानां समुदायो महानभूत् ॥ ४६ ॥ तस्याः पाणिग्रहं काले कृत्वा चंद्रांगदः कृती । उवास कतिचिन्मासांस्तत्रैव श्वशुरालये ॥ ४७ ॥ एकदा यमुनां तर्तुं स राजतनयो ययौ । ममज्ज सह कैवर्तैरावर्ताभिहता तरी ॥ ४८ ॥ हाहेति शब्दः सुमहानासीत्तस्यास्तटद्वये । पश्यतां सर्वसैन्यानां प्रलापो दिवमस्पृशत् ॥ ४९ ॥ तच्च सीमंतिनी श्रुत्वा पपात भुवि मूर्च्छिता । इंद्रसेनोऽपि राजेंद्रः पुत्रवार्तां सुदुःसहाम् ॥ ५० ॥ आबालवृद्धवनिताश्चुक्रुशुः शोकविह्वलाः । सा च सीमंतिनी साध्वी भर्तृलोकं यियासती ॥ ५१ ॥ पित्रा निषिद्धा स्नेहेन वैधव्यं प्रत्यपद्यत । मुनिपत्न्योपदिष्टं यत्सोमवारव्रतं शुभम् ॥५२॥ न तत्याज शुभाचारा वैधव्यं प्राप्तवत्यपि । एवं चतुर्दशे वर्षे दुःखं प्राप्य सुदारुणम् ॥ ५३ ॥ ध्यायंत्याः शिवपादाब्जं वत्सरत्रयमत्यगात् ।

હવે નલ રાજાને દમયંતીમાં ઇંદ્રસેન નામે પુત્ર થયો હતો; તેને ચંદ્રાંગદ નામનો ચંદ્ર જેવો સુંદર પુત્ર થયો હતો.[૪૪] ગુરુના કહેવાથી ચિત્રવર્મા રાજાએ તે ચંદ્રાંગદને બોલાવી, સીમંતિની નામની પોતાની કન્યા આપી, વિવાહ કર્યો.[૪૫] તે વખતે સઘળા રાજાઓ એકઠા થવાથી મોટો ઉત્સવ થયો.[૪૬] એવી રીતે સીમંતિની સાથે વિવાહ કરી, ચંદ્રાંગદ કેટલાક મહિના સુધી પોતાના સસરાને ત્યાં રહ્યો.[૪૭] એક દિવસે ચંદ્રાંગદ વહાણમાં બેસી યમુનામાં ફરવા ગયો. કર્મયોગે જળમાં ઘુમરી પડવાથી ચંદ્રાંગદનું વહાણ ખારવા સહિત બૂડી ગયું;[૪૮] તેથી યમુનાના બન્ને કિનારા ઉપર ઉભેલી સેના મોટા શબ્દોથી હાહાકાર કરવા લાગી, જેનો ધ્વનિ આકાશમાં પહોંચી ગયો.[૪૯] આ વાત સાંભળી સીમંતિની મૂર્છા ખાઈ પૃથિવી ઉપર ઢળી પડી. ઇંદ્રસેન પણ પુત્રના મરણની વાત સાંભળી મૂર્છા ખાઇને પડી ગયો.[૫૦] બાલક, વૃદ્ધ અને સ્ત્રીઓ સઘળાં શોકમાં પડી ગયાં ને ચારેમેર કકળાટ થઇ રહ્યો. પતિવ્રતા સીમંતિની પતિ પછવાડે સતી થવા તૈયાર થઇ,[૫૧] પણ સ્નેહથી તેના પિતાએ રોકી રાખી, તેથી તે વિધવાપણાને સ્વીકારી રહી. શુભ આચરણવાળી સીમંતિનીએ, વિધવા થયા છતાં પણ, ઋષિપત્નીએ કહેલું સોમવારનું વ્રત છોડયું નહીં. એવી રીતે તે ચૌદમે વર્ષે મોટા દુઃખમાં પડી હતી.[૫૨–૫૩] પણ શંકરનાં ચરણકમળનું ધ્યાન કરતી સીમંતિનીનાં બીજાં ત્રણ વર્ષો નીકળી ગયાં.

चंद्रांगदोऽपि तद्भर्ता निमग्नो यमुनाजले ॥ ५४ ॥ अधोधो मज्जमानोऽसौ ददर्शोरगकामिनीः । जलक्रीडानुषक्तास्ता दृष्ट्वा राजकुमारकम् ॥ ५५ ॥ विस्मितास्तमधो निन्युः पातालं पन्नगालयम् । स नीयमानस्तरसा पन्नगीभिर्नृपात्मजः ॥ ५६ ॥ तक्षकस्य पुरं रम्यं विवेश परमाद्भुतम् । सोऽपश्यद्राजतनयो महेंद्रभवनोपमम् ॥ ५७ ॥ नागकन्यासहस्रेण समंतात्परिवारितम् । दृष्ट्वा राजसुतो धीरः प्रणिपत्य सभास्थले ॥ ५८ ॥ उत्थितः प्रांजलिस्तस्थौ तेजसाऽऽक्षिप्तलोचनः। नागराजोऽपि तं दृष्ट्वा राजपुत्रं मनोरमम् ॥ ५९ ॥ अथ पृष्टो राजपुत्रस्तक्षकेन महात्मना । कस्यासीस्तनयः कस्त्वं को देशः कथमागतः ॥६०॥ राजपुत्र उवाच– अस्ति भूमंडले कश्चिद्देशो निषधसंज्ञकः । तस्याधिपोऽभवद्राजा नलो नाम महायशाः ॥ ६१ ॥ स पुण्यकीर्तिः क्षितिपो दमयंत्याः पतिः प्रभुः । तस्यासीदिंद्रसेनाख्यः पुत्रस्तस्य महात्मनः ॥ ६२ ॥ चंद्रांगदोऽस्मि नाम्नाऽहं नवोढः श्वशुरालये । विहरन्यमुनातोये निमग्नो दैवचोदितः ॥ ६३ ॥ एताभिः पन्नगस्त्रीभिरानीतोऽस्मि तवांतिकम् । दृष्ट्वाऽहं तव पादाब्जं पुण्यैर्जन्मांतरार्जितैः ॥ ६४ ॥ अद्य धन्योऽस्मि धन्योऽस्मि कृतार्थौ पितरौ मम ।

હવે પેલીમેર, ચંદ્રાંગદ યમુનામાં બૂડ્યો. તે નીચે નીચે ઉતરતો ગયો. ઘણે નીચે ગયો ત્યારે જલક્રીડા કરતી નાગપત્નીઓ તેના જોવામાં આવી. તેમ જ રાજકુમાર તેઓના જોવામાં આવ્યો.[૫૪–૫૫] તેથી વિસ્મય પામેલી નાગણીઓ તેને ઘણી ઝડપથી નીચે પાતાળમાં તક્ષક નાગના મનોહર શહેરમાં લઇ ગઇ. એ શહેર સ્વર્ગ જેવું સુંદર હતું, અને હજારો નાગકન્યાઓથી ચોતરફ ભરેલું હતું. તે જોઇ સભામાં બેઠેલા તક્ષકને પ્રણામ કરી, તેના તેજથી જેની આંખો ઉઘડતી ન હતી એવો અને ધૈર્યવાળો તે રાજકુમાર હાથ જોડીને ઉભો રહ્યો. તે સુંદર રાજકુમારને જોઇ, મહાત્મા તક્ષક નાગ પૂછવા લાગ્યો કે, 'તું કોણ છે? કોનો પુત્ર છે? કયા દેશમાં રહે છે? ને અહીં શામાટે આવ્યો છે?'[૫૬–૬૦] રાજકુમાર કહે છે–'મહીમંડલમાં નિષધ નામનો એક દેશ છે, તેનો રાજા નલ નામે હતો, તે મહાયશસ્વી પવિત્ર કીર્તિવાળો ને સમર્થ હતો. તેને દમયંતી નામની સ્ત્રી હતી. મહાત્મા નલ રાજાને ઇંદ્રસેન નામનો પુત્ર હતો.[૬૧–૬૨] તેનો પુત્ર હું છું. મારૂં નામ ચંદ્રાંગદ છે. તરત જ પરણેલો હું, સસરાને ઘેર રહેતો હતો. એક દિવસે યમુનાની હવા લેતો હતો, ત્યાં નસીબના યોગથી ડૂબી ગયો.[૬૩] પછી મને આ નાગણીઓ આપની પાસે લાવેલી છે. પૂર્વ જન્મમાં મેળવેલાં પુણ્યોથી આપનાં ચરણારવિંદનાં દર્શન કરી હું આજ કૃતાર્થ થયો છું ને મારાં માત પિતા પણ કૃતાર્થ થયાં છે.'

तक्षक उवाच– भो भो नरेंद्रदायाद मा भैषीर्धीरतां व्रज ॥ ६५ ॥ सर्वदेवेषु को देवो युष्माभिः पूज्यते सदा ॥ राजपुत्र उवाच– यो देवः सर्वदेवेषु महादेव इति श्रुतः ॥ ६६ ॥ पूज्यते स हि विश्वात्मा शिवोऽस्माभिरुमापतिः । इत्याकर्ण्य वचस्तस्य तक्षकः प्रीतमानसः ॥ ६७ ॥ जातभक्तिर्महादेवे राजपुत्रमभाषत ॥ तक्षक उवाच– परितुष्टोऽस्मि भद्रं ते तव राजेंद्रनंदन ॥ ६८ ॥ इत्युक्त्वा बहुरत्नानि दिव्यान्याभरणानि च । वाहनाय ददावश्वं राक्षसं पन्नगेश्वरः ॥ ६९ ॥ तत्सहायार्थमेकं च तथा स्वीयं कुमारकम् । नियुज्य तक्षकः प्रीत्या गच्छेति विससर्ज तम् ॥ ७० ॥ ततश्चंद्रांगदः सर्वं संगृह्य विविधं धनम् । अश्वं कामगमारुह्य ताभ्यां सह विनिर्ययौ ॥ ७१ ॥ ततो मुहूर्तेनोन्मज्ज्य तस्मादेव नदीजलात् । विजहार तटे रम्ये दिव्यमारुह्य वाजिनम् ॥७२॥ अथास्मिन् समये तन्वी सा च सीमंतिनी सती । स्नातुं समाययौ तत्र सखीभिः परिवारिता ॥ ७३ ॥ सा ददर्श नदीतीरे विहरंतं नृपात्मजम् । रक्षसा नररूपेण नागपुत्रेण चान्वितम् ॥ ७४ ॥

તક્ષક કહે છે–અલ્યા રાજકુમાર ! તારે ગભરાવું નહીં. તું ધૈર્ય રાખ.[૬૪–૬૫] ( પણ મને કહે કે ) દેવો અનેક છે, તેમાંથી તું સદા કયા દેવની પૂજા કરે છે ? રાજપુત્ર કહે છે–'સઘળા દેવોમાં જે મહાદેવ કહેવાય છે,[૬૬] જે વિશ્વાત્મા છે, જે કલ્યાણકારક છે ને જે પાર્વતીના પતિ છે, તેની અમે સર્વદા પૂજા કરીએ છીએ.' એવાં તેનાં વચન સાંભળી જેને મહાદેવમાં ભક્તિ થયેલી છે ને જેનું મન પ્રસન્ન થયેલું છે, એવો તક્ષક બોલ્યો. તક્ષક કહે છે–હે રાજપુત્ર ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું, તારું કલ્યાણ થાઓ.[૬૭–૬૮] એટલું કહી તેણે તેને રત્નોના અલૌકિક પુષ્કળ અલંકારો આપ્યા, વાહનમાટે એક ઘોડો આપ્યો, રક્ષણ માટે એક રાક્ષસ આપ્યો ને તેની સહાયતા માટે પોતાનો પુત્ર આપ્યો. પછી 'જાઓ' એમ કહી તક્ષકે ચંદ્રાંગદને વિદાય કર્યો.[૬૯–૭૦] તે નાના પ્રકારનું ધન લઈ યથેચ્છ ચાલનાર ઘોડા ઉપર બેસી તક્ષકના પુત્રની સાથે ચંદ્રાંગદ પૃથ્વી ઉપર જવા નીકળ્યો;[૭૧] ને ક્ષણવારમાં એ જ યમુનાના જળમાંથી બહાર નીકળી, તેના સુંદર કિનારા ઉપર આવી અલૌકિક ઘોડા ઉપર ચડી ફરવા લાગ્યો.[૭૨] આ વખતે તેની સ્ત્રી સીમંતિની સખીઓ સાથે સ્નાન કરવા આવી હતી.[૭૩] ત્યાં રાક્ષસની સાથે ને મનુષ્યનું રૂપ ધારણ કરનાર નાગપુત્રની સાથે વિહાર કરતો રાજકુમાર તેની નજરે પડ્યો.[૭૪]

दृष्ट्वाऽवरुह्य तुरगादुपविष्टः सरित्तटे । चंद्रांगदो वरारोहामुपवेश्येदमब्रवीत् ॥ ७५ ॥ का त्वं कस्य कलत्रं वा कस्यासीस्तनया सती । किमीदृशं गता बाल्ये दुःसहं शोकलक्षणम् ॥ ७६ ॥ इति स्नेहेन संपृष्टा सा वधूरश्रुलोचना । लज्जिता स्वयमाख्यातुं तत्सखी सर्वमब्रवीत् ॥ ७७ ॥ इयं सीमंतिनी नाम्ना स्नुषा निषधभूपतेः । चंद्रांगदस्य महिषी तनया चित्रवर्मणः ॥ ७८ ॥ अस्याः पतिर्दैवयोगान्निमग्नोऽस्मिन्महाजले । तेनेयं प्राप्तवैधव्या बाला दुःखेन पीडिता ॥ ७९ ॥ एवं वर्षत्रयं नीतं शोकेनापि बलीयसा । अद्येंदुवासरे प्राप्ते स्नातुमत्र समागता ॥ ८० ॥ श्रुत्वा चंद्रांगदः सर्वं प्रियायाः शोककारणम् । अथाश्वस्य प्रियां तन्वीं विविधैर्वचनैर्नृपः ॥ ८१ ॥ क्वापि लोके मया दृष्टस्तव भर्ता वरानने । त्वं व्रताचरणाच्छ्रांता सद्य एवागमिष्यति ॥ ८२ ॥ नाशयिष्यति ते शोकं द्वित्रैरेव ध्रुवं दिनैः । एतच्छंसितुमायातस्तव भर्तुः सखाऽस्म्यहम् ॥ ८३ ॥ अत्र कार्यो न संदेहः शपामि शिवपादयोः । तावत्त्वया हृदि स्थाप्यं प्रकाश्यं न च कुत्रचित् ॥ ८४ ॥

તેમ જ તે રાજકુમારની નજરે પડી. પછી ઘોડા ઉપરથી નીચે ઉતરી યમુનાના તીર ઉપર બેસી સીમંતિનીને પાસે બેસાડી રાજપુત્ર પૂછવા લાગ્યો;[૭૫] હે સતિ ! તું કોણ છે ? કોની પુત્રી છે ? કોની સ્ત્રી છે ? ને નાની અવસ્થામાં જ આવાં દુઃસહ દુઃખ કેમ વેઠે છે ?[૭૬] એવી રીતે સ્નેહથી પૂછવાથી સીમંતિની રોવા લાગી ને ઉત્તર આપતાં લજવાઈ, તેથી તેની સખી કહેવા લાગી;[૭૭] આ કન્યાનું નામ 'સીમંતિની છે, તે ઇંદ્રસેન રાજાની વહુ, ચંદ્રાંગદની સ્ત્રી અને ચિત્રવર્માની પુત્રી છે.[૭૮] આનો પતિ દૈવયોગે આ ઘણાં ઉંડા જળમાં બૂડી ગયો છે. તેથી અમારાં બાઈ નાની અવસ્થામાં રંડાપાનાં દુઃખમાં પડ્યાં છે.[૭૯] એ પ્રમાણે મોટા શોકથી આ કન્યાએ ત્રણ વર્ષો કાઢ્યાં છે. પણ આજ સોમવાર છે, તેથી તે અહીં સ્નાન કરવા આવ્યાં છે.'[૮૦] એવી રીતે સ્ત્રીનો શોક સાંભળી, ચંદ્રાંગદે સ્ત્રીને નાના પ્રકારનાં વચનોથી ધૈર્ય આપ્યું.[૮૧] હે સુંદરિ ! મેં કોઈ ઠેકાણે તારા પતિને જોયો છે, તું ઘણાં વ્રતો કરે છે, તેથી તે બે ત્રણ દિવસમાં અવશ્ય આવશે ને તારો શોક દૂર કરશે. એવા સમાચાર કહેવા માટે જ હું અહીં આવ્યો છું. હું શંકરનાં ચરણના સોગન ખાઈ કહું છું, માટે તારે એ બાબતમાં સંદેહ કરવો નહીં, હું તારા પતિનો મિત્ર છું. આ વાત તારે કોઈને કહેવી નહીં, પણ મનમાં રાખવી.[૮૨–૮૪]

लज्जानम्रमुखीं कर्णे शशंसान्यत्प्रयोजनम् । इमं वृत्तांतमाख्याहि त्वत्पित्रोः शोकतप्तयोः ॥ ८५ ॥ इत्युक्त्वाऽश्वं समारुह्य जगाम स्वपुरं प्रति । साऽपि तद्वचनं

१ 'जगाम च तलं प्रति' इति मूलगतोऽत्र पाठ आसीत्तमसंगतं मत्वा 'जगाम स्वपुरं प्रति' इति पाठो निवेशितोऽस्माभिः, पातालत एवागमनानंतरं भूयोऽपि तत्रैव गमनासंभवात्, स्वविरहाग्निसन्तप्तयोर्मातापित्रोः दर्शनार्थं स्वपुर एव गमनसम्भवाच्च ।

श्रुत्वा सुधाधाराशताधिकम् ॥ ८६ ॥ एष एव पतिर्मे स्याद्ध्रुवं नान्यो भविष्यति । परलोकादिहायातः कथमेष स्वरूपधृक् ॥ ८७ ॥ मुनिपत्न्या यदुक्तं मे परमापद्गतापि च । व्रतमेतत्कुरुष्वेति तस्य वा फलमद्य मे ॥ ८८ ॥ नूनं तस्या वचः सत्यं को विद्यादीश्वरेहितम् । निमित्तानि च दृश्यंते मंगलानि दिने दिने ॥ ८९ ॥ प्रसन्ने पार्वतीनाथे किमसाध्यं शरीरिणाम् । इत्थं विमृश्य बहुधा सा पुनर्मुक्तसंशया ॥ ९० ॥ एवं चंद्रांगदः पत्नीमवाप समये शुभे । ययौ स्वनगरीं भूयः श्वशुरेणानुमोदितः ॥ ९१ ॥ इंद्रसेनोपि नृपती राज्ये स्थाप्य स्वमात्मजम् । तपसा शिवमाराध्य लेभे संयमिनां गतिम् ॥ ९२ ॥ दशवर्षसहस्राणि सीमंतिन्या स्वभार्यया । सार्धं चंद्रांगदो राजा बुभुजे विषयान्बहुन् ॥ ९३ ॥ प्रासूत तनयानष्टौ कन्यामेकां वराननाम् । पतिं सीमंतिनी लेभे पूजयंती महेश्वरम् ॥ ९४ ॥ शिवलोकं ततो गत्वा शिवेन सह मोदते । विचित्रमिदमाख्यानं मया समनुवर्णितम् । यः पठेच्छृणुयाद्भक्त्या प्राप्नोति परमां गतिम् ॥९५॥ इति श्रीस्कंदपुराणे सोमवारव्रतकथा समाप्ता ।

પછી લજ્જાથી નીચું જોઈ ઉભેલી સીમંતિનીના કાનમાં બીજું પણ પ્રયોજન કહ્યું કે, શોકમાં પડેલાં તારાં માતા–પિતાને આ વૃત્તાંત કહેજે.[૮૫] એટલું કહી ઘોડા ઉપર બેસી ચંદ્રાંગદ પોતાનાં માતા–પિતાને મળવા માટે પોતાના નગરમાં ગયો. સીમંતિની પણ સેંકડો અમૃતની ધારા જેવું તેનું વચન સાંભળી,[૮૬] અવશ્ય એ જ મારો પતિ છે, પણ કોઈ બીજો નથી, એમ સંદેહ રહિત થઈ. શું તે સ્વરૂપને ધારણ કરી પરલોકથી અહીં આવેલા હશે?[૮૭] અથવા મુનિપત્નીએ 'મોટી આપત્તિ વખતે પણ આ વ્રત છોડવું નહીં,' એ પ્રકારે મને કહ્યું હતું. તેનું આજ ફલ મળ્યું.[૮૮] અહાહા! મુનિપત્નીનું વચન નિઃસંશય સત્ય થયું, ઈશ્વરની ઈચ્છા કોણ જાણી શકે? રે! દિવસે દિવસે મંગલ શકુનો મારા જોવામાં આવે છે.[૮૯] રે! મહાદેવ પ્રસન્ન થયા પછી મનુષ્યોને શું અસાધ્ય છે? એ પ્રમાણે કેટલીક તરેહના વિચાર કરી સંશય દૂર કર્યો.[૯૦] તે પછી શુભમુહૂર્તમાં ચંદ્રાંગદ પ્રિયા સીમંતિને આવી મળ્યો ને સસરાની આજ્ઞા લઈ પોતાનાં શહેરમાં આવ્યો.[૯૧] ઈંદ્રસેન રાજા પણ પોતાના પુત્રને રાજ્ય ઉપર બેસાડી, તપથી શંકરની આરાધના કરી યોગીની ગતિને પ્રાપ્ત થયો.[૯૨] પછી ચંદ્રાંગદે દશ હજાર વર્ષો સુધી રાજ કર્યું અને સીમંતિનીને આઠ પુત્રો ને એક કન્યા થઈ; એવી રીતે મહાદેવની પૂજાથી તે પતિને પ્રાપ્ત થઈ.[૯૩–૯૪] અને અંતે શિવલોકમાં જઈ શિવની સાથે આનંદ પામી. મેં આ વિચિત્ર આખ્યાન કહી સંભળાવ્યું છે. તે જે માણસ ભક્તિથી પઠન કરે વા સાંભળે, તે પરમ ગતિને પામે છે.[૯૫] એવી રીતે સ્કંદપુરાણમાં સોમવારના વ્રતની કથા કહેલી છે.

## સોમવારવ્રતનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ स्कंद उवाच– व्रतस्योद्यापनं कर्म कथं कार्यं च मानवैः । को विधिः कानि द्रव्याणि कथयस्व मम प्रभो ॥ १ ॥ ईश्वर उवाच– शृणु षण्मुख यत्नेन लोकानां हितकाम्यया । उद्यापनविधिं चैव कथयामि तवाग्रतः ॥ २ ॥ यदा संजायते वित्तं भक्तिः श्रद्धासमन्विता । स एव व्रतकालश्च यतोऽनित्यं हि जीवितम् ॥ ३ ॥ चतुर्दशाब्दं कर्तव्यं सोमवारव्रतं शुभम् । श्रावणे कार्तिके ज्येष्ठे वैशाखे मार्गशीर्षके ॥ ४ ॥ सुस्नातश्च शुचिर्भूत्वा शुक्लांबरधरो नरः । कामक्रोधाद्यहंकारद्वेषपैशुन्यवर्जितः ॥ ५ ॥ संपाद्य सर्वसंभारान्मंडलं कारयेच्छुभम् । वस्त्रैः पुष्पैः समाच्छन्नं पट्टवस्त्रैश्च शोभितम् ॥ ६ ॥ शोभोपशोभासंयुक्तं दीपैः सर्वत्र सोज्ज्वलम् । तन्मध्ये लेखयेद्दिव्यं लिंगतोभद्रमंडलम् ॥ ७ ॥ अथवा सर्वतोभद्रं मंडपांतः प्रकल्पयेत् । अव्रणं सजलं कुंभं तस्योपरि तु विन्यसेत् ॥ ८ ॥ सौवर्णं राजतं ताम्रं मृन्मयं वापि कारयेत् । आचार्यं वरयेत्तत्र ऋत्विग्भिः सहितं शुचिः ॥ ९ ॥ शिवरूपाश्च ते विप्राः पूज्याश्चंदनपुष्पकैः । अनुज्ञातश्च तैर्विप्रैः शिवपूजां समारभेत् ॥ १० ॥

કાર્તિકસ્વામી કહે છે–હે પ્રભો! માણસોએ સોમવારવ્રતનું ઉદ્યાપન કેવી રીતે કરવું? તેનો કેવો પ્રકાર છે? ને તેમાં કયા કયા પદાર્થો જોઈએ? તે મને કહો.[૧] શંકર કહે છે–હે કાર્તિકેય! લોકોના કલ્યાણ માટે હું તારી પાસે ઉદ્યાપનનો પ્રકાર કહું છું, તે સાંભળ.[૨] જ્યારે ધન મળે ને શ્રદ્ધા તથા ભક્તિ થાય, ત્યારે વ્રત કરવાનો વખત છે. કારણ કે જીવવું અનિત્ય છે.[૩] સોમવારવ્રત ચૌદ વર્ષો સુધી કરવું. શ્રાવણ, કાર્તિક, વૈશાખ, જેઠ વા માર્ગશીર્ષ માસમાં ઉદ્યાપન કરવું.[૪] તે દિવસે વિધિથી સ્નાન કરી, પવિત્ર થઈ, શુદ્ધ ધોળાં વસ્ત્રો પહેરી, કામ, ક્રોધ, લોભ, અહંકાર, દ્વેષ એ બધાને ત્યાગી સઘળી સામગ્રી એકઠી કરીને માંડવો બંધાવવો.[૫–૬] તેમાં વસ્ત્રોવડે ને પુષ્પોવડે મોટી શોભા કરવી, ચારે તરફ દીવા કરવા. મંડપની વચમાં સર્વતોભદ્ર વા લિંગતોભદ્ર મંડળ ભરવું; જળથી ભરેલા છિદ્રરહિત ઘડાની સ્થાપના કરવી.[૭–૮] તેની ઉપર સોનાનું, રૂપાનું, ત્રાંબાનું વા માટીનું પાત્ર રાખવું. પવિત્રતાથી આચાર્યને તથા ઋત્વિજોને વરાવવા. તેઓને શિવરૂપ જાણી ચંદનવડે તથા પુષ્પવડે પૂજા કરવી. તેઓની આજ્ઞા થયા પછી શિવપૂજનનો આરંભ કરવો.[૯–૧૦]

रुद्रनाम्ना नमोऽतेन ब्राह्मणानपि पूजयेत् । कुंभोपरि न्यसेद्देवमुमया सहितं शिवम् ॥ ११ ॥ सौवर्णेऽप्यथवा रौप्ये वृषभे संस्थितं शुभम् । उमामाहेश्वरीं मूर्तिं पूजयेत्सुसमाहितः ॥ १२ ॥ वस्त्रयुग्मेन संवेष्ट्य बिल्वपत्रैः प्रपूजयेत् । स्वगृह्योक्तेन विधिना कृत्वाऽग्निस्थापनं ततः ॥१३॥

ततो होमं च मन्त्रेण त्र्यंबकेण च कारयेत् । गौरीर्मिमाय-मन्त्रेण ह्यष्टोत्तरशतद्वयम् ॥ १४ ॥ पलाशानां समिद्भिश्च यवव्रीहितिलाज्यकैः । पूर्णाहुतिं ततो दद्यात्कृत्वा स्विष्टकृदादिकम् ॥ १५ ॥ होमांते च गुरुं पूज्य सपत्नीकं समाहितः । प्रतिमां कुंभसंहितामाचार्याय निवेदयेत् ॥ १६ ॥ शंभो प्रसीद देवेश सर्वलोकेश्वर प्रभो ॥ तव रूपप्रदानेन मम संतु मनोरथाः–इति प्रतिमादानमंत्रः ॥ १७ ॥ यद्भक्त्या देवदेवेश मया व्रतमिदं कृतम् । न्यूनं वाऽथ क्रियाहीनं परिपूर्णं तदस्तु मे ॥ १८ ॥ भुञ्जीत सह धर्मात्मा शिष्टैरिष्टैः स्वबंधुभिः । अनेनैव विधानेन य इदं व्रतमाचरेत् ॥ १९ ॥ यं यं चिंतयते कामं तं तं प्राप्नोति मानवः । हरलोके सुखी भूयाद्भुक्त्वा भोगान् यथेप्सितान् ॥ २० ॥ इति सोमवारव्रतोद्यापनं संपूर्णम् ।

'रुद्राय नमः' એ મંત્ર ભણી બ્રાહ્મણોની પણ પૂજા કરવી. ઘડા ઉપર સોનાના વા રૂપાના પોઠીઆ ઉપર બેઠેલા પાર્વતીસહિત શંકરની સ્થાપના કરી, વિધિથી પૂજા કરવી. પછી પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિથી અગ્નિની સ્થાપના કરી 'त्र्यंबकं०' એ મંત્ર તથા 'गौरीर्मिमाय०' એ મંત્ર ભણી ખાખરાની સમિધા, યવ, શાળ, તિલ ને ઘીવડે એકસો આઠ વખત જૂદો જૂદો હોમ કરવો. સ્વિષ્ટકૃત્ વગેરે હોમ કરી પૂર્ણાહુતિ કરવી. હોમ પૂરો થયા પછી વિધિથી ગુરુની તથા ગુરુપત્નીની પૂજા કરવી, ને ઘડો ને મૂર્તિ આચાર્યને આપવાં. તેનો મંત્રઃ–'હે શંભો ! હે દેવેશ ! હે સર્વ લોકોના ઈશ્વર ! હે પ્રભો ! હું આપની મૂર્તિનું દાન કરું છું, તેથી પ્રસન્ન થાઓ ને મારા મનોરથો પૂર્ણ કરો.' 'હે દેવદેવેશ ! મેં ભક્તિથી આ વ્રત કરેલું છે. માટે ન્યૂન હોય વા ક્રિયાહીન થયું હોય તે સઘળું પરિપૂર્ણ થાઓ.' એ પ્રમાણે પ્રાર્થના કરવી. પછી શિષ્ટ, મિત્ર ને સગાં સંબંધીઓની સાથે ભોજન કરવું. જે માણસ વિધિથી આ સોમવારવ્રત કરે છે, તે માણસ જે કંઈ ચિંતવે છે તે સર્વ સિદ્ધ થાય છે ને આ લોકમાં યથેચ્છ ભોગ ભોગવી શિવલોકમાં જઈ સુખથી રહે છે.[११–२०] એ પ્રમાણે સોમવારવ્રતનું ઉદ્યાપન કહેલું છે.

—••—••—••—

## ૫ સોમવારવ્રતનો બીજો પ્રકાર

अथ प्रकारांतरेण सोमवारव्रतं लिख्यते । गंधर्व उवाच– कथं सोमव्रतं कार्यं विधानं तस्य कीदृशम् । कस्मिन्काले तु कर्तव्यं सर्वं विस्तरतो वद ॥ १ ॥ गोशृंग उवाच– साधु साधु महाप्राज्ञ सर्वभूतोपकारक । यन्न कस्य चिदाख्यातं तदद्य कथयामि ते ॥ २ ॥ सर्वरोगहरं दिव्यं सर्वसिद्धिप्रदायकम् । सोमवारव्रतं नाम सर्वभूतोपकारकम् ॥ ३ ॥ सर्वसिद्धिकरं नृणां सर्वकामफलप्रदम् । सर्वेषामेव विज्ञेयं वर्णानां शुभकारकम् ॥ ४ ॥ नारीनरैः सदा कार्यं दृष्टादृष्टफलोदयम् । ब्रह्मविष्ण्वादिभिर्देवैः कृतमेतन्महाव्रतम् ॥ ५ ॥ कृतं च सोमराजेन दक्षशापहतेन च । अभिमानयुतेनापि शंभुभक्तिपरेण तु ॥ ६ ॥ ततस्तुष्टो महादेवः सोमराजस्य भक्तितः । तेनोक्तं यदि तुष्टोऽसि तिष्ठात्रस्थो निरंतरम् ॥ ७ ॥ यावच्चंद्रश्च सूर्यश्च यावत्तिष्ठंति भूधराः । तावन्मे स्थापितं लिंगमुमया सह तिष्ठतु ॥ ८ ॥ रोहिण्याः पतिरेवं तु प्रार्थयित्वा महेश्वरम् । ततः शुद्धशरीरोऽसौ गगनस्थो विराजते ॥ ९ ॥ ततः प्रभृति ये केचित्कुर्वंति भुवि मानवाः । तेऽपि तत्पदमायांति विमलांगाश्च सोमवत् ॥ १० ॥

ગંધર્વ કહે છે–હે મહારાજ ! સોમવાર વ્રત કેવી રીતે કરવું ? કયે કાળે કરવું ? ને તેનો કેવો પ્રકાર છે ? તે વિસ્તારથી કહો.[१] ગોશૃંગ કહે છે–હે મહાબુદ્ધિવાળા ! હે સર્વ પ્રાણીઓપર ઉપકાર કરનાર ! તમે અતિ ઉત્તમ પ્રશ્ન પૂછ્યો છે, માટે જે કોઈને ન કહેલું એવું વ્રત આજે હું તમને કહું છું. સર્વ રોગોને હરનાર, સર્વ સિદ્ધિને આપનાર, સર્વ પ્રાણીઓપર ઉપકાર કરનાર અને સર્વ કામના પૂર્ણ કરનાર સોમવારવ્રત છે. આ વ્રત સર્વ વર્ણોનું કલ્યાણ કરનાર છે. આ વ્રત દૃષ્ટ અને અદૃષ્ટ ફલ આપનાર છે, માટે સ્ત્રીઓએ અને પુરુષોએ અવશ્ય કરવું. બ્રહ્મા ને વિષ્ણુ વગેરે દેવોએ આ મહાવ્રત કર્યું હતું. અભિમાની ચંદ્રે પણ દક્ષનો શાપ થવાથી ભક્તિપૂર્વક આ વ્રત કર્યું હતું, તેથી તેની ભક્તિ જોઈ મહાદેવ પ્રસન્ન થયા ત્યારે ચંદ્રે કહ્યું કે, 'હે શંકર ! જો આપ પ્રસન્ન થયા હો તો અહીં જ રહો. જ્યાં સુધી ચંદ્ર, સૂર્ય અને પર્વતો રહે ત્યાં સુધી પાર્વતીસહિત મારું સ્થાપેલું લિંગ રહેવું જોઈએ,' એવી રીતે શંકરની પ્રાર્થના કરવાથી શાપ દૂર થવાથી શુદ્ધ શરીરવાળો ચંદ્ર આકાશમાં રહી શોભે છે. ત્યાર પછી પૃથ્વીમાં જે મનુષ્યો સોમવારવ્રત કરે છે, તે પણ શુદ્ધ શરીરવાળા થઈને ચંદ્રની પેઠે તે પદને પ્રાપ્ત થાય છે.[२–१०]

अत्र किं बहुनोक्तेन विधानं तस्य कीर्तये । यस्मिन्कस्मिश्चिन्मासे च शुक्ले सोमो भवेद्यदा ॥ ११ ॥ दंतशुद्धिं बैजपूरैः कृत्वा स्नानं समाचरेत् । स्वधर्मविहितं कर्म कृत्वा स्थाने मनोरमे ॥ १२ ॥ अव्रणाभिनवं शुद्धं न्यसेत्कुंभं सुशोभनम् । चूतपल्लवविन्यासे चंदनेन विचर्चिते ॥ १३ ॥ श्वेतवस्त्रपरीधाने सर्वाभरणभूषिते । कुंभे पात्रं च विन्यस्य ह्याधारशक्तिसंयुतम् ॥ १४ ॥ पंचाक्षरेण मन्त्रेणानंतं संस्थापयेच्छिवम् ॥ ततो देवं श्वेतवस्त्रैः श्वेतपुष्पैः प्रपूजयेत् ॥ १५ ॥ विविधं भक्ष्यभोज्यं च फलं वै बीजपूरकम् । दत्त्वा तु चंदनं रात्रौ स्वयं प्राश्य स्वपेन्नरः ॥१६॥ दर्भशय्यां समारूढो ध्यायेत्सोमेश्वरं हरम् । एवं कृते तु प्रथमे कुष्ठानां नाशनं भवेत् ॥ १७ ॥ द्वितीये सोमवारे तु करंजं दंतधावनम् । देवं संपूजयेत्सूक्ष्मं ज्येष्ठाशक्तिसमन्वितम् ॥ १८ ॥ शतपत्रैः पूजयित्वा मधु प्राश्यं यथाविधि ।

नारिंगं तु फलं दद्यान्नैवेद्ये शुक्रपूरिका ॥ १९ ॥ एवं कृते द्वितीयेऽथ गोलक्षफलमाप्नुयात् ।

આ બાબતમાં વિશેષ કહેવાથી શું ફળ છે ? હવે એ વ્રતનો પ્રકાર કહું છું. હરકોઇ માસના શુક્લપક્ષના સોમવારને દિવસે બીજોરાના દાતણથી દાંત શુદ્ધ કરી સ્નાન કરવું. નિત્યકર્મ કર્યાં પછી પવિત્ર સુંદર સ્થળમાં છિદ્રરહિત નવા મનોહર ઘડાની સ્થાપના કરવી. તેમાં પંચપલ્લવ નાખવાં, ચંદન ચડાવવું, ધોળું વસ્ત્ર ઓઢાડવું અને અલંકાર પહેરાવવા. તે પછી તે ઘડાની ઉપર આધારવાળું પાત્ર રાખી તેમાં શિવપંચાક્ષરમંત્રવડે મહાદેવની સ્થાપના કરવી. ધોળાં પુષ્પોવડે અને વસ્ત્રોવડે તેની પૂજા કરવી. નાના પ્રકારનાં નૈવેદ્ય ધરવાં, બીજોરું ધરવું, રાત્રે પોતે ચંદન ખાઈ દર્ભની શય્યા ઉપર સુવું. અને શંકરનું ધ્યાન કરવું. આ પ્રમાણે પહેલા સોમવારે કરવું. તેમ કરવાથી કોઢનો નાશ થાય છે. બીજા સોમવારે કરંજનું દાતણ કરવું, જ્યેષ્ઠાશક્તિવાળા સૂક્ષ્મ દેવની કમલવડે પૂજા કરવી, વિધિથી મધ ખાવું ને નૈવેદ્યમાં મેંદાની પૂરી ને નારંગી આપવાં.[૧૧-૧૯] એવી રીતે બીજે સોમવારે કરવાથી લક્ષ ગોદાનોનું પુણ્ય થાય છે.

सोमवारे तृतीयेऽथ वटजं दंतधावनम् ॥ २० ॥ शिवं चात्र यजेद्देवं रौद्रीशक्तिसमन्वितम् । पूजयेज्जातिपुष्पैश्च गोमूत्रं प्राशयेन्निशि ॥ २१ ॥ नैवेद्यं शुभ्रभक्ष्यं च फलं दाडिममेव च । एवं कृते तृतीये तु कोटिकन्याप्रदो भवेत् ॥ २२ ॥ चतुर्थे सोमवारे तु अपामार्गसमुद्भवम् । दंतकाष्ठं सैकशक्तिमुत्तमं चंपकैर्यजेत् ॥ २३ ॥ कदलीफलसंयुक्ता नैवेद्ये क्षीरशर्करा । दध्नस्तु प्राशनं कृत्वा दर्भस्थो जागृयान्निशि ॥ २४ ॥ एवं कृते चतुर्थे तु यज्ञायुतफलं लभेत् । पंचमे सोमवारे तु ह्यश्वत्थसमुद्भवम् ॥ २५ ॥ दंतकाष्ठं त्रिमूर्तिं च सोमं पद्मैः प्रपूजयेत् । नैवेद्ये दधिभक्तं स्यात् कूष्मांडीफलसंयुतम् ॥ २६ ॥ घृतं प्राश्य शिवं ध्यायंस्तां निशामतिवाहयेत् । एवं कृते पंचमे तु सप्तजन्मसमुद्भवैः ॥ २७ ॥ ब्रह्महत्यादिभिः सर्वैर्मुच्यते पापराशिभिः । सोमवारे पुनः षष्ठे जंबूजं दंतधावनम् ॥ २८ ॥ त्रिमूर्तिसहितं रुद्रमर्चयेत्करवीरकैः । नैवेद्यं च सखर्जूरीफलपायसमंडकैः ॥ २९ ॥ कुशोदकं तु संप्राश्य गीतैर्नृत्यैस्तु जागृयात् । एवं कृते ततः षष्ठे षडब्दस्य फलं लभेत् ॥ ३० ॥

ત્રીજે સોમવારે વડનું દાતણ કરવું, રૌદ્રીશક્તિવાળા શિવનું પૂજન કરવું, તેને જાતિપુષ્પો ચડાવવાં, રાતે ગોમૂત્ર પીવું ને નૈવેદ્યમાં ધોળી વસ્તુ ને દાડિમ આપવાં. એવી રીતે ત્રીજે સોમવારે કર્યાથી કરોડ કન્યાદાનોનું ફળ થાય છે. ચોથે સોમવારે અઘેડાનું દાતણ કરવું, એક શક્તિસહિત ઉત્તમ ભગવાનની ચંપાનાં પુષ્પોવડે પૂજા કરવી, કેળાંનું, દૂધનું ને સાકરનું નૈવેદ્ય કરવું ને રાતે દહીં ખાઇ દર્ભ ઉપર બેસી જાગરણ કરવું. એ પ્રકારે ચોથે સોમવારે કરવાથી દશ હજાર યજ્ઞોનું ફળ થાય છે. પાંચમે સોમવારે પીપળાનું દાતણ કરવું, ત્રિમૂર્તિ શક્તિવાળા સોમની કમળવડે પૂજા કરવી, દહીં, ભાત ને કોળાનું નૈવેદ્ય કરવું, ઘી ખાઈ શંકરનું ધ્યાન કરતાં કરતાં તે રાત્રિ કાઢવી. એ પ્રકારે પાંચમે સોમવારે કરવાથી સાત જન્મોમાં કરેલાં બ્રહ્મહત્યા વગેરે મોટાં મોટાં પાપો નષ્ટ થાય છે. છઠ્ઠા સોમવારને દિવસે જાંબૂનું દાતણ કરવું. કરેણનાં પુષ્પોવડે ત્રિમૂર્તિસહિત રુદ્રની પૂજા કરવી, ખજૂર, દૂધપાક ને મલાઈનું નૈવેદ્ય કરવું, રાતે દર્ભનું જળ પી જાગરણ કરવું, ગીતો ગાવાં ને નૃત્ય કરવું. એ પ્રકારે છઠ્ઠે સોમવારે કરવાથી છ વર્ષોનું ફળ થાય છે.[૨૦-૩૦]

सप्तमे सोमवारे च प्लक्षजं दंतधावनम् । श्रीकंठं पूजयेद्देवं पुष्पैर्बकुलसंभवैः ॥ ३१ ॥ बलप्रमथिनीयुक्तं नैवेद्यं पायसात्मकम् । अर्पयेत्परया भक्त्या नारिकेरसमन्वितम् ॥ ३२ ॥ दुग्धं वै प्राशयेद्रात्रौ शेषं पूर्ववदाचरेत् । सप्तसागरसंयुक्तभूदानस्य च यत्फलम् ॥ ३३ ॥ सोमवारे सप्तमे तु कृते तत्फलमाप्नुयात् । अष्टमे सोमवारेऽथ खादिरं दंतधावनम् ॥ ३४ ॥ सर्वभूतदमं नाथं पूजयेद्वै शिखंडिनम् । सुगंधकुसुमैश्चैव फलैर्नानाविधैरपि ॥ ३५ ॥ नानाप्रकारं नैवेद्ये भक्ष्यं भोज्यं प्रदापयेत् । गोमयं प्राशयेद्रात्रौ जागरं तत्र कारयेत् ॥ ३६ ॥ एवं कृतेऽष्टमे सोमे सर्वदानफलं लभेत् । दशभारसहस्राणि कुरुक्षेत्रे रविग्रहे ॥ ३७ ॥ विप्राय वेदविदुषे यद्दत्त्वा फलमाप्नुयात् । तत्पुण्यं कोटिगुणितं सोमवारव्रते कृते ॥ ३८ ॥ गुग्गुलैर्धूपितं कृत्वा कोटिशो यत्फलं भवेत् । तत्फलं तु भवेत्सम्यक् सोमवारव्रते कृते ॥ ३९ ॥ सर्वैश्वर्यसमायुक्तः शिवतुल्यपराक्रमः । रुद्रलोके वसेद्दीर्घं ब्रह्मणा सह मोदते ॥ ४० ॥

સાતમે સોમવારે પીપળનું દાતણ કરવું, બોરસડીનાં પુષ્પોવડે બલપ્રમથિનીસહિત શ્રીકંઠ દેવનું પૂજન કરવું, પરમ ભક્તિથી દૂધપાકનું ને નાળિયેરનું નૈવેદ્ય કરવું, રાત્રિમાં દૂધ પીવું, બાકી પૂર્વ સોમવારની પેઠે કરવું, સાત સમુદ્રવાળી પૃથ્વીનું દાન કરવાથી જે ફલ થાય છે, તે ફલ સાત સોમવારે ઉપર કહેલો પ્રકાર કરવાથી થાય છે. આઠમા સોમવારે ખેરનું દાતણ કરવું, સુગંધિ પુષ્પોવડે સર્વ પ્રાણીઓનું દમન કરનાર શિખંડીનું પૂજન કરવું, નાના પ્રકારનાં નૈવેદ્ય ને ફળ ધરવાં, રાતે ગોબર ખાઇ જાગરણ કરવું. આ પ્રકારે આઠમે સોમવારે કર્યાથી સઘળાં દાનોનું ફળ થાય છે. કુરુક્ષેત્રમાં સૂર્યગ્રહણ વખતે ઉત્તમ વૈદિક બ્રાહ્મણને દશ હજાર ભાર સોનું આપવાથી જે ફલ થાય છે, તે કરતાં કરોડગણું ફલ સોમવારનું વ્રત કરવાથી થાય છે. ગુગળનો ધૂપ કરવાથી જે ફલ થાય છે, તે ફલ વિધિથી સોમવારવ્રત કરવાથી થાય છે. સોમવારવ્રત કરનાર પુરુષ સર્વ ઐશ્વ-

યૈવાળો થાય છે, શિવ જેવો પરાક્રમી થાય છે, ચિરકાલ પર્યંત રુદ્રલોકમાં વસે છે ને બ્રહ્માની સાથે આનંદ પામે છે.૩૧-૪૦

संप्राप्ते नवमे वारे कुर्यादुद्यापनं शुभम् । यथा विधेयं गंधर्वे तथा वक्ष्यामि तेऽधुना ॥ ४१ ॥ मंडपं कारयेद्दिव्यं चतुर्द्वारोपशोभितम् । तन्मध्ये वेदिकामष्टादशांगुलप्रमाणिकाम् ॥ ४२ ॥ अष्टांगुलोच्छ्रितां कृत्वा चतुरस्रां तदंतरे । विरच्य लिंगतोभद्रं ततो वेद्याः समंततः ॥ ४३ ॥ पंचवर्णैरष्टदिक्षु पद्मानि रचयेद्बुधः । ब्रह्मादिदेवता वेद्यामावाह्य कलशं न्यसेत् ॥ ४४ ॥ सपात्रं सजलं तस्मिन् रुक्मशय्यां प्रकल्पयेत् । पंचाक्षरेण मन्त्रेण सोमेशं तत्र विन्यसेत् ॥ ४५ ॥ सर्वशक्तियुतं हैमं ततो वेद्याः समंततः । स्थापितेष्वष्टकुंभेषु पूर्वादिदिगनुक्रमात् ॥ ४६ ॥ आवाहयेदनंतं च सूक्ष्मं चापि शिवोत्तमौ । त्रिमूर्तिरुद्रश्रीकंठान् पूजयेच्च शिखंडिनम् ॥ ४७ ॥ गंधपुष्पधूपदीपनैवेद्यफलदक्षिणाः । तांबूलादर्शछत्रादीन् देवतायै समर्पयेत् ॥ ४८ ॥ पंचगव्यं स्वयं प्राश्य पुराणपठनादिना । रात्रिं निनीय देवेशं प्रातः संपूजयेत्पुनः ॥ ४९ ॥ स्थंडिलेऽग्निं प्रतिष्ठाप्य होमं कुर्याद्यथाविधि । पालाशीभिः समिद्भिश्च सर्पिषा पायसेन च ॥ ५० ॥

तिलव्रीहियवैश्चैव मधुदूर्वाभिरेव च । प्रतिद्रव्यं च सोमेशं शतेनाष्टाधिकेन च ॥ ५१ ॥ यजेत् त्र्यंबकमन्त्रेण चाप्यायस्वेति मंत्रतः । नमः शिवायेति तथा तमीशानं तथैव च ॥५२॥ अभित्वा देव इति च कद्रुद्रायेति मंत्रतः । तत्पुरुषेति मन्त्रेण ऋतंसत्यमिति क्रमात् ॥ ५३ ॥ एवं यजेन्नाममन्त्रैरष्टौ देवाननुक्रमात् । प्रतिद्रव्यमनंतादींस्तैरेवाष्टाष्टसंख्यया ॥ ५४ ॥ निवर्तिते होमतंत्रे आचार्यं भूषणादिभिः । संपूज्य दत्त्वा गां पीठं व्रतसंपूर्तिहेतवे ॥ ५५ ॥ तथाऽष्टौ ब्राह्मणानन्यान् वस्त्रालंकारचंदनैः । संपूज्य कलशानष्टौ पक्वान्नपरिपूरितान् ॥ ५६ ॥ दक्षिणासहितान् दद्यान्मन्त्रेण तु पृथक्पृथक् । पक्वान्नपूरितं कुंभं दक्षिणादिसमन्वितम् ॥ ५७ ॥ गृहाण त्वं द्विजश्रेष्ठ व्रतसंपूर्तिहेतवे । ब्राह्मणान् भोजयेत्पश्चात्स्वयं भुंजीत वाग्यतः ॥ ५८ ॥ एवं कृते व्रते सम्यग्लभते पुण्यमक्षयम् । धनधान्यसमायुक्तः पुत्रदारैः समन्वितः ॥ ५९ ॥ न कुले जायते तस्य दरिद्री दुःखितोऽपि वा । अपुत्रो लभते पुत्रं वंध्या पुत्रवती भवेत् ॥ ६० ॥ काकवंध्या च या नारी मृतपुत्रा च दुर्भगा । कन्याप्रसूस्तया कार्यं रोगिभिश्च विशेषतः ॥ ६१ ॥ एवं कृते विधाने तु देहपाते शिवं व्रजेत् । कल्पकोटिसहस्राणि कल्पकोटिशतानि च ॥ ६२ ॥ भुंक्तेऽसौ विपुलान्भोगान् यावदाभूतसंप्लवम् । इत्येतत्कथितं सर्वं सोमवारव्रतं क्रमात् ॥ ६३ ॥ इति श्रीस्कंदपुराणे अष्टसोमवारव्रतं संपूर्णम् ।

નવમો સોમવાર આવે ત્યારે ઉદ્યાપન કરવું. આઠ આંગળ ઉંચી ને ચાર કોણાવાળી વેદી કરવી. તેની વચમાં લિંગતોભદ્ર મંડલ ચીતરવું, વેદીની ચારો તરફ પાંચ રંગોવડે કમલ આલેખવાં. વેદીમાં બ્રહ્મા વગેરે દેવોનું આવાહન કરી, જલથી ભરેલા ઘડાની સ્થાપના કરવી. તેની ઉપર પાત્ર રાખવું. તેમાં સોનાની શય્યા કરવી, તેમાં સર્વ શક્તિસહિત સોનાના સોમેશની પૂજા કરવી. પછી સ્થાપેલા આઠે ઘડામાં પૂર્વ દિશાના ક્રમથી અનંત, સૂક્ષ્મ, શિવ, ઉત્તમ, ત્રિમૂર્તિ, રુદ્ર, શ્રીકંઠ ને શિખંડીની ચંદન, પુષ્પ, ધૂપ ને દીપવડે પૂજા કરવી, નૈવેદ્ય ધરવાં, ફલ ધરવાં, દક્ષિણા ધરવી ને તાંબૂલ, અરીસો, છત્ર વગેરે ધરવાં. રાતે પોતે પંચગવ્ય પીવું. પછી પુરાણનો પાઠ શ્રવણ કરી રાત્રિ ગાળવી.૪૧-૫૦

પ્રાતઃકાલમાં શંકરની પૂજા કરવી. અગ્નિની સ્થાપના કરી વિધિથી હોમ કરવો. 'त्र्यंबकं०' એ મંત્ર ભણી ખાખરાની આહુતિ આપવી,'आप्यायस्व०' એ મંત્ર ભણી ઘીની આહુતિ આપવી, 'नमः शिवाय०' એ મંત્ર ભણી ખીરની આહુતિ આપવી, 'तमीशानं०' એ મંત્રથી તિલની આહુતિ આપવી, 'कद्रुद्राय०' એ મંત્રથી યવની આહુતિ આપવી, 'तत्पुरुष०' એ મંત્રથી મધની આહુતિ આપવી, ને 'ऋतं सत्यं०' એ મંત્ર ભણી દૂર્વાની આહુતિ આપવી. એવી રીતે સોમેશને એક એક દ્રવ્યની એકસો આઠ આહુતિ આપવી. પછી નામમંત્ર ભણી અનંત વગેરે આઠે દેવોને ક્રમથી એક એક દ્રવ્યની આઠ આઠ આહુતિઓ આપવી. હોમ પૂરો થયા પછી વસ્ત્ર અલંકાર વગેરેથી આચાર્યની પૂજા કરી, ગાય તથા સ્થાપન વગેરે તેને આપવાં. વ્રત પૂરું થવા માટે વસ્ત્ર, અલંકાર ને ચંદનવડે બીજા આઠ બ્રાહ્મણોની પૂજા કરી, પકવાન્નથી પૂરેલા તથા દક્ષિણાવાળા આઠ ઘડા મંત્ર ભણી જૂદા જૂદા આપવા. તેનો મંત્ર;- 'હે બ્રાહ્મણશ્રેષ્ઠ! વ્રત પૂરું થવા-માટે પકવાન્નથી પૂરેલો ને દક્ષિણા વગેરે સહિત આ ઘડો આપું છું, તે ગ્રહણ કરો.' પછી બ્રાહ્મણોને જમાડી વાણીને નિયમમાં રાખી પોતે જમવું. એવી રીતે સોમવાર-વ્રત કરવાથી અક્ષય પુણ્ય થાય છે, ધન ધાન્યની સમૃદ્ધિ થાય છે ને સ્ત્રીપુત્રનું સુખ મળે છે. એ વ્રત કરનારના કુલમાં કોઇપણ દરિદ્રી કે દુઃખી થતો નથી. આ વ્રત કરવાથી અપુત્રને પુત્ર થાય છે. વાંઝણીને પુત્ર થાય છે, કાકવંધ્યા (જેને એક છોકરું થયું હોય તે), જેનાં બાલક મરી જતાં હોય તેવી સ્ત્રી, દુર્ભાગિણી, ને જેને દીકરીઓ થતી હોય તેવી સ્ત્રીની સર્વ કામના સફળ થાય છે. રોગી પુરુષે વિશેષે કરી આ વ્રત કરવું. વ્રત કરવાથી અંતે શિવ-લોકની પ્રાપ્તિ થાય છે, ને ત્યાં કરોડો કલ્પોપર્યંત પુષ્કળ ભોગ ભોગવે છે. એવી રીતે ક્રમથી સોમવારવ્રતનો સઘળો વિધિ કહી સંભળાવ્યો.૫૧-૬૩ એ પ્રમાણે સ્કંદપુરાણમાં આઠસોમવારનું વ્રત કહેલું છે.

## ૬ એકભુક્ત સોમવારનું વ્રત

अथ एकभुक्तसोमवारव्रतं लिख्यते ॥ नारद उवाच–अथान्यदपि मे ब्रूहि येनाहं प्राप्नुयां पदम् । अव्यक्तं च शिवे भक्तिं पुत्रसौभाग्यसंपदः ॥ १ ॥ नंदिकेश्वर उवाच–सोमवारव्रतं पुण्यं कथ्यमानं निबोध मे । श्रावणे चैत्रवैशाखे ज्येष्ठे वा मार्गशीर्षके ॥ २ ॥ प्रथमे सोमवारे च गृह्णीयाद्व्रतमुत्तमम् । यदा श्रद्धा भवेत्कर्तुः सोमवारव्रतं प्रति ॥ ३ ॥ तदाऽऽचार्यं पुरस्कृत्य श्रद्धाभक्तिसमन्वितः । सुस्नातश्च शुचिर्भूत्वा शुक्लांबरधरो नरः ॥ ४ ॥ कामक्रोधाद्यहंकारद्वेषपैशुन्यवर्जितः । आहरेच्छ्वेतपुष्पाणि मालतीकुसुमानि च ॥ ५ ॥ श्वेतपद्मानि दिव्यानि चंपकानि च तैस्तथा । कुंदमंदारजैः पुष्पैः पुन्नागशतपत्रकैः ॥ ६ ॥ अर्चयेदुमया सार्धं शंकरं लोकशंकरम् । मलयाद्रिजधूपेन धूपयेत्पार्वतीपतिम् ॥ ७ ॥ कामिकेनापि मन्त्रेण व्यापकेन महेश्वरम् । पूजयेन्मूलमन्त्रेण त्र्यंबकेणाथवा पुनः ॥ ८ ॥

નારદ પૂછે છે–હે મહારાજ! વળી બીજું પણ વ્રત મને કહો, જેથી મને શિવમાં ભક્તિ થાય,* પુત્ર, સૌભાગ્ય ને સંપત્તિ મળે ને પરમ પદની પ્રાપ્તિ થાય.[૧] નંદિકેશ્વર કહે છે–પુણ્યકારક સોમવારનું વ્રત કહું છું તે સાંભળો. શ્રાવણ, ચૈત્ર, વૈશાખ, જેઠ વા માર્ગશીર્ષ માસના પહેલા સોમવારને દિવસે આ ઉત્તમ વ્રતનું ગ્રહણ કરવું. જ્યારે સોમવારવ્રત કરવાની શ્રદ્ધા થાય ત્યારે આચાર્યને આગળ કરી, શ્રદ્ધા–ભક્તિ રાખી વિધિથી સ્નાન કરી ધોળાં વસ્ત્ર પહેરવાં. કામ, ક્રોધ, અહંકાર, દ્વેષ ને ચાડી વગેરેનો ત્યાગ કરવો. શ્વેત પુષ્પો, માલતીનાં પુષ્પો, ધોળાં કમળો, સુંદર ચંપાનાં પુષ્પો, મોગરાનાં, મંદારનાં ને પુન્નાગનાં પુષ્પો તથા કમળો લાવી, તેવડે લોકોનું કલ્યાણ કરનાર શંકરની તથા પાર્વતીની પૂજા કરવી. મલય પર્વતમાં થયેલા ચંદનનો ધૂપ કરવો. કામિક મંત્ર, વ્યાપક મંત્ર, મૂલમંત્ર વા 'त्र्यंबकं०' એ મંત્રવડે મહાદેવનું પૂજન કરવું.[૨–૮]

भवाय भवनाशाय महादेवाय धीमते । उग्राय चोग्रनाशाय शर्वाय शशिमौलिने ॥ ९ ॥ रुद्राय नीलकंठाय शिवाय भवहारिणे । ईशानाय नमस्तुभ्यं सर्वकामप्रदाय च ॥ १० ॥ नमो देवाधिदेवाय पादयोः पूजयेद्विभुम् । शंकराय नमो जंघे शिवायेति च जानुनी ॥ ११ ॥ शूलपाणये नमो गुल्फे कट्यां शंभुं प्रपूजयेत् । गुह्ये स्वयंभूनामानं पूजयेत्पार्वतीपतिम् ॥ १२ ॥ महादेवाय इति च पूजयेन्नाभिमंडले । उदरे विश्वकर्तारं पार्श्वयोः सर्वतोमुखम् ॥ १३ ॥ स्थाणुं स्तने च संपूज्य नीलकंठं तु कंठके । मुखं संपूजयेन्नित्यं शिवनाम्ने महात्मने ॥ १४ ॥ त्रिनेत्राय नमो नेत्रे भ्रुकुटे शशिभूषणम् । नमो देवाधिदेवाय सर्वांगे पूजयेद्विभुम् ॥ १५ ॥

'ભવને નમસ્કાર, સંસારનો નાશ કરનારને નમસ્કાર, મહાદેવને નમસ્કાર, બુદ્ધિમાનને નમસ્કાર, ઉગ્રને નમસ્કાર, ઉગ્રનો નાશ કરનારને નમસ્કાર, શર્વને નમસ્કાર, મુકુટમાં ચંદ્રવાળાને નમસ્કાર, રુદ્રને નમસ્કાર, નીલકંઠને નમસ્કાર, શિવને નમસ્કાર, ભવહારીને નમસ્કાર, ઈશાનને નમસ્કાર ને સર્વ કામના પૂર્ણ કરનારને નમસ્કાર કરું છું.' એ મંત્રોવડે પૂજા કરવી. 'देवाधिदेवाय नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી, 'शंकराय०'થી પીંડીની, 'शिवाय०' થી ઘુંટણની, 'शूलपाणये०' થી ઘુંટીની, 'शंभवे०' થી કેડની, स्वयंभुवे०'થી ગુહ્યની, 'महादेवाय०'થી નાભિની, 'विश्वकर्त्रे०' થી પેટની, 'सर्वतोमुखाय०' થી પડખાંની, 'स्थाणवे०' થી સ્તનની, 'नीलकण्ठाय०' થી કંઠની, 'महात्मने०' થી મુખની, 'त्रिनेत्राय०' થી નેત્રની, 'शशिभूषणाय०'થી મુકુટની અને 'देवाधिदेवाय नमः' એ મંત્ર ભણી સઘળાં અંગોની પૂજા કરવી.[૯–૧૫]

एवं यः पूजयेद्देवमुपहारैर्मनोरमैः । यथावित्तानुसारेण तस्य पुण्यफलं शृणु ॥ १६ ॥ सोमवारे यजंते ये पार्वत्या सह शंकरम् । ते लभंत्यक्षयाँल्लोकान् पुनरावृत्तिदुर्लभान् ॥ १७ ॥ एकभक्तस्य यत्पुण्यं कथयामि समासतः । सप्तजन्मार्जितं पापमभेद्यं देवदानवैः ॥ १८ ॥ विनश्यत्येकभक्तेन नात्र कार्या विचारणा । एवं संवत्सरं यावद्भक्त्या व्रतमिदं चरेत् ॥ १९ ॥ यस्मिन्मासे प्रारभते तस्मिन्मासि समापयेत् । उपवासेन चैवेदं समाचरति मानवः ॥ २० ॥ अखंडं तत् प्रकुर्वीत कृतं संपूर्णतां नयेत् । खंडव्रतप्रभावेण तत्सर्वं निष्फलं भवेत् ॥ २१ ॥

જે માણસ એવી રીતે સુંદર ઉપચારથી શક્તિ પ્રમાણે શંકરનું પૂજન કરે છે તેને જે ફળ થાય છે તે સાંભળો. જે માણસો સોમવારને દિવસે પાર્વતીસહિત શંકરનું પૂજન કરે છે, તેઓને અક્ષય લોકની પ્રાપ્તિ થાય છે. જેમાં ગયા પછી ફરીથી જન્મવું પડતું નથી. સોમવારને દિવસે એક વખત ભોજન કરવાનું ફલ સંક્ષેપથી કહું છું. સોમવારને દિવસે એકવખત ભોજન કરવાથી જે દેવ કે દૈત્ય કોઈ પણ દૂર ન કરી શકે તેવાં સાત જન્મોનાં એકઠાં થયેલાં પાપો નષ્ટ થાય છે, એમાં સંદેહ નથી. એવી ભક્તિથી એક વર્ષ સુધી એકભુક્તવ્રત કરવું. જે માસમાં તે વ્રતનો આરંભ કર્યો હોય તે જ માસમાં સમાપ્તિ કરવી. કોઈ ઉપવાસ કરીને આ વ્રત કરે છે. આ વ્રત અખંડ કરવું. તેમ કરવાથી જ પૂર્ણ થાય છે. ખંડિત વ્રત નિષ્ફળ થાય છે.[૧૬–૨૧]

* નારદ તો બાળ બ્રહ્મચારી છે, તેઓ પુત્રનું સુખ ઇચ્છે એ નહીં માનવા જોગ છે, પણ કથાકારનો હેતુ એવો હોવો જોઈએ કે, આ વ્રતથી પુત્રાદિસિદ્ધિ હરકોઇને થાય ને તેથી આમ પ્રશ્ન કીધો છે.

यदा चित्तं च वित्तं च जायते पुरुषस्य वै । तदैवोद्यापनं कुर्याद्व्रतसंपूर्तिहेतवे ॥ २२ ॥ चलं वित्तं चलं चित्तं चलं जीवितमेव च । एवं ज्ञात्वा प्रयत्नेन व्रतस्योद्यापनं चरेत् ॥ २३ ॥ उमामहेश्वरौ हैमौ वृषभेण समन्वितौ । यथाशक्त्या प्रकर्तव्यौ वित्तशाठ्यं न कारयेत् ॥ २४ ॥ मंडलं कारयेद्दिव्यं यत्तु लिंगोद्भवं शुभम् । कलशं पयसा पूर्णं श्वेतवस्त्रसमन्वितम् ॥ २५ ॥ ताम्रपात्रं वेणुमयं कुंभस्योपरि विन्यसेत् । स्थापयेन्मंडले दिव्ये पंचपल्लवशोभितम् ॥ २६ ॥ तस्योपरि न्यसेद्देवं पूर्वमन्त्रैर्विधानतः । नानापुष्पैः फलैर्दिव्यैर्नानारत्नैः सुशोभनैः ॥ २७ ॥ श्वेतवस्त्रयुगेनैव पूजयेत्परमेश्वरम् । उपवीतं सोत्तरीयं भक्ष्याणि विविधानि च ॥ २८ ॥ धान्यानि यान्यभीष्टानि तानि तानि प्रकल्पयेत् । शय्यां सतूलामादर्शं देवस्याग्रे प्रकल्पयेत् ॥ २९ ॥ अथ श्वेतानि पुष्पाणि देवस्योपरि विन्यसेत् । रात्रौ जागरणं कुर्याद्गीतवादित्रनिःस्वनैः ॥ ३० ॥ स्वगृह्योक्तविधानेन कृत्वाऽग्निस्थापनं व्रती । ततो होमं प्रकुर्वीत शिवमन्त्रेण वै व्रती ॥ ३१ ॥ पालाशीभिः समिद्भिश्च जुहुयाच्छतमष्टकम् । आप्यायस्वेति मन्त्रेण घृतदाज्याहुतीः शुभाः ॥ ३२ ॥ यवव्रीहितिलाज्येन हुत्वा पूर्णाहुतिं चरेत् । होमांते च गुरुं पूज्य सपत्नीकं समाहितः ॥ ३३ ॥ वस्त्रैराभरणैश्चापि गृहोपकरणादिभिः । श्वेता गौः कपिला वापि सुशीला च पयस्विनी ॥ ३४ ॥ सवत्सा रत्नपुच्छा च घंटाभरणभूषिता । दक्षिणासहिता देया शिवो मे प्रीयतामिति ॥ ३५ ॥ ब्राह्मणान् भोजयेत्पश्चात्त्रयोदश सुशोभनान् । त्रयोदश घटा देया वंशपात्रसमन्विताः । पक्वान्नफलसंयुक्ता नानाभक्ष्यसमन्विताः ॥३६॥ पूजितं तु ततो देवं देवोपकरणानि च । आचार्याय व्रती दद्यात्प्रणिपत्य पुनः पुनः ॥ ३७ ॥

જ્યારે ચિત્ત (ઇચ્છા) થાય ને ધન હોય ત્યારે તે વ્રત પૂરૂં થવા માટે ઉદ્યાપન કરવું; કારણ કે ધન, મન ને જીવન સઘળાં ચંચલ છે એમ જાણી, વખત આવ્યે ઉદ્યાપન કરી લેવું. પાર્વતી, શંકર ને પોઠીઓ ત્રણે યથાશક્તિ સોનાનાં કરાવવાં, પણ દ્રવ્યનો લોભ કરવો નહિ. મનોહર લિંગતોભદ્રમંડળ કરાવવું. તેની વચમાં ધોળા વસ્ત્રથી વીંટેલા ને જલથી ભરેલા ઘડાની સ્થાપના કરવી. તેમાં પાંચ પલ્લવો નાંખવાં. તે ઘડા ઉપર ત્રાંબાનું વા વાંસનું પાત્ર રાખવું. તેની ઉપર મહાદેવની સ્થાપના કરી પ્રથમ કહેલા મંત્રોવડે વિધિથી પૂજા કરવી. નાના પ્રકારનાં પુષ્પો ચડાવવાં. સ્વાદિષ્ટ ફળો ધરવાં, રત્નો ધરવાં, બે વસ્ત્રો પહેરાવવાં. જનોઇ ને ઉત્તરીય પહેરાવવાં. પોતાને જે જે અનાજ પ્રિય હોય તેનાં નૈવેદ્ય કરવાં. શંકર પાસે ગાદલાંવાળી શય્યા રાખવી. અરીસો દેખાડવો, ધોળાં પુષ્પ ચડાવવાં, રાતે જાગરણ કરવું, તેમાં ગીત ગાવાં ને વાજાં વગાડવાં. પછી પોતાના ગૃહ્યસૂત્રમાં કહ્યા પ્રમાણે અગ્નિની સ્થાપના કરી શિવમંત્ર ભણી, એકસો આઠ વખત ખાખરાની સમિધાનો હોમ કરવો. 'આપ્યાયસ્વ૦' એ મંત્ર ભણી ઘીની આહુતિ આપવી. તેમ જ યવ, શાળ, તિલ ને ઘીની આહુતિ આપવી. પછી પૂર્ણાહુતિ કરવી. હોમ પૂરો થયા પછી વસ્ત્ર, અલંકાર, ઘર ને બીજી પણ વસ્તુઓ આપી ગુરુને તથા ગુરુપત્નીને પ્રસન્ન કરવાં. સારા સ્વભાવવાળી, પુષ્કળ દૂધવાળી, વત્સવાળી, રત્નોનાં પૂછડાંવાળી તથા ઘંટાથી ને અલંકારથી શોભિત ધોળી વા કપિલા ગાય આપી દક્ષિણા આપવી; ને 'હે શંકર ! મારી ઉપર પ્રસન્ન થાઓ' એમ કહેવું. તેર પવિત્ર બ્રાહ્મણોને જમાડવા. વાંસના પાત્રવાળા, પક્વ અન્ન, ફળ ને નાના પ્રકારના ભક્ષ્યવાળા તેર ઘડા આપવા. મહાદેવ વગેરેની મૂર્તિ તથા સ્થાપન વગેરે સામગ્રી આચાર્યને આપવી ને વારંવાર પ્રણામ કરવા. સ્થાપન વગેરે આપવાનો મંત્ર.[૨૨–૩૭]

इदं पीठं गृहाण त्वं सर्वोपस्करसंयुतम् । व्रतं मे परिपूर्णं स्याच्छिवो मे प्रीयतामिति ॥३८॥ गृह्णामि देवदेवेशं त्रयाणां जगतां गुरुम् । शांतिरस्तु शिवं चास्तु व्रतस्याविकलं फलम्– इति प्रतिग्रहमंत्रः ॥ ३९ ॥ यद्भक्त्या देवदेवेश मया व्रतमिदं कृतम् । न्यूनं वाऽथ क्रियाहीनं परिपूर्णं तदस्तु मे ॥ ४० ॥ इति संप्रार्थयेद्देवं द्विजं चैव पुनः पुनः । भुञ्जीयात्सह धर्मात्मा शिष्टैरिष्टैश्च बंधुभिः ॥ ४१ ॥ अनेनैव विधानेन य इदं व्रतमाचरेत् । यं यं चिंतयते कामं तं तं प्राप्नोति मानवः ॥ ४२ ॥ दाता सुखी च तेजस्वी त्रिषु लोकेषु विश्रुतः । विमानवरमारुह्य सोमलोके महीयते ॥ ४३ ॥ मनूनां च शतं यावत्तावत्तत्रैव मोदते । कृष्णेनाचरितं पूर्वं सोमवारव्रतं शुभम् । नृपैः श्रेष्ठैः पुरा चीर्णमास्तिकैर्धर्मतत्परैः ॥ ४४ ॥ इति पठति रहस्यं यः श्रृणोतीह नित्यं त्वनुवदति हि मर्त्यः श्रद्धयाऽन्यस्य यो वै । सकलकलुषहीनो वंद्यमानो गणाद्यैः शिवविमलविमानैर्याति शैवं पुरं सः ॥ ४५॥ इति श्रीस्कंदपुराणोक्तं एकभुक्तसोमवारव्रतं संपूर्णम् ।

'હે મહારાજ ! સઘળી સામગ્રીવાળું સ્થાપન આપને આપું છું તેથી મારૂં વ્રત પૂર્ણ થાઓ ને મારી ઉપર શંકર પ્રસન્ન થાઓ.' સ્થાપન વગેરે લેવાનો મંત્ર–'મહાદેવ, જે ત્રણે જગતના ગુરુ છે તેનું ગ્રહણ કરૂં છું તેથી શાંતિ થાઓ, કલ્યાણ થાઓ ને વ્રતનું પૂર્ણ ફલ થાઓ. હે દેવોના દેવ ! હે ઈશ ! ભક્તિથી મેં જે વ્રત કરેલું છે તે ન્યૂન રહેલું હોય વા ક્રિયાહીન થયેલું હોય તે સઘળું પરિપૂર્ણ થાઓ,' એવી રીતે શંકરની તથા આચાર્યની પ્રાર્થના કરી શિષ્ટ, મિત્રો ને સગાં સંબંધીઓની સાથે ભોજન કરવું. આ પ્રકારે જે માણસ વ્રત કરે છે, તેનાં ધારેલાં સર્વ કામો સિદ્ધ થાય છે ને તે દાતા, સુખી,

તેજસ્વી ને ત્રણે લોકોમાં પ્રસિદ્ધ થાય છે, ને અંતે વિમાનમાં બેસી સોમલોકમાં જાય છે ને ત્યાં સેંકડો મનુ થઈ જાય ત્યાં સુધી આનંદ ભોગવે છે. આ સોમવારવ્રત પૂર્વે શ્રીકૃષ્ણે તથા આસ્તિક અને શ્રેષ્ઠ ધાર્મિક રાજાઓએ પણ કર્યું હતું. જે માણસ આ લોકમાં આ કથાનો નિરંતર પાઠ કરે છે, સાંભળે છે વા શ્રદ્ધાથી બીજાને અનુવાદ કરે છે, તે મહાદેવના ગણ વગેરેથી સ્તુતિ કરાતો, વિમાનમાં બેસી, શિવલોકમાં જાય છે.૩૮-૪૫ એ પ્રમાણે સ્કંદપુરાણમાં એકભુક્ત સોમવારનું વ્રત કહેલું છે.

## ૭ સોમવારવ્રતનો ચોથો પ્રકાર

अथ तदेव प्रकारांतरेणोक्तं भविष्ये ॥ कैलासस्थं महादेवमपर्णासहितं शिवम् । पप्रच्छ प्रणतो भूत्वा किंचिद्गुह्यतमं गुहः ॥ १ ॥ महेशाखिलदेवेश सर्वभूतात्मक प्रभो । त्वत्प्रसादान्मया पूर्वं विज्ञातं धर्मसाधनम् ॥ २ ॥ किंचिज्ज्ञातव्यमस्त्यन्यत्त्वत्त एव मया प्रभो । यन्न दृष्टं श्रुतं वापि तन्मे व्याख्यातुमर्हसि ॥ ३ ॥ किं दानं किं तपस्तीर्थं किं व्रतं वा महाफलम् । यस्मिन्कृते महाप्रीतिर्युवयोः स्यादुमेशयोः ॥ ४ ॥ तन्मे त्वं पुत्रवात्सल्यात्सर्वलोकहिताय च । विशेषं ब्रूहि देवेश यज्ज्ञात्वा स्यान्महत्सुखम् ॥ ५ ॥ इत्याकर्ण्य वचस्तस्य प्रसन्नवदनो हरः । परिष्वज्य सुतं प्रीत्या प्रोवाचेदं वचस्तदा ॥ ६ ॥

કૈલાસ પર્વત ઉપર બેઠેલા પાર્વતીસહિત મહાદેવને પ્રણામ કરી, કાર્તિકસ્વામી ગુહ્ય વાત પૂછવા લાગ્યા;–હે મહેશ! હે સઘળા દેવોના ઈશ! હે સર્વભૂતરૂપ! હે પ્રભો! આપની કૃપાથી મેં પૂર્વે ધર્મનું સાધન જાણ્યું હતું અને વળી પણ કાંઈ બીજું આપથી જ જાણવાનું છે, માટે જે જાણેલું ન હોય તથા સાંભળેલું ન હોય તેવું વ્રત મને કહેવું જોઈએ. મહાફળ આપનાર કયું દાન છે? કયું તપ છે? કયું તીર્થ છે? કે કયું વ્રત છે? હે મહારાજ! જે કરવાથી આપ બન્નેમાં પ્રીતિ થાય તેવું કાંઈ સાધન કહો. હું આપનો પુત્ર છું માટે તથા સર્વ લોકના હિતમાટે કહો, જેથી મોટું સુખ મળે. એવાં તેનાં વચનો સાંભળીને પ્રસન્ન મુખવાળા મહાદેવ પુત્રને આલિંગન કરીને કહેવા લાગ્યા;–૧-૬

शंकर उवाच– सम्यक् पृष्टं त्वया वत्स प्रीतोऽस्मि वचसा तव । अस्ति किंचिद्व्रतं पुण्यं तन्मे कथयतः शृणु ॥ ७ ॥ वेदशास्त्रपुराणानां यद्रहस्यं व्रतं महत् । यदद्य कथनीयं ते त्वत्तः को मम वै प्रियः ॥ ८ ॥ सोमवारव्रतं नाम सर्वव्रतफलाधिकम् । यस्मिन्कृते परा प्रीतिरावयोः स्यादुमेशयोः ॥ ९ ॥ निशम्यैतद्व्रतं स्कन्द प्रोवाच वदतां वरः । कीदृशं तद्व्रतं देव विधानं तस्य कीदृशम् ॥ १० ॥ कदा ग्राह्यं कथं कार्यं किं दानं कस्य पूजनम् । उद्यापनविधानं च विस्तरेण वदस्व मे ॥ ११ ॥ शिव उवाच– मधौ मास्यष्टमी शुक्ला शिवेंदुदिनसंयुता । तदा ग्राह्यं व्रतं चैतदनेन विधिना शुभम् ॥ १२ ॥ प्रातः कृष्णतिलैः स्नात्वा आचार्यसहितो व्रती । विधिनाऽनेन गृह्णीयाद्व्रतं संकल्पपूर्वकम् ॥ १३ ॥

શંકર કહે છે–હે પુત્ર! તેં ઉત્તમ પ્રશ્ન કરેલો છે. હું તારાં વચનોથી પ્રસન્ન થયો છું. એક ઉત્તમ વ્રત છે તે હું કહું છું તે સાંભળ. વેદમાં, શાસ્ત્રમાં અને પુરાણોમાં જે ગુપ્ત છે, તે વ્રત આજ હું તને કહું છું; કારણ કે તારાથી મને કોણ પ્રિય છે? સોમવારનું વ્રત સર્વ વ્રતો કરતાં ઉત્તમ છે. તે વ્રત કરવાથી મારામાં તથા પાર્વતીમાં પ્રીતિ થાય છે. એવાં વચનો સાંભળીને કાર્તિકસ્વામી બોલ્યા–હે દેવ! તે વ્રત કેવું છે? તેનો પ્રકાર કેવો છે? તે વ્રત કયારે લેવું? કયારે કરવું? તેમાં શાનું દાન કરવું? કોનું પૂજન કરવું? ને કેવી રીતે ઉદ્યાપન કરવું? તે સર્વ મને વિસ્તારથી કહો. શંકર કહે છે–ચૈત્ર માસના શુક્લ પક્ષની અષ્ટમીને દિવસે જો સોમવાર હોય તો તે દિવસે વ્રતનો નિયમ લેવો. તેનો પ્રકાર આ પ્રમાણે છે;–પ્રાતઃકાલમાં પોતે તથા આચાર્યે કાળા તિલથી સ્નાન કરવું. તે પછી–૭-૧૩

गृह्णामि भवरोगार्तः सोमवारव्रतौषधम् । व्रतेनानेन मे प्रीतौ भवेतां पार्वतीश्वरौ ॥ १४ ॥ पूर्वाह्णे विधिवत्कार्यमुमाशंकरपूजनम् । ततः पुष्पांजलिं दत्त्वा प्रणम्य दंडवद्भुवि ॥ १५ ॥ विसर्जनं ततः कुर्यादाचार्यं पूजयेत्ततः । शिष्टैरिष्टैः परिवृतो भोजनं कारयेत्ततः ॥ १६ ॥ अहःशेषं ततो नीत्वा सत्कथाश्रवणादिभिः । शयीताधस्ततो रात्रावभुक्तो ब्रह्मचर्यवान् ॥ १७ ॥ अनेन विधिना वत्स मदीये वासरे तु यः । कुर्याद्व्रतमवाप्नोति मद्भावं नात्र संशयः ॥ १८ ॥ अस्मिन्दिने कृतं किंचिद्दानं होमो जपस्तथा । व्रतं वा प्रीतिदं स्कंद ह्युमया सहितस्य मे ॥ १९ ॥ अतः सोमाह्वयो वारः प्रशस्तोऽयं मम प्रियः । एवं सोमाष्टकं कृत्वा व्रतस्योद्यापनं शुभम् ॥ २० ॥ माघाद्ये पंचके कार्यं शुक्लपक्षे विशेषतः । शिवर्क्षतिथियोगानामेकैकेनापि संयुते ॥ २१ ॥ सोमवारे विधातव्यं तथा चंद्रबलान्विते । विधाय रदनोल्लेखं प्रातः स्नात्वा विधानतः ॥ २२ ॥ आचार्यं वरयेदेकं विधिज्ञं श्रुतिपारगम् । पुराणस्मृतिधर्मज्ञं निगमागमवेदिनम् ॥ २३ ॥

'હું સંસારરૂપી રોગથી પીડા પામું છું, માટે સોમવારના વ્રતરૂપી ઔષધનું ગ્રહણ કરૂં છું. આ વ્રતના પ્રભાવથી પાર્વતી તથા શંકર પ્રસન્ન થાઓ.' એવો સંકલ્પ કરી, વ્રતનું ગ્રહણ કરવું. પૂર્વાહ્ણ વખતે શંકર પાર્વતીનું પૂજન કરવું. પુષ્પાંજલિ આપીને પૃથિવી ઉપર દંડવત્પ્રણામ કરવા, તે પછી વિસર્જન કરી આચાર્યની પૂજા કરવી. શિષ્ટ તથા સગાંસંબંધીઓની સાથે ભોજન કરવું. બાકી બચેલો દિવસ કથા સાંભળવા વગેરેથી પૂર્ણ કરવો. રાતે કાંઈ પણ ખાધા વગર નીચે સુવું અને બ્રહ્મચર્ય પાળવું.

હે પુત્ર ! આ પ્રકારે જે માણસ સોમવારને દિવસે મારૂં વ્રત કરે છે, તેને શિવલોક પ્રાપ્ત થાય છે, તેમાં સંશય નથી. હે સ્કંદ ! સોમવારને દિવસે દાન, હોમ, જપ કે વ્રત જે કાંઇ કરેલું હોય, તેથી હું તથા પાર્વતી બન્ને પ્રસન્ન થઇએ છીએ, એટલા જ માટે સોમવાર ઉત્તમ છે ને મને પ્રિય છે. એ પ્રકારે આઠ સોમવારનાં વ્રત કરી ઉદ્યાપન કરવું. માઘ માસથી આરંભી પાંચ માસના હરકોઇ માસમાં શુકલ પક્ષમાં શિવ ( આર્દ્રા ) નક્ષત્ર, શિવ દિન ( ચતુર્દશી )ને શિવયોગ એ ત્રણમાં એકના પણ યોગવાળા તથા ચંદ્રના બળવાળા સોમવારને દિવસે ઉદ્યાપન કરવું. પ્રાતઃકાલમાં દાતણ કરી વિધિથી સ્નાન કરી, વિધિ જાણનાર, પૂર્ણ વેદ, પુરાણ, સ્મૃતિ, ધર્મશાસ્ત્ર તથા બીજાં પણ શાસ્ત્રો જાણનાર એક આચાર્યને વરાવવા.[१४–२३]

उपोष्य सोमवारं च सायंसंध्यामुपास्य च । शिवालये हरेर्वापि शुचौ देशेऽथवा गृहे ॥ २४ ॥ अष्टांगुलोच्छ्रितां वेदीं वितस्तिद्वयसंमिताम् । विचित्ररचनोपेतां पताकाद्युपशोभिताम् ॥ २५ ॥ विचित्रां विविधैर्वर्णैः फलराजिविराजिताम् । एवं प्रकल्पयेद्विद्वांश्चतुरस्रां समंततः ॥ २६ ॥ तस्यामष्टदलं पद्मं तंडुलैः परिकल्पयेत् । पद्ममध्ये नवीनं च धवलं स्थापयेद्घटम् ॥ २७ ॥ वाससा वेष्टितं पूर्णमक्षतैः परिपूरितम् । ततः कनकसंभूतं मद्रूपमुमयाऽन्वितम् ॥ २८ ॥ पंचामृतोदकैः स्नाप्य गंधपुष्पाक्षतैर्जलैः । गृहीत्वा स्थापयेत्कुंभे ध्यायेन्मद्रूपमीदृशम् ॥ २९ ॥ गणेशं मातृकाश्चापि दुर्गां क्षेत्राधिपं तथा । समाहितमनाः कोणेष्वाग्नेयादिषु विन्यसेत् ॥ ३० ॥ आचार्येण समं कुर्यान्मदाराधनमादरात् । सोमेश्वरप्रभृतिभिर्नामभिश्च व्रती क्रमात् ॥ ३१ ॥ त्र्यंबकं च तथा गौरीर्मिमायेति जपेत्सुधीः । पंचाक्षरं तथा मंत्रं पूर्वादिषु दलेष्वपि ॥ ३२ ॥ मूर्तयोऽष्टौ मदीयाश्च पूजनीयाः प्रयत्नतः । अनंतसूक्ष्मौ च शिवोत्तमौ च त्रिमूर्तिरुद्रौ च तथैव पूज्यौ ॥ ३३ ॥ क्रमेण श्रीकंठशिखंडिनौ च भक्त्या शिवाराधनतत्परेण ॥ ३४ ॥

તે દિવસે ઉપવાસ કરવો. સાયંકાળ થાય ત્યારે સંધ્યોપાસના કરી શિવાલય, વિષ્ણુમંદિર વા કોઇ પવિત્ર સ્થલમાં અથવા ઘરમાં આઠ આંગળ ઉંચી, બે વેંત પહોળી પતાકા, નાના પ્રકારના વર્ણ, અને ફળથી સુશોભિત ઉત્તમ ચાર કોણવાળી વેદી કરવી. તેમાં ચોખાનું અષ્ટદલ કમલ કરવું. તેની વચમાં કપડાથી વીંટેલા ને ચોખાથી પૂરેલા નવા ધોળા ઘડાની સ્થાપના કરવી. પછી પાર્વતીસહિત મારી સોનાની મૂર્તિને પંચામૃતથી તથા શુદ્ધ જળથી સ્નાન કરાવી ચંદન, અક્ષત ને પુષ્પો ચડાવી તેની પેલા ઘડામાં સ્થાપના કરવી ને મારાં સ્વરૂપનું ધ્યાન કરવું. ચિત્ત સ્થિર રાખી અગ્નિ વગેરે ચાર ખૂણામાં ક્રમથી ગણેશ, માતૃકા, દુર્ગા ને ક્ષેત્રપાલની સ્થાપના કરવી. સોમેશ્વર નામવડે ક્રમથી આચાર્યની સાથે મારું આદરથી આરાધન કરવું. 'त्र्यंबकं०' 'गौरीर्मिमाय०' ને પંચાક્ષર મંત્રનો જપ કરવો. અનંત, સૂક્ષ્મ, શિવ, ઉત્તમ, ત્રિમૂર્તિ, રુદ્ર, શ્રીકંઠ ને શિખંડી એ આઠ મારી મૂર્તિઓની પૂર્વ વગેરે આઠ દિશાએ કમલનાં પત્રોમાં ક્રમથી ભક્તિ રાખી પૂજા કરવી.[२४–३४]

तद्बहिर्लोकपालाश्च पूजनीयाः प्रयत्नतः । विष्टराद्युपचाराश्च दातव्या नाममंत्रतः ॥ बिल्वपत्राक्षतैः पुष्पैर्धूपदीपैः समर्चयेत् ॥ ३५ ॥ मनोरमा विधातव्या पूजा वित्तानुसारतः । ततो वेदेरधो भूमौ सर्वतोभद्रमंडले ॥ ३६ ॥ ब्रह्माद्या देवताः सर्वाः पूजनीयाः प्रयत्नतः । ततो जागरणं कुर्याद्गीतवादित्रनिःस्वनैः ॥ ३७ ॥ पुराणैरितिहासैश्च रात्रिशेषं नयेद्व्रती । अपरेद्युः कृतस्नानः प्रातःसंध्यामुपास्य च ॥ ३८ ॥ पुनर्यागगृहं गत्वा ह्युपचारान्प्रकल्पयेत् । हवनार्थे विधातव्यमुपलेपादिकं ततः ॥ ३९ ॥ प्रतिष्ठाप्यानलं सर्वमन्वाधानादिपूर्ववत् । स्वगृह्यविधिना कार्यमाज्यभागांतमेव च ॥ ४० ॥ अनादेशाहुतीर्हुत्वा महाव्याहृतिसंज्ञकाः । होतव्याः सर्पिषा चैव पायसं सघृतं सुधीः ॥ ४१ ॥ त्वं सोमासीति मन्त्रेण जुहुयादष्टोत्तरं शतम् । ततः स्विष्टकृतं हुत्वा होमशेषं समापयेत् ॥ ४२ ॥ ततो होमावसाने च गामरोगां पयस्विनीम् । सवत्सां धवलां साध्वीं सवस्त्रां कांस्यदोहनाम् ॥ ४३ ॥ दद्याद्व्रतसमृद्ध्यर्थमाचार्याय सदक्षिणाम् । वस्त्रैराभरणैरन्यैराचार्यं परितोषयेत् ॥ ४४ ॥

તેની બહાર લોકપાલોની પૂજા કરવી. નામમંત્રોવડે આસન વગેરે ઉપચારો આપવા. બીલીનાં પત્રો, પુષ્પ, અક્ષત, ધૂપ ને દીપવડે પૂજન કરવું. પોતાની શક્તિ પ્રમાણે ઉત્તમ પૂજા કરવી. વેદીની નીચેની પૃથિવી ઉપર સર્વતોભદ્રમંડલમાં બ્રહ્મા વગેરે દેવોની પૂજા કરવી. રાતે જાગરણ કરવું. ગીત ગાવાં ને વાજાં વગાડવાં. તેમ જ પુરાણની કથા સાંભળવી. બીજે દિવસે પ્રાતઃકાળમાં સ્નાન કરી સંધ્યોપાસન કરી, હોમઘરમાં જવું ને ત્યાં હોમ માટે સામગ્રીની તૈયારી કરી સાફ કરી લીપી નાંખવું. રંગવલ્લી વગેરે કરવાં. પછી પૂર્વની પેઠે અન્વાધાન કરી અગ્નિની સ્થાપના કરવી. આજ્યભાગાંત સઘળું પોતાનાં ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિ પ્રમાણે કરવું. પછી અનાદેશાહુતિ આપી ઘીવડે મહાવ્યાહૃતિનો હોમ કરવો. 'त्वंसोमोऽसि०' એ મંત્ર ભણી, એકસો આઠ વખત ઘી તથા ખીરનો હોમ કરવો. પછી સ્વિષ્ટકૃત્ હોમ કરી બાકીનો હોમ સમાપ્ત કરવો. પછી વ્રત પૂર્ણ થવા માટે નીરોગી, પુષ્કળ દૂધવાળી, સારા સ્વભાવવાળી, વસ્ત્રવાળી ને વાછરડાવાળી ધોળી ગાય આચાર્યને આપવી, તેની ઉપર દક્ષિણા પણ આપવી. ગાયને દોહવા માટે કાંસાનું પાત્ર

પણ આપવું; અને વસ્ત્ર તથા અલંકાર આપી આચાર્યને પ્રસન્ન કરવા.૩૫-૪૪

ततः षोडशसंख्याकान्भोज्यैर्नानाविधैस्तथा। ब्राह्मणान् भोजयेत्पश्चादर्चयन्नामभिः क्रमात् ॥ ४५ ॥ सोमेश्वरस्तथेशानः शंकरो गिरिजाधवः। महेशः सर्वभूतेशः स्मरारिस्त्रिपुरांतकः ॥ ४६ ॥ शिवः पशुपतिः शंभुस्त्र्यंबकः शशिशेखरः। गंगाधरो महादेवो वामदेव इति क्रमात् ॥ ४७ ॥ वस्त्राणि कुंडलादीनि चंदनैरुपलेप्य च। उपवीतानि तेभ्योऽथ दद्यात्कुंभान्फलान्वितान् ॥ ४८ ॥ शक्त्या च दक्षिणा देया दंपती पूजयेत्ततः। अन्यानपि यथाशक्ति ब्राह्मणान् परितोषयेत् ॥ ४९ ॥ व्रतं ममास्तु संपूर्णमित्युक्त्वा तान्प्रपूजयेत्। अस्तु संपूर्णमित्युक्ते ततो यागभुवं व्रजेत् ॥ ५० ॥ उपचारादिकं कृत्वा स्तुत्वा नत्वा पुनः पुनः। विसर्जनं विधायाथ शिष्टैरिष्टैः समन्वितः ॥ ५१ ॥ भुञ्जीयाद्यज्ञशेषं तद्वाग्यतो नियतः शुचिः। एवं कृते महापुण्ये व्रतस्योद्यापने शुभे ॥ ५२ ॥ नारी वा पुरुषो वापि महेशस्य परं पदम्। अपुत्रो लभते पुत्रान् निर्धनो धनवान् भवेत् ॥ ५३ ॥ अविद्यो लभते विद्यामिति धर्मविदो विदुः। पृथिव्यां यानि तीर्थानि व्रतान्यन्यानि यानि तु। सोमवारव्रतस्यास्य कलां नार्हंति षोडशीम् ॥ ५४ ॥ इति श्रीभविष्यपुराणे एकभुक्तसोमवारव्रतं संपूर्णम्।

પછી સોળ બ્રાહ્મણોને ભાતભાતનાં ભોજન કરાવવાં; ને સોમેશ્વર, ઈશાન, શંકર, ગિરિજાધવ, મહેશ, શર્વ, ભૂતેશ, સ્મરારિ, ત્રિપુરાંતક, શિવ, પશુપતિ, શંભુ, ત્ર્યંબક, શશિશેખર, ગંગાધર, મહાદેવ એ નામોવડે તેઓની ક્રમથી પૂજા કરવી; ચંદન ચોપડવું; વસ્ત્ર, કુંડળ વગેરે અલંકાર, જનોઈ ને ફળ સહિત ઘડા આપવા; તેમ જ યથાશક્તિ દક્ષિણા આપવી. પછી બ્રાહ્મણના સ્ત્રીપુરુષ જોડાંની પૂજા કરવી. બીજા બ્રાહ્મણોને પણ યથાશક્તિ પ્રસન્ન કરવા. 'મારું વ્રત પૂર્ણ થાઓ,' એમ કહી તેઓની પૂજા કરવી. 'પૂર્ણ થાઓ' એમ બ્રાહ્મણો કહે. ત્યાર પછી હોમઘરમાં જવું. ત્યાં ઉપચાર વગેરે કરી, વારંવાર સ્તુતિ તથા નમસ્કાર કરી વિસર્જન કરવું. પછી વાણીને નિયમમાં રાખી પવિત્ર થઈ શિષ્ટ તથા સગાંસંબંધીઓની સાથે યજ્ઞ કરતાં બચેલાંનું ભોજન કરવું. એવી રીતે મહાપુણ્યકારક વ્રતનું ઉદ્યાપન કરવાથી સ્ત્રી અને પુરુષ કૈલાસમાં જાય છે. આ વ્રત કરવાથી અપુત્રને પુત્ર થાય છે, નિર્ધનને ધન મળે છે ને વિદ્યાહીનને વિદ્યા પ્રાપ્ત થાય છે, એમ ધર્મ જાણનાર લોકોનું કહેવું છે. પૃથ્વીમાં જે જે તીર્થો ને વ્રતો છે, તે સઘળાં આ સોમવાર વ્રતના સોળમા ભાગને પણ પહોંચી શકે તેમ નથી.૪૫-૫૪ એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં એકભુક્ત સોમવારનું વ્રત કહેલું છે.

## સતી સીમંતિનીનું આખ્યાન*

સુત કહે સાંભળ ભૂદેવ, પરિપૂરણ કરજો શિવસેવ;
કારણ વિના પૂજે પશુપતિ, તે પામે નિશ્ચય સદગતિ. ૧
વિશ્વાસ નિજ ચિત્તે ધરે, તે પણ સુખ પામે ભવ તરે;
જેમ જાણો તેમ સેવો ઈશ, જેને નમે સુર ક્રોડ તેત્રીશ. ૨
નિર્વિકાર નિરંજન જેહ, નિર્મળ પદ તો કહીએ તેહ;
શંકર તત્વ જાણ્યો બહુ સાર, અનેક તર્યાં ભવસાગર પાર.
પ્રદોષે પૂજિયે નિરધાર, મનવાંછિત આપે સોમવાર;
સંધ્યાસમયે પૂજીએ અવિનાશ, સોમ દિવસ રહીએ ઉપવાસ.
વાનપ્રસ્થ બ્રહ્મચારી જતિ, ગૃહસ્થે પૂજવા ગિરિજાપતિ;
નાના મોટા વર્ણ અઢાર, તેણે પૂજવા વિશ્વાધાર. ૫
વિધવા સધવા કન્યા સાર, શંકરવ્રત કરવા સોમવાર;
પ્રદોષપુણ્યનો પાર નહી લહું, એ કથા વિસ્તારી કહું. ૬
જે સાંભળતાં અતિ સુખ થાય, જન્મ મરણની આરત જાય;
સકલ લોક જશ થાયે ઘણો, અન્તે પદ પામે શિવ તણો. ૭

અજાવત દેશે એક ભૂપ, પ્રગટ હવો જાણે પોયણરૂપ;
ચતુર શિરોમણ ગુણનિધાન, ચિત્રવર્મા તેનું અભિધાન. ૮
દુર્બળ દીન તણો પ્રતિપાળ, શત્રુ દુર્બુધ દુષ્ટનો કાળ;
અનેક યજ્ઞ કરે નિત્ય નવા, રાજધુરંધર સુત પામવા. ૯
વેદ વિધિગત જાણે ધર્મ, ક્ષત્રિતણાં નિત્ય પાળે કર્મ;
હરિશંકર બેઉનો વિશ્વાસ, વેદ પુરાણ કરે અભ્યાસ. ૧૦
અનેક સ્ત્રીઓ પણ સંતતિ નહી, વૃદ્ધ વયે અતિ ચિંતા થઈ;
શિવ પૂજે દૃઢ પ્રીતે કરી, એમ કરતાં થઇ એક દીકરી. ૧૧
ચિત્રવર્મી સુખ પામ્યો ઘણું, વંધ્યા દુખ ટાળ્યું અમતણું;
અનેક પેરનાં આપ્યાં દાન, સીમંતિની પાડયું આમધાન. ૧૨
સુંદર રૂપ સુલક્ષણે ભરી, કટીસ્થાન જાણે કેસરી;
અંગેઅંગ અપરમિતસાર, તેનો હું કેમ કરૂં વિસ્તાર. ૧૩
દ્વિજ મેળવ્યા ભૂપતિએ ઘણા, જોવડાવ્યા ગ્રહ પુત્રી તણા;
એક બ્રાહ્મણ કહે સાંભળો રાય, એના ભાગ્ય તણો નહિ પાર.
રૂપ તેજ કમળા નિરધાર, સોભાગ્યપણે ગિરિતનયાસાર;
ચતુરપણે દમયંતી તોલ, બ્રહ્મ તનયાવત્ કહેશે બોલ. ૧૫
અદ્દભુત પુત્ર પ્રસવશે આઠ, જાણે અદિતી સુરવર માત;
ચંદ્રકલાવત્ અંગ વાધશે, મિત્ર ભક્તિ કરી શિવ સાધશે.૧૬
નાનાવિધ સુખ કરશે ભોગ, અયુત વરષ નિજપતિ સંજોગ;
સીતા સરખી સાધ્વી થશે, સ્વામીસહિત શિવલોકે જશે.૧૭
બ્રાહ્મણ કહે રસના છે એક, એના ભાગ્યનો કેમ કહું છેક;
નૃપ સાંભળી પ્રીત પામ્યો ઘણી, આપ્યા અશ્વરથ
અંબર મણી. ૧૮
નિરખે થઈ છાડી નૃપબીત, એક બ્રાહ્મણ બોલ્યો અનરીત;
સત્ય વચન કહું સાંભળો રાય, રખે મનમાં તું વ્યાકુળ થાય.
કર્મે લખ્યું તે નિશ્ચય થશે, ચૌદમે વર્ષે વિધવા થશે;
વચન સાંભળ્યું દ્વિજ તણું, ભૂપતિ દુઃખ પામ્યો છે ઘણું. ૨૦

* આ સીમન્તિનીનું આખ્યાન પૃષ્ઠ ૫૫૯ સોમવારવ્રતનું ઉદ્યાપનના ઉપર વાંચવું, ( પૃષ્ઠ ૫૫૫ ઉપરની ટીપણી જુઓ )

દૃઢ થઇને કરે વિચાર, કર્યું ઇશ્વરનું હશે નિર્ધાર;
મન માને તેમ બોલે લોક, ફોગટનો શો કરવો શોક. ૨૧
પિતા મંદિર સીમંતિની રમે, સહિયર કોઇ બોલી એક સમે;
વરસ ચૌદ સુખ પામશો ઘણું, પછી દુઃખ થાશે વિધવાતણું.
વિધવાદુઃખ સાંભળીને કર્ણ, યાજ્ઞવલ્કય સ્ત્રીને ગઇ શર્ણ;
મૈત્રેયી જેનું નામ કહેવાય, તેને જઇને લાગી પાય. ૨૩
હું આવી માતા તમ પાસ, વિધવાદુઃખ ટાળવા કરી આશ;
વ્રત ઉપવાસ કહો ઉપાય, જે આચરતાં અતિ સુખ થાય.
મૈત્રી કહે સાંભળ વિનતિ, સેવો નિરંતર ગૌરીપતિ;
સોમપ્રદોશવ્રત કરજો સહી, ભજજો શિવ ગિરિજા સ્થિર રહી. ૨૫
વચન સુણીને થઇ રળિયાત, સોમ પ્રદોષ ચિત્ત આવી વાત;
શિવશક્તિ પૂજે નિરધાર, નિયમ સહિત માંડ્યા સોમવાર. ૨૬
એમ કરતાં દિન ગયા વહી, પરણાવા જોગ પુત્રી થઇ;
નૈષધ દેશ તણો ભૂપાલ, જેને દમયંતી સતી નાર. ૨૭
ચંદ્રસેન તેનો સુતસાર, ધર્મધુરંધર તેજ અપાર;
તેનો પુત્ર ચિત્રાંગદ નામ, સુરશિરોમણિ પૂરણકામ. ૨૮
તેની સંગાતે વિવાહ કર્યો, ચિત્રવર્મા બહુ હરખે ભર્યો;
વિવિધપેર કરી પેહેરામણી, આપ્યા ગજરથ અંબરમણી.
અનેક દેશના ભૂપતિ મળ્યા, કરી વિવાહ સઉ પાછા વળ્યા;
કુંવર રહ્યો સસરાને ઘેર, રીત દશૈયાતણી બહુ પેર. ૩૦
એક દિવસ જલક્રીડા કરે, ક્ષુદ્ર નાવ લઇ યમુના તરે;
હાસ્ય વિનોદે તાળી લે હાથ, આવ્યો મારૂત બૂડ્યો સઉ સાથ.
હાહાકાર થયા બેઉ તીર, જળમાં જોવા પેઠા વીર;
ચિત્રવર્મા કાંઠે રહી રૂવે, મિત્રો નાવ ચડી સઉ જુવે. ૩૨
મછવેધી મળ્યા તત્કાળ, બેઉ તીરે બાંધી છે જાળ;
બૂડ્યા અનેક કો ગ્રાહે ગળ્યા, કો એક તેમધ્યેથી નીકળ્યા.૩૩
કોઇક નિસર્યા છોડીને પ્રાણ, કુંવર અલોપ થયો નિર્વાણ;
થયા વિસ્મય સઉ સાંભળી વાત, નગર લોક કરે ઉત્પાત.
રાજાને ગ્રહી લાવ્યા ઘેર, રાણી વિલાપ કરે બહુ પેર;
સીમંતિની મુર્છાગત થઇ, સકલ અંગ તણી ગતિ ગઇ. ૩૫
શુદ્ધ થઇને કરે વિલાપ, સાહ્ય થજો શંકર માબાપ;
સીમંતિનીએ કર્યો વિચાર, સ્વામીસંગ જઇયે તે સાર. ૩૬
સૌ ગમની સાંભળીને વાત, પ્રીત કરી સમજાવે તાત;
ગોત્રી એક ચિત્રાંગદ તણો, કુટુંબ સ્નેહ રાખે અતિ ઘણો.
બાંધવ જાણીને કીધો ધર્મ, ઊર્ધ્વ દેહાદિક કીધાં કર્મ;
એવી વાત નૈષધપુર ગઇ, નગરી સઉ અતિ વ્યાકુળ થઇ.૩૮
ચંદ્રસેન દુઃખ પામ્યો ઘણું, કહે પાપ પ્રગટ્યું હમ તણું;
હવે હમારી શી ગત થશે, પુત્રવિના નૃપ વનમાં જશે. ૩૯
રાણી દુઃખ તણો નહિ પાર, પુત્રવિના કહે ધિક સંસાર;
શોક થકી દાધ્યો વર્ણુ, કર્યો દાહે દેહ ધિક સંસાર. ૪૦
કારાગ્રહે ઘાલ્યો મહારાજ, લીધા રિધ સિધ સંપત ધનરાજ;
શત્રુ ચિત્ત થાયે અતિ પ્રસન્ન, જેમ જાણે તેમ પીરસે અન્ન.
ચંદ્રસેન અતિ દુઃખ મનમાં ધરે, શત્રુવશ રહીને ઉદર ભરે;
એ કથા એટલેથી રહી, સીમંતિનીની શી ગતિ થઇ. ૪૨
તે કથાનો કહું વિસ્તાર, પ્રદોષવ્રત કીધા સોમવાર;
વિધવા થઇ દુઃખ પામી ઘણું, તોયે વ્રત પાળે શિવતણું.૪૩
સાચું થયું તે દ્વિજનું કહ્યું, ચૌદમે વર્ષે વિધવા થવું;
મૈત્રી વચન મન કરિ વિશ્વાસ, વ્રત કરે પૂજે અવિનાશ.૪૪
મૈત્રેયીએ ફળ કહ્યુંતું ઘણું, અનંત પુણ્ય શિવપૂજા તણું;
તે વાત મનમાં રાખી સહી, શિવ પૂજે ચિત્ત સ્થિર રહી.
જળ ચડાવે પ્રાશ્ચિત જાય, શિવપૂજાથી રિધસિધ થાય:
નાનાવિધ સુખ પામે સાર, ગંધ અક્ષત પૂજે નિર્ધાર. ૪૬
શુભ વાસના ધુપ દાને હોય, દીપે કાંતિ સમો નહિ હોય;
નૈવેદ્ય હોય ઉત્તમ ભોગ, તાંબુલ દાને પ્રભવે રોગ. ૪૭
ધર્મ અર્થ પરિપૂરણ કામ, પામે મોક્ષ જે કરે પ્રણામ;
હોમેથી બહુ પામે ધન, મુનિજન રંજન અમર પ્રસન્ન.૪૮
જપ કરે અષ્ટ મહાસિદ્ધિ થાય, તે કારણ પૂજે શિવરાય;
શિવતણો રાખો વિશ્વાસ, જન્મતણાં દુઃખ કરવા નાશ.૪૯
એ કથા એટલેથી રહી, ચંદ્રાંગદની શી ગતિ થઇ;
તે સઘળી વિસ્તારી કહું, પ્રીત કરી સાંભળજો સહુ. ૫૦
અગાધ જળનો નાવે પાર, મગન થયો ત્યાં રાજકુમાર;
રસાતલ પન્નગ સ્ત્રી નાગ, કુંવર જોઇ સહુ વિસ્મે થાય. ૫૧
દેખીને મન થયો ઉલ્લાસ, લઇ ગયા તેને તક્ષક પાસ;
તક્ષકપુરની શોભા ઘણી, સ્ફાટિક ભીતે જડીયાં મણી.૫૨
વજ્ર ગવાક્ષે કનક જાળીયાં, સપ્ત ભૂમિ મંદિર માળિયાં;
શુભ પ્રવાળ મુક્તાફળ માળ, સુભટ દ્વારે બેઠા રક્ષપાળ.૫૩
અંબર ભૂષણ અંગે ભલાં, જેનાં મૂલ્ય જાયે ન કળ્યાં;
રત્ન સિંહાસન શોભા ઘણી, તે ઉપર પન્નગ વરમણી. ૫૪
સહસ્રફણા શિર શોભામણી, અનેક ભાંત કરે તે તણી;
કો બાળક કો સેવક સાર, તેજ પરાક્રમનો નહિ પાર. ૫૫
નાગે દીઠો રાજકુમાર, રીસ કરી બોલ્યો તેણીવાર;
કોણ લાવ્યો આ બાળક અહીં? કહો સાચું એ શી ગતિ થઇ?
વિનય સહિત જોડી બે હાથ, નાગકન્યા કહે સાંભળો નાથ;
હમો ગયા નિર જમના તીર, દીઠો ત્યાં એ બાળક ધીર.૫૭
ચપળ નેત્ર અંગ શોભા ઘણી, દેખાડવા લાવ્યા તમભણી;
આજ્ઞા દો તે કારયે હમે, એવું કહી સઉ ચરણે નમે. ૫૮
તક્ષકે કોપ તજ્યો તે વાર, સમીપ તેડ્યો રાજકુમાર;
કોણ કારણ તું આવ્યો અહિં, કોણ પિતા, તમો રહો છો કહીં. ૫૯
કોણ જાત માત તમ તણી, ભક્તિ કરો કોણ દેવની ઘણી;
ઇચ્છા હોય તે કહો મહારાજ, રખે રાખો મનશું લાજ.૬૦
ચરણે નમ્યો સાંભળી નૃપ, સુત અનેક સ્તુતિ કરે અદભુત;
કહે ભૂમંડળ નૈષધ ધામ, તાંહાનો નૃપ નળરાજા નામ.૬૧
ચંદ્રસેન નૃપ નળનો સુત, ક્ષત્રિ ધર્મ પાળે અદભુત;
તેના પુત્ર ચિત્રાંગદ હમે, જેને વાત પુછો છો તમે. ૬૨
ચિત્રવર્મા ઘેર વિવાહ થયો, દશૈયા જમવા હું ત્યાં રહ્યો;
સખા સહિત રમવા સાંચર્યા, ક્ષુદ્ર નાવ લઇ જમુના તર્યા. ૬૩
ભાંગી હોડી સઉ બુડ્યા સહી, કર્મ સંજોગે હું આવ્યો અહીં;
હવાં કોટિજન્મનાં અઘ નાશ, નાગકન્યા લાવી તમ પાસ.

માતપિતા બેઉ કીધાં ધન્ય, સ્વામિતણાં પામ્યો દર્શન;
અપૂરવ દીઠા મહારાજ, કીધો કૃતારથ મુજને આજ. ૬૫
જે દીઠેથી સઉ દુઃખ ટળ્યું, પૂર્વ પુણ્ય ફરી આવી મળ્યું;
એવું કહીને લાગ્યો પાય, વળતો બોલ્યો તક્ષકરાય. ૬૬
કોણ દેવને અદકો ગણી, પરમભક્તિ કરો તેહ તણી;
જેને ભજતાં ભવ દુઃખ શમે, એવો કોણ સેવો છો તમે. ૬૭
વળતો બોલ્યો રાજકુમાર, હમે ભજીયે છે વિશ્વાધાર;
જેને અંશે અજ અવતર્યો, રાજસ ગુણ અંગીકૃત કર્યો. ૬૮
ચરઅચરને સર્જે જેહ, આદિ અનાદિ શિવ સેવું તેહ;
વિષ્ણુ વિશ્વંભર નામ કહેવાય, કમળા જેના સેવે પાય. ૬૯
સાત્વિક ગુણ તે વૈકુંઠરાય, તેવા પ્રભુને કરૂં પ્રણામ;
રૂદ્રરૂપે તામસગુણ ધરે, પ્રલય સ્થાવર જંગમને કરે. ૭૦
નિરાકાર નિરંતર બ્રહ્મ, રૂપ અરૂપ સૌ વર્જિત કર્મ;
શંભુ છે તે તેજ પ્રકાશ, અમરતણો તે પ્રભુ અવિનાશ. ૭૧
રૂપ તક્ષક ધરે આભર્ણ, પરમ પ્રીત કરે બેઉ કર્મ;
અહરનિશ કરે સૌ સેવ, અધિક નામ જાણું મહાદેવ. ૭૨
એવી વાત પન્નગવરે સુણી, આપ્યા અંબર શુભ બહુ મણી;
શિવ સેવક જાણ્યું અભિધાન, પ્રસન્ન થઇ દીધાં સનમાન.

વલણ

સનમાન દીધાં પ્રસન્ન થઇને, પન્નગ સૌ બહુ સ્તુતિ કરે;
મહાદેવ સુત હરદેવ કહે, નૃપ ઉગાર્યો ગિરિજાવરે. ૭૪

પદ-રાગ આશાવરી

માણસરૂપ ધરીને, આવ્યો ફોગટ પ્રાણીરે;
હરિહર કેરી ભક્તિ ન કીધી, રામ ન બોલ્યો વાણીરે. મા૦
માત તાતનું જોબન છેદ્યું, અવર ન કાંઇ કીધુંરે;
જોગ ભોગની વાત ન જાણી, તેં આતુરદાન દીધુંરે. મા૦
મોહ તૃષ્ણા મમતાએ વિંટાયું, ઉનમત આપ વખાણેરે;
ધન દારા સુત સંપત દેખી, મૂરખ કાંઇ ન જાણેરે. મા૦
જે જેમ આવ્યો તે તેમ જાશે, ત્યાંહાં આરત શી કરીએરે;
ગૌરીવર ગોપીવર ચરણે, પ્રીત કરી ચિત ધરિયેરે. મા૦
દુરિજન દુષ્ટ મુખ બોલિ ન જાણે, શિવનારાયણનું નામરે;
કહે હરદેવ હરિહર સેવો, અવસરે આવે કામરે. માણ૦

રાગ મલ્હાર

સુત બોલ્યારે, શૌનક રૂષિ શ્રવણે ધરો;
પ્રીત પૂરણરે, શંકરવ્રત પૂજા કરો. ૧
શિવ સેવોરે, મનવાંછિત ફળ દે સહી;
શિવ ભક્તનેરે, ત્રિવિધ તાપ પીડે નહી. ૨
સીમંતિનીરે, ચંદ્રાંગદની યુવતી;
તેણે પૂજ્યારે, પ્રદોષે ગૌરીપતિ. ૩
વ્રત પૂજારે, મહિમાથી સુત ઉગર્યો;
દુઃખ સાગરેરે, ચંદ્રાંગદ પૂરણ તર્યો. ૪
પન્નગવરેરે, આદર ભાવ કીધા ઘણા;
કંઠે આરોપ્યારે, હાર અમૂલ્ય સોહામણા. ૫
એમ બોલ્યારે, વર માગો મન ભાવતા;
જાણ્યા નહીરે, શિવ સેવક અહીં આવતા. ૬
જો જાણત રે, તો આવત સામા સહી;
સુખ ભોગવોરે, મણિ શોભિત મંદિર રહી. ૭
રોગ શોકજરે, તસ્કરવર્જિત પુર સદા;
કલ્પ તરૂવરરે, ઇચ્છા પૂરે સર્વદા. ૮
અમ્રત રસેરે, પૂરણ વાવ સોહામણી;
નાગકન્યારે, પરમ ભક્તિ કરશે ઘણી. ૯
દુષ્ટ દુખનીરે, કોઇ ન જાણે સમ્ભાવના;
અંગે અરચોરે, શીતલ ચંદન બાવના. ૧૦
નિશ્ચળ થઇનેરે, ચિંતા સઘળી પરહરો;
મન ભાવતા રે, વિવિધ ભોગ નિત્યે કરો. ૧૧
એવું સાંભળીરે, બોલ્યો એમ નૈષધપતિ;
પ્રભુ સાંભળોરે, સત્ય કહું એક વીનતી. ૧૨
હમ નારીરે, સીમંતિની વ્યાકુળ થશે;
તે તો પરણીરે, શ્વશુરમંદિર હવે જશે. ૧૩
પતિવ્રતારે, નારીશિરોમણી છે સતી;
સોમવારેરે, પ્રીતે પૂજે ગિરિજાપતિ. ૧૪
અમ ઉપરરે, શ્વશુર સ્નેહ રાખે ઘણો;
કરી કરુણારે, પૂરો મનોરથ તે તણો. ૧૫
દુઃખ ઉપન્યું રે, વય વૃદ્ધ માતપિતાતણું;
શત્રુ થઇનેરે, દાયાદ દુઃખ દેશે ઘણું. ૧૬
એવું સાંભળીરે, તક્ષક પ્રીત પામ્યો ઘણી;
તોલ પૂરારે, એક ભાર આપ્યા મણિ. ૧૭
મનવેગીરે, અશ્વ એક આપ્યો ભલો;
સેવાકારીરે, રાક્ષસ સંગે મોકલ્યો. ૧૮
એક નાગનેરે, તક્ષકે કરી વીનતિ;
સાહ્ય કારણરે, સંગ રહેજો જ્યાંહા ભૂપતિ. ૧૯
વર આપ્યોરે, સકલ બહુ જશ હશે;
શત્રુ દળરે, તમને દેખી નાશી જશે. ૨૦
ચંદ્રાંગદરે, આજ્ઞા માગીને સંચર્યો;
મણિ અંબરરે, ભાર રાક્ષસને શિર ધર્યો. ૨૧
સંગે નાગનીરે, જમુના ત્રટ આવી રહ્યો;
તીર દેખીનેરે, અતિ ઉલટ મનમાં થયો. ૨૨
અશ્વે ચડીરે, જમુનાત્રટ ક્રીડા કરે;
નરરૂપેરે, રાક્ષસ પન્નગ પૂઠે ફરે. ૨૩
તેણે દિવસેરે, સોમપ્રદોષ ઉતો સહી;
ત્યાં નહાવારે, સીમંતિની આવી રહી. ૨૪
નર દીઠોરે, ઉત્તમ અશ્વ નચાવતો;
એ નરનેરે, કંઇએક મેં દીઠો હતો. ૨૫
વિસ્મે થઇરે, સહિયરને કરે વીનતિ;
રૂપ સુંદરરે, જાણે ચંદ્રાંગદ ભૂપતિ. ૨૬
કર્મ કેરારે, લખ્યા લેખ મીટે નહીં;
રંક હાથેરે, ઉત્તમ હાથ છાજે નહીં. ૨૭
એમ કહેતારે, કામબાણે વ્યાકુળ થઇ;
રૂપ જોઇનેરે, ચિત્રામણવત્ થઇ રહી. ૨૮

વરસ ત્રણેરે, નૃપનંદન આવ્યો ફરી;
તેણે દીઠીરે, નારી અનેક દુઃખે ભરી. ૨૯

સૌભાગ્યનુંરે, લક્ષણ એક દીસે નહીં;
કંઠે ભૂષણરે, અંજન તિલક શોભા નહી. ૩૦

નિસ્તેજથીરે, સકલ અંગ શોભા ગળી;
વ્રત શોકથીરે, શરીર અંગ દાઝ્યો વળી. ૩૧

લટ છૂટીરે, રૂખ મસ્તક ગુંથ્યા વિના;
મુખ પાંડુરરે, અતિ દુર્બળ જોઇ અંગના. ૩૨

દુઃખ પામ્યોરે, અશ્વ મૂકી પાળો થયો;
પગે ચાલીનેરે, સીમંતિની પાસે ગયો. ૩૩

મુખે બોલ્યોરે, કોણ જાત છે તમતણી;
દેહ દુર્બળરે, પ્રથમ કાંતિ હતી ઘણી. ૩૪

લાજ પામીરે, મધુર વાયક શ્રવણે સુણી;
સખીને કહ્યુંરે, કહો માંડી ગત અમતણી. ૩૫

સખી આચરીરે, સાંભળો એક કથા કહું;
નૈષધપતિરે, ચંદ્રસેનની એ વહુ. ૩૬

ચંદ્રસેનનોરે, કુંવર ચંદ્રાંગદ છે ભલો;
રૂપ લક્ષણેરે, કોણે નવ જાયે કળ્યો. ૩૭

તેની નારરરે, એ જાણો નિશ્ચય કરી;
ચિત્રવર્મારે, નૃપવર કેરી દીકરી. ૩૮

સીમંતિનીરે, નામ જાણો એનું તમે;
દિન પ્રત્યેરે, દ્વિજને જમાડીને પોતે જમે. ૩૯

એનો સ્વામીરે, શ્વશુરમંદિર નિત્યે રમે;
તે તો બૂડ્યોરે, જમુનાજળ કોઇએક સમે. ૪૦

વરસ ચૌદમેરે, વિધવા દુઃખ પામી ઘણું;
તોયે પાળેરે, સોમવ્રત શંકરતણું. ૪૧

શિવ શક્તિરે, પ્રીતે પૂજે સંધ્યાસમે;
વિપ્ર વરનેરે, ભૂષણ અંબર આપી નમે. ૪૨

ચંદ્રસેનનેરે, શત્રુએ દુઃખ દીધું બહુ;
નર નારીરે, બંધન કરી લીધું સહુ. ૪૩

બંધનમાં રહીરે, વિપદ થકી ઉદર ભરે;
ચિત્રાંગદનેરે, કુંવર નિત્યે સાંભરે. ૪૪

વ્રત જાણીનેરે, તીર્થે નાવા આવી સતી;
હમે માંડીનેરે, કહી એની સઘળી ગતિ. ૪૫

નારી જાણીનેરે, ભાંગી ભ્રાંતિ સૌ ચિત્તની;
હરખ પામીનેરે, વળતી બોલી સીમંતિની. ૪૬

કોણ કારણેરે, એવડી વાત પૂછી તમે;
સ્નેહ સરખારે, પ્રેમલાયક જાણ્યા હમે. ૪૭

નર ગાંધર્વરે, અમર જાત સુત કોણતણા;
યક્ષ રાક્ષસરે, કોણ સંગે આ બે જણા. ૪૮

ગુણ સાગરરે, અતિ વલ્લભ સોહામણા;
કામ સરખારે, મેં દીઠા મહીમાં ઘણા. ૪૯

સત્ય બોલારે, દુર્બળ જાણ્યા કેમે કરી;
કાંહાથી આવ્યારે, કોણ સ્થાનક જાશો ફરી. ૫૦

વાત કહેતાંરે, નયણે થકી આંસુ ઝર્યાં;
પ્રીત પૂર્ણેરે, સ્વામિલક્ષણ તો સાંભર્યાં. ૫૧

કંઠ બાંધેરે, મુગ્ધા એમ બોલી સહી;
મુરછા હવીરે, શરીરતણી સૌ સુધ ગઇ. ૫૨

વસુધાતલ પડતાંરે, રાખી છે એને કર ધરી;
ચિત્રાંગદેરે, પ્રીતિ દીઠી અતિ આકરી. ૫૩

મોહ પામ્યોરે, ઘટીક બે વ્યાકુળ થયો;
ધીર થઇનેરે, પ્રેમનો બોલ સ્ત્રીને કહ્યો. ૫૪

કર ફેરવ્યોરે, મુખે બોલ્યો સાંભળ સતી;
પ્રદોષેરે, તમે પૂજો છો ગિરિજાપતિ. ૫૫

તેણે કીર્તિરે, સકળ લોક તારી થઈ;
દિન બે પછીરે, નિજ પતિને મળજો સહી. ૫૬

સિદ્ધ રૂપેરે, સકલ લોક ફરિયે હમે;
તારો સ્વામીરે, દીઠો હતો કોઇએક સમે. ૫૭

તમ સંગાથેરે, રહેવા મન ઇચ્છે ઘણું;
દિન થોડેરે, સુખ થાશે સ્વામીતણું. ૫૮

શિવ સેવ્યારે, સુર સરિતા જેણે શિર ધરી;
એવું કહીનેરે, અશ્વાર શીઘ્ર કરી. ૫૯

અશ્વ ચડીનેરે, નૃપવર ત્યાંથી સંચર્યો;
નાગ રાક્ષસરે, સંગ અંગે ઉલટ ભર્યો. ૬૦

શુભ અંબરરે, ચંદન પુષ્પ શોભે સહુ;
તેની વાસનારે, દશ યોજન વ્યાપી બહુ. ૬૧

તાત દેશનીરે, વાડી મધ્યે તે ઉતર્યો;
નવ જોબનેરે, કનકભૂષણ શોભા ભર્યો. ૬૨

ચિત્રવર્મારે, નગર લોક પાસે ગયા;
વધામણીરે, લેવા સઉ તત્પર થયા. ૬૩

બહુ નારીરે, નગરતણી ટોળે થઇ;
તાહાં ચાલીરે, નર દુહિતા તો ત્યાં રહી. ૬૪

ત્યાં દીઠોરે, ચંદ્રાંગદ વસુધાધિપતિ;
કો નર આવ્યોરે, એ નર કો સઘળી ગતિ. ૬૫

સખી સાંભળોરે, નાશ થયો તે કયાં મળે;
દૈત્ય રાક્ષસરે, અમર માયાને કોણ કળે. ૬૬

વય વર્ણેરે, લક્ષણ મેં જાણ્યાં સહી;
નર નિશ્ચયરે, ચંદ્રાંગદ અન્ય નહિ. ૬૭

એક આવ્યોરે, ચંદ્રાંગદ સરખો સહી;
મન ભાવતીરે, અનેક વાતો તેણે કહી. ૬૮

કર સ્પર્શતીરે, શરીર સુખ પામી ઘણું;
રૂપ લક્ષણથીરે, જાણ્યું લક્ષણ સ્વામીતણું. ૬૯

કોણ જાણેરે, કયાંથી આવ્યો ને કયાં ગયો;
મન મધ્યેરે, એ અદ્ભુત સંદેહ રહ્યો. ૭૦

કોણ જાણેરે, ઇંદ્રજાળ માયા હશે;
શિવવ્રતથીરે, મૈત્રી વચન સાચાં થશે. ૭૧

સલ વાયકરે, વિપ્રવરનું સાચું થશે;
અષ્ટ અર્ભકરે, તેણે કહ્યું એને થશે. ૭૨

સત્ય જોવારે, શંકરે માયા મોકલી;
સુર બ્રહ્માઁરે, જે ન જાયે કોણે કળી. ૭૩
એવું ઓચરીરે, સીમંતિની નાવા ગઇ;
હવે સાંભળોરે, કુંવરતણી જે ગતિ થઇ. ૭૪
શણગારીનેરે, રાક્ષસને ત્યાં મોકલ્યો;
મહા બળીયોરે, માયાવી દીસે ઘણો. ૭૫
ગયો પુર વિષેરે, રાક્ષસ કોઇ નહી ઓળખે;
મુખ બોલ્યોરે, નૃપ નિરભે રહેતા રખે. ૭૬
શત્રુ થઇનેરે, નૃપ તેં સારૂં કર્યું;
ચંદ્રસેનનેરે, બંધન કરી ધનસુખ હર્યું. ૭૭
તેના કુંવરરે, ચંદ્રાંગદ આવ્યા ફરી;
નાગ તક્ષકેરે, જેની પ્રીતે સેવા કરી. ૭૮
આપ્યા અંબરરે, કનક ભૂષણ કુસુમ મણિ;
રાજમહેલોરે, ખોળો જગા રહેવા તણી. ૭૯
ચંદ્રસેનનેરે ભક્તિ કરી ચરણે નમો;
કપટ કરીરે, જેનેપેરે પેર દમો. ૮૦
ઘર સાથનેરે, કુશળ ધરો જો વાસના;
શીઘ્ર થઇરે, કરો કુંવરની ઉપાસના. ૮૧
જુદ્ધ કરીરે, જો રાખો મન વાસના તમે;
થાવો વહેલારે, તત્પર થઇ આવ્યા હમે. ૮૨
એવું સાંભળીરે, દેહ ધ્રુજે થાય આકળો;
સઉ જન કહેરે, ચંદ્રાંગદને જઇ મળો. ૮૩
એવું સાંભળીરે, દાયાદ નૃપ પાસે ગયો;
બંધ છોડીનેરે, કર જોડી ઉભો રહ્યો. ૮૪
ચરણ વંદેરે, પ્રીત કરી બેઉ જણા તણા;
મુખે ઓચરેરે, મેં અપરાધ કર્યા ઘણા. ૮૫
માતતાત છોરે, અનાથનું છાવરજો;
ચંદ્રાંગદરે, કુંવરવત્ કરી જાણજો. ૮૬
વર્ણ આશ્રમરે, સો કો સુખ પામ્યા ઘણું;
ગીત ગાયરે, ઘેરઘેર હોય વધામણું. ૮૭
ચંદ્રસેનનારે, મસ્તકે છત્ર સોહામણું;
સિંહાસનેરે, રાજતેજ શોભે ઘણું. ૮૮
વાગે વાજાંરે, શરણાઇ શબ્દ સોહામણા;
નાચે નૃત્ય કરીરે, આશીર્વાદ વિપ્રો ભણ્યા. ૮૯
ગુરુ મૈત્રીરે, નાગરલોક પાસે ગયા;
રાજપુત્રનેરે, ભેંટી મન આનંદ થયા. ૯૦
પંચ શબ્દેરે, નોબત વાજે ને ગડગડે;
શુભ જોગેરે, રાજકુંવર અશ્વે ચડે. ૯૧
રાજમાર્ગેરે, કુંવર પધારે જે સમે;
કર જોડીનેરે, જનપદ લોક સઉ નમે. ૯૨
ભાટ ચારણરે, ઉત્તમ જશ મુખે ઓચરે;
વૃદ્ધ બાળકરે, પ્રીતિ પૂરવ સંગે ફરે. ૯૩
માત તાતનેરે, જથા જોગ ચરણે નમ્યા;
તેના મનતણારે, ત્રિવિધતાપ તત્ક્ષણ સમ્યા. ૯૪

મૂર્છા ખાઇરે, મુખે બોલી વિહ્વળ ગયું;
સુત ભેટતાંરે, રાજા મન વિહ્હળ થયું. ૯૫
જોષ પંડિતરે, રાજસભા પૂરણ બહુ;
સૌ દેખતાંરે, પૂર્વ વાત કીધી સહુ. ૯૬
નાગ તક્ષકેરે, પર્મ ભક્તિ કીધી ઘણી;
તેણે આપ્યાંરે, વસ્ત્ર શુદ્ધ ભૂષણ મહી. ૯૭
સુગંધથીરે, સકળ દેશ પરિમળ થયો;
તેણે મોહેરે, કેહે શો રંગ દીઠો તમો. ૯૮
અતિ ઉત્તમરે, વસ્તુ જોઇ વિસ્મે થયા;
તેજ અદ્ભુતરે, સૌકોનાં નેત્ર મીચી રહ્યાં. ૯૯
ચંદ્રસેનનેરે, હરખ પૂરણ આંસુ ઝરે;
એ સાચુંરે, અથવા સ્વપ્ન એમ ઓચરે. ૧૦૦
મૈત્રીવરેરે, સમજાવ્યો નૈષધપાત;
મુખે ઓચર્યોરે, કુલવંતી વહુ સતી. ૧૦૧
જેના પુણ્યથીરે, મમ પુત્ર હમને મળ્યો;
એવું કહીનેરે, એક સેવક ત્યાં મોકલ્યો. ૧૦૨
ચિત્રવર્મારે, મંદિર કહેવા વધામણી;
સીમંતિનીરે, સાંભળી પ્રીત પામી ઘણી. ૧૦૩
તે સેવકરે, પામ્યો ઉચિત મન ભાવતા;
ધન અમ્બરરે, અંગે ભૂષણ સોહાવતા. ૧૦૪
સૌભાગ્યરે, પૂરણ દીઠી આ તો દીકરી;
તેઆ નૃપ સઉરે, વિવાહ કીધો ત્યાં છે ફરી. ૧૦૫
ધન સંપતરે, રાજ સંપત આપી સઉ;
ચંદ્રસેન કહેરે, પૂર્વ પુણ્યે પામ્યા વહુ. ૧૦૬
એમ કહીનેરે, આપ્યાં કુસુમ ભૂષણમણિ;
દશ જોજનરે, શુદ્ધ શોભા તાહાં તે તણી. ૧૦૭
મુક્તાફળરે, કંઠે હાર ચંપકતણા;
સુકાય નહીંરે, શુદ્ધ સદા ગુણ તેહતણા. ૧૦૮
ચંદ્રાંગદરે, લાવ્યો પાતાળ વિષે જઇ;
તે જોઇનેરે, સકલ નારી વિસ્મે થઇ. ૧૦૯
ચિત્રવર્મારે, નરનારીને આણંદ થયો;
ચિત્રાંગદરે, મળિ ભેટી નિજપુર ગયો. ૧૧૦
ચંદ્રસેનનેરે, સોંપ્યું રાજ નિર્લે થયો;
શિવ ભજવારે, જોગ ધરી વનમાં ગયો. ૧૧૧
ભાવે કરીનેરે, ભજન કર્યું શિવરાયનું;
ટાળ્યું પ્રાશ્ચિત્તરે, માનસિક વાચિક કાયનું. ૧૧૨
તે રાજારે, નિર્લે થઇ શિવપુર ગયો;
સુખે ભોગવ્યુંરે, ગિરિજાવર શરણે રહ્યો. ૧૧૩
ચિત્રવર્મારે, રાયની રીત ભલી હવી;
શિવ ભજતાંરે, કીર્તિ પામ્યો તે અવનવી. ૧૧૪
સૌ ભૂપતિરે, ચંદ્રાંગદની સેવા કરે;
ભુમંડળમાંરે, આણંદ થઇ સઘળા ફરે. ૧૧૫
સુખ સંપતરે, રિદ્ધ સિદ્ધ પામ્યો ઘણી;
આઠ બાળકરે, એક કન્યા નિશ્ચય હવી. ૧૧૬

શિવ વ્રતથીરે, વિપ્રવાણી સાચી હવી;
વરસ પૂરણુરે, દશ સહસ ગયાં વહી. ૧૧૭
સુખ ભોગવીરે, અંતે શંકર પદ ગયા;
નિર્ભે થઇરે, ગિરિજાવર ચરણે રહ્યા. ૧૧૮
નરનારીરે, શિવપુર સુખ પામ્યા ઘણું;
સત્ય માનજોરે, તે પુણ્ય શંકર વ્રતતણું. ૧૧૯
શિવ પૂજેરે, વ્રતમહિમા શ્રવણે ધરે;
સુખ ભોગવીરે, ભવસાગર નિશ્ચય તરે. ૧૨૦

વલણ

ભવસાગર નિશ્ચય તરે, ગર્ભ સંકટ નાવે ફરી;
મહાદેવ સુખ હરદેવ કહે, શિવ ભજો ચિત્ત સ્થિર કરી. ૧૨૧

## ૮ મંગળવારનું વ્રત

अथ मंगलव्रतम् ॥ भौमवारे अरुणोदयवेलायामपामार्गेण दंतधावनं विधाय तिलामलकचूर्णेन नद्यादौ गृहे वा स्नात्वा धौतमारक्तवस्त्रं परिधाय रक्तोत्तरीयं च परिदध्यात् ॥१॥ ततस्ताम्रपात्रे रक्ताक्षतारक्तपुष्परक्तचंदनानि निक्षिप्य। अग्निर्मूर्धेति मन्त्रेणाष्टोत्तरशतार्घ्यान् दद्यात् ॥ २ ॥ ततो गृहमागत्य गोमयेन भूमिं विलिप्य शुद्धदेशे पुत्रार्थी धनार्थी च पत्न्या सह मंगलपूजामारभेत् ॥ ३ ॥ तत्र विधिः—मासपक्षाद्युल्लिख्य ऋणव्याधिनाशार्थं पुत्रधनप्राप्तये च भौमव्रतं करिष्ये । तदंगत्वेन भौमपूजनमहं करिष्ये। इति संकल्प्य प्रार्थयेत् ॥ ४ ॥ अथ देवेश ते भक्त्या करिष्ये व्रतमुत्तमम् । ऋणव्याधिविनाशाय धनसंतानहेतवे ॥ ५ ॥ यंत्रोपरिस्थं भौमं पूजयेत् ।

મંગળવારને દિવસે અરુણોદય વખતે અઘેડાનું દાતણ કરી, તિલ તથા આમળાંના ચૂર્ણવડે, નદી વગેરે જળાશયમાં વા ઘેર સ્નાન કરવું, ધોયેલું વસ્ત્ર પહેરવું ને એક લાલ વસ્ત્ર પાસે રાખવું. પછી ત્રાંબાના પાત્રમાં લાલ અક્ષત, લાલ પુષ્પ તથા લાલ ચંદન નાખી, 'अग्निर्मूर्धा०' એ મંત્ર ભણી એકસો આઠ અર્ઘ્ય આપવા. પછી ઘેર આવવું. ત્યાં છાણથી પૃથ્વી ઉપર લીંપવું, ને પુત્રની વા ધનની ઇચ્છાવાળા પુરુષે તે પવિત્ર સ્થળમાં સ્ત્રીની સાથે મંગળની પૂજાનો આરંભ કરવો. પ્રથમ માસ, પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરવું, પછી—[1-3] 'કરજ ઉતરી જવા માટે, દુઃખ દૂર થવા માટે ને પુત્રની તથા ધનની પ્રાપ્તિ-માટે હું ભૌમવ્રત કરીશ; તેમાં મંગળનું પૂજન પણ કરીશ,' એવો સંકલ્પ કરવો. પછી 'હે દેવેશ ! હે મંગળ ! આજ હું ઋણના તથા દુઃખના નાશ માટે અને સંતાન-માટે ભક્તિથી તમારું ઉત્તમ વ્રત કરીશ,' એ પ્રમાણે પ્રાર્થના કરવી. યંત્ર ઉપર રહેલા મંગળની પૂજા કરવી.[4-5]

तत्र यंत्रप्रकार उक्तः संग्रहे— त्रिकोणं पूर्वमुद्धृत्य पञ्चधा विभजेत्ततः । तृतीयरेखां चिह्नाभ्यां लांछयेत्समभागतः ॥ ६ ॥ आद्यरेखाग्रयुगलं तृतीयाचिह्नयोर्न्यसेत्। द्वितीयाग्रे समाकृष्य तृतीयाचिह्नयोर्न्यसेत् ॥ ७ ॥ तृतीयरेखामध्ये तु चिह्नयेत्समभागतः । तुर्यां चिह्नद्वयेनाथ त्रिभिश्चिह्नैस्तु पंचमीम् ॥ ८ ॥ तृतीयाग्रे प्रकुर्वीत पंचम्या मध्यचिह्नगे । तुर्याग्रे योजयेत्सम्यक् पंचम्याश्चिह्नयोर्द्वयोः ॥ ९ ॥ तृतीयरेखामध्यांकात्पंचम्याश्चिह्नयोर्द्वयोः । एवमेकाधिकं सम्यक्कोणानां विंशतिर्भवेत् ॥ १० ॥ तृतीया तु ययोर्मध्ये त्रिकोणे तु समर्चयेत् । देवं तदग्रतो मंत्री त्रिकोणे दक्षिणक्रमात् ॥ ११ ॥ मंगलाद्यांस्तारपूर्वान्नमोंतानेकविंशतिम् । एकविंशतिकोष्ठेषु नाममंत्रान् समालिखेत् । ततः पूजा प्रकर्तव्या पुत्रसंपत्तिहेतवे ॥ १२ ॥

એ યંત્રનો પ્રકાર સંગ્રહમાં કહેલો છે—પ્રથમ ત્રણ ખૂણાવાળું ચિત્ર કરવું. તેના પાંચ ભાગ કરવા. ત્રીજી રેખા ઉપર બે સરખાં ચિન્હો કરવાં. આગલી રેખાના બન્ને અગ્રભાગ, ત્રીજી રેખા ઉપર રહેલાં ચિહ્નમાં લગાડવા. બીજી રેખાના અગ્રભાગો પણ ત્રીજી રેખાનાં ચિહ્નની સાથે મેળવવા. ત્રીજી રેખાના મધ્યભાગમાં ચિહ્ન કરવું. ચોથી રેખા ઉપર બે ચિન્હો કરવાં. પાંચમી રેખા ઉપર ત્રણ ચિન્હો કરવાં. પાંચમી રેખાના વચલાં ચિહ્નની સાથે ત્રીજી રેખાના અગ્રભાગ મેળવવા. પાંચમી રેખાનાં બીજાં બે ચિન્હો સાથે ચોથી રેખાના અગ્રભાગ મેળવવા. ત્રીજી રેખાનાં વચલા ચિહ્નની સાથે પાંચમી રેખાનાં બે ચિન્હો મેળવવાં. એવી રીતે કરવાથી એકવીશ ખૂણા થાય છે. ત્રીજી ને ચોથી રેખાનાં વચલાં ત્રિકોણમાં મંગળની પૂજા કરવી. પછી દક્ષિણ ક્રમથી સઘળાં ત્રિકોણમાં 'मंगलाय नमः' ઇત્યાદિ એકવીશ મંત્ર લખવા. પછી પુત્ર ને સંપત્તિ માટે પૂજા કરવી.[6-12]

पूजाप्रकारः ॥ तत्रादौ न्यासाः । ॐ ह्रां अंगुष्ठाभ्यां नमः ॐ ह्रीं तर्जनीभ्यां० ॐ ह्रूं मध्यमाभ्यां० ॐ ह्रैं अनामिकाभ्यां० ॐ ह्रौं कनिष्ठिकाभ्यां० ॐ ह्रः करतलकरपृष्ठाभ्यां० ॐ ह्रां हृदयाय० ॐ ह्रीं शिरसे० ॐ ह्रूं शिखायै० ॐ ह्रैं कवचाय हुं । ॐ ह्रौं नेत्रत्रयाय वौषट् ॥ ॐ ह्रः अस्त्राय फट् । ॐ सं सः इति दिग्बंधः ॥ १३ ॥ रक्तमाल्यांबरधरः शक्तिशूलगदाधरः । चतुर्भुजो मेषगमो वरदः स्याद्धरासुतः । ध्यानम् ॥ १४ ॥ एह्येहि भगवन्भौम अंगारक महाप्रभो । त्वयि सर्वं समायातं त्रैलोक्यं सचराचरम् ॥ १५ ॥ भौममावाहयिष्यामि तेजोमूर्तिं दुरासदम् । रुद्ररूपमनिर्देश्यं वक्त्रं च रुधिरप्रभम् ॥ १६ ॥ अग्निर्मूर्धांगिरसो विरूपोऽङ्गारको गायत्री । मंगलावाहने विनियोगः ॥ १७ ॥ ॐ अग्निर्मूर्धा० जिन्वति । ॐ नमो भगवते धनसमृद्धिदाय मंगलाय नमः । मंगलमावाहयामि इत्यावाह्य ॥ १८ ॥ अग्निर्मूर्धेति मन्त्रेण मंगलगायत्र्या वा आसनादिपुष्पांतं पूजयित्वा यंत्रस्यैकविंशतिकोष्ठेष्वंगान्येकविंशतिनामभिः पूजयेत् ॥ १९ ॥ तद्यथा—ॐ मंगलाय नमः पादौ पूजयामि । भूमिपुत्राय०

गुल्फौ०,ऋणहर्त्रे० जंघे०,धनप्रदाय० जानुनी०, स्थिरासनाय० ऊरू०, महाकायाय० कटी०, सर्वकर्मावरोधकाय० नाभिं०, लोहिताय० उदरं०, लोहिताक्षाय० हृदयं०, सामगानां कृपाकराय० करौ०, धरात्मजाय० बाहू०, कुजाय० स्कंधौ०, भौमाय० कंठं०, भूतिदाय०हनुं०,भूमिनंदनाय० मुखं०, अंगारकाय० नासिके०, यमाय० कर्णौ०, सर्वरोगापहारकाय० चक्षुषी०, वृष्टिकर्त्रे० ललाटं०, वृष्टिहर्त्रे० मूर्धानं०, सर्वकामफलप्रदाय० शिखां० ॥ २० ॥ ततो धूपादिपुष्पांजल्यंतं कृत्वा एतैरेव नामभिरेकविंशत्यर्घ्यान् दद्यात् ॥ २१ ॥

તે પૂજાનો પ્રકાર:–પ્રથમ ન્યાસ–ૐ 'ह्रां०' એ મંત્ર ભણી અંગુઠામાં ન્યાસ કરવો;'ॐ ह्रीं०'થી તર્જનીમાં,'ह्रूं०' થી વચલી આંગળીમાં, 'ह्रैं०'થી અનામિકામાં, 'ह्रौं०'થી ટચલી આંગળીમાં ને 'ह्रः०' એ મંત્ર ભણી કરતલ તથા કરપૃષ્ઠમાં ન્યાસ કરવો. 'ह्रां०' થી હૃદય, 'ह्रीं०' થી મસ્તક, 'ह्रूं०' થી શિખા, 'ह्रैं०' થી બાહુ, 'ह्रौं०' થી નેત્ર, ને 'ह्रः०' થી અસ્રાય ફટ્ કરવું. 'खं खः' એ મંત્ર ભણી દિગ્બંધ કરવો.[૧૩] પછી–'મંગલ, જે લાલ વસ્ત્ર તથા માળાને ધારણ કરનાર છે, શક્તિ, શૂલ તથા ગદા ધારણ કરનાર છે, ચાર હાથવાળા છે ને ઘેટાંના વાહનવાળા છે તે મને વર આપો,' એ મંત્ર ભણી ધ્યાન કરવું. 'હે ભૌમ! હે ભગવન્! હે મંગળ! હે મહા પ્રભો! અહીં પધારો. તમારા આવવાથી ચરાચર ત્રણે લોકો આવી ગયા. મંગળ તેજોરૂપ છે, દુરાસદ છે, રુદ્રરૂપ છે, અવ્યક્ત મુખવાળા છે ને લાલ કાંતિવાળા છે તેનું હું આવાહન કરીશ.' એ મંત્ર તથા અગ્નિર્મૂર્ધાના આંગિરસ ઋષિ, વિરૂપમંગળ દેવ ને ગાયત્રી છંદ છે. મંગળના આવાહનમાં વિનિયોગ કરવો. 'अग्निर्मूर्धा०' એ મંત્ર ને સમર્થ, ધન તથા સમૃદ્ધિ આપનાર મંગળને હું નમસ્કાર કરું છું ને તેનું આવાહન કરું છું, એ મંત્ર ભણી આવાહન કરી 'अग्निर्मूर्धा०' એ મંત્ર અથવા મંગળ ગાયત્રીથી આસનથી લઇ પુષ્પપર્યંત પૂજા કરવી.[૧૪–૧૯] પછી એકવીશ નામમંત્રોવડે મંગલ યંત્રના એકવીશ કોઠામાં અંગોની પૂજા કરવી. તેનો પ્રકાર 'मंगलाय नमः पादौ पूजयामि,' એ મંત્રથી પગની પૂજા કરવી, 'भूमिपुत्राय०' થી ઘુંટીની, 'ऋणहर्त्रे०'થી જંઘાની, 'धनप्रदाय०'થી ઘુંટણની, 'स्थिरासनाय०' થી સાથળની, 'महाकायाय०' થી કેડની, 'सर्वकर्मावरोधकाय०' થી નાભિની, 'मोहिताय०' થી પેટની, लोहिताक्षाय०' થી હૃદયની, 'सामगानां कृपाकराय०' થી હાથની, 'धरात्मजाय०' થી બાહુની, 'कुजाय०' થી ખભાની, 'भौमाय०'થી કંઠની, 'भूतिदाय०'થી હનુ (દાઢી) ની, 'भूमिनन्दनाय०' થી મુખની, 'अङ्गारकाय०'થી નાકની, 'यमाय०' થી કર્ણની, 'सर्वरोगापहारकाय०' થી નેત્રની, 'वृष्टिकर्त्रे०' થી લલાટની, 'वृष्टिहर्त्रे०' થી મસ્તકની તથા 'सर्वकामफलप्रदाय नमः शिखां पूजयामि' એ મંત્ર ભણી શિખાની પૂજા કરવી.[૨૦] ત્યાર પછી ધૂપથી લઇ પુષ્પાંજલિ સુધી પૂજા કરી ઉપર કહેલાં નામોવડે એકવીશ અર્ધ્ય આપવા.[૨૧] પછી આ કવચનો પાઠ કરવો:–

ततो वक्ष्यमाणं कवचं पठेत्– शिखायां मंगलः पातु भूमिपुत्रश्च मूर्धनि । ललाटे ऋणहर्ता च चक्षुषोश्च धनप्रदः ॥ २२ ॥ स्थिरासनः श्रोत्रयोश्च महाकायश्च नासिके । आस्यदंतोष्ठजिह्वासु सर्वकर्मावरोधकः ॥ २३ ॥ हनौ मे लोहितः पातु लोहिताक्षश्च कंठके। स्कंधयोरुभयो रक्षेत्सामगानां कृपाकरः ॥ २४ ॥ धरात्मजो भुजौ पातु कुजो रक्षेत्करद्वयम्।भौमो मे हृदयं पातु भूतिदस्तु तथोदरे ।२५। भूमिनंदनो नाभौ तु गुह्ये त्वंगारकोऽवतु । ऊरू मम यमो रक्षेज्जान्वो रोगापहारकः ॥ २६ ॥ जंघयोर्वृष्टिकर्ता च अपहर्ता च गुल्फयोः । पादांगुष्ठौ च गुल्फौ च सर्वकामफलप्रदः ॥२७॥ शक्तिर्मे पूर्वतो रक्षेच्छूलं रक्षेच्च दक्षिणे । पश्चिमे च धनुः पातु उत्तरे च शरस्तथा ॥ २८ ॥ ऊर्ध्वं पिंडाननः पातु अधस्तात्पृथिवी मम । एवं न्यस्तशरीरोऽसौ चिंतयेद्भूमिनंदनम् ॥ २९ ॥ इति कवचं जपित्वा जपं कुर्यात् तदंगतया ।

મંગળ શિખાની રક્ષા કરો, ભૂમિપુત્ર મસ્તકની રક્ષા કરો, ઋણહર્તા લલાટનું રક્ષણ કરો, ધનપ્રદ બે નેત્રોની રક્ષા કરો, સ્થિરાસન બે કાનની રક્ષા કરો, મહાકાય બે નાસિકાની રક્ષા કરો, સર્વકર્માવરોધક મુખ, દાંત હોઠ, ને જીભની રક્ષા કરો, લોહિત મારી દાઢીની રક્ષા કરો, લોહિતાક્ષ કંઠની રક્ષા કરો, સામનું ગાન કરનારાઓ ઉપર કૃપા કરનારા બે ખભાનું રક્ષણ કરો, ભૌમ મારાં હૃદયનું રક્ષણ કરો, ભૂતિદ પેટનું રક્ષણ કરો, ભૂમિનંદન નાભિનું રક્ષણ કરો, અંગારક ગુદાનું રક્ષણ કરો, યમ મારાં સાથળનું રક્ષણ કરો, રોગાપહારક મારાં ઘુંટણનું રક્ષણ કરો, વૃષ્ટિકર્તા પીંડીનું રક્ષણ કરો, વૃષ્ટિહર્તા ઘુંટીનું રક્ષણ કરો, સર્વકામફલપ્રદ મારા પગ વગેરેનું રક્ષણ કરો, શક્તિ પૂર્વ દિશામાં મારૂં રક્ષણ કરો, શૂલ દક્ષિણ દિશામાં મારૂં રક્ષણ કરો, ધનુષ પશ્ચિમ દિશામાં રક્ષણ કરો, બાણ ઉત્તર દિશામાં રક્ષણ કરો, પિંડાનન ઉપર રક્ષા કરો ને પૃથિવીપુત્ર મારૂં નીચે રક્ષણ કરો.' એવી રીતે ન્યાસ કરી મંગલનું ધ્યાન કરવું. એ પ્રમાણે કવચનો પાઠ કર્યા પછી જપ કરવો.[૨૨–૨૯]

असृजमरुणवर्णं रक्तमाल्यांगरागं कनककमलमालामालिनं विश्ववंद्यम् । अतिललितकराभ्यां बिभ्रतं शक्तिशूले भजत धरणिसूनुं मंगलं मंगलानाम् । इति ध्यात्वा ॥३०॥ अग्निर्मूर्धा इति मंत्रमष्टोत्तरशतं जपेत्।ॐ अंगारकाय विद्महे शक्तिहस्ताय धीमहि । तन्नो भौमः प्रचोदयात्–इति गायत्रीं पठित्वा ततः स्तोत्रं पठेत् ॥३१॥ मंगलो भूमिपुत्रश्च

ऋणहर्ता धनप्रदः । स्थिरासनो महाकायः सर्वकर्मविरोधकः ॥ ३२ ॥ लोहितो लोहिताक्षश्च सामगानां कृपाकरः । धरात्मजः कुजो भौमो भूतिदो भूमिनंदनः ॥ ३३ ॥ अंगारको यमश्चैव सर्वरोगापहारकः । दृष्टिकर्ताऽपहर्ता च सर्वकामफलप्रदः ॥ ३४ ॥ एतानि कुजनामानि नित्यं यः प्रयतः पठेत् । ऋणं न जायते तस्य संतानं वर्धते सदा ॥ ३५ ॥ एकविंशति नामानि पठित्वा तु दिनांतके । रूपवान् धनवांश्चैव जायते नात्र संशयः ॥ ३६ ॥ एककालं द्विकालं वा यः पठेत्सुसमाहितः । एवं कृते न संदेहो ऋणं हित्वा सुखी भवेत् । इति स्तोत्रं पठेत् ॥३७॥ धरणीगर्भसंभूतं विद्युत्कांतिसमप्रभम् । कुमारं शक्तिहस्तं च मंगलं प्रणमाम्यहम्—इति नमस्कारः ॥ ३८ ॥

મંગલ અસૃક્ છે, લાલ વર્ણવાળા છે, લાલ ચંદન તથા પુષ્પની માળાવાળા છે, સોનાના કમળની માળાથી શોભે છે, જગતને વંદ્ય છે, હાથમાં સુંદર શક્તિને તથા શૂલને ધારણ કરે છે, પૃથિવીના પુત્ર છે ને મંગલના પણ મંગલ છે તે મંગલનું ભજન કરો.' એ પ્રકારે ધ્યાન કરી, પછી 'अग्निर्मूर्धा०' એ મંત્રનો એક સો આઠ વખત હોમ કરવો. પછી અંગારકને જાણીએ છીએ, શક્તિહસ્તનું ધ્યાન કરીએ છીએ, માટે મંગલ અમને પ્રેરણા કરો, એ ગાયત્રીનો પાઠ કરી સ્તોત્રનો પાઠ કરવો. મંગલ, પૃથિવીના પુત્ર, કરજ દૂર કરનાર, ધન આપનાર, સ્થિર આસનવાળા, મોટાં શરીરવાળા, સઘળાં કાર્ય રોકનાર, લાલ લાલ નેત્રવાળા, સામવેદી બ્રાહ્મણો ઉપર કૃપા કરનાર, પૃથિવીના પુત્ર, પૃથિવીથી ઉત્પન્ન થયેલ, ભૌમ, સમૃદ્ધિ આપનાર, પૃથિવીને આનંદ આપનાર, અંગારક, યમ, સર્વ રોગ હરનાર, વૃષ્ટિ કરનાર, વૃષ્ટિ હરનાર ને સર્વ કામના પૂર્ણ કરનાર;' એ પ્રકારનાં મંગલનાં નામનો નિત્ય પાઠ જે માણસ કરે છે, તેને કરજ થતું નથી ને તેના વંશની વૃદ્ધિ થાય છે. જે માણસ સાયંકાલે આ એકવીશ નામોનો પાઠ કરે છે, તે રૂપવાન્ તથા ધનવાન્ થાય છે, એમાં સંશય નથી. જે માણસ સાવધાન થઈ એક વખત વા બે વખત આ સ્તોત્રનો પાઠ કરે છે તે કરજથી મુક્ત થઈ સુખી થાય છે, એમાં સંદેહ નથી. એવી રીતે સ્તોત્રનો પાઠ કરવો. 'પૃથિવીના ગર્ભથી ઉત્પન્ન થયેલા, વીજળીના જેવી કાંતિવાળા, કુમાર, હાથમાં શક્તિ ધારણ કરનાર એવા મંગળને હું પ્રણામ કરું છું' એ મંત્ર ભણી નમસ્કાર કરવા.[૩૦-૩૮]

खदिरांगारेण रेखात्रयं कृत्वा । अंगारक महीपुत्र भगवन्भक्तवत्सल । त्वां नमस्यामि मे शेषं ऋणमाशु विनाशय ॥ ३९ ॥ ऋणरोगादिदारिद्र्यपापक्षुदापमृत्यवः । भवक्लेशमनस्तापा नश्यंतु मम सर्वदा ॥४०॥ ऋणदुःखविनाशाय पुत्रसंतानहेतवे । मार्जयाम्यसिता रेखास्तिस्रो जन्मसमुद्भवाः ॥ ४१ ॥ दुःखदौर्भाग्यनाशाय सुखसंतानहेतवे । कृतं रेखात्रयं वामपादेन मार्जयाम्यहम् । इति मन्त्रैस्ता मार्जयेत् ॥४२॥ ततः प्रार्थना—ऋणहर्त्रे नमस्तेऽस्तु दुःखदारिद्र्यनाशक । सुखसौभाग्यधनदो भव मे धरणीसुत॥४३॥ ग्रहराज नमस्तेऽस्तु सर्वकल्याणकारक । प्रसादात्तव देवेश सदा कल्याणभाजन ॥ ४४ ॥ देवदानवगंधर्वयक्षराक्षसपन्नगाः । प्राप्नुवंति शिवं सर्वे सदा पूर्णमनोरथाः ॥ ४५ ॥ प्रसादं कुरु मे भौम सौभाग्यं मंगलप्रद । बालः कुमारको यस्तु स भौमः प्रार्थितो मया ॥ ४६ ॥ उज्जयिन्यां समुत्पन्न नमो भौम चतुर्भुज । भरद्वाजकुले जात शूलशक्तिगदाधर । इति प्रार्थ्य पुनः स्तोत्रं पठेत् ॥४७॥ ततो वायनदानम्— तिलगुडमिश्रितानेकविंशतिलड्डुकान् गोधूमभवान्फलदक्षिणासहितान्वेदविदे दद्यात् ॥ ४८ ॥ दानमंत्रः— मंगलाय नमस्तुभ्यं सर्वमंगलदायक । वायनेन च संतुष्टः कुरु मे त्वं मनोरथान् । देवस्यत्वेति मन्त्रेण मंगलः प्रीयतामिति दद्यात् ॥४९॥ आवाहनं न जानामि० ॥ ५० ॥ इति पूजनम् ।

ખેરના કોયલાથી ત્રણ રેખા કરી, પછી—'હે અંગારક ! હે પૃથિવીપુત્ર ! હે ભગવન્ ! હે ભક્તોમાં પ્રીતિવાળા ! હું આપને નમસ્કાર કરું છું, માટે મારૂં રહેલું કરજ જલદીથી દૂર કરો. હે દેવ ! કરજ, રોગ, દારિદ્રપણું, પાપ, અનિષ્ટ, અપમૃત્યુ, સંસારદુઃખ ને મનના તાપ સઘળા નષ્ટ થાઓ, કરજનાં દુઃખના નાશ માટે ને પુત્રની વૃદ્ધિ માટે ત્રણ જન્મોમાં થયેલી કાળી રેખા ભૂંસાડી નાખું છું, દુઃખના નાશ માટે, દૌર્ભાગ્યના નાશ માટે ને સુખકારક સંતાન માટે હું કરેલી ત્રણ રેખા ડાબા પગથી ભૂંસાડી નાખું છું. એ મંત્રો ભણી તે ત્રણે રેખા ભૂંસાડી નાંખવી. પછી પ્રાર્થના કરવી—'હે મંગલ ! આપ ઋણ હરનાર છો, દુઃખનો તથા દરિદ્રપણાંનો નાશ કરનાર છો, તેને નમસ્કાર કરૂં છું, માટે આપ મને સુખ, સૌભાગ્ય તથા ધન આપો. હે મંગલ ! આપ સઘળું કલ્યાણ કરનાર છો, તેને નમસ્કાર કરૂં છું. હે દેવેશ ! હે કલ્યાણના પાત્ર ! આપની કૃપાથી દેવ, દૈત્ય, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, પન્નગ, તે સર્વેના મનોરથો પૂર્ણ થાય છે ને તેઓનું કલ્યાણ થાય છે. હે મંગલ ! હે મંગલ આપનાર ! મારી ઉપર કૃપા કરો ને સૌભાગ્ય આપો. બાળક મંગલની હું પ્રાર્થના કરું છું. હે મંગલ ! આપ ઉજ્જયિનીમાં ઉત્પન્ન થયેલા છો, ચાર હાથવાળા છો, ભરદ્વાજનાં કુલમાં ઉત્પન્ન થયેલા છો, ને શૂલ, શક્તિ તથા ગદાને ધારણ કરો છો, તેને હું નમસ્કાર કરૂં છું.' એ પ્રમાણે પ્રાર્થના કરી ફરીથી સ્તોત્રનો પાઠ કરવો. પછી તલ તથા ગોળ નાખી બનાવેલા એકવીશ ઘઉંના લાડવા, ફળ તથા દક્ષિણાનું વાયન વૈદિક બ્રાહ્મણને આપવું, તેનો મંત્ર—'હે મંગલ ! હે સર્વ મંગલ આપનાર ! આપને નમસ્કાર કરૂં છું. આ વાય-

નનાં દાનથી પ્રસન્ન થઈ મારા સઘળા મનોરથો પૂર્ણ કરો.’ તથા ‘देवस्य त्वा०’ એ મંત્ર ભણી ‘મંગલ પ્રસન્ન થાઓ,’ એમ કહી વાયન આપવું. ‘आवाहनं न जानामि०’ એ મંત્ર ભણી ક્ષમા માગવી. એ પ્રકારે પૂજા કરવી.[૩૯–૫૦]

## મંગલવ્રતની કથા

अथ कथा ॥ सूत उवाच– पूजितो देवदैत्यैस्तु मंगलो मंगलप्रदः । गौतमेन पुरा पृष्टो लोहितांगो महाग्रहः ॥१॥ गौतम उवाच– कथयस्व महाभाग गुह्यं पूजनमुत्तमम् । मंत्रमाराधनं दानं सर्वपापप्रणाशनम् ॥ २ ॥ रूपं सुवर्णसंकाशं वाहनायुधसंयुतम् । येन पूजितमात्रेण जायते सुखमुत्तमम् ॥ ३ ॥ धर्मार्थकाममोक्षाणां कालेनैव फलप्रदम् । सर्वपापप्रशमनं सर्वव्याधिविनाशनम् ॥ ४ ॥ सर्वसौभाग्यदं देव ध्यातुः पातकनाशनम् । सर्वयज्ञफलं चैव सर्वकामफलप्रदम् ॥ ५ ॥ तपसां जपदानानां फलं चैव तु लभ्यते । तद्व्रतं ब्रूहि मे देव लोहितांग महाग्रह ॥ ६ ॥ यस्मिन्नाराधिते मर्त्यः सर्वसौभाग्यवान्भवेत् ॥

સૂત કહે છે–જેની દેવો તથા દૈત્યો પૂજા કરે છે, જે શુભ આપનાર છે, લાલ શરીરવાળો છે ને મોટો ગ્રહ છે તે મંગલને પૂર્વે ગૌતમ ઋષિએ પૂછ્યું હતું.[૧] ગૌતમ પૂછે છે–હે મહાભાગ! હે મંગલ! ઉત્તમ પૂજન, મંત્ર, આરાધન ને સર્વ પાપોનો નાશ કરનાર દાન કહો.[૨] હે દેવ! જે વ્રત કરવાથી સુવર્ણ જેવું રૂપ થાય, વાહન મળે, ઉત્તમ સુખ મળે, સમયપ્રમાણે ધર્મ, અર્થ, કામ ને મોક્ષનાં ફલની પ્રાપ્તિ થાય, સર્વ સૌભાગ્ય મળે, સર્વ રોગો નાશ પામે, ધ્યાન કરનારનાં પાપનો નાશ થાય, સર્વ યજ્ઞનું ફળ થાય, સર્વ કામના પૂર્ણ થાય ને જપ, તપ તથા દાનનું ફળ તથા આરાધના કરવાથી સર્વ સૌભાગ્ય મળે, તેવું ઉત્તમ વ્રત કહો.[૩–૫]

मंगल उवाच– शृणु विप्र महाभाग सर्वज्ञ ऋषिसत्तम ॥ ७ ॥ व्रतं च पूजनं दानं प्रख्यातं भुवनत्रये । आसीत्पूर्वं हि सर्वज्ञो नंदको ब्राह्मणोत्तमः ॥ ८ ॥ तस्य भार्या सुनंदा च नाम्ना ख्याता सुलोचना । तस्यापत्यं च संजातं वृद्धत्वान्न कदाचन ॥९॥ तेनान्यस्य सुता पुण्या गृहीत्वा पोषिता ध्रुवम् । ब्राह्मणस्य कुले जाता सुरूपा गुणसंयुता ॥ १० ॥ सर्वलक्षणसंपन्ना प्रयत्नेनैव गौतम । पुरा जनौ तया चाहमेकभावेन पूजितः ॥ ११ ॥ सा पुत्री स्वगृहे नीत्वा ब्राह्मणेनैव पालिता । नित्यं हि स्रवते तस्या अष्टांगं कनकं बहु ॥ १२ ॥ तत्सुवर्णेन विप्रोऽसौ धनाढ्यो मदगर्वितः । कोटिकोटीश्वरो जातो राजते भूमिमंडले ॥ १३ ॥ दृष्टा नंदकविप्रेण दशवर्षा वरार्थिनी । विवाहार्थं च विप्राय दत्ता सोमेश्वराय च ॥ १४ ॥ वेदोक्तविधिना तस्या विवाहमकरोत्तदा । वर्षैः कतिपयैर्विप्रः स्वां पत्नीं प्रौढयौवनाम् ॥ १५ ॥ आदाय श्वशुरगृहान्निर्गतः शुभवासरे । स्वदेशमार्गेण ततो व्रजन्प्राप्तस्त्वहर्निशम् ॥ १६ ॥ निशान्ते दुर्गमे घोरेऽरण्ये पर्वतमध्यगे । नंदकोऽपि वने तस्मिन्महालोभेन भावितः ॥ १७ ॥ प्रच्छन्नचोररूपेण घातितुं विट्पतिं स्वकम् । अमजघान विजनं दृष्ट्वा निष्करुणो भृशम् ॥ १८ ॥ तं पतिं मृतमालोक्य सा नारी शोकपीडिता । पतिना सह विप्रेंद्र मरणे कृतनिश्चया ॥१९॥ स्वपतिं तन्मयं विश्वं चिंतयंती पदे पदे । पतिं प्रदक्षिणीकृत्य चितायाश्च समीपतः ॥ २० ॥ प्राप्य यावत्प्रविशति पतिलोकमभीप्सती । तस्मिन्क्षणे च तुष्टोऽहं वरार्थं तामचोदयम् ॥ २१ ॥ वरं ब्रूहि महाभागे यत्ते मनसि वर्तते । इति श्रुत्वा ततो वव्रे सा नारी पतिमानसा ॥ २२ ॥ ब्राह्मण्युवाच– यदि तुष्टोऽसि मे देव तर्हि जीवतु मे पतिः ॥

મંગલ કહે છે–હે વિપ્ર! હે મહાભાગ! હે સર્વજ્ઞ! હે ઋષિઓમાં શ્રેષ્ઠ! વ્રત, પૂજન તથા દાન કે, જે ત્રણે ભુવનોમાં પ્રસિદ્ધ છે તે સાંભળો. પૂર્વે નંદક નામનો સર્વજ્ઞ ઉત્તમ બ્રાહ્મણ હતો.[૬–૮] તેને સુનંદા નામની સુંદર નેત્રવાળી સ્ત્રી હતી. નંદક વૃદ્ધ હતો, તેથી તેને કાંઈ પણ બાળક થયું નહીં;[૯] તેથી તેણે બીજા બ્રાહ્મણની કન્યાને પુત્રી કરી હતી. તે કન્યા રૂપાળી, ગુણવાળી ને સર્વ લક્ષણવાળી હતી. તેણીએ પૂર્વ જન્મમાં ભક્તિથી મારું પૂજન કર્યું હતું, તેથી તેણીના આઠે અવયવોમાંથી પુષ્કળ સુવર્ણ નીકળતું હતું.[૧૦–૧૨] એ કન્યાને પુત્રી કરી રાખવાથી તે નંદક તો મોટો ધનવાન્ ને પૃથિવીમાં કરોડોનો આસામી થઇ પડ્યો. તેથી તેને મોટો મદ પણ થયો હતો.[૧૩] પેલી કન્યા દશ વર્ષની થઇ ને વિવાહયોગ્ય થઈ ત્યારે નંદકે વેદમાં કહેલા વિધિથી સોમેશ્વર બ્રાહ્મણની સાથે તેણીનો વિવાહ કર્યો. કેટલાંક વર્ષો ગયા પછી જુવાન થયેલી પોતાની પત્નીને લઇને, તે સોમેશ્વર શુભ દિવસે સાસરાને ઘેરથી નીકળ્યો, ને રાત દિવસ પોતાના દેશને માર્ગે ચાલવા લાગ્યો.[૧૪–૧૬] પેલો નંદક પણ ધનના લોભથી પોતાના જમાઇને મારવા માટે ચોરનો વેષ લઈ તેની વચમાં પડ્યો. જ્યારે રાત્રિ વખતે મહા ઘોર જંગલમાં પર્વતોની વચમાં સોમેશ્વર આવ્યો ને ત્યાં કોઇ માણસ પણ જોવામાં ન આવ્યું ત્યારે મહા ક્રૂર નંદકે તેને મારી નાંખ્યો.[૧૭–૧૮] પોતાના પતિને મરેલો જોઇ, શોક કરતી પેલી સ્ત્રીએ પતિ પછવાડે મરવાનો નિશ્ચય કર્યો.[૧૯] પછી પતિના લોકની ઇચ્છા કરતી અને પગલે પગલે પતિમય જગતને વિચારતી, તે સ્ત્રી, પતિને પ્રદક્ષિણા કરી, ચિતાની સમીપમાં જઇ બેસતી હતી, તેટલામાં તો હું પ્રસન્ન થયો. તેથી વર માટે તેને કહ્યું–હે મહાભાગે! જે તારા મનમાં હોય તે વર માગી લે. એવું મારું વચન સાંભળી, જેનું મન પતિમાં જ હતું એવી તે સ્ત્રીએ વરદાન માગ્યું કે,[૨૦–૨૨] હે દેવ! જો તમે પ્રસન્ન થયા હો તો મારા પતિને જીવતો કરો.

मंगल उवाच— अजरोऽप्यमरः प्राज्ञस्तव भर्ता भविष्यति ॥ २३ ॥ अन्यं याच महासाध्वि वरं त्रिभुवनोत्तमम् ॥ ब्राह्मण्युवाच— यदि तुष्टोऽसि मे देव ग्रहाणामधिपेश्वर ॥ २४ ॥ ये त्वां स्मरंति देवेशं रक्तचंदनचर्चितम् । रक्तपुष्पैश्च संपूज्य प्रत्यूषे भौमवासरे ॥ २५ ॥ बंधनं व्याधी रोगश्च कदाचिन्नोपजायताम् । न च सर्पाग्निशत्रुभ्यो भयं च स्वजनैः सह ॥ २६ ॥ न वियोगो महीपुत्र भक्तानां सौख्यदो भव ॥ मंगल उवाच— एकविंशतिभौमांश्च यो मद्भक्तो जितेंद्रियः ॥ २७ ॥ एकाहारं सितान्नेन चतुर्दीपान्विते गृहे । अर्घ्यैश्च मंगलैर्मंत्रैर्वेदपौराणिकोद्भवैः ॥ २८ ॥ युवानं रक्तमृषभं सर्वोपस्करसंयुतम् । स्वशक्त्या भोजयेद्विप्रान् दातव्यं च हिरण्यकम् ॥ २९ ॥ तस्य वै ग्रहपीडा च न भवेत्तु कदाचन । भूतवेतालशाकिन्यो न भवंति च हिंसकाः ॥ ३० ॥ दारिद्र्यं नश्यते तस्य पुत्रपौत्रैश्च वर्धते । एवमुक्त्वा च तत्रैवं मंगलोऽपि दिवं गतः ॥ ३१ ॥ एवं व्रतं समाख्यातं सर्वसौख्यप्रदायकम् । इदं व्रतं करिष्यंति तेषां पीडा न जायते ॥ ३२ ॥ स्त्रीभिर्व्रतं प्रकर्तव्यं पुरुषैश्च विशेषतः । तेषां मुक्तिर्भवत्येव स्वर्गवासो न संशयः ॥ ३३ ॥ इति श्रीपद्मपुराणे भौमवारव्रतकथा संपूर्णा ।

મંગલ કહે છે—હે સતિ ! તારો પતિ અજર, અમર ને બુદ્ધિમાન્ થશે.[23] હવે ત્રણે ભુવનોમાં ઉત્તમ હોય, તેવું બીજું કંઇ વરદાન માગ. બ્રાહ્મણી કહે છે—હે દેવ ! હે ગ્રહોના અધિપ ! જો મારી ઉપર પ્રસન્ન થયા હો તો જે માણુસો મંગળવારને દિવસે પ્રાતઃકાલમાં આપ દેવેશ છો, તેનું લાલ ચંદનવડે તથા પુષ્પવડે પૂજન કરી ધ્યાન કરે, તેઓને બંધન, વ્યાધિ કે રોગ કોઇ દિવસે પણ થવા ન પામે, તેમ જ સર્પ, અગ્નિ ને શત્રુઓથી ભય થવો ન જોઇએ, પોતાના માણુસોનો વિયોગ થવો ન જોઇએ તથા સુખ થવું જોઇએ. મંગલ કહે છે—જે મારો ભક્ત મંગળવારને દિવસે જિતેન્દ્રિય રહી એક વખત ધોળા અન્નનું ભોજન કરે છે, ચાર દીવાવાળા ઘરમાં વેદના ને પુરાણુના મંત્રો ભણી મને અર્ઘ્ય આપે છે તથા સર્વ ઉપચારો સહિત રાતા રંગના જુવાન બળદનું દાન કરે છે, ને મારું પૂજન કરે છે, યથાશક્તિ બ્રાહ્મણોને જમાડી સોનું આપે છે અને એવી રીતે એકવીશ મંગળવાર કરે છે, તેને કોઇ દિવસે પણ ગ્રહની પીડા થતી નથી. ભૂત, વેતાલ કે ડાકણી કોઈ પણ બાધ કરતાં નથી.[24–30] તેનું દરિદ્રપણું નષ્ટ થાય છે ને પુત્ર પૌત્રની વૃદ્ધિ થાય છે. એટલું કહી મંગલ સ્વર્ગમાં ગયા.[31] સૂત કહે છેઃ—સઘળાં સુખને આપનારું એ વ્રત કહી સંભળાવ્યું. જે માણુસ આ વ્રત કરશે, તેને પીડા થશે નહિ.[32] સ્ત્રી અથવા પુરુષ જે કોઈ આ વ્રત કરશે, તેઓનો સ્વર્ગમાં વાસ થશે ને મુક્તિ મળશે, એમાં સંશય નથી.[33] એ પ્રમાણે પદ્મપુરાણુમાં મંગળવારની કથા કહેલી છે.

अथोद्यापनम् ॥ गौतम उवाच— उद्यापनविधिं ब्रूहि मम सम्यग्महेश्वर । येन ज्ञातेन जगतो ह्युपकारो महान् भवेत् ॥ १ ॥ मंगल उवाच— विधेयो मंडपः सम्यगष्टहस्तप्रमाणतः । स्थंडिलं मध्यतः कार्यं हस्तैकेन प्रमाणतः ॥ २ ॥ मंडलं तु प्रकर्तव्यं मामकं रक्ततंडुलैः । पूर्वोक्तानि च नामानि मंडले पूजयेत्ततः ॥ ३ ॥ एकविंशतिकोष्ठेषु चतुर्दीपान्वितेषु च । एकविंशतिकुंभांश्च स्थापयित्वा मदग्रतः ॥ ४ ॥ सौवर्णीं प्रतिमां तत्र स्थापयेत्कलशोपरि । रक्तवस्त्रेण संवेष्ट्य पूजयेत्कुसुमैः शुभैः ॥ ५ ॥ अग्निर्मूर्धेति मंत्रेण होमं खदिरसंभवैः । अष्टोत्तरशतं हुत्वा दिक्पालांश्च हुनेत्ततः ॥ ६ ॥ अंगपूजा प्रकर्तव्या नामभिर्मम सर्वदा । मंगलाय च पादौ तु भूमिपुत्रेति गुह्यके ॥ ७ ॥ ऋणहर्त्रे तु नाभौ च महाकालाय वक्षसि । सर्वकामप्रदात्रे च मम बाहू प्रपूजयेत् ॥ ८ ॥ लोहितो हस्तयोश्चैव लोहिताक्षश्च कंठके । आस्ये संपूजयेन्मां च सामगानां कृपाकरम् ॥ ९ ॥ धरात्मजं नासिकायां कुजं च नयनद्वये । भौमं ललाटपट्टे च भूमिजाय भ्रुवोस्तथा ॥ १० ॥ भूमिनंदननामानं मूर्ध्नि संपूजयेत्तथा । अंगारकं शिखायां तु यमं तु कवचे सदा । सर्वरोगापहर्तारमस्त्रदेशे प्रपूजयेत् ॥ ११ ॥ आकाशे वृष्टिकर्तारं प्रहर्तारमथस्तथा । सर्वांगे च प्रपूज्योऽस्मि सर्वकामफलप्रदः ॥ १२ ॥ एवं संपूज्य चांगेषु पश्चाद्गंधादिनाऽर्चयेत् । भोज्यैकविंशतिं विप्रान् दद्यात्कुंभान् सवस्त्रकान् ॥ १३ ॥ आचार्यं पूजयेत्पश्चाद्दत्त्वा धेनुं सवत्सकाम् । सर्वं निवेदयेत्पीठं गुरवे च शुचिस्मितः ॥ १४ ॥ अच्छिद्रं याचयेत्तेभ्यो सर्वे ब्रूयुर्व्रतं शुभम् । दत्त्वा दीनांधकृपणान् स्वयं भुञ्जीत वाग्यतः ॥ १५ ॥ इति श्रीपद्मपुराणे मंगलव्रतोद्यापनं संपूर्णम् ।

ગૌતમ પૂછે છે—હે મંગલ ! મને મંગલવ્રતના ઉદ્યાપનનો પ્રકાર સારી રીતે કહો, જેથી જગતપર મોટો ઉપકાર થાય.[1] મંગલ કહે છે—આઠ હાથ વિસ્તારનો ઉત્તમ માંડવો કરવો. તેની વચમાં એક હાથનું સ્થંડિલ કરવું. લાલ ચોખાવડે મારું મંડલ પૂરવું. ચાર દીવાવાળા એકવીશ કોઠામાં પ્રથમ કહેલાં નામોવડે પૂજા કરવી. મારી આગળ એકવીશ ઘડાની સ્થાપના કરવી. તેમાં કલશ ઉપર મારી સોનાની મૂર્તિની સ્થાપના કરવી. તેને લાલ વસ્ત્ર પહેરાવી ઉત્તમ પુષ્પવડે પૂજા કરવી. 'अग्निर्मूर्धा०' એ મંત્ર ભણી ખેરની એકસો આઠ આહુતિ આપવી. પછી દિક્પાલને આહુતિ આપવી. પછી નામોવડે મારી અંગપૂજા કરવી.—'मंगलाय नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'भूमिपुत्राय०' થી ગુહ્યની, 'ऋणहर्त्रे०' થી નાભિની, 'महाकालाय०' થી વક્ષઃસ્થલની, 'सर्वकामप्रदात्रे०' થી બાહુની, 'लोहिताय०' થી

હસ્તની, 'लोहिताक्षाय०' થી કંઠની, 'सामगानां कृपाकराय०' થી મુખની, 'धरात्मजाय०' થી નાકની, 'कुजाय०' થી નેત્રની, 'भौमाय०' થી લલાટની, 'भूमिजाय०' થી ભ્રુકુટીની, 'भूमिनंदनाय०' થી મસ્તકની, 'अंगारकाय०' થી શિખાની, 'यमाय०' થી કવચની, 'सर्वरोगापहर्त्रे०' થી અસ્ત્રની, 'वृष्टिकर्त्रे०'થી આકાશની, 'प्रहर्त्रे०'થી નીચેની, 'सर्वकामफलप्रदाय नमः सर्वांगं पूजयामि'એ મંત્ર ભણી સઘળાં અંગોની પૂજા કરવી. એવી રીતે અંગપૂજા કર્યા પછી ચંદન વગેરેથી પૂજા કરવી. એકવીશ બ્રાહ્મણોને જમાડી વસ્ત્રવાળા ઘડા આપવા.[२-१७] પછી આચાર્યની પૂજા કરી વાછડાંવાળી ગાય આપી, હર્ષથી સ્થાપના વગેરે તેને આપવાં. પછી વ્રત પૂર્ણ થવા માટે સર્વ બ્રાહ્મણોની પાસે યાચના કરવી. તે સમયે વ્રત પૂરું થવાનું બ્રાહ્મણોએ કહેવું. પછી દીન, આંધળાં ને ગરીબગુરબાંને ભોજન કરાવી મૌનવ્રતથી વ્રત કરનારે ભોજન કરવું,[१८-१९] એમ પદ્મપુરાણમાં મંગળવ્રતનું ઉદ્યાપન કહેલું છે.

## ૯ વરદલક્ષ્મીવ્રત

अथ श्रावणे शुक्रवारे वरदलक्ष्मीव्रतम् ॥ तत्र पूजाविधिः- क्षीरसागरसंभूतां क्षीरवर्णसमप्रभाम् । क्षीरवर्णसमं वस्त्रं दधानां हरिवल्लभाम् ॥ १ ॥ ब्राह्मी हंससमारूढा धारिण्यक्षकमंडलू । विष्णुतेजोधिका देवी सा मां पातु वरप्रदा ॥ २ ॥ महेश्वरि महादेवि आसनं ते ददाम्यहम् । महैश्वर्यसमायुक्तं ब्रह्माणि ब्रह्मणः प्रिये । आसनम् ॥३॥ कुमारशक्तिसंपन्ने कौमारि शिखिवाहने। पाद्यं ददाम्यहं देवि वरदे वरलक्षणे । पाद्यम् ॥ ४ ॥ तीर्थोदकैर्महादिव्यैः पापसंहारकारकैः । अर्घ्यं गृहाण भो लक्ष्मीर्देवानामुपकारिणि । अर्घ्यम् ॥५॥ वैष्णवि विष्णुसंयुक्ते असंख्यायुधधारिणि । आचम्यतां देवपूज्ये वरदेऽसुरमर्दिनि । आचमनम् ॥६॥ पयो पंचामृतैः शुद्धैः स्नपयिष्ये हरिप्रिये । वरदे शक्तिसंभूते वरदेवि वरप्रिये । पंचामृतस्नानम् ॥ ७ ॥ गंगाजलं समानीतं सुगंधिद्रव्यसंयुतम् । स्नानार्थं ते मया दत्तं गृहाण परमेश्वरि । स्नानम् ॥ ८ ॥ रजताद्रिसमं दिव्यं क्षीरसागरसन्निभम् । चंद्रप्रभासमं देवि वस्त्रं ते प्रददाम्यहम् । वस्त्रम् ॥ ९ ॥ मांगल्यमणिसंयुक्तं मुक्ताफलसमन्वितम् । दत्तं मंगलसूत्रं ते गृहाण सुरवल्लभे । कंठसूत्रम् ॥ १० ॥ सुवर्णभूषितं दिव्यं नानारत्नसुशोभितम् । त्रैलोक्यभूषिते देवि गृहाणाभरणं शुभम् । आभरणानि ॥ ११ ॥ रक्तगंधं सुगंधाढ्यमष्टगंधसमन्वितम् । दास्यामि देवि वरदे लक्ष्मीदेवि प्रसीद मे । गंधम् ॥ १२ ॥ हरिद्रां कुंकुमं चैव सिंदूरं कज्जलान्वितम् । सौभाग्यद्रव्यसंयुक्तं गृहाण परमेश्वरि । सौभाग्यद्रव्यम् ॥ १३ ॥ नानाविधानि पुष्पाणि नानावर्णयुतानि च । पुष्पाणि ते प्रयच्छामि भक्त्या देवि वरप्रदे । पुष्पाणि ॥ १४ ॥

શ્રાવણ માસના શુક્રવારને દિવસે વરદલક્ષ્મીનું વ્રત કરવાનું કહેલું છે. તેનો પૂજાપ્રકાર આ પ્રમાણે છેઃ- 'ક્ષીરસાગરથી ઉત્પન્ન થયેલી, દૂધ જેવી કાંતિવાળી અને દૂધ જેવાં વસ્ત્ર પહેરવાવાળી લક્ષ્મીનું હું ધ્યાન કરૂં છું.' એ મંત્ર ભણી ધ્યાન કરવું.[१] 'જે બ્રાહ્મી છે, હંસ ઉપર બેસનારી છે, રુદ્રાક્ષની માળા તથા કમંડલુને ધારણ કરનારી છે ને વિષ્ણુતેજથી અધિક છે, તે દેવી મારૂં રક્ષણ કરો ને મને વર આપો. 'હે મહેશ્વરિ! હે મહાદેવિ! હે બ્રહ્માણિ! હે બ્રહ્મપ્રિયે! હું આપને મોટાં ઐશ્વર્યવાળું આસન આપું છું.' પછી આસન આપવું.[२-३] 'હે દેવિ! આપ કુમારની શક્તિસહિત છો, કૌમારી છો, મયૂરનાં વાહનવાળાં છો, વર આપનાર છો ને ઉત્તમ લક્ષણવાળાં છો, હું આપને પાદ્ય આપું છું.'[४] 'હે લક્ષ્મિ! હે દેવોપર ઉપકાર કરવાવાળી! પાપનો નાશ કરનાર આ ઉત્તમ તીર્થજળના અર્ઘ્યનું ગ્રહણ કરો.'[५] 'હે વૈષ્ણવિ! આપ વિષ્ણુથી મળેલાં છો, અનેક હથીઆરોને ધારણ કરવાવાળાં છો, દેવોને પૂજ્ય છો, વર આપનારાં છો ને અસુરોનો નાશ કરવાવાળાં છો, આ આચમન કરો.'[६] 'હે લક્ષ્મિ! હે હરિપ્રિયે! હે વર દેનારી! હે શક્તિથી ઉત્પન્ન થયેલી! હે વરપ્રિયે! હું આપને શુદ્ધ પંચામૃતવડે સ્નાન કરાવું છું.'[७] 'હે પરમેશ્વરિ! સુગંધિ દ્રવ્યસહિત ગંગાજલ લાવ્યો છું તે આપને સ્નાનમાટે આપું છું તેનું ગ્રહણ કરો.'[८] 'હે દેવિ! કૈલાસપર્વત ને ક્ષીરસમુદ્ર જેવું ને ચંદ્રપ્રભા જેવું સુંદર દિવ્ય વસ્ત્ર આપને આપું છું.'[९] 'હે દેવિ! મંગલ મણિ નાંખી મોતીથી ગુંથેલું મંગલસૂત્ર આપને આપું છું તે ગ્રહણ કરો.'[१०] 'હે ત્રણે લોકોમાં શોભિત! હે દેવિ! જેમાં રત્ન જડેલાં છે એવા અલૌકિક અલંકાર આપું છું તેમનું ગ્રહણ કરો.'[११] 'હે વર આપનારી! હે દેવિ! હે લક્ષ્મિ! અષ્ટગંધ સહિત સુગંધી લાલ ચંદન આપું છું તેથી મારી ઉપર પ્રસન્ન થાઓ.'[१२] 'હે પરમેશ્વરી! હળદી, કંકુ, સિંદૂર ને કાજળવાળાં આ સૌભાગ્યદ્રવ્યનું ગ્રહણ કરો.'[१३] 'હે દેવિ! હું ભક્તિથી આપને નાના પ્રકારનાં પુષ્પો ચડાવું છું તેથી વર આપો.'[१४]

अथांगपूजा- वरदलक्ष्म्यै० पादौ पू०, कमलवासिन्यै० गुल्फौ पू०, पद्मालयायै० जंघे पू०, श्रियै० जानुनी पू०, इंदिरायै० ऊरू पू०,हरिप्रियायै० नाभिं पू०,लोकधात्र्यै० स्तनौ पू०, विधात्र्यै० कंठं पू०, धात्र्यै० नासां पू०, सरस्वत्यै० मुखं पू०, पद्मनिधये० नेत्रे पू०, मांगल्यायै० कर्णौ पू०, क्षीरसागरजायै० ललाटं पू०, श्रीमहालक्ष्म्यै० शिरः पू०, श्रीमहाकाल्यै० सर्वांगं पू० ॥ १५ ॥ धूपं दास्यामि ते देवि गोघृतेन समन्वितम् । प्रतिगृह्ण महादेवि भक्तानां वरदप्रिये । धूपम् ॥ १६ ॥ साज्यं च वर्तिं० दीपम् ॥ १७ ॥ नैवेद्यं परमं दिव्यं तृप्तिप्रीतिकरं शुभम् ।

भक्ष्यभोज्यादिसंयुक्तं परमान्नादिसंयुतम् । नैवेद्यम् ॥१८॥ नागवल्लीदलैर्युक्तं चूर्णक्रमुकसंयुतम् । वरं लक्ष्मीर्गृहाण त्वं तांबूलं प्रतिगृह्यताम् । तांबूलम् ॥ १९ ॥ सुवर्णं सर्वधातूनां श्रेष्ठं देवि च तत्सदा । भक्त्या ददामि वरदे स्वर्णवृष्टिं च देहि मे । दक्षिणाम् ॥ २० ॥ नीराजनं सुमंगल्यं कर्पूरेण समन्वितम् । चंद्रार्कवह्निसदृशं गृह्ण देवि नमोऽस्तु ते । नीराजनम् ॥ २१ ॥ सर्वमंगलमांगल्ये सर्वपापप्रणाशिनि । दोरकं प्रतिगृह्णामि सुप्रीता हरिवल्लभे॥ दोरकग्रहणम् ॥२२॥ करिष्यामि व्रतं देवि त्वद्भक्तस्त्वत्परायणः । श्रियं देहि यशो देहि सौभाग्यं देहि मे शुभे । दोरकबंधनम् ॥ २३ ॥

પછી અંગપૂજા કરવી. 'वरदलक्ष्म्यै नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'कमलवासिन्यै०' થી ઘુંટીની, 'पद्मालयायै०' થી પીંડીની, 'श्रियै०' થી ઘુંટણની, 'इन्दिरायै०' થી સાથળની, 'हरिप्रियायै०' થી નાભિની, 'लोकधात्र्यै०' થી સ્તનની, 'विधात्र्यै०' થી કંઠની, 'धात्र्यै' થી નાકની, 'सरस्वत्यै०'થી મુખની, 'पद्मनिधये०'થી નેત્રની, 'मांगल्यायै०'થી કાનની, 'क्षीरसागरजायै०'થી લલાટની, 'श्रीमहालक्ष्म्यै०'થી મસ્તકની, ને'श्रीमहाकाल्यै नमः सर्वांगं पूजयामि०'એ મંત્ર ભણી સર્વાંગની પૂજા કરવી.[૧૫] 'હે દેવિ! હે મહાદેવિ ! હે ભક્તોને વર આપનારી ! ગાયના ઘીવાળો ધૂપ કરૂં છું, તેનો સ્વીકાર કરો.'[૧૬] 'साज्यं च वर्ति०'થી દીપ કરવો.[૧૭] પછી, 'હે દેવિ ! ભક્ષ્ય, ભોજ્ય ને પરમ અન્નસહિત દિવ્ય નૈવેદ્ય ધરૂં છું તે ગ્રહણ કરો.[૧૮] હે લક્ષ્મિ ! નાગરવેલનાં પાન ને સોપારીનાં ચૂર્ણ વગેરેથી બનાવેલું ઉત્તમ તાંબૂલ ગ્રહણ કરો.[૧૯] હે દેવિ ! હે વર આપનારી! સર્વ ધાતુઓમાં શ્રેષ્ઠ એવું સુવર્ણ આપને ભક્તિથી આપું છું, માટે મારી પાસે સુવર્ણની વૃષ્ટિ કરો.[૨૦] હે દેવિ! આપને નમસ્કાર કરૂં છું. ચંદ્ર, સૂર્ય ને અગ્નિ જેવી ને કર્પૂરવાળી આરતી ઉતારૂં છું, તેનો સ્વીકાર કરો.[૨૧] હે દેવિ ! આપ અતિ ઉત્તમ મંગલરૂપ છો ને સર્વ પાપોનો નાશ કરવાવાળાં છો. હે લક્ષ્મિ ! હું દોરાનું ગ્રહણ કરૂં છું, માટે પ્રસન્ન થાઓ.' એ મંત્ર ભણી દોરાનું ગ્રહણ કરવું.[૨૨] 'હે દેવિ ! હે કલ્યાણિ ! હું તમારો ભક્ત ને તમારામાં પરાયણ છું તે તમારૂં વ્રત કરીશ, માટે મને લક્ષ્મી, યશ તથા સૌભાગ્ય આપો.' એ મંત્ર ભણી દોરો બાંધવો.[૨૩]

क्षीरार्णवसुते लक्ष्मीश्चंद्रस्य च सहोदरि । गृहाणार्घ्यं महालक्ष्मीर्देवि तुभ्यं नमोऽस्तु ते । पुनरर्घ्यम् ॥ २४ ॥ श्रीवृक्षस्य दलं देवि महादेवप्रियं सदा । बिल्वपत्रं प्रयच्छामि पवित्रं ते सुनिर्मलम् । बिल्वपत्रम् ॥ २५ ॥ इह जन्मनि यत्पापं मम जन्मांतरेषु च । निवारय महादेवि लक्ष्मीर्नारायणप्रिये । प्रदक्षिणाः ॥ २६ ॥ दामोदरि नमस्तेऽस्तु नमस्त्रैलोक्यनायिके । हरिकांते नमस्तेऽस्तु त्राहि मां दुःखसागरात् । नमस्काराः ॥ २७ ॥ क्षीरार्णवसमुद्भूते कमले कमलालये । प्रयच्छ सर्वकामांश्च विष्णुवक्षःस्थलालये । व्रतसमर्पणम् ॥ २८ ॥ छत्रं चामरमांदोलं दत्त्वा व्यजनदर्पणे । गीतवादित्रनृत्यैश्च राजसम्मानकैस्तथा । क्षमापये सूपचारैः समभ्यर्च्य महेश्वरीम् । क्षमापनम् ॥ २९ ॥ वरलक्ष्मीर्महादेवि सर्वकामप्रदायिनि । यन्मया च कृतं देवि परिपूर्णं कुरुष्व तत् । प्रार्थना ॥ ३० ॥ एकविंशतिपक्वान्नशर्कराघृतसंयुतम् । वायनं ते प्रयच्छामि इंदिरा प्रीयतामिति ॥ ३१ ॥ इंदिरा प्रतिगृह्णाति इंदिरा वै ददाति च । इंदिरा तारकोभाभ्यामिंदिरायै नमो नमः । इति वायनमंत्रः ॥ ३२ ॥ पंचवायनकानेवं दद्याद्दक्षिणया युतान् । विप्राय चाथ यतये देव्यै तु ब्रह्मचारिणे । सुवासिन्यै ततस्त्वेकं दापयेच्च यथाविधि ॥ ३३ ॥ इति पूजा ।

'હે દેવિ ! આપ ક્ષીરસાગરનાં પુત્રી છો, ચંદ્રનાં બહેન છો, હું આપને નમસ્કાર કરૂં છું, આ અર્ઘ્યનું ગ્રહણ કરો' ફરીથી અર્ઘ્ય આપવો.[૨૪] 'હે દેવિ ! બીલીનાં પત્રો જે મહાદેવને અતિપ્રિય છે, પવિત્ર છે ને સ્વચ્છ છે, તે આપને ચડાવું છું.[૨૫] હે મહાદેવિ ! હે લક્ષ્મિ ! હે નારાયણપ્રિયે ! મેં આ જન્મમાં તથા જન્માંતરમાં જે પાપ કર્યાં હોય તે દૂર કરો. હે દામોદરિ ! હું આપને નમસ્કાર કરૂં છું.[૨૬] હે ત્રણે લોકોની માલિક ! આપને નમસ્કાર કરૂં છું. હે વિષ્ણુપ્રિયે ! આપને નમસ્કાર કરૂં છું. દુઃખસમુદ્રમાંથી મારું રક્ષણ કરો.[૨૭] હે દેવિ ! આપ ક્ષીરસમુદ્રમાંથી પ્રકટ થયાં છો, કમલમાં તથા વિષ્ણુનાં વક્ષસ્થળમાં નિવાસ કરો છો. હે લક્ષ્મિ ! મારી સર્વ કામના પૂર્ણ કરો.[૨૮] પછી વ્રતસમર્પણ કરવું. છત્ર, ચામર, દોલા, પંખો ને અરીસો આપી, ગીત ગાઈ વાજાં વગાડી, નૃત્ય કરી, રાજાના જેવો સત્કાર કરી, સુંદર ઉપચારોવડે પૂજા કરી, લક્ષ્મીની પાસે ક્ષમા માગવી.[૨૯] 'હે મહાદેવિ ! આપ વર આપનારાં છો ને સર્વ કામના પૂર્ણ કરનારાં છો. હે દેવિ ! મેં જે કર્યું છે તે પૂર્ણ કરો.'[૩૦] 'ઘી ને સાકરવાળાં એકવીશ પકવાનનું આપને વાયન આપું છું, તેથી લક્ષ્મી પ્રસન્ન થાઓ.[૩૧] લક્ષ્મી ગ્રહણ કરે છે, લક્ષ્મી આપે છે ને લક્ષ્મી બન્નેને તારે છે માટે લક્ષ્મીને વારંવાર નમસ્કાર કરું છું.' એવી રીતનાં પાંચ વાયનો આપવાં.[૩૨] એક બ્રાહ્મણને, એક યતિને, એક દેવીને, એક બ્રહ્મચારીને તથા એક સુવાસિનીને—એવી રીતે વિધિથી વાયનો આપવાં અને પૂજા કરવી.[૩૩]

## વરદલક્ષ્મીની કથા

अथ कथा ॥ सूत उवाच—कैलासशिखरे रम्ये सर्वदेवनिषेविते । गौर्या सह महादेवो दीव्यन्नक्षैर्विनोदतः ॥ १ ॥ जितोऽसि त्वं मया चाह पार्वती परमेश्वरम् । सोऽपि त्वं च जितेत्याह सुविवादस्तयोरभूत् ॥ २ ॥

चित्रनेमिस्तदा पृष्टो मृषावादमभाषत । तदा कोपसमाविष्टा गौरी शापं ददौ ततः ॥ ३ ॥ कुष्ठी भव मृषावादिन् चित्रनेमिर्हतप्रभः । नानृतेन समं पापं क्वापि दृष्टं श्रुतं मया ॥ ४ ॥ चित्रनेमिर्महाप्राज्ञः सत्यं वदति नो मृषा । प्रसादः क्रियतां देवि देवीमाह वृषध्वजः ॥ ५ ॥ प्रसादसुमुखी तस्मै विशापं च जगाद सा । यदा सरोवरे रम्ये करिष्यंति शुचिव्रतम् ॥ ६ ॥ ततः स्वर्गणिकाः सर्वा वक्ष्यंति त्वां समाहिताः । तदा तव विशापः स्यादित्युक्तः स पपात ह ॥ ७ ॥ ततः कतिपयाहोभिश्चित्रनेमिः सरोवरे । कुष्ठी भूत्वा वसंस्तत्र ददर्श स्वर्विलासिनीः ॥ ८ ॥ देवतापूजनासक्ताः पप्रच्छ प्रणिपत्य ताः । किमेतद्वो महाभागाः किं पूजा किं च वांछितम् ॥ ९ ॥ किं मया च समनुष्ठेयमिहामुत्र फलप्रदम् । येनाहं गिरिजाशापान्मोक्षयामि चिरदुःखतः ॥ १० ॥ इति व्रतं चित्रनेमिः पप्रच्छ स्वर्विलासिनीः ।

સૂત કહે છે—સઘળા દેવોએ સેવિત એવાં સુંદર કૈલાસ પર્વતનાં શિખર ઉપર મહાદેવ, પાર્વતીની સાથે પાસાથી રમત કરતા હતા.[1] તેમાં પાર્વતીએ કહ્યું કે, હું જિતી અને મહાદેવે કહ્યું કે, હું જિત્યો. એ પ્રમાણે બન્ને વચ્ચે પરસ્પર વિવાદ થયો.[2] તે બાબતમાં ચિત્રનેમિને પૂછ્યું અને તે ખોટું બોલ્યો. તેથી કોપાયમાન થયેલાં પાર્વતીએ ચિત્રનેમિને શાપ આપ્યો કે,[3] 'હે ખોટું બોલનાર! તું કોઢીઓ થા,' એવા પાર્વતીના શાપથી તે કોઢીઓ થઇ ગયો ત્યારે મહાદેવે પાર્વતીને કહ્યું કે, 'અસત્ય જેવું કોઇ પાપ મેં જોયું પણ નથી ને સાંભળેલું પણ નથી.[4] માટે મહાબુદ્ધિમાન્ ચિત્રનેમિ સત્ય બોલે છે પણ અસત્ય બોલતો નથી, વાસ્તે હે દેવિ ! તેની ઉપર અનુગ્રહ કરો.'[5] તેથી પ્રસન્ન થયેલાં પાર્વતીએ તેનો શાપ દૂર થવા માટે કહ્યું, જ્યારે સુંદર સરોવર ઉપર અપ્સરાઓ પવિત્ર વ્રત કરશે અને તને તે વ્રતનો ઉપદેશ કરશે ત્યારે તારો શાપ દૂર થશે. એટલું કહ્યા પછી ચિત્રનેમિ નીચે પડ્યો,[6-7] ને કોઢીઓ થઇ તે જ સરોવર પાસે રહેવા લાગ્યો. કેટલાક દિવસો ગયા પછી એક દિવસે તે સરોવર ઉપર દેવતાની પૂજામાં આસક્ત એવી અપ્સરાઓ ચિત્રનેમિના જોવામાં આવી. તેઓને પ્રણામ કરી તે પૂછવા લાગ્યો; 'હે મહા ભાગ્યશાળી સ્ત્રીઓ ! તમે આ શું કરો છો? તમે કોની પૂજા કરો છો? તમારી શી ઇચ્છા છે? શું કરવાથી મારું આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ થાય? તે મને કહો. જે કરવાથી હું પાર્વતીના શાપથી ઘણા કાળથી દુઃખી છું તે મુક્ત થાઉં.'[8-10] એ પ્રમાણે ચિત્રનેમિએ અપ્સરાઓને પૂછ્યું.

ता ऊचुः क्रियतामद्य त्वया चैतद्व्रतुत्तमम् ॥ ११ ॥ वरलक्ष्मीव्रतं दिव्यं सर्वकामसमृद्धिदम् । यदा रवौ कुळीरस्थे मासे च श्रावणे तथा ॥ १२ ॥ गंगायमुनयोर्योगे तुंगभद्रासरित्तटे । तस्मिन्वै श्रावणे मासि शुक्लपक्षे भृगोर्दिने ॥ १३ ॥ प्रारब्धव्यं व्रतं तत्र महालक्ष्म्या यतात्मभिः । सुवर्णप्रतिमां कुर्याच्चतुर्भुजसमन्विताम् ॥ १४ ॥ पूर्वं गृहमलंकृत्य तोरणै रंगवल्लिभिः । गृहस्य पूर्वदिग्भागे ईशान्यां च विशेषतः ॥ १५ ॥ प्रस्थमितांस्तंडुलांश्च भूमौ निक्षिप्य पद्मके । संस्थाप्य कलशं तत्र तीर्थतोयैः प्रपूरयेत् ॥ १६ ॥ फलानि च विनिक्षिप्य सुवर्णं प्रक्षिपेत्ततः । पल्लवांश्च विनिक्षिप्य वस्त्रेणाच्छाद्य यत्नतः ॥ १७ ॥ प्रतिमां स्थापयेत्तत्र पूजयेच्च यथाविधि । अग्न्युत्तारणपूर्वं तु शुद्धस्नानं यथाक्रमम् ॥ १८ ॥ पंचामृतेन स्नपनं कारयेन्मंत्रतः सुधीः । अभिषेकं ततः कृत्वा देवीसूक्तेन वै ततः ॥ १९ ॥ अष्टगंधैः समभ्यर्च्य पल्लवैश्च समर्चयेत् । अश्वत्थवटबिल्वाम्रमालतीदाडिमास्तथा ॥२०॥ एतेषां पत्राण्यादाय एकविंशतिसंख्यया । नानाविधैस्तथा पुष्पैर्मालत्यादिसमुद्भवैः ॥ २१ ॥ धूपदीपैर्महालक्ष्मीं पूजयेत्सर्वकामदाम् । पायसैर्भक्ष्यभोज्यैश्च नानाव्यंजनसंयुतैः ॥ २२ ॥ एकविंशतिसंख्याकैरपूपैः पूजयेच्छिवाम् । निवेद्य सर्वं देव्यै तु वरं स वृणुयात्ततः ॥ २३ ॥

ત્યારે તેઓ બોલી—તું આજ વરદલક્ષ્મીનું ઉત્તમ વ્રત કર. એ વ્રત સર્વ કામના પૂર્ણ કરનાર છે ને સમૃદ્ધિ આપનાર છે. શ્રાવણ માસના શુક્લ પક્ષમાં કર્ક સંક્રાંતિમાં શુક્રવારને દિવસે ગંગા યમુનાના સંગમ ઉપર તથા તુંગભદ્રાના તીર ઉપર વરદલક્ષ્મીનાં વ્રતનો આરંભ કરવો,મન સ્થિર રાખવું. ચાર હાથવાળી સોનાની દેવીની મૂર્તિ કરાવવી.[11-14] પ્રથમથી તોરણ બાંધી રંગવલ્લી વગેરેથી ઘરમાં શોભા કરવી. પછી તે ઘરમાં પૂર્વ દિશામાં વા ઘણું કરી ઈશાન દિશામાં,[15] પૃથિવી ઉપર, શેર ચોખાનું કમલ કરી, તેમાં કલશની સ્થાપના કરવી અને તેમાં તીર્થનું જળ ભરવું.[16] અને ફળ, સુવર્ણ તથા પંચ પલ્લવો નાંખવા, તેની ઉપર વસ્ત્ર ઢાંકવું,[17] તેમાં મૂર્તિની સ્થાપના કરવી ને તેની વિધિથી પૂજા કરવી. પ્રથમ અગ્ન્યુત્તારણ કરી શુદ્ધ સ્નાન કરાવી, મંત્ર ભણીને પંચામૃતથી સ્નાન કરાવવું, પછી દેવીસૂક્ત ભણી, અભિષેક કરી, અષ્ટ ગંધ ચડાવી, પીપળો, વડ, આંબો, બીલી, માલતી ને દાડિમ એટલાનાં એકવીશ પાંદડાં ચડાવી, માલતી વગેરે નાના પ્રકારનાં પુષ્પોવડે વરદલક્ષ્મીનું પૂજન કરવું. ધૂપ દીપ કરવા, દૂધપાક, ભક્ષ્ય, ભોજ્ય, નાના પ્રકારની કઢીઓ, ચટણીઓ ને અથાણાંસહિત એકવીશ પુડલાનું નૈવેદ્ય કરવું. તે પછી વર માંગવો.[18-23]

नृत्यगीतादिसहितो देवीं संप्रार्थयेच्छ्रियम् । रमां सरस्वतीं ध्यायन् शचीं च प्रियवादिनीम् ॥ २४ ॥ एवं व्रतविधिं तस्मै कथयित्वा विधानतः । पंच वायनकान् दत्वा कथां शृण्वीत यत्नतः ॥ २५ ॥ तथा मौनं गृहीत्वा तु पंचार्तिक्येन पूजयेत् । व्रतं च कुर्वता गृह्य एकं पूगफलं

तथा ॥ २६ ॥ पर्णैकं चूर्णरहितं चर्वणीयं प्रयत्नतः। चैल-
खंडे दृढं बद्धा प्रातः पश्येद्विचक्षणः ॥ २७ ॥ आरक्तं यदि
जायेत कुर्याद्व्रतमनुत्तमम् । नोचेन्न तद्व्रतं कार्यं सर्वथा
भूतिमिच्छता ॥ २८ ॥ अनेनैव विधानेन व्रतं गृहीत
यत्नतः। अप्सरोभिः कृतं सम्यक् व्रतं सर्वसमृद्धिदम्
॥ २९ ॥ पूजावसानपर्यंतं चित्रनेमिरलोकयत् । धूपधूमं
समाघ्राय घृतदीपप्रभावतः ॥ ३० ॥ गतकुष्टः स्वर्णतेजाः
शुचिस्तद्गतमानसः। अहं यत्नात्करिष्यामि व्रतं सर्वसमृ-
द्धिदम् ॥ ३१ ॥ इत्युक्त्वा सर्वदेवीस्तु कारयामास तत्क्ष-
णात् । सुवर्णनिर्मितां देवीं वस्त्रालंकारसंयुताम् ॥ ३२ ॥
पूर्वोक्तेन विधानेन पूजां कृत्वा प्रयत्नतः । ततो वैणवपा-
त्राणि फलाद्यैश्च सदक्षिणैः ॥ ३३ ॥ एकविंशतिपक्वान्नैः
पूरितानि विधाय च। पंचवायनकान्येवं कृत्वाऽदात्तु यथा-
क्रमम् ॥ ३४ ॥ विप्राय चाथ यतये देव्यै तु ब्रह्मचारिणे।
सुवासिन्यै ततस्त्वेकमर्पितं चित्रनेमिना ॥ ३५ ॥ एवं
सम्यक् क्रमेणैतद्दत्वा वायनपंचकम् । ततो गृहं गतः
सोऽथ देवीर्नत्वा यथाक्रमम् ॥ ३६ ॥

નૃત્ય કરવું, ગીત ગાવાં. વાજાં વગડાવવાં. લક્ષ્મીની પ્રાર્થના કરવી. સુંદર સરસ્વતી તથા પ્રિય બોલનારી ઇંદ્રાણીનું ધ્યાન કરવું.[૨૪] પછી પાંચ વાયનો આપી સાવધાન થઈ કથા સાંભળવી.[૨૫] મૌન ગ્રહણ કરી પાંચ આરતી ઉતારવી. જેને વ્રત કરવાની ઇચ્છા હોય તેણે પ્રથમ કાથા ચૂના રહિત ચાવેલું પાન તથા સોપારી, વસ્ત્રના કકડામાં બાંધી રાખવાં, પછી પ્રાતઃકાલમાં જોવું ને તે જો લાલ થઈ ગયલું હોય તો આ ઉત્તમ વરદલક્ષ્મીવ્રત કરવું ને જો લાલ ન થયેલું હોય તો ધન ઇચ્છનાર પુરુષે તે વ્રત કરવું નહીં.[૨૬-૨૮] એ પ્રમાણે વિધિથી વ્રતનું ગ્રહણ કરવું. એવી રીતે ચિત્રનેમિને કહી અપ્સરાઓએ સમૃદ્ધિ આપનાર તે વ્રત વિધિથી કર્યું.[૨૯] ચિત્રનેમિએ અપ્સરાઓએ કરેલું સંપૂર્ણ વ્રત જોયું. ધૂપ સુંઘવામાં આવ્યો, ઘીનો દીવો જોવામાં આવ્યો.[૩૦] તેથી તેનો કોઢ મટી ગયો અને તેનું તેજ સુવર્ણના જેવું થઇ ગયું. હવે તે વ્રતમાં જેનું ચિત્ત લાગ્યું હતું એવા અને પવિત્ર એવા ચિત્રનેમિએ, સર્વ સમૃદ્ધિ આપનાર આ વ્રત 'હું યત્નથી કરીશ' એ પ્રમાણે અપ્સરાઓને કહી તાત્કાલ તે વ્રત કર્યું. પ્રથમ કહેલા વિધિથી દેવી, જે સોનાથી બનાવેલાં હતાં ને વસ્ત્રથી તથા અલંકારથી શોભિત હતાં તેની પૂજા કરી. પછી ફળવાળાં તથા દક્ષિણાવાળાં ને એકવીશ જાતનાં પકવાન્નથી પૂરેલાં પાંચ વાંસપાત્રોનાં વાયનો આપ્યાં.[૩૧-૩૪] એક બ્રાહ્મણને, એક યતિને, એક દેવીને, એક બ્રહ્મચારીને તથા એક સુવાસિનીને એવી રીતે ક્રમથી પાંચ વાયનો આપ્યાં, પછી દેવીને નમસ્કાર કર્યા, અને તે પછી અપ્સરાઓને નમસ્કાર કરી ચિત્રનેમિ ઘેર ગયો.[૩૫-૩૬]

नागवल्लीदलं त्वेकं क्रमुकं चूर्णवर्जितम् । भक्षयित्वा तु
चैलांते बद्धा प्रातर्निरैक्षत ॥ ३७ ॥ आरक्ते च ततो जाते
व्रतं चक्रे स भक्तितः । अद्याहं गतपापोऽस्मि देवी-
दर्शनयोगतः ॥ ३८ ॥ एतत्सम्यग्व्रतं चीर्णं भक्तिभावेन
यन्मया । चित्रनेमिर्व्रतं कृत्वा कैलासं शंकरालयम्
॥ ३९ ॥ गत्वा प्रणम्य देवेशं देवीमादरपूर्वकम् । पार्वती
च तदा प्राह चित्रनेमे स्वपुत्रवत् ॥ ४० ॥ पालनीयो
मया त्वं च सत्यमित्यवधार्यताम् । चित्रनेमिस्तदा प्राह
पार्वतीं हरवल्लभे ॥ ४१ ॥ तव पादांबुजं दृष्टं वर-
लक्ष्मीप्रसादतः । महादेवस्ततः प्राह चित्रनेमिं शुचि-
व्रतम् ॥ ४२ ॥ अद्यप्रभृति कैलासे भुंक्ष्व भोगान्यथेप्सि-
तान् । पश्चाद्गंतासि वैकुंठं व्रतस्यास्य प्रसादतः ॥ ४३ ॥
पार्वत्यापि कृतं पूर्वं पुत्रलाभार्थमेव च । लब्धश्च षण्मुखो
देव्या व्रतराजप्रसादतः ॥ ४४ ॥ नंदश्च विक्रमादित्यो
राज्यं प्राप्तौ महाव्रतौ। नंदश्च कांतया हीनः कांतां लेभे
सुलक्षणाम् ॥ ४५ ॥ तया च तद्व्रतं कृत्स्नं कृतं वै
पुत्रहेतवे। पुत्रं प्रसुषुवे सा च त्रैलोक्यभरणक्षमम् ॥४६॥
इह भुक्त्वा तु विपुलान् भोगान्वै सुमनोहरान् । तदा-
प्रभृति लोकेऽस्मिन्वरलक्ष्मीव्रतं शुभम् ॥ ४७ ॥ व्रतं
करोति या नारी नरो वापि शुचिव्रतः। भुक्त्वा भोगांश्च
विपुलानंते शिवपुरं व्रजेत् ॥ ४८ ॥ इत्याख्यातं मया
विप्रा वरलक्ष्मीव्रतं शुभम् । य इदं शृणुयान्नित्यं श्रावयेद्वा
समाहितः ॥ ४९ ॥ धनं धान्यमवाप्नोति वरलक्ष्मीप्रसा-
दतः ॥ इति श्रीभविष्योत्तरपुराणे श्रावणशुक्रवारके वरद-
लक्ष्मीव्रतं संपूर्णम् ॥

ત્યાં કાથા ચૂના વગરનું એક નાગરવેલનું પાન તથા સોપારી ચાવી કપડામાં બાંધી મૂકી. સવાર પડતાં જોયું તો તે લાલ થયેલું હતું, તેથી તેણે ભક્તિથી વ્રત કર્યું, અને બોલ્યો કે 'આજ હું પાપરહિત થયો છું; કારણ કે અપ્સરાઓનાં દર્શનથી મેં ભક્તિપૂર્વક વિધિથી વરદલક્ષ્મીવ્રત કર્યું.' ચિત્રનેમિ, એ પ્રમાણે વ્રત કરી કૈલાસમાં ગયો. ત્યાં આદરથી શંકરને તથા પાર્વતીને પ્રણામ કર્યાં. ત્યારે પાર્વતી બોલ્યાં, 'હે ચિત્રનેમિ! હું પુત્રની પેઠે તારૂં પાલન કરીશ એ તું સત્ય જાણજે.' એ સાંભળી ચિત્રનેમિ પાર્વતીને કહેવા લાગ્યો, 'હે શંકરપ્રિયે![૩૭-૪૧] વરદલક્ષ્મીની કૃપાથી આપનાં ચરણારવિંદનાં દર્શન થયાં. પછી મહાદેવ પવિત્ર આચરણવાળા ચિત્રનેમિને કહેવા લાગ્યા,[૪૨] 'આજથી તું કૈલાસમાં ઇચ્છિત ભોગ ભોગવ. પછી આ વ્રતના પ્રભાવથી તું વૈકુંઠમાં જઇશ.[૪૩] પાર્વતીએ પણ પુત્ર માટે એ વ્રત કર્યું હતું. તેના પ્રભાવથી તેને કાર્તિકસ્વામી પુત્ર થયા હતા.[૪૪] આ વ્રત કરવાથી નંદ તથા વિક્રમાદિત્ય રાજાને રાજ્યપ્રાપ્તિ થઇ હતી. નંદ સ્ત્રીહીન હતો તેથી તેને ઉત્તમ સ્ત્રી પણ મળી હતી.[૪૫] તે સ્ત્રીએ પુત્ર માટે આ વ્રત કર્યું

હતું, તેના પ્રભાવથી ત્રણે લોકોનું રક્ષણ કરે એવો પુત્ર થયો હતો,[૪૬] ને તે આ લોકમાં પુષ્કળ ભોગ ભોગવી અંતે પરમ ગતિ પામી હતી. ત્યારથી જ પવિત્ર વરદલક્ષ્મીવ્રત આ જગતમાં પ્રસિદ્ધ થયેલું છે,[૪૭] જે સ્ત્રી વા પુરુષ પવિત્રતાથી આ વ્રત કરે છે તે આ લોકમાં પુષ્કળ ભોગ ભોગવી, અંતે શિવલોકમાં જાય છે.[૪૮] હે મહારાજો ! પવિત્ર વરદલક્ષ્મીવ્રત મેં કહી સંભળાવ્યું. જે માણસ શ્રદ્ધાથી આ વ્રત સાંભળે છે અથવા સંભળાવે છે તેને વરદલક્ષ્મીની કૃપાથી ધન, ધાન્યની સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે.[૪૯–૫૦] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં શ્રાવણ માસના શુક્રવારને દિવસે વરદલક્ષ્મીવ્રત કરવાનું કહેલું છે.

## ૧૦ શનિવ્રત

अथ श्रावणमंदवारे शनैश्चरव्रतम् ॥ अश्वत्थमूले वेदिकां कृत्वा तत्र धनुराकारं मंडलं विलिख्य तत्र कृष्णायसनिर्मितां महिषासनां द्विभुजां दंडपाशधरां शनैश्चरमूर्तिं स्थापयित्वा पूजयेत् । तत्र संकल्पः—अद्येत्यादि मम समस्तरोगपरिहारार्थं दृष्टयुदरलत्तागतशनैश्चरपीडानिरासार्थं शनैश्चरपूजनं करिष्ये । निर्विघ्नतासिद्धयर्थं गणपतिपूजनं कलशाराधनं च करिष्ये । इति संकल्प्य गणपत्यादिपूजनं कृत्वा शनैश्चरं पूजयेत् । तद्यथा—ॐ कृष्णांगाय० आवाहयामि । ॐ नीलाय० आसनं०, श्वेतकंठाय० पाद्यं०, नीलमयूखाय० अर्घ्यं०, नीलोत्पलदलाय० आचम० । नीलदेहाय० स्नानं०, कुब्जाय० पंचामृतस्नानम्, शनैश्चराय० शुद्धोदकस्ना०, दीप्यमानजटाधराय० वस्त्रं०, पुरुषगात्राय० यज्ञोपवीतं०, स्थूलरोम्णे० अलंकारान्०, नित्याय० गंधं०, नित्यधूर्ताय० अक्षतान्०, सदातृप्ताय० पुष्पं०, मंदाय० धूपं०, निःस्पृहाय० दीपं०, तामसाय० नैवेद्यं०, नीलोत्पलाय० आचमनं०, कृष्णवपुषे० करोद्वर्तनं०, दीर्घदेहाय० तांबूलं०, मंदगतये दक्षिणां०, ज्ञाननेत्राय० प्रदक्षिणां०, सूर्यपुत्राय नमस्कारम्० । कोणस्थः पिंगलो बभ्रुः कृष्णो रौद्रोऽन्तको यमः । सौरिः शनैश्चरो मंदः पिप्पलादेन संस्तुतः । एतानि शनिनामानि जपेदश्वत्थसन्निधौ । शनैश्चरकृता पीडा न कदाचिद्भविष्यति । इति जपित्वा । मूलतो ब्र० नमः । इत्यश्वत्थाय सप्तप्रदक्षिणाः सप्त नमस्कारान् कुर्यात् । इति पूजा ।

શ્રાવણ માસના શનિવારને દિવસે શનિનું વ્રત કરવાનું કહેલું છે. પીપળાના મૂળમાં વેદી કરી, તેની ઉપર ધનુષના જેવું મંડલ ચીતરી તેમાં લોઢાની બનાવેલી, પાડા ઉપર બેઠેલી, બે હાથવાળી, દંડ તથા પાશને ધારણ કરવાવાળી શનિની મૂર્તિની સ્થાપના કરી પૂજા કરવી. તેમાં સંકલ્પ કરવો: પ્રથમ માસ પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી;–'મારા સર્વ રોગોની નિવૃત્તિ માટે, નેત્ર, પેટ ને લત્તામાં ગયેલા શનિની પીડા દૂર કરવા માટે હું શનિનું પૂજન કરીશ. તે નિર્વિઘ્ન થવા માટે ગણપતિનું પૂજન તથા કલશસ્થાપના કરીશ.' એવો સંકલ્પ કરી, ગણપતિનું પૂજન તથા કલશનું સ્થાપન કરી શનૈશ્ચરની પૂજા કરવી. તે આ પ્રકારે કરવી:–'कृष्णांगाय नमः कृष्णांगमावाहयामि' એ મંત્ર ભણી આવાહન કરવું, 'नीलाय०'થી આસન, 'श्वेतकंठाय'०થી પાદ્ય, 'नीलमयूखाय०' થી અર્ઘ્ય, 'नीलोत्पलदलाय०' થી આચમન, 'नीलदेहाय०'થી સ્નાન, 'कुब्जाय०'થી પંચામૃતસ્નાન, 'शनैश्चराय०'થી શુદ્ધોદકસ્નાન, 'दीप्यमानजटाधराय०' થી વસ્ત્ર, 'पुरुषगात्राय'० થી યજ્ઞોપવીત, 'स्थूलरोम्णे०' થી અલંકાર, 'नित्याय०' થી ગંધ, 'नित्यधूर्ताय०' થી અક્ષત, 'सदातृप्ताय०' થી પુષ્પ, 'मंदाय०' થી ધૂપ, 'निस्पृहाय०' થી દીપ, 'तामसाय०'થી નૈવેદ્ય, 'नीलोत्पलाय०'થી આચમન, 'कृष्णवपुषे०' થી કરોદ્વર્તન, 'दीर्घदेहाय०'થી તાંબૂલ, 'मन्दगतये०' થી દક્ષિણા, 'ज्ञाननेत्राय०' થી પ્રદક્ષિણા ને 'सूर्यपुत्राय नमः' એ મંત્ર ભણી નમસ્કાર કરવા. 'જે માણસ પીપળાની પાસે કોણસ્થ, પિંગલ, બભ્રુ, કૃષ્ણ, રૌદ્ર, અંતક, યમ, શૌરિ, શનૈશ્ચર, મંદ ને પિપ્પલાદસંસ્તુત એટલાં શનિનાં નામોનો જપ કરશે તેને શનિ તરફથી કોઈ દિવસે પણ પીડા થશે નહીં, એ જપ કરી 'मूलतो ब्रह्मणे नमः' એ મંત્ર ભણી પીપળાની સાત પ્રદક્ષિણા કરવી તથા સાત નમસ્કાર કરવા. એ પ્રકારે પૂજા કરવી.

## શનિવ્રતની કથા

अथ कथा ॥ ईश्वर उवाच— रघुवंशेऽतिविख्यातो राजा दशरथः प्रभुः । बभूव चक्रवर्ती च सप्तद्वीपाधिपो बली ॥ १ ॥ कृत्तिकांते शनिर्यातो दैवज्ञैर्ज्ञापितो हि सः । रोहिणीं भेदयित्वा तु शनिर्यास्यति सांप्रतम् ॥ २ ॥ शकटे भेदिते तेन सर्वलोकभयंकरम् । द्वादशाब्दं तु दुर्भिक्षं भविष्यति सुदारुणम् ॥ ३ ॥ इति श्रुत्वा तु तद्वाक्यं मंत्रिभिः सह पार्थिवः । मंत्रयामास किमिदं भयंकरमुपस्थितम् ॥ ४ ॥ देशाश्च नगरग्रामा भयभीतास्तदाऽभवन् । अब्रुवन् सर्वलोकाश्च क्षय एष समागतः ॥ ५ ॥ आकुलं च जगद्दृष्ट्वा पौरजानपदादिकम् । पप्रच्छ प्रयतो राजा वसिष्ठं मुनिसत्तमम् ॥ ६ ॥ संविधानं किमस्यास्ति वद मां द्विजसत्तम ।

મહાદેવ કહે છે–રઘુવંશમાં અતિ પ્રસિદ્ધ દશરથ રાજા હતો. તે સમર્થ, ચક્રવર્તી, સાત દ્વીપોનો અધિપતિ ને બલવાન્ હતો.[૧] જ્યારે કૃત્તિકાના અંતમાં શનિ ગયો ત્યારે જોષીઓએ તેને કહ્યું કે, હમણાં શનિ રોહિણીનો ભેદ કરીને જાશે.[૨] જ્યારે એ શનિ રોહિણીનો ભેદ કરશે ત્યારે બાર વર્ષો સુધી મોટો દુકાળ પડશે અને લોકો મોટા ભયમાં આવી પડશે.[૩] એવાં તેઓનાં વચનો સાંભળી મંત્રીઓને બોલાવી દશરથ રાજાએ કહ્યું અરે ! આ ભયંકર શું આવ્યું ![૪] તે વખતે દેશ, શહેર ને ગામ સઘળામાં ભય પેસી ગયો, ત્યારે સઘળા લોકો કહેવા

લાગ્યા કે, આ તો પ્રલય થવા બેઠો છે.[૫] એવી રીતે દેશ તથા નગર વગેરેમાં સઘળાને વ્યાકુળ જોઈ દશરથ રાજા નમ્રતાથી વસિષ્ઠ મુનિને પૂછવા લાગ્યો,[૬] હે મહારાજ ! આનો ઉપાય શું છે ? તે મને કહો.

वसिष्ठ उवाच– दूरे प्रजानां रक्षा च तस्मिन् भिन्ने कुतः प्रजाः ॥ ७ ॥ प्राजापत्यं सनक्षत्रं शनिर्यास्यति सांप्रतम् । मन्ये योगमसाध्यं तु ब्रह्मशक्रादिभिः सुरैः ॥ ८ ॥ ततः संचिंत्य मनसा साहसं कृतवान्नृपः । समादाय धनुर्दिव्यं दिव्यायुधसमन्वितम् ॥ ९ ॥ रथमारुह्य वेगेन गतो नक्षत्रमंडलम् । रोहिणीं पृष्ठतः कृत्वा राजा दशरथस्तदा ॥ १० ॥ रथे च कांचने दिव्ये मणिरत्नविभूषिते । हंसवर्णैर्हयैर्युक्ते महाकेतुसमन्विते ॥ ११ ॥ दीप्यमानो महारत्नैः केयूरमुकुटोज्ज्वलः । व्यराजत महाकाशे द्वितीय इव भास्करः ॥ १२ ॥ आकर्णपूरिते चापे संहारास्त्रं न्ययोजयत् । कृत्तिकांते शनिः स्थित्वा प्रविशन् किल रोहिणीम् ॥ १३ ॥ दृष्ट्वा दशरथं चाग्रे सरोषं भ्रुकुटीमुखम् । संहारास्त्रं च तद्दृष्ट्वा सुरासुरभयंकरम् ॥ १४ ॥ हसित्वा तद्भयात्सौरिरिदं वचनमब्रवीत् । पौरुषं तव राजेंद्र परं रिपुभयंकरम् ॥१५॥ देवासुरमनुष्याश्च सिद्धविद्याधरोरगाः। मया विलोकिता राजन् भस्मसाच्च भवंति ते ॥ १६ ॥ तुष्टोऽहं तव राजेंद्र तपसा पौरुषेण च । वरं ब्रूहि प्रदास्यामि यथेष्टं रघुनंदन ॥ १७ ॥ सरितः सागरा यावच्चंद्रार्कौ मेदिनी तथा । रोहिणीं भेदयित्वा तु न गंतव्यं त्वया शने ॥ १८ ॥ याचितं तु मया सौरे नान्यमिच्छाम्यहं वरम् । एवमस्तु शनिः प्राह कृतकृत्योऽभवन्नृपः ॥ १९ ॥ द्वादशाब्दं न दुर्भिक्षं भविष्यति कदाचन । कीर्तिरेषा मदीया च त्रैलोक्ये तु भविष्यति ॥ २० ॥ ततो वरं च संप्राप्य हृष्टरोमा तु पार्थिवः । उपतस्थे धनुस्त्यक्त्वा भूत्वा चैव कृतांजलिः ॥ २१ ॥ भक्त्या दशरथः स्तोत्रं सौरेरिदमथाकरोत् ।

વસિષ્ઠ કહે છે–શનિ જો દૂર હોય તો પ્રજાની રક્ષા થાય. તેનો ભેદ થાય ત્યારે પ્રજા ક્યાંથી ?[૭] તે શનિ હમણાં જ રોહિણી નક્ષત્રમાં જશે. બ્રહ્મા ને ઈંદ્ર વગેરે દેવોથી પણ આ યોગ અસાધ્ય છે, એમ હું જાણું છું.[૮] એવાં વચનો સાંભળી મનમાં વિચાર કરી દશરથ રાજાએ મોટું સાહસ કર્યું. એ રાજા દિવ્ય ધનુષ તથા દિવ્ય શસ્ત્રો લઈ રથમાં બેસી જલદીથી નક્ષત્રમંડલમાં ગયો ને રોહિણીને પછવાડે રાખી ઉભો રહ્યો.[૯–૧૦] હવે એ રાજા આકાશમાં મણિઓથી અને રત્નોથી શોભિત, હંસ જેવા ધોળા ઘોડાવાળા તથા ધ્વજાવાળા અલૌકિક રથમાં બેઠેલો હતો[૧૧] અને રત્નના બાજુબંધથી તથા મુકુટથી દીપતો હતો. તેથી જાણે બીજો સૂર્ય હોય તેમ એ રાજા શોભતો હતો.[૧૨] પછી રાજાએ કાન સુધી ધનુષ ખેંચી સંહારાસ્ત્રનો પ્રયોગ કર્યો. તે વેળા શનિ કૃત્તિકાના અંતમાં રહી રોહિણીમાં પ્રવેશ કરતો હતો.[૧૩] કોપેલો ને ભમર ચડેલાં મુખવાળો દશરથ રાજા તથા દેવોને અને દૈત્યોને ભય કરનાર સંહારાસ્ત્ર તેના જોવામાં આવ્યાં.[૧૪] તેના ભયથી હસીને શનિ બોલ્યો, હે રાજેંદ્ર ! તમારૂં પરાક્રમ શત્રુઓને ભય કરનાર છે,[૧૫] પણ દેવ, દૈત્ય, મનુષ્ય, સિદ્ધ, વિદ્યાધર ને સર્પો સઘળા તો મારા જોવાથી જ બળી ભસ્મ થાય છે.[૧૬] હે રાજેંદ્ર ! તારાં તપથી ને પરાક્રમથી હું પ્રસન્ન થયો છું, માટે યથેચ્છ વર માગી લે. જે માગશે તે હું આપીશ.[૧૭] એવાં વચનો સાંભળી. 'હે શને ! નદીઓ, સમુદ્રો, ચંદ્ર, સૂર્ય અને પૃથ્વી જ્યાં સુધી રહે ત્યાં સુધી તારે રોહિણીનો ભેદ કરીને જવું નહીં.[૧૮] 'હે શને ! હું એ જ વર માગું છું, બીજું કાંઈ માગતો નથી.' એવી રીતે રાજાએ વર માગ્યો ત્યારે 'તથાસ્તુ' એમ કહી શનિએ વર આપ્યો. એથી 'બાર વર્ષો સુધી કોઈ વખત પણ દુકાળ પડશે નહીં, ને તેથી ત્રણે લોકોમાં મારી કીર્તિ થશે,' એમ જાણી રાજા કૃતાર્થ થયો.[૧૯–૨૦] પછી વરદાન પામેલો ને પ્રસન્ન થયેલો રાજા, ધનુષનો ત્યાગ કરી હાથ જોડી ભક્તિથી શનિની સ્તુતિ કરવા લાગ્યોઃ–

दशरथ उवाच–नमः कृष्णाय नीलाय शितिकंठनिभाय च ॥२२॥ नमः परुषगात्राय स्थूलरोम्णे नमो नमः । नमो नीलमणिग्रीव नीलोत्पलनिभाय च ॥ २३ ॥ नमो नित्यं क्षुधार्ताय ह्यतृप्ताय नमो नमः । नमः कालाग्निरूपाय कृतांताय नमो नमः ॥ २४ ॥ नमो घोराय रौद्राय भीषणाय करालिने । नमस्ते सर्वभक्षाय वलीमुख नमोऽस्तु ते ॥२५॥ सूर्यपुत्र नमस्तेऽस्तु काश्यपाय नमो नमः । नमो मंदगते तुभ्यं कृष्णवर्ण नमोऽस्तु ते ॥ २६ ॥ तपसा दग्धदेहाय नित्यं योगरताय च । ज्ञाननेत्र नमस्तेऽस्तु कश्यपात्मजसूनवे ॥२७॥ तुष्टो ददासि राज्यं च रुष्टो हरसि तत्क्षणात् । देवासुरमनुष्याश्च पशुपक्षिमहोरगाः ॥ २८ ॥ त्वया विलोकिताः सर्वे दैन्यमाशु व्रजंति ते । शक्राद्यः सुराः सर्वे मुनयः सप्त तारकाः ॥ २९ ॥ स्थानभ्रष्टा भवंत्येते त्वया दृष्टिविलोकिताः । देशाश्च नगरग्रामा द्वीपाश्चैव द्रुमास्तथा ॥ ३० ॥ त्वया विलोकिताश्चैव विनाशं यांति मूलतः । प्रसादं कुरु मे सौरे वरार्थं त्वमुपागतः ॥ ३१ ॥ एवं स्तुतस्तदा सौरिर्ग्रहराजो महाबलः । अब्रवीच्च शुभं वाक्यं हृष्टरोमा स भास्करिः ॥ ३२ ॥

દશરથ કહે છે–કૃષ્ણ, નીલ ને મહાદેવ જેવાને નમસ્કાર,[૨૧–૨૨] કઠોર અંગવાળાને નમસ્કાર, મોટાં રૂંવાડાંવાળાને વારંવાર નમસ્કાર, જેના કંઠમાં શ્યામ મણિ છે તેને નમસ્કાર, શ્યામ કમલ જેવાને નમસ્કાર,[૨૩] નિરંતર ક્ષુધાથી પીડિતને નમસ્કાર, તૃપ્તિહીનને નમસ્કાર, કાલાગ્નિરૂપને નમસ્કાર, યમને વારંવાર

નમસ્કાર,[૨૪] ભયંકરને નમસ્કાર, રૌદ્રને નમસ્કાર, ભીષણને નમસ્કાર, કરાલીને નમસ્કાર, સઘળું ખાનારને નમસ્કાર, બલિમુખને નમસ્કાર,[૨૫] હે સૂર્યપુત્ર! તમને નમસ્કાર, કશ્યપના પુત્રને નમસ્કાર, તમને મંદગતિને નમસ્કાર, કૃષ્ણવર્ણને નમસ્કાર,[૨૬] તપથી બળેલા દેહવાળાને નમસ્કાર, નિરંતર યોગમાં પરાયણને નમસ્કાર, જ્ઞાનનેત્રને નમસ્કાર અને સૂર્યપુત્રને નમસ્કાર હો.[૨૭] હે શને! તમે પ્રસન્ન થવાથી રાજ્ય આપો છો ને કોપાયમાન થવાથી ક્ષણવારમાં રાજ્ય હરી લો છો. તમારા જોવાથી દેવ, દૈત્ય, મનુષ્ય, પશુ, પક્ષી ને મોટા મોટા સર્પો જલદી દુઃખમાં આવી પડે છે. તમારા જોવાથી ઇંદ્ર વગેરે દેવો, સાત મુનિઓ, તારા, એ સર્વ સ્થાનથી ભ્રષ્ટ થાય છે. તમારા જોવાથી દેશો, નગરો, ગામડાં, દ્વીપો ને વૃક્ષો સઘળાં સમૂલ નષ્ટ થાય છે. હે શને! પ્રસન્ન થાઓ. હું તમારી પાસે વર માગું છું.[૨૮–૩૧] એ પ્રમાણે સ્તુતિ કરવાથી હર્ષથી જેનાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં હતાં એવો મહાબલવાન્ શનિ શુભ વાકય કહેવા લાગ્યો.[૩૨]

शनिरुवाच– तुष्टोऽहं तव राजेंद्र स्तवेनानेन सुव्रत । दास्यामि ते वरं भद्रं निश्चयाद्रघुवंशज ॥ ३३ ॥ दशरथ उवाच– अद्यप्रभृति पिंगाक्ष पीडा कार्या न ते मम । जगत्त्रये त्वया नाथ पीडिते दुःखितो जनः ॥ ३४ ॥ तस्माज्जगत्त्रयं देव रक्षणीयं त्वयाऽनघ ॥ शनिरुवाच–ग्रहाणामहमेको हि मदधीना ग्रहाः सदा ॥ ३५ ॥ स्तवेन तव तुष्टोऽहं पीडां न च करोम्यहम् । जगत्त्रयं महाराज दुःखितं न भवेत्सदा ॥ ३६ ॥ दशरथ उवाच– भगवन्केन विधिना त्वदीयाराधनं भवेत् । येन तुष्यसि पिंगाक्ष तत्सर्वं वक्तुमर्हसि ॥ ३७ ॥

શનિ કહે છે–હે રાજેંદ્ર! હે સારાં આચરણવાળા! હે રઘુવંશમાં ઉત્પન્ન થયેલા! તેં કરેલાં આ સ્તોત્રથી હું પ્રસન્ન થયો છું, માટે તારા માગવા પ્રમાણે હું અવશ્ય વર આપીશ.[૩૩] દશરથ કહે છે–હે પીળાં નેત્રવાળા! હે અનઘ! આજથી તમારે મને પીડા કરવી નહીં. હે નાથ! તમે ત્રણ લોકોને પીડા આપો છો તેથી લોકો દુઃખી થાય છે માટે તમારે ત્રણે લોકોની રક્ષા કરવી. શનિ કહે છે–સર્વ ગ્રહોમાં હું એક જ છું. સર્વ ગ્રહો સદા મારા વશમાં રહે છે.[૩૪–૩૫] (પણ) તમે કરેલી સ્તુતિથી હું પ્રસન્ન થયો છું, માટે હું પીડા કરીશ નહીં. તેમ જ હે મહારાજ! ત્રણે જગત્ દુઃખી થશે નહીં.[૩૬] દશરથ કહે છે–હે ભગવન્! હે પીળાં નેત્રવાળા! કયા વિધિથી તમારૂં આરાધન કરવું, કે જેથી તમે પ્રસન્ન થાઓ, તે સઘળું મને કહો.[૩૭]

शनैश्चर उवाच– श्रावणे मंदवारेषु दंतधावनपूर्वकम् । स्नानं सुगंधतैलेन नित्यकर्म समाचरेत् ॥ ३८ ॥ शुचिर्भूत्वा शमीवृक्षं गत्वा तत्रैव पूजयेत् । तदभावेऽथ राजेंद्र गत्वाऽश्वत्थं प्रपूजयेत् ॥३९॥ तत्र संपूज्य मां राजन् गंधपुष्पाक्षतादिभिः । धूपैर्दीपैश्च नैवेद्यैस्तांबूलप्रार्थनादिभिः ॥४०॥ वेष्टयेत्सप्तसूत्रैश्च नमस्कारांस्तथैव च । सप्त प्रदक्षिणाः कृत्वा श्रुत्वा पुण्यकथामिमाम् ॥ ४१ ॥ एवंविधांस्त्रयस्त्रिंशन्मंदवारान्कुरुष्व मे । ततोऽन्त्यशनिवारे च कुर्यादुद्यापनं शुभम् ॥ ४२ ॥ आचार्यं वरयेत्तत्र श्रोत्रियं वेदपारगम् ॥ सुवर्णस्य शमीवृक्षं तदभावे तु पिप्पलम् ॥ ४३ ॥ मदीयां प्रतिमां कुर्याल्लौहीं महिषसंयुताम् । द्विभुजां दीर्घदेहां च दंडपाशधरां तथा ॥ ४४ ॥ पिंगाक्षीं स्थूलदेहां च श्वेतग्रीवां ततोऽर्चयेत् । रुक्मपत्रे तथा सप्त कृष्णवस्त्राणि वेष्टयेत् ॥ ४५ ॥ उपवीतादिभिर्द्रव्यैः पूर्ववद्देवमर्चयेत् । शमग्निरितिमन्त्रेण हुनेदष्टाधिकं शतम् ॥४६॥ कृसरान्नं तदंते च तेनैव बलिमुद्धरेत् । कृष्णधेनुं सवत्सां च दद्यादथ पयस्विनीम् ॥ ४७ ॥ सप्त विप्रान् समभ्यर्च्य गंधपुष्पफलादिभिः । वस्त्राणि दक्षिणां चैव यथाशक्त्या प्रदापयेत् ॥४८॥ तिलमाषविमिश्रान्नैर्भोजयेद्द्विजसत्तमान् । तेषां गृह्याशिषं पश्चाद्भुंजीयाद्बंधुभिः सह ॥ ४९ ॥ सवस्त्रां प्रतिमां चैव आचार्याय निवेदयेत् । एवं कृतेऽथ राजेंद्र सर्वाभीष्टं ददाम्यहम् ॥ ५० ॥

શનિ કહે છે–શ્રાવણ માસમાં શનિવારને દિવસે દાતણ કરી, સુગંધિ તેલ ચોપડી, સ્નાન કરી, નિત્યકર્મ કરવું.[૩૮] પછી પવિત્રતાથી ખીજડીના વૃક્ષ પાસે જઇ તેની પૂજા કરવી ને તે ન હોય તો પીપળાની પૂજા કરવી.[૩૯] ચંદન, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ તથા પ્રાર્થના વગેરેથી પીપળામાં મારી ભાવના કલ્પી, તેની પૂજા કરી તેને સાત સૂતરના તાંતણા વીંટવા, સાતવાર નમસ્કાર કરવા ને સાત પ્રદક્ષિણા કરવી. પછી પુણ્યકારક આ કથા સાંભળવી.[૪૦–૪૧] એવી રીતે મારા તેત્રીશ શનિવાર કરવા. પછી છેલ્લે શનિવારે વિધિથી ઉદ્યાપન કરવું.[૪૨] તેમાં ઉત્તમ વૈદિક બ્રાહ્મણને આચાર્ય કરવો. ખીજડી હોય તો સોનાની ખીજડી, નહીં તો સોનાનો પીપળો કરાવવો.[૪૩] પાડા સહિત, બે હાથવાળી, લાંબી, દંડને તથા પાશને ધારણ કરનારી, પીળાં નેત્રવાળી, પુષ્ટ દેહવાળી ને ધોળી ગ્રીવાવાળી અને ડોકવાળી મારી લોઢાની મૂર્તિ કરાવવી. તેને સોનાનાં પાત્રમાં મૂકી તેની પૂજા કરવી. સાત કાળાં વસ્ત્રો વીંટવાં, ને પૂર્વની પેઠે જનોઇ વગેરે ઉપચારોથી પૂજા કરવી. 'शमग्निः०' એ મંત્ર ભણી એકસો આઠ કૃસરાન્નની આહુતિ આપવી; પછી કૃસરાન્નનું બલિદાન આપવું. પુષ્કળ દૂધવાળી ને વાછડાંવાળી ગાયનું દાન આપવું.[૪૪–૪૭] ચંદન, પુષ્પ તથા ફળ વગેરેથી સાત બ્રાહ્મણોની પૂજા કરી તેઓને યથાશક્તિ વસ્ત્રો તથા દક્ષિણા આપવી,[૪૮] તલના ને અડદના અન્નથી બ્રાહ્મણોને ભોજન કરાવવું.

પછી તેઓનો આશીર્વાદ લઇ, સગાંવહાલાંની સાથે પોતે ભોજન કરવું.[૪૯] પછી વસ્ત્રસહિત મૂર્તિ આચાર્યને આપવી. હે રાજન્ ! એ પ્રકારે કરવાથી હું સઘળાં વાંછિત ફળ આપું છું.[૫૦]

त्वया कृतं पठेत् स्तोत्रं भक्त्या चैव कृतांजलिः । सप्तजन्मसु राजेंद्र तस्यैश्वर्यं भविष्यति ॥ ५१ ॥ पुत्रपौत्रयुतो नित्यं ततो मोक्षमवाप्स्यति । तुष्टोऽहं तस्य राजेंद्र पीडां न च करोम्यहम्॥५२॥गोचरे वाऽष्टवर्गे वा विषमे वा स्थितोऽप्यहम् । तुष्टो राज्यप्रदः सद्यः क्रुद्धो राज्यापहारकः॥५३॥ जन्मस्थो द्वादशस्थो वा अष्टमस्थोऽपि कुत्रचित् । श्रावणे मंदवारेषु पूजितोऽहं सुखप्रदः ॥ ५४ ॥ ब्रह्मा शिवो हरिश्चैव मुनयः सनकादयः । लक्ष्मीरुमा च सावित्री मुनिपत्न्यश्च वै शुभाः ॥ ५५ ॥ नृपा अन्ये मया सर्वे स्थानभ्रष्टाश्च पीडिताः । देशाश्च नगरग्रामा गजोष्ट्रावथ वाजिनः ॥ ५६ ॥ रौद्रदृष्ट्या मया दृष्टा नाशमायांति तत्क्षणात् । अतो मया पीडितानां मनुष्याणां नराधिप ॥ ५७ ॥ परिहर्तुं न शक्ताश्च ब्रह्मविष्णुमहेश्वराः । एतच्छ्रुत्वा शनेर्वाक्यं राजा परमहर्षितः ॥ ५८ ॥ नत्वा प्रदक्षिणीकृत्य वरं प्राप्य पुरं ययौ । गत्वा स्वनगरं राज्ञा पूजितो वै शनैश्चरः ॥ ५९ ॥ श्रावणादिषु वारेषु प्रसन्नोऽभूच्छनैश्चरः । पृथ्वीपतिरभूद्राजा ग्रहराजप्रसादतः ॥६०॥ य इमं प्रातरुत्थाय सौरिवारे सदाऽर्चयेत् । तस्याभीष्टप्रदो मंदो भविष्यति न संशयः ॥ ६१ ॥ स्त्रिया वा पुरुषेणापि कृतं येन शनिव्रतम् । स मुक्तः सर्वपापेभ्यः सर्वाभीष्टं लभेत्क्षणात् ॥ ६२ ॥ ब्राह्मणो वेदसंपूर्णः क्षत्रियो राज्यमाप्नुयात् । वैश्यस्तु लभते वित्तं शूद्रः सुखमवाप्नुयात् ॥ ६३ ॥ कन्यार्थी लभते कन्यां पुत्रार्थी लभते सुतम् । कामार्थी लभते कामान्मोक्षार्थी लभते गतिम् । मुच्यते सर्वपापेभ्यो ब्रह्मलोकं स गच्छति ॥ ६४ ॥ इति श्रीस्कंदपुराणे शनिवारव्रतकथा समाप्ता ।

હે રાજેંદ્ર ! જે માણસ તમે કરેલાં સ્તોત્રનો ભક્તિથી હાથ જોડી પાઠ કરશે તેને સાત જન્મો સુધી ઐશ્વર્ય પ્રાપ્ત થશે,[૫૧] ને પુત્ર પૌત્રની વૃદ્ધિ થશે. પછી તેનો મોક્ષ થશે, ને પ્રસન્ન થયેલો હું તેને કોઇ દિવસ પણ પીડા કરીશ નહીં.[૫૨] હે રાજન્ ! ચાલતા ગ્રહમાં હું આઠમે વા વિષમસ્થાનમાં પડ્યો હઉં, તો પણ પ્રસન્ન થવાથી જલદી રાજ્ય આપું છું ને કોપાયમાન થવાથી રાજ્ય હરી લઉં છું.[૫૩] શ્રાવણ માસમાં શનિવારને દિવસે મારી પૂજા કરવાથી, જન્મના સ્થાનમાં, બારમા સ્થાનમાં વા આઠમા સ્થાનમાં પડેલો હોઉં તો પણ હું સુખ આપું છું.[૫૪] બ્રહ્મા, શંકર, વિષ્ણુ, સનકાદિ મુનિઓ, લક્ષ્મી, પાર્વતી, સાવિત્રી, મુનિપત્નીઓ તથા બીજા પણ સઘળા રાજાઓને મેં સ્થાનભ્રષ્ટ કરેલા છે ને પીડેલા છે. જો હું ક્રૂર દૃષ્ટિથી જોઉં તો દેશ, શહેર, ગામ, હાથી, ઘોડા ને ઉંટ સઘળા તત્ક્ષણ નષ્ટ થાય છે; એટલા જ માટે મેં પીડેલા મનુષ્યોની પીડા દૂર કરવા માટે બ્રહ્મા, વિષ્ણુ કે શંકર કોઇ પણ સમર્થ નથી. એવાં શનિનાં વચનો સાંભળી અતિ પ્રસન્ન થયેલા દશરથ રાજા, શનિને નમસ્કાર કરી, પ્રદક્ષિણા કરી, વર મેળવી, પોતાનાં શહેરમાં આવ્યા. પછી તેણે શ્રાવણ માસના શનિવારથી આરંભી શનિની પૂજા કરી, તેથી શનિ પ્રસન્ન થયો. અને તેની કૃપાથી દશરથ રાજા આખી પૃથ્વીનો પતિ થયો.[૫૫–૬૦] જે માણસ શનિવારને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી સદા શનિનું પૂજન કરશે તેની કામના શનિ પૂર્ણ કરશે, એમાં સંશય નથી.[૬૧] સ્ત્રી અથવા પુરુષ જે કોઇ આ શનિવ્રત કરશે તે સર્વ પાપોથી મુક્ત થશે, ને તેનાં ધારેલાં કાર્યો તુરત સિદ્ધ થશે.[૬૨] આ વ્રત કરવાથી બ્રાહ્મણ વેદપૂર્ણ થાય છે, ક્ષત્રિયને રાજ્ય મળે છે, વૈશ્યને ધન મળે છે, શૂદ્રને સુખ મળે છે,[૬૩] કન્યા ઇચ્છનારને કન્યા મળે છે, પુત્ર ઇચ્છનારને પુત્ર થાય છે, કામ ઇચ્છનારને કામ મળે છે ને મોક્ષ ઇચ્છનારને મોક્ષ મળે છે. જે માણસ આ વ્રત કરે છે તે સર્વ પાપોથી મુક્ત થઇ બ્રહ્મલોકમાં જાય છે.[૬૪] એ પ્રમાણે સ્કંદપુરાણમાં શનિવારવ્રતની કથા કહેલી છે.

## ૧૧ વ્યતીપાતનું વ્રત

अथ व्यतीपातव्रतं लिख्यते ॥ युधिष्ठिर उवाच– श्रुतानि त्वन्मुखादेव व्रतानि सकलान्यपि । व्यतीपातव्रतं ब्रूहि सोद्यापनफलान्वितम् ॥ १ ॥ कृष्ण उवाच–पुरा व्यासेन कथितं शुकाय वंशवृद्धये । तद्व्रतं कथयिष्यामि शृणु राजन्यसत्तम ॥ २ ॥ शुक उवाच– कथं योगः स्मृतः पूज्यो व्यतीपातो महामुने । पूजिते किं फलं तात विधिं मे ब्रूहि विस्तरात् ॥ ३॥ व्यास उवाच– इममर्थं पुरा पृष्टो धरण्या च जगद्गुरुः । व्यतीपातव्रतं सर्वं यत्समाख्यातवान्प्रभुः ॥ ४ ॥ तद्व्रतं कथयिष्यामि परलोकहिताय च ॥ धरण्युवाच–यस्त्वयोक्तो व्यतीपातः कीदृशः स स्वरूपतः ॥ ५ ॥ कस्य पुत्रः कथं पूज्यः पूजिते चात्र किं फलम् ।

યુધિષ્ઠિર પૂછે છે–હે દેવ ! આપનાં મુખથી સઘળાં વ્રતો સાંભળ્યાં, હવે વ્યતીપાતનું વ્રત, તેનું ઉદ્યાપન ને તેનું ફળ કહો.[૧] શ્રીકૃષ્ણ કહે છે–હે રાજશ્રેષ્ઠ ! હે યુધિષ્ઠિર ! પૂર્વે વંશવૃદ્ધિ માટે વ્યાસે શુકદેવને જે વ્રત કહ્યું હતું તે વ્રત હું તમને કહું છું, સાંભળો.[૨] શુકદેવ પૂછે છે–હે મહામુને ! વ્યતીપાતયોગ કેમ પૂજ્ય થયો ? તેની પૂજા કરવાથી શું ફળ થાય છે ? ને તેનો કેવો પ્રકાર છે ? તે મને વિસ્તારથી કહો.[૩] વ્યાસ કહે છે–પૂર્વે દેવી પૃથિવીએ, આ જ વ્રત વરાહ ભગવાનને પૂછ્યું હતું ને ભગવાને જે વ્યતીપાતવ્રત કહ્યું હતું, તે વ્રત પરલોકના

કલ્યાણમાટે હું તને કહું છું. પૃથિવી પૂછે છે–હે મહારાજ! આપે જે વ્યતીપાત કહ્યો તેનું સ્વરૂપ કેવું છે?[૪-૫] તે કોનો પુત્ર છે? તેની કેવી રીતે પૂજા કરવી, ને પૂજવાથી શું ફળ થાય છે?

श्रीवराह उवाच– यदा बृहस्पतेर्भार्यां तारां जग्राह शीतगुः ॥ ६ ॥ मित्रत्वात्प्राह तं सूर्यस्त्यज दारान्बृहस्पतेः । तदा सोमोऽतिरुष्टश्च रविं क्रूरं व्यलोकयत् । ॥ ७ ॥ आदित्योऽपि तदा रुष्टः क्रुधा सोमं व्यलोकयत् । उभयोर्दृष्टिसंपातात् क्रुद्धयोः सोमसूर्ययोः ॥८॥ उत्पन्नस्यो ऽभवद्घोरः पुरुषः पिंगलेक्षणः । दष्टौष्ठो दीर्घदशनो भ्रुकुटीकुटिलाननः ॥ ९ ॥ पिंगकश्मश्रुकेशांतो लंबभ्रूश्च कृशोदरः । करालो दीर्घजिह्वश्च सूर्याग्नियमसन्निभः ॥ १० ॥ अष्टनेत्रश्चतुर्वक्त्रो भुजैरष्टादशैर्युतः । त्रैलोक्यं भक्षितुं प्राप्तो रवींदुभ्यां निवारितः ॥ ११ ॥ सोऽपृच्छदथ सर्येंदू क्षुधितो भक्षयामि किम् । त्रैलोक्यं भोक्तुकामोऽहं भवद्भ्यां विनिवारितः ॥ १२ ॥ क्रोधक्षुधौ मां बाधेते पात्ये वै कुत्र ते मया ।

શ્રીવરાહ ભગવાન્ કહે છે–જ્યારે ચંદ્ર બૃહસ્પતિની સ્ત્રીને રાખી બેઠો હતો,[૬] ત્યારે તેને મિત્રતાથી સૂર્યે કહ્યું કે, તું બૃહસ્પતિની સ્ત્રીને છોડી દે. એવાં વચન સાંભળી કોપાયમાન થયેલા ચંદ્રે, ક્રૂર દૃષ્ટિથી સૂર્ય તરફ જોયું;[૭] ત્યારે કોપાયમાન થયેલા સૂર્યે પણ ક્રોધથી ચંદ્ર તરફ જોયું. એવી રીતે કોપેલા ચંદ્ર ને સૂર્યની દૃષ્ટિ એકત્ર થવાથી એક ભયંકર પુરુષ ઉત્પન્ન થયો. તેનું મોઢું ખુલ્લું હતું, તેની આંખો પીળી હતી, તેણે હોઠ દબાવેલા હતા, તેના દાંત લાંબા હતા, ભમર ચડાવાથી તેનું મુખ વાંકું હતું,[૮-૯] તેનાં દાઢી તથા મૂછ પીળાં હતા, તેની ભ્રુકુટી ને જીભ લાંબી હતી, પેટ પાતળું હતું, તેને આઠ નેત્ર, ચાર મુખ ને અઢાર હાથ હતા, તથા તે સૂર્ય, અગ્નિ અને યમના જેવો ભયંકર દેખાતો હતો. તે પુરુષ ત્રણે જગતને ખાવા લાગ્યો ત્યારે સૂર્ય તથા ચંદ્રે તેને રોકી રાખ્યો.[૧૦-૧૧] ત્યારે તે બોલ્યા–હું ત્રણે લોકને ખાવા ઇચ્છતો હતો ત્યાં તો તમોએ અટકાવી દીધો. પણ મને ભૂખ લાગી છે, હવે મારે શું ખાવું?[૧૨] ક્રોધ અને ભૂખ બન્ને મને બાધ કરે છે તેને ક્યાં નાખું?

सोमसूर्यावूचतुः– कोपदृष्टेर्नौ विनिपातादतिपाताद्भवानभूत् ॥ १३ ॥ व्यतीपातस्ततो नाम्ना भवान्भुवि भविष्यति । सर्वेषामपि योगानां पतिस्त्वं भविता सदा ॥ १४ ॥ तेषां मध्ये पुण्यतमो भविष्यसि न संशयः । यस्मिन्काले त्वदुत्पत्तिः शुभं कर्म न कारयेत् ॥ १५ ॥ स्नानदानादिकं किंचित् कृतं चैवाक्षयं भवेत् । इति ताभ्यां वरो दत्तस्ततः-प्रभृति योगराट् ॥ १६ ॥ त्रिषु लोकेषु विख्यातो बहुपुण्यफलप्रदः । व्यतीपात महावीर त्रैलोक्यव्यापक प्रभो ॥१७॥ त्वयि प्राप्ते नरैः किंचिद्दातव्यं शुभकांक्षिभिः । तद्दत्तं क्षुधितो भुंक्ष्व नो चेत्कोपो निपात्यताम् ॥ १८ ॥

ચંદ્ર ને સૂર્ય કહે છે–તું અમારા બન્નેની ક્રોધ દૃષ્ટિના ઐક્ય થવાથી ઉત્પન્ન થયો છે, માટે 'વ્યતીપાત' એવું તારું નામ જગતમાં પ્રસિદ્ધ થશે. સઘળા યોગોનો તું પતિ થઇશ.[૧૩-૧૪] સર્વ યોગોની વચમાં તું જ અતિ પુણ્યકારક થઇશ, એમાં સંશય નથી. તારી ઉત્પત્તિ વખતે એટલે વ્યતીપાતને દિવસે વિવાહ વગેરે શુભ કર્મ કરવાં નહીં.[૧૫] તે દિવસે સ્નાન દાન વગેરે જે કાંઇ પુણ્ય કર્યાં હોય તે અક્ષય થાય છે. એ પ્રમાણે ચંદ્રે તથા સૂર્યે તેને વર આપ્યો ત્યારથી એ વ્યતીપાત ત્રણે લોકોમાં પ્રસિદ્ધ, સર્વ યોગોનો રાજા તથા અતિ પુણ્ય આપનાર થયો છે. હે વ્યતીપાત! હે મહાવીર! હે ત્રણે લોકોમાં વ્યાપક! હે પ્રભો! શુભ ઇચ્છનાર પુરુષે તારે દિવસે થોડું પણ દાન કરવું, ને તું ભૂખ્યો છે તેણે તે દાન ખાવું. હવે તારે દિવસ કોઇ માણસ દાન ન કરે તેની ઉપર તું તારો કોપ ઉતાર.[૧૬-૧૮]

व्यतीपात उवाच– नमो वां पितरौ मेऽस्तु क्रोधपातः सभोजनः । दत्तो भवद्भ्यामधुना प्रसादः क्रियतां मम ॥ १९ ॥ रवींदू ऊचतुः– स्नानदानजपहोमपूर्वकं यस्त्वदीयसमये समाचरेत् ॥ तस्य पुण्यमिह ते प्रसादतोऽनंतमस्तु सुत नो ह्यनुग्रहात् ॥ २० ॥ तत्काले तव विदधाति पूजनं यस्तस्येष्टं भवतु भवेत्स भद्ररूपः । पुत्रायुर्धनसुखकीर्तिपुष्टिरूपारोग्यायं गुणिजनवल्लभत्वपूर्वम् ॥ २१ ॥ धरण्युवाच– अस्यार्चनविधिं ब्रूहि विस्तरेण जगद्गुरो । कृत तस्मिन्व्रते देव किं फलं प्राप्यते नरैः ॥ २२ ॥

વ્યતીપાત કહે છે–આપ મારા પિતા છો, તેઓને નમસ્કાર કરું છું. આપે ક્રોધ નાખવાનું સ્થાન તથા ભોજનનો ઉપાય બતાવ્યો, તો હવે મારી ઉપર કૃપા કરો.[૧૯] ચંદ્ર તથા સૂર્ય કહે છે–હે પુત્ર વ્યતીપાત! જે માણસ તારે દિવસે સ્નાન, દાન, જપ ને હોમ વગેરે ધર્મ કરે તેને તારા પ્રસાદથી તથા અમારા અનુગ્રહથી અનંત પુણ્ય થાઓ.[૨૦] જે માણસ વ્યતીપાતને દિવસે તારું પૂજન કરશે તેનું સુંદર રૂપ થશે. પુત્ર, આયુષ્ય, ધન, સુખ, કીર્તિ, પુષ્ટિ ને આરોગ્યની વૃદ્ધિ થશે, ને તે ગુણીજનને પ્રિય થશે.[૨૧] પૃથિવી પૂછે છે–હે જગદ્ગુરો! વિસ્તારથી વ્યતીપાતનાં પૂજનનો પ્રકાર કહો, ને તેનું પૂજન કરવાથી શું ફળ થાય છે તે પણ કહો.[૨૨]

वराह उवाच– यस्माच्च कारणाद्भूम व्यतीपातः स उच्यते । अर्चिते यत्फलं तस्मिंस्तदुक्तं च समासतः ॥२३॥ विस्तरेणार्चनफलं कथितुं केन शक्यते । येनार्च्यते व्यतीपातः स विधिः श्रूयतामिह ॥ २४ ॥ शुभे व्यतीपातदिनेऽवगाह्येत्सपंचगव्येन महानदीजलम् । उपावसेद्धै पवमानजापको जपेच्च मंत्रं व्यतीपात ते नमः ॥ २५ ॥ छादिते ताम्रपात्रेण शर्करापूरिते घटे । कांचनाब्जे प्रतिष्ठाप्य हैमनष्टभुजं नरम् ॥ २६ ॥ ( अष्टभुजमष्टादशभुजं,

उत्पत्तिवाक्ये व्यतीपातमूर्तेरष्टादशभुजश्रवणादुत्पत्तिवाक्यानुसारित्वाच्च नियोगवाक्यस्य । यथा भगवद्गीतासु—चत्वारो मनवस्तथेति चत्वारश्चतुर्दशेत्यर्थः ) गंधपुष्पाक्षतैर्धूपैर्दीपवस्त्रनिवेदनैः । भक्ष्यैर्भोज्यैः फलैश्चित्रैर्मासि मार्गशिरेऽर्चयेत् ॥ २७ ॥

વરાહ કહે છે–હે પૃથિવી ! જે કારણથી એ યોગ વ્યતીપાત કહેવાય છે તે તથા તેનું પૂજન કરવાથી જે ફળ થાય છે તે સંક્ષેપથી કહી સંભળાવ્યું,[२३] પણ વિસ્તારથી તેનાં પૂજનનું ફળ કહેવા કોણ સમર્થ છે? તેનાં પૂજનનો પ્રકાર કહું છું તે સાંભળો.[२४] પવિત્ર વ્યતીપાતને દિવસે પંચગવ્યથી મહાનદીમાં સ્નાન કરવું. કાંઇ પણ ખાધા વિના ઉપવાસ કરવો. 'હે વ્યતીપાત ! હું તમને નમસ્કાર કરું છું.' એ મંત્રનો જપ કરવો.[२५] સાકરથી ભરેલા ઘડા ઉપર ત્રાંબાનું પાત્ર ઢાંકવું. તેની ઉપર સોનાનાં કમલમાં સોનાની અઢાર હાથવાળી વ્યતીપાતની મૂર્તિની પૂજા કરવી.[२६] (આ શ્લોકમાં 'अष्टभुजं' એમ કહેલું છે તેનો અર્થ 'અઢાર હાથવાળી' એવો કરવો. કારણ કે ઉત્પત્તિ વાક્યમાં વ્યતીપાતના અઢાર હાથનું વર્ણન કરેલું છે. નિયોગ વાક્યનું વ્યાખ્યાન ઉત્પત્તિ વાક્યને અનુસરીને કરવું જોઇએ, એટલા જ માટે ભગવદ્ગીતામાં 'चत्वारो मनवः०' એમ કહેલું છે, તેનો 'ચૌદ મનુ' એવો અર્થ કરવો પડે છે.) ચંદન, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ, વસ્ત્ર, નૈવેદ્ય, ભક્ષ્ય, ભોજ્ય નાના પ્રકારનાં ફળોવડે માગશર માસમાં પૂજા કરવી.[२७]

नमस्तेऽस्तु व्यतीपात सोमसूर्यसुत प्रभो । यद्दानादिकृतं किंचित्तदनंतमिहास्तु मे ॥ २८ ॥ इत्युक्त्वा पंचरत्नाढ्यं सुपुष्पाक्षतमंजलिम् । प्रक्षिपेत्तत्क्षणादेव सर्वपापक्षयो भवेत् ॥ २९ ॥ यदि द्वितीये च दिने व्यतीपातो भवेन्महि । तदा पूर्वोपवासस्तु दद्यात्तत्सकलं गुरोः ॥ ३० ॥ पारणं व्यतीपातांते कुर्यात्संप्राश्य गोमयम् । अथैकस्मिन्दिन धात्रि व्यतीपातो भवेद्यदि ॥३१॥ तत्रैवाऽह्नि तदा दत्त्वा उपवासं समाचरेत् । कुर्यादेवं मासि मासि व्यतीपातांस्त्रयोदश ॥ ३२ ॥ चतुर्दशे तु संप्राप्ते कुर्यादुद्यापनं बुधः । व्यतीपाताय स्वाहेति क्षीरवृक्षसमिच्छतम् ॥ ३३ ॥ आज्यक्षीरतिलानां च होतव्यं वै शतं शतम् । शर्करापूर्णकुंभेन सह चोपस्करैर्युताम् । प्रतिमां कांचनीं भक्त्या प्रदद्याद्व्रतदर्शिने ॥ ३४ ॥ वंदे व्यतीपातमहं महांतं रवींदुसूनुं सकलेष्टलब्ध्यै । समस्तपापस्य मम क्षयोऽस्तु पुण्यस्य चानंतफलं ममास्तु ॥ ३५ ॥ इति समीर्य गुरुं परिपूज्य तं कटककुंडलकंठविभूषणैः । सकलमेव समाप्य यथोचितं तदुपलभ्य फलं लभते महि ॥ ३६ ॥

'હે વ્યતીપાત ! હે ચંદ્રના તથા સૂર્યના પુત્ર ! હે પ્રભો ! મેં આજ જે કાંઇ દાન વગેરે કરેલું છે તે સઘળું અનંત થાઓ.'[२८] એ મંત્ર ભણી પંચરત્ન, પુષ્પ તથા અક્ષતનો અંજલિ આપવો. તેમ કરવાથી તત્કાળ સર્વ પાપોનો ક્ષય થાય છે.[२९] હે પૃથિવી ! જો બીજે દિવસે પણ વ્યતીપાત હોય તો પહેલે દિવસે ઉપવાસ કરવો ને બીજે દિવસે દાન વગેરે આપવાં,[३०] ને વ્યતીપાત ઉતર્યા પછી ગોમય ( છાણ ) ખાઇ, પારણું કરવું. હે પૃથિવી ! જો એક જ દિવસે વ્યતીપાત હોય તો તે જ દિવસે ઉપવાસ કરવો ને દાન પણ કરવું. એ પ્રમાણે તેર મહિના સુધી મહિને મહિને વ્યતીપાતનું વ્રત કરવું.[३१–३२] પછી ચૌદમો વ્યતીપાત આવે ત્યારે ઉદ્યાપન કરવું. 'व्यतीपाताय स्वाहा' એ મંત્ર ભણી, જેમાંથી દૂધ નીકળતું હોય એવાં વૃક્ષની સો સમધાનો હોમ કરવો.[३३] તેમ જ ઘી, દૂધ ને તલનો સો સો વખત હોમ કરવો. પછી સાકરનો ઘડો, સોનાની મૂર્તિ અને બીજો ઉપચાર સઘળું વ્રતનો ઉપદેશ કરનારા આચાર્યને ભક્તિથી આપવું.[३४] 'વ્યતીપાત, જે મોટો છે, સૂર્યનો તથા ચંદ્રનો પુત્ર છે, તેને વંદન કરું છું તેથી સર્વ ઇષ્ટની પ્રાપ્તિ ને સઘળાં પાપોનો ક્ષય થાઓ અને મને અનંત પુણ્યની પ્રાપ્તિ થાઓ.'[३५] એમ કહી કડાં, કુંડલ ને ગળાના અલંકારવડે ગુરુની પૂજા કરી બીજો પણ યોગ્ય સત્કાર કરી સમાપ્તિ કરવી. તેમ કરવાથી ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે.[३६]

गां वै पयस्विनीं दद्यात्सवर्णवरदक्षिणाम् । तस्मै शय्यां प्रदद्याच्च सारदारुमयीं दृढाम् ॥ ३७ ॥ दंतपत्रवितानाढ्यां हेमपट्टैरलंकृताम् । हंसतूलीप्रतिच्छन्नां शुभगंडोपधानकाम् ॥ ३८ ॥ प्रच्छादनपटीयुक्तां धूपगंधाधिवासिताम् । तांबूलं कुंकुमक्षौद्रं कर्पूरागुरुचंदनम् ॥ ३९ ॥ दीपकोपानहौ छत्रं प्रदद्याच्चामरासने । देहांते सूर्यलोकाय विमाने रत्नसन्निभे: ॥ ४० ॥ अप्सरोगणसंभोगैर्गीतनृत्यविलासिभिः । गत्वा कल्पार्बुदशतं मोदते त्रिदशार्चितः ॥ ४१ ॥ तदंते राजराजः स्याद्रूपसौभाग्यभाग्भवेत् । कीर्त्याढ्यो गुणपुत्रायुरारोग्यधनधान्यवान् ॥ ४२ ॥ प्रतापादिमहैश्वर्ययुक्तो भोगी बहुश्रुतः । जनसौभाग्यसंपन्नो यावज्जन्माष्टकायुतम् ॥४३॥ दर्शे दशगुणं दानं तच्छतघ्नं दिनक्षये । शतघ्नं तच्च संक्रांतौ शतघ्नं विषुवे ततः ॥ ४४ ॥ युगाद्यौ तच्छतगुणमयने तच्छताहतम् । सोमग्रहे तच्छतघ्नं तच्छतघ्नं रविग्रहे । असंख्येयं व्यतीपाते दानं वेदविदो विदुः ॥ ४५ ॥ उत्पत्तौ लक्षगुणं कोटिगुणं भ्रमणनाडिकायां तु । अर्बुदगुणितं पतनैर्जपदानाद्यक्षयं पतिते ॥ ४६ ॥ जन्म द्वात्रिंशतिर्नाडीर्भ्रमणं त्वेकविंशतिम् । व्यतीपातस्य पतनं दश, सप्त स्थितिं विदुः ॥ ४७ ॥ समर्पितं यद्व्यतिपातकाले पुनः पुनस्तद्रविशीतरश्मी । प्रयच्छतः कल्पशतार्बुदानि विवर्धमानं नहि हीयते तु तत् ॥ ४८ ॥ तस्मान्महि त्वं व्यतिपातपूजां कुरुष्व चेत्पुण्यमनंतमिष्टम् । यदि स्थिरत्वं सततं तवेष्टं समस्तधारित्वमभीप्सितं च ॥४९॥ गणयित्वा व्यतीपातं

कालं वा वेत्ति यो नरः । सर्वपापहरौ तस्य भवतो भानु-भेश्वरौ ॥ ५० ॥ पठति लिखति यः शृणोति वै तत्कथ-यति पश्यति कारयत्यवश्यम् । रविशशिदिवमाप्य सोऽपि देवैश्चिरसमयं परिपूज्यमान आस्ते ॥ ५१ ॥ इति वराह-पुराणोक्तं व्यतीपातव्रतम् ॥

પુષ્કળ દૂધવાળી ગાય ને તેની ઉપર સુવર્ણની દક્ષિણા આપવી. પછી મજબૂત લાકડાંથી બનાવેલી, કાંસકીવાળી, મચ્છરદાનીવાળી, સોનાના પાટાથી શોભાવેલી, મોટાં ગાદલાંવાળી, સુંદર ગાલમસૂરીઆંવાળી, ઓછાડવાળી, ને ધૂપની સુગંધિવાળી શય્યા ગુરુને આપવી. તેમ જ તાંબૂલ, કંકુ, કર્પૂર, અગુરુ, ચંદન, દીપ, પગરખાં, છત્ર, ચામર અને આસન પણ આપવાં. એવી રીતે જે માણસ કરે છે તે મરણ પછી રત્નના વિમાનમાં બેસી સૂર્યલોકમાં જાય છે.[૩૭–૪૦] ને ત્યાં સો અર્બુદ કલ્પપર્યંત અપ્સરાઓની સાથે ક્રીડા, ગાન તથા નૃત્યના વિલાસનું સુખ ભોગવે છે ને દેવો તેની સેવા કરે છે.[૪૧] સો અર્બુદ કલ્પ પૂરા થયા પછી તે માણસ રૂપ સૌભાગ્યવાળો મોટો રાજા થાય છે. તેની કીર્તિ, ગુણ, પુત્ર, આયુષ્ય, આરોગ્ય, ધન તથા ધાન્યની વૃદ્ધિ થાય છે,[૪૨] ને તેનો પ્રતાપ ફેલાય છે, ઐશ્વર્ય વધે છે, તે સુખી થાય છે, બહુશ્રુત થાય છે, ને તે એંશી હજાર જન્મ પર્યંત બહોળાં કુટુંબવાળો તથા સૌભાગ્યવાળો થાય છે.[૪૩] અમાવાસ્યાને દિવસે દાન કરવાથી દશગણું પુણ્ય થાય છે, તેથી સોગણું ક્ષયને દિવસે પુણ્ય થાય છે, તેથી સોગણું સંક્રાંતિને દિવસે પુણ્ય થાય છે, તેથી સોગણું* વિષુવકાલમાં,[૪૪] તેથી સોગણું યુગાદિ તિથિમાં, તેથી સોગણું દક્ષિણાયનમાં તથા ઉત્તરાયણમાં, તેથી સોગણું ચંદ્રગ્રહણમાં ને તેથી સોગણું સૂર્યગ્રહણમાં થાય છે. પણ વ્યતીપાતને દિવસે દાન કરવાથી અસંખ્ય પુણ્ય થાય છે એમ વૈદિક પુરુષોનું કહેવું છે.[૪૫] ઉત્પત્તિમાં જપ, દાન વગેરે કરવાથી લક્ષગણું પુણ્ય થાય છે, ભ્રમણમાં કરોડગણું પુણ્ય થાય છે, પતનમાં દશ કરોડગણું પુણ્ય થાય છે અને પતિતમાં અનંત ફળ થાય છે.[૪૬] વ્યતીપાતની પહેલી બાવીશ ઘડી સુધી ઉત્પત્તિ કહેવાય છે, પછી એકવીશ ઘડી સુધી ભ્રમણ કહેવાય છે, પછી દશ ઘડી સુધી પતન કહેવાય છે અને બાકીની સાત ઘડી સુધી પતિત કહેવાય છે.[૪૭] વ્યતીપાત વખતે જે આપ્યું હોય તે સૂર્ય તથા ચંદ્ર સો અર્બુદ કલ્પ સુધી આપે છે, ને તે વધે છે, પણ નષ્ટ થતું નથી.[૪૮] માટે હે પૃથિવી ! જો તારે અનંત પુણ્યની ઇચ્છા હોય, નિરંતર સ્થિરતાની ઇચ્છા હોય અને સઘળાંને ધારણ કરવાની શક્તિની ઇચ્છા હોય તો વ્યતીપાતની પૂજા કરવી.[૪૯] જે માણસ ગણના કરી વ્યતીપાતના કાલને જાણે છે તેનાં સઘળાં પાપોને સૂર્ય તથા ચંદ્ર હરી લે છે.[૫૦] જે માણસ આ કથા લખે છે, સાંભળે છે, વાંચે છે, જુવે છે વા તેની પ્રેરણા કરે છે તે પણ સૂર્ય ચંદ્રની પેઠે ચિરકાલપર્યંત સ્વર્ગમાં રહે છે, ને તેની દેવો સેવા કરે છે.[૫૧] એ પ્રમાણે વરાહપુરાણમાં વ્યતીપાતનું વ્રત કહેલું છે.

* મેષ તથા તુલા સંક્રાંતિ વિષુવકાલ કહેવાય છે.

## વ્યતીપાતવ્રતની બીજી કથા

अथ नारदीये व्यतीपातव्रतम् ॥ युधिष्ठिर उवाच– येन व्रतेन चीर्णेन न पश्येयमशासनम् । परिपृच्छाम्यहं विप्र व्रतानामुत्तमं व्रतम् ॥ १ ॥ तद्व्रतं ब्रूहि विप्रर्षे कृत्वा जगति वै कृपाम् ॥ मार्कंडेय उवाच– शृणु राजन् व्रत-मिदं हर्यश्वेन पुरा कृतम् ॥ २ ॥ तेन राज्ञा तु तद्दत्तं सूकराय च दुःखिने । कदाचिन्मृगयां कर्तुं हर्यश्वो राजस-त्तमः ॥ ३ ॥ वनमध्ये चरन् राजा दृष्ट्वा तत्रैव सूकरम् । दग्धपादकटिं चैव दग्धकंठमुखोदरम् ॥ ४ ॥ दृष्ट्वा तथा-विधं तं तु कृपां चक्रे नृपोत्तमः । केन कर्मविपाकेन ह्यव-स्थां प्राप्तवानयम् ॥ ५ ॥ अहो कष्टमहो कष्टं सूकरेणोप-भुज्यते । अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥ ६ ॥ इत्येवं मनसि ध्यात्वा राजा तं प्राह सूकरम् । ईदृशी किमवस्था ते तन्मे ब्रूहि च सूकर ॥ ७ ॥ तच्छ्रुत्वा नृपते-र्वाक्यं निःश्वसन् सूकरो मुहुः । स्मृत्वा पुरा कृतं कर्म प्रत्यु-वाच नृपं प्रति ॥ ८ ॥ शृणु राजन्नहं पूर्वं वैश्यो धनबला-न्वितः । आशाकृद्भ्यो न दत्तं हि आश्रितेभ्यश्च किंचन ॥ ९ ॥ श्रुताश्च बहवो धर्माः पुराणश्रुतिचोदिताः । तथापि पापबुद्ध्या मे न कृतं चात्मनो हितम् ॥ १० ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે વિપ્રર્ષે ! જે વ્રત કરવાથી યમલોકમાં જવું પડે નહીં એવું ઉત્તમ વ્રત હું પૂછું છું માટે જગતની ઉપર કૃપા કરી તે ઉત્તમ વ્રત કહો. માર્કંડેય કહે છે–હે રાજન્ ! પૂર્વે જે વ્રત હર્યશ્વ રાજાએ કર્યું હતું તે વ્રત કહું છું તે સાંભળો.[૧–૨] એ વ્રત હર્યશ્વ રાજાએ, દુઃખી થતા વરાહને કહ્યું હતું. એ હર્યશ્વ રાજા એક દિવસે મૃગયા રમવા માટે વનમાં ગયો હતો. વનમાં ફરતાં ફરતાં તેના જોવામાં એક વરાહ આવ્યો. તેના પગ, કેડ, ગળું, મુખ ને પેટ સઘળું બળી ગયું હતું.[૩–૪] તેવી હાલતના વરાહને જોઈ રાજાને દયા આવી. કયા કર્મથી આ વરાહની આવી દશા થઇ હશે ![૫] અરેરે ! આ વરાહને કેવું મોટું દુઃખ ભોગવવું પડે છે ! ! શુભ વા અશુભ કરેલું કર્મ અવશ્ય ભોગવવું જોઇએ.[૬] એવો વિચાર મનમાં કરી, રાજાએ વરાહને પૂછ્યું કે, હે વરાહ ! તારી આવી હાલત કેમ થઇ તે મને કહે.[૭] એવાં રાજાનાં વચનો સાંભળી, વારંવાર નિઃશ્વાસ મૂકતો વરાહ, પૂર્વ જન્મમાં કરેલાં કર્મનું સ્મરણ કરી, તે રાજાને કહેવા લાગ્યો કે,[૮] હે રાજન્ ! સાંભળ. પૂર્વ જન્મમાં હું ધનવાન્ તથા બળવાન્ વૈશ્ય હતો. પણ મારા પર આશા રાખનાર પુરુષોને તથા આશ્રિતોને મેં કાંઇ પણ આપ્યું

ન હતું.[૯] વેદમાં તથા પુરાણોમાં કહેલા ઘણા ધર્મો મેં સાંભળ્યા હતા; તો પણ પાપબુદ્ધિથી મેં કાંઇ પણ પોતાનું ભલું કર્યું નહીં.[૧૦]

आशापाशमनुप्राप्तः शुभशास्त्रविवर्जितः । कृतवान्पापमेवाहं न किंचित्सुकृतं कृतम् ॥ ११ ॥ एकदा तु द्विजः कश्चिद्व्यतीपाते गृहं मम । आगतो याचयन्मां च न किंचिद्दत्तवानहम् ॥ १२ ॥ मया निराकृतोऽत्यंतं वचोभिर्निष्ठुरैस्तथा । व्यतीपातोऽद्य रे वैश्य किंचिद्देह्यर्थिने खल ॥ १३ ॥ तन्मेरुरूपं भवति प्राप्स्यसे त्वन्यजन्मनि । कुपितेन मया तस्मै निष्ठुरा वाक्समीरिता ॥ १४ ॥ ततश्च कुपितो विप्रो मम शापमथाददत् । आशाग्निर्दहते यद्वन्ममांगानि पृथक् पृथक् ॥ १५ ॥ तथैव तु तवांगानि दावाग्निः पुरुषाधम । अरण्ये निर्जले देशे निर्जने द्रुमवर्जिते ॥ १६ ॥ तत्र सूकरयोनौ त्वमुत्पन्नो दुःखमाप्नुहि । प्रसादितो मया पश्चात्पुनरप्युक्तवांस्तदा ॥ १७ ॥ उद्धरिष्यति राजा त्वां सूकरत्वे दयापरः । इत्युक्त्वा च जगामाथ अन्यवैश्यगृहं प्रति ॥ १८ ॥ तेन शापेन वै राजन् सूकरत्वमवाप्तवान् । अहं दुःखी च संजातो विजने निर्जले वने ॥ १९ ॥

ધન વગેરેની આશાથી કલ્યાણકારક શાસ્ત્રોને એક તરફ રાખી, મેં કેવળ પાપો જ કર્યાં હતાં, જરા જેટલું પણ પુણ્ય કર્યું નહોતું.[૧૧] એક દિવસે વ્યતીપાતને રોજ કોઇ બ્રાહ્મણ મારે ઘેર માગવા આવ્યો. તેને કાંઇ પણ આપ્યા વિના, કઠોર વચનોથી મેં તેનો અતિ તિરસ્કાર કર્યો. ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો, રે ખલ ! હે વૈશ્ય ! આજ વ્યતીપાત છે માટે મને થોડું પણ આપ.[૧૨–૧૩] આજ જે આપીશ તે બીજા જન્મમાં મેરુ જેવડું થઇ પડશે. તે સાંભળી ક્રોધ ચડવાથી મેં કઠોર વાણી કાઢી,[૧૪] તેથી કોપાયમાન થયેલા તે બ્રાહ્મણે મને શાપ આપ્યો:– હે નીચ ! આશારૂપી અગ્નિ જેમ મારાં જૂદાં જૂદાં અંગને બાળે છે તેમ જ તારાં જૂદાં જૂદાં અંગોને વનનો અગ્નિ બાળી નાખશે અને જેમાં કોઇ મનુષ્ય જલ કે વૃક્ષ નહીં હોય એવાં જંગલમાં તું વરાહ થઇશ ને મોટું દુઃખ પામીશ. એ પ્રકારે તે બ્રાહ્મણે શાપ આપ્યો ત્યારે મેં (ડરીને)તેને પ્રસન્ન કર્યો ત્યારે તે ફરીથી બોલ્યો કે,[૧૫–૧૭] દયાળુ રાજા વરાહયોનિમાંથી તારો ઉદ્ધાર કરશે. એટલું કહી તે બ્રાહ્મણ બીજા વૈશ્યને ઘેર ગયો.[૧૮] હે રાજન્ ! તે શાપથી હું મનુષ્ય વગરનાં નિર્જન વનમાં વરાહ થયો છું ને આ દુઃખ ભોગવું છું.[૧૯]

राजोवाच– केन त्वं मुच्यसे पापान्ममाचक्ष्वेह सूकर । येन शक्नोम्यहं कर्तुं तव शापस्य संशयम् ॥ २० ॥ वराह उवाच– श्रूयतां मम राजेंद्र मुक्तिः स्याद्येन कर्मणा । व्यतीपातव्रतं नाम कृतं राजंस्त्वया पुरा ॥ २१ ॥ यथा माता सुतस्येह सर्वत्र सुखकारिणी । तथा व्रतमिदं राजन्निह लोके परत्र च ॥ २२ ॥ यथैवाभ्युदितः सूर्यो ह्यशेषं च तमो दहेत् । व्यतीपातस्तथैवेह सर्वपापं व्यपोहति ॥ २३ ॥ यथा विष्णुर्ददातीह नृणां परमनिर्वृतिम् । ददात्येवं न संदेहस्तथा व्रतमिदं शुभम् ॥ २४ ॥ शतमिंदुक्षये दानं सहस्रं तु दिनक्षये । विषुवे शतसाहस्रं व्यतीपाते त्वनंतकम् ॥२५॥ द्वाविंशतिः समुत्पत्तौ भ्रमणे चैकविंशतिः । पतने दश नाड्यस्तु पतिते सप्त नाडिकाः ॥ २६ ॥ यत्फलं लक्षमुत्पत्तौ भ्रमणे कोटिरुच्यते । पतने दशकोट्यस्तु पतिते दत्तमक्षयम् ॥ २७ ॥ आकृतिर्मूर्छना काष्ठा शैलतुल्याश्च नाडिकाः । लक्षकोट्यर्बुदगुणमनंतं स्याद्यथाक्रमम् ॥२८॥ व्यतीपातविभागेषु दानमुक्तं नृपोत्तम । अमा पिता च विज्ञेयो माता मन्वादयस्तथा । भगिनी द्वादशी ज्ञेया व्यतीपातस्तु सोदरः ॥ २९ ॥ पितर्युक्तं शतगुणं सहस्रं मातरि स्मृतम् । भगिन्यां दशसाहस्रं सोदरे दत्तमक्षयम् ॥ ३० ॥

રાજા કહે છે–હે વરાહ ! શાથી તું આ પાપથી મુક્ત થઇશ તે મને કહે; જેથી હું તારા શાપનો નાશ કરવા સમર્થ થાઉં.[૨૦] વરાહ કહે છે–હે રાજેંદ્ર ! જે કરવાથી મારી મુક્તિ થાય તે સાંભળો. પૂર્વે તમે વ્યતીપાતનું વ્રત કરેલું છે.[૨૧] જેમ માતા, પુત્રને સર્વત્ર સુખ આપનારી છે, તેમ આ વ્યતીપાતનું વ્રત પણ આ લોકમાં તથા પરલોકમાં સુખ આપનાર છે.[૨૨] જેમ ઉગેલો સૂર્ય સઘળા અંધકારનો નાશ કરે છે, તેમ આ વ્યતીપાત વ્રત સઘળાં પાપોનો નાશ કરે છે.[૨૩] જેમ આ લોકમાં વિષ્ણુ મનુષ્યોને પરમ સુખ આપે છે, તેમ આ વ્રત આપે છે, એમાં સંશય નથી.[૨૪] અમાવાસ્યાને દિવસે દાન આપવાથી સોગણું પુણ્ય થાય છે, ક્ષય દિવસે આપવાથી હજારગણું, વિષુવકાળમાં લક્ષગણું ને વ્યતીપાતમાં દાન કરવાથી અનંતગણું પુણ્ય થાય છે.[૨૫] વ્યતીપાતની પહેલી બાવીશ ઘડી ઉત્પત્તિ કહેવાય છે, પછીની એકવીશ ઘડી ભ્રમણ કહેવાય છે, પછીની દશ ઘડી પતન કહેવાય છે અને બાકીની સાત ઘડી સુધી પતિત કહેવાય છે.[૨૬] ઉત્પત્તિમાં દાન વગેરે કરવાથી લક્ષગણું પુણ્ય થાય છે, ભ્રમણમાં કરોડગણું, પતનમાં દશ કરોડગણું અને પતિતમાં દાન વગેરે કરવાથી અક્ષય ફળ થાય છે.[૨૭] (વ્યતીપાતની પહેલી બાવીશ ઘડીમાં દાન વગેરે કરવાથી લક્ષગણું પુણ્ય થાય છે, પછીની એકવીશ ઘડીમાં કરોડગણું, પછીની દશ ઘડીમાં અર્બુદગણું ને ત્યાર પછીની સાત ઘડીમાં દાન વગેરે કરવાથી અનંત પુણ્ય થાય છે. હે રાજન્ ! એવી રીતે ક્રમથી વ્યતીપાતના વિભાગમાં દાન કહેલું છે.) અમાવાસ્યા પિતા, મન્વાદિ તિથિ માતા, બારશ બહેન અને વ્યતીપાત ભાઇ જાણી લેવો.[૨૮–૨૯] હવે પિતામાં* દાન કરવાથી સોગણુંપુણ્ય થાય છે, માતામાં હજારગણું, બહેનમાં દશ

* આ યોગો પિતા વગેરેથી ઉપર કહેલા અમાવાસ્યા વગેરે યોગો જાણી લેવા.

હજારગણું અને માઘમાં દાન કરવાથી અક્ષય પુણ્ય થાય છે.[૩૦]

विधानं व्यतिपातस्य शृणु राजन्प्रयत्नतः । माघे वा फाल्गुने मार्गे वैशाखे श्रावणेऽथवा ॥ ३१ ॥ व्यतीपातो दिने यस्मिन्नारभेद्व्रतमुत्तमम् । व्यतीपातव्रते तिष्ठन् शुचिर्भूत्वा समाहितः ॥ ३२ ॥ पंचगव्यतिलैर्धात्रीफलैः स्नायात्समाहितः । ततः संकल्पयेदेतद्व्रतं सर्वार्थसाधकम् ॥३३॥ न वारो न च नक्षत्रं न तिथिर्नैव चंद्रमाः । यदा वै जायते भक्तिस्तदा ग्राह्यमिदं व्रतम् ॥ ३४ ॥ किं व्रतैर्बहुभिश्चीर्णैः किं दानैर्बहुभिः कृतैः । सर्वेषां फलमाप्नोति व्यतीपातव्रतेन वै ॥ ३५ ॥ इति निश्चित्य मनसा व्यतीपातव्रतं चर । सर्वपापविशुद्ध्यर्थं यावत्संवत्सरो भवेत् ॥ ३६ ॥ आमंत्र्य तद्दिने विप्रं वेदवेदांगपारगम् । तिलैः पूर्णशरावं च सगुडं गुरवेऽर्पयेत् ॥ ३७ ॥ एवं द्वितीये दातव्यं तृतीयेऽपि तथैव च । सघृतं पायसं चैव दातव्यं चोत्तरोत्तरम् (उत्तरोत्तरं चतुर्थादावित्यर्थः) एवं संवत्सरस्यांते देवस्यार्चा तु कारयेत् ॥ ३८ ॥ शंखचक्रगदापाणिं पद्महस्तं हिरण्मयम् । वस्त्रयुग्मेन संवेष्ट्य पूजयेद्गरुडध्वजम् ॥३९॥ हेमदानं ततः कुर्याद्यथाविभवसारतः । मन्त्रेणानेन विधिवत् करे धृत्वा सुवर्णकम् ॥ ४० ॥

હે રાજન્ ! (હવે તમે) સાવધાન થઈ વ્યતીપાતનું વિધાન સાંભળો. માઘ, વૈશાખ, ફાગણ, માર્ગશીર્ષ વા શ્રાવણ માસમાં વ્યતીપાતને દિવસે આ વ્રત કરવું. તે દિવસે પવિત્ર થઈ પંચગવ્ય, તિલ તથા આમળાંવડે વિધિથી સ્નાન કરવું. પછી સર્વ કામના સિદ્ધ કરનાર આ વ્રતનો સંકલ્પ કરવો.[૩૧-૩૩] આ વ્રત માટે વાર, નક્ષત્ર, તિથિ કે ચંદ્ર કોઈનો નિયમ નથી; પણ જ્યારે ભક્તિ થાય ત્યારે આ વ્રત કરવું.[૩૪] ઘણાં વ્રતો ને દાનોથી શું ફળ છે ! કારણ કે એક વ્યતીપાતનું વ્રત કરવાથી સઘળાનું ફળ પ્રાપ્ત થાય છે,[૩૫] એવો મનમાં નિશ્ચય કરી એક વર્ષ સુધી વ્યતીપાતનું વ્રત કરો. જેથી સર્વ પાપો દૂર થાય.[૩૬] વ્યતીપાતને દિવસે જે પૂર્ણવેદ તથા વેદાંગ જાણતો હોય તેવા બ્રાહ્મણને આચાર્ય કરી તિલથી ભરેલા શકોરામાં ગોળ નાખી તે આચાર્યને આપવું.[૩૭] એવી રીતે બીજે તથા ત્રીજે વ્યતીપાતે પણ દાન કરવું. ચોથા વ્યતીપાતથી ઘીસહિત દૂધપાકનું દાન કરવું.[૩૮] એવી રીતે વર્ષ પૂરૂં થાય ત્યારે જેના હાથમાં શંખ, ચક્ર, ગદા ને કમલ હોય એવી સોનાની વિષ્ણુની મૂર્તિ કરાવવી. તેને બે વસ્ત્રો પહેરાવી પૂજા કરવી.[૩૯] પછી યથાશક્તિ હાથમાં સોનું રાખી તેનું દાન કરવું.[૪૦] દાનમંત્ર–

नमस्तेऽस्तु व्यतीपात सोमसूर्यसुत प्रभो । दास्यामि दानं यत्किंचित्तदक्षय्यमिहास्तु मे ॥ ४१ ॥ गुंजामात्रमपि स्वल्पं हेम विप्रकरेऽर्पितम् । हेमाद्रिशिखराकारमनंतफलदं भवेत् ॥ ४२ ॥ इदं क्षेत्रं कुरुक्षेत्रं साक्षान्नारायणो द्विजः । सुवर्णस्य च दानेन प्रीतो भूयाज्जनार्दनः ॥ ४३ ॥ तव हस्तौ व्यतीपातो वैधृतिश्चरणौ स्मृतौ । संक्रांतिर्हृदयस्थानममा वै नाभिरुच्यते ॥ ४४ ॥ पृष्ठं च पूर्णिमा पंचपर्वाण्यंगानि पंच ते । व्यतीपातदिने देव किंचिद्विप्रे समर्पितम् । भवत्वनंतफलदं मम जन्मनि जन्मनि ॥ ४५ ॥ एवं प्रार्थ्य हृषीकेशं नत्वा चैव पुनः पुनः । तत्सर्वं गुरवे दद्याच्छ्रोत्रियाय कुटुंबिने ॥ ४६ ॥ व्रतोपदेष्ट्रे विप्राय पुराणज्ञाय भक्तितः । ब्राह्मणान्भोजयित्वा तु व्रतमेतत्समापयेत् ॥ ४७ ॥

'હે વ્યતીપાત ! હે ચંદ્રના તથા સૂર્યના પુત્ર ! હે પ્રભો ! આજ હું જે કાંઈ દાન આપું છું તે અક્ષય થાઓ.'[૪૧] વ્યતીપાતને દિવસે ગુંજા (ચણોઠી) જેટલું પણ સોનું બ્રાહ્મણના હાથમાં આપ્યું હોય તો તે મેરુ પર્વતના શિખર જેવું થાય છે, ને અનંત ફળ આપનાર થાય છે.[૪૨] ગમે તે સ્થળે હોય તો પણ આ ક્ષેત્ર કુરુક્ષેત્ર છે અને બ્રાહ્મણ સાક્ષાત્ નારાયણ છે, સુવર્ણના દાનથી વિષ્ણુ પ્રસન્ન થાય.[૪૩] એમ કહી સુવર્ણ દાન આપવું. 'હે વિષ્ણુ ! વ્યતીપાત તમારા હાથ છે, વૈધૃત ચરણ છે, સંક્રાંતિ હૃદય છે, અમાવાસ્યા નાભિ છે ને પૂર્ણિમા વાંસો છે, એ પ્રમાણે પાંચ પર્વો તમારાં પાંચ અંગો છે. હે દેવ ! મેં વ્યતીપાતને દિવસે બ્રાહ્મણને જે કાંઈ આપ્યું હોય તેનું અનંત ફળ જન્મોજન્મમાં થાઓ.'[૪૪-૪૫] એવી રીતે વારંવાર વિષ્ણુની પ્રાર્થના કરી, તે સઘળું આચાર્ય કે જે વૈદિક, બહોળા કુટુંબવાળો, વ્રતનો ઉપદેશ કરનાર ને પુરાણ જાણનાર હોય તેને ભક્તિથી આપવું. પછી બ્રાહ્મણોને જમાડી વ્રત સમાપ્ત કરવું.[૪૬-૪૭]

सूकर उवाच– इदं व्रतं त्वया देव गृहीतं पूर्वजन्मनि । स्वर्गापवर्गदं नृणामनंतफलदं शुभम् ॥ ४८ ॥ तेनैवमुक्तो हर्यश्वः सूकरं वाक्यमब्रवीत् । मया कृतमिदं सर्वं तत्फलं ते ददाम्यहम् ॥ ४९ ॥ एवमुक्त्वा नृपश्रेष्ठः सूकराय फलं ददौ । तत्क्षणात्तेन पुण्येन सूकरो मुक्तकिल्बिषः ॥ ५० ॥ मुक्तः सूकरदेहाच्च सर्वाभरणभूषितः । दिव्यं विमानं संप्राप्य गतः स्वर्गं च सूकरः ॥ ५१ ॥ न जानंति द्विजाः सर्वे व्यतीपातव्रतोत्तमम् । इह लोके च सुखदं स्वर्गमोक्षप्रदायकम् ॥ ५२ ॥ मार्कंडेय उवाच– अतस्त्वं कुरु राजेंद्र व्यतीपातव्रतोत्तमम् । सर्वपापक्षयकरं नृणां भवति सर्वदा ॥ ५३ ॥ इदं यः कुरुते मर्त्यः श्रद्धाभक्तिसमन्वितः । सर्वपापविनिर्मुक्तो विष्णुसायुज्यमाप्नुयात् ॥ ५४ ॥ य इदं शृणुयाद्भक्त्या विष्णुलोके महीयते । ज्ञानवान्धनवाञ्छ्रीमानिह चैव सुखी भवेत् ॥ ५५ ॥ इति नारदपुराणे व्यतीपातव्रतम् ।

વરાહ આગાડી કહે છે– હે રાજન્ ! સ્વર્ગ તથા મોક્ષ આપનાર અને અનંત ફળ આપનાર આ ઉત્તમ વ્રત

તમે પૂર્વ જન્મમાં કર્યું હતું.૪૮ એવી રીતે વરાહના કહેવાથી હર્યશ્વરાજાએ તેને કહ્યું, હે વરાહ! મેં જે આ વ્રત કરેલું છે તેનું સઘળું ફળ હું તને આપું છું.૪૯ એમ કહી રાજાએ વરાહને તે ફળ આપ્યું ને તેનાં પુણ્યથી તે વરાહ તત્કાલ પાપરહિત થયો,૫૦ ને વરાહનું શરીર છોડી સર્વ આભરણ પહેરેલાં દિવ્ય શરીરવાળો થયો અને દિવ્ય વિમાનમાં બેસી સ્વર્ગમાં ગયો.૫૧ જે આ લોકમાં સુખ આપનાર અને સ્વર્ગ તથા મોક્ષ આપનાર છે તે વ્યતીપાતનું ઉત્તમ વ્રત સઘળા બ્રાહ્મણો જાણતા નથી.૫૨ માર્કંડેય ઋષિ કહે છે– હે રાજેંદ્ર! એટલા માટે તમે સર્વ પાપોનો નાશ કરનાર વ્યતીપાતનું ઉત્તમ વ્રત કરો.૫૩ જે માણસ શ્રદ્ધા ને ભક્તિથી આ વ્રત કરશે, તે સર્વ પાપોથી મુક્ત થઈ વિષ્ણુની સાયુજ્યમુક્તિ પામશે.૫૪ જે માણસ ભક્તિથી આ કથા સાંભળે છે તે આ લોકમાં જ્ઞાનવાન્, ધનવાન્ ને સમૃદ્ધિવાળો થાય છે; સુખી થાય છે ને અંતે વિષ્ણુલોકમાં પૂજાય છે.૫૫ એ પ્રમાણે નારદીય પુરાણમાં વ્યતીપાતનું વ્રત કહેલું છે.

## વ્યતીપાતનું ઉદ્યાપન

अथ प्रकारांतरेणोद्यापनम् ॥ कुर्यादेवं मासि मासि व्यतीपातांस्त्रयोदश । चतुर्दशे तु संप्राप्ते कुर्यादुद्यापनं बुधः ॥ १ ॥ आदौ मध्ये तथा चांते यथाशक्ति समाचरेत् । निष्कत्रयेण चार्धेन तदर्धार्धेन वा पुनः ॥२॥ व्यतीपातस्वरूपं हि कुर्याद्दष्टभुजं नरः । गणेशपूजनं कार्यं स्वस्तिवाचनमाचरेत् ॥ ३ ॥ नांदीमुखांस्ततोऽभ्यर्च्य आचार्यं वरयेत् सुधीः । वरयेच्च ततो विप्रान् ऋत्विजश्च त्रयोदश ॥ ४ ॥ देवागारे तथा गोष्ठे शुद्धे च स्वीयमंदिरे । पुष्पमंडपिकां कृत्वा पट्टकूलादिवेष्टिताम् ॥ ५ ॥ तन्मध्ये सर्वतोभद्रं रचयेल्लक्षणान्वितम् । तत्पूर्वे स्थापयेत्कुंभं शर्करापूरितं शुभम् ॥ ६ ॥ तस्योपरि न्यसेत्पात्रं ताम्रवैणवमृन्मयम् । निष्कत्रयेण प्रतिमां सुवर्णेन विनिर्मिताम् ॥ ७ ॥ स्वशक्त्या कारयेद्रम्यां लक्ष्मीनारायणस्य च । वैदिकेन तु मन्त्रेण व्यतीपातसमन्विताम् ॥ ८ ॥ तां स्थापयेत्तत्र कुर्याद्ब्रह्माद्यावाहनं ततः । ततः पूजां विनिर्वर्त्य महासंभारविस्तरैः ॥ ९ ॥ अर्घ्यं चापि ततो देयं सुगंधैः कुसुमैर्जलैः । गृहाणार्घ्यं व्यतीपात सोमसूर्यसुत प्रभो । सप्तजन्मकृतं पापं त्वत्प्रसादात्प्रणश्यतु ॥ १० ॥ मन्त्रेणानेन देवाय दद्यादर्घ्यं समाहितः । ऋचा सोमोधेनुमिति होमं सोमाय कारयेत् ॥ ११ ॥ आकृष्णेनेति मन्त्रेण सूर्याय विधिवन्नरः । अश्वत्थार्कसमिद्भिश्च शतमष्टोत्तरं तथा ॥ १२ ॥ इदं विष्णुरिति मन्त्रेण होमः स्यात्पायसेन च । व्याहृतीनां फलैर्होमं कुर्यादष्टोत्तरं शतम् ॥ १३ ॥ त्रयोदश ब्राह्मणांश्च भोजयेल्लड्डुपायसैः । एवमाराधितान्विप्रान् दक्षिणाभिश्च तोषयेत् ॥ १४ ॥ आचार्यं पूजयेत्पश्चाद्गां च दद्यात्पयस्विनीम् । इत्थं व्रतं तु यः कुर्यान्नरो भक्तिसमन्वितः ॥ १५ ॥ कोटिजन्मकृतैः पापैर्मुच्यते नात्र संशयः । अस्मिन् कृते व्रते राजन्वैधव्यं स्त्री न चाप्नुयात् ॥१६॥ अकालमृत्युर्दारिद्र्यं शोको दुःखं न जायते । सर्वसौख्यमवाप्नोति व्यतीपातप्रसादतः ॥ १७ ॥ इति प्रकारांतरेण व्यतीपातव्रतोद्यापनं संपूर्णम् ।

ઉપર કહ્યા પ્રમાણે મહિને મહિને એમ તેર વ્રત કરવાં, ચૌદમો વ્યતીપાત આવે ત્યારે ઉદ્યાપન કરવું.૧ આદિમાં, મધ્યમાં તથા અંતમાં શક્તિ પ્રમાણે ઉદ્યાપન કરવું. ત્રણ નિષ્ક, દોઢ નિષ્ક વા પોણા નિષ્ક સોનાની, અઢાર હાથવાળી વ્યતીપાતની મૂર્તિની પૂજા કરવી. ગણપતિનું પૂજન કરવું. સ્વસ્તિવાચન કરવું.૨–૩ નાંદીમુખનું પૂજન કરી આચાર્ય તથા તેર ઋત્વિજોને વરાવવા.૪ દેવાલયમાં, ગૌદરામાં, પવિત્ર સ્થળમાં અથવા પોતાના ઘરમાં નાનો સરખો પુષ્પોનો માંડવો બાંધવો. તેને કપડાં વગેરે બાંધવાં.૫ તેમાં સુંદર સર્વતોભદ્રમંડલ કરવું. તેની પૂર્વ બાજુમાં સાકરથી ભરેલા ઘડાની સ્થાપના કરવી.૬ તેની ઉપર ત્રાંબાનું, વાંસનું, અથવા માટીનું પાત્ર રાખવું. ત્રણ નિષ્ક વા પોતાની શક્તિ પ્રમાણે સોનાની સુંદર લક્ષ્મીનારાયણની મૂર્તિ કરાવવી. પછી તે મૂર્તિ તથા વ્યતીપાતની મૂર્તિની પૂજા કરવી.૭–૮ બ્રહ્મા વગેરેનું આવાહન કરવું. પછી મોટા વૈભવથી પૂજા કરી સુગંધિ પુષ્પ તથા જલનો અર્ઘ્ય આપવો. તેનો મંત્ર– 'હે વ્યતીપાત! હે ચંદ્ર તથા સૂર્યના પુત્ર! હે પ્રભો! આ અર્ઘ્યનું ગ્રહણ કરો. હે દેવ! સાત જન્મમાં કરેલું પાપ આપની કૃપાથી નષ્ટ થાઓ.'૯–૧૦ પછી 'સોમોધેનું૦' એ મંત્ર ભણી આહુતિ આપવી. 'આકૃષ્ણેન૦'એ મંત્ર ભણી સૂર્યને પીપળાની સમિધોની એકસોઆઠ આહુતિ આપવી.૧૧–૧૨ 'इदं विष्णुः०' એ મંત્ર ભણી ખીરનો હોમ કરવો. વ્યાહૃતિથી એકસોઆઠ વખત હોમ કરવો.૧૩ તેર બ્રાહ્મણોને લાડુ તથા દૂધપાક જમાડવો ને તેઓને દક્ષિણા આપી પ્રસન્ન કરવા.૧૪ આચાર્યની પૂજા કરવી, તેને પુષ્કળ દૂધવાળી એક ગાય આપવી. જે માણસ ભક્તિથી એ પ્રમાણે વ્રત કરે છે, તે કરોડો જન્મનાં પાપોથી મુક્ત થાય છે, એમાં સંશય નથી. હે રાજન્! આ વ્રત કરવાથી વ્યતીપાતની કૃપાથી સ્ત્રીને રંડાપો આવતો નથી; અકાલ મૃત્યુ થતું નથી; દરિદ્રપણું, શોક કે દુઃખ આવતાં નથી. ને સર્વ સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે.૧૫–૧૭ એવી રીતે બીજે પ્રકારે વ્યતીપાતનું ઉદ્યાપન કહેલું છે.

## ૧૨ માસોપવાસ વ્રત

अथ आश्विनशुक्लैकादशीमारभ्य कार्तिकशुक्लैकादशीपर्यंतं मासोपवासव्रतं लिख्यते ॥ हेमाद्रौ विष्णुरहस्ये– नारद उवाच– भगवन् श्रोतुमिच्छामि व्रतानामुत्तमस्य च ।

विधिं मासोपवासस्य फलं चास्य यथोदितम् ॥ १ ॥ यथाविधा नरैः कार्या व्रतचर्या यथा भवेत् । आरभ्यते यथापूर्वं समाप्यं च यथाविधि ॥ २ ॥ यावत्संख्यं च कर्तव्यं तद्ब्रवीहि पितामह ।व्रतमेतत्सुरश्रेष्ठ विस्तरेण ममानघ ॥ ३ ॥

હવે આશો શુદ એકાદશીથી આરંભી કાર્તિક શુદ એકાદશી પર્યંત એટલે એક માસ કરવાનું વ્રત કહેવાય છે. હેમાદ્રિમાં વિષ્ણુરહસ્યમાં આ પ્રમાણે લખ્યું છેઃ– નારદ પૂછે છે– હે ભગવન્! હે પિતામહ! માસોપવાસ વ્રત સર્વ વ્રતોમાં ઉત્તમ છે તે વ્રત સાંભળવા ઇચ્છું છું; માટે તેનો પ્રકાર તથા તેનું ફળ કહો. મનુષ્યોએ જેવી રીતે વિધિ કરવો જોઇએ, જેવી રીતે વ્રત કરવું જોઇએ, જે પ્રમાણે આરંભ કરવો જોઇએ, જે પ્રમાણે સમાપ્તિ કરવી ને જેટલા દિવસ કરવાનું હોય તે સઘળું વિસ્તારથી મને કહો.[1–3]

ब्रह्मोवाच– साधु नारद पृष्टं हि सर्वेषां हितकारकम् । यादृङ्मतिमतां श्रेष्ठ तच्छृणुष्व ब्रवीमि ते ॥ ४ ॥ सुराणां च यथा विष्णुस्तपतां च यथा रविः । मेरुः शिखरिणां यद्वद्वैनतेयस्तु पक्षिणाम् ॥ ५ ॥ तीर्थानां तु यथा गंगा प्रजानां तु यथा द्विजः । श्रेष्ठं सर्वव्रतानां हि तद्वन्मासोपवासकम् ॥ ६ ॥ सर्वव्रतेषु यत्पुण्यं सर्वतीर्थेषु यद्भवेत् । सर्वदानोद्भवं वाऽपि लभेन्मासोपवासकृत् ॥७॥ अग्निष्टोमादिभिर्यज्ञैर्विधिवद्भूरिदक्षिणैः । न तत्पुण्यमवाप्नोति यन्मासपरिलंघनात् ॥ ८ ॥ तेन दत्तं हुतं जप्तं तपस्तप्तं स्वधाकृतम् । यः करोति विधानेन नरो मासमुपोषणम् ॥ ९ ॥ प्रविश्य वैष्णवं यज्ञं पूजयेच्च जनार्दनम् । गुरोराज्ञां ततो लब्ध्वा कुर्यान्मासोपवासकम् ॥ १० ॥ वैष्णवानि यथोक्तानि कृत्वा चैव व्रतानि तु । द्वादश्यादीनि पुण्यानि ततो मासमुपावसेत् ॥ ११ ॥ अतिकृच्छ्रं पराकं च कृत्वा चांद्रायणं तथा । मासोपवासं कुर्वीत ज्ञात्वा देहबलाबलम् ॥ १२ ॥ वानप्रस्थो यतिर्वापि नारी वा विधवा मुने । मासोपवासं कुर्वीत गुरुविप्राज्ञया ततः॥१३॥

બ્રહ્મા કહે છે–હે નારદ! હે ઉત્તમ બુદ્ધિવાળા! તમે અતિ ઉત્તમ પ્રશ્ન કરેલો છે. કારણ કે તેથી સર્વ લોકોનું કલ્યાણ થનારૂં છે. એ વ્રત હું યથાર્થ કહું છું તે સાંભળો. જેમ દેવોમાં વિષ્ણુ, તપનારમાં સૂર્ય, પર્વતોમાં મેરુ, પક્ષિઓમાં ગરુડ, તીર્થોમાં ગંગા ને મનુષ્યોમાં બ્રાહ્મણ ઉત્તમ છે, તેમ સર્વ વ્રતોમાં માસોપવાસ વ્રત ઉત્તમ છે. સર્વ વ્રતો કરવાથી જે પુણ્ય થાય છે, સર્વ તીર્થો કરવાથી જે પુણ્ય થાય છે ને સર્વ દાનો કરવાથી જે પુણ્ય થાય છે, તે પુણ્ય માસોપવાસ વ્રત કરવાથી થાય છે. માસોપવાસવ્રત કરવાથી જેટલું પુણ્ય થાય છે તેટલું પુણ્ય વિધિથી ઘણી દક્ષિણાવાળા અગ્નિષ્ટોમ વગેરે યજ્ઞો કરવાથી થતું નથી. જે માણસ એક માસ સુધી ઉપવાસ કરે છે તેને દાન, હોમ, જપ, તપ અને યજ્ઞનું ફળ થાય છે. વિષ્ણુયજ્ઞ કરી, વિષ્ણુનું પૂજન કરી, ગુરુની આજ્ઞા લઇ માસોપવાસ વ્રત કરવું. પુણ્યકારક બારશ વગેરે વિષ્ણુનાં વ્રતો કર્યા પછી માસોપવાસ વ્રત કરવું. અતિકૃચ્છ્ર, પરાક તથા ચાંદ્રાયણ કર્યા પછી શરીરની શક્તિ જાણી માસોપવાસ વ્રત કરવું. હે મુને! ગુરુ તથા બ્રાહ્મણની આજ્ઞા લઈ, વાનપ્રસ્થ, યતિ વા વિધવા સધવાએ માસોપવાસ વ્રત કરવું.[4–13]

आश्विनस्यामले पक्षे एकादश्यामुपोषितः । व्रतमेतत्तु गृह्णीयायावत्त्रिंशद्दिनावधि ॥ १४ ॥ वासुदेवं समुद्दिश्य कार्तिकं सकलं नरः । मासं चोपवसेद्यस्तु स मुक्तिफलभाग्भवेत् ॥ १५ ॥ अच्युतस्यालये भक्त्या त्रिकालं कुसुमैः शुभैः । मालतीनीलोत्पलैः पद्मैः कमलैस्तु सुगंधिभिः ॥ १६ ॥ कुंकुमागुरुकर्पूरैर्विलिप्य च सुगंधकैः ।नैवेद्यैर्धूपदीपाद्यैरर्चयेत्तु जनार्दनम् ॥ १७ ॥ मनसा कर्मणा वाचा पूजयेद्गरुडध्वजम् । कुर्यान्नरस्त्रिषवणं महाभक्त्या जितेंद्रियः ॥ १८ ॥ नाम्नामेव तथालापं विष्णोः कुर्यादहर्निशम्।भक्त्या विष्णोः स्तुतिर्वाच्या मृषावादं विवर्जयेत् ॥ १९ ॥ सर्वसत्त्वदयायुक्तः शांतवृत्तिरहिंसकः । सुप्तो वा आसनस्थो वा वासुदेवं प्रकीर्तयेत् ॥ २० ॥ स्मृत्यालोकनगंधादिस्वादुर्भं परिकीर्तनम् । अन्नस्य वर्जयेत्सर्वं ग्रासानां चाभिकांक्षणम् ॥ २१ ॥ गात्राभ्यंगं शिरोभ्यंगं तांबूलं च विलेपनम् । व्रतस्थो वर्जयेत्सर्वं यच्चान्यत्र निराकृतम् ॥ २२ ॥ व्रतस्थो न स्पृहेत्किंचिद्विकर्मस्थान्न चालपेत् । देवतायतने तिष्ठेन्न गृहस्थश्चरेद्व्रतम् ॥ २३ ॥

પ્રથમ આશો શુદિ એકાદશીને દિવસે ઉપવાસ કરી માસોપવાસ*વ્રતનો નિયમ લેવો. જે માણસ વિષ્ણુના ઉદ્દેશથી આખો કાર્તિક માસ ઉપવાસ કરે છે તેને મુક્તિ મળે છે. ત્રણે કાળ વિષ્ણુમંદિરમાં જઇ માલતીના પુષ્પ, શ્યામ કમલ, સુગંધ કમલ, કંકુ, અગુરુ, કપૂર, ચંદન, નૈવેદ્ય, ધૂપ તથા દીપ વગેરેથી વિષ્ણુની પૂજા કરવી. મન, શરીર અને વાણીથી વિષ્ણુનું પૂજન કરવું. એવી રીતે અનન્ય ભક્તિથી ત્રણે વખત વિષ્ણુનું પૂજન કરવું. ઇંદ્રિયો વશમાં રાખવી. રાત્રિ દિવસ વિષ્ણુના નામોનું ઉચ્ચારણ કરવું. ભક્તિથી વિષ્ણુની સ્તુતિ કરવી. પણ ફોકટનો બકવાદ કરવો નહિ. સર્વ પ્રાણી ઉપર દયા રાખવી. વૃત્તિ શાંત રાખવી. કોઇને પણ પીડા કરવી નહિ. સૂતાં તથા બેસતાં હરદમ વાસુદેવના નામનું ઉચ્ચારણ કરવું. અન્નનું નામ લેવું નહિ, સ્મરણ કરવું નહિ, તેને જોવું નહિ, તેની ગંધ લેવી નહિ, તેમ તેના કોળીઆની ઇચ્છા કરવી નહિ. વ્રત કરનારે શરીરમાં કે માથામાં તેલ લગાડવું નહિ, તાંબૂલ ખાવું

*આશો શુદિ દશમ અથવા આશો શુદ પૂર્ણિમાથી તે કાર્તિક શુદ પૂર્ણિમા સુધી ઉપવાસ કરવો, તે માસોપવાસ વ્રત છે.

નહિ કે ચંદન ચોપડવું નહિ. તેમજ બીજી નિષિદ્ધ વસ્તુઓનો પણ ત્યાગ કરવો. વ્રત કરનારે કોઈની પણ ઇચ્છા કરવી નહિ. દુરાચરણીઓની સાથે ભાષણ કરવું નહિ, પણ દેવાલયમા બેસી રહેવું. આ વ્રત ગૃહસ્થાશ્રમીએ કરવું નહિ.[૧૪–૨૩]

कृत्वा मासोपवासं तु संयतात्मा जितेंद्रियः । ततोऽर्चयेन्महाभक्त्या द्वादश्यां गरुडध्वजम् ॥ २४ ॥ पूजयेत्पुष्पमालाभिर्गंधधूपविलेपनैः । वस्त्रालंकारवाद्यैश्च तोषयेदच्युतं नरः ॥ २५ ॥ स्नापयेत्तु हरिं भक्त्या तीर्थचंदनवारिभिः । चंदनेनानुलिप्तांगान् पुष्पधूपैरनेकशः ॥ २६ ॥ वस्त्रदानादिभिश्चैव भोजयच्च द्विजोत्तमान् । दद्याच्च दक्षिणां तेभ्यस्तांबूलादि च दापयेत् ॥२७॥ क्षमापयित्वा विप्रांश्च विसृजेन्नियतो व्रती एवं विधानुसारेण भक्तियुक्तेन चेतसा ॥ २८ ॥ कृत्वा मासोपवासं तु समभ्यर्च्य जनार्दनम् । भोजयित्वा द्विजांश्चैव विष्णुलोके महीयते ॥ २९ ॥ कृत्वा मासोपवासांस्तु सम्यक् त्रिंशदहानि च । निर्वापयेत्ततस्तान्वै विधिना येन तच्छृणु ॥३०॥ कारयेद्वैष्णवं यज्ञमेकादश्यामुपोषितः । पूजयित्वा च देवशमाचार्याज्ञया हरिम् ॥ ३१ ॥ अर्चयित्वा हरिं भक्त्या अभिवाद्य गुरुं तथा । ततस्तु भोजयेद्विप्रान् यथाशक्ति यथाविधि ॥ ३२ ॥ विशुद्धकुलचारित्रान् विष्णुपूजनतत्परान् । पूजयित्वा द्विजान् सम्यक् त्रिंशद्वै भोजितान् सुधीः ॥ ३३ ॥ तावंति वस्त्रयुग्मानि आसनादिकमंडलून् । योगपट्टानि शुभ्राणि ब्रह्मसूत्राणि चैव हि ॥ ३४ ॥ दद्याच्चैव द्विजाग्र्येभ्यः पूजयित्वा प्रणम्य च । ततोऽनुकल्पयेच्छय्यां शस्तास्तरणसंस्कृताम् ॥ ३५ ॥ वितानसंयुतां श्रेष्ठां सोपधानामलंकृताम् । विष्णोस्तु कारयेन्मूर्तिं कांचनीं तु स्वशक्तितः ॥ ३६ ॥ न्यसेत्तस्यां तु शय्यायामर्चयित्वा स्रगादिभिः । आसनं पादुके छत्रं वस्त्रयुग्ममुपानहौ ॥३७॥ पवित्राणि च पुष्पाणि शय्यायामुपकल्पयेत् । एवं शय्यां तु संकल्प्य प्रणिपत्य च तान् द्विजान् ॥३८॥ प्रार्थयेच्चानुमोदार्थं विष्णुलोकं व्रजाम्यहम् । एवमभ्यर्थिता विप्रा वदेयुर्व्रतिनं तदा ॥ ३९ ॥ व्रज व्रज नरश्रेष्ठ विष्णोः स्थानमनामयम् । विमानं वैष्णवं दिव्यं सुशय्यापरिकल्पितम् ॥ ४० ॥ तत्र विष्णुपदं याहि सदानंदमनामयम् । ततो विसर्जयेद्विप्रान् प्रणिपत्यानुगम्य च ॥ ४१ ॥ ततस्तु पूजयेद्भक्त्या गुरुं ज्ञानप्रदायकम् । तां शय्यां कल्पितां सम्यक् गुरुं व्रतसमापकम् ॥ ४२ ॥ प्रणम्य शिरसा शांतस्तस्मै च प्रतिपादयेत् । एवं पूज्य हरिं विप्रान् गुरुं ज्ञानप्रकाशकम् ॥ ४३ ॥ कृत्वा मासोपवासांश्च नरो विष्णुतनुं विशेत् । कृत्वा मासोपवासं च निर्वाप्य विधिवन्मुने ॥ ४४ ॥ कुलानां शतमुद्धृत्य विष्णुलोकं व्रजेन्नरः । नरो मासोपवासानां कर्ता पुण्यकृतां वरः ॥ ४५ ॥ पितृमातृकुलाभ्यां च समं विष्णुपुरं व्रजेत् । नारी या विधवा जाता यथोक्तव्रतचारिणी ॥ ४६ ॥ कृत्वा मासोपवासं च व्रजेद्विष्णुं सनातनम् ॥ ४७ ॥

ઇંદ્રિયો નિયમમાં રાખી નિયમથી માસોપવાસ કર્યા પછી, બારશને દિવસે પરમ ભક્તિથી વિષ્ણુનું પૂજન કરવું. પરમ ભક્તિથી તીર્થોના સુગંધિ જળવડે સ્નાન કરાવવું, સુગંધિ ચંદન તથા પુષ્પની માળા ચડાવવી, ધૂપ કરવો. વસ્ત્ર અલંકાર પહેરાવી અને વાજાં વગાડી વિષ્ણુને પ્રસન્ન કરવા. ચંદન ચર્ચી ધૂપ, દીપ, વસ્ત્ર વગેરેથી બ્રાહ્મણોની પૂજા કરી ભોજન કરાવી તેઓને દક્ષિણા તથા તાંબૂલ વગેરે આપવાં. પછી ક્ષમા માગી તેઓને વિદાય કરવા. જે માણસ એ પ્રમાણે યથાશક્તિ ભક્તિથી માસોપવાસ વ્રત કરે છે ને વિષ્ણુનું પૂજન કરી બ્રાહ્મણોને જમાડે છે તે વિષ્ણુલોકમાં પૂજાય છે. ત્રીશ દિવસ સુધી વિધિથી ઉપવાસ કર્યા પછી તેની જે પ્રકારે સમાપ્તિ કરવી તે પ્રકાર કહું છું તે સાંભળો. એકાદશીને દિવસે ઉપવાસ કરી, વિષ્ણુયજ્ઞ કરવો. આચાર્યની આજ્ઞા થયા પછી વિષ્ણુનું પૂજન કરવું ને આચાર્યને પ્રણામ કરવા. શુદ્ધ કુળમાં ઉત્પન્ન થયેલા, સારાં આચરણવાળા તથા વિષ્ણુપૂજનમાં તત્પર એવા ઉત્તમ ત્રીશ બ્રાહ્મણોને વિધિથી પૂજા કરી ભોજન કરાવવું. પછી પૂજા કરી પ્રણામ કરી એક ધોતિયું, અંગવસ્ત્ર, આસન, કમંડલુ, યોગપટ્ટ ને ધોળી જનોઇ વગેરે વસ્તુઓ એક એક બ્રાહ્મણને આપવી. એવી રીતે સઘળી ત્રીશ ત્રીશ વસ્તુઓ આપ્યા પછી સુંદર ગાદલાંવાળી, ચંદ્રવાવાળી, ઓશીકાંવાળી અને સુશોભિત ઉત્તમ શય્યા તૈયાર કરાવી, શક્તિ પ્રમાણે સોનાની વિષ્ણુની મૂર્તિ કરાવી તેની માળા વગેરેથી પૂજા કરી એ મૂર્તિ પેલી શય્યામાં રાખવી. આસન, પાદુકા, છત્ર, વસ્ત્ર, પરખાં ને પવિત્ર પુષ્પો પણ શય્યામા રાખવા.[૨૪–૩૭] એવી રીતે શય્યાની તૈયારી કરી તે બ્રાહ્મણોને પ્રણામ કરી તેઓનાં અનુમોદન માટે પ્રાર્થના કરવી કે, 'હું વિષ્ણુલોકમાં જાઉં છું.' ત્યાર બ્રાહ્મણોએ વ્રત કરનારને કહેવું, 'હે નરશ્રેષ્ઠ! બાધારહિત વિષ્ણુના સ્થાનમાં તું સુખેથી જા. શય્યાથી કલ્પેલા વિષ્ણુના દિવ્ય વિમાનમાં બેસી તું સદા આનંદમય વિષ્ણુલોકમાં જા.' એ પ્રમાણે બ્રાહ્મણોના કહ્યા પછી તેમને પ્રણામ કરી વિદાય કરવા ને પછવાડે વળાવવા જવું. પછી જ્ઞાન આપનાર તથા વિધિથી વ્રત કરાવનાર ગુરુની ભક્તિથી પૂજા કરી, તેને પ્રણામ કરી, પેલી શય્યા આપવી. જે માણસ એ પ્રમાણે બ્રાહ્મણોની તથા જ્ઞાન આપનાર ગુરુની પૂજા કરે છે ને માસોપવાસ કરે છે તે વિષ્ણુના શરીરમાં પેશી જાય છે. હે મુને! જે માણસ વિધિથી એ વ્રત સમાપ્ત કરે છે તે સેંકડો કુલનો ઉદ્ધાર કરી પોતે વિષ્ણુલોકમાં જાય છે. જે માણસ માસોપવાસ વ્રત કરે છે, તે પુણ્યવાનમાં શ્રેષ્ઠ કહેવ

છે, ને તે માતાપિતાનાં કુળની સાથે વિષ્ણુલોકમાં જાય છે. જે સ્ત્રી વિધવા થઇ હોય તે વિધિથી આ માસોપવાસ કરવાથી અવિનાશી વિષ્ણુલોકમાં જાય છે.[२४–४७]

नारद उवाच– सुदुष्करमिदं देव मूर्च्छाग्लानिकरं परम्। व्रतं मासोपवासाख्यं भक्तिं जनयतेऽच्युते ॥ ४८ ॥ पीडितस्य भृशं देव मुमूर्षोर्व्रतिनस्तथा । त्यागो वाऽनुग्रहो वाऽथ किं नु कार्यं पितामह ॥ ४९ ॥ ब्रह्मोवाच– व्रतस्थं कर्शितं दृष्ट्वा मुमूर्षुं वा तपोधनम् । कृपया ब्राह्मणास्तस्य कुर्युः सम्यगनुग्रहम् ॥ ५० ॥ अमृतं पाययेत्क्षीरमिच्छमानं सकृन्निशि । यथेह न वियुज्येत प्राणैः क्षुत्पीडितो व्रती ॥ ५१ ॥ अतिमूर्च्छान्वितं क्षीणं मुमूर्षुं क्षुत्प्रपीडितम् । पाययित्वा शृतं क्षीरं रक्षेद्दत्त्वा फलानि च ॥५२॥ अहोरात्रं च यो नित्यं व्रतस्थं परिपालयेत् । पयो मूलं फलं दत्त्वा विष्णुलोकं व्रजेच्च सः ॥ ५३ ॥ एवं मासोपवासस्थमारूढं प्राणसंशये । अव्रतघ्नगुणैर्दिव्यैः परीप्सेद्ब्राह्मणाज्ञया ॥५४॥ नैते व्रतं विनिघ्नंति हविर्विप्रानुमोदितम् । क्षीरौषधं गुरोराज्ञा आपो मूलं फलानि च ॥ ५५ ॥ एवं कृत्वाऽपि रक्षेत सगुडं पायसं तथा । पाययेत्क्षीरतोयं च व्रतं पश्चात्समापयेत् ॥ ५६ ॥ अथ विष्णुर्व्रतं विष्णुर्दाता विष्णुर्व्रती तथा । सर्वं विष्णुमयं ज्ञात्वा व्रतस्थं क्षीणमुद्धरेत् ॥ ५७ ॥ यदा मुमूर्षुर्निश्चेष्टः परिग्लानोऽतिमूर्च्छितः। तदा समुद्धरेत्क्षीणमिच्छंतं विमुखं स्थितम् ॥ ५८ ॥ परिपाल्य व्रती देहं व्रतशेषं समापयेत् । यथोक्तं द्विगुणं तस्य फलं विप्रमुखोदितम् ॥ ५९ ॥ इंद्रियार्थेष्वसंसक्तः सदैव विमला मतिः । परितोषयते विष्णुं नोपवासो जितात्मनाम् ॥ ६० ॥

નારદ પૂછે છે–હે પિતામહ! આ ઉત્તમ માસોપવાસવ્રત અતિ દુષ્કર ને મૂર્છા તથા ગ્લાનિ ઉપજાવનાર છતાં પણ વિષ્ણુમાં ભક્તિ ઉત્પન્ન કરે છે. હે બ્રહ્મન્! માસોપવાસવ્રત કરનાર માણુસ પીડા પામતું હોય વા મરવા પડેલું હોય તો તેનો ત્યાગ કરવો કે સ્વીકાર કરવો? તે કહો. બ્રહ્મા કહે છે–વ્રત કરનાર માણુસ અતિ પીડા પામતું હોય વા મરવા પડેલું હોય તો તેના ઉપર દયા લાવી બ્રાહ્મણોએ અનુગ્રહ કરવો. તે માણુસની ઇચ્છા હોય તો રાત્રિએ એક વખત દૂધ પાવું, જેથી ભૂખની પીડામાં તે મરણ પામે નહિ. ભૂખની પીડાથી મૂર્છાગત થયેલા કે મરવા પડેલા વ્રત કરનાર માણુસને ગરમ દૂધ તથા ફળ આપી તેનું રક્ષણ કરવું. જે માણુસ દૂધ, ફળ તથા મૂળ આપી, અહોરાત્ર વ્રત કરનારનું રક્ષણ કરે છે તે પણ વિષ્ણુલોકમાં જાય છે. એવી રીતે માસોપવાસવ્રત કરનારનો જીવ, જો સંદેહમાં આવી પડ્યો હોય તો બ્રાહ્મણની આજ્ઞાથી વ્રતનો નાશ ન થાય તેવા ઉપાયો લેવા. બ્રાહ્મણે બતાવેલાં હવિષ્ય, દૂધ, ઔષધ, જલ, મૂલ, ફલ એટલી વસ્તુઓથી વ્રતનો ભંગ થતો નથી. ગોળ તથા દૂધ આપીને પણ વ્રત કરનારનું રક્ષણ કરવું, દૂધ ને જળ પાવું. પછી વ્રતની સમાપ્તિ કરવી. વ્રત વિષ્ણુ છે, દાતા વિષ્ણુ છે અને વ્રત કરનાર પણ વિષ્ણુ છે. એવી રીતે સર્વ વિષ્ણુમય જાણી જો વ્રત કરનાર ક્ષીણ થયેલો હોય તો તેનું રક્ષણ કરવું. વ્રત કરનાર મરવા પડેલો હોય, ચેષ્ટારહિત હોય, અતિપીડા પામતો હોય, મૂર્છાગત થયેલો હોય ને ક્ષીણ થયેલો હોય ત્યારે તે ઇચ્છા કરે વા ન કરે તો પણ તેની રક્ષા કરવી. વ્રત કરનારે, પોતાનાં શરીરનું રક્ષણ કરી બાકી રહેલું વ્રત સમાપ્ત કરવું. એ પ્રમાણે કરવાથી તેને બમણું ફળ થાય છે. હે નારદ! જે પુરુષનું મન વિષયોમાં આસક્ત ન હોય પણ સ્વચ્છ હોય અને જે વિષ્ણુની પ્રીતિ સંપાદન કરે છે એવા જિતેંદ્રિય પુરુષને ઉપવાસ કરવાની જરૂર નથી.[४८–६०]

किं तस्य बहुभिस्तीर्थैः स्नानहोमजपव्रतैः । येनेंद्रियगणो घोरो निर्जितो हि स्वचेतसा ॥ ६१ ॥ जितेंद्रियः सदा शांतः सर्वभूतहिते रतः । वासुदेवपरो नित्यं न क्लेशं कर्तुमर्हति ॥ ६२ ॥ कृत्वा व्रतं यथोक्तं तु वैष्णवं पदमव्ययम् । प्राप्नोति पुरुषो नित्यं पुनरावृत्तिदुर्लभम् ॥ ६३ ॥ ये स्मरंति सदा विष्णुं विशुद्धेनांतरात्मना । ते प्रयांति भयं त्यक्त्वा विष्णुलोकमनामयम् ॥ ६४ ॥ प्रभाते चार्धरात्रे च मध्याह्ने दिवसक्षये । कीर्तयंत्यच्युतं ये वै ते तरंति भवार्णवम् ॥ ६५ ॥ आनंदितोऽथ दुःखार्तः क्रुद्धः शांतोऽथवा हरिम् । एवं यः कीर्तयेद्भक्त्या स गच्छेद्वैष्णवीं पुरीम् ॥ ६६ ॥ गर्भजन्मजरारोगदुःखसंसारबंधनैः । न बाध्यते नरो नित्यं वासुदेवमनुस्मरन् ॥६७॥ स्थावरे जंगमे सत्त्वे स्थूले सूक्ष्मे शुभाशुभे । विष्णुं पश्यति सर्वत्र यः स विष्णुः स्वयं नरः ॥६८॥ सर्वं विष्णुमयं ज्ञात्वा त्रैलोक्यं सचराचरम् । यस्य शांता मतिस्तेन पूजितो गरुडध्वजः ॥ ६९ ॥ विष्णुलोकमवाप्नोति चक्रपाणेः प्रसादतः । विधिर्मासोपवासस्य यथावत्परिकीर्तितः ॥ ७० ॥ सुतस्नेहान्मुनिश्रेष्ठ सर्वलोकहिताय च । कृत्वा विष्ण्वर्चनं भक्त्या नरो विष्णुपुरीं व्रजेत्। नाभक्ताय प्रदातव्यं न देयं दुष्टचेतसे ॥ ७१ ॥ इति श्रीविष्णुरहस्योक्तं मासोपवासव्रतं संपूर्णम् ।

જે માણુસે પોતાના ચિત્તથી મહાદુર્જય ઇંદ્રિયોને જિતેલી છે તેઓને ઘણાં તીર્થો, સ્નાન, હોમ, જપ વા વ્રતથી શું ફળ છે? અર્થાત્ કાંઇ નથી. જે માણુસ સદા જિતેંદ્રિય, શાંત, સર્વ પ્રાણીઓનાં કલ્યાણમાં તત્પર, વિષ્ણુમાં પરાયણ અને કોઇને ક્લેશ આપતો ન હોય તે માણુસ વિધિપ્રમાણે વ્રત કરવાથી અવિનાશી વિષ્ણુલોકમાં જાય છે, જેમાં ગયા પછી ફરીથી સંસારના ફેરામાં ફરવું પડતું નથી. જે માણુસ શુદ્ધચિત્તથી વિષ્ણુનું સ્મરણ કરે છે તે નિર્ભય થઇ, બાધારહિત વિષ્ણુલોકમાં જાય છે. જે માણુસ પ્રાતઃકાળમાં, મધ્યરાત્રિના, મધ્યાહ્ને ને સાયંકાળે વિષ્ણુનું નામ લે છે તે

સંસારસમુદ્રને તરે છે. આનંદવાળો વા દુઃખી થતો, કોપેલો વા શાંત જે કોઈ એ પ્રકારે ભક્તિથી નારાયણનું કીર્તન કરે છે, તે વિષ્ણુલોકમાં જાય છે. જે માણસ નિરંતર વાસુદેવનું સ્મરણ કરે છે તેને ગર્ભ, જન્મ, ઘડપણ અને રોગનાં દુઃખરૂપી સંસારના બંધનમાં બંધાવું પડતું નથી. જે માણસ સ્થાવર (સ્થિર પદાર્થ), જંગમ (ચાલનાર), સત્ત્વ, સ્થૂલ, સૂક્ષ્મ, શુભ વા અશુભ સર્વત્ર વિષ્ણુને જુએ છે તે પોતે વિષ્ણુ છે. સઘળું જગત્ વિષ્ણુરૂપ છે એમ જાણી જેની બુદ્ધિ શાંત થાય છે તેણે વિષ્ણુની પૂર્ણ પૂજા કરી સમજવી, ને તે માણસ વિષ્ણુની કૃપાથી વૈકુંઠમાં જાય છે. હે મુનિશ્રેષ્ઠ ! હે નારદ ! મેં પુત્રના સ્નેહથી, લોકના કલ્યાણ માટે માસોપવાસવ્રતનો યથાર્થ વિધિ કહી સંભળાવ્યો. ભક્તિથી વિષ્ણુનું પૂજન કરવાથી વૈકુંઠની પ્રાપ્તિ થાય છે. આ વ્રત ભક્તિહીન તથા દુષ્ટ ચિત્તવાળાને આપવું નહિ. એ પ્રમાણે વિષ્ણુરહસ્યમાં માસોપવાસવ્રત કહેલું છે.[૧૧-૭૧]

## ૧૩ ધારણાપારણાવ્રત

अथ आषाढशुक्लैकादशीमारभ्य कार्तिकशुक्लैकादशीपर्यंतं धारणापारणाव्रतं लिख्यते ॥ कृष्ण उवाच— शृणु कौंतेय वक्ष्यामि धारणापारणाव्रतम् । बांधवादिवधोत्पन्नदोषघ्नं च सुखप्रदम् ॥ १ ॥ कुलवृद्धिकरं चैव सर्वेंद्रियनियामकम् । चातुर्मास्ये तथा चादौ मासि कौंतेय सुव्रत ॥ २ ॥ पुण्याहं कारयेत्पूर्वमेकादश्यां शुभे दिने । पश्चात्संकल्प्य राजेंद्र तदारभ्य व्रतं चरेत् ॥ ३ ॥ आदौ मासि तथा चांते चातुर्मासेष्वथापि वा । एकस्मिन्धारणं कार्यं पारणं च तथा परे ॥ ४ ॥ उपवासो धारणं स्यात्पारणं भोजनं भवेत् । पारणस्य दिने प्राप्ते मंत्रमष्टाक्षरं जपेत् ॥ ५ ॥ अष्टोत्तरशतं दद्यादर्घ्यान् देवाय तन्मनाः । समाप्ते मासि राजेंद्र कुर्यादुद्यापनं बुधः ॥ ६ ॥ चातुर्मास्यव्रते चाथ मासे मासे तु कारयेत् । उपवासदिने प्राप्ते पुण्याहं कारयेत्पुरा ॥ ७ ॥ आचार्यं वरयेत्पश्चादृत्विजस्तु ततः परम् । कृत्वा तु प्रतिमां शुद्धां लक्ष्मीनारायणस्य वै ॥८॥ स्थापयेदव्रणे कुंभे पूजयेदुपचारकैः।पंचामृतैस्तथा पुष्पैस्तुलसीदलचंपकैः । मालतीकेतकीभिश्च मल्लिकाकुसुमैस्तथा ॥ ९ ॥ रात्रौ जागरणं कुर्यात्पुराणपठनादिभिः । प्रातःकाले समायाते ब्राह्मणांस्तु निमंत्रयेत् ॥१०॥ मासे मासे पंचदश युधिष्ठिर शुचिव्रतान् । पश्चात्स्नानादिकं कृत्वा देवपूजां समाचरेत् ॥ ११ ॥ पश्चादग्निं समाधाय होमं कुर्याद्यथाविधि । निषुसीदेति मन्त्रेण जुहुयाच्च तिलौदनम् ॥ १२ ॥ अरायिकाणेमन्त्रेण जुहुयाच्च घृतौदनम् । अष्टाक्षरेण मन्त्रेण पायसं जुहुयात्ततः ॥ १३ ॥ पूर्णाहुतिं ततो हुत्वा होमशेषं समापयेत् ।

હવે આષાઢ શુદિ એકાદશીથી આરંભી કાર્તિક શુદિ એકાદશી સુધી કરવાનું ધારણાપારણા નામનું વ્રત કહેવાય છે. શ્રીકૃષ્ણ કહે છે—હે યુધિષ્ઠિર ! જે વ્રત કરવાથી ભાઈ વગેરેનો વધતો દોષ દૂર થાય છે, સુખ થાય છે, વંશની વૃદ્ધિ થાય છે અને સર્વ ઇંદ્રિયો વશમાં રહે છે, તે ધારણાપારણાવ્રત કહું છું તે સાંભળો. ચાતુર્માસમાં આષાઢ શુદિ એકાદશીને દિવસે પુણ્યાહવાચન કરાવી, સંકલ્પ કરી વ્રતનો આરંભ કરવો. એ વ્રત પહેલા માસમાં, એટલે આષાઢ માસમાં કરવું. છેલ્લા માસમાં કરવું, અથવા ચારે માસમાં કરવું. એક દિવસ ધારણ (ઉપવાસ) કરવો ને એક દિવસ પારણ (પારણું) કરવું. ઉપવાસ કરવો તે ધારણ કહેવાય છે અને ભોજન કરવું તે પારણ કહેવાય છે. પારણને દિવસે વિષ્ણુમાં ચિત્ત રાખી અષ્ટાક્ષર મંત્ર ભણી વિષ્ણુને એકસો આઠ અર્ઘ્ય આપવા, માસ પૂરો થાય ત્યારે ઉદ્યાપન કરવું. ચાતુર્માસ્યવ્રતમાં મહિને મહિને ઉદ્યાપન કરવું. ઉપવાસને દિવસે પ્રથમ પુણ્યાહવાચન કરાવવું. પછી આચાર્યને વરાવી ઋત્વિજોને વરાવવા. લક્ષ્મીનારાયણની ઉત્તમ મૂર્તિ કરાવી છિદ્રરહિત ઘડામાં સ્થાપના કરી, પંચામૃત, તુલસી, માલતી, કેતકી, મલ્લિકા અને ચંપાનાં પુષ્પો વગેરે ઉપચારોથી તેની પૂજા કરવી. રાતે જાગરણ કરવું, ને પુરાણના પાઠ વગેરે સાંભળવા. હે યુધિષ્ઠિર ! પ્રત્યેક મહિને પ્રાતઃકાલ થાય ત્યારે સારા આચરણવાળા પંદર બ્રાહ્મણોને નિમંત્રણ આપવાં. પછી સ્નાન વગેરે નિત્યકર્મ કરી, વિષ્ણુની પૂજા કરવી ને અગ્નિની સ્થાપના કરી વિધિથી હોમ કરવો. 'निषुसीद०' એ મંત્ર ભણી તિલ તથા ભાતનો હોમ કરવો. 'आरायिकाणे०' એ મંત્ર ભણી ઘી તથા ભાતનો હોમ કરવો. અષ્ટાક્ષર મંત્રથી ખીરનો હોમ કરવો. પછી પૂર્ણાહુતિ કરી બાકીનો હોમ સમાપ્ત કરવો.[૧-૧૩]

ब्राह्मणान्भोजयेत्पश्चादाचार्यं पूजयेत्ततः ॥ १४ ॥ एवं कृत्वा महाभाग ब्रह्महत्यादिपातकैः । मुच्यते नात्र संदेहस्तस्मात्कुरु महाव्रतम् ॥ १५ ॥ सुग्रीवस्तु पुरा राजन् हत्वा वालिनमाहवे । रामादिष्टं ततः कृत्वा धारणापारणाव्रतम् ॥ १६ ॥ विमुक्तः स तदा दोषान्नानापातकसंचयात् । नारदेन तथा राजन्पूर्वस्मिञ्छूद्रजन्मनि ॥ १७ ॥ द्विजानामुपदेशाच्च धारणापारणा कृता । होमादिकं विधायाथ तस्य पुण्यप्रभावतः ॥ १८ ॥ जितेंद्रियस्ततो जातो ब्रह्मलोकादिकांश्चरन् । तस्मात्सर्वप्रयत्नेन कुर्याद्धारणपारणम् ॥ १९ ॥ इंद्रियाणां वशार्थाय सर्वपापापनुत्तये । तस्मात्त्वमपि राजेंद्र कुरुष्व व्रतमुत्तमम् ॥ २० ॥ किं दानैस्तपसा किं वा नियमैश्च व्रतैर्यमैः । धारणापारणं कुर्याद्व्रतानामुत्तमं व्रतम् ॥२१॥ सर्वयज्ञेषु तीर्थेषु सर्वदानेषु यत्फलम् । तत्फलं समवाप्नोति कृत्वा धारणपारणम् ॥२२॥

इदं व्रतं महापुण्यं तपसामुत्तमं तपः ॥ २३ ॥ तस्मात्त्वमपि राजेंद्र कुर्विदं विधिपूर्वकम् । बांधवादिवधाद्दोषाम्मोक्ष्यसे नात्र संशयः ॥ २४ ॥ इति तं संप्रदिश्याथ विष्णुः स्वां च पुरीं ययौ । वंद्यमानः पौरजनैः समस्तैः पांडुनंदनैः ॥२५॥ युधिष्ठिरोऽपि राजर्षिश्चकारेदं महाव्रतम् । विमुक्तः सर्वपापेभ्यो वंशवृद्धिस्ततोऽभवत् ॥ २६ ॥ इति श्रीभविष्यपुराणे धारणापारणाव्रतं समाप्तम् ।

પછી બ્રાહ્મણોને ભોજન કરાવી આચાર્યની પૂજા કરવી. હે યુધિષ્ઠર ! એવી રીતે આ વ્રત કરવાથી બ્રહ્મહત્યા વગેરે પાપો દૂર થાય છે, એમાં સંદેહ નથી. માટે તમે આ ઉત્તમ વ્રત કરો. હે રાજન્! પૂર્વે વાલિને યુદ્ધમાં માર્યા પછી રામચંદ્રના કહેવાથી આ ધારણાપારણાવ્રત સુગ્રીવે કર્યું હતું તેથી તે નાના પ્રકારનાં પાપોથી મુક્ત થયો હતો. પૂર્વે શૂદ્રજન્મમાં બ્રાહ્મણોના કહેવાથી નારદે પણ ધારણાપારણાવ્રત કર્યું હતું ને હોમ વગેરે કર્યા હતા, તેના પ્રભાવથી તે જિતેંદ્રિય થઈ બ્રહ્મલોક વગેરે સર્વત્ર વિચરે છે. એટલા માટે ઇંદ્રિયોને વશ કરવા સારુ તથા સર્વ પાપો દૂર કરવા સારુ અવશ્ય ધારણાપારણાવ્રત કરવું. હે રાજેંદ્ર ! તમે પણ આ ઉત્તમ વ્રત કરો. દાન, તપ, નિયમ, વ્રત અને યમથી શું પ્રયોજન છે? કારણ કે સર્વ વ્રતોમાં ઉત્તમ ધારણાપારણાવ્રત કરવાથી સઘળું ફળ પ્રાપ્ત થાય છે. સર્વ યજ્ઞ, દાન તથા તીર્થોથી જે ફળ થાય છે તે ફળ ધારણાપારણાવ્રત કરવાથી થાય છે. આ વ્રત મહાપુણ્યકારક અને સર્વ તપો કરતાં ઉત્તમ તપરૂપ છે, માટે હે રાજેંદ્ર! તમે પણ વિધિથી એ વ્રત કરો. સઘળા નગરવાસી જન તથા પાંડવોએ વંદન કરાતા શ્રીકૃષ્ણ એ પ્રમાણે વ્રતનો ઉપદેશ કરી પોતાની પુરીમાં ગયા. પછી યુધિષ્ઠિર રાજાએ પણ આ વ્રત કર્યું તેથી તેનાં સર્વ પાપો દૂર થયાં ને વંશની વૃદ્ધિ થઈ.[૧૪-૨૬] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં ધારણાપારણાવ્રત કહેલું છે.



# સંક્રાંતિનાં વ્રતો

## ૧ ધાન્યસંક્રાંતિ

अथ संक्रांतिव्रतानि लिख्यन्ते ॥ तत्रादौ धान्यसंक्रांतिव्रतम् । हेमाद्रौ स्कांदे– नंदिकेश्वर उवाच– अथाहं संप्रवक्ष्यामि धान्यव्रतमनुत्तमम् । यत्कृत्वेह नरो राजन्सर्वान्कामानवाप्नुयात् ॥ १ ॥ अयने विषुवे चैव स्नानं कृत्वा यथाविधि । व्रतस्य नियमं कुर्याद्ध्यात्वा देवं दिवाकरम् ॥२॥ करिष्यामि व्रतं देव त्वद्भक्तस्त्वत्परायणः । तत्र विघ्नो न मे भूयात्तव देव प्रसादतः ॥ ३ ॥ इत्युच्चार्य लिखेत्पद्मं कुंकुमेनाष्टपत्रकम् । भास्करं पूर्वपत्रेषु आग्नेये च तथा रविम् ॥ ४ ॥ विवस्वंतं तथा याम्ये नैर्ऋत्ये पूषणं तथा । आदित्यं वारुणे पत्रे वायव्ये तपनं तथा ॥ ५ ॥ मार्तंडमिति कौबेर ऐशान्ये भानुमेव च । एवं च क्रमशोऽभ्यर्च्य विश्वात्मा मध्यदेशतः ॥ ६ ॥ कृतांजलिपुटो भूत्वा अर्घ्यं दद्यादिमं मंत्रकम् । कालात्मा सर्वदेवात्मा वेदात्मा विश्वतोमुखः । व्याधिमृत्युजराशोकसंसारभयनाशनः–इत्यर्घ्यमंत्रः ॥ ७ ॥ पुष्पैर्धूपैः समभ्यर्च्य शिरसा प्रणिपत्य च । रविं ध्यात्वा ततो दद्याद्धान्यप्रस्थं द्विजातये ॥ ८ ॥ प्रतिमासं पुनस्तद्वत्पूज्यो देवः सहस्रपात् । एवं सदा प्रदातव्यं धान्यप्रस्थं द्विजातये ॥९॥ एवं संवत्सरे पूर्णे कुर्यादुद्यापनं ततः । अर्घ्यपात्रं हि सौवर्णं कारयेन्मंडलं शुभम् ॥ १० ॥ द्विभुजं पूजयेद्भानुं रक्तवस्त्रयुगान्वितम् । धान्यद्रोणेन सहितं तदर्घेण स्वशक्तितः ॥ ११ ॥ स्वर्णशृंगीं रौप्यखुरीं कांस्यदोहां पयस्विनीम् । रविरूपं द्विजं ध्यात्वा तस्मै वेदविदे तथा ॥ १२ ॥ विद्यापात्राय विप्राय तत्सर्वं विनिवेदयेत् । अग्निष्टोमसहस्राणां फलं प्राप्नोति मानवः ॥ १३ ॥ सप्तजन्मसहस्राणि धनधान्यसमन्वितः । निर्व्याधिर्नीरुजो धीमान् रूपवानभिजायते ॥ १४ ॥ इति श्रीस्कंदपुराणे धान्यसंक्रांतिव्रतं संपूर्णम् ।

હેમાદ્રિમાં સ્કંદપુરાણમાંથી કહ્યું છે કે, નંદિકેશ્વર પૂછે છે–હે રાજન્! જે વ્રત કરવાથી મનુષ્યની સર્વ કામના પૂર્ણ થાય છે તે ધાન્યવ્રત કહું છું. *અયન તથા †વિષુવકાલમાં વિધિથી સ્નાન કરી, સૂર્યનું ધ્યાન કરી વ્રતનો નિયમ લેવો. 'હે દેવ! હું આપનો ભક્ત છું, તથા આપમાં પરાયણ છું તે વ્રત કરીશ, માટે આપની કૃપાથી તેમાં વિઘ્ન આવવું ન જોઈએ.' એટલું કહી કંકુવડે અષ્ટદલ કમલ કરવું. પૂર્વ તરફના પત્રમાં ભાસ્કરની, અગ્નિકોણ તરફના પત્રમાં રવિની, દક્ષિણ પત્રમાં વિવસ્વાનની, નૈર્ઋત્ય તરફના પત્રમાં પૂષાની, પશ્ચિમ પત્રમાં આદિત્યની, વાયવ્ય પત્રમાં તપનની, ઉત્તર પત્રમાં માર્તંડની, ઈશાન કોણ તરફનાં પત્રમાં ભાનુની ને વચમાં વિશ્વાત્માની પૂજા કરવી. પછી હાથ જોડી નીચેનો મંત્ર ભણી, અર્ઘ્ય

* ઉત્તરાયણ તથા દક્ષિણાયન. † મેષ તથા તુલા સંક્રાંતિ વિષુવકાલ કહેવાય છે.

આપવો. 'સૂર્ય દેવ કાલરૂપ, સર્વ દેવરૂપ, વેદરૂપ, સર્વત્ર વ્યાપક અને દુઃખ, મરણ, ઘડપણ અને શોક વગેરે સંસારનાં ભયનો નાશ કરનાર છે.' પછી પુષ્પો તથા ધૂપવડે સૂર્યની પૂજા કરી મસ્તકથી પ્રણામ કરી તેનું ધ્યાન કરી એક શેર અન્ન બ્રાહ્મણને આપવું. એ પ્રમાણે પ્રત્યેક મહિને સૂર્યનું પૂજન કરવું અને બ્રાહ્મણને શેર અનાજ આપવું. એવી રીતે વર્ષ પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું. સોનાનું અર્ધ્યપાત્ર કરાવવું. સુંદર મંડલ કરાવવું. બે હાથવાળા તથા બે લાલ વસ્ત્રવાળા સૂર્યદેવનું પૂજન કરવું. તેની પાસે એક વા અર્ધ દ્રોણ પોતાની શક્તિપ્રમાણે ધાન્ય રાખવું. તેમ જ સોનાનાં શીંગડાંવાળી, રૂપાની ખરીવાળી ને પુષ્કળ દૂધવાળી ગાય રાખવી. તેને દોહવા માટે કાંસાનું પાત્ર પણ રાખવું. પછી 'આ બ્રાહ્મણ સૂર્ય છે,' તેવું ધ્યાન કરી, વૈદિક તથા વિદ્વાન્ બ્રાહ્મણને સઘળું આપી દેવું. જે માણસ એવી રીતે ધાન્યવ્રત કરે છે તેને હજાર અગ્નિષ્ટોમ યજ્ઞોનું ફળ થાય છે, ને તે સાત હજાર જન્મોમાં ધન ધાન્યની સમૃદ્ધિવાળો, દુઃખરહિત, રોગરહિત, બુદ્ધિવાળો અને રૂપવાન્ થાય છે.[૧-૧૪] એ પ્રમાણે સ્કંદપુરાણમાં ધાન્યસંક્રાંતિનું વ્રત કહેલું છે.

## ૨ લવણસંક્રાંતિનું વ્રત

अथ लवणसंक्रांतिव्रतं तत्रैव ॥ नंदिकेश्वर उवाच—अथातः संप्रवक्ष्यामि लवणसंक्रांतिमुत्तमाम् । संक्रांतिवासरं प्राप्य स्नानं कृत्वा शुभे जले ॥ १ ॥ वस्त्रालंकारसंवीता भक्तिभावसमन्वितः । कुंकुमेन लिखेत्पद्ममष्टपत्रं सकर्णिकम् ॥२॥ भास्करं पूजयेद्भक्त्या यथोक्तक्रमयोगतः । तदग्रे लवणः पात्रं सगुडं स्थापयेत्ततः ॥ ३ ॥ पूजितस्त्वं यथाशक्त्या प्रसीद मम भास्कर । लवणं सगुडं पात्रं ब्राह्मणाय निवेदयेत् ॥ ४ ॥ एवं संवत्सरे पूर्णे भानुं कुर्याद्धिरण्मयम् । रक्तवस्त्रयुगच्छन्नं रक्तचन्दनचर्चितम् ॥ ५ ॥ कमलं लवणं पात्रं धेन्वा सार्धं द्विजातये । प्रदद्याद्भानुमुद्दिश्य विश्वात्मा प्रीयतामिति ॥ ६ ॥ एवं कृत्वा तु यत्पुण्यं प्राप्यते भुवि मानवैः । तत्केन गदितुं शक्यं वर्षकोटिशतैरपि ॥ ७ ॥ लवणाचलदानस्य फलं प्राप्नोति मानवः । सर्वकामसमृद्धात्मा विमानवरमध्यगः । सूर्यलोके वसेत्कल्पं पूज्यमानः सुराद्यैः ॥ ८ ॥ इति स्कंदपुराणे लवणसंक्रांतिव्रतम् ।

સ્કંદપુરાણમાં જ નંદિકેશ્વર કહે છે—હવે ઉત્તમ લવણ સંક્રાંતિનું વ્રત કહીશ. સંક્રાંતિને દિવસે પવિત્ર જલમાં સ્નાન કરી, વસ્ત્ર અલંકાર પહેરી, ભક્તિથી કંકુનું કર્ણિકાવાળું અષ્ટદલ કમલ આલેખવું. ક્રમ પ્રમાણે ભક્તિપૂર્વક સૂર્યનું પૂજન કરવું. તેની પાસે ગોળ તથા લવણથી ભરેલું પાત્ર રાખવું. 'હે સૂર્ય! મેં શક્તિપ્રમાણે આપનું પૂજન કર્યું માટે પ્રસન્ન થાઓ' એમ કહી પેલું ગોળ તથા લવણનું પાત્ર બ્રાહ્મણને આપવું. એક વર્ષ પૂરું થાય, ત્યારે ઉદ્યાપન કરવું, સોનાની સૂર્યની મૂર્તિ કરાવવી. તેને બે લાલ વસ્ત્રો ધરવાં તથા ચંદનથી પૂજા કરવી. પછી તે મૂર્તિ, કમલ, લવણ, પાત્ર અને ગાય સઘળું સૂર્યના ઉદ્દેશથી બ્રાહ્મણને આપવું, ને 'વિશ્વાત્મા પ્રસન્ન થાઓ' એમ કહેવું. એવી રીતે લવણસંક્રાંતિનું વ્રત કરવાથી મનુષ્યને જે પુણ્ય થાય છે તે કરોડો વર્ષો સુધી પણ કહેવાને કોણ સમર્થ થાય? જે માણસ એ વ્રત કરે છે તેને લવણપર્વતનાં દાનનું ફળ થાય છે, તેની સર્વ કામના પૂર્ણ થાય છે ને તે ઉત્તમ વિમાનમાં બેસી કલ્પપર્યંત સૂર્યલોકમાં રહે છે, જ્યાં તેની દેવ તથા દૈત્યો પૂજા કરે છે. એ પ્રમાણે સ્કંદપુરાણમાં લવણસંક્રાંતિનું વ્રત કહેલું છે.[૧-૮]

## ૩ ભોગસંક્રાંતિનું વ્રત

अथ भोगसंक्रांतिव्रतं तत्रैव—नंदिकेश्वर उवाच—वक्ष्येऽहं भोगसंक्रांतिं सर्वलोकविवर्धनीम् । संक्रांतिदिवसं प्राप्य योषितस्तु समाह्वयेत् ॥ १ ॥ कुंकुमं कज्जलं चैव सिंदूरं कुसुमानि च । सुगंधीनि च द्रव्याणि तांबूलं शशिसंयुतम् ॥ २ ॥ तंडुलान् फलसंयुक्तांस्ताभ्यो दद्याद्विचक्षणः । अन्यान्यपि हि वस्तूनि भोगसाधनकानि च ॥ ३ ॥ दद्यात् प्रहृष्टमनसा मिथुनेभ्यो यथाविधि । भोजयित्वा यथाशक्त्या वस्त्रयुग्मं प्रदापयेत् ॥ ४ ॥ एवं संवत्सरस्यांते रविं संपूज्य पूर्ववत् । धेनुं सदक्षिणां दद्यात्सपत्नीकद्विजाय च ॥ ५ ॥ एवं यः कुरुते भक्त्या भोगसंक्रांतिमादरात् । स्यात्सुखी सर्वमर्त्येषु भोगी जन्मनि जन्मनि ॥ ६ ॥ इति भोगसंक्रांतिव्रतम् ॥

સ્કંદપુરાણમાં જ નંદિકેશ્વર કહે છે—હવે સર્વ લોકની વૃદ્ધિ કરનારૂં ભોગસંક્રાંતિનું વ્રત કહું છું. સંક્રાંતિને દિવસે (સૌભાગ્યવતી) સ્ત્રીઓને બોલાવી, કંકુ, કાજળ, સિંદૂર, સુંગધી પુષ્પ, સુગંધી દ્રવ્ય, કર્પૂરવાળું તાંબૂલ, ચોખા અને ફળ સઘળું તેઓને આપવું. તેમજ બીજી પણ ભોગમાં ઉપયોગી વસ્તુ આપવી. પ્રસન્ન મનથી વિધિપ્રમાણે યથાશક્તિ સ્ત્રીપુરુષનાં જોડાંને જમાડી બબ્બે વસ્ત્રો આપવાં. એવી રીતે વર્ષ પૂરું થાય ત્યારે પ્રથમની પેઠે સૂર્યની પૂજા કરવી. સ્ત્રીવાળા બ્રાહ્મણને ગાય તથા દક્ષિણા આપવી. જે માણસ એવી રીતે ભક્તિપૂર્વક આદરથી ભોગસંક્રાંતિનું વ્રત કરે છે, તે જન્મોજન્મમાં સર્વ મનુષ્યો કરતાં સુખી થાય છે ને ભોગવાન્ થાય છે. એ પ્રમાણે ભોગસંક્રાંતિનું વ્રત કહેલું છે[૧-૬]

## ૪ રૂપસંક્રાંતિનું વ્રત

अथ रूपसंक्रांतिव्रतं तत्रैव ॥ नंदिकेश्वर उवाच—अथान्यदपि ते वच्मि रूपसंक्रांतिमुत्तमाम् । संक्रांतिवासरे स्नानं कुर्यात्तैलेन वै सुधीः ॥ १ ॥ हेमपात्रे घृतप्लुते हिर-

ण्येन समन्विते ॥ स्वरूपं वीक्ष्य तत्पात्रं ब्राह्मणाय निवेदयेत् ॥ २ ॥ एकभक्तं ततः कृत्वा पूजयित्वा रविं व्रती। व्रतांते कांचनं दद्याद्घृते धेनुसमन्वितम् ॥ ३ ॥ अश्वमेधसहस्राणां फलमाप्नोति मानवः । रूपयौवनसंपत्त्या आयुरारोग्यसंपदा ॥ ४ ॥ लक्ष्मीं च विपुलान् भोगान् लभते नात्र संशयः । सर्वपापविनिर्मुक्तः स्वर्गलोकं च गच्छति ॥ ५ ॥ इति रूपसंक्रांतिः ॥

સ્કંદપુરાણમાંજ નંદિકેશ્વર કહે છે–હે રાજન્ ! તમને બીજું પણ રૂપસંક્રાંતિનું વ્રત કહું છું. સંક્રાંતિને દિવસે તેલ ચોપડી સ્નાન કરવું. સોનાનાં પાત્રમાં ઘી અને સોનું નાંખી તેમાં પોતાનું સ્વરૂપ જોઇ તે પાત્ર બ્રાહ્મણને આપવું. પછી સૂર્યનું પૂજન કરી એક વખત ભોજન કરવું. વર્ષ પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું. તેમાં ઘીમાં સોનું નાખી તે ઘીનું પાત્ર તથા ગાય બ્રાહ્મણને આપવી. જે માણસ રૂપસંક્રાંતિનું વ્રત કરે છે, તેને હજાર અશ્વમેધયજ્ઞોનું ફળ થાય છે, ને તેને રૂપ, યૌવન, આયુષ્ય, આરોગ્ય, લક્ષ્મી, સંપત્તિ અને પુષ્કળ ભોગ મળે છે, ને અંતે તે સર્વ પાપોથી મુક્ત થઇ સ્વર્ગમાં જાય છે, એમાં સંશય નથી. એ પ્રમાણે રૂપસંક્રાંતિનું વ્રત કહેલું છે.૧–૫

## ૫ તેજસંક્રાંતિનું વ્રત

अथ तेजःसंक्रांतिव्रतं तत्रैव ॥ नंदिकेश्वर उवाच–अथान्यां संप्रवक्ष्यामि तेजःसंक्रांतिमुत्तमाम् । संक्रांतिवासरं प्राप्य स्नानं कृत्वा विचक्षणः ॥ १ ॥ शालितंडुलसंयुक्तं करकं कारयेच्छुभम् । दीपं संस्थाप्य तन्मध्ये ज्वलितं तु स्वतेजसा ॥ २ ॥ तन्मुखे मोदकं स्थाप्य ब्राह्मणाय निवेदयेत् । रविं संपूज्य यत्नेन अर्घ्यं दद्याद्विचक्षणः ॥ ३ ॥ एकभक्तं च कर्तव्यं यावत्संवत्सरं भवेत् । संवत्सरे तु संपूर्णे कुर्यादुद्यापनं बुधः ॥ ४ ॥ शोभनं दीपकं कार्यं सुवर्णेन तु नारद । ताम्रस्य करकं कुर्याद्दीपं न्यस्य तथोपरि ॥ ५ ॥ कपिला सह दातव्या करकेण द्विजातये । सुवर्णकोटिदानस्य फलं वै प्राप्यतेऽनघ । तेजसाऽऽदित्यसंकाशो वायोर्बलमवाप्नुयात् ॥ ६ ॥ इति तेजःसंक्रांतिः ॥

સ્કંદપુરાણમાં જ નંદિકેશ્વર કહે છે–હવે બીજું તેજસંક્રાંતિનું ઉત્તમ વ્રત કહું છું. સંક્રાંતિને દિવસે વિધિથી સ્નાન કરી, શાળના ચોખાસહિત સુંદર કરક ( કરવો ) તૈયાર કરવો. ચોખાની વચમાં બળતો દીવો રાખવો. કરકની ઉપર લાડુ રાખવો. પછી તે સઘળું બ્રાહ્મણને આપી વિધિથી સૂર્યનું પૂજન કરી અર્ઘ્ય આપવો. વર્ષપર્યંત એક વખત ભોજન કરવું. વર્ષ પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું. તેમાં સોનાનું કોડિયું કરાવવું ને ત્રાંબાનો કરક કરાવવો. તેની ઉપર ગેલાં કોડિયામાં દીવો કરી તે તથા કપિલા ગાય બ્રાહ્મણને આપવી. જે માણસ તેજસંક્રાંતિનું વ્રત કરે છે, તેને કરોડ સુવર્ણદાનનું પુણ્ય થાય છે, ને તે સૂર્ય જેવો તેજસ્વી અને વાયુ જેવો બળવાન્ થાય છે. એ પ્રમાણે તેજસંક્રાંતિનું વ્રત કહેલું છે.૧–૬

## ૬ સૌભાગ્યસંક્રાંતિનું વ્રત

अथ सौभाग्यसंक्रांतिव्रतं तत्रैव ॥ नंदिकेश्वर उवाच–अथान्यां संप्रवक्ष्यामि सौभाग्यसंक्रांतिमुत्तमाम् । शृणु नारद यत्नेन धनैश्वर्यप्रदायिनीम् ॥ १ ॥ संक्रांतिवासरे प्राप्ते स्नात्वा चैव शुचिव्रतः । पूर्ववद्ब्राह्मणमभ्यर्च्य तथैव च सुवासिनीम् ॥ २ ॥ सौभाग्याष्टकसंयुक्तं वस्त्रयुग्मं सयोषिते । विप्राय वेदविदुषे भक्त्या तत्प्रतिपादयेत् ॥ ३ ॥ एवं संवत्सरे पूर्णे कुर्याद्ब्राह्मणपूजनम् । पर्वतं लावणं कृत्वा यथाविभवसारतः ॥ ४ ॥ कांचनं कमलं कृत्वा भास्करं चैव कारयेत् । गंधपुष्पादिना पूज्य विप्राय प्रतिपादयेत् ॥ ५ ॥ ऐक्षवं तृणराजं च निष्पावाश्च सुशोभनाः । धान्यकं जीरकं चैव कौसुंभं कुंकुमं तथा ॥ ६ ॥ लवणं चाष्टमं तद्वत्सौभाग्याष्टकमुच्यते । पुष्करे च कुरुक्षेत्रे गोसहस्रफलं लभेत् ॥ ७ ॥ सा प्रिया मर्त्यलोकेषु या करोति व्रतं त्विदम् । शंकरस्य यथा गौरी विष्णोर्लक्ष्मीर्यथा दिवि । मर्त्यलोके तथा सापि प्रियेण सह मोदते ॥८॥ इति सौभाग्यसंक्रांतिः ॥

સ્કંદપુરાણમાં જ નંદિકેશ્વર કહે છે–હે નારદ ! હવે ધન તથા સૌભાગ્ય આપનારું સૌભાગ્યસંક્રાંતિનું ઉત્તમ વ્રત કહું છું, તે સાવધાન થઈ સાંભળો. સંક્રાંતિને દિવસે સ્નાન કરી પવિત્ર થઈ, પ્રથમની પેઠે સૂર્ય તથા સુવાસિનીનું પૂજન કરી, વેદ જાણનાર બ્રાહ્મણને તથા તેની સ્ત્રીને સૌભાગ્યાષ્ટક ને બે વસ્ત્રો આપવાં. એવી રીતે વર્ષ પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું. બ્રાહ્મણની પૂજા કરવી. શક્તિપ્રમાણે લવણનો પર્વત કરાવવો. યથાશક્તિ સોનાનું કમલ તથા સૂર્યની મૂર્તિ કરાવવી, ને ચંદન પુષ્પ વગેરેથી તેની પૂજા કરવી. પછી તે સઘળું બ્રાહ્મણને આપવું, શેરડીનો વિકાર (ગોળ–ખાંડ વગેરે), નાળનો પંખો, સુંદર ચોળા, ધાણા, જીરું, કસુંબો, કંકુ, ને લવણ એ આઠ સૌભાગ્યાષ્ટક કહેવાય છે. જે માણસ સૌભાગ્યસંક્રાંતિવ્રત કરે છે, તેને કુરુક્ષેત્રમાં હજાર ગોદાનના જેટલું પુણ્ય થાય છે. જે સ્ત્રી આ વ્રત કરે છે, તે મનુષ્યલોકમાં પ્રિય થાય છે ને જેમ કૈલાસમાં શંકરની સાથે પાર્વતી આનંદ ભોગવે છે તથા વૈકુંઠમાં વિષ્ણુની સાથે લક્ષ્મી આનંદ ભોગવે છે, તેમ તે સ્ત્રી પણ પોતાના પતિની સાથે આનંદ ભોગવે છે. એ પ્રમાણે સૌભાગ્યસંક્રાંતિનું વ્રત કહેલું છે.૧–૮

## ૭ તાંબૂલસંક્રાંતિનું વ્રત

अथ तांबूलसंक्रांतिव्रतं तत्रैव ॥ नंदिकेश्वर उवाच—अथान्यां संप्रवक्ष्यामि तांबूलाख्यामनुत्तमाम् । विधानं पूर्ववत्कुर्याद्धान्यसंक्रांतिवच्च तत् ॥ १ ॥ तांबूलं चंदनाद्यं च दद्याच्चैव द्विजन्मने । एवं संवत्सरं पूर्णं रात्रौ रात्रौ ततः परम् ॥ २ ॥ तांबूलं भक्षयेद्विप्रैः कारयेच्चैव नांतरम् । वत्सरांते तु कमलं कृत्वा चैव तु कांचनम् ॥ ३ ॥ पर्णकोशं प्रकुर्वीत तथा पूगफलाळयम् । चूर्णभांडं प्रकुर्वीत पूगप्रस्फोटनं तथा ॥ ४ ॥ मुखवासादिचूर्णानां भांडानि विविधानि च । द्विजदांपत्यमावाह्य सर्वोपस्करसंयुतैः ॥ द्रव्यैस्तु पूजयेद्भक्त्या षड्रसैर्भोजयेद्द्विजान् ॥ ५ ॥ उपकल्पितं तु यत्किंचिद्ब्राह्मणाय निवेदयेत् । एवं करोति या नारी तांबूलाख्यं व्रतोत्तमम् ॥ ६ ॥ भर्त्रा पुत्रैश्च पौत्रैश्च मोदते स्वगृहे सदा ॥ इति तांबूलसंक्रांतिः ॥

સ્કંદપુરાણમાં જ નંદિકેશ્વર કહે છે—હવે તાંબૂલસંક્રાંતિનું અતિ ઉત્તમ વ્રત કહું છું. ધાન્યસંક્રાંતિની પેઠે આ સંક્રાંતિમાં પણ સઘળો પ્રકાર કરવો. તાંબૂલ તથા ચંદન વગેરે બ્રાહ્મણને આપવાં. એક વર્ષ સુધી રાતે બ્રાહ્મણને તાંબૂલ ખવરાવવાં, કોઈ દિવસ પણ ખાલી જવા દેવો નહીં, વર્ષ પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું. સોનાનું કમળ કરાવવું. પાન, સોપારીનું ચૂર્ણ તથા એલાયચી વગેરે મુખવાસનાં ભરેલાં જૂદાં જૂદાં પાત્રો રાખવાં. બ્રાહ્મણનાં સ્ત્રીપુરુષ જોડાંને બોલાવી, ચંદન વગેરે ઉપચારોવડે ભક્તિથી તેની પૂજા કરવી. બ્રાહ્મણોને છ રસવાળાં ભોજન કરાવવાં. પછી જે કાંઈ તૈયાર કરેલું હોય, તે બ્રાહ્મણને આપવું. જે સ્ત્રી એ પ્રમાણે ઉત્તમ તાંબૂલસંક્રાંતિનું વ્રત કરે છે, તે પોતાના પતિ, પુત્ર તથા પૌત્રોની સાથે ઘરમાં સદા સુખ પામે છે, એ પ્રમાણે તાંબૂલસંક્રાંતિનું વ્રત કહેલું છે.[૧-૬]

---

## ૮ મનોરથસંક્રાંતિનું વ્રત

अथ मनोरथसंक्रांतिव्रतं तत्रैव ॥ नंदिकेश्वर उवाच—अतःपरं प्रवक्ष्यामि संक्रांतिं च मनोरथाम् । गुडेन पूर्णं कुंभं च सवस्त्रं च स्वशक्तितः ॥ १ ॥ संक्रांतिवासरे दद्याद्ब्राह्मणाय कुटुंबिने ॥ २ ॥ (शेषं धान्यसंक्रांतिवत् ) एवं संवत्सरे पूर्णे कुर्यादुद्यापनं शुभम् । गुडस्य पर्वतं कृत्वा वस्त्ररत्नैश्च भूषितम् । अयने चोत्तरे दद्याद्वित्तशाठ्यं न कारयेत् ॥ ३ ॥ यं यं कामयते कामं तं तं प्राप्नोति पुष्कलम् । सर्वपापविनिर्मुक्तः सूर्यलोके महीयते ॥ ४ ॥ इति मनोरथसंक्रांतिव्रतम् ॥

સ્કંદપુરાણમાં જ નંદિકેશ્વર કહે છે—હવે મનોરથસંક્રાંતિનું વ્રત કહું છું. સંક્રાંતિને દિવસે કુટુંબવાળા બ્રાહ્મણને યથાશક્તિ ગોળથી ભરેલો, ઉપર વસ્ત્રવાળો ઘડો આપવો. બાકીનો પ્રકાર ધાન્યસંક્રાતિની પેઠે કરવો. વર્ષ પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું. તેમાં ઉત્તરાયણ થાય ત્યારે વસ્ત્ર તથા રત્નોથી સુશોભિત ગોળનો પર્વત કરી તે બ્રાહ્મણને આપવો. તેમાં લોભ કરવો નહીં. જે માણસ એવી રીતે મનોરથસંક્રાંતિનું વ્રત કરે છે, તેનાં ધારેલાં કાર્યો સિદ્ધ થાય છે ને તે સર્વ પાપોથી મુક્ત થઈ સૂર્યલોકમાં પૂજાય છે.[૧-૪]

---

## ૯ અશોકસંક્રાંતિનું વ્રત

अथाशोकसंक्रांतिव्रतं तत्रैव ॥ नंदिकेश्वर उवाच— अतः परं प्रवक्ष्याम्यशोकसंक्रांतिमुत्तमाम् । अयने विषुवे चैव व्यतीपातो भवेद्यदि ॥ १ ॥ एकभुक्तं नरः कुर्यात्तिलैः स्नानं तु कारयेत् । कांचनं भास्करं कृत्वा यथाविभवकल्पितः ॥ २ ॥ स्नापयेत्पंचगव्येन गंधपुष्पैस्तु पूजयेत् । संछाद्य रक्तवस्त्राभ्यां ताम्रपात्रे निधाय च ॥ ३ ॥ भास्कराय नमः पादौ पू० । रवये० जंघे पू० । आदित्याय० जानुनी पू० । दिवाकराय० ऊरू पू० । अर्यम्णे० कटी पू० । भानवे० उदरं पू० । पूष्णे० बाहू पू० । मित्राय० स्तनौ पू० । विवस्वते० कंठं पू० । सहस्रांशवे० मुखं पू० । तमोहंत्रे० नेत्रे पू० । तेजोराशये० शिरः पू० । अरुणसारथये० सर्वांगं पू० ॥ ४ ॥ अर्घ्यं च पूर्ववत्कार्यं ब्राह्मणाय निवेदयेत् । एवं संवत्सरे पूर्णे कांचनेन दिवाकरम् । संपूज्य पद्मकुसुमैर्यथाविभवसारतः ॥ ५ ॥ धूपैर्दीपैश्च नैवेद्यै रक्तवस्त्रेण वेष्टितम् । ततो होमं प्रकुर्वीत रविमन्त्रेण नारद ॥ ६ ॥ द्वादश कपिला देया वस्त्रालंकारसंयुताः । अशक्तः कपिलामेकां वित्तशाठ्यविवर्जितः । आयुरारोग्यमैश्वर्यं भार्यापुत्रसमन्वितः ॥ ७ ॥ इति अशोकसंक्रांतिः ॥

સ્કંદપુરાણમાં જ નંદિકેશ્વર કહે છે—હવે અશોકસંક્રાંતિનું ઉત્તમ વ્રત કહું છું. અયનમાં ને વિષુવકાલમાં વ્યતીપાતને દિવસે એક વખત ભોજન કરવું. તલથી સ્નાન કરવું. શક્તિ પ્રમાણે સોનાની સૂર્યની મૂર્તિ કરાવવી. તેને બે લાલ વસ્ત્રો પહેરાવી, ત્રાંબાનાં પાત્રમાં રાખી, પંચગવ્યથી સ્નાન કરાવી, ચંદન પુષ્પ વગેરેથી તેની પૂજા કરવી. 'भास्कराय नमः पादौ पूजयामि०' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'रवये०' થી પીંડીની, 'आदित्याय०' થી ઘુટણની, 'दिवाकराय०' થી સાથળની, 'अर्यम्णे०' થી કેડની, 'भानवे०' થી પેટની, 'पूष्णे०' થી બાહુની, 'मित्राय०' થી સ્તનની, 'विवस्वते०' થી કંઠની. 'सहस्रांशवे०' થી મુખની, 'तमोहंत्रे०' થી નેત્રની, 'तेजोराशये०' થી મસ્તકની, અને 'अरुणसारथये नमः सर्वांगं पूजयामि०' એ મંત્ર ભણી સર્વાંગની પૂજા કરવી. પૂર્વની પેઠે અર્ઘ્ય આપવો. પછી સર્વ સામગ્રી બ્રાહ્મણને આપવી. વર્ષ પૂરું થાય ત્યારે સોનાની સૂર્યની મૂર્તિ

કરાવી લાલ વસ્ત્ર પહેરાવી, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય વગેરે ઉપચારોથી યથાશક્તિ તેનું પૂજન કરવું. પછી સૂર્યનો મંત્ર ભણી હોમ કરવો. જો શક્તિ હોય તો વસ્ત્ર ને અલંકારથી શોભાવેલી બાર કપિલા ગાય આપવી; નહીં તો એક કપિલા ગાય આપવી. તેમાં ધનની શઠતા કરવી નહીં. જે માણસ અશોકવ્રત કરે છે, તેની સ્ત્રીનું તથા તેના પુત્રોનું આયુષ્ય વધે છે અને તેઓનું ઐશ્વર્ય વધે છે.[1–7]

## ૧૦ આયુષ્યસંક્રાંતિનું વ્રત

अथ आयुःसंक्रांतिस्तत्रैव ॥ नंदिकेश्वर उवाच–अथान्यां च प्रवक्ष्यामि आयुःसंक्रांतिमुत्तमाम् । संक्रांतिदिवसे स्नात्वा पूजयेच्च दिवाकरम् ॥ १ ॥ कांस्ये क्षीरं घृतं दद्यात् सहिरण्यं च स्वशक्तितः । मंत्रैश्चैव पृथग्दाने पूजा सैव प्रकीर्तिता ॥ २ ॥ सुक्षीरसुरभीजातपीयूषसमसर्पियुक् । आयुरारोग्यमैश्वर्यमतो देहि द्विजार्पितम् ॥ ३ ॥ अनेन विधिना वर्षं सर्वं दद्यादतंद्रितः । उद्यापनादिकं सर्वं धान्यसंक्रांतिवद्भवेत् ॥ ४ ॥ एवं कृते तु यत्पुण्यं शक्यं नेदं मयोदितुम् । निर्व्याधिश्चैव दीर्घायुस्तेजस्वी कीर्तिमांस्तथा । अपमृत्युभयं नास्ति जीवेच्च शरदां शतम् ॥ ५ ॥ इति आयुःसंक्रांतिः ।

સ્કંદપુરાણમાં જ નંદિકેશ્વર કહે છે–હવે બીજું આયુષ્યસંક્રાંતિનું વ્રત કહું છું. સંક્રાંતિને દિવસે સ્નાન કરી, સૂર્યની પૂજા કરવી. પોતાની શક્તિપ્રમાણે કાંસાના પાત્રમાં દૂધ, ઘી અને સુવર્ણનું દાન કરવું. 'દૂધ કે જે ગાયથી ઉત્પન્ન થયેલું અને અમૃત જેવાં ઘી સહિત છે, તે હું બ્રાહ્મણના હાથમાં આપું છું માટે મને આયુષ્ય, આરોગ્ય અને ઐશ્વર્ય આપો.' એવી રીતે સાવધાનીથી એક વર્ષ સૂધી દાન કરવું. ઉદ્યાપન વગેરે સઘળું ધાન્યસંક્રાંતિની પેઠે કરવું. એવી રીતે વ્રત કરવાથી જે ફળ થાય છે, તે મારાથી પણ કહેવાય તેમ નથી. જે માણસ એ વ્રત કરે છે તે વ્યાધિરહિત, લાંબા આયુષ્યવાળો, તેજસ્વી, કીર્તિવાળો ને અપમૃત્યુથી નિર્ભય થાય છે ને તે સો વર્ષો સુધી જીવે છે. આ પ્રમાણે આયુષ્યસંક્રાંતિનું વ્રત કહેલું છે.[1–5]

## ૧૧ ધનસંક્રાંતિનું વ્રત

अथ धनसंक्रांतिस्तत्रैव ॥ नंदिकेश्वर उवाच–धनसंक्रांतिमाहात्म्यं शृणु स्कंद विधानतः । यत्कृत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः ॥ १ ॥ संक्रांतिदिवसं प्राप्य शुचिर्भूत्वा समाहितः । कलशं निर्व्रणं गृह्य वारिपूर्णं निधापयेत् ॥ २ ॥ सुवर्णयुक्तं तं कृत्वा प्रतिमासं तु दापयेत् । विधिनाऽनेन वर्षांते प्रीयतां मे दिवाकरः ॥ ३ ॥ पूजाविधानं सर्वत्र धान्यसंक्रांतिवद्भवेत् । सौवर्णं कमलं कृत्वा सूर्यं चोपरि विन्यसेत् ॥ ४ ॥ हस्ते सुवर्णघटितं पंकजं विनिवेशयेत् । गोदानं तत्र दातव्यमेवं संपूर्णतां व्रजेत् ॥ ५ ॥ जन्मना शतसाहस्रं धनयुक्तो भवेन्नरः । आयुरारोग्यसंपन्नः सूर्यलोके महीयते ॥ ६ ॥ इति धनसंक्रांतिः ।

સ્કંદપુરાણમાં જ નંદિકેશ્વર કહે છે–હે સ્કંદ ! જે કરવાથી નિઃસંદેહ સઘળાં પાપો દૂર થાય છે, તે ધનસંક્રાંતિનું માહાત્મ્ય વિધિથી કહું છું તે સાંભળો. સંક્રાંતિને દિવસે પવિત્ર થઈ સાવધાન થઇ છિદ્રરહિત તથા જળથી ભરેલા ઘડામાં સુવર્ણ નાંખી તેનું દાન કરવું. એવી રીતે મહિને મહિને ઘડાનું દાન કરવું; ને 'સૂર્ય મારી ઉપર પ્રસન્ન થાઓ' એમ કહેવું. ધાન્યસંક્રાંતિની પેઠે પૂજા કરવી. વર્ષ પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું. સોનાનું કમલ કરાવવું. તેની ઉપર સૂર્યની સ્થાપના કરવી. તેના હાથમાં સોનાનું કમલ આપવું અને ગોદાન આપવું. એવી રીતે કરવાથી તે વ્રત પૂર્ણ થાય છે. જે માણસ ધનસંક્રાંતિનું વ્રત કરે છે, તે લાખો જન્મમાં ધનવાન્, આયુષ્યવાન્ ને આરોગ્યવાન્ થાય છે ને અંતે સૂર્યલોકમાં પૂજાય છે.[1–5]

## ૧૨ સર્વસંક્રાંતિઓનું ઉદ્યાપન

अथ सर्वसंक्रांत्युद्यापनं लिख्यते ॥ हेमाद्रौ मात्स्ये–नंदिकेश्वर उवाच– अथान्यदपि वक्ष्यामि संक्रांत्युद्यापनं मुने । विषुवे चायने चैव संक्रांतिव्रतमाचरेत् ॥ १ ॥ पूर्वेद्युरेकभक्तेन दंतधावनपूर्वकम् । संक्रांतिवासरे प्राप्ते तिलैः स्नानं समाचरेत् ॥ २ ॥ रविसंक्रमणे भूमौ चंदनेनाष्टपत्रकम् । पद्मं सकर्णिकं कुर्यात्तस्मिन्नावाहयेद्रविम् ॥ ३ ॥ कर्णिकायां न्यसेद्देवमादित्यं पूर्वतस्ततः । नमः सोमार्चिषे याम्ये नमो ऋङ्मंडलाय च ॥ ४ ॥ नमः सवित्रे नैर्ऋत्ये वारुणे तपनं बुधः । वायव्ये मित्रनामानं विन्यसेत्तु यथाक्रमम् ॥ ५ ॥ मार्तंडमुत्तरे विष्णुमीशान्ये पूजयेत्क्रमात् । द्विजाय सोदकं कुंभं तिलपात्रं हिरण्मयम् ॥ ६ ॥ कमलं तु यथाशक्त्या कारयित्वा निवेदयेत् । चंदनोदकपुष्पैश्च देवायार्घ्यं निवेदयेत् ॥ ७ ॥ विश्वाय विश्वरूपाय विश्वधाम्ने स्वयंभुवे । नमोऽनंत नमो धात्रे ऋक्सामयजुषां पते ॥ ८ ॥ अनेन विधिना सर्वं मासि मासि समाचरेत् । वत्सरांते तथा कुर्यात्सूर्यं द्वादशधा नरः ॥ ९ ॥ संवत्सरांते घृतपायसेन संतर्प्य वह्निं द्विजपुंगवान्वै । कुंभान् पुनर्द्वादश धेनुयुक्तान्सद्रत्नहैरण्मयपद्मगर्भान् ॥ १० ॥ पयस्विनीः शीलवतीश्च दद्यात्ताम्राः स्वरूपेण सुवर्णयुक्ताः । गावोऽथवा सप्त च कांस्यदोहा माल्यांबराढ्याश्चतुरोऽप्यशक्तः ॥ ११ ॥ तत्राप्यशक्तः कपिलामथैकां निवेदयेद्ब्राह्मणपुंगवाय । हैमीं च दद्यात्पृथिवीमशेषां कृत्वाऽथ रौप्यामथवा च ताम्रीम् ॥ १२ ॥ पैष्टीमशक्तोऽथ तिलैर्विधाय सौवर्णसूर्येण समं प्रदद्यात् ।

न वित्तशाठ्यं पुरुषोऽत्र कुर्यात्कुर्वन्नधो याति न संशयोऽत्र ॥१३॥ यावन्महेंद्रप्रमुखा नगेंद्राः पृथ्वी च सप्ताब्धियुतेह तिष्ठेत् । तावत्सगंधर्वगणैरशेषैः संपूज्यते नारद नाकपृष्ठे ॥ १४ ॥ ततस्तु कर्मक्षयमाप्य सोऽथ द्वीपाधिपः स्यात्कुलशीलयुक्तः । सृष्टेर्मुखे तुंगवपुः सभार्यः प्रभूतपुत्रो रिपुवंदितांघ्रिः ॥ १५ ॥ इति सर्वसंक्रांत्युद्यापनम् ।

હેમાદ્રિમાં મત્સ્યપુરાણમાં નંદિકેશ્વર કહે છે–હે મુને! હવે સંક્રાંતિનું ઉદ્યાપન કહું છું. વિષુવકાલમાં તથા અયનમાં સંક્રાંતિનું વ્રત કરવું. પહેલે દિવસે દાતણ વગેરે નિત્યકર્મ કરી એક વખત ભોજન કરવું. પછી સંક્રાંતિને દિવસે તિલથી સ્નાન કરવું. ચંદનથી કર્ણિકાવાળું અષ્ટદલ કમલ ચીતરી, તેમાં સૂર્યનું આવાહન કરવું. પૂર્વ તરફની કર્ણિકામાં 'नमः आदित्याय' એ મંત્ર ભણી આદિત્યની સ્થાપના કરવી. 'नमः सोमार्चिषे०' એ મંત્ર ભણી સોમાર્ચિષની અગ્નિ કોણની કર્ણિકામાં સ્થાપના કરવી. 'नम ऋङ्मंडलाय०' થી દક્ષિણ દિશાની કર્ણિકામાં ઋઙ્‌મંડલની સ્થાપના કરવી. 'नमः सवित्रे०' થી નૈર્ઋત્ય કોણમાંની કર્ણિકામાં સવિતાની સ્થાપના કરવી. 'नमस्तपनाय०' થી પશ્ચિમ દિશામાંની કર્ણિકામાં તપનની સ્થાપના કરવી. 'नमो मित्राय०' થી વાયવ્ય કોણની કર્ણિકામાં મિત્રની સ્થાપના કરવી. 'नमो मार्तंडाय०' થી ઉત્તર દિશાની કર્ણિકામાં માર્તંડની સ્થાપના કરવી અને 'नमो विष्णवे०' એ મંત્ર ભણી ઇશાન કોણની કર્ણિકામાં વિષ્ણુની સ્થાપના કરવી. પછી ક્રમથી પૂજા કરવી. જળનો ઘડો, તિલનું પાત્ર ને યથાશક્તિ કરાવેલું સોનાનું કમળ બ્રાહ્મણને આપવું. ચંદન, જળ ને પુષ્પવડે સૂર્યને અર્ઘ્ય આપવો. 'હે અનંત! હે સૂર્ય! આપ વિશ્વ છો, વિશ્વરૂપ છો, જગતમાં તેજરૂપ છો, ધાતા છો, અને ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના પતિ છો. તેને હું વારંવાર નમસ્કાર કરું છું' એવી રીતે મહિને મહિને સઘળું કરવું. વર્ષ પૂરું થાય ત્યારે બાર સૂર્ય કરાવવા. ઘી અને દૂધપાકવડે અગ્નિ તથા બ્રાહ્મણોને તૃપ્ત કરવા. સોનાના કમળવાળા બાર ઘડા આપવા. પુષ્કળ દૂધવાળી, સારા સ્વભાવવાળી, સુંદર વસ્ત્રવાળી, માળા પહેરાવેલી અને કાંસાના પાત્રવાળી લાલ બાર ગાયો આપવી. તેટલી શક્તિ ન હોય તો સાત, તેટલી પણ શક્તિ ન હોય તો ચાર અને તેટલી પણ શક્તિ ન હોય તો એક કપિલા ગાય ઉત્તમ બ્રાહ્મણને આપવી. સોનાની, રૂપાની, ત્રાંબાની અથવા તલના લોટની સઘળી પૃથિવી કરી બ્રાહ્મણને આપવી. તેની સાથે સોનાનો સૂર્ય પણ આપવો. આ પૂજામાં ધનનો લોભ કરવો નહીં, કારણ કે લોભ કરવાથી અધોગતિની પ્રાપ્તિ થાય છે, એમાં સંશય નથી. જે માણસ એવી રીતે ઉદ્યાપન કરે છે, તે જ્યાં સુધી મહેંદ્ર વગેરે પર્વતો તથા સાત સમુદ્રવાળી પૃથિવી રહે છે ત્યાં સુધી સ્વર્ગમાં રહે છે ને ગંધર્વો તેની પૂજા કરે છે અને કર્મનો ક્ષય થયા પછી સૃષ્ટિના આરંભમાં તે માણસ સારાં કુળમાં અવતરે છે, સારા સ્વભાવવાળો થાય છે ને દ્વીપનો અધિપતિ થાય છે અને તેને સ્ત્રી ઉત્તમ મળે છે, ઘણા પુત્રો થાય છે ને શત્રુઓ પણ તેનાં ચરણવંદન કરે છે, એવી રીતે સર્વસંક્રાંતિનું ઉદ્યાપન કહેલું છે.[૧–૧૫]

## ૧૩ ધનસંક્રાંતિમાં વિશેષ વિધિ

अथ धनुःसंक्रमणे विशेषः ॥ रवौ धनुषि संप्राप्ते स्नानं कृत्वाऽरुणोदये । सर्वं नित्यं च संपाद्य मुहूर्तं न गतो रविः ॥ १ ॥ कृसरान्नेन विप्रान्वै भोजयेद्घृतपायसैः । दक्षिणाभिश्च संतोष्य स्वयं भुंजीत वाग्यतः ॥ २ ॥ एवं निरंतरं कुर्यादशक्तो भानुवासरे । इह भुक्त्वा तु भोगान्वै सूर्यलोकं स गच्छति ॥ ३ ॥ इति धनुर्मासे विशेषः ।

ધનસંક્રાંતિ બેસે ત્યારથી અરુણોદયમાં સ્નાન કરવું. સૂર્યોદય પહેલાં સઘળું નિત્યકર્મ સમાપ્ત કરી, કૃસરાન્ન, ઘી તથા દૂધપાક વગેરેથી બ્રાહ્મણોને ભોજન કરાવવું. દક્ષિણા અને ઉનનાં વસ્ત્રો આપી તેઓને પ્રસન્ન કરી, મૌન વ્રતથી પોતે જમવું. એવી રીતે ધનસંક્રાંતિ રહે, ત્યાં સુધી પ્રતિદિન કરવું. જો તેટલી શક્તિ ન હોય તો રવિવારે રવિવારે કરવું. જે માણસ એ સંક્રાંતિમાં ઉપર કહ્યા પ્રમાણે કરે છે, તે આ લોકમાં ઉત્તમ સુખ ભોગવી, અંતે સૂર્યલોકમાં જાય છે. એ પ્રમાણે ધનુર્માસમાં વ્રત કરવાનું કહેલું છે.[૧–૩]

## ૧૪ સૂર્યને ઘૃતસ્નાન

अथ रवेर्घृतस्नापनं हेमाद्रौ भविष्ये–उत्तरे त्वयने प्राप्ते घृतप्रस्थेन यो रविम् । स्नापयित्वा ब्राह्मणेभ्यो यः प्रयच्छति मानवः ॥ १ ॥ घृतधेनुं तथा दद्याद्ब्राह्मणाय कुटुंबिने । सर्वपापविनिर्मुक्तः सूर्यलोके चिरं वसेत् । ततो भवति भूपालः प्रजानंदविवर्धनः ॥२॥ इति उदगयने रवेर्घृतस्नापनम् ।

(એ જ સમયમાં) ઘીથી સૂર્યને સ્નાન કરાવવાનું હેમાદ્રિમાં તથા ભવિષ્યમાં કહેલું છે. જે માણસ, ઉત્તરાયણ બેસે ત્યારે એક શેર ઘીથી સૂર્યને સ્નાન કરાવી તે ઘી બ્રાહ્મણને આપે છે અને કુટુંબવાળા બ્રાહ્મણને ઘૃતધેનુ આપે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈ ચિરકાલપર્યંત સૂર્યલોકમાં વસે છે ને પછી આ લોકમાં પ્રજાને પ્રસન્ન કરનાર મોટો રાજા થાય છે. એ પ્રમાણે ઉત્તરાયણમાં ઘીથી સ્નાન કરાવવાનું કહેલું છે.[૧–૨]

## ૧૫ મકરસંક્રાંતિમાં ઘૃતકંબલનું દાન કરવાનો મહિમા

अथ मकरसंक्रांतौ घृतकंबलदानमहिमा शिवरहस्ये–माघे मासि महादेवे यः कुर्याद्घृतकंबलम् । स भुक्त्वा

सकलान्भोगानंते मोक्षं च विंदति ॥ १ ॥ नरा भूपतयो जाता घृतकंबलदानतः । जातिस्मराश्च ते जाता मुक्ताश्चांते शिवार्चकाः ॥ २ ॥ पुरा सुनागलं विप्रं जाबालिं श्रुतिपारगम् । पप्रच्छ शूलकर्णाग्गो धर्मं दारिद्र्यनाशकम् ॥ ३ ॥

શિવરહસ્યમાં કહ્યું છે કે, જે માણસ માઘ માસમાં મહાદેવને ઘૃતકંબલ આપે છે, તે આ લોકમાં સઘળા ભોગો ભોગવી અંતે મોક્ષ પામે છે. ઘૃતકંબલથી મહાદેવને પૂજનારા લોકો આ લોકમાં રાજા અને પૂર્વ જન્મના સ્મરણવાળા થયા છે અને અંતે મોક્ષને પામ્યા છે. પૂર્વે, શૂલકર્ણાગે, સુનાગા, જે વેદના પારને પહોંચનાર જાબાલિ બ્રાહ્મણ હતા, તેને દારિદ્ર્ય નાશ કરવાવાળો ધર્મ પૂછયો હતો.[1-3]

सुनागा उवाच— असितायाः सितायाः वा धेनोर्घृतमनुत्तमम् । संपादनीयं यत्नेन घनीभूतं च शोभनम् ॥ ४ ॥ तद्घृतं तुलयोत्तीर्णं प्रस्थसार्धशतत्रयम् । महाकंबलमेतद्धि घृतस्य परिकीर्तितम् ॥ ५ ॥ तदर्धं वा तदर्धं वा सायं नेयं शिवालये । घृतेनान्येन देवेशमभिषिच्य महेश्वरम् ॥ ६ ॥ ततो घृतं घनीभूतमर्पयेच्छिवमस्तके । ततस्तिलैः सर्षपैश्च बिल्वपत्रैश्च कोमलैः ॥ ७ ॥ हेमपद्मैश्च देवेशः पूजनीयो महेश्वरः । धूपदीपादिकं देयं महानैवेद्यमादरात् ॥ ८ ॥ ततो नीराजनं दत्वा देयः पुष्पांजलिस्ततः । प्रदक्षिणानमस्कारान् कृत्वा च तदनंतरम् ॥ ९ ॥ शैवं पंचाक्षरं जप्त्वा शिवाय तन्निवेदयेत् । ततो जागरणं कुर्याच्छिवस्मरणपूर्वकम् ॥ १० ॥ ततः प्रातः समुत्थाय कृत्वा स्नानादिकं पुनः । पूजनीयो महादेवो घृतसेचनपूर्वकम् ॥ ११ ॥ भोजनीयास्तथा शैवा भक्ष्यैर्भोज्यैश्च यत्नतः । ततः स्वयं च भोक्तव्यं बंधुभिः सह सादरम् ॥ १२ ॥ अनेन तव दारिद्र्यं नाशमेष्यति सर्वथा । भोगांश्च विपुलान् भुक्त्वा शिवलोकं गमिष्यसि ॥ १३ ॥ इति मकरसंक्रांतौ घृतकंबलदानं संपूर्णम् ।

સુનાગા કહે છે–કાળી વા ધોળી હર કોઈ ગાયનું અતિ ઉત્તમ ઘી એકઠું કરવું. તે વજનમાં સાડા ત્રણસો શેર થાય ત્યારે મહાઘૃતકંબલ કહેવાય છે. તેથી અર્ધ વા તેથી પણ અર્ધ ઘી સાયંકાળે શિવાલયમાં લઈ જવું. તે ઘીથી મહાદેવને અભિષેક કરવો. તે ઘી ઝામી ગયા પછી મહાદેવ ઉપર ચડાવવું. પછી તિલ, સર્ષવ, કોમળ બીલીપત્રો અને સુવર્ણનાં કમળોવડે મહાદેવની પૂજા કરવી. આદરથી ધૂપ, દીપ ને નૈવેદ્ય વગેરે કરવાં. પછી આરતી ઉતારી પુષ્પાંજલિ આપવી, પ્રદક્ષિણા કરવી ને નમસ્કાર કરવા. શિવપંચાક્ષરનો જપ કરી તે શિવાર્પણ કરવું. રાતે જાગરણ કરવું, ને શિવનું સ્મરણ કરવું. સવારે સ્નાન વગેરે નિત્યકર્મ કરી ઘીનો અભિષેક કરી મહાદેવની પૂજા કરવી, પછી શિવભક્તોને નાના પ્રકારનાં ભોજન કરાવવાં. આદરથી સગાંવહાલાંની સાથે પોતે જમવું. એ પ્રકારે કરવાથી અવશ્ય તારું દારિદ્રય નષ્ટ થશે. તેથી તું આ લોકમાં પુષ્કળ ભોગ ભોગવી અંતે શિવલોકમાં જઈશ.[4-13] એ પ્રમાણે મકર સંક્રાંતિમાં ઘૃતકંબલદાનનો મહિમા કહેલો છે.

## ૧૬ મકરસંક્રાંતિમાં *દધિમન્થન દાનનો પ્રકાર

अथ मकरसंक्रमणे दधिमंथनदानम् ॥ तद्विधिः—मासपक्षाद्युल्लिख्य ममेहजन्मनि जन्मांतरे च अखंडितसौभाग्यपुत्रपौत्रधनधान्याभिवृद्ध्यर्थं श्रीसवितृसूर्यनारायणस्वरूपिणे ब्राह्मणाय दधिमंथनदानं करिष्ये इति संकल्प्य ॥ १ ॥ तिलोद्वर्तनपूर्वकं स्नात्वा शुचिवस्त्रं परिधाय भांडे यशोदाकृष्णयोः सुवर्णप्रतिमां संपूज्य प्रार्थयेत् ॥ २ ॥ यशोदे त्वं महाभागे सुतं देहि मनोरमम् । पूजिताऽसि मया देवि दधिमंथनभाजने ॥ ३ ॥ श्रीकृष्ण परमानंद संसारार्णवतारक । पुत्रं देहि मनोज्ञं च ऋणत्रयविमोक्षणम् ॥ ४ ॥ दानमंत्रः—गृहाण त्वं द्विजश्रेष्ठ दधिमंथनभाजनम् । नवनीतेन सहितं यशोदासहितं हरिम् ॥ ५ ॥ प्रसादः क्रियतां मह्यं सूर्यरूप नमोऽस्तु ते ॥ ६ ॥ ( इदं च ब्रह्मांडपुराणे रंगदानमाहात्म्ये कुंतीं प्रतीविहासपूर्वकं दुर्वाससोपदिष्टम् । )

માસ પક્ષ વગેરેનું ઉચ્ચારણ કરી, 'મારા આ જન્મ તથા જન્માંતરમાં અખંડ સૌભાગ્યની પ્રાપ્તિ માટે અને પુત્ર, પૌત્ર, ધન ને ધાન્યની વૃદ્ધિ માટે હું સૂર્યનારાયણરૂપ બ્રાહ્મણને દધિમંથનનું દાન આપીશ,' એવો સંકલ્પ કરાવીને તિલચૂર્ણ ચોપડી સ્નાન કરી, પવિત્ર વસ્ત્ર પહેરી યશોદા તથા શ્રીકૃષ્ણની મૂર્તિ પાત્રમાં રાખી તેની પૂજા કરવી. પછી પ્રાર્થના કરવી; 'હે યશોદે! હે મહાભાગે! હે દેવિ! મેં મથનીમાં તમારી પૂજા કરેલી છે, માટે મને સુંદર પુત્ર આપો. હે કૃષ્ણ! હે પરમાનંદરૂપ! હે સંસારરૂપી સમુદ્રમાંથી તારનાર! જે†ત્રણે ઋણથી મુક્ત કરે તેવો ઉત્તમ પુત્ર આપો.' એ પ્રમાણે પ્રાર્થના કરી, 'હે ઉત્તમ બ્રાહ્મણ! આ મથની તથા યશોદા સહિત અને હાથમાં માખણવાળા શ્રીકૃષ્ણનું ગ્રહણ કરો. હે મહારાજ! આપ સૂર્યરૂપ છો, માટે આપને નમસ્કાર કરું છું. મારી ઉપર કૃપા કરો' એ મંત્ર ભણી તેનું દાન કરવું.[1-6] (એ પ્રમાણે આ વ્રત બ્રહ્માંડપુરાણમાં રંગદાનના માહાત્મ્યમાં દુર્વાસા ઋષિએ કુંતીપ્રત્યે કહેલું છે.)

तथाहि कुन्त्युवाच— पीडिताऽहं दरिद्रेण अपुत्रा च तपोधन । तपसो भंगभीत्या च यत्नं नाचरते पतिः ॥ ७ ॥ मम सर्वस्वमेका गौः स्वल्पदोहा वयो महत् । जीवनं मम तक्रेण धर्मवार्ता गरीयसी ॥ ८ ॥ केनोपायेन भो ब्रह्मंस्तन्मे ब्रूहि सुखं मम ॥ ९ ॥ दुर्वासा उवाच— दानं देहि च सुभगे येन पूर्णमनोरथा । नंदजाया सुतं लेभे

*છાસ કરવાની ગોળી. †ઋષિઋણ, પિતૃઋણ અને દેવઋણ.

ब्रह्माद्यैः पूजितं महत् ॥ १० ॥ श्रीकृष्णाख्यं परं तत्त्वं योगिभिश्च दुरासदम् । दधिमंथनदानं च पुत्रप्राप्तिकरं परम् ॥ ११ ॥ नान्यदस्ति दरिद्राणां दानादस्मात्कथंचन । तस्मात्त्वयाऽपि देयं मे क्षुधिताय तपस्विने ॥ १२ ॥ भविष्यति तव सुतश्चिरंजीवी शुचिव्रतः । विरच्य स्वस्तिकं पूर्वमनुलिप्य महीतलम् ॥ १३ ॥ द्रोणमानं धान्यपुंजं गोधूमानां विशेषतः । विधाय पूरितं तत्र दध्ना शुभेण भक्तितः ॥ १४ ॥ दध्यमत्रकमासाद्य कृष्णलीलां मुहुर्मुहुः । स्मरंती मंथयेत्तावद्यावत्सारोदयो भवेत् ॥ १५ ॥ संसिद्धमथने तस्मिन्सौवर्णीं प्रतिमां ततः । स्थापयित्वा यशोदायाः कृष्णस्य च सुशोभनाम् ॥ १६ ॥ संकल्पादि विधायाशु संपूज्य च यथाविधि । हरिद्राकुंकुमाद्यैश्च दधिभांडं विलेपयेत् ॥ १७ ॥ रक्तसूत्रेण संवीतं रक्तवस्त्रेण वेष्टयेत् । माल्यैरन्यैश्च संयोज्य देवीमावाहयेत्तथा ॥ १८ ॥ सूर्यं चावाहयेद्दंडे दीपानष्टौ प्रदीपयेत् । लड्डुकान् पृथुकान् लाजानिक्षुखंडानि वै तथा । नानाविधानि खाद्यानि समंतात् स्थापयेत्ततः ॥ १९ ॥ क्षौमं वासः पृथुकटितटे बिभ्रती सूत्रनद्धं पुत्रस्नेहस्नुतकुचयुगं जातकंपं च सुभ्रूः । रज्ज्वाकर्षश्रमभुजचलत्कंकणौ कुंडले च स्विन्नं वक्त्रं कबरविगलन्मालती निर्ममंथ ॥ २० ॥ परिधीवसनमासाद्य ययाचे जननीं हरिः । गृहीत्वा दधिमंथानं न्यषेधत् प्रीतिमावहन् ॥ २१ ॥ नानाखाद्यैर्वारितोऽपि न च मुंचति माधवः । अंकमारुह्य तस्स्तन्यं पिबन्मुखं व्यलोकयत् ॥ २२ ॥ एवं यशोदां कृष्णं च ध्यायंती भक्तितत्परा । विचित्रैः पट्टकूलैश्च गंधमाल्यैर्विशेषतः ॥ पूजयित्वा प्रार्थयीत यशोदां पुत्रसंयुताम् ॥ २३ ॥

કૃપી કહે છે—હે તપોધન ! હું દરિદ્રપણાથી પીડાઉં છું, મને પુત્ર પણ નથી, 'તપ નષ્ટ થશે' એવા ભયથી મારો પતિ પણ કાંઈ પ્રયાસ કરતો નથી. મારી પાસે જે કાંઈ કહીએ, તે એક ગાય છે. તે પણ થોડાં દૂધવાળી છે, મારી અવસ્થા મોટી થયેલી છે, હું છાસથી જીવું છું, ધર્મની ગતિ ગહન છે, માટે હે બ્રહ્મન્ ! કયા ઉપાયથી સુખ થાય તે મને કહો.[૭–૯] દુર્વાસા કહે છે—હે કલ્યાણિ ! તું દાન કર, જેથી તારા મનોરથો સિદ્ધ થશે. યશોદાએ દાન કરવાથી, બ્રહ્મા વગેરે પણ જેની પૂજા કરે છે, યોગીઓને પણ જે દુર્લભ છે અને જે પરમ તત્ત્વરૂપ છે એવા શ્રીકૃષ્ણ તેના પુત્ર થયા હતા. પુત્ર આપનારું દધિમંથનનું દાન છે. દરિદ્રોને માટે તો આ દાનથી બીજું કોઈ પણ દાન નથી. માટે તમે પણ હું, જે ભૂખ્યો અને તપસ્વી છું તેને તે દાન આપો, તેથી તમને સારાં આચરણવાળો ચિરંજીવી પુત્ર થશે. પ્રથમ પૃથિવી ઉપર લીંપી તેમાં સાથીઓ કરવો. દ્રોણ જેટલાં ધાન્યનો ઢગલો કરવો. તેમાં બનતાં સુધી તો ઘઉં જ લેવા. તેમાં સુંદર દહીંથી ભરેલું પાત્ર (ગોળી) રાખી, મથન કરવું, તે એટલે સુધી કે તેમાંથી માખણ નીકળે. મથન કરતાં શ્રીકૃષ્ણની લીલાનું વારંવાર સ્મરણ કરવું. જ્યારે માખણ ઉપર આવી જાય ને છાસ પૂરી થાય ત્યારે તેમાં શ્રીકૃષ્ણ તથા યશોદાની સોનાની સુંદર મૂર્તિ રાખવી. સંકલ્પ વગેરે કરાવી વિધિથી શ્રીકૃષ્ણની પૂજા કરાવવી. હળદી તથા કંકુ વગેરેથી ગોળીને લાલ વસ્ત્ર વીંટી લાલ વસ્ત્ર ઓઢાડવું ને માળા વગેરે ચડાવી દેવીનું આવાહન કરવું. સૂર્યનું પણ આવાહન કરવું. દંડ (વાંસ)માં આઠ દીવા કરવા. લાડુ, પૌવા, શેકેલી શાળ અને શેરડીના કકડા વગેરે વિવિધ નૈવેદ્ય ચારો તરફ રાખવાં. 'જે મોટા નિતંબ ઉપર મેખલાથી બાંધેલું રેશમી વસ્ત્ર ધારણ કરે છે, પુત્રના સ્નેહથી નીકળતાં દૂધવાળાં બે સ્તન ધારણ કરે છે, જેની ભ્રુકૂટી સુંદર છે, નેત્રું ખેંચવાના શ્રમથી જેના હાથનાં કંકણ અને કાનનાં કુંડળ ચલાયમાન થાય છે, મુખ ઉપર પસીનો આવી ગયેલો છે અને માથામાં ગુંથેલા માલતીનાં પુષ્પો પડી જાય છે' એવાં છાસ કરવા માટે દહીંનું મથન કરતાં યશોદાનું ધ્યાન કરવું. પહેરવાનું વસ્ત્ર પકડી માતા પાસે માગતા, રવૈયાને પકડી નિષેધ કરતા, પ્રીતિ ઉત્પન્ન કરતા, નાના પ્રકારનાં ખાવાનાં આપવાથી પણ રવૈયાને નહીં છોડતા, ખોળામાં ચડી દૂધ પીતા અને મુખ જોતા શ્રીકૃષ્ણનું ધ્યાન કરવું. એવી રીતે ભક્તિથી શ્રીકૃષ્ણ તથા યશોદાનું ધ્યાન કરી નાના પ્રકારનાં રેશમી વસ્ત્ર, ચંદન, પુષ્પ વગેરેથી પૂજા કરી બન્નેની પ્રાર્થના કરવી.[૧૦–૨૩]

यशोदे त्वं महाभागे सुतं देहि मनोरमम् ॥ २४ ॥ पूजितासि मया देवि दधिमंथनभाजने । श्रीकृष्ण परमानंद संसारार्णवतारक ॥ २५ ॥ पुत्रं देहि मनोज्ञं मे ऋणत्रयविमोक्षणम् । ब्राह्मणं वेदवेत्तारमुपवेश्य सुखासने ॥ २६ ॥ गंधमाल्यैश्च संपूज्य दानं तस्मै निवेदयेत् । गृहाण त्वं द्विजश्रेष्ठ दधिमंथनभाजनम् ॥ २७ ॥ नवनीतेन सहितं यशोदासहितं हरिम् । प्रसादः क्रियतां मह्यं सूर्यरूप नमोऽस्तु ते ॥ २८ ॥ कृष्णप्रीतिकरं ह्येतद्धनधान्यसमृद्धिदम् । दुर्वाससोपदिष्टा सा द्रोणभार्या सुलोचना ॥ २९ ॥ मकरस्थे यदा सूर्ये तिलोद्वर्तनपूर्वकम् । स्नात्वा च जाह्नवीतोये संप्राप्य मुनिपुंगवम् ॥ ३० ॥ पूजयित्वा तु तस्मै सा अददद्दधिमंथनम् । अश्वत्थामानं च सुतं दधिमन्थनदानतः ॥ ३१ ॥ कृपी लेभे सुयशसं ऋणत्रयविमोक्षणम् । मुक्ता दारिद्र्यदुःखात्सा बुभुजे भोगमुत्तमम् ॥ ३२ ॥ एवं पूर्वं कृपी कृत्वा आनंदं समपद्यत । एवं या कुरुते नारी वित्तशाठ्यविवर्जिता । सर्वान्कामानवाप्नोति सूर्यलोके महीयते ॥ ३३ ॥ इति श्रीब्रह्मांडपुराणे मकरसंक्रांतौ दधिमंथनदानं संपूर्णम् ।

'હે યશોદે ! હે મહાભાગે ! હે દેવિ ! મેં ગોળીમાં આપનું પૂજન કરેલું છે, માટે મને સુંદર પુત્ર આપો.'

'હે શ્રીકૃષ્ણ! હે પરમાનંદરૂપ! હે સંસારસમુદ્રમાંથી તારનાર! જે ત્રણ ઋણથી મુક્ત કરે એવો ઉત્તમ પુત્ર આપો.' એ પ્રમાણે પ્રાર્થના કર્યા પછી વૈદિક બ્રાહ્મણને આસન ઉપર બેસાડી ચંદન, પુષ્પથી તેની પૂજા કરવી ને પછી, 'હે દ્વિજશ્રેષ્ઠ! આ મથની તથા યશોદા સહિત ને હાથમાં માખણવાળા શ્રીકૃષ્ણનું ગ્રહણ કરો. હે મહારાજ! આપ સૂર્યરૂપ છો, આપને નમસ્કાર કરૂં છું, માટે મારી ઉપર કૃપા કરો.' એ મંત્ર ભણી તે સઘળુંએ બ્રાહ્મણને આપવું. કૃષ્ણ પ્રસન્ન કરનાર ને ધન ધાન્યની સમૃદ્ધિ આપનાર છે. આ વ્રત દુર્વાસા ઋષિએ સુંદર નેત્રવાળી દ્રોણાચાર્યની સ્ત્રી કૃપીને કહ્યું હતું; તેથી તેણે મકરસંક્રાંતિમાં તિલનું ચૂર્ણ ચોપડી ગંગામાં સ્નાન કરી મુનિરાજ દુર્વાસા ઋષિની પ્રાર્થના કરી પૂજા કરી તેને મથની આપી હતી. તેના પ્રભાવથી એ કૃપીને ત્રણ ઋણથી મુક્ત કરનાર અશ્વત્થામા નામનો યશસ્વી પુત્ર થયો, દારિદ્રય દૂર થયું, મોટો વૈભવ મળ્યો ને તેથી તે સુખી થઇ. એવી રીતે પૂર્વે કૃપીને ગોળીનું દાન કરવાથી મોટું સુખ મળ્યું. જે સ્ત્રી ધનનો લોભ છોડી દધિમંથનનું દાન કરે છે, તેની સર્વ કામના પૂર્ણ થાય છે. અને તે સૂર્યલોકમાં પૂજાય છે.[૨૪–૩૩] એ પ્રમાણે બ્રહ્માંડપુરાણમાં મકરસંક્રાંતિમાં દધિમંથનનું દાન કહેલું છે.

# પ્રકીર્ણ વ્રતો

## ૧ તાંબૂલ દાનવ્રત તથા તેનું ઉદ્યાપન

अथ तांबूलदानव्रतं तदुद्यापनं च ॥ युधिष्ठिर उवाच– तांबूलदानमाहात्म्यं कथयस्व मम प्रभो। उद्यापनविधिं तस्य सर्वकामार्थसिद्धये ॥ १ ॥ श्रीकृष्ण उवाच– सर्वेषामेव दानानां तांबूलं चोत्तमं स्मृतम्। आनंदो दीर्घमायुष्यं सौमनस्यं च पुष्टितः ॥ २ ॥ सौभाग्यं च धनादिभ्यो विद्यालाभस्तथैव च। एतत्तु पंचकं राजंस्तांबूलाल्लभ्यते नरैः ॥ ३ ॥ द्वात्रिंशत्पत्रकैर्युक्तं पूगीफलसमन्वितम्। एलालवंगकर्पूरैर्युक्तं तांबूलमुच्यते ॥ ४ ॥ यथालाभं भवेद्वापि देयं द्विजवराय च। द्विजाभावे सुवासिन्यै तदभावे कुमारिकाम् ॥ ५ ॥ उद्यापनं प्रकर्तव्यं यथाविभवसारतः। शुभेऽह्नि मासे कर्तव्यमृक्षे वैवाहिके ततः ॥ ६ ॥ पंच सप्त च सद्विप्रान् सपत्नीकान्प्रपूजयेत्। पूर्वरात्रौ च संपूज्य लक्ष्मीनारायणावुभौ ॥ ७ ॥ उमामहेश्वरौ पूज्यौ सावित्रीं ब्रह्मणा सह। रतिं च पंचबाणं च पूजयेच्च यथाविधि ॥ ८ ॥ ऋद्धिं सिद्धिं विघ्नराजं लोकपालांश्च पूजयेत्। तांबूलोपस्करांस्तत्र देवतोत्तरतो न्यसेत् ॥ ९ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે પ્રભો! મને તાંબૂલદાનનું માહાત્મ્ય તથા તેના ઉદ્યાપનનો પ્રકાર કહો, કે જેથી સર્વ કામના સિદ્ધ થાય.[૧] શ્રીકૃષ્ણ કહે છે–સઘળાં દાનોમાં તાંબૂલ દાન ઉત્તમ કહેવાય છે. તાંબૂલદાન કરવાથી આનંદ, લાંબું આયુષ્ય, સૌમનસ્ય, ધન વગેરેનું સૌભાગ્ય અને વિદ્યા એ પાંચની પ્રાપ્તિ થાય છે. બત્રીશ નાગરવેલનાં પાન, સોપારી, એલચી, લવિંગ ને કપૂર એટલી વસ્તુનું તાંબૂલ કહેવાય છે; અથવા જેટલી વસ્તુ મળે, તેટલીનું પણ તાંબૂલ કહેવાય છે. તે ઉત્તમ બ્રાહ્મણને આપવું. બ્રાહ્મણ ન મળે તો સુવાસિની અને તે પણ ન મળે તો કુમારીને તાંબૂલ આપવું. શુભ માસમાં વિવાહના નક્ષત્રવાળા શુભ દિવસે પોતાના વૈભવના પ્રમાણમાં ઉદ્યાપન કરવું. તે દિવસે ઉત્તમ બાર બ્રાહ્મણો તથા તેમની સ્ત્રીઓની પૂજા કરવી. પૂર્વ રાત્રિમાં લક્ષ્મીનારાયણનું પૂજન કરી શંકર ને પાર્વતી, બ્રહ્મા ને સાવિત્રી તથા કામદેવ ને રતિની વિધિથી પૂજા કરવી. તેમ જ ઋદ્ધિ, સિદ્ધિ, ગણપતિ અને લોકપાળોની પણ પૂજા કરવી. દેવોની ઉત્તર બાજુમાં તાંબૂલની સામગ્રી રાખવી.[૨–૯]

पुरुषोत्तमाय० शार्ङ्गपाणये० गरुडध्वजाय० अनंताय० यज्ञपुरुषाय० पुंडरीकाक्षाय० नित्याय० वेदगर्भाय० गोवर्धनाय० सुब्रह्मण्याय० शौरिणे० ईश्वराय० ॥१०॥ एतानि द्वादश नामानि पूजने हवने तथा। घृतं वा पायसं वापि पंचामृततिलौदनम् ॥११॥ तत्तन्मंत्रैश्च होतव्यमष्टाविंशति-संख्यया। पर्णस्थापनपात्रं च चूर्णपात्रं तथैव च ॥ १२ ॥ स्वर्णं रौप्यमयं वापि पैत्तलं सीससंभवम्। सर्वशोभासमायुक्ता लोहजा पूगभाजिका ॥ १३ ॥ तेषां पूजा प्रकर्तव्या गंधपुष्पादिभिस्तथा। पूर्णाहुतिं ततः कुर्याद्ब्राह्मणान्भोजयेत्ततः ॥ १४ ॥ तांबूलं बहु यो दद्याद्ब्राह्मणेभ्योऽतिभक्तितः। मेधावी सुभगः प्राज्ञो दर्शनीयश्च जायते॥१५॥ फलेन तुष्यते ब्रह्मा पत्रेण भगवान् हरिः। चूर्णमीश्वरतुष्ट्यर्थं खदिरः कामतुष्टये ॥ १६ ॥ कर्पूरैलालवंगादिजातीपत्रफलैस्तथा। इंद्राद्या लोकपालाश्च संतुष्टाश्च भवंति हि ॥१७॥ दारिद्रः सुखमाप्नोति राज्यं प्राप्नोति चाब्दतः। दीर्घमायुरवाप्नोति वर्षं तांबूलदानतः। एवं कृते विधानेन सर्वान्कामानवाप्नुयात् ॥ १८ ॥ इति वायुपुराणे तांबूलदानव्रतं तदुद्यापनं च ॥

'पुरुषोत्तमाय नमः, शार्ङ्गपाणये नमः, गरुडध्वजाय नमः, अनंताय नमः, यज्ञपुरुषाय नमः, पुंडरीकाक्षाय नमः, नित्याय नमः, वेदगर्भाय नमः, गोवर्धनाय नमः, सुब्रह्मण्याय नमः, शौरिणे नमः, ईश्वराय नमः' એ બાર નામોવડે પૂજા કરવી અને હોમ પણ કરવો. ઘી વા ખીર અને પંચામૃત, તિલ તથા ભાતનો એકસો આઠ વખત હોમ કરવો. પાન રાખ-

વાનું પાત્ર તથા સોપારીનું પાત્ર એ બન્ને સોનાનાં, રૂપાનાં, પીતળનાં વા સીસાનાં કરાવવાં. લોઢાની અતિ શોભાયમાન સુડી કરાવવી. ચંદન પુષ્પ વગેરેથી તેઓની પૂજા કરવી. પછી પૂર્ણાહુતિ કરી બ્રાહ્મણો જમાડવા. જે માણસ અતિ ભક્તિથી સુંદર તાંબૂલ બ્રાહ્મણને આપે છે, તે બુદ્ધિમાન્, સારાં ભાગ્યવાળો, ડાહ્યો અને રૂપવાન્ થાય છે. સોપારીથી બ્રહ્મા તૃપ્ત થાય છે, પાનથી વિષ્ણુ ભગવાન્ તૃપ્ત થાય છે, ચૂર્ણથી શંકર તૃપ્ત થાય છે, કાથાથી કામદેવ તૃપ્ત થાય છે, કપૂર, એલચી, લવિંગ જાયફળ વગેરેથી ઇંદ્ર આદિ લોકપાળો તૃપ્ત થાય છે. જળ આપનારને સુખ મળે છે, અન્ન આપનારને રાજ્ય મળે છે, દીપ આપનારને જ્ઞાન મળે છે ને તાંબૂલ આપનારને તે ત્રણે મળે છે. એ પ્રમાણે તાંબૂલદાન કરવાથી સર્વ કામનાઓ પૂર્ણ થાય છે.[૧૦-૧૮] એવી રીતે વાયુપુરાણમાં તાંબૂલદાન અને તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૨ મૌનવ્રત તથા તેનું ઉદ્યાપન

अथ मौनव्रतं तदुद्यापनं च ॥ नारद उवाच– ब्रह्मन् ब्रूहि मम त्वं वै मौनव्रतमनुत्तमम् । फलं किमस्य दानं वा कथमुद्यापनं भवेत् ॥ १ ॥ ब्रह्मोवाच– शृणु नारद यत्नेन सावधानेन चेतसा । चातुर्मास्ये व्रतं कुर्यान्मौनाख्यं मुनिसत्तम ॥ २ ॥ यस्याचरणमात्रेण गम्यते विष्णुमंदिरम् । विधिं तस्य प्रवक्ष्यामि शृणु नारद मन्मुखात् ॥३॥ व्रतमध्ये व्रतस्यांते व्रतादौ वा यथाविधि। उद्यापनं प्रकुर्वीत व्रतसंपूर्तिहेतवे ॥ ४ ॥ स्नात्वा नित्यविधिं कृत्वा कुर्यात्संकल्पमादृतः । सर्वतोभद्रमालिख्य तत्र विष्णुं प्रपूजयेत् ॥ ५ ॥ लक्ष्म्या युतं तु देवेशं ब्रह्माद्या देवतास्तथा । द्वारदेवौ तु संपूज्यौ पुण्यशीलसुशीलकौ ॥ ६ ॥ जयं च विजयं चैव गदादीन्यायुधानि च । मंडपं तोरणैर्युक्तं पल्लवेन भूषितम् ॥ ७ ॥ सुवर्णप्रतिमां कृत्वा घंटां गरुडलांछिताम् । उपचारैः षोडशभिरर्चयित्वा रमापतिम् ॥ ८ ॥ रात्रौ जागरणं कुर्याद्गीतवाद्यादिमंगलैः । घृतेनाष्टोत्तरशतं पावके हवनं चरेत् ॥ ९ ॥ अतोदेवेतिमंत्रेण ब्राह्मणान्भोजयेत्ततः। पीठदानं ततः कुर्याद्घंटादानं तथैव च ॥ १० ॥ घंटादानस्य माहात्म्यं वक्तुं केन हि शक्यते । दीपदानं ततः कुर्याद्व्रतसंपूर्तिहेतवे ॥ ११ ॥ इदं व्रतं मया पूर्वं कृतमुत्पत्तिहेतवे। तेन व्रतप्रभावेण सृष्ट्युत्पत्तिर्मया कृता ॥१२॥ कर्तव्यं तु प्रयत्नेन सर्वकामार्थसिद्धये । य इदं कुरुते वत्स स साक्षान्मामकी तनुः ॥ १३ ॥ इति श्रीब्रह्मांडपुराणे ब्रह्मनारदसंवादे मौनव्रतं तदुद्यापनं च संपूर्णम् ॥

નારદ પૂછે છે–હે બ્રહ્મન્! અતિ ઉત્તમ મૌન વ્રત, તેનું ફળ, દાન અને ઉદ્યાપન એ સઘળું મને કહો.[૧] બ્રહ્મા કહે છે–હે નારદ ! એ તમે સ્થિર ચિત્તથી સાંભળો. ચાતુર્માસ્યમાં મૌન વ્રત કરવું, જે કરવાથી વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે. હે નારદ ! તેનો પ્રકાર કહું છું તે સાંભળો. વ્રત પૂરું થવા માટે વ્રતના આદિમાં, મધ્યમાં અથવા અંતમાં વિધિથી ઉદ્યાપન કરવું. તે દિવસે સ્નાન કરી નિત્યકર્મ કરી આદરથી સંકલ્પ કરાવવો. સર્વતોભદ્રમંડળ ચીતરી તેમાં લક્ષ્મીસહિત વિષ્ણુ ભગવાનની પૂજા કરવી. તેમ જ બ્રહ્મા આદિ દેવોની પણ પૂજા કરવી. બારણામાં પુણ્યશીલ, સુશીલ, જય તથા વિજય અને ગદા વગેરે શસ્ત્રોનું પૂજન કરવું. મંડપમાં તોરણ તથા વસ્ત્ર બાંધી શોભા કરવી. સોનાની મૂર્તિ કરાવવી. ગરુડનાં ચિહ્નવાળી ઘંટા કરાવવી. પછી ષોડશોપચારોવડે વિષ્ણુનું પૂજન કરવું. ગીત ગાઈ વાજાં વગાડી આનંદમાં જાગરણ કરવું. 'અતો દેવાઃ૦' એ મંત્ર ભણી એકસો આઠ વખત ઘીની આહુતિ આપવી. પછી બ્રાહ્મણો જમાડવા, સ્થાપનનું દાન તથા ઘંટાદાન કરવું. ઘંટાદાનનું માહાત્મ્ય વર્ણવવા કોણ સમર્થ થાય? પછી દીપદાન કરવું, જેથી વ્રત પૂર્ણ થાય. સૃષ્ટિ ઉત્પન્ન કરવા માટે પૂર્વે મેં આ વ્રત કર્યું હતું. તેના પ્રભાવથી મેં આ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે. સર્વ કામો તથા અર્થો સિદ્ધ થવા માટે આ વ્રત અવશ્ય કરવું. હે પુત્ર ! જે માણસ આ વ્રત કરે છે, તે સાક્ષાત્ મારી મૂર્તિ છે.[૨-૧૩] એ પ્રમાણે બ્રહ્મપુરાણમાં બ્રહ્મા અને નારદના સંવાદમાં મૌનવ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૩ પ્રપા (પરબ) દાનનો પ્રકાર

अथ प्रपादानविधानम् ॥ युधिष्ठिर उवाच– कथं कृष्ण तरंत्यत्र संसारगह्वरान्नराः । स्वल्पेनैव तु कालेन तथा दानेन मे वद ॥ १ ॥ श्रीकृष्ण उवाच– विधानमेकमतुलं सामान्यं नरसेवितम्। प्रपादानस्य राजेंद्र कथ्यमानं शृणुष्व तत् ॥ २ ॥ यस्मिन्पथि जलं नास्ति नास्ति ग्रामः समीपगः । प्रपा तत्र प्रकर्तव्या सर्वकामेप्सुभिर्नरैः ॥ ३ ॥ माघमासेऽसिते पक्षे शिवरात्रौ विशेषतः । कृत्वा तु मंडपं रम्यं चतुर्द्वारं सुशोभितम् ॥ ४ ॥ छाया शीतमयी कार्या दृढैः स्तंभैर्विशेषतः । एकवक्त्रा द्विवक्त्रा वा पूर्वोत्तरमुखा शुभा ॥ ५ ॥ मार्गाणां यत्र बाहुल्यं तत्र कार्या विचक्षणैः । घटांस्ताम्रमयान् रम्यान्मृन्मयान्वा समाहितः ॥ ६ ॥ प्रावृडायाति यावद्वै जलैः कुंभान् प्रपूरयेत्। यवाग्रं तक्रसंयुक्तां व्यंजनैस्तु समन्विताम् ॥ ७ ॥ अन्यैश्च बहुभिर्द्रव्यैः शर्करापानकैर्युताम् । तक्रं लवणसंयुक्तं तांबूलं च यथाविधि ॥ ८ ॥ प्रपायां स्थापयेच्छक्त्या जलं वा केवलं शुभम् । ब्राह्मणार्थं पृथक् पात्रं ब्रह्मचिह्नेन लक्षितम् ॥९॥ स्वस्तिवाचनपूर्वं तु सर्वमेतत्प्रकल्पयेत् । एवंविधा प्रपा प्रोक्ता विद्वद्भिर्धर्मकोविदैः ॥ १० ॥ शिशूनां जननी यद्वत् क्षुत्तृड्डाहरणे क्षमा । सर्वेषामपि वर्णानां प्रपा वै पोषणे क्षमा ॥ ११ ॥ नंदंति पितरस्तस्य तुष्यंति कुलदेवताः । स्रवंति मद्यजास्तं तु येनाध्वनि कृता प्रपा ॥ १२ ॥ कतु-

कोटिशतैर्यत्तु तत्पुण्यं लभते नरः । उद्यापनविधिं कुर्यात् प्रपादानमनुत्तमम् ॥ १३ ॥ तस्याः सर्वाणि पात्राणि ब्राह्मणाय निवेदयेत् । भोजयेच यथाशक्त्या ब्राह्मणांस्तोषयेत्ततः ॥ १४ ॥ प्रपामंदिरदानेन कृतकृत्यो भवेन्नरः । दुर्भिक्षे ग्रासमात्रान्नं ग्रीष्मे बिंदुसमं जलम् । तत्तुल्यं क्रतुलक्षेण द्वयमेतत्ततोऽधिकम् ॥ १५ ॥ एवंविधा प्रपा प्रोक्ता मुनिभिस्तत्त्वदर्शिभिः । राजन् वरा वा लघुर्वापि सर्वकामविवर्धिनी ॥ १६ ॥ इति श्रीभविष्यपुराणे प्रपादानं सोद्यापनं संपूर्णम् ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ ! થોડાં દાનથી, થોડા વખતમાં મનુષ્યો સંસારગુફામાંથી કેમ બહાર નીકળી શકે, તે મને કહો.[1] શ્રીકૃષ્ણ કહે છે–હે રાજેંદ્ર ! પ્રપાદાનનું વિધાન કે જે થોડાં ખરચવાળું, મનુષ્યોએ સેવિત અને અતિ ઉત્તમ છે તે કહું છું તે સાંભળો. જેને સર્વ કામનાઓ પૂર્ણ થવાની ઇચ્છા હોય, તે માણસે માર્ગમાં પરબ બંધાવવું. માઘ માસના કૃષ્ણ પક્ષની ચતુર્દશીને દિવસે બારણાવાળો સુશોભિત મંડપ કરવો. મજબૂત થાંભલા બાંધી એક મુખવાળી અથવા પૂર્વ તથા ઉત્તર એમ બે મુખવાળી શીતળ છાયા કરાવવી. જ્યાં ઘણા માર્ગો એકઠા થતા હોય ત્યાં છાયા કરાવવી. તેમાં ત્રાંબાના વા માટીના મજબૂત ઘડા, જળથી ભરાવી રાખવા. યવાગૂ (રાબ), છાશ, કઢી, બીજા પણ ખાવાના પદાર્થો, અને સાકરનું સરબત રાખવું. તેટલી શક્તિ ન હોય તો છાશ, લવણ અને તાંબૂલ રાખવાં. તેટલી શક્તિ ન હોય તો કેવલ સુંદર જળ રાખવું. બ્રાહ્મણો માટે ચિહ્નવાળું જૂદું પાત્ર રાખવું. વર્ષાઋતુ આવે ત્યાં સુધી એ પરબ રાખવું. સ્વસ્તિવાચન કરીને પરબનો આરંભ કરવો. ધર્મિષ્ઠ વિદ્વાન્ પુરુષોએ એ રીતે પ્રપાનું વિધાન કહેલું છે. બાળકોની ભૂખ તથા તૃષા દૂર કરવામાં સમર્થ જેમ માતા છે, તેમ સઘળાની ભૂખ તથા તૃષા દૂર કરવામાં સમર્થ આ પ્રપા છે. જે માણસ માર્ગમાં પરબ બંધાવે છે તેના પિતૃ તૃપ્ત થાય છે, કુલદેવતા તૃપ્ત થાય છે, મનુષ્યો તેની સ્તુતિ કરે છે અને તેને કરોડો યજ્ઞોનું પુણ્ય થાય છે. પછી પ્રપાદાનનું ઉદ્યાપન કરવું. તેનાં સઘળાં પાત્રો બ્રાહ્મણોને આપવાં. યથાશક્તિ બ્રાહ્મણો જમાડી પ્રસન્ન કરવા. પ્રપામંદિર ( પરબ માટે બંધાવેલ ઘર )નું દાન કરવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે. દુકાળમાં એક કોળીઓ અન્ન આપવાથી ને ગ્રીષ્મઋતુમાં બિંદુ જેટલું જલ આપવાથી લાખો યજ્ઞો જેટલું પુણ્ય થાય છે, અને તે બન્ને આપવાથી લાખો યજ્ઞો કરતાં પણ તે પુણ્ય વધે છે. તત્ત્વજ્ઞાની મુનિઓએ એ પ્રમાણે પ્રપા કહેલી છે. હે રાજન્ ! મોટું અથવા નાનું પરબ બંધાવવાથી પણ સર્વ કામનાઓ પૂર્ણ થાય છે.[1–16] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં પ્રપાદાન તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

# લક્ષપૂજાપ્રકાર

## ૪ લક્ષ પદ્મ (લાખ કમલ)નો પ્રકાર (૧)

अथ लक्षपद्मविधिः ॥ ब्रूहि कृष्ण व्रतं श्रेष्ठं मुक्तिदं दुःखनाशनम् । पुत्रपौत्रप्रदं चैव कृपया मधुसूदन ॥ १ ॥ श्रीकृष्ण उवाच– शृणु राजन्प्रवक्ष्यामि व्रतानामधिकं व्रतम् । सर्वदुःखहरं श्रीणां सर्वकामफलप्रदम् ॥ २ ॥ लक्षपद्मं रंगवल्या शुभे मासि समारभेत् । गुरुशुक्रास्तरहिते शुक्लपक्षे तु यत्नतः ॥ ३ ॥ तंडुलैः पूजयेच्छ्वेतैः सूर्यस्थं जगदीश्वरम् । उद्यापनं समाप्तौ च कुर्यायत्नेन सिद्धये ॥ ४ ॥ संपूर्णं जायते येन तच्छृणुष्व प्रयत्नतः । सूर्यस्य प्रतिमां कुर्यात्सुवर्णेन स्वशक्तितः ॥ ५ ॥ वेदिकायां प्रकर्तव्यं स्वस्तिकं पद्मसंयुतम् । तन्मध्ये कलशं स्थाप्य रक्तवस्त्रेण वेष्टितम् ॥ ६ ॥ पंचामृतेन संस्नाप्य देवं तत्र प्रपूजयेत् । गंधपुष्पाक्षतैर्दिव्यैर्धूपदीपादिभिः शुभैः ॥ ७ ॥ सुवर्णनिर्मितं पद्मं देवाय विनिवेदयेत् । आचार्यं वरयेत्तत्र वेदवेदांगपारगम् ॥ ८ ॥ ततो होमः प्रकर्तव्यस्तिलाज्यैः पायसैस्तथा । अष्टोत्तरसहस्रं वा शतत्रयमथापि वा । गायत्रीमंत्रतो राजन्मूलमन्त्रेण वा ततः ॥ ९ ॥ गोदानं च प्रकर्तव्यं सूर्यस्यहरितुष्टये । ब्राह्मणान् भोजयेच्छक्त्या शर्कराघृतपायसैः ॥ १० ॥ तेभ्योऽपि दक्षिणां दद्याद्वित्तशाठ्यविवर्जितः । प्रतिमां कलशं चैव पद्मं पूजादिकं तथा ॥ ११ ॥ अतो देवेति मन्त्रेण आचार्याय निवेदयेत् । प्रदक्षिणां नमस्कारं कुर्यान्मूर्ध्नि कृतांजलिः ॥ १२ ॥ श्रीकृष्ण उवाच– एतत्ते व्रतमाख्यातं श्रीणां कामफलाप्तये । पुत्रपौत्रादिसंतानवृद्ध्यर्थं कुरुनंदन ॥ या नारी कुरुते भक्त्या हरिस्तस्याः प्रसीदति ॥ १३ ॥ इति श्रीसौरपुराणे लक्षपद्मव्रतं सोद्यापनं संपूर्णम् ।

યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ ! હે મધુસૂદન ! મુક્તિ આપનાર, દુઃખોનો નાશ કરનાર અને પુત્રપૌત્રની વૃદ્ધિ કરનાર વ્રત કૃપા કરી મને કહો.[1] શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્ ! સ્ત્રીઓનાં સર્વ દુઃખ હરનાર તથા સર્વ કામનાઓ પૂર્ણ કરનાર અતિ ઉત્તમ વ્રત કહું છું તે સાંભળો. ગુરુ અને શુક્રના અસ્તરહિત શુભ માસમાં, શુક્લ પક્ષમાં, શુભ દિવસે, રંગવડે લક્ષ કમલ કરવાનો પ્રારંભ કરવો. ધોળા અક્ષતવડે સૂર્યમંડલમાં રહેલા નારાયણનું પૂજન કરવું. લક્ષ કમળ પૂરાં થાય ત્યારે તેનું પૂર્ણ ફળ મળવા માટે ઉદ્યાપન કરવું. તેનો પ્રકાર સાવધાનીથી સાંભળો. યથાશક્તિ સોનાની સૂર્યની મૂર્તિ કરાવવી. વેદી ઉપર સાથીઆવાળું કમળ કરવું. તેની વચમાં લાલ કપડાથી વીંટેલા ઘડાની સ્થાપના કરવી. પંચામૃતથી સ્નાન કરાવી, ચંદન, પુષ્પ, અક્ષત અને ઉત્તમ ધૂપ, દીપ વગેરેથી તે ઘડા ઉપર સૂર્યદેવની પૂજા કરવી. સોનાનું કમળ સૂર્યને

આપવું. તેમાં ઉત્તમ વૈદિક બ્રાહ્મણને આચાર્ય કરવા. પછી ગાયત્રીમંત્ર અથવા મૂલમંત્ર ભણી તિલ, ઘી અને ખીરનો એક હજાર ને આઠ અથવા ત્રણુસો વખત હોમ કરવો. સૂર્યમંડલમાં રહેલા વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવા માટે ગોદાન કરવું. બ્રાહ્મણોને ઘી, સાકર અને દૂધપાકવડે જમાડી દક્ષિણા આપવી. તેમાં ધનનો લોભ કરવો નહિ. 'अतो देवा०' એ મંત્ર ભણી મૂર્તિ, ઘડો અને કમળ વગેરે પૂજાની સામગ્રી આચાર્યને આપવી. પછી તેને પ્રદક્ષિણા કરી હાથ જોડી નમસ્કાર કરવા.[२–१२] શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! સ્ત્રીઓની કામનાઓ પૂર્ણ થવા માટે તથા પુત્ર, પૌત્ર વગેરે વંશની વૃદ્ધિ માટે આ વ્રત કહી સંભળાવ્યું. જે સ્ત્રી આ વ્રત કરશે, તેની ઉપર વિષ્ણુ ભગવાન્ પ્રસન્ન થશે.[१३] એ પ્રમાણે સૌરપુરાણમાં લક્ષ પદ્મવ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૫ લક્ષાદિ દીપદાનનો પ્રકાર (૨)

अथ लक्षादिदीपदानविधिः ॥ स्कंद उवाच–रुद्रसंख्यान् शिवस्याग्रे दीपान्प्रत्यहमर्पयेत् । वर्षमेकं तदर्धं वा वर्षद्वयमथापि वा ॥ १ ॥ लक्षसंख्यास्तदर्धान् वा द्विलक्षान्वा स्वशक्तितः । दीपमालां यथाशक्त्या कार्तिके श्रद्धयान्वितः ॥ २ ॥ घृतेन ये प्रकुर्वंति तेषां पुण्यं वदामि ते । यावत्कालं प्रज्वलंति दीपास्तस्य शिवाग्रतः ॥ ३ ॥ तावद्युगसहस्राणि स्वर्गलोके महीयते । कौसुंभेन च तैलेन दीपान्दद्याच्छिवालये ॥ ४ ॥ तेन पुण्येन कैलासे वसते शिवसन्निधौ । अतसीतैलसंयुक्तान्दीपान् दद्याच्छिवालये ॥ ५ ॥ दश पूर्वैर्दशपरैर्युक्तो गच्छेच्छिवालये । ज्ञानिनो हि भविष्यंति दीपदानप्रभावतः ॥ ६ ॥ आर्तिक्यं च सकर्पूरं ये कुर्वंति दिने दिने । तिलतैलेन ये दीपान्ददते च शिवालये ॥ ७ ॥ तेजस्विनो महाभागाः कुलेन च शतेन वै । ते प्राप्नुवंति सायुज्यं नात्र कार्या विचारणा ॥ ८ ॥ लक्षादिदीपदानस्य कार्यमुद्यापनं बुधैः । उपवासं प्रकुर्वीत पूर्वस्मिन्दिवसे मुदा ॥ ९ ॥ कर्षमात्रा सुवर्णेन तदर्धार्धेन वा पुनः । प्रतिमां शंकरस्याथ उमया सहितस्य च ॥ १० ॥ आचार्यं वरयेत्तत्र अभिज्ञं वेदपारगम् ।

સ્કંદ કહે છે–બે વર્ષ, એક વર્ષ અથવા છ માસ સુધી મહાદેવની પાસે હંમેશાં અગિયાર દીવા મૂકવા. જે માણસ કાર્તિક માસમાં ઘીથી બે લાખ, એક લાખ અથવા અર્ધ લાખ દીવાની દીપમાળા પૂરે છે તેને જે ફળ થાય છે તે કહું છું, તે સાંભળો. શિવની આગળ જેટલા વખત સુધી દીવા બળે છે, તેટલા હજાર યુગ દીવા કરનાર માણસ સ્વર્ગમાં પૂજાય છે. જે માણસ શિવાલયમાં કસૂંબાનાં તેલના દીવા કરે છે તે દશ પૂર્વપુરુષોની અને દશ પાછળના પુરુષોની સાથે કૈલાસમાં શિવની સમીપમાં જાય છે. જે માણસ શિવાલયમાં અળસીઆ તેલના દીવા કરે છે તે દશ પૂર્વપુરુષોની તથા દશ પાછળના પુરુષોની સાથે કૈલાસમાં જાય છે. દીપદાનના પ્રભાવથી મનુષ્ય જ્ઞાની થાય છે. જે માણસ શિવાલયમાં દિવસે દિવસે કર્પૂરસહિત આરતી ઉતારે છે ને તેલના દીવા કરે છે તે તેજસ્વી ને મહાભાગ્યશાળી થાય છે, અંતે તેની તથા તેનાં સો કુળોની સાયુજ્યમુક્તિ થાય છે, એમાં સંદેહ નથી. પછી લક્ષાદિ દીપદાનનું ઉદ્યાપન કરવું. ઉદ્યાપનને આગલે દિવસે હર્ષથી ઉપવાસ કરવો. કર્ષ વા અર્ધકર્ષ સોનાની પાર્વતીસહિત શંકરની મૂર્તિ કરાવવી.[१–१०] વૈદિક વિદ્વાન્ બ્રાહ્મણને આચાર્ય કરવા.

कलशं स्थापयेद्रात्रौ स्वस्तिवाचनपूर्वकम् ॥ ११ ॥ उमामहेश्वरं हैमं स्थापयेत्कलशोपरि । उपचारैः षोडशभिः पूजयेच्च पृथक् पृथक् ॥ १२ ॥ रात्रौ जागरणं कुर्यात्पुराणश्रवणादिभिः । प्रातःस्नानं विधायाथ होमकर्म समारभेत् ॥ १३ ॥ तिलसर्पिर्यवैश्चापि चरुणा बिल्वपत्रकैः । आज्यप्लुतैश्च प्रत्येकं सद्योजातादिमंत्रतः ॥ १४ ॥ शतमष्टोत्तरं हुत्वा होमशेषं समापयेत् । उमामहेश्वरं देवं पूजयेत्तु पुनर्व्रती ॥ १५ ॥ प्रतिमां वस्त्रसहितामाचार्याय निवेदयेत् । सहिरण्यां सवत्सां च धेनुं दद्यात्प्रयत्नतः ॥ १६ ॥ अनेन विधिना यस्तु व्रतमेतत्समाचरेत् । स भुक्त्वा विपुलान्भोगान् शिवसायुज्यमाप्नुयात् ॥ १७ ॥ ब्राह्मणान् भोजयेत्पश्चाद्वस्त्रालंकारभूषणैः । गुरोराज्ञां गृहीत्वा तु भुंजीयाद्बंधुभिः सह ॥ १८ ॥ एवं यः कुरुते मर्त्यो लक्षदीपादिदीपनम् । नरो वाऽप्यथवा नारी सोऽश्नुते पदमव्ययम् ॥ १९ ॥ ज्ञानमुत्पद्यते तस्य संसारभयनाशनम् । सर्वपापं क्षयं याति जन्मजन्मार्जितं च यत् ॥ २० ॥ बाल्ये वयसि यत्पापं यौवने वापि यत्कृतम् । वार्धकेऽपि कृतं पापं तत्सर्वं नश्यति ध्रुवम् ॥ २१ ॥ सर्वपापविनिर्मुक्तो भुक्त्वा भोगान्महीतले । सर्वान्कामानवाप्याथ सोऽश्नुते पदमव्ययम् ॥ २२ ॥ इति श्रीस्कंदपुराणे लक्षादिदीपदानोद्यापनं संपूर्णम् ॥

રાત્રિએ સ્વસ્તિવાચન કરાવીને કળશની સ્થાપના કરવી, તેની ઉપર પેલી મૂર્તિની સ્થાપના કરવી. સોળ ઉપચારોવડે જૂદી જૂદી પૂજા કરવી. રાતે પુરાણની કથા વગેરે સાંભળવાને જાગરણ કરવું, પછી પ્રાતઃકાળમાં સ્નાન કરી, હોમનો આરંભ કરવો. 'सद्योजात०' વગેરે મંત્ર ભણી તિલ, ઘી, જવ, ચરુ અને ઘીવાળાં બીલીનાં પત્રનો જૂદો જૂદો એકસો આઠ વખત હોમ કરવો. પછી હોમશેષ સમાપ્ત કરી, શંકરપાર્વતીની પૂજા કરી વસ્ત્રસહિત તે મૂર્તિઓ આચાર્યને આપવી. વાછરડાંવાળી ગાય આપવી અને તેની સાથે સોનું પણ આપવું. જે માણસ આ વ્રત વિધિથી કરે છે તે આ લોકમાં પુષ્કળ ભોગ ભોગવી અંતે શિવની સાયુજ્યમુક્તિ પામે છે. પછી બ્રાહ્મણોને ભોજન કરાવી વસ્ત્ર અલંકારથી તેઓને

પ્રસન્ન કરવા. ગુરુની આજ્ઞા લઈ સગાં સંબંધીઓની સાથે ભોજન કરવું. સ્ત્રી અથવા પુરુષ જે માણસ એવી રીતે લક્ષ આદિ દીવા કરે છે, તેને ઉત્તમ પદની પ્રાપ્તિ થાય છે. તેને સંસારના ભયનો નાશ કરનાર જ્ઞાન થાય છે, અને તેના જન્મો જન્મનું એકઠું થયેલું સઘળું પાપ નષ્ટ થાય છે. બચપણમાં, યૌવનમાં અને ઘડપણમાં કરેલું સઘળું પાપ નષ્ટ થાય છે. તે સર્વ પાપથી મુક્ત થઈ આ લોકમાં સઘળા ભોગ ભોગવી અંતે ઉત્તમ લોકમાં જાય છે.[૧૧-૨૨] એ પ્રમાણે લક્ષાદિ દીપદાન તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

---

### ૬ લક્ષ દૂર્વાપૂજનનો પ્રકાર (૩)

अथ लक्षदूर्वापूजनविधिः ॥ शूरसेन उवाच– लक्षपूजाविधिं सम्यक् कथयस्व ममाग्रतः । यं कृत्वा प्राणिनः सर्वे भवंति सुखभागिनः ॥ १ ॥ इंद्र उवाच– श्रावणे च चतुर्थ्यां तु भौमवारो यदा भवेत् । शुभेऽहि वासरे वापि पूजाकर्म समारभेत् ॥ २ ॥

શૂરસેન પૂછે છે–જે પૂજા કરવાથી સઘળાં પ્રાણીઓ સુખી થાય છે, તે લક્ષ દૂર્વાપૂજનનો પ્રકાર મારી પાસે સારી રીતે કહો.[૧] ઇંદ્ર કહે છે–શ્રાવણ માસમાં જો મંગળવારી ચતુર્થી હોય તો તે દિવસે, નહીં તો શુભ દિવસે લક્ષ દૂર્વાપૂજનનો આરંભ કરવો.[૨]

#### દૂર્વાનું માહાત્મ્ય

अथ दूर्वामाहात्म्यं गणेशपुराणे उपासनाकांडे–कौंडिन्य उवाच–कस्मिंश्चित्समये देवि सुखासीनं गजाननम् । नारदो मुनिरभ्यागाद्द्रष्टुं तं बहुवासरैः ॥ १ ॥ साष्टांगं प्रणिपत्यैनं प्राह नः सार्थकं जनुः । यत्पुण्यनिचयैर्जातं दर्शनं ते गजानन ॥ २ ॥ इत्युक्त्वा स्वांजलिं बद्ध्वा तस्थौ तत्पुरतो मुनिः । धृत्वा करेण तत्पाणिमुपवेशयदासने ॥ ३ ॥ गजाननो महाभागो महाभागं महामुनिम् । नारदो भगवांस्तेन संतुष्टो मुनिपुंगवः ॥ ४ ॥ उवाच तं गणाधीशमाश्चर्यं हृदि मेऽस्ति यत् । तन्निवेदितुमायातो नत्वा त्वां पुनराव्रजे ॥ ५ ॥ गजानन उवाच– किमाश्चर्यं त्वया दृष्टं हृदि किं तेऽभिवर्तते । वद सर्वं विशेषेण ततो व्रज निजाश्रमम् ॥ ६ ॥

ગણેશપુરાણમાં ઉપાસના કાંડમાં કૌંડિન્ય કહે છે–હે દેવિ! એક સમયે સુખથી બેઠેલા ગણેશનાં દર્શન કરવા ઘણે દિવસે નારદ આવ્યા,[૧] ને સાષ્ટાંગ પ્રણામ કરી બોલ્યા કે, હે ગજાનન! આજ મારો જન્મ સફળ થયો, કારણ કે ઘણાં પુણ્યોથી આપનાં દર્શન થયાં.[૨] એટલું કહી હાથ જોડી તેની સામે ઉભા રહ્યા. તેને હાથ પકડી ગણેશે આસન ઉપર બેસાડ્યા,[૩] તેથી મુનિરાજ અતિ પ્રસન્ન થઇ તેમને કહેવા લાગ્યા; 'હે ગણપતે! મારા મનમાં મોટું આશ્ચર્ય થાય છે તે કહેવા અહીં આવેલો છું તે કહી આપને પ્રણામ કરી હું પાછો ચાલ્યો જઇશ.'[૪-૫] ગણપતિ કહે છે–હે નારદ! તમે શું આશ્ચર્ય જોયું? તમારા મનમાં શું છે? તે સઘળું કહીને પોતાને આશ્રમે જાઓ.[૬]

नारद उवाच– मैथिले विषये देव जनको राजसत्तमः । अतिमानी वदान्यश्च वेदवेदांगपारगः ॥ ७ ॥ अन्नदानरतो नित्यं ब्राह्मणान् पूजयत्यसौ । नानालंकारवासोभिर्दक्षिणाभिरनेकशः ॥ ८ ॥ दीनांधकृपणेभ्यश्च बहुद्रव्यं ददात्यसौ । याचकैर्याचते यद्यत्तत्तेन प्रदीयते ॥ ९ ॥ तथापि न व्ययं याति द्रव्यं तस्य महात्मनः । गजाननस्य संतुष्ट्या द्रव्यं तद्वर्धते नु किम् ॥ १० ॥ इत्याश्चर्यं महद्द्रष्टुं प्रयातस्तद्गृहानहम् । ब्रह्मज्ञानाभिमानेन उपहासं ममाकरोत् ॥ ११ ॥ अहं च तमुवाचेत्थं धन्योऽसि नृपसत्तम । चिंचितं तेऽपि भक्त्यार्यं प्रयच्छति गजाननः॥१२॥ स तु गर्वादुवाचेत्थमहमीशो जगत्त्रये । अहं दाता च भोक्ता च पाता दापयिता तथा ॥ १३ ॥ मत्स्वरूपं विना नान्यद्विद्यते भुवनत्रये । कर्ता च कारणं चाहं कारणं मुनिसत्तम ॥ १४ ॥ नारद उवाच– इति तद्वचनं श्रुत्वा क्रोधेनाहं जगाद तम् । ईश्वराज्जगतः कर्ता नान्यः कश्चन विद्यते ॥ १५ ॥ त्वं तु धर्ममिमं राजन् दंभेनैव करोषि किम् । दर्शयिष्ये साक्ष्यमस्य स्वल्पकालेन तेऽनघ ॥ १६ ॥ इत्युक्त्वा तमहं यातस्त्वदंतिकमिमानन ॥

નારદ કહે છે–હે દેવ! મૈથિલ દેશમાં જનક નામનો મોટો રાજા છે. તે અતિ માની, દાની અને પૂર્ણ વેદ તથા વેદાંગને જાણનાર છે.[૭] તે હંમેશાં અન્નદાન કરે છે, વિવિધ વસ્ત્રો, અલંકાર ને દક્ષિણા આપી બ્રાહ્મણોને પ્રસન્ન કરે છે.[૮] ગરીબગુરબાંને તથા આંધળાંપાંગળાંને પુષ્કળ ધન આપે છે. યાચકોને મોઢે માગ્યાં દાન આપે છે.[૯] તો પણ તે મહાત્માનું ધન કમી થતું નથી. હે દેવ! ગણેશની કૃપાથી એ ધન વધતું હશે કે શું![૧૦] એ આશ્ચર્ય જોવા હું તેને ઘેર ગયો, ત્યારે બ્રહ્મજ્ઞાનના અભિમાનથી તેણે મારી હાંસી કરી.[૧૧] પછી મેં તેને કહ્યું; 'હે રાજેંદ્ર! તમે ધન્ય છો' કારણ કે આ ગણપતિની ભક્તિથી તમારાં ધારેલાં કામ પાર પડે છે.[૧૨] ત્યારે તે ગર્વથી બોલ્યો કે, ત્રણે જગતમાં હું જ ઇશ્વર છું. દાન કરનાર, તેનું ફળ ભોગવનાર, રક્ષણ કરનાર અને દાન દેવાની પ્રેરણા કરનાર હું જ છું.[૧૩] મારાં સ્વરૂપવિના ત્રણે જગતમાં બીજું કાંઈ નથી. હે મુનિરાજ! કર્ત્તા, કારણ અને સાધન સઘળું હું જ છું.[૧૪] નારદ કહે છે–એવાં તેનાં વચન સાંભળી મેં ક્રોધથી તેને કહ્યું કે, હે રાજન્! જગતનો કર્ત્તા ઇશ્વરવિના બીજો કોઇ પણ નથી.[૧૫] તમે આવી રીતનું ધર્માચરણ શું દંભથી કરો છો. તમને થોડા જ વખતમાં આની ખાતરી બતાવીશ,[૧૬] એટલું કહી હું આપની પાસે આવ્યો છું.

कौंडिन्य उवाच– आकर्ण्येत्थं मुनेर्वाक्यं पूजयामास तं विभुः ॥ १७ ॥ अर्घ्यादिभिरलंकारैर्दिव्यैः पुष्पैः सचंदनैः । मुनिराज्ञां प्रगृह्यैव वैकुंठं विष्णुमभ्यगात् ॥ १८ ॥ गजाननोऽपि मिथिलां राजभक्तिं परीक्षितुम् । कुत्सितं वेषमादाय सर्वज्ञोऽपि समाययौ ॥ १९ ॥ अनेकक्षतसंयुक्तं स्रवद्रक्तममंगलम् । मक्षिकानिचयाक्रांतं रदहीनमिवातुरम् ॥२०॥ गच्छंतं तादृशं दृष्ट्वा नरा नासानिरोधनम् । कुर्वंति वाससा केचित् ष्ठीवनं च यथा तथा ॥ २१ ॥ स्खलन्मूर्च्छन् पतन् गच्छन्नर्भकावलिसंयुतः । नृपद्वारं समागम्य द्वारपालानुवाच सः ॥ २२॥ राज्ञे निवेद्यतां दूता अतिथिं मां समागतम् । ब्राह्मणं क्षुधितं वृद्धमिच्छाभोजनकांक्षिणम् ॥२३॥ ते तद्वाक्यं तथाऽऽचख्युर्गत्वा तं जनकं नृपम् । आनीयतामिति प्राह दूता द्रष्टुं तु कौतुकम् ॥ २४ ॥ असृक्स्रवंतं वृद्धं तं ब्राह्मणं श्रमवारिणम् । तर्कयामास जनक ईश्वरो रूपधृक् नु किम् ॥ २५ ॥ छलितुं मां समायातो यदि पुण्यं भवेन्मम । समाधास्ये मनो ह्यस्य भविष्यं नान्यथा भवेत् ॥ २६ ॥ इत्येवं चिंतयत्येव जनके नृपसत्तमे । प्रवेशितो द्वारपालैर्ब्राह्मणः पर्यदृश्यत ॥ २७ ॥

કૌંડિન્ય કહે છે–એવાં નારદનાં વચન સાંભળી ગણેશે અર્ઘ્ય, સુંદર ચંદન, પુષ્પ અને અલંકારોવડે તેની પૂજા કરી, પછી આજ્ઞા લઈ નારદ વૈકુંઠમાં વિષ્ણુ પાસે ગયા.[૧૭–૧૮] પોતે સર્વજ્ઞ છતાં પણ રાજાની ભક્તિની પરીક્ષા જોવા માટે ગણપતિ નિંદિત વેશ લઇને મિથિલા પુરીમાં ગયા.[૧૯] તેના શરીરમાં અનેક ઘા પડ્યા હતા. જેમાંથી લોહી સ્રવતું હતું, જેમાં અનેક માંખીઓ બેસતી હતી, મુખમાં દાંત પણ હતા નહીં તેથી મરણોન્મુખ થયો હોય તેવો અતિ અમંગલ અને નિંદિત બ્રાહ્મણનો વેશ તેણે ધારણ કર્યો હતો.[૨૦] તેને જોઇ કેટલાંક માણસો નાકે આડું કપડું દેતાં હતાં, અને કેટલાંક માણસો થુંકતાં હતાં.[૨૧] ઠોકર ખાતા, મૂર્છા ખાતા અને પડતા પડતા તે ચાલતા હતા. તેની પછવાડે કેટલાક છોકરાઓ ફરતા હતા. એવી રીતે બ્રાહ્મણનો વેશ લઇ ગણેશ રાજાને બારણે ગયા, ને દ્વારપાલોને કહ્યું કે,[૨૨] હે દૂતો! હું અતિથિ વૃદ્ધ બ્રાહ્મણ બહુ ભૂખ્યો છું તેથી ઇચ્છાભોજન માટે આવ્યો છું. આ વાત રાજાને જઇ કહો.[૨૩] દૂતોએ તે વાત જનક રાજાને કહી ત્યારે તેણે 'અહીં લાવો' એવો હુકમ કર્યો ને બ્રાહ્મણની તેવી હાલત હોવાથી વિચાર કરવા લાગ્યો. આવું રૂપ ધારણ કરી ઈશ્વર મને છળવા આવેલા હશે શું? જો મારૂં પુણ્ય હશે તો હું તેના મનનું સમાધાન કરીશ. ભવિષ્ય અન્યથા થનાર નથી.[૨૪–૨૬] એ પ્રમાણે જનક રાજા વિચાર કરતો હતો, તેટલામાં તો દૂતો જે બ્રાહ્મણને લાવ્યા તે નજરે પડ્યો.[૨૭]

ब्राह्मण उवाच– चंद्रांशुधवलां कीर्तिं श्रुत्वा तेऽहं समागतः । देहि मे भोजनं राजन् क्षुधितस्य चिरादृशम् ॥२८॥ मम तृप्तिर्भवेद्यावत्तावदन्नं प्रदीयताम् । तव क्रतुशतं पुण्यं भविष्यति नरेश्वर ॥ २९ ॥ कौंडिन्य उवाच– इति वाचं निशम्यासौ गृहमध्ये निनाय तम् । संपूज्य विधिवच्चैनं स्वाद्वन्नमुपवेषयत् ॥ ३० ॥ एकग्रासेन सर्वं स जग्रास द्विजसत्तमः । यावदन्नं स्थितं सिद्धं पर्याप्तमयुतस्य यत् ॥ ३१ ॥ तदत्तं पुरतस्तस्य बभक्ष तत्क्षणेन सः । असंख्यातेषु पात्रेषु पक्तुं क्षिप्ताः सुतंडुलाः ॥ ३२ ॥ आनीयतास्य पुरतो सुसिद्धश्चौदनोऽभवत् । स भक्षयति सर्वं तं तत ऊचे जनो नृपम् ॥ ३३ ॥ राक्षसोऽयं भवेत्प्रायः किमर्थं दीयते बहु । राक्षसेभ्यः प्रदानेन न किंचित्पुण्यमाप्यते ॥ ३४ ॥ केचिदूचुस्त्रिभुवने भक्षितेऽप्यस्य नो भवेत् । तृप्तिः परमिका राजन्धान्यमस्मै प्रदीयताम् ॥३५॥ ततो धान्यानि सर्वाणि गृहे भूमौ स्थितानि च । आनीय चिक्षिपुस्तस्य पुरो ग्रामगतानि च ॥ ३६ ॥ पुंसोऽस्य द्विजरूपस्य सर्वभक्षस्य चातिथेः । न तृप्तिमगमत्सोऽथ भक्षितेषु च तेषु च ॥ ३७ ॥ ततो दूता नृपं प्रोचुर्धान्यं क्वापि न लभ्यते । इति दूतवचः श्रुत्वा जनकेऽधोमुखे स्थिते ॥ ३८ ॥ स्वस्तीत्युक्त्वाऽगमद्विप्रो न तृप्तोऽसौ गृहं गृहम् । दीयतामन्नमित्याह ते जनास्तं जगुस्तदा ॥३९॥ सर्वेषां गृहगं धान्यं सर्वं राज्ञा समाहृतम् । जग्धं त्वयाऽखिलं ब्रह्मन् गम्यतां यत्र ते रुचिः ॥ ४० ॥

બ્રાહ્મણ કહે છે–હે રાજન્! ચંદ્રકિરણ જેવી ધોળી તારી કીર્તિ સાંભળી હું અહીં આવેલો છું, માટે હું કે, જે ઘણા કાળનો અત્યંત ભૂખ્યો છું, તેને અન્ન આપી ભોજન કરાવ, જેથી હું તૃપ્ત થાઉં. હે રાજન્! મને જમાડવાથી તને સો યજ્ઞોનું ફળ થશે.[૨૮–૨૯] કૌંડિન્ય કહે છે–એવાં તેનાં વચન સાંભળી રાજા તેને ઘરમાં લઇ ગયો. ત્યાં વિધિથી તેની પૂજા કરી સ્વાદવાળું અન્ન પીરસાવ્યું.[૩૦] તે સઘળું અન્ન બ્રાહ્મણ મહારાજ એક જ ગ્રાસમાં ખાઇ ગયા. પછી દશ હજાર માણસો માટે જે અન્ન રાંધેલું હતું, તે સઘળું અન્ન તેની પાસે ધર્યું, તે પણ મહારાજ ક્ષણવારમાં ચટ કરી ગયા. પછી ચોખાનાં અસંખ્ય પાત્રો ચડાવી દીધાં ને જે તૈયાર થાય તે મહારાજની પાસે ધરતા હતા. તે સર્વને મહારાજ સ્વાહા કરી જતા હતા. ત્યારે માણસોએ રાજાને કહ્યું કે,[૩૧–૩૩] આ પ્રાયઃ રાક્ષસ હોવો જોઇએ. આને અધિક શા માટે આપો છો? કારણ કે રાક્ષસને આપવાથી કાંઇ પણ પુણ્ય થતું નથી.[૩૪] કેટલાક કહેવા લાગ્યા કે, હે રાજન્! ત્રણે જગત્ ખાવાથી પણ આને તૃપ્તિ થશે નહીં, માટે તેને કાચું અનાજ આપો.[૩૫] પછી ગામો તથા શહેરમાં, પૃથ્વીમાં તથા ઘરમાં જે અનાજ હતાં તે સઘળાં લાવી તેની પાસે નાંખ્યાં અને તે સઘળાં ખાવાથી પણ તે બ્રાહ્મણનું રૂપ ધારણ કરનાર સર્વભક્ષી

ગણપતિને તૃપ્તિ થઈ નહીં.[૩૬-૩૭] પછી દૂતોએ રાજાને કહ્યું કે, હવે તો ક્યાંયથી ધાન્ય મળતું નથી. એવાં દૂતોનાં વચન સાંભળી જનક રાજા નીચું જોઈ ઉભો રહ્યો.[૩૮] ત્યારે 'કલ્યાણ થાઓ' એમ કહી તે મહારાજ તૃપ્તિ ન થવાથી 'અન્ન આપો' એમ ઘેર ઘેર માગવા લાગ્યા. મનુષ્યો બોલ્યાં કે,[૩૯] હે મહારાજ! રાજાએ સર્વે મનુષ્યોના ઘરમાંથી સઘળું અનાજ લઇ લીધું ને તે તમે સ્વાહા કરી ગયા. હવે તો તમને જ્યાં ગમે ત્યાં જાઓ.[૪૦]

**द्विज उवाच– कीर्तिरस्य श्रुता लोकान्न दाता जनकात्परः । तृप्तिकामः समायातो ह्यतृप्तोऽहं कथं व्रजे ॥ ४१ ॥ तूष्णींभूतेषु लोकेषु बंभ्रमन् स ददर्श ह । विरोचनात्रिशिरसोर्मंदिरं द्विजयोर्वरम् ॥ ४२ ॥ तन्मध्यं प्राविशत्सोऽपि गृहस्वामीव सत्तया । सर्वोपस्कररहितं धातुपात्रविवर्जितम् ॥ ४३ ॥ इति श्रीगणेशपुराणे उपासनाखण्डे ६५ अध्यायान्तर्गता कथा ॥**

બ્રાહ્મણ કહે છે–જનક રાજાથી બીજો કોઇ દાતા નથી, એવી આ રાજાની જગતમાં કીર્તિ છે તેથી હું તૃપ્ત થવા અહીં આવ્યો તે હવે તૃપ્ત થયા વિના કેમ જાઉં ?[૪૧] તે સાંભળી સર્વ મનુષ્યો ચુપ થયાં. આ મહારાજ ગામમાં ફરવા લાગ્યા, તેટલામાં ત્રિશિરા અને વિરોચનાનું ઘર જોવામાં આવ્યું;[૪૨] તેમાં થોડો પણ ઉપસ્કર હતો નહીં, તે એટલે સુધી કે ત્રાંબા કે પીતળનું પાત્ર પણ તેમાં ન હતું, માત્ર ઘરધણી અને તેમની સ્ત્રી બે જણાં તેમાં રહેતાં હતાં. તેની અંદર મહારાજે પ્રવેશ કર્યો.[૪૩] એવી રીતે ગણેશપુરાણના ઉપાસનાખંડમાં ૬૫ મો અધ્યાય પુરો થયો.

**कौंडिन्य उवाच– धरामात्रासनौ तौ तु नभःप्रावारसंवृतौ । दिगंबरौ सर्वधातुसंस्पर्शवर्जितावुभौ ॥ १ ॥ अयाचितभुजौ नित्यं जलेनैवाखिलाः क्रियाः । द्विजरूपधरोऽपश्यत्कुर्वाणौ सत्वबुद्धये ॥ २ ॥ गृहं च मक्षिकापुंजैर्मशकैरभितो वृतम् । मूर्तिं च गणनाथस्य पूजितां पुष्पपल्लवैः ॥ ३ ॥ अनन्यभक्त्या ताभ्यां यत्तत्पराभ्यां ददर्श सः । तावूचे श्रूयतां वाक्यं यन्मया प्रोच्यतेऽनघौ ॥ ४ ॥ मिथिलाधिपतेः कीर्तिं श्रुत्वाऽहं क्षुधितो भृशम् । तृप्तिकामः समायातो न स तृप्तिं समाकरोत् ॥ ५ ॥ कर्मणा दांभिकेनैव सत्त्वं न परिरक्ष्यते । मम तृप्तिकरं किंचिद्गृहे चेदस्ति दीयताम् ॥ ६ ॥ दंपती ऊचतुः– चक्रवर्ती नृपो योऽसौ तेन तृप्तिर्न ते कृता । आवाभ्यां तु दरिद्राभ्यां किं देयं तृप्तिकारकम् ॥ ७ ॥ नदीनदजलैर्योऽब्धिरसंख्यैर्नापि पूर्यते । बिंदुमात्रेण सहसा स कथं पूर्यते वद ॥ ८ ॥**

કૌંડિન્ય કહે છે–એ સ્ત્રી પુરુષને આસન માટે પૃથિવી હતી. પહેરવા માટે આકાશ હતું એટલે તે બન્ને દિગંબર હતાં. તેઓની પાસે એક પણ ધાતુનું પાત્ર હતું નહીં.[૧] તેઓએ માગવા માટે હાથ લાંબો કર્યો ન હતો, તેઓ સઘળી ક્રિયા જળથી જ કરતાં હતાં. તેઓના ઘરમાં ચારે તરફ માખો તથા મચ્છર ઉડતા હતા. તેમાં પેલાં સ્ત્રીપુરુષ અનન્ય ભક્તિથી પુષ્પપલ્લવવડે ગણપતિની પૂજા કરતાં હતાં;[૨-૪] તેને જોઇ મહારાજ બોલ્યા કે, હું કહું છું તે તમે સાંભળો.[૫] હું ઘણો ભૂખ્યો છું. જનક રાજાની કીર્તિ સાંભળી હું તૃપ્ત થવા માટે અહીં આવ્યો, પણ તે મને તૃપ્ત કરી શક્યો નહિ. કેવળ દાંભિક કર્મથી સત્વ સચવાતું નથી; માટે જો તૃપ્તિ કરે તેવી વસ્તુ તમારા ઘરમાં હોય તો મને આપો.[૬] સ્ત્રીપુરુષ કહે છે–જે ચક્રવર્તી રાજા છે તે પણ તમને તૃપ્ત કરી શક્યો નહીં, ત્યારે અમે કે જે દરિદ્રી છીએ તે તમને કેમ તૃપ્ત કરી શકીએ ?[૭] જે સમુદ્ર, નદી તથા નદનાં અસંખ્ય જળથી પૂરાતો નથી, તે બિંદુ માત્રથી કેમ પૂરાઈ જાય તે કહો.[૮]

**द्विज उवाच–भक्त्या दत्तं स्वल्पमपि बहुतृप्तिकरं मम । अभक्त्या यच्च दंभेन बहु दत्तं वृथा भवेत् ॥ ९ ॥ दंपती ऊचतुः– आवयोर्न गृहे किंचिच्छपथस्ते द्विजोत्तम । पूजायै गणनाथस्य प्रातर्दूर्वांकुराहृताः ॥ १० ॥ पूजितो गणनाथस्तैस्तत एकोऽवशिष्यते ॥ द्विज उवाच–भक्त्या दत्तः स एकोऽपि तृप्तये स्यात्प्रदीयताम् ॥११॥ कौंडिन्य उवाच–विरोचना ददौ तस्मै श्रुत्वा वाक्यं तदीरितम् । एकं दूर्वांकुरं भक्त्या तेन तृप्तोऽभवद्द्विजः ॥ १२ ॥ शाल्यन्नं पायसान्नं च नानापक्वान्नमेव । व्यंजनानि च सर्वाणि लेह्यचोष्याण्यनेकधा ॥ १३ ॥ भक्त्या विरोचनादत्ते जातं दूर्वांकुरेऽखिलम् । गृहीत्वा ब्राह्मणस्तं तु बभक्ष परया मुदा ॥ १४ ॥ तस्मिन्दूर्वांकुरे भक्त्या दत्ते तेनाथ भक्षिते । प्रशशाम द्विजस्यास्य तत्क्षणाज्जठरानलः ॥१५॥ तृप्तिश्च परमा तेन प्राप्ता तत्क्षणमात्रतः । आलिलिंग त्रिशिरसं तृप्तो हर्षाद्द्विजस्तदा ॥ १६ ॥ तत्याज कुत्सितं रूपं प्रकटोऽभूद्गजाननः । चतुर्भुजोऽरविंदाक्षः शुंडादंडविराजितः ॥ १७ ॥ कमलं परशुं मालां दंतं करतलेऽदधत् । महार्हमुकुटो राजन् कर्णकुंडलमंडितः ॥ १८ ॥ दिव्यवस्त्रपरीधानो दिव्यगंधानुलेपनः । उवाच तौ प्रसन्नात्मा दंपती स गजाननः ॥ १९ ॥ वृणीतं तं वरं शीघ्रं मनसा यं यमिच्छथः ॥**

બ્રાહ્મણ કહે છે–ભક્તિથી થોડું દીધું હોય તો પણ મને અતિ તૃપ્તિ થાય છે, પરંતુ ભક્તિ વગર દંભથી પુષ્કળ આપવાથી પણ મને તૃપ્તિ થતી નથી.[૯] સ્ત્રી પુરુષ કહે છે–હે દ્વિજશ્રેષ્ઠ! સોગન ખાઇને અમે કહીએ છીએ કે, અમારા ઘરમાં કાંઇ પણ નથી. ગણેશની પૂજા માટે પ્રાતઃકાળમાં દૂર્વાંકુર લાવ્યાં હતાં, તે વડે ગણેશની પૂજા કરી તેમાંથી એક બાકી રહેલું છે. બ્રાહ્મણ કહે છે–એક દૂર્વાંકુર પણ જો ભક્તિથી આપેલું હોય તો મને તૃપ્તિ થાય છે, માટે જ આપો.[૧૦-૧૧]

કૌંડિન્ય કહે છે—એવાં બ્રાહ્મણનાં વચનો સાંભળી વિરોચનાએ ભક્તિથી એક દૂર્વાંકુર તેને આપ્યો, તેથી તે તૃપ્ત થયા,[૧૨] કારણ કે ભાત, દૂધપાક, પકવાન્ન, લેહ્ય, ચોષ્ય અને કઢી વગેરે સઘળું વિરોચનાએ ભક્તિથી આપેલા દૂર્વાનાં પૂખણામાં જ થયું. હવે તે પૂખણું લઇ મહારાજે હર્ષથી ખાધું, તેથી તેનો જઠરાગ્નિ તત્કાળ શાંત થયો અને ક્ષણવારમાં ઉત્તમ તૃપ્તિ થઈ. ત્યારે તે મહારાજે પ્રસન્ન થઇ, ત્રિશિરાને આલિંગન કર્યું,[૧૩–૧૬] ને નિંદિત સ્વરૂપનો ત્યાગ કરી હાથીના મુખવાળું, ચાર હાથવાળું, કમલ જેવાં નેત્રવાળું, શુંડાદંડથી શોભિતું, હાથમાં કમલ, માલા, પરશુ અને દાંતને ધારણ કરતું, અમૂલ્ય મુકુટવાળું, કાનના કુંડળથી સુશોભિત, અલૌકિક વસ્ત્રવાળું, દિવ્ય ચંદનથી ચર્ચેલું, ગણપતિનું સ્વરૂપ ધારણ કર્યું; અને પ્રસન્ન થઇ તે સ્ત્રીપુરુષને કહેવા લાગ્યા કે,[૧૭–૧૯] તમારા મનમાં જે જે ઇચ્છા હોય, તે વર માગી લ્યો.

तावूचतुः– जन्मनी यत्र नौ स्यातां तत्र ते दृढभक्तिता ॥ २० ॥ मुक्तिर्वा दीयतां देव दुस्तराद्भवसागरात् । न याच्यं किंचिदन्यद्धि पादपद्मादिभानन ॥ २१ ॥ कौंडिन्य उवाच– इति तद्वाक्यमाकर्ण्य तथेत्युक्त्वा गजाननः । पुनरालिंग्य विदधे भर्क्ष त्रिशिरसं मुदा ॥ २२ ॥ एतस्मात् कारणाद्दूर्वाभारोऽस्मै दीयते मया । असंख्यभक्षणाद्यो न तृप्तिं देवः समाययौ ॥ २३ ॥ दूर्वांकुरेण चैकेन स तृप्तिं परमां ययौ । इति ते कथितः सम्यगाश्रये महिमा शुभः ॥ २४ ॥ दूर्वासमर्पणभवः श्रवणात् सर्वकामदः । इतिहासमिमं भक्त्या शृणुते श्रावयेच्च यः ॥ २५ ॥ स पुत्रधनकामाढ्यः परत्रेह च मोदते । गजानने लभेद्भक्तिं निष्कामो मुक्तिमाप्नुयात् ॥ २६ ॥ गणा ऊचुः–श्रुत्वाऽपीत्थमितीहासमाश्रया संशयं पुनः । प्रपेदे हृदि तं ज्ञात्वा कौंडिन्यो मुनिरब्रवीत् ॥ २७ ॥ आश्रये शृणु मे वाक्यं संशयस्यापनुत्तये । यद्वदामि हृदिस्थस्य मयाऽऽज्ञा तस्य तेऽनघे ॥ २८ ॥ एकं दूर्वांकुरं गृह्य गच्छ शीघ्रं बिडौजसम् । वदाशीर्वचनं पूर्वं पश्चाद्याचस्व कांचनम् ॥ २९ ॥ दूर्वांकुरेण तुलितं गृहीत्वा तदिहानय । न न्यूनं नाधिकं ग्राह्यं तस्य भाराच्छुभानने ॥ ३० ॥ इति श्रीगणेशपुराणे ६६ अध्यायान्तर्गता कथा समाप्ता ॥

સ્ત્રીપુરુષ કહે છે—હે દેવ ! અમારો જ્યાં જન્મ થાય ત્યાં આપમાં ભક્તિ થવી જોઇએ.[૨૦] અથવા હે દેવ ! આ દુસ્તર સંસારસાગરથી અમારી મુક્તિ કરો. હે ગજાનન ! આપના ચરણારવિંદ વિના બીજું કાંઇ પણ અમને જોઇતું નથી.[૨૧] કૌંડિન્ય કહે છે—એવાં તેઓનાં વચન સાંભળી 'તથાસ્તુ' એમ કહી ત્રિશિરાને હર્ષથી ફરીથી આલિંગન કરી ગણપતિ અંતર્હિત થઇ ગયા;[૨૨] એટલા માટે હું આ ગણપતિને દૂર્વાનો ભારો ચઢાવું જે દેવ અસંખ્ય અનાજથી તૃપ્ત થયા નહીં ને એક દૂર્વાના પૂખણાંથી અતિપ્રસન્ન થયા.[૨૩–૨૪] હે આશ્રયે ! એ પ્રકારે પવિત્ર મહિમા તમને કહી સંભળાવ્યો, તે દૂર્વાર્પણથી થયેલો છે અને સાંભળવાથી સર્વ કામના પૂર્ણ કરનાર છે. જે માણસ ભક્તિથી આ ઇતિહાસ સાંભળે અથવા સંભળાવે, તે આ લોકમાં પુત્ર અને ધનનું ઉત્તમ સુખ ભોગવી અંતે પરલોકમાં આનંદ પામે છે. જે માણસ કાંઈ પણ કામના વગર ગણપતિને દૂર્વા ચઢાવે છે, તે ગણેશજીમાં ભક્તિવાળો થાય છે ને અંતે મુક્તિ પામે છે.[૨૫–૨૬] ગણો કહે છે—એવો ઇતિહાસ સાંભળીને પણ આશ્રયાને ફરીથી સંશય થયો. તે જાણી કૌંડિન્ય ઋષિ બોલ્યા કે,[૨૭] હે આશ્રયે ! તારા મનમાં થયેલો સંશય મારા જાણવામાં આવેલો છે તે દૂર થવા માટે તું મારું વાક્ય સાંભળ. એક દૂર્વાનું પૂખણું લઇ ત્વરાથી ઇંદ્ર પાસે જા. ઇંદ્રને આશીર્વાદ આપી દૂર્વાનાં પૂખણાં જેટલું સોનું માગ ને તે લઇ અહીં આવ. હે સુંદર મુખવાળી ! દૂર્વાનાં પુખણાં ભારોભાર બરાબર તોળાવી સોનું લેવું. પણ વધારે ઓછું લેવું નહિ.[૨૮–૩૦] એવી રીતે ગણેશપુરાણના ઉપાસનાખંડમાં ૬૬ મો અધ્યાય પુરો થયો.

आज्ञप्ता तेन मुनिना स्वाभिप्रेतार्थसिद्धये । एकं दूर्वांकुरं गृह्य शक्रसन्निधिमाययौ ॥ १ ॥ तमुवाचाश्रया शक्र देहि मे कांचनं शुभम् । याचितुं त्वां समायाता भर्तृवाक्यात्सुरेश्वर ॥ २ ॥ इंद्र उवाच–किमर्थं त्वमिहायाता यद्याज्ञा प्रेषिताऽभवत् । मया संप्रेषितं स्यात्ते जातरूपं स्वशक्तितः ॥ ३ ॥ आश्रयोवाच– दूर्वांकुरस्य तुलया यद्भवेत्कांचनं च्छर । तद्ग्रहीष्ये शचीभर्तर्न न्यूनं न च वाऽधिकम् ॥ ४ ॥ इंद्र उवाच– दूतैनां नय शीघ्रं त्वं कुबेरभवनं प्रति । स दास्यति सुवर्णं च दूर्वांकुरमितं शुभम् ॥ ५ ॥ गणा ऊचुः– आज्ञया देवराजस्य देवदूतस्तया सह । प्रायात्कुबेरभवनं शक्रस्य वचनात्तदा ॥ ६ ॥ अस्यै दूर्वांकुरमितं जातरूपं प्रदीयताम् । इंद्रेण प्रेषिता साध्वी मुनिपत्नी मया सह ॥ ७ ॥ प्रापिता भवनं तेऽद्य यामि देव नमोऽस्तु ते ॥ कुबेर उवाच– अत्याश्चर्यमहं मन्ये मुनिः शक्रस्तथाऽऽश्रया ॥ ८ ॥ मोहाविष्टा न जानंति दूर्वांकुरमितं कियत् । कांचनं तेन किं वा स्याद्बहुलं किं न याचितम् ॥ ९ ॥

હવે એવી રીતે પતિની આજ્ઞા થવાથી પોતાની ઇષ્ટ સિદ્ધિ માટે એ આશ્રયા એક દૂર્વાનું પૂખણું લઇ ઇંદ્ર પાસે ગઇ;[૧] અને કહ્યું કે, હે ઇંદ્ર ! પતિની આજ્ઞાથી સુંદર સુવર્ણ માગવા હું તમારી પાસે આવી છું, માટે તે મને આપો.[૨] ઇંદ્ર કહે છે—હે કલ્યાણિ ! તમે અહીં શા માટે આવ્યાં ? જો કોઇ સાથે કહાવ્યું હોત તો હું યથાશક્તિ સુવર્ણ ત્યાં જ મોકલી આપત.[૩] આશ્રયા કહે છે—હે ઇંદ્ર ! એક દૂર્વાના પૂખણાં ભારોભાર સોનું

લેવું છે, પણ તેથી અધિક કે ન્યૂન લેવું નથી.[૪] ઈંદ્ર કહે છે–હે દૂત ! આ આશ્રયાને ત્વરાથી કુબેરને ઘેર લઈ જા: તે તેને દૂર્વાંકુર ભારોભાર સુવર્ણ આપશે.[૫] ગણો કહે છે–ઈંદ્રની આજ્ઞાથી તે દૂત આશ્રયાની સાથે કુબેરને ઘેર ગયો.[૬] ત્યાં જઈ કુબેરને કહ્યું કે, ઈંદ્રે મારી સાથે આ પતિવ્રતા મુનિપત્નીને મોકલેલાં છે, અને દૂર્વાંકુર ભારોભાર સોનું આપવા કહેલું છે, માટે તે તેણીને આપો.[૭] હે દેવ ! આ મુનિપત્નીને આપની પાસે પહોચાડ્યાં. હવે આપને પ્રણામ કરી હું જાઉં છું. કુબેર કહે છે–મને મોટો અચંબો થાય છે ! હું ધારૂં છું કે, કૌંડિન્ય મુનિ, ઈંદ્ર અને આશ્રયા સર્વે મોહમાં આવી ગયેલાં છે. અરે દૂર્વાંકુર ભારોભાર સોનું કેટલું ? અને તેથી શું થાય ? તેઓએ પુષ્કળ સોનું કાં ન માગ્યું ? [૮–૯]

गणा ऊचुः– एवमेव ददौ तस्यै बहुलं कांचनं तु सः । न जग्राह भयाद्भर्तुर्न्यूनाधिकविशंकया ॥ १० ॥ स्वर्णकारतुलायां तं दूर्वांकुरमधारयत् । नाभवत्तुलया तस्य पर्याप्तं तत्तु हाटकम् ॥ ११ ॥ वणिक्तुला समानीता तत्रापि नाभवत्समम्। तैलकारतुलायां तु दूर्वांकुरसमं न च ॥१२॥ घटो बद्धस्ततस्तत्र हाटकं दत्तमेकतः । दूर्वांकुरोऽपरत्रापि याति पत्रमधस्तदा ॥ १३ ॥ अन्यदन्यद्दधौ तत्र कुबेरः कांचनं बहु । तथापि नाभवत्तेन समं दूर्वांकुरेण च ॥१४॥ सर्वं कोशगतं द्रव्यं दत्तं तेन गिरींद्रवत् । तथापि नाभवत्तुल्यं तेन दूर्वांकुरेण तत् ॥ १५ ॥ पत्नीमाहूय तां प्राह कुबेरः कौतुकान्वितः । कुरु मद्वाक्यतः सुभ्रू घटारोहणमग्रतः ॥ १६ ॥ न समं चेत्समारोक्ष्ये निजसत्त्वपरीक्षया । पतिव्रताऽऽज्ञया तस्य घटमारुरुहे तदा ॥ १७ ॥ न समा सापि तेनासीत्ततः सर्वां पुरीं ददौ । घटमध्ये कुबेरोऽसौ न चोर्ध्वं जायतेंऽकुरः ॥ १८ ॥ श्रुत्वा दूतमुखादिंद्रो गजारूढः समाययौ । स्वकीयद्रव्यसहितो घटमारुरुहे स्वयम् ॥ १९ ॥ दूर्वांकुरो नचोर्ध्वं स तथापि समजायत । अधोमुखो गतश्चिंतां किमेतदिति चिंतयन् ॥ २० ॥ विष्णुं हरं च सस्मार तत्रारोहणकाम्यया । तत्रागतौ सनगरौ घटमारुहतां तदा ॥ २१ ॥ तथापि नोर्ध्वमगमत्तदा दूर्वांकुरः स्फुटम् । ततस्ते तत उत्तेरुः शिवविष्णुधनेश्वराः ॥ २२ ॥ वरुणेंद्राग्निमरुतो कौंडिन्यमभितो ययुः । देवा देवर्षयश्चापि सिद्धविद्याधरोरगाः ॥ २३ ॥ दिनांते समनुप्राप्ते स्वं नीडमिव पक्षिणः । नमस्कृत्य मुनिं सर्वे प्रोचुरुद्विग्नचेतसः ॥ २४ ॥

ગણો કહે છે–એટલું કહી કુબેર તોળ્યા વગરજ આશ્રયાને પુષ્કળ સોનું આપવા લાગ્યા, પણ પતિના ભયથી તથા વધારે ઓછાની શંકાથી તેણીએ લીધું નહીં,[૧૦] ત્યારે સોનાનો કાંટો મંગાવી એક તરફ દૂર્વાનું પુખાણું રાખી કુબેરે સુવર્ણ તોળવાનો આરંભ કર્યો, ને જ્યારે તે કાંટામાં સોનાનું વજન થઈ શક્યું નહીં;[૧૧] ત્યારે વાણીઆનાં ત્રાજવાં મગાવ્યાં, તેથી પણ કાર્ય થયું નહીં, પછી તેલીનાં ત્રાજવામાં પણ દૂર્વાંકુર બરાબર સુવર્ણનું વજન ન થવાથી એક ધટ (વજન કરવાનો અતિ મોટો કાંટો) બાંધ્યો. તેમાં એક તરફ દૂર્વાંકુર અને એક તરફ સોનું મૂક્યું તો પણ દૂર્વાંકુર તરફનું ત્રાજવું નમવા લાગ્યું.[૧૨–૧૩] ત્યારે કુબેર અધિક અધિક સુવર્ણ નાંખવા લાગ્યા તો પણ દૂર્વાંકુરની બરાબર થયું નહીં.[૧૪] પછી ભંડારમાં જે હતું તે સઘળું નાંખી મોટા પર્વત જેવડો ઢગલો કર્યો તો પણ દૂર્વાંકુર બરાબર થયું નહીં;[૧૫] ત્યારે પોતાની સ્ત્રીને બોલાવીને કુબેરે કહ્યું કે, હે સ્ત્રી ! મારા કહેવાથી તું આ કાંટામાં બેસ.[૧૬] તેમ કરવાથી પણ બરાબર નહીં થાય તો મારૂં બળ તપાસવા માટે હું પોતે બેસીશ. એવાં કુબેરનાં વચન સાંભળી તે પતિવ્રતા કાંટાપર બેઠી ને પછી પોતે બેઠા તો પણ બરાબર ન થવાથી કુબેરે ધટમાં પોતાની નગરી રાખી તો પણ દૂર્વાંકુર ઉંચો થયો નહીં.[૧૭–૧૮] દૂતના મુખથી તે વાત સાંભળી પોતાનું ધન લઈ હાથી ઉપર બેસી ઈંદ્ર પોતે આવ્યો, અને ધન સહિત ધટમાં બેઠો તોપણ દૂર્વાંકુર ઊંચો થયો નહીં ત્યારે ઈંદ્ર 'આ તે શું !' એવી ચિંતામાં પડ્યો.[૧૯–૨૦] પછી તે ધટમાં બેસવા માટે ઈંદ્રે વિષ્ણુ અને શંકરનું સ્મરણ કર્યું તેથી તેઓ પોતાનાં શહેરોની સાથે આવ્યા અને ધટમાં બેઠા,[૨૧] પણ પેલો દૂર્વાંકુર ઊંચો થયો નહીં. ત્યારે શિવ, વિષ્ણુ, કુબેર વગેરે નીચે ઉતરી વરુણ, અગ્નિ, વાયુ, બીજા દેવ, દેવર્ષિ, સિદ્ધ, વિદ્યાધર અને સર્પોની સાથે જેમ સંધ્યા વખતે પક્ષીઓ પોતાના માળા પ્રત્યે આવે છે તેમ કૌંડિન્ય ઋષિની પાસે આવ્યા, ને તેને પ્રણામ કરી, ખિન્ન મનથી સર્વે કહેવા લાગ્યા.[૨૨–૨૪]

सर्वे ऊचुः– वृजिनं विलयं यातं दर्शनात्तव नो मुने । पूर्वपुण्यप्रभावादग्रे कल्याणं नो भविष्यति ॥ २५ ॥ तव पत्न्याहृतं सत्त्वं सर्वेषामद्य नः स्फुटम् । महिमानं न जानीमो दूर्वांकुरसमुद्भवम् ॥ २६ ॥ एकदूर्वांकुरतुलां त्रैलोक्यमपि नालभत् । गजाननशिरस्थस्य त्वया भक्त्यार्पितस्य च ॥ २७ ॥ जानीयान्महिमानं कः सम्यक् दूर्वांकुरस्य हि । गजाननैकभक्तस्य जपतस्तपतो भृशम् ॥ २८ ॥ तथापि महिमानं को जानीयात्सर्वदेहिनाम् । एवमुक्त्वा मुनिं सर्वे पूर्वं पूज्यं गजाननम् । सर्वे सभार्ये पुपुजुस्तुष्टुवुर्ननृतुर्जगुः ॥ २९ ॥ न ब्रह्मा न हरिः शिवेंद्रमरुतो नाग्निर्विवस्वान् यमः शेषोऽशेषकलानिधिश्च वरुणो नो चंद्रमा नाश्विनौ । नोवाचामधिपो नचैव गरुडो नो यक्षराण्नांगिरा माहात्म्यं परिवेद देवनिगमैरज्ञातरूपस्य ते ॥ ३० ॥ एवं संतोष्य सर्वे ते देवदेवं गजाननम् । मुनिं च समनुज्ञाप्य ययुः स्वं स्वं निकेतनम् ॥ ३१ ॥ आश्रयापि ततो ज्ञात्वा दूर्वामाहात्म्यमुत्तमम् । विश्वस्ता भर्तृवाक्ये

सा दूर्वाभिः पर्यपूजयत् ॥ ३२ ॥ विघ्नेश्वरं सर्वदेवं सर्वैर्दूर्वाभिरर्चितम् । प्रणनाम च कौंडिन्यं भर्तारं सत्यवादिनम् ॥ ३३ ॥ उवाच सुप्रसन्ना सा स्वात्मानं निंदती भृशम् । मादृशी नैव दुष्टाऽस्ति या ते वाक्ये ससंशया ॥ ३४ ॥ विशेषविदुषां स्वामिन् विशेषविदुषा त्वया । सम्यक् कृतं मम विभो सर्वभूतदयावता ॥ ३५ ॥ तत्क्षमस्वापराधं मे स्वामहं शरणागता । ततः प्रातः समुत्थाय दूर्वा आदाय सत्वरौ ॥ ३६ ॥ स्नात्वा देवं समभ्यर्च्य दूर्वार्पणमकुर्वताम् । अनन्यभक्त्या ज्ञात्वा तौ दूर्वामाहात्म्यमुत्तमम् ॥ ३७ ॥ सायंप्रातर्देवदेवं पूजयंतौ निरंतरम् । त्यक्त्वा यज्ञं व्रतं दानं ज्ञात्वा देवो गजाननः ॥३८॥ कृपया परयाविष्टः स्वधाम प्रत्यपादयत् ॥

સઘળા કહે છે—હે મુને! પૂર્વ જન્મનાં પુણ્યથી આપનાં દર્શન થયાં ને તેથી અમારાં પાપ નષ્ટ થયાં, હવે આગળ પણ અમારૂં કલ્યાણ થશે.[25] હે મહારાજ! આપનાં પત્નીએ અમો સઘળાનું સર્વસ્વ હરી લીધું, દૂર્વાંકુરનો મહિમા અમે જાણી શકતા નથી.[26] ત્રણે જગત્ પણ દૂર્વાંકુરની બરાબર થયાં નહિ. આપે ભક્તિથી ગણપતિના મસ્તક ઉપર ચડાવેલા દૂર્વાંકુરનો યથાર્થ મહિમા કોણ જાણી શકે? (અર્થાત્ કોઇ નહીં) ગણપતિની અનન્ય ભક્તિથી, જપથી અને તપથી આપનો મહિમા પણ સર્વ પ્રાણીઓમાં કોણ જાણી શકે? (કોઇ નહીં.) એ પ્રકારે કહી ગણપતિનું પૂજન કરી મુનિ તથા મુનિપત્નીનું પૂજન કરી સર્વે સ્તુતિ કરવા લાગ્યા તથા નાચવા અને ગાવા લાગ્યા.[27-29] હે ગણપતે! બ્રહ્મા, વિષ્ણુ, શંકર, ઈંદ્ર, વાયુ, અગ્નિ, સૂર્ય, યમ, સઘળી કળાનો ભંડાર શેષ, વરુણ, ચંદ્ર, અશ્વિનીકુમાર, બૃહસ્પતિ, ગરુડ, કુબેર, અને અંગિરા કોઇ પણ આપનો મહિમા જાણતા નથી. કારણ કે વેદો પણ આપનું સ્વરૂપ જાણતા નથી.[30] એ પ્રમાણે ગણપતિને પ્રસન્ન કરી મુનિની આજ્ઞા લઇ સઘળા પોતપોતાને સ્થાને ગયા.[31] પછી દૂર્વાનું મોટું માહાત્મ્ય જાણી પતિના કહેવા ઉપર વિશ્વાસ આવવાથી આશ્રયાએ ગણપતિ કે, જે સર્વના દેવ છે અને સર્વ દૂર્વાવડે જેની પૂજા કરે છે તેની દૂર્વાવડે પૂજા કરી. પછી આત્માની નિંદા કરી એ આશ્રયા પ્રસન્નતાથી સત્યવાદી પતિને પ્રણામ કરી કહેવા લાગી કે, હે નાથ! હું જેવી કોઇ પણ સ્ત્રી દુષ્ટ નહીં હોય; કારણ કે મેં આપના વચન ઉપર વિશ્વાસ રાખ્યો નહિ.[32-34] હે સ્વામિન્! વિદ્વાનોમાં શ્રેષ્ઠ તથા સર્વ પ્રાણીઓપર દયાવાળા આપે મારૂં ભલું કર્યું.[35] હે મહારાજ! હું આપને શરણ આવી છું, માટે મારો અપરાધ ક્ષમા કરો. એવી રીતે પતિને કહ્યું. પછી તે સ્ત્રી પુરુષ બન્ને પ્રાતઃકાળમાં વહેલાં ઉઠી સ્નાન કરી ગણપતિનું પૂજન કરી દૂર્વા ચડાવવા લાગ્યાં. દૂર્વાનું ઉત્તમ માહાત્મ્ય જાણી તે સ્ત્રી પુરુષ બન્ને યજ્ઞ, વ્રત, દાન સઘળું છોડી અનન્ય ભક્તિથી પ્રાતઃકાળે અને સાયંકાળે ગણપતિનું પૂજન કરવા લાગ્યાં.[36-38] આ વાત જાણી પ્રસન્ન થયેલા ગણપતિએ કૃપા કરી તેઓને પોતાનું પદ આપ્યું.

गणा ऊचुः- अगाधं वर्णितं दूर्वामाहात्म्यमिदमुत्तमम् ॥ ३९ ॥ अशेषवर्णने शेषो नेशो नेशौ हरीश्वरौ । त्रैलोक्यं तुलया ह्यस्याः पत्रे नैव समं भवेत् ॥ ४० ॥ दूर्वेतिस्मरणात्पापं त्रिविधं विलयं व्रजेत् । तत्स्मृतो स्मर्यते देवो यतः सोऽपि गजाननः ॥ ४१ ॥ इति चिंतामणेः क्षेत्रमहिमा वर्णितः स्फुटम् । श्रवणात्कीर्तनाद्ध्यानाभुक्तिमुक्तिफलप्रदः ॥ ४२ ॥ एतस्मात् कारणाद्यानं त्रयाणां प्रेषितं शुभम् । रासभस्य मुखाद्दूर्वा गता देवे वृषस्य च ॥ ४३ ॥ चांडाल्या शीतनाशाय स्वानीता तृणभारतः । वायुना प्रेरिता सापि गता दूर्वा गजानने ॥ ४४ ॥ यतस्तस्य प्रिया दूर्वा संतुष्टोऽसौ विनायकः । निष्पापत्वात्त्रयाणां च सान्निध्यं दत्तवान्निजम् ॥ ४५ ॥ गंधमात्रेण दूर्वायाः संतुष्टो जायते विभुः । प्रसंगेन तु भावाच्च किं पुनर्मस्तकार्पणात् ॥ ४६ ॥

ગણો કહે છે—દૂર્વાનું અતિ ઉત્તમ માહાત્મ્ય વર્ણવ્યું.[39] તેનું સઘળું માહાત્મ્ય વર્ણવવાને શેષનાગ, શંકર કે વિષ્ણુ કોઇ પણ સમર્થ નથી. ત્રણે લોક દૂર્વાનાં એક પાનડાંની પણ બરાબરી કરી શકે તેમ નથી.[40] 'દૂર્વા' એ નામનું સ્મરણ કરવાથી પણ કાયિક, વાચિક અને માનસિક એ ત્રણ પ્રકારનાં પાપો નષ્ટ થાય છે, કારણ કે દૂર્વાના સ્મરણથી ગણપતિ દેવનું પણ સ્મરણ થાય છે.[41] આ પ્રમાણે ચિંતામણિ ક્ષેત્રનો મહિમા સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યો, જેનાં શ્રવણથી, કીર્તનથી તથા ધ્યાનથી ભોગ તથા મોક્ષ મળે છે.[42] એટલા જ કારણથી ત્રણ જણને ઉત્તમ ગતિ પ્રાપ્ત થઇ. ખર અને બળદના મુખમાંથી પડી ગયેલી દૂર્વાને તાઢનો નાશ કરવા માટે ચાંડાલી લાવી, તે દૂર્વા હવામાં ઉડવાથી ગણેશના મસ્તક ઉપર પડી, તેથી ગણેશ કે જેને દૂર્વા અતિપ્રિય છે તે પ્રસન્ન થયા, તેથી તે ત્રણેને પાપરહિત કરી સાલોકય મુક્તિ આપી.[43-45] દૂર્વાના ગંધથી જ ગણેશ પ્રસન્ન થાય છે, ત્યારે પ્રસંગથી વા ભાવથી તેના મસ્તકની ઉપર દૂર્વા ચડાવવાથી તો કેમ પ્રસન્ન ન થાય? (અવશ્ય થાય.)[46]

ब्रह्मोवाच- इति दूतमुखाद्राज्ञा संश्रुतो महिमा तदा । दूर्वाया मुनिभिः सर्वैर्न दृष्टो न च संश्रुतः ॥ ४७ ॥ ज्ञात्वा दूर्वांकुरान् गृह्य पुपूजुस्ते विनायकम् । सेवकाश्चापि दूर्वाभिरानर्चुः श्रीगजाननम् ॥ ४८ ॥ आसन् सर्वे दिव्यदेहास्तेजसा सूर्यवर्चसः । शृण्वंतो दिव्यवाद्यानां नानारावान् समंततः ॥ ४९ ॥ विमानवरमारूढा दिव्यवस्त्रानुलेपनाः । याता वैनायकं धाम केचिद्रूपं च धारिणः ॥५०॥

नरा नागरिकाः केचिदागतास्तं महोत्सवम् । दृष्टुं दूर्वाभिरानर्चुरेकविंशतिभिः पृथक् ॥ ५१ ॥ भुक्त्वा भोगांश्च ते सर्वे गाणेशं स्थानमागमन् । विमानमपि चलितमूर्ध्वं तत्पुण्ययुंजतः ॥ ५२ ॥ तस्माद्गणेशभक्तेन कार्यं दूर्वाभिरर्चनम् । न करोति नरो यस्तु प्रमादात्ताभिरर्चनम् ॥ ५३ ॥ चांडाकः स तु विज्ञेयो नरकान्प्राप्नुयाद्बहून् । न तन्मुखं निरीक्षेत कदाचिदपि मानवः ॥ ५४ ॥ यस्तु दूर्वाभिरर्चेत्तं देवदेवं गजाननम् । तस्य दर्शनतोऽन्योऽपि पापी शुद्धिमवाप्नुयात् ॥ ५५ ॥ अलाभे बहुदूर्वाणामेकयैवाभिपूजयेत् । कक्षसंख्याकदूर्वाभिः पूजयेद्यो गजाननम् । तेनापि कोटिगुणिता कृता पूजा न संशयः ॥ ५६ ॥ ब्रह्मोवाच—इति नानाविधो राजन् महिमा कथितस्तव । सेतिहासस्तु दूर्वाणां श्रवणात्पापनाशनः ॥ ५७ ॥ नाख्येयो दुष्टबुद्धेस्तु प्रिये पुत्रे निवेदयेत् ॥ इंद्र उवाच—इति ब्रह्ममुखाच्छ्रुत्वा परमाख्यानमुत्तमम् ॥ ५८ ॥ ननंद परमप्रीतो ननाम कमलासनम् । तदाज्ञया ययौ स्थानं स्वकीयं विस्मयान्वितः ॥ ५९ ॥ इति श्रीगणेशपुराणे उपासनाखंडे दूर्वामाहात्म्ये ६७ तमोऽध्यायः संपूर्णः ॥

બ્રહ્મા કહે છે—સર્વ મુનિઓએ ન દીઠેલો અને ન સાંભળેલો એવો દૂર્વાનો મહિમા દૂતના મુખથી રાજાએ સાંભળ્યો.[૪૭] પછી તે રાજા તથા તેના માણસોએ સ્નાન કરી દૂર્વાંકુરોથી ગણેશનું પૂજન કર્યું,[૪૮] તેથી તે સઘળા સુંદર શરીરવાળા ને સૂર્ય જેવી કાંતિવાળા થયા. દિવ્ય વાદ્યોના નાના પ્રકારના શબ્દો સાંભળતા અલૌકિક રૂપવાળા થઇ દિવ્ય વસ્ત્ર અલંકાર પહેરી ઉત્તમ વિમાનમાં બેસી ગણેશલોકમાં ગયા.[૪૯–૫૦] તે મહોત્સવ જોવા આવેલાં કેટલાંક નગરવાસી માણસોએ એકવીશ દૂર્વાવડે ગણેશની જૂદી જૂદી પૂજા કરી, તેથી તેઓ આ લોકમાં ઉત્તમ ભોગ ભોગવી અંતે ગણેશલોકમાં ગયા. તેના પુણ્યથી વિમાન પણ ઉંચું ચાલ્યું,[૫૧–૫૨] માટે ગણેશના ભક્તોએ દૂર્વાથી તેનું પૂજન કરવું. જે માણસ પ્રમાદથી દૂર્વાવડે ગણપતિનું પૂજન કરતો નથી તેને ચાંડાલ સમજવો, અને તેને અનેક નરક ભોગવવાં પડે છે. કોઇ વખત તેવા મનુષ્યનું મુખ જોવું નહીં.[૫૩–૫૪] જે માણસો દૂર્વાથી દેવના દેવ એવા ગણપતિનું પૂજન કરે છે, તેનાં દર્શનથી પાપી પણ શુદ્ધ થાય છે.[૫૫] જો ઘણી દૂર્વા ન મળે તો એક દૂર્વાથી જ પૂજન કરવું, (લક્ષ દૂર્વાથી ગણેશનું પૂજન થાય છે) તેમ કરવાથી પણ કરોડગણી પૂજાનું ફળ થાય છે, એમાં સંશય નથી.[૫૬] બ્રહ્મા કહે છે—હે રાજન્! જે સાંભળવાથી પાપનો નાશ થાય છે, એવો નાના પ્રકારનો દૂર્વાનો મહિમા તથા ઇતિહાસ તમને કહી સંભળાવ્યો.[૫૭] આ ઇતિહાસ દુષ્ટ બુદ્ધિવાળાને કહેવો નહીં, માત્ર પ્રિય પુત્રને કહેવો. ઇંદ્ર કહે છે—એ પ્રમાણે બ્રહ્માના મુખથી ઉત્તમ આખ્યાન સાંભળી તે અતિ પ્રસન્ન થયો, અને વિસ્મિત થયો. પછી બ્રહ્માને પ્રણામ કરી તેની આજ્ઞા લઇ પોતાને સ્થાને ગયો.[૫૮–૫૯] એ પ્રમાણે ગણેશપુરાણમાં ઉપાસનાકાંડમાં દૂર્વાનું માહાત્મ્ય કહેલું છે.

## લક્ષાદિ દૂર્વાપૂજનનું ઉદ્યાપન

अथोद्यापनम् ॥ उद्यापनं च कुर्यात्तु देशकालानुसारतः । माघे वा कार्तिके भाद्रे आषाढे श्रावणेऽपि वा ॥ १ ॥ अन्येषु पुण्यमासेषु व्रतमेतत्समाचरेत् । प्रातःस्नानं विधायाथ दंतधावनपूर्वकम् ॥ २ ॥ धौतवस्त्रधरो भूत्वा नित्यकर्म समाचरेत् । देवपूजागृहे वापि देवालयमथापि वा ॥ ३ ॥ गोमयेनानुलिप्याथ धातुना मृन्मयेन वा । पंचभिर्ब्राह्मणैः सार्धं कृत्वा च स्वस्तिवाचनम् ॥ ४ ॥ नांदीश्राद्धं प्रकुर्वीत लक्षपूजाविधौ द्विजः । प्राणायामत्रयं कृत्वा देशकालौ स्मरेत्सुधीः ॥ ५ ॥ गजाननं चतुर्बाहुमेकदंतविपाटितम् । विधाय हेम्ना विघ्नेशं हेमपीठासनस्थितम् ॥ ६ ॥ तथा हेममयीं दूर्वां तदाधारार्थमादरात् । संस्थाप्य विघ्नहर्तारं कलशे ताम्रभाजने ॥ ७ ॥ वेष्टितं रक्तवस्त्रेण सर्वतोभद्रमंडले । पूजयेद्रक्तकुसुमैः शमीदूर्वाभिरर्चयेत् ॥ ८ ॥ गंधपुष्पैश्च धूपैश्च दीपैर्नैवेद्यमोदकैः । पश्चाद्गंधाक्तदूर्वाभिरर्चयेद्गणनायकम् ॥ ९ ॥ भक्त्या नामसहस्रेण अथवा शतनामभिः । ससंख्या सफला पूजा संख्याहीनहीना तु निष्फला ॥ १० ॥ एवं संपूज्य विधिवत्पूजांते होममारभेत् । आचार्यं वरयेत्पूर्वमृत्विजश्चैकविंशतिः ॥ ११ ॥

દેશ અને કાલને અનુસરી આ વ્રતનું ઉદ્યાપન કરવું. માઘ, કાર્તિક, ભાદ્રપદ, આષાઢ, શ્રાવણ વા બીજા પણ પુણ્યકારક માસમાં આ વ્રતનું ઉદ્યાપન કરવું. પ્રાતઃકાળમાં દાતણ કરી સ્નાન કરી ધોયેલાં વસ્ત્ર પહેરી નિત્યકર્મ કરવું. દેવપૂજાના ઘરમાં વા દેવાલયમાં જઇ છાણથી અથવા માટીથી લીંપી પાંચ બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવવું. લક્ષપૂજાના ઉદ્યાપનમાં નાંદીશ્રાદ્ધ પણ કરવું. ત્રણ પ્રાણાયામ કરી દેશ તથા કાલનું ઉચ્ચારણ કરી, ચાર હાથવાળી, એક દાંતવાળી અને સોનાના પાટલા ઉપર બેઠેલી ગણેશની મૂર્તિ સન્મુખ રાખવી. તેને બેસવા માટે ભાવથી સોનાની દૂર્વા કરાવવી. તેને લાલ વસ્ત્ર પહેરાવવાં. સર્વતોભદ્રમંડલ કરાવવું. તેમાં ઘડાની સ્થાપના કરી તેની ઉપર ત્રાંબાનું પાત્ર રાખી તેમાં પેલી ગણેશની મૂર્તિની સ્થાપના કરવી. લાલ પુષ્પ, ખીજડીનાં પત્ર, દૂર્વા, ચંદન અને પુષ્પોવડે તેની પૂજા કરવી. ધૂપ દીપ કરવા, લાડુનું નૈવેદ્ય કરવું. પછી ભક્તિથી હજાર અથવા સો નામથી ગણેશ ઉપર ચંદન સહિત દૂર્વા ચડાવવી. સંખ્યાવાળી પૂજા સફળ થાય છે અને સંખ્યા વિનાની નિષ્ફળ થાય છે, માટે સંખ્યા રાખી દૂર્વા ચડાવવી. એ પ્રમાણે વિધિથી

પૂજા કરી હોમનો આરંભ કરવો. પ્રથમ આચાર્યને વરાવી એકવીશ ઋત્વિજો વરાવવા.[૧–૧૧]

गणानांत्वेति मंत्रेण अयुतं होममाचरेत्। अथवा दूर्वामंत्रेण अयुतं तु समाचरेत् ॥१२॥ दूर्वामंत्रः–त्वं दूर्वेऽमृतजन्मासि वंदितासि सुरासुरैः। सौभाग्यं संततिं देहि सर्वकार्यकरी भव ॥ १३ ॥ यथा शाखाप्रशाखाभिर्विस्तृतासि महीतले। तथा ममापि संतानं देहि त्वमजरामरम् ॥१४॥ सहस्रनामभिर्होमं स्वाहाकारसमन्वितैः। मधुमिश्रैस्तिलैर्लाजैः पृथुकैरिक्षुखंडकैः ॥ १५ ॥ लड्डुकैः पायसान्नेन सघृतेन च कारयेत्। पूर्णाहुतिं ततः कृत्वा बलिदानं ततश्चरेत् ॥ १६ ॥ होमशेषं समाप्याथ ब्राह्मणान्भोजयेत्ततः। आचार्यं पूजयेत्पश्चाद्वस्त्रालंकारभूषणैः ॥ १७ ॥ एवं मे ब्रह्मणादिष्टं व्रतं लोकोपकारकम्। तदेतत्कथितं तेऽद्य कुरु पुत्रार्थमादरात्। य इदं शृणुयाद्भक्त्या वाजपेयफलं लभेत् ॥ १८ ॥ इति लक्षदूर्वापूजनोद्यापनं संपूर्णम् ॥

'गणानांत्वा०' એ મંત્ર અથવા દૂર્વામંત્ર ભણી દશ હજાર આહુતિ આપવી. દૂર્વાનો મંત્ર–'હે દૂર્વે! તમે અમૃતજન્મા છો, દેવ તથા દૈત્યો તમને વંદન કરે છે, મને સૌભાગ્ય તથા સંતતિ આપો ને મારાં સર્વ કાર્યો સિદ્ધ કરો. જેમ તમે શાખા અને ડાળખીઓથી પૃથ્વી ઉપર વિસ્તાર પામ્યાં છો, તેમ મારા વંશનો પણ વિસ્તાર કરો, ને તેને અજર અમર કરો. પછી અંતમાં 'સ્વાહા' પદ લગાડી હજાર નામોવડે હોમ કરવો. મધવાળા તલ, શેકેલ શાળ, પવા, સેરડીના કકડા, લાડુ, ખીર અને ઘીનો હોમ કરવો. પછી પૂર્ણાહુતિ કરી બલિદાન આપવું. હોમ શેષ સમાપ્ત કરી બ્રાહ્મણોને જમાડવા. વસ્ત્ર, અલંકાર અને ચંદન વગેરેથી તેઓની પૂજા કરવી. એ પ્રકારે લોકના ઉપકારમાટે બ્રહ્માએ મને આ વ્રત બતાવેલું છે, તે મેં તમને આજ કહી સંભળાવ્યું. હવે પુત્રમાટે આદરથી તે વ્રત કરો. જે માણસ ભક્તિથી આ સાંભળે છે, તેને વાજપેય યજ્ઞનું ફળ થાય છે.[૧૨–૧૮] એ પ્રમાણે લક્ષ દૂર્વા પૂજનનું ઉદ્યાપન કહેલું છે.



## ૭ શંકરને લક્ષ પ્રદક્ષિણા કરવાનો પ્રકાર

अथ शिवलक्षप्रदक्षिणाविधिः ॥ पुरा तु ऋषयः सर्वे नैमिषारण्यवासिनः। शौनकाद्या महात्मानः सर्वशास्त्रविशारदाः ॥ १ ॥ तीर्थयात्राप्रसंगेन गंगाद्वारमुपागमन्। तत्र स्नाताः कृतजपा विधिवद्दत्तदक्षिणाः ॥ २ ॥ यावत्सुखोपविष्टास्ते हर्षनिर्भरमानसाः। तावत्ते ददृशुस्तत्र सूतं शास्त्रार्थकोविदम् ॥ ३ ॥ ददर्श सोऽपि तांस्तत्र ऋषीन्विगतकल्मषान्। ननाम दंडवद्भक्त्या तैश्चापि प्रतिपूजितः ॥४॥ ते चक्रुः परमातिथ्यं कुशलप्रश्नमेव च। सुखोपविष्टं तं सूतं पप्रच्छुरिदमादरात् ॥ ५ ॥ ऋषय ऊचुः– सूतसूत महाप्राज्ञ चिरं दृष्टोऽसि सुव्रत। कस्मिंस्तीर्थेऽथवा देशे कालोऽतिवाहितस्त्वया ॥ ६ ॥ त्वद्दर्शनेन सौख्यं तु जातं नः परमाद्भुतम्। यं विधिं ज्ञातुमिच्छामस्तच्छृणुष्व महामते ॥ ७ ॥ त्वयोक्ता विविधा धर्मास्तथा नानाविधाः कथाः। व्रतानि च विचित्राणि मनोरथकराणि च ॥ ८ ॥ इदानीं वद देवस्य व्रतं परमपावनम्। यत्कृत्वा सर्वसिद्धिः स्यान्नराणां वांच्छितप्रदा ॥ ९ ॥ सूत उवाच– सम्यक्पृष्टमृषिगणा व्रतं देवस्य चाद्भुतम्। ममापि कथितुं हर्षो जायते नात्र संशयः ॥ १० ॥ कृष्णेन धर्मराजाय कथितं तद्वदामि वः ॥

નૈમિષારણ્યમાં નિવાસ કરનાર અને સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ એવા મહાત્મા શૌનક વગેરે ઋષિઓ પૂર્વે તીર્થયાત્રાના પ્રસંગથી ગંગાદ્વાર ગયા હતા, ત્યાં સ્નાન કરી જપ કરી વિધિથી દક્ષિણા આપી તેઓ આનંદથી આરામ લેવા બેઠા, તેટલામાં સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ એવા સૂતપુરાણી તેઓના જોવામાં આવ્યા.[૧–૩] તેમ જ પાપરહિત તે ઋષિઓ પણ સૂતપુરાણીના જોવામાં આવ્યા, તેથી તેણે ઋષિઓને ભક્તિથી પ્રણામ કર્યા, ત્યારે તેઓએ પણ પૂજા કરી સૂતનો સત્કાર કર્યો અને કુશળ સમાચાર પૂછ્યા. સારી રીતે આરામ લીધા પછી તેને સર્વ ઋષિઓ આદરથી પૂછવા લાગ્યા.[૪–૫] ઋષિઓ કહે છે–હે સૂત! હે સૂત! હે સારા આચરણવાળા! હે મહાબુદ્ધિવાળા! ઘણે દિવસે તમારાં દર્શન થયાં. કયા તીર્થમાં વા કયા દેશમાં તમે આટલો વખત ગાળ્યો?[૬] તમારાં દર્શનથી અમને મોટું સુખ થયું. હે મોટી બુદ્ધિવાળા! અમે જે પ્રકાર જાણવા ઇચ્છીએ છીએ તે સાંભળો.[૭] તમે વિવિધ ધર્મો તથા વિવિધ કથાઓ કહી અને મનોરથ પૂર્ણ કરનાર વિચિત્ર વ્રતો પણ કહ્યાં.[૮] હવે જે વ્રત કરવાથી સઘળા મનના મનોરથો સિદ્ધ થાય, એવું પરમ પવિત્ર મહાદેવનું વ્રત કહો.[૯] સૂત કહે છે–હે ઋષિઓ! તમે મહાદેવનું ઉત્તમ વ્રત પૂછ્યું તે બહુ સારું કર્યું. તે વ્રત કહેવા મને પણ આનંદ થાય છે, એમાં સંદેહ નથી.[૧૦] જે વ્રત શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું હતું, તે વ્રત તમોને કહું છું.

युधिष्ठिर उवाच–धर्मा बहुविधाः प्रोक्तास्त्वयाऽनंतफलप्रदाः ॥ ११ ॥ इदानीं श्रोतुमिच्छामि व्रतं संपत्करं शुभम् ॥ श्रीकृष्ण उवाच– शृणु राजन्प्रवक्ष्यामि शिवस्य व्रतमुत्तमम् ॥ १२ ॥ लक्षप्रदक्षिणानाम यच्च लोके सुदुर्लभम्। ब्रह्मघ्नस्य सुरापस्य गुरुदाराभिमर्शिनः ॥ १३ ॥ अपात्रीकरणान्येवं संकलीकरणानि च। प्रकीर्णकानि चरतो मलिनीकरणानि च ॥ १४ ॥ मातृपत्नीसुतादीनां गामिनः काममोहतः। गुरौ विश्वासहीनस्य व्रतभ्रष्टस्य पापिनः ॥१५॥ संध्याकर्मविहीनस्य जगवृभुक्मार्गवर्तिनः।

**दासीवेश्यासंगिनश्च चांडालीगामिनस्तथा ॥ १६ ॥ परस्वहारिणश्चापि देवद्रव्यापहारिणः । ब्राह्मणद्वेषिणश्चापि वृत्तिच्छेदकरस्य च ॥ १७ ॥ रहस्यभेदकस्यापि रहस्यकृतपापिनः । ब्रह्मयज्ञविहीनस्य दुःशास्त्रनिरतस्य च ॥ १८ ॥ गुरुनिंदादिश्रोतुश्च गुरुद्रव्यापहारिणः । सद्यः शुद्धिकरं ह्येतज्जानीहि त्वं युधिष्ठिर ॥ १९ ॥ ब्रह्महत्यादिपापानां प्रायश्चित्तं यदीच्छति । लक्षप्रदक्षिणानाम व्रतं कुर्यान्महीपते ॥ २० ॥ वर्धनं सर्वभूतीनां सदा विजयकारणम् । किमेभिर्बहुभिर्वाक्यैः कथितैश्च पुनः पुनः ॥ २१ ॥ दारिद्र्यनाशनं पुण्यं सर्वैश्वर्यप्रदं शिवम् । दुर्लभं सर्वमर्त्यानां पुत्रपौत्रप्रवर्धनम् ॥ २२ ॥ यो यान् प्रार्थयते कामान्स्तानाप्नोति मानवः ॥ ऋषय ऊचुः– सूतसूत महाभाग वेदविद्याविशारद ॥ २३ ॥ यथा प्रदक्षिणाः कार्या मनुजैस्तद्विधिं वद ॥**

યુધિષ્ઠિર પૂછે છે–હે શ્રીકૃષ્ણ! આપે અનંત ફળ આપનાર ઘણા ધર્મો કહ્યા.[૧૧] હવે સંપત્તિ આપનાર ઉત્તમ વ્રત સાંભળવા ઇચ્છું છું. શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્! લક્ષ પ્રદક્ષિણા નામનું શંકરનું ઉત્તમ વ્રત, કે જે લોકમાં દુર્લભ છે તે વ્રત કહું છું તે સાંભળો. બ્રહ્મહત્યા કરનાર, સુરાપાન કરનાર, ગુરુપત્નીનું ગમન કરનાર, અપાત્રીકરણ, સંકલીકરણ, અને મલિનીકરણ વગેરે અનેક પાપો કરનાર,[૧૨–૧૪] કામથી ભાઈની સ્ત્રી તથા પુત્રી સાથે ગમન કરનાર, ગુરુ ઉપર વિશ્વાસ ન રાખનાર, વ્રતભ્રષ્ટ, પાપી,[૧૫] સંધ્યા ન કરનાર, જગતનો દ્રોહ કરનાર, દાસીનો સંગ કરનાર, વેશ્યાનો સંગ કરનાર, ચાંડાળી સાથે ગમન કરનાર,[૧૬] પરાયું ધન ચોરી લેનાર, દેવદ્રવ્યનું હરણ કરનાર, બ્રાહ્મણનો દ્વેષ કરનાર, વૃત્તિનો નાશ કરનાર,[૧૭] ગુપ્ત વાતને જાહેર કરનાર, એકાંતમાં પાપ કરનાર, બ્રહ્મયજ્ઞ ન કરનાર, દુઃશાસ્ત્રમાં આસક્તિ રાખનાર,[૧૮] ગુરુની નિંદા સાંભળનાર અને ગુરુનું ધન હરનાર, એવા પાપી પુરુષોને પણ આ વ્રત જલદી શુદ્ધ કરે છે એમ અવશ્ય જાણો.[૧૯] હે યુધિષ્ઠિર! હે રાજન્! જો બ્રહ્મહત્યા વગેરે પાપોનું પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છા હોય તો લક્ષ પ્રદક્ષિણાનું વ્રત કરવું.[૨૦] આ વ્રત સર્વ સમૃદ્ધિ વધારનાર અને સદા વિજય આપનાર છે. હવે વારંવાર વિશેષ શું કહું![૨૧] આ વ્રત દરિદ્રતાનો નાશ કરનાર, પુણ્યકારક સર્વ ઐશ્વર્ય આપનાર, કલ્યાણ કરનાર, પુત્રપૌત્રની વૃદ્ધિ કરનાર અને સર્વ મનુષ્યોને દુર્લભ છે.[૨૨] આ વ્રત કરવાથી મનુષ્ય જે ઇચ્છે, તે તે સિદ્ધ થાય છે. ઋષિઓ કહે છે–હે સૂત! હે સૂત! હે વેદવિદ્યામાં પ્રવીણ![૨૩] મનુષ્યોએ કેવે પ્રકારે પ્રદક્ષિણા કરવી, તે અમને કહો.

**सूत उवाच–एवमेव पुरा पृष्टो भगवान् शिवया शिवः ॥ २४ ॥ यमब्रवीन्मुनिश्रेष्ठाः शृण्वंतु विधिमुत्तमम् ॥ देव्युवाच– भगवन् देवदेवेश प्रदक्षिणविधिं वद ॥ २५ ॥ कृतेन येन मनुजो निष्पापः पुण्यवान् भवेत् ॥ श्रीमहादेव उवाच– श्रावणे माधवे वोर्जे माघे नियमपूर्वकम् ॥२६॥ लिंगप्रदक्षिणाः कुर्याच्छ्रद्धया विधिपूर्विकाः ॥ श्रीदेव्युवाच– प्रदक्षिणासु लिंगस्य नियमाः के भवंति तान् ॥ २७ ॥ वदस्व देवदेवेश विश्वनाथ कृपानिधे ॥ शिव उवाच– प्रतिग्रहं परान्नं च परदाराभिभाषणम् ॥२८॥ परस्वग्रहणं स्नेहादसद्वार्तां च वर्जयेत् । असतां पापिनां संगं न कुर्यात्प्रयतो नरः ॥२९॥ असत्समागमात्सर्वं निष्फलं जायते नृणाम् । मम द्रोहकरैः साकं न व्रजेद्विष्णुनिंदकैः ॥ ३० ॥ परापवादं नो कुर्यात्परद्रोहं न कारयेत् । निंदां च गुरुशास्त्राणां शिवधर्मरतात्मनाम् ॥ ३१ ॥ तीर्थलिंगतपोनिंदां न कुर्यात्तु कदाचन । ब्रह्महत्यादिपापानां प्रायश्चित्तमिदं परम् ॥ ३२ ॥ शिवलिंगे महादेवि ये कुर्वंति प्रदक्षिणाः । अनंतकोटिगुणितं तेषां पुण्यं न संशयः ॥ ३३ ॥ शिवापतेः प्रत्यहं च पूजा कार्या प्रयत्नतः । उभे सम्यक्पूजनेन सिद्धिर्भवति नान्यथा ॥ ३४ ॥ एवं यः कुरुते मर्त्यो व्रतमेतत्सुदुर्लभम् । यं यं चिंतयते कामं तं तं प्राप्नोत्यसंशयम् ॥ ३५ ॥ लक्षं समाप्य पश्चात्तु कुर्यादुद्यापनं व्रती । व्रतपूर्त्यै तु विधिवच्छुभे मासे शुभे दिने ॥ ३६ ॥**

સૂત કહે છે–હે ઉત્તમ મુનિઓ! આજ પ્રકારે પૂર્વે પાર્વતીએ શંકરને પૂછ્યું હતું ને શંકરે જે ઉત્તમ પ્રકાર કહ્યો હતો, તે કહું છું, સાંભળો. પાર્વતી પૂછે છે–હે દેવના દેવ! હે ભગવન્! હે ઈશ! જે કરવાથી મનુષ્ય પાપરહિત અને પુણ્યવાન્ થાય, તે પ્રદક્ષિણાનો પ્રકાર કહો. મહાદેવ કહે છે–શ્રાવણ, વૈશાખ, કાર્તિક વા માઘ માસમાં નિયમથી શ્રદ્ધા રાખી વિધિ પ્રમાણે શિવલિંગની પ્રદક્ષિણા કરવી. પાર્વતી પૂછે છે–હે દેવના દેવ! હે ઈશ! હે વિશ્વનાથ! હે કૃપાનિધિ! શિવલિંગને પ્રદક્ષિણા કરવાના જે નિયમો હોય, તે મને કહો. શંકર કહે છે–આ વ્રત કરનાર માણસે દાન લેવું નહીં, પરાન્ન ખાવું નહીં, પર સ્ત્રી સાથે ભાષણ કરવું નહી, સ્નેહથી બીજાનું ધન લેવું નહી, ખરાબ વાત કરવી નહી, અસત્પુરુષ કે પાપીનો સંગ કરવો નહી.[૨૪–૨૯] કારણ કે અસત્પુરુષોનો સંગ કરવાથી સઘળું નિષ્ફળ થાય છે, માટે નિયમમાં રહેવું. મારો દ્રોહ કરનાર કે વિષ્ણુની નિંદા કરનારાની સાથે સંબંધ રાખવો નહી,[૩૦] બીજાની નિંદા કરવી નહી, બીજાનો દ્રોહ કરવો નહી, ગુરુ શાસ્ત્ર કે શિવધર્મીઓની નિંદા કરવી નહી,[૩૧] તેમ જ તીર્થ, લિંગ કે તપની પણ કોઈ વખતે નિંદા કરવી નહી. બ્રહ્મહત્યા વગેરે પાપોનું આ ઉત્તમ પ્રાયશ્ચિત્ત છે.[૩૨] હે મહાદેવિ! જે માણસો શિવલિંગની પ્રદક્ષિણા કરે છે, તેઓને અનંત કરોડ ગણું પુણ્ય થાય છે, એમાં સંશય નથી.[૩૩] હે દેવિ! હમેશાં સાવધાનીથી મહાદેવનું પૂજન

કરવું, કારણ કે, તેમ કરવાથી જ સિદ્ધિ થાય છે, અન્યથા સિદ્ધિ થતી નથી.[૩૪] એવી રીતે જે માણસ આ દુર્લભ વ્રત કરે છે, તેનાં ધારેલાં કામ અવશ્ય સિદ્ધ થાય છે, એમાં સંશય નથી.[૩૫] લક્ષ પ્રદક્ષિણા પૂરી થયા પછી તે વ્રત પૂરું થવા માટે શુભ માસમાં શુભ દિવસે વિધિથી ઉદ્યાપન કરવું.[૩૬]

देव्युवाच– व्रतस्योद्यापनं कर्म कथं कार्यं च मानवैः। को विधिः कानि द्रव्याणि कथयस्व मम प्रभो ॥ ३७ ॥ ईश्वर उवाच– शृणु भद्रे प्रयत्नेन लोकानां हितकाम्यया। उद्यापनविधिं चैव कथयामि तवाग्रतः ॥ ३८ ॥ यदा संजायते वित्तं भक्तिश्रद्धासमन्विताः । स एव व्रतकालश्च यतोऽनित्यं हि जीवितम् ॥ ३९ ॥ कामक्रोधाद्यहंकारद्वेषपैशुन्यवर्जितः । संपाद्य सर्वसंभारान्मंडपं कारयेच्छुभम् ॥ ४० ॥ प्रातः स्नात्वा शुचिर्भूत्वा कुर्वन्नुद्यापनं बुधः। मासतिथ्यादि संकीर्त्य संकल्पं कारयेत्ततः ॥४१॥ पुण्याहवाचनं कृत्वा वेदवेदांगपारगम् । आचार्यं वरयेत्पूर्वमृत्विग्भी रुद्रसंख्यकैः ॥ ४२ ॥ देवागारे तथा गोष्ठे शुद्धे वा स्वीयमंदिरे । पुष्पमंडपिकां कृत्वा पट्टकूलादिवेष्टिताम् ॥ ४३ ॥ तन्मध्ये लिंगतोभद्रं रचयेल्लक्षणान्वितम् । अव्रणं सजलं कुंभं तस्योपरि तु विन्यसेत् ॥ ४४ ॥ सौवर्णं राजतं ताम्रं मृन्मयं वा स्वशक्तितः । तस्योपरि न्यसेत्पात्रं ताम्रं वैणवमृन्मयम् ॥ ४५ ॥ कुंभोपरि न्यसेद्देवमुमया सहितं शिवम् । तयोर्मूर्तिं स्वर्णमयीं विधाय वृषभे स्थिताम् ॥ ४६ ॥ ब्रह्माणं दक्षिणे भागे सावित्र्या सह सुप्रभम् । कौबेर्यां स्थापयेद्विष्णुं लक्ष्म्या सह गरुत्मता ॥ ४७ ॥ महेशं स्थापयेन्मध्ये शिवाद्युपसमन्वितम् । ततः पूजां विनिर्वर्त्य महासंभारविस्तरैः ॥४८॥ परमान्नं च नैवेद्यं भक्त्या देवाय दापयेत् । उपोष्य जागरं कुर्याद्रात्रौ सत्कथया मुदा ॥ ४९ ॥

પાર્વતી પૂછે છે–હે પ્રભો ! મનુષ્યોએ આ વ્રતનું ઉદ્યાપન કેવી રીતે કરવું ? તેનો કેવો પ્રકાર છે ? તેમાં કયા કયા પદાર્થો જોઇએ ! વગેરે મને કહો.[૩૭] શંકર કહે છે–હે કલ્યાણિ ! લોકના કલ્યાણ માટે તમારી પાસે ઉદ્યાપનનો પ્રકાર કહું છું, તે સાવધાન થઇ સાંભળો.[૩૮] જ્યારે ધન, ભક્તિ અને શ્રદ્ધા થાય ત્યારે વ્રતનો સમય છે; કારણ કે જીવિત અનિત્ય છે.[૩૯] વ્રત કરનાર માણસે કામ, ક્રોધ, અહંકાર, દ્વેષ અને ચાડી વગેરેનો ત્યાગ કરવો. સઘળી સામગ્રી એકઠી કરી સુંદર મંડપ કરાવવો.[૪૦] પ્રાતઃકાલમાં સ્નાન કરી પવિત્ર થઇ માસતિથિ વગેરેનું ઉચ્ચારણ કરી ઉદ્યાપનનો સંકલ્પ કરવો.[૪૧] પુણ્યાહવાચન કરી પ્રથમ પૂર્ણ વેદ તથા વેદાંગ જાણનાર આચાર્યને વરાવવા. અગીઆર ઋત્વિજો વરાવવા.[૪૨] પછી દેવાલયમાં, ગોંદરામાં, પવિત્ર સ્થળમાં અથવા પોતાના ઘરમાં પુષ્પનો નાનો સરખો માંડવો કરવો. તેને ફરતાં કપડાં બાંધી શોભા કરવી.[૪૩] તે માંડવાની વચમાં ઉત્તમ લિંગતોભદ્ર મંડલ ભરવું. તેની ઉપર છિદ્રરહિત અને જળથી ભરેલા પોતાની શક્તિ પ્રમાણે સોનાના, રૂપાના, ત્રાંબાના અથવા માટીના ઘડાની સ્થાપના કરવી. તેની ઉપર ત્રાંબાનું, વાંસનું અથવા માટીનું પાત્ર રાખવું.[૪૪–૪૫] પોઠીઆ ઉપર બેઠેલી પાર્વતી અને શંકરની સોનાની મૂર્તિની તે પાત્રમાં સ્થાપના કરવી.[૪૬] દક્ષિણ બાજુમાં બ્રહ્મા તથા સાવિત્રીની સ્થાપના કરવી. ઉત્તર તરફ વિષ્ણુ, લક્ષ્મી અને ગરુડની સ્થાપના કરવી.[૪૭] વચમાં મહાદેવ, પાર્વતી અને પોઠીઆની સ્થાપના કરવી. પછી મોટા વૈભવથી પૂજા કરી ભક્તિથી શંકરને પરમાન્નનું નૈવેદ્ય ધરવું. તે દિવસે ઉપવાસ કરવો, રાતે હર્ષથી જાગરણ કરવું ને ઉત્તમ કથા સાંભળવી.[૪૮–૪૯]

ततः प्रभातसमये स्नात्वा शुद्धे जले शुचिः । मृदा च स्थंडिलं कार्यं कुर्यादग्निमुखं ततः ॥ ५० ॥ प्रदक्षिणादशांशेन हवनं कारयेद्व्रती । हवनस्य दशांशेन तर्पणं कारयेन्नरः ॥ ५१ ॥ तर्पणस्य दशांशेन मार्जनं कारयेत्ततः । प्रदक्षिणाशतांशेन ब्राह्मणान्भोजयेत्सुधीः ॥ ५२ ॥ स्वशाखोक्तेन विधिना होमयेद्रुद्रमंत्रकैः । मूलमन्त्रेण गायत्र्या शंभोः सहस्रनामभिः ॥ ५३ ॥ पलाशस्य समिद्भिश्च यवव्रीहितिलाज्यकैः । पूर्णाहुतिं ततो दद्यात्कृत्वा स्विष्टकृदादिकम् ॥ ५४ ॥ होमांते च गुरुं पूज्य सपत्नीकं समाहितः । प्रतिमां कुंभसहितामाचार्याय निवेदयेत् ॥ ५५ ॥ शंभो प्रसीद देवेश सर्वलोकेश्वर प्रभो । तव रूपप्रदानेन मम संतु मनोरथाः ॥ ५६ ॥ यद्भक्त्या देवदेवेश मया व्रतमिदं कृतम् । न्यूनं वाऽथ क्रियाहीनं परिपूर्णं तदस्तु मे ॥ ५७ ॥ अनेनैव विधानेन य इदं व्रतमाचरेत् । यं यं चिंतयते कामं तं तं प्राप्नोति मानवः ॥५८॥ इह लोके सुखी भूत्वा भुक्त्वा भोगान् यथेप्सितान् । अंते विमानमारुह्य शिवलोकं स गच्छति ॥ ५९ ॥ सूत उवाच– इति वः कथितं विप्राः शिवोक्तं व्रतमुत्तमम् । प्रदक्षिणात्मकं सम्यकिमन्यच्छ्रोतुमिच्छत ॥ ६० ॥ इति श्रीस्कंदपुराणे शिवप्रदक्षिणाव्रतोद्यापनं संपूर्णम् ॥

પ્રાતઃકાળ થાય ત્યારે પવિત્ર જળમાં સ્નાન કરી પવિત્રતાથી માટીનું સ્થંડિલ કરવું. પછી અગ્નિમુખ કરી જેટલી પ્રદક્ષિણા કરી હોય, તેના દશમા ભાગની આહુતિ આપવી. આહુતિના દશમા ભાગનું તર્પણ કરવું.[૫૦–૫૧] તર્પણના દશમા ભાગનું માર્જન કરવું. જેટલી પ્રદક્ષિણા કરી હોય, તેના સોમા ભાગના બ્રાહ્મણો જમાડવા.[૫૨] પોતાની શાખામાં કહેલા વિધિથી શંકરના મંત્રો, મૂળમંત્ર, શિવગાયત્રી અને શિવસહસ્ર નામવડે ખાખરાની સમિધો, યવ, શાળ, તિલ અને ઘીની આહુતિ આપવી. પછી સ્વિષ્ટકૃત વગેરે હોમ કરી

પૂર્ણાહુતિ કરવી.[૫૩–૫૪] હોમ સમાપ્ત થયા પછી સાવધાનીથી ગુરુ તથા તેમની પત્નીની પૂજા કરવી. મૂર્તિ તથા ઘડો આચાર્યને આપવાં.[૫૫] અને 'હે શંભો ! હે દેવેશ ! હે સર્વ લોકના ઈશ્વર ! હે પ્રભો ! હું આપની મૂર્તિનું દાન કરું છું, માટે મારા મનોરથ પૂર્ણ કરો.[૫૬] હે દેવના દેવ ! હે ઈશ ! મેં જે આ વ્રત કર્યું તે ન્યૂન રહેલું હોય વા ક્રિયાહીન થયેલું હોય, તે સઘળું પરિપૂર્ણ કરો.'[૫૭] એ રીતે કહી જે માણસ આ પ્રકારથી વ્રત કરે છે, તે જે જે ધારે તે તે કાર્યો સિદ્ધ થાય છે,[૫૮] અને તે આ લોકમાં સુખથી યથેચ્છ ભોગ ભોગવી, અંતે વિમાનમાં બેસી શિવલોકમાં જાય છે.[૫૯] સૂત કહે છે—હે ઋષિઓ ! એ પ્રમાણે મહાદેવે કહેલું ઉત્તમ પ્રદક્ષિણા નામનું વ્રત મેં તમને યથાર્થ કહી સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો.[૬૦] એ પ્રમાણે સ્કંદપુરાણમાં શિવપ્રદક્ષિણા વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૮ પીંપળાને પ્રદક્ષિણા કરવાનો પ્રકાર

अथाश्वत्थप्रदक्षिणाविधिः ॥ पिप्पलाद्युवाच— भगवन् सर्वधर्मज्ञ सर्वशास्त्रविशारद । स्त्रीणां पुत्रविहीनानां नराणां धनसंपदाम् । उपायं चैव मे ब्रूहि सुतसिद्धिः कथं भवेत् ॥ १ ॥ अथर्वण उवाच— पुरा ब्रह्मादयो देवाः सर्वे विष्णुं समाश्रिताः । अपृच्छन्देवदेवेशं राक्षसैः पीडिता वयम् । कथं भवेच्च तच्छांतिरस्माकं वद निश्चितम् ॥ २ ॥ विष्णुरुवाच—अहमश्वत्थरूपेण संभवामि च भूतले । तस्मात्सर्वप्रयत्नेन कुरुध्वं तरुसेवनम् । तेन सर्वाणि भद्राणि भविष्यंति न संशयः ॥ ३ ॥

પિપ્પલાદિ પૂછે છે—હે ભગવન્ ! હે સર્વ ધર્મને જાણનાર ! હે સર્વ શાસ્ત્રમાં પ્રવીણ ! પુત્રહીન સ્ત્રીઓને પુત્ર થવાનો અને ધનહીન પુરુષોને ધનની પ્રાપ્તિ થવાનો ઉપાય બતાવો.[૧] અથર્વણ કહે છે—પૂર્વે બ્રહ્મા વગેરે સર્વ દેવો દેવના પણ દેવ વિષ્ણુને શરણે જઈ પૂછવા લાગ્યા કે, હે દેવ ! રાક્ષસો અમને પીડે છે, માટે તેની કેમ શાંતિ થાય ? તે અમને નિશ્ચય કરી કહો.[૨] વિષ્ણુ કહે છે. હું પૃથ્વી ઉપર પીંપળારૂપે પ્રકટ થાઉં છું, માટે મહેનત લઇને તેનું સેવન કરો. તેમ કરવાથી તમારું કલ્યાણ થશે, એમાં સંશય નથી.[૩]

अथर्वण उवाच— विष्णुर्यदुक्तवांस्तेभ्यस्तद्व्रतं ते वदाम्यहम् । न दानैर्न तपोभिश्च नाध्वरैर्भूरिदक्षिणैः ॥ ४ ॥ अश्वत्थसेवनादन्यत्कलौ नास्त्यपरा क्रिया । तद्विधानं निमित्तानि संख्या कल्पितिश्च पूजनम् ॥ ६ ॥ हवनं तर्पणं विप्रभोजनं नियमं तथा । व्रताधिकारिणस्तत्र विधानं च विशेषतः ॥ ६ ॥ एतत्सर्वं पिप्पलादिन् वक्ष्यामि तव सुव्रत । दारुणो विविधोत्पातो दिव्यभौमांतरिक्षजः ॥७॥ परचक्रभयं देशविप्लवो देशविग्रहः । दुःस्वप्नो दुर्निमित्तं च संग्रामोऽद्भुतदर्शनः ॥ ८ ॥ मारीभयं राजभयं तथा चोराग्निजं भयम् । क्षयापस्मारकुष्ठाद्याः प्रमेहो विषमज्वरः ॥ ९ ॥ उदरं मूत्रकृच्छ्रं च ग्रहपीडास्तथैव च । अन्ये चातुरुरोगा ये व्रणरोगास्तथैव च ॥ १० ॥ एतेषां च विनाशाय कुर्यादश्वत्थसेवनम् । प्रातरुत्थाय नद्यादौ स्नात्वा सम्यक्कृतक्रियः ॥ ११ ॥ अश्वत्थदेशमाश्रित्य गोमयेनोपलेपयेत् । तमश्वत्थमलंकृत्य सूत्रेण गैरिकादिना ॥ १२ ॥ पूजाद्रव्याणि संपाद्य पुण्याहं वाचयेत्तथा । ऋत्विजां वरणं कृत्वा ततः पूजां समाचरेत् ॥ १३ ॥ आदावाराधयेद्विष्णुं ध्यानावाहनपूर्वकम् । तथैव पिप्पलतरुं नारायणमयं द्विज ॥ १४ ॥ श्वेतगंधाक्षतैः पुष्पैर्धूपदीपैर्निवेदनैः । अर्चयेत्पुरुषसूक्तेन तथैव ध्यानपूर्वकम् ॥ १५ ॥ तेनैव हवनं कुर्यात्तर्पणं वा नमस्क्रियाम् । श्वेतवर्णं सलक्ष्मीकं चिंतयेत्पुरुषोत्तमम् ॥ १६ ॥

અથર્વણ કહે છે—દેવોને વિષ્ણુએ જે વ્રત કહ્યું હતું, તે વ્રત તમને કહું છું. કલિયુગમાં દાનથી, તપથી કે ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી કાંઈ ફળ થતું નથી, કારણ કે તે યુગમાં પીંપળાની સેવા સિવાય બીજી કોઈ પણ ક્રિયા ફળ આપનારી નથી. હે પિપ્પલાદિન્ ! હે સારા વ્રતવાળા ! એ વ્રતનો પ્રકાર, નિમિત્ત, સંખ્યા, પૂજન, હોમ, તર્પણ, બ્રાહ્મણભોજન, નિયમ અને તેના અધિકારી વગેરે સઘળું તમને કહું છું. જ્યારે પૃથ્વીમાં, આકાશમાં અને સ્વર્ગમાં નાના પ્રકારના ભયંકર ઉત્પાતો ઉઠે, શત્રુઓનો ડર લાગે, દેશનો નાશ થતો હોય, દેશમાં કલેશ થયો હોય, ખરાબ સ્વપ્નાં આવતાં હોય, ખરાબ શકુન થતાં હોય, મહા યુદ્ધ થતું હોય, કોલેરાનો ઉપદ્રવ હોય, રાજાનો ભય હોય, ચોર વા અગ્નિનો ભય લાગતો હોય, ક્ષય અપસ્માર (વાઇ), કોઢ, પ્રમેહ, વિષમ જ્વર, પેટની પીડા, મૂત્રકૃચ્છ્ર, ગ્રહોની પીડા અને બીજા પણ વ્રણ વગેરે રોગોનો નાશ થવા માટે પીંપળાની સેવા કરવી, પ્રાતઃકાલમાં ઉઠી નદી વગેરેમાં સ્નાન કરી, નિત્ય કર્મ કરી પીંપળા પાસે જવું. ત્યાં છાણથી લીંપી તે પીંપળાને ગેરુથી રંગવો અને સૂતર વીંટવું. પૂજાની સામગ્રી એકઠી કરી પુણ્યાહવાચન કરાવવું. પછી બ્રાહ્મણોને વરાવી પૂજાનો આરંભ કરવો. પ્રથમ ધ્યાન આવાહન વગેરેથી વિષ્ણુનું પૂજન કરવું. પછી નારાયણમય પીંપળાની પૂજા કરવી. ધોળું ચંદન, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્યવડે પૂજા કરવી. પુરુષસૂક્તથી ધ્યાન કરવું, તેથી જ આવાહન, તર્પણ અને નમસ્કાર પણ કરવા, ધોળા વસ્ત્રવાળા અને લક્ષ્મી સહિત એવા વિષ્ણુનું ધ્યાન કરવું.[૪–૧૬]

ततोऽश्वत्थमभिमंत्र्य । आरात्त इत्यस्याग्निकांडांतःपातित्वादग्निर्ऋषिः । वनस्पतिर्देवता । अनुष्टुप्छंदः ।

वनस्पत्यभिमंत्रणे विनियोगः ॥ १७ ॥ आराते अग्निरस्त्वारात्परशुरस्तु ते । निवाते त्वाऽभिवर्षतु स्वस्ति तेऽस्तु वनस्पते ॥ १८ ॥ अक्षिस्पंदं भुजस्पंदं दुःस्वप्नं दुर्विचिंतितम् । शत्रूणां च समुत्पन्नमश्वत्थ शमयस्व मे ॥ १९ ॥ ततः प्रदक्षिणाः कुर्यात्तस्सर्वं सफलं भवेत् । लक्षमेकं द्विलक्षं वा त्रिचतुःपंचलक्षकम् ॥ २० ॥ कार्यस्य गौरवं ज्ञात्वा द्वादशांतं समाचरेत् । ब्रह्मचारी हविष्याशी अधःशायी जितेंद्रियः ॥ २१ ॥ मौनी ध्यानपरो भूत्वा पिप्पलस्य स्तुतिं पठेत् । विष्णोर्नामसहस्रं च पौरुषं वैष्णवं तथा ॥ २२ ॥ एवं संपाद्य विधिवच्छुभे मासे शुभे दिने । प्रातः स्नात्वा शुचिर्भूत्वा कुर्यादुद्यापनं बुधः ॥ २३ ॥ गणेशपूजनं स्वस्ति वाच्य नांदीं च कारयेत् । आचार्यं वरयेत्पश्चात्सर्वलक्षणसंयुतम् ॥ २४ ॥ देवागारे तथा गोष्ठे अश्वत्थे स्वीयमंदिरे । पुष्पमंडपिकां कृत्वा पट्टकूलादिवेष्टिताम् ॥२५॥ तन्मध्ये सर्वतोभद्रं रचयेल्लक्षणान्वितम् । तन्मध्ये स्थापयेत्कुंभं सजलं वस्त्रसंयुतम् ॥ २६ ॥

પછી પીંપળાનું અભિમંત્રણ કરવું.–'आराते'૦ એ મંત્ર અગ્નિકાંડમાં છે, માટે તેના અગ્નિઋષિ, વનસ્પતિ દેવતા અને અનુષ્ટુપ્ છંદ છે. વનસ્પતિના અભિમંત્રણમાં વિનિયોગ કરવો. 'હે વનસ્પતે! તમારી સમીપમાં અગ્નિ રહો, તમારી સમીપમાં પરશુ રહો. નિવાતસ્થલમાં તમારી ઉપર વૃષ્ટિ થાઓ અને તમારૂં કલ્યાણ થાઓ. હે પીંપળા! આંખ કે હાથના ફરકવાથી, ખરાબ સ્વપ્ન આવવાથી અને શત્રુઓના મનમાં દુર્વિચારથી મારૂં જે કાંઇ અનિષ્ટ હોય, તે સઘળું શાંત કરો.' એ પ્રકારે અભિમંત્રણ કરી પ્રદક્ષિણા કરવી. તેમ કરવાથી સઘળું સફળ થાય છે. એક, બે, ત્રણ, ચાર અને પાંચ લાખ એ પ્રમાણે બાર લાખ સુધી કાર્યના *પ્રમાણમાં પ્રદક્ષિણા કરવી. તે વ્રત કરનારે બ્રહ્મચર્ય પાળવું. હવિષ્યાન્ન ખાવું, નીચે સૂવું, જિતેંદ્રિય રહેવું, મૌન રાખવું, અને ધ્યાન કરવું, એટલા નિયમોથી પીંપળાની સ્તુતિ કરવી. વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરવો, તેમ જ પુરુષસૂક્ત તથા બીજાં વિષ્ણુસ્તોત્રનો પાઠ કરવો. એવી રીતે વિધિથી પ્રદક્ષિણા કર્યા પછી શુભ માસમાં શુભ દિવસે ઉદ્યાપન કરવું. તે દિવસે પ્રાતઃકાળમાં સ્નાન કરી પવિત્ર થઇ, ગણેશપૂજન કરી સ્વસ્તિવાચન કરી નાંદિશ્રાદ્ધ કરવું. પછી વિદ્વાન્ બ્રાહ્મણને આચાર્ય કરવો. દેવાલયમાં, ગોદરામાં, પીંપળા પાસે વા પોતાના ઘરમાં નાનો સરખો પુષ્પનો માંડવો કરવો. તેની ચારે તરફ કપડાં બાંધવાં, તેની વચમાં ઉત્તમ સર્વતોભદ્રમંડલ પૂરવું. તેના મધ્યમાં જળથી ભરેલા ને વસ્ત્રથી વીંટેલા ઘડાની સ્થાપના કરવી.[१७–२६]

* જો કાર્ય સાધારણ હોય તો થોડી અને કાર્ય મોટું હોય તો વધારે પ્રદક્ષિણા કરવી. તે એક લાખથી લઈ બાર લાખ સુધી કરવી.

तस्योपरिन्यसेत्पात्रं ताम्रं मृन्मयवैणवम् । अष्टपत्रान्वितं पद्मं कर्णिकाभिः समन्वितम् ॥ २७ ॥ पंचकृष्णलकादूर्ध्वं सुवर्णपरिनिर्मिताम् । लक्ष्मीनारायणीं मूर्तिमश्वत्थेन समन्विताम् ॥ २८ ॥ स्थापयेत्पद्ममध्ये तु ब्रह्माद्यावाहनं ततः । ततः पूजां विनिर्वर्त्य महासंभारविस्तरैः ॥ २९ ॥ परमान्नं च नैवेद्यं भक्त्या देवाय यापयेत् । उपोष्य जागरं कुर्याद्रात्रौ सत्कथया मुदा ॥ ३० ॥ ततः प्रभातसमये स्नात्वा शुद्धे जले शुचिः । मृदा च स्थंडिलं कार्यं कुर्यादग्निमुखं ततः ॥ ३१ ॥ कृतलक्षदशांशेन हवनं कारयेद्व्रती । हवनस्य दशांशेन तर्पणं कारयेत्ततः ॥३२॥ पुरुषसूक्तेन समिधस्तिलाज्यं पायसं तथा । स्वशाखोक्तेन विधिना जुहुयाद्विष्णुतत्परः ॥ ३३ ॥ उक्तैः षोडश ऋत्विग्भिः कुर्याद्धोमं यथाविधि । हवनस्य दशांशेन मिष्टान्नं भोजयेद्द्विजान् ॥ ३४ ॥ ब्राह्मणानां स्वयं कुर्याद्यथोक्तं नियमं तथा । असामर्थ्ये स्वयं कर्तुं सर्वमन्येन कारयेत् ॥ ३५ ॥ उक्तप्रमाणादधिकं फलं दशगुणं भवेत् ॥

તેની ઉપર ત્રાંબાનું, વાંસનું અથવા માટીનું પાત્ર રાખવું. કર્ણિકવાળું, અષ્ટદલ કમલ કરવું. તેની વચમાં સોનાની લક્ષ્મીનારાયણ તથા પીંપળાની મૂર્તિની સ્થાપના કરવી. પછી બ્રહ્મા વગેરેનું આવાહન કરવું. પછી મોટા વૈભવથી પૂજા કરી ભક્તિથી પરમાન્નનું નૈવેદ્ય કરવું. તે દિવસે વ્રત કરનારે ઉપવાસ કરવો. રાતે હર્ષથી જાગરણ કરવું ને ઉત્તમ કથા સાંભળવી. પ્રાતઃકાળમાં પવિત્ર જલમાં સ્નાન કરી પવિત્ર થઇ માટીનું સ્થંડિલ કરી અગ્નિમુખ કરવું. જેની લાખ પ્રદક્ષિણા કરેલી હોય તેના દશમા ભાગનું તર્પણ કરવું. વિષ્ણુમાં પરાયણ થઇ પોતાની શાખામાં કહેલા વિધિથી પુરુષસૂક્ત ભણી સોળ બ્રાહ્મણોની સાથે સમિધ, તિલ, ઘી અને ખીરનો હોમ કરવો. હોમના દશમા ભાગના બ્રાહ્મણ જમાડવા, તથા બ્રાહ્મણને કહેલો નિયમ પોતે પાળવો. જો પોતાને કરવાની શક્તિ ન હોય તો બીજાની પાસે પૂજા વગેરે કરાવવું.[२७–३५] તેથી કહેલા પ્રમાણથી દશગણું પુણ્ય થાય.

ततश्चतुर्गुणं पीठं राजतं चतुरस्रकम् ॥ ३६ ॥ उपरि द्रोणमर्धं वा तिलान् परिनिक्षिपेत् । श्वेतवस्त्रेण संछाद्य पूर्ववत्पूजयेत्तकम् ॥ ३७ ॥ दरिद्राय सुशीलाय श्रोत्रियाय कुटुंबिने । उदङ्मुखाय विप्राय स्वयं पूर्वमुखस्थितः ॥ सुवर्णवृक्षराजं च मंत्रेण प्रतिपादयेत् ॥ ३८ ॥ इह जन्मनि वाऽन्यस्मिन्बाल्ययौवनवार्धके । मनोवाकायजैर्दोषैर्मुच्यते नात्र संशयः ॥ ३९ ॥ एवं कृत्वा व्रती सम्यग्व्रतस्य परिपूर्तये । हेमाश्वत्थतरुं दद्याच्छुक्लां गां च पयस्विनीम् ॥ ४० ॥ पलेन वा तदर्धेन तदर्धार्धेन वा पुनः । हेमाश्वत्थतरुं कुर्यात्स्कंधशाखासमन्वितम् ॥ ४१ ॥ पिप्पलो वृक्षराजेंद्र अग्निगर्भस्त्वमेव हि । प्रमुखैर्वनस्पतीनां च पूर्वजन्मनि मत्कृतम् ॥ ४२ ॥ अघौघं नाशयेः क्षिप्रं तव

रूपप्रदानतः । अशं तरुं गृहाण त्वं विष्णुरूप द्विजोत्तम ॥ ४३ ॥ स्वीकृत्य दुष्करं घोरं क्षिप्रं शांतिं प्रयच्छ मे । एवं व्रतं यः कुरुते पुत्रपौत्रप्रवर्धकम् ॥ ४४ ॥ भुक्त्वा भोगान् सुविपुलान्विष्णुसायुज्यमाप्नुयात् ॥ ४५ ॥ इत्यद्भुतसारे अश्वत्थप्रदक्षिणाव्रतं सोद्यापनं संपूर्णम् ।

પછી ચાર ખૂણાવાળા ચોખંડારૂપાના પાટલા ઉપર એક વા અર્ધદ્રોણ તિલ રાખવા. તેની ઉપર ધોળું વસ્ત્ર ઢાંકી પૂર્વની પેઠે પીંપળાની પૂજા કરવી. પછી સારા સ્વભાવવાળા, વેદ ભણેલા અને કુટુંબવાળા નિર્ધન બ્રાહ્મણોને ઉત્તરાભિમુખ બેસાડી પોતે પૂર્વાભિમુખ બેસી મંત્ર ભણી સોનાનો પીંપળો આપવો. તેમ કરવાથી આ જન્મ વા બીજા જન્મમાં, બચપણામાં, યૌવનમાં અથવા ઘડપણમાં મન, વાણી અને શરીરથી કરેલાં પાપોનો નાશ થઇ જાય છે, એમાં સંશય નથી. એ પ્રમાણે વિધિથી વ્રત કરી તે પૂર્ણ થવા માટે સોનાનો પીંપળો તથા પુષ્કળ દૂધવાળી ધોળી ગાય આપવી. પલ, અર્ધ પલ, વા પા પલ સોનાનો શાખા તથા ડાળખીવાળો પીંપળો કરાવવો અને પીંપળો વૃક્ષનો રાજા છે, અગ્નિગર્ભ છે, વનસ્પતિનો રાજા છે, હું તેની મૂર્તિનું દાન કરૂં છું, વાસ્તે મારાં પૂર્વ જન્મનાં પાપોનો જલદી નાશ કરો.' 'હે ઉત્તમ બ્રાહ્મણ! હે વિષ્ણુરૂપ! આ વૃક્ષનું ગ્રહણ કરો, ને ઘોર પાપોનો નાશ કરી મને જલદી શાંતિ આપો' એમ પ્રાર્થના કરવી. જે માણસ એ પ્રમાણે પુત્રપૌત્રની વૃદ્ધિ કરનાર આ વ્રત કરે છે, તે આ લોકમાં પુષ્કળ ભોગ ભોગવી, અંતે વિષ્ણુની સાયુજ્યમુક્તિને પ્રાપ્ત થાય છે,[૩૬–૪૫] એ પ્રમાણે અદ્ભુતસારમાં પીંપળાની પ્રદક્ષિણાનું વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## પ્રસંગથી વિષ્ણુને પીંપળારૂપે પ્રકટ થવાનું કારણ

अथ प्रसंगाद्विष्णोरश्वत्थरूपेणाविर्भावकारणमश्वत्थस्य लक्षप्रदक्षिणादिकरणविधानं च कार्तिकमाहात्म्ये ॥ ऋषय ऊचुः– पलाशत्वं कथं जातं ब्रह्मणः शंकरस्य च । वटत्वं च तथा विष्णोः पिप्पलत्वं ब्रुवंतु तत् ॥ १ ॥ वालखिल्या ऊचुः– ब्रह्मणा तु पुरा सृष्टाः सर्वे देवाः सवासवाः । मिलित्वा सर्व एवैते ब्रह्माणं वाक्यमब्रुवन् ॥ २ ॥ ब्रह्मन्सर्वाधिको रुद्रः सर्ववेदेषु पठ्यते । कर्तुं तद्दर्शनं देव गच्छामो भवता सह ॥ ३ ॥ इतींद्रादिवचः श्रुत्वा सर्वदेवपुरोगमः । ब्रह्मा कैलासमगमन्नानादेवसमावृतः ॥ ४ ॥ शिवद्वारं समासाद्य देवाः सर्वेऽपि संस्थिताः । न दृश्यते द्वारपालः शिवश्चाभ्यंतरे स्थितः ॥ ५ ॥ गंतव्यं वा न गंतव्यमस्माभिः शिवसंनिधौ । परावृत्याथवा स्वस्य स्थानं गंतव्यमेव वा ॥ ६ ॥ एवं चिंतयमानैस्तैर्नारदो मुनिसत्तमः । पुरो दृष्टो देववृंदैस्तमूचुः प्रणताश्च ते ॥ ७ ॥ देवा ऊचुः– मुने वेदविदां श्रेष्ठ ब्रूहि प्रश्नं सुशोभनम् । किं करोति महादेवो गंतव्यं वा न वांऽतरे ॥८॥ नारद उवाच– चंद्रनाशदशायां तु देवाः संप्रस्थिता गृहात् । तस्मात्कश्चिन्महाविघ्नो भवतां संभविष्यति ॥ ९ ॥ किं करोति शिवश्चेति प्रश्नो यंते तथाविधः । तस्मात्संभोगकार्ये च वर्तते त्रिपुरांतकः ॥ १० ॥

કાર્તિક માહાત્મ્યમાં ઋષિઓ પૂછે છે–બ્રહ્મા ખાખરારૂપે, શંકર વડરૂપે અને વિષ્ણુ પીંપળારૂપે કેમ પ્રકટ થયા, તે સઘળું કહો.[૧] વાલખિલ્યો કહે છે–પૂર્વે ઈંદ્ર વગેરે સર્વ દેવોને બ્રહ્માએ ઉત્પન્ન કર્યા. તે સઘળા મળીને બ્રહ્માને કહેવા લાગ્યા કે,[૨] હે બ્રહ્મન્! સર્વ કરતાં શંકર ઉત્તમ છે એમ સઘળા વેદોમાં કહેલું છે, માટે તેનાં દર્શન કરવામાટે આપણે સર્વે જઇએ.[૩] એવાં ઈંદ્રનાં વચન સાંભળી બ્રહ્મા સર્વ દેવોના આગેવાન થઇ સર્વની સાથે કૈલાસમાં ગયા,[૪] અને શિવના બારણામાં ઉભા રહ્યા; ત્યાં કોઈ પણ દરવાન જોવામાં આવ્યો નહીં. શંકર તો અંદર હતા તેથી, અમારે શિવ પાસે જવું વા ન જવું, અથવા પાછા ફરીને પોતપોતાને સ્થાને જવું,[૫–૬] એ પ્રકારની ચિંતામાં પડ્યા. તેટલામાં તે દેવોના જોવામાં નારદ આવ્યા. તેથી તેને પ્રણામ કરી સઘળા દેવો કહેવા લાગ્યા.[૭] દેવો કહે છે–હે મુને! હે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ! અમે ઉત્તમ પ્રશ્ન પૂછીએ છીએ, તેનો ઉત્તર આપો. મહાદેવ શું કરે છે? અમારે અંદર જવું કે નહીં?[૮] નારદ કહે છે–હે દેવો! તમે ચન્દ્રના ક્ષય વખતે ઘેરથી ચાલ્યા છો, તેમ જ ચન્દ્રક્ષય વખતે 'શંકર શું કરે છે?' એવો તમે પ્રશ્ન કર્યો છે. તેથી તમને કોઈ પણ મોટું વિઘ્ન આવી પડશે. શંકર તો કામક્રીડામાં છે.[૯–૧૦]

इंद्र उवाच–सर्वेषामेव दुःखानां नाशकर्ता दिवस्पतिः । मय्यागते कथं नाशो देवतानां भविष्यति ॥ ११ ॥ बिभीषणाय देवानां वल्गनं कुरुते मुनिः । इतींद्रस्य वचः श्रुत्वा व्याकुलोऽभून्मुनिस्तदा ॥ १२ ॥ कथं मद्वचनं सत्यं भविष्यत्यद्य वज्रिणि । अद्य मद्वचनं सत्यं यदि शीघ्रं भविष्यति ॥ १३ ॥ राधादामोदरप्रदे करिष्ये व्रतमुत्तमम् । एवं संचिंत्य मनसा तूष्णींभूतो मुनीश्वरः ॥ १४ ॥ इंद्रो विचारयन्देवैः किमिदानीं विधीयताम् । ततो वज्री सुवाचेदं वह्ने मद्वचनं शृणु ॥ १५ ॥ गृहीत्वा विप्ररूपं त्वं शिवस्याभ्यंतरं विश । यदि प्रसंगोऽस्त्यस्माकं तदा वार्ता निगद्यताम् ॥ १६ ॥ यदि नास्ति प्रसंगश्चेद्याचकत्वेन याचहि । अवध्यत्वादतापत्वाद्भिक्षुकत्वेन तद्व्रज ॥१७॥ इति देवेंद्रवचनं श्रुत्वा वह्निस्तथाऽकरोत् । अभ्यंतरे ददर्शेशं शिवया सह संगतम् ॥ १८ ॥ शिवयाऽपि च दृष्टः स लज्जिता भोगमत्यजत् । कोऽसि कोऽसीति संपृष्टो भिक्षुकोऽहं क्षुधायुतः ॥ १९ ॥ वृद्धोऽस्म्यंधोऽस्मि दीनोऽस्मि

भोजनं मम दीयताम् । तेनाहृष्टमिति ज्ञात्वा पार्वती तमभोजयत् ॥ २० ॥ सोऽपि भुक्त्वा समाचारं वक्तुं संप्रस्थितो बहिः । तस्मिन्नेव क्षणे गुप्तो नारदः पार्वतीं ययौ ॥ २१ ॥ शिरो निधाय पार्वत्याः पादयोः स रुरोद ह । अहो बालक किं जातं तच्छीघ्रं मेऽभिधीयताम् ॥ २२ ॥ करोमि निष्कृतिं तस्य साध्यासाध्यस्य नान्यथा । मातर्वक्तुं न शक्नोमि ह्युपहासस्य कारणम् ॥ २३ ॥ कृतं तथेंद्रादिदेवैस्तथा कोऽन्यः करिष्यति । इति तस्य वचः श्रुत्वा पुनः पुनरपृच्छत ॥ २४ ॥ मुद्रयित्वा ततो नेत्रे कराभ्यां स मुनीश्वरः ॥ उवाच वचनं नीचमुखो सगद्गदाक्षरम् ॥२५॥

ઈંદ્ર કહે છે–સઘળાના દુઃખનો નાશ કરનાર હું ઈંદ્ર આવ્યો છું છતાં પણ દેવતાઓનો કેમ નાશ થશે ![11] પણ દેવોને ડરાવવા માટે નારદ ચાલાકી કરે છે. એવાં ઈંદ્રનાં વચન સાંભળી નારદ વ્યાકુળ થયા ને ચિંતામાં પડ્યા કે, આજ ઈંદ્ર પાસે મારું વચન કેમ સત્ય થશે ? જો આજ મારું વચન જલદીથી સત્ય થશે તો રાધાદામોદરને પ્રસન્ન કરવા માટે હું ઉત્તમ વ્રત કરીશ. એવો મનમાં વિચાર કરી મુનિરાજ કાંઇ પણ બોલ્યા નહીં.[12–14] પછી ઈંદ્ર, દેવતાઓની સાથે વિચાર કરવા લાગ્યો કે, હવે આપણે શું કરવું ? એવો વિચાર કરતાં, પોતે જ બોલ્યા કે, હે અગ્ને ! તમે મારું વચન સાંભળો.[15] તમે બ્રાહ્મણનો વેશ ધારણ કરી અંદર શંકર પાસે જાઓ. ત્યાં જો પ્રસંગ આવે તો અમારી વાત નિવેદન કરજો.[16] અને વખત ન આવે તો માંગણ થઇને માગજો. માંગણનો વેશ લઇ જવાથી કોઇ વધ પણ કરશે નહીં અને મારશે પણ નહીં, માટે તે જ વેશથી જાઓ.[17] એવાં ઈંદ્રનાં વચન સાંભળી અગ્નિ ભિક્ષુકનો વેશ લઇ અંદર ગયો. ત્યાં પાર્વતીની સાથે ક્રીડા કરતા મહાદેવ તેના જોવામાં આવ્યા.[18] અગ્નિ નજરે પડવાથી લજવાએલાં પાર્વતીએ કામક્રીડા છોડી દીધી અને પૂછ્યું કે, તું કોણ છે, કોણ છે. ત્યારે 'હું માગણ છું, હું વૃદ્ધ અને આંધળો છું, મને ભૂખ લાગી છે માટે મને ભોજન આપો,' એ પ્રમાણે અગ્નિએ કહ્યું. 'આ માણસે કાંઇ પણ જોયેલું નથી,' એમ જાણી પાર્વતીએ તેને ભોજન આપ્યું.[19–20] તેથી તૃપ્ત થઇ અગ્નિ સર્વ હકીકત કહેવા બહાર આવ્યો. તે જ વખતે નારદ ગુપ્ત રીતે પાર્વતીની પાસે ગયા,[21] અને પાર્વતીનાં ચરણમાં મસ્તક મૂકી રોવા લાગ્યા. 'અરે પુત્ર ! તને શું થયું તે જલદીથી કહે.[22] સાધ્ય વા અસાધ્ય જે હશે તેનો હું બદલો લઇશ, એમાં સંશય નથી,' એમ પાર્વતીએ પૂછ્યું, ત્યારે નારદે કહ્યું કે, હે માત ! હું ઉપહાસનું કારણ કહી શકું તેમ નથી.[23] ઈંદ્ર આદિ દેવતાઓએ કરેલું છે, તેવું બીજો કોણ કરશે ? એવાં નારદનાં વચન સાંભળી પાર્વતીએ ઘણા આગ્રહથી પૂછ્યું;[24] ત્યારે હાથવતી નેત્ર દબાવી નારદ નીચું જોઈ ગદ્‌ગદ અક્ષરથી કહેવા લાગ્યા કે–[25]

नारद उवाच–इंद्रोऽयं युवयोर्भोगं देवताभ्यो प्रदर्शयत् । युवयोश्च कृता निंदा तां श्रुत्वा दुःखितोऽस्म्यहम् ॥ २६ ॥ भोगविच्छित्तये वह्निः प्रेषितो द्विजरूपकः । अथवा किमनेनापि कथनेन ममांबिके ॥ २७ ॥ जगन्माताऽसि देवि त्वं का ते स्यादुपहास्यता । इति तस्य वचः श्रुत्वा पार्वती क्रुद्धमानसा ॥ २८ ॥ स्फुरदोष्ठा रक्तनेत्रा दृष्ट्वा तां नारदो ययौ । गत्वा देवानुवाचेदं संभोगाद्विरतो हरः ॥ २९ ॥ आगम्यतां दर्शनार्थं दूरतोऽसौ विलोकितः । वह्नेर्मुनेर्वचः श्रुत्वा देवेंद्रः सगणो ययौ ॥ ३० ॥ प्रणिपत्य महादेवं कृतांजलिपुटोऽभवत् । दृष्ट्वा तथाविधं शक्रं पार्वती वाक्यमब्रवीत् ॥ ३१ ॥ अहल्याजार दुष्टात्मन् सहस्रभग वासव । उपहासः कृतो मेऽद्य फलं तत्समवाप्नुहि ॥ ३२ ॥ यावंत्यः संति देवानां ज्ञातयः सर्व एव ते । अजानंतः स्त्रीसुखानि शाखिनः संतु सस्त्रियः ॥३३॥ इति देवीवचः श्रुत्वा कंपिताः सर्वदेवताः । ब्रह्मविष्णुमहेशाद्यास्तुष्टुवुर्जगदंबिकाम् ॥ ३४ ॥ ततो देवी प्रसन्नाऽभूद्देवेंद्रं वाक्यमब्रवीत् । देवा मद्वचनं मिथ्या त्रिकालेऽपि न जायते ॥ ३५ ॥ तस्मादेकांशतो वृक्षा यूयं सर्वे भवंतु वै । इति देव्या वचः श्रुत्वा जाता देवास्तु पादपाः ॥ ३६ ॥ अश्वत्थरूपी भगवान्वटरूपी सदाशिवः । पलाशोऽभूद्विधाता च वज्री शक्रो बभूव ह ॥ ३७ ॥ इंद्राणी सा लता जाता देवनार्यो लतास्तथा । मालत्याद्याः पुष्पयुक्ता उर्वश्याद्यप्सरोऽभवन् ॥ ३८ ॥

નારદ બોલ્યા–આ ઈંદ્રે તમારી તથા શંકરની કામક્રીડા દેવતાઓને બતાવી, અને તમો બન્નેની નિંદા કરી છે તેથી મને દુઃખ થાય છે.[26] આપની કામક્રીડામાં ભંગ પાડવા માટે અગ્નિને બ્રાહ્મણના વેશથી અત્ર મોકલ્યો હતો. હે દેવિ ! હે અંબિકે ! આવી રીતના મારા કહેવાથી શું,[27] પણ આપ તો જગતનાં માતા છો, તેનો તે વળી ઉપહાસ હોય ? એવાં નારદનાં વચન સાંભળી પાર્વતીના મનમાં ક્રોધ આવ્યો,[28] તેથી તેણીના હોઠ ફફડવા લાગ્યા અને નેત્ર લાલ થયાં. પાર્વતીનું તેવું સ્વરૂપ જોઇ નારદે દેવોની પાસે આવી કહ્યું કે, મેં છેટેથી જોયું તો મહાદેવ કામક્રીડા કરી ચૂકયા જોવામાં આવ્યા માટે હવે તમો તેનાં દર્શન વાસ્તે આવો. એવાં નારદનાં તથા અગ્નિનાં વચન સાંભળી, ઈંદ્ર સઘળા દેવોની સાથે અંદર ગયો,[29–30] અને મહાદેવને પ્રણામ કરી હાથ જોડી ઉભો રહ્યો. તેવી રીતે ઉભેલા ઈંદ્રને, પાર્વતી કહેવા લાગ્યાં કે,[31] હું તમો સર્વેને શાપ દઉં છું કે, અહલ્યા અહલ્યાજાર ! હે દુષ્ટમનવાળા ! હે હજાર છિદ્રવાળા ! હે ઈંદ્ર ! આજ તેં મારો ઉપહાસ કર્યો તેનું ફળ ભોગવ.[32] જેટલી દેવજાતિ છે તે સઘળી પોતાની સ્ત્રીઓ સાથે

સ્ત્રીઓનું સુખ નહીં ભોગવતી એવી થાઓ. અને પોતાની સ્ત્રીઓએ સહિત વૃક્ષપણાને પામો.[૩૩] એવાં પાર્વતીનાં શાપવચન સાંભળી, બ્રહ્મા, વિષ્ણુ અને શંકર વગેરે સર્વ દેવો થરથરી ગયા, અને પાર્વતીની સ્તુતિ કરવા લાગ્યા.[૩૪] તેથી પ્રસન્ન થયેલાં પાર્વતીએ ઈંદ્ર વગેરે દેવોને કહ્યું કે, હે દેવો ! ત્રણે કાલમાં પણ મારૂં વચન મિથ્યા થનાર નથી,[૩૫] પણ હું કહું છું કે તમે સઘળા એક અંશથી વૃક્ષરૂપ થશો. એવાં પાર્વતીનાં વચન સાંભળી દેવતાઓ વૃક્ષરૂપી થયા.[૩૬] વિષ્ણુ ભગવાન્ પીંપળો થયા, શંકર વડ થયા, બ્રહ્મા ખાખરારૂપે થયા, ઈંદ્ર શક્રરૂપે થયો,[૩૭] ઇંદ્રાણી તે લતા થઇ પડી. દેવાંગનાઓ પણ લતારૂપે થઇ, અને ઉર્વશી વગેરે અપ્સરાઓ સુગંધિ પુષ્પવાળી માલતી વગેરે લતા થઈ.[૩૮]

तस्मात्सर्वप्रयत्नेन सर्वदाऽश्वत्थमर्चयेत् । नारी वा पुरुषो वापि लक्षं कुर्यात्प्रदक्षिणाः ॥ ३९ ॥ राधादामोदरौ पूज्य मंदवारे च तत्तले । दंपती भोजयेद्राधादामोदरस्वरूपिणौ ॥ ४० ॥ भावयित्वा सपत्नीकान् पश्चाद्भुञ्जीत वाग्यता । वंध्यापि लभते पुत्रमितरासां तु का कथा ॥ ४१ ॥ मूलतो ब्रह्मरूपाय मध्यतो विष्णुरूपिणे । अग्रतः शिवरूपाय अश्वत्थाय नमो नमः ॥ ४२ ॥ विष्णोश्च प्रतिमाभावे कीर्तनं जगदीशितुः । अश्वत्थमूले कर्तव्यं विष्णोराराधनं परम् ॥ ४३ ॥ सदा संनिहितो विष्णुर्द्विपात्सु ब्राह्मणे तथा । पादपेषु च बोधिद्रौ शालग्रामशिलासु च ॥ ४४ ॥ अश्वत्थपूजा स्पर्शेन कर्तव्या शनिवासरे । अन्यवारेऽश्वत्थसंगाद्दरिद्रो जायते नरः ॥ ४५ ॥ इति सनत्कुमारसंहितायां कार्तिकमाहात्म्ये विष्णोरश्वत्थत्वप्राप्तिकारणमश्वत्थलक्षप्रदक्षिणाविधानं च समाप्तम् ॥

એટલા માટે શ્રમ લઇને પણ અવશ્ય પીંપળાનું પૂજન કરવું. સ્ત્રી અથવા પુરુષે પીંપળાને લાખ પ્રદક્ષિણા કરવી.[૩૯] શનિવારને દિવસે પીંપળા તળે રાધા તથા દામોદરનું પૂજન કરી, રાધા દામોદર સ્વરૂપ સ્ત્રી પુરુષનાં જોડાંને ભોજન કરાવવું.[૪૦] બીજા પણ જોડાંને પ્રસન્ન કરી મૌનવ્રતથી પોતે જમવું, તેમ કરવાથી વાંઝણી સ્ત્રીને પણ પુત્ર થાય છે તો બીજી સ્ત્રીની તો શું વાત કરવી?[૪૧] मूलतो ब्रह्मरूपाय मध्यतो विष्णुरूपिणे । अग्रतः शिवरूपाय अश्वत्थाय नमो नमः 'પીંપળો મૂલમાં બ્રહ્મરૂપ છે, મધ્યમાં વિષ્ણુરૂપ છે અને અગ્ર ભાગમાં શંકરરૂપ છે તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું,'[૪૨] એ મંત્ર ભણી નમસ્કાર કરવા. જો જગતના ઈશ્વર વિષ્ણુની, મૂર્તિ ન હોય તો તેનું કીર્તન કરવું ને પીંપળાના મૂળમાં વિષ્ણુનું આરાધન કરવું.[૪૩] વિષ્ણુ ભગવાન્ મનુષ્ય જાતિમાં બ્રાહ્મણમાં સદા વસે છે, વૃક્ષોમાં પીંપળામાં રહે છે, અને શાલગ્રામ શિલામાં સદા વસે છે.[૪૪] પીંપળાની પૂજા કરતાં માત્ર શનિવારને દિવસે તેનો સ્પર્શ કરવો. કારણ કે બીજા વારમાં તેનો સ્પર્શ કરવાથી દારિદ્ર્ય આવે છે.[૪૫] એ પ્રમાણે સનત્કુમારસંહિતામાં કાર્તિક માહાત્મ્યમાં વિષ્ણુને પીંપળારૂપે થવાનું કારણ અને પીંપળાને લાખ પ્રદક્ષિણા કરવાનું વિધાન કહેલું છે.

## ૯ વિષ્ણુને લાખ પ્રદક્ષિણા કરવાનો પ્રકાર

अथ विष्णुलक्षप्रदक्षिणाविधिः ॥ युधिष्ठिर उवाच–भगवन् देवदेवेश सर्वविद्याविशारद । किंचिद्विज्ञप्तुमिच्छामि वक्तुमर्हस्यशेषतः ॥ १ ॥ अज्ञानादथवा ज्ञानात्प्रमादाच कृतानि भोः । दायादवधपूर्वाणि कथं यांति क्षयं विभो । पापानि सुबहून्यत्र वदस्व मुनिसत्तम ॥ २ ॥ व्यास उवाच– एवमेव पुरा पृष्टो ब्रह्मा नारदमब्रवीत् । लक्षप्रदक्षिणावर्ते यं विधिं शृणु तं प्रभो ॥ ३ ॥ नारद उवाच– ये लोकाः पापसंयुक्ता धर्माधर्मविवर्जिताः । व्रतहीना व्रतभ्रष्टा दुराचाराश्च कुत्सिताः ॥ ४ ॥ अग्निकार्येण रहिताः शास्त्रधर्मबहिष्कृताः । नास्तिका भिन्नमर्यादा हैतुकाः कितवाः शठाः ॥ ५ ॥ मातापित्रोर्विरुद्धाश्च गुरुश्वशुरद्रोहकाः । एतेषां निष्कृतिं तात कृपया वद मेऽधुना ॥ ६ ॥ अज्ञानामिह जीवानां साधूनां त्वं सुहृत्स्मृतः । अनाथनाथ देवेश ह्यनाथास्तादृशा जनाः ॥ ७ ॥ एतच्छ्रुत्वा ततो ब्रह्मा हर्षादुत्फुल्ललोचनः । साधु साध्विति देवेशो वचनं चेदमब्रवीत् ॥ ८ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે ભગવન્ ! હે દેવના દેવ ! હે પૂજ્ય ! હે સર્વ વિદ્યામાં પ્રવીણ ! હું આપને કાંઇ પૂછવા ઇચ્છું છું, તેનો યથાર્થ ઉત્તર આપવો જોઇએ. હે વિભો ! હે મુનિશ્રેષ્ઠ ! આ જગતમાં જાણતાં અથવા તો અજાણતાં બંધુના વધ વગેરે જે પાપ થયેલાં હોય અથવા પ્રમાદથી જે અનેક પાપ થયેલાં હોય, તેનો નાશ કેવી રીતે થાય તે કહો.[૧–૨] વેદવ્યાસ કહે છે–આવી જ રીતે નારદના પૂછવાથી બ્રહ્માએ જે લક્ષ પ્રદક્ષિણાનો પ્રકાર કહેલો હતો, તે પ્રકાર હું કહું છું તે તમે સાંભળો.[૩] નારદ કહે છે–હે તાત ! હે બ્રહ્મન્ ! જે મનુષ્યો પાપી, ધર્મરહિત, વ્રતહીન, વ્રતથી ભ્રષ્ટ થયેલા, દુષ્ટ આચરણવાળા, નિંદાપાત્ર, હોમ વગેરેથી રહિત, શાસ્ત્રમાં કહેલાં કર્મોથી બહિષ્કૃત, નાસ્તિક, મર્યાદા તોડનાર, કાંઇ કારણથી ધર્મ વગેરે કરનાર, ધૂર્ત, શઠ, માતાપિતાથી વિરુદ્ધ અને ગુરુ તથા સસરાનો દ્રોહ કરનાર મનુષ્યોએ કેવું પ્રાયશ્ચિત્ત કરવું, તે હમણાં મને કહો, હે અનાથના નાથ ! હે દેવેશ ! તેવાં માણસો અનાથ છે, માટે આ સંસારમાં પીડા પામતા અજ્ઞ પુરુષોનું હિત ઇચ્છનાર આપ છો. એવાં વચન સાંભળી બ્રહ્મા ઘણા હર્ષથી 'સાધુ સાધુ' એ પ્રમાણે સાધુવાદ આપી કહેવા લાગ્યા.[૪–૮]

ब्रह्मोवाच– किं वर्णयामि साधूनां माहात्म्यं च भवादृशाम् । हरेर्लोकैकनाथस्य करुणा शुद्धिदायिनी ॥ ९ ॥

ब्रह्महत्यादिपापेषु संकलीकरणेषु च । जातिभ्रंशकरेष्वेवमभक्ष्यभक्षणेषु च ॥ १० ॥ हरिणा निर्मितं पूर्वं व्रतं लक्षप्रदक्षिणम् । सर्वेषामपि पापानां मूलादुत्कृंतनं परम् ॥ ११ ॥ पापांधकारनाशाय पापेंधनदवानलम् । नारायणे जगन्नाथे योगनिद्रामुपेयुषि ॥ १२ ॥ प्रारभेत व्रतमिदं कुर्यायावत्प्रबोधिनीम् । द्वादश्यां वा चतुर्दश्यां पौर्णमास्यामथापि वा ॥ १३ ॥ स्नानं कृत्वा नदीतोये नित्यकर्म समाप्य च । पश्चात्प्रदक्षिणावर्तः कर्तव्यो हरिरीश्वरः ॥ १४ ॥

બ્રહ્મા કહે છે–તમે જેવા સત્પુરુષોનાં માહાત્મ્યનું હું શું વર્ણન કરું ? લોકના એક નાથ વિષ્ણુ ભગવાનની દયા જ મુક્તિ આપનારી છે. બ્રહ્મહત્યા વગેરે પાપો, સંકલીકરણ, જાતિભ્રંશ કરનાર અને અભક્ષ્યનાં ભક્ષ્યનું ભક્ષણ કરનારના પ્રાયશ્ચિત્ત માટે પૂર્વે વિષ્ણુએ લક્ષ પ્રદક્ષિણા નામનું વ્રત ઉત્પન્ન કરેલું છે. આ વ્રત સઘળાં પાપોને મૂળમાંથી ઉખેડી નાંખનાર છે અને પાપરૂપી અંધકારનો નાશ કરવા માટે તથા પાપરૂપી લાકડાંને બાળવા માટે વનના અગ્નિરૂપ છે. જગતના નાથ નારાયણ જ્યારે યોગનિદ્રામાં સુવે છે, તે દિવસે આ વ્રતનો આરંભ કરવો અને પ્રબોધિની એકાદશીને દિવસે સમાપ્તિ કરવી. બારશ, ચૌદશ અથવા પૂર્ણિમાને દિવસે નદીના જળમાં સ્નાન કરી નિત્ય કર્મ સમાપ્ત કરી, વિષ્ણુને પ્રદક્ષિણા કરવાનો આરંભ કરવો.[૯–૧૪]

अनंताव्यय श्रीविष्णो लक्ष्मीनारायण प्रभो । जगदीश नमस्तुभ्यं प्रदक्षिणपदे पदे ॥ १५ ॥ इति मंत्रं समुच्चार्य कुर्यादावर्तमादरात् । प्रदक्षिणाः प्रकर्तव्या दिवसे दिवसे विभोः ॥ १६ ॥ यावत्प्रदक्षिणावर्तस्तावन्मणिविनिक्षिपेत् । आवाहनादिभिः सम्यक् धूपदीपादिभिस्तथा ॥ १७ ॥ नैवेद्येन पायसेन तांबूलदक्षिणादिभिः । प्रत्यहं पूजयेद्भक्त्या सर्वपापहरं हरिम् ॥ १८ ॥ भोजयेच्च यथाशक्त्या विप्रान् सर्वफलप्रदान् । सर्वपापविनाशार्थं नारीभिः पुरुषैरपि ॥ १९ ॥ प्रदक्षिणाः प्रकर्तव्या यावदुद्बोधिनी भवेत् । लक्षप्रदक्षिणाः कृत्वा अंते चोद्यापनं चरेत् ॥ २० ॥ उपवासः प्रकर्तव्यो ह्यधिवासनवासरे । सौवर्णीं प्रतिमां कृत्वा विष्णोरमिततेजसः ॥ २१ ॥ गरुडेन समायुक्तां स्थापयेत्कलशोपरि । आचार्यं वरयित्वा तु ऋत्विजश्च निमंत्रयेत् ॥ २२ ॥ ततश्च विष्णुगायत्र्या तद्दशांशेन वाग्यतः । पायसं जुहुयात्तद्वद्युतं तिलसर्पिषा ॥ २३ ॥ हुत्वा स्विष्टकृतं पश्चाद्दद्याद्दानान्यनेकशः । कार्पासं लवणं चैव गामेकां च पयस्विनीम् ॥ २४ ॥ आचार्याय सपीठां तां प्रतिमां च निवेदयेत् । ब्राह्मणान् भोजयेत्पश्चात्पंचविंशतिसंख्यकान् ॥ २५ ॥ इति ब्रह्मवचः श्रुत्वा नारदस्तु तथाऽकरोत् । राजन् कुरु त्वमप्येतन्मुच्यसे सर्वपातकैः ॥ २६ ॥ सूत उवाच– धर्मेण च कृतं सर्वं मुनेश्च वचनाद्व्रतम् । तेनासावभवन्मुक्तो दायादवधपापतः ॥ २७ ॥ इति श्रीभविष्यपुराणे विष्णुलक्षप्रदक्षिणाविधिः सोद्यापनः संपूर्णः ॥

'હે અનંત ! હે અવ્યય ! હે વિષ્ણો ! હે લક્ષ્મીનારાયણ ! હે પ્રભો ! હે જગદીશ ! પ્રદક્ષિણામાં પગલે પગલે આપને નમસ્કાર કરું છું.' એ મંત્ર ભણી આદરથી પ્રદક્ષિણા કરવી. એવી રીતે હંમેશા વિષ્ણુને પ્રદક્ષિણા કરવી, અને જેટલી પ્રદક્ષિણા થાય, તેની સંખ્યા રાખવી. આવાહન, ધૂપ, દીપ, દૂધપાકનું નૈવેદ્ય, તાંબૂલ, દક્ષિણા વગેરેથી સઘળાં પાપો હરનાર વિષ્ણુની હમેશાં અને ભક્તિથી પૂજા કરવી ને યથાશક્તિ બ્રાહ્મણો જમાડવા, જેથી સર્વ ફળની પ્રાપ્તિ થાય. સ્ત્રી અને પુરુષ સઘળાંએ સર્વ પાપોના નાશ માટે પ્રબોધિની એકાદશી સુધી આ પ્રદક્ષિણા વ્રત કરવું. એ પ્રમાણે લાખ પ્રદક્ષિણા કરી ઉદ્યાપન કરવું. તે દિવસે ઉપવાસ કરવો. વિષ્ણુ ઘણા તેજવાળા છે, તેની તથા ગરુડની સોનાની મૂર્તિ કરાવી, ઘડા ઉપર સ્થાપના કરવી. આચાર્યને વરાવ્યા પછી ઋત્વિજોને વરાવવા. પછી વિષ્ણુગાયત્રી ભણી તિલ, ઘી અને ખીરની દશ હજાર આહુતિ આપવી. પછી સ્વિષ્ટકૃત્ હોમ કરી અનેક દાન દેવાં. કપાસ, લવણ ને પુષ્કળ દૂધવાળી એક ગાયનું દાન કરવું. મૂર્તિ તથા સ્થાપન વગેરે સઘળું આચાર્યને આપવું. પછી પચીશ બ્રાહ્મણ જમાડવા. એવાં બ્રહ્માનાં વચન સાંભળી નારદે તે વ્રત કર્યું હતું. હે રાજન્! તમે પણ એ વ્રત કરો, જેથી સઘળાં પાપોથી મુક્ત થશો.[૧૫–૨૬] સૂત કહે છે–વેદવ્યાસના કહેવાથી યુધિષ્ઠિરે વિધિથી એ વ્રત કર્યું, તેથી તે બંધુને મારવાના પાપથી મુક્ત થયા.[૨૭] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં વિષ્ણુને લક્ષપ્રદક્ષિણા કરવાનું વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૧૦ તુલસીને લાખ પ્રદક્ષિણા કરવાનો પ્રકાર

अथ तुलसीलक्षप्रदक्षिणाविधिः ॥ नारद उवाच–रोप्यते येन विधिना तुलसी पूज्यते सदा । तदाचक्ष्व महादेव ममानुग्रहकारणात् ॥ १ ॥ महादेव उवाच– शुभे पक्षे शुभे वारे शुभे ऋक्षे शुभोदये । सर्वथा केशवार्थं तु रोपयेत्तुलसीं मुने ॥ २ ॥ गृहस्यांगणमध्ये वा गृहस्योपवनेऽपि वा । शुचौ देशे च तुलसीमर्चयेद्बुद्धिमान्नरः ॥ ३ ॥ मूले च वेदिकां कुर्यादालवालसमन्विताम् । प्रातःसंध्याविधिं कृत्वा स्नानपूर्वं दिने दिने ॥ ४ ॥ गायत्र्यष्टशतं जप्त्वा तुलसीं पूजयेत्ततः । प्राङ्मुखोदङ्मुखो वापि स्थित्वा प्रयतमानसः ॥ ५ ॥ तत्र पूजाक्रमः–ध्यायेच्च तुलसीं देवीं श्यामां कमललोचनाम् । प्रसन्नपद्मवदनां वराभयचतुर्भुजाम् ॥ ६ ॥ किरीटहारकेयूरकुंडलादिविभूषणाम् । धवलांशुकसंयुक्तां पद्मासननिषेविताम् । ध्यानम् ॥ ७ ॥ देवि त्रैलो-

क्यजननि सर्वलोकैकपावनि । आगच्छ भगवत्यत्र प्रसीद तुलसि प्रिये । आवाहनम् ॥ ८ ॥ सर्वदेवमये देवि सर्वदा विष्णुवल्लभे । रम्यं स्वर्णमयं दिव्यं गृहाणासनमव्यये । आसनम् ॥ ९ ॥

નારદ પૂછે છે—હે મહાદેવ ! જે પ્રકારે તુલસી વાવવાં અને તેની સદા પૂજા કરવી તેનો પ્રકાર, મારાપર અનુગ્રહ કરી મને કહો.[1] મહાદેવ કહે છે—હે મુને ! વિષ્ણુને પ્રસન્ન કરવા માટે શુકલ પક્ષમાં જે દિવસે શુભ વાર અને શુભ નક્ષત્ર હોય તે દિવસે, શુભ લગ્નમાં તુલસી અવશ્ય વાવવાં. ઘરના આંગણામાં, ઘરની સામેના બગીચામાં, અથવા પવિત્ર સ્થળમાં તુલસી વાવવાં ને તેની પૂજા કરવી. તુલસીના મૂળમાં ક્યારો કરી ઓટલી કરવી. હમેશાં પ્રાતઃકાળમાં સ્નાન કરી એકસો આઠ વખત ગાયત્રીનો જપ કરવો. પછી પૂર્વાભિમુખ વા ઉત્તરાભિમુખ બેસી મન સ્થિર રાખી તુલસીનું પૂજન કરવું.[2-5] તેનો પૂજાક્રમ આ પ્રમાણે છે;—'જે તુલસી દેવી શ્યામ છે, કમલ જેવાં નેત્રવાળાં છે, ખીલેલાં કમલ જેવાં મુખવાળાં છે, જેને વર ને અભય આપનાર ચાર હાથ છે, જેણે મુકુટ, હાર, બાજુબંધ અને કુંડલ વગેરે અલંકારો પહેરેલાં છે, ધોળાં વસ્ત્રો પહેરેલાં છે અને જે કમલાસન ઉપર બિરાજે છે તેનું હુ ધ્યાન કરું છું.' એ પ્રકારે ધ્યાન કરવું. 'હે દેવિ ! તમે લોકમાતા છો અને સર્વ લોકોને પવિત્ર કરવાવાળાં છો. હે ભગવતિ ! હે તુલસિ ! તમે આંહી પધારો,' એ મંત્રથી આવાહન૦ 'હે દેવિ ! આપ સર્વ દેવરૂપ છો, સર્વદા વિષ્ણુને પ્રિય છો અને અવ્યય છો, આ દિવ્ય સોનાનાં આસનનું ગ્રહણ કરો,' આસન૦[6-9]

सर्वदेवमये देवि सर्वदेवनमस्कृते । दत्तं पाद्यं गृहाणेदं तुलसि त्वं प्रसीद मे । पाद्यम् ॥ १० ॥ सर्वतीर्थमयाकारे सर्वागमनिषेविते । इदमर्घ्यं गृहाण त्वं देवि दैत्यांतकप्रिये । अर्घ्यम् ॥ ११ ॥ सर्वलोकस्य रक्षार्थं विष्णुसन्निधिकारिणि । गृहाण तुलसि प्रीत्या इदमाचमनीयकम् । आचमनीयम् ॥ १२ ॥ गंगादिसर्वतीर्थेभ्यो मयाऽऽनीतं शुभं जलम् । स्नानार्थं तुलसि स्वच्छं प्रीत्या तत्प्रतिगृह्यताम् । स्नानम् ॥ १३ ॥ क्षीरोदमथनोद्भूते चंद्रलक्ष्मीसहोदरे । गृह्यतां परिधानार्थमिदं क्षौमांबरं शुभे । वस्त्रम् ॥ १४ ॥ कंचुकीम् । आचमनीयम् । गंधं पुष्पं तथा धूपं दीपं नैवेद्यमेव च । तांबूलं दक्षिणां चैव मंत्रपुष्पं च नामतः ॥ १५ ॥ प्रसीद मम देवेशि कृपया परया मुदा । अभीष्टफलसिद्धिं च कुरु मे माधवप्रिये ॥ १६ ॥ देवैस्त्वं निर्मिता पूर्वमर्चितासि मुनीश्वरैः । नमो नमस्ते तुलसि पापं हर हरिप्रिये ॥ १७ ॥ तुलस्यमृतजन्मासि सदा त्वं केशवप्रिये । केशवायार्पिता भक्त्या वरदा भव शोभने । इति प्रार्थना ॥ १८ ॥ इत्येवमर्चयेन्नित्यं प्रातरेव शुचिर्नरः । मध्याह्ने वाऽथ सायाह्ने पूजयेत्प्रयतो नरः ॥ १९ ॥

'હે દેવિ ! આપ સર્વ દેવરૂપ છો; સર્વ દેવો આપને નમસ્કાર કરે છે. હે તુલસિ ! આ પાદ્ય આપને આપું છું, તેનું ગ્રહણ કરો ને મારી ઉપર પ્રસન્ન થાઓ.' પાદ્ય૦ 'હે દેવિ ! આપ સર્વ તીર્થરૂપ છો, વિષ્ણુને પ્રિય છો અને સર્વ શાસ્ત્રો આપની સેવા કરે છે, આપ આ અર્ઘ્યનું ગ્રહણ કરો.' અર્ઘ્ય૦ 'હે તુલસિ ! આપ સર્વ લોકનાં કલ્યાણ માટે વિષ્ણુની પાસે રહો છો, તમે પ્રસન્ન થઇ આ આચમનીયનું ગ્રહણ કરો.' આચ૦ 'હે તુલસિ ! આપનાં સ્નાન માટે હુ ગંગા વગેરે તીર્થોનું સુંદર સ્વચ્છ જળ લાવ્યો છું, તેનું તમે ગ્રહણ કરો.' સ્નાન૦ 'હે કલ્યાણિ ! આપ ક્ષીરસમુદ્રના મથનમાંથી ઉત્પન્ન થયેલા ચંદ્ર તથા લક્ષ્મીનાં બહેન છો. આપને ઓઢવા માટે આ રેશમી વસ્ત્ર આપું છું તેનું ગ્રહણ કરો.' વસ્ત્ર૦ પછી ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, દક્ષિણા અને મંત્રપુષ્પાંજલિ સઘળું નામ મંત્રથી આપવું. પછી, 'હે દેવેશિ ! આપ પ્રસન્ન થાઓ, કૃપા કરી પરમ હર્ષથી મને વાંછિત ફળ આપો. હે તુલસિ ! હે હરિપ્રિયે ! પૂર્વે દેવોએ આપને ઉત્પન્ન કરેલાં છે અને મોટા મોટા મુનિઓ આપની પૂજા કરે છે, હું આપને વારંવાર નમસ્કાર કરૂં છું; માટે મારાં પાપ હરી લ્યો. હે તુલસિ ! તમે અમૃતજન્મા છો અને સદા વિષ્ણુને પ્રિય છો. હે કલ્યાણિ ! હું ભક્તિથી તમને વિષ્ણુને આપું છું, માટે મને વર આપો;' એ પ્રમાણે પ્રાર્થના કરવી. એ પ્રમાણે હમેશાં પ્રાતઃકાલમાં, મધ્યાહ્નમાં વા સાયંકાલમાં પવિત્ર થઇ નિયમથી તુલસીનું પૂજન કરવું.[10-19]

एवं कुर्याद्वृद्धिकामः सर्वकामः सदैव तु । वैशाखे कार्तिके माघे चातुर्मास्ये विशेषतः ॥२०॥ पूजयेत्तुलसीं देवीमपूपफलपायसैः । अन्यद्गुह्यतमं किंचित्कथयामि तवाग्रतः ॥२१॥ प्रदक्षिणाफलं चैव नमस्कारफलं तथा । पंचाशद्भिर्भवेल्लक्ष्मीः शतैश्च विजयः स्मृतः ॥ २२ ॥ विद्यावाप्तिः सहस्रेणायुतेन सर्वसंपदः । लक्षेण सर्वसिद्धिः स्यान्नात्र कार्या विचारणा ॥ २३ ॥ यं यं चिंतयते कामं तं तं प्राप्नोति सर्वशः । भुक्त्वा यथेप्सितान् भोगानंते मोक्षमवाप्नुयात् ॥२४॥ लक्षसंख्याश्च कृत्वा वै तुलस्याश्च प्रदक्षिणाः । अंते चोद्यापनं कुर्यात्तेन सम्यक् फलं भवेत् ॥ २५ ॥ उद्यापनं विना विप्र फलं नैव भवेत् क्वचित् । तस्मात्सर्वप्रयत्नेन उद्यापनविधिं शृणु ॥ २६ ॥ सौवर्णीं प्रतिमां विष्णोः शंखचक्रगदान्विताम् । तुलस्यायतनं चैव कुर्यात्स्वर्णविनिर्मितम् ॥ २७ ॥ हेमादिनिर्मिते कुंभे पूर्णपात्रसमन्विते । पुण्योदकैः पंचरत्नैः कुशदूर्वाप्रपूरिते ॥ २८ ॥

એ પ્રમાણે વૃદ્ધિની ઇચ્છાવાળાએ તથા સર્વ કામનાઓ સિદ્ધ થવાની ઇચ્છાવાળાએ તુલસીનું પૂજન કરવું. વૈશાખ, કાર્તિક, માઘ અને ચાતુર્માસ્યમાં વિશેષ કરી તુલસી દેવીનું પૂજન કરવું અને પૂડલા, ફલ તથા દૂધપાકનું નૈવેદ્ય કરવું. તમારી પાસે બીજું પણ પ્રદક્ષિણા તથા નમસ્કારનું ગુહ્ય કહું છું. પચાશ પ્રદક્ષિણા અને નમસ્કારથી ધન મળે છે, સો કરવાથી વિજય થાય છે, હજાર કરવાથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે, દશ હજાર કરવાથી સંપત્તિ મળે છે અને લક્ષ પ્રદક્ષિણા તથા નમસ્કાર કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી. તે માણુસો જે જે ધારે છે, તે તે કામના સિદ્ધ થાય છે, ને તે આ લોકમાં યથેચ્છ ભોગ ભોગવી અન્તે મોક્ષ પામે છે. તુલસીને લાખ પ્રદક્ષિણા કર્યા પછી તેનું ઉદ્યાપન કરવું. જેથી પૂર્ણ ફળ મળે છે–કારણ કે ઉદ્યાપન વિના ક્યાંય પણ ફળ થતું નથી. માટે સાવધાન થઈ ઉદ્યાપનનો પ્રકાર સાંભળો. શંખ, ચક્ર અને ગદાવાળી વિષ્ણુની સોનાની મૂર્તિ કરાવવી. સોનાનું તુલસીનું ઘર કરાવવું. યથાશક્તિ સુવર્ણ વગેરેના બનાવેલા ઘડામાં પવિત્ર જળ પૂરી પંચરત્ન, દર્ભ અને દૂર્વા વગેરે નાંખી તેની ઉપર પૂર્ણ પાત્ર રાખવું.[૨૦–૨૮]

न्यसेद्विष्णुं तुलस्या च लक्ष्म्या चैव समन्वितम् । पूजां पुरुषसूक्तेन कुर्यात्सर्वप्रयत्नतः ॥ २९ ॥ उपचारैः षोडशभिर्भक्तिभावसमन्वितः । रात्रौ जागरणं कुर्यात्पुराणवेदपाठनैः ॥३०॥ वैष्णवैश्च प्रबंधैश्च नृत्यैर्वाद्यैस्तथैव च । ततः प्रातः समुत्थाय होमं कुर्याद्विधानतः ॥ ३१ ॥ वैष्णवेन तु मन्त्रेण तिलाज्येन विशेषतः । पायसेन घृताक्तेन अष्टोत्तरसहस्रकम् ॥ ३२ ॥ आचार्याय सवत्सां गां दक्षिणावस्त्रसंयुताम् । ब्राह्मणान्भोजयेत्पश्चात्सहस्रं वाथ शक्तितः ॥३३॥ शतं वा भोजयेद्धीमानष्टाविंशतिमेव वा। तेभ्योऽपि दक्षिणां दद्याद्वित्तशाठ्यं न कारयेत् ॥ ३४ ॥ एवं यः कुरुते मर्त्यस्तस्य पुण्यफलं शृणु । अश्वमेधसहस्रस्य वाजपेयशतस्य च ॥ ३५ ॥ यत्पुण्यं तल्लभेन्मर्त्यो नात्र कार्या विचारणा । इदं रहस्यं परमं न वाच्यं यस्य कस्यचित् ॥ ३६ ॥ विष्णुप्रीतिकरं यस्मात्तस्मात्सर्वव्रताधिकम् । तुलसीप्रदक्षिणानां तु माहात्म्यं शृणुयान्नरः । सकृद्वा पठते यो वै स गच्छेद्वैष्णवं पदम् ॥ ३७ ॥ इति श्रीभविष्यपुराणे तुलसीलक्षप्रदक्षिणाव्रतं सोद्यापनं संपूर्णम् ॥

તેમાં વિષ્ણુ, તુલસી અને લક્ષ્મીની સ્થાપના કરવી. સાવધાનથી પુરુષસૂક્ત ભણી ભક્તિથી ષોડશોપચારવડે પૂજન કરવું. રાતે મંત્રજાગરણ કરાવી પુરાણની કથા સાંભળી, જાગરણ કરવું–તેમાં વિષ્ણુનાં કીર્તન કરવાં, વાજાં વગાડવાં અને નૃત્ય કરવું. પછી પ્રાતઃકાલમાં ઉઠી વિધિથી હોમ કરવો. વિષ્ણુમંત્ર ભણી વિશેષે કરી ઘીવાળા તલ તથા ઘીવાળી ખીરની એકહજાર આઠ વખત આહુતિ આપવી. પછી આચાર્યને વાછરડાંવાળી તથા વસ્ત્રવાળી ગાય આપી દક્ષિણા આપવી. હજાર, સો અથવા અઠ્ઠાવીશ–જેવી પોતાની શક્તિ હોય તે પ્રમાણે બ્રાહ્મણો જમાડવા, તેઓને દક્ષિણા આપવી, પણ તેમાં લોભ કરવો નહિ. જે માણુસ એવી રીતે આ વ્રત કરે છે, તેને હજાર અશ્વમેધ યજ્ઞ અને સો વાજપેય યજ્ઞનું ફળ થાય છે, તેમાં સંશય નથી. અતિગુપ્ત આ ઉત્તમ વ્રત જેને તેને કહેવું નહીં ( પણ શ્રદ્ધાવાળા સાત્વિકને કહેવું. ) આ વ્રત વિષ્ણુને પ્રસન્ન કરનાર છે, માટે સર્વ વ્રતો કરતાં ઉત્તમ છે. જે માણુસ તુલસી પ્રદક્ષિણાનું માહાત્મ્ય એક વખત સાંભળે, વા તેનો પાઠ કરે છે, તે વૈકુંઠમાં જાય છે.[૨૯–૩૭] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં તુલસી લક્ષ પ્રદક્ષિણા વ્રત અને તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૧૧ ગાય, બ્રાહ્મણ, અગ્નિ અને હનુમાનને લાખ પ્રદક્ષિણા કરવાનો પ્રકાર

अथ गोब्राह्मणाग्निहनुमल्लक्षप्रदक्षिणाविधिः ॥ युधिष्ठिर उवाच–भगवन् ज्ञानिनां श्रेष्ठ सर्वविद्याविशारद । किंचिद्विज्ञमुमिच्छामि वक्तुमर्हस्यशेषतः ॥ १ ॥ अज्ञानादथवा ज्ञानात्प्रमादाद्वा कृतानि हि। पापानि सुबहून्यत्र विलयं यांति तद्वद ॥ २ ॥ व्यास उवाच–लक्षप्रदक्षिणाः कार्या गोऽग्निद्विजहनूमताम् । पृच्छते नारदायेति प्राह ब्रह्मा शृणुष्व तत् ॥ ३ ॥ नारद उवाच–ये च पापरता नित्यं धर्माधर्मविवर्जिताः । व्रतहीना दुराचारा ज्ञानहीनाश्च जंतवः। तेषां पापविनाशार्थे प्रायश्चित्तं कथं भवेत् ॥ ४ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે ભગવન્ ! હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ ! હે સર્વ વિદ્યામાં પ્રવીણ ! હું કોઇ પ્રશ્ન કરવાની ઇચ્છા કરૂં છું, તેનો યથાર્થ ઉત્તર આપવો જોઇએ. આ જગતમાં જ્ઞાનથી, અજ્ઞાનથી વા પ્રમાદથી કરેલાં અનેક પાપોનો નાશ થાય, તેવો ઉપાય બતાવો.[૧–૨] વેદવ્યાસ કહે છે–ગાય, અગ્નિ, બ્રાહ્મણ તથા હનૂમાનને લાખ પ્રદક્ષિણા કરવાથી તે પાપોનો નાશ થાય છે. આ વાત નારદના પૂછવાથી બ્રહ્માએ કહેલી છે, તે હું તમને કહું છું, તે સાંભળો.[૩] નારદે બ્રહ્માને પૂછ્યું,–'હે બ્રહ્મા ! જે માણુસો નિરંતર પાપ કરતા હોય, ધર્મરહિત હોય, વ્રતહીન હોય, દુરાચારી હોય અને અજ્ઞાની હોય, તેઓનું પાપ દૂર કરવા માટે પ્રાયશ્ચિત્ત કહો.[૪]

ब्रह्मोवाच– किं वर्णयामि साधूनां माहात्म्यं च भवादृशाम् । साधु साधु च विप्रेंद्र वच्मि ते व्रतमुत्तमम् ॥ ५ ॥ ब्रह्महत्यादिपापेषु संकलीकरणेषु च । जातिभ्रंशकरे वापि अभक्ष्यभक्षणे तथा ॥ ६ ॥ विष्णुना निर्मितं पूर्वं व्रतं लक्षप्रदक्षिणम् ॥ सर्वेषामपि पापानां नाशकं परमं शुभम् ॥ ७ ॥ आषाढे शुक्लपक्षे तु एकादश्यां विशे

यतः । द्वादश्यां पौर्णमास्यां वा प्रारभेद्व्रतमुत्तमम् ॥ ८ ॥ देशकालौ तु संकीर्त्य नत्वा गुरुविनायकौ । लक्षप्रदक्षिणाः कुर्यात्रीनग्नींश्च शुचिव्रत ॥ ९ ॥ जितेंद्रियो जितप्राणो मुखेन मनुमुच्चरेत् । नमस्ते गार्हपत्याय नमस्ते दक्षिणाग्नये ॥ १० ॥ नम आहवनीयाय महावेद्यै नमो नमः । गवां प्रदक्षिणाः कार्या लक्षसंख्या यथाविधि ॥ ११ ॥ पूर्वं पूज्य च गामेकां दत्त्वा नैवेद्यमुत्तमम् । पश्चात्प्रदक्षिणाः कार्या नत्वा तां च पुनः पुनः ॥ १२ ॥ गवामंगेषु तिष्ठंति भुवनानि चतुर्दश । यस्मात्तस्माच्छिवं मे स्यादिह लोके परत्र च ॥ १३ ॥ एवं प्रदक्षिणाः कृत्वा सर्वपापैः प्रमुच्यते । कर्मनिष्ठं शुचिं विप्रं पूजयेद्विधिवद्बुधः ॥ १४ ॥ ततः प्रदक्षिणाः कार्या यावल्लक्षं भवेद्व्रती । भूमिदेव नमस्तुभ्यं नमस्ते ब्रह्मरूपिणे ॥ १५ ॥ पूजितो देवदैत्यैस्त्वमतः शांतिं प्रयच्छ मे ।

બ્રહ્મા કહે છે—હે નારદ! તમ જેવા સત્પુરુષોના મહિમાનું હું શું વર્ણન કરૂં? હે વિપ્રેંદ્ર! તમે અતિ ઉત્તમ પ્રશ્ન કરેલો છે, માટે તમને એક ઉત્તમ વ્રત કહું છું. બ્રહ્મહત્યાદિ પાપો, સંકલીકરણ, જાતિભ્રંશકરણ અને અભક્ષ્યનું ભક્ષણ કરનારનું પાપ દૂર કરવા માટે લક્ષ પ્રદક્ષિણા નામનું વ્રત વિષ્ણુએ પ્રથમથી ઉત્પન્ન કરેલું છે. આ વ્રત સઘળાં પાપોનો નાશ કરનાર અને ઉત્તમ છે. આષાઢ માસના શુક્લ પક્ષની એકાદશી, દ્વાદશી વા પૂર્ણિમાને દિવસે આ વ્રતનો આરંભ કરવો. પ્રથમ દેશકાલનું ઉચ્ચારણ કરી ગુરુ તથા ગણેશને નમસ્કાર કરવા. પછી ત્રણે અગ્નિને લાખ પ્રદક્ષિણા કરવી. પછી ઈંદ્રિયોને જિતી મન વશમાં રાખી, 'હે અગ્ને! આપ ગાર્હપત્ય, આહવનીય તથા દક્ષિણાગ્નિ છો તેને તથા મહાવેદીને નમસ્કાર કરૂં છું,' એ મંત્ર ભણી અગ્નિને પ્રદક્ષિણા કરવી. વિધિથી ગાયને લક્ષ પ્રદક્ષિણા કરવી. પ્રથમ એક ગાયનું પૂજન કરી તેને ઉત્તમ નૈવેદ્ય આપી; 'ગાયોના અવયવોમાં ચૌદે ભુવન રહે છે, માટે આ લોક તથા પરલોકમાં મારૂં કલ્યાણ થાય, એ મંત્ર ભણી પ્રદક્ષિણા કરવી ને નમસ્કાર કરવા.' એ પ્રમાણે પ્રદક્ષિણા કરવાથી સર્વ પાપો દૂર થાય છે. કર્મનિષ્ઠ પવિત્ર બ્રાહ્મણની વિધિથી પૂજા કરવી. પછી એક લાખ પ્રદક્ષિણા કરવી. તેનો મંત્રઃ—'હે મહારાજ! આપ કે જે બ્રહ્મરૂપ છો, તેને નમસ્કાર કરૂં છું. આપની દેવ અને દૈત્યો પણ પૂજા કરે છે, માટે મને શાંતિ આપો.'[૫-૧૫]

एवं हनूमते कार्या भूतप्रेतविनाशिने ॥ १६ ॥ षोडशैरुपचारैश्च पूजयेद्वायुनंदनम् । ततः प्रदक्षिणाः कुर्यादात्मकार्यार्थसिद्धये ॥ १७ ॥ मनोजवं मारुततुल्यवेगं जितेंद्रियं बुद्धिमतां वरिष्ठम् । वातात्मजं वानरयूथमुख्यं श्रीरामदूतं शरणं प्रपद्ये ॥ १८ ॥ एवं प्रदक्षिणावर्तं कुर्यादेवं प्रयत्नतः । भूतप्रेतपिशाचाद्या विनश्यंति न संशयः ॥१९॥ आदित्यादिग्रहाः सर्वे शांतिं यांति शिवाज्ञया । उद्यापनं च सर्वासां कुर्यात्पूर्णफलाप्तये ॥ २० ॥

એ જ પ્રમાણે ભૂત તથા પ્રેતનો નાશ કરનાર હનૂમાનને પ્રદક્ષિણા કરવી. પ્રથમ ષોડશોપચારવડે હનૂમાનની પૂજા કરવી. પછી પોતાનાં કાર્યોની સિદ્ધિ થવા માટે લાખ પ્રદક્ષિણા કરવીઃ—'જેનો મનના જેવો વેગ છે, જેનો વાયુના જેવો વેગ છે, જે જિતેંદ્રિય છે, જે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ છે, વાયુના પુત્ર છે, વાનરના યૂથમાં મુખ્ય છે અને રામચંદ્રના દૂત છે, તે હનૂમાનને હું શરણે જાઉં છું,' એ મંત્ર ભણીને હનૂમાનને પ્રદક્ષિણા કરવાથી ભૂત, પ્રેત અને પિશાચ વગેરેનો નાશ થાય છે અને શિવની આજ્ઞાથી સૂર્ય વગેરે ગ્રહો પણ શાંત થાય છે, એમાં સંશય નથી.[૧૬-૨૦]

उद्यापनविधानादौ पुण्याहं वाचयेत्ततः । आचार्यं वरयित्वा च प्रतिमाः स्वर्णसंभवाः ॥२१॥ अव्रणं कलशं पूर्णं स्थापयेन्मंडले शुभे । विरच्य लिंगतोभद्रं पूजयेदेवमंजसा ॥ २२ ॥ पायसं जुहुयात्तत्र तत्तन्मन्त्रैर्विचक्षणः । अष्टोत्तरसहस्रं तु प्रायश्चित्तं चरेच्छुभम् ॥ २३ ॥ मंडलं दक्षिणायुक्तमाचार्याय निवेदयेत् । ब्राह्मणान् भोजयेच्छक्त्या वित्तशाठ्यविवर्जितः ॥ २४ ॥ ये कुर्वंति व्रतमिदं पापमुक्ता भवंति ते । भुक्त्वा यथेप्सितान् भोगानन्ते सायुज्यमाप्नुयुः ॥ २५ ॥ इति श्रीभविष्यपुराणे विप्राग्निगोहनुमल्लक्षप्रदक्षिणाव्रतं सोद्यापनं संपूर्णम् ॥

પૂર્ણ ફળ થવા માટે સઘળી પ્રદક્ષિણાનું ઉદ્યાપન કરવું, ઉદ્યાપનમાં પ્રથમ તો પુણ્યાહવાચન કરવું, પછી આચાર્યને વરાવવા, સોનાની મૂર્તિઓ કરાવવી, લિંગતોભદ્રમંડળ ભરી તેમાં જળથી ભરેલા અને છિદ્ર રહિત ઘડાની સ્થાપના કરવી. પછી ખીરની એક હજાર આઠ આહુતિ આપવી. તેમાં પ્રાયશ્ચિત્ત પણ કરવું. પછી આચાર્યને મંડળ આપી દક્ષિણા આપવી. ધનનો લોભ ન કરતાં યથાશક્તિ બ્રાહ્મણો જમાડવા. જે માણસો આ વ્રત કરે છે, તે પાપોથી મુક્ત થઈ આ લોકમાં ઉત્તમ ભોગ ભોગવી, અંતે સાયુજ્યમુક્તિને પ્રાપ્ત થાય છે.[૨૧-૨૫] એ પ્રકારે ભવિષ્યપુરાણમાં બ્રાહ્મણ, અગ્નિ, ગાય અને હનુમાનની લાખ પ્રદક્ષિણાનું વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૧૨ લાખ બિલિપત્રોથી શંકરની પૂજા

अथ लक्षबिल्वपत्रपूजा ॥ व्यास उवाच— पूर्वजन्मनि भिल्लोऽसौ क आसीद्दाक्षलोऽपि कः । किं शीलः किं समाचारस्तन्ममाचक्ष्व नाभिज ॥ १ ॥ किं नामा स कथं प्राप्तः सालोक्यं तद्वदस्व मे ॥ ब्रह्मोवाच— परेषां दोषकथने दोषो यद्यपि वर्तते ॥ २ ॥ प्रश्ने कृते प्रवक्तव्यं यथार्थं न, तु मत्सरात् । विदर्भदेशे नगरं मोदाशाख्यं बभूव ह ॥ ३ ॥ विख्यातं त्रिषु लोकेषु कुबेरनगरोपमम् । भीमो नामाऽभवद्व्याधो नगरे मांसविक्रयी ॥ ४ ॥ स राज्यकार्ये कुरुते स्वयं

भुक्ते वरांगनाः । राष्ट्रे शृणोति यां रामां रम्यां सपतिकामपि ॥ ५ ॥ बलादानीय भुंक्तेऽसौ क्रंदतीं रुदतीमपि । वरांगनानां कुरुते वेषं विषयलंपटः ॥ ६ ॥ तयोक्तं कुरुते नारी या तदृष्टिपथं गता । तामालिंगत्यसौ कामी चुंबत्येवं भजत्यपि ॥ ७ ॥ परद्रव्याणि गृह्णाति धनानि स बलात् पुनः । सोऽपि तादृग्गुणो राजा दुष्टबुद्धिरघे रतः ॥ ८ ॥ एवं दुराचाररतो न कन्यां न च मातरम् । न वर्जयति संभोगे भगिनीमपि निर्घृणः ॥ ९ ॥ न ब्रह्महत्यां मनुते न स्त्रीबालवधं तथा । एवं पापसमाचारो पापस्य पर्वताविव ॥ १० ॥ आस्तामुभौ दुष्टबुद्धी राजामात्यौ छदुःसहौ । न ब्राह्मणो न संन्यासी तद्गृहे याति भिक्षितुम् ॥११॥ न राष्ट्रेऽसन्नाम तयोर्गृह्णाति प्राकृतोऽपि च ।

વેદવ્યાસ* કહે છે—હે બ્રહ્મન્! એ ભિલ્લ પૂર્વ જન્મમાં કોણ હતો? અને તે રાક્ષસ કોણ હતો? તેનો કેવો સ્વભાવ હતો? તેનો કેવો આચાર હતો? અને તેનું શું નામ હતું? તે મને કહો ને તેને કેવી રીતે સાલોક્યમુક્તિ મળી, તે પણ કહો. બ્રહ્મા કહે છે—જો કે બીજાનો દોષ કહેવામાં કહેનારને પણ દોષ લાગે છે,[1-2] તોપણ પૂછેલાનો ઉત્તર આપવો જોઇએ, તેથી જે યથાર્થ છે તે હું કહું છું—પણ મત્સરથી કહેતો નથી. વિદર્ભ દેશમાં મોદાશ નામનું શહેર હતું.[3] તે અલકાપુરી જેવું રળિયામણું અને ત્રણે લોકમાં પ્રસિદ્ધ હતું. તે શહેરમાં માંસ વેચનાર ભીમ નામનો પારધી રહેતો હતો.[4] તે રાજ્યના પ્રધાનનું કામ કરતો હતો અને સ્ત્રીઓને પણ ભોગવતો હતો. નગરમાં જો કોઇ ખૂબસુરત સ્ત્રી સાંભળવામાં આવે ને તેણી સધવા હોય તો પણ બલાત્કારથી પકડી લાવી, રોતી કળકળતી તે સ્ત્રીનો ઉપભોગ કરતો હતો. એ ભિલ્લ વિષયલાલસાથી સ્ત્રીનો વેષ ધારણ કરતો હતો, ને તેના કહેવાથી જે સ્ત્રી પાસે જતી હતી, તેને આલિંગન કરી ચુંબન કરતો હતો અને સંભોગ પણ કરતો હતો.[5-7] એ ભિલ્લ બળાત્કારથી બીજાની વસ્તુઓ લઇ લેતો હતો, તેમ ધન પણ લેતો હતો. તે દેશનો રાજા પણ ભિલ્લની પેઠે દુષ્ટ બુદ્ધિવાળો, પાપી અને દુરાચરણી હતો.[8] એ દુષ્ટ રાજા પોતાની પુત્રી, બ્હેન કે માતાને પણ સંભોગ કર્યા વિના છોડતો નહીં.[9] એ કઠોર રાજા બ્રહ્મહત્યા, બાલહત્યા કે સ્ત્રીહત્યા કાંઇ પણ ગણકારતો નહીં. એ રાજા તથા પ્રધાન બન્ને પાપી અને દુષ્ટ બુદ્ધિવાળા હતા, તેથી જાણે પાપોના પર્વતો હોય તેવા ભયંકર જોવામાં આવતા હતા, ક્રૂર તો એવા હતા કે બ્રાહ્મણ કે સંન્યાસી કોઇ પણ તેને ઘેર માગવા જતું નહીં,[10-11]

एकदा मृगयार्थं तौ यातौ च गहनं वनम् ॥ १२ ॥ हतानि मृगयूथानि पक्षियूथान्यनेकशः । तानि प्रापय्य नगरे अश्वारूढौ स्वयं पुनः ॥ १३ ॥ शिवस्य च महास्थानं पथि तौ पश्यतःस्म ह । यस्मिन्विराजते मूर्तिः शक्त्या सह शिवस्य च ॥ १४ ॥ स्थापिता रामपित्रा सा पुत्रार्थं कुर्वता तपः । भक्त्या साक्षात्कृतो यत्र देवदेवो ह्युमापतिः ॥ १५ ॥ पंचाक्षरेण मन्त्रेण ध्यायता बहुवासरम् । दत्वा तस्मै वरान्देवः प्रददे वांछितान्यपि ॥१६॥ ततो वसिष्ठहस्तेन तेनेयं स्थापिता तदा । उमामहेश्वरीमूर्तिः प्रासादसहिता शुभे ॥ १७ ॥ यस्या दर्शनतो नृणां पुरुषार्थाश्चतुर्विधाः । स्मरणात्पूजनाच्चापि भवेयुर्नात्र संशयः ॥ १८ ॥ एवं वसिष्ठवाक्येन सा परं भुवि पप्रथे । शिवस्य भजनेनास्य स्मरणेनार्चनेन च ॥ १९ ॥ रामलक्ष्मणशत्रुघ्नभरताः सदृशाः सुताः । जाता लोकेषु विख्याताः सर्वज्ञाः शूरसंमताः ॥ २० ॥ एवं दृष्ट्वा महारम्यं प्रासादं राजनिर्मितम् । उमामाहेश्वरीं मूर्तिं राजामात्यौ पुपूजतुः ॥ २१ ॥ बिल्वपत्रैश्च संपूज्य अच्छिद्रैः कोमलैः शुभैः । प्रदक्षिणीकृत्य गृहमीयतुः क्षणमात्रतः ॥ २२ ॥ एतदेव पुरा पुण्यं दैवाज्जातं तयोस्तदा ॥

ને એ શહેરનું સાધારણ માણસ પણ તે દુષ્ટોનું નામ લેતું નહીં. એક દિવસે તે બન્ને શિકાર કરવા ઘોર જંગલમાં ગયા.[12] ત્યાં કેટલાંક મૃગલાં અને પક્ષીઓને મારી તેને શહેરમાં પહોંચાડાવી પોતે ઘોડા ઉપર બેસી શહેર તરફ આવતા હતા. તેટલામાં રસ્તામાં એક મોટું શિવાલય તેઓના જોવામાં આવ્યું. તેમાં શિવ અને પાર્વતીની મૂર્તિ બીરાજતી હતી.[13-14] પુત્ર માટે તપ કરતા દશરથ રાજાએ એ મૂર્તિની સ્થાપના કરી હતી.[15] ઘણા દિવસો સુધી પંચાક્ષર મંત્રનો જપ કરી, શંકરનું ધ્યાન કરવાથી દશરથ રાજાને એ સ્થાનમાં સાક્ષાત્ શંકરનાં દર્શન થયાં હતાં, ને શંકરે વરદાન આપી તેના મનોરથો પૂર્ણ કર્યાં હતા.[16] પછી દશરથ રાજાએ વસિષ્ઠઋષિના હાથથી ત્યાં જ તે શંકરપાર્વતીની સ્થાપના કરાવી હતી ને તેની ઉપર મોટું મંદિર પણ બંધાવ્યું હતું.[17] એવી મૂર્તિનાં દર્શન કરવાથી, સ્મરણથી અને પૂજનથી ચારે પુરુષાર્થો સિદ્ધ થાય, એમાં સંશય નહીં.[18] પછી વસિષ્ઠના કહેવાથી આ મૂર્તિ પૃથ્વીમાં પ્રસિદ્ધ થઇ. આ શંકરના ભજનથી, સ્મરણથી અને

*'કોઇક સમયે એક ભિલ્લ, મૃગયા કરવા માટે ફરતો હતો, તેને ખાવા માટે એક રાક્ષસ આવ્યો. પોતાની પાછળ આવેલા રાક્ષસને જોઇ, ભયથી પેલો ભિલ્લ એક બીલીના વૃક્ષપર ચઢી ગયો અને ઉતાવળથી અડતાં બીલીનાં કેટલાંક પત્રો નીચે બીરાજતા મહાદેવ ઉપર પડ્યાં. તેટલાથી પ્રસન્ન થયેલા પાર્વતીપતિએ તે ભિલ્લ તથા રાક્ષસ બન્નેને દિવ્યદેહધારી બનાવ્યા અને પોતાના ધામમાં લઇ ગયા.' આ પ્રમાણેની કથા બિલ્વ માહાત્મ્યમાં બ્રહ્માએ વેદવ્યાસની આગળ કહેલી છે, તેના ઉત્તરમાં આ વ્યાસનો પ્રશ્ન છે. એમ જાણવું.

પૂજનથી દશરથ રાજાને રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એ ચારે–ગુણરૂપમાં સરખા, ને લોકમાં વિખ્યાત, સર્વજ્ઞ અને શૂર પુત્રો થયા.[૧૯-૨૦] હવે એવું સુંદર મંદિર અને શંકર પાર્વતીની મૂર્તિ જોઇ પેલા રાજા તથા પ્રધાન છિદ્ર રહિત કોમળ બિલ્વપત્રોથી તે મૂર્તિની ક્ષણ માત્ર પૂજા કરી, તેને પ્રદક્ષિણા કરી, ને પછી ઘેર ગયા.[૨૧-૨૨] આ બન્નેએ સારે નસીબે આટલું જ પુણ્ય કર્યું હતું.

एवं पापसमाचारौ राज्यं कृत्वाऽथ मम्रतुः ॥ २३ ॥ बद्धा पाशैर्याम्यदूतैर्नीतौ तौ शमनान्तिकम् । चित्रगुप्तं समाहूय पप्रच्छ स शुभाशुभम् ॥ २४ ॥ तेनोक्तं नैतयोरस्ति पुण्यलेशो रवेः सुत । पापानां गणना नास्ति ततो दूतान्यमोऽब्रवीत् ॥ २५ ॥ वध्येतां वध्येतामेतौ क्षिप्येतां नरकेषु च । कुंडेऽवीचिरये पात्यौ सहस्रं परिवत्सरान् ॥ २६ ॥ एकैकस्मिन् क्रमेणैवं कुंडे भुक्ताघसंचयौ । मृत्युलोके ततो ह्येतौ पात्येतां नीचयोनिषु ॥ २७ ॥ अनयोः पुण्यलेशोऽस्ति दूताः शृणुत मन्मुखात् । प्रसंगादर्चितो दृष्टो देव आभ्यामुमापतिः ॥ २८ ॥ तेन पुण्येन तत्रैतौ पापं व्यतितरिष्यतः । एवमाकर्ण्य तद्वाक्यं दूतैर्बद्धा हतौ दृढम् ॥ २९ ॥ कुंभीपाके शोणितोदे निरये रौरवेऽपि तौ । निक्षिप्तौ कालकूटे च क्रमशः शतवत्सरान् ॥ ३० ॥ तामिस्रे चांधतामिस्रे पूयशोणितकर्दमे । कंटकैश्च क्षतांगौ तौ संतप्तौ तप्तवालुके ॥ ३१ ॥ खादितौ क्रिमिभिर्नीतौ भृशं शुनिमुखे हुभौ । असिपत्रवने घोरे ततो नीतावुभावपि ॥ ३२ ॥ यत्र शस्त्राभिघातेन वर्ष्म भिद्येत पापिनाम् । ततस्तप्तशिलायां तौ निष्पिष्टौ घनघाततः ॥ ३३ ॥ भुक्त्वा तु नरकानेवं दुःखितौ बहुवासरम् । न दुःखं शक्यते वक्तुं शेषेणैतत्कदाचन ॥ ३४ ॥ एवं बहुसहस्राणि भुक्त्वा भोगाननेकशः । निस्तीर्णभोगौ तौ पापशेषेण भुवमागतौ ॥ ३५ ॥

હવે એ બન્ને પાપીઓ રાજ્ય ભોગવી મરણ પામ્યા.[૨૩] તેને પાશથી બાંધી યમના દૂતો યમની પાસે લઇ ગયા. જ્યારે તેણે ચિત્રગુપ્તને બોલાવી પેલા બન્નેનાં પુણ્યો તથા પાપો પૂછ્યાં ત્યારે ચિત્રગુપ્ત બોલ્યો કે, હે યમ ! આ પુરુષોનુ લેશમાત્ર પણ પુણ્ય નથી, પરંતુ તેનાં પાપોની તો ગણના જ નથી. તે સાંભળી યમરાયે દૂતોને કહ્યું કે,[૨૪-૨૫] આ બન્નેને મારો ને નરકમાં નાંખો. પ્રથમ તો હજાર વર્ષો સુધી અવીચિરય નામના કુંડમાં રાખો;[૨૬] ને એક એક કુંડમાં રાખી પાપ ભોગવાઇ રહે ત્યારે મૃત્યુલોકમાં પણ તેઓને નીચ યોનિમાં નાખો.[૨૭] આ બન્નેએ થોડું પુણ્ય કર્યું છે તે કહું છું તે સાંભળો. આ બન્નેએ પ્રસંગોપાત્ત મહાદેવનાં દર્શન કર્યાં છે અને તેનું પૂજન પણ કર્યું છે,[૨૮] તેના પ્રભાવથી તેઓ નીચ યોનિમાં જન્મી પાપોને તરી જશે. એવાં યમનાં વચન સાંભળી તેઓને મુસ્કેટાટ બાંધી દૂતોએ બહુ માર માર્યો.[૨૯] પછી તેઓને શોણિતોદમાં, કુંભીપાકમાં, રૌરવમાં, કાલકૂટમાં, તામિસ્રમાં, અંધતામિસ્રમાં, અને પૂયશોણિતકર્દમમાં નાંખ્યા. એવી રીતે ક્રમથી એક એકમાં સેંકડો સેંકડો વર્ષ સુધી રાખ્યા. કાંટાથી તેઓનાં શરીરો ઉઝડાઇ ગયાં હતાં, તો પણ તપેલી વેળુવાળા નરકમાં નાખ્યા.[૩૦-૩૧] ત્યાં કીડાઓએ તેઓનાં શરીરો ફોલી ખાધાં. પછી શુનિમુખ નામના નરકમાં નાખ્યા. ત્યાર બાદ અસિપત્રવનમાં નાખ્યા.[૩૨] ત્યાં શસ્ત્રોથી પાપીઓનાં કલેવર ભેદાય છે. પછી તપેલી શિલા ઉપર નાંખી ઘણના મારથી તેઓને પીસી નાંખ્યા.[૩૩] એ પ્રમાણે ઘણા દિવસો સુધી તેઓને નરકમાં મોટું દુઃખ વેઠવું પડ્યું, જે સઘળું દુઃખ વર્ણવવા કોઇ વખતે પણ સમર્થ થવાય નહીં.[૩૪] એવી રીતે ઘણાં વર્ષો સુધી અનેક દુઃખો ભોગવી, થોડાં પાપો ભોગવવાં બાકી રહ્યાં ત્યારે તેઓ પૃથ્વી ઉપર આવ્યા.[૩૫]

एको जातः काकयोनावुलूकोऽभूत्परोऽपि च ॥ तत एको दर्दुरोऽभूदपरः सरठोऽभवत् ॥ ३६ ॥ तत एको विषधरोऽपरोऽभूद्वृश्चिकोऽपि च । तत्रापि कुरुतः पापं नानालोकविदंशतः ॥ ३७ ॥ शुनीमार्जारयोनौ तौ जातौ नकुलसूकरौ । वृकजंबूकयोनौ तौ जातौ घोटकगर्दभौ ॥ ३८ ॥ तत उष्ट्रगजौ जातौ ततो नक्रमहाझषौ । ततो व्याघ्रमृगौ जातौ ततो वृषभकासरौ ॥ ३९ ॥ एवं नानायोनिगतौ जातौ तौ श्वपचांत्यजौ । राक्षसीं भिल्लयोनिं च ततश्चांते समीयतुः ॥ ४० ॥ पिंगाक्षो दुर्बुद्धिरिति नाम्ना जातौ च भूतले । एकं पुण्यं तयोरासीन्मृगयां सर्पतोः क्वचित् ॥ ४१ ॥ शंकरस्य च नमनं दर्शनं च प्रदक्षिणा । अर्चनं बिल्वपत्राद्यैस्तुष्ट आसीदुमापतिः ॥ ४२ ॥ अगाधं तत्तयोः पुण्यं पूर्वजन्मनि संचितम् । तत्प्रभावात्तयोरासीत्पापमुक्तिस्तथा शृणु ॥ ४३ ॥ वने भ्रमन् राक्षसोऽसौ भिल्लं भक्षितुमागतः । स आरूढो बिल्ववृक्षं तत्पत्राणि च मस्तके ॥ ४४ ॥ पतितानि उमेशस्य तुष्टोऽभूत्स द्वयोरपि । दिव्यदेहं तयोर्दत्त्वा स्वर्लोकं प्रापयद्विभुः ॥ ४५ ॥ एतत्ते कथितं पूर्वं जन्मकर्म च वै तयोः । बिल्वपत्रार्चनादेवं तुष्टोऽभूत्स उमापतिः ॥ ४६ ॥ तल्लक्षपूजां कुर्याच्चेत्प्रसन्नो हि शिवो भवेत् । श्रीकामो बिल्वपत्रैश्च पूजयेच्च तथा शिवम् ॥ ४७ ॥ लक्षेण सर्वसिद्धिश्च नात्र कार्या विचारणा । यं यं चिंतयते कामं तं तं प्राप्नोति सर्वशः ॥ ४८ ॥

તેમાંથી એક કાગડો થયો અને બીજો ઘૂવડ થયો. બીજા જન્મમાં એક દેડકો અને બીજો કાંકીડો થયો.[૩૬] ત્રીજા જન્મમાં એક સર્પ અને બીજો વીંછી થયો. તેમાં પણ તેઓ પાપ કરતા હતા. કારણ કે તેઓ અનેક પ્રાણીઓને કરડતા હતા.[૩૭] ચોથા જન્મમાં એક કૂતરો ને બીજો બીલાડો થયો. પાંચમા જન્મમાં એક નોળિયું

અને બીજો કુક્કુર થયો. છઠ્ઠા જન્મમાં એક નાર (વરુ) અને બીજો શિયાળ થયો. સાતમા જન્મમાં એક ઘોડો ને બીજો ગધેડો થયો.[૩૮] આઠમા જન્મમાં એક ઉંટ અને બીજો હાથી થયો. નવમામાં એક ઝુંડ અને બીજો મોટો મત્સ્ય થયો. દશમામાં એક વાઘ ને બીજો હરિણ થયો. અગીઆરમામાં એક બળદ ને બીજો પાડો થયો.[૩૯] એ પ્રમાણે અનેક યોનિઓમાં ભટકતા એ બન્નેમાંથી એક ઢેડ અને બીજો ચાંડાળ થયો. પછી અંતે એક રાક્ષસ અને બીજો ભિલ્લ થયો.[૪૦] રાક્ષસનું નામ પિંગાક્ષ અને ભિલ્લનું નામ દુર્બુદ્ધિ હતું. હવે પૂર્વ જન્મમાં તેઓએ શિકાર કરવા જતાં જે પુણ્ય કર્યું હતું, તે એ જ કે તેઓએ શંકરનું દર્શન, બીલીનાં પત્રોથી પૂજન, તેને પ્રણામ અને પ્રદક્ષિણા કરી હતી; તેથી તેમનાપર શંકર પ્રસન્ન થયા હતા.[૪૧-૪૨] પૂર્વ જન્મમાં તેઓએ તે મોટું પુણ્ય કર્યું હતું, તેના પ્રભાવથી તેઓનાં પાપો કોઈ રીતે દૂર થયાં તે સાંભળો.[૪૩] વનમાં ભમતો રાક્ષસ એક દિવસે આ ભિલ્લને ખાવા આવ્યો, તેથી તે ભિલ્લ બીલીનાં વૃક્ષ ઉપર ચડી ગયો ને તેણે બીલીનાં પાંદડાં શંકર ઉપર નાંખ્યાં; તેથી બન્નેની ઉપર પ્રસન્ન થયેલા શંકર અલૌકિક દેહ આપી તેઓને પોતાના લોકમાં લઇ ગયા.[૪૪-૪૫] એ પ્રકારે તેઓનાં પૂર્વ જન્મો તથા કર્મો કહી સંભળાવ્યાં. એ પ્રમાણે બીલીનાં પત્રોથી પૂજા કરવાથી શંકર પ્રસન્ન થયા, ત્યારે લાખ બીલીપત્રોથી પૂજવાથી તે પ્રસન્ન થાય, તેમાં શું આશ્ચર્ય? (કાંઇ પણ નહિ.) ધનની ઇચ્છાવાળાએ બિલ્વપત્રથી શંકરનું પૂજન કરવું.[૪૬-૪૭] લાખ બિલ્વદલોથી શંકરનું પૂજન કરવાથી સર્વ કામનાઓ સિદ્ધ થાય છે, અને તે જે જે ધારે તે સિદ્ધ થાય છે, એમાં સંશય નથી.[૪૮]

**अथ विप्र प्रवक्ष्यामि बिल्वपत्रैश्च पूजनम् । शंभुप्रीतिकरं नृणां शिवभक्तिविवर्धनम् ॥ ४९ ॥ वैशाखे श्रावणे वोर्जे बिल्वपत्रार्चनं स्मृतम् । दिने दिने सहस्रेण अर्चयेद्‌बिल्वपत्रकैः ॥ ५० ॥ दशाहाधिकमासैस्तु त्रिभिः कुर्यात्ततो व्रती । विधिनोद्यापनं सम्यग्व्रतस्य परिपूर्तये ॥ ५१ ॥ आहूय ब्राह्मणान् शुद्धान् सुचंद्रे च शुभे दिने । देवागारेऽथवा गोष्ठे शुद्धे वा स्वीयमंदिरे ॥ ५२ ॥ यत्र चोद्यापनं कार्यं मंडपं तत्र कारयेत् । वेदिका तत्र कर्तव्या मंडपे च सुशोभने ॥ ५३ ॥ गीतवादित्रघोषेण ब्रह्मघोषेण भूयसा । प्रविश्य मंडपे तस्मिन्नाचार्येण द्विजैः सह ॥ ५४ ॥ मासतिथ्यादिसंकीर्त्य कुर्यात्स्वस्त्ययनं ततः । पुण्याहवाचनं कार्यमाचार्यवरणं तथा ॥ ५५ ॥ दक्षं ब्राह्मणमाहूय वेदवेदांगपारगम् । आचार्यं वरयेत्पूर्वं तत एकादशर्त्विजः ॥ ५६ ॥ वस्त्रेणाच्छाद्य वेदीं तां तत्र स्तंभविराजिताम् । पुष्पमंडपिकां कृत्वा पट्टकूलादि वेष्टिताम् ॥ ५७ ॥ तन्मध्ये लिंगतोभद्रं रचयेल्लक्षणान्वितम् । कुर्यात्तंडुलकैलासं त्रिकूटं तस्य चोपरि ॥ ५८ ॥ कलशं स्थापयेत्तत्र ताम्रं वा मृन्मयं शुभम् । गंगोदकसमायुक्तं पंचरत्नसमन्वितम् ॥ ५९ ॥ पंचपल्लवसंयुक्तं स्वर्णचंदनसंयुतम् । वस्त्रयुग्मेन संवेष्ट्य कैलासं कलशं तथा ॥ ६० ॥**

હે વિપ્ર! હવે બિલ્વપત્રોથી પૂજનનો પ્રકાર કહું છું, જેથી શંકર પ્રસન્ન થાય છે અને શંકર પ્રત્યે ભક્તિ વધે છે.[૪૯] વૈશાખ, શ્રાવણ વા કાર્તિક માસમાં બીલીનાં પત્રોથી પૂજન કરવું. પ્રત્યેક દિવસે હજાર હજાર બીલીપત્રો ચડાવવાં.[૫૦] એ પ્રમાણે ત્રણ માસ અને દશ દિવસ સુધી બીલીપત્રો ચડાવવાં. પછી તે વ્રત પૂરું થવા માટે વિધિથી ઉદ્યાપન કરવું.[૫૧] તે ઉદ્યાપન શુભ દિવસે ને શુભ ચંદ્રમાં કરવું. દેવાલય, ગોંદરો, પવિત્ર સ્થળ વા પોતાનું ઘર-જ્યાં ઉદ્યાપન કરવું હોય ત્યાં બ્રાહ્મણોને બોલાવી માંડવો બંધાવવો. તેમાં વેદી કરવી.[૫૨-૫૩] મોટા ગીત તથા વાદ્યના શબ્દોથી અને વેદના શબ્દોથી આચાર્ય તથા બ્રાહ્મણોની સાથે તે મંડપમાં જવું.[૫૪] માસ, તિથિ વગેરેનું ઉચ્ચારણ કરી સ્વસ્તિવાચન તથા પુણ્યાહવાચન કરવું. પછી વેદ તથા વેદાંગ જાણનાર કુશળ બ્રાહ્મણને બોલાવી આચાર્ય કરવા; ત્યાર બાદ અગીઆર ઋત્વિજો વરાવવા,[૫૫-૫૬] ને વેદી ઉપર વસ્ત્ર ઢાંકી તેમાં સ્તંભથી શોભીતો નાનો સરખો પુષ્પનો માંડવો કરવો તથા તેની ચારે તરફ વસ્ત્ર બાંધવાં.[૫૭] તેમાં સુંદર લિંગતોભદ્રમંડલ ભરવું ને તેની ઉપર ત્રણ શિખરવાળો ચોખાનો કૈલાસ પર્વત કરવો.[૫૮] તેમાં ત્રાંબાનો વા માટીનો સુંદર ઘડો સ્થાપવો. તેમાં ગંગાજળ ભરી, પંચ રત્ન, પંચપલ્લવ, સુવર્ણ ને ચંદન નાંખવાં. બે વસ્ત્રોથી કૈલાસને તથા ઘડાને વીંટવો.[૫૯-૬૦]

**न्यसेत्तत्रोमया सार्धं शंकरं लोकशंकरम् । सौवर्णीं प्रतिमां कृत्वा मध्ये मंत्रपुरःसरम् ॥ ६१ ॥ ब्रह्माणं दक्षिणे भागे सावित्र्या सह सुप्रभम् । कौबेर्यां स्थापयेद्विष्णुं लक्ष्म्या सह गरुत्मता ॥ ६२ ॥ यदुक्तं रुद्रकल्पेषु पूजनं तच्च कारयेत् । वेदशास्त्रपुराणैश्च रात्रिं तां गमयेद्व्रती ॥६३॥ ततः प्रभातसमये नद्यां स्नात्वा शुचिर्भवेत् । स्थंडिलं कारयेत्तत्र स्वशाखोक्तविधानतः ॥ ६४ ॥ हवनं च प्रकुर्वीत पायसाज्यतिलैः पृथक् । मूलमन्त्रेण गायत्र्या शंभोर्नामसहस्रकैः ॥ ६५ ॥ येन मन्त्रेण पूजा वा कृता तेनैव कारयेत् । हवनं तद्दशांशेन तद्दशांशेन तर्पणम् ॥६६॥ तर्पणं तद्दशांशेन कुर्यात्तिलयवोदकैः । शक्त्यभावे तु हवनमष्टोत्तरसहस्रकम् ॥ ६७ ॥ सौवर्णबिल्वपत्रेण पूजयेद्गिरिजापतिम् । आचार्यं पूजयेद्विप्रांस्तोषयेद्दक्षिणादिभिः ॥६८॥ पयस्विनीं च गां दद्याद्धिरण्येन सहैव तु । प्रतिमां च सवस्त्रां तां कलशं पर्वतं तथा ॥ ६९ ॥ दत्त्वा क्षमापयेत्पश्चाद्देवदेवं जगद्गुरुम् । अनेनैव विधानेन लक्षपूजां करोति**

यः ॥ ७० ॥ पुत्रपौत्रप्रपौत्रैश्च राज्यं प्राप्नोति शाश्वतम् । य इदं पठते नित्यं श्रद्धाभक्तिसमन्वितः । तस्य देवो महादेवो ददाति विमलां गतिम् ॥ ७१ ॥ इति श्रीस्कंदपुराणे बिल्वदललक्षपूजनव्रतं सोद्यापनं संपूर्णम् ॥

તે ઘડા ઉપર શંકર, જે લોકોનું કલ્યાણ કરનાર છે તેની તથા પાર્વતીની સોનાની મૂર્તિની મંત્ર ભણી સ્થાપના કરવી.[૬૧] દક્ષિણ બાજુમાં સાવિત્રી સહિત બ્રહ્માની સ્થાપના કરવી. ઉત્તર બાજુમાં લક્ષ્મી અને ગરુડ સહિત વિષ્ણુની સ્થાપના કરવી.[૬૨] રુદ્રકલ્પમાં કહ્યા પ્રમાણે પૂજન કરવું. વ્રત કરનારાએ વેદશાસ્ત્ર અને પુરાણ સાંભળીને આખી રાત્રિ કાઢવી.[૬૩] પછી સવારમાં નદીમાં સ્નાન કરી પવિત્ર થઈ પોતાની શાખામાં કહેલા વિધિથી સ્થંડિલ કરી, મૂલમંત્ર, ગાયત્રી, શિવસહસ્ર નામ અથવા જે મંત્રથી પૂજા કરેલી હોય, તે મંત્ર ભણી ખીર, ઘી અને તિલની જૂદી જૂદી આહુતિ આપી હોમ કરવો.[૬૪–૬૫] જેટલાં બીલીપત્રો ચડાવેલાં હોય તેના દશમા ભાગની આહુતિ આપવી, તેના દશમા ભાગનું તિલ, યવ અને જલવડે તર્પણ કરવું. જો શક્તિ ન હોય તો એક હજાર આઠ આહુતિ આપવી.[૬૬–૬૭] સોનાનાં બીલીપત્રથી શંકરનું પૂજન કરવું. આચાર્યની પૂજા કરી તેને પુષ્પ, ફળ, દૂધવાળી ગાય, સોનું, વસ્ત્ર સહિત તે મૂર્તિ, ઘડો અને ચોખાનો પર્વત સઘળું આચાર્યને આપવું. દક્ષિણા વગેરેથી બ્રાહ્મણોને પ્રસન્ન કરવા. પછી જગતના ગુરુ મહાદેવ પાસે ક્ષમા માગવી. જે માણસ આ પ્રકારે લક્ષ બીલીપત્રોથી પૂજા કરે છે, તેને પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર વગેરે વંશપરંપરા ચાલે તેવું રાજ્ય મળે છે.[૬૮–૭૦] જે માણસ હંમેશાં શ્રદ્ધા ભક્તિથી આ કથાનો પાઠ કરે છે, તેને મહાદેવ ઉત્તમ ગતિ આપે છે.[૭૧] એ પ્રમાણે સ્કંદપુરાણમાં બિલ્વદલ-લક્ષપૂજન અને તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૧૩ શિવની નાના પ્રકારની લક્ષ પૂજાનો પ્રકાર

अथ शिवस्य नानालक्षपूजाविधिः ॥ ऋषय ऊचुः– यानि कानि च तीर्थानि पुण्यान्यायतनानि च । यदुद्दिश्य च कार्याणि तत्सर्वं कथितं त्वया ॥ १ ॥ इदानीं लक्षपूजाया विधिं वद शिवस्य वै । शिवाख्यानपरो लोके त्वत्तोऽन्यो न हि विद्यते । कृपया व्यासदेवस्य सर्वज्ञोऽसि महामते ॥ २ ॥ लोमश उवाच–पृथिव्यां यानि तीर्थानि सागरांतानि भो द्विजाः । माहात्म्यानि च शास्त्राणि कथितानि मया पुरा ॥ ३ ॥ इदानीं वक्तुमिच्छामि लक्षपूजां शिवस्य च । स्कंदेन च समाख्याता अगस्त्याय महामते ॥ ४ ॥ तेनैव कथिता पूजा ममाग्रे लक्षपुष्पिका । यदृतौ यद्भवेत्पुष्पं शंकरे तत्समर्पयेत् ॥ ५ ॥ श्रावणे माधवे वोर्जे त्रिदश्याल्लक्षपुष्पिकाम् । एकैकं मूलमन्त्रेण रुद्रमन्त्रेण वा पुनः ॥६॥ अथवा रुद्रसूक्तेन सहस्रेणाथवा व्रती । अर्पयेत्पार्वतीनाथे नमो रुद्राय वा जपन् अनेनैव प्रकारेण लक्षपूजां समर्पयेत् ॥ ७ ॥ ऋषय ऊचुः–यानि यानि च पुष्पाणि विशिष्टानि शिवार्चने । तानि सर्वाणि भो ब्रह्मन्कथयस्व यथातथम् ॥ ८ ॥

ઋષિઓ પૂછે છે–હે તીક્ષ્ણ બુદ્ધિવાળા ! જે કોઈ તીર્થ અને ક્ષેત્ર, જેના ઉદ્દેશથી કરવાં જોઈએ તે સઘળું આપે કહ્યું; હવે શિવલક્ષ પૂજાનો પ્રકાર કહો. શિવનું આખ્યાન કહેવામાં આપથી બીજો કોઈ આ જગતમાં શ્રેષ્ઠ નથી; વેદવ્યાસની કૃપાથી આપ સર્વજ્ઞ છો.[૧–૨] લોમશ કહે છે–હે ઋષિઓ! પૃથ્વી ઉપર, સમુદ્ર પર્યંત જે તીર્થો છે, માહાત્મ્ય છે અને શાસ્ત્રો છે, તે મેં પૂર્વે કહી સંભળાવ્યાં છે; હવે શિવલક્ષ પૂજાનો પ્રકાર કહેવા ઈચ્છું છું. આ લક્ષપૂજા કાર્તિકસ્વામીએ અગસ્ત્ય ઋષિને કહી હતી અને તેણે મારી પાસે કહી હતી. જે ઋતુમાં જે પુષ્પ હોય, તે શંકરને ચડાવવાં. શ્રાવણ, વૈશાખ વા કાર્તિક માસમાં આ લક્ષપૂજા કરવી. રુદ્રમંત્ર, મૂલમંત્ર, રુદ્રસૂક્ત, રુદ્રસહસ્રનામ અથવા 'रुद्राय नमः' એ મંત્ર ભણી પુષ્પો ચડાવવાં. એવી રીતે લક્ષપૂજા કરવી.[૩–૭] ઋષિઓ પૂછે છે–હે બ્રહ્મન્! શિવપૂજામાં જે જે ઉત્તમ પુષ્પો હોય, તે સઘળાં અમને યથાર્થ કહો.[૮]

लोमश उवाच–बार्हतं कर्णिकारं च करवीरं तिलस्य च । बिल्वपुष्पं च कह्लारमर्कं मंदारमेव च ॥ ९ ॥ नीलोत्पलं च कमलं कुम्दं च कुशेशयम् । मालती चंपकं चैव तथा मोगरकं शुभम् ॥ १० ॥ तगरं शतपत्रं च सौवीरं मुनिसंज्ञितम् । जाती पाटलकं चैव पुन्नागं च विशिष्यते ॥ ११ ॥ कदंबं च कुसुंभं च अशोकं बकुलं तथा । पालाशं कोरठं चैव बकुलं धत्तुरं तथा ॥ १२ ॥ एतान्यन्यानि पुष्पाणि विशिष्टानि शिवार्चने । एतेषां लक्षपूजां वै यः करोति नरोत्तमः ॥ १३ ॥ भुक्त्वा भोगान् स विपुलान् शिवेन सह मोदते । आयुष्कामेन कर्तव्यं चंपकैः पूजनं महत् ॥ १४ ॥ विद्याकामेन कर्तव्यमर्कपुष्पैर्विशेषतः । पुत्रकामेन कर्तव्यं बार्हतैः पूजनं महत् ॥ १५ ॥ करवीरैर्जातिकुसुमैश्चंपकैर्नागकेसरैः । बकुलीतिलपुन्नागैर्धनकामः प्रपूजयेत् ॥ १६ ॥ दुःस्वप्ननाशनार्थाय द्रोणपुष्पैस्तु पूजनम् । कह्लारैः कर्णिकारैश्च मंदारैः कुसुमैः शुभैः ॥ १७ ॥ श्रीकामेन च कर्तव्यं बिल्वपुष्पैस्तु पूजनम् । विद्याकामेन कर्तव्यं शंकरस्य प्रपूजनम् ॥ १८ ॥ पालाशैः पाटलैश्चैव कदंबकुसुमैस्तथा । महाव्याधिनिराशार्थं पारिजातैस्तु पूजनम् ॥ १९ ॥ वशीकरणकामेन सौवीरैस्तोषयेत्तु यः । तस्य विश्वं भवेद्वश्यं नात्र कार्या विचारणा ॥ २० ॥ देवदानवगंधर्वा वशीभवंति नान्यथा । पुत्रकामेन कर्तव्यं धत्तूरकुसुमैः शुभैः ॥ २१ ॥

एवं सर्वैश्च पुष्पैश्च सर्वकामार्थसिद्धये । पूजयेत्पार्वतीनाथं भक्तियुक्तेन चेतसा ॥ २२ ॥ यं यं चिंतयते कामं तं तं प्राप्नोति मानवः । लक्षपुष्पैः पूजनेन प्रसन्नः शंकरो भवेत् ॥ २३ ॥

સોમશ કહે છે– ભોરિંગણી, કર્ણિકાર, કરેણ, તિલ, બીલી, કલ્હાર, આકડો, મંદાર, શ્યામકમલ, સૂર્યવિકાશી કમલ, ચંદ્રવિકાશી કમલ, લાલ કમલ, માલતી, ચંપો, મોગરો, તગર, શતપત્ર, સૌવીર, અગથીઓ, જાતી, પાટલા, પુનાગ, કદંબ, કસુંબો, અશોક, બોરસલી, કોઠ અને ધંતૂરો એટલાનાં પુષ્પો તથા બીજાં પુષ્પો પણ શિવપૂજન માટે ઉત્તમ છે. જે માણસ એટલાં પુષ્પો-વડે શંકરની લક્ષપૂજા કરે છે, તે આ લોકમાં પુષ્કળ ભોગ ભોગવી, અંતે શંકરની સાથે આનંદ પામે છે. જેને આયુષ્યની ઇચ્છા હોય, તેણે મહાદેવ ઉપર ચંપાનાં લાખ પુષ્પો ચડાવવાં, વિદ્યાની ઇચ્છાવાળાએ આકડાનાં પુષ્પો ચડાવવાં; પુત્રની ઇચ્છાવાળાએ ભોરિંગણીનાં પુષ્પો ચડાવવાં; ધનની ઇચ્છાવાળાએ કરેણ, જાતિ, ચંપા, નાગકેસર; બકુલ, તિલ અને પુનાગનાં પુષ્પો ચડાવવાં, દુઃસ્વપ્નના નાશ માટે દ્રોણપુષ્પ ચડાવવાં, શોભાની ઇચ્છાવાળાએ કલ્હાર, કર્ણિકાર, મંદાર અને બીલીનાં પુષ્પોવડે પૂજા કરવી. વિદ્યાની ઇચ્છાવાળાએ પાટલા, કદંબ અને ખાખરાનાં પુષ્પોવડે પૂજન કરવું. મહાવ્યાધિ દૂર કરવા માટે મંદારનાં પુષ્પોવડે પૂજન કરવું. જેને વશીકરણની ઇચ્છા હોય તેણે સૌવીરનાં પુષ્પોવડે મહાદેવને પ્રસન્ન કરવા–તેથી આખું જગત્ તેને વશ થાય છે, એમાં સંશય નથી. પણ કોઇ બીજે પ્રકારે દેવ, દૈત્ય અને ગંધર્વો વશ થતા નથી. પુત્રની ઇચ્છાવાળાએ સુંદર ધંતૂરાનાં પુષ્પોવડે પૂજન કરવું. એવી રીતે સર્વ કામ તથા અર્થ સિદ્ધ થવા માટે જે માણસ ભક્તિથી સઘળાં પુષ્પોવડે શંકરનું પૂજન કરે છે, તેનાં ધારેલાં કાર્યો સિદ્ધ થાય છે. લક્ષપૂજનથી શંકર પ્રસન્ન થાય છે.[૯–૨૩]

उद्यापनं प्रवक्ष्यामि व्रतस्य परिपूर्तये । आहूय ब्राह्मणान् शुद्धान् शुभे च तिथिवासरे ॥ २४ ॥ यत्र चोद्यापनं कार्यं मंडपं तत्र कारयेत् । वेदिका च प्रकर्तव्या मंडपे तत्र शोभने ॥२५॥ गीतवादित्रघोषेण ब्रह्मघोषेण भूयसा । प्रविश्य मंडपे तस्मिन्नाचार्येण द्विजैः सह ॥ २६ ॥ तिथ्यृक्षपूर्वं संकल्प्य कुर्यात्स्वस्त्ययनं ततः । पुण्याहवाचनं कार्यमाचार्यवरणं ततः ॥ २७ ॥ वेदिकायां तु कर्तव्यं स्वस्तिकं परमं शुभम् कुर्यात्तंडुलकैलासं त्रिकूटं तस्य चोपरि ॥ २८ ॥ तस्योपरि न्यसेत्कुंभं ताम्रं मृन्मयमेव वा । पंचपल्लवसंयुक्तं पूर्णपात्रसमन्वितम् ॥ २९ ॥ वस्त्रयुग्मेन संवेष्टय कैलासं कलशं तथा । सौवर्णीं प्रतिमां कृत्वा स्थापयेत्कलशोपरि ॥ ३० ॥ महेशं स्थापयेन्मध्ये पार्वत्या सह सुप्रभम् । ब्रह्माणं दक्षिणे भागे उदीच्यां विष्णुमेव च ॥ ३१ ॥ यदुक्तं रुद्रकल्पे तु पूजनं तच्च कारयेत् । वेदशास्त्रपुराणेन रात्रौ जागरणं चरेत् ॥ ३२ ॥

વ્રત પૂર્ણ થવા માટે તેનું ઉદ્યાપન કહું છું. શુભ તિથિ અને શુભ વારને દિવસે પવિત્ર બ્રાહ્મણોને બોલાવી જ્યાં ઉદ્યાપન કરવું હોય ત્યાં માંડવો બંધાવવો. તેમાં વેદી કરાવવી, વાજાં વગડાવવાં અને વેદ ભણાવતા આચાર્ય તથા બ્રાહ્મણોની સાથે તે મંડપમાં જવું. તિથિ, નક્ષત્રનું ઉચ્ચારણ કરી, સંકલ્પ કરી સ્વસ્તિવાચન કરાવવું. તેમ પુણ્યાહવાચન પણ કરવું. પછી આચાર્ય વગેરેને વરાવવા. વેદિકા ઉપર સુંદર સાથીઓ કરવો, તેની ઉપર ત્રણ શિખરવાળો કૈલાસપર્વત કરવો, તેની ઉપર ત્રાંબાના વા માટીના ઘડાની સ્થાપના કરવી, તેમાં પંચપલ્લવ નાંખવા, તેની ઉપર પૂર્ણપાત્ર રાખવું. કૈલાસ તથા ઘડાને બે વસ્ત્રો વીંટવાં. તે ઘડા ઉપર પાર્વતી સહિત શંકરની સોનાની મૂર્તિની સ્થાપના કરવી. દક્ષિણ ભાગમાં બ્રહ્મા અને ઉત્તર ભાગમાં વિષ્ણુની સ્થાપના કરવી. પછી રુદ્રકલ્પમાં કહ્યા પ્રમાણે પૂજન કરવું. રાતે જાગરણ કરવું અને વેદશાસ્ત્ર અને પુરાણનું શ્રવણ કરવું.[૨૪–૩૨]

ततः प्रभातसमये नद्यां स्नात्वा शुभे जले । स्थंडिलं कारयेत्तत्र स्वशाखोक्तविधानतः ॥ ३३ ॥ हवनं रुद्रमन्त्रेण पायसाज्यतिलैः पृथक् । प्रार्थयेच्छंकरं देवं विरिंचिं विष्णुना सह ॥ ३४ ॥ सावित्रीं पार्वतीं चैव लक्ष्मीं गणपतिं तथा । स्कंदभैरवचामुंडान्परिवारांस्ततोऽर्चयेत् ॥ ३५ ॥ नैवेद्यैर्विविधैश्चैव तोषयेद्गिरिजापतिम् । श्रेयःसंपादनं कार्यमाचार्यपूजनं तथा ॥३६॥ ऋत्विजः पूजयेत्पश्चाद्वस्त्रालंकरणैः शुभैः । गोभूहिरण्यवस्त्राद्यैस्तोषयेद्ब्राह्मणांस्ततः ॥ ३७ ॥ अभिषेकं ततः कुर्यात्पुराणश्रुतिचोदितम् । ततः शिवालये गत्वा सभार्योऽथ द्विजैः सह ॥ ३८ ॥ स्नानं पंचामृतेनैवाभिषेकं रुद्रसूक्ततः । पूजां सुवर्णपुष्पैश्च ऋतुकालोद्भवैस्तथा ॥ ३९ ॥ कारयेत्तस्य लिंगस्य स्वीयशक्त्यनुसारतः । वस्त्रयुग्मेन चाभ्यर्च्य दंपती भोजयेत्ततः ॥ ४० ॥ प्रदक्षिणा नमस्कारान् कृत्वा मूर्ध्नि कृतांजलिः । क्षमापयेन्महादेवं मुहुर्मुहुरतंद्रितः ॥ ४१ ॥ महादेव जगन्नाथ भक्तानां कार्यकारक । त्वत्प्रसादमहं याचे शीघ्रं कार्यप्रदो भव ॥ ४२ ॥ अनेनैव विधानेन लक्षपूजां करोति यः । पुत्रपौत्रप्रपौत्रैश्च राज्यं प्राप्नोति शाश्वतम् ॥ ४३ ॥ य इदं पठते नित्यं श्रद्धाभक्तिसमन्वितः । तस्य देवो महादेवो ददाति विपुलां मतिम् ॥ ४४ ॥ इति श्रीस्कंदपुराणे उत्तरखंडे लक्षपुष्पपूजोद्यापनं संपूर्णम् ॥

પછી પ્રાતઃકાલમાં ઉઠીને નદીમાં સ્નાન કરી આવીને સ્થંડિલ કરાવવું. રુદ્રમંત્ર ભણી પોતાની શાખામાં કહેલા વિધિથી ખીર, ઘી અને તિલનો જૂદો જૂદો હોમ કરવો.

પછી શંકરની પ્રાર્થના કરી બ્રહ્મા, વિષ્ણુ, સાવિત્રી, પાર્વતી, લક્ષ્મી, ગણપતિ, કાર્તિકસ્વામી, ભૈરવ, ચામુંડા અને બીજા પરિવારની પૂજા કરવી ને વિવિધ નૈવેદ્ય ધરી શંકરને પ્રસન્ન કરવા. પછી વસ્ત્ર તથા અલંકારોવડે આચાર્ય તથા ઋત્વિજોની પૂજા કરવી. ગાય, પૃથિવી, સુવર્ણ અને વસ્ત્રો વગેરેથી બ્રાહ્મણોને પ્રસન્ન કરવા. શ્રુતિ તથા પુરાણમાં કહેલા વિધિથી અભિષેક કરવો. પછી પોતાની સ્ત્રી તથા બ્રાહ્મણોની સાથે શિવાલયમાં જવું. ત્યાં રુદ્રસૂક્ત ભણી મહાદેવ ઉપર પંચામૃતનો અભિષેક કરવો તથા પોતાની શક્તિ પ્રમાણે સોનાનાં પુષ્પો તથા તે સમયનાં પુષ્પોવડે પૂજન કરવું. બબ્બે વસ્ત્રો આપી પૂજન કરી સ્ત્રીપુરુષનાં જોડાંને ભોજન કરાવવું. પછી મહાદેવને પ્રદક્ષિણા કરવી ને નમસ્કાર કરી સાવધાનીથી વારંવાર ક્ષમા માગવી કે–'હે મહાદેવ! આપ જગતના નાથ છો અને ભક્તોનાં કાર્યો સિદ્ધ કરો છો. હું આપની કૃપા માગું છું. જલદીથી મારાં કાર્યો સિદ્ધ કરો.' જે માણસ આ પ્રકારે શિવલક્ષ પૂજા કરે છે તેને પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર વગેરે વંશપરંપરા ચાલે તેવું રાજ્ય મળે છે. જે માણસ ભક્તિથી શ્રદ્ધાપૂર્વક આનો હંમેશાં પાઠ કરે છે, તેને મહાદેવ ઉત્તમ બુદ્ધિ આપે છે. એ પ્રમાણે સ્કંદપુરાણના ઉત્તરકાંડમાં લક્ષ પૂજા તથા તેનું ઉદ્યાપન કહેલું છે.[૩૩–૪૪]



## ૧૪ તુલસીથી વિષ્ણુની લક્ષપૂજાનો પ્રકાર

**अथ तुलसीलक्षपूजाविधिः ॥ तत्रादौ तुलसीग्रहणविधिः । तुलसीप्रार्थना–देवैस्त्वं निर्मिता पूर्वमर्चितासि मुनीश्वरैः । नमो नमस्ते तुलसि पापं हर हरिप्रिये । इति तुलसीं संप्रार्थ्य ॥ १ ॥ तुलस्यमृतजन्मासि सदा त्वं केशवप्रिये । केशवार्थं विचिन्वामि वरदा भव शोभने ॥२॥ इति मन्त्रेण तुलसीपत्राणि संगृह्य ततो विष्णवेऽर्पयेत् । अथ तद्विधिः ॥**

પ્રથમ તુલસી કેમ ગ્રહણ કરવાં તે કહે છે—'હે તુલસિ! પૂર્વે દેવતાઓએ તમને ઉત્પન્ન કરેલાં છે, મોટા મોટા મુનિઓ પણ તમારી પૂજા કરે છે; હે હરિપ્રિયે! હું તમને નમસ્કાર કરું છું, માટે મારાં પાપો હરી લ્યો,' એવી રીતે તુલસીની પ્રાર્થના કરવી.[૧] પછી 'હે તુલસિ! તમે અમૃતજન્મા છો અને વિષ્ણુને સદા પ્રિય છો. હે સુંદરિ! વિષ્ણુ માટે આપનું ગ્રહણ કરું છું, માટે મને વર આપો.'[૨] એ મંત્રથી તુલસીપત્રો લઇ તે વિષ્ણુને ચડાવવાં. તે ચડાવવાનો પ્રકાર આ પ્રમાણે છેઃ—

**कृष्ण उवाच– अथ राजन्प्रवक्ष्यामि लक्षमीतुलसीव्रतम् । विष्णुप्रीतिकरं नृणां विष्णुभक्तिविवर्धनम् ॥ ३ ॥ तुलसीप्रभवैः पत्रैर्यो नरः पूजयेद्धरिम् । न स लिप्येत पापौघैः पद्मपत्रमिवांभसा ॥ ४ ॥ सुवर्णभारमेकं तु रजतं च चतुर्गुणम् । तत्फलं समवाप्नोति तुलसीदलपूजनात् ॥ ५ ॥ रत्नवैडूर्यमुक्ताभिः प्रवालादिभिरर्चितः । न तुष्यति तथा विष्णुस्तुलसीपूजनाद्यथा ॥ ६ ॥ तुलसीमंजरीभिस्तु पूजितो येन केशवः । आजन्मकृतपापस्य तेन संमार्जिता लिपिः ॥ ७ ॥ या दृष्टा निखिलाघसंघशमनी स्पृष्टा वपुः पावनी रोगाणामभिवंदिता निरसिनी सिक्ताऽन्तकत्रासिनी । प्रत्यासत्तिविधायिनी भगवतः कृष्णस्य संरोपिता न्यस्ता तच्चरणे विमुक्तिफलदा तस्यै तुलस्यै नमः ॥ ८ ॥ कार्तिके मासि कुर्वीत माघे वा माधवे तथा । दिने दिने सहस्रं तु अर्पयेत्तुलसीच्छदान् ॥ ९ ॥**

શ્રીકૃષ્ણ કહે છે–હે રાજન્! હવે લક્ષ તુલસીનું વ્રત કહું છું. એ વ્રતથી વિષ્ણુ પ્રસન્ન થાય છે અને મનુષ્યોમાં વિષ્ણુની ભક્તિ વધે છે.[૩] જે માણસ તુલસીપત્રોવડે વિષ્ણુનું પૂજન કરે છે, તે જેમ કમલનું પાંદડું જલથી લેપાતું નથી, તેમ એ વ્રતવાન્ પાપોથી લેપાતો નથી.[૪] એક ભાર સુવર્ણ વા ચારભાર ચાંદી આપવાથી જે ફળ થાય છે, તે ફળ એ પૂજન કરવાથી થાય છે.[૫] વિષ્ણુ ભગવાન તુલસીદલ ચડાવવાથી જેવા પ્રસન્ન થાય છે તેવા રત્ન, વૈડૂર્ય, મોતી અને પરવાળાં વગેરે ચડાવવાથી પ્રસન્ન થતા નથી.[૬] જે માણસ તુલસીનાં માંજરથી વિષ્ણુનું પૂજન કરે છે, તેના જન્મથી આરંભી કરેલાં સઘળાં પાપો નષ્ટ થાય છે.[૭] પ્રથમ પ્રાર્થના કરવી કે, 'જે તુલસી, દર્શન કરવાથી સઘળી જાતનાં પાપોનો નાશ કરે છે, સ્પર્શ કરવાથી શરીર પવિત્ર કરે છે, અભિવંદન કરવાથી રોગોનો નાશ કરે છે, જળ પાવાથી યમને ડરાવે છે, વાવવાથી શ્રીવિષ્ણુની પાસે પહોંચાડે છે અને પૂજા કરવાથી મુક્તિ આપે છે, તે તુલસીને હું નમસ્કાર કરું છું. કાર્તિક, માઘ અથવા વૈશાખ માસમાં તુલસી લઇ પૂજન કરવું. પ્રત્યેક દિવસે હજાર હજાર તુલસીદલ ચડાવવાં.'[૮–૯]

**एवं मासत्रयं कुर्यात्तत उद्यापनं चरेत् । वैशाखे माघ ऊर्जे वा कुर्यादुद्यापनं क्रमात् ॥ १० ॥ यस्मिन्मासे प्रकर्तव्यं दर्शने गुरुशुक्रयोः । शुभे दिने शुभर्क्षे च शुभलग्ने सुवासरे ॥ ११ ॥ आचार्यं वरयेदादौ वेदवेदांगपारगम् । दांतं शांतं तथाऽसंगं निःस्वकं ब्रह्मचारिणम् ॥ १२ ॥ विधिज्ञं तत्त्ववेत्तारं शुचिष्मंतं तपस्विनम् । स्वगृह्योक्तेन मार्गेण पूर्वेद्युः स्वस्तिवाचनम् ॥ १३ ॥ सौवर्णीं प्रतिमां विष्णोः शंखचक्रगदान्विताम् । तुलस्यायतनं चैव कुर्याद्धेमविनिर्मितम् ॥ १४ ॥ हेमादिनिर्मितं कुंभं पूर्णपात्रसमन्वितम् । पुण्योदकैः पंचरत्नैः कुशदूर्वाप्रपूरितम् ॥ १५ ॥ तस्योपरि न्यसेद्विष्णुं लक्ष्मीतुलसिकान्वितम् । पूजां पुरुषसूक्तेन कुर्याद्ब्रह्मादिदेवताः ॥ १६ ॥ उपचारैः षोडशभिः पूजयेच्च तथा व्रती । रात्रौ जागरणं कुर्यात्पुराणश्रवणादिना ॥ १७ ॥ ततः प्रातः समुत्थाय होमं कुर्याद्विधा-**

नतः । वैष्णवेन तु मन्त्रेण तिलाज्येन विशेषतः ॥ १८ ॥ पायसेन घृताक्तेन ह्यष्टोत्तरसहस्रकम् । आचार्याय सवत्सां गां दक्षिणावस्त्रसंयुताम् ॥ १९ ॥ ब्राह्मणान्भोजयेत्पश्चात् सहस्रं वाऽथ शक्तितः । शतं वाऽष्टाविंशतिं च श्रद्धाभक्तिसमन्वितः ॥ २० ॥ तेभ्योऽपि दक्षिणां दद्याद्वित्तशाठ्यं न कारयेत् । एवं यः कुरुते मर्त्यो विष्णुसायुज्यमाव्रजेत् ॥ २१ ॥ विष्णुप्रीतिकरं यस्मात्तस्मात्सर्वव्रताधिकम् । तुलसीलक्षपूजोक्तं माहात्म्यं शृणुयान्नरः ॥२२॥ सकृद्वापि पठेन्नित्यं स गच्छेद्वैष्णवं पदम् । होमभस्म समादाय रक्षणं स्वात्मनश्चरेत् ॥ २३ ॥ ब्रह्मराक्षसभूतानि पिशाचग्रहराक्षसाः । पीडां न तत्र कुर्वंति होमभस्म तु यत्र वै ॥ २४ ॥ सर्पादिबाधके प्राप्ते गर्भिण्याश्चाविनिर्गमे । भस्म प्रक्षेपमात्रेण सर्वं नश्येद्भयं नृणाम् ॥ २५ ॥ इति श्रीभविष्यपुराणे लक्षतुलसीव्रतं सोद्यापनं संपूर्णम् ॥

એ પ્રમાણે ત્રણ માસ અને દશ દિવસ ચડાવવાં. વૈશાખ, માઘ વા કાર્તિક માસ જેમાં ગુરુ અને શુક્રનો ઉદય હોય, તે માસમાં ઉદ્યાપન કરવું.[10] જે દિવસે શુભ તિથિ, શુભ નક્ષત્ર અને શુભ વાર હોય, તે દિવસે શુભ લગ્નમાં ઉદ્યાપન કરવું.[11] તે દિવસે જે વેદ તથા વેદાંગ જાણતો હોય, જિતેંદ્રિય હોય, શાંત હોય, નિઃસંગ, નિર્ધન, બ્રહ્મચારી, વિધિ જાણનાર, તત્ત્વજ્ઞાની, પવિત્ર અને તપસ્વી હોય, તેવા બ્રાહ્મણને આચાર્ય કરવો. પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિથી સ્વસ્તિવાચન કરવું. શંખ, ચક્ર અને ગદાવાળી વિષ્ણુની સોનાની મૂર્તિ કરાવવી. તુલસીનું ઘર પણ સોનાનું કરવું. સુવર્ણ વગેરેના ઘડાની સ્થાપના કરવી. તેમાં પવિત્ર જળ, પંચરત્ન, દૂર્વા અને દર્ભ નાંખવાં, તેની ઉપર પૂર્ણપાત્ર રાખવું અને તેની ઉપર વિષ્ણુ, લક્ષ્મી અને તુલસીની સ્થાપના કરવી. પછી પુરુષસૂક્ત ભણી ષોડશોપચારવડે પૂજન કરવું. તેમાં બ્રહ્માદિક દેવતાઓની પણ પૂજા કરવી. રાત્રિમાં જાગરણ કરવું અને પુરાણ વગેરે સાંભળવા.[12-17] પછી પ્રાતઃકાળમાં સ્નાન કરી, વિધિથી હોમ કરવો અને વિષ્ણુમંત્ર ભણી ઘીવાળા તલ તથા ઘીવાળી ખીરની એક હજાર આહુતિ આપવી.[18] તે પછી આચાર્યને વસ્ત્રવાળી અને વાછરડાંવાળી ગાય આપી દક્ષિણા આપવી.[19] પછી શ્રદ્ધા રાખી ભક્તિથી હજાર, સો અથવા અઠયાવીશ પોતાની શક્તિ પ્રમાણે બ્રાહ્મણ જમાડવા[20] અને તેઓને દક્ષિણા પણ આપવી ને તેમાં લોભ કરવો નહિ. જે માણસ એ પ્રમાણે લક્ષ પૂજા કરે છે, તે વિષ્ણુરૂપ થાય છે. આ વ્રત વિષ્ણુને પ્રસન્ન કરે છે માટે સર્વ વ્રતોથી ઉત્તમ છે. જે માણસ તુલસી લક્ષ પૂજાનું માહાત્મ્ય એક વખત સાંભળે વા તેનો પાઠ કરે, તે વૈકુંઠમાં જાય છે. (ઉદ્યાપન વખતે) હોમની ભસ્મ લઇ પોતાની રક્ષા કરવી.[21-23] જ્યાં હોમની ભસ્મ હોય ત્યાં બ્રહ્મરાક્ષસ, ભૂત, પિશાચ, ગ્રહ કે રાક્ષસ કોઇ બાધા કરી શકતું નથી;[24] તેમ સર્પ વગેરેની બાધા થઈ હોય વા ગર્ભિણીને પ્રસવ ન થતો હોય તો ત્યાં પણ એ ભસ્મ નાંખવી; કારણ કે ભસ્મ નાંખવાથી સર્વ ભય દૂર થાય છે.[25] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં લક્ષ તુલસીવ્રત અને તેનું ઉદ્યાપન કહેલું છે.

—

## ૧૫ વિષ્ણુની લક્ષ પુષ્પપૂજાનો પ્રકાર

अथ विष्णोर्लक्षपुष्पपूजाविधिः ॥ ऋषय ऊचुः— यानि कानि च तीर्थानि पुण्यान्यायतनानि च । यदुद्दिश्य च कार्याणि तत्सर्वं कथितं त्वया । इदानीं वद विष्णोश्च लक्षपुष्पार्चनं मुने ॥ १ ॥ लोमश उवाच— पृथिव्यां यानि तीर्थानि सागरांतानि भो द्विजाः । माहात्म्यानि च सर्वाणि कथितानि मया पुरा ॥ २ ॥ इदानीं वक्तुमिच्छामि पुष्पैर्नानाविधैरहम् । लक्षपूजां प्रवक्ष्यामि विष्णोरमिततेजसः ॥ ३ ॥ पुष्पाणां लक्षपूजां तु कार्तिके च समाचरेत् । माघे वा बाहुले वापि भक्तिश्रद्धासमन्वितः ॥ ४ ॥ यदृतौ यद्भवेत्पुष्पं विष्णवे तत्समर्पयेत् । एकैकं मूलमन्त्रेण विष्णुसूक्तेन वा पुनः ॥ ५ ॥ अथवा विष्णुगायत्र्या नाम्ना चैव प्रपूजयेत् । विष्णोः सहस्रनाम्ना वै पुष्पाणि शृणुतानघाः ॥ ६ ॥ अतसीकर्णिकारं च करवीरं तिलस्य च । बार्हतं कैतकं चैव तथा मंदारमेव च ॥ ७ ॥ नीलोत्पलं सकुमुदं मालतीं चंपकं तथा । जाती पाटलकं चैव पुन्नागं च कदंबकम् ॥ ८ ॥ कह्लारं मोगरं चैव अशोकं बकुलं तथा । मुनिपुष्पाणि शस्तानि विष्णोरमिततेजसः ॥ ९ ॥ पालाशं कंटकीपुष्पं कमलं कोरटं तथा । नीलपुष्पं धात्रिपुष्पं हरेः शस्तानि वै सदा ॥ १० ॥

ઋષિઓ પૂછે છે—હે મુને ! જે કોઈ તીર્થો અને પુણ્યક્ષેત્ર જેના ઉદ્દેશથી કરવાં જોઇએ, તે સઘળું આપે કહી સંભાળવ્યું. હવે વિષ્ણુની લક્ષપુષ્પોવડે કેમ પૂજા કરવી, તેનો પ્રકાર કહો.[1] લોમશ કહે છે—હે ઋષિઓ ! પૃથ્વીમાં સમુદ્રપર્યંત જે તીર્થો છે, તે તથા માહાત્મ્ય સઘળાં તમને કહી સંભળાવ્યાં.[2] હવે નાના પ્રકારનાં પુષ્પોવડે વિષ્ણુની લક્ષ પૂજાનો પ્રકાર કહેવા ઇચ્છું છું.[3] કાર્તિક વા માઘ માસમાં ભક્તિથી લક્ષપુષ્પોથી પૂજા કરવી.[4] જે ઋતુમાં જે પુષ્પો હોય, તે પુષ્પોવડે પૂજા કરવી. મૂલમંત્ર, વિષ્ણુસૂક્ત, વિષ્ણુગાયત્રી, નામમંત્ર અથવા વિષ્ણુસહસ્રનામ ભણી એક એક પુષ્પ ચડાવવું.[5-6] તે પુષ્પોનાં નામ સાંભળોઃ—અળસી, કર્ણિકાર, કરેણ, તિલ, ભોરિંગણી, કેવડો, મંદાર, શ્યામ કમલ, કુમુદ, માલતી, ચંપો, જાતી, પાટલા, પુંનાગ, કદંબ, કહલાર મોગરા, અશોક, બોરસડી, અગથીઓ, ખાખરો, કંટકી, કમલ, કોરટ, શ્યામ પુષ્પ અને આમળી—એટલાં વૃક્ષનાં પુષ્પો વિષ્ણુપૂજા માટે ઉત્તમ છે.[7-10]

एवं कुर्वंति ये भक्त्या ते यांति हरिमंदिरम् । आयुष्कामेन कर्तव्यमतसीधात्रिजैस्तथा ॥ ११ ॥ पुत्रकामेन कर्तव्यं बृहतीपूजनं हरेः। करवीरैर्जातिकुसुमैश्चंपकैर्नागकेसरैः ॥ १२ ॥ बकुलीतिलपुन्नागैर्धनकामेन पूजयेत् । कह्लारैः कर्णिकारैश्च मंदारैः कुसुमैः शुभैः ॥ १३ ॥ विद्याकामेन कर्तव्यं विष्णोर्भक्त्या च पूजनम् । पालाशैः पाटलैश्चैव कदंबैः पूजनं महत् ॥ १४ ॥ महाव्याधिविनाशार्थं पारिजातैश्च पूजनम् । वशीकरणकामेन सौवीरैस्तोषयेद्धरिम् ॥ १५ ॥ तस्य विश्वं भवेद्वश्यं नात्र कार्या विचारणा । देवदानवगंधर्वा वशीभवंति नान्यथा ॥१६॥ श्रीकामेन तु कर्तव्यं केतकीपूजनं महत् । एवं हि सर्वपुष्पैश्च सर्वकार्यार्थसिद्धये ॥ १७ ॥ लक्षपूजां प्रकुर्याच्च प्रसन्नो हि हरिर्भवेत् । उद्यापनं यत्र कार्यं मण्डपं तत्र कारयेत् ॥ १८ ॥ आहूय ब्राह्मणान् सर्वान्सुनक्षत्रे शुभे दिने । वेदिका च प्रकर्तव्या मंडपे तु शुभे दिने ॥ १९ ॥ गीतवादित्रघोषेण ब्रह्मघोषेण भूयसा । प्रविश्य मंडपं तत्र आचार्येण द्विजैः सह ॥ २० ॥

જે માણસ ભક્તિથી લાખ પુષ્પોવડે વિષ્ણુનું પૂજન કરે છે, તે વૈકુંઠમાં જાય છે. આયુષ્યની ઇચ્છાવાળાએ અળસી તથા આમળાનાં પુષ્પો ચડાવવાં;[૧૧] પુત્રની ઇચ્છાવાળાએ ભોરિંગણીનાં પુષ્પો ચડાવવાં; ધનની ઇચ્છાવાળાએ કરેણુ, જાતિ, નાગકેસર, બોરસડી, પુન્નાગ અને ચંપાનાં પુષ્પો ચડાવવાં;[૧૨] વિદ્યાની ઇચ્છાવાળાએ ભક્તિથી કલ્હાર, કર્ણિકાર અને મંદારનાં પુષ્પો ચડાવવાં;[૧૩] વ્યાધિના નાશની ઇચ્છાવાળાએ પાટલા, કદંબ, પારિજાત અને ખાખરાનાં પુષ્પો ચડાવવાં;[૧૪] જે માણસ વશીકરણ કરવાની ઇચ્છાથી વિષ્ણુને સૌવીરનાં પુષ્પો ચઢાવે છે, તેને આખું જગત્ વશ થાય છે, એમાં સંશય નથી.[૧૫–૧૬] અને બીજે કોઇ પ્રકારે દેવ, દૈત્ય અને ગંધર્વો વશ થતા નથી–શોભાની ઇચ્છાવાળાએ કેવડાનાં પુષ્પો ચડાવવાં. એ પ્રમાણે સર્વ કામ તથા અર્થ સિદ્ધ થવા માટે સર્વ પુષ્પોવડે લક્ષ પૂજા કરવી, જેથી વિષ્ણુ પ્રસન્ન થાય.[૧૭–૧૮] શુભ નક્ષત્રવાળા, શુભ દિવસે બ્રાહ્મણોને બોલાવવા, જ્યાં ઉદ્યાપન કરાવવાનો વિચાર હોય ત્યાં મંડપ બંધાવવો.[૧૯] તેમાં શુભ દિવસે વેદી કરવી, ગીત ગવરાવવાં, વાજાં વગડાવવાં અને વેદનું ઉચ્ચારણ કરાવતાં આચાર્ય તથા બ્રાહ્મણોની સાથે તે મંડપમાં જવું.[૨૦]

पुण्याहवाचनं कृत्वा आचार्यादीन्वरेत्ततः । उपोष्य दिवसे तस्मिन् रात्रौ जागरणं चरेत् ॥ २१ ॥ वेदिकायां तु कर्तव्यं स्वस्तिकं परमाद्भुतम् । तन्मध्ये तंडुलैः कुर्याच्छ्वेतद्वीपं सुशोभनम् ॥ २२ ॥ पंचपल्लवसंयुक्तं वस्त्रयुग्मेन शोभितम् । तस्योपरि न्यसेत् कुंभं पूर्णपात्रेण संयुतम् ॥ २३ ॥ सौवर्णीं प्रतिमां तत्र स्थापयेच्च हरेर्विभोः । पूजां तत्र प्रकुर्वीत पंचामृतपुरःसरैः ॥ २४ ॥ धूपैर्दीपैश्च नैवेद्यैर्गीतवादित्रनृत्यकैः। वेदशास्त्रपुराणैश्च तां रात्रिं गमयेद्व्रती ॥ २५ ॥ ततः प्रभातसमये सुस्नातश्च शुचिर्भवेत् । स्थंडिलं कारयेत्तत्र स्वशाखोक्तविधानतः ॥ २६ ॥ हवनं च प्रकुर्वीत पायसाऽऽज्यतिलैः पृथक् । मूलमन्त्रेण गायत्र्या विष्णोर्नामसहस्रकैः ॥ २७ ॥ येन मन्त्रेण पूजा वा कृता तेनैव होमयेत् । शर्कराघृतपूर्णेन चरुणा जुहुयात्ततः ॥ २८ ॥ एवं होमः प्रकर्तव्यो ह्यष्टोत्तरसहस्रकम् । ततः स्विष्टकृतं हुत्वा पूर्णाहुतिमतः परम् ॥ २९ ॥ श्रेयःसंपादनं पश्चादाचार्यं पूजयेत्ततः । ब्राह्मणान्भोजयेत्पश्चात्तेभ्यो दद्याच्च दक्षिणाम् ॥ ३० ॥ आचार्यं पूजयेत्सम्यग्वस्त्रालंकरणैः शुभैः । पयस्विनीं च गां दद्याद्धिरण्यादि तथैव च ॥३१॥ सवस्त्रां प्रतिमां तस्मै कुंभद्वीपसमन्विताम् । दत्त्वा क्षमापयेत्पश्चाद्देवदेवं जनार्दनम् ॥ ३२ ॥ येन येन प्रकुर्याच्च लक्षपूजां च विष्णवे । सौवर्णं चैव तत्पुष्पमर्पयेद्धरये ततः ॥ ३३ ॥ ब्राह्मणांश्च सपत्नीकान् भूषणैस्तोषयेत्ततः । प्रदक्षिणानमस्कारान् कृत्वा मूर्ध्नि कृतांजलिः । एवं यः कुरुते पूजां तस्य विष्णुः प्रसीदति ॥ ३४ ॥ इति श्रीविष्णोर्लक्षपुष्पपूजाव्रतं सोद्यापनं संपूर्णम् ॥

પુણ્યાહવાચન કરી આચાર્ય વગેરેને વરાવવા. તે દિવસે ઉપવાસ કરી રાતે જાગરણ કરવું.[૨૧] વેદી ઉપર સુંદર સાથીઓ કરવો. તેની ઉપર ઉત્તમ શ્વેતદ્વીપ કરવો. તેની ઉપર ઘડાની સ્થાપના કરી તેમાં પંચપલ્લવ નાંખી, તેને બે વસ્ત્રો વીંટી ઉપર પૂર્ણપાત્ર રાખવું.[૨૨–૨૩] તેપર વિષ્ણુની સોનાની મૂર્તિની સ્થાપના કરવી. પંચામૃત, ધૂપ, દીપ અને નૈવેદ્ય વગેરેથી પૂજા કરી ગીત ગાતાં, વાજાં વગાડવાં અને નૃત્ય કરવું. રાતે જાગરણ કરવું ને વેદ, શાસ્ત્ર ને પુરાણનું શ્રવણ કરવું.[૨૪–૨૫] પછી પ્રાતઃકાળમાં સ્નાન કરી પવિત્ર થઈ સ્થંડિલ કરવું. પછી પોતાની શાખામાં કહેલા વિધિથી હોમ કરવો.[૨૬] મૂલમંત્ર, વિષ્ણુ ગાયત્રી, વિષ્ણુસહસ્રનામ અથવા જે મંત્રથી પૂજા કરી હોય, તે મંત્ર ભણી દૂધપાક, તિલ અને ઘીની જૂદી જૂદી આહુતિ આપવી. પછી ઘી તથા સાકરવાળા ચરુનો હોમ કરવો.[૨૭–૨૮] એવી રીતે એક હજાર આઠ વખત હોમ કરી સ્વિષ્ટકૃત્ હોમ કરી પૂર્ણાહુતિ કરવી.[૨૯] ફલ લીધા પછી આચાર્યની પૂજા કરવી અને બ્રાહ્મણોને જમાડી દક્ષિણા આપવી.[૩૦] ઉત્તમ વસ્ત્ર તથા અલંકારથી આચાર્યને પ્રસન્ન કરી પુષ્કળ દૂધવાળી ગાય, સુવર્ણ વગેરે ધન, વસ્ત્રવાળી મૂર્તિ, કુંભ અને દ્વીપ સઘળું તેને આપવું.[૩૧] પછી દેવના પણ દેવ એવા વિષ્ણુની પાસે ક્ષમા માગવી. જે લાખ પુષ્પોવડે વિષ્ણુની પૂજા કરી હોય, તે પુષ્પો સોનાનાં કરાવી વિષ્ણુને ચડાવવાં, તથા અલંકાર વગેરે આપી બ્રાહ્મણ તથા તેઓની સ્ત્રીઓને પ્રસન્ન કરવાં.[૩૨–૩૩] અંતે

પ્રદક્ષિણા, નમસ્કાર કરી હાથ જોડી ઉભું રહેવું. એ પ્રકારે વિષ્ણુની લક્ષ પુષ્પ પૂજા કરવાનો પ્રકાર તથા તેનું ઉદ્યાપન કહેલું છે.[૩૪]

ઇતિ લક્ષપૂજાપ્રકાર સમાપ્ત

# વર્તિવ્રતનો પ્રકાર

## ૧૬ બિલ્વવર્તિ* વ્રતનો પ્રકાર (૧)

अथ बिल्ववर्तिव्रतविधिः ॥ द्रौपद्युवाच– बिल्ववर्तिविधिं ब्रूहि दुर्वासः सर्वदर्शन । कस्मिन्काले समारंभः कस्मिंश्चैव समापनम् ॥ १ ॥ दुर्वासा उवाच–राजपुत्रि प्रवक्ष्यामि विधानं सर्वकामदम् । श्रद्धा वित्तं यदा स्यात्तु तदैव प्रारभेद्व्रतम् ॥ २ ॥ कार्पासस्य स्वहस्तेन तंतुं निष्कास्य यत्नतः । स्वकीयैर्वापि विप्राद्यैरंगुलीत्रयसंमिता ॥ ३ ॥ त्रिवृता शोभना चैव बिल्ववर्तिकयाहृता । तां तु संवर्तयेद्वर्तिं स्वप्रदेशिनिसंमिताम् ॥ ४ ॥ एवं लक्षमिताः कार्याः शक्तौ कोटिमिता अपि । घृते निमज्य वा तैले स्थापयेत्ताम्रपात्रके ॥ ५ ॥ स्थापयेन्मृन्मये वापि प्रत्यहं संख्ययाऽन्विताः । श्रावणे माधवे माघे कार्तिके तु विशेषतः ॥ ६ ॥ दिनेदिने सहस्रं तु अर्पयेद्बिल्ववर्तिकाः । त्र्यंबकेश्वरमुद्दिश्य देवागारे विशेषतः ॥ ७ ॥ गंगातीरेऽथवा गोष्ठे यद्वा ब्राह्मणसन्निधौ । प्रज्वालयेत्तु पूजांते ब्रह्मलोकजिगीषया ॥ ८ ॥ नारी वा पुरुषो वापि भक्तियुक्तेन चेतसा । एकस्मिन्नेव दिवसे ज्वालयेद्यदि संभृतिः ॥ ९ ॥ एवं संपाद्य वैशाख्यां कार्तिक्यां वा विशेषतः । माघ्यां वाप्यथवा यस्यां कस्यांचित्पूर्णिमातिथौ ॥ १० ॥

દ્રૌપદી પૂછે છે–હે સર્વજ્ઞ ! હે દુર્વાસા મુનિ ! બિલ્વવર્તિનો પ્રકાર કહો. તેનો ક્યારે આરંભ કરવો અને ક્યારે સમાપ્તિ કરવી, તે પણ કહો.[૧] દુર્વાસા કહે છે–હે રાજપુત્રિ ! સર્વ કામના પૂર્ણ કરનાર બિલ્વવર્તિનું વિધાન કહું છું. જ્યારે ધન અને શ્રદ્ધા થાય ત્યારે આ વ્રતનો આરંભ કરવો.[૨] પોતાને હાથે રૂ કાંતવું, પણ તેમ ન બને તો પોતાનાં મનુષ્ય વા બ્રાહ્મણ વગેરેની પાસે કંતાવવું.[૩] તે કાંતેલા કપાસની ત્રણ આંગળની ત્રેવડી વાટને 'બિલ્વવર્તિ' કહે છે. તે વાટને સારી રીતે વળ આપવો.[૪] તેવી લાખ વાટ કરવી ને જો શક્તિ હોય તો કરોડ વાટ કરવી. તેને ઘી કે તેલમાં ઝબોળી, ત્રાંબાના વા માટીના પાત્રમાં રાખવી.[૫] એ પ્રમાણે હંમેશાં કરવું ને તેની સંખ્યા ગણી રાખવી. પછી શ્રાવણ, વૈશાખ, માઘ વા કાર્તિક માસમાં આ વ્રતનો આરંભ કરવો.[૬] પ્રતિદિન હજાર હજાર વાટ શિવાલયમાં મહાદેવના ઉદ્દેશથી પ્રકટાવવી.[૭] પ્રથમ પૂજા કરવી ને પૂજા થયા પછી ગંગાતીર, ગોંદરો વા બ્રાહ્મણના સમીપમાં તે વાટો પ્રકટાવવી.[૮] સ્ત્રી અથવા પુરુષ જેને બ્રહ્મલોકની પ્રાપ્તિની ઇચ્છા હોય, તેણે ભક્તિથી એ વ્રત કરવું.[૯] જો સઘળી તજવીજ થઇ ગઇ હોય તો એક જ દિવસે સઘળી વાટો સળગાવવી. એ પ્રમાણે સઘળું કરી વૈશાખ, કાર્તિક અથવા માઘ માસની પૂર્ણિમા વા હરકોઇ પૂર્ણિમાને દિવસે ઉદ્યાપન કરવું.[૧૦]

प्रातः स्नात्वा शुचिर्भूत्वा कुर्यादुद्यापनं बुधः । गणेशं पूजयेत्स्वस्ति वाच्य नांदीं च कारयेत् ॥ ११ ॥ आचार्यं वरयेत्पश्चात्सर्वलक्षणसंयुतम् । देवागारेऽथवा गोष्ठे शुद्धे वा स्वीयमंदिरे ॥ १२ ॥ पुष्पमंडपिकां कृत्वा पट्टकूलादिवेष्टिताम् । तन्मध्ये लिंगतोभद्रं रचयेल्लक्षणान्वितम् ॥ १३ ॥ ततो वै रुद्रकोणे तु रचयेद्वेदिकां व्रती । वस्त्रेणाच्छादितां कृत्वा रचयेत्तत्र तंडुलैः ॥ १४ ॥ अष्टपत्रान्वितं पद्मं कर्णिकाभिः समन्वितम् । कलशं स्थापयेत्तत्र अव्रणं सजलं तथा ॥ १५ ॥ ताम्रं वा मृन्मयं पात्रं तस्योपरि न्यसेत्सुधीः । तस्योपरि न्यसेद्देवमुमया सहितं शिवम् ॥ १६ ॥ सुवर्णनिर्मितं कृत्वा वृषभेण समन्वितम् । रजतस्य दीपपात्रं कृत्वा शक्त्या यथाविधि ॥ १७ ॥ सुवर्णवर्तिकां कृत्वा तन्मध्ये स्थापयेत्सुधीः । कृत्वा तु लिंगतोभद्रे ब्रह्माद्यावाहनं व्रती ॥ १८ ॥ ततः पूजां विनिर्वर्त्य महासंभारविस्तरैः । परमान्नं च नैवेद्यं भक्त्या देवाय दापयेत् ॥ १९ ॥ उपोष्य जागरं कुर्याद्रात्रौ सत्कथया मुदा । ततः प्रभाते विमले जले स्नात्वा प्रसन्नधीः ॥ २० ॥ वर्तिसंख्यादशांशेन तर्पणं कारयेद्व्रती । तर्पणस्य दशांशेन होमं कुर्यात्प्रयत्नतः ॥ २१ ॥

તે દિવસે પ્રાતઃકાળમાં સ્નાન કરી પવિત્ર થઈ ગણેશનું પૂજન કરી સ્વસ્તિવાચન કરી નાંદીશ્રાદ્ધ કરવું,[૧૧] વિદ્વાન્ બ્રાહ્મણને આચાર્ય કરવા; દેવાલયમાં, ગોંદરામાં, પવિત્ર સ્થળમાં અથવા પોતાને ઘેર પુષ્પનો નાનો સરખો મંડપ બાંધવો.[૧૨] તેને ચારે તરફ કપડાં વીંટી શોભા કરવી. તેની મધ્યમાં ઉત્તમ લિંગતોભદ્ર મંડળ ભરવું.[૧૩] તેની ઈશાન બાજુમાં વેદી કરવી, ને તેની ઉપર વસ્ત્ર ઢાંકી કર્ણિકાવાળું ચોખાનું અષ્ટદલ કમલ કરવું.[૧૪] તેની ઉપર છિદ્રરહિત જળથી ભરેલા ઘડાની સ્થાપના કરવી. તેની ઉપર ત્રાંબાનું વા માટીનું સારૂં પાત્ર રાખવું,[૧૫] અને તેમાં પાર્વતી તથા પોઠીઆ સહિત શંકરની સોનાની મૂર્તિની સ્થાપના કરવી.[૧૬] વિધિથી યથાશક્તિ રૂપાનું દીપપાત્ર ( કોડિયું ) કરાવી તેમાં સોનાની વાટ રાખવી.[૧૭] પછી મંડલમાં બ્રહ્મા વગેરે દેવતાઓની સ્થાપના કરવી.[૧૮] મોટા વૈભવથી પૂજા કરી મહાદેવને ભક્તિથી પરમાન્નનું નૈવેદ્ય કરવું.[૧૯] તે દિવસે ઉપવાસ કરવો. રાતે હર્ષથી જાગરણ કરીને સત્કથા સાંભળવી. જ્યારે પ્રાતઃકાલ થાય ત્યારે સ્વચ્છ જળથી સ્નાન કરી જેટલી વાટો પ્રગટી હોય તેના

* ત્રણ તાંતણાની અને ત્રણ આંગળની વાટ બિલ્વવર્તિ કહેવાય છે.

દશમા ભાગનું તર્પણ કરવું ને તર્પણના દશમા ભાગનો હોમ કરવો.[૨૦–૨૧]

**तिलाज्यचरुभिर्बिल्वै रुद्रमन्त्रेण सादरम् । अष्टोत्तरसहस्रं वा कुर्याच्छक्त्यनुसारतः ॥ २२ ॥ नमः शंभव इत्येव मंत्रो रुद्राक्षरैर्मितः । आचार्याय प्रदातव्या गौः सवत्सा पयस्विनी ॥ २३ ॥ विसर्जयेत्ततो देवं ब्रह्मादिसहितं पुनः । ब्रह्मादिमंडलं मूर्तिं दद्यात्सोपस्करां तथा ॥ २४ ॥ यजमानमथाचार्यस्त्वभिषिंचेद्गृहान्वितम् । दद्याच्च भूयसीं कर्म समाप्याथ विचक्षणः ॥ २५ ॥ होमस्य तु दशांशेन ब्राह्मणान्भोजयेत्ततः । दत्त्वा च दक्षिणां तेभ्यो गृह्णीयादाशिषः शुभाः ॥ २६ ॥ वर्धमानं रौप्यमयं हेमवर्तिसमन्वितम् । अथवा कांस्यपात्रं च घृतेनापूरितं शुभम् ॥२७॥ ब्राह्मणाय प्रदातव्यं दक्षिणासहितं शुभम् । ततो भुञ्जीत तच्छेषं शिष्टैरिष्टैश्च बंधुभिः ॥ २८ ॥ एवं द्रुपदराजेंद्रपुत्रि सत्यव्रतेऽनघे । लक्षबिल्ववर्तिविधिस्तवाग्रे कथितो मया ॥ २९ ॥**

રુદ્રમંત્ર ભણી તિલ, ઘી, ચરુ અને બીલીની આદરથી આહુતિ આપવી. જો શક્તિ ન હોય તો એક હજાર આઠ આહુતિ આપથી.[૨૨] 'नमः शंभवे'० એ મંત્ર વા 'नमो रुद्राय'० એ મંત્ર ભણી હોમ કરવો. આચાર્યને પુષ્કળ દૂધવાળી તથા વાછડાંવાળી ગાય આપવી.[૨૩] પછી બ્રહ્માદિ સહિત શંકરનું વિસર્જન કરવું. મંડળ, મૂર્તિ અને બીજો ઉપસ્કર સઘળું આચાર્યને આપવું.[૨૪] આચાર્યે યજમાન ઉપર તેના ઘરમાં જ અભિષેક કરવો. કર્મ સમાપ્ત થયા પછી યજમાને ભૂયસી દક્ષિણા આપવી.[૨૫] હોમના દશમા ભાગના બ્રાહ્મણો જમાડવા અને તેઓને દક્ષિણા આપી આશીર્વાદ લેવો.[૨૬] સોનાની વાટવાળું પાત્ર તથા ઘીથી ભરેલું કાંસાનું પાત્ર બ્રાહ્મણને આપવું. તેની ઉપર પણ દક્ષિણા આપવી.[૨૭] પછી બાકી રહેલા અન્નનું, સત્પુરુષો, મિત્રો તથા સગાસંબંધીઓની સાથે ભોજન કરવું.[૨૮] હે દ્રૌપદી! હે સત્ય વ્રતવાળી! હે કલ્યાણિ! એ પ્રકારે લક્ષ બિલ્વવર્તિનો પ્રકાર મેં તમારી પાસે કહી સંભળાવ્યો.[૨૯]

**यं कृत्वा भक्तिभावेन नारी वा पुरुषोऽपि वा । दारिद्र्यतमसः सद्यो मुच्यते नात्र संशयः ॥ ३० ॥ पुत्रपौत्रप्रपौत्रैश्च सुखं संप्राप्य भूतले । अंते दिव्यविमानेन लभते ज्वलितं पदम् ॥ ३१ ॥ नैषधाधिपतेर्भार्या भर्तृदर्शनलालसा । कृत्वा व्रतमिदं प्राप राज्यं भर्तृसुतान्वितम् ॥३२॥ अन्याभिर्ऋषिपत्नीभिर्ऋषिभिश्चापि तत्त्वगैः । कृतमेतद्व्रतं देवि स्वस्वकामार्थसिद्धये ॥ ३३ ॥ राजपुत्रि महाभागे वनव्यसनदुःखिते । कुरुष्वैतद्व्रतं सम्यक् मा कृथाः काललंघनम् ॥ ३४ ॥ अयं कार्तिकमासश्च मासानामुत्तमोत्तमः । आगामिन्यां पौर्णमास्यामुद्यापनविधिं चर ॥ ३५॥ सूत उवाच– इदं दुर्वाससा ख्यातं द्रौपद्यै व्रतमुत्तमम् । ये करिष्यंति मनुजास्ते लभेयुः समीहितम् ॥ ३६ ॥ इति जैमिनीये आरण्यके बिल्ववर्तिव्रतं सोद्यापनं संपूर्णम् ॥**

એ વ્રત કરવાથી સ્ત્રી વા પુરુષ સર્વે દરિદ્રપણાથી મુક્ત થાય છે ને આ લોકમાં, પુત્ર, પૌત્ર, પ્રપૌત્રની સાથે સુખ ભોગવી, અંતે દિવ્ય વિમાનમાં બેસી પ્રકાશવાળા લોકમાં જાય છે, એમાં સંશય નથી.[૩૦–૩૧] પતિને મળવાની ઇચ્છાથી દમયંતીએ આ વ્રત કર્યું હતું, તેથી તેને પતિ તથા પુત્રનો મેળાપ થયો હતો અને રાજ્ય પણ મળ્યું હતું.[૩૨] હે દેવિ! પોતપોતાની કાર્યસિદ્ધિ માટે બીજી પણ ઋષીપત્નીઓએ તથા તત્ત્વજ્ઞ ઋષિઓએ આ વ્રત કર્યું હતું.[૩૩] હે રાજપુત્રિ! હે મહાભાગે! તમે વનવાસથી દુઃખી થાઓ છો, માટે વિલંબ નહીં કરતાં વિધિથી આ વ્રત કરો.[૩૪] આ કાર્તિક માસ સઘળા માસોમાં અતિ ઉત્તમ છે, માટે આવતી પૂર્ણિમાને દિવસે ઉદ્યાપન કરો.[૩૫] સૂત કહે છે—આ ઉત્તમ વ્રત દુર્વાસા ઋષિએ દ્રૌપદીને કહ્યું હતું, જે માણસ આ વ્રત કરશે, તેના મનોરથો સિદ્ધ થશે. એ પ્રમાણે જૈમિનીયમાં આરણ્યક પ્રકરણમાં બિલ્વવર્તિ વ્રત અને તેનું ઉદ્યાપન કહેલું છે.[૩૬]

## ૧૭ રુદ્રવર્તિ* વ્રતનો પ્રકાર (૨)

**अथ रुद्रवर्तिव्रतविधिः ॥ नारद उवाच– देवदेव जगन्नाथ जगदानंदकारक । कौतूहलपूर्वकं वै कंचित्प्रश्नं करोम्यहम् ॥ १ ॥ श्रुतानि देवदेवेश व्रतानि नियमास्तथा । तीर्थानि च मया देव यज्ञदानान्यनेकशः ॥ २ ॥ नास्ति मे निश्चयो देव भ्रामितोऽहं त्वया पुनः । कथयस्व महादेव यद्गोप्यं व्रतमुत्तमम् ॥ ३ ॥ शिव उवाच– शृणु नारद यत्नेन व्रतानामुत्तमं व्रतम् । रुद्रवर्त्यभिधं पुण्यं सर्वोपद्रवनाशनम् ॥ ४ ॥ सुखसंपत्करं चैव पुत्रराज्यसमृद्धिदम् । शंकरप्रीतिजनकं शिवलोकप्रदं शुभम् ॥ ५ ॥ स्वभर्त्रा सह नारीणां महास्नेहकरं परम् । शृणु नारद यत्नेन गिरिशो येन तुष्यति ॥ ६ ॥ दीपानां लक्षदानं यः कुर्यात्परमधार्मिकः । यावत्कालं प्रज्वलंति दीपास्तु शिवसन्निधौ ॥ ७ ॥ ब्रह्मणो युगसाहस्रं दाता स्वर्गे महीयते । कार्पासवर्तिकायुक्ता दीपा दत्ताः शिवालये ॥ ८ ॥ सुचिरं तेऽपि कैलासे तिष्ठंति शिवमूर्तयः । एवं हि बहवः संति दीपाश्च द्विजसत्तम ॥ ९ ॥ अधुना संप्रवक्ष्यामि यत्पूर्वैः कथितं तव । यत्कृत्वा कृतकृत्याः स्युर्देवासुरमुनीश्वराः ॥ १० ॥ एवं ज्ञात्वा न कुर्वंति ते ज्ञेया दुःखभागिनः । रुद्रवर्तिसमं नास्ति त्रिषु लोकेषु सुव्रतम् ॥ ११ ॥ अतएव सदा कार्यं व्रतमेतत्सुदुर्लभम् । मयाऽऽख्यातं व्रतमिदं किमन्यच्छ्रोतुमिच्छसि ॥ १२ ॥**

* અગીઆર તાંતણાથી બનાવેલી વાટ રુદ્રવર્તી કહેવાય છે.

નારદ પૂછે છે–હે દેવના દેવ ! હે જગન્નાથ ! હે જગતને આનંદ આપનાર ! હે શંકર ! હું કૌતુકથી કોઇએક પ્રશ્ન પૂછું છું.[૧] હે દેવદેવ ! હે ઇશ ! મેં અનેક વ્રતો, નિયમો, તીર્થો, દાનો અને યજ્ઞો સાંભળ્યા.[૨] તથાપિ મને નિશ્ચય થતો નથી. કારણ કે આપે મને ભમાવી દીધેલો છે, માટે હે મહાદેવ ! જે ગુપ્ત અને ઉત્તમ વ્રત હોય તે કહો.[૩] શંકર કહે છે–હે નારદ ! જે વ્રત સર્વ વ્રતોમાં ઉત્તમ છે, પુણ્યકારક છે, સઘળા ઉપદ્રવોનો નાશ કરનાર છે, સુખ સંપત્તિ આપનાર છે, પુત્ર, રાજ્ય અને સમૃદ્ધિ આપનાર છે, શિવને પ્રસન્ન કરનાર છે, કૈલાસમાં પહોંચાડનાર છે, પોતાના પતિની સાથે સ્ત્રીઓને અતિ સ્નેહ વધારનાર છે અને જેથી મહાદેવ પ્રસન્ન થાય છે, એવું રુદ્રવર્તિ નામનું વ્રત છે, તે સાંભળો.[૪–૬] જે માણસ લાખ દીવા કરે છે તે પરમ ધર્મિષ્ઠ માણસ થઇ, જ્યાં સુધી શંકરની પાસે તે દીવા બળે છે, તેટલા બ્રહ્માના હજાર યુગ સુધી સ્વર્ગમાં પૂજાય છે. જે માણસ શિવાલયમાં કપાસની વાટવાળા દીવા કરે છે, તે શંકરના જેવો થઇ કૈલાસમાં રહે છે, હે નારદ ! એ પ્રકારે અનેક દીવા છે.[૭–૯] હવે પ્રાચીન લોકોએ જે કહેલું છે, તે વ્રત તમારી પાસે કહું છું, જે કરવાથી દેવ, દૈત્ય અને મોટા મોટા મુનિઓ કૃતાર્થ થાય છે.[૧૦] પણ એ જાણીને જે માણસો તે વ્રત કરતાં નથી, તે દુઃખભાગી જ સમજવાં. ત્રણે લોકોમાં રુદ્રવર્તિ જેવું કોઇ ઉત્તમ વ્રત નથી;[૧૧] માટે અતિ દુર્લભ આ વ્રત હરકોઇએ અવશ્ય કરવું. હે નારદ ! મેં આ વ્રત કહી સંભળાવ્યું, હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો ?[૧૨]

नारद उवाच– केन चीर्णं व्रतमिदं कथयस्व प्रसादतः। पूजाविधिं च मे ब्रूहि उद्यापनसमन्वितम् ॥ १३ ॥ शिव उवाच– श्रृणु नारद देवर्षे यत्त्वं श्रोतुमिहेच्छसि । तदहं ते प्रवक्ष्यामि विस्तरेण महामते ॥ १४ ॥ क्षिप्रायास्तु तटे रम्ये पुरी चोज्जयिनी शुभा। तस्यामासीत्सुगंधा च वारस्त्री त्वतिसुंदरी ॥ १५ ॥ तया शुल्कं कृतं विप्र युवभिश्च सुदुःसहम्। सुवर्णानां शतं सार्ग्रं प्रतिज्ञातं च तैः कृतम् ॥१६॥ युवानश्च तया विप्रा भ्रंशिताश्च सुगंधया । राजानो राजपुत्राश्च नग्नीकृत्य पुनः पुनः ॥ १७ ॥ तेषां भूषा गृहीत्वा च धिक्कृतास्ते सुगंधया । एवं हि बहवो लोका लुंठिताश्च सदा तया ॥ १८ ॥ कदाचित्सा गता क्षिप्रां कौतुकाविष्टमानसा । ददर्श च मनोरम्यामृषिभिः परिसेविताम् ॥ १९ ॥ केचिद्ध्यानपरा विप्राः केचिज्जपपरायणाः । केचिच्छिवार्चका विप्राः केचिद्विष्णुप्रपूजकाः ॥ २० ॥ तेषां मध्ये वसिष्ठो हि तया दृष्टो महामुनिः । उपविष्टः कर्मसु वै कुशलो नीतिमार्गवित् ॥ २१ ॥ तस्या धर्मेऽभवद्बुद्धिर्भाविपुण्यबलात्तदा । विगताशा जीवने सा विषयेषु विशेषतः ॥ २२ ॥ विनम्रकंधरा भूत्वा प्रणिपत्य पुनः पुनः। स्वकर्मपरिहाराय पप्रच्छ मुनिपुंगवम् ॥ २३ ॥

નારદ પૂછે છે–હે શંકર ! આ વ્રત કોણે કર્યું હતું તે, તેની પૂજાનો પ્રકાર અને તેનું ઉદ્યાપન, એ સઘળું કૃપા કરી મને કહો.[૧૩] શંકર કહે છે–હે નારદ ! તમે જે સાંભળવા ઇચ્છો છો, તે હું વિસ્તારથી કહું છું તે સાંભળો.[૧૪] ક્ષિપ્રા નદીના કીનારા ઉપર ઉજ્જયિની નામની સુંદર નગરી છે, તેમાં સુગંધા નામની એક લાવણ્યસંપન્ન વેશ્યા રહેતી હતી.[૧૫] યુવાન્ પુરુષોએ ન અપાય તેટલું તેણીએ શુલ્ક* રાખ્યું હતું, એટલે સો સુવર્ણથી વધારે લેવાનો ઠરાવ કર્યો હતો.[૧૬] તે કબૂલ કરીને પણ ઘણા શોખીન લોકો તેની પાસે જતા હતા. તે સુગંધાએ કેટલાક બ્રાહ્મણોને ભ્રષ્ટ કર્યા હતા, કેટલાક રાજાઓ તથા રાજકુમારોનાં વસ્ત્ર અલંકાર ઉતારી દિગંબર કરી, તેઓને અનેક વખત હાંકી કાઢ્યા હતા. એ પ્રકારે ઘણા લોકોને તેણીએ લુંટી લીધા હતા.[૧૭–૧૮] હવે એક વખતે એવું બન્યું કે, સુગંધા કૌતુકથી અતિ સુંદર અને મુનિઓએ સેવિત ક્ષિપ્રા નદી ઉપર ફરવા નીકળી હતી.[૧૯] ત્યાં કેટલાક બ્રાહ્મણો ધ્યાન કરતા હતા, કેટલાક જપ કરતા હતા, કેટલાક શિવપૂજન કરતા હતા અને કેટલાક વિષ્ણુપૂજન કરતા હતા.[૨૦] તેઓની વચમાં બેઠેલા, કર્મમાં કુશળ અને નીતીમાર્ગ જાણનાર મુનિરાજ વસિષ્ઠ મુનિ, તેણીના જોવામાં આવ્યા.[૨૧] કોઇક ભાવી પુણ્યના બલથી એ સુગંધાની ધર્મમાં બુદ્ધિ થઇ, તેથી જીવવાની ને વિશેષે કરી, વિષયસુખની આશા છોડી દઇ. મસ્તક નમાવી, વારંવાર પ્રણામ કરી, પોતે કરેલાં પાપોના પરિહારમાટે તેણીએ મુનિરાજને પૂછ્યું.[૨૨–૨૩]

सुगंधोवाच– अनाथनाथ विप्रेंद्र सर्वविद्याविशारद । प्रसीद पाहि मां देव शरणागतवत्सल ॥ २४ ॥ मया कृतानि विप्रेंद्र पापानि सुबहूनि च । नाशाय तेषां पापानां कारणं ब्रूहि मे प्रभो ॥ २५ ॥ शिव उवाच– एवमुक्तस्तया विप्रो वसिष्ठो मुनिरादरात् । तथा ज्ञातं च तत्सर्वं तस्याः कर्म पुरातनम् ॥ २६ ॥ ततोऽब्रवीत्स च मुनिर्वचस्तां सत्यसंगरः ॥ वसिष्ठ उवाच– श्रृणु सुश्रोणि सुभगे तव पापस्य संक्षयः ॥ २७ ॥ येन जातेन पुण्येन तत्सर्वं कथयामि ते । यच्च तीर्थं महापुण्यं त्रिषु लोकेषु विश्रुतम् ॥ २८ ॥ प्रयागमिति विख्यातं सर्वदेवैश्च रक्षितम् । गत्वा तत्र कुरुक्षेत्रे व्रतं त्रैलोक्यदुर्लभम् ॥ २९ ॥ रुद्रवर्त्यभिधं पुण्यं शिवप्रीतिकरं परम् । कार्पासतंतुभिः कार्या रुद्रवर्ती शिवप्रिया ॥ ३० ॥ स्वहस्तेन कर्तितव्यं सूत्रं चैतं दृढं शुभम् । एकादशैस्तंतुभिश्च कारयेद्रुद्रवर्तिकाः ॥ ३१ ॥

* આવનાર પુરુષો પાસેથી વેશ્યાએ લેવાના ધનને શુલ્ક કહે છે.

कक्षसंख्यायुताश्चैव गव्याज्येन परिप्लुताः । सौवर्णे राजते ताम्रे मृन्मये वा नवे दृढे ॥ ३२ ॥ पात्रे च स्थापयेद्वर्तीर्घृततैलेन पूरयेत् । देयाः शिवालये नित्यं भक्तियुक्तेन चेतसा ॥ ३३ ॥ कृत्वा व्रतमिदं भद्रे प्राप्स्यसि त्वं परां गतिम् ॥

સુગંધા કહે છે–હે અશરણના શરણ ! હે વિપ્રેંદ્ર ! આપ સર્વ વિદ્યામાં પ્રવીણ છો. મજપર આપ પ્રસન્ન થાઓ. હે મહારાજ ! આપ શરણે આવેલાં ઉપર દયા રાખો છો, માટે મારું રક્ષણ કરો.[૨૪] હે મહારાજ ! હે પ્રભો ! મેં ઘણાં પાપો કર્યાં છે, તેઓના નાશમાટે કોઇ ઉપાય બતાવો.[૨૫] શિવ કહે છે–એવાં વેશ્યાનાં વચનો આદરથી સાંભળી, તેનાં આગલાં સઘળાં કર્મો જાણી, વસિષ્ઠ મુનિ તેને કહેવા લાગ્યા. વસિષ્ઠ કહે છે–હે સુંદરિ ! જે ઉત્તમ વ્રત કરવાથી તારાં સઘળાં પાપો નષ્ટ થાય તેવું વ્રત કહું છું, તે સાંભળ.[૨૬–૨૭] જે મહાપુણ્યકારક, ત્રણે લોકોમાં વિખ્યાત, અને જેની ઉપર દેવતાઓની રક્ષા છે, તે પ્રયાગ નામના તીર્થમાં કુરુક્ષેત્રમાં જઇ રુદ્રવર્તિ નામનું વ્રત કર. આ વ્રત પુણ્યકારક મહાદેવને પ્રસન્ન કરનાર અને ત્રણે લોકોમાં દુર્લભ છે. કપાસના તાંતણાની રુદ્રવર્તિ કરવી. તે શંકરને પ્રિય છે.[૨૮–૩૦] ઉત્તમ અને સફેત કપાસને પોતાને હાથે કાંતવું, પછી તેના અગીઆર અગીઆર તાંતણાની રુદ્રવર્તિઓ કરવી.[૩૧] એક લાખ રુદ્રવર્તિ કરી ઘીમાં ભીંજાવવી અને તેને સોનાનાં, રૂપાનાં, ત્રાંબાનાં વા માટીનાં નવાં મજબૂત પાત્રમાં રાખી તેમાં ઘી પૂરવું. જો શક્તિ ન હોય તો તે વર્તિઓ તેલમાં ભીંજવવી અને પાત્રમાં પણ તેલ જ પૂરવું. પછી તે રુદ્રવર્તિઓ હંમેશ ભક્તિથી શિવાલયમાં પ્રગટાવવી.[૩૨–૩૩] હે કલ્યાણિ ! આ વ્રત કરવાથી તું ઉત્તમ ગતિને પામીશ.

शिव उवाच– ततः सा कोशमादाय भृत्यं चैव सुमित्रकम् ॥ ३४ ॥ आयाता तीर्थराजं वै दत्त्वा दानानि सर्वशः । व्रतं कृत्वा ययौ काश्यां सुमित्रेण समन्विता ॥ ३५ ॥ कृत्वा सर्वाणि तीर्थानि विश्वेशं प्रणिपत्य च । उषित्वा रजनीमेकां जागरश्च तया कृतः ॥ ३६ ॥ स्नात्वा चोत्तरवाहिन्यां दत्त्वा दानानि भूरिशः । ततश्चक्रे व्रतं विप्र वसिष्ठेनोदितं च यत् ॥ ३७ ॥ यथोक्तविधिना पूर्वं तया चानुष्ठितं व्रतम् । ततः सा स्वशरीरेण तस्मिँल्लिङ्गे लयं ययौ ॥ ३८ ॥ एवं या कुरुते नारी व्रतमेतत्सुदुर्लभम् । यं यं चिंतयते कामं तं तं प्राप्नोत्यसंशयम् ॥३९॥ पुत्रान् पौत्रान् धनं धान्यं लभते नात्र संशयः । प्रसंगेनापि वक्ष्यामि माणिक्यवर्तिसंज्ञकम् ॥ ४० ॥ ( व्रतमिति शेषः )॥ तस्या दानेन विप्रेंद्र ममार्धासनभागिनी । जातास्ति मत्प्रिया सा हि यावदाभूतसंप्लवम् ॥ ४१ ॥ अथ चोद्यापनं वक्ष्ये व्रतसंपूर्तिहेतवे । प्रारभेत्कार्तिके माघे वैशाखे श्रावणे तथा ॥ ४२ ॥ तेष्वेवोद्यापनं कार्यं यथोक्तविधिना ततः । अष्टकर्णिकया युक्तं मंडलं कारयेच्छुभम् ॥ ४३ ॥ कलशं स्थापयेत्तत्र पिधानेन समन्वितम् । रौप्यं ताम्रं मृन्मयं वा वस्त्रयुग्मेन वेष्टितम् ॥ ४४ ॥ तस्योपरि न्यसेद्देवमुमया सहितं शिवम् । सुवर्णनिर्मितं चैव वृषभेण समन्वितम् ॥ ४५ ॥

શંકર કહે છે–એવાં વસિષ્ઠ ઋષિનાં વચન સાંભળી એ સુગંધા પોતાનો ખજાનો લઇ, સુમિત્ર નામના નોકરની સાથે, પ્રયાગમાં આવી. ત્યાં વ્રત કરી સઘળાં દાનો આપી સુમિત્રની સાથે કાશીમાં ગઇ.[૩૪–૩૫] ત્યા સઘળાં તીર્થોમાં સ્નાન કરી વિશ્વનાથને પ્રણામ કરી એક રાત્રિ ત્યાં રહી અને જાગરણ કર્યું.[૩૬] તેણે ગંગામાં સ્નાન કરી ઘણાં દાનો આપ્યાં. પછી તેણીએ વસિષ્ઠ ઋષિએ જે વ્રત કહ્યું હતું તે વ્રત કર્યું.[૩૭] અને તે સર્વ વિધિથી કર્યું. તેના પુણ્યથી તે મનુષ્ય દેહથી એ લિંગમાં મળી ગઇ.[૩૮] એવી રીતે જે સ્ત્રી આ ઉત્તમ વ્રત કરે છે, તેના સર્વ મનોરથો સિદ્ધ થાય છે તથા પુત્ર, પૌત્ર, ધન અને ધાન્ય મળે છે, એમાં સંશય નથી. હવે પ્રસંગોપાત્ત માણિક્યવર્તિ નામનું વ્રત કહું છું.[૩૯–૪૦] તે વ્રત કરવાથી જ આ મારી પ્રિયા પાર્વતી, પ્રલયપર્યંત મારું અર્ધાસન ભોગવવાવાળી થયેલી છે.[૪૧] એ વ્રત પૂરું થવા માટે ઉદ્યાપન આ પ્રમાણે કરવું. કાર્તિક, માઘ, વૈશાખ વા શ્રાવણ માસમાં એ વ્રતનો આરંભ કરવો અને કાર્તિક, વગેરે માસોમાં જ ઉદ્યાપન કરવું. આઠ કર્ણિકાવાળું ઉત્તમ મંડળ કરાવવું.[૪૨–૪૩] તેની ઉપર રૂપાંનાં, વા માટીનાં બે વસ્ત્રોથી વીંટેલા ઘડાની સ્થાપના કરી તેની ઉપર પૂર્ણપાત્ર રાખવું.[૪૪] તેની ઉપર પાર્વતી અને પોઠીઆ સહિત શંકરની ( મારી ) સોનાની મૂર્તિની સ્થાપના કરવી.[૪૫]

रजतस्य दीपपात्रं कृत्वा शक्त्या यथाविधि । सुवर्णवर्तिकां कृत्वा तन्मध्ये स्थापयेत्सुधीः ॥ ४६ ॥ पूर्वोक्तेन विधानेन पूजां कृत्वा समाहितः । रात्रौ जागरणं कृत्वा कथाश्रवणपूर्वकम् ॥ ४७ ॥ ततः प्रभाते विमले नद्यां स्नात्वा विधानतः । आचार्यं वरयेत्पूर्वं द्विजैरेकादशैः सह ॥ ४८ ॥ होमं चैव सुसंपाद्य तिलपायसबिल्वकैः । अष्टोत्तरसहस्रं वा अथवाऽष्टोत्तरं शतम् ॥ ४९ ॥ रुद्रसूक्तेन वा विप्र मूलमन्त्रेण वा पुनः । दीपान् घृतेन संयुक्तान्नरो दद्याच्छिवालये ॥ ५० ॥ स्वर्णवर्तियुतं दीपमाचार्याय निवेदयेत् । ततः पूर्णाहुतिं कृत्वा ब्राह्मणैः स्वस्तिवाचनम् ॥५१॥ आचार्यं पूजयेद्भक्त्या वस्त्रालंकारभूषणैः ॥ तस्मै देया सवत्सा च गौरेका सुपयस्विनी ॥ ५२ ॥ ऋत्विजः पूजयेत्पश्चाद्वस्त्रालंकरणैः शुभैः । ते चैव भोजनीयाश्च सपत्नीकाः प्रयत्नतः ॥ ५३ ॥ घृतपूर्णं रौप्यपात्रं कांस्यपात्रं तथैव वा । भक्त्या सुवर्णसहितमाचार्याय निवेदयेत् ॥५४॥

रुद्रपीठं सप्रतिममाचार्याय समर्पयेत् । कांस्यपात्रमिदं देव गोघृतेन समन्वितम् ॥ ५६ ॥ सुवर्णसंयुतं दद्यामतः शांतिं प्रयच्छ मे । महादेव जगन्नाथ भक्तानुग्रहकारक ॥ ५६ ॥ त्वत्प्रसादादहं याचे शीघ्रं कामप्रदो भव । अनेनैव विधानेन रुद्रवर्तिं करोति यः ॥ ५७ ॥ पुत्रपौत्रैः परिवृतो राज्यं प्राप्नोति शाश्वतम् । एवं या कुरुते नारी सर्वपापैः प्रमुच्यते ॥ ५८ ॥ अश्वमेधसहस्रस्य वाजपेयशतस्य च । कथाश्रवणमात्रेण तत्फलं लभते नरः ॥ ५९ ॥ इति श्रीभविष्यपुराणे शिवनारदसंवादे रुद्रवर्तीव्रतं सोद्यापनं संपूर्णम् ॥

વિધિ પ્રમાણે યથાશક્તિ રૂપાનું કોડિયું કરાવવું. તેમાં સોનાની વાટ રાખવી.[46] સારી સાવધાનતાથી પ્રથમ કહેલા વિધિથી પૂજા કરવી. રાતે જાગરણ કરવું ને કથા સાંભળવી.[47] પછી પ્રાતઃકાલમાં નદીના સ્વચ્છ જળમાં વિધિથી સ્નાન કરી, પ્રથમ આચાર્યને વરાવી બીજા અગીઆર ઋત્વિજોને વરાવવા.[48] રુદ્રસૂક્ત વા મૂલમંત્ર ભણી તિલ, ખીર અને બીલાંની એક હજાર આઠ વા એકસો આઠ આહુતિ આપવી. શિવાલયમાં ઘીના દીવા કરવા.[49–50] પેલો સોનાની વાટવાળો દીવો આચાર્યને આપવો. પછી પૂર્ણાહુતિ કરી બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવવું ને વસ્ત્ર અને અલંકાર વગેરેથી આચાર્યની પૂજા કરવી ને પુષ્કળ દૂધવાળી તથા વાછડાંવાળી ગાય આપવી.[51–52] પછી વસ્ત્રાલંકારથી ઋત્વિજોની પૂજા કરી, તેઓને તથા તેઓની સ્ત્રીઓને સારી રીતે ભોજન કરાવવું.[53] ઘીથી ભરેલાં રૂપાંનાં તથા કાંસાનાં પાત્રમાં સોનું મુકી તે ભક્તિથી આચાર્યને આપવાં,[54] તેમ સ્થાપન તથા મૂર્તિ પણ તેને જ આપવાં. કાંસાનાં પાત્રના દાનનો મંત્ર આ પ્રમાણે છે:– 'હે દેવ ! ગાયના ઘીથી ભરેલું આ કાંસાનું પાત્ર આપું છું, માટે મને શાંતિ આપો. હે મહાદેવ ! હે જગન્નાથ ! હે ભક્તો ઉપર અનુગ્રહ કરનાર ! આપ જલદીથી મારી ઉપર પ્રસન્ન થાઓ અને મારી કામના પૂર્ણ કરો.' જે માણસ આ પ્રકારે રુદ્રવર્તિ વ્રત કરે છે, તેને પુત્રપૌત્રની વૃદ્ધિ થાય છે અને ચિરસ્થાયી રાજ્ય મળે છે. જે સ્ત્રી આ વ્રત કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[55–58] જે માણસ આ કથા સાંભળે છે, તેને હજાર અશ્વમેધ યજ્ઞ અને સો વાજપેય યજ્ઞોનું ફળ થાય છે.[59] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં શિવનારદસંવાદમાં રુદ્રવર્તિ વ્રત અને તેનું ઉદ્યાપન કહેલું છે.

---

## ૧૮ સામાન્ય લક્ષવર્તિ વ્રત (૩)

अथ सामान्यतो लक्षवर्तीव्रतं वायुपुराणे ॥ सूत उवाच–आर्यावर्ते पुरा काचिद्वेश्याऽभूल्लक्षणाह्वया । तस्या भुजंगः शूद्रोऽभूद्दासो नाम महाबली ॥ १ ॥ सा लक्षणा तु सुस्नाता स्थिता गोदावरीतटे । बालवैधव्यदुःखेन रुदतीं च कुमारिकाम् ॥ २ ॥ मृतं पतिं पुरः स्थाप्य बंधुभिः परिवारिताम् । विलपंतीं ततो वीक्ष्य शनैस्तां प्रत्यपद्यत ॥ ३ ॥ लुंठतीं भुवि कायेन मुहुर्घ्नंतीमुरो बहु । जडानामपि कारुण्यं जायते तां प्रपश्यताम् ॥ ४ ॥ तदा सा लक्षणा वाक्यं स्वभुजंगमुवाच ह । कुलजानां च नारीणां दशेयमतिदारुणा ॥ ५ ॥ अवस्थात्रयमेतासां तत्रेयं च सुदारुणा । कन्यात्वं जीवभर्तृत्वं विधवात्वमिति त्रिधा ॥ ६ ॥ पारवश्यं च नारीणां दुःखमामरणांतिकम् । मृतापत्यत्ववैधव्ये तथैवापुत्रता स्त्रियः ॥ ७ ॥ असह्यमेतत्त्रितयं वैधव्यं तत्र चोत्तरम् । बालेयं शोचतेऽतीव कस्येदं कर्मणः फलम् ॥८॥ निवर्तते वा केनैतत्को वा वेत्ति तथाविधम् । इत्येवं करुणाविष्टां पृच्छंतीं लक्षणां तदा ॥ ९ ॥ उवाच दासनामाऽसौ भुजंगः सूनृतं वचः ।

વાયુપુરાણમાં સૂત પુરાણી કહે છે–પૂર્વે આર્યાવર્તમાં લક્ષણા નામની કોઈક વેશ્યા રહેતી હતી. તેનો પ્રિતમ દાસ નામનો એક મહા બળવાન્ શૂદ્ર હતો.[1] એક દિવસે એ લક્ષણા ગોદાવરીમાં સ્નાન કરી કિનારા ઉપર ઉભી હતી, તેવામાં બાલરંડાપાના દુઃખથી રોતી અને મરેલા પતિને પાસે રાખી સગાંસંબંધીઓની સાથે ઉભેલી એક કુમારી તેણીના જોવામાં આવી. તે એવી તો વિલાપ કરતી હતી કે, કોઈનું પણ મન દુઃખાઈ જાય. તે પૃથ્વી ઉપર આળોટતી ને વારંવાર ઘણા જોરથી છાતી કૂટતી હતી, ને તેથી તેને જોનાર જડ માણસને પણ દયા આવતી હતી. તે કન્યાને જોઈ પેલી વેશ્યા ધીરેથી તેની પાસે ગઈ; અને પોતાના યારને કહેવા લાગી; કુલીન સ્ત્રીઓની આ અવસ્થા ઘણી દુઃખદાયક છે.[2–5] કન્યાપણું, સધવાપણું અને વિધવાપણું એ ત્રણે અવસ્થામાં કુલીન સ્ત્રીઓને આ વિધવાવસ્થા બહુ દુઃખ આપનારી અને કઠિન છે.[6] સ્ત્રીઓને પરાધીન રહેવું એ મરણપર્યંતનું દુઃખ છે. છોકરાં થઈ મરી જતાં હોય, વિધવાપણું હોય વા છોકરાં ન થતાં હોય. એ ત્રણે સ્ત્રીઓનાં દુઃખ છે, તેમાં પણ વિધવાપણું એ મોટું દુઃખ છે. આ બાળા અત્યંત શોક કરે છે. એના કયા કર્મનું આ ફળ હશે ?[7–8] કયા ઉપાયથી આ દુઃખ નિવૃત્ત થાય ? આનો ઉપાય કોણ જાણતું હશે ? દયા આવવાથી એ પ્રમાણે પૂછતી લક્ષણાને, દાસ નામનો તેનો પ્રિતમ, મધુર વાણીથી કહેવા લાગ્યો.[9]

भुजंग उवाच– शृणु भद्रे प्रवक्ष्यामि यथा पृष्टाः पुरा द्विजाः ॥ १० ॥ देवानां चैव लोकानां हितार्थं मंत्रकोविदाः । शास्त्रज्ञानात्स्वभावाच्च जीवानां यत्पुरा कृतम् ॥ ११ ॥ जानंति कर्मजफलं प्रष्टव्यास्ते धृतव्रताः । भुजंगवचनं श्रुत्वा तथैवोमिति सा पुनः ॥ १२ ॥ तत्रागतं

महावृद्धं याजकं नाम वै द्विजम् । पप्रच्छ तं दयालुं च प्रश्रयाहीनमानसा ॥ १३ ॥ लक्षणोवाच– मुने त्वहं दुराचारा कुलटा लक्षणाह्वया । तथापि त्वद्दयापात्रं पृच्छंती मां सुबोधय ॥ १४ ॥ साधूनां समचित्तानां जनाः सर्वे समा भुवि । दुर्गंधो वा सुगंधो वा यथा वायोः समो भवेत् ॥ १५ ॥ मुने दशेयं नारीणां तृतीयाऽतीव दुःसहा । कर्मणा जायते केन केन वाऽथ निवर्तते ॥ १६ ॥ एतद्विस्तार्य मे ब्रह्मन् कृपया वद सुव्रत ।

પ્રિતમ કહે છે–હે કલ્યાણિ ! હું કહું છું તે તું સાંભળ. પૂર્વે બ્રહ્માએ દેવ તથા લોકોના રક્ષણ માટે મંત્ર જાણનાર બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યાં છે. તે બ્રાહ્મણો શાસ્ત્રના આધારથી ને સ્વભાવથી જ મનુષ્યોએ પૂર્વ જન્મમાં કરેલાં કર્મોનું ફળ જાણી શકે છે; કારણ કે તેઓ નિયમથી રહે છે. માટે આ પ્રશ્ન તેઓને પૂછવો જોઇએ. એવાં તે દાસનાં વચનનો સ્વીકાર કરી, એ લક્ષણાં ત્યાં આવેલા, દયાળુ અને મહાવૃદ્ધ યાજક નામના બ્રાહ્મણને વિનયથી પૂછવા લાગી.[૯–૧૩] લક્ષણા પૂછે છે–હે મુને ! હું દુરાચરણવાળી છું, કારણ કે હું એક વેશ્યા છું. મારૂં નામ લક્ષણા છે. હું વેશ્યા છું, છતાં પણ આપનું દયાપાત્ર છું માટે મને સારો બોધ કરો.[૧૪] જેમ દુર્ગંધવાળો વા સુગન્ધવાળો સઘળો દેશ વાયુને સમાન છે, તેમ સમાનદૃષ્ટિવાળા સત્પુરુષોને સર્વે માણસો સમાન છે.[૧૫] હે મુને ! સ્ત્રીઓને વિધવાપણા નામની આ ત્રીજી દશા અતિ દુઃસહ છે. પણ તે દશા કયા કર્મથી આવે છે ? અને શું કરવાથી તેની નિવૃત્તિ થાય છે.[૧૬] હે મહારાજ ! કૃપા કરી તેનો ઉત્તર વિસ્તારથી આપો.

इति तस्या वचः श्रुत्वा याजको वाक्यमब्रवीत् ॥१७॥ दैवे कर्मणि पित्र्ये च नार्यः पाकेषु संस्थिताः । अकस्माच्च रजो दृष्ट्वा स्पृष्टभांडाद्युपस्कराः ॥ १८ ॥ अज्ञानाद्वा भयाद्वापि कामाल्लोभात् क्वचित्स्त्रियः । अवेदयित्वा तिष्ठंति तेन दुष्यंति सत्क्रियाः ॥ १९ ॥ क्रियालोपकरा ह्येताः पापादस्माद्दुरत्ययात् । दशामिमां प्राप्नुवंति सर्वा अपि न संशयः ॥ २० ॥ बाल्ये वा यौवने वापि वार्धके वा कदाचन । तत्र या तु दुराचारा परानेवाभिकांक्षति ॥ २१ ॥ श्वश्वोश्च पतिबंधूनां नित्यं वाचा सुदुःखिता । एतत्सहायतो नारी या दूषयति सत्क्रियाः ॥ २२ ॥ बाल्ये वैधव्यमाप्नोति सा नारी नात्र संशयः । लब्धा भर्त्रन्यतो गर्भं बालानामपि घातिनी ॥ २३ ॥ एतत्कर्मसहायेन रजसा दूषिता तु या । मृतापत्या तु सा भूत्वा वैधव्यं यौवने व्रजेत् ॥ २४ ॥ या नारी रजसा दुष्टा सर्वभांडादिसंकरम् । कुरुते यदि सा नारी वैधव्यं वार्धके व्रजेत् ॥ २५ ॥ या चानुकूल्यरहिता पतिधर्मेषु सर्वदा । बाल्ये वैधव्यमापन्ना गतिहीना भवत्यलम् ॥ २६ ॥ सर्वासामपि वैधव्यनिदानं पापसंभवः । शांतिं तेऽत्र प्रवक्ष्यामि कर्मणोऽस्यापि लक्षणे ॥ २७ ॥ कृते तु ऋषिपंचम्या व्रते पापं रजोभवम् । क्षयं गच्छति नारीणामिति वेदविदो विदुः ॥ २८ ॥ सशूर्पं वायनं कृत्वा कृते लक्ष्मीव्रतादिके । समूलशेषं व्रजति रजोदोषो न संशयः ॥ २९ ॥ निर्मूलं च भवत्याशु लक्षवर्तिव्रते कृते । रजसोत्थं महत्पापं नारीणां नात्र संशयः ॥ ३० ॥

એવાં તે વેશ્યાનાં વચનો સાંભળી પેલા યાજક મહારાજ કહેવા લાગ્યા કે,[૧૭] દેવતા વા પિતૃ માટે પાક કરતાં અચાનક સ્ત્રીને રજોદર્શન થાય–પછી અજ્ઞાનથી, ભયથી, કામથી વા લોભથી તે સ્ત્રી રસોઇ કરતી રહે ને પાત્ર, પાક વગેરેનો સ્પર્શ કરે અને તેથી સઘળી ક્રિયાનો લોપ થાય છે. એ પ્રકારે ક્રિયાનો લોપ કરવાવાળી સઘળી સ્ત્રીઓ તેવાં મોટાં પાપોથી આ દશાને પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી.[૧૮–૨૦] બાલ્યાવસ્થામાં, યુવાવસ્થામાં અથવા ઘડપણમાં જે સ્ત્રી બીજાની ઇચ્છા કરે છે,[૨૧] સાસુ, સસરા, પતિ અને ભાઇ વગેરેનું કહેવું કરતી નથી તે પાપથી, તથા ઉત્તમ ક્રિયાને ભ્રષ્ટ કરવાના પાપથી, સ્ત્રીઓને નાની અવસ્થામાં વિધવાપણું આવે છે. તેમ જ પરપુરુષથી રહેલા ગર્ભનો નાશ કરવાના પાપથી, અને તેવા કામમાં સહાય કરવાના પાપથી તથા રજોદર્શનના દોષથી સ્ત્રીનાં બાળક મરણ પામે છે અને તે જુવાનીમાં વિધવા થાય છે.[૨૨–૨૪] જે સ્ત્રી રજોદર્શન થયા છતાં પણ પાત્ર વગેરેનો સ્પર્શ કરે છે, તે ઘડપણમાં વિધવા થાય છે.[૨૫] જે સ્ત્રી પતિધર્મમાં અનુકૂળ રહેતી નથી, તે સ્ત્રી બાળવિધવા થાય છે ને મોટું દુઃખ પામે છે.[૨૬] સ્ત્રીઓને રંડાપો આવવાનું કારણ આ પાપ જ છે. હે લક્ષણે ! તેવાં કર્મની પણ હું શાંતિ કહું છું.[૨૭] ઋષિપંચમીનું વ્રત કરવાથી સ્ત્રીઓનું રજોદર્શનથી થયેલું જે કાંઇ પાપ હોય તે નષ્ટ થાય છે, એમ વેદ જાણનાર પુરુષો કહે છે.[૨૮] સૂપડાવાળું વાયન આપી લક્ષ્મી વ્રત વગેરે કરવાથી પણ સઘળો રજોદર્શનનો દોષ નષ્ટ થાય છે, એમાં સંશય નથી.[૨૯] લક્ષવર્તિ વ્રત કરવાથી પણ રજોદર્શનનો મોટો દોષ જલદીથી અવશ્ય નિર્મૂલ થાય છે.[૩૦]

इति तस्य वचः श्रुत्वा पुनः पप्रच्छ लक्षणा । मनसा शंकिता भूत्वा सादरं मुनिपुंगवम् ॥ ३१ ॥ साधु साधु महाभाग चित्तं मे भयविह्वलम् । लक्षवर्तिव्रतस्यास्य विधानं कीदृशं वद ॥ ३२ ॥ कस्मिन्मासे प्रकर्तव्यं कस्मिंश्चैव समर्पणम् । उद्यापनं कथं कार्यं किं फलं तस्य वा मुने ॥ ३३ ॥ तया पृष्टो याजकोऽपि लोकानां हितकाम्यया । फलं विधानं तत्सर्वं तदाऽवोचन्महामुनिः ॥ ३४ ॥ लोमशस्य मुनीनां च संवादं कथयामि ते । कालो हि कार्तिको मासो माघो वैशाख एव वा ॥ ३५ ॥ सहस्रगुणितं तत्तु व्रतमेतद्धि कार्तिके । तस्मात्कोटिगुणं भद्रे माघे मासि

व्रतोत्तमम् ॥ ३६ ॥ तस्मादनंतगुणितं फलं वैशाखमासि वै । एतन्मासत्रयं कार्यं यस्मिन्मासे समाप्यते ॥ ३७ ॥ तस्मान्मासद्वयात्पूर्वं प्रारब्धव्यं व्रतं त्विदम् । अंते मासि प्रकुर्वीत समाप्तिं च विचक्षणः ॥ ३८ ॥ सहस्रवर्तिभिः कुर्यादारार्तिं विष्णवेऽन्वहम् । गोघृतेनाथ तैलेन सम्यगन्यैर्मनोरमैः ॥३९॥ यस्मिन्मासे समाप्तिः स्यात्पूर्णिमायां च कारयेत् । उद्यापनं विधानेन व्रतसंपूर्तिकारणम् ॥ ४० ॥

એવાં તે મુનિનાં વચનો સાંભળી, મનમાં શંકા થવાથી પેલી લક્ષણા મુનિરાજને આદરથી પૂછવા લાગી.[31] હે મહાભાગ ! આપે ઘણું સારું કહ્યું, પણ હવે મારું ચિત્ત ભયથી ગભરાય છે, માટે આ લક્ષવર્તિ વ્રતનો કેવો પ્રકાર છે તે કહો.[32] આ વ્રત કયા માસમાં આરંભવું ? અને કયા માસમાં તેની સમાપ્તિ કરવી ? તેનું ઉદ્યાપન કેવી રીતે કરવું ? તે કરવાથી શું ફળ થાય છે ? તે પણ કહો.[33] એ પ્રમાણે લક્ષણાના પૂછવાથી યાજક મુનિએ લોકોનાં કલ્યાણ માટે 'લોમશ અને બીજા મુનિઓનો સંવાદ કહું છું,' એમ કહી વ્રતનું વિધાન અને ફળ વગેરે સઘળું કહેવા માંડ્યું. આ વ્રત કરવાનો કાળ કાર્તિક, માઘ વા વૈશાખ માસ છે.[34–35] આ વ્રત કાર્તિક માસમાં કરવાથી હજાર ગણું પુણ્ય થાય છે, માઘ માસમાં કરવાથી કરોડગણું પુણ્ય થાય છે;[36] અને વૈશાખ માસમાં કરવાથી અનંત ગણું પુણ્ય થાય છે. આ વ્રત ત્રણ માસ સુધી કરવું. જે માસમાં વ્રતની સમાપ્તિ કરવી હોય, તેથી બે મહીના આગમજ વ્રતનો આરંભ કરવો. છેલ્લા માસમાં વ્રતની સમાપ્તિ કરવી.[37–38] હમેશાં ઘી વા તેલ પૂરી હજાર દીવેટથી વિષ્ણુની આરતી ઉતારવી.[39] જે માસમાં વ્રત સમાપ્ત થાય, તે માસની પૂર્ણિમાને દિવસે વિધિથી ઉદ્યાપન કરવું જેથી વ્રત પૂર્ણ થાય.[40]

प्रातः स्नात्वा शुचिर्भूत्वा पंचगव्यं तु प्राशयेत् । पुण्याहवाचनं कृत्वा वृत्वा चाचार्यमुत्तमम् ॥ ४१ ॥ त्रयोदशर्त्विजो भद्रे साग्निकान्वृणुयात्ततः । सतिलैश्च यवैः कुर्यादग्नेनय ऋचा द्विजः ॥ ४२ ॥ वर्त्या दशांशतः कुर्यात्तर्पणं तु विचक्षणः । तर्पणस्य दशांशेन होमं कुर्याद्विधानतः ॥ ४३ ॥ तर्पणोक्तेन मन्त्रेण साज्येन पायसेन च । पालाशीभिः समिद्भिश्च होमयेच्च ततः परम् ॥ ४४ ॥ घृतं तु विष्णुगायत्र्या होमस्यायं विधिः स्मृतः । अष्टकर्णिकया युक्तं वेद्यां पद्मं तु संलिखेत् ॥ ४५ ॥ कलशस्तत्र तु स्थाप्यः सपिधानः सवस्त्रकः । रौप्यस्ताम्रो मृन्मयो वा वस्त्रयुग्मेन वेष्टितः ॥ ४६ ॥ तस्योपरि न्यसेद्देवं लक्ष्म्या सह सुवर्णकम् । राजतं दीपपात्रं च स्वर्णवर्तिसमन्वितम् ॥ ४७ ॥ ततो मासाधिदेवांश्च स्थापयेद्देवसन्निधौ । कालो विष्णुस्तथा वह्निरविर्दामोदरो हरिः ॥ ४८ ॥ रुद्रः शेषो जगद्व्यापी तेजोरूपी निशाकरः । निरंजनः फलाध्यक्षो विश्वरूपी जगत्प्रभुः ॥ ४९ ॥ स्वप्रकाशः स्वयंज्योतिश्चतुर्व्यूहो जनाश्रयः । परं ब्रह्म विंशतिभिः पूजयेज्जगदीश्वरम् ॥ ५० ॥ शिरो ललाटं नेत्रे च कर्णौ नासां मुखं तथा । कंठं स्कंधौ तथा बाहू स्तनौ वक्षस्तथोदरम् ॥ ५१ ॥ नाभिं कटी च जघनमूरू जानू च गुल्फके । पादौ तदग्रे क्रमशो ह्यंगान्येतानि पूजयेत् ॥ ५२ ॥

તે દિવસે પ્રાતઃકાલમાં સ્નાન કરી, પવિત્ર થઈ, પંચગવ્ય પીવું. પુણ્યાહવાચન કરાવી ઉત્તમ બ્રાહ્મણને આચાર્ય કરવા.[41] પછી તેર અગ્નિહોત્રી બ્રાહ્મણોને ઋત્વિજો કરવા. જેટલી દીવેટો સળગાવી હોય, તેના દશમા ભાગનું 'अग्नेनय' એ મંત્ર ભણી તિલ તથા યવથી તર્પન કરવું. 'अग्नेनय' એ મંત્ર ભણી તર્પણના દશમા ભાગનો વિધિથી હોમ કરવો. તેમાં ઘી, ખીર અને ખાખરાની સમિધાનો હોમ કરવો.[42–44] વિષ્ણુ ગાયત્રી ભણી ઘીનો હોમ કરવો. વેદી ઉપર આઠ કર્ણિકાવાળું કમળ આલેખવું,[45] તેમાં ચાંદીના, ત્રાંબાના વા માટીના ઘડાની સ્થાપના કરવી. તેને બે વસ્ત્ર વીંટવાં. ઉપર પૂર્ણપાત્ર રાખવું.[46] તેની ઉપર લક્ષ્મીનારાયણની સોનાની મૂર્તિની સ્થાપના કરવી અને રૂપાનું કોડિયું કરાવી તેમાં સોનાની વાટ રાખવી.[47] લક્ષ્મીનારાયણની પાસે માસના અધિદેવની સ્થાપના કરવી. 'कालाय नमः शिरः पूजयामि' એ મંત્ર ભણી મસ્તકની પૂજા કરવી, 'विष्णवे०'થી લલાટની; 'वह्नये०'થી નેત્રની; 'रवये०' થી કર્ણની; 'दामोदराय०' થી નાકની; 'हरये०'થી મુખની; 'रुद्राय०'થી કંઠની; 'शेषाय०'થી સ્કંધની; 'जगद्व्यापिने०થી બાહુની; 'तेजोरूपिणे०'થી સ્તનની; 'निशाकराय'થી વક્ષઃસ્થળની; 'निरंजनाय०' થી પેટની; 'फलाध्यक्षाय०' થી નાભિની; विश्वरूपिणे०' થી કેડની; 'जगत्प्रभवे०' થી જઘનની; 'स्वप्रकाशाय०' થી સાથળની; 'स्वयंज्योतिषे०' થી ઘુટણની; 'चतुर्व्यूहाय०'થી ઘૂંટીની; 'जनाश्रयाय०'થી પગની અને 'परब्रह्मणे नमः पादाग्रे पूजयामि' એ મંત્ર ભણી વિષ્ણુની પૂજા કરવી. એ પ્રકારે વિષ્ણુની અંગપૂજા કરવી.[48–52]

धूपदीपौ तथा दत्त्वा नैवेद्यं च निवेदयेत् । आचार्यं पूजयेत्पश्चाद्ब्राह्मणानृत्विजस्तथा ॥ ५३ ॥ गां प्रदद्यात्सवत्सां च सालंकारां गुणान्विताम् । त्रिंशत्पलं कांस्यपात्रं घृतेन परिपूरितम् । सुवर्णेन च संयुक्तमाचार्याय निवेदयेत् ॥ ५४ ॥ कांस्यं विष्णुमयं रौप्यं गोघृतेन समन्वितम् । सुवर्णवर्तिसंयुक्तमतः शांतिं प्रयच्छ मे ॥ ५५ ॥ इति मन्त्रेण दद्यात् ॥ अथवा तद्दशपलं तथा घृतसमन्वितम् । अथवा तु यथाशक्त्या दद्यादावश्यकं त्विदम् ॥ ५६ ॥ व्रताभावे च यो दद्यात्कांस्यं च घृतपूरितम् । यावज्जीवं सुखप्राप्तिर्भवत्येव न संशयः ॥ ५७ ॥ रजोदोषाद्विमुक्ता स्यात्पौर्णमास्यां ददाति या । ब्राह्मणान्भोजयेत्पश्चाद्वित्त-

शाठ्यं न कारयेत् ॥ ५८ ॥ या चैव कुरुते नारी तस्याः पुण्यफलं शृणु । यानि चान्यानि पापानि रहस्येव कृतानि च ॥ ५९ ॥ नश्यंति तानि सर्वाणि व्रतस्यास्य प्रभावतः । चांडालगामिनी वाऽपि तथा शूद्राभिमर्शिनी ॥ ६० ॥ कारुजरजकादीनां गामिनी दुष्टचारिणी । ब्रह्मक्षत्रियवैश्येषु प्रतिलोमेषु गामिनी ॥ ६१ ॥ मातुलेयपितृव्यादिभ्रातृपुत्राभिगामिनी । बालघ्नी वा पितृघ्नी वा भ्रातृमातृवधे रता ॥ ६२ ॥ गोघ्नी वा तस्करी वापि रजःसंकरकारिणी । वह्निदा गरदा चैव नित्यं चाप्रियवादिनी ॥ ६३ ॥ पत्यौ जीवति या नारी मृते वा व्यभिचारिणी । एवमादिमहापापैरावृताऽपि कुलांगना ॥ ६४ ॥ कृत्वा चैतद्व्रतं पुण्यं मुच्यते नात्र संशयः । व्रतानामुत्तमं चैव स्त्रीणामावश्यकं त्विदम् ॥ ६५ ॥ एकार्तिकप्रदानेन विष्णोस्त्वमिततेजसः । कोटयो ब्रह्महत्यानामगम्यागमकोटयः ॥ ६६ ॥ तथैवात्युग्रपापानां कोटयोऽथ सहस्रशः । नश्यंति नात्र संदेहो नारीणां वा नरस्य च ॥ ६७ ॥ किं लक्षवर्तिभिर्विष्णोः कृते चारार्तिकार्पणे । किमत्र बहुनोक्तेन नानेन सदृशं व्रतम् ॥ ६८ ॥ पुरुषोऽपि व्रतं कृत्वा पूर्वोक्तैः पापसंचयैः । मुच्यते नात्र संदेहो मधुसूदनशासनात् ॥ ६९ ॥ एतत्सर्वं मयाऽऽख्यातं पृच्छंत्यास्तव मानदे । व्रतं कुरु सुखं तिष्ठ यथा ते रोचते मनः ॥ ७० ॥

પછી ધૂપ, દીપ કરી નૈવેદ્ય ધરવું. પછી આચાર્યની પૂજા કરી ઋત્વિજોની પૂજા કરવી.[૫૩] વાછડાંવાળી, અલંકારવાળી અને સારા ગુણવાળી ગાય આપવી. ત્રીસ પલના કાંસાના પાત્રમાં ઘી ભરી તેમાં સોનું નાંખી તે આચાર્યને આપવું.[૫૪] 'આ વિષ્ણુમય કાંસાનું અને રૂપાનું પાત્ર, જે ઘીથી ભરેલું છે અને સોનાની વાટ સહિત છે તેનું દાન કરૂં છું, માટે મને શાંતિ આપો,' એમ પ્રાર્થના કરવી.[૫૫] જો તેટલી પણ શક્તિ ન હોય તો દશ પલના કાંસાના પાત્રમાં ઘી ભરી તેનું દાન કરવું. તેટલી પણ શક્તિ ન હોય તો યથાશક્તિ આપવું; પણ આ દાન અવશ્ય આપવું.[૫૬] જે માણસ વ્રત કર્યા વિના કેવલ ઘીથી ભરેલું કાંસાનું પાત્ર આપે છે, તેને પણ જીવતાં સુધી સુખ મળે છે, એમાં સંશય નથી.[૫૭] જે સ્ત્રી પૂર્ણિમાને દિવસે તે પાત્રનું દાન કરે છે, તે રજોદર્શનના દોષથી મુક્ત થાય છે. પછી બ્રાહ્મણો જમાડવા, પણ તેમાં ધનનો લોભ કરવો નહીં.[૫૮] જે સ્ત્રી એ પ્રમાણે વ્રત કરે છે. તેને જે ફળ થાય છે તે સાંભળ. એકાંતમાં પણ જે જે પાપો કર્યાં હોય તે સઘળાં આ વ્રતના પ્રભાવથી નાશ પામે છે. ચંડાલની સાથે, શૂદ્ર સાથે, કારુજ (કોઈ નીચ જાતિ) અને ધોબી વગેરેની સાથે વ્યભિચાર કરનારી, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યમાં પ્રતિલોમતાથી ગમન કરનારી,[૫૯-૬૧] મામાના પુત્રની સાથે, કાકા વગેરેના પુત્રની સાથે, ભાઈની સાથે વા પુત્રની સાથે વ્યભિચાર કરનારી, બાલહત્યારી, પિતાને હણનારી, ભાઈને હણનારી, માતાને હણનારી,[૬૨] ગાયની હત્યા કરનારી, ચોરી કરનારી, રજોદર્શન થયા છતાં પણ સઘળી જગોએ સ્પર્શ કરનારી, અગ્નિ મૂકી બાળી નાખનારી, ઝેર આપનારી, સદા કરડું બોલનારી,[૬૩] પતિ જીવતાં વ્યભિચાર કરનારી અને પતિ મર્યા પછી વ્યભિચાર કરનારી વગેરે મહાપાપિણી સ્ત્રીઓ આ પુણ્ય વ્રત કરવાથી પાપથી મુક્ત થાય છે, એમાં સંદેહ નથી. આ વ્રત સઘળાં વ્રતોમાં ઉત્તમ છે, માટે સ્ત્રીઓએ તો એ વ્રત અવશ્ય કરવું જોઈએ.[૬૪-૬૫] અતુલ તેજવાળા વિષ્ણુને એક દીવો કરવાથી પણ આ વ્રત કરનાર સ્ત્રીઓની વા પુરુષોની કરોડો બ્રહ્મહત્યા, કરોડો અગમ્યાગમનનાં પાપો અને કરોડો ઉગ્ર પાપોનો અવશ્ય નાશ થાય છે.[૬૬-૬૭] ત્યારે તે વિષ્ણુને લાખ દીવા કરવાથી પુણ્યની તો શું ગણના થાય ! વિશેષ તો શું કહું, પણ આ વ્રત જેવું બીજું કોઈ વ્રત નથી.[૬૮] આ વ્રત કરવાથી પુરુષ પણ વિષ્ણુની કૃપાથી સર્વ પાપોથી મુક્ત થાય છે.[૬૯] હે લક્ષણે ! તારા પૂછવાથી મેં સઘળું કહી સંભળાવ્યું. હવે જો મનમાં રુચે તો આ વ્રત કર, નહીં તો સુખેથી બેસી રહે.[૭૦]

इति तद्वचनं श्रुत्वा पुनः पप्रच्छ लक्षणा । अज्ञानाद्दुष्टभावाद्वा न विश्वासो ममेह वै ॥७१॥ प्रत्ययार्थं ततो ब्रह्मन् प्रत्यक्षं कुरु मेऽधुना । इति तद्वचनं श्रुत्वा याजको वाक्यमब्रवीत् ॥ ७२ ॥ कथं ते प्रत्ययो भूयादिति तां करुणानिधिः । सा चोवाच पुनर्विप्रं विस्मयोत्फुल्ललोचना ॥७३॥ नववैधव्यमापन्ना रोदित्येषा कुमारिका । अस्याः पतिर्यथा जीवेद्वैधव्यं चैव नश्यति ॥ ७४ ॥ तथा कुरु मुनिश्रेष्ठ दया शमवतां धनम् । इति तद्वचनं श्रुत्वा विस्मितो वाक्यमब्रवीत् ॥ ७५ ॥ अधुना मकरं प्राप्तो भास्करो लोकभास्करः । माघोऽयं च वरो मासः सर्वत्र तु फलादिकः ॥ ७६ ॥ अद्य गत्वा कुरु स्नानं गंगायामघहारिणि । स्नातं कृष्णार्पणं कृत्वा देहि तस्मै मृताय च ॥ ७७ ॥ तेन जीवेदयं नूनं सुरापो ब्रह्महाऽपि वा । यद्यप्ययं राजयक्ष्मरोगेण च मृतिं गतः ॥ ७८ ॥ तथापि माघमासस्य पुण्यादुज्जीवति ध्रुवम् । दापयित्वा तथा वर्तिं कांस्यपात्रविधानतः ॥७९॥ जीवत्पतिर्भवेत्सा हि यावदामरणं ध्रुवम् । लक्षणा तद्वचः श्रुत्वा जलं स्पृष्ट्वा च वाग्यता ॥ ८० ॥ स्नानं विष्ण्वर्पणं कृत्वा ददौ तस्मै फलं तदा । तत्पुण्यस्य प्रभावेण तत्क्षणादेव सोत्थितः ॥ ८१ ॥

એવાં તે મુનિનાં વચન સાંભળી લક્ષણા ફરીથી પૂછવા લાગી:-હે મહારાજ ! અજ્ઞાનને લીધે વા દુષ્ટતાને લીધે આપના કહેવામાં મને વિશ્વાસ આવતો નથી.[૭૧] તેથી મને વિશ્વાસ આવે તેવો હમણાં ઉપાય કહો. એવાં

વેશ્યાનાં વચનો સાંભળી, દયાળુ યાજક મહારાજ બોલ્યા કે, કેવો ઉપાય કરવાથી તને વિશ્વાસ આવે ? ત્યારે વિસ્મયથી પ્રફુલ્લિત નેત્રવાળી લક્ષણા પુનઃ બોલીઃ-હે મુનિશ્રેષ્ઠ ! હમણાં જ રંડાપો આવવાથી આ કન્યા રડે છે, માટે તેણીનો પતિ જીવતો થાય ને રંડાપો દૂર થાય, તેવો ઉપાય કહો.૭૨-૭૪ કારણ શાંત પુરુષોનું ધન દયા છે. એવાં તે લક્ષણાનાં વચનો સાંભળી મુનિ વિસ્મયથી બોલ્યા કે,૭૫ હાલ મકરમાં સૂર્ય છે, માઘ માસ છે, જે ઉત્તમ ને અધિક ફળ આપનાર છે.૭૬ માટે આજ ગંગામાં સ્નાન કરી, તે કૃષ્ણાર્પણ કરી તેનું ફળ આ મરેલા માણસને આપ, તેથી એ માણસ મદિરાપાન કરનાર વા બ્રાહ્મણને હણનાર છતાં પણ જીવતો થશે. જો કે તે ક્ષયના રોગથી મરણ પામેલો હોય,૭૭-૭૮ તોપણ માઘ માસના પુણ્યથી અવશ્ય જીવતો થશે. પછી વિધિથી લક્ષવર્તિ તથા કાંસાનું પાત્ર આપવાથી આ કુમારી પણ મરણપર્યંત અવશ્ય અખંડ સૌભાગ્યવાળી થશે. તે મુનિનાં તેવાં વચનો સાંભળી લક્ષણાએ જળનો સ્પર્શ કરી, વાણી નિયમમા રાખી સ્નાન કરી તે વિષ્ણુને અર્પણ કરી તેનુ ફળ પેલા કુમારીના પતિને આપ્યું. તેના પ્રભાવથી તે તત્કાલ જીવતો થયો.૭૯-૮૧

भुजंगं स्वं प्रेषयित्वाऽऽनाय्य पात्रं च कांस्यकम् । कुमार्या दापयामास वैधव्यस्यापवृत्तये ॥ ८२ ॥ एतत्पुण्यप्रभावेण कुमारी सापि शोभना । यावज्जीवं जीवपत्नी बभूव बहुपुत्रिका ॥ ८३ ॥ कुमारी शोभना नाम तत्पतिः कणभोजकः । तद्बांधवास्तथा सर्वे तुष्टुवुस्तां च लक्षणाम् ॥८४॥याजकं च बहु स्तुत्वा जग्मुस्ते स्वनिकेतनम् । लक्ष्मणा सापि दासेन भुजंगेन च संयुता ॥ ८५ ॥ माघस्नानं तथा कृत्वा व्रतमेतच्चकार सा । ततस्तु मरणं प्राप्तो दासस्तस्याः सहायकृत् ॥८६॥ गयो नाम महाराजश्चक्रवर्ती बभूव सः । सा लक्ष्मणा च तत्पत्नी सर्वलक्षणसंयुता ॥ ८७ ॥ बभूव लोकविख्याता जीवत्पत्नी सुपुत्रिका । अनेनैव विधानेन लक्षवर्तिं करोति यः ॥ ८८ ॥ पुत्रपौत्रैः परिवृतो राज्यं प्राप्नोति शाश्वतम् । एवं या कुरुते नारी सर्वपापैः प्रमुच्यते ॥ ८९ ॥ लक्षवर्तिकथामेतां प्रीत्या श्रोष्यति मानवः। सोऽपि तत्फलमाप्नोति नात्र कार्या विचारणा ॥ ९० ॥ इति श्रीवायुपुराणे सामान्यतो लक्षवर्तिव्रतं सोद्यापनं संपूर्णम् ॥

પછી પોતાના પ્રિતમની પાસે કાંસાનું પાત્ર મંગાવીને કુમારીનો રંડાપો દૂર થવા માટે લક્ષણાએ તેણીના હાથથી તેનું દાન કરાવ્યું.૮૨ તેના પ્રભાવથી એ કુમારી પણ અખણ્ડ સૌભાગ્યવાળી અને ઘણા પુત્રવાળી થઈ.૮૩ આ કાર્યથી શોભના નામની પેલી કુમારી, કણભોજક નામનો તેનો પતિ ને તેનાં સગાંવહાલાં સર્વે પ્રસન્ન થયાં ને લક્ષણા તથા તે યાજક મહારાજની ઘણી પ્રશંસા કરી પોતાને ઘેર ગયાં. પછી લક્ષણાએ પોતાના પ્રિતમની સહાયતાથી માઘસ્નાન કર્યું. અને આ વ્રત પણ કર્યું. પછી મરણ પામેલો તે દાસ લક્ષણાનાં વ્રતમાં સહાય કરવાથી ગય નામનો મોટો ચક્રવર્તિ રાજા જન્મ્યો, અને લક્ષણા તેની સ્ત્રી થઇ.૮૪-૮૭ તે સર્વ લક્ષણવાળી અને અખંડ સૌભાગ્યવાળી થઈ, ને સર્વ જગતમાં પ્રસિદ્ધ હતી. તેણીને સત્પુત્રો હતા. જે માણસ આ પ્રકારે લક્ષવર્તિનું વ્રત કરે છે, તે પુત્રપૌત્રની સાથે ચિરકાલ ચાલે તેવાં રાજ્યને પ્રાપ્ત થાય છે. જે સ્ત્રી એ પ્રમાણે વ્રત કરે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.૮૮-૮૯ જે માણસ પ્રીતિથી આ લક્ષવર્તિની કથા સાંભળે છે, તેને પણ લક્ષવર્તિનું ફળ થાય છે, તેમાં કાંઇ સંદેહ આણવા જેવું નથી.૯૦ એ પ્રમાણે વાયુપુરાણમાં સામાન્ય લક્ષવર્તિવ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૧૯ વિષ્ણુવર્તિ વ્રત (૪)

अथ विष्णुवर्तिव्रतं लिख्यते ॥ युधिष्ठिर उवाच-देवदेव जगन्नाथ संसारार्णवतारक । वद मे सर्वपापघ्नं व्रतं सर्वव्रतोत्तमम् ॥ १ ॥ यस्याऽऽचरणमात्रेण जनानां सर्वकामदम् । अस्ति किंचित्तव मतं यदि देव दयानिधे ॥ २ ॥ श्रीकृष्ण उवाच-लक्षवर्तिव्रतं वच्मि सर्वकामफलप्रदम् । विष्णुवर्तीति विख्यातं शृणु राजन्समासतः ॥ ३ ॥ शुभे तिथौ शुभे लग्ने ताराचंद्रे च शोभने । सम्यग्विशोध्य कार्पासं तृणधूलिविवर्जितम् ॥ ४ ॥ तस्य सूत्रं विधायाशु चतुरंगुलिका कृता । पंचसूत्रयुता वर्तिर्विष्णुवर्तीति कथ्यते ॥ ५ ॥ एवं कुर्याल्लक्षसंख्या गोघृतेन परिप्लुताः । प्रदीपयेच्च विष्ण्वग्रे पात्रे राजतमृन्मये ॥ ६ ॥ अथवा प्रत्यहं देयाः सहस्रद्वयसंमिताः। एवं दिनानि पंचाशदंते चोद्यापनं चरेत् ॥ ७ ॥ कुरुराज प्रयत्नेन सर्वपापप्रणाशनम् । भुक्त्वा यथेप्सितान् भोगानंते सायुज्यमाप्नुयात् ॥ ८ ॥ पार्वत्या च पुरा पृष्टं शंकराय महात्मने । तेनेदं कथितं देव्यै विष्णुवर्तिव्रतं शुभम् ॥ ९ ॥ तया कृता विष्णुवर्तिर्लक्षसंख्या शुभप्रदा । उद्दीपिता तथा भक्त्या संतुष्टोऽहं व्रतेन च ॥ १० ॥ दत्तं कैलासभवनं शंकरेण च धारिता। कर्तव्यं तु प्रयत्नेन जनेन शुभमिच्छता ॥ ११ ॥ येन चोद्दीपितो विष्णुः सर्वसौभाग्यदायकः । स भवेत्पापनिर्मुक्तो विष्णुलोके महीयते ॥ १२ ॥

યુધિષ્ઠિર પૂછે છે-હે દેવના દેવ ! હે જગન્નાથ ! હે સંસારસમુદ્રમાંથી તારનાર ! હે દેવ ! હે દયાનિધે ! સર્વ પાપોનો નાશ કરનાર હોય, ને સર્વ વ્રતોમાં ઉત્તમ હોય અને જે કરવાથી મનુષ્યોની સર્વ કામનાઓ પૂર્ણ થાય, તેવું ઉત્તમ વ્રત આપના જાણવામાં હોય તો મને કહો.૧-૨ શ્રીકૃષ્ણ કહે છે-હે રાજન્ ! સર્વ કામનાઓ પૂર્ણ કરનાર વિષ્ણુવર્તિ નામનું લક્ષવર્તિ વ્રત છે, જે હું સંક્ષેપથી કહું છું તે સાંભળો.૩ જે દિવસે શુભ તિથિ, શુભ નક્ષત્ર

અને શુભ ચંદ્ર હોય, તે દિવસે શુભ લગ્નમાં તૃણ ધૂળ વગેરે કાઢી, કપાસને સાફ કરી, તેનું સૂતર કાંતવું. તેની પાંચ તાંતણાવાળી ચાર આંગળની જે દિવટ થાય છે, તે વિષ્ણુવર્તિ કહેવાય છે.[૪-૫] તેવી લાખ વાટો કરી ઘીમાં ઝબોળવી. પછી તે વાટોમાંથી હમેશાં બબે હજાર વાટો વિષ્ણુની પાસે, રૂપાનાં વા માટીનાં કોડિયામાં સળગાવવી.[૬] એવી રીતે પચાસ દિવસ સળગાવ્યા પછી તેનું ઉદ્યાપન કરવું, જેથી સર્વ પાપોનો નાશ થાય, આ લોકમાં ઇચ્છિત ભોગ મળે ને અંતે સાયુજ્યમુક્તિ મળે.[૭-૮] પૂર્વે પાર્વતીએ મહાત્મા શંકરને પૂછ્યું હતું, તેથી તેણે આ વિષ્ણુવર્તિ નામનું વ્રત દેવીને કહ્યું હતું.[૯] પછી પાર્વતીએ લાખ વિષ્ણુવર્તિ કરી અને ભક્તિથી પેટાવી તેથી હું પ્રસન્ન થયો હતો ને મેં તેને કૈલાસ-સ્થાન આપ્યું ને શંકરે તેનો સ્વીકાર કર્યો.[૧૦-૧૧] શુભ ઇચ્છનાર પુરુષે આ વ્રત અવશ્ય કરવું. જે માણસ સર્વ સૌભાગ્ય આપનાર વિષ્ણુની પાસે લક્ષવર્તિઓ સળગાવે છે, તે સર્વ પાપોથી મુક્ત થઇ વિષ્ણુલોકમાં પૂજાય છે.[૧૨]

उद्यापनं यथार्थं त्वं शृणु राजन्समासतः । कृतेन येन सकलं फलं प्राप्नोति मानवः ॥ १३ ॥ कार्तिक्यामथवा माघ्यां वैशाख्यां वा शुभे दिने । प्रतिमां कारयेद्विष्णोः सौवर्णीं माषमात्रतः ॥ १४ ॥ कलशं कारयेत्ताम्रं पूर्णपात्रेण संयुतम् । आचार्यं वरयेत्पूर्वं पंचऋत्विग्युतं व्रती ॥ १५ ॥ पुण्याहवाचनं कृत्वा गणेशं पूजयेत्ततः । विधाय सर्वतोभद्रं पंचवर्णं यथाविधि ॥ १६ ॥ स्थापयेत् प्रतिमां विष्णोः कलशे च नवे शुभे । वस्त्रद्वयेन संवेष्ट्य पूजयेत्कलशोपरि ॥ १७ ॥ पूजयेच्च यथाशक्त्या ब्रह्माद्या देवताः शुभाः । रात्रौ जागरणं कुर्याच्छृणुयाद्वैष्णवीं कथाम् ॥ १८ ॥ प्रभाते विमले स्नात्वा पुनः संपूज्य वै विभुम् । प्रतिष्ठाप्य ततो वह्निं स्वगृह्योक्तविधानतः ॥ १९ ॥ जुहुयाद्विष्णुगायत्र्या सहस्रं पायसं शुभम् । तर्पणं दशसाहस्रं मार्जनं शतमाचरेत् ॥ २० ॥ सौवर्णीं वर्तिकां कृत्वा पात्रे रजतसंभवे । कार्पासवर्तिसंयुक्तां तया नीराजयेद्धरिम् ॥ २१ ॥ आचार्यं पूजयित्वा तु मंडलं तु निवेदयेत् । ब्राह्मणान्भोजयेत्सम्यक् स्वयं भुञ्जीत वाग्यतः ॥ २२ ॥ इति विष्णुरहस्ये विष्णुवर्तिव्रतं सोद्यापनं संपूर्णम् ॥

હે રાજન્! હવે સંક્ષેપથી એ વ્રતનું યથાર્થ ઉદ્યાપન કહું છું તે સાંભળો. એ ઉદ્યાપન કરવાથી પૂર્ણ ફળ થાય છે.[૧૩] કાર્તિક, માઘ વા વૈશાખ માસની પૂર્ણિમાને દિવસે વા શુભ દિવસે ઉદ્યાપન કરવું.[૧૪] માષ સોનાની વિષ્ણુની મૂર્તિ કરાવવી. ત્રાંબાનો ઘડો તથા પૂર્ણપાત્ર કરાવવાં. એક આચાર્ય તથા પાંચ ઋત્વિજોને વરાવવા.[૧૫] પુણ્યાહવાચન કરાવી, ગણેશપૂજા કરવી. પાંચ રંગોથી સર્વતોભદ્રમંડલ કરી, તેમાં નવા ઘડાની સ્થાપના કરી તેની ઉપર બે વસ્ત્રો વીંટી વિષ્ણુમૂર્તિની સ્થાપના કરવી. પછી તેની તથા બ્રહ્મા વગેરે દેવતાઓની યથાશક્તિ પૂજા કરવી. રાતે જાગરણ કરવું ને વિષ્ણુકથા સાંભળવી.[૧૬-૧૮] પછી પ્રાતઃકાલ થાય ત્યારે સ્નાન કરી ફરીથી વિષ્ણુપૂજન કરવું. ત્યાર બાદ પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિથી અગ્નિની સ્થાપના કરવી ને વિષ્ણુગાયત્રી ભણી, ખીરની હજાર આહુતિ આપવી. દશ હજાર વખત તર્પણ કરવું ને સો વખત માર્જન કરવું.[૧૯-૨૦] રૂપાના પાત્રમાં સોનાની વાટ અને કપાસની વાટ મૂકી તેથી વિષ્ણુને આરતી ઉતારવી.[૨૧] છેવટે આચાર્યની પૂજા કરી મંડલ તેને આપી દેવું ને વિધિથી બ્રાહ્મણોને જમાડી, મૌનવ્રતથી પોતે ભોજન કરવું.[૨૨] એ પ્રકારે વિષ્ણુરહસ્યમાં વિષ્ણુવાર્તિવ્રત અને તેનું ઉદ્યાપન કહેલું છે.

---

## ૨૦ દેહવર્તિ વ્રત (૫)

अथ देहवर्तिव्रतं लिख्यते ॥ सूत उवाच– कैलासशिखरासीनं देवदेवं जगद्गुरुम् । पंचवक्त्रं दशभुजं शूलपाणिं त्रिनेत्रकम् ॥ १ ॥ कपालखट्वांगधरं खड्गखेटकधारिणम् । पिनाकपाणिं देवेशं वरदाभयपाणिनम् ॥ २ ॥ भस्मांगव्यालशोभाढ्यं शशांककृतशेखरम् । कैलासशिखरावासं सूर्यकोटिसमप्रभम् ॥ ३ ॥ क्रीडित्वा सुचिरं कालं गणेशादीन्विसृज्य च । विसृज्य देवताः सर्वा एकाकिनमवस्थितम् ॥ ४ ॥ तं दृष्ट्वा देवदेवेशं प्रहृष्टं चारुलोचनम् । अथापृच्छत्तदा देवी गुह्योप्यं व्रतमुत्तमम् ॥ ५ ॥

સૂત કહે છે–જે કૈલાસ પર્વતના શિખર ઉપર વસનાર છે, દેવના પણ દેવ છે, જગતના ગુરુ છે, જેને પાંચ મુખ છે, દશ હાથ છે, હાથમાં ત્રિશૂલ છે, ત્રણ નેત્ર છે.[૧] કપાળ, ખટ્વાંગ, ખડ્ગ, ખેટક, વરદ અને અભયને ધારણ કરનાર છે, દેવોના ઇશ છે,[૨] ભસ્મ અને સર્પોથી સુશોભિત છે, મુકુટમાં ચંદ્ર છે, કરોડ સૂર્ય જેવી જેની કાંતિ છે એવા અને ચિરકાલ પર્યંત વિહાર કરી ગણેશાદિક તથા બીજા દેવતાઓને વિદાય કરી કૈલાસ પર્વતના શિખરપર સુખથી પ્રસન્નતામાં બેઠેલા છે, તે મહાદેવને જોઇ પાર્વતીએ ઉત્તમ ગુહ્ય વ્રત પૂછ્યું.[૩-૫]

देव्युवाच– दानधर्माननेकांश्च श्रुत्वा तीर्थान्यनेकशः । नास्ति मे निश्चयो देव भ्रामिताऽहं त्वया पुनः ॥ ६ ॥ व्रतानामुत्तमं देव कथयस्व मम प्रभो । येन चीर्णेन देवेशो मानुषैः प्राप्यते भुवि ॥ ७ ॥ स्वर्गापवर्गदं सौख्यं नरकार्णवतारकम् । तदहं श्रोतुमिच्छामि मनुष्याणां हिताय च ॥ ८ ॥ येन व्रतेन लोकोऽयं शिवसायुज्यमाप्नुयात् । शिव उवाच–यन्न कस्यचिदाख्यातं नराणां मुक्तिदायकम्

॥ ९ ॥ शृणु देवि प्रयत्नेन कथयामि तवाखिलम् । कार्तिके मार्गशीर्षे वा माघे मासि प्रयत्नतः ॥ १० ॥ पक्षयोरुभयोर्मध्ये शुभे योगे शुभे दिने । एकादश्यां त्रयोदश्यां चतुर्दश्यामुपोषितः ॥ ११ ॥ कार्पासं निस्तृणं कृत्वा वर्तिं कृत्वा प्रयत्नतः । पादांगुष्ठशिखांतं च स्वशरीरप्रमाणतः ॥ १२ ॥ सूत्रं निर्माय यत्नेन तंतुत्रितयसंयुताम् । तस्य वर्तिं विधायाथ सम्यगाप्लाव्य गोघृते ॥ १३ ॥ दीपदानं प्रकुर्वीत प्रीतये मम चानघे । प्रत्यहं दीपयेद्दीपं यावत्संवत्सरं भवेत् ॥ १४ ॥ अथवा एकमासे वा षष्ठ्युत्तरशतत्रयम् । दीपान्प्रज्वालयेद्भक्त्या मम संतोषहेतवे ॥ १५ ॥ उद्यापनं वत्सरांते कुर्याद्विभवसारतः । देहदीपसमं दानं न किंचिदिह विद्यते ॥ १६ ॥ महापापप्रशमनं स्वर्गसौख्यविवर्धनम् । अत्रेमं कथयिष्यामि इतिहासं पुरातनम् ॥ १७ ॥ शृणु देवि प्रयत्नेन कथां पौराणिकीं शुभाम् ॥

પાર્વતી પૂછે છે-હે શંકર ! અનેક દાન, ધર્મ અને તીર્થોનું માહાત્મ્ય સાંભળી મને કશો નિશ્ચય થતો નથી. હે દેવ ! આપે મને ભમાવી દીધી છે.[6] હે દેવ ! હે પ્રભો ! માટે હવે મને અતિ ઉત્તમ વ્રત કહો. જે કરવાથી મનુષ્યોને શંકરની પ્રાપ્તિ થાય,[7] સ્વર્ગ અને મોક્ષ મળે, સુખ મળે, અને નરકરૂપી સમુદ્ર તરી જવાય, તેમ જ જે સાંભળવાથી સાયુજ્યમુક્તિ મળે છે એવું જે વ્રત હોય તે, લોકોનાં કલ્યાણ માટે હું સાંભળવા ઈચ્છું છું. શંકર કહે છે-હે દેવિ ! જે કોઈને પણ કહેલું નથી અને જે મોક્ષ આપનાર છે, તે વ્રત હું તમને કહું છું તે સાવધાન થઈ સાંભળો. કાર્તિક, માર્ગશીર્ષ વા માઘ માસના શુકલ વા કૃષ્ણ પક્ષની એકાદશી, ત્રયોદશી વા ચતુર્દશીના શુભ યોગવાળા શુભ દિવસે ઉપવાસ કરવો,[8-11] પ્રથમ કપાસને સાફ કરી તેનું ઉત્તમ સૂતર કાંતી પોતાના પગના અંગુઠાથી તે મસ્તક સુધી- એટલે પોતાનું શરીર જેટલું લાંબું હોય તેટલા લાંબા સૂતરના ત્રણ તાંતણા લઈ તેની વાટ કરવી. તેને ગાયના ઘીમાં ભીંજવી,[12-13] મને પ્રસન્ન કરવા માટે દીવો કરવો. એ પ્રમાણે એક વર્ષ સુધી હંમેશાં દીવો કરવો;[14] અથવા મને પ્રસન્ન કરવા માટે એક માસમાં જ ભક્તિથી ત્રણસો સાઠ દીવા કરવા.[15] દીવા પૂરા થાય ત્યારે યથાશક્તિ ઉદ્યાપન કરવું. આ સંસારમાં દેહવર્તિ જેવું ઉત્તમ બીજું કાંઈ દાન નથી;[16] કારણ કે તેથી મહાપાપોનો નાશ થાય છે અને સ્વર્ગનું સુખ મળે છે.[17] હે દેવિ ! આ વિષયમાં એક પુરાતની ઉત્તમ કથા કહું છું, તે સાવધાન થઈ સાંભળો.[17]

ईश्वर उवाच-अरण्ये वर्तमानास्ते पांडवा भार्यया सह ॥ १८ ॥ आत्मनो दुःखनाशार्थं पप्रच्छुः केशवं प्रति । युधिष्ठिर उवाच-केनोपायेन देवेश संकटादुद्धराम्यहम् ॥ १९ ॥ भुक्त्वा राज्यं च देहांते केन मुक्तिर्भवेन्मम । श्रीकृष्ण उवाच-अस्ति गुह्यं महाराज व्रतं सर्वार्थदायकम् ॥ २० ॥ नारीणां च विशेषेण पुत्रपौत्रप्रवर्धनम् । देहवर्तिः समाख्याता प्राणिनां सौख्यदायिका ॥ २१ ॥ आत्मदेहसमं सूत्रं तंतुत्रितयसंयुतम् । तस्य वर्तिं विधायाशु आज्ये योज्य प्रदीपयेत् ॥ २२ ॥ एवं संवत्सरं पूर्णं दद्याच्छंकरतुष्टये । अथवा मासमध्ये वा दिनमध्ये यथाविधि ॥ २३ ॥ नीराजयेन्महादेवं तेन तुष्यति शंकरः । ददाति विपुलान् भोगानंते सायुज्यदो भवेत् ॥ २४ ॥ उद्यापनं तथा कुर्यान्मंडपं कारयेच्छुभम् । पुण्याहवाचनं कार्यमाचार्यं वरयेत्ततः ॥ २५ ॥ ऋत्विजश्च रुद्रसंख्यान्स्तुणुयाच्छिवतुष्टये । विरच्य सर्वतोभद्रं कलशं च नवं दृढम् ॥ २६ ॥ सौवर्णीं प्रतिमां तत्र भवानीशंकरस्य च । उपचारैः षोडशभिः पूजयेत्कलशोपरि ॥ २७ ॥ दीपपात्रं राजतं हि वर्तिं कृत्वा सुवर्णजाम् । त्र्यंबकेण च मन्त्रेण हुनेदष्टोत्तरं शतम् ॥ २८ ॥ आचार्याय च तत्पीठं दद्याद्दक्षिणया युतम् । ब्राह्मणान्भोजयेत्पश्चात्स्वयं भुञ्जीत वाग्यतः ॥ २९ ॥ इति श्रुत्वा चकारासौ धर्मराजो नृपोत्तमः । इदं व्रतं महादेवि सर्वकामसमृद्धिदम् । कुरु त्वं च प्रयत्नेन सर्वान्कामानवाप्स्यसि ॥ ३० ॥ इति श्रीस्कंदपुराणे पार्वतीशंकरसंवादे देहवर्तिव्रतं सोद्यापनं संपूर्णम् ॥

મહાદેવ કહે છે-પાંડવો જ્યારે દ્રૌપદીની સાથે વનમાં રહેતા હતા ત્યારે પોતાનાં દુઃખના નાશ માટે યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને પૂછ્યું. યુધિષ્ઠિર પૂછે છે-હે દેવેશ ! કયા ઉપાયવડે આ સંકટમાંથી બહાર નીકળાય?[18-19] અને આ લોકમાં રાજ્ય સુખ ભોગવી અંતે મુક્તિ મળે તે મને કહો. શ્રીકૃષ્ણ કહે છે-હે મહારાજ ! સર્વ કામના સિદ્ધ કરનાર અને વિશેષે કરી સ્ત્રીઓને પુત્રપૌત્રની વૃદ્ધિ કરનાર, દેહવર્તિ નામનું ઉત્તમ વ્રત છે અને તે પ્રાણીઓને સુખ આપનાર છે.[20-21] પોતાના શરીર જેવડા લાંબા સૂતરના ત્રણ તાંતણા લઈ તેની વાટ કરી તેને ઘીમાં બોળી દીવો કરવો.[22] એ પ્રમાણે શંકરને પ્રસન્ન કરવામાટે એક વર્ષ સુધી દીવો કરવો અથવા એક માસમાં વા એક દિવસમાં વિધિથી ત્રણસો સાઠ દીવા કરવા, તેથી શંકર પ્રસન્ન થાય છે અને તે આ લોકમાં પુષ્કળ ભોગો આપે છે ને અંતે સાયુજ્યમુક્તિ આપે છે.[23-24] પછી ઉદ્યાપન કરવું. સુંદર મંડપ બાંધવો. પુણ્યાહવાચન કરવું. આચાર્યને તથા અગીઆર ઋત્વિજોને વરાવવા, એથી શંકર પ્રસન્ન થાય છે. સર્વતોભદ્રમંડલ કરી તેમાં નવા મજબૂત ઘડાની સ્થાપના કરવી.[25-26] તેમાં શંકરપાર્વતીની સોનાની મૂર્તિની સ્થાપના કરી તેનું ષોડશોપચારવડે પૂજન કરવું.[27] રૂપાનું કોડિયું કરાવવું ને તેમાં સોનાની વાટ મૂકવી,

ને 'ત્ર્યંબકં'૦ એ મંત્ર ભણી એકસો આઠ આહુતિ આપવી.[૨૮] આચાર્યને તે પીઠ આપી દક્ષિણા આપવી ને બ્રાહ્મણો જમાડવા. પછી મૌનવ્રતથી પોતે જમવું.[૨૯] હે મહાદેવિ! એ સાંભળી સઘળાં કામ અને સમૃદ્ધિ આપનાર આ વ્રત યુધિષ્ઠિરે કર્યું હતું; તે માટે હે દેવિ! તમે પણ વિધિથી એ વ્રત કરો, જેથી તમારા સઘળા મનોરથો સિદ્ધ થશે.[૩૦] એ પ્રમાણે સ્કંદપુરાણમાં શંકર પાર્વતીના સંવાદમાં દેહવર્તિવ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૨૧ વિષ્ણુ તથા સૂર્યને લાખ નમસ્કાર કરવાનો પ્રકાર

**अथ विष्णुसूर्यलक्षनमस्कारविधिः ॥ अंबरीष उवाच– इक्ष्वाकूणां कुलगुरो ब्रह्मन् धर्मज्ञ सुव्रत । ब्रूहि पापक्षयकरं व्रतं सर्वोत्तमं मुने ॥ १ ॥ ब्रह्मघ्नस्य सुरापस्य गुरुदारावमर्शिनः । संध्याकर्मविहीनस्य तथा दुर्मार्गवर्तिनः ॥ २ ॥ दासीवेश्यासंगिनश्च चांडालीगामिनस्तथा । परस्वहारिणश्चापि देवद्रव्यापहारिणः ॥ ३ ॥ देवब्राह्मणवृत्तीनां छेदकस्य नरस्य च । रहस्यभेदकस्यापि रहस्यकृतपापिनः ॥ ४ ॥ पंचयज्ञविहीनस्य दुःशास्त्रनिरतस्य च । गुरुनिंदादि संश्रोतुर्गुरुद्रव्यापहारिणः ॥ ५ ॥ नारीणां च विशेषेण प्रायश्चित्तं महाव्रतम् । चतुर्वेदैः पुराणैश्च स्मृतिभिश्चैव निश्चितम् ॥ ६ ॥**

અંબરીષ પૂછે છે–હે ઇક્ષ્વાકુ કુલના ગુરો! હે બ્રાહ્મણ! હે ધર્મજ્ઞ! હે સારાં વ્રતવાળા! હે મુને! પાપોનો ક્ષય કરનાર અને સર્વ વ્રતોમાં ઉત્તમ એવું વ્રત કહો. બ્રહ્મહત્યા કરનાર, મદિરાપાન કરનાર, ગુરુપત્નીમાં ગમન કરનાર, સંધ્યા ન કરનાર, દુષ્ટ આચરણ કરનાર, દાસી, વેશ્યા વા ચાંડાળણીનું ગમન કરનાર, પરાયું ધન હરી લેનાર, દેવદ્રવ્યનું હરણ કરનાર, દેવ અને બ્રાહ્મણની વૃત્તિનો નાશ કરનાર, ખાનગી વાતને પ્રસિદ્ધ કરનાર, એકાંતમાં પાપ કરનાર, પંચયજ્ઞ ન કરનાર, અસત્ શાસ્ત્રમાં પરાયણ, ગુરુની નિંદા વગેરે સાંભળનાર અને ગુરુનું ધન હરનાર વગેરે પાપી પુરુષોનાં તથા સ્ત્રીઓનાં પ્રાયશ્ચિત્ત માટે મહાવ્રત છે, એમ ચાર વેદ, પુરાણ અને સ્મૃતિઓમાં નિશ્ચય છે. (તે મહાવ્રત કહો.)[૧-૬]

**वसिष्ठ उवाच– ब्रह्महत्यादिपापानां प्रायश्चित्तं यदीच्छसि । तदा लक्षनमस्कारव्रतं कुरु महीपते ॥ ७ ॥ संकीर्णकानां पापानां प्रायश्चित्तं यदीच्छसि । तदा लक्ष० ॥ ८ ॥ संकलीकरणानां च मलिनीकरणस्य च । अपात्रीकरणानां च प्रायश्चित्तं यदीच्छसि । तदा लक्ष० ॥ ९ ॥ भ्रातृपत्नीसुतानां च गामिनः कामिनस्तथा । श्वश्रूस्वमातृवधूनामिच्छयागामिनस्तथा ॥ १० ॥ संध्याकर्मादित्यागस्य चांडालीगामिनस्तु वै । दासीवेश्यासंगिनश्च संक्षयं यदि वांछसि । तदा लक्ष० ॥ ११ ॥ परस्वहरणस्यापि देवस्वहरणस्य च । रहस्यभेदकस्यापि रहस्यकृतपापिनः ॥ १२ ॥ त्यागस्य पंचयज्ञानां दुःशास्त्राभिरतेस्तथा । गुरुनिंदाश्रुतेश्चापि गुरुस्वहरणस्य च ॥ १३ ॥ लेह्यानां चैव चोष्याणां संक्षयं यदि वांछसि । तदा लक्ष० ॥ १४ ॥ कृतस्य जन्मसाहस्रैर्मेरुविंध्यसमस्य च । अत्युत्कटस्य पापस्य इह जन्मकृतस्य च ॥ १५ ॥ सर्वस्य पापजातस्य संक्षयं यदि वांच्छसि । तदा लक्ष० ॥ १६ ॥ शृणु भूप विधिं वक्ष्ये स्मरणात्पापनाशनम् । चातुर्मास्ये तु संप्राप्ते केशवे शयनं गते ॥ १७ ॥ आषाढस्य सिते पक्षे एकादश्यां समाहितः । संकल्पं तु विधायादौ पुरतश्चक्रपाणिनः ॥१८॥ अहं लक्षनमस्कारव्रतं कर्तुं समुद्यतः । निर्विघ्नेन व्रतं सांगं कुरु त्वं कृपया हरे ॥ १९ ॥ पापपंके निमग्नं मां पापकूपं दुरासदम् । व्रतेनानेन सुप्रीतः समुद्धर जगत्पते ॥ २० ॥ इति संकल्प्य मनसा प्रारभेद्व्रतमुत्तमम् । विष्णवेऽथ सवित्रे च नमस्कारान्प्रयत्नतः ॥२१॥ प्रातः स्नात्वा सदा कुर्यान्मध्याह्नावधिवाग्यतः । यथासंख्यं प्रकुर्वीत कार्तिके तु समापयेत् ॥ २२ ॥ दुष्टशाकमथान्नं वा न भुञ्जीत कदाचन । अनृतं न वदेत् क्वापि न ध्यायेत्पापपूरुषम् ॥ २३ ॥ देवार्चनं जपं होमं न त्यजेत्तु कथंचन । अतिथीन्पूजयेन्नित्यं स्वस्य शक्त्यनुसारतः ॥ २४ ॥ कार्तिके मासि संप्राप्ते पौर्णमास्यां ततः परम् । संस्थाप्य कलशं पूर्णं सवस्त्रं सपिधानकम् ॥ २५ ॥ विष्णोश्च प्रतिमां तत्र ससूर्यस्य सुवर्णजाम् । नामभिः केशवाद्यैश्च मित्राद्यैश्च प्रपूजयेत् ॥ २६ ॥**

વસિષ્ઠ કહે છે–હે રાજન્! જો બ્રહ્મહત્યા વગેરે પાપોનું પ્રાયશ્ચિત્ત કરવું હોય તો લક્ષ નમસ્કારનું વ્રત કરો. જો સંકીર્ણક પાપોનું પ્રાયશ્ચિત્ત કરવું હોય તો લક્ષ નમસ્કારનું વ્રત કરો. જો સંકલીકરણ, મલિની કરણ અને અપાત્રીકરણનાં પ્રાયશ્ચિત્તોની ઇચ્છા હોય તો લક્ષ નમસ્કારનું વ્રત કરો. જે ભાઇની સ્ત્રી, પુત્રી, સાસુ, માતા, પુત્રની વહુ સાથે ઇચ્છાથી વા કામથી ગમનનું (ધ્યાન જ થયું હોય); સંધ્યા વગેરે કર્મના ત્યાગનું, ચાંડાલીગમનનું, દાસી અને વેશ્યાગમન કરવાનું પ્રાયશ્ચિત્ત કરવું હોય તો લક્ષ નમસ્કારનું વ્રત કરો. પારકું ધન હરી લેવાનું, દેવદ્રવ્ય હરી લેવાનું, ગુપ્ત વાતને પ્રસિદ્ધ કરવાનું, એકાંતમાં પાપ કરવાનું, પંચદોષોના ત્યાગ કરવાનું, ગુરુનિંદાના શ્રવણનું, ગુરુના ધનનું હરણ કરવાનું ને લેહ્ય તથા ચોષ્ય (પદાર્થોનું ભક્ષણ થયું હોય ને) તેના દોષનું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છતા હો તો લક્ષ નમસ્કારનું વ્રત કરો. જો હજારો જન્મોમાં કરેલાં મેરુ ને વિંધ્ય જેવડાં મોટાં મોટાં પાપો તથા આ જન્મમાં કરેલાં સઘળાં પાપોનો નાશ કરવા ઇચ્છતા હો તો લક્ષ નમસ્કારનું વ્રત કરો. હે રાજન્! જેનું સ્મરણ કરવાથી પાપોનો નાશ થાય છે તેવો પ્રકાર કહું છું તે સાંભળો.[૬]

ચાતુર્માસમાં દેવશયની એકાદશીને દિવસે પ્રથમ વિષ્ણુની પાસે, 'હે હરે! હું લક્ષ નમસ્કાર નામનું વ્રત કરવાનો પ્રારંભ કરું છું, તે કૃપા કરી આપ નિર્વિઘ્ન પૂર્ણ કરો. હે જગત્પતે! આ વ્રતથી પ્રસન્ન થયેલા આપ, પાપરૂપી કાદવમાં હું બૂડ્યો છું ને પાપરૂપ છું તેનો ઉદ્ધાર કરો.' એ પ્રકારે મનમાં સંકલ્પ કરી આ ઉત્તમ વ્રતનો આરંભ કરવો. હંમેશાં પ્રાતઃકાળમાં સ્નાન કરી, મૌન રાખી, મધ્યાહ્ન સુધી વિષ્ણુ તથા સૂર્યને નમસ્કાર કરવા, હંમેશાં તે નમસ્કાર વિધિથી કરવા અને સરખી સંખ્યાના કરવા. કાર્તિક માસમાં તેની સમાપ્તિ કરવી, એ વ્રત કરતાં કોઈ દિવસે પણ ખરાબ શાક કે અન્ન ખાવું નહીં, અસત્ય બોલવું નહીં, પાપીપુરુષનું ધ્યાન કરવું નહીં, કોઈ પ્રકારે પણ દેવપૂજન, જપ કે હોમનો ત્યાગ કરવો નહીં. હંમેશાં યથાશક્તિ અતિથિનું પૂજન કરવું. કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે જળથી ભરેલા વસ્ત્રવાળા ઘડાની સ્થાપના કરવી, તેની ઉપર પૂર્ણપાત્ર રાખવું; તેમાં વિષ્ણુની સોનાની મૂર્તિની સ્થાપના કરી, કેશવાદિ નામોવડે પૂજા કરવી, ને મિત્રાદિ નામોવડે સૂર્યની મૂર્તિની પૂજા કરવી.[૭–૨૬]

परमान्नं च नैवेद्यं कुर्यात्पश्चाच्च तर्पणम् । पौरुषेण च सूक्तेन तिलगोधूमतंडुलैः ॥ २७ ॥ देवदेव जगन्नाथ सर्वव्रतफलप्रद । व्रतेनानेन सुप्रीतो गृहाणार्घ्यं मयाऽर्पितम् ॥ २८ ॥ एवमर्घ्यत्रयं दद्यात्पश्चाद्धोमं समाचरेत् । पौरुषेण च सूक्तेन शतमष्टोत्तरं चरुम् ॥ २९ ॥ आकृष्णेनेति सूर्याय शतमष्टोत्तरं हुनेत् । होमशेषं समाप्याथ पूर्णाहुतिमतः परम् ॥ ३० ॥ आचार्यं पूजयेत्पश्चाद्दद्याद्गोमिथुनं गुरोः । ब्राह्मणान्भोजयेत्पश्चाच्छतं वा पंचविंशतिम् ॥ ३१ ॥ दक्षिणां च यथाशक्त्या मंडलं चैव दापयेत् । अनुज्ञातस्तु तत्रैव स्वयं भुञ्जीत बंधुभिः ॥ ३२ ॥ इदं पुण्यं व्रतं राजन्पापारण्यदवानलम् । सर्वकामप्रदं नृणां सद्यो विष्णुप्रियंकरम् ॥ ३३ ॥ मोक्षप्रदं च कर्तॄणां ज्ञानमार्गप्रदं शुभम् । नानेन सदृशं किंचिद्विद्यु लोकेषु विद्यते ॥ ३४ ॥ सर्वेषामाश्रमाणां च विहितं श्रुतिचोदितम् । नारीणां सधवानां च विधवानां विशेषतः ॥ ३५ ॥ इति श्रीभविष्यपुराणे विष्णुसूर्यलक्षनमस्कारव्रतं सोद्यापनं संपूर्णम् ॥

પરમાન્નનું નૈવેદ્ય કરવું તથા પછી તર્પણ કરવું. પુરુષસૂક્ત ભણી 'હે દેવના દેવ! હે જગન્નાથ! હે સર્વ વ્રતોનું ફળ આપનાર! આ વ્રતથી પ્રસન્ન થઈ મેં આપેલા અર્ઘ્યનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી તિલ, ઘઉં અને અક્ષતવાળા ત્રણ અર્ઘ્ય આપવા. પછી પુરુષસૂક્ત ભણી વિષ્ણુને ચરુની એકસો આઠ આહુતિ આપવી. તેમ જ 'आकृष्णेन०' એ મંત્ર ભણી સૂર્યને એકસો આઠ આહુતિ આપવી. હોમશેષ સમાપ્ત કરી પૂર્ણાહુતિ કરવી. પછી આચાર્યની પૂજા કરી તેને બે ગાય આપવી. સો વા પચીસ બ્રાહ્મણો જમાડી તેઓને યથાશક્તિ દક્ષિણા આપવી. મંડલ પણ આપી દેવું, બ્રાહ્મણોની આજ્ઞા લઈ સગાંવહાલાંની સાથે ત્યાંજ ભોજન કરવું. હે રાજન્! આ વ્રત પુણ્યકારક, પાપરૂપી વનમાં અગ્નિરૂપ, સર્વ કામના પૂર્ણ કરનાર, વિષ્ણુને પ્રસન્ન કરનાર, મોક્ષ આપનાર, જ્ઞાન આપનાર અને ઉત્તમ છે. ત્રણે લોકોમાં આ વ્રત જેવું બીજું કોઈ નથી. વેદમાં કહેલા આ વ્રત કરવાનો અધિકાર સર્વ વર્ણ અને સધવા તથા વિધવા સ્ત્રી, એમ સર્વને છે.[૨૭–૩૫] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં સૂર્યને તથા વિષ્ણુને લક્ષ નમસ્કાર કરવાનું વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

---

## ૨૨ મંગલાગૌરી વ્રત અને પૂજા

अथ मंगलागौरीव्रतम् ॥ एतच्च विवाहात्प्रथमे वत्सरे श्रावणमासे भौमवासरे प्रारभ्य पंचवर्षपर्यंतं प्रतिवत्सरं श्रावणगतेषु चतुर्षु भौमवासरेषु कर्तव्यम् ॥ १ ॥ तच्च प्रथमवत्सरे मातृगृहे, द्वितीयादिषु भर्तृगृहे कार्यम् ॥२॥ तत्प्रकारश्च प्रथमे वत्सरे देशकालौ संकीर्त्य मम पुत्रपौत्रादिसंततिवृद्ध्यवैधव्यायुरादिसकलवृद्धिद्वारा श्रीमंगलागौरीप्रीत्यर्थं पंचवर्षपर्यंतं मंगलागौरीव्रतं करिष्ये ॥ ३ ॥ इति व्रतसंकल्पं कृत्वा पीठोपरि गौरीं स्थापयित्वा तदग्रे लोकव्यवहारानुरोधेन पिष्टमयान् दृषदुपलादीन्निधाय गोधूमपिष्टमयं महांतं दीपं षोडशतन्तुमयवर्तिसहितं घृतपूरितं प्रज्वालितं निधाय देशकालौ संकीर्त्य मम पुत्रपौत्रादिसंततिवृद्ध्यवैधव्यायुरादिसकलवृद्धिद्वारा श्रीमंगलागौरीप्रीत्यर्थं व्रतांगत्वेन विहितं तत्कल्पोक्तप्रकारेण मंगलागौरीपूजनमहं करिष्ये इति संकल्प्य विभवानुसारेण पूजनं कुर्यात् ॥ ४ ॥

કન્યાઓએ વિવાહને પહેલે વર્ષે શ્રાવણ માસના મંગળવારને દિવસે આ વ્રતનો આરંભ કરવો. તે પાંચ વર્ષ સુધી કરવું.[૧] પાંચે વર્ષમાં શ્રાવણ માસના ચાર મંગળવારે વ્રત કરવું. તેમાં પહેલા વર્ષમાં માતાપિતાને ઘેર અને પછીના ચાર વર્ષમાં પતિને ઘેર વ્રત કરવું.[૨] તેનો પ્રકાર કહે છે;–પહેલે વર્ષે દેશકાલનું ઉચ્ચારણ કરી, નીચેની વિધિ પ્રમાણે સંકલ્પ અને પૂજનાદિ કરવું 'મારા પુત્ર પૌત્ર વગેરે સંતતિની વૃદ્ધિ માટે, અખંડ સૌભાગ્ય માટે, આયુષ્ય વગેરેની વૃદ્ધિ માટે અને મંગલાગૌરીની પ્રીતિ માટે હું પાંચ વર્ષપર્યંત મંગલાગૌરીનું વ્રત કરીશ' એ પ્રમાણે વ્રતનો સંકલ્પ કરી પાટલા ઉપર ગૌરીની સ્થાપના કરવી.[૩] પછી લોકવ્યવહારના અનુસારથી તેની પાસે લોટનાં છીપર તથા ઉપરવટણો વગેરે રાખી ઘઉંના લોટથી બનાવેલી મોટી દીવીમાં સોળ તાંતણાવાળી વાટનો ઘીનો દીવો કરી, દેશકાલનું ઉચ્ચારણ

કરી, 'મારા પુત્રપૌત્ર વગેરે સંતતિની વૃદ્ધિ માટે, અખંડ સૌભાગ્ય માટે, આયુષ્ય વગેરેની વૃદ્ધિ માટે અને મંગલાગૌરીની પ્રીતિ માટે હું વ્રતના અંગપણાથી કહેલું મંગલાગૌરીનું વ્રત, તે કલ્પમાં કહેલા પ્રકારથી કરીશ,' એવો સંકલ્પ કરી યથાશક્તિ પૂજન કરવું.[૪]

तद्यथा—कुंकुमागुरुलिप्तांगां सर्वाभरणभूषिताम्। नीलकंठप्रियां गौरीं वंदेऽहं मंगलाह्वयाम् । ध्यानम् ॥ ५ ॥ अत्रागच्छ महादेवि सर्वलोकसुखप्रदे । यावद्व्रतमहं कुर्वे पुत्रपौत्रादिवृद्धये । आवाहनम् ॥ ६ ॥ राजतं चासनं दिव्यं रत्नमाणिक्यशोभितम् । मयानीतं गृहाण त्वं गौरि कामारिवल्लभे । आसनम् ॥ ७ ॥ गंधपुष्पाक्षतैर्युक्तं पाद्यं संपादितं मया । गृहाण मंगले गौरि सर्वान्कामांश्च पूरय। पाद्यम् ॥ ८ ॥ गंधपुष्पाक्षतैर्युक्तमर्घ्यं संपादितं मया । गृहाण त्वं महादेवि प्रसन्ना भव सर्वदा । अर्घ्यम् ॥ ९ ॥ कामारिवल्लभे देवि कुर्वाचमनमंबिके । निरन्तरमहं वंदे चरणौ तव पार्वति । आचमनीयम् ॥ १० ॥ पयोदधिघृतं चैव मधुशर्करया समम्। एतत्पंचामृतं देवि स्नानार्थं प्रतिगृह्यताम्। पंचामृतम् ॥ ११ ॥ जाह्नवीतोयमानीतं शुभं कर्पूरसंयुतम्। स्नापयामि सुरश्रेष्ठे त्वां पुत्रादिफलप्रदाम्। स्नानम् आचमनीयम् ॥ १२ ॥ वस्त्रं च सोमदैवत्यं लज्जायास्तु निवारणम् । मया निवेदितं भक्त्या गृहाण परमेश्वरि । वस्त्रम् ॥ १३ ॥ कंचुकीमुपवस्त्रं च नानारत्नैः समन्वितम् । गृहाण त्वं मया दत्तं मंगले जगदीश्वरि। कंचुकीमुपवस्त्रं च ॥ १४ ॥ कुंकुमागुरुकर्पूरकस्तूरीचंदनैर्युतम् । विलेपनं महादेवि तुभ्यं दास्यामि भक्तितः। गंधम् ॥ १५ ॥ रंजिताः कुंकुमौघेन अक्षताश्चातिशोभनाः। ममैषां देवि दानेन प्रसन्ना भव पार्वति । अक्षतान् ॥ १६ ॥ हरिद्रां कुंकुमं चैव सिंदूरं कज्जलान्वितम्। सौभाग्यद्रव्यसंयुक्तं गृहाण परमेश्वरि । सौभाग्यद्रव्याणि ॥ १७ ॥ सेवंतिकाबकुलचंपकपाटलाब्जैः पुन्नागजातिकरवीररसालपुष्पैः । बिल्वप्रवालतुलसीदलमालतीभिस्त्वां पूजयामि जगदीश्वरि मे प्रसीद । पुष्पाणि ॥ १८ ॥ अपामार्गपत्रदूर्वाधत्तूरपत्रनानाविधधान्यजीरकधान्याकानि प्रत्येकं षोडशसंख्यानि पंचबिल्वपत्राणि च नाममन्त्रैरर्पयेत् ॥ १९ ॥

તેનો પ્રકાર આવો છે:—'જેનું અંગ કેશર તથા અગુરુથી લિપ્ત છે, જે સર્વ અલંકારોથી શોભિતું છે અને મહાદેવનાં પત્ની છે એવાં મંગલાગૌરીને હું વંદન કરું છું.' એ મંત્ર ભણી ધ્યાન કરવું.[૫] 'હે મહાદેવિ! હે સર્વ લોકોને સુખ આપનારી! અહીં પધારો અને હું પુત્રપૌત્રની વૃદ્ધિ માટે જ્યાં સુધી વ્રત કરું ત્યાં સુધી રહો.'[૬] 'હે ગૌરિ! હે મહાદેવપ્રિયે! રત્ન અને મણિથી શોભીતું રૂપાનું ઉત્તમ આસનને લાવ્યો છું તે ગ્રહણ કરો,'[૭] 'હે મંગલે! હે ગૌરિ! ચંદન, અક્ષત અને પુષ્પવાળું પાદ્ય આપને માટે તૈયાર કરેલું છે, તેનું ગ્રહણ કરો અને મારી સર્વ કામના પૂર્ણ કરો.'[૮] 'હે મહાદેવિ! ચંદન, પુષ્પ અને અક્ષતવાળો અર્ઘ્ય આપ માટે તૈયાર કરેલો છે, તેનું ગ્રહણ કરો અને મારી ઉપર સદા પ્રસન્ન રહો'[૯] 'હે મહાદેવપ્રિયે! હે દેવિ! હે પાર્વતિ! હે અંબિકે! હું નિરંતર આપનાં ચરણ વંદું છું, આ આચમન કરો.'[૧૦] 'હે દેવિ! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃત તૈયાર છે, તેનું સ્નાન માટે ગ્રહણ કરો.'[૧૦] 'હે સુરશ્રેષ્ઠે! કપૂરવાળાં ગંગાનાં જળથી આપ, જે પુત્ર વગેરે ફળ આપનાર છો તેને હું સ્નાન કરાવું છું.'[૧૨] 'હે પરમેશ્વરી!! જેનો દેવ ચંદ્ર છે. અને જે લોકલજ્જાનું નિવારણ કરનાર છે, તે વસ્ત્ર હું ભક્તિથી આપું છું, તેનું ગ્રહણ કરો.'[૧૩] 'હે મંગલે! હે જગદીશ્વરિ! નાના પ્રકારનાં રત્નવાળી કાંચળી તથા ઉપવસ્ત્ર આપને આપું છું, તે ગ્રહણ કરો.'[૧૪] 'હે મહાદેવિ! કંકુ, અગુરુ, કર્પૂર કસ્તૂરી અને ચંદનનું વિલેપન આપને ભક્તિથી આપું છું.'[૧૫] 'હે દેવિ! હે પાર્વતિ! કંકુવાળા સુંદર અક્ષત આપને આપું છું, તેથી પ્રસન્ન થાઓ.'[૧૬] 'હે પરમેશ્વરિ! હરિદ્રા, સિંદૂર, કાજળ અને સૌભાગ્યદ્રવ્યનું ગ્રહણ કરો.'[૧૭] 'હે જગદીશ્વરિ! સેવંતિકા, બોરસડી, ચંપો, પાટલા, કમલ, પુન્નાગ, જાતિ, કરેણ, આંબો, અને માલતીનાં પુષ્પવડે બીલી તથા તુલસીનાં પત્રોવડે તથા પરવાળાથી આપની પૂજા કરું છું. તેથી મારી ઉપર પ્રસન્ન થાઓ.'[૧૮] પછી નામ મંત્ર ભણી સોળ અપામાર્ગ (અઘેડા)નાં પાંનડાં, સોળ દૂર્વા, સોળ ધતૂરાનાં પાનડાં, નાના પ્રકારનાં ધાન્યના સોળ સોળ દાણા, જીરાંના સોળ દાણા, ધાણાના સોળ દાણા અને પાંચ બીલ્વપત્ર નામમંત્રોથી ચડાવવાં.[૧૯]

अथांगपूजा ॥ उमायै नमः पादौ पू० । गौर्यै न० जंघे पू० । पार्वत्यै० जानुनी पू० । जगद्धात्र्यै० ऊरू पू० । जगत्प्रतिष्ठायै० कटी पू० । शांतिरूपिण्यै० नाभिं पू० । देव्यै० उदरं पू० । लोकवंद्यायै० स्तनौ पू० । काल्यै० कंठं पू० । शिवायै० मुखं पू० । भवान्यै० नेत्रे पू० । रुद्राण्यै० कर्णौ पू० । महादेव्यै० ललाटं पू० । मंगलदात्र्यै० शिरः पू० । पुत्रदायिन्यै० सर्वांगं पू० ॥ २० ॥

પછી અંગ પૂજા—'उमायै नमः पादौ पूजयामि' એ મંત્ર ભણી પગની પૂજા કરવી. 'गौर्यै०' થી પીંડીની, 'पार्वत्यै०' થી ઘુંટણની, 'जगद्धात्र्यै०' થી સાથળની, 'जगत्प्रतिष्ठायै०' થી કેડની, 'शांतिरूपिण्यै०' થી નાભિની, 'देव्यै०' થી પેટની, 'लोकवंद्यायै०' થી મસ્તકની, 'काल्यै०' થી કંઠની, शिवायै०' થી મુખની, 'भवान्यै०' થી નેત્રની, 'रुद्राण्यै०' થી કાનની, 'महादेव्यै०' થી લલાટની, 'मंगलायै०' થી મસ્તકની અને पुत्रदायिन्यै नमः सर्वांगं पूजयामि०' એ મંત્ર ભણી સઘળા અંગોની પૂજા કરવી.[૨૦]

देवद्रुमरसोद्भूतः कृष्णागुरुसमन्वितः । आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् । धूपम् ॥ २१ ॥ त्वं ज्योतिः सर्वदेवानां तेजसां तेजउत्तमम् । आत्मज्योतिः परं धाम दीपोऽयं प्रतिगृह्यताम्॥दीपम्॥२२॥ अन्नं चतुर्विधं स्वादुरसैः षड्भिः समन्वितम् । भक्ष्यभोज्यसमायुक्तं नैवेद्यं प्रतिगृह्यताम् । नैवेद्यम् ॥ २३ ॥ आचमनीयम् । करोद्वर्तनम् । फलम् । तांबूलम् । दक्षिणाम् । वज्रमाणिक्यवैडूर्यमुक्ताविद्रुममंडितम् । पुष्परागसमायुक्तं भूषणं प्रतिगृह्यताम् । भूषणम् ॥ २४ ॥ नीराजनम् । नमो देव्यै० । पुष्पांजलिं० । प्रदक्षिणा । नमस्कारः ॥ पुत्रान्देहि धनं देहि सौभाग्यं देहि मंगले । अन्यांश्च सर्वकामांश्च देहि देवि नमोऽस्तु ते ॥ इति प्रार्थना ॥ २५ ॥ ततो वैणवपात्रे सौभाग्यद्रव्यादि निधाय–अन्नकंचुकिसंयुक्तं सवस्त्रफलदक्षिणम् । वायनं गौरि विप्राय ददामि प्रीतये तव ॥ २६ ॥ सौभाग्यारोग्यकामानां सर्वसंपत्समृद्धये । गौरीगिरीशतुष्टयर्थं वायनं ते ददाम्यहम् ॥२७॥ इति मंत्राभ्यां वायनं, ततो मात्रे सौभाग्यद्रव्यसंयुक्तं लड्डुकंचुकीवस्त्रफलयुतं ताम्रपात्रं वायनं दद्यात् ॥ २८ ॥ ततो गोधूमपिष्टमयैः षोडशदीपैर्नीराजनं विधाय दीपभक्षणपूर्वकं लवणवर्जमन्नं भुक्त्वा रात्रौ जागरणं कृत्वा प्रातर्गौरीं विसर्जयेत् ॥२९॥ इति मंगलागौरीपूजा ॥

'હે દેવિ ! કલ્પવૃક્ષથી ઉત્પન્ન થયેલ, કૃષ્ણાગુરુ સહિત અને સર્વ દેવોને સુંઘવા યોગ્ય આ ધૂપનું ગ્રહણ કરો.'[૨૧] 'હે દેવિ ! આપ સર્વ દેવમાં પ્રકાશ કરાવાવાળાં છો, સઘળાં તેજમાં ઉત્તમ તેજરૂપ છો, આપ પોતાનાં તેજરૂપ પ્રકાશવાળા ઉત્તમ દીવાનું ગ્રહણ કરો.'[૨૨] 'હે દેવિ ! છ રસ અને ભક્ષ ભોજ્યવાળાં અને સ્વાદવાળાં ચાર પ્રકારનાં નૈવેદ્યનું ગ્રહણ કરો.'[૨૩] નૈવેદ્ય આપીને પછી કરોદ્દર્તન, તાંબૂલ, ફળ અને દક્ષિણા વગેરે આપવાં, 'હે દેવિ ! વજ્ર, માણેક વૈડૂર્ય, મોતી, પરવાળાં અને પોખરાજથી શોભતા અલંકારનું ગ્રહણ કરો.'[૨૪] પછી 'નમો દેવ્યૈ૦' એ મંત્ર ભણી પુષ્પાંજલિ આપી, પછી પ્રદક્ષિણા કરવી અને નમસ્કાર વગેરે કરવા. 'હે મંગલે ! હે દેવિ ! આપને નમસ્કાર કરૂં છું, માટે મને પુત્ર આપો, સૌભાગ્ય આપો અને બીજી પણ સર્વ કામના પૂર્ણ કરો,' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી.[૨૫] પછી વાસના પાત્રમાં સૌભાગ્ય દ્રવ્ય વગેરે રાખી, 'હે ગૌરિ આપને પ્રસન્ન કરવા માટે અન્ન, કાંચળી, વસ્ત્ર, ફળ અને દક્ષિણાવાળું વાયન બ્રાહ્મણને આપું છું.'[૨૬] હે મહારાજ ! સૌભાગ્ય, આરોગ્ય, સઘળી સંપત્તિ અને સઘળી કામનાની સમૃદ્ધિ માટે તથા શંકરપાર્વતીને પ્રસન્ન કરવા માટે હું આપને વાયન આપું છું.' એ મંત્રો ભણી વાયન આપવું.[૨૭] પછી સૌભાગ્ય દ્રવ્ય, લાડુ, કાંચળી, વસ્ત્ર અને ફળનું વાયન, ત્રાંબાના પાત્રમાં મૂકી આપવું.[૨૮] પછી ઘઉંના લોટના સોળ દીવાથી આરતી ઉતારી દીપ (પાત્રનું) ભક્ષણ કરી, લવણ રહિત અન્નનું ભોજન કરવું, અને રાતે જાગરણ કરવું. પછી પ્રાતઃકાલમાં દેવીનું વિસર્જન કરવું.[૨૯] એ પ્રમાણે મંગલાગૌરીની પૂજા કરવી.

## મંગલાગૌરીની કથા

अथ कथा ॥ युधिष्ठिर उवाच– नंदनंदन गोविंद श्रुतवतो बहुलाः कथाः । श्रुती ममोत्के पुत्रायुष्करं श्रोतुं मम व्रतम् ॥ १ ॥ श्रीकृष्ण उवाच– अवैधव्यकरं वक्ष्ये व्रतं चारिनिषूदन । शृणु त्वं सावधानः सन्कथां वक्ष्ये पुरातनीम् ॥ २ ॥ कुंडिनं नाम नगरं ख्यातस्तत्र द्विजप्रियः । आसीद्वणिग्धर्मपालो नाम्ना बहुधनोऽपि सः ॥ ३ ॥ सपत्नीको ह्यपुत्रोऽसौ नास्तीति व्याकुलो हृदि । तस्य गेहे भस्मलिप्तो देहे रुद्राक्षधारकः ॥ ४ ॥ जटिलो भिक्षुको नित्यमागच्छत्प्रियदर्शनः । अन्नं नांगीचकारासाविति दृष्ट्वाऽबलाऽवदत् ॥ ५ ॥ स्वामिन्नयं सदाऽऽयाति भिक्षुको जटिलो गृहे । न स्वीकरोत्यस्मदन्नमिति दृष्ट्वा ममाधिकम् ॥ ६ ॥ दुःखं प्रजायते नित्यं, श्रुत्वा भार्यावचोऽब्रवीत् ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે નંદપુત્ર ! હે ગોવિંદ ! મેં ઘણી કથા સાંભળી. હવે તો પુત્ર આપનાર તથા આયુષ્ય વધારનાર વ્રત સાંભળવા મારા કાન તલપે છે.[૧] શ્રી કૃષ્ણ કહે છે–હે શત્રુનો નાશ કરનારા યુધિષ્ઠિર ! અખંડ સૌભાગ્ય રાખનાર વ્રત કહું છું ને પ્રાચીન (એક) કથા (પણ) કહું છું, તે સાવધાન થઇ સાંભળો.[૨] કુંડિન નામનું એક શહેર છે. તેમાં ધર્મપાલ નામનો એક પ્રસિદ્ધ વાણીઓ રહેતો હતો. તેની પાસે પુષ્કળ ધન હતું. તેને બ્રાહ્મણો પ્રિય હતા.[૩] તેને (એક સુંદર) સ્ત્રી હતી, પણ પુત્ર ન હતો તેથી તે મનમાં દિલગીર રહેતો હતો. તે વાણીઆને ઘેર ભસ્મ લગાડનાર, રુદ્રાક્ષ ધારણ કરનાર અને જટા ધારણ કરનાર એક ઉત્તમ ભિક્ષુક આવતો ખરો, પણ અન્ન લેતો નહીં. તે જોઇ ધર્મપાલને તેની સ્ત્રી કહેવા લાગી;[૪–૫] 'હે સ્વામિન્ ! આ જટાવાળો ભિક્ષુક હંમેશાં આપણે ઘેર આવે છે પણ અન્ન લેતો નથી, તેથી મને નિસ દુઃખ થાય છે.' એવાં તે સ્ત્રીનાં વચનો સાંભળી, ધર્મપાલ બોલ્યો.[૬]

धर्मपाल उवाच– प्रिये कदाचिद्गुप्ता त्वं ससुवर्णाऽगणे भव ॥ ७ ॥ यदा भिक्षार्थमायाति भिक्षोर्वस्त्रांतरे त्वया । तदा तस्य प्रदेयानि सुवर्णानि प्रियेऽनघे ॥ ८ ॥ अनंतरं तस्य भार्याऽचीकरत्स्वामिनोदितम् । जटिलेन तु सा शप्ताऽपत्यं ते न भविष्यति ॥ ९ ॥ श्रुत्वा भिक्षोरिदं वाक्यं दुःखिता तद्ववाच ह । स्वामिन् शप्ता त्वया पापा, शापादुद्धर संप्रति ॥ १० ॥ इत्युक्त्वा तस्य चरणौ ववंदे

दीनभाषिणी ॥ जटिल उवाच– भर्तुः समीपे वक्तव्यं त्वया पुत्रि ममाज्ञया ॥ ११ ॥ नीलध्वजः समारुह्य नीलाश्वं गच्छ काननम्। खननं तत्र कर्तव्यं यत्राश्वस्ते स्खलिष्यति ॥ १२ ॥ रम्यं पक्षिभिरायुक्तं मृगसंघद्रुमाकुलम्। सुवर्णरचितं रत्नमाणिक्यादिविभूषितम् ॥ १३ ॥ नानापुष्पैः समायुक्तं दृश्यं देवालयं ततः। वर्तते तत्रभवती भवानी भक्तवत्सला ॥ १४ ॥ आराधय त्वं मनसा यथाविष्यु-द्धरिष्यति ॥

ધર્મપાલ કહે છે–હે પ્રિયે ! એક દિવસે સુવર્ણના કેટલાક (સીક્કા) પાસે રાખી તારે છૂપાઇ રહેવું. જ્યારે તે ભિક્ષુક ભિક્ષા માગવા આવે ત્યારે તારે તેની વસ્ત્રની ઝોળીમાં પેલા સુવર્ણ (સીક્કા) નાખી દેવા–( પછી તે શું કરે છે તે તું જો.)[૬–૮] પછી તે સ્ત્રીએ પતિના કહેવા પ્રમાણે કર્યું, તેથી ભિક્ષુકે તેને શ્રાપ આપ્યો કે, 'તુંને બાલક થશે નહિ.'[૯] એવાં ભિક્ષુકનાં વચન સાંભળી તે સ્ત્રી કચવાઇને બોલી કે; 'હે મહારાજ ! હું પાપિણી છું, તેનો હવે આ શ્રાપથી ઉદ્ધાર કરો.'[૧૦] એવું કહી તે તેના પગમાં પડી; ત્યારે ભિક્ષુક બોલ્યો. ભિક્ષુક કહે છે–હે પુત્રિ ! મારી આજ્ઞાથી તારે તારા પતિની પાસે કહેવું કે,[૧૧] તમે કાળાં વસ્ત્ર પહેરી કાળા ઘોડા ઉપર બેસી વનમાં જાઓ, વનમાં જતાં ઘોડો જ્યાં ઠોકર ખાય ત્યાં તમારે ખોદવું.[૧૨] તે જગોએ ખોદવાથી જેમાં કેટલાંક પક્ષી, મૃગ અને વૃક્ષો છે, જે સોનાથી બનાવેલું છે, માણિક્ય વગેરેથી શોભિત છે અને જેમાં કેટલાંક પુષ્પો છે એવું સુંદર દેવાલય જોવામાં આવશે. તે દેવળમાં ભકતો ઉપર પ્રીતિ રાખનારાં પાર્વતી બીરાજે છે.[૧૩–૧૪] તેણીનું મનમાં આરાધન કરવાથી તે તારો ઉદ્ધાર કરશે.

त्वां भवानीति वचनं श्रुत्वा भिक्षोः सुखप्रदम् ॥१५॥ ववंदे तस्य चरणौ पुनः पुनररिंदम। तदैव काले जटिलस्त्वंतर्भूतो बभूव सः ॥ १६ ॥ साऽवदत्पतिमेह्येहि श्रृणु भिक्षूक्तमादरात्। यथोक्तमवदद्भर्ता तच्छ्रुत्वा वाक्यमादरात् ॥ १७ ॥ नीलध्वजः समारुह्य नीलाश्वं प्रस्थितो वनम्। गच्छन्नानाविधान्वृक्षान्पथि पश्यन्भयाकुलः ॥१८॥ मृगान् सिंहान्वराहशूकान् पथि पश्यन्भयाकुलः। ददर्शासौ तडागं च बाहुल्येन विराजितम् ॥ १९ ॥ रक्तनीलोत्पलैश्चक्रवाकवृंदैश्च राजितम्। स्नानं चकार तत्रासौ तर्पणान्यपि भूरिशः ॥ २० ॥ पुनरश्वं समारुह्य जगाम गहनं वनम्। स्खलितं वाजिनं पश्यन्नश्वादुत्तीर्य तत्क्षणम् ॥२१॥ चखान पृथिवीं तत्र यावद्देवालयं मुदा। ददर्श च महास्थूलं देवालयमसौ युतम् ॥ २२ ॥ रत्नैर्मुक्ताफलैश्चैव माणिक्यैश्चापि सर्वतः। पूजयामास जटिलवाक्यं स्मृत्वाऽतिविस्मितः ॥ २३ ॥ सुवर्णयुक्तवस्त्राणि चन्दनान्यक्षतान्कुसुमान्। चंपकादीनि पुष्पाणि धूपं दीपं विशेषतः॥२४॥ नानापक्वान्नसंयुक्तं रसैः षड्भिः समन्वितम्। नानाशाकैः समायुक्तं सदुग्धघृतशर्करम् ॥ २५ ॥ नैवेद्यं करशुद्धयर्थं चंदनं मलयाद्रिजम्। संपाद्य शुद्धहृदयः फलतांबूलदक्षिणाः ॥ २६ ॥ श्रद्धया पूजयामास धर्मपालो महाधनः। जजाप मंत्रान् गुप्तोऽसौ सगुणध्यानपूर्वकम् ॥ २७ ॥ देवी भक्तं समागत्य लोभयामास सादरम्। प्रसन्नाऽवदद्त्रेयं पूजा संपादिता कथम् ॥ २८ ॥ येन संपादिता तस्मै ददामि वरमद्भुतम्। इति श्रुत्वा धर्मपालो देव्यग्रे प्रांजलिः स्थितः ॥ २९ ॥

ભિક્ષુકનાં એવાં સુખકારક વચનો સાંભળી તે સ્ત્રી વારંવાર ભિક્ષુકનાં ચરણનું વંદન કરવા લાગી. એટલામાં તો તે ભિક્ષુક એકદમ અદૃશ્ય થઇ ગયો.[૧૫–૧૬] ત્યાર બાદ તે સ્ત્રીએ પોતાના પતિને બોલાવ્યો અને કહ્યું કે 'આંહી આવો અને ભિક્ષુકનાં વચન સાંભળો.' એવી રીતે પતિને બોલાવી તેને સઘળી હકીકત કહી સંભળાવી.[૧૭] પછી તે ધર્મપાલ કાળાં વસ્ત્ર પહેરી, કાળા ઘોડા ઉપર બેસી, આદરથી વનમાં ચાલ્યો. રસ્તામાં અનેક તરેહનાં વૃક્ષો, મૃગ, સિંહ અને સર્પોને જોઇ તે ડરી જતો હતો. આગળ ચાલતાં એક મોટું તળાવ જોવામાં આવ્યું.[૧૮–૧૯] તે લાલ તથા કાળાં કમળો તથા ચક્રવાકનાં જોડાંથી સુશોભિત હતું. તેમાં સ્નાન કરી તે વાણિયાએ ઘણું તર્પણ કર્યું.[૨૦] પાછો ઘોડા ઉપર બેસી ઘોર વનમાં આગળ ચલ્યો ને જ્યાં ઘોડાને ઠોકર લાગી ત્યાં ઘોડા ઉપરથી નીચે ઉતરી તેજ વખતે ખોદવા લાગ્યો. ખોદતાં ખોદતાં, જ્યાં સુધી દેવાલય જોવામાં આવ્યું નહીં ત્યાં સુધી ત્યાં ખોદ્યું. તે દેવાલય મોટું હતું.[૨૧–૨૨] તેની ચારે તરફ રત્ન, મોતી તથા માણિક્ય જડેલાં હતાં. તે દેવાલયને જોઇ તે વાણીઓ વિસ્મય પામ્યો. પછી ભિક્ષુકનાં વચનનું સ્મરણ કરી તેમાંના દેવીની પૂજા કરવા લાગ્યો.[૨૩] સોનેરી કીનારવાળાં વસ્ત્ર, ચંદન, અક્ષત, ચંપા વગેરેનાં પુષ્પો, ધૂપ, દીપ, નાના પ્રકારનાં છ રસવાળાં અન્ન, શાક, દૂધ, ઘી, સાકરનાં નૈવેદ્ય, કરોદ્વર્તન માટે મલયાચલનું ચંદન, ફળ, તાંબૂલ અને દક્ષિણાથી શ્રદ્ધા રાખી પ્રસન્ન મનથી ધર્મપાલે તેમાંની દેવીની પૂજા કરી. પછી સગુણનું ધ્યાન કરી મંત્ર જપ કીધા.[૨૪–૨૭] તેથી પ્રસન્ન થયેલાં દેવીએ ભક્તને બોલાવી આદરથી કહ્યું; આ પૂજા કોણે અને શા માટે કરી છે ? જેણે આ પૂજા કરી હશે, તેને અદ્ભુત વર આપીશ. એવાં વચન સાંભળી ધર્મપાલ, દેવીની પાસે હાથ જોડી ઉભો રહ્યો.[૨૮–૨૯]

भगवत्युवाच– धर्मपाल त्वया सम्यक् पूजा संपादिताऽनघ। वरं याचय मद्भक्त ददामि बहुलं धनम् ॥ ३० ॥ धर्मपाल उवाच– बहुला धनसंपत्तिर्वर्तते त्वत्प्रसादतः। अपत्यं प्राप्तुमिच्छामि पितृणां तारकं शुभम् ॥ ३१ ॥ आयाति भिक्षुको गेहे गृह्णाति न मदर्पकम्। तेन मे

बहुलं दुःखं समायत्योपजायते ॥ ३२ ॥ इति दीनवचः श्रुत्वा देवी वचनमब्रवीत् ॥ देव्युवाच– धर्मपालक तेऽदृष्टेऽपत्यं नास्ति सुखप्रदम् ॥ ३३ ॥ तथापि किं याचयसि कन्यां विगतभर्तृकाम् । पुत्रमल्पायुषं वाथान्धं दीर्घायुषं सुतम् ॥ ३४ ॥ धर्मपाल उवाच– पुत्रमल्पायुषं देहि तावता कृतकृत्यताम् । प्राप्नोमि चोद्धरिष्यामि पितृंश्च मम घोरगान् ॥ ३५ ॥ देव्युवाच– मत्पार्श्वे वर्तमानस्य नाभावारुह्य कुण्डिनः ॥ ३६ ॥ तत्पार्श्ववर्तिचूतस्य गृहीत्वा फलमद्भुतम् । पत्न्यै देयं ततः पुत्रो भविष्यति न संशयः ॥ ३७ ॥

દેવી કહે છે–હે ધર્મપાલ ! હે અનઘ ! તેં સારી રીતે મારી પૂજા કરી છે. હે મમ ભક્ત ! તું વર માંગ, હું તને પુષ્કળ ધન આપીશ.[૩૦] ધર્મપાલ કહે છે–હે દેવિ ! આપની કૃપાથી મારી પાસે પુષ્કળ ધન છે. હવે તો પિતૃનો ઉદ્ધાર કરે તેવા સત્પુત્રની ઇચ્છા કરું છું.[૩૧] કોઇ એક ભિક્ષુક મારે ઘેર આવે છે, પણ મારું અન્ન લેતો નથી. તેથી મને તથા મારી સ્ત્રીને અતિ દુઃખ થાય છે ( મારું તે દુઃખ દૂર કરો ).[૩૨] એવાં ધર્મપાલનાં દીન વચન સાંભળી દેવી બોલ્યાં. દેવી કહે છે–હે ધર્મપાલ ! તારા કર્મમાં બાલકનું સુખ નથી.[૩૩] તથાપિ વિધવા કન્યા, થોડા આયુષ્યવાળો પુત્ર વા લાંબાં આયુષ્યવાળો પણ અંધ પુત્ર એ ત્રણમાંથી જે તારી ઇચ્છા હોય તે માંગી લે.[૩૪] ધર્મપાલ કહે છે–હે દેવિ ! મને થોડાં આયુષ્યવાળો પુત્ર આપો, તેથી હું કૃતાર્થ થઇશ અને નરકમાં પડેલા પિતૃઓનો ઉદ્ધાર કરીશ.[૩૫] દેવી કહે છે–મારા પડખામાં રહેલા ગણપતિની નાભિ ઉપર ચડી તેના પડખામાં ઉગેલા આંબાનું ફળ તોડી લે અને તે તારી સ્ત્રીને ખવાડ, તેથી પુત્ર થશે, એમાં સંશય નથી.[૩૬–૩૭]

इति देवीवचः श्रुत्वा गत्वा तत्पार्श्व एव च । नाभिं गजमुखस्याथारुह्य जग्राह मोहतः ॥ ३८ ॥ फलान्यत्तीर्य च ततः फलमेकं ददर्श सः । एवं पुनः पुनः कुर्वन् फलमेकं ददर्श सः ॥ ३९ ॥ क्रुद्धो गणपतिश्चाथ धर्मपालाय शप्तवान् । षोडशे वत्सरे प्राप्ते तेऽहिः पुत्रं दशिष्यति ॥ ४० ॥ धर्मपालः फलं सम्यक् वस्त्रे बद्ध्वाऽऽगमद् गृहम् । फलं पत्न्यै ददौ साऽपि भक्षयित्वा पतिव्रता ॥ ४१ ॥ गर्भं सा धारयामास पत्या सह सुसंगता । संपूर्णे नवमे मासे प्रासूत सुतमुत्तमम् ॥ ४२ ॥ जातकर्म चकारास्य पिता संतुष्टमानसः । षष्ठीपूजां चकारास्य षष्ठे तु दिवसे ततः ॥ ४३ ॥ द्वादशेऽहनि संप्राप्ते शिवनाम्नाऽऽजुहाव तम् । षष्ठे मासि चकारासावन्नप्राशनमद्भुतम् ॥ ४४ ॥ तृतीये वत्सरे चूडामष्टमेऽब्दे व्रतमुत्तमम् । कृत्वोपनयनं पार्थ विप्रोऽभूत्तुष्टमानसः ॥ ४५ ॥ दशमे वत्सरे प्राप्तेऽब्रवीद्भार्या पतिव्रता ॥ भार्योवाच– बालकस्य विवाहोऽपि कर्तव्यः सुमुहूर्तके ॥ ४६ ॥

એવાં દેવીનાં વચન સાંભળી તે તેની પડખે ગયો, ને મોહથી ગણપતિની નાભિ ઉપર ચડી આંબાનાં કેટલાંક ફળો ઉતાર્યાં છતાં એક જ ફળ તેના જોવામાં આવ્યું. તેણે બીજી કેરી ઉતારી, તોપણ એક જ કેરી હાથમાં રહી. એવી રીતે વારંવાર ગણપતિની નાભિ ઉપર પગ દઇ એક એક ફળ લેવા લાગ્યો, તેથી કોપાયમાન થયેલા ગણપતિએ તેને શાપ આપ્યો કે, 'તારા પુત્રને સોળમે વર્ષે સર્પ કરડશે.'[૩૮–૪૦] પછી તે ધર્મપાલ વસ્ત્રમાં સારી રીતે તે કેરી બાંધી ઘેર આવ્યો અને પોતાની સ્ત્રીને તે કેરી આપી. તે ખાઇ પતિની સાથે સંબંધ કરવાથી તે પતિવ્રતાને ગર્ભ રહ્યો. નવ માસ પૂરા થયા પછી તેણીએ ઉત્તમ પુત્રને જન્મ આપ્યો;[૪૧–૪૨] તેથી પ્રસન્ન થયેલા તેના પિતાએ જાતકર્મ કર્યું; છઠ્ઠે દિવસે ષષ્ઠી પૂજા ( છઠ્ઠી ) કરી,[૪૩] બારમે દિવસે તેનું 'શિવ' નામ પાડયું; છઠ્ઠે મહિને તેને અન્નપ્રાશન ( અબોટણું ) કરાવ્યાં;[૪૪] ત્રીજે વર્ષે બાળ મોવાળા ઉતરાવ્યા અને આઠમે વર્ષે તેને જનોઇ આપી, પોતે પ્રસન્ન થયો.[૪૫] જ્યારે તે બાળકને દશમું વર્ષ બેઠું, ત્યારે ધર્મપાળની પતિવ્રતા સ્ત્રીએ પતિને કહ્યું. સ્ત્રી કહે છે–હે નાથ ! સારા મુહૂર્તમાં આ બાલકનો વિવાહ પણ કરવો જોઇએ.[૪૬]

धर्मपाल उवाच– मया संकल्पितं काश्यां गमनं बालकस्य तत् । कृत्वा समायातु ततो विवाहोऽस्य भविष्यति ॥ ४७ ॥ पुत्रोऽसौ प्रेषितस्तेन श्यालकेन समन्वितः । वाराणस्यां प्रस्थितोऽसौ गृहीत्वा बहुलं धनम् ॥ ४८ ॥ कुर्वन्तौ पथि सद्धर्मं प्रतिष्ठापुरमीयतुः । क्रीडन्त्यः कन्यका वृन्दास्तत्र देशे मनोरमे ॥ ४९ ॥ तासां समाजे गौरांगी सुशीला नाम कन्यका । तया सह सखी काचिच्चकार कलहं भृशम् ॥ ५० ॥ गालनं च ददौ तस्यै रंडेऽभाग्ये मुहुर्मुहुः ।

ધર્મપાલ કહે છે–આ બાળકને કાશીએ મોકલવાનો મેં સંકલ્પ કરેલો છે. તે કાશીએ જઇ પાછો આવશે ત્યારે તેનો વિવાહ કરીશું.[૪૭] એમ કહી પુત્રને પોતાના સાળાની સાથે, પુષ્કળ ધન આપી કાશીએ મોકલ્યો.[૪૮] મામો અને ભાણેજ બન્ને રસ્તામાં ચાલતા ચાલતા ધર્મકૃત્ય કરતા પ્રતિષ્ઠાનપુર પહોંચ્યા. ત્યાં એક મનોહર સ્થળમાં ક્રીડા કરતી કેટલીક કન્યાઓ તેમના જોવામાં આવી.[૪૯] તેઓની વચમાં ગૌર શરીરવાળી સુશીલા નામની એક કન્યા ક્રીડા કરતી હતી. તેણીની સાથે કોઈ એક સખીએ મોટો કજીઓ કર્યો અને 'રાંડ, અભાગણી' વગેરે કહી કેટલીક ગાળો દીધી ત્યારે તે બાળા બોલી.

सुशीकोवाच– सखि त्वया गालनं मे व्यर्थं दत्तं शुभानने ॥ ५१ ॥ जनन्या मे मानवत्याश्चास्ति गौरीव्रतं शुभम् । तस्य प्रसादात्सकलाः संबंधिन्यः प्रियाः स्त्रियः ॥ ५२ ॥ आजन्माविधवा जाताः किं पुनः कन्यका ध्रुवम् । वक्ष्ये तस्य प्रभावं किं व्रतराजस्य भामिनि ॥ ५३ ॥ पूजने धूपगंधोऽयं यत्र तत्र सुखं भवेत् । इति श्रुत्वा ततो वाक्यं विस्मयोत्फुल्ललोचनः ॥ ५४ ॥ मातुलश्चिंतयामास बालकस्य प्रियं ततः । शतजीवी भवेदेष एतद्धस्ताक्षता यदि ॥ ५५ ॥ पतंत्यस्य शिरसि विभाव्येति पुनः पुनः । सुशीकामेव पश्यन्स विस्मयोत्फुल्ललोचनः ॥ ५६ ॥ सुशीका प्रस्थिता गेहे तदनु प्रस्थितावुभौ । स्वगृहं प्राप गौरांगी निकटे तद्गृहस्य तौ ॥ ५७ ॥ सत्तडागे रम्यदेशे वासं चक्रतुरादरात् । विवाहकाले संप्राप्ते सुशीला जनको हरिः ॥ ५८ ॥ विवाहोद्योगवान् जातो निश्चिकाय हरं वरम् । असमर्थं हरं दृष्ट्वा तन्मातापितरावुभौ ॥ ५९ ॥ ययाचतुः शिवं बद्धांजली विनययुक्तकौ ॥

સુશીલા કહે છે–અલી સખિ! હે સુંદર મુખવાળી! તેં મને વ્યર્થ ગાળો આપી છે;[૫૦–૫૧] કારણ કે મારી મા માનવતીએ મંગલાગૌરી વ્રત કરેલું છે, તેના પ્રભાવથી અમારાં સગાં સંબંધી તથા સ્નેહીઓની સ્ત્રીઓ પણ મરણપર્યંત વિધવા થતી નથી! ત્યારે હું તો તેની પુત્રી છું; તેથી મને વિધવાપણું ન આવે તેમાં આશ્ચર્ય શું? હે સખિ! એ વ્રતરાજનો મહિમા હું તને શું કહું?[૫૨–૫૩] જ્યાં દેવીના પૂજનનો ધૂપ જ જાય છે, ત્યાં પણ સુખ થાય છે. એવાં સુશીલાનાં વચનો સાંભળી વિસ્મય પામેલો બાલકનો મામો, વિચાર કરવા લાગ્યો કે, જો આ કન્યાના હાથના અક્ષત મારા ભાણેજના માથા ઉપર પડે તો તે સો વર્ષના આયુષ્યવાળો થાય. એવો વારંવાર વિચાર કરતો, વિસ્મયથી ખીલેલાં નેત્રથી સુશીલા તરફ જ જોતો હતો.[૫૪–૫૬] જ્યારે સુશીલા ઘેર ગઈ ત્યારે તે તેની પછવાડે પોતાના ભાણેજને લઈને ગયો. સુશીલા તો ઘરની અંદર ગઈ, પણ પેલા મામો અને ભાણેજ બન્ને તેણીના ઘરની પાસે સુંદર તળાવ ઉપર સુખથી નિવાસ કરી રહ્યા. સુશીલા વિવાહયોગ્ય થઈ હતી. તેણીના પિતા હરિએ વિવાહની તજવીજ કરી; અને હર નામના વરની સાથે સુશીલાના પાણિગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો. હર વિવાહ કરવા અસમર્થ હતો, તેથી તેનાં માતાપિતાએ હાથ જોડી વિનયથી શિવના મામાની પાસે શિવની માગણી કરી.[૫૭–૫૯]

वरपितरावूचतुः–उपस्थितो विवाहो नौ पुत्रस्य सुभया हरेः ॥ ६० ॥ सुशीलया कन्ययाऽयमसमर्थश्च दृश्यते । अतो देयः शिवः श्रीमान् लग्नकाले त्वया विभो ॥ ६१ ॥ लग्नं भविष्यति ततो देयोऽस्माभिः शिवस्तव ॥ मातुल उवाच– अवश्यं लग्नकालेऽसौ शिवो ग्राह्यः प्रियंवदः ॥ ६२ ॥ ततो मुहूर्ते संप्राप्ते विवाहमकरोच्छिवः । तत्रैव शयनं चक्रे ससुशीलः प्रियंवदः ॥ ६३ ॥ स्वप्ने सा मंगलागौरी मातृरूपेण भास्वता । सुशीलामवदत्साध्वी हितं वचनमेव च ॥ ६४ ॥

વરનાં માતાપિતા કહે છે–હે ભૂદેવ! હરિની સુશીલા નામની સુંદર કન્યાની સાથે અમારા પુત્રનાં લગ્ન થવાનાં છે. લગ્ન સમય પાસે આવ્યો છે અને અમારો પુત્ર વિવાહમાં અસમર્થ છે, માટે હે વિભો! લગ્ન વખતે બેસવા માટે, તમારો શિવ કે જે અતિ સુંદર છે, તે અમને સોંપો.[૬૦–૬૧] લગ્ન થયા પછી અમે તમારા શિવને પાછો આપીશું. મામો કહે છે–લગ્ન વખતે આ શિવને અવશ્ય લઈ જજો.[૬૨] પછી મુહૂર્ત સમયે શિવનાં લગ્ન થયાં. પછી તે શિવ, સુશીલાની સાથે ત્યાં જ સૂતો હતો, તેવામાં રાત્રિના સુંદર માતાનું રૂપ ધારણ કરી મંગલાગૌરીએ સ્વપ્નમાં સુશીલાને હિત વચન કહ્યું.[૬૩–૬૪]

गौर्युवाच– सुशीले तव गौरांगि भर्तुर्दंशार्थमागतः । महान्भुजंग उत्तिष्ठ दुग्धं स्थापय तत्पुरः ॥ ६५ ॥ घटं च स्थापयाशु त्वं तन्मध्ये स गमिष्यति । कूर्पासमंगाग्निष्कास्य बंधनीयस्त्वया घटः ॥ ६६ ॥ प्रातरुत्थाय देहि त्वं मात्रे वायनकं शुभम् । इति गौरीवचः श्रुत्वा सुशीला क्षणमुत्थिता ॥ ६७ ॥ ददर्शाग्रे निःश्वसंतं कृष्णसर्पं महाभयम् । ततश्चकार गौर्युक्तं प्रसुप्ता निद्रितु ततः ॥ ६८ ॥ उवाच वर आसन्नः क्षुल्लग्ना महती मम । भक्षणायाशु देहि त्वं लड्डुकादिकमुत्तमम् ॥ ६९ ॥ श्रुत्वेति वाक्यं पात्रे सा ददौ लड्डुकमुत्तमम् । भक्षयित्वा शिवो हैमे तस्मिन्पात्रेऽङ्गुलीयकम् ॥ ७० ॥ दत्त्वा तत्स्थापयामास स्थले गुप्ते शुभाननः । सुखेन शयनं चक्रे पृथिव्यां सर्वकोविदः ॥ ७१ ॥ ततः प्रभातसमये शिव आगाद् गृहं स्वकम् । ज्ञानयुक्ता सुशीला सा मात्रे वायनकं ददौ ॥ ७२ ॥ माता ददर्श तन्मध्ये मुक्ताहारमनुत्तमम् । ददौ प्रियायै कन्यायै सहसा तुष्टमानसा ॥ ७३ ॥ क्रीडाकाले तु संप्राप्ते हर आगात्तु मंडपे । आदेशयत्सुशीलां तां क्रीडार्थं जननी ततः ॥ ७४ ॥

મંગલાગૌરી કહે છે–હે સુશીલે! હે ગૌરાંગિ! જલદીથી ઉઠ અને તારા પતિને કરડવા સર્પ આવ્યો છે તેની પાસે દૂધ મૂક, ને એક ઘડો પણ મૂક, જેમાં સર્પ પેસી જશે; પછી તારા શરીરનું વસ્ત્ર ઉતારી તે ઘડાને બાંધી લેજે ને સવારે ઉઠી તે ઘડો તારી માને આપજે. એવાં ગૌરીનાં વચન સાંભળતાં જ સુશીલા ઉઠી ને જુએ છે તો પાસે ફુંફાડા મારતો મોટો કાળો સર્પ નજરે પડ્યો. ત્યારે તેણીએ દેવીના કહેવા પ્રમાણે સર્વ

કાર્ય કરી નિદ્રા લેવા માંડી.૬૫-૬૮ થોડીવારે પાસે સૂતેલો પતિ જાગ્યો, ને કહ્યું કે, મને ભુખ લાગી છે, માટે લાડુ વગેરે જે સારું સારું ભોજન હોય તે જલદીથી ખાવા આપ.૬૯ એવાં વચનો સાંભળી તેણે સોનાના વાસણમાં ઉત્તમ લાડુ આપ્યો. તે ખાઈ વાસણમાં અંગુઠી રાખી શિવે તે વાસણ કન્યા પાસે ગુપ્ત સ્થલમાં મૂકાવ્યું અને આરામથી પૃથ્વી પર શયન કર્યું.૭૦-૭૧ પ્રાતઃકાલ થયો ત્યારે શિવ પોતાને ઉતારે આવ્યો અને સુશીલાએ સ્નાન કરી પવિત્ર થઈ પોતાની માતાને પેલો ઘડો આપ્યો.૭૨ તે છોડીને તેણીએ જોયું તો તેમાં ઉત્તમ મોતીનો હાર જોવામાં આવ્યો. તે હાર પ્રસન્ન થઈ તરત જ પોતાની વહાલી પુત્રીને આપ્યો.૭૩ બીજે દિવસે ક્રીડાનો વખત આવ્યો અને હર નામનો વર મંડપમાં આવ્યો, ત્યારે સુશીલાની માએ સુશીલાને હરની સાથે ક્રીડા કરવાનું કહ્યું.૭૪

सुशीलोवाच— नायं वरो मे जननि येन पाणिग्रहः कृतः। अनेन सह नास्तीह क्रीडनेच्छा तथा च मे ॥ ७५ ॥ इति श्रुत्वा समाक्रांतौ चिंतया पितरौ ततः। अन्नदान-मुपायं च कन्यापतिविशोधने ॥ ७६ ॥ तदारभ्य चक्र-तुस्तौ पुराणोक्तविधानतः। सुशीला पादयोश्चक्रे क्षालनं मुद्रिकान्विता ॥ ७७ ॥ जलधारां ददौ माता चंदनं पुत्रको हरेः। हरिर्ददौ च तांबूलं बुभुजुस्तत्र मानवाः ॥ ७८ ॥ इति रीत्याऽन्नदानं तत्प्रवृत्तं भिक्षुसौख्यदम्। तावुभौ प्रस्थितौ काश्यां प्राप्तौ काशीं सुखप्रदाम् ॥ ७९ ॥ निर्मं-लांभसि गंगायाः स्नानं चक्रतुरादरात्। स्वर्गद्वारं प्रस्थितौ तौ कुर्वंतौ धर्ममुत्तमम् ॥ ८० ॥ पीतांबराणि ददतुर्भिक्षु-काणां गृहे गृहे। आशिषश्च ददुस्तस्मै चिरंजीवी भवेति ते ॥ ८१ ॥ विश्वेश्वरं समायातौ नत्वा स्तुत्वा पुनः पुनः। स्वयं गृहं प्रस्थितौ तौ शिवो मार्गे ततो-ऽवदत् ॥ ८२ ॥

સુશીલા કહે છે—હે માત! જેની સાથે મારો વિવાહ થયો છે તે આ વર નથી; માટે આની સાથે હું ક્રીડા કરીશ નહીં.૭૫ કન્યાનાં તેવાં વચનો સાંભળી તેણીનાં માતપિતા ચિંતામાં પડી ગયાં. પછી કન્યાના પતિને શોધવા માટે તે જ દિવસથી ભિક્ષુકોને તેઓ અન્ન આપવા લાગ્યા.૭૬ ભિક્ષુકો આવે ત્યારે સુશીલા પેલી અંગુઠી પહેરી સર્વના પગ ધોતી હતી, તેણીની માતા જળધારા કરતી હતી. ભાઈ ચંદન ચડાવતો હતો ને તેણીનો પિતા હરિ તાંબૂલ આપતો હતો.૭૭-૭૮ એવી રીતે તેઓ ભિક્ષુકોને સુખરૂપ જમાડવા લાગ્યાં. હવે પેલા મામો અને ભાણેજ ત્યાંથી રવાના થયા ને સુખેથી કાશીમાં આવ્યા.૭૯ ત્યાં આદરથી ગંગાનાં નિર્મળ જળમાં સ્નાન કર્યું; જેથી સ્વર્ગમાં જવાય તેવો ઉત્તમ ધર્મ કર્યો.૮૦ ભિક્ષુકોને ઘેર ઘેર પીતાંબર આપ્યાં, તેથી તેઓએ 'તું ચિરંજીવી થા' એવો આશીર્વાદ દીધો.૮૧ પછી વિશ્વનાથના મંદિરમાં જઈ વારંવાર પ્રણામ કરી સ્તુતિ કરી મામો અને ભાણેજ ઉતારા તરફ વળ્યા ત્યારે રસ્તામાં શિવ બોલ્યો.૮૨

शिव उवाच— काये मे किंचिदस्वास्थ्यं मातुल प्रति-भाति हि। ततः प्राणोत्क्रमे तस्य यमदूता उपस्थिताः ॥ ८३ ॥ मंगलागौरिका चापि तेषां युद्धमभून्महत्। जित्वा तान्मंगला प्राणान्ददौ तस्मै शिवाय च ॥ ८४ ॥ शिवोऽकस्मादुत्थितोऽसौ मातुलं प्रत्युवाच ह। स्वप्ने युद्धं मया दृष्टं मंगलायमभृत्ययोः ॥ ८५ ॥ जितास्ते मंगला-गौर्या ततोऽहं शयनच्युतः ॥ मातुल उवाच— यज्जातं शिव तज्जातं न स्मर्तव्यं त्वया पुनः ॥ ८६ ॥ गच्छाव आवां नगरे पितरौ द्रष्टुमुत्सुकौ। प्रस्थितौ तौ ततस्त-स्मात्प्रतिष्ठापुरमापतुः ॥ ८७ ॥ रम्ये तडागे तत्रैतौ पाका-रंभं विचक्रतुः। दृष्टौ तौ हरिदासीभिर्धैर्यौदार्यधरौ शुभौ ॥ ८८ ॥ दास्य ऊचुः—अन्नदानं हरेर्गेहे प्रवृत्तं तत्र गम्यताम्।

શિવ કહે છે—હે મામા! મારા શરીરમાં દુઃખ થતું હોય તેવું મને જણાય છે. પછી શિવના મરણ વખતે યમના દૂતો આવ્યા ને મંગલાગૌરી પણ આવ્યાં. ત્યાં મંગલાગૌરી તથા યમદૂતોનું પરસ્પર મોટું યુદ્ધ થયું. તેમાં યમદૂતોને જિતી દેવીએ શિવને તેના પ્રાણ પાછા આપ્યા;૮૩-૮૪ તેથી એકદમ ઉઠીને શિવ મામાને કહેવા લાગ્યો કે, સ્વપ્નમાં મંગલાગૌરી તથા યમદૂતોનું યુદ્ધ મારા જોવામાં આવ્યું.૮૫ તેમાં મંગલાએ યમદૂતોને જિતી લીધા હતા, ત્યાર પછી મારી આંખ ઉઘડી ગઈ. મામો કહે છે—હે શિવ! જે થયું તે થયું. હવે ફરીથી તારે તેનું સ્મરણ કરવું નહીં.૮૬ તારાં માતાપિતા ચિંતા કરતાં હશે, માટે ચાલ આપણે ગામ જઈએ. તે જ માર્ગે પાછા તેઓ પ્રતિષ્ઠાનપુર જવા માટે ચાલ્યા.૮૭ ત્યાં પહેલા જ તળાવ ઉપર ઉતારો કરી રસોઈનો આરંભ કરવા લાગ્યા. પછી ધૈર્ય અને ઉદારતાવાળા તે બન્ને, હરિની દાસીઓના જોવામાં આવ્યા.૮૮ તેઓને દાસીઓ કહે છે—હરિને ઘેર અન્ન અપાય છે, માટે તમે ત્યાં જાઓ.

उभावूचतुः—भो दास्यो यात्रिकावावां गच्छावो न कस्यचिद्गृहे ॥ ८९ ॥ इति श्रुत्वा तयोर्वाक्यं दास्यो जग्मुः स्वकं गृहम्। स्वस्वामिनिकटे वाक्यमवदन्सादरं तदा ॥ ९० ॥ सर्वं दासीवचः श्रुत्वा तदर्थं प्रभुरादरात्। प्रेष-यामास हस्त्यादिरत्नवस्त्राणि भूरिशः ॥ ९१ ॥ तद्दृष्ट्वा विस्मितौ तौ च जग्मतुश्च हरेर्गृहम्। हरिर्मातुलमभ्यर्च्य शिवं पूजितुमागतः ॥ ९२ ॥ क्षालयंती च सा कन्या चरणौ तस्य सत्रपा। अभूद्वरो मेऽयमिति जननीं प्रत्यु-वाच ह ॥ ९३ ॥ हरिः प्रपच्छ साश्चर्यं शिवं मंगलकर्म-

नम ॥ हरिरुवाच– किंचिच्चिह्नं तवास्त्यत्र ब्रूहि मे शिव दर्शय ॥ ९४ ॥ हरेस्तु तद्वचः श्रुत्वा शिवः संतुष्टमानसः। ममेदं चिह्नमस्तीहेत्युक्त्वा तद्गृहमागतः ॥ ९५ ॥ तत आनीय तत्पात्रं दर्शयामास सादरम् । तत्पात्रं च हरिर्दृष्ट्वा कन्यादानं चकार सः ॥ ९६ ॥ ददौ रत्नानि वस्त्राणि सुवर्णानि बहून्यपि । तामादाय प्रस्थितौ तौ ददतो बहुलं धनम् ॥ ९७ ॥

મામો અને ભાણેજ કહે છે–હે દાસીઓ ! અમે તો બ્રાહ્મણ છીએ, માટે કોઇને ઘેર જમવા જઇશું નહીં.[૮૯] એવાં તેઓનાં વચનો સાંભળી દાસીઓ પોતાને ઘેર ગઇ ને પોતાના શેઠને સઘળી હકીકત કહી સંભળાવી.[૯૦] તે સાંભળી હરીએ મામા અને ભાણેજને માટે આદરથી હાથી વગેરે ઘણાં વાહનો, રત્નો અને વસ્ત્રો મોકલી આપ્યાં.[૯૧] તે જોઈ વિસ્મય પામેલ તે મામો અને ભાણેજ હરિને ઘેર ગયા. જ્યારે હરિ, મામાની પૂજા કરી શિવની પૂજા કરવા આવ્યો ત્યારે,[૯૨] પ્રથમથી જ શિવના પગ ધોતી કન્યાને લજ્જા આવી અને તેણીએ પોતાની માને કહ્યું કે, 'આ મારા પતિ છે.'[૯૩] પછી શિવ કે જે ખૂબસુરત હતો અને આશ્ચર્યમાં પડેલો હતો, તેને હરિ પૂછવા લાગ્યો. હરિ કહે છે–હે શિવ ! આ મારી કન્યા કહે છે કે તમે તેના પતિ છો, તો કહો આ બાબતમાં તમારી પાસે તેનું કાંઇ પણ ચિહ્ન છે ? અને હોય તો બતાવો.[૯૪] એવાં હરિનાં વચનો સાંભળી પ્રસન્ન થઇને શિવે કહ્યું કે, 'હા, આ ઘરમાં મારૂં ચિહ્ન છે,' એટલું કહી તે ઘરમાં ગયો અને ત્યાંથી વિવાહની રાત્રિમાં જે પાત્રમાં જમ્યો હતો, તે પાત્ર લાવી આપ્યું. તે જોઇ હરિએ તેને કન્યા આપી અને પુષ્કળ રત્ન, વસ્ત્ર અને સુવર્ણ આપ્યાં. પછી સુશીલાને લઇ મામો અને ભાણેજ ત્યાંથી રવાના થયા અને પુષ્કળ ધનનું દાન કર્યું.[૯૫–૯૭]

श्रावणे मासि संप्राप्ते व्रतं भौमे चकार सा । भुक्त्वा सर्वे प्रस्थितास्ते योजनं जग्मुरुत्तमाः ॥ ९८ ॥ सुशीलोवाच– गौरीविसर्जनं चापि दीपमानं तथैव च । कृत्वा गंतव्यमस्माभिः पितरौ द्रष्टुमादरात् ॥ ९९ ॥ इत्युक्त्वा आगता यत्र गौर्या आवाहनं कृतम् । ददृशुस्तत्र सौवर्णं देवालयमनुत्तमम् ॥ १०० ॥ गौरीविसर्जनं दीपमानं सा च व्यधीकरत् । ततः सर्वे प्रस्थितास्ते पितरौ द्रष्टुमुत्सुकाः ॥ १ ॥ कुंडिनासन्नदेशे तान्दृष्ट्वा विस्मयिनो जनाः । अब्रुवंस्ते धर्मपालं सोत्कंठं प्रियदर्शनाः ॥२॥ जना ऊचुः– धर्मपालाय ते पुत्रः सभार्यः शालकस्तथा । समायातो वयं दृष्ट्वा अधुनैव समागताः ॥ ३ ॥ यावज्जना वदंत्येवं तावत्तोऽपि समागतः । नमस्कारांश्चकारासौ पितृभ्यां पितृवल्लभः ॥ ४ ॥ मातुलोऽपि नतिं चक्रे भगिनीधर्मपालयोः । सुशीला श्वशुरं चापि श्वश्रूं नत्वा स्थिता तदा ॥ ५ ॥

તે સમયમાં માર્ગમાં જ શ્રાવણ માસ આવ્યો તેના મંગલવારને દિવસે સુશીલાએ વ્રત કર્યું. પછી ભોજન કરી સર્વે ચાર કોશ ચાલ્યાં.[૯૮] સુશીલા કહે છે–ગૌરીનું વિસર્જન અને દીપદાન કર્યાં પછી આપણે આદરથી માતા પિતાનાં દર્શન કરવા જવું.[૯૯] એટલું કહ્યા પછી તેઓ જ્યાં ગૌરીનું આવાહન કર્યું હતું ત્યાં આવ્યાં. ત્યાં સોનાનું ઉત્તમ દેવાલય જોવામાં આવ્યું.[૧૦૦] સુશીલાએ ગૌરીનું વિસર્જન અને દીપદાન કર્યું. પછી માતાપિતાને મળવા માટે તેઓ ઉત્કંઠાથી ચાલતાં થયાં.[૧૦૧] કુંડિન શહેરની પાસે આવેલાં, તેઓને જોઇ વિસ્મય પામેલાં માણસો ઉત્સાહથી ધર્મપાલની પાસે આવી કહેવા લાગ્યાં.[૨] નગરનાં મનુષ્યો કહે છે–હે ધર્મપાલ ! તમારો પુત્ર, તેની વહુ અને તમારો સાળો, સઘળાં આજ આવે છે. હમણાં જ તેઓને નજરે જોઇ અમો અહીં આવ્યા છીએ.[૩] એમ માણસો વાતો કરે છે, તેટલામાં તો સઘળાં ત્યાં આવી પહોચ્યાં. શિવ તેનાં માતાપિતાને(બહુ) પ્રિય હતો. તેણે માતાપિતાને પ્રણામ કર્યા.[૪] મામાએ પણ બહેન તથા બનેવીને નમસ્કાર કર્યાં અને સુશીલા, સાસુ સસરાને પ્રણામ કરી તેની પાસે ઉભી રહી.[૫]

श्वश्रुरुवाच– सुशीले तद्व्रतं ब्रूहि यद्व्रतस्य प्रभावतः । आयुर्वृद्धिः शिशोर्मेऽपि जाता कमललोचने ॥ ६ ॥ सुशीलोवाच– न जानेऽहं व्रतं श्वश्रूर्जाने मानवतीहरी । श्वशुरं धर्मपालं च श्वश्रूं च भवतीं तथा ॥ ७ ॥ मंगलां देवतां चैव वरं तु युवयोः सुतम् । इत्युक्त्वा च सुशीला सा बुभुजे स्वांतहर्षिता ॥ ८ ॥ कृष्ण उवाच– तस्माद्व्रतमिदं धर्मं स्त्रीभिः कार्यं सदैव तु ॥ युधिष्ठिर उवाच– फलमस्य श्रुतं कृष्ण विधानं ब्रूहि केशव ॥ ९ ॥

સાસુ કહે છે–હે સુશીલે ! હે કમળ જેવાં નેત્રવાળી ! જે વ્રતના પ્રભાવથી મારા પુત્રનાં આયુષ્યની પણ વૃદ્ધિ થઇ, તે કયું વ્રત છે તે મને કહે.[૬] સુશીલા કહે છે–હે સાસૂજી ! હું (કોઇપણ) વ્રત જાણતી નથી. પણ માનવતી માતાને, હરિ પિતાને, ધર્મપાલ સસરાને, તમો સાસુને, મંગલા દેવીને અને મારો પતિ જે તમારો પુત્ર છે, તેને જ હું જાણું છું. એટલું કહી સુશીલા ભોજન કરીને મનમાં પ્રસન્ન થઇ.[૭–૮] શ્રીકૃષ્ણ કહે છે–હે યુધિષ્ઠિર ! એટલા માટે સ્ત્રીઓએ આ વ્રત સદા કરવું. યુધિષ્ઠિર કહે છે–હે કૃષ્ણ ! હે કેશવ ! મેં આ વ્રતનું ફળ સાંભળ્યું. હવે તેનું વિધાન કહો.[૧૦૯]

कृष्ण उवाच– विवाहात्प्रथमं वर्षमारभ्यापंचवत्सरम् । श्रावणे मासि भौमेषु चतुर्षु व्रतमाचरेत् ॥ ११० ॥ प्रथमे वत्सरे मातुर्गेहे कर्तव्यमेव च । ततो भर्तृगृहे कार्यमवश्यं स्त्रीभिरादरात् ॥ ११ ॥ तत्र तु प्रथमे वर्षे संकल्प्य व्रतमुत्तमम् । रम्ये पीठे च संस्थाप्य मंगलां च तद्व्रतः ॥ १२ ॥ गोधूमपिष्टरचितस्तबकं वृषभं तथा । महांतमेकं

दीपं च घृतेन परिपूरितम् ॥ १३ ॥ वस्त्रां षोडशभिः सूत्रैः कृतया सहितं न्यसेत् । उपचारैः षोडशभिर्गंधपुष्पादिभिस्तथा ॥ १४ ॥ पत्रैः पुष्पैः षोडशभिर्नानाधान्यैश्च जीरकैः । धान्याकैस्तंडुलैश्चैव स्वच्छैः षोडशसंख्यकैः ॥ १५ ॥ अपामार्गस्य पत्रैश्च दूर्वाधत्तूरपत्रकैः । सर्वैः षोडशसंख्याकैर्बिल्वपत्रैश्च पंचभिः ॥ १६ ॥ पूजयेन्मंगलां गौरीमंगपूजां ततश्चरेत् । धूपादिकं निवेद्याथ वायनं तु समर्पयेत् ॥ १७ ॥ ब्राह्मणाय तथा मात्रेऽन्याभ्यश्चैव प्रयत्नतः । लड्डुकंचुकिसंयुक्तं सवस्त्रफलदक्षिणम् ॥ १८ ॥ नीराजनं ततः कुर्याद्दीपैः षोडशसंख्यकैः । मोक्तव्या दीपकाश्चैव अन्नं लवणवर्जितम् ॥ १९ ॥ रात्रौ जागरणं कृत्वा प्रातः स्नात्वा समाहिता । विसर्जनं मंगलाया दीपमानं क्रमाच्चरेत् ॥ १२० ॥ पंचसंवत्सरेष्वेवं कर्तव्यं पतिमिच्छुभिः ॥ युधिष्ठिर उवाच– उद्यापनविधिं ब्रूहि व्रतराजस्य केशव ॥ २१ ॥ यतो निरुद्यापनकं व्रतं निष्फलमुच्यते ।

શ્રીકૃષ્ણુ કહે છે–વિવાહને પહેલે વર્ષે આ વ્રતનો આરંભ કરવો, અને તે પાંચ વર્ષો સુધી કરવું. પ્રત્યેક વર્ષના શ્રાવણુ માસના ચાર મંગલવારને દિવસે આ વ્રત કરવું.[૧૧૦] પહેલે વર્ષે માતાને ઘેર વ્રત કરવું, અને પછીનાં ચાર વર્ષો સુધી પતિને ઘેર, આદરથી એ વ્રત અવશ્ય કરવું.[૧૧] પહેલે વર્ષે વ્રતનો સંકલ્પ કરવો, સુંદર પાટલા ઉપર મંગલાગૌરીની સ્થાપના કરવી.[૧૨] તેની પાસે ઘઉંના લોટથી બનાવેલી છીપરડી તથા ઉપરવટણો રાખવો. સોળ સુતરના તાંતણાથી બનાવેલી વાટવાળો તથા ઘીથી પૂરેલો મોટો એક દીવો રાખવો. ચંદન પુષ્પ વગેરે સોળ ઉપચારોવડે સોળ પત્રો તથા પુષ્પોવડે, નાના પ્રકારનાં ધાન્યોવડે, ધણા ચોખા તથા જીરાના સોળ સોળ દાણાથી, અઘેડા, ધ્રો તથા ધતુરાનાં સોળ સોળ પત્રોથી અને પાંચ બિલ્વ પત્રોથી મંગલાગૌરીની પૂજા કરવી. પછી અંગપૂજા કરવી ને ધૂપ વગેરે કરી વાયન આપવું.[૧૩–૧૭] બ્રાહ્મણ, માતા તથા બીજી પણ સ્ત્રીઓને લાડુ, કાંચળી, વસ્ત્ર, ફળ અને દક્ષિણા આપવાં.[૧૮] પછી સોળ દીવાની આરતી ઉતારવી. તે પછી દીપિકાનું તથા લવણ રહિત અન્નનું ભોજન કરવું.[૧૯] રાતે જાગરણ કરવું. પ્રાતઃકાળમાં વિધિથી સ્નાન કરી દેવીનું વિસર્જન કરવું અને દીપદાન કરવું.[૧૨૦] પતિનું ભલું ઇચ્છનાર સ્ત્રીઓએ પાંચ વર્ષ સુધી એ પ્રમાણે વ્રત કરવું જોઇએ. યુધિષ્ઠિર કહે છે–હે કેશવ ! ઉદ્યાપન વગરનું વ્રત નિષ્ફળ થાય છે, માટે આ વ્રતરાજના ઉદ્યાપનનો પ્રકાર કહો.[૧૨૧]

कृष्ण उवाच– पंचमे वत्सरे प्राप्ते कुर्यादुद्यापनं शुभम् ॥ २२ ॥ श्रावणे मासि भौमेषु महाराज निबोध तत् । प्रातरुत्थाय सुस्नाता संकल्प्योद्यापनं ततः ॥ २३ ॥ आचार्यं वरयेत्तत्र वेदवेदांगपारगम् । चतुःस्तंभं चतुर्द्वारं कदलीस्तंभमंडितम् ॥ २४ ॥ घंटिकाचामरयुतं मंडपं तत्र कारयेत् । मध्ये वितानं बध्नीयात्[illegible] ॥ २५ ॥ तन्मध्ये वेदिकां रम्यां चतुरस्रां तु कारयेत् । रौप्येण दृषदं कुर्यात्कांचनेनोपलं तथा ॥ २६ ॥ रौप्यहेम्नोरभावे तु पाषाणस्य विधीयते । तस्यां तु लिंगतोभद्रं लिखेद्रंगैश्च पंचभिः ॥ २७ ॥ तस्योपरि न्यसेद्व्रीहीन् द्रोणेन परिसंमितान् । सौवर्णं राजतं ताम्रं कलशं तत्र विन्यसेत् ॥ २८ ॥ पंचरत्नसमायुक्तं सर्वौषधिसमन्वितम् । तस्योपरि न्यसेत्पात्रं ताम्रं वा वैणवं तथा ॥ २९ ॥ तत्र गौर्या न्यसेन्मूर्तिं कांचनेन विनिर्मिताम् । गौरीमिमायमन्त्रेण पूजयेन्मंगलां ततः । राजन् षोडशदीपैश्च समर्वाकृतिपिष्टजैः ॥ १३० ॥ सूत्रैः षोडशभिर्युक्तवर्तिभिः सहितैर्नृप ॥ ३१ ॥ नीराज्य रौप्यदीपं च स्वर्णवर्तियुतं तथा । समर्च्य रात्रिं निनयेत्पुराणश्रवणादिभिः ॥ ३२ ॥ प्रातरग्निं प्रतिष्ठाप्य होमं कुर्याद्युधिष्ठिर । गौरीमिमायमन्त्रेण घृताक्षततिलैस्तथा ॥ ३३ ॥ बिल्वपत्रैरष्टशताहुतिभिश्च पृथक्पृथक् । षोडशाष्टौ च चतुरः सपत्नीकान्द्विजान्नृप ॥ ३४ ॥ वस्त्रादिभिश्च संपूज्य मात्रे दद्यात्तु वायनम् । पक्वान्नपूरितं ताम्रपात्रं वस्त्रादिसंयुतम् ॥ ३५ ॥ पीठं सोपस्करं दत्वा आचार्याय च गां तथा । ब्राह्मणान्परमान्नेन भोजयित्वा ततः स्वयम् ॥ ३६ ॥ भुंजीतेष्टजनैः सार्धं मौनेन तु युधिष्ठिर । एवं कृते विधानेऽस्मिन्नार्यवैधव्यमाप्नुयात् ॥ १३७ ॥ इति श्रीभविष्ये मंगलागौरीव्रतं विध्युद्यापनसहितं संपूर्णम् ।

શ્રીકૃષ્ણુ કહે છે–હે મહારાજ ! પાંચમે વર્ષે શ્રાવણુ માસના મંગલવારને દિવસે વિધિથી ઉદ્યાપન કરવું, તેનો પ્રકાર કહું છું તે સાંભળો. તે દિવસે પ્રાતઃકાળમાં ઉઠી વિધિથી સ્નાન કરી, ઉદ્યાપનનો સંકલ્પ કરવો.[૨૨–૨૩] ઉદ્યાપનમાં પૂર્ણ વેદ તથા વેદાંગ જાણનાર બ્રાહ્મણને આચાર્ય કરવો. ચાર થાંભલા રોપી ચાર બારણાંવાળો મંડપ કરવો, તેને કેળના સ્તંભ મૂકવા. તેમાં ઘંટા તથા ચામર બાંધવાં. વચમાં પચરંગી ચંદ્રવો બાંધવો.[૨૪–૨૫] મંડપની વચમાં ચાર કોણાવાળી સુંદર વેદી કરાવવી. રૂપાનો ઉપરવટણો કરાવવો અને સોનાની છીપરડી કરાવવી.[૨૬] જો સોના રૂપાની શક્તિ ન હોય તો છીપરડી અને ઉપરવટણો પાણાનાં લેવાં. વેદી ઉપર પાંચ રંગોથી સર્વતોભદ્રમંડલ ચિતરવું.[૨૭] તેની ઉપર દ્રોણ જેટલી શાળ રાખવી; તેની ઉપર સોનાના, રૂપાના વા ત્રાંબાના કળશની સ્થાપના કરવી.[૨૮] તેમાં પંચરત્ન તથા સર્વૌષધિ નાખવાં. તેની ઉપર ત્રાંબાનું વા વાંસનું પૂર્ણપાત્ર રાખવું.[૨૯] તેમાં મંગલાગૌરીની સોનાની મૂર્તિની સ્થાપના કરવી. 'ગૌરીર્મિમાય' એ મંત્ર ભણી દેવીની પૂજા કરવી.[૧૩૦] સોળ તાંતણાવાળી વાટવાળા ઘઉંના લોટના[૧] સોળ દીવાથી આરતી ઉતારવી. પછી રૂપાનું કોડિયું તથા

સોનાની વાટ તે બન્નેનું દાન કરવું. આખી રાત્રિ જાગીને પુરાણ વગેરેનું શ્રવણ કરવું.[૩૧-૩૨] હે યુધિષ્ઠિર ! પછી પ્રાતઃકાલ થાય ત્યારે અગ્નિની સ્થાપના કરી હોમ કરવો. 'ગૌરીર્મિમાય' એ મંત્ર ભણી ઘી, અક્ષત, તિલ તથા બીલીનાં પત્રોની જૂદી જૂદી એકસો આઠ આહુતિઓ આપવી. સોળ, આઠ વા ચાર જેવી પોતાની શક્તિ હોય, તેટલાં બ્રાહ્મણનાં જોડાં જમાડવાં.[૩૩-૩૪] વસ્ત્ર વગેરેથી તેઓની પૂજા કરી વાયન આપવું. વસ્ત્ર સહિત તથા પકવાન્નથી ભરેલાં ત્રાંબાના પાત્રનું વાયન આપવું.[૩૫] સામગ્રી સહિત સ્થાપન તથા ગાય આચાર્યને આપવાં. પછી બ્રાહ્મણોને ઉત્તમ અન્નનું ભોજન કરાવી, મૌન રહી સ્નેહીઓની સાથે પોતે ભોજન કરવું. હે યુધિષ્ઠિર! એ પ્રકારે વ્રત કરવાથી સ્ત્રીઓનું અખંડ સૌભાગ્ય થાય છે.[૩૬-૩૭]એવી રીતે ભવિષ્યપુરાણમાં મંગલાગૌરીનું વ્રત, તેનો પ્રકાર અને તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૨૩ મૌનવ્રત અને તેની કથા

अथ मौनव्रतम् ॥ नंदिकेश्वर उवाच– कथयस्व प्रसादेन व्रतं परमदुर्लभम् । येनासौ वरदो देवस्तुष्येन्मे षण्मुखाशु वै ॥ १ ॥ स्कंद उवाच– शृणु नंदिन्प्रवक्ष्यामि व्रतं परमदुर्लभम् । न कस्यचिन्मयाऽऽख्यातं त्वामेव कथयाम्यहम् ॥ २ ॥ येन संचीर्णमात्रेण सर्वपापैः प्रमुच्यते । शाकल्यनगरे रम्ये सोमशर्मा द्विजोत्तमः ॥ ३ ॥ सर्वदा दुःखितो दीनो द्रव्यहीनो बुभुक्षितः । तस्य कन्याद्वयं जातं सौंदर्ययुगलक्षणम् ॥ ४ ॥ रूपलावण्यसंपन्नं गृहार्चनरतं सदा । ज्येष्ठा रूपवती नाम कनिष्ठा च सुपर्णिका ॥ ५ ॥ वत्सानां पालनार्थाय जग्मतुस्ते वनांतरम् । सरोवरं तत्र हंसचक्रसारसमंडितम् ॥ ६ ॥ कदलीपारिजातैश्च चंपकैर्बिल्वकैस्तथा । रम्यं ददृशतुस्ते तु सर्वप्राणिसुखावहम् ॥ ७ ॥ तत्तीरे जलसंलग्नं लिंगमासीत्प्रतिष्ठितम् । तदर्चनं कुर्वतीनां देवस्त्रीणां कदंबकम् ॥ ८ ॥ दृष्ट्वा तदग्रतो गत्वा नत्वा पप्रच्छतुश्च ते । किमिदं क्रियते देव्यः कथयध्वं दयान्विताः ॥९॥ ता ऊचुः क्रियतेऽस्माभिर्मौनव्रतमिदं शुभम् । तच्छ्रुत्वैवोचतुः कन्ये किं फलं को विधिस्तथा ॥ १० ॥

નંદિકેશ્વર કહે છે–હે કાર્તિકેય ! કૃપા કરી અતિ ઉત્તમ વ્રત કહો, જેથી આ વર આપનારા મહાદેવ મારી ઉપર જલદી પ્રસન્ન થાય.[૧] કાર્તિકસ્વામી કહે છે–હે નંદિન્! જે વ્રત મેં કોઈની પાસે કહેલું નથી, જે અતિ દુર્લભ છે અને જે વ્રત કરવાથી સર્વ પાપો દૂર થાય છે, એવું ઉત્તમ વ્રત હું તમને જ કહું છું તે સાંભળો. શાકલ્ય નામનું એક ઘણું સુંદર નગર છે, તેમાં સોમશર્મા નામનો નિર્ધન બ્રાહ્મણ રહેતો હતો. પણ તે સ્વભાવે બહુ ગરીબ હતો. તેને ખાવાના પણ વાંધા હતા; તેથી તે સદા દુઃખી રહેતો હતો. તેને બે કન્યાઓ હતી. તે લાવણ્યવતી, સર્વલક્ષણવાળી, ચતુર અને ઘરને શોભાવવામાં તત્પર હતી. મોટી કન્યાનું નામ રૂપવતી ને નાનીનું નામ સુપર્ણિકા હતું.[૨-૫] એ બન્ને બહેનો વનમાં વાછડાં ચારવા જતી હતી. એ વનમાં એક સરોવર હતું, જે હંસ, ચક્રવાક અને સારસથી શોભતું હતું.[૬] કેળ, પારિજાત, ચંપા અને બીલીનાં વૃક્ષોથી રળિયામણું હતું. તે સર્વ પ્રાણીઓને સુખકારક હતું. તે પેલી બહેનોના જોવામાં આવ્યું.[૭] એ સરોવરના કિનારા ઉપર જળની લગોલગ સ્થાપેલું મહાદેવનું એક લિંગ હતું, તેની કેટલીક દેવાંગનાઓ પૂજા કરતી હતી. તેઓને જોઈ તેમની પાસે જઈ, પ્રણામ કરી બન્ને બહેનો પૂછવા લાગી કે, હે દેવીઓ ! તમો આ શું કરો છો, તે કૃપા કરી કહો.[૮-૯] તે સાંભળી દેવીઓએ કહ્યું કે, અમે આ મૌનવ્રત કરીએ છીએ. દેવીઓનાં તેવાં વચન સાંભળી, તે બે બહેનોએ કહ્યું કે. એ વ્રતથી શું ફળ થાય છે? અને તેનો કેવો પ્રકાર છે ?[૧૦]

देवांगना ऊचुः–शृणुतं कन्यके सम्यक् शिवप्रीतिकरं व्रतम् । भाद्रशुक्लप्रतिपदि प्रातरुत्थाय वाग्यतः ॥११॥ संपादयेत्प्रयत्नेन पूजासंभारमादृतः । नानाफलानि लड्डूकान् षोडशातिमनोहरान् ॥ १२ ॥ दधिभक्तं च धूपादीन् दूर्वादींश्च प्रकल्पयेत् । ततो गृहीत्वा तत्सर्वं मौनी द्विजपुरःसरः ॥ १३ ॥ गत्वा नदीं तडागं वा कायान्मृत्स्नानपूर्वकम् । कांडैः षोडशभिर्युक्तां दूर्वामादाय कन्यके ॥१४॥ सूत्रेण षोडशग्रंथियुक्तेन सहितां तु ताम् । करे बद्ध्वा स्थावरे वा मृन्मये वापि भक्तितः ॥ १५ ॥ लिंगे संपूजयेद्रुद्रमुपचारैर्मनोरमैः । दूर्वाः षोडश संगृह्य शिवलिंगेऽर्पयेत्ततः ॥ १६ ॥ पक्वान्नफललड्डूकदधिभक्तानि चार्पयेत् । ततः पूजां समाप्याथ ब्राह्मणान् पूजयेत्ततः ॥ १७ ॥ दधिभक्तं जले क्षिप्त्वा गृहीत्वा फललड्डुकान् । गृहं गत्वा ब्राह्मणांश्च भोजयीत तदाज्ञया ॥ १८ ॥ स्वयं भुंजीत च ततो धृतं मौनं विसर्जयेत् । एवं षोडशवर्षाणि विधायोद्यापनं चरेत् ॥ १९ ॥ एवं कृत्वा व्रतं सम्यग्वांछितं फलमाप्नुयात् । पुत्रपौत्रसमायुक्तो धनधान्यसमृद्धिमान् ॥२०॥ इह लोके सुखं भुक्त्वा कैलासे रमतेऽनिशम् । अस्माभिः कथितं ह्येतद्व्रतं पापप्रणाशनम् ॥ २१ ॥ एतच्छ्रुत्वाऽस्मत्समक्षं पश्यतं फलमुत्तमम् ॥

દેવાંગનાઓ કહે છે–હે કન્યાઓ ! શિવને પ્રસન્ન કરવાવાળું આ વ્રત તમે સાવધાનીથી સાંભળો. ભાદરવા શુદિ પડવાને દિવસે પ્રાતઃકાળમાં ઉઠી, વાણીને નિયમમાં રાખી,[૧૧] આદરથી શ્રમપૂર્વક પૂજાની સઘળી સામગ્રી એકઠી કરવી. સોળ જાતનાં સુંદર ફળો, સોળ લાડુ તથા દહીં, ભાત, ધૂપ, દીપ અને દુર્વા વગેરે સઘળી સામગ્રી એકઠી કરી, તે લઈ બ્રાહ્મણોને આગળ કરી, મુંગા મુંગા નદી વા તળાવે જવું; ત્યાં માટી લગાડી વિધિથી સ્નાન કરવું. પછી સોળ ગાંઠવાળી દુર્વા

લઇ,[१२-१४] સોળ ગાંઠવાળા દોરાની સાથે તે દૂર્વા હાથે બાંધવી. પછી પાષાણુ વા મૃત્તિકાનાં લિંગમાં ષોડશોપચારોવડે મહાદેવની પૂજા કરવી. શિવલિંગ ઉપર સોળ દૂર્વા ચડાવવી.[१५-१६] પકવાન્ન, ફળ, લાડુ અને દહીંભાતનું નૈવેદ્ય કરવું. પૂજા સમાપ્ત કરયા પછી બ્રાહ્મણોની પૂજા કરવી,[१७] ને દહીંભાત જળમાં નાંખી ફળ અને લાડુ લઇ ઘેર આવવું, ત્યાં બ્રાહ્મણોને ભોજન કરાવી તેઓની આજ્ઞા લઇ પોતે જમવું.[१८] ત્યારપછી મૌનવ્રત છોડવું. એ પ્રમાણે સોળ વર્ષો સુધી કરવું અને પછી તેનું ઉદ્યાપન કરવું.[१९] એ વ્રત કરવાથી વાંછિત ફળની પ્રાપ્તિ થાય છે, પુત્ર પૌત્રની વૃદ્ધિ થાય છે, ધન ધાન્યની સમૃદ્ધિ વધે છે,[२०] આ લોકમાં ઘણું સુખ મળે છે ને અંતે નિત્ય કૈલાસમાં વાસ થાય છે. પાપોનો નાશ કરનાર આ વ્રત અમોએ કહી સંભળાવ્યું.[२१] હવે તે અમારી સમક્ષમાં કરી તેના ઉત્તમ ફળનો અનુભવ કરો.

**एतच्छ्रुत्वा व्रतं ताभ्यां कृतं तत्सरसस्तटे ॥ २२ ॥ दधिभक्तं जले क्षिप्त्वा गृहीत्वा फललड्डुकान् । आगत्य स्वगृहं कन्ये फलादीनि निधाय च ॥ २३ ॥ भुक्त्वा सुखं सुषुपतुस्तत्पिता प्रातरुत्थितः । ददर्श फललड्डूकान्सर्वान् हेममयानथ ॥ २४ ॥ पप्रच्छ भीतः साश्चर्यं किमिदं कन्यके इति । तदा रूपवती प्राह न भेतव्यं त्वया पितः ॥ २५ ॥ आवाभ्यां श्वो वने मौनव्रतं शंकरतुष्टिदम् । कृतं तस्य प्रभावेण संजातमिदमद्भुतम् ॥ २६ ॥ स्कंद उवाच— द्वितीयेऽह्नि पुनस्ताभ्यां वत्सा नीता वनांतरे । एतस्मिन्नंतरे तत्र भ्रममाण इतस्ततः ॥ २७ ॥ प्रतापमुकुरो राजा मृगयासक्तमानसः । श्रांतस्तृषार्तः संप्राप्तो यत्रास्ते कन्यकाद्वयम् ॥ २८ ॥ अपृच्छदुदकं क्वास्ति तृषासंपीडितोऽस्म्यहम् । इत्युक्तवति राजेंद्रे रूपवत्या मुदान्वितम् ॥ २९ ॥ आनीतं शीतलं वारि दधिसंयुतमोदनम् । राजा भुक्त्वा जलं पीत्वा परिवारेण संयुतः ॥ ३० ॥ पुनः प्रष्टुं समारेभे कस्य कन्ये सुलोचने ॥**

એવાં વચનો સાંભળી પેલી બે કન્યાઓએ તે જ તળાવને કિનારે વ્રત કર્યું.[२२] પછી દહીં ભાતને જળમાં નાંખી ફળ અને લાડુ લઇ બન્ને ઘેર આવી. ફળ તથા લાડુ એક સ્થળે મૂકી, ભોજન કરી સુખથી સૂતી. પ્રાતઃકાળમાં ઉઠી તેના પિતાએ જોયું તો સોનાનાં ફળ અને લાડુ જોવામાં આવ્યા.[२३-२४] તેથી ડરી જઇને આશ્ચર્યથી પૂછ્યું કે, 'હે કન્યાઓ! આ શું?' ત્યારે રૂપવતી બોલી; 'હે પિતાજી! તમારે ડરવું નહીં. ગઇ કાલે અમે વનમાં શંકરને પ્રસન્ન કરવા મૌનવ્રત કર્યું હતું. તેના પ્રભાવથી આ આશ્ચર્ય થયું.'[२५] કાર્તિકસ્વામિ કહે છે—બીજે દિવસે વાછડાં લઇ તેઓ ફરીથી વનમાં ગઈ. તે વખતે વનમાં મૃગયા માટે ચારે તરફ ભમતો પ્રતાપકુમાર નામનો રાજા જ્યાં પેલી બે કન્યાઓ હતી ત્યાં આવી ચડ્યો. તે ઘણો થાકેલો ને તરસ્યો હતો.[२६-२८] તેણે કન્યાઓને પૂછ્યું કે, મને તૃષા ઘણી લાગી છે માટે ક્યાંઈ જળ છે? એ પ્રમાણે રાજાના પૂછવાથી રૂપવતીએ હર્ષથી તેને શીતળ જળ અને દહીં ભાત લાવી આપ્યાં. તે ખાઇ જળપાન કરી રાજા તથા તેનો પરિવાર તૃપ્ત થયા, પછી રાજાએ પૂછ્યું કે, સુંદર નેત્રવાળી તમે કોની કન્યાઓ છો?

**रूपवत्युवाच— सोमशर्मा द्विजो राजन् जानासि यदि वा न वा ॥ ३१ ॥ तस्यावां कन्यके वत्सचारणार्थमिहागते । इत्याकर्ण्य ततो राजा गत्वा स्वनगरं प्रति ॥ ३२ ॥ दूतान् संप्रेषयामास कन्यर्थी विप्रसन्निधौ । अथाजग्मुस्तु ते दूताः सोमशर्मगृहं प्रति ॥ ३३ ॥ ऊचुश्चाह्वयते राजा गच्छ विप्र महीपतिम् । तच्छ्रुत्वा निर्गतः शीघ्रं ब्राह्मणो राजगौरवात् ॥ ३४ ॥ दूतैः समं ततस्तैस्तु स राज्ञे संनिवेदितः । राज्ञा तु प्रार्थिता ज्येष्ठा रूपवत्यभिधा सुता ॥ ३५ ॥ राजाज्ञाभंगभीत्यैव तस्मै प्रादात्स तां ततः । सुपर्णिकां कनिष्ठां तु द्विजाय श्रुतशीलिने ॥ ३६ ॥ कुलीनाय गुणाढ्याय निकटग्रामवासिने । पुण्यमाणवकाख्याय दत्त्वा तु स्वगृहं गतः ॥ ३७ ॥**

રૂપવતી કહે છે—હે રાજન્! સોમશર્મા નામનો બ્રાહ્મણ છે; તેને તમે જાણતા હશો કે નહીં પણ જાણતા હો.[२९-३१] અમે તેની કન્યાઓ છીએ; વાછડાં ચારવા માટે અમે આંહી આવી છીએ. એવાં તેમનાં વચનો સાંભળી રાજાએ શહેરમાં જઇ કન્યાની માગણી માટે સોમશર્માની પાસે દૂતો મોકલ્યા. તે દૂતો આવી સોમશર્માને કહેવા લાગ્યા કે, 'મહારાજ! તમને રાજા બોલાવે છે માટે તેની પાસે ચાલો.' તે સાંભળી રાજાની મોટાઇથી રાજા પાસે જવા માટે મહારાજ ત્વરાથી બહાર નીકળ્યો[३२-३४] ને દૂતો સાથે આવ્યો. ત્યારે દૂતોએ રાજાને ખબર કરી. (રાજા પાસે ગયા પછી) તે બ્રાહ્મણની પાસે, રાજાએ તેની મોટી પુત્રી રૂપવતીની માગણી કરી.[३५] 'જો કન્યા નહીં આપું તો રાજાની આજ્ઞાનો ભંગ થશે,' એવા ભયથી સોમશર્માએ રૂપવતી રાજાને આપી અને વેદ ભણેલા, કુલીન, ગુણવાન્ અને પાસેના ગામમાં રહેનાર પુણ્યમાણવક નામના બ્રાહ્મણને નાની પુત્રી સુપર્ણિકા આપી અને તે બ્રાહ્મણ પોતાને ઘેર ગયો.[३६-३७]

**राजानं तु वरं प्राप्य ज्येष्ठा रूपवती किल । ऐश्वर्यमदमत्ता तु व्रतं तत्याज मोहिता ॥ ३८ ॥ तेन दोषेण तस्यास्तु राज्यलक्ष्मीः क्षयं गता । कनिष्ठाया गृहे चैव राज्यं प्राप्तमनुत्तमम् ॥ ३९ ॥ कदाचित्सा रूपवतीदारिद्र्यपरिपीडिता । याचितुं च सुपर्णाया आजगाम गृहं प्रति ॥ ४० ॥ तां दृष्ट्वा दुःखिता भूत्वा कनिष्ठा प्रत्युवाच ह । किमिदं तव दारिद्र्यं राज्यं कुत्र गतं च तत् ॥ ४१ ॥ तच्छ्रुत्वा**

**रूपवत्याह शत्रुभिश्च दुरात्मभिः । हृतं सर्वस्वमस्माकं दारिद्र्यं पतितं गृहे ॥ ४२ ॥ व्रतभंगप्रभावेण प्राय एतदुपागतम् । इत्याकर्ण्य सुपर्णा सा धनकुंभं ददौ तदा ॥ ४३ ॥ तं गृहीत्वा तु सा ज्येष्ठा निर्जगाम गृहं प्रति । मार्गे चौरैस्तदा नीतो धनकुंभस्ततः पुनः ॥ ४४ ॥ सुपर्णाया गृहं प्राप्ता शोकाकुलितमानसा । पुनर्दृष्ट्वाऽथ तां ज्येष्ठां करुणापूर्णमानसा ॥ ४५ ॥ वंशयष्टिं समादाय तस्यां स्वर्णं निधाय च । दत्वा सुपर्णा ज्येष्ठायै विससर्ज गृहं प्रति ॥ ४६ ॥ शनैः शनैस्तां गच्छंतीं पथि चौराः समाययुः । वंशयष्टिं समादाय जग्मुस्ते च यथागतम् ॥ ४७ ॥ ज्येष्ठा तु शोकसंपन्ना पुनरागमत् सुपर्णाम् । उवाच किं करोमीति कुपितः शंकरो मम ॥ ४८ ॥ तच्छ्रुत्वा तु सुपर्णा सा दंडवत्प्रणिपत्य च । तस्या दुःखं पराकर्तुं शिवमस्तौद्दयान्विता ॥ ४९ ॥**

રાજા વર થવાથી રૂપવતીએ ઐશ્વર્યના મદથી મૌનવ્રત છોડી દીધું.[૩૮] તેના દોષથી તેની રાજ્યલક્ષ્મી નષ્ટ થઇ, અને તેની નાની બહેન સુપર્ણિકાને ઉત્તમ રાજ્ય મળ્યું.[૩૯] હવે દરિદ્રપણાથી દુઃખ પામતી રૂપવતી સુપર્ણિકાને ઘેર ભીખ માગવા આવી.[૪૦] ત્યારે તેણીને જોઇ દુઃખમાં પડેલી સુપર્ણિકા પૂછવા લાગી, 'હે બહેન! તને દરિદ્રપણું આ તે શું? તારૂં રાજ્ય કયાં ગયું?[૪૧] તે સાંભળી રૂપવતી બોલી કે; દુષ્ટ શત્રુઓએ અમારૂં સર્વસ્વ હરી લીધું; તેથી અમારા ઘરમાં દારિદ્રય ફેરા ફરે છે.[૪૨] વ્રતભંગના દોષથી પ્રાયઃ આવી દશા આવી છે. એવાં તેનાં વચન સાંભળી સુપર્ણિકાએ ધનનો ઘડો ભરી આપ્યો.[૪૩] તે લઇ રૂપવતી ઘર તરફ જતી હતી, તેટલામાં રસ્તામાં ચોરોએ તે ઘડો છીનવી લીધો.[૪૪] તેથી શોકવ્યાકુળ થયેલી રૂપવતી ફરીથી સુપર્ણિકાને ઘેર આવી. તેને જોઈ દયા આવવાથી વાંસની લાકડીમાં સોનું નાંખી તે રૂપવતીને આપી તેને ઘરપ્રત્યે વિદાય કરી.[૪૫-૪૬] રૂપવતી રસ્તામાં ધીમે ધીમે જતી હતી, તેટલામાં પાછા ચોરો આવ્યા ને પેલી વાંસની લાકડી લઇ જેમ આવ્યા હતા તેમ પાછા નાસી ગયા.[૪૭] રૂપવતીએ વળી પણ આવીને સુપર્ણિકાને કહ્યું, મારી ઉપર શંકર કોપેલા છે, હવે હું શું કરૂં![૪૮] એવાં વચનો સાંભળી દયા આવવાથી તેણીનું દુઃખ દૂર કરવા માટે શંકરને દંડવત્ પ્રણામ કરી સુપર્ણિકા સ્તુતિ કરવા લાગી.[૪૯]

**सुपर्णोवाच– धन्याऽहं कृपया देव त्वदालोकनगौरवात् । त्वत्प्रसादान्महादेव मुच्येयं कर्मबंधनात् ॥ ५० ॥ रक्ष रक्ष जगन्नाथ त्राहि मां भवसागरात् । दर्शनं देहि देवेश करुणाकर शंकर ॥ ५१ ॥ एतदाकर्ण्य भगवान् प्रत्यक्षं करुणानिधिः । सुपर्णां देवदेवेशो मा भैर्मा भैरभाषत ॥ ५२ ॥ नत्वा सुपर्णा तं प्राह श्रूयतां जगदीश्वर । ज्येष्ठया मे भगिन्या तु व्रतं त्यक्तं तवेश्वर ॥ ५३ ॥ रक्षितव्या जगन्नाथ यदि तुष्टोऽसि शंकर ॥ ईश्वर उवाच– त्वद्भगिन्या त्वजानंत्या व्रतभंगो यतः कृतः ॥ ५४ ॥ अतस्तदस्तु संपूर्णं त्वद्भक्त्या मत्प्रसादतः । इत्युक्त्वा चैव देवेशो राज्यं दत्वा दिवं ययौ । पुनर्व्रतप्रभावेण राज्यं प्राप्तं तया पुनः ॥ ५५ ॥ नंदिकेश्वर उवाच–देव केन प्रकारेण व्रतस्योद्यापनं वद । कथ्यतां श्रीमहाभाग व्रतसंपूर्तिहेतवे ॥ ५६ ॥**

સુપર્ણા કહે છે–હે દેવ! આપની કૃપાદૃષ્ટિથી હું ધન્ય છું. હે મહાદેવ! આપની કૃપાથી હું કર્મબંધનથી મુક્ત થાઉં.[૫૦] હે જગન્નાથ! રક્ષણ કરો રક્ષણ કરો. સંસારસમુદ્રમાં મારૂં રક્ષણ કરો. હે દેવેશ! હે દયા કરનાર! હે શંકર! દર્શન આપો.[૫૧] એવાં વચન સાંભળી દયાના ભંડાર શંકરે પ્રત્યક્ષ દર્શન આપ્યાં, ને 'ડરીશ મા ડરીશ મા' એમ સુપર્ણિકાને કહ્યું.[૫૨] શંકરને પ્રણામ કરી સુપર્ણા કહેવા લાગી, હે જગદીશ્વર! સાંભળો. મારી મોટી બહેને આપનું વ્રત છોડી દીધું છે.[૫૩] હે જગન્નાથ! હે શંકર! જો આપ પ્રસન્ન થયા હો તો તેણીનું પણ રક્ષણ કરો. શંકર કહે છે–તારી બહેને, અજ્ઞાનથી મારા વ્રતનો ભંગ કર્યો છે, તે તારી ભક્તિથી ને મારી કૃપાથી પૂર્ણ થાઓ. એટલું કહી રાજ્ય આપી શંકર સ્વધામમાં પધાર્યા. પછી વ્રતના પ્રભાવથી રૂપવતીને પાછું રાજ્ય મળ્યું.[૫૪-૫૫] નંદિકેશ્વર કહે છે–હે દેવ! આ વ્રતનું ઉદ્યાપન કયે પ્રકારે કરવું? તે પ્રકાર વ્રત પૂરું થવા માટે મને કહો.[૫૬]

**स्कंद उवाच– वर्षे तु षोडशे पूर्णे कुर्यादुद्यापनं बुधः । मासे भाद्रपदे शुक्ले पक्षे प्रतिपदातिथौ ॥ ५७ ॥ मंडपं कारयेत्तत्र कदलीस्तंभमंडितम् । नानापुष्पैश्च शोभाढ्यां वेदिकां तत्र कारयेत् ॥ ५८ ॥ तन्मध्ये लिंगतोभद्रं पंचरंगैः समन्वितम् । कलशं स्थापयेत्तत्र हेमपात्रसमन्वितम् ॥ ५९ ॥ तस्मिन् भवानीसहितं शंभुं सौवर्णमर्चयेत् । पुष्पैर्धूपैश्च दीपैश्च फलैर्नानाविधैरपि ॥ ६० ॥ फलानि पिष्टलड्डुकान् दद्याद्विप्राय षोडश । तांबूलदक्षिणोपेतान् यथाशक्त्यर्चिताय च ॥ ६१ ॥ प्रसीद देवदेवेश चराचर जगद्गुरो । ईशानाय नमस्तुभ्यं व्योमव्यापिन्नमोऽस्तु ते ॥ ६२ ॥ इति क्षमाप्य देवेशं भक्त्या तत्परमानसः । रात्रौ जागरणं कुर्याद्गीतवाद्यादिमंगलैः ॥ ६३ ॥ ततः प्रभात उत्थाय स्नानं कृत्वा विधानतः । होमस्तत्र प्रकर्तव्यस्तिलैराज्येन संयुतैः ॥ ६४ ॥ मूलमन्त्रेण विधिवदष्टोत्तरशतं बुधैः । आचार्यं पूजयेद्भक्त्या वस्त्रालंकारभूषणैः ॥ ६५ ॥ धेनुं दद्यात्सवत्सां च वस्त्रालंकारसंयुताम् । पयस्विनीं कांस्यदोहां नानालंकारसंयुताम् ॥ ६६ ॥ ततः शैवान् संप्रपूज्य षोडशैव तपोधनान् । कौपीनानि बहिर्वासांस्तथा दद्यात्कमंडलून् ॥ ६७ ॥ भक्त्या समाप्य**

तान् सर्वान्व्रतसंपूर्तिहेतवे । भोजनं तत्र दातव्यं लेह्यपेयसमन्वितम् ॥ ६८ ॥ दक्षिणां च ततो दद्याद्वित्तशाठ्यं न कारयेत् । एवं विधिसमायुक्तः करोति व्रतमुत्तमम् ॥ ६९ ॥ राज्यं च लभते लोके पुत्रपौत्रैः समन्वितः । सर्वपापविनिर्मुक्तः सर्वदोषविवर्जितः ॥ ७० ॥ भुक्त्वा भोगान्यथाकाममंते गच्छेत्परं पदम् । लभते परमां मुक्तिं शिवलोके महीयते ॥ ७१ ॥ इति श्रीभविष्ये पुराणे मौनव्रतोद्यापनं संपूर्णम् ।

કાર્તિકેય કહે છે-સોળ વર્ષો પૂરાં થાય ત્યારે ભાદરવા માસના શુક્લ પક્ષના પડવાને દિવસે ઉદ્યાપન કરવું.[૫૭] તેમાં કેળના સ્તંભોથી સુશોભિત મંડપ બાંધવો. તેમાં નાના પ્રકારનાં પુષ્પોની શોભાવાળી વેદી કરવી,[૫૮] તેની વચ્ચમાં પંચરંગથી લિંગતોભદ્રમંડળ આલેખવું. તેમાં કલશની સ્થાપના કરી તેની ઉપર સોનાનું પૂર્ણપાત્ર રાખવું.[૫૯] તેમાં શંકર પાર્વતીની સોનાની મૂર્તિ બેસાડી તેની પૂજા કરવી. નાના પ્રકારનાં પુષ્પો, ધૂપ, દીપ અને ફળોવડે પૂજા કરવી.[૬૦] બ્રાહ્મણની પૂજા કરી તેને સોળ ફળો, સોળ લાડુ, તાંબૂલ અને યથાશક્તિ દક્ષિણા આપવી.[૬૧] 'હે દેવના દેવ ! હે ઈશ ! હે ચરાચર જગતના ગુરો ! પ્રસન્ન થાઓ. આપ ઈશ્વર છો અને આકાશની પેઠે વ્યાપક છો. તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું.[૬૨] એવી રીતે શંકરની પાસે પરમ ભક્તિથી ક્ષમા માગવી. રાતે જાગરણ કરવું, ગીત ગાવાં, વાજાં વગાડવાં વગેરે મોટો ઉત્સવ કરવો.[૬૩] પછી પ્રાતઃકાલમાં ઉઠી વિધિથી સ્નાન કરી મંડપમાં મૂલમંત્ર ભણી, વિધિથી ઘીવાળા તલની એકસો આઠ આહુતિ આપવી. વસ્ત્ર અલંકાર વગેરે આપી ભક્તિથી આચાર્યની પૂજા કરવી,[૬૪-૬૫] તથા વાછડાંવાળી, નાના પ્રકારનાં વસ્ત્ર તથા અલંકારવાળી અને પુષ્કળ દૂધવાળી ગાય આપવી, દોહવા માટે કાંસાનું વાસણ આપવું.[૬૬] પછી શિવભક્ત એવા સોળ તપસ્વીઓની પૂજા કરી, તેઓને લંગોટી, તેની ઉપર બાંધવા માટે વસ્ત્ર અને કમંડલુ ભક્તિથી આપવાં ને ક્ષમા માગવી. એ પ્રમાણે કરવાથી વ્રત પૂરૂં થાય છે અને કેરી, દૂધ વગેરેનું ભોજન કરાવવું ને દક્ષિણા આપવી. તેમાં ધનનો લોભ કરવો નહીં. જે માણસ એ પ્રમાણે વિધિથી વ્રત કરે છે,[૬૭-૬૯] તેને આ લોકમાં રાજ્ય પ્રાપ્ત થાય છે, પુત્રપૌત્રનું સુખ મળે છે, ને તે સર્વ પાપ અને સર્વ દોષોથી મુક્ત થઈ યથેચ્છ ભોગો ભોગવી અંતે પરમ પદને પામે છે-પરમ મુક્તિને પામે છે ને શિવલોકમાં પૂજાય છે,[૭૦-૭૧] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં મૌનવ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૨૪ પંચધાન્યની લક્ષપૂજા

अथ पंचधान्यलक्षपूजा लिख्यते ॥ देव्युवाच- देवदेव जगन्नाथ भवसागरतारक । सर्वकारणदेवेश सर्वसिद्धिप्रदायक ॥ १ ॥ अहमेकं महागुह्यं प्रष्टुमिच्छामि शंकर । प्राप्ताऽहं केन पुण्येन त्वामाशु कथयस्व मे ॥ २ ॥ ईश्वर उवाच- शृणु देवि प्रवक्ष्यामि पृष्टं यत्तु त्वया प्रिये । पुण्यात् पुण्यतरं श्रेष्ठमिह मोक्षप्रदायकम् ॥ ३ ॥ त्वया यल्लक्षपूजाख्यं कृतं यत्पूर्वजन्मनि । तेन प्राप्ताऽसि मां देवि सर्वैश्वर्यानुभाविनि ॥ ४ ॥ पार्वत्युवाच- महाश्चर्यकरं गुह्यं देवदेव जगत्पते । विस्तरेण च तत्सर्वमाशु मे कथय प्रभो ॥ ५ ॥ ईश्वर उवाच- धान्यानां वै लक्षपूजाविधिं वक्ष्ये च पार्वति । लोकानामुपकारार्थं सर्वसंपत्करं शुभम् ॥ ६ ॥ श्रावणे कार्तिके वाऽपि माघे वा माधवेऽपि वा । शुभे वा ऽप्यथवाऽन्यस्मिन्यदा भक्तिः शिवे नृणाम् ॥ ७ ॥ वित्तं वित्तं भवेद्यस्मिन्काले चैवार्चयेच्छिवम् । नित्यकर्म समाप्यादौ शुचिर्भूत्वा समाहितः ॥ ८ ॥ समभ्यर्च्य विधानेन लक्षपूजां समाचरेत् । पंचाक्षरेण मन्त्रेण त्र्यंबकेण तथैव च ॥ ९ ॥ शिवनाम्नाऽथवा कुर्यात्पूजनं पार्वतीपतेः । यवगोधूममुद्गाश्च तंडुला वै तिलाः क्रमात् ॥ १० ॥ पंचधान्यानि प्रोक्तानि शांतिके देवपूजने ।

દેવી કહે છે-હે દેવોના દેવ ! હે જગન્નાથ ! હે સંસારસમુદ્રમાંથી તારનાર ! હે સર્વ કારણ ! હે દેવેશ ! હે સર્વ સિદ્ધિ આપનાર ! હે શંકર ! હું આપને પૂછવા ઇચ્છું છું કે, હું કયા પુણ્યથી આપને પ્રાપ્ત થઈ, તે તમે જલદીથી મને કહો.[૧-૨] મહાદેવ કહે છે-હે દેવિ ! તમે જે પૂછ્યું તેનો ઉત્તર આપું છું તે સાંભળો. આ જગતમાં અતિ પુણ્યકારક, શ્રેષ્ઠ, મોક્ષ આપનાર લક્ષપૂજા નામનું વ્રત છે, જે તમે પૂર્વ જન્મમાં કર્યું હતું અને તેના પ્રભાવથી તમે મને પ્રાપ્ત થયાં છો, અને સર્વ ઐશ્વર્યવાળાં થયાં છો.[૩-૪] પાર્વતી કહે છે-હે દેવના દેવ ! હે જગત્પતે ! હે પ્રભો ! મહાઆશ્ચર્યકારક અને ગુપ્ત એવું તે વ્રત મને વિસ્તારપૂર્વક જલદીથી કહો.[૫] શંકર કહે છે-હે પાર્વતિ ! સર્વ લોકોના ઉપકાર માટે સર્વ સંપત્તિ આપનાર ધાન્યની લક્ષ પૂજાનો ઉત્તમ પ્રકાર કહું છું તે સાંભળો. શ્રાવણ, કાર્તિક, માઘ, વૈશાખ વા કોઈ પણ શુભ માસમાં, અથવા જ્યારે શંકરમાં ભક્તિ થાય વા ધન મળે ત્યારે અથવા બીજા હર કોઈ માસમાં વ્રત કરવું ને મહાદેવની પૂજા કરવી. પ્રથમ પવિત્ર થવું, ને નિત્ય કર્મ સમાપ્ત કરવું. પછી સાવધાન થઈ, વિધિથી શંકરની પૂજા કરી લક્ષપૂજાનો આરંભ કરવો. તેમાં પંચાક્ષર મંત્ર, ત્ર્યંબક મંત્ર વા શિવના મંત્રથી શિવપૂજન કરવું. જવ, ઘઉં, મગ, ચોખા અને તિલ એ પાંચે ધાન્યો, શાંતિ કર્મમાં તથા દેવપૂજનમાં મુખ્ય કહેલાં છે.[૯-૧૦]

तंडुलैश्च प्रकुर्वंति लक्षपूजाविधिं नराः ॥ ११ ॥ तेषां स्वर्गं च मोक्षं च प्रददातीह शंकरः । एवं तिलैः प्रकुर्वंति लक्षपूजाविधिं नराः ॥ १२ ॥ तेजस्विनो महाभागाः कुलेन च श्रुतेन वै । श्रीकामेन प्रकर्तव्यं गोधूमैः पूजनं महत् ·

॥ १३ ॥ उत्तमां श्रियमाप्नोति प्रसादाच्छंकरस्य च । पुत्रकामेन कर्तव्यं यवैः पूजनमुत्तमम् ॥ १४ ॥ अंते सायुज्यमाप्नोति नात्र कार्या विचारणा । वशीकरणकामेन कर्तव्यं मुद्गपूजनम् ॥ १५ ॥ देवदानवगंधर्वा वशी भवंति नान्यथा । लक्षपूजां स्वयं कर्तुं यद्यशक्तो भवेत्तदा ॥१६॥ कारयेद्ब्राह्मणद्वारा विधिना भक्तितत्परः । पूजेयं पंचधान्यानां सर्वकामार्थसिद्धिदा ॥ १७ ॥ यं यं चिंतयते कामं तं तं प्राप्नोति मानवः । समाप्तौ धान्यपूजाया उद्यापनविधिं चरेत् ॥ १८ ॥ आचार्यं वरयेत्तत्र वेदवेदांगपारगम् । पुष्पमंडपिकां कृत्वा पूजास्थाने समाहितः॥ १९ ॥ सुवर्णप्रतिमां कृत्वा पार्वत्या शंकरस्य च । यथाशक्त्या नंदिनं च रौप्यकेण तु कारयेत् ॥ २० ॥

જે માણુસો ચોખાથી લક્ષપૂજા કરે છે, તેને શંકર સ્વર્ગ તથા મોક્ષ આપે છે. જે માણુસો તિલથી લક્ષપૂજા કરે છે તે તેજસ્વી, મહાભાગ્યશાળી, કુલીન અને વિદ્વાન્ થાય છે. જે માણુસ ઘઉંથી લક્ષપૂજા કરે છે તેને શંકરની કૃપાથી ઉત્તમ શ્રી પ્રાપ્ત થાય છે. જે માણુસો જવથી લક્ષ પૂજા કરે છે, તેને આ લોકમાં પુત્રનું સુખ મળે ને અંતે મોક્ષ મળે છે. જે માણુસ મગથી લક્ષપૂજા કરે છે, તેને દેવ, દૈત્ય અને ગંધર્વો સઘળા વશ થાય છે; તેવા બીજે કોઇ પણ પ્રકારે વશ થતા નથી. ઉપર કહેલી પૂજા કરવાને પોતાની શક્તિ ન હોય તો ભક્તિ રાખી, વિધિથી બ્રાહ્મણની પાસે તે પૂજા કરાવવી. આ પાંચ ધાન્યોની પૂજા કરવાથી સર્વ અર્થો અને કામો સિદ્ધ થાય છે. તે પૂજા કરવાથી જે જે ધારે તે સિદ્ધ થાય છે. ધાન્યપૂજા સમાપ્ત થાય ત્યારે તેનું ઉદ્યાપન કરવું. તેમાં પૂર્ણવેદ તથા વેદાંગ જાણનાર બ્રાહ્મણને આચાર્ય કરવો. પૂજાના સ્થાનમાં નાનો સરખો પુષ્પોનો માંડવો બાંધવો. તેમાં યથાશક્તિ સોનાની શંકર પાર્વતીની મૂર્તિ કરાવવી ને નંદી રૂપાનો કરાવવો.[૧૧–૨૦]

अभिषिच्य महादेवमुमया सहितं ततः । नवांबरे सिते शुद्धे स्थापयेत्पार्वतीपतिम् ॥ २१ ॥ समभ्यर्च्य द्विजैः सार्धं महापूजां समाचरेत् । यवगोधूममुद्गांश्च तिलान्हाटकनिर्मितान् ॥ २२ ॥ रौप्येण तंडुलान् कृत्वा भक्तिभावपुरःसरम् । व्रतसंपूर्णतासिद्ध्यै शंकराय समर्पयेत् ॥ २३ ॥ यत्र धान्यार्पणं कुर्यात्तत्रैव पूजनं स्मृतम् । लक्षसंख्याकृतं धान्यसमूहं तंडुलादिकम् ॥ २४ ॥ सुवर्णरौप्यसहितं ब्राह्मणाय निवेदयेत् । अर्चनस्य दशांशेन ब्राह्मणान्भोजयेत्ततः ॥ २५ ॥ तद्दशांशेन वै होमं कुर्याच्चरुतिलाज्यकैः । आचार्यं च सपत्नीकं तोषयेद्दक्षिणादिभिः ॥ २६ ॥ अशक्तश्चेन्नरो यस्तु पंचाशत्पंचविंशतिम् । ब्राह्मणान् भोजयेत्तेन संपूर्णं तद्व्रतं भवेत् ॥ २७ ॥ शक्तौ सत्यां न कुर्याच्चेत्पूजनं निष्फलं भवेत् । ये कुर्वंति नरा भक्त्या शिवपूजां विधानतः ॥ २८ ॥ भुक्त्वेह सकलान्भोगानंते सायुज्यमाप्नुयुः। एतत्ते कथितं गुह्यं मम सान्निध्यकारकम् ॥ २९ ॥ पुत्रपौत्रधनायुष्यसंपत्तिसुखदायकम् । कांता च सुभगा तस्य भवेद्धर्ममतिः सदा ॥ ३० ॥ ब्रह्महा मद्यपः स्तेयी तथैव गुरुतल्पगः । सद्यः पूतो भवेल्लक्षपूजनात्पार्वतीपतेः ॥ ३१ ॥ इति श्रीभविष्यपुराणे पंचधान्यलक्षपूजाविधानं सोद्यापनं संपूर्णम् ॥

શંકર પાર્વતીની ઉપર અભિષેક કરી પવિત્ર ધોળાં નવાં વસ્ત્રો પાથરી, તેપર તેની સ્થાપના કરવી. પછી તેની પૂજા કરી બ્રાહ્મણોની સાથે મહાપૂજાનો આરંભ કરવો. જવ, ઘઉં, મગ અને તિલ સોનાના કરાવવા અને ચોખા ચાંદીના કરાવવા. તે જવ વગેરે ભક્તિથી મહાદેવ ઉપર ચડાવવા, એટલે વ્રત પૂર્ણ થાય છે. જ્યાં ધાન્ય અર્પણ કરવાનું હોય ત્યાં જ પૂજા કરવાનું કહેલ છે. લાખ લાખ ચોખા વગેરેના કરેલા ઢગલા ઉપર સોનું ને ચાંદી મૂકી તે બ્રાહ્મણોને આપવા. પૂજનના દશમા ભાગના બ્રાહ્મણો જમાડવા અને તેના દશમા ભાગની ચરુ, તિલ અને ઘીની આહુતિ આપવી. ત્યાર પછી દક્ષિણા વગેરે આપી આચાર્ય તથા તેમની પત્ની બન્નેને પ્રસન્ન કરવાં. પૂજનના દશમા ભાગના બ્રાહ્મણ જમાડવાની શક્તિ ન હોય તો પચાસ વા પચીસ બ્રાહ્મણો જમાડવા, તેથી પણ વ્રત પૂરું થાય છે. પરંતુ શક્તિ છતાં પણ જે માણુસ વિધિથી પૂજન કરતો નથી તેનું પૂજન નિષ્ફળ થાય છે. જે માણુસો વિધિથી અને ભક્તિથી શિવપૂજન કરે છે, તેઓ આ લોકમાં સઘળા ભોગો ભોગવી અંતે સાયુજ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે. હે દેવિ ! ગુપ્ત, મારા સમીપમાં પહોંચાડનાર, પુત્ર પૌત્ર, ધન, આયુષ્ય અને સંપત્તિનું સુખ આપનાર આ વ્રત તમને કહી સંભળાવ્યું. જે માણુસ આ વ્રત કરે છે, તેને સુંદર સ્ત્રી મળે છે અને તેની બુદ્ધિ ધર્મમાં પ્રવર્તે છે. તેમજ બ્રહ્મહત્યા કરનાર, મદ્યપાન કરનાર, સોનું ચોરનાર અને ગુરુપત્નીનું ગમન કરનાર પણ મહાદેવની લક્ષપૂજા કરવાથી જલદી પવિત્ર થાય છે.[૨૧–૩૧] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં પંચ ધાન્યોની લક્ષપૂજાનો પ્રકાર તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૨૫ સ્ત્રીઓએ કરવાનું શિવામુષ્ટિ નામનું વ્રત

अथ शिवामुष्टिव्रतं स्त्रीणामुक्तं भविष्ये ॥ देव्युवाच—
देवदेव जगन्नाथ जगदानंदकारक । कौतुकेनेप्सितं किंचिद्धर्मप्रश्नं करोम्यहम् ॥ १ ॥ श्रुतानि देवदेवेश व्रतानि नियमास्तथा । महांत्यपि च तीर्थानि यज्ञदानान्यनेकशः ॥ २ ॥ नास्ति मे निश्चयो देव भ्रामिताऽहं त्वया पुनः । कथयस्व महादेव यद्गोप्यं व्रतमुत्तमम् ॥ ३ ॥ केन त्वं हि मया प्राप्तस्तपोदानव्रतादिना । अनादिमध्यनिधनो

भर्ता चैव जगत्प्रभुः ॥ ४ ॥ शिव उवाच– शृणु देवि प्रयत्नेन व्रतानामुत्तमं व्रतम् । शिवामुष्टयभिधानं च सर्वोपद्रवनाशनम् ॥ ५ ॥ सुखसंपत्करं चैव पुत्रराज्यसमृद्धिदम् । शंकरप्रीतिजनकं शिवस्थानप्रदायकम् ॥ ६ ॥ स्वभर्त्रा सह नारीणां महास्नेहकरं परम् । तेन व्रतप्रभावेण प्राप्तमर्धासनं प्रिये ॥ ७ ॥ इतिहासं पुरावृत्तं शृणु वै त्वं समाहिता । पुरा सरस्वतीतीरे विमलाख्या महापुरी ॥ ८ ॥ तत्र चंद्रप्रभुर्नाम राजाऽभूद्धनदोपमः । तस्य स्त्री रूपलावण्यसौंदर्यैः स्मरविभ्रमा ॥ ९ ॥ स हि चंद्रप्रभू राजा कौतुकेन समन्वितः । माहात्म्यं शिवपूजायाः पत्नीं प्रत्यवदत्तदा ॥ १० ॥

ભવિષ્યપુરાણમાં કહેલું છે કે—

દેવી પૂછે છે–હે દેવના દેવ! હે જગન્નાથ! હે જગતને આનંદ આપનાર! હું કૌતુકથી કોઈ ઇચ્છિત ધર્મનો પ્રશ્ન કરું છું.[1] હે દેવના દેવ! હે ઇશ! અનેક વ્રત, નિયમ, મોટાં મોટાં તીર્થો, દાન અને યજ્ઞો સાંભળ્યાં.[2] તથાપિ મને નિશ્ચય થતો નથી (કે શ્રેષ્ઠ શું છે); કારણ કે આપે મને ભમાવી દીધી છે. માટે હવે ઉત્તમ અને શુભ વ્રત હોય તે કહો.[3] આપ આદિ, અંત અને મધ્યરહિત છો તથા જગતના પતિ છો. તે આપ તપ, દાન કે વ્રત શાથી મારા પતિ થયા તે કહો![4] શંકર કહે છે–હે દેવિ! સર્વ ઉપદ્રવનો નાશ કરનાર, સુખ અને સંપત્તિ આપનાર, પુત્ર, રાજ્ય અને સમૃદ્ધિ આપનાર, શંકરને પ્રસન્ન કરનાર, કૈલાસની પ્રાપ્તિ કરનાર, પતિની સાથે સ્ત્રીઓનો અતિ સ્નેહ વધારનાર અને સર્વ વ્રતોમાં ઉત્તમ એવું શિવામુષ્ટિ નામનું વ્રત છે. તે કહું છું તે સાંભળો. હે પ્રિયે! તે વ્રતના પ્રભાવથી જ તમે મારાં અર્ધાંગના થયાં છો.[5–7] આ બાબતમાં એક ઇતિહાસ છે તે કહું છું તે સાવધાન થઇ સાંભળો. પૂર્વે સરસ્વતીના કિનારા ઉપર વિમળા નામની એક મોટી નગરી હતી,[8] તેમાં કુબેર સરખો ચંદ્રપ્રભુ નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજાની રાણી સુંદર, ચતુર અને વિલાસવાળી હતી.[9] એક પ્રસંગે એ રાજા, પોતાની રાણીને કૌતુકથી શિવપૂજાનો મહિમા કહેવા લાગ્યો કે,[10]

शृणु देवि विशालाक्षि भार्ये बालमृगेक्षणे । राज्ञश्च कस्यचित्सप्त पुत्रा जाता विशारदाः ॥ ११ ॥ तेषां मध्ये कश्चिदेकस्तस्य भार्या पतिव्रता । तस्याः काले हि संजातौ द्वौ पुत्रौ लक्षणान्वितौ ॥ १२ ॥ एकां कन्यामसूतासौ सर्वलक्षणसंयुताम् । अप्रिया स्वामिने जाता सा राज्ञी वनमागता ॥ १३ ॥ सा कदाचिद्वनं गत्वा चारयंती गवां गणम् । तत्र शार्दूलवाराहवनमाहिषकुंजरान् ॥ १४ ॥ दृष्ट्वा भयेन व्यथिता मूर्च्छिता निपपात ह । उत्थाय चैव बभ्राम तृषार्ता विपिनं महत् ॥ १५ ॥ चकोरचक्रकारंडचंचरीकशताकुलम् । उत्फुल्लपद्मकह्लारकुमुदोत्पलमंडितम् ॥ १६ ॥ राजपत्नी तदाऽपूर्वं ददर्श च सरोवरम् । समासाद्य सरस्तीरं पीत्वा जलमनुत्तमम् ॥ १७ ॥ शिवं चोमामर्चयंतं ददर्शाप्सरसां गणम् । किमेतदिति पप्रच्छ ता ऊचुर्योषितं प्रति ॥ १८ ॥ शिवामुष्टिव्रतमिदं क्रियतेऽस्माभिरुत्तमम् । सर्वसंपत्करं स्त्रीणां तत्कुरुष्व पतिव्रते ॥ १९ ॥

હે દેવિ! હે વિશાલ નેત્રવાળી! હે પ્રિયે! હે નાના મૃગલાંના જેવાં નેત્રવાળી! તું સાંભળ. કોઇ એક રાજાને સાત પુત્રો હતા. તે ઘણા ચતુર હતા.[11] તેઓમાંથી એક પુત્રની સ્ત્રી પતિવ્રતા હતી. તેણીએ સર્વ લક્ષણવાળા બે પુત્રો તથા સર્વ લક્ષણવાળી એક કન્યાને જન્મ આપ્યો હતો. કોઇ કારણસર તે રાણી ઉપર તેના પતિનો અભાવ થયો. તેથી તેણી વનમાં નિકળી ગઇ.[12–13] વનમાં ફરતાં તે એક દિવસે ગાયો ચારતી હતી ત્યાં વાઘ, વરાહ, ભીલ, પાડા અને હાથીઓ તેણીના જોવામાં આવ્યા તેથી તે ઘણી ડરી ગઇ ને મૂર્છા ખાઇ પડી ગઇ. થોડીવાર પછી ઉઠી તો તેને તૃષા લાગી, તેથી મોટાં વનમાં ભમવા લાગી.[14–15] તે વનમાં સેંકડો ચકોર, ચક્રવાક, કારંડવ અને ભમરો હતા. ફુલેલાં કમળ, લાલ કમળ, ચંદ્રવિકાશી કમળ અને શ્યામ કમળની અતિ શોભાથી રમણીય જણાતું એક અપૂર્વ સરોવર રાણીના જોવામાં આવ્યું. ત્યાં જઇ તેણીએ ઉત્તમ જળનું પાન કર્યું.[16–17] જળ પીધા પછી શંકર તથા પાર્વતીનું પૂજન કરતી કેટલીક અપ્સરાઓ તેના જોવામાં આવી. તેઓને રાણીએ પૂછયું કે, 'તમે આ શું કરો છો?'[18] ત્યારે તેઓએ કહ્યું કે, 'અમે સ્ત્રીઓને સઘળી સંપતિ આપનાર ઉત્તમ શિવામુષ્ટિ નામનું વ્રત કરીએ છીએ. હે પતિવ્રતે! તું પણ એ વ્રત કર.'[19]

राजपत्न्युवाच– विधानं कीदृशं ब्रूत किं फलं चास्य तन्मम । ता ऊचुर्योषितः सर्वाः श्रावणे चंदुवासरे ॥२०॥ प्रारब्धव्यं व्रतमिदं शिवोऽर्च्यः पंचवत्सरान् । तच्छ्रुत्वा साऽपि जग्राह व्रतं नियममानसा ॥ २१ ॥ चतुर्षु चंदुवारेषु फलैर्धान्यैः प्रपूजयेत् । इंदुवारे तु प्रथमे पूजयेच्च शिवापतिम् ॥ २२ ॥ तंडुलैर्गोधूमतिलैर्मुद्गैरन्येषु पूजयेत् । धान्यानां सार्धमुष्टिं च प्रमाणं विद्धि भामिनि ॥ २३ ॥ नारिकेरं मातुलिंगं रंभां कर्कटिकां तथा । चतुर्षु सोमवारेषु क्रमेण तु समर्पयेत् ॥ २४ ॥ श्रद्धया बहुपुष्पैश्च गंधधूपैश्च दीपकैः । नानाप्रकारैर्नैवेद्यैः पूजयेद्गिरिजापतिम् ॥ २५ ॥ भर्त्रा सह कथां श्रुत्वा भक्तियुक्तेन चेतसा । यं यं चिंतयते कामं तं तं प्राप्नोति भामिनि ॥ २६ ॥ ताभ्यः प्राप्य व्रतं राज्ञी शिवमभ्यर्च्य भक्तितः । चक्रे व्रतं तन्माहात्म्यात्पत्युः प्रियतराऽभवत् ॥२७॥ तस्माद्व्रतमिदं देवि स्त्रीभिः कर्तव्यमद्भुतम् । श्रावणे मासि सोमेषु चतुर्षु च यथाविधि ॥ २८ ॥ देव्युवाच– उद्यापनविधिं ब्रूहि

शिवामुष्टयाः सुरेश्वर । भक्तितः श्रोतुमिच्छामि व्रतसंपूर्तिहेतवे ॥ २९ ॥

ત્યારે રાજપત્નીએ પૂછ્યું—આ વ્રતનો કેવો પ્રકાર છે? અને તે કરવાથી શું ફળ થાય છે? તે મને કહો. ત્યારે તે અપ્સરાઓ કહેવા લાગી કે, શ્રાવણ માસના સોમવારને દિવસે આ વ્રતનો આરંભ કરવો. તેમાં શંકરનું પૂજન કરવું અને આ વ્રત પાંચ વર્ષો સુધી કરવું એવાં વચન સાંભળી એ રાણીએ તે વ્રત કરવાનો મનમાં સંકલ્પ કર્યો.[૨૦–૨૧] અપ્સરાઓએ કહ્યું કે, એ વ્રતમાં ચારે સોમવારને દિવસે ફળ તથા ધાન્યથી પૂજા કરવી. પહેલે સોમવારે અક્ષતથી શંકરની પૂજા કરવી. બીજે સોમવારે યવથી, ત્રીજે સોમવારે તિલથી પૂજા કરવી અને ચોથે સોમવારે મગથી પૂજા કરવી. હે સુંદરિ! ધાન્યોનું પ્રમાણ દોઢ મૂઠી જાણી લેવું.[૨૨–૨૩] પહેલે સોમવારે નાળિયેરથી, બીજે સોમવારે બિજોરાથી, ત્રીજે સોમવારે કેળાંથી અને ચોથે સોમવારે કાકડીથી શંકરની પૂજા કરવી.[૨૪] પૂજા કીધા પછી શ્રદ્ધાથી કેટલાંક પુષ્પો ચડાવવાં, સુગંધી ધૂપ કરવા, દીપ કરવા અને નાના પ્રકારનાં નૈવેદ્ય કરવાં.[૨૫] સ્થિર ચિત્ત રાખી ભક્તિથી પતિની સાથે કથા સાંભળવી. એ પ્રમાણે જે સ્ત્રી વ્રત કરે છે તે જે જે ધારે છે તે તે સિદ્ધ થાય છે.[૨૬] એવી રીતે તેઓ પાસેથી વ્રત સાંભળી લઇ રાણીએ તે વ્રત કર્યું ને ભક્તિથી મહાદેવનું પૂજન કર્યું. તેના પ્રભાવથી તે પતિને અત્યંત પ્રિય થઇ.[૨૭] એટલા માટે હે દેવિ! શ્રાવણ માસના ચારે સોમવારને દિવસે સ્ત્રીઓએ આ અદ્‌ભુત વ્રત, વિધિથી કરવું જોઇએ.[૨૮] દેવી કહે છે—હે સુરેશ્વર! શિવામુષ્ટિનું વ્રત પૂરૂં થવા માટે ભક્તિથી તેનું ઉદ્યાપન સાંભળવા ઇચ્છું છું, માટે તે કહો.[૨૯]

महादेव उवाच—उद्यापनविधिं वक्ष्ये व्रतराजस्य शोभने । यस्यानुष्ठानमात्रेण संपूर्णं हि व्रतं भवेत् ॥ ३० ॥ पंचमे वत्सरे प्राप्ते कुर्यादुद्यापनं शिवे । प्रातरुत्थाय सुस्नाता संकल्प्य व्रतमुत्तमम् ॥ ३१ ॥ चतुःस्तंभं चतुर्द्वारं कदलीस्तंभमंडितम् । घंटिकाचामरयुतं पल्लवाद्युपशोभितम् ॥ ३२ ॥ चंदनागुरुकर्पूरैर्लेपितं मंडपं शुभम् । मध्ये वितानं बध्नीयात्पंचवर्णैरलंकृतम् ॥ ३३ ॥ तन्मध्ये स्थापयेल्लिंगं पूजयेद्गिरिजापतिम् । रूप्येण तंडुलं कृत्वा नालिकेरेण संयुतम् ॥ ३४ ॥ गोधूमतिलमुद्गांश्च हाटकेन विनिर्मितान् । मातुलिंगरंभाफलकर्कटीसहितान् शुभे ॥ ३५ ॥ एतैर्धान्यफलैर्देवि मन्त्रेणानेन पूजयेत् । नमः शिवाय शांताय पंचवक्त्राय शूलिने ॥ ३६ ॥ नंदिभृंगिमहाकालगणयुक्ताय शंभवे । ब्राह्मणान्भोजयेच्छक्त्या वस्त्रालंकारभूषणैः ॥ ३७ ॥ अन्येभ्यो विप्रवर्येभ्यो दक्षिणां च प्रयत्नतः । भूयसीं परया भक्त्या प्रदद्याच्छिवतुष्टये ॥ ३८ ॥ उद्दिश्य पार्वतीशं च सर्वं कुर्यादतंद्रितः । बंधुभिः सह भुञ्जीत पतिपुत्रजनैः सह ॥ ३९ ॥ एवं या कुरुते नारी व्रतराजं मनोहरम् । सौभाग्यमखिलं तस्याः सप्तजन्मस्वसंशयम् ॥ ४० ॥ एतत्ते कथितं देवि तवाग्रे व्रतमुत्तमम् । कोटियज्ञकृतं पुण्यमस्यानुष्ठानमात्रतः ॥ ४१ ॥ जायते नात्र संदेह ऋषिभिः परिकीर्तनात् । ये श्रृण्वंति त्विमां भक्त्या कथां पापहरां शुभाम् । व्रतजं प्राप्नुवंतीह तेऽपि पुण्यं न संशयः ॥ ४२ ॥ इति श्रीभविष्यपुराणे गौरीशंकरसंवादे शिवामुष्टिव्रतं सोद्यापनं संपूर्णम् ॥

મહાદેવ કહે છે—હે સુંદરિ! શિવામુષ્ટિ વ્રતનાં ઉદ્યાપનનો પ્રકાર કહું છું, જે કરવાથી જ વ્રત પૂરું થાય છે.[૩૦] હે દેવિ! ચાર વર્ષો પૂરાં થયા પછી, પાંચમું વર્ષ આવે ત્યારે ઉદ્યાપન કરવું. પ્રાતઃકાળમાં ઉઠી વિધિથી સ્નાન કરી વ્રતનો સંકલ્પ કરવો.[૩૧] ચાર બારણાંવાળો ચાર સ્તંભનો માંડવો બાંધવો. તેમાં કેળના સ્તંભ, ઘંટા અને ચામર તથા પાંદડાં વગેરે બાંધી શોભા કરવી;[૩૨] ચંદન, અગુરુ, અને કપૂરનો લેપ કરવો; વચમાં પંચરંગી ચંદ્રવો બાંધવો;[૩૩] મંડપની વચમાં મહાદેવના લિંગની સ્થાપના કરી તેની પૂજા કરવી. તેમાં ધરવાના ચોખા અને નાળીયેર રૂપાનાં કરાવવાં.[૩૪] ઘઉં, તિલ, મગ, બિજોરું, કેળાં અને કાકડી એ સઘળાં સોનાનાં કરાવવાં.[૩૫] પછી 'શિવ શાંત, પાંચ મુખવાળા, શૂલ ધારણ કરનાર, અને નંદી ભૃંગી અને મહાકાલ ગણસહિત શંકરને હું નમસ્કાર કરું છું,' એ મંત્ર ભણી પેલાં ફળોથી તથા ધાન્યોથી શંકરનું પૂજન કરવું. યથાશક્તિ (પૂજામાં બેઠેલા) બ્રાહ્મણો જમાડવા. વસ્ત્ર અલંકાર વગેરેથી તેઓની પૂજા કરવી.[૩૬–૩૭] બીજા પણ ઉત્તમ બ્રાહ્મણોને દક્ષિણા આપવી. શંકરને પ્રસન્ન કરવા માટે પરમ ભક્તિથી ભૂયસી દક્ષિણા આપવી.[૩૮] શિવને ઉદ્દેશી સાવધાનીથી આ સઘળું કરવું. અંતે પતિ, પુત્ર અને સગાંસંબંધીઓની સાથે પોતે ભોજન કરવું.[૩૯] જે સ્ત્રી આ ઉત્તમ વ્રત કરે છે, તેને સાત જન્મો સુધી સઘળું સૌભાગ્ય મળે છે.[૪૦] હે દેવિ! એ ઉત્તમ વ્રત તમારી પાસે કહી સંભળાવ્યું. આ વ્રત કરવાથી કરોડો યજ્ઞોનું ફળ થાય છે, એમાં સંશય નથી. કારણ કે એમ ઋષિઓનું કહેવું છે. જે માણસો પાપ હરનારી આ ઉત્તમ કથા ભક્તિથી સાંભળે છે, તેઓને પણ વ્રત કરવાના જેટલું પુણ્ય થાય છે એમાં સંશય નથી.[૪૧–૪૨] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં શંકરપાર્વતીના સંવાદમાં શિવામુષ્ટિ વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૨૬ હસ્તિગૌરી વ્રતની કથા

अथ हस्तिगौरीव्रतम् ॥ सूत उवाच—कुंत्यां वनादुपेतायां हस्तिनापुरमुत्तमम् । मानितायां नरेंद्रेण तनयैः पंचभिः सह ॥ १ ॥ तस्याः कुशकमन्वेष्टुमाजगाम स

माधवः । अभिनंद्य सुखासीनं देवदेवं जनार्दनम् ॥ २ ॥ उवाच कुंती सानंदा सप्रश्रयमिदं वचः ॥ कुंत्युवाच— धन्याऽस्मि कृतकृत्याऽस्मि सनाथाऽस्मि परंतप ॥ ३ ॥ अहं संभाविता यस्मात्त्वया यदुकुलेश्वर । यदि मे सुप्रसन्नोऽसि तदाऽऽचक्ष्व व्रतं प्रभो ॥ ४ ॥ यद्विधानात्सुखं राज्यं प्राप्नुयां तनयैः सह ॥ कृष्ण उवाच—कुंति ते कथयिष्यामि व्रतानामुत्तमं व्रतम् ॥ ५ ॥ यत्कृत्वा सुखसंतानधनधान्यसमन्विता । विधूतदुष्कृता पुण्या सपुत्रा राज्यमाप्स्यसि ॥ ६ ॥ हस्तिगौरीव्रतं भद्रे कुरुष्व स्वस्थमानसा । यत्कृत्वा भक्तिभावेन लभते वांछितं फलम् ॥ ७ ॥ कुंत्युवाच— यदुक्तं ते व्रतं नाथ विधानं तस्य कीदृशम् । केन पूर्वं कृतं वीर तन्मे ब्रूहि जनार्दन ॥ ८ ॥

સૂત કહે છે–જ્યારે કુંતા પાંચ પુત્રોની સાથે વનમાંથી હસ્તિનાપુરમાં આવ્યાં અને ધૃતરાષ્ટ્રે તેણીનો સત્કાર કર્યો ત્યારે તેની ખબર લેવા શ્રીકૃષ્ણ આવ્યા. જે શ્રીકૃષ્ણ દેવના પણ દેવ છે અને માયાને દૂર કરનાર છે, તે સુખથી ત્યાં બેઠા. તેમની પ્રશંસા કરી.[૧–૨] આનંદથી નમ્રતાપૂર્વક કુંતા શ્રીકૃષ્ણને કહેવા લાગ્યાં. કુંતી કહે કહે છે–હે શ્રીકૃષ્ણ ! હે શત્રુને તપાવનાર ! આપે મારી ખબર લીધી, તેથી મારાં ધન્યભાગ્ય છે, હું કૃતાર્થ છું અને રક્ષકસહિત છું. હે પ્રભો ! જો આપ મારી ઉપર પ્રસન્ન હો તો તેવું વ્રત કહો કે, જે કરવાથી મને તથા મારા પુત્રોને અનાયાસથી રાજ્ય મળે. શ્રીકૃષ્ણ કહે છે–હે કુંતિ ! જે વ્રત કરવાથી તમારાં તથા તમારા પુત્રોનાં પાપો દૂર થશે, પુત્ર, સુખ, ધન અને ધાન્યની વૃદ્ધિ થશે, ને રાજ્યની પ્રાપ્તિ થશે, તેવું ઉત્તમ વ્રત તમને કહું છું.[૩–૬] હે કલ્યાણિ ! ભક્તિ રાખી જે વ્રત કરવાથી વાંછિત ફલ પ્રાપ્ત થાય છે, તે હસ્તિગૌરી નામનું વ્રત છે. તે વ્રત તમે મન સ્થિર રાખીને કરો.[૭] કુંતી કહે છે–હે મહારાજ ! હે વીર ! હે જનાર્દન ! જે વ્રત આપે કહ્યું તેનો કેવો પ્રકાર છે ! અને પૂર્વે તે કોણે કર્યું હતું તે મને કહો.[૮]

श्रीकृष्ण उवाच—कैलासशिखरे पूर्वं हस्तसंस्थे दिवाकरे । प्रसुप्ता तु दिवा गौरी स्वप्ने शंभुं ददर्श ह ॥ ९ ॥ अर्धदेहं वृषार्धेन अर्धचंद्रकलान्वितम् । प्रबुद्धा सा तदा गौरी शिवसन्निधिमागमत् ॥ १० ॥ प्रणम्य देवदेवेशमिदमाह शुचिस्मिता । देव खंडितदेहस्त्वं स्वप्ने दृष्टो मया प्रभो ॥ ११ ॥ किमिदं तन्ममाचक्ष्व तप्यते मानसं मम ॥ ईश्वर उवाच— देवि पूर्वं निषिद्धोऽपि हस्तऋक्षगते रवौ ॥ १२ ॥ स्वापो दिवा स विहितो दृष्टं तस्य फलं त्वया । शृणु देवि त्वया येन खंडितोऽहं विलोकितः ॥१३॥ यदाऽऽरब्धं व्रतं देवि ममाराधनकाम्यया । अपूर्णं तत्त्वया त्यक्तं मम नापि समर्पितम् ॥ १४ ॥ अपूर्णव्रतदोषेण दृष्टोऽहं तादृशस्त्वया । तत्कुरुष्वाधुना देवि हस्तिगौरीव्रतं शुभे ॥ १५ ॥ येनापूर्णव्रता नारी संपूर्णव्रततामियात् । लभते सर्वसंपत्तिं पुत्रपौत्रसुखानि च ॥ १६ ॥ देव्युवाच— उपदिष्टं त्वया नाथ करोमि व्रतमुत्तमम् । आरंभोऽस्य कदा कार्यः को विधिः कस्य पूजनम् ॥ १७ ॥

શ્રીકૃષ્ણ કહે છે–પૂર્વે હસ્તનક્ષત્રના સૂર્યમાં, કૈલાસપર્વતોનાં શિખર ઉપર પાર્વતી દિવસે સૂતાં હતાં. ત્યારે અર્ધ દેહવાળા, અર્ધ પોઠીઆવાળા અને અર્ધ ચંદ્રકળાવાળા મહાદેવ તેના સ્વપ્નમાં જોવામાં આવ્યા. તેથી તે તરત જ જાગી ઉઠ્યાં, એટલે પાસે બેઠેલા મહાદેવને જોઈ, તેમને પ્રણામ કરી, થોડું હસીને આ પ્રમાણે કહેવા લાગ્યાં,–હે દેવ ! હે પ્રભો ! સ્વપ્નમાં મેં આપને અર્ધા શરીરવાળા જોયા તેનું શું કારણ ? તે કહો. કારણ કે મારા મનમાં સંતાપ થાય છે. મહાદેવ કહે છે–હે દેવિ ! 'હાલ હસ્તના સૂર્ય છે માટે દિવસે સૂવું નહીં, એવો નિષેધ કર્યો છતાં પણ તમે દિવસે સૂતાં, તેથી તમને આ સ્વપ્નફળ દેખાયું. હે દેવિ ! તમે મને અર્ધો જોયો તેનું કારણ કહું છું તે સાંભળો.[૯–૧૩] મારી આરાધનાની ઇચ્છાથી જે વ્રત આરંભ્યું હતું, તે વ્રત તમે અપૂર્ણ જ છોડી દીધું, તેમ મને અર્પ્યું પણ નહીં.[૧૪] તેના દોષથી તમે મને અર્ધો જોયો. માટે હે દેવિ ! હે કલ્યાણિ ! હવે હસ્તગૌરી નામનું વ્રત કરો; એથી સ્ત્રીનું અપૂર્ણ વ્રત પૂર્ણ થાય છે, સઘળી સંપત્તિ મળે છે અને પુત્રપૌત્રનું સુખ મળે છે.[૧૫–૧૬] દેવી કહે છે–હે નાથ ! આપના કહેવા પ્રમાણે હું વ્રત કરીશ, માટે તેનો ક્યારે આરંભ કરવો, તેનો વિધિ શું છે અને તેમાં કોનું પૂજન કરવું, તે સઘળું કહો.[૧૭]

ईश्वर उवाच—यस्मिन्नहनि हस्तर्क्षे उदयं प्राप्नुते रविः । तस्मिन्कुर्यात्प्रयत्नेन सौवर्णं कुंजरोत्तमम् ॥ १८ ॥ कांचनीं प्रतिमां गौर्या हेरंबस्य हरस्य च । तस्योपरि निधातव्या सर्वालंकारभूषिता ॥ १९ ॥ अन्वहं कांचनैः पुष्पैः पूज्या मुक्ताफलैः शुभैः । नैवेद्यैश्चंदनैश्चैव शृणुयात्प्रत्यहं कथाम् ॥ २० ॥ दिने चतुर्दशे प्राप्ते सुस्नाता शुचिमानसा । शुक्लवस्त्रधरा दांता भानवेऽर्घ्यं निवेद्य च ॥ २१ ॥ पूजागृहे सुसंलिप्ते स्थापयेत्प्रतिमां शुभाम् । स्वर्णभाजनयुग्मं च पक्वान्नैः पाचितैः शुभैः ॥ २२ ॥ त्रयोदशमिराख्यं च वायनार्थं प्रकल्पयेत् । फलमूलानि चान्यानि शुभानि सप्तपाहरेत् ॥ २३ ॥ पूजयेत्स्वर्णकुसुमैः पुष्पैश्चान्यैः सुगंधिभिः । देवीं चंदनपुष्पैश्च तथा पत्राक्षतैः शुभैः ॥ २४ ॥ ध्यायेच्च हृदये गौरीं हरहेरंबसंयुताम् । शुभैस्त्रयोदशमितैः पक्वान्नैः पूरितं तु यत् ॥ २५ ॥ स्वर्णभाजनयुग्मं तत्पतिवत्न्यै समर्पयेत् । दक्षिणां च ततो दत्त्वा नत्वा देवीं विसर्जयेत् ॥ २६ ॥ व्रतं समाचरेदेवं यावद्वर्षं त्रयोदश । स्वर्णभाजनयुग्मं च प्रतिवर्षं विसर्जयेत् ॥२७॥ ततश्चतुर्दशे वर्षे तदुद्यापनमाचरेत् । शंभुहेरंबसहिता गौरी

हैमी गजस्थिता ॥ २८ ॥ पूर्वोक्तविधिना पूज्या वासराणि त्रयोदश। चतुर्दशदिने प्राप्ते संयुता प्रातरुत्थिता ॥ २९ ॥ कृतोपवासनियमा सुस्नाता शुद्धवेश्मनि । स्थापयित्वा ततो देवीं नक्तं कुर्यात्ततोऽर्चनम् ॥ ३० ॥ षड्विंशतिश्च पात्राणि पूर्वोक्तानि विधानतः । पूर्वोक्तैरेव पक्वान्नैर्विन्यसेच्च पृथक् पृथक् ॥ ३१ ॥ अन्यानि फलमूलानि पक्वान्नानि च कल्पयेत् । धूपदीपाक्षतैः पुष्पैश्चंदनैर्वरवाससा ॥ ३२ ॥ भक्त्या समर्चयेद्देवीं ततः पात्राणि तानि तु । प्रदद्यात्पतिवत्नीभ्यः प्रतिमां च सदक्षिणाम् ॥ ३३ ॥ सुवृत्ताय सुशीलाय विप्राय प्रतिपादयेत् । स्वं कथं पूजयामीति मा त्वं चित्ते व्यथां कुरु ॥ ३४ ॥ अनादिव्रतमेतद्धि नात्र कार्या विचारणा ।

મહાદેવ કહે છે—જે દિવસે હસ્ત નક્ષત્રમાં સૂર્યોદય થાય, તે દિવસે સોનાનો ઉત્તમ હાથી કરાવવો.[૧૮] શંકર, પાર્વતી અને ગણેશની સોનાની મૂર્તિ કરાવવી. તેઓને સર્વ અલંકાર પહેરાવી પેલા હાથી ઉપર બેસાડવી.[૧૯] પ્રતિદિન સોનાનાં પુષ્પથી અને સુંદર મોતીથી પૂજા કરવી, ચંદન ચડાવવું, નૈવેદ્ય કરવાં અને કથા સાંભળવી.[૨૦] ચૌદમે દિવસે સ્નાન કરી, ધોળાં વસ્ત્ર પહેરી, મન પવિત્ર રાખી, ઇંદ્રિયો નિયમમાં રાખી, સૂર્યને અર્ઘ્ય આપવો.[૨૧] પૂજા કરવાનાં ઘરમાં સારી રીતે લીંપી, મૂર્તિની સ્થાપના કરવી. તેર જાતનાં પકવાનથી પૂરેલાં બે સોનાનાં પાત્ર વાયન માટે તૈયાર કરવાં. બીજાં પણ ઉત્તમ ફળ મૂળ વગેરે લાવવાં.[૨૨–૨૩] ચંદન, સુવર્ણપુષ્પ, બીજાં પણ સુગંધી પુષ્પ, પત્ર અને અક્ષતથી દેવીની પૂજા કરવી.[૨૪] શંકર તથા ગણપતિ સહિત પાર્વતીનું હૃદયમાં ધ્યાન કરવું. તેર જાતના પકવાનથી પૂરેલાં જે સોનાનાં બે પાત્રો હોય તે સુવાસિની સ્ત્રીને દક્ષિણા સહિત આપી પ્રણામ કરવા. પછી દેવીનું વિસર્જન કરવું.[૨૫] એ પ્રમાણે તેર વર્ષ સુધી વ્રત કરવું. પ્રત્યેક વર્ષે સોનાનાં બે પાત્રો આપવાં.[૨૬] પછી ચૌદમે વર્ષે તેનું ઉદ્યાપન કરવું.[૨૭] હાથી ઉપર બેઠેલી શંકર, ગણપતિ અને પાર્વતીની સોનાની મૂર્તિઓ કરાવવી.[૨૮] અને પ્રથમ કહેલા વિધિથી તેર દિવસ સુધી તેની પૂજા કરવી. પછી ચૌદમે દિવસે પ્રાતઃકાળમાં ઉઠી ઉપવાસનો નિયમ ધરી, સ્નાન કરી, પવિત્ર સ્થાનમાં દેવીની સ્થાપના કરી રાતે તેનું પૂજન કરવું.[૨૯–૩૦] પ્રથમ કહેલાં પકવાનથી પૂરેલાં સોનાનાં છવીશ પાત્રો જૂદાં જૂદાં રાખવાં.[૩૧] બીજાં પણ ફળ, મૂળ તથા પકવાનની તૈયારી રાખવી. પછી ચંદન, પુષ્પ, અક્ષત, વસ્ત્ર, ધૂપ, અને દીપવડે ભક્તિથી દેવીની પૂજા કરવી. પછી પહેલાં પાત્ર, સુવાસિની સ્ત્રીઓને આપવાં અને સારાં આચરણવાળા તથા સારા સ્વભાવવાળા બ્રાહ્મણને મૂર્તિ આપી દક્ષિણા આપવી. હે દેવિ! 'પોતે પોતાની પૂજા કેમ થાય' એમ તમારે મનમાં ગભરાવું નહીં;[૩૨–૩૩] કારણ કે આ વ્રત અનાદિ છે, માટે તેમાં વિચાર કરવો નહીં.[૩૪]

देव्युवाच– सौवर्णप्रतिमाहस्तिपात्रपुष्पाणि कल्पितुम् ॥ ३५ ॥ यस्या न शक्तिःसा नारी कथं कुर्याद्व्रतं विभो। ईश्वर उवाच– अशक्तौ मृद्गजः कार्यः प्रतिमा चापि मृन्मयी ॥ ३६ ॥ पात्राणि वैणवान्येव पुष्पाणि ऋतुजानि च । अक्षतैस्तंडुलैश्चैव श्रद्धया फलमाप्यते ॥ ३७ ॥ श्रीकृष्ण उवाच– ततश्चक्रे व्रतं गौरी लब्धवांछितं फलम् । पूर्णव्रता च सा जाता भाग्यसौभाग्यसंयुता ॥ ३८ ॥ त्वमप्येतद्व्रतं कुंति कुरु श्रद्धासमन्विता । श्रुत्वा कृष्णवचः कुंती भृशं चिंतातुराऽभवत् ॥ ३९ ॥ असमर्था करिष्यामि व्रतमेतत्कथं महत् । गांधारी चापि तच्छ्रुत्वा व्रतं कर्तुं मनो दधे ॥ ४० ॥ साभिमानाऽऽदिशत्पुत्रानाहर्तुं मृदमुत्तमाम् । तस्याः शतेन पुत्राणामानीता शुभमृत्तिका ॥४१॥ कृत्वा वारणगां गौरीं सपुत्रां सशिवां तथा । व्रतं त्वरितमारेभे तन्निशम्य विषादिनी ॥ ४२ ॥ कुंती वाक्यमुवाचेदं गांधारी पुण्यकारिणी । यस्याः पुत्रशतं शक्तं शासने वर्तते सदा ॥ ४३ ॥ मम पंच सुतास्तेऽपि न शक्ताः क्वापि कर्मणि । श्रुत्वा तदर्जुनः प्राह मा मातर्विमना भव ॥ ४४ किं मृत्प्रतिमया कार्यं त्वरया समुपाहरे । साक्षादिह हरं गौरीमैरावतमिभाननम् ॥ ४५ ॥ कृत्वा तत्पूजनं मातः सम्यक् फलमवाप्स्यसि । इत्युक्त्वा त्वरितं पार्थो गंगातीरं समाहितः ॥ ४६ ॥ तत्र तुष्टाव गौरीशं सूक्तैः श्रुतिसमीरितैः । तस्य तुष्टोऽभवच्छंभुः समयाचद्वरं ततः ॥ ४७ ॥ अर्जुन उवाच– देवदेव गजासीनो गौरीहेरंबसंयुतः । गृहाण पूजामागत्य मम मातुर्गृहे विभो ॥ ४८ ॥ तथेत्युक्त्वा गृहं तस्य तद्विधो हर आगतः। साष्टांगं प्रणता कुंती गौरीपूजामथाकरोत् ॥४९॥ उपचारैः षोडशभिर्नैवेद्यादिभिरुत्तमैः । तुष्टा च भक्तिभावेन सा गौरी तां ततोऽब्रवीत् ॥ ५० ॥ कुंति ते परितुष्टाऽस्मि वरं वरय सुव्रते ।

દેવી કહે છે—હે વિભો! જેને સોનાની મૂર્તિ, સોનાનો હાથી, સોનાનાં પાત્ર અને પુષ્પ કરાવવાની શક્તિ ન હોય, તે સ્ત્રીએ કેવી રીતે વ્રત કરવું? મહાદેવ કહે છે—જો શક્તિ ન હોય તો માટીનો હાથી કરવો. માટીની મૂર્તિઓ કરવી,[૩૫–૩૬] વાંસનાં પાત્ર લેવાં. જે ઋતુમાં વ્રત કરવું હોય તે ઋતુમાં થયેલાં પુષ્પો લેવાં અને ચોખા તથા તિલ લેવા. શ્રદ્ધાપૂર્વક પૂજા કરવાથી ફળ થાય છે.[૩૭] શ્રીકૃષ્ણ કહે છે—પછી પાર્વતીએ તે વ્રત કર્યું, તેના પ્રભાવથી તેને વાંછિત ફળ ને સૌભાગ્ય મળ્યાં છે.[૩૮] માટે હે કુંતિ! તમે પણ શ્રદ્ધાથી આ વ્રત કરો. એવાં શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી કુંતા, 'હું અસમર્થ છું, તો આ મોટું વ્રત કેમ કરી શકીશ!' એવી ચિંતામાં

પડ્યાં અને તે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ગાંધારીએ વ્રત કરવાનો નિશ્ચય કર્યો;[૩૯-૪૦] અને અભિમાનથી પુત્રોને ઉત્તમ માટી લાવવા કહ્યું. ત્યારે તેના સો પુત્રોએ પવિત્ર માટી લાવી આપી.[૪૧] તે માટીના બનાવેલા હાથી ઉપર તે માટીનાં જ પાર્વતી, શંકર અને ગણપતિની પૂજા કરી વ્રતનો આરંભ કર્યો. આ વાત સાંભળી કુંતા મુંઝાઇને બોલ્યાં કે, ગાંધારીએ પુણ્ય કર્યાં હશે, કારણ કે તેણીને સો પુત્રો છે. વળી તે સમર્થ છે અને આજ્ઞામાં વર્તે છે;[૪૨-૪૩] મારે તો પાંચ જ પુત્રો છે, અને તે કોઇ કાર્ય કરી શકે તેમ નથી. એવાં માનાં વચન સાંભળી, અર્જુને કહ્યું કે, હે માતા! તમે કચવાઓ નહીં.[૪૪] તમારે માટીની મૂર્તિની શી જરૂર છે? હું હમણાં સાક્ષાત્ પાર્વતી, શંકર અને ગણપતિને અહીં પધારવું છું. પછી હે માતા! તેનું પૂજન કરવાથી તમને ઉત્તમ ફળ થશે. એટલું કહી તુરત જ અર્જુન ગંગાતીર ઉપર ગયો.[૪૫-૪૬] ત્યાં મન સ્થિર રાખી વેદમાં કહેલાં સૂક્તોથી શંકરની સ્તુતિ કરવા માંડી. તેથી શંકરે તેની ઉપર પ્રસન્ન થઇ વરદાન માગવા કહ્યું.[૪૭] ત્યારે અર્જુને વર માગ્યો કે, 'હે દેવના દેવ! હે વિભો! આપ પાર્વતી તથા ગણુપતિ સહિત હાથી ઉપર બેસી મારે ઘેર પધારો અને મારી મા જે પૂજા કરે તેનો સ્વીકાર કરો.'[૪૮] 'તથાસ્તુ' એમ કહી મહાદેવ હાથી ઉપર બેસી પાર્વતી અને ગણપતિની સાથે અર્જુનને ઘેર પધાર્યા. ત્યારે સાષ્ટાંગ પ્રણામ કરી કુંતીએ પાર્વતીની ષોડશોપચારોવડે પૂજા કરી અને ઉત્તમ નૈવેદ્ય ધર્યાં. આવો તેણીનો ભાવ જોઇ પાર્વતી પ્રસન્ન થઇ બોલ્યાં કે,[૪૯-૫૦] હે કુંતિ! હે શુભ આચરણવાળી! હું પ્રસન્ન થઈ છું, માટે વર માગ.

कुंत्युवाच— देहि मे सर्वसंपत्ति सर्वसौख्यं सदोत्सवम् ॥ ५१ ॥ प्रयच्छ मम पुत्राणां सदा राज्यमनामयम् । ममास्त्वव्याहता भक्तिस्त्वयि जन्मनि जन्मनि ॥ ५२ ॥ व्रतमेतत्तु यः कुर्यात्तव लोकमवाप्स्यति । न दारिद्र्यं न वैधव्यं न शोको नापि दुष्कृतम् ॥ ५३ ॥ न कृच्छ्रं नापि चापत्तिः कदाचित्संभविष्यति । तथेत्युक्त्वा ततो गौरी सगजाऽन्तरधीयत ॥ ५४ ॥ एतद्व्रतं सकलदुःखविनाशदक्षं सौभाग्यराज्यफलसाधनमाचरंति । या योषितः सुखमनंतमिहोपभुज्य गौरीसमीपमुपयांति हि देहनाशे ॥ ५५ ॥ इति श्रीभविष्योत्तरपुराणे हस्तिगौरीव्रतं सोद्यापनं संपूर्णम् ।

કુંતી કહે છે–હે દેવિ! મને સઘળી સંપત્તિ, સઘળાં સુખો અને સદા આનંદ આપો;[૫૧] સદા સર્વદા રહે તેવું અને બાધા રહિત રાજ્ય મારા પુત્રોને આપો; જન્મોજન્મમાં મને આપની અનન્ય ભક્તિ રહો![૫૨] અને જે માણસ આ વ્રત કરે તેને આપના લોકની પ્રાપ્તિ થાય; તેને દારિદ્ર્ય, વિધવાપણું, શોક, દુઃખ, સંકટ કે આપત્તિ કોઇ દિવસ પણ ન આવે. પછી 'તથાસ્તુ' એટલું કહી પાર્વતી ને હાથી વગેરે સઘળાં અદૃશ્ય થઇ ગયાં.[૫૩-૫૪] સઘળાં દુઃખોનો નાશ કરનાર અને સૌભાગ્ય તથા રાજ્ય આપનાર એવું આ વ્રત જે સ્ત્રીઓ કરે છે, તેઓ આ લોકમાં અનંત સુખ ભોગવી અંતે પાર્વતીના સમીપમાં જાય છે.[૫૫] એ પ્રમાણે ભવિષ્યોત્તરપુરાણમાં હસ્તિગૌરીનું વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## હસ્તિગૌરીની પૂજા

अथ हस्तिगौरीपूजा ॥ देशकालौ संकीर्त्य मम इह जन्मनि जन्मांतरे चाखंडसौभाग्यप्राप्तये पुत्रपौत्रराज्यकामनया हस्तिगौरीव्रतांगत्वेन विहितं हेरंबशंभुसहितगौरीपूजनं करिष्ये, तदंगत्वेन गणपतिपूजनं स्वस्तिवाचनं च करिष्ये । इति संकल्पः ॥ १ ॥ हस्तिगौरीं सदा वंदे हृदये भक्तवत्सलाम् । शिवांगार्धस्थितामेकदंतपुत्रेण शोभिताम् । ध्यायामि ॥ २ ॥ आगच्छ भो हस्तिगौरि ऐरावतगजस्थिते । शंभुना च गणेशेन पार्श्वदैः स्वसखीगणैः । आवाहनम् ॥ ३ ॥ आसने स्वर्णरत्नाढ्ये सर्वशोभासमन्विते । उपविश्य जगन्मातः प्रासादाभिमुखी भव । आसनम् ॥४॥ इदं गंगाजलं सम्यक् सुवर्णकलशे स्थितम् । पाद्यार्थं ते प्रयच्छामि क्षालयामि पदांबुजे । पाद्यम् ॥५॥ गंधपुष्पाक्षतारक्तपुष्पतोयसमन्वितम् । स्वर्णांगि स्वर्णपात्रस्थं गृहाणार्घ्यं नमोऽस्तु ते । अर्घ्यम् ॥ ६ ॥ कर्पूरैलामृगमदैः सुवासैरुपशोभितम् । आचम्यतां महादेवि शिशिरं विमलं जलम् । आचमनम् ॥ ७ ॥ नदीनदसमुद्भूतं पवित्रं निर्मलं जलम् । स्नानार्थं ते प्रयच्छामि प्रसीद जगदंबिके । स्नानम् ॥ ८ ॥ पयो दधि घृतं चैव माक्षिकं शर्करायुतम् । पंचामृतं ते स्नानार्थमर्पये भक्तवत्सले । पंचामृतस्नानम् ॥ ९ ॥ मंदाकिन्याः समानीतं हेमांभोरुहवासितम् । स्नानार्थं जलमानीतं गृहाण जगदंबिके । शुद्धोदकस्नानम् ॥ १० ॥ कौशेयं वसनं दिव्यं कंचुक्या च समन्वितम् । उपवस्त्रेण संयुक्तं गृहाण परमेश्वरि । वस्त्रम् ॥ यज्ञोपवीतम् ॥ ११ ॥

હસ્તિગૌરી વ્રત કરવું હોય ત્યારે, પ્રથમ દેશકાળનું ઉચ્ચારણ કરવું. પછી 'મારા આ જન્મ તથા જન્માંતરમાં અખંડ સૌભાગ્યની પ્રાપ્તિ માટે, પુત્ર, પૌત્ર તથા રાજ્યની પ્રાપ્તિ માટે, હસ્તિગૌરી વ્રતમાં કહેલું ગણુપતિ તથા મહાદેવ સહિત પાર્વતીનું હું પૂજન કરીશ અને તેમાં કહેલા ગણુપતિ પૂજન તથા સ્વસ્તિવાચન પણ કરીશ' એવો સંકલ્પ કરવો.[૧] 'ભક્તોમાં પ્રીતિવાળાં, શિવનાં અર્ધાંગમાં રહેલાં અને ગણેશરૂપી પુત્રથી શોભતાં હસ્તિગૌરીનું હું હૃદયમાં સદા ધ્યાન કરું છું,' એ પ્રમાણે ધ્યાન કરવું.[૨] 'હે હસ્તિગૌરિ! હે ઐરાવત

હાથી ઉપર બેઠેલાં! શંકર, ગણુપતિ, તમારા પાર્ષદો અને સખીઓની સાથે આંહી પધારો.[૩] હે જગન્માતઃ! રત્નોથી જડેલાં સોનાનાં સુંદર આસન ઉપર બીરાજો ને પ્રસન્ન થાઓ.[૪] હે દેવિ! સોનાનાં ઘડામાં રહેલું સુંદર જલ આપને પાદ્ય માટે આપું છું ને આપનાં ચરણુકમલ ધોઉં છું.[૫] હે સોના જેવાં શરીરવાળી! હું આપને પ્રણામ કરું છું. ચંદન, પુષ્પ, અક્ષત અને લાલ પુષ્પોવાળો સોનાના પાત્રમાં રહેલો અર્ઘ્ય આપને આપું છું, તે ગ્રહણ કરો.[૬] હે મહાદેવિ! કર્પૂર, એલાયચી અને કસ્તૂરીની સુગંધિવાળાં શીતલ નિર્મળ જલનું આચમન કરો.[૭] હે જગદંબા! નદી અને નદોનું પવિત્ર સ્વચ્છ જલ આપને સ્નાન માટે આપું છું, તેથી પ્રસન્ન થાઓ.[૮] હે ભક્તોમાં પ્રીતિવાળી! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃત આપને સ્નાન માટે આપું છું.[૯] હે જગદંબિકે! સુવર્ણનાં કમલની સુગંધિવાળું ગંગાનું જલ આપના સ્નાન માટે લાવ્યો છું તેનો સ્વીકાર કરો.[૧૦] હે પરમેશ્વરિ! રેશમી વસ્ત્ર, કાંચળી અને ઉપવસ્ત્રનું ગ્રહણ કરો.' પછી યજ્ઞોપવીત પહેરાવવું.[૧૧]

चंदनं च महद्दिव्यं कुंकुमेन समन्वितम् । विलेपनं मया दत्तं गृहाण वरदा भव । चंदनम् ॥ १२ ॥ कज्जलं चैव सिंदूरं हरिद्राकुंकुमानि च । भक्त्याऽर्पितानि मे गौरि सौभाग्यानि गृहाण भो । सौभाग्यद्रव्याणि ॥ १३ ॥ नानाविधानि हृद्यानि सुगंधीनि हरप्रिये । गृहाण सुमनांसीशे प्रसादाऽभिमुखी भव । पुष्पाणि ॥ १४ ॥ धूपं मनोहरं दिव्यं सुगंधं देवताप्रियम् । दशांगसहितं देवि मया दत्तं गृहाण भोः । धूपम् ॥ १५ ॥ तमोहरं सर्वलोकचक्षुःसंबोधकं सदा । दीपं गृहाण मातस्त्वमपराधशतापहे । दीपम् ॥ १६ ॥ नानाविधानि भक्ष्याणि व्यंजनानि हरप्रिये । गृहाण देवि नैवेद्यं सुखदं सर्वदेहिनाम् । नैवेद्यम् ॥ १७ ॥ गंगोदकं समानीतं मयाऽऽचमनहेतवे । तेनाचम्य महादेवि वरदा भव चंडिके । आचमनम् ॥ करोद्वर्तनम् ॥ १८ ॥ रंभाफलं दाडिमं च मातुलिंगं च खर्जुरम् । नारीकेरं च जंबीरं फलान्येतानि गृह्यताम् । फलानि ॥ पूगीफलमिति तांबूलम् ॥ १९ ॥ हिरण्यगर्भेति दक्षिणाम् ॥ नीराजयामि देवेशि कर्पूराद्यैश्च दीपकैः । हरहेरंबसंयुक्ता वरदा भव शोभने । नीराजनम् ॥ २० ॥ यानि कानि च पा० । प्रदक्षिणाः ॥ नानाविधानि पुष्पाणि बिल्वपत्रयुतानि च । दूर्वांकुरैः संयुतानि ह्यंजलिस्थानि गृह्यताम् । मंत्रपुष्पम् ॥ २१ ॥ अपराधस० नमस्कारः । यस्य स्मृत्येति प्रार्थना । उपायनमि० वायनम् ॥ २२ ॥ इति श्रीभविष्यपुराणे हस्तिगौरीपूजाविधिः ॥

તે પછી 'હે દેવિ! કંકુવાળું ઉત્તમ ચંદન આપને વિલેપન માટે આપું છું, તેનું ગ્રહણ કરો અને વર આપો.[૧૨] હે ગૌરિ! કાજળ, સિંદૂર, હળદી અને કંકુ વગેરે



સૌભાગ્ય દ્રવ્ય ભક્તિથી આપું છું, તેનું ગ્રહણ કરો.[૧૩] હે હરપ્રિયે! નાના પ્રકારનાં સુગંધિ સુંદર પુષ્પોનું ગ્રહણ કરો ને પ્રસન્ન થાઓ.[૧૪] હે દેવિ! ધૂપ, જે મનોહર છે, દિવ્ય છે, સુગંધિવાળો છે અને દેવતાઓને પ્રિય છે તે દશાંગ ધૂપ આપને આપું છું, તેનું ગ્રહણ કરો.[૧૫] હે માતઃ! અંધકારને દૂર કરનાર અને સઘળા લોકોનાં નેત્રને પ્રકાશ કરનાર દીવાનો સ્વીકાર કરો અને મારા સેંકડો અપરાધ ક્ષમા કરો.[૧૬] હે હરપ્રિયે! હે દેવિ! જેમાં ભક્ષ્ય છે, કઢી વગેરે છે અને જે સર્વ પ્રાણીને સુખ આપનાર છે એવાં નાના પ્રકારનાં નૈવેદ્યનું ગ્રહણ કરો.[૧૭] હે દેવિ! હે ચંડિકે! આપને આચમન કરવા માટે હું ગંગાજલ લાવ્યો છું, તેનું આચમન કરો અને વર આપો.'[૧૮] પછી કરોદ્વર્તન કરવું. ને કહેવું કે, કેળાં દાડિમ, માતુલિંગ, ખજૂર, નાળીએર અને લીંબુ એટલાં ફળોનું ગ્રહણ કરો.' 'पूगीफलं'થી તાંબૂલ ને 'हिरण्यगर्भ'થી દક્ષિણા આપવી.[૧૯] 'હે દેવેશિ! હે કલ્યાણિ! કર્પૂર વગેરેથી તથા દીવાથી આપની આરતી ઉતારું છું. શંકર તથા ગણુપતિ સહિત આપ મને વર આપો.[૨૦] પછી 'यानि कानि' મંત્ર ભણી પ્રદક્ષિણા કરવી. હે દેવિ! અંજલીમાં રહેલાં નાના પ્રકારનાં પુષ્પો, બીલીપત્રો અને દૂર્વાંકુરોનું ગ્રહણ કરો.' પછી મંત્ર ભણી પુષ્પાંજલિ આપવી, અપરાધ માટે ક્ષમા માગવી ને નમસ્કાર કરવા.[૨૧] ને 'यस्य स्मृत्या' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી. પછી 'उपायनं' મંત્ર ભણી, વાયન આપવું. એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં હસ્તિગૌરી પૂજાનો પ્રકાર કહેલો છે.

## ૨૭ કૂષ્માંડી વ્રત

अथ कूष्मांडीव्रतं लिख्यते ॥ युधिष्ठिर उवाच—कृष्ण कृष्ण महाभाग ब्रह्मरुद्रादिवंदित । व्रतधर्मास्त्वया प्रोक्ताः श्रुतास्ते सकला मया ॥ १ ॥ इदानीं श्रोतुमिच्छामि व्रतमेकं कृपानिधे । कृतेन येन पापानि विलयं यांति तत्क्षणात् ॥ २ ॥ संततिर्वर्धते नित्यं सौभाग्यं च धनादिकम् । अल्पायासं महापुण्यं सर्वकामसमृद्धिदम् ॥ ३ ॥ कथयस्वेदिराकांत कृपा यदि ममोपरि ॥ श्रीकृष्ण उवाच—साधु पृष्टं महाराज त्वया कुरुकुलोद्भव ॥ ४ ॥ वच्मि सर्वं विधानेन यद्व्रतं जगतो हितम् । व्रतस्थानां महापुण्यं कूष्मांड्याख्यमनुत्तमम् ॥ ५ ॥ तच्छृणुष्व महाभाग जीर्णां चापि सुखोदयम् । सर्वसंपत्करं राजन् पुत्रपौत्रप्रवर्धनम् ॥ ६ ॥ नारदेन यदाख्यातं चंद्रसेनाय भूपते । आर्यावर्ते पुरा कश्चिच्चंद्रसेनो महीपतिः ॥ ७ ॥ नारदं परिपप्रच्छ पुत्रपौत्रप्रदं व्रतम् ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે કૃષ્ણુ! હે કૃષ્ણુ! હે મહાભાગ! હે બ્રહ્મા તથા રુદ્ર વગેરેથી વંદિત! આપે સઘળા ધર્મો

કથા ને તે મેં સાંભળ્યા.[૧] પણ હે કૃપાનિધે ! હે લક્ષ્મી-પતે ! જો તમારી મારા ઉપર કૃપા હોય તો, હમણાં જે કરવાથી પાપ તત્કાળ નષ્ટ થાય, સંતતિ વધે, સૌભાગ્ય વધે અને ધન વગેરેની વૃદ્ધિ થાય, થોડો પ્રયાસ થાય, મોટું પુણ્ય થાય અને સર્વ કામની સમૃદ્ધિ થાય તેવું ઉત્તમ વ્રત કહો. શ્રીકૃષ્ણ કહે છે–હે મહા-રાજ ! હે કુરુ કુલમાં ઉત્પન્ન થયેલા ! તમે ઉત્તમ પ્રશ્ન કર્યો છે.[૧–૪] માટે જગતનું કલ્યાણ કરનાર એક વ્રતનો સઘળો પ્રકાર કહું છું, તે સાંભળો. આ કૃષ્માંડી વ્રત સર્વ વ્રતોમાં ઉત્તમ, સ્ત્રીઓને સુખ આપનાર, સઘળી સંપત્તિ આપનાર અને પુત્રપૌત્રની વૃદ્ધિ કરનાર છે.[૫–૬] હે રાજન્ ! આ વ્રત નારદે ચંદ્ર-સેનને કહ્યું હતું. પૂર્વે આર્યાવર્ત દેશમાં ચંદ્રસેન નામનો એક રાજા હતો;[૭] તેણે નારદને પુત્રપૌત્ર આપનાર વ્રત પૂછ્યું હતું.[૮]

चंद्रसेन उवाच– देवर्षे सर्वधर्मज्ञ सर्वलोकनमस्कृत ॥ ८ ॥ त्वत्समो नास्ति लोकेषु हितवक्ता परो नृणाम् । अद्य मद्भाग्ययोगेन संजातं दर्शनं तव ॥ ९ ॥ पृच्छाम्येक-मिदानीं त्वामात्मश्रेयस्करं परम् । दानं धर्मं व्रतं वापि वद सत्पुत्रदायकम् ॥ १० ॥ इदं राज्यं धनं वाऽपि विना पुत्रेण मे प्रभो । निष्फलं मुनिशार्दूल कृपया सफलं कुरु ॥ ११ ॥ कृष्ण उवाच– इति तद्वचनं श्रुत्वा नारदो मुनि-सत्तमः । चंद्रसेनमुवाचेदं व्रतं गोप्यं सुरैरपि ॥ १२ ॥ नारद उवाच– चंद्रसेन महाभाग सुरुच्या प्रियया सह । व्रतं कुरु मया प्रोक्तं कूष्मांड्याः सर्वसिद्धिदम् ॥ १३ ॥ कृतेन तेन राजेंद्र भविष्यंति महाबलाः । सत्पुत्राः परध-र्मज्ञा वीर्यवंतो बहुश्रुताः ॥ १४ ॥ आयुष्मंतोऽतिकुशला राज्यपालनतत्पराः ॥

ચંદ્રસેન પૂછે છે–હે દેવર્ષે ! હે સર્વ ધર્મ જાણનાર ! આપને સઘળા કોઈ નમસ્કાર કરે છે. આ લોકમાં મનષ્યોને હિત કહેનાર આપ જેવો બીજો કોઇ નથી. આજ મારાં ભાગ્યયોગે મને આપનાં દર્શન થયાં છે તો હવે દેહનું કલ્યાણ થાય તેવું સાધન પૂછું છું. માટે સત્પુત્ર આપે એવું દાન, ધર્મ કે વ્રત જે કાંઇ હોય તે કહો.[૯–૧૦] હે પ્રભો ! પુત્ર વિના આ મારું રાજ્ય તથા ધન સઘળું નિષ્ફલ છે, માટે હે મુનિરાજ ! તે જેમ સફળ થાય તેવો ઉપાય, કૃપા કરી કહો.[૧૧] શ્રીકૃષ્ણ કહે છે–એવાં ચંદ્રસેનનાં વચન સાંભળી મુનિરાજ નારદે દેવોને પણ દુર્લભ એવું આ વ્રત તેને કહ્યું હતું.[૧૨] નારદ કહે છે–હે ચંદ્રસેન ! હે મહાભાગ ! તમે તથા તમારી રાણી બન્ને, હું કહું તે પ્રમાણે કૂષ્માંડીનું વ્રત કરો. એ વ્રત સર્વ સિદ્ધિ આપનાર છે.[૧૩] હે રાજેંદ્ર ! તે વ્રત કરવાથી મહાબળવાન્, ઉત્તમ ધર્મ જાણનાર, વીર્ય-વાળા, ઘણા અનુભવી, લાંબા આયુષ્યવાળા અને રાજ્ય-પાલનમાં પરાયણ એવા સત્પુત્રો થશે.

श्रीकृष्ण उवाच– तच्छ्रुत्वा नारदेनोक्तं चंद्रसेनोऽति-धार्मिकः ॥ १५ ॥ व्रतं चकार कूष्मांड्याः पुत्राणां प्राप्तये किल । अष्टौ जाताः सुतास्तस्य दिक्पालसमतेजसः ॥ १६ ॥ सुरूपः सुमुखः शांतः सुप्रसादोऽथ सोमकः । चंद्रकेतुः सदानंदः सुतंतुश्च यथाक्रमात् ॥ १७ ॥ पुत्रैस्तैः सह धर्मात्मा सुरुच्या भार्यया सह । संतोषं परमं प्राप देवब्राह्मणपूजकः ॥ १८ ॥ कूष्मांडीव्रतमाहात्म्याद्यत्पुरा मनसीप्सितम् । तत्सर्वं प्राप्य राजेंद्रः कृतकृत्यो बभूव ह ॥ १९ ॥ श्रीकृष्ण उवाच– त्वमपीदं व्रतं राजन्समाचर यथाविधि । द्रौपद्या सह धर्मज्ञ सर्वान्कामानवाप्स्यसि ॥ २० ॥ युधिष्ठिर उवाच– कर्तव्यं तु कदा कृष्ण विधिं तस्य वदस्व मे । कस्मिन्मासे तिथौ कार्या रोपणीया-ऽथवा भवेत् ॥ २१ ॥

શ્રીકૃષ્ણ કહે છે–એવાં નારદનાં વચન સાંભળી પરમ ધર્મિષ્ઠ ચંદ્રસેને પુત્રોની પ્રાપ્તિ માટે કૂષ્માંડીનું વ્રત કર્યું. તેના પ્રભાવથી દિક્પાલ જેવા તેજસ્વી, સુરૂપ, સુમુખ, શાંત, સુપ્રસાદ, સોમક, ચંદ્રકેતુ, સદાનંદ અને સુતંતુ નામના આઠ પુત્રો એક પછી એક થયા.[૧૪–૧૭] બ્રાહ્મ-ણોને પૂજવાથી તથા કૂષ્માંડી વ્રતના માહાત્મ્યથી ધર્માત્મા તે રાજા, તેના પુત્રો તથા તેની સ્ત્રી સુરુચિને પરમ સુખ મળ્યું,[૧૮] ધારેલાં કાર્યો સિદ્ધ થયાં ને તેઓ કૃતાર્થ થયાં.[૧૯] માટે હે રાજન્ ! હે ધર્મને જાણનાર ! દ્રૌપદીની સાથે તમે પણ વિધિથી આ વ્રત કરો, જેથી તમારી સર્વ કામના પૂર્ણ થશે.[૨૦] યુધિષ્ઠિર કહે છે–હે કૃષ્ણ ! એ વ્રત ક્યારે કરવું ? તેનો કેવો પ્રકાર છે ? અને ક્યા માસમાં ને કઈ તિથિમાં કૂષ્માંડી (કોળું) વાવવી ? તે મને કહો.[૨૧]

श्रीकृष्ण उवाच– वैशाखस्यासिते पक्षे चतुर्दश्यां नरा-धिप । शुचौ देशे स्थलं शोध्य कूष्मांडीं रोपयेद्बुध ॥२२॥ षण्मासं पूजयेन्नित्यं षण्मन्त्रैर्नामभिः सह । ब्रह्मणा निर्मि-तासि त्वं सात्त्विक्या प्रतिपालिता । ईप्सितं मम देवि त्वं देहि सौभाग्यदे नमः । सौभाग्यदायै० ॥ २३ ॥ आषाढे पूजयिष्ये त्वां मातः सर्वसुखाय हि । आर्द्रा कुरुष्व सफलां सर्वकामप्रदे नमः । सर्वकामदायै० ॥ २४ ॥ श्रावणे पूजयिष्यामि भक्तविघ्नविनाशिनि । कूष्मांडीं बहुबीजाढ्यां पुत्रदे त्वां नमोऽस्तु ते । पुत्रदायै० ॥ २५ ॥ भद्रे भाद्रपदे शुभ्रे भद्रपीठोपरि स्थिते । पूजयिष्यामि मातस्त्वां धनदायै नमो नमः । धनदायै नमः ॥ २६ ॥ आश्विने पूजयिष्यामि बहुबीजप्रपूरिते । कूष्मांडीनाम-संयुक्ते फलदे त्वां नमो नमः । कूष्मांड्यै नमः ॥ २७ ॥ कार्तिके पूजयिष्यामि सफलां सकलां शुभाम् । सुखदे शुभदे मातर्मोक्षदे त्वां नमो नमः । मोक्षदायै नमः । ॥ २८ ॥ षण्मासं पूजयेद्देवीं कूष्मांडीं धर्मनंदन । उद्यापनं ततः कुर्याच्चतुर्दश्यां नराधिप ॥ २९ ॥ कूष्मांडीं परितः

कुर्यान्मंडपं तोरणान्वितम् । चतुर्द्वारसमायुक्तं पताका-भिरलंकृतम् ॥ ३० ॥

શ્રીકૃષ્ણ કહે છે—હે રાજન્! વૈશાખ માસના કૃષ્ણ પક્ષની ચતુર્દશીને દિવસે પવિત્ર સ્થળમાં સાફ કરી કૂષ્માંડી વાવવી.[૨૨] ૭ મંત્રો અને નામોવડે ૭ માસો પર્યંત તેની પૂજા કરવી. 'હે દેવિ! બ્રહ્માએ તમને ઉત્પન્ન કરેલાં છે, અને સાવિત્રીએ તમારું પાલન કરેલું છે. હે સૌભાગ્ય આપનારી! તમને નમસ્કાર કરું છું માટે મને વાંછિત ફળ આપો.'[૨૩] 'सौभाग्यदायै नमः' એ પ્રથમ મંત્ર છે. 'હે દેવિ! હે માતઃ! સર્વ સુખ માટે હું આષાઢ માસમાં તમારું પૂજન કરીશ. હે સર્વ કામના પૂર્ણ કરનારી! તમને નમસ્કાર કરું છું, માટે મારી આશા સફળ કરો.'[૨૪] 'सर्वकामप्रदायै नमः' હે ભક્તોનાં વિઘ્નોનો નાશ કરનારી! શ્રાવણ માસમાં તમારું પૂજન કરીશ. હે કૂષ્માંડી! તમે ઘણાં બીજવાળાં છો, હે પુત્રને આપવાવાળી! હું તમને નમસ્કાર કરું છું.[૨૫] 'पुत्रदायै नमः' 'હે ભદ્રે! હે શુભે! ભાદરવા માસમાં ભદ્રપીઠ ઉપર રહેલાં આપનું પૂજન કરીશ. હે માતઃ! આપ ધન આપનારાં છો તેને વારંવાર પ્રણામ કરું છું.'[૨૬] 'धनदायै नमः' હે દેવિ! તમે જે ઘણાં બીઆંવાળાં અને 'કૂષ્માંડી' નામવાળાં છો તેનું હું કાર્તિક માસમાં પૂજન કરીશ. હે ફળ આપનારી! આપને વારંવાર નમસ્કાર કરું છું.[૨૭] 'कुष्माण्डयै नमः' 'હે દેવિ! હું કાર્તિક માસમાં ફળવાળાં આપની પૂજા કરીશ. હે સુખ આપનારી! હે શુભ આપનારી! હે માતઃ! હે મોક્ષ આપનારી! આપને વારંવાર નમસ્કાર કરું છું.'[૨૮] 'मोक्षदायै नमः' હે યુધિષ્ઠિર! એ મંત્રો ભણી ૭ માસો સુધી કૂષ્માંડીની પૂજા કરવી, પછી ચૌદશને દિવસે ઉદ્યાપન કરવું.[૨૯] કૂષ્માંડીની ચારેબાજુ ચાર બારણાંવાળો મંડપ બાંધવો. તેને તોરણ બાંધવાં. પતાકા ચડાવી શોભા કરવી.[૩૦]

तन्मूले वेदिकां चैव चतुरस्रां तु कारयेत् । ततः कृत्वा स्वर्णमयीं कूष्मांडीं सफलां शुभाम् ॥ ३१ ॥ सौभाग्य-द्रव्यसंयुक्तां पुष्पमालाभिरावृताम् । वेदिकायां स्थापयेत्तां वस्त्रालंकारभूषिताम् ॥ ३२ ॥ तदग्रे सर्वतोभद्रं नानारंगैः प्रकल्पयेत् । तस्मिन् संपूजयेन्नृप सर्वतोभद्रदेवताः ॥ ३३ ॥ तत्र संस्थाप्य कलशं वस्त्रयुग्मेन वेष्टितम् । अव्रणं फलसंयुक्तं पंचरत्नसमन्वितम् ॥ ३४ ॥ जलप्र-पूरितं गंधपुष्पपल्लवसंयुतम् । तत्रैव स्थापयेद्ब्रह्मसावित्र्योः प्रतिमे शुभे ॥ ३५ ॥ सुवर्णनिर्मिते ब्रह्मजज्ञानमिति मंत्रतः । प्रणोदेवीति मंत्रेण पूजयेत्ते तथैव च ॥ ३६ ॥ षोड-शोपचारैश्च कूष्मांडीं मूलमंत्रतः । कूष्मांड्यै कामदायिन्यै ब्रह्मण्यै ते नमो नमः ॥ ३७ ॥ नमोऽस्तु शिवरूपिण्यै सफलं कुरु मे व्रतम् । एवं कृत्वा महाराज पूजनं सर्वकामदम् ॥ ३८ ॥ रात्रौ जागरणं कृत्वा गीतवाद्यादिमंगलैः । कथां श्रुत्वा विधानेन यथोक्तां राजसत्तम ॥ ३९ ॥ ततः प्रभाते पूर्णायां जुहुयात्तिलसर्पिषा । पूर्वोक्ताभ्यां च मंत्राभ्यामष्टो-त्तरशताहुतीः ॥ ४० ॥ होमशेषं समाप्याथ आचार्यं पूजयेन्नृप । तोषयेच्च सपत्नीकं वस्त्रालंकरणैः शुभैः ॥ ४१ ॥ षड्विप्रांश्चाथ संपूज्य दक्षिणावस्त्रभूषणैः । ततो दानं च कुर्वीत कूष्मांड्या दक्षिणायुतम् ॥ ४२ ॥

કૂષ્માંડીના મૂળની લગોલગ ચાર કોણાવાળી વેદી કરવી. પછી ફલવાળી, સૌભાગ્ય દ્રવ્યવાળી, પુષ્પ માળા તથા વસ્ત્ર અલંકારથી સુશોભિત સુંદર કૂષ્માંડીની વેદી ઉપર સ્થાપના કરવી.[૩૧–૩૨] તેની આગળ પંચરંગી સર્વતોભદ્ર મંડલ કરવું, તેમાં સર્વતોભદ્ર દેવોની પૂજા કરવી.[૩૩] તેમાં છિદ્ર રહિત ઘડાની સ્થાપના કરવી. તેમાં જલ ભરવું, ફલ, પંચરત્ન, ચંદન, પુષ્પ, અને પલ્લવ નાંખવાં. બે વસ્ત્ર વીંટવાં. તેમાં જ સોનાની બ્રહ્મા તથા સાવિત્રીની મૂર્તિની સ્થાપના કરવી. પછી 'ब्रह्मजज्ञानं' એ મંત્ર ભણી બ્રહ્માની તથા 'प्रणोदेवी'૦એ મંત્ર ભણી સાવિત્રિની પૂજા કરવી.[૩૪–૩૬] મૂળ મંત્ર ભણી ષોડશોપચારથી કૂષ્માંડીની પૂજા કરવી. પછી, 'હે દેવિ! તમે કૂષ્માંડી છો. કામના પૂર્ણ કરનારાં છો, બ્રહ્માણી છો અને શિવરૂપિણી છો તેને હું વારંવાર નમસ્કાર કરું છું; માટે મારું વ્રત સફળ કરો,' એ મંત્ર ભણવો. હે મહારાજ! એ પ્રમાણે પૂજા કરવાથી સર્વ કામના સિદ્ધ થાય છે.[૩૭–૩૮] રાતે જાગરણ કરવું, ગીત ગાવાં વાજાં વગડાવવાં વગેરે ઉત્સવ કરવો અને વિધિથી કથા સાંભળવી.[૩૯] પછી પૂર્ણિમાને દિવસે પ્રાતઃકાળમાં પ્રથમ કહેલા બે મંત્રો ભણી ઘીવાળા તલની એકસો આઠ આહુતિ આપવી.[૪૦] હોમશેષની સમાપ્તિ કરી આચાર્યની પૂજા કરવી, અને વસ્ત્ર, અલંકાર વગેરે આપી ગુરુ તથા ગુરુપત્નીને પ્રસન્ન કરવાં.[૪૧] દક્ષિણા, વસ્ત્ર અને અલંકાર આપી, બીજા છ બ્રાહ્મણોનો સત્કાર કરવો. પછી કૂષ્માંડીનું દાન કરી ઉપર દક્ષિણા આપવી.[૪૨]

દાનમંત્રઃ—कूष्मांडीं बहुबीजाढ्यां वस्त्रालंकारभूषिताम् । दक्षिणाफलशोपेतां हेमकूष्मांडिसंयुताम् ॥ ४३ ॥ सावित्री-ब्रह्मसंप्रीत्यै गृहाण द्विजसत्तम । ततः पीठेन सह गां वस्त्रालंकारभूषिताम् ॥ ४४ ॥ व्रतसंपूर्तिसिद्धयर्थमाचार्याय निवेदयेत् । ततश्च शक्त्या विप्रेंद्रान् भोजयेद्भक्तिसंयुतः ॥ ४५ ॥ दक्षिणां च ततो दद्याद्व्रतसंपूर्तिहेतवे । एवं कृते महाराज व्रते सर्वसुखप्रदे । ईप्सिताँल्लभते कामान्नात्र कार्या विचारणा ॥ ४६ ॥ इति श्रीपद्मपुराणे कूष्मांडीव्रतं सोद्यापनं संपूर्णम् ॥

'હે ઉત્તમ બ્રાહ્મણ! બ્રહ્મા તથા સાવિત્રીને પ્રસન્ન કરવા માટે કૂષ્માંડી જે ઘણાં બીજવાળી, વસ્ત્ર અને

અલંકારથી શોભિત, તથા દક્ષિણા, કલશ અને સોનાની કૂષ્માંડી સહિત છે તેનું હું દાન કરું છું. તે ગ્રહણ કરો.' પછી એ વ્રત પૂરું થવા માટે સ્થાપન વગેરે તથા વસ્ત્ર અલંકારથી શોભાવેલી ગાય આચાર્યને આપવી. વ્રત પૂરું થવા માટે શક્તિ પ્રમાણે ભક્તિથી બ્રાહ્મણો જમાડી દક્ષિણા આપવી. હે રાજન્! એ પ્રમાણે જે માણસ સર્વ સુખ આપનાર આ વ્રત કરે છે તેને વાંછિત ફળ મળે છે, એમાં સંદેહ નથી.[૪૩–૪૬] એ પ્રમાણે પદ્મપુરાણમાં કૂષ્માંડીનું વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## ૨૮ કર્કટી (કાકડી)નું વ્રત

अथ कर्कटीव्रतं लिख्यते ॥ ऋषय ऊचुः—कथितानि त्वया साधो श्रेयांसि सुबहून्यपि । आख्यातानि विचित्राणि चतुर्वर्गफलान्यपि ॥ १ ॥ पुण्यानि च व्रतान्यादौ तत्फलान्यपि भागशः । स्वर्गसाधनभूतानि निःश्रेयसकराण्यपि ॥ २ ॥ तत्र यद्भवता प्रोक्तं योषिद्वैधव्यनाशनम् । [illegible] भर्तुरारोग्यदायकम् ॥ ३ ॥ कामभोगप्रदं चान्यद्व्रतमस्तीति सूतज । तद्भवान्व्रतकं पुण्यं वक्तुमर्हस्यशेषतः ॥ ४ ॥ येन चीर्णेन सर्वज्ञ न वैधव्यमवाप्नुयात् । ईप्सितांल्लभते कामान् भर्तुरायुश्च शाश्वतम् ॥ ५ ॥ एवं निशम्य मुनिवर्यवचो विशेषप्रश्नप्रहृष्टवदनः स तु सूतसूनुः । आनंदयन्मुनिसदस्सु वचोऽमृतोदैः प्रोवाच शौनकमिदं बहुदीक्षिताढ्यम् ॥ ६ ॥

ઋષિઓ પૂછે છે–હે સાધો! હે સૂત! પૂર્વે કલ્યાણકારક અને ધર્મ અર્થ વગેરે ચારે પુરુષાર્થ આપનાર ચિત્ર વિચિત્ર ઘણા ઇતિહાસો આપે કહ્યા;[૧] તેમ જ પુણ્યકારક, સ્વર્ગ આપનાર તથા મોક્ષ આપનાર ઘણાં વ્રતો તથા તેનાં જૂદાં જૂદાં ફળો પણ કહ્યાં;[૨] તેમાં 'સ્ત્રીનાં વિધવાપણાંનો નાશ કરનાર, પુત્રપૌત્રની વૃદ્ધિ કરનાર, પતિને નીરોગ રાખનાર અને કામ તથા ભોગ આપનાર એક બીજું વ્રત છે,' એમ જે તમે કહ્યું હતું તે પુણ્યકારક વ્રત સઘળું કહો તો ઠીક.[૩–૪] જે વ્રત કરવાથી સ્ત્રીઓને રંડાપો આવતો નથી, ધારેલાં કાર્યો સિદ્ધ થાય છે ને તેણીના પતિનું આયુષ્ય વધે છે.[૫] એવાં મોટા મોટા મુનિઓનાં વચનો સાંભળી ઉત્તમ પ્રશ્નથી જેનું મન પ્રસન્ન થયેલું હતું એવા સૂતપુરાણી, અમૃત જેવાં મધુર વચનોથી, મુનિસભાને પ્રસન્ન કરીને ઘણા યજ્ઞો કરનાર શૌનક મુનિ તરફ જોઈ આ પ્રમાણે કહેવા લાગ્યા.[૬]

सूत उवाच–साधुप्रश्नो महाभागा भवद्भिर्य उदाहृतः । तद्वक्ष्ये च यथाज्ञानं श्रुतं वा जनकाद्ध्रुवम् ॥ ७ ॥ योषिन्मूलो हि संसारः पुंसः श्रेयोविधायकः । योषितोऽपि महाभागास्तारयंति निजं पतिम् ॥ ८ ॥ आपद्भ्यो नरकेभ्यश्च पातिव्रत्यपरायणाः । सीमंतिन्यो धारयंति भुवनत्रयमंडलम् ॥ ९ ॥ पातिव्रत्येन धर्मेण दमेन नियमेन च । भानुर्बिभेति सततं करैः स्प्रष्टुं पतिव्रताम् ॥ १० ॥ सा चेद्भर्तृयुता साध्वी तारयेद्भुवनत्रयम् । दैवादपि वियुक्ता स्यादशुचिस्तु सदैव हि ॥ ११ ॥ अमंगलेभ्यः सर्वेभ्यः प्राप्ता वैधव्यमंगना । जलहीना यथा गंगा प्राणहीना यथा तनुः ॥ १२ ॥ दर्भहीना यथा संध्या धर्महीना यथा क्रिया । सत्यहीना यथा वाणी नृपहीना यथा पुरी ॥ १३ ॥ भर्तृहीना तथा नारी भाति लोके न कुत्रचित् । तस्माद्वैधव्यशांत्यर्थं यत्नः कार्यो हि योषिता ॥ १४ ॥ न प्रयत्नैर्बहुविधैर्वैधव्यं यांति योषितः । नानापुण्यैर्व्रतैर्वापि भूरिदानैरहर्निशम् ॥ १५ ॥ तस्मादेकं व्रतं विप्रा योषिद्वैधव्यनाशनम् । कथयामीष्टफलदं संवादं शिवयोः शुभम् ॥१६॥

સૂત કહે છે–હે મહાભાગ્યશાળી ઋષિઓ! આપે જે પ્રશ્ન કર્યો છે તે અતિ ઉત્તમ છે માટે, મારા જ્ઞાન પ્રમાણે તથા મારા જનક પાસેથી સાંભળ્યા પ્રમાણે કહું છું.[૭] સંસારમાં પુરુષનું કલ્યાણ કરનારી સ્ત્રી છે; કારણ કે મહાભાગ્યવાળી સ્ત્રીઓ પણ આપત્તિથી તથા નરકથી પોતાના પતિને તારે છે. પતિવ્રતા સ્ત્રીઓ ત્રણે ભુવનોને ધારણ કરે છે.[૮–૯] પતિવ્રતા ધર્મ પાળનારી, ઇંદ્રિયનિગ્રહવાળી તથા નિયમવાળી સ્ત્રીઓને કર (કિરણો)થી સ્પર્શ કરવા માટે સૂર્ય પણ ડરે છે.[૧૦] એ પતિવ્રતા સ્ત્રી જો પતિ સહિત હોય તો ત્રણે ભુવનને તારે છે. દૈવયોગે પણ પતિથી વિયુક્ત થયેલી સ્ત્રી સદા અપવિત્ર કહેવાય છે.[૧૧] વિધવા સ્ત્રી સર્વ અમંગલ કરતાં અતિ અમંગલ છે. જેમ જલ વિના ગંગા, પ્રાણ વિના શરીર,[૧૨] દર્ભ વિના સંધ્યા, ધર્મ વિના ક્રિયા, સત્ય વિના વાણી અને રાજા વિના શહેર શોભતાં નથી, તેમ પતિ વિનાની સ્ત્રી કોઈ જગાએ પણ શોભતી નથી. એટલા માટે સ્ત્રીઓએ વૈધવ્યનો નાશ થાય તેવો ઉપાય કરવો જોઈએ.[૧૩–૧૪] નાના પ્રકારના ઉપાયો કરવાથી, પુણ્ય કરવાથી, વ્રત કરવાથી, રાત્રિ દિવસ ઘણાંક દાનો દેવાથી સ્ત્રીઓને રંડાપો મટતો નથી.[૧૫] એટલા માટે હે બ્રાહ્મણો! સ્ત્રીઓના વિધવાપણાંનો નાશ કરનાર, ઇષ્ટ ફલ આપનાર અને જેમાં શંકરપાર્વતીનો શુભ સંવાદ છે, એવું એક વ્રત છે, જે તમોને કહું છું.[૧૬]

पुराऽवंतीपुरे आसीद्धरिदीक्षितसंज्ञकः । वेदवेदांगसंपन्नः कौशिको द्विजसत्तमः ॥ १७ ॥ यज्वा विदिततत्त्वार्थो ज्ञानपोतो भवार्णवे । तस्य भार्या गुणवती सती सर्वगुणान्विता ॥ १८ ॥ पतिशुश्रूषणरता तत्पदांबुनिषेविणी । भर्तुः सकाशात्प्राप्ता सा कन्यारत्नानि सप्त वै ॥ १९ ॥ वत्सरे वत्सरे सा वै वरिष्ठा सर्वयोषिताम् । ताः कन्या रूपसंपन्ना ववृधुः पितृवेश्मनि ॥ २० ॥ कृपाऽमृता शुचिः शांता गुणज्ञा मालिनी ध्रुवा । रूपलावण्यसंपन्नाः कन्या-

स्ताश्चाल्पहासिनीः ॥ २१ ॥ दृष्ट्वा ननंदतुस्तौ हि दंपती परया मुदा । ददौ पिता मुनींद्राय इलां सत्याय धीमते ॥ २२ ॥ विवाहमकरोत्तस्मात्प्रीत्या परमया युतः । जाते परिणये सोऽथ सत्यः पितृगृहे वसन् ॥ २३ ॥ कालधर्ममुपेयाय शीतज्वरप्रपीडितः । दिनानि पंचषट् चैव भुक्त्वा विषयजं सुखम् ॥ २४ ॥ मृतेऽथ जामातरि सोऽपि दीक्षितो वत्सेति चुक्रोश सुदुःखपीडितः । हाहेति किं ते भ[illegible] दिनेश दुःखं मयि पातितं त्वया ॥ २५ ॥

પૂર્વે ઉજ્જયિની નગરીમાં હરિદીક્ષિત નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે વેદ તથા વેદાંગમાં પારંગત હતો, ને કૌશિક ગોત્રમાં ઉત્પન્ન થયેલો હતો,[17] તે યજ્ઞ કરનાર, તત્ત્વજ્ઞાની અને સંસારરૂપી સમુદ્રમાં જ્ઞાનવહાનમાં બેઠો હતો. તેને ગુણવતી નામની સ્ત્રી હતી. તે સ્ત્રી સતી, સર્વ ગુણવાળી, પતિ સેવામાં પરાયણ અને પતિનાં ચરણકમલની સેવામાં તત્પર હતી. તેણીને પોતાના પતિથી એકેક વર્ષે એકેક એમ સાત પુત્રીઓ થઈ હતી. તે કન્યાઓ ઘણી રૂપાળી હતી. ઇલા, અમૃતા, શુચિ, શાંતા, ગુણજ્ઞા, અમલિની અને ધ્રુવા એ પ્રમાણે તેઓનાં નામો હતાં. તે સ્વરૂપવતી કન્યાઓ પિતાને ઘેર વધતી હતી,[18-21] અને તેને જોઇને માતા પિતા પરમ આનંદ પામતાં હતાં. પછી તેના પિતાએ, બુદ્ધિમાન્, મુનિરાજ સત્યની સાથે, મોટા હર્ષથી, ઇલાનો વિવાહ કર્યો. વિવાહ થયા પછી તે મુનિરાજ સત્ય, સસરાને ઘેર રહેતો હતો.[22-23] દૈવયોગથી તે, પાંચ છ દિવસ જ વિષયસુખ ભોગવી, શીતજ્વરની પીડાથી મરણ પામ્યો,[24] તેથી દીક્ષિત 'હા પુત્ર!' એમ બોલી મોટાં દુઃખથી રોવા લાગ્યો. 'હાય હાય!! હે ભગવન્! આ તે તમે શું કર્યું! તમે મારી દીનની ઉપર કેમ દુઃખ નાંખ્યું!'[25]

विलपन्निति विप्राग्र्यो जामातुः समकारयत् । और्ध्वदेहिकसंस्कारं ददौ चापि तिलांजलिम् ॥ २६ ॥ इला वैधव्यसंपन्ना पन्नगीव श्वसन्मुखी । मूर्छां प्रपेदे सा बाला बालवैधव्यपीडिता ॥ २७ ॥ षडेवं चापि ताः सर्वा वैधव्यं प्रतिपेदिरे । मातुः शोककराश्चैव वैधव्येन प्रपीडिताः ॥ २८ ॥ पाणिपीडनवेलायां चरमाया द्विजोत्तमः । चिंतादुःखार्णवे मग्नः कर्तव्यं नाभ्यपद्यत ॥ २९ ॥ यस्य यस्याथ निलये ह्यगमद्धरिदीक्षितः । ध्रुवां दातुं न शक्तोऽभूत्तां वरीतुं भयात्पुमान् ॥ ३० ॥ वयोवृद्धिं ध्रुवायाश्च वीक्ष्य चिंतामवाप सः । ध्रुवामादाय सश्रोणीं गतोऽरण्यं महद्ध्रुवम् ॥ ३१ ॥ रुतानि पक्षिणां यस्मिन संति न च मानवाः । न [illegible] यस्मिन् शक्ताः प्रकाशितुम् ॥ ३२ ॥ अनेकमृगसंकीर्णं शार्दूलमृगसेवितम् । अन्यैश्च विविधैः सत्त्वैः सेव्यमानमहर्निशम् ॥ ३३ ॥

तत्रोपलं महानीलमपश्यच्च द्विजाग्रणीः । अस्मै कन्यां प्रदास्यामि संकल्पमकरोत्तदा ॥ ३४ ॥ चिंतयित्वा मनस्येवमश्मने प्रददौ सुताम् । वेदोक्तेनैव विधिना पाणिग्राहमकारयत् ॥ ३५ ॥

એ પ્રમાણે વિલાપ કરતાં દીક્ષિતે જમાઇની ઉત્તરક્રિયા કરાવી અને તિલાંજલિ આપી,[26] અને બાળા ઇલા પણ નાની અવસ્થામાં વિધવાપણાંનાં દુઃખોથી સર્પિણીની પેઠે નિઃસાસા નાખતી મૂર્છાગત થઇ.[27] એવી રીતે ૭ પુત્રીઓ રંડાઈ બેઠી, જેથી તે સર્વે, તેની માતાને શોક આપનાર થઈ પડી.[28] હવે સર્વથી નાની પુત્રી ધ્રુવા હતી, તેના વિવાહ વખતે ચિંતાથી દીક્ષિતની મતિ મુંઝાઇ ગઇ.[29] દીક્ષિત પોતાની પુત્રી દેવા જેને જેને ઘેર જાય, તે પુરુષ ભયનો માર્યો તેણીને પરણવા હિંમતવાન્ થતો નહીં.[30] ધ્રુવાની અવસ્થા મોટી થયેલી જોઈ, ચિંતામાં પડેલો દીક્ષિત, ધ્રુવાને લઈ, જે વનમાં પક્ષીનો શબ્દ પણ સંભળાતો નહીં, કોઇ મનુષ્ય પણ હતું નહીં, સૂર્યનાં કિરણો પણ પ્રકાશી શકતાં નહીં અને જેમાં અનેક મૃગલાં ને વાઘ વગેરે બીજાં જંગલી જાનવરોજ નિરંતર રહેતાં હતાં. એવા ઘોર વનમાં ચાલ્યો ગયો.[31-33] ત્યાં એક અતિ શ્યામ મોટો પથ્થર તેના જોવામાં આવ્યો. 'આ પથ્થરને કન્યા આપીશ.' એવો દીક્ષિતે મનમાં સંકલ્પ કર્યો.[34] પછી પેલી કન્યા પથ્થરને આપી ને વેદમાં કહેલા વિધિથી પથ્થર સાથે વિવાહ કર્યો.[35]

त्वं धर्मचारिणी चास्य सुते भव भयं त्यज । भर्तृबुद्ध्या भजस्वैनमुपलं शुभमाप्स्यसि ॥ ३६ ॥ इति दत्त्वा सुतां तस्मै स द्विजोऽगात्स्वमंदिरम् । कंदमूलफलानां च मिषेणैव जगाम सः ॥ ३७ ॥ गते पितरि सा बाला दुःखशोकाकुलाऽभवत् । कुररीव वने सा तु चुक्रोश भृशदुःखिता ॥ ३८ ॥ किं कर्तव्यमिति तदा विचार्य च महोपले । दधार च दृढं भावं नन्वसौ मे पतिर्ध्रुवम् ॥ ३९ ॥ नह्य देवाः प्रयच्छंति शिलाप्रतिकृतिस्थिताः । वांच्छितार्थान्मनुष्याणां भावो हि फलदायकः ॥ ४० ॥ एतस्मिन्नंतरे काले जगर्जोच्चैः पुरंदरः । पपात चाशनिस्तस्मिन्महदुपलमस्तके ॥ ४१ ॥ स भिन्नो वज्रघातेन चूर्णीभूतस्ततः क्षणात् । दृष्ट्वा ध्रुवाऽपि तत्सर्वं पुनर्निंदां चकार सा ॥४२॥ एतस्मिन्नेव काले तु पार्वत्या त्रिपुरांतकः । युक्तो यदृच्छयाऽऽगच्छद्व्योमयानेन मंदरम् ॥ ४३ ॥ तां दृष्ट्वा रुदतीं बालां पार्वती प्राह शंकरम् ॥ पार्वत्युवाच—भगवन्कथमत्र की रोदितीयं कृपानिधे ॥ ४४ ॥ दीना दीनतरा नित्यं तत्सर्वं मे वद प्रभो । इति देव्या वचः श्रुत्वा प्रोवाच गिरिशः शिवाम् ॥ ४५ ॥

પછી પુત્રીને કહ્યું કે, હે પુત્રી! તું આ પથ્થરની સ્ત્રી થઈ રહે, ને સર્વ ભય છોડી દે. પતિબુદ્ધિથી આ પથ્થ-

રની સેવા કરજે, જેથી તારું કલ્યાણ થશે.[૩૬] એવી રીતે પથ્થરને કન્યા આપી, 'હું કંદ, મૂળ અને ફળ લેવા જાઉં છું' એવાં બહાનાથી એ દીક્ષિત પોતાને ઘેર ચાલ્યો આવ્યો.[૩૭] પિતાના ગયા પછી પેલી કન્યા વનમાં મોટાં દુઃખોથી ઘાંટા તાણી, ટીટોડીની પેઠે રોવા લાગી,[૩૮] ને હવે શું કરવું એમ ચિંતા કરવા લાગી. પછી મનમાં વિચાર કરી, 'પથ્થરની મૂર્તિમાં રહેલા દેવતાઓ વાંછિત ફળ આપે છે ને ભાવ રાખવાથી જ ફળ થાય છે,' એવો નિશ્ચય કરી તેણીએ તે પથ્થરમાં દૃઢ ભાવ રાખ્યો, કે 'આજ મારો પતિ છે.[૩૯–૪૦] તે વખતે મોટા જોરથી મેઘનો શબ્દ થયો ને પેલા પથ્થર ઉપર વીજળી પડી જેથી તે તત્કાલ ફાટી ચૂર્ણ થઇ ગયો. આ ચમત્કાર જોઇ, ક્ષુવા પોતાને નિંદવા લાગી.[૪૧–૪૨] તેજ વખતે ઇશ્વરેચ્છાથી મહાદેવ વિમાનમાં બેસી પાર્વતીની સાથે કૈલાસમાં જતા હતા.[૪૩] ત્યારે રુદન કરતી પેલી કન્યાને જોઇ પાર્વતીએ મહાદેવને કહ્યું. પાર્વતી કહે છે–હે ભગવન્! હે કૃપાનિધે! આજ આ અત્યંત ગરીબ સ્ત્રી કેમ રડે છે તે સઘળું મને કહો. એવાં પાર્વતીનાં વચન સાંભળી શંકર તેને કહેવા લાગ્યા.[૪૪–૪૫]

महादेव उवाच– देवि कौशिकदायादो हरिदीक्षितसंज्ञकः । तस्येयमात्मजा साध्वी वैधव्यमगमद्ध्रुवम् ॥ ४६ ॥ एवमस्याश्च सोदर्यः षडतीव मनोहराः । वैधव्यमापुः सर्वास्ताः पाणिग्रहणमात्रतः ॥ ४७ ॥ पित्रा दत्ता मुनींद्राणां पुत्रेभ्यो विपदं गताः । आसां ललाटगा रेखा दैवी वैधव्यदायिनी ॥ ४८ ॥ तां निराकर्तुकामोऽयं प्रस्तराय समार्पयत् । सोऽपि पंचत्वमापन्नो दैवी रेखा बलीयसी ॥ ४९ ॥ सर्वज्ञस्य वचः श्रुत्वा कृपाक्रांताऽब्रवीदुमा ।

મહાદેવ કહે છે–હે દેવિ! કૌશિક ગોત્રમાં ઉત્પન્ન થયેલો હરિદીક્ષિત નામનો એક બ્રાહ્મણ છે. તેની આ પુત્રી છે. તારે જાણવું કે આ પતિવ્રતા કન્યા વિધવા થઇ છે.[૪૬] તેમ જ આ કન્યાની છ બહેનો, જે અતિ મનોહર છે તેઓ સઘળી પણ વિવાહ પછી, તરત જ વિધવા થઇ છે.[૪૭] પિતાએ તો મોટા મોટા મુનિઓના પુત્રોને પુત્રીઓ આપી હતી, તોપણ તેઓ રંડાઇ બેઠી; કારણ કે, તેઓના લલાટમાં રંડાપાની રેખા આલેખાયલી છે.[૪૮] એ રેખા દૂર કરવાની ઇચ્છાથી જ દીક્ષિત, પથ્થરને કન્યા પરણાવી ગયો હતો, પરંતુ તે પથ્થરનો પણ નાશ થયો, કેમકે વિધાતાએ લખેલા લેખ બળવાન્ છે.[૪૯] સર્વજ્ઞ શંકરના એવાં વચન સાંભળી જેને દયા આવી હતી એવાં પાર્વતી બોલ્યાં.

पार्वत्युवाच– कर्मणा केन भगवन्वैधव्यं प्रापिताः सुताः ॥ ५० ॥ मुनेरद्धत्तमं ब्रूहि तत्पापं पूर्वजन्मजम् । कथं वा शुभजन्मासां भवेद्ब्रवदनुग्रहात् ॥ ५१ ॥ गिरिजावचनं श्रुत्वा प्राह शंभुर्यथोदितम् । पूर्वमेवं मुनेः पुत्र्यः सप्तासन् गुणशालिने ॥ ५२ ॥ पित्रा दत्ता मुनींद्राय मुनये विधिपूर्वकम् । मुनींद्रं प्राप्य भर्तारं सप्तासन् दुष्टचेतसः ॥ ५३ ॥ सापत्नभावाद्दुष्टास्ता नित्यं कलहतत्पराः । परस्परेर्ष्यया नित्यं भर्तुः सेवां न चक्रिरे ॥ ५४ ॥ स्वयं मिष्टान्नभोजिन्यो भर्तृद्वेषणतत्पराः । तेन तापेन संतप्तो गतोऽसौ स्वर्गमुत्तमम् ॥ ५५ ॥ सप्तापि च सपत्न्यस्ताः प्रत्यायाता यमालयम् । यामीश्च यातना भुक्त्वा दुःखिताः पुनरागताः ॥ ५६ ॥ इह जन्मनि कस्यापि कौशिकस्य सुताऽभवन् । रूपलावण्यसंपन्ना वैधव्यं प्रतिपेदिरे ॥ ५७ ॥ प्रकंम्पितः पतिः पूर्वं तेन दोषेण वंचिताः । पतयो वंचयांचक्रुः कृत्वा वै पाणिपीडनम् ॥ ५८ ॥ इति शंभोर्वचः श्रुत्वा हिमाद्रितनयाऽब्रवीत् ॥ पार्वत्युवाच– भवंत्वेवंविधाः सर्वा भर्तृद्वेषणतत्पराः ॥ ५९ ॥ अस्मदृग्गोचरा चेयं नोपेक्ष्या करुणानिधे । एवमाकर्ण्य पार्वत्या वचनं त्रिपुरांतकः ॥ ६० ॥ वैधव्यभंजनं लोके कथयामास तद्व्रतम् । पुरंध्र्यो येन चीर्णेन वैधव्यं नाप्नुवंति हि ॥ ६१ ॥

પાર્વતી કહે છે–હે ભગવાન્! કયા કર્મથી દીક્ષિતની આ સર્વ પુત્રીઓ વિધવા થઇ?[૫૦] તેણે પૂર્વ જન્મમાં કર્યું મોટું પાપ કર્યું હતું? અને હવે કયા ઉપાય કરવાથી તેઓનો જન્મ સુધરે? તે કૃપા કરી કહો.[૫૧] એવાં પાર્વતીનાં વચન સાંભળી શંકર તેમને સર્વ વૃત્તાંત યથાર્થ કહેવા લાગ્યા. આ સાતે કન્યાઓ પૂર્વ જન્મમાં એક મુનિની પુત્રીઓ હતી.[૫૨] મુનિએ તેઓના એક મુનિરાજની સાથે વિધિથી વિવાહ કર્યા પછી એ સાતે કન્યાઓ એક બીજીની સપત્ની (શોકયો) થઇ, તેથી મનમાં દ્વેષ આવવાથી હમેશાં કલેશ કરતી હતી, અને એકબીજીની ઇર્ષ્યાથી કોઇ પણ પતિની સેવા કરતી નહીં,[૫૩–૫૪] તેની ઉપર દ્વેષ રાખતી હતી, ને પોતે મીઠું મીઠું કરીને ખાતી હતી. તેઓનાં દુઃખથી મુનિરાજ મરણ પામ્યા.[૫૫] પછી તે સાત સપત્નીઓ પણ મરણ પામીને યમને ઘેર ગઇ. ત્યાં દુઃખરૂપ યમની યાતના ભોગવી ફરીથી આ સંસારમાં કોઇ કૌશિક ગોત્રી બ્રાહ્મણને ઘેર ઉત્પન્ન થરેલી છે. તેઓ સુન્દર ને ચતુર છે તોપણ વિધવા થયેલી છે,[૫૬–૫૭] કારણ કે પૂર્વજન્મમાં તેઓએ પતિને છેતર્યો હતો, તેથી આ જન્મમાં વિવાહ કરી પતિ તેઓને છેતરી ગયો છે.[૫૮] એવાં શંકરનાં વચન સાંભળી પાર્વતી બોલ્યાં કે, પતિ ઉપર દ્વેષ રાખનારી સઘળી સ્ત્રીઓ વિધવા થાઓ;[૫૯] પરંતુ હે દયાનિધે! આ સ્ત્રી તો આપણી નજરે પડી છે, માટે તેણીની ઉપેક્ષા ન કરવી જોઇએ. એવાં પાર્વતીનાં વચન સાંભળી શંકરે રંડાપો ભાંગનારું વ્રત કહ્યું જે કરવાથી સ્ત્રીઓનો રંડાપો દૂર થાય છે.[૬૦–૬૧]

शिव उवाच– इमं शृणुष्व व्रतकं योषिद्वैधव्यनाशनम् । तारणं सर्वपापानां योषितां च विशेषतः ॥ ६२ ॥ कर्कटी

सुमणौ कर्के फलं शीघ्रं दधात्यतः । कर्कटी सफला ह्येषा वांछितार्थप्रदायिनी ॥ ६३ ॥ तद्व्रतं तेऽभिधास्यामि शृणु सुश्रोणि सादरम् । कर्कटीव्रतपुण्येन सर्वान्कामानवाप्नुयात् ॥ ६४ ॥ योषिद्वा पुरुषो वापि नात्र कार्या विचारणा । त्वमप्येतद्व्रतं सुभ्रु कुरुष्व मम सर्वदा ॥ ६५ ॥ कर्कटस्थे रवौ जाते श्रावणे मासि भामिनि । चंद्रवारे विशेषेण स्त्रीभिः कार्यमिदं शुभम् ॥ ६६ ॥ प्रातः शुक्लतिलैः स्नात्वा दंतशुद्धिं विधाय च । त्यक्त्वा च शतगंडूषान् मुखदुर्गंधिनाशने ॥ ६७ ॥ पंचगव्यं गृहीत्वाऽथ व्रतसंकल्पमाचरेत् । आचार्यं वरयेत्प्राज्ञं शांतं दांतं कुटुंबिनम् ॥ ६८ ॥ सर्वलक्षणसंपूर्णं वस्त्रैराभरणैस्तथा । मंडपं कारयेत्पश्चाच्चतुर्द्वारं सतोरणम् ॥ ६९ ॥ तन्मध्ये भद्रपीठस्थां पूजयेदुमया सह । सौवर्णीं प्रतिमां शैवीं वृषभं रजतस्य च ॥ ७० ॥ कृत्वा च कर्कटीं यत्मात्सफलां कांचनीं शुभाम् । वस्त्रयुग्मेन संवेष्ट्य कुंभोपरि निधाय च ॥ ७१ ॥

શંકર કહે છે–હે પાર્વતિ ! સ્ત્રીઓનો રંડાપો મટાડનાર તથા સર્વ પાપ દૂર કરનાર એ ઉત્તમ વ્રત કહું છું તે સાંભળો.[૬૨] કર્ક સંક્રાંતિ હોય ત્યારે કાકડીના વેલાને ફળ આવે છે. ફળવાળી તે કાકડીની વેલ, વાંછિત ફળ આપે છે.[૬૩] હે સુંદરિ ! એ કાકડીનું વ્રત કહું છું તે આદરથી સાંભળો. સ્ત્રી વા પુરુષ જે કોઇ કાકડીનું વ્રત કરે તેની સર્વ કામના સિદ્ધ થાય, એમાં સંશય નથી. હે સુંદરિ ! તમે પણ સર્વદા આ મારૂં વ્રત કરો.[૬૪–૬૫] કર્ક સંક્રાંતિ બેસે ત્યારે શ્રાવણ માસના ઘણું કરી સોમવારને દિવસે સ્ત્રીઓએ આ શુભ વ્રત કરવું.[૬૬] પ્રાતઃકાળમાં દાતણ કરી, મુખની દુર્ગંધ જવા માટે સો કોગળા કરવા, પછી ધોળા તિલથી સ્નાન કરવું ને પછી, પંચગવ્ય લઇ વ્રતનો સંકલ્પ કરવો. બુદ્ધિમાન્, શાંત, ઇંદ્રિયનિગ્રહવાળા કુટુંબવાળા અને સર્વ લક્ષણવાળા બ્રાહ્મણને વસ્ત્ર અલંકાર આપી આચાર્ય કરવો. ચાર બારણાવાળો મંડપ કરવો, તેને તોરણ બાંધવાં;[૬૭–૬૯] અને શંકર તથા પાર્વતીની સોનાની મૂર્તિ કરાવવી તથા રૂપાનો પોઠીઓ કરાવવો, તેમ જ ફળ સહિત કાકડીના વેલા સોનાના કરાવવા ને તેને બે વસ્ત્રો વીંટવાં, પછી મંડપની વચમાં ભદ્રપીઠ ઉપર શંકર પાર્વતી અને પોઠીઆની એમ ત્રણે મૂર્તિની સ્થાપના કરી પૂજા કરવી. કાકડીના વેલાની કુંભ ઉપર સ્થાપના કરી તેની પ્રાર્થના કરવી કે.[૭૦–૭૧]

कल्पवल्लि महाभागे सदा सौभाग्यदायिनि । प्रार्थयिष्ये व्रतादौ त्वां भर्तृश्रेयोऽभिवृद्धये ॥ ७२ ॥ इति संपूज्य तां तत्र कर्कटीं च शिवं तथा । उपचारैः षोडशभिर्भक्तिभावसमन्वितः ॥ ७३ ॥ नैवेद्यं सफलं दत्वा मत्वा तोषं च शोभने । एकादशफलानां वै वायनं च प्रदापयेत् ॥ ७४ ॥ वेणुपात्रेण सहितं सतांबूलं सदक्षिणम् । कर्कटीनाम या वल्ली विधात्रा निर्मिता पुरा ॥ ७५ ॥ मम तस्याः प्रदानेन सफलाश्च मनोरथाः । गीतैर्वाद्यैश्च नृत्यैश्च पुराणपठनादिभिः ॥ ७६ ॥ रात्रौ जागरणं कृत्वा सपत्नीको द्विजैः सह । प्रभाते विमले स्नात्वा प्रातः संध्यां विधाय च ॥ ७७ ॥ स्वशाखोक्तविधानेन होतव्यं कर्मसिद्धये । प्रधानं पायसं सर्पिः सतिलं जुहुयाद्व्रती ॥ ७८ ॥ अष्टोत्तरसहस्रं तु शतमष्टोत्तरं तु वा । कद्रुद्रायेति मन्त्रेण श्रद्धया रुद्रतुष्टये ॥ ७९ ॥ गौरीर्मिमायेति तथा पार्वत्याः प्रीतये हुनेत् । होमकर्म समाप्याथ हुनेत्पूर्णाहुतिं तथा ॥ ८० ॥ आचार्यं पूजयेत्पश्चाद्वस्त्रालंकारभूषणैः । पयस्विनी सवत्सा गौर्वस्त्रालंकारभूषिता ॥ ८१ ॥ आचार्याय प्रदातव्या व्रतसंपूर्तिहेतवे । दश दानानि कुर्वीत शक्त्या वित्तानुसारतः । सवस्त्रप्रतिमं कुंभमाचार्याय निवेदयेत् ॥ ८२ ॥ दानमंत्रः–गृहाणेमां कर्कटीं त्वं द्विज स्वर्णेन निर्मिताम् । संपूर्णं मे व्रतं चास्तु दानेनास्याश्च शंकर ॥ ८३ ॥ इमं मंत्रं समुच्चार्य दद्यात्कर्कटिकां द्विजे । ब्राह्मणान् भोजयेत्पश्चाद्दुसंख्यामितांस्तथा ॥ ८४ ॥ आशिषः प्रतिगृह्णीयाद्द्विजानां सुफलाप्तये । व्रतमेतद्वरं कांते भोगस्वर्गापवर्गदम् ॥ ८५ ॥ ध्रुवां कथय साध्वि त्वं व्रतं वैधव्यभंजनम् ।

'હે કલ્પવલ્લિ ! હે મહાભાગે ! હે સદા સૌભાગ્ય આપનારી ! પતિનાં કલ્યાણની વૃદ્ધિમાટે હું વ્રતના આરંભમાં તમારી પ્રાર્થના કરૂં છું.'[૭૨] પછી ષોડશોપચારોથી પૂજા કરવી, નૈવેદ્ય તથા ફલ ધરવાં ને સંતોષ માનવો. એ પ્રમાણે કાકડી તથા શંકર વગેરેની પૂજા કરી, વાંસનાં પાત્રમાં અગીઆર કાકડીનાં ફલો, તાંબૂલ ને દક્ષિણા રાખી તેનું વાયન આપવું. 'પૂર્વે બ્રહ્માએ જે કાકડી નામની વેલ ઉત્પન્ન કરેલી છે તેનાં ફળનાં દાનથી મારા સર્વ મનોરથો પૂર્ણ થાઓ.' તે દિવસની રાત્રિએ વાજાં વગાડી, ગીત ગાઇ, નૃત્ય કરી, પુરાણનો પાઠ વગેરે કરી સ્ત્રી સહિત બ્રાહ્મણોની સાથે જાગરણ કરવું. પ્રાતઃકાળ થાય ત્યારે સ્નાન સંધ્યા કરી વ્રત પૂરૂં થવા માટે પોતાની શાખામાં કહેલા વિધિથી હોમ કરવો. ખીર અને ઘીવાળા, તલની એક હજાર આઠ વા એકસો આઠ આહુતિ આપવી. 'कद्रुद्राय०' એ મંત્ર ભણી શ્રદ્ધાથી મહાદેવને આહુતિ આપવી.[૭૩–૭૯] ને 'गौरीर्मिमाय०' એ મંત્ર ભણી પાર્વતીને આહુતિ આપવી. હોમ પૂરો થયા પછી પૂર્ણાહુતિ કરવી.[૮૦] પછી વસ્ત્ર અલંકાર વગેરે પહેરાવી આચાર્યની પૂજા કરવી. વ્રત પૂરૂં થવા માટે પુષ્કલ દુધવાળી તથા વસ્ત્ર અલંકારથી શોભિત ગાય આચાર્યને આપવી. યથાશક્તિ દશ દાન કરવાં. વસ્ત્ર અને મૂર્તિ સહિત ઘડો આચાર્યને આપવો.[૮૧–૮૨] 'હે બ્રાહ્મણ ! તમે આ સોનાની બનાવેલી કાકડીનું ગ્રહણ કરો. હે શંકર ! આ કાકડીનાં દાનથી મારૂં વ્રત પૂર્ણ થાઓ.'[૮૩] એ મંત્ર ભણી કાકડી આચા-

ર્યને આપવી. પછી અગીઆર બ્રાહ્મણો જમાડવા.[૮૪] ઉત્તમ ફળની પ્રાપ્તિ માટે બ્રાહ્મણોનો આશીર્વાદ લેવો. હે પ્રિયે! આ વ્રત ઉત્તમ છે, તેમ જ ભોગ, સ્વર્ગ તથા મોક્ષ આપનાર છે.[૮૫] હે સતિ! રંડાપો દૂર કરનાર આ વ્રત તમે ધ્રુવાને કહો.

इति तस्य वचः श्रुत्वा विमानादवरुह्य च ॥ ८६ ॥ ध्रुवां सा कथयामास कृपां कृत्वा व्रतं शुभम् । स्वर्गं गता महेशानी अनुकंप्य द्विजात्मजाम् ॥ ८७ ॥ ध्रुवापि च व्रतं चक्रे कांतरे ऋषिमंडले । तदैव दिव्यपुरुषः पाषाणादुत्थितः शुभः ॥ ८८ ॥ सोऽपि द्विजः पूर्वपतिस्तस्या एव मृगीदृशः । वरयामास तां बालां तदद्भुतमिवाभवत् ॥ ८९ ॥ शापेन कस्यचित्सोऽपि पाषाणत्वमुपागतः । तौ दंपती बहून्वर्षान् भुक्त्वा भोगान्यथेप्सितान् ॥ ९० ॥ पुत्रपौत्रसमृद्धिं च प्राप्तवंतौ परं पदम् ॥ सूत उवाच—एवं रहस्यं परमं कथितं वो मुनींद्रकाः ॥ ९१ ॥ कथाश्रवणमात्रेण नारी सौभाग्यमाप्नुयात् । कर्त्तव्यं तु प्रयत्नेन चतुर्वर्णाभिरुत्तमम् ॥ ९२ ॥ इति श्रीस्कंदपुराणे कर्कटीव्रतं सोद्यापनं संपूर्णम् ॥

એવાં શંકરનાં વચન સાંભળી વિમાનમાંથી નીચે ઉતરી પાર્વતીએ કૃપા કરી આ ઉત્તમ વ્રત ધ્રુવાને કહ્યું એવી રીતે બ્રાહ્મણની પુત્રી ધ્રુવા ઉપર અનુગ્રહ કરી પાર્વતી સ્વર્ગમાં ગયાં.[૮૬–૮૭] પછી ધ્રુવાએ વનમાં વસતા ઋષિમંડળમાં રહીને તે વ્રત કર્યું. તેના પ્રભાવથી તે પથ્થરમાંથી તત્કાળ દિવ્ય પુરુષ ઉત્પન્ન થયો.[૮૮] પૂર્વજન્મમાં તે ધ્રુવાનો જ પતિ અને બ્રાહ્મણ હતો, અને તે કોઇના શાપથી પથ્થર થઇ પડ્યો હતો. હવે તે પુરુષ આ કન્યાને વર્યો. આ આશ્ચર્ય જેવું થયું. પછી તે સ્ત્રી પુરુષ બન્ને આ લોકમાં યથેચ્છ ભોગ તથા પુત્રપૌત્ર અને સમૃદ્ધિનું સુખ ભોગવી પરમ પદને પ્રાપ્ત થયાં. સૂત કહે છે—હે મોટા મુનિઓ! પરમ ગુપ્ત એવું આ વ્રત મેં તમોને કહી સંભળાવ્યું.[૮૯–૯૧] જે સ્ત્રી આ કથા સાંભળે છે તેને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. ચારે વર્ણની સ્ત્રીઓએ શ્રમ લઇને પણ આ ઉત્તમ વ્રત કરવું જોઇએ.[૯૨] એ પ્રમાણે સ્કંદપુરાણમાં કર્કટી વ્રત તથા તેનું ઉદ્યાપન કહેલું છે.

## કાકડીના પૂજનનો પ્રકાર

अथ कर्कटीपूजनम् । तिथ्यादिसंकीर्त्य मम अखंडसौभाग्यप्राप्त्यर्थं पुत्रपौत्रादिसंतत्यै कर्कटीव्रतांगत्वेन उमासहितशिवपूजनं करिष्ये ॥ १ ॥ पंचवक्त्रं त्रिनयनमुमया सहितं शिवम् । शुद्धस्फटिकसंकाशं चिंतयेद्भक्तवत्सलम् । ध्यानम् ॥ २ ॥ आवाहयामि देव त्वामस्मिन्स्थाने स्थिरो भव । कर्कटीव्रतहेतोर्हि पार्वतीसहितः प्रभो । आवाहनम् ॥ ३ ॥ आसनं मणिसंयुक्तं चतुरस्रं समंततः । भक्त्या निवेदितमिदं गृहाण सुरसत्तम । आसनम् ॥ ४ ॥ देवदेव नमस्तेऽस्तु भक्तानामभयप्रद । पाद्यं गृहाण देवेश पार्वतीसहितः प्रभो । पाद्यम् ॥ ५ ॥ गौरीवल्लभ देवेश त्रिपुरांतक शंकर । भालनेत्र नमस्तेऽस्तु गृहाणार्घ्यं मम प्रभो । अर्घ्यम् ॥ ६ ॥ कांचने कलशे स्वस्थं सुगंधं शीतलं जलम् । आचम्यतां महादेव पार्वत्या सहितः प्रभो । आचमनीयम् ॥ ७ ॥ पयो दधि घृतं चैव मधु शर्करया युतम् । पंचामृतं ते स्नानार्थमर्पये भक्तवत्सल । पंचामृतस्नानम् ॥ ८ ॥ शुद्धोदकस्नानम् । गंगागोदावरीरेवासमुद्भूतं शिवं जलम् । स्नानार्थं ते मयाऽऽनीतं गृहाण जगदीश्वर । स्नानम् ॥ ९ ॥ आचमनम् । चंद्ररश्मिसमं शुभ्रं कार्पासेन विनिर्मितम् । देहसंरक्षणार्थाय वस्त्रं शंकर गृह्यताम् । वस्त्रम् ॥ १० ॥

એ વ્રત કરતાં પ્રથમ તિથિ વગેરેનું ઉચ્ચારણ કરી સંકલ્પ કરવો કે,—'મને અખંડ સૌભાગ્યની પ્રાપ્તિ માટે, પુત્રપૌત્રની વૃદ્ધિ માટે, કર્કટી વ્રતમાં કહેલાં પાર્વતી સહિત શંકરનું તથા કાકડીનું હું પૂજન કરીશ.'[૧] પછી 'પાંચ મુખવાળા, ત્રણ નેત્રવાળા, શુદ્ધ સ્ફાટિકમણિ જેવા ધોળા અને ભક્તોમાં પ્રીતિવાળા પાર્વતી સહિત શંકરનું ધ્યાન કરૂં છું.[૨] હે દેવ! કર્કટી વ્રત માટે આપનું આવાહન કરૂં છું, માટે હે પ્રભો! પાર્વતી સહિત આપ આ સ્થાને સ્થિર થઇ રહો.[૩] હે સુરસત્તમ! આપને મણિથી જડેલું, ચાર ખૂણાવાળું આ આસન ભક્તિથી આપું છું, તેનો સ્વીકાર કરો.[૪] હે દેવના દેવ! હે ભક્તોને અભય આપનાર! હે દેવેશ! હે પ્રભો! હું આપને નમસ્કાર કરૂં છું, આપ આ પાદ્યનું ગ્રહણ કરો.[૫] હે પાર્વતીપતે! હે દેવેશ! હે ત્રિપુરાંતક! હે શંકર! હે ભાલનેત્ર! હે પ્રભો! આપને નમસ્કાર કરૂં છું, આપ આ અર્ઘ્યનું ગ્રહણ કરો.[૬] હે મહાદેવ! હે પ્રભો! પાર્વતી સહિત આપ સોનાના કલશમાં રહેલાં આ સુગંધિ શીતળ જલનું આચમન કરો.[૭] હે ભક્તવત્સલ! દૂધ, દહીં, ઘી, મધ અને સાકર એ પંચામૃત આપને સ્નાન માટે આપું છું.'[૮] પછી શુદ્ધોદકવડે સ્નાન કરાવવું. 'હે જગદીશ્વર! ગંગા, ગોદાવરી અને નર્મદાનું પવિત્ર જલ આપના સ્નાન માટે લાવ્યો છું તેનું ગ્રહણ કરો.'[૯] પછી આચમન કરાવવું. ને તે પછી વસ્ત્ર આપતાં કહેવું કે, 'હે શંકર! દેહના રક્ષણ માટે ચંદ્રકિરણ જેવાં ધોળાં અને કપાસથી બનાવેલાં વસ્ત્રનું ગ્રહણ કરો.[૧૦]

कार्पासतंतुभिर्युक्तं विधात्रा निर्मितं पुरा । ब्राह्मण्यलक्षणं सूत्रमुपवीतं गृहाण भो । उपवीतम् ॥ ११ ॥ श्रीखंडं चंदनं० गंधम् ॥ अक्षताश्च० अक्षतान् ॥ नानाविधानि पुष्पाणि बिल्वपत्रयुतानि च । पूजार्थं ते प्रयच्छामि गृहाण परमेश्वर । पुष्पाणि ॥ १२ ॥ वनस्पतिरसोद्भूतो० धूपम् । साज्यं चेति दीपं० ॥ अन्नं चतुर्विधं स्वादु रसैः षड्भिः समन्वितम् । गृहाण पार्वतीकांत

कर्कटीसहितः प्रभो । नैवेद्यम् ॥ १३ ॥ उत्तरापोशनम् । करोद्वर्तनम् ॥ इदं फलं महादेव कर्कटीसंभवं शुभम् । गृहाण वरदो भूत्वा पूजां मे सफलां कुरु । फलम् ॥ १४ ॥ तांबूलम् । हिरण्यगर्भेति दक्षिणाम् ॥ चक्षुर्दं सर्वलोकानां तिमिरस्य निवारणम् । सर्वसौख्यकरं देव आर्तिक्यं प्रतिगृह्यताम् । नीराजनम् ॥ १५ ॥ अशेषाघप्रशमनं शितिकंठ नमोऽस्तु ते । मंत्रपुष्पं गृहाणेदमुमया सहितः प्रभो । मंत्रपुष्पम् ॥ १६ ॥ यानि कानि च पापानि० प्रदक्षिणाः ॥ नमस्ते देवदेवेश नमस्ते सुरवल्लभ । व्रतसंपूर्तिकामश्च नमस्कारं करोम्यहम् ॥ नमस्कारः ॥ १७ ॥ अपराधसहस्राणि० प्रार्थना । एवं शिवं संपूज्य कर्कट्यै नम इति नाममन्त्रेण कर्कटीं पूजयित्वा ततो वायनं दद्यात् ॥ १८ ॥ तद्यथा—कर्कटीव्रतांगविहितं ब्राह्मणाय वायनप्रदानमहं करिष्ये । ब्राह्मणं संपूज्य । एकादश फलान्यद्धा कर्कटीसंभवानि भो । सतांबूलदक्षिणानि गृहाण द्विजसत्तम । वायनम् ॥ १९ ॥ विसर्जयामि शंभो त्वां कर्कट्या उमया सह । पूजां च प्रतिगृह्याथ गम्यतां निजमंदिरम् । विसर्जनम् ॥ २० ॥ इति कर्कटीपूजा समाप्ता ॥

હે શંકર, ઉપવીત જે પૂર્વે બ્રહ્માએ બનાવેલું છે, સૂતરના તાતણાનું છે અને બ્રાહ્મણનું ચિહ્ન છે તેનું ગ્રહણ કરો.'[11] પછી 'श्रीखंडं चंदनं०' થી ચંદન ચઢાવવું ને 'अक्षता०' થી અક્ષત. 'હે પરમેશ્વર ! આપની પૂજા માટે નાના પ્રકારનાં પુષ્પો તથા બીલીપત્રો અર્પું છું, તેનું ગ્રહણ કરો.'[12] 'वनस्पतिरसोद्भूतो०' થી ધૂપ; ને 'साज्यं०' થી દીપ કરવો. 'હે પાર્વતીપતે ! હે પ્રભો ! કાકડી સહિત આપ સ્વાદવાળાં તથા છ રસોવાળાં ચાર પ્રકારનાં અન્નનું ગ્રહણ કરો.[13] પછી ઉત્તરાપોશન ને કરોદ્વર્તન કરવું. 'હે મહાદેવ ! આ સુંદર કાકડીનું ગ્રહણ કરો, અને મને વર આપી મારી પૂજા સફલ કરો.' પછી ફલો ધરવાં.[14] 'पूगीफलं०' થી તાંબૂલ; અને 'हिरण्यगर्भ०' થી દક્ષિણા મૂકવી. 'હે દેવ ! સર્વ લોકને પ્રકાશ કરનાર, અંધકારનું નિવારણ કરનાર અને સઘળાં સુખ આપનાર આપ આ આરતીનું ગ્રહણ કરો.[15] હે સઘળાં પાપોને શાંત કરનાર ! હે શ્યામ કંઠવાળા ! હે પ્રભો ! પાર્વતી સહિત આપને નમસ્કાર કરું છું. આ મંત્રપુષ્પાંજલિનું ગ્રહણ કરો.'[16] 'यानि कानि च पापानि०'થી પ્રદક્ષિણા કરવી ને કહેવું કે 'હે દેવના દેવ ! આપને નમસ્કાર કરું છું.'[17] પછી 'अपराधसह०' એ મંત્ર ભણી પ્રાર્થના કરવી. એ પ્રકારે શંકરનું પૂજન કરી 'कर्कट्यै नमः०' એ નામ મંત્રવડે કાકડીની પૂજા કરવી. પછી વાયન આપવું.[18] તે આ પ્રકારે–'હું કાકડીનાં વ્રતમાં કહેલું વાયન બ્રાહ્મણને આપીશ.' એવો સંકલ્પ કરી બ્રાહ્મણની પૂજા કરવી, ને કહેવું કે 'હે ઉત્તમ બ્રાહ્મણ ! અગીઆર કાકડી, દક્ષિણા અને તાંબૂલનું ગ્રહણ કરો.' એ મંત્ર ભણી વાયન આપવું.[19] 'હે શંભો ! આપનું, પાર્વતીનું તથા કાકડીનું વિસર્જન કરું છું, માટે પૂજાનો સ્વીકાર કરી નિજ મંદિરે પધારો.' એ મંત્ર ભણી વિસર્જન કરવું.[20] એ પ્રમાણે કાકડીની પૂજા કરવી.

## ૨૯ વિષ્ણુપંચક વ્રતની કથા.

अथ विष्णुपंचकव्रतकथा ॥ सूत उवाच– द्वापरांते महाराजः कुंतीपुत्रो युधिष्ठिरः । भ्रातृभिः सह धर्मात्मा द्रोणं भीष्मं तथा कुरून् ॥ १ ॥ पुत्रान्पौत्रांस्तथा भ्रातृनन्यानपि महीपतीन् । राज्यस्य हेतवे हत्वा कुलक्षयमथाकरोत् ॥ २ ॥ हत्वा वंशयान् कुरून् राजा पश्चात्तापेन तापितः । राजा कुरुमहीपालस्तत्पापक्षयकारणात् ॥३॥ चतुरंगबलोपेतो भ्रातृभिः परिवारितः । यत्र सम्यक् स्थितः कृष्णो द्वारवत्यां जगत्प्रभुः ॥ ४ ॥ स जगाम तदा तत्र प्रणम्य जगदीश्वरम् । कृष्णं तुष्टाव वचसा तेनापि प्रतिनंदितः ॥ ५ ॥ पप्रच्छ कृष्णं वंशयानां वधदोषप्रशांतये । व्रतमेकं समाचक्ष्व येनायं प्रतिशाम्यति ॥ ६ ॥ कुलक्षयकृतं दोषं क्षीणं कर्तुं त्वमर्हसि । इति विज्ञापनं कृत्वा पश्चात्प्राह पुनर्नृपः ॥ ७ ॥ युधिष्ठिर उवाच– यत्कृत्वा मुच्यते जंतुर्महापातकपंचकात् । तद्व्रतं ब्रूहि गोविंद यदि तुष्टोऽसि केशव ॥ ८ ॥

સૂત કહે છે–દ્વાપરયુગના અંતમાં યુધિષ્ઠિર મહારાજ કે જે કુંતીના પુત્ર અને ધર્માત્મા હતા, તેણે ભાઈઓની મદદ લઈ દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, કૌરવ, પુત્ર, પૌત્ર, ભાઈઓ અને બીજા પણ રાજાઓને મારી રાજ્ય માટે કુલનો ક્ષય કર્યો હતો.[1–2] એવી રીતે પોતાના સંબંધીઓને મારી પશ્ચાત્તાપથી તપેલા યુધિષ્ઠિર રાજા પાપના ક્ષયમાટે ચતુરંગ સેના લઈ ભાઈઓની સાથે દ્વારકા ગયા, કે જ્યાં જગતના પ્રભુ શ્રીકૃષ્ણ બીરાજતા હતા.[3–4] (ત્રણે) જગતના ઇશ્વર શ્રીકૃષ્ણ પાસે જઈ પ્રણામ કરી, વચનથી યુધિષ્ઠિર રાજા તેમની સ્તુતિ કરવા લાગ્યા. શ્રીકૃષ્ણે પણ તેનો સત્કાર કર્યો.[5] પછી તેણે શ્રીકૃષ્ણને કહ્યું કે, હે મહારાજ ! એક ઉત્તમ વ્રત કહો જેથી કુળનો નાશ કરવાનું પાપ શાંત થાય.[6] હે વિભો ! કુળનો ક્ષય કરવાથી મને લાગેલું પાપ આપે દૂર કરવું જોઇએ. એટલું કહી વળી પણ યુધિષ્ઠિર રાજા કહેવા લાગ્યા કે,[7] હે ગોવિંદ ! હે કેશવ ! જો આપ પ્રસન્ન થયા હો તો જે કરવાથી પાંચ*મહાપાપો દૂર થાય તેવું વ્રત મને કહો.

श्रीकृष्ण उवाच– साधु साधु महाभाग शृणुष्वैकाग्रमानसः । येन संचीर्यमाणेन मुच्यते पंचपातकात् ॥ ९ ॥

*બ્રહ્મહત્યા, સુરાપાન, ગુરુપત્નીગમન, બ્રાહ્મણનું સોનું ચોરવું અને તે કર્મ કરનારાનો સંગ કરવો, એ પાંચ મહાપાપો કહેવાય છે.

तथा व्रतमिदं वक्ष्ये मम प्राणस्त्वमेव हि । निमित्तमात्रं भवता कुलक्षयः कृतो भुवि ॥ १० ॥ भाद्रस्य च सिते पक्षे द्वादश्यां श्रवणं यदा । तदारभ्य व्रतं कार्यं मार्गशीर्षेऽथ वा नृप ॥ ११ ॥ एकादश्यामुभयत्रप्रतिपक्षं च पर्वणि । श्रवणे च तथोपोष्य पूजयेद्गरुडध्वजम् ॥ १२ ॥ एवं वर्षं भवेद्यावत्तावत्संपूज्य केशवम् । उद्यापनं वत्सरांते कुर्वीत द्वादशीतिथौ ॥ १३ ॥

શ્રીકૃષ્ણ કહે છે—હે મહાભાગ ! તમે અતિ ઉત્તમ પ્રશ્ન કર્યો છે; તેથી એકચિત્ત થઈ સાંભળો. તમે જ મારા પ્રાણ છો તેથી જે વ્રત કરવાથી પાંચ મહાપાપો દૂર થાય છે તે વ્રત હું કહું છું, પૃથ્વીમાં તમે, કુળનો ક્ષય કર્યો એ નિમિત્ત માત્ર છે. (કર્તાહર્તા તો પરમાત્મા જ છે, તોપણ તમે પૂછ્યું તો હું કહું છું.)[૯-૧૦] ભાદરવા માસના શુક્લ પક્ષમાં દ્વાદશીને દિવસે જો શ્રવણ નક્ષત્ર હોય તો આ વ્રત કરવું. અથવા તો તે દિવસથી માગશર માસમાં આ વ્રતનો આરંભ કરવો.[૧૧] દરેક માસની બે એકાદશી, પૂર્ણિમા, આમવાસ્યા અને શ્રવણ નક્ષત્રને દિવસે ઉપવાસ કરવો ને નારાયણની પૂજા કરવી,[૧૨] એ પ્રમાણે એક વર્ષ સુધી વ્રત કરી વિષ્ણુનું પૂજન કરવું. વર્ષ પૂરૂં થાય ત્યારે બારશને દિવસે ઉદ્યાપન કરવું.[૧૩]

सौवर्णीः प्रतिमाः पंच कृत्वा विष्णोः स्वशक्तितः । संस्थाप्य पंचकुंभेषु सर्वतोभद्रमंडले ॥ १४ ॥ तासां पूजां प्रकुर्वीत एभिर्नामपदैः पृथक् । जुहुयात्सघृतापूपान्देवेभ्यः श्रवणस्य च ॥ १५ ॥ पुरुषोत्तमः शार्ङ्गधन्वा तथैव गरुडध्वजः । गोवर्धनो ह्यनंतश्च पुंडरीकाक्ष एव च ॥ १६ ॥ तथा नित्यो वेदगर्भो यज्ञः पुरुष एव च । सुब्रह्मण्यो जयः शौरिरेताः श्रवणदेवताः ॥ १७ ॥ देवेभ्यः शुक्लैकादश्या जुहुयाद्गुडपायसम् । केशवाद्यैर्द्वादशभिर्नामभिः श्रद्धया सुधीः ॥ १८ ॥ एताः संपूजयेच्छुक्लैकादश्यामधिदेवताः । पौर्णमास्याश्च देवेभ्यो जुहुयाद्घृतपायसम् ॥ १९ ॥ विधुः शशी शशांकश्च चंद्रः सोमस्तथोडुपः । मनोहरोऽमृतांशुश्च हिमांशुः पावनस्तथा ॥ २० ॥ निशाकरश्चंद्रमाश्च पूर्णिमादेवताः क्रमात् । देवेभ्यः कृष्णैकादश्या हुनेत्पंचामृतौदनम् ॥ २१ ॥ संकर्षणादिनामानः कृष्णैकादशिदेवताः । अमावास्यादेवताभ्यो मुद्गौदनतिलाज्यकम् ॥२२॥ जुहुयान्नृपशार्दूल अमावास्यास्तु देवताः । महीधरो जगन्नाथो देवेंद्रो देवकीसुतः ॥ २३ ॥ चतुर्भुजो गदापाणिः सुरमीढः सुलोचनः । चार्वंगश्चक्रपाणिश्च सुरमित्रोऽसुरांतकः ॥२४॥

પોતાની શક્તિ પ્રમાણે સોનાની વિષ્ણુની પાંચ મૂર્તિઓ કરાવવી. સર્વતોભદ્રમંડળમાં સ્થાપેલા પાંચ ઘડામાં તેઓની જૂદી જૂદી સ્થાપના કરી નીચેનાં નામોથી પૂજા કરવી, પુરુષોત્તમ, શાર્ઙ્ગધન્વા, ગરુડધ્વજ, ગોવર્ધન, અનંત, પુંડરીકાક્ષ, નિત્ય, વેદગર્ભ, યજ્ઞપુરુષ, સુબ્રહ્મણ્ય, જય અને શૌરિ એ બાર શ્રવણનક્ષત્રના દેવોને ઘીવાળા પુડલાની આહુતિ આપવી. શુક્લ પક્ષની એકાદશીને દિવસે કેશવ વગેરે બાર દેવોને શ્રદ્ધાથી ગોળ અને ખીરની આહુતિ આપવી, શુક્લ પક્ષની એકાદશીને દિવસે કેશવ વગેરે અધિદેવોની પૂજા કરવી. વિધુ, શશી, શશાંક, ચંદ્ર, સોમ, ઉડુપ, મનોહર, અમૃતાંશુ, હિમાંશુ, પાવન, નિશાકર અને ચંદ્રમા એ પૂર્ણિમાના દેવોને ઘીવાળી ખીરની આહુતિ આપવી, સંકર્ષણ વગેરે કૃષ્ણપક્ષની એકાદશીના દેવોને પંચામૃત તથા ભાતની આહુતિ આપવી. મહીધર, જગન્નાથ, દેવેંદ્ર, દેવકીસુત, ચતુર્ભુજ, ગદાપાણિ, સુરમીઢ, સુલોચન, ચાર્વંગ, ચક્રપાણિ, સુરમિત્ર, અને અસુરાંતક એ બાર અમાવાવાસ્યાના દેવોને મગ, ભાત, તિલ અને ઘીની આહુતિ આપવી.[૧૪-૨૪]

स्वाहाकारान्वितैरेतैश्चतुर्थ्यंतैश्च होमयेत् । होमांते पूजयेद्वस्त्रैराचार्यं भूषणैः शुभैः ॥ २५ ॥ भूमिं सस्यवतीं स्वर्णं सवत्सां गां पयस्विनीम् । गोमेदं पुष्परागं च वैदूर्यं चेंद्रनीलकम् ॥ २६ ॥ माणिक्यं च प्रदातव्यं पंचपातकनाशनम् । पंच मूर्तीः सुवर्णेन निर्मिताः पूजिताश्च याः ॥ २७ ॥ ताः सवस्त्राश्च सकला आचार्याय निवेदयेत् । इरावतीति मन्त्रेण गां दद्यात्सुपयस्विनीम् ॥ २८ ॥ घृतवतीतिसूक्तेन भूदानं कारयेत्ततः । तद्विष्णोरिति मन्त्रेण विष्णुमूर्तीः प्रदापयेत् ॥ २९ ॥ हिरण्यगर्भमन्त्रेण दातव्यं च हिरण्यकम् । ब्राह्मणान्भोजयेद्राजन्वैष्णवान् षष्टिसंज्ञकान् ॥ ३० ॥ नरो व्रतस्याचरणान्मुच्यते पंचपातकैः । ब्रह्महत्या सुरापानं सुवर्णस्तेयमेव च ॥ ३१ ॥ गुरुस्त्रीगमनं चैव तत्संसर्गश्च पंचमम् । अन्येभ्यो विविधेभ्यश्च पापेभ्यो मुच्यते नरः ॥ ३२ ॥ वसते चैव वैकुंठे यावद्विष्णुः सनातनः । इह लोके सुखासीनः पुत्रपौत्रादिसंयुतः ॥ ३३ ॥ अविच्छिन्नं प्रियं भुक्त्वा अंते याति परां गतिम् । अत्रेतिहासं कथये शृणु त्वं पांडुनंदन ॥ ३४ ॥

સર્વ નામોને ચતુર્થી વિભક્તિ લગાડીને તેના અંતમાં 'સ્વાહા' પદ લગાડીને એટલે 'विधवे स्वाहा' એમ મંત્ર ભણી આહુતિ આપવી. હોમ પૂરો થાય ત્યારે વસ્ત્ર તથા અલંકારથી આચાર્યની પૂજા કરવી.[૨૫] અનાજવાળી પૃથિવી, સુવર્ણ અને વાછડાંવાળી તથા પુષ્કલ દૂધવાળી ગાય, ગોમેદ, પોખરાજ, વૈદૂર્ય, ઇંદ્રનીલ, અને માણિક્યનું દાન કરવું. એથી પાંચ મહાપાપોનો નાશ થાય. પાંચ મૂર્તિઓ જે સોનાની બનાવેલી અને પૂજાયેલી હોય તે સઘળી મૂર્તિઓ તથા વસ્ત્રો આચાર્યને આપવાં. 'इरावती०' એ મંત્ર ભણી પુષ્કળ દૂધવાળી ગાયનું દાન કરવું.[૨૬-૨૮] 'घृतवती०' એ સૂક્ત ભણી પૃથિવીનું દાન કરવું. 'तद्विष्णोः' એ મંત્ર ભણી વિષ્ણુની મૂર્તિઓનું દાન કરવું.[૨૯] 'हिरण्यगर्भ०'એ મંત્ર ભણી સુવર્ણનું દાન કરવું, વ્રતાંતે સાઠ વૈષ્ણવ બ્રાહ્મણને જમાડવા.[૩૦] આ વ્રત કરવાથી મનુષ્ય

પાંચ મહાપાપોથી મુક્ત થાય છે. બ્રહ્મહત્યા, મદિરાપાન, સુવર્ણની ચોરી, ગુરુપત્ની ગમન અને તેઓની સાથે સંબંધ રાખવાનાં જે પાપો છે તે મહાપાપો તથા બીજાં પણ નાના પ્રકારનાં પાપો આ વ્રત કરવાથી નષ્ટ થાય છે;[૩૧–૩૨] અને અંતે તે વૈકુંઠલોકમાં જઈ વિષ્ણુની પેઠે ચિરકાળપર્યંત ત્યાં વસે છે. જે માણસ આ વ્રત કરે છે તે આ લોકમાં પુત્રપૌત્રની સાથે મોટું સુખ ભોગવી અંતે પરમ ગતિને પ્રાપ્ત થાય છે. હે યુધિષ્ઠિર! આ વિષયમાં એક ઇતિહાસ કહું છું તે સાંભળો.[૩૩–૩૪]

अयोध्यानगरे रम्ये त्रेतायां च नराधिपः। राजा दशरथो नाम शशास पृथिवीमिमाम् ॥ ३५ ॥ स राजा मृगयासक्तो जगाम गहनं वनम् । सरय्वा नाम नद्याः स तीरे गत्वा महावने ॥ ३६ ॥ धनुर्बाणयुतो रात्रौ स्थितोऽसौ मृगसाधने। अर्धरात्रौ व्यतीतायां तस्यास्तीरे मुनेः सुतः ॥ ३७ ॥ पितृभक्तः सदाचारः ख्यातः श्रावणसंज्ञकः। अंधौ च पितरौ तस्य तृषया पीडितौ तदा ॥३८॥ जलमानीयतां पुत्र ताभ्यां संप्रेषितः स तु । जलेन पूरितं कुंभशब्दयुक्तोऽभूत्तदा नृप ॥ ३९ ॥ निशम्य राजा तच्छब्दं मुमोच शरमुत्तमम्। मृगबुद्ध्या च तेनैव घातितं बालकं च तम् ॥ ४० ॥ व्यलोकयत्तत्र राजा ब्राह्मणं शंसितव्रतम्। आत्मानं ब्रह्महंतारं ज्ञात्वा राजा सुदुःखितः ॥ ४१ ॥ तत्पापपरिहारार्थं नैमिषारण्यमागतः । दृष्ट्वा मुनीन् ज्ञानवृद्धान् प्रणिपत्य यथाक्रमम् ॥ ४२ ॥ शृण्वंतु मुनयः सर्वे ब्रह्महत्या मया कृता । कथं पापाद्विमुच्येऽहं ब्रुवंतु च महर्षयः ॥ ४३ ॥ क्षणं ध्यात्वा महाभागा राजानमिदमब्रुवन् ॥

મનોહર અયોધ્યા નગરીમાં રહી દશરથ રાજા આ પૃથિવીનું પાલન કરતો હતો, તે વખતે ત્રેતાયુગ હતો.[૩૫] એ રાજા (એક દિવસે) મૃગયાના શોખથી ઘોર વનમાં ગયો. સરયૂના કિનારા ઉપર મહાવનમાં રાત્રિ વખતે ધનુષ બાણ હાથમાં લઇ મૃગને મારવા માટે એક જગોએ દશરથરાય બેઠો. મધરાત વીત્યા પછી માતાપિતામાં ભક્તિ રાખનાર, સદાચારવાળો અને 'શ્રવણ' એ નામથી પ્રસિદ્ધ, મુનિનો એક પુત્ર સરયૂના કિનારા ઉપર જલ ભરવા આવ્યો. તેને તરસ્યાં થયેલાં આંધળાં માતાપિતાએ કહ્યું કે, 'હે પુત્ર! જલ લાવ.' પછી તે જલ ભરવા ગયો. તે જલ ભરતો હતો ત્યારે ઘડાનો શબ્દ થયો, તે સાંભળી, 'આ કોઈ મૃગ છે,' એમ જાણી રાજાએ શબ્દવેધી બાણ મૂક્યું, જે પેલા મુનિપુત્રને વાગ્યું.[૩૬–૪૦] પછી રાજા ત્યાં આવ્યો ને જોયું તો સારા આચરણવાળો મુનિપુત્ર મરણ પામ્યો હતો. તેથી 'મેં બ્રહ્મહત્યા કરી' એમ વિચારી મનમાં તે ઘણું દુઃખ પામ્યો.[૪૧] પછી તે પાપ દૂર કરવા માટે દશરથરાજા નૈમિષારણ્યમાં આવ્યો. ત્યાં મહાજ્ઞાની મુનિઓનાં દર્શન કરી, ક્રમથી પ્રણામ કરી કહેવા લાગ્યો;[૪૨] હે મુનિઓ! હું કહું છું તે સાંભળો. મેં બ્રહ્મહત્યા કરી છે તેનું પાપ કેવી રીતે દૂર થાય તે મને કહો.[૪૩] તે સાંભળી ક્ષણવાર ધ્યાન કરી મહાત્મા ઋષિઓએ રાજાને આ પ્રમાણે કહ્યું.

ऋषय ऊचुः– राजन् रघुकुलश्रेष्ठ कुरुष्व व्रतमुत्तमम् ॥ ४४ ॥ विष्णुपंचकसंज्ञं च पंचपातकनाशनम् । मासे भाद्रपदे शुक्ले द्वादश्यां श्रवणं यदि ॥ ४५ ॥ तदारभ्य व्रतं कार्यं मार्गशीर्षेऽथ वा नृप । एकादशीद्वयं चैव श्रवणं पौर्णमासिका ॥ ४६ ॥ दर्शं चोपोषयेद्भक्त्या वर्षमेकं समाचरेत् । एकादशीद्वये विष्णुर्दैवतं श्रवणेऽपि च ॥ ४७ ॥ पौर्णमास्यां शशी चैव दर्शे विष्णुः सनातनः। द्वादशभिर्नामभिस्तं प्रत्येकं पूजयेद्व्रती ॥ ४८ ॥ उद्यापनं ततः कुर्यादादौ मध्ये प्रयत्नतः। अंते वापि प्रकर्तव्यं व्रतसाद्गुण्यहेतवे ॥ ४९ ॥ घृतपूपाश्च श्रवणे शुक्ले तु गुडपायसम्। पायसाज्यं पौर्णमास्यां कृष्णे पंचामृतौदनम् ॥ ५० ॥ तिलैश्च दर्शे मुद्गान्नं होतव्यं सह सर्पिषा। अनेन विधिना राजन् कुरुष्व व्रतमुत्तमम् ॥ ५१ ॥

ઋષિઓ કહે છે–હે રાજન્! હે રઘુકુલમાં શ્રેષ્ઠ! તમે પાંચ મહાપાપોનો નાશ કરનારું વિષ્ણુપંચક નામનું ઉત્તમ વ્રત કરો. જ્યારે ભાદરવા શુદિ બારશને દિવસે શ્રવણનક્ષત્ર હોય ત્યારે અથવા માગશર માસમાં આ વ્રતનો આરંભ કરવો. બે એકાદશી, પૂર્ણિમા, અમાવાસ્યા અને શ્રવણ નક્ષત્રને દિવસે ભક્તિથી ઉપવાસ કરવો. એવી રીતે એક વર્ષ સુધી એ વ્રત કરવું. બે એકાદશી અને શ્રવણ નક્ષત્રના દેવ વિષ્ણુ છે, એટલે તે દિવસે તેની પૂજા કરવી.[૪૪–૪૬] પૂર્ણિમાના દેવ ચંદ્ર છે અને અમાસના દેવ વિષ્ણુ છે, તે સર્વેની બાર બાર નામોવડે એક એકની નિરાળી પૂજા કરવી.[૪૮] આદિમાં મધ્યમાં તથા અંતમાં ઉદ્યાપન કરવું, જેથી વ્રત પૂર્ણ થશે.[૪૯] શ્રવણ નક્ષત્રમાં ઘીવાળા પૂડલાનો હોમ કરવો. શુક્લ પક્ષની એકાદશીમાં ગોળ તથા ખીરનો હોમ કરવો. પૂર્ણિમાને દિવસે ઘી ને દૂધપાકનો હોમ કરવો. કૃષ્ણ પક્ષની એકાદશીને દિવસે પંચામૃત અને ભાતનો હોમ કરવો,[૫૦] અને અમાવસ્યાને દિવસે ઘીવાળા તિલનો તથા મગનો હોમ કરવો. હે રાજન્! તમે એ પ્રમાણે ઉત્તમ વ્રત કરો;[૫૧]

पापेभ्यो मुच्यसे सद्यः पुत्रपौत्रांश्च प्राप्स्यसि । तेषां तद्वचनं श्रुत्वा चकार व्रतमुत्तमम् ॥ ५२ ॥ राजा दशरथः सद्यो मुक्तो वै पातकात्ततः । तस्माद्वृत्रवधान्मुक्तो ब्रह्महत्यादोषतः प्रभुः ॥ ५३ ॥ सुराचार्यो महाराज सुरापानाद्बृहस्पतिः। गुरुस्त्रीगमनाच्चंद्रः सुवर्णहरणाद्बलिः ॥ ५४ ॥ अन्यैरपि महीपालैर्दिलीपसगरादिभिः। महापातकजैर्दोषैर्विमुक्त्यर्थं कृतं तदा ॥ ५५ ॥ तस्मात्त्वमपि

राजेंद्र कुरुष्व व्रतमुत्तमम् । कुलक्षयकृतेभ्यश्च दोषेभ्यो मुच्यसे व्रतात् ॥ ५६ ॥ मा कुरुष्वात्र संदेहं व्रतं कुरु यथोचितम् । उपाख्यानं च श्रोतव्यं यद्व्रते विष्णुपंचके ॥ ५७ ॥ ये च शृण्वंति सततं ये पठंति द्विजोत्तमाः । सर्वे ते मुक्तिमायांति महापातकजाद्भयात् ॥ ५८ ॥ कथानुवादको भक्त्या पूजनीयः सदा नरैः । तेन संतुष्यते विष्णुर्जगत्कर्ता जनार्दनः ॥ ५९ ॥ इति श्रीभविष्यपुराणे विष्णुपंचकव्रतकथा संपूर्णा ॥

તેથી તમે સર્વ પાપોથી મુક્ત થશો અને તમને પુત્રપૌત્રની વૃદ્ધિ થશે, એવાં ઋષિઓનાં વચન સાંભળી, દશરથ રાજાએ તે ઉત્તમ વ્રત કર્યું તેથી તે તત્કાળ પાપોથી મુક્ત થયો. આ વ્રત કરવાથી ઈંદ્ર, વૃત્રાસુરની હત્યાથી તથા અહલ્યાગમનના દોષથી મુક્ત થયો હતો;[५२–५३] દેવોના આચાર્ય બૃહસ્પતિ, મદિરાપાનના દોષથી મુક્ત થયા હતા; ચંદ્ર, ગુરુસ્ત્રીના ગમનના દોષથી મુક્ત થયો હતો; બલિરાજા સુવર્ણહરણના દોષથી મુક્ત થયો હતો;[५४] દિલીપ અને સગર વગેરે બીજા પણ રાજાઓએ, મહાપાપો દૂર કરવા માટે તથા મુક્તિ માટે આ વ્રત કર્યું હતું.[५५] માટે હે રાજેંદ્ર ! તમે પણ આ ઉત્તમ વ્રત કરો. તેમ કરવાથી તમે કુલનો નાશ કરવાના દોષથી મુક્ત થશો.[५६] આમાં કાંઈ પણ સંદેહ નહીં કરતાં વિધિથી વ્રત કરો. વિષ્ણુપંચક વ્રતમાં આ કથા પણ સાંભળવી.[५७] જે માણસો આ કથાનો નિરંતર પાઠ કરે છે વા શ્રવણ કરે છે તે મહાપાપોથી મુક્ત થઈ મોક્ષને પામે છે.[५८] મનુષ્યોએ ભક્તિથી કથાનો અનુવાદ કરનારની પૂજા કરવી, કારણ કે તેથી જગતના કર્તા વિષ્ણુ ભગવાન પ્રસન્ન થાય છે.[५९] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં વિષ્ણુપંચક વ્રતની કથા કહેલી છે.

## વિષ્ણુપંચક વ્રતના ઉદ્યાપનનો પ્રકાર

अथोद्यापनविधिः ॥ मम इह जन्मनि जन्मांतरे च ब्रह्महननमद्यपानसुवर्णस्तेयगुरुतल्पगमनागम्यागमनतत्संसर्गजनितोपपातकानां बुद्धिपूर्वाणामबुद्धिपूर्वाणां महापातकानां लघुपातकानां प्रायश्चित्तार्थमाचरितस्य विष्णुपंचकव्रतस्य संपूर्णतासिद्ध्यर्थमुद्यापनं करिष्ये । पुण्याहं वाचयित्वा सर्वतोभद्रे ब्रह्मादिदेवता आवाह्य कलशे विष्णोः सुवर्णप्रतिमाः संस्थाप्य पूजयित्वा रात्रौ जागरणं कुर्यात्। प्रभाते स्नात्वा शुद्धदेशे स्थंडिलं कृत्वा अग्निं प्रतिष्ठाप्य अन्वाधानं कुर्यात् । चक्षुषीत्यंतमुक्त्वा अत्र प्रधानम् । पुरुषोत्तमं शार्ङ्गधन्वानं गरुडध्वजं गोवर्धनं अनंतं पुंडरीकाक्षं नित्यं वेदगर्भं यज्ञपुरुषं सुब्रह्मण्यं जयं शौरिं एताः श्रवणदेवताः अपूपद्रव्येण, केशवादिदामोदरांता द्वादश देवताः शुक्लैकादशीदेवताः गुडपायसेन, विधुं शशिनं शशांकं चंद्रं सोमं उडुपं मनोहरं अमृतांशुं हिमांशुं पावनं निशाकरं चंद्रमसं एताः पूर्णिमादेवताः घृतपायसेन, संकर्षणादिकृष्णांताः कृष्णैकादशीदेवताः पंचामृतौदनेन, महीधरं जगन्नाथं देवेंद्रं देवकीसुतम् । चतुर्भुजं गदापाणिं सुरमीढं सुलोचनम् । शार्ङ्गिणं चक्रपाणिं सुरमित्रं असुरांतकं एताः दर्शदेवताः तिलाज्यमुद्गौदनेन । शेषेण स्विष्टकृतमित्युक्त्वा उक्तहोमं विधाय होमशेषं समाप्य आचार्यं पूजयित्वा पीठदानं कुर्यात् । ततो यथाशक्ति ब्राह्मणान्भोजयेत् । तेभ्यो वस्त्रालंकारान् दद्यात् स्वयं वाग्यतो भूत्वा बंधुभिः सह भुंजीत । इति विष्णुपंचकव्रतोद्यापनं संपूर्णम् ॥

હવે આ વિષ્ણુપંચક વ્રતના ઉદ્યાપનનો પ્રકાર કહીએ છીએ. વ્રતનું ઉદ્યાપન કરતી વેળાએ પ્રથમ તો એવો સંકલ્પ કરવો કે;–'મારાં આ જન્મ વા જન્માંતરમાં બ્રહ્મહત્યા, મદ્યપાન, સુવર્ણની ચોરી, ગુરુસ્ત્રીગમન, અગમ્યાગમન અને તે પાપીઓના સંસર્ગથી થયેલાં ઉપપાપો, જાણીને થયેલાં અને અજાણતાં થયેલાં પાપો, મહાપાપો અને લઘુપાપનાં પ્રાયશ્ચિત્ત માટે કરેલું વિષ્ણુપંચક વ્રત સંપૂર્ણ થવા માટે હું ઉદ્યાપન કરીશ.' એ પ્રમાણે સંકલ્પ કરી પુણ્યાહવાચન કરાવવું. પછી સર્વતો ભદ્રમંડલમાં બ્રહ્મા વગેરે દેવતાઓનું આવાહન કરી કલશમાં વિષ્ણુની મૂર્તિઓની સ્થાપના કરી. તેઓની પૂજા કરી રાતે જાગરણ કરવું. પ્રાતઃકાળમાં સ્નાન કરી પવિત્ર સ્થલમાં સ્થંડિલ કરી અગ્નિની સ્થાપના કરી અન્વાધાન કરવું. 'चक्षुषी०' એ મંત્ર ભણી આંહી પ્રધાન પુરુષોત્તમ, શાર્ઙ્ગધન્વા, ગરુડધ્વજ, ગોવર્ધન, અનંત, પુંડરીકાક્ષ, નિત્ય, વેદગર્ભ, યજ્ઞપુરુષ, સુબ્રહ્મણ્ય, જય અને શૌરિ એ શ્રવણ નક્ષત્રના દેવોને પુડલાની આહુતિઓ આપવી. કેશવ વગેરે બાર શુક્લ પક્ષના દેવોને ગોળ તથા ઘીની આહુતિઓ આપવી. વિધુ, શશિ, શશાંક, ચંદ્ર, સોમ, ઉડુપ, મનોહર, અમૃતાંશુ, હિમાંશુ, પાવન, નિશાકર અને ચંદ્રમા એ બાર પૂર્ણિમાના દેવોને ઘી તથા દૂધપાકની આહુતિઓ આપવી. સંકર્ષણથી લઈ કૃષ્ણ સુધી બાર કૃષ્ણ પક્ષની એકાદશીના દેવોને પંચામૃત તથા ભાતની આહુતિ આપવી. મહીશ્વર, જગન્નાથ, દેવેંદ્ર, દેવકીસુત, ચતુર્ભુજ, ગદાપાણિ, સુરમીઢ, સુલોચન, શાર્ઙ્ગ, ચક્રપાણિ, સુરમિત્ર અને અસુરાંતક એ બાર અમાવસ્યાના દેવોને તિલ, ઘી, મગ અને ભાતની આહુતિઓ આપવી. શેષથી સ્વિષ્ટકૃત્ હોમ કરી, હોમશેષ સમાપ્ત કરી આચાર્યની પૂજા કરી. પીઠ દાન કરવું. પછી યથા શક્તિ બ્રાહ્મણો જમાડી તેને વસ્ત્ર અને અલંકાર વગેરે આપી સગાં સંબંધીઓની સાથે મૌન વ્રતથી પોતે ભોજન કરવું. એ પ્રમાણે વિષ્ણુપંચક વ્રતનું ઉદ્યાપન કહેલું છે.

## ૩૦ કરોડ દીવાનું દાન તથા ઉદ્યાપન

अथ कोटिदीपदानोद्यापनम् ॥ स्कंद उवाच– रुद्रसंख्यान् शिवायाहर्निशं दीपकोत्तमान्। वर्षमेकं तदर्धं वा वर्षद्वयमथापि वा ॥ १ ॥ कोटिसंख्यानर्धसंख्यांस्तदर्धं वा स्वशक्तितः। तद्दीपदानसंपूर्त्यै कुर्यादुद्यापनं बुधः ॥ २ ॥ उपवासं प्रकुर्वीत पूर्वस्मिन्दिवसे तदा। कर्षमात्रसुवर्णेन तदर्धार्धेन वा पुनः ॥ ३ ॥ कृत्वा तु प्रतिमां शंभोरुमया सहितस्य च। कलशे स्थापयेद्रात्रौ स्वस्तिवाचनपूर्वकम् ॥ ४ ॥ आचार्यं वरयेत्तत्र अभिज्ञं वेदपारगम्। उपचारैः षोडशभिः पूजयित्वा पृथक् पृथक् ॥ ५ ॥ रात्रौ जागरणं कुर्यात्पुराणश्रवणादिभिः। प्रातः स्नानं विधायाग्निं संस्थाप्य विधिपूर्वकम् ॥ ६ ॥ तिलैर्यवैश्च चरुणा सर्पिषा बिल्वपत्रकैः। आज्यप्लुतैश्च प्रत्येकं सद्योजातादिमंत्रतः ॥ शतमष्टोत्तरं हुत्वा होमशेषं समापयेत् ॥ ७ ॥

કાર્તિકેય કહે છે–મહાદેવની પાસે હંમેશાં અગીઆર દીવા કરવા. એવી રીતે બે વર્ષ, એક વર્ષ વા છ માસ સુધી દીવા કરવા. એક કરોડ, અર્ધ કરોડ વા પા કરોડ; જેવી જેની શક્તિ તે પ્રમાણે દીવા કરવા, તે દીપદાન પૂર્ણ થવા માટે ઉદ્યાપન કરવું. પહેલે દિવસે ઉપવાસ કરવો. એક અર્ધ વા પા કર્ષ સોનાની પાર્વતી સહિત શંકરની મૂર્તિ કરાવવી, રાતે સ્વસ્તિવાચન કરવું. પછી ઘડામાં તે મૂર્તિની સ્થાપના કરવી. પૂર્ણ વેદ જાણનાર અને શાસ્ત્ર જાણનાર બ્રાહ્મણને આચાર્ય કરવો. ષોડશોપચારથી શંકરપાર્વતીની જૂદી જૂદી પૂજા કરવી. રાત્રિમાં જાગરણ કરવું ને પુરાણની કથા સાંભળવી. પ્રાતઃકાળમાં સ્નાન કરી, વિધિથી અગ્નિની સ્થાપના કરી 'सद्योजातं०' વગેરે મંત્રો ભણી તિલ, જવ, ચરુ, ઘી અને ઘીવાળાં બીલીપત્રો–પ્રત્યેકની એકસો આઠ આઠ આહુતિઓ આપવી.[૧–૭]

उमामहेश्वरं देवं पूजयेच्च पुनर्व्रती। प्रतिमां वस्त्रसहितामाचार्याय निवेदयेत् ॥ ८ ॥ सहिरण्यां सवत्सां च धेनुं दद्यात्प्रयत्नतः। ब्राह्मणान् भोजयेत्पश्चाद्वस्त्रालंकारभूषणैः ॥९॥ गुरोराज्ञां गृहीत्वा तु सेष्टो भुंजीत मानवः। अनेन विधिना यस्तु व्रतमेतत्समाचरेत् ॥ १० ॥ स भुक्त्वा विपुलान् भोगान् शिवसायुज्यमाप्नुयात्। एवं यः कुरुते मर्त्यः कोटिदीपप्रदीपनम् ॥ ११ ॥ नरो वाऽप्यथवा नारी सोऽश्नुते पदमव्ययम्। ज्ञानमुत्पद्यते तस्य संसारभयनाशनम् ॥ १२ ॥ बाल्ये वयसि यत्पापं यौवने वापि यत्कृतम्। वार्धकेऽपि कृतं पापं तत्सर्वं नश्यति ध्रुवम् ॥ १३ ॥ सर्वपापविनिर्मुक्तो भुक्त्वा भोगाननेकशः। सर्वान्कामानवाप्याथ सोऽश्नुते पदमव्ययम् ॥ १४ ॥ इति परमितिहासं पावनं तीर्थभूतं वृजिनविलयहेतुं यः शृणोतीह भक्त्या। स भवति खलु पूर्णः सर्वकामैरभीष्टैर्जयति च सुरलोकं दुर्लभं यज्ञसंघैः ॥ १५ ॥ इति श्रीस्कंदपुराणे कोटिदीपोद्यापनं संपूर्णम् ॥

પછી બીજી વખત શંકરપાર્વતીનું પૂજન કરવું. પછી તે વસ્ત્રવાળી મૂર્તિ આચાર્યને આપવી. સાથે વાછરડાંવાળી ગાય આપી સોનું પણ આપવું. પછી બ્રાહ્મણોને ભોજન કરાવી તેઓને વસ્ત્ર તથા અલંકાર આપવા. ત્યાર બાદ ગુરુની આજ્ઞા લઇ સ્નેહીઓની સાથે ભોજન કરવું. જે માણસ આ પ્રકારે એ વ્રત કરે છે, તે આ લોકમાં પુષ્કળ ભોગ ભોગવી (અંતે) શિવમાં મળી જાય છે. સ્ત્રી વા પુરુષ જે કોઈ કોટી દીપદાનનું વ્રત કરે છે, તે અક્ષયપદને પ્રાપ્ત થાય છે. તેને સંસારનો ભય દૂર થાય તેવું જ્ઞાન ઉત્પન્ન થાય છે. બચપણામાં યૌવનાવસ્થામાં અને વૃદ્ધાવસ્થામાં કરેલાં તેનાં સઘળાં પાપો નષ્ટ થાય છે ને સર્વ પાપોથી મુક્ત થઇ અનેક ભોગ ભોગવી સઘળા મનોરથોને પ્રાપ્ત થઇ અંતે અવિનાશી પદને પામે છે. જે માણસ આ ઇતિહાસ, જે પવિત્ર કરનાર છે, તીર્થરૂપ છે અને પાપોનો નાશ કરનાર છે, તેને ભક્તિથી સાંભળે છે, તેના સર્વ મનોરથો પૂર્ણ થાય છે અને તે ઘણા યજ્ઞોથી દુર્લભ એવા સ્વર્ગને જિતી લે છે,[૮–૧૫] એ પ્રમાણે સ્કંદપુરાણમાં કોટિ દીપદાનનું ઉદ્યાપન કહેલું છે.

## ૩૧ શિવ પાર્થિવ લિંગનું ઉદ્યાપન

अथ पार्थिवलिंगोद्यापनम् ॥ नारद उवाच–कथं पार्थिवपूजाया विधिर्ज्ञेयः सुरेश्वर। किं फलं चास्य विज्ञेयं कथमुद्यापनं भवेत् ॥ १ ॥ कियत्कालं च कर्तव्यं प्रारंभश्च कदा भवेत्। कथयाशु महादेव लोकानामुपकारकम् ॥ २ ॥ ईश्वर उवाच–धर्मार्थकाममोक्षार्थं पार्थिवं पूजयेच्छिवम्। मृदमानीय शुद्धां वै शर्करावर्जितां शुभाम् ॥ ३ ॥ जलेनासिच्य शुद्धेन मर्दयित्वा निवेशयेत्। प्रारंभोऽस्य प्रकर्तव्यो माघमासे सितेतरे ॥ ४ ॥ चतुर्दश्यां विशेषेण सर्वकार्यार्थसिद्धये। अथवा श्रावणे मासि इंदुवारे शुभे ग्रहे ॥ ५ ॥ स्नात्वा संपूज्य गणपं स्वस्तिवाचनपूर्वकम्। आजन्म पूजयेच्छंभुं संवत्सरमथापि वा ॥ ६ ॥ संपाद्य सर्वसंभारान् पूजयेन्मृन्मयं शिवम्। शिवेति मृदमादाय महेशो घट्टने स्मृतः ॥ ७ ॥ शंभुः प्रोक्तः प्रतिष्ठायां पिनाकी प्राणने मतः। शशिशेखरः पूजायां वामदेवोऽपि धूपके ॥ ८ ॥ विरूपाक्षोऽपि विज्ञेयो दीपदाने विशेषतः। उपहारे कपर्दी स्यात्तांबूले शितिकंठकः ॥ ९ ॥ दक्षिणायामुमाकांतो विसृष्टौ नीललोहितः। एवं पूजा प्रकर्तव्या तंदुलैर्बिल्वपत्रकैः ॥ १० ॥ संवत्सरे तु संपूर्णे उद्यापनविधिं चरेत् ॥

નારદ કહે છે–હે સુરેશ્વર! હે મહાદેવ! પાર્થિવ પૂજાનો પ્રકાર કેવો છે? તે કરવાથી શું ફળ મળે છે? તેનું ઉદ્યાપન કેવી રીતે થાય છે? તે પૂજન ક્યાં સુધી કર

અને તેનો પ્રારંભ ક્યારે કરવો ? તે સઘળું જલદીથી કહો જેથી લોકોનો ઉપકાર થાય.[૧–૨] મહાદેવ કહે છે–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ માટે શંકરની પાર્થિવ પૂજા કરવી. કાંકરા અને કાંકરી વગરની ઉત્તમ પવિત્ર માટી લાવવી. તેની ઉપર જળ છાંટી મસળીને રાખવી. પછી માઘ માસના કૃષ્ણ પક્ષની ચતુર્દશીને દિવસે આ પૂજાનો પ્રારંભ કરવો, જેથી સર્વ કામનાઓ સિદ્ધ થાય; અથવા તો શ્રાવણ માસના સોમવારને દિવસે શુભ ગ્રહમાં એ પૂજાનો આરંભ કરવો. પ્રથમ સ્નાન કરી સ્વસ્તિવાચન કરી પાર્થિવ પૂજાનો આરંભ કરવો. પછી જન્મપર્યંત વા એક વર્ષ સુધી તે પૂજા કરવી. 'शिवाय नमः' એ મંત્ર ભણી હાથમાં માટી લેવી 'महेशाय०' થી લિંગ કરવું; 'शूलपाणये०'થી પ્રતિષ્ઠા કરવી; 'पिनाकिने०' થી પ્રાણપ્રતિષ્ઠા કરવી; 'शशिशेखराय०' થી પૂજા કરવી; 'वामदेवाय०' થી ધૂપ કરવો; 'विरूपाक्षाय०'થી દીવો કરવો; 'कपर्दिने०'થી નૈવેદ્ય કરવું; 'शितिकंठाय०'થી તાંબૂલ ધરવું; 'उमाकांताय०' થી દક્ષિણા ધરવી અને 'नीललोहिताय नमः' એ મંત્ર ભણી વિસર્જન કરવું. એ પ્રમાણે પૂજન કરતાં અક્ષત તથા બિલ્વપત્રો ચઢાવવાં.[૩–૧૦] વર્ષ પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું.

आचार्यं वरयेत्पूर्वं ततो द्वादश ऋत्विजः ॥ ११ ॥ विरच्य लिंगतोभद्रं पंचवर्णैः शुभं ततः । ब्रह्मादिस्थापनं कृत्वा कलशं स्थापयेत्ततः ॥ १२ ॥ शिवप्रतिमां सौवर्णीं राजतं वृषभं तथा । वस्त्रद्वयेन संवेष्ट्य तत्र संस्थाप्य पूजयेत् ॥ १३ ॥ गीतवादित्रनिर्घोषैर्जागरं तत्र कारयेत् । स्तोत्रैश्च विविधैः सूक्तैः स्तुवीत परमेश्वरम् ॥ १४ ॥ मृत्युंजयेति मन्त्रेण अथवा नाममंत्रतः । लिंगसंख्यादशांशेन पायसं जुहुयाद्व्रती ॥ १५ ॥ तर्पणं च प्रकर्तव्यं तद्दशांशेन सर्वदा । मार्जनं तद्दशांशेन तद्दशांशेन भोजयेत् ॥ १६ ॥ आचार्यं पूजयेद्भक्त्या वस्त्रालंकारभूषणैः । धेनुं दद्यात्सवत्सां च शिवसंतोषहेतवे ॥ १७ ॥ शिवरूपांश्च तान्विप्रान् दक्षिणावस्त्रसंयुतान् । पूजयित्वा विधानेन नमस्कुर्यात्पुनः पुनः ॥ १८ ॥ शिवपीठं च तत्सर्वमाचार्याय निवेदयेत् । शिवभक्त्यात्मकं यस्माज्जगदेतच्चराचरम् ॥ १९ ॥ तस्मादेतेन मे सर्वं करोतु भगवान् शिवः । कैलासवासी गिरिशो भगवान्भक्तवत्सलः ॥ २० ॥ चराचरात्मको लिंगरूपी दिशतु वांछितम् । इति प्रार्थ्य ततो विप्रान्नमस्कृत्वा विसर्जयेत् ॥ २१ ॥ स्वयं भुञ्जीत वै भक्त्या बंधुवर्गैः समन्वितः । इति ते कथितं विप्र सर्वकामार्थसिद्धिदम् ॥ २२ ॥ सोद्यापनं व्रतमिदं यः कुर्यात्प्रयतः स तु । शिवलोकं समासाद्य तत्रैव वसते चिरम् ॥ २३ ॥ इति श्रीभविष्यपुराणे शिवपार्थिवलिंगोद्यापनं संपूर्णम् ॥

પ્રથમ આચાર્યને વરાવી પછી બાર ઋત્વિજોને વરાવવા. પાંચ રંગવડે લિંગતોભદ્રમંડલ કરવું. તેમાં બ્રહ્મા વગેરેની સ્થાપના કરી કલશની સ્થાપના કરવી. સોનાની મહાદેવની મૂર્તિને બે વસ્ત્ર વીંટી તેની તથા રૂપાના પોઠીઆની ઘડામાં સ્થાપના કરવી. ત્યાં ગીત ગાવાં, વાજાં વગડાવવાં ને જાગરણ કરવું. નાના પ્રકારના સ્તોત્રો તથા સૂક્તોથી મહાદેવની સ્તુતિ કરવી. 'मृत्युंजय' એ મંત્ર વા નામ મંત્ર ભણી માટીનાં જેટલાં લિંગ કર્યાં હોય, તેના દશમા ભાગની ખીરની આહૂતિઓ આપવી, તેના દશમા ભાગનું તર્પણ કરવું, તેના દશમા ભાગનું માર્જન કરવું અને તેના દશમા ભાગના બ્રાહ્મણો જમાડવા. વસ્ત્ર અલંકાર વગેરે આપી ભક્તિથી આચાર્યની પૂજા કરવી. શિવને પ્રસન્ન કરવા માટે વાછડાંવાળી ગાય આપવી ને શિવરૂપ બ્રાહ્મણોને દક્ષિણા તથા વસ્ત્રો આપી વિધિથી પૂજા કરી તેઓને વારંવાર નમસ્કાર કરવા. સ્થાપના વગેરે સઘળું આચાર્યને આપવું. પછી પ્રાર્થના કરવી કે–'આ સઘળું ચરાચર જગત્ શિવની ભક્તિરૂપ છે, એટલા માટે આ વ્રત કરવાથી શંકર મારું રક્ષણ કરો. 'શંકર કૈલાસાનવાસી છે. સમર્થ છે, ભક્તોમાં પ્રીતિવાળા છે, ચરાચરરૂપ છે અને લિંગરૂપ છે તે મને વાંછિત ફળો આપો.' પછી બ્રાહ્મણોને નમસ્કાર કરી તેઓને વિદાય કરવા. પછી ભક્તિથી સગાંસંબંધીઓની સાથે પોતે ભોજન કરવું. હે વિપ્ર ! સઘળાં કામો, અર્થો અને સિદ્ધિઓ આપનારું આ વ્રત તમને કહી સંભળાવ્યું. જે માણસ, આ વ્રત નિયમથી કરે છે, તે શિવલોકમાં જઈ ત્યાં જ ચિરકાળ પર્યંત વસે છે.[૧૧–૨૩] એ પ્રમાણે ભવિષ્યપુરાણમાં પાર્થિવ લિંગનું ઉદ્યાપન કહેલું છે.

---

## ૩૨ સાત ધાન્યનાં લક્ષ પૂજનનો પ્રકાર

अथ सप्तधान्यलक्षपूजाविधिर्लिख्यते ॥ तिलसार्धमणसप्तकर्षैर्लक्षसंख्या भवति । तिललक्षपूजनाद्वर्षषष्टिसहस्रं स्वर्गवासः ॥ १ ॥ तंडुलमणार्धेन लक्षः । तस्य पूजनाद्वर्षचत्वारिंशच्चंद्रलोकवासः ॥ २ ॥ मुद्गमणार्धेन लक्षः । तस्य पूजनाद्वर्षलक्षषष्टिस्वर्गवासः ॥ ३ ॥ माषमणार्धेन लक्षः । तस्य पूजनाद्वर्षसहस्रं स्वर्गवासः ॥ ४ ॥ गोधूमकर्षविंशत्या लक्षः । तस्य पूजनाद्वर्षाशीतिस्वर्गवासः ॥ ५ ॥ यवमणेन लक्षः । तस्य पूजनाद्वर्षसहस्रपंचकं स्वर्गवासः ॥ ६ ॥ कर्पूरलक्षपूजनाच्छिवलोकं प्राप्य कल्पांतपर्यंतम्, पश्चाच्चक्रवर्ती ॥ ७ ॥

તિલ દોઢ મણ અને સાત કર્ષથી લક્ષ સંખ્યા થાય છે. એક લાખ તિલથી પૂજન કરવાથી સાઠ હજાર વર્ષો સુધી સ્વર્ગવાસ થાય છે. અર્ધ મણ ચોખા એક લાખ થાય છે, તેનાવતી પૂજન કરવાથી ચાલીશ વર્ષો સુધી ચંદ્રલોકમાં વાસ થાય છે. અર્ધ મણ મગ એક લાખ થાય છે. તેનાં વતી પૂજન કરવાથી સાઠ લાખ વર્ષો સુધી સ્વર્ગમાં વાસ થાય છે. અર્ધમણ અડદ એક લાખ થાય

છે, તેનાં પૂજનથી હજાર વર્ષો સુધી સ્વર્ગવાસ થાય છે. વીશ કર્ષ ઘઉં એક લાખ થાય છે, તેના પૂજનથી એંશી વર્ષો સુધી સ્વર્ગવાસ થાય છે. એક મણ જવ એક લાખ થાય છે, તેનાં પૂજનથી પાંચ હજાર વર્ષો સુધી સ્વર્ગવાસ થાય છે. કર્પૂર* લક્ષનાં પૂજનથી લક્ષ વર્ષો પર્યંત શિવલોકમાં વાસ થાય છે, અથવા તો ચક્રવર્તિ રાજ્ય મળે છે.[૧-૭]

## ૩૩ ફળોના લક્ષપૂજનનો પ્રકાર

अथ फलानां लक्षपूजा । कदली फललक्षपूजनाद्वर्षसहस्रं स्वर्गवासः । पश्चाद्राजा भवेत् ॥१॥ पूगीफललक्षपूजनाद्वर्षमेकं स्वर्गे वासः । नारिंगीफललक्षपूजनाद्वर्षमेकं स्वर्गे वासः ॥ २ ॥ कर्कटीफललक्षपूजनाद्वर्षलक्षद्वयं स्वर्गे वासः। पश्चान्महाराजो भवेत् ॥ ३ ॥ जंबीरलक्षपूजनेन वर्षशतत्रयं शिवपुरे वासः । अनंतापतिर्भवति ॥ ४ ॥ बीजपूरलक्षपूजनाद्वर्षलक्षचतुष्टयं शिवपुरे वासः ॥५॥ लवंगपूजनाद्वर्षलक्षषट्कं शिवपुरे वासः ॥ ६ ॥ आखोटपूजनाद्वर्षसप्तलक्षकं शिवपुरे वासः । पश्चाद्धनपुत्रादिप्राप्तिर्भवति ॥ ७ ॥ पनसलक्षपूजनाद्वर्षसहस्राष्टकं स्वर्गे वासः ॥ ८ ॥ रायफलपूजनाद्वर्षलक्षदशकं स्वर्गे वासः । पश्चात्पृथिवीशो भवति ॥ ९ ॥ सहकारलक्षपूजनात्कोटिवर्षं स्वर्गे वासः ॥ १० ॥ जंबूफललक्षपूजनेन वर्षकोटिपर्यंतं स्वर्गे वासः ॥ ११ ॥ एलाफललक्षपूजनेन द्वादशसहस्रं स्वर्गे वासः । पश्चाच्चक्रवर्ती भवति ॥ १२ ॥ अखंडबिल्वपत्रलक्षपूजनात्कल्पांतं शिवपुरे वासः ॥ १३ ॥ जीरकलक्षपूजनात्सप्तजन्मपर्यंतं सौभाग्यम् । पश्चाद्राज्यप्राप्तिः ॥ १४ ॥ इति फललक्षपूजनविधिः ॥

હવે ફળોની લક્ષપૂજા કહેવાય છે. લાખ કેળાથી પૂજન કરનારનો હજાર વર્ષ સુધી સ્વર્ગવાસ થાય છે ને પછી તે રાજા થાય છે. લાખ સોપારીથી પૂજા કરવાથી એક વર્ષ સ્વર્ગમાં વાસ થાય છે. લાખ નારંગીથી પૂજા કરવાથી એક વર્ષ સ્વર્ગમાં વાસ થાય છે. લાખ કાકડીથી પૂજા કરવાથી બે લાખ વર્ષો સુધી સ્વર્ગમાં વાસ થાય છે, ને પછી તે મોટો રાજા થાય છે. લાખ લીંબૂથી પૂજન કરનારનો ત્રણસો વર્ષો સુધી કૈલાસમાં વાસ થાય છે. ને પછી તે પૃથ્વીનો પતિ થાય છે. બીજોરાંથી પૂજા કરવાથી ચાર લાખ વર્ષો સુધી કૈલાસમાં વાસ થાય છે. લાખ લવિંગથી પૂજા કરવાથી છ લાખ વર્ષો સુધી કૈલાસમાં વાસ થાય છે. લાખ અખોડથી પૂજા કરનારનો સાત લાખ વર્ષો સુધી કૈલાસમાં વાસ થાય છે ને પછી તેને ધન, પુત્ર વગેરેની પ્રાપ્તિ થાય છે. લાખ પનસથી પૂજા કરવાથી આઠ હજાર વર્ષ સુધી સ્વર્ગમાં વાસ થાય છે. લાખ રાયફલવડે પૂજા કરનારનો દશ લાખ વર્ષો સુધી સ્વર્ગમાં વાસ થાય છે. પછી તે રાજા થાય છે. લાખ કેરીવડે પૂજા કરવાથી કરોડ વર્ષો પર્યંત સ્વર્ગમાં વાસ થાય છે. લાખ જાંબૂથી પૂજા કરવાથી કરોડ વર્ષો સુધી સ્વર્ગમાં વાસ થાય છે. લાખ એલાયચીવડે પૂજન કરવાથી બાર હજાર વર્ષો સુધી સ્વર્ગમાં વાસ થાય છે. પછી તે ચક્રવર્તી થાય છે. લાખ અખંડ બીલીપત્રોવડે પૂજન કરવાથી કલ્પ પર્યંત કૈલાસમાં વાસ થાય છે. લક્ષ જીરાંવડે પૂજા કરનારને સાત જન્મો પર્યંત સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે. પછી તેને રાજ્ય મળે છે. એ પ્રમાણે ધાન્ય તથા ફ્લના લક્ષ પૂજનનો પ્રકાર કહેલો છે.[૧-૧૪]

## લક્ષ પૂજનું ઉદ્યાપન

अथ लक्षपूजोद्यापनम् ॥ यथाशक्ति ब्राह्मणभोजनं नारीकेलार्घ्यदानम् । गजध्वजपताका शिवस्योपरि कार्या, श्वेतवस्त्राच्छादनं च ॥ तत्राचार्यलक्षणम्—ह्रस्वं च वृषलं चैवमतिदीर्घं जडं तथा । चेतसां चाभिषेक्तारं बधिरं हीनलिंगकम् ॥ वेदहीनं दुराचारं मलिनं बहुभाषिणम् । निंदकं पिशुनं दक्षमन्धकं च विवर्जयेत् ॥ सपत्नीकं सपुत्रं च अनूचानमनिंदकम् । कर्मज्ञं दोषरहितं सन्तुष्टं तु परीक्षयेत् ॥ पूजांते च ततो होमं तिलद्रव्येण कारयेत् । ततस्त्वनन्तरं पूजामाचार्येणैव कारयेत् । यद्द्वारे मत्तमातंगा वायुवेगास्तुरंगमाः ॥ पूर्णेंदुवदना नार्यो लक्षपूजाविधेः फलम् । नमः शिवाय शांताय सगणाय ससूनवे ॥ निवेदयामि चात्मानं त्वं गतिः परमेश्वर । भूमौ स्खलितपादानां भूमिरेवात्रलंबनम् ॥ त्वयि जातापराधानां त्वमेव शरणं मम । इति श्रीब्रह्मांडपुराणे लक्षपूजोद्यापनं समाप्तम् ॥

યથાશક્તિ બ્રાહ્મણો જમાડવા, નાળિયેરથી અર્ઘ્ય આપવો, શિવ ઉપર ગજધ્વજ તથા પતાકા ચઢાવવી, સફેદ વસ્ત્ર ઢાંકવું. તેમાં આચાર્ય આ પ્રકારનો જોઈએઃ— જે નાના કદનો, વૃષલ (શૂદ્ર), અતિ લાંબો, જડ, ચિત્તનો અભિષેક કરનાર, બહેરો, ચિહ્નરહિત, વેદહીન, દુષ્ટ આચરણવાળો, મલિન, અતિ બોલનાર, નિંદા કરનાર, ચાડી ખાનાર, ચતુર અને આંધળો હોય, તેને આચાર્ય કરવો નહીં. જે સ્ત્રીવાળો, પુત્રવાળો, વેદ ભણેલો નિંદા નહીં કરનાર, કર્મ જાણનાર, દોષરહિત, અને સંતોષી હોય, તેની પરીક્ષા કરી આચાર્ય કરવો. પૂજા થયા પછી તિલનો હોમ કરવો. પછી આચાર્યની પાસે પૂજા કરાવવી; આ લક્ષ પૂજા કરવાથી વ્રત કરનારનાં દ્વારમાં મોટા મોટા હાથીઓ ઝુલે છે, વાયુ જેવા વેગવાળા ઘોડાઓ હણહણે છે અને પુનમના ચંદ્ર જેવાં મુખવાળી સ્ત્રીઓ ઘરમાં ક્રીડા કરે છે. 'શાંત, ગણ તથા પુત્રસહિત એવા શિવને હું નમસ્કાર કરું છું, હે પરમેશ્વર! હું આત્માનું નિવેદન કરું છું. આપ મારી ગતિ જેમ પૃથ્વી ઉપર ઠોકર લાગનારને અવલંબન પૃથ્વી જ છે, તેમ આપના અપરાધી એવા મારું શરણ આપ જ છો.'

* એક જાતનું અનાજ.

## ગ્રન્થની અનુક્રમણિકા*

ग्रन्थेऽस्मिन्व्रतराजे तु सुबोधायाविपश्चिताम् । बहून्प्रपंचितानर्थान्दर्शयामि यथाक्रमम् ॥ व्रतस्य लक्षणं चादौ काकदेशौ ततः परम् । व्रताधिकारिणः पश्चाद्व्रतधर्मास्ततः परम् ॥ उपवासस्य धर्माश्च हविष्याणि व्रते तथा । पंचरत्नस्वरूपं च पल्लवानां स्वरूपकम् ॥ पंचगव्यस्वरूपं च तन्मंत्राश्च यथाक्रमम् । पंचामृतस्वरूपं च षड्रसानां स्वरूपकम् ॥ चतुःसमं सर्वगंधयक्षकर्दमकौ तथा । सर्वौषध्यस्ततः प्रोक्ताः सौभाग्याष्टकमेव च । अष्टांगार्घ्यो मंडले तु कथितं वर्णपंचकम् ॥ कौतुकाख्यं मृदः सप्त धातवस्तत्समाः स्मृताः । सप्त सप्तदशोक्तानि धान्यान्यष्टदशापि च ॥ शाकं दशविधं प्रोक्तं कुंभलक्षणमेव च । अनादेशे होमसंख्या धान्यप्रतिनिधिस्तथा । होमद्रव्यप्रतिनिधिर्मंत्रदेवतयोस्तथा ॥ कथनं चाप्यनादेशे द्रव्यप्रतिनिधेस्तथा । पवित्रलक्षणं पश्चादिध्मैधांसि ततः परम् ॥ धूपाश्चापि तथा प्रोक्ता द्रव्यभागप्रमाणतः । हेमरौप्यादिधातूनां धान्यानां मानमीरितम् ॥ होमद्रव्यस्य मानं च ऋत्विजां वरणं तथा । व्रतांगो मधुपर्कश्च ऋत्विक्संख्या तथैव च । मंडलं सर्वतोभद्रलिंगतोभद्रभेदतः ॥ अथ मंडलदेवाश्च मूर्त्यग्न्युत्तारणं तथा । प्रोक्ता प्राणप्रतिष्ठा च षोडशोपचारपूजनम् ॥ ततः प्रोक्तमग्निमुखं मुद्राणां लक्षणानि च । उपचारा अष्टत्रिंशदादयः कथितास्तथा ॥ उद्वर्तने तथा स्नानपात्राचमनपात्रयोः । क्षिप्यमाणपदार्थानां निर्णयश्च यथाक्रमम् ॥ उपचारार्थद्रव्यस्याभावे प्रतिनिधिः स्मृतः । वर्ज्यद्रव्याणि विष्णवादिपूजायां कथितानि च ॥ तथा शंखस्य पूजायां ग्राह्याग्राह्या विचारणा । विधिश्चोद्यापने प्रोक्तो व्रतभंगे तथैव च ॥ उपयुक्तपदार्थानामित्येवं परिभाषणम् । अथ व्रतानि कथ्यंते प्रतिपत्प्रभृतिक्रमात् ॥ चैत्रशुद्धप्रतिपदि संवत्सरविधिः स्मृतः । व्रतमारोग्यप्रतिपद्विद्याप्रतिपदोस्तथा ॥ तिलकव्रतकं प्रोक्तं रोटकाख्यं व्रतं तथा । दौहित्रप्रतिपत्प्रोक्ता तत्रैव नवरात्रकम् ॥ कथाद्यूतप्रतिपदो बलिप्रतिपदस्तथा । अन्नकूटकथा प्रोक्ता गोवर्धनमहोत्सवे ॥ ततो यमद्वितीया वै भ्रातृसंज्ञा ततः परम् । तृतीयायां ततः प्रोक्तं सौभाग्यशयनव्रतम् ॥ गौर्या दोलोत्सवः प्रोक्तो मनोरथतृतीयिका । अरुंधतीव्रतं पश्चात्तृतीयाक्षय्यसंज्ञका ॥ स्वर्णगौरीव्रतं प्रोक्तं ततस्तु हरितालिका । बृहद्गौरी ततः प्रोक्ता सौभाग्यसुंदरीव्रतम् ॥ चतुर्थ्यामथ संप्रोक्तं संकष्टाख्यव्रतं शुभम् । व्रतं दूर्वागणपतेर्द्विधा प्रोक्तं ततः परम् ॥ सिद्धिविनायकव्रतं स्यमंताख्यानमेव च । कपर्दीशव्रतं प्रोक्तं करकाख्यं ततः स्मृतम् ॥ दशरथललिताया व्रतं गौर्यास्तथैव च । वरदाख्या ततो ज्ञेया चतुर्थी च ततः परम् ॥ संकष्टहरणं प्रोक्तं चतुर्थ्यंगारकी तथा । व्रतं च नागपंचम्या नागदष्टव्रतं तथा ॥ व्रतं च ऋषिपंचम्या उपांगललिता तथा । वसंतपंचमी प्रोक्ता माघशुक्ले हरिप्रिया ॥ आद्या तु ललिता षष्ठी कपिलाख्या ततः स्मृता । स्कंदषष्ठी ततः प्रोक्ता चंपाषष्ठी ततः स्मृता ॥ गंगाख्या सप्तमी प्रोक्ता शीतलासप्तमी ततः । मुक्ताभरणसंज्ञाख्या सरस्वत्याश्च पूजनम् ॥ रथसप्तमी तु विज्ञेया अचलासप्तमी तथा । पुत्रसंज्ञं च तत्रैव सप्तमीव्रतमुत्तमम् ॥ बुधाष्टमी ततः प्रोक्ता दशाफलाभिधाष्टमी । जन्माष्टमी ततः प्रोक्ता सैव गोकुलसंज्ञका ॥ ज्येष्ठाष्टमी ततो ज्ञेया दूर्वाष्टमी शुभप्रदा । महालक्ष्म्यास्ततः प्रोक्तं व्रतं षोडशवासरम् ॥ महाष्टमी ततः प्रोक्ता तथाऽशोकाष्टमीव्रतम् । कालाष्टमी ततो ज्ञेया भैरवाख्या शिवप्रिया ॥ विख्याता रामनवमी प्रोक्ता पापहरा शुभा । ततो वै रामनामस्य लेखनं पूजनं शुभम् ॥ अदुःखनवमी प्रोक्ता भद्रकालीव्रतं तथा । नवरात्रव्रतं प्रोक्तं दुर्गापूजाविधिस्तथा ॥ अक्षय्यनवमीसंज्ञा कार्तिके शुक्लपक्षके । ततो विवाहो धात्र्याश्च तुलस्याश्च शुभप्रदः ॥ ततो दशहरास्तोत्रं व्रतं दशहरं शुभम् । आशादशम्यथ ख्याता व्रतं दशावतारकम् ॥ विजयादशमी प्रोक्ता तत एकादशीव्रतम् । अष्टानां द्वादशीनां च निर्णयः परिकीर्तितः ॥ उद्यापनमथ प्रोक्तमेकादश्याः शुभप्रदम् । उद्यापनं शुक्लकृष्णैकादश्योश्च ततः परम् ॥ गोपद्माख्यं व्रतं प्रोक्तमेकादश्याः शुभप्रदम् । पुरुषोत्तममासस्य तथा भीष्माख्यपंचकम् ॥ मार्गशीर्षस्य कृष्णाया एकादश्या व्रतं शुभम् । उत्पत्तिनाम्न्याः कथितं तथा वैतरणीव्रतम् ॥ मार्गशीर्षादिषड्विंशत्येकादशीकथानकम् । द्वादश्यो ह्यथ कथ्यंते दमनाख्या शुभप्रदा ॥ वैशाखी योगयुक्ता चेद्व्यतीपाताभिदा मता । आषाढी पारणे ज्ञेया पवित्रारोपणं ततः ॥ श्रवणद्वादशी ज्ञेया वामनाख्या ततः परम् । ततो ज्ञेया सुरूपा वै द्वादशी परिकीर्तिता ॥ त्रयोदशी जया प्रोक्ता पार्वतीपूजने शुभा । गोत्रिरात्रव्रतं प्रोक्तं देशभेदाद्द्विधा स्मृतम् ॥ अशोकाख्यं ततः प्रोक्तं महावारुणिकं ततः ॥ शनिप्रदोषसंज्ञं च पक्षसंज्ञप्रदोषकम् ॥ अनंगाख्याभिधा ज्ञेया त्रयोदशी शुभा स्मृता ॥ चतुर्दशीमधौ प्रोक्ता स्नाने वै शिवसन्निधौ ॥ नृसिंहाख्या ततः प्रोक्ता ततोऽनंतचतुर्दशी ॥ रंभाव्रते ततः प्रोक्ता वरकाख्या ततः परम् ॥ वैकुण्ठाख्या ततः प्रोक्ता चतुर्दशी शिवप्रिया ॥ शिवरात्रिस्ततो ज्ञेया शिवरात्रिव्रतादिकम् ॥ पौर्णिमा वटसावित्री गोपद्माख्या ततः परम् ॥ कोकिलाव्रतमाहात्म्यं ततो रक्षाभिधा स्मृता ॥ उमामहेश्वरव्रतं पौर्णमास्यां शुभप्रदम् ॥ कोजागरं ततः प्रोक्तं त्रिपुरोत्सवकं ततः ॥ द्वात्रिंशी पौर्णिमा ज्ञेया होलिकाख्या ततः

* ગ્રંથની અનુક્રમણિકા ગ્રંથના આરંભમાં કે ગ્રંથને અંતે હોય છે. વ્રતરાજના કર્તાએ આ અનુક્રમણિકા, "સાત ધાન્યનાં લક્ષપૂજનનો પ્રકાર" તેના ઉપર લીધી છે, પણ ગ્રંથની શોભાને માટે આ એક ઉલટ પુલટ કરી છેવટે આણી છે.

